શ્રીપંચદશીના અનુવાદક અને તેપર "ચન્દ્રકાન્ત વિવરણ" લખનાર



સદ્‌ગત ઇચ્છારામ સૂર્યરામ દેશાઈ

જન્મ
સુરત તા૦ ૨૩-૮-૧૮૫૪

અવસાન
મુંબઈ તા૦ ૫-૧૨-૧૯૧૨

## શ્રીવિદ્યારણ્યસ્વામિવિરચિત

# શ્રી પંચદશી

(વેદાન્ત પ્રક્રિયાનો મુખ્ય ગ્રંથ)

(શોધિતવર્ધિત તૃતીય આવૃત્તિ)

તેનું ગુજરાતીમાં ભાષાન્તર
ચન્દ્રકાન્ત વિવરણ અને સ્વામિના જીવનવૃત્ત સહિત


કર્ત્તાઃ ઇચ્છારામ સૂર્યરામ દેશાઈ

'ચન્દ્રકાન્ત' વગેરેના કર્ત્તા, 'ગુજરાતી'ના તંત્રી, વગેરે.



વત ૧૯૮૯ સને ૧૯૩૩

પુસ્તક મળવાનું ઠેકાણું—
"ગુજરાતી" પ્રિન્ટિંગ પ્રેસ,
સાસુન બિલ્ડિંગ, એલ્ફીન્સ્ટન સર્કલ, કોટ, મુંબઈ ૧.



"ગુજરાતી" પ્રિન્ટીંગ પ્રેસમાં
નટવરલાલ ઇચ્છારામ દેસાઇએ છાપી પ્રકટ કીધું,
સાસુન બિલ્ડિંગ, એલ્ફીન્સ્ટન સર્કલ, કોટ, મુંબઈ ૧

# To

HIS HIGHNESS FARZAND-I-KHAS-I-DOWLAT-I-INGLISIA MAHARAJA

## SIR SYAJIRAO GAEKWAR

SENA KHAS KHEL, SAMSHER BAHADUR, G C S I, MAHARAJA OF BARODA

IS RESPECTFULLY DEDICATED

THIS PANCHADASHI

A MOST AUTHORITATIVE WORK

ON

VEDANTA PHILOSOPHY

IN REGARD OF HIS HIGHNESS' PURE DEVOTION TO LITERATURE SCIENCE AND PHILOSOPHY



શ્રીમાન્

ફરઝંદે–ખાસે–દૌલતે–ઈંગ્લીશયા મહારાજા

## સર શયાજીરાવ ગાયકવાડ

સેના ખાસ ખેલ, સમશેર બહાદૂર, જી. સી. એસ. આઇ.,

વડોદરાના મહારાજા

એમને

સાહિત્યની વૃદ્ધિ માટે અતિશય ઉત્કંઠા હોવાથી

તથા

વિદ્યા અને વેદાન્ત પ્રતિ વિશુદ્ધ પ્રેમ હોવાથી

વેદાન્ત જ્ઞાનનો આ અપ્રતિમ ગ્રન્થ।

## શ્રી પંચદશી

તેમની આજ્ઞાથી

પ્રેમપૂર્વક

## નજર કર્યો છે

जा. अङ्क ६५

॥ श्रीशारदाम्बा विजयतेतराम् ॥

श्रीद्वारकाधीशो विजयते
श्रीमज्जगद्गुरुशङ्कराचार्य
श्रीशारदापीठाधीश्वरमहाराज

श्रीमत्परमहंसपरिव्राजकाचार्यवर्य पदवाक्यप्रमाणपारावारपारीण यमनियमासनप्राणायाम-प्रत्याहारध्यानधारणासमाध्यष्टाङ्गयोगानुष्ठाननिष्ठ तपश्चर्याचरणचक्रवर्त्यनाद्यविच्छिन्नगुरुपरंपरा-प्राप्तषण्मतस्थापनाचार्य—सांख्यत्रयप्रतिपादकवैदिकमार्गप्रवर्तकनिखिलनिगमागमसारहृदय—श्री-मत्सुधन्वासाम्राज्यप्रतिष्ठापनाचार्यश्रीमद्राजाधिराजगुरुभूमण्डलाचार्य– चातुर्वर्ण्यशिक्षकगोमती-तीरवासश्रीमद्द्वारकापुरवराधीश्वरपश्चिमाम्नाय–श्रीमच्छारदापीठाधीश्वर–श्रीमन्माधवतीर्थस्वामि-वर्यकरकमलसञ्जातश्रीमद्राजराजेश्वराश्रमस्वामिनां—

પરમપ્રિય શિષ્યકોટિ પ્રવિષ્ટ રા. રા. નટવરલાલ ઈચ્છારામ દેશાઈ પ્રભૃતિ, માલિક ગુજરાતી પ્રિન્ટિંગ પ્રેસ, કોટ, મુંબઈ.

प्रत्यगब्रह्मैक्यानुसंधाननियतनारायणस्मरणसंसूचिताशिवस्समुल्लसन्तुतराम् जगद्गुरूणां महेश्वरा-वतारश्रीमच्छंकरभगवत्पूज्यपादाचार्याणामादिमैकान्तिकस्थान द्वारकास्थश्रीमच्छारदापीठगोचरा-भक्तिरनवधिकश्रेयोनिदानमिति सार्वजनीनमेतत्.

## પંચદશી માટેનો અભિપ્રાય

શ્રીમત્પરમહંસ પરિવ્રાજકાચાર્યવર્ય શ્રીવિદ્યારણ્ય સ્વામિ વિરચિત "પંચદશી" નું ગુજરાતી ભાષાન્તર સુપ્રસિદ્ધ "ગુજરાતી" પત્રના સ્વ૦મા૦ માલિક અને તમારા પિતાશ્રી સાક્ષરશ્રી ઈચ્છારામ સૂર્યરામ દેશાઈકૃત 'ચન્દ્રકાન્ત વિવરણ' સહિત, આવૃત્તિ બીજી.

આ સદ્‌ગ્રન્થ તેના સદ્‌ગત ભાષાન્તર કર્તા તથા વિવરણકારના સત્પુત્રો શ્રી નટવરલાલ, શ્રી મદનલાલ તથા શ્રી બાબુભાઈ તરફથી શ્રીગુરૂસ્થાનને ઉપાહાર તરીકે અર્પણ કરવામાં આવ્યો છે. આ જગતમાં જેટલા વેદાન્તપ્રક્રિયાના ગ્રન્થો છે, તે સર્વ ગ્રન્થોમાં આ પંચદશીને વિદ્વાનો ઉત્તમ ગણે છે. આ ગ્રન્થના કર્તા શ્રીવિદ્યારણ્યસ્વામીનો પ્રભાવ શ્રીઆદ્ય શંકરાચાર્ય ભગવાન ભાષ્યકાર અને તેઓશ્રીના પીઠાભિષિક્ત આદ્ય શિષ્યોથી બીજે દરજ્જે આવે છે. આવા અસાધારણ પ્રભાવશાળી કર્તાની પ્રતિભાની ઉત્તમ પ્રસાદીરૂપ આ ગ્રન્થ છે, તેની જે પ્રશંસા કરીએ તેટલી ઓછી છે. શ્રીવિદ્યારણ્ય સ્વામીના બીજા પણ એવા જ એક કરતાં વધારે ગ્રન્થો છે, પણ આ પંચદશીમાં જે એક વિશેષતા છે તે એ છે કે—એમાં પ્રાચીન વિદ્વત્તાની સાથે અર્વાચીન પદ્ધતિનું સૌન્દર્ય જોડાયલું છે, તેથી અંગ્રેજી શિક્ષણ પામેલા જિજ્ઞાસુઓને પણ આ પંચદશી નામક ગ્રન્થ હૃદયંગમ થઈ પડે છે. એ એક ખાસ ખુબી છે. આવો સદ્‌-ગ્રન્થ ફક્ત સુંદર અને શુદ્ધ છાપણી અને બાંધણી સાથે બહાર પાડવાને માટે પણ ધન્યવાદ ઘટે, તો આ ગ્રન્થના ભાષાન્તર અને વિવરણ સાથે પ્રસિદ્ધ કરનારને જે ધન્યવાદ આપીએ તે સર્વથા યોગ્ય જ છે. કેમકે ભાષાન્તર શુદ્ધ અને સરલ ગુજરાતી ભાષામાં કરવામાં આવ્યું

છે, તે છતાં તેમાં વેદાન્તની પરિભાષાનો ભાવ સંતોષકારક રીતે ચોકસીપૂર્વક આણવામાં આવ્યો છે; અને વિવરણ પણ તેવું જ વિશદ અને ભાવને પ્રકાશવાને માટે સમર્થ છે. સાક્ષરશ્રી ઇચ્છારામભાઈએ આ ગ્રન્થના પ્રકાશનમાં જે શ્રમ લીધો છે, તેથી આત્મશ્રેયઃ અને લોકોપકાર ઉભયની સિદ્ધિ કરી માનવજન્મ સફળ કર્યો છે. આ પંચદશીનો લાભ લેઈ અન્ય અધિકારી જનો પણ કૃતકૃત્ય બનો, એવી શુભાશિષ્પૂર્વક આ ગ્રન્થ માટે વેદાન્તપ્રિય જનસમાજને શ્રીગુરૂસ્થાન તરફથી ભલામણ કરવામાં આવે છે. इति शिवम्.

સ્વારી મુઃ મુમઈ નં૦ ૪
મિતિ પૌષ શુકલ ૨ ગુરૂ
વિ. સં. ૧૯૮૨. શ્રી આદ્ય
શંકરાવતાર શકાબ્દઃ ૨૩૯૫
તા૦ ૧૭-૧૨-૧૯૨૫

આજ્ઞાથી {શ્રી નો સિક્કો}

કેશવલાલ મગનલાલ ત્રિવેદી
કાર્યાધિકારી
સંસ્થાન શ્રીશારદાપીઠ.

---

(૨)

(આ ગ્રંથ સબંધે મુંબઈના સુપ્રસિદ્ધ, વેદાન્તનો ઉપદેશ કરનાર બ્રહ્મનિષ્ઠ પંડિત શ્રી જયકૃષ્ણ જીવનરામજીએ જે અભિપ્રાય આપ્યો છે, તેને લોકોની જાણ માટે યોગ્ય ધારી અત્ર સ્થાન આપવુ આવશ્યક ધાર્યું છે.)

રા. ઇચ્છારામ સૂર્યરામે જોવા માટે મોકલેલા પંચદશીનાં ગુજરાતી ભાષાંતરમાંથી મેં કેટલાંએક સ્થળો વાંચી જોયાં છે. ભાષાંતરમાં પ્રથમ અવતરણિકા, પછી મૂળ શ્લોકનો શબ્દાર્થ, અને પછી તેના ઉપર ચન્દ્રકાન્ત નામનુ વિસ્તારથી વિવરણ છે. અસલ પંચદશીના ટીકાકારે મૂળ શ્લોકની ટીકા કરતાં વાદી તથા સિદ્ધાંતી કલ્પીને ગ્રંથનો આશય સ્ફુટ કરવાનો પ્રયત્ન કર્યો છે, ત્યારે આ ગ્રંથમાં તેને ઠેકાણે ગુરુશિષ્યનો સંવાદ કલ્પવામાં આવ્યો છે, અને કોઈ કોઈ ઠેકાણે વાતોનાં દૃષ્ટાંતો આપીને મૂળ વસ્તુનો બહુ જ ખુલાસો કરવામાં આવ્યો છે, તેથી મુમુક્ષુજનોને આ વિવરણ, વેદાંતનો વિષય સમજવા માટે બહુ ઉપયોગી થઇ પડે તેવું લાગે છે. વિવરણોમાં શ્રુતિઓ અને સ્મૃતિઓના અર્થો પણ આપ્યા છે અને તેનાં સ્થળો પણ આપ્યાં છે, તે પણ મૂળ ગ્રંથ જોવા માટે ઉપયોગી થઇ પડે તેમ છે. એક ઠેકાણે मन एव मनुष्याणां એ ગીતાનો* શ્લોક છે આમ લખેલું છે, પણ તે શ્લોક ગીતામાં નથી, પણ અમૃતબિંદુની તે શ્રુતિ છે. કોઈ કોઈ ઠેકાણે અક્ષરોના દોષો પણ જોવામાં આવે છે, આવા દોષો બીજી આવૃત્તિમાં સુધારી લેશે એવી આશા છે.

ચૈત્ર શુદી ૧૦ ને સોમવાર
સંવત ૧૯૫૬.

જયકૃષ્ણ જીવનરામ

---

* આ શ્લોક પચદશીમા બે સ્થળે આવેલો છે (૧) પ્ર. ૬, શ્લો. ૬૮, (૨) પ્ર. ૧૧, શ્લો ૧૧૭, તેમા પ્ર. ૬, શ્લો. ૬૮ ના ચન્દ્રકાન્ત વિવરણમા "મન એજ સર્વ જગત્ છે" (Mind is this all) એમ મનવાદી શિષ્ય પૂર્વપક્ષમાં જણાવે છે, અને પોતાના તર્કના ટકામા ગીતાનો ખોટો અર્થ કરી સિદ્ધાતી ગુરૂને સમજાવે છે. ગુરૂ મન-વાદનું ખડન કરે છે એ ઉપરથી સમજાશે કે मन एव मनुष्याणां એ શ્લોક ગીતાજીનો નથી, તેમ ઉપનિષદો જોતા અમૃતબિંદુની શ્રુતિનો પણ નથી, પણ બ્રહ્મબિંદુ શ્રુતિનો બીજો શ્લોક છે અમૃતબિંદુ નામનું કોઈ ઉપનિષદ્ નથી કે શ્રુતિ નથી કદાચ બ્રહ્મબિંદુ ઉપનિષત્‌ને જયકૃષ્ણ મહારાજે ભ્રમમાં અમૃતબિંદુ શ્રુતિ ગણાવી હશે, એમ સમજાય છે એટલે સંદર્ભ જોતા ઉક્ત શ્લોક ગીતાજીનો છે એવું મૂળમાં કે ટીકામા સિદ્ધાંત તરીકે સમજાવેલુ નથી, તે સ્પષ્ટ થાય છે. ન. ઈ. દેશાઈ

# પ્રસ્તાવના



મહાત્માઓના પવિત્ર ઇતિહાસોનું અવલોકન કરતા જણાય છે કે, પરમાર્થ એ જ તેમના
જીવનનો મુખ્ય ઉદ્દેશ હોય છે. મહાત્માઓનું જીવન જો કે વિવિધતાવાળું ભાગ્યે જ
હોય છે, છતાં તેમાં ઉત્તમ પ્રતિનો હેતુ સમાયલો હોય છે. હેતુશૂન્ય જીવન નિરંતર કષ્ટકારી થઈ
પડે છે, એટલું જ નહીં પણ તે ઉત્તરોત્તર અધોગતિ પમાડનારુ હોય છે. હેતુમય જીવન જ સદા
સફળ છે; તેમા પરિશ્રમ તો ખરો, પરતુ તે આનદદાયી પરિશ્રમ છે. શૂન્ય હેતુમય જીવન, જ્યારે
અનેક પ્રકારનાં કષ્ટ ભોગ ભોગવાવી, અંતે અધમતાને પમાડે છે, ત્યારે હેતુમય જીવન કષ્ટને અંતે
ઉન્નત સ્થાનમાં લઇ જાય છે. હેતુપૂર્ણ જીવન પુરુષાર્થમા સદા વિજયી નિવડે છે; અને વ્યવહાર
કે પરમાર્થમાં તે જ માહાત્મ્યવાળુ થઇ પડે છે. આવું જીવન સફળ કરવા જેવો એકે પુરુષાર્થ
નથી. એ જ જીવન આત્મોન્નતિનું કારણ થઇ પડે છે, એ જ જીવન સુખનું સ્થાન થઈ પડે છે,
એ જ જીવન કલ્યાણમય પરમ ગતિ છે એવુ ભવ્ય જીવન ભોગવવા માટે આર્યાવર્તના મહાત્માઓ,
ઋષિઓ, મુનિઓ, ધર્મવેત્તાઓ, તત્ત્વવેત્તાઓ અને આચાર્યો હંમેશાં બોધ કરતા આવ્યા છે.
એવું જીવન ભોગવવાનો માર્ગ આત્મોન્નતિ છે. એવી ઉન્નત સ્થિતિએ જવાનો માર્ગ વેદાન્ત છે.
એ પરમ પુરુષાર્થનો માર્ગ અભેદતામા છે. આવી અભેદતાનો માર્ગ દર્શાવવા નિવૃત્તિપરાયણ મહા-
ત્માઓએ, કહો કે અશાવતારી જીવોએ, આધ્યાત્મિક અનેક ગ્રંથો ગુંથીને આ જગતના-મંદ
જીવોપર અનેક પ્રકારના ઉપકાર કીધા છે. શ્રીકૃષ્ણે પોતાના ઉપદેશમાં પરમાર્થદર્શનનું જ પ્રધાન-
પણું દર્શાવ્યું છે, તેમ જ યુરોપમાં પ્લેટો, સોપનહોર, સોક્રેટીસ, અને આ દેશમા બુદ્ધ, શંકર
વગેરેએ આત્મોન્નતિને માટે જે તાત્ત્વિક બોધ આપ્યો છે, તે વિષયતારહિત તત્ત્વબોધ સર્વ સ્થળે
માન્ય થયો છે, અને તેમની તે ઉદાર દૃષ્ટિને લીધે તેઓનું જીવન મહાન કાળની સાથે ટક્કર
ઝીલતું અમરપણાને પામ્યું છે. તેનું કારણ આજ છે કે, તેઓએ સત્ય જ શોધ્યું છે. કે જેવો
પ્રેમ આપણને આપણા પોતાપર છે તેવો સર્વત્ર અનુભવવો, અને એ પ્રકારે અભેદતા સ્વાધીન
કરવી; કેમકે સત્ય જ હંમેશા ત્રિકાલાબાધ્ય હોય છે. એ સત્યનું ખરુ સ્વરૂપ દર્શાવવાની અનુપમ
શક્તિ આ મહાત્માઓમાં હતી એ શક્તિનો ઉપભોગ કશા પણ સ્વાર્થ વગર તેઓએ કીધો છે.
જો કે તેનું રહસ્ય સર્વથી સમજાય તેવું નથી, તથાપિ તે રહસ્ય એવું તો સચોટ છે કે જે જાણી,
વિચારી, શોધી, સ્થિર થતી બુદ્ધિ–વિજ્ઞાને, પરિણામ વિચારી, દૃઢમતાનુભવી થવાય તો યથાર્થ
જ્ઞાન થશે કે, આ સર્વ ક્ષણિક, દુ ખમય છે. માન આત્માનુભવ, અભેદતા–પ્રેમ, તેમા મગ્ન–મસ્ત
થયે જ કૈવલ્યપદ પમાય છે.

ભરતખંડનું આ ઉત્તમોત્તમ સત્ય તત્ત્વજ્ઞાન-વેદાન્તમાં સમાયલું છે. વેદાન્ત એટલે વેદનો અંતભાગ અર્થાત્ વેદનો ચૂડામણિ ભાગ, મોક્ષનો માર્ગ દર્શાવનાર ભાગ. સર્વ વેદાન્તમાં આ સિદ્ધ કીધેલું છે કે, બ્રહ્મ માત્ર સત્ય છે, જગત્ મિથ્યા છે, જીવ એ જ બ્રહ્મ છે—જો વિચારથી જાણે તો; અને તેથી જ સર્વોત્તમ સુખ પ્રાપ્ત થાય છે, અને આવર્જનવિસર્જન મટી જાય છે. આવું અખંડૈકરસ સુખ, વ્યવહારમાં અનેક પ્રકારનાં દુઃખો સહેવાં પડે છે તે દૂર કરીને, પ્રાપ્ત થાય તો તે પ્રાપ્ત કરી, કૃતકૃત્ય થવા સૌની ઇચ્છા રહે છે; કેમકે પ્રાણીમાત્રનો પ્રયત્ન સુખાર્થે હોય છે, દુઃખાર્થે હોતો નથી. જન્મથી તે મૃત્યુ પર્યંત જીવ સુખ માટે જ મથે છે, અનેક પ્રકારે અનેક પ્રયત્નો કરે છે, અને વ્યવહાર પૈસો ટકો, માન, બળ, કીર્તિ મેળવવા મથે છે, તે એવી જ કામનાથી મથે છે, કે જે અવિચ્છિન્ન સુખ જોઇએ છે તે મળે. પરન્તુ જે જિજ્ઞાસુ અને વિચારશીલ છે, તેઓને તો આ અસાર સસારમાં ક્યાંય પણ સત્ય સુખ જોવામાં આવતું નથી, ઉલટું તેઓને તો આ સંસારના પદાર્થોમાં દુઃખ પ્રતીત થાય છે. તેથી તેઓ તો સત્ય સુખને માટે જ પ્રયત્ન કરે છે. એ સત્ય સુખ બ્રહ્મજ્ઞાનમાં જ સર્વ પ્રકારે સમાયલું છે, એમ એ સુખના ભોગી, જોગી ને ભોગી, સાધુ ને સંસારી, સર્વ એક વાણીએ કથી ગયા છે. મહાત્મા શ્રીકૃષ્ણે અર્થાત્ પૂર્ણ પુરુષોત્તમ પરમાત્માએ ગીતામાં ગાયું છે કેઃ—

**सुखमात्यन्तिकं यत्तद्बुद्धिग्राह्यमतीन्द्रियम् । यं लब्ध्वा चापरं लाभं मन्यते नाधिकं ततः ॥**

જ્યાં જે આત્યંતિક સુખ કેવલ બુદ્ધિથી ગ્રહણ કરવા યોગ્ય છે અને અતીન્દ્રિય છે તેને અનુભવે છે, ને જેનામાં સ્થિત થતો સતો તેનાથી બીજાને અધિક માનતો નથી.

આમાં કહેલું આત્યંતિક એવું સુખ પ્રાપ્ત થવાથી આલોકનાં કે પરલોકનાં સકળ સુખો નિસ્તેજ, તુચ્છ ભાસે છે; કેમકે પરમ સુખ તો તે જ છે કે, જેથી આત્મસ્વરૂપમાં સ્થિતિ થાય, આત્મામાં સર્વાત્મા અને સર્વાત્મમાં આત્માનું દર્શન થાય, અને તેનાથી અધિકતાવાળું સુખ બીજું એકે નથી. તે જ નિરવધિક પરમ સુખ છે, તે જ સુખ પ્રાપ્ત થતાં પરમાનંદ પ્રાપ્ત થાય છે. એ સુખ મેળવવું એ જીવનનો મુખ્ય હેતુ છે.

પરન્તુ હાલમાં આવા પરમાનંદની પ્રાપ્તિની ઇચ્છા નષ્ટભ્રષ્ટ થયેલી જોવામાં આવે છે. પ્રાણીમાત્રનું લક્ષ્ય પ્રવૃત્તિ તરફ, અસ્ખલિત પ્રવાહ પેરે દોડે છે. એનું કારણ નિવૃત્તિનો અભાવ, બાહ્ય સુખમાં તૃષ્ણા, અને મિથ્યા ઉન્નતિની આશા છે. આ દેશની પ્રજાની સ્વાભાવિક વૃત્તિઓ પ્રવૃત્તિમય નથી, પણ નિવૃત્તિમય છે; અને કાલાંતરે તે પાછી પોતાના મૂળસ્વરૂપમાં પ્રકાશી, તેને માટે પ્રયત્નશીલ રહેવું જોઇયે. પૂર્વ કાળમાં આમ જ થયુ હતું. બુદ્ધધર્મે આ દેશમાં કર્મકાંડનો લોપ કરાવ્યો, પાછો બ્રાહ્મણોએ કર્મકાંડ સ્થાપ્યો, પણ આત્મોન્નતિનું સાધન જે જ્ઞાન તે મંદ થઇ ગયું. તેની સાથે સાથે ધર્મ, વ્યવહાર, રાજ્ય એ સર્વેની સંસ્થામાં મોટો ફેરફાર થઇ ગયો, ને પરમાનંદનુ સાધન જ્ઞાન, જાણે હિરણ્યાક્ષે હરણ કીધું હોય તેવી સ્થિતિમાં જઇ પડ્યું. પરન્તુ તે જ સમયમાં મહાત્મા શંકરનું પ્રાકટ્ય હતું, ને તેઓએ જ્ઞાન જ મોક્ષનું સાધન છે એ સિદ્ધ કરી, સર્વત્ર અભેદ છે એમ દર્શાવી, મનુષ્યને નવું ચૈતન્ય આપી, અદ્વૈતવાદનું પ્રાધાન્યપણું સિદ્ધ કરી, દેશવિદેશમાં દિગ્વિજય કરી, અદ્વૈત જ્ઞાન જે શુષ્ક થઇ ગયું હતું, તેને પાછું સતેજ કરી દીધું. એ જ જ્ઞાન સર્વોત્તમ હતું, અને તે જ ઋષિ મુનિઓએ સાક્ષાત્ પરબ્રહ્મે આલોકપર કૃપાદૃષ્ટિથી જોઇ, જેઓ સાધનસંપન્ન હોય, તૃષ્ણીભાવયુક્ત હોય, સંસારમાં જિજ્ઞાસુ હોય, તેઓ માટે યોજ્યું છે. એ તત્ત્વજ્ઞાન મેળવવાની સર્વેને આવશ્યકતા છે. બ્રહ્મ અને જીવની અભેદતાનું જ્ઞાન થયા વિના પરમ સુખની લાલસા રાખવી, એ ઝાંઝવાના પાણીથી તૃષા છીપાવવા જેવું છે. એ અભેદતા જાણ્યા વગર રાજ્ય, સંસાર કે પરમાર્થ કોઇ પણ સતેજ થઇ શકતાં નથી. સ્વતંત્રતાની સંપૂર્ણ લેહેરો એ જ અભેદતામાં વમે છે, એવું કોણ જાણે છે? પરન્તુ આ અભેદતા જાણવામાં જ સર્વ

પુરુષાર્થ છે. વેદાન્ત શાસ્ત્રમાં અભેદતા એ જ સર્વ રહસ્યનું રહસ્ય છે, સર્વ જ્ઞાનમાં એ જ તત્ત્વજ્ઞાન છે, સર્વ પુરુષાર્થમાં તે જાણવું, અનુભવવું, એ જ સત્ય પુરુષાર્થ છે! એ જ અભેદ વિચાર યૂરોપ, એશિયા, અમેરિકા અને આફ્રિકાના કાળા લોકમાં પણ પ્રસર્યો છે, અને જ્યાં જ્યાં પ્રસર્યો છે ત્યાં ત્યાં માન્ય અને ગ્રાહ્ય થયો છે. એવા અભેદ જ્ઞાનથી કોઇ શંકા કરશે કે સંસારને હાનિ છે, એવી અભેદતાનું પરિણામ સંસારને બાધક છે, કેમકે એવા જ્ઞાનાનુભવી જીવને પાપપુણ્ય, ધર્મ-અધર્મ, નીતિઅનીતિ, ઉચ્ચનીચપણું નડતું નથી; સ્ત્રી પુરુષ, દેશવિદેશ, ન્યાતજાત રહેતાં નથી. તે સર્વત્ર અભેદતા જુવે છે, એ જ સંસારને પણ સાડવા જેવું છે. અદ્વૈતજ્ઞાન બ્રહ્મજ્ઞાનમાં નરી આંખે જોવાથી એવું કંઇ છે ખરું એમ જણાશે, પણ એવું વેદાંત માત્ર પોથાં થોથાંથી જાણીને જેઓ અનાચાર–દુરાચારમાં પ્રવર્તે છે, તેઓ અભેદવાદી નથી, પણ માયાવાદી જ છે. અભેદનો સર્વાંગ અનુભવ, અભેદ સાક્ષાત્કાર થવા માટે તો ગંભીર અને વિપુલ પ્રેમભાવ, આર્દ્ર હૃદય જોઇએ. એ આર્દ્રતાને નિરંકુશિતપણે વહેતી અટકાવવા જ્ઞાન જોઇયે, તે જ્ઞાન માટે અહંભાવાભાવ જોઇએ. એ સર્વ નહિ હોય તો પછી 'અભેદ,' 'અભેદ,' 'સોઽહ,' 'સોઽહં'નો ઉચ્ચાર કરનારો ક્ષુદ્રક પ્રાણી, સત્ય માર્ગથી ભ્રષ્ટ થાય જ અને અનાચારના ખાડામાં ગબડી પડે. માટે એમાં 'અભેદ'નો દોષ શો? જેઓ અધિકારી હોતા નથી, તેવાને માટે આ અભેદ જ્ઞાન નથી, પણ જેઓ સાધનસંપન્ન છે તેવાઓને માટે જ આ જ્ઞાન સચકી રાખ્યું છે. એ જ્ઞાન કષ્ટસાધ્ય છે. સર્વ ઇંદ્રિયોને પરાજય પમાડ્યા પછી અભેદપદપર પટ્ટાભિષેક થાય છે. 'અભેદ' જ્ઞાન કષ્ટસાધ્ય હોવાથી તેના પ્રતિ સર્વેની વૃત્તિ દોરાતી નથી, તેથી તેના ભોક્તા પણ ઓછા છે, અને ભોક્તા ઓછા છે, એ જ એની મહત્તા દર્શાવે છે. પારસમણિ રસ્તે રસ્તે રઝળતા નથી. અભેદ સૂર્યનો પ્રકાશ ઝળહળતો છે. તેને સહન કરવો, એ અમાનુષિક શક્તિનું કર્તવ્ય છે.

આવો અભેદવાદ દર્શાવવા માટે આર્યમુનિઓના અનેક ગ્રંથો છે. પુરાણોના કથાવિભાગોમાં પણ તે જ વાત દર્શાવી છે. સર્વોત્તમ અભેદ ઉપનિષદમાં કથ્યો છે, પરંતુ સામાન્ય જીવ તેનો લાભ લઇ શકવે અસમર્થ હોવાથી, સર્વ પ્રાણીઓનાં કલ્યાણ માટે, શ્રીકૃષ્ણ પરમાત્માએ ગીતામાં આ સર્વ ઉપનિષદોનું દોહન અધિકારી અર્જુનને પાયું છે. એ અદ્વૈતરસ બુદ્ધના કાળમાં શુષ્ક થઇ ગયો હતો, તેને શંકર ભગવાને પાછો વહેતો કીધો છે ને તે પછીના શ્રીશંકરપાદવિરાજિત શંકરાચાર્યોમાંના કેટલાકોએ એ અભેદરસ સપ્રેમ સૌને પાયો છે. પરંતુ તે રસ પીવા માટે પાત્રની બહુ જ આવશ્યકતા છે. સિંહણનું દૂધ અપાત્ર જીરવી શકતું નથી. અભેદરસના સંબંધમાં પણ તેમ જ બન્યું છે. અપૂર્ણ ઘટની પેઠે અપાત્રમાં તે પડવાથી, તેના બાહ્ય ભાગમાં ઉછાળો આવ્યો, અને નાસ્તિકતા, અનાચાર, દંભ વગેરે દુરાચારરૂપે જગતમાં દર્શન દેવા માંડ્યાં. એમ 'અભેદ'ના પવિત્ર સ્થાનકે, માત્ર ફાલ્ગુન માસમાં બોલતાં બાળકો જેવું આ 'અભેદ' દેખાયું. તત્ત્વજ્ઞ અને પવિત્ર પુરુષો ખેદ પામ્યા, પામે જ. સુવર્ણને કાલપ ચઢતાં કોને નિર્વેદ ન થાય? તેમ થતાં જ અદ્વૈતનું જ્ઞાન આપવા પૂર્વે અધિકારીની કસોટી થવા માંડી, અને તેમાંથી આ પરમ જ્ઞાનના ભાગી ઘણા ઓછા જણાયા. પણ માહાત્મ્ય ઘટ્યું નહિ; કારણ કે અભેદદર્શન એવું વિશિષ્ટ છે કે, તે સર્વ દેશમાં, સર્વ કાળમાં સિદ્ધ છે. અદ્વૈતદર્શનમાં સર્વ છે, એમાં ભોગ અને જોગનો સંપૂર્ણ વિધિ વસી રહ્યો છે, એના સ્પર્શથી વિશ્વ પોતામાં જણાય છે, એટલું જ નહિ પણ પોતાને આખા વિશ્વમાં ઓતપ્રોત જોવાનું સામર્થ્ય આવે છે, અને તે જીવનનું જીવન બનાવી દે છે, એ જ જીવનનો હેતુ છે. એને જાણ્યા પછી કશું જાણવાનું, જોવાનું કે વિચારવાનું શેષ રહેતું નથી. એ સર્વત્ર છે, ક્યાંઇ નથી, છે ને નથી. એવા અનુપમ બોધમય નિરવધિ પરમાનંદ સ્વરૂપ જોવા માટે, અનેક મહાત્માઓ કાળના કાળ સુધી પ્રયત્નશીલ રહ્યા છે. તે સ્વરૂપ એ અભેદ જ્ઞાન–બ્રહ્મજ્ઞાન–તત્ત્વજ્ઞાન–મૂર્તિમય છે; છતાં તે નેત્ર અને વાણીથી અગોચર છે, માત્ર આત્મોન્નતિએ પહોંચેલાં નેત્ર અને વાણી જ તેને જોઈ સમજી શકે છે, અન્ય

નહિ. તેમાં ક્ષુદ્રક પ્રાણીની ગતિ કેમ પ્રવેશ કરી શકે? જેઓને ઉચ્ચતર સ્થિતિની કામના છે, તેઓ જ આવા અદ્વૈત પદાર્થનો લાભ મેળવવા માટે મચ્યા રહે છે ને તેઓને કાળાંતરે અદ્વૈતતા પ્રાપ્ત થાય છે, અને અદ્વૈત પ્રાપ્ત કર્યા પછી રાજ કે વ્યવહાર, ભોગ કે જોગ તે સર્વેમાં ઘૂમ્યા છતાં, તેમાં બંધન પામતા નથી, એ જ અદ્વૈતનું–અભેદનુ માહાત્મ્ય છે.

પણ વર્તમાન કાળમાં તો બુદ્ધિના ઝઘડાનો ટોટો નથી, જેનું પરિણામ ધૂમાડાના બાચકા જેવું છે; તેથી જિજ્ઞાસુ પ્રાણીએ ઉંડાં ઉતરી, જે સત્ય અને નિત્ય છે, જેમાં બુદ્ધિનો પણ પ્રવિલાપ થાય છે, તે વસ્તુની સાથે આપણે પ્રેમ બાંધવો જોઇએ. પ્રવિલાપનું સ્થાન એ જ બ્રહ્મ, એ જ અભેદ, એ જ પ્રેમ, અને એ જ ગોપીઓનું સ્વરૂપ! પ્રેમ, બ્રહ્મ, ચૈતન્ય, ઇશ્વર, એ સર્વે અભેદના **પર્યાયરૂપ** છે. પ્રેમનું સ્વરૂપ બહુ બહુ સૂક્ષ્મતાથી વિલોકતાં તે અભેદનો એક આદર્શ છે. જે કલ્પાય તેવુ જ દેખાય તે અનુભવાય, તે જ પ્રેમનું સ્વરૂપ. એવું સ્વરૂપ, અભેદભાવનાનું બળ વધવાથી આવે છે. એવો અભેદ પ્રાપ્ત થવાથી જ, મનુષ્ય જીવનનાં સત્ય જીવને વિલોકવા સમર્થ થાય છે. આપણા પૂર્વેના મહાત્માઓએ આવો અભેદ માનીને, તેમાં જ કૃતકૃત્યતા પ્રમાણી છે, વિલોકી છે, જીવનમાત્રનું સાર્થક્ય ગણ્યું છે. પણ આ બધું આજકાલના નવીન યુવકો જોવાને અસમર્થ છે; કેમકે, આપણને હંમેશાં અવળી દુર્બીનથી જોવાની ટેવ પડી છે, તેને યોગે, સત્ય તત્ત્વ જાણવામાં પાછળ પડીએ છિયે.

પ્રાચીનકાળમાં એ સત્ય તત્ત્વ પ્રથમમાં ઉપનિષદોમાં મહાત્માઓએ દર્શાવ્યું હતું, તે પછી અર્જુનને શ્રીકૃષ્ણે તથા ભીષ્મે યુધિષ્ઠિરને સમજાવ્યું હતું કે, એક અહં-હુંપણાનો ત્યાગ કરી, સર્વમાં એ અહં છે તેને જાણ, અર્થાત્ જે અહં તારામાં છે તે અહં સર્વમાં છે, વિશ્વમાં છે, નામરૂપમાત્ર તો માયાની રચના છે. તે ઉપરથી દૃષ્ટિ ખસેડી જે ચેતન સર્વવ્યાપી છે, જે ભૂમા છે, જેને જાણવાથી જ પરમાનદ સ્વરૂપ જણાય છે તેને જાણ, અને તેને જાણનારો જ પાર પહોંચે છે. એ પદાર્થ ત્યારે જ પ્રાપ્ત થાય છે કે, જ્યારે સ્વયં અનુભવ થાય. આ જ વાત શ્રીશંકરસ્વામીએ અને તેના અનુયાયીઓએ, સ્પષ્ટ રીતે સમજાવી છે, અને કહ્યું છે કે, શનૈઃ શનૈઃ આત્માનુસંધાન કરતાં બ્રહ્મધામમાં પહોંચાય છે. તેમણે પરમ સત્ય, નિત્ય સુખ તેમાં જ, તેજ સ્થાનમાં કહ્યું છે. એ **નિરવધિક** પરમાનંદ સુખ વાણીથી વર્ણવી શકાતું નથી, તેમ નેત્રથી જણાવી શકાતું નથી. તેવા આનંદનો માર્ગ કેમ પ્રાપ્ત કરી શકાય તેના સંબંધમાં, જેટલે અંશે સમજાવી શકાય તેટલે અંશે સમજાવતાં કહ્યું છે કે, અભેદમાર્ગનું સાધન વિચાર છે; ને કર્મ, ઉપાસના તથા યોગાદિ સાધનો અસમર્થ જિજ્ઞાસુને માટે, મંદાધિકારી માટે, અભેદની સાધનામાં, માર્ગ જ દર્શાવનારાં છે; તેથી સર્વનો ત્યાગ કરી વિવેક શિખ, તેથી અભેદતા જણાશે. એ અભેદતા પામ્યા પછી, સ્વચ્છ અંતરની પ્રેમભૂમિકામાં યત્કિંચિત્ પણ કલ્મષ રહેશે નહિ. આવી સ્થિતિ પામવા માટે, શ્રીકૃષ્ણ કહે છે કે, સંશયરહિત પૂર્ણ શ્રદ્ધાવાન્ બનવું જોઇએ, અંધ શ્રદ્ધાવાન્ થવું જોઇએ, કેમકે અશ્રદ્ધા, સંશય, ને ભય, એ આત્મતત્ત્વથી ભ્રષ્ટ કરનારાં છે.

આવું પરમ અદ્વૈત શ્રીશંકરાચાર્યે એવી સરળતાથી સમજાવ્યુ છે કે, જેઓ અધિકારી થયા છે તેઓ તેના રસનો નિત્ય આસ્વાદ લઇને વિગલિત વેદ્ય આનંદાનંદનો લહાવો લે છે. આ અદ્વૈતદર્શનમાં ભૂત, ભવિષ્ય અને વર્તમાન, એ ત્રણે કાળનુ વર્ણન કરી, જેમ સરળતાથી મોક્ષ માર્ગે પમાય તેમ સમજાવ્યું છે. આવા અભેદ માર્ગમાં આ જગતને અસત્ય માન્યું છે; પણ જે અસત્ય હોય તે દુઃખમય હોય, એવો કંઇ નિયમ હોતો નથી. આ સંસારની રચના, અનુભવ કરાવી કરાવીને પરમાર્થનુ સત્યભાન કરાવે છે; ભેદમાથી અભેદ સમજાવી સદુપદેશ કરે છે. એ અનુભવ બેથી છે. એ દ્વંદ્વ–દ્વૈત–સંસાર છે. એ બેમાના એકપર જેનું લક્ષ રહે છે તે બીનઅનુભવી રહે છે. જેનું લક્ષ્ય બેપર રહે છે તે અનુભવી બને છે. બેમાંથી એકને જ સત્ય માનવું, એ પ્રેમહીનનો અનુભવ છે ને તેથી અભેદ સાક્ષાત્કારરૂપ ફળ મળતું નથી, પણ જગત ને બ્રહ્મની વચ્ચે જે

એકાગ્રસ્થાન છે, તેના અનુભવમાં જ મોક્ષ છે. અભેદતામાં, આત્માનુસંધાનમાં-'મારું તારું,' એવી બુદ્ધિ ન થવી જોઈએ, કેમકે મારું તારું જ ક્લેશ-દુ:ખને વધારનારું છે. તેથી પદાર્થ માત્રમાં સર્વત્ર અનાત્મતા પરખી; અને એ જ સુખનું તથા આનંદનું કારણ છે. અભેદભાવ એટલે સૌ એક છે, પાપપુણ્ય નથી, ધર્મઅધર્મ નથી, સુખદુ:ખ નથી, પરંતુ સર્વ એકરૂપ જ છે, એમ વિવેકથી અનુભવનારો જ એ જીવનનું ફળ પામે છે. આ વિવેકનો સર્વત્ર સમાન ઉપયોગ વ્યવહારમાં કરી શકાતો નથી. માતા તે માતા અને સ્ત્રી તે સ્ત્રી, સુવર્ણ તે સુવર્ણ ને લોહ તે લોહ, એમ વ્યવહારપક્ષે તો ગણાય છે, પણ ગૃહિણી એ સ્ત્રી છે ને માતા પણ સ્ત્રી છે, એવો સૂક્ષ્મતાથી વિચાર કરનારો જ અભેદતાનું સ્વરૂપ જાણે છે. અભેદ એટલે જ્ઞાનપૂર્વક સત્યાસત્યનો વિવેક કરી, બેરૂપ જણાતું સર્વ મિથ્યા છે, ને માત્ર પરબ્રહ્મ જ સત્ય છે, ને તે જ હું છું, એમ જ્ઞાનથી જાણવું; કેમકે જ્ઞાનથી અતિરિક્ત કંઈ પણ નથી, એ સુસ્પષ્ટ છે. જે ભેદ દેખાય છે તે નામરૂપ છે, અને તે માયાકલ્પિત હોવાથી મિથ્યા છે, એમ જાણનાર જ તરી જાય છે. દ્વંદ્વનો ત્યાગ કરવો, એ વિવેકીનું કર્તવ્ય છે. અભેદાનુભવતાનો યથાર્થ મેળ થયે આ વિશ્વ પોતામાં જણાશે, સર્વ સમાન જણાશે, સર્વત્ર બંધુભાવ જણાશે, ચિર સ્વતંત્રતા જણાશે, અહંતાનો નાશ થશે અને એ જ સ્વરૂપે વિદેહમુક્તિનો અનુભવ થઈ, સાયુજ્યમુક્તિ મળશે.

આવું અદ્વૈત સિદ્ધાંત જાણવા માટે શ્રીમાન્ શંકરાચાર્યે વેદાંતના અનેક ગ્રંથો રચેલા છે. એ ગ્રંથોમાં અભેદવાદનું સંપૂર્ણ રીતે સમર્થન કરેલું છે. તે પછી શ્રીશંકરપાદવિરાજિત આચાર્યોએ પણ તે જ વિચાર સુદૃઢ કરાવવા માટે અનેક ગ્રંથો રચ્યા છે. આ પંચદશી પણ તેમાંનો જ એક ગ્રંથ છે. પંચદશીના કર્તા વિદ્યારણ્યસ્વામી મહાસમર્થ વિદ્વાન્ હતા. તેઓએ પોતાની ઉત્તરાવસ્થામાં આ ગ્રંથ રચ્યો છે, એટલે સર્વ મતમતાંતરોનું રહસ્ય જાણી, શ્રીશંકરભગવાનના ગ્રંથોનું મનન કરી, પૂર્ણ બ્રહ્મભાવને પામી, આ ગ્રંથની રચના કરી છે. આ ગ્રંથનાં પંદર પ્રકરણ છે. એ પ્રત્યેક પ્રકરણમાં યુક્તિ, અનુભવ તથા શ્રુતિથી કૈવલ્યાદ્વૈતના સર્વ સિદ્ધાંતો સુસ્પષ્ટપણે વર્ણવ્યા છે, અને તેનું સ્ફોટન એવી તો યુક્તિથી કીધું છે કે, માત્ર એક આ જ ગ્રંથનું અધ્યયન કરવાથી, વેદાન્તશાસ્ત્રનું રહસ્ય સારી રીતે સમજી શકાય. એટલા માટે, પંચદશી વેદાન્તશાસ્ત્રનો પ્રવેશક ગ્રંથ ગણાય છે. આ પ્રમેય ગ્રંથનો જે સમન્વય કરેલો છે, તે ગ્રંથ જો યથાર્થ રીતે સમજાયો હોય તો, વિચારશીલ સંસ્કારી જીવને ઘણો લાભ થાય, અને અન્ય શાસ્ત્રોમાં જે અભેદ વાર્તાઓ સમજાવી છે, તેનું રહસ્ય પણ યથાર્થ રીતે સમજાય. આત્માને કેમ જાણવો, દેહ શું છે, પંચભૂતોનાં કાર્યો કેવાં છે, જગત્ ને માયાની રચના કેવી છે, શા માટે ઉપાસનાની જરૂર છે, એ આદિ અનેક પ્રક્રિયાઓ યુક્તિથી, અનુભવથી તથા શ્રુતિસ્મૃતિનાં પ્રમાણોથી, ઘણી જ ઉત્તમ પદ્ધતિએ સ્વામીએ સમજાવી છે. બ્રહ્મની અનિર્વચનીયતા સિદ્ધ કરવા માટે તથા મતમતાંતરોનું ખંડન કરવા માટે કોઈ પણ સાધન બાકી રાખ્યું નથી ને પૂર્વાપર શ્રુતિસ્મૃતિઓ જોતાં તથા વિષયનો ઉપક્રમ ને ઉપસંહાર જોતાં, કર્તાની અગાધ બુદ્ધિ દૃષ્ટિએ પડે છે.

આવો ગ્રંથ સમજવા માટે પ્રથમ ગુરુની આવશ્યકતા છે. કહેતી પણ છે કે, ગુરુ વિના જ્ઞાન નહિ. સંસારાદિ રોગગ્રસ્ત દેહથી મુક્ત થવા માટે ગુરુરૂપ અશ્વનીકુમારની જરૂર છે, પણ એવા ગુરુઓ, કે જેઓના આચારવિચાર સર્વ રીતે સમાન હોય, આત્માનુસંધાનમાં મગ્ન હોય, ને સાથે જીવપર કરુણા દૃષ્ટિવાળા હોય, તેવા મળવા તો કેવળ જ દુર્લભ છે. તેમાં પણ આવો સર્વોત્તમ ગ્રંથ શિષ્યને સંપૂર્ણ સંતોષ થાય તેવી રીતે સમજાવનારા ગુરુ ભાગ્યે જ મળી આવે છે. હવે પ્રાણી માત્રની સદાની જિજ્ઞાસા તો આત્માના કલ્યાણની, જન્મમરણના ફેરામાંથી મુક્ત થવાની છે, પરંતુ સદ્‌ગુરુના અભાવથી તે પરમ એવા જ્ઞાનથી વિમુખ રહે છે, ને તેને ઇચ્છા તો કલ્યાણની છે તેથી તે જે પ્રથમ આવ્યો તે માર્ગ ગ્રહણ કરે છે. તેવાઓને સત્યપંથે ચઢાવવા માટે આવા ગ્રંથની આવશ્યકતા છે, એમ મને મારા સ્વર્ગવાસી

મિત્ર શાસ્ત્રી શ્યામજી વિ. વાલજીએ, હું ચન્દ્રકાન્ત લખતો હતો ત્યારે, જણાવ્યું હતું. પરંતુ મારાં સંસ્કૃતભાષા સંબંધે અપૂર્ણ જ્ઞાનને લીધે, તે કામ મેં માથે લેવાની હામ ભીડી નહિ, તોપણ શાસ્ત્રીની મદદથી પ્રત્યક્તત્ત્વવિવેકનું ખોખું તૈયાર કીધું, અને તેપર મેં વિવેચન લખી કાઢ્યું. એટલામાં દૈવેચ્છાથી શાસ્ત્રી પંચત્વને પામ્યા. છતાં आरब्धस्यान्तगमनं द्वितीयं बुद्धिलक्षणम् । એ સાહિત્યાનુસાર, માથે ઉઠાવેલું કામ પૂર્ણ કરવાની ઇચ્છાથી, બીજા ગ્રંથોની સહાય લેઇ, સ્વતંત્ર રીતે આ વિવરણ લખીને તૈયાર કીધું છે. વિવરણની પદ્ધતિ કેવળ જૂદી જ રાખી છે, એમ કેટલાકને જણાશે, અને કેટલાક વિદ્વાનો મેં લીધેલી છૂટપર સંપૂર્ણ આક્ષેપ પણ કરશે. ભલે કરો; પરંતુ મને તો હાનિ નથી, પણ લાભ જ છે. જે પરમ કલ્યાણકારી વેદાન્તશાસ્ત્ર સર્વને પ્રિયકર અને સરળતાથી ભરપૂર હોવું જોઇએ, તે પ્રાચીન ઢબે શાસ્ત્રાર્થમય લખાયલી લાંબી ટૂંકી પણ ગૂઢ ટીકાવાળું હોવાથી, અદ્વૈતદર્શનનું રહસ્ય સમજવાની ઇચ્છાવાળાઓને કંટાળો ઉપજાવે છે! તેથી મેં તેને નહિ અનુસરતાં, સામાન્ય મનુષ્ય પણ પ્રેમથી ને છૂટથી આ શાસ્ત્રમાં પ્રેમ કરે તેવો મારો આશય રાખી, નવીન ઢબ પસંદ કરી, જેટલું સ્પષ્ટ થાય તેટલું સ્પષ્ટ કીધું છે. જે શાસ્ત્રથી સર્વેશ્વરનું જ્ઞાન થવા બદલે કંટાળો ઉત્પન્ન થાય ને અનાદિ સત્યસ્વરૂપ બ્રહ્મની ભાવનાનો લ્હાવો લેવામાં અભાગિયો નિવડે, તેના કરતાં, સરળતાથી જે ભાવના ઉત્પન્ન થાય, તે માર્ગ કોઇ રીતે પણ અનિષ્ટકારક તો નથી જ. જે દર્શને આર્યાવર્તને તાર્યું છે અને તારશે, તે દર્શન એ અંધારાગારના જેવું વિકટ હોય તો તેથી ક્ષુદ્ર જીવ ભડકીને ભાગી જશે, ને તે તરફ દૃષ્ટિ જ નહિ કરે, માટે તેનાથી, થોડા દોષવાળું હોય તો, આ દર્શન ઘણાને તેના તરફ પ્રીતિવાળા બનાવે, તે શું થોડું સંતોષકારક છે? આવું સરળ ભાષાંતર કરવામાં મેં જે છૂટ લીધી છે, તે જેઓને પસંદ ન હોય તેઓએ માનવું કે, આ ગ્રંથ તેવા પંડિતમન્યો માટે નથી, પણ જેઓ સ્થૂલતુષાવઘાતી નથી, પણ અદ્વૈતના જ અનુરાગી છે, તેવા વિવેકીઓને જ માટે છે.

આ ભાષાંતરમાં ત્રણ વિભાગ પાડ્યા છે. પ્રથમ શ્લોકની અવતરણિકા, તે પછી શ્લોક, તે પછી તેનો શબ્દાર્થ અને પછી ચન્દ્રકાન્ત વિવરણ આપ્યું છે. અવતરણિકા વગેરેના સંબંધમાં વિશેષ ન કહેતાં, વિવરણ સંબંધે ખુલાસો કરવાની જરૂર છે. આ વિવરણની પદ્ધતિ એવી યોજી છે કે, કોઇ ગુરુ જિજ્ઞાસુ શિષ્યને વેદાન્તશાસ્ત્ર સમજાવે છે; એમાં શિષ્ય ઉહાપોહ કરે છે, અને ગુરુ તેની શંકાઓનો પરિહાર કરે છે. આ વિવરણ તૈયાર કરવામાં મેં સાંભળેલી પંચદશીની કથાનો ઉપયોગ કીધો છે; અને શાસ્ત્રનાં પ્રમાણ વાક્યો માટે રામકૃષ્ણની ટીકાનો આધાર લીધો છે. સામાન્ય મનુષ્ય સમજી શકે તેવી યોજના કરવા જતાં આ ટીકા વિસ્તારવાળી થઇ છે. ને કોઈ કોઈ સ્થળે પિષ્ટપેષણ જેવું પણ થયું છે, પણ તેમ કરવાની આવશ્યકતા હતી. જેઓને વેદાન્તશાસ્ત્રનું જ્ઞાન છે તેઓ તો સંક્ષેપમાં સમજાવેલું સમજી શકે, પણ જેઓને પંચીકરણાદિનો પણ પાસ લાગ્યો નથી, તેમ તે જાણ્યું કે જોયું પણ નથી, તેવા જિજ્ઞાસુઓ સંક્ષેપમાં સમજી શકે નહિ. એઓના તરફ વિશેષ ધ્યાન આપતાં ગ્રંથનું કલેવર વધી ગયું છે. અદ્વૈત જાણવું, એ કઠિનમાં કઠિન કાર્ય છે, તેથી તે સમજવા માટે સરળ યોજના કરવાની જરૂર છે. મારાથી પણ બની તેટલી સરળતા મેં આ ગ્રંથમાં કીધી છે, છતાં એમ કહી શકવાની હીમત કરી શકતો નથી કે તે સંપૂર્ણ કીધી છે. આત્મોન્નતિકારક આ ગ્રંથનું અધ્યયન યથાર્થ રીતે થાય, તેટલા માટે મેં એવી રચના કીધી છે કે, જેઓની ઇચ્છા શ્લોક અને શબ્દાર્થ વાચી અંધારામાં અથડાવાની નહિ હોય તેઓ, માત્ર આ વિવરણ જ તેમાંના સંસ્કૃત ભાગને મૂકી, વાચી, તેપર વિચાર કરશે તો તેઓને જે પ્રાપ્ત કરવાનું છે તે મળશે. એવા વાંચકોને વિશેષ રસ ઉપજાવવાને ને અદ્વૈત તરફ પ્રીતિ થાય તેટલા માટે સ્થળે સ્થળે દૃષ્ટાંતો આપવાનો, આત્મોન્નતિના આવા ગ્રંથમાં, અવિવેક કીધો છે, તે માટે ક્ષમા ઇચ્છું છું. જો કે સાધુ સંતો એ જ પદ્ધતિથી બોધ કરે છે. અભેદ તરફ પ્રેમ થવો તે નાનીસુની વાત નથી; ને તેની તરફ જ્યાં સૂધી પ્રેમ થાય નહિ ત્યાં સૂધી તેની ઇચ્છા પણ થાય નહિ, ને તેમ

ન થાય તો આવા પરમદર્શનનો લાભ શો? ફળ શું? એ તરફ વૃત્તિ કરાવવી એ જ મહત્ કાર્ય છે. જાણ્યા પછી તો સૌ પોતપોતાનું શોધી લે છે. માટે જિજ્ઞાસુ જીવ એવી વૃત્તિવાળો થાય ને આત્મોન્નતિના સાધન તરફ તેની વૃત્તિ પ્રેરાય તો મારો શ્રમ સફળ થયો સમજીશ.

પંચદશીનાં પાંચ હિંદીમાં, એક મરાઠીમાં, એક બંગાલીમાં, બે અંગ્રેજીમાં અને બે ગુજરાતીમાં ભાષાંતરો થયાં છે, અને ગુજરાતીમાં મારું આ ત્રીજું છે. નગરનિવાસી પંડિત હાથીભાઇ હરિશંકરનું શબ્દાર્થવાળું ભાષાંતર તથા પંડિત પીતાંબરજીનું હિંદી ભાષાંતર એ બે ઉત્તમ છે; છતાં તેથી મારું ભાષાંતર નૂતન પ્રકારનું હોવાથી જ મેં આ ગ્રંથ પ્રકટ કરવાની હિંમત કીધી છે. આ ભાષાંતર તૈયાર કરવામાં શાસ્ત્રી વેણીરામ બેચરભાઈ તથા શાસ્ત્રી પ્રાણજીવન હરિહરે જે સહાયતા આપી છે, તેને માટે તેમનો ઉપકાર માનું છું; અને મુંબાઈ, ગુજરાત તથા કાઠિયાવાડમાં સુપ્રસિદ્ધ, સદ્બોધપ્રવર્તક બ્રહ્મનિષ્ઠ વેદાન્તના જ્ઞાતા પંડિત શ્રીજયકૃષ્ણ જીવનરામજીએ કૃપા કરી આ ગ્રંથ તપાસી તે ઉપર જે વિચાર દર્શાવ્યા છે તેને માટે, ને સમયોચિત સંશયનું છેદન કીધું છે તેને માટે મોટો તેમનો આભાર માનું છું. આ ભાષાંતર જો સારું થયું હોય તો તેનું માન પૂર્વાપર છપાઇ ગયેલી પંચદશીના કર્તાઓને છે, કેમકે તેઓના ગ્રંથો મારી સમક્ષ ન હોત તો આ ગ્રંથ હું તૈયાર કરી શકત નહિ; છતાં પણ આમાં કોઇ સ્થળે દોષ રહી ગયો હોય તો તે મારી અલ્પ-બુદ્ધિનું પરિણામ સમજવું; કારણ કે બ્રહ્મવાર્તા સમજવામાં અને સમજાવવામાં મોટમોટા મહાત્મા-ઓને પણ પરિશ્રમ પડે છે તો પછી મારું શું ગજું? હું માત્ર, જેમ શ્રીકૃષ્ણપરમાત્માએ ગીતામાં કહ્યું છે કેઃ–'ईश्वरः सर्वभूतानां हृद्देशेऽर्जुन तिष्ठति । भ्रामयन्सर्वभूतानि यन्त्रारूढानि मायया ॥ હે અર્જુન! માયા થકી યંત્ર પેરે સર્વભૂતોને ભમાવતો ઇશ્વર, સર્વભૂતના હૃદયમાં વસે છે,' તેવા ઇશ્વરથી પ્રેરાયલો હું તો નટના પુતળાંની પેઠે પ્રેમથી નાચ્યો ગયો છું; કે જે પ્રેમ જ નિર્ગુણ પરબ્રહ્મ છે, અભેદ છે, પરમાર્થ છે, પુરુષાર્થ છે, સત્ય છે, નિત્ય છે અને અનંત છે; અને હું પણ એ જ પ્રેમમાં વિલસું છું.

સં. ૧૯૫૬ રામનવમી.
મુંબઈ

[illegible]



# તૃતીયાવૃત્તિની લઘુ પ્રસ્તાવના



વેદાન્તજ્ઞાનના આ એક સર્વોત્તમ ગ્રંથ શ્રીપંચદશીના ગુજરાતી ભાષાંતરની પરમેશ્વરની કૃપાથી ત્રીજી આવૃત્તિ પ્રકટ કરવાનો પ્રસંગ પ્રાપ્ત થયો છે. ગુજરાતી પ્રજામાં વેદાન્તપ્રિય જિજ્ઞાસુઓ, મુમુક્ષુઓ કેટલા આતુર આ ગ્રંથ વાંચવાને માટે રહે છે, તેનું કંઇક અંશે માર્ગદર્શક આ એક ચિહ્ન છે. એક જ વર્ષમાં કોઈ કીસ્સાકાહાની કે વાર્તા કે નવલિકાના ગ્રંથની માફક જલદી જલદી ખપી જઈ આ ત્રણ આવૃત્તિઓ થઈ નથી, પણ ૩૦–૩૫ વર્ષના ગાળામાં થઈ છે, અને તે પણ કોઇ પણ જાતની વધારે પડતી જાહેરાત કે વખાણ કરવા કે કરાવવાથી થઈ નથી, પણ હસ્તે પરહસ્તે પુસ્તકના ગુણને લીધે ખપત થવાથી થઇ છે, એ ધ્યાનમાં રાખવા જેવું છે. મૂળ ગ્રંથના અનુવાદની કર્તાના જીવનકાળમાં તો એક આવૃત્તિ થઇ હતી, પણ તેમના પુત્રોને હાથે બે આવૃત્તિ થઈ છે. બીજી આવૃત્તિ કરતાં ત્રીજી આવૃત્તિ કાઢવાનો પ્રસંગ વહેલો આવ્યો હતો, અને આ ગ્રંથ અત્યાર પહેલાં પ્રકટ થઇ ચૂકયો હતે, પણ કેટલીક અણધારી મુશ્કેલીઓને યોગે તેને છાપતાં આજે પાંચ વરસ થયાં છે, પણ હજી વેદાંતપ્રિય અને ધર્મપ્રિય આર્ય પ્રજામાં તેની માગણી થાય છે. ગુજરાતી ભાષામાં ત્રણ ચારેક અનુવાદો આ ઉપરાંત થઇ ચૂકયા છે, તે ગ્રંથની લોકપ્રિયતા દર્શાવે છે. આ નવી આવૃત્તિમાં અમારા તરફથી ખાસ કશો નવો સુધારો કરવામાં આવ્યો નથી, પણ અમારા પૂજ્ય પિતાશ્રીએ કરેલી નોંધો અને માર્ગદર્શક સૂચનો ઉપરથી કેટલેક સ્થળે વિશેષ સ્ફુટતા કરાઇ છે. ટાઇપમાં અને ગોઠવણીમાં વચ્ચે વચ્ચે ફેરફાર કરવામાં આવ્યો છે. ગ્રંથના કદમાં તેથી વધારો ઘણો થયો છે. નાના મોટા વિભાગદર્શક વાક્યાદિ ઉમેરવામાં આવ્યાં છે, અને કોઇ કોઇ સ્થળે ટીકામાં કે ટિપ્પણ-માં ઉમેરો કરવામાં આવ્યો છે, તેથી આશા છે કે વાંચનારને વિશેષ સુગમતા થયા વિના નહિ રહે.

બીજું, આ ગ્રંથના દરેક પ્રકરણનો સાર સદ્‌ગત શ્રી ગૌરીશંકર દયારામ રાજગોર (શિહોરી) તરફથી લખાઇને અમારા પિતાશ્રી ઉપર આવેલો, તે અનાયાસે હાથ લાગતાં તેનો ઉપયોગ આ ગ્રંથમાં કર્યો છે, અને તે વાંચનાર જિજ્ઞાસુને પ્રકરણ પ્રવેશ માટે ઘણો જ ઉપયોગી અને માર્ગદર્શક થઇ પડશે. ભાઇ શ્રી ગૌરીશંકરને અમે ઓળખતા નથી, અને તેઓ અમને ઓળખતા નહોતા, છતાં અમારા પૂજ્ય પિતાશ્રીનો, તેમનો અને અમારો એટલે કે હાલના "ગુજરાતી" પ્રેસના સંચાલકોનો જે આત્મિય સંબંધનો યોગ આવ્યો છે, તે આ મિથ્યા દૃશ્યમાન જગતમાં એક આત્માની પ્રતીતિ કરાવે છે, એવું અમને લાગ્યું છે. ભાઇ ગૌરીશંકર ગરીબ હોવા છતાં એક ઉત્તમ કોટીના મુમુક્ષુ હતા, સંસારની જ્વાળામાં સીઝાતા હતા, છતાં પણ તેમણે પંચદશીનું મનન એવું તો સારૂં કર્યું છે કે તેમણે લખેલો સાર અમને પસંદ પડ્યો, તેથી અમે તે આ ગ્રંથમાં છાપ્યો, અને તેમના જીવનની કંઇક ઝાંખી રૂપરેખા તેમના સુપુત્ર રા. રા. ભાઇશંકર તરફથી મળી તે અમે છાપી છે, અને તેમના ક્ષર દેહનું ભાન કરાવનાર છાયાચિત્ર પણ મુશ્કેલીથી મેળવી અમે આ પુસ્તકમાં આપ્યું છે, તે અમે આશા રાખીએ છીએ કે અયોગ્ય નહિ ગણાય.

એ ઉપરાંત આ ગ્રંથ વિષે શ્રી શારદાપીઠના જગદ્‌ગુરુશ્રી રાજરાજેશ્વરાશ્રમ મહારાજે કૃપા કરીને જે ઉત્તમ અભિપ્રાય લખી મોકલ્યો હતો તે પણ અમે ગ્રંથની ઉપયોગિતા સમજાય તે માટે છાપ્યો છે, અને આવો સુંદર અભિપ્રાય આપવા માટે અમો આપશ્રીના ઘણા ઉપકારી થયા છીએ. સદ્‌ગત જયકૃષ્ણ મહારાજના અભિપ્રાયમાં ટિપ્પણ કરી યોગ્ય સુધારો કર્યો છે.

પ્રથમની બે આવૃત્તિઓ કરતાં આ આવૃત્તિમાં અમે શો ફેરફાર કર્યો છે તે અનુક્રમણિકા પરથી સમજાશે. અમારા પૂજ્ય પિતાશ્રીએ પ્રથમની આવૃત્તિમાં આલેખેલું વિદ્યારણ્ય સ્વામીનું જીવનચરિત્ર અમે કાયમ રાખ્યું છે, પણ તે લખાયું તે પછી વિશેષ શોધખોળો થઇ છે, અને નવા ગ્રંથો બહાર પડયા છે, તેમાંથી જે અમારા વાંચવામાં આવ્યા તેનો ઉપયોગ કરીને "વિદ્યારણ્ય સ્વામી અને વિજયનગર રાજ્યની સ્થાપના"વાળો અગત્યનો લેખ સંગ્રહ કરીને અત્રે દાખલ કરવામાં આવ્યો છે, તે વાંચનારાઓને અનુપયોગી નહીં લાગે. જો કે વેદાન્તીઓને આવી બહિરંગ પરીક્ષાઓમાં રસ નથી, પણ તત્ત્વ જાણી લેવામાં છે, પણ સ્વયંથી વિદ્યારણ્ય સ્વામીએ, જગતનું મિથ્યાત્વ સમજવા માટે, તેના અહર્નિશ બદલાતા રંગો અને પરિણામો, ઉથલપાથલો જાણી જગતના સર્વ પદાર્થો ઉપર વૈરાગ્ય ભાવ ઉત્પન્ન થવા માટે અને તે સર્વની પીઠમાં રહેલું એક આત્મતત્વ સમજવા માટે, સર્વ નાશવંત વિદ્યાઓમાં ઇતિહાસના શિક્ષણને અગ્ર સ્થાન આપેલું છે; અને પરમજ્ઞાની પદને પ્રાપ્ત થયા પછી પણ જ્ઞાની પુરુષ જળકમળવત્ નિર્લેપ રહીને આ સંસાર વહેવાર ચલાવી શકે છે, એ તત્વ જો ધ્યાનમાં રાખવામાં આવે તો ઉપલી વસ્તુઓનો આ ગ્રંથમાં થયેલો પ્રવેશ નિરર્થક નથી, એ સમજાઇ શકાશે.

આ ગ્રંથની આવૃત્તિ પરમેશ્વરની કૃપાથી અમારે હાથે થઇ છે, તે માટે અમે અમારી જાતને ધન્ય માનીએ છીએ. શ્રીમદ્ભગવદ્ગીતા એ ૭૦૦ શ્લોકોનો નાનો ગ્રંથ છે, તેમ પંચદશી પણ માત્ર બે ગીતા જેટલો એટલે કે ૧૫૦૦ શ્લોકોનો નાનો ગ્રંથ છે. ગીતાનું રહસ્ય એક વાર સારૂં જાણ્યા પછી, સારી રીતે પચાવ્યા પછી જો આ ગ્રંથનું શ્રદ્ધા, પ્રીતિ અને જાગૃતિ રાખી શાંત ચિત્તે અધ્યયન-વાંચન મનન નિદિધ્યાસન પણ કરવામાં આવે તો જીવન સફળ થયા વિના રહે નહીં, ચિત્તપ્રસાદ પ્રાપ્ત થયા વિના નહિ રહે, એ અનુભવની વાત છે. અદ્વૈત વેદાન્તશાસ્ત્રની સંપૂર્ણ પ્રક્રિયા ઉત્તમ રીતે સમજવા માટે આ ગ્રંથ જેવો બીજો ગ્રંથ નથી. આનું અધ્યયન કર્યા પછી શાંકરભાષ્ય ઉપનિષદાદિ ગ્રંથો પણ અધિક સુબોધ અને સરળ થાય છે. એનાથી શનૈઃ શનૈઃ વિવેકાદિ સાધનો પ્રાપ્ત થાય છે, અંતઃકરણમાંથી ક્રમે ક્રમે દુઃખની નિવૃત્તિ થાય છે, અને છેવટે ચિત્ત કેવળ નિર્વિકારી બની નિજાનંદ પ્રાપ્ત કરે છે.

"પંચદશી"નો ગ્રંથ વેદાન્ત સમજવામાં ઉત્તમ છે, પણ પરિભાષાની જેને સમજણ ન હોય તેઓને કઠિન લાગે છે, તેટલા માટે અમારા પૂજ્ય પિતાશ્રીએ સામાન્ય જિજ્ઞાસુઓ માટે **ચન્દ્રકાન્ત** નામના ગ્રંથના ત્રણ વિભાગોમાં વેદાન્ત, ભક્તિ, કર્મ વગેરે વિષયો રોચક રીતે સમજાવ્યા છે, અને તે ગ્રંથો એક વાર જેણે વાંચેલા હોય તો તેઓને માટે આ પંચદશીનો ગ્રંથ સુગમ થઇ પડે તેટલા માટે ગુરુ-શિષ્યના સંવાદરૂપે જે ટીકા લખી છે તેનું નામ **ચન્દ્રકાન્તવિવરણ** રાખ્યું છે, તે સાભિપ્રાય છે, પંચદશીનું ચન્દ્રકાન્ત વિવરણ અને ચન્દ્રકાન્તના ત્રણે ગ્રંથો એક જ સમયે બાજુબાજુએ લખાયલા હતા, એ સ્પષ્ટ છે. આખો ગ્રંથ વાંચતાં પ્રથમ વાર કઠિનતા લાગશે ખરી, પણ જેમ જેમ વાંચતા જવાશે અને અર્થ પ્રકાશ થઇ સમજાતું જશે તેમ તેમ એક પ્રકારની આનંદની લહરી પેદા થશે. આવો આ ગ્રંથ સર્વેને પુણ્યકારી થાવ, એ જ પ્રાર્થના.

સં. ૧૯૮૯ માઘી પુનેમ }     નટવરલાલ ઇચ્છારામ દેસાઈ

## શ્રીવિદ્યારણ્ય મહામુનિ



વિજયનગર સામ્રાજ્યના એક સંવર્ધક, સહાયક ઇત્યાદિ
શૃગેરીપીઠના એક જગદ્‌ગુરૂ શકરાચાર્ય અને "શ્રીપચદશી"ના કર્તા
જન્મ-આશરે ઇ સ. ૧૩૦૦ અમાત્યપદ-૧૩૩૬ સન્યાસગ્રહણ-૧૩૮૦
આચાર્યપદારૂઢ-૧૩૮૪ મેક્ષપ્રાપ્તિ-૧૩૯૬
કનકસિંહાસન ઉપર બેસી વિદ્યારણ્ય સ્વામી વેદો ઉપર ભાષ્ય લખાવે છે,
અને રાજા બુક્કરાય વદન કરતા બેઠા છે

### પંચદશીના કર્તા

# મહાત્મા શ્રીવિદ્યારણ્યસ્વામીનું જીવન

મહાત્માઓનાં ચરિત્રોમાં અપૂર્વ બોધ સમાયલો છે. તેઓનું કલ્યાણમય જીવન, ગંગાના ઉજ્જવળ પ્રવાહપેરે, પ્રાણીઓનાં પાપને ધોતુ, દિગંતમાં અસ્ખલિત વહ્યા કરે છે. તેમના જીવનપ્રવાહમાં અનુપમ અમૃત રહેલું હોય છે, જેનુ પાન કરતાં સામાન્ય મનુષ્ય પણ અમરપણાને પામે છે. રે ! માનવકોટિમાંથી દેવકોટિમાં જાય છે. આટલા માટે મહાત્માઓનાં જીવનચરિત્રો, પ્રાચીનકાળમાં ભારતવર્ષમાં ઘેર ઘેર બારણે તેમ જ યજ્ઞમંડપમાં, અવકાશ વેળાએ, ઘણી જ શ્રદ્ધાથી વંચાતાં હતાં. તેનું ઝાંખુંઝખ્યું દર્શન બ્રાહ્મણાદિક ગ્રંથોમાં થાય છે. પરંતુ સમય વીતતાં ભારતવર્ષની અધોગતિનો જેમ જેમ સમય આવતો ગયો, તેમ તેમ મહાત્મા જનોનાં ચરિત્રો લખવાનો પ્રચાર પણ આ દેશમાં ઓછો થવા લાગ્યો. તેથી જે મહાત્માઓનાં ચરિત્રો જાણવાની આપણને ઇચ્છા થાય છે, તે માત્ર કોઈ છિન્નભિન્ન વૃત્તાંતો, દંતકથાઓ, શિલાલેખો અને પ્રશસ્તિ પટ્ટોદ્વારા તૃપ્ત કરવી પડે છે. પરતુ તે અસંપૂર્ણ સ્થિતિમાં રહેલાં જીવનવૃત્ત તરફ જોતાં, સહૃદય જનોને અપાર ખેદ-થાય છે. આપણે ઇતિહાસાભાવને યોગે, જેમ કંઇક અંશે આપણી પ્રાચીન, વ્યાવહારિક ને ધાર્મિક સંસ્થાઓના વૃત્તાંતથી અજ્ઞાન રહ્યા છિયે, તે જ પ્રમાણે મહાન્ પુરુષોનાં વૃત્તાંતોથી પણ બેનસીબ છિયે. કદાપિ તેઓનાં જીવન વૃત્તાંતો તેમના કાળમાં સુપ્રસિદ્ધ હશે, પરતુ આજે તો તે દુર્લભ થઇ પડ્યાં છે. શંકરવિજય, લલિતવિસ્તાર, ભોજપ્રબંધ વગેરે સંસ્કૃત ગ્રન્થોમાથી તથા નાભાજીકૃત સંતચરિત્ર વગેરે પ્રાકૃત ગ્રન્થોમાંથી, કેટલાંક ચરિત્રો મળી આવે છે, પરંતુ કેવળ શ્રદ્ધાની ભીંતિ ઉપર રચાયલા એ કથાપ્રસગો વચ્ચેથી ઐતિહાસિક તત્ત્વનું સંશોધન કરવુ કઠિન થઇ પડે છે. ઇતિહાસને પુરાણથી જૂદો પાડવામાં આવ્યો છે, એનું પણ આ જ કારણ છે. મહાત્મા શંકરનું ચરિત્રમાં વિલોકીએ. પંચદશીના કર્તા વિદ્યારણ્યસ્વામિએ આ મહાત્માનું ચરિત્ર યોજ્યું છે. પણ તે ચરિત્ર આર્યાવર્તમાં જે અનેક મત અને સંપ્રદાયોનો વિરોધ, પેંઠો હતો, અનેક નાતજાતના વિભાગ પડી ગયા હતા, કર્મકાંડનો લોપ થઇને બૌદ્ધોની પ્રબળ સત્તા વ્યાપી રહી હતી, અનીશ્વરવાદ ચાલી રહ્યો હતો, આમ અનેક મત પંથોના વિકટ ખડકોને ઓળંઘી,–બૌદ્ધનો પરાજય કરીને, અદ્વૈતમતના વિજયડિંડિમના નાદથી, ભારતવર્ષના વાતાવરણને અદ્વૈતમય કરી, અદ્વૈત–આત્મબોધનું તત્ત્વ કેમ, કેવા પ્રકારે યોજ્યું, તેનું સત્ય ચરિત્ર મળવું, સાથે તેમનો કાળ પણ કીયો હતો તે જાણવો પણ બહુ દુર્લભ જ છે, તો તે પછીના કે પહેલાંના મહાત્માઓનાં ચરિત્રો તો ક્યાથી ઉપલબ્ધ થાય ? એ નિવૃત્તિપરાયણ મહાત્માઓની પ્રવૃત્તિ, નિવૃત્તિનિમિત્ત હતી. તેઓની દૃષ્ટિ કર્તવ્યમાં હતી, કીર્તિમાં ન હતી. કીયા ખેતરમાં શેરડી તૈયાર થઇ, કીયા કોહલામાં પીલાઇ, ક્યાં ગોળ બન્યો એ નિરર્થક માની, ગોળના તરફ જ લક્ષ રહ્યુ; તે મિષ્ટ છે કે ખારો છે, એ જ જાણવાનું હતું. મહાત્મા ક્યારે થયા, શુ કર્યું, કેમ કર્યું, કેઇ પાઠશાળામાં, કીયા ગુરુ પાસે જ્ઞાન મેળવ્યુ, તે જણાવવાનું નિરર્થક માનીને, તેઓ માત્ર પોતાનું કર્તવ્ય જ આલોકમા શેષ રાખી ગયા છે. તેઓનો પાંચભૌતિક પિંડ તેમના ઇતિહાસની સાથે આ જગતમાંથી અદૃશ્ય થયો છે, પરંતુ તેઓ અક્કેકી એવી વસ્તુ અહીં મૂકી ગયા છે કે, તેમાંથી આપણે પ્રયત્ન કરીએ તો, ઇતિહાસ કરતાં પણ વધારે શ્રેષ્ઠ, લોકોત્તર વસ્તુ મેળવવાને ભાગ્યશાળી થઇ શકીએ.

શૃંગેરીમઠની શંકરપાદની પીઠિકાપર વિરાજનારા જે જે મહાત્માઓ શંકરાચાર્યને નામે થયા છે, તેમાંની એક પટ્ટાવળી પ્રમાણે ૩૩ મા ને બીજી અંકાવલિ પ્રમાણે ૧૨ મા, પંચદશીના કર્તા વિદ્યારણ્યસ્વામી હતા. ગુરુપરંપરાની જે પટ્ટાવળી મળે છે તે આ પ્રમાણે છેઃ-

| નામ. | સંન્યાસ ગ્રહણકાળ. | સમાધિ કાળ. |
|---|---|---|
| શ્રીશંકરાચાર્ય ... | ૨૨ વિ. શક. | ૪૬ |
| સુરેશ્વરાચાર્ય ... | ૩૦ | ૬૯૫ |
| બોધધનાચાર્ય ... | ૬૮૦ શાલિ. | ૮૮૦ |
| જ્ઞાનધનાચાર્ય ... | ૭૬૮ | ૮૩૨ |
| જ્ઞાનોત્તમ શિવાચાર્ય. | ૮૨૭ | ૮૭૫ |
| જ્ઞાનગિરિઆચાર્ય ... | ૮૭૧ | ૯૬૦ |
| સિંહગિરઆચાર્ય ... | ૯૫૮ | ૧૦૨૦ |
| ઈશ્વરતીર્થ ... | ૧૦૧૯ | ૧૦૬૮ |
| નરસિંહતીર્થ ... | ૧૦૬૭ | ૧૧૫૦ |
| વિદ્યાતીર્થ-વિદ્યાશંકર. | ૧૧૫૦ | ૧૨૫૫ |
| ભારતીકૃષ્ણતીર્થ ... | ૧૨૫૦ | ૧૩૦૨ |
| વિદ્યારણ્ય ... | ૧૨૫૩ | ૧૩૧૧ |

| | | અસ્તિત્વ. |
|---|---|---|
| શ્રીશંકરાચાર્ય ... | ૧૦૭ વિ. | ૩૨ |
| પૃથ્વીધરાચાર્ય ... | ૩૭ શાલિ. | ૬૫ |
| વિશ્વરૂપભારતી ... | ૧૧૨ | ૭૫ |
| ચિદ્રૂપભારતી ... | ૧૬૪ | ૫૨ |
| ગંગાધરભારતી ... | ૨૩૪ | ૭૦ |
| ચિદ્‌ઘનભારતી ... | ૨૮૯ | ૫૫ |
| બોધઘનભારતી ... | ૩૩૫ | ૪૬ |
| જ્ઞાનોત્તમભારતી... | ૩૮૦ | ૪૫ |
| શિવાનંદભારતી ... | ૪૨૦ | ૪૦ |
| જ્ઞાનોત્તમભારતી... | ૪૫૭ | ૩૭ |
| નૃસિંહભારતી ... | ૪૯૮ | ૪૧ |
| ઈશ્વરભારતી ... | ૫૨૮ | ૩૦ |
| નૃસિંહભારતી ... | ૫૫૦ | ૨૨ |
| વિદ્યાશંકરભારતી... | ૫૭૮ | ૨૮ |
| કૃષ્ણભારતી ... | ૫૯૮ | ૨૦ |
| શંકરભારતી ... | ૬૨૦ | ૨૨ |
| ચન્દ્રશેખરભારતી... | ૬૪૪ | ૨૪ |
| ચિદાનંદભારતી ... | ૬૬૭ | ૨૩ |
| બ્રહ્માનંદભારતી ... | ૬૯૫ | ૨૮ |
| ચિદ્રૂપભારતી ... | ૭૨૦ | ૨૫ |
| પુરુષોત્તમભારતી... | ૭૫૫ | ૩૫ |
| મધુસૂદનભારતી ... | ૭૯૩ | ૩૮ |
| જગન્નાથભારતી ... | ૮૨૧ | ૨૮ |
| વિશ્વાનંદભારતી ... | ૮૫૩ | ૩૨ |
| વિમલાનંદભારતી... | ૮૮૮ | ૩૫ |
| વિદ્યારણ્યભારતી... | ૯૨૮ | ૪૦ |
| વિશ્વરૂપભારતી ... | ૯૪૮ | ૨૦ |
| બોધઘનભારતી ... | ૯૭૪ | ૨૬ |
| જ્ઞાનોત્તમભારતી... | ૧૦૦૪ | ૩૦ |
| ઈશ્વરભારતી ... | ૧૦૫૪ | ૫૦ |
| ભારતીતીર્થસ્વામિ | ૧૦૮૯ | ૩૫ |
| વિદ્યાતીર્થ ... | ૧૧૨૭ | ૩૮ |
| વિદ્યારણ્યભારતીસ્વામિ. | ૧૧૬૯ | ૪૨ |

આ બન્ને ગુરુપરંપરાની અંકાવલિ પરસ્પર વિરોધવાળી છે. તેનું ઐક્ય કરવું એ મહાકઠિન છે. શૃંગેરીમઠની જે પ્રથમ અંકાવલિ છે, તેમાં જણાવ્યા પ્રમાણે વિદ્યારણ્યસ્વામી શાકે ૧૨૫૩ માં

વિદ્યમાન હતા અને શાકે ૧૩૦૮ માં ચૈત્ર સુદ ૧૩ ને દિને ક્ષયનામ સંવત્સરમાં સમાધિ લીધી હતી. બીજી અંકાવલિમાં શાકે ૧૧૬૯ માં વિદ્યમાન હતા અને જે ૪૨ વર્ષ આપ્યાં છે તે આચાર્યપદના કાળનાં છે એમ જણાય છે, એટલે શાકે ૧૨૧૧ માં સમાધિસ્થ થયા હતા. અંક બીજાની પરંપરા બહુધા વિશ્વસનીય નથી. અહીં એ શંકા ઉભી થાય છે કે શ્રીમાન્ શંકર વિક્રમ શક ૨૨ માં વિદ્યમાન હતા, અને તેમના પછી સુરેશ્વરાચાર્ય, જે પૂર્વાશ્રમમાં મંડનમિશ્રને નામે સુપ્રસિદ્ધ હતા તે ૬૦૦ થી વધારે વર્ષ સુધી શંકરાચાર્યપદે વિરાજ્યા છે, તે શું ? એમ જણાવવામાં આવે છે કે સુરેશ્વરાચાર્યે, પોતાના કાળનું સમાધિ લેઇ લેઇને વારણુ કીધું હતું, તેથી તેઓ શાલિવાહન શાકે ૩૦ થી તે ૬૮૦ સુધી શંકરાચાર્યના પદપર હતા. તે પછી પણ કેટલાક આચાર્યોનો આચાર્યકાળ બહુ જ લાંબો જણાય છે. જે હાલના સમયમાં સત્ય માનતાં સંકોચ થાય છે. એમ ધારીએ કે, શૃંગેરીમઠના આ આચાર્યોમાં જે બહુ વિખ્યાત હતા, તેમનાં જ નામો પૂર્વ કાલમાં સાચવી રખાયાં હશે. અને બીજાઓનાં નામોનો લોપ થયો હશે. આ અનુમાન પ્રથમ અંકાવલિ માટે કંઇક સત્ય કલ્પના છે, અબાધ્ય તો નહિ જ.

માધવ કિંવા વિદ્યારણ્યસ્વામિ, કિંવા વિદ્યારણ્યભારતીસ્વામિ પ્રથમ ગુરુપરંપરામાં ગણાવેલા છે, તેમ તેરમા શૈકામાં વિદ્યમાન હતા. એના સંબંધમાં બીજાં પણ પ્રમાણો મળે છે.' માધવનો એક ભાઈ સાયણ દક્ષિણના એક રાજા સંગમનો મંત્રી હતો; સાયણ પોતાની વિદ્યાના બળથી સાયણાચાર્યના નામથી સુવિખ્યાત છે; એ સાયણે ધાતુવૃત્તિ નામનો ગ્રન્થ લખ્યો છે; તેના અંતમાં આ પ્રમાણે લખેલું છેઃ—

इति पूर्वदक्षिणपश्चिमसमुद्राधीश्वरकस्य राजसुतसंगमराजमहामंत्रिणा सायणपुत्रेण माधवसहोदरेण सायनाचार्येण विरचिता माधवीया धातुवृत्तिः ।

પૂર્વ, દક્ષિણ, પશ્ચિમ સમુદ્રના અધીશ્વર, રાજસુત સંગમરાજ મહારાજના મહામંત્રી સાયણના પુત્ર અને માધવના સહોદર સાયનાચાર્ય વિરચિત માધવીય ધાતુવૃત્તિ સમાપ્ત.

આમાં દર્શાવેલા સંગમરાજને બે પુત્રો હતા; હરિહર અને બુકવરાય અથવા વીરબુક્ક. એઓએ વિજયનગર વસાવ્યું હતું. ચિત્રદુર્ગમાંથી મળેલા પિત્તલપત્રપરથી જણાય છે કે, હરિહર રાજાએ જમીનનું દાન કીધું હતું. તેના પિત્તલપત્રમાં આ પ્રમાણે લખ્યું છેઃ—

ऋषिमुवह्निचंद्रे तु गणिते धातवत्सरे। माघमासे शुक्लपक्षे पौर्णमास्यां महातिथौ ॥ नक्षत्रे पितृदैवत्ये भानुवारेण संयुते ।

એટલે શાકે ૧૩૧૭ ના ધાત સંવત્સરના માઘ શુદ પુનેમ અને રવિવારે, મઘા નક્ષત્રમાં, આ દાનપત્ર આપ્યું છે.

બેલગોલ પર્વતના એક શિલાલેખપરથી જણાય છે કે સંગમરાજના બીજા પુત્ર બુકવરાજે, શાકે ૧૨૯૦ માં, જૈન વૈષ્ણવોની તકરાર દૂર કરી હતી. બુકવરાજ ૧૨૯૦ મા ને હરિહરરાજ ૧૩૧૭ માં હયાત હતા, ને તે પહેલાં એટલે સંગમરાજના સમયમાં માધવનો ભાઈ સાયણ મહામંત્રી હતો—જે કાલ ૧૨૬૦ નો લઇએ તો, શાકે ૧૨૬૦ માં માધવાચાર્ય વિદ્યમાન હતા, અને જે વેળાએ સાયણાચાર્યે પોતાના ગ્રન્થમાં, પોતાના સહોદરનું નામ યોજવું યોગ્ય ધાર્યું છે, તે વેળા કંઇ નહિ તો, માત્ર અનુમાન પ્રમાણથી, એ સાયણાચાર્ય ૫૦ વર્ષનો હોવો જોઇએ અને માધવ ૩૦ વર્ષનો હોવો જોઇએ તથા તેની વિદ્યાથી પંકાતો હોવો જોઇએ, અર્થાત્ શિલાલેખ અને પિત્તલપત્રના પ્રમાણથી એમ સિદ્ધ થાય છે કે, શકાબ્દ ૧૨૩૦ મા, ( વિક્રમ સંવત્ ૧૩૬૫ ને ઈ. સ. ૧૩૦૯માં) માધવ જીવતો હતો, અને શૃંગેરીમઠની પરંપરાથી જણાય છે કે, શાકે ૧૨૫૩ માં માધવને સર્વશાસ્ત્રવિશારદની નિપુણતાથી ભારતીકૃષ્ણતીર્થ પછી આચાર્યપદ મળ્યું છે, તે સંભવિત છે. શંકા એટલી જ રહે છે કે, માત્ર ૨૩ વર્ષની વયે, આવું મહત્વવાળું

પ૬ કેમ મળે? પણ દશેક વર્ષનો ફેર કાઢીએ ને માધવનો જન્મ શકાબ્દ ૧૨૨૦ માં માનીએ તો, આ સર્વ શંકાનો પરિહાર થઈ જાય છે અને ૯૨ વર્ષની વયે એ સમાધિસ્થ થાય, એ પણ સંભવિત ગણાય.*

પંચદશીના રચનાર વિદ્યારણ્યસ્વામી કિંવા માધવાચાર્યનો જન્મ શકે ૧૨૨૦ માં દક્ષિણ દેશાંતર્ગત કર્ણાટકમાં આવેલી તુંગભદ્રા નદીના તટપર, પવિત્ર પંપાક્ષેત્રમાં આવેલા વિજયનગરમાં થયો હતો. એ નગરને પ્રાચીનકાલમાં કેટલાક કિષ્કિંધાપુરી પણ કહેતા હતા, પરંતુ તેને માટે પ્રમાણો નથી. એ નગરમાં વિરૂપાક્ષ નામના મહાદેવનું મંદિર છે. તેની સમીપમાં એમના ઘરનું અનુમાન થાય છે. પૂર્વાશ્રમમાં એમનાં નામો સાયણ–માધવ, માધવાર્ય, માધવાચાર્ય,

(બીજી આવૃત્તિ સમયે ઉમેરેલું ટીપ્પણ)

* મી૦ રોબર્ટ સિવેલ, વિજયનગરના ઇતિહાસમાં હરિહરરાય, બક્ક અને તેના પિતા સંગમરાજના સંબંધમાં બહુ અગત્યનો વૃત્તાંત આપે છે; અને તેમાંથી માધવનું વૃત્તાંત વિશેષ અગત્યનું મળી આવે છે. તે જણાવે છે કે, વિજયનગરની સ્થાપના ૧૩૩૫–૩૬ માં થઈ છે, પણ ત્યાં સંગમરાજે રાજ્ય કીધું નથી, પરંતુ હરિહરજ પ્રથમ રાજા હતો, ને તેનું ઉપનામ દેવરાય હતું. એ ઉપનામ વિજયનગરના સર્વે રાજાનું હતું. વિજયનગરની સ્થાપના કરનારનું નામ હરિહરરાય અથવા હરિઅપ્પા હતું–જેના રાજ્યની સીમા કન્યાકુમારી સુધી હતી. માધવ એ હરિહરરાયનો ગુરુ હતો ને તેના આશ્રયથી રાજ્ય સ્થપાયું હતું. હરિહરે ૧૩૩૬ થી ૧૩૪૩ સુધી રાજ્ય કીધું હતું, ને તેના પછી તેનો ભાઈ બક્કારાય ગાદીપતિ થયો હતો. તેણે ૧૩૪૩ થી ને ૧૩૭૯ સુધી રાજ્ય કીધું કહેવાય છે, પણ કેટલાક શિલા લેખોપરથી જણાય છે કે, ૧૩૪૩ થી તે ૧૩૫૫ સુધી કમ્પાન નામના રાજાએ રાજ્ય કીધું હતું.

"ઇડિયન એન્ટીક્વેરી"ના ૪ થા પુસ્તકને ૨૦૬ કે પૃષ્ઠે જણાવ્યું છે કે, વિજયનગરમાંથી પ્રાપ્ત થયેલા એક શિલાલેખપરથી જણાય છે કે, શાકે ૧૨૯૦, એટલે ઇ. સ. ૧૩૬૮–૬૯ માં માધવાચાર્ય વિદ્યારણ્ય વિદ્યમાન હતા. જ્યારે વિજયનગરની સ્થાપના થઇ ત્યારે (૧૩૩૬ માં), વિદ્યારણ્યે સંસારત્યાગ કરીને સંન્યાસ લીધો હતો, ત્યારે જે એમ કહેવામાં આવે છે કે, માધવે હરિહરરાય અને બક્કારાયની દિવાનગીરી કીધી હતી, તેની સત્યતાને માટે શંકા જ રહે છે, તેમ કઈ સાલમાં એણે સંસારત્યાગ કીધો, તે નક્કી કરવું પણ મુશ્કેલ થઈ પડે છે. ફરનિયો નન્ઝ નામનો પોર્ટુગીઝ મુસાફર, જેણે વિજયનગરના રાજ્યનો સત્તાવાર વૃત્તાંત (૧૫૩૬ અથવા ૧૫૩૭ માં) લખ્યો છે, તેમાં વિજયનગરની સ્થાપના સંબંધે જે વૃત્તાંત તેણે લખ્યો છે, તેપરથી જણાય છે કે ૧૩૩૬ માં વિદ્યારણ્યે સંસારત્યાગ કીધો હતો. એ મુસાફર લખે છે કે, વિજયનગરનો રાજા હરિહર, પોતાના હંમેશના શોખ પ્રમાણે એક દિવસે નગુમદામ નદીની પડોસમાં આવેલા પર્વત તરફ શિકારે ગયો હતો, જ્યાં હાલનું વિસનગર ત્યાં આવેલું છે, જે તે કાલે અરણ્ય જેવું હતું ને ત્યાં પુષ્કળ શિકાર કરવાનાં જાનવરો વસતાં હતાં. તે અરણ્ય રાજાએ ખાસ પોતાના શિકારની જગ્યા માટે રાખ્યું હતું. ત્યાં કેટલાક શિકારી કુતરા અને શિકારનાં બીજાં સાહિત્ય સાથે તે ગયો. તેવામાં એક સસલું નિકળી આવ્યું ને તે કુતરાઓથી ડરીને નાસી જવાને બદલે સામું થયું ને તેઓને કરડ્યું, તેથી કોઈ પણ તે સસલા સામે જવાની હામ ભીડી શક્યું નહિ. આ જોઇને રાજા આશ્ચર્ય પામ્યો કે આવું નાજુક સસલું, એક કુતરાને કરડ્યું એ શું? એ સિંહ કે વાઘ જેવું બળવાન્ કેમ? તેણે નિશ્ચય કીધો કે આ સસલું નથી, પણ કંઈ કૌતક છે; આવો વિચાર કર્યા પછી તે તુરત જ પોતાના નગર તરફ પાછો ફર્યો. જ્યારે તે નગર સમીપની નદીપર આવ્યો ત્યારે તેને એક મહાત્મા સાધુ મળ્યો (એ પંચદશીનો કર્તા માધવ ઉપનામે વિદ્યારણ્ય હતો). તે બહુ પવિત્ર ગણાતો હતો. તેને આ વૃત્તાંત તેણે નિવેદન કીધો. તે સાધુ પણ આશ્ચર્ય પામ્યો. તેણે રાજાને કહ્યું કે મારી સાથે આવીને તે સ્થળ બતાવો. રાજાએ પાછા ફરીને તે સ્થળ તેને બતાવ્યું. તે જોઈ સાધુએ કહ્યું કે, અહીં મહેલ બંધાવી નગર વસાવ, કેમકે આ અદ્ભુતાશ્ચર્યનો અર્થ એ જ છે કે, અહીં જે નગર બંધાશે તે જગતમાં અજિત થશે; ને તેનો શત્રુથી કદી વિજય કરી શકાશે નહિ. રાજાએ તે સાધુની આજ્ઞા પ્રમાણે ત્યાં નગર વસાવ્યું ને નગુમદામને છોડી તે નગરને પાટનગર ઠરાવ્યું. તે સાધુનું નામ વિદ્યારણ્ય હતું. તેના નામપરથી એ નગરનું નામ પાડવામાં આવ્યું હતું. પણ પાછળથી તે નામ અશુદ્ધ થઇને હાલનું (૧૫૩૫ માં) 'વિસનગર' નામથી સુવિખ્યાત છે. તે સાધુના મરણ પછી તેના સ્મરણ માટે રાજાએ એક મોટું દેવાલય બંધાવ્યું હતું. 'વિસનગર'ના રાજાઓ તે સાધુના સ્મરણાર્થે, જ્યારે ગાદીપતિ થાય છે, ત્યારે પ્રથમ એ દેવાલયમાં દર્શનાર્થે જાય છે, ને પછી પોતાના મહેલમાં પ્રવેશ કરે છે. આ દેવલ તે હમ્પીમાં આવેલું વિરૂપાક્ષ (મહાદેવ)નું દેવલ છે.

માધવામાત્ય વગેરે જોવામાં આવે છે. મહાત્માઓનાં જીવનમાં હમેશાં કંઇ ને કંઇ અદ્ભુત દંતકથાઓ સમાયલી હોય છે. માધવના સંબંધમાં પણ તેવું ઘણું છે. તામીલ ભાષામાં લખાયલા **वज्रमुद्रा** નામના એક ગ્રંથમાં, એ માધવના પૂર્વ જન્મની કથા આપી છે, અને ગીતાજીના છઠ્ઠા અધ્યાયમાં શ્રીકૃષ્ણે કહ્યું છે કે, **'प्राप्य पुण्यकृतांल्लोकानुषित्वा शाश्वतीः समाः । शुचीनां श्रीमतां गेहे योगभ्रष्टोऽभिजायते** ॥ પુણ્યે કરી પ્રાપ્ત કરેલા લોકમાં જઇ, ત્યાં ચિરકાલ વસી, જે યોગભ્રષ્ટ છે તે શુચિ અથવા શ્રીમાન્‌ને ઘેર જન્મે છે,' તેમ મહાત્મા માધવ પણ પૂર્વ જન્મનો યોગભ્રષ્ટ હતો, તે આ જન્મે, પોતાના પ્રારબ્ધનો ક્ષય થતાં સુધી, લોકવ્યવહારમાં રહી, યોગ પૂર્ણ કરી મોક્ષ પામવા અવતર્યો હતો. 'વજ્રમુદ્રા'માં લખ્યું છે કે, દક્ષિણ દેશમાં આવેલા મહીસુર પ્રાંતમાં, તાલપટ્ટ નામના શહેરમાં, ચિદાનંદ નામના એક શ્રીમાન, વિદ્વાન, કુળવાન અને ધર્મનિષ્ઠ બ્રાહ્મણને ત્યાં એક પુત્ર જન્મ્યો હતો. તે બાળપણામાંથી

---

આપાથી એવા નિશ્ચયપર આવવું વળી સંશયવાળું પણ છે કે, માધવ હરિહરનો મંત્રી હતો, તેમ સાયણે વર્ણેલો સંગમરાજ બીજો તે બુક્ક અથવા બુક્કારાયનો પુત્ર હતો. પણ બુક્કરાયના પિતા સંગમરાજ મંત્રી સાયણ ન હતો એમ મી૦ સિવેલ જણાવે છે. એ બીજો સંગમરાજ, હરિહરનો ભાઇ કમ્પા કે જેના રાજકાળનો એક લેખ નેલોરમાંથી મળ્યો છે તેનો પુત્ર થાય છે; પણ 'એપીગ્રાફી ઇન્ડીકા'ના ત્રીજા ગ્રન્થને ૩૫ મે પૃષ્ઠે આપેલી વંશાવળી પ્રમાણે, વિજયનગરની ગાદીપર કોઈ પણ સંગમરાજ બેઠેલો જણાતો નથી; માત્ર વંશાવળીમાં નામ જ આપેલું છે; અને તેમ જોતાં સાયણ જેનો મંત્રી હતો તે સંગમરાજ બીજો હતો એ સંશય ભરેલું જ રહે છે.

૧૮૦૧ માં બુચનાન નામનો એક અંગ્રેજ એહુરમાં ગયો હતો, ત્યારે તેને રામાપ્પા વરમિકા નામના એક બ્રાહ્મણે 'વિદ્યારણ્યશિખા' નામનો એક સંસ્કૃત ગ્રન્થ બતાવ્યો હતો. તેમાં લખ્યું છે કે, વરન્ગુલના રાજા પ્રતાપરુદ્રના કોશાધ્યક્ષ હક્કા ને બક્કા, શૃંગેરીના પોતાના ગુરુ વિદ્યારણ્ય પાસે ગયા ને તેની આજ્ઞાનુસાર વિજયનગર વસાવ્યું (૧૩૩૬). પણ આ વૃત્તાંત સંશયવાળું છે. પ્રશ્ન છે કે, એક મોટું રાજ્ય સ્થાપવાના બીજાં સાધનો તેઓ ક્યાંથી લાવ્યા? એમ પણ જણાવવામાં આવે છે કે તેઓની સાથે કેટલાક ઘોડેસ્વાર હતા, ને કોઇ પણ યુક્તિથી મોટા રાજ્યના ધણી થયા હતા કે, જે યુક્તિ વર્ણવેલી નથી. બીજી હકીકતપરથી જણાય છે કે, એ બે ભાઇઓ વરન્ગુલના મુસલમાન નવાબની નોકરીમાં હતા ને તેઓના હાથમાં કેટલાક લશ્કરનું વડાપણું હતું. તેઓ અલ્લાઉદ્દીન ખીલજીના સરદાર મલેક કાફરની સામા થયા, પણ તેનાથી પરાજય પામી (૧૩૧૦) અનુગુંડી, જે વિજયનગરની પડોસમાં આવેલું છે, ત્યાં નાસી ગયા, ને પછી માધવની યુક્તિથી રાજનગર વસાવ્યું—એટલે માધવાચાર્ય ૧૩૧૦ માં હૈયાત હતો એમ જણાય છે. ચોથો વૃત્તાંત એવો પણ જણાવાયો છે કે, માધવને ઈશ્વરી કૃપાથી જમીનમાંથી પુષ્કળ દ્રવ્ય મળ્યું હતું. તેના બળથી તેણે વિજયનગર વસાવીને, પંડે જ તેપર રાજ્ય કીધું હતું, ને તેના મરણ પછી કુરુબાના વશમાં એ રાજ્ય ગયું હતું. એ કુરુબાના કુળના હરિહર ને બક્કા—બુક્ક હતા.

કુન્ટો નામનો એક બીજો મુસાફર જણાવે છે કે, વિજયનગર ૧૨૨૦ માં સ્થપાયું છે. તે જણાવે છે કે, માધવાચાર્ય એ સાધુપણામાં રહેતો હતો, તેવામાં બક્કા નામનો કોઈ ભરવાડ તેને રોજ ભોજન આપતો હતો. તેથી પ્રસન્ન થઈ એક દિવસે માધવે કહ્યું કે, 'જા, તું આખા ભરતખંડનો ચક્રવર્તી થશે!' બીજા ભરવાડો તે પછી તેને માન આપવા લાગ્યા; ને તેને બુક્કારાવના નામથી બોલાવવા લાગ્યા. તેનાપર દિલ્હીના શાહેનશાહના સરદારોએ ચઢાઇ કીધી, પણ તેઓને હરાવીને તેણે એક નગર વસાવી ત્યાં રાજ કરવા માંડ્યું કે જે નગરનું નામ વિદ્યાજન છે. કુન્ટોએ જે સાલ આપી છે, તે શાલિવાહન શકની હોય તો બરાબર છે.

આ સર્વ વૃત્તાંતપરથી આટલું સિદ્ધ થાય છે કે, વિજયનગરની સ્થાપનામાં માધવની મોટી સહાયતા હતી; તે ઈ. સ. ૧૩૩૬ થી તે ૧૩૭૦ સુધી હયાત હતો, ને ૧૩૩૬ માં સંસારત્યાગ કરી સાધુવૃત્તિમાં રહેતો હતો; અર્થાત્ શાકે ૧૨૫૭ માં તે હૈયાત હતો. જો તેનો જન્મ શાકે ૧૨૨૦ માં માનીએ તો એણે સાડત્રીસ વર્ષની વયે અથવા તે સમયે લગભગ સંસારત્યાગ કીધો હશે ને શાકે ૧૨૯૦ માં હૈયાત હોવો જોઇયે. બુક્કારાયના મરણ પછી એમનું મરણ થયું કે પૂર્વે, તે માટે કશો પણ આધાર નથી. પરંતુ દંતકથા છે કે, એણે બહુ લાંબું આયુષ્ય ભોગવ્યું છે. પણ ઉપલા આધારપરથી સિદ્ધ થાય છે કે, લગભગ પોણોસો વરસની એમની હૈયાતી તો હતી જ. (સં. ૧૯૬૩.)

શંકરની ઉપાસના કરતો હતો તથા અનેક સંતગુરુઓની સેવા કરતો હતો. એના પૂર્વજન્મના સંસ્કારના યોગથી એક પ્રસંગે ગુરુ દત્તાત્રેય તેને ત્યાં પધાર્યા, ત્યારે એ બાળકે પૂર્ણ શ્રદ્ધાથી તેની સેવા કરી. તે ઉપરથી પ્રસન્ન થઇ મહાત્માએ મંત્રોપદેશ કરીને તે બાળકને સમાધિપર્યંત જ્ઞાન આપ્યું. તે પછી માધવ, જેનું પૂર્વ જન્મનું નામ રામપટ્ટ હતું તેણે, કુંભક સુધી સમાધિનું જ્ઞાન મેળવ્યું; અને લોકોમાં ઇશ્વર પેઠે તે પુજાવા લાગ્યો. ઘણાં ઘણાં મનુષ્યો તેનાં દર્શને આવવા લાગ્યાં, અને એની ખ્યાતિ થવાથી ઘણાઓ વરદાન માગવા લાગ્યાં. આ સેવા, પૂજા તથા લોકભક્તિથી આનંદ પામી, રામપટ્ટે, પિતાની ઇચ્છા છતાં, સંસારમાં પડવાની ના પાડી, ત્યારે તેના પિતાના હૃદયમાં ઘણો જ સંતાપ થયો, અને પોતાના વંશનો નાશ થશે, એમ વિચારીને તેણે પુત્રને કેટલાંક કઠોર વચન કહ્યાં, તેથી ખેદ પામી, રામપટ્ટ લગ્ન કરીને, પિતાની ઇચ્છાને અનુસર્યો. આ વિઘ્ન નડવાથી એના યોગમાં ઘણી ખામી આવી, અને મરણ ટાણે જે શુભગતિની પ્રાપ્તિ માટે શ્રમ લીધો હતો તે નિરર્થક ગયો; અને તેને બીજો જન્મ લેવો પડ્યો હતો. માધવ વિદ્યા, ઐશ્વર્ય, યશ, લક્ષ્મી વગેરેથી સંપન્ન હતો, અને ગુરુ દત્તાત્રેયે ભાખેલા ભવિષ્ય પ્રમાણે તેનો આ જન્મ છેવટનો હતો.

પારાશર સ્મૃતિ, કે જેનાપર માધવે સર્વ ધર્મ શાસ્ત્રના દોહનરૂપ મોટી ટીકા રચી છે, તેના ઉપોદ્ઘાતપરથી જણાય છે કે, એની માતાનું નામ શ્રીમતી હતું, એના પિતાનું નામ માયણ હતું. અને તેની કીર્ત્તિ ઘણી જ ઉજ્જવળ હતી. બુદ્ધિ અને મન જેવા સાયણ અને લોકનાથ* નામે બે ભાઇઓ હતા, જે મહાબુદ્ધિમાન્ હતા. એમનું સૂત્ર બૌધાયન, શાખા યજુર્વેદની, ને ગોત્ર ભારદ્વાજ હતું. પરાશરીમા સાયણને માધવનો ભાઈ કહ્યો છે, પણ સર્વદર્શનસંગ્રહમાં સાયણ એ ભાઈ જણાતો નથી, પણ સાયણ એ કુળનું અથવા પ્રવરનું નામ જણાય છે. તેમાં લખ્યું છે કે, 'સાયણરૂપ દુગ્ધાબ્ધિમાં કૌસ્તુભમણિરૂપ થયેલા માધવાર્ય, આ સર્વદર્શનસંગ્રહ રચે છે.' અને માધવીય ધાતુવૃત્તિમાં 'अस्ति श्रीसंगमक्ष्मापः पृथ्वीतलपुरन्दरः तस्य मंत्रिशिखारत्नमस्ति मायण सायण ॥' એમાં માયણને પણ સાયણપદ આપ્યું છે. તેમ તૈત્તરીયભાષ્યમાં સાયણને માધવના નાના ભાઇ તરીકે ગણાવ્યો છે; તેથી કુળનામાનુકૂળ સાયણ નામ હશે, એમ ધારી શકીએ છીએ.

એના સંબંધમાં જે લોકકથા ચાલે છે તે બહુ વિચિત્ર છે, કેમકે જ્યારે આપણે ઉપર લખી ગયા તેમ ૩૩ વર્ષની વયે એણે સંન્યાસ લીધેલો જણાય છે, ત્યારે લોકકથાથી જણાય છે કે, ચાલીશ વર્ષની વય સુધી એ સંસારના રગડામાં રગડોળાતો હતો. જાતે ઘણો નિર્ધન હતો; અને જ્યાં ધનના વાંધા હોય છે, ત્યાં ખાનારાં ઝાઝાં હોય છે, તેમ માધવ પણ પુત્રપુત્રીથી એટલો બધો તો પીડાતો હતો કે, એ હમેશાં જ ઉદાસીન રહેતો હતો. કહે છે કે, એને સાત પુત્ર અને અગિયાર પુત્રીઓ હતી. તે સર્વનું એ ભિક્ષાથી પોષણ કરતો હતો. તે વિરૂપાક્ષ ક્ષેત્રમાં રહીને, મહાદેવનું નિત્ય સેવન કરતો હતો. તેવામાં એક સમયે કોઇ મહાત્મા ત્યાં પધાર્યા, અને એની સંસારપીડા જાણી, ગાયત્રીનો મંત્ર આપી જણાવ્યું કે, એ તું નિત્ય જપજે, એથી તને ઇષ્ટપ્રાપ્તિ થશે. પૂર્ણ શ્રદ્ધાવાન્ માધવે તે મંત્રનો જપ કરવા માંડ્યો ને ગાયત્રીનું આરાધન કરવા માંડ્યું, પણ ઇષ્ટપ્રાપ્તિ ન થવાથી, પૂર્ણ વૈરાગ્ય વ્યાપ્યો, અને તેથી કંટાળીને ગાયત્રીનું પુરશ્ચરણ છોડી દીધું, ત્યારે ગાયત્રીનો સાક્ષાત્કાર થયો, ને કહ્યું કે, 'વર માગ.' માધવે કહ્યું કે, 'હવે તને શું કરું ? જ્યારે અપેક્ષા હતી ત્યારે તેં સંકટ સોપાવ્યું. હવે તો वयं चोवशम गताः' આવો અનાદર છતાં, ગાયત્રીએ પ્રસન્ન થઇને એને ચૌદ વિદ્યાનું જ્ઞાન આપ્યું, અને એના સંતોષ માટે હોન નામના સોનાના સિક્કાનો વરસાદ વરસાવ્યો. જે હોનો આજ પણ વિજયનગરમાં કોઇ કોઇ ઠેકાણેથી મળી આવતા કહેવાય છે. ગાયત્રીએ જ એનું નામ વિદ્યારણ્ય રાખ્યું હતું.

માધવના પ્રતાપથી વિજયનગરની પ્રજા ધનાઢ્ય થઇ પડવાથી ત્યાંના રાજા હરિહરરાયે એનો ઘણો સત્કાર કીધો, ને અમાત્યની પદવી આપવા માંડી, પણ માધવ સર્વથી નિ:સ્પૃહ રહ્યો હતો.

* એક પ્રતમા 'સોમનાથ' પાઠ છે.

છતાં તે સમયોચિત પોતાની સલાહ રાજાને આપ્યા કરતો, તેથી રાજાની સંપત્તિમાં ઘણો વધારો થયો હતો, અને પ્રજા **માધવને** જ પ્રધાન માનતી હતી. કાવ્યમાળામાં, પ્રાચીન લેખમાલાના ૪૪ મા અંકમાં એક તામ્રલેખ છપાયો છે, તેમાં **માધવે માધવપુર** નામનું અગ્રહાર બ્રાહ્મણોને અર્પું હતું એમ જણાય છે, તેથી એમ પણ શંકા થાય છે કે, એણે થોડો કાળ અમાત્યપદ સ્વીકાર્યું હશે.

કેટલાંક વર્ષે—આશરે પાંચ સાત વર્ષ સુધી હશે—એ વિજયનગરમાં રહ્યો હોય, પણ ગાયત્રીના પ્રતાપથી જે વિદ્યા ઉત્પન્ન થઈ હતી, અને સસારમાં જે અસારતા સમજાઇ હતી, તેથી સંન્યાસ લઇ, એ તીર્થયાત્રાએ નિકળ્યો ને ઘણે સ્થળે વાદવિવાદ કરી, અદ્વૈત માર્ગનું સ્થાપન કરી, અનેકને પોતાના શિષ્યો બનાવી, પાછો પંપામાં આવ્યો, ત્યારે એનું વય ૫૦ વર્ષનું હતું એમ કહેવાય છે. સાઠ વર્ષની વયે વેદો ઉપર તેણે ભાષ્ય કીધાં છે, જે ઘણા મોટા વિસ્તારવાળાં ને અનુપમ છે.

એના હૃદયમાં જે આત્માનો પ્રકાશ ઝળહળી રહ્યો હતો, તેથી એ પંપા ને વિજયનગરથી થોડે દૂર આવેલા શૃંગેરીમઠમાં ગયેલો ધારી શકીએ છિયે, અને ત્યાં ગયા પછી, કેટલોક કાળ ગાળ્યા પછી, સંન્યસ્ત તો લીધું હતું, એટલે એની વિદ્યાનો પ્રતાપ જોઇને એને ભારતીકૃષ્ણના-વિદ્યાતીર્થના આસનપર બેસાડ્યા હોય તો તેમા પણ કંઇ આશ્ચર્ય થવા જેવું નથી; કેમકે એને પ્રથમથી જ અદ્વૈતનું જ્ઞાન હતું, ગાયત્રીના પ્રતાપથી સર્વ વિદ્યાવિશારદ હતો, અને પૂર્વજન્મનો યોગભ્રષ્ટ હોવાથી, આ જન્મે પ્રારબ્ધના ભોગ પૂર્ણ થવા અવતર્યો હતો, એટલે જે શેષ હતું તે સ્વરૂપનું અનુસંધાન હતું, અને તે આચાર્યપદ ઉપર આવીને ઉપદેશાદિકદ્વારા જીવન ગાળવાથી થાય એમ પણ હતું. તે પૂર્ણ કરી, શાકે ૧૩૦૮ થી ૧૩૧૧ સુધીમાં એ કૈવલ્યગતિને પામ્યો જણાય છે. પરન્તુ કાવ્યમાળાના તામ્રલેખથી તેણે ૧૩૧૩ માં અગ્રહારનું દાન દીધું છે. એટલે અહિયાં એક બીજો પણ પ્રશ્ન ઉભો થાય છે. પૂર્વે કહ્યું છે કે, ૧૨૨૦ માં એનો જન્મ હશે અને ૧૨૫૩ માં તે શંકરાચાર્યના પદ ઉપર બિરાજ્યા હશે. પણ બીજી હકીકત પ્રમાણે શાકે ૧૨૮૦ સુધી એ શૃંગેરીમાં ગયો નથી. માધવપુરના દાન પત્રમાં ૧૩૧૩ ની સાલ છે, તો ૧૨૫૩ માં શંકરપદે કેમ વિરાજી શકે, આ ગુંચવાડાનું નિરાકરણ થવું કઠિન છે.

એને બ્રહ્મજ્ઞાન સર્વાંગપૂર્ણ હતું, તે એટલાપરથી જણાય છે કે, કોઇક સમે એ દીર્ઘશંકાએ જતો હતો, તેવામાં માર્ગમા, રાજાની પડેલી સુવર્ણ ઇંટ એના જોવામાં આવી. એને મન તો સુવર્ણ ને માટી એક જ હતી, તેથી એક પગ નીચે સુવર્ણની ને એક પગ નીચે માટીની ઇંટ મૂકી, દીર્ઘશંકા કરી ને તે ઇંટ ત્યાં જ મૂકી ચાલ્યો ગયો. એ વર્તમાન રાજાને જણાતા, તેને ઘણો સંતોષ થવાથી, પુષ્કળ ધનમાનાદિક આપવાની ઇચ્છા દર્શાવી, પણ તે સર્વનો એણે અનાદર કર્યો. તે ઉપરથી તે સ્થળની પ્રજામાં એના વિષે બહુ જ ભક્તિ થવા માંડી

એનું રચેલું વેદભાષ્ય સંપૂર્ણ કહેવાય છે અને તે સંબંધે એક વાત લોકોમાં ચાલે છે કે, એ યાત્રા કરતા કાશીક્ષેત્રમાં આવ્યો ત્યારે ચિરંજીવી વેદવ્યાસજીનાં એને દર્શન થયા. તે સમયે પોતાના ભાષ્યમા કંઇ દોષ હોય તો તે જાણવાની ઇચ્છાથી, પોતાનો ગ્રન્થ બતાવ્યો; વ્યાસજી, લક્ષપૂર્વક અવલોકન કરતા પણ તેમા દોષ કાઢી શક્યા નહિ; અને તે ઉપરથી વેદવ્યાસજીએ જ એનું નામ વિદ્યારણ્ય રાખ્યુ હતું.

એનું વિદ્યારણ્ય નામ સાર્થક હતું. એ સર્વશાસ્ત્રવિશારદ હતો એ પણ સાર્થક હતું. એણે સર્વ વિદ્યાના ગ્રન્થો, જ્યોતિષ, વૈદક, વેદાન્ત, એ ત્રણે વિષયમાં રચ્યા છે. એના ગ્રન્થો આ પ્રમાણે છેઃ—

૧ **નિદાનમાધવ અથવા માધવનિદાન**—એમાં રોગ ના કારણથી ઉત્પન્ન થાય છે, તે સાધ્ય છે કે અસાધ્ય છે, તેના કેટલા પ્રકાર છે તેનું વર્ણન સમાવ્યુ છે. એપર **નારસિંહ** તથા વિજયરક્ષિત નામની ટીકા છે.

૨ **કાલમાધવ**—એ ગ્રન્થમાં ધર્મશાસ્ત્ર સંબંધે વિચારો દર્શાવ્યા છે.

૩ **સંક્ષેપશંકરજય અથવા શંકરદિગ્વિજયઃ**—આ એક ગમિક કાવ્ય છે. તેની કવિતા અને તેમાં પ્રમાદગુણ બહુધા જોવામા આવે છે. એમા શ્રીશંકરાચાર્યભગવાનનું ચરિત્ર

૪ **પંચદશી**:–આ વેદાંત પ્રક્રિયાનો અનુપમ ગ્રંથ છે. એ ઉપર રામકૃષ્ણની ટીકા છે.

૫ **બ્રહ્મગીતા**:–એમાં મધ્વ, શંકર અને રામાનુજ મતોનું પ્રતિપાદન કરી, શ્રુતિસંમત અદ્વૈતમતનું સમર્થન કર્યું છે. એ ઉપર પ્રકાશિકા નામની ટીકા છે.

૬ **શતપ્રશ્નકલ્પલતિકા**:–આ ગ્રંથ પ્રશ્નોત્તરરૂપ છે. એના એક શ્લોકમાં પ્રશ્ન અને દશ શ્લોકમાં તેનું ઉત્તર, એવા શતદશક છે. તેમાં કેટલીક જાતો સંબંધી નિરૂપણ છે.

૭ **સર્વદર્શનસંગ્રહ**:–એમાં ન્યાય, વેદાન્ત, મીમાંસા, સાંખ્ય, કણાદ વગેરે શાસ્ત્રોનું વર્ણન છે.

૮ **વિદ્યારણ્યકાલજ્ઞાન**:–તૈલંગણ યવનોને સ્વાધીન થતાં સુધીની રાજમર્યાદા તથા રાજાઓનું વર્ણન છે.

૯ **માધવવૃત્તિ**:–એ વ્યાકરણનો એક ગ્રંથ છે.

૧૦ **જીવન્મુક્તિવિવેક**:–તેમાં જીવની મુક્તિ સંબંધે વિવેચન કરવામાં આવ્યું છે.

૧૧ **ન્યાયમાલા**:–જૈમિનીસૂત્રપર વ્યાખ્યા.

૧૨ **વેદાંતાધિકરણમાલા**:–વેદાન્તસૂત્રપર ટીકા કરતાં શાંકરભાષ્યનો સિદ્ધાંત સંક્ષેપમાં જણાવ્યા છે.

૧૩ **પારાશરમાધવીય**:–પારાશર સૂત્ર–સ્મૃતિપર ટીકા.

૧૪ ***પંચપાદિકા–વિવરણ પ્રમેયસંગ્રહ**:–આ ગ્રંથ બ્રહ્મસૂત્રના ઉપરના શંકર ભગવાને રચેલા ભાષ્ય ઉપર પદ્મપાદાચાર્યે રચેલી પંચપાદિકા નામની ટીકા છે. આ ટીકા ઉપર પ્રકાશાત્મજીએ (ઇ. સ. ૧૨૦૦) એક વિવરણ લખ્યુ છે. આ વિવરણમાં આવેલા પ્રમેયોનો સંગ્રહ શ્રીવિદ્યારણ્ય મુનિએ કરેલો છે.

૧૫ **દૃગ્દૃશ્ય વિવેક**:–એમાં વેદાન્તદર્શનની મર્મજ્ઞતાના અવધિનું અવિષ્કાર કરેલું છે.

૧૬ **વેદનાં ભાષ્યો**:–ચારે વેદની સંહિતા ઉપર તથા ચારે વેદના બ્રાહ્મણો ઉપર અપૂર્વ ભાષ્યો છે.

૧૭ ***વાર્તિકસારસંગ્રહ**:–ઉપનિષદોના શાંકરભાષ્ય ઉપર શ્રીસુરેશ્વરાચાર્યે વાર્તિકો લખેલાં છે. તેના ઉપર **વાર્તિકસાર** વિદ્યારણ્યે રચ્યો છે.

વિદ્યારણ્ય પાછલા કાળમાં શિષ્યોને ભણાવતા હતા. જ્યારે વૃદ્ધાવસ્થામાં ગ્રંથો લખવાનું સામર્થ્ય ઘટી ગયું ત્યારે પૂર્વે કરેલા ગ્રંથોનું શોધન કરીને તાડપત્રપર સંખ્યાબંધ પ્રતો લખાવી, કેટલીક જમીનમાં દટાવી, કેટલીક ગુફાઓમાં મૂકાવી, અને કેટલીક મઠોમાં તથા પાઠશાળાઓમાં આપી હતી. આ ગ્રંથો કર્નલ કોલિન મેકેંઝીએ ૧૮૧૧ માં વિજયનગરની પાસેના હેરોમાં જમીન ખોદવાથી મેળવ્યા હતા. તેની લિપિ ઘણી કઠિન છતાં, એ વિદ્વાન્ કર્નલે તે સમજી, તેમાંના કેટલાકનાં અંગ્રેજીમાં ભાષાંતર કીધાં છે.

આવા મહાસમર્થ સ્વામીએ જ્ઞાનની પરિપક્વ દશામાં જે ગ્રંથ રચ્યો છે તે પંચદશી છે, ને એનાં દશ પ્રકરણ પૂર્ણ થયાં, તેટલામાં એ કૈવલ્યગતિને પામવાથી, એ ગ્રંથ અપૂર્ણ રહ્યો હતો, પણ એમના ગુરુના ગુરુ, ભારતીતીર્થ મુનિએ, એ ગ્રંથ પૂર્ણ કીધો છે. જો સ્વામિને હાથે આ ગ્રંથ પૂર્ણ થયો હોત તો વધારે સરસ થાત એમ કહેવામાં કંઇ અતિશયોક્તિ નથી; કેમકે ગાયત્રીનાં પુરશ્ચરણથી પ્રસન્ન થયલી ગાયત્રીદેવીએ વરદાન દેતાં કહ્યું હતું કે, ‘ઉત્તરાશ્રમમાં તું જે ગ્રંથ રચશે, તે સર્વમાન્ય, સર્વોત્તમ, તેમ જ સર્વપ્રિય થશે.’ પંચદશી સબંધે પણ તેમ જ થયું છે. વેદાંત સિવાય બીજા ગ્રંથો પૂર્વાશ્રમમાં રચાયલા છે અને વેદાન્ત ગ્રંથો ઉત્તરાશ્રમમાં રચાયલા છે. એ ગ્રંથોમાં અદ્વૈતસિદ્ધાંતનું એવી સરસ રીતિએ નિરૂપણ કીધું છે કે, શંકરાચાર્યથી ન્યૂન કાર્ય જો કોઇએ પણ કીધું હોય અને શંકરાચાર્યની મહત્તાને જો કોઇએ પણ જાળવી રાખી હોય તો તે વિદ્યારણ્ય છે. એના વિચાર ગૂઢ, પ્રૌઢ વાદવાળા સતે થોડા પણ જ્ઞાનવાળાને સંપૂર્ણ રીતે સમજાય તેવા છે. એમણે પંડે બ્રહ્મદર્શનના મંદિરમાં પેસી, પરમ પ્રસાદી પ્રાપ્ત કરી હતી. એમની ગંગાના પ્રવાહ જેવી નિર્મળ વાણીએ અદ્વૈતદર્શનનાં ગૂઢ તત્ત્વો દર્શાવીને તથા પ્રવૃત્તિમય જીવનને નિવૃત્તિપરાયણ કરવા માટે યુક્તિ, અનુભવ, અને શ્રુતિઓનાં દૃષ્ટાંતો તથા સિદ્ધાંતો દર્શાવીને, અમૂલ્ય લાભ આપ્યો છે. સરળ જીવન એવું હોઇ શકે! જે ગંભીરતાથી વેદાન્ત દર્શાવી, અગાધ લાભ આપ્યો છે તે અહો! એ જ કર્તવ્ય! એ જ સાફલ્યતા! એ જ જીવન! એ જ આત્મોન્નતિ! અહો!

વિ. સં. ૧૯૫૬

ઇચ્છારામ સૂર્યરામ દેશાઇ

### આર્ય સંસ્કૃતિના ઉદ્ધારકો અને વિજયનગર રાજ્યની સ્થાપના

# શ્રીવિદ્યારણ્ય અને શ્રીવિદ્યાતીર્થ સ્વામીનાં ચરિત્રો

(૧)

અમારા પૂજ્ય પિતાશ્રીએ, વિદ્યારણ્ય સ્વામીનું જીવનચરિત્ર, તેમને જે પ્રકારનાં ઐતિહાસિક સાધનો વિચારવા માટે મળ્યાં તેને અનુસરીને લખ્યું છે, જે પહેલી આવૃત્તિમાં પ્રકટ થયું છે. બીજી આવૃત્તિમાં 'ઇન્ડિયન એન્ટીકવેરી'માં આપેલી હકીકત ઉપરથી તેમાં ઉમેરો કરવામાં આવ્યો છે; અને આ તૃતીયાવૃત્તિમાં પણ તેનું પુનઃ મુદ્રણ કર્યું છે. પણ આ જીવનવૃત્તાંત લખાયો તે સમય પછી દક્ષિણ હિંદમાં વિજયનગરના રાજ્યના ઇતિહાસ સંબંધી ઘણી નવી જાણવા જેવી શોધખોળો થઈ છે, અને 'ઇન્ડિયન એન્ટીકવેરી'ના અંકોમાં નોંધાઈ છે. તે પ્રમાણે કેટલાંક નવાં પુસ્તકો પણ લખાયાં છે, કે જે ઉપરથી ઘણો નવો પ્રકાશ તેના ઉપર પડવા લાગ્યો છે. મી. રોબર્ટ સ્યુવેલે 'વિસ્મૃત સામ્રાજ્ય'[૧] એ નામે વિજયનગર રાજ્યનો ઇતિહાસ લખ્યો છે, ત્યારે મી. સૂર્યનારાયણરાવે "કદિ પણ નહિ ભૂલવા જોગ સામ્રાજ્ય"[૨] એવે નામે વિજયનગરનો ઇતિહાસ ખૂટતા આંકડા પૂર્ણ કરીને લખ્યો છે; અને ડૉ. કૃષ્ણસ્વામી આયંગરે "વિજયનગર રાજ્યના ઇતિહાસનું અલ્પ જાણીતુ થયેલું એક પ્રકરણ"[૩] લખીને પ્રાપ્તજ્ઞાનસામગ્રીમાં ઉમેરો કર્યો છે. એ સર્વ ઉપરાંત "વિજયનગરના ઇતિહાસની સામગ્રી"[૪] સૌથી વધારે ઉમેરો અને સંગ્રહ કરે છે. આ ઉપરાંત બીજા પણ ઘણા લેખો જૂદાં જૂદાં માસિક અને વૃત્તપત્રોમાં વારંવાર લખાયલા છે, તે સર્વેય ધ્યાનમાં લેવા જેવા છે. આ સર્વ ઉપરથી આપણે તો અત્રે આપણા ચરિત્રનાયક શ્રીવિદ્યારણ્ય મુનિ અને તેમના ગુરૂ, શ્રીભારતીતીર્થ અને ગુરૂના ગુરૂ શ્રીવિદ્યાતીર્થ મુનિ, કે જેમનો પંચદશી સાથે સંબંધ છે, તેઓ સંબંધી શી શી હકીકતો જાણવા જેવી મળે છે તે જ વિચારવાની છે.

સ્વયં "પંચદશી"માં વિદ્યારણ્ય મુનિએ સર્વ શાસ્ત્રોને મિથ્યા કહ્યાં છે, છતાં તેનું મિથ્યાત્વ સમજવા માટે ઇતિહાસનો અભ્યાસ અગત્યનો અને આવશ્યક ગણેલો છે. એક જ કાળ ત્રણ ભાગમાં વહેંચાયલો છે, અને તેમાં અગત્યનો વર્તમાનકાળ એ ભૂતકાળનું પરિણામ છે, અને જ્યાં સુધી ભૂતકાળનો ઇતિહાસ ઝીણવટથી જાણવામાં નહિ આવે ત્યાં સુધી વર્તમાનના અને ભવિષ્યના કેટલાક કોયડાઓની ગાંઠ બરાબર રીતે છૂટી શકતી નથી. સ્વયં વેદ કહે છે કે જે માણસ ઇતિહાસ જાણતો નથી તેનો અધઃપાત થાય છે, જ્યારે જે માણસ દરેક ડગલે ને પગલે ઇતિહાસ જાણે છે તે અક્ષય્ય જીવન પ્રાપ્ત કરે છે.[૫]

---

૧ "Forgotten Empire" of Vijayanagar by Mr. Robert Sewell.

૨ "Never to be For goten Empire of Vijayanagar" by Mr. B. Suryanarayan Rao.

૩ "A Little Known Chapter of Vijayanagar History" by Dr. Krishnaswamy Ayyangar.

૪ Sources of Vijayanagar History.

५ यो ह वा अविदितार्षेयच्छन्दो दैवत ब्राह्मणेन मंत्रेण याजयति वाध्यापयति वा स्थाणुं वर्च्छति गर्तं वा पद्यते प्रवामीयते
[illegible] ॥

ઇતિહાસ એટલે મહાપુરુષોના કાળક્રમમાં ગુંથાયલાં જીવનચરિત્રો, પછી તે ઐતિહાસિક હોય કે ધાર્મિક હોય. પણ સામાન્ય રીતે એવો નિયમ પ્રવર્તતો જણાય છે કે, એક મનુષ્ય તેના પોતાના જીવનકાળમાં મહાપુરુષ લેખાય, અને તેનું જીવનચરિત્ર કોઈ નોંધી લે, અને તે પણ વળી અપક્ષપાતભર્યું અને અતિશયોક્તિ વિનાનું, એવું ભાગ્યે જ બને છે. મહાપુરુષ ગણાયલા માણસને, નિર્માનિપણાને લીધે પોતાનું જીવનચરિત્ર કોઈ આલેખી લે અથવા પોતે જાતે લખી રાખે, તેની ઘણી જ ઓછી પરવા હોય છે. એટલે પરિણામ એ આવે છે કે તેના જીવન બાદ તેના કાર્યની મહત્તા બીજાઓને જણાવા માંડે છે, ત્યારે તેણે પોતાનું જીવનવૃત્ત કેવી રીતે વ્યતીત કર્યું હશે, એ વિષે જાણવાની ઇચ્છા જિજ્ઞાસુઓને–પ્રેમીજનોને પેદા થાય છે; અને પછી તે તેના જીવનચરિત્ર વિષેની હકીકત એકઠી કરવા માંડે છે, ત્યારે સાચી ખોટી, અંધશ્રદ્ધાવાળી, કે અતિશયોક્તિવાળી વાતો, દંતકથાઓ તેને મળે છે, અને જો તેમાં વિવેકબુદ્ધિ વાપરીને સત્ય તારવી કાઢવામાં આવતું નથી તો સત્ય અને સત્યાભાસ અને ચમત્કારપૂર્ણ અદ્ભુત વાતોનો જ અસંબદ્ધ સંગ્રહ એકઠો થઈ જાય છે. તેને અંધશ્રદ્ધાળુઓ સાચો ઇતિહાસ અથવા જીવનવૃત્તાંત માની બેસે છે, અને વિરોધીઓ તેઓની વાતો નાપાયાદાર ગણી હસી કાઢે છે. આવી પરિસ્થિતિ આપણા આર્યાવર્તમાં મહાપુરુષોના જીવન સંબંધમાં ઇતિહાસમાં છે, એ સર્વવિદિત વાર્તા છે.

શ્રીવિદ્યારણ્ય સ્વામીના જીવનચરિત્ર સંબંધમાં પણ કંઈ આવી જ સ્થિતિ છે, તેથી અત્યાર સુધીમાં મળેલી અને તે પછી થયેલી શોધખોળોને આધારે તેમના જીવન સંબંધી આપ્ત હકીકતોમાં ફેરફાર થતો આવ્યો છે. મહાપુરુષોનાં ચરિત્રો લખવાની બે રીતો છે. કાં તો પોતાની કલ્પનાશક્તિ અને કાવ્યશક્તિનો પૂરો ઉપયોગ કરી અતિશયોક્તિપૂર્ણ વર્ણન કરવામાં આવે છે, અથવા તો ઐતિહાસિક દૃષ્ટિએ સાધાર ચરિત્ર લખવામાં આવે છે. બન્ને રીતોનાં ચરિત્રો ઉપયુક્ત છે; પણ બીજા પ્રકારનાં ચરિત્રો વધારે ટકાઉ અને પ્રમાણભૂત મનાય છે. પહેલા પ્રકારનો દૃષ્ટાંત વિદ્યારણ્યરચિત શંકરદિગ્વિજય છે અને બીજા પ્રકારનો દૃષ્ટાંત કલ્હણકૃત રાજતરંગિણી છે.

દક્ષિણ હિંદમાં વિજયનગરની સ્થાપના એ એક ઈશ્વરી સંકેતવાળું કાર્ય સમજાય છે. ૧૪ મી સદીમાં જો આવું બળવાન હિન્દુ રાજ્ય સ્થપાયું નહિ હોત, અને લગભગ ૨૫૦ વર્ષ સુધી તેજસ્વી રીતે ટક્યું નહિ હોત, અને તેણે તે સમયનાં બળવાન પરધર્મી પાંચ પાંચ રાજ્યો વચ્ચે વસીને સખ્ત ટક્કર લીધી નહિ હોત તો દક્ષિણ હિંદની સ્થિતિ ઉત્તર હિંદુસ્તાન જેવી જ બની ગઈ હોત. હિંદુ-મુસલમાનોનો સવાલ, ઉત્તર હિંદમાં બન્યું છે તેમ મહામુસ્કેલીવાળો કોયડો બની ગયો હોત, અને આજે કાસ્મીરની જે અવદશા થઈ રહી છે તેવી તેની બનતે. પણ ઈશ્વરી સંકેત પ્રમાણે ૧૪ મી સદીમાં વિજયનગરની સ્થાપના અને ૧૭ મી સદીમાં મહારાષ્ટ્રમાં શ્રીશિવાજી મહારાજનો ઉદય–એ બે વાતોને લીધે દક્ષિણ હિંદ આજ પણ મોટે ભાગે હજી વધુ હિન્દુમય રહ્યું છે, એમ કહી શકાય તેમ છે.

હવે આ સમયની રાજકીય પરિસ્થિતિનો થોડો વિચાર કરવો આવશ્યક છે. ખૂની અલ્લાઉદ્દીન ખીલજીએ (ઈ. સ. ૧૨૯૫–૧૩૧૫), મલિક કાફુર અને મુબારક (ઈ. સ. ૧૩૧૬–૧૩૨૦) વારંગળ, દેવગિરી અને દ્વારસમુદ્ર સુધીનો મુલક જિતી લઈ રામેશ્વર સુધી ધસી ગયા હતા. રામેશ્વર જેવા હિંદુ પવિત્ર તીર્થમાં પરધર્મીઓએ પોતાનું પ્રાર્થના મંદિર–મસ્જીદ બાંધી. રાજા હરિપાળ દેવનું શિર કાપી ઘણી ક્રૂરતા અને નિર્લજ્જતાથી આ દુષ્ટ

લોકોએ લટકાવી દીધું હતું. તે પછી ઈ. સ. ૧૩૨૫ માં દિલ્હીમાં મુહમ્મદ તઘલક ગાદીએ બેઠો અને તે ઈ. સ. ૧૩૩૫ માં દેવગિરી-દૌલતાબાદ સુધી મોટું લશ્કર લઈને આવી પહોંચ્યો. તે સમયે મુસલમાનનો હલ્લો આવતો અટકાવવા માટે દક્ષિણ હિંદમાં કોઈ સમર્થ હિંદુ રાજા રહ્યો નહોતો. દેવગિરીનો રામદેવ તો મલીક કાફુરને હાથે ઈ. સ. ૧૩૧૨ માં પકડાઈ ગયો હતો. તેથી વારંગળના રાજાએ પ્રથમ ટક્કર લીધી, પણ આખરે ૧૩૧૮ માં તે શરણે ગયો, ઈ. સ. ૧૩૨૨ માં તેનો બહાદૂર રાજા પ્રતાપરૂદ્ર હાર્યો. જ્યારે તેને કેદ કરીને દિલ્હી લઈ જવામાં આવતો હતો, ત્યારે ગોદાવરી ઉપર મંત્રકૂટ આગળ તે મરણ પામ્યો. તેના વિશ્વાસપાત્ર અધિકારી અથવા સામંતરાજ અનાગોંદી સંસ્થાનના સંગમરાજ પહેલાના બે પુત્રો હરિહર અને બુક્કરાય, જેઓ મહારાજાના કોશાધ્યક્ષ અને મહામંત્રી હતા, તેઓ જીવ લઈને નાસી છૂટ્યા અને આનાગોંદી નજીક કામ્પીલીના રાજાને શરણે ગયા. પણ કામ્પીલીનો જંબુકેશ્વર ઈ. સ. ૧૩૩૪ માં પણ યવનોના હુમલાથી હાર્યો ને લડાઈમાં માર્યો ગયો. ત્યાંથી નાસી છૂટી હરિહર અને બુક્કરાય વનમાં સંતાયા. એક વાર તેઓ શિકાર કરવા ગયા ત્યાં એક સસલું શિકારી કૂતરાની સામું થયું, તેથી તેમને ચમત્કૃતિ લાગી અને તે જ વનમાં શ્રીવિદ્યારણ્ય સ્વામીનો અને શ્રીવિદ્યાતીર્થ સ્વામીનો અચાનક મેળાપ થયો. તેઓએ તેમને આ અદ્ભુત કથા કહી, એટલે વિદ્યારણ્ય મુનિએ તે સ્થળે એક નવા રાજ્યની સ્થાપના કરવાની સલાહ આપી. હરિહર અને બુક્કરાયે તે માની અને ત્યાં આગળ વિજયનગરની સ્થાપના કરી. (ઈ. સ. ૧૩૩૫-૩૬ માં) અત્રે રાજા હરિહર પહેલાની અને બુક્કરાયની વંશાવલિ આપવી ઠીક પડશે.

## વિજયનગર સ્થાપનાર રાજાઓનું વંશવૃક્ષ




વિજયનગર રાજ્યની સ્થાપનામાં હરિહરરાય અને બુક્કરાયને ગુરુ વિદ્યાતીર્થ મુનિ, અને શિષ્ય વિદ્યારણ્ય મુનિ કે જેમનું પૂર્વાશ્રમનું નામ માધવ અથવા માધવાચાર્ય હતું, તેમણે અને તેમના ભાઈ સાયણાચાર્યે બહુ સારી મદદ કરેલી હતી, એ તો ચોક્કસ છે. છતાં ઐતિહાસિક શોધખોળો ઉપરથી અને બુક્કરાયના જ્યેષ્ઠ પુત્ર હિરિય કમ્પનની રાણી ગંગાદેવીએ પોતાના સ્વામીએ મદુરા જિતી લઈ ત્યાં રાજ્ય કર્યું હતું, તેના વિષયમાં મધુરા વિજયમ્* નામનું એક સુંદર કાવ્ય સંસ્કૃત ભાષામાં રચ્યું છે, તે ઉપરથી જણાય છે કે

* मधुराविजयम् કાવ્યનું અપર નામ वीरकंपरायचरितम् પણ છે

હરિહર અને બુક્કરાયના કુળગુરુ એટલે પુરોહિત તરીકે તો કોઈ કાશીવિલાસ ક્રિયાશક્તિ ગુરુ કરીને હતા. વિજયનગરના પ્રથમના આ રાજાઓ શૈવાગમ મતના શૈવ હતા, પણ પાછળથી સાયણ અને માધવના સમાગમમાં આવ્યા પછી તેઓ વેદાન્તી બન્યા હોવા જોઇએ. કારણ કે તેઓ જ્યારે ગાદીએ બેસતા ત્યારે શ્રી વિરૂપાક્ષ મહાદેવના દર્શને હંમેશ જતા. હરિહર અને બુક્કરાયના ભાઈ કમ્પનરાજના પુત્ર સંગમરાજ અને હરિહર બીજા ઉપર આ શૈવ ગુરુ ક્રિયાશક્તિનો પ્રભાવ હતો. વિજયનગરની સ્થાપના વખતે વિદ્યારણ્યે અને સાયણે, પુરોહિત અથવા રાજગુરુ ક્રિયાશક્તિનો હક્ક ડુબાવ્યો નથી, એમ જણાય છે.

બુક્કરાય ગાદીએ આવ્યો ત્યારે તેણે સાયણ-માધવને શ્રીવેદનાં ભાષ્યો રચવાનું જણાવ્યું. આ પ્રસંગ હિંદના ધાર્મિક ઇતિહાસમાં મહત્વનો છે. જ્યારે સાયણાચાર્યે આ કામનો રાજ્યાશ્રયે આરંભ કર્યો ત્યારે માધ્વ મતવાળા અક્ષોભ્યતીર્થ અને વેદાન્ત દેશીકાચાર્ય વિજયનગરની બાજુમાં રહેતા હતા. તેઓના મનમાં સ્વાભાવિક ઇર્ષા આવી. વિદ્યારણ્યે ઇ. સ. ૧૩૫૦ માં વેદાન્ત દેશીકને વિજયનગરમાં આવી રહેવા માટે આમંત્રણ આપેલું, પણ તે તેણે સ્વીકાર્યું નહોતું અને નીચે પ્રમાણે ઉત્તર લખી મોકલ્યો કહેવાય છે:-

क्षोणीकोणशतांशपालनकलादुर्वारगर्वानलक्षुभ्यत्क्षुद्रनरेन्द्रचाटुरचना धन्यान्न मन्यामहे ।
देवं सेवितुमेव निश्चिनुमहे योऽसौ दयालुः पुरा धानामुष्टिमुचे कुचेलमुनये दत्तेस्म वित्तेशता ॥

ભાવાર્થઃ-પૃથ્વીના ખુણાના શતાંશની પાલનકલામાં દુર્વાર એવા ગર્વરૂપી અગ્નિથી ક્ષોભ પામનારા ક્ષુદ્ર રાજાઓની સુંદર રચના કરવામાં પોતાને ધન્ય માનનારા લોકોને અમે માનતા નથી, પરંતુ જેણે પૂર્વે ધાનામુષ્ટિ આપનારા સુદામા મુનિને વિત્તેશતા અર્પી એવા દયાળુ જે આ શ્રીકૃષ્ણદેવ તેમની જ સેવા કરવાનો અમે નિશ્ચય કરીએ છીએ.

ઇ. સ. ૧૩૫૦ માં જ્યારે માધ્વ મતના આચાર્ય અક્ષોભ્યતીર્થ પીટ ગામમાં વસતા હતા ત્યારે વિદ્યારણ્ય સ્વામીને અને તેમને શાસ્ત્ર સંબંધમાં વાદ થયો હતો, અને તેવો જ વાદ ઇ. સ. ૧૩૫૬ માં જ્યારે વિદ્યારણ્ય સ્વામી કાશીથી પાછા ફર્યા ત્યારે માધ્વ મતના મૂળ આચાર્ય શ્રીમધ્વાચાર્યના ગ્રંથો ઉપર ટીકા કરનાર શ્રીજયતીર્થ સાથે પણ થયો હતો, એમ કહેવાય છે. આ બીજો શાસ્ત્રાર્થ મુલબાગળ ગામે થયો હતો, એમ મહિસુર રાજ્યના પ્રાચીન શોધખોળ ખાતાના ૧૮૯૬ ના વર્ષના રિપોર્ટમાં મળી આવે છે. પણ તેને સ્વતંત્ર ઐતિહાસિક ટેકો મળતો હતો.

માધ્વ મતવાળાઓના ગ્રંથમાં લખ્યું છે, કે અક્ષોભ્યતીર્થ વાદમાં જિત્યા હતા; અને મધ્યસ્થ પ્રમુખસ્થાને વેદાન્ત દેશીકાચાર્ય હતા. તે જ પ્રમાણે બીજા વાદમાં અક્ષોભ્યના શિષ્ય જયતીર્થ સ્વામી પણ જિત્યા હતા; અને તેના બદલામાં વિદ્યારણ્ય સ્વામીએ જયતીર્થ સ્વામીને પોતાના હાથી ઉપર બેસાડી મુલબાગળ ગામમાં માન સાથે ફેરવ્યા હતા. ઇ. સ. ૧૩૫૬ પછી કાશીથી વિદ્યારણ્ય સ્વામી પાછા ફર્યા હતા, એમ શિલાલેખો ઉપરથી જણાય છે.*

આ ઉપરથી સમજાય છે, કે સર્વદર્શનસંગ્રહમાં વિદ્યારણ્ય સ્વામીએ માધ્વ મતનો જે પરિચય આપ્યો છે તે જાતમાહિતીનો લાગે છે, અને અક્ષોભ્યતીર્થ તથા જયતીર્થ તેમને વાદમાં જિત્યા હતા, એ વગેરે હકીકત સાંપ્રદાયિક મહત્વ વધારવા માટે અતિશયોક્તિ ભરેલી અને એકદેશી લાગે છે. તેથી તે વિશ્વાસને પાત્ર નથી. બીજું કારણ કે સર્વદર્શનસંગ્રહમાં

* (જૂઓ પ્રો. વેંકટેશ અય્યરનો મહિસુર યુનિવર્સિટિના માસિક પત્રમાં. સપ્ટેમ્બર ૧૯૨૭ ના અં.)

વિદ્યારણ્યે માધ્વ મતમાં દોષ બતાવ્યા છે, અને સ્વમાન્ય અદ્વૈત મતની સ્થાપના કરી છે. પણ આ બનાવોનાં મળી આવતાં વર્ણનોથી એટલું તો સાફ સમજાય છે, કે તેઓ સામાવાળાના મતને માન આપતા અને હાથીએ બેસાડી ફેરવતા. પણ તે ઉપરથી માધ્વ મતવાળા વાદમાં જિતી ગયા હતા, એવું માનવાને કારણ નથી.

બુક્કરાયને દેવાથી રાણીથી હિરિયા કમ્પન નામનો પુત્ર થયો હતો. તેનાં લગ્ન કુંતલદેશની ગંગાદેવી રાણી સાથે થયાં હતાં. આ પુત્ર બળવાન અને વિજયાકાંક્ષી હતો. તેથી તેને દક્ષિણ હિંદમાં શ્રીરંગજીના મદિરની ટેકરી, જે મુસલમાનોના હાથમાં જઈ પડી હતી, તે જિતી લેવા માટે અને વિજયયાત્રા કરવા માટે વિદ્યારણ્યે અને બુક્કરાયે ઉપદેશ આપ્યો. તેથી તે રાજપુત્ર દક્ષિણમાં ગયો, મરકતપુરના રાજા ચંપકરાયને હરાવી તુંદિર મંડળનો મુલક જિતી લીધો, અને ઈ. સ. ૧૩૭૦–૭૧ માં શ્રીરંગમનું પવિત્ર તીર્થ મુસલમાનોના અમલથી મુક્ત કર્યું. આ બનાવ જોવાને શ્રીવિદ્યારણ્ય સ્વામી જીવતા રહ્યા હતા. વીર કમ્પને તે પછી મદુરા (દક્ષિણનું મથુરા) જિતી લીધું હતું, અને તેની રાણીએ તે ઉપરથી 'મદુરાવિજય' નામનું મહાકાવ્ય રચ્યું હતું. મદુરાના સુલતાનની સાથે વીર કમ્પને હાથોહાથ દ્વંદ્વ યુદ્ધ કર્યું હતું, અને તેમાં સુલતાન માર્યો ગયો હતો. વિદ્યારણ્ય મુનિ જો કે વેદાન્તી હતા છતાં પણ સગુણ બ્રહ્મમાં અને પ્રતિમાપૂજનમાં માનનારા હતા, અને શ્રીરંગનું ક્ષેત્ર મુસલમાનોના કબજામાંથી છુટું થયેલું જોવાને આતુર હતા. તેમની આ સદિચ્છા વીર કમ્પનને હાથે પરિપૂર્ણ થઈ હતી. આ બનાવથી સમગ્ર હિંદુ જાતિમાં ઉત્સાહ અને આનંદ ફેલાયો હતો. દ્વૈતવાદી માધ્વ મતના વૈષ્ણવો આનંદમાં આવ્યા હતા, અને શ્રીરંગમાં ઠાકોરજીની પ્રતિમાની ફરી સ્થાપના થઈ, અને પૂર્વની માફક જાહોજલાલી પાછી બંધાઈ હતી. માધ્વ મતના આચાર્ય જયતીર્થ સ્વામી પણ તે વખતે જીવતા હતા. આ વીર કમ્પનરાય પોતાના પિતા બુક્કરાયના જીવતાં સ્વર્ગલોક પામ્યા હતા. તે પછી તેનો નાનો ભાઈ ચીકા કમ્પન ઉર્ફે હરિહર બીજો ગાદીએ આવ્યો હતો. તેના સમયમાં વિદ્યારણ્ય સ્વામીની સાયણાચાર્યની અને સોમનાથની લાગવગ ઘણી વધી હતી, અને તેઓ શૃંગેરી મઠના શંકરાચાર્ય તરીકે નીમાયા હતા. ઈ. સ. ૧૩૭૯ માં જ્યારે વિદ્યારણ્ય શૃંગેરી મઠના શંકરાચાર્ય હતા ત્યારે તેમની સલાહ પ્રમાણે હરિહર બીજાએ નાગુરનો અગ્રહાર કેટલાક બ્રાહ્મણોને દાનમાં આપ્યો હતો. તે જ પ્રમાણે ઈ. સ. ૧૩૭૮ માં હરિહર બીજાએ વિદ્યારણ્યની સૂચના પ્રમાણે પ્રસન્ન વિશ્વેશ્વરના શિવાલયને જમીનો જાગીરોમાં આપી હતી, એવા ઉલ્લેખો તામ્રપત્રો અને શિલાલેખોમાં મળે છે.* એક લેખ ઉપરથી એમ જણાય છે, કે ઈ. સ. ૧૩૭૯માં મુદ્દણનાથે દાનમાં આપેલ કેટલીક અગ્રહારની જગ્યા શ્રીસાયણાચાર્યને પણ મળેલી છે; અને "સાયણીય સુભાષિતમ્" નામના ગ્રન્થ ઉપરથી સમજાય છે, કે કમ્પભૂપતિની સૂચના પ્રમાણે ઉપર જણાવેલું તામ્રપટ લખવામાં આવ્યું હતું. આ સર્વ લેખો ઉપરથી એટલું તો ચોક્કસ સિદ્ધ થાય છે, કે ખ્રિસ્તી ૧૪ મા શતકના ઉત્તરાર્ધમાં વિદ્યારણ્ય અને સાયણાચાર્યની લાગવગ વિજયનગરના રાજાઓ ઉપર ઘણી ચાલતી હતી. એટલે કે હરિહર પહેલા અને બુક્કરાય પહેલાના અમલના આરંભકાળમાં દાનપત્રોમાં સાયણ–માધવ ભાઈઓનાં નામો મળતાં નથી, પણ તે પછીના રાજાઓનાં દાનપત્રોમાં મળે છે. તે ઉપરથી એમ અનુમાન થઈ શકે છે, કે સાયણ–માધવે વિજયનગર રાજ્યની સ્થાપના કરવા કરતાં પણ તેનો વિસ્તાર વધારવામાં અને મજબૂત બનાવવામાં

* જુઓ મદ્રાસ ઓરીએન્ટલ લાઈબ્રેરીનું ત્રિવાર્ષિક કેટલાગ, ઈ. સ. ૧૯૧૦–૧૧–૧૨.

મોટો આગળ પડતો ભાગ લીધો છે. તેજ પ્રમાણે રાજકુળના પુરોહિત કાશીવિલાસ ક્રિયાશક્તિ પંડિતનું તેઓએ માન સાચવેલું અને તેમને તેમના હક્કો ભોગવવા દેતા, કારણ કે મધુરાવિજય કાવ્યમાં વીર કમ્પનરાયની રાણી ગંગાદેવી આરંભમાં વિદ્યારણ્યનું સ્મરણ કરતી નથી, પણ કુલગુરૂ ક્રિયાશક્તિ પંડિતનું સ્મરણ કરે છે. પણ સગમ વંશ કે જેમાં હરિહર ૧ લો અને બુક્કરાય ૧ લો થઇ ગયા છે અને જેમણે વિજયનગરનું રાજ્ય સ્થાપ્યું છે, તેઓ શૈવાગમના અનુયાયીઓ હતા, અને તેમના પુત્રો અને વંશજો હરિહર ૨ જો અને ઇમ્મદી બુક્કરાય ૨ જો વિદ્યારણ્ય, સાયણ, અને તેમના ગુરૂ વિદ્યાશંકર ભારતી (શૃંગેરીના વિદ્યારણ્ય પહેલાના શંકરાચાર્ય) અને વિદ્યાતીર્થને વધારે માનતા અને તે બીના ક્રિયાશક્તિ પંડિતને જાણીતી હતી છતાં તેણે કશો વાંધો લીધો નથી.*

આ ક્રિયાશક્તિ પંડિત કોણ હતા, તે વિષે અત્રે થોડુંક જણાવવું અગત્યનું છે. ક્રિયાશકિત પડિત શિવોપાસક હતા, અને શ્રીકંઠાગમના અનુયાયી હતા. તેઓ શૈવમતના હિન્દુઓના અને વિજયનગર રાજ્યના પ્રથમના રાજાઓના કુળગુરૂ-પુરોહિત હતા. મહિસુર રાજ્યના એક લેખમાં સ્પષ્ટ જણાવેલું છે, કે ક્રિયાશક્તિ આચાર્ય હરિહર રાજાના કુલગુરૂ હતા. ચોંડામાત્ય અને તેનો પુત્ર માધવમંત્રી—એ તેમના બે વિખ્યાત શિષ્યો હતા. એટલે આ ઉપરથી એટલું સ્પષ્ટ થાય છે, કે કુલ આચાર્ય બીજા હતા, અને સલાહકાર આચાર્ય વિદ્યારણ્ય અને સાયણ જુદા હતા. ચોંડામાત્યે આપસ્તંબનાં શ્રૌતસૂત્રો ઉપર પ્રયોગરત્નમાળા નામની ટીકા લખી છે. બુક્કરાય બીજાના પુત્ર ભૂપતિ ઉદયારના આશ્રય નીચે તેમણે લખેલી કહેવાય છે. ચોંડપ્પા સ્વય લખે છે, કે તેઓ પોતે વિદ્યારણ્યને શ્રૌતસૂત્ર ઉપર ટીકા કરવાને વિનતી કરનારા પડિતોમાંના એક હતા.†

ચૌણ્ડપ્પાના પુત્ર માધવ મંત્રીએ સૂતસંહિતા ઉપર તાત્પર્યદીપિકા નામની ટીકા લખી છે, અને તે લખે છે કે તેણે ઉપનિષદો ઉપર પણ ટીકાઓ લખી છે.‡ આ લેખો ઉપરથી સમજી શકાય છે કે વિદ્યારણ્ય સ્વામીના સમયમાં માધ્વ મતના કોણ કોણ આગેવાન આચાર્યો હતા, સંગમવંશના રાજાઓનો પ્રથમ ધર્મ શો હતો, તેઓના કુલગુરૂઓ કોણ કોણ હતા, અને તેઓ કેવાક વિદ્વાન હતા, એ વગેરે જાણવા જોગ ઐતિહાસિક માહિતીઓ આપણને મળી આવે છે માધ્વ મતવાળા અક્ષોભ્યતીર્થ અને જયતીર્થ વિદ્યારણ્ય સ્વામી સાથે વાદમાં જિત્યા, એ વાત એકપક્ષી છે, અને કેવળ તેમના જ ગ્રંથોમાં મળી આવે છે, એટલે ખાસ વિશ્વસનીય લાગતી નથી. ભક્તિસંપ્રદાયવાળાઓએ આવી રીતે શાંકર મતને વાદમાં હરાવ્યાની વાતો ઘણી વાર મળી આવે છે, પણ તેને ઐતિહાસિક સ્વતંત્ર તટસ્થ Positive સબળ ચોક્કસ પુરાવાઓનો ટેકો મળતો નથી, તેથી એમ માનવાને

---

* જૂઓ એપિગ્રાફિકા કર્ણાટિક, કોલાર જીલ્લો. એમ. બી. નંબર ૧૧.

† वेदार्थविशदीकर्ता वेदवेदाङ्गपारवित् । विद्यारण्ययतिर्शात्वा श्रौतस्मार्तक्रियापरै ।
श्रीचौण्डपार्यप्रमुखैर्विद्वद्भिर्ब्राह्मणोत्तमै । व्याचक्ष्वाध्वरतन्त्र त्व समन्त्रार्थमिति स्फुटम् ॥
प्रार्थितो बहुश श्रौत विशदीकर्तुमुद्यत । कल्पसूत्रेष्वनेकेषु सर्वत्र तु समन्वयात् ॥
(મદ્રાસની ઓરિએન્ટલ હસ્તલિખિત લાયબ્રેરીનું ત્રિવાર્ષિક હસ્તલિખિત ગ્રન્થોનું સૂચીપત્ર ઈ. સ ૧૯૧૦-૧૧-૧૨-૧૩, પાનું ૧૦૫૦).

‡ श्रीमत्काशिविलासाख्यक्रियाशक्तीशसेविना । श्रीमत्त्र्यम्बकपादाब्जसेवानिष्णातचेतसा ॥
वेदशास्त्रप्रतिष्ठात्रा श्रीमन्माधवमन्त्रिणा । तात्पर्यदीपिकायत्नमहितायां विधीयते ॥
उपनिषत्मार्गप्रवर्तकेन श्रीमाधवेचायण. (સૂતસંહિતાની પ્રતિશ્રામાંથી).

કારણ મળે છે કે આવી વાતો કપોલકલ્પિત જ હોય છે. એવી દંતકથાઓમાંથી ઐતિહાસિક તત્ત્વ તારવી કાઢવું એ આપણું કામ છે, અને તે પ્રમાણે ઉપર આરંભમાં જણાવેલુ છે. પણ આ શોધો ઉપરથી એટલું સ્પષ્ટ થાય છે કે હરિહર અને બુક્કરાયના કુલગુરુ પુરોહિત ક્રિયાશક્તિ ગુરૂ કરીને હતા, અને વિદ્યારણ્ય સ્વામી તથા શૃંગેરીના શંકરાચાર્યોને, આ બે રાજાઓ તેઓના પ્રભાવને લીધે માનવા લાગ્યા હતા તેમાં વિદ્યારણ્ય સ્વામીનો પ્રભાવ રાજકાજમાં વિશેષ પડતો હતો, એટલું ચોક્કસ થાય છે, તે છતાં પણ તેઓના સંન્યાસધર્મને બાધ આવે તેવી રીતે તેઓ વર્ત્યા નથી, પણ યથા શાસ્ત્રોક્ત ધર્મ પાળીને કર્મકૌશલ પ્રાપ્ત કર્યું હતું. વિજયનગર શહેરના વૈભવ તથા સંપત્તિનું વર્ણન નુનીઝ અને પેજ નામના પોર્ચુગીઝ તથા ઇટાલિયન યાત્રીઓએ બહુ સરસ રીતે કરેલુ છે. તે ઉપરથી શ્રીયુત સ્યુએલ મહાશયે "ધી ફૉરગોટન એમ્પાયર"–"વિસ્મૃત સામ્રાજ્ય" નામના ગ્રંથમાં સૌથી પહેલું વર્ણન કર્યું છે. તે પછી તેની પુરવણી તરીકે ઘણી શોધખોળ થઈ, ઘણા ગ્રંથો લખાયા છે.

---

(૨)

વિદ્યારણ્ય સ્વામીનો જન્મકાળ હજી સુધી સુનિશ્ચિત થયો નથી, તોપણ સુમારે ઈ. સ. ૧૨૯૫–૧૩૦૦માં થયો મનાય છે. શૃંગેરીના મઠ ઉપર શ્રીશંકરાચાર્યની પદવીએ આવ્યા પછી ઈ. સ. ૧૩૫૧માં ૨૪ બ્રાહ્મણોને કોચ્ચેરી ગામ દાનમાં આપ્યાનો લેખ મળી આવ્યો છે. આ ગામનું નામ માધવપુર પાડીને તે દાનમાં આપ્યું હતુ. ઈ. સ. ૧૩૩૫–૬ માં વિજયનગર રાજ્યની સ્થાપના થઈ. રાજ્યસ્થાપના કરવામાં તેઓનો હાથ હતો એમ ઉપર આપેલી દંતકથા અને ઇતિહાસ ઉપરથી ચોક્કસ મનાય છે, અને તે સમયે તેમની ઉમ્મર ૩૦–૩૫ વર્ષની હોય તો તેમના જન્મકાળની મર્યાદા ૧૩૦૦–૧૩૦૫ સુધીમાં બાધવા બાધ કશો આવતો નથી. તેઓ શ્રુતિપ્રોક્ત દીર્ઘ આયુષ્ય ભોગવી પરબ્રહ્મમાં લય થયા અને ઈ. સ. ૧૪૦૦ સુધીમાં તેઓ જીવતા હતા એમ કહેવાય છે, એટલે તેઓનો જીવનકાળ શત વર્ષથી પણ વધારે લાંબો હતો. હવે આપણે તેમના પોતાના ગ્રંથોમાં તેઓએ પોતે પોતા વિષે શું શુ કહ્યું છે તે તપાસીશું. આ ગ્રન્થોમાં તેનો રચનાકાળ આપવામાં આવ્યો હતે તો આપણા માર્ગમાંથી કેટલીક મુશ્કેલી દૂર થતે અને આપણને સંજોગો ઉપરથી અનુમાનો કરવાં પડે છે તે કરવાં પડતે નહિ.

**પારાશરસ્મૃતિ** ઉપર લખેલા ભાષ્યમાં તેઓશ્રી લખે છે, કે તેઓ કૃષ્ણ યજુર્વેદની તૈત્તિરીય શાખાના બ્રાહ્મણ કુળમાં જન્મ્યા હતા. તેમનું સૂત્ર બૌધાયન, શાખા યજુર્વેદની ગોત્ર ભારદ્વાજ, કુળ સાયણ હતાં. આપના પિતાશ્રીનું નામ માયણાચાર્ય અને માતાનું નામ શ્રીમતી હતું. એમના સાયણ અને સોમનાથ કરીને બે ભાઈઓ હતા.*

ભટ્ટોજી દીક્ષિતે સિદ્ધાંતકૌમુદી નામનો વ્યાકરણ ગ્રન્થ રચ્યો છે. તેમને ૫૦૦ વર્ષ થઈ ગયાં છે. આ ગ્રન્થમાં તેમણે વિદ્યારણ્ય સ્વામીકૃત માધવવૃત્તિનો ઉલ્લેખ કરી, પ્રમાણ આપેલ છે. તે ઉપરથી નિશ્ચિત થાય છે, કે તેઓ ભટ્ટોજી દીક્ષિત પહેલા થઈ ગયા છે.

---

* પારાશર સ્મૃતિ ઉપરના વ્યાખ્યાનમાં તેઓશ્રીએ પોતાની ઓળખ માટે નીચે પ્રમાણે બે શ્લોક આપેલા છે

श्रीमती जननी यस्य सुकीर्तिर्मायणः पिता । सायण सोमनाथश्च मनोबुद्धिसहोदरौ ॥
यस्य बौधायनसूत्रं शाखा यस्य च याजुषी । भारद्वाजं यस्य गोत्रं सर्वज्ञ स हि माधवः ॥

અધિકરણ રત્નમાળા વગેરે ગ્રન્થોમાં યદુવંશી બુક્કરાયના પ્રધાનમંત્રી વિપેનો ઉલ્લેખ મળી આવે છે અને તેમાં વિજયનગર રાજ્યની અભિવૃદ્ધિ કેમ થઈ, ગોવામાંથી તુર્કોને કેવી રીતે હાંકી કાઢવામાં આવ્યા, સસનાથ મહાદેવની સ્થાપના, કુચ્ચર ગામનું દાન, માતાના નામથી ભૂમિદાન, અને ગ્રામરચના, માધવતીર્થની સ્થાપના, વગેરેના ઇસારા મળી આવે છે.

દક્ષિણ ભારતમાં, કર્નાટક દેશમાં, તુંગભદ્રા નદીના તીર પ્રાંત ઉપર પ્રાચીન પંપા નામનું ક્ષેત્ર છે ત્યાં આગળ વિજયનગર નામનું નગર હતું. તેને રામાયણકાળમાં કિષ્કિન્ધાપુરી કહેતા હતા. આજે તે ગોળકોન્ડાનો ભાગ છે, તથા મદ્રાસ ઇલાકાના આંધ્ર વિભાગમાં આવેલું છે. ત્યાં વિરૂપાક્ષ નામના મહાદેવનું મંદિર છે, ત્યાં વિદ્યારણ્ય સ્વામીનો જન્મ અને પૂર્વાશ્રમની સ્થિતિ હતી. એમનું પ્રથમ જન્મનામ માધવ, ગ્રન્થકર્તા તરીકે માધવાચાર્ય. માધવાચાર્યે રાજના પ્રધાન તરીકે કામ કરેલું હોવાથી વસિષ્ઠ મુનિની માફક માધવામાત્ય કહેવાતા હતા. સંન્યાસ ગ્રહણ કર્યા પછી અને તેમનું સર્વ વિદ્યામાં પારંગતપણું જોઇને અથવા વિદ્યાનું વન હોવાની ખ્યાતિ ઉપરથી એવી એક દંતકથા છે, કે વ્યાસ ભગવાને તેમને વિદ્યારણ્ય સ્વામી એવુ નામ આપ્યું હતું. વિદ્યારણ્ય સ્વામી પૂર્વજન્મના કોઈ યોગભ્રષ્ટ ઉત્તમ સંસ્કારવાન હોવા જોઇએ. વિદ્યા, ઐશ્વર્ય, તેજસ્વીપણું વગેરે ગુણોને લીધે દક્ષિણ ભારતનો ઉદ્ધાર કરવા માટે ઈશ્વરની કળારૂપ જાણે તેઓ પ્રકટ થયા હોય તેવા જણાતા હતા.

આ ઉપરાંત તેમને સીંગલા નામની એક બહેન હતી. તેનો પુત્ર લક્ષ્મીધર આગળ વિજયનગર રાજ્યના દેવરાયનો અમાત્ય થયો હતો. સાયણાચાર્યનું નામ અલંકાર સુધાનિધિ, પ્રાયશ્ચિત્તસુધાનિધિ વગેરે ગ્રંથોમાં પણ माधवभोगनाथसहोदरस्य मायणनंदनस्य सायणाचार्यस्य એ પ્રમાણે ઉલ્લેખ મળી આવે છે. માધવાચાર્યે વિદ્યાતીર્થ, ભારતીતીર્થ અને શ્રીકંઠ, એમ ત્રણને ગુરુ માન્યા લાગે છે. શ્રીકંઠાચાર્ય તે રાજપુરોહિત કાશીવિલાસ ક્રિયાશક્તિ પંડિતના ગુરુ થાય. આ ક્રિયાશક્તિ પંડિત પાસેથી શ્રીકંઠાચાર્યનુ ચરિત્ર અને પ્રભાવ જાણીને તેમને પ્રત્યક્ષ નહિ પણ પરોક્ષરૂપે ગુરુ તરીકે માન્યા હશે. આ શિવાય તેમણે શ્રીશંકરાનંદ સ્વામીને પણ ગુરુ તરીકે માનેલા, એવો પંચદશીમાં ઉલ્લેખ છે, તે ઉપર જણાવેલું છે. આ ઉપરથી એમ લાગે છે કે સંન્યાસ આશ્રમ સ્વીકાર્યા પછી વિદ્યારણ્યે શંકરાનંદની પ્રેરણાથી શ્રીપંચદશી લખી. આત્મપુરાણ, ગીતા તાત્પર્ય બોધિની, ઉપનિષદ્દીપિકા વગેરે ગ્રંથોના કર્તા અને કાંચી પીઠ ઉપર વિદ્યાતીર્થની પછી ગાદીએ બેઠેલા તે આજ શંકરાનંદ સ્વામી છે. સાયણે તેમને પણ ગુરૂ માન્યા છે.

આ બ્રાહ્મણ સાયણાચાર્યનું કુટુંબ ઘણું ગરીબ હતું. આ ત્રણે ભાઇઓ મોટા બુદ્ધિમાન અને કર્તૃત્વશાળી જન્મ્યા હતા. સાયણે તો ચારે વેદો ઉપર હરિહર અને બુક્કરાયના આશ્રયે પ્રસિદ્ધ ભાષ્યો રચ્યાં છે. સોમનાથ તેમના નાના ભાઈ હોય એમ લાગે છે. તેમણે સંન્યાસ લઇને શૃંગેરી મઠના એક શંકરાચાર્ય તરીકે સ્થાન શોભાવ્યું છે. શૃંગેરી પીઠાધીશ જગદ્ગુરૂ શંકરાચાર્ય તરીકે તેમનું નામ ભારતીતીર્થ હતું, અને તે નામે તેમણે વિદ્યારણ્ય સ્વામીની પંચદશીનાં છેલ્લાં પાંચ પ્રકરણો પૂરાં કર્યાં લાગે છે. માધવાચાર્ય પોતે વિદ્યાસંપાદન કરી નાની ઉમ્મરમાં જ તપસ્યા કરવાને વનમાં ચાલ્યા ગયા, અને શ્રીભુવનેશ્વરી-(સરસ્વતી)ની આરાધના કરીને તેમને પ્રસન્ન કર્યાં હતાં, એવી દંતકથા છે. આ તપશ્ચર્યા પૂરી થઇ તે વનમાં તેઓને હુક્ક બુક્કરાયનો મેળાપ થયો, અને તેમની સલાહથી રાજ્યસ્થાપના થઇ. (ઇ. સ. ૧૩૩૫) પૂર્વા-

શ્રમના માધવાચાર્યે અને પછી વિદ્યારણ્ય સ્વામીએ કદિ સંસાર માંડેલો હોય એમ જણાતું નથી. ઈ. સ ૧૩૮૦ સુધી તેઓ શૃંગેરી મઠાધીશ થયા નહોતા, કારણ કે ત્યાં સુધી તો ભારતીતીર્થ–પૂર્વાશ્રમના સોમનાથાચાર્ય (વિદ્યારણ્યના લઘુ ભ્રાતા) આ ગાદી ઉપર હતા એવાં પ્રમાણો મળે છે. તે પછી એમ સમજાય છે, કે શ્રીભારતીતીર્થ મુનિએ શૃંગેરીના મઠના જગદ્ગુરૂ શંકરાચાર્ય તરીકેના સ્થાન ઉપરથી પણ નિવૃત્તિ લઇને, તે સ્થાન વિદ્યારણ્ય સ્વામીને આપ્યું હોવું જોઇએ, અને વિદ્યારણ્ય સ્વામીએ શ્રીશંકરાચાર્યના પદ ઉપર રહીને પણ એક શંકરાચાર્ય તરીકે નહિ, પણ વિદ્યારણ્ય સ્વામી નામે જ પચદશીનો ગ્રંથ લખ્યો હોવો જોઇએ, અને ૧૦ પ્રકરણ લખ્યા પછી તેઓ આનંદમાં સમાધિલીન થયા ત્યારે ભારતીતીર્થ મુનિએ આવી ગ્રંથ પૂર્ણ કર્યો છે; અથવા તો મારૂં માનવું એવું છે કે બેએ મળીને જીવતાંજીવત પૂર્ણ કર્યો. આ વિષયમાં સ્પષ્ટીકરણ થવાની હજી પણ વધારે જરૂર છે.

આ ઉપરથી એટલું જણાય છે કે ભારતીતીર્થ તે સોમનાથ ભટ્ટ પૂર્વાશ્રમમાં હતા કે કેમ, એ ચર્ચાસ્પદ વિષય છે. જો તેઓ સોમનાથ ભટ્ટ જ હોય અને વિદ્યારણ્યના નાના ભાઈ હોય તો તેમનું આયુષ્ય પણ દીર્ઘ હોવું જોઇએ. વળી તેઓએ શંકરાચાર્યની ગાદી વિદ્યારણ્યની તરફેણમાં શા માટે છોડી દીધી, તેનું પણ ચોક્કસ કંઈ કારણ જણાતું નથી. આ ભારતીતીર્થ તે સોમનાથ ભટ્ટ હતા કે બીજા જ કોઈ વિદ્યારણ્ય સ્વામીના ગુરૂ હતા, તે ચોક્કસ નક્કી થવાની જરૂર છે. કારણ કે એક બાજુએ આત્મપુરાણના રચનારા શ્રીશંકરાનંદ સ્વામીને પણ કેટલાકો વિદ્યારણ્યના ગુરૂ માને છે.* તે ઉપરથી ભારતીતીર્થ મુનિ અને સોમનાથ ભટ્ટ એ બન્ને એક જ વ્યક્તિના જૂદા જૂદા આશ્રમાદિ સ્થિતિ પરત્વે જૂદાં જૂદાં નામો છે કે એ બન્ને જૂદી જૂદી વ્યક્તિઓ જ છે, એ સ્પષ્ટ સમજાતું નથી.

"મધુરાવિજય" કાવ્ય ઉપરથી અને તેની શ્રી. ટી. એ. ગોપીનાથરાવ એમ. એ. (ત્રાવણકોર રાજ્યના આરકીયાલોજિક ખાતાના ઉપરી) એમણે લખેલી પ્રસ્તાવના ઉપરથી એમ પણ સમજાય છે, કે વિદ્યારણ્ય સ્વામીએ હુક્ક અને બુક્કરાયના રાજતંત્રમાં બહુ માથામારી કરી નથી. રાજાના પુરોહિતનું કામ ક્રિયાશક્તિ ગુરૂ કર્યા કરતા હતા, અને રાજનીતિ અને પરદેશો અને પર રાજ્યોની સાથેની નીતિમાં રાજાઓ વિદ્યારણ્ય સ્વામીની સલાહ લેતા હોવા જોઇએ, એમ ઐતિહાસિક વિવિધ લેખો ઉપરથી સમજાય છે, અને કદાચ ધર્માધિકારીનું કામ પણ તેમને સોંપવામાં આવ્યું હોય એમ પણ કેટલાક લેખો ઉપરથી લાગે છે.

---

* જૂઓ પચદશીના પહેલા પ્રત્યક્તત્ત્વવિવેક પ્રકરણનો મંગળાચરણનો પહેલો જ શ્લોક, અને બ્રહ્મસૂત્રની પદ્મપાદશ્રીની પંચપાદિકા ટીકાની વિવરણ પ્રમેયસંગ્રહ નામની તેમની ટીકાનો મંગળાચરણનો પહેલો શ્લોક

પંચદશીના અને વિવરણ પ્રમેયસંગ્રહના મંગળાચરણમાં શ્રીશંકરાનંદ સ્વામીનું નામ જણાય છે, અને વિદ્યારણ્ય સ્વામીના બીજા ગ્રંથોમાં મંગળાચરણમાં અને અંતમાં વિદ્યાતીર્થ સ્વામીનું નામ આવે છે, અને પચદશીના છેલ્લાં પાંચ પ્રકરણો ભારતીતીર્થ સ્વામી પૂરાં કરે છે. એ ઉપરથી એમ અનુમાન થઈ શકે છે કે પંચદશીનો આરંભ કર્યો ત્યારે, અને બ્રહ્મસૂત્રની પદ્મપાદાચાર્યની રચેલી પંચપાદિકા ઉપર અમલાનંદ સ્વામીએ વિવરણ લખ્યું તેમાં આપેલા પ્રમેયનો સંગ્રહ કરતી વખતે વિદ્યારણ્ય સ્વામીના ગુરૂ શંકરાનંદ સ્વામી જીવતા હશે, તેથી તેમને પ્રણામ કર્યાં છે, અને શંકરાનંદ સ્વામીના પરમપદ પામવા પછી જે ગ્રંથો વિદ્યારણ્ય સ્વામીએ રચ્યા તેમાં વિદ્યાતીર્થ ગુરૂનું સ્મરણ કરેલું લાગે છે. ભારતીતીર્થ મુનિ એ વિદ્યાતીર્થના શિષ્ય અને વિદ્યારણ્ય સ્વામીના ગુરૂ હોય એમ લાગે છે, અને તેથી તેમણે પ્રેમભાવથી બ્રહ્માનંદ ગ્રંથનાં પાંચ પ્રકરણો પંચદશી સાથે પાછળથી જોડી દીધાં હશે એમ સમજાય છે. આ વિષયમાં સુનિશ્ચિત મત આપવો મુશ્કેલ છે. ગ્રંથોનો અભિપ્રાય જોતાં ઉપર પ્રમાણે અનુમાનો થઈ શકે છે.

વિજયનગર અને તેના રાજ્યના સંબંધમાં તેમના ગ્રન્થોમાં શાં શાં પ્રમાણો મળે છે તે આપણે તપાસીએ.

(૧) શૃંગેરીની ગુરૂપરંપરામાં વિદ્યારણ્ય મહામુનિ વિદ્યાનગરના નિર્માતા અને વેદ ભાષ્યાદિ રચનારા ગુરૂ હતા, એવો ઉલ્લેખ મળે છે. જેમ કેઃ—

* . . । विद्यारण्यमहामुनिः । विद्यानगरनिर्माता वेदभाष्यादिकृद् गुरुः ॥

(૨) વિદ્યારણ્ય અષ્ટોત્તરશત નામાવલી નામનો એક ગ્રન્થ છે. તેમાં કેટલીક અતિશયોક્તિપૂર્ણ વાતો છે, તે બાદ કરતાં પણ તેઓ એક યોગી, વિદ્યાનગરના ઉદ્ધારકર્તા, ત્રણ ભાષ્યો ઉપર શ્રેષ્ઠ ટીકા રચનારા, કર્ણાટક રાજ્ય વૈભવના સ્વામી અને બુક્કરાયને પટ્ટાભિષેક કરાવનારા હતા, એવો ઐતિહાસિક ઉલ્લેખ મળી આવે છે.

विद्यारण्यमहायोगी... विद्यानगरोद्धर्ता । वेदत्रयोल्लसद्भाष्यकर्ता तत्त्वार्थकोविदः ॥
श्रीमत्कर्णाटराज्यश्रीसंपत्सिंहासनप्रभुः । श्रीमद्बुक्कमहीपालराज्यपट्टाभिषेककृत् ॥

(૩) અહોબળ પંડિતની ઈશાનસ્તુતિમાં વિદ્યારણ્યને વેદભાષ્યકર્તા અને બુક્કરાયના પુત્ર હરિહરરાયને તેનુ સાર્વભૌમત્વ પ્રાપ્ત કરાવી આપનારા તરીકે ઓળખાવ્યા છે.

वेदाना भाष्यकर्ता......प्रोयद्विद्यानगर्यांहरिहरनृपतेः सार्वभौमत्वदायीविद्यारण्योऽ प्रगण्यो......

(૪) મુલબાગળ ઇલાકાના ૧૫૮ મા શાસનમાં ઇ. સ. ૧૩૪૪ માં એક દાનપત્ર આપ્યાનો ઉલ્લેખ છે. તેમાં એવું લખેલું છે, કે વિદ્યારણ્ય મુનિએ બેસાડેલા વિદ્યાનગરીમાં બુક્કરાજ રત્નપીઠ ઉપર બેઠા છે.

विद्याभिधाननगरीविजयोन्नतशालिनी । विद्यारण्यकृता तस्या रत्नसिंहासने स्थितः ॥

(૫) ઇ. સ. ૧૩૩૬ માં લખાયલા બાગેપલ્લીના એક લેખમાં પણ ઉપર પ્રમાણેનો જ ઉલ્લેખ છે.

(૬) ઇ. સ. ૧૩૫૨ ના લખેલા શૃંગેરીના એક શાસનપત્રમાં વિદ્યારણ્યને વેદો ઉપર ભાષ્ય લખનારા અને વિદ્યાનગર તથા રાજા હરિહરને નિર્માણ કરનારા કહ્યા છે.

.................................................... विद्यारण्यमुनीश्वराः ।
चतुर्णामपि वेदानां साधुभाष्यप्रवर्तकः ॥ निर्माय विद्यानगरं नृपं हरिहराभिदम् ॥

(૭) શૃંગેરી મઠાધિપતિની પ્રશંસામાં 'કર્ણાટકસિંહાસનસ્થાપનાચાર્ય' આ શબ્દો છે, અને એ વિદ્યારણ્ય સ્વામીના મહાન કાર્ય થયા બાદ જ લખાયલા હોવા જોઇએ, એમાં સંશય નથી.

(૮) એ શિવાય "ઇબ્નબતૂતા" નામક એક પરદેશી યુરોપીય યાત્રીએ વિજયનગરના રાજ્યના આરંભની ઘણી વાતો લખી છે, તે ઉપરથી અને ન્યુનીઝ અને પેઇજના વૃત્તાંતો ઉપરથી મહાશય સ્યુવેલે "વિસ્મૃત સામ્રાજ્ય"ના ઇતિહાસમાં અને શ્રીસૂર્યનારાયણરાવ "ન કશ્ચિત્ વિસ્મૃત સામ્રાજ્ય" ના ઇતિહાસમાં, તથા શ્રી ડૉ. કૃષ્ણસ્વામી આયંગરે લખેલા "વિજયનગરના ઇતિહાસનું એક અલ્પજ્ઞાત પ્રકરણ"માં વિજયનગર રાજ્યની સ્થાપના સંબંધમાં લખતાં ચોખ્ખું દર્શાવ્યું છે, કે તેમાં વિદ્યારણ્ય મુનિનો હાથ હતો જ.

(૯) શાલિવાહન શકે ૧૩૦૦ માં (ઇ. સ. ૧૩૭૮) શૃંગેરી મઠાધિપતિ શ્રીવિદ્યારણ્ય શ્રીપાદાંગુલુ સ્વામીના ઉપદેશથી રાજા હરિહર બીજાએ પ્રસન્ન વિરૂપેશ્વરના મહાદેવને

કેટલીક જમીનનું દાન આપ્યું છે તેનું, અને શકે ૧૩૦૧ માં નાગણ્ણે અગ્રહાર કેટલાક બ્રાહ્મણોને દાનમાં આપ્યો હતો એવાં દાનપત્રો મળી આવેલાં છે. શકે ૧૩૦૧ માં મુદ્દણ્ણનાથે એક અગ્રહાર દાનમાં આપેલો તેના દાનપત્રમાં સાયણાચાર્યનું નામ દાન લેનાર તરીકે જણાય છે. સાયણીય સુભાષિતમ્-નામના ગ્રંથ ઉપરથી સમજાય છે, કે આ દાનપત્રનો લેખ કમ્પ ભૂપતિના હુકમથી સાયણાચાર્યે જ લખી આપેલો હતો.

આ સર્વ ઐતિહાસિક લેખો ઉપરથી એટલું સમજાય છે કે; વિદ્યારણ્ય અને તેમના ભાઈ સાયણાચાર્યનો પ્રભાવ રાજદરબારમાં ઇસ્વી સનના ચૌદમા શતકના છેલ્લા પા ભાગમાં વિશેષ પડતો હતો. દંતકથા પ્રમાણે વિજયનગર રાજ્યની સ્થાપના વખતે જો તેઓનો પ્રભાવ રાજદરબારમાં પડતો હતે તો હરિહરરાય પ્રથમના અને બુક્કરાય પ્રથમના રાજ્યમાં જે દાનપત્રો અપાયાં છે તેમાં તેમનું નામ આવ્યા વિના રહેતે નહિ.* વળી આ ઉપરથી એમ પણ સમજાય છે કે વિજયનગર રાજ્યને સુસ્થિર અને બળવાન કરવામાં, સ્થાપનાના સમય કરતાં પાછલા સમયમાં સારો હાથ હતો અને તેથી વીર બુક્કરાય પહેલાના પુત્ર હિરિયા કમ્પનની રાણી ગંગાદેવીએ મદુરા વિજયનું જે કાવ્ય લખ્યું છે, તેમાં વિદ્યારણ્ય સ્વામીનું સ્મરણ કર્યું નથી, પણ કુલપુરોહિત કાશીવિલાસ ક્રિયાશક્તિ ગુરુનું માનપૂર્વક સ્મરણ કર્યું છે. તેજ પ્રમાણે મહિસુર રાજ્યના પ્રાચીન લેખસંગ્રહમાં એક ઠેકાણે જણાવેલું છે કે હરિહરરાય બીજાના પુત્ર ઇમ્મદી બુક્કરાય બીજાએ વિદ્યારણ્ય સ્વામીના ગુરૂ વિદ્યાશંકર ભારતીને કેટલીક જમીન દાનમાં આપી હતી, તે ક્રિયાશકિત પંડિતની સંમતિથી આપી હતી.†

આ હકીકતો ઉપરથી આટલી બાબતો નક્કી થાય છે.

(૧) વિદ્યાનગર અર્થાત્ વિજયનગરના સંસ્થાપન કાર્યમાં વિદ્યારણ્ય મુનિનો હાથ હતો, (૨) બુક્કરાય અને તેના પુત્ર હરિહરરાયને રાજ્યતિલક કરનારા વિદ્યારણ્ય સ્વામી જ હતા, (૩) વેદો ઉપર ભાષ્ય લખનારા સાયણ-માધવ-ભાઇઓમાં માધવ એ જ વિદ્યારણ્ય સ્વામી જ હતા; અને (૪) એક સમયે તેઓ શૃંગેરીના મઠાધીશ જગદ્ગુરૂ શંકરાચાર્ય પણ હતા (૫) અને કુલગુરૂ અથવા રાજપુરોહિત કાશીવિલાસ ક્રિયાશક્તિ પંડિત હતા. (૬) માધ્વ મતના અક્ષોભ્યતીર્થ સ્વામી અને જયતીર્થ સ્વામી તેમના સમકાલીન હતા. (૭) તેમના નાના ભાઇ સોમનાથ હતા. તેનું સંન્યાસ આશ્રમનું નામ [illegible]તીર્થ હતું. (૮) તેમના ગુરૂ વિદ્યાતીર્થ હતા. આ વિદ્યાતીર્થ, વિદ્યારણ્યે વિજયનગરની સ્થાપના કર્યા[illegible] સ્થિર અને બળવાન બનાવવામાં મોટો ભાગ લીધો હતો.

દક્ષિણ હિંદુસ્તાનના ઇતિહાસનો વિચાર કરતાં એમ [illegible] છે, કે હિન્દુ[illegible] સામ્રાજ્યની સ્થાપનાનો સમય કેવળ રાજકીય જાગૃતિનો [illegible] નહોતો [illegible] હિંદુસ્તાનમાં હિંદુ સંસ્કૃતિનો પુનરૂજ્જિવનનો સમય [illegible] આ [illegible] ભાષ્યકાર, યોગી, વેદાન્તી, નૈયાયિક તરીકેનું વિદ્યારણ્ય [illegible]નું કાર્ય [illegible] વાત એટલી જ છે કે શૃંગેરી મઠાધીશ પદ [illegible]

* જૂઓ મદ્રાસ પ્રાચ્ય પુસ્તકાલય( ઓરિએન્ટલ [illegible] ) [illegible] સન ૧૯૧૨-૧૩-પાનું ૧૦૫૪.

† જૂઓ એપીગ્રાફિઆ કર્ણાટિકા, [illegible]

તેનો ઉલ્લેખ મળતો નથી. પરમેશ્વરની અચિંત્ય ગૂઢ શક્તિએ વિજયનગર રાજ્યની સ્થાપના દક્ષિણ હિંદમાં કરાવી અને બે સૈકા સુધી (ઈ. સ. ૧૩૩૫થી ૧૫૬૫ સુધી) ટકાવી રાખી હતી. કારણ કે ઇ. સ. ૧૩૦૦ પહેલાં ઉત્તર હિંદુસ્તાન મુસલમાનોની લૂંટફાટ અત્યાચાર વગેરે દુષ્ટ કર્મોથી હેરાનપરેશાન થઈ ગયો હતો, અને દક્ષિણ હિંદની પણ તેવી જ વારી આવી રહી હતી. પણ મુસલમાનોની હિંદુધર્મનાશક પ્રવૃત્તિ વિજયનગર રાજ્યની સ્થાપનાથી અટકી ગઈ હતી. આખરે પણ ઈ. સ. ૧૫૬૫ માં જ્યારે પાંચ મુસલમાન રાજ્યોએ એકઠાં થઈને તાલીકોટાના યુદ્ધ વખતે વિજયનગરનો નાશ કર્યો, ત્યારે પણ જિતનારાઓ બેદાન-મેદાન થઈ ગયા હતા. તે સમય પછી મરાઠા અને પેશવાનું રાજ્ય ચાલ્યું અને હિંદુધર્મ ટક્યો. તે સમય પછી અંગ્રેજ લોકો હિંદ ઉપર રાજ્ય કરવાને આવી પહોંચ્યા નહિ હતે તો દક્ષિણ હિંદની પણ ઉત્તર હિંદ જેવી જ ધર્મવિષયમાં અવદશા થઈ ગઈ હતે. અંગ્રેજોએ હિંદમાં ન્યાય, શાન્તિ અને સુવ્યવસ્થા સ્થાપી અને વિદ્યાનું સંવર્ધન થવા લાગ્યું; "વિસ્મૃત સામ્રાજ્ય" નો ઇતિહાસ "ન કશ્ચિત વિસ્મૃત સામ્રાજ્ય" એવા ગ્રંથો લખાયા અને શોધખોળને પરિણામે "અલ્પજ્ઞાત પ્રકરણો" તેમાં ઉમેરાતાં ગયાં, એ અંગ્રેજી રાજ્યની સ્થાપનાનો જ પ્રતાપ છે.

વિજયનગર રાજ્યની સ્થાપનાના આરંભકાળમાં રાજ્યાશ્રયે વિદ્યારણ્યે સંસ્કૃત વિદ્યાના પુનરુદ્ધારનું જે મહાન કાર્ય ઉપાડ્યું તેમાં તેમને સહાય કરનારા તેના ભાઈઓ અને ઇતર વિદ્વાનો હતા. વેદભાષ્યની રચના સાયણ–માધવના નામે જ પ્રચલિત છે. પંચદશીનાં છેલ્લાં પાંચ પ્રકરણો ભારતીતીર્થ મુનિએ પૂર્ણ કરેલાં કહેવાય છે. બીજા અનેક ગ્રંથો સાયણ માધવીય કહેવાનો રિવાજ છે. તેમણે વેદ, ઉપનિષદ, ધર્મશાસ્ત્ર વગેરે વિષયો ઉપર ભાષ્ય અથવા વ્યાખ્યાન, વિવરણ વિવેચન, ટીકા લખ્યાં છે. એ ઉપરાંત વેદાન્ત, ન્યાય, વ્યાકરણ, વૈદક, જ્યોતિષ વગેરે ઉપર પણ તેમના રચેલા ગ્રંથો પ્રાપ્ત થાય છે. તેમાં વિદ્યારણ્ય સ્વામીની પંચદશી તો આસેતુહિમાલય પર્યંત અદ્વૈત વેદાન્ત ઉપર સર્વમાન્ય ગ્રન્થ મનાય છે. વિદ્યારણ્ય સ્વામી કેવા પ્રકારની યોગ્યતાવાળા મહાપુરુષ હતા તે ઉપર લખેલી વાતોથી સમજાશે. પોતે સંન્યાસી હતા, તો પણ પરમાત્માની પ્રેરણાથી હિન્દુ સામ્રાજ્યની સ્થાપના, હિન્દુધર્મરક્ષણ, હિન્દુ સંસ્કૃતિના ઉદ્ધારનાં કાર્યો તેમણે એક સંપૂર્ણ નિષ્કામયોગીની માફક નિષ્કામ બુદ્ધિથી કર્યાં છે, અને હિંદુ સંસ્કૃતિને જીવતી રાખી છે. તેઓશ્રી કેવા મનોભાવથી અને કેવી માનસિક સ્થિતિમાં પોતાનું નિષ્કામ કર્તવ્ય કરતા હતા, તે જોવું હોય તો તેઓશ્રીએ પંચદશીમાં નીચે લખ્યા પ્રમાણે વચનો લખ્યાં છે તેનો વિચાર કરવો. "એક વાર પરબ્રહ્મનું સમ્યક્ જ્ઞાન થયા પછી સ્થિતપ્રજ્ઞ જ્ઞાનીને કોઈ કર્મ બાધ કરતું નથી." તેઓશ્રી પંચદશીમાં લખે છે કે ज्ञानिना चरितुं शक्यं सम्यग्राज्यादिलौकिकम्. એક ભગવાન શ્રીકૃષ્ણે જ્ઞાની હોઈ સમ્યક્ રાજ્યાદિ લૌકિક કર્મો કર્યાં છે, અને બીજા થોડે અંશે પણ વિદ્યારણ્ય સ્વામીએ પણ કર્યાં છે. આવા પરમ મહાત્માનું જીવનચરિત્ર હજી પણ શોધ કરવા જેવું છે.

——:૦:——

(૩)

પૂજ્યપાદ આદ્ય શંકરાચાર્યની પછી શૃંગેરી મઠની પીઠ ઉપર બે મોટા આચાર્યો થઇ ગયા છે. તેમણે શ્રીશંકરાચાર્યનો સંપ્રદાય ઘણો દૃઢ કર્યો છે. કેટલાક વિદ્વાનોની એવી માન્યતા છે કે શ્રીઆદ્ય શંકરાચાર્યે ભરતખંડની ચાર દિશામાં ચાર મઠોની સ્થાપના કરી નહોતી, પણ એકલા શૃંગેરી મઠની સ્થાપના કરી હતી. વળી શંકરવિજય નામના દશ બાર ગ્રન્થો છે. તેમાં જૂદાં જૂદાં શંકરચરિત્ર અને વિજયયાત્રાવર્ણનમાં પણ ચાર મઠોની સ્થાપનાની વાત મળતી નથી. શંકરાચાર્યના ગોવિંદનાથ શિષ્ય હતા.* તેના લખેલા ચરિત્રમાં પણ આ વાત નથી. પણ તે ઉપરથી કેટલાકના મતે† વિદ્યારણ્ય સ્વામીએ ચાર મઠો સ્થાપ્યા એમ કહેવાય છે, તેની પણ સાબીતીઓ મળતી નથી, પણ જે કંઈ મળે છે તે સંદિગ્ધ દશામાં આસપાસની હકીકતો મળે છે. આ મઠો વિદ્યારણ્ય સ્વામીએ સ્થાપ્યાંની વાત બાજુએ મૂકીએ તોપણ પરમતોના હલ્લાથી કંઇક શિથિલ પડેલો શ્રીશંકરાચાર્યનો અદ્વૈતવાદ અને સંપ્રદાયનો, વિજયનગર રાજ્યની સ્થાપનામાં આગેવાનીભર્યો ભાગ લેનાર શ્રીવિદ્યારણ્ય સ્વામી અને તેમના પરાત્પર ગુરૂ શ્રીવિદ્યાતીર્થ સ્વામીએ પુનરૂદ્ધાર કર્યો, તેમાં તો કશો પણ શક નથી. ઉપર આપણે વિદ્યારણ્ય સ્વામી વિષે જેટલી હકીકતો મળી તેના સારનો અહીં સંગ્રહ કરેલો છે. પણ પંચદશીનો વિચાર કરતી વખતે તેના છેલ્લા બ્રહ્માનંદ નામના પ્રકરણના અંતર્ગત પાંચ પ્રકરણો જેણે પૂર્ણ કર્યાં તે ભારતીતીર્થ સ્વામીના અને તેના ગુરૂ વિદ્યાતીર્થના જીવન અને કાર્ય સંબંધી પણ કંઇક મળે તેટલું જાણવાની શું જરૂર નથી ? એટલા માટે એમના સંબંધમાં પણ અત્રે થોડુંક વિવેચન લખીએ છીએ.

અમારૂં માનવું એવું છે, કે પંચદશીના ત્રણ ખંડમાંથી વિવેક અને દીપ નામના બે ખંડો અથવા પ્રથમનાં દશ પ્રકરણોના કર્તા શ્રીવિદ્યારણ્ય સ્વામી છે, અને છેલ્લા બ્રહ્માનંદ ખંડના અથવા ૧૧ થી ૧૫ સુધીનાં પાંચ પ્રકરણોના કર્તા વિદ્યાતીર્થ અથવા ભારતી મુનિ છે. કારણ કે પ્રથમ ૧૦ પ્રકરણોમાં એક જ વ્યક્તિની વિચારશ્રેણી જણાય છે, જ્યારે પાછલાં પાંચ પ્રકરણોમાં ગોઠવણી અને વિચારશ્રેણી બદલાય છે, અને તેમાં ઉપનિષદ્‌વાક્યોની ઉપર વિવેચન વિશેષ કરવામાં આવેલું છે, અને છેલ્લા એક ૧૪ મા પ્રકરણ બ્રહ્માનંદગત વિદ્યાનંદમાં તો આગલા તૃપ્તિદીપ નામના ૭ મા પ્રકરણમાંથી આખો અમુક ૭૭ શ્લોકનો ભાગ (જૂઓ પાના ૬૫૬ ઉપરની નોંધ) લેવામાં આવ્યો છે. જો આ પાંચ પ્રકરણો વિદ્યારણ્ય સ્વામીનાં રચેલાં હતે તો આવી રીતે આખા શ્લોકોના શ્લોકો ફરી લખાતે નહિ, પણ પરંપરાથી ચાલી આવેલી દંતકથાનુસાર પ્રસ્તુત પાંચ છેલ્લાં પ્રકરણો વિદ્યાતીર્થનાં અથવા ભારતી મુનિનાં જ રચાયલાં મનાય છે, તે વાર્તા આ હકીકતથી સત્ય પુરવાર થાય છે. હવે આ બે વિદ્વદ્‌રત્નોએ શાંકર સંપ્રદાયનો અને હિંદુ રાષ્ટ્રનો ઉદ્ધાર કરવામાં કેવોક મહત્વનો ભાગ લીધો છે તે વિચારીશું.

શ્રીવિદ્યારણ્ય સ્વામી થયા ત્યારે શ્રીશંકરાચાર્યને ૫૦૦ વર્ષ થઈ ગયાં હતાં. અનેક વિરૂદ્ધ ટીકાઓ થવા છતાં શાંકર સંપ્રદાય ટકી રહ્યો હતો, તેનાં વાવેલાં બીજોએ અંકુર ધારણ કર્યા હતા, પણ વ્યવસ્થિત લોકસંગ્રહનું રાષ્ટ્રીય કાર્ય તો આ બે મહાત્માઓએ જ કર્યું

* શ્રીગોવિંદનાથ વિરચિત શ્રીશંકરાચાર્ય ચરિતમ્–એ નામનું પુસ્તક દિ. બા. ન મહેતાએ છપાવેલું છે. † રા. રા. મહાદેવ રાજારામ બોડસનો આ મત છે.

મહાત્માઓ તે શૃંગેરીપીઠના ૧૦ મા આચાર્ય શ્રીવિદ્યાતીર્થ ઉર્ફે વિદ્યાશંકર ભારતી (અથવા ૧૧ મા ભારતીતીર્થ મુનિ) અને ૧૨ મા આચાર્ય તે વિદ્યારણ્ય સ્વામી છે.* શાંકર સંપ્રદાયના ઇતિહાસમાં આદ્ય શ્રીશંકરાચાર્યની સમાન આ બેઉને સ્થાન આપવું જોઇએ. શાંકર સંપ્રદાયને રાષ્ટ્રીય ધર્મનું સ્વરૂપ આપીને તેના દ્વારા સર્વ હિંદુસ્તાનના ઇતિહાસને જે એક પ્રકારનું વિશિષ્ટ વલણ મળ્યું છે, તે આ બેઉ વ્યક્તિએ ૧૪ મા શતકમાં આપ્યું છે. ઉત્તર ભારતમાંથી દક્ષિણમાં વહેતો મુસલમાનોનો વધતો પ્રવાહ જો કોઇએ થંભાવ્યો હોય તો તે વિદ્યારણ્યે કરાવેલી વિજયનગરના પ્રબળ હિંદુ રાજ્યની સ્થાપના છે અને પાંચ પાંચ વિરોધી રાજ્યોની વચ્ચે ૨૦૦ વર્ષ પર્યંત તેનો ટકાવ છે. તે પછી શિવાજી મહારાજે મુસલમાનોને નર્મદાની પેલી પાર અને પેશવાઓએ દિલ્હી સુધી પાછા ધકેલી દીધા હતા. આ ઇતિહાસ જોતાં ભરતખંડમાં હિંદુ ધર્મ જીવંત રાખવાનું મુખ્ય શ્રેય શ્રીવિદ્યારણ્ય સ્વામીને મળે છે. કેવળ મઠાધિપતિ થવાથી પ્રસિદ્ધ થનારા આચાર્યો કે ગુરુઓ પ્રમાણે તેઓશ્રી જગદ્‌ગુરુ એકલા નહોતા, પણ વિદ્યાતીર્થ અને વિદ્યારણ્ય બન્ને પૂર્વાશ્રમમાં મહાપંડિતો અને રાજકાજકુશળ કર્તૃત્વવાન્ પુરુષો તરીકે પણ પંકાયા છે, અને તેમને લીધે જ શૃંગેરીપીઠને પણ વસ્તુતઃ આટલું મોટું મહત્ત્વ મળ્યું છે. આઠમા શતકમાં શ્રીઆદ્ય શંકરાચાર્યને ફક્ત જૈન બુદ્ધ પ્રભૃતિ નાસ્તિક મતવાદીઓનો પ્રતિકાર કરવો પડ્યો; તેમણે કેવળ બુદ્ધિના શાસ્ત્રથી કામ કર્યું, કારણ કે પ્રતિવાદીઓ ગમે તેટલા પણ આર્ય સંસ્કૃતિના હતા. પણ ચૌદમા શતકમાં તો વિધર્મી મુસલમાન સૈન્યનો વિરોધ કરવા માટે વિદ્યારણ્ય સ્વામીએ તો પ્રથમ વિજયનગરના સ્વતંત્ર રાજ્યની સ્થાપના કરાવી.

ગુરુ વિદ્યાતીર્થ અને શિષ્ય વિદ્યારણ્ય, આ બેઉના જીવનચરિત્રની માહિતી હજી જોઇએ તેટલી મળતી નથી તેમાં ખાસ કરીને વિદ્યાતીર્થની તો બહુ જ થોડી હકીકત મળે છે. શૃંગેરી પીઠની એક વંશાવલિ જોતાં આદ્ય આચાર્ય પછી દશમા વિદ્યાતીર્થ ઉર્ફે વિદ્યાશંકર ભારતી થયા છે. તેઓશ્રી સન ૧૨૨૮ માં પીઠારૂઢ થયા અને ૧૩૩૩ માં સમાધિ પામ્યા, એ પ્રમાણે રાઇસ સાહેબ મહિસુર રાજ્યના ગેઝેટિયર (સર્વસંગ્રહ) અને શ્રીસૂર્યનારાયણરાવ પોતાના વિજયનગર રાજ્યના ઇતિહાસમાં જણાવે છે. આ વંશાવલિ પ્રમાણે વિદ્યાતીર્થ ૧૦૫ વર્ષ ઉપરાંત પીઠ ઉપર રહ્યા, એમ જણાય છે. એઓ પૂર્વાશ્રમમાં સર્વજ્ઞવિષ્ણુના નામે એક પ્રખ્યાત પંડિત હતા. આ કારણે તેમનું આયુષ્ય ૧૫૦ વર્ષનું હતું એમ માનવું પડે છે. પૂર્વાશ્રમમાં જે સર્વજ્ઞવિષ્ણુ તે આશ્રમભેદ પછી વિદ્યાતીર્થ થયા અને તેઓશ્રી સુપ્રસિદ્ધ માધવાચાર્ય અને સાયણાચાર્યના ગુરુ હતા, એમ તેમના ગ્રંથોમાં આપેલા ઉલ્લેખો ઉપરથી સમજાય છે. સાયણાચાર્યે સર્વજ્ઞવિષ્ણુના વિવરણ ગ્રંથનો ઉલ્લેખ કરતી વખતે તેમને ભટ્ટોપાધ્યાય એવી પદવી આપી છે. 'સર્વદર્શનસંગ્રહ'ના કર્તા માધવ એ સાયણાચાર્યના ભાઇ હતા, એવું મહિસુરી નરસિંહાચાર્ય જણાવે છે. તેણે ગ્રંથના આરંભમાં સાયણાચાર્યની પહેલાં સર્વજ્ઞવિષ્ણુને વંદન કર્યું છે. વિજયનગરના રાજા બીજા હરિહરે આપેલા એક દાનપત્ર(ઇ. સ. ૧૩૮૦)માં હોમ્મ નામનું ગામ પૂર્વે સર્વજ્ઞવિષ્ણુને આપેલું હતું, એવો ઉલ્લેખ મળી આવે છે. એ ઉપરથી સર્વજ્ઞવિષ્ણુને વિજયનગરના રાજદરબારમાં મોટું માન મળતું હશે, એમ જણાય છે. તે અગાઉ શ્રીવિદ્યાતીર્થને વિજયનગરના રાજાઓ ગુરુસ્થાને માનતા હતા, એવું અનેક શિલાલેખો તથા દાનપત્રો ઉપરથી સિદ્ધ થાય છે. માત્ર રાઇસ સાહેબે અને શૃંગેરીમઠની ગુરુપરંપરામાં વિદ્યાતીર્થનો જે કાળ આપેલો છે, તેનો કંઇ મેળ બેસતો નથી, તેથી તે ભૂલ ભરેલો લાગે છે.

* જુવો: શા. રા. ઇચ્છારામે આપેલી વંશાવલિ-આ જ ગ્રંથમાં.

વિજયનગરનું રાજ્ય સને ૧૩૩૬ માં સ્થપાયું. વિદ્યાતીર્થના શિષ્ય માધવાચાર્ય આશરે સને ૧૩૭૬ માં સંન્યાસ લઇને શ્રીવિદ્યારણ્ય એ નામે પ્રસિદ્ધ થયા, અને સને ૧૩૮૦ માં શૃંગેરી પીઠ ઉપર બેઠા. એટલે કે શ્રીવિદ્યાતીર્થ ૧૩૩૬ થી ૧૩૮૦ સુધીમાં પણ શૃંગેરીની પીઠ ઉપર હોવા જ જોઇએ. એટલે કે ૧૨૨૮ નું વર્ષને બદલે બીજું કોઇક વર્ષ માનવું જોઇશે. માધવાચાર્યે સને ૧૩૩૧માં વિદ્યાતીર્થ પાસેથી સંન્યાસદીક્ષા લીધી અને તે પછી ૧૩૩૩ થી ૧૩૮૦ સુધી વિદ્યારણ્યના નામે તેઓ શૃંગેરીની પીઠ ઉપર હતા, એવી એક દંતકથા પણ છે, પણ તે સાચી લાગતી નથી. કારણ વિજયનગરનું રાજ્ય ૧૩૩૬ માં સ્થપાયા પછી કેટલેક વર્ષે વીરબુક્કરાયના તેઓ અમાત્ય હતા, અને તે સમયમાં તેમણે કેટલાક ગ્રંથો રચ્યા છે. 'જૈમિની-ન્યાયમાળા વિસ્તાર'માં બુક્કરાય વિદ્યાતીર્થ મુનિના શિષ્ય હતા અને માધવાચાર્ય બુક્કરાયના કુલગુરૂ હતા એમ જણાવેલું છે અને પુરોહિતનું કાર્ય પં. કાશીવિલાસ ક્રિયાશક્તિ ગુરુ કરતા હતા, એમ 'વીર કમ્પનકાવ્ય'માં જણાવેલું છે. માધવના નામે પ્રખ્યાત થયેલા ગ્રંથો તે પૂર્વાશ્રમના અને વિદ્યારણ્યને નામે પ્રસિદ્ધ થયેલા ગ્રંથો તે સંન્યાસ લીધા પછીના છે, એમ માનવું જોઇએ. પૂર્વાશ્રમમાં રચેલા ગ્રંથોમાં મીમાંસા, ધર્મશાસ્ત્ર, અને વેદભાષ્ય વગેરે વ્યાવહારિક વિષયોના છે, અને તેમાં બુક્કરાયનો ઉલ્લેખ આવે છે. સંન્યાસ લીધા પછી રચેલા સર્વ ગ્રંથો અદ્વૈત વેદાંતપર છે. આ વિષમતા ધ્યાનમાં રાખવા જેવી છે.

આ વિદ્યાતીર્થ સ્વામીના સમયમાં દક્ષિણ ભારતમાં શૃંગેરી અને કાંચીની કામકોટી પીઠ-બન્ને આદ્યશંકરાચાર્યની પીઠ તરીકે મનાતી હતી, અને તે બન્નેનો વિદ્યાતીર્થ સ્વામીએ ઉદ્ધાર કરેલો જણાય છે. તેઓ શ્રી બન્ને પીઠના આચાર્ય થયા, અને બન્ને ઉપર તેમની જ શિષ્યપરંપરા ચાલી હોય એમ સમજાય છે. કાંચીની પીઠ ઉપર વિદ્યાતીર્થે શંકરાનંદ સ્વામી(આત્મપુરાણ, ઉપનિષદો ઉપર ટીકા વગેરેના કર્તા)ને યોજ્યા; અને શૃંગેરી પીઠ ઉપર ભારતીતીર્થ(વિદ્યારણ્ય અથવા માધવાચાર્યના લઘુ ભ્રાતા)ની યોજના કરી. આ શંકરાનંદ સ્વામીનું નામસ્મરણ શ્રીવિદ્યારણ્ય સ્વામીએ પંચદશીના આરંભમાં કરેલું છે, તેનું કારણ તેઓ તેમના સમકાલીન પૂર્વાચાર્ય હતા, તેથી માનાર્થે વંદન કરેલું છે. શૃંગેરી પીઠનો સંગતવાર ઇતિહાસ હજી ઉપલબ્ધ થતો નથી. પણ કાંચીના કામકોટી પીઠના સંબંધમાં શ્રીસદાશિવેન્દ્ર સ્વામીએ " જગદ્ગુરૂ રત્નમાળા સ્તવ " નામનો એક ગ્રંથ ૧૭ મી સદીમાં રચ્યો છે, અને તેના ઉપર આત્મપ્રકાશેન્દ્ર સરસ્વતી સ્વામીએ ટીકા લખેલી છે. એ સિવાય 'પુણ્યશ્લોકમંજરી' વગેરે ગ્રંથોમાં આ મઠની પુષ્કળ માહિતી મળે છે. આ ગ્રંથો ઉપર વિશ્વાસ કેટલો રાખવો તે આજે કંઈ કહી શકાતું નથી. તોપણ આના ઉપરથી ઘણી વાતનો ખુલાસો મળી શકે છે. ઉક્ત ગ્રંથમાં વિદ્યાતીર્થ સ્વામી સંબંધી ૬૧ મા ગુરૂ તરીકે નીચે પ્રમાણે શ્લોક આપેલો છે:

हृदि सायणमाधवोपदेष्टॄन् । मदिनां वादविधौ शमप्रदेष्टॄन् ।
नमत श्रुतिशिलानायतन्द्रान् । यमिविद्याधिपतीर्थदेशिकेन्द्रान् ॥ *

સાયણ અને માધવના ગુરૂ વિદ્યાતીર્થ હતા, તેની પૂર્વ પીઠિકા "પુણ્યશ્લોકમંજરી" માં નીચેના શ્લોકમાં આપેલી છે.

बिल्वारण्यजशार्ङ्गपाणितनयः सर्वज्ञविष्णुः श्रयन् । सन्यासं गुरुचन्द्रशेखरमुनेराप्याय पीठीं गुरोः ।
योगेशस्य च चक्रराजनमतेर्दध्याश्रमक्षोऽर्चने । श्रीमन्माधव-बुक्क-भारतियतिप्रष्ठैर्महिष्ठैर्वृतः ॥

* વેદાંત પંચપ્રકરણી, ત્રુજી આવૃત્તિ, પાનું ૭૭ મું.

ભાવાર્થઃ–ગામ બિલ્વારણ્ય, બાપ શાર્ઙ્ગપાણિ, પૂર્વાશ્રમનું નામ સર્વજ્ઞવિષ્ણુ, ચંદ્રશેખર મુનિ ગુરૂ, અને બુક્કરાય, માધવાચાર્ય અને ભારતીતીર્થ–એ મુખ્ય શિષ્ય. આ પ્રમાણે વિદ્યાતીર્થનું વર્ણન છે.

આ સિવાય સચ્ચિદાનંદ, અદ્વૈત બ્રહ્માનંદ, સુખાનંદ, અદ્વૈતાનંદ, મહાદેવ શિવ અને અદ્વૈત સુખાનંદ–એ નામના ૭ બીજા શિષ્યો તેમના હતા; અને તેમને ૬ પીઠો–મઠો સ્થાપી બેસાડ્યા હતા. આમાં અદ્વૈતાનંદને આનંદાત્મ અને ભારતીતીર્થ–એવા બીજા નામે શૃંગેરીપીઠ ઉપર બેસાડવામાં આવેલા જણાય છે. આ વિદ્યાતીર્થ ઉર્ફે વિદ્યાશંકર કાંચી પીઠ ઉપર ૭૩ વર્ષ રહ્યા અને છેવટે શંકરાનંદ શિષ્યો સાથે હિમાલય ગયા, અને ત્યાં ૧૫ વર્ષ તપશ્ચર્યા કરી સને ૧૩૮૪ માં સમાધિસ્થ થયા, એવું પુણ્યશ્લોકમંજરી'માં વર્ણવેલું છે. શ્રીમન્ નથુરામ શર્માએ પોતાની પચદશીમાં શકરાનંદ અને વિદ્યારણ્યનો જે હેવાલ આપેલો છે તે સુસંગત લાગતો નથી.

જો 'પુણ્યશ્લોકમંજરી'માં લખેલી વાત સાચી હોય તો વિદ્યાતીર્થ ૧૨૯૬ માં કાંચી પીઠ ઉપર બેઠા અને તેમણે જ શૃંગેરી પીઠપરંપરા પ્રમાણે સને ૧૩૩૩ માં ભારતીતીર્થને શૃંગેરી પીઠ ઉપર બેસાડ્યા હોવા જોઇએ, એમ લાગે છે. ૧૩૬૯ માં વિદ્યાતીર્થ હિમાલયમાં ગયા પછી માધવાચાર્યે સન્યાસ લઇને શૃંગેરીમાં નિવાસ કર્યો, અને ૧૩૮૦ માં ભારતીતીર્થ પછી પોતે પીઠારૂઢ થયા, એ પણ સંભવનીય જણાય છે. શાકે ૧૨૬૮ માં એટલે કે ઇ. સ. ૧૩૪૬ માં વિજયનગરના સંસ્થાપક પહેલા હરિહરરાયનો એક શિલાલેખ* મળેલો છે, તે ઉપરથી ઉપર પ્રમાણે સમજાય છે. તેમના રાજ્યના મોટા વિસ્તારનું શ્રેય વિદ્યાતીર્થ સ્વામીને મળે છે.

વિદ્યાતીર્થના નિર્વાણ પછી તેમની મૂર્તિની સ્થાપના શૃંગેરી મઠમાં વિદ્યારણ્ય સ્વામીએ કરી, એક મંદિર બાંધ્યું, અને પૂજા–અર્ચા માટે ખરચવા વખતો વખત સહાય કરવામાં આવતી, એવી મતલબનો એક શિલાલેખ ઈ સ. ૧૩૯૨ ની સાલનો રાઇસ સાહેબે મહિસુર રાજ્ય ગેઝેટિયરમાં છાપેલો છે. આ વિદ્યાશંકરને પછીથી એક દેવતાની ઉપમા અપાવા લાગી, અને શાકે ૧૫૭૪ માં એક તામ્રશાસનમાં " विद्याशंकरदेवस्य शारदायाश्च पूजने " એવી પ્રશસ્તિ મળે છે.† અને ખુદ વિદ્યારણ્ય સ્વામીએ પોતાના ગુરૂને વંદન કરતી વખતે અનેક સ્થળે " विद्यातीर्थमहेश्वरं " લખેલું છે. તાત્પર્ય એ છે કે આ વિદ્યાતીર્થની, આદ્ય શકરાચાર્ય પ્રમાણે ઈશ્વરાવતાર સમજીને સર્વત્ર પૂજાઅર્ચા થવા લાગેલી. હાલમાં શૃંગેરી મઠમાં વિદ્યારણ્યે જ સ્થાપેલી તેની જ મૂર્તિ છે, અને તેને આદ્ય શકરાચાર્યની મૂર્તિ સમજીને પૂજવામાં આવે છે. આજે શંકરાચાર્યની છબી તરીકે રાજા રવિવર્માએ દોરેલું જે ચિત્ર મળે છે તે મૂળે વિદ્યાતીર્થની મૂર્તિનું જ છે. એટલું બધું આદ્ય શંકરાચાર્ય સાથે આ મહાપુરૂષ વિદ્યાતીર્થનું તાદાત્મ્ય થઈ ગયું છે.

આ વિદ્યાશંકર તેજ વિદ્યાતીર્થ સ્વામીનું બીજું નામ છે. આ વિદ્યાતીર્થ સ્વામી કાંચીના કામકોટી પીઠ ઉપર હતા કે નહિ, એ વાદગ્રસ્ત પ્રશ્ન બાજુએ રાખીએ તો પણ શૃંગેરી પીઠનો જીર્ણોદ્ધાર અને વિજયનગર રાજ્યની સ્થાપના, આ બે મહત્વના વિષયો તેમની પ્રેરણાથી જ થયા, એ નિર્વિવાદ છે. તેજ પ્રમાણે વિદ્યાતીર્થની પછી ભારતીતીર્થ, અને પછી શ્રીવિદ્યારણ્ય શૃંગેરી પીઠ ઉપર બેઠા, અને વિજયનગર સામ્રાજ્યની સહાયથી શૃગેરી પીઠનો ઉત્કર્ષ થયો, એ બીના ઇતિહાસપ્રસિદ્ધ છે. ભારતીતીર્થ વિશેષ કર્તૃત્વશાલી

* જુઓ અપ્રીગ્રાફીઆ કર્ણાટીકા–વાલ્યમ ૬ ઠું. પાનું ૨૦૦ મું.

† विद्यातीर्थाय गुरवे परस्मै तेजसे नमः । यस्य नांगीकृतस्नेहरसाहानि कदाचन ॥

નહોતા તો પણ વિદ્વાન તો ખરા, તેની ના પાડી શકાય તેમ નથી. તેમણે રચેલી "વૈય્યાસિક ન્યાયમાળા" અને પંચદશીના બ્રહ્માનંદ નામનાં છેલ્લાં પાંચ પ્રકરણો ઉપરથી સ્પષ્ટ જણાય છે. વૈય્યાસિક ન્યાયમાળાના આરંભમાં "प्रणम्य परमात्मानं श्रीविद्यातीर्थरूपिणम्" એ પ્રમાણે વિદ્યાતીર્થ ગુરૂને નમસ્કાર કરેલો છે. માધવાચાર્યે જૈમિની ન્યાયમાળા વિસ્તારમાં ભારતીતીર્થને બ્રહ્મદેવની ઉપમા આપી છે. ભારતીતીર્થે શૃંગેરીની ગાદી ઉપર સને ૧૩૭૯-૮૦ ની સાલ પર્યંત હતા અને વિદ્યારણ્ય ઇ. સ. ૧૩૮૦-૮૬ સુધી હતા, એ પણ હવે નિર્વિવાદ છે. વિદ્યારણ્ય ગાદીપર બેઠા ત્યારે તેમનું વય ૮૫ વર્ષનું હતું; કારણ ૧૩૮૦ માં તેમણે દેવ્યપરાધક્ષમાપન સ્તોત્ર રચ્યું છે. તેમાં "मया पंचाशीतेरधिकमपनीते तु वयसि" એવો ઉલ્લેખ છે. આ સ્તોત્ર શ્રીઆદ્ય શંકરાચાર્યને નામે ચઢાવેલું જણાય છે, પણ તેનો સંદર્ભ જોતાં તે તેમનું લાગતું નથી, પણ વિદ્યારણ્ય સ્વામીનું રચેલું જણાય છે. શ્રીમાધવાચાર્યે ક્યારે સંન્યાસ દીક્ષા લીધી તે નક્કી સમજાતું નથી. શૃંગેરી પરંપરા પ્રમાણે તેમના નાનાભાઈ સોમનાથ અથવા ભોગનાથને સન્યાસ આપવામાં આવ્યો છે, એ જોઇને માધવાચાર્યને વૈરાગ્ય લાગ્યું એટલે તેથી ઇ. સ. ૧૩૩૧ માં વિદ્યાતીર્થ પાસેથી તેમણે દીક્ષા લીધેલી, પણ એ સાચું લાગતું નથી. કારણ કે સને ૧૩૩૬ માં અને તે પછી તો માધવાચાર્ય હુક્ક ઉર્ફે પહેલા હરિહરરાયના અમાત્ય હતા, અને નવા વિજયનગર રાજ્યની વ્યવસ્થા સારી રીતે થયા પછી, તેમણે પોતાથી નાનાભાઈ સાયણાચાર્યને અમાત્ય પદ આપીને સંન્યાસ લીધો જણાય છે. તે જ પ્રમાણે સાયણાચાર્ય પછી સર્વથી નાના સોમનાથ અથવા ભોગનાથ બીજા હરિહર રાજાનો અમાત્ય હતો. સારાંશ કે આ ત્રણે ભાઇઓએ, હુક્ક (૧૩૩૬-૪૬), કમ્પન (૧૩૪૬-૪૭), બુક્ક (૧૩૪૭-૧૩૭૭) અને બીજા હરિહર, એ પ્રમાણે ચાર રાજાઓનું સુમારે ૭૦ વર્ષ સુધીનું અમાત્યપદ ભોગવ્યું હતું, એમ જણાય છે. એ ત્રણેએ વિદ્વાન પંડિત હોઇને ગ્રંથકર્તા અને રાજકારણી મહાપુરૂષો હતા. તેમની બુદ્ધિ અને હક્ક તથા બુક્ક રાજાઓનાં શૌર્યનો ઉત્તમ સંયોગ થવાથી વિજયનગરનું સામ્રાજ્ય સર્વ દક્ષિણ ભારતમાં પ્રસર્યું અને પ્રબળ થયું. વસિષ્ઠ-રામચંદ્ર, ચાણાક્ય-ચન્દ્રગુપ્ત, રામદાસ-શિવાજી, એવા રાજ્યધુરંધર બ્રાહ્મણક્ષત્રિયોની જોડી ઇતિહાસમાં સારા પ્રમાણમાં છે. પણ માધવાચાર્ય અને હરિહરનો યોગ તો અવર્ણનીય છે. બ્રહ્મ-ક્ષત્રિયતેજ જ્યારે એકત્ર થયાં હોય છે ત્યારે જ મોટાં કાર્યો બન્યાં છે, પણ તેનો પરસ્પર વિરોધ થાય છે ત્યારે બન્નેનો નાશ થાય છે, એવા ભરતખંડના ઇતિહાસમાં ઘણા દાખલા મળી આવે છે.

સનાતન ધર્મનું શુદ્ધ અને જાગૃત રૂપ હાલમાં દક્ષિણ ભારતમાં દેખાય છે, તેનું મુખ્ય શ્રેય વિદ્યારણ્ય સ્વામીને મળવું જોઇએ. શૃંગેરી મઠની બિરૂદાવલીમાં कर्नाटकसिंहासन प्रतिष्ठापनाचार्य એવી જે ઉપમા આપવામાં આવી છે તે વિદ્યારણ્યને લીધે જ મળી છે. તેમજ શૃંગેરી મઠને જે અનેક અગ્રહાર, જાગીરો, અને ફરમાનો મળ્યાં છે, તે સર્વ આ સમયના જ જોવામાં આવે છે. વિદ્યારણ્ય સ્વામીએ શૃંગેરીમાં વિદ્યાતીર્થની મૂર્તિ સ્થાપી શારદાની અને ગુરુની પૂજા અર્ચાનો પ્રબંધ બાંધ્યો. આ પ્રમાણે વિદ્યારણ્ય સ્વામીનું અને તેમના પરમ ગુરૂ વિદ્યાતીર્થનું મહત્વનું કાર્ય ઇતિહાસમાં નોંધાયલું મળી આવે છે.*

**નટવરલાલ ઇચ્છારામ દેસાઇ**



* ઇ. સ. ૧૯૧૬ માં "ઇન્ડિયન એન્ટીક્વેરી" માસિક પત્રમાં મહિસુરના આર્ક્યોલૉજીકલ ખાતાના સુપરિન્ટેન્ડંટ નરસિંહાચાર્યે સાયણ-માધવ સબંધમાં બે સારા લેખો લખ્યા છે તેમાંથી પુષ્કળ નવી માહિ મળે છે. તે જ પ્રમાણે શ્રી મહાદેવ રાજારામ બોડસના ગ્રંથમાં પણ ઘણી બાબતો છે. તે સર્વનો આ આ લેખમાં ઉપયોગ કરવામાં આવ્યો છે. ન. ઇ. દેસાઇ

# સ્વર્ગસ્થ ગૌરીશંકર દયારામ રાજગોરનું જીવન*



સ્વર્ગસ્થ ગૌરીશંકર દયારામનો જન્મ ભાવનગર રાજ્યની જૂની રાજધાનીના શહેર સિહોર (સિંહપુર) માં થયો હતો. તેઓ મોઢ ચાતુર્વેદીય બ્રાહ્મણ જ્ઞાતિમાં જન્મ્યા હતા, પરંતુ તે કુટુંબ ગોહિલોનું (ભાવનગરના રાજવીનું) રાજપુરોહિતપણું કરતું હોઈ રાજગોર તરીકે ઓળખાય છે.

સ્વર્ગસ્થ ગૌરીશંકરના પિતા રાજગોર દયારામ ગોબર અને તેમના વડીલો સિહોરના ખાસ રાજ્યાશ્રિત હોઈ ગરાસમાં કેટલીક જમીન અને આંબાવાડી ધરાવતા હતા. તેમની પ્રવૃત્તિ દરબારમાં પુરોહિત તરીકે કામકાજ કરવું અને જમીનની ખેતી કરવી કે કરાવવી; એ ઉપરાંત કીર્તનભક્તિમાં સમય ગુજારવો તે હતી. "રામવાળા" અને "પાંડવવાળા" ની કથા કહેવામાં તો તે એક્કા હતા.

સ્વર્ગસ્થનાં માતુશ્રી અંબાબાઈ પણ ભગવતી અંબાબાઈના નામથી સિહોરમાં પ્રસિદ્ધ હતાં. વર્ષમાં પ્રસંગાનુસાર તેમને ત્યાં પૌરાણિકો કથા વાંચવા બેસતા. આથી અંબાબાઈ બહુશ્રુત હતાં. માણસો તેમના મુખથી સમયોચિત પૌરાણિક દૃષ્ટાંત સાંભળી પોતાનાં સુખ-દુઃખમાં સમતોલ થતાં.

આ માતાપિતાના ફરજંદ હોઈ સ્વર્ગસ્થ ગૌરીશંકરમાં ધાર્મિક સંસ્કાર મૂળથી જ હતા.

સ્વર્ગસ્થનો જન્મ તા૦ ૮–૮–૭૦ ના રોજ સિહોરમાં થયો હતો. તેમણે ગુજરાતી ૭ ધોરણનો અભ્યાસ સિહોરમાં કર્યો હતો, પરંતુ તે અરસામાં તેમના પિતાશ્રી ગુજરી જવાથી કુટુંબ નિરાધાર થયું. મૂળથી જ આર્થિક સ્થિતિ સારી નહતી, તેમાં આ ઉપાધિ આવી પડતાં આર્થિક મુશ્કેલી વધી. વરસ સુધી સિહોરમાં રહી, મરનારની શ્રાદ્ધક્રિયા વગેરે કર્યા પછી પોતાનો અભ્યાસ આગળ વધારવા અને ગુજરાન ચલાવવા પોતાનાં પત્ની રામકુંવરબાઈ, પાંચેક વર્ષના ભાઈ રેવાશંકર, અને માતુશ્રીને લઈ ભાવનગર કણબીવાડમાં રહેવા આવ્યા. કણબીવાડના ભાવિક લોકોએ તેમના નિર્વાહની મુશ્કેલી મટાડી દીધી, અને પોતે પોતાનો અભ્યાસ આગળ લંબાવ્યો. બે વર્ષ પછી તેઓ રાજકોટ ટ્રેનિંગ કોલેજમાં દાખલ થવા ગયા ત્યારે તેમનું કુટુંબ સિહોરમાં આવ્યું. ભાવનગરનિવાસ દરમીઆન તેમને ત્યાં પ્રથમ પુત્ર ભાઈશંકરનો જન્મ તા૦ ૧૨–૭–૮૯ સંવત ૧૯૪૫ ની અષાઢી પૂર્ણિમાને દિવસે થયો હતો.

કૉલેજ છોડી તેમણે પોરબંદર તાબે વડવાળા ગામમાં તા૦ ૨૭–૨–૯૨ થી શાળાના મુખ્ય શિક્ષક તરીકે નોકરી શરૂ કરી. વડવાળામાં તેઓ પોતાના કુટુંબ (તેમનાં પત્ની અને બાળક પુત્ર) સાથે સાદાઈથી રહેતા; અને બચત રકમ સિહોર પોતાનાં માતુશ્રીને મોકલતા.

વડવાળામાં તેઓએ પાંચેક વર્ષ શિક્ષક તરીકે કામ કર્યું. આ અરસામાં લોકોનો તથા બાળકોનો પ્રેમ તેમણે ઘણો જ મેળવ્યો. ગામના લોકોમાં તે કુટુંબના માણસો પેઠે ભળી ગયા. આ પ્રમાણે તેમની લોકપ્રિયતા ઘણી વધી ગઈ. આ અરસામાં વેદાંતના ગ્રન્થોનો અને સાધુસંતોનો પરિચય તેમણે સારો સેવ્યો. તેમનું જીવન, મુક્તના જેવું થવા લાગ્યું. તેમને નોકરીનું બંધન ફગાવી દેવાનું મન થયું. શાળામાં અપાતી કેળવણીમાં તેને મુક્તિનાં દ્વાર ન દેખાયાં. (सा विद्या या विमुक्तये) ચાલુ કેળવણીમાં તો તેને વિદ્યાર્થી અને શિક્ષક બંધાતાં ભાસ્યાં. આથી નિર્વાહનો કોઈ પણ બીજો પ્રબંધ કર્યા સિવાય ઈશ્વરપરની દૃઢ શ્રદ્ધાથી પાંચેક વર્ષની નોકરીનું રાજીનામું આપી સિહોર આવવા નીકળ્યા. વડવાળામાંથી નીકળતાં પહેલાં તેમને ત્યાં એક દીકરીનો જન્મ થયો હતો.

---

* પચાદશીની ટૂંકી નોંધના લેખક.

"પંચદશીના પ્રકરણનો સાર"

# અગત્યનો ખુલાસો

આ પંચદશી ગ્રંથની ત્રીજી આવૃત્તિમાં શિહોરનિવાસી (ભાવનગરના) સદ્ગત ગૌરીશંકર દયારામ રાજગોરે લખેલો પંચદશીના "પ્રકરણનો સાર" દરેક પ્રકરણના આરંભમાં છાપેલો છે. આ સાર અમને ઉત્તમ લાગવાથી અમે છાપ્યો હતો, પણ રા. રમણિકલાલ અમૃતરાય મહેતાએ અમારું સને ૧૯૪૬ માં ધ્યાન ખેંચ્યું કે મજકુર સાર સ્વ૦ ગૌરીશંકરનો રચેલો નથી; પણ તે સ્વ૦ મ. મ. હાથીભાઈ હરિશંકર શાસ્ત્રીના પંચદશીના ગુજરાતી અનુવાદને અંતે જે "મનન" નામનો વિષય પ્રતિપાદન કરનારો ટુંકો લેખ છે તે જ માત્ર છે. સંભવિત છે કે મજકુર મનન સ્વ૦ ગૌરીશંકરે હાથીભાઈ હરિશંકર શાસ્ત્રીના ગુજરાતી અનુવાદ ઉપરથી પોતાના અભ્યાસ માટે ઉતારી રાખ્યો હશે, જે તેમના મરણ બાદ તેમના પુત્ર ભાઈશંકરને તેની ખબર નહિ હોવાથી તેમણે તે પોતાના પિતાશ્રીની કૃતિ હશે એમ ભૂલથી માની લીધેલું હોવું જોઈએ અને તે અમારા ઉપર ઉપયોગ કરવા માટે મોકલી આપેલું. અમારી પાસે સ્વ૦ પૂજ્ય મહામહોપાધ્યાય હાથીભાઈ હરિશંકર શાસ્ત્રીનો ગુજરાતી અનુવાદ આ ત્રીજી આવૃત્તિ છપાવતી વખતે હાજર નહિ હોવાથી અમે વિશ્વાસે રહી મજકુર સાર સ્વ૦ ગૌરીશંકર રાજગોરનો જ રચેલો છે એમ માની છપાવ્યો છે. આવો સાર કાઢનાર ઉત્તમ અધિકારી અને વેદાંતશાસ્ત્રના અભ્યાસી સમજી તેમનું સચિત્ર ચરિત્ર પણ છાપ્યું છે. પણ રા. રમણિકલાલે અમારો ભ્રમ ભાંગ્યો છે, તે માટે અમે તેમના ઋણી છીએ. આ વિષયનો એક ખુલાસો અમે 'ગુજરાતી' પત્રના તા૦ ૧૫ મી ડીસેમ્બર સને ૧૯૪૬ ના અંકમાં કર્યો છે, પણ પંચદશીના સુજ્ઞ વાચનારાઓનાં ધ્યાનમા આવે અને થયેલી ભૂલ ચાલુ ન રહે અને ભવિષ્યમાં કોઈ ભ્રમમાં ન પડે, એટલા માટે અત્રે આટલો ખુલાસો કરીએ છીએ કે, મજકુર "પ્રકરણ સાર" એ સ્વ૦ ગૌરીશંકર રાજગોરનો રચેલો નથી, પણ સ્વ૦ મ. મ. જામનગરનિવાસી હાથીભાઈ હરિશંકર શાસ્ત્રીના પુસ્તકમાં આપેલા "મનન"નો જ ઉતારો છે. એના કર્તા હાથીભાઈ હરિશંકર શાસ્ત્રી છે ગૌરીશંકર દયારામ રાજગોર નથી. પણ પંચદશીનો નિત્યપાઠ તિથિ પ્રમાણે એક મહિનામાં કેવી રીતે કરવો તે રાજગોર ગૌરીશંકર દયારામ સિહોરીએ ગોઠવ્યો છે. તે ભાગ હાથીભાઈ શાસ્ત્રીજીનો નથી, તે સિહોરીનો પોતાનો છે. અમારાથી થયેલી નજરચૂક માટે અમે દિલગીર છીએ અને ભૂલ તરફ ધ્યાન ખેંચવા માટે રા. રમણિકલાલ અ. મહેતાનો અમે ઉપકાર માનીએ છીએ. ઈશ્વરેચ્છાએ જે થાય છે તે યોગ્ય થાય છે, એમ માની અમે સંતોષ લઈએ છીએ કે, આજે જ્યારે સ્વ૦ હાથીભાઈ હરિશંકર શાસ્ત્રીની પંચદશી અલભ્ય છે તે વખતે તેમણે લીધેલા પરિશ્રમનો લાભ આ ગ્રંથના વાચનારાઓને મળે છે. सुज्ञेषु किं बहुना ?

હરગોવિંદ દેસાઈની વાડી, ભુલેશ્વર મુંબઈ
સં. ૨૦૦૪, હનુમાન જયંતી

નટવરલાલ ઇચ્છારામ દેસાઈ

શ્રીપંચદશીના પ્રકરણોનો સાર કાઢનાર



સદ્‌ગત શ્રી ગૌરીશંકર દયારામ રાજગોર (સિહોરી)

જન્મ-૧૮૭૦ નિર્વાણ-૧૯૦૧

નોકરીનું રાજીનામું આપી સિહોર આવતાં તેમનાં માતુશ્રી વગેરે નારાજ થયાં. પણ તેઓ ક્યાં જાણતાં હતાં કે હવે ગૌરીશંકરની ઈશ્વરપરાયણતા અને આત્મબળ એટલાં બધાં વધ્યાં છે કે તેમની પોતાની ચિંતા શ્રીહરિને સંભાળવાની હતી. ઈશ્વર સૌના યોગક્ષેમનું વહન કરે છે, પરંતુ જેમણે પોતાના યોગક્ષેમ માટે જેટલું મમત્વ કમી કર્યું હોય છે તેટલું ઈશ્વરને તે વધારે સંભાળવું પડે છે, એમ સંતમહાત્માઓના જીવનથી સમજી શકાય છે. સ્વર્ગસ્થનું પણ તેમ જ બન્યું.

સિહોરમાં આવ્યા પછી તેમના નાનાભાઈ સાથેનો મજીઆરો વહેંચી લેવા તેમના કાકા વગેરેએ આગ્રહ કર્યો. આ સંતપુરુષે તો હા કહી અને મજીઆરો વહેંચાયો. ગરાસની સારી એવી જમીન સ્વર્ગસ્થનાં માતુશ્રીના નિર્વાહ માટે રહી; ઘર ઉપયોગ પૂરતાંએ ન ગણાય તેટલાં થોડાં વાસણો મળ્યાં અને બાકી સાડાચારસો રૂપીઆનું દેવું મળ્યું. તદુપરાંત ભાઈના લગ્નનો ખર્ચ તો હજી બાકી હતો. સંતપુરુષે આ સૌ સ્વીકાર્યું. તેમને તો ખાત્રી હતી કે યોગક્ષેમનું વહન કરવું એ તો મારા નાથનું કામ છેઃ ઈશ્વરે સ્વર્ગસ્થનાં સાસુને જગાડ્યાં. તેમને દીકરો ન હતો. ત્રણ દીકરીઓ જ હતી. પાસે પૈસો પણ સાધારણ ઠીક જ હતો. મોટી દીકરી રાવબહાદુર પ્રાગજીભાઈ લક્ષ્મીધર વેરે આપી હતી એટલે તેમની તો ચિંતા જ નહોતી. નાની દીકરી વિધવા હતી અને તેને એક દીકરી હતી, એટલે તેની પણ ચિંતા નહોતી. ગંગાસ્વરૂપ શામબાઈ નાનીશી મૂડી લઈ સ્વર્ગસ્થ પાસે આવ્યાં અને તેમને તે સોંપવા કહ્યું. પરંતુ સ્વર્ગસ્થ ગૌરીશંકર આવી વગર મહેનતની મિલ્કત સ્વીકારવા તૈયાર નહોતા. શામબાઈએ કહ્યું કે મેં તો ભાઈશંકરની જનોઈ વખતે મોશાળામાં દેવાનો સંકલ્પ કરી રાખ્યો છે તે પ્રમાણે મારે આપવું જ જોઈએ. આ રીતે આ મિલ્કત આવી તેમાંથી દેવું ચૂકાવી આપ્યું અને રહેવા માટે વાડાની પડતર જમીનપર ઘર ચણાવવાનું શરૂ કર્યું અને પૂરૂં કર્યું. (આ મકાન ઉપર રૂપીઆ ઉપાડી સ્વર્ગસ્થે પોતાના ભાઈનાં લગ્ન કરેલાં) પરંતુ સ્વર્ગસ્થ આવી વગર મહેનતની મૂડી ઉપર ગુજરાન ચલાવે તેવા નહોતા અને મૂડી પણ તેટલી નહોતી કે ઘર ચણાવ્યા પછી જરૂર પૂરતા દાગીના સિવાય કંઈ હોય.

આથી તેમણે સિહોરમાં કંસારી બજારમાં એક ખાનગી શાળા શરૂ કરી. આ શાળા થોડા વખતમાં ઘણી આબાદ થઈ. યોગક્ષેમ તો ઈશ્વરે સંભાળી લીધું, પણ બચતથી છપનીઆ દુષ્કાળમાં દરિદ્રનારાયણની સેવા કરવાની તક મળી તેથી બહુ રાજી થતા. દરરોજ ઘણાંએ ગરીબોને અન્નવસ્ત્ર આપી, તેની જરૂરીઆત સંતોષી, આશીર્વાદ લીધેલા. અધ્યાત્મવિદ્યામાં પણ તેઓ આગળ વધતા જ ગયા. તેમને ધ્યાન સહજ થઈ ગયું. પ્રસંગ પૂરતું વ્યવહારનું કામ કે શિક્ષણનું કામ કરતા, પરંતુ તેમાંથી પરવારતા કે તુરત જ અંતર્દૃષ્ટિ હતી. તેઓ જરૂર સિવાય અથવા પૂછ્યા સિવાય કદિ બોલતા નહિ. તેમણે ઉપદેશ આપવાનો કે પોતાનું જ્ઞાન બતાવવાનો કદિ પ્રયત્ન કર્યો નથી; એટલું જ નહિ પણ પોતાના આવા જ્ઞાનની જાહેરાત ન થવા દેવા બહુ કાળજી રાખતા. તેઓ સંન્યસ્ત દીક્ષા લેવાને છેવટના વખતમાં બહુ આતુર હતા, પરંતુ તેઓ આખર સુધીમાં રીતસર સંન્યસ્ત દીક્ષા લઈ શક્યા નહિ. સંવત ૧૯૫૫ના શ્રાવણ વદી ૧૪ને દિવસે સ્વર્ગસ્થને ત્યાં બીજો દીકરો જયાશંકર જન્મ્યો.

એક વખત સ્વર્ગસ્થ ગરાસના કંઈ કામ સારૂ પોતાના ભાણેજ રાજગોર દામોદર સાથે દીહોર ગએલા. વૈશાખ માસનો પ્રખર અગ્નિ (તાપ) વરસતો હતો અને પે... ચાલ્યા આવતા હતા એવામાં એક સુકુમાર છોકરો પગે દાઝતો ચાલ્યો... સ્વર્ગસ્થે પૂછ્યુંઃ "ભાઈ! ક્યાં સુધી જવું છે?" તેમણે દૂર જવાનું... સ્વર્ગસ્થને દયા આવી ગઈ અને પોતાનાં પગરખાં તેમને આપી પોતે... પગે ચાલવાનો અનુભવ લેવા લાગ્યા. સાંજ પડતાં ઘેર તો આવ્યા પણ... બેભાન થવાનું કારણ ગરમી છે, એમ સાથેના માણસે કહ્યું અને સારવ... માંડ્યું. આ રીતે ૩૨ વર્ષની પુખ્ત ઉમ્મરે દેહવિલયનાં પગરણ...

મંડાયાં. પેસાબ બંધ થયો. પેટુ પર સોજો આવ્યો. વૈદ્યડાકટરોએ સગાસંબંધીના આગ્રહથી પોતાથી બનતું કર્યું, પરંતુ સ્વર્ગસ્થ પોતાની પૂર્ણ શુદ્ધિમાં જ તેમનાં રડતાં પત્ની રામકુંવરબાઇને છેવટનો બોધ અને આશ્વાસન આપી ચૂકયા હતા કે; "આ સંસારમાં અનેક જીવો આવે છે અને જાય છે, તેમનો એકમેકનો સંબંધ તેમના વિકાસ સારૂ છે. જીવનો એ દેહે સધાવો જોઇતો વિકાસ પૂરો થતાં વધુ વિકાસ મેળવવા તે દેહ ધારણ કરે છે. યોગક્ષેમનો વહન કરનાર તો એક ઈશ્વર જ છે. માણસ તો માત્ર કારણભૂત છે. અત્યાર સુધી તું એમ માનતી હોઇશ કે, હું તારૂં પોષણ કરૂં છું, પણ તે તારી ભૂલ છે. વિશ્વંભર જ વિશ્વનું પોષણ કરે છે. તું કદિ ભૂખી નથી રહેવાની, તારૂં એક પણ કામ અટકી નથી પડવાનું. ભાઇશંકર ઘણો સારો છોકરો થશે. તે કાલે મોટો થઈ જશે, તારી ચિંતા નકામી છે. જા, પ્રભુનું સ્મરણ કર. તે કરૂણામય છે. તેની કૃપાથી પાપીઓ પણ તરી જાય છે."

સાર પછી સ્વર્ગસ્થે આંખ ફેરવી. કોઈ કહે બેશુદ્ધ થયા, પણ હું કહું છું કે ધ્યાનસ્થ થયા. છેવટે સંવત્ ૧૯૫૭ના આસો વદી ૧૨ તા૦ ૮-૧૧-૧૯૦૧ ને દિવસે ચઢતે પહોરે તેમનું શરીર પંચત્વને પામ્યું. તેમના સ્વર્ગવાસથી સિહોર આખામાં શોક છવાયો. છેલ્લી પાંચેક વર્ષની ટુંકી કારકિર્દીમાં લોકોપર તેમના વર્તનની સારી અસર થઈ હતી.

સદ્‌ગત પચદશીનો નિત્યપાઠ કરતા હોય એમ તેમની એક યાદી ઉપરથી જણાય છે, તે યાદી જેમની તેમ આ નીચે આપું છુઃ

## નિત્યપાઠ

### પંચદશી શ્લોક ૧૫૪૭

| શુક્લ પક્ષ. | પ્રકરણ | શ્લોક | કૃષ્ણ પક્ષ | પ્રકરણ | શ્લોક |
|---|---|---|---|---|---|
| પડવો | ૧ | (૧-૬૫) | એકમ | ૭ | (૨૦૧-૨૫૦) |
| બીજ | ૨ | (૧-૫૫) | બીજ | ૭ | (૨૫૧-૨૯૮) |
| ત્રીજ | ૨ | (૫૬-૧૦૯) | ત્રીજ | ૮ | (૧-૭૬) |
| ચોથ | ૩ | (૧-૪૩) | ચોથ | ૯ | (૧-૫૦) |
| પાંચમ | ૪ | (૧-૫૦) | પાંચમ | ૯ | (૫૧-૧૦૦) |
| છઠ | ૪-૫ | (૫૧-૬૯) (૧-૮) | છઠ | ૯ | (૧૦૧-૧૫૮) |
| સાતમ | ૬ | (૧-૫૮) | સાતમ | ૧૦ | (૧-૨૬) |
| આઠમ | ૬ | (૫૮-૧૧૬) | આઠમ | ૧૧ | (૧-૬૭) |
| નોમ | ૬ | (૧૧૭-૧૭૪) | નોમ | ૧૧ | (૬૮-૧૩૪) |
| દશમ | ૬ | (૧૭૪-૨૨૨) | દશમ | ૧૨ | (૧-૪૫) |
| અગીઆરસ | ૬ | (૨૨૩-૨૯૦) | અગીઆરસ | ૧૨ | (૪૬-૯૦) |
| બારશ | ૭ | (૧-૫૦) | બારશ | ૧૩ | (૧-૫૧) |
| તેરશ | ૭ | (૫૧-૧૦૦) | તેરશ | ૧૩ | (૫૬-૧૦૫) |
| ચૌદશ | ૭ | (૧૦૧-૧૫૦) | ચૌદશ | ૧૪ | (૧-૬૫) |
| પુનમ | ૭ | (૧૫૧-૨૦૦) | અમાસ | ૧૫ | (૧-૩૫) |

છેવટે શ્રીમાન્ મહાશય નટવરલાલ ભાઇનો અને તેના બીજા ન્હાના ભાઇઓનો ખરા અંતઃકરણપૂર્વક ઉપકાર માનું છુ, કારણ કે તેમણે મારા સ્વર્ગસ્થ પિતાશ્રી ગૌરીશંકર દયારામની કદર કરી છે અને મને પિતૃઋણનો એક હપ્તો ચૂકવવાની તક આપી છે.

તા૦ ૯-૭-૩૧
સણોસરા,
બી એસ રેલ્વે

ૐ શાન્તિ શાન્તિ શાન્તિઃ
રાજગોર ભાઇશંકર ગૌરીશંકર સિહોરી

# અનુક્રમણિકા



## પ્રકરણોની અનુક્રમણિકા



## ચિત્રોની અનુક્રમણિકા

## પ્રકરણ ૭ મું-તૃપ્તિદીપ



પુસ્તક મળવાનું ઠેકાણું :—

**ગુજરાતી પ્રિન્ટિંગ પ્રેસ,** સાસુન બિલ્ડિંગ એલ્ફીન્સ્ટન સર્કલ **કોટ, મુંબઈ.**

# मङ्गलम्

अनुष्टुप्

प्रत्यञ्चं परमानन्दमनादिनिधनं हरिम्।
अद्वैत द्वैतरूपाभ वन्देऽन्तर्यामिणं प्रभुम् ॥ १ ॥

स्रग्धरा

अद्वैतं प्रेम तच्चनहि भवति भिदा प्रेमपापथ यस्मा-
न्मूर्तिः प्रेम्णो रसो यस्त्वनुपमपरमानदरूपश्चकार ।
गोपीस्संपाययित्वाऽमृतरसममलं भावितान्तर्हृदः श्री-
राधायुक्तः स कृष्णः कलयतु कुशलं योगिवर्यो जनानाम् ॥ २ ॥

शार्दूलविक्रीडितम्

श्रीकृष्णः परमेश्वरो विजयता नित्यं समुन्मूलयन्
तापान् सत्यसुखैषिणा स विविधां क्रीडां समुल्लासयन् ।
सम्मोहं कलयन् सतामपि सदा मायानटीनर्त्तनै-
र्नृत्यन्नेदशिरस्स्वभेदममल दिशन्महादेशिकः ॥ ३ ॥

शास्त्री व्यंकटाचल.

અર્થ—પ્રાણીઓના ઘટ ઘટમા વ્યાપી રહેલા, પરમ આનદમૂર્ત્તિ, આદિ, મધ્ય તથા અતથી રહિત, પાપને હરનારા, અદ્વૈત છતે દ્વૈતની પેઠે ભાસનારા અને સર્વના પ્રેરક શ્રીપરમાત્માને પ્રણામ કરુ છુ ૧

અદ્વૈત એ જ પ્રેમ છે, તેમા જરા પણ ભેદ નથી, અને તે પ્રેમનુ જેથી પોષણ થાય છે, જે પ્રેમની મૂર્ત્તિ છે, જે રસરૂપ છે, જે અનુપમ પરમાનદરૂપ છે, અને જેમણે ગોપીઓને અદ્વૈતામૃતનુ પાન કરાવીને, તેઓના હૃદયોને ભક્તિભાવવાળા કર્યાં છે, તે રાધામા લીન થયેલા યોગીંદ્ર શ્રીકૃષ્ણ મનુષ્યોનુ કલ્યાણ કરો ૨

જે પરમેશ્વર વિવિધ પ્રકારની ક્રીડાઓ કરતા થકા, સત્ય સુખની આશા વાળાઓના ત્રણ પ્રકારના તાપને નિત્ય ટાળે છે, જે માયારૂપી નટીના નૃત્યોદ્વારા સદા મોટા મહાત્માઓને પણ મહામોહ ઉપજાવે છે, તથા જે ઉપનિષદોને વિષે નૃત્ય કરતા થકા નિર્મળ એવા અભેદનો ઉપદેશ કરતા મોટા આચાર્યરૂપ છે, તે શ્રીકૃષ્ણ નિત્ય વિજયવતા થાવ ૩

# ચન્દ્રકાન્ત વિવરણ

## ગુરુ-શિષ્ય સંવાદ

બે પ્રકારની ચિત્તવૃત્તિવાળા મનુષ્ય હોય છે; કાર્યકુશળવૃત્તિવાળા અને વિચારકુશળવૃત્તિવાળા. કાર્યકુશળવૃત્તિવાળો મનુષ્ય, રાજનીતિમાં, પરાક્રમમાં, મંત્રીનું કાર્ય કરવામાં, વકીલ બારીસ્ટરના ધંધામાં, ધારા બાંધવામાં, વ્યાપારાદિકમાં, લોકોપયોગી કે સ્વાર્થી કાર્યમાં, વૃથાઆડંબરમા, કીર્તિ સંપાદન કરવામાં, કોઇનું હિત અને કોઇનું અણુહિત કરવામાં, સદા મંડ્યો રહી, જીવિત ગાળે છે. વિચારકુશળવૃત્તિવાળો મનુષ્ય, કર્તવ્યની પૂર્ણતામાં, અભ્યાસમાં, તત્ત્વજ્ઞાન સંપાદન કરવામાં, સૃષ્ટિના નિયમનું સૂક્ષ્મતાથી અવલોકન અને ચિંતન કરવામાં, મનુષ્યનું અને પરબ્રહ્મનું રહસ્ય જાણવામાં જ જીવિત નિર્ગમન કરે છે. કાર્યકુશળ મનુષ્ય આ લોકની શ્રેષ્ઠતા શોધે છે, વિચારકુશળ પરલોકની; કાર્યકુશળનો સંતોષ ક્ષણિક પદાર્થની પ્રાપ્તિમાં છે અને તેમાં જ તે આનંદે છે, વિચારકુશળ પરમાનંદમાં જ મગ્ન રહે છે ને તે પ્રાપ્ત થયા વગર સંતોષ પામતો નથી; કાર્યકુશળને વ્યાવહારિક માનમાં સંતોષ છે, વિચારકુશળને તો ધન, ધાન્ય, સંપત્તિ, રાજ્ય, કીર્તિ, મોજમઝા, સંસાર એ કશામાં પ્રીતિ નથી–તે સારા નરતાની, સંપત્તિ વિપત્તિની દરકાર કરતો નથી; દરિયો ખારો છે કે મીઠો, છીછરો છે કે ઊંડો, તેની પણ તેને દરકાર નથી; તેનું ચક્રવર્તિના વૈભવમાં કે રાંકની ઝુંપડીની વિટંબણામાં લક્ષ્ય જ નથી; મનુષ્ય જાતિનાં સુખ વિષે, તેની વૃદ્ધિ વિષે, પડતી વિષે, કીર્તિ વિષે–કશામાં તેનું લક્ષ્ય નથી. તે આ દેહના સુખને, તેના કર્તવ્યને, લેખવતો નથી; કર્મથી, નાશવંત સ્વર્ગ સુખ ઇચ્છતો કે શોધતો નથી. પરન્તુ ચિત્તના સંતોષને જ શોધે છે.

આવો કોઈ વિચારકુશળ મનુષ્ય, પૂર્વજન્મના સંસ્કારને યોગે, ગંગા તીરે રહેતા કોઇ મહાત્માની પર્ણકુટીમાં જઇ ચઢ્યો અને તે મહાત્માને સાષ્ટાંગ દંડવત્ કરીને બોલ્યો,–' હે ગુરુ દેવ! આ સંસારદાવાનળની જ્વાળામાં બળીજળી રહેલા મને, બ્રહ્માનંદના રસથી ભરેલા, પવિત્ર, અને શીતળ અમૃતથી નવરાવીને શાંત કરો! કહો મને, આ સંસારસમુદ્રને કેમ તરું? મારી ગતિ શી? સદ્ગતિનો માર્ગ શો? તે કૃપા કરી, હે મહાત્મન્! આપ તે કહો!'

દિવ્ય રસાસ્વાદની તૃષ્ણા–તૃષાથી–આધિથી–તપતા અધિકારી જીવને જોઇને, તે મહાત્મા, જે કરુણાથી ભરપૂર હતા, તેને આને સચ્છિષ્ય માન્યો, ને આત્મોન્નતિનો માર્ગ દર્શાવવા આ પંચદશીની કથા કહી. એ કથા તે ચન્દ્રકાન્ત વિવરણ છે. ચન્દ્રિકાના સમાગમથી, ચન્દ્રકાન્ત મણિ, જે પાષાણ છે, તે જેમ દ્રવે છે, તેમ હૃદય પાષાણ પણ, પંચદશીની કથારૂપ ચન્દ્રિકાથી કોમળ થઇને દ્રવે છે; ચન્દ્રિકા, હૃદયપર પડવાથી મનુષ્યને શાતા આપે છે, તેમ આ ચન્દ્રકાન્ત મણિ પણ હૃદયપર પડવાથી હૃદયમાં ઠસવાથી–શાતા આપે છે; ચન્દ્રિકાથી મનુષ્ય પ્રફુલ્લિત થાય છે, તેમ જ આ ચન્દ્રકાન્તથી અધિકારી જીવ પ્રફુલ્લિત થાય છે–તેથી આ ટીકાનું નામ ચન્દ્રકાન્ત ધર્યું છે. એ મણિના ધારણથી, ' વિશુદ્ધિ ' પ્રાપ્ત થાય છે અને શુદ્ધ ધ્યાનયોગથી જીવનું ' અહં ' અને ' મમ ' નાશ પામે છે અને સ્વરૂપને પ્રાપ્ત કરી ઉત્તમ ગતિને પામે છે.

---

ॐ

तत्सत्परमात्मने नमः ॥

# श्री पंचदशी

## "ચન્દ્રકાન્ત વિવરણ" સહિત



### પ્રકરણ ૧ લું

## અથ પ્રત્યક્-તત્ત્વ-વિવેક*



### મંગલાચરણ

**અવતરણિકા**–આરંભેલો ગ્રંથ નિર્વિઘ્ને સમાપ્ત થાય; અધ્યયન, અધ્યાપનના વિશેષ પ્રચારથી તે ગ્રંથ વિશ્વવિખ્યાત થાય; માટે વાલ્મીકિ, વેદવ્યાસ આદિ પ્રાચીન ગ્રંથકારો પણ પોતપોતાના રચેલા ગ્રંથોના આરંભમા મંગલ કરી ગયા છે, તેમ ગ્રંથના આરંભમાં મંગલાચરણ કરવુ, આવો શિષ્ટ લોકોનો સંપ્રદાય પણ છે, અને તેમ કરવાથી ઉત્તરોત્તર થનારા શિષ્યવર્ગને પણ બોધ થાય કે ગ્રંથના આરંભમા મંગલાચરણ કરવાનો સંપ્રદાય છે, ઇત્યાદિ હેતુથી, આ ગ્રંથના રચનાર શ્રીવિદ્યારણ્યસ્વામી, આ પંચદશી નામના ગ્રન્થના આરંભમા, પ્રથમ શ્લોકવડે ઇષ્ટદેવ એવા શ્રીગુરુને નમસ્કાર કરવારૂપ મંગલાચરણ કરે છે.

---

*પ્રથમ પ્રકરણનો સાર

શ્રીવિદ્યારણ્યમુનિ પંચદશીના 'પ્રત્યક્ તત્ત્વવિવેક' નામના પ્રથમ પ્રકરણના આરંભમા, શ્રીશંકરાનંદ ગુરુને નમનરૂપ મંગલાચરણ કરી, ગ્રંથના અધિકારી આદિક અનુબંધ ચતુષ્ટય જણાવે છે તેઓશ્રી બીજા શ્લોકથી મનની નિર્મળતા ગુરુભક્તિ વડે થાય છે, એમ દર્શાવી, તાદૃશગુરુભક્તિ કરીને જેનું મન નિર્મળ થયેલું છે એવા પુરુષનું આત્મવિદ્યાને વિષે અધિકારીપણું કહીને, "आचार्यवान् पुरुषो वेद આચાર્યવાન પુરુષ જાણે છે," એ શ્રુતિનો અર્થ સૂચવે છે, અને તે સાથે તેવા અધિકારી જનોને બોધ કરવા તત્ત્વનો વિવેક આ ગ્રંથથી કરાય છે, એમ કહીને વિષય, પ્રયોજન તથા સંબંધ પણ દર્શાવે છે તદનંતર તેમણે જીવ તથા બ્રહ્મની એકતા સમજાવવા જ્ઞાનની સ્વપ્રકાશતાનુ સાધન કર્યું છે જેમ રેખાગણિતમા $\overset{\text{क}}{\text{व}\triangle\text{म}}$ આ ત્રિકોણાકૃતિમા મકોણ તથા વકોણ સમાન છે, તેમ જ વકોણ તથા કકોણ તુલ્ય છે, એમ જો સાધિત થાય તો પછી કકોણ તથા મકોણ સમાન છે એમ સિદ્ધ થવાની સાથે ત્રણે કોણો અને ત્રણ ભુજાઓ તુલ્ય છે એમ મનાય છે તેમ જ અહિ પણ જ્ઞાન એક જ છે, કારણ કે જાગ્રતના તથા સ્વપ્નના પદાર્થો ક્રમે કરી, વ્યાવહારિક તથા પ્રાતિભાસિક સત્તાવાળા હોવાથી પરસ્પર ભિન્ન છે, પણ તે પદાર્થોના જ્ઞાનમા કશો ભેદ નથી તેમ જ સુષુપ્તિમા થએલા અજ્ઞાન તથા આનંદના અનુભવથી જાગ્યા વખતે થતા–"હું સુખે સુતો, મેં કાંઈ પણ જાણ્યું નહીં" એવા આકારવાળાં સ્મૃતિરૂપ જ્ઞાન પણ જ્ઞાનત્વે કરી એક જ છે એ ત્રણે અવસ્થાઓમાં જ્ઞાન સર્વદા એક જ છે, તે ઉદય પામતુ નથી, કે નાશ પામતુ નથી એવી રીતે જ્ઞાનની સર્વત્ર એકતા સાધીને એ જ જ્ઞાન તે આત્મા છે, કારણ કે તે પરપ્રેમનુ આસ્પદ છે, એમ કહી તે જ્ઞાનનુ આત્માપણું સાધ્યું હવે જો સત્-ત્રણે કાળમા અબાધ્ય, ચિત-ચૈતન્ય તથા પરમાનંદરૂપ જ્ઞાન એ જ આત્મા કહ્યો અને બ્રહ્મ પણ તેવુ જ છે, તો પછી જ્ઞાન, આત્મા તથા બ્રહ્મ,-એ ત્રણ નહિ પણ એક જ થયાં, એવી રીતે પ્રથમના રેખા ગણિતના ઉદાહરણવત્ સિદ્ધ કર્યું એ પ્રમાણે યુક્તિથી સાધેલ વિષયને સમર્પિત કરતા વેદાંત વાક્યો આપી તેની શ્રુતિ સિદ્ધતા દર્શાવી

नमः श्रीशङ्करानन्दगुरुपादाम्बुजन्मने । सविलासमहामोहग्राहग्रासैककर्मणे ॥ १ ॥

**શબ્દાર્થ**-વિલાસ સહિત (*વ્યષ્ટિસમષ્ટિરૂપ કાર્યવર્ગ સાથે) મહામોહ (મૂલઅજ્ઞાન)રૂપી ગ્રાહનો ગ્રાસ (કોળિયો) કરી જવો, આ જ જેનું એક (મુખ્ય) કામ છે એવા શ્રીશંકરાનંદ ગુરુના પાદાંબુજ (ચરણારવિન્દ)ને હું નમસ્કાર કરું છું. ૧

---

અહિં શંકા ઉઠાવી છે કેઃ—જો આત્મસ્વરૂપનું ભાન ન હોય તો તેમાં પરપ્રેમ ઘટે નહીં અને જો ભાન હોય તો પછી વિષયોમાં સ્પૃહા જ ન જ થવી જોઈએ. તેના સમાધાનમાં, સાથે સાથે ભણવારૂપ પ્રતિબંધને લીધે વિદ્યાર્થી વર્ગમાં ભણતા દેવદત્તના પુત્રનું ભાન તેના પિતાને નથી થતું, તેમ અહિં પણ "છે" અને "ભાસે છે" એવા વ્યવહારને યોગ્ય વસ્તુને વિષે અનાદિ અવિદ્યારૂપ જે પ્રતિબંધ છે, તેને લઈને અજ્ઞાનીજનોને અવિદ્યાકૃત આવરણ હોવાથી પરમાનંદતાની સામાન્યતઃ પ્રતીતિ હોવાની સાથે વિશેષતઃ અપ્રતીતિ હોઈ શકે છે. અને જ્ઞાનીને તો 'નદીમાંના ચેળુના ચીરડા'ની પેઠે એકવાર દૂર કરેલું ચેળુરૂપ આવરણ પ્રમાદથી પાછું આવે તો ફરીથી પણ દૂર કરવાથી જેમ નિરાવરણ જલસ્વરૂપ દેખાય છે, તદ્વત્ આત્મસ્વરૂપ નિરાવરણ પ્રતીત રહે છેઃ એવા પ્રકારથી સમાધાન આપ્યું. ત્યારપછી પ્રકૃતિના શુદ્ધ સત્વોપાધિપણાથી માયાપણું તથા મલીન સત્વોપાધિ સંબંધથી અવિદ્યાપણું, એવા બે પ્રકાર કહ્યાઃ તેમાં માયાથી ઉપહિત જે ચૈતન્ય તે ઈશ્વર તથા અવિદ્યાધીન જે ચૈતન્ય પ્રતિબિંબ તે જીવ, એમ જીવ તથા ઈશ્વરનો વિભાગ દર્શાવી, તે ઈશ્વરથી આકાશાદિભૂતસૃષ્ટિ, તથા ઇંદ્રિયાદિભૌતિક પદાર્થની સૃષ્ટિ, સમષ્ટિ તથા વ્યષ્ટિ ભેદે કરી સ્થૂલ સૂક્ષ્મ તથા કારણ દેહનું નિરૂપણ કરવાના પ્રસંગમાં, શરીરાદિકની સિદ્ધિ અર્થે પંચભૂતનો પંચીકરણ પ્રકાર દર્શાવ્યો અને એ પંચીકૃત પંચમહાભૂતથી બ્રહ્માંડ પર્યંતની સૃષ્ટિ વર્ણવી, તદંતઃપાતિ ચૈતન્યની સ્થિતિપરત્વે નીચે પ્રમાણે વિભાગ બતાવ્યા.

| | | |
|---|---|---|
| સ્થૂલ શરીર | સમષ્ટિ–વૈશ્વાનર–વિરાટ<br>વ્યષ્ટિ–વિશ્વ | જાગ્રત અવસ્થા |
| સૂક્ષ્મ શરીર | સમષ્ટિ–હિરણ્યગર્ભ<br>વ્યષ્ટિ–તૈજસ | સ્વપ્ન અવસ્થા |
| કારણ શરીર | સમષ્ટિ–ઈશ્વર<br>વ્યષ્ટિ–પ્રાજ્ઞ | સુષુપ્તિ અવસ્થા |

એ ત્રણે અવસ્થાઓ તથા ત્રણે શરીરોમાં અનુસ્યૂત ચૈતન્ય બ્રહ્મ છે. ઉપરના દર્શનમાં વિશ્વ સંજ્ઞક જે જીવો કહ્યા તે ભોગ ભોગવવા માટે કર્મ કરે છે, અને નવાં કર્મ કરવા માટે આગળનાં કર્મ ભોગવે છે. એવી રીતે 'નદીના વમળમાં પડેલા કીડા'ની પેઠે એક જન્મથી બીજા જન્મમાં, એમ ચક્કરો ખાતા નિવૃત્તિ પામતા નથી. પણ જ્યારે સત્કર્મના પરિપાકથી કોઈ કરુણાનિધિ ગુરુ આવી ચડે, અને જ્યારે આત્મવિદ્યોપદેશરૂપ અવલંબન આપી ઉદ્ધાર કરીને આ ભવસાગરને પેલે કિનારે મૂકે, એટલે પછી આત્માના વિવેકરૂપ વિશ્રામસ્થાને આવીને પરમનિવૃત્તિને પામે છે; એમ કહી પંચકોશથી આત્માનો વિવેક કરવાનો પ્રકાર સમજાવ્યો. ઉક્ત પ્રકારે આત્માનો વિવેક થતાં જેમ મુંજ જાતિના તૃણમાંથી ઇષીકા નામનું સૂક્ષ્મ તૃણ કાઢવામાં આવે છે, તદ્વત્ ત્રણે શરીરથી આત્માને યુક્તિ વડે જ્યારે વિવેચિત કરાય, ત્યારે તે આત્મા બ્રહ્મરૂપ જ થાય છે. એ આત્માના બ્રહ્મભાવને સમજાવવા **'તત્ત્વમસિ'** એ મહાવાક્યગત પદોનો અર્થ કહીને 'ભાગત્યાગ લક્ષણા'થી આત્માનું બ્રહ્મથી અભિન્નત્વ સિદ્ધ કર્યું. આ સ્થળે નૈયાયિકવાદીએ બ્રહ્મને લક્ષ્ય માનવામાં જે શંકાઓ ઉપસ્થિત કરી તેનું અનેક વિકલ્પોથી ઉત્તર આપતાં આત્માશ્રય, અન્યોન્યાશ્રય, ચક્રિકા, અનવસ્થા ઇત્યાદિ દૂષણોનું ઉદ્ભાવન કરી સકલ પદાર્થનું કલ્પીતત્વ સાધી સમાધાન આપ્યું. એ પૂર્વોક્ત આત્મબોધને માટે ગુરુઉપદિષ્ટ મહાવાક્યથી અર્થાનુસંધાનરૂપ **શ્રવણ**, તથા યુક્તિથી તે અર્થનું સંભવિતપણાના અનુસંધાનરૂપ **મનન**, અને એ શ્રવણ તથા મનનથી નિઃસંશય થયેલા વિષયમાં સ્થાપિત કરેલા ચિત્તની એકતાનતારૂપ **નિદિધ્યાસન**,—એ ત્રણ સાધનોથી આત્મવિદ્યાની સંમાપ્તિ કહી છે. અને તે પછી 'નિર્વાત પ્રદેશમાં રાખેલા દીપ'ની પેઠે કેવળ ધ્યેયાકાર ચિત્તની સ્થિતિરૂપ સમાધિનું વર્ણન કર્યું. તાદૃશ સમાધિથી વાસનાજાળ તથા પુણ્યપાપાદિકર્મ નિઃશેષ ઉન્મૂલન થઈ જાય, ત્યારે પ્રતિબંધ વગરનું મહાવાક્ય જ અપરોક્ષ જ્ઞાન ઉત્પન્ન કરનારું થાય છે. એવી રીતે ગુરુઉપદેશલબ્ધ વાક્યજન્ય પરોક્ષ જ્ઞાન પાપને બાળી ભસ્મ કરે છે. અને તાદૃશ અપરોક્ષ બોધ થતાં, સૂર્યોદયે અંધકાર જેમ નાશ પામે છે, તેમ અજ્ઞાન સર્વાંશે નાશ પામે છે. એમ કહી આ પ્રકરણના વિચારથી સંસારના બંધની નિવૃત્તિપૂર્વક પરમપદ પમાય છે, એવું ફળ દર્શાવી પ્રકરણોપસંહાર કર્યો છે.

* પ્રત્યેક વ્યક્તિ તે વ્યષ્ટિ અને જૂદી જૂદી વ્યક્તિઓનો જથ્થો તે સમષ્ટિ. ગાય, ઘોડો, હાથી, પુરુષ વગેરે પ્રત્યેક વ્યષ્ટિ કહેવાય છે, અને તેઓમાં રહેલી જાતિ સમષ્ટિ કહેવાય છે.

## ચન્દ્રકાન્ત વિવરણ*

### ગુરુ અને પરમાત્માની એકતા

શંકર "शम् करोति इति शंकरः" જે સર્વ જગત-ને સુખ આપે છે તેને શંકર કહે છે, તેવા શંકર એક પરમાત્મા છે. આનંદ એટલે સર્વોત્તમ પ્રેમપાત્ર શ્રીપરમાનંદરૂપ પ્રત્યગાત્મા અથવા જીવાત્મા. શંકર અને આનંદ એ બે પદનો સમાસ થતાં શંકરાનંદ થાય છે. તેનો અર્થ પ્રત્યગાત્મા-જીવાત્માથી અભિન્ન પરમાત્મા એવો થાય છે, અને તે જ શ્રીશંકરાનંદ ગુરુ છે.

શંકરાનંદ એ જ ગુરુ એમ મૂળ શ્લોકમાં કહ્યું છે, તેનો અભિપ્રાય એ છે કે, પરમાત્મા પોતે ગુરુમાં અંતર્યામીરૂપે રહી, ઉપદેશથી મનના મેલ દૂર કરી, પરમાત્મારૂપી તત્ત્વ (આત્મતત્ત્વ)માં યોજે છે. શાસ્ત્રમાં કહ્યું છે કેઃ

"परिपक्कमला ये तानुत्सादनहेतुशक्तिपातेन ।
योजयति परे तत्त्वे स दीक्षयाचार्यमूर्तिस्थः ॥

નિષ્કામ વ્રત, જપ, તપ આદિ સાધનોવડે જેઓના રાગદ્વેષાદિક મનના મેલ પરિપક્વ થયા હોય, અર્થાત્ નાશોન્મુખ થયા હોય-નાશ થવાની અણીપર આવ્યા હોય, તેવા અધિકારીઓને આત્મતત્ત્વના ઉપદેશરૂપી દીક્ષા આપીને, જ્ઞાનમાં પ્રતિબંધ કરનારા આવરણાદિક મલોનો નાશ કરવારૂપ શક્તિ આપીને જે ગુરુ, પરમાત્માના સ્વરૂપમાં જોડે છે, તે જ્ઞાનોપદેશ કરનારા આચાર્ય-ગુરુમૂર્તિમાં પરમાત્મા રહે છે. માટે શ્રીશકરાનંદ ગુરુને જ શ્રીપરમાત્મારૂપ-જાણવા."

### ગુરુ ઉપર શ્રદ્ધા

ગુરુ, શાસ્ત્ર અને પરમાત્માની ઉપર શ્રદ્ધા-ભક્તિ રાખવાથી જ્ઞાન મળે છે, અને 'ભક્તિએ કરીને જ્ઞાન થાય છે,' એવું શ્રુતિવચન છે. ગુરુ શ્રદ્ધાળુ, ભક્તિમાન્ અને વિનયવાળા શિષ્યને જ્ઞાનોપદેશ કરે છે, પરતુ ભક્તિ, શ્રદ્ધા અને વિનયહીન શિષ્યને ઉપદેશ કરતા નથી. સંપૂર્ણ ગીતાજીનો ઉપદેશ થઈ રહ્યા પછી 'આ ઉપદેશ સર્વને કરવો કે નહિ ?' એવાં વચનથી અર્જુનને શકા થઈ, ત્યારે શ્રીકૃષ્ણ પરમાત્માએ કહ્યું કે,

"इदं ते नातपस्काय नाभक्ताय कदाचन ।
न चाशुश्रूषवे वाच्यं न च मां योऽभ्यसूयति ॥

જેણે કૃચ્છ્ર ચાંદ્રાયણાદિ તપ કર્યાં ન હોય, જે ગુરુ શાસ્ત્ર અને પરમેશ્વરની ઉપર ભક્તિમાન્ ન હોય, જે શાસ્ત્ર સાંભળવાને ઇચ્છતા ન હોય, અને જે મારી (પરમાત્માની) અસૂયા કરતો હોય, તેને તારે આ જ્ઞાન કોઈ દિવસ આપવું નહિ."

એવી રીતે ભક્તિઆદિથી હીન, એટલે અધિકાર વગરના જ્ઞાનના ઉપદેશનો નિષેધ કરીને આગળના શ્લોકમાં પોતાના ભક્તોને એ જ્ઞાનોપદેશ કરવાનું ફળ કહ્યું છે. તેમ જ ગુરુ ઉપર ભક્તિ રાખનારને શ્રુતિમાં કહેલા અર્થો-ધર્મ, અર્થ, કામ અને મોક્ષ, એ ચાર પુરુષાર્થ, અથવા શ્રુતિમાં વર્ણવેલા અર્થસ્વરૂપ શ્રીપરમાત્મા સિદ્ધ થાય છે.

"यस्य देवे परा भक्तिर्यथा देवे तथा गुरौ ।
तस्यैते कथिता ह्यर्थाः प्रकाशन्ते महात्मनः ॥

જે મહાત્માને પરમાત્માવિષે પરમ ભક્તિ હોય અને પરમાત્માના જેવી જ ગુરુ ઉપર પણ પરમ ભક્તિ હોય, તે મહાત્માને શાસ્ત્રમાં કહેલા ધર્મ, અર્થ, કામ અને મોક્ષરૂપ અર્થો અથવા તો શ્રુતિના અર્થો પોતાની મેળે સૂઝે છે," અર્થાત્ સિદ્ધ થાય છે, એમ શ્રુતિમાં કહેલું છે. પોતાની મેળે વાંચવાથી અથવા તો વૃથાવાદ કરવાથી જ્ઞાન મળતુ નથી, પણ બ્રહ્મવેત્તા ગુરુની પાસે શ્રવણ કરવાથી જ જ્ઞાન મળે છે. શ્રુતિમાં કહ્યું છે કે, 'आचार्यवान् पुरुषो वेद। આચાર્યવાળા પુરુષને જ્ઞાન થાય છે,' અર્થાત્ ગુરુ વિના જ્ઞાન મળતું નથી. જ્યારે વિવિદિષા-આત્માને જાણવાની ઈચ્છા-થાય ત્યારે મુંડકની શ્રુતિમાં, પ્રથમ ગુરૂપપત્તિ-ગુરુને શરણે જવાનુ કહ્યું છે, માટે ગુરુને શરણે જવું. 'तद्विज्ञानार्थं स गुरुमेवाभिगच्छेत्समित्पाणिः श्रोत्रियं ब्रह्मनिष्ठम्॥ જિજ્ઞાસુએ આત્માનું જ્ઞાન મેળવવા માટે હાથમાં સમિધ્ લઇ, વેદના પારંગત અને બ્રહ્મનિષ્ઠ એવા સદ્‌ગુરુને શરણે જવું.'

*(આ ટીકાનુ નામ 'ચન્દ્રકાન્ત વિવરણ' એવું તેના લેખક સ્વ. ઇચ્છારામે રાખેલુ છે, તેનુ કારણ તેમના પોતાના રચેલા ચન્દ્રકાન્ત નામક પુસ્તકની પદ્ધતિપર આ વિવરણ લખાયલું હોવાથી તેમણે રાખ્યુછે. પ્રકટકર્તા)

## ગુરુની શક્તિ

અહીં શંકરાનંદ પદની પાસે 'શ્રી' એવું પદ છે, તે એવો અર્થ સૂચવે છે કે, અણિમા, ગરિમા, લઘિમા, મહિમા, પ્રાપ્તિ, પ્રાકામ્ય, ઈશિત્વ, અને વશિત્વ—એ આઠ પ્રકારની સિદ્ધિથી સંપન્ન અને જ્ઞાનસંપન્ન ગુરુ હોવા જોઇએ. શ્રીનો બીજો અર્થ લક્ષ્મી થાય છે. લક્ષ્મીએ કરીને જે સુખ કરે, તે શ્રીશંકર કહેવાય છે. શકરાનંદ ગુરુ પણ તેવા છે. શંકરાનંદ પદની પાસે શ્રી એવું જે પદ છે, તેનો અર્થ સંપત્તિ લઇએ તો તે પણ યોગ્ય છે.

' શ્રુતિમાં પણ કહ્યું છે કે, 'રાતેર્દાતુઃ પરાયણમ્। ગુરુ કર્મના આપનારા બ્રહ્મનાં પરમસ્થાનરૂપ છે,' અર્થાત્ આ શ્રુતિવચનવડે શ્રીશકરાનંદ ભક્તોની ઇચ્છા પૂર્ણ કરવામાં સમર્થ છે એવી સૂચના કરી છે. જે ગુરુ પોતે જ્ઞાનસંપન્ન અને મુક્ત હોય, તેવા ગુરુને શરણે જવાથી જ્ઞાન થાય છે, અને મોક્ષ પણ પ્રાપ્ત થાય છે. ધનવાનની પાસે દરિદ્રી જાય તો તેનું દરિદ્રપણું દૂર થાય. છૂટો માણસ બધાયલાને છોડે છે. પણ જેમ દરિદ્રી દરિદ્રીની પાસે જાય તો તેનું દારિદ્રય દૂર થતું નથી, અને બધાયલો બંધાયલાને છોડી શકતો નથી, તેમ અજ્ઞાની અને બંધાયલો ગુરુ, શિષ્યનું અજ્ઞાન કેમ દૂર કરી શકે અને સંસારરૂપી બધનમાંથી તેને કેમ છોડી શકે? કદી પણ નહિ. એ ઉપર આ પ્રમાણે એક કથા છે.

**એક રાજાની અને તેના ગુરુની વાત (૨)**

કોઈ એક રાજા સુશીલ અને શાન્ત હતો. તેને વેદાંતશાસ્ત્ર ઉપર પ્રીતિ હતી. તે એક વિદ્વાનની પાસે નિત્ય વેદાંતશાસ્ત્રનું શ્રવણ કરતો હતો. તે વિદ્વાન્ શાસ્ત્રમાં પ્રવીણ હતો, તથાપિ અનુભવમાં કાચો હતો. પ્રતિદિન તે રાજાના સાંભળવામાં આવે કે, વેદાંતશાસ્ત્રનું શ્રવણ કરે તો જ્ઞાન થાય, અને જ્ઞાન થાય તો મોક્ષ મળે. રાજા મુમુક્ષુ હતો, તેથી મોક્ષને માટે અતિ આતુર રહેતો હતો, અને વિદ્વાનને નિત્ય પૂછતો કે, રાગદ્વેષાદિક ક્યારે નિવૃત્ત થાય અને મોક્ષ ક્યારે મળે? તેનું ઉત્તર વિદ્વાન્ આપતો કે, વિશેષ શ્રવણ કરવાથી સર્વ સિદ્ધ થાય છે. એમ કહેતાં—સાંભળતાં ઘણાં વર્ષો નિકળી ગયાં, પણ ફળ થયું નહિ, અને શ્રવણ નિષ્ફળ નીવડવા જેવું ... જણાયું.

પછી એક દિવસે રાજાએ વિદ્વાનને પૂછ્યું કે, "પંડિતજી! શ્રવણ કરતાં કરતાં તો આયુષ્ય પણ વીતી ગયું, પરંતુ તેનું ફળ કશું જણાતું નથી, માટે જો આવતી કાલે શાસ્ત્રમાંથી મોક્ષનો ખરેખરો શોધ નહિ કરી લાવો તો તમને પૂરેપૂરી શિક્ષા કરવામાં આવશે." આવાં વચન સાંભળીને પંડિતજી ચિંતામાં પડ્યા. તે ઘેર આવ્યો અને જમવા બેઠો, પણ તે રાત્રિએ ભોજન પણ ભાવ્યું નહિ, તેમ નિદ્રા પણ આવી નહિ. બીજે દિવસે ઉઠી સ્નાનસંધ્યા વગેરે નિત્યકર્મ કર્યું, પરંતુ રાજાને શો ઉત્તર આપવો, એ વિચારમાં પડિતજી ગુંચવાઈ ગયા.

એટલામાં ઈશ્વરેચ્છાથી કોઈ મહાત્મા—બ્રહ્મવેત્તા સંન્યાસી ત્યાં આવી ચડ્યા, અને પંડિતજીએ માન્યું કે, પરમાત્માએ જ આ મહાત્માને મારું દુઃખ દૂર કરવાને મોકલી આપ્યો છે. પછી પંડિતજીએ સત્વર તેની સામે જઈ પ્રણામ કરીને તે મહાત્માને ઘરમાં લઈ આવી આસન ઉપર બેસાડ્યા, અને બે હાથ તથા ત્રીજું મસ્તક તેમનાં ચરણમાં મૂકી, પ્રણામ કરી, હાથ જોડી, તેની સન્મુખ પૃથ્વી ઉપર બેઠો. તેની મુખમુદ્રાપરથી મહાત્માએ જાણ્યું કે, આ કંઈ આજે ચિન્તામાં છે; તેથી તેને પૂછ્યું કે, "પંડિતજી! કેમ ચિંતાતુર જણાઓ છો?" એટલે પંડિતજીએ વિનયપૂર્વક, રાજા પાસે પૂર્વ દિવસે જે વૃત્તાંત બન્યો હતો, તે સઘળો કહી સંભળાવ્યો. તે સાંભળીને મહાત્માએ મનમાં વિચાર કરીને તેને કહ્યું કે, 'મને રાજા પાસે લઈ જા, હું પોતે તેના મનનું સમાધાન કરીશ.' પછી ભોજન કરી મહાત્માએ આરામ લીધો, અને સમય થયો કે, તે પંડિતજીની સાથે રાજાની પાસે ગયો.

તે મહાત્માનાં દર્શન કરીને રાજા બહુ આનંદ પામ્યો, અને તેનો યોગ્ય સત્કાર કરી, નિત્ય નિયમ પ્રમાણે શ્રવણ કરવા બેઠો એટલે, પંડિતજીને આગલે દિવસે પૂછેલા પ્રશ્નનો ઉત્તર સાંભળવા ઇચ્છા દર્શાવી. તે સાંભળી પંડિતજીએ કહ્યું કે, "તેનો ઉત્તર આ મહાત્મા આપશે." જ્યારે રાજાએ મહાત્મા તરફ મુખ કર્યું, ત્યારે મહાત્માએ રાજાને કહ્યું કે, "હું જે કહીશ અને જેમ કરીશ તેમ તારે તથા આ પંડિતને માન્ય

છે ?'' રાજાએ તેનો સ્વીકાર કર્યો, કે તત્ક્ષણે મહાત્માએ બે દોરડાં મંગાવ્યાં અને એક દોરડાંવતી એક સ્તંભની સાથે રાજાને બાંધ્યો, અને બીજા દોરડાંવતી બીજા સ્તંભની સાથે પંડિતજીને બાંધ્યા. પછી રાજાને કહ્યું કે, 'તું રક્ષણ કરવાવાળો છે તથા બળવાન્ છે, તેથી આ પંડિતને બંધનમાંથી મુક્ત કર.' મહાત્માનાં એવાં વચન સાંભળીને રાજાએ કહ્યું કે, 'હું બંધાયલો છું તેથી આ પંડિતને કેમ છોડી શકું ?' એટલે મહાત્માએ કહ્યું:-'હે રાજન્ ! જેવી રીતે તું બંધાયલો છે તેથી આ પંડિતને છોડી શકતો નથી, તેવી રીતે આ પંડિત પણ સંસારરૂપી રજ્જુથી બંધાયલો છે તેથી તને સંસારબંધનથી કેમ મુક્ત કરી શકે ?' તે સાંભળીને રાજા પોતાના પ્રશ્નનો ઉત્તર સમજી ગયો, અને ત્યારથી તે પવિત્ર મને તે મહાત્માની પાસે વેદાંતશાસ્ત્ર શ્રવણ કરવા લાગ્યો.*

તાત્પર્ય કે જે માણસની પાસે જે વસ્તુ ન હોય, તે માણસ તે વસ્તુ બીજાને કેવી રીતે અને ક્યાંથી આપી શકે ? જે માણસ જે રસ્તો ન જાણતો હોય તે માણસ તે રસ્તો બીજાને કેમ બતાવી શકે ? આંધળો આંધળાને દોરે તો દોરનાર અને દોરાનાર બન્ને ખાડામાં પડે. એમ જ અજ્ઞાની ગુરુ, શિષ્યને પોતાના જેવું જ જ્ઞાન આપે, વિશેષ તે ક્યાંથી આપી શકે ?

### ગુરુ કેવા જોઈએ ?

આ જગતમાં હમણાંના ગુરુઓ તો આ શ્લોકમાં દર્શાવેલા ગુણવાળા છે.

" गुरवो बहवः सन्ति शिष्यवित्तापहारकाः ।
गुरवो विरलाः सन्ति शिष्यसंतापहारकाः ॥

શિષ્યનું ધન હરવાવાળા ઘણા ગુરુઓ છે; પરંતુ શિષ્યના આધિભૌતિક, આધિદૈવિક અને આધ્યાત્મિક એવા ત્રિવિધ તાપને દૂર કરવાવાળા ગુરુઓ તો વિરલા જ છે." ધન એકઠું કરવા માટે, પોતે મોટા થઈ પૂજાવા માટે, અને શિષ્યની સંખ્યા વધારવા માટે ઉપદેશ કરનારા ગુરુઓના ઢગલેઢગલા છે, પણ ત્રિવિધ તાપને દૂર કરી, શિષ્યને સંસારમાંથી છોડાવનારા ગુરુ બહુ જ થોડા હોય છે. માટે, પ્રત્યેક જિજ્ઞાસુએ વિચાર કરીને ગુરુને શરણે જવું યોગ્ય છે.

* જૂઓ ચંદ્રકાંત ભાગ ૧ લો આવૃત્તિ ૧૦ મી પૃષ્ઠ ૪૮૩.

જેમ ગ્રાહ પોતાના સપાટામાં આવેલા પ્રાણીને બળાત્કારથી જળમાં ઘસડી જાય છે, અને પછી તેને અતિ દુઃખ આપે છે; તેમ મહામોહ કે જેને અનાદિકાળનું અજ્ઞાન માનવામાં આવે છે, તે પણ માયાવશ થયેલા જીવને ચોરાસી લાખ યોનિમાં ઘસડી જઈને તેને અત્યંત દુઃખ આપે છે. તેથી મહામોહને ગ્રાહનું રૂપક આપ્યું છે.

### ગુરુનો મહિમા

શિષ્ય પૂછે છે:-જેમ મહામોહને ગ્રાહનું રૂપક આપ્યું છે, તેમ શ્લોકમાં ગુરુનાં પાદને-ચરણને અંબુજ એટલે કમળનું રૂપક આપ્યું છે. અહીં મહામોહ અને ગ્રાહ ( ઝૂડ)ના ધર્મો સમાન હોવાથી તે રૂપક તો સંભવિત છે, પણ કમળમાં ગ્રાહ ( ઝૂડ)ને ગળવાની શક્તિ નથી; કારણ કે ગ્રાહ (મઘર) ચેતન તથા મહાબળવાન્ જળજંતુ છે અને કમળ તો જડ તથા અતિ કોમળ છે. એટલે આ દૃષ્ટાંત બંધબેસતું નથી.

ગુરુ કહે છે:-(૧) તારી શંકા યોગ્ય છે. અંબુ એટલે જળ, અને તેથી જન્મેલ તે અંબુજન્મ કહેવાય છે. ગ્રાહથી પણ બળવાન્ અને તેને પણ ગળી જાય તેવું એક જળજંતુ, આવો અંબુજન્મનો અર્થ થાય છે. મોટા જળજંતુઓ નાના જળજંતુઓને ખાય છે, એ વાત જગતમાં પ્રસિદ્ધ છે.

(૨) આ તો એક સાહિત્ય રીતે સમાધાન કર્યું, પરંતુ એનું બીજી રીતે પણ સમાધાન થઈ શકે છે. યદ્યપિ કમળ ગ્રાહને ગળી જાય, એ વાત અસંભવિત છે, તથાપિ જો ગુરુનાં ચરણની સેવા કરી હોય અને તેની પૂર્ણ કૃપા થાય તો પછી અસંભવિત પણ સંભવિત થઈ પડે છે. તે જણાવવા માટે ગ્રાહને કમળ ગળી જાય છે આમ કહ્યું છે. તે સંબંધે તોટકાચાર્યનો એક ઇતિહાસ બહુ જાણવા યોગ્ય છે.

### તોટકાચાર્યનો વૃત્તાંત (૨)

શ્રીમદ્ શંકરાચાર્યના ચાર મુખ્ય શિષ્ય હતાઃ પદ્મપાદાચાર્ય, વિશ્વરૂપાચાર્ય, હસ્તામલક અને તોટકાચાર્ય. એ ચારે શિષ્યમાંથી પહેલા ત્રણ શિષ્યો સારા વિદ્વાન્ હતા, પણ તોટકાચાર્યે વિદ્યાભ્યાસ કર્યો નહોતો. શ્રીમદ્ શંકરાચાર્ય સાથે ઘણા શિષ્યો રહેતા હતા, અને તેની સાથે જ વિચરતા હતા. વિચરતાં વિચરતાં

જ્યાં નિવાસ કરતા, ત્યા શ્રીશંકરાચાર્ય પોતે વેદાન્તશ્રવણ કરાવતા હતા, અને શ્રોતાઓ તથા શિષ્યો શ્રવણ કરતા હતા એક વખત તોટક, શ્રીશકરાચાર્યના વસ્ત્ર ધોવા ગયો હતો, અને વસ્ત્ર સ્વચ્છ કરતા તેને વિશેષ વિલબ થયો શકરની સભામા શ્રોતા સર્વ આવી ગયા, સર્વ શિષ્યો નિત્યના નિયમ પ્રમાણે બેસી ગયા, શ્રવણનો વખત થવા આવ્યો, અને સઘળા મગલપાઠ કરવા તત્પર થઈ રહ્યા ત્યારે શ્રીશકરાચાર્યે કહ્યુ કે, હજી તોટક આવ્યો નથી, માટે ક્ષણભર તેની વાટ જુઓ તે સાભળીને પદ્મપાદાચાર્યે કહ્યુ કે, "ગુરુમહારાજ! તોટકની શા માટે પ્રતીક્ષા કરો છો–રાહ જુઓ છો? તે વિદ્વાન્ નથી, તેમ જોઇએ તેવુ શ્રવણમાં સમજતોએ નથી" તે સાભળીને શ્રીશકરાચાર્યના મનમા થયુ કે, તોટક ઘણા વર્ષ થયા પરમશ્રદ્ધા ને ભક્તિથી મારી સેવા કરે છે, તથાપિ અવિદ્વત્તાનુ કલક હજી તેના ઉપરથી ઉતર્યું નથી તો હવે મારે એ કલક ઉતારવુ શ્રીશકરાચાર્યની આવી ઇચ્છા થતાં જ, તોટકાચાર્યને યાવત્‌વિદ્યા સ્વય સ્ફુરાયમાન થઈ, અને તે માર્ગમા જ તોટક નામનો ગ્રથ બનાવતો બનાવતો શ્રોતાઓની સભામા આવી પહોંચ્યો આ વેળા તેના મુખમાંથી શ્લોકોનો શુદ્ધોચ્ચાર સાભળી, સર્વ શ્રોતાઓ આશ્ચર્ય પામ્યા, અને ત્યારથી અદ્વૈત મતમા 'તોટક' એવા નામથી તોટકાચાર્યની કૃતિ પ્રસિદ્ધ થઈ છે એ તોટક, તોટકાચાર્યને નામે પ્રખ્યાત થયો, અને તે ઉત્તમ વિદ્વાનમા ગણાય છે

આમ જ જો ગુરુકૃપા પૂર્ણ હોય તો અસભવિત વાત પણ સભવિત થઈ શકે છે

(૩) ત્રીજી રીતે પણ આનુ સમાધાન થઈ શકે છે 'पादोऽस्य सर्वा भूतानि। સર્વ પ્રાણીઓ પરમાત્માના ચરણરૂપ જ છે' એ શ્રુતિના પ્રમાણથી, પરમાત્મારૂપ ગુરુનાં સર્વ પ્રાણીરૂપ ચરણકમળમા ગ્રાહ પણ આવી જાય છે, એટલે તેને ગળવુ એ ગુરુચરણકમળને સહજ છે ગ્રાહને ગળી જવાની કમળમાં શક્તિ નથી, તેથી કમળ ગુરુપાદરૂપે પરિણામ પામશે અને ગ્રાહ મહામોહરૂપે પરિપામશે, એટલે ગુરુપાદ મહામોહને ગળી જાય–તેનો નાશ કરે એ વાત અસભવિત અને અગમ્ય નથી આવા વિષયને અલકારશાસ્ત્રમા પરિણામાલકાર કહે છે જેમ, પિતાને 'પિતૃચરણ, પિતૃપાદ,' એવી રીતે કહેવાનો કાવ્યમા પ્રચાર છે, તેવી જ રીતે અહીં પણ ગુરુપાદ એટલે ગુરુ એવો અર્થ સમજવો

## ગુરુચરણની એકતા

શિષ્ય પૂછે છે –ગુરુના ચરણ તો બે છે, તેથી 'गुरुपादाम्बुजमम्यां' એમ કહેવુ જોઇએ, પણ મૂળમા તો 'गुरुपादाम्बुजमने' એમ એકવચન કહ્યુ છે, તેનું કેમ?

ગુરુ કહે છે –'जातित्वादेकवचनम्' 'જાતિપણાથી એકવચન' કહેવુ જોઇએ એ ન્યાયથી, અહીં પણ જાતિ સમજીને એકવચન કહ્યુ છે લોકમા પણ ઘણાં માણસો આવતાં હોય ત્યારે, "માણસો આવે છે," એમ પણ કહેવાની રીતિ છે, તેમ "માણસ આવે છે" એમ પણ કહેવાની રીતિ છે અને વેદાન્તના ગ્રથમા જીવ અને બ્રહ્મની એકતા પ્રતિપાદન કરવી છે, તેથી પ્રથમ શ્લોકમા જ એ વિષય સૂચન કરવા માટે 'पादाम्बुजमने' એમ એકવચન કહ્યુ છે જેમ ગ્રાહે (ઝૂડે) ગ્રહેલો ગજરાજ, વિષ્ણુ ભગવાનને શરણે ગયો, ત્યારે વિષ્ણુએ ગરુડ ઉપર બેસી, ત્યા આવી ચક્રવડે ગ્રાહનો નાશ કરી, ગજરાજનો ઉદ્ધાર કર્યો હતો, તેમ ગુરુ પણ ચરણને શરણે આવેલાનો, મહામોહરૂપી ગ્રાહનો આત્મતત્ત્વોપદેશરૂપી ચક્રવડે નાશ કરીને તેનો ઉદ્ધાર કરે છે આ વાત મહામોહને, ગ્રાહની ઉપમા આપવાથી સમજાય છે

## ચાર અનુબધો

દરેક ગ્રથના આદિશ્લોકમા અનુબધચતુષ્ટય જણાવવા જોઇએ, આવો શિષ્ટલોકોનો સપ્રદાય છે, અને તે આરભનો શ્લોક વાચવાથી જ વાચનાર તથા અધ્યયન કરનારની જિજ્ઞાસા પૂરી પાડે છે વિષય, સબધ, પ્રયોજન અને અધિકારી, એ ચારનો અનુ જે સબધ તે અનુબધ ચતુષ્ટય કહેવાય છે, અને તે પ્રત્યેક ગ્રથમા હોય છે અમુક ગ્રથમા વ્યાકરણનો વિષય છે કે વેદાતનો વિષય છે, અને હું તેનો અધિકારી છુ કે નથી, એ જિજ્ઞાસા પૂરી પાડવા માટે, આદિ

શ્લોકમાં જ અનુબંધચતુષ્ટય, અને તેમાં પણ મુખ્ય વિષય, જણાવવાની બહુ જરૂર છે.

### ૧ લો અનુબંધ-વિષય

ગ્રંથમાં જે વાત સિદ્ધ કરવાની હોય, તે તેનો વિષય કહેવાય. જેનાથી જે પદાર્થ જણવામાં આવે તે તેનો વિષય કહેવાય. જેમકે, નેત્રથી રૂપ જણાય છે, તો રૂપ નેત્રનો વિષય છે; શબ્દ કાનથી સંભળાય છે, તો શબ્દ કાનનો વિષય છે. એવી રીતે જીવ અને બ્રહ્મની એકતા આ ગ્રંથથી જણવામાં આવે છે માટે એકતા એ આ ગ્રંથનો વિષય છે, અને ગ્રંથકર્તા શ્રીવિદ્યારણ્યસ્વામી આ શ્લોકમાં 'શંકર' અને 'આનંદ' એ બંને પદના સામાનાધિકરણ્યને* લીધે, જીવ, અને બ્રહ્મની એકતાના વિષયની સૂચના કરે છે, અને જીવ ભૂમા (દેશકાળ વગેરેથી માપમાં આવે નહિ તેવા) બ્રહ્મરૂપ થવાથી તેને પરિપૂર્ણ સુખનો આવિર્ભાવ થાય છે એમ કહે છે.

### ૨ જો અનુબંધ-સંબંધ

સર્વ ગ્રંથમાં પ્રતિપાદ્યપ્રતિપાદક ભાવનો સંબંધ હોય છે. ગ્રંથમાં જે વિષય હોય તે પ્રતિપાદ્ય, અને ગ્રંથ તેનો પ્રતિપાદક કહેવાય છે. આ ગ્રંથમાં જીવબ્રહ્મની એકતા પ્રતિપાદ્ય છે. અને ગ્રંથ પોતે પ્રતિપાદક છે. માટે અહીં એ સંબંધ પણ છે.

### ૩ જો અનુબંધ-પ્રયોજન

સર્વ મનુષ્યની પ્રવૃત્તિ સુખની પ્રાપ્તિ ને દુઃખની નિવૃત્તિ અર્થે હોય છે, જે આ ગ્રંથના શ્રવણથી પ્રાપ્ત થાય છે; કેમકે, આ ગ્રંથનું પણ એ જ પ્રયોજન એટલે મુખ્ય ફળ છે. આ શ્લોકના પૂર્વાર્ધથી, જીવને પરમાત્મારૂપ થવાથી પરમ સુખની પ્રાપ્તિ થાય છે એમ સૂચવ્યું છે, અને ઉત્તરાર્ધથી મહામોહની નિવૃત્તિ થવાથી 'જન્મ-મરણરૂપ' દુઃખની નિવૃત્તિ થાય છે એમ સ્પષ્ટ રીતે કહ્યું છે. પરમાનંદની પ્રાપ્તિ અને સર્વ દુઃખની નિવૃત્તિ, એમ આ ગ્રંથના શ્રવણાદિકનાં બે ફળો છે. ૧

ચોથો અનુબંધ જે અધિકારી છે, તેનું વર્ણન નીચેના શ્લોકથી કહે છે.

* જુદાજુદા અર્થવાળાં પદો એક પદમાં આવી જાય તેનું નામ સામાનાધિકરણ્ય.

## અધિકારીનું સ્વરૂપ

અવતરણિકા-હવે ગ્રંથનાં બીજાં પ્રયોજનો કહેતાં ગ્રંથના આરંભની પ્રતિજ્ઞા કરે છે:—

**तत्पादाम्बुरुहद्वन्द्वसेवानिर्मलचेतसाम् ।**
**सुखबोधाय तत्त्वस्य विवेकोऽयं विधीयते ॥२॥**

શબ્દાર્થ-તેનાં પાદરૂપ પદ્મનાં દ્વન્દ્વની સેવાથી નિર્મળ ચિત્તવાળાઓને સુખેથી બોધ થવા માટે તત્ત્વનો આ વિવેક હું રચું છું. ૨

### ચન્દ્રકાન્ત વિવરણ

તત્-તેના. એ સર્વનામ છે. સંસ્કૃત, ગુજરાતી અને બીજી યાવત્ ભાષામાં સર્વનામ શબ્દ વપરાય છે; જેમકે સંસ્કૃતમાં તત્ વપરાય છે, ગુજરાતીમાં તે વપરાય છે, અને હિંદુસ્તાની ભાષામાં સો વપરાય છે. એ તત્ શબ્દ પૂર્વપરામર્શ એટલે પ્રથમ આવી ગયેલાનો અને પ્રસિદ્ધનો વાચક છે. પહેલા શ્લોકમાં ગુરુનું વર્ણન આવી ગયું છે; તેથી અહીં 'તેનાં' શબ્દે કરીને 'શંકરાનંદ ગુરુનાં' જાણવાં.

### ગુરુચરણની સેવા

શ્લોકમાં દ્વંદ્વ એટલે બે-જોડલું એવું પદ લખવામાં આવ્યું છે, તે ગુરુનાં બે ચરણારવિંદની સેવા કરવાથી પરમ સુખની પ્રાપ્તિ અને સાંસારિક દુઃખની નિવૃત્તિ, એમ બે ફળો થવાની સૂચના કરી છે. ઉદાહરણમાં જણાવે છે કે જેમ કમળની સેવા કરવાથી શૈત્યની (શીતળતાની) અને સુગંધની પ્રાપ્તિ થાય છે, તેમ ગુરનાં ચરણારવિંદની સેવા કરવાથી શૈત્યની (મનની શાન્તિ) પ્રાપ્તિ થાય છે; એટલે આધિભૌતિક, આધ્યાત્મિક અને આધિદૈવિક એમ ત્રિવિધ તાપની નિવૃત્તિ થાય છે, અને પરમાત્માનો 'સુ' એટલે સારી રીતનો ગંધ અર્થાત્ સબંધ થાય છે, એમ પાદ-ચરણને અંબુરુહ-કમલની ઉપમા આપવાથી સૂચવ્યું છે. અહીં પરમાત્માનો 'સુગંધ'-સારી રીતે સબંધ-થાય છે, એટલે પરમાત્માનું સંપૂર્ણ જ્ઞાન થાય છે. તેમાં ગંધ શબ્દ સંબંધવાચક છે. તેને માટે મેદિની કોશમાં કહ્યું છે કે-"गंधो गंधक आमोदे लेशे संबंधगर्वयोः ગંધક, સુગંધી, લેશ, સંબંધ અને ગર્વ એટલા અર્થમાં ગંધ શબ્દ પ્રવૃત્ત થાય છે."

ગુરુનાં ચરણારવિંદની સેવા કહી છે, તેથી એમ

ન સમજવું કે ચરણને છોડી બીજા અંગની સેવા કરવી નહિ, પણ કૈમુતિકન્યાયથી ચરણની સેવા ઉપરથી સઘળા શરીરની સેવા પણ સિદ્ધ થાય છે. શરીરના સર્વ અવયવોમાં ચરણને અધમ અવયવમાં ગણ્યો છે. અહીં ચરણની જ્યારે સેવા કહી, ત્યારે તેથી ઉત્તમ અવયવની સેવા કરવી, એ તો સ્વતઃસિદ્ધ થાય છે. ઉદાહરણ–જેમ, 'નીચ જાતિને અન્ન આપવાથી પુણ્ય થાય છે' એમ કહ્યું, એટલે ઉત્તમ જાતિ બ્રાહ્મણાદિકને અન્ન આપવાથી પુણ્ય શા માટે ન થાય? આમ લોક-વ્યવહારમાં પણ એ કૈમુતિકન્યાય પ્રખ્યાત છે.

### સેવાના ત્રણ પ્રકાર

સેવા ત્રણ પ્રકારની કહી છે:-કાયિક, વાચિક અને માનસિક. ગુરુની પગચંપી કરવી, વસ્ત્ર ધોવાં તથા બીજું જે કાંઇ તેનું કામકાજ હોય તે કરવું તે કાયિક સેવા છે. ગુરુની સ્તુતિ કરવી, તેના ગુણ ગાવા વગેરે જે વાણીથી સેવા કરવી, તે વાચિક સેવા છે. કોઈ દિવસે પણ ગુરુ ઉપર અભાવ આણવો નહિ, તેની નિંદા કરવી નહિ, પરંતુ પ્રતિદિન શ્રદ્ધા, સ્નેહ અને ભક્તિ વધતાં જાય તેવો ભાવ રાખવો, સદ્‌ગુરુ વિષે કોઈ વખતે પણ પ્રાકૃત મનુષ્યનો ભાવ ન રાખતાં નિરંતર પરમાત્માનો ભાવ રાખવો, એવી રીતે મનથી જે સેવા કરવી તે માનસિક સેવા છે. ધન આદિ સર્વસ્વ અર્પણ કરવારૂપ ચોથી સેવા કેટલાક ગણે છે, પણ તે સેવા જૂદી ગણવાની કાંઈ જરૂર નથી; કારણ કે એ સર્વ કાયિક સેવામાં સમાઈ જાય છે. ધન વગેરે સર્વ શરીરથી મેળવાય છે, તેથી એ સર્વ શરીરની પછવાડે છે. જેમ વસ્ત્રને ધોઇને મેલ દૂર કરે ત્યારે તેની ઉપર બીજો રંગ ચડે, પણ રંગેલાં વસ્ત્રો વા મેલાં વસ્ત્રો ઉપર રંગ ચડતો નથી, તેમ વિષયરૂપી રંગથી રંગાયેલાં અથવા રાગ, દ્વેષ, ઈર્ષ્યા આદિ મેલથી વ્યાપ્ત થયેલાં મનની ઉપર ગુરુએ આપેલો પરમાત્માના બોધરૂપી રંગ ચડતો નથી, તેથી મનના વિષયોરૂપી રંગ અને રાગ દ્વેષાદિક મેલને ધોવા માટે ઉપર કહ્યા પ્રમાણે શ્રદ્ધાથી કરેલી ગુરુસેવારૂપ જળ, ઉત્તમ સાધન છે. વસ્ત્ર ધોવાઇને સ્વચ્છ થયું હોય તો તેની ઉપર અધિક રંગ ચડે છે અને તે વિશેષ શોભે છે, તેમ ગુરુ પ્રસન્ન થાય તેવી રીતે તેની સેવા કરી મનના મેલ દૂર કર્યા હોય તો, ગુરુ પરમાત્માના બોધરૂપી જેટલો રંગ ચડાવે તેટલો ચડે ને તે અધિક ઓપી નીકળે. એ સૂચન કરવા માટે 'निर्मलचेतसाम्' એમ મૂળમાં કહ્યું છે.

### આ ગ્રન્થ રચવાની જરૂર

શિષ્ય પૂછે છે:-હે દેવ! ગીતાજી, ઉપનિષદ્ અને બ્રહ્મસૂત્ર કે જેની ઉપર શ્રીશંકરાચાર્યજીએ ભાષ્ય કરેલાં છે તે, તથા બીજા અનેક ગ્રંથોનો સમૂહ છે, તો પછી આ નવીન ગ્રંથ કરવાનું શું પ્રયોજન છે?

ગુરુ કહે છે:—હે વત્સ! ભાષ્ય અને ઉપનિષદાદિ ગ્રંથસમૂહ છે એ વાત ખરી, પણ તે ગ્રંથો ગંભીરાર્થવાળા અને મોટા છે. તે ગ્રંથોનાં અધ્યયન અને શ્રવણને માટે ઉત્તમ બુદ્ધિની અને વિશેષ સમયની અનુકૂલતા હોવી જોઇએ, તેમ વિશેષ પરિશ્રમની પણ અપેક્ષા હોવી જોઇએ. માટે, જેમાં અધ્યયન, શ્રવણ તથા મનન માટે થોડો સમય જોઇએ, જેમાં સ્વલ્પ પરિશ્રમ પડે, અને ભેદ બુદ્ધિવાળાઓ પણ જેનું અધ્યયન અને શ્રવણ કરીને સમજી શકે તેવા ગ્રંથની જરૂર છે. એમ સૂચવવા માટે જ, મૂળમાં ગ્રંથકારે 'सुखबोधाय એટલે સરળતાથી–કંઈ પણ પરિશ્રમ વગર-બોધ પ્રાપ્ત થવા માટે,' એ વાક્ય વાપર્યું છે.

### તત્ત્વવિવેક એટલે શું?

હવે પ્રત્યક્ તત્ત્વવિવેક વિષે સમજાવું છું. તત્ત્વ, એટલે આરોપ વગરનું શુદ્ધ સ્વરૂપ; જે દેશ, કાલ અને વસ્તુના પરિચ્છેદરહિત અખંડ સચ્ચિદાનંદસ્વરૂપ છે તે; અને તેનો વિવેક એટલે પંચકોશરૂપ આ જગતથી તેને જૂદું પાડવું તે. અન્નમય, પ્રાણમય, મનોમય, વિજ્ઞાનમય અને આનંદમય એવા પાંચ પ્રકારના કોશ છે. આ પાંચ કોશાત્મક જગતથી રહિત આત્માનું જે વિવેચન કરવું, અર્થાત્ તેનાથી આત્માને જૂદો જાણી તેનું સ્વરૂપ જાણવું તેનું નામ તત્ત્વવિવેક સમજવો. જેમ વ્યવહારમાં વિવેકની જરૂર છે, તેમ પરમાર્થમાં પણ તત્ત્વના વિવેકની જરૂર છે. આ પ્રથમ પ્રકરણમાં તત્ત્વવિવેક કહેતાં આત્માના શુદ્ધ સ્વરૂપનો વિવેક કહેવાનો છે. તેથી આ પ્રકરણનું નામ तत्त्वविवेक રાખ્યું છે.

### ૪ થો અનુબંધ-અધિકારી

પૂર્વે કહેલા અનુબંધચતુષ્ટયમાંથી અધિકારી સમજાવવો બાકી રહ્યો છે, તે હવે કહેવામાં આવે છે. શાસ્ત્રવિધિથી વેદ તથા વેદાંગનો અભ્યાસ કરી વેદાર્થ પણ જાણતો હોય, તપઆદિ કર્મથી જેનાં સઘળાં પાપ નાશ પામ્યાં હોય, અને જે સાધનચતુષ્ટય સહિત હોય; તે અધિકારી કહેવાય છે.

### ચાર સાધનો

નિત્યાનિત્ય વસ્તુનો વિવેક, વૈરાગ્ય, શમાદિ ષટ્ સંપત્તિ, અને મુમુક્ષા આ ચાર સાધનચતુષ્ટય કહેવાય છે.

### ૧ લું સાધન-વિવેક

બ્રહ્મ નિત્ય છે, અને તેથી અતિરિક્ત (જૂદા) સ્ત્રી, પુત્ર, ધન, સ્વર્ગ, અને બ્રહ્મલોક પર્યંત સઘળા લોક અનિત્ય છે, એવા પ્રકારનું જે જ્ઞાન, તેને નિત્યાનિત્ય વસ્તુનો વિવેક કહે છે.

### ૨ જું સાધન-વૈરાગ્ય

સ્ત્રીપુત્રાદિક યાવત્ પદાર્થમાં અનિત્યતાનો નિશ્ચય થવાથી તેઓમાં આસક્તિ રહે નહિ, અને તેઓનું સુખ ગારુડીએ બતાવેલા આંબાના જેવું માયિક ભાસે; સ્વર્ગમાં જઈ નંદનવનમાં અપ્સરાઓની સાથે વિહાર કરી સુખ ન લેવા જેવું જણાય, અને બ્રહ્મલોકનું સુખ પણ તૃણ જેવું તુચ્છ ભાસે, એવી રીતે નિત્યાનિત્ય પદાર્થનો વિવેક થવાથી, આલોકના કે પરલોકના કોઈપણ પદાર્થમાં આસક્તિ ન રહે, તેને વૈરાગ્ય કહે છે.

### ૩ જું સાધન-શમ વગેરે ૬ સંપત્તિઓ

શમ, દમ, ઉપરતિ, તિતિક્ષા, સમાધાન અને શ્રદ્ધા એ શમાદિ ષટ્ (૭) સંપત્તિ છે. શમ એટલે વેદાંતશ્રવણ સિવાય બીજા કોઈ પણ વિષયમાં પ્રવૃત્તિ ન થાય એવી રીતે મનને વશ રાખવું તે. ત્વક્ (ચર્મ), નેત્ર, નાસિકા, કાન અને રસના (જીભ) એ પાંચ જ્ઞાનેંદ્રિયો; વાણિ, હાથ, પગ, ગુદા અને લિંગ એ પાંચ કર્મેન્દ્રિય મળી દશ ઇંદ્રિયોને વશ રાખવી, તેનું નામ દમ છે. દશ ઇંદ્રિય અને મન એ સઘળાને વશ કર્યા પછી બ્રહ્માતિરિક્ત એટલે બ્રહ્મ સિવાયના બીજા સર્વ પદાર્થથી ચિત્તની નિવૃત્તિ કરવી તે ઉપરતિ છે. તાઢ, તડકો, વરસાદ; સુખ, દુઃખ; માન કે અપમાન જે પ્રાપ્ત થાય તે સહન કરવું, અને સ્થિર થયેલું મન વિકાર પામે નહિ, અને ધૈર્ય છૂટે નહિ એનું નામ તિતિક્ષા છે. ગુરુનાં અને વેદાંતનાં વાક્યો ઉપર આલસ્ય તજી સાવધાન થઈ એકાગ્રચિત્ત કરવું એનું નામ સમાધાન છે. ગુરુ અને વેદાંતવાક્ય ઉપર ભાવ રાખવો, અર્થાત્ મારા ગુરુદેવ જે કહે છે તે, અને જે વેદાંતશાસ્ત્રમાં કહ્યું છે તે યથાર્થ છે, એમ સમજવું તેનું નામ શ્રદ્ધા છે.

### ૪ થું સાધન-મુમુક્ષા

અત્યાર સુધી હું ચોરાશી લાખ યોનિમાં ભટક્યો, તેમાં નિરવધિ દુઃખ ભોગવ્યું. હવે જો પરમાત્મા કૃપા કરે અને આ ચોરાશી લાખ ફેરાનું દુઃખ દૂર થાય તો સારું, એવી રીતનો સંસારમાં કંટાળો થવાથી તેનું દુઃખ દૂર થાય તેવા ઉપાયો યોજવા, એનું નામ મુમુક્ષા (મોક્ષની ઇચ્છા) છે.

### એક અપવાદ-વિદુરજીનો દાખલો-(૪)

શિષ્ય પૂછે છેઃ-હે ગુરુદેવ! આપના કહ્યા પ્રમાણે સર્વ પાપથી મુક્ત અને સાધનચતુષ્ટસપન્ન હોય, તો પણ જો વેદવેદાંગાદિકનો અભ્યાસ ન કર્યો હોય તો તે અધિકારી કહેવાય નહિ, ત્યારે વિદુરજી તો વેદાંત અને વેદ ભણ્યા નહતા, તથાપિ તે અધિકારી તો હતા. શ્રીકૃષ્ણ પરમાત્મા સ્વધામમાં પધારતી વખતે વિદુરજી પાસે નહિ હોવાથી તેને ઉપદેશ કરવા માટે આત્રેય ઋષિને કહી ગયા, એ વાત ઉદ્ધવજી પાસેથી સાંભળી, વિદુરજી આત્રેય ઋષિ પાસે ગયા, ત્યારે વિદુરજીને તેમણે ઉપદેશ કર્યો છે, એ સઘળું કેમ સંભવે?

ગુરુ કહે છેઃ-હે વત્સ! જો કે વિદુરજી આ જન્મમાં વેદવેદાંગ ભણેલા નહોતા, તોપણ તે પૂર્વજન્મમાં યમના સ્વરૂપમાં ભણ્યા હતા, એવું અનુમાન થઈ શકે છે; કારણ કે વેદવેદાંગ ભણ્યાથી જે ફળ થવું જોઈએ, તે તેને વિના ભણ્યે પણ થયું હતું. જો તેમ ન માનિયે તો આવી ગડબડ થાય અને તે યુક્ત નથી. વિના સાધને જો ફળપ્રાપ્તિ થાય તો પછી સાધનની શું જરૂર છે? ગ્રંથકર્તાએ નિર્મળ ચિત્તવાળો આ ગ્રંથનો અધિકારી છે, આમ સૂચવીને આ શ્લોકમાં તત્ત્વનો વિવેક કરવાની પ્રતિજ્ઞા કરી છે. ૨

## યુક્તિથી જીવ-બ્રહ્મની એકતાનું પ્રતિપાદન (૩-૪૨; ૪૦ શ્લોક)

### નિત્ય તથા સ્વયંપ્રકાશ જ્ઞાનનો જાગ્રતાદિક અવસ્થામાં અભેદ અને વિષયનો ભેદ (૩-૭; ૫ શ્લોક)

અવતરણિકા-જીવ તથા બ્રહ્મના એકત્વ સંબંધી વિષયનો વિચાર કરવા માટે, જીવનાં સત્ય, જ્ઞાન, તથા અનંતાદિક સ્વરૂપ દેખાડવા માટે, ગ્રંથકર્તા જાગ્રદ્ આદિક ત્રણ અવસ્થાઓનો ભેદ, અને તે તે અવસ્થાઓમાં થયેલા જ્ઞાનનો અભેદ સિદ્ધ કરીને તેનું નિત્યપણું સિદ્ધ કરે છે:-

**शब्दस्पर्शादयो वेद्या वैचित्र्याज्जागरे पृथक्**
**ततो विभक्तास्तत्संविदैकरूप्यान्न भिद्यते ३**

શબ્દાર્થ-સ્પષ્ટ વ્યવહારવાળી જાગ્રદવસ્થામાં જ્ઞાનના વિષયભૂત શબ્દ, સ્પર્શ આદિક વિષયો જૂદા જૂદા ધર્મવાળા હોવાથી, તેઓ એક બીજાથી જૂદા જૂદા છે; પરંતુ તેઓથી જૂદું રહેલું તેઓનું જ્ઞાન એકરૂપ હોવાથી ભેદ* પામતું નથી. ૩

#### ચન્દ્રકાન્ત વિવરણ

જાગ્રત્, સ્વપ્ન અને સુષુપ્તિ એ ત્રણ અવસ્થા છે. જે અવસ્થામાં ઇંદ્રિયોથી વિષયોનું જ્ઞાન થાય તે જાગ્રદવસ્થા; જે અવસ્થામાં ઇંદ્રિયોનો લય થયા છતાં પણ જાગ્રદવસ્થામાં થયેલા સંસ્કારથી વિષયોનું જ્ઞાન થાય તે સ્વપ્નાવસ્થા અને જે અવસ્થામાં ઇંદ્રિયો તથા મન લીન થાય અને વિષયોનું જ્ઞાન થાય નહિ તે સુષુપ્તિ અવસ્થા.

#### ૧ લી અવસ્થા-જાગ્રત્

આ ત્રણે અવસ્થામાં જ્ઞાન એક છે એમ સિદ્ધ કરવા માટે, પ્રથમ જેમાં સ્પષ્ટ રીતે વ્યવહાર થઈ શકે છે એવી જાગ્રદવસ્થામાં જ્ઞાનની એકતા કેવી રીતે છે તે સાંભળ. શબ્દ, સ્પર્શ, રૂપ, રસ અને ગંધ એ પાંચ વિષયો કહેવાય છે. જેનાથી જેનું જ્ઞાન થાય તે તેનો વિષય કહેવાય છે. કર્ણેન્દ્રિયથી શબ્દનું જ્ઞાન થાય છે, માટે શબ્દ કર્ણેન્દ્રિયનો વિષય છે; ત્વગિન્દ્રિય (ચામડી)થી સ્પર્શનું જ્ઞાન થાય છે, માટે સ્પર્શ ત્વગિન્દ્રિયનો વિષય છે; નેત્રથી રૂપનું જ્ઞાન થાય છે, માટે રૂપ નેત્રનો વિષય છે; રસનેંદ્રિય (જિહ્વા)થી રસનું જ્ઞાન થાય છે, માટે રસ જિહ્વાનો વિષય છે; અને નાસિકાથી ગંધનું જ્ઞાન થાય છે, માટે ગંધ નાસિકાનો વિષય છે. એવી રીતે જાગ્રદવસ્થામાં પાંચ વિષયનું જ્ઞાન થાય છે.

#### ઉપાધિથી ભેદ

આકાશનો ગુણ શબ્દ, વાયુનો ગુણ સ્પર્શ, તેજનો ગુણ રૂપ, જળનો ગુણ રસ, અને પૃથ્વીનો ગુણ ગંધ છે. તેમ શબ્દનો આધાર આકાશ, સ્પર્શનો આધાર વાયુ, રૂપનો આધાર તેજ, રસનો આધાર જળ, અને ગંધનો આધાર પૃથ્વી છે. એવી રીતે શબ્દ આદિ વિષયોનો આધાર આકાશાદિક છે, અને કર્ણ આદિ ઇંદ્રિયો તેના ગ્રાહક છે. એ વિષયો ગાય, ઘોડા વગેરેની પેઠે પરસ્પર ભિન્નભિન્ન ધર્મવાળા હોવાથી જૂદાજૂદા ભાસે છે. શબ્દજ્ઞાન, સ્પર્શજ્ઞાન, રૂપજ્ઞાન, રસજ્ઞાન, ગંધજ્ઞાન એ પ્રમાણે શબ્દાદિ વિષયો જૂદા હોવા છતાં પણ તેઓનું જ્ઞાન જૂદું નથી, પરંતુ એક જ છે. શબ્દજ્ઞાનમાં પણ જ્ઞાન રહ્યું છે, સ્પર્શજ્ઞાનમાં પણ જ્ઞાન રહ્યું છે, રૂપજ્ઞાનમાં પણ જ્ઞાન રહ્યું છે, રસજ્ઞાનમાં અને ગંધજ્ઞાનમાં પણ જ્ઞાન રહેલું છે, એવી રીતે સર્વ વિષયોની સાથે જ્ઞાન એક જ રહ્યું છે; માટે જ્ઞાન એકરૂપ જ છે, અને જે ભેદ ભાસે છે, તે વિષયના ઉપાધિના ભેદને લીધે ભાસે છે. દૃષ્ટાંતમાં, જેમ આકાશ એક જ છે, પણ ઘટની ઉપાધિને લીધે ઘટાકાશ કહેવાય છે, મઠની ઉપાધિને લીધે મઠાકાશ કહેવાય છે, અને ગૃહની ઉપાધિને લીધે ગૃહા-

* ભેદ એટલે અન્યોન્યાભાવ. જેમ ઘટથી પટ ભિન્ન છે ને પટથી ઘટ ભિન્ન છે, આને ભેદ કહેવામાં આવે છે. એ ભેદ સજાતીય, વિજાતીય અને સ્વગત એમ ત્રણ પ્રકારનો છે. એક વૃક્ષ બીજા વૃક્ષથી જૂદું તે સજાતીય ભેદ જાણવો. બન્ને વૃક્ષો જૂદાં જૂદાં છે પણ તેઓમાં વૃક્ષત્વરૂપ જાતિ એક છે તેથી તે સજાતીય ભેદ કહેવાય છે. વૃક્ષ પર્વતથી જૂદું અને પર્વત વૃક્ષથી જૂદો આ વિજાતીય ભેદ કહેવાય છે. અહીં વૃક્ષ અને પર્વત બન્ને જૂદાં જૂદાં છે, અને વૃક્ષમાં વૃક્ષત્વજાતિ અને પર્વતમાં પર્વતત્વજાતિ રહેલી છે, તે પણ ભિન્ન ભિન્ન છે, તેથી તે વિજાતીય ભેદ ગણાય છે; અને એક જ વૃક્ષમાં પાન, ફલ, ફૂલ વગેરેનો જે ભેદ છે, તે ભેદ પોતાના અવયવોમાં હોવાથી સ્વગત ભેદ કહેવાય છે.

કાશ કહેવાય છે. પણ ઘટાકાશમાંથી ઘટ કાઢી નાંખીએ તો આકાશ રહી જાય અને ગૃહાકાશમાંથી ગૃહ કાઢી નાંખીએ, તો પણ છેવટે આકાશ રહી જાય છે. એટલે ઘટ, મઠ અને ગૃહરૂપ ઉપાધિ દૂર થવાથી આકાશ એકલું જ રહે છે, માટે જેમ આકાશ એક જ છે, એવી રીતે જ જ્ઞાન પણ આકાશની પેઠે એક છે, પરંતુ શબ્દની ઉપાધિ લાગવાથી શબ્દજ્ઞાન, સ્પર્શની ઉપાધિ લાગવાથી સ્પર્શજ્ઞાન, રૂપની ઉપાધિ લાગવાથી રૂપજ્ઞાન, રસની ઉપાધિ લાગવાથી રસજ્ઞાન, અને ગંધની ઉપાધિ લાગવાથી ગંધજ્ઞાન, એવી રીતે ઉપાધિના ભેદથી જ્ઞાનમાં ભેદ જણાય છે; પરંતુ શબ્દજ્ઞાનમાંથી શબ્દ કાઢી નાંખીએ તો જ્ઞાન જ રહે છે, સ્પર્શજ્ઞાનમાંથી સ્પર્શ કાઢી નાખીએ તો જ્ઞાન જ રહે છે, રૂપજ્ઞાનમાંથી રૂપ કાઢી નાંખીએ તો જ્ઞાન જ રહે છે, રસજ્ઞાનમાંથી રસ કાઢી નાખીએ તો જ્ઞાન જ રહે છે, અને ગંધજ્ઞાનમાંથી ગંધ કાઢી નાંખીએ તો જ્ઞાન જ રહે છે, અર્થાત્ શબ્દ, સ્પર્શ, રૂપ, રસ, અને ગંધ એ ઉપાધિઓ દૂર થવાથી, કેવળ જ્ઞાન અને જ્ઞાન એવી રીતે એકાકારની પ્રતીતિ થાય છે. માટે જ્ઞાન એક જ છે, પરંતુ જૂદું જૂદું નથી, અને તે જૂદું નથી તેથી તે નિત્ય છે.

### અનુમાનથી જ્ઞાનનો અભેદ

જે વસ્તુ પ્રત્યક્ષ ન હોય, તેને સિદ્ધ કરવા માટે અનુમાન પ્રમાણની જરૂર પડે છે. વેદાંતશાસ્ત્રમાં પ્રત્યક્ષ, અનુમાન, ઉપમાન, શાબ્દ, અર્થાપત્તિ, અને અનુપલબ્ધિ એવાં ૭ પ્રમાણો મનાય છે. અહીં અનુમાન પ્રમાણથી જ્ઞાનની નિત્યતા આ પ્રમાણે સિદ્ધ થાય છે.-વિવાદનું સ્થાનભૂત જ્ઞાન સર્વત્ર એકરૂપ હોવું જોઈએ, અર્થાત્ સ્વાભાવિક ભેદરહિત હોવું જોઈએ, કારણ કે, કોઈપણ ઉપાધિના સબંધ વિના જ્ઞાનમાં ભેદની પ્રતીતિ થતી નથી. દષ્ટાંતમાં આકાશ લઈએ. આકાશમાં મઠ, ગૃહ, ઘટ વગેરેની ઉપાધિ વિના ભેદ જોવામાં આવતો નથી, તેમ જ જ્ઞાનમાં પણ શબ્દાદિકની ઉપાધિ વિના ભેદ જોવામાં આવતો નથી. નૈયાયિકો અનુમાન પ્રમાણના પ્રતિજ્ઞા, હેતુ, દૃષ્ટાંત, ઉપનયન, અને નિગમન આવા પાંચ મોટા અવયવો માને છે; અને તે પાંચ અવયવોવાળું વાક્ય જ પ્રમાણભૂત ગણાય છે. અહીં વિવાદનો વિષય જ્ઞાનપક્ષ છે, તેનું સ્વાભાવિક ભેદરહિતપણું સાધ્ય છે એટલે સાધવાનું છે. અર્થાત્ જ્ઞાન સ્વાભાવિક અને ભેદરહિત છે, આટલી પ્રતિજ્ઞા છે ઉપાધિના સબંધ વિના ભેદ પ્રતીત થાય નહિ, આ એનો હેતુ છે, અને તે હેતુમાં, જ્યાં જ્યાં ઉપાધિના સબંધ વિના ભેદ પ્રતીત થતો નથી, ત્યાં ત્યાં સ્વાભાવિક ભેદ હોતો નથી, આ વ્યાપ્તિ છે. આકાશ આનું ઉદાહરણ છે. જેમ આકાશમાં ઘટાકાશ, મઠાકાશ, વગેરે ભિન્નભિન્ન ઉપાધિ છે, પરંતુ તે સર્વમાં 'આકાશ' 'આકાશ' એમ એક જ સ્વરૂપે જે અનુગત છે, તે કંઈ ભિન્ન નથી પણ એક જ છે. તેમ જ જ્ઞાનમાં પણ શબ્દજ્ઞાન, સ્પર્શજ્ઞાન વગેરે ઉપાધિવાળાં જ્ઞાન ભિન્નભિન્ન છે, પણ એ સર્વમાં 'જ્ઞાન' 'જ્ઞાન' એમ એક જ સ્વરૂપે જે અનુગત છે, તે જ્ઞાન નિત્ય છે; અર્થાત્ ઉપાધિના સબંધ વિના જ્ઞાનમાં ભેદ જણાતો નથી. આને ઉપનય કહે છે, અને તેથી જ જ્ઞાનમાં સ્વાભાવિક ભેદ સર્વથા નથી એ સિદ્ધ થયું, તેને નિગમન કહે છે આવી રીતે પંચ અવયવવાળાં વાક્યથી જ્ઞાનનો અભેદ સિદ્ધ કરવામાં આવે છે. આમ સર્વ ઠેકાણે અનુમાન કરી લેવું. વ્યવહારમાં જે જ્ઞાનનો ભેદ પ્રતીત થાય છે તે, આકાશની પેઠે, ઉપાધિને લઈને જ થાય છે, તેથી વાસ્તવિક જ્ઞાનમાં જો ભેદ માનીશું તો ગૌરવ દોષ આવી પડશે જ્યાં થોડાથી નિર્વાહ થતો હોય ત્યાં અધિક માનવું તેનું નામ ગૌરવ. ઉપાધિના ભેદથી વ્યવહારનો નિર્વાહ થાય છે, માટે અનેક જ્ઞાન માનવાની કંઈ આવશ્યકતા નથી. ૩

અવતરણિકા—જાગ્રદવસ્થામાં જ્ઞાનનો અભેદ સિદ્ધ કરવા માટે યોજેલી યુક્તિનો સ્વપ્નાવસ્થામાં પણ ઉપયોગ કેમ થાય છે તે બતાવે છેઃ-

**तथा स्वप्नेऽत्र वेद्यं तु न स्थिरं जागरे स्थिरम्**
**तद्भेदोऽस्तस्तयोः संविदेकरूपा न भिद्यते ४**

શબ્દાર્થ-તેમ સ્વપ્નાવસ્થામાં પણ જાણવું. આ સ્વપ્નાવસ્થામાં વિષયો સ્થિર રહેતા નથી, પણ જાગ્રદવસ્થામાં સ્થિર રહે છે, માટે તે બે અવસ્થાનો ભેદ છે, પણ તે બે અવસ્થાનું જ્ઞાન એકરૂપ છે (એટલા માટે) ભેદ પામતું નથી. ૪

## ચન્દ્રકાન્ત વિવરણ

જાગ્રદવસ્થામાં જેમ શબ્દ, સ્પર્શ ઇત્યાદિ વિષયો પરસ્પર વિલક્ષણ હોવાથી ભિન્નભિન્ન છે અને જ્ઞાન એકરૂપ હોવાથી અભિન્ન–એક જ છે, તેવી જ રીતે સ્વપ્નાવસ્થામાં પણ વિષયો પરસ્પર વિલક્ષણ હોવાથી ભિન્નભિન્ન છે, અને જ્ઞાન તો એકરૂપ હોવાથી અભિન્ન–એક જ છે. અને તે બંને અવસ્થાઓનું જ્ઞાન એક જ છે.

શિષ્ય–હે દેવ! જ્યારે જાગ્રદવસ્થા અને સ્વપ્નાવસ્થા એમ બે અવસ્થામાં વિષયો ભિન્નભિન્ન છે અને જ્ઞાન અભિન્ન છે, તો પછી જાગ્રદવસ્થા અને સ્વપ્નાવસ્થા, એમ અવસ્થામાં ભેદ થવાનું કારણ શું?

ગુરુ–સ્વપ્નાવસ્થામાં હાથી, ઘોડા વગેરે જે જે પદાર્થો જોવામાં આવે છે, તે સઘળા જાગ્રત્ અવસ્થાની વાસનાથી ઉત્પન્ન થયેલા હોવાથી તે વાસનાત્મક છે, એટલા માટે તે અસ્થિર એટલે થોડો વખત જ અર્થાત્ સ્વપ્ન હોય ત્યાં સુધી જ રહેનારા છે; અર્થાત્ સ્વપ્નાવસ્થામાં જે પદાર્થ જોવામાં આવે છે તે પાછા જાગ્રદવસ્થામાં જોવામાં આવતા નથી; તેમ બીજી સ્વપ્નાવસ્થામાં પણ તેના તે પદાર્થો જોવામાં આવતા નથી, પણ બીજા જ જોવામાં આવે છે. પણ જાગ્રદવસ્થામાં જે પદાર્થો જોવામાં આવે છે તે સ્થિર હોય છે એટલે બીજી જાગ્રદવસ્થામાં પણ તેના તે અને તેવા ને તેવા જ પદાર્થો જોવામાં આવે છે. રે, એક માસ પછી, વર્ષ પછી કે બે વર્ષ પછી પણ તેના તે અને તેવા ને તેવા જ પદાર્થો જોવામાં આવે છે, માટે જેમાં વિષયો સ્થિર રહે તે જાગ્રદવસ્થા, અને જેમાં વિષયો અસ્થિર રહે તે સ્વપ્નાવસ્થા. આટલો સ્વપ્નાવસ્થામાં અને જાગ્રદવસ્થામાં ભેદ છે.

શિષ્ય–જો જાગ્રદવસ્થા અને સ્વપ્નાવસ્થા ભિન્નભિન્ન છે, તો પછી તે બન્ને અવસ્થાનાં જ્ઞાન પણ ભિન્નભિન્ન હોવાં જોઇએ.

ગુરુ–જો કે જાગ્રત્ અને સ્વપ્ન એ બંને અવસ્થા ભિન્નભિન્ન છે, તથાપિ તે બન્ને અવસ્થાનાં જ્ઞાન ભિન્નભિન્ન નથી, પરંતુ એક જ છે. પણ માત્ર ઉપાધિને લીધે ભેદ પામે છે. પરંતુ વસ્તુતઃ એક જ છે; અને ગ્રંથકર્તા શ્રીવિદ્યારણ્ય સ્વામીએ પણ एकरूपा એ વિશેષણથી તે વાતને સ્પષ્ટ કરી છે. ૪

અવતરણિકા–જાગ્રદવસ્થા અને સ્વપ્નાવસ્થામાં જ્ઞાનની એકરૂપતા સિદ્ધ કરીને, સુષુપ્તિઅવસ્થામાં પણ એ જ્ઞાનની એકરૂપતા સિદ્ધ કરવા માટે પ્રથમ સુષુપ્તિ અવસ્થામાં જ્ઞાનનું અસ્તિત્વ કેવા પ્રકારે હોય છે, તે સિદ્ધ કરે છેઃ–

**सुप्तोत्थितस्य सौषुप्ततमोबोधो भवेत्स्मृतिः।**
**सा चावबुद्धविषयाऽवबुद्धं तत्तदा तमः ५**

શબ્દાર્થ–સૂઈ ઉઠેલા પુરુષને સુષુપ્તિ અવસ્થાના તમનો એટલે અજ્ઞાનનો જે બોધ થાય છે, તે સ્મૃતિ કહેવાય છે; અને તે સ્મૃતિ* અનુભવેલા વિષયની છે, કારણ કે તે અજ્ઞાન તદા એટલે સુષુપ્તિકાળમાં અનુભવેલું છે. ૫

## ચન્દ્રકાન્ત વિવરણ

### સ્મૃતિ અને અનુભવમાં ભેદ

સુષુપ્તિ(નિદ્રા)માંથી ઉઠેલા પુરુષને, સુષુપ્તિ સમયે 'હું કાંઈ પણ જાણતો ન હતો' એવા પ્રકારના અજ્ઞાનનું જે જ્ઞાન થાય છે તે સ્મૃતિ જ ગણાય છે, પણ અનુભવ ગણાતો નથી. અનુભવ થવામાં પ્રત્યક્ષ, અનુમાન, ઉપમાન, શબ્દ, અર્થાપત્તિ અને અનુપલબ્ધિ એમ વેદાન્ત શાસ્ત્રમાં ૭ પ્રમાણો છે. તેમાંનું એકે પ્રમાણ, જાગ્રત થયા પછી સુષુપ્તિ સમયના અજ્ઞાનના અનુભવમાં સંભવતું નથી.

### ૧ લું પ્રમાણ–પ્રત્યક્ષ

ઇંદ્રિયોનો વિષયની સાથે સંબંધ થવાથી જે અનુભવ થાય, તે પ્રત્યક્ષ પ્રમાણથી અનુભવ થયો કહેવાય છે. જેમકે, ચક્ષુષ્ ઇંદ્રિયનો ઘડાની સાથે સંબંધ થવાથી ઘડાનો અનુભવ થાય છે.

### ૨ જું પ્રમાણ–અનુમાન

પક્ષ, સાધ્ય, હેતુ અને દૃષ્ટાંતના જ્ઞાનથી જે અનુભવ થાય, તે અનુમાનથી અનુભવ થયો કહેવાય છે. તેમાં અવિનાભાવ સંબંધરૂપ વ્યા-

* સ્મૃતિથી ભિન્ન જ્ઞાનને અનુભવ કહે છે, તે યથાર્થ અને અયથાર્થ એમ બે પ્રકારનો છે. તેમાં ૭ પ્રમાણરૂપ, ઈશ્વરના જ્ઞાનરૂપ, અને સુખદુઃખના જ્ઞાનરૂપ એમ, આઠ પ્રકારનો યથાર્થ અનુભવ છે; અને ભ્રમ, સંશય તથા અનુમાન–તર્ક એવા ભેદથી અયથાર્થાનુભવ ત્રણ પ્રકારનો છે.

સિની જરૂર છે. જેના વિના જે રહી શકે નહિ, તેનો તેની સાથે અવિનાભાવ સંબંધ કહેવાય. જેમકે, અગ્નિ વિના ધૂમાડો હોઈ શકે નહિ, માટે અગ્નિનો ધૂમમાં અવિનાભાવ સંબંધ છે. તે અનુમાનનું સ્વરૂપ આ પ્રમાણે છેઃ-પર્વતપર અગ્નિ છે, કારણ કે ત્યાંથી ધૂમાડો નીકળે છે. ઉદાહરણમાં રસોડું. જેમ રસોડામાંથી ધૂમાડો નીકળતો હોય તો તેમાં પણ અગ્નિ છે એમ નિશ્ચય થાય છે, તેમ પર્વતપરથી પણ ધૂમાડો નીકળે છે માટે ત્યાં પણ અગ્નિ છે. આ અનુમાનમાં પર્વત પક્ષ, અગ્નિ સાધ્ય, ધૂમાડો હેતુ, અને રસોડું દૃષ્ટાંત છે. 'જ્યાં જ્યાં ધૂમાડો હોય, ત્યાં ત્યાં અગ્નિ હોય' એ અવિનાભાવ વ્યાપ્તિ કહેવાય છે. પણ જ્યાં જ્યાં અગ્નિ હોય, ત્યાં ત્યાં ધૂમાડો હોતો નથી, માટે અગ્નિમાં ધૂમાડાની વ્યાપ્તિ નથી.

### ૩ જું પ્રમાણ-ઉપમાન

કેટલેક અંશે સમાનતા હોવાથી જે અનુભવ થાય, તે ઉપમાનથી અનુભવ થયો કહેવાય છે. જેમકે, રોઝ નામના જનાવરને નહિ જાણનાર માણસ જાણીતા માણસને પૂછે કે, રોઝ કેવું થાય છે ? ત્યારે 'ગાયના જેવું રોઝ હોય છે' એમ જાણીતો માણસ કહે છે. પછી અજાણ્યો માણસ વનમાં જઈ ગાયના જેવાં રોઝને જોઈને આ જ 'રોઝ' છે એવો નિશ્ચય કરે છે. એમ ગાયની રોઝ સાથની કેટલેક અંશે સમાનતાથી રોઝનો અનુભવ થાય છે.

### ૪ થું પ્રમાણ-શબ્દ

શબ્દપ્રમાણ તો પ્રસિદ્ધ જ છે. જે આપ્ત (યથાર્થ વક્તા,) હોય, તેનું વાક્ય પ્રમાણ કહેવાય છે. શ્રુતિ, સ્મૃતિ, પુરાણ આદિ સર્વ શબ્દપ્રમાણમાં ગણાય છે.

### ૫ મું પ્રમાણ-અર્થાપત્તિ

જ્યાં અનુપપત્તિ હોય ત્યાં અર્થાપત્તિ પ્રમાણથી અનુભવ સિદ્ધ થાય છે. જેમકે, જાડો દેવદત્ત દિવસે ભોજન કરતો નથી. અહિં ભોજન વિના દેવદત્તની જાડાઈ અઘટિત થઈ પડે છે. તેથી, જાડો થાય તે ખાધાવિના ન થાય, માટે દેવદત્ત દિવસે ભોજન કરતો નથી, એમ કોઈ કહે ત્યારે તે રાત્રિએ ભોજન કરે છે એમ કલ્પવું પડે છે અને તે અર્થાપત્તિ પ્રમાણથી અનુભવ થાય છે.

### ૬ ઠું પ્રમાણ-અનુપલબ્ધિ

જે વસ્તુને જાણવા માટે સર્વ સાધનો હોય તથાપિ તે વસ્તુનું જ્ઞાન થાય નહિ તેનું નામ અનુપલબ્ધિ પ્રમાણ. જેમકે, એક દ્રષ્ટા પુરુષને નેત્ર છે, પ્રકાશ છે, છતાં તે પુરુષને જે ઘોડાનું જ્ઞાન થતું નથી, તેનું નામ અનુપલબ્ધિ પ્રમાણ. આ પ્રમાણથી પુરુષ નિશ્ચય કરે છે કે, અહીં ઘોડો નથી.

ચાલુ પ્રસંગમાં, સુષુપ્તિ સમયમાં 'હું કાંઈ પણ જાણતો નહોતો,' એ પ્રકારે જાણવું, એટલે અજ્ઞાનનો અનુભવ થયો તે જાગ્રત થયા પછી, કોઈ પણ ઈંદ્રિયોની સાથે તે અજ્ઞાનનો સંબંધ ન હોવાથી, પ્રત્યક્ષ પ્રમાણથી સિદ્ધ થતો નથી. તેમ તેમાં વ્યાપ્તિ તથા હેતુનો અભાવ હોવાથી અનુમાન પ્રમાણથી પણ તે અજ્ઞાનનો અનુભવ સિદ્ધ થતો નથી. તેમાં સમાનતાનો અભાવ હોવાથી ઉપમાન પ્રમાણવડે પણ એ અજ્ઞાનનો અનુભવ સિદ્ધ થતો નથી. તેમાં અનુપપત્તિ નહિ હોવાથી, અર્થાપત્તિ પ્રમાણથી પણ તે અનુભવ સિદ્ધ થતો નથી. તેમ અનુપલબ્ધિ પ્રમાણથી પણ તે અજ્ઞાનનો અનુભવ સિદ્ધ થતો નથી. માટે, 'હું સુષુપ્તિમાં કાંઈ પણ જાણતો નહોતો' એ પ્રકારના અજ્ઞાનનું જે જ્ઞાન તે સ્મૃતિરૂપ છે, પણ અનુભવરૂપ નથી.

શિષ્ય-તે જ્ઞાનને સ્મૃતિરૂપ માનવાથી શું સિદ્ધ થાય છે ?

ગુરુ-તે સ્મૃતિ સુષુપ્તિમાં અનુભવેલા અજ્ઞાનની છે, એમ તે જ્ઞાનને સ્મૃતિરૂપ માનવાથી સિદ્ધ થાય છે. પ્રથમ અનુભવેલા પદાર્થની જ સ્મૃતિ થાય એમ લોકપ્રસિદ્ધ છે. માટે, સુષુપ્તિ સમયમાં 'હું કાંઈ પણ જાણતો નહોતો' એ પ્રકારનું અજ્ઞાન, સુષુપ્તિ સમયમાં અનુભવેલું છે એમ જાણવું. અહીં પણ નીચે પ્રમાણે અનુમાનનો પ્રયોગ કરવોઃ-વિવાદના વિષયભૂત 'મેં કંઈ પણ જાણ્યું નહિ,' એવું જ્ઞાન અનુભવપૂર્વક હોવું જોઈએ; કારણ કે, તે જ્ઞાન સ્મૃતિરૂપ છે માટે. જે જે સ્મૃતિરૂપ જ્ઞાન હોય, તે તે અનુભવપૂર્વક જ હોય. દૃષ્ટાંતમાં, જેમ પરદેશ ગયેલા પુત્રને, 'મારી માતા ઘેર છે' આવી જે જ્ઞાનની સ્મૃતિ થાય છે, તે પ્રથમથી પ્રત્યક્ષ અનુભવ કરેલી માતાના સ્મરણથી થાય છે, તે વિના થતી નથી.

અવતરણિકા-અજ્ઞાનને જણાવનારો સુષુપ્તિકાળનો અનુભવ પોતાના વિષયથી ભિન્ન છે, પણ જ્ઞાનથી ભિન્ન નથી, એ વાત હવે જણાવે છે:-

**स बोधो विषयाद्भिन्नो न बोधात्स्वप्नबोधवत् ।**
**एवं स्थानत्रयेऽप्येका संवित्तद्वद्दिनांतरे ॥ ६ ॥**

**શબ્દાર્થ-તે (સુષુપ્તિ દશામાંથી જાગ્રત થયા પછી 'મેં કંઇ પણ જાણ્યું નહિ' એવી સ્મૃતિને ઉત્પન્ન કરનારો અનુભવરૂપ) બોધ (જ્ઞાન) વિષય (અજ્ઞાન)થી ભિન્ન છે, પણ સ્વપ્નનાં જ્ઞાનની પેઠે જ્ઞાનથી ભિન્ન નથી. એવી રીતે ત્રણે અવસ્થામાં પણ જ્ઞાન એક છે, અને તેની પેઠે બીજા દિવસોમાં પણ જ્ઞાન એક છે. ૬**

### ચન્દ્રકાન્ત વિવરણ

સુષુપ્તિ અવસ્થામાં થયેલો, 'મેં કંઈ પણ જાણ્યું નહિ,' 'હું ઘણી વાર સુધી સૂતો,' એવી રીતનો જે અનુભવ, તે બોધરૂપ હોવાથી, પોતાના વિષયભૂત અજ્ઞાનથી ભિન્ન હોવો જોઇએ, કારણ કે તે બોધ-જ્ઞાન છે. જેમ ઘટ વિષયક બોધ, તેના વિષયભૂત ઘટથી ભિન્ન હોય છે તેમ. પરંતુ અજ્ઞાન વિષયક બોધ, બોધ શબ્દના અર્થભૂત જ્ઞાનથી ભિન્ન થઈ શકે નહિ. જેમ સ્વપ્નાવસ્થાથી ઉત્પન્ન થતો બોધ તેના પ્રાતિભાસિક વિષયથી ભિન્ન છે, પણ તે જ્ઞાનથી ભિન્ન નથી, પરંતુ જ્ઞાનરૂપ જ છે; તેમ અજ્ઞાનને વિષય કરવાવાળો આ બોધ પણ પોતાના વિષયભૂત અજ્ઞાનથી ભિન્ન છે, પણ જ્ઞાનથી ભિન્ન નથી, અર્થાત્ જ્ઞાનરૂપ જ છે.

આ પ્રમાણે ફલિતાર્થ કહીને, હવે જ્ઞાનની એકરૂપતા બીજે ઠેકાણે પણ કહી બતાવે છે, તે હું તને કહું છું. ઉપર કહ્યા પ્રમાણે એક દિવસમાં પરિવૃત્તિ પામનારી જાગ્રત, સ્વપ્ન અને સુષુપ્તિ એ ત્રણ અવસ્થાઓમાં પણ ઉત્તરોત્તર રહેલું જ્ઞાન એકસ્વરૂપ જ છે. ॥"सर्वं वाक्यं सावधारणम्॥ આખું વાકય અવધારણ એટલે નિશ્ચયવાળું હોવું જોઇએ," આવો ન્યાય છે. તેથી અહીં एकैव એ ઠેકાણે एवकार કરેલો છે. તે એમ સૂચવે છે કે, જ્ઞાન ત્રણે કાળમાં ભેદ પામતું નથી, પણ તે એકરૂપ જ રહે છે, અને તે એક દિવસમાં જૂદી જૂદી ત્રણે અવસ્થાઓમાં જેમ એકરૂપ છે, તેમ બીજા દિવસોમાં પણ જૂદી જૂદી અવસ્થાઓમાં રહેલું જ્ઞાન પણ એકરૂપ જ છે. અવસ્થાઓ અને વિષયોનો ભેદ હોવા છતાં પણ જ્ઞાનનો ભેદ છે જ નહિ. ૬

અવતરણિકા-માસ, વર્ષ, યુગ અને કલ્પ વગેરે કાળમાં જ્ઞાનનું એકસ્વરૂપ છે, તે કહીને તેની એકતાનું ફળ કહે છે:-

**मासाब्दयुगकल्पेषु गतागम्येष्वनेकधा ।**
**नोदेति नास्तमेत्येका संविदेषा स्वयंप्रभा ॥ ७ ॥**

**શબ્દાર્થ-અનેક વાર ગયેલા અને આવનારા માસ, વર્ષ, યુગ તથા કલ્પને વિષે જ્ઞાન એક છે, તેથી એ ઉત્પન્ન થતું નથી તેમ નાશ પણ પામતું નથી; અને એ જ્ઞાન સ્વયંપ્રકાશ છે. ૭**

### ચન્દ્રકાન્ત વિવરણ

એક દિવસમાં થતી ત્રણ અવસ્થામાં જ્ઞાન તો એક જ છે. તે જ જ્ઞાન બીજા દિવસમાં પણ એક છે. તેમ જ ગયા તથા આવનારા અનેક ચૈત્ર વૈશાખ આદિ બાર માસ; પ્રભવ, વિભવ આદિ ચોસઠ સંવત્સર; સત્ય, ત્રેતા, દ્વાપર અને કલિ આ ચાર યુગ, તથા બ્રાહ્મ, વારાહ વગેરે કલ્પમાં પણ જ્ઞાન તો તેનું તે જ છે. અર્થાત્ જ્ઞાન એક છે, અને એક હોવાથી તે ઉત્પન્ન પણ થતું નથી, તેમ નાશ પણ પામતું નથી. એટલે જ્ઞાન નિત્ય છે, અને સ્વયંપ્રકાશ છે.

#### જ્ઞાનની નિત્યાનિત્યતા વિષે સંવાદ

શિષ્ય-એક કાલમાં ઘણા પદાર્થનું જ્ઞાન રહી શકતું નથી. ઘટજ્ઞાન પછી પટજ્ઞાન થાય ત્યારે ઘટજ્ઞાન નાશ પામે છે, અને મઠજ્ઞાન થાય ત્યારે પટજ્ઞાનનો નાશ થાય છે. એવી રીતે એક જ્ઞાનનો નાશ થાય છે, અને બીજા જ્ઞાનની ઉત્પત્તિ થાય છે, તો જ્ઞાન નિત્ય કેમ કહેવાય?

ગુરુ-જ્ઞાન અનિત્ય છે અને તેની ઉત્પત્તિ તથા નાશ થાય છે એમ કહેનારને પૂછવું કે, જ્ઞાન જો અનિત્ય છે, તો પછી તેની ઉત્પત્તિનો અને તેના નાશનો સાક્ષી કોણ થાય ?

શિષ્ય-ધારો કે, જ્ઞાનની ઉત્પત્તિ અને વિનાશનો સાક્ષી કોઈ નથી.

ગુરુ-જો તેની ઉત્પત્તિ અને વિનાશનો સાક્ષી કોઇ નથી, તો પછી તેની ઉત્પત્તિ અને વિનશા છે, એમ સિદ્ધ કેમ થાય?

શિષ્ય જ્ઞાનની ઉત્પત્તિનો અને જ્ઞાનના વિનાશનો સાક્ષી જ્ઞાન પોતે જ છે

ગુરુ–જ્ઞાનની ઉત્પત્તિનો અને જ્ઞાનના વિનાશનો સાક્ષી જ્ઞાન પોતે જ છે, એમ તારુ કહેવુ યોગ્ય નથી, કેમકે, પોતાની ઉત્પત્તિનો અને પોતાના વિનાશનો સાક્ષી પોતે સભવે નહિ ઉત્પત્તિની પહેલાં અને ઉત્પત્તિ વખતે જે હોય, તે ઉત્પત્તિનો સાક્ષી કહેવાય, અને નાશ વખતે અને નાશ પછી જે હોય તે નાશનો સાક્ષી કહેવાય જ્ઞાનને અનિત્ય માનીએ તો પોતાની ઉત્પત્તિ પહેલા અને ઉત્પત્તિ સમયે જ્ઞાનની પોતાની સાક્ષી સભવે નહિ, એટલે તે ઉત્પત્તિનો સાક્ષી થઈ શકશે નહિ તેમ પોતાના નાશ વખતે અને નાશ પછી પોતે ન હોવાથી, તે પોતાના નાશનો પણ સાક્ષી થઈ શકશે નહિ, તેથી તારુ કહેવુ અસભવિત છે એટલા માટે જ્ઞાનની ઉત્પત્તિ નથી તેમ તેનો નાશ પણ નથી એમ ઠરે છે, અને તેથી તે નિત્ય છે

શિષ્ય–ત્યારે એમ કહો કે, જ્ઞાનની ઉત્પત્તિનો સાક્ષી બીજુ જ્ઞાન છે

ગુરુ–ઠીક પણ જ્ઞાન અનેક નથી, તે તો એક જ છે, એ વાત પૂર્વાપર પ્રસગથી સિદ્ધ થઈ છે ઘટજ્ઞાન, પટજ્ઞાન એવી રીતે જ્ઞાનના અનેકપણાની જે પ્રતીતિ એટલે કે સમજ થાય છે તે, ઘટપટાદિની ઉપાધિને લઇને થાય છે, પરતુ એ ઘટપટાદિની ઉપાધિ દૂર થઈ ગયા પછી જ્ઞાન એક જ સિદ્ધ થાય છે આવી રીતે બીજા જ્ઞાનના અભાવથી જ્ઞાનની ઉત્પત્તિનો અને નાશનો સાક્ષી બીજુ જ્ઞાન કેમ ઘટે? માટે જ્ઞાન એક જ છે, અને તે નિત્ય છે

શિષ્ય–જ્યારે અન્ય જ્ઞાનનો અભાવ છે, ત્યારે કોઈ સાક્ષી ન હોવાથી સુષુપ્તિ સમયના અજ્ઞાનરૂપ જ્ઞાનનુ પણ ભાન થશે નહિ, અને સર્વ જગતને અજ્ઞાનપણાનો પ્રસગ આવી પડશે

**જ્ઞાન સ્વયપ્રકાશ છે**

ગુરુ–તેમ નથી સૂર્ય જેમ સ્વયપ્રકાશ છે, તેમ જ્ઞાન પણ સ્વયપ્રકાશ છે સૂર્ય સઘળા પદાર્થને પ્રકાશે છે, પરતુ સૂર્યને પ્રકાશવા માટે દીવા, મસાલ કે બીજા કોઈ પણ પ્રકાશની જરૂર પડતી નથી, તેમ જ્ઞાન પોતે અવેદ્ય (જ્ઞાનનો અવિષય) છતા, અપરોક્ષ હોવાથી સ્વયપ્રકાશ છે ઘડો અવેદ્ય છતા અપરોક્ષ નથી, એટલે ઘડો વેદ્ય છતા અપરોક્ષ છે, માટે ઘડાના જ્ઞાન માટે દીવા, સૂર્ય કે બીજા પ્રકાશની જરૂર છે

**પણ જ્ઞાન સ્વયવેદ્ય નથી**

હવે જ્ઞાનને જો સ્વયવેદ્ય માનીએ તો કર્મકર્તૃપણાનો વિરોધ આવે છે, કારણ કે, જાણવામાં કર્તા પણ જ્ઞાન ઠરે અને કર્મ પણ જ્ઞાન ઠરે આમ કર્તા અને કર્મ એક જ હોય તો તે અસભવિત ગણાય કર્તા અને કર્મ તો જૂદા જૂદા જ હોવા જોઇએ જેમ ઘડાનો કર્તા કુભાર છે અને કર્મ ઘડો છે, અને એ ઘડાથી કુભાર જૂદો છે, પણ તે બન્ને એક નથી એવી રીતે, જ્ઞાનને સ્વયવેદ્ય માનવામા કર્તા અને કર્મ એક માનવા પડે, તે અસભવિત ગણાય

**બે જ્ઞાન હોઈ શકે નહિ**

કદાચ તુ કહીશ કે, એક જ્ઞાનને જાણવા માટે બીજા જ્ઞાનની યોજના કરો જો તેમ માનીશુ તો અનવસ્થા નામનો દોષ આવશે એટલે જેનો અવધિ આવે નહિ, તે અનવસ્થાને નામે કહેવાતો દોષ આવશે જેમ એક જ્ઞાનને જાણવા માટે બીજુ જ્ઞાન, બીજુ જ્ઞાન જાણવા માટે ત્રીજુ જ્ઞાન, અને ત્રીજુ જ્ઞાન જાણવા માટે ચોથુ જ્ઞાન, એવી રીતે પરપરા ચાલી જશે, પણ તેનો અવધિ (છેડો) આવશે નહિ માટે આચાર્ય શ્રી વિદ્યારણ્ય કહે છે કે, 'જ્ઞાન સ્વયપ્રભા કહેતા સ્વયપ્રકાશ છે,' અને એમ માનવુ ઉચિત છે જ્ઞાન બીજા પદાર્થોનો પ્રકાશ કરે છે, અને પોતે સ્વયપ્રકાશ છે એમ માનવાથી, સર્વ જગતની જડતાનો દોષ દૂર થાય છે, તેમ અસભાવના અને અનવસ્થાદિ દોષો પણ દૂર થાય છે'

**જ્ઞાન તે જ આત્મા છે અને તે જ પરમાનન્દ છે. (૮ થી ૧૪; ૭ શ્લોકો)**

અવતરણિકા જ્ઞાનની નિત્યતા અને સ્વયપ્રકાશતા સિદ્ધ થવાથી શું સિદ્ધ થયું ? તેનું ઉત્તર આપે છે

**इयमात्मा परानंदः परप्रेमास्पदं यतः।**
**मानभूवं हि भूयासमिति प्रेमात्मनीक्ष्यते ८**

શબ્દાર્થ––આ જ્ઞાન આત્મા છે, તે આત્મા પરમાનન્દરૂપ છે, કારણ કે આત્મા પરમ પ્રીતિનું પાત્ર છે 'હું કોઇ વખતે ન હોઉં એમ ન હો, પણ સર્વદા હોઉં,' એવી રીતે આત્મામા પ્રેમ જોવામા આવે છે ૮

## ચન્દ્રકાન્ત વિવરણ

હવે આ નિત્ય અને સ્વયંપ્રકાશ જ્ઞાન તે કયું જ્ઞાન ? આ પ્રશ્ન છે. આ જ્ઞાન તે આત્મા છે; કારણ કે, તે નિત્ય છતાં સ્વપ્રકાશ છે. ઘડો નિત્ય નથી અને સ્વપ્રકાશ પણ નથી, તેથી તે આત્મા પણ નથી. એ અનુમાનથી આત્માનું નિત્યત્વ, જ્ઞાનત્વ અને સત્યત્વ સિદ્ધ થાય છે. સત્યત્વ અને નિત્યત્વ નિરાળાં નથી, પણ એક જ છે. વાચસ્પતિમિશ્ર કહે છે કે, જે વસ્તુમાં નિત્યત્વ અને સત્યત્વ હોય છે તે વસ્તુ નિત્ય તથા સત્ય હોય છે. અહીં આત્મામાં પણ નિત્યતાની સાથે સત્યતા રહેલી હોવાથી આત્મા ત્રિકાલાબાધ્ય છે.

### આત્મા જ સર્વથી વિશેષ પ્રિય છે

એ આત્મા પરમાનન્દરૂપ છે; કારણ કે, તે આત્મા પરમ પ્રીતિનું પાત્ર છે, સર્વ પ્રાણીઓને, બીજા સર્વ કરતાં પોતાના આત્મામાં અધિક પ્રીતિ હોય છે, એ સર્વના જાણવામાં છે. વૃદ્ધ અનુભવી માણસોના મુખથી સાંભળવામાં આવે છે કે, દુકાળમાં કેટલાંક માબાપો પોતાનાં બચ્ચાંને વેચીને જે અન્નાદિ મળે, તેથી પોતાનો નિર્વાહ કરે છે. જગતમાં મનુષ્યને પ્રિયમાં પ્રિય પદાર્થ તે પુત્ર છે. તે તે પુત્રને પણ હમણાં કેટલાક વેચતા જોવામાં આવે છે, એમ નથી; પરંતુ દુકાળ જેવી આપત્તિમાં પૂર્વકાળથી તેવું જોવામાં આવે છે. હવે જો પુત્ર પ્રિય હોય તો તેને આપત્તિ કાળમાં પણ કેમ વેચે ? જ્યાં સુધી પોતાનું રક્ષણ થતું હોય, ત્યાં સુધી સ્ત્રીપુત્રાદિકનું મનુષ્ય રક્ષણ કરે છે, પણ જ્યારે પોતાના નાશનો સમય આવે છે ત્યારે મનુષ્ય સ્ત્રીપુત્રાદિકને ભોગે પણ પોતાનું રક્ષણ કરે છે. પોતાના આત્માપર મનુષ્યનો એટલો પ્રેમ હોય છે. આ વિષયમાં એક વાનરીનું દષ્ટાંત છે તે સાંભળ:—

### એક વાનરીનું દૃષ્ટાંત (૪)

એક રાજાની પાસે એક વાનરી હતી. તે પોતાનાં બચ્ચાં ઉપર અતિ પ્રીતિ રાખતી હતી. બચ્ચાંને કોઈ અડે તો તેને તે કરડવા જાય, હાથ અડાડે તો ખીજવાય, એમ સર્વ પ્રકારે તે બચ્ચાંનું રક્ષણ કરતી હતી. એક વખતે તેનો બચ્ચાં ઉપરનો પ્યાર જોઈ, રાજાએ પ્રધાનને કહ્યું કે, 'આ વાનરીને પોતાનું બચ્ચું એના પોતાના આત્મા કરતાં પણ અધિક પ્રિય છે જૂઓ, એ કોઇને પણ તેને અડકવા દેતી નથી. અને પોતે પાસેની પાસે જ રહે છે.' રાજાનાં તે વચન સાંભળીને પ્રધાને કહ્યું કે, 'મહારાજ,એ પ્રેમ ઉપરનો છે, પણ ખરો વખત આવે ત્યારે પ્રેમ તો પાછો પડ્યો રહે છે, અને પોતાના રક્ષણમાં સર્વ કોઈ તત્પર થાય છે. જો તેનો આપને નિશ્ચય કરવો હોય તો હું કહું તેવી યુક્તિ કરો. આપણા બાગના હોજની અંદર આ વાનરીને મજબૂત બાંધવી અને તેનું બચ્ચું તેની પાસે જ રાખવું. પછી એ હોજમાં ધીમે ધીમે જળ ભરાવો. એમ કરતાં એવી તજવીજ રાખવી કે, તેમાંનુ જળ કાઢવું હોય તો ક્ષણ માત્રમાં કાઢી શકાય. એ હોજ ભરાશે ત્યારે વાનરીને પોતાનુ બચ્ચુ પ્રિય છે કે આત્મા પ્રિય છે, તે સ્પષ્ટ જોવામાં આવશે.' પ્રધાનનાં તે વચન સાંભળીને રાજાએ તેના કહેવા પ્રમાણે પરીક્ષા કરવા માટે, સઘળી તજવીજ કરાવી, અને પોતે તથા પ્રધાનમંડળ સઘળા તે ખેલ જોવાને ગયા. હોજના મધ્યભાગમાં વાનરીને બાંધી તેણે જળ ભરવું શરુ કરાવ્યું. પ્રથમ તો બચ્ચું પેટે વળગેલું હતું, પણ જળ વિશેષ ભરાયું અને વાનરીની છાતી સુધી આવ્યું ત્યારે તે વાનરીની પીઠ ઉપર ચડી બેઠું. પછી વિશેષ જળ ભરાયું ત્યારે બચ્ચું બુડવા લાગ્યું. એટલે વાનરીએ બે પગે ઉભી થઈ બચ્ચાંને ખાંધ ઉપર લીધું. જરા વિશેષ જળ ભરાયું ત્યારે બે હાથ ઉંચા કરી બચાંને ઉંચું કર્યું. એવી રીતે વાનરીએ બચ્ચાંને બચાવવાના ઉપાયો લેવાયા તેટલા લીધા; પણ જ્યારે જળ વધતું વધતું વાનરીની હડપચી સુધી આવ્યું, અને તેથી પણ અધિક વધીને જળ તેના મુખમાં પેસવા લાગ્યું અને તેને બુડવાનો સમય આવ્યો, ત્યારે બચ્ચાંને નીચે નાંખી તેની ઉપર ઉભી રહીને તે વાનરીએ જળથી પોતાનું રક્ષણ કર્યું. રાજાએ તો પહેલાંથીજ તજવીજ રાખી હતી, તે પ્રમાણે આ ખેલ જોતાંજ જળ જલદી કઢાવી નાંખીને બચ્ચાંને બચાવી લીધું. આ બનાવ જોઈ રાજાએ નિશ્ચય કર્યો કે, સ્ત્રી, પુત્ર, ધન આદિ બીજું

કોઈપણ પ્રિય નથી, પણ સર્વ કરતાં આત્મા જ વધારે પ્રિય છે.

**યાજ્ઞવલ્કય અને મૈત્રેયીની કથા (૫)**

એક પ્રસગે મહામુનિ યાજ્ઞવલ્કયની સ્ત્રી મૈત્રેયીએ પોતાના પતિને પ્રશ્ન કર્યો કે, હું કેવા ઉપાયથી અમર થાઉં-મોક્ષ પામુ? ત્યારે યાજ્ઞવલ્કયે તેના ઉત્તરમાં જે કહ્યુ છે તે શ્રુતિ પણ આત્માને સર્વ કરતાં અધિક પ્રિય સિદ્ધ કરે છે બૃહદારણ્યકની શ્રુતિમાં મુનિ કહે છે કે –

"સહો ।ચ, ન વા અરે, પત્યુ. કામાય પતિઃ પ્રિયો મવતિ । આ ત્મનસ્તુ કામાય પતિઃ પ્રિયો ભવતિ ॥ ન વા અરે, જાયાયૈ કામાય જાયા પ્રિયા મવતિ । આત્મનસ્તુ કામાય જાયા પ્રિયા મવતિ ॥ ન વા અરે, પુત્રાણા કામાય પુત્રા પ્રિયા મવન્તિ । આત્મનસ્તુ કામાય પુત્રાઃ પ્રિયા મવન્તિ ॥ ન વા અરે, વિત્તસ્ય કામાય વિત્તં પ્રિયં ભવતિ । આત્મનસ્તુ કામાય વિત્ત પ્રિયં મવતિ ॥ ન વા અરે, પશૂનાં કામાય પશવઃ પ્રિયા મવન્ત્યાત્મનસ્તુ કામાય પશવ પ્રિયા મવન્તિ ॥

યાજ્ઞવલ્કય ઉત્તર આપે છે.–હે મૈત્રેયી! પતિની કામનાને માટે પતિ પ્રિય હોતો નથી, પણ પોતાના આત્માની કામના માટે પતિ પ્રિય છે સ્ત્રીની કામના માટે સ્ત્રી પ્રિય નથી, પણ પોતાના આત્માની કામના માટે સ્ત્રી પ્રિય છે પુત્રોની કામના માટે પુત્રો પ્રિય નથી, પણ પોતાના આત્માની કામના માટે પુત્રો પ્રિય છે. ધનની કામના માટે ધન પ્રિય નથી, પણ પોતાના આત્માની કામના માટે ધન પ્રિય છે પશુઓની કામના માટે પશુઓ પ્રિય નથી, પણ પોતાના આત્માની કામના માટે પશુઓ પ્રિય છે," અને છેવટે કહ્યુ છે કે, "ન વા અરે, સર્વસ્ય કામાય સર્વં પ્રિયં મવતિ । આત્મનસ્તુ કામાય સર્વં પ્રિયં મવતિ॥ 'આ સસારમાં જે વસ્તુ છે તે સર્વ સર્વને અર્થે પ્રિય લાગતી નથી, પણ પોતાના આત્માને અર્થે પ્રિય લાગે છે.'"

એવી રીતે સ્ત્રી, પુત્ર, ધન વગેરે સર્વ પદાર્થો કરતાં આત્મા વિશેષ પ્રિય છે. સ્ત્રીપુત્રાદિકમાં જે પ્રીતિ મનુષ્યને હોય છે, તે પોતાના સુખને માટે જ હોય છે. આવી રીતે આત્મા જ પોતાના પરમ પ્રેમનું પાત્ર છે, માટે તે પરમાનદરૂપ છે ઘડો પરમાનદરૂપ નથી, તેથી તે પરમ પ્રેમનું પાત્ર પણ નથી. એ પ્રમાણે અનુમાન પ્રમાણથી આત્મા પરમાનદરૂપ છે, એમ સિદ્ધ થાય છે.

**આત્મામાં કદિ પણ દ્વેષ હોઈ શકતો નથી**

શિષ્ય–કોઈ સમયે અજાણતાં અશુભ કાર્ય થવાથી 'મને ધિક્કાર છે' એમ આત્માને ધિક્કાર આપવામાં આવે છે તે ધિક્કાર, જો આત્મા પરમ પ્રેમનુ પાત્ર હોય તો કેમ કરાય? દ્વેષ વિના ધિક્કાર આવી શકતો નથી.

ગુરુ-'મને ધિક્કાર છે,' એમ જે આત્મામાં દ્વેષ ભાસે છે, તે દેહના અધ્યાસને લઈને ભાસે છે, પણ વિચાર કરીએ તો આત્મામાં યત્કિંચિત્ પણ દ્વેષ થતો નથી, કારણ કે મારો કોઈ દિવસે પણ નાશ ન થાવ, પણ સર્વદા મારી હયાતી રહે, એમ અંતઃકરણમા હમેશાં જ રટણ થવાથી આત્મામા પરમપ્રેમ છે, એમ સ્પષ્ટ અનુભવવામાં આવે છે ૮

**અવતરણિકા**—આત્મા પરમાનન્દરૂપ છે, તેમા પરપ્રેમાસ્પદ કહેતાં પરમ પ્રેમપાત્રતારૂપ જે હેતુ દર્શાવ્યો છે, તે હેતુમાં વિશેષણાસિદ્ધિ* નામનો દોષ આવે છે કારણ કે પ્રેમની પરમતા–ઉત્તમતામાં કઈ પણ પ્રમાણ લેવામાં આવતું નથી, આવી શિષ્યની શંકાનુ આ ૮ મા શ્લોકમા ગુરુ સમાધાન કરે છે —

**તત્પ્રેમાત્માર્થમન્યત્ર નૈવમન્યાર્થમાત્મનિ ।**
**અતસ્તત્પરમં તેન પરમાનંદતાऽऽત્મનઃ ।૯।**

શબ્દાર્થ-જે પ્રેમ અન્યને વિષે છે તે આત્મા માટે છે, પણ આત્મામાં જે પ્રેમ છે તે બીજાને માટે નથી જ. એટલા માટે આત્માપરનો પ્રેમ પરમ છે, અને તેણે કરીને આત્માનું પરમાનન્દપણું સિદ્ધ થાય છે. ૯

**ચન્દ્રકાન્ત વિવરણ**

સ્ત્રી, પુત્ર, ધન અને વાહન આદિ સર્વ પદાર્થો આત્માના સુખને માટે છે એ સર્વ પદાર્થો આત્માના શેષભૂત છે, એટલે ભોગ્ય છે, અને

---

* હેતુમા જે વિશેષણ આપ્યુ હોય તેની અસિદ્ધિ થવાથી વિશેષણાસિદ્ધિ નામનો દોષ કહેવાય છે. અહીં પરપ્રેમાસ્પદં એ પદમાં પરને પ્રેમનું વિશેષણ કર્યું છે અર્થાત્ પરમ પ્રેમપાત્રતા હેતુ છે, તેમા પરમ એ વિશેષણ છે, તેની અસિદ્ધિ થવાથી વિશેષણાસિદ્ધિ નામનો દોષ આવે છે.

આત્મા તેનો શેષી છે, એટલે ભોક્તા છે. એ પદાર્થોમાં જે પ્રેમ છે, તે આત્માના સંબંધને લઈને છે; કારણ કે તે, આત્માનાં સુખનાં સાધનો છે, અને તેથી તે પ્રિય લાગે છે. આ વાત સર્વના અનુભવમાં આવે છે. સ્ત્રીપુત્ર વગેરેની સાથે સહજ અને ગાઢ સંબંધ છે, તેમ તેઓની ઉપર પ્રીતિ થવી, એ પણ સ્વાભાવિક છે. પરંતુ એ સ્ત્રીપુત્ર જો પોતાને અનુકૂળ હોય તો તેઓના ઉપર પ્રીતિ થાય છે, અને જો પ્રતિકૂળ હોય છે તો તેઓ દ્વેષનું પાત્ર થઈ પડે છે. એટલા માટે, સ્ત્રીપુત્રાદિકમાં જે પ્રેમ છે તે સોપાધિક છે, અને આત્મામાં જે પ્રેમ છે તે નિરુપાધિક છે અને સ્વાભાવિક છે; કારણ કે, આત્મામાં અર્થાત્ પોતાને વિષે કોઈ પણ કાળે અભાવ કે દ્વેષ થતો નથી. માટે આત્મા પરમપ્રેમનું પાત્ર છે, એ હેતુથી આત્મા નિરતિશય સુખવાળો છે, એમ સિદ્ધ થાય છે, અને તેમાં વિશેષણાસિદ્ધિનો દોષ લાગતો નથી. ૯

**અવતરણિકા**-ત્રીજા શ્લોકથી નવમા શ્લોક સુધીના સાત શ્લોકમાં જે વાત પ્રતિપાદન કરી તે વાત નીચેના એક શ્લોકમાં સંક્ષેપથી દર્શાવે છેઃ—

**इत्थं सच्चित्परानंद आत्मा युक्त्यातथाविधम्**
**परं ब्रह्म तयोश्चैक्यं श्रुत्यंतेषूपदिश्यते ।१०।**

**શબ્દાર્થ**-એ પ્રકારે યુક્તિવડે આત્મા સત્, ચિત્ અને પરાનંદરૂપ સિદ્ધ થયો. તેવા પ્રકારનું પરબ્રહ્મ છે, અને તે બંને (બ્રહ્મ અને જીવ)ની એક્તાનો ઉપનિષદોમાં ઉપદેશ કર્યો છે. ૧૦

## ચન્દ્રકાન્ત વિવરણ

'शब्दस्पर्शादयो वेद्याः' એ (૩ જા) શ્લોકથી આરંભીને 'मासाब्दयुगकल्पेषु' એ (૭ મા) શ્લોક સુધી, જ્ઞાનની નિત્યતાનું નિરૂપણ કર્યું; તે પછી, 'इयमात्मा परानन्दः' એ (૮ મા) શ્લોકથી આરંભીને 'तत्प्रेमात्मार्थमन्यत्र' એ (૯ મા) શ્લોક સુધીમાં 'જ્ઞાન-એ જ આત્મા છે,' અને એ આત્મા જ સત્, ચિત્ અને આનંદરૂપ છે, એ વાત સિદ્ધ કરી છે; તેથી, 'तत्त्वमसि' એ મહાવાક્યમાં त्वम् પદના અર્થરૂપ જીવાત્મા સચ્ચિદાનંદરૂપે સિદ્ધ થાય છે.

શિષ્ય-જ્યારે યુક્તિથી સત્-ચિત્-આનંદરૂપ ।ાનું જ્ઞાન થાય છે, તો પછી આત્મજ્ઞાનમાટે ઉપનિષદોની આવશ્યકતા શી? જો કશી પણ આવશ્યકતા નથી તો પછી ઉપનિષદો પ્રમાણમાં ગણાશે નહિ, એટલે તે વ્યર્થ થશે.

ગુરુ-યુક્તિથી સત્, ચિત્, આનંદરૂપ આત્માનું જ્ઞાન થાય છે ખરું, પરતુ ઉપનિષદના જ્ઞાન વિના આત્મા અને પરમાત્માની એકતાનું જ્ઞાન કેમ થશે? જેમ त्वम् પદાર્થ આત્મા સચ્ચિદાનંદરૂપ છે, તેમ तत् પદાર્થ પરબ્રહ્મ પણ સચ્ચિદાનંદરૂપ છે, અને આત્મા અને પરાત્મા તે બન્ને એક છે. त्वम् પદાર્થ આત્મા અને तत् પદાર્થ પરબ્રહ્મ, એ બન્નેની એકતા-અખંડ એકરસપણું, 'तत्त्वमसि श्वेतकेतो' 'હે શ્વેતકેતુ! તે પરબ્રહ્મ તું છે,' ઇત્યાદિ મહાવાક્યોથી શ્વેતકેતુને આપેલા જ્ઞાનોપદેશમાં, તેમ જ અન્યત્ર અનેક સ્થળમાં સિદ્ધ કરવા માટે ઉપનિષદો પ્રમાણરૂપ ગણાય છે, માટે તે વ્યર્થ નથી પણ જ્ઞાનમાં ઉપયોગી છે. ૧૦

**અવતરણિકા**-ઉપર આત્માની પરમાનંદરૂપતા સિદ્ધ કરી, તે સાંભળીને શિષ્યને શંકા થવાથી તે પૂછે છે કેઃ—

**अभाने न परं प्रेम भाने न विषये स्पृहा ।**
**अतोभानेऽप्यभाताऽसौपरमानंदतात्मनः ११**

**શબ્દાર્થ**—આત્માના પરમાનંદનું અભાન હોય તો આત્માવિષે પરમ પ્રેમ થાય નહિ, અને જો ભાન હોય તો વિષયમાં ઇચ્છા થાય નહિ, એટલા માટે આત્માની પરમાનંદતા, ભાન છતાં પણ, ભાસતી નથી. ૧૧

## ચન્દ્રકાન્ત વિવરણ

શિષ્ય-હે ગુરુદેવ! આત્માનું પરમાનંદપણું ભાસે છે કે નથી ભાસતું? જો ભાસે છે એમ કહેશો તો પછી સ્ત્રી, વસ્ત્ર, ચંદન અને પુષ્પમાળા વગેરે સુખનાં સાધનોમાં, તેમ જ તેથી થતાં સુખમાં ઇચ્છા ન જ થવી જોઇએ. જેમ સામે કિનારે પહોંચ્યા પછી વહાણની ઇચ્છા રહેતી નથી, તેમ ફલ પ્રાપ્ત થયા પછી સાધનની જરૂર રહેતી નથી. વળી ભોજન તૈયાર થયા પછી જેમ લાકડાં અને પાત્રની ઇચ્છા રહેતી નથી, તેમ પરમાનંદ મળ્યા પછી સ્ત્રી, વસ્ત્ર, ચદન અને પુષ્પમાળા વગેરેની પણ ઇચ્છા રહેવી જોઇએ નહિ. નિત્ય પરમાનંદ પ્રાપ્ત થયા પછી, ક્ષણિક

અને ક્ષુદ્ર વિષયસુખમાં કેમ ઇચ્છા થાય ? સ્ત્રી, વસ્ત્ર, ચંદન, પુષ્પમાળા વગેરે જે સુખનાં સાધનો છે, તે પરાધીનતા આદિક દોષથી ભરેલાં છે. જેમ પુષ્પની માળામાંથી સુગંધ વગેરેની પ્રાપ્તિ થવાથી સુખ થાય છે ખરું, પણ તે સુખ જ્યાંસુધી માળાનો સંયોગ રહે છે ત્યાંસુધી જ રહે છે, એટલે એ સુખ વિનાશી–ક્ષણિક છે, તેમ માળાની પ્રાપ્તિ માળીને આધીન છે, અર્થાત્ પરાધીન છે. તેવી જ રીતે એ માળા જ્યાંસુધી સુકાઈ ન હોય ત્યાંસુધી તેનાથી સુખ મળે છે, પરંતુ તેનાથી કંઈ અવિનાશી પરમ સુખ મળતું જ નથી. એ પ્રમાણે સઘળા પદાર્થો સંયોગથી સુખજનક છે, પણ વિયોગ થવાથી તેના તે જ પદાર્થો દુઃખજનક થઈ પડે છે. તાત્પર્ય કે, સર્વ વિષયોનું સુખ પરિશ્રમ સાધ્ય અને ક્ષણિક છે. પણ જો પરમાનંદનું ભાન થતું હોય તો પછી મનુષ્યને તેવા ક્ષુદ્ર અને ક્ષણિક સુખમાં કેમ ઇચ્છા થાય ? જેણે અમૃતપાન કર્યું હોય તેને ખાલકૂવાના જલપાનની ઇચ્છા ન જ થાય. એમ જ, જો આત્માની પરમાનંદતા નથી ભાસતી એમ કહો તો, આત્મામાં પ્રેમ–સ્વાર્થિક સ્નેહ થવો સંભવતો નથી. કેમકે, પદાર્થની સુંદરતા જાણ્યા વિના તેમાં સ્નેહ થતો નથી, અને પદાર્થમાં સ્નેહ થવાનું કારણ તેની સુંદરતા–મનઃપ્રિયતા છે. આત્માની પરમાનંદતા ભાસે છે એ પક્ષમાં અથવા નથી ભાસતી એ પક્ષમાં, એવી રીતે બંને પક્ષમાં, આત્માની પરમાનંદતા સિદ્ધ થતી નથી, ત્યારે આત્મા પરમાનંદ છે એમ આપ કેમ કહો છો ?

ગુરુ–તેં કહેલા બંને પક્ષોમાં દોષ છે, માટે આત્માની પરમાનંદતા, જાણ્યા છતાં પણ ભાસતી નથી એમ કહેવું ઉચિત છે. ૧૧

અવતરણિકા–ઉપરના શ્લોકમાં આત્માની પરમાનંદતાનું ભાન છતાં પણ તે ભાસતી નથી, એમ કહ્યું છે તે અસંભવિત છે; કારણ કે, એક કાલમાં એક જ વસ્તુનું ભાન અને અભાન સંભવે નહિ આ શંકાનું સમાધાન કરવા માટે દૃષ્ટાંત આપીને ગુરુ સમજાવે છે.

**अध्येतृवर्गमध्यस्थपुत्राध्ययनशब्दवत् ।**
**भानेऽप्यभानं भानस्य प्रतिबंधेन युज्यते॥१२॥**

શબ્દાર્થ–અધ્યયન કરનારા વિદ્યાર્થીઓના વર્ગની મધ્યમાં રહેલા પોતાના પુત્રના અધ્યયનના શબ્દનું ભાન છતાં પણ અભાન થાય છે, તેની પેઠે, આત્માની પરમાનંદતાનું ભાન છતાં પણ અભાન થાય છે. ભાનનો પ્રતિબંધ થવાથી, ભાન થયા છતાં પણ અભાન થવું ઉચિત છે. ૧૨

**ચન્દ્રકાન્ત વિવરણ (૩ દૃષ્ટાંતો)**

(૧) જ્યાં વેદનું અધ્યયન થાય છે ત્યાં ઘણા વિદ્યાર્થીઓનો સાથે પાઠ ચાલતો હોય છે. તે વખતે સર્વે વિદ્યાર્થીઓ એક સાથે ગોખે છે, અને સર્વે સરખી રીતે ઉચ્ચારણ કરે છે. તે વેળા કોઈ વિદ્યાર્થીનો પિતા ત્યાં જઈ બહાર ઉભો રહીને સાંભળે છે અને નિશ્ચય કરે છે કે, અહીંયાં સર્વે વિદ્યાર્થીઓ ભણે છે; તેઓની સાથે મારો પુત્ર પણ ભણે છે. એ વખતે તેને પોતાના પુત્રના શબ્દનું જ્ઞાન બરાબર હોય છે ખરું, છતાં પણ 'આ જ મારા પુત્રનો શબ્દ છે,' આમ વિશેષ જ્ઞાન, તે વખતે બીજા છોકરાઓના અધ્યયનના પ્રતિબંધને લીધે, તેને થતું નથી. તેમ આત્માની પરમાનંદતા પણ સામાન્ય રીતે જાણવામાં હોય છે, પરંતુ પ્રતિબંધને લઈને વિશેષરૂપે ભાસતી નથી. તેથી, નિત્ય અને પરમ પ્રેમની પ્રાપ્તિ છતાં પણ, ક્ષણિક અને દુઃખસાધ્ય એવા ક્ષુદ્ર સુખવાળા વિષયોમાં મનુષ્યની ઇચ્છા થાય છે. (૨) જેમ કોઈ મરણ પામેલો માણસ પોતાના ઘરમાં પુષ્કળ ધન દાટી ગયો હોય, અને તેના પુત્રને સામાન્ય રીતે તે ધનની જાણ છતાં પણ, એ ધન કેઈ જગ્યાએ દાટ્યું છે, એવું વિશેષ જ્ઞાન થતું નથી, અને ધન મળતું નથી ત્યાંસુધી, તે પુત્ર પુષ્કળ પૈસાવાળો છતાં પણ કંગાલની પેઠે, કોડીકોડીની ઇચ્છા કરે છે. તેવી જ રીતે, આત્માની પરમાનંદતાનું સામાન્ય રીતે ભાન છતાં, વિશેષરૂપે ભાન ન થવાથી, વિષયાદિ સુખમાં જીવને ઇચ્છા થાય છે. એ જ ભાન છતાં પણ અભાન જોવામાં આવે છે; એમ યુક્તિથી ભાન છતાં પણ અભાન સિદ્ધ થાય છે. તેમ જ, જ્યાંસુધી દેશ, કાળ કે દ્રવ્યનો પ્રતિબંધ હોય ત્યાંસુધી પણ ભાન છતાં પણ અભાન રહે છે. (૩) જેમકે, ઘરની અંદર કોઈ માણસ હોય, પણ તે અમુક માણસ છે એવું જ્ઞાન હોય ત્યારે સામાન્ય રીતે, 'કોઈ પણ અંદર છે' એવું ભાન છતાં, 'અમુક જ માણસ છે,' એવું વિશેષ ભાન થઈ

નથી. એ વિશેષ ભાન ન થવામાં ભીંત આદિનો પ્રતિબંધ હોય છે. માટે ભાન થવામાં કંઈ પણ પ્રતિબંધ હોય તો પછી ભાન થયા છતાં પણ અભાન જ થાય છે.

અવતરણિકા-એવો કયો પ્રતિબંધ છે કે, જેથી આત્માની પરમાનંદતાનું ભાન છતા અભાન થાય છે, એ જિજ્ઞાસા પૂર્ણ કરવા માટે ગુરુ કહે છે કે —

प्रतिबंधोऽस्तिभातीति व्यवहाराहवस्तुनि ।
तन्निरस्य विरुद्धस्य तस्योत्पादनमुच्यते १३
तस्य हेतुः समानाभिहारः पुत्रध्वनिश्रुतौ ।
इहानादिरविद्यैव व्यामोहैकनिबंधनम् ॥१४

શબ્દાર્થ-'છે,' 'ભાસે છે,' એવા વ્યવહારને યોગ્ય વસ્તુવિષે 'છે,' 'ભાસે છે,' તેનો નિષેધ કરીને, તેના વિરુદ્ધ 'નથી,' 'ભાસતું નથી,' આવો જે વ્યવહાર ઉત્પન્ન કરવો, તેનું નામ પ્રતિબંધ કહેવાય છે. પુત્રના શબ્દના શ્રવણમાં જેમ પ્રતિબંધનો હેતુ સર્વ વિદ્યાર્થીઓનું એક સાથે ઉચ્ચારણ છે, તેમ આત્માની પરમાનંદતા જાણવામાં, વ્યામોહનું-વિપરીતજ્ઞાનનું મુખ્ય કારણ અનાદિ કાળની અવિદ્યા જ છે. ૧૩-૧૪

### ચન્દ્રકાન્ત વિવરણ

જે પદાર્થમાં 'છે,' ભાસે છે,' એવા પ્રકારનો વ્યવહાર થઈ શકે છે, તે સત્પદાર્થ કહેવાય છે. જેમ ઘટ,પટ,મઠ ઈત્યાદિ. જે પદાર્થમાં અસ્તિત્વનો વ્યવહાર થઈ શકતો નથી, તે અસત્પદાર્થ કહેવાય છે. જેમ શશશૃંગ (શશલાંનું શિંગડું), મનુષ્યશૃંગ (મનુષ્યને માથે શિંગડું), મનુષ્યપુચ્છ, વધ્યાપુત્ર, આકાશકુસુમ ઈત્યાદિ. જે 'છે', જે 'ભાસમાન છે,' એવો વ્યવહારવાળી વસ્તુવિષે 'છે,' 'ભાસે છે,' એ વ્યવહારનો નિષેધ કરીને, તેથી વિરુદ્ધ, 'તે નથી' 'ભાસતુ નથી,' એવી રીતનો વ્યવહાર કરવો, એનું નામ પ્રતિબંધ કહેવાય છે. જેમ ઘરમાં ઘડો છતાં પણ ભીંત આદિના વ્યવધાનથી 'ઘડો નથી,' 'ઘડો ભાસતો નથી,' એવો જે વ્યવહાર થાય છે,તે ભીંત આદિના વ્યવધાનથી જ થાય છે, તેથી ભીંત આદિ ઘટ વગેરેના જ્ઞાનમાં પ્રતિબંધ કહેવાય છે.

હવે કોઈ પણ વાતનો નિશ્ચય કરવા માટે જે દાખલો આપવો તેનું નામ દૃષ્ટાંત, અને જેને માટે દાખલો આપવો તે સિદ્ધાંત. અહીં પૂર્વોક્ત દૃષ્ટાંતમાં, પુત્રના શબ્દનું શ્રવણ થવું, એ છે. તેનું જ્ઞાન છતાં પણ વિશેષ જ્ઞાનનો પ્રતિબંધ થવામાં ઘણા સહાધ્યાયીઓનું સાથે ઉચ્ચારણ કરવારૂપી કારણ દર્શાવ્યું છે. સિદ્ધાંતમાં આત્માની પરમાનંદતા છે. તેના પ્રતિબંધમાં અનાદિકાળની અવિદ્યાને કારણ કહ્યું છે, જે વિપરીત જ્ઞાન થવામાં મુખ્ય કારણ છે. ઘણા સહાધ્યાયીઓનું એક સાથે ઉચ્ચારણ કરવારૂપી પ્રતિબંધથી જેમ પુત્રના શબ્દનું સામાન્ય રીતે ભાન છતાં પણ વિશેષરૂપે ભાન થતુ નથી, તેમ અનાદિ અવિદ્યાના પ્રતિબંધથી આત્માની પરમાનંદતાનું સામાન્યરૂપે ભાન છતાં પણ, વિશેષરૂપે ભાન થતું નથી. તેથી આત્મામાં પરમપ્રેમ છે, છતાં પણ અવિદ્યાના પ્રતિબંધને લીધે, સાંસારિક તુચ્છ વિષયસુખની ઈચ્છા થાય છે. ૧૩-૧૪

### પ્રકૃતિનું સ્વરૂપ (૧૫-૧૭; ૩ શ્લોકો)

અવતરણિકા-પ્રતિબંધના કારણભૂત અવિદ્યાનું પ્રતિપાદન કરવા માટે અવિદ્યાનાં કારણરૂપ પ્રકૃતિનું નિરૂપણ કરે છે:-

चिदानंदमयब्रह्मप्रतिबिंबसमन्विता ।
तमोरजःसत्त्वगुणा प्रकृतिर्द्विविधा च सा १५

શબ્દાર્થ-ચિદાનંદમય બ્રહ્મના પ્રતિબિંબવાળી અને સત્વગુણ, રજોગુણ તથા તમોગુણવાળી જે પ્રકૃતિ છે, તે બે પ્રકારની છે. ૧૫

### ચન્દ્રકાન્ત વિવરણ

પ્રકૃતિ એટલે આ જગતનું મૂળ કારણ. 'प्रकृतिर्यस्योपादानम्। આ જગતનું ઉપાદાન કારણ પ્રકૃતિ છે,' એમ શાસ્ત્રમાં કહ્યુ છે. એ પ્રકૃતિમાં ચૈતન્ય તથા આનંદમય એવા પરમાત્માનું પ્રતિબિમ્બ પડે છે. સત્વગુણ, તમોગુણ, અને રજોગુણ, એ ત્રણ પ્રકૃતિના ગુણો કહેવાય છે, અને તેઓ પ્રકૃતિમાં સમાન અવસ્થાથી રહે છે. પ્રકૃતિ બે પ્રકારની છે. આ શ્લોકમાં च છે, તે પ્રકૃતિના બીજા પ્રકારને પણ સૂચવે છે. જે પ્રકાર ૧૮ મા શ્લોકમાં સ્પષ્ટ રીતે કહેવામાં આવશે. ૧૫

અવતરણિકા-હવે માયા તથા અવિદ્યાના ભેદનું અને ઈશ્વરના સ્વરૂપનું વર્ણન કરે છે.

सत्त्वशुद्ध्यविशुद्धिभ्यां मायाविद्ये च ते मते।
मायाबिंबोवशीकृत्य तांस्यात्सर्वज्ञ ईश्वरः १६

શબ્દાર્થ-સત્વગુણની શુદ્ધિ અને અશુદ્ધિએ કરીને (પ્રકૃતિના) માયા અને અવિદ્યા એમ બે ભેદો માનેલા છે. એમા માયા વિષે પ્રતિબિમ્બ-રૂપે પડેલા ચિદાત્મા, તે માયાને વશ કરીને, સર્વજ્ઞ એવા ઈશ્વર થાય છે ૧૬

ચન્દ્રકાન્ત વિવરણ

શુદ્ધ સત્વગુણપ્રધાન પ્રકૃતિ અને મલિન સત્વગુણપ્રધાન પ્રકૃતિ, એ રીતે બે પ્રકારની પ્રકૃતિ છે રજોગુણે તથા તમોગુણે કરીને મિશ્રિત સત્વગુણવાળી પ્રકૃતિ, મલિન સત્વપ્રધાન પ્રકૃતિ કહેવાય છે અને રજોગુણના તથા તમોગુણના સસર્ગ વિના કેવળ શુદ્ધ સત્વગુણવાળી પ્રકૃતિ શુદ્ધ સત્વપ્રધાન પ્રકૃતિ કહેવાય છે. શુદ્ધ સત્વ પ્રધાન પ્રકૃતિ તે માયા, અને મલિન સત્વપ્રધાન પ્રકૃતિ તે અવિદ્યા, એટલે અજ્ઞાન કહેવાય છે શુદ્ધ સત્વપ્રધાન પ્રકૃતિમા એટલે માયામા જે ચિદાનદ એવા બ્રહ્મનું પ્રતિબિમ્બ પડે છે તે ઈશ્વર કહેવાય છે સત્વગુણનુ સ્વરૂપ પ્રકાશવાળુ છે, કારણ કે, તે આત્માનો પ્રકાશ કરે છે, સત્વ ગુણથી આત્મજ્ઞાન થાય છે 'सत्वात्सजायते ज्ञानं । સત્વગુણથી જ્ઞાન થાય છે,' એમ ગીતામા કહ્યુ છે ઈશ્વર માયાને પોતાના વશમા રાખે છે, તેથી પોતે સર્વજ્ઞતા સ્વપ્રકાશતા અને સ્વ તન્ત્રતા આદિ ગુણવાળા છે ૧૬

અવતરણિકા જીવનુ તથા કારણશરીરનું નિરૂપણ કરે છે

अविद्यावशगस्त्वन्यस्तद्वैचित्र्यादनेकधा ।
सा कारणशरीरं स्यात्प्राज्ञस्तत्राभिमानवान्

શબ્દાર્થ-અવિદ્યાના વશમાં રહેલો ચિદાત્મા જીવ થાય છે. તે અવિદ્યાના વિચિત્રપણાથી અનેક પ્રકારનો હોય છે, અને અવિદ્યા કારણ-શરીર થાય છે, અને તેમા (કારણ શરીરમા) અભિમાની જીવ પ્રાજ્ઞ કહેવાય છે. ૧૭

ચન્દ્રકાન્ત વિવરણ

અવિદ્યામા બ્રહ્મનુ જે પ્રતિબિમ્બ પડે છે, તેનુ નામ જીવ છે એ જીવ અવિદ્યાના વશમાં છે, એટલે પરાધીન છે તે અવિદ્યા અનેક પ્રકારની હોવાથી દેવ, મનુષ્ય, પશુ પક્ષી આદિના ભેદથી જીવ પણ અનેક પ્રકારનો જણાય છે. કારણ શરીર, લિંગશરીર અને સ્થૂલશરીર એવી રીતે શરીરના ત્રણ ભેદો છે આત્મજ્ઞાનીઓ જીવને એ ત્રણ શરીરથી, યુક્તિએ કરીને જૂદો કાઢે ત્યારે તે પરબ્રહ્મ થાય છે માટે ત્રણ શરીરનું નિરૂપણ કરવુ અવશ્યનું છે તેમા પ્રથમ કારણશરીરનુ નિરૂપણ આ રીતે છે સ્થૂલશરીર અને લિંગ શરીરમા કારણભૂત જે અવિદ્યા, તે કારણ શરીર કહેવાય છે 'शीर्यते इति शरीरम्' જેનો નાશ થાય છે, તે શરીર કહેવાય છે અવિદ્યાનો પણ નાશ થાય છે, માટે તે પણ શરીર કહેવાય છે, અને તે જ સ્થૂલશરીર અને લિંગશરીરનુ પણ કારણ છે, તેથી તે કારણશરીર કહેવાય છે તે અવિદ્યામા-કારણશરીરમા, તાદાત્મ્યાધ્યાસે-અભેદાધ્યાસે કરીને 'હું અજ્ઞાની છુ' એ પ્રકારના અભિમાનવાળો જીવ પ્રાજ્ઞ કહેવાય છે પ્રજ્ઞા એટલે અવિનાશી સ્વરૂપજ્ઞાન, અને તેવા જ્ઞાનવાળો જીવ પ્રજ્ઞ કહેવાય છે, અને પ્રજ્ઞને જ પ્રાજ્ઞ જાણવો ૧૭

(૪) અપચીકૃત પચમહાભૂતોની ઉત્પત્તિ

(૧૮-૨૨, ૫ શ્લોકો)

અવતરણિકા-લિંગશરીરનું તથા તેની ઉપાધિવાળા જીવનુ પ્રતિપાદન કરવા માટે લિંગશરીરના કારણભૂત આકાશ આદિ અપચીકૃત પાચ મહાભૂતોની ઉત્પત્તિ અનુક્રમે સમજાવે છે.

तमःप्रधानप्रकृतेस्तद्भोगायेश्वराज्ञया ।
वियत्पवनतेजोम्बुभुवो भूतानि जज्ञिरे॥१८

શબ્દાર્થ-તેના એટલે પ્રાજ્ઞ જીવના ભોગ માટે, તમોગુણ જેમા પ્રધાન છે એવી પ્રકૃતિ થકી, ઈશ્વરની આજ્ઞાએ કરીને આકાશ, વાયુ, તેજ, જળ અને પૃથ્વી, આ પાચ મહાભૂતો ઉત્પન્ન થયા. ૧૮

ચન્દ્રકાન્ત વિવરણ

'सुखदु खसाक्षात्कारो भोग । સુખદુ ખનો જે સાક્ષાત્કાર, તેનુ નામ ભોગ' એ સુખદુ ખનો સાક્ષાત્કાર-અનુભવ લિંગદેહમા થાય છે સુખ દુ ખનો અનુભવ કરનાર પ્રાજ્ઞ જીવ હોય છે, અને તેને સુખદુ ખાદિનો સાક્ષાત્કાર થાય, એટલા માટે તમોગુણપ્રધાન પ્રકૃતિથી આકાશ, વાયુ તેજ, જળ અને પૃથ્વી, એ પાચ મહાભૂતોની સૃષ્ટિ

ઉત્પન્નથઈ છે. એ પંચમહાભૂતોનું ઉપાદાન કારણ તમોગુણ જેમાં પ્રધાન છે એવી પ્રકૃતિ છે. 'स ईक्षते एकोऽहं बहुस्याम।' તેણે ઇચ્છા કરી કે, 'હું એક છું તે ઘણે પ્રકારે થાઉં.' એ શ્રુતિમાં કહેલી ઈશ્વરેચ્છા પંચમહાભૂતોની ઉત્પત્તિમાં નિમિત્ત કારણ છે. ઈશ્વરે ઇચ્છા કરી, એટલે પ્રકૃતિથી પંચમહાભૂતો ઉત્પન્ન થયાં. ૧૮

અવતરણિકા-પૂર્વના શ્લોકમાં જે પંચમહાભૂતોની ઉત્પત્તિ કહી, તે પંચમહાભૂતોથી થયેલી સૃષ્ટિ સમજાવતાં પહેલાં જ્ઞાનેંદ્રિયોની ઉત્પત્તિ જણાવે છે.

सत्त्वांशैः पंचभिस्तेषां क्रमाद्धींद्रियपंचकम्।
श्रोत्रत्वगक्षिरसनघ्राणाख्यमुपजायते॥१९॥

શબ્દાર્થ–પંચમહાભૂતોના સત્વગુણના પાંચ અંશોમાંથી ક્રમ પ્રમાણે શ્રોત્ર ( કર્ણ ), ત્વક્ ( ચામડી ), ને આંખો, રસના ( જીભ ) અને ઘ્રાણ ( નાસિકા ), આ પાંચ જ્ઞાનની ઇંદ્રિયો ઉત્પન્ન થાય છે. ૧૯

## ચન્દ્રકાન્ત વિવરણ

આકાશમાં રહેલા સત્વગુણના ભાગમાંથી શ્રોત્રેંદ્રિય–કર્ણેન્દ્રિય ઉત્પન્ન થઈ, વાયુમાં રહેલા સત્વગુણના ભાગમાંથી ત્વક્ ઇંદ્રિય ઉત્પન્ન થઈ. તેજમાં રહેલા સત્વગુણના ભાગમાંથી ચક્ષુરિંદ્રિય ઉત્પન્ન થઈ. જળમાં રહેલા સત્વગુણના ભાગમાંથી રસનેંદ્રિય ઉત્પન્ન થઈ, અને પૃથ્વીમાં રહેલા સત્ત્વગુણના ભાગમાંથી ઘ્રાણેન્દ્રિય ઉત્પન્ન થઈ છે. એવી રીતે આકાશ, વાયુ, તેજ, જળ, અને પૃથ્વીના સત્વગુણના અંશમાંથી શ્રોત્રેન્દ્રિય, ત્વક્ ઇન્દ્રિય, ચક્ષુરિંદ્રિય, રસનેન્દ્રિય અને ઘ્રાણેંદ્રિય, એ પ્રમાણે ક્રમે કરીને એકએક મહાભૂતના સત્વગુણના અંશમાંથી એકએક ઇન્દ્રિય ઉત્પન્ન થાય છે, અને એ પાંચ જ્ઞાનેંદ્રિયો કહેવાય છે. ૧૯

અવતરણિકા–એકેક મહાભૂતના સત્વગુણના ભાગમાંથી થયેલાં અસાધારણ કાર્યો સમજાવ્યા પછી, હવે તે સર્વ ભૂતના સત્વગુણાંશનું સાધારણ કાર્ય કહે છે. તેમાં જ અંતઃકરણની ઉત્પત્તિ અને તેના ભેદ પણ જણાવે છેઃ–

तैरंतःकरणं सर्वैर्वृत्तिभेदेन तद्द्विधा।
मनोविमर्शरूपंस्याद्बुद्धिःस्यान्निश्चयात्मिका

શબ્દાર્થ–પાંચે મહાભૂતોના સત્વગુણી અંશમાંથી અંતઃકરણ થાય છે, અને તે વૃત્તિના ભેદથી બે પ્રકારનું છે; તેમાં જે સંશય ( સંકલ્પ -વિકલ્પ ) રૂપ છે તે મન, અને જે નિશ્ચયરૂપ છે તે બુદ્ધિ. ૨૦

## ચન્દ્રકાન્ત વિવરણ

પંચમહાભૂતોના સત્ત્વગુણના પાંચે ભાગો એકઠા થતાં તેમાંથી અંતઃકરણ થાય છે. યદ્યપિ તે અંતઃકરણ એક જ છે, પરંતુ તે પરિણામના ભેદથી બે પ્રકારનું છે; એક મન અને બીજી બુદ્ધિ. મંદ અંધકારમાં આ રજ્જુ હશે વા સર્પ હશે, આવી રીતે બે પ્રકારનું જ્ઞાન થવું તેનું નામ સંશય, અને એ સંશયાત્મક જ્ઞાનવાળુ જે અંતઃકરણ, તેનું નામ મન છે. અન્ય પદાર્થમાં અન્ય પદાર્થનું જે જ્ઞાન થવું, તે ભ્રાન્તિદર્શક-ભ્રમાત્મક જ્ઞાન છે; જેમ, રજ્જુમાં સર્પનું જ્ઞાન થવું. અર્થાત્ અન્ય પદાર્થ જે રજ્જુ તેમાં, અન્ય પદાર્થ જે સર્પ તેનું જ્ઞાન થાય છે, માટે તે ઠેકાણે ભ્રમાત્મકજ્ઞાન કહેવાય છે. આ ભ્રમ અને સંશય વગરનું જે જ્ઞાન, તે નિશ્ચયાત્મક જ્ઞાન ગણાય છે. નિશ્ચયાત્મક જ્ઞાનવાળું જે અંતઃકરણ, તેનું નામ બુદ્ધિ છે. ૨૦

અવતરણિકા–એ પ્રમાણે સત્વગુણનાં કાર્યો કહ્યા પછી, પ્રત્યેક મહાભૂતના રજોગુણના ભાગમાંથી થયેલાં અસાધારણ કાર્યો કહે છે.

रजोंऽशैः पंचभिस्तेषां क्रमात्कर्मेंद्रियाणि तु।
वाक्पाणिपादपायूपस्थाभिधानानि जज्ञिरे॥

શબ્દાર્થ–તે પંચમહાભૂતોના રજોગુણવાળા પાંચ અંશોમાંથી અનુક્રમે વાણી, હાથ, પગ, ગુદા અને લિંગ, એ નામની પાંચ કર્મેન્દ્રિયો ઉત્પન્ન થાય છે. ૨૧.

## ચન્દ્રકાન્ત વિવરણ

વાણી, હાથ, પગ, ગુદા અને લિંગ, આ પાંચ કર્મેન્દ્રિયો છે. આ પાંચથી શુભઅશુભ કર્મ થઈ શકે છે, માટે એનું નામ કર્મેન્દ્રિય પડયું છે. આ પાંચ કર્મેન્દ્રિયો પંચમહાભૂતોમાંના એકેકા ભૂતના રજોગુણના ભાગમાંથી અનુક્રમે ઉત્પન્ન થાય છેઃ–આકાશમાં રહેલા રજોગુણના ભાગમાંથી વાણી થાય છે, વાયુમાં રહેલા રજોગુણના ભાગમાંથી હાથ થાય છે, તેજમાં રહેલા રજોગુણના ભાગમાંથી પગ થાય છે, જળમાં રહેલા

રજોગુણના ભાગમાંથી લિંગ થાય છે, અને પૃથ્વીમાં રહેલા રજોગુણના ભાગમાંથી ગુદા થાય છે. ૨૧.

**અવતરણિકા**-એકેક મહાભૂતના રજોગુણના ભાગમાંથી થયેલાં અસાધારણ કાર્યો કહ્યા પછી પાંચે મહાભૂતોના રજોગુણી અંશનું સાધારણ કાર્ય કહે છે.

**तैः सर्वैः सहितैः प्राणो वृत्तिभेदात्स पंचधा**
**प्राणोऽपानः समानश्चोदानव्यानौ च ते पुनः**

**શબ્દાર્થ-પંચમહાભૂતોના એકઠા મળેલા તે રજોગુણના સર્વ વિભાગોમાંથી પ્રાણ થાય છે, અને તે વૃત્તિના ભેદથી પાંચ પ્રકારનો છે. એ પાંચ પ્રકારોઃ-પ્રાણ, અપાન, સમાન, ઉદાન અને વ્યાન નામના છે. ૨૨**

### ચન્દ્રકાન્ત વિવરણ

પંચમહાભૂતોમાં રહેલા રજોગુણના સઘળા ભાગ એકઠા થઇને પ્રાણરૂપી કાર્યને ઉત્પન્ન કરે છે. તે પ્રાણ ભિન્નભિન્ન ક્રિયાથી પાંચ પ્રકારનો હોય છે. હૃદયમાં રહેનાર અને શ્વાસોચ્છ્વાસરૂપે બહાર, અંદર અને ઉર્ધ્વ ગમન કરનાર જે વાયુ, તે પ્રાણવાયુ કહેવાય છે; નાકની અણી આગળ રહેનાર વાયુ પ્રાણ વાયુ કહેવાય છે. ગુદાઆદિ અધોભાગમાં રહીને મલમૂત્રને નીચે લઈ જનાર વાયુ અપાન વાયુ કહેવાય છે. નાભિમાં રહેનાર અને અન્નપાનાદિક રસને નાડીદ્વારા સર્વ શરીરમાં પહોંચાડનાર વાયુ સમાન વાયુ કહેવાય છે. કંઠમાં રહેનાર અને અન્નપાનનો વિભાગ કરનાર વાયુ ઉદાન વાયુ કહેવાય છે. જેથી ઉદ્‌ગાર-ઓટકાર આવે છે, જે સઘળાં શરીરમાં રહે છે અને સર્વ સાંધામાં રહે છે, તે વ્યાન વાયુ કહેવાય છે. યદ્યપિ વાયુ એક જ છે, તથાપિ ભિન્નભિન્ન ક્રિયા કરવાથી પ્રાણ, અપાન, સમાન, ઉદાન અને વ્યાન એવી રીતે તે પાંચ પ્રકારનો છે. ૨૨

### (૫) લિંગશરીરનું નિરૂપણ-
(૨૩-૨૫; ૩ શ્લોકો)

**અવતરણિકા**-જેને માટે આકાશથી લઇને પ્રાણ પર્યંત પદાર્થોની ઉત્પત્તિ કહી, તે લિંગ અથવા સૂક્ષ્મ શરીરનું સ્વરૂપ કહે છે.

**बुद्धिकर्मेंद्रियप्राणपंचकैर्मनसा धिया ।**
**शरीरं सप्तदशभिः सूक्ष्मं तल्लिंगमुच्यते २३**

**શબ્દાર્થ-પાંચ જ્ઞાનેન્દ્રિયો, પાંચ કર્મેન્દ્રિયો, પાંચ પ્રાણો, મન અને બુદ્ધિ, એ સત્તર મળીને સૂક્ષ્મ શરીર બને છે, અને તે લિંગશરીર કહેવાય છે. ૨૩**

### ચન્દ્રકાન્ત વિવરણ

શ્રોત્ર, ત્વચા, નેત્ર, રસના અને ઘ્રાણ, એ પાંચ જ્ઞાનેન્દ્રિયો; વાણી, હાથ, પગ, ગુદા અને લિંગ, એ પાંચ કર્મેન્દ્રિયો; પ્રાણ, અપાન, સમાન, ઉદાન અને વ્યાન, એ પાંચ પ્રાણો; અને મન તથા બુદ્ધિ એ સત્તર મળીને સૂક્ષ્મ શરીર રચાય છે, અને તેને જ ઉપનિષદ્ વગેરેમાં લિંગ શરીર પણ કહ્યું છે. એ ઇંદ્રિયોથી અગોચર છે, માટે તેનું નામ સૂક્ષ્મ શરીર કહેવાય છે. ૨૩

**અવતરણિકા**-સૂક્ષ્મ શરીરના અભિમાનીઓની અને અભિમાનથી બનેલી તેઓની બીજી અવસ્થાઓ કહે છે.

**प्राज्ञस्तत्राभिमानेन तैजसत्वं प्रपद्यते ।**
**हिरण्यगर्भतामीशस्तयोर्व्यष्टिसमष्टिता २४**

**શબ્દાર્થ-તેમાં (લિંગ શરીરમાં) અભિમાન કરીને પ્રાજ્ઞ, તૈજસપણાને પ્રાપ્ત થાય છે, અને ઈશ-ઈશ્વર, હિરણ્યગર્ભપણાને પ્રાપ્ત થાય છે. તે બન્નેનું વ્યષ્ટિપણું અને સમષ્ટિપણું છે. ૨૪.**

### ચન્દ્રકાન્ત વિવરણ

મલિન સત્વગુણપ્રધાનવાળી અવિદ્યાની ઉપાધિવાળો જીવ, કારણશરીરનો અભિમાની એટલે સૂક્ષ્મ શરીરમાં પોતાની અભેદભાવનાની તદ્રૂપતા માની બેઠો છે તેથી, તૈજસપણાને પ્રાપ્ત થાય છે, અને તે જ પ્રાજ્ઞ કહેવાય છે. જેને સ્વયંપ્રકાશ પરમાત્મા વિષે અજ્ઞાનની વૃત્તિરૂપે બોધ હોય તે પ્રાજ્ઞ કહેવાય છે. પ્રાજ્ઞ સ્વભાવસ્થાનો અભિમાની હોય છે. અને શુદ્ધ સત્વપ્રધાનમાયાની ઉપાધિવાળો પરમાત્મા ઈશ્વર કહેવાય છે. તે જ ઈશ્વર લિંગશરીરમાં અભિમાન થવાથી હિરણ્યગર્ભપણાને પ્રાપ્ત થાય છે, એટલે તે સૂત્રાત્મા કહેવાય છે.

શિષ્ય-પ્રાજ્ઞ, લિંગશરીરમાં અભિમાન થવાથી તૈજસ થાય છે. અને ઈશ્વર લિંગશરીર ઉપર અભિમાન થવાથી હિરણ્યગર્ભ થાય છે. લિંગશરીરમાં અભિમાન થવું એ તૈજસ-

પણાની અને હિરણ્યગર્ભપણાની પ્રાપ્તિમાં મુખ્ય કારણ છે. આમ બન્નેનાં એક કારણ છતાં તૈજસ અને હિરણ્યગર્ભ એમ બે ભેદ શા માટે થયા?

ગુરુ-વ્યષ્ટિ એવા લિંગદેહનો અભિમાની તૈજસ છે. અને સમષ્ટિ એવા લિંગદેહનો અભિમાની હિરણ્યગર્ભ છે. એવી રીતે લિંગદેહમાં વ્યષ્ટિસમષ્ટિરૂપે ભેદ છે, તેથી તેના અભિમાનીનો પણ ભેદ છે. ભિન્નભિન્ન દેહ વ્યષ્ટિ દેહ કહેવાય છે. અને સર્વ દેહનો સમુદાય, તે સમષ્ટિ દેહ કહેવાય છે. ૨૪

અવતરણિકા-ઈશ્વર અને જીવ એ સમષ્ટિ અને વ્યષ્ટિ શામાટે કહેવાય છે, તેનું કારણ દર્શાવે છે

समष्टिरीशः सर्वेषां स्वात्मतादात्म्यवेदनात्
तदभावात्ततोऽन्ये तु कथ्यन्ते व्यष्टिसंज्ञया

શબ્દાર્થ—ઈશ્વર, પોતાની સાથે સર્વની એકતા છે, એવા જ્ઞાનને લીધે સમષ્ટિ કહેવાય છે, અને તેથી અન્ય (જીવો) તેના અભાવથી વ્યષ્ટિ સંજ્ઞાવાળા કહેવાય છે. ૨૫

### ચન્દ્રકાન્ત વિવરણ

લિંગશરીરના ઉપાધિવાળા સર્વ તૈજસો પોતાની સાથે એકરૂપે રહેલા છે, આવું જ્ઞાન હોવાથી હિરણ્યગર્ભ સમષ્ટિ કહેવાય છે, અને જીવને સર્વની સાથે એકપણાનું જ્ઞાન નહિ હોવાથી તે વ્યષ્ટિ કહેવાય છે પોતાના એકલામાં જ તાદાત્મ્યભાવ રહેવાથી વ્યષ્ટિ કહેવાય છે, અને સર્વમાં તાદાત્મ્યભાવ રહેવાથી સમષ્ટિ કહેવાય છે ૨૫

(૬) પંચીકરણનું નિરૂપણ (૨૬–૩૦, ૫ શ્લોકો)

અવતરણિકા-એ પ્રમાણે લિંગશરીર તથા લિંગશરીરની ઉપાધિવાળા તૈજસ અને હિરણ્યગર્ભનું સ્વરૂપ પ્રતિપાદન કર્યા પછી, સ્થૂલશરીર વગેરેનું સ્વરૂપ પ્રતિપાદન કરવા માટે, સ્થૂલશરીરાદિકમાં ઉપયોગી એવા પંચીકરણનું નિરૂપણ કરે છે

तद्भोगाय पुनर्भोग्यभोगायतनजन्मने ।
पंचीकरोति भगवान्प्रत्येकं वियदादिकम् ।

શબ્દાર્થ—ભગવાન્ ફરીને જીવના ભોગ માટે, તેમ ભોગ્ય (ભોગવવા યોગ્ય અન્નપાન વગેરે) અને ભોગાયતન (ભોગના સ્થાનરૂપ સ્થૂલશરીર)ની ઉત્પત્તિ માટે, આકાશઆદિ પ્રત્યેકના પાંચ પાંચ વિભાગો કરે છે. ૨૬

### ચન્દ્રકાન્ત વિવરણ

સંપૂર્ણ ઐશ્વર્ય, સંપૂર્ણ ધર્મ, સંપૂર્ણ સંપૂર્ણ લક્ષ્મી, સંપૂર્ણ જ્ઞાન અને સંપૂર્ણ વૈ એ છનુ ભગ એવું નામ છે. એ છ ભગ જે હોય, તે ભગવાન્ કહેવાય છે. ભગ એટલે ઉપર કહેલા સંપૂર્ણ ઐશ્વર્યાદિ પ સંપન્ન પરમેશ્વર. એ પરમેશ્વર જીવોના ભોગ એટલે જીવને સુખદુઃખાદિકનો અનુભવ કર સારુ, તેમ ભોગ્યપદાર્થની એટલે અન્નપાન યાવત્ વિષયની, તથા ભોગના સ્થાનરૂપ શરીરની ઉત્પત્તિ માટે આકાશ, વાયુ, તેજ, અને પૃથ્વી એ પાંચ મહાભૂતોમાંના પ્રત્યેક ભૂ પાંચ પાંચ વિભાગો કરે છે, એટલે એક બી ભાગોને એક બીજામાં યોગ્ય રીતે મેળવે છે

### સ્થૂલશરીરના ચાર પ્રકારો

આ શ્લોકમાં જે સ્થૂલ શરીર કહ્યું, તે શરીર જરાયુજ, અંડજ, સ્વેદજ અને ઉદ્ભિ આ રીતે ચાર પ્રકારનું છે. ઓળમાં જન્મ તે જરાયુજ. મનુષ્ય અને પશુઆદિનાં શ જન્મતી વેળા ઓળમાં વિંટાયલાં હોય છે, તે જરાયુજ કહેવાય છે. ઈંડાથી જે ઉત્પન્ન છે, તે અંડજ છે, પક્ષી, સર્પઆદિનાં શ ઈંડામાંથી ઉત્પન્ન થાય છે, માટે તે અંડજ કહે છે પસીનામાંથી જે ઉત્પન્ન થાય છે, તે સ્વે છે; માંકડઆદિ સ્વેદથી ઉત્પન્ન થાય છે, મા સ્વેદજ કહેવાય છે પૃથ્વી ફોડીને ઉંચા નીકળનાર ઉદ્ભિજ્જ છે, વૃક્ષ, લતા વગેરે પૃ ફોડીને બહાર નીકળે છે, માટે તે ઉદ્ભિ કહેવાય છે ૨૬

અવતરણિકા-એ પંચમહાભૂતોમાથી એકએ પાંચ પાંચ ભાગો કેમ કરવા, તે હવે સમજાવે છે.

द्विधा विधाय चैकैकं चतुर्धा प्रथमं पुनः
स्वस्वेतरद्वितीयांशैर्योजनात्पंच पंच ते

શબ્દાર્થ-એકએક ભૂતના બબ્બે ભ કરીને, પાછા પહેલા ભાગમાથી ચારચાર ભા કરી, પોતપોતાના બીજા અર્ધ ભાગની સ મેળવવાથી, તે પાંચપાંચ થાય છે તેથી પંચીકરણ કહેવાય છે ૨૭

## ચન્દ્રકાન્ત વિવરણ

એકેકનાં પાંચ રૂપો નહિ છતાં, પાંચ રૂપો કરવાં તેનું નામ પંચીકરણ છે. જ્યારે પંચમહાભૂતો પ્રથમ ઉત્પન્ન થાય છે, ત્યારે તે અપંચીકૃત અને જૂદાંજૂદાં ઉત્પન્ન થાય છે. અને પછી પંચીકરણના પ્રકારથી તે એકઠાં થાય છે, ત્યારે તેમાંથી સ્થૂલદેહ બંધાય છે. તેનો પ્રકાર આ પ્રમાણે છેઃ-પાંચે મહાભૂતોના બબ્બે ભાગો કરવા, અને બે વિભાગોમાંથી, પ્રથમ એકેકા ભાગના પાછા ચારચાર ભાગો કરવા; અને જે એકેક ભાગ રહ્યો તે કાયમ રાખવો; પછી તે એકએક ભાગમાં ઉપર કહેલા ચોથાચોથા ભાગને મેળવવો, એટલે તે પંચીકરણ થયું. જેમકે, પૂર્ણ પૃથ્વી છે, એટલે સોળ અંશવાળી પૃથ્વી છે; તેના આઠઆઠ અંશના બે ભાગો કરવા; એ આઠઆઠ અંશના બે ભાગોમાંથી આઠ અંશનો એક ભાગ પૃથ્વીનો કાયમ રાખવો, અને આઠ અંશના બાકી રહેલાના બબ્બે અંશના ચાર ભાગો કરવા. એવી રીતે જળ, તેજ, વાયુ, અને આકાશના પ્રથમ આઠઆઠ અંશના બબ્બે ભાગો કરીને તેમાંથી એક એક આઠઆઠ અંશનો ભાગ કાયમ રાખવો, અને આઠ અંશના બાકી રહેલા ભાગોમાંથી બબ્બે અંશવાળા ચારચાર ભાગો કરવા. એ પાંચે મહાભૂતોના આઠઆઠ અંશના એકએક ભાગ છે, તેમાં બીજા ભૂતના બબ્બે અંશના ભાગો મેળવવા, એટલે સોળ અંશ પૂરા થઈ રહેશે. જેમકે, આઠ અંશવાળા પૃથ્વીના ભાગમાં, બે અંશવાળો જળનો ભાગ, બે અંશવાળો તેજનો ભાગ, બે અંશવાળો વાયુનો ભાગ અને બે અંશવાળો આકાશનો ભાગ મેળવવો એટલે ૧૬ અંશ પૂરા થઈ રહે છે. એવી રીતે જળ આદિ અન્ય ચાર ભૂતોના બબ્બે અંશવાળા એકએક ભાગ મેળવવા, એટલે સોળ અંશ પૂરા થવાથી પાર્થિવ શરીર બંધાય છે. એમ જલના આઠ અંશવાળા ભાગમાં અન્ય ચાર ભૂતોના બબ્બે અંશવાળા એક એક ભાગ મેળવવાથી, જલવાળું શરીર બંધાય છે. તેજના આઠ અંશવાળા ભાગમાં અન્ય ચાર ભૂતોના બબ્બે અંશવાળા એકએક ભાગ મેળવવાથી તેજશરીર બંધાય છે. વાયુના આઠ અંશવાળા ભાગમાં અન્ય ચાર ભૂતોના બબ્બે અંશવાળા એકએક ભાગ મેળવવાથી, વાયુ શરીર બંધાય છે. અને આકાશના આઠ અંશવાળા ભાગમાં અન્ય ચાર ભૂતોના બબ્બે અંશવાળા એકએક ભાગ મેળવવાથી આકાશ શરીર બંધાય છે. પાર્થિવ શરીરમાં પૃથ્વીના આઠ અંશો, જલના બે અંશો, તેજના બે અંશો, વાયુના બે અંશો, અને આકાશના બે અંશો મળી સોળ અંશોનું પાર્થિવ શરીર થાય છે. એવી જ રીતે જલશરીર, તેજશરીર, વાયુ શરીર, અને આકાશશરીરમાં પણ સમજી લેવું. આ પંચીકરણની સમજણને માટે એક કોષ્ટક આપવામાં આવ્યું છે. તે જોવાથી પંચીકરણનું યથાર્થ જ્ઞાન થશે.

આ કોષ્ટકમાં દર્શાવ્યા પ્રમાણે બધાં પંચીકૃત પંચમહાભૂતો થયાં છે.

| ૮ પૃથ્વી | ૮ જળ | ૮ તેજ | ૮ વાયુ | ૮ આકાશ |
|---|---|---|---|---|
| ૨ જળ<br>૨ તેજ<br>૨ વાયુ<br>૨ આકાશ | ૨ પૃથ્વી<br>૨ તેજ<br>૨ વાયુ<br>૨ આકાશ | ૨ પૃથ્વી<br>૨ જળ<br>૨ વાયુ<br>૨ આકાશ | ૨ પૃથ્વી<br>૨ જળ<br>૨ તેજ<br>૨ આકાશ | ૨ પૃથ્વી<br>૨ જળ<br>૨ તેજ<br>૨ વાયુ |
| ૧૬ અંશ પાર્થિવ શરીર | ૧૬ અંશ જળ શરીર | ૧૬ અંશ તેજ શરીર | ૧૬ અંશ વાયુ શરીર | ૧૬ અંશ આકાશ શરીર |

મનુષ્ય, પશુ આદિનાં પાર્થિવ શરીરોમાં ચામડી, હાડ, માંસ, નાડી અને રોમ એ પાંચ તત્ત્વો છે તે પૃથ્વીનો ભાગ છે; વીર્ય, રુધિર, મૂત્ર લાલા અને સ્વેદ છે તે જળનો ભાગ છે; જે અન્ન પચાવે છે તેમ જેથી શરીર ઉષ્ણ રહે છે તે તેજનો ભાગ છે; ભૂખ, તરસ, આળસ, ઉંઘ અને કાંતિ એ પાંચે તેજના ભાગો છે. શરીરમાંથી જે શ્વાસોચ્છ્વાસ નીકળે છે તે વાયુનો ભાગ [illegible] ચાલવું, વળવું, દોડવું, પોહોળું કરવું અને [illegible] એ વાયુના પાંચ ભાગો છે અને [illegible] પોલાણ ભાગ છે તે આકાશનો [illegible] કંઠીનું આકાશ, ઉદરનું આકાશ [illegible] કાનનું આકાશ અને શિરનું [illegible] ક્રોધ, શોક, મોહ, [illegible] પેદા થાય છે માટે [illegible] પાર્થિવ શરીરમાં [illegible] મહાભૂતોના [illegible] શરીર [illegible]

ભૂતોના ભાગો છે. એમ સ્થાલીપુલાકન્યાયથી સમજી લેવું. સ્થાલી એટલે મટકી અને પુલાક એટલે અનાજનો દાણો. રસોઈ કરતી વખતે મટકીમાં નાંખેલા દાણા ઘણા હોય છે, તે ચઢી ગયા છે કે નહિ, એ જાણવા માટે તેમાંથી એક દાણો ચાંપી જોવામાં આવે છે. તે જો ચઢી ગયો હોય તો સઘળા દાણા ચઢી ગયા છે, એવો નિશ્ચય થાય છે. એમ અહીં પણ શરીરમાં રહેલા પચમહાભૂતોના વિભાગો પ્રત્યક્ષ રીતે સમજી લેવા.* ૨૭

**અવતરણિકા**–એ પ્રમાણે પંચીકરણની રીત કહીને હવે તે મહાભૂતોથી ઉત્પન્ન થતાં કાર્યો દર્શાવે છે.

**तैरण्डस्तत्र भुवनभोग्यभोगाश्रयोद्भवः ।**
**हिरण्यगर्भः स्थूलेऽस्मिन् देहे वैश्वानरो भवेत्**

**શબ્દાર્થ**–તે (પંચીકૃત મહાભૂતોવડે) અંડ (બ્રહ્માંડ) થાય છે, તેમ જ તેમાં ભુવનો, ભોગ્ય પદાર્થો અને ભોગસ્થાનોની ઉત્પત્તિ (થાય છે). આ સ્થૂલદેહમાં રહેનારો હિરણ્યગર્ભ વૈશ્વાનર થાય છે. ૨૮

## ચન્દ્રકાન્ત વિવરણ

બ્રહ્માંડનું ઉપાદાન કારણ પચીકૃત મહાભૂતો છે, માટે પચીકૃત મહાભૂતોથી બ્રહ્માંડ ઉત્પન્ન થાય છે. તે બ્રહ્માંડમાં અતલ, વિતલ, સુતલ, રસાતલ, તલાતલ, મહાતલ અને પાતાલ એ સાત અધોલોક, અને ભૂઃ, ભૂવર્, સ્વર્, મહર્, જન, તપ તથા સત્ય એ સાત ઉપરના લોકો છે, એવી રીતે ચૌદભુવનો એટલે લોકો ઉત્પન્ન થાય છે. તે લોકોમાં ભોગવવા માટે યોગ્ય અન્ન આદિ પદાર્થો તથા તે તે લોકોમાં ઉચિત એવાં ચાર પ્રકારનાં શરીરો એટલે ભોગાશ્રયો પણ ઈશ્વરની ઇચ્છાથી, ઉપર કહેલાં પંચીકૃત પંચમહાભૂતોથી ઉત્પન્ન થાય છે. એ રીતે સ્થૂલદેહ ઉત્પન્ન થાય છે. લિંગદેહમાં અભિમાની સમષ્ટિરૂપ હિરણ્યગર્ભ, આ બ્રહ્માંડરૂપી સ્થૂલદેહમાં વૈશ્વાનરને નામે કહેવાય છે, અને તે જ વિવિધ પ્રકારે પ્રકાશમાન હોવાથી વિરાટ્ પણ કહેવાય છે. ૨૮

*** સ્થૂલ દેહનાં તત્ત્વોનું કોષ્ટક (૧)**

| ૧ આકાશનાં | ૨ વાયુનાં | ૩ તેજનાં | ૪ જળનાં | ૫ પૃથ્વીનાં |
|---|---|---|---|---|
| ૧ કામ | ચલન | ક્ષુધા | શુક્ર | અસ્થિ |
| ૨ ક્રોધ | વલન | તૃષા | શોણિત | માંસ |
| ૩ શોક | ધાવન | આલસ્ય | લાલા | ત્વચા |
| ૪ મોહ | પ્રસારણ | નિદ્રા | મૂત્ર | નાડી |
| ૫ ભય | આકુંચન | કાંતિ | સ્વેદ | રોમ |

**સ્થૂલ દેહનાં પંચીકૃત ૨૫ તત્ત્વોને સમજવા માટે કોષ્ટક (૨)**

| પચભૂત | પૃથ્વીનાં | જળનાં | તેજનાં | વાયુનાં | આકાશનાં |
|---|---|---|---|---|---|
| પૃથ્વીનાં | અસ્થિ | શોણિત | આલસ્ય | સંકોચન | કટ્યાકાશ |
| જલનાં | માંસ | શુક્ર | કાંતિ | ચલન | ઉદરાકાશ |
| તેજનાં | નાડી | મૂત્ર | ક્ષુધા | વલન | હૃદયાકાશ |
| વાયુનાં | ત્વચા | સ્વેદ | તૃષા | ધાવન | કંઠાકાશ |
| આકાશનાં | રોમ | લાલા | નિદ્રા | પ્રસારણ | શિરાકાશ |

## વિશ્વજીવનું નિરૂપણ

**અવતરણિકા**–વિશ્વ નામના જીવનું નિરૂપણ તથા તેને સંસારપ્રાપ્તિનું કારણ.

**तैजसा विश्वतां याता देवतिर्यङ्नरादयः ।**
**ते पराग्दर्शिनः प्रत्यक्तत्त्वबोधविवर्जिताः**

**શબ્દાર્થ**–તૈજસો (જીવો) આ સ્થૂલ શરીરમાં વિશ્વપણાને પ્રાપ્ત થાય છે, અને દેવ, તિર્યચ, પશુપક્ષી, તથા મનુષ્ય આદિ (તેના ભેદ છે) તેઓ બહિર્દૃષ્ટિવાળા છે, કારણ કે તેઓ પ્રત્યક્તત્ત્વના બોધ (જ્ઞાન) વિનાના છે. ૨૯

## ચન્દ્રકાન્ત વિવરણ

વ્યષ્ટિ એવા સ્થૂલદેહનો અભિમાની તૈજસ, તે વ્યષ્ટિ સ્થૂલદેહમાં અભિમાની થવાથી, વિશ્વતાને પ્રાપ્ત થાય છે; એટલે તે તૈજસ એટલે જીવ વિશ્વ નામે કહેવાય છે. એ વિશ્વ જેમ સ્થૂલદેહનો અભિમાની છે, તેમ જાગ્રદવસ્થાનો પણ અભિમાની છે. દેવ, મનુષ્ય, પશુ, પક્ષી આદિ શરીરોરૂપ ઉપાધિના ભેદથી તે વિશ્વ અનેક પ્રકારનો છે. હવે એ વિશ્વ નામના જીવને તત્ત્વજ્ઞાન નહિ હોવાથી, સંસારની પ્રાપ્તિ થાય છે; કારણ કે દેવ, મનુષ્ય આદિ પ્રાણીઓ શબ્દ, સ્પર્શ વગેરે બાહ્ય વિષયોને જ જુવે છે, પણ પ્રત્યગાત્માને જોતાં નથી. કઠવલ્લીમાં કહ્યું છે કે, "पराञ्चि खानि व्यतृणत् स्वयंभूस्तस्मात्पराङ् पश्यति नान्तरात्मन् ॥ સ્વયંભૂ ઈશ્વરે ઇંદ્રિયોને બહિર્મુખ રચીને તેઓની હિંસા કરી છે, માટે પુરુષ બહા-

રના વિષયોને જુવે છે, એટલે બહિર્દષ્ટિવાળો છે, પણ અંતરાત્માને જોતો નથી એટલે અંતર્દષ્ટિવાળો નથી." એ શ્રુતિમાં પણ દેવ, મનુષ્ય આદિને બહિર્દષ્ટિવાળા કહ્યા છે.

શિષ્ય-તાર્કિક વગેરે વાદિઓ, આત્માને દેહથી ભિન્ન માને છે, છતાં તેઓ અંતર્દષ્ટિવાળા કેમ કહેવાતા નથી?

ગુરુ-યદ્યપિ તેઓ આત્માને દેહથી ભિન્ન માને છે ખરા, તથાપિ શ્રુતિમાં કહેલા તત્ત્વને તેઓ જાણતા નથી; કારણ કે તે સાક્ષીરૂપ આત્માના સ્વરૂપને જાણતા નથી; અને તેથી જ તેઓ અંતર્દષ્ટિવાળા કહેવાય નહિ. તાર્કિક-નૈયાયિકો આકાશ, કાળ, દિશા, પરમાણુ આદિને નિત્ય માને છે, અને જીવને તથા આત્માને ભિન્ન માને છે, માટે તેઓ દ્વૈતવાદી જ છે. આત્મસ્વરૂપ અદ્વૈત છે, અને આત્માતિરિક્ત સર્વ પદાર્થ અનિત્ય છે એમ શ્રુતિમાં કહેલું છે. 'एकमेवाद्वितीयं ब्रह्म-સજાતીય, વિજાતીય અને સ્વગત એવા ત્રિવિધ ભેદથી રહિત બ્રહ્મ છે.' 'द्वितीयाद्वै भयं भवति-દ્વિતીયથી ભય થાય છે.' તેથી જ્યાંસુધી દ્વૈતની નિવૃત્તિ થતી નથી ત્યાંસુધી સંસારના ભયની નિવૃત્તિ પણ થતી નથી, એમ શ્રુતિમાં કહ્યું છે. માટે શ્રુતિના તત્ત્વને તાર્કિકો જાણતા નથી, એમ કહેવું યોગ્ય જ છે.૨૯

અવતરણિકા-વિશ્વ નામનો જીવ તત્ત્વજ્ઞાનને જાણતો નથી, તેથી વારંવાર જન્મને પ્રાપ્ત થાય છે, તે માટે દૃષ્ટાંત આપીને સમજાવે છે.

**कुर्वते कर्म भोगाय कर्म कर्तुं च भुञ्जते ।**
**नद्यां कीटा इवाऽऽवर्तादावर्तान्तरमाशु ते ।**
**व्रजन्तो जन्मनो जन्म लभन्ते नैव निर्वृतिम्**

શબ્દાર્થ-તે જીવો ભોગ માટે કર્મો કર્યા કરે છે, અને કર્મો કરવા માટે ભોગો ભોગવે છે. જેમ કીડાઓ નદીમાં એક આવર્ત (ભ્રમરી)-માંથી બીજા આવર્તમાં ઝટ જાય છે, તેમ જીવો પણ એક જન્મમાંથી બીજા જન્મને પ્રાપ્ત થાય છે, (પણ) નિવૃત્તિ (સુખ)ને પ્રાપ્ત થતા જ નથી.૩૦

## ચન્દ્રકાન્ત વિવરણ

ગુરુ કહે છે;-એ વિશ્વ નામધારી જીવ, આત્મજ્ઞાનથી રહિત છે, માટે તે ભોગને માટે એટલે સુખ અને દુઃખનો અનુભવ કરવા માટે મનુષ્ય વગેરેનાં શરીરમાં રહીને કર્મો કર્યા કરે છે. મનુષ્યના શરીરમાં હોય તો તેને યોગ્ય કર્મ કરે છે અને પશુપક્ષી આદિનાં શરીરોમાં હોય તો તેને યોગ્ય કર્મો કરે છે; અને એ કર્મો કરવા માટે, દેવ, મનુષ્ય આદિનાં શરીરોમાં રહીને કર્મનાં ફળો ભોગવે છે. જો ફળોનો અનુભવ ન હોય તો તેને અનુકૂળ ઇચ્છા થતી નથી, અને જો અનુકૂળ ઇચ્છા ન હોય તો તેનાં સાધનોમાં પ્રવૃત્તિ થતી નથી. તેથી કર્મો કરવા માટે કર્મોનાં ફળોને જીવ ભોગવે છે. દાખલા તરીકે, જેમ નદીના પ્રવાહમાં પડેલા જીવડાઓ એક આવર્ત (ભ્રમરી)માંથી બીજા આવર્તમાં ને તેમાંથી ત્રીજા આવર્તમાં પડે છે અને તેથી થતાં દુઃખો ભોગવે છે, પણ તેઓને સુખ પ્રાપ્ત થતું નથી, તેવી રીતે જ કર્મફળને ભોગવતા અને કર્મો કરતા જીવો પણ, એક જન્મમાંથી બીજા જન્મમાં અને બીજા જન્મમાંથી ત્રીજા જન્મમાં એવી રીતે સંસારરૂપી જળના પ્રવાહમાં પડીને, કર્મો કરતાં અને ફળો ભોગવતાં અત્યંત દુઃખો ભોગવ્યા કરે છે, પણ તેઓને નિવૃત્તિ એટલે શાંતિસુખ મળતું જ નથી. ૩૦

## (૭) વિશ્વના સંસારની નિવૃત્તિનો પ્રકાર
(૩૧-૩૨; ૨ શ્લોક)

અવતરણિકા-એ દુઃખી થતા જીવોને દુઃખની નિવૃત્તિનો ઉપાય દેખાડવા માટે પ્રથમ દૃષ્ટાંત કહીને સમજાવે છેઃ-

**सत्कर्मपरिपाकात्ते करुणानिधिनोद्धृताः ।**
**प्राप्य तीरतरुच्छायां विश्राम्यंति यथासुखम्**
**उपदेशमवाप्यैवमाचार्यात्तत्त्वदर्शिनः ।**
**पंचकोशविवेकेन लभंते निर्वृतिं पराम् ३२**

શબ્દાર્થ-(પણ) શુભ કર્મના પરિપાકથી કોઈ કરુણાનિધિ પુરુષ, જ્યારે તે કીડાઓને (પાણીની ભ્રમરીમાંથી) બહાર કાઢે છે, ત્યારે (તે કીડાઓ) તીરનાં વૃક્ષની છાયાને પ્રાપ્ત થઈને, સુખ મળે તેમ વિશ્રામ-આરામ લે છે; એવી રીતે જીવ પણ પુણ્યકર્મના પરિપાકને લીધે, તત્ત્વદર્શી આચાર્ય પાસેથી, ઉપદેશ ગ્રહણ કરી, પંચકોશના વિવેકથી (સમજવાથી) પરમસુખ-મોક્ષસુખને પામે છે. ૩૧-૩૨.

### ચન્દ્રકાન્ત વિવરણ

હવે એ કીડાઓના પૂર્વજન્મમાં કરેલાં કોઈ પુણ્યકર્મોના પરિપાકથી તેની પાસે કરુણાનિધિ એટલે દયાનો ભંડારરૂપ કોઈ પુરુષ આવી પહોંચે છે, તો તે જ્યારે કીડાઓને નદીના પ્રવાહમાંથી બહાર કાઢે છે ત્યારે તે કીડા (જીવો), કિનારા ઉપરના વૃક્ષની છાયા તળે આવી, સુખ થાય તેવી રીતે નિવૃત્તિ-સુખ ભોગવે છે. એમ જ, પૂર્વજન્મમાં કરેલાં પુણ્યોને લીધે જીવને તત્ત્વવેત્તા ગુરુનો સમાગમ થાય છે, અને એ સત્પુરુષોનો સમાગમ થયા પછી તેમની કૃપાથી જ તેને મોક્ષ મળે છે. તેપર વચન છે કે,

"अनेकजन्मसु कृतैः सुकृतैः साधुसंगमः ।
सदाचारस्ततः सत्त्ववृद्धिर्ज्ञानं ततो भवेत् ।
ज्ञानान्मोक्षस्ततोऽनन्तसुखप्राप्तिर्न संशयः ॥

અનેક જન્મમાં કરેલાં પુણ્યોથી સત્પુરુષોનો સમાગમ થાય છે, તેના સહવાસથી દેખાદેખીએ તેના જેવાં શુભ આચરણો કરવામાં પ્રવૃત્તિ થાય છે, શુભ આચરણો કરવાથી સત્વગુણની વૃદ્ધિ થાય છે, સત્વગુણની વૃદ્ધિ થવાથી એટલે 'सत्त्वात्संजायते ज्ञानं' 'સત્વગુણથી જ્ઞાન ઉત્પન્ન થાય છે,' એ વચન પ્રમાણે જ્ઞાન પ્રાપ્ત થાય છે, અને જ્ઞાનપ્રાપ્તિથી પરમ નિવૃત્તિ એટલે મોક્ષ પ્રાપ્ત થાય છે, એમાં કાંઈ પણ સંશય નથી.' એવી રીતે પૂર્વજન્મમાં કરેલાં સુકૃતથી કોઈ મહાત્મા તત્ત્વવેત્તાનો સમાગમ થાય છે ને તે જ તારે છે. પરમાત્માનો જેને સાક્ષાત્કાર થયો હોય, તે તત્ત્વવેત્તા કહેવાય છે. એવા તત્ત્વવેત્તા ગુરુની પાસેથી 'तत्त्वमसि' 'તે (પરમાત્મા) તું છે' ઇત્યાદિ મહાવાક્યોના અર્થનું શ્રવણ કરવાથી, પંચકોશનો વિવેક થાય છે, પંચકોશના વિવેકથી દેહ તથા આત્માનું જ્ઞાન થાય છે, અને તેથી મોક્ષ-સુખની પ્રાપ્તિ થાય છે." ૩૧-૩૨

## (૮) પંચકોશ નિરૂપણ (૩૩-૩૬; ૪ શ્લોક)

અવતરણિકા-પૂર્વ શ્લોકમાં 'पञ्चकोशविवेकेन' એવું પદ કહ્યું છે, તે ઉપરથી પંચ કોશ જાણવાની ઇચ્છા થતાં એ પંચકોશ કયા કયા છે, તે ગુરુ સમજાવે છે.

अन्नं प्राणो मनो बुद्धिरानंदश्चेति पंच ते ।
कोशास्तैरावृतः स्वात्मा विस्मृत्या
संसृतिं व्रजेत् ॥३३॥

શબ્દાર્થ-અન્ન, પ્રાણ, મન, બુદ્ધિ અને આનંદ એ પાંચ કોશો કહેવાય છે, અને તેઓએ કરીને વીંટાયેલો આત્મા, પોતાના વિસ્મરણથી સંસારને પામે છે. ૩૩

### ચન્દ્રકાન્ત વિવરણ

અન્નમય, પ્રાણમય, મનોમય, વિજ્ઞાનમય અને આનંદમય એમ પાંચ કોશો છે. જેમ કોશેટો તેમાં રહેનાર કીડાને વીંટી લે છે અને દુઃખ આપે છે, તેથી તે કોશ કહેવાય છે; તેમ જ અન્નમયાદિક પણ આત્માને વીંટી વળે છે, અને તેવડે અદ્વિતીય એવા પરમાનંદને ઢાંકી દે છે તથા દુઃખ આપે છે તેથી તે પણ કોશ કહેવાય છે. એમ કોશે કરીને વિંટાયલો આત્મા પોતાના પરમાનંદ સ્વરૂપને ભૂલી જાય છે, તેથી જન્મમરણરૂપી સંસારને પામ્યા કરે છે. આ સ્થૂલદેહ અન્નમયકોશ કહેવાય છે; તે ભોગસ્થાન છે. પ્રાણમયકોશ ક્રિયાશક્તિવાળો છે; તેથી ક્રિયા થઈ શકે છે, અને તે કાર્યરૂપ છે. મનોમયકોશ ઇચ્છાશક્તિવાળો છે; તેમાં ઇચ્છા થાય છે, અને તે કારણરૂપ છે વિજ્ઞાનમયકોશ જ્ઞાનશક્તિવાળો છે; તેમાં જ્ઞાન થાય છે, અને તે કર્તારૂપ છે; અને આનંદમયકોશ ભોક્તારૂપ તથા ચૈતન્યરૂપ છે. ૩૩

અવતરણિકા:-પાંચ કોશોમાંના અન્નમય અને પ્રાણમય કોશનું સ્વરૂપ કહે છે.

स्यात्पंचीकृतभूतोत्थो देहःस्थूलोऽन्नसंज्ञकः
लिंगे तु राजसैः प्राणैः प्राणः कर्मेन्द्रियैः सह॥

શબ્દાર્થ-પંચીકૃત પંચમહાભૂતોથી ઉત્પન્ન થયલો સ્થૂલદેહ અન્નમયકોશ કહેવાય છે, અને લિંગદેહમાં તો રાજસ પ્રાણો અને કર્મેન્દ્રિયો મળીને પ્રાણમયકોશ કહેવાય છે. ૩૪

### ચન્દ્રકાન્ત વિવરણ

પંચીકૃત પંચમહાભૂતોથી સ્થૂલદેહ ઉત્પન્ન થાય છે, અને એ સ્થૂલદેહ અન્નમયકોશ કહેવાય છે. લિંગશરીરમાં ત્રણ કોશો રહે છે: પ્રાણમય, મનોમય અને વિજ્ઞાનમય. એમાં પ્રાણમયકોશનું નિરૂપણ આ પ્રમાણે છે: અપંચીકૃત પંચમહાભૂતોના રજોગુણથી ઉત્પન્ન થયેલા પ્રાણ, અપાન, વ્યાન, ઉદાન અને સમાન એ પાંચ પ્રાણો તથા વાણી, હાથ, પગ, ગુદા, અને લિંગ, એ પાંચ,

કર્મેન્દ્રિયો છે, તે દશ તત્ત્વો મળીને પ્રાણમયકોશ કહેવાય છે. ૩૪

અવતરણિકા—મનોમય તથા વિજ્ઞાનમય કોશનું સ્વરૂપ આ પ્રમાણે છેઃ—

**सात्त्विकैर्धीन्द्रियैः साकं विमर्शात्मा मनोमयः**
**तैरेव साकं विज्ञानमयो धीर्निश्चयात्मिका ॥**

શબ્દાર્થ—વિમર્શાત્મા (સંશયવાળુ) મન અને સાત્ત્વિક જ્ઞાનેંદ્રિયો મળીને મનોમયકોશ કહેવાય છે; અને નિશ્ચયાત્મિકા બુદ્ધિ તથા જ્ઞાનેંદ્રિયો મળીને વિજ્ઞાનમયકોશ કહેવાય છે. ૩૫

## ચન્દ્રકાન્ત વિવરણ

વિમર્શાત્મા એટલે સંશયરૂપ તથા પંચમહાભૂતોના સાત્વિક અંશના કાર્યરૂપ મન, તથા અપંચીકૃત પંચમહાભૂતોના સત્વગુણે કરીને ઉત્પન્ન થયેલા શ્રોત્ર, ત્વક્, ચક્ષુ, રસના તથા નાસિકા એ પાંચ જ્ઞાનેન્દ્રિયો છે, તે ૭ તત્ત્વો મળીને મનોમયકોશ કહેવાય છે; તથા પંચમહાભૂતોના સત્વગુણે કરીને ઉત્પન્ન થયેલી નિશ્ચયરૂપા બુદ્ધિ તથા પાંચ જ્ઞાનેન્દ્રિયો એ ૭ તત્ત્વો મળીને વિજ્ઞાનમયકોશ કહેવાય છે.

અવતરણિકા—કારણશરીરમાં રહેલા આનંદમયકોશનું સ્વરૂપ કહે છેઃ-

**कारणे सत्त्वमानंदमयो मोदादिवृत्तिभिः ।**
**तत्तत्कोशैस्तु तादात्म्यादात्मा तत्तन्मयो भवेत् ॥ ३६ ॥**

શબ્દાર્થ—કારણશરીરમાં સત્વગુણ, મોદ (હર્ષ) આદિ વૃત્તિઓની સાથે મળીને આનંદમયકોશ કહેવાય છે. તે તે કોશોની સાથે તાદાત્મ્યાભિમાનથી આત્મા, તે તે રૂપ (તે તે કોશરૂપ) થાય છે. ૩૬

## ચન્દ્રકાન્ત વિવરણ

કારણશરીરરૂપ અવિદ્યામાં પ્રિય, મોદ તથા પ્રમોદ નામની વૃત્તિઓની સાથે સત્વગુણ, રજોગુણ તથા તમોગુણથી મલિન થાય છે ત્યારે આનંદમયકોશ થાય છે. ઇષ્ટ પદાર્થનાં દર્શનથી જે સુખ થાય છે તે પ્રિય સુખ, ઇષ્ટ પદાર્થની પ્રાપ્તિથી જે સુખ થાય છે તે મોદ સુખ, અને ઇષ્ટ પદાર્થ ભોગવવાથી જે સુખ થાય છે તે પ્રમોદ સુખ. દાખલા તરીકે, આંબાનું ફળ ઇષ્ટ પદાર્થ છે. તે નજરે પડવાથી જે સુખ થાય છે તે પ્રિય સુખ થયુ. તે આંબાનું ફળ પોતાને મળવાથી જે સુખ થાય છે તે મોદ સુખ થયું; અને તે ફળ ખાવાથી જે સુખ થાય છે તે પ્રમોદ સુખ થયું છે. એવી રીતે પ્રિય, મોદ, પ્રમોદ અને મલિનસત્વપ્રધાન અવિદ્યા મળીને આનંદમયકોશ થાય છે.

શિષ્ય—સ્થૂલશરીર અન્નમયકોશ છે, સૂક્ષ્મ શરીર પ્રાણમય, મનોમય અને વિજ્ઞાનમયકોશ છે, અને કારણશરીર આનંદમયકોશ છે, એવી રીતે તમે જે વર્ણન કર્યું તે ઠીક છે. પરંતુ 'स वा एष पुरुषोऽन्नरसमयः' ત્યાંથી આરંભી 'तस्माद्वा एतस्मादन्नरसमयादन्योऽन्तर आत्मा प्राणमयोऽन्योऽन्तर आत्मा मनोमयः' ઇત્યાદિ. 'તે આ પુરુષ (જીવાત્મા) અન્નરસમય છે,' ત્યાંથી આરંભીને 'અન્નમયથી પણ અંતર આત્મા પ્રાણમય છે, તેનાથી અંતર આત્મા મનોમય છે,' ઇત્યાદિ શ્રુતિમાં આત્માને અન્નમય, પ્રાણમય, મનોમય, વિજ્ઞાનમય અને આનંદમય કહ્યો છે, એ કેમ સભવે? સ્થૂલશરીર, સૂક્ષ્મશરીર, અને કારણશરીરથી આત્મા તો ભિન્ન છે, પરંતુ ઉપર કહેલી શ્રુતિમાં તો આત્માને પંચકોશમય કહ્યો છે, માટે આનું શું સમાધાન છે?

ગુરુ—શ્રુતિમાં આત્માને પંચકોશરૂપ કહ્યો છે. પંચકોશમાં આત્માનુ તાદાત્મ્યાભિમાન થવાથી, એટલે 'તે હું છુ' એવું અભિમાન થવાથી, પંચકોશરૂપ કહ્યો છે–માન્યો છે, પરંતુ ખરી રીતે તો આત્મા તેનાથી જૂદો છે. વ્યવહારમાં અન્નમયાદિ કોશની મુખ્યતા છે, અને તે અન્નમયાદિક કોશો સ્થૂલશરીર, પાંચ પ્રાણો, પાંચ કર્મેન્દ્રિયો અને પાંચ જ્ઞાનેન્દ્રિયો ઇત્યાદિ મળીને બને છે એ પાંચ કોશો વિના જગતનો વ્યવહાર સિદ્ધ થતો નથી, એટલા માટે પાંચ કોસોમાં આત્માને તાદાત્મ્યાભિમાન થાય છે. જો કે શ્રુતિમાં પણ તાદાત્મ્યાભિમાન થવાથી આત્માને પંચકોશરૂપ કહ્યો છે, પણ તત્ત્વનો વિચાર કરીએ તો આત્મા પંચકોશરૂપ નથી, પણ તેથી ભિન્ન છે. જો આત્મા અન્નમયકોશ છે એમ કહીએ તો, શ્રુતિમાં તથા સ્મૃતિમાં બાધ આવશે. અન્નમયકોશ એટલે સ્થૂલશરીર અને કર્મેન્દ્રિયો. તે ઉત્પન્ન થનારાં છે

તેથી નાશવંત છે અને જે ઉત્પન્ન થાય તેનો નાશ પણ થાય એ નક્કી છે. હવે આત્મા તો અજન્મા તથા અવિનાશી છે. 'अजोऽमरः' 'આત્મા અજન્મા તથા અમર છે,' એમ શ્રુતિમાં કહ્યું છે. વળી 'न जायते म्रियते वा कदाचित्' 'એ આત્મા કોઈવખતે જન્મતો પણ નથી, તેમ મરતો પણ નથી,' એમ ગીતામાં પણ કહ્યું છે, તેથી અન્નમયકોશને આત્મા માનવો ઉચિત નથી.

શિષ્ય–પ્રાણમયકોશ આત્મા છે કે નહિ? જો પ્રાણ હોય તો શરીર હાલે ચાલે છે, અને પ્રાણ નીકળી ગયા પછી શરીર લાકડા જેવું જડ થઈ જાય છે. વળી વ્યવહારમાં બોલાય છે કે શરીરમાંથી પ્રાણ નીકળી ગયો, જીવ નીકળી ગયો. એથી પ્રાણ અને જીવ એક જ હોવો જોઇએ, એટલે પ્રાણમયકોશ આત્મા સંભવે છે.

ગુરુ–પાંચ પ્રાણો અને પાંચ કર્મેન્દ્રિયો એ દશ મળી પ્રાણમયકોશ થાય છે. તે સર્વ જડ છે. જો પ્રાણમયકોશને આત્મા કહીએ તો આત્મામાં પણ જડતા આવશે: જો કે આત્મા તો ચિત્સ્વરૂપ એટલે ચેતન છે. અપંચીકૃત પંચમહાભૂતોના રજોગુણથી પ્રાણવાયુ, તેમ જ કર્મેન્દ્રિયો ઉત્પન્ન થાય છે, પણ આત્મા તો અજન્મા છે. પ્રાણવાયુ શરીરમાં ક્રિયા કરે છે અને આત્મા નિષ્ક્રિય છે. વળી પ્રાણવાયુ જે ચેષ્ટા કરે છે તે પણ આત્માની શક્તિને લઇને ચેષ્ટા કરે છે, પરંતુ તે પોતે તો જડ છે. જે શરીરમાં પ્રાણવાયુ હોય, તે જ શરીર હાલી ચાલી શકે છે અને ક્રિયા કરી શકે છે, પણ તે નીકળી જવાથી શરીર કંઈપણ ક્રિયા કરી શકતું નથી. શરીરમાંથી પ્રાણવાયુ નીકળી ગયો અર્થાત્ જીવ ગયો, એવો જે વ્યવહાર થાય છે, તે પણ આત્માનું પ્રાણમયકોશમાં તાદાત્મ્યાભિમાન થવાથી જ થાય છે, પરંતુ તે વ્યવહાર સત્ય નથી. શરીરમાંથી પ્રાણવાયુ નીકળી ગયો એમ કહેવું ઠીક છે, પરંતુ જીવ નીકળી ગયો, એમ કહેવું ઉચિત નથી; કારણ કે જીવ તો આકાશની પેઠે સર્વત્ર વ્યાપક છે. તેથી, જેમ આકાશનું પેસવું કે નીકળવું સંભવતું નથી, તેમ જીવનું પણ શરીરમાં પેસવું કે નીકળવું સંભવતું નથી. માટેજ પ્રાણમયકોશ આત્મા નથી, પણ તેથી ભિન્ન છે.

હવે મનોમયકોશને જો આત્મા કહેવામાં આવે તો આત્મામાં વિકારીપણું પ્રાપ્ત થાય છે. મન વિકારી છે, અને આત્મા નિર્વિકાર છે. મન અને જ્ઞાનેન્દ્રિયો ઉત્પત્તિવાળી છે, અને આત્મા તો ઉત્પન્ન થતો નથી, અર્થાત્ અજન્મા છે, ઇત્યાદિ દોષોથી, મનોમયકોશને આત્મા કહેવો યોગ્ય નથી.

વિજ્ઞાનમયકોશ પણ આત્મા નથી; કેમકે સુષુપ્તિમાં બુદ્ધિનો લય થાય છે, અને આત્મા તો જાગ્રત, સ્વપ્ન અને સુષુપ્તિ એ ત્રણ અવસ્થાઓમાં પ્રકાશમાન છે. બુદ્ધિ અને જ્ઞાનેન્દ્રિયોની ઉત્પત્તિ થાય છે, અને આત્મા ઉત્પન્ન થતો નથી, માટે વિજ્ઞાનમયકોશ પણ આત્મા સંભવતો નથી.

શિષ્ય–ત્યારે આનંદમયકોશ તો આત્મા છેજ. આત્મા આનંદમય છે, અને આનંદમયકોશ પણ પ્રિય, મોદ અને પ્રમોદમય છે એટલે આનંદમય જ છે, માટે આનંદમયકોશ આત્મા થઈ શકે છે.

ગુરુ–અવિદ્યા, પ્રિય, મોદ અને પ્રમોદ મળીને આનંદમયકોશ થાય છે એ સત્ય છે; પણ તેમાં અવિદ્યાનો નાશ થાય છે, અને આત્મા અવિનાશી છે. પ્રિય, મોદ અને પ્રમોદ ઉત્પન્ન થાય છે અને લય થાય છે તેથી ક્ષણિક છે; અને આત્મા તો અજન્મા તથા નિત્ય છે. માટે આનંદમયકોશ પણ આત્મા સંભવતો નથી. આવી રીતે નિત્ય આત્મા પંચકોશરૂપ નથી, પણ પંચકોશથી ભિન્ન છે, કેમકે પાંચ કોશોના અથવા તો એકએક કોશના ધર્મો આત્મામાં સંભવતા નથી.* ૩૬

### (૬) અન્વયવ્યતિરેકવડે આત્માનું પરબ્રહ્મરૂપ (૩૭-૪૨; ૬ શ્લોક)

અવતરણિકા-પાંચ કોશોથી વિંટાયલા આત્માને બ્રહ્મપણું કેમ પ્રાપ્ત થાય છે? એવી આશંકા થતાં તેનું સમાધાન કરે છે:-

अन्वयव्यतिरेकाभ्यां पंचकोशविवेकतः।
स्वात्मानं तत उद्धृत्य परं ब्रह्म प्रपद्यते ३७

* પંચકોશથી આત્માની ભિન્નતાનું વર્ણન પંચકોશ વિવેકમાં આવશે, છતાં અહીં તેનો પ્રસંગ હોવાથી તેનું સંક્ષિપ્તમાં વર્ણન કર્યું છે.

શબ્દાર્થ-અન્વયે અને વ્યતિરેકે કરીને, પચકોશનો વિવેક કરીને, તેથી (પચકોશથી) સ્વાત્માનો ઉદ્ધાર કરી (અધિકારી જીવ) પરબ્રહ્મને પ્રાપ્ત થાય છે. ૩૭

## ચન્દ્રકાન્ત વિવરણ

સર્વમાં અનુવૃત્તિ થવી એ અન્વય કહેવાય છે, અને વ્યાવૃત્તિ થવી એ વ્યતિરેક કહેવાય છે દાખલા તરીકે, ૧૧-૧૨-૧૩-૧૪ ઇત્યાદિ આંકડામા અગિયારના આકડામાં પહેલો એકડો અને બીજો પણ એકડો બારના આંકડામા પહેલો એકડો ને બીજો બગડો, તેરના આકડામાં પહેલો એકડો અને બીજો ત્રગડો, ચૌદના આકડામાં પહેલો એકડો ને બીજો ચોગડો છે એ આકડાઓમાં એકડાની અનુવૃત્તિ છે, એટલે અગિયાર, બાર, તેર, અને ચૌદ એ સઘળામાં એકડો એકનો એક જ છે, અને બીજા આકડામા એકડાની વ્યાવૃત્તિ છે, એટલે અગિયારમાં એકડો, બારમાં બગડો, તેરમાં ત્રગડો ને ચૌદમાં ચોગડો છે આ પ્રમાણે અનુવૃત્તિ અને વ્યાવૃત્તિ છે એ અન્વય, વ્યતિરેકે કરીને અન્નમયાદિક પચકોશથી પ્રત્યગાત્મા ભિન્ન છે, એમ જાણીને મુમુક્ષુ પુરુષો અન્નમયાદિકોશથી આત્માને જૂદો કાઢે છે આત્માને જૂદો કાઢવો એટલે પચકોશથી ભિન્ન છે, આમ જાણવું અને તેવુ જ્ઞાન થયા પછી જ તેઓ સચ્ચિદાનંદરૂપ પરબ્રહ્મને પ્રાપ્ત થાય છે ૩૭

**અવતરણિકા**- એ અન્વય તથા વ્યતિરેકનો અર્થ તથા તે બન્નેનો પચકોશમાં સમન્વય કેમ છે તે જણાવે છે —

**अभाने स्थूलदेहस्य स्वमे यद्भानमात्मनः ।**
**सोऽन्वयोव्यतिरेकस्तद्भानेऽन्यानवभासनम्**

શબ્દાર્થ-સ્વમાવસ્થામા સ્થૂલદેહનું અભાન છતા, જે આત્માનું ભાન થાય છે તે અન્વય કહેવાય છે, અને આત્માનું ભાન છતાં, અન્ય (સ્થૂલદેહનું) જે અભાન થવું, તે વ્યતિરેક કહેવાય છે ૩૮

## ચન્દ્રકાન્ત વિવરણ

જાગ્રત,સ્વમ, અને સુષુપ્તિ એ ત્રણે અવસ્થાઓમા આત્માનુ ભાન હોય છે, માટે તેનો ત્રણે અવસ્થાઓમાં અન્વય છે, અને સ્થૂલદેહનુ, સ્વમ કે સુષુપ્તિ અવસ્થામા ભાન હોતુ નથી માટે તેનો અન્વય નથી પણ વ્યતિરેક છે, તેથી આત્મા, અન્નમયકોશરૂપ સ્થૂલદેહથી ભિન્ન છે જાગ્રદવસ્થામા સ્થલદેહનુ ભાન છે, તેમ આત્માનુ પણ ભાન છે સ્વમાવસ્થામા આત્માનું ભાન છે, પણ સ્થૂલદેહનુ ભાન નથી, એટલે સ્વમાવસ્થામા આત્માનો અન્વય છે, પણ સ્થૂલદેહનુ ભાન ન હોવાથી તેનો વ્યતિરેક છે

શિષ્ય—સ્વમાવસ્થામા આત્મા છે તેનુ પ્રમાણ શું?

ગુરુ-સ્વમાવસ્થામાં આત્મા છે, તેમા સ્વાનુભવ સ્મરણ પ્રમાણ છે કોઈ માણસને વનમા ફરવાનુ સ્વમ આવ્યુ હોય, અને જ્યારે તે જાગ્રત થાય ત્યારે બીજા માણસને કહે કે, 'હું તો આજ સ્વમમા વનમા ફરવા ગયો હતો' જો કે તે માણસનો સ્થૂલદેહ તો શય્યામા પડેલો છે ત્યારે તેના વનમા ફરવાના સ્વમનો સાક્ષી કોણ છે? કોઈ નહિ પણ એ વેળા તેનો સાક્ષી આત્મા છે તેથી, અનુભવેલાં સ્વમનુ, જાગ્રત થયા પછી પણ સ્મરણ થાય છે તે સ્વમ સમયનો પોતાનો અનુભવ,સ્વમમા આત્મા છે,એમા પ્રમાણરૂપે છે

શિષ્ય-જાગ્રદવસ્થાનો અને સ્વમાવસ્થાનો આત્મા એક છે કે ભિન્નભિન્ન છે?

ગુરુ-જાગ્રદવસ્થામા જે આત્મા છે તેનો તે જ આત્મા સ્વમાવસ્થામા છે, કારણ કે જાગ્રદવસ્થામાં અનુભવેલા પદાર્થો, સ્વમાવસ્થામાં સ્મરણમાં આવે છે, અને સ્વમાવસ્થામા અનુભવેલા પદાર્થોનુ સ્મરણ જાગ્રત થયા પછી થાય છે 'જે અનુભવકર્તા છે તે જ સ્મરણકર્તા પણ છે' એવી વ્યાપ્તિ પણ છે જો જાગ્રદવસ્થાના અને સ્વમાવસ્થાના આત્મા ભિન્ન ભિન્ન હોય તો, સ્વમાવસ્થામા જાગ્રદવસ્થાના પદાર્થોનુ સ્મરણ અને જાગ્રદવસ્થામાં સ્વમાવસ્થાના પદાર્થોનુ સ્મરણ કેમ થાય? એટલા માટે ત્રણે અવસ્થાઓમા આત્મા તો ભિન્ન નથી પણ એક જ છે એ ત્રણે અવસ્થાઓમા આત્માની એકતાનુ નિરૂપણ કરવા માટે આ પ્રકરણના ત્રીજા ચોથા અને પાચમા શ્લોકમાં જ્ઞાનની એકતાનુ નિરૂપણ કરીને, આઠમા શ્લોકમા 'જ્ઞાન એ જ આત્મા છે' એમ અમે સિદ્ધ કર્યુ છે, તેથી જે જાગ્રદવ

સ્થામાં આત્મા છે તે જ સ્વપ્નાવસ્થામાં પણ છે; એટલે આત્માની અનુવૃત્તિ છે; પણ સ્થૂલ દેહની અનુવૃત્તિ નથી, અર્થાત્ તેની વ્યાવૃત્તિ છે. ૩૮

**અવતરણિકા**–'સ્થૂલદેહ એટલે અન્નમયકોશ એ આત્મા નથી,' એ વાત અન્વય વ્યતિરેકથી સિદ્ધ કર્યા પછી, લિંગદેહના પર્યાયરૂપ પ્રાણમય, મનોમય ને વિજ્ઞાનમય પણ આત્મા નથી,' એ સિદ્ધ કરે છેઃ–

**लिंगाभावे सुपुप्तौ स्यादात्मनो भानमन्वयः**
**व्यतिरेकस्तु तद्भाने लिंगस्याभानमुच्यते ३९**

**શબ્દાર્થ**–સુષુપ્તિમાં લિંગદેહનું ભાન થતું નથી, પણ આત્માનું ભાન થાય છે, તે આત્માનો અન્વય કહેવાય છે, અને આત્માનું ભાન છતાં, લિંગદેહનું જે અભાન થાય છે, તે લિંગદેહનો વ્યતિરેક કહેવાય છે. ૩૯

### ચન્દ્રકાન્ત વિવરણ

સુષુપ્તિ અવસ્થામાં લિંગશરીરનું ભાન થતું નથી; કારણ કે, તેમાં મન, બુદ્ધિ આદિ સર્વનો લય થાય છે. પરંતુ આત્માનું તો તે વખતે પણ ભાન થાય છે; કેમકે, મનુષ્ય જાગ્રત થયા પછી, 'હું ઘણો વખત થયાં સુખે સુતો હતો,' 'મને નિદ્રામાં કાંઈપણ ભાન નહોતું,' એવી રીતે સુષુપ્તિ અવસ્થાના સુખનું અને અજ્ઞાનનું સ્મરણ છે, ને તેનો અનુભવ કરનારો આત્મા પણ છે, માટે, સુષુપ્તિમાં લિંગશરીરનું અભાન છતાં, આત્માનું સાક્ષીરૂપે ભાન–સ્ફુરણ થાય છે; માટે સુષુપ્તિ અવસ્થામાં આત્માનો અન્વય સમજવો, અને એ જ સુષુપ્તિ અવસ્થામાં આત્માનું ભાન–સ્ફુરણ છતાં લિંગદેહનું અભાન–અસ્ફુરણ છે, તેથી એ લિંગદેહનો વ્યતિરેક જાણવો. ૩૯

**અવતરણિકા**–પંચકોશના વિવેચનનો આરંભ કરીને વચ્ચે લિંગદેહનું વિવેચન કરવું, એ ચાલતા પ્રસંગથી જુદું પડે છે, એવી કોઈ શંકા કરે તેટલા માટે, પ્રાણમયથી લઈને ત્રણ કોશનો લિંગદેહમાં અન્તર્ભાવ થાય છે તેથી, પંચકોશનું વિવેચન કરતી વેળા, લિંગદેહનું વિવેચન કરવું એ ચાલતા પ્રસંગમાં અયોગ્ય જણાય નહિ, એમ કહીને શિષ્યને થયેલી શંકાનું ગુરુ સમાધાન કરે છે.—

**तद्विवेकाद्विविक्ताः स्युः कोशाः प्राण-**
**मनोधियः ।**
**ते हि तत्र गुणावस्थाभेदमात्रात्पृथक्कृताः ॥**

**શબ્દાર્થ**–તેના (લિંગદેહના) વિવેકથી પ્રાણમયકોશ, મનોમયકોશ અને વિજ્ઞાનમયકોશનું વિવેચન થાય છે; કારણ કે તે (પ્રાણમય, મનોમય અને વિજ્ઞાનમય) કોશોને તેમાં (લિંગશરીરમાં) ગુણની જૂદી જૂદી અવસ્થાઓથી ભિન્નભિન્ન કર્યા છે.

### ચન્દ્રકાન્ત વિવરણ

**શિષ્ય**–હે ગુરુદેવ! અહીં તમો આડા વળ્યા છો, એમ કહેવાની ક્ષમા આપશો. પંચકોશના વિવેચનમાં લિંગદેહનું વિવેચન વૃથા છે.

**ગુરુ**–ના, વૃથા નથી. લિંગદેહમાં પ્રાણમય, મનોમય અને વિજ્ઞાનમય એ ત્રણે કોશો સમાઈ જાય છે એવું આગળ (૩૪મા શ્લોકમાં) વિવેચન કરી ગયા છીએ. વળી લિંગદેહથી આત્માની ભિન્નતાનું નિરૂપણ કરવાથી, તે લિંગદેહમાં સમાઈ જતા પ્રાણમય, મનોમય અને વિજ્ઞાનમય એ ત્રણે કોશોથી આત્માની ભિન્નતા પણ સિદ્ધ થાય છે. માટે ચાલતા પ્રસંગમાં જ લિંગદેહનું વિવેચન કરવું યોગ્ય છે.

**શિષ્ય**–મહારાજ! જ્યારે ત્રણે કોશો લિંગશરીરમય છે, તો પછી કોશના પ્રાણમય, મનોમય અને વિજ્ઞાનમય એવાં જૂદાં જૂદાં ત્રણ નામો પડવાનું કારણ શું?

**ગુરુ**–સત્વગુણની અને રજોગુણની અવસ્થાઓના ભેદથી લિંગદેહમાં પ્રાણમય, મનોમય અને વિજ્ઞાનમય, એમ ત્રણ કોશો જૂદા જૂદા કહ્યા છે. રજોગુણની અવસ્થા પ્રાણમયકોશ કહેવાય છે; સત્વગુણની અને રજોગુણની મિશ્ર અવસ્થા મનોમયકોશ કહેવાય છે; તથા કેવળ સત્વગુણની અવસ્થા એ વિજ્ઞાનમયકોશ કહેવાય છે. ૪૦

**અવતરણિકા**–આનંદમયકોશ, જે કારણશરીર કહેવાય છે તેનાથી આત્માની ભિન્નતા અન્વયવ્યતિરેકે કરીને સમજાવે છેઃ–

**सुपुप्त्यभाने भानं तु समाधावात्मनोऽन्वयः**
**व्यतिरेकस्त्वात्मभाने सुपुप्त्यनवभासनम् ।**

**શબ્દાર્થ**–સમાધિમાં સુષુપ્તિનું અભાન છતાં આત્માનું જ ભાન થાય તે અન્વય, અને આત્માનું ભાન થયા છતાં સુષુપ્તિનું અભાન થાય છે તે વ્યતિરેક છે. ૪૧

### ચન્દ્રકાન્ત વિવરણ

આગળ (૫૫ મા શ્લોકમાં) સમાધિનું નિરૂપણ અમે કરીશું, છતાં અહિં કંઇક કહીશું. સમાધિ અવસ્થામાં કેવી સ્થિતિ થાય છે તે કહું છું તે સાંભળ. સુષુપ્તિ અવસ્થામાં ભાસતાં અજ્ઞાનનું સ્ફૂરણ સમાધિ અવસ્થામાં રહેતુ નથી, પણ આત્માનુ જ સ્ફૂરણ રહે છે, તેથી આત્માનો સમાધિમાં અન્વય છે; અને એજ સમાધિમાં આત્માનું સ્ફૂરણ છતાં, સુષુપ્તિ અવસ્થામાં ભાસતાં અજ્ઞાનનું સ્ફૂરણ થતું નથી; આ તેનો સમાધિમાં વ્યતિરેક છે. તેથી સિદ્ધ થાય છે કે, આત્મા અન્નમયાદિકોશથી ભિન્ન છે. જાગ્રત, સ્વપ્ન, સુષુપ્તિ અને સમાધિમાં, આત્માની જે અનુવૃત્તિ તે અન્વય છે; પણ અન્નમયાદિ કોશની સર્વ અવસ્થાઓમાં અનુવૃત્તિ નથી. જો અન્નમયાદિકોશ આત્મા હોય, તો આત્માની પેઠે તે કોશની પણ સર્વ અવસ્થામાં અનુવૃત્તિ હોવી જોઈએ; પણ તેમ છે જ નહિ, માટે અન્નમયાદિકોશથી આત્મા ભિન્ન છે. દાખલા તરીકે, સૂત્રમાં પરોવેલાં પુષ્પોથી સૂત્ર ભિન્ન છે, કારણ કે, સઘળાં પુષ્પોમાં સૂત્ર એક જ છે, ને પુષ્પો પરસ્પર ભિન્ન છે. સર્વ ગાયોમાં રહેલી ગોત્વજાતિ ગાયની પ્રત્યેક વ્યક્તિથી અભિન્ન છે; કારણ કે, ગાય વ્યક્તિ ભિન્નભિન્ન છે, તો પણ ગોત્વ તો સઘળામાં એક જ છે. તેમ આત્મા પણ અન્નમયાદિ પંચકોશોથી ભિન્ન છે, કારણ કે આત્મા તે સર્વ કોશોમાં રહ્યો છે ને તે જ્યારે એક જ છે, ત્યારે પંચકોશ પરસ્પર જૂદા જૂદા છે. ૪૧

**અવતરણિકા**–અન્વયવ્યતિરેકવડે પાંચ કોશોથી જુદા પાડેલા આત્માને પરબ્રહ્મની પ્રાપ્તિ થાય છે, એ વાત કહ્યા પછી, હવે તે વાતને પ્રતિપાદન કરનારી 'अंगुष्ठमात्रः पुरुषोऽन्तरात्मा'। "અંગુષ્ઠમાત્ર વિશાળ હૃદયમાં અંગુષ્ઠ જેવડા અંતરાત્મા પુરુષ રહેલા છે." એ શ્રુતિથી લઇને तं विद्याच्छुक्रममृतं। "તે પુરુષને શુદ્ધ અને અમર જાણવો" ત્યાંસુધી, કઠવલ્લીની શ્રુતિઓનો અર્થ દર્શાવે છે.

यथा मुंजादिषीकैवमात्मा युक्त्या समुद्धृतः।
शरीरत्रितयाद्धीरैः परं ब्रह्मैव जायते ॥४२॥

**શબ્દાર્થ**–જેમ મુંજ (એક જાતના ઘાસ)માંથી ઈષીકા(મુંજના મધ્યમાં રહેલી કોમલ સળી)નો યુક્તિથી ઉદ્ધાર કરવામાં આવે છે, તેમ ધીર પુરુષો ત્રણ શરીરોમાંથી, બુદ્ધિવડે, આત્માનો ઉદ્ધાર કરે છે, ત્યારે તે પરબ્રહ્મ જ થાય છે. ૪૨

### ચન્દ્રકાન્ત વિવરણ

મુંજ એક જાતનું ઘાસ છે. તેની વચમાં જે કોમલ સળી હોય છે તેને ઇષીકા કહે છે. એ ઇષીકાની આસપાસ કઠિન અને જાડાં ઘણાં પડ હોય છે. તે કઠિન અને જાડાં પડોને દૂર કરી તેના મધ્યમાંથી જેમ ઇષીકાને જૂદી કાઢવામાં આવે છે, તેમ બ્રહ્મચર્ય અને વૈરાગ્યાદિ સાધનસંપન્ન ધીર પુરુષો, ઉપર કહેલા પંચકોશોનો વિવેકથી વિચાર કરી, આત્માને ત્રણ શરીરોમાંથી જૂદો કરે છે, ત્યારે તે આત્મા પરબ્રહ્મરૂપ જ જણાય છે; કેમકે, આત્મા અને પરબ્રહ્મ બન્ને સચ્ચિદાનંદરૂપ છે, તથાપિ પંચકોશોના આવરણથી પોતાની સચ્ચિદાનંદરૂપતા ઢંકાઈ જવાથી, તે પંચકોશોને જ સ્વસ્વરૂપ માની લે છે, અને પોતાનુ સ્વરૂપ ભૂલી જવાથી દેહાદિનાં સુખદુ:ખાદિ પોતામાં એટલે આત્મામાં માની લે છે; પરંતુ જ્યારે સદ્‌ગુરુના ઉપદેશથી તે આવરણ દૂર થાય છે ત્યારે, તે સચ્ચિદાનંદરૂપ થાય છે. ૪૨

## ૨–મહાવાક્યોવડે જીવ અને પરબ્રહ્મની એકતાનું પ્રતિપાદન

(૪૩–૬૫; ૨૩ શ્લોકો)

### तत्त्वमसि એ મહાવાક્યનો અર્થ

(૪૩–૫૨; ૧૦ શ્લોકો)

**અવતરણિકા**–ત્રીજા શ્લોકથી બેતાલીસમા શ્લોક સુધીમાં, યુક્તિથી જીવની અને બ્રહ્મની એકતા પ્રતિપાદન કરી છે, તેથી અહીં કોઈ પ્રશ્ન કરશે કે, તત્ત્વજ્ઞાનનો વિષય આટલો જ છે, તો વધારે વાત લંબાવવાનું કારણ શું? એ પ્રશ્ન યોગ્ય છે, તેથી તેના સંશયનું છેદન કરવા માટે જણાવવું જરૂરનુ છે કે, વેદાન્તનુ જ્ઞાન સંપૂર્ણ થવા માટે, જેમ બને તેમ વધારે પ્રમાણો આપવાથી, સંશય, વિપરીતભાવના વગેરે નાશ પામે છે તે માટે, આટલે સુધી યુક્તિથી જીવની અને બ્રહ્મની એકતા સમજાવી છે, અને હવે જીવબ્રહ્મની એકતારૂપી વિષયને 'तत्त्वमसि' વગેરે વેદનાં મહાવાક્યોથી સિદ્ધ કરવામાં આવે છે

परापरात्मनोरेवं युक्त्या संभावितैकता।
तत्त्वमस्यादिवाक्यैः सा भागत्यागेन लक्ष्यते

શબ્દાર્થ–એ પ્રકારે યુક્તિએ કરીને જીવાત્મા અને પરમાત્માની એકતા સિદ્ધ કરી તે જ એકતા, 'तत्त्वमसि' ઇત્યાદિ વાક્યોએ કરીને, ભાગત્યાગ લક્ષણાવૃત્તિથી જણાય છે. ૪૩

## ચન્દ્રકાન્ત વિવરણ

'तत्त्वमसि।' (છાન્દો ૬–૮–૭) 'अहं ब्रह्मास्मि।' (પરમહંસ ઉ૦ ૩) 'अयमात्मा ब्रह्म।' (મું. બૃ. ઉ૦ ૩–૯) 'प्रज्ञानं ब्रह्म।' (બૃહદારણ્યક ઉ૦ ૨–૫–૧૧) આ ચાર વેદનાં મહાવાક્યો છે. તેનુ વિવેચન મહાવાક્ય વિવેક નામના (પાંચમા) પ્રકરણમાં વિસ્તારથી કરીશ. અહીં 'तत्त्वमसि' એ મહાવાક્યમાં तत् પદનો અર્થ પરમાત્મા અને त्वं પદનો અર્થ જીવાત્મા છે, અને असि પદ જીવાત્માની તથા પરમાત્માની એકતાનો બોધ કરે છે. 'તે (પરમાત્મા) તું છે,' એવી રીતે એ મહાવાક્યનો અર્થ છે. તે અને સમજવું છું. 'तत्त्वमसि' જીવાત્મા પ્રત્યે ઉપદેશરૂપ વાક્ય છે. આ મહાવાક્યમાં પરમાત્માનાં અને જીવાત્માનાં પરસ્પર સમાન લક્ષણો દર્શાવીને, યુક્તિથી તેઓની એકતા સિદ્ધ કરી છે. પરમાત્મામાં રહેલા સર્વજ્ઞતા આદિક ધર્મો અને જીવાત્મામાં રહેલા અલ્પજ્ઞતા આદિક ધર્મો પરસ્પર વિરુદ્ધ છે; તે વિરુદ્ધ ધર્મોનો ભાગત્યાગ લક્ષણાવડે ત્યાગ કરવાથી, તે બંનેનુ સ્પષ્ટ રીતે ઐક્ય જાણવામાં આવે છે. એ ભાગત્યાગનું નિરૂપણ આગળ ૪૬–૪૭ મા શ્લોકમાં કહ્યુ છે. ૪૩

અવતરણિકા–કોઇ પણ વાક્યનો અર્થ જાણવા માટે તેમાં રહેલાં પદનો અર્થ જાણવાની જરૂર છે, આવો ન્યાય હોવાથી, પ્રથમ तत्त्वमसि એ મહાવાક્યમાં રહેલા तत् પદનો અર્થ કહે છે.

जगतो यदुपादानं मायामादाय तामसीम्।
निमित्तं शुद्धसत्त्वां तामुच्यते ब्रह्म तद्गिरा॥

શબ્દાર્થ–તામસી માયાનો–પ્રકૃતિનો સ્વીકાર કરીને જગતનું ઉપાદાન કારણ જે બ્રહ્મ થાય છે અને શુદ્ધ સત્ત્વપ્રધાન માયાનો સ્વીકાર કરીને જે બ્રહ્મ નિમિત્ત કારણ થાય છે, તે બ્રહ્મને तत् પદે કરીને કહેવામાં આવે છે. ૪૪

## ચન્દ્રકાન્ત વિવરણ

સચ્ચિદાનંદ બ્રહ્મ, તમોગુણ જેમાં મુખ્ય છે એવી માયાની ઉપાધિથી સ્થાવર જંગમાત્મક જગતનું ઉપાદાન કારણ થાય છે, અર્થાત્ જગતના અધ્યાસના અધિષ્ઠાનરૂપ થાય છે; અને શુદ્ધ સત્વપ્રધાનમાયાની ઉપાધિથી જગતનુ નિમિત્ત કારણ થાય છે, અર્થાત્ ઉપાદાન આદિક કારણોના જાણવાવાળો કર્તા પણ તે જ થાય છે એકનું એક બ્રહ્મ જગતનું નિમિત્ત કારણ છે તેમ જ ઉપાદાન કારણ પણ છે; એટલે તે **અભિન્ન નિમિત્તોપાદાન** છે. એક જ વસ્તુ એક જ વસ્તુનું ઉપાદાન કારણ ને નિમિત્ત કારણ પણ હોય તે અભિન્ન નિમિત્તોપાદાન કહેવાય છે. બ્રહ્મ પણ નિમિત્ત અને ઉપાદાન એમ ઉભયરૂપ છે, અને એ જ 'तत्त्वमसि' એ મહાવાક્યમાં રહેલાં तत् પદનો અર્થ છે.

શિષ્ય–નિમિત્ત કારણ અને ઉપાદાન કારણ જૂદાં જૂદાં હોવાં જોઇએ. જેમકે, ઘટનું ઉપાદાન કારણ મૃત્તિકા છે, અને **નિમિત્ત કારણ** કુંભાર, દંડ, ચક્ર, ચીવર આદિ છે, તો પછી બ્રહ્મને જગતનુ અભિન્નનિમિત્તોપાદાન કારણ તમે કહો છો, એ કેમ સંભવે ?

ગુરુ–નિમિત્ત કારણ અને ઉપાદાન કારણ ભિન્નભિન્ન હોવાં જોઇએ એ તારું કહેવું સત્ય છે. પરંતુ એ કાંઈ વ્યાપ્તિ નથી; કારણ કે, કેટલેક ઠેકાણે નિમિત્ત કારણ અને ઉપાદાન કારણ એક પણ હોય છે. જેમ ઉર્ણનાભિ–કરોળીઓ પોતાના મુખમાંથી લાળના તંતુ કાઢે છે, તેમાં નિમિત્ત અને ઉપાદાન કારણ પોતે જ છે; તેમ બ્રહ્મ પણ જગતનુ નિમિત્ત કારણ અને ઉપાદાન કારણ બને છે. ૪૪

અવતરણિકા–હવે त्वं પદનો અર્થ ગુરુ સમજાવે છે -

यदा मलिनसत्त्वां तां कामकर्मादिदूषिताम्।
आदत्ते तत्परं ब्रह्म त्वंपदेन तदोच्यते ॥४५॥

શબ્દાર્થ–તે પરબ્રહ્મ જ્યારે મલિનસત્વપ્રધાન અને કામ તથા કર્મઆદિથી દૂષણવાળી તે (માયા–અવિદ્યા)ને ગ્રહણ કરે છે, ત્યારે તે (બ્રહ્મ) त्वं પદે કરીને બોલાય છે. ૪૫

## ચન્દ્રકાન્ત વિવરણ

જે અભિન્નનિમિત્તોપાદાન છે તે જ બ્રહ્મ, મલિનસત્ત્વ પ્રધાન એટલે તમોગુણથી તથા રજોગુણથી મળેલા સત્ત્વગુણવાળી અને વિષયની

ઇચ્છા તથા કર્મે કરીને દૂષિત થયેલી અવિદ્યા-રૂપ ઉપાધિનો સ્વીકાર કરે છે, ત્યારે તે બ્રહ્મ 'तत्त्वमसि' પદમાં त्वं પદના અર્થરૂપે કહેવાય છે, એટલે એ અલ્પજ્ઞ જીવાત્મા કહેવાય છે. ૪૫

**અવતરણિકા**-तत् તથા त्वं પદનો અર્થ કહીને હવે તે બન્ને પદોથી થયેલાં વાક્યનો સામટો અર્થ કહે છે

**त्रितयीमपि तां मुक्त्वा परस्परविरोधिनीम्**
**अखंडं सच्चिदानंदं महावाक्येन लक्ष्यते**

**શબ્દાર્થ**-તે ત્રણ પ્રકારની પરસ્પર વિરોધી માયાને મૂકીને, મહાવાક્યે કરીને અખંડ સચ્ચિદાનંદ બ્રહ્મ લક્ષણાવૃત્તિથી જણાય છે. ૪૬

### ચન્દ્રકાન્ત વિવરણ

તમોગુણ પ્રધાન (પ્રકૃતિ), શુદ્ધ સત્ત્વગુણ-પ્રધાન (માયા), અને તમોગુણ તથા રજોગુણે યુક્ત મલિન સત્ત્વગુણપ્રધાન (અવિદ્યા) એવી રીતે ત્રણ પ્રકારની માયા છે, તેથી પરસ્પર વિરોધવાળી છે. તે ત્રિવિધ માયાનો ત્યાગ કરવાથી 'तत्त्वमसि' ઇત્યાદિ મહાવાક્યવડે લક્ષણા-વૃત્તિથી સજાતીય, વિજાતીય અને સ્વગત ભેદ-રહિત સચ્ચિદાનંદ એવા પરબ્રહ્મનો બોધ થાય છે. ૪૬

**અવતરણિકા**-ભાગત્યાગ લક્ષણાવૃત્તિથી વાક્યાર્થનો બોધ કર્યો કરવામાં આવ્યો છે, આવી શંકા થતાં ભાગ-ત્યાગ લક્ષણાનું દૃષ્ટાંત દેખાડે છે-

**सोऽयमित्यादिवाक्येषु विरोधात्तदिदन्तयोः**
**त्यागेन भागयोरेकआश्रयो लक्ष्यते यथा ॥**

**શબ્દાર્થ**-'તે આ દેવદત્ત છે' ઇત્યાદિ વાક્યોમાં, જેમ દેવદત્તરૂપ એક જ લક્ષણા-વૃત્તિથી જણાય છે, તેમ તત્તા-તેપણું અને ઇદંતા-આપણું, તે બન્નેનો વિરોધ હોવાથી, ભાગત્યાગ લક્ષણાએ કરીને તે બન્ને વિરુદ્ધ અંશનો ત્યાગ કરવાથી એકતા જણાય છે. ૪૭

### ચન્દ્રકાન્ત વિવરણ

#### (ત્રણ પ્રકારની વૃત્તિઓ)

મુખ્યવૃત્તિ, લક્ષણાવૃત્તિ, અને ગૌણીવૃત્તિએ કરીને વાક્યાર્થનો બોધ થાય છે 'ઘડો છે, પટ (વસ્ત્ર) છે,' ઇત્યાદિક સ્થળમાં મુખ્ય વૃત્તિએ કરીને અર્થબોધ થાય છે. જ્યાં મુખ્ય અર્થનો બાધ થતો હોય ત્યાં લક્ષણાવૃત્તિથી બોધ થાય છે 'गंगायां घोषः' 'ગંગામાં ઘોષ (નેહ-નેસ) છે,' ત્યાં ગંગા એટલે ગંગાજીના જલનો પ્રવાહ એવો અર્થ થાય, પણ તેમાં ઘોષ સંભવે નહિ; માટે ગંગાના કિનારા ઉપર ઘોષ એટલે ગાયોનો ગોઠો અથવા નાનું ગામડું છે, એવો અર્થ લક્ષણાવૃત્તિથી કરવો પડે છે.

**શિષ્ય**-'प्रक्षालनाद्धि पंकस्य दूरादस्पर्शनं वरम्' 'કાદવમાં પગ નાખી ધોવા કરતાં, તેમાં પગ ન નાંખવો એ ઉત્તમ છે' એ ન્યાયથી 'ગંગામાં ઘોષ છે,' એમ ન કહેતાં, 'ગંગાના કિનારા ઉપર ઘોષ છે' એમ કહેવું ઠીક છે, કારણ કે, 'ગંગામાં ઘોષ છે' એમ કહેવાથી અર્થમાં બાધ આવે છે, તેથી લક્ષણા માનવી પડે છે, માટે તેવું ગૌરવ કરવું એ ઠીક નથી.

**ગુરુ**-શાસ્ત્રકારનું માનવું વ્યર્થ હોય નહિ. ઘણા શાસ્ત્રકારોએ લક્ષણાવૃત્તિ માની છે. 'ગંગામાં ઘોષ' એમ કહેવું વ્યર્થ નથી, પરંતુ તે અભિ-પ્રાયવાળું છે. તેનો અભિપ્રાય આવો છે'-ગંગાના પ્રવાહથી ઘણે દૂર ઘોષ હોય, પણ ગંગાના કિનારા ઉપર ઘોષ છે એમ કહે, તો ઘોષ ગંગા-જીના પ્રવાહની પાસે અને પવિત્ર સ્થલમાં છે, એવો બોધ થાય નહિ; એટલા માટે, 'ગંગામાં ઘોષ છે' એમ કહ્યું છે. એથી એક તો શીતલ-તાનો બોધ થાય છે, બીજો પવિત્રતાનો બોધ થાય છે, અને ત્રીજો પ્રવાહની સમીપતાનો બોધ થાય છે. એવી રીતે અનેક અભિપ્રાય ગર્ભિત આ એક વાક્ય છે.

#### ત્રણ પ્રકારની લક્ષણાવૃત્તિ

આ લક્ષણા ત્રણ પ્રકારની છે જહત્, અજહત્ અને જહદજહત્. (૧) જેમાં સ્વાર્થ (સ્વ-અર્થ)નો ત્યાગ થાય, તે જહત્ લક્ષણા કહેવાય છે. જેમકે, ઉપર કહેલ, 'गंगायां घोषः ।' એ દૃષ્ટાંતમાં 'ગંગા' પદનો અર્થ જે પ્રવાહ છે તેનો ત્યાગ કરીને, 'ગંગાનું તીર' એવો અર્થ થાય છે. (૨) જેમાં સ્વાર્થનો ત્યાગ ન થાય પણ બીજો પણ કેટલોક અર્થ ગ્રહણ કરવો પડે છે તે માટે તે અજહત્ લક્ષણા કહેવાય છે. જેમકે, 'काकेभ्यो दधि रक्ष्यताम्' 'કાગડાથી દહીંનું રક્ષણ કરજો,' એવી રીતે કોઈને કહ્યાથી તે જો કેવલ કા-

રક્ષણ કરે અને કુતરાં બીલાડાંથી રક્ષણ ન કરે તો કુતરાં બીલાડાં દહીં ખાઈ જાય, તો પછી દહીંના રક્ષણ કરવાનું પ્રયોજન શું? માટે ઉપલા વચનમાં જે 'काकेभ्यो' પદ છે તે, દહીંને બગાડનારાં જેટલાં પ્રાણી કાગડા, બીલાડાં અને કૂતરાં વગેરે હોય તે સર્વનો બોધ કરે છે. તેમાં શક્યાર્થ કાગડા શબ્દ છે, અને લક્ષ્યાર્થ બીલાડાં, કૂતરાં આદિનો બોધ થાય છે. (૩) જેમાં એક ભાગનો ત્યાગ અને એક ભાગનો ત્યાગ ન થાય તે જહદજહત્ લક્ષણા કહેવાય છે. વેદાંતશાસ્ત્રમાં એનું બીજું નામ ભાગત્યાગલક્ષણા પણ છે. જેમકે, પ્રથમ કાશીમાં ફાગણ માસમાં શ્રીમત દેવદત્ત જોવામાં આવ્યો હોય, તે જ પાછો મથુરામાં શ્રાવણ માસમાં ગરીબ જોવામાં આવે, ત્યારે તેને જોઈને કોઈ કહે કે 'सोऽयं देवदत्तः' 'તે જ આ દેવદત્ત.' અર્થાત્ ફાગણ માસમાં કાશીમાં જે દેવદત્ત જોવામાં આવ્યો હતો તે જ આ દેવદત્ત મથુરામાં શ્રાવણ માસમાં જોવામાં આવે છે. આ વાક્યમાં વિરોધ આવે છે; કેમકે, દેવદત્ત પ્રથમ જોવામાં આવ્યો હતો ત્યારે દેશ કાશી અને કાલ ફાગણ માસ હતો અને તે વખતે તે શ્રીમંત હતો; પછી જોવામાં આવ્યો ત્યારે દેશ મથુરા અને કાલ શ્રાવણ માસ હતો અને તે વખતે તે ગરીબ હતો; તેથી તે દેશ અને તે કાલ અને તે અવસ્થા વિશિષ્ટ તેમ જ આ દેશ અને આ કાલ અને આ અવસ્થા વિશિષ્ટ દેવદત્ત એવી રીતે વિશેષણ લાગવાથી, દેવદત્ત ભિન્ન હોય એમ જણાય છે; કારણ કે, વિશેષણના ભેદથી વિશેષણ–વિશિષ્ટનો પણ ભેદ હોય છે. માટે, તે દેશ, તે કાલ અને તે અવસ્થા તેમ જ આ દેશ, આ કાલ અને એ અવસ્થા એ પરસ્પર વિરુદ્ધ વિશેષણનો ત્યાગ કરવાથી માત્ર દેવદત્ત વ્યક્તિ રહી જાય છે. એથી તે દેશ અને તે કાલ તથા આ દેશ અને આ કાલરૂપી પરસ્પર વિરુદ્ધ ભાગનો ત્યાગ કરવો, અને દેવદત્તરૂપી ભાગનો ત્યાગ ન કરવો, તેથી તે ભાગત્યાગ લક્ષણા કહેવાય છે. એ ભાગત્યાગલક્ષણાથી એકતાનો બોધ થાય છે.

'सिंहो माणवकः।' 'આ બાલક સિંહ છે;' ત્યાં ગૌણીવૃત્તિથી અર્થબોધ થાય છે. સિંહ શબ્દની પ્રવૃત્તિ મુખ્ય વૃત્તિએ કરીને જંગલી ક્રૂર જાનવરમાં છે, અને સિંહના જેવા ક્રૂરતા આદિ ગુણવાળા બાળકમાં સિંહશબ્દની પ્રવૃત્તિ, ગૌણી વૃત્તિએ કરીને થાય છે; કારણ કે, બાળક પોતે કાંઈ સિંહ નથી; પણ તેના જેવો ગુણ તેનામાં છે, તેથી તેમાં સિંહ શબ્દની ગૌણીવૃત્તિથી પ્રવૃત્તિ થાય છે.*

શિષ્ય પૂછે છે:–ગુરુદેવ ! 'तत्त्वमसि।' 'તે (સચ્ચિદાનંદ પરમાત્મા) તું છે,' એવી રીતે છાંદોગ્ય ઉપનિષદ્‌માં શ્વેતકેતુ વિદ્યામાં શ્વેતકેતુ પ્રત્યે તેના પિતાએ ઉપદેશ કર્યો છે, એમાં જીવાત્માના અને પરમાત્માના અભેદનો બોધ છે, એ કેમ સંભવે ! કારણ કે, જીવ અલ્પજ્ઞ, અલ્પ શક્તિને પરાધીન છે, ત્યારે ઈશ્વર સર્વજ્ઞ, સર્વ શક્તિમાન્ અને સ્વતંત્ર ધર્મવાળા છે, એટલે તે બેની એકતા કેમ સંભવે ?

ગુરુ કહે છે–સાંભળ. જીવાત્મામાં 'જીવ'પદથી અને પરમાત્મામાં 'પરમ'પદથી ભેદ ભાસે છે, તેમ જ જીવાત્મા અલ્પજ્ઞ છે ને પરમાત્મા સર્વજ્ઞ છે, તેથી પણ ભેદ ભાસે છે; તો પછી તે બન્નેની એકતા કેમ કહી શકાય ? આ શંકાનું સમાધાન ભાગત્યાગલક્ષણાથી કરવામાં આવે છે. જીવાત્મામાંથી જીવપદ અને અલ્પજ્ઞપણારૂપી વિરુદ્ધ અંશને કાઢી નાંખવાથી અને પરમાત્મામાંથી પરમપદ અને સર્વજ્ઞપણારૂપી વિરુદ્ધ અંશને કાઢી નાંખવાથી, બન્નેમાં 'આત્મા,' 'આત્મા' એવી રીતે એક જ રૂપ રહી જાય છે. આ રીતે ભાગત્યાગલક્ષણાવડે 'तत्त्वमसि' એ વાક્યમાં જીવાત્માની અને પરમાત્માની એકતાનું પ્રતિપાદન કરેલું છે.† ૪૭




† ટીપ્પણ–બીજગણીતના એક સિદ્ધાંત પ્રમાણે સમજવાથી આ વિષય વિશેષ સ્પષ્ટ થશે.

અ=ક+મ. ક=ક+પ. એમાંથી બ અને ધ જે અ-

અવતરણિકા—એ પ્રમાણે દૃષ્ટાંત કહીને હવે તે દૃષ્ટાંત, મહાવાક્યાર્થ નિરૂપણ કરવારૂપી સિદ્ધાંતમાં ઘટાવે છેઃ-

**मायाविद्ये विहायैवमुपाधि परजीवयोः ।**
**अखंडं सच्चिदानंदं परं ब्रह्मैव लक्ष्यते ४८**

શબ્દાર્થ—એ પ્રકારે પરમાત્માની અને જીવાત્માની ઉપાધિરૂપ માયા અને અવિદ્યાને વજવાથી, અખંડ સચ્ચિદાનંદ એવા પરબ્રહ્મ જ લક્ષણાવૃત્તિથી જણાય છે.* ૪૮

## ચન્દ્રકાન્ત વિવરણ

પરમાત્માને માયાની ઉપાધિ છે; તે સ્વતંત્ર, સર્વજ્ઞ, સર્વશક્તિમાન્ અને સચ્ચિદાનંદરૂપ છે, તે માયાના વશમાં નથી, પરંતુ તેણે પોતે માયાને વશમાં રાખી છે. જીવાત્મા અવિદ્યાની ઉપાધિવાળો છે; તે પરતંત્ર, અલ્પજ્ઞ અને અલ્પશક્તિવાળો છે; અને તે અવિદ્યાના વશમાં છે. એટલો તફાવત બન્ને વચ્ચે છે. હવે પરમાત્માને માયા-આદિ જે ઉપાધિ વળગી છે તેનો ત્યાગ કરવો, અને જીવાત્માને અવિદ્યા આદિ જે ઉપાધિ વળગી છે તેનો ત્યાગ કરવો. એવી રીતે પરસ્પર વિરુદ્ધ ઉપાધિનો ત્યાગ કરવાથી, 'તે આ દેવદત્ત છે' તેમાં જેમ 'તે' અને 'આ' એ પરસ્પર વિરુદ્ધ ભાગનો ત્યાગ કરવાથી, પૂર્વે દીઠેલો અને હમણાં દીઠેલો દેવદત્ત એક જ છે, એવું દેવદત્તના સ્વરૂપનું જ્ઞાન થાય છે, તેમ જ જીવાત્મા અને પરમાત્મામાં પણ ભાગત્યાગરૂપી લક્ષણાવૃત્તિએ કરીને ભેદરહિત, એક જ, અખંડ સચ્ચિદાનંદ પરબ્રહ્મ જણાય છે. ૪૮

---

સમાન છે અને જેની કીમત શૂન્ય છે, તે કાઢી નાંખીએ તો અ=ક અને ઇ=ક થાય એટલે ક=અ=ઇ

(૧) જીવ=આત્મા+અલ્પજ્ઞત્વ વગેરે

(૨) બ્રહ્મ—પરમાત્મા=આત્મા+પરમત્વ,સર્વજ્ઞત્વ વગેરે.

આ બે સમાનરાશીપદો અથવા સમીકરણો છે. એમાં પ્રત્યેકમાં એક પદ "આત્મા" સમાન છે, અને બીજાં પદો "અલ્પજ્ઞત્વ" અને "સર્વજ્ઞત્વ" અસમાન છે. આ અસમાન તત્વો કાઢી નાંખીએ એટલે સમાન પદો એક થાય છે.

તે જ પ્રમાણે પ્રથમ સમીકરણમાંથી 'અલ્પજ્ઞ'—એ અસમાન પદ કાઢી નાંખીએ તો જીવાત્મા=આત્મા થાય.

બીજા સમીકરણમાંથી 'પરમત્વ' એ અસમાન પદ કાઢી નાંખીએ તો બ્રહ્મ=આત્મા થાય કારણ કે અલ્પત્વ અને પરમત્વ એ બન્ને વાચ્યાર્થ મિથ્યા છે, પરસ્પર સાપેક્ષતાવાળા છે, આરોપિત છે. એ બે એકઠાં કરીએ તો આત્મા=જીવ=બ્રહ્મ થાય. આ રીતે "તત્વમસિ"નો અર્થ સમજવાનો છે. આ રીતે સમજવાની જે યુક્તિ તેને વેદાંતમાં ભાગત્યાગલક્ષણાવૃત્તિ કહે છે; અને "તત્વમસિ"નો તે જ અર્થ છે. જીવ અને બ્રહ્મ એ બેમાં જે અંશાઅંશી ભાવ છે તે જ અલ્પજ્ઞત્વ અને સર્વજ્ઞત્વનું કારણ છે. જ્ઞાનથી એ કારણનો નાશ થાય એટલે જીવ તથા બ્રહ્મની એકતા સિદ્ધ થાય, અને તે અનુભવમાં આવે એટલે મુક્તિ થાય. આ દૃશ્યમાન જગત્ અને જીવના મૂળમાં "આત્મા" રહેલો છે. બ્રહ્મમાં પણ "આત્મા" રહેલો છે, અને બન્નેમાં આ આત્મા એક જ છે. એ બરાબર સમજવું એનું નામ અદ્વૈત જ્ઞાન. માત્ર જગત્ અને જીવની ઉત્પત્તિ સમજવામાં જુદા જુદા વાદોની માન્યતા રહેલી છે. તેમાં ગ્રન્થકર્તા શ્રીવિદ્યારણ્ય મુનિ શ્રીશંકરાચાર્યના સિદ્ધાંતને અનુસરીને બ્રહ્મને જ જગતનું અને જીવનું અભિન્નનિમિત્તોપાદાન કારણ માને છે. પણ બ્રહ્મમાંથી આ જગત્ અને જીવ કેવી રીતે થયા, તેનું કારણ કોઈ પણ કહી શક્યું નથી. (વેદ પણ નહિ). એ જે ન સમજાય એવું તત્ત્વ (missing link) તે જ માયા, તે જ પ્રકૃતિ, તે જ ઈચ્છા (એકના બહુ થવાની), તે જ એષણ શક્તિ, તે જ અલૌકિક શક્તિ, તે જ અવિદ્યા, તે જ જાદુગરી, તે જ ઐન્દ્રજાલિક શક્તિ; તે જ ઐશ્વર્ય, તે જ ભ્રમ, તે જ વિવર્ત (અવિકૃત પરિણામ), અને તે જ પરિણામ, એવા બહુ નામે વ્યવહારાય છે.

* ટીપ્પણ-જૂઓ ભગવદ્‌ગીતા અ. ૧૩ મો. क्षेत्रज्ञं चापि मां विद्धि એ શ્લોકમાં ભગવાન્ કહે છે કે, હે અર્જુન ! સર્વ ક્ષેત્રોને એટલે સર્વ શરીરોને વિષે દેહ, પ્રાણ, ઇન્દ્રિયો, મન, બુદ્ધિ વગેરેને જાણનારો જે ક્ષેત્રજ્ઞ એટલે કે શુદ્ધ જીવ, તેને પણ હું (ભગવાન્) રૂપ જાણ. એ રીતે અર્જુન પ્રત્યે ભગવાને પોતા સાથે ક્ષેત્રજ્ઞનું એકપણું નિરૂપણ કર્યું છે. તે જ રીતે શ્રીમદ્ ભાગવતમાં ચોથા સ્કધના ૨૮ મા અધ્યાયમાં પુરંજનોપાખ્યાનમાં જીવને ઈશ્વર સાથે પોતાનું એકત્વજ્ઞાન દૃઢ થવા સારુ ઈશ્વરે જીવને પોતા સાથે એકતાનો ઉપદેશ કર્યો છે. જૂઓ શ્લોક अहं भवान्न चान्यस्त्वं, त्वमेवाहं विचक्ष्व भो । न नौ पश्यन्ति कवयश्छिद्रं जातु मनागपि ॥ ભાવાર્થ—હે જીવ ! હું છું તે જ તું છે મારાથી તું જૂદો નથી. તું છે તે જ હું છું, એમ મારું તથા તારું એકપણું વિચારી જો. જે જ્ઞાનવાન્ પુરુષો છે, તે આપણા બેમાં કોઈ પણ સમયે કિંચિત્ માત્ર પણ ભેદ જોતા નથી, એટલે જીવ-ઈશ્વરને એકરૂપ જાણે છે. આ ઇત્યાદિ શ્રુતિ સ્મૃતિ પુરાણમાં પ્રત્યગાત્માનો પરમાત્મા સાથે અભેદ નિરૂપણ કર્યું છે.

અવતરણિકા–મહાવાક્યે કરીને લક્ષણાવૃત્તિથી જાણવા યોગ્ય એવા પરબ્રહ્મ સવિકલ્પ છે કે નિર્વિકલ્પ છે? આવી શંકા કરીને શિષ્ય બંને પક્ષમાં દોષ દેખાડે છે.

सविकल्पस्य लक्ष्यत्वे लक्ष्यस्य स्यादवस्तुता
निर्विकल्पस्य लक्ष्यत्वं न दृष्टं न च संभवि ॥

શબ્દાર્થ–(જો) સવિકલ્પને લક્ષ્યતા (હોય તો) લક્ષ્યની અવસ્તુતા ( મિથ્યાત્વ ) થાય છે; અને નિર્વિકલ્પની લક્ષ્યતા જોઈ નથી, તેમ તેનો સંભવ પણ નથી. ૪૯

### ચન્દ્રકાન્ત વિવરણ

નામ અને રૂપ બન્ને અજ્ઞાન કલ્પિત છે; કારણ કે, તે માયિક છે.

'अस्ति भाति प्रियं रूपं नामचेत्यर्थपंचकम् ।
आद्यं त्रयं ब्रह्मरूपं मायारूपं ततः परम् ॥'

'અસ્તિ (સત્), ભાતિ (ચિત્), પ્રિય (આનંદ), રૂપ અને નામ એ પાંચ અર્થો છે. તેમાં પહેલાં ત્રણ એટલે અસ્તિ, ભાતિ અને પ્રિયતા, એ બ્રહ્મરૂપ છે; અને પછીનાં બે નામ અને રૂપ, એ માયારૂપ–માયિક છે.' એ શ્લોકમાં પણ નામ અને રૂપને માયિક કહ્યાં છે. અખંડ અને સદ્રૂપ બ્રહ્મમાં અવયવવાળાં અને અસદ્ એવાં નામ, જાતિ વગેરેની જે કામના તેનું નામ વિકલ્પ, અને તે સહિત જે હોય તે સવિકલ્પ કહેવાય એટલે સગુણબ્રહ્મ, અને જેને નામ, રૂપ આદિ ન હોય તે નિર્વિકલ્પ કહેવાય એટલે નિર્ગુણબ્રહ્મ કહેવાય.

શિષ્ય–'तत्त्वमसि' ઇત્યાદિ વાક્યે કરીને જે લક્ષ્ય તે લક્ષણાવૃત્તિએ કરીને જણાય છે, એમ તમે કહ્યું તે તો ઠીક; પણ તે લક્ષ્ય, સવિકલ્પ કહો છો, કે નિર્વિકલ્પ? જો સવિકલ્પ લક્ષ્ય (લક્ષણાથી જાણવા યોગ્ય બ્રહ્મ છે) એમ કહેશો તો તે લક્ષ્યને એટલે બ્રહ્મને મિથ્યાપણું પ્રાપ્ત થશે; કારણ કે, સવિકલ્પ માયિક છે, અને તેથી તે મિથ્યા છે. વળી નિર્વિકલ્પ લક્ષ્ય (લક્ષણાથી જાણવા યોગ્ય) છે એમ કહેવું પણ ઉચિત નથી; કારણ કે નિર્વિકલ્પને લક્ષ્યપણું જોવામાં આવ્યું નથી, તેમ સંભવતું પણ નથી. જે લક્ષ્ય (જાણવા યોગ્ય) હોય તે નિર્વિકલ્પ કહેવાય જ નહિ; કેમકે, લક્ષ્યના ધર્મવાળા પદાર્થને નિર્વિકલ્પ કહેવો એમાં વદતોવ્યાઘાત નામનો દોષ આવે છે.

### વદતોવ્યાઘાત દોષ

પોતે જે બોલે તેમાં જ વ્યાઘાત કહેતાં વિરોધ આવે તે વદતોવ્યાઘાત નામનો દોષ કહેવાય છે. 'મારી મા વાંઝણી છે,' 'મારે જીભ નથી,' એવી રીતનું બોલવું એ વદતોવ્યાઘાત કહેવાય છે; કારણ કે, મારી મા એમ કહેવું તેમાં જ, તેની માનું પુત્રપણું સિદ્ધ કરે છે, અને વાંઝણી અપુત્રપણું સિદ્ધ કરે છે; તેમ જ મારે જીભ નથી તે મૂગાપણું સિદ્ધ કરે છે, પરંતુ તે જે બોલે છે તે તેની જીભનું અસ્તિત્વ સિદ્ધ કરે છે. આમાં પણ પરસ્પર વિરોધ આવે છે, તેને વદતોવ્યાઘાત દોષ કહેવામાં આવે છે.

સારાંશ કે, સવિકલ્પને લક્ષ્ય (જાણવા યોગ્ય) કહેવામાં લક્ષ્યને મિથ્યાપણું પ્રાપ્ત થાય છે, અને નિર્વિકલ્પને લક્ષ્ય કહેવામાં વદતોવ્યાઘાત દોષ આવે છે. એવી રીતે ઉભય પક્ષમાં દોષ હોવાથી 'तत्त्वमसि' ઇત્યાદિ વાક્યોનું લક્ષ્ય કોણ? ૪૯

અવતરણિકા–ગુરુ સમજાવે છે કે તારો પ્રશ્ન મિથ્યા હોવાથી આવો પ્રશ્ન કરવો યોગ્ય નથી. તોપણ તેં પ્રશ્ન પૂછ્યો છે તો 'જેવો યક્ષ તેવો બલિ,' 'જેવા દેવ તેવી પૂજા' એ ન્યાયને અનુસારે, અથવા ઉષ્ટ્રકકુટિકા ન્યાયથી શિષ્યના પ્રશ્નમાંજ દોષોની પરંપરા કહે છે.

विकल्पो निर्विकल्पस्य सविकल्पस्य वा भवेत्
आद्ये व्याहतिरन्यत्रानवस्थात्माश्रयादयः ॥*

શબ્દાર્થ–તેં જે વિકલ્પ કર્યો તે વિકલ્પ, નિર્વિકલ્પનો વા સવિકલ્પનો થાય છે? આદ્યમાં એટલે નિર્વિકલ્પના વિકલ્પ પક્ષમાં વ્યાઘાત આવે છે; અને બીજા પક્ષમાં એટલે સવિકલ્પના વિકલ્પ પક્ષમાં અનવસ્થા અને આત્માશ્રયતા આદિ દોષો આવે છે. ૫૦

### ચન્દ્રકાન્ત વિવરણ

ગુરુ–શિષ્યને ઉત્તર આપતાં કહે છે કે, તારો પ્રશ્ન તુચ્છ છે; માટે તેનો ઉત્તર 'ઉષ્ટ્રકુટિકા' ન્યાયથી જ આપવો યોગ્ય ગણાય છે, ને તેવી રીતે જ ઉત્તર દઉં છું. ભાર ભરવામાં ઉપયોગી ઊંટ જ્યારે મસ્તી કરવા માંડે ત્યારે તેના ઉપર લાદેલાં લાકડાંમાંથી એક લાકડું કાઢીને તેનાથી

* આ શ્લોકમાં શાસ્ત્રીય પ્રક્રિયા છે, તેથી શાસ્ત્રવેત્તા અને બહુશ્રુતને તે જણાવામાં આવે તેમ છે; સાધારણ રીતે તે સમજવો ઘણો કઠણ છે.

ઉંટને મારવામાં આવે છે, તે 'ઉષ્ટ્રલકુટિકા' ન્યાય છે. તે પ્રમાણે તેં જે પ્રશ્ન પૂછ્યો તે મિથ્યા હોવાથી, તે પ્રશ્નમાંથી જ દોષોની પરંપરા ઉત્પન્ન કરીને તારા પ્રશ્નનું ખંડન કરવું યોગ્ય છે, પરંતુ તેનો યોગ્ય ઉત્તર આપવો ઠીક નથી; કારણ કે, ઉત્તર પ્રશ્નને અનુસાર જ આપવું જોઇએ.

### વદતોવ્યાઘાત દોષ

હે શિષ્ય ! તેં જે પ્રશ્ન કર્યો તેમાં निर्विकल्प અને सविकल्प એવાં બે પદો છે; તેમાં જે विकल्प છે તે सविकल्पनो છે કે निर्विकल्पनो છે? તું જો નિર્વિકલ્પનો વિકલ્પ કહીશ તો વદતોવ્યાઘાત નામનો દોષ આવી પડશે. કારણ કે निर्विकल्पमां विकल्प હોય નહિ; તેનો વિકલ્પ માનવો એ 'મારી માતા વાંઝણી છે' અથવા તો 'મારે જીભ નથી,' એના જેવો છે. જેમ 'મારી મા' એ વાંઝણી શબ્દના અર્થથી વિરુદ્ધ છે, એટલે પોતે જ પોતાની માને 'મારી મા' એમ કહીને પુત્રવાળી છે એ સિદ્ધ કરે છે, અને છેવટે પાછી પોતે જ 'વાંઝણી' કહે છે, એમાં પોતાનું બોલવું જ પરસ્પર વિરોધવાળું છે; અને 'મારે જીભ નથી,' એમાં પણ 'જીભ નથી' એમ કહ્યા છતાં પોતે બોલે છે, તે બોલવું પણ પરસ્પર વિરોધવાળું હોવાથી, વદતોવ્યાઘાત દોષ તેમાં છે; તેમ જ અહીં પણ निर्विकल्पनो विकल्प કહેવો તેમાં વદતોવ્યાઘાત દોષ આવશે; માટે તે પ્રથમ પક્ષ તો સ્વીકારવા જેવો નથી.

### ચાર દોષો–૧ લો દોષ આત્માશ્રય દોષ

તું કદાચ બીજો પક્ષ ગ્રહણ કરતો હોય, એટલે सविकल्पनो विकल्प માનતો હો, તો ત્યાં આત્માશ્રય, અન્યોન્યાશ્રય, ચક્રિકાપત્તિ, અને અનવસ્થા વગેરે દોષો આવે છે, તેનું તને ભાન નથી.

હે શિષ્ય! सविकल्प શબ્દ स અને विकल्प એ બે પદો મળીને થયો છે, અને તેનો અર્થ विकल्पेन सह=सविकल्प "વિકલ્પે કરીને સહિત" એટલે "સવિકલ્પ" એવો થાય છે. આમાં 'વિકલ્પે કરીને' विकल्पेन આ પદમાં विकल्प પદને ત્રીજી વિભક્તિનો પ્રત્યય લાગ્યો છે, અને स એવું અવ્યયનો 'સહિત' એવો અર્થ થાય છે. અર્થાત્ विकल्पेन सहित=सविकल्प એવું બ્રહ્મ ધર્મરૂપે છે, તેનો વિકલ્પ કહેવાનો છે. અહીં सविकल्प પદમાં જે વિકલ્પ પદ છે તે ઉપર કહ્યા પ્રમાણે તૃતીયા વિભક્તિવાળું પદ છે; અને સવિકલ્પ પદને ષષ્ઠી વિભક્તિનો "નો"(स्य) પ્રત્યય લગાડીને તેની સાથે જોડવાનો બીજો विकल्प શબ્દ, એટલે सविकल्पनो જે विकल्प છે એ પ્રથમા વિભક્તિમાં છે. હવે સવિકલ્પમાં રહેલો વિકલ્પ શબ્દ અને તેની સાથે જોડવા ધારેલો પ્રથમાંત વિકલ્પ શબ્દ આ બંને શબ્દ એક જ છે, એમ માનીએ તો આત્માશ્રય નામનો દોષ આવે છે. પોતે પોતાનો જ આશ્રય કરવો તેનું નામ આત્માશ્રય દોષ.*

વિશિષ્ટ (વિશેષણ સહિત) વસ્તુમાં રહેનારો ધર્મ, જેમ વિશિષ્ટ વસ્તુમાં રહે છે તેમ જ વિશેષણમાં પણ રહે છે, આવું પ્રામાણિકોએ માન્ય કર્યું છે. 'દંડી પુરુષ આવ્યો,' આ વાક્યમાં દંડ વિશિષ્ટ દંડી પુરુષમાં રહેલી આગમન ક્રિયા જેમ પુરુષમાં છે તેમ જ દંડમાં પણ છે, એટલે દંડ પણ પુરુષની સાથે જ આવ્યો છે. તેમાં વિશેષ્યરૂપ પુરુષ આધાર છે અને દંડ તેનો આધેય છે. આધારનિષ્ઠ ક્રિયા આધેયમાં પણ હોય છે. અહિં સિદ્ધાંતમાં અને પક્ષમાં પણ સવિકલ્પ વિશેષ્ય એટલે આધાર છે, અને તેમાં

* અહિયાં થોડી વિશેષ સમજુતિ આપવાની જરૂર છે. શિષ્યે પૂછેલા પ્રશ્નમાં (શ્લોક ૪૯ મો) એક તો "સવિકલ્પ બ્રહ્મ"નો વિકલ્પ કલ્પ્યો છે, અને બીજો "નિર્વિકલ્પ બ્રહ્મ"નો વિકલ્પ કલ્પ્યો છે. એમાં સવિકલ્પ બ્રહ્મનો વિકલ્પ કલ્પવો, એ એક જ શ્વાસમાં બે પરસ્પર વિરુદ્ધ વાત કહેવા જેવું છે, એવું ગુરુ મહારાજ શિષ્યને સમજાવે છે. તે આવી રીતેઃ પ્રથમ તો "વિકલ્પ" એ એક શબ્દ-પદ છે. તે પ્રથમાંત છે." તેને ત્રીજી વિભક્તિનો પ્રત્યય લગાડીને स અવ્યય જોડી "સવિકલ્પ" શબ્દ બનાવ્યો. (विकल्पेन+सह=सविकल्प) તે પણ પાછો પ્રથમાંત શબ્દ બન્યો. અને તેને પાછો છઠ્ઠી વિભક્તિનો "નો" (स्य) પ્રત્યય લગાડીને "સવિકલ્પનો" એવો એક શબ્દ બનાવ્યો, અને તે છઠ્ઠી વિભક્તિ લાગવાથી તેનાથી જે ગ્રહણ કરવાનો શબ્દ તે પાછો "વિકલ્પ" શબ્દ છે. એટલે "સવિકલ્પનો વિકલ્પ" એવો પદાર્થ ઉભો થાય છે. એનો સાદી ગુજરાતી ભાષામાં અર્થ કહીએ તો "વિકલ્પવાળાનો વિકલ્પ" એવો થાય છે. એમાં એક જ શબ્દની વિભક્તિ ભેદથી આવૃત્તિ થાય છે, માટે તે પરસ્પર વિરોધી વાત છે. એવું ગુરુ મહારાજ શિષ્યને સમજાવી કહે છે કે તું જે બોલે છે પછે છે તે સ્વસ્કંધારોહણ-એટલે કે પોતાની ખાંધે પોતે ચઢી બેસવું-એના જેવું વિરોધિ અને અશક્ય છે.

રહેલો તૃતીયાંત વિકલ્પ તેનો આધેય છે. આગમન ક્રિયાની પેઠે પ્રથમાંત વિકલ્પને એક ધર્મરૂપે માનવાનો છે. હવે અહીં પ્રથમાંત વિકલ્પનો આશ્રય સવિકલ્પ થશે, અને સવિકલ્પનો વિશેષણીભૂત તૃતીયાંત વિકલ્પ પ્રથમાંત વિકલ્પનો આશ્રય થશે. આ પ્રમાણે પ્રથમાંત અને તૃતીયાંત વિકલ્પ એક જ છે, એમ આપણે નિશ્ચય કર્યો છે, તેથી એક જ વિકલ્પ પોતાના આશ્રયભૂત સવિકલ્પકના વિશેષણરૂપે આશ્રિત થઈને પોતે તૃતીયાંત વિકલ્પનો આશ્રય થાય છે. આમ આશ્રિત તથા આશ્રયનું એકપણું હોવાથી, આત્માશ્રય નામનો દોષ એમાં આવે છે. તેનું, હે મૂઢ! તને જ્ઞાન છે?

તું કદાચ ઉપરનો દોષ નિવારવા માટે કહીશ કે, સવિકલ્પ પદમાં રહેલો તૃતીયાંત વિકલ્પ અને પ્રથમ વિકલ્પ એક નથી, પણ જૂદાં જૂદાં છે, તો પ્રથમાંત વિકલ્પના આધાર માટે, જેમ સવિકલ્પકનો આશ્રય કલ્પવો પડ્યો હતો, તેમ તૃતીયાંત વિકલ્પના આધાર માટે વળી બીજો સવિકલ્પક આશ્રય કલ્પવો પડશે; કારણ કે વિકલ્પ સવિકલ્પમાં રહે છે, નિર્વિકલ્પમાં રહેતો નથી, એવી તારા જેવા અજ્ઞ જીવને ક્યાંથી ખબર હોય?

**૨ જો દોષ-અન્યોન્યાશ્રય દોષ**

હવે તૃતીયાંત વિકલ્પનો આધાર જે સવિકલ્પ કલ્પ્યો છે, તેમાં રહેલો તૃતીયાંત વિકલ્પ, પ્રથમના પ્રથમાંત વિકલ્પરૂપ છે કે તેથી જૂદો છે? જો એક છે એમ કહીશ, તો અન્યોન્યાશ્રય નામનો દોષ આવશે. એક-બીજાની સિદ્ધિ થવામાં એકબીજાની અપેક્ષા રહેવી તેનું નામ અન્યોન્યાશ્રય દોષ કહેવાય છે. અહિં પ્રથમાંત વિકલ્પની સ્થિતિ માટે તૃતીયાંત વિકલ્પની અપેક્ષા છે, અને તૃતીયાંત વિકલ્પની સ્થિતિ માટે બીજો સવિકલ્પ કલ્પીને તેની અંદર તૃતીયાંત વિકલ્પ માન્યો છે તેની અપેક્ષા રહેછે, અને તે અપેક્ષિત વિકલ્પ પ્રથમાંત વિકલ્પથી જૂદો નથી, પણ પ્રથમાંત જ છે. આ રીતે પ્રથમાંત વિકલ્પની સ્થિતિ, તૃતીયાંત વિકલ્પની સિદ્ધિની અપેક્ષા રાખે છે, અને તૃતીયાંત વિકલ્પની સ્થિતિ માટે જે વિકલ્પની અપેક્ષા રાખવામાં આવે છે તે પ્રથમાંત રૂપ જ છે. આમ એકબીજાની સ્થિતિ માટે એકબીજાની સિદ્ધિની અપેક્ષા રહેવાથી અન્યોન્યાશ્રય દોષ આવે છે, તેનો વિચાર કરી શંકા કર. ને મૂઢ ન બન.

**૩ જો અને ૪ થો દોષ-ચક્રિકાપત્તિ દોષ અને અનવસ્થા દોષ**

તું આ દોષ દૂર કરવા માટે કહીશ કે, તૃતીયાંત વિકલ્પનો સવિકલ્પક આધાર કલ્પ્યો હતો, તેમાં વિશેષણીભૂત જે તૃતીયાંત વિકલ્પ છે, તે પ્રથમ કહેલા તૃતીયાંત વિકલ્પ અને પ્રથમાંત વિકલ્પથી જૂદો છે, એટલે તે ત્રીજો વિકલ્પ છે; તો ધર્મિવિશેષણીભૂત વિકલ્પનો આશ્રય સવિકલ્પને જ માનવો પડશે. ધર્મિનો વિશેષણીભૂત વિકલ્પ, પ્રથમનો વિશેષણીભૂત વિકલ્પ, તૃતીયાંત વિકલ્પ, તથા પ્રથમાંત વિકલ્પ, આ ત્રણે વિકલ્પોથી જૂદો છે કે પ્રથમ વિકલ્પરૂપ છે? તું જો ધર્મિવિશેષણીભૂત વિકલ્પને પ્રથમાંત વિકલ્પરૂપ જ માનીશ, તો ચક્રિકાપત્તિ નામનો દોષ આવે છે. જે ચક્રની પેઠે ભમાવ્યા કરે તેનું નામ ચક્રિકા દોષ કહેવાય છે. પ્રથમાંત વિકલ્પની સ્થિતિ માટે તૃતીયાંત વિકલ્પની અપેક્ષા રહે છે, અને તૃતીયાંત વિકલ્પના આધાર માટે વિશેષણીભૂત ત્રીજા વિકલ્પની અપેક્ષા રહે છે; અને તે વિશેષણીભૂત વિકલ્પની સ્થિતિ માટે ધર્મિવિશેષણીભૂત ચોથા વિકલ્પની અપેક્ષા રહે છે; તે વિકલ્પ પ્રથમના પ્રથમાંત વિકલ્પરૂજ છે, તેથી પ્રથમાંત વિકલ્પને તૃતીયાંત વિકલ્પની અપેક્ષા રહેશે, અને તેને વળી ત્રીજા વિકલ્પની અપેક્ષા રહેશે. આમ ચક્રની પેઠે ફર્યા કરવું પડવાથી ચક્રિકા નામનો દોષ આવી પડે છે. આ દોષને દૂર કરવાનો માત્ર એક જ માર્ગ છે, પરંતુ તે માર્ગ ગ્રહણ કરવાથી મૂળને જ હાનિ પહોંચે તેમ છે. તે માર્ગ આ પ્રમાણે છેઃ-આ ચતુર્થ વિકલ્પના આશ્રય માટે પાંચમા વિકલ્પની કલ્પના કરવી, ને પાંચમા વિકલ્પની સ્થિતિ માટે છઠ્ઠાની અને તેને માટે સાતમાની એમ ઉત્તરોત્તર અપેક્ષા રહેવાથી, અનવસ્થા નામનો દોષ આવી પડે છે. અનવસ્થા એટલે પ્રમાણ વિનાનો પ્રવાહ, જેનો કોઈ પણ રીતે છેડો આવે નહિ તે, જેમાં કોઈ પણ જાતની અવસ્થા કે ક્રમ હોય નહિ તે. ૫૦

અવતરણિકા-કેવળ વિકલ્પમાં જ વદતોવ્યાઘાત આદિ દોષો આવે છે તેમ નથી, પરન્તુ ગુણાદિ અનાત્મવસ્તુમાં પણ તે દોષો આવે છે, તે હવે કહે છે.

इदं गुणक्रियाजातिद्रव्यसंबंधवस्तुषु ।
समं तेन स्वरूपस्य सर्वमेतदितीष्यताम् ५१

શબ્દાર્થ-આ દૂષણ, ગુણ, ક્રિયા, જાતિ, દ્રવ્ય અને સંબંધ આ પાંચે વસ્તુઓમાં સમાન છે. તે દોષને લીધે ગુણાદિક સર્વની સાકારમાં કલ્પના છે એમ જાણવું. ૫૧

## ચન્દ્રકાન્ત વિવરણ

વદતોવ્યાઘાત, આત્માશ્રય, અન્યોન્યાશ્રય, ચક્રિકાપત્તિ અને અનવસ્થા એ દૂષણ કેવલ વિકલ્પમાં જ આવે છે એમ નથી; પરંતુ ગુણ, ક્રિયા, જાતિ, દ્રવ્ય અને સંબંધ એ પાંચ વસ્તુઓમાં પણ તે દોષો આવે છે. હું પૂછું છું કે, ગુણ, નિર્ગુણમાં રહે છે કે ગુણમાં રહે છે? જો નિર્ગુણમાં રહે છે એમ તું કહીશ તો વ્યાઘાત દોષ આવશે અને જો સગુણમાં રહે છે એમ કહીશ તો આત્માશ્રયઆદિ ચાર દોષો આવશે. તેવી જ રીતે, ક્રિયા, ક્રિયા રહિતમાં રહે છે, કે ક્રિયા સહિતમાં રહે છે? જાતિ, જાતિ રહિતમાં રહે છે, કે જાતિ સહિતમાં રહે છે? દ્રવ્ય, દ્રવ્ય રહિતમાં રહે છે, કે દ્રવ્ય સહિતમાં રહે છે? સંબંધ, સંબધ રહિતમાં રહે છે, કે સંબંધ સહિતમાં રહે છે? એવી રીતે સર્વત્ર વ્યાઘાત અને આત્માશ્રય આદિ દોષો આવશે.

શિષ્ય-હે ગુરુદેવ! તમે જે ઉત્તર આપ્યું તે સત્ ઉત્તર કહેવાય નહિ. મેં જે પ્રશ્ન કર્યો તેનું ઉત્તર તો પાછળ રહ્યું, પણ તમે તો તમારા પ્રમાણમાં જ દોષો કરવા માંડ્યા છે એ શું?

ગુરુ-હે શિષ્ય! મેં દોષારોપ કરવા માંડ્યો નથી, પણ તેં જેવું પ્રશ્ન કર્યું તેવું મેં ઉત્તર આપ્યું છે. ઉપર કહેલા વ્યાઘાત આદિ સર્વત્ર દોષ આવવાથી વ્યવહારની નિવૃત્તિરૂપ મૌન પ્રાપ્ત થાય છે, અને ગુરુ શિષ્યના ઉપદેશનો અવસર પણ રહેતો નથી. માટે સવિકલ્પ લક્ષ્ય છે કે નિર્વિકલ્પ લક્ષ્ય છે એવી આશંકા કરવાની જ નથી. હવે તેનો સદુત્તર સાંભળવો હોય તો સાંભળ, તે પણ કહું છું. ગુણ, ક્રિયા આદિ સર્વની સાકારમાં કલ્પના કરવી યોગ્ય છે, પરંતુ અરૂપમાં તેની કલ્પના કરવી અયોગ્ય છે, એવું એ પ્રશ્નનુ ઉત્તર છે. ૫૧

અવતરણિકા- શિષ્ય કહે છે કે બીજે ઠેકાણે ભલે તેમ હોય; પરંતુ ચાલતા પ્રસંગમાં તેથી શું સમજવાનું છે તે કહો? તેના ઉત્તરમાં ગુરુ કહે છે.

विकल्पतदभावाभ्यामसंस्पृष्टात्मवस्तुनि ।
विकल्पितत्वलक्ष्यत्वसंबंधाद्यास्तु कल्पिताः

શબ્દાર્થ-વિકલ્પ અને તેનો અભાવ જેનો સ્પર્શ કરી શકતા નથી એવી આત્મવસ્તુ વિષે વિકલ્પિતપણું, લક્ષ્યપણું અને સંબંધપણું વગેરે તો કલ્પેલા છે. ૫૨

## ચન્દ્રકાન્ત વિવરણ

પરબ્રહ્મમાં વિકલ્પ નથી તેમ વિકલ્પાભાવ પણ નથી. એમાં જેમ વિકલ્પ અને વિકલ્પાભાવ કલ્પિત છે, તેમ લક્ષ્યતા પણ કલ્પિત છે, તથા સંયોગ આદિ સંબંધ પણ કલ્પિત છે. દ્રવ્ય કે જે ગુણનો આધાર છે અને સમવાયિ કારણ છે, તે પણ કલ્પિત છે. એવી જ રીતે ગુણ, ક્રિયા અને જાતિ સર્વ પરબ્રહ્મમાં કલ્પિત છે. એટલા માટે, 'तत्त्वमसि' એ મહાવાકયનું લક્ષ્ય (લક્ષણાવૃત્તિએ કરી બોધ થાય તેવું) એક પરબ્રહ્મ જ છે. ૫૨

### ૨-શ્રવણ, મનન અને નિદિધ્યાસનનાં લક્ષણો (૫૩-૫૪; ૨ શ્લોકો)

અવતરણિકા-આરંભથી લઈ (૫૨)મા શ્લોક પર્યંત શું સિદ્ધ થયું એ જિજ્ઞાસા પૂર્ણ કરવા માટે ગુરુ નીચેના શ્લોકમાં તે સર્વ કહે છે.

इत्थं वाक्यैस्तदर्थानुसंधानं श्रवणं भवेत् ।
युक्त्या संभावितत्वानुसंधानं मननं तु तत्

શબ્દાર્થ-આ પ્રમાણે મહાવાકયોએ કરીને તે (વાકયો)ના અર્થનું અનુસંધાન કરવું તે શ્રવણ ગણાય, અને યુક્તિએ કરીને આ અર્થ ઘટી શકે છે કે કેમ, આવી રીતે ચિંતન કરવું તે મનન ગણાય છે. ૫૩

## ચન્દ્રકાન્ત વિવરણ

હે શિષ્ય! ચુમ્માલીશમા શ્લોકથી આરંભીને બાવન શ્લોક સુધીનો જે વિષય મેં સમજાવ્યો છે, તેમાં કહેવા પ્રમાણે 'तत्त्वमसि' એ મહાવાકયનું, બ્રહ્મનિષ્ઠ ગુરુના મુખથી શ્રદ્ધાપૂર્વક, જીવ અને બ્રહ્મની એકતા કરનારા અર્થનું અનુસધાન કરવું એટલે શોધન કરવું તેનુ નામ શ્રવણ

છે, અને ત્રીજા શ્લોકથી લઇને ત્રેતાળીશમા શ્લોક સુધી જે મેં સમજાવ્યું છે, તેમાં કહેલી યુક્તિ પ્રમાણે, આ અર્થ ઘટી શકે છે કે કેમ, આવી રીતે જે ચિંતન કરવું તે મનન કહેવાય છે. ૫૩

અવતરણિકા–શ્રવણનું અને મનનનું લક્ષણ કહીને હવે નિદિધ્યાસનનું લક્ષણ કહે છેઃ–

**ताभ्यां निर्विचिकित्सेऽर्थे चेतसः स्थापितस्य यत् ।**
**एकतानत्वमेतद्धि निदिध्यासनमुच्यते ५४**

શબ્દાર્થ–તે બન્નેએ (શ્રવણે અને મનને) કરીને સંદેહ રહિત વિષયમાં સ્થાપિત કરેલા ચિત્તનું જે એકતાનપણું એટલે (એકાકાર વૃત્તિ થવી), એ નિદિધ્યાસન કહેવાય છે. ૫૪

### ચન્દ્રકાન્ત વિવરણ

જ્યાં સુધી સંદેહ હોય છે ત્યાં સુધી નિશ્ચયાત્મક જ્ઞાન થતું નથી. જેમકે, રજ્જુમાં સંદેહ થયો કે આ રજ્જુ હશે કે સર્પ હશે? એ પ્રકારે થયેલો સંશય જ્યાં સુધી નિવૃત્ત થતો નથી, ત્યાં સુધી રજ્જુનું નિશ્ચયાત્મક જ્ઞાન થતુ નથી; તેમ જ જ્યાં સુધી, દેહ એ જ આત્મા હશે કે તેથી ભિન્ન હશે? આત્મા બ્રહ્મરૂપ હશે કે તેથી ભિન્ન હશે? એવો સંશય હોય છે ત્યાં સુધી આત્માનું યથાર્થ જ્ઞાન થતું નથી. એટલા માટે, તે સંશય દૂર કરવા સારુ શ્રવણ અને મનન કરવાં જોઇએ. તે શ્રવણે અને મનને કરી આત્મા દેહથી ભિન્ન છે ને બ્રહ્મરૂપ છે, એવી રીતે નિશ્ચય થાય છે. એવી રીતે નિશ્ચય કરેલા આત્મારૂપ વિષયમાં એકાકારવૃત્તિનો પ્રવાહ, એટલે 'अहं ब्रह्मास्मि' 'હું બ્રહ્મ છું.' એવી વૃત્તિ સર્વદા રહેવી એ નિદિધ્યાસન કહેવાય છે.

#### ધારણા અને ધ્યાન

એ નિદિધ્યાસન યોગશાસ્ત્રમાં પ્રસિદ્ધ છે, એ જણાવવા માટે મૂળ શ્લોકમાં હી શબ્દ કહ્યો છે. યોગશાસ્ત્રમાં કહ્યું છે કે, देशबंधश्चित्तस्य धारणा 'ચિત્તને દેશનો સંબંધ થવો,' એટલે એક દેશમાં ચિત્ત સ્થિર થવું તેનું નામ 'ધારણા' કહેવાય છે, અને તેજ નિદિધ્યાસન કહેવાય છે. 'ધ્યાન' પણ તેને જ લગતું છે. તેનું સ્વરૂપ યોગશાસ્ત્રમાં આવું વર્ણવ્યું છે,– 'तत्र प्रत्ययैकतानता ध्यानम्' તે (પરમાત્મા)માં સર્વદા તદાકાર ચિત્તવૃત્તિ રહેવી તેનું નામ 'ધ્યાન.' વિજાતીય પદાર્થની નિવૃત્તિપૂર્વક સજાતીય પદાર્થની આવૃત્તિ થવી તેનું નામ 'પ્રવાહ' કહેવાય છે; જેમ કે જલનો પ્રવાહ. તેવી રીતે આત્મજ્ઞાનનો પ્રવાહ એટલે અનાત્મજ્ઞાનની નિવૃત્તિપૂર્વક આત્મજ્ઞાનની જ આવૃત્તિ થવી તેનું નામ 'નિદિધ્યાસન' કહેવાય છે. ૫૪

## ૩-નિર્વિકલ્પ સમાધિનું નિરૂપણ
(૫૫–૬૨; ૮ શ્લોકો)

અવતરણિકા–શ્રવણ, મનન અને નિદિધ્યાસન પછી સમાધિ કે જે નિદિધ્યાસનની પરિપાકાવસ્થા છે તેનું નિરૂપણ હવે કરવામાં આવે છે.

**ध्यातृध्याने परित्यज्य क्रमाद्ध्येयैकगोचरम्**
**निवातदीपवच्चित्तं समाधिरभिधीयते ॥५५**

શબ્દાર્થ–ચિત્ત, ધ્યાતા (ધ્યાન કરનાર) ને અને ધ્યાનને વજી દઇ ક્રમે કરીને કેવળ ધ્યેય-પરબ્રહ્મને જ વિષય કરનારું અને વાયુરહિત સ્થલમાં રહેલા દીપની પેઠે નિશ્ચલ થાય, તે 'સમાધિ' કહેવાય છે. ૫૫

### ચન્દ્રકાન્ત વિવરણ

મન અતિ ચંચળ છે. તેને વશ કરવાની આશા કરવી, એ વાયુને વશ કરવાની આશા કરવા જેવું છે. મોટામોટા મુનિઓ મથીમથી મરણશરણ થયા, પણ કોઇથી મન વશ થયું નથી. કેટલાક તો તીવ્ર તપ કરી, સૌભરિની પેઠે, મનની અતિ ચંચળતાને લીધે, કોઇને કોઈ વિષયમાં આસક્ત થઈ, તપોભ્રષ્ટ થયા છે. વિરલ મહાત્મા મુનિઓ જ કોઈ પણ વિષયમાં આસક્ત ન થતાં, મનને વશ કરવાના મનોરથને પાર પામ્યા છે. આ વાત ઇતિહાસ પુરાણોમાં પ્રસિદ્ધ છે. મનોનિગ્રહની કઠિનતા વિષે યોગવાસિષ્ઠ મહારામાયણમાં કહ્યું છે કે–

'अप्यब्धिपानान्महतः सुमेरून्मूलनादपि ।
अपिवह्न्यशनात्साधो विषमश्चित्तनिग्रहः ।

હે સાધો! (રામ) મોટા સમુદ્રનું પાન કરવાથી, સુમેરુ પર્વતને ઉખેડી નાખવાથી, અને અગ્નિનું અશન કરવાથી પણ ચિત્તનો નિગ્રહ (મનને વશ

કરવું તે) અતિ વિષમ છે.' મોટા સમુદ્રનું પાન થઈ શકે નહિ, સુમેરુ પર્વતને ઉખેડી શકાય નહિ, ને અગ્નિનું પ્રાશન થઈ શકે નહિ; પણ એ ત્રણે કાર્યો અશક્ય છે છતાં તે કાળે કરીને શક્ય થઈ પડે, પરંતુ મન વશ કરવું એ તેથી પણ કઠિન છે. અર્થાત્ એ તો અશક્ય જ છે. ગીતામાં પણ કહ્યું છે કેઃ-

'चंचलं हि मनः कृष्ण प्रमाथि बलवद्दृढम् ।
तस्याहं निग्रहं मन्ये वायोरिव सुदुष्करम् ॥

હે કૃષ્ણ! મન ચંચલ, વિક્ષેપ કરવાવાળું, બલવાન્ અને દૃઢ છે; માટે જેમ વાયુનો નિગ્રહ દુષ્કર છે, તેમ મનનો નિગ્રહ પણ દુષ્કર છે, એમ હું માનું છું.' એમ અર્જુને, શ્રીકૃષ્ણ પરમાત્મા પ્રત્યે કહ્યું છે. મન અતિ ચંચલ છે તે વશ થવું અશક્ય છે, તથાપિ મહાત્માઓ તેને વશ કરે છે. શ્રીકૃષ્ણ પરમાત્માએ જ ગીતામાં અર્જુન પ્રત્યે મનને વશ કરવાના ઉપાયો આ પ્રમાણે કહ્યા છે.

'असंशयं महाबाहो मनो दुर्निग्रहं चलम् ।
अभ्यासेन तु कौंतेय वैराग्येण च गृह्यते ॥

હે અર્જુન! તું મનનો નિગ્રહ દુષ્કર કહે છે, એ નિઃસંદેહ છે. તોપણ તે ચંચલ મન, અભ્યાસે કરીને તથા વૈરાગ્યે કરીને વશ થાય છે.' મનને વશ કરવામાં મુખ્ય ઉપાય વૈરાગ્ય અને યોગાભ્યાસ છે. એ યોગાભ્યાસે કરીને મનુષ્યે ધ્યાતા (ધ્યાન કરનાર) અને ધ્યાન, બન્નેને તજી કેવળ ધ્યેયાકાર, એટલે ધ્યાન કરવાની વસ્તુ જે બ્રહ્મ, તેજરૂપ, ચિત્તવૃત્તિવાળા થવું જોઈએ; એટલે મનને વશ કરી, ધ્યેયમાં લગ્ન કરી, તદાકાર થવું તેનું નામ સમાધિ કહેવાય છે.

શિષ્ય-સમાધિ અને નિદિધ્યાસન ભિન્નભિન્ન છે કે એક જ છે? જો એકજ હોય, તો પછી સમાધિ અને નિદિધ્યાસન એવાં બે નામો કેમ પડ્યાં? અને જો ભેદ હોય તો ભેદમાં શું કારણ છે?

ગુરુ-સમાધ અને નિદિધ્યાસન બન્ને ભિન્નભિન્ન છે. તેના ભેદનું કારણ એ જ કે, ધ્યાતા (આભાસ સહિત અંતઃકરણ), ધ્યાન અને ધ્યેય એ ત્રિપુટી નિદિધ્યાસનમાં રહે છે, પણ સમાધિમાં રહેતી નથી. સમાધિમાં ચિત્તવૃત્તિ કેવલ ધ્યેયાકાર થાય છે; અર્થાત્ નિદિધ્યાસનની પરિપક્વાવસ્થા, તે સમાધિ કહેવાય છે. જેમાં પવન ન હોય એવા સ્થળમાં રહેલો દીવો ચલાયમાન થતો નથી, એટલે અચળ રહે છે, તેની પેઠે સમાધિમાં ચિત્ત આત્મા વિષે અચળ રહે છે.

શિષ્ય-જ્યારે સમાધમાં ધ્યાતા, ધ્યાન અને ધ્યેય એ ત્રિપુટીનો નાશ થાય છે, ત્યારે અંતઃકરણનો પણ નાશ થવો જોઈએ; કારણ કે, ધ્યાનકર્તા સાભાસ અંતઃકરણ હોય છે, અને તેનો નાશ થવાથી શરીરનો પણ નાશ થવો જોઈએ કેમકે, અંતઃકરણ વિના શરીર રહી શકે નહિ. તેમ જ વાયુરહિત સ્થળમાં રહેલો દીવો અચળ રહે છે એવું જે દૃષ્ટાંત આપ્યું છે તેમાં પણ સંશય છે; કેમકે, 'आत्मन आकाशः संभूतः। आकाशाद्वायुः। वायोरग्निः। આત્માથી આકાશ પેદા થયું, આકાશથી વાયુ પેદા થયો અને વાયુથી અગ્નિ પેદા થયો.' એ શ્રુતિમાં વાયુથી અગ્નિની ઉત્પત્તિ કહી છે, તેથી અગ્નિની સ્થિતિ અને લય વાયુમાં જ થવો જોઈએ. જેમાંથી જેની ઉત્પત્તિ થાય છે તેમાં તેની સ્થિતિ અને તેનો લય થાય છે એવી વ્યાપ્તિ છે. જેમકે, ઘડો મૃત્તિકામાંથી ઉત્પન્ન થાય છે. તો તેની સ્થિતિ મૃત્તિકામાં અને તેનો લય પણ મૃત્તિકામાં જ થાય છે. તો પછી 'निवातदीपवत्। વાયુરહિત સ્થળમાં રહેલા દીવાની પેઠે,' એ દૃષ્ટાંત પણ સંભવતું નથી; કારણ કે, દીવાની સ્થિતિ વાયુમાં જ થવી જોઈએ, અને વાયુ ન હોય તો અગ્નિ અને દીવાનો નાશ થાય છે, એ વાત સુપ્રસિદ્ધ છે.

ગુરુ-જેમ સુષુપ્તિમાં અંતઃકરણનો લય થાય છે, તથાપિ દેહપાત થતો નથી, તેમ આ નિર્વિકલ્પ સમાધિમાં પણ પરમાત્મામાં અંતઃકરણનો લય થાય છે, પણ દેહપાત થતો નથી. પરન્તુ જો અંતઃકરણનો સર્વથા નાશ થતો હોય, તો સમાધિ નિવૃત્ત થયા પછી અંતઃકરણ પાછું પુનઃ આવે છે ક્યાંથી? સમાધિ વખતે અંતઃકરણનો નાશ થાય છે, અને સમાધિ નિવૃત્ત થયા પછી અન્ય અંતઃકરણ ઉત્પન્ન થાય છે, એમ માનવું પણ ઉચિત નથી; કારણ કે એ સમાધિમાં પહેલા અંતઃકરણનો ન' અને સમાધિ નિવૃત્ત થય

અંતઃકરણ ઉત્પન્ન થયું હોય, તો તે સમાધિ પહેલાં અનુભવેલા પદાર્થોનું સમાધિ નિવૃત્ત થયા પછી સ્મરણ થવું ન જોઇએ; કેમકે, જે અનુભવકર્તા તે જ સ્મરણકર્તા એવી વ્યાપ્તિ છે. માટે અંતઃકરણ પરમાત્મામાં લીન થઈ રહે છે, એમ કહેવું જોઇએ. દૃષ્ટાંતમાં પણ પ્રાયઃ વાયુ સર્વત્ર વ્યાપી રહે છે, એટલા માટે જે સ્થળમાં વાયુ સ્થૂલરૂપે ન હોય, પણ સૂક્ષ્મરૂપે રહ્યો હોય તેને નિવાતસ્થાન કહેવું ઉચિત છે; તેથી આ વિષયમાં કોઈ પણ શકાનો અવકાશ રહેતો નથી. ૫૫

અવતરણિકા-સમાધિકાળમાં અંતઃકરણની વૃત્તિઓની પ્રતીતિ જ થતી નથી, તો પછી કેવળ ધ્યેયાકારવૃત્તિ થાય છે, એનો નિશ્ચય પણ થઈ શકે નહિ. એવી શકા શિષ્યે કરતાં, સમાધિકાળમાં વૃત્તિઓ હોય છે, એમ અનુમાન ઉપરથી સિદ્ધ કરીને શિષ્યના મનનું સમાધાન ગુરુ કરે છેઃ-

**वृत्तयस्तु तदानीमज्ञाता अप्यात्मगोचराः ।**
**स्मरणादनुमीयन्ते व्युत्थितस्य समुत्थितात् ॥**

શબ્દાર્થ-વૃત્તિઓ તો તે વખતે (સમાધિ વખતે) અજ્ઞાત (અપ્રતીત) હોય છે, તથાપિ તે આત્માને જાણનારી હોય છે, એમ સમાધિમાંથી જાગૃત થયેલાને ઉત્પન્ન થયેલા સ્મરણથી અનુમાન કરવામાં આવે છે. ૫૬

### ચન્દ્રકાન્ત વિવરણ

યદ્યપિ સમાધિમાં અંતઃકરણની વૃત્તિઓની પ્રતીતિ થતી નથી. તથાપિ સૂક્ષ્મરૂપે અંતઃકરણની વૃત્તિઓ રહે છે એમ અવસ્ય માનવું જોઇએ. સમાધિમાં અંતઃકરણની વૃત્તિનો વિષય કેવલ આત્મા રહે છે; આત્માતિરિક્ત-આત્માથી જૂદો કોઈ પણ પદાર્થ રહેતો નથી. જો અંતઃકરણની વૃત્તિઓ ન હોય તો, 'હું આટલા વખત સુધી સમાધિમાં હતો' એવું, સમાધિની નિવૃત્તિ થયા પછી, સ્મરણ થાય છે તેનું કારણ શું? કારણ એ જ કે, સમાધિમાં અનુભવકર્તા અંતઃકરણની વૃત્તિ હોય ત્યારે 'હું સમાધિમાં હતો' એમ, સમાધિ નિવૃત્ત થયા પછી અંતઃકરણની વૃત્તિને જ સ્મરણ થાય છે. 'અનુભવેલા પદાર્થનું સ્મરણ થાય,' તથા 'જે અનુભવકર્તા તે જ સ્મરણકર્તા' એવી લોકપ્રસિદ્ધ વ્યાપ્તિ છે. માટે સમાધિમાં કેવલ ધ્યેય (ધ્યાન કરવા યોગ્ય પરબ્રહ્મ જ) રહે છે, એવો નિશ્ચય કરવાવાળી, પરમાત્મામાં લીન થઇને રહેલી અંતઃકરણની વૃત્તિઓ હોય છે. ૫૬

અવતરણિકા-અનુકૂલ પ્રયત્ન કર્યા વિના વૃત્તિઓ ઉત્પન્ન થતી નથી આવો નિયમ છે ને સમાધિમાં વૃત્તિ ઉત્પન્ન કરે તેવો અનુકૂલ પ્રયત્ન હોતો નથી, તો પછી સમાધિમાં વૃત્તિની અનુવૃત્તિ કેમ થાય, એવી શકા શિષ્ય કરે છે, ને તે સંબંધે ગુરુ કહે છેઃ-

**वृत्तीनामनुवृत्तिस्तु प्रयत्नात्प्रथमादपि ।**
**अदृष्टासकृदभ्याससंस्कारसचिवाद्भवेत् ॥**

શબ્દાર્થ-વૃત્તિઓની અનુવૃત્તિ (એક પછી બીજીનું પ્રવાહરૂપે આવવું) તો અદૃષ્ટ તથા વારંવાર અભ્યાસના સંસ્કાર સહિત પ્રથમ પ્રયત્નથી પણ થાય છે. ૫૭

### ચન્દ્રકાન્ત વિવરણ

યોગસૂત્રમાં ભગવાન પતંજલિ કહે છે કે, 'कर्माशुक्लाकृष्णं योगिनस्त्रिविधमितरेषाम् । યોગીનું કર્મ શુક્લ અને કૃષ્ણથી વિલક્ષણ છે, અને અન્ય જીવોનું કર્મ ત્રણ પ્રકારનું છે.' યોગીઓનું અશુકલકૃષ્ણ એટલે શુભ અને અશુભથી વિલક્ષણ કર્મ હોય છે; કારણ કે, તેઓનું કર્મ નિષ્કામ છે. અન્ય જીવોનાં કર્મો ત્રણ પ્રકારનાં છેઃ-શુક્લ, કૃષ્ણ, અને શુક્લકૃષ્ણ. શુકલ એટલે શુભકર્મ; કૃષ્ણ એટલે અશુભકર્મ; ને શુક્લકૃષ્ણ એટલે શુભાશુભ મિશ્રિત કર્મ, એવી રીતે ત્રણ પ્રકારનાં કર્મો છે. સમાધિના સમયમાં વૃત્તિને ઉત્પન્ન કરવાવાળો પ્રયત્ન હોતો નથી, તથાપિ યોગીનાં અદૃષ્ટ રહેલાં અશુકલકૃષ્ણ પુણ્ય કર્મ અને વારંવાર સમાધિના અભ્યાસથી ઉત્પન્ન થયેલો ભાવના નામનો સંસ્કાર, આ બન્ને કારણવડે સમાધિકાલની પૂર્વે સાથે કરેલા પ્રયત્નથી વૃત્તિની અનુવૃત્તિ થાય છે. એક વૃત્તિ પછી બીજી વૃત્તિ, ને બીજી વૃત્તિ પછી ત્રીજી વૃત્તિ, એવી રીતે પ્રવાહરૂપે વૃત્તિની સ્થિતિ રહેવી, એ વૃત્તિની અનુવૃત્તિ કહેવાય છે. જેમ કુંભારનો ચાકડો એકવાર ફેરવવાથી પછી તે ઘણો વખત સુધી વેગને લીધે ફર્યા કરે છે, તેવી રીતે સમાધિમાં પણ સમાધિની દશાની પૂર્વે થયેલા પ્રયત્નને લીધે અદૃષ્ટ રહેતાં શુકલકૃષ્ણરહિત યોગીનાં પુણ્ય

કર્મોથી અને વારંવાર સમાધિનો અભ્યાસ કરતાં ઉત્પન્ન થયેલા ભાવના નામના સંસ્કારવિશેષથી વૃત્તિની અનુવૃત્તિઓ થયા જ કરે છે. યોગી પુરુષનું કર્મ, શુભ તથા અશુભ આ બન્નેથી નિરાળું, કેવળ યોગાનંદના હેતુભૂત, પુણ્યરૂપ છે, તેથી તે અશુકલ-કૃષ્ણ કહેવાય છે. ૫૭

**અવતરણિકા**-આ પ્રકારની નિર્વિકલ્પ સમાધિનું નિરૂપણ કોઈ પણ પૂર્વાચાર્યે કર્યા વિના તમે કયા પ્રમાણથી કહો છો, તે જિજ્ઞાસાનું ગુરુ સમાધાન કરે છેઃ-

**यथा दीपो निवातस्थ इत्यादिभिरनेकधा ।**
**भगवानिममेवार्थमर्जुनाय न्यरूपयत् ॥५८॥**

**શબ્દાર્થ**-યથા દીપો નિવાતસ્થો ઇત્યાદિ શ્લોકોએ કરીને અનેક પ્રકારે ભગવાને અર્જુન પ્રત્યે આ જ અર્થનું નિરૂપણ કર્યું છે. ૫૮

## ચન્દ્રકાન્ત વિવરણ

શિષ્ય-આપ જેમ કહો છો તેમ કોઈ પણ તત્ત્વવેત્તાએ, એ જ પ્રમાણે નિરૂપણ કર્યું છે?

ગુરુ-હા, આ વાત શ્રીકૃષ્ણે અર્જુનને પણ કહી હતી, અને તે ઘણી જ જુની છે. તે તું સાંભળ.

'यथा दीपो निवातस्थो नेंगते सोपमा स्मृता ।
योगिनो यतचित्तस्य युंजतो योगमात्मनः ॥

જેમ નિવાત સ્થળમાં રહેલો દીવો ચલાયમાન થતો નથી, પણ અચળ રહે છે; તેમ આત્મયોગ સિદ્ધ કરનારા યોગીનું ચિત્ત નિર્વિકલ્પ સમાધિમાં અચળ રહે છે,' ઇત્યાદિ શ્લોકોએ કરીને, શ્રીકૃષ્ણ પરમાત્માએ ગીતામાં નિર્વિકલ્પ સમાધિનું નિરૂપણ કર્યું છે. એ શ્રીકૃષ્ણ પરમાત્મા સર્વના ગુરુ છે; તેણે નિર્વિકલ્પ સમાધિનું નિરૂપણ કર્યું છે. તેને અનુસરીને મેં અહીં સ્પષ્ટીકરણ કર્યું છે. ૫૮

**અવતરણિકા**-એ યોગસમાધિથી શું ફળ મળે છે, તે હવે કહે છે.

**अनादाविह संसारे संचिताः कर्मकोटयः ।**
**अनेन विलयं यांति शुद्धो धर्मो विवर्धते ॥**

**શબ્દાર્થ**-અનાદિ એવા આ સંસારમાં સંચિત (એકઠાં કરેલાં) કરોડો કર્મો, આવડે (નિર્વિકલ્પ સમાધિએ) કરીને નાશ પામે છે અને શુદ્ધ ધર્મ વધે છે. ૫૯

## ચન્દ્રકાન્ત વિવરણ

આ સંસાર અનાદિ છે; તેમાં જીવને ક્રમે કરી, કર્મને અનુકૂલ ચોરાસી લાખ યોનિની પ્રાપ્તિ થાય છે, અને તેમાં કરોડો કર્મો એટલે અપરિમિત કર્મો એકઠાં થાય છે. એ સર્વ કર્મો નિર્વિકલ્પ સમાધિએ કરીને નાશ પામે છે.

'भिद्यते हृदयग्रन्थिश्छिद्यन्ते सर्वसंशयाः ।
क्षीयन्ते चास्य कर्माणि तस्मिन् दृष्टे परावरे ॥

પરમાત્માનો સાક્ષાત્કાર થાય ત્યારે હૃદયની અજ્ઞાનરૂપ ગ્રંથિ (ગાંઠ) ભેદાય છે. 'આત્મા અને પરમાત્મા એક છે, કે ભિન્ન દેહ તે જ આત્મા છે કે તેથી ભિન્ન છે,' ઇત્યાદિ સઘળા સંશયો નાશ પામે છે, અને પુણ્યપાપરૂપી સંચિત કર્મો સઘળાં નાશ પામે છે,' એમ શ્રુતિમાં કહ્યું છે. વળી, 'ज्ञानाग्निः सर्वकर्माणि भस्मसात्कुरुतेऽर्जुन ।' હે અર્જુન! જ્ઞાનરૂપ અગ્નિ સર્વ કર્મોને બાળીને ભસ્મ કરે છે,' એમ ગીતામાં પણ ભગવાને કહ્યું છે. એ પ્રમાણે નિર્વિકલ્પ સમાધિમાં આત્માનો સાક્ષાત્કાર થાય છે, અને તેથી સર્વ કર્મનો નાશ થાય છે. જેમ ગંગાજીના સ્નાન માટે જનાર મનુષ્યને ગંગાસ્નાનથી પાપ દૂર થવારૂપી મુખ્ય ફલ મળે છે, અને શરીર ઉપરનો મેલ દૂર થવો, શરીરની શોભા થવી ઇત્યાદિ અવાંતર (ગૌણ) ફલ પણ મળે છે, તેમ નિર્વિકલ્પ સમાધિનું, આત્મસાક્ષાત્કાર મુખ્ય ફલ છે, અને સર્વ કર્મની નિવૃત્તિ થવી, એ અવાંતર ફલ પણ છે. નિર્વિકલ્પ સમાધિથી સંચિત કર્મોનો નાશ થાય છે, અને શુદ્ધ ધર્મ વધે છે, એટલે આત્મસાક્ષાત્કારમાં પ્રતિબંધક ચિત્તનો મેળ એટલે સંસારમાં રાગ, અસત્ય કર્મપર પ્રીતિ વગેરે દોષોનો અભાવ જેવાં પુણ્યકર્મ વધે છે, એ વાત સ્પષ્ટ છે. ૫૯

**અવતરણિકા**-સમાધિથી ધર્મની વૃદ્ધિ થાય તેમાં પ્રમાણ શું છે? શિષ્યની આવી શંકાનું ગુરુ સમાધાન કરે છે -

**धर्ममेघमिमं प्राहुः समाधिं योगवित्तमाः ।**
**वर्षत्येष यतो धर्मामृतधाराः सहस्रशः ॥६०॥**

**શબ્દાર્થ**-યોગ જાણનારાઓમાં શ્રેષ્ઠ પુરુષો આ (નિર્વિકલ્પ) સમાધિને ધર્મમેઘ કહે છે; કારણ કે, આ (નિર્વિકલ્પ સમાધિ) ધર્મરૂપી અમૃતની હજારો ધારાઓને વર્ષે છે. ૬૦

## चन्द्रकान्त विवरण

મોટી યોગવિદ્યા જાણનારા બ્રહ્મજ્ઞાનીઓ આ નિર્વિકલ્પ સમાધિને ધર્મમેઘ કહે છે, કારણ કે, જેમ મેઘ, પાણીની હજારો ધારાઓને વર્ષે છે, તેમ આ સમાધિ પણ બ્રહ્મનાં સાક્ષાત્કારના સાધનરૂપ ધર્મરૂપી અમૃતની ધારાને વર્ષે છે; માટે જ સમાધિ ધર્મમેઘ કહેવાય છે. 'क्षणमेकं क्रतुशतस्यापि નિર્વિકલ્પ સમાધિમાં એક ક્ષણ જાય તોપણ સો યજ્ઞનું ફલ થાય છે,' એમ શ્રુતિમાં કહ્યું છે, માટે નિર્વિકલ્પ સમાધિ ધર્મમેઘ કહેવાય છે. ૬૦

અવતરણિકા-સમાધિનું મુખ્ય પ્રયોજન શું છે તે દર્શાવે છે:-

अमुना वासनाजाले निःशेषं प्रविलापिते ।
समूलोन्मूलिते पुण्यपापाख्ये कर्मसंचये ६१
वाक्यमप्रतिबद्धं सत्प्राक्परोक्षावभासिते ।
करामलकवद्बोधमपरोक्षं प्रसूयते ॥ ६२ ॥

શબ્દાર્થ-આ સમાધિથી વાસનાજાલનો સંપૂર્ણ રીતે નાશ થયે સતે, અને મૂલસહિત પુણ્ય પાપ નામના કર્મસંચયનો નાશ થયે સતે, 'तत्त्वमसि' ઈત્યાદિ વાકય, પ્રતિબંધ વિનાનું થઈને, પ્રથમ જે આત્મતત્ત્વ પરોક્ષ ભાસતું હોય તેના સંબંધમાં, હાથમાં રહેલા આમળાની પેઠે, અપરોક્ષ બોધ ઉત્પન્ન કરે છે. ૬૧-૬૨

## ચન્દ્રકાન્ત વિવરણ

અહંતા, મમતા, કર્તૃત્વ, ભોકતૃત્વ ઇત્યાદિ જ્ઞાનનાં પ્રતિબંધક છે. નિર્વિકલ્પ સમાધિએ કરીને વાસનાજાલ એટલે અહંતા, મમતા આદિ કે જે જ્ઞાનનાં પ્રતિબંધક છે તેનો નાશ થાય છે, અને તેથી અનેક જન્મમાં એકઠાં થયેલાં પુણ્યપાપરૂપ કર્મનો નાશ થાય છે. જેમ વૃક્ષનો મૂળ સહિત નાશ થાય તો પછી તેનાં ફૂલફલ પાન વગેરે સર્વનો નાશ થાય છે અને તેની છાયાનો પણ નાશ થાય છે, તેમ સમાધિમાં અહંતાનો નાશ થવાથી, અને પુણ્યપાપરૂપ કર્મ કે જે પરબ્રહ્મના સાક્ષાત્કારમાં પ્રતિબંધક છે તેનો નાશ થવાથી, 'तत्त्वमसि' ઇત્યાદિ મહાવાકયો, જે બ્રહ્મનો પ્રથમ પરોક્ષ બોધ હતો તે બ્રહ્મનો અપરોક્ષ બોધ ઉત્પન્ન કરે છે. દાખલા તરીકે, જેમ હાથમાં રહેલા આમળાનો ઉપરનો, નીચેનો અને પડખાંનો સર્વ ભાગ જોવામાં આવે છે, તેવી રીતે આ મહાવાક્યથી પરબ્રહ્મનું સંપૂર્ણ જ્ઞાન થાય છે, એટલે અપરોક્ષ-પ્રત્યક્ષ જ્ઞાન થાય છે. જ્યાંસુધી કર્મ તથા વાસનારૂપી પ્રતિબંધ હોય ત્યાંસુધી પદાર્થનું અપરોક્ષ જ્ઞાન થતું નથી. જ્યાંસુધી સૂર્ય આડાં વાદળાં હોય ત્યાંસુધી સૂર્યનું અપરોક્ષ જ્ઞાન થતું નથી, પણ તે વાદળાં દૂર થાય ત્યારે સૂર્યનું અપરોક્ષ જ્ઞાન થાય છે, તેવી રીતે જ્યાંસુધી અપરોક્ષ આત્મજ્ઞાનનાં પ્રતિબંધક અહંતા, મમતા, વાસના, પુણ્યપાપરૂપી કર્મો આદિક હોય છે ત્યાંસુધી અપરોક્ષ આત્મજ્ઞાન થતું નથી. પણ જ્યારે નિર્વિકલ્પ સમાધિએ કરીને અહંતા આદિ પ્રતિબંધકનો નાશ થાય છે ત્યારે અપરોક્ષ આત્મજ્ઞાન પ્રકટ થાય છે. તેથી જિજ્ઞાસુ પુરુષે, આત્માના અપરોક્ષ જ્ઞાનની પ્રાપ્તિ માટે અને તેમાં પ્રતિબંધકરૂપ કર્મ તથા વાસનાને દૂર કરવા માટે, સમાધિનો અભ્યાસ કરવો જરૂરનો છે. ૬૧-૬૨

## ૪-ઉત્તર ગ્રન્થનો ફલિતાર્થ

( ૬૩-૬૫; ૩ શ્લોકો )

અવતરણિકા-એ પરોક્ષ તથા અપરોક્ષ જ્ઞાન કેવું છે ને તેનું ફળ શું છે, તે હવે કહે છે.

परोक्षं ब्रह्मविज्ञानं शाब्दं देशिकपूर्वकम् ।
बुद्धिपूर्वकृतं पापं कृत्स्नं दहति वह्निवत् ६३
अपरोक्षात्मविज्ञानं शाब्दं देशिकपूर्वकम् ।
संसारकारणाज्ञानतमसश्चंडभास्करः ॥६४॥

શબ્દાર્થ-ગુરુના મુખથી પ્રાપ્ત થયેલું અને ('तत्त्वमसि' ઈત્યાદિ) મહાવાકયથી ઉત્પન્ન થયેલું પરોક્ષ બ્રહ્મવિજ્ઞાન બુદ્ધિપૂર્વક કરેલાં સઘળાં પાપને, અગ્નિની પેઠે બાળી નાંખે છે. ગુરુના મુખથી પ્રાપ્ત થયેલું અને ('तत्त्वमसि' ઈત્યાદિ) વાકયથી ઉત્પન્ન થયેલું અપરોક્ષ આત્મજ્ઞાન, સંસારમાં કારણરૂપ અજ્ઞાનરૂપી અંધકારના (નાશમાં) પ્રચંડ સૂર્ય છે. ૬૩-૬૪

## ચન્દ્રકાન્ત વિવરણ

દેશિક કહેતાં બ્રહ્મનિષ્ટ ગુરુની પાસેથી 'तत्त्वमसि' ઈત્યાદિ મહાવાકયોનો અર્થ સાંભળીને થયેલું પરોક્ષજ્ઞાન, જ્ઞાનપૂર્વક કરેલાં સઘળાં પાપોને,

અગ્નિની પેઠે બાળીને ભસ્મ કરી નાંખે છે, અને જેમ મધ્યાહ્નકાળનો સૂર્ય સમગ્ર અંધકારનો નાશ કરે છે, તેવી રીતે 'तत्त्वमसि' ઈત્યાદિ મહાવાક્યે કરીને ગુરુએ ઉપદેશ કરેલું સંશય અને વિપર્યય વિનાનું-શુદ્ધ આત્માનું અપરોક્ષજ્ઞાન, સંસાર ઉત્પન્ન કરવામાં કારણરૂપ અવિદ્યાનો નાશ કરે છે. 'જીવ અને બ્રહ્મ એક હશે કે ભિન્ન,' આવી રીતે બે પ્રકારનું જ્ઞાન થયું તે **સંશયજ્ઞાન** કહેવાય છે, અને 'દેહ એજ આત્મા છે,' એવું વિપરીત જ્ઞાન થવું, એ **વિપર્યય જ્ઞાન** કહેવાય છે. એ સશય અને વિપર્યય જ્યારે નાશ પામે, અને આત્મા દેહથી ભિન્ન છે, જીવ તથા બ્રહ્મ બન્ને એક છે, એવું નિશ્ચયાત્મક જ્ઞાન થાય ત્યારે અવિદ્યાનો નાશ થાય છે, અને અપરોક્ષ જ્ઞાન થાય છે. ૬૩-૬૪

**અવતરણિકા**-આ પ્રકરણનો અભ્યાસ કરવાનું ફળ કહે છે.—

**इत्थं तत्त्वविवेकं विधाय विधिवन्मनः समाधाय ।**
**विगलितसंसृतिबंधः प्राप्नोति परं पदं नरो न चिरात् ॥६५॥**

**શબ્દાર્થ**-એ પ્રકારે તત્ત્વનો વિવેક કરીને, વિધિ પ્રમાણે પોતાના મનનું સમાધાન કરીને, જેનાં સંસારનાં બંધનો નાશ થયાં છે એવો મનુષ્ય થોડા કાળમાં પરમ પદને પામે છે. ૬૫

## ચન્દ્રકાન્ત વિવરણ

- પચકોશથી આત્મા ભિન્ન છે, ને તે આત્મા બ્રહ્મથી અભિન્ન છે એવો વિવેક થવાથી, શાસ્ત્રમાં કહ્યા પ્રમાણે નિષ્કામ કર્મો કરવાથી, અથવા યોગથી ચિત્તની શુદ્ધિ થયા પછી, ચિત્તને પરબ્રહ્મમાં સ્થિર કરવાથી, અનાદિ સંસાર કે જે તોડવાથી તૂટે નહિ, કોઈપણ શસ્ત્રથી છેદાય નહિ, ઘણા યુગોના યુગો થવાથી પણ જે જીર્ણ થઈ સડે નહિ, એવું બંધન છે, તે સંસારરૂપી બંધનનો નાશ થાય, અને તેમ થવાથી મનુષ્ય થોડા વખતમાં પરમ પદને એટલે નિરતિશય આનંદરૂપ મોક્ષને તત્કાલ પામે છે; અર્થાત્ સત્ય, જ્ઞાન અને આનંદરૂપ પરબ્રહ્મ જ થાય છે. મોક્ષ કંઈ મેળવવા યોગ્ય વસ્તુ નથી; કેમકે, તે કંઈ જૂદો પદાર્થ નથી, પણ તે તો આત્મસ્વરૂપ જ છે. શ્રુતિ પણ કહે છે કે, 'ब्रह्मविद् ब्रह्मैव भवति । બ્રહ્મવેત્તા બ્રહ્મ જ થઈ જાય છે.' ૬૫

ઇતિ શ્રીમદ્વિદ્યારણ્યસ્વામિવિરચિત પંચદશી વિષે, ચંદ્રકાંત વિવરણ સહિત પ્રત્યક્-તત્ત્વ-વિવેક નામનું પ્રથમ પ્રકરણ સમાપ્ત.

શ્રીકૃષ્ણાર્પણમસ્તુ



ॐ

तत्सत्परमात्मने नमः ॥

# श्री पंचदशी

"ચન્દ્રકાન્ત વિવરણ" સહિત



## પ્રકરણ ૨ જું

## પંચમહાભૂતવિવેક*



### પંચમહાભૂતોના વિવેકની પ્રતિજ્ઞા

**અવતરણિકા**—પ્રથમ પ્રકરણમાં 'પ્રત્યક્-તત્ત્વ'નો વિવેક કર્યા પછી, આ બીજા પ્રકરણમાં બ્રહ્મ અને જીવની એકતાનો વિચાર કરવા માટે પાંચમહાભૂતોનો વિવેક-વિચાર-વિવેચન કરીને, પંચમહાભૂતોથી આત્મા જૂદો છે એમ દર્શાવવામાં આવશે. આમાં બ્રહ્મથી પંચમહાભૂતોનું વિવેચન અથવા પંચમહાભૂતોથી બ્રહ્મનું વિવેચન પ્રતિપાદન કરેલું છે. તે પંચમહાભૂતો આ પ્રમાણે છેઃ-આકાશ, વાયુ, તેજ, પાણી અને પૃથ્વી ને શબ્દ, સ્પર્શ, રૂપ, રસ અને ગંધ આ પાંચ મહાભૂતોના ગુણો છે. તે પંચભૂતો બ્રહ્મનું કાર્ય છે અને એ ઉપાધિભૂત કાર્યથી પરબ્રહ્મનું સ્વરૂપ જાણી શકાતું નથી. તે જાણવા માટે પાંચ મહાભૂતોનો આ પ્રકરણમાં વિવેક કરવામાં આવ્યો છે. શ્રુતિમાં કહેલું છે કે सदेव "सौम्येदमग्र आसीदेकमेवाद्वितीयम् । હે પ્રિયદર્શન! જગતની ઉત્પત્તિની પહેલાં આ જગત્ એક અદ્વિતીય અને સત્રૂપ જ (બ્રહ્મરૂપ જ) હતું." આ શ્રુતિથી જણાય છે કે જગતની ઉત્પત્તિ પહેલાં જે જગતના કારણ સતરૂપ અદ્વિતીય બ્રહ્મ શ્રવણ કરીએ છીએ તે બ્રહ્મ મન અને વાણીથી પોતાની મેળે જાણી શકાતું નથી માટે કાર્યરૂપ તથા તેની ઉપાધિરૂપ પંચમહાભૂતોના વિવેચનદ્વારા તે પરબ્રહ્મને જાણવા માટે શ્રીવિદ્યારણ્યસ્વામી તેના ઉપોદ્ઘાતરૂપે પંચમહાભૂતોનો વિવેક કરે છેઃ—

सदद्वैतं श्रुतं यत्तत्पंचभूतविवेकतः । बोद्धुं शक्यं ततो भूतपंचकं प्रविविच्यते ॥ १ ॥

**શબ્દાર્થ**—જે સત્ અદ્વૈત શ્રુતિમાં કહ્યું છે.તે, પંચમહાભૂતોના વિવેકથી જાણી શકાય છે, તેથી હું પંચમહાભૂતોનું વિવેચન કરું છું. ૧

---

* **પ્રકરણ ૨ જૂં-પંચમહાભૂતવિવેકનો સાર**

सदेव सौम्येदमग्र आसीदेकमेवाद्वितीयं બ્રહ્મ એ છાંદોગ્ય શ્રુતિમાં જે સત્ અદ્વૈત બ્રહ્મ કહ્યું. એ પંચભૂતના વિવેકથી જાણી શકાય, માટે પંચભૂતથી સત્નો વિવેક કરવો. તેને માટે પ્રથમ પંચભૂતનાં સ્વરૂપ કહ્યાં. તેમાં આકાશમાં એક શબ્દ જ ગુણ છે, વાયુમાં શબ્દ તથા સ્પર્શ બે ગુણ છે. અગ્નિમાં શબ્દ, સ્પર્શ તથા રૂપ એ ત્રણ ગુણો છે, જળમાં શબ્દ, સ્પર્શ, રૂપ તથા રસ એ ચાર ગુણો છે, અને પૃથ્વીમાં શબ્દ, સ્પર્શ, રૂપ, રસ તથા ગંધ એમ પાંચ ગુણો છે. એ પાંચે ગુણોના ગ્રહણ કરનાર અને એ પંચભૂતનાં કાર્ય, પાંચ ઇંદ્રિયો જેવાં કે શ્રોત્ર, ત્વક્, ચક્ષુ, રસના અને ઘ્રાણ એમ યથાક્રમે છે. અને તે બધા બહિર્મુખ પ્રવૃત્તિવાળાં છે. વળી વાક્, પાણિ, પાદ, પાયુ ને ઉપસ્થ એ પાંચ કર્મેન્દ્રિયો થયાં કે જેનાં કાર્ય, ક્રમે કરી વચન, આદાન, ગમન, વિસર્ગ, અને આનંદ એમ પાંચ છે. એ દશઇંદ્રિયનું અધ્યક્ષ નાયક મન છે અને તે અંતઃકરણ કહેવાય છે. એ અંતઃકરણના વિકારક સત્વ, રજ અને તમ, એ ત્રણ ગુણો છે. વૈરાગ્ય, ક્ષમા, આદિક સત્વગુણજન્ય વિકારો છે, કામ ક્રોધાદિક રજોગુણના

## ચન્દ્રકાન્ત વિવરણ

'सदेव सौम्येदमग्र आसीदेकमेवाद्वितीयं ब्रह्म । હે સૌમ્ય ! પ્રથમ એટલે સૃષ્ટિ પહેલાં આ જગત્ સત્ એટલે બ્રહ્મરૂપ હતું; તે બ્રહ્મ એક ને અદ્વિતીય જ છે.' એ શ્રુતિમાં एक પદથી સ્વગત ભેદનો નિરાસ કર્યો છે; एव પદથી સજાતીય ભેદનો નિરાસ કર્યો છે; અને अद्वितीय પદથી વિજાતીય ભેદનો નિરાસ કર્યો છે; એટલે સ્વગત, સજાતીય અને વિજાતીય એ ત્રિવિધ ભેદથી રહિત પરબ્રહ્મ છે, તે સત્ છે; એટલે ભૂત, ભવિષ્ય અને વર્તમાન એ ત્રણ કાળમાં બાધ રહિત છે, તેથી નિત્ય છે એમ સિદ્ધ થાય છે.

શિષ્ય–'सदेव' એ શ્રુતિમાં 'अग्र आसीत् । પ્રથમ હતુ,' એવી રીતે ભૂતકાલ કહ્યો છે, એટલે સૃષ્ટિ પહેલાં બ્રહ્મ હતું અને કાલ પણ હતો, એમ એની પ્રતીતિ થાય છે; અને તેથી દ્વૈત હતું એમ સિદ્ધ થાય છે, તો પછી ત્રિવિધ ભેદ રહિત અદ્વિતીય બ્રહ્મ હતું, એમ કેમ કહો છો ?

ગુરુ–તેં જે પ્રશ્ન કર્યો તેનો સંભવ છે ખરો; પરંતુ સૃષ્ટિ પહેલાં દ્વૈત ન હતું; પણ અદ્વૈત જ હતું; એ સપ્રમાણ જ છે. 'सदेव' એ શ્રુતિ, સામવેદના છાંદોગ્યોપનિષત્માં, શ્વેતકેતુવિદ્યામાં છે. તેમાં ઉદ્દાલકે પોતાના પુત્ર શ્વેતકેતુ પ્રત્યે ઉપદેશ કર્યો છે. એ શ્વેતકેતુને કાલની વાસના હતી. તેથી તેને સમજાવવા માટે 'आसीत्' એ ભૂતકાળ કહ્યો છે, પરંતુ વાસ્તવિકપણાથી વિચાર કરીએ તો, જેમ સર્વ જગત્ પરબ્રહ્મમાં કલ્પિત છે તેમ કાલ પણ પરબ્રહ્મમાં કલ્પિત છે. 'कालोऽस्मि भरतर्षभ ।' 'कालः कलयतामहम् ।' 'कालोऽस्मि लोकक्षयकृत्प्रवृद्धः' હે ભરતર્ષભ ! કાળ હું જ છું; માપી શકાય તેવી વસ્તુમાં કાળ હું છું; લોકોનો ક્ષય કરવા માટે વધી ગયેલો કાળ હું છું." ઇત્યાદિ સ્મૃતિનાં વચનોનાં પ્રમાણથી કાલને પરબ્રહ્મરૂપ કહ્યો છે, એટલે 'आसीत्' એ ભૂતકાલ કહેવાથી કાંઈ દ્વૈત સિદ્ધ થતું નથી, પણ અદ્વૈત જ સિદ્ધ થાય છે. એ પરબ્રહ્મ જગતનું વિવર્તોપાદાનકારણ છે, અને જગત્ તેનું કાર્ય છે. એ પરબ્રહ્મ મન અને વાણીથી પણ જાણી શકાય નહિ તેવું છે, ત્યારે ચક્ષુરાદિ ઇંદ્રિયોથી જાણી શકાય નહિ તેમાં શું આશ્ચર્ય ? 'यतो वाचो निवर्तन्ते अप्राप्य मनसा सह । જેથી વાણી પરબ્રહ્મને નહિ પહોંચવાથી મનની સાથે પાછી ફરે છે,' એવું શ્રુતિનું વચન છે. વળી પરબ્રહ્મ

---

વિકારો છે, અને આલસ્ય, નિદ્રા આદિક તમોગુણના વિકારો છે. સાત્વિક વિકારોથી પુણ્યોત્પત્તિ થાય છે, રાજસથી પાપ થાય છે અને તામસથી તો કેવળ આયુષ્ય મિથ્યા ક્ષય થાય છે. આ બધામાં "अहं" એમ કહેવાવાળો કર્તા છે. ઉપરની શ્રુતિમાં "एकं" પદ છે, તે બ્રહ્મની એકતાનું બોધક છે, "एव" પદ છે તે 'એક જ' એમ નિર્ધારણ કરે છે, અને "अद्वितीयं" એ પદ છે તે સજાતીય, વિજાતીય અને સ્વગત એ ત્રણે પ્રકારના ભેદથી રહિતપણું દર્શાવે છે. અહીં શૂન્યવાદી એમ કહે છે કે તે અસત્ શૂન્ય હતું, તેને માટે આચાર્યે એમ કહ્યુ છે કે, તેને ગમે તે કહો પણ તે હતું એમ જો કહે તો પછી અમારો સિદ્ધાંત આવી રહે છે; કેમકે જેને હતું એમ કહો છો તે જ અમારું બ્રહ્મ-એટલે માયાનું ભૂંસણ નહોતું. ત્યારે તે સત્ નિરાકુલ હતું. માયા એટલે પોને સ્વતંત્ર તત્ત્વરહિત પણ કાર્ય ઉપરથી જાણી શકાતી સત્ની શક્તિ, જેમ કે અગ્નિથી પૃથક્ સત્વવાળી જણાતી નથી તથાપિ દાહ, પ્રકાશ આદિક કાર્યો ઉપરથી જણાતી અગ્નિની શક્તિ છે; તદ્વત્ આ માયા શક્તિ તથા તેના આશ્રયભૂત બ્રહ્મની તેના કાર્ય માત્રમાં તે તે ધર્મ રૂપે અનુવૃત્તિ છે. જેમકે પહેલું કાર્ય આકાશ તો તેમાં આકાશ 'છે.' એ સત્તા ધર્મ બ્રહ્મમાંથી અનુગત છે અને આકાશથી 'છે' ને જો પૃથક્ કરીએ તો જે નિસ્તત્વતા રહે તે માયા ધર્મ છે અને અવકાશ એ તેનું સ્વરૂપ છે. એ જ પ્રમાણે વાયુ છે, અગ્નિ છે, જળ છે, પૃથ્વી છે, ઈત્યાદિમાં જે 'છે" અંશ છે તે સત્તા ધર્મ બ્રહ્મમાંથી અનુગત થયેલ છે, અને તે સર્વમાંથી સત્ ને પૃથક્ કરીએ તો જે શેષ રહે-નિસ્તત્વતા, એ માયાનું સ્વરૂપ છે. તેમ જ પૂર્વ પૂર્વ કારણરૂપ ભૂતમાંથી ઉત્તરોત્તર ગુણોની અનુવૃત્તિ થઈ પણ તે તે સ્વરૂપ અનુવૃત્ત થતુ નથી, કેમકે બુદ્ધિથી જ્યારે એ ભૂત પંચકમાંથી સત્ને પૃથક્ કરીએ ત્યારે બાકી સત્થી વિલક્ષણ મિથ્યા-એટલે નિસ્તત્વતારૂપ માયા માત્ર રહે. અર્થાત્ એ સદ્વસ્તુ બ્રહ્મ છે. તેથી ઈતર મિથ્યા છે. એમ સત્ અદ્વૈતથી ચતુર દશભુવન પર્યંતનું દ્વૈતમાત્ર જ્યારે પૃથક્ છે. કેવળ અધિષ્ઠાનભૂત બ્રહ્મને વિષે કલ્પિત છે; એવો નિરૂઢ સંસ્કાર થઇ જાય તો પછી કદિ પ્રારબ્ધ શેષવશાત્ દ્વૈતભાન રહ્યા કરે તો એ સર્વથા પ્રતિબંધક નથી એટલે તેવા બોધવાળો જ્ઞાની જીવન્મુક્ત જ છે. એનું જ નામ બ્રાહ્મી સ્થિતિ કે જે ગીતામાં શ્રીકૃષ્ણે કહેલ છે. અંત કાળ સમયે કદી ક્ષણમાત્ર પણ એવી સ્થિતિ રહે તો એ પુરૂષ બ્રહ્મ નિર્વાણ પામે છે એવું આ પ્રકરણનું સંક્ષેપતઃ પ્રતિપાદ્ય વસ્તુ છે.

જાતિ, ગુણ, ક્રિયા, નામ અને સંબંધ આદિ ધર્મથી રહિત છે, માટે તે મન અને વાણીથી જાણવામાં આવતા નથી. શ્રુતિ અને સ્મૃતિઓ પણ લક્ષણાવૃત્તિએ કરીને પરબ્રહ્મનો બોધ કરે છે. પંચમહાભૂતો કાર્યપણાએ કરીને પરબ્રહ્મની ઉપાધિ છે, માટે પંચમહાભૂતોના વિવેક વિના ઉપર કહેલી શ્રુતિમાં કહેલા અદ્વિતીય પરબ્રહ્મનું જ્ઞાન થઈ શકે નહિ, અને તેના જ્ઞાન વિના મોક્ષ પ્રાપ્ત થાય નહિ, એટલા માટે પંચમહાભૂતોનું ગ્રંથકર્તા વિવેચન કરે છે, અર્થાત્ પરબ્રહ્મથી તેનું ભિન્નપણું સિદ્ધ કરે છે. ૧

૧ અપંચીકૃત મહાભૂતોના ગુણોનું અને કાર્યોનું વર્ણન (૨–૧૭, ૧૬ શ્લોકો)

(૧) આકાશાદિના ગુણકથન (૨ પાા; ૪ાા શ્લોકો)

**અવતરણિકા**—આકાશાદિક પાંચ મહાભૂતો ગુણોને લીધે પરસ્પર જુદા જુદા છે તે દર્શાવવા માટે, તેના ગુણો કહી એ આકાશાદિ પંચમહાભૂતોમા કેવી રીતે ને કેવા ગુણો રહે છ તે સમજાવે છે.

शब्दस्पर्शौ रूपरसौ गंधो भूतगुणा इमे ।
एकद्वित्रिचतुःपंच गुणा व्योमादिषु क्रमात् २
प्रतिध्वनिर्वियच्छब्दोवायौवीसीतिशब्दनम्
अनुष्णाशीतसंस्पर्शो वह्नौ भुगुभुगुध्वनिः ।३
उष्णः स्पर्शः प्रभारूपं जले बुलुबुलुध्वनिः
शीतः स्पर्शः शुक्लरूपं रसो माधुर्यमीरितम् ४
भूमौ कडकडाशब्दः काठिन्यं स्पर्श इष्यते ।
नीलादिकं चित्ररूपं मधुराम्लादिको रसः ५
सुरभीतरगंधौ द्वौ गुणा सम्यग्विवेचिताः ।

શબ્દાર્થ—શબ્દ, સ્પર્શ, રૂપ, રસ અને ગંધ આ પાંચ મહાભૂતોના ગુણો છે; અને એક, બે, ત્રણ, ચાર અને પાંચ ગુણો ક્રમે કરીને આકાશાદિકમાં રહેલા છે.(૨) આકાશમાં એક શબ્દ જ ગુણ છે, ને તે પ્રતિધ્વનિરૂપ છે. વાયુમાં 'વી,' 'સી' એ પ્રકારનો શબ્દ અને અનુષ્ણ તથા અશીત સ્પર્શ રહેલો છે. અગ્નિમાં 'ભુગુ, ભુગુ' એ પ્રકારનો શબ્દ (૩) તથા ઉષ્ણ સ્પર્શ અને પ્રભા રૂપ એમ ત્રણ ગુણો રહેલા છે. જળમાં 'બુલુ બુલુ' શબ્દ તેમ જ શીત સ્પર્શ, શુકલ રૂપ અને મધુર રસો રહેલા છે, (૪) અને ભૂમિમાં 'કડકડા' શબ્દ, કઠિનતાવાળો સ્પર્શ, નીલ(શ્યામ) આદિ વિચિત્ર રૂપ, અને મધુર, અમ્લ (ખાટો) આદિ રસો.(૫) સુરભિ અને અસુરભિરૂપ બે ગંધ રહેલા છે. આ રીતે સારી પેઠે આ ગુણો વર્ણવ્યા છે. ૨–૫ાા

## ચન્દ્રકાન્ત વિવરણ

આકાશનો ગુણ શબ્દ, વાયુનો ગુણ સ્પર્શ, તેજનો ગુણ રૂપ, જલનો ગુણ રસ, અને પૃથ્વીનો ગુણ ગંધ છે. પ્રત્યેક મહાભૂતમાં એકએક મુખ્ય ગુણ સ્વાભાવિક છે, ને બીજા આગંતુક એટલે પેટા ગુણો છે. આકાશમાં શબ્દ એક જ ગુણ છે, વાયુમાં સ્પર્શ એ પોતાનો ગુણ અને આકાશનો ગુણ શબ્દ પણ આવે છે, એટલે વાયુમાં સ્પર્શ અને શબ્દ એમ બે ગુણો છે. તેજમાં રૂપ પોતાનો ગુણ છે, અને આકાશ તથા વાયુના ગુણો શબ્દ અને સ્પર્શ પણ છે; એટલે તેજમાં રૂપ, શબ્દ અને સ્પર્શ એમ ત્રણ ગુણો છે. જળમાં રસ એ પોતાનો ગુણ છે, અને આકાશ, વાયુ તથા તેજના ગુણો શબ્દ, સ્પર્શ અને રૂપ પણ મળેલા છે, તેથી જળમાં રસ, શબ્દ, સ્પર્શ અને રૂપ એ ચાર ગુણો છે. પૃથ્વીમાં ગંધ એ પોતાનો ગુણ છે, અને આકાશ, વાયુ, તેજ તથા જલના શબ્દ, સ્પર્શ, રૂપ અને રસ એ ચાર ગુણો પણ છે, એટલે પૃથ્વીમાં ગંધ, રસ, શબ્દ, સ્પર્શ અને રૂપ એ પાંચ ગુણો છે. એવી રીતે આકાશમાં એક ગુણ, વાયુમાં બે ગુણો, તેજમાં ત્રણ ગુણો, જળમાં ચાર ગુણો અને પૃથ્વીમાં પાંચ ગુણો છે. ૨

આકાશમાં કેવલ શબ્દ ગુણ રહે છે. તે પ્રતિધ્વનિરૂપે રહે છે. પ્રતિધ્વનિ એટલે ધ્વનિ કે જેને શાસ્ત્રકારોએ સ્ફોટ માન્યો છે તે સ્ફોટરૂપે, મનુષ્ય, પશુ, પક્ષી આદિના સર્વ શબ્દો આકાશમાં રહે છે. સર્વ શબ્દનો આધાર આકાશ છે. પ્રતિધ્વનિ એટલે મંદિર આદિના પોલાણ ભાગમા શબ્દ કર્યા પછી જે શબ્દ થાય તે, અર્થાત્ પડછંદો, પડઘો. તેનો આધાર પણ આકાશ જ છે.

વાયુમાં 'વીસી' એ પ્રકારનો શબ્દ રહે છે 'વીસી' એ વાયુના શબ્દનુ અનુકરણ છે. એક શબ્દના જેવા શબ્દનુ બીજું ઉચ્ચારણ કરવુ, તે શબ્દનું અનુકરણ કહેવાય છે. જેમ, કોકિલાનો શબ્દ સાંભળી બાળકો તેના જેવા શબ્દ કરે છે,

શબ્દોનું નામ અનુકરણ છે. એવી રીતે અગ્નિ આદિના શબ્દનું પણ અનુકરણ સમજી લેવું. વાયુમાં 'વીસી' એ પ્રકારનો શબ્દ રહે છે, ને ઉષ્ણ પણ નહિ ને શીત પણ નહિ, એટલે સાધારણ સ્પર્શવાળો રહે છે. તેજના પરમાણુ મળવાથી વાયુનો સ્પર્શ ઉષ્ણ થાય છે, ને જલના પરમાણુ મળવાથી વાયુનો શીત સ્પર્શ થાય છે, પણ વાયુનો સ્વાભાવિક સ્પર્શ શીત પણ નથી અને ઉષ્ણ પણ નથી.

અગ્નિમાં 'ભુગભુગ' એ પ્રકારનો શબ્દ, ઉષ્ણ સ્પર્શ, અને ભાસ્વર-ધોળું રૂપ રહેલું છે.

જલમાં 'બુલુબુલુ' એ પ્રકારનો શબ્દ, શીત સ્પર્શ, ધોળું રૂપ, અને મધુર રસ એ ચાર ગુણો રહેલા છે. જલ અને તેજ બન્નેમાં ધોળું રૂપ છે, તથાપિ જલમાં અભાસ્વર-ધોળું રૂપ છે; તેથી તે બીજાનો પ્રકાશ કરી શકતું નથી, તેમ પોતાનો પ્રકાશ પણ કરી શકતું નથી. તેને પોતાના પ્રકાશ માટે બીજા તેજની અપેક્ષા રહે છે, અને તેજમાં ભાસ્વર ધોળું રૂપ રહેલું હોય છે, એટલે તે બીજાનો પ્રકાશ કરે છે અને પોતાનો પણ પ્રકાશ કરે છે; તેજને પોતાના પ્રકાશ માટે બીજાની અપેક્ષા રહેતી નથી. એટલો જલ અને તેજના રૂપમાં ફેર છે. ૩-૪

પૃથ્વીમાં 'કડકડ' એ પ્રકારનો શબ્દ, કઠિન સ્પર્શ;તેમ જ શ્યામ-કાળો, શુક્લ-ધોળો, પીત-પીળો, રક્ત-રાતો, હરિત-લીલો, કપિશ-ભૂખરો અને ચિત્ર એ સાત વર્ણો; મીઠો, ખાટો, ખારો, તીખો, તુરો અને કડવો એ છ રસો અને સુરભિ-સુગંધ, અસુરભિ-દુર્ગંધ, એ બે ગંધ રહેલા છે. એ પ્રમાણે શબ્દ, સ્પર્શ, (સાત) રૂપ, (છ) રસ, (બે) ગંધ, એ પાંચ ગુણો પૃથ્વીમાં રહેલા છે. ૫

## (૨)-પાંચ જ્ઞાનેંદ્રિયોનું વર્ણન
### (૫ા-૯; ૩ા શ્લોકો)

અવતરણિકા-પાંચ જ્ઞાનેંદ્રિયોનું વર્ણન કરે છે; તેમાં એ જ્ઞાનેંદ્રિયોનાં સ્થાન ને વ્યાપાર એટલે પ્રત્યેકની ક્રિયા શી શી છે તે જણાવે છેઃ-

**श्रोत्रं त्वक्चक्षुषी जिह्वा घ्राणं चेंद्रियपंचकम्**
**कर्णादिगोलकस्थं तच्छब्दादिग्राहकं क्रमात्**
**सौक्ष्म्यात्कार्यानुमेयं तत्प्रायो धावेद्बहिर्मुखम्**
**कदाचित्पिहिते कर्णे श्रूयते शब्द आंतरः।**
**प्राणवायौ जाठराग्नौ जलपानेऽन्नभक्षणे॥८॥**
**व्यज्यंते ह्यांतराः स्पर्शा मीलने चांतरं तमः**
**उद्गारे रसगंधौ चेत्यक्षाणामांतरग्रहः ॥९॥**

શબ્દાર્થ-કાન, ત્વચા, ચક્ષુ, જિહ્વા અને નાસિકા એ પાંચ ઇંદ્રિયો છે; (૬) અને તે ઇંદ્રિયો ક્રમથી કાન વગેરેના ગોલકમાં (સ્થાનમાં) રહે છે, શબ્દ આદિને ગ્રહણ કરે છે, સૂક્ષ્મ હોવાથી કાર્યોએ કરીને અનુમાનથી જણાય છે, અને તે ઘણું કરીને જગતના વિષયો તરફ દોડે છે. (૭) કોઈ વખતે કાન બંધ કરવાથી પ્રાણવાયુમાં અને જઠરાગ્નિમાં અંદર શબ્દ સંભળાય છે, તેમ જલપાન વખતે અને અન્ન ભક્ષણ વખતે (પણ) શરીરની અંદરનો સ્પર્શ જણાય છે; નેત્ર બંધ કરવાથી અંદરનું અંધકાર જણાય છે, (૮) અને ઓડકારમાં રસ અને ગંધ જાણવામાં આવે છે. આ પ્રમાણે ઇંદ્રિયો આંતર વિષયોને ગ્રહણ કરે છે. (૯) ૫ા-૯

### ચન્દ્રકાન્ત વિવરણ

શ્રોત્રેંદ્રિય, ત્વગિંદ્રિય, ચક્ષુરિંદ્રિય, રસનેંદ્રિય, અને ઘ્રાણેંદ્રિય આ પાંચ જ્ઞાનેંદ્રિયો કહેવાય છે. એ ઇન્દ્રિયો વડે શબ્દ આદિનું જ્ઞાન થાય છે, માટે તેઓને જ્ઞાનેન્દ્રિયો કહે છે. અગાડી (પહેલા પ્રકરણના ૧૯ મા શ્લોકમાં) મેં તને જ્ઞાનેંદ્રિયોની ઉત્પત્તિ કહી છે. ૬

### જ્ઞાનેન્દ્રિયોનાં સ્થાનો

ગોલક એટલે ઇંદ્રિયોને રહેવાનું સ્થાન. શ્રોત્રેંદ્રિયને રહેવાનું સ્થાન કાન છે, ત્વગિંદ્રિયનું સ્થાન ત્વચા છે, ચક્ષુરિંદ્રિયનું સ્થાન નેત્ર છે, રસનેંદ્રિયનું સ્થાન જિહ્વા છે; અને ઘ્રાણેંદ્રિયનું સ્થાન નાસિકા છે; એમ શ્રોત્ર આદિ પાંચ જ્ઞાનેન્દ્રિયોનાં કર્ણ આદિ પાંચ સ્થાનો છે.

### જ્ઞાનેન્દ્રિયોના વિષયો

તેમાં શ્રોત્રેંદ્રિય, શબ્દને ગ્રહણ કરે છે એટલે તે ઇંદ્રિયે કરીને શબ્દનું જ્ઞાન થાય છે; ત્વગિંદ્રિય, સ્પર્શને ગ્રહણ કરે છે, એટલે તે ઇંદ્રિયે કરીને સ્પર્શનું જ્ઞાન થાય છે; ચક્ષુરિંદ્રિય, રૂપને ગ્રહણ કરે છે; રસનેંદ્રિય રસને ગ્રહણ કરે છે, અને

ઘ્રાણેંદ્રિય ગંધને ગ્રહણ કરે છે. એવી રીતે પાંચ વિષયોનાં અસાધારણ કારણ પાંચ જ્ઞાનેંદ્રિયો છે.

એ ઇંદ્રિયો, અપંચીકૃત પંચમહાભૂતોથી ઉત્પન્ન થાય છે, તેથી તે સૂક્ષ્મ છે. સૂક્ષ્મતાના હેતુથી એ ઇંદ્રિયો પ્રત્યક્ષ પ્રમાણથી જાણવામાં આવે તેમ નથી, પણ કાર્યાનુમાનથી જ જાણવામાં આવે છે. શ્રોત્રેંદ્રિયનું કાર્ય શબ્દજ્ઞાન છે, તેથી શબ્દના જ્ઞાને કરીને શ્રોત્રેંદ્રિય છે, એવું અનુમાન થાય છે; સ્પર્શજ્ઞાન ત્વગિંદ્રિયનું કાર્ય છે, તેથી સ્પર્શજ્ઞાને કરીને ત્વગિંદ્રિય છે, એવું અનુમાન થાય છે; ચક્ષુરિંદ્રિયનું કાર્ય રૂપજ્ઞાન છે, તેથી રૂપના જ્ઞાને કરીને ચક્ષુરિંદ્રિય છે, એવું અનુમાન થાય છે; રસનેંદ્રિયનું કાર્ય રસજ્ઞાન છે, તેથી રસના જ્ઞાને કરીને રસનેંદ્રિય છે, એવું અનુમાન થાય છે; અને ઘ્રાણેંદ્રિયનુ કાર્ય ગંધજ્ઞાન છે, તેથી ગંધના જ્ઞાને કરીને ઘ્રાણેંદ્રિય છે, એવું અનુમાન થાય છે. જેમ, અગ્નિનું કાર્ય ધૂમાડો છે, અને એ ધૂમાડાએ કરીને અગ્નિનુ અનુમાન થાય છે, તેમ શબ્દ આદિ કાર્યે કરીને, શ્રોત્રઆદિ ઇંદ્રિયોનું અનુમાન થાય છે. કારણ વિના કાર્ય ઉત્પન્ન થાય નહિ, એવો એક નિયમ છે. જેમ લાકડાં કાપવાના સાધનમાં કુહાડો આદિ ન હોય તો લાકડાં કપાય નહિ, તેમ શબ્દના જ્ઞાન આદિનાં સાધનોથી, શ્રોત્રેંદ્રિય વગેરે ન હોય તો શબ્દ આદિનું જ્ઞાન થાય નહિ. એવી રીતે ઇંદ્રિયોના સદ્ભાવમાં કાર્યલિંગક અનુમાન પ્રમાણ છે.

### ગોલક અને ઇન્દ્રિયો જૂદાં છે

હવે કોઇને એવી શંકા થાય કે, કર્ણ આદિ ગોલકને જ ઇંદ્રિયો માનવાથી કાર્યની સિદ્ધિ થાય છે, તો પછી કર્ણાદિક ઇન્દ્રિયને ગોલકથી ભિન્ન શા માટે માનવાં જોઇએ? પણ કર્ણ આદિ ગોલક કાંઈ ઇંદ્રિયો નથી, પરંતુ તેથી ભિન્ન છે. ગોલકથી કંઈ શબ્દ આદિકનું જ્ઞાન થતું નથી, તે તો ઇંદ્રિયોથી થાય છે. ગોલક આધાર છે, અને ઇંદ્રિયો તેમાં રહેવાવાળી આધેય છે. આધાર અને આધેય બન્ને એક હોતાં નથી, પણ ભિન્નભિન્ન હોય છે. જો ગોલકને ઇંદ્રિય માનીએ તો કોઈપણ માણસ બહેરો થવો ન જોઇએ; કારણ કે, બહેરા માણસના કાન પણ સાંભળતા માણસના કાન જેવા જ આકારના હોય છે, ત્યારે તે કેમ સાંભળી શકતો નથી? તેમ જ કેટલાંક માણસો પડળ આવી જવાથી વા આંખપર પાણી ઉતરી જવાથી દેખી શકતા નથી. તેઓની આંખો દેખતા માણસની આંખો જેવી જ જોવામાં આવે છે, તથાપિ તે દેખી શકતા નથી. એ આદિ અનેક કારણોથી, ગોલકને ઇંદ્રિયો માનવી એ ઉચિત નથી, પણ ઇન્દ્રિયો ગોલકથી ભિન્ન છે એમ માનવું જ ઉચિત છે.

### ઇન્દ્રિયોની બહિર્મુખતા

એ ઇન્દ્રિયો ઉપર કહેલાં કાર્યાનુમાનથી જાણવામાં આવે છે. અપંચીકૃત ભૂત અને તેનાં કાર્યરૂપ ઇંદ્રિયો, અંતઃકરણ અને પાંચ પ્રાણો આટલાંને, ઇંદ્રિયોના વિષયો ન હોવાથી, સૂક્ષ્મ કહેલાં છે તેમાં જ્ઞાનેંદ્રિયો બહુધા બહિર્મુખ છે, એટલે બાહ્ય વિષયનું ગ્રહણ કરે છે. શ્રોત્ર, બાહ્યશબ્દને સાંભળે છે; ત્વગિંદ્રિય બાહ્યસ્પર્શનું ગ્રહણ કરે છે; ચક્ષુરિંદ્રિય બાહ્યરૂપનું ગ્રહણ કરે છે; રસનેંદ્રિય બાહ્યરસનું ગ્રહણ કરે છે .અને ઘ્રાણેંદ્રિય બાહ્યગંધનું ગ્રહણ કરે છે. કઠવલ્લીની શ્રુતિમાં કહ્યું છે કે, 'पराञ्चि खानि व्यतृणत्स्वयंभूस्तस्मात्पराङ् पश्यति नान्तरात्मन्। સ્વયંભૂ એટલે પરમાત્માએ ઇંદ્રિયોને બહિર્મુખ રચીને તેની શક્તિનો નાશ કર્યો છે,' તેથી તે બહારના ઘટ, પટ આદિ વિષયને જુવે છે, ગ્રહણ કરે છે, પરન્તુ અંદરના આત્માને જોતી નથી.

### સ્વયભૂ એટલે પરમાત્મા

શિષ્ય-'ब्रह्मात्मभूः सुरज्येष्टः।' એ અમરકોશના પ્રમાણથી જણાય છે કે, 'સ્વયંભૂ' બ્રહ્મદેવનું નામ છે, તેના પછી ઉપરની શ્રુતિમાં જે સ્વયંભૂ પદ છે તેનો અર્થ તમે પરમાત્મા કેમ કર્યો?

ગુરુ-જે કારણરહિત, સ્વતઃસિદ્ધ, સર્વદા વિદ્યમાન હોય તેનું નામ સ્વયંભૂ કહેવાય છે, ને તે એક પરમાત્મા જ છે. સ્વયંભૂ શબ્દ પરમાત્મામાં મુખ્યા વૃત્તિએ કરીને પ્રવૃત્ત થાય છે; અને બ્રહ્મદેવમાં ગૌણીવૃત્તિથી પ્રવૃત્ત થાય છે; કારણ કે, બ્રહ્મદેવની ઉત્પત્તિ નારાયણના નાભિકમળમાંથી સાંભળવામાં આવે છે, અને બ્રહ્મદેવનાં સો વર્ષ પૂરાં થાય ત્યારે તેનો પરમાત્મામાં લય પણ સાંભળવામાં છે. તેમ બ્રહ્મદેવમાં પણ

ાનેંદ્રિયો હતી જ, તેથી બ્રહ્મદેવ પહેલાં ઇંદ્રિ-
ાની ઉત્પત્તિ હતી એમ સિદ્ધ થાય છે. માટે
ુતિમાં જે સ્વયંભૂ પદ છે, તેનો 'પરમાત્મા'
ેવો અર્થ કરવો ઉચિત છે.

**ઇન્દ્રિયો અંદરના વિષયોને ગ્રહણ કરે છે**

હવે પૂર્વે મેં કહ્યું છે કે, એ ઇંદ્રિયો બહારના
ષયોને ગ્રહણ કરે છે તેમ અંદરના વિષયોને
ણ ગ્રહણ કરે છે, તે કેમ કરે છે તે સમજાતું
. કોઈ વખતે આપણે કાનમાં આંગળીઓ
ાલીને કાન બંધ કરીએ છીએ, ત્યારે પ્રાણ-
ાયુનો અને જઠરાગ્નિ (પેટના અગ્નિ)નો શબ્દ
ાંભળવામાં આવે છે. કાન બંધ કરવાથી
' અંદરનો શબ્દ સાંભળવામાં આવે છે તેને
ાટે લોકમાં વિચિત્ર વાત ચાલે છે તે પણ તને
હું છું. દંતકથા છે કે રાવણનું શરીર બહુ મોટું
ુતું, તેથી રામચંદ્રજીએ તેનો વધ કર્યો, તે પછી
ની ચિતામાં, તેને બાળવા માટે, રાક્ષસોએ
ણાં લાકડાં નાંખ્યાં, જે ચિતા અદ્યાપિપર્યંત
ળગ્યા કરે છે. તેથી કાન બંધ કર્યા પછી જે શબ્દ
ાંભળવામાં આવે છે તે અદ્યાપિપર્યંત બળતી
ાવણની ચિતામાંથી નિકળતા અગ્નિના ભડભ-
ટનો શબ્દ છે; પણ એ સત્ય નથી. સત્ય તો
ાટલું જ છે કે, શરીરમાં ફરતા વાયુનો તથા
ગ્નિનો એ અવાજ છે. વળી એ ધ્વનિ સમાધિ
રનારાઓને બહુ આનંદ આપનાર હોવાથી,
ેને જોગીઓ પ્રણવનાદ અથવા અનહદનાદ
ણ કહે છે; અને એ સ્વરથી ચિત્તવૃત્તિઓ બહિ-
ુખમાંથી પાછી ફરી, એકાકારવૃત્તિવાળી થાય
. શીત જલનું પાન કરવાથી અથવા શીત
ન્નનું ભોજન કરવાથી, શરીરની અંદર શીત
પર્શ થાય છે; ઉષ્ણ જળનું પાન કરવાથી વા
ષ્ણ અન્ન ભક્ષણ કરવાથી શરીરની અંદર ઉષ્ણ
પર્શ થાય છે. આમ અંદરના સ્પર્શ પણ જાણ-
ામાં આવે છે. વળી નેત્ર બંધ કરવાથી અંદરનું
ંધકાર જાણવામાં આવે છે. ઉદ્‌ગાર એટલે
ોડકાર આવે છે ત્યારે અંદરનો રસ અને ગંધનો
ણ અનુભવ થાય છે. એવી રીતે પાંચે જ્ઞાનેં-
દ્રિયોથી અંદરના શબ્દ, સ્પર્શ, રૂપ, રસ અને
ધ એ સર્વ વિષયોનું જ્ઞાન થાય છે. તે ઉપરથી
ેમ સિદ્ધ થાય છે કે, ઇંદ્રિયો જેમ બહિર્વિષ-
યોને ગ્રહણ કરે છે, તેમ અંદરના વિષયોને પણ
ગ્રહણ કરે છે. ૭-૯

**અવતરણિકા**-કર્મેન્દ્રિયો નથી એમ કહેનારા શિષ્યને,
તે ઇંદ્રિયો છે આમ સિદ્ધ કરાવવા માટે, કર્મેન્દ્રિયોના
વ્યાપારો કહીને કર્મેન્દ્રિયોની સિદ્ધતા ગુરુ કહી બતાવે છે.

**पंचोक्त्यादानगमनविसर्गानंदकाः क्रियाः**
**कृषिवाणिज्यसेवाद्याः पंचस्वंतर्भवंति हि १०**
**वाक्पाणिपादपायूपस्थैरक्षैस्तत्क्रियाजनिः ।**
**मुखादिगोलकेष्वास्ते तत्कर्मेंद्रियपंचकम् ११**

શબ્દાર્થ–ઉક્તિ (બોલવું), આદાન (લેવુંદેવું), ગમન (ચાલવું), વિસર્ગ (મળત્યાગ કરવો), આનંદ (સ્ત્રીસંગજન્ય સુખ) આ પાંચ પ્રકારની ક્રિયાઓ છે. કારણ કે કૃષિ (ખેડ કરવી), વાણિજ્ય (વેપાર કરવો), અને સેવા આદિ (સર્વ ક્રિયા) આ પાંચ (ક્રિયા)માં અંતર્ભૂત થાય છે. વાણી, હાથ, પગ, ગુદા, અને લિંગ આ ઇંદ્રિયોવડે તે ક્રિયાની ઉત્પત્તિ થાય છે; તે પાંચ કર્મેન્દ્રિયો મુખ આદિ ગોલકોમાં રહે છે. ૧૦-૧૧

## ચન્દ્રકાન્ત વિવરણ

### (૩) પાંચ કર્મેન્દ્રિયોનું વર્ણન
(૧૦-૧૧; ૨ શ્લોકો)

બોલવું, લેવુંદેવું, ચાલવું, મલત્યાગ કરવો, અને સ્ત્રીસંગજન્ય રતિવિલાસ-આનંદ એ પાંચ ક્રિયા છે, તે પાંચ કર્મેન્દ્રિયના વિષયો છે. ખેતી, વેપાર, સેવા, સ્નાન, દાન, ભોજન ઇત્યાદિ અનેક ક્રિયા ઉપર કહેલી પાંચ ક્રિયાઓમાં સમાઈ જાય છે. ખેતીમાં હાથે કરી ગ્રહણ કરવું, પગથી ચાલવું ને કદાચિત્ બળદ નબળા હોય તો તેને ચલાવવા માટે મુખથી વાણીનો ઉચકારો કરવો, એટલે બોલવું, ગ્રહણ કરવું ને ગમન કરવું એ ત્રણ ક્રિયાઓમાં ખેડની ક્રિયા આવી જાય છે. તેમ જ વ્યાપાર પણ એ ત્રણ ક્રિયાઓમાં જ સમાઈ જાય છે. કારણ કે, વેપારમાં પણ વજન કરવા માટે તથા લેવાદેવા માટે આદાન–ગ્રહણ ક્રિયા, આવવાજવા માટે ગમનક્રિયા, તેમ લેનારદેનારની સાથે વાતો કરવામાં બોલવાની ક્રિયા કરવી પડે છે. એવી રીતે સેવા આદિ સઘળી ક્રિયાઓ, ઉપર કહેલી પાંચ ક્રિયાઓમાં જ સમાઈ જાય છે. એ પાંચ ક્રિયાએ કરીને પાંચ

કર્મેન્દ્રિયોનું અનુમાન થાય છે. વાણી, હાથ, પગ, ગુદા અને લિંગ એ પાંચ કર્મેન્દ્રિયો છે, અને એ પાંચે ઇંદ્રિયોવડે 'બોલવા' આદિ કર્મો થાય છે, તેથી તે કર્મેન્દ્રિયો કહેવાય છે. એની ઉત્પત્તિ તો પ્રથમ જ કહી ગયા છીએ. વાણીએ કરીને બોલવાની ક્રિયા થાય છે, હાથે કરીને ગ્રહણ એટલે લેવાદેવાની ક્રિયા થાય છે, પગે કરીને ચાલવાની ક્રિયા થાય છે, ગુદાએ કરીને મળ-ત્યાગરૂપ ક્રિયા થાય છે, અને લિંગે કરીને આનંદ (સ્રીસંગજન્ય સુખ) તથા મૂત્રત્યાગરૂપ ક્રિયા થાય છે. એ પ્રમાણે એકએક કર્મેન્દ્રિયે કરીને એકએક ક્રિયા થાય છે. વાણીનું સ્થાન મુખ, ગમનનું સ્થાન પગ, લેવાદેવાનું સ્થાન હાથ, મલત્યાગનું સ્થાન ગુદા, અને મૂત્રત્યાગ–રતિસુખનું સ્થાન લિંગ છે. એવી રીતે પાંચ કર્મેન્દ્રિયોનાં પાંચ ભિન્નભિન્ન સ્થાનો છે. ૧૦–૧૧

અવતરણિકા-પાંચ જ્ઞાનેંદ્રિયો અને પાંચ કર્મેન્દ્રિયો એ દશ ઇંદ્રિયોનાં સ્થાનો તથા તેનાં કાર્યોનું વર્ણન કર્યા પછી, તે દશે ઇંદ્રિયોનું પ્રેરક જે મન છે, તેનાં કર્મ અને સ્થાનનું નિરૂપણ કરે છે તથા એ મનનું દશે ઇંદ્રિયોપર કેવા પ્રકારે અધ્યક્ષપણું છે તે કહે છેઃ—

**मनो दशेंद्रियाध्यक्षं हृत्पद्मगोलके स्थितम्**
**तच्चांतःकरणं बाह्येष्वस्वातंत्र्याद्विनेंद्रियैः ॥**
**अक्षेष्वर्थार्पितेष्वेतद्गुणदोषविचारकम् ।**
**सत्त्वं रजस्तमश्चास्य गुणा विक्रियते हि तैः**

શબ્દાર્થ–મન દશ ઇંદ્રિયોનું અધ્યક્ષ (પ્રેરક) છે, અને તે હૃદયકમળરૂપી ગોલકમાં રહેલું છે; તે મન, ઇંદ્રિયો વિના બાહ્ય વિષયો વિષે સ્વતંત્ર નહોવાથી, અંતઃકરણ (અંદરની ઇંદ્રિય) કહેવાય છે. ઇંદ્રિયોને વિષયોમાં સ્થાપન કર્યા પછી, મન ગુણદોષનો વિચાર કરનારું છે. એના ( મનના ) સત્ત્વ, રજ અને તમ ગુણો છે, અને તેનાથી તે મન વિકાર પામે છે. ૧૨–૧૩

## ચન્દ્રકાન્ત વિવરણ

(૪) મનનું વર્ણન (૧૨–૧૬; ૫ શ્લોકો )

મન, દશે ઇંદ્રિયોને પ્રેરણા કરવાવાળું છે. મનની પ્રેરણા વિના કોઈ પણ ઇંદ્રિય પોતાના વ્યાપારમાં પ્રવૃત્ત થતી નથી, અને મન જે અન્યત્ર હોય તો અન્ય વિષયનું જ્ઞાન થતું નથી. જેમ કે કોઈ માણસ રસ્તે વિચારમાં ચાલ્યો જતો હોય, તેને બીજો કોઈ માણસ સામો મળ્યો હોય તોપણ તેને તેનું ભાન રહેતું નથી, અને તેને કદાચ કોઈ પૂછે કે, તમને અમુક માણસ સામો મળ્યો હતો? ત્યારે વિચારમાં ચાલ્યો જતો માણસ કહેશે કે, હું તો મારા વિચારમાં ચાલ્યો આવું છું, તેથી રસ્તામાં કોણ ગયું અને કોણ આવ્યું, તેનું મને ભાન નથી. એમ જ બીજા સ્થાનમાં મન હોય તો શબ્દ પણ સાંભળવામાં આવતો નથી. આ વાત તો લોકપ્રસિદ્ધ છે કે, 'મારું મન બીજે ઠેકાણે હતું તેથી મેં તે સાંભળ્યું નહિ, ફરીથી કહો.' આ વાત સ્વાનુભવથી જાણવા જેવી છે. મન, જે ઇંદ્રિયની સાથે હોય, તે ઇંદ્રિયના વિષયનું જ્ઞાન થાય છે; પણ તે વિના બીજા વિષયનું જ્ઞાન તેને થતું નથી.

### બાણ ઘડવામાં ગૂંથાયલા લુવારનું દૃષ્ટાંત

દાખલા તરીકેઃ એક લુવાર હતો તે શસ્ત્ર ઘડવાના કામમાં ઘણો જ પ્રવીણ હતો. એક વખતે તે બાણ ઘડવાનું કામ કરતો હતો તેવામાં તેની કોડ (દુકાન) પાસેથી રાજાની સ્વારી નીકળી. તેમાં નગારાં વગેરે વાદ્યોના શબ્દો થતા હતા, ઘોડા હણહણાટ કરતા હતા, રથના શબ્દો થતા હતા, અને માણસોનો કોલાહલ થતો હતો, તથાપિ પેલા લુવારનું મન બાણ ઘડવામાં એવું તો તલ્લીન થઈ ગયું હતું, કે તેના પાસામાંથી રાજાની સ્વારી ચાલી ગઈ, તોપણ તેને તેનું ભાન રહ્યું નહિ. પછી બાણનું કામ પૂરું થતાં તેણે રસ્તામાં નજર કરી તો તે રસ્તેથી હાથીઓ, ઘોડાઓ, રથો અને ઘણાં માણસો ગયાં હોય તેવું જોવામાં આવ્યું. તેથી તેણે બીજા માણસને પૂછ્યું કે, 'આટલી લાદ શાથી પડી છે?' ત્યારે બીજા માણસોએ કહ્યું કે, 'તમે ક્યાં હતા? અહીંથી તો રાજાની મોટી સ્વારી ગઈ છે.' તે સાંભળીને લુવારે જાણ્યું કે, હું બાણ ઘડવાના કામમાં ગુંથાયો હતો તેથી મને સ્વારીનું ભાન રહ્યું નહિ. મહાત્મા દત્તાત્રયે ચોવીશ ગુરુ માન્યા છે, તેમાં આ લુવાર પણ એક છે, તે એટલા જ માટે કે, જેમ એક કાર્યમાં મન લીન થાય છે, તેમ પરમાત્મામાં પણ મનને લીન કરવું જોઇએ. તેથી આ દૃષ્ટાંત, પરમાત્મામાં મન સ્થિર રાખવા માટે અપાય છે. જેમ લુવારનું મન બાણમાં લાગેલું હતું, તેથી તેણે અન્યત્ર શું થાય છે તે જાણ્યું નહિ, તેમ જ જેનું મન પરમાત્મામાં લીન થાય છે, તેને તે વિના અન્ય કશું જણાતું નથી; માટે એવી રીતે મનુષ્યે પરમેશ્વરમાં મન લગાડવું જોઇએ.

### મનનું સ્થાન અને પરિમાણ

સારાંશ કે, અન્ય ઠેકાણે મન લાગવાથી તેને અન્ય વિષયનું જ્ઞાન થતું નથી. એ મન હૃદયકમલમાં રહે છે, તે અણુ પરિમાણવાળુ છે; તથાપિ જેમ દીવાનો પ્રકાશ આખા ઘરમાં પડે છે, તેમ મનનો પ્રકાશ સઘળા શરીરમાં પડે છે; તેથી સઘળા અવયવો પોતપોતાના વ્યાપારમાં પ્રવૃત્ત થાય છે. હૃદયકમળમાં રહેનારું અંતઃકરણ એટલે અંદરની ઈંદ્રિયરૂપ જે મન, તે ઇંદ્રિયો વિના સ્વતંત્રતાથી બાહ્ય વિષયોમાં પ્રવૃત્ત થઈ શકતુ નથી. જો કેવળ મનથી જ ઇંદ્રિય વિના પ્રવૃત્તિ થઈ શકતી હોય તો આંધળાને રૂપનુ જ્ઞાન અને બહેરાને શબ્દનું જ્ઞાન થતું જોઇએ, પણ તેમ થતું નથી; કારણ કે આંધળાને મન તો છે, કેમકે તેને બીજા વિષયનુ જ્ઞાન થાય છે, પણ ચક્ષુરિન્દ્રિય નથી, તેથી તે દેખી શકતો નથી; બહેરાને મન તો છે, કેમકે બીજા વિષયનું જ્ઞાન થાય છે, પણ શ્રોત્રેંદ્રિય નથી જેથી તે સાંભળી શકતો નથી.

### મનની આવશ્યકતા

શિષ્ય પૂછે છેઃ-ઇન્દ્રિયોવડે વિષયોનુ જ્ઞાન થશે, તો પછી મનને ભિન્ન શામાટે માનવું જોઇએ ?

ગુરુ કહે છે-ઇન્દ્રિયોથી જ જ્ઞાન થાય છે, એ વાત સત્ય છે. એ ઇન્દ્રિયો પોતપોતાના વિષયનું ગ્રહણ કરીને પોતે કૃતકૃત્ય થશે, તો પછી આ વિષય ઉત્તમ છે અથવા ઉત્તમ નથી, એવી રીતે વિષયમાં રહેલા ગુણદોષનો વિચાર કરનાર કોણ શેષ રહેશે ? કદાચ કોઈ કહે કે, આત્મા એ કાર્ય કરશે, પણ આત્મા 'વિષયમાં રહેલા ગુણદોષનો વિચાર કરે છે' એમ કહેવું એ ઉચિત નથી, કારણ કે આત્મા તો સર્વ વિષયોને પ્રકાશ કરે છે, પણ તેમાં રહેલા ગુણદોષનો વિચાર કરતો નથી. આત્મા વિષયોને પ્રકાશ કરીને સફળ થાય છે, વળી ઇન્દ્રિયો પોતપોતાના વિષયોને ગ્રહણ કરવામાં ચરિતાર્થ માને છે, માટે વિષયોમાં રહેલા ગુણદોષોને વિચારવાવાળું મન, ઇન્દ્રિયોથી ભિન્ન માનવું જોઇએ. જો મનને ઇન્દ્રિયોથી ભિન્ન ન માનીએ, તો વિષયમાં રહેલા ગુણદોષનો વિચાર કરનાર કોઈ રહેશે નહિ, અને તેથી સામાન્ય રીતે વિષયનું જ્ઞાન થશે, પણ તેમાં રહેલા ગુણદોષનું જ્ઞાન થશે નહિ. એટલા માટે ઇન્દ્રિયોથી મનને ભિન્ન માનવુ જોઇએ. એટલે જેમ આત્મા વિષયોને પ્રકાશે છે, અને ઇન્દ્રિયો વિષયોને ગ્રહણ કરે છે, તેમ મન વિષયોમાં રહેલા ગુણો અને દોષોનો વિચાર કરે છે. એ મનના સત્ત્વ, રજ અને તમ એ ત્રણ ગુણો છે, ને વૈરાગ્ય, કામ, ભ્રાંતિ આદિ અનેક છે, અને મન એ ત્રણ ગુણોએ કરીને વિકાર પામે છે. ૧૨-૧૩

અવતરણિકા-ગુણોવડે મન વિકાર પામે છે, તે વાત વિસ્તારથી કહે છે.—

**वैराग्यं क्षांतिरौदार्यमित्याद्याः सत्त्वसंभवाः।**
**कामक्रोधौ लोभयत्नावित्याद्या रजसोत्थिताः ॥ १४ ॥**
**आलस्यभ्रांतितंद्राद्या विकारास्तमसोत्थिताः**
**सात्विकैः पुण्यनिष्पत्तिः पापोत्पत्तिश्च राजसैः ॥ १५ ॥**
**तामसैर्नोभयं किंतु वृथायुःक्षपणं भवेत् ।**
**अत्राहंप्रत्ययी कर्तेत्येवं लोकव्यवस्थितिः ॥**

શબ્દાર્થ-વૈરાગ્ય, ક્ષાંતિ અને ઔદાર્ય ઇત્યાદિ ગુણ સત્ત્વથી ઉત્પન્ન થાય છે; કામ ક્રોધ, લોભ અને યત્ન ઇત્યાદિ ગુણ રજથી ઉત્પન્ન થાય છે; આલસ્ય, ભ્રાંતિ અને તંદ્રા આદિ વિકારો તમથી ઉત્પન્ન થાય છે. સત્ત્વગુણી વૃત્તિથી પુણ્યની ઉત્પત્તિ થાય છે, રજોગુણી વૃત્તિથી પાપની ઉત્પત્તિ થાય છે, અને તમોગુણી વૃત્તિથી બન્ને (પાપ-પુણ્ય)ની ઉત્પત્તિ થતી નથી, પણ વૃથા આયુષ્યનો નાશ થાય છે. આમાં (મનની વૃત્તિઓમાં) હું એવો 'અહં' પ્રત્યય કરવાવાળો કર્ત્તા ગણાય છે. આ પ્રમાણે લોકવ્યવહાર છે. ૧૪-૧૬

### ચન્દ્રકાન્ત વિવરણ

#### સત્વગુણના વિકારો

સ્ત્રી, પુત્ર, ધન, ગૃહ અને બ્રહ્મલોકપર્યંત સર્વ પદાર્થોમાં અભાવ થવો, તેનું નામ વૈરાગ્ય. સાધન ચતુષ્ટયમાંનુ વૈરાગ્ય પણ મોક્ષનું એક સાધન છે. શીત, ઉષ્ણ સુખ, અને દુઃખ આદિ સર્વને સહન કરવું તેનું નામ

અને તે પણ મોક્ષનું એક સાધન અને શમાદિષટ્કનું એક અંગ ગણાય છે. ઔદાર્ય એટલે ઉદારતા. તેમ જ શમ, દમ, શ્રદ્ધા, ઉપરામ, તિતિક્ષા, સમાધાન, મુમુક્ષુતા, તપ, દયા, સ્મૃતિ તુષ્ટિ, ત્યાગ, અનુચિત કર્મમાં લજ્જા, દાનશીલતા, અમાનિતા, અદંભ, અહિંસા, આર્જવ આદિ જે ગુણો કહ્યા છે, તે સર્વ વિકારો સત્વગુણથી ઉત્પન્ન થાય છે, એમ ગીતામાં કહેલું છે.

## કામનું સ્વરૂપ

હવે રજોગુણનું કારણ વર્ણવું છું. અપ્રાપ્ત પદાર્થની પ્રાપ્તિની ઇચ્છા થવી, તેનું નામ કામ. પદાર્થો અનેક હોવાથી તેના આશ્રયથી થનાર કામ પણ અનેક છે, એ કામ દુષ્કર અને પાપનું કારણ છે. ગીતામાં શ્રીકૃષ્ણ પરમાત્માએ અર્જુનના પ્રશ્નનું ઉત્તર આપતાં કહ્યું છે કે,

'काम एष क्रोध एष रजोगुणसमुद्भवः ।
महाशनो महापाप्मा विद्ध्येनमिह वैरिणम् ॥

એ કામ છે, એ કામ રજોગુણથી ઉત્પન્ન થાય છે, અને તે જ ક્રોધરૂપે પરિણામ પામે છે. એ કામ મહાશન એટલે દુષ્કર અને મહાપાપનું કારણ છે, માટે તુ એને વૈરી જાણ.' શ્રીમદ્ભાગવતમાં પણ તે કામને દુષ્કર કહ્યો છેઃ

'यत्पृथिव्यां व्रीहियवं हिरण्यं पशवः स्त्रियः ।
न दुह्यंति मनःप्रीतिं पुंसः कामहतस्य ते ॥

'પૃથ્વીમાં જેટલું અન્ન છે, ધન છે, પશુ છે અને જેટલી સ્ત્રીઓ છે, તે સર્વ પદાર્થો, કામથી હણાયલા પુરુષના મનમાં પ્રીતિને ઉત્પન્ન કરતા નથી.' એટલે પૃથ્વીમાં જેટલું અન્ન છે, જેટલું ધન છે, જેટલાં પશુ છે અને જેટલી સ્ત્રીઓ છે, તે સર્વ એક પુરુષને પ્રાપ્ત થાય તોપણ તેને સંતોષ ઉપજતો નથી. કારણ કે તે કામે કરી હણાયલો છે. એ કામ ઉપભોગથી પણ શાન્ત થતો નથી, પણ વૃદ્ધિ પામે છે. મનુ ભગવાન્ કહે છે કે,

' न जातु कामः कामानामुपभोगेन शाम्यति ।
हविषा कृष्णवर्त्मेव भूय एवाभिवर्धते ॥

' કામ, ઉપભોગે કરી કોઈ કાળે પણ શાંત થતો નથી; પરંતુ અગ્નિમાં ઘી હોમવાથી જેમ અગ્નિ વધે છે, તેમ ઉપભોગથી કામ વિશેષ વૃદ્ધિ પામે છે.'

## ક્રોધનું સ્વરૂપ

કામનો અટકાવ થવાથી ક્રોધ ઉત્પન્ન થાય છે; અર્થાત્ કામ જ ક્રોધરૂપે પરિણામ પામે છે ક્રોધ અતિ નીચ છે, તેથી લોકમાં 'ક્રોધને ચાંડાળ કહ્યો છે.' જેમ ચાંડાળને વિવેક હોતો નથી, અને ચાંડાળનો સહવાસ કરનારને પણ વિવેક હોતો નથી; તેમ ચાંડાળરૂપ જે ક્રોધ, અને તેનો સહવાસ કરનારા ક્રોધી પુરુષોને પણ વિવેક હોતો નથી. તેને પોતાના શરીરનું ભાન રહેતું નથી ક્રોધવશ પુરુષ પોતાના પિતા, માતા, ગુરુ, ભાઈ કે સ્ત્રી વગેરેનો પણ ઘાત કરે છે. દુર્વાસા ઋષિને કેટલીક વખત દુસ્તર દુઃખો આવી પડ્યાં તેનુ કારણ કેવળ ક્રોધ જ હતો. શાસ્ત્રમાં કહ્યું છે કે, 'किमरिभिः कोधं ऽस्ति चेद्देहिनाम् । જો મનુષ્યને ક્રોધ છે તો પછી શત્રુનું શું કામ છે?' એટલે ક્રોધ જ શરીરમાં રહેલો મોટો શત્રુ છે, અને તે બીજા અનેક શત્રુઓને ઉત્પન્ન કરે છે. ક્રોધ કરવાથી મિત્ર પણ શત્રુ થઈ પડે છે, તો પછી બીજા શત્રુ થાય, એમાં શું આશ્ચર્ય ? અંદરના ૭ શત્રુમાં ક્રોધને પણ મુખ્ય ગણાવ્યો છે. કિંબહુના, વિષપાન કરી, ગળે ફાંસો ખાઈ અથવા જળમાં ડૂબી આત્મઘાત કરવાનું કારણ કેવળ ક્રોધ જ છે; તેથી મહાત્માઓએ સર્વ અનર્થનું નિદાન નીચ ક્રોધને ગણાવ્યો છે.

## લોભનું સ્વરૂપ

પ્રાપ્ત થયેલા પદાર્થની અધિક પ્રાપ્તિની ઇચ્છા થવી, તેનું નામ લોભ. એ લોભનો અંત આવતો નથી. શાસ્ત્રમાં કહ્યુ છે કે,

"निःस्वो वष्टि शतं शती दशशतं लक्षं सहस्राधिपो लक्षेशः क्षितिपालतां क्षितिपतिश्चक्रेशतां वांछति॥ चक्रेश. सुरराजतां सुरपतिर्ब्रह्मास्पदं वांछति ब्रह्मा विष्णुपदं हरिः शिवपदं तृष्णावधिं को गतः ॥

નિઃસ્વ (એટલે જેની પાસે ધન ન હોય તે પુરુષ) સો રૂપિયાની ઇચ્છા કરે છે. જેની પાસે સો રૂપિયા હોય, તે હજાર રૂપિયાની ઇચ્છા કરે છે; અને હજાર જેની પાસે હોય, તે લાખ રૂપિયાની ઇચ્છા કરે છે; જેની પાસે લાખ રૂપિયા હોય, તે રાજ્યની ઇચ્છા કરે છે; જેને રાજ્ય હોય, તે ચક્રવર્તી રાજ્યની ઇચ્છા કરે છે; ચક્રવર્તી રાજા, ઇંદ્રાસનની ઇચ્છા કરે છે; ઇંદ્ર, બ્રહ્માની

દવીની ઇચ્છા કરે છે; બ્રહ્મા, વિષ્ણુપદની ઇચ્છા રે છે, અને વિષ્ણુ શિવનાં પદની ઇચ્છા કરે ." જેને પુત્ર ન હોય તે એમ જાણે, કે આપણને ેક પુત્ર હોય તો ઠીક; જેને એક પુત્ર હોય તે ાચાર પુત્રની ઇચ્છા કરે છે. એવી રીતે ઉત્તરો- ાર આશા વધતી જવી, એનું નામ લોભ, ને ે પ્રમાણે લોભનો અંત આવતો નથી. લોકમાં ાભને પાપનું મૂળ કહ્યું છે. "लोभः पापस्य कारणं।" લોભ સઘળાં પાપનું મૂળ છે,' એ પ્રમાણે કવિઓ ાણ લોભને વગોવી ગયા છે. લોભી માણસની ાજ લય પામે છે, લોભી માણસને પાપ કર- ામાં વિલંબ લાગતો નથી. પોતાને એક પૈસાનો ાભ થતો હોય તો બીજા માણસને સો રૂપિયાની ાનિ કરે એવો લોભીનો સ્વભાવ હોય છે. સ્વા- ર્થપણાનો અવધિ લોભી માણસ છે; એટલે ાભી જેવો બીજો કોઈ પણ સ્વાર્થી હોતો નથી. ાભી, ધર્મ કે અધર્મને જોતો નથી. તે પોતાને ાથા પોતાનાં સ્ત્રી પુત્ર આદિનાં સુખદુ:ખ સામું ાણ જોતો નથી. તે તો કેવળ પૈસાને પલ્લે બાંધવા મત્યેક ક્ષણ તત્પર રહે છે. શુક્રાચાર્ય જે જ્ઞાની- ઓમાં શ્રેષ્ઠ હતા, અને ગીતાજીના વિશ્વરૂપાધ્યાય એટલે અગ્યારમા અધ્યાયમાં શ્રીકૃષ્ણે જેને વિષે ાણ કહ્યું છે કે, 'कवीनामुशना कविः જ્ઞાનીઓમાં શુક્રાચાર્ય મારું સ્વરૂપ છે,' એવી રીતે જેને પરમાત્માની વિભૂતિમાં ગણ્યા છે અને જે દૈત્યોના આચાર્ય છે, તે શુક્રાચાર્યને પણ લોભને લીધે પ્રલયાગ્નિ જેવા જઠરાગ્નિમાં દુસ્તર દુઃખ ભોગવવું પડ્યું છે.* એવી રીતે લોભ પણ અનેક અનર્થનું આદિ કારણ છે. એટલા જ માટે કામ, ક્રોધ અને લોભ એ ત્રણેને ગીતામાં નરકનાં દ્વાર અને આત્મહત્યાનાં સાધનો કહ્યાં છે.

'त्रिविधं नरकस्येदं द्वारं नाशनमात्मनः ।
कामः क्रोधस्तथा लोभस्तस्मादेतत्त्रयं त्यजेत् ॥

કામ, ક્રોધ તથા લોભ એ ત્રણે નરકનાં દ્વાર છે અને આત્માનો નાશ કરનારાં છે, તે માટે એ ત્રણેને ત્યજવાં.'

### રજોગુણના બીજા વધુ વિકારો

એ સિવાય રજોગુણથી થતા બીજા વિકારો- ગુણોનો પણ નાશ કરવાનું શ્રીકૃષ્ણ પરમાત્માએ કહ્યું છે. તે ગુણો આ છે:-મદ, તૃષ્ણા, સ્તંભ- જડતા, આશિષ એટલે ધનાદિની વાંચ્છાથી ઈશ્વરની પ્રાર્થના કરવી તે, હું ને તે એમ ભેદદૃષ્ટિ રાખવી તે, વિષયના અનુભવ તરફ ઇચ્છા કરવી તે, મદોન્મત્ત થઈ લડવા વગેરેમાં આગ્રહ રાખવો તે, યશમાં પ્રીતિ, ઉપહાસની વૃત્તિ, વીર્ય એટલે પોતાની મોટાઈ બતાવવી, ઉદ્યોગમાં મંડ્યા રહેવું, સુખને માટે વલખાં મારવાં, એ સર્વ આસુરી સંપત્તિનું મૂળ રજોગુણ છે.

### તમોગુણના વિકારો

હવે તમોગુણનું કાર્ય કહું છું. તે ત્રણ છે.-કાર્ય કરવામાં અનાદર થવો એનું નામ આલસ્ય આલસ્યથી કોઈ પણ કાર્ય સિદ્ધ થતું નથી. ગરુડ જેવો ગતિવાળો હોય તોપણ જો ચાલવામાં આલસ્ય કરે તો એક પગલું પણ ચલાય નહિ, અને વર્ષોનાં વર્ષો વીતી જાય તો પણ તે સ્થા- નથી અન્ય સ્થાને જવાય નહિ. 'आलस्य हि मनुष्याणां शरीरस्थो महारिपुः। આલસ્ય મનુષ્યના શરીરમાં રહેલો મોટો શત્રુ છે.' એ આલસ્ય કાર્યનો વિઘાતક છે, અને પરમાત્માથી જીવને વિમુખ કરાવે છે. ભ્રાંતિ એટલે ભ્રમ; જેને અન્યથા જ્ઞાન અને ભ્રમાત્મક જ્ઞાન કહે છે તે. રજ્જુમાં રજ્જુનું જ્ઞાન થવું તે યથાર્થ જ્ઞાન કહે- વાય છે, અને રજ્જુમાં સર્પ વા અન્ય પદાર્થનું જ્ઞાન થવું તે અયથાર્થ, એટલે અન્યથા જ્ઞાન કહેવાય છે. તંદ્રા એટલે દીર્ઘસૂત્રતા. ત્વરાથી કાર્ય કરવાનું હોય તેમાં પણ વિશેષ વખત નિકળી જવા પછી કાર્ય કરવું તે દીર્ઘસૂત્રતા કહેવાય છે. આલસ્ય, ભ્રાંતિ, તંદ્રા ઇત્યાદિ વિકારો તમો- ગુણથી ઉત્પન્ન થાય છે. તે ઉપરાંત તમોગુણના પ્રભાવથી પ્રમાદ, નિદ્રા, અવિવેક, અપ્રવૃત્તિ એટલે કોઈપણ કામમાં નિરુત્સાહીપણું, કૃપણતા, અસત્ય બોલવું, હિંસા એટલે પરને પીડા કરવી, વ્યર્થ શ્રમ કરવો, લડવું, ઝઘડવું, મુવા પાછળ કે ગયેલી વસ્તુ માટે શોક કરવો, ખેદ ધરવો, કંગાળપણું રાખવું, મને આ મળે તો ઠીક, તે મળે તો ઠીક, એવી વૃત્તિ થયા કરે છે. આ સર્વ તમોગુણના પ્રતાપી પુત્રો છે.

### ગુણોથી મળતાં ફળો

વૈરાગ્ય, ક્ષાંતિ, ઉદારતા ઇત્યાદિ સત્વગુણના વિકારોથી ઉત્પન્ન થાય છે ને તેથી પુણ્ય

* એ કથા કળાવિલાસમાં જોવી.

કેમકે તે સર્વ પુણ્ય થવામાં કારણ છે. કામ, ક્રોધ, લોભ અને યત્ન આદિ રજોગુણના વિકારોથી પાપની ઉત્પત્તિ થાય છે; કારણ કે તે સર્વ પાપ થવામાં સાધન છે અને આલસ્ય, ભ્રાંતિ, તંદ્રા આદિ તમોગુણના વિકારોથી પુણ્ય પણ થતું નથી અને પાપ પણ થતું નથી; કારણ કે તે સર્વ પ્રવૃત્તિનાં પ્રાયઃ પ્રતિબંધક છે.

શિષ્ય–જ્યારે તમોગુણથી પુણ્ય અને પાપ કંઇ પણ થતુ નથી, તો તમોગુણી કર્મ નિષ્કર્મ બ્રહ્મજ્ઞાની સમાન ગણાય; તેથી જેમ બ્રહ્મજ્ઞાનીને મોક્ષ થાય છે, તેમ તમોગુણીનો પણ મોક્ષ થવો જોઇએ.

ગુરુ–હે મૂઢ! આટલું બધું કહ્યું, તેનો સાર આ લીધો કે? તમોગુણીનો મોક્ષ થાય તો પછી જ્ઞાન સંપાદન કરી, અનેક કષ્ટ વેઠી, મોક્ષનો પ્રયાસ કરવાનું પ્રયોજન શું હોય? જાણ કે, તમોગુણે કરીને પુણ્યપાપ થતાં નથી એ વાત ખરી, પણ તેથી નિષ્કર્મતા પ્રાપ્ત થતી નથી, પણ જડતા પ્રાપ્ત થાય છે. કારણ કે, તમોગુણ પ્રવૃત્તિનું પ્રતિબંધક અને ગાઢ અજ્ઞાનમય છે. વૃક્ષ, પત્થર વગેરે સ્થાવર પદાર્થ તમોગુણી ગણાય છે જે કંઇ પણ કર્મ કરતાં નથી. તે વૃક્ષ, પત્થર વગેરેને જ્ઞાન હોય છે, પરતુ તે જ્ઞાન ઘણું જ અંદર ઢંકાયલું હોય છે. આજે ઝાડની એક ડાળ કોઇએ તોડી તો તે પછી તે ડાળ બીજે કે ત્રીજે દિવસે કરમાશે. પરંતુ તેથી વૃક્ષાદિકને નિષ્કર્મી માનવાં નહિ અને 'ज्ञानादेव हि कैवल्यम्। કેવલ આત્મજ્ઞાનથી જ મોક્ષ થાય છે;' એ પરથી સ્પષ્ટ સમજાય છે કે, આત્મજ્ઞાનવડે જ બ્રહ્મજ્ઞાનીને નિઃસંદેહ મોક્ષ પ્રાપ્ત થાય છે. તમોગુણીને મોક્ષ થવામાં કાંઈ પણ પ્રમાણ નથી, ઉલટું તમોગુણીને અધોગતિની પ્રાપ્તિનાં અનેક પ્રમાણો મળે છે, ને તે પરથી જણાય છે કે, તમોગુણીને મોક્ષ મળતો નથી; પણ વૃક્ષ, પાષાણ આદિની પેઠે, તમોગુણીના આયુઃનો વૃથા જ ક્ષય છે, અને પરમાત્માને જાણનારના આયુઃનો ક્ષય વ્યર્થ નથી, પણ તેનું જીવ્યું સાર્થક છે. તમોગુણી લુહારની ધમણની પેઠે શ્વાસોચ્છ્વાસ માત્ર લે છે, પશુપક્ષીઓની પેઠે ખાય છે, પીએ છે, મૈથુન કરે છે અને મલત્યાગ કરે છે; પશુઓ અને તમોગુણીમાં કેવળ કાયાથી જ ભેદ છે, પણ સ્વભાવે એક જ છે.

હવે અંતઃકરણ આદિ સર્વનો સ્વામી અહંકર્તા કેમ છે, તેનું વિવેચન સાંભળ; અંતઃકરણ અને તેની વૃત્તિઓમાં જે હું કર્તા, હું ભોક્તા, હું પ્રમાતા, હું સુખી, હું દુઃખી વગેરે અંતઃકરણમાં અહંવૃત્તિવાળો તથા હું વૈરાગ્યવાન, હું ક્ષમાવાન્ હું ઉદાર, કામી, ક્રોધી, લોભી, પ્રયત્નશીલ, આળસુ, ભ્રાંત વગેરે અંતઃકરણની વૃત્તિમાં અહંવૃત્તિવાળો સાભાસ અહંકાર છે, તે જ કર્તા છે. લોકમાં પણ જે મુખ્ય હોય તે કર્તા કહેવાય છે એવી વ્યવસ્થા છે. ૧૬

## (૫) જગત્ અને ઇંદ્રિયો પંચમહાભૂતોનાં કાર્યો છે તેનો નિશ્ચય

( ૧૭; ૧ શ્લોક )

અવતરણિકા–એવી રીતે જગતની સ્થિતિ કહી. હવે એ સર્વ ઇંદ્રિયો પંચમહાભૂતોનાં કાર્યો કેવી રીતે છે તે વાત કહે છે.

स्पष्टशब्दादियुक्तेषु भौतिकत्वमतिस्फुटम्।
अक्षादावपि तच्छास्त्रयुक्तिभ्यामवधार्यताम्

શબ્દાર્થ–સ્પષ્ટ શબ્દ આદિએ કરીને ગુણવાળા પદાર્થમાં ભૌતિકતત્ત્વ ( પંચમહાભૂતોનું કાર્યપણું) અતિ સ્ફુટ છે; અને ઇંદ્રિયાદિકમાં પણ (પંચમહાભૂતોનું કાર્યપણું) અતિ સ્ફુટ છે, તેને શાસ્ત્રથી અને યુક્તિથી નિશ્ચય કરી લેવું. ૧૭

### ચન્દ્રકાન્ત વિવરણ

હે શિષ્ય! ઘટપટ–ઘડો, વસ્ત્ર આદિ પદાર્થો પંચમહાભૂતોનાં કાર્યો છે. જેમાં શબ્દરૂપ એક ગુણ હોય, તે આકાશનું કાર્ય છે; જેમાં શબ્દ અને સ્પર્શ એ ગુણો હોય, તે વાયુનું કાર્ય છે; જેમાં શબ્દ, સ્પર્શ અને રૂપ એ ત્રણ ગુણો હોય, તે તેજનું કાર્ય છે; જેમાં શબ્દ, સ્પર્શ, રૂપ અને રસ એ ચાર ગુણો હોય, તે જળનું કાર્ય છે; જેમાં શબ્દ, સ્પર્શ, રૂપ, રસ અને ગંધ આ પાંચ ગુણો હોય તે પૃથ્વીનું કાર્ય છે, એવી રીતે સ્પષ્ટ જાણવામાં આવે છે; કારણ કે, તેમાં–શબ્દ, સ્પર્શ આદિ ગુણો સ્પષ્ટ જોવામાં આવે છે. જેમાં જેના ગુણો જોવામાં આવે તે તેનું કાર્ય ગણાય છે. જેમ મૃત્તિકાના ગુણો ઘટ આદિમાં જોવામાં આવે

છે, તે ઘટઆદિ મૃત્તિકાનાં કાર્યો ગણાય છે; સુવર્ણના ગુણો સુવર્ણના અલંકારમાં જોવામાં આવે છે તો તે અલંકાર સુવર્ણનું કાર્ય છે. તેમ ઘટ-પટ આદિ પદાર્થોમાં પંચમહાભૂતોના શબ્દ, સ્પર્શ આદિ ગુણો જોવામાં આવે છે, તેથી ઘટપટ આદિ પંચમહાભૂતોનાં કાર્યો છે એમ જાણવું.

ઇન્દ્રિયો પણ પંચભૂતોનાં કાર્યો છે

કદાચ તને એવી શંકા થાય કે, ઘટ, પટ આદિક, જેમાં શબ્દ આદિ પંચભૂતોના ગુણો પ્રત્યક્ષ જોવામાં આવે છે, તે ભૂતોનાં કાર્યો છે, એ તો જાણે ઠીક; પરન્તુ ઇંદ્રિય આદિકમાં શબ્દ, સ્પર્શ આદિ ગુણો પ્રત્યક્ષ જોવામાં આવતા નથી, તો પછી ઇંદ્રિય આદિકને મહાભૂતોનાં કાર્યો કેમ કહેવાય? તેનું ઉત્તર એવું છે કે, યદ્યપિ ઇંદ્રિયાદિકમાં ભૂતોના ગુણો પ્રત્યક્ષ જોવામાં આવતા નથી, તથાપિ શાસ્ત્ર અને યુક્તિએ કરીને, 'તે ઇંદ્રિયો ભૂતનાં કાર્યો છે,' એવો નિશ્ચય થાય છે. શ્રુતિમાં કહ્યું છે કે, 'अन्नमयं हि सोम्य मनः आपोमयः प्राणः तेजोमयी वाक्। હે સૌમ્ય! અન્નમય મન છે, જલમય પ્રાણ છે, ને તેજોમય વાણી છે.' અન્નના સ્થૂલભાગમાંથી વિષ્ઠા થાય છે, મધ્ય ભાગમાંથી માંસ થાય છે, ને સૂક્ષ્મ ભાગમાંથી મન થાય છે. જળના સ્થૂલભાગમાંથી મૂત્ર થાય છે, મધ્યભાગમાંથી રુધિર થાય છે, ને સૂક્ષ્મ-ભાગમાંથી પ્રાણ થાય છે. તેજના સ્થૂલભાગમાંથી અસ્થિ થાય છે, મધ્ય ભાગમાંથી મેદ (એક જાતનો ધાતુ) થાય છે અને સૂક્ષ્મભાગમાંથી વાણી થાય છે. એવી રીતે શ્રુતિમાં મન આદિની ઉત્પત્તિ કહી છે, અને એ જ પ્રમાણે બીજી ઇંદ્રિયોની ઉત્પત્તિ પણ પંચભૂતોથી જાણી શકાય છે.

યુક્તિથી પણ ઇંદ્રિયોની ઉત્પત્તિ પંચમહાભૂતોથી સિદ્ધ થાય છે. શ્રોત્ર આદિ ઇંદ્રિયો, પંચમહાભૂતોનાં કાર્યો છે; કારણ કે તેમાં પંચમહાભૂતોનો અન્વય છે. જેમાં જેનો અન્વય હોય તે તેનું કાર્ય હોય, એવી વ્યાપ્તિ પણ છે. જેમ વાયુમાં આકાશનો અન્વય છે તો વાયુ આકાશનું કાર્ય છે; ઘડામાં મૃત્તિકાનો અન્વય છે તો ઘડો મૃત્તિકાનું કાર્ય છે; તેમ ઇંદ્રિયોમાં પંચમહાભૂતોનો અન્વય છે તેથી ઇંદ્રિયો પંચમહાભૂતોનાં કાર્યો છે. (૧) હવે શબ્દનો આધાર આકાશ છે, તે આકાશ શ્રોત્રેંદ્રિયમાં પણ છે; કારણ કે શ્રોત્રેંદ્રિયે કરીને શબ્દનું જ્ઞાન થાય છે, તેથી શ્રોત્રેંદ્રિયમાં આકાશનો અન્વય છે, અને શ્રોત્રેંદ્રિય આકાશનું કાર્ય છે. (૨) સ્પર્શનો આધાર વાયુ છે, તે વાયુ ત્વગિંદ્રિયમાં પણ છે; કારણ કે, ત્વગિંદ્રિયે કરીને સ્પર્શ-જ્ઞાન થાય છે, તેથી ત્વગિંદ્રિયમાં વાયુનો અન્વય છે, માટે જ ત્વગિંદ્રિય વાયુનું કાર્ય છે. (૩) રૂપનો આધાર તેજ છે, તેજ ચક્ષુરિંદ્રિયમાં પણ છે, કારણ કે ચક્ષુરિંદ્રિયે કરીને રૂપજ્ઞાન થાય છે, તેથી ચક્ષુરિંદ્રિયમાં તેજનો અન્વય છે, માટે તેજનું કાર્ય ચક્ષુરિંદ્રિય છે. (૪) રસનો આધાર જળ છે, ને જળ રસનેંદ્રિયમાં પણ છે, કારણ કે રસનેંદ્રિયે કરીને રસજ્ઞાન થાય છે, તેથી રસનેંદ્રિયમાં જળનો અન્વય છે, અને જળનું કાર્ય રસનેંદ્રિય છે. (૫) ગંધનો આધાર પૃથ્વી છે, એ પૃથ્વી ઘ્રાણેંદ્રિયમાં પણ છે; કારણ કે ઘ્રાણેંદ્રિયે કરીને ગંધનું જ્ઞાન થાય છે, માટે ઘ્રાણેંદ્રિયમાં પૃથ્વીનો અન્વય છે, તેથી ઘ્રાણેન્દ્રિય પૃથ્વીનું કાર્ય છે. એવી રીતે અન્વયથી ઇંદ્રિયો પંચમહાભૂતોનાં કાર્યો છે, એમ સિદ્ધ થાય છે. જો ઇંદ્રિયો પંચમહાભૂતોનાં કાર્યો ન હોત તો ઇંદ્રિયોએ કરીને પંચમહાભૂતોને ગુણોનું જ્ઞાન થાત નહિ. જેમ શ્રોત્રેંદ્રિય આકાશનું કાર્ય ન હોય તો શ્રોત્રેન્દ્રિયે કરીને શબ્દનું જ્ઞાન થાય નહિ; ચક્ષુરિંદ્રિય તેજનું કાર્ય ન હોય તો ચક્ષુરિંદ્રિયે કરીને રૂપનું જ્ઞાન થાય નહિ. આંધળા માણસો સાંભળે છે, પણ દેખતા નથી. એવી રીતે વ્યતિરેકથી પણ ઇંદ્રિયો પંચમહાભૂતોનાં કાર્યો છે, એમ સિદ્ધ થાય છે.

હવે મન પણ પાંચે મહાભૂતોનું કાર્ય છે; કારણ કે શ્રોત્ર આદિ ઇંદ્રિયોદ્વારા શબ્દ આદિ પાંચ વિષયો તે ગ્રહણ કરે છે. જો મન પાંચે ભૂતોનું કાર્ય ન હોત તો ઇંદ્રિયોદ્વારા પાંચે વિષયોનુ ગ્રહણ ન કરત. પણ જેમ ત્વગિંદ્રિય પાંચે ભૂતનું કાર્ય નથી, તેથી તે ત્વગિંદ્રિયે કરીને પાંચે વિષયનું ગ્રહણ થતું નથી, પણ કેવળ સ્પર્શનુંજ ગ્રહણ થાય છે, તેમ મનનું પણ થાત. એ રીતે અનુમાનથી ઇંદ્રિયો યુક્તિથી-પંચમહાભૂતોનાં કાર્યો છે, એવો નિશ્ચય થાય છે. છાંદોગ્યના છઠ્ઠા પ્રપાઠકમાં येनाकाः सौम्य पुरुषः ઇત્યાદિક ગ્રંથથી આ વિષયને વિસ્તારથી કહ્યો છે. ૧૭

## "૨ सदेव सोम्येदमग्र आसीत् एकमेवाद्वितीयम्"

### એ શ્રુતિવડે સતનું પ્રતિપાદન

(૧૮-૪૬; ૨૯ શ્લોકો)

### (૧) 'સદેવ સોમ્ય'નો અર્થ

(૧૮-૨૫; ૮ શ્લોકો)

અવતરણિકા-આ પંચમહાભૂતોના પ્રારંભમાં જ કહેલું છે કે, 'सदेवसोम्येदमग्र आसीदेकमेवाद्वितीयम् । હે સૌમ્ય ! સૃષ્ટિ પહેલાંના કાળમાં આ જગત્ એક જ અદ્વિતીય સદ્રૂપ જ હતું' એ અદ્વૈત બ્રહ્મને પ્રતિપાદન કરનારી શ્રુતિથી સદ્‌વસ્તુનું પ્રતિપાદન કરે છે.

एकादशेंद्रियैर्युक्त्या शास्त्रेणाप्यवगम्यते ।
यावत्किंचिद्भवेदेतदिदंशब्दोदितं जगत् १८

શબ્દાર્થ-એકાદશ ઇંદ્રિયો, યુક્તિ અને શાસ્ત્રે કરીને જે કંઈ જાણવામાં આવે છે એ સર્વ, શ્રુતિમાં કહેલા 'इदं' શબ્દે કરીને કહેલું જગત્ છે. ૧૮

હે શિષ્ય ! હવે અદ્વિતીય બ્રહ્મનું પ્રતિપાદન કરવાવાળી 'सदेव सोम्येदं' એ શ્રુતિનો અર્થ તને કહું છું તે તું સાંભળ. પાંચ કર્મેન્દ્રિયો અને પાંચ જ્ઞાનેન્દ્રિયો અને મન એ એકાદશ ઇંદ્રિયે કરી, એટલે પ્રત્યક્ષ પ્રમાણે કરીને, યુક્તિ એટલે અનુમાને કરીને, શાસ્ત્ર એટલે શબ્દ પ્રધાન વેદાદિક પ્રમાણે કરીને, તથા ઉપમાન, અર્થાપત્તિ અને અનુપલબ્ધિ પ્રમાણોએ કરીને જે કંઈ આ પ્રપંચ જાણવામાં આવે છે, તે સર્વ જગત્ આગળ સદ્રૂપ જ હતું. 'सदेव सोम्येदं' (હે સોમ્ય ! સત્ એ જ આ-सत् एव सोम्य इदम्) આ શ્રુતિમાં જે 'इदं' પદ છે, તે જગતનું વાચક છે.

શિષ્ય-ગુરુદેવ ! इदं (આ) શબ્દનો પ્રયોગ તો વર્તમાન કાળમાં પોતાના સન્મુખ જે પદાર્થ હોય, તેને માટે કરી શકાય, પરંતુ આ જગત તો પરોક્ષ, અપરોક્ષ, ભવિષ્ય, ને વર્તમાન કાળમાં રહેનારો પદાર્થ છે. તેને માટે इदं પદનો પ્રયોગ થઈ શકે નહિ.

ગુરુ-વત્સ ! તારું કહેવું યથાર્થ છે, તથાપિ સર્વજ્ઞ ઈશ્વરની અને મુનિની દૃષ્ટિથી સર્વ પદાર્થ અપરોક્ષ છે, એટલે સન્મુખમાં રહેલા હોય તેમ તેઓ તેને દેખે છે. તેથી તત્ત્વવેત્તા ઉદ્દાલક ઋષિએ જગતને વર્તમાન કાળનું ને સન્મુખ ગણીને इदं પદનો પ્રયોગ કર્યો છે. ૧૮

અવતરણિકા-इदं શબ્દનો અર્થ કહીને ઉપર કહેલી સદેવ સોમ્ય એ શ્રુતિનો અર્થ વિસ્તારથી કહે છેઃ-

इदं सर्वं पुरा सृष्टेरेकमेवाद्वितीयकम् ।
सदेवासीन्नामरूपे नास्तामित्यारुणेर्वचः १९

શબ્દાર્થ-સૃષ્ટિની પૂર્વે આ સર્વ એક જ અદ્વિતીય સત જ હતું, નામ અને રૂપ ન હતાં, એ પ્રમાણે આરુણિ (ઉદ્દાલક)નું વચન છે. ૧૯

### ચન્દ્રકાન્ત વિવરણ

આરુણિ એટલે અરુણ નામના કોઈ ઋષિના પુત્ર તે આરુણિ કહેવાય છે. અથવા અરુણના કુળમાં ઉત્પન્ન થયેલો તે અરુણિ કહેવાય છે. તેનું પોતાનું બીજું નામ ઉદ્દાલક પણ હતું. એ ઉદ્દાલકે પોતાના પુત્ર શ્વેતકેતુ પ્રત્યે આત્મોપદેશ કરવા માટે, 'सदेव सोम्येदमग्र आसीदेकमेवाद्वितीयं ब्रह्म ।' એ શ્રુતિરૂપ વચન, છાંદોગ્ય ઉપનિષદમાં, શ્વેતકેતુના સંવાદમાં કહ્યું છે. તેનો અર્થ આ છેઃ-આ દૃશ્યમાન સર્વ જગત્-સૃષ્ટિ પહેલાં એક જ અને અદ્વિતીય હતું, એટલે સજાતીય, વિજાતીય અને સ્વગત ભેદરહિત હતું અને તે સમયે તેનું નામ તેમ જ રૂપ કંઈ પણ ન હતું. ૧૯

અવતરણિકા-ઉપર કહેલી શ્રુતિમાં 'एक,' 'एव' અને 'अद्वितीय' આ ત્રણ પદવડે સદ્‌વસ્તુમાં સ્વગત વગેરે ત્રણ પ્રકારના જે ભેદ પ્રાપ્ત થાય છે, તે નિવારણ કરવા માટે, પ્રથમ સ્વગત વગેરે ત્રણ પ્રકારના ભેદનું સ્વરૂપ અનાત્મવસ્તુમાં દેખાડે છે; અને પછી સદ્વસ્તુ બ્રહ્મ વિષે પણ, ભ્રાંતિથી પ્રાપ્ત થયેલા એ ત્રણ ભેદનો ઉપર કહેલાં ત્રણ પદવડે નિષેધ કરે છેઃ-

वृक्षस्य स्वगतो भेदः पत्रपुष्पफलादिभिः ।
वृक्षांतरात्सजातीयो विजातीयः शिलादितः
तथा सद्वस्तुनो भेदत्रयं प्राप्तं निवार्यते ।
ऐक्यावधारणद्वैतप्रतिषेधैस्त्रिभिः क्रमात् २१

શબ્દાર્થ-વૃક્ષનો, પત્ર, પુષ્પ અને ફળો આદિની સાથે, જે ભેદ છે તે સ્વગત ભેદ છે, અન્ય વૃક્ષની સાથે જે ભેદ છે તે સજાતીય ભેદ છે, ને પથ્થર આદિની સાથે જે ભેદ છે તે

વિજાતીય ભેદ છે; (૨૦) તેવી રીતે સદ્દસ્તુમાં પ્રાપ્ત થયેલા ત્રણ ભેદને ઐક્ય (એકત્તા), અવધારણ (નિશ્ચય) અને અદ્વૈતરૂપી ત્રણ પ્રતિષેધે કરીને ક્રમથી નિવારણ કરે છે. ૨૦-૨૧

## ચન્દ્રકાન્ત વિવરણ

### ત્રણ જાતના ભેદ

સ્વગત, સજાતીય અને વિજાતીય એમ ત્રણ જાતના ભેદ છે. પોતામાં જ રહેલો, પોતાના અવયવે કરેલો જે ભેદ હોય, તે સ્વગત ભેદ કહેવાય છે. જેમ કે,-પત્ર, પુષ્પ ઇત્યાદિ વૃક્ષના અવયવો છે, તે વૃક્ષમાં જ રહેલા છે; તે અવયવોએ કરીને જે ભેદપ્રતીતિ થાય છે, તે સ્વગત ભેદ કહેવાય છે. પોતાની જાતિનિરૂપિત જે ભેદ, તે સજાતીય ભેદ કહેવાય છે. વડ પણ વૃક્ષ છે, ને પીપળો પણ વૃક્ષ છે. એ વડ અને પીપળો અને એક જાતિનાં એટલે વૃક્ષ જાતિનાં છે, તથાપિ વડથી પીપળો જુદો છે, અને પીપળાથી વડ ભિન્ન છે. વળી, વડનાં બે વૃક્ષ છે, તે બન્ને પરસ્પર ભિન્ન છે. એવી રીતનો જે ભેદ હોય, તે પણ સજાતીય ભેદ કહેવાય છે. અન્ય જાતિનિરૂપિત જે ભેદ તે વિજાતીય ભેદ કહેવાય છે. શિલા, પાષાણ આદિ વૃક્ષનાં સજાતીય નથી પણ તેથી વિજાતીય છે; માટે શિલા, પાષાણ નિરૂપિત જે ભેદ વૃક્ષમાં છે, તે વિજાતીય ભેદ છે. એવી રીતે ત્રણ જાતના ભેદ છે. ૨૦

હવે જેમ મનુષ્ય, પશુ, પક્ષી, વૃક્ષ આદિ સર્વ પદાર્થોમાં વસ્તુત્વ (વસ્તુપણું) રહ્યું છે, તેમ સતમાં પણ વસ્તુત્વ રહ્યું છે. એટલે વસ્તુત્વે કરીને સર્વ પદાર્થ અને સત, એ સમાન છે; માત્ર અસત્ત્વ અને સત્ત્વે કરીને બન્નેમાં ભેદ છે. સર્વ વસ્તુ અસત્ છે, ને સદ્વસ્તુ સત્ છે. જેમ અસત્ વસ્તુમાં ત્રણ ભેદ રહ્યા છે, તેમ સદ્દસ્તુમાં પણ ત્રણ ભેદ પ્રાપ્ત થાય છે. આ ત્રણ ભેદનો શ્રુતિમાં કહેલા ઐક્ય, અવધારણ અને અદ્વૈતરૂપ ત્રણ પ્રતિષેધ, નિવારણ કરે છે. શ્રુતિમાં 'एकमेवाद्वितीयं' એમ કહ્યું છે. એમાં 'एक' પદે કરીને ઐક્યનું બોધન કર્યું છે, 'एव,' પદે કરીને અવધારણનો બોધ કર્યો છે, ને 'अद्वितीयं' એ પદે કરીને અદ્વૈતનો બોધ કર્યો છે. 'एक' પદે કરી સદ્દસ્તુમાં પ્રાપ્ત થયેલા સ્વગત ભેદનો પ્રતિષેધ કર્યો છે તેથી, જેમ મનુષ્યમાં હાથ, પગ, મુખ, નાસિકા આદિ અવયવો નિરૂપિત સ્વગત ભેદ છે, તેમ, સદ્દસ્તુમાં સ્વગત ભેદ નથી; એટલે સદ્દસ્તુને અવયવો નથી, પરંતુ તે તો નિરવયવ છે, એમ સિદ્ધ થાય છે. 'एव' પદે કરીને સદ્દસ્તુમાં પ્રાપ્ત થયેલા સજાતીય ભેદનો પ્રતિષેધ કર્યો છે; તેથી જેમ, વૃક્ષમાં અન્ય વૃક્ષ નિરૂપિત સજાતીય ભેદ છે, તેમ સદ્દસ્તુમાં સજાતીય ભેદ નથી. જેમ સદ્દસ્તુ સત્, ચિત્, આનંદરૂપ છે, તેમ તેના જેવી અન્ય વસ્તુ સત્, ચિત્ અને આનંદરૂપ નથી; તેથી સચ્ચિદાનંદરૂપ એક સદ્દસ્તુ જ છે, પણ બીજી નથી. 'अद्वितीयं' એ પદે કરીને વિજાતીય ભેદનો પ્રતિષેધ કર્યો છે. જેમ, વૃક્ષમાં શિલા આદિ નિરૂપિત વિજાતીય ભેદ છે, તેમ સદ્દસ્તુમાં વિજાતીય ભેદ નથી. કારણ કે સતનો વિજાતીય અસત્ હોવો જોઇએ, પરંતુ તેનો વંધ્યા પુત્રની પેઠે અભાવ છે, માટે સ્વગત, સજાતીય, વિજાતીય ભેદ સદ્દસ્તુમાં છે જ નહિ. ૨૧

અવતરણિકા-સદ્દસ્તુનો સ્વગત ભેદ શંકા કરવા યોગ્ય નથી, કારણ કે સદ્દસ્તુ પોતે જ અવયવ રહિત છે તે વાત કહે છે:-

**सतो नावयवाः शङ्क्यास्तदंशस्यानिरूपणात् ।**
**नामरूपे न तस्यांशौ तयोरद्याप्यनुद्भवात् ॥**

શબ્દાર્થ-સત્ (બ્રહ્મ)ના અવયવોની શંકા કરવી યોગ્ય નથી; કારણ કે, તેના અવયવોનું નિરૂપણ કર્યું નથી. નામ અને રૂપ સત્ (બ્રહ્મ)ના અવયવો નથી, કારણ કે તેની અદ્યાપિ ઉત્પત્તિ થઈ નથી. ૨૨

## ચન્દ્રકાન્ત વિવરણ

હે શિષ્ય ! એ સદ્દસ્તુના અવયવો છે, એવી આશંકા કરવાનો અવકાશ નથી; કારણ કે શ્રુતિ કે સ્મૃતિ કે શાસ્ત્રમાં કોઈ ઠેકાણે સદ્દસ્તુના અવયવોનું નિરૂપણ કર્યું નથી. પણ 'निष्कलं निष्क्रियं । નિરવયવ નિષ્ક્રિય,' 'अपाणिपादः જેને હાથ પગ નથી,' ઇત્યાદિ શ્રુતિઓમાં સદ્દસ્તુના અવયવોનો નિષેધ કર્યો છે. તેમ જ 'नैनं छिन्दन्ति शस्त्राणि नैनं दहति पावकः । એને શસ્ત્રો છેદતાં નથી, એને અગ્નિ બાળતો નથી,' ઇત્યાદિ સ્મૃતિમાં પણ સદ્દસ્તુનું નિરવયવપણું વર્ણવેલું છે.

શિષ્ય–સદ્વસ્તુના અવયવોનો અભાવ કહો છો, પણ નામ અને રૂપ એ સદ્વસ્તુના અવયવો કેમ ગણાય નહિ ?

ગુરુ–નામ અને રૂપ એ પણ એક સર્જેલાં ગણાય છે, તેથી તે હજી સુધી પણ એટલે સૃષ્ટિની પહેલાં ઉત્પન્ન થયાં ન હતાં. તો પછી તે નામ અને રૂપ સદ્વસ્તુના અવયવો કેમ હોઈ શકે? ન જ હોઈ શકે. પણ જો તે સદ્વસ્તુ જડ હોય, તો સાવયવ હોઈ શકે; ને જો તેને જડ કહીએ તો વિનાશીપણાનો બાધ આવશે. જે જડ હોય, તે ઘટાદિની પેઠે નાશને પાત્ર છે; તેથી સત્ જડ નથી, પણ ચેતન છે, અને ચેતન સાવયવ હોઈ શકે નહિ. सत् એ નામ, વ્યવહાર માટે જ કલ્પિત છે, અને "अस्थूलमनणुअह्रस्वमदीर्घम्"–તે સ્થૂળ નથી, સૂક્ષ્મ નથી, ટુંકું નથી, તેમ લાંબુ પણ નથી." આ શ્રુતિથી સતને રૂપ રહિત કહેવામાં આવ્યું છે. सत्–सत्ता, चित्–चैतन्य, અને आनद–निरतिशय-सुखरूपता આ બ્રહ્મનું સ્વરૂપ છે, બ્રહ્મના અવયવો નથી. કટુતા, શીતલતા, સુગંધી વગેરે જેમ ચંદનનું સ્વરૂપ છે, પણ અવયવો નથી; તેમ સત્તાદિક બ્રહ્મનું સ્વરૂપ છે, અવયવો નથી. ૨૨

**અવતરણિકા**–સૃષ્ટિની પૂર્વે નામરૂપનો અભાવ શા કારણથી હતો, આની શિષ્યની શંકાનું ગુરુ ઉત્તર આપે છે—

**नामरूपोद्भवस्यैव सृष्टित्वात्सृष्टितः पुरा ।**
**न तयोरुद्भवस्तस्मान्निरंशं सद्यथा वियत् ॥**

**શબ્દાર્થ**–નામરૂપની ઉત્પત્તિ જ સૃષ્ટિમય હોવાથી, સૃષ્ટિના પહેલાં તેની ઉત્પત્તિ નથી, તે માટે આકાશ જેમ નિરંશ છે તેમ બ્રહ્મ નિરંશ-નિરવયવ છે. ૨૩

## ચન્દ્રકાન્ત વિવરણ

નામની અને રૂપની ઉત્પત્તિ થવી, તેનું નામ સૃષ્ટિ કહેવાય છે. સૃષ્ટિની પહેલાં કેવળ અદ્વિતીય સદ્વસ્તુ જ હતી; તે વખતે નામ કે રૂપ ન હોતાં. સૃષ્ટિ ઉત્પન્ન થઈ એટલે નામરૂપ ઉત્પન્ન થયાં, માટે સદ્વસ્તુ નિરવયવ છે તેમ સદ્વસ્તુ સ્વગતભેદરહિત છે; કારણ કે તે આકાશની પેઠે નિરવયવ છે. આકાશ નિરવયવ છે, તેથી સ્વગતભેદરહિત છે. તેમ સદ્વસ્તુ નિરવય છે, માટે તે પણ સ્વગતભેદરહિત છે. એ અનુમાનથી પણ સદ્વસ્તુ સ્વગતભેદરહિત ઠરે છે. જે પદાર્થ સાવયવ હોય તે વિનાશી હોય એવી વ્યાપ્તિ છે. જેમ મનુષ્ય, પશુ, પક્ષી, ઘટ, પટ આદિ સાવયવ છે, તેથી તે વિનાશી છે. એમ જ જો સદ્વસ્તુ સાવયવ હોય તો તે પણ વિનાશી થાય; 'अजरोऽमरः । અને એ અજર છે, અમર છે'; 'वेदाविनाशिनं नित्य । અને (આત્માને) અવિનાશી અને નિત્ય જાણ'; 'अविनाशि तु तद्विद्धि येन सर्वमिदं ततम् । તેને અવિનાશી જાણ કે જેણે આ સર્વ જગત વ્યાપ્યું છે', ઇત્યાદિ અનેક શ્રુતિ અને સ્મૃતિમાં સદ્વસ્તુને અવિનાશી કહ્યું છે, તેથી તે શ્રુતિસ્મૃતિનો વિરોધ આવે. માટે સદ્વસ્તુ નિરવયવ છે, એમાં શંકા ન કર.

કોઈ કહે કે, સદ્વસ્તુ, સાવયવ છે, તો એમ કહેનાર પ્રત્યે પ્રશ્ન કરવો જોઈએ કે, સદ્વસ્તુના અવયવો, ચેતન છે કે અચેતન ? જો ચેતન છે, એમ કહે તો તે સદ્વસ્તુથી ભિન્ન છે કે અભિન્ન છે ? જો ભિન્ન છે, એમ કહે તો 'एकमेवाद्वितीयं ।' એ શ્રુતિમાં ત્રિવિધ ભેદનો નિષેધ કર્યો છે તેનું કેમ ? અને જો અભિન્ન છે, એમ કહે તો તે સદ્વસ્તુના અવયવો છે એમ કહેવાય નહિ. કારણ કે તે સદ્વસ્તુ જ છે. હવે જો સદ્વસ્તુના અવયવો અચેતન છે, એમ કહે તો સદ્વસ્તુને અચેતનતા એટલે જડતા પ્રાપ્ત થાય છે કારણ કે, અવયવોનો જે સમુદાય તે અવયવી, એવું અવયવીનું સ્વરૂપ છે. જો સર્વ અવયવો અચેતન હોય તો અવયવી પણ અચેતન સિદ્ધ થાય. જેમ લાકડાની પુતળીના હાથ, પગ, મુખ વગેરે સર્વ અવયવો લાકડાના છે, તો તે અવયવી એટલે લાકડાની પુતળી પણ સર્વાંગે લાકડાની જ છે. વળી પાષાણપ્રતિમાના હાથ, પગ આદિ સર્વ અવયવો પાષાણના છે, તો તે પ્રતિમા પણ પાષાણની જ છે. તેવીજ રીતે સદ્વસ્તુમાં અવયવો અચેતન–જડ હોય તો પછી અવયવી એટલે સદ્વસ્તુ પણ અચેતન–જડ છે, એમ સિદ્ધ થશે. એવી રીતે કોઈ પણ પ્રકારે સદ્વસ્તુના અવયવો સિદ્ધ થતા નથી, માટે તે નિરવયવ છે એમ નિઃસંદેહ છે.

શિષ્ય–સત્, ચિત્ અને આનંદ એ સદ્વસ્તુના અવયવો છે, તો પછી સદ્વસ્તુને નિરવયવ કેમ કહો છો ?

ગુરુ–શ્રુતિમાં પરમાત્માનું વર્ણન કરતાં કહ્યું છે કે, 'अस्थूलमनणुअह्रस्वमदीर्घम्। પરમાત્માને સ્થૂલ નહિ, અણુ પણ નહિ, હ્રસ્વ પણ નહિ, અને દીર્ઘ પણ નહિ કહેવાય.' એ રીતે પરમાત્માની સ્થૂલતા આદિનો નિષેધ કર્યો છે. જો સદ્વસ્તુના અવયવો હોય તો શ્રુતિમાં સ્થૂલતા આદિનો નિષેધ કેમ કરે? કારણ કે, અવયવીમાં સ્થૂલતા આદિ ધર્મો રહે છે. હવે સત્, ચિત્, અને આનંદ એ સદ્વસ્તુના અવયવો નથી, પણ તેનું સ્વરૂપ છે; તેમ સદ્વસ્તુની જગતથી વિલક્ષણતા બતાવવા માટે સત્, ચિત્, અને આનંદ એ ધર્મો તો સદ્વસ્તુમાં કલ્પિત છે. જગત્ અસત્ છે, અને સદ્વસ્તુ તેથી વિલક્ષણ એટલે સત્ છે; જગત્ જડ છે તેથી સદ્વસ્તુ વિલક્ષણ એટલે ચેતનરૂપ છે; જગત્ દુઃખમય છે, ને સદ્વસ્તુ તેથી વિલક્ષણ એટલે આનંદમય છે. એ ઉપરથી સત્, ચિત્ અને આનંદ કાંઈ સદ્વસ્તુના અવયવો નથી, પણ તેનું કલ્પિત રૂપ છે. આ વાત શ્રુતિ, સ્મૃતિ અને યુક્તિથી સિદ્ધ થાય છે. ૨૩

અવતરણિકા–હવે શિષ્ય કદી એમ શંકા કરે કે સદ્ (બ્રહ્મ)-વસ્તુનો સ્વગતભેદ ભલે ન હોય, પરંતુ સજાતીય ભેદ શામાટે થાય નહિ? તેપરથી ગુરુ કહે છે કે, સત્નો બીજો સજાતીય ભેદ નિરૂપણ કરી શકાય તેમ નથી. કારણ કે સત્થી બીજી ભિન્ન કોઇ પણ વસ્તુ છે જ નહિ.

सदंतरं सजातीयं न वैलक्षण्यवर्जनात्।
नामरूपोपाधिभेदं विना नैव सतो भिदा २४

શબ્દાર્થ–સત્ની વિલક્ષણતાના અભાવથી સત્નું બીજું સજાતીય નથી; તેમ નામ અને રૂપની ઉપાધિના ભેદવિના સત્નો ભેદ નથી જ. ૨૪

## ચન્દ્રકાન્ત વિવરણ

જેમ સદ્વસ્તુમાં સ્વગત ભેદનો અભાવ છે, તેમ સદ્વસ્તુમાં સજાતીય ભેદનો પણ અભાવ છે. જેમ એક જાતનાં વૃક્ષો ઘણાં હોય છે, તેથી તેમાં સજાતીય ભેદ રહે છે, તેમ જો અન્ય સત્ હોય તો સદ્વસ્તુમાં સજાતીય ભેદ સિદ્ધ થાય; પણ અન્ય સત્નો અભાવ છે તેથી સદ્વસ્તુમાં સજાતીય ભેદ પણ નથી. કોઈ કહેશે કે, ઘટસત્તા, પટસત્તા, એવી રીતે જગતમાં સત્નો ભેદ ભાસે છે, તો પછી સદ્વસ્તુમાં સજાતીય ભેદ કેમ નથી? તેનું સમાધાન એવું છે કે, ઘટાકાશ, મઠાકાશ, ગૃહાકાશ એવી રીતે ઘટ, મઠ અને ગૃહની ઉપાધિ લાગવાથી આકાશનો ભેદ ભાસે છે, પણ પરિણામે તો આકાશ એક જ છે; તેમ ઘટસત્તા, પટસત્તા ઇત્યાદિ સ્થળમાં પણ ઘટ, પટ આદિ ઉપાધિના ભેદથી સદ્વસ્તુનો ભેદ ભાસે છે ખરો, પણ વાસ્તવિક રીતે સત્નો ભેદ નથી. જેમ, ઘટાકાશમાંથી ઘટ પદ કાઢી નાંખવાથી, મઠાકાશમાંથી મઠ પદ કાઢી નાંખવાથી, અને ગૃહાકાશમાંથી ગૃહ પદ કાઢી નાંખવાથી, કેવળ આકાશ જ રહી જાય છે; તેમ ઘટસત્તામાંથી ઘટ, અને પટસત્તામાંથી પટ કાઢી નાંખવાથી, કેવલ સત્તા જ રહે છે. એવી રીતે સદ્વસ્તુ જ અંતે રહી જાય છે.

સત્તા ત્રણ પ્રકારની છે: પારમાર્થિક સત્તા, વ્યાવહારિક સત્તા અને પ્રાતિભાસિક સત્તા. પારમાર્થિક સત્તા સદ્વસ્તુમાં રહે છે; કેમકે તે સત્સ્વરૂપ છે; વ્યાવહારિક સત્તા ઘટ, પટ આદિ પદાર્થોમાં રહે છે, કારણ કે વ્યવહાર માટે તેમાં સત્તા માનવી પડી છે; પ્રાતિભાસિક સત્તા, સ્વાપ્નિક પદાર્થમાં રહે છે, કારણ કે સ્વપ્નમાં પદાર્થોનો કેવલ પ્રતિભાસ થાય છે ને તેમાં સત્તા રહે છે, માટે તે પ્રાતિભાસિક સત્તા કહેવાય છે. માટે સદ્વસ્તુ સજાતીય ભેદ શૂન્ય છે. ૨૪

અવતરણિકા–તેમ હોય તો ભલે વિજાતીયથી ભેદ માનો, એમ શિષ્યે શંકા કરતાં ગુરુ કહે છે કે, સત્નો વિજાતીય ભેદ પણ અસત્ થશે, અને તેના અસત્પણાને લીધે તે પ્રતિયોગી પણ થઇ શકશે નહિ; તેથી, અસત્રૂપ પ્રતિયોગીવાળો ભેદ પણ થશે નહિ.

विजातीयमसत्तत्तु न खल्वस्तीति गम्यते।
नास्यातः प्रतियोगित्वं विजातीयाद्भिदा
कुतः ॥ २५ ॥

શબ્દાર્થ–સત્નું વિજાતીય અસત્ થાય, પણ તે 'છે' એમ ખરેખર જણાતું નથી; એટલા માટે, અસત્નું પ્રતિયોગીપણું થઈ શકતું નથી, તો પછી વિજાતીયથી ભેદ ક્યાંથી હોય? ૨૫

## ચન્દ્રકાન્ત વિવરણ

ગુરુ કહે છે:–સદ્વસ્તુમાં જેમ સ્વગત અને સજાતીય ભેદનો નિષેધ કરવામાં આવ્યો છે,

તેમ તેમાં વિજાતીય ભેદનો પણ નિષેધ કરવામાં આવ્યો છે. અસતની શશલાનાં શીંગડાની પેઠે તથા વંધ્યાના પુત્રની પેઠે સત્તા જ નથી, કારણ કે તે સ્વરૂપ રહિત છે. પ્રતિયોગી સદ્રૂપ હોવું જોઈએ, માટે અસત્ જેનું પ્રતિયોગી છે એવો સતનો વિજાતીય ભેદ કેમ થઈ શકે?

શિષ્ય-અસત્ એટલે સતથી વિલક્ષણ એવાં માયાનાં સ્થૂલ, સૂક્ષ્મ, પ્રપંચરૂપ કાર્ય છે. તેને સતથી વિજાતીય માનવામાં શી હરકત છે?

ગુરુ-માયા અને માયાનું કાર્ય સ્વપ્નની પેઠે મિથ્યા ભાસે છે. તેમાં પારમાર્થિકપણું હોતું નથી, માટે તે મિથ્યા છે, માટે 'સત'નું કોઈપણ વિજાતીય છે જ નહિ. પ્રલયકાળમાં સતથી ભિન્ન માયા કોઈપણ પ્રમાણથી સિદ્ધ થતી નથી, તેમ પ્રપંચની તો ઉત્પત્તિ પણ હોય નહિ, માટે સત વિજાતીય ભેદથી રહિત છે એમ સિદ્ધ થાય છે. ૨૫

## (૨) શૂન્યવાદી પૂર્વપક્ષ અને તેનું ખંડન
(૨૬-૪૬; ૨૧ શ્લોકો)

**અવતરણિકા**-ઉપર વર્ણન કરી ગયા તે ઉપરથી સિદ્ધ થયું કે, એક જ અદ્વિતીય સત્ બ્રહ્મ છે. હવે સ્થૂણાનિખનનન્યાયે કરીને, એ જ અદ્વિતીય સતની સિદ્ધિ દૃઢ કરવા માટે, અસત્ મતને વળગી રહેનારા વગેરેના મતનું ખંડન કરવાની પણ જરૂર છે. કેમકે પ્રત્યેક વિષયનું દૃઢીકરણ કરવું જરૂરનું છે. સ્થૂણા એટલે થાંભલી, તેનું નિખનન એટલે દૃઢીકરણ કરવું. જમીનમાં ખાડો ખોદીને થાંભલીને દાટવી, અને પછી હલાવી જોવી કે તે દૃઢ છે કે નહિ. તે દૃઢ ન જણાય તો દૃઢ થાય, તેવી રીતે તેને ઠોકીને દાટવી; વળી હલાવવી ને દૃઢ થાય તેવી રીતે દાટવી, એટલે કોઈ પ્રકારે પણ ચલાયમાન ન થાય તેવી રીતે જમીનમાં ઉંડી દાટીને તેને સ્થિર કરવી, તેનું નામ *'સ્થૂણાનિખનનન્યાય'* કહેવાય છે.

**एकमेवाद्वितीयं सत्सिद्धमत्र तु केचन ।**
**विह्वला असदेवेदं पुराऽऽसीदित्यवर्णयन् २६**

શબ્દાર્થ-આ રીતે એક જ અદ્વિતીય સત્ (બ્રહ્મ) સિદ્ધ થયું. આ (સદ્વસ્તુ) વિષે વિહ્વલ થયેલા કેટલાક (શૂન્યવાદીઓ) 'પૂર્વે આ જગત્ અસત્ જ હતું' એવું વર્ણન કરી ગયા છે. ૨૬

### ચન્દ્રકાન્ત વિવરણ

'सदेव सोम्येदं' એ શ્રુતિનું વ્યાખ્યાન સમજાવતાં, સદ્વસ્તુની સિદ્ધિ તો કરી. હવે મતાંતરનું ખંડન કરીને સદ્વસ્તુની સિદ્ધિ કેમ છે તે જણાવું છું.

કેટલાક શૂન્યવાદી છે. એ શૂન્યવાદી બુદ્ધના મતના અનુયાયી છે. તેનું બીજું નામ 'માધ્યમિક' પણ છે. 'સૃષ્ટિ પહેલાં શૂન્ય હતું' એ શૂન્યવાદીનું મત છે. જે આદિમાં હોય અને જે અંતમાં હોય, તે મધ્યમાં પણ હોય છે, એવી સર્વત્ર વ્યાપ્તિ છે. જેમકે, અલંકાર ઘડ્યા પહેલાં સુવર્ણ હતું અને તેને ગાળી નાખ્યા પછી પણ સુવર્ણ જ રહે છે, અને મધ્યમાં એટલે અલંકાર અવસ્થામાં પણ સુવર્ણ જ છે. તેવી રીતે સિદ્ધાંતમાં પણ સૃષ્ટિ પહેલાં શૂન્ય હતું, સૃષ્ટિ પછી એટલે પ્રલય થયા પછી પણ શૂન્ય જ રહે છે, અને મધ્યમાં જે જગત્ ભાસમાન થાય છે તે ભ્રાંતિરૂપ છે, એમ શૂન્યવાદી કહે છે. તેથી, શૂન્યવાદીના મતમાં 'શૂન્ય' એ જ પરમ તત્ત્વ છે. હે શિષ્ય! આ શૂન્યવાદીની મતિ સદ્વસ્તુના વિચારમાં ચાલી શકતી નથી; તેથી જ તે સદ્વસ્તુનો વિચાર કરવામાં વ્યાકુળ એટલે બેબાકળા બની ગયા છે, અને બકે છે, પૂર્વે એટલે સૃષ્ટિ પહેલાં, આ પરિદૃશ્યમાન જગત્, અસત્ એટલે શૂન્ય હતું. ૨૬

**અવતરણિકા** તે વિહ્વળ વિચારવાળાઓની વ્યાકુળતા માટે દૃષ્ટાંત આપે છેઃ-

**मग्नस्याब्धौ यथाक्षाणिविह्वलानितथास्यधीः**
**अखंडैकरसं श्रुत्वा निःप्रचारा बिभेत्यतः २७**

શબ્દાર્થ-જેમ સમુદ્રમાં ડૂબતા (માણસ)ની ઇંદ્રિયો વિહ્વળ થાય છે, તેમ આ (અસદ્વાદી)ની બુદ્ધિ, અખંડ એવા એકરસ (પરબ્રહ્મ)ને સાંભળીને, પ્રચાર (પ્રવૃત્તિ) વિનાની થઈ જાય છે અને સદ્વસ્તુથી ડરે છે. ૨૭

### ચન્દ્રકાન્ત વિવરણ

હે શિષ્ય! તેઓનું બકવું મિથ્યા લવારો છે. જે તરવામાં અતિ નિપુણ હોય છે તે જો સમુદ્રમાં પડે તો [illegible] ઇંદ્રિયો [illegible] થાય છે. જે માણસને [illegible] માણસ થોડા ઉં[illegible] થઈ જાય છે, તો [illegible] સમુ-

આભી રહે ? અર્થાત્ ન રહે. એમ જ, સાકારમાં પણ જેની બુદ્ધિ ગતિ કરી શકતી નથી; તો જે શૂન્યને પરમતત્ત્વ માને છે, તેવા શૂન્યવાદીની મતિ નિરાકાર છતાં 'સત' એવા બ્રહ્મના વિષયમાં આગળ કેમ ચાલી શકે ? આ સર્વ દશ્યમાન જગતના મૂળમાં અખંડ એક અદ્વિતીય પરબ્રહ્મ છે તે સાંભળીને તેની બુદ્ધિ ભડકી જાય છે. ૨૭

અવતરણિકા–આ વિષયમાં આચાર્યની સંમતિ દેખાડે છે, અને આચાર્યે કયાં ને કેવા રૂપમાં સંમતિ આપી છે, તે અક્ષરશઃ કહે છેઃ–

गौडाचार्या निर्विकल्पे समाधावन्ययोगिनाम् ।
साकारब्रह्मनिष्ठानामत्यंतं भयमूचिरे ॥२८॥
अस्पर्शयोगो नामैष दुर्दर्शः सर्वयोगिभिः ।
योगिनो बिभ्यति ह्यस्मादभये भयदर्शिनः

શબ્દાર્થ–ગૌડપાદાચાર્ય, સાકાર બ્રહ્મમાં નિષ્ઠાવાળા અન્ય યોગીઓને નિર્વિકલ્પક સમાધિમાં અત્યંત ભય કહી ગયા છેઃ–"આ (પ્રસિદ્ધ) અસ્પર્શ યોગ (નિર્વિકલ્પ સમાધિ) સર્વ યોગીઓને તો દુર્દર્શ છે. કારણ કે અભય (નિર્વિકલ્પ સમાધિમાં અથવા બ્રહ્મ) માં, ભય જોનારા યોગીઓ, આ (નિર્વિકલ્પ સમાધિ)થી ભય પામે છે." ૨૮–૨૯

### ચન્દ્રકાન્ત વિવરણ

આ સર્વ દશ્યમાન જગતના મૂળમાં એક અખંડ અદ્વિતીય પરબ્રહ્મનું નામ સાંભળી શૂન્યવાદીની બુદ્ધિ ડરે છે, એમ અમે શા પરથી જાણ્યું, એમ તું પૂછશે, તો કહીશ કે, આ પ્રમાણેનો મત એકલો અમારો નથી, પણ શ્રી ગૌડપાદાચાર્ય પણ તેમ જ કહે છે. શ્રી ગૌડપાદાચાર્ય, શ્રી શંકરાચાર્યજીના પરમ ગુરુ છે. તેમણે માંડૂક્યોપનિષત્ ઉપર કારિકા (શ્લોકાત્મક વ્યાખ્યાન) કરેલી છે. તેનું બીજું નામ વાર્તિક પણ છે, તેમણે એ વાર્તિકમાં કહ્યું છે કે, સાકારના ઉપાસક એટલે વિરાટ્ સ્વરૂપના ઉપાસક, વૈકુંઠવાસી ચતુર્ભુજ સ્વરૂપના ઉપાસક, કૈલાસવાસી શંકરના ઉપાસક, અને નૃસિંહ રામકૃષ્ણ આદિના ઉપાસક જે યોગીઓ છે તેઓને, નિર્વિકલ્પ સમાધિમાં અત્યંત ભય લાગે છે. જેમ પૃથ્વી ઉપર ચાલનારને નિરાધાર આકાશમાં ચાલવા માટે ભય લાગે છે, તેમ સાકારના ઉપાસકોને નિરાકારની ઉપાસનામાં અતિ ભય લાગે છે; કારણ કે, નિરાકારની ઉપાસનામાં સાકારની પેઠે દ્વિભુજ, ચતુર્ભુજ સ્વરૂપનું અવલંબન હોતું નથી. એ નિર્વિકલ્પ સમાધિનું સ્વરૂપ કેવું છે, તે (પહેલા પ્રકરણના ૫૫ શ્લોકમાં) અમે અગાડી કહી ગયા છીએ. વળી સાકારના ઉપાસકના લક્ષમાં નિરાકાર સ્વરૂપનો ભાસ આવતો નથી, અને તે સ્વરૂપમાં ચિત્ત સ્થિર ન થઈ શકવાથી તે ભયભીત થઈ નિરાકાર પરબ્રહ્મને જાણવાથી ઘણે દૂર નાસી જાય છે. ૨૮

ગૌડપાદાચાર્યે કયા શ્લોકમાં સાકારના ઉપાસકોને ભય કહ્યું છે, એવી જિજ્ઞાસા તને થશે, તે પૂર્ણ કરવા માટે તેમની કારિકાનું જ પ્રમાણ આપું છું. તેઓ કહે છે કે, અસ્પર્શયોગ એટલે નિર્વિકલ્પ સમાધિ; જે નિર્વિકલ્પ સમાધિમાં ધ્યાતા, ધ્યેય, અને ધ્યાન એ ત્રિપુટીનો સ્પર્શ થતો નથી, તેમ જ અહંકાર આદિ સંસારનો પણ સ્પર્શ થતો નથી. તે સમાધિને અસ્પર્શયોગ પણ કહેવાય છે. સાકારના ધ્યાનમાં નિષ્ઠાવાળા યોગીઓને તે અસ્પર્શયોગનાં દર્શન દુર્લભ છે; કારણ કે, અસ્પર્શયોગમાં તેની મતિ ચાલી શકતી નથી. તેથી જ તેઓ ડરે છે ને કહે છે કે એ તો ફાંફાં છે. તેઓને સંસારમાં ભય થાય છે, કેમકે, 'द्वितीयाद्वै भयं भवति। દ્વિતીય થકી ભય થાય છે.' એમ શ્રુતિમાં પણ બીજાથી ભય થવાનું કહ્યું છે. *'भयं द्वितीयाभिनिवेशतः स्यात्।'* 'બીજાના અભિનિવેશથી ભય થાય છે.' એવી રીતે શ્રીમદ્ભાગવતમાં પણ દ્વિતીયથી ભય થવાનું કહ્યું છે. પણ સત્ય તો આ જ છે કે, સંસારમાં દ્વૈતબુદ્ધિ હોય છે તેથી ભય છે, એમ એ શ્રુતિ તથા શ્રીમદ્ભાગવતનું તાત્પર્ય છે. સાકારની ઉપાસનાવાળાને તેમ જ સવિકલ્પ સમાધિવાળાને પણ ભય રહે છે; કારણ કે, તેમાં પણ ધ્યાતા, ધ્યેય અને ધ્યાન એવી રીતની ત્રિપુટી રહે છે; એટલે દ્વૈતબુદ્ધિથી સંસાર છે, ને તેથી જ સવિકલ્પ સમાધિમાં પણ ભય રહે છે. કેવળ નિર્વિકલ્પ સમાધિમાં જ અભય છે; કારણ

'अभयमजरम्। અભય, અજર છે,' ઇત્યાદિ વાત શ્રુતિમાં કહેલી છે. અભયમાંજ અજર, અમર, નિર્વિકાર, નિરાકાર, નિર્ગુણ, શુદ્ધ, બુદ્ધ, મુક્ત-સ્વભાવ, સચ્ચિદાનંદરૂપ પરબ્રહ્મ રહે છે, અને ધ્યાતા, ધ્યેય અને ધ્યાન એ ત્રિપુટી કે અહંકાર આદિ કાંઈપણ રહેતું નથી જ, અને તેથી જ નિર્વિકલ્પ સમાધિમાં અભય વસે છે. જેમ બાળક અભયસ્થાન એટલે એકાંતસ્થાન, કે જેમાં ચોર, વાઘ, સિંહ આદિ ભયનાં કારણો હોતાં નથી અને તેનો સંભવ પણ હોતો નથી, છતાં પણ તેમાં ભય પામે છે, તે માત્ર તેની અજ્ઞાનતા જ છે, તેમ સગુણોપાસક અને સવિકલ્પ સમાધિવાળા, કે જેઓને યથાર્થ આત્મજ્ઞાન થયું નથી તેઓને, નિર્વિકલ્પ સમાધિમાં અને નિર્ગુણની ઉપાસનામાં ભય લાગે છે. તેનું કારણ તો અહંકાર આદિથી માની બેઠેલા આ જગતની સત્યતા છે; પણ એ સર્વ નિર્વિકલ્પ સમાધિમાં રહેતાં નથી, તેથી તેમાં ભય થવું ન જોઇએ. તથાપિ સાકારના ઉપાસકોને નિર્વિકલ્પમાં ભય થાય છે, તેમાં કેવળ તેઓની અજ્ઞાનતા જ કારણ છે. સગુણના ઉપાસકોની બુદ્ધિ નિર્વિકલ્પમાં પહોંચી શકતી નથી, તેથી તેને સગુણમાંજ પરમ પ્રીતિ હોય છે, પણ નિર્ગુણમાં તે હોતી નથી. એ કારણથી જ્યારે સગુણના ઉપાસકોની બુદ્ધિ નિર્વિકલ્પમાં પહોંચી શકતી નથી, ત્યારે શૂન્યવાદીની એટલે બૌદ્ધોની બુદ્ધિ તો કેમ પહોંચી શકે? માટે જ તેઓ એમ કહે છે કે, સૃષ્ટિ પહેલાં સર્વ શૂન્ય હતું એટલે કંઇપણ ન હતું. ૨૯

અવતરણિકા-શ્રી પૂજ્યપાદ શંકરાચાર્યે પણ આ વાત કહી છે તે બતાવે છેઃ-

भगवत्पूज्यपादाश्च शुष्कतर्कपटूनमून् ।
आहुर्माध्यमिकान्भ्रांतानचिंत्येऽस्मिन्स-
दात्मनि ॥ ३० ॥
अनादृत्य श्रुतिं मौर्ख्यादिमे बौद्धास्तमस्विनः
आपेदिरे निरात्मत्वमनुमानैकचक्षुषः॥३१॥

શબ્દાર્થ-ભગવત્પૂજ્યપાદ (શ્રી શંકરાચાર્ય), શુષ્ક તર્ક કરવામાં ચતુર એવા આ પુરુષોને, અચિંત્ય એવા પરબ્રહ્મ વિષે ભ્રાંતિવાળા અને માધ્યમિક (શૂન્યવાદી) કહે છે. તમસ્વી (મોહાદિકથી આવૃત) અને અનુમાન જ જેને મુખ્ય નેત્ર છે એવા આ બૌદ્ધો, મૂર્ખપણાથી શ્રુતિનો અનાદર કરીને, નિરાત્મપણું (આત્માના અસત‌પણા)ને માની બેઠા છે. ૩૦-૩૧

## ચન્દ્રકાન્ત વિવરણ

વળી ભગવાન્ શંકરાચાર્ય પણ કહે છે કે, 'એ શૂન્યવાદી, કેવળ શ્રુતિવિરુદ્ધ કુતર્ક કરવામાં કુશળ છે,' અને 'यतो वाचो निवर्तंते अप्राप्य मनसा सह। પરમાત્માને નહિ પ્રાપ્ત થઇને, જ્યાંથી મનની સાથે વાણી પાછી ફરે છે; એટલે જે, મન અને વાણીને અગોચર છે,' એવા સદાત્માને વિષે ભ્રાંતિવાળા છે. એ શૂન્યવાદીનું બીજું નામ માધ્યમિક પણ છે. ૩૦

એ શૂન્યવાદીઓના મતનું ખંડન કરવા માટે શંકરાચાર્યજી કહે છે કેઃ-બુદ્ધમતના અનુયાયી શૂન્યવાદીઓ અજ્ઞાની છે; તેઓ પોતાની અજ્ઞતાને લીધે જ શ્રુતિને માનતા નથી, અને કેવળ કુતર્કને વશ થઇ અનુમાન ઉપર આધાર રાખે છે, તેથી તેઓ આત્માને અસત્ કહે છે. શ્રુતિ સ્વતઃ પ્રમાણ છે, અને તે શ્રુતિમાં આત્માનું પ્રતિપાદન કરવામાં આવ્યું છે. શૂન્યવાદીઓ એ શ્રુતિને તો માનતા નથી, માટે તેઓને આત્માના સત્ત્વનું જ્ઞાન ક્યાંથી થાય? તેઓ અજ્ઞાનને વશ હોવાથી કહે છે કે, સૃષ્ટિ પહેલાં સર્વ શૂન્ય હતું!*

### શબ્દપ્રમાણની આવશ્યકતા

એ શૂન્યવાદીને પૂછીએ કે, તમે શબ્દપ્રમાણ માનો છો કે નહિ? જો શબ્દપ્રમાણ નહિ માનો, તો તમારી જાતિ અને તમારાં માતપિતાની પણ સિદ્ધિ થશે નહિ, કારણ કે તમે કેઈ જાતિના છો, અને તમારાં માતપિતા કોણ છે, તેનું જ્ઞાન તમારા કોઈ પણ સગાંવહાલાંના કહેવાથી જ થશે, અને તે શબ્દપ્રમાણથી થશે; પણ તમે તો તે માનતા નથી ત્યારે કેમ કરશો? 'શબ્દને પ્રમાણમાં માન્યાવિના જાતિ અને માતપિતાની સિદ્ધિ થતી નથી; એટલા માટે સગાંવહાલાંનું વાક્ય માનીશું,' એમ તેઓ કહે છે, એટલે શબ્દપ્રમાણ માન્યું

* યાહુદી, ખ્રિસ્તી, ઇસ્લામી વગેરે પણ આ સૃષ્ટિની પૂર્વે શૂન્ય અથવા ગેઑસ-chaos હતું એમ કહે છે, અને આજના કેટલાક પાશ્ચાત્ય ફિલસુફો પણ તેમ જ કહે છે.

એમ પોતાની મેળે જ સિદ્ધ થાય છે, તો પછી, આત્મસિદ્ધિ માટે પરમ હેતુ અને સ્વતઃ પ્રમાણ જે શ્રુતિ, તેને પ્રમાણ કેમ નહિ માનવી ? અને શ્રુતિને પ્રમાણભૂત માની, ત્યારે માનો કે 'પૂર્વે સત્ હતુ,' અને તેમ માનવાથી જ જગત્ પહેલાં 'શૂન્ય હતુ' એમ જે કહે છે તેનો વિરોધ આવે છે. તે પરથી, એમનો સિદ્ધાંત શ્રુતિથી વિરુદ્ધ છે, માટે 'પૂર્વે શૂન્ય હતુ' એમ શૂન્યવાદીનુ કહેવું અસંગત છે, ખોટુ છે. ૩૧

અવતરણિકા-હવે શૂન્યવાદમાં વિકલ્પ કરીને તેને દૂષણ આપે છે-

**शून्यमासीदिती ब्रूपे सद्योगं वा सदात्मताम् ।**
**शून्यस्य न तु तद्युक्तमुभयं व्याहतत्वतः ३२**

શબ્દાર્થ-'शून्यमासीत्।' 'શૂન્ય હતું.' એ પ્રકારના વાકયે કરીને તું કહે છે તે (શૂન્યને) સત્નો યોગ (સત્તા) કહે છે કે સદ્રૂપપણું કહે છે ? શૂન્યને તો વદતોવ્યાઘાત દોષ આવવાથી તે બન્ને (સત્નો યોગ અને સદ્રૂપપણું) ઘટતાં નથી. ૩૨

## ચન્દ્રકાન્ત વિવરણ

"જેમ ઘડો હતો, ઘોડો હતો' ઇત્યાદિ વાકયોમાં 'હતો' એમ કહેવાથી ભૂતકાળમાં તે તે પદાર્થોની સત્તાની પ્રતીતિ થાય છે. તેમ 'શૂન્ય હતુ' એમ કહેવાથી ભૂતકાળમાં શૂન્યની સત્તાની પ્રતીતિ થાય છે, તો પછી એ શૂન્યવાદીને પૂછો કે, શૂન્યને સત્નો યોગ છે વા શૂન્ય સદ્રૂપ છે ? એવા બે વિકલ્પ થાય છે. હવે 'શૂન્યને સત્નો યોગ છે,' એમ કહેવું તો યોગ્ય જ નથી; કારણ કે ભાવરૂપ વસ્તુનો યોગ થાય એવો નિયમ છે. સત્ તો ભાવરૂપ જ છે, પણ શૂન્ય તો ભાવરૂપ નથી, પણ અભાવરૂપ છે. તો, શૂન્યને સત્નો યોગ કેમ સંભવે ? શશશૃંગની સાથે કે આકાશપુષ્પની સાથે સત્નો યોગ કોઇના જોવામાં કે સાંભળવામાં આવ્યો છે? નહિ જ. ત્યારે 'શૂન્ય સદ્રૂપ છે,' એમ કહેવું પણ ઉચિત નથી; કારણ કે સત્ ભાવરૂપ છે, અને શૂન્ય અભાવરૂપ છે. આમ એ વિરુદ્ધ છે; અને પરસ્પર વિરુદ્ધ પદાર્થની એકતા સંભવતી નથી. તેજ અને તિમિર (અંધકાર)ની એકતા જોઈ પણ નથી અને સાંભળી પણ નથી. તે માટે, 'શૂન્યને સત્નો યોગ છે,' અથવા 'શૂન્ય સદ્રૂપ છે,' એમ કહેવું એ; 'મારી મા વાંઝણી છે,' 'મારે જીભ નથી,' એમ કહેવા જેવું છે. એ રીતે તેઓના બન્ને પક્ષમાં વદતોવ્યાઘાત દોષ આવે છે, માટે શૂન્યને સત્નો યોગ કહેવો પણ ઉચિત નથી, તેમ શૂન્ય સદ્રૂપ છે, એમ કહેવું પણ ઉચિત નથી. ૩૨

અવતરણિકા-શૂન્યતાના વદતોવ્યાઘાત દોષને જ દૃષ્ટાંતપૂર્વક દૃઢ કરવા માટે કહે છે-

**न युक्तस्तमसा सूर्यो नापि चासौ तमोमयः**
**सच्छून्ययोर्विरोधित्वाच्छून्यमासीत्कथं वद**

શબ્દાર્થ-સૂર્ય અંધકારથી યુક્ત હોય જ નહિ, તેમ એ સૂર્ય તમોમય (અંધકારમય) પણ હોય નહિ. (તેવી રીતે) સત્ અને શૂન્યને (પણ) પરસ્પર વિરોધીપણાથી 'શૂન્ય હતું,' એમ કેમ કહી શકાય, એ કહે. ૩૩

## ચન્દ્રકાન્ત વિવરણ

હવે એક દાખલો લે. જેમ સૂર્ય અંધકારે કરી યુક્ત નથી, તેમ અંધકારમય પણ નથી; કારણ કે સૂર્ય તો પ્રકાશ સ્વરૂપ છે, કારણ કે અંધકારને તથા પ્રકાશને પરસ્પર વિરોધ છે; તેવી રીતે શૂન્ય, સત્ યુક્ત નથી તેમ સતમયે પણ નથી. શૂન્ય અને સત્ પરસ્પર વિરોધી છે, તો પછી 'પૂર્વે શૂન્ય હતુ' એમ કેમ કહેવાય ? નહિ જ કહેવાય. ૩૩

અવતરણિકા-આ સ્થળે શંકા કરનાર શિષ્ય કહે છે કે, હે ગુરુદેવ ! તમારા વેદાંત મતમાં જેમ બ્રહ્મનાં નામરૂપ માયાથી કલ્પેલાં છે, તેમ અમે શૂન્યનાં પણ નામરૂપ કલ્પીશું તો શી હરકત છે ? તે પરથી ગુરુ કહે છે કે, તુ એમ કહીશ તો તેથી અમારા મતને જ પુષ્ટિ આપીશ.

**वियदादेर्नामरूपे मायया सुविकल्पिते ।**
**शून्यस्य नामरूपे च तथा चेज्जीव्यतां चिरम्**

શબ્દાર્થ-જેમ વિયત્ (આકાશ) આદિનાં નામ અને રૂપ, માયાએ કરીને (સદ્વસ્તુમાં) કલ્પેલાં છે, તેમ શૂન્યનાં નામરૂપ પણ (સદ્વસ્તુમાં) કલ્પી કાઢવાં. તેમ જો હોય તો તું ચિરકાળ જીવ ! ૩૪

## ચન્દ્રકાન્ત વિવરણ

શિષ્ય-હે દેવ ! જેમ તમારા મતમાં આકાશ આદિનાં નામરૂપ સદ્વસ્તુમાં કલ્પિત છે, તેમ શૂન્યનાં પણ નામરૂપ સદ્વસ્તુમાં કલ્પિત છે.

ગુરુ–શૂન્યનાં નામરૂપ સદ્વસ્તુમાં કલ્પિત છે એમ કહે તો હું તને આશીર્વાદ દેઉં છું કે, તું ચિરકાલ જીવ. કેમકે એ કહેવામાં શૂન્યવાદીનો સિદ્ધાંત ઉંધો થઈ જાય છે. તે કહે છે કે, 'સૃષ્ટિની પૂર્વે સદ્વસ્તુ ન હતું, પણ શૂન્ય હતું.' હવે જ્યારે સૃષ્ટિની પૂર્વે સદ્વસ્તુ ન હતુ તો પછી શૂન્યનાં નામ રૂપ સદ્વસ્તુમાં કેમ કલ્પાય? ન જ કલ્પાય. પરંતુ શૂન્યવાદી જે કહે છે કે, શૂન્યનાં નામરૂપ સદ્વસ્તુમાં કલ્પિત છે, એમ તું માનતો હોય તો તેનો સિદ્ધાંત ઉંધો વળે છે. હું આશીર્વાદ આપુ છું કે તું ચિરકાળ જીવ; કારણ કે તું તારે મોઢે જ તારુ ખંડન કરે છે અને અમારા મતનું પોષણ કરે છે. ૩૪

અવતરણિકા-ઉપરના શ્લોકમાં કહેવા પ્રમાણે તમારા અદ્વૈતમતમાં નામ અને રૂપ વાસ્તવિક નથી, પણ મિથ્યા છે, તેથી શૂન્યની પેઠે સદ્વસ્તુનાં નામરૂપ પણ કલ્પિત જ અંગીકાર કરવાં જોઈએ, આમ શિષ્ય શંકા કરે છે, અને ગુરુ તેનું સમાધાન કરે છે.

सतोऽपि नामरूपे द्वे कल्पिते चेत्तदा वद ।
कुत्रेति निरधिष्ठानो न भ्रमः क्वचिदीक्ष्यते ३५

શબ્દાર્થ–સતનાં પણ નામરૂપ બન્ને કલ્પિત છે એમ જો હોય તો, કેમાં (કલ્પિત છે) તે કહે? અધિષ્ઠાન વિનાનો ભ્રમ ક્યાંય પણ જોવામાં આવતો નથી. ૩૫

## ચન્દ્રકાન્ત વિવરણ

શિષ્ય–હે ગુરુદેવ! તમારા મતમાં વાસ્તવિક નામરૂપનો અભાવ છે; કારણ કે તેને તો તમે કલ્પિત માનો છો. માટે, જેમ શૂન્યનાં નામ અને રૂપ કલ્પિત માનો છો, તેમ સદ્વસ્તુનાં નામરૂપ પણ તમારે કલ્પિત માનવાં પડશે.

ગુરુ–હે શિષ્ય! તું જે શંકા કરે છે તે અયોગ્ય છે; કારણ કે 'સદ્વસ્તુનાં નામ રૂપ કલ્પિત છે,' એ વાત કોઈ પ્રકારે પણ સિદ્ધ થાય તેમ નથી. તું સદ્વસ્તુનાં નામરૂપ કલ્પિત કહે છે તે તો ઠીક, પણ તે સદ્વસ્તુનાં નામરૂપની શેમાં કલ્પના કરવામાં આવે છે? સદ્વસ્તુમાં કલ્પિત છે કે અસદ્વસ્તુમાં કલ્પિત છે? કે જગતમાં કલ્પિત છે?

જો 'સદ્વસ્તુમાં સદ્વસ્તુનાં નામરૂપની કલ્પના છે,' એમ તું કહીશ તો એ પક્ષ સંભવતો નથી; કારણ કે, અન્ય પદાર્થમાં અન્ય પદાર્થનાં નામરૂપની કલ્પના જોવામાં આવે છે. જેમકે, રજ્જુ સર્પ. અહીં અન્યપદાર્થ રજ્જુ, તેમાં અન્ય પદાર્થની કલ્પના એટલે સર્પાદિકની કલ્પના માત્ર ભ્રાંતિથી જ થાય છે. વળી શુક્તિમાં કહેતાં મોતીની છીપમાં અન્ય પદાર્થની કલ્પના એટલે રૂપાની કલ્પના કરવામાં આવે છે, તે પણ ભ્રાંતિથી જ થાય છે. પણ રજ્જુમાં રજ્જુની કલ્પના અને છીપમાં છીપની કલ્પના ભ્રાંતિથી થતી નથી. તેવી જ રીતે, સદ્વસ્તુમાં સદ્વસ્તુનાં નામરૂપની કલ્પના થઈ શકે નહિ. તેમ અસદ્વસ્તુમાં સદ્વસ્તુનાં નામરૂપની કલ્પનાનો પક્ષ પણ સંભવતો નથી; કારણ કે અસદ્વસ્તુ તો અભાવરૂપ છે–અર્થાત્ વસ્તુ જ નથી. અસત્ તે અસત જ છે; ત્યારે અસદ્વસ્તુ એટલે અભાવ, તેમાં સદ્વસ્તુનાં નામરૂપની કલ્પનાનું અધિષ્ઠાન કેમ થઇ શકે? ન જ થઈ શકે. તેમ જ 'જગતમાં સદ્વસ્તુનાં નામરૂપની કલ્પના' એ પક્ષ પણ યોગ્ય નથી; કારણ કે જે જગત્ સત્‌થી ઉત્પન્ન થયેલુ છે, એ જગત્ સદ્વસ્તુનાં નામરૂપની કલ્પનાનુ અધિષ્ઠાન થઈ શકે નહિ. એમ ત્રણે પક્ષમાં સદ્વસ્તુના નામરૂપની કલ્પના સિદ્ધ થતી નથી.

શિષ્ય સદ્વસ્તુનાં નામરૂપની કલ્પના માટે અધિષ્ઠાનની કાંઈ જરૂર નથી. અધિષ્ઠાન વિના નામરૂપની કલ્પના કાં ન થાય?

ગુરુ–અધિષ્ઠાન વિનાનો કોઈ પણ ભ્રમ જોવામાં આવતો નથી. સર્પના ભ્રમનું અધિષ્ઠાન રજ્જુ છે, રૂપાના ભ્રમનું અધિષ્ઠાન છીપ છે! સર્વત્ર અધિષ્ઠાનમાં જ ભ્રમ થાય છે, પણ અધિષ્ઠાન વિનાનો કદી પણ ભ્રમ થતો નથી. તેથી સદ્વસ્તુના નામરૂપની કલ્પના અધિષ્ઠાન વિના સંભવતી નથી; માટે તારી શંકા ઉચિત નથી. ૩૫

અવતરણિકા–'असदेवेदमग्र आसीत्।' ઉત્પત્તિની પૂર્વે આ જગત્ મિથ્યા જ હતું;' આ વાક્યમાં જેમ ગુરુએ વદતોવ્યાઘાત દોષ દીધો, તેમજ 'सदेव सोम्येदमग्र आसीत् હે સૌમ્ય! આ જગત્ સૃષ્ટિની પૂર્વે સત્ય જ હતું,' એ ઠેકાણે પણ વ્યાઘાત દોષ આવે છે. આ રીતે શિષ્ય પૂર્વપક્ષ કરે છે, અને ગુરુ તેના મનનું સમાધાન કરે છે.

सदासीदिति शब्दार्थभेदे वैगुण्यमापतेत् ।
अभेदे पुनरुक्तिः स्यान्मैवं लोके तथेक्षणात्

શબ્દાર્થ–'सत् आसीत्।' 'સત્' અને 'હતું' એ બે શબ્દના અર્થનો પરસ્પર ભેદ હોય તો વૈગુણ્ય

(અદ્વૈતહાનિ) પ્રાપ્ત થાય, અને અભેદ હોય તો પુનરુક્તિ દોષ આવે. માટે (ગુરુ કહે છે) એમ નથી; કારણ કે લોકમાં તેમ જોવામાં આવે છે. ૩૬

## ચન્દ્રકાન્ત વિવરણ

શિષ્ય–'असदेवेदमग्र आसीत्।' 'પૂર્વ આ અસત્ જ હતુ' એ વાક્યમાં જેમ વદતોવ્યાઘાત દોષારોપ કરાય છે, તેમ 'सदेव सोम्येदमग्र आसीत्। હે સોમ્ય! પૂર્વે આ સત્ જ હતુ,' એ પ્રકારની તમારા સિદ્ધાંતની શ્રુતિમાં પણ સર્પે છછુંદર ગળ્યા જેવો દોષ દેખાય છે. સર્પ જો છછુંદરને ગળી જાય તો સર્પ મરે, અને છછુંદરને મૂકી દે તો આંધળો થાય, તેમ તમે સપડાયા છો તમારા કહેવાની રીતિમાં પણ એક 'सत्' પદ અને બીજુ 'आसीत्' પદ એમ બન્ને શબ્દનો વાચ્યાર્થ એક છે કે ભિન્ન છે? જો 'બન્ને શબ્દનો વાચ્ય અર્થ ભિન્ન છે,' એમ કહેશો તો, દ્વૈત થવાથી અદ્વૈતની હાનિ થશે ને તમારા કહેવામાં વિરોધ આવશે; અને જો 'બન્ને શબ્દનો વાચ્ય અર્થ એક છે' એમ કહેશો તો પુનરુક્તિ નામનો દોષ આવશે; માટે એનો શું ખુલાસો કરો છો?

### બે જાતના પુનરુક્તિ દોષો

'અર્થપુનરુક્તિ અને શબ્દપુનરુક્તિ એવી રીતે બે જાતની પુનરુક્તિ કહેવાય છે.' એક અર્થના વાચક ભિન્નભિન્ન શબ્દો હોય તે અર્થપુનરુક્તિ કહેવાય છે, અને ભિન્ન ભિન્ન અર્થવાળા એક શબ્દનું અનેક વાર ઉચ્ચારણ કર્યુ હોય તો તે શબ્દપુનરુક્તિ કહેવાય છે. એ જ પુનરુક્તિ, જો નિષ્પ્રયોજન હોય તો તે દોષ કહેવાય છે. તમે કહો છો તેમાં અર્થપુનરુક્તિ નામનો દોષ છે; કારણ કે 'सत् आसीत्' એ બન્ને શબ્દો ભિન્નભિન્ન છે, તથાપિ તેનો વાચ્યાર્થ એક સત્ જ છે, તેથી અર્થપુનરુક્તિ નામનો દોષ આવે છે. આ રીતે ઉભયત: પાશારજ્જુ એટલે બન્ને તરફથી ફાંસીની દોરીના જેવી તમારી વ્યવસ્થા છે.

ગુરુ–જરાએ નહિ એનુ સમાધાન સહેલ છે તે સાંભળ 'सत्' અને 'आसीत्' એ બન્ને શબ્દનો વાચ્યાર્થ એક જ છે, તથાપિ તુ દર્શાવે છે તેવો પુનરુક્તિ નામનો દોષ આવતો નથી, કારણ કે, લોકમા તેવી રીતના પ્રયોગો અનેક જોવામા આવે છે, તથાપિ તેમાં તેં દર્શાવેલો પુનરુક્તિ દોષ મનાતો નથી. ૩૬

અવતરણિકા–જગતમાં આવા એક અર્થવાળા બે શબ્દના પ્રયોગોમાં કયાં પુનરુક્તિનો અભાવ જોવામાં આવે છે તે તું સાભળ:–

**कर्तव्यं कुरुते वाक्यं ब्रूते धार्यस्य धारणम्।**
**इत्यादिवासनाऽऽविष्टं प्रत्यासीत्सदितीरणम्**

શબ્દાર્થ–કર્તવ્ય (કરવા યોગ્ય) કરે છે, વાકય બોલે છે, ધાર્ય (ધારણ કરવા યોગ્ય)ને ધારણ કરે છે, ઈત્યાદિ વાસનાના આવેશવાળા પુરુષ પ્રતિ 'સત્ હતું' એવું (શ્રુતિનું) કથન છે. ૩૭

## ચન્દ્રકાન્ત વિવરણ

લોકમા પણ 'सत आसीत्' 'સત્ હતુ,' એના જેવા ઘણા પ્રયોગો જોવામાં આવે છે, તથાપિ તેમા પુનરુક્તિદોષ માનવામાં આવતો નથી જેમકે, તે 'કરવા યોગ્ય કાર્ય કરે છે,' 'વાકય બોલે છે,' 'ધારણ કરવા યોગ્યને ધારણ કરે છે,' ઇ યાદિ વાકયોમાં એકાર્થક બબ્બે શબ્દો છે, અને તેમ બોલવાનો વ્યવહાર પણ છે, પણ તેને પુનરુક્તિ નામનો દોષ માનવામા આવતો નથી. માટે, તે પ્રયોગોની વાસનાવાળા શ્વેતકેતુ પ્રત્યે તેના પિતાએ 'सत् आसीत्। સત્ હતુ.' એમ કહ્યુ છે, તેમા જરાએ દોષ નથી તેમ જ 'सत् आसीत्। સત્ હતુ' એવા જે બે શબ્દો છે, તેનો વાચ્ય અર્થ ભિન્ન માનતા નથી, એટલે દ્વૈતાપત્તિ પણ નથી તેથી, હે શિષ્ય! 'सत् आसीत्'। એમ કહેવામાં અપસિદ્ધાંત પણ નથી, અને પુનરુક્તિ નામનો દોષ પણ આવતો નથી ૩૭

અવતરણિકા–અદ્વિતીય વસ્તુમાં ભૂતકાળનો અભાવ છે, માટે 'अग्र आसीत्। આગળ હતું,' આમ કહેવું અઘટિત છે, આવી શંકાનુ સમાધાન ગુરુ કરે છે –

**कालाभावे पुरेत्युक्तिः कालवासनया युतम्।**
**शिष्यं प्रत्येव तेनात्र द्वितीयं न हि शङ्क्यते**

શબ્દાર્થ–કાલના અભાવને લીધે, કાલની વાસનાવાળા શિષ્ય પ્રત્યે જ 'પુરા' એ પ્રકારનું કહેવું છે. તેટલા માટે આમાં (સત હતું એ પ્રયોગમા) દ્વિતીયની શંકા કરવી નહિ. ૩૮

## ચન્દ્રકાન્ત વિવરણ

ગુરુ કહે છે કે, ભૂત, ભવિષ્ય અને વર્તમાન એ ત્રણ કાળ છે. સૃષ્ટિ પહેલાં અદ્વિતીય સત્

હતું, તેથી ત્રણ કાળમાંનો એક કાળ પણ ન હતો, તેથી જે ત્રણ કાળની બહાર છે તે સત્ છે.

શિષ્ય–'સૃષ્ટિ પહેલાં કેવળ અદ્વિતીય સત્ હતું,' એમ તમે કહો છો, અને શ્રુતિમાં તો 'सदेव सोम्येदमग्र आसीत्'। એમ કહ્યું છે. આમાં 'अग्र आसीत्' એ પદ ભૂતકાલનું બોધક છે, ત્યારે સૃષ્ટિ પહેલાં સત્ હતું અને ભૂતકાલ પણ હતો, તેથી એ શ્રુતિથી દ્વૈત હતું એવી પ્રતીતિ થાય છે.

ગુરુ–શ્રુતિમાં ભૂતકાલબોધક જે 'अग्र आसीत्' એ પદ કહ્યું છે તે તો ત્રણ કાળની વાસનાવાળા શિષ્ય શ્વેતકેતુએ પ્રશ્ન કર્યો છે કે, 'સૃષ્ટિ પહેલાં શું હતું,' તેના ઉત્તરમાં, ગુરુએ ઉપદેશ કર્યો છે. તેમાં સૃષ્ટિ પહેલાં અદ્વિતીય 'સત્ હતું,' એવું કહ્યું છે, પરંતુ તેથી કાંઇ દ્વૈત સિદ્ધ થતું નથી.

શિષ્ય–સૃષ્ટિની પહેલાં જેમ અદ્વિતીય બ્રહ્મ હતું, તેમ જગતનો અભાવ પણ હતો; તેથી સૃષ્ટિ પહેલાં સત્ અને જગત્નો અભાવ બન્ને હતાં, ત્યારે અદ્વિતીય સત્ એકલું હતું, એમ કેમ કહેવાય ?

ગુરુ–દ્વૈતની વાસનાવાળા શ્રોતા પ્રત્યે અદ્વૈતબોધ કરવા માટે જ ગુરુએ એમ કહ્યું છે; માટે તેમાં વિશેષ આશંકા કરવા જેવું કંઈ જ નથી. વાસ્તવિક રીતે વિચાર કરીએ તો એક બ્રહ્મ જ સત્ય છે અને જગત્ મિથ્યા છે, અને મિથ્યા પદાર્થનો અભાવ હોય નહિ. અભાવ ચાર પ્રકારના છે: પ્રાગભાવ, પ્રધ્વંસાભાવ, અન્યોન્યાભાવ, અને અત્યંતાભાવ. એ ચાર અભાવમાંના એકે અભાવમાં જગતનો સંભવ નથી. જેની ઉત્પત્તિની યોગ્યતા હોય તેનો ઉત્પત્તિ પહેલાં પ્રાગભાવ કહેવાય છે. પ્રાક્ એટલે ઉત્પત્તિ પહેલાં. હવે આ જગતનો પ્રાગભાવ નથી; કારણ કે, તે તો મૃગજલની પેઠે ભ્રાંતિથી ભાસમાન થાય છે. નાશ થયા પછી જે અભાવ તે પ્રધ્વંસાભાવ કહેવાય છે; એટલે જગત્નો પ્રધ્વંસાભાવ પણ નથી; કારણ કે જગત્ મિથ્યા છે. ભાવરૂપ પદાર્થનો અન્યોન્યાભાવ અને અત્યંતાભાવ થાય છે, માટે જગત્ના અન્યોન્યાભાવ અને અત્યંતાભાવ પણ નથી; કારણ કે જગત્ મિથ્યા છે. જો મૃગજલ આદિનો ભાવ હોય તો જગત્નો પણ ભાવ હોય. માટે સૃષ્ટિ પહેલાં જગત્નો અભાવ હતો, ને તેથી દ્વૈત સિદ્ધ થાય છે એમ જે તું કહે છે તે અસંગત છે. જગત્ની ઉત્પત્તિ અને નાશ તો અવિદ્યાએ કરીને કલ્પિત છે, પણ વાસ્તવિક રીતે નથી. ૩૮

અવતરણિકા–આ સર્વ ગુરુશિષ્યના પ્રશ્નોત્તર પછી ગુરુ વેદાંતનું રહસ્ય કહે છે.

**चोद्यं वा परिहारो वा क्रियतां द्वैतभाषया।**
**अद्वैतभाषया चोद्यं नास्ति नापि तदुत्तरम्॥**

શબ્દાર્થ–પ્રશ્ન અથવા તો ઉત્તર દ્વૈત ભાષામાં કરો, અદ્વૈત ભાષામાં પ્રશ્ન નથી અને તેનો ઉત્તર પણ નથી. ૩૯

### ચન્દ્રકાન્ત વિવરણ

હે શિષ્ય! અજ્ઞાનીની દૃષ્ટિથી આરોપિત દ્વૈતને જણાવનારી જે ભાષા તે દ્વૈતભાષા છે, અને સર્વ આરોપ સહિત મન, વાણી વગેરેથી અપ્રાપ્ય નિર્ધર્મક બ્રહ્મસ્વરૂપને જણાવનારી ભાષા તે અદ્વૈત ભાષા. દ્વૈતભાષાથી વ્યવહારમાં શંકાસમાધાન થઈ શકે છે; અદ્વૈતભાષાથી તેમ થઈ શકતું નથી. વ્યવહાર દશામાં પ્રશ્ન અને ઉત્તર થઈ શકે છે; કારણ કે, પ્રશ્ન અને ઉત્તર, ઉપદેશ્ય અને ઉપદેશક, ગુરુ અને શિષ્ય, બદ્ધ અને મુક્ત; ઇત્યાદિ સર્વમાં દ્વૈત છે. એ સર્વ વ્યવહારદશામાં છે. પણ અદ્વૈતદૃષ્ટિથી એટલે શાસ્ત્રદૃષ્ટિથી વિચાર કરીએ તો પ્રશ્ન અને ઉત્તર, ઉપદેશ્ય અને ઉપદેશક, ગુરુ અને શિષ્ય, બદ્ધ અને મુક્ત એમ કંઈ દ્વૈત જ નથી, પણ કેવલ સચ્ચિદાનંદ શુદ્ધ બુદ્ધ મુક્ત સ્વભાવ અદ્વૈત બ્રહ્મ જ છે. ૩૯

અવતરણિકા–પરમાર્થદૃષ્ટિથી દ્વૈતનો અભાવ છે, એમાં યોગવાસિષ્ઠ મહારામાયણનું પ્રમાણ આપે છે.

**तदा स्तिमितगंभीरं न तेजो न तमस्ततम्।**
**अनाख्यमनभिव्यक्तं सत्किंचिदवशिष्यते॥**

શબ્દાર્થ–ત્યારે (સૃષ્ટિ પહેલાં પ્રલયોત્તરકાળમાં અથવા પ્રબોધકાળમાં) નિશ્ચલ, ગંભીર (મનનો અવિષય), નહિ તેજ (તેજનું અધિકરણ નહિ), નહિ તમઃ (તમથી વિલક્ષણ), સર્વ વ્યાપક, જેની વ્યાખ્યા થઈ શકે નહિ તેવું, નેત્ર આદિક ઇંદ્રિયોથી પણ જાણવામાં આવે નહિ તેવું, અને इदं શબ્દવડે નિર્દેશ કરી શકાય નહિ તેવું સત્ (બ્રહ્મ) જ બાકી હોય છે. ૪૦

## ચન્દ્રકાન્ત વિવરણ

સૃષ્ટિની પહેલાં 'નેતિ નેતિ' એ પ્રકારે દ્વૈતના નિષેધનું અવધીભૂત, અદ્વૈત સદ્વસ્તુ, અવશિષ્ટ રહે છે. તે નિશ્ચલ એટલે સર્વત્ર પરિપૂર્ણ છે, મન અને વાણીને અગોચર છે, તે તેજનું પણ અધિકરણ નથી અને અંધકારથી પણ વિલક્ષણ છે, આકાશની પેઠે સર્વત્ર વ્યાપક છે, નામ અને રૂપથી રહિત છે, શૂન્યથી વિલક્ષણ છે, માટે તે ફલાણું છે એમ इदं (આ) શબ્દે કરીને પણ તેનો નિર્દેશ કરી શકાતો નથી. એવી રીતે શ્રી રામચંદ્ર પ્રત્યે વસિષ્ઠ ઋષિએ, સત્ એટલે પરબ્રહ્મના સ્વરૂપનો ઉપદેશ કર્યો છે. ૪૦

**અવતરણિકા**-પૃથિવી વગેરે ઉત્પત્તિવાળાં છે માટે તે ભલે મિથ્યા હોય, પરંતુ નિત્ય એવા આકાશનું અનિત્યપણું તમે કેમ સ્વીકારો છો? આમ શિષ્ય શંકા કરે છે.

**ननु भूम्यादिकं मा भूत्परमाण्वंतनाशतः ।**
**कथं ते वियतोऽसत्त्वं बुद्धिमारोहतीति चेत्**

**શબ્દાર્થ**-પૃથ્વી જળ વગેરે ભલે મિથ્યા હો, કારણ કે તેના પરમાણુપર્યંતનો નાશ થાય છે, (પણ) આકાશનું અસત્પણું તમારી બુદ્ધિમાં કેમ આવે છે? ૪૧

## ચન્દ્રકાન્ત વિવરણ

શિષ્ય-હે દેવ! પૃથ્વી, જળ, તેજ, વાયુ સાવયવ છે, અને ક્રિયાસહિત છે તેથી તે ઉત્પત્તિવાળા છે, અને તે ઉત્પત્તિવાળા હોવાથી નાશવંત પણ છે, પરંતુ આકાશ તો નિરવયવ અને ક્રિયારહિત છે, તેને તમે મિથ્યા કેમ કહો છો? ૪૧

**અવતરણિકા**-ગુરુ, શિષ્યની શંકાનું દૃષ્ટાંતથી સમાધાન કરે છેઃ-

**अत्यंतं निर्जगद्व्योम यथा ते बुद्धिमाश्रितम् ।**
**तथैव सन्निराकारां कुतो नाश्रयते मतिम् ४२**
**निर्जगद्व्योम दृष्टं चेत्प्रकाशतमसी विना ।**
**क्व दृष्टं किंच ते पक्षे न प्रत्यक्षं वियत्खलु॥४३॥**

**શબ્દાર્થ**-જેમ તદ્દન જગતરહિત આકાશ તારી બુદ્ધિમાં આશ્રય કરી રહ્યું છે, તેમજ આકાશરહિત સત્ તારી બુદ્ધિમાં કેમ આવતું નથી? જગતરહિત આકાશ જોયું એમ જો (કહેતો હોય તો), પ્રકાશ અને અંધકાર વિના કયાં જોયું? વળી તારા પક્ષ (મત) માં આકાશ પ્રત્યક્ષ નથી, એ નિશ્ચય છે. ૪૨-૪૩

ગુરુ-હે શિષ્ય! તું જગતને તો માનતો નથી, અને આકાશનું અસ્તિત્વ સ્વીકાર્યા કરે છે, તો હું પૂછું છું કે, જેમ જગત્ વિનાનું આકાશ તારી બુદ્ધિમાં નિશ્ચિત થયું છે, તેમ આકાશ વિનાનું સત્ તારી બુદ્ધિમાં કેમ નિશ્ચયપૂર્વક ઠસતું નથી? ૪૨

શિષ્ય-હે ગુરુદેવ! જગત્ વિનાનું આકાશ મારા જોવામાં આવે છે, માટે મારી બુદ્ધિમાં જગત્ વિનાના આકાશનો નિશ્ચય થાય છે; પણ આકાશ વિનાનું સત્ મારા જોવામાં આવતું નથી, તેથી આકાશ વિનાનું સત્ મારી બુદ્ધિમાં આસ્થાપૂર્વક ઠસતું નથી.

ગુરુ-હે શિષ્ય! આકાશ જોવામાં આવે છે એ તારું કહેવું મિથ્યા છે; કારણ કે, પ્રકાશ અને અંધકાર વિના આકાશ કયાં જોવામાં આવે છે? દિવસમાં સૂર્યનો પ્રકાશ જોવામાં આવે છે, અને રાત્રિમાં તારા ચંદ્રનો પ્રકાશ અથવા અંધકાર જોવામાં આવે છે, પણ પ્રકાશ અને અંધકારથી ભિન્ન આકાશ જોવામાં આવે છે ખરું? નહિ જ. જે શ્યામરૂપ ભાસમાન થાય છે તે તો દૃષ્ટિની ગતિ નહિ પહોંચવાથી જ ભાસમાન થાય છે. પરન્તુ એ શ્યામરૂપ કાંઈ આકાશ નથી, પણ ભ્રાંતિથી શ્યામતા જ ભાસે છે. તે શ્યામતામાં આકાશનો આરોપ કરીને, 'હું આકાશ જોઉં છું' એમ જે તું કહે છે તે ભ્રાંતિરૂપ જ છે. વળી તારા વિચારમાં આકાશ પ્રત્યક્ષ નથી, કારણ કે તે નિરવયવ છે, નિરૂપ છે. જો સરૂપ અને સાવયવ હોય તો પ્રત્યક્ષ થાય છે, એમ તું પોતે જ આગળ કહી ગયો છે; છતાં 'હું આકાશ જોઉં છું,' એમ કહેવાથી, આકાશની સાવયવતા સિદ્ધ થાય છે, અને અહીં તેથી તારો વિચાર ખોટો પડે છે. ૪૩

**અવતરણિકા**-શિષ્ય શંકા કરે છે કે, આ[illegible] પેઠે સત્ વસ્તુ પણ જોવામાં આવતી નથી, માટે [illegible] સમાન છે. ગુરુ કહે છે કે, સર્વ લોકો પ[illegible] ઉપરથી સત્ (બ્રહ્મ)ને જાણે છે, માટે [illegible] જેવું નથી.

सद्वस्तु शुद्धं त्वस्माभिर्निश्चित्यैरनुभूयते ।
तूष्णीं स्थितौ न शून्यत्वं शून्यबुद्धेश्च वर्जनात् ॥४४॥

શબ્દાર્થ–આપણે નિશ્ચયપૂર્વક તૂષ્ણીં સ્થિતિ (વિકલ્પ રહિત ઉદાસીન દશા)માં શુદ્ધ એવી સદ્વસ્તુનો અનુભવ કરીએ છીએ. પરંતુ તૂષ્ણીં સ્થિતિ (ક્રિયા વિનાની સ્થિતિ)માં શૂન્યત્વ હોતું નથી, કારણ કે શૂન્યબુદ્ધિ તો ત્યાગ કરવા યોગ્ય છે. ૪૪

### ચન્દ્રકાન્ત વિવરણ

શિષ્ય–જેમ આકાશ જોવામાં આવતું નથી, તેમ સદ્વસ્તુ પણ જોવામાં આવતી નથી, તેથી તમે આકાશની પેઠે સદ્વસ્તુને અસત્ કેમ નથી કહેતા?

ગુરુ–વિકલ્પ રહિત ઉદાસીન દશામાં આકાશ અનુભવમાં આવતુ નથી તેથી આકાશ અસત્ છે, પણ સદ્વસ્તુ નિશ્ચયપૂર્વક અનુભવમાં આવે છે, માટે સદ્વસ્તુ સત્ છે, એમ અમે કહીએ છીએ

શિષ્ય–નિર્વિકલ્પ દશામાં તો કેવલ શૂન્યતા રહે છે, કારણ કે તેમાં કોઈપણ વસ્તુનો અનુભવ થતો નથી

ગુરુ–તેં કેમ જાણ્યુ કે નિર્વિકલ્પ સ્થિતિમાં શૂન્યતા રહે છે? અમે કહીએ છીએ કે નિર્વિકલ્પ સ્થિતિમાં શૂન્યતા રહેતી જ નથી, કારણ કે નિર્વિકલ્પ દશામાં શૂન્યનો અનુભવ થતો નથી જો શૂન્યનો અનુભવ થાય તો પછી નિર્વિકલ્પ દશા કહેવાય નહિ, કારણ કે નિર્વિકલ્પ દશામા તો સર્વ વૃત્તિઓનો અભાવ હોય છે, તો પછી શૂન્યનો અનુભવ કેમ થાય? વળી નિર્વિકલ્પ દશામાં શૂન્ય રહે છે તો તેનો અનુભવકર્તા કોઈ છે કે નહિ? 'અનુભવ કર્તા છે' એમ કહીશ તો શૂન્યની સિદ્ધિ થતી નથી, કારણ કે, નિર્વિકલ્પ સમાધિમાં એકલો અનુભવકર્તા રહે છે, એટલે શૂન્ય રહેતું નથી એમ સિદ્ધ થાય છે વળી 'શૂન્યનો અનુભવકર્તા કોઈ રહેતો નથી' એમ કહીશ તો પણ શૂન્યની સિદ્ધિ થતી નથી, કેમકે નિર્વિકલ્પ દશામા શૂન્યનો અનુભવકર્તા સાક્ષી કોઇ નથી એટલે અંતે શૂન્યનું શૂન્ય જ રહે છે, તેનુ પ્રમાણ શુ? એમ તુ પૂછે તો સાંભળ પ્રમાણ વિના કોઈ પણ પ્રમેય સિદ્ધ થતુ નથી માટે નિર્વિકલ્પ સ્થિતિમાં જેમ કોઈ પણ પદાર્થનું જ્ઞાન રહેતુ નથી, તેમ શૂન્યનુ પણ જ્ઞાન રહેતુ નથી, માટે શૂન્ય નથી, પણ સદ્વસ્તુ છે એમ સિદ્ધ થાય છે ૪૪

અવતરણિકા–જ્યારે સદ્વસ્તુ જાણવામાં આવતી નથી, ત્યારે સદ્વસ્તુનું હોવાપણું ઘટતું નથી, આમ શિષ્ય શંકા કરે છે, તેનો ગુરુ પરિહાર કરીને શિષ્યને સમજાવે છે

सद्बुद्धिरपि चेन्नास्ति माऽस्त्वस्य स्वप्रभत्वतः
निर्मनस्कत्वसाक्षित्वात्सन्मात्रं सुगमं नृणाम्

શબ્દાર્થ–તૂષ્ણીં સ્થિતિમાં સદ્વસ્તુનું પણ જ્ઞાન થતું નથી, એમ જો કહેતો હોય તો ભલે, તેનું જ્ઞાન ન થાય, કારણ કે સત્ (બ્રહ્મ) સ્વયં પ્રકાશ છે, અને કેવળ સદ્વસ્તુ નિર્વિકલ્પ અવસ્થાનું સાક્ષી હોવાથી, મનુષ્યોને સુખેથી જાણવામા આવે છે. ૪૫

### ચન્દ્રકાન્ત વિવરણ

શિષ્ય–વિકલ્પ રહિત ઉદાસીન દશામાં જેમ શૂન્યબુદ્ધિ રહેતી નથી, તેમ સદ્બુદ્ધિ પણ રહેવી ન જોઇએ, કેમકે જો સદ્બુદ્ધિ રહે, તો પછી તે વિકલ્પ રહિત તૂષ્ણીં સ્થિતિ કહેવાય નહિ ત્યારે આપ કેમ કહો છો કે, વિચાર વિનાની તૂષ્ણીં સ્થિતિમાં સદ્વસ્તુ રહે છે, ને અમે તેનો અનુભવ કરીએ છિયે?

ગુરુ–નિર્વિકલ્પ અવસ્થામાં સત્પદાર્થનું જ્ઞાન ન હોય તો ભલે, સત્પદાર્થના જ્ઞાનની કાંઈ જરૂર નથી, કેમકે સદ્વસ્તુ પોતે જ ભાસે છે પણ જો નિર્વિકલ્પ અવસ્થામા સદ્વસ્તુ ન હોય તો, 'હુ સમાધિમાં હતો અને મારુ મન સંકલ્પવિકલ્પ રહિત હતું,' એ જ્ઞાનનો સાક્ષી કોને માનવો? હે શિષ્ય! એ જ્ઞાનનો સાક્ષી સદ્વસ્તુ જ છે એ પ્રમાણે સાક્ષીપણાથી સદ્વસ્તુ સિદ્ધ થાય છે, પણ શૂન્ય સિદ્ધ થતું નથી

શિષ્ય–નિર્વિકલ્પ સ્થિતિમાં સદ્વસ્તુ રહે છે, તેનો સાક્ષી કોઈ રહે છે કે નહિ? જો સાક્ષી રહે છે એમ કહેશો તો તે સાક્ષી સદ્વસ્તુ જ છે કે અન્ય છે? અને જો સાક્ષી સદ્વસ્તુ છે એમ કહો તો એ તમારુ કહેવુ સંભવતુ નથી, કારણ કે પોતે પોતાનો સાક્ષી હોઈ શકે નહિ, પણ બીજો જ હોઈ શકે જો સાક્ષી બીજો છે એમ કહેશો તો અદ્વૈતની હાનિ થશે, ને તમારા કહેવામાં વિરોધ

આવશે; અને કોઈ પણ સાક્ષી નથી એમ કહેશો તો, સદ્‌વસ્તુની સિદ્ધિ થશે નહિ; કારણ સાક્ષી વિના સદ્‌વસ્તુ છે એમાં પ્રમાણ શું? અને પ્રમાણ વિના પ્રમેય કેમ સિદ્ધ થાય?

ગુરુ-સદ્‌વસ્તુ ઇંદ્રિયોથી જાણવામાં આવતી નથી, તે અગોચર છે. મન અને વાણીને પણ તે અગોચર છે; તથાપિ તે સ્વપ્રકાશ છે, એટલે તેના અનુભવ માટે મન, બુદ્ધિ કે ઇંદ્રિયાદિની, તેમ જ પ્રત્યક્ષઆદિ પ્રમાણની આવશ્યકતા નથી. જેમ સૂર્ય સ્વપ્રકાશ છે, તેથી તે ઘટ, પટ-આદિ અન્ય પદાર્થનો પ્રકાશક છે; પણ તે સૂર્યના પ્રકાશ માટે બીજા સૂર્ય, ચંદ્ર, મશાલ કે દીવાની જરૂર પડતી નથી, તેમ અન્ય પદાર્થના અનુભવ માટે સદ્‌વસ્તુની જરૂર છે, પણ સદ્‌વસ્તુના અનુભવ માટે અન્ય જ્ઞાતાની જરૂર પડતી નથી. માટે અમે નિર્વિકલ્પ સ્થિતિમાં સદ્‌વસ્તુનો અનુભવ કરીએ છીએ, એમ જે કહ્યું છે તે સિદ્ધ થાય છે. ૪૫

અવતરણિકા-એ પ્રમાણે નિર્વિકલ્પ સ્થિતિમાં પણ પ્રપંચરહિત અને સાક્ષીરૂપ સદ્‌વસ્તુનું ભાન થાય છે, એ વાત નક્કી કરી, હવે તેવી જ રીતે દૃષ્ટાંતના બળથી સૃષ્ટિની ઉત્પત્તિ પહેલાં પણ સદ્‌વસ્તુ જાણી શકાય છે, તે વાત જણાવે છે:-

**मनोजृंभणराहित्ये यथा साक्षी निराकुलः।**
**मायाजृंभणतः पूर्वं सत्तथैव निराकुलम् ४६**

શબ્દાર્થ-મનના સ્ફુરણની પહેલાં તૂષ્ણીં ભાવમાં સાક્ષી જેમ નિરાકુલ (શુદ્ધ) હોય છે, તેમ જ માયાના વિલાસની પૂર્વે, સત્ (સાક્ષી) નિરાકુલ (શુદ્ધ) હોય છે. ૪૬

### ચન્દ્રકાન્ત વિવરણ

જેમ નિર્વિકલ્પ સ્થિતિમાં એટલે મન અને મનના સંકલ્પવિકલ્પાદિ વિક્ષેપ રહિત દશામાં, સાક્ષી સંકલ્પ વિકલ્પરૂપ વિક્ષેપથી મુક્ત રહે છે, અને કોઇ પણ ઉપાધિમાં રહેતો નથી, તેમ પરબ્રહ્મ પણ માયાના ક્ષોભ થવાની અગાઉ, એટલે પ્રલય કાળમાં, સ્થૂલસૂક્ષ્મરૂપી માયાનાં કાર્યોના વિક્ષેપથી મુક્ત હોય છે; તે વેળા તેને કોઈ પણ જાતનો વિક્ષેપ હોતો નથી. ૪૬

---

## ૩ માયાશક્તિનું વર્ણન

(૪૭-૫૮; ૧૨ શ્લોકો)

### (૧) માયાનું લક્ષણ અને તેવડે દ્વૈતનો અભાવ

(૪૭-૫૩; ૭ શ્લોકો)

અવતરણિકા-ઉપર માયા જણાવી છે, એ માયાનું લક્ષણ કેવું છે તે કહે છે:-

**निस्तत्त्वाकार्यगम्यास्य शक्तिर्मायाग्नि-**
**शक्तिवत् ।**
**न हि शक्तिः क्वचित्कैश्चिद्बुध्यते कार्यतः**
**पुरा ॥ ४७ ॥**

શબ્દાર્થ-નિસ્તત્ત્વ (મિથ્યા) કાર્યે કરીને જાણવા યોગ્ય એવી સદ્‌વસ્તુની શક્તિ, તે માયા કહેવાય છે. તે માયાશક્તિ અગ્નિની શક્તિની પેઠે કોઈ કાળે કોઇથી પણ કાર્યની પહેલાં જાણવામાં આવતી નથી. ૪૭

### ચન્દ્રકાન્ત વિવરણ

શિષ્ય-હે ગુરુદેવ! 'मायाजृंभणतः पूर्वम्।' એમ તમે કહ્યું, એમાં માયા કહી, તે માયાનું લક્ષણ કહો.

ગુરુ-ઠીક પૂછ્યું. માયાનું લક્ષણ જાણવાની ઘણી જરૂર છે, તેથી તને યથાર્થ રૂપમાં એનું લક્ષણ કહું છું, તે સાંભળ. જેમ દાહકતાશક્તિ અગ્નિની છે, તેમ માયા એ સદ્‌વસ્તુની શક્તિ છે; દાહકતાની સત્તા જેમ અગ્નિની સત્તાથી ભિન્ન નથી, તેમ માયાની સત્તા સદ્‌વસ્તુની સત્તાથી ભિન્ન નથી; જેમ અગ્નિમાં દાહકતાશક્તિ છે તેનું જ્ઞાન કાર્ય પછી એટલે બાળવા-બળવાની ક્રિયા થયા પછી થાય છે, તેમ સદ્‌વસ્તુની માયાશક્તિનું જ્ઞાન, માયાનાં કાર્ય આકાશ આદિ પંચમહાભૂતો ઉત્પન્ન થયા પછી થાય છે, અને મિથ્યા કાર્યે કરી જણાય, એવી જે સદ્‌વસ્તુની શક્તિ, એ માયાનું લક્ષણ છે. માયાનાં પોતાનાં કાર્ય, પંચમહાભૂતાદિક ઉપરથી સ્પષ્ટ રીતે જાણવામાં આવે છે; અર્થાત્ કોઈ પણ વસ્તુની શક્તિ કોઈ કાળે કાર્યની પહેલાં જાણવામાં આવતી જ નથી. ૪૭

અવતરણિકા-એ પ્રકારે માયા તેનાં પોતાનાં કાર્યથી જાણવામાં આવે છે એ વાત સિદ્ધ કરી, હવે તેનું નિસ્તત્ત્વપણું-મિથ્યાપણું કેમ છે, તે જણાવે છે:-

**न सद्वस्तु सतः शक्तिर्न हि वह्नेः स्वशक्तिता ।**
**सद्विलक्षणतायास्तु शक्तेः किं तत्त्वमुच्यताम्**

શબ્દાર્થ-જેમ અગ્નિની શક્તિ અગ્નિરૂપ નથી, તેમ સત્‌ની શક્તિ સદ્રૂપ નથી. જો શક્તિ સત્‌થી વિલક્ષણ છે તો શક્તિનું કેવું સ્વરૂપ છે એ કહો. ૪૮

ચન્દ્રકાન્ત વિવરણ

શક્તિ અને શક્તિમાન્ ભિન્ન હોય છે. જેમકે, અગ્નિ અને અગ્નિની દાહકતાશક્તિ ભિન્નભિન્ન છે. જો અગ્નિની દાહકતાશક્તિ અગ્નિરૂપ હોય તો પ્રતિબંધક મણિના સમીપમાં દાહકતાશક્તિ રહેતી નથી, અને અગ્નિ તો રહે છે. તેમ જ, પ્રતિબંધક મણિના સદ્‌ભાવમાં પણ ઉત્તેજક મણિના સમીપમાં દાહકતાશક્તિ ઉત્પન્ન થાય છે; પણ તેમ ન થવું જોઇએ. માટે, દાહકતાશક્તિ-પ્રકાશકશક્તિ અગ્નિથી ભિન્ન છે એ નક્કી છે. તેવી જ રીતે, સદ્‌વસ્તુની શક્તિ માયા સદ્‌વસ્તુરૂપ નથી, પણ ભિન્ન છે; કારણ કે જ્ઞાને કરીને કાર્ય-સહિત માયાનો બાધ થાય છે; અને સદ્‌વસ્તુનો તો કોઈપણ કાળે બાધ થતો જ નથી, પણ તે સર્વદા રહે છે. હવે સદ્‌વસ્તુની શક્તિ સદ્રૂપ છે, તે પણ યોગ્ય નથી; કારણ કે સત્‌ની શક્તિ જો સદ્રૂપ હોય તો તે સત્ જ કહેવાય, પણ સત્‌ની શક્તિ કહેવાય નહિ. જેમ, અગ્નિની દાહકતા-શક્તિ અગ્નિરૂપ નથી, પણ તેથી ભિન્ન છે, તેવી રીતે સદ્‌વસ્તુની શક્તિ, સદ્રૂપ નથી, પણ તેથી ભિન્ન છે એમ સિદ્ધ થાય છે. હવે જો સત્‌ની શક્તિ અસત્ છે એમ કહીએ તો તેમાં બે પ્રશ્ન થાય છે. એક તો, સત્‌ની શક્તિ અસત્ છે, તો તે શશશૃંગ જેવી છે, કે સત્‌થી વિલક્ષણ છે? હવે જો સત્‌થી વિલક્ષણ છે એમ કહીએ તો તેનું કેવું સ્વરૂપ છે તે જાણવું જોઇએ. ૪૮

અવતરણિકા-એ માયાના શૂન્યપણામાં શું દૂષણ છે તે કહે છે.

शून्यत्वमिति चेच्छून्यं मायाकार्यमितीरितम्
न शून्यं नापि सद्यादृक्तादृक्तत्त्वमिहेष्यताम्

શબ્દાર્થ-શૂન્યપણું શક્તિનું સ્વરૂપ છે એ પ્રકારે જો (કહેશો તો) શૂન્ય માયાનું કાર્ય છે એમ પહેલાં કહ્યું છે, માટે એ નથી શૂન્ય કે નથી સત્; જેવું છે તેવું તત્ત્વ અહીં સ્વીકારો. ૪૯

ચન્દ્રકાન્ત વિવરણ

સત્‌થી અને અસત્‌થી જે વિલક્ષણ, તે અનિ-ર્વચનીય કહેવાય. માયાનું સ્વરૂપ સત્ અને અસત્ બન્નેથી નિર્વચન થઈ શકે તેવું નથી તેથી તેને અનિર્વચનીય કહ્યું છે. અનિર્વચનીય એટલે સત્ અને અસત્‌થી વિલક્ષણ. (મિથ્યા) માયાને સત્ કહીએ અને બ્રહ્મથી ભિન્ન માનીએ તો અદ્વૈતપ્રતિપાદક શ્રુતિની સાથે વિરોધ આવે, અને અવકાશ રહિત બ્રહ્મમાં તેની સ્થિતિ પણ સંભવે નહિ. કદાચ બ્રહ્મથી અભિન્ન અને સત્ એમ માયાને કહીએ તો શક્તિ અને શક્તિમાન્ એ બન્નેને અભિન્ન માનવામાં ૪૭ મા શ્લોકમાં કહેલો અસંભવ દોષ આવે. એટલું જ નહિ, પરંતુ જ્ઞાનથી જેની નિવૃત્તિ થાય છે તેવું કંઈપણ રહે નહિ, અને તેથી સાધન સાથે વેદાંત શાસ્ત્ર નિરર્થક થઈ પડે. કદાચ માયાને અસત્ કહીએ, તો તુચ્છરૂપ માયા જગતનું કારણ સંભવે નહિ. ગીતામાં પણ કહ્યું છે કે 'नासतो विद्यते भावो नाभावो विद्यते सतः। અસત્ પદાર્થનો કંઈ ભાવ થઈ શકે નહિ અને સતનો અભાવ થઈ શકે નહિ.' એટલે એ વાક્ય સાથે પણ વિરોધ આવશે. માટે સત્-અસત્-વિલક્ષણા એટલે ત્રણે કાળમાં અબાધ્ય બ્રહ્મથી વિલક્ષણ અર્થાત્ બાધયોગ્ય (જેનો બાધ થઈ શકે તેવી) અને અસત્ જે શૂન્ય તેથી વિલક્ષણ એટલે નિઃસ્વરૂપે રહીને વિલક્ષણ રૂપવતી એટલે મિથ્યાત્વયોગ્ય સ્વરૂપવાળી અનિર્વચનીયા માયા છે. ૪૯

અવતરણિકા-આ બાબતમાં શ્રુતિનું પ્રમાણ આપીને ફલિતાર્થ કહે છે —

नासदासीन्नो सदासीत्तदानीं किं त्वभूत्तमः
सद्योगात्तमसः सत्त्वं न स्वतस्तन्निषेधनात्
अत एव द्वितीयत्वं शून्यवन्नहि गण्यते ।
न लोके चैत्रतच्छक्त्योर्जीवितं लिख्यते
पृथक् ॥ ५१ ॥

શબ્દાર્થ-જ્યારે (સૃષ્ટિથી પૂર્વકાળમાં) સત્ ન હતું, અને અસત્ (પણ) ન હતું ત્યારે હતું શું? તમસ (માયા) હતી. સત્ (અધિષ્ઠાનરૂપ બ્રહ્મ)ના યોગથી તેમની સત્તા છે, પણ પોતાથી

(પોતાની સત્તાથી) નથી; કારણ કે માયાના સત્ત્વનો નિષેધ કર્યો છે. (૫૦) એટલા જ માટે (માયાનું પોતાની મેળે અસ્તિત્વ નથી માટે) શૂન્યની પેઠે માયાનું દ્વિતીયપણું ગણાતું નથી. લોકમાં ચૈત્રની અને તેની શક્તિની જીવિકા જૂદી લખાતી નથી. ૫૧

## ચન્દ્રકાન્ત વિવરણ

હે શિષ્ય ! પ્રલયકાળમાં સત્ પણ ન હતું ને અસત્ પણ ન હતુ, પરંતુ માયા હતી. 'तम आसीत्तमसा गूढमग्रे । સૃષ્ટિ પહેલાં માયાએ કરી તમ ગૂઢ હતું,' એમ શ્રુતિમાં પણ કહ્યું છે. હવે માયાને જો સત્ કહીએ તો માયાનો નાશ ન થવો જોઈએ, કારણ કે, ' नासतो विद्यते भावो नाभावो विद्यते सतः । અસત્‌નો ભાવ નથી ને સત્‌નો અભાવ નથી,' એમ ગીતાના બીજા અધ્યાયમાં અર્જુન પ્રત્યે શ્રીકૃષ્ણ પરમાત્માએ કહ્યું છે. પણ જ્ઞાનીની માયાનો તો નાશ થાય છે, એટલે તે મોક્ષ પામે છે, પણ તેથી 'માયા સત્ છે' એમ કહેવું ઉચિત નથી. હવે જો માયાને અસત્ માનીએ તો તેથી કાર્ય થવું ન જોઇએ. જેમ મૃગજળથી તૃષ્ણા નિવૃત્ત થતી નથી, તેમ માયા અસત્ હોય તો તેથી જગત્ ઉત્પન્ન થવું ન જોઇએ. પરંતુ સઘળુ જગત્ માયિક છે, એટલે માયાથી ઉત્પન્ન થાય છે, એવો વેદાંત સિદ્ધાંત છે, તેથી માયા સત્ અને અસતથી વિલક્ષણ એટલે અનિર્વચનીયા છે, એમ જ માનવું યોગ્ય છે.

### બ્રહ્મની સત્તાથી માયાની સત્તા છે

શિષ્ય-જે પ્રલયકાળમાં છે તે જો સત્ અને અસત્‌થી વિલક્ષણ હોય તો તેની સાથે 'હતું' એ પ્રકારે સત્તાર્થક ધાતુનો પ્રયોગ શા માટે કર્યો છે ?

ગુરુ-માયાની સત્તાથી 'आसीत्-હતું' એવું અમે કહ્યું નથી, પણ અધિષ્ઠાનરૂપી બ્રહ્મની સત્તાને લઇને 'હતું ' એ સત્તાર્થક ધાતુનો માયાની સાથે અમે પ્રયોગ કર્યો છે. જેમ મૃગજળની વાસ્તવિક સત્તા નથી, પણ તેના અધિષ્ઠાનરૂપ સૂર્યના તડકાની સત્તાને લઇને મૃગજળની સત્તા છે, ને તેથી 'મૃગજળ છે' એમ કહેવાય છે, તેવી જ રીતે માયાની વાસ્તવિક સત્તા નથી, પણ તેના અધિષ્ઠાન બ્રહ્મની સત્તાને લઇને માયાની સત્તા છે, આમ કહેવાય છે, અને તેથી જ આગળ માયા હતી એમ કહ્યું છે. આત્મા સત્ છે, ને આત્માતિરિક્ત માયા આદિ સર્વ અસત્ છે, એવો શ્રુતિનો સિદ્ધાંત છે.

### બ્રહ્મ અને માયા વચ્ચે કલ્પિત સંબંધ છે

શિષ્ય-ગુરુજી ! માયાનો અને બ્રહ્મનો યોગ એટલે સંબંધ ત્રિકાળમાં પણ ઘટતો નથી તો અહીં આપ કહો છો કે " સત્‌ના યોગથી (સબંધથી) માયાની-તમની સત્તા છે" એ કેમ બને ?

ગુરુ-તેનું સમાધાન એવું છે કે, અધિષ્ઠાનરૂપ બ્રહ્મનો અને માયાનો (૧) સંબંધ કલ્પિત છે. તેમાં બીજો સંબંધ સંભવતો નથી. જ્યાં સંયોગ હોય છે ત્યાં દ્રવ્ય દ્રવ્યનો હોય છે. અહીં માયા ગુણસ્વરૂપ છે, તે દ્રવ્યરૂપ નથી; તેમ બ્રહ્મ પણ નિર્ગુણ છે તેથી તે દ્રવ્યરૂપ નથી. માટે તે ગુણી અને નિર્ગુણી બન્નેનો સંયોગ થઈ શકે નહિ. વળી બ્રહ્મ અને માયા વચ્ચે ગુણગુણીભાવ જેવું પણ નથી. તેથી તેમનો (૨) સમવાય સંબંધ પણ સંભવતો નથી. તેમ તેમાં (૩) સ્વરૂપસબધ કે (૪) તાદાત્મ્યસબંધ પણ સંભવતો નથી; કારણ કે, બ્રહ્મ તો સર્વદા અસંગ છે. તે વાત શ્રુતિમાં અનેક ઠેકાણે કરી છે, માટે માયાનું બ્રહ્મની સાથે તાદાત્મ્ય ઘટે નહિ. પરંતુ આકાશ અને તેમાં ભાસતી શ્યામતાનો જેમ કલ્પિત સંબંધ છે, તેમ અહીં પણ માયા અને બ્રહ્મનો સંબંધ કલ્પિત માનવા યોગ્ય છે. ૫૦

શિષ્ય-હે દેવ ! તમે ઉપલા શ્લોકમાં 'સૃષ્ટિ પહેલાં માયા હતી' એમ શ્રુતિના પ્રમાણથી સિદ્ધ કર્યું તેથી, સૃષ્ટિ પહેલાં એક બ્રહ્મ અને બીજી માયા એવી રીતે દ્વૈત હતુ એમ જણાય છે; અને તેથી 'एकमेवाद्वितीयं ब्रह्म ।' એ શ્રુતિ અને સિદ્ધાંતમાં વિરોધ આવે છે એ શું ?

ગુરુ-માયા સદ્વસ્તુની શક્તિ છે; તે શક્તિની સ્વતઃ સત્તા નથી, પણ બ્રહ્મની સત્તાથી તેની સત્તા છે. તેથી, જેમ સૂર્યના તડકાની સત્તા અને મૃગજળની સત્તા જૂદીજૂદી નથી, તેથી તે બન્ને ભિન્નભિન્ન લેખાતાં નથી; વળી રજ્જુ-ભુજંગની સત્તા ભિન્ન નથી તેથી, તે બન્ને પણ ભિન્ન લેખાતાં નથી; વળી બાર માસમાંથી

વૈશાખ, જ્યેષ્ઠ માસાદિ કાળમાં, અથવા શૃંગેરી દ્વારિકા કે જગન્નાથાદિ સ્થળમાં, ખેતી, યુદ્ધ કે સેવાદિ કર્મથી ઉપાર્જન સંપાદન કરનાર ચૈત્ર, દેવદત્ત, નારાયણ આદિ પુરુષ અને પુરુષની શક્તિ પણ ભિન્ન ભિન્ન નથી. તેથી તેની આજીવિકા ભિન્ન ભિન્ન લેખાતી નથી, પણ અધિષ્ઠાન પુરુષની જ આજીવિકા લેખાય છે, તેમ સદ્વસ્તુની સત્તા ને માયાની સત્તા ભિન્ન ભિન્ન નથી. તેથી જેમ શૂન્યને દ્વિતીયપણું આવતું નથી, તેમ માયાને લઈ સદ્વસ્તુને દ્વિતીયપણું પ્રાપ્ત થતું નથી. એટલે 'एकमेवाद्वितीयं ब्रह्म' એ શ્રુતિ અને સિદ્ધાંતમાં વિરોધ આવતો નથી. ૫૧

અવતરણિકા અહીં શિષ્ય શંકા કરે છે કે, જો શક્તિ વધારે હોય છે તો આજીવિકા પણ વધારે મળે છે, માટે શક્તિથી ભિન્ન આજીવિકા સિદ્ધ છે. આનો ઉત્તર ગુરુ આપે છે.

**शक्त्याधिक्ये जीवितं चेद्वर्धते तत्र वृद्धिकृत्।**
**न शक्तिः किंतु तत्कार्यं युद्धकृष्यादिकं तथा ॥ ५२ ॥**

**શબ્દાર્થ–શક્તિના અધિકપણાથી વૃદ્ધિકૃત આજીવિકામાં વધારો થાય છે; શક્તિનો વધારો તેમાં થતો નથી, કિંતુ શક્તિનાં કાર્યો યુદ્ધ, ખેડ વગેરે આજીવિકાનો વધારો છે. ૫૨**

### ચન્દ્રકાન્ત વિવરણ

શિષ્ય-શક્તિ અધિક હોવાથી આજીવિકા પણ અધિક જોવામાં આવે છે, માટે શક્તિથી તેની આજીવિકા જૂદી જ મનાય છે.

ગુરુ-શક્તિ અધિક હોવાથી આજીવિકા વૃદ્ધિ પામે છે, એવી શંકા કરવાનું કારણ નથી; કારણ કે, આજીવિકા વૃદ્ધિ પામવામાં કાંઈ શક્તિ કારણ નથી, તેથી શક્તિનું કાર્ય આજીવિકા નથી, પણ શક્તિનું કાર્ય તો યુદ્ધ અને કૃષિ (ખેડ) આદિક કાર્યો છે અને યુદ્ધ કૃષિ આદિની વૃદ્ધિ થાય છે. જે પુરુષ અધિક શક્તિવાળો હોય ને અધિક યુદ્ધ ખેતી વગેરેના મોટાં મોટાં મહેનતનાં અને કીર્તિનાં કાર્યો કરે છે, તેના સબંધમાં અધિક યુદ્ધાદિક કરવામાં શક્તિ કારણ છે, પરંતુ આજીવિકામાં શક્તિ કારણ નથી. ૫૨

અવતરણિકા-કોઈ પણ પ્રકારે શક્તિની સત્તા ભિન્ન ગણવાનો સંભવ જ નથી તે માટે કહે છે કેઃ-

**सर्वथा शक्तिमात्रस्य न पृथग्गणना क्वचित्।**
**शक्तिकार्यं तु नैवास्ति द्वितीयं शङ्क्यते कथम् ॥ ५३ ॥**

**શબ્દાર્થ–કેવળ શક્તિની ભિન્ન ગણના સર્વથા ક્યાંઈ પણ નથી. જો શક્તિનું કાર્ય હોતું જ નથી, તો પછી દ્વૈતની શંકા કેમ થઈ શકે છે? ૫૩**

### ચન્દ્રકાન્ત વિવરણ

ગુરુ-સદ્રૂપ અધિષ્ઠાનની સત્તાથી, માયાશક્તિની સત્તા છે. જેમ તડકાની સત્તાથી મૃગજળની સત્તા ભિન્ન નથી, માટે મૃગજળની ગણના તડકાથી ભિન્ન નથી, તેમ કોઈ પ્રકારે પણ માયાશક્તિની ગણના બ્રહ્મથી ભિન્ન નથી.

શિષ્ય–માયાશક્તિથી દ્વૈતપણું સિદ્ધ થતું નથી, એ બરાબર છે; પણ માયાશક્તિનું કાર્ય જગત્ છે કે નહિ? અને જો માયાનું કાર્ય જગત્ છે તો તેથી એક જગત્ અને બીજું બ્રહ્મ, એવી રીતે દ્વૈતપણું સિદ્ધ થાય છે.

ગુરુ–સૃષ્ટિની પહેલાં એટલે પ્રલય વખતમાં જગત્ નથી, તેથી જગતને લઈને દ્વિતીયપણું સિદ્ધ થતું નથી, અને તેથી અદ્વિતીય હતું એવું કહેવામાં વિરોધ આવતો નથી. વસ્તુતત્ત્વનો વિચાર કરીએ તો, જેમ માયાની સત્તા સદ્વસ્તુની સત્તાથી ભિન્ન નથી, તેમ માયાનાં કાર્યોની સત્તા પણ સદ્વસ્તુની સત્તાથી ભિન્ન નથી. જેમ અધિષ્ઠાનની સત્તાથી માયાની સત્તા છે, તેમ જ અધિષ્ઠાનની સત્તાથી માયાનાં કાર્યોની સત્તા પણ છે, તે કંઈ સ્વતઃ સત્તા નથી. તેથી, માયાનાં કાર્યરૂપ જગતથી દ્વૈતપણું કેમ સિદ્ધ થાય? અને પૂર્વમાં દ્વૈત નહોતું, એ સિદ્ધાંતને વિરોધ કેમ આવે? સત્ય એ જ છે કે, સૃષ્ટિ પહેલાં દ્વૈત સિદ્ધ થતું નથી, ને એ સિદ્ધાંતને વિરોધ પણ આવતો નથી. પણ કેવળ ત્રિવિધ ભેદ રહિત અદ્વિતીય બ્રહ્મ હતું, એ જ સત્ય ઠરે છે. ૫૩

### (૨) બ્રહ્મના એક દેશમાં શક્તિનું વૃત્તિપણું છે

(૫૪–૫૮; ૫ શ્લોકો)

અવતરણિકા-સત્ (બ્રહ્મ)ની શક્તિ (માયા), સત્ વિશે (બ્રહ્મવિશે), સર્વ અવયવમાં રહે છે કે તેના

એક દેશમાં એટલે એક અવયવમાં રહે છે? આવા બે પ્રશ્ન શિષ્ય કરે છે જો પહેલી વાત સ્વીકારે કે સર્વ અવયવોમાં રહે છે તો તે અઘટિત છે, કારણ કે બ્રહ્મને અવયવી માનવાથી જ્ઞાની પુરુષને પ્રાપ્ત કરવા યોગ્ય શુદ્ધ બ્રહ્મમાં અનિત્યતાનો પ્રસંગ આવી જાય છે, અને બીજો પક્ષ એટલે એક દેશમાં રહે છે એમ કહે તો તે પણ અઘટિત છે, કારણ કે, પરબ્રહ્મ અવયવ રહિત છે. એ પરથી ગુરુ કહે છે કે, પહેલો પક્ષ સ્વીકારવા જોગ નથી, પણ બીજો પક્ષ સિદ્ધ છે:-

न कृत्स्नब्रह्मवृत्तिः सा शक्तिः किं त्वेकदेशभाक् ।
घटशक्तिर्यथा भूमौ स्निग्धमृद्येव वर्तते ५४

શબ્દાર્થ–જેમ ઘટની શક્તિ, ભૂમિ (મૃત્તિકા)માં, ચિકણી મૃત્તિકામાં જ રહે છે તેમ આ શક્તિ (માયા) સંપૂર્ણ બ્રહ્મમાં વ્યાપ્ત નથી, પરંતુ તેના એક ભાગમાં રહે છે. ૫૪

### ચન્દ્રકાન્ત વિવરણ

શિષ્ય–શક્તિ (માયા) સતમાં સર્વત્ર વ્યાપીને રહી છે? કે સતના એક ભાગમાં રહી છે?

ગુરુ–માયા, સતમાં સર્વત્ર વ્યાપીને રહી નથી. જો માયા સદ્વસ્તુમાં સર્વત્ર વ્યાપીને રહી હોય, તો માયાથી મુક્ત થયેલા પુરુષો, જે બ્રહ્મને પ્રાપ્ત થાય છે, તેમાં બ્રહ્મના અભાવનો પ્રસંગ આવી જાય, કારણ કે 'મુક્ત જ્ઞાની પુરુષો માયા અને અવિદ્યા આદિ પ્રપંચથી રહિત, શુદ્ધ, બુદ્ધ, મુક્તસ્વભાવ, સચ્ચિદાનંદ બ્રહ્મને પ્રાપ્ત થાય છે,' એવો શ્રુતિનો અને શાસ્ત્રનો સિદ્ધાંત છે.

શિષ્ય–મુક્ત પુરુષોને પ્રાપ્ત થવા યોગ્ય બ્રહ્મનો અભાવ થાય તો ભલે, પણ માયાસહિત બ્રહ્મનો તો સદ્ભાવ છે; એટલે માયા વિનાના બ્રહ્મના અભાવથી મુક્ત પુરુષો માયાવાળા બ્રહ્મને પ્રાપ્ત થશે, એમાં શો બાધ છે?

ગુરુ–મહાત્મા પુરુષો, જન્મમરણાદિ સંસારની નિવૃત્તિ માટે અને જ્ઞાન માટે પ્રયત્ન કરે છે. તે જ્ઞાન થયા પછી ને વર્તમાન દેહનો પાત થયા પછી પણ, જે બ્રહ્મને પ્રાપ્ત થાય, તે માયાવાળો હોવાથી, ફરીથી પણ જન્મમરણરૂપી સંસારની પ્રાપ્તિ તો રહેશે જ, એટલે જ્ઞાની અને અજ્ઞાનીમાં કાંઈ ભેદ રહે નહિ, બન્ને સમાન થઈ રહે; માટે માયાથી મુક્ત પુરુષને સમાય (માયાવાળા) બ્રહ્મની પ્રાપ્તિ નિરર્થક છે. વળી શ્રુતિ પણ કહે છે કે, 'न स पुनरावर्तते न स पुनरावर्तते। તે બ્રહ્મજ્ઞાની ફરીથી સંસારમાં જન્મતો નથી, તે ફરીને જન્મતો નથી,' તે વચનમાં દોષ આવે છે. માટે, માયા સંપૂર્ણ બ્રહ્મમાં રહે છે, એમ કહેવું ઉચિત નથી.

શિષ્ય–તે માયા બ્રહ્મના અમુક ભાગમાં રહી છે, એમ કોઈથી કહી શકાશે નહિ; તેમ વળી બ્રહ્મ નિરવયવ છે એ હેતુથી પણ માયા, બ્રહ્મના એકદેશમાં રહે છે, એમ કહેવું પણ સંભવતુ નથી; તેથી બ્રહ્મની પેઠે માયા પણ સર્વત્ર વ્યાપીને રહી છે, એમ કહેવું જ ઉચિત છે.

ગુરુ–સર્વ શક્તિ, સર્વત્ર વ્યાપીને રહે એવો કાંઈ નિયમ નથી. જે શક્તિનુ જે સ્થાન હોય, તે જ સ્થાનમાં તે શક્તિ રહે છે. જેમ, મૃત્તિકામાં ઘટશક્તિ છે; પણ તે સર્વ મૃત્તિકામાં સર્વત્ર વ્યાપીને રહી નથી; કારણ કે, ઘડો સઘળી મૃત્તિકામાંથી ઉત્પન્ન થતો નથી, પણ ચીકણી–પાણીથી ભીંજાયલી મૃત્તિકામાંથી જ ઉત્પન્ન થાય છે. એટલે, મૃત્તિકામાં ઘટશક્તિ છે ખરી, પણ તે ચીકણી મૃત્તિકામાં જ છે, એમ કહેવું યોગ્ય છે. જેમ મનુષ્યમાં ચાલવાની શક્તિ છે, પણ તે પગમાં જ રહી છે; ગ્રહણ કરવાની શક્તિ છે, પણ તે હાથમાં જ રહી છે, જોવાની શક્તિ છે, પણ તે નેત્રમાં જ રહી છે. એમ માયાશક્તિ બ્રહ્મમાં રહી છે ખરી, તથાપિ તે બ્રહ્મના એક ભાગમાં રહેલી છે.

### બ્રહ્મ નિરવયવ છે

બ્રહ્મના એક દેશમાં માયા છે આમ કહેશું તો માયાની સ્થિતિ માટે બ્રહ્મમાં અવયવની કલ્પના કરવી પડશે, અને બ્રહ્મમાં અવયવ માનશું તો તેના નિરવયવપણામાં દોષ આવશે, માટે બ્રહ્મને અવયવી માની શકાય જ નહિ. એ બ્રહ્મ કલ્પિત અવયવ માનીએ તો તે શું [illegible] પ્રપંચરૂપ અથવા તો શું [illegible] શું કારણરૂપ, અથવા તો તે શું [illegible] માયારૂપ, કે અન્યરૂપ, [illegible] પક્ષ અંગીકાર કરશો? સર્વ [illegible] નામનો દોષ આવશે, [illegible] નથી. માટે નિરવયવ [illegible]

અભાવથી એક દેશમાં માયાની સ્થિતિ કહી તે સંભવે નહિ, તે માટે, अंशो नानाव्यपदेशात् એ સૂત્રના ભાષ્યમાં ભાષ્યકાર કહે છે કે, अंश इव अंशः અંશ નામનો છે. ખરી રીતે અંશ નથી, અર્થાત્ અંશને કલ્પિત માનીને તેનો નિર્વાહ કરવો. ૫૪

અવતરણિકા–શક્તિ પરબ્રહ્મના એક ભાગમાં રહે છે, તે વાત શ્રુતિથી કહે છેઃ-

पादोऽस्य सर्वा भूतानि त्रिपादस्ति स्वयंप्रभः ।
इत्येकदेशवृत्तित्वं मायाया वदति श्रुतिः॥५५

શબ્દાર્થ–એ (બ્રહ્મ)ના (એક) પાદ (વિભાગ)માં સર્વભૂતો રહેલાં છે; (અને તેના) ત્રણ પાદ (વિભાગ) સ્વયંપ્રભ (સ્વપ્રકાશબ્રહ્મ) છે. એ પ્રમાણે માયાને (બ્રહ્મના) એક દેશમાં રહેવાપણું શ્રુતિમાં કહ્યું છે. ૫૫

ચન્દ્રકાન્ત વિવરણ

હવે માયા, બ્રહ્મના એકદેશમાં રહે છે, એ વાત શ્રુતિથી સિદ્ધ છે. કેમકે શ્રુતિમાં પણ કહ્યુ છે કે, 'બ્રહ્મના એક ભાગમાં ચરાચર જગત્ રહે છે,અને બ્રહ્મના ત્રણ ભાગ સ્વયંપ્રકાશ બ્રહ્મરૂપ છે.' તાત્પર્ય કે, બ્રહ્મના એક ભાગમાં જગતની સ્થિતિ છે, અને ત્રણ ભાગમાં સ્વયંપ્રકાશ પરબ્રહ્મ છે, કે જેને મુક્ત પુરુષો પ્રાપ્ત થાય છે. એવી રીતનાં શ્રુતિવચનથી, જગતની સ્થિતિ અને મુક્ત પુરુષોને પ્રાપ્તવ્ય વસ્તુનો બાધ આવતો નથી. ૫૫

અવતરણિકા–આ વાત કેવળ શ્રુતિમાં જ કહી નથી, પણ સ્મૃતિમાંએ કહી છે.

विष्टभ्याहमिदं कृत्स्नमेकांशेन स्थितो जगत्।
इति कृष्णोऽर्जुनायाह जगतस्त्वेकदेशताम् ॥ ५६ ॥

શબ્દાર્થ–હું એક અંશે કરીને આખા જગતને આશ્રય આપીને રહ્યો છું, એ પ્રકારે શ્રીકૃષ્ણ અર્જુનને, જગતનું (પરબ્રહ્મમાં) એકદેશપણું કહે છે. ૫૬

ચન્દ્રકાન્ત વિવરણ

ગીતાજીના દશમા અધ્યાયમાં શ્રીકૃષ્ણ પરમાત્માએ, અર્જુન પ્રત્યે કહ્યું છે કે, 'હે અર્જુન! આ દૃશ્યમાન ચરાચર જગત્ મારા એક ભાગમાં (કલ્પિત) રહ્યું છે.' આ રીતે શ્રીકૃષ્ણ પરમાત્માએ પણ જગત્, બ્રહ્મના એક ભાગમાં રહે છે, એમ સ્પષ્ટ રીતે કહ્યું છે, તેથી પણ માયા બ્રહ્મના એક અંશમાં છે, એમ માનવાને કોઈ વિરોધ આવતો નથી. ૫૬

અવતરણિકા–હવે પરમાત્માના માયારહિત સ્વરૂપની હયાતીમાં શ્રુતિનું અને વ્યાસસૂત્રનું પ્રમાણ કહે છે.

स भूमिं विश्वतो वृत्वा ह्यत्यतिष्ठद्दशांगुलम् ।
विकारावर्ति चात्रास्ति श्रुतिसूत्रकृतोर्वचः ॥

શબ્દાર્થ–(આ વિષયમાં શ્રુતિવચન છે કે.) 'તે (પરમાત્મા) ભૂમિ (બ્રહ્માંડ)ને ચોતરફથી વીંટી વળીને દશ અંગુલ અધિક રહેલા છે' અને 'વિકારથી રહિત છે,' આવું સૂત્રકાર (વેદવ્યાસ)નું વચન છે. ૫૭

ચન્દ્રકાન્ત વિવરણ

બ્રહ્મ માયાના સંબંધથી રહિત છે, એમ શ્રુતિ અને સૂત્રકાર બન્ને કહે છે. 'તે પરમાત્મા સર્વ બ્રહ્માંડને વ્યાપીને રહેલો, તેથી પણ દશ અંગુલ અધિક છે,' એ શ્રુતિવચનથી જણાય છે કે, પરમાત્મા બ્રહ્માંડથી અતિરિક્ત પણ છે.

શિષ્ય–પરમાત્મા દેશપરિચ્છેદ, કાલપરિચ્છેદ, અને વસ્તુપરિચ્છેદ, એમ ત્રિવિધ પરિચ્છેદથી રહિત છે, અર્થાત્ પરમાત્મા અપરિચ્છિન્ન છે, એમ શ્રુતિ અને સ્મૃતિમાં કહ્યું છે. છતાં આ શ્રુતિ પ્રમાણે, 'પરમાત્મા બ્રહ્માંડથી દશ અંગુલ અધિક છે' એમ કહો છો તેથી, પરમાત્માને દેશનો પરિચ્છેદ છે, આમ સિદ્ધ થાય છે. જો પરમાત્મા દેશપરિચ્છિન્ન છે એમ સિદ્ધ થશે, તો 'જે પરિચ્છિન્ન હોય કે જડ હોય, તે અનિત્ય હોય અને મિથ્યા પણ હોય,' એવી વ્યાપ્તિથી, પરમાત્મામાં જડતા, અનિત્યતા અને મિથ્યાત્વ આદિ અનેક દોષો આવશે. બીજું,–જડતા આદિ દોષો આવવાથી, 'नित्यो नित्यानां चेतनश्चेतनानां । પરમાત્મા નિત્યમાં પણ નિત્ય ને ચેતનમાં પણ ચેતન છે' તથા 'अजोनित्यः ।' 'अजन्मा ।' 'તે અજ' અને નિત્ય છે,' 'તે અજન્મા છે,' ઇત્યાદિ સ્મૃતિવચન પણ ખોટાં ઠરશે.

ગુરુ–'स भूमिं विश्वतो वृत्वा ह्यत्यतिष्ठद्दशांगुलम्' 'પરમાત્મા બ્રહ્માંડથી દશ અંગુલ'જ અધિક છે,' એવું વચન છે, પણ તેમાં ને તારા સમજવામાં

બહુ દૂર છે તે પરમાત્મા બ્રહ્માંડથી દશ આંગળ જ અધિક છે એમ નથી, પરંતુ બ્રહ્માંડ મોટું છે તે કરતાં પણ પરમાત્મા અધિક છે, એટલે તે અપરિચ્છિન્ન છે, એવી રીતે પરમાત્માના અપરિચ્છિન્નપણાનું બોધન કરવામાં એ શ્રુતિનું રહસ્ય છે. શ્રુતિમાં दशांगुल શબ્દ છે, તે ઉપચારરૂપે છે, અને તે લક્ષણાવૃત્તિથી સર્વ પ્રપંચથી અતિરિક્તપણાનું દ્યોતન કરે છે. સૂત્રકાર વેદવ્યાસે પણ બ્રહ્મસૂત્રના ચતુર્થાધ્યાયના ચતુર્થપાદના ૧૯ મા સૂત્રમાં કહ્યું છે કે, ' विकारावर्ति च तथाहि स्थितिमाह । પરમેશ્વરનું રૂપ વિકારાવર્તી એટલે સર્વ પ્રપંચથી રહિત છે,' કારણ શ્રુતિ, તે પ્રમાણે સ્થિતિ કહે છે. 'पादोऽस्य विश्वाभूतानि त्रिपादस्यामृत दिवि । બ્રહ્મના એકચતુર્થાંશમાં માયા રહેલી છે, અને ત્રણ અંશ સ્વયંપ્રકાશ બ્રહ્મ પોતે જ છે.' ઇત્યાદિ શ્રુતિઓ, પરમેશ્વરને પ્રપંચરહિત કહે છે. ૫૭

**અવતરણિકા**-બ્રહ્મના એક અવયવમાં જો માયા માનીએ તો બ્રહ્મ નિરવયવ છે, એ વાતમાં વિરોધ આવે છે, એમ શિષ્ય શંકા કરે છે; ત્યારે ગુરુ કહે છે કે, વસ્તુતઃ તો પરબ્રહ્મ અવયવરહિત છે, માત્ર તેમાં એકદેશનો આરોપ કરીને તેમાં માયાને માનેલી છે એટલું જ, તેથી કંઈ પરબ્રહ્મના અવયવરહિતપણામાં બાધ માનવાનો નથી. આવા અભિપ્રાયથી જે શ્રુતિ કહી હતી, તેનું રહસ્ય કહે છે

**निरंशेऽप्यंशमारोप्य कृत्स्नेंऽशे वेति पृच्छतः।**
**तद्भाषयोत्तरं ब्रूते श्रुतिः श्रोतृहितैषिणी।५८।**

**શબ્દાર્થ**-અંશરહિત બ્રહ્મમાં અંશનું આરોપણ કરીને, આખા અંશમાં માયા છે કે માત્ર એક અંશમાં, આમ પૂછનારાને, શ્રોતાનું હિત ઇચ્છનારી શ્રુતિ, તેના પ્રશ્ન અનુસાર (અવયવની કલ્પના કરીને) ઉત્તર આપે છે ૫૮

### ચન્દ્રકાન્ત વિવરણ

શિષ્ય-બ્રહ્મના એકદેશમાં માયા રહે છે એમ માનવાથી 'निष्कलं निष्क्रियं ।' 'બ્રહ્મ નિરવયવ છે, નિષ્કલ છે, નિષ્ક્રિય છે,' એ શ્રુતિમાં કહેલા નિરંશપણામાં પણ વિરોધ આવે છે

ગુરુ-ના, વિરોધ આવતો નથી ઉપાધિવાળા જીવોની પ્રવૃત્તિ મોક્ષમાર્ગમાં થાય એવો શ્રુતિનો ઉદ્દેશ છે, અને તેથી મૂળમાં શ્રુતિને શ્રોતાની હિતૈષિણી કહી છે. માતા જેમ બાળકનું હિત ઇચ્છે છે, તેમ શ્રુતિ મદધિકારીઓની માતા તુલ્ય છે ને તેનું હિત ઇચ્છે છે, તેથી શ્રોતાએ જેવો પ્રશ્ન કર્યો, તે જ પ્રકારે શ્રુતિ તેનું ઉત્તર આપે છે. 'માયા, બ્રહ્મમાં સર્વત્ર વ્યાપીને રહી છે કે તે બ્રહ્મના એક દેશમાં રહી છે ?' એવો શ્રોતાએ પ્રશ્ન કર્યો, પરંતુ બ્રહ્મ જે નિરવયવ છે, નિરંશ છે, તેમાં સર્વત્ર જેવું હોઈ શું શકે ? અમાપનું માપ જ કેમ થઈ શકે ? માટે માયાના સ્થાન માટે બ્રહ્મમાં એક દેશની કલ્પના કરી છે તે ઉપરથી, અંશરહિત બ્રહ્મમાં પણ અંશનો આરોપ કરીને, શ્રુતિએ ઉત્તર આપ્યું કે, માયા બ્રહ્મના એક દેશમાં રહે છે. જે પ્રકારે શ્રોતા સમજે, તે પ્રકારે ઉત્તર આપી સમજાવવું, એ કુશળતાનું કામ છે. અહીં શ્રુતિએ પણ કુશળતા ભર્યું ઉત્તર આપ્યું છે. ૫૮

## ૪ બ્રહ્મ અને પંચમહાભૂતોનો વિવેક

( ૫૯–૧૦૯, ૫૧ શ્લોકો )

### (૧) શક્તિના કથનના પ્રયોજનનું વર્ણન

( ૧૨૪; ૧ શ્લોક )

**અવતરણિકા**-પરબ્રહ્મના એક ભાગમાં માયા રહે છે, એમ જે કહ્યું છે તેનું પ્રયોજન શું છે તે કહે છે—

**सत्तत्त्वमाश्रिता शक्तिः कल्पयेत्सति विक्रियाः ।**
**वर्णा भित्तिगता भित्तौ चित्रं नानाविधं यथा ॥ ५९ ॥**

**શબ્દાર્થ**-જેમ ભીંતમાં રહેલા રંગો ભીંતવિષે નાના પ્રકારનાં ચિત્રોને કલ્પે છે, તેમ સત્તત્ત્વનો આશ્રય કરનારી ( માયા ) શક્તિ સદ્વસ્તુ (બ્રહ્મ)માં નાના પ્રકારના વિકારોને કલ્પે છે. ૫૯

### ચન્દ્રકાન્ત વિવરણ

આકાશ, વાયુ, તેજ, જળ અને પૃથ્વી એ માયાના વિકારોનું નિરૂપણ કરવા માટે નિરંશ બ્રહ્મમાં પણ અંશનું આરોપણ કરીને 'બ્રહ્મના એકદેશમાં માયા રહે છે' એમ અમે પૂર્વાપર કહ્યું છે. તે માયાનાં કાર્યોનું નિરૂપણ આ પ્રમાણે છે —જેમ રાતા, પીળા, લીલા વગેરે રંગો ભીંતમાં રહેવાથી, ભીંતમાં જ વિવિધ ચિત્રોની કલ્પના કરે છે, તેમ માયા, સદ્વસ્તુના આશ્રયથી સદ્વસ્તુમાં જ નાના પ્રકારના ચરાચર જગતરૂપ

વિકારોને ઉત્પન્ન કરે છે; પણ જેમ આધારવિના ચિત્રો થઈ શકતાં નથી, ને ભીંતની સત્તાથી જ ચિત્રોની સત્તા છે, અને વાસ્તવિક ચિત્રોની સત્તા નથી, તેમ સદ્વસ્તુના આધારવિના માયાના વિકારો થઈ શકે તેમ નથી. પરંતુ સદ્વસ્તુની સત્તાથી જ માયા અને માયાના વિકારોની સત્તા છે, પરંતુ તે વાસ્તવિક નથી. ૫૯

### (૨) સત્ અને આકાશનો વિવેક

(૬૦-૭૬; ૧૭ શ્લોકો)

आद्यो विकार, आकाशः सोऽवकाशस्वरूपवान् ।
आकाशोऽस्तीति सत्तत्त्वमाकाशेऽप्यनुगच्छति ॥ ६० ॥
एकस्वभावं सत्तत्त्वमाकाशो द्विस्वभावकः ।
नावकाशः सति व्योम्नि स चैषोऽपि द्वयं स्थितम् ॥ ६१ ॥
यद्वा प्रतिध्वनिर्व्योम्नो गुणो नासौ सतीक्ष्यते ।
व्योम्नि द्वौ सद्ध्वनी तेन सदेकं द्विगुणं वियत् ॥ ६२ ॥

શબ્દાર્થ-(માયાનો) પહેલો વિકાર આકાશ છે, ને તેનું સ્વરૂપ અવકાશ છે. 'આકાશ છે,' એ પ્રકારે આકાશમાં પણ સત્પણાનો અન્વય છે. સત્તત્ત્વ એક સ્વભાવવાળું છે, અને આકાશ બે સ્વભાવવાળું છે. સદ્વસ્તુમાં આકાશ (અવકાશનો ધર્મ) નથી, પણ આકાશમાં સત્નો ભાવ અને અવકાશ એમ બન્ને રહ્યાં છે; અથવા તો આકાશનો ગુણ પ્રતિધ્વનિ છે. આ પ્રતિધ્વનિ સદ્વસ્તુમાં જોવામાં આવતો નથી, પણ આકાશમાં સત્ (સત્તત્ત્વ) અને ધ્વનિ (પ્રતિધ્વનિ) એ બન્ને છે, તેથી સત્ એક સ્વભાવવાળું છે, અને આકાશ (દ્વિગુણ) બે સ્વભાવવાળું છે. ૬૦-૬૨

### ચન્દ્રકાન્ત વિવરણ

માયાના પહેલા વિકારમાંથી આકાશ ઉત્પન્ન થાય છે, અને તેનું સ્વરૂપ અવકાશ છે. અસ્તિત્વવાચક સત્ વસ્તુની આકાશમાં અનુવૃત્તિ થાય છે, અને 'આકાશ છે' આવો લોકમાં પ્રસિદ્ધ વ્યવહાર પણ છે. હવે સદ્વસ્તુમાં કેવળ સત્સ્વભાવ રહે છે અને આકાશમાં તો સત્સ્વભાવની અનુવૃત્તિ આવે છે, માટે એક સત્સ્વભાવ અને બીજો અવકાશ, એ બન્ને આકાશમાં રહે છે, તેથી આકાશથી સદ્વસ્તુ ભિન્ન છે, એમ પણ સિદ્ધ થાય છે. વળી ધ્વનિસ્વર આકાશનો ગુણ છે; તે ધ્વનિ સદ્વસ્તુમાં નથી, એટલે સદ્વસ્તુમાં તો એક સત્સ્વભાવ જ રહેલો છે, અને આકાશમાં સત્સ્વભાવ અને પ્રતિધ્વનિ એમ બે ગુણો રહેલા છે, તેથી સદ્વસ્તુ આકાશથી ભિન્ન છે. ૬૦-૬૨

અવતરણિકા-આ સાંભળીને શિષ્ય શંકા કરે છે કે, આકાશ જો સત્ (બ્રહ્મ)નું કાર્ય હોય, તો જગતમાં 'આકાશની સત્તા' છે. આમ સત્ ધર્મ અને આકાશ ધર્મી થયો, એ કેમ ઘટે?

या शक्तिः कल्पयेद्व्योम सा सद्व्योम्नोरभिन्नताम् ।
आपाद्य धर्मधर्मित्वं व्यत्ययेनावकल्पयेत् ॥ ६३ ॥

શબ્દાર્થ-જે (માયા) શક્તિ આકાશને કલ્પે છે તે (માયા) સદ્વસ્તુ અને આકાશનો અભેદ (તાદાત્મ્ય) કલ્પીને, વિપરીત રીતે ધર્મ-ધર્મીપણાની કલ્પના કરે છે. ૬૩

### ચન્દ્રકાન્ત વિવરણ

શિષ્ય-આકાશ સદ્વસ્તુનું કાર્ય છે, એવું આપે પ્રતિપાદન કર્યું, તેથી સત્નું આકાશ છે, એવો વ્યવહાર થવો જોઈએ. પરંતુ લોકમાં તેવો વ્યવહાર થતો હોય એવું જોવામાં આવતું નથી, પરંતુ 'આકાશની સત્તા છે' આવો વિપરીત વ્યવહાર જોવામાં આવે છે, તેનું શું કારણ?

ગુરુ-કારણ ધર્મી કહેવાય છે, અને કાર્ય ધર્મ કહેવાય છે; વ્યાપક ધર્મી કહેવાય છે ને વ્યાપ્ય ધર્મ કહેવાય છે; ગુણવાન્ ધર્મી કહેવાય છે ને ગુણ ધર્મ કહેવાય છે. મૃત્તિકા ઘટાદિકનું કારણ છે, અને મૃત્તિકાના વિકારો ઘટ આદિ મૃત્તિકાનાં કાર્યો છે; તેથી મૃત્તિકા ધર્મી કહેવાય છે, ને મૃત્તિકાના વિકારો ઘટ આદિ ધર્મ કહેવાય છે. વળી વિશેષ ઘટાકાશ ધર્મ છે, અને મહાકાશ ધર્મી છે. જેમ, ઘટ ધર્મી છે અને ઘટનો ગુણ (રાતો પીળો રંગ) ધર્મ છે.

શિષ્ય-જેમ મૃત્તિકા ધર્મી છે અને મૃત્તિકાના વિકારો ઘટ આદિ ધર્મ છે, તેથી ઘટ આદિ મૃત્તિકાનાં છે એમ કહેવાય છે; પણ મૃત્તિકા ઘટ

આદિની છે, એમ કહેવાતુ નથી: તેમ, સદ્વસ્તુ કારણ છે માટે ધર્મી છે અને આકાશ કાર્ય છે માટે તે ધર્મ છે, તેથી 'સત્તાનું આકાશ છે,' એવો વ્યવહાર થવો જોઇએ, પણ 'આકાશની સત્તા છે' એવો વ્યવહાર થવો ન જોઇએ. પરંતુ લોકમાં તો તેથી વિપરીત વ્યવહાર ચાલે છે. એટલે 'આકાશની સત્તા છે' એટલે 'આકાશ છે' એવો વ્યવહાર ચાલે છે તેનું કેમ ?

ગુરુ–માયાએ જે સદ્વસ્તુ વિષે આકાશને કલ્પ્યું છે, તે જ માયાશક્તિએ, સદ્વસ્તુ અને આકાશના અભેદની પણ કલ્પના કરી છે, અને એ જ માયાએ ધર્મધર્મી ભાવનો વિપરીત ભાવ પણ કલ્પ્યો છે. એટલે આકાશ જે ધર્મ છે તેને ધર્મી કલ્પ્યું છે, અને સત્તા જે ધર્મી છે તેને ધર્મ કલ્પ્યો છે. તેથી, 'સત્તાનું આકાશ છે' એવો વ્યવહાર જોવામાં આવતો નથી, પણ 'આકાશની સત્તા છે,' એવો વિપરીત વ્યવહાર જોવામાં આવે છે. પરંતુ વસ્તુતત્ત્વનો વિચાર કરીએ તો સત્તાનુ આકાશ છે, પણ આકાશની સત્તા નથી ૬૩

અવતરણિકા–માયાએ વિપરીત ભાવ શા માટે કલ્પ્યો, તેનું ઉત્તર ગુરુ આપે છે.—

सतो व्योमत्वमापन्नं व्योम्नः सत्तां तु लौकिकाः ।
तार्किकाश्चावगच्छंति मायाया उचितं हि तत् ॥

શબ્દાર્થ–સદ્વસ્તુને આકાશપણું પ્રાપ્ત થયું છે, પણ અજ્ઞાની લોકો અને નૈયાયિકો તો આકાશની સત્તા છે, આમ જાણે છે; કારણ કે વિપરીત જ્ઞાન કરવું, તે માયાને ઉચિત છે. ૬૪

## ચન્દ્રકાન્ત વિવરણ

ગુરુ તત્ત્વવિચાર કરીએ તો સત્ કારણ છે અને આકાશ કાર્ય છે; સત્ આધાર છે અને આકાશ આધેય છે, સદ્વસ્તુ ધર્મી છે અને આકાશ ધર્મ છે. જેમ, મૃત્તિકાને ઘટપણું પ્રાપ્ત થયું છે, તેમ સદ્વસ્તુને આકાશપણું પ્રાપ્ત થયુ છે. આ ઉપરથી જણાશે કે, સત્તાનું આકાશ છે, એમ જાણવું જ ઉચિત છે; પરંતુ અજ્ઞાની લોકો અને નૈયાયિકો, 'આકાશની સત્તા છે' એમ સમજે છે, અને આકાશ ધર્મી છે અને સત્તા ધર્મ છે, એમ વિપરીત જાણે છે.

શિષ્ય–ધર્મીમાં ધર્મનું જ્ઞાન થવું ઉચિત છે, પરંતુ ધર્મમાં ધર્મીનુ જ્ઞાન થવું ઉચિત નથી, એમ મારું માનવું છે.

ગુરુ–પ્રમાત્મક જ્ઞાનથી પદાર્થનું યથાર્થ જ્ઞાન થાય છે, અને ભ્રમાત્મક જ્ઞાનથી પદાર્થનું યથાર્થ જ્ઞાન થતું નથી, પણ ઉલટું અયથાર્થ જ્ઞાન થાય છે, અર્થાત્ અન્ય પદાર્થમાં અન્ય પદાર્થનું જ્ઞાન થાય છે. જેમ રજ્જુમાં રજ્જુનું જ્ઞાન થવું એ યથાર્થ જ્ઞાન છે, પણ રજ્જુમાં સર્પનું જ્ઞાન થવું, એ અયથાર્થ જ્ઞાન છે. અહીં ધર્મમાં ધર્મીનું જ્ઞાન થાય છે, એ માયાથી એટલે ભ્રમથી થાય છે; કેમકે, અન્ય પદાર્થમાં અન્ય પદાર્થનું જ્ઞાન ઉત્પન્ન કરવું એ માયાને ઉચિત છે, કારણ કે માયાનો તેવો સ્વભાવ છે. તેનો, 'स्वभावो दुस्त्यजः । સ્વભાવ દુસ્ત્યજ છે,' તેથી તેનો જે સ્વભાવ પડ્યો હોય, તે કોઇ પણ પ્રકારે દૂર થતો નથી. ઉદાહરણ તરીકે, પાણીનો સ્વભાવ નીચી જમીનમાં જવાનો છે, અગ્નિનો સ્વભાવ બાળવાનો છે, દીવાનો સ્વભાવ અન્ય પદાર્થનો પ્રકાશ કરવાનો છે; તેમ, અન્ય પદાર્થમાં અન્ય પદાર્થનુ જ્ઞાન ઉત્પન્ન કરવું, એ માયાનો સ્વભાવ છે. એટલા માટે, શાસ્ત્રમાં કહ્યું છે કે, 'अघटितघटनापटीयसी माया । માયા, અઘટિત પદાર્થની પણ ઘટના કરવામાં ચતુર છે.' ગારુડીની માયાથી પણ જળમાં અગ્નિ બળતો જોવામાં આવે છે, પૃથ્વી ઉપર સ્વર્ગ જોવામાં આવે છે, ઇંદ્ર, ચંદ્ર, આદિ સ્વર્ગવાસી દેવતાઓ પણ પ્રત્યક્ષ જોવામાં આવે છે. એવી રીતે ગારુડીની માયાની શક્તિ પણ અસંભવિત પદાર્થોની યોજના કરે છે, તો પછી પરમાત્માની માયામાં, ધર્મમાં ધર્મીનું ભાન કરાવવું આદિ શક્તિ હોય, એમાં આશ્ચર્ય શું ? ૬૪

અવતરણિકા–માયા વિપરીત પ્રતીતિ કરાવનારી છે, એ વાત લૌકિક દૃષ્ટાંત આપીને સ્પષ્ટ કરે છે –

यद्यथा वर्तते तस्य तथात्वं भाति मानतः ।
अन्यथात्वं भ्रमणेति न्यायोऽयं सार्वलौकिकः ॥ ६५ ॥

શબ્દાર્થ–જે વસ્તુ જે પ્રકારે વર્તે છે, તે વસ્તુનું તેપણું (યથાર્થપણું) પ્રમાણવડે ભાસે છે; (અને) અન્યથાપણું ભ્રમે કરીને ભાસે છે, આ ન્યાય સર્વ લોકમાં પ્રસિદ્ધ છે. ૬૫

### ચન્દ્રકાન્ત વિવરણ

ગુરુ કહે છે કે, હે શિષ્ય! જે વસ્તુ હોય તે વસ્તુમાં તે જ વસ્તુનું જ્ઞાન પ્રમાણથી થાય છે. રજ્જુમાં રજ્જુનું જ્ઞાન થવું, છીપમાં છીપનું જ્ઞાન થવું, એ પ્રમાત્મક જ્ઞાનથી થાય છે, પણ અન્ય પદાર્થમાં અન્ય પદાર્થનું જ્ઞાન થવું, એટલે વિપરીત જ્ઞાન થવું, એ ભ્રમાત્મક જ્ઞાનથી થાય છે. જેમ રજ્જુમાં સર્પનું જ્ઞાન થવું, છીપમાં રૂપાનું જ્ઞાન થવું, એ જ્ઞાન ભ્રમથી જ થાય છે. આ ન્યાય જગતપ્રસિદ્ધ છે; અને એ જ ન્યાય 'માયાની સત્તા' આ પ્રકારના વિપરીત વ્યવહારમાં પણ લાગુ પડે છે, અર્થાત્ 'માયાની સત્તા' એવો વ્યવહાર થવામાં ભ્રમ જ કારણ છે. ૬૫

અવતરણિકા–ભ્રાંતિથી વિપરીત જ્ઞાન થાય છે તે દેખાડ્યું હવે તે વિપરીત જ્ઞાનની નિવૃત્તિનો ઉપાય કહે છે –

एवं श्रुतिविचारात्प्राग्यथा यद्वस्तु भासते ।
विचारेण विपर्येति ततस्तच्चिंत्यतां वियत् ६६
भिन्ने वियत्सती शब्दभेदाद्बुद्धेश्च भेदतः ।
वाय्वादिष्वनुवृत्तं सन्न तु व्योमेति भेदधीः॥

શબ્દાર્થ–એ પ્રમાણે શ્રુતિના વિચાર પહેલાં જે વસ્તુ (બ્રહ્મ) જેવી (આકાશાદિરૂપે) ભાસે છે, તે (વસ્તુબ્રહ્મ) વિચારે કરીને વિપરીત થઈ પડે છે; માટે તે (વસ્તુવડે) આકાશનો વિચાર કરો, (અર્થાત્ સત્‌થી આકાશને ભિન્ન જાણો.) આકાશ અને સત્ ભિન્ન પદાર્થ છે, કારણ કે તેમાં બન્ને શબ્દો જૂદા જૂદા છે, તેમ બુદ્ધિનો (જ્ઞાનનો) પણ ભેદ છે. સત્, વાયુ આદિમાં પરોવાયલું છે, પણ આકાશ પરોવાયલું નથી. એ ભેદબુદ્ધિ તે ભેદજ્ઞાન છે. ૬૬–૬૭

### ચન્દ્રકાન્ત વિવરણ

ઉપર દર્શાવ્યું તે પ્રમાણે ભ્રાંતિએ કરીને વિપરીત જ્ઞાન થાય છે, ત્યારે આવા ભ્રમની નિવૃત્તિ થવાનો ઉપાય શો, તે જાણવા યોગ્ય છે. મનુષ્યે જ્યાં સુધી અદ્વૈત પ્રતિપાદન કરવાવાળી શ્રુતિઓનો વિચાર કર્યો નથી, ત્યાં સુધી ભ્રાંતિએ કરીને બ્રહ્મ આકાશ, વાયુ આદિ રૂપે ભાસે છે; પણ શ્રુતિના અર્થનો સ્થિર મનથી વિચાર કર્યો હોય તો ભ્રાંતિની નિઃશેષ નિવૃત્તિ થાય છે, અને તેથી આકાશ, વાયુ આદિ સર્વ પદાર્થ-ભૂતો અસત્-મિથ્યા ભાસે છે, અને આકાશ આદિક વિપરીત ભાવને તજી દેવાથી સદ્રૂપ બ્રહ્મ ભાસે છે. આ પ્રમાણે શ્રુતિના વિચારથી યથાર્થવસ્તુના દર્શનનો સંભવ છે, માટે શ્રુતિસ્મૃતિના પ્રમાણથી તથા યુક્તિથી આકાશનો વિચાર કરવો જોઈએ, જેથી આકાશ સદ્રૂપ છે કે તેથી ભિન્ન છે, તેનો બરાબર નિશ્ચય થાય છે. ૬૬

### આકાશ એ સત્‌નું પર્યાય નથી

જેમ 'ઘટ,' 'પટ' એ નામ ભિન્નભિન્ન છે, તેમ સદ્વસ્તુ અને આકાશ બન્ને પણ ભિન્નભિન્ન છે, કારણ કે, તેમના નામો ભિન્નભિન્ન છે, અને તેથી તેના વાચ્યાર્થ પણ ભિન્નભિન્ન છે. હવે જે શબ્દનો વાચ્યાર્થ એક હોય, તે શબ્દો પરસ્પર પર્યાય કહેવાય છે. જેમ, ઘટ શબ્દનો વાચ્યાર્થ કમ્બુગ્રીવાદિમાન્ વ્યક્તિ છે; કલશ શબ્દનો અર્થ પણ કમ્બુગ્રીવાદિમાન્ વ્યક્તિ છે, અને કુંભ શબ્દનો વાચ્યાર્થ પણ કંબુગ્રીવાદિમાન્ વ્યક્તિ છે; માટે ઘટ, કલશ અને કુંભ એ ત્રણે શબ્દો ભિન્નભિન્ન છે, તથાપિ એ ત્રણે શબ્દનો વાચ્યાર્થ કમ્બુગ્રીવાદિમાન્ વ્યક્તિ જ થાય છે, અને જેને આપણે ઘડો કહીએ છીએ તે ને એ એક જ છે. તેથી, ઘટ, કલશ અને કુંભ એ ત્રણે શબ્દો પર્યાય કહેવાય છે. પણ સત્ અને આકાશ એ બન્ને શબ્દો પર્યાય નથી; કારણ કે, સત્‌નો અર્થ સદ્વસ્તુ છે, અને આકાશનો અર્થ અવકાશરૂપ–પોલાણરૂપ–આકાશ છે. એટલે, જેમ સત્ અને આકાશ એ બને શબ્દો ભિન્નભિન્ન છે, તેમ તે બન્ને શબ્દોના વાચ્યાર્થ, "સદ્વસ્તુ અને આકાશ" પણ ભિન્નભિન્ન છે, કારણ કે તેના વાચક શબ્દો ભિન્નભિન્ન છે ઘટ, પટ, આદિની પેઠે જ.

### સત્‌ની માફક આકાશની સર્વમાં અનુવૃત્તિ નથી

એવી રીતે સદ્વસ્તુ અને આકાશના ભેદમાં અનુમાન પ્રમાણ છે. તેમ જ બુદ્ધિના ભેદથી પણ આકાશ અને સદ્વસ્તુ બન્ને ભિન્નભિન્ન છે, એમ સિદ્ધ થાય છે આકાશ, વાયુ, તેજ, જળ અને પૃથ્વી, આ સર્વ પદાર્થોમાં સત્ પરોવાઈને રહેલ છે, એટલે આકાશ છે, વાયુ છે, તેજ છે,

જળ છે, પૃથ્વી છે, એવી રીતે જેમ સર્વમાં સત પરોવાઈને રહ્યું છે, તેમ આકાશ કંઈ વાયુ, તેજ આદિમાં પરોવાઈને રહેલું નથી, પણ આકાશ કેવળ આકાશમાં, વાયુ વાયુમાં, અને તેજ તેજમાં રહેલું છે. જો સત્ અને આકાશ એક હોય તો, જેમ સતની સર્વત્ર અનુવૃત્તિ થાય છે, તેમ આકાશની પણ સર્વત્ર અનુવૃત્તિ થવી જ જોઈએ; પણ સતની પેઠે આકાશની સર્વત્ર અનુવૃત્તિ થતી નથી. એ પ્રકારના ભેદજ્ઞાન (ભેદબુદ્ધિ)થી સદ્વસ્તુ અને આકાશ ભિન્ન છે.

શિષ્ય–પ્રથમ પ્રકરણના સાતમા શ્લોકમાં 'संविदेका स्वयं प्रभा। જ્ઞાન એક છે અને સ્વયંપ્રકાશ છે,' એવી રીતે જ્ઞાનની એકતા તમે કહી છે, અને અત્ર 'बुद्धेश्च भेदतः।' 'જ્ઞાનના ભેદથી' એવી રીતે જ્ઞાનનો ભેદ કહ્યો છે, તેથી પૂર્વે કહેલામાં વિરોધ આવતો નથી શું?

ગુરુ–પ્રથમ પ્રકરણમાં 'सत्यं ज्ञानमनंतं ब्रह्म।' ઇત્યાદિ શ્રુતિમાં પ્રતિપાદિત બ્રહ્મ અને જ્ઞાનની એકતાનું પ્રતિપાદન કર્યું છે, અને અત્ર તો બુદ્ધિની વૃત્તિરૂપ જ્ઞાનનો ભેદ કહ્યો છે. વળી ઉપાધિના ભેદથી જ્ઞાનનો પણ ભેદ થાય છે, એમ પહેલા જ પ્રકરણના ત્રીજા શ્લોકમાં કહ્યું છે, તેનું સ્મરણ કર. એના ઉપર વિચાર કરવાથી પૂર્વાપરનો વિરોધ દેખાશે નહિ. ૬૭

**અવતરણિકા**–ઉપર પ્રમાણે સત્ અને આકાશનો ભેદ સિદ્ધ કરીને, "આકાશની સત્તા" આવી ભ્રાંતિથી જે ધર્મીધર્મભાવ પ્રતીત થાય છે, તેનો વિચાર કરીને તેનું વિપરીતપણું સ્પષ્ટ કરી દેખાડે છે.

**सद्वस्त्वधिकवृत्तित्वाद्धर्मि व्योम्नस्तु धर्मता।
धिया सतः पृथक्कारे ब्रूहि व्योम किमात्मकम् ॥ ६८ ॥**

શબ્દાર્થ–સદ્વસ્તુ અધિકમાં વર્તવાપણાથી ધર્મી છે, અને આકાશને તો ધર્મપણું છે. વિચારે કરીને સતથી આકાશને જુદું કર્યા પછી આકાશનું કેવું સ્વરૂપ છે? તે કહે. ૬૮

### ચન્દ્રકાન્ત વિવરણ

હે શિષ્ય! જેની અધિકવૃત્તિ હોય તે વ્યાપક, આધાર અને તે ધર્મી પણ કહેવાય છે. દ્રવ્યની રૂપ, રસ આદિથી અધિકવૃત્તિ છે, વ્યાપક છે, ને રૂપ, રસ આદિનો આધાર છે. તેથી દ્રવ્ય ધર્મી કહેવાય છે, અને રૂપરસ આદિ ધર્મ કહેવાય છે. એક રજ્જુમાં જ અનેક પ્રકારની ભ્રાંતિ થાય છે; એ રજ્જુમાં કોઈને 'આ સર્પ છે' એવી ભ્રાંતિ થાય છે; તો કોઈને 'આ માળા છે' એવી ભ્રાંતિ થાય છે, અને કોઈને 'આ જળનો રેલો છે' એવી ભ્રાંતિ થાય છે. એ ઇત્યાદિક વિષયમાં રજ્જુની સર્વત્ર અનુવૃત્તિ છે, તેથી તેની અધિકવૃત્તિ છે, માટે તે ધર્મી છે, અને સર્પઆદિની સર્વત્ર અનુવૃત્તિ ન હોવાથી, તે ધર્મ છે. તેમ આકાશ છે, વાયુ છે, તેજ છે, જળ છે, પૃથ્વી છે. ઇત્યાદિ સર્વમાં 'છે'ની એટલે સત્‌ની અનુવૃત્તિ છે; પણ વાયુ આકાશ, તેજ આકાશ, જળ આકાશ, એમ કંઈ કહેવાતું નથી. તેથી આકાશની સર્વમાં અનુવૃત્તિ નથી; માટે અધિકવૃત્તિથી સદ્વસ્તુ ધર્મી છે, અને અલ્પવૃત્તિથી આકાશ ધર્મ છે; અર્થાત્ જેમ સૂત્રમાં પરોવેલો મણિ વ્યાપ્ય છે અને સૂત્ર વ્યાપક છે, તેમ વ્યાપ્ય જે મણિ તેનાથી વ્યાપક જે સૂત્ર ભિન્ન છે, તેમ વ્યાપ્ય જે આકાશ, વાયુ આદિ, તેનાથી વ્યાપક જે સદ્વસ્તુ, તે ભિન્ન છે.

### દૃષ્ટાંત એક દેશી હોય છે

શિષ્ય–હે ગુરુદેવ! વ્યાપક સૂત્રથી વ્યાપ્ય મણિઓ જુદા કર્યા હોય, તોપણ તે મણિઓનું સ્વરૂપ ભિન્ન રહે છે, તે કંઈ મિથ્યા થતું નથી; તેમ વ્યાપક સદ્વસ્તુથી ભિન્ન કરેલાં વ્યાપ્ય આકાશ આદિનું સ્વરૂપ ભિન્ન હોવું જોઈએ, કંઈ મિથ્યા થવું ન જોઈએ.

ગુરુ–સતથી આકાશને જુદું માનવાથી આકાશનું સ્વરૂપ કાંઈપણ રહેતું નથી. હે પ્રજ્ઞ! તું જાણ કે દૃષ્ટાંત એક દેશી હોય છે, કોઈપણ રીતે તેનો ભાવ જ વિચારવો. વ્યાપકથી વ્યાપ્ય ભિન્ન હોય છે, એનો બોધ થવા માટે અહીં સૂત્રમણિનું દૃષ્ટાંત આપ્યું છે, પણ એ દૃષ્ટાંતથી એમ [illegible] નથી કે, જુદાં કરેલાં આકાશનું સ્વરૂપ ભિન્ન [illegible] કારણ કે, આકાશ, વાયુ આદિ તો [illegible] ભ્રાંતિએ કરીને ભાસે છે, બીજું [illegible] જેમ, રજ્જુમાં ભ્રાંતિએ કરીને [illegible] છે, પણ તે ભ્રાંતિ નિવૃત્ત [illegible] ભાસેલા સર્પનું કેવું સ્વરૂપ [illegible] સર્પનું કાંઈપણ સ્વરૂ[illegible] ભાસ થાય છે. તે[illegible]

રતુમાં જ ભ્રાંતિએ કરીને ભાસે છે. 'सदेव सोम्येदमग्र आसीत्। હે સોમ્ય! પ્રલય વખતે આ સઘળું સત્‌સ્વરૂપ હતું;' 'मायामात्रमिदं द्वैतमद्वैतं परमार्थतः। આ દ્વૈત માયામાત્ર છે. પરમાર્થથી વિચાર કરીએ, તો સર્વ અદ્વૈત જ છે;' 'विकल्पो न हि वस्तुनि। વસ્તુમાં-સદ્‌વસ્તુમાં વિકલ્પ-ભેદ નથી;' 'असत्यमन्यत्। સદ્‌વસ્તુથી અન્ય પદાર્થનું મિથ્યાપણું છે,' ઇત્યાદિ વચનોમાં કહ્યા પ્રમાણે વિચાર કરીએ તો, સદ્‌વસ્તુ સર્વદા અદ્વૈત જ છે, અને આકાશ આદિનું ભિન્ન સ્વરૂપ નથી તો પછી, સદ્‌વસ્તુથી આકાશને જૂદું કાઢવાથી આકાશનું કેવું સ્વરૂપ છે, તે તું જ કહે. ૬૮

અવતરણિકા-રૂપાંતરે ગુરુ આકાશનું મિથ્યાપણું સિદ્ધ કરે છેઃ-

अवकाशात्मकं तच्चेदसत्तदिति चिंत्यताम्।
भिन्नं सतोऽसच्च नेति वक्षि चेद्व्याहतिस्तव॥

શબ્દાર્થ-તે આકાશ અવકાશરૂપ છે એમ જો તું કહીશ તો એ અસત્ છે એમ જાણવું, અને સત્‌થી ભિન્ન છે અને અસત્ નથી એમ જો કહીશ તો તારા કહેવાને વદતોવ્યાઘાત દોષ લાગશે. ૬૯

## ચન્દ્રકાન્ત વિવરણ

શિષ્ય-આકાશ ભલે સત્‌થી જૂદું હોય, પરંતુ તેનું સ્વરૂપ અવકાશ છે, એથી એ પણ એક નિત્ય પદાર્થ ઠરે છે.

ગુરુ-આકાશ અવકાશસ્વરૂપ છે, એ વાતનો અમે અંગીકાર કરીએ છીએ, પણ તે આકાશ સત્‌થી ભિન્ન છે માટે અસત્ પણ છે એમ કહીએ છીએ.

શિષ્ય-આકાશ સત્‌થી ભિન્ન છે એમ કહો, પણ તેને અસત્ કહો નહિ.

ગુરુ-આકાશ સદ્‌વસ્તુથી ભિન્ન છે એમ જાણવાં છતાં, આકાશ અસત્ નથી એમ જે તું કહે છે એ મોટું આશ્ચર્ય છે. તારા બોલવામાં જ, 'મારી જીભ નથી,' 'મારી મા વાંઝણી છે' ઇત્યાદિકની પેઠે વદતો-વ્યાઘાત નામનો દોષ આવે છે, તેનું પણ તને ભાન નથી. ૬૯.

અવતરણિકા-આકાશ મિથ્યા હોય તો તેનું ભાન થવું ન જોઇએ, આવી શંકાનું સમાધાન કરતાં ગુરુ કહે છે કે, આકાશ શશશૃંગ વગેરેથી વિલક્ષણ છે, માટે તેનું ભાન થવામાં કોઈ પણ જાતની અડચણ નથી.

भातीति चेद्भातु नाम भूषणं मायिकस्य तत्।
यदसद्भासमानं तन्मिथ्या स्वप्नगजादिवत्॥

શબ્દાર્થ-ને આકાશ ભાસે છે, એમ જો કહેતો હોય તો ભલે ભાસો; ભાસવું તે માયિક પદાર્થનું ભૂષણ છે. જે અસત્ હોવા છતાં ભાસમાન થતું હોય, તે સ્વપ્નના હાથી આદિની પેઠે મિથ્યા હોય છે. ૭૦

## ચન્દ્રકાન્ત વિવરણ

શિષ્ય-જો આકાશ અસત્ હોય તો આકાશની પ્રતીતિ ન થવી જોઇએ; પણ આકાશની પ્રતીતિ તો થાય છે, માટે આકાશ અસત્ નથી એમ સિદ્ધ થાય છે.

ગુરુ-તું કહે છે કે, આકાશ આદિની પ્રતીતિ થાય છે માટે તે સત્ હોવું જોઇએ, પરંતુ તે સત્ નથી જ, પણ સ્વપ્નના હાથી, ઘોડા આદિની પેઠે મિથ્યા જ છે. અસત્ હોય ને ભાસે, તે સ્વપ્નના હાથી આદિની પેઠે મિથ્યા જ છે. જેમ, સ્વપ્નમાં હાથી, ઘોડા આદિ પદાર્થો દેખાય છે, પણ તે સત્ય હોતા નથી; તેમ આકાશ ભાસે છે, પણ તે સત્ય નથી પણ મિથ્યા છે. અસત્ છતાં ભાસમાન થવું, એ માયિક પદાર્થોનું એક ભૂષણ છે. જેમ કે, બાજીગરે બનાવેલો આંબો ને તેમાં ઉત્પન્ન કરેલાં ફળ શોભે છે ખરાં, પણ એ આંબો ને ફળ બંને અસત્ છે, છતાં પણ માયાના મહિમાથી જ તે ભાસે છે. આકાશ શશલાના શીંગડાં જેવું અસત્ નથી, કારણ કે શશલાનું શીંગડું તો કોઈ કાળે ભાસતું જ નથી; અને આકાશ તો અજ્ઞાન દશામાં માયાના મહિમાથી ભાસે છે, માટે આકાશ શશશૃંગથી વિલક્ષણ છે, તેથી તેના ભાનમાં કોઈ જાતનો વિરોધ આવતો નથી. ૭૦

અવતરણિકા-જે વસ્તુઓ નિયમથી સાથે રહેતી હોય, તેનો ભેદ અમે પૂર્વે ક્યાંઇ પણ જોયો નથી, આવી શિષ્યની શંકાનું ગુરુ સમાધાન કરે છેઃ-

जातिव्यक्ती देहिदेहौ गुणद्रव्ये यथा पृथक्।
वियत्सतोस्तथैवास्तु पार्थक्यं कोऽत्र
विस्मयः॥ ७१॥

શબ્દાર્થ-જાતિ અને વ્યક્તિ, દેહ અને દેહી, ગુણ અને દ્રવ્ય, જેમ પૃથક્ પૃથક્ છે, તેમ જ

આકાશ અને સતનું પણ પાર્થક્ય (ભેદભાવ) હોય. આ વિષયમાં આશ્ચર્ય શું છે ? ૭૧

### ચન્દ્રકાન્ત વિવરણ

શિષ્ય–'આકાશ છે' એવો સદા વ્યવહાર થાય છે, તેથી સત્ અને આકાશ બન્ને સર્વદા સાથે જ રહે છે એવી પ્રતીતિ થાય છે, તેથી તેનો ભેદ નથી; અને જો ભેદ હોય, તો કોઈ કાળે પણ સત્ વિના આકાશની પ્રતીતિ થવી જોઇએ, પરંતુ સત્ વિના કેવળ આકાશની પ્રતીતિ થતી નથી, માટે આકાશ ને સત્નો ભેદ નથી, એમ સિદ્ધ થાય છે.

ગુરુ–જેમ જાતિ અને વ્યક્તિ એ બન્ને એક જેવા જણાય છે, પણ તે બન્ને ભિન્ન છે; કેમકે વ્યક્તિ તો એક વ્યક્તિમાં જ રહે છે, અને જાતિ તો સર્વ વ્યક્તિમાં વ્યાપીને રહેલી છે; જેમ દેહ અને દેહી અભિન્ન જેવા જણાય છે, પણ તે બન્ને ભિન્ન છે; કેમકે દેહનો નાશ થાય છે, પણ દેહી એટલે આત્માનો નાશ થતો નથી; વળી દેહ અનેક છે, અને આત્મા તો એક જ છે; દેહ પરિચ્છિન્ન છે, અને આત્મા અપરિચ્છિન્ન છે; દેહ અનિત્ય છે, અને આત્મા નિત્ય છે; માટે દેહ અને દેહી બન્ને ભિન્નભિન્ન છે; વળી ગુણ અને ગુણી-દ્રવ્ય બન્ને અભિન્ન જેવાં જણાય છે, પણ તે બન્ને ભિન્ન છે; કેમકે ગુણ એકનો એક રહે છે, પણ તેનાં દ્રવ્ય બદલાયા કરે છે; તેમ જ, આકાશ અને સત્ બન્ને અભિન્ન જેવાં જણાય છે, પરંતુ તે અભિન્ન નથી; પણ જાતિ અને વ્યક્તિ, દેહ અને દેહી અને ગુણ અને દ્રવ્યની પેઠે જૂદાં જ છે, એમાં તને કેમ આશ્ચર્ય થાય છે ? ૭૧

અવતરણિકા–આકાશ અને સત્નો ભેદ જણ્યા છતાં પણ શિષ્યની ખાતરી થતી નથી, તેથી ગુરુ ઉત્તર કહે છેઃ-

**बुद्धोऽपि भेदो नो चित्ते निरूढिं याति चेत्तदा**
**अनैकाग्र्यात्संशयाद्वा रूढ्यभावोऽस्य ते वद**

શબ્દાર્થ–સત્નો અને આકાશનો ભેદ જણ્યા છતાં પણ તે ચિત્તમાં ઠસતો ન હોય તો તને આના ભેદ સંબંધી જે નિશ્ચય થતો નથી, તે ચિત્તની વ્યગ્રતાથી છે કે સંશયથી છે તે કહે ? ૭૨

### ચન્દ્રકાન્ત વિવરણ

શિષ્ય આપે કહેલાં પ્રમાણો અને યુક્તિઓથી આકાશ અને સદ્વસ્તુનો ભેદ જાણવામાં આવે છે. તથાપિ તે વિશે મારા મનની ખાતરી થતી નથી તેનું કેમ ?

ગુરુ–એ નિશ્ચય ન થવામાં બે કારણ હોવાં જોઇએ, એક તો ચિત્ત સ્થિર ન હોવાથી નિશ્ચય થાય નહિ, અથવા તો સંશય હોવાથી નિશ્ચય થાય નહિ; માટે તે બે કારણમાંના કયા કારણથી તને આકાશ અને સદ્વસ્તુનો ભેદ જણ્યા છતાં પણ તેનો નિશ્ચય થતો નથી તે કહે ૭૨

અવતરણિકા–ગુરુ, ચિત્તની એકાગ્રતા વિના સત્ અને આકાશના ભેદનો નિશ્ચય થઇ શકતો નથી, એવી રીતે પ્રથમ પક્ષનું સમાધાન કરે છે અને સંશયથી સત્નો અને આકાશનો નિશ્ચય થતો નથી, એ રીતે બીજા પક્ષનું પણ સમાધાન કરે છે.

**अप्रमत्तो भव ध्यानादाद्येऽन्यस्मिन्विवेचनम्**
**कुरु प्रमाणयुक्तिभ्यां ततो रूढतमो भवेत् ७३**

શબ્દાર્થ–આદ્ય (ચિત્તના અસ્થિરપણારૂપી પ્રથમ પક્ષ)માં ધ્યાનથી અપ્રમત્ત (સાવધાન) થા; અને અન્ય (સંશયરૂપ બીજા પક્ષ)માં પ્રમાણ અને યુક્તિએ કરીને વિવેચન કર, તેથી (સત્ અને આકાશના ભેદનો) નિશ્ચય થશે. ૭૩

### ચન્દ્રકાન્ત વિવરણ

શિષ્યે કંઈ ઉત્તર ન આપ્યું, તે જોઇને ગુરુ કહે છે, હે શિષ્ય ! જો તારું ચિત્ત સ્થિર ન હોય, અને તેથી સદ્વસ્તુ અને આકાશનો ભેદ ન થતો હોય તો, ચિત્તને સ્થિર કરીને ધ્યાન કર અને આલસ્યનો ત્યાગ કર યોગસૂત્રમાં ધ્યાનનું લક્ષણ કહ્યું છે કે–'तत्र प्रत्ययैकतानता ध्यानम्। લક્ષમાં વૃત્તિનું એકાકારપણું તેનું નામ ધ્યાન.' અર્થાત્ અવ્યભિચારી ચિત્તવૃત્તિ રહેવી, તેનું નામ ધ્યાન. તેનો અભ્યાસ કરવાથી ધ્યાન સિદ્ધ થશે, એટલે તારું ચિત્ત સ્થિર થશે, અને જો સંશયથી સદ્વસ્તુ અને આકાશના ભેદનો નિશ્ચય ન થતો હોય તો પ્રમાણ તથા યુક્તિએ કરીને સદ્વસ્તુ અને આકાશનું વિવેચન કર, જેથી તારો સંશય દૂર થશે.

શિષ્ય–ચિત્ત સ્થિર થવાથી અને સંશય-દૂર થવાથી શું ફળ થશે ?

ગુરુ-ચિત્ત સ્થિર થવાથી અને સંશય દૂર થવાથી તારા ચિત્તમાં આકાશ અને સદ્વસ્તુના ભેદનો યથાર્થ નિશ્ચય થશે. ૭૩

અવતરણિકા-આકાશ અને સદ્વસ્તુના ભેદનો નિશ્ચય થવાથી સદ્વસ્તુના સ્વરૂપનું જ્ઞાન થાય છે તે વાત કહે છે:-

ध्यानान्मानाद्युक्तितोऽपि रूढे भेदे वियत्सतोः ।
न कदाचिद्वियत्सत्यं सद्वस्तुच्छिद्रवन्न च ७४

શબ્દાર્થ-ધ્યાનથી, માન (પ્રમાણ)થી અને યુક્તિથી, આકાશ અને સદ્વસ્તુના ભેદની ખાતરી થયા પછી, કોઈ કાળે આકાશ સત્ય નથી અને સદ્વસ્તુ છિદ્રવાળું-આકાશવાળું નથી, એમ તું જાણીશ. ૭૪

શિષ્ય-ચિત્ત સ્થિર થવામાટે ધ્યાન કરવું, સંશય દૂર કરવામાટે પ્રમાણ અને યુક્તિએ કરીને વિવેચન કરવું, અને તેથી આકાશ અને સદ્વસ્તુના ભેદનો નિશ્ચય થાય તો, હે ગુરુદેવ! મને કહો કે, એવો નિશ્ચય થવાથી શું ફળ થાય છે?

ગુરુ-'લક્ષ્યમાં ચિત્તવૃત્તિ સ્થિર થવી' એ ધ્યાનનું સ્વરૂપ છે. 'भिन्ने वियत्सती शब्दभेदाद्बुद्धेश्च भेदतः।' આકાશ અને સત્ બન્ને ભિન્ન છે; કારણ કે તેમાં શબ્દનો પણ ભેદ છે અને બુદ્ધિનો પણ ભેદ છે.' એ પ્રમાણે અગાડી કહેલા ૬૭ મા શ્લોકમાં પ્રમાણ આપ્યું છે અને 'सद्वस्त्वधिकवृत्तित्वाद्धर्मि व्योम्नस्तु धर्मता। અધિકવૃત્તિપણાથી સદ્વસ્તુ ધર્મી છે અને આકાશ ધર્મ છે,' ઇતિ ૬૮ મા શ્લોકમાં યુક્તિ કહેલી છે. માટે ધ્યાન, પ્રમાણ અને યુક્તિએ કરીને જો આકાશ અને સદ્વસ્તુના ભેદનો નિશ્ચય થાય તો કોઈ પણ કાળે આકાશ સત્ય ભાસે નહિ, પણ મિથ્યા ભાસે, અને સદ્વસ્તુ અવકાશમય ભાસે નહિ પણ સર્વદા આનંદઘન ભાસશે, એ જ એ નિશ્ચયના ઉત્તમ ફળની પ્રાપ્તિ છે. ૭૪.

અવતરણિકા-આકાશ અને સત્‌ના વિવેચનથી શું ફળ થાય છે, તે કહે છે.

ज्ञस्य भाति सदा व्योम निस्तत्त्वोल्लेखपूर्वकम्
सद्वस्त्वपि विभात्यस्य निश्छिद्रत्वपुरःसरम्

શબ્દાર્થ-જ્ઞાનીને આકાશ સદા નિસ્તત્ત્વ (મિથ્યા) જ્ઞાનપૂર્વક ભાસે છે, અને સદ્વસ્તુ પણ અવકાશરહિતરૂપે ભાસે છે. ૭૫

## ચન્દ્રકાન્ત વિવરણ

જ્ઞાનીને આકાશ સત્તારહિત એટલે મિથ્યા ભાસે છે, અને સદ્વસ્તુ નિત્ય ભાસે છે. 'આકાશની સત્તા' એમ કોઈ દિવસ ભાન થતું નથી, પણ સદ્વસ્તુ મિથ્યા આકાશથી ભિન્ન છે, એમ સર્વદા ભાન થાય છે; કારણ કે, જ્ઞાનીને સત્ અને અસત્ વસ્તુનો વિવેક હોય છે. ૭૫

અવતરણિકા-જે જ્ઞાની આકાશને મિથ્યા અને સદ્વસ્તુને ખરી જાણે છે, તેને કેવો વિચાર આવે છે તે કહે છે:-

वासनायां प्रवृद्धायां वियत्सत्यत्ववादिनम् ।
सन्मात्राबोधयुक्तं च दृष्ट्वा विस्मयते बुधः ७६

શબ્દાર્થ—વાસના વિશેષ વૃદ્ધિ પામતાં આકાશને સત્ય કહેનારા અને સત્ય વસ્તુને નહિ જાણનારા અજ્ઞાનીને જોઇને વિવેકી પુરુષ આશ્ચર્ય પામે છે. ૭૬

## ચન્દ્રકાન્ત વિવરણ

'આકાશ મિથ્યા છે, સદ્વસ્તુ સત્ય છે,' આ પ્રકારનો વારંવાર વિચાર કરવાથી આકાશના મિથ્યાત્વની અને સદ્વસ્તુના સત્યત્વની વાસના દૃઢ થાય છે, કે જે વાસના કોઈ પ્રકારે પણ વિસ્મૃત થતી નથી અથવા તો બદલાતી પણ નથી. આકાશ અને સદ્વસ્તુનાં તત્ત્વને એ પ્રકારે જાણનાર તત્ત્વવેત્તા કહેવાય છે. મનુષ્યો વિકલને જોઈ આશ્ચર્ય પામે છે. ભણેલા મૂર્ખને જોઈ વિસ્મય થાય છે, રૂપવાન્ કુરૂપને જોઇને ચકિત થાય છે, તેમ આકાશને સત્ય કહેનાર અજ્ઞાનીને જોઇને, તત્ત્વવેત્તા આશ્ચર્ય પામે છે. ૭૬

### (૩) સત્ અને વાયુનો વિવેક
### (૭૭-૮૬; ૧૦ શ્લોકો)

અવતરણિકા-આકાશ મિથ્યા છે, અને સદ્વસ્તુ સત્ છે તથા આકાશથી ભિન્ન છે, એ સિદ્ધ કર્યા પછી, વાયુ આદિ સર્વ મિથ્યા છે અને સદ્વસ્તુ સત્ છે તથા વાયુ વગેરે ભિન્ન છે, એમ ગુરુએ જણાવ્યું ત્યારે, વાયુથી સદ્વસ્તુના વિવેચનની કાંઈ આવશ્યકતા નથી. કારણ કે, વાયુનો આકાશની સાથે સંબંધ છે, પણ સદ્વસ્તુની સાથે સંબંધ નથી; તેથી, વાયુની સાથે સદ્વસ્તુના તાદાત્મ્યની પ્રતીતિનો સંભવ થશે નહિ એવી શિષ્યે

શકા કરી, તેનો પરિહાર ગુરુએ કર્યો છે. તેમાં સત્નો અને વાયુનો પરંપરાએ સંબંધ દેખાડીને તે બન્નેનો ધર્મ પ્રમાણે ભેદ દેખાડવા માટે વાયુમાં પ્રતીત થતા જે ધર્મો તે કહે છે. પુન શિષ્યે પૂછ્યુ કે, વાયુવિશે રહેલા સતના, માયાના ને આકાશના કયા કયા ધર્મો છે, તે પણ ગુરુ સમજાવે છે.

एवमाकाशमिथ्यात्वे सत्सत्यत्वे च वासिते ।
न्यायेनानेन वाय्वादेः सद्वस्तु प्रविविच्य-
ताम् ॥ ७७ ॥

सद्वस्तुन्येकदेशस्था माया तत्रैकदेशगम् ।
वियत्तत्राप्येकदेशगतो वायुः प्रकल्पितः ७८

शोषस्पर्शौ गतिर्वेगो वायुधर्मा इमे मताः ।
त्रयः स्वभावाः सन्मायाव्योम्नां ये तेऽपि
वायुगाः ॥ ७९ ॥

वायुरस्तीति सद्भावः सतो वायौ पृथक्कृते ।
निस्तत्त्वरूपता मायास्वभावो व्योमगो
ध्वनिः ॥ ८० ॥

શબ્દાર્થ-એ પ્રકારે આકાશનુ મિથ્યાપણું અને સતનું સત્યપણું નિશ્ચિત કર્યા પછી, આ ન્યાયે કરીને વાયુ આદિથી સદ્વસ્તુનું વિવેચન કરી લેવું. (૭૭) માયા સદ્વસ્તુવિશે એકદેશમાં રહેલી છે, આ માયાના એકદેશમાં આકાશ રહેલું છે, અને આકાશના પણ એકદેશમાં રહેલો વાયુ કલ્પેલો છે. (૭૮) શોષ, સ્પર્શ, ગતિ અને વેગ આ વાયુના ચાર ધર્મો માનેલા છે. સત્, માયા અને આકાશના જે ત્રણ સ્વભાવ છે, તે પણ વાયુમાં રહેલા છે. (૭૯) વાયુમાં વાયુ છે' એ સતનો સ્વભાવ છે; સદ્વસ્તુથી વાયુને ભિન્ન કરતાં નિસ્તત્ત્વરૂપતા (મિથ્યાપણું) રહે છે, તે માયાનો સ્વભાવ છે અને ધ્વનિ એ આકાશનો સ્વભાવ છે. ૮૦

## ચન્દ્રકાન્ત વિવરણ

પૂર્વે કહ્યા પ્રમાણે પ્રમાણ અને યુક્તિએ કરીને આકાશ મિથ્યા છે અને સદ્વસ્તુ સત્ છે, એવો દૃઢ નિશ્ચય કર્યા પછી, આકાશથી સદ્વસ્તુના વિવેચન માટે કહેલાં પ્રમાણ અને યુક્તિએ કરીને વાયુ, તેજ, જળ અને પૃથ્વીથી સદ્વસ્તુનુ વિવેચન કરીએ તો વાયુ આદિ સર્વ મિથ્યા જણાય છે, અને સદ્વસ્તુ સત્ જણાય છે, માટે, વાયુ આદિ સર્વથી સદ્વસ્તુ ભિન્ન છે, એવો દૃઢતર નિશ્ચય કરવો જોઇએ. ૭૭

### સત્ અને વાયુનો પરંપરા સમંધ

શિષ્ય-માયાએ સદ્વસ્તુમાં કલ્પેલો વિકાર આકાશ છે, એટલે સદ્વસ્તુની સાથે આકાશને આધારાધેય ભાવ સબધ છે; માટે, આકાશની સાથે સદ્વસ્તુના તાદાત્મ્યનો સભવ છે, તેથી આકાશથી સદ્વસ્તુનું વિવેચન કરવુ ઉચિત છે, અને વાયુનો આકાશની સાથે સંબંધ છે, પણ સદ્વસ્તુની સાથે નથી તેથી, તેમ વાયુની સાથે સદ્વસ્તુના તાદાત્મ્યનો સંભવ નથી તેથી, વાયુથી સદ્વસ્તુના વિવેચનની કાંઈ જરૂર નથી, તેમ છતાં તમે વાયુ આદિથી સદ્વસ્તુનું વિવેચન શા માટે કરો છો ?

ગુરુ-યદ્યપિ સદ્વસ્તુની સાથે વાયુનો સાક્ષાત્ સબધ નથી એ વાત ખરી છે, તથાપિ પરંપરાએ સબધ છે ખરો; કેમકે સદ્વસ્તુના એક ભાગમાં માયા રહેલી છે, માયાના એક ભાગમાં આકાશ રહ્યુ છે, અને આકાશના એક ભાગમાં વાયુ રહ્યો છે. એવી રીતે વાયુનો સદ્વસ્તુની સાથે પરંપરાએ સબધ હોવાથી, વાયુની સાથે સદ્વસ્તુના તાદાત્મ્યનો સંભવ છે, માટે તેનુ વિવેચન અવશ્ય કરવું જોઇએ. ૭૮

### વાયુના ધર્મો

એ સદ્વસ્તુના અને વાયુના ભેદના જ્ઞાન માટે, વાયુના ધર્મો શાશા છે, તે સમજાવું છું. વાયુના ચાર ધર્મો એટલે ગુણો છે.-શોષ-અન્ય પદાર્થને સુકવી નાંખવું તે. સ્પર્શ-એટલે શરીરને લાગવું તે; એ સ્પર્શમાં શીતલતા અથવા ઉષ્ણતા હોય છે તે જળ અને તેજના પરમાણુના સયોગથી હોય છે, પણ વાયુનો સ્પર્શ તો નહિ શીતલ અને નહિ ઉષ્ણ એટલે સાધારણ છે; ગતિ-ચાલવું; 'સદાગતિ' એવુ વાયુનું નામ છે તેથી ચલનાત્મક વાયુ કહેવાય છે. ચોથો ધર્મ વેગ, વેગ થવો એ વાયુનો ધર્મ છે. એ રીતે વાયુના ચાર ધર્મો સ્વાભાવિક છે. તે વિના બીજા ત્રણ ધર્મો આગતુક છે. એ રીતે સદ્વસ્તુ, માયા અને આકાશ, એ ત્રણના ત્રણ સ્વભાવ પણ વા... આવે છે. ૭૯

વળી સદ્વસ્તુ, આકાશ અને માયાના કયા સ્વભાવ વાયુમાં આવે છે એ જાણવા જોગ છે. અસ્તિત્વ એ સદ્વસ્તુનો સ્વભાવ છે, તે વાયુમાં આવે છે, તેથી 'વાયુ છે' એવી પ્રતીતિ થાય છે; મિથ્યાપણું એ માયાનો સ્વભાવ છે; તે વાયુમાં આવે છે, તેથી 'વાયુ મિથ્યા છે' એવી પ્રતીતિ થાય છે; શબ્દ આકાશનો સ્વભાવ છે, તે વાયુમાં આવે છે, તેથી વાયુનો શબ્દ થાય છે એવી પ્રતીતિ થાય છે. સદ્વસ્તુનો સ્વભાવ સત્તા, માયાનો સ્વભાવ મિથ્યાત્વ, અને આકાશનો સ્વભાવ શબ્દ, એ ત્રણે સ્વભાવ-ગુણ વાયુમાં રહેલા છે. ૮૦

**અવતરણિકા**-આકાશનું વિવેચન કરતી વેળાએ તેના પ્રસંગમાં વાયુ આદિકમાં 'સત્‌ની અનુવૃત્તિ છે અને આકાશની અનુવૃત્તિ નથી, આ પ્રમાણે સત્ અને આકાશની ભેદબુદ્ધિ છે' એમ ૬૭ મા શ્લોકમાં, વાયુ વગેરેમાં આકાશની અનુવૃત્તિનો નિષેધ કર્યો છે અને હમણાં ૮૦ મા શ્લોકમાં પાછી આકાશની અનુવૃત્તિ કહેવામાં આવે છે, તેથી પૂર્વ શ્લોકમાં અને ઉત્તર શ્લોકમાં પરસ્પર વિરોધ આવે છે, એમ શિષ્યને શંકા થતાં, ગુરુ તેનું ઉત્તર આપે છે.

**सतोऽनुवृत्तिः सवत्र व्योम्नो नेति पुरेरितम् ।**
**व्योमानुवृत्तिरधुना कथं न व्याहतं वचः॥८१**

શબ્દાર્થ-સત્‌ની સર્વત્ર અનુવૃત્તિ છે, પણ આકાશની અનુવૃત્તિ નથી એમ પૂર્વે કહ્યું, અને હમણાં આકાશની અનુવૃત્તિ કહો છો, તેથી તમારું વચન વ્યાઘાત (પૂર્વાપર વિરોધ)વાળું કેમ નહિ થાય ? ૮૧

## ચન્દ્રકાન્ત વિવરણ

શિષ્ય-સત્ અને આકાશના વિવેચનના પ્રસંગમાં (૬૭ મા શ્લોકમાં ) 'वाय्वादिष्वनुवृत्तं सद्वस्तु व्योमेति भेदधीः । વાયુ આદિમાં સત્ અનુવૃત્ત છે, પણ આકાશ અનુવૃત્ત નથી: માટે બન્ને ભિન્ન છે.' એમ આપ કહી ગયા છો, અને આ શ્લોકમાં, 'त्रयः स्वभावाः सन्मायाव्योम्नां ये तेऽपि वायुगाः સત્, માયા અને આકાશના સ્વભાવ, વાયુમાં આવે છે' એમ વળી તમે કહો છો, તેથી પૂર્વાપર કહેલા વચનમાં વિરોધ આવે છે તેનું કેમ ? ૮૧

**અવતરણિકા**-ગુરુ તેનું સમાધાન કરે છે.

**छिद्रानुवृत्तिर्नेतीति पूर्वोक्तिरधुना त्वियम् ।**
**शब्दानुवृत्तिरेवोक्ता वचसो व्याहतिः कुतः॥**

શબ્દાર્થ-છિદ્ર (અવકાશ)ની અનુવૃત્તિ થતી નથી એમ પૂર્વે કહ્યું છે; અને હમણાં અહીં શબ્દની જ અનુવૃત્તિ કહી છે, એટલે વચનનો વ્યાઘાત ક્યાંથી આવે ? ૮૨

## ચન્દ્રકાન્ત વિવરણ

ગુરુ-પૂર્વે ૬૯ મા શ્લોકમાં 'अवकाशात्मकं तच्चेत् । આકાશ અવકાશરૂપ જો હોય' એ રીતે આકાશનું સ્વરૂપ અવકાશ કહ્યું છે તેનો નિષેધ ૬૭ મા શ્લોકમાં કર્યો છે, અને તેથી આકાશનું સ્વરૂપ જે અવકાશ છે તેની અનુવૃત્તિ વાયુ આદિમાં આવતી નથી એમ પૂર્વે કહેવાયું જ છે. ૭૯ મા શ્લોકમાં જે આકાશની અનુવૃત્તિ કહી, તે તેના સ્વભાવની એટલે ધ્વનિરૂપ ધર્મની અનુવૃત્તિ કહી છે, પણ અવકાશરૂપ સ્વરૂપની અનુવૃત્તિ કહી નથી, એથી પૂર્વે કહેલા વચનનો વિરોધ આવતો નથી, તેમ વદતોવ્યાઘાત દોષ પણ આવતો નથી. ૮૨

**અવતરણિકા**-વાયુ સદ્રૂપથી વિલક્ષણ હોવાને લીધે તેને અસદ્રૂપ માયામય કહો છો તો અવ્યક્તરૂપ-માયાથી તે વિલક્ષણ છે માટે તે માયારહિત કેમ કહેવાય નહિ ? આમ શિષ્ય પૂર્વપક્ષ કરે છે ત્યારે ગુરુ તેનું સમાધાન કરે છે.

**ननु सद्वस्तुपार्थक्यादसत्त्वं चेत्तदा कथम् ।**
**अव्यक्तमायावैषम्यादमायामयताऽपि नो**
**निस्तत्त्वरूपतैवात्र मायात्वाय प्रयोजिका ।**
**सा शक्तिकार्ययोस्तुल्या व्यक्ताव्यक्तत्व-**
**भेदिनोः ॥ ८४ ॥**

શબ્દાર્થ-(શિષ્ય શંકા કરે છે કે,) સદ્વસ્તુથી ભિન્નપણાને લીધે જો વાયુનું અસત્પણું છે તો અવ્યક્ત એવી માયાથી વિલક્ષણ હોવાને લીધે તેનું અમાયામયપણું પણ કેમ નહિ ? (ગુરુ સમાધાન કરે છે કે) નિસ્તત્ત્વરૂપતા એટલે મિથ્યાપણું, એ જ માયામયપણામાં કારણ છે. તે મિથ્યાપણું વ્યક્તપણાએ અને અવ્યક્તપણાએ કરીને ભેદવાળી એવી માયામાં અને તેના કાર્ય વાયુમાં સરખી રીતે છે. ૮૩-૮૪

## ચન્દ્રકાન્ત વિવરણ

શિષ્ય–હે ગુરુદેવ ! સદ્વસ્તુમાં કેવળ સત્તા છે, અને વાયુમાં તો શોષ, સ્પર્શ આદિ ચાર પોતાના અને ત્રણ આગંતુક મળીને સાત ધર્મો છે, તેથી વાયુ સદ્વસ્તુથી ભિન્ન છે, અને તેટલા જ માટે વાયુ અસત્ છે એમ જ્યારે તમે કહો છો ત્યારે, અવ્યક્ત એવી માયાથી તે વિલક્ષણ હોવાને લીધે માયાથી પણ વાયુ તો ભિન્ન જ છે; કારણ કે, માયામાં તો સત્ત્વ અને મિથ્યાત્વ એવા બે ધર્મો રહેલા છે, અને વાયુમાં તો સાત ધર્મો રહેલા છે. માટે વાયુ માયાથી ભિન્ન છે, તેથી વાયુને અમાયામયપણું એટલે સત્યપણું કેમ સંભવે નહિ ?

ગુરુ–માયાનું લક્ષણ કાંઈ અવ્યક્તપણુ નથી, પણ મિથ્યાપણું છે; અને જે મિથ્યા હોય, તે માયામય કહેવાય. એ મિથ્યાપણું, માયા અને વાયુમાં સમાન રહેલુ છે. માયા અવ્યક્ત છે અને વાયુ વ્યકત છે, તેથી વ્યકતપણાએ અને અવ્યક્તપણાએ કરીને માયા અને વાયુની વચ્ચે ભેદ છે.

શિષ્ય–વાયુ તો આકાશનું કાર્ય છે, પણ માયાનું કાર્ય નથી. માટે શક્તિ (માયા) અને તેનું કાર્ય જે વાયુ, એ સમાન કેમ ?

ગુરુ–વાયુ માયાનું સાક્ષાત્ કાર્ય નથી, પણ માયાનુ કાર્ય આકાશ અને આકાશનું કાર્ય વાયુ એવી રીતે પરંપરાથી વાયુ માયાનું કાર્ય છે અને તે બન્નેમાં મિથ્યાપણું સમાન રીતે રહેલું છે. ૮૩–૮૪

**અવતરણિકા**–માયા અને વાયુ મિથ્યા છતાં બન્નેનો વ્યક્તપણાથી અને અવ્યક્તપણાથી ભેદ કેમ છે, તે સંબધે શિષ્યને શંકા થતાં ગુરુ સમાધાન કરે છે કે, બ્રહ્મ સદ્વસ્તુ છે, અને વાયુ મિથ્યા છે એમ જાણી, 'વાયુ સત્ય છે' એવી બુદ્ધિ તજવી.

सदसत्त्वविवेकस्य प्रस्तुतत्वात्स चिंत्यताम् ।
असतोऽवांतरो भेद आस्तां तच्चिंतयाऽत्र किम् ॥ ८५ ॥

सद्वस्तु ब्रह्म शिष्टोंऽशो वायुर्मिथ्या यथा वियत् ।
वासयित्वा चिरं वायोर्मिथ्यात्वं मरुतं त्यजेत् ॥ ८६ ॥

**શબ્દાર્થ**–સત્ અને અસત્‌ના વિવેકનો પ્રસંગ ચાલતો હોવાથી તેનો (સત્ અને અસત્‌ના વિવેકનો) વિચાર કરો; અસત્‌નો અવાંતર ભેદ એક તરફ રહ્યો. અહીં તેનો વિચાર કરવાનું શું પ્રયોજન છે? વાયુમાં સદ્વસ્તુનો અંશ બ્રહ્મરૂપ છે, અને બાકી રહેલો અંશ મિથ્યાત્વઆદિ વાયુ છે તે મિથ્યા છે; જેમકે આકાશ. એ પ્રકારે વાયુના મિથ્યાપણાનો ચિરકાલ સૂધી નિશ્ચય કરીને વાયુને તજવો. ૮૫–૮૬

## ચન્દ્રકાન્ત વિવરણ

શિષ્ય–માયા મિથ્યા છે, અને વાયુ પણ મિથ્યા છે; એ રીતે માયા અને વાયુ બન્નેનું મિથ્યાપણું સમાન છે. તથાપિ માયા અવ્યકત છે, અને વાયુ વ્યકત છે; એ પ્રમાણે વ્યકતપણા અને અવ્યકતપણાના હેતુથી બન્નેનો ભેદ કેમ થયો, તે સમજાવશો.

ગુરુ–અહીં સદ્વસ્તુ અને અસદ્વસ્તુના વિવેકનો પ્રસંગ ચાલે છે, માટે ચાલતા પ્રસંગનો જ વિચાર કરવો જોઇએ, અપ્રસ્તુત એટલે જેનો પ્રસંગ ન ચાલતો હોય તેનો વિચાર કરવો યોગ્ય નથી; કારણ કે એવી રીતે અપ્રસ્તુતનો વિચાર કરીએ તો ચાલતા પ્રસંગનો પૂરો વિચાર ન થતાં, અપ્રસ્તુત પ્રસંગમાં જ વિશેષ લખાણ થઈ જાય, અને તેથી કહેવા સાંભળવા યોગ્ય વાતનો પ્રસગ રહી જાય. માયાના અવ્યક્તપણામાં અને વાયુના વ્યક્તપણામાં જે હેતુ છે, તેનું વર્ણન અદ્વૈતાનંદમાં કહીશું, તેટલા માટે અહીં એ અવાંતર ભેદનો વિચાર કરીને કાલક્ષેપ કરવાનું આવશ્યક નથી ૮૫

હાલ તો વાયુમાં જે 'વાયુ છે' એ પ્રકારનો અસ્તિત્વરૂપ સદંશ છે તે બ્રહ્મરૂપ છે એમ જાણુ. બાકી રહેલા શોષ, સ્પર્શ, ગતિ, વેગ, મિથ્યાત્વ અને શબ્દ એ સર્વ વાયુના ધર્મો છે, તે સદ્વસ્તુથી ભિન્ન છે એમ જાણ દાખલા તરીકે આકાશ લે; એ સદ્વસ્તુથી ભિન્ન છે માટે તે મિથ્યા છે; તેમ વાયુ પણ સદ્વસ્તુથી ભિન્ન છે, તેથી તે મિથ્યા [illegible] એવી રીતે જિજ્ઞાસુ પુરુષે વાયુના મિથ્યા[illegible] વિચાર કરીને, 'વાયુ મિથ્યા છે' એવો [illegible] કરવો, અને 'વાયુ સત્ય છે' એ [illegible] તજવી. ૮૬

## (૪) સત્ અને અગ્નિનો વિવેક

(૮૭-૯૦; ૪ શ્લોકો)

અવતરણિકા-ઉપર જેમ વાયુ માટે વિચાર કર્યો, તેમ તેજ માટે પણ વિચાર કરવો જરૂરનો હોવાથી ગુરુ હવે તેજ સંબંધી વ્યાખ્યાન કરે છે. તેમાં અગ્નિ-તેજ વાયુથી કેટલે અંશે ન્યૂન (ઓછો) છે તે જણાવે છે, અને અગ્નિનું સ્વરૂપ સમજાવે છે.

चिंतयेद्वह्निमप्येवं मरुतो न्यूनवर्तिनम् ।
ब्रह्मांडावरणेष्वेषा न्यूनाधिकविचारणा ॥ ८७ ॥
वायोर्दशांशतो न्यूनो वह्निर्वायौ प्रकल्पितः ।
पुराणोक्तं तारतम्यं दशांशैर्भूतपंचके ॥ ८८ ॥
वह्निरुष्णः प्रकाशात्मा पूर्वानुगतिरत्र च ।
अस्ति वह्निः स निस्तत्त्वः शब्दवान्स्पर्शवा-
नपि ॥ ८९ ॥

શબ્દાર્થ-એ પ્રકારે વાયુથી ન્યૂનવર્તી (વાયુના એક ભાગમાં વર્તનારા) વહ્નિનો પણ વિચાર કરવો. આ ન્યૂનાધિકનો વિચાર બ્રહ્માંડના આવરણોમાં કર્યો છે. વાયુથી દશ અંશે ન્યૂન અગ્નિ, વાયુમાં કલ્પેલો છે. પંચમહાભૂતોમાં દશ દશ અંશે કરીને ઉત્તરોત્તર ન્યૂન છે, આમ પુરાણોમાં તારતમ્ય કહ્યું છે. વહ્નિ-(અગ્નિ) ઉષ્ણ અને પ્રકાશરૂપ છે, અને અગ્નિમાં પણ પૂર્વનાં કારણના ધર્મોની અનુવૃત્તિ છે. એ અગ્નિ શબ્દવાળો અને સ્પર્શવાળો છે, તોપણ તે મિથ્યા છે. ૮૭-૮૯

### ચન્દ્રકાન્ત વિવરણ

સદ્વસ્તુ અને માયા, સદ્વસ્તુ અને આકાશ અને સદ્વસ્તુ અને વાયુના વિવેકમાટે જેવો વિચાર કર્યો તેવો જ સદ્વસ્તુ અને તેજના વિવેક માટે પણ વિચાર કરવો જોઇએ

#### ન્યૂનાધિક ભાવ

શિષ્ય-સદ્વસ્તુના એક ભાગમાં માયા છે, માયાના એક ભાગમાં આકાશ છે, આકાશના એક ભાગમાં વાયુ છે, અને વાયુના એક ભાગમા તેજ છે એમ આપે કહ્યુ એ તો ઠીક; પણ એવી રીતનો આકાશાદિકનો ન્યૂનાધિકભાવ, લૌકિક પદાર્થોમાં ક્યાય પણ જોવામાં આવતો નથી, તો પછી તમે એ સર્વ ક્યાંથી કહો છો?

ગુરુ-પુરાણ આદિમાં જ્યાંજ્યાં બ્રહ્માંડના આવરણનો વિચાર કર્યો છે, ત્યાંત્યાં આકાશ આદિના ન્યૂનાધિક ભાવનો પણ વિચાર કર્યો છે, માટે જે કંઈ અમે કહીએ છીએ, તે પુરાણાદિને અનુસરીને કહીએ છીએ. ૮૭

તેજ એટલે અગ્નિ. એ અગ્નિ વાયુથી દશ અંશ ન્યૂન છે, અને તે વાયુમાં કલ્પિત છે, એટલે તે મિથ્યા છે. એ પ્રકારે પાંચે મહાભૂતોનો ન્યૂનાધિક ભાવ જાણી લેવો. જેમ, આકાશથી દશાંશ ન્યૂન વાયુ, વાયુથી દશાંશ ન્યૂન તેજ, તેજથી દશાંશ ન્યૂન જળ, અને જળથી દશાંશ ન્યૂન પૃથ્વી છે

શિષ્ય-આ પ્રકારે પંચમહાભૂતોના ન્યૂનાધિક ભાવની કલ્પનામાં શું પ્રમાણ છે?

ગુરુ-પંચમહાભૂતોના ન્યૂનાધિક ભાવનો વિચાર પુરાણોમાં કર્યો છે, તેથી પુરાણો એમાં પ્રમાણ છે ૮૮

#### અગ્નિના ધર્મો

એ અગ્નિમાં સત્ "છે"ના ધર્મની અનુવૃત્તિ આવે છે તેથી 'અગ્નિ છે' એવી પ્રતીતિ થાય છે, અગ્નિમાં માયાના ધર્મની અનુવૃત્તિ આવે છે, 'તેથી અગ્નિ મિથ્યા છે' એવી પ્રતીતિ થાય છે, અગ્નિમાં આકાશના ધર્મ અવકાશની અનુવૃત્તિ આવે છે તેથી અગ્નિમા શબ્દ થાય છે એવી પ્રતિતી થાય છે, અગ્નિમાં વાયુના ધર્મની અનુવૃત્તિ આવે છે તેથી અગ્નિનો ઉષ્ણ સ્પર્શ છે એવી પ્રતિતી થાય છે. વળી અગ્નિ પોતે ઉષ્ણ અને પ્રકાશરૂપ છે. ૮૯

અવતરણિકા-અગ્નિમાં કારણના ધર્મો કહ્યા પછી અગ્નિના પોતાના ધર્મો દર્શાવે છે -

सन्मायाव्योमवाय्वंशैर्युक्तस्याग्नेर्निजो गुणः ।
रूपं तत्र सतः सर्वमन्यद्बुद्ध्या विविच्य-
ताम् ॥ ९० ॥

શબ્દાર્થ-સત્, માયા, આકાશ અને વાયુના અંશે કરીને યુક્ત જે અગ્નિ, તેનો પોતાનો ધર્મ એટલે ગુણ રૂપ છે. તેમાં સતથી અન્ય સર્વ ધર્મોનો બુદ્ધિએ કરીને વિવેક કરી લેવો, (એટલે મિથ્યા સમજીને તેનો ત્યાગ કરવો) ૯૦

### ચન્દ્રકાન્ત વિવરણ

સતનો અંશ (ધર્મ) અસ્તિત્વ, માયાનો અંશ મિથ્યાત્વ, આકાશનો અંશ ધ્વનિ, અને વાયુનો અંશ સ્પર્શ, એ રીતે અગ્નિમાં ચાર ધર્મો આગંતુક છે, અને અગ્નિનો સ્વાભાવિક ગુણ રૂપ છે એ

અગ્નિમાં આગન્તુક ગુણોનો અને સ્વગુણનો સૂક્ષ્મ બુદ્ધિથી વિચાર કરીએ તો સદંશ એટલે અસ્તિત્વ ધર્મ વિના બીજા સર્વ ગુણો મિથ્યા જણાય છે, એટલે અગ્નિ સદ્વસ્તુથી ભિન્ન છે, એમ સિદ્ધ થાય છે. ૯૦

## (૫) સત્ અને જળનો વિવેક

(૯૧-૯૨, ૨ શ્લોકો)

**અવતરણિકા**–વિવેકીએ તેજનું મિથ્યાપણું સિદ્ધ કર્યા પછી જળનું મિથ્યાપણું સિદ્ધ કરવું જોઈએ. તે માટે જળના કારણના ધર્મો અને જળના પોતાના ધર્મો પણ દેખાડે છે.

सतो विवेचिते वह्नौ मिथ्यात्वे सति वासिते।
आपो दशांशतो न्यूना कल्पिता इति चिंतयेत्
संत्यापोऽमूः शून्यतत्त्वाःसशब्दस्पर्शसंयुताः
रूपवत्योऽन्यधर्मानुवृत्त्या स्वीयो रसो गुणः

**શબ્દાર્થ**–સત્થી તેજનું વિવેચન એટલે પૃથક્કરણ કરીને અગ્નિના મિથ્યાપણાનો નિશ્ચય કર્યા પછી, (તેજથી) દશ અંશે જળ ન્યૂન છે અને (મિથ્યા) કલ્પિત છે આવો નિશ્ચય કરવો. "આ જળ છે," તે શૂન્ય તત્ત્વવાળાં છે, તે શબ્દ અને સ્પર્શથી યુક્ત છે, રૂપવાન્ છે. એ ધર્મો અનુવૃત્તિથી (મિથ્યા) આવેલા છે; તેનો પોતાનો ગુણ રસ છે. ૯૧–૯૨

### ચન્દ્રકાન્ત વિવરણ

ઉપર કહ્યા પ્રમાણે સદ્વસ્તુ સત્ છે અને અગ્નિ મિથ્યા છે, એ પ્રમાણે સત્થી અગ્નિનું વિવેચન કરીને, 'અગ્નિ મિથ્યા છે,' એવો નિશ્ચય કર્યા પછી, તેજથી દશ અંશે ન્યૂન જળ છે, અને તે તેજમા કલ્પિત છે, એવો વિવેકીએ નિશ્ચય કરવો જોઇએ ૯૧

#### જળના ધર્મો

જળમાં સત્, માયા, આકાશ, વાયુ, અને તેજ એ સર્વ કારણના ધર્મોની અનુવૃત્તિ થાય છે. સતના ધર્મની અનુવૃત્તિ આવવાથી 'જળ છે' એવો વ્યવહાર થાય છે, માયાના ધર્મની અનુવૃત્તિ આવવાથી 'જળ મિથ્યા છે' એમ મનાય છે, આકાશના ધર્મની અનુવૃત્તિ આવવાથી જળમા શબ્દ થાય છે, એમ કહેવાય છે, વાયુની અનુવૃત્તિ આવવાથી જળનો સ્પર્શ થાય છે આમ કહેવાય છે; તેજની અનુવૃત્તિ આવવાથી તેમાં રૂપ દેખાય છે. અને રસ, પોતાનો એટલે જળનો ગુણ છે, તેથી તેમાં રસની પ્રતીતિ થાય છે. ૯૨

## (૬) સત્ અને પૃથ્વીનો વિવેક

(૯૩-૯૪, ૨ શ્લોકો)

**અવતરણિકા**–યુક્તિ, વિવેક અને ધ્યાને કરીને 'જળ મિથ્યા છે' એવો નિશ્ચય થયા પછી, પૃથ્વીનું મિથ્યાપણુ દેખાડે છે અને તે માટે પૃથ્વીના ધર્મોના વિભાગ પાડે છે.

सतो विवेचितास्वप्सु तन्मिथ्यात्वे च वासिते।
भूमिर्दशांशतो न्यूना कल्पिताप्स्विति चिंतयेत् ॥ ९३ ॥
अस्ति भूस्तत्त्वशून्याऽस्यां शब्दस्पर्शौ सरूपकौ।
रसश्च परतो गंधो नैजः सत्ता विविच्यताम्

**શબ્દાર્થ**–સત્થી જળનું વિવેચન કરીને તેના મિથ્યાપણાનો નિશ્ચય કર્યા પછી, જળથી પૃથ્વી દશાંશે ન્યૂન છે, અને તે જળમાં કલ્પિત (મિથ્યા) છે, એ પ્રમાણે નિશ્ચય કરવો. પૃથ્વી શૂન્ય તત્ત્વવાળી (મિથ્યા) છે, અને કારણના ધર્મોની અનુવૃત્તિથી પૃથ્વીમાં સત્, શબ્દ, સ્પર્શ, રૂપ અને રસ રહેલા છે, અને ગંધ પોતાનો (પૃથ્વીનો) ધર્મ છે, તેમાંથી સત્તાનો વિવેક કરો, અર્થાત્ સદ્વસ્તુને જૂદી પાડો, એટલે સર્વ ધર્મો મિથ્યા જણાશે. ૯૩–૯૪

### ચન્દ્રકાન્ત વિવરણ

સદ્વસ્તુ સત્ છે અને જળ મિથ્યા છે, માટે જળથી સદ્વસ્તુ ભિન્ન છે, એવી રીતે જળથી સદ્વસ્તુનુ વિવેચન કરી, 'જળ મિથ્યા છે' એવો નિશ્ચય કર્યા પછી, જળથી પૃથ્વી પણ દશાંશે કરીને ન્યૂન છે, અને તે જળમાં જ કલ્પિત છે, એવો નિશ્ચય કરવો જોઇએ ૯૩

#### પૃથ્વીના ધર્મો

પૃથ્વીમા સત્, માયા, આકાશ, વાયુ, તેજ અને જળના ધર્મોની અનુવૃત્તિ આવે છે, સતના

ધર્મની અનુવૃત્તિ આવવાથી 'પૃથ્વી છે' એમ બોલાય છે; માયાના ધર્મની અનુવૃત્તિ આવવાથી 'પૃથ્વી મિથ્યા છે' એમ જણાય છે; આકાશના ધર્મની અનુવૃત્તિ આવવાથી પૃથ્વીમાં શબ્દની પ્રતીતિ થાય છે; વાયુના ધર્મની અનુવૃત્તિ આવવાથી પૃથ્વીમાં સ્પર્શની પ્રતીતિ થાય છે; તેજના ધર્મની અનુવૃત્તિ આવવાથી ચક્ષુરિંદ્રિયથી પૃથ્વીનું અવલોકન થાય છે; અને જળના ધર્મની અનુવૃત્તિ આવવાથી તેમાં રસની પ્રતીતિ થાય છે. ગંધ, પૃથ્વીનો પોતાનો જ ગુણ છે. એવી રીતે પ્રત્યેક ધર્મ તપાસતાં, પૃથ્વીથી સદ્વસ્તુ ભિન્ન છે, તેથી તે મિથ્યા છે એમ સિદ્ધ થાય છે. ૯૪

---

## (૭) સદ્ અને ભૂતનાં કાર્ય, બ્રહ્માંડાદિકનો વિવેક અને પ્રપંચના ભાનનો અવિરોધ

(૯૫–૧૦૧; ૭ શ્લોકો)

અવતરણિકા–'પૃથ્વી મિથ્યા છે' તેમ બ્રહ્માંડ આદિક જે પંચમહાભૂતોનાં કાર્યો છે તે પણ મિથ્યા છે. એ બ્રહ્માંડમાં ચૌદ લોકો અને પ્રાણીના દેહો રહે છે, એ વાત કહે છે.

पृथक्कृतायां सत्तायां भूमिर्मिथ्याऽवशिष्यते।
भूमेर्दशांशतो न्यूनं ब्रह्मांडं भूमिमध्यगम्॥
ब्रह्मांडमध्ये तिष्ठंति भुवनानि चतुर्दश।
भुवनेषु वसंत्येषु प्राणिदेहा यथायथम् ९६

શબ્દાર્થ–વિવેકે કરીને સત્તાને પૃથ્વીથી જૂદી કર્યા પછી, મિથ્યા પૃથ્વી જ શેષ રહે છે. પૃથ્વીથી એક દશાંશે બ્રહ્માંડ ન્યૂન છે, અને તે પૃથ્વીમાં રહેલું છે. બ્રહ્માંડના મધ્યમાં ચૌદ ભુવનો રહેલાં છે; અને એ ભુવનોમાં યથોચિત રીતે પ્રાણીનાં શરીરો રહેલાં છે. ૯૫–૯૬

### ચન્દ્રકાન્ત વિવરણ

સદ્વસ્તુ સત્ છે અને પૃથ્વી મિથ્યા છે, એ પ્રમાણે સદ્વસ્તુ અને પૃથ્વીના વિવેચનથી, પૃથ્વીથી સદ્વસ્તુ ભિન્ન છે. અને પૃથ્વી મિથ્યા છે એ સિદ્ધ થાય છે. હવે આ બ્રહ્માંડ પૃથ્વીથી દશ અંશે ન્યૂન છે, અને તે પૃથ્વીમાં જ રહેલું છે. તેથી બ્રહ્માંડ પણ મિથ્યા છે. ૯૫

### ચૌદ લોક

ભૂર્, ભુવર્, સ્વર્, મહર્, જન, તપ અને સત્ય એ સાત ઉપરનાં ભુવનો (લોકો) છે. અતલ, વિતલ, સુતલ, તલાતલ, રસાતલ, મહાતલ અને પાતાલ આ સાત નીચેનાં ભુવનો (લોકો) છે. સર્વ મળી ચૌદ ભુવન છે. એ ચૌદે ભુવનમાં નાગ, દૈત્ય, મનુષ્ય, દેવ આદિ પ્રાણિના દેહો સ્વસ્વકર્મની યોગ્યતાને અનુસરીને વસે છે. ૯૬

અવતરણિકા–બ્રહ્માંડાદિકથી સદ્વસ્તુ (બ્રહ્મ)ને જૂદા જાણવાથી થનારું ફળ કહે છે, અને બ્રહ્માંડાદિ સર્વ અસદ્વસ્તુના ભાનથી થોડી પણ હાનિ થતી નથી, તેનું સ્પષ્ટીકરણ કરે છેઃ–

ब्रह्मांडलोकदेहेषु सद्वस्तुनि पृथक्कृते।
असंतोऽडादयो भांतु तद्भानेऽपीह काक्षतिः
भूतभौतिकमायानां समत्वेऽत्यंतवासिते।
सद्वस्त्वद्वैतमित्येषा धीर्विपर्येति न क्वचित्॥

શબ્દાર્થ–બ્રહ્માંડલોકમાંથી અને દેહને વિષેથી, સદ્વસ્તુને ભિન્ન કર્યા પછી, બ્રહ્માંડાદિ અસત્ (મિથ્યા) ભાસે તો ભલે ભાસે, તેના તેમ ભાસવાથી પણ અહીં શી હાનિ છે? સદ્વસ્તુથી પંચમહાભૂતોનું, પંચમહાભૂતોના વિકારરૂપ બ્રહ્માંડઆદિનું, અને માયાનું મિથ્યાપણું સારી રીતે સિદ્ધ થયા પછી, 'સદ્વસ્તુ અદ્વૈત છે' એવી થયેલી બુદ્ધિ કોઈ પણ કાળે વિપરીત ભાવને પામતી નથી ૯૭–૯૮

### ચન્દ્રકાન્ત વિવરણ

બ્રહ્માંડમાં, ચૌદ લોકમાં, અને જૂદાજૂદા દેહોમાં, સત્ વગેરે સર્વ કારણોના ધર્મની અનુવૃત્તિ થાય છે. (૧) સતના ધર્મની અનુવૃત્તિ થવાથી બ્રહ્માંડ છે, ભુવન છે, દેહ છે, એમ લોકવ્યવહારમાં બોલાય છે. (૨) માયાના ધર્મની અનુવૃત્તિ થવાથી 'બ્રહ્માંડ મિથ્યા છે,' 'ભુવન મિથ્યા છે,' દેહ મિથ્યા છે,' એવો વિચાર થાય છે; (૩) આકાશના ધર્મની અનુવૃત્તિ થવાથી બ્રહ્માંડમાં, ભુવનમાં અને દેહમાં શબ્દની પ્રતીતિ થાય છે; (૪) વાયુના ધર્મની અનુવૃત્તિ થવાથી બ્રહ્માંડમાં, ભુવનમાં અને દેહમાં સ્પર્શની પ્રતીતિ થાય છે, (૫) તેજના ધર્મની અનુવૃત્તિ થવાથી બ્રહ્માંડ, ભુવન અને દેહ રૂપવાન્ જણાય છે;

(૬) જળના ધર્મની અનુવૃત્તિ થવાથી બ્રહ્માંડમાં, ભુવનમાં અને દેહમાં રસની પ્રતીતિ થાય છે; અને (૭) પૃથ્વીના ધર્મની અનુવૃત્તિ થવાથી બ્રહ્માંડમાં, ભુવનમાં અને દેહમાં ગંધની પ્રતીતિ થાય છે. એ બ્રહ્માંડ આદિ ત્રણેમાં સદ્દ્વસ્તુનો જે અંશ સત્તા છે તે જ સત્ય છે, અને બીજા સર્વે ધર્મો મિથ્યા છે, તેથી બ્રહ્માંડ, ભુવન અને દેહથી સદ્વસ્તુ ભિન્ન છે, એમ સિદ્ધ થવાથી તે ત્રણે મિથ્યા છે એવો નિશ્ચય થાય છે. તે પછી મૃગજળ ભાસે છે તથાપિ જેમ તેનાથી પૃથ્વી ભીની થતી નથી, તેમ બ્રહ્માંડ, ભુવન અને દેહ સર્વ અસત્ (મિથ્યા) છે એમ જાણ્યા પછી, તેનું ભાન થયા છતાં પણ, તેનાં અધિષ્ઠાનરૂપ અદ્વૈત બ્રહ્મને કોઈપણ રીતની હાનિ થતી નથી. ૯૭

પૃથ્વી, જળ, તેજ, વાયુ અને આકાશ આ પચમહાભૂતો, બ્રહ્માંડ, ભુવન તથા દેહ એ ત્રણનું ભૌતિક કારણ છે, અને માયા એટલે પંચમહાભૂતોનું અને ભૌતિકનું કારણ, એ સર્વ સમાન છે, અર્થાત્ 'એ સર્વમાં મિથ્યાપણું રહેલુ છે. માટે તે સર્વ મિથ્યા છે' એવો ધ્યાને કરીને અને વિવેકે કરીને દૃઢ નિશ્ચય થાય ત્યારે જ 'સદ્વસ્તુ સજાતીય, વિજાતીય અને સ્વગત ભેદરહિત છે' આવો બુદ્ધિને નિશ્ચય થાય છે, અને તે પછી બુદ્ધિ વિપરીત ભાવને પામતી નથી. અર્થાત્ એવો નિશ્ચય થયા પછી, 'ભૂત, ભૌતક અને માયા સત્ય છે,' એવી બુદ્ધિ કોઈ કાળે થતી નથી ૯૮

અવતરણિકા-'પૃથ્વી, જળ આદિ સર્વ મિથ્યા છે,' એવી રીતે સર્વ પદાર્થને મિથ્યા જાણ્યા પછી જ્ઞાનીના વ્યવહારનો લોપ થવો જોઈએ, એવી શંકા શિષ્યને થાય છે ત્યારે ગુરુ તેનું સમાધાન કરે છે.-

**सदद्वैतात्पृथग्भूते द्वैते भूम्यादिरूपिणि ।**
**तत्तदर्थक्रिया लोके यथा दृष्टा तथैव सा ९९**

શબ્દાર્થ-સદ્રૂપ અદ્વૈતથી પૃથ્વી આદિ દ્વૈત જૂદું થયા છતાં પણ, તે તે પદાર્થોની ક્રિયા લોકમાં જેવી જોવામાં આવે છે તેવી જ તે રહે છે. ૯૯

### ચન્દ્રકાન્ત વિવરણ

શિષ્ય-એક સદ્વસ્તુ સત્ છે, તેથી અતિરિક્ત માયા અને માયાનાં કાર્યો પંચમહાભૂતો અને બ્રહ્માંડ આદિ સર્વ મિથ્યા છે, એ વાત આપે સિદ્ધ કરી એ તો ઠીક. પણ પંચમહાભૂતો અને તેનાં કાર્યો મિથ્યા થવાથી, જ્ઞાની વ્યવહાર કરી શકશે નહિ; કારણ કે, જ્ઞાનીની દૃષ્ટિમાં ઘડો મિથ્યા છે, તો પછી મિથ્યા ઘટથી પાણી કેમ લાવી શકાશે ? અને વસ્ત્ર મિથ્યા ઠરશે તો પછી મિથ્યા વસ્ત્રથી દેહ ઢાંકવા આદિ ક્રિયા કેમ કરી શકાશે ? આપ જે રીતે કહો છો, તે રીતે માનવાથી તો જ્ઞાનીનો વ્યવહાર અટકી પડશે.

ગુરુ-સત્પણા અને અસત્પણાના વિવેકથી સદ્વસ્તુ સત્ છે, અને તેથી અતિરિક્ત પદાર્થો અસત્ છે, એટલે મિથ્યા છે, એવો જ્ઞાની વિવેકથી નિશ્ચય કરે, તો પણ તેની દૃષ્ટિમાં ઘડો, વસ્ત્ર વગેરે પદાર્થોના સ્વરૂપનો નાશ થતો નથી. ઉદાહરણ તરીકે કહીએ કે, અજાણ્યો માણસ મેદાનમાં જણાતા મૃગજળને પ્રથમ તો જળ છે એમ માને છે; પણ કોઇના કહેવાથી અને પોતાના અનુભવથી જ્યારે એ જળ નથી, પણ ઝાંઝવાનું જળ છે, માટે તે મિથ્યા છે, એમ જાણે છે ત્યારે પણ, મૃગજળના સ્વરૂપનો એટલે મેદાનોમાં જણાતા જળ જેવા આભાસનો નાશ થતો નથી. એવી જ રીતે જ્ઞાનીને સર્વ પદાર્થો મિથ્યા ભાસવા છતાં પણ તે તે પદાર્થના સ્વરૂપનો નાશ થતો નથી. તેથી જ્ઞાનીના વ્યવહારને હાનિ પહોંચતી નથી. ઘડો મિથ્યા છે, આમ જાણ્યા છતાં તેનાથી જળ લાવી શકાય છે, ને વસ્ત્ર મિથ્યા છે આમ જાણ્યા છતાં તેનાથી દેહ ઢાંકી શકાય છે, એમ જ્ઞાનીના વ્યવહારમાં જરા પણ અડચણ આવતી નથી. તેમ તેને તે તે પદાર્થો દુઃખનાં કારણ પણ થઈ શકતાં નથી, કારણ કે તેને મિથ્યા માનીને તેનાથી વ્યવહાર કરે છે.

શિષ્ય-અજ્ઞાની જે જે પદાર્થોથી જે જે ક્રિયા કરે છે તે તે સર્વ ક્રિયા, તે તે પદાર્થોથી જ્ઞાની પણ કરશે તો પછી જ્ઞાની અને અજ્ઞાનીમાં શો ભેદ છે ?

### જ્ઞાની અને અજ્ઞાની વચ્ચે ભેદ

ગુરુ-જ્ઞાની અને અજ્ઞાનીને સર્વ પદાર્થોથી સમાન ક્રિયા થાય છે, તથાપિ જ્ઞાની અને અજ્ઞાનીમાં મોટો ભેદ આ પ્રમાણે છે-જ્ઞાની ઘટ, પટ, આદિ સર્વ પદાર્થોને મિથ્યા, વિનાશી અને

તુચ્છ ગણે છે. 'समलोष्टाश्मकांचनः।' જ્ઞાનીને મિથ્યાપણાએ કરીને માટી, પત્થર ને સુવર્ણ સમાન લાગે છે,' તેથી તે પદાર્થોના નાશથી જ્ઞાનીને શોક થતો નથી, તેમ લાભથી હર્ષ થતો નથી; અને તેથી જ જ્ઞાની સર્વદા આનંદમાં રહે છે. પરંતુ અજ્ઞાની ઘટ, પટાદિ સર્વ પદાર્થોને સત્ય માને છે, તેથી તેના લાભથી તેને હર્ષ થાય છે અને હાનિથી શોક થાય છે. અજ્ઞાની સુવર્ણને ઉત્તમ વસ્તુ સમજે છે ને પથરાને તુચ્છ ગણે છે, તેથી તે સર્વદા દુઃખમાં રહે છે. પ્રકાશવાળા ને અંધકારવાળાને સુખમાં જેટલો ભેદ હોય છે, તેથી પણ અધિક ભેદ, જ્ઞાની અને અજ્ઞાનીના સુખમાં હોય છે. એમ જ્ઞાની અને અજ્ઞાનીમાં પ્રત્યક્ષ મોટો ભેદ છે.

**દૃષ્ટાંત-જનક અને બળતી નગરીનું**

પુરાણોમાં એક ઠેકાણે કહેલું છે કે–જ્યારે મિથિલાપુરીનું અગ્નિએ ભક્ષણ કરવા માંડ્યું ત્યારે, રાજા જનકના સેવકોએ આવી, હાહાકાર કરતાં કહ્યું કે, 'મહારાજ! આપની નગરીનું અગ્નિદેવ ભક્ષણ કરે છે.' તે જ વખતે જનકવિદેહીએ કહ્યું કે, 'મારું કઈ પણ બળતું નથી.' એમ કહી, જ્યારે તેના સેવકો અને લોકો કોલાહલ કરી રહ્યા હતા ત્યારે, જનકવિદેહી, જે સર્વ પદાર્થને નાશવત માનતો હતો, તેને માટે શોક ન કરતાં, તેની શાંતિ કરવાના કામમાં રોકાયો. એ પ્રમાણે શોકમોહ થવો, એ અજ્ઞાનનું કારણ છે. જ્ઞાની શોકમોહથી રહિત હોય છે, અને સમાન ભાવથી વર્તે છે, પણ અજ્ઞાની ભેદબુદ્ધિથી વર્તે છે તેથી તે, તે પ્રમાણે સુખદુઃખ પણ અનુભવે છે. ૯૯

અવતરણિકા-સત્તત્વ એ અદ્વૈતરૂપ છે, તેનું ગુરુએ પ્રતિપાદન કર્યું, ત્યારે સાંખ્ય વગેરે ભેદ સિદ્ધ કરે છે તેનું ખડન ગુરુજીએ કેમ કર્યું નહિ, આવી શંકા શિષ્યને થવાથી ગુરુ કહે છે કે, અમે પણ વ્યાવહારિક ભેદ સ્વીકારીએ છીએ, માટે વ્યાવહારિક ભેદનું ખડન કરવાનો પ્રયત્ન કરવામાં આવ્યો નથી.

सांख्यकाणादबौद्धाद्यैर्जगद्भेदो यथा यथा।
उत्प्रेक्ष्यतेऽनेकयुक्त्या भवत्वेष तथा तथा॥

શબ્દાર્થ-સાંખ્ય, કાણાદ અને બૌદ્ધ આદિકો, અનેક યુક્તિએ કરીને જગતના ભેદની જે પ્રમાણે ઉત્પ્રેક્ષા (કલ્પના) કરે છે, તે પ્રમાણે જગતનો ભેદ ભલે હો. ૧૦૦

**ચન્દ્રકાન્ત વિવરણ**

શિષ્ય-સાંખ્ય,* વૈશેષિક,† અને નૈયાયિક,‡ તથા માધ્યમિક,§ વિજ્ઞાનવાદી,‖ સૌત્રાંતિક¶ તથા વૈભાષિક,$ એ ચાર પ્રકારના બૌદ્ધ છે તે મળી સાતે, જગત્ ભિન્ન છે, જીવ અને ઈશ્વર ભિન્ન છે, અને સર્વ સત્ય છે એમ માનનારા છે, તેમના મતનું ખંડન તમે કેમ કરતા નથી? તમે તો અભેદવાદી છો, માટે તમારે તો તે કામ જ છે.

ગુરુ-યદ્યપિ અમે જગત, ઈશ્વર આદિનો ભેદ પારમાર્થિક માનતા નથી, તથાપિ વ્યાવહારિક ભેદ તો અમે પણ સ્વીકારીએ છીએ, માટે સાંખ્ય, કાણાદ, નૈયાયિક, બૌદ્ધ આદિ વાદીઓએ જગતના ભેદ માટે જે જે યુક્તિઓ અને કલ્પનાઓ કરી છે, તે તે યુક્તિઓ અને કલ્પનાઓ ભલે રહે, તેના ખંડનની કંઈ જરૂર નથી ૧૦૦

અવતરણિકા-જગત્ વગેરે પ્રત્યક્ષાદિ પ્રમાણથી સિદ્ધ છે, માટે તેનો અનાદર કરવો એ અયોગ્ય છે, આવી શિષ્યની શંકાનું સમાધાન કરે છે:-

अवज्ञातं सदद्वैतं निःशंकैरन्यवादिभिः।
एवं का क्षतिरस्माकं अद्वैतमवजानताम्॥

શિષ્ય-નિઃશંક એવા અન્યવાદીઓ જેમ સત્ એવા અદ્વૈતનો તિરસ્કાર કરે છે, એમ તેઓએ માનેલા દ્વૈતની અમે અવજ્ઞા કરીએ છીએ, એમાં અમને શી હાનિ છે? ૧૦૧

**ચન્દ્રકાન્ત વિવરણ**

શિષ્ય-ઘટથી પટ ભિન્ન છે, પટથી મઠ ભિન્ન છે, એવી રીતે જગતનો ભેદ પ્રત્યક્ષ જોવામાં આવે છે, તેમ છતાં, 'જગત્ (ભેદ) મિથ્યા છે, વસ્તુત' એ અભેદ જ છે,' એ પ્રમાણે અદ્વૈતનું પ્રતિપાદન કરીને જગતના ભેદનો અનાદર કરવો ઉચિત નથી.

ગુરુ-યદ્યપિ ઘટપટનો ભેદ પ્રત્યક્ષ જોવામાં આવે છે, તથાપિ તે ભેદ, સત્ય નથી પણ મિથ્યા છે અને અજ્ઞાન કલ્પિત છે. જે અજ્ઞાને કરીને

* સાંખ્ય-કપિલના મતને માનનારા † કાણાદ-કણાદના મત વૈશેષિક દર્શનને માનનારા. ‡ ગૌતમાદિ § શૂન્યવાદી ‖ ક્ષણિક વિજ્ઞાનવાદી ¶ બાહ્ય પદાર્થની અનુમેયતાના વાદી. $ બાહ્ય પદાર્થના પ્રત્યક્ષપણાને માનનારા.

કલ્પિત હોય તે મિથ્યા હોય છે એવી વ્યાપ્તિ છે. જેમ રજ્જુમાં સર્પ, અજ્ઞાને કરી કલ્પિત છે તેથી તે મિથ્યા છે, તેવી જ રીતે જગત્ અજ્ઞાને કરી સત્ય ભાસે છે, તેથી તે પણ મિથ્યા છે. જગતના મિથ્યાપણામાં શ્રુતિ, સ્મૃતિ, શાસ્ત્ર, યુક્તિ અને મહાત્માઓનાં અનુભવ પ્રમાણ છે. યદ્યપિ સાંખ્ય આદિ ભેદવાદીઓને ભેદનું પ્રતિપાદન કરવા માટે શ્રુતિ સ્મૃતિનાં પૂરતાં પ્રમાણો મળતાં નથી, તથાપિ તેઓ નિરાધાર જેવા આધારનો આશ્રય લઈ, નિઃશંક થઈ ભેદનું પ્રતિપાદન કરે છે અને અદ્વૈતનો અનાદર કરે છે, તો પછી અમે શ્રુતિ, સ્મૃતિ આદિનાં પૂરતાં પ્રમાણોથી, યુક્તિથી અને અનુભવથી, દ્વૈતનો અનાદર કરીએ છીએ, એમાં અમને શી હાનિ છે? ૧૦૧

## (૮) દ્વૈતના અનાદરના ફળનું ઉપપાદન
(૧૦૨-૧૦૯; ૮ શ્લોકો)

અવતરણિકા-સાંખ્ય આદિઓએ માનેલાં દ્વૈતનો અનાદર કરવાનું શું ફળ છે? એવી જિજ્ઞાસા પૂર્ણ કરવા માટે ગુરુ કહે છેઃ-

**द्वैतावज्ञा सुस्थिता चेदद्वैते धीः स्थिरा भवेत्**
**स्थैर्ये तस्याः पुमानेष जीवन्मुक्त इतीर्यते**

**શબ્દાર્થ**-જો દ્વૈતનું મિથ્યાપણું દૃઢ થાય છે તો અદ્વૈતવિશે બુદ્ધિ સ્થિર થાય છે, અને અદ્વૈત બુદ્ધિ સ્થિર થયા પછી અદ્વૈતમાં સ્થિર બુદ્ધિવાળો પુરુષ 'જીવન્મુક્ત, કહેવાય છે.૧૦૨

### ચન્દ્રકાન્ત વિવરણ

શિષ્ય-'न कुर्याग्निष्फलं कर्म । જેથી ફળ થાય નહિ, એવું કર્મ કરવું નહિ,' એમ નિષ્ફળ કર્મ કરવાનો શાસ્ત્રમાં નિષેધ કર્યો છે. તેથી સાંખ્ય, નૈયાયિક આદિએ માનેલા ભેદનું તમે ખંડન કરો છો, તેમાં કંઈ પણ ફળ જોવામાં આવતું નથી, એથી તો તમને નિષિદ્ધ કર્મ કરવાનો ઉલટો દોષ લાગશે.

ગુરુ-દ્વૈતવાદીના મતનું ખંડન કરવામાં મોટું ફલ છે; કારણ કે ભેદનું ખંડન કરવાથી તેનું મિથ્યાપણું દૃઢ થાય છે; દ્વૈતનું મિથ્યાપણું દૃઢ થવાથી સાંસારિક પદાર્થો ઉપર અભાવ થાય છે, સાંસારિક પદાર્થોપર અભાવ થવાથી વૈરાગ્ય ઉત્પન્ન થાય છે, વૈરાગ્ય ઉત્પન્ન થવાથી રાગદ્વેષાદિક મનોમલ નિવૃત્ત થાય છે; મનોમલ નિવૃત્ત થવાથી ચિત્ત શુદ્ધ થાય છે; ચિત્ત શુદ્ધ થવાથી જ્ઞાન થાય છે, ને જ્ઞાનથી મોક્ષ થાય છે. માટે દ્વૈતના ખંડનથી મોક્ષરૂપી મોટું ફળ થાય છે. માટે દ્વૈતનો અનાદર નિષ્ફલ નથી, પણ સફલ છે. દ્વૈતના મિથ્યાપણા વિષે દૃઢ જ્ઞાન થવાથી, અદ્વૈત બુદ્ધિવાળો પુરુષ જીવનમુક્ત કહેવાય છે, પ્રપંચની પ્રતીતિ રહ્યા છતાં અદ્વૈત એવા પરબ્રહ્મમાં જે સ્થિતિ થવી તે જ જીવન્મુક્તિ. ૧૦૨

અવતરણિકા-એ દ્વૈતના મિથ્યાપણાના જ્ઞાનનું ફળ કેવલ જીવન્મુક્તિ જ નથી, પરંતુ વિદેહમુક્તિ પણ છે.

**एषा ब्राह्मी स्थितिः पार्थ नैनां प्राप्य विमुह्यति**
**स्थित्वाऽस्यामंतकालेऽपि ब्रह्म निर्वाण-**
**मृच्छति ॥ १०३ ॥**

**શબ્દાર્થ**-હે પાર્થ! બ્રહ્મજ્ઞાનીની આ સ્થિતિ છે, આને પ્રાપ્ત થયા પછી જ્ઞાની મોહ પામતો નથી, અને અંતકાલને વિષે પણ આ સ્થિતિમાં રહેવાથી જ્ઞાની વિદેહમુક્તિને પામે છે. ૧૦૩

### ચન્દ્રકાન્ત વિવરણ

'દ્વૈત મિથ્યા છે' એવો દૃઢ નિશ્ચય થવાથી જેમ જીવન્મુક્તિની પ્રાપ્તિ થાય છે, તેમ વિદેહમુક્તિની પણ પ્રાપ્તિ થાય છે. પ્રપંચપ્રતીતિરહિત અદ્વૈત બ્રહ્મમાં જે સ્થિતિ થવી, તેનું નામ વિદેહમુક્તિ ને એવી વિદેહમુક્તિ જેને થાય, તે વિદેહમુક્ત છે. આ વાત શ્રીકૃષ્ણ પરમાત્માએ ગીતાજીના બીજા અધ્યાયમાં અર્જુન પ્રત્યે કહી છેઃ-'હે અર્જુન! મેં જે સ્થિતિ કહી, તે બ્રહ્મજ્ઞાનીની સ્થિતિ છે, અર્થાત્ સર્વ કર્મના ત્યાગપૂર્વક પરબ્રહ્મમાં જે સ્થિતિ કરવી, તેનું નામ બ્રાહ્મી સ્થિતિ છે. એ બ્રહ્મજ્ઞાનીની સ્થિતિ જેને પ્રાપ્ત થઈ હોય, તેને મોહ થતો નથી; અંતકાળે પણ એ સ્થિતિ રહેવાથી વિદેહમુક્તિની પ્રાપ્તિ થાય છે; અને એક વાર સિદ્ધ થયેલી વસ્તુ કદાપિ પણ વિનાશ પામતી નથી.' ૧૦૩

અવતરણિકા-ગીતાજીના એ શ્લોકમાં 'સ્થિત્વાસ્યામંતકાલેऽપિ ॥' એવી રીતે 'અંતકાલ' કહ્યો છે. તે અંતકાલ શબ્દનો અર્થ વર્તમાન દેહનો પાત સમજવો કે બીજો સમજવો? એવી શંકા કરતાં ગુરુ તેનું સમાધાન કરે છે.-

सदद्वैतेऽनृतद्वैते यदन्योऽन्यैक्यवीक्षणम् ।
तस्यांतकालस्तद्भेदबुद्धिरेव न चेतरः १०४

શબ્દાર્થ-સદ્રૂપ અદ્વૈતમા અને અસદ્રૂપ દ્વૈતમાં જે અન્યોન્ય એકતાનું જ્ઞાન, તેની (દ્વૈત અને અદ્વૈતની) ભેદબુદ્ધિ જ, તેનો (અન્યોન્યની એકતાના જ્ઞાનનો) અંતકાળ છે, બીજું નથી. ૧૦૪

## ચન્દ્રકાન્ત વિવરણ

ગીતાજીના એ શ્લોકમાં 'સ્થિત્વાઽસ્યામન્તકાલેઽપિ' એવી રીતે અતકાલ શબ્દ કહ્યો છે, તેનો અર્થ દેહપાત નથી, પણ અન્યોન્યના અધ્યાસની નિવૃત્તિ છે આત્મા અદ્વૈત છે અને તે સત્ છે દેહ દ્વૈત છે અને તે મિથ્યા છે એ પ્રમાણે દ્વૈત અને અદ્વૈતમાં મોટો ભેદ છે તથાપિ દેહ જ આત્મા છે ને આત્મા દેહ છે, એવી રીતે પરસ્પર ભિન્નભિન્ન પદાર્થની એકતાનું જ્ઞાન થવુ, એ અન્યોન્યાધ્યાસ કહેવાય છે આ અધ્યાસનો નાશ કરવો, તેનુ નામ અતકાલ છે, પરંતુ દેહ પડી જવો, તેનું નામ અતકાલ નથી ૧૦૪

**અવતરણિકા**-અતકાલ શબ્દનો અર્થ દેહપાત' એવો લોકપ્રસિદ્ધ છે તેનો સ્વીકાર કરીએ તોપણ દોષ આવતો નથી

यद्वांऽतकालः प्राणस्य वियोगोऽस्तु प्रसिद्धितः
तस्मिन्कालेऽपि न भ्रांतेर्गतायाः पुनरागमः

શબ્દાર્થ-અથવા લોકની પ્રસિદ્ધિ પ્રમાણે પ્રાણનો વિયોગ થવો એ અતકાલ હો તો પણ તે અતકાલને વિષે પણ ગયેલી ભ્રાંતિનું પાછું આવવું થતું નથી. ૧૦૫

## ચન્દ્રકાન્ત વિવરણ

ઉપર 'અન્યોન્ય અધ્યાસની નિવૃત્તિ' એ અતકાલ શબ્દનો અર્થ છે એમ જણાવ્યુ, પરતુ લોક પ્રસિદ્ધ પ્રાણવિયોગ (દેહપાત)ને, અતકાલ શબ્દનો અર્થ માનીએ તોપણ કંઈ દોષ આવતો નથી પ્રાણવિયોગ વખતે બ્રાહ્મી સ્થિતિ હોય તો વિદેહમુક્તિની પ્રાપ્તિ થાય છે સર્વ કર્મના ત્યાગપૂર્વક બ્રહ્મ સ્વરૂપમાં આત્માની અવસ્થિતિ થવી, તે બ્રાહ્મી સ્થિતિ કહેવાય છે. અજ્ઞાને કરીને સસારનો ભ્રમ થાય છે, એ ભ્રમનું અધિષ્ઠાન બ્રહ્મ છે બ્રહ્મવેત્તાને સત્ અને અસત્ વસ્તુના વિવેકથી, શ્રવણ, મનન, નિદિધ્યાસન આદિ સાધનોથી સસારના ભ્રમની નિવૃત્તિ થાય છે અને અધિષ્ઠાન બ્રહ્મનું યથાર્થ જ્ઞાન થાય છે તેથી તેને 'હું અને આ દેખાતું જગત્ સર્વ બ્રહ્મ રૂપ છિયે,' એવો દૃઢ નિશ્ચય થયો હોય છે, તેથી પ્રથમ નિવૃત્તિ પામેલી સસારની ભ્રાંતિ, પ્રાણવિયોગ વખતે પણ બ્રહ્મવેત્તાને પાછી પ્રાપ્ત થતી નથી, અને 'પરિદૃશ્યમાન જગત ને અમે સર્વ બ્રહ્મ છિયે,' 'वासुदेव सर्वम् । સર્વ પરમાત્મામય છે,' એ પ્રકારનો તેનો દૃઢ નિશ્ચય, કોઈ કાળે પણ નિવૃત્ત થતો નથી બ્રહ્મવેત્તાને નિવૃત્ત થયેલી ભ્રાંતિ, મરણકાલ કે જેમાં વિશેષ વ્યાકુલતા રહે છે, તે વખતે પણ ફરીથી થતી નથી, તો પછી સ્વસ્થ સમયમાં તો ક્યાથી જ પ્રાપ્ત થાય ? માટે બ્રહ્મવેત્તાને સર્વદા આનદ છે અને વિદેહમુક્તિનો પણ નિશ્ચય થાય છે, એમા સશય નથી ૧૦૫

**અવતરણિકા**-બ્રહ્મવેત્તાને પ્રાણવિયોગ વખતે પણ સસારની ભ્રાંતિ થતી નથી, તેનુ વિશેષ વિવેચન કરે છે –

नीरोग उपविष्टो वा रुग्णो वा विलुठन्भुवि ।
मूर्छितो वा त्यजत्वेष प्राणान्भ्रांतिर्न सर्वथा॥

શબ્દાર્થ-એ (બ્રહ્મવેત્તા) નીરોગી હોય, ઉપવિષ્ટ (સિદ્ધ દિકના આસનમા) બેઠેલો હોય, રોગી હોય, પૃથ્વીમા લોટતો હોય અથવા મૂર્છા પામેલો હોય તે વખતે પ્રાણને, ત્યાગ કરે તોપણ, તેને સર્વથા ભ્રાંતિ થતી નથી. ૧૦૬

## ચન્દ્રકાન્ત વિવરણ

હે શિષ્ય ! બ્રહ્મવેત્તાને, રજ્જુસર્પની પેઠે પૂર્વે બ્રહ્મમા જે જગતનો ભ્રમ થયો હોય છે, તે જ્ઞાન થવાથી નિવૃત્ત થાય છે સર્પજ્ઞાનની નિવૃત્તિપૂર્વક અધિષ્ઠાનરૂપ રજ્જુના જ્ઞાનની પેઠે, સસારના ભ્રમની નિવૃત્તિપૂર્વક અધિષ્ઠાનરૂપ બ્રહ્મનુ યથાર્થ જ્ઞાન થાય છે, તેથી તે બ્રહ્મવેત્તા નીરોગીપણાથી પદ્માસન વાળીને બેઠો બેઠો પ્રાણનો ત્યાગ કરે, અથવા રોગમા પીડા પામતો પ્રાણનો ત્યાગ કરે, અથવા પૃથ્વી ઉપર લોટતો લોટતો એટલે રોગની પીડાથી કષ્ટ પામતો પ્રાણનો ત્યાગ કરે અથવા મૂર્છામાં વ્યાકુલતામાં અથવા સન્નિપાતમાં પ્રાણનો ત્યાગ કરે, પરતુ કોઈ પ્રકારે તે બ્રહ્મવેત્તાને પુન સસારની ભ્રાંતિ થતી

નથી જ્ઞાની સર્વથા મુક્ત જ છે. બ્રહ્મવેત્તાને કાશી આદિ પવિત્ર તીર્થમાં દેહપાત થાય, અથવા મગધક્ષેત્ર આદિ અપવિત્ર સ્થળમાં દેહપાત થાય, ઉત્તરાયણ આદિ ઉત્કૃષ્ટકાળમાં દેહપાત થાય અથવા દક્ષિણાયન આદિ નિકૃષ્ટકાળમા દેહપાત થાય, તથાપિ તે જ્ઞાનીને 'દેહ જ આત્મા છે,' 'હું જીવ છુ,' 'જગત્ સત્ય છે,' 'બ્રહ્મ અને આત્માનો પારમાર્થિક ભેદ છે,' 'હું સસારી છુ' એવા પ્રકારની ભ્રાંતિ કોઈ કાળે પણ થતી નથી, અને તેના મોક્ષમાં કોઈ પ્રકારનો સદેહ નથી, કારણ કે યોગીની પેઠે બ્રહ્મવેત્તાને દેહત્યાગ માટે દેશ અથવા તો કાળની શુદ્ધતાની આવશ્યકતા નથી ૧૦૬

અવતરણિકા-પ્રાણત્યાગ વખતે મૂર્છા થવાથી જ્ઞાનનો નાશ થવાનો સંભવ છે, તેથી તેને ભ્રાંતિ થશે એવી કોઈને શકા થાય તે માટે, દૃષ્ટાંત આપીને તે વાત સમજાવી છે -

**दिने दिने स्वप्नसुप्त्योरधीते विस्मृतेऽप्ययम्।**
**परेद्युर्नानधीतःस्यात्तद्विद्या न नश्यति१०७**

શબ્દાર્થ-જેમ રોજ રોજ અધ્યયન કરેલા વેદ, સ્વપ્નામાં અને સુષુપ્તિમાં ભૂલી જવા છતાં પણ, અધ્યયન કરનારો પુરુષ બીજે દહાડે તે ભણેલો વેદ ભૂલી જતો નથી, તેમ જ પ્રથમ સંપાદન કરેલું જ્ઞાન (અંતકાળમાં બ્રહ્મ અને આત્માની એકતાનું અનુસંધાન છૂટી ગયા છતા પણ) નાશ પામતું નથી. ૧૦૭

## ચન્દ્રકાન્ત વિવરણ

શિષ્ય-અંતકાળે એટલે મરણ સમયે સન્નિપાત અથવા મૂર્છા હોવાથી પોતાના દેહનુ પણ માણસને ભાન રહેતું નથી, કારણ કે જ્ઞાનનો નાશ થાય છે, અને જ્યારે જ્ઞાનનો નાશ થાય ત્યારે પુનરપિ ભ્રાંતિ તો આવે, એમાં કાંઈ આશ્ચર્ય નથી, તો પછી જ્ઞાનીને સર્વથા ભ્રાંતિ થતી નથી, એમ કેમ કહેવાય ?

### મરણકાળમાં જ્ઞાનીની વિદ્યાનો નાશ થતો નથી

ગુરુ-મરણ વખતે કોઈ કોઈને સન્નિપાત, મૂર્છા આદિ વ્યાકુલતા થાય છે એ વાત ખરી, પણ તે વખતે પણ બ્રહ્મવેત્તાને થયેલા આત્મજ્ઞાનનો નાશ થતો નથી, કારણ કે સસ્કારરૂપે જ્ઞાન સર્વદા રહે છે. એટલા જ માટે, મરણ વખતે સન્નિપાત વા મૂર્છા થવાથી એ બ્રહ્મવેત્તા, ભ્રાંતિવાળો કે અજ્ઞાની કહેવાતો નથી, તેમ તેના મોક્ષમાં પણ કોઈ પ્રકારે સદેહ નથી. દાખલા તરીકે, જેમ પહેલે દિવસે શાસ્ત્રાધ્યયન કરીને સૂતેલા માણસને સ્વપ્નમાં અને સુષુપ્તિમા ભણેલાં શાસ્ત્રનું અનુસધાન રહેતું નથી, તથાપિ શાસ્ત્રાધ્યયનનો સસ્કારરૂપે કરી સદ્ભાવ હોવાથી, તે સ્વપ્નમાં હોય કે સુષુપ્તિમા હોય કે અન્ય દિવસે જાગ્રદવસ્થામા હોય ત્યારે પણ તે અભણ કહેવાતો નથી, પરતુ ભણેલો કહેવાય છે, તેમ મૂર્છા આદિના હેતુથી મરણ વખતે વ્યાકુળતા હોવાથી બ્રહ્મવેત્તાને આત્માની એકતાનો અભાવ થઈ જાય તો પણ તે અજ્ઞાની કહેવાતો નથી, પણ જ્ઞાની જ કહેવાય છે. અર્થાત્ જેમ સ્થૂલતા, કૃશતા આદિ દેહના ધર્મ છે, તેમ મૂર્છા આદિ મનના ધર્મો છે, માટે મૂર્છા આદિથી મનને બાધ થતો હોય તો ભલે થાઓ, પણ તેથી આત્માને કોઈ જાતનો બાધ નથી; કારણ કે મન કાંઈ આત્મા નથી, પણ તેથી ભિન્ન છે. જેમ દેહમા રોગ થવાથી આત્માને રોગ થયો છે એમ કહેવાતુ નથી, તેમ મનને મૂર્છા આદિ પણ થવાથી 'આત્માને મૂર્છા છે' એમ કાંઈ કહેવાય નહિ રાગદ્વેષાદિકની નિવૃત્તિ થવાથી આત્મા તો સર્વદા સસારથી મુક્ત છે, માટે આત્મવેત્તાને વ્યાકુળતા આદિક અતકાળના ધર્મો પણ બાધ કરી શકતા નથી ૧૦૭

અવતરણિકા-જ્ઞાનનો નાશ ક્યારે તેમ પણ થતો નથી, એ વાત કહે છે -

**प्रमाणोत्पादिता विद्या प्रमाणं प्रबलं विना।**
**न नश्यति न वेदांतात्प्रबलं मानमीक्ष्यते॥**

શબ્દાર્થ-પ્રમાણે કરીને ઉત્પન્ન થયેલું જ્ઞાન, પ્રબલ પ્રમાણ વિના નાશ પામતું નથી, ને ઉપનિષદ્ કરતાં બીજું પ્રબલ પ્રમાણ જોવામાં આવતું નથી. ૧૦૮

## ચન્દ્રકાન્ત વિવરણ

'तत्त्वमसि તે તું છે,' 'अहं ब्रह्मास्मि હું બ્રહ્મ છુ,' 'अयमात्मा ब्रह्म। આ આત્મા બ્રહ્મ છે,' 'प्रज्ञानं ब्रह्म। પ્રજ્ઞાન બ્રહ્મ છે,' ઇત્યાદિ મહાવાક્યોનાં પ્રમાણોએ કરીને જે અપરોક્ષ જ્ઞાન થયુ છે તે જ્ઞાન,

પ્રબલ પ્રમાણ વિના નાશ પામતું નથી, અને ઉપનિષદો વિના બીજું કોઈ પણ પ્રબલ પ્રમાણ જોવામાં આવતું નથી, માટે કોઇ કાલે પણ બ્રહ્મવેત્તાના જ્ઞાનનો નાશ થતો નથી. ૧૦૮

**અવતરણિકા**–અન્તકાલમાં પણ અદ્વૈત એવી સદ્વસ્તુનો બાધ થતો નથી, એ વાત સિદ્ધ થઈ; હવે પંચમહાભૂતોનો વિવેક જાણવાથી શું ફળ થાય છે, તે કહે છે.

तस्माद्वेदांतसंसिद्धं सदद्वैतं न बाध्यते ।
अंतकालेऽप्यतो भूतविवेकान्निर्वृतिः स्थिता

**શબ્દાર્થ**–તે માટે અંતકાલમાં પણ ઉપનિષદોએ સિદ્ધ કરેલું સત્ એવું અદ્વૈત બાધ પામતું નથી, માટે પંચમહાભૂતોના વિવેકથી મોક્ષસુખની પ્રાપ્તિ થાય છે. ૧૦૯

## ચન્દ્રકાન્ત વિવરણ

આ પ્રકરણનું નામ પંચમહાભૂત-વિવેક કહ્યું છે. તેમાં ઉપનિષદોએ વર્ણવેલા બ્રહ્મને ભૂત, ભવિષ્ય કે વર્તમાન એ ત્રણે કાલમાં કોઈ પણ કારણથી બાધ થતો નથી. આ પંચમહાભૂતોનો વિવેક કહ્યો છે, એટલે 'પંચમહાભૂતો મિથ્યા છે, અને સદ્વસ્તુ સત્ય છે, તથા સદ્વસ્તુ, પંચમહાભૂતોથી ભિન્ન છે,' એવો દૃઢ નિશ્ચય થાય તો નિરતિશય પરમ પુરુષાર્થરૂપ પરમાનંદ સ્વરૂપ મોક્ષની અવશ્ય પ્રાપ્તિ થાય છે, એમાં જરા પણ સંશય નથી. ૧૦૯

ઇતિ શ્રીમદ્વિદ્યારણ્યસ્વામિ વિરચિત પંચદશીના ગુજરાતી અનુવાદ વિષે, ચન્દ્રકાન્ત વિવરણ સહિત પંચમહાભૂતવિવેક નામનું દ્વિતીય પ્રકરણ.



ॐ

तत्सत्परमात्मने नमः ॥

# શ્રી પંચદશી

"ચન્દ્રકાન્ત વિવરણ" સહિત

પ્રકરણ ૩ જું

## પંચકોશવિવેક*

### પંચકોશનો વિવેક કરવાની પ્રતિજ્ઞા

અવતરણિકા—પંચકોશવિવેક એટલે પંચકોશ-અન્નમય, પ્રાણમય, મનોમય, વિજ્ઞાનમય અને આનંદમય નામના પાંચ કોશોનો જેમાં વિવેક-વિવેચન દર્શાવ્યું છે તે. એ પંચકોશરૂપી ગુહા-ગુફામાં રહેલા જે બ્રહ્મ, તેને જે પુરુષ પાંચ કોશોથી જૂદો જાણે છે તે, ચૈતન્યસ્વરૂપ પરબ્રહ્મને જાણી, સિંધુમાં બિંદુ જેમ એકતાને પામી જાય છે તેમ, એકતાને પામે છે અને તેની સર્વે ઈચ્છાઓ પૂર્ણ થાય છે. પંચકોશ પણ ગુફાની પેઠે આત્માનું આવરણ કરનાર છે. એ પંચકોશથી આત્મા જૂદો છે, આવો વિચાર કરીને જે પુરુષાર્થ કરે છે એ જ મુક્તિને પામે છે. એ સિદ્ધ કરવા માટે કૃષ્ણયજુર્વેદમાં રહેલા તૈત્તરીયોપનિષદના તાત્પર્યના વ્યાખ્યાનરૂપ પંચકોશવિવેક નામના આ પ્રકરણનો આરંભ કરતાં આચાર્ય શ્રીવિદ્યારણ્યસ્વામી અધિકારીઓ પ્રવૃત્તિ કરે એટલા માટે, આ પ્રકરણમાં, પ્રકરણના ફળની તથા વિષયોની સૂચના કરવા, કરવા ધારેલા પ્રકરણનો આરંભ કરવાની પોતાને મુખેથી પ્રતિજ્ઞા કરે છેઃ—

गुहाहितं ब्रह्म यत्तत्पंचकोशविवेकतः । बोद्धुं शक्यं ततः कोशपंचकं प्रविविच्यते ॥ १ ॥

શબ્દાર્થ—જે બ્રહ્મ, ગુહા (પંચકોશ)માં રહ્યું છે તે બ્રહ્મ, પંચકોશના વિવેકથી જાણી શકાય છે, તેથી કોશ પંચક (પાંચ કોશ)નું વિવેચન કરીએ છિયે. ૧

---

### પ્રકરણ ૩ જું-પંચકોશનો આત્માથી વિવેકનો સાર

* यो वेद निहितं गुहायां ×××× सोऽश्नुते सर्वान् कामान्—જે પુરુષ પંચકોશરૂપી ગુફામાં અવસ્થિત આત્મતત્ત્વને જાણે તેની સર્વ કામનાઓ પરિપૂર્ણ થાય. આ શ્રુતિમાં આત્માનું આવરણ કરનાર પંચકોશરૂપી ગુફા કહીને તે પંચકોશથી આત્માનો વિવેક કરવો એ પુરુષાર્થ છે એમ સુચવ્યું છે. અન્નમયકોશ-આ સ્થૂલ દેહ એ આત્મા નથી; કારણ કે તેનો પ્રાગભાવ તથા પ્રધ્વંસાભાવ થાય છે તેથી તે કાર્ય છે, અને આત્મા કાર્ય નથી કિંતુ નિત્ય છે, તેમ તેનાથી આંતર દેહમાં પરિપૂર્ણ રહી ઇંદ્રિયાદિક પ્રાણમયકોશ છે તે પણ આત્મા નથી; કેમકે એ પ્રાણને વિષે ચેતનપણાનો અભાવ છે, અર્થાત્ ઉંઘતા માણસને, પ્રાણ ચાલતો હોય છે છતાં પાસે પડેલા પદાર્થનો બોધ હોતો નથી, અને આત્મા તો ચેતન છે. તેમ જ તેનાથી આંતર જે દેહાદિકને વિષે અહંતા મમતાદિક કરનાર મનોમયકોશ છે એ પણ આત્મા નથી; કારણ કે તે અનિયત સ્વભાવવાળો વિકારી છે અને આત્મા તો અવિકારી છે. ત્યારે વિજ્ઞાનમયકોશ કે જે સુષુપ્તિમાં લીન થઈ રહે છે અને જાગ્રત થાય ત્યારે સમગ્ર શરીરમાં વ્યાપ્ત થાય છે. એવી ચૈતન્યના પ્રતિબિંબવાળી બુદ્ધિ છે તેને આત્મા કહે તો તે પણ નહીં, કારણ કે તે પણ ઉદય અવિલય અવસ્થાવાળો છે, અને આત્માનો ઉદય કે વિલય થતો નથી. હવે છેવટે આનંદમયકોશ એટલે આનંદ પ્રતિબિંબયુક્ત અંતર્મુખવૃત્તિ, કે જે આનંદ ભોગને અંતે નિદ્રારૂપે વિલીન થાય છે તે આત્મા, એમ કહે તો તે પણ નહીં, કારણ કે તે કોઈ કાળમાં પ્રતીત હોય અને કોઈ કાળમાં અપ્રતીત હોય છે. એવો વાદળાંની પેઠે અસ્થિર સ્વરૂપવાળો આત્મા નથી. ત્યારે આત્મા કયો ? કે જે બુદ્ધિને વિષે આનંદ પ્રતિબિંબ છે તેનો હેતુ-બિંબભૂત જે

આનંદમયકોશ છે. એ પ્રકારે પંચકોશની પરંપરાએ ગુહા–ગુફા છે. તેની અંદર આત્મા રહ્યો છે. તેથી એ આત્મા પાંચ કોશોમાં આચ્છાદન થઈ ગયો છે. જેમ મહાકાશ પર્વતમાં આવેલી ગુફામાં કોઈ પ્રકાશમાન રત્ન હોય, પણ તેનો ઝળહળાટ જોવામાં પાંચ પડદા નડતા હોય, તો તે પાંચે પડદાને દૂર કર્યા વિના રત્નજ્યોતિનું દર્શન થાય નહિ, તેમ અવ્યાકૃત આકાશમાં પંચકોશથી ઢંકાયલો જે ઝળહળાટ કરતો આત્મા છે તે, એ ગુફાના પંચકોશરૂપી પડદાને કહાડી નાંખ્યા વગર જણાતો નથી અને સ્વપ્રકાશ ચિદાત્મારૂપે પરમજ્યોતિનું દર્શન થતું નથી. ૨

## ૨ પંચકોશનું સ્વરૂપ અને તેની અનાત્મતા

(૩–૯; ૭ શ્લોકો)

### (૧) અન્નમયકોશવિવેક

( ૩–૪; ૨ શ્લોકો )

**અવતરણિકા**–પંચકોશો જણાવ્યા પછી એ પ્રત્યેક કોશ કેવા છે તે કહે છે. તેમાં પ્રથમ અન્નમયકોશનાં સ્વરૂપનું નિરૂપણ કરી, એ અન્નમયકોશથી આત્મા ભિન્ન કેવી રીતે છે, તે સમજાવે છે:–

**पितृभुक्तान्नजाद्वीर्याज्जातोऽन्नेनैव वर्धते ।**
**देहःसोऽन्नमयोऽनात्मा प्राक्चोर्ध्वंतदभावतः**

**શબ્દાર્થ**–પિતા (તથા માતા)એ ખાધેલા અન્નથી ઉત્પન્ન થયેલાં વીર્યમાંથી ઉત્પન્ન થયેલો દેહ, અન્ને કરીને જ વધે છે; તે દેહ અન્નમયકોશ કહેવાય છે, અને એ આત્મા નથી; કારણ કે, પ્રાક્ એટલે દેહોત્પત્તિથી પૂર્વે અને ઊર્ધ્વ એટલે દેહના નાશ પછી તેનો (અન્નમયકોશનો) અભાવ છે. ૩

### ચન્દ્રકાન્ત વિવરણ

દેહ જ અન્નમયકોશ છે. અન્નથી દેહની ઉત્પત્તિ થાય છે, અને અન્નથી વૃદ્ધિ થાય છે; માટે એનું નામ 'અન્નમય' છે. તે કોસેટાની પેઠે આત્માનું આવરણ કરીને રહ્યો છે, માટે તેને કોશ કહે છે. એ અન્નમયકોશની ઉત્પત્તિ અન્નથી છે એમ ગીતામાં શ્રીકૃષ્ણપરમાત્માએ, અર્જુનપ્રત્યે કહ્યું છે. 'अन्नाद्भवंति भूतानि । અન્નથી પ્રાણીઓ એટલે પ્રાણીના દેહો ઉત્પન્ન થાય છે.' પિતાએ ખાધેલા અન્નનું પરિણામ વીર્ય છે, અને માતાએ ખાધેલા અન્નનું પરિણામ રુધિર છે. માતાનાં રુધિર અને પિતાનાં વીર્ય બન્ને ગર્ભાશયમાં એકઠાં થવાથી ગર્ભ રહે છે, અને તેથી આ દેહ બંધાય છે. પિતાના વીર્યથી હાડકાં, નાડી અને મજ્જા થાય છે. માતાનાં વીર્ય એટલે રુધિરથી રુધિર, માંસ અને ચામડી થાય છે. એવી રીતે અન્નથી જ દેહ ઉત્પન્ન થાય છે. હવે એ દેહ ઉત્પન્ન થયા પછી પણ અન્ને કરીને જ વૃદ્ધિ પામે છે. બાલ્યાવસ્થામાં માતાના જે દૂધથી દેહ વૃદ્ધિ પામે છે, તે દૂધ પણ અન્નનું પરિણામ છે. તે પછી આ દેહ અન્નથી જ વૃદ્ધિ પામે છે, માટે તે અન્નમયકોશ કહેવાય છે. (૧) એ અન્નમયકોશ એટલે દેહ તે આત્મા નથી; કારણ કે, આત્મા તો નિત્ય છે, ને દેહ તો ઉત્પન્ન થયા પહેલાં પ્રાગભાવના સદ્ભાવવાળો છે ને નાશ થયા પછી પ્રધ્વંસાભાવના સદ્ભાવવાળો છે, માટે દેહ અનાત્મ પદાર્થ છે. (૨) હવે અનુમાનથી તપાસીએ તો એ દેહ આત્મા નથી. કારણ કે, દેહ કાર્ય છે અર્થાત્ અન્નનો વિકાર છે; તેથી જેમ ઘટ આદિ પદાર્થ ઉત્પન્ન થવાથી કાર્યરૂપે છે, તેથી તે આકૃતિ કંઈ આત્મા નથી; તેમ, દેહ પણ ઉત્પન્ન થવાથી કાર્યરૂપ છે, માટે તે આત્મા નથી. 'न जायते म्रियते वा कदाचित् । આત્મા કોઈ કાળે ઉત્પન્ન થતો નથી ને મરણ પણ પામતો નથી.' વળી જેમ ઘટ આદિ અનિત્ય છે, તેમ આત્મા અનિત્ય નથી. આ યુક્તિથી પણ 'દેહ જ આત્મા છે' એમ કહેનારના મતનું ખંડન થાય છે; અને આત્મા દેહથી ભિન્ન છે, એવો નિશ્ચય થાય છે. ૩

**અવતરણિકા**–ઉપર કહેલા અનુમાનમાં 'કાર્યપણાને લીધે' એવો જે હેતુ કહ્યો છે તે ભલે રહે, પરંતુ 'દેહ આત્મા નથી' એ જે સાધ્ય કહેલું છે, તેનું કંઈ પણ કામ નથી; કારણ, તે ન કહેવાથી વિપક્ષમાં એટલે દેહ જ આત્મા છે એ પક્ષમાં બાધ આવશે નહિ. માટે 'કાર્યપણું' એ હેતુ અપ્રયોજક છે, આવી શંકા શિષ્યે કરી, તેપરથી તેનું સમાધાન કરતાં ગુરુ કહે છે કે, અકૃતાભ્યાગમ અને કૃતવિપ્રણાશ નામના દોષો મટાડવા માટે એમ થઈ શકે નહિ.

**पूर्वजन्मन्यसन्नेतज्जन्म संपादयेत्कथम् ।**
**भाविजन्मन्यसत्कर्म न भुंजीतेह संचितम्**

**શબ્દાર્થ**–પૂર્વજન્મમાં અસત્ (અવિદ્યમાન) એવો આત્મા, આ (વર્તમાન)જન્મને કેમ પ્રાપ્ત

કરે ? અને ભાવી જન્મમાં અસત્ (અવિદ્યમાન આત્મા) હોય તો તે આ વર્તમાન દેહમાં સંચિત કરેલાં કર્મને ભોગવે નહિ. ૪

### ચન્દ્રકાન્ત વિવરણ

શિષ્ય—હે દેવ ! ઉપલા શ્લોકમાં તમે અનુમાને કરીને અન્નમયકોશથી આત્માનો ભેદ સિદ્ધ કર્યો છે. તે અનુમાન આ છે કે, 'દેહ આત્મા નથી; કારણ કે દેહ કાર્ય છે. જેમ ઘટ આદિ છે તેમ.' આ અનુમાનમાં દેહ પક્ષ છે, અનાત્મપણું સાધ્ય છે, કાર્યપણું હેતુ છે, અને ઘટઆદિ દૃષ્ટાંત છે. હવે એ અનુમાનમાં 'કાર્યપણું' એ હેતુ ભલે હોય, પણ સાધ્ય 'અનાત્મપણું કેમ હોય ? એ સાધ્યની તો કાંઇ જરૂર નથી; કારણ કે, દેહને અનાત્મા ન માનીએ અને આત્મા માનીએ, તો પણ કોઈ દોષ આવતો નથી. માટે તમે સમજાવેલો હેતુ 'કાર્યપણું' અપ્રયોજક-નિષ્પ્રયોજન છે; કેમકે, તે હેતુથી કાંઈ સાધ્ય સિદ્ધ થતું નથી. જે હેતુથી સાધ્ય સિદ્ધ ન થાય, તે હેતુ અપ્રયોજક જ કહેવાય છે.

ગુરુ—અમે જે 'કાર્યપણું' એ હેતુ દર્શાવ્યો છે, તે નિષ્પ્રયોજન નથી, પણ સપ્રયોજન છે; કારણ કે, એ હેતુથી દેહનું અનાત્મપણું સિદ્ધ થાય છે.

શિષ્ય—દેહનું અનાત્મપણું સિદ્ધ ન થાય તો શો દોષ આવે ?

ગુરુ—દેહનું અનાત્મપણું સિદ્ધ ન થવાથી આત્મપણું સિદ્ધ થાય. હવે જો દેહને આત્મા માનીએ, તો 'કૃતવિપ્રણાશ' અને 'અકૃતાભ્યાગમ' નામના બે દોષો આવશે. એ દોષો દૂર કરવા માટે, દેહનું અનાત્મપણું સિદ્ધ કરવું જોઇએ, અને તેની સિદ્ધિ માટે 'કાર્યપણું' એ હેતુની પણ આવશ્યકતા છે, માટે હેતુ અપ્રયોજક નથી.

### બે પ્રકારના દોષો

શિષ્ય—કૃતવિપ્રણાશ અને અકૃતાભ્યાગમ, એ બન્ને દોષોનું સ્વરૂપ સમજાવો.

ગુરુ—કરેલાં કર્મોનો ભોગવ્યા વિના જે નાશ થવો, એ કૃતવિપ્રણાશ નામનો દોષ કહેવાય છે. દેહને જ આત્મા માનવાથી, જ્યારે દેહનો નાશ થાય છે, ત્યારે આત્માનો પણ નાશ થાય છે, એમ અવશ્ય માનવું જોઇએ, અને આત્માનો નાશ માનવાથી વર્તમાન જન્મમાં કરેલાં કર્મોનો, ભાવી જન્મમાં ભોગવનાર કોઈ રહેતો નથી. કારણ કે, વર્તમાન જન્મમાં જે દેહે કર્મ કર્યાં છે, તે દેહનો તો નાશ થાય છે, એટલે ભાવી જન્મમાં વર્તમાન દેહના અભાવથી વર્તમાન દેહ તો તે કર્મનાં ફળ ભોગવશે નહિ; વળી આત્માને તો દેહથી ભિન્ન તું માનતો નથી, તેથી દેહનો નાશ થવાથી, આત્માનો નાશ થયો, એમ માનવામાં કંઈ બાધ નડતો નથી, અને એવી રીતે આત્માનો નાશ થવાથી વર્તમાન જન્મમાં કરેલાં કર્મ, ભાવી જન્મમાં આત્મા ભોગવશે, એમ કહી શકાય નહિ. તેથી વર્તમાન જન્મમાં વિદ્યમાન દેહથી જે કર્મો થાય છે તે કર્મો, ભોગવ્યા વિના દેહની સાથે જ નાશ પામે છે, એમ માનવા વિના બીજી ગતિ થતી નથી, અને તેમ માનવાથી '*નાભુક્તં ક્ષીયતે કર્મ કલ્પકોટિશતૈરપિ।* કરોડો કલ્પો થઈ જાય તોપણ ભોગવ્યા વિના કરેલાં કર્મોનો નાશ થતો નથી,' ઈત્યાદિ અનેક શાસ્ત્રવચનની સાથે વિરોધ આવે છે, ને 'કૃતવિપ્રણાશ' નામનો દોષ આવે છે. એ પ્રમાણે કૃતવિપ્રણાશ દોષનું સ્વરૂપ છે.

હવે અકૃતાભ્યાગમ નામના દોષનું સ્વરૂપ કેવું છે તે સમજાવું છું. પોતે નહિ કરેલાં કર્મોનાં ફળોનું ભોગવવું, તે અકૃતાભ્યાગમ દોષ છે. પૂર્વ જન્મનાં કર્મો, આ જન્મમાં કારણ છે. જેણે જે કર્મ કર્યાં હોય, તેણે તે કર્મનાં ફળ ભોગવવાં જોઇએ, એવો શાસ્ત્રમત છે. જેમ જેણે ચોરી કરી હોય તે પુરુષ કારાગૃહમાં પડે, પણ જેણે ચોરી ન કરી હોય તે કારાગૃહમાં પડતો નથી; તેમ જેણે પુણ્યપાપરૂપ કર્મ કર્યાં હોય, તેણે તે પુણ્ય પાપનાં ફળ ભોગવવાં જોઇએ. હવે, દેહને જ આત્મા માનવાથી, દેહનો નાશ થાય છે ત્યારે સાથે આત્માનો પણ નાશ થાય છે એમ સિદ્ધ થાય છે, તેથી વર્તમાન જન્મમાં જે દેહ એટલે આત્મા છે, તે દેહ એટલે આત્મા પૂર્વ જન્મમાં ન હતો; પૂર્વ જન્મમાંના દેહનો તો પૂર્વજન્મમાં જ નાશ થયો છે; અને વર્તમાન જન્મમાં તો તેથી ભિન્ન જ દેહ એટલે આત્મા છે; માટે વર્તમાન જન્મમાં વિદ્યમાન આત્માએ, કાંઈ પણ પુણ્યપાપરૂપ કર્મ કર્યાં નથી, તથાપિ આત્માને પુણ્યપાપનાં ફળરૂપ સુખ-

દુઃખાદિક ભોગવવાં પડે છે, એટલે અકૃત કહેતાં ન કરેલાં કર્મનું ફળ ભોગવવુ પડે છે. તેથી એ અકૃતાભ્યાગમ નામનો દોષ આવે છે.

વિશેષઃ-જેમ બીજ વિના વૃક્ષ થતાં નથી, તેમ કર્મ વિના દેહની ઉત્પત્તિ થતી નથી. દેહની ઉત્પત્તિમાં કર્મ બીજ છે, પણ તે બીજનો તો અભાવ છે, કેમકે આ દેહ-આત્મા પૂર્વજન્મના દેહનો આત્મા નથી, એમ માન્યું છે. એવી રીતે 'દેહ જ આત્મા છે અને દેહનો નાશ થવાથી આત્માનો નાશ થાય છે,' એમ માનવાથી દેહની ઉત્પત્તિની સિદ્ધિ થતી નથી. તેથી જ કૃતવિપ્રણાશ અને અકૃતાભ્યાગમ એ બે દોષો આવે છે માટે, દેહને આત્મા માનવો ઉચિત નથી, પણ તેથી તે ભિન્ન છે, એમ માનવું યોગ્ય છે. ૪

**(૨) પ્રાણમયકોશવિવેક (૫; ૧ શ્લોક)**

**અવતરણિકા**-એ પ્રમાણે અન્નમયકોશનું મિથ્યાપણુ દેખાડીને હવે પ્રાણમયકોશનું સ્વરૂપ તથા તેનું અનાત્મપણું સમજાવે છે

**पूर्णो देहे बलं यच्छन्नक्षाणां यः प्रवर्तकः ।**
**वायुः प्राणमयो नासावात्मा चैतन्यवर्जनात्**

શબ્દાર્થ-દેહમાં પૂર્ણ (વ્યાપક), બળને આપનારો અને ઇંદ્રિયોનો પ્રવર્તક જે વાયુ છે, તે પ્રાણમયકોશ છે. આ (પ્રાણમયકોશ) આત્મા નથી; કારણ કે તે ચૈતન્યરહિત છે અર્થાત્ જડ છે. ૫

**ચન્દ્રકાન્ત વિવરણ**

હવે હું પ્રાણમયકોશનુ સ્વરૂપ સમજાવું છું. શરીરમાં રહેલો જે વાયુ છે તેમને પ્રાણમયકોશ કહે છે. એ પ્રાણવાયુ, પાદથી મસ્તક પર્યંત સંપૂર્ણ દેહમાં વ્યાપીને રહેલો છે. શરીરમાં ઓછુ-અદકુ જે કાંઈ બળ છે, તે પ્રાણવાયુથી જ છે. નેત્રમાં રૂપગ્રહણની શક્તિ, શ્રોત્રમાં શબ્દગ્રહણની શક્તિ, ત્વચામાં સ્પર્શગ્રહણની શક્તિ, જિહ્વામાં રસગ્રહણની શક્તિ અને નાસિકામાં ગંધગ્રહણની શક્તિ, એવી રીતે પાંચ જ્ઞાનેન્દ્રિયમાં શક્તિ તથા હાથમા ગ્રહણ કરવાની શક્તિ છે, પગમાં ચાલવાની શક્તિ છે, એ વગેરે સર્વે શક્તિઓ પ્રાણવાયુની સહાયતાથી છે. સર્વ ઇંદ્રિયોનો પ્રેરક પ્રાણવાયુ છે. એ પ્રાણવાયુ, પ્રાણમયકોશ કહેવાય છે. પણ એ પ્રાણમયકોશ આત્મા તો નથી જ. કારણ કે પ્રાણમયકોશ જડ છે અને આત્મા ચેતન છે. હવે અનુમાન પ્રમાણ સાંભળ'-પ્રાણમયકોશ આત્મા નથી; કારણ કે, તે ઘટ આદિની પેઠે જડ છે. જેમ ઘડો જડ છે તેથી તે આત્મા નથી, તેમ પ્રાણમયકોશ પણ જડ છે, તેથી તે આત્મા નથી એવી રીતે અનુમાન પ્રમાણથી 'આત્મા પ્રાણમયકોશથી ભિન્ન છે,' એમ સિદ્ધ થાય છે. ૫

**(૩) વિજ્ઞાનમયકોશવિવેક**
**( ૬; ૧ શ્લોક )**

**અવતરણિકા**-હવે મનોમયકોશનું સ્વરૂપ દેખાડીને તેનુ અનાત્મપણું એટલે મિથ્યાપણું સમજાવે છે

**अहंतां ममतां देहे गेहादौ च करोति यः ।**
**कामाद्यवस्थया भ्रांतो नासावात्मा मनोमयः**

શબ્દાર્થ-જે દેહમાં અહંતા કરે છે, ગૃહાદિમાં મમતા કરે છે, તથા કામાદિ અવસ્થાએ કરીને ભ્રાંત-વિકારી છે, તે મનોમયકોશ છે, અને તે (મનોમયકોશ) આત્મા નથી. ૬

**ચન્દ્રકાન્ત વિવરણ**

ત્રીજો કોશ મનોમય કેવો છે, તે હવે હું કહું છું. દેહમાં જે અહંતામમતા કરે છે, એટલે 'દેહ જ હું છું' એ પ્રકારનો અધ્યાસ ઉત્પન્ન કરે છે. ઘર, ધન, સ્ત્રી, પુત્ર, પરિવાર આદિ મારાં છે, એવી રીતે મમતા કરે છે; તેમ જ કામ, ક્રોધ, લોભ આદિ વૃત્તિઓએ કરીને જે વિકારી છે, તે મનોમયકોશ કહેવાય છે. અનુમાન પ્રમાણે પણ તે આત્મા ઠરતો નથી એ મનોમયકોશ આત્મા નથી; કારણ કે, એ મનોમયકોશ દેહની પેઠે વિકારી છે. જેમ બાલ્યાવસ્થા, યુવાવસ્થા અને વૃદ્ધાવસ્થાએ કરીને દેહ વિકારી છે, તેથી તે આત્મા નથી, તેમ મનોમયકોશ પણ મમતાદિવાળો હોવાથી વિકારી છે, માટે તે આત્મા નથી. એ પ્રકારના અનુમાનથી પણ 'મનોમયકોશ આત્મા નથી,' એમ સિદ્ધ થાય છે. ૬

**(૪) વિજ્ઞાનમયકોશવિવેક**
**( ૭-૮; ૨ શ્લોકો )**

**અવતરણિકા**-હવે વિજ્ઞાનમયકોશનું સ્વરૂપ તથા તેનુ અનાત્મપણું દેખાડે છે, તથા મન અને બુદ્ધિ એ બન્ને અંતઃકરણના ભેદ છે, માટે એક જ અંતઃકરણમાં

'મનોમયકોશ' અને 'વિજ્ઞાનમયકોશ'ની કલ્પના કરવી ઉચિત નથી, તે પણ કહે છે.

लीना सुप्तौ वपुर्बोधे व्याप्नुयादानखाग्रगा ।
चिच्छायोपेतधीर्नात्मा विज्ञानमयशब्दभाक् ॥७॥
कर्तृत्वकरणत्वाभ्यां विक्रियेतांतरिंद्रियम् ।
विज्ञानमनसी अंतर्बहिर्ध्वते परस्परम् ॥८॥

શબ્દાર્થ–સુષુપ્તિ અવસ્થામાં લીન (લય) પામેલી, અને જાગ્રદવસ્થામાં નખાગ્ર પર્યંત આખા શરીરમાં વ્યાપીને રહેનારી તથા ચિદની છાયા (આભાસ)વાળી એવી જે બુદ્ધિ, તે વિજ્ઞાનમયકોશ છે; (તે આત્મા નથી.) અંતઃકરણ, કર્તાપણાએ કરીને અને કરણપણાએ કરીને વિકાર પામે છે, તેથી તે વિજ્ઞાનમયકોશ અને મનોમયકોશ કહેવાય છે. એ વિજ્ઞાનમયકોશ અને મનોમયકોશ પરસ્પર અંદર અને બહાર વર્તે છે (માટે તે બે કહેવાય છે). ૭–૮

## ચન્દ્રકાન્ત વિવરણ

પરબ્રહ્મને જાણવામાં જે ચોથું આવરણ છે, તે વિજ્ઞાનમયકોશ છે. સુષુપ્તિ અવસ્થામાં જેનો લય થાય છે અને જાગ્રદવસ્થામાં મસ્તકથી તે નખપર્યંત સર્વ શરીરમાં જે વ્યાપીને રહે છે અને જેમાં ચૈતન્યનો આભાસ પડે છે, એવી બુદ્ધિ વિજ્ઞાનમયકોશ કહેવાય છે. પણ એ વિજ્ઞાનમયકોશ આત્મા નથી; કારણ કે વિજ્ઞાનમયકોશનો સુષુપ્તિમાં લય થાય છે, અને આત્મા તો સર્વદા અવિનાશી તથા સદા પ્રકાશમાન છે, તેથી વિજ્ઞાનમય કોશ, આત્મા નથી; કેમકે તેનો લય થાય છે; ઘટાદિકની પેઠે. જેમ ઘટાદિકનો લય થાય છે તેથી તે આત્મા નથી, તેમ વિજ્ઞાનાત્મા બુદ્ધિનો પણ લય થાય છે, માટે બુદ્ધિ પણ આત્મા નથી. એ પ્રકારનાં અનુમાનથી 'વિજ્ઞાનમયકોશ પણ આત્મા નથી,' એમ સિદ્ધ થાય છે. ૭

### મનોમય અને વિજ્ઞાનમયનો ભેદ

શિષ્ય–અંતઃકરણ એક જ છે, અને મન તથા બુદ્ધિ એ અંતઃકરણના ભેદ છે; હવે એક જ અંતઃકરણ, વિજ્ઞાનમયકોશ અને મનોમયકોશ એમ બે કોશરૂપે કેમ હોઈ શકે ?

ગુરુ–અંતઃકરણ એક જ છે અને મન તથા બુદ્ધિ તેના ભેદ છે એ વાત ખરી છે; તથાપિ મન, કરણ એટલે અંદરની ઇંદ્રિય કહેવાય છે અને બુદ્ધિ વિજ્ઞાનાત્મા કર્તા કહેવાય છે; તેમ જ, મન બાહ્ય એટલે બાહ્ય વૃત્તિવાળું છે, અને બુદ્ધિ આંતરવૃત્તિવાળી છે. એવી રીતે કરણપણા અને કર્તાપણાના ભેદથી, તેમ જ બાહ્યપણા અને આંતરપણાના ભેદથી, એક જ અંતઃકરણ મનોમયકોશ અને વિજ્ઞાનમયકોશ, એમ બન્ને ભિન્ન-ભિન્ન કોશ કહેવાય છે. દાખલા તરીકે, એક જ પુરુષ, પોતાના પુત્રની અપેક્ષાથી પોતે પિતા કહેવાય છે, અને પોતાના પિતાની અપેક્ષાથી પોતે પુત્ર કહેવાય છે. અર્થાત્ જૂદાં જૂદાં કારણોથી, એક પુરુષ પિતા અને પુત્ર કહેવાય છે, તેમ જ એક જ અંતઃકરણ, કર્તાપણું અને કરણપણું, એવી રીતે ભિન્નભિન્ન કારણોથી, વિજ્ઞાનમયકોશ અને મનોમયકોશ એવી રીતે બે કોશરૂપે થઈ શકે છે. ૮

### (૫) આનન્દમયકોશવિવેક

( ૯; ૧ શ્લોક )

અવતરણિકા–હવે બાકી રહેલા શબ્દના વાચ્યાર્થરૂપ આનંદમયકોશનું અનાત્મપણું દેખાડવા માટે તેનું સ્વરૂપ સમજાવે છે.

काचिदंतर्मुखा वृत्तिरानंदप्रतिबिंबभाक् ।
पुण्यभोगे भोगशांतौ निद्रारूपेण लीयते ॥९॥

શબ્દાર્થ–પુણ્યના ઉપભોગ કાળમાં કોઈ અંતર્મુખવૃત્તિ, આનંદના પ્રતિબિંબને ભજનારી થાય છે, અને એ જ અંતર્મુખવૃત્તિ, ભોગની શાંતિસમયે નિદ્રારૂપે વિલીન થાય છે. તે આનંદમયકોશ કહેવાય છે. ૯

## ચન્દ્રકાન્ત વિવરણ

સૌથી છેલ્લો પડદો, સ્વપ્રકાશ ચિદાત્મા જ્યોતિનો સાક્ષાત્ થવામાં નડે છે, તે આનંદમયકોશ છે. પુણ્યકર્મનું ફળ સુખ છે, અને પાપકર્મનું ફળ દુ:ખ છે. એ પુણ્યકર્મનાં ફળરૂપ સુખના અનુભવ સમયમાં જે બુદ્ધિવૃત્તિ, અંતર્મુખ થઈ આનંદ, કે જે આત્મસ્વરૂપ છે તેને, ભજે છે; અને પુણ્યભોગના ફળની શાંતિ થાય ત્યારે નિદ્રારૂપે વર્તે છે. આ બુદ્ધિવૃત્તિ, આનંદમયકોશ, કહેવાય છે. પણ એ આનંદમયકોશ આત્મા નથી; કારણ કે, તે આનંદ ક્ષણિક છે.

અનુમાનથી પણ એમ જ સિદ્ધ થાય છે કે, આનંદમયકોશ આત્મા નથી; કારણ કે, તે કોઇક કાળમાં રહે છે, અર્થાત્ પુણ્યના ભોગના સમયમાં અને નિદ્રાકાળમાં રહે છે. ત્યારે એ કોના જેવો છે? જેમ વીજળી ઝબકીને પાછી લીન થાય છે, કેમકે તે ક્ષણિક છે, અને તેથી તે આત્મા નથી, તેમ આનંદમયકોશ (એક જાતની બુદ્ધિવૃત્તિ) સુખાનુભવ વખતે રહે છે અને પછી તે લીન થાય છે, તેથી તે ક્ષણિક છે; અને જે ક્ષણિક હોય, તે આત્મા હોય નહિ, કેમકે આત્મા નિત્ય છે; અને આનંદમયકોશ અનિત્ય છે. સુખકારી પદાર્થનો જ્યાં સુધી સંયોગ હોય ત્યાં સુધી આનંદ રહે છે અને તેનો વિયોગ થવાથી આનંદનો નાશ થાય છે, અને આત્માનંદ તો સદાય એક સરખો જ રહે છે, કેમકે તે નિત્ય છે. તેથી આનંદમયકોશ આત્મા નથી. ૯

## (૨) આત્માનું સ્વરૂપ

(૧૦-૩૬; ૨૭ શ્લોકો)

અવતરણિકા-પંચકોશથી આત્માનો વિવેક કર્યા પછી એ પાંચ કોશોમાં રહેલો આત્મા કેવો છે, એવી શિષ્યને આશંકા થતાં આત્માનું સ્વરૂપ સમજાવે છે.

**कादाचित्कत्वतो नात्मा स्यादानंदमयोऽप्ययम् ।**
**बिंबभूतो य आनंद आत्मासौ सर्वदा स्थितेः**

શબ્દાર્થ-આ આનંદમયકોશ પણ આત્મા નથી; કારણ કે તે ક્ષણિક છે, એટલે કોઇક કાળમાં છે. જે બિંબભૂત આનંદ છે, એ જ (બિંબભૂત આનંદ) આત્મા છે; કારણ કે, તેની સર્વદા સ્થિતિ (નિત્યતા) છે. ૧૦

### ચન્દ્રકાન્ત વિવરણ

#### (૧) આત્માની આનંદરૂપતા

શિષ્ય-અન્નમય, પ્રાણમય, મનોમય, વિજ્ઞાનમય અને આનંદમય એ પાંચ કોશો વિદ્યમાન છે, અને તે અનુભવમાં પણ આવે છે. એ સર્વ કોશોમાંથી કોઈ પણ કોશમાં એકએક કોશના સ્વરૂપનું નિરૂપણ કરીને, આત્માપણાનો નિષેધ કર્યો છે. હવે એ પાંચ કોશોથી અતિરિક્ત બીજો કોઈ અનુભવમાં આવતો નથી, તેથી એમ સિદ્ધ થાય છે કે આત્મા જ નથી.

ગુરુ-પંચકોશ અનુભવમાં આવે છે, અને તેથી અતિરિક્ત કોઈ અનુભવમાં આવતો નથી, માટે પંચકોશના આત્માપણાનો નિષેધ કરવાથી નિરાત્મપણું પ્રાપ્ત થશે, એમ તારું સમજવું દોષવાળું છે. કારણ કે આત્મા પંચકોશથી અતિરિક્ત છે. એ અતિરિક્ત આત્માનું કેવું સ્વરૂપ છે, એવી જિજ્ઞાસા હોય તો હું કહું છું, તે સાવધાન થઇને સાંભળ:-બુદ્ધિમાં જે આનંદનું પ્રતિબિંબ પડે છે અને જે પ્રિય, મોદ, પ્રમોદ શબ્દનો અર્થ છે, અને જે આનંદમયકોશ બિંબ (કારણ)રૂપ છે, એ જ આનંદ, આત્માની મૂર્તિ કહેવાય છે. કારણ કે, એ આનંદ સર્વદા વર્તમાન રહે છે, તેથી તે નિત્ય છે. અનુમાનથી પણ જણાય છે કે, આનંદ જ આત્મા છે; કારણ કે, તે નિત્ય છે; જે આત્મા ન હોય, તે નિત્ય પણ ન હોય. જેમ દેહ, ઇંદ્રિય, મન, બુદ્ધિ, અહંકાર આદિ નિત્ય નથી, તેથી તે આત્મા નથી; પણ આનંદ નિત્ય છે, માટે તે આત્મા છે. એવી રીતના અનુમાનથી પણ આત્મા આનંદરૂપ છે, એમ સિદ્ધ થાય છે. 'अस्तीत्येवो पलब्धव्य। આત્મા છે એ પ્રકારે આત્માને જાણવો,' એમ શ્રુતિમાં પણ કહ્યું છે. માટે પંચકોશથી જૂદો જ આત્મા છે, એ પ્રમાણે સિદ્ધ થવાથી નિરાત્મવાદીની શંકાને સ્થાન જ ક્યાં છે તે કહે.

શિષ્ય-ત્યારે આકાશ પણ નિત્ય છે, માટે એ આકાશ, આત્મા કાં નહિ?

ગુરુ-'आत्मन आकाशः संभूतः। આત્માથી આકાશ ઉત્પન્ન થયું,' એવી રીતે શ્રુતિમાં આકાશની ઉત્પત્તિ કહી છે. તેમ આમ પણ કહ્યું છે:- 'जातस्य हि ध्रुवो मृत्युः। ઉત્પન્ન થયેલાનો નિશ્ચય નાશ થાય છે.' એ સ્મૃતિવચનોનાં પ્રમાણોથી જણાય છે કે ઉત્પન્ન થયેલાનું અનિત્યપણું નિઃશંક છે. માટે આકાશ અનિત્ય છે; કારણ કે, આકાશ ઉત્પન્ન થયેલું છે; માટે 'આકાશ અનિત્ય છે તેથી તે આત્મા છે' એમ કહેવું અયોગ્ય જ છે. ૧૦

#### (૨) આત્માની જ્ઞાનરૂપતા

(૧૧-૨૧; ૧૧ શ્લોકો)

અવતરણિકા-અહીંયા શિષ્ય મૂળમાં જ શંકા કરે છે, તે પછી ગુરુજી તેનું ઉત્તર દે છે.

**ननु देहमुपक्रम्य निद्रानंदांतवस्तुषु ।**
**मा भूदात्मत्वमन्यत्तु न कश्चिदनुभूयते ११**

मादं निद्रादयः सर्वेऽनुभूयंते न चेतरः।
तथाऽप्येतेऽनुभूयंते येन तं को निवारयेत् १२

શબ્દાર્થ-દેહને લઈને નિદ્રા-આનંદ (આનંદમયકોશ) સુધીની વસ્તુમાં ભલે આત્માપણું ન હો, પણ તે વિના બીજો તો કોઈ અનુભવમાં આવતો નથી (માટે તે નથી). યથાર્થ છે કે આનંદમયકોશથી આરંભીને અન્નમયકોશ પર્યંત સર્વે અનુભવમાં આવે છે, તેથી બીજો અનુભવમાં આવતો નથી, તથાપિ એ (આનંદમયથી આરંભી અન્નમયકોશ પર્યંત) જેનાથી અનુભવમાં આવે છે, તેનું કોણ નિવારણ કરી શકે? ૧૧-૧૨

## ચન્દ્રકાન્ત વિવરણ

### (૧) આત્માના અભાવ વિષે શંકા

શિષ્ય-અન્નમયકોશ કાર્ય હોવાથી આત્મા નથી, પ્રાણમયકોશ જડ હોવાથી આત્મા નથી, મનોમયકોશ વિકારી હોવાથી આત્મા નથી, વિજ્ઞાનમયકોશ વિષયઆદિ અવસ્થાવાળો હોવાથી આત્મા નથી, અને આનંદમયકોશ કોઈક કાળમાં સ્થિત હોવાથી આત્મા નથી, એવી રીતે તમે સર્વ કોશોમાં આત્મપણાનો નિષેધ કર્યો છે તો ભલે કર્યો; પણ એ અન્નમયાદિ પંચકોશમાંથી કોઈ પણ કોશ આત્મા ન હોય, ત્યારે પચકોશથી બીજો કોઈ અનુભવમાં આવતો નથી કે, જેને તમે આત્મા કહેશો. જો પચકોશથી બીજો કોઈ આત્મા હોય તો પચકોશની પેઠે અનુભવમાં આવવો જોઇએ, પણ પચકોશથી બીજો કોઈ પણ અનુભવમાં આવતો નથી, તેથી આત્મા નથી એવી રીતે નિરાત્મવાદ સિદ્ધ થાય છે. ૧૧

વળી જે પચકોશ અનુભવમાં આવે છે, 'તે તો આત્મા નથી' એમ તમે કહો છો, અને એ પચકોશથી અન્ય કોઈ અનુભવમાં આવતું નથી કે જેને આત્મા માનીએ, ત્યારે તમે 'પચકોશથી જૂદો આત્મા છે' એમ કેમ કહો છો?

### (૨) શંકાનો ઉત્તર-આત્મા છેજ

ગુરુ-પચકોશ અનુભવમાં આવે છે, અને તેથી જૂદો કોઈ અનુભવમાં આવતો નથી એટલા જ માટે, નિરાત્મવાદ જેવું જણાય છે, એ વાત ખરી; પરંતુ જે આત્માએ કરી અન્નમયકોશથી આરંભીને આનંદમયકોશ પર્યંત સર્વ કોશ અનુભવમાં આવે છે, તે આત્માનું કોણ નિવારણ કરી શકે? આત્માના સદ્‌ભાવથી પંચકોશ આદિ સર્વ પ્રપંચનો અનુભવ થાય છે. અનુભવકર્તા, અનુભાવ્ય-અનુભવ કરવાની વસ્તુ-થી ભિન્ન છે. જેમ ઘટનો અનુભવ કર્તા મનુષ્ય તે અનુભાવ્ય જે ઘટ તેથી ભિન્ન છે; તેમ, અનુભવ કર્તા આત્મા છે અને અનુભાવ્ય પંચકોશ છે, માટે પંચકોશથી આત્મા ભિન્ન છે. આત્મા સાક્ષી છે અને પંચકોશ સાક્ષ્ય છે, માટે આત્મા પંચકોશથી ભિન્ન છે, અને અનુભવકર્તા છે; અર્થાત્, આત્મા છે એમ સિદ્ધ થાય છે, તેથી તારો નિરાત્મવાદ ટકી શકતો નથી. ૧૨

અવતરણિકા-આમ સમજાવ્યા છતાં પણ શિષ્ય શંકા કરે છે કે, જો આત્મા હોય તો તે અનુભવમાં આવવો જોઈએ, પરંતુ તે જાણવામાં આવતો નથી. તે પરથી ગુરુ કહે છેઃ-

स्वयमेवानुभूतित्वाद्विद्यते नानुभाव्यता।
ज्ञातृज्ञानांतराभावादज्ञेयो न त्वसत्तया १३

શબ્દાર્થ-પોતે (આત્મા) જ અનુભવરૂપ હોવાથી (આત્માનું) અનુભાવ્યતા (અનુભવના વિષય થવા)પણું નથી; તેમ તે અસત્‌પણાએ કરી જણાતો નથી તેમ પણ નથી. પરંતુ તે આત્મા બીજા જ્ઞાતા અને જ્ઞાનના અભાવથી જાણવામાં આવતો નથી. ૧૩

## ચન્દ્રકાન્ત વિવરણ

શિષ્ય-જો આત્મા પંચકોશથી જૂદો હોય તો પંચકોશની પેઠે તે અનુભવમાં આવવો જોઇએ, પણ આત્મા અનુભવમાં આવતો નથી, એમ સિદ્ધ જ થાય છે.

ગુરુ-આત્મા પચકોશનો સાક્ષી છે, માટે તે અનુભવરૂપ છે, તેથી જ તે અનુભવમાં આવતો નથી, કેમકે એ પોતે અનુભવનો વિષય નથી.

શિષ્ય-આત્મા અનુભવરૂપ હોય તો ભલે અનુભવરૂપ હો; તથાપિ તેનો અનુભવ થતો નથી, તેનું કારણ શું?

### (૩) આત્મા અનુભવ-જ્ઞાનરૂપ જ છે; અવિષય છે

ગુરુ-અનુભવ થવામાં અનુભવ અને અનુભવ કર્તાની આવશ્યકતા છે. આત્મા પોતે અનુ-

ભવરૂપ છે, અને સજાતીય, વિજાતીય તથા સ્વગત ભેદથી રહિત છે, તેમ અદ્વિતીય છે. તેથી આત્માથી બીજો અનુભવ નથી, તેમ આત્માથી બીજો અનુભવનો કર્તા પણ નથી, ત્યારે આત્માનો અનુભવ કેવી રીતે થાય? જો આત્માનો અનુભવ થતો હોય તો આત્માનું અનુભવરૂપપણું સિદ્ધ થાય નહિ. કારણ કે, અનુભવકર્તા અને અનુભાવ્ય (અનુભવ કરવાની વસ્તુથી) ભિન્ન હોય છે. જેમ સાધન વિના સાધ્ય સિદ્ધ થાય નહિ, તેમ અનુભવ અને અનુભવકર્તા વિના આત્માનો અનુભવ સિદ્ધ થશે નહિ. દાખલા તરીકે, ઘડો સાધ્ય છે અને તેનાં સાધનો, ચક્ર, દંડ આદિ છે. જેમ ચક્ર, માટી આદિ સાધનો ન હોય તો સાધ્ય ઘડો સિદ્ધ થશે નહિ? તેમ આત્માનો અનુભવ સિદ્ધ થશે નહિ. આત્મા અનુભવરૂપ છે, અને તે સર્વનો અનુભવકર્તા સાક્ષી છે. આત્માથી અન્ય અનુભવ કે અનુભવકર્તા નથી, કે જેણે કરીને આત્માનો અનુભવ થાય, માટે જ આત્માનો અનુભવ થતો નથી.

શિષ્ય-વસ્તુનો અનુભવ ન થવામાં બે કારણો હોય છે. એક તો અનુભવકર્તાના અભાવથી વસ્તુનો અનુભવ થતો નથી, અને બીજું વંધ્યાપુત્રની પેઠે વસ્તુસત્તાના અભાવથી એટલે તે વસ્તુ જ નથી તેથી તે વસ્તુનો અનુભવ થતો નથી. હવે આત્માનો અનુભવ થતો નથી, એમાં 'આત્માથી અતિરિક્ત અનુભવકર્તા નથી માટે આત્માનો અનુભવ થતો નથી,' એ કારણ તમે કહો છો; પરંતુ એ તમારા કહેવામાં કાંઈ પણ પ્રમાણ છે? જો પ્રમાણ હોય તો કહો, અને જો પ્રમાણ ન હોય તો તમારું કહેવું અનુચિત છે; કારણ કે, પ્રમાણ વિના કોઈ પણ વાત સિદ્ધ થતી નથી. હું તો માનું છું કે, 'આત્માનો અભાવ છે, તેથી જ આત્માનો અનુભવ થતો નથી.'

ગુરુ-આત્માનો અભાવ નથી, પણ સદ્‌ભાવ છે. આત્માનો સદ્‌ભાવ છે, તેથી પંચકોશનો અનુભવ થાય છે, પણ આત્માનો અભાવ હોય તો પંચકોશનો અનુભવ થાય નહિ. તેથી, 'આત્માનો અભાવ છે માટે તેનો અનુભવ થતો નથી,' એમ કહેવું ઉચિત નથી, પણ 'અનુભવકર્તાના અભાવથી આત્માનો અનુભવ થતો નથી' એમ કહેવું યોગ્ય છે.

આત્મા અનુભવરૂપ છે એમાં શ્રુતિનું આ પ્રમાણ છે: 'सत्यं ज्ञानमनंतं ब्रह्म। બ્રહ્મ સત્ય છે, જ્ઞાનસ્વરૂપ છે, અનંત છે,' એવી રીતે બ્રહ્મને જ્ઞાનસ્વરૂપ કહ્યું છે. બ્રહ્મ અને આત્મા એક જ છે એ તો અનેક વાર કહી ગયા છિયે. અહીં જ્ઞાનસ્વરૂપ એટલે બ્રહ્મ અનુભવ સ્વરૂપ છે, એમ સમજવું.

આત્મા સાક્ષીરૂપ છે તેનું પ્રમાણ આ પ્રમાણે પણ છે. 'साक्षी चेता केवलो निर्गुणश्च। આત્મા સાક્ષી છે: ચેતન છે, અદ્વિતીય છે, અને નિર્ગુણ છે.' આત્માથી બીજો અનુભવકર્તા નથી, તેનું પ્રમાણ પણ છે: 'नान्योऽतोऽस्ति बोद्धा। આત્માથી અન્ય જ્ઞાતા નથી.' વળી આત્માથી અનુભવકર્તા પણ અન્ય નથી, તેનું પણ પ્રમાણ છે: 'एकमेवाद्वितीयं ब्रह्म। બ્રહ્મ સજાતીય, વિજાતીય અને સ્વગતભેદથી રહિત એક જ અદ્વિતીય છે.' અને આત્મા જ્ઞાનરૂપ છે, એ તો આગળ શ્રુતિનું પ્રમાણ આપીને સિદ્ધ કર્યું છે. જેમ આ ગ્રંથના પહેલા પ્રકરણમાં 'इयमात्मा। આ જ્ઞાન આત્મા છે' એ શ્લોકમાં આત્મા જ્ઞાનસ્વરૂપ છે, એમ કહ્યું છે, એવી રીતે 'આત્મા અનુભવરૂપ છે; આત્માથી અન્ય અનુભવ નથી; આત્મા પોતે જ અનુભવકર્તા છે.' આત્માથી અન્ય અનુભવકર્તા નથી. તેથી જ, આત્માનો અનુભવ થતો નથી, એમાં અનેક શ્રુતિ, સ્મૃતિઓનાં વચન પ્રમાણ છે. માટે, આત્માનો અભાવ હોવાથી આત્માનો અનુભવ થતો નથી, એમ કહેવું અયોગ્ય છે, પણ બીજા અનુભવ કર્તાના અથવા તો બીજા જ્ઞાનના અભાવથી આત્માનો અનુભવ થતો નથી, એમ કહેવું જ સત્ય છે. ૧૩

અવતરણિકા-અનુભવરૂપ આત્મા અનુભવનો વિષય થઈ શકે જ નહિ. તેપર દૃષ્ટાંત આપીને ફરી પણ કહે છે-

माधुर्यादिस्वभावानामन्यत्र स्वगुणार्पणे ।
स्वस्मिंस्तदर्पणापेक्षा नो न चास्त्यन्यगुणार्पणे ।
अर्पकांतरराहित्येऽप्यस्त्येषां
मा भूत्तयाऽनुभाव्यता ।

શબ્દાર્થ-બીજે ઠેકાણે (જળ દૂધ આદિ અન્ય પદાર્થોમાં) પોતાના ગુણને અર્પણ કરવાવાળા માધુર્યાદિ સ્વભાવવાળા (મધુરતાદિ સ્વાભાવિક ગુણવાળા સાકર, ખાંડ, ગોળ, આંબલી, લવણ આદિ) પદાર્થોને, પોતાને વિષે તે મધુરતાદિ ગુણ અર્પણ કરવાની અપેક્ષા હોતી નથી, તેમ બીજી અર્પક (મધુરતાદિ અર્પણ કરવાવાળી વસ્તુ) પણ હોતી નથી. (૧૪) જેમ અન્ય અર્પણ કરનારનો અભાવ છતાં પણ એઓનો (મધુરતા આદિ અર્પણ કરનાર ખાંડ આદિ પદાર્થોનો) મધુરતા આદિ સ્વભાવ છે જ; તેમ આત્માનું અનુભવનું વિષયપણું મા હો, પરંતુ તે આત્માનું બોધાત્મકપણું તો નાશ પામતું નથી. ૧૫

## ચન્દ્રકાન્ત વિવરણ

### (૪) આત્મા જ્ઞાનનો અવિષય છે, તે સંબંધમાં દૃષ્ટાંત

જેનો સ્વાભાવિક ગુણ માધુર્ય છે, એવા પદાર્થો સાકર, ખાંડ, ગોળ આદિ છે. એ સર્વે મધુર પદાર્થો જળ, દૂધ, લાડુ આદિ સઘળા પદાર્થોને પોતાનો ગુણ અર્પણ કરે છે, અને પોતાના સબંધથી અન્યને મધુર કરે છે. જેમ ખાંડ, સાકર, ગોળ આદિને મધુર કરવા માટે બીજા મધુર પદાર્થોની અપેક્ષા નથી, તેમ સઘ ખાંડ આદિ મધુર પદાર્થોને મધુર કરે, એવા બીજા કોઈ પદાર્થો પણ જગતમાં નથી. તેમ જ આંબલી આદિ સ્વભાવથી ખાટા પદાર્થો છે. તે ખાટા પદાર્થો અન્ય પદાર્થોને પોતાના સબંધથી ખાટા કરે છે, પણ પોતાને ખાટા થવા માટે બીજા ખાટા પદાર્થોની અપેક્ષા નથી, તેમ તેને ખાટા કરનાર અન્ય ખાટા પદાર્થો પણ જગતમાં કોઈ નથી. વળી કડવા, ખારા, તીખા આદિ પદાર્થો પણ બીજા પદાર્થોને કડવા, ખારા, તીખા આદિ કરે છે, પણ પોતાને કડવા, ખારા, તીખા આદિ થવા માટે અન્ય કડવા, ખારા, તીખા આદિ પદાર્થોની અપેક્ષા રહેતી નથી. તેમ જગતમાં અન્ય કડવા, ખારા, તીખા આદિ પદાર્થો પણ નથી. એવી જ રીતે, આત્મા પોતે અનુભવરૂપ છે. આત્માએ કરી સર્વ પદાર્થોનો અનુભવ થાય છે. આત્મા સર્વ પદાર્થોને અનુભવવાળા કરે છે. આત્માને પોતાના અનુભવ માટે બીજા પદાર્થની અપેક્ષા નથી, તેથી જ આત્માનો અનુભવકર્ત્તા જગતમાં બીજો કોઈ પદાર્થ નથી. ૧૪

### (૫) ફલિતાર્થ:-આત્મા અનુભવરૂપ છે; એ બીજા કોઈનો અનુભવ થતો નથી

ખાંડ, સાકર, ગોળ આદિ મધુર પદાર્થોમાં મધુરતા અર્પણ કરવાવાળા બીજા મધુર પદાર્થો નથી; આંબલી આદિમાં ખટાશ અર્પણ કરવાવાળા બીજા ખાટા પદાર્થો નથી; લવણ આદિમાં ખારાશ અર્પણ કરવાવાળા બીજા ખારા પદાર્થો નથી; તે તો ભલે નહિ હોય, પરંતુ ખાંડ, સાકર, ગોળ આદિમાં જે મધુરતા છે, આંબલી આદિમાં ખટાશ છે, લવણ આદિમાં ખારાશ છે, તે સ્વાભાવિક ગુણોનો તો કોઈ પ્રકારે પણ અટકાવ કરી શકાતો નથી; પોતપોતાના સ્વાભાવિક ગુણો તો સ્વતઃસિદ્ધ વિદ્યમાન જ છે. તેમ આત્માનો અનુભવકર્ત્તા કોઈ નથી, પણ આત્મા તો સર્વ પદાર્થનો અનુભવકર્ત્તા છે. માટે આત્માનો સ્વભાવ જે બોધાત્મકરૂપ છે અર્થાત્ નિત્યજ્ઞાનસ્વરૂપ છે, તેનો તો કોઈથી અટકાવ થઈ શકે તેમ નથી; તેથી આત્મા પોતે અનુભવરૂપ છે, એમ સિદ્ધ થાય છે. ૧૫.

અવતરણિકા—આત્મા અનુભવરૂપ છે, એટલા માટે તે અનુભવનો વિષય નથી, અને તે સ્વપ્રકાશ છે, તેપર શ્રુતિનું પ્રમાણ આપે છેઃ—

**स्वयंज्योतिर्भवत्येष पुरोस्माद्भासतेऽखिलात्।**
**तमेव भांतमन्वेति तद्भासा भास्यते जगत्॥ १६**

શબ્દાર્થ—આ (આત્મા) સ્વયં જ્યોતિઃ(સ્વયંપ્રકાશ) છે, કારણ કે તે આ (પરિદૃશ્યમાન) સર્વ જગતથી પૂર્વે ભાસે છે, અને તેના પ્રકાશ (આત્મા)ની પાછળ સર્વ જગત પ્રકાશે છે; તથા તેની (આત્માની) કાંતિએ કરીને જગત્ ભાસે છે. ૧૬.

## ચન્દ્રકાન્ત વિવરણ

### (૬) આત્માના સ્વપ્રકાશ વિષે શ્રુતિપ્રમાણ

'अत्रायं पुरुष स्वयं ज्योतिर्भवति। સુષુપ્તિ અવસ્થામાં આ પુરુષ-આત્મા સ્વયંપ્રકાશ હોય છે.' 'अस्मात्सर्वस्मात्पुरत सुविभाति। તે આ દૃશ્યમાન જગતથી પૂર્વે પ્રકાશે છે,' 'तमेव भांतमनुभाति

सर्वं तस्य भासा सर्वमिदं विभाति । પ્રકાશ કરતા આત્માની પછી સૂર્ય, ચંદ્ર આદિ પ્રકાશક અને પ્રકાસ્ય સર્વ જગત્ પ્રકાશમાન થાય છે. તે આત્માના પ્રકાશથી જ ચરાચર જગત્ પ્રકાશે છે.' ઇત્યાદિ શ્રુતિઓમાં પણ 'આત્મા સ્વયંપ્રકાશ છે' એમ કહ્યું છે, તેથી એ સિદ્ધ થાય છે કે આત્મા સ્વયંપ્રકાશ છે; કારણ કે તે સર્વથી પહેલાં પ્રકાશેલો છે. આત્મા સર્વદા પ્રકાશમાન છે, અને તેની પછી સૂર્ય, ચંદ્ર, અગ્નિઆદિ પ્રકાશ કરે છે. સૂર્યાદિકમાં જે પ્રકાશની શક્તિ છે તે આત્માની છે, અને આત્માના પ્રકાશે કરી ચરાચર જગત્ પ્રકાશે છે. શ્રીકૃષ્ણ પરમાત્માએ ગીતાજીમાં કહ્યું છે કે, 'ज्योतिषामपि तज्ज्योतिः । સૂર્ય, ચંદ્ર આદિક જે પ્રકાશ કરવાવાળા છે, તેનો પણ પ્રકાશ કરવાવાળો જે છે તે આત્મા છે.' એથી આત્માના પ્રકાશ માટે અન્ય પ્રકાશક પદાર્થની આવશ્યકતા નથી. ૧૬

**અવતરણિકા**–આત્માના અનુભવ માટે અન્ય સાધન નથી, તેમ તેનો અન્ય જ્ઞાતા પણ નથી, તે માટે શ્રુતિનું પ્રમાણ આ પ્રમાણે છે:–

**येनेदं जानते सर्वं तत्केनान्येन जानताम् ।**
**विज्ञातारं केन विद्याच्छक्तं वेद्ये तु साधनम्**

**શબ્દાર્થ**–પ્રાણીઓ જે આત્માએ કરીને આ (દૃશ્યમાન) સર્વ (ચરાચર)ને જાણે છે, તે આત્માને બીજા કયા અન્યવડે જાણવો ? જાણનારા આત્માને શાથી જાણવો ? તમે કદાચ મનને જાણવામાં સાધન કહેશો તો તે મન, જાણવાયોગ્ય ઘટપટ આદિને જાણવા સમર્થ છે, પણ આત્માને જાણવા સમર્થ નથી. ૧૭.

## ચન્દ્રકાન્ત વિવરણ

'येनेदं सर्वं विजानाति तं केन विजानीयात् विज्ञातारमरे केन विजानीयात् । જે આત્માએ કરી આ સર્વ જગતને જાણી શકાય છે, તે આત્માને શાથી જાણવો ? અરે વિજ્ઞાતાને કયા સાધનથી જાણવો ?' તે વિષે શ્રુતિમાં કહ્યું છે કે, આત્માને જાણવામાં બીજું કોઈ પણ સાધન નથી, તેમ આત્માને જાણનારો અન્ય જ્ઞાતા પણ નથી. સર્વ પ્રાણીઓ સાક્ષી, ચેતનરૂપ એવા આત્માએ કરીને જ સર્વ જગત્ કે જે દૃશ્યમાન છે તેને જાણે છે. તે આત્માને અન્ય કયા સાધને કરીને જાણવો ? કારણ કે આત્મા વિના બીજું સર્વ તો જડ છે, અને જાણવું એ કાંઈ જડનો ધર્મ નથી, પણ ચેતનનો ધર્મ છે, અને ચેતન તો આત્મા જ છે; તે અદ્વિતીય, એટલે એક જ છે; ત્યારે સાક્ષીરૂપ આત્માને જડસ્વરૂપ બીજાં કયાં સાધને કરી જાણવો ? પણ, હે શિષ્ય ! એ આત્માને જાણવા માટે અન્ય કોઈ સાધન નથી, તેમ બીજો જાણનારો પણ નથી. આત્મા સ્વયં જ્ઞાતા છે, તો જ્ઞાતા એવા આત્માને શાથી જાણવો, તે કહે.

શિષ્ય–'આત્માને જાણવામાં કાંઇ પણ સાધન નથી' એમ આપ કહો છો, પણ તે ઉચિત નથી; કારણ કે, અન્ય પદાર્થને જાણવામાં જે મન સાધન છે એ જ મન આત્માને જાણવામાં પણ સાધન થઈ શકશે.

ગુરુ–મન, એ જાણવામાં સાધન છે એ વાત ખરી. કેમકે, વેદ્ય એટલે જ્ઞેય અર્થાત્ જાણવા યોગ્ય પદાર્થ; જેવા ઘટપટ વગેરે. તે જાણવામાં મન સાધન છે ખરું, પરન્તુ આત્માને જાણવામાં તે સાધન થઈ શકતું નથી. કારણ કે, આત્મા જ્ઞેય નથી, પણ તે તો જ્ઞાતા છે. માટે એ મન, ઘટપટાદિ પ્રાકૃત પદાર્થને જાણવામાં સાધન થઇ શકશે; પણ આત્માને જાણવામાં સાધન થઈ શકશે નહિ. શ્રુતિમાં પણ કહ્યું છે કે, 'नैव वाचा न मनसा । બ્રહ્મ, વાણીએ કરી કથન કરી શકાય તેમ નથી; તે મને કરી જાણી શકાય તેમ નથી; એટલે, વાણી અને મનને પણ તે અગોચર છે.' વળી, 'यतो वाचो निवर्तंते अप्राप्य मनसा सह । બ્રહ્મને પ્રાપ્ત થયા વગર મનની સાથે વાણી પણ જ્યાંથી પાછી ફરે છે.' હે શિષ્ય ! તારા હૃદયમાં યથાર્થ રીતે આ સિદ્ધાંત ઠસે તે માટે, બુદ્ધિની ઉપાધિએ કરી મેં આત્માને જ્ઞાતા કહ્યો છે, એટલે જ્ઞાનનો આશ્રય કહ્યો છે; પણ સિદ્ધાંતમાં તો આત્મા અનુભવરૂપ અર્થાત્ જ્ઞાનરૂપ જ છે. 'सत्यं ज्ञानमनंतं ब्रह्म । બ્રહ્મ, સત્ય છે, જ્ઞાનરૂપ છે, અને અનંત છે' એમ શ્રુતિમાં કહ્યું છે, તેનું સ્મરણ રાખ.

શિષ્ય–આત્માને જાણનારા અન્ય કોઈ ન હોય તો ભલે ન હો; પણ આત્માને જાણનાર આત્મા તો છે જ. તેમ છતાં આત્માનો કોઈ જ્ઞાતા નથી, આત્મા જ્ઞાનનો વિષય નથી, આત્મા અનુભવનો વિષય નથી, એમ આપ શા હેતુથી કહો છો ?

ગુરુ-જેમ ઘડો જાણવા યોગ્ય છે માટે તે જ્ઞેય છે, અને પુરુષ જાણનાર છે માટે તે જ્ઞાતા છે; તેમ જ્ઞાતા અને જ્ઞેય બન્ને ભિન્નભિન્ન હોય છે. જ્ઞેય ઘટ પટાદિ, અને જ્ઞાતા પુરુષ, બન્ને ભિન્નભિન્ન છે. તેવી જ રીતે, જો આત્મા જ્ઞાનનો વિષય હોય તો જ્ઞેય થઈ જાય, અને તેમ થાય તો પછી તેને જાણનારો જ્ઞાતા અન્ય હોવો જોઈએ, અને તે જ્ઞાતાને જાણનાર અન્ય જ્ઞાતા જોઈએ, એમ પરંપરાએ પણ પાર ન આવે. ખરી રીતે તો આત્માથી અન્ય કોઈ જ્ઞાતા જ નથી, માટે, જ્ઞાનનો વિષય આત્મા નથી, પણ જ્ઞાનરૂપ જ આત્મા છે. વળી આત્મા જ્ઞાતા તેમ જ આત્મા જ્ઞેય, એવી રીતે જે જ્ઞાતા તે જ જ્ઞેય હોય તો કર્મકર્તાપણાનો પણ વિરોધ આવે છે; કારણ કે, જ્ઞાતા એટલે જ્ઞાનનો આશ્રય કોણ ને જ્ઞેય એટલે જ્ઞાનનો વિષય કોણ? કેમકે આશ્રય અને વિષય બન્ને તો ભિન્ન જ હોવા જોઈએ. એટલા માટે, આત્મા જ્ઞાતા અને આત્મા જ્ઞેય એમ માનવું ઉચિત નથી. તેથી આત્મા જ્ઞાનનો વિષય નથી, પણ જ્ઞાનરૂપ જ છે, એમ સિદ્ધ થાય છે. ૧૭

અવતરણિકા-'આત્મા સ્વપ્રકાશ છે' તે પર શ્રુતિઓનાં પ્રમાણો આ પ્રમાણે છે:-

**स वेत्ति वेद्यं तत्सर्वं नान्यस्तस्यास्ति वेदिता।**
**विदिताविदिताभ्यां तत्पृथग्बोधस्वरूपकम्॥**

શબ્દાર્થ-તે (આત્મા) જે સર્વ વેદ્ય (જ્ઞેય પદાર્થ)ને જાણે છે, તેનો જાણનાર બીજો નથી. તે (આત્મા), વિદિત (જ્ઞાનનો વિષય) અને અવિદિત (અજ્ઞાને કરી આવૃત)થી પૃથક્ વિલક્ષણ બોધસ્વરૂપ છે. ૧૮

## ચન્દ્રકાન્ત વિવરણ

આત્મા સ્વપ્રકાશ છે; તેથી એ વેદ્ય એટલે જાણવા યોગ્ય ચરાચર જગતને જાણે છે, અને તેથી જ સર્વનો સાક્ષી છે, પણ આત્માનો જ્ઞાતા ચરાચર જગતમાં કોઈ નથી. આત્મા જ્ઞાનના વિષયથી ભિન્ન છે, તેમ જ અજ્ઞાને કરીને આચ્છાદિતથી પણ ભિન્ન છે; આત્મા તો જ્ઞાનસ્વરૂપ જ છે. શ્રુતિમાં પણ કહ્યું છે કે, 'स वेत्ति वेद्यं न च तस्यास्ति वेत्ता। એ આત્મા જ્ઞેય વસ્તુને જાણે છે; પણ તેનો જ્ઞાતા નથી.' 'अन्यदेव तद्विदितादथो अविदितादधि। તે બ્રહ્મ વિદિતથી એટલે જાણેલાથી અન્ય છે, તેમ અવિદિતથી (અજ્ઞાન)થી આવૃત થયેલા પદાર્થથી અધિક એટલે વિલક્ષણ બોધસ્વરૂપ છે.' ૧૮

અવતરણિકા-'વિદિતથી અને અવિદિતથી અન્ય બોધનો અનુભવ નથી' એવી શિષ્યને શંકા થવાથી, ગુરુ તેનો ઉપહાસ કરી જણાવે છે:-

**बोधेऽप्यनुभवो यस्य न कथंचन जायते।**
**तं कथं बोधयेच्छास्त्रं लोष्टं नरसमाकृतिम्॥**

શબ્દાર્થ-બોધ (જ્ઞાન) વિશે પણ જેને કોઇ પ્રકારે અનુભવ થતો નથી, તેવા નર સમાન આકૃતિવાળા માટીના ઢેફાંને શાસ્ત્ર કેમ બોધ કરી શકે? ૧૯

## ચન્દ્રકાન્ત વિવરણ

### (૭) અનુભવરૂપ આત્મામાં અનુભવના અભાવની શંકાનું સમાધાન

શિષ્ય-વિદિતથી અને અવિદિતથી અન્ય બોધરૂપ આત્મા છે, એમ આપ શ્રુતિના પ્રમાણપૂર્વક કહો છો એ તો ઠીક; પણ તે બેથી અન્યનો બોધ અનુભવમાં આવતો નથી તેનું કેમ?

ગુરુ-વિદિત એટલે વેદન, બોધનો વિષય. એવી રીતે વિદિતમાં જે વેદન, બોધ વિશેષણરૂપે રહ્યું છે તે જ બોધસ્વરૂપ છે. જો વેદનનો અનુભવ ન થતો હોય, તો વિદિત (બોધના વિષય)ના અનુભવનો પણ અભાવ થાય; પરંતુ વિદિતનો તો અનુભવ થાય છે, માટે બોધનો અંગીકાર અવશ્ય કરવો જોઇએ. તેમ જ ઘટ આદિ પદાર્થના સ્ફુરણરૂપ બોધ વિદ્યમાન છતાં પણ જે માણસને તેના અનુભવનો એટલે બોધનો સાક્ષાત્કાર થતો નથી, તે માણસને પથ્થર જેવો જડ સમજવો અને તે જડ માણસને શાસ્ત્ર કેવી રીતે બોધ કરી શકે? કોઈ પણ પ્રકારથી બોધ થઈ શકતો નથી. ૧૯

અવતરણિકા-બોધ જાણવામાં આવતો નથી એવું કહેવું જ 'વદતોવ્યાઘાત' દોષવાળું છે, એ વાત દૃષ્ટાંતપૂર્વક કહે છે:-

**जिह्वा मेऽस्ति न वेत्युक्तिर्लज्जायै केवलं यथा**
**न बुध्यते मया बोधो बोद्धव्य इति तादृशी**

શબ્દાર્થ-જેમ 'મારે જીભ છે કે નથી,' એ પ્રકારે કહેવું કેવળ લજ્જાકર છે; તેમ 'મારાથી

જ્ઞાન જણાતું નથી, પણ મારે જાણવું છે;' એ પ્રકારની ઉક્તિ પણ તેવી જ છે. ૨૦

## ચન્દ્રકાન્ત વિવરણ

'મારે જીભ છે કે નથી,' એમ કહેવું એ જ વદતોવ્યાઘાત કહેવાય. કારણ કે જો જીભ ન હોય તો એક શબ્દનું પણ ઉચ્ચારણ થઈ શકે નહિ. તો પછી 'મારે જીભ છે કે નથી' એવું ઉચ્ચારણ તો ક્યાંથી જ થઈ શકે ? તેમ છતાં પણ 'મારે જીભ છે કે નથી' એમ કહેવાથી તેની બુદ્ધિમત્તા પ્રસિદ્ધ થતી નથી, પણ મૂઢતા જ પ્રસિદ્ધ થાય છે; કેમકે વદતોવ્યાઘાત નામનો દોષ આવે છે, અર્થાત્ પોતાનું બોલવું પોતાને જ જૂઠો પાડે છે. તેવી રીતે, 'બોધ મારા જાણવામાં આવતો નથી, મારે તે જાણવો છે,' એમ કહેવામાં પણ વદતોવ્યાઘાત દોષ આવે છે, અને તેથી તેમ કહેનારની મૂઢતા ઉઘાડી પડે છે. જો બોધ ન હોય તો, 'બોધ મારા જાણવામાં આવતો નથી, મારે જાણવો છે,' એવો વ્યવહાર પણ કરી શકાય નહિ; પણ અહિંયાં તો તે તેવો વ્યવહાર કરે છે, માટે તે શું બોધ વગર કરે છે કે ? ૨૦

**અવતરણિકા**-શિષ્ય કહે છે કે, ભલે ઘટાદિકનો બોધ થાય, પરંતુ આ પ્રકરણના આરંભમાં કહેલા પરબ્રહ્મના જ્ઞાનમાં શું સમજવું ? આ શંકાનું ઉત્તર ગુરુ આપે છે.

**यस्मिन्यस्मिन्नस्ति लोके बोधस्तत्तदुपेक्षणे ।**
**यद्बोधमात्रं तद्ब्रह्मेत्येवं धीर्ब्रह्मनिश्चयः ॥२१॥**

**શબ્દાર્થ**-લોકમાં જેને જેને વિષે બોધ કહેવાય છે, તે સર્વની ઉપેક્ષા (અનાદર) કરતાં જે બોધ માત્ર (એવું કંઈ) રહે છે તે જ બ્રહ્મ છે, એ પ્રકારની જે બુદ્ધિ, તે બ્રહ્મ-નિશ્ચય એટલે બ્રહ્મજ્ઞાન છે. ૨૧

## ચન્દ્રકાન્ત વિવરણ

### (૮) બ્રહ્મના જ્ઞાન (વૃત્તિરૂપ)નું કથન

શિષ્ય-ઘટપટ આદિ પદાર્થનો સ્ફુરણરૂપ બોધ વિદ્યમાન છે, તે તો ઠીક, પરંતુ અહી કાંઈ ઘટાદિકના બોધનો પ્રસંગ ચાલતો નથી, પરંતુ પરબ્રહ્મના બોધનો પ્રસંગ ચાલે છે. આપે તો ચાલતા પ્રકરણના આરંભના શ્લોકમાં જ, 'પંચકોશના વિવેકથી બ્રહ્મ જાણી શકાય છે' એમ કહ્યું છે, માટે 'ઘટપટ આદિ પદાર્થના સ્ફુરણરૂપે બોધ વિદ્યમાન છે' એમ કહેવું, બ્રહ્મના બોધમાં શું ઉપયોગી છે ?

ગુરુ-બોધ એટલે જ્ઞાન, અને તેનો મુખ્ય અર્થ ચેતન છે. તેનો બુદ્ધિમાં આભાસ પડે છે, તેથી બુદ્ધિમાં જાણવાની શક્તિ આવે છે, ને તે બુદ્ધિ ઘટપટ આદિ પદાર્થને ગ્રહણ કરે છે, તેથી ઘટનો બોધ, પટનો બોધ ઇત્યાદિ જગતમાં વ્યવહાર થાય છે. પણ એ ગૌણ વ્યવહાર છે. હવે જગતમાં જે ઘટબોધ, પટબોધ, મઠબોધ ઇત્યાદિ વ્યવહાર થાય છે, તે સર્વની સાથે બોધ પરોવાઇ રહેલો છે. વિષયો બદલાતા જાય છે, પરંતુ બોધ બદલાતો નથી. તેમાંથી તે તે વિષયોનો ત્યાગ કરવાથી કેવળ બોધ જ અવશેષ રહે છે. જેમકે, ઘટબોધમાંથી ઘટ શબ્દનો ત્યાગ કરવો, પટબોધમાંથી પટશબ્દનો ત્યાગ કરવો, મઠબોધમાંથી મઠશબ્દનો ત્યાગ કરવો. એવી રીતે તે તે શબ્દોનો ત્યાગ કરવાથી બોધ જ અવશિષ્ટ રહે છે. એ અદ્વિતીય બોધ જ બ્રહ્મસ્વરૂપ છે. શ્રુતિમાં પણ 'सत्यं ज्ञानमनंतं ब्रह्म । બ્રહ્મ સત્ય, જ્ઞાનરૂપ અને અનંત છે.' એવી રીતે બ્રહ્મ જ્ઞાનરૂપ એટલે બોધરૂપ છે, એમ કહ્યું છે. હવે એ 'બ્રહ્મ બોધમય છે,' આ પ્રકારની જે નિશ્ચિત બુદ્ધિ, તે જ બ્રહ્મબોધ છે. રહસ્ય એ છે કે, ઘટપટ આદિ વિષયનો ત્યાગ કરવાથી કેવળ બોધ રહે છે. તે બોધ જ પરબ્રહ્મરૂપ છે; અને બ્રહ્મ બોધમય છે, એમ બોધન કરવા માટે, 'ઘટપટ આદિ પદાર્થના સ્ફુરણરૂપે બોધ વિદ્યમાન છે' એમ કહ્યું છે. આ કહેવું ચાલતા પ્રસંગમાં બ્રહ્મબોધમાં ઉપયોગી હોવાથી, કહ્યું છે. ૨૧

### (૩) શૂન્યમતનું ખંડન અને આત્મા સ્વપ્રકાશ છે, તેનું પ્રતિપાદન

(૨૨-૨૮; ૭ શ્લોકો)

**અવતરણિકા**-ઘટાદિક વિષયની ઉપેક્ષા કરતાં તે પદાર્થના અનુભવરૂપ પરબ્રહ્મનો જ્યારે બોધ થાય છે તો પછી પંચકોશના વિવેકની શી જરૂર છે? આવી શિષ્યને શંકા થતાં, ગુરુ કહે છે કે, પરબ્રહ્મના જ્ઞાન વિના સંસારની નિવૃત્તિ થતી નથી; તે માટે પરમાત્માના સ્વરૂપને જાણવા માટે, પચકોશના જ્ઞાનનો ઉપયોગ હોવાથી, તેના વિવેચનની જરૂર છે.

**पंचकोशपरित्यागे साक्षिबोधावशेषतः ।**
**स्वस्वरूपं स एव स्याच्छून्यत्वं तस्य दुर्घटम्**

શબ્દાર્થ–પંચકોશનો ત્યાગ કરતાં સાક્ષીનો બોધ અવશેષ રહે છે, અને તે (સાક્ષીરૂપ બોધ) જ સ્વસ્વરૂપ છે; અને તે સાક્ષીનું શૂન્યપણું દુર્ઘટ છે. ૨૨

## ચન્દ્રકાન્ત વિવરણ

શિષ્ય–જો ઘટપટ આદિ વિષયોનો ત્યાગ કરવાથી તે તે પદાર્થના અનુભવરૂપ બ્રહ્મ જાણવામાં આવે છે; તો પછી અન્નમયાદિ પંચકોશના વિવેચનનું શું પ્રયોજન છે?

**બ્રહ્મજ્ઞાનમાં પંચકોશનો વિવેક ઉપયોગી છે**

ગુરુ–જે બ્રહ્મ સર્વત્ર વ્યાપક છે અને પરિપૂર્ણ છે, તે જ બ્રહ્મ આત્મા છે, અને તે દેહઆદિથી ભિન્ન છે, એ પ્રકારનાં દૃઢ જ્ઞાન વિના અહંતા-મમતા અને જન્મમરણરૂપ સંસારની નિવૃત્તિ થતી નથી, અને સંસારની નિવૃત્તિ થયા વિના મોક્ષ થતો નથી, માટે બ્રહ્મની સર્વત્ર વ્યાપકતાના જ્ઞાનમાં પંચકોશનો વિવેક ઉપયોગી છે કેમકે, અન્નમયાદિ પંચકોશ મિથ્યા છે, એ પ્રકારની બુદ્ધિએ કરીને પંચકોશનું મિથ્યાપણું દૃઢ થયા પછી, કેવળ સાક્ષીરૂપ જે બોધ અવશિષ્ટ રહે છે, એ અવશિષ્ટ રહેલો બોધ જ સ્વસ્વરૂપ એટલે પોતાનું સ્વરૂપ છે અને તે બ્રહ્મ છે. પંચકોશ અને ચરાચર જગતમાં બ્રહ્મ વ્યાપીને રહ્યો છે, એ પ્રકારે બ્રહ્મનું યથાર્થ જ્ઞાન થવું, સંસારની નિવૃત્તિ થવી, અને મોક્ષ થવો, ઇત્યાદિ પંચકોશના વિવેચનમાં અનેક પ્રયોજનો છે.

શિષ્ય–જે અનુભવમાં આવે છે, એવા અન્નમયાદિ પંચકોશનો અનાદર કરવાથી તો શૂન્ય જ અવશિષ્ટ રહેશે, કારણ કે, પંચકોશથી બીજું કોઈ અનુભવમાં આવતું નથી, તેથી શૂન્યવાદ સિદ્ધ થાય છે.

**સાક્ષીરૂપ બોધ એ કંઈ શૂન્ય નથી**

ગુરુ–પંચકોશ અનુભવમાં આવે છે, અને તેથી અતિરિક્ત અનુભવમાં આવતું નથી, આ વાત ખરી છે, તથાપિ પંચકોશનો ત્યાગ કરવાથી શૂન્યવાદની સિદ્ધિ થતી નથી કેમકે, પંચકોશથી અતિરિક્ત ને તેના સાક્ષી, બોધરૂપ આત્માનો સદ્ભાવ છે એ સાક્ષી, બોધરૂપ આત્મા વિદ્યમાન છતાં તેનું શૂન્યપણું એટલે તે નથી એમ સિદ્ધ કરવું, એ અતિ અશક્ય છે. ૨૨

અવતરણિકા–શૂન્યપણાનું અશક્યપણું પ્રતિપાદન કરે છે–

**अस्ति तावत्स्वयं नाम विवादाविषयत्वतः**
**स्वस्मिन्नपि विवादश्चेत्प्रतिवाद्यत्र को भवेत्॥**

શબ્દાર્થ–'સ્વયં' એટલે સ્વસ્વરૂપ તો સૌને વિદ્યમાન જ છે, અને તેમાં (કોઈને) વિવાદ કરવા જેવું નથી. પોતાના સ્વરૂપને માટે પણ જો વિવાદ હોય તો આ વિવાદમાં પ્રતિવાદી કોણ? ૨૩

## ચન્દ્રકાન્ત વિવરણ

શિષ્ય–આપ કહો છો કે, પંચકોશનો ત્યાગ કરવાથી બ્રહ્મ અવશિષ્ટ રહે છે, અને બીજા કહે છે કે, શૂન્ય અવશિષ્ટ રહે છે, એ પ્રકારે મતભેદ પડવાથી, શૂન્ય અવશિષ્ટ રહે છે કે બ્રહ્મ અવશિષ્ટ રહે છે, એવી રીતે સંશય થવાનો સંભવ છે, તેનો આપ નિર્ણય કરો.

**આત્માનું શૂન્યપણું ઘટી શકતું નથી**

ગુરુ–પંચકોશનો ત્યાગ કરવાથી બ્રહ્મ જ અવશિષ્ટ રહે છે, કારણ કે તે સર્વના સાક્ષી છે, પણ શૂન્ય અવશિષ્ટ રહેતું નથી જે અવશિષ્ટ રહે છે, એ બ્રહ્મસ્વરૂપ જ છે. સ્વયં શબ્દનો અર્થ પણ સ્વસ્વરૂપ છે, એમ સર્વ શાસ્ત્રનો સિદ્ધાંત છે. સ્વસ્વરૂપમાં એટલે પોતાના આત્માના સ્વરૂપમાં કોઈને પણ વિવાદ હોતો નથી, અર્થાત્ કોઈ પણ પુરુષને 'હું છું કે નથી' આવી જાતની શંકા થતી નથી. તે માટે સ્વસ્વરૂપ સર્વના અનુભવથી વિવાદ વિનાનું છે.

શિષ્ય–સ્વસ્વરૂપમાં વિવાદ શા માટે ન હોય?

ગુરુ–અરે ઓ ગાંડા! જો સ્વસ્વરૂપને માટે પણ વિવાદ એટલે 'હું છું કે નથી,' આવો વાદ કરવામાં આવે તો પછી તે વિવાદમાં પ્રતિવાદી કોણ થાય? ૨૩

અવતરણિકા–પોતાનો અભાવ કહેનારો આ વિષયમાં પ્રતિવાદી થશે, આમ શિષ્યે કહ્યું તેનું ઉત્તર ગુરુ આપે છે–

**स्वासत्त्वं तु न कस्मैचिद्रोचते विभ्रमं विना**
**अत एव श्रुतिर्बाधं ब्रूते चासत्त्ववादिनः २४**

શબ્દાર્થ–વિભ્રમ (ભ્રાન્તિ) વિના પોતાનું મિથ્યાપણું તો કોઈને પણ રુચતું નથી, એટલા માટે જ શ્રુતિ અસત્વવાદીનો એટલે શૂન્યવાદીનો નિષેધ કરે છે. ૨૪

### ચન્દ્રકાન્ત વિવરણ

શિષ્ય–'સ્વસ્વરૂપના વિવાદમાં પ્રતિવાદી કોઇ નહિ થાય,' એમ તમારું કહેવું ઉચિત નથી; કારણ કે, જે વાદી હશે, તે જ પ્રતિવાદી થશે.

ગુરુ–ભ્રાંતિવાળા પુરુષને સ્વસ્વરૂપનો સંશય હોય છે; પણ ભ્રાંતિ વિના સ્વસ્વરૂપમાં સંશયવાળો અને પોતાનું અસત્ત્વ ( અભાવ ) કહેવાવાળો પુરુષ, જગતમાં કોઇ પણ નથી. પોતાનો અભાવ કહેવો કોઇને ગમે નહિ. સો વર્ષનો ઘરડો ડોસો, કે જે મરણ પથારીએ પડ્યો હોય ને કાળના મ્હોમાં કચડાતો હોય, તેને પણ મરવાનું કહેવાથી માઠું લાગે છે. તેમ જ, બાળક કે જેને ખાવા અને રમવા વિના બીજું વિશેષ જ્ઞાન હોતું નથી, તેને પણ મરવાનું કહેવાથી માઠું લાગે છે, તો પછી જુવાનીના જોમથી જોરમાં ઠણઠણાટ કરતો હોય, આ ક્ષણભંગુર દેહને અજરઅમર સમજી અનેક પ્રકારના અનર્થ કરતો હોય, અને મોટા મદથી મૂછો મરડી, કરડી નજરથી ચોમેર જોતો હોય, અને માતંગની પેઠે મત્ત થઈ મતબાલા જેવો ફરતો હોય, તેવા જુવાનીઆને મરવાનું કહેવાથી માઠું લાગે, એમાં શું આશ્ચર્ય? બાળક કે યુવાન કે વૃદ્ધ કે અતિ વૃદ્ધ, પંડિત કે મૂર્ખ, રાય કે રંક, કોઇને પણ મરવું ગમે નહિ. 'હું છું કે નથી,' આ પ્રકારે પોતાના સત્ત્વમાં કોઇને પણ સંશય થતો નથી; એટલે આત્માનો અભાવ નથી પણ તે નિત્ય છે, એટલા માટે શ્રુતિ આત્માના અસત્વવાદીનો, એટલે આત્મા નથી આમ કહેનારાનો 'બાધ' કરે છે; અર્થાત્ શૂન્યવાદી ખોટો પડે છે. ૨૪.

**અવતરણિકા**–કઈ શ્રુતિમાં 'આત્માના અસત્વવાદીનો બાધ કહ્યો છે,' એવી શિષ્યને જિજ્ઞાસા થતાં તે પૂર્ણ કરવામાટે ગુરુ તે શ્રુતિનો અર્થ કહી સંભળાવે છે.

**असद्ब्रह्मेति चेद्वेद स्वयमेव भवेदसत् ।**
**अतोऽस्य मा भूद्वेद्यत्वं स्वसत्त्वं त्वभ्युपेयताम्**

શબ્દાર્થ–'બ્રહ્મ અસત્ છે' એમ જે જાણે છે તે પોતે જ અસત્ એટલે મિથ્યા થાય છે; એટલા માટે બ્રહ્મનું વેદ્યત્વ (જ્ઞેયપણું) ભલે ન્હિ હોય, પરંતુ પોતાનું વિદ્યમાનપણું તો સ્વીકારવું જોઇએ. ૨૫



### ચન્દ્રકાન્ત વિવરણ

શ્રુતિમાં કહ્યું છે કે, 'બ્રહ્મ અસત્ છે' એમ જે જાણે છે, તે પોતે જ 'અસત્ થાય છે,' કારણ કે, પોતે બ્રહ્મરૂપ છે, અને પોતે પોતાને અસત્ કહે, એ ઉચિત નથી. 'બ્રહ્મ અસત્ છે' એમ જે કહે છે તે પોતાના મુખથી પોતાનો અભાવ કહે છે. એવી રીતે પોતાના મુખથી પોતાનો અભાવ કહેનારની નિપુણતા નહિ, પણ મૂઢતા જાણવી.

શિષ્ય–ત્યારે 'આત્મા સત્ છે' એમ માનવાથી શું ફળ થાય છે?

ગુરુ–યદ્યપિ આત્મા જ્ઞાનનો વિષય નથી, તથાપિ આત્મા સત્ છે; કારણ કે કોઇને પણ પોતાનો અભાવ રુચતો નથી. અર્થાત્ સૌ પોતાની હયાતીને ઇચ્છે છે. આત્મા સત્ છે, એમ માનવાથી પોતે સત્ થાય છે, અને શ્રુતિમાં કહેલો બાધ આવતો નથી. ૨૫

**અવતરણિકા**–'આત્મા વેદ્ય નથી પણ સ્વપ્રકાશ છે,' એમ ગુરુ કહે છે તો 'આત્માનું સ્વરૂપ કેવું છે' એવો શિષ્યે પ્રશ્ન કર્યો, તેનું ગુરુ સમાધાન કરે છે.

**कीदृक्तर्हीति चेत्पृच्छेरीदृक्ता नास्ति तत्र हि**
**यदनीदृगताद्वक्च तत्स्वरूपं विनिश्चिनु २६**

શબ્દાર્થ–ત્યારે આત્માનું સ્વરૂપ કેવું છે? એમ જો કોઈ પૂછે તો તેમાં 'આવો છે' એમ નિર્દેશ કરવાની યોગ્યતા નથી. માટે આત્મા આવો પણ નથી ને તેવો પણ નથી, તે આત્માનું સ્વરૂપ છે એવો નિશ્ચય કરવો. ૨૬

### ચન્દ્રકાન્ત વિવરણ

શિષ્ય–જ્યારે આત્મા અનુભવનો વિષય નથી ત્યારે આત્માનું સ્વરૂપ કેવું છે? 'આવું' છે કે 'તેવું' છે? તમે આત્માનુ જેવુ સ્વરૂપ કહેશો તેવા સ્વરૂપે કરીને આત્મા અનુભવનો વિષય થશે. કદાચિત્ એમ કહેશો કે, આત્માનું કોઈપણ સ્વરૂપ નથી, તો પછી શૂન્યવાદ નિઃસંદેહ જ સિદ્ધ થશે.

#### આત્માનું સ્વરૂપ

ગુરુ–જો અમે આત્માનું સ્વરૂપ 'આવું' કે 'તેવું' માનતા હોઇએ, તો 'આવાપણાનો' કે 'તેવાપણાનો' નિર્દેશ કરીએ; પરંતુ અમે તો આત્માનું સ્વરૂપ 'આવું' કે 'તેવું' કંઈપણ માનતા

નથી. તું પ્રશ્ન કરે છે કે, આત્મા કેવો છે ? તારા આ પ્રશ્નમાં બે પ્રકારના વિકલ્પ રહેલા છે. જો આત્માને કોઇ પણ વિશેષણથી યુક્ત કહીશું તો તે વિશેષણવાળાપણું આત્મામાં વેદ્યપણાની આપત્તિને ઉભી કરશે. અને ઇદક્તા (આવાપણું) ઇત્યાદિ વિશેષણ આત્માને નથી; આમ માનવાથી આત્મામાં શૂન્યપણાની આપત્તિ આવશે. આમ उभयतः पाशा रज्जुः એટલે 'બન્ને તરફથી ફાંસીની પીડા' એ ન્યાયથી બન્ને તરફથી પીડા ઉભી થાય છે. તેનો પરિહાર કરીને, હું તને આત્માનું સ્વરૂપ સમજાવું છું તે તુ સાંભળ. અમે અદ્વૈતવાદી આત્મામાં 'ईदृक्त्व આવાપણું' સ્વીકારતા નથી. જેમ ईदृक्त्वનો સ્વીકાર કરતા નથી, તેમ 'तादृक्त्व તેવાપણા'નો પણ સ્વીકાર કરતા નથી. કારણ કે પ્રથમ એક વસ્તુને જોઈ હોય ને તેવી જ બીજી વસ્તુ બીજે ઠેકાણે જોવામાં આવે ત્યારે 'આ તેવો છે' આવો પ્રયોગ થઈ શકે છે; પરંતુ અહીં તો આત્માના જેવો બીજો કોઈ પણ નથી. માટે આત્માને 'આવો' કે 'તેવો' કહી શકાય નહિ. માટે अनीदृक् અને अतादृक् એટલે 'આવોએ નહિ' ને 'તેવોએ નહિ' તે આત્માનું સ્વરૂપ છે, આમ સમજીને આત્માના સ્વરૂપનો નિશ્ચય કરી લે. ૨૬

અવતરણિકા–આત્મા આવો છે અને તેવો છે, એમ નથી, ત્યારે તે બેમાંથી એકે નથી, તેનું કારણ શું ? એવી જિજ્ઞાસા પૂર્ણ કરવા માટે ગુરુ કહે છેઃ–

अक्षाणां विपयस्त्वीदृक्परोक्षस्तादृगुच्यते।
विषयी नाक्षविषयः स्वत्वान्नास्य परोक्षता

શબ્દાર્થ–'આવો છે' એ ઇંદ્રિયનો વિષય કહેવાય છે, અને 'તેવો છે' એ પરોક્ષ કહેવાય છે. આત્મા વિષયી (વિષયરૂપ) હોવાથી દ્રષ્ટા છે, એ ઇંદ્રિયોનો વિષય નથી, અને સ્વસ્વરૂપ હોવાથી એનું પરોક્ષપણું નથી. ૨૭

## ચન્દ્રકાન્ત વિવરણ

શિષ્ય–આત્મા 'આવાપણા'થી અને 'તેવાપણા'થી રહિત છે એમ કહેવાથી જ આત્મા, 'આવાપણાથી' અને 'તેવાપણાથી' રહિત થઈ શકતો નથી, માટે તેનો અર્થ કહીને ઉપપાદન કરી બતાવો.

ગુરુ–ઘટપટ આદિ પદાર્થ. જે પ્રત્યક્ષ છે તેનું 'આવાપણું' જોવામાં આવે છે, અર્થાત્ ઘટપટનું વર્ણન કરતાં કહેવાશે કે તે આના જેવો છે અને ધર્મ, સ્વર્ગ આદિ જે પરોક્ષ છે તેનું 'તેવાપણું' જોવામાં આવે છે, અર્થાત્ ધર્મ, સ્વર્ગ આદિનું વર્ણન કરતાં કહેવાશે કે તે તેવો છે, ફલાણા જેવો છે. આમ હોવાથી સ્પષ્ટ સમજાશે કે, જે ઇંદ્રિયનો અપરોક્ષ એટલે પ્રત્યક્ષ વિષય હોય, તે 'ઇદક્' એટલે 'આવો' કહેવાય છે, અને જે ઇંદ્રિયનો પરોક્ષ હોય, તે 'તાદક્' એટલે 'તેવો' કહેવાય છે. જેમ ઘટ, પટ આદિ પદાર્થો ઇંદ્રિયોના વિષય છે, તેથી કહેવાશે કે 'ઘટ આવો છે' 'પટ આવું છે.' એવી રીતે ઘટ, પટ આદિમાં ઇદક્પણાનો વ્યવહાર થાય છે, પરંતુ આત્મા ઇંદ્રિયનો વિષય નથી. કારણ કે એ સર્વ ઇંદ્રિયોથી અગોચર છે, અને ઇંદ્રિયાદિ સર્વ પદાર્થોનો દ્રષ્ટા એટલે સાક્ષી છે. તેથી 'આત્મા ઇદક્ એટલે એવો છે,' એવી રીતે આત્મામાં ઇદક્પણાનો (આવાપણાનો) વ્યવહાર થતો નથી. બીજું ધર્મ, સ્વર્ગ આદિ પરોક્ષ એટલે અગોચર છે તેથી, 'તેવો ધર્મ છે,' 'તેવું સ્વર્ગ છે,' એ પ્રમાણે ધર્મ, સ્વર્ગ આદિમાં તાદક્પણાનો વ્યવહાર થાય છે, પણ આત્મા પરોક્ષ પણ નથી; કારણ કે આત્મા તો સ્વસ્વરૂપ છે. તેથી 'આત્મા તેવો છે' એવી રીતે આત્મામાં તાદક્પણાનો (તેવાપણાનો) વ્યવહાર થતો નથી.

સારાંશ કે, ઇંદ્રિયગોચર હોય તે ઇદક્, અને ઇંદ્રિયને અગોચર એટલે પરોક્ષ હોય, તે તાદક્ કહેવાય છે. હવે આત્મા ઇંદ્રિયોથી અગોચર છે માટે આત્મામાં ઇદક્પણું નથી; તેમ આત્મા સ્વસ્વરૂપ એટલે પોતાનું જ સ્વરૂપ છે, પરોક્ષ નથી, માટે આત્મામાં તાદક્પણું પણ નથી ૨૭

અવતરણિકા–આત્મા 'આવો છે' અને 'તેવો છે' તે સર્વથી રહિત છે એમ સિદ્ધ કરતાં તો શૂન્યવાદ સિદ્ધ થશે, એવી શિષ્યની શંકાનું સમાધાન કરે છે.

अवेद्योऽप्यपरोक्षोऽतः स्वप्रकाशो भवत्ययम्।
सत्यं ज्ञानमनंतं चेत्यस्तीह ब्रह्मलक्षणम् २८

શબ્દાર્થ–આત્મા અવેદ્ય (જ્ઞાનનો અવિષય) છતાં પણ અપરોક્ષ છે એટલા માટે આ

(આત્મા) સ્વપ્રકાશ છે, અને 'સત્ય, જ્ઞાન તથા અનન્ત' એ પ્રકારે પરબ્રહ્મનું લક્ષણ આત્મામાં છે. ૨૮

## ચન્દ્રકાન્ત વિવરણ

આત્મા કોઈ પણ ઇંદ્રિયનો વિષય નથી, તથાપિ અપરોક્ષ છે; એટલા જ માટે આત્મા સ્વપ્રકાશ છે, અને તેથી શૂન્યવાદ સિદ્ધ થતો નથી. હવે અનુમાન કરીએ, તો 'આત્મા સ્વપ્રકાશ છે.' કારણ કે, તે જ્ઞાનનો અવિષય છતાં સંવેદન એટલે ઇન્દ્રિયજન્યવૃત્તિ અથવા જ્ઞાનની પેઠે અપરોક્ષ છે. જેમ સંવેદન જ્ઞાનનો અવિષય છતાં અપરોક્ષ છે. તેમ આત્મા પણ જ્ઞાનનો અવિષય છતાં અપરોક્ષ છે; કેમકે, કોઇને પણ સ્વસ્વરૂપ પરોક્ષ એટલે અગોચર હોતું નથી, માટે આત્મા સ્વપ્રકાશ છે. આ અનુમાનમાં આત્મા પક્ષ છે; સ્વપ્રકાશપણું સાધ્ય છે; અપરોક્ષપણું હેતુ છે; 'જ્ઞાનનો અવિષય છતાં' એ હેતુનું વિશેષણ છે, અને 'સંવેદનની પેઠે' એ દૃષ્ટાંત છે.

### આત્માની સ્વપ્રકાશતા અને શૂન્યવાદનો નિષેધ

શિષ્ય–'જ્ઞાનનો અવિષય છતાં' એ પ્રકારે જે હેતુનું વિશેષણ છે, તે ખોટું છે; કારણ કે, આત્મા જ્ઞાનનો વિષય કેમ નહિ?

ગુરુ–જો આત્મા જ્ઞાનનો વિષય એટલે કર્મ હોય તો કર્મકર્ત્તાપણાનો વિરોધ આવે, કારણ કે, કર્તા અને કર્મ ભિન્નભિન્ન હોય છે. જેમકે, ઘટનો કર્તા કુંભાર છે, અને ઘટ કર્મ છે, એમાં જેમ કર્તા કુંભાર અને કર્મ ઘટ એ બન્ને ભિન્ન છે, તેમ જ્ઞાન અને જ્ઞાનનું કર્મ બન્ને ભિન્ન હોવાં જોઇએ. પણ તે બન્ને ભિન્ન નથી, કારણ કે, આત્મા પોતે જ જ્ઞાનસ્વરૂપ છે, એમ શ્રુતિમાં કહ્યું છે. તેમ જ પૂર્વાપર (પહેલા પ્રકરણના આઠમા શ્લોકમાં) પણ 'इयमात्मा परानंदः' આ જ્ઞાન આત્મા છે, અને તે પરાનંદરૂપ છે, એ રીતે આત્માને જ્ઞાનરૂપ કહી ગયા છિયે. એ પ્રમાણે આત્મા જ્ઞાનરૂપ હોવાથી જ્ઞાનનો વિષય નથી, એટલે જ્ઞેયરૂપ નથી.

શિષ્ય–આત્મા જ્ઞાનરૂપે કરીને કર્તા અને જ્ઞાનના વિષયરૂપે કરીને કર્મ, એવી રીતે સ્વસ્વરૂપે કરી કર્ત્તાપણું અને વિશેષણ વિશિષ્ટરૂપે કરી કર્મપણું માનવાથી તેમાં કર્મકર્ત્તાપણાનો વિરોધ આવશે નહિ.

ગુરુ–તું કહે છે તેમ એક સંવેદન એટલે ઇંદ્રિયજન્ય જ્ઞાનને માટે જો અન્ય સંવેદન માનીએ તો બીજા માટે ત્રીજું ને ત્રીજા માટે ચોથું, એવી રીતે માનવું પડશે, અને તે માનતાં પાર ન આવવાથી અનવસ્થા નામનો દોષ આવશે, અર્થાત્ એક ઇંદ્રિયજન્યવૃત્તિ બીજી ઇંદ્રિયજન્ય વૃત્તિવડે પ્રકાશતી નથી. એટલા માટે સંવેદન એટલે જ્ઞાન એક છે, અને તે સ્વપ્રકાશ છે એમ માનવું જોઇએ, અને સંવેદન સ્વયંપ્રકાશ છે, એમ માનવાથી દૃષ્ટાંત સાધનવિકલ એટલે કે સિદ્ધિરહિત થતું નથી.

### આત્મામાં બ્રહ્મનાં લક્ષણો; સત્ય, જ્ઞાન, અને અનંતની યોજના

શિષ્ય–તમે પ્રમાણો આપીને આત્મા સ્વપ્રકાશ છે એમ સિદ્ધ કર્યું તો ભલે આત્મા સ્વપ્રકાશ હોય; પણ આત્મામાં બ્રહ્મનાં લક્ષણોનો અભાવ હોવાથી 'આત્મા બ્રહ્મ છે' એમ મને તો જણાતું નથી.

ગુરુ–સત્યપણું, જ્ઞાનસ્વરૂપપણું, અને અનંતપણું એ બ્રહ્મનાં લક્ષણો છે, અને તે સર્વ લક્ષણો આત્મામાં ઘટે છે. તે છતાં તને 'આત્મા બ્રહ્મ છે' એ નથી જણાતું, એ આશ્ચર્ય છે. જેમ બ્રહ્મ સત્ય છે અને ત્રિકાલાબાધ્ય છે, તેમ આત્મા પણ સત્ય છે અને ત્રિકાલાબાધ્ય છે; જેમ બ્રહ્મ જ્ઞાનસ્વરૂપ છે, તેમ આત્મા પણ જ્ઞાનસ્વરૂપ છે; જેમ બ્રહ્મ અનંત એટલે દેશપરિચ્છેદ, કાલપરિચ્છેદ અને વસ્તુપરિચ્છેદથી રહિત છે, તેમ આત્મા પણ એ ત્રિવિધ પરિચ્છેદથી રહિત છે. એવી રીતે આત્મામાં બ્રહ્મનાં લક્ષણો ઘટે છે, માટે આત્મા બ્રહ્મ છે, એમ અમે માનીએ છિયે.

શિષ્ય–સત્યપણું, જ્ઞાનસ્વરૂપપણું, અને અનંતપણું એ બ્રહ્મનાં લક્ષણો છે, તે આત્મામાં ઘટે છે, તેથી આત્મા બ્રહ્મરૂપ છે, એમ આપ કહો છો; પણ જ્યારે આત્માનાં પણ લક્ષણો છે, ત્યારે આત્મા તે લક્ષણે કરીને જ્ઞેય છે, એમ સિદ્ધ થાય છે; તે છતાં આત્મા જ્ઞેય એટલે અનુભવનો વિષય નથી, એમ તમે કેમ કહો છો?

ગુરુ–એ લક્ષણો તો અજ્ઞાનીને સમજાવવા માટે છે, પરંતુ વાસ્તવિક નથી 'આત્મા જગતથી વિલક્ષણ છે, એટલો જ અજ્ઞાનીને બોધ કરવાનો છે,' અને તે માટે લક્ષણો દર્શાવવાં પડે છે જગત્ અસત્ છે, તો અસત્થી વિલક્ષણ એટલે સત્ આત્મા છે જગત્ જડ છે, તો આત્મા તેથી એટલે જડથી વિલક્ષણ છે, એટલે ચેતન સ્વરૂપ છે જગત્ ત્રિવિધ પરિચ્છેદવાળું છે, તો આત્મા તેથી વિલક્ષણ એટલે ત્રિવિધપરિચ્છેદ રહિત છે એવી રીતે આત્મા જગતથી વિલક્ષણ છે, એમ અજ્ઞાનીને બોધ કરવા માટે, 'सत्यं ज्ञानमनन्तं ब्रह्म ।' એમ શ્રુતિમાં કહ્યું છે સત્ય તો આ જ કે આત્મા અનુભવરૂપ અને સ્વપ્રકાશ છે ૨૮

### (૪) આત્માનું સત્ય સ્વરૂપ

(૨૯ ૩૪ ૬ શ્લોકો)

☞ અવતરણિકા 'આત્મા સત્ય છે' તે પ્રતિપાદન કરવા માટે સત્યનું લક્ષણ કહે છે

**सत्यत्वं बाधराहित्यं जगद्बाधैकसाक्षिणः ।**
**बाधः किं साक्षिको ब्रूहि न त्वसाक्षिक इष्यते ॥**

શબ્દાર્થ–બાધરહિતપણું એ સત્યપણું જાણવું જગતના બાધનો જે એક (અદ્વિતીય) સાક્ષી (આત્મા) છે, તેના બાધમા કોણ સાક્ષી છે ? તે કહે સાક્ષી વિનાનો બાધ અમે માન્ય કરી શકતા નથી ૨૯

### ચન્દ્રકાન્ત વિવરણ

શિષ્ય–બ્રહ્મના લક્ષણો સત્ય, જ્ઞાન અને અનંત છે,' અને તે આત્મામા ઘટે છે, પણ સત્યનું શું લક્ષણ છે ?

#### સત્યનું લક્ષણ

ગુરુ–સત્ય એટલે બાધરહિત ત્રણે કાલમા બાધરહિત વસ્તુ, એ સત્યનું લક્ષણ છે 'सत्यम् बाध्यम्। જેનો બાધ ન થઈ શકે તે સત્ય છે' 'बाध्य मिथ्या । જેનો બાધ થાય, તે મિથ્યા છે' એવી રીતે પૂર્વના આચાર્યોએ પણ સત્ય અને મિથ્યાના લક્ષણો કહ્યા છે માટે ભૂત, ભવિષ્ય અને વર્તમાન એ ત્રણ કાળમા જેનો બાધ ન થાય તે જ સત્ય

શિષ્ય–સત્યનું જો એ લક્ષણ છે, તો અહીં બ્રહ્મના લક્ષણોને આત્મામા ઘટાડવાનો પ્રસંગ ચાલે છે, તે પ્રસંગમા સત્યના લક્ષણનો શો ઉપયોગ છે ?

ગુરુ–સત્ય બ્રહ્મનું લક્ષણ છે, તે આત્મામા પણ ઘટે છે, ને તેથી આત્મા બ્રહ્મ છે એવી રીતે આત્મા અને બ્રહ્મની એકતાનું બોધન કરવા માટે, ચાલતા પ્રસંગમા સત્યનું લક્ષણ ઉપયોગી થઈ પડે છે ત્રણે કાળમા આત્માનો બાધ થતો નથી, માટે આત્મા નિત્ય છે, અને જે નિત્ય છે તે જ સત્ય છે બાધ એટલે સુષુપ્તિ મૂર્છા અને સમાધિમાં અવિદ્યમાનપણું હોવું તે હવે સુષુપ્તિ મૂર્છા અને સમાધિમાં સ્થૂલ સૂક્ષ્માદિ શરીરરૂપ જગતનો બાધ થાય છે, પણ આત્માનો બાધ થતો નથી, કેમકે, આત્મા તો સુષુપ્તિ આદિ ત્રણે અવસ્થામા વિદ્યમાન છે, અને સર્વ જગતના બાધના અભાવનો સાક્ષી છે, પરતુ આત્માના બાધનો સાક્ષી કોણ છે ? કોઈજ નથી માટે આત્માનો બાધ થતો નથી, તેથી આત્મા સત્ય છે, એમ સિદ્ધ થાય છે

શિષ્ય–આત્માના બાધનો સાક્ષી કોઇ ન હોય તો ભલે, પણ સાક્ષી વિનાનો બાધ કાં નહિ ?

ગુરુ–સાક્ષી વિના આત્માનો બાધ સિદ્ધ થશે નહિ કારણ કે, સાક્ષી વિના કોઈની પણ સિદ્ધિ થતી નથી સાક્ષી વિના આત્માના બાધની સિદ્ધિ છે, એમ જો માનશો, તો વંધ્યાપુત્ર, શશશૃંગ, મનુષ્યશૃંગ આકાશપુષ્પાદિની સિદ્ધિ થવી જોઇએ, પણ તેની સિદ્ધિ થતી નથી, તેમ સાક્ષી વિના આત્માનો બાધ સિદ્ધ થતો નથી તેથી આત્મા સત્ય છે, એમ સિદ્ધ થાય છે

શિષ્ય–આત્માના બાધનો સાક્ષી કોઇ પણ માનીશું તો પછી આત્મા સત્ય છે, એમ કેમ કહેવાશે ?

ગુરુ–ઠીક, પણ આત્માના બાધનો સાક્ષી આત્મા છે કે અનાત્મા છે ?

શિષ્ય–આત્માના બાધનો સાક્ષી અનાત્મા છે

ગુરુ–આત્માના બાધનો સાક્ષી અનાત્મા થઈ શકે નહિ કારણ કે, આત્મા ચેતન છે, અને અનાત્મા એટલે આત્માથી વિલક્ષણ સર્વ પદાર્થ જડ છે અનાત્મા જે જડ છે તે આત્માના બાધનો સાક્ષી કેમ થઈ શકે ? સાક્ષીપણું ચેતનનો ધર્મ છે, પણ જડનો ધર્મ નથી, તેથી ચેતન સાક્ષી થઈ શકે, પણ જડ કોઇનો સાક્ષી થઇ શકે ખરો ?

શિષ્ય–ત્યારે આત્માના બાધનો સાક્ષી આત્મા છે, એમ માનીશુ તો શુ બાધ આવશે?

ગુરુ–આત્માના બાધનો સાક્ષી આત્મા છે, એમ માનવામાં પણ અનેક દોષ આવશે, તેથી તેમ માનવુ પણ ઉચિત નથી પોતે પોતાના અભાવનો સાક્ષી થઈ શકે નહિ જે અભાવ પછી રહે તે અભાવનો સાક્ષી થઈ શકે તેથી જો આત્માનો અભાવ થાય તો પછી આત્મા શેષ રહ્યો નહિ, એટલે આત્મા આત્માના અભાવનો સાક્ષી કેમ થઇ શકે? તેપરથી સર્વનો બાધ એટલે નિષેધ કર્યા પછી પણ જે શેષ રહે છે, અને જે સર્વના બાધનો સાક્ષી છે તે આત્મા છે, ને તે સત્ય છે એમ સિદ્ધ થાય છે ૨૯

અવતરણિકા–સર્વનો બાધ કર્યા છતા જે અવશેષ રહે છે તે જ આત્મા છે, એ પર દૃષ્ટાંત આપે છે –

अपनीतेषु मूर्तेषु ह्यमूर्तं शिष्यते वियत् ।
शक्येषु बाधितेष्वंते शिष्यते यत्तदेव तत् ॥

શબ્દાર્થ–જેમ આકારવાળા પદાર્થો દૂર કર્યા પછી, આકાર વગરનું આકાશ અવશિષ્ટ રહે છે, તેમ બાધ કરવા યોગ્ય પદાર્થોનો બાધ કરતા પછી અંતમાં જે અવશિષ્ટ રહે છે તે જ બ્રહ્મ છે. ૩૦

### ચન્દ્રકાન્ત વિવરણ

કોઇ પણ ઘરમા સાકાર ઘટપટ આદિ પદાર્થ છે, તેમ નિરાકાર આકાશ પણ છે એ આકાશ સર્વત્ર વ્યાપક છે એટલે ઘરમા હોય એમા આશ્ચર્ય નથી હવે ઘરમાંથી સાકાર ઘટપટ આદિ સર્વ પદાર્થો બહાર કાઢ્યા છતા પણ નિરાકાર આકાશ બાકી રહે છે, કેમકે તે નિરાકાર છે તેથી તેને ઘર માથી બહાર કાઢી શકાતુ નથી, તેમ જ દેહાદિક મૂર્તિમાન્, અને ઇંદ્રિય, મન, બુદ્ધિ આદિ સર્વ અમૂર્ત પદાર્થ, જેનો મિથ્યાપણાએ કરીને બાધ કરી શકાય છે તેનો, 'નેતિ નેતિ। આ બ્રહ્મ નહિ, આ બ્રહ્મ નહિ' એ શ્રુતિએ કરીને બાધ કરવાથી, તે સર્વ બાધનો સાક્ષી બોધ–જ્ઞાન જ અવશિષ્ટ રહે છે અને તે જ બાધરહિત આત્મા છે

શિષ્ય–'નેતિ નેતિ' એ શ્રુતિ, આત્માનો પણ બાધ કેમ નથી કરતી?

ગુરુ–જેમ ઘરમાથી બહાર કાઢવા યોગ્ય પદાર્થ બહાર કાઢી શકાય છે, પણ બહાર કાઢવામા અશક્ય આકાશ ઘરમાથી બહાર કાઢી શકાતુ નથી, તેમ બાધ કરવાને શક્ય એવા દેહ ઇંદ્રિય આદિ પદાર્થોનો, 'નેતિ નેતિ' એ શ્રુતિ બાધ કરે છે, પણ તે શ્રુતિ આત્માનો બાધ કરી શકતી નથી, કારણ કે આત્મા તો નિર્બાધ એટલે બાધ રહિત કહેતા બાધ કરવાને અશક્ય છે ૩૦

અવતરણિકા–આ પરથી તો 'કાંઇ શેષ રહેતુ નથી' એવી શિષ્યે શંકા કરી, તેનુ ગુરુ સમાધાન કરે છે

सर्वबाधे न किञ्चिच्चेद्यन्न किंचित्तदेव तत् ।
भाषा एवात्र भिद्यंते निर्बाधं तावदिष्यते ॥

શબ્દાર્થ–સર્વ પદાર્થોનો બાધ કરવાથી 'કંઈ અવશિષ્ટ રહેતું નથી' એમ જો કહેતા હો તો જે કંઈ નથી, તે જ બ્રહ્મ છે. આ વિષયમાં ભાષા જ ભેદ પામે છે, અને બાધરહિત બ્રહ્મ તો વિદ્યમાન જ છે. ૩૧

### ચન્દ્રકાન્ત વિવરણ

શિષ્ય–દૃશ્યમાન સર્વ પદાર્થોનો બાધ કરવાથી કાંઈ પણ અવશિષ્ટ રહેતુ નથી, ત્યારે તમે કેમ કહો છો કે જે અવશિષ્ટ રહે, તે જ આત્મા છે?

ગુરુ–'કાંઈ પણ અવશિષ્ટ રહેતુ નથી' એમ તું કહે છે તેથી તને હુ પૂછુ છુ કે, સર્વના અભાવનો અનુભવ તને છે કે નથી? હવે જો સર્વના અભાવનો અનુભવ નથી એમ કહેશે તો પછી 'કાંઈ પણ અવશિષ્ટ રહેતું નથી,' એમ તુ કહેશે, પણ અનુભવ વિના તે કહી શકાય નહિ. તેથી 'સર્વના અભાવનો અનુભવ છે' એમ અવશ્ય સ્વીકારવુ પડશે એવી રીતે સર્વના અભાવનુ સાક્ષીરૂપ જ્ઞાન, કે જે 'न किंचित् । કાંઇ પણ નથી' એ શબ્દે કરીને ચૈતન્ય કહેવાય છે, તે જ બ્રહ્મ છે સર્વના બાધનો સાક્ષી જે અવશિષ્ટ રહે છે, તેને તું 'न किंचित्। કાંઈ પણ નથી,' એમ કહે છે તે જ ચૈતન્ય કહેવાય છે, અને તે જ બ્રહ્મ છે. સર્વના બાધનો સાક્ષી જે અવશિષ્ટ રહે છે, તેને તુ 'न किंचित्।' એમ કહે છે, અને અમે તેને બ્રહ્મ–આત્મા કહીએ છિયે, એટલે બન્નેનો વાચ્યાર્થ એક છે, પણ ભિન્ન નથી

શિષ્ય–न किंचित् । એ અભાવવાચક શબ્દનો અર્થ અભાવ થવો જોઇએ, પણ ચૈતન્ય કેમ થાય?

ગુરુ–સર્વના બાધનો સાક્ષી કોઇ પણ માનવો જોઇએ, તેથી સર્વનો બાધ કરતા જે

રટે છે, તે સર્વના બાધનો સાક્ષી છે તેને જ તું ન કિંચિત્। એમ કહે છે, અને અમે તેને સાક્ષી કહીએ છીએ જેમ ઘડો તો એક જ છે, પણ તેને કોઈ ઘડો કહે છે, કોઈ ગાગર કહે છે, અને કોઈ કલશ કહે છે તેમ જ જૂદા જૂદા દેશના રહીશ જનો 'પાણી,' 'વાટર,' અને 'આબ' કહે છે હવે 'ઘડો, ગાગર અને કલશ.' 'પાણી, વાટર, અને આબ' એ સર્વ શબ્દોનો વાચ્યાર્થ એક ઘટ ને પાણી જ છે,-માત્ર ભાષાનો જ એટલે નામનો જ ભેદ છે, પણ વસ્તુભેદ નથી તેમ બાધનો સાક્ષી ચૈતન્યરૂપ આત્મા તો એક જ છે પણ તેને તું ન કિંચિત્। એમ કહે છે, અને અમે સાક્ષી, આત્મા, બ્રહ્મ કહીએ છીએ, એટલે કેવળ નામના ઉચ્ચારણનો ભેદ છે, પણ વસ્તુનો એટલે આત્માનો ભેદ નથી સારાંશ કે, આત્મા તો સર્વના બાધનો સાક્ષી, ચેતનરૂપ, સર્વદા વિદ્યમાન છે, માટે તેનો કદાપિ પણ બાધ થઈ શકતો નથી ૩૧

અવતરણિકા-સર્વનો બાધ નિષેધ કરતા આત્મા જ અવશિષ્ટ રહે છે, તે જ સર્વના બાધનો સાક્ષી છે, તે પર પ્રમાણ આપે છે

अत एव श्रुतिर्बाध्यं बाधित्वा शेषयत्यदः।
स एष नेति नेत्यात्मेत्यतद्व्यावृत्तिरूपतः ३२

શબ્દાર્થ-સાક્ષી ચૈતન્ય અબાધ્ય છે, માટે જ શ્રુતિ, તે આ આત્મા 'નેતિ નેતિ, એવો નહિ, એવો નહિ,' એવી રીતે સર્વ અનાત્મા પદાર્થની વ્યાવૃત્તિ (નિષેધ) કરીને, બાધ કરવા યોગ્ય પદાર્થનો બાધ કરીને, પ્રત્યક તત્ત્વરૂપ આત્માને શેષ રાખે છે ૩૨

## ચન્દ્રકાન્ત વિવરણ

સ્થૂલ, સૂક્ષ્મ, હ્રસ્વ, દીર્ઘ આદિ સર્વ પદાર્થોનો નિષેધ કરવાથી આત્મા અવશિષ્ટ રહે છે તે સર્વના બાધનો સાક્ષી ચેતનસ્વરૂપ છે અને પરે બાધરહિત છે, એટલા જ માટે, 'स एष नेति नेत्यात्मा। સ્થૂલ પણ નહિ, સૂક્ષ્મ પણ નહિ, હ્રસ્વ પણ નહિ, દીર્ઘ પણ નહિ, એવી રીતે સર્વનો નિષેધ કરતા જે નિષેધનો અવધિ રહે છે, તે જ આત્મા છે,' એવી રીતે શ્રુતિમા બાધ્ય એટલે બાધ કરવા યોગ્ય જે અનાત્મ પદાર્થ છે તે સર્વ વસ્તુનો બાધ કરીને, 'આત્મા, જે પ્રત્યક્તત્ત્વ સ્વરૂપ છે અને બાધ કરવાને અયોગ્ય છે, તે જ આત્મા અવશિષ્ટ રહે છે,' એમ કહ્યું છે ૩૨

અવતરણિકા-ઉપરના શ્લોકમાં 'નેતિ નેતિ' એ શ્રુતિ બાધ કરવા યોગ્ય અનાત્મપદાર્થનો બાધ કરે છે, અને બાધ કરવા અયોગ્ય આત્મપદાર્થને અવશેષ રાખે છે એમ કહ્યું. ત્યારે 'કેવા પદાર્થનો બાધ થઈ શકતો નથી,' એવી શિષ્યને જિજ્ઞાસા થઈ, તે પૂર્ણ કરવા માટે બન્નેનો વિભાગ કરીને દેખાડે છે

इदं रूपं तु यावत्तत्त्यक्तुं शक्यतेऽखिलम्।
अशक्यो ह्यनिदंरूपः स आत्मा बाधवर्जितः

શબ્દાર્થ-જે જેટલો ઇદંતા-'આ'-નો વિષય છે, તે સર્વનો ત્યાગ કરી શકાય છે, અને જે ઇદંતા-'આ'-નો વિષય નથી તેનો ત્યાગ કરી શકાતો નથી, આ પ્રસિદ્ધ છે અને તે બાધરહિત આત્મા છે ૩૩

## ચન્દ્રકાન્ત વિવરણ

બાધયોગ્ય અને બાધઅયોગ્ય શું છે?

શિષ્ય-કેવા પદાર્થનો બાધ થઈ શકે?

ગુરુ-જે ઇદંતા-'આવું છે,' 'આ છે,' એનો વિષય હોય તેનો બાધ થઈ શકે છે આ ઘટ છે, આ પટ છે, આ દેહ છે, એવી રીતે સઘળા દૃશ્ય પદાર્થો 'આવા છે' એ ઇદંતાનો વિષય છે, અને જે ઇદંતાનો વિષય છે તેવા સર્વ દૃશ્ય એટલે અનાત્મ પદાર્થનો બાધ થઈ શકે છે

શિષ્ય-કેવા પદાર્થનો બાધ ન થઈ શકે?

ગુરુ-જે ઇદંતાનો વિષય ન હોય, તેનો બાધ થઈ શકતો નથી આત્મા પ્રત્યક્પણાએ કરીને સર્વત્ર વ્યાપક છે, માટે આત્મા 'આવો છે' એમ કહેવાતું નથી, તેથી આત્માનો બાધ થઇ શકતો નથી આત્મા સ્વસ્વરૂપ છે, એટલા માટે તેનો કોઈપણ બાધ કરી શકે તેમ નથી પોતે પોતાનો બાધ કરવો અયોગ્ય છે અને પોતાનો બાધ કોઇને રુચે પણ નહિ, એ વાત જગત્પ્રસિદ્ધ છે એ પ્રમાણે જેનો બાધ કોઇથી થઈ શકતો નથી, જે પોતે બાધરહિત છે, અને જે સર્વના બાધનો સાક્ષી છે, તે જ આત્મા છે, પણ અહંકારાદિક આત્મા નથી, કારણ કે તે સર્વ દૃશ્ય પદાર્થ છે, અને અનિત્ય છે અને તેથી તેમા બાધ થાય છે ૩૩

અવતરણિકા-આત્મા બાધરહિત છે, તેનું ફળ ચાલતા પ્રસંગમાં શું? તે વાત કહે છે:-

सिद्धं ब्रह्मणि सत्यत्वं ज्ञानत्वं तु पुरेरितम्
स्वयमेवानुभूतित्वादित्यादिवचनैः स्फुटम्॥

શબ્દાર્થ-બ્રહ્મમાં સત્યપણું સિદ્ધ થયું, અને જ્ઞાનપણું તો પૂર્વે 'स्वयमेवाऽनुभूतित्वात्' 'પોતે જ અનુભવરૂપપણાથી' ઇત્યાદિ વચનોએ કરીને સ્ફુટ રીતે પ્રતિપાદન કર્યું છે. ૩૪

### ચન્દ્રકાન્ત વિવરણ

શિષ્ય-તમે યુક્તિ અને પ્રમાણોવડે આત્મા બાધરહિત છે એ વાત સિદ્ધ કરી તે તો ઠીક, પણ આત્મામાં બ્રહ્મનાં લક્ષણો ઘટાડવાનો પ્રસંગ ચાલે છે, તે પ્રસંગમાં આત્માનું અબાધ્યપણું શું ઉપયોગી છે, તે મને સમજાતું નથી, તે સમજાવશો?

#### આત્મા બ્રહ્મની માફક જ્ઞાનરૂપ છે અને સત્ય છે

ગુરુ-ચાલતા પ્રસંગથી અમે કાંઇ પણ વિરુદ્ધ કહેતા નથી, પણ પ્રસંગને ઉપયોગી જ કહીએ છિયે. આત્મામાં બ્રહ્મનાં લક્ષણો ઘટાડવાનો પ્રસંગ ચાલે છે; તેથી જેમ બ્રહ્મ અબાધ્ય છે, માટે સત્ય છે, તેમ આત્મા પણ અબાધ્ય છે, માટે સત્ય છે; એવી રીતે આત્મામાં સત્યપણાની સિદ્ધિ માટે, આત્માના અબાધ્યપણાના નિરૂપણનો ઉપયોગ છે, તેથી તે સિદ્ધ કર્યું છે. 'सत्यमबाध्यं बाध्यं मिथ्या। જેનો બાધ ન થાય તે સત્ય છે અને જેનો બાધ થઈ શકે તે મિથ્યા છે' એમ પ્રાચીન આચાર્યોએ કહ્યું છે. હવે જાગ્રત, સ્વપ્ન, સુષુપ્તિ, મૂર્ચ્છા કે સમાધિમાં આત્માનો બાધ થતો નથી: સુષુપ્તિ, મૂર્ચ્છા અને સમાધિમાં તો સ્થૂલ, સૂક્ષ્મ આદિ સર્વ જગતનો બાધ થાય છે, પણ આત્માનો જ બાધ થતો નથી, અને આત્મા સ્થૂલ, સૂક્ષ્મ દેહ આદિ સર્વ જગતના બાધનો સાક્ષી છે, માટે આત્મા અબાધ્ય છે, અર્થાત્ સત્ય છે. એવી રીતે બ્રહ્મનાં લક્ષણમાં જે સત્યપણું કહ્યું છે, તે આત્મામાં પણ છે.

#### આત્મામાં અને બ્રહ્મમાં જ્ઞાનરૂપતા એક જ છે

શિષ્ય-બ્રહ્મમાં જે સત્યપણું છે તે આત્મામાં ઘટે છે, તેથી આત્મામાં સત્યપણું ભલે હો; પણ બ્રહ્મમાં જે જ્ઞાનરૂપતા છે, તે જ્ઞાનરૂપતા આત્મામાં કેવી રીતે ઘટે છે, તે સમજાવો:

ગુરુ-આત્માની જ્ઞાનરૂપતાનું પ્રતિપાદન તો 'स्वयमेवानुभूतित्वाद्विद्यते नानुभाव्यता આત્મા પોતે અનુભવરૂપ છે, માટે આત્મા અનુભવનો વિષય નથી,' એવી રીતે પૂર્વે (ચાલતા પ્રકરણના ૧૧ મા શ્લોકથી આરંભીને ૨૧ મા શ્લોક સુધી) સ્પષ્ટ રીતે દેખાડ્યું છે; માટે બ્રહ્મમાં જે જ્ઞાનરૂપતા છે, તે આત્મામાં પણ નિઃસંદેહ છે. ૩૪

## (૫) આત્માની અનંતતા

(૩૫-૩૬; ૨ શ્લોકો)

અવતરણિકા-બ્રહ્મની અનંતતા વિષે કરેલી શંકાનું સમાધાનઃ-

न व्यापित्वाद्देशतोऽन्तो नित्यत्वान्नापि कालतः।
न वस्तुतोऽपि सर्वात्म्यादानंत्यं ब्रह्मणि त्रिधा ॥ ३५ ॥

શબ્દાર્થ-પરબ્રહ્મનો વ્યાપકપણાને લીધે દેશથી પરિચ્છેદ (અંત) નથી, નિત્યપણાને લીધે કાળથી પણ પરિચ્છેદ (અંત) નથી, સર્વસ્વરૂપપણાને લીધે વસ્તુથી પણ પરિચ્છેદ (અંત) નથી. એ પ્રકારે બ્રહ્મમાં ત્રણ પ્રકારનું અનંતપણું (પરિચ્છેદ રહિતપણું) સિદ્ધ થાય છે. ૩૫

### ચન્દ્રકાન્ત વિવરણ

#### શ્રુતિથી બ્રહ્મની ત્રિવિધ અનંતતા

શિષ્ય-આત્મા સત્ય અને જ્ઞાનસ્વરૂપ છે, પણ આત્મામાં અનંતપણું ઘટતું નથી; કારણ કે બ્રહ્મમાં જ અનંતપણાની અસિદ્ધિ છે, તો પછી આત્મામાં તો કયાંથી જ હોય?

#### ૩ પ્રકારના પરિચ્છેદ

ગુરુ-પરિચ્છેદ એટલે અંત. પરિચ્છેદ ત્રણ પ્રકારના છે. દેશપરિચ્છેદ, કાલપરિચ્છેદ, અને વસ્તુપરિચ્છેદ. (૧) જે વસ્તુ અવ્યાપક હોય, એટલે કોઇ સ્થળમાં હોય ને કોઈ સ્થળમાં ન હોય તે વસ્તુ દેશપરિચ્છેદવાળી કહેવાય છે. જેમ, પર્વત આદિ પદાર્થો વ્યાપક નથી, તેથી તે દેશપરિચ્છેદવાળા છે. બ્રહ્મ તો આકાશની પેઠે સર્વત્ર વ્યાપક છે; કારણ કે બ્રહ્મ વિનાનો કોઈ પણ ભાગ

ખાલી નથી, માટે બ્રહ્મ દેશપરિચ્છેદવાળું નથી. અનુમાન પ્રમાણે પણ બ્રહ્મનું અનતપણુ સિદ્ધ થાય છે. બ્રહ્મ દેશપરિચ્છેદથી રહિત છે, કારણ કે તે વ્યાપક છે. જે દેશપરિચ્છેદ રહિત ન હોય તે વ્યાપક ન હોય જેમકે, પર્વત આદિ. પર્વત આદિ દેશપરિચ્છેદ રહિત નથી, માટે વ્યાપક નથી. એવી રીતે અનુમાને કરીને પણ બ્રહ્મ પરિચ્છેદરહિત છે એમ સિદ્ધ થાય છે. नित्य विभुं सर्वगतं सुसूक्ष्मं । आकाशवत्सर्वगतश्च नित्यः । 'બ્રહ્મ નિત્ય, (ઉત્પત્તિ અને નાશરહિત) છે, વિભુ (પરમ મહત્) છે, સર્વગત (સર્વત્ર વ્યાપક) છે, સૂક્ષ્મ (ઇંદ્રિયાગોચર) છે, આકાશની પેઠે સર્વત્ર વ્યાપક છે, અને નિત્ય છે.' ઇત્યાદિ શ્રુતિઓમાં બ્રહ્મ વ્યાપક છે, એટલા જ માટે દેશપરિચ્છેદ-રહિત છે એમ કહ્યું છે.

(૨) જે વસ્તુની ઉત્પત્તિ થતી હોય ને જેનો નાશ થતો હોય, તે વસ્તુ કાલપરિચ્છેદવાળી કહેવાય છે. જેમકે ઘટ આદિ પદાર્થો ઉત્પન્ન થાય છે, અને નાશને પણ પામે છે, તેથી તે કાલપરિચ્છેદવાળા છે. આ બ્રહ્મ ઉત્પન્ન પણ થતુ નથી, તેમ નાશ પણ પામતું નથી. બ્રહ્મ તો ભૂત, ભવિષ્ય અને વર્તમાન એ ત્રણે કાળમાં વિદ્યમાન છે, તેથી તે નિત્ય છે. માટે, બ્રહ્મ કાલપરિચ્છેદ-રહિત છે. અનુમાનથી વિચારીએ તોપણ જણાય છે કે, બ્રહ્મ કાલપરિચ્છેદરહિત છે, કારણ કે તે નિત્ય છે. જે કાલપરિચ્છેદરહિત ન હોય તે નિત્ય પણ ન હોય જેમ ઘટપટ આદિ પદાર્થ કાલપરિચ્છેદરહિત નથી, તેથી નિત્ય પણ નથી એવી રીતે અનુમાનથી વિચારતાં પણ બ્રહ્મ કાલપરિચ્છેદ-રહિત છે, એમ સિદ્ધ થાય છે. 'नित्यो नित्यानां चेतनश्चेतनानां । પરમાત્મા નિત્યમાં પણ નિત્ય છે અને ચેતનમાં પણ ચેતન છે,' ઇત્યાદિ શ્રુતિઓમાં પણ બ્રહ્મ નિત્ય એટલે કાલપરિચ્છેદ રહિત છે એમ કહ્યુ છે.

(૩) જે વસ્તુનો વસ્તુએ કરીને પરિચ્છેદ હોય, તે વસ્તુપરિચ્છેદવાળી વસ્તુ કહેવાય છે જેમકે ઘટ, પટરૂપતાને પ્રાપ્ત થતો નથી, અને પટ, ઘટરૂપતાને પ્રાપ્ત થતો નથી. તેથી ઘટ, પટ આદિ વસ્તુ, વસ્તુપરિચ્છેદવાળી કહેવાય છે. બ્રહ્મ તો વિવર્તોપાદાન કારણપણાએ કરીને અને અધિષ્ઠાનપણાએ કરીને સર્વસ્વરૂપ છે, તેથી બ્રહ્મ વસ્તુપરિચ્છેદથી રહિત છે. અનુમાનથી જોતાં પણ બ્રહ્મ વસ્તુપરિચ્છેદરહિત છે; કારણ તે સર્વસ્વરૂપ છે. જે વસ્તુપરિચ્છેદરહિત ન હોય, તે સર્વસ્વરૂપ પણ ન હોય. જેમ ઘટપટ આદિ પદાર્થો વસ્તુપરિચ્છેદરહિત નથી, તેથી તે સર્વ સ્વરૂપ નથી એ પ્રમાણે અનુમાને કરીને પણ, 'બ્રહ્મ, વસ્તુપરિચ્છેદરહિત છે એમ સિદ્ધ થાય છે,' 'इदं सर्वं यदयमात्मा । सर्वं ह्येतद् ब्रह्म । ब्रह्मैवेदं सर्वं । આ આત્મા સર્વરૂપ છે, આ દશ્યમાન સર્વ બ્રહ્મ છે, આ સર્વ બ્રહ્મ જ છે,' ઇત્યાદિ શ્રુતિમાં પણ બ્રહ્મ, સર્વસ્વરૂપ એટલે વસ્તુપરિચ્છેદરહિત છે એમ કહ્યું છે. શ્રુતિ અને અનુમાને કરીને બ્રહ્મ અનત છે, એટલે દેશપરિચ્છેદ, કાલપરિચ્છેદ, અને વસ્તુપરિચ્છેદથી રહિત છે, એમ સિદ્ધ થાય છે. ૩૫

**અવતરણિકા**–શ્રુતિથી બ્રહ્મનુ અનંતપણું સિદ્ધ થાય છે, તેમ યુક્તિથી પણ બ્રહ્મનું અનતપણું સિદ્ધ થાય છે તે કહે છે –

**देशकालान्यवस्तूनां कल्पितत्वाच्च मायया ।**
**न देशादिकृतोऽन्तोऽस्ति ब्रह्मानंत्यं स्फुटं ततः ॥३६॥**

**શબ્દાર્થ**–માયાએ કરીને દેશ, કાળ અને અન્ય વસ્તુનું કલ્પિતપણું છે, માટે દેશાદિકૃત (દેશકૃત, કાલકૃત અને વસ્તુકૃત) પરિચ્છેદ (અંત) બ્રહ્મને નથી, તેથી બ્રહ્મનું અનંતપણું સ્ફુટ (સ્પષ્ટ) છે. ૩૬

## ચન્દ્રકાન્ત વિવરણ

### આત્માથી અભિન્ન બ્રહ્મનું અનંતપણું

પરિચ્છેદમાં દેશ, કાળ અને વસ્તુ જે હેતુરૂપ છે, તે સર્વ માયાએ કરીને કલ્પિત છે, અર્થાત્ મિથ્યા છે. માટે, વાદળાની અમુક પ્રકારની સ્વાભાવિક રચનાથી આકાશમાં કોઈ કોઈ વખતે નગરાકાર જેવુ કંઈ દૃષ્ટિએ પડે છે અને ક્ષણવાર પછી દેખાતુ બંધ પડે છે, તેવા ગંધર્વનગર આદિએ કરીને જેમ આકાશનો પરિચ્છેદ સંભવતો નથી, તેમ દેશ, કાળ અને વસ્તુએ કરીને પણ બ્રહ્મનો પારમાર્થિક પરિચ્છેદ સંભવતો નથી, અને બ્રહ્મને વિષે માયા પણ તેમ જ કલ્પિત જાણ. તેથી, બ્રહ્મમા અનંતપણું સ્પષ્ટ છે.

વળી જે બ્રહ્મમાં અનંતપણું છે, તે આત્મામાં પણ છે, એમ સિદ્ધ થાય છે; કારણ કે આત્મા બ્રહ્મથી ભિન્ન નથી, પણ બ્રહ્મસ્વરૂપ જ છે. 'तदेतत्सत्यमात्मा ब्रह्मैव ब्रह्मात्मैवात्र ह्येवं न विचिकित्स्यम्। તે આ સત્યસ્વરૂપ આત્મા બ્રહ્મ જ છે; બ્રહ્મ અને આત્માની એકતામાં સંશય કરવાનો નથી.' 'ॐ सत्यमात्मैव नृसिंहो देवो ब्रह्म भवति। ૐકાર અને સત્ય-બ્રહ્મ આત્મા જ છે. નૃસિંહદેવ બ્રહ્મ છે.' 'अयमात्मा ब्रह्म। આ આત્મા બ્રહ્મ છે.' ઇત્યાદિ શ્રુતિઓમાં, 'આત્મા બ્રહ્મ છે, અને બ્રહ્મ આત્મા છે,' એવી રીતે બ્રહ્મ અને આત્માની એકતાનુ પ્રતિપાદન કર્યું છે, માટે આત્મામાં અનંતપણું છે એમ સિદ્ધ થાય છે અર્થાત્, શ્રુતિ અને સ્મૃતિમાં આત્મા તથા બ્રહ્મની એકતાનું પ્રતિપાદન કર્યું છે તેથી, જે બ્રહ્મનાં લક્ષણો છે તે સર્વ લક્ષણો આત્માનાં પણ હોવાં જોઇએ અને આત્મા છે પણ ખરો; અને બ્રહ્મમાં અનંતપણું સિદ્ધ થવાથી આત્મામાં અનંતપણું સિદ્ધ થયું, એમ નિઃસંદેહ સમજવાનુ છે. ૩૬

## ૩ જીવ-બ્રહ્મની એકતાનું પ્રતિપાદન

(૩૭-૪૩; ૭ શ્લોકો)

### (૧) ઉપાધિવડે બ્રહ્મનો જીવભાવ અને ઈશ્વરભાવ

(૩૭-૪૧; ૫ શ્લોકો)

**અવતરણિકા**-જડભૂત જગત્ બ્રહ્મમાં કલ્પિત છે. તેથી જગત્ બ્રહ્મનું પરિચ્છેદક હોઈ શકે નહિ; પરંતુ ચેતનભૂત જીવ-ઈશ્વરમાં કલ્પિત તત્ત્વનો અસંભવ છે તેથી જીવ-ઈશ્વર બ્રહ્મના પરિચ્છેદ કરનારાળા થઈ શકે, તેથી બ્રહ્મનું અનંતપણું અસંગ થશે, એવી શિષ્યે શંકા કરવાથી ગુરુ તેનું સમાધાન કરે છેઃ-

**सत्यं ज्ञानमनंतं यद्ब्रह्म तद्वस्तु तस्य तत्। ईश्वरत्वं च जीवत्वमुपाधिद्वयकल्पितम् ३७**

**શબ્દાર્થ**-જે સત્ય, જ્ઞાન અને અનંત છે તે બ્રહ્મ છે, અને તેજ વસ્તુ (પારમાર્થિક) છે. તે બ્રહ્મનું જે ઈશ્વરપણું અને જીવપણુ છે, તે બે ઉપાધિથી કલ્પિત છે. ૩૭

### ચન્દ્રકાન્ત વિવરણ

શિષ્ય-જગત્ જડ છે અને બ્રહ્મમાં આરોપિત છે, તેથી તે જગત્ બ્રહ્મનુ પરિચ્છેદક થઈ શકે નહિ, એ વાત તો જાણે ઠીક છે. પરંતુ જીવ અને ઈશ્વર તો ચેતન છે, માટે જીવ અને ઈશ્વર, બ્રહ્મના પરિચ્છેદ થાય એવો સંભવ છે, અને તેથી બ્રહ્મ પરિચ્છેદ રહિત એટલે અનંત છે, એમ આપનુ કહેવું અયોગ્ય છે.

### જીવપણું અને ઈશ્વરપણું એ પારમાર્થિક સત્ય નથી

ગુરુ-'सत्यं ज्ञानमनन्तं ब्रह्म। બ્રહ્મ સત્ય સ્વરૂપ, જ્ઞાન સ્વરૂપ અને અનંત (અંતરહિત) છે,' ઇત્યાદિ શ્રુતિઓમાં જ જે સત્યાદિ સ્વરૂપ બ્રહ્મનું કહ્યુ છે, તે બ્રહ્મ જ પારમાર્થિક વસ્તુ છે એટલે પરમતત્ત્વ રૂપ છે. પરંતુ જીવપણુ અને ઈશ્વરપણું પારમાર્થિક નથી, પણ તે તો બ્રહ્મમાં જગતની પેઠે ભિન્ન ભિન્ન ઉપાધિએ કરી કલ્પિત છે. જેમ જગત્ બ્રહ્મમાં કલ્પિત છે, તેથી તે બ્રહ્મનું પરિચ્છેદક નથી, તેમ જીવપણું અને ઈશ્વરપણું પણ બ્રહ્મમાં જ ભિન્ન ભિન્ન ઉપાધિઓએ કરી કલ્પિત છે, માટે તે બ્રહ્મનાં પરિચ્છેદક નથી. તેથી, બ્રહ્મ પરિચ્છેદ રહિત અનંત છે એમ કહેવું અયોગ્ય નથી, પણ યોગ્ય જ છે. ૩૭

**અવતરણિકા**-આ પ્રમાણે ભિન્નભિન્ન ઉપાધિએ કરી જીવપણું અને ઈશ્વરપણું કલ્પિત છે, ત્યારે એ ભિન્ન ભિન્ન બે ઉપાધિ કઇ? એવી શિષ્યને જિજ્ઞાસા થઇ, તેથી ક્રમે કરીને તે બન્ને ઉપાધિનાં સ્વરૂપનું નિરૂપણ કરે છે.

**शक्तिरस्त्यैश्वरी काचित्सर्ववस्तुनियामिका। आनंदमयमारभ्य गूढा सर्वेषु वस्तुषु॥३८॥**

**શબ્દાર્થ**-સર્વવસ્તુને નિયમમાં રાખનારી કોઈ અનિર્વચનીયા ઐશ્વરી શક્તિ છે; તે આનંદમયથી આરંભીને સર્વ વસ્તુઓમાં ગુપ્ત રહેલી છે. ૩૮

### ચન્દ્રકાન્ત વિવરણ

### માયાની ઉપાધિએ કરીને બ્રહ્મનું ઈશ્વરપણુ

હે શિષ્ય! માયા ઈશ્વરની શક્તિ છે. તેની ઉપાધિથી બ્રહ્મમાં ઈશ્વરભાવ પ્રાપ્ત થયો જણાય છે. માયાથી જ બ્રહ્મ ઈશ્વર કહેવાય છે. એ માયા ઈશ્વરની શક્તિ છે; કારણ કે, એ શક્તિએ કરીને તે ચરાચર જગતને ઉત્પન્ન કરે છે. એ માયા-શક્તિ ઈશ્વરના વશમાં રહે છે. યદ્યપિ એ માયા છે, એટલે અન્યને મોહમાં નાંખી બાધ કરે છે; પરંતુ તે ઈશ્વરને બાધ કરી શકતી નથી.

### માયાનું નિરૂપણ

એ માયા અનિર્વચનીયા છે, કારણ કે સત્યપણાએ કરીને, અસત્યપણાએ કરીને, સદ્સત્પણાએ કરીને, સાવયવપણાએ કરીને કે નિરવયવપણાએ કરીને એ માયાનું નિરૂપણ થઈ શકે તેમ નથી. પૃથ્વીમાં શબ્દ, સ્પર્શ, રૂપ, રસ, અને ગંધ આ પાંચ ગુણો છે, અને ખાટું, ખારું, કડવું, મીઠું, મોળું અને તીખું છ રસો છે. જળમાં શબ્દ, સ્પર્શ, રૂપ અને રસ એ ચાર ગુણો અને મધુર રસ છે. એવી રીતે પૃથ્વી આદિ સર્વ પદાર્થોના ધર્મોનો નિયમ કરવાવાળી માયા છે, માટે તે સર્વ વસ્તુની નિયામિકા એટલે વસ્તુ માત્રનું નિયમન કરવાવાળી કહેવાય છે.

શિષ્ય–એ માયાશક્તિ ક્યાં રહે છે, ને તેની પ્રતીતિ કેમ થતી નથી.

ગુરુ–માયા આનંદમયથી આરંભીને બ્રહ્માંડપર્યંત ચરાચર જગતમાં રહે છે, અને તે સર્વ વસ્તુમાં ગુપ્ત છે, માટે તેની પ્રતીતિ થતી નથી. ૩૮

**અવતરણિકા**–શિષ્ય માયાશક્તિના અસત્યપણાની શંકા કરે છે, તે પરથી ગુરુ તેનું સમાધાન કરે છે:-

वस्तुधर्मा नियम्येरञ्छक्त्या नैव यदा तदा
अन्योऽन्यधर्मसाङ्कर्याद्विप्लवेत जगत्खलु ३९

**શબ્દાર્થ**–જો માયાએ કરીને પદાર્થના ધર્મો નિયમિત ન જ કરાય, તો અન્યોન્ય ધર્મોના મળી જવાથી જગત્ નાશ પામે, એમ નિશ્ચયપૂર્વક જાણ. ૩૯

### ચન્દ્રકાન્ત વિવરણ

શિષ્ય–માયાની પ્રતીતિ થતી નથી, તેથી માયાનો અભાવ કેમ નહિ હોય?

#### માયાને માનવાની જરૂર

ગુરુ–જો માયા ન હોય તો પછી વસ્તુના ધર્મનો નિયમ કોઈ પ્રકારે થઈ શકે નહિ, એટલા માટે માયા અવશ્ય માનવી પડશે. અર્થાપત્તિ પ્રમાણે કરીને માયાનો સદ્ભાવ સિદ્ધ થાય છે. જ્યાં અન્યથા (બીજે પ્રકારે, ઉપપત્તિનો અભાવ એટલે અનુપપત્તિ હોય ત્યાં અર્થાપત્તિ પ્રમાણ શાસ્ત્રકારોએ માન્યું છે. જેમકે, 'પુષ્ટ દેવદત્ત દિવસે ભોજન કરતો નથી,' એમ કહેવાથી, 'ભોજન વિના પુષ્ટતાની અનુપપત્તિ એટલે અસિદ્ધિ છે; તેથી દેવદત્ત રાત્રિએ ભોજન કરતો હોવો જોઇએ,' એમ અર્થાપત્તિ પ્રમાણે કરીને સિદ્ધ થાય છે. હવે જો માયાનો અભાવ માનીએ, તો પદાર્થોના ધર્મોનો નિયમ કરવાવાળી માયા અવશ્ય માનવી જોઇએ; અને જો માયા ન માનીએ તો વસ્તુધર્મનો નિયમ કરનાર અન્ય કોઇ ન હોવાથી, વસ્તુધર્મો પરસ્પર મળી જશે અને મહા અનર્થ થશે. જેમકે જળનો ધર્મ શીતળતા છે, તે અગ્નિમાં મળી જશે; એટલે અગ્નિમાં શીતળતા અને ઉષ્ણતા બન્ને રહેશે. અગ્નિનો ધર્મ ઉષ્ણતા છે, તે જળમાં મળી જશે, તેથી જળમાં ઉષ્ણતા અને શીતળતા બન્ને રહેશે. એવી રીતે પરસ્પર ધર્મોનું સાંકર્ય થવાથી, એક બીજામાં ભળી જવાથી, સઘળા જગતના નાશનો પ્રસંગ આવી પડશે. નિયંતા વિના કોઇ પણ નિયમ રહેતો નથી તેથી, હે શિષ્ય! નિયમ કરવાવાળી માયા ન માનવાથી અનિયમિત વ્યવહાર થઈ જશે. માટે જ માયા અવશ્ય માનવી જોઇએ; અર્થાત્ સર્વ પદાર્થના ધર્મોનો નિયમ કરવાવાળી માયા છે. તે માયાના અભાવથી, જગતના નાશનો પ્રસંગ આવે છે માટે, 'માયા છે,' એમ માન્યા વિના છૂટકો જ નથી, અને તેથી જ સદ્ભાવ છતાં પણ માયાની પ્રતીતિ થતી નથી એમ સિદ્ધ થાય છે, તથા શક્તિ વિના જગત્ નિયમિત થઈ શકે નહિ. ૩૯

**અવતરણિકા**–એ પરથી શિષ્ય, જગતના નિયામકપણાના અસંભવની શંકા કરે છે કે, જડથી જગતનું નિયામકપણું થાય નહિ, ત્યારે ગુરુ તેના મનનું સમાધાન કરે છે:–

चिच्छायावेशतः शक्तिश्चेतनेव विभाति सा
तच्छक्त्युपाधिसंयोगाद्ब्रह्मैवेश्वरतां व्रजेत् ४०

**શબ્દાર્થ**–તે શક્તિ, બ્રહ્મની છાયાના પ્રવેશથી જાણે ચેતનપણાને પ્રાપ્ત થઈ હોય તેવી દેખાય છે, અને તે શક્તિરૂપી ઉપાધિના સંયોગથી બ્રહ્મ જ ઈશ્વરપણાને પ્રાપ્ત થાય છે. ૪૦

### ચન્દ્રકાન્ત વિવરણ

શિષ્ય–સર્વને નિયમમાં રાખવા, એ ચેતનનો ધર્મ છે, અને માયા તો જડ છે, તેથી તે માયા સર્વ જગતને નિયમમાં કેમ રાખી શકે? માટે

'માયા જગતની સર્વ વસ્તુના ધર્મનો નિયમ કરવાવાળી છે,' એ મારી બુદ્ધિમાં ઉતરતુ નથી.

### માયા સ્વતંત્ર નથી

ગુરુ–માયા જડ છે એ વાત સત્ય છે, તથાપિ તે માયામા ચેતન બ્રહ્મનો આભાસ પડવાથી, માયા ચેતન જેવી જણવામાં આવે છે, અને તેથી એ માયાને જગતનુ નિયામકપણુ ઘટે છે. માટે જ, 'માયા સર્વ વસ્તુધર્મનો નિયમ કરવાવાળી છે,' એમ બુદ્ધિમા ઉતાર.

### બ્રહ્મજ, માયા ઉપાધિ ગ્રહણ કરી ઈશ્વરભાવને પામે છે

શિષ્ય–માયા સર્વ જગતની નિયામક હોય, પણ ચાલતા પ્રસગમા એટલે બ્રહ્મને ઈશ્વરભાવની પ્રાપ્તિ થાય છે, તેમા શુ સિદ્ધ થયુ ?

ગુરુ–માયા શક્તિરૂપ ઉપાધિના સબધથી, સત્યાદિ સ્વરૂપ બ્રહ્મ ઈશ્વરપણાને પ્રાપ્ત થાય છે, એમ સિદ્ધ થાય છે. ૪૦

**અવતરણિકા**–માયા અર્થાત્ શક્તિની ઉપાધિથી બ્રહ્મ જ ઈશ્વરભાવને પ્રાપ્ત થાય છે, એ સિદ્ધ કર્યા પછી બ્રહ્મને જીવભાવની પ્રાપ્તિ કેવી રીતે થાય છે, તેનુ નિરૂપણ ગુરુ કહે છે –

**कोशोपाधिविवक्षायां याति ब्रह्मैव जीवताम्**
**पिता पितामहश्चैकः पुत्रपौत्रौ यथा प्रति ४१**

શબ્દાર્થ–પંચકોશરૂપી ઉપાધિનો વિચાર કરતાં બ્રહ્મ જ, જીવભાવને પ્રાપ્ત થાય છે. જેમ એક જ પુરુષ, પુત્રપ્રતિ પિતા અને પૌત્રપ્રતિ પિતામહ થાય છે તેમ ૪૧

### ચન્દ્રકાન્ત વિવરણ

ગુરુ–પંચકોશની ઉપાધિથી બ્રહ્મ જ જીવભાવને પ્રાપ્ત થાય છે; એટલે બ્રહ્મ 'જીવ', એ પ્રમાણે કહેવાય છે.

શિષ્ય–એક જ પદાર્થને વિષે એક જ વખતે સ્વધર્મનો ત્યાગ ન કરતા, બે વિરુદ્ધ ધર્મનો યોગ જોવામાં આવતો નથી પિતા તે પુત્ર ને પુત્ર તે પિતા હોઈ શકે નહિ માટે એક જ બ્રહ્મ જીવભાવ અને ઈશ્વરભાવને કેમ પ્રાપ્ત થાય ? જીવ અલ્પજ્ઞત્વ આદિ ધર્મવાળો છે, અને ઈશ્વર સર્વજ્ઞત્વ આદિ ધર્મવાળો છે અલ્પજ્ઞત્વ અને સર્વજ્ઞત્વ, પરસ્પર વિરુદ્ધ છે, તે વિરુદ્ધ ધર્મનો યોગ થવાથી બ્રહ્મ, જીવભાવ અને ઈશ્વરભાવને પ્રાપ્ત થાય છે એ અયોગ્ય છે, માટે તે સદેહ ટાળો

### ઉપાધિવડે બ્રહ્મ વિરુદ્ધ ધર્માશ્રયી થાય છે

ગુરુ–એક જ વખતે એક પદાર્થ પોતાના ધર્મનો ત્યાગ ન કરતા, બે વિરુદ્ધ ધર્મવાળો, જગતમાં સર્વના જેવામા આવે છે. દાખલા તરીકે, એક જ માણસ પોતાના મનુષ્યભાવનો ત્યાગ ન કરતા પુત્રપ્રતિ પિતા કહેવાય છે, અને પૌત્રપ્રતિ પિતામહ કહેવાય છે, ને પોતાના પિતા આગળ પુત્ર છે. તેમ બ્રહ્મ પણ પોતાના બ્રહ્મભાવનો ત્યાગ ન કરતાં પચકોશરૂપ ઉપાધિના સબધથી જીવ કહેવાય છે, અને માયા શક્તિરૂપ ઉપાધિના સબધથી ઈશ્વર કહેવાય છે. માટે, એક જ બ્રહ્મ ભિન્નભિન્ન ઉપાધિએ કરી જીવભાવ અને ઈશ્વરભાવને પ્રાપ્ત થાય છે, એમ અમારુ કહેવું છે ૪૧

## (૨) વાસ્તવિક રીતે બ્રહ્મને જીવભાવ કે ઈશ્વરભાવ નથી

(૪૨–૪૩; ૨ શ્લોકો )

**અવતરણિકા**–વસ્તુતત્ત્વનો વિચાર કરીએ તો બ્રહ્મને જીવભાવ કે ઈશ્વરભાવ કંઈ જ નથી, તે વાત દૃષ્ટાંતથી સિદ્ધ કરે છે –

**पुत्रादेरविवक्षायां न पिता न पितामहः ।**
**तद्वन्नेशो नापि जीवः शक्तिकोशाविवक्षणे**

શબ્દાર્થ–પુત્રાદિક કહેવાની ઇચ્છા ન હોય ત્યારે તે પિતાએ નહિ ને પિતામહે નહિ. તેની પેઠે માયા અને પંચકોશ કહેવાની ઈચ્છા ન હોય ત્યારે ઈશ્વરે નથી અને જીવે નથી. ૪૨

### ચન્દ્રકાન્ત વિવરણ

### બ્રહ્મ ઉપાધિ વિના જીવભાવ કે ઈશ્વરભાવને પામતું નથી, તે વિષે દૃષ્ટાંત

જેમ પિતા, પુત્ર અને પૌત્રનો વિચાર કરીએ તો અમુક પુત્ર છે અને અમુક પૌત્ર છે અને અમુક એનો પિતા છે, એટલે અમુક પુરુષ પિતાની અપેક્ષાથી પુત્ર, પુત્રની અપેક્ષાથી પિતા, અને પૌત્રની અપેક્ષાથી પિતામહ કહેવાય છે, પણ પિતા, પુત્ર અને પૌત્રનો વિચાર ન કરીએ તો તે પુત્ર પણ નથી, પિતા પણ નથી ને પિતામહ પણ નથી, પણ કેવળ મનુષ્ય જ અવશિષ્ટ રહે છે, તેમ માયા શક્તિની ઉપાધિથી ઈશ્વર અને પચકોશની ઉપાધિથી બ્રહ્મ જીવ કહેવાય છે, પરંતુ

અને ઉપાધિઓનો ત્યાગ કરવાથી ઈશ્વરે નહિ અને જીવે નહિ, પણ કેવલ માયા સંબંધ રહિત નિરુપાધિક, શુદ્ધબુદ્ધસ્વભાવ, સચ્ચિદાનંદરૂપ બ્રહ્મ જ અવશિષ્ટ રહે છે. એવી રીતે જીવ અને ઈશ્વર પણ જગતની પેઠે ઉપાધિએ કરી કલ્પિત છે, તેથી જીવ અને ઈશ્વરકૃત પરિચ્છેદ બ્રહ્મને સંભવતો નથી. માટે, બ્રહ્મ પરિચ્છેદરહિત એટલે અનંત છે, એમ સિદ્ધ થાય છે. ૪૨

**અવતરણિકા**–આ પ્રકરણમાં કહેવામાં આવેલા પંચકોશથી વિરક્ત જીવ તથા બ્રહ્મની અભેદતા જાણવાથી શું ફળ પ્રાપ્ત થાય છે, તે કહે છે.

**य एवं ब्रह्म वेदैष ब्रह्मैव भवति स्वयम् ।**
**ब्रह्मणो नास्ति जन्मातः पुनरेष न जायते**

**શબ્દાર્થ**–એ પ્રમાણે જે બ્રહ્મને જાણે છે, તે સ્વયં બ્રહ્મ જ થાય છે. બ્રહ્મનો જન્મ નથી, એટલા માટે બ્રહ્મવેત્તા ફરીથી જન્મતો નથી. ૪૩

**ચન્દ્રકાન્ત વિવરણ**

**ઉપર કહેલા બ્રહ્મજ્ઞાનનું ફળ**

બ્રહ્મ દેશપરિચ્છેદ, કાલપરિચ્છેદ અને વસ્તુ પરિચ્છેદથી રહિત છે; તે શુદ્ધ, બુદ્ધ, મુક્તસ્વભાવ, સચ્ચિદાનંદરૂપ છે; તે બ્રહ્મ આત્મસ્વરૂપ એટલે પોતાનુ સ્વરૂપ છે, એવી રીતે સાધન ચતુષ્ટયસંપન્ન જે પુરુષ બ્રહ્મને અપરોક્ષ જાણે છે, તે પોતે બ્રહ્મરૂપ થાય છે. શ્રુતિ ભણે છે કે, 'स यो ह वै तत्परमं ब्रह्म वेद ब्रह्मैव भवति । જે આ પરબ્રહ્મને જાણે છે, તે બ્રહ્મરૂપ જ થાય છે.' 'ब्रह्मविदाप्नोति परम् । બ્રહ્મવેત્તા, પર કહેતાં પરબ્રહ્મને પ્રાપ્ત થાય છે, એટલે પરબ્રહ્મરૂપ જ થાય છે.'

**શિષ્ય**–એ પ્રમાણે બ્રહ્મને અપરોક્ષ જાણી બ્રહ્મવેત્તા બ્રહ્મરૂપ થાય છે, પણ બ્રહ્મરૂપે થવાનું શું ફળ છે?

**ગુરુ**–બ્રહ્મ જન્મમરણથી રહિત છે. 'न जायते म्रियते वा विपश्चित् । વિપશ્ચિત્ (સર્વનું સાક્ષી) બ્રહ્મ જન્મે પામતું નથી ને નાશે પામતું નથી, એટલે બ્રહ્મ જન્મ–મરણથી રહિત છે.' તેમ બ્રહ્મરૂપે થયેલો બ્રહ્મવેત્તા પણ જન્મમરણથી રહિત થાય છે. જન્મમરણથી રહિત થવું, એ બ્રહ્મરૂપે થવાનું સર્વોત્તમ ફળ છે.

**કર્ણનું દ્રષ્ટાંત**

હે શિષ્ય ! હું તને આ સબંધમાં મહાભારતમાંથી એક દષ્ટાંત સમજાઉં. શ્રીકુંતિને કન્યાવસ્થામાં શ્રીસૂર્યદેવની કૃપાથી કર્ણ નામે એક કાનિન પુત્ર થયો હતો, પણ તેનું સંગોપન રાધા નામની દાસીએ કરેલું, તેથી નિર્વિકાર કર્ણ પોતાને રાધાપુત્ર માનતો. તે જ પ્રમાણે નિર્વિકાર ચિદાનંદઘન બ્રહ્મ વિષે અવિદ્યાએ કરીને જીવભાવની પ્રતીતિ થાય છે. સત્યદષ્ટિએ જોતાં સર્વદા સર્વ બ્રહ્મરૂપ હોવાથી વાસ્તવ જન્મ આદિ સંસારનો અભાવ છે, તો પણ અવિદ્યાકૃત જીવભાવે કરી અજ્ઞાનીને પોતાને પોતા વિષે જન્માદિકની પ્રતીતિ થાય છે. પણ જેમ કેટલોક કાળ પછી સૂર્યના વચનથી કર્ણને કુંતીપુત્ર હોવાનું પોતા વિષે જ્ઞાન થાય છે, ત્યારે તેની રાધાના પુત્ર હોવાની ભાવના નિવૃત્ત થાય છે; તેમ જ્ઞાનીને ગુરુના ઉપદેશથી નિર્વિકાર બ્રહ્મભાવનું જ્ઞાન થાય છે. જેમ વૈદ્ય સુરમો આંજી નેત્રના આવરણરૂપી દોષને નાશ કરી અંધકારને દૂર કરે છે, તેમ સદ્‌ગુરુ જ્ઞાનાંજન શલાકાથી શિષ્યના સત્ત્વને ઢાંકી દેનાર અંશનો નાશ કરી તેના જન્માદિ સંસારની નિવૃત્તિ કરાવે છે. એ પ્રમાણે જીવનું જીવપણું દૂર થવાથી તે બ્રહ્મભાવને પામે છે. ૪૩

ઇતિ શ્રીમદ્વિદ્યારણ્યસ્વામિવિરચિત પંચદશીના ગુજરાતી અનુવાદ વિષે, ચન્દ્રકાન્ત વિવરણ સહિત પંચકોશવિવેક નામનું તૃતીય પ્રકરણ.



ॐ

तत्सत्परमात्मने नमः ॥

# श्री पंचदशी

"ચન્દ્રકાન્ત વિવરણ" સહિત

## પ્રકરણ ૪ થું

## દ્વૈતવિવેક*

અવતરણિકા—પ્રથમ પ્રકરણમાં આત્મતત્ત્વ સબંધે વિચાર કરવામાં આવ્યો છે, અને તેમાં આત્મા તથા પરમાત્માનું ઐક્ય દર્શાવ્યું છે. પછી બીજા પ્રકરણમાં પંચમહાભૂતોથી આત્મા જૂદો છે, અને જૂદો છે એમ વિચાર્યા પછી જે જણાય છે તે જ બ્રહ્મ છે, એવી રીતથી જે બ્રહ્મને જાણે છે, તે સર્વ મોહથી મુક્ત થાય છે તે દર્શાવ્યું છે. તે પછી ત્રીજા પ્રકરણમાં પંચકોશનું સ્વરૂપ દર્શાવી તેનાથી પણ આત્માનું ભિન્નપણું અને બ્રહ્મ સાથે તેનું અભેદપણું દર્શાવવામાં આવ્યું છે. હવે આ ચોથુ પ્રકરણ છે, જેનું નામ દ્વૈતવિવેક છે.

દ્વૈત એટલે બે આ જગત્ ચેતન અને જડ એવા બે પ્રકારે ઉત્પન્ન થયું છે. તેનો આ પ્રકરણમાં વિચાર કરેલો હોવાથી તે અથવા જીવસૃષ્ટ જગત્ અને ઈશ્વરસૃષ્ટ જગત્ વગેરેનો આમાં વિચાર કર્યો છે, તેથી આનું નામ દ્વૈતવિવેક છે.

દ્વૈતનો એટલે જીવ અને ઇશ્વરનો ભેદ શો છે, ને જીવ જ પરબ્રહ્મ છે, તેમ જો વિચારે અર્થાત્ જાણે, તે સ્વયંબ્રહ્મ છે, એ આ પ્રકરણમાં સંપૂર્ણ રીતે વિવેચનપૂર્વક દર્શાવ્યુ છે. તેમ ઇશ્વરે પોતાથી જૂદું એવું આ જગત્ કેમ રચ્યું તે, અને તેમાં ઇશ્વર જીવ સ્વરૂપ કેમ થયા તે, તથા જગતમાં જન્મમરણનું કારણ જીવસૃષ્ટ એટલે જીવે માની લીધેલું મારાતારારૂપી મમત્વ છે, અને એ મમત્વના અભાવથી જ મારાતારાઆદિ મોહ નાશ પામતાં દ્વૈતભાવ ત્યજાય છે અને સર્વ દુઃખોથી મુક્ત થવાય છે, અર્થાત્ સર્વ ઉપાધિથી રહિત બનવાથી બ્રહ્મસ્વરૂપ થવાય છે, તેનું આ પ્રકરણમાં પ્રતિપાદન કર્યું છે.

### મંગલાચરણ

પ્રારંભમાં ગ્રંથ નિર્વિઘ્ન પરિપૂર્ણ થાય, એટલા માટે આચાર્ય ઇષ્ટદેવના સ્વરૂપનું સ્મરણ-રૂપ મંગલાચરણ કરતા થકા, આ દ્વૈતવિવેક નામના પ્રકરણને પણ વેદાંતશાસ્ત્રનું એક પ્રકરણ માની, વેદાંતશાસ્ત્રમાં જે ચાર અનુબંધ છે તે ચાર અનુબંધ આ દ્વૈતવિવેકમાં પણ છે એમ સમજીને, દ્વૈતવિવેક નામનું પ્રકરણ રચવાનો આરંભ કરવામાં આવે છે.

---

*પ્રકરણ ૪ થુ–દ્વૈતવિવેકનો સાર

ચેતન અને જડ એવા ભેદથી બે પ્રકારને પામેલું જે આ જગત્ છે, તેનો વિવેક કરવો એ આ પ્રકરણનો મુખ્ય વિષય છે. તેથી પ્રથમતઃ તે દ્વૈતના ઈશ્વરસૃષ્ટ તથા જીવસૃષ્ટ (ઈશ્વરના સરજેલા અને જીવના સરજેલા) એવા બે ભેદ કહ્યા. તેમાં માયાવિશિષ્ટ ઈશ્વરે સૃજેલ જે આ પૃથ્વી પર્વત તરૂ તારકાદિક પદાર્થો તથા નરનારીનારકાદિક પ્રાણિ[illegible] વગેરે જગત્ છે તે ઈશ્વરસૃષ્ટ દ્વૈત છે. તે જગત્ સૃજીને તે પરમાત્માએ દેહમાં પ્રવિષ્ટ થઇને પ્રાણોનું ધારણ કર્યું [illegible] જીવ કહેવાયો. ઈશ્વરની મોહન શક્તિથી મોહ પામી એ જીવ ઈશ્વરભાવને ભૂલી જઈ પરાધીનવત્ આ શરીર[illegible] શોચ કરે છે. બૃહદારણ્યના સપ્તાન્ન બ્રાહ્મણમાં વ્રીહી (તંદુલ) આદિક, દર્શ, પૂર્ણમાસ, ક્ષીર, મન, વ[illegible] એવી રીતે સાત અન્ન કહ્યાં છે એ સાતે અન્ન જો કે સ્વરૂપથી તો ઈશ્વરે સૃજેલાં છે, તથાપિ જ્ઞાન [illegible] પદાર્થોની અન્નતા—ભોગવવાની યોગ્યતા જીવે સૃજી છે. જેમ એક જ સ્ત્રી તેના પિતાએ ઉત્પન્ન [illegible] ભોગવવા યોગ્ય હોય છે, તેમ આ જગત્ ઇશનું કાર્ય અને જીવનું ભોગ્ય એવી રીતે બે [illegible]

ईश्वरेणापि जीवेन सृष्टं द्वैतं विविच्यते । विवेके सति जीवेन हेयो बंधः स्फुटीभवेत् ॥ १ ॥

શબ્દાર્થ-ઈશ્વરે અને જીવે સર્જેલાં દ્વૈતનું વિવેચન કરવામાં આવે છે. દ્વૈતનો વિવેક થયા પછી જીવે તજવાયોગ્ય બંધ (જગતનાં સુખદુઃખાદિ) સ્પષ્ટ જણાય છે. ૧

## ચન્દ્રકાન્ત વિવરણ

### ગ્રન્થના આરંભની પ્રતિજ્ઞા અને પ્રયોજન

ગુરુ-હે શિષ્ય ! પૂર્વે મેં તને બ્રહ્મને જાણવાના સંબંધમાં ત્રણ વિષયો સમજાવ્યા છે; હવે તને દ્વૈતનો વિચાર કહું છું, તે તું સાંભળ. આ સૃષ્ટિનું કારણ બ્રહ્મ છે. કારણ એટલે માયોપાધિક એટલે માયાની ઉપાધિવાળો ઈશ્વર, કે જે અંતર્યામી છે, તેણે દ્વૈત કહેતાં ભેદવાળું આ દૃશ્યમાન સર્વ જગત્ સર્જ્યું છે. વળી કાર્ય એટલે પંચકોશ-આદિની ઉપાધિવાળો જીવ, જે અહંપ્રત્યયવાળો કહેવાય છે, તેણે પણ એક બીજું દ્વૈત સર્જેલું છે. એટલા માટે આ પ્રકરણમાં ઈશ્વરસૃષ્ટ એટલે ઈશ્વરે સર્જેલાં અને જીવસૃષ્ટ એટલે જીવે સર્જેલાં, માનેલાં દ્વૈતનું ભિન્ન ભિન્ન-પ્રકારથી સ્પષ્ટ રીતે વર્ણન કર્યું છે.

શિષ્ય-જેમ 'કાગડાના મુખમાં દાંત કેટલા છે,' એટલે કાગડાના દાંતની પરીક્ષા કરવી, એ પ્રયોજન વિનાનું છે, તેમ આ દ્વૈત વિવેચન પણ પ્રયોજન વિનાનું મને તો જણાય છે. આગલાં પ્રકરણોમાં સર્વ અદ્વૈત જ છે, એમ સિદ્ધ કર્યા પછી અદ્વૈતની વાતમાં દ્વૈતની વાત શા માટે કહેવી જોઈએ ?

ગુરુ-અરે અધીરા ! દ્વૈતનું વિવેચન પ્રયોજન વિનાનું નથી; કારણ કે, ઇશ્વરે સર્જેલાં અને જીવે સર્જેલાં દ્વૈતનો વિવેક એટલે વિચાર થવાથી, સંસારનાં બંધનમાંથી છૂટવા માટે, જીવસૃષ્ટ દ્વૈતનો એટલે આ જીવે પોતામાંથી જ ઉપજાવેલા અહંતામમતાદિક પદાર્થનો ત્યાગ કરાય છે. એવી

ઈશ્વરે સૃજેલ વસ્તુ સ્વરૂપે એક આકારવાળું હોય છે, પણ તે વસ્તુમાં જીવોએ નિર્મિત અનેક પ્રકારો થાય છે. જેમ એક જ સ્ત્રી પ્રતિયોગી ભેદે કરી ભાર્યા, દીકરાની વહુ, નણંદ, દેરાણી એમ અનેકરૂપે ભેદ પામે છે. જો કે માંસમયી ને ઈશની નિર્મિત સ્ત્રી છે, તેના આકારમાં કશો ફરક પડતો નથી; તથાપિ તે જીવોએ કલ્પેલી જે મનોમયી સ્ત્રી છે, તે પ્રત્યેક પ્રત્યે ભેદ પામે છે. જેમ તાંબુ ગાળીને બીબામાં રેડતાં બીબા જેવું જ બની જાય છે, તેમ બાહ્ય વસ્તુને વ્યાપ્ત થતું મન એ વસ્તુના સમાન આકારવાળું થાય છે; તેથી પદાર્થ માત્રની મનોમયતા કહી શકાય. તેથી જ કરી વેદાંતમાં ઘટાદિક પદાર્થો પ્રમાણથી જણાતા મૃત્તિકાદિમય તથા સાક્ષીએ ભાસ્ય (relative) એવા મનોમય એમ બે પ્રકારના માનેલા છે. ઉપર કહેલ ઈશના સરજેલાં તથા જીવના સરજેલાં પદાર્થોમાંના જીવસૃષ્ટ જે પદાર્થો છે તે જ માત્ર જીવને જન્મમરણાદિ દુઃખોપલક્ષિત સંસારાખ્ય બંધને આપનારા છે કારણ કે ઈશ્વરસૃષ્ટ કંઈ પણ વસ્તુ ઉપર જ્યાં સુધી જીવ પોતાનું મમત્વ દૃઢ કરી સ્વસૃષ્ટિમાં નહીં લે તાવત્ પર્યંત તે વસ્તુ જીવને બંધ કરનાર નથી થતી. વળી જ્યાં બાહ્ય વસ્તુ નથી હોતી તેવા સ્વપ્નાદિ પ્રસંગમાં પુરુષ કેવલ જીવસૃષ્ટ માનસિક પદાર્થોથી જ સુખદુઃખ પામે છે. જેમ વિદેશ ગયેલ પુત્ર જીવતો હોય, તો પણ કોઈ ઠગના વચનથી તેનું મોત સાંભળી પિતા રડે છે, અને તે જ પુત્ર મરી ગયા છતાં ખબર સાંભળ્યા પહેલાં કંઈ જ થતું નથી. તેથી અન્વય વ્યતિરેકવડે કેવલ જીવસૃષ્ટ દ્વૈત જ જીવને બંધન કરે છે. ઈશસૃષ્ટ દ્વૈત તો તત્ત્વબોધનું બાધક નથી, એટલું જ નહીં પણ ઉલટું સાધક છે. માટે તેના પ્રતિ દ્વેષ શા સારુ કરવો ? માત્ર જીવસૃષ્ટ દ્વૈત જ હેય-ત્યાગ કરવા યોગ્ય છે. તેમાં ગુરુ શાસ્ત્રાદિક જે શાસ્ત્રીયદ્વૈત છે તે તો તત્ત્વબોધ પર્યંત ગ્રાહ્ય છે, તત્ત્વબોધ થયા પછી તો તે પણ ત્યાજ્ય છે. અશાસ્ત્રીય દ્વૈતમાંનું જે કામ ક્રોધાદિક છે તે તીવ્ર કહેવાય છે અને મનોરાજ્ય એ મંદ કહેવાય છે. તેમાંનું તીવ્ર તો બોધથી પૂર્વકાલમાં જ બોધોત્પત્તિને અર્થે ત્યાજ્ય છે. અને બોધ થયા પછી પણ જીવન-મુક્તિના સુખને અર્થે ત્યાજ્ય છે. અને મનોરાજ્ય એટલે કે મનમાં જે તરેહવાર કામ સંકલ્પાદિક થાય છે તે સર્વથા અનર્થનો હેતુ છે, એમ ભગવાને ગીતામાં ध्यायतो विषयान्पुंस... ઇત્યાદિક ગ્રંથથી દર્શાવ્યું છે. માટે તે પણ નિર્વિકલ્પ સમાધિવડે કરી નિવારણ કરવા યોગ્ય છે. બુદ્ધિના મલ-વિક્ષેપાદિ દોષો નિરસ્ત થયા પછી એકાંતમાં બેસી, દીર્ઘ પ્રણવનો ઉચ્ચાર કરી મનોરાજ્ય પણ જીતાય છે. એવી રીતે દૃશ્ય માત્રનું માર્જન થઈ જાય એટલે પરમ નિવૃત્તિ મળે છે. એવો વિક્ષેપરહિત પુરુષ બ્રહ્મવેત્તા નહિ પણ બ્રહ્મરૂપ જ છે. ઉક્ત પ્રકારે જીવસૃષ્ટ દ્વૈતના ત્યાગે કરી જીવનમુક્તિની પરાકાષ્ઠા પમાય છે, માટે તે જીવસૃષ્ટ દ્વૈત ઇશસૃષ્ટ દ્વૈતથી પૃથક્ વિવિક્ત કરી દર્શાવ્યું છે. આટલો આ પ્રકરણનો સંક્ષેપતઃ પ્રતિપાદ્ય પદાર્થ છે.

રીતે જીવે તજવા યોગ્ય શું છે અને ગ્રહવા યોગ્ય શું છે તે જાણવા માટે, દ્વૈતનો નિર્ણય કરવો જરૂરનો છે ૧

## ૧ ઈશ્વરકૃત દ્વૈત તથા જીવકૃત દ્વૈતનું પ્રતિપાદન

(૨-૪૨, ૪૧ શ્લોકો)

### (૧) ઈશ્વરરચિત દ્વૈત

(૨-૧૩, ૧૨ શ્લોકો)

**અવતરણિકા**–મીમાંસક કહે છે કે, 'જીવ જ અદૃષ્ટ એટલે ધર્માધર્મદ્વારા જગતનું કારણ છે, અને તમે ઈશ્વર રચિત જગત્ છે એમ કહો છો એ શું?' એમ શિષ્યે પ્રશ્ન કર્યો તે ઉપરથી ગુરુ, કૃષ્ણયજુર્વેદાંતર્ગત શ્વેતાશ્વતર, ઐતરેય, તૈત્તિરીય, છાંદોગ્ય, મુંડક, તથા બૃહદારણ્યકની શ્રુતિઓ શું કહે છે, તે શિષ્યને કહે છે

मायां तु प्रकृतिं विद्यान्मायिनं तु महेश्वरम्
स मायी सृजतीत्याहु. श्वेताश्वतरशाखिनः
आत्मा वा इदमग्रे भूत्स ईक्षत सृजा इति।
संकल्पेनासृजल्लोकान्स एतानिति बह्वृचः २
खं वाय्वग्निजलोर्व्योषध्यन्नदेहाः क्रमादमी
संभूता ब्रह्मणस्तस्मादेतस्मादात्मनोऽखिलाः
बहु स्यामहमेवातः प्रजायेयेति कामत.
तपस्तप्त्वाऽसृजत्सर्वं जगदित्याह तित्तिरिः
इदमग्रे सदेवासीद बहुत्वाय तदैक्षत ।
तेजोऽन्नाद्यजादीनि ससर्जेति च सामगाः
विस्फुलिंगा यथा वह्नेर्जायन्तेऽक्षरतस्तथा ॥
विविधाश्चिज्जडा भावा इत्याथर्वणिका श्रुतिः
जगदव्याकृतं पूर्वमासीद्व्याक्रियताधुना ।
दृश्याभ्यां नामरूपाभ्यां विराडादिषु ते स्फुटे
विराण्मनुर्नरो गावः खराश्वाजावयस्तथा ।
पिपीलिकावधि द्वंद्वमिति वाजसनेयिनः।९।

શબ્દાર્થ—માયાને તો પ્રકૃતિ (ઉપાદાન કારણ) જાણવી, માયી એટલે બ્રહ્મને તો મહેશ્વર (નિમિત્ત કારણ) જાણવા, "તે માયી સર્જે છે," એ પ્રમાણે શ્વેતાશ્વતર શાખાવાળા કહે છે ૨ સૃષ્ટિ પહેલા તો આ (ચરાચર જગત્) આત્મારૂપ જ હતું. તે આત્માએ 'હું સર્જું' એ પ્રકારે વિચાર કર્યો, ને તેણે સંકલ્પ કરીને આ લોકોને સર્જ્યા, એમ ઋગ્વેદીઓ ભણે છે ૩ તે આ આત્મારૂપ બ્રહ્મમાંથી આકાશ, વાયુ, અગ્નિ, જળ, પૃથ્વી, ઔષધિ, અન્ન અને દેહ આ સર્વ ક્રમથી ઉત્પન્ન થયા છે ૪ "હું જ બહુરૂપે થાઉં એટલા માટે વિશેષે કરીને ઉત્પન્ન થાઉં," એવી કામનાથી, બ્રહ્મે તપ તપીને આ સર્વ જગતને સર્જ્યું," એમ તૈત્તિરીય ઉપનિષદ્ કહે છે ૫ સૃષ્ટિની પૂર્વે આ સત્સ્વરૂપ જ હતું તે બ્રહ્મે (સત્ય સ્વરૂપે) બહુરૂપે થવા માટે વિચાર કર્યો, અને (વિચાર કરીને) અગ્નિ, જળ, અન્ન, અને અંડજ આદિને ઉત્પન્ન કર્યાં, એમ સામવેદના ઉપનિષદ્ ભણે છે ૬ જેમ અગ્નિમાંથી સૂક્ષ્મ તણખા ઉત્પન્ન થાય છે, તેમ અક્ષર શબ્દના અર્થરૂપ બ્રહ્મમાંથી પણ અનેક પ્રકારના ચિદાભાસવાળા જંગમ પદાર્થો અને જડ એવા સ્થાવર પદાર્થો ઉત્પન્ન થાય છે, એ પ્રકારે અથર્વવેદની શ્રુતિ કહે છે. ૭ સૃષ્ટિ પહેલા આ જગત્ અવ્યાકૃત એટલે (બ્રહ્મરૂપે) અસ્પષ્ટ હતું અને હમણા સૃષ્ટિ પછી દ્રષ્ટાના વિષયભૂત નામ અને રૂપે કરી વ્યાકૃત એટલે સ્પષ્ટ થયું છે, અને તે નામ તથા રૂપ વિરાટ્ આદિમા સુપ્રસિદ્ધ છે ૮ વિરાટ્, મનુ, નરો, ગાયો, ખર, ઘોડા, બકરા, ઘેટા અને કીડી પર્યંત સ્ત્રી-પુરુષના જોડકારૂપ જગતને ઈશ્વરે ઉત્પન્ન કર્યું છે, એમ વાજસનેયી શાખાવાળાઓ ભણે છે ૯

### ચન્દ્રકાન્ત વિવરણ

શિષ્ય–પુણ્યપાપરૂપ કર્મે કરી, જીવ જ જગતનો ઉત્પન્નકર્તા છે, તેથી કેવળ જીવ જ જગતને સર્જે છે એમ કહેવું ઉચિત છે, છતા આરંભમા જ 'ઈશ્વરે જગત્ સર્જ્યું છે' એમ કેમ કહો છો?

#### ઈશ્વરે જગત્‌ને સર્જ્યું, એ સંબંધમા શ્રુતિઓનુ પ્રમાણ

ગુરુ–'ઈશ્વરે જગત્ સર્જ્યું છે' એમ ઘણી શ્રુતિઓમા કહ્યું છે માટે એ શ[illegible]સ્વા જેવી નથી બીજું (૧) શ્વેતાશ્વતર ઉપનિષદ્‌મા કહ્યું છે કે 'तस्मान्माय' सृजते विश्वमेतत् । માટે માયાવી આ જગતને સર્જે છે' 'माया तु प्रकृतिं विद्यान् मायिनं तु महेश्वरम् ॥ માયાને પ્રકૃતિ જાણવી અને માયી એટલે અધિષ્ઠાન બ્રહ્મને મહેશ્વર જાણવા' એ પરથી પણ જણાય છે કે, માયોપાધિક ઈશ્વર આ

જગતને સર્જે છે. માયા જગતનું ઉપાદાન એટલે મૂળ કારણ છે, અને ઈશ્વર તો જગતનું નિમિત્ત કારણ છે. એવી રીતે શ્વેતાશ્વતર ઉપનિષદમાં ઈશ્વરને જગતનો સર્જનાર કહ્યો છે. ૨

વળી ઋગ્વેદાંતર્ગત (૨) ઐતરેયોપનિષદ્‌માં કહ્યું છે કે—

"आत्मा वा इदमेवाग्रआसीत्नान्यत् किंचनमिषत्।
स ईक्षत प्रजानुसृजाइति सइमाँल्लोकानसृजत ॥

સૃષ્ટિ પહેલાં આ ચરાચર સર્વ જગત્, આત્મારૂપ હતું; એટલે અદ્વિતીય, એકલો આત્મા જ હતો; આત્માથી અન્ય કાંઈ પણ ન હતું. તે આત્માએ ઈક્ષણ એટલે સૂક્ષ્મ દૃષ્ટિપૂર્વક વિચાર કર્યો કે, હું લોકને સર્જું; અને એ પ્રકારના સંકલ્પે કરીને તેણે આ ચરાચર જગત્ સર્જ્યું." એવી રીતે ઐતરેયોપનિષદ્‌માં, 'આત્માએ, એટલે ઈશ્વરે જગત્ સર્જ્યું છે' એમ કહ્યું છે. ૩

આત્મા બ્રહ્મથી ભિન્ન નથી, તે વિષે કૃષ્ણયજુર્વેદાંતર્ગત (૩) તૈત્તિરીયોપનિષદ્‌માં કહ્યું છે કે 'सत्यं ज्ञानमनंतं ब्रह्म। બ્રહ્મ સત્યસ્વરૂપ, જ્ઞાનસ્વરૂપ અને અનંત છે.' એ બ્રહ્મ જ આત્મા છે; બ્રહ્મરૂપ આત્માથી આકાશ ઉત્પન્ન થાય છે; આકાશથી વાયુ, વાયુથી તેજ, તેજથી જળ, જળથી પૃથ્વી, પૃથ્વીથી અન્ન અને અન્નથી દેહ ઉત્પન્ન થાય છે. એમ આકાશથી આરંભી દેહપર્યંત સર્વ જગત્ બ્રહ્મથી ઉત્પન્ન થાય છે, આવું તૈતરેયોપનિષદ્‌નું વચન છે. ૪

તેમ એ જ ઉપનિષત્‌માં વધુ કહ્યું છે કે, 'सोऽकामयत बहुस्यां प्रजायेय। એ પરમાત્માએ કામના કરી કે, હું બહુ કહેતાં ઘણે પ્રકારે થાઉં અને વિશેષે કરીને થાઉં (જન્મું.)' વળી, 'स तपोऽतप्यत स तपस्तप्त्वा इदं सर्वमसृजत यदिदं किंचन। તે પરમાત્માએ તપ તપ્યું અને તપ તપીને જે કાંઈ આ દશ્યમાન જગત્ છે તે સર્વ જગતને સર્જ્યું.' તૈત્તિરીયોપનિષદના એ વચન પ્રમાણે, 'પરમાત્માએ જગત્ સર્જવાની ઇચ્છા કરી. તે પછી જગત્ સર્જવાનો વિચાર કર્યો, અને ત્યાર પછી જગત્ સર્જ્યું, એ પ્રમાણે પરમાત્માને જગતના સ્રષ્ટા કહ્યા છે.' ૫

સામવેદાંતર્ગત (૪) છાંદાગ્યોપનિષત્‌માં કહ્યુ છે કે, 'सदेव सोम्येदमग्र आसीदेकमेवाद्वितीयं। હે સોમ્ય! આ સર્વ જગત્ સૃષ્ટિ પહેલાં સદ્‌રૂપ એટલે બ્રહ્મરૂપ હતું. તે સત્ બ્રહ્મ, એક જ અને અદ્વિતીય એટલે સજાતીય, વિજાતીય અને સ્વગત ભેદરહિત છે.' 'तदैक्षत बहुस्यां प्रजायेयेति તે સદ્‌રૂપ બ્રહ્મે જોયું કે ઘણો થવા માટે હું વિશેષે કરીને ઉત્પન્ન થાઉં.' 'तत्तेजोऽसृजत। તે બ્રહ્મે અગ્નિ, જળ અને પૃથ્વીને પણ ઉત્પન્ન કર્યાં.' "तेषां खल्वेषां भूतानां त्रीण्येव बीजानि भवंत्यंडजं जरायुजमुद्भिज्जम्। તે સર્વભૂતોનાં ત્રણ જ બીજ છેઃ અંડજ, જરાયુજ, ને ઉદ્‌ભિજ્જ." એ ત્રણમાં સ્વેદજનો સમાવેશ થાય છે.

## ચાર પ્રકારનાં પ્રાણી

પ્રાણી ચાર પ્રકારનાં છે. (૧) અંડજ એટલે ઇંડાથી થનારાં; જેવાં કે, પક્ષી, સર્પ ઇત્યાદિ. (૨) જરાયુજ એટલે કોથળીમાંથી ઉત્પન્ન થનારાં; જેવાં કે, મનુષ્ય, પશુ ઇત્યાદિ. (૩) સ્વેદજ એટલે પસીનાથી ઉત્પન્ન થનારાં; જેવાં કે, માંકડ, ચાંચડ, ઇત્યાદિ. પરંતુ માંકડાદિને ઇંડાં મૂકવાં પડે છે, માટે તેનો પ્રથમ વર્ગમાં સમાવેશ કરેલો છે. (૪) ઉદ્‌ભિજ્જ એટલે પૃથ્વી ફોડી ઉત્પન્ન થનારાં; જેવાં કે, વૃક્ષ ઇત્યાદિ.

'બ્રહ્મ, ત્રિવિધભેદથી રહિત છે. તેણે ઘણે ઘણે પ્રકારે થવાની ઇચ્છા કરી, અને તેણે તેજ, અગ્નિ આદિ ઉત્પન્ન કર્યાં છે.' એવી રીતે છાંદોગ્યશ્રુતિમાં ઈશ્વરને જગતનું સ્રષ્ટાપણું કહ્યું છે. ૬

વળી અથર્વવેદાંતર્ગત (૫) મુંડકોપનિષત્‌માં પણ કહ્યું છે કે, 'तदेतत्सत्यं। यथा सुदीप्तात्पावकाद्विस्फुलिङ्गाः सहस्रशः प्रभवंते सरूपास्तथाक्षराद्विविधाः सौम्य भावाः प्रजायंते तत्र चैवापियंति। તે આ બ્રહ્મ સત્ય છે. જેમ, પ્રદીપ્ત અગ્નિમાંથી અગ્નિ જેવા હજારો તણખા ઉત્પન્ન થાય છે; તેમ, હે સૌમ્ય! અક્ષર એટલે અવિનાશી બ્રહ્મમાંથી અનેક પ્રકારના સ્થાવર જંગમરૂપ પદાર્થો ઉત્પન્ન થાય છે ને પાછા તેમાં જ લય પામે છે.' એવી રીતે મુંડકોપનિષત્‌માં પણ ઈશ્વરથી જગત્ ઉત્પન્ન થાય છે એમ કહ્યું છે. ૭

શુક્લયજુર્વેદાંતર્ગત (૬) બૃહદારણ્યકોપનિષત્‌માં કહ્યું છે કે, तद्धेदं तर्ह्यव्याकृतमासीत्तन्नामरूपाभ्यामेव व्याक्रियतासौनामायमिदं रूपमिति। તે બ્રહ્મ ત્યારે (સૃષ્ટિ પહેલાં) અવ્યાકૃત (નામરૂપનાં વ્યા-

કરણ રહિત) હતું; તે બ્રહ્મ નામે અને રૂપે કરી સ્પષ્ટ થયું કે 'આ નામ અને આ રૂપ,' એટલે આકાશાદિક અમુક નામવાળું અને અમુક રૂપવાળું સ્પષ્ટ રીતે જણાયું એવી રીતે બૃહદારણ્યકોપનિષત્માં ઈશ્વરથી નામરૂપાત્મક જગતની ઉત્પત્તિ કહેલી છે, અને વિરાટ્ આદિમાં નામ અને રૂપ સ્પષ્ટ જોવામાં આવે છે, એમ પણ બૃહદારણ્યકોપનિષત્માં કહ્યું છે. ૮

### વિરાટની ઉત્પત્તિ

વળી પણ 'आत्मैवेदमग्र आसीत्पुरुषविधः। સૃષ્ટિ પહેલાં આ જગત્ આત્મા જ હતું કે જે આત્મા પુરુષ છે.' ત્યાંથી આરંભીને, 'एवमेव यदिदं किंच मिथुनमापिपीलिकाभ्यस्तत्सर्वमसृजत। એ જ પ્રકારે આ જે કાંઈ કીડી પર્યંત સ્ત્રી-પુરુષનાં મિથુની જોડકાં છે, તે સર્વને ઉત્પન્ન કર્યાં.' એવી રીતે વિરાટ્ આદિની ઉત્પત્તિ બૃહદારણ્યકમાં કહી છે. વિરાટ્સ્વરૂપનુ નામ વિરાટ્ છે, અને તેનું સ્વરૂપ સ્થાવર જંગમાત્મક છે. મનુ એટલે સ્વાયંભૂ મનુ વગેરે, તે તેણે ઉત્પન્ન કર્યા છે. મનુષ્યનુ નામ મનુષ્ય, અને બે હાથ, બે પગ, આંખ, કાન, નાકાદિવાળું સ્વરૂપ છે, તે તેણે ઉત્પન્ન કર્યું છે. તેમ જ ગાય, ગધેડાં, ઘોડાં, બકરાં, ઘેટાં અને કીડી આદિ સર્વે સ્ત્રીપુરુષરૂપ જોડાંનાં નામો અને રૂપો ભિન્ન ભિન્ન છે, ને જે બીજું સ્પષ્ટ જણવામાં આવે છે, તે પણ તેણે ઉત્પન્ન કર્યાં છે. આનું રહસ્ય એ છે કે, સ્થાવરજંગમાત્મક સર્વ જગત્, માયોપાધિક બ્રહ્મથી એટલે ઈશ્વરથી ઉત્પન્ન થયું છે. ઈશ્વર તે જગતને ઉત્પન્ન કરે છે, એમાં બૃહદારણ્યક ઉપનિષત્ પણ પ્રમાણ છે. ૯

અવતરણિકા-'ઈશ્વર જગત્ સર્જે છે' એ વિષયમાં અનેક શ્રુતિઓનાં પ્રમાણો આપ્યાં, અને તેથી દ્વૈત એટલે ભેદભાવવાળું જગત્ ઈશ્વરસૃષ્ટ છે, એ વાત સિદ્ધ થઈ; હવે ઈશ્વર જ, જીવરૂપે દ્વૈતભાવવાળા દેહમાં પ્રવેશ કરે છે, તે વાત કહે છે.

कृत्वा रूपांतरं जैवं देहे प्राविशदीश्वरः।
इति ताः श्रुतयः प्राहुर्जीवत्वं प्राणधारणात्॥

શબ્દાર્થ-ઈશ્વરે, જીવ સંબંધી બીજું રૂપ કરી દેહમાં પ્રવેશ કર્યો, એ પ્રકારે શ્રુતિઓ કહે છે, અને પ્રાણને ધારણ કરવાથી ઈશ્વરનું જીવપણું કહેવામાં આવે છે. ૧૦

### ચન્દ્રકાન્ત વિવરણ

#### ઈશ્વર પ્રાણધારણે કરી જીવભાવને પામે છે

'जैवं रूपं कृत्वा प्राविशत्। જીવનું રૂપ કરીને ઈશ્વરે પ્રવેશ કર્યો,' એમ શાસ્ત્રમાં કહ્યુ છે, માટે ઈશ્વર કે જે બ્રહ્મથી વિલક્ષણ કહેતાં વિકારી છે અને અન્ય એટલે ચિદાભાસ છે તે, જીવરૂપે દેહમાં પ્રવેશ કરે છે, એટલે ઈશ્વર દેહમાં અહંતાએ કરીને આત્માધ્યાસ કરે છે, તેથી ઈશ્વર જીવરૂપે થાય છે.

શિષ્ય-ઈશ્વરને દેહમાં પ્રવેશ કરવાથી જીવપણુ કેમ પ્રાપ્ત થયું?

ગુરુ-'जीवः प्राणधारणे।' એવું વચન છે. એમાં 'જીવ્' ધાતુ છે, અને પ્રાણને ધારણ કરવું એ 'જીવ્' ધાતુનો અર્થ છે. જીવ્ ધાતુથી जीव શબ્દ થયો છે. પ્રાણાદિકનો સ્વામી એટલે અભિમાની થઈને તે સર્વનું પ્રેરણ કરવું, તેનું નામ પ્રાણધારણ છે. ઈશ્વર દેહમાં રહીને પ્રાણને ધારણ કરે છે, માટે તે જીવ કહેવાય છે. એવી રીતે દેહમાં પ્રવેશ કરવાથી ઈશ્વર જીવપણાને પ્રાપ્ત થાય છે. ૧૦

અવતરણિકા-એ જીવનું સ્વરૂપ કેવું છે, એવી જિજ્ઞાસા થતાં તેનુ સ્વરૂપ કહે છે

चैतन्यं यदधिष्ठानं लिंगदेहश्च यः पुनः।
चिच्छाया लिंगदेहस्था तत्संघो जीव उच्यते
माहेश्वरी तु माया या तस्या निर्माणशक्तिवत्
विद्यते मोहशक्तिश्च तं जीवं मोहयत्यसौ १२
मोहादनीशतां प्राप्य मग्नो वपुषि शोचति।
ईशसृष्टमिदं द्वैतं सर्वमुक्तं समासतः॥१३॥

શબ્દાર્થ-અધિષ્ઠાનરૂપ જે ચૈતન્ય છે અને જે વળી લિંગ-દેહ છે તથા લિંગદેહમાં રહેલી જે ચિત્ એટલે ચેતનની છાયા છે, તે ત્રણેનો સંઘ જીવ કહેવાય છે. ૧૧ જે માહેશ્વરી માયા છે તે માયામાં જગત્ ઉત્પન્ન કરવાની શક્તિની પેઠે મોહ કરવાની પણ શક્તિ છે; આ મોહનશક્તિ તે જીવને મોહ પમાડે છે. ૧૨ તેથી (જીવરૂપધારી ઈશ્વર) મોહથી અસમર્થપણાને પ્રાપ્ત થઈ, શરીરમાં તાદાત્મ્યાભિમાનવાળો થઈ શોક કરે છે. આ (આગળ કહેલું) ઈશ્વરે સર્જેલું સઘળું દ્વૈત, સંક્ષેપથી કહ્યું છે. ૧૩

## ચન્દ્રકાન્ત વિવરણ

### જીવનું સ્વરૂપ

લિંગદેહનું અધિષ્ઠાન ચૈતન્ય, લિંગદેહ અને લિંગદેહમાં રહેલી ચિચ્છાયા કહેતાં ચિદાભાસ, એ ત્રણે એકઠાં મળે છે, એટલે જીવ કહેવાય છે. ૧૧

### માયાએ કરી જીવને અજ્ઞાનપણાનો અને દુઃખીપણાનો મોહ

શિષ્ય–જ્યારે ઈશ્વર જ જીવરૂપે થઈ વિરાટ્ આદિમાં પ્રવેશ કરે છે ત્યારે તેને અજ્ઞાનીપણું અને દુઃખીપણું ઇત્યાદિ વિરુદ્ધ ધર્મ સંભવે નહિ; કારણ કે, ઈશ્વર વિષે અજ્ઞાન અને દુઃખ આદિ હોતાં નથી; પણ જીવ તો અજ્ઞાની તથા દુઃખી કહેવાય છે, માટે તેનું કારણ સમજાવો.

ગુરુ–માયા ઈશ્વરની શક્તિ છે. એ માયામાં જેમ જગત ઉત્પન્ન કરવાની શક્તિ છે, તેમ મોહ કરવાની પણ શક્તિ છે. કારણ કે 'तदेतज्जडं मोहात्मकं । તે માયા જડ અને મોહસ્વરૂપ છે,' એવી રીતે શ્રુતિમાં માયાને મોહસ્વરૂપ કહી છે. એ જ મોહકરવાવાળી શક્તિ જીવને મોહ પમાડે છે, એટલે જીવ સચ્ચિદાનંદરૂપ જ્ઞાનથી રહિત થાય છે. ૧૨

### મોહથી જીવને અનીશ્વરરૂપ દીનભાવ

શિષ્ય–જીવ સચ્ચિદાનંદરૂપ જ્ઞાનથી રહિત થાય તો ભલે, તેથી શું હાનિ છે?

ગુરુ–જીવ સચ્ચિદાનંદરૂપ જ્ઞાનથી રહિત થવાથી, પોતાનાં ઈશ્વરસ્વરૂપને ભૂલી જાય છે, તેથી તે પોતે પ્રિયપદાર્થ મેળવવા સારુ અસમર્થ થાય છે અને અપ્રિય પદાર્થને દૂર કરવા પણ અસમર્થ થાય છે; તેમ જ શરીરમાં તાદાત્મ્યાભિમાન કરે છે, એટલે 'શરીર જ હું પોતે છું' એવી રીતે શરીરને જ સ્વસ્વરૂપ માને છે; અને એમ માનવાથી શરીરમાં રોગ થવાથી પોતાને રોગી માને છે, અરાડા પાડે છે; શરીર નીરોગી થવાથી પોતાને નીરોગી માને છે. હાસ! મારું શરીર સારું થયું; શરીર પુષ્ટ થવાથી પોતાને પુષ્ટ માને છે; અને શરીર દુર્બળ થવાથી પોતાને દુર્બળ માને છે. અર્થાત્, શરીરને સુખ થવાથી પોતાને સુખી માને છે, અને શરીરને દુઃખ થવાથી પોતાને દુઃખી માને છે.

### ઝાડપર બેઠેલાં બે પક્ષીઓનું દૃષ્ટાંત

એ વાત શ્રુતિમાં પણ કહી છે. 'समाने वृक्षे पुरुषो निमग्नोऽनीशया शोचति मुह्यमानः । સમાન (એક) જ આ દેહરૂપી વૃક્ષમાં જે જીવ રહેલો છે, તે અસમર્થ થઈ પોતાની ઈશ્વરતાનું વિસ્મરણ થયાથી શોક કરે છે.' અર્થાત્ કર્મફળ—સુખ અને દુઃખ, એટલે શુભ કર્મનું ફળ સુખ છે અને અશુભ કર્મનું ફળ દુઃખ છે; એ કર્મફળ—સુખ અને દુઃખ, બન્નેની ઉત્પત્તિનું સ્થાન શરીર છે. માટે શ્રુતિમાં શરીરને વૃક્ષ તરિકે વર્ણવ્યું છે. એ શરીરરૂપી વૃક્ષમાં અંતર્યામી પણ રહે છે અને જીવ પણ રહે છે. અંતર્યામી અને જીવ બન્નેનું નિવાસસ્થાન શરીર છે, માટે તે બન્નેનુ દેહરૂપી વૃક્ષ સમાન, એક જ સ્થાન કહેલું છે. અંતર્યામી અને જીવ બન્ને એક જ શરીરમાં રહે છે, તથાપિ તેઓમાં ફળભેદ મોટો છે. કારણ કે અંતર્યામીને તો, શરીરમાં તાદાત્મ્યાભિમાન નહિ હોવાથી, એટલે મોહ ન હોવાથી, પોતાની ઈશ્વરતાને ભૂલતો નથી, તેથી તે સર્વજ્ઞ છે, અને તેથી જ શરીરનાં સુખદુઃખ આદિ ધર્મોથી લેપાતો નથી; પણ જીવ તો શરીરમાં તાદાત્મ્યાભિનિવેશ એટલે શરીર વિષે મોહ પામી દેહાભિમાની થવાથી પોતાની ઈશ્વરતાને ભૂલી જાય છે અને તેથી પોતે સર્વજ્ઞતાથી રહિત થાય છે તથા શરીર સુખી દુઃખી હોવાથી, પોતાને સુખી દુઃખી માનીને શોક કરે છે.

શિષ્ય–ઈશ્વરે સર્જેલાં દ્વૈતનાં નિરૂપણનો પ્રસંગ ચાલે છે, તેથી હવે તે સંપૂર્ણ કરવા માટે ચાલતા પ્રસંગને અનુસરો.

ગુરુ–ઠીક. બીજા શ્લોકથી આરંભીને અહીં સુધી સંક્ષેપથી ઈશ્વરે સર્જેલાં દ્વૈતનું એટલે જગતનું નિરૂપણ કર્યું, અને તેમાં ચારે વેદોની શ્રુતિઓનાં ઉચિત પ્રમાણો પણ આપ્યાં. ૧૩

### (૨) જીવરચિત દ્વૈત

(૧૪–૧૭; ૪ શ્લોકો)

અવતરણિકા–ઈશ્વરે જગત સર્જ્યું છે તેમાં તો અનેક પ્રમાણો છે, પણ જીવે દ્વૈત સર્જ્યું છે તેમાં શું પ્રમાણ છે? તે સાંભળીને ગુરુ પ્રમાણ આપે છે.

**सप्तान्नब्राह्मणे द्वैतं जीवसृष्टं प्रपंचितम् ।**
**अन्नानि सप्तज्ञानेन कर्मणाऽजनयत्पिता ॥ १४**

શબ્દાર્થ-સમાન્નબ્રાહ્મણમાં જીવે સરજેલું દ્વૈત વિસ્તારથી વર્ણવ્યું છે. પિતાએ એટલે જીવે, જ્ઞાને અને કર્મે કરીને સાત અન્નો ઉત્પન્ન કર્યાં છે. ૧૪

## ચન્દ્રકાન્ત વિવરણ

### જીવે રચેલા દ્વૈત સંબંધમાં શ્રુતિપ્રમાણ

શિષ્ય-તમે શ્રુતિઓનાં પ્રમાણો આપીને ઈશ્વરસૃષ્ટદ્વૈત તો સિદ્ધ કર્યું, પણ હવે જીવે સરજેલાં દ્વૈતમાં જો કંઈ પણ પ્રમાણ હોય તો કહો.

ગુરુ-યજુર્વેદાંતર્ગત બૃહદારણ્યકોપનિષત્‌ના સપ્તાન્નબ્રાહ્મણમાં, જીવે સરજેલાં દ્વૈતનું વિસ્તારથી નિરૂપણ કર્યું છે.

શિષ્ય-સપ્તાન્ન બ્રાહ્મણમા જીવે સરજેલાં દ્વૈતનુ કેવી રીતે નિરૂપણ કર્યું છે ?

ગુરુ-'यत् सप्तान्नानि मेधया तपसाऽजनयत्पिता । પિતાએ એટલે જીવે, જ્ઞાને અને કર્મે કરીને, સાત અન્ન ઉત્પન્ન કર્યાં છે.' પિતા એટલે પાલનપોષણ કરીને રક્ષણ કરનારો જીવ. જે પોતાના પુણ્યપાપરૂપ અદૃષ્ટદ્વારા જગતને ઉત્પન્ન કરે છે અને રક્ષણ કરે છે, તે જીવને શ્રુતિમાં પિતા કહ્યો છે એ જીવે, કર્મે કરીને તથા જ્ઞાને કરીને સાત અન્ન ઉત્પન્ન કર્યાં છે, એમ સપ્તાન્ન બ્રાહ્મણમા કહ્યુ છે. ૧૪

અવતરણિકા-જીવે સાત અન્ન શા માટે ઉત્પન્ન કર્યાં છે તેનું પ્રયોજન કહે છે.

मर्त्यान्नमेकं देवान्ने द्वे पश्वन्नं चतुर्थकम् ।
अन्यत्त्रितयमात्मार्थमन्नानां विनियोजनम्

શબ્દાર્થ-એક મનુષ્યનું અન્ન, બે દેવના અન્ન, ચોથું પશુનું અન્ન, અને બીજા ત્રણ અન્ન પોતાને માટે છે, એવી રીતે અન્નો (સાતે અન્ન) ની યોજના કરી છે. ૧૫

## ચન્દ્રકાન્ત વિવરણ

### અધિકારીભેદે કરી સાત અન્નના ભેદ

શિષ્ય-સાત અન્ન કોને માટે ઉત્પન્ન કર્યાં છે ?

ગુરુ-એક અન્ન મનુષ્યને માટે, બે અન્ન દેવ માટે, એક અન્ન પશુ માટે, અને બાકી જે ત્રણ અન્ન રહ્યાં તે, જીવે પોતાને માટે ઉત્પન્ન કર્યાં છે, એવી રીતે સાતે અન્નની શ્રુતિમાં વ્યવસ્થા કરી છે. શ્રુતિમાં કહ્યુ છે કે,

'एकमस्य साधारण द्वे देवानभाजयत् ।
त्रीण्यात्मनेऽकुरुत पशुभ्य एकं प्रायच्छत ॥

મનુષ્યને એક સાધારણ અન્ન આપ્યું, બે અન્ન દેવોને આપ્યાં, ત્રણ અન્ન પોતાને માટે રાખ્યાં, અને એક અન્ન પશુને આપ્યુ.' ૧૫

અવતરણિકા-એ સાત અન્ન કયાં કયાં છે, એમ શિષ્યને જિજ્ઞાસા થતાં ગુરુ કહે છે

व्रीह्यादिकं दर्शपूर्णमासौ क्षीरं तथा मनः ।
वाक्प्राणाश्चेति सप्तत्वमन्नानामवगम्यताम्

શબ્દાર્થ-તંદુલ એટલે ચોખા વગેરે, અમાવાસ્યા અને પૂર્ણિમા, દૂધ, મન, વાણી અને પ્રાણ, આ સાતને અન્ન જાણવાં. ૧૬

## ચન્દ્રકાન્ત વિવરણ

### સાત અન્નનાં નામો

શિષ્ય—એ સાત અન્ન કયાં કયાં ?

ગુરુ-(૧) ચોખા વગેરે અનાજ જે ખાવામાં આવે છે તે મનુષ્યનુ અન્ન છે; એના સેવનથી મનુષ્યને તૃપ્તિ થાય છે. (૨) અમાવાસ્યા અને (૩) પૂર્ણિમા એ બે દેવનાં અન્ન કહેવાય છે, કારણ કે તેથી દેવને તૃપ્તિ થાય છે અગ્નિહોત્રી, અમાવાસ્યા પછીના પડવાને દિવસે જે ઇષ્ટિ કરે છે, તે દર્શેષ્ટિ અને પૂર્ણિમા પછીના પડવાને દિવસે જે ઇષ્ટિ કરે છે તે પૂર્ણમાસેષ્ટિ કહેવાય છે. આ ઇષ્ટિઓથી દેવો તૃપ્ત થાય છે વળી અમાવાસ્યા અને પૂર્ણિમા કાળસૂચક છે અને તેમનો ભક્ષ કાળ કરે છે, માટે તે તે દેવનાં અન્નની છે (૪) ચોથુ અન્ન દૂધ છે. એ પશુનુ અન્ન છે. (૫-૭) બીજા ત્રણ અન્ન મન, વાણી અને પ્રાણ જીવને પોતાને માટે છે. આ રીતે ચોખા આદિ અન્ન, દર્શ કહેતાં અમાવાસ્યા, પૂર્ણમાસ, દૂધ, મન, વાણી અને પ્રાણ, આ સાત અન્ન છે. ૧૬

અવતરણિકા-આ સાત અન્ન જગતમાં અન્તર્ગત હોવાથી તે જીવે ઉત્પન્ન કર્યાં કહેવાય નહિ, આમ શિષ્યે શંકા કરી. તે ઉપરથી ગુરુ તેના મનનું સમાધાન કરતાં કહે છે કે, તે વાત ખરી છે, પણ જીવ તેનો ઉપયોગ કરે છે માટે તે જીવે ઉત્પન્ન કરેલાં ગણાય છે.

ईशेन यद्यप्येतानि निर्मितानि स्वरूपतः ।
तथापि ज्ञानकर्मभ्यां जीवोऽकार्षीत्

શબ્દાર્થ–યદ્યપિ આ ( પૂર્વ શ્લોકમાં કહેલાં ચોખા આદિ સાત અન્નો ) સ્વરૂપમાંથી ઈશ્વરે રચેલાં છે, તથાપિ જીવ, જ્ઞાનવડે અને કર્મવડે તેમને અન્નરૂપે બનાવે છે ( તેથી તે જીવકૃત કહેવાય છે. ) ૧૭

## ચન્દ્રકાન્ત વિવરણ

શિષ્ય–ઉપર કહેલાં સાત અન્નનો તો જગતમાં અંતર્ભાવ થાય છે, માટે જગત્ ઈશ્વરે રચ્યું છે, તેથી સાત અન્ન પણ ઈશ્વરે રચ્યાં છે, એમ જણાય છે, તેટલું છતાં 'સાત અન્ન જીવે રચ્યાં છે,' એમ તમે કહો છો, તેનું કારણ સમજાવશો ?

### ભોગ્યપણું માનવાથી સાત અન્નો જીવે રચ્યાં છે એમ કહેવાય

ગુરુ–હા. જગત્ ઈશ્વરે રચ્યું છે, અને સાત અન્ન પણ જગદંત:પાતી છે, માટે એ સાત અન્ન પણ ઈશ્વરે રચ્યાં છે, એમાં સંદેહ નથી. ઈશ્વરે તો સર્વ પદાર્થનાં સ્વરૂપો રચ્યાં છે, પરંતુ જીવે જ્ઞાને અને કર્મે કરીને, સાત અન્નને પોતાનાં ભોગ્ય કર્યાં છે, એટલે તે પદાર્થોમાં 'આ પદાર્થ મારે ભોગવવા યોગ્ય છે,' એવી રીતે ભોગ્યપણું તો જીવે જ રચ્યું છે. તેથી શ્રુતિમાં 'સાત અન્ન જીવે રચ્યાં છે' એમ કહ્યું છે.

જે વિષયનું ધ્યાન લાગે તે વિષયનું જ્ઞાન થાય. આ જ્ઞાન શાસ્ત્રમાં કહ્યા પ્રમાણે હોય તો શાસ્ત્રવિહિત ગણાય અને શાસ્ત્રે મનાઈ કરેલું હોય તે શાસ્ત્રનિષિદ્ધ કહેવાય. એ રીતે જ્ઞાન બે પ્રકારનું થાય છે. એમાં પણ દેવતાદિક વિષયનું ધ્યાન જે ઉપાસના તે વિહિત કહેવાય અને પરસ્ત્રી આદિક વિષયનું ધ્યાન જે ચિંતન તે નિષિદ્ધ કહેવાય. એ પ્રમાણે બે પ્રકારનું જ્ઞાન અથવા તો વિષયનું ધ્યાન છે. હવે કર્મ પણ એ જ રીતે બે પ્રકારનું છે. યજ્ઞાદિ રૂપ વિહિત અને હિંસાદિ રૂપ નિષિદ્ધ એવા ભેદથી કર્મ બે પ્રકારનું છે. આ જ્ઞાન અને કર્મ, એ બે વડે જીવ, ઉપર કહેલા તંદુલ-ભાત આદિથી લઈ પ્રાણ પર્યંત સાત અન્નો ઉપર અન્નભાવ કરે છે, એટલે કે પોતાને ભોગવવા યોગ્ય સામગ્રી માને છે, અને તેથી શ્રુતિભગવતીએ આ સાત અન્નો જીવે રચ્યાં એમ કહ્યું છે. ૧૭

### (૩) સંસારરૂપ જગતની સાથે જીવનો અને ઈશ્વરનો સ્રષ્ટાપણાએ કરીને સંબંધ

( ૧૮–૩૧; ૧૪શ્લોકો )

અવતરણિકા–દૃષ્ટાંતથી જીવસૃષ્ટ અને ઈશ્વરસૃષ્ટ જગતનો સંબંધ હવે દેખાડે છે.

**ईशकार्यं जीवभोग्यं जगद्वाभ्यां समन्वितम्**
**पितृजन्या भर्तृभोग्या यथा योषित्तथेष्यताम्**

શબ્દાર્થ–જગત્ ઈશ્વરનું કાર્ય અને જીવનું ભોગ્ય છે, માટે જગત્ ઈશ્વર અને જીવના સંબંધવાળું છે. જેમ સ્ત્રી પિતાથી ઉત્પન્ન થયેલી પુત્રી અને ભર્તાની ભોગવવા યોગ્ય પત્ની છે, તેમ જગતની બાબતમાં પણ જાણવું. ૧૮

## ચન્દ્રકાન્ત વિવરણ

હવે પ્રસગ જ ચલાવીએ. ઈશ્વરે જગતને ઉત્પન્ન કર્યું છે, માટે ઈશ્વર જગતનું કારણ છે, અને જગત્ ઈશ્વરનું કાર્ય છે. જીવે જગતમાં પોતાને માટે ભોગ્યતા ઉત્પન્ન કરી છે, તેથી જગત્ જીવનું ભોગ્ય છે. એવી રીતે જગતની સાથે ઉત્પત્તિએ કરી ઈશ્વરનો અને ભોગ્યતાએ કરીને જીવનો સંબંધ છે.

### એક જગતનો ઈશ્વર અને જીવ બન્ને સાથે સંબંધ

શિષ્ય–જગત્ તો એક જ છે. તેમાં ઈશ્વરજન્યત્વ અને જીવભોગ્યત્વ, એવી રીતે બે સંબંધ કેમ રહી શકે ?

ગુરુ–એક પદાર્થમાં જન્યત્વ અને ભોગ્યત્વ, એ બન્ને સંબંધ રહી શકે છે. દાખલા તરીકે, એક સ્ત્રી છે. તે પોતાના પિતાની જન્યા એટલે ઉત્પન્ન થયેલી પુત્રી છે, અને તે જ પોતાના પતિની ભોગ્યા કહેતાં ભોગવવા યોગ્ય પત્ની છે. એક જ સ્ત્રીમાં પિતાની અપેક્ષાથી જન્યપણું અને પતિની અપેક્ષાથી ભોગ્યપણું, એવી રીતે બે સંબંધ રહેલા છે, એટલે એક જ સ્ત્રી જન્યાએ છે અને ભોગ્યાએ છે. તેવી રીતે જગત્ ઈશ્વરજન્ય પણ છે અને જીવભોગ્ય પણ છે, એટલે એક જ જગતમાં ઈશ્વરની અપેક્ષાથી જન્યપણું, કાર્યપણું છે, અને જીવની અપેક્ષાથી ભોગ્યપણું પણ છે. ૧૮

અવતરણિકા–જગતની ઉત્પત્તિનાં કયાં સાધનો છે, તે વિષે શિષ્ય પ્રશ્ન કરતાં ગુરુ તેનું ઉત્તર આપે છે.

मायावृत्त्यात्मको हीशसंकल्पः साधनं जनौ
मनोवृत्त्यात्मको जीवसंकल्पो भोगसाधनम्

શબ્દાર્થ-માયાની વૃત્તિ (પરિણામ)રૂપ ઈશ્વરનો જે સંકલ્પ, તે જગતની ઉત્પત્તિમાં સાધન છે અને મનની વૃત્તિ (પરિણામ)રૂપ જે જીવનો સંકલ્પ, તે ભોગમાં સાધન છે. ૧૯

### ચન્દ્રકાન્ત વિવરણ

#### જગત રચવામાં ઈશ્વર અને જીવનાં સાધનો

શિષ્ય-ઈશ્વર કયા સાધને કરીને જગતને ઉત્પન્ન કરે છે?

ગુરુ-માયાની વૃત્તિરૂપ એટલે પરિણામરૂપ જે સંકલ્પ છે, તે સંકલ્પરૂપ સાધને કરી ઈશ્વર જગતને ઉત્પન્ન કરે છે, અર્થાત્ ઈશ્વર સંકલ્પ કરે છે કે માયા જગતને રચે છે.

શિષ્ય-જીવ કયા સાધને કરીને જગતનો ઉપભોગ કરે છે?

ગુરુ-મનની એટલે અંતઃકરણની વૃત્તિરૂપ જે સંકલ્પ છે, તે સંકલ્પરૂપ સાધને કરીને જીવ જગતનો ઉપભોગ કરે છે, અર્થાત્ જીવ મનમાં સંકલ્પ કરે છે કે જગતનો તે ઉપભોગ કરે છે. ૧૯

અવતરણિકા-શિષ્ય ભોગના અભાવની જ શંકા કરે છે, અને ગુરુ તેનું ઉત્તર દે છે.

ईशनिर्मितमण्यादौ वस्तुन्येकविधे स्थिते ।
भोक्तृधीवृत्तिनानात्वात्तद्भोगो बहुधेष्यते ॥

શબ્દાર્થ-ઈશ્વરરચિત મણિ આદિ એક પ્રકારની વસ્તુમાં ભોક્તાની બુદ્ધિવૃત્તિનાં અનેકપણાને લીધે મણિ આદિ ભોગ્ય વસ્તુનો ભોગ અનેક પ્રકારનો મનાય છે. ૨૦

### ચન્દ્રકાન્ત વિવરણ

#### ઈશ્વરરચિત એક આકારમાં જીવરચિત અનેક આકાર

શિષ્ય-ઈશ્વરે સ્રજેલા પદાર્થો પ્રત્યક્ષ પ્રતીત થાય છે, તેથી જૂદા ભોગ્ય પદાર્થનો આકાર પ્રતીત થતો નથી, અને તેથી ભોગ્ય પદાર્થ નથી, એમ સિદ્ધ થાય છે, ત્યારે જીવ કોને ઉત્પન્ન કરે છે?

ગુરુ-યદ્યપિ ઈશ્વરે સ્રજેલા મણિ આદિ પદાર્થો એકસ્વરૂપ છે, તથાપિ બુદ્ધિવૃત્તિ અનેકવિધ હોવાથી મણિ આદિ પદાર્થોનો ભોગ પણ અનેકવિધ જોવામાં આવે છે, તેથી ભોગ્યપદાર્થનો આકાર ભિન્ન છે એમ સિદ્ધ થાય છે. માટે, જીવ જ ઈશ્વરે સ્રજેલા પદાર્થમાં ભોગ્યતા ઉત્પન્ન કરે છે, એ નિઃસંદેહ જાણ. ૨૦

અવતરણિકા-વળી શિષ્ય શંકા કરે છે કે, જો ભોગનો ભેદ હોય તો જ ભોગ્યના ભેદની કલ્પના થઈ શકે, પરંતુ તેવું કંઈ પણ નથી, તેના ઉત્તરમાં ગુરુ કહે છે.

हृष्यत्येको मणिं लब्ध्वा क्रुद्ध्यत्यन्यो ह्यलाभतः ।
पश्यत्येव विरक्तोऽत्र न हृष्यति न कुप्यति ॥

શબ્દાર્થ-એક માણસ મણિને મેળવીને પ્રસન્ન થાય છે, અને બીજો માણસ નહિ મળવાથી ક્રોધ કરે છે, ત્રીજો વિરક્ત માણસ આ વિષયમાં જોયા કરે છે; તે પ્રસન્ન થતો નથી, અને ક્રોધ કરતો નથી. ૨૧

### ચન્દ્રકાન્ત વિવરણ

શિષ્ય-જો ભોગનો ભેદ હોય તો ભોગ્યપદાર્થના ભેદની કલ્પના કરી શકાય, પણ ભોગના ભેદનો જ અભાવ છે તો પછી ભોગ્યનો ભેદ જ ક્યાંથી હોય?

ગુરુ-ભોગનો ભેદ તો પ્રત્યક્ષ જોવામાં આવે છે, માટે 'ભોગનો ભેદ નથી' એમ કહેવાય નહિ. તું જો કે મણિ તો એક જ છે, પણ એ મણિ જેને પ્રાપ્ત થાય છે તેને હર્ષ ઉત્પન્ન થાય છે, જેને તે પ્રાપ્ત થતો નથી તે શોક કરે છે, પણ જે મધ્યસ્થ તથા નિસ્પૃહ હોય છે, તે માત્ર તે મણિને જુવે જ છે, તે હર્ષ કે શોક કરતો નથી, પણ ઉદાસીન પેઠે વર્તે છે. હવે જો હર્ષ ઉત્પન્ન કરવાનો મણિનો સ્વભાવ હોય, તો મણિથી ઉપર કહેલા ત્રણે પુરૂષને હર્ષ થવો જોઇએ, અને જો મણિનો શોક ઉત્પન્ન કરવાનો સ્વભાવ હોય તો મણિથી ત્રણેને શોક થવો જોઇએ, અને જો ઉદાસીનતા ઉત્પન્ન કરવાનો મણિનો સ્વભાવ હોય તો તેથી ત્રણેને ઉદાસીનતા થવી જોઇએ. પરંતુ તેમ થતું નથી. મણિના લાભથી એકને હર્ષ થાય છે, અને મણિના અલાભથી બીજાને શોક થાય છે, જ્યાં મણિ તો એક જ છે. પણ એ સર્વનું કારણ ભોક્તાની બુદ્ધિવૃત્તિ, જે બહુ પ્રકારની છે તે હોવાથી, મણિનો ભોગ બહુ પ્રકારે જોવામાં

આવે છે. વિષયના ભેદ વિના ભોગનો ભેદ સંભવતો નથી. જેમકે એક જ અગ્નિ છે, તે કોઈને ઉષ્ણતા કરે છે ને કોઈને શીતતા આપે છે, પણ તે કારણથી અગ્નિનો ભોગભેદ થતો નથી, કેમકે અગ્નિ તો સર્વદા સર્વને ઉષ્ણતા જ દે છે, અને એક સ્વરૂપમાં જ રહે છે, પરંતુ મણિમાં તેમ જોવામાં આવતું નથી, કારણ કે મણિનો અનેક પ્રકારનો ભોગ છે. એટલા જ માટે, ભોગરૂપ મણિ અનેક માનવાં જોઇએ. એવી રીતે સર્વત્ર ભોગના ભેદથી વિષયનો ભેદ પણ અવશ્ય સ્વીકારવો જોઇએ. ૨૧

અવતરણિકા–એ સાંભળી શિષ્ય પૂછે છે કે, જીવે સ્રજેલા કયા કયા આકારો છે તે કહો. ગુરુ તે કહે છે, અને જીવસૃષ્ટદ્વૈત, ઈશ્વરસૃષ્ટદ્વૈતથી કેવી રીતે ભિન્ન છે તે પણ કહે છે.

**प्रियोऽप्रिय उपेक्ष्यश्चेत्याकारा मणिगास्त्रयः**
**सृष्टा जीवैरीशसृष्टं रूपं साधारणं त्रिषु २२**
**भार्या स्नुषा ननांदा च याता मातेत्यनेकधा**
**प्रतियोगिधिया योषिद्भिद्यते न स्वरूपत २३**

શબ્દાર્થ–પ્રિય, અપ્રિય, અને ઉપેક્ષા* કરવા યોગ્ય એ પ્રકારે મણિમાં રહેલા ત્રણ આકાર છે. તે આકાર જીવે સ્રજ્યા છે; અને ત્રણેમાં જે સાધારણ (અનુસ્યૂત) મણિનું રૂપ છે તે રૂપ ઈશ્વરે સજ્યું છે. ૨૨ એકજ સ્ત્રી પોતાની પત્ની, પુત્રની સ્ત્રી, નણંદ, દેરાણી, જેઠાણી, અને માતા તરિકે સંબંધીઓની બુદ્ધિથી ભેદ પામે છે, પરંતુ સ્વરૂપથી ભેદ પામતી નથી ૨૨–૨૩

## ચન્દ્રકાન્ત વિવરણ

શિષ્ય–ભોગના ભેદથી માન્ય કરેલા અને જીવે સ્રજેલા વિષયના કયા કયા ભેદ છે, તે સમજાવશો?

ગુરુ–હા. ભોગના ભેદને લીધે મણિના ત્રણ આકાર માનવામાં આવે છે. પ્રિય, અપ્રિય અને ઉપેક્ષ્ય એટલે ઉપેક્ષા કરવા યોગ્ય, એ ત્રણે આકાર જીવે સ્રજેલા છે; કારણ ભોક્તા એટલે જીવ એ ત્રણે આકારને બુદ્ધિની વૃત્તિએ કરીને રચે છે.

શિષ્ય–મણિના ત્રણે આકાર જીવે સ્રજેલા છે, ત્યારે ઈશ્વરે સ્રજેલો મણિ કયો, તે સમજાવો.

ગુરુ–પ્રિયમણિ, અપ્રિયમણિ અને ઉપેક્ષ્યમણિ, એ મણિના ત્રણ આકાર જીવે સ્રજ્યા છે. જો કે એ ત્રણેમાં મણિ તો છે જ, પણ એ ત્રણેમાં સાધારણ જે મણિરૂપ છે તે તો ઈશ્વરે સર્જ્યું છે; કેમકે ઈશ્વરરચિત સર્વસાધારણ મણિ તો એક જ છે. એ મણિ જેને હર્ષ ઉત્પન્ન કરે છે, તેણે એ ઈશ્વરરચિત મણિમાં પ્રિયતા માની છે; એ મણિ જેને શોક ઉત્પન્ન કરે છે તેણે ઈશ્વરરચિત મણિમાં અપ્રિયતા ઉત્પન્ન કરી છે; ને એ મણિ જેને ઉદાસીનતા ઉત્પન્ન કરે છે તેણે એ ઈશ્વરરચિત મણિમાં ઉપેક્ષા રચી છે. તેથી જણાય છે કે, ઈશ્વરરચિત મણિ હર્ષનું કારણ નથી, પણ જીવરચિત પ્રિયતા હર્ષનું કારણ છે. ઈશ્વરરચિત મણિ શોકનું કારણ નથી, પણ જીવરચિત અપ્રિયતા શોકનું કારણ છે; ઈશ્વરરચિત મણિ ઉદાસીનતાનું કારણ નથી, પણ જીવરચિત ઉપેક્ષા ઉદાસીનતાનું કારણ છે. માટે, જીવસૃષ્ટદ્વૈત, ઈશ્વરસૃષ્ટદ્વૈતથી જૂદું છે, એમ અમે કહીએ છિયે ૨૨

વળી જીવસૃષ્ટદ્વૈત, ઈશ્વરસૃષ્ટદ્વૈતથી જૂદું છે એ વિષયમાં અનેક ઉદાહરણ પ્રમાણ છે તે સાંભળ. સ્ત્રીનું શરીર ઈશ્વરે રચ્યું છે. એ સ્ત્રી એક જ છે તો પણ સંબંધીના પરસ્પરના સંબંધને લીધે તે અનેક ભેદને પામે છે. જેમ પતિની અપેક્ષાથી સ્ત્રી પત્ની કહેવાય છે, સસરાની અપેક્ષાથી એ જ સ્ત્રી વધૂ (વહુ) કહેવાય છે, ભાભીની અપેક્ષાથી એ જ સ્ત્રી નણંદ કહેવાય છે, જેઠાણીની અપેક્ષાથી દેરાણી કહેવાય છે અને દેરાણીની અપેક્ષાથી જેઠાણી કહેવાય છે, પોતાના પુત્રની અપેક્ષાથી મા કહેવાય છે, ભાઇની અપેક્ષાથી બહેન કહેવાય છે, અને પિતાની અપેક્ષાથી પુત્રી કહેવાય છે. તેવી રીતે કાકી, મામી, શાળી ઇત્યાદિ અનેક નામથી એક જ સ્ત્રી સંબોધાય છે. એ પ્રમાણે સંબંધની બુદ્ધિવૃત્તિના ભેદથી એક જ સ્ત્રી અનેક પ્રકારે જોવામાં આવે છે, પણ તે પોતાના સ્વરૂપથી ભેદ પામતી નથી, અર્થાત્ તેનું સ્વરૂપ કંઈ બદલાતું નથી. તે તો કાકી, મામી, ફોઈ, માસી, બહેન, માતા કોઈ પણ પ્રસંગમાં સ્ત્રી તે સ્ત્રી જ છે; કારણ કે, મેં કહેલા 'પત્ની' આદિ સર્વ વ્યવહાર જીવે રચ્યા

* રાગદ્વેષાદિ રહિત વૃત્તિ, ઉદાસીનવૃત્તિ

છે તેથી તે ભેદ પામે છે; પણ સ્ત્રીસ્વરૂપ તો એક જ છે, અને તે ઈશ્વરે રચ્યું છે, તેથી તે ભેદ પામતું નથી, પણ તે જીવસૃષ્ટદ્વૈત સ્વરૂપથી જૂદુ છે. ૨૩

અવતરણિકા-સ્ત્રીના સ્વરૂપના ભેદનો અભાવ છે આવી શિષ્ય શંકા કરે છે.

**ननु ज्ञानानि भिद्यंतामाकारस्तु न भिद्यते।**
**योषिद्वपुष्यतिशयो न दृष्टो जीवनिर्मितः २४**

શબ્દાર્થ-સ્ત્રીને વિષે સંબંધીના ભેદથી જ્ઞાન ભલે ભેદ પામે; પણ આકાર તો ભેદ પામતો નથી. સ્ત્રીના શરીરમાં જીવનિર્મિત વિશેષ ભેદ જોવામાં આવતો નથી. ૨૪

### ચન્દ્રકાન્ત વિવરણ
### શિષ્યની ૧ લી શંકા

શિષ્ય-આપે કહ્યું કે, સ્ત્રીનું શરીર ઈશ્વરે રચેલું છે, તેમાં પત્ની, વહુ, માતા આદિ નામે વ્યવહાર થાય છે. તે જીવના રચેલા છે એ વાત ખરી છે. ભિન્ન ભિન્ન સંબંધીની અપેક્ષાથી પત્ની, વહુ, નણંદ આદિ જે વ્યવહાર ભેદ છે, તે કેવળ જ્ઞાનના ભેદથી છે; માટે જ્ઞાનનો ભલે ભેદ થાય, પણ આકાર ભેદ પામતો નથી એમ સિદ્ધ થાય છે. હવે ઈશ્વરે સ્ત્રીનુ જે શરીર રચ્યુ છે, તે શરીર તો જેવું ને તેવું જ રહે છે અને જ્ઞાનનો ભેદ થવાથી થોડો પણ ભેદ પામતું નથી, ત્યારે એક જ સ્ત્રીના શરીરમાં જીવસૃષ્ટ કયો ભેદ જોવામાં આવે છે? અર્થાત્ કોઈપણ ભેદ જોવામાં આવતો નથી. ત્યારે જીવસૃષ્ટ સ્ત્રી, ઈશ્વરસૃષ્ટ સ્ત્રીથી ભિન્ન છે, એમ જે તમે કહ્યુ, તેનું સ્ફોટન કરો. ૨૪

અવતરણિકા-એ જ્ઞાનનો ભેદ જ્ઞેયના ભેદ ઉપર જ આધાર રાખે છે એમ કહી ગુરુ શિષ્યની શંકાનું સમાધાન કરે છે:

**मैवं मांसमयी योषित्काचिदन्या मनोमयी**
**मांसमय्या अभेदेऽपि भिद्यते हि मनोमयी**

શબ્દાર્થ-એમ નથી, કારણ કે એક સ્ત્રી માંસમયી એટલે કે માંસ, રુધિર, અસ્થિ આદિ ધાતુવાળી સ્ત્રી ઈશ્વરરચિત છે; અને બીજી મનોમયી એટલે મનઃકલ્પિત સ્ત્રી છે (તે જીવરચિત છે). માંસમયી એટલે ઈશ્વરરચિત સ્ત્રીની સાથે અભેદ છતાં પણ મનોમયી (જીવરચિત) સ્ત્રી જૂદી પડે છે. ૨૫

### ચન્દ્રકાન્ત વિવરણ
### ગુરુએ કરેલું ૧ લી શંકાનું સમાધાન

ગુરુ-ઈશ્વરે રચેલી સ્ત્રીથી જીવે રચેલી સ્ત્રીનો થોડો પણ ભેદ જોવામાં આવતો નથી, એમ કહેવું યથાર્થ નથી; કારણ કે, ઈશ્વરસૃષ્ટ સ્ત્રીથી જીવસૃષ્ટ સ્ત્રીનો ભેદ સ્પષ્ટ દેખાય છે, તો પછી તેનું ન માનવું, એ અજ્ઞાન જ કહેવાય. સ્ત્રી બે પ્રકારની છે. એક માંસમયી એટલે માંસ, રુધિર, અસ્થિમયી છે, અને બીજી મનોમયી એટલે મનઃકલ્પિત છે. સ્ત્રીનું સ્વરૂપ ઈશ્વરે સર્જ્યું છે, માટે માંસમયી સ્ત્રી ઈશ્વરસૃષ્ટ સ્ત્રી કહેવાય છે; અને મનોમયી સ્ત્રી મનઃકલ્પિત છે, માટે મનોમયી સ્ત્રી જીવસૃષ્ટ કહેવાય છે. યદ્યપિ માંસમયી સ્ત્રી ભેદ પામતી નથી, તથાપિ મનોમયી સ્ત્રી ભેદ પામે છે, કારણ કે એક જ સ્ત્રી વિષે પત્ની, વહુ, ઇત્યાદિનું ભિન્નભિન્ન જ્ઞાન થાય છે. એ જ્ઞાનના ભેદથી જ્ઞેયનો ભેદ સિદ્ધ થાય છે. જો જ્ઞેયનો ભેદ ન હોય તો જ્ઞાનનો ભેદ પણ થાય નહિ. જેમ ઘટરૂપ અને પટરૂપ જ્ઞેય ભિન્ન ભિન્ન છે, તેથી 'ઘટજ્ઞાન અને પટજ્ઞાન' એવી રીતે જ્ઞાનનો ભેદ થાય છે, પણ જો જ્ઞેયના ભેદ વિના પણ જ્ઞાનનો ભેદ થતો હોય તો એક જ ઘટરૂપ જ્ઞેયમાં, જેમ ઘટજ્ઞાનની યથાર્થતા છે, તેમ એ જ ઘટમાં હાથી, ઘોડા, બકરા આદિના જ્ઞાનની યથાર્થતા થવી જોઇએ. પણ એક જ ઘટમાં, ઘટજ્ઞાનની યથાર્થતાની પેઠે, અન્ય જ્ઞાનની યથાર્થતા થતી નથી, માટે જ જ્ઞેયના ભેદ વિના જ્ઞાનનો ભેદ થતો નથી. તેમ જ મનોમયી સ્ત્રીમાં પત્ની, વહુ, બહેન આદિ જ્ઞાનનો ભેદ થાય છે, તેથી મનોમયી સ્ત્રીનો ભેદ, દ્વૈતભાવ માનવો જોઇએ. એક જ સ્ત્રીમાં બહેન, મા, કાકી, ભાભી, મામી ઇત્યાદિ જે જ્ઞાન થાય છે, તે અયથાર્થ નથી; તે જ્ઞાન યથાર્થ છે, કારણ કે વ્યવહારમાં તે જ્ઞાનનો કદાપિ બાધ થઈ શકતો નથી. તેથી ઈશ્વરરચિત એક જ સ્ત્રીના શરીરમાં અનેક જ્ઞાન થાય છે, ને તે જ્ઞાનના વિષયો પણ અનેક હોવા જ જોઇએ. પુત્રને એ જ સ્ત્રીમાં માતાનું જ્ઞાન થાય છે, તે જ્ઞાનનો વિષય માતા છે; એ જ સ્ત્રીમાં ભાઈને બહેનનું જ્ઞાન થાય છે, તે જ્ઞાનનો વિષય બહેન છે; એ જ સ્ત્રીમાં ભત્રીજાને કાકીનું જ્ઞાન થાય

છે, તે જ્ઞાનનો વિષય કાકી છે; એજ સ્ત્રીમાં દિયરને ભાભીનું જ્ઞાન થાય છે, તે જ્ઞાનનો વિષય ભાભી છે; એ જ સ્ત્રીમાં ભાણેજને મામીનું જ્ઞાન થાય છે, માટે તે જ્ઞાનનો વિષય મામી છે. એવી રીતે સર્વજ્ઞાનના વિષય ભિન્નભિન્ન જાણી લેવા જોઇએ. એમાં માતાના જ્ઞાનનો વિષય જે માતા છે, તે પુત્રે રચી છે; બહેનના જ્ઞાનનો વિષય જે બહેન તે ભાઇએ રચી છે; કાકીના જ્ઞાનનો વિષય જે કાકી, તે ભત્રીજાએ રચી છે; ભાભીના જ્ઞાનનો વિષય જે ભાભી તે દિયરે રચી છે; મામીના જ્ઞાનનો વિષય જે મામી તે ભાણેજે રચી છે. તેમ માતાથી બહેન ભિન્ન છે, માતા અને બહેનથી કાકી ભિન્ન છે, એવી રીતે સર્વ એક બીજાથી ભિન્ન ભિન્ન છે.

હે શિષ્ય! કારણ વિના કાર્ય ઉત્પન્ન થતું નથી. જ્ઞાનના ભેદમાં વિષયભેદ કારણ છે. અત્ર 'મા,' 'બહેન,' 'કાકી,' 'મામી' એવી રીતે એક જ સ્ત્રીમાં અનેક પ્રકારનું જ્ઞાન થાય છે, માટે વિષયભેદ છે, એમ સિદ્ધ થાય છે. યદ્યપિ ઈશ્વરરચિત ચર્મ, અસ્થિ, રુધિર, માંસમયી સ્ત્રી એક જ છે, તથાપિ જીવરચિત 'મા,' 'બહેન' ઇત્યાદિ પ્રકારે મનોમયી સ્ત્રી અનેક પ્રકારની થાય છે, એ સુસ્પષ્ટ છે. ૨૫

અવતરણિકા–શિષ્ય જાગ્રદવસ્થામાં મનોમયી સ્ત્રીના અભાવની આશંકા કરી કહે છે કેઃ—

**भ्रांतिस्वप्नमनोराज्यस्मृतिष्वस्तु मनोमयम्।**
**जाग्रन्मानेन मेयस्य न मनो मयतेति चेत् २६**

શબ્દાર્થ–ભ્રાંતિ, સ્વપ્નાવસ્થા, મનોરાજ્ય અને સ્મૃતિ (સ્મરણ)ને વિષે મનોમય પદાર્થો ભલે હોય, પણ જાગ્રદવસ્થામાં પ્રત્યક્ષ પ્રમાણે કરીને પ્રમેય (પ્રમાણ કરવા યોગ્ય) થતા બાહ્ય પદાર્થોની મનોમયતા નથી ૨૬

## ચન્દ્રકાન્ત વિવરણ

### શિષ્યની ૨૭ શંકા

શિષ્ય–(૧) ભ્રમ થવાથી અન્ય પદાર્થમાં અન્ય પદાર્થનું ભાન થાય છે ભ્રમથી જે અન્યપદાર્થ ભાસમાન થાય છે, તે મનોમય પદાર્થ છે. જેમ દોરડીમાં સર્પનું ભાન થાય છે તે ભ્રમથી જ થાય છે. મન ભ્રમે કરીને અન્યપદાર્થને કલ્પે છે, માટે તે મનોમય પદાર્થ કહેવાય છે. જેમ, દોરડીમાં સર્પ. અહીં દોરડી ઈશ્વરરચિત છે. તે દોરડીમાં મન ભ્રમે કરી સર્પની કલ્પના કરે છે. (૨) સ્વપ્નાવસ્થામાં પણ મનોમય પદાર્થ હોય છે, કારણ કે સ્વપ્નમાં પણ મન પદાર્થને કલ્પે છે. જેમ સ્વપ્નમાં નદી જોવામાં આવે છે. હવે એ નદી કાંઈ સત્ય નથી, પણ મને કલ્પેલી નદી છે. જો સ્વપ્નમાં આવેલી નદી સત્ય હોય તો, જેને સ્વપ્ન આવ્યું હોય તે, જે ઘરમાં ને જે શય્યામાં સુતો હોય તે ઘર, શય્યા, વસ્ત્ર તથા પોતે સર્વ ભીંજાઈ જવાં જોઇએ. પરતુ તેનું એક વસ્ત્ર પણ ભીંજાતું નથી; માટે નદી મનોમયી છે, એમ સંદેહ વિના સિદ્ધ થાય છે. એ સર્વ મનોરાજ્ય છે. (૩) મનોરાજ્ય એટલે મનોરથ અથવા મને કલ્પી લીધેલું જગત્ એ મનોરથમાં પણ મનોમય પદાર્થો હોય છે, કારણ કે તે સર્વ મને કરીને કલ્પિત હોય છે. જેમ, કોઈ માણસ, પોતાના મનમાં મનોરથ કરે કે હું રાજા છઉં, હું નોકરને હુકમ કરુ છું, ઇત્યાદિ. અહીં રાજા અને નોકર આદિ સર્વ મનોમય છે, કેમકે તે સર્વ મને કરીને કલ્પિત છે, પણ સત્ય નથી. વળી (૪) સ્મરણમાં પણ મનોમય પદાર્થ હોય છે. જેમ, કોઈ માણસને પૂર્વે જોયેલુ શહેર સ્મરણમાં આવ્યું, તેથી તે શહેરમાં પૂર્વે જેવું જોવામાં આવ્યું હતું તેવું જ સ્મરણદશામાં પણ યથાર્થ જોવામાં આવે છે. યદ્યપિ સ્મરણદશામાં તે શહેર પ્રત્યક્ષ નથી, તથાપિ પૂર્વે જોયેલા શહેરના જેવું જ કલ્પિત છે માટે તે સ્મરણથી થયેલું મનોરાજ્ય છે. એવી રીતે ભ્રાંતિ, સ્વપ્ન, મનોરાજ્ય અને સ્મરણમાં બાહ્ય પદાર્થનો અભાવ છતાં પણ ભાસે છે. તેથી તે મનોમય પદાર્થ છે તો તે ભલે હોય; પરંતુ જાગ્રદવસ્થામાં પ્રમાણે કરીને પ્રમેય કહેતાં પ્રમાણ કરવા યોગ્ય પદાર્થ મનોમય હોવા ન જોઇએ; કારણ કે જાગ્રદવસ્થામાં બાહ્ય પદાર્થ પ્રત્યક્ષ હોય છે. આમ છે ત્યારે 'સ્ત્રી મનોમયી છે, અને તે ભેદ પામે છે,' એમ તમે કેમ કહો છો? ૨૬

અવતરણિકા–આ પરથી ગુરુ યથાર્થ જ્ઞાનમાં બાહ્ય પદાર્થનો સ્વીકાર કરીને શિષ્યની શંકાનું સમાધાન કરે છે.

**बाढं माने तु मेयेन योगात्स्याद्विषयाकृतिः**
**भाष्यवार्तिककाराभ्यामयमर्थ उदीरितः २७**

શબ્દાર્થ-(એ કહેવું) બાઢ એટલે સત્ય છે. પ્રત્યક્ષાદિ પ્રમાણમાં તો પ્રમાણના વિષયભૂત પદાર્થની સાથે યોગ થવાથી વિષયની આકૃતિ થાય છે, આ વાત ભાષ્યકાર શંકરાચાર્યે અને વાર્તિકકાર સુરેશ્વરાચાર્યે કહી છે. ૨૭

ચન્દ્રકાન્ત વિવરણ

ગુરુ-જાગ્રદવસ્થામાં બાહ્ય પદાર્થના સદ્‌ભાવથી પ્રમાણે કરીને પ્રમેય-વિષયભૂત પદાર્થની પ્રતીતિ થાય છે, એ તારુ કહેવું સત્ય છે.

શિષ્ય-જ્યારે પ્રમાણે કરીને પ્રમેય પ્રતીત થાય છે, તો પછી તમે તેને મનોમય કેમ કહી શકો?

ગુરુએ કરેલું દ ૭ શંકાનું સમાધાન

ગુરુ-પ્રમાણ, પ્રમેયની એટલે વિષયની સાથે સંબંધ થવાથી વિષયનો આકાર ધારણ કરે છે. જેમ, નેત્રનો ઘટની સાથે સંયોગ થવાથી બુદ્ધિવૃત્તિ ઘટરૂપે થઇને ઘટનું ગ્રહણ કરે છે; પટની સાથે નેત્રનો સંયોગ થવાથી પટને આકારે થઈ પટનું ગ્રહણ કરે છે; માતાની સાથે પુત્રના નેત્રનો સંબંધ થવાથી પુત્રની બુદ્ધિવૃત્તિ માતાને આકારે થાય છે અને માતાનું ગ્રહણ કરે છે, માટે માતારૂપ વિષય અવશ્ય માનવો જોઇએ. એ માતારૂપ વિષય પુત્રે રચ્યો છે. ઈશ્વરે તો સ્ત્રીનું માંસ અને અસ્થિમય શરીર જ રચ્યું છે. જો ઈશ્વરે માતા રચી હોય તો સર્વને તે સ્ત્રીમાં માતાની પ્રતીતિ સમાન થવી જોઇએ, પણ તેમ થતું નથી; માત્ર અમુક એક જ સ્ત્રીમાં કોઇને માતાની, કોઇને બહેનની, કોઇને કાકીની, અને કોઇને મામીની એમ અનેક પ્રતીતિ થાય છે; તેથી માતા, બહેન આદિ સર્વ જીવે રચેલાં છે, પરંતુ માંસ અસ્થિમય શરીર ઈશ્વરે રચેલું છે. તેની સાથે, પ્રમાણનો યોગ થવાથી મન વિષયાકાર થાય છે, અર્થાત્ ઇંદ્રિય અંતઃકરણની વૃત્તિ બહાર નિકળીને ઘટપટાદિક વિષયના આકારને ગ્રહણ કરે છે, અને તેના આકારની થાય છે. ત્યાં પ્રમાણનો પ્રમેયની સાથે સંબંધ થવાથી પ્રમેયાકાર અંતઃકરણની વૃત્તિને લીધે પ્રમેય મનોમય થાય છે.

શિષ્ય-ઈશ્વરરચિત માંસઅસ્થિમય સ્ત્રીની સાથે પ્રમાણનો સંબંધ થવાથી અંતઃકરણની વૃત્તિ તદ્રૂપે થાય છે, તેથી તે સ્ત્રીનું શરીર પણ મનોમય થયું, ત્યારે ઈશ્વરરચિત સ્ત્રી કઈ?

ગુરુ-યદ્યપિ ઈશ્વરરચિત સ્ત્રી પ્રત્યક્ષ થવાથી મન તદ્રૂપે થાય છે; તથાપિ તે સ્ત્રીનું શરીર મનોમય નથી. કારણ કે, તે સ્ત્રીશરીર તો સર્વને સમાન જોવામાં આવે છે, ને તે ઈશ્વરરચિત છે, કંઈ જીવરચિત નથી એ જ સ્ત્રીશરીર પુત્રને મારૂપે, ભાઇને બહેનરૂપે, ભત્રીજાને કાકીરૂપે, ને ભાણેજને મામીરૂપે જોવામાં આવે છે. માટે મા, બહેન, કાકી, મામીનાં રૂપ જીવે રચ્યાં છે એમ સિદ્ધ થાય છે. પ્રમાણમાં પ્રમેયની સાથે સંબંધ થવાથી, મન પ્રમેયરૂપે થાય છે, આ વાત સૂત્રકારે તથા વાર્તિકકારે પણ કહી છે.* ૨૭

અવતરણિકા-વિષયનો સંબંધ થવાથી મન વિષયાકાર થાય છે એ વિષયમાં ભાષ્યકાર શ્રીશંકરાચાર્યે રચેલી ઉપદેશસાહસ્રીના વચનનું પ્રમાણ આપીને તેમાં વાર્તિકકારની સંમતિ આપે છે.

**मूषासिक्तं यथा ताम्रं तन्निभं जायते तथा।**
**रूपादीन्व्याप्नुवच्चित्तं तन्निभं दृश्यतेध्रुवम्२८**
**व्यंजको वा यथालोको व्यंग्यस्याकारता-**
**मियात्।**
**सर्वार्थव्यंजकत्वाद्धीरर्थाकारा प्रदृश्यते २९**
**मातुर्मानाभिनिष्पत्तिर्निष्पन्नं मेयमेति तत्।**
**मेयाभिसंगतं तच्च मेयाऽभत्वं प्रपद्यते ३०**
**सत्यैवं विषयौ द्वौ स्तो घटौ मृन्मयधीमयौ।**
**मृन्मयोमानमेयःस्यात्साक्षिभास्यस्तु धीमयः**

શબ્દાર્થ-જેમ મૂષા (કુંડી)માંથી રેડેલું ત્રાંબું બીબાંના જેવું થાય છે, તેમ રૂપઆદિમાં વ્યાપ્ત થતું ચિત્ત રૂપઆદિના જેવું ખરેખરું જોવામાં આવે છે. ૨૮ અથવા તો પદાર્થને પ્રકાશ કરનારો પ્રકાશ, જેમ પ્રકાશ કરવા યોગ્ય પદાર્થના જેવા આકારને પ્રાપ્ત થાય છે; તેમ

---

* શ્રી શંકરાચાર્ય અદ્વૈત સિદ્ધાંતના આચાર્ય છે [illegible] તેમણે ગીતા ઉપર, ઉપનિષદ ઉપર ને [illegible] ઉપર ભાષ્ય કર્યાં છે, તેમ બીજાં પણ [illegible] છે. તેથી તે શંકરાચાર્ય ભાષ્યકાર [illegible] [illegible] [illegible] [illegible]

બુદ્ધિ પણ સઘળા પદાર્થને પ્રકાશ કરવાવાળી છે, તેથી તે તે પદાર્થના આકારવાળી જોવામાં આવે છે. ૨૯ પ્રમાતાથી (પ્રમાણકર્ત્તા જીવથી) પ્રમાણ(સાભાસ અંતઃકરણની વૃત્તિ)ની ઉત્પત્તિ થાય છે, અને ઉત્પન્ન થયેલું તે પ્રમાણ (વૃત્તિ) ઘટાદિ પ્રમેયને પ્રાપ્ત થાય છે; અને તે પ્રમાણ, પ્રમેયરૂપ પદાર્થની સાથે સંબંધમાં આવવાથી પ્રમેયના જેવા આકારને ધારણ કરે છે. ૩૦ એમ હોવાથી બે ઘટ વિષયરૂપ થાય છે; એક મૃન્મય એટલે મૃત્તિકાનો ઘટ અને બીજો ધીમય એટલે બુદ્ધિમય અર્થાત્ મનોમય ઘટ. મૃન્મયઘટ પ્રમાણે કરીને જાણવા યોગ્ય છે, અને ધીમય ઘટ સાક્ષીએ કરીને જાણવા યોગ્ય છે. ૩૧

## ચન્દ્રકાન્ત વિવરણ

### પ્રમાતા વિષયની મનોમયતા સંબંધમાં ભાષ્યકારનું વચનપ્રમાણ

મૂષા એટલે ઓઠીયું અથવા પાકી માટીની કુરડી ( કુલ્હી ) જેમાં ગાળવાની ધાતુને મૂકીને ગાળવામાં આવે છે તે. તેમાં પીગળેલું ત્રાંબું બીબાંમાં રેડવામાં આવે છે એટલે તે ત્રાંબું બીબાંના આકાર પ્રમાણે ઓટાય છે, અને બીબાંની આકૃતિ ધારણ કરે છે. જો એ બીબું લોટાને આકારે હોય તો તે પીગળેલું ત્રાંબું તેમાં ઓટાતાં લોટાને આકારે થાય છે, ને પંચપાત્રને આકારે બીબું હોય તો નાંખેલું ત્રાંબું પંચપાત્રને આકારે થાય છે, ને પ્યાલાને આકારે હોય તો નાંખેલ ત્રાંબું પ્યાલાને આકારે થાય છે, ગણેશને આકારે હોય તો નાંખેલું ત્રાંબું ગણેશરૂપે થાય છે, ચતુર્ભુજને આકારે હોય તો નાંખેલ ત્રાંબું ચતુર્ભુજ વિષ્ણુ ભગવાનને આકારે થાય છે. એ પ્રમાણે બીબાંનો જેવો આકાર હોય તેવું જ ત્રાંબું થાય છે. તેમ જ, રૂપ આદિને વ્યાપ્ત કરતું ચિત્ત અથવા મન તે તે રૂપાદિના સમાન આકારવાળું થાય છે. ૨૮

શિષ્ય-અગ્નિના સબંધથી ત્રાંબું પીગળી જાય છે, તે ત્રાંબું મૂષમાંથી બીબાંમાં ઓટવાથી બીબાંને આકારે થાય છે, એ તો ખરુ; કારણ કે ત્રાંબુ તો મૂર્ત પદાર્થ છે, તેથી તે બીબાંને આકારે થાય એમાં કાંઈ આશ્ચર્ય નથી; પરંતુ બુદ્ધિ, તો અમૂર્ત પદાર્થ છે, તેથી બુદ્ધિ જે 'વિષયને વ્યાપ્ત કરે તે વિષયને આકારે થાય' એ અસંભવિત જ છે.

ગુરુ-યદ્યપિ બુદ્ધિ અમૂર્ત છે, તથાપિ તે વિષયને આકારે થાય છે. એ વિષય બીજાં દષ્ટાંતથી સમજાવીશ. સૂર્યનો તડકો, ચંદ્રની ચાંદની, દીવાનો પ્રકાશ ઇત્યાદિ સર્વ અમૂર્ત છે, અને તે સર્વ પ્રકાશક છે. તે તડકો ચાંદની આદિ પ્રકાશ્ય કહેતાં પ્રકાશ કરવા યોગ્ય સર્વ પદાર્થને વ્યાપ્ત કરી એટલે ઘેરી લેઇ તે તે સર્વને આકારે થઈ, સર્વ પદાર્થનો પ્રકાશ કરે છે. જો સૂર્યના તડકામાં વૃક્ષ આવ્યુ હોય તો તડકાનો આકાર વૃક્ષના જેવો જણાય છે. જો ચંદ્રના પ્રકાશમાં વૃક્ષ આવ્યું હોય તો ચાંદની વૃક્ષના જેવી જણાય છે. તેમ દીવાના પ્રકાશમાં મનુષ્ય આવ્યું હોય તો મનુષ્યાકારે દીવાનો પ્રકાશ જોવામાં આવે છે. જગત્ પ્રકાશથી વ્યાપ્ત છે. એ પ્રકાશમાં વૃક્ષ, મનુષ્યાદિ સ્થાન રોકે છે, ત્યારે પ્રકાશનો તેટલો અવકાશ લોપાય છે અને વૃક્ષ, મનુષ્ય એવું ભાન થાય છે. વસ્તુતઃ એ પ્રકાશ જ તત્ પદાર્થનું રૂપ ધરે છે. અંધકારમાં વૃક્ષ, મનુષ્ય, પશુ કંઈ પણ ભાન થતું નથી, કારણ કે વૃક્ષ, મનુષ્ય, પશુ આદિ અંધકારરૂપ જ છે. પ્રકાશમાં વૃક્ષ, મનુષ્યાદિ એમ સૂચવે છે કે, તે તે આકૃતિવાળો અવકાશ અંધકારરૂપ છે. તેમજ આ શ્વેત કાગળપર કાળા અક્ષર છે એમ લાગે છે. વસ્તુતઃ શ્વેતરૂપમાંથી અક્ષરાકૃતિવાળો ભાગ ઉડાવી દેવાથી એવું લાગે છે. આ વાત જગત્પ્રસિદ્ધ છે. તેવી જ રીતે, બુદ્ધિ અમૂર્ત છે, તથાપિ તે સર્વ પદાર્થનો પ્રકાશ કરવાવાળી છે, માટે તે સર્વ પદાર્થને વ્યાપ્ત કરે છે, અને તે સર્વ પદાર્થને આકારે થાય છે, એમ સ્પષ્ટ અનુભવમાં આવે છે. અર્થાત્ જ્યાં એક જ બુદ્ધિમય હતું ત્યાં વૃક્ષ, મનુષ્યાદિરૂપે અંધકાર આવવાથી બુદ્ધિ તે તે રૂપનો આકાર ધરે છે અને તેનું ભાન કરાવે છે. ૨૯

### વાર્તિકકારનું વચનપ્રમાણ

સર્વનું અધિષ્ઠાન બ્રહ્મ છે; અને અધિષ્ઠાનવાળી બુદ્ધિમાં રહેલા ચિદાભાસરૂપ પ્રમાતા એટલે પ્રમાણ જ્ઞાનનો કર્ત્તા જીવ કહેવાય છે. એ પ્રમાતાથી પ્રમાણ ઉત્પન્ન થાય છે. ચિદાભાસસહિત જે અંતઃકરણ, તે અંતઃકરણની વૃત્તિ પ્રમાણ

કહેવાય છે. ઉત્પન્ન થયેલું પ્રમાણ (બુદ્ધિ, વૃત્તિ) પ્રમેય કહેતાં ઘટપટ આદિ રૂપને પ્રાપ્ત થાય છે. ઘટપટ આદિ રૂપ થયેલું પ્રમાણ, પ્રમેય એટલે પદાર્થનો આકાર ધારણ કરે છે, એટલે ઘટપટ આદિ પદાર્થને આકારે થાય છે. એ પ્રમાણે શંકરાચાર્યે તથા સુરેશ્વરાચાર્યે કહ્યું છે. આ સર્વ સંદર્ભ ઉપરથી એ સિદ્ધ થાય છે કે મન, વિષયને આકારે થાય છે, એમાં કાંઈપણ સંદેહ નથી. હવે જ્ઞાનના ભેદમાં વિષય–ભેદ (જ્ઞેય ભેદ) કારણ છે; માટે એકજ સ્ત્રીને વિષે મા, બહેન આદિ ભિન્ન ભિન્ન જ્ઞાન થવાથી તે જ્ઞાનના વિષયો 'મા, બહેન' ઈત્યાદિ ભિન્નભિન્ન થાય છે. એટલાજ માટે જીવસૃષ્ટ સ્ત્રી તે મનોમયી સ્ત્રી છે, ને તે સ્ત્રી ભેદ પામે છે એ નિઃસંદેહ છે. ૩૦

**વિષયનાં બે રૂપો અને બે ગ્રાહકો**

શિષ્ય–પ્રમાણ એટલે મન, બુદ્ધિ, ચિત્ત, પ્રમેય એટલે વિષયના સમાન આકારવાળું થાય છે એમ તમે કહ્યુ તે ભલે થાઓ, પણ તેથી સિદ્ધ શું થયું?

ગુરુ–પ્રમાણ, પ્રમેય એટલે વિષયના સમાન આકારવાળું થાય છે એમ માનવાથી અત્રે બે ઘટ સિદ્ધ થાય છે. એક મૃત્તિકાનો ઘટ, કે જે ઈશ્વર-રચિત છે તે, અને બીજો બુદ્ધિમયઘટ, કે જે જીવ રચિત છે તે.

શિષ્ય–મન, ઈશ્વરરચિત ઘડાનું ગ્રહણ કરે છે તેથી તેજ મન, જીવરચિત ઘડાનું ગ્રહણ નહિ કરી શકે; અને જીવરચિત ઘડાનું ગ્રહણ કરનાર અન્ય કોઈ નથી, તો પછી તેનું ગ્રહણ કેમ થઈ શકશે?

ગુરુ–જીવરચિત ઘડાનુ ગ્રહણ કરનાર અન્ય છે, માટે તેનું ગ્રહણ થઈ શકશે. જેમ ઈશ્વર-રચિત ઘડો, નેત્ર આદિએ કરીને પ્રતીત થાય છે, તેમ જીવરચિત ઘડો સાક્ષીએ કરીને પ્રતીત થાય છે. ૩૧

## (૪) જીવસૃષ્ટ દ્વૈત બંધનકર્તા છે

( ૩૨–૪૨; ૧૧ શ્લોકો )

અવતરણિકા–હવે શિષ્યે પૂછ્યું કે કયું દ્વૈત તજવા યોગ્ય છે ને કયું નથી, તેપરથી ગુરુ કહે છે.—

अन्वयव्यतिरेकाभ्यां धीमयो जीवबंधकृत्।
सत्यस्मिन्सुखदुःखे ऽस्तस्तस्मिन्नसति नद्वयम्

શબ્દાર્થ–અન્વય અને વ્યતિરેકે કરીને બુદ્ધિમય દ્વૈત જીવને બંધન કરનાર છે. આ બુદ્ધિમય એટલે મને અથવા જીવે ઉભો કરેલો પ્રપંચ હોય તો સુખદુઃખ થાય છે અને તે ન હોય તો સુખે નથી અને દુઃખે નથી. ૩૨

**ચન્દ્રકાન્ત વિવરણ**

શિષ્ય–ઈશ્વરસૃષ્ટ દ્વૈત અને જીવસૃષ્ટ દ્વૈત એવી રીતે બે પ્રકારનું દ્વૈત તમે કહ્યુ, પરતુ તે ઉભય-વિધ દ્વૈતમાંથી જીવને સંસારનું બધન કરવાવાળું કિયુ છે? જીવસૃષ્ટ દ્વૈત કે ઈશ્વરસૃષ્ટ દ્વૈત બંધન કરવાવાળું છે, એનો નિશ્ચય કરીને સ્પષ્ટ રીતે મને કહો.

**જીવરચિત દ્વૈત અન્વયવ્યતિરેકથી બંધનમાં હેતુ છે**

ગુરુ–જીવસૃષ્ટદ્વૈત જીવને બંધન કરવાવાળું છે, એ અન્વયવ્યતિરેકે કરીને સિદ્ધ થાય છે. 'यत्सत्वे सत्त्वमन्वयः। જેનો સદ્ભાવ હોવાથી જેનો સદ્ભાવ હોય, તે અન્વય કહેવાય છે.' જેમ, મૃત્તિકાના સદ્ભાવથી ઘટનો સદ્ભાવ છે, માટે અન્વયે કરીને મૃત્તિકા ઘટનું કારણ છે; તેમ જ જીવસૃષ્ટદ્વૈતથી જીવને સુખદુઃખરૂપ બધન છે, માટે અન્વયે કરીને જીવસૃષ્ટદ્વૈત જ જીવના બંધ-નમાં કારણ છે. 'यदभावे यदभावो तद्व्यतिरेकः। જેનો અભાવ હોવાથી જેનો અભાવ હોય તે વ્યતિરેક કહેવાય છે.' જેમ મૃત્તિકાનો અભાવ હોવાથી ઘડાનો પણ અભાવ હોય છે, માટે મૃત્તિકા વ્યતિરેકે કરીને ઘડાનું કારણ છે; તેમ જીવસૃષ્ટદ્વૈતનો અભાવ હોવાથી જીવને સુખદુઃખ-રૂપ બધનનો નાશ થાય છે, માટે વ્યતિરેકે કરીને જીવસૃષ્ટદ્વૈત જીવને બંધન કરનાર છે. જેમ અન્વયવ્યતિરેકે કરી મૃત્તિકા ઘટનું કારણ છે, તેમ જીવસૃષ્ટદ્વૈત જીવના સુખદુઃખનુ કારણ છે; પરંતુ તે જીવસૃષ્ટદ્વૈત જ્યારે ટળી જાય છે ત્યારે સુખ કે દુ ખ કંઈજ રહેતુ નથી. ૩૨

અવતરણિકા–અન્વયવ્યતિરેકનો બાહ્ય પ્રપચમાં ક્રમ ઉપયોગ ન થાય, આવી શિષ્યે શકા કરતાં ગુરુ તેને સમજાવે છે.

असत्यपि च बाह्यार्थे स्वमादौ बद्ध्यते नरः
समाधिसुप्तिमूर्च्छासु सत्यप्यस्मिन्न बद्ध्यते

શબ્દાર્થ-સ્વપ્ન આદિમાં બાહ્યપ્રપંચ, અસત્ છતાં પણ, મનુષ્ય સુખદુ:ખરૂપ બંધનથી બંધાય છે અને સમાધિ, સુષુપ્તિ તથા મૂર્છામાં આ બાહ્યપ્રપંચ છતાં પણ, મનુષ્ય સુખદુ:ખરૂપ બંધનથી બંધાતો નથી. ૩૩

## ચન્દ્રકાન્ત વિવરણ

શિષ્ય-અન્વય અને વ્યતિરેક તો બાહ્ય પદાર્થમાં સંભવે છે, અને જીવસૃષ્ટદ્વૈત તો બાહ્ય પદાર્થ નથી, પણ માનસિક છે, તો પછી અન્વય વ્યતિરેકે કરીને જીવસૃષ્ટદ્વૈત, જીવના બધનનું કારણ છે એમ કેમ કહેવાય ?

ગુરુ-અન્વય અને વ્યતિરેક, કેવળ બાહ્યપદાર્થમાં જ સભવે છે પણ માનસિક પદાર્થમાં સંભવતા નથી એવો કાંઈ નિયમ નથી; કેમકે અન્વયવ્યતિરેકનાં લક્ષણ માનસિક પદાર્થમાં પણ ઘટે છે, માટે માનસિક પદાર્થમાં પણ અન્વયવ્યતિરેક છે જ. સ્વપ્નમાં જે પદાર્થ જોવામાં આવે છે, તે કાંઈ ઈશ્વરસૃષ્ટ નથી, પણ માનસિક છે; કારણ કે, સ્વપ્નની સાથે જ સ્વપ્નમાં જણાયલા પદાર્થોનો નાશ થાય છે. હવે સ્વપ્નમાં જણાયલા પદાર્થો જો માનસિક ન હોય તો, ઈશ્વરસૃષ્ટ પદાર્થની પેઠે સ્થિર રહેવા જોઇએ ને જાગ્રદવસ્થામાં પણ દેખાવા જોઇએ, તેમ બીજા સ્વપ્નમાં પણ તેવા ને તેવા પદાર્થો દેખાવા જોઇએ; પણ તેમ બનતું જોવાતું નથી, માટે જ સ્વપ્નના પદાર્થો માનસિક છે. હવે જેમ સ્વપ્નાવસ્થાના પદાર્થો માનસિક છે, તેમ સ્મરણના પદાર્થો પણ માનસિક છે, કારણ કે, સ્મરણસમયમાં પણ બાહ્યપદાર્થોનો અભાવ છતાં તે પદાર્થો દેખાય છે, એ સ્વપ્નમાં અથવા સ્મરણમાં આવેલા સર્પ, સિંહ, વાઘ આદિ માનસિક પદાર્થો છે તે ખરા નથી, પણ ખોટા છે; તથાપિ તેથી ભય અને દુ:ખ થાય છે. તેમ જ સ્વપ્નમાં અને સ્મરણમાં આવેલાં ચંદન, પુષ્પની માળા, રાજ્ય, ધન આદિ માનસિક છે, તો પણ તેથી સુખ થાય છે. દાખલા તરીકે, કોઈ માણસને સ્વપ્નમાં સર્પ કરડ્યો હોય તો તેથી તે ઉઉ કરી બૂમો પાડી ઉઠે છે, રડવા માંડે છે, અથવા સ્વપ્નમાં પુત્ર મરી ગયો દેખે તો પણ તે રડે છે. તેથી જે દુ:ખ થાય તે સ્વપ્નનું છે, પણ ખોટું નથી. કોઈ સમયે એવું જોવામાં આવ્યું હોય કે કોઈ માણસને વાઘ ખાતો હોય, તે વાતનું સ્મરણ થતાં માનસિક વાઘ પોતાની દૃષ્ટિ સમીપ ખડો થાય છે, ને તેથી ભયભીત બની ધ્રૂજે છે, તેમ જ સ્વપ્નામાં રાજ્ય મળ્યું હોય, પુત્ર થયો હોય તો તેથી આનંદ પામીને તે વાત બીજે દિવસે બીજાને કહીને પોતે ખુશી થાય છે; અથવા પુત્ર થયો હોય તે વેળાનું સ્મરણ થયાથી ખુશ થાય છે. એમ સ્વપ્ન અને સ્મરણના પદાર્થો મિથ્યા છતાં પણ તેથી સુખદુ:ખ થાય છે. પણ સમાધિ, સુષુપ્તિ અને મૂર્છામાં એ માનસિક પદાર્થો નથી. ઘટ, પટ આદિ બાહ્યપદાર્થ વિદ્યમાન છે, છતાં સમાધિમાં તેથી સુખ દુ:ખ થતું નથી, તેથી બાહ્યપદાર્થમાં જ અન્વયવ્યતિરેક સભવે છે અને માનસિકમાં સભવતાં નથી, એવું કંઈ નથી. તેમ જ, અન્વયવ્યતિરેકે કરીને જીવસૃષ્ટદ્વૈત જ જીવના બધનનું કારણ છે, પણ ઈશ્વરસૃષ્ટદ્વૈત જીવના બધનનું કારણ નથી. ૩૩

અવતરણિકા-અન્વયવ્યતિરેકે કરીને ઈશ્વરસૃષ્ટ દ્વૈત બંધનનું કારણ નથી; પણ જીવસૃષ્ટ દ્વૈત બંધનનું કારણ છે, તે વાત અન્વયના દૃષ્ટાંતથી સમજાવે છે.

**दूरदेशं गते पुत्रे जीवत्येवात्र तत्पिता ।**
**विप्रलंभकवाक्येन मृतं मत्वा प्ररोदिति ३४**
**मृतेऽपि तस्मिन्वार्तायामश्रुतायां न रोदति**
**अतःसर्वस्य जीवस्य बंधकृन्मानसं जगत् ३५**

શબ્દાર્થ-પુત્ર દૂર દેશ ગયો હોય અને ત્યાં જીવતો જ હોય, છતાં અત્ર પોતાને ઘેર રહેલો તેનો પિતા, કોઈ ઠગનાં વાક્યથી, પોતાના પુત્રને મરણ પામેલો માની ઘણું રડે છે, ૩૪

અને તે પુત્ર મરણ પામ્યો હોય છતાં મરવાની વાત સાંભળવામાં ન આવી હોય ત્યાં સુધી રડતો નથી, એટલા માટે સર્વ જીવને માનસિક સૃષ્ટિ જ બંધન કરનારી છે. ૩૫

## ચન્દ્રકાન્ત વિવરણ

### દૃષ્ટાંત-પુત્રમરણનો પ્રસંગ

એ વાત તને બીજી રીતે સમજાવું છું. કોઈ માણસનો પુત્ર ઉદ્યમ કરવા માટે વિદેશ ગયો હોય, અને તે ત્યાં જીવતો બેઠો હોય તથાપિ શત્રુતા કરનાર કોઈ ઠગારો આવી તેના પિતાને કહે કે, 'તમારો પુત્ર, ફલાણા ગામમાં, અમુક

રોગથી મરણ પામ્યો છે.' આ પ્રકારે પોતાના પુત્રની મરણની મિથ્યા વાત સાંભળી, ઘેર બેઠેલો તેનો પિતા, પોતાના પુત્રને મરણ પામેલો માનીને મોટો શોક કરે છે અને રડે છે. અહીં શોકનું કારણ ઈશ્વરરચિત પુત્ર નથી; કેમકે ઈશ્વરરચિત પુત્ર તો પરદેશમાં સાજોતાજો સુખમાં મહાલે છે, ને પોતાનો ઉદ્યમ કરે છે; પરંતુ શોકનું કારણ પિતાએ મને કરીને મરી ગયેલો માનેલો તે માનસિક પુત્ર છે, એમ અવશ્ય માનવું જોઇએ. એમ ન હોય તો પોતાનો પુત્ર જીવતાં છતાં પણ તેને મરણ પામેલો માની તે મહાશોક કેમ કરે? આ દૃષ્ટાંતથી જણાશે કે, ઈશ્વરે રચેલી સૃષ્ટિ તો હર્ષ, શોક, કે સુખ, દુ:ખરૂપ બંધનનું કારણ નથી, પણ મનઃકલ્પિત સૃષ્ટિ જ સર્વ બધનનું કારણ છે. ૩૪

હવે બીજી રીતે સમજાવું છું. એ જ પરદેશમાં ગયેલો પુત્ર મરણ પામ્યો હોય, તોપણ મરણની વાત જાણવામાં ન આવવાથી ઘેર બેઠેલો તેનો પિતા સુખમાં રહે છે ને હર્ષથી હસે છે. કાલે મારા પુત્રનો કાગળ આવશે, તે ધન મોકલશે એવો વિચાર કરી તે આનન્દથી મોજ કરે છે હવે જો ઈશ્વરરચિત પુત્ર સુખ અને હર્ષનું કારણ હોય તો તેને સુખ તથા હર્ષ ન થવાં જોઇએ, પણ શોક થવો જોઇએ, કારણ કે ઈશ્વરે પેદા કરેલો પુત્ર તો પરદેશમાં મરણ પામ્યો છે. એપરથી જણાય છે કે, જીવસૃષ્ટ પુત્ર તેનાં સુખ અને હર્ષનું કારણ છે. જો એમ ન હોય તો ઈશ્વરસૃષ્ટ પુત્ર મરણ પામવા છતાં પણ તેનો પિતા હર્ષમાં રહે અને શોક કેમ ન કરે? પણ પિતાએ મને કરીને માનેલો પુત્ર મરણ પામ્યો નથી, તેથી તેનો પિતા શોક કરતો નથી. જ્યારે તેના મરણની વાત સાંભળે છે ત્યારે જ મનનો માનેલો પુત્ર મરણ પામે છે, અને ત્યારે જ તે શોક કરે છે અને રડે છે. આ દૃષ્ટાંતથી વ્યતિરેકે કરીને ઈશ્વરસૃષ્ટ દ્વૈત બધનનું કારણ નથી, પણ જીવસૃષ્ટ દ્વૈતજ સર્વ બધનનુ કારણ છે, એમ સાફ જણાય છે ૩૫

**અવતરણિકા**-શિષ્ય શંકા કરે છે કે, માનસિકસૃષ્ટિ જ બંધનકારક છે આમ સ્વીકારીશું તો બાહ્યપ્રપંચ અસિદ્ધ થઈ પડશે, અને તેથી વિરુદ્ધ સિદ્ધાંત સિદ્ધ થશે, તથા વેદાંત સિદ્ધાંતમા બાધ આવશે, આવી શિષ્યની શંકા સાંભળીને ગુરુ તેનું સમાધાન કરે છેઃ-

**विज्ञानवादो बाह्यार्थवैयर्थ्यात्स्यादिहेतिचेत्**
**न हृद्याकारमाधातुं बाह्यस्यापेक्षितत्वतः ३६**

**શબ્દાર્થ**-બાહ્ય પદાર્થના વ્યર્થ પણાથી અહીં વિજ્ઞાનવાદ પ્રાપ્ત થશે, એમ જો તું કહેતો હોય તો તેમ નથી; કારણ કે હૃદયમાં આકાર (નવીનવી વાંછના) ધારણ કરવા માટે બાહ્ય પદાર્થની અમને અપેક્ષા છે. (અર્થાત્ બાહ્યપ્રપંચ, માનસપ્રપંચમાં નિમિત્ત હોવાથી અમે તેનો સ્વીકાર કરીએ છિયે, માટે અમારા મતમાં વિજ્ઞાનવાદની આપત્તિ આવશે નહિ.) ૩૬

## ચન્દ્રકાન્ત વિવરણ

### મનોમય એ બંધનો હેતુ છે, એ સંબંધમાં શંકા-સમાધાન

**શિષ્ય**-બાહ્ય કહેતાં ઈશ્વરરચિત જગત્ જીવને બધન કરનારુ નથી, પણ જીવરચિત જગત્ જીવને બંધન કરનારુ છે, એમ માનવાથી બાહ્યપદાર્થનો બાધ થઈ જાય છે, અને તેથી તમારો અપસિદ્ધાંત થાય છે, તથા નવો વિજ્ઞાનવાદ ઉત્પન્ન થાય છે; કેમકે વિજ્ઞાનવાદમાં પણ ઈશ્વર રચિત સર્વ પદાર્થનો બાધ કરીને મનઃકલ્પિત સર્વ પદાર્થો માન્યા છે.

**ગુરુ**-યદ્યપિ જીવરચિત જગત્જ બધનનું કારણ છે એમ અમે માનીએ છિયે, અને એ જ અમારો સિદ્ધાંત છે, તથાપિ અમે ઈશ્વરરચિત જગતનો બાધ કરતા નથી. ઈશ્વરરચિત જગત્ અમે પણ માનીએ છિયે, માટે અહીં વિજ્ઞાનવાદ ઉભો થતો જ નથી

**શિષ્ય**-ઈશ્વરરચિત જગત્ જો બંધનનુ કારણ નથી, તો પછી તમે તેને શા માટે માનો છો?

**ગુરુ**-જો ઈશ્વરરચિત જગતને ન માનીએ તો જીવરચિત જગત્, કે જે માનસિક છે તેની સિદ્ધિ થાય નહિ; કારણ કે જીવ, ઇશ્વરરચિત જગતને જોઇને તેવું જ, તેના જેવું જ, પણ તરંગી, એક બીજું જગત્ મનમાં રચે છે. એમ ઈશ્વરરચિત જગત્ જીવરચિત જગતનો આધાર છે. તેથી જો ઈશ્વરરચિત જગત્ ન માનીએ તો પછી જીવ કેના જેવું જગત્ મનમાં રચે? જીવને જગત્ રચવાને

કોઈ પણ આધાર તો જોઇએ જ, પણ ઈશ્વરરચિત જગત ન માનીએ તો તેવો આધાર રહેતો નથી; માટે, ઈશ્વરરચિત જગતને અમે માનીએ છિયે. ૩૬

અવતરણિકા હૃદયમાં આકાર ધારણ કરવા માટે બાહ્યપદાર્થોની કંઈ પણ જરૂર નથી, કારણ કે પૂર્વ-પૂર્વ માનસિકસૃષ્ટિ ઉત્તરઉત્તર માનસિક સૃષ્ટિમાં કારણભૂત છે. પ્રૌઢવાદથી એટલે વાદીના કહેવાનો અંગીકાર કરીને ગુરુ આ શંકાનું સમાધાન કરતાં કહે છે.

वैयर्थ्यमस्तु वा बाह्यं न वारयितुमीश्महे ।
प्रयोजनमपेक्षंते न मानानीति हि स्थितिः

શબ્દાર્થ—અથવા ભલે બાહ્ય પદાર્થની વ્યર્થતા હો, અમે બાહ્યપદાર્થનો નિષેધ કરવાને સમર્થ નથી. (અર્થાત્ ક્ષણિકવિજ્ઞાનવાદી બુદ્ધના શિષ્યો જેમ બુદ્ધિભિન્ન સર્વ પદાર્થોનો નિષેધ કરે છે તેમ અમે નિષેધ કરતા નથી, પણ માત્ર બાહ્ય પદાર્થને વ્યર્થ માનીએ છિયે) પ્રત્યક્ષાદિક પ્રમાણો પ્રયોજનની અપેક્ષા રાખતાં નથી, આવી લોકની મર્યાદા છે, એમ નિશ્ચયપૂર્વક જાણ. ૩૭

### ચન્દ્રકાન્ત વિવરણ

શિષ્ય—જેમ ઈશ્વરરચિત જગત્ જીવના બંધનનું કારણ નથી, તેમ ઈશ્વરરચિત જગત્ જીવરચિત જગતનો આધાર પણ નથી, તો પછી ઈશ્વરરચિત જગત્ માનવાનું શું પ્રયોજન છે?

ગુરુ—જો ઈશ્વરરચિત જગત્ ન માનીએ તો જીવરચિત જગતની અસિદ્ધિ થાય છે; કારણ કે ઈશ્વરરચિત જગત્, જીવરચિત જગતનો આધાર છે; અને આધાર વિના આધેય થઈ શકે નહિ, એ લોકપ્રસિદ્ધ છે.

શિષ્ય—જીવરચિત જગતની સિદ્ધિ માટે ઈશ્વરરચિત જગત્ માનવાની કાંઈ પણ જરૂર નથી; કારણ કે જીવરચિત પૂર્વપૂર્વ જગત્, ઉત્તર ઉત્તર જગતનો આધાર થઈ શકશે. એવી રીતે જીવરચિત જગત્ અન્યથાસિદ્ધ થાય છે, માટે 'ઈશ્વરરચિત જગત્ વ્યર્થ જ છે.

### બાહ્યપ્રપંચની વ્યર્થતાનો અંગીકાર

ગુરુ—ઈશ્વરરચિત જગત્ વ્યર્થ થતું હોય તો ભલે વ્યર્થ થાય.

શિષ્ય જો 'ઈશ્વરરચિત જગત્ વ્યર્થ છે' એમ માનશો, તો તમે બુદ્ધનો જે અવાંતર ભેદ વિજ્ઞાનવાદીનો છે, તે મત તમે માન્ય કર્યો ગણાશે; કારણ કે, વિજ્ઞાનવાદમાં અને તમારા મતમાં કાંઈ પણ અંતર જાણવામાં આવતો નથી. તેઓ બુદ્ધિથી ભિન્ન કોઈ પણ પદાર્થને માનતા નથી.

ગુરુ—ઈશ્વરરચિત જગત્ વ્યર્થ થવાથી અમે વિજ્ઞાનવાદ માન્ય કર્યો કહેવાશે નહિ, કેમકે વિજ્ઞાનવાદમાં ને અમારા સિદ્ધાંતમાં મોટો ભેદ છે. વિજ્ઞાનવાદી, બાહ્ય પદાર્થ એટલે ઈશ્વરરચિત જગતનો નિષેધ કરે છે, પણ અમે બાહ્ય પદાર્થનો નિષેધ કરતા નથી, પણ તેની વ્યર્થતા માત્ર સ્વીકારીએ છિયે.

શિષ્ય—જો 'ઈશ્વરરચિત જગત્ વ્યર્થ છે' એમ માનો છો, તો પછી તેનો સ્વીકાર કેમ કરો છો?

ગુરુ—પ્રમેય એટલે વસ્તુની સિદ્ધિ પ્રમાણને અધીન હોય છે, પણ પ્રયોજનને અધીન હોતી નથી, એ વાત સર્વ શાસ્ત્રકાર અને લોકને સંમત છે; પણ 'પ્રયોજન' ન હોવાથી 'પ્રમેય' અસત્ છે, એમ કોઇએ પણ માન્ય કર્યું નથી. જેમ માર્ગમાં તૃણ, કાંટા વગેરે પડ્યા હોય ને તેનું પ્રયોજન નહિ હોય તો પણ તેના અસદ્ભાવનો કોઈ અંગીકાર કરે નહિ. વળી ઈશ્વરરચિત જગત્ પ્રત્યક્ષ જોવામાં આવે છે, માટે અમે તે જગત્ માન્ય કરીએ છિયે. ૩૭

અવતરણિકા—જો માનસિક સૃષ્ટિથી જ બંધન થતું હોય તો તે યોગાભ્યાસ કરવાથી નિવૃત્ત થઈ જશે, માટે બ્રહ્મજ્ઞાન મેળવવાની કંઈ પણ જરૂર નથી, આવી શિષ્ય શંકા કરે છે, અને ગુરુ તેનો ઉત્તર આપે છે.

बंधश्चेन्मानसं द्वैतं तन्निरोधेन शाम्यति ।
अभ्यसेद्योगमेवातो ब्रह्मज्ञानेन किं वद २८
तात्कालिकद्वैतशांतावप्यागामिजनिक्षयः ।
ब्रह्मज्ञानं विना न स्यादिति वेदांतडिंडिमः

શબ્દાર્થ—જો માનસદ્વૈત એટલે જીવરચિત જગત્ જીવને બંધનકારક હોય તો તે માનસદ્વૈત તો મનના નિરોધથી શાંત થાય છે, એટલા માટે યોગનો જ અભ્યાસ કરે તો પછી બ્રહ્મજ્ઞાનનું શું પ્રયોજન છે, તે કહો. ૩૮ યોગાભ્યાસથી તાત્કાલિક દ્વૈતની શાંતિ થયા છતાં પણ આગામી

ભાવી જન્મનો નાશ એટલે આત્યંતિક નિવૃત્તિ બ્રહ્મજ્ઞાન વિના થતી નથી, એ પ્રકારે વેદાંતનો ડિંડિમ અર્થાત્ ઢંઢેરો પ્રસિદ્ધ છે. ૩૯

### ચન્દ્રકાન્ત વિવરણ

#### બ્રહ્મજ્ઞાનથી બંધનની નિવૃત્તિ થાય છે, એ વિષે શંકા

શિષ્ય જ્યારે માનસિક એટલે જીવે માનેલુ જગત્ જીવના બંધનનું કારણ છે, ત્યારે મનનો નિરોધ કરવાથી માનસિક જગતની શાંતિ અર્થાત્ નિવૃત્તિ થશે. એ મનના નિરોધ માટે અને માનસિક જગતની નિવૃત્તિ માટે યોગનો અભ્યાસ કરવો જોઇએ, કેમકે યોગાભ્યાસે કરીને મનનો નિરોધ થાય છે, મનનો નિરોધ થવાથી માનસિક જગતની નિવૃત્તિ થાય છે, અને માનસિક જગતની નિવૃત્તિથી જીવના બંધનની નિવૃત્તિ થાય છે. એવી રીતે જ્યારે યોગે કરીને બંધનની નિવૃત્તિ થઈ શકે છે, તો પછી જીવને બંધનની નિવૃત્તિ માટે બ્રહ્મજ્ઞાનનું શું પ્રયોજન છે? ૩૮

#### બે પ્રકારની શાંતિ

ગુરુ–તુ કહે છે કે 'યોગે કરીને દ્વૈતની શાંતિ અર્થાત્ નિવૃત્તિ થાય છે, એ વાત ખરી છે; પણ કહે, એ યોગે કરીને જે દ્વૈતની શાંતિ થાય છે, તે તાત્કાલિક શાંતિ થાય છે કે આત્યંતિક શાંતિ* થાય છે?

શિષ્ય–યોગાભ્યાસે કરીને તાત્કાલિક શાંતિ થાય છે.

ગુરુ–તાત્કાલિક એટલે જ્યાં સુધી સમાધિમાં ચિત્ત હોય ત્યાં સુધી દ્વૈત કહેતાં જગતની શાંતિ થાય છે; પણ એ સમાધિ નિવૃત્ત થયા પછી એટલે વ્યુત્થાનદશામાં પાછા જાગ્રત થતાં અથવા પાછો જન્મ થતાં, પૂર્વે જેવું જગત્ હતુ તેવું ને તેવુંજ જગત્ પ્રતીત થાય છે; અર્થાત્ યોગે કરીને ભાવી જન્મમરણરૂપ સસારની નિવૃત્તિ થતી નથી. એથી સ્પષ્ટ સમજવું જોઇએ કે, દ્વૈતની આત્યંતિક શાંતિ થવાથી જ સંસારની નિવૃત્તિ થાય છે, પણ તાત્કાલિક શાંતિ થવાથી થતી નથી.

શિષ્ય–યોગે કરીને દ્વૈતની આત્યંતિક શાંતિ થાય છે એમ અમે માનીશું, પણ બ્રહ્મજ્ઞાન માનવાની જરૂર શી છે?

ગુરુ–રે મૂઢ! યોગે કરી દ્વૈતની આત્યંતિક શાંતિ થતી જ નથી, કેમકે સમાધિ નિવૃત્ત થવાથી પૂર્વના જેવું જ જગત્ પ્રતીત થાય છે. 'ज्ञात्वा देवं मुच्यते सर्वपाशैः। દેવ (પરમાત્મા) ને જાણીને સર્વ પાશમાંથી અર્થાત્ સંસારનાં સુખ-દુઃખરૂપ સઘળાં બંધનથી મુક્ત થાય છે.' 'ज्ञात्वा शिवं शान्तिमत्यन्तमेति। પરમાત્માને જાણીને આત્યંતિક શાંતિને પ્રાપ્ત થાય છે.' 'यदा चर्मवदाकाशं वेष्टयिष्यन्ति मानवाः। तदा देवमविज्ञाय दुःखस्यान्तो भविष्यति। જ્યારે મનુષ્યો, આકાશને મૃગચર્મની પેઠે વીંટશે, ત્યારે દેવ (પરમાત્મા)ને જાણ્યા વિના દુઃખનો અંત એટલે દ્વૈતની આત્યંતિક નિવૃત્તિ થશે.' હવે આકાશ મૃગચર્મની પેઠે કોઈ કાળ પણ વીંટી શકાય નહિ; કારણ કે તે નિરવયવ અને વિભુ એટલે વ્યાપક છે, તેથી તે કોઈ કાળે ચામડા પેરે શરીરપર વીંટી શકાય નહિ; તેમ પરમાત્માને જાણ્યા વિના સસારની નિવૃત્તિ થાય નહિ, એવો એ શ્રુતિનો સાર છે. એપરથી નિશ્ચય જાણ કે, પરમાત્માને જાણ્યા વિના સસારની નિવૃત્તિ થતી નથી, પણ પરમાત્માને જાણવાથી જ સસારની નિવૃત્તિ થાય છે. એવી રીતે અન્વય-વ્યતિરેકે કરીને બ્રહ્મજ્ઞાનથી સસારની નિવૃત્તિ થાય છે, એવું શ્રુતિ મોટે અવાજે પોકારીને કહે છે. તેથી, યોગે કરીને દ્વૈતની આત્યંતિક શાંતિ થાય છે એમ કદાપિ કહી શકાય નહિ. અર્થાત્–ભાવી જન્મમરણરૂપ સસારની નિવૃત્તિ, આત્યંતિક દ્વૈતશાંતિ જ્ઞાન વિના થતી નથી; અને એ આત્યંતિક દ્વૈતશાંતિ યોગે કરીને થતી નથી, પણ અદ્વિતીય બ્રહ્મજ્ઞાને કરીને જ થાય છે અને તે બ્રહ્મજ્ઞાનથી જ સસારબંધનની નિવૃત્તિ થાય છે, માટે જ બ્રહ્મજ્ઞાન આવશ્યક છે, એમ માનવું ઉચિત છે. ૩૯

અવતરણિકા–શિષ્ય કહે છે કે, બાહ્ય દ્વૈત પદાર્થોનો નિષેધ કર્યા વિના બ્રહ્મજ્ઞાન ઉત્પન્ન થશે જ નહિ તે પરથી ગુરુ તેની એ શંકાનું સમાધાન કરે

* જેટલો કાળ ચિત્તનો નિરોધ હોય તેટલા કાળ સુધી દ્વૈતની નિવૃત્તિ થાય તે તાત્કાલિક નિવૃત્તિ, અને જે દ્વૈતની નિવૃત્તિ થઈ તે પછી ઉઠવા જ પામે નહિ, તે આત્યંતિક નિવૃત્તિ.

अनिवृत्तेऽपीशसृष्टे द्वैते तस्य मृषात्मताम् ।
बुद्ध्वा ब्रह्माद्वयं बोद्धुं शक्यं वस्त्वैक्यवादनः

શબ્દાર્થ–ઈશ્વર દ્વૈત નિવૃત્ત ન થયું હોય તો પણ ઇશ્વરરચિત દ્વૈતનું મિથ્યાપણું જાણીને, બ્રહ્મનું અદ્વૈત જાણનાર પુરુષ, અદ્વિતીય બ્રહ્મને જાણી શકે છે. ૪૦

### ચન્દ્રકાન્ત વિવરણ

શિષ્ય–બાહ્ય દ્વૈતના એટલે ઇશ્વરરચિત જગતના નિવારણ વિના બ્રહ્મજ્ઞાન ઉત્પન્ન થતું નથી, ત્યારે બાહ્ય દ્વૈતનું પણ નિવારણ થવું જોઇએ.

#### જગતના નાશ વિના મિથ્યાત્વના જ્ઞાનથી બ્રહ્મજ્ઞાનની સિદ્ધિ થાય છે

ગુરુ–યદ્યપિ બાહ્ય દ્વૈતનુ સ્વરૂપે કરી નિવારણ થઈ શકતું નથી, તથાપિ 'બાહ્ય દ્વૈત મિથ્યા જ છે;' અને એવી રીતે બાહ્ય દ્વૈતના મિથ્યાપણાના જ્ઞાનથી સજાતીય, વિજાતીય અને સ્વગત ભેદ રહિત બ્રહ્મનુ જ્ઞાન થઈ શકે છે. જેમ રજ્જુમાં પ્રતીત થયેલો સર્પ રજ્જુથી ભિન્ન નથી, પણ મિથ્યા છે, અને અધિષ્ઠાન રજ્જુ સત્ય છે; વળી છીપમાં પ્રતીત થયેલું રૂપું છીપથી ભિન્ન નથી પણ મિથ્યા છે, અને અધિષ્ઠાન છીપ જ સત્ય છે; મરુભૂમિમાં મૃગજળ મિથ્યા છે, પણ ભૂમિ સત્ય છે; દર્પણમાં પ્રતિબિંબ મિથ્યા છે પણ દર્પણ સત્ય છે, આકાશમાં નીલતા મિથ્યા છે પણ આકાશ સત્ય છે; તેમ ઇશ્વરરચિત જગત્ (બાહ્ય દ્વૈત) બ્રહ્મમાં પ્રતીત થયું છે, તેનું અધિષ્ઠાન બ્રહ્મ સત્ય છે. જગત્ મિથ્યા છે, એવી રીતે અદ્વૈત બ્રહ્મ જાણી શકાય છે, માટે બાહ્ય દ્વૈતનું એટલે ઇશ્વરરચિત જગતનું નિવારણ આવશ્યક નથી. ૪૦

**અવતરણિકા**–શિષ્યે કહ્યુ કે દ્વૈતના મિથ્યાપણાના જ્ઞાનથી અદ્વૈતનું જ્ઞાન થતું નથી, પણ દ્વૈતના નિવારણથી જ અદ્વૈતનું જ્ઞાન થાય છે. તે સાંભળીને ગુરુ કહે છે.

प्रलये तन्निवृत्तौ तु गुरुशास्त्राद्यभावतः ।
विरोधिद्वैताभावेऽपि न शक्यं बोद्धुमद्वयम्

શબ્દાર્થ–પ્રલય વખતે ઈશ્વરરચિત જગત્‌ની તદ્દન નિવૃત્તિ થાય છે ત્યારે વિરોધી દ્વૈતનો અભાવ થયા છતાં પણ, ગુરુ, શાસ્ત્ર વગેરેના અભાવને લીધે, અદ્વિતીય બ્રહ્મ જાણી શકાતું નથી. ૪૧

### ચન્દ્રકાન્ત વિવરણ

શિષ્ય–બાહ્ય દ્વૈતના મિથ્યાપણાના જ્ઞાનથી જ અદ્વૈત જ્ઞાન થતું નથી; પણ બાહ્ય દ્વૈતના નિવારણથી જ અદ્વૈત જ્ઞાન થાય છે. એમ છે તો પછી 'અદ્વૈત જ્ઞાન માટે બાહ્ય દ્વૈતના નિવારણની આવશ્યકતા નથી' એમ કેમ કહો છો ?

ગુરુ–જો બાહ્ય દ્વૈતના નિવારણથી જ અદ્વૈતજ્ઞાન થતું હોય તો પછી પ્રલયકાળમાં સર્વ ઇશ્વરરચિત જગતની પણ નિવૃત્તિ થાય છે, અને અદ્વૈતનું વિરોધી જે દ્વૈત તેમાંનું કંઈ પણ રહેતું નથી, તે વખતે અદ્વૈતજ્ઞાન થવું જોઇએ, પણ અદ્વૈતજ્ઞાન તો જરાએ થતું નથી.

શિષ્ય–પ્રલયકાળમાં અદ્વૈતજ્ઞાન થતું નથી, એમાં કાંઈ પણ પ્રમાણ નથી. તે વખતે સર્વ બાહ્ય દ્વૈતનો નાશ થાય છે. તેથી અદ્વૈતજ્ઞાન થાય છે એમ અમે માનીશું તો શી હરકત છે!

ગુરુ–જો પ્રલયકાળમાં અદ્વૈતજ્ઞાન થતું હોય તો સર્વ જીવો મુક્ત થવા જોઇએ, પરંતુ તે વખતે કોઈ પણ જીવ મુક્ત થતો નથી, એ નિશ્ચય છે; કારણ કે એ બાહ્ય દ્વૈત એટલે ઇશ્વરરચિત જગત્‌ની નિવૃત્તિ થયા છતાં પણ જે માનસિક દ્વૈત અથવા મને ઉભું કરેલું જગત્, તેની નિવૃત્તિ થતી નથી. એનું તને જ્ઞાન ન હોવાથી જ તું આવો આગ્રહ ધરે છે. એ કાળમાં પણ માનસિક જગતની વાસના રહી જાય છે.

શિષ્ય–પ્રલય કાળમાં જીવને માનસિક દ્વૈતની વાસના રહી જાય છે, ને તેથી જીવની મુક્તિ થતી નથી, એમાં પ્રમાણ શું ?

ગુરુ–પ્રલય કાળમાં માનસિક દ્વૈતની વાસના રહી જાય છે, ને તેથી જીવની મુક્તિ થતી નથી, તેનાં અનેક પ્રમાણો છે. પ્રલય થયા પછી સૃષ્ટિના આરંભમાં જીવો ઉત્પન્ન થાય છે, અદ્યાપિ ઉત્પન્ન થયા કરે છે, ને હવે પછી ઉત્પન્ન થશે, એ એક પ્રત્યક્ષ પ્રમાણ છે. જો પ્રલયમાં સર્વ જીવની વાસના નિવૃત્ત થઇ જતી હોય ને સર્વ જીવ મુક્ત થયા હોય, તો પછી જીવો પુનઃ ઉત્પન્ન કેમ થાય ? તેમ જ, શ્રુતિપુરાણોમાં પણ 'પ્રલય કાળમાં દ્વૈતવાસના સહિત સર્વ જીવો પરમાત્મામાં લય પામે છે, અને સૃષ્ટિના આરંભમાં

પાછા ઉત્પન્ન થાય છે,' એમ કહ્યુ છે, તેથી શ્રુતિ, સ્મૃતિ, પુરાણો એમા પ્રમાણ છે.

શિષ્ય–જેમ પ્રલય કાળમા વાસના હોય છે, તેમ સૃષ્ટિસમયમા પણ વાસના તો હોય છે જ, તથાપિ સૃષ્ટિસમયમા જીવની મુક્તિ થાય છે, ને પ્રલય કાળમા જીવની મુક્તિ થતી નથી, તેનું શુ કારણ ?

ગુરુ–સૃષ્ટિસમયમા મુક્તિનાં સાધનો થઈ શકે છે મુક્તિનુ અતરગ સાધન જ્ઞાન છે, જ્ઞાન વિના મુક્તિ થતી નથી 'ज्ञानादृते न मुक्तिः' જ્ઞાન વિના મુક્તિ થતી નથી ' 'ज्ञानादेव हि कैवल्यम्। જ્ઞાનથી જ મોક્ષ પ્રાપ્ત થાય છે ' ઇત્યાદિ શ્રુતિઓમા અન્વયવ્યતિરેકે કરી જ્ઞાનને મુક્તિનું કારણ જણાવ્યુ છે. એ જ્ઞાનનાં સાધનો શ્રવણ, મનન અને નિદિધ્યાસન છે. શ્રવણાદિક માટે ગુરુ તથા શાસ્ત્રઆદિની આવશ્યકતા છે, તેમ જ મનુષ્યદેહ પણ જ્ઞાનનું સાધન છે, એ સર્વ સાધનો સૃષ્ટિકાળમા થઈ શકે છે, માટે સૃષ્ટિસમયમા વાસનાનો સદ્ભાવ છતા પણ વાસનાની નિવૃત્તિ થઈ શકે છે એ વાસનાની નિવૃત્તિ થવાથી જ્ઞાન થાય છે ને તેથી મુક્તિ થાય છે પણ પ્રલયકાળમા ગુરુ, શાસ્ત્ર આદિ સર્વનો લય થયો હોય છે, તેમ દેહ પણ હોતો નથી, તેથી પ્રલયકાળમા મુક્તિ થતી નથી સારાંશ કે, પ્રલયકાળમાં સર્વ દ્વૈતની નિવૃત્તિ થાય છે તેથી, અદ્વૈતજ્ઞાનનુ વિરોધી કોઈ પણ રહેતું નથી, તથાપિ તે વખતે અદ્વૈત જાણવાના સાધનરૂપ ગુરુ, શાસ્ત્ર આદિનો અભાવ હોવાથી અદ્વૈતબ્રહ્મ જાણી શકાતુ નથી ૪૧

અવતરણિકા–એક ઈશ્વરરચિત જગત્‌ના નાશથી અદ્વૈત જ્ઞાન થતું નથી એ તો ઠીક, પણ દ્વૈત અભિમુખે રહે ત્યાં સુધી અદ્વૈતનું કેવી રીતે જ્ઞાન થશે ? આ શિષ્યની શંકા થતા ગુરુ તેનું સમાધાન કરે છે.

अबाधकं साधकं च द्वैतमीश्वरनिर्मितम् ।
अपनेतुमशक्यं चेत्यास्तां तद्विष्यते कुतः ४२

શબ્દાર્થ–ઈશ્વરરચિત દ્વૈત, એ અદ્વૈત જ્ઞાનમા બાધ કરવાવાળું નથી, પણ સહાયતા કરવાવાળું છે, તેમ તેનો નિષેધ કરી શકાય તેવું પણ તે નથી, માટે તે જેવું છે તેવું ભલે રહ્યુ. તું તે ઈશ્વરરચિત દ્વૈતનો દ્વેષ શા માટે કરે છે ? ૪૨



## ચન્દ્રકાન્ત વિવરણ

શિષ્ય–જો કે ઈશ્વરરચિત દ્વૈત હોવા છતા પણ અદ્વૈતજ્ઞાનની પ્રાપ્તિમા કશી હરકત નડતી નથી એમ તમે સિદ્ધ કર્યું છે, તથાપિ દ્વૈત વિદ્યમાન હોવાથી અદ્વૈતજ્ઞાન કેમ થશે ?

ગુરુ–ઈશ્વરરચિત જગત્ અદ્વૈતજ્ઞાન થવામાં અડચણકારક નથી કારણ કે ઈશ્વરરચિત જગત્ રજ્જુમા ભાસેલા સર્પની પેઠે, મિથ્યા છે એ પ્રમાણે તેના મિથ્યાપણાના જ્ઞાનથી જ અદ્વૈત એટલે બ્રહ્મજ્ઞાન થઈ શકે છે તેમ જ ઈશ્વરરચિત દ્વૈત, એ અદ્વૈતજ્ઞાનમા સાધક છે, અર્થાત્ અદ્વૈતજ્ઞાન થવામા સહાયતા કરવાવાળુ છે, કારણ કે, જ્ઞાન થવામા ગુરુ, શાસ્ત્ર આદિની આવશ્યકતા છે તે સર્વ ઈશ્વરરચિત જગતમાંથી જ પ્રાપ્ત થાય છે ગુરુ અને શાસ્ત્રાદિ દ્વૈત વિના જ્ઞાન થશે નહિ, કેમકે શાસ્ત્રમા કહ્યા પ્રમાણે ગુરુ જ્ઞાનનો ઉપદેશ કરે છે અને અનુભવ બતાવે છે. એ પ્રમાણે, ઈશ્વરરચિત દ્વૈત, એ અદ્વૈતજ્ઞાનમાં બાધ કરતુ નથી પણ સહાયતા આપે છે તેમ જ, ઈશ્વરરચિત આકાશ આદિ દ્વૈતનું આપણે કદી પણ નિવારણ કરી શકીએ એમ નથી માટે તું ઈશ્વર રચિત દ્વૈતનો દ્વેષ શા કારણથી કરે છે ? ઈશ્વરરચિત દ્વૈત જેવુ છે તેવુ ને તેવુ પોતાના સ્વરૂપથી ભલે રહ્યું, તેના મિથ્યાપણાના જ્ઞાનથી જ અને જીવસૃષ્ટ દ્વૈતના નિવારણથી જ જીવના બધનની નિવૃત્તિ થાય છે ૪૨

## ૨ જીવસૃષ્ટ દ્વૈતના ભેદનું નિરૂપણ

(૪૩–૬૯, ૨૭ શ્લોકો)

### (૧) જીવકૃત શાસ્ત્રીય દ્વૈતના વ્યવસ્થાપૂર્વક ગ્રહણ અને ત્યાગ

(૪૩–૪૮, ૬ શ્લોકો)

અવતરણિકા–અહીંથી જીવરચિત માનસિક દ્વૈતના વિભાગ બતાવવામા આવે છે, અને તેમા પ્રથમ જ્ઞાન થતા પર્યંત તે પણ ગ્રાહ્ય છે, તે સમજાવે છે

जीवद्वैतं तु शास्त्रीयमशास्त्रीयमिति द्विधा ।
उपाददीत शास्त्रीयमातत्त्वस्यावबोधनात् ॥

શબ્દાર્થ–જીવસૃષ્ટ દ્વૈત તો શાસ્ત્રીય અને અશાસ્ત્રીય, એમ બે પ્રકારનું છે આત્મતત્ત્વનુ જ્ઞાન થવા પર્યંત શાસ્ત્રીયદ્વૈતને ગ્રહણ કરવું (અર્થાત્ જ્ઞાન થવા પછી વજી દેવું).

अनिवृत्तेऽपीशसृष्टे द्वैते तस्य मृषात्मताम् ।
बुद्ध्वा ब्रह्माद्वयं बोद्धुं शक्यं वस्त्वैक्यवादनः

શબ્દાર્થ–ઈશ્વર દ્વૈત નિવૃત્ત ન થયું હોય તો પણ ઇશ્વરરચિત દ્વૈતનું મિથ્યાપણું જાણીને, બ્રહ્મનું અદ્વૈત જાણનાર પુરુષ, અદ્વિતીય બ્રહ્મને જાણી શકે છે. ૪૦

## ચન્દ્રકાન્ત વિવરણ

શિષ્ય–બાહ્ય દ્વૈતના એટલે ઇશ્વરરચિત જગતના નિવારણ વિના બ્રહ્મજ્ઞાન ઉત્પન્ન થતું નથી, ત્યારે બાહ્ય દ્વૈતનું પણ નિવારણ થવું જોઇએ.

### જગતના નાશ વિના મિથ્યાત્વના જ્ઞાનથી બ્રહ્મજ્ઞાનની સિદ્ધિ થાય છે

ગુરુ–યદ્યપિ બાહ્ય દ્વૈતનું સ્વરૂપે કરી નિવારણ થઈ શકતું નથી, તથાપિ 'બાહ્ય દ્વૈત મિથ્યા જ છે;' અને એવી રીતે બાહ્ય દ્વૈતના મિથ્યાપણાના જ્ઞાનથી સજાતીય, વિજાતીય અને સ્વગત ભેદ રહિત બ્રહ્મનુ જ્ઞાન થઈ શકે છે. જેમ રજ્જુમાં પ્રતીત થયેલો સર્પ રજ્જુથી ભિન્ન નથી, પણ મિથ્યા છે, અને અધિષ્ઠાન રજ્જુ સત્ય છે; વળી છીપમાં પ્રતીત થયેલું રૂપું છીપથી ભિન્ન નથી પણ મિથ્યા છે, અને અધિષ્ઠાન છીપ જ સત્ય છે; મરુભૂમિમાં મૃગજળ મિથ્યા છે, પણ ભૂમિ સત્ય છે; દર્પણમાં પ્રતિબિંબ મિથ્યા છે પણ દર્પણ સત્ય છે, આકાશમાં નીલતા મિથ્યા છે પણ આકાશ સત્ય છે; તેમ ઇશ્વરરચિત જગત્ (બાહ્ય દ્વૈત) બ્રહ્મમાં પ્રતીત થયું છે, તેનું અધિષ્ઠાન બ્રહ્મ સત્ય છે. જગત્ મિથ્યા છે, એવી રીતે અદ્વૈત બ્રહ્મ જાણી શકાય છે, માટે બાહ્ય દ્વૈતનું એટલે ઇશ્વરરચિત જગતનું નિવારણ આવશ્યક નથી. ૪૦

અંતરઘ્રિકા–શિષ્યે કહ્યુ કે દ્વૈતના મિથ્યાપણાના જ્ઞાનથી અદ્વૈતનું જ્ઞાન થતું નથી, પણ દ્વૈતના નિવારણથી જ અદ્વૈતનું જ્ઞાન થાય છે. તે સાંભળીને ગુરુ કહે છે.

प्रलये तन्निवृत्तौ तु गुरुशास्त्राद्यभावतः ।
विरोधिद्वैताभावेऽपि न शक्यं बोद्धुमद्वयम्

શબ્દાર્થ–પ્રલય વખતે ઈશ્વરરચિત જગતની તદ્દન નિવૃત્તિ થાય છે ત્યારે વિરોધી દ્વૈતનો અભાવ થયા છતાં પણ, ગુરુ, શાસ્ત્ર વગેરેના અભાવને લીધે, અદ્વિતીય બ્રહ્મ જાણી શકાતું નથી. ૪૧

## ચન્દ્રકાન્ત વિવરણ

શિષ્ય–બાહ્ય દ્વૈતના મિથ્યાપણાના જ્ઞાનથી જ અદ્વૈત જ્ઞાન થતું નથી; પણ બાહ્ય દ્વૈતના નિવારણથી જ અદ્વૈત જ્ઞાન થાય છે. એમ છે તો પછી 'અદ્વૈત જ્ઞાન માટે બાહ્ય દ્વૈતના નિવારણની આવશ્યકતા નથી' એમ કેમ કહો છો ?

ગુરુ–જો બાહ્ય દ્વૈતના નિવારણથી જ અદ્વૈતજ્ઞાન થતું હોય તો પછી પ્રલયકાળમાં સર્વ ઇશ્વરરચિત જગતની પણ નિવૃત્તિ થાય છે, અને અદ્વૈતનું વિરોધી જે દ્વૈત તેમાંનું કંઈ પણ રહેતું નથી, તે વખતે અદ્વૈતજ્ઞાન થવું જોઇએ, પણ અદ્વૈતજ્ઞાન તો જરાએ થતું નથી.

શિષ્ય–પ્રલયકાળમાં અદ્વૈતજ્ઞાન થતું નથી, એમાં કાંઈ પણ પ્રમાણ નથી. તે વખતે સર્વ બાહ્ય દ્વૈતનો નાશ થાય છે. તેથી અદ્વૈતજ્ઞાન થાય છે એમ અમે માનીશું તો શી હરકત છે!

ગુરુ–જો પ્રલયકાળમાં અદ્વૈતજ્ઞાન થતું હોય તો સર્વ જીવો મુક્ત થવા જોઇએ, પરંતુ તે વખતે કોઈ પણ જીવ મુક્ત થતો નથી, એ નિશ્ચય છે; કારણ કે એ બાહ્ય દ્વૈત એટલે ઇશ્વરરચિત જગતની નિવૃત્તિ થયા છતાં પણ જે માનસિક દ્વૈત અથવા મને ઉભુ કરેલું જગત્, તેની નિવૃત્તિ થતી નથી એવું તને જ્ઞાન ન હોવાથી જ તું આવો આગ્રહ ધરે છે. એ કાળમાં પણ માનસિક જગતની વાસના રહી જાય છે.

શિષ્ય–પ્રલય કાળમાં જીવને માનસિક દ્વૈતની વાસના રહી જાય છે, ને તેથી જીવની મુક્તિ થતી નથી, એમાં પ્રમાણ શું ?

ગુરુ–પ્રલય કાળમાં માનસિક દ્વૈતની વાસના રહી જાય છે, ને તેથી જીવની મુક્તિ થતી નથી, તેનાં અનેક પ્રમાણો છે. પ્રલય થયા પછી સૃષ્ટિના આરંભમાં જીવો ઉત્પન્ન થાય છે, અદ્યાપિ ઉત્પન્ન થયા કરે છે, ને હવે પછી ઉત્પન્ન થશે, એ એક પ્રત્યક્ષ પ્રમાણ છે. જો પ્રલયમાં સર્વ જીવની વાસના નિવૃત્ત થઇ જતી હોય ને સર્વ જીવ મુક્ત થયા હોય, તો પછી જીવો પુનઃ ઉત્પન્ન કેમ થાય ? તેમ જ, શ્રુતિપુરાણોમાં પણ 'પ્રલય કાળમાં દ્વૈતવાસના સહિત સર્વ જીવો પરમાત્મામાં લય પામે છે, અને સૃષ્ટિના આરંભમાં

ત્યાં સુધી ચિત્ત શુદ્ધ થતું નથી, અને ચિત્ત શુદ્ધ થયા વિના જ્ઞાન થતું નથી. એ કામ, ક્રોધાદિક બ્રહ્મજ્ઞાનના પ્રતિબંધ કરનાર છે. ગીતામાં પણ કહ્યું છે કે, 'विद्ध्येनमिह वैरिण। એ કામને જ્ઞાનમાં વૈરી જાણ." વળી જેના કામક્રોધાદિક દૂર થયા હોય, તેને બ્રહ્મસુખની પ્રાપ્તિ થાય છે, એમ પણ ભગવદ્ગીતામાં જ કહ્યું છેઃ–

' कामक्रोधवियुक्तानां यतीनां यतचेतसाम् ।
अभितो ब्रह्मनिर्वाणं वर्तते विदितात्मनाम् ॥

જે કામ અને ક્રોધ રહિત છે, જેનુ ચિત્ત વશ થયું હોય છે એવા મહાત્મા આત્મવેત્તાઓને, ચારે તરફથી બ્રહ્મસુખ વર્તે છે.' જ્ઞાન અને બ્રહ્મસુખની પ્રાપ્તિ માટે, કામ તથા ક્રોધ આદિને જરા પણ અવકાશ આપવો નહિ; એટલા જ માટે સુષુપ્તિપર્યંત અને મરણપર્યંત વેદાંતવિચારમાં કાલક્ષેપ કરવો, એવા અભિપ્રાયથી

' दद्यान्नावसरं किंचित् कामादीनां मनागपि ।
आसुप्तेराम्रुतेः कालं नयेद्वेदांतचिंतया ।'

એ વચન કહ્યું છે. એ કારણથી જિજ્ઞાસુ જીવે કામ, ક્રોધ, રાગ, દ્વેષ આદિને અવકાશ ન આપવા માટે, સર્વદા વેદાંતવિચાર કર્યા કરવો, ને આત્મવેત્તા કે જેને આત્માનું અપરોક્ષ જ્ઞાન થયું છે, તેણે શાસ્ત્રીય દ્વૈત એટલે વેદાંતવિચાર ત્યજી દેવો અને સર્વદા જ્ઞાનમાં નિષ્ઠા રાખવી. ૪૪

**અવતરણિકા**–તત્ત્વજ્ઞાન થયા પછી શાસ્ત્રીયદ્વૈતનો ત્યાગ કરવો, એ વાત પ્રતિપાદન કરનારી શ્રુતિઓ ચાર શ્લોકોમાં ઉદાહરણ માટે આપી, પરબ્રહ્મ સંબંધી જ્ઞાન થયા પછી શાસ્ત્રીય દ્વૈત ત્યજવું, તે જણાવે છે.

**शास्त्राण्यधीत्य मेधावी अभ्यस्य च पुनः पुनः**
**परमं ब्रह्म विज्ञाय उल्कावत्तान्यथोत्सृजेत् ४५**
**ग्रंथमभ्यस्य मेधावी ज्ञानविज्ञानतत्परः ।**
**पलालमिव धान्यार्थी त्यजेद्ग्रंथमशेषतः ४६**
**तमेव धीरो विज्ञाय प्रज्ञां कुर्वीत ब्राह्मणः ।**
**नाऽनुध्यायेद्बहूञ्छब्दान्वाचो विग्लापनं**
**हि तत् ॥ ४७ ॥**
**तमेवैकं विजानीथ ह्यन्या वाचो विमुंचथ ।**
**यच्छेद्वाङ्मनसी प्राज्ञ इत्याद्याः श्रुतयः**
**स्फुटाः ॥ ४८ ॥**

**શબ્દાર્થ**–મેધાવીએ ( ધારણાવાળી બુદ્ધિવાળા અધિકારી પુરુષે ) શાસ્ત્રો ભણીને, અને તેનો વારંવાર અભ્યાસ કરીને પરબ્રહ્મ જાણ્યા પછી ઉલ્કા અર્થાત્ બળેલા કાષ્ઠની પેઠે આત્મજ્ઞાન આપનારાં શાસ્ત્રોનો ત્યાગ કરવો. ૪૫ મેધાવીએ ( અધિકારી પુરુષે ) આત્મજ્ઞાનના ગ્રન્થોનો અભ્યાસ કરી, જ્ઞાન ( પરોક્ષજ્ઞાન ) અને વિજ્ઞાન–( અપરોક્ષજ્ઞાન )માં તત્પર થઈ, ધાન્યનો અર્થી અપેક્ષાવાળો, જેમ પલાલ* ( પરાળ–ખડ )નો ત્યાગ કરે છે, તેમ સર્વ ગ્રંથ ( આત્મજ્ઞાનનાં શાસ્ત્ર )નો ત્યાગ કરવો. ૪૬ સાધનસંપન્ન મુમુક્ષુ બ્રાહ્મણે, પ્રત્યગભિન્ન પરમાત્માને જ જાણીને, પરમાત્મામાં જ નિષ્ઠા રાખવી; પણ ઘણા શબ્દોનું ધ્યાન કરવું નહિ. કારણ કે બહુ શબ્દોનું ધ્યાન વાણીને પરિશ્રમ આપનારું છે. ૪૭ તે અદ્વિતીય પરમાત્માને જ જાણો, બીજી વાણીને મૂકી દો. આત્મવેત્તાએ વાણી અને મનને વશમાં રાખવાં, ઈત્યાદિ શ્રુતિઓ જ્ઞાન થયા પછી અધ્યાત્મશાસ્ત્રને તજવા માટે સ્પષ્ટ પ્રમાણરૂપે છે. ૪૮

**ચન્દ્રકાન્ત વિવરણ**

**જ્ઞાન થયા પછી શાસ્ત્રીય દ્વૈત તજવા યોગ્ય છે. એ વિષે પ્રમાણ**

જેમ ભોજનની ઇચ્છાવાળો કોઈ પુરુષ પ્રથમ રસોઈ કરવા માટે કાષ્ઠનો સંગ્રહ કરે છે, અને રસોઈ તૈયાર થઇ રહ્યા પછી તે બળેલાં કાષ્ઠને તજી દે છે; તેમ જ જિજ્ઞાસુ પુરુષે, પ્રથમ તો સદ્ગુરુ પાસે વેદાંત શાસ્ત્રનો અભ્યાસ કરવો– શ્રવણ કરવું, પછી વારંવાર તેનું મનન કરવું. એમ શ્રવણ અને મનન કરવાથી તેમ જ નિદિધ્યાસનથી, જ્યારે આત્માનું અપરોક્ષ જ્ઞાન સચોટ થાય, ત્યાર પછી તેણે સર્વ વેદાંતશાસ્ત્રો ત્યજી દેવાં, એટલે વેદાંત વિચાર તજવો. શ્રીશંકરાચાર્યજીએ વિવેકચૂડામણિમાં કહ્યું છે કે-

'अविज्ञाते परे तत्त्वे शास्त्राधीतिस्तु निष्फला ।
विज्ञातेऽपि परे तत्त्वे शास्त्राधीतिस्तु निष्फला ।'

જ્યાં સુધી પરમતત્ત્વ પરબ્રહ્મ જાણ્યું નથી ત્યાં સુધી શાસ્ત્રનું અધ્યયન નિષ્ફલ છે, અને પરમતત્ત્વ જાણ્યા પછી પણ શાસ્ત્રનું અધ્યયન

* પરાલ એ પલાલનો અપભ્રંશ છે.

## ચન્દ્રકાન્ત વિવરણ
### જીવકૃત બે દ્વૈતનાં નામો

ગુરુ–હે શિષ્ય! હવે જીવસૃષ્ટ દ્વૈત સમજાવું છું. જીવસૃષ્ટ દ્વૈત બે પ્રકારનું છે: એક શાસ્ત્રીય દ્વૈત, અને બીજું અશાસ્ત્રીય દ્વૈત.

શિષ્ય–ઉપર ૩૫ મા શ્લોકમાં તમે કહ્યું છે કે, 'अतः सर्वस्य जीवस्य बंधकृन्मानसं जगत्। એટલા માટે માનસ (જીવસૃષ્ટ) રચિત જગત્ સર્વ જીવને બંધન કરવાવાળું છે,' તેથી જીવસૃષ્ટ દ્વૈતનો ત્યાગ કરવો. તેમ શાસ્ત્રીય દ્વૈતનો ત્યાગ કરવો કે અશાસ્ત્રીય દ્વૈતનો ત્યાગ કરવો કે ઉભયવિધ દ્વૈતનો ત્યાગ કરવો?

ગુરુ–જ્યાં સુધી આત્મજ્ઞાન થયું ન હોય ત્યાં સુધી શાસ્ત્રીય દ્વૈતનું ગ્રહણ કરવું જોઇએ; પણ આત્મજ્ઞાન થયા પછી તેને તજવું જરૂરનું છે. જેમ પગમાં વાગેલો કાંટો કાઢવા માટે બીજો મોટો મજબૂત કાંટો હાથમાં લેવો પડે છે, અને તેવડે પગમાં પેઠેલો કાંટો કાઢીએ છીએ, પણ પગમાંથી કાંટો કાઢી નાંખ્યા પછી લીધેલો અને વાગેલો, એ બન્ને કાંટાનો ત્યાગ કરીએ છીએ, તેમ અશાસ્ત્રીય દ્વૈતના નિવારણ માટે શાસ્ત્રીય દ્વૈતને ગ્રહણ કરવું જોઇએ; પણ અશાસ્ત્રીય દ્વૈતની નિવૃત્તિ થયા પછી અને આત્માનું યથાર્થ જ્ઞાન થયા પછી શાસ્ત્રીય દ્વૈતને પણ તજવું જરૂરનું છે; અર્થાત્ આત્મજ્ઞાન થવા માટે કામક્રોધાદિક અશાસ્ત્રીય દ્વૈત તજવું, અને આત્મા તથા બ્રહ્મના વિચારરૂપ શાસ્ત્રીય દ્વૈતનું ગ્રહણ કરવું. પણ આત્મજ્ઞાન થયા પછી શાસ્ત્રીય દ્વૈતનો પણ ત્યાગ કરવો. ૪૩

**અવતરણિકા–ઉપર** 'आतत्त्वस्यावबोधनात्। તત્ત્વજ્ઞાન થયા પર્યંત શાસ્ત્રીય દ્વૈતનું ગ્રહણ કરવું,' એમ કહ્યું તેથી શાસ્ત્રીય દ્વૈતની જિજ્ઞાસા થશે, તેથી તે પૂર્ણ કરવા માટે કહે છે:–

**आत्मब्रह्मविचाराख्यं शास्त्रीयं मानसं जगत्**
**बुद्धे तत्त्वे तच्च हेयमिति श्रुत्यनुशासनम् ४४**

શબ્દાર્થ–આત્મા અને બ્રહ્મનો જેમાં વિચાર કરેલો હોય તે શાસ્ત્રીય, માનસ (મનોમય) જગત્ છે, અને તત્ત્વજ્ઞાન થયા પછી તે શાસ્ત્રીય દ્વૈત તજવા યોગ્ય છે, એ પ્રમાણે શ્રુતિની આજ્ઞા છે. ૪૪

## ચન્દ્રકાન્ત વિવરણ
### શાસ્ત્રીય દ્વૈતનું સ્વરૂપ

આત્મા અને બ્રહ્મનો વિચાર, તે શાસ્ત્રીય દ્વૈત કહેવાય છે. 'આત્મા બ્રહ્મરૂપ છે, બ્રહ્મ આત્મારૂપ છે, આત્મા બ્રહ્મથી ભિન્ન નથી,' એ પ્રકારે બ્રહ્મ અને આત્માની એકતાનું જ્ઞાન થાય ત્યાં સુધી એ શાસ્ત્રીય દ્વૈતનો સ્વીકાર કરવો.

શિષ્ય–'બ્રહ્મ અને આત્માની એકતાનું જ્ઞાન થાય ત્યાં સુધી શાસ્ત્રીય દ્વૈતનો સ્વીકાર કરવો,' એમ જે તમે કહો છો, તે કેવળ અયોગ્ય છે; કારણ કે 'आसुप्तेरा मृतेः कालं नयेद्वेदांतचिंतया। જાગ્યાથી તે નિદ્રાપર્યંત અને જન્મથી તે મરણપર્યંત વેદાંતનો વિચાર કરીને કાળક્ષેપ કરવો' એમ શાસ્ત્રમાં કહ્યું છે.

ગુરુ–તત્ત્વજ્ઞાન થયા પછી શાસ્ત્રીય દ્વૈત તજવું, એમ શ્રુતિમાં કહ્યું છે, માટે તત્ત્વજ્ઞાન એટલે બ્રહ્મ અને આત્માની એકતાનું જ્ઞાન થાય ત્યાં સુધી શાસ્ત્રીય દ્વૈત સ્વીકારવું, પછી તે પણ તજવું.

શિષ્ય–તત્ત્વજ્ઞાન થયા પછી શાસ્ત્રીય દ્વૈત તજવું, એ તો ઠીક, પણ 'आसुप्तेरामृतेः कालं।' એ વચન વ્યર્થ થાય છે, તેનું કેમ કરવું?

ગુરુ–'आसुप्तेरामृतेः कालं।' એ તો ઉત્તરાર્ધ વચન છે; પણ એ શ્લોકના પૂર્વાર્ધનો કેમ વિચાર થતો નથી? 'दद्यामावसरं किंचित्कामादीनो मनागपि। કામ, ક્રોધ આદિને થોડો પણ અવકાશ ન આપવો,' પણ જાગ્યાથી તે નિદ્રા પર્યંત વેદાંતશાસ્ત્રનો વિચાર કરી કાળક્ષેપ કરવો, એમ તેમાં કહ્યું છે. હવે એ પૂર્વાર્ધમાં કામક્રોધ આદિને થોડો પણ અવકાશ આપવાનો નિષેધ કર્યો છે તેથી, 'કામ, ક્રોધ આદિને અવકાશ ન મળવાનો ઉપાય શું,' એવી જિજ્ઞાસા થાય તે માટે, 'आसुप्तेरामृतेः कालं। જાગ્યાથી તે નિદ્રા પર્યંત વેદાંત વિચારથી કાળક્ષેપ કરવો' એવી રીતે ઉત્તરાર્ધ કહ્યું છે. માટે, आसुप्तेरामृतेः। એ વચન જિજ્ઞાસુના સંબંધમાં છે, ને आतत्त्वस्यावबोधनात्। તત્ત્વબોધ પર્યંત શાસ્ત્રીય દ્વૈત સ્વીકારવું અર્થાત્ તે પછી તજવું, એ પ્રકારનું વચન બ્રહ્મવેત્તા વિષયક છે, તેથી કોઇ પણ વચન વ્યર્થ થતું નથી.

એ કામ, ક્રોધ, રાગ, દ્વેષાદિ 'મનોમલ' કહેવાય છે. એ મનોમલ જ્યાં સુધી દૂર ન થયા હોય

ત્યાં સુધી ચિત્ત શુદ્ધ થતુ નથી, અને ચિત્ત શુદ્ધ થયા વિના જ્ઞાન થતું નથી. એ કામ, ક્રોધાદિક બ્રહ્મજ્ઞાનના પ્રતિબંધ કરનાર છે. ગીતામાં પણ કહ્યું છે કે, 'विद्ध्येनमिह वैरिण। એ કામને જ્ઞાનમાં વૈરી જાણ." વળી જેના કામક્રોધાદિક દૂર થયા હોય, તેને બ્રહ્મસુખની પ્રાપ્તિ થાય છે, એમ પણ ભગવદ્ગીતામાં જ કહ્યું છે.–

'कामक्रोधवियुक्तानां यतीनां यतचेतसाम् ।
अभितो ब्रह्मनिर्वाणं वर्तते विदितात्मनाम् ॥

જે કામ અને ક્રોધ રહિત છે, જેનું ચિત્ત વશ થયું હોય છે એવા મહાત્મા આત્મવેત્તાઓને, ચારે તરફથી બ્રહ્મસુખ વર્તે છે.' જ્ઞાન અને બ્રહ્મસુખની પ્રાપ્તિ માટે, કામ તથા ક્રોધ આદિને જરા પણ અવકાશ આપવો નહિ; એટલા જ માટે સુષુપ્તિપર્યંત અને મરણપર્યંત વેદાંતવિચારમાં કાલક્ષેપ કરવો, એવા અભિપ્રાયથી

' दद्यान्नावसरं किंचित् कामादीनां मनागपि ।
आसुप्तेरामृतेः कालं नयेद्वेदांतचिंतया ।'

એ વચન કહ્યું છે. એ કારણથી જિજ્ઞાસુ જીવે કામ, ક્રોધ, રાગ, દ્વેષ આદિને અવકાશ ન આપવા માટે, સર્વદા વેદાંતવિચાર કર્યા કરવો, ને આત્મવેત્તા કે જેને આત્માનું અપરોક્ષ જ્ઞાન થયું છે, તેણે શાસ્ત્રીય દ્વૈત એટલે વેદાંતવિચાર ત્યજી દેવો અને સર્વદા જ્ઞાનમાં નિષ્ઠા રાખવી. ૪૪

**અવતરણિકા**–તત્ત્વજ્ઞાન થયા પછી શાસ્ત્રીયદ્વૈતનો ત્યાગ કરવો, એ વાત પ્રતિપાદન કરનારી શ્રુતિઓ ચાર શ્લોકોમાં ઉદાહરણ માટે આપી, પરબ્રહ્મ સંબંધી જ્ઞાન થયા પછી શાસ્ત્રીય દ્વૈત ત્યજવું, તે જણાવે છે.

**शास्त्राण्यधीत्य मेधावी अभ्यस्य च पुनः पुनः**
**परमं ब्रह्म विज्ञाय उल्कावत्तान्यथोत्सृजेत् ४५**
**ग्रंथमभ्यस्य मेधावी ज्ञानविज्ञानतत्परः ।**
**पलालमिव धान्यार्थी त्यजेद्ग्रंथमशेषतः ४६**
**तमेव धीरो विज्ञाय प्रज्ञां कुर्वीत ब्राह्मणः ।**
**नाऽनुध्यायेद्बहूञ्छब्दान्वाचो विग्लापनं हि तत् ॥ ४७ ॥**
**तमेवैकं विजानीथ ह्यन्या वाचो विमुंचथ ।**
**यच्छेद्वाङ्मनसी प्राज्ञ इत्याद्याः श्रुतयः स्फुटाः ॥ ४८ ॥**

**શબ્દાર્થ**–મેધાવીએ (ધારણાવાળી બુદ્ધિવાળા અધિકારી પુરુષે) શાસ્ત્રો ભણીને, અને તેનો વારંવાર અભ્યાસ કરીને પરબ્રહ્મ જાણ્યા પછી ઉલ્કા અર્થાત્ બળેલા કાષ્ઠની પેઠે આત્મજ્ઞાન આપનારાં શાસ્ત્રોનો ત્યાગ કરવો. ૪૫ મેધાવીએ (અધિકારી પુરુષે) આત્મજ્ઞાનના ગ્રન્થોનો અભ્યાસ કરી, જ્ઞાન (પરોક્ષજ્ઞાન) અને વિજ્ઞાન–(અપરોક્ષજ્ઞાન)માં તત્પર થઈ, ધાન્યનો અર્થી અપેક્ષાવાળો, જેમ પલાલ* (પરાળ–ખડ)નો ત્યાગ કરે છે, તેમ સર્વ ગ્રંથ *(આત્મજ્ઞાનનાં શાસ્ત્ર)નો ત્યાગ કરવો.* ૪૬ સાધનસંપન્ન મુમુક્ષુ બ્રાહ્મણે, પ્રત્યગભિન્ન પરમાત્માને જ જાણીને, પરમાત્મામાં જ નિષ્ઠા રાખવી; પણ ઘણા શબ્દોનું ધ્યાન કરવું નહિ. કારણ કે બહુ શબ્દોનું ધ્યાન વાણીને પરિશ્રમ આપનારુ છે. ૪૭ તે અદ્વિતીય પરમાત્માને જ જાણો, બીજી વાણીને મૂકી દ્યો. આત્મવેત્તાએ વાણી અને મનને વશમાં રાખવાં, ઇત્યાદિ શ્રુતિઓ જ્ઞાન થયા પછી અધ્યાત્મશાસ્ત્રને તજવા માટે સ્પષ્ટ પ્રમાણરૂપે છે. ૪૮

**ચન્દ્રકાન્ત વિવરણ**

**જ્ઞાન થયા પછી શાસ્ત્રીય દ્વૈત તજવા યોગ્ય છે. એ વિષે પ્રમાણ**

જેમ ભોજનની ઇચ્છાવાળો કોઈ પુરુષ પ્રથમ રસોઈ કરવા માટે કાષ્ઠનો સંગ્રહ કરે છે, અને રસોઈ તૈયાર થઈ રહ્યા પછી તે બળેલાં કાષ્ઠને તજી દે છે; તેમ જ જિજ્ઞાસુ પુરુષે, પ્રથમ તો સદ્‌ગુરુ પાસે વેદાંત શાસ્ત્રનો અભ્યાસ કરવો– શ્રવણ કરવું, પછી વારંવાર તેનું મનન કરવું. એમ શ્રવણ અને મનન કરવાથી તેમ જ નિદિધ્યાસનથી, જ્યારે આત્માનુ અપરોક્ષ જ્ઞાન સચોટ થાય, ત્યાર પછી તેણે સર્વ વેદાંતશાસ્ત્રો ત્યજી દેવાં, એટલે વેદાંત વિચાર તજવો. શ્રીશંકરાચાર્યજીએ વિવેકચૂડામણિમાં કહ્યુ છે કેઃ-

'अविज्ञाते परे तत्त्वे शास्त्राधीतिस्तु निष्फला ।
विज्ञातेऽपि परे तत्त्वे शास्त्राधीतिस्तु निष्फला ।'

જ્યાં સુધી પરમતત્ત્વ પરબ્રહ્મ જાણ્યું નથી ત્યાં સુધી શાસ્ત્રનું અધ્યયન નિષ્ફલ છે; અને પરમતત્ત્વ જાણ્યા પછી પણ શાસ્ત્રનું અધ્યયન

* પલાલ એ પલાલનો અપભ્રંશ છે

થયુ હોય તો તે નિષ્ફલ છે,' અર્થાત્ પરમ તત્ત્વનું જ્ઞાન થવું, એ શાસ્ત્રાધ્યયનનું ફલ છે. હવે શાસ્ત્રાધ્યયન કર્યા છતાં પણ પરમતત્ત્વ જાણવામાં ન આવ્યું હોય તો શાસ્ત્રાધ્યયન નિષ્ફલ છે; કારણ કે, શાસ્ત્રાધ્યયનનુ ફલ જે પરમતત્ત્વનું જ્ઞાન થવું, તે જ્ઞાન થયું નથી હવે જો શાસ્ત્રાધ્યયને કરીને પરમતત્ત્વ જાણવામાં આવ્યુ તો પછી એ શાસ્ત્રાધ્યયન નિષ્ફળ છે, કારણ કે શાસ્ત્રાધ્યયનનુ ફલ પરમતત્ત્વનું જ્ઞાન, તે તો પ્રાપ્ત થયું છે; તો ફલ થયા પછી સાધનનુ કંઈ પ્રયોજન રહેતુ નથી. માટે આત્મજ્ઞાન થયા પછી શાસ્ત્રીય દ્વૈતનો ત્યાગ કરવો. ૪૫

વળી ઘઉં, ચોખા, ચણા આદિ સર્વ અનાજ ઉપર ફોતરાં હોય છે, પણ અનાજની અપેક્ષાવાળો પુરુષ, જેમ તે ફોતરાંની અંદર રહેલાં અનાજરૂપી તત્ત્વને ગ્રહણ કરે છે, અને તત્ત્વરહિત ફોતરાંને ત્યજી દે છે, તેમ જિજ્ઞાસુ પુરુષે, આત્મવેત્તા સદ્ગુરુની પાસેથી વેદાંતશાસ્ત્રનો અભ્યાસ કરીને તેમાથી 'આત્મા બ્રહ્મ છે, અને બ્રહ્મ જ આત્મા છે,' એ પ્રકારે પરોક્ષજ્ઞાનરૂપ તત્ત્વનુ ગ્રહણ કરીને નિ સાર એવા અધ્યાત્મશાસ્ત્રનો અભ્યાસ કે વિચાર ત્યજી દેવો. ૪૬

પરમાત્માને જાણવામાં બ્રહ્મચર્યાદિ તથા નિત્યાનિત્ય વસ્તુના વિવેક આદિ સાધન સમુદાયની આવશ્યકતા છે. તેમ જ

'शमो दमस्तप शौच क्षांतिरार्जवमेव च ।
ज्ञानं विज्ञानमास्तिक्य ब्रह्मकर्म स्वभावजम् ।

શમ–મનોનિગ્રહ; દમ–ઇંદ્રિયનિગ્રહ; તપ–કાયિક, વાચિક અને માનસિક એ ત્રિવિધ તપ; શૌચ–બાહ્ય તથા આંતર શુદ્ધતા; ક્ષાંતિ–ક્ષમા, આર્જવ–સર્વત્ર સરળતા; જ્ઞાન–પરોક્ષજ્ઞાન; વિજ્ઞાન–અપરોક્ષજ્ઞાન, અને આસ્તિક્ય–આસ્તિકપણું, એ બ્રાહ્મણનાં સ્વાભાવિક કર્મો છે,' એ પ્રમાણે ભગવદ્ગીતામાં કહેલાં બ્રાહ્મણકર્મોની પણ આવશ્યકતા છે. સાધનસમુદાય તથા બ્રાહ્મણનાં સ્વાભાવિક કર્મો વિના જ્ઞાન થતુ નથી, એવો બોધ કરવા માટે જ બ્રાહ્મણનાં કર્મોની મુખ્યતા કહી છે. એવી રીતે બ્રહ્મને જાણી બ્રહ્મમાં નિષ્ઠા રાખવી, સંપૂર્ણ જ્ઞાન થયા પછી ઘણા શબ્દોનો એટલે શાસ્ત્રોનો વિચાર કરવાથી મનને અને વાણીને શાંતિ થતી નથી, પણ ક્લેશ થાય છે. માટે જ્ઞાન થયા પછી બ્રહ્મમાં જ એકલી નિષ્ઠા રાખવી, પરતુ શાસ્ત્રવિચાર કરવો નહિ. ૪૭

વ્યવહારસંબંધી વ્યર્થ વાતો વેગળી મૂકી દેવી ને કેવળ પરમાત્માના જ્ઞાન માટે પ્રયત્ન કરી, પરમાત્માનુ જ જ્ઞાન સંપાદન કરવું, તથા વાણી અને મનને વશમાં રાખવાં, 'अमृतस्यैष सेतु.। એ આત્મજ્ઞાન અમૃત કહેતાં મોક્ષનો સેતુ છે,' એમ શ્રુતિમાં કહ્યુ છે. એ મોક્ષ વાસ્તે જ્ઞાન સપાદન કરવું, ને જ્ઞાન થયા પછી સર્વ શાસ્ત્રનો ત્યાગ કરવો, એમ શ્રુતિઓમાં કહ્યુ છે; માટે જ્ઞાન થયા પછી શાસ્ત્રીય દ્વૈતનો ત્યાગ કરવો. ૪૮

### (૨) જીવકૃત બે અશાસ્ત્રીય દ્વૈતનો ભેદ તથા સ્વરૂપ અને તેના ત્યાગનું પ્રયોજન

(૪૯–૫૩; ૫ શ્લોકો)

અવતરણિકા–હવે અશાસ્ત્રીય દ્વૈતનું નિરૂપણ કરીને તેના ભેદ તથા સ્વરૂપ જણાવે છે.–

**अशास्त्रीयमपि द्वैतं तीव्रं मंदमिति द्विधा ।**
**कामक्रोधादिकं तीव्रं मनोराज्यं तथेतरत् ४९**

શબ્દાર્થ–અશાસ્ત્રીય દ્વૈત પણ તીવ્ર તથા મંદ, એવી રીતે બે પ્રકારનું છે. કામ, ક્રોધાદિક તીવ્ર અશાસ્ત્રીય દ્વૈત કહેવાય છે, અને મનોરાજ્ય (મનોરથ) બીજું (મંદ) અશાસ્ત્રીય દ્વૈત કહેવાય છે. ૪૯

### ચન્દ્રકાન્ત વિવરણ

#### બે પ્રકારનું અશાસ્ત્રીય દ્વૈત

હવે અશાસ્ત્રીય દ્વૈત સબધે તને સમજાવું છુ, તે લક્ષપૂર્વક સાંભળ. એ અશાસ્ત્રીય દ્વૈત બે પ્રકારનુ છે.–તીવ્રદ્વૈત અને મંદદ્વૈત. કામ, ક્રોધ, લોભ આદિ તીવ્રદ્વૈત છે; અને મનોરથ એ મદદ્વૈત કહેવાય છે. મનને વિષે નાના પ્રકારની ઇચ્છાઓ થવાને લીધે નાના પ્રકારની વસ્તુઓની ઉપરાઉપરી જે કલ્પના થાય છે, તે મનોરાજ્ય અથવા મનોરથ કહેવાય છે. ૪૯

અવતરણિકા–શિષ્યે શંકા કરી કે શાસ્ત્રીય દ્વૈતની પેઠે અશાસ્ત્રીય દ્વૈતનો પણ જ્ઞાનની પહેલાં જ ત્યાગ કરવો કે કેમ? ગુરુ તેનું ઉત્તર દે છે.

**उभयं तत्त्वबोधात्प्राङ्निवार्यं बोधसिद्धये ।**
**शमः समाहितत्वं च साधनेषु श्रुतं यतः ॥५०**

શબ્દાર્થ–તીવ્ર અને મંદ–એવી રીતે બે પ્રકારનું જીવસૃષ્ટ અશાસ્ત્રીય દ્વૈત, આત્મજ્ઞાન થયા પહેલાં, જ્ઞાનની સિદ્ધિ માટે, નિવારણ કરવા યોગ્ય છે; કારણ કે શાંતિ અને સમાધિ, એ બન્ને સાધનો શ્રુતિઓમાં કહ્યાં છે. ૫૦

## ચન્દ્રકાન્ત વિવરણ

### બન્ને અશાસ્ત્રીય દ્વૈત, જ્ઞાન થયા પહેલાં ત્યાગ કરવા યોગ્ય છે

શિષ્ય–જીવસૃષ્ટ અશાસ્ત્રીય દ્વૈત બે પ્રકારનાં કહ્યાં તે ઠીક, પણ જેમ આત્મજ્ઞાન થયા પછી શાસ્ત્રીય દ્વૈતનો ત્યાગ કરવાનો છે, તેમ આત્મજ્ઞાન થયા પછી એ બે પ્રકારનાં અશાસ્ત્રીય દ્વૈતનો ત્યાગ કરવાનો છે કે આત્મજ્ઞાન થયા પહેલાં ત્યાગ કરવાનો છે?

ગુરુ–આત્મજ્ઞાન થયા પહેલાં બન્ને અશાસ્ત્રીય દ્વૈતનો ત્યાગ કરવો; અને આત્મજ્ઞાન થયા પછી શાસ્ત્રીય દ્વૈતનો ત્યાગ કરવો, એ તો આગળ અમે કહી ગયા છિયે.

શિષ્ય–જેમ આત્મજ્ઞાન થયા પછી શાસ્ત્રીય દ્વૈતનો ત્યાગ કરાય છે, તેમ અશાસ્ત્રીય દ્વૈતનો ત્યાગ પણ આત્મજ્ઞાન થયા પછી કરવો યોગ્ય છે, પણ અશાસ્ત્રીય દ્વૈતનો ત્યાગ આત્મજ્ઞાન થવા પહેલાં શા માટે કરવો?

ગુરુ-અશાસ્ત્રીય દ્વૈત, આત્મજ્ઞાન થવામાં પ્રતિબંધક છે. જ્યાં સુધી કામક્રોધાદિકની નિવૃત્તિ થઈ ન હોય, ત્યાં સુધી આત્મજ્ઞાન થતું નથી. જેમ પડદામાં રહેલા પદાર્થો, પડદો દૂર કર્યા વિના જાણવામાં આવતા નથી, તેમ કામ ક્રોધાદિરૂપ પડદામાં રહેલું આત્મતત્ત્વ, કામક્રોધાદિરૂપ પડદો દૂર કર્યા વિના જાણવામાં આવતું નથી. કામ, ક્રોધ, લોભ, મોહ, મદ અને મત્સર એ ૭ આંતર શત્રુ છે. જ્યારે બહારના શત્રુ પણ પ્રમાદી માણસનું નઠારું કરવામાં બાકી રાખતા નથી, તો પછી સર્વદા અંદર રહેનાર આંતર શત્રુ, આત્મશ્રેયમાં પ્રમાદી માણસને વારંવાર જન્મમરણરૂપ અનેક પ્રકારનાં દુઃખરૂપ માર મારવામાં કેમ ખામી રાખે? ભગવદ્‌ગીતામાં શ્રીકૃષ્ણપરમાત્માએ અર્જુન પ્રત્યે કહ્યું છે કે, 'आवृतं ज्ञानमेतेन ज्ञानिनो नित्यवैरिणा। એ નિત્યવૈરી કામે, જ્ઞાનીના જ્ઞાનને વીંટી લીધું છે,' માટે विद्ध्येनमिह वैरिण। જ્ઞાનમાં એ કામને વૈરી જાણ.' 'जहि शत्रु महाबाहो कामरूपं दुरासदम्। હે મોટાબાહુવાળા અર્જુન! મહાબળવાન્ કામરૂપ શત્રુને હણ;' ઇત્યાદિ શ્લોકમાં કામને જ્ઞાનનું આવરણ કરવાવાળો તથા જ્ઞાનમાં મહાબળવાન્ વૈરી કહ્યો છે. તેમ જ ક્રોધ લોભ આદિ પણ જ્ઞાન થવામાં વૈરી છે. જીવે પ્રથમ એ વૈરીઓને હણવા જોઇએ. એટલા માટે, જ્ઞાન થવા વાસ્તે અશાસ્ત્રીય દ્વૈતનો જ્ઞાન થયા પહેલાં જ ત્યાગ કરવો; કારણ કે તેનો ત્યાગ કર્યા પછી જ્ઞાન થાય છે. શાસ્ત્રીય દ્વૈત તો જ્ઞાન થવામાં સહાય કરવાવાળું છે, માટે જ્ઞાન થયું ન હોય, ત્યાંસુધી શાસ્ત્રીય દ્વૈતનો ત્યાગ કરવો નહિ, પણ જ્ઞાન થયા પછી જ તેનો ત્યાગ કરવો.

શિષ્ય–આત્મજ્ઞાન થયા પહેલાં અશાસ્ત્રીયદ્વૈતનો ત્યાગ કરવામાં કાંઈ પ્રમાણ જણાવશો?

ગુરુ–આત્મજ્ઞાન થવામાં ચાર સાધનો છે. નિત્યાનિત્યવસ્તુવિવેક, વૈરાગ્ય, શમાદિષટ્ક સંપત્તિ અને મુમુક્ષુતા, એ સાધનચતુષ્ટય છે. શમ, દમ, ઉપરતિ, તિતિક્ષા, શ્રદ્ધા, સમાધાન, એ શમાદિષટ્ક સંપત્તિ કહેવાય છે. સાધનચતુષ્ટયનું નિરૂપણ, પ્રત્યક્ તત્ત્વ-વિવેકના બીજા શ્લોકમાં કર્યું છે, તેનું તું યથામતિ સ્મરણ રાખ. કામક્રોધાદિરૂપ અશાસ્ત્રીય દ્વૈતનો ત્યાગ કર્યા વિના, શ્રુતિમાં કહેલાં શમ અને સમાધિ આદિ સિદ્ધ થતાં નથી, ને શમાદિક સાધનો વિના સાખ્યજ્ઞાન સિદ્ધ થતું નથી. 'शांतो दांत उपरतस्तितिक्षुः समाहित। શાંત = મનોનિગ્રહવાળો; દાંત=ઇંદ્રિયનિગ્રહવાળો; ઉપરત=ઉપરતિવાળો; તિતિક્ષુ=તિતિક્ષાવાળો; અને સમાહિત=સમાધિવાળો થઈ જે ગુરુને શરણે જાય, તેને ગુરુ ઉપદેશ આપે છે, એમ શ્રુતિમાં કહ્યું છે. शमो दमस्तपः। શમ, દમ અને તપ એ જ્ઞાનપ્રાપ્તિમાં પ્રથમ આવશ્યક છે, એવી રીતે ભગવદ્‌ગીતામાં પણ કહ્યું છે. તેથી, જ્ઞાન થવા પહેલાં અશાસ્ત્રીય દ્વૈતના ત્યાગમાં, શ્રુતિ અને ભગવદ્‌ગીતા પ્રમાણ છે, અર્થાત્ નિત્યાનિત્યવસ્તુ વિવેકાદિકરૂપ બ્રહ્મજ્ઞાનમાંનાં સાધનોમાં શાંત અને સમાહિત એ બે પદવડે, શાંતિ અને સમાધિની આવશ્યકતા શ્રુતિ સૂચવે છે, અને કામક્રોધાદિક ત્યાગ કરવા, એમ સ્વતઃ સિદ્ધ થાય છે. ૫૦

અવતરણિકા-શિષ્ય શંકા કરે છે કે, તત્ત્વજ્ઞાન થવા પૂર્વે બન્ને અશાસ્ત્રીય દ્વૈત ત્યાગ કરવા યોગ્ય છે. તેપરથી એમ જણાય છે કે, તત્ત્વબોધ થયા પછી તેનો સ્વીકાર કરવો. તેપરથી ગુરુ કહે છે.

बोधादूर्ध्वं च तद्धेयं जीवन्मुक्तिप्रसिद्धये ।
कामादिक्लेशबंधेन युक्तस्य न हि मुक्तता ॥

શબ્દાર્થ-જ્ઞાન થયા પછી પણ જીવન્મુક્તિની પરિપૂર્ણતા માટે અશાસ્ત્રીય દ્વૈત તજવા યોગ્ય છે, કારણ કે કામાદિ ક્લેશ જ બંધનરૂપ છે, અને કામાદિ ક્લેશથી બંધાયલા જીવને મુક્તિ મળતી નથી. ૫૧

### ચન્દ્રકાન્ત વિવરણ

#### જ્ઞાન થયા પછી પણ બન્ને અશાસ્ત્રીય દ્વૈતની ત્યાજ્યતા

શિષ્ય-તમે કહો છો કે, તત્ત્વજ્ઞાન થયા પહેલાં અશાસ્ત્રીય દ્વૈતનો ત્યાગ કરવો, એથી તો એમ સમજાય છે કે, તત્ત્વજ્ઞાન થયા પછી, અશાસ્ત્રીય દ્વૈતનો સ્વીકાર કરવામાં બાધ નથી.

ગુરુ-રે મંદમતિ ! એવો અર્થ શા આધારે લીધો ? અમે તો કહીએ છીએ કે, તત્ત્વજ્ઞાન થયા પછી પણ અશાસ્ત્રીય દ્વૈત ત્યજવું, કારણ કે કામક્રોધાદિક અશાસ્ત્રીય દ્વૈતનો ત્યાગ કરવાથી, જીવન્મુક્તિનું સુખ મળે છે. જેમ, જેણે વિદ્યાર્થી અવસ્થામાં અવિનય, આલસ્ય, પ્રમાદ અને જડતા આદિનો ત્યાગ કર્યો હોય છે, તે વિદ્વાન્ થયા પછી તેનું ગ્રહણ કરતો નથી; કારણ કે અવિનય આદિ તેની વિદ્વત્તાને દૂષણ લગાડવાવાળાં છે. તેમ જ કામક્રોધાદિક, જે જ્ઞાનમાં પ્રતિબંધક છે, તેનો જેણે જિજ્ઞાસુ અવસ્થામાં ત્યાગ કર્યો હોય તે, જ્ઞાન થયા પછીની જ્ઞાની અવસ્થામાં, તેનો કેમ સ્વીકાર કરે ? એ કામક્રોધાદિક તો જ્ઞાનીના જ્ઞાનમાં, સાધુના ભેખમાં ને ગૃહસ્થની ગૃહસ્થાઈમાં, સર્વ ઠામે, સર્વ કાળે ધૂળ ઘલાવનારાં જ છે. 'તત્ત્વજ્ઞાન થયા પૂર્વે તત્ત્વજ્ઞાન થવા માટે, કામક્રોધાદિકનો ત્યાગ કરી તત્ત્વજ્ઞાન પ્રાપ્ત થયા પછી, કામક્રોધાદિકનો સ્વીકાર કરવો એ તો, પ્રકાશ થવા માટે દૂર કરેલા પડદાને, પ્રકાશ થયા પછી પાછો નાખવા જેવું ગણાય છે. વળી જ્ઞાન થયા પછી કામક્રોધાદિકનો સ્વીકાર કરવાથી, જીવન્મુક્તિનું સુખ મળતું નથી. માટે, જ્ઞાન થયા પહેલાં જે અશાસ્ત્રીય દ્વૈતનો ત્યાગ કર્યો છે, તેનો જ્ઞાન થયા પછી કદી પણ સ્વીકાર કરવાનો નથી.' ૫૧

અવતરણિકા-હવે શિષ્ય, જીવન્મુક્તિની અનિચ્છા દર્શાવે છે, તેને માટે ગુરુ કહે છેઃ-

जीवन्मुक्तिरियं मा भूज्जन्माभावे त्वहं कृती
तर्हि जन्मापि तेऽस्त्वेव स्वर्गमात्रात्कृती भवान् ॥ ५२ ॥

શબ્દાર્થ-(શિષ્ય કહે છે) આ જીવન્મુક્તિ મારે નહિ જોઈએ, ભાવી જન્મના અભાવથી જ હું કૃતાર્થ થઈશ. (ગુરુ બોલ્યા,) તો ભલે તારો ભાવી જન્મ પણ થાઓ, પણ તું કેવળ સ્વર્ગની પ્રાપ્તિથી જ કૃતાર્થ થઈશ. ૫૨

### ચન્દ્રકાન્ત વિવરણ

#### જીવન્મુક્તિની પ્રાપ્તિ વિષે શંકા અને સમાધાન

શિષ્ય-હું તો જન્મમરણરૂપ સંસારનાં મહાદુઃખથી ઉદ્વેગ પામું છું, તેથી હું તો વિદેહમુક્તિની પ્રાપ્તિથી જ કૃતાર્થ થઈશ; કારણ કે વિદેહમુક્તિની પ્રાપ્તિથી, જન્મમરણરૂપ સંસારનાં મહાદુઃખની નિવૃત્તિ થાય છે, તો પછી ઉપરથી સુખરૂપ જણાતી જીવન્મુક્તિનું મારે શું પ્રયોજન છે ?

ગુરુ-આ લોકના વિષયભોગનો ત્યાગ કરવાથી જીવન્મુક્તિની પ્રાપ્ત થાય છે, પણ તું તે જીવન્મુક્તિની ઈચ્છા કરતો નથી. તેપરથી જણાય છે કે, 'આ લોકના વિષયભોગનો શું ત્યાગ કરવો પડશે ?' એ પ્રકારે તારા મનમાં ભય રહે છે; અને એ ભયથી જ તું જીવન્મુક્તિનો ત્યાગ કરવા તત્પર થયો છે. પણ જો તું જીવન્મુક્તિપર પાણી મૂકશે તો તે જ કારણથી તું વિદેહમુક્તિનો પણ ત્યાગ કરીશ; અને 'સ્વર્ગની પ્રાપ્તિથી હું કૃતાર્થ છું, મારે વિદેહમુક્તિનું પણ શું પ્રયોજન છે?' એવા વિચારબંધથી બંધાઈ, સ્વર્ગની પ્રાપ્તિથી જ મનમાં કૃતાર્થતા માની લઈશ; કારણ કે વિદેહમુક્તિમાં પણ સ્વર્ગાદિ પરલોકના ભોગનો ત્યાગ કરવો પડશે; પણ તે ત્યાગ તારાથી નહિ થઈ શકે. કેમકે તારાથી આલોકના ભોગનો ત્યાગ થઈ શકતો નથી, તો પછી સ્વર્ગના ભોગનો ત્યાગ કેમ થઈ શકશે ? એ રીતે, જીવન્મુક્તિનો

ત્યાગ કરતાં વિદેહમુક્તિ પણ દૂર થઈ જાય છે. અને બંને મુક્તિથી ભ્રષ્ટ થવાનો પ્રસંગ આવશે, અને જન્મમરણરૂપ સંસારનાં દુઃખ, જેમનાં તેમ તારે મારે તો કાયમ જ રહેશે. માટે જ 'જીવન્મુક્તિનું પ્રયોજન છે' એમ માનવું યોગ્ય છે. ૫૨

અવતરણિકા-શિષ્ય કહે છે કે, સ્વર્ગાદિ, અનિત્યતાદિના દોષવાળાં છે, માટે તે તજવાં જોઈએ. ગુરુ કહે છે કે, તેમ કામક્રોધાદિક દોષરૂપ છે, માટે તે પણ તજવાં જોઈએ.

**क्षयातिशयदोषेण स्वर्गो हेयो यदा तदा ।**
**स्वयं दोषतमात्मायं कामादिः किं न हीयते**

**શબ્દાર્થ-જ્યારે સ્વર્ગલોક ક્ષય અને અતિશયરૂપ દોષે કરીને તજવા યોગ્ય છે; ત્યારે જે પોતે જ અત્યંત દોષરૂપ છે, એવા કામાદિને કાં તજવા નહિ ? ૫૩**

## ચન્દ્રકાન્ત વિવરણ

### કામ ક્રોધાદિકના ત્યાગની યોગ્યતા

શિષ્ય-સ્વર્ગથી આરંભી બ્રહ્મલોક પર્યંત સર્વ વિનાશી છે, ને તેટલા માટે અનિત્ય પણ છે. સ્વર્ગનું સુખ પણ અનિત્ય છે. સ્વર્ગમાં ગયા પછી પણ,

'पुनरपि जननं पुनरपि मरणं ।
पुनरपि जननीजठरे शयनम् ॥

વારંવાર જન્મ, વારંવાર મરણ અને વારંવાર માતાના ઉદરમાં શયનની ગતિ ભોગવવી પડે છે.' એમ વારંવાર જન્મમરણ થયા કરે છે, પણ તે દુઃખ છૂટતાં નથી. જ્યાંસુધી પુણ્ય હોય ત્યાં સુધી સ્વર્ગાદિ લોકમાં વાસ થાય છે, પણ પુણ્ય ક્ષીણ થાય ત્યારે ફરીથી પૃથ્વી ઉપર આવવું પડે છે. 'क्षीणे पुण्ये मर्त्यलोकं विशंति । પુણ્ય ક્ષીણ થાય ત્યારે જીવ મનુષ્ય લોકમાં આવે છે.' 'आब्रह्मभुवनाल्लोकाः पुनरावर्तिनोऽर्जुन । હે અર્જુન! બ્રહ્મભવનથી માંડીને લોક માત્ર પુનરાવર્તન પામવાવાળો છે.' એટલે પુણ્ય ક્ષીણ થાય ત્યારે પૃથ્વી ઉપર આવવું પડે છે. વળી સ્વર્ગાદિ લોકની પ્રાપ્તિ થયાથી જન્મમરણ છૂટતાં નથી. એવી રીતે ભગવદ્‌ગીતામાં શ્રીકૃષ્ણપરમાત્માએ બ્રહ્મલોક પર્યંત સર્વ લોકને પુનરાવર્તન પામવાવાળા કહ્યા છે. વળી મહાપ્રલય વખતે સાત નિચેના લોક, ને સાત ઉપરના લોક, એમ ચૌદ ભુવનનો લય થાય છે. તેમાં સ્વર્ગ આદિનો પણ લય થાય છે, તેથી તે અનિત્ય છે અને અતિશય દોષથી ભરેલ છે; એટલે ત્યાં રહેનારા દેવતા પોતાના કરતાં વિશેષ ઐશ્વર્યવાળા બીજા દેવોને જોઇને મનમાં ઇર્ષ્યા આણે છે. આવો દોષ પણ સ્વર્ગમાં છે. એટલા જ માટે હું સ્વર્ગથી આરંભી બ્રહ્મલોક પર્યંત કોઈ પણ લોકની ઇચ્છા કરતો નથી. હું તો કેવળ વિદેહમુક્તિની ઇચ્છા કરુ છું; કારણ કે વિદેહમુક્તિનું સુખ અવિનાશી અને નિત્ય છે. વિદેહમુક્તિની પ્રાપ્તિ થવાથી જન્મમરણ થતુ નથી. 'न स पुनरावर्तते न स पुनरावर्तते । તે એટલે આત્મવેત્તા અથવા મુક્ત પુરુષ, ફરીથી જન્મમરણરૂપ સંસારમાં આવતો નથી,' એવું શ્રુતિવચન છે. 'मामुपेत्य तु कौंतेय पुनर्जन्म न विद्यते । હે અર્જુન ! મને એટલે પરમાત્માને જે પ્રાપ્ત થાય છે તેનો ફરીથી જન્મ થતો નથી,' એટલે જન્મમરણ થતાં નથી, એવું ગીતામાં શ્રીકૃષ્ણપરમાત્માએ કહ્યું છે. માટે હું વિદેહમુક્તિની ઇચ્છા કરું છું અને સ્વર્ગાદિકને તજું છું.

ગુરુ-સ્વર્ગાદિ પરલોક વિનાશી છે, અનિત્ય છે, એટલે વિનાશીપણાં અને અનિત્યપણાં આદિ દોષવાળા છે, માટે તું તેનો ત્યાગ કરે છે, તો પછી પરમ પુરુષાર્થરૂપ મોક્ષના પ્રતિબંધક કામક્રોધાદિકનો ત્યાગ કેમ નથી કરતો ? કામક્રોધાદિક તો સર્વ અનર્થનું મૂળ છે, તેનો તો અવસ્ય ત્યાગ કરવો જ જોઇએ. જેમ વૃક્ષનાં મૂળનો નાશ થવાથી શાખા, ડાંખળી, પત્ર, પુષ્પ આદિ સર્વનો નાશ થાય છે, તેમ કામક્રોધાદિ મૂળનો ત્યાગ એટલે નાશ કરવાથી, જન્મમરણરૂપ સંસારનાં સર્વ દુઃખનો નાશ થાય છે. માટે, તું જેમ વિદેહમુક્તિની ઇચ્છાથી અનિત્યતા આદિ દોષવાળા સ્વર્ગાદિ પરલોકનો ત્યાગ કરે છે, તેમ જીવન્મુક્તિની ઇચ્છાથી દોષરૂપ એવા કામક્રોધાદિકનો પણ ત્યાગ કર; તેમ કરવાથી જીવન્મુક્તિ અને વિદેહમુક્તિ, એવી રીતે બન્ને મુક્તિની પ્રાપ્તિ થશે. ૫૩

## (૩) જીવકૃત તીવ્ર એવા અશાસ્ત્રીય દ્વૈતના ત્યાગની આવશ્યકતા

### (૫૪-૫૮, ૫ શ્લોકો)

અવતરણિકા-શિષ્ય ઐહિક ભોગોપયોગી કામ આદિનો ત્યાગ ન કરવાની આશંકા કરે છે, ત્યારે ગુરુ તેમાં શાસ્ત્રના ઉલ્લંઘનરૂપ દોષ દર્શાવે છે.

तत्त्वं बुद्ध्वापि कामादीन्निःशेषं न जहासि चेत्
यथेष्टाचरणं ते स्यात्कर्मशास्त्रातिलंघिनः ॥

શબ્દાર્થ–આત્મતત્ત્વને જાણીને પણ તમામ કામાદિકનો તું જો ત્યાગ કરીશ નહિ તો તે તારું યથેષ્ટાચરણ ગણાશે અને ધર્મશાસ્ત્રનું ઉલ્લંઘન કર્યું, એમ ગણાશે. ૫૪

### ચન્દ્રકાન્ત વિવરણ

શિષ્ય–કામ બે પ્રકારનો છેઃ–એક અત્યંત અનર્થનો હેતુ ને બીજો ઐહિક ભોગમાં ઉપયોગી. તેવી જ રીતે ક્રોધાદિક પણ બબે પ્રકારના છે. પરસ્ત્રી, પરધન અને પરવસ્તુ આદિ વિષે કામના રાખવી, તે અત્યત અનર્થનો હેતુ છે; કારણ કે તે કામ આ લોકમાં નિંદાજનક છે ને પરલોકથી ભ્રષ્ટ કરવાવાળો છે. તેમ જ નિરપરાધી પ્રાણી વિષે ક્રોધ પણ અત્યંત અનર્થકારક છે. એટલા માટે તે કામક્રોધાદિનો ત્યાગ કરવો ઉચિત છે, કેમકે તે દોષરૂપ છે; પરંતુ ઐહિક ભોગોપયોગી કામ એટલે સ્વસ્ત્રીવિષે કામ, સ્વધનવિષે કામ, સ્વવસ્તુવિષે કામ; તેમ જ શત્રુવિષે ક્રોધ, અપરાધીવિષે ક્રોધ, એવી રીતે ભોગોપયોગી કામક્રોધાદિકનો ત્યાગ કરવાની આવશ્યકતા જણાતી નથી; કારણ કે તે નિર્દોષ અને ઉપયોગી છે; તો પછી તેનો સ્વીકાર કરવામાં દોષ શું છે?

### કામક્રોધાદિક નહિ તજવાથી જ્ઞાની યથેચ્છાચરણી થઈ જાય છે

ગુરુ–તત્ત્વજ્ઞાન થયા પછી પણ સમગ્ર કામક્રોધાદિકનો ત્યાગ ન કરવાથી અને તેનો સ્વીકાર કરવાથી યથેષ્ટાચરણ કર્યું કહેવાય, તેમ શાસ્ત્રનું ઉલ્લઘન કર્યું પણ કહેવાય. 'હું તત્ત્વવેત્તા છું, તેથી હું વિધિનિષેધ રહિત થયો છું, માટે હું શાસ્ત્રનો નિયોજ્ય નથી,' એવી રીતે જ્ઞાનીપણાનાં અભિમાનથી વિધિનિષેધ કરવાવાળાં શાસ્ત્રનુ ઉલ્લઘન કરી, કામક્રોધાદિક શત્રુને વશ થવું અને ધર્મઅધર્મનો વિચાર નહિ કરી ઇચ્છા પ્રમાણે આચરણ કરવું. એ યથેષ્ટાચરણ કહેવાય છે. એ યથેષ્ટાચરણ અજ્ઞાનીને પણ ઉચિત નથી, તો પછી જ્ઞાનીને તો ક્યાંથી જ હોય? એટલા જ માટે ઐહિકભોગોપયોગી કામક્રોધાદિકની આવશ્યકતા જ નથી. ત્યાં, હે મૂઢ! તું પ્રશ્ન કેવું કરે છે?

શિષ્ય–'ज्ञानाग्निः सर्वकर्माणि भस्मसात्कुरुतेऽर्जुन।' જ્ઞાનરૂપી અગ્નિ સર્વ કર્મને બાળીને ભસ્મ કરે છે,' એમ ભગવદ્‌ગીતામાં કહ્યું છે; એટલે જ્ઞાનનાં કર્મનો નાશ થાય છે, એ વાત ખરી છે. હવે સચિત અને ક્રિયમાણ કર્મનો નાશ થાય છે, પરંતુ પ્રારબ્ધકર્મનો નાશ થતો નથી. જો જ્ઞાને કરી પ્રારબ્ધકર્મનો પણ નાશ થતો હોય તો, જ્ઞાન થયા પછી તત્કાળ જ્ઞાનીનો દેહ પડવો જોઇએ; કારણ કે પ્રારબ્ધકર્મ દેહની સ્થિતિમાં કારણ છે, તેનો તો, જ્ઞાને કરીને કાળે નાશ થાય છે; તથાપિ જ્ઞાનીનો દેહ તાત્કાલ પડતો નથી. તેથી, જ્ઞાન થયા પછી પણ પ્રારબ્ધ કર્મ રહે છે, એમ અવશ્ય માનવું જોઇએ. હવે જ્ઞાન થયા પછી પણ પ્રારબ્ધ જ્યારે રહે છે, ત્યારે પ્રારબ્ધ પ્રમાણે કામક્રોધાદિક થાય છે એમ માનવામાં કાંઈ બાધ નથી, તો પછી તેનો ત્યાગ કેમ થઈ શકશે?

ગુરુ–તુ પોતે કામક્રોધાદિકને જિતવા અસમર્થ છે. અને એ વિષયમાં આસક્તિને લીધે તજી શકતો નથી, તે તારુ પોતાનું અસામર્થ્ય ગુપ્ત રાખવા તથા દંભથી જ્ઞાનીપણાનો ડોળ દર્શાવવા, પ્રારબ્ધને બહાને, 'આ લોકમાં ભોગવાતા કામક્રોધાદિકને અમે સ્વીકારીએ છીએ,' એમ કહે છે પણ 'હું કામક્રોધાદિકને તજી શકતો નથી,' એમ કહેતો નથી, એ તારી. હે શિષ્ય! કેટલી મૂઢતા છે? યોગવાસિષ્ઠમાં કહ્યું છે કે, 'અસમર્થ પુરુષ, પ્રારબ્ધ ઉપર આધાર રાખીને મોક્ષ માટે પ્રયત્ન કરતો નથી; પ્રારબ્ધ એ પૂર્વજન્મનો પુરુષાર્થ કહેવાય છે અને વર્તમાન કાળનો પુરુષાર્થ જયમાન પુરુષાર્થ કહેવાય છે. આ બન્ને પુરુષાર્થમાં વર્તમાન પુરુષાર્થ બળવાન્ હોય તો જ પ્રારબ્ધનો જય થાય છે. પરતુ પ્રારબ્ધ ઉપર આધાર રાખીને બેસી રહે છે તો પ્રારબ્ધનો જય થાતો નથી, તેને પુરુષાર્થના સહાયની જરૂર રહે છે. આ રીતે પુરુષાર્થ જ પ્રધાન છે. એ વચનથી હુ માનુ છું કે, તારામાં પુરુષાર્થની ન્યૂનતા છે, તેથી તુ કામક્રોધાદિકનો ત્યાગ કરી શકતો નથી. વળી તેનો ત્યાગ કરવા પૂર્ણ પ્રયત્ન પણ કરતો નથી, ને પ્રારબ્ધની ઉપર મિથ્યા બોજો મૂકે છે નિઃશંક તું અસમર્થ છે. પણ, હે વત્સ! એ અસામર્થ્યને દૂર કર, પ્રારબ્ધને પડતું મૂક, આલસ્ય એક બાજુ

રાખ, અને પ્રપંચ (જગત) રૂપી પારાવાર સમુદ્રના પાર પહોંચવા માટે પરિપૂર્ણ પ્રયત્ન કરી કામક્રોધાદિકનો ત્યાગ કર. જ્યાં સુધી તું કામ ક્રોધાદિ આંતર શત્રુનો ત્યાગ કરીશ નહિ, ત્યાં સુધી પરમાનંદરૂપ પલંગમાં સુખેથી સુઈ શકીશ નહિ જેમ સેના તથા શસ્ત્રઆદિની સામગ્રી વિના અને પૂર્ણ પ્રયત્ન વિના બાહ્ય શત્રુઓ જિતી શકાતા નથી, તેમ સત્સમાગમ તથા આત્મશાસ્ત્રના શ્રવણઆદિ સેના વિના, અને શક્તિ આદિ શસ્ત્ર વિના અને પ્રમાદરહિત પ્રયત્ન વિના, કામક્રોધાદિક આંતર શત્રુઓ પણ જિતી શકાય તેમ નથી, માટે સામગ્રી સંપત્તિ મેળવી, કામક્રોધાદિકને જિતવા માટે પ્રયત્ન કર કામ-ક્રોધાદિક જીવન્મુક્તિના વિરોધી છે તે કામ-ક્રોધાદિકને વશ થઈ તુચ્છ સુખાભાસને માટે સત્ય જીવન્મુક્તિના પરમ સુખપર પગ મૂકવો, એ તારા જેવા આત્મતત્ત્વની જિજ્ઞાસાવાળાને ઉચિત નથી. ૫૪

**અવતરણિકા**–'કામક્રોધાદિકનો સ્વીકાર કરવાથી શો દોષ છે?' એવી શિષ્યે શંકા કરી ત્યારે, ગુરુ સુરે શ્વરાચાર્યજીનું વચન કહીને તેમાં દોષ દેખાડે છે

**बुद्धाऽद्वैतसतत्त्वस्य यथेष्टाचरणं यदि ।**
**शुनां तत्त्वदृशां चैव को भेदोऽशुचिभक्षणे५५**

**શબ્દાર્થ**–પરબ્રહ્મના તત્ત્વનો સાક્ષાત્કાર કરનારો જીવ જો યથેષ્ટાચરણ કરે તો, પછી અપવિત્ર પદાર્થના ભક્ષણમાં શ્વાન અને તત્ત્વ-વેત્તાની વચ્ચે ભેદ શો રહે? ૫૫

## ચન્દ્રકાન્ત વિવરણ

શિષ્ય–ભોગોપયોગી કામાદિકનો સ્વીકાર કરતાં યથેષ્ટાચરણ કહેવાતું હોય તો ભલે કહેવાય, પણ એમાં દોષ શો? તે સમજાવો

### યથેષ્ટાચરણની અનિષ્ટતા

ગુરુ–કામચાર, કામભક્ષ, કામવાદ આદિ ભેદથી યથેષ્ટાચરણ અનેક પ્રકારનું ગણાય છે. પોતાની ઇચ્છા પ્રમાણે આચરણ કરવાનું નામ કામચાર; પોતાની ઇચ્છા પ્રમાણે ભક્ષણ કરવાનું નામ કામભક્ષ, અને ઇચ્છા પ્રમાણે બોલવાનું નામ કામવાદ કહેવાય છે. આ પ્રમાણે યથેષ્ટાચરણ કરવાવાળો એક કુતરો જ છે. કુતરો પવિત્ર કે અપવિત્ર પદાર્થને ગણતો નથી; જે હોય તેનું તે ભક્ષણ કરે છે, ગમેતેમ ભસે છે ને ગમેતેવું આચરણ પણ કરે છે. તેમ તત્ત્વવેત્તાએ પણ પવિત્ર અપવિત્ર પદાર્થને ગણવો નહિ, જે આવે તેનું ભક્ષણ કરવું, ધર્માધર્મનો વિચાર ન કરવો, યથેષ્ટાચરણ કરવું, યોગ્યા-યોગ્યનો વિચાર ન કરવો વળી જે તે ગમે તેમ બોલે, તો પછી શ્વાન અને એ તત્ત્વ-વેત્તામાં શો ભેદ છે? જરાએ ભેદ નથી. પણ જ્યારે અજ્ઞાની પણ યથેષ્ટાચરણ કરતો નથી, તો પછી સર્વથી ઉત્તમ એવો જ્ઞાની યથેષ્ટાચરણ કરે, એવો સંભવ જ કેમ થાય? તેમ છતાં પણ તારે શ્વાન સમાન ગણાવું હોય તો યથેષ્ટા-ચરણનો સ્વીકાર ભલે કર.

શિષ્ય–હવે હું પૂછું છું કે, તત્ત્વવેત્તાને યથેષ્ટા-ચરણની ઇચ્છા રહે છે કે નહિ?

ગુરુ–તત્ત્વવેત્તાને સ્વસ્વરૂપનું અપરોક્ષ જ્ઞાન થવાથી તેને કોઇ પણ પ્રકારની કામના રહેતી નથી. જેમ હાથીના પગલામાં બીજા સર્વ પ્રાણીના પગલાં દબાઇ જાય છે, તેમ 'सर्वं सुखं ब्रह्मसुखे निमग्नम्। સર્વ સુખ, બ્રહ્મસુખમાં ડૂબી જાય છે,' એ વચન પ્રમાણે સ્વર્ગાદિકનાં સર્વ સુખ, સ્વસ્વરૂપના સુખમાં સમાઈ જાય છે તેથી જ્ઞાનીને આ લોકના વિષયની કે પરલોકના વિષયની, કોઈની પણ કામના રહેતી નથી એટ-લા જ માટે, આત્મવેત્તા આપ્તકામ કહેવાય છે, અને તેને કોઇની પણ ઇચ્છા રહેતી નથી, તો પછી યથેષ્ટાચરણની ઇચ્છા તો કેમ જ રહે?

શિષ્ય–'આત્મવેત્તા આપ્તકામ છે, માટે તેને કોઈ જાતની કામના રહેતી નથી' એ તમારું કહેવું અસંગત છે, કારણ કે કામના વિના ઇચ્છા થતી નથી, ને ઇચ્છા વિના કાંઈ પણ ક્રિયા થાય નહિ

'नाकामस्य क्रिया काचिद्दृश्यते श्रूयतेऽपि वा ।
यद्यद्धि कुरुते जंतुस्तत्तत्कामस्य चेष्टितम् ॥

નિષ્કામની કોઇ પણ ક્રિયા જોવામાં કે સાંભ-ળવામાં આવતી નથી, પ્રાણી જે જે ક્રિયા કરે છે, તે તે કામનું ચેષ્ટિત છે, એટલે કામથી પ્રેરા-વાને લીધે કરે છે' એવી રીતે શાસ્ત્રમાં પણ નિષ્કામને કોઈ જાતની ક્રિયા નથી એમ કહ્યું છે, છતાં પણ આત્મવેત્તાઓ ક્રિયા કરતા જોવામાં

આવે છે, અને 'જનકાદિક ક્રિયા કરતા હતા' એમ શાસ્ત્રમાં સાંભળવામાં આવે છે.

### શ્રીગીતાનું પ્રમાણ

ગુરુ–આત્મવેત્તા જેમ આપ્તકામ કહેવાય છે, તેમ કૃતકૃત્ય પણ કહેવાય છે, તેથી તેને, મોક્ષ માટે તત્ત્વજ્ઞાન માટે, આલોક માટે વા પરલોક માટે, કાંઈ પણ કર્તવ્ય રહેતું નથી. તથાપિ, તત્ત્વવેત્તાઓ પણ ક્રિયા કરતા જોવામાં આવે છે. જેવા કે જનકાદિક ક્રિયા કરતા હતા, એમ શાસ્ત્રમાં સાંભળવામાં આવે છે. તેનું કારણ હું કહું છું, તે સાવધાન થઈને સાંભળ. શ્રીભગવદ્‌ગીતામાં શ્રીકૃષ્ણ પરમાત્માએ અર્જુન પ્રતિ કહ્યું છે કે,

' न मे पार्थास्ति कर्तव्यं त्रिषु लोकेषु किंचन ।
नानवाप्तमवाप्तव्यं वर्त एव च कर्मणि ॥
यदि ह्यहं न वर्तेयं जातु कर्मण्यतन्द्रितः ।
मम वर्त्मानुवर्तन्ते मनुष्याः पार्थ सर्वशः ॥
उत्सीदेयुरिमे लोका न कुर्यां कर्म चेदहम् ।
संकरस्य च कर्ता स्यामुपहन्यामिमाः प्रजाः ॥

હે અર્જુન ! મારે ત્રણે લોકમાં કાંઈ પણ કર્તવ્ય નથી, તેમ મેળવવા યોગ્ય વસ્તુ ન મળી તેમ પણ નથી, તથાપિ હું કર્મમાં વર્તું છું. કારણ કે કદાચિત્ જો હું આલસ્ય રહિત થઇ કર્મમાં ન વર્તું તો, હે પાર્થ! મારા માર્ગને સર્વ મનુષ્યો અનુસરશે. (એટલે કોઈ પણ મનુષ્ય કર્મમાં વર્તે નહિ, એટલે કર્મ કરે નહિ.) વળી જો હું કર્મ ન કરું તો આ સર્વ લોકનો ઉચ્છેદ થાય, હું વર્ણસંકર પ્રજાની ઉત્પત્તિમાં નિમિત્ત થાઉં, ને આ સર્વ પ્રજાને હણનાર થાઉં.' એ સર્વનું તાત્પર્ય, આવું જાણ:–'હું સર્વ ઐશ્વર્યસંપન્ન, આપ્તકામ અને કૃતકૃત્ય છું, તેથી મારે કર્મ કરી કોઈ પણ પદાર્થ મેળવવાનો નથી, તેમ કાંઈ પણ કર્મ કર્તવ્ય નથી. તથાપિ જો હું કર્મ ત્યજું તો મારુ જોઈને કોઈ પણ મનુષ્ય કર્મ કરશે નહિ. કારણ કે સર્વ મનુષ્ય મોટા પુરુષને અનુસરે છે, તેથી મને અનુસરે એમાં શક નથી. હવે હું તો સાક્ષાત્ ઈશ્વર છું, આપ્તકામ છું, કૃતકૃત્ય છું તથા કર્તાપણાના અભિમાનથી રહિત છું; એટલા માટે, કર્મ ન કરવાથી મને કોઈ જાતનો પ્રત્યવાય લાગે તેમ નથી; પણ સર્વ મનુષ્યો તો અજ્ઞાની, કામનાવાળાં, અકૃતાર્થ અને કર્તાપણાનાં અભિમાનવાળાં છે. તેથી તેઓ જો મારી સ્થિતિએ પામવાને કર્મ ન કરે તો તેમને અવશ્ય દોષ લાગે, તેઓની બુદ્ધિ મલીન થાય, તેથી વ્યભિચારાદિક દુષ્ટ કર્મોમાં પ્રવૃત્તિ થાય, તેને લીધે વર્ણસંકર પ્રજા ઉત્પન્ન થાય, ને તેથી તેઓને ઉત્તરોત્તર અધમ યોનિની પ્રાપ્તિ થાય. માટે જ હું લોકોને ધર્મ સાથે કર્મ શીખવું છું. આવું શ્રીકૃષ્ણ પરમાત્માનાં વચનનું તાત્પર્ય છે. હવે તું જો કે સર્વ લોકો શ્રીકૃષ્ણપરમાત્માના માર્ગને અનુસરે છે. એ વિષયમાં પણ ભગવદ્‌ગીતામાં જ કહ્યું છે કે,

' यद्यदाचरति श्रेष्ठस्तत्तदेवेतरो जनः ।
स यत्प्रमाणं कुरुते लोकस्तदनुवर्तते ॥

શ્રેષ્ઠ (મોટા–પ્રતિષ્ઠિત) માણસ જે જે આચરણ કરે છે, તેમ અન્ય માણસો પણ તે તે કરે છે; શ્રેષ્ઠ માણસ જેને પ્રમાણ માને છે, તેને સાધારણ લોક પણ પ્રમાણ માને છે.' લોકવ્યવહારમાં આવી જ રીતિ છે. ઘરમાં જે મોટું હોય તેને ઘરનાં સર્વ માણસો અનુસરે છે. પિતાની ધર્મમાં, શાસ્ત્રમાં, વિદ્યાધ્યયનમાં કે કળામાં પ્રવૃત્તિ હોય તો પુત્ર પણ તેવુંજ શીખે છે. બ્રાહ્મણ, પ્રાતઃકાલમાં ઉઠી સ્નાનસંધ્યા કરતો હોય, તે જોઇને તેનાં બાળકો પણ પ્રાતઃકાળમાં ઉઠી સ્નાનસંધ્યા કરવા શીખે છે, સુતારનાં બાળકો ઘડવા શીખે છે, દરજીનાં બાળકો શીવવા શીખે છે, ઢીમરનાં બાળકો માછલાં મારવા શીખે છે, ને કસાઈનાં બાળકો છરી આદિ શસ્ત્ર લઈ પ્રાણીની હિંસા કરવા શીખે છે. એ પ્રમાણે મોટાને સૌ અનુસરે છે. આ વાત વિશ્વવિખ્યાત છે. આ વિષયમાં એક ઇતિહાસ છે, તે તને કહું છું તે સાંભળ.

### લોકસમૂહ ગાડરિયા પ્રવાહ જેવો છે

કોઈ એક બ્રાહ્મણ હતો. તે પ્રતિષ્ઠિત અને સારો વિદ્વાન્ હતો. તે બ્રાહ્મણ એક વખતે, પર્વણીને દિવસે હાથમાં ત્રાંબાનો લોટો લઇને સમુદ્રમાં સ્નાન કરવા ગયો. તે સમયે સમુદ્રમાં મોટા મોટા તરંગો ઉછળતા હતા. તે જોઇ તેણે વિચાર કીધો કે, હું લોટા સહિત સમુદ્રમાં સ્નાન કરવા જઈશ તો લોટો તરંગમાં તણાઈ જશે. આ વિચારથી તેણે લોટો કિનારે મૂકીને સમુદ્રમાં સ્નાન કરવાનો નિશ્ચય કર્યો. પણ લોટો છૂટો મૂકવાથી તેને

કોઈ લઈ જાય એવા ભયથી, કિનારા ઉપર રેતીમાં તેણે દાટ્યો, અને તે સ્થળ ભૂલી ન જવાય, એટલા માટે તેના ઉપર શિવના લિંગને આકારે રેતીનો ઢગલો કર્યો. તે જોઈને તેની પાછળ બીજાં માણસો પણ સ્નાન કરવા આવતાં હતાં, તેઓએ તે વિદ્વાન્ બ્રાહ્મણે રેતીમાં લોટો દાટ્યો છે એ જોયું નહિ પણ, લિંગાકાર રેતીનો ઢગલો કીધેલો જોયો; તે ઉપરથી સર્વના મનમાં વિચાર થયો કે, આ વિદ્વાન્ બ્રાહ્મણ લિંગાકાર રેતીનો ઢગલો કરીને સમુદ્રમાં સ્નાન કરે છે, માટે શાસ્ત્રમાં એવો વિધિ હશે, માટે આપણે પણ તેમ કરી સ્નાન કરીશું તો પુણ્ય પ્રાપ્ત થશે. એવો વિચાર કરીને પાછળ આવનારાં સર્વે માણસો, બ્રાહ્મણે કરેલા ઢગલા જેવા જ રેતીના લિંગાકાર ઢગલા કરીને સ્નાન કરવા ગયા. એ પ્રમાણે દેખાદેખીએ જેટલાં માણસો સ્નાન કરવા આવ્યાં હતાં, તે સર્વેએ લિંગાકાર રેતીના ઢગલા કરીને સ્નાન કર્યું, પણ કોઇએ 'શા માટે ઢગલા કરવા' એમ કોઇને પૂછ્યું નહિ, તેમ વિચાર પણ કર્યો નહિ. તે પછી પેલા બ્રાહ્મણે, વિધિથી સ્નાન કરી બહાર આવીને લોટા માટે કિનારા તરફ નજર કરી તો તેણે કરેલા ઢગ જેવા રેતીના હજારો ઢગલા દીઠા, અને પોતે કરેલો ઢગલો કિયો છે, તે જણાયું નહિ. તે મુઝાયો, તથાપિ લોટાના લોભથી રેતીના લિંગાકાર ઢગલા ભાંગી નાંખી તપાસવા લાગ્યો કે લોટો કયાં ભરાઈ બેઠો છે. તેને શિવલિંગ ભાંગતો જોઈ કેટલાંક માણસો તેનો ઉપહાસ કરવા લાગ્યાં, કેટલાંક ઠપકો દેવા લાગ્યાં, કેટલાંક નિંદા કરવા લાગ્યાં, ને કેટલાંક અજાણ્યાં માણસો તો મારવા પણ તયાર થયાં. પછી તે બ્રાહ્મણ કંટાળી ગયો, ને ભય પામી લોટાના લાભની આશા મૂકી, નિરાશ થઈ આ પ્રમાણે બબડતો પોતાને ઘેર ચાલ્યો ગયો.

'गतानुगतिको लोको न लोकः पारमार्थिकः ।
वालुकालिंगमात्रेण गतं मे ताम्रभाजनम् ॥

રે રે! લોકો દેખાદેખી પ્રમાણે કરનારા છે, લોકો પરમાર્થનો વિચાર કરતા નથી. માત્ર રેતીના લિંગે કરીને મારુ તામ્રપાત્ર ગયું.' એપરથી સાર એ લેવાનો છે કે, સર્વે માણસો ગાડરીઆ પ્રવાહની પેઠે એક બીજાને અનુસરે છે. જેમ આગળ ચાલનારાં ઘેટાંને સર્વ ઘેટાં અનુસરે છે, તેમ લોકો પણ એકબીજાને અનુસરે છે. આગળ ચાલનાર ઘેટાં સીધે રસ્તે ચાલે છે, તો પાછળનાં સીધે રસ્તે ચાલે છે. તે જો અવળે રસ્તે ચાલે તો પાછળનાં પણ અવળે રસ્તે ચાલે છે, ને તે જો ખાડમાં પડે છે તો પાછળનાં સર્વ ઘેટાં પણ ખાડમાં પડે છે. પણ આગળનાંને ખાડમાં પડેલાં જોઈ, પોતે ચેતતાં નથી. તેમ જ મોટાં અને પ્રતિષ્ઠિત માણસો ધર્મમાર્ગે ચાલે તો સામાન્ય માણસો પણ ધર્મમાર્ગે ચાલે છે અને તેઓ અધર્મ માર્ગે ચાલે તો સામાન્ય મનુષ્યો પણ અધર્મ માર્ગે ચાલે છે, પણ કોઈ કાર્ય–કારણનો વિચાર કરતું નથી.

હે શિષ્ય! પામર માણસોની તેવી પ્રવૃત્તિ હોય તો ભલે હોં, પણ વિદ્વાન્ અને સમજુ માણસે તો ગાડરિયા પ્રવાહની પેઠે વર્તવું ઉચિત નથી, તથાપિ ઘણા પુરુષોની પણ તેવી પ્રવૃત્તિ જોવામાં આવે છે. માટે, શ્રીકૃષ્ણ પરમાત્માએ અર્જુન પ્રત્યે કહ્યું છે કે, 'મોટાં માણસો જે આચરણ કરે છે, તેને અન્ય માણસો અનુસરે છે.' વળી શ્રીભગવદ્ગીતામાં શ્રીકૃષ્ણપરમાત્માએ કહ્યું છે કે:–

'न बुद्धिभेदं जनयेदज्ञानां कर्मसंगिनाम् ।
जोषयेत्सर्वकर्माणि विद्वान् युक्तः समाचरन् ॥'

કર્મમાં જ દૃઢપણે વિશ્વાસ કરનાર અજ્ઞાનીઓની બુદ્ધિમાં ભેદ પેદા કરવો નહિ, એટલે તેને કર્મ તજવાનો ઉપદેશ કરવો નહિ, પણ વિદ્વાને (આત્મવેત્તાએ) પોતે કર્મમાં યુક્તિથી તત્પર થઈ, કર્મ કરી અજ્ઞાનીઓની પાસે સર્વ કર્મ કરાવવાં.'

વળી કહ્યું છે કે, 'लोकसंग्रहमेवापि संपश्यन् कर्तुमर्हसि। લોકસંગ્રહ જોઇને પણ તારે કર્મ કરવાં યોગ્ય છે.' અર્થાત્ તારે લોકોની પાસે કર્મ કરાવવા માટે પણ કર્મ કરવા યોગ્ય છે.

એ પ્રમાણે ભગવદ્ગીતામાં શ્રીકૃષ્ણ પરમાત્માએ વિસ્તારથી આત્મવેત્તાને નિષ્કામપણે કર્મ કરવાનું કહ્યું છે, ને એટલા જ માટે આત્મવેત્તાઓ, કર્મ કરતા જોવામાં આવે છે તથા

'જનકાદિક કર્મ કરતા હતા' એમ શાસ્ત્રમાં સાંભળવામાં પણ આવે છે.

હવે લોકસંગ્રહાર્થ કર્મ કરતા જ્ઞાનીને યથેષ્ટાચરણ સંભવતું નથી; કારણ કે યથેષ્ટાચરણ તો શાસ્ત્રમાં નિષિદ્ધ છે; અને કોઈ પણ જ્ઞાનીની નિષિદ્ધકર્મમાં પ્રવૃત્તિ થતી નથી, પણ શાસ્ત્રસંમત કર્મ કરવામાં જ પ્રવૃત્તિ થાય છે. જો જ્ઞાનીની નિષિદ્ધકર્મમાં વૃત્તિ થાય તો, લોકસંગ્રહાર્થ કર્મ કરે છે, એમ કહેવાય જ નહિ, પણ લોકના નાશમાટે કર્મ કરે છે, એમ જ કહેવાય.

શિષ્ય–જ્ઞાની શાસ્ત્રોક્ત કર્મ કરે છે અને નિષિદ્ધકર્મ કરતો નથી, તેથી જ્ઞાનીને 'શાસ્ત્રસંમત કર્મો કરવાં ને નિષિદ્ધકર્મો કરવાં નહિ' એવી કામના હોય છે એવું અનુમાન થાય છે, તેથી જ્ઞાનીનું આપ્તકામપણું સિદ્ધ થતું નથી. વળી લોકસંગ્રહાર્થ કર્તવ્ય છે, તેથી 'કૃતકૃત્યપણું પણ સિદ્ધ થતું નથી.

ગુરુ–શ્રીમદ્‌ભાગવતના એકાદશસ્કંધનાં સાતમા અધ્યાયમાં કહ્યું છે કેઃ–

'दोषबुद्धयोभयातीतो निषेधान्न निवर्तते ।
गुणबुद्धया च विहितं न करोति यथार्भकः ॥

ઉભયાતીત એટલે વિધિનિષેધરહિત આત્મવેત્તા, દોષબુદ્ધિએ કરીને નિષિદ્ધકર્મથી નિવૃત્તિ પામતો નથી, પણ પૂર્વના સંસ્કારે કરીને નિષિદ્ધ કર્મથી નિવૃત્તિ પામે છે. વળી તે ગુણબુદ્ધિએ કરીને વિહિતકર્મ કરતો નથી, પણ પૂર્વના સંસ્કારે કરીને વિહિતકર્મ કરે છે. જેમ બાળક ગુણદોષની સમજણ વિના જ કર્મ કરે છે, તેમ આત્મવેત્તા પણ ગુણદોષની સમજણ વિના જ કર્મ કરે છે.' હે શિષ્ય ! એમ જ જ્ઞાનીને શાસ્ત્ર પ્રમાણે ચાલવાની તથા નિષિદ્ધકર્મ કરવાની ઇચ્છા થતી નથી. તથાપિ સાધકાવસ્થાનો સંસ્કાર એવો હોય છે કે, તેનાથી શાસ્ત્રમાં કહ્યા પ્રમાણે કર્મ [illegible] પણ નિષિદ્ધકર્મ થાય જ નહિ. એટલા[illegible] જ્ઞાનીના આપ્તકામપણામાં કાંઈ પણ સંદે[illegible] નહિ. એમ જ જ્ઞાનીને લોકસંગ્રહ પણ [illegible] રહેતો નથી. શંકરદિગ્વિજયમાં શ્રીશંકરે [illegible] કરાચાર્યજી પ્રત્યે કહ્યું છે કે [illegible] લોકસંગ્રહની ઇચ્છા તુ[illegible] તે [illegible] ઇચ્છા અદ્યાપિ પર્યંત [illegible]

રીતે શ્રીશંકરે લોકસંગ્રહને તુચ્છ ગણ્યો છે, તેથી તેમાં જ્ઞાનીની કર્તવ્યતા બુદ્ધિ નથી. જેમ જળનો નીચી ઢાળવાળી જમીનમાં જવાનો સ્વભાવ હોય છે, તેમ આત્મવેત્તાનો પણ વિહિત કર્મ કરવાનો અને નિષિદ્ધકર્મથી નિવૃત્ત થવાનો સ્વભાવ હોય છે. તેનું જોઈ અન્ય માણસો પણ તેમ જ વર્તે છે, તે લોકસંગ્રહ કહેવાય છે; માટે આત્મવેત્તાના કૃતકૃત્યપણામાં કાંઈ પણ સંદેહ નથી, ને કોઈ પ્રકારે પણ જ્ઞાનીને યથેષ્ટાચરણ સંભવતું નથી. યથેષ્ટાચરણથી તો કેવળ પાપના ભાગી જ થવાય છે, અને 'ज्ञानमुत्पद्यते पुंसां क्षयात्पापस्य कर्मणः । પાપકર્મનો ક્ષય થવાથી પુરુષોને જ્ઞાન ઉત્પન્ન થાય છે' એમ શાસ્ત્રમાં કહ્યું છે. પાપી પુરુષને જ્ઞાન ઉત્પન્ન થતું નથી, તેનું કારણ તેનાં પાપકર્મનો ક્ષય થતો નથી તે જ છે. યથેષ્ટાચરણ કરનાર પાપી કહેવાય છે, ને યથેષ્ટાચરણ પાપ કર્મ કહેવાય છે, તેમાં આત્મવેત્તાની પ્રવૃત્તિ કેમ સંભવે ?

શિષ્ય–જ્ઞાનીને કંઈ પણ કર્તવ્ય નથી, ત્યારે જ્ઞાની ઉપદેશ કેમ કરે છે ?

ગુરુ–જ્ઞાની જેમ કર્મ કરે છે, તેમ ઉપદેશ પણ કરે છે. જ્ઞાનીને કર્મ કરીને જેમ કોઈ પણ પદાર્થ મેળવવાનો નથી, તેમ ઉપદેશ કરીને પણ કાંઈ મેળવવાનું નથી. જેમ કર્મ કરવામાં વ્યાવહારિક દ્વૈતનો સ્વીકાર કરવો પડે છે, તેમ ઉપદેશ કરવામાં પણ વ્યાવહારિક દ્વૈતનો સ્વીકાર કરવો પડે છે. જેમ પવન પહાડને બાધ કરી શકતો નથી; જેમ જળ કમળનાં પત્રને ભીંજાવી શકતું નથી; જેમ અગ્નિ ચંદ્રકાંત મણિને બાળી શકતો નથી, તેમ વ્યાવહારિક દ્વૈત જ્ઞાનીનાં સ્થિર મનને બાધ કરી શકતું નથી. વળી જ્ઞાની ઉપદેશ ન કરે તો અદ્વૈત જ્ઞા[illegible] ઉચ્છેદ થઈ જાય અને આત્મશાસ્ત્ર પ્ર[illegible] [illegible]ં થઈ પડે, અને [illegible] જવું,' એવી રીતે [illegible]ાં કહેલી [illegible] થાય. આત્મ[illegible] ઉપદેશ ન [illegible] જ્ઞાની થાય [illegible]કે અનુભ[illegible] જ્યારે અનુ[illegible] [illegible]રકાર[illegible] કરે છે, [illegible] શિષ્ય [illegible] થાય [illegible] થ[illegible]

આત્મજ્ઞાની ન હોય ને ઉપદેશક પણ ન હોય, તો પછી જ્ઞાનપ્રાપ્તિ કયાંથી થાય? ગુરુ વિના જ્ઞાન પ્રાપ્ત થતું નથી, એ સિદ્ધાંત છે. શ્રીશંકરાચાર્યજીએ પોતાના ગુરુ શ્રીગોવિંદાચાર્યની પાસેથી જ્ઞાન લીધું છે, શ્રીકૃષ્ણપરમાત્માએ સાંદીપિની ગુરુની પાસેથી જ્ઞાન લીધું છે, શ્રીરામચંદ્રે વસિષ્ઠ ઋષિની પાસેથી જ્ઞાન લીધુ છે. એવી રીતે ઈશ્વરકોટિમાં ગણાતા શંકરાચાર્ય આદિને પણ ગુરુદ્વારા જ્ઞાનની પ્રાપ્તિ થઇ છે, તો કર્મમાં પ્રવૃત્ત જીવને, ગુરુ વગર કેમ જ્ઞાન પ્રાપ્ત થશે? યદ્યપિ શ્રીકૃષ્ણપરમાત્મા આદિ સર્વ, સ્વતઃસિદ્ધ જ્ઞાનવાળા હતા, તથાપિ ગુરુપરંપરા અને ઉપદેશપરંપરા ચલાવવા માટે તેઓએ ગુરુદ્વારા જ્ઞાનનું ગ્રહણ કર્યું છે, તો પછી બીજાની તો શી વાત કરવી? જો આત્મવેત્તા ઉપદેશ ન કરે તો કોઇનો મોક્ષ જ થાય નહિ. વળી જ્ઞાનોપદેશ કરવામાં કોઈ જાતનો બાધ નથી, પણ સ્વજ્ઞાન દૃઢ થાય છે, માટે જ આત્મજ્ઞાની ઉપદેશ કરે છે.

સર્વનું રહસ્ય એ છે કે, યથેષ્ટાચરણ કરનાર શ્વાન સમાન ગણાય છે; તેથી યથેષ્ટાચરણ કરી શ્વાન સમાન ગણાવું, એ આત્મવેત્તાને ઉચિત નથી; કારણ આત્મવેત્તા સર્વથી ઉત્તમ કહેવાય છે. શ્રીભગવદ્‌ગીતામાં શ્રીકૃષ્ણપરમાત્માએ કહ્યું છે કે, 'ज्ञानी त्वात्मैव मे मतम्। જ્ઞાની તો મારો આત્મા જ છે, એવો મારો સિદ્ધાંત છે,' માટે સર્વથા કામક્રોધાદિકનો ત્યાગ કરવો જરૂરનો છે. ૫૫

**અવતરણિકા**–શિષ્ય શંકા કરે છે કે, જ્ઞાની શ્વસાદૃશ્ય થઈ જાય તો તેથી હાનિ શી છે? ત્યારે ગુરુ ઉપહાસપૂર્વક ઉત્તર આપે છે.

**बोधात्पुरा मनोमात्रदोषात्क्लिष्टास्यथाऽधुना**
**अशेषलोकनिंदा चेत्यहो ते बोधवैभवम् ५६**

**શબ્દાર્થ**–જ્ઞાન થયા પહેલાં તું ચિત્તના કામક્રોધાદિ દોષ માત્રથી કલેશ પામતો હતો; અને હવે જ્ઞાન થયા પછી જો તું યથેચ્છાચરણ કરીશ તો સર્વ લોકમાં તારી નિંદા પણ થશે. તારાં જ્ઞાનનો વૈભવ તો આશ્ચર્યકારક છે! ૫૬

## ચન્દ્રકાન્ત વિવરણ

શિષ્ય-કામક્રોધાદિકનો ત્યાગ ન કરવાથી અને યથેષ્ટાચરણ કરવાથી કૂતરાં જેવું થવાતું હોય તો ભલે થવાય, તેમાં શો દોષ છે?

## યથેષ્ટાચરણનો નિષેધ

ગુરુ–જ્ઞાની સર્વથી ઉત્તમ કહેવાય છે. તે જ્ઞાની પણ યથેષ્ટાચરણ કરવા માટે કૂતરાં જેવો ગણાવા તત્પર થાય તો પછી જગતમાંથી ઉત્તમતાનો નાશ થયો જ સમજવો. અતિ અજ્ઞાની પણ શ્વાન જેવું આચરણ કરતો નથી, ત્યારે તુ જ્ઞાની થઈ યથેષ્ટાચરણ કરીશ, તો સર્વ લોકોમાં તારી નિંદા થશે જ. એથી તારે એ દુઃખ ભોગવવાં પડશે. જ્ઞાન થયા પહેલાં તો તારે માત્ર કામક્રોધાદિકનું દુઃખ સહેવું પડતું હતુ, પણ હવે તો આ બીજું, લોકનિંદાનું દુઃખ પણ સહેવું પડશે. એ નિંદા કરનારા સર્વ તારા શત્રુઓ થઈ પડશે; કારણ કે તારા કામક્રોધાદિક તો મરી ગયા નથી, તેથી લોકનિંદા તારાથી સાંભળી શકાશે નહિ. તુ ક્રોધવશ થઇને તેઓને ગાળો દઇશ, લડીશ, તેથી સર્વ લોક તારા શત્રુ થઈ પડશે. હે શિષ્ય! જો કે તારી નિપુણતામાં ન્યૂનતા નથી, કેમકે તું સર્વ દુઃખની નિવૃત્તિ માટે જ્ઞાનમાર્ગમાં પ્રવૃત્ત થયો છે ખરો, તો પણ તે દુઃખ તો દૂર થયું નહિ, પરંતુ દુઃખની વૃદ્ધિ જ થઈ. જેમ કોઈ માણસ પોતાનું દરિદ્ર દૂર કરવા માટે ધનવાનને ઘેર નોકર થઈ રહે, અને ત્યાં રહી તે એવું કામ કરે કે જેથી દારિદ્રય દૂર થવું તો દૂર જ રહે, પણ કોઈ કામ એવા પ્રકારે કરે કે, પોતાનાં નાકકાન કપાય; તેવી રીતે તેં પણ કર્યું છે. પ્રથમ તો તુ સર્વ દુઃખ દૂર કરવા માટે જ્ઞાનમાર્ગમાં પ્રવૃત્ત થયો, પણ તે દુઃખ તો દૂર થયું નહિ, પરંતુ જે પ્રતિષ્ઠા હતી તે પણ ગુમાવી બેઠો અને લોકનિંદાનું દુઃખ માથે વોહોરી લીધુ આ તારા જ્ઞાનનો મોટો મહિમા છે! તારા જ્ઞાનના મહિમાનું વર્ણન થઈ શકે તેમ નથી! ૫૬

**અવતરણિકા**–ત્યારે શું કરવું? એવો શિષ્ય પ્રશ્ન કરે છે ત્યાં ગુરુ તેનું ઉત્તર આપે છે:–

**विड्वराहादितुल्यत्वं मा कांक्षीस्तत्त्वविद्भवान्**
**सर्वधीदोषसंत्यागाल्लोकैः पूज्यस्व देववत्॥**

**શબ્દાર્થ**–તું વિષ્ઠા ભક્ષણ કરનારાં ભુંડ આદિ પ્રાણીના સમાનપણાની ઇચ્છા કર મા. કારણ કે તું તો તત્ત્વવેત્તા છે; પરંતુ બુદ્ધિના કામ-

ક્રોધાદિ સર્વ દોષોનો ત્યાગ કરીને લોકોથી દેવની પેઠે પૂજા. ૫૭

## ચન્દ્રકાન્ત વિવરણ

શિષ્ય–(નમ્રતાપૂર્વક) જ્યારે બ્રહ્મજ્ઞાન થયા પછી યથેચ્છાચરણ ન કરવું, ત્યારે કેવાં આચરણો કરવાં, તે કહો.

### આત્મજ્ઞાની થવાનું ફળ

ગુરુ–તું તત્ત્વવેત્તા છે, માટે તારે યથેચ્છાચરણ કરીને વિષ્ઠા ભક્ષણ કરનાર ભૂંડ (સુવર) જેવા થવાની ઇચ્છા કરવી નહિ, પણ શાસ્ત્રમાં કહ્યા પ્રમાણે કર્માચરણ કરીને સર્વથી ઉત્તમ થઇને રહેવું.

શિષ્ય–સર્વથી ઉત્તમપણું કેમ પ્રાપ્ત થાય ?

ગુરુ–કામક્રોધાદિક જે બુદ્ધિના દોષ છે અને જ્ઞાનના પ્રતિબંધક છે તેનો ત્યાગ કરવાથી, અને શાંતિ આદિ ગુણો ગ્રહણ કરવાથી ઉત્તમતાની પ્રાપ્તિ થાય છે.

શિષ્ય–ઉત્તમતાની પ્રાપ્તિથી શું ફળ થશે ?

ગુરુ–કામક્રોધાદિનો ત્યાગ કરવાથી અને શાંતિ આદિ સદ્‌ગુણોનો સ્વીકાર કરવાથી, તું દેવની પેઠે લોકોમાં પૂજાઇશ.

શિષ્ય–જ્ઞાનીને પૂજ્ય થવાની ઇચ્છા રહે છે ખરી ?

ગુરુ–ના. જ્ઞાનીને પૂજ્ય થવાની કે પ્રતિષ્ઠિત થવાની ઇચ્છા રહેતી નથી, કારણ કે તે તો આપ્તકામ છે.

શિષ્ય–ત્યારે તમે 'पूज्यस्व देववत्।' દેવની પેઠે લોકોથી પૂજા,' એમ શા માટે કહો છો ?

ગુરુ–કામના વિના શાસ્ત્રમાં વિહિત કર્મો કરવાથી અને નિષિદ્ધ કર્મનો ત્યાગ કરવાથી ચિત્તશુદ્ધિ થાય છે. ચિત્તશુદ્ધિ થવાથી અને અધ્યાત્મશાસ્ત્રનું શ્રવણ મનનાદિ કરવાથી જ્ઞાન થાય છે. જ્ઞાન થયા પછી જ્ઞાનીને કાંઇ પણ સાધ્ય રહેતું નથી, કે જેથી કર્મો કરવાની જરૂર હોય, તથાપિ પ્રથમના સંસ્કારથી શાસ્ત્રવિહિત કર્મો યથાર્થ કરે છે, ને નિષિદ્ધ કર્મનો ત્યાગ કરે છે, તથા કામક્રોધાદિકને દૂર રાખે છે. જ્ઞાની તો કર્મની સિદ્ધિ અને અસિદ્ધિમાં સમાન રહે છે, સુખદુઃખમાં સમાન રહે છે; શાંતિ, દાંતિ, ક્ષાંતિ અને ઉપરતિ આદિ ઉત્તમ ગુણવાળો રહે છે; નિઃસ્પૃહ, હિતોપદેશી, સત્યભાષી અને સર્વને આત્મવત્ જોનાર બને છે. તે જ્ઞાની ધનમાં મન દેતો નથી, સ્ત્રી પુત્રાદિ પરિવારને પોતાનાં ગણતો નથી, વિષયને વિષસમાન સમજે છે, દેહને પણ નેહની* પેઠે બંધન સમજે છે, સ્થાવરજંગમ જગતને મૃગજલની પેઠે આભાસ માત્ર અને મિથ્યા માને છે, આત્માને સર્વદા અખંડ, સચ્ચિદાનંદ, શુદ્ધ, બુદ્ધ, મુક્ત સ્વભાવ સમજે છે. આ પ્રમાણે જ્ઞાનીનાં શ્રેષ્ઠ સદાચરણ અને ઉત્તમ જ્ઞાનને જોઈ સર્વ લોકો આનંદ પામે છે, અને ઉત્સાહપૂર્વક તેને પગે પડીને પૂજે તથા દેવની પેઠે પૂજ્ય ગણે છે. માટે, અમે કહીએ છીએ કે, તુ કામક્રોધાદિકનો ત્યાગ કર, અને સદાચરણમાં રહે, જેથી લોકોમાં દેવની પેઠે પૂજ્ય થઇશ.

શિષ્ય–જ્ઞાન થયા પછી જ્ઞાનીના દેહમાં કાંઈ પણ ફેરફાર થતો તો જોવામાં આવતો નથી, પણ અજ્ઞાની અવસ્થામાં જેવો દેહ હોય છે, તેવો ને તેવો જ જ્ઞાની અવસ્થામાં પણ રહે છે, તથાપિ અન્ય મનુષ્ય જ્ઞાનીની પૂજા કરે છે, અને તેને પૂજ્ય ગણે છે, એનું શું કારણ ?

ગુરુ–દેહ તો ઉપાધિ છે, તે કાંઈ જ્ઞાનસ્વરૂપ કે જ્ઞાની નથી; અને જ્ઞાની તેથી ભિન્ન છે, તેથી જ્ઞાન થવાથી દેહમાં કાંઈ પણ ફેરફાર થતો નથી, તથાપિ સર્વ મનુષ્યો તેને પૂજે છે અને પૂજ્ય ગણે છે, તેનું કારણ આત્મજ્ઞાનનું માહાત્મ્ય છે. આત્મજ્ઞાન થવું તે કાંઈ થોડા પુણ્યનું ફળ નથી.

'जन्तूनां नरजन्म दुर्लभमतः पुंस्त्वं ततो विप्रता तस्माद्वैदिकधर्ममार्गपरता विद्वत्त्वमस्मात्परम्। आत्मानात्मविवेचनं स्वनुभवो ब्रह्मात्मना संस्थितिर्मुक्तिर्नो शतजन्मकोटिसुकृतैः पुण्यैर्विना लभ्यते ॥

પ્રાણીઓમાં મનુષ્યજન્મ દુર્લભ છે, તેમાં પણ પુરુષપણું દુર્લભ છે, તેમાં પણ બ્રાહ્મણપણું દુર્લભ છે, તેમાં પણ વેદોક્ત ધર્મમાર્ગમાં તત્પરતા દુર્લભ છે, તેમાં પણ વિદ્વત્તા દુર્લભ છે, તેમાં પણ આત્મા અને અનાત્માના વિવેચક થવું દુર્લભ છે, તેમાં પણ સારો આત્માનુભવ દુર્લભ છે, તેમાં

* ભરવાડ લોકો પશુને બંધમાં રાખવા માટે વગડામાં વાડા કરી રહે તે નેહ કહેવાય છે. જેમ નેહ પશુને બંધનરૂપ છે, તેમ દેહ આત્માને બંધનરૂપ છે.

પણ બ્રહ્મસ્વરૂપે રહેવું દુર્લભ છે,તેમાં પણ મુક્તિ દુર્લભ છે. એ મુક્તિ કરોડો જન્મમાં કરેલાં પુણ્ય વિના પ્રાપ્ત થાય તેમ નથી,' એમ શ્રીશંકરાચાર્યે વિવેકચૂડામણિમાં કહ્યું છે. કરોડો જન્મના પુણ્યે કરીને જ્ઞાન પ્રાપ્ત થાય છે. તે જ્ઞાનના પ્રતાપે કરીને જ્ઞાની જગતમાં પૂજ્ય થાય છે. વળી દેવ જે પરમાત્માની વિભૂતિ છે તેને તથા પ્રતાપી મનુષ્યને, તેમ જ માતા, પિતા, ગુરુ આદિ મનુષ્યને પણ સર્વ મનુષ્યો પૂજે છે, તો પછી સાક્ષાત્ બ્રહ્મરૂપ થયેલા બ્રહ્મવેત્તાને કેમ ન પૂજે? 'ब्रह्मविद्ब्रह्मैव भवति । બ્રહ્મવેત્તા બ્રહ્મ જ હોય છે,' એ શ્રુતિમાં પણ બ્રહ્મવેત્તાને બ્રહ્મ કહ્યું છે, માટે બ્રહ્મવેત્તાને લોકપૂજ્ય થવામાં બ્રહ્મજ્ઞાન જ કારણ છે. ૫૭

અવતરણિકા—વળી શિષ્ય પૂછે છે કે, કામાદિકના ત્યાગનાં સાધનો શાં છે? ત્યારે ગુરુ તેનું ઉત્તર દે છે.

**काम्यादिदोषदृष्ट्याद्याः कामादित्यागहेतवः**
**प्रसिद्धा मोक्षशास्त्रेषु तानन्विष्य सुखी भव**

શબ્દાર્થ—વિષયાદિને વિષે દોષદૃષ્ટિઆદિ કરવી, તે કામાદિકના ત્યાગનું કારણ છે. તેના ત્યાગનાં સાધનો વેદાંતશાસ્ત્રમાં પ્રસિદ્ધ છે. તેને (કામાદિકના ત્યાગના હેતુને) શોધી કાઢી કામાદિકનો ત્યાગ કરીને સુખી થા. ૫૮

## ચન્દ્રકાન્ત વિવરણ

શિષ્ય-કામક્રોધાદિકના ત્યાગનાં સાધનો કહો.

ગુરુ-સર્વ વિષયમાં દોષદૃષ્ટિ કરવી, એ કામક્રોધાદિકના ત્યાગનાં સાધનો છે. વિષયોમાં રાગ થવાથી કામ થાય છે; તે કામનો વ્યાઘાત થવાથી ક્રોધ ઉત્પન્ન થાય છે. જો વિષયમાં દોષ ભાસે તો વિષયમાં રાગ થતો નથી, રાગ ન થવાથી કામ થતો નથી અને કામ વિના ક્રોધ પણ ઉત્પન્ન થતો નથી. કામક્રોધાદિ ૭ શત્રુઓમાં કામ અને ક્રોધ મુખ્ય શત્રુ છે. તેથી જેમ શ્રીકૃષ્ણપરમાત્માએ મલ્લક્રીડામાં ચાણૂર અને મુષ્ટિક, શલ અને તોશલ એ ચાર મોટા મલ્લોને માર્યા. તેથી બીજા સાધારણ મલ્લો હતા તે પોતાની મેળે પલાયન થઈ ગયા, તેમ મુખ્ય કામક્રોધનો નાશ થવાથી લોભાદિક સ્વતઃ નાશ પામશે, એમાં કંઈ પણ સંદેહ નથી. આ જગતના સર્વ વિષયોમાં અનિત્યપણું, અધિકપણું, ન્યૂનપણું અને વિનાશીપણું આદિ અનેક દોષો રહ્યા છે સ્ત્રી, પુત્ર, ધન આદિ સર્વ અનિત્ય છે, વિનાશી છે, અને એક કરતાં એક ન્યૂનાધિક છે, માટે તે સર્વ દુઃખપ્રદ છે. એ પ્રમાણે સર્વ વિષયોમાં દોષનો વિચાર કરવાથી રાગ ઉત્પન્ન થતો નથી; ને તેથી કામક્રોધાદિક ઉત્પન્ન થતા નથી; માટે વિષયોમાં દોષનો જ વિચાર કરવો, એ કામાદિકના ત્યાગનાં સાધનો છે.

શિષ્ય-સ્ત્રી, પુત્ર, ધન આદિ પોતાનાં હોય છે, તેથી તેમાં દોષદૃષ્ટિ થવી અસંભવિત છે. અને તેમાં રાગ ઉત્પન્ન થવો સ્વાભાવિક છે, ત્યારે તમે સ્ત્રીપુત્રાદિકમાં રાગ ન રાખવાનું કહો છો, તે કેમ બને?

ગુરુ-સ્ત્રી, પુત્ર, ધન આદિ કાંઈ પણ પોતાનું નથી, પણ મોહથી પોતાનુ માની લીધુ છે. કિંબહુના, દેહ પણ પોતાનો નથી. તે દેહમાં મોહને લીધે તાદાત્મ્યાભિમાન થવાથી તેને આત્મા માની લીધો છે. શ્રીમદ્ ભાગવતના અષ્ટમસ્કંધમાં કહ્યું છે કે.–

*'क्व देहो भौतिकोऽनात्मा क्व चात्मा प्रकृतेः परः ।*
*कस्य के पतिपुत्राद्या मोह एव हि कारणम् ॥*

પંચમહાભૂતોથી થયેલો અનાત્મા દેહ કયાં અને પ્રકૃતિથી પર આત્મા કયાં? અર્થાત્ દેહ કાંઈ આત્મા નથી. આત્મા તો દેહથી ભિન્ન છે, તથાપિ મોહથી દેહને આત્મા માની લીધો છે. પતિ, પુત્ર આદિ કોનાં? કોઈનો પતિએ નથી ને પુત્રે નથી, પણ મોહે કરીને પોતાનાં માની લીધાં છે. એ સર્વનું કારણ મોહ જ છે.' જો સ્ત્રી પોતાની હોય તો પોતાની પાસે ને પાસે જ રહેવી જોઇએ, પણ સર્વત્ર તેમ થતું નથી. દેહ પડ્યા પછી સ્ત્રી પતિનાથી જૂદી પડી, તે તો અહિંયાં જ પડી રહે છે. જો પુત્રાદિ પોતાના હોય તો પોતાના ઉપયોગમાં આવવા જોઇએ, પણ તેમ થતુ નથી; કેમકે પ્રતિકૂલ પુત્ર માતા પિતાથી વિરુદ્ધ થઈ, અન્યની સેવા કરે છે. જો ધન પોતાનું હોય તો તે પોતાના ઉપયોગમાં આવવું જોઇએ, પણ સર્વત્ર તેમ બનતુ નથી; કેમકે ધન મેળવનારા ધનને ઉપયોગમાં લીધા વિના જ મરણ પામે છે, ને પાછળથી તે ધન તેના સ્ત્રીપુત્રા-

દિકના ઉપયોગમાં આવે છે, અથવા રાજા લેઈ લે છે, દરબારોમાં ખરચાય છે, પણ ધન મેળવનારને તેનો કશો પણ લાભ મળતો નથી. કેટલાક કંજૂસ માણસો તો ધન મેળવી ધરતીમાં દાટે છે, પણ પોતે ઉપયોગમાં લેતા નથી, અને સ્રીપુત્રાદિકને ઉપયોગમાં લેવા પણ દેતા નથી. એટલુંજ નહિ, પણ મરણ વખતે કોઇને બતાવતા પણ નથી, તેથી તે ધન ધરતીમાં ને ધરતીમાં રહે છે, પણ કોઇના ઉપયોગમાં આવતું નથી.

હવે દેહ આત્મા નથી. જો દેહ આત્મા હોય તો મરણ થયા પછી દેહ પણ રહેવો ન જોઇએ, પણ તેમ બનતુ નથી. દેહ તો અહિંયાં પડ્યો રહે છે, અને આત્મા અન્યદેહમાં કોઈ અગોચર સ્થાનમાં ચાલ્યો જાય છે. જેમ જળમા તણાતાં તણખલાં જળના વેગથી ભેગાં થાય છે અને પાછાં જળના વેગથી જૂદાં પડે છે, તેવી રીતે કાળના પ્રવાહમાં કાળના વેગથી સ્રીપુત્ર આદિ એકઠા થાય છે, અને પાછાં તે સર્વ કાળના વેગથી વિખૂટાં પડે છે. જેમ જળના પરબ ઉપર જળપાન કરવા માટે મળેલાં માણસો જળપાન કરીને જૂદાં જૂદાં પોતાને રસ્તે ચાલતાં થાય છે, તેમ કર્મફલ ભોગવવા માટે મળેલા સ્રીપુત્રાદિક કર્મફલ ભોગવી રહે છે ત્યારે જૂદાં જૂદાં પોતાને રસ્તે ચાલતાં થાય છે. આ પ્રકારે સ્રીપુત્ર વગેરે સર્વનો સબધ પરબ ઉપર પાણી પીવાને એકઠાં થયેલાં મનુષ્યોના મેળાની પેઠે અનિત્ય છે. પરલોકમાં પ્રયાણ કરતી વખતે સ્રી, પુત્ર કે ધન કોઈ પણ સાથે આવતું નથી. શવને ઉપાડી સ્મશાનમાં લઈ જતી વખતે ધન, અલકાર, ઉત્તમ વસ્ર આદિ પેટી કે કબાટ, જ્યાં રાખ્યાં હોય ત્યાંને ત્યાં પડ્યાં રહે છે; ગાયો, ભેંસો, ઘોડા, હાથી આદિ જ્યાં બાંધ્યાં હોય ત્યાંને ત્યાં બાંધ્યાં રહે છે; સ્રી ચકલા સુધી પાછળ આવીને પાછી ઘેર જાય છે. સંબધી જનો સ્મશાન સુધી આવે છે, પુત્ર ચિતા સુધી આવે છે, અને દેહ ચિતામાં બળીને ભસ્મ થાય છે. પણ પરલોકમાં તો કેવળ જીવને એકલા જ જવું પડે છે. તેની સાથે તેણે કરેલાં પુણ્ય અને પાપ જ જાય છે. વિચાર કર કે જો સ્રીપુત્રાદિકમાંથી કોઈ પણ જીવનુ પોતાનું હોયતો તે સાથે કાં ન જાય? પણ, હે શિષ્ય ! સર્વ સ્વાર્થના સંબંધી છે, પણ દેહના સંબધી* નથી. જે દેહથી આ જગતમાં સ્રીનું જીવતર સફળ ગણાય છે, તેનું સૌભાગ્ય કહેવાય છે, તેનો પરમ આનદજનક છે અને ક્ષણવાર પણ કાર્ય પ્રસંગે દૂર જાય તો મનમાં દુઃખ પામે છે, એવો અતિપ્રિય પતિનો દેહ શવ અવસ્થામાં પડ્યો હોય ત્યારે તે જ સ્રી એ દેહની પાસે જતી નથી. તે દૂર ઉભી ઉભી તેને જોઇને ડરે છે કે રખેને એ પ્રેતરૂપે મને નડે! તે જ કહે છે કે, ‘હવે તો ઘરમાંથી જલદી લઈ જાય તો સારું.’

જેમ સ્રીપુત્રાદિક અનિત્ય છે, તેમ સર્વ વિષયો પણ અનિત્ય છે. આસક્તિને લીધે એવા અનિત્ય વિષયોને આપણે તજીએ નહિ, તોપણ તે વિષયો આપણને ત્યજી ચાલ્યા જાય છે, તેથી તેના વિયોગનુ દુઃખ મનમા થાય છે. એક અનુભવી વિદ્વાને કહ્યુ છે કેઃ—

‘अवश्यं यातारश्चिरतरमुषित्वापि विषया
वियोगे को भेदस्त्यजति न जनो यत्स्वयममून्।
व्रजंतः स्वातंत्र्यादतुलपरितापाय मनसः
स्वयं त्यक्ता ह्येते शमसुखमनंतं विदधति ॥

વિષયો ચિરકાલ રહ્યા છતાં પણ અવસ્ય જવાના તો છે જ; તો પછી મનુષ્ય પોતે જ એ વિષયોને કાં તજતો નથી? કારણ કે વિયોગમાં શો ભેદ છે? વિષયો જો પોતાની મેળે જાય તો મનમાં ઘણો ક્લેશ થાય છે, પણ જો પુરુષે તજેલા વિષયો જાય તો અનંત શાંતિસુખને આપે છે.’ તાત્પર્ય કે જે વિષયો પોતાની મેળે જાય તોપણ વિષયોનો વિયોગ થાય, અને પુરુષ પોતે તે વિષયોને ત્યજે તોપણ વિષયોનો વિયોગ થાય, બન્ને પક્ષમાં વિષયોનો વિયોગ થવો તો સમાન છે, પણ ફલભેદ મહાન્ છે. જો વિષયો પોતાની મેળે ચાલ્યા જાય તો તેના વિયોગથી મનમાં અત્યત દુઃખ થાય છે, કેમકે પુરુષની આસક્તિ મટી નથી, તે છતાં તેઓનો વિયોગ થાય છે. પણ જો પોતાની મેળે વિષયોનો ત્યાગ કર્યો હોય તો તેઓના વિયોગથી મનમાં દુઃખ થતું નથી; કારણ કે તેઓને તો આપણે સ્વેચ્છાથી તજ્યા છે. જેમ ઘેર આવેલો પરોણો પાછો પોતાને ઘેર જવાનો તો ખરો, તે કોઈ પ્રકારે પણ નિરતર

રહેવાનો નથી પણ તેની સાથે વિશેષ સ્નેહ રાખી વળગી રહેવાથી વિશેષ દુ.ખ થાય છે. અને જો આપણે જ તેને જવાની છૂટ આપી હોય, તો પછી તે જ્યારે જાય ત્યારે દુ.ખ થતુ નથી. તેમ સર્વ વિષયો આગંતુક છે, તેથી તે કોઈ કાળે જવાના તો ખરા જ. પણ તેમાં આસક્તિ રાખી વળગી રહેવાથી, તેનો વિયોગ થાય ત્યારે મનમાં વિશેષ દુ ખ થાય છે; પણ જો તેને પોતે જ તજી દઇશું તો તેનો વિયોગ થવાથી મનમાં દુ ખ થતું નથી, પણ સુખ રહે છે, માટે વિષયોમાં પ્રીતિ રાખવી નહિ.

શિષ્ય–સ્ત્રી પુત્રાદિક વિષયો સ્વાભાવિક રીતે પ્રીતિપાત્ર છે ને તેમાં અભાવ થવાનો સંભવ નથી, ત્યારે શું કરવું ?

ગુરુ–સ્વાભાવિક રીતે તો સ્ત્રી પુત્ર આદિ વિષયો પ્રીતિપાત્ર નથી. આત્મા વિના કોઈપણ પદાર્થ સ્વાભાવિક પ્રીતિનુ પાત્ર નથી. (૧) જો સ્ત્રી પ્રીતિનું પાત્ર હોય તો તેમાં કોઈ કાળે પણ અભાવ થવો ન જોઇએ. પરંતુ સ્વસ્ત્રીમાં તેમ અન્ય સ્ત્રીમાં મોટો તિરસ્કાર થાય છે. કેટલાક સ્ત્રીને મારે છે, કેટલાક સ્ત્રીનો ત્યાગ કરે છે, અને કેટલાક તો સ્ત્રીને જીવથી પણ મારી નાંખે છે. શ્રીરામચદ્રજીએ રઘુકુળની કીર્તિ માટે શ્રી સીતાજીનો ત્યાગ કર્યો હતો; ગૌતમ ઋષિએ પોતાની સ્ત્રી અહલ્યાને ઇદ્ર સાથે સમાગમ કરવાથી શાપ આપી શિલા કરી મૂકી હતી; ભર્તૃહરિએ પ્રાણ કરતાં પણ અધિક પ્રિય સ્ત્રીનો હમેશ માટે ત્યાગ કરી વૈરાગ્ય ધારણ કીધો હતો આ સર્વ દ્વેષ વિના સભવે નહિ. હવે જો સ્ત્રી નિત્ય પ્રીતિનુ પાત્ર હોય તો તેમાં દ્વેષ કેમ સભવે ? (૨) એમ જ પુત્ર પણ નિત્ય પ્રીતિનું પાત્ર નથી, જો તે નિત્ય પ્રીતિનું પાત્ર હોય તો અનુકૂલ કે પ્રતિકૂલ પુત્રમાં દ્વેષ થવો ન જોઇએ. પણ તેમ તો બનતું નથી જ. અનુકૂલ પુત્ર વિષે પ્રેમ હોય છે, ને પ્રતિકૂલ પુત્ર વિષે દ્વેષ થાય છે, અને કેટલાક પુત્રનો ત્યાગ કરે છે. હિરણ્યકશિપુએ પોતાના પુત્ર પ્રહ્લાદજીને મારવા માટે અનેક ઉપાયો લીધા હતા. તે પુત્રમાં દ્વેષ વિના સંભવે નહિ (૩) ધન પણ પ્રીતિનું પાત્ર નથી ધન જો નિત્ય પ્રીતિનું પાત્ર હોય તો કોઈ પણ ધનનો વ્યય કરે નહિ. ઉદાર પુરુષો કોઇને આપે નહિ, ઉડાઉઓ તે ઉડાવે નહિ, ને વૈરાગ્યવાળા પુરુષને તેમાં અભાવ થાય નહિ. તેથી ધન પણ પ્રીતિપાત્ર નથી. એવી રીતે વિચાર કરવાથી, અતે જણાશે કે, આત્મા વિના બીજી કોઈ વસ્તુઓ પ્રીતિપાત્ર નથી. તેથી, તે વિષયોમાં દોષનો વિચાર કરવાથી અભાવ થાય, એ અસંભવિત નથી.

શિષ્ય–ત્યારે સ્ત્રી આદિ પદાર્થોમાં પ્રીતિ કેમ ઉત્પન્ન થાય છે ?

ગુરુ–આ સર્વ સસાર સ્વાર્થનો ભરેલો છે ને આત્માના સુખ માટે સર્વ પદાર્થમાં પ્રીતિ હોય છે. એટલા જ માટે પોતાને અનુકૂલ પદાર્થમાં પ્રીતિ હોય છે અને પ્રતિકૂલ પદાર્થમાં દ્વેષ હોય છે. જો સ્ત્રી અનુકૂલ હોય તો તેમાં પ્રીતિ હોય છે, અને પ્રતિકૂલ હોય તો પ્રીતિ હોતી નથી, પણ દ્વેષ હોય છે. જો પુત્ર અનુકૂલ હોય તો તેમાં પ્રીતિ હોય છે, પણ પ્રતિકુલમાં પ્રીતિ હોતી નથી. કેવળ આત્માના સુખને માટે જ સર્વ પદાર્થમાં પ્રીતિ હોય છે. આ પ્રમાણે વિચાર કરવાથી વિષયોમાં દોષ જણાશે, ને રાગ રહેતો નથી તેથી કામની નિવૃત્તિ થાય છે.

### ક્રોધી માણસ રાક્ષસ કરતાં બૂરો છે

પણ જો કામનો વ્યાઘાત થયો તો ક્રોધ ઉત્પન્ન થાય છે. એ ક્રોધ પણ અત્યત દુષ્ટ છે. ક્રોધી માણસ રાક્ષસથી પણ હલકો ગણાય છે, કારણ કે રાક્ષસ રુધિરનુ પાન કરે છે અને ક્રોધી પોતાના તથા પરના રુધિરનું પાન કરે છે. ક્રોધથી પોતાનું રુધિર સુકાય છે અને પરનું બગાડી તેનું રુધિર પણ સુકાવે છે. રાક્ષસ નિશાચર (રાત્રિમાં ફરનાર) કહેવાય છે, માટે રાત્રિમાં જ નૃત્ય કરે છે, અને ક્રોધી માણસ તો રાત્રિ અને દિવસ, જ્યારે જ્યારે ક્રોધ થાય ત્યારે, નૃત્ય કરે છે. રાક્ષસ અન્યને ભય ઉત્પન્ન કરે છે અને ક્રોધી પોતાને તથા અન્ય બન્નેને ભય ઉત્પન્ન કરે છે, એટલા જ માટે ક્રોધી પુરુષ રાક્ષસથી પણ અધિક ક્રૂર ગણાય છે. ક્રોધ આલોક અને પરલોક બન્ને લોક વિષે અહિતકારી છે; કેમકે જો ક્રોધ સારૂ થાય, એટલે જેની ઉપર ક્રોધ થયો હોય, તો

નઠારું કરવારૂપ ધારેલું કામ પાર પડે, તો યશ અને ધનનો નાશ કરે છે. હવે જો ક્રોધ નિષ્ફળ થાય, એટલે જેની ઉપર ક્રોધ થયો હોય તેનું નઠારું ન કરી શકાય, તો પોતાના અંતઃકરણમાં અત્યંત તાપ થાય છે. એવી રીતે ઉભય લોકમાં અહિતકારી ક્રોધને સત્પુરુષો આશ્રય આપતા નથી. જગતમાં નિયમ એવો છે કે, જે પોતાનું નઠારું કરે છે તે શત્રુ ગણાય છે, અને તેના નાશ માટે મનુષ્ય પ્રયત્ન કરે છે; ત્યારે ધર્મ, અર્થ, કામ અને મોક્ષ આ ચારે પુરુષાર્થનો ઉચ્છેદ કરનાર ક્રોધ, જે શરીરની અંદર રહેલો જબરો શત્રુ છે, તેની ઉપર ક્રોધ કાં ન કરવો, અને તેનો નાશ શામાટે ન કરવો? હે શિષ્ય! ક્રોધનો નાશ કરવો તે જ સર્વ કલ્યાણનું મૂળ છે. જેમ ક્રોધ દુષ્ટ છે, તેમ લોભ, મોહ, મદ આદિ પણ દુષ્ટ છે, માટે તેઓનો પણ નાશ કરવો જોઇએ. પરન્તુ આટલું નિશ્ચય જાણવું કે, એ સર્વનું મૂલ કામ છે, ને કામનું મૂલ રાગ છે. માટે સર્વ પદાર્થમાં દોષની જ દૃષ્ટિ કરવી, એ કામક્રોધાદિક સર્વના ત્યાગનું ઉત્તમ સાધન છે. શ્રીમદ્ભાગવતના સપ્તમસ્કંધના પંદરમા અધ્યાયમાં કામક્રોધાદિકને જિતવાના ઉપાયો કહ્યા છે.

'असंकल्पाज्जयेत्कामं क्रोधं कामविवर्जनात्।
अर्थानर्थेक्षया लोभं भयं तत्त्वावमर्शनात् ॥

ઇષ્ટ (પ્રિય) અને અનિષ્ટ (અપ્રિય) આદિ સંકલ્પના અભાવથી કામને જિતવો; કામના ત્યાગથી ક્રોધને જિતવો; અર્થ (ધન) અનર્થનું કારણ છે, એ પ્રકારના વિચારથી લોભને જિતવો; તત્ત્વવિચારે કરીને એટલે આત્મા અને બ્રહ્મની એકતાના વિચારે કરીને ભય તજવો,' એ પ્રમાણે વેદાંતશાસ્ત્રોમાં કામક્રોધાદિકના ત્યાગનાં સાધનો કહ્યાં છે, તે સાધનસંપત્તિ મેળવી કામક્રોધાદિકનો ત્યાગ કરવો અને સુખી થવું, એ જ્ઞાનીનું કર્તવ્ય છે. ૫૮

### (૪) જીવકૃત મંદ અશાસ્ત્રીય દ્વૈતના ત્યાગની આવશ્યકતા અને તેના ત્યાગનો ઉપાય

(૫૯-૬૯; ૧૧ શ્લોકો)

**અવતરણિકા**-હવે શિષ્ય, મનોરાજ્યના ત્યાગમાં આશંકા કરે છે, અને ગુરુ તેનું સમાધાન કરતાં ગીતાનું પ્રમાણ આપે છે.

त्यज्यतामेष कामादिर्मनोराज्ये तु का क्षतिः
अशेषदोषबीजत्वात्क्षतिर्भगवतेरिता ॥५९॥
ध्यायतो विषयान्पुंसः संगस्तेषूपजायते ।
संगात्संजायते कामः कामात्क्रोधोऽभिजायते

**શબ્દાર્થ**-(શિષ્ય) આ કામાદિક ભલે ત્યાગ કરાઓ, પણ મનોરાજ્યમાં શી હાનિ છે? (ગુરુ) મનોરાજ્ય સર્વ દોષનું બીજ હોવાથી ભગવાને (શ્રીકૃષ્ણપરમાત્માએ) તેને હાનિકારક કહ્યું છે. ૫૯ વિષયોનું ધ્યાન કરનારા પુરુષને તે વિષયો વિષે આસક્તિ થાય છે, આસક્તિ થવાથી કામના થાય છે, ને કામના થવાથી ક્રોધ ઉત્પન્ન થાય છે. ૫૯-૬૦

## ચન્દ્રકાન્ત વિવરણ

### મંદ અશાસ્ત્રીય દ્વૈત તજવા યોગ્ય છે, એ વિષયમાં શંકા સમાધાન અને ગીતાનું પ્રમાણ

શિષ્ય-કામક્રોધાદિક દોષ છે, તેથી તેનો ત્યાગ કરવો જરૂરનો છે, એ મને સમજાયું, પણ મનોરાજ્યમાં શો દોષ છે, જેથી તેનો ત્યાગ કરવા કહો છો?

ગુરુ-યદ્યપિ મનોરાજ્ય સાક્ષાત્ અનર્થનું કારણ નથી, તથાપિ પરંપરાએ અનર્થનું કારણ છે. 'કામઆદિ સર્વ દોષનું મૂલ કારણ મનોરાજ્ય છે,' એમ શ્રીભગવદ્ગીતાના બીજા અધ્યાયમા શ્રીકૃષ્ણપરમાત્માએ કહ્યું છે. તે કહેવું સત્ય છે, માટે તેનો અવશ્ય ત્યાગ કરવો જોઇએ જેમ વૃક્ષના મૂલનો નાશ થવાથી શાખા પત્રાદિરૂપ આખા વૃક્ષનો નાશ થાય છે, તેમ સર્વનાં મૂલ મનોરાજ્યનો નાશ થવાથી કામાદિક સર્વનો નાશ થશે, માટેજ પ્રથમ મનોરાજ્યનો ત્યાગ કરવો જોઇયે શ્રીકૃષ્ણપરમાત્મા કહે છે કે, વિષયનું ધ્યાન કરવું, એ મનોરાજ્ય કહેવાય છે. એ મનોરાજ્યથી વિષયોમાં આસક્તિ ઉત્પન્ન થાય છે, વિષયોમાં આસક્તિ થવાથી તે સંબધી કામ એટલે ઇચ્છા થાય છે, અને તે કામનો જો વ્યાઘાત થાય છે તો ક્રોધ ઉત્પન્ન થાય છે. માટે એમ ધારવું નહિ કે, ઇંદ્રિયોને કબજે કર્યા પછી હાથપગ વિનાનું મન શું કરી શકશે? ને તે વશ કરવાની જરૂર નથી એવો વિચાર પણ વ્યર્થ છે. મન જ મનોરાજ્ય

છે, અને મનોરાજ્ય સર્વ અનર્થનું કારણ છે. એ પ્રમાણે કામક્રોધાદિક સર્વ અનર્થનું કારણ મનોરાજ્ય છે. ૫૯–૬૦

**અવતરણિકા**–મનોરાજ્ય જિતવા માટે તેનાં સાધન વિષે શિષ્ય પ્રશ્ન કરે છે, અને તેનો ગુરુ ઉત્તર આપે છેઃ–

**शक्यं जेतुं मनोराज्यं निर्विकल्पसमाधितः।**
**सुसंपादः क्रमात्सोऽपि सविकल्पसमाधिना**

**શબ્દાર્થ**–નિર્વિકલ્પ સમાધિવડે મનોરાજ્ય જિતી શકાય છે. તે (નિર્વિકલ્પ સમાધિ) પણ ક્રમથી સવિકલ્પ સમાધિએ કરીને સુખેથી સંપાદન કરી શકાય છે. ૬૧

### ચન્દ્રકાન્ત વિવરણ

### મનોરાજ્ય જિતવાના બે ઉપાયો

**શિષ્ય**–મનોરાજ્ય જિતવાનું શું સાધન છે?

**ગુરુ**–નિર્વિકલ્પ સમાધિએ કરીને મનોરાજ્ય જિતી શકાય છે, માટે નિર્વિકલ્પ સમાધિ મનોરાજ્ય જિતવાનું સાધન છે.

**શિષ્ય**–નિર્વિકલ્પ સમાધિનું સાધન શું છે?

**ગુરુ**–નિર્વિકલ્પ સમાધિનું સાધન સવિકલ્પ સમાધિ છે. જેમ પગથિયારૂપી સાધનથી ક્રમે કરીને માળ ઉપર ચઢાય છે, જેમ અભ્યાસ કરતાં કરતાં ક્રમે કરી મોટા વિદ્વાન્ થવાય છે, તેમ પ્રથમ સવિકલ્પ સમાધિનો અભ્યાસ કરી, તે દૃઢ થયા પછી, ક્રમે ક્રમે નિર્વિકલ્પ સમાધિ સિદ્ધ થાય છે. ૬૧

**અવતરણિકા**–અષ્ટાંગયોગરહિત નિર્વિકલ્પ સમાધિ કેવી રીતે થઈ શકે, તે વિષે શિષ્ય પ્રશ્ન કરે છે, અને ગુરુ ઉત્તર દે છેઃ—

**बुद्धतत्त्वेन धीदोषशून्येनैकांतवासिना ।**
**दीर्घं प्रणवमुच्चार्य मनोराज्यं विजीयते ६२**

**શબ્દાર્થ**–જેણે આત્મતત્ત્વ જાણ્યું છે એવા કામક્રોધાદિક બુદ્ધિના દોષથી રહિત અને એકાંતવાસી પુરુષ દીર્ઘ પ્રણવ (ઓંકાર) નું ઉચ્ચારણ કરીને મનોરાજ્ય જિતી શકે છે. ૬૨

### ચન્દ્રકાન્ત વિવરણ

**શિષ્ય**–યમ, નિયમ, આસન, પ્રાણાયામ, પ્રત્યાહાર, ધ્યાન, ધારણા ને સમાધિ સાધેલાં છે જેણે એવા અષ્ટાંગ યોગવાળા પુરુષને સવિકલ્પ સમાધિ સિદ્ધ થાય છે; અને સવિકલ્પ સમાધિનો અભ્યાસ કરતાં કરતાં નિર્વિકલ્પ સમાધિ સિદ્ધ થાય છે. એ નિર્વિકલ્પ સમાધિએ કરી મનોરાજ્ય જિતી શકાય છે. તેથી અષ્ટાંગ યોગવાળા પુરુષો મનોરાજ્યને જિતશે, પણ અષ્ટાંગયોગરહિત પુરુષને તો મનોરાજ્ય જિતવા માટે કોઈ ઉપાય નથી; કારણ કે તેને નિર્વિકલ્પ સમાધિ સિદ્ધ થતી નથી, અને નિર્વિકલ્પ સમાધિ વિના મનોરાજ્ય જિતી શકાતુ નથી.

**ગુરુ**–જો બ્રહ્મ અને આત્માની એકતાનું દૃઢ જ્ઞાન થયું હોય અને કામક્રોધાદિક જે બુદ્ધિના દોષ છે તેને જિત્યા હોય તો, જો કે અષ્ટાંગ યોગનો અભ્યાસ કર્યો ન હોય તો પણ, એકાંત સ્થળમાં નિવાસ કરી ૭ માત્રાવાળા વા બાર માત્રાવાળા દીર્ઘ પ્રણવ (ઓંકાર)નું ઉચ્ચારણ કરે તો તેથી મનોરાજ્ય જિતી શકાય છે. માટે, એકાંતવાસ કરી દીર્ઘ એટલે ૭ અથવા તો બાર માત્રાવાળા ૐકારનું ઉચ્ચારણ કરવું, એ અષ્ટાંગ યોગરહિત તત્ત્વવેત્તા પુરુષને મનોરાજ્ય જિતવાનો શ્રેષ્ઠ ઉપાય છે. એકાંત સ્થળમાં વાસ કરવાથી અન્ય મનુષ્યના અભાવને લીધે બોલવું, જોવું અને સાંભળવું એ સર્વની નિવૃત્તિ થાય છે. **મનના ચાર પાદ છે;** વાણી, શ્રોત્ર, ચક્ષુ ને સંકલ્પવિકલ્પાદિ આંતર કલ્પના. એકાંતમાં પવિત્ર સ્થળમાં રહેવાથી વાણી શ્રોત્ર ને ચક્ષુ, એ ત્રણેનાં કાર્ય તો એની મેળે જ બંધ થાય છે; અને એ ત્રણ વિના, જેમ આવક વગરનું તળાવ સૂકું ટાટ થાય છે, તેમ મનોરાજ્ય પણ સુકાઈ જવાથી સંકલ્પવિકલ્પ બંધ થાય છે. સર્વ બાહ્ય વ્યાપારની નિવૃત્તિ થવાથી સંકલ્પ–વિકલ્પાદિક આંતર વ્યાપારોની પણ નિવૃત્તિ થાય છે. એવી રીતે એકાંતવાસ કરવાથી સુખે કરીને મનોરાજ્ય જિતી શકાય છે. ૬૨

**અવતરણિકા**–એમ મનોરાજ્ય જિતવાથી શું ફળ થાય છે તે હવે કહે છે; અને તેમાં યોગવાસિષ્ઠમાંથી ઉદાહરણ આપે છે.

**जिते तस्मिन्वृत्तिशून्यं मनस्तिष्ठति मूकवत्**
**एतत्पदं वसिष्ठेन रामाय बहुधेरितम् ।६३।**
**दृश्यं नास्तीति बोधेन मनसो दृश्यमार्जनम्**
**संपन्नं चेत्तदुत्पन्ना परा निर्वाणनिर्वृतिः ६४**

विचारितमलं शास्त्रं चिरमुद्ग्राहितं मिथः।
संत्यक्तवासनान्मौनादृते नास्त्युत्तमं पदम्

શબ્દાર્થ-મનોરાજ્ય જિતવાથી વૃત્તિરહિત થયેલું મન મૂંગાની પેઠે રહે છે. આ દશા, વસિષ્ઠ મુનિએ રામચંદ્રજીને અનેક પ્રકારે કહેલી છે. ૬૩ (તે તને કહું છું. વસિષ્ઠ કહે છે,) જો 'દશ્ય પદાર્થ નથી,' એવા બોધવડે મનમાંથી દશ્ય પદાર્થનું નિવારણ સિદ્ધ થાય, તો તેથી નિર્વાણ-નિવૃત્તિ એટલે પરમ મોક્ષસુખ ઉત્પન્ન થાય છે એમ જાણવું. ૬૪ મેં અધ્યાત્મશાસ્ત્ર પરિપૂર્ણ વિચાર્યું છે, અને લાંબા કાળપર્યંત ગ્રહણ પણ કરાવ્યું છે (શિખવ્યું છે;) પરંતુ કામાદિક વાસનાનો ત્યાગ કર્યા વિના મનની સ્થિરતા થતી નથી, અને તે વિના પરમ પદ મળતું નથી. ૬૫

## ચન્દ્રકાન્ત વિવરણ

### મનોરાજ્ય જિતવાથી ઉદાસીનતારૂપી ફળ મળે છે

શિષ્ય-મનોરાજ્ય જિતવાથી શું ફળ થાય છે?

ગુરુ-મનોરાજ્ય જિતવાથી મન મૂંગાની પેઠે વૃત્તિરહિત બની જાય છે. જેમ મૂંગો માણસ બોલવાની ક્રિયા કરી શકતો નથી, તેમ મનોરાજ્ય વિનાનું મન, સકલ્પવિકલ્પરૂપ કોઈ પણ જાતની ક્રિયા કરી શકતું નથી, પણ સ્થિર થઈ રહે છે.

શિષ્ય-આ વિષયમાં કોઈ પ્રાચીન ઋષિમહાત્માનું પ્રમાણ છે કે તમારું વચનજ પ્રમાણ છે?

ગુરુ-આ વિષયમાં અમારું વચન પ્રમાણ નથી, પણ મહાત્મા વસિષ્ઠ ઋષિ, જે પ્રાચીનમાં પણ પ્રાચીન છે, તેમનું વચન પ્રમાણ છે. યોગવાસિષ્ઠમાં વસિષ્ઠ ઋષિએ, 'મનોરાજ્ય વિનાનું મન સ્થિર રહે છે' એ વિષયમાં રામચંદ્રજીને બહુ બહુ પ્રકારે ઉપદેશ કર્યો છે.

શિષ્ય-વસિષ્ઠ ઋષિએ 'મનોરાજ્ય જિતવાથી મન સ્થિર થાય છે' એમ કેવી રીતે દઢ કર્યું છે?

ગુરુ-મુનિ વસિષ્ઠે કહ્યું છે કે, 'एकमेवाद्वितीयं ब्रह्म, नेह नानास्ति किंचन।' એક જ અદ્વિતીય બ્રહ્મ છે, બ્રહ્મમાં કાંઈ પણ ભેદ નથી,' ઈત્યાદિ શ્રુતિઓના વિચારે કરી, 'અદ્વિતીય બ્રહ્મ સત્ય છે, બ્રહ્મથી અતિરિક્ત જગત્ નથી,' એ પ્રકારે જગતના અભાવના જ્ઞાનથી જ્યારે દશ્યમાન જગતનું મિથ્યાપણું સિદ્ધ થાય છે; અર્થાત્ આ જગત્ વિનાશી છે, તે દેખાય છે તોપણ તે સત્ય નથી; કારણ કે નિત્ય નથી, એવું મનમાં ઠસે છે, અને એવા વિચારની દઢતાથી જ્યારે મન સ્થિર થાય છે, ત્યારે પરમ મોક્ષસુખની પ્રાપ્તિ થાય છે, અર્થાત્ જ્યાં સુધી સર્વ જગત્ માનસિક કહેતાં મનઃકલ્પિત છે, એવો દઢતર વિચાર ઠસે નહિ, ત્યાં સુધી મન સ્થિર થતું નથી અને જ્યાં સુધી મન સ્થિર થતું નથી ત્યાં સુધી મનમાંથી જગતની નિવૃત્તિ થતી નથી. હવે ઉપર કહેલી શ્રુતિઓનો વિચાર કરવાથીજ જગતને કલ્પવાવાળી મનઃકલ્પનાઓ (મનોરાજ્ય) શાંત થાય છે; તેથી મન સ્થિર થાય છે, અને જ્યારે મનમાંથી અનિત્ય જગત્ ખસી જાય છે, અને એક અદ્વિતીય નિત્ય બ્રહ્મ દઢ થાય છે ત્યારે મોક્ષસુખની પ્રાપ્તિ થાય છે.

એ સંબંધમાં, વસિષ્ઠ ઋષિ રામચંદ્ર પ્રત્યે કહે છે -હે રામચંદ્રજી! મેં પરિપૂર્ણ અધ્યાત્મશાસ્ત્રનો વિચાર કર્યો છે, તેમ જ લાંબા સમય પર્યંત અનેક શિષ્યોને ઉપદેશ પણ કર્યો છે, અને શિષ્યોની શંકાનું સારી રીતે સમાધાન પણ કરીને તેનો નિશ્ચય કરાવ્યો છે.

રામચંદ્રજી-આત્મશાસ્ત્રનો વિચાર કરીને અને શિષ્યોને ઉપદેશદ્વારા નિશ્ચય કરાવી, તમે શું નિશ્ચય કર્યો છે, તે કહો.

વસિષ્ઠ ઋષિ-મેં એવો નિશ્ચય કર્યો છે કે, મનની સર્વ પ્રકારની વાસનાઓ નિવૃત્ત થયા વિના સ્થિરતા નથી અને તેની સ્થિરતા વિના પરમપદ કે જે મોક્ષ કહેવાય છે, તે સિદ્ધ થતો નથી.

ગુરુ-હે શિષ્ય! એમ સર્વ વાસના એટલે કામ, ક્રોધ, લોભ, મોહ, મદ, મત્સર, આશા, તૃષ્ણા નિવૃત્ત થવાથી મન સ્થિર થાય છે, અને મન સ્થિર થવાથી મોક્ષ પ્રાપ્ત થાય છે, એવો સર્વ વેદાંતશાસ્ત્રનો સિદ્ધાંત છે. ૬૩-૬૫

અવતરણિકા-સ્થિર થયેલા મનનો પ્રારબ્ધના યોગે વિક્ષેપ થવાથી પુનઃ તેને સ્થિર કરવાના ઉપાય વિષે શિષ્ય પ્રશ્ન કરે છે અને ગુરુ તેનો ઉપાય કહે છે—

विक्षिप्यते कदाचिद्धीः कर्मणा भोगदायिना
पुनः समाहिता सा स्यात्तदैवाभ्यासपाटवात्

શબ્દાર્થ-કોઈ કાળે ભોગને આપવાવાળા કર્મે કરી, બુદ્ધિ વિક્ષેપ પામે તો, તેનો ને તેનો અભ્યાસ કરવાથી તે જ વખતે ફરીને મન સ્થિર થાય છે. ૬૬

## ચન્દ્રકાન્ત વિવરણ

### ઉદાસીનને કદાચિત્ થયેલા વિક્ષેપની નિવૃત્તિનો ઉપાય

શિષ્ય-સર્વ વાસનાથી રહિત થયેલું મન, ભોગને આપવાવાળાં પ્રારબ્ધ કર્મે કરીને જો વિક્ષેપ પામે, તો તેને સ્થિર કરવાનો ઉપાય કહો.

ગુરુ-ભોગ ભોગવવામાં સદા તત્પર રહેલું મન, સ્થિર થયા છતાં, કોઈપણ કારણથી વિક્ષેપ પામે તો વેદાંતશાસ્ત્રનો વારંવાર વિચાર કરવાથી તત્કાળ એ મનને પાછું સ્થિર કરી શકાય છે, માટે મનને સ્થિર કરવા વાસ્તે વિશેષ ને પુનઃ પુનઃ અધ્યાત્મ જ્ઞાનનો અભ્યાસ કરવો. ૬૬

અવતરણિકા-'જેનું ચિત્ત સર્વદા વિક્ષેપરહિત હોય તેને સાક્ષાત્ બ્રહ્મ સમજવો,' તે સબંધે ગુરુ કહે છે તથા યોગવાસિષ્ઠનું પ્રમાણ આપે છેઃ-

विक्षेपो यस्य नास्त्यस्य ब्रह्मवित्त्वं न मन्यते ।
ब्रह्मैवायमिति प्राहुर्मुनयः पारदर्शिनः ६७
दर्शनादर्शने हित्वा स्वयं केवलरूपतः ।
यस्तिष्ठति स तु ब्रह्मन्ब्रह्म न ब्रह्मवित्स्वयम् ॥

શબ્દાર્થ-પૂર્ણ વેદાંતશાસ્ત્ર જાણનારા મુનિઓ, જેને વિક્ષેપ થતો નથી તેનું બ્રહ્મવેત્તાપણું માનતા નથી, પરંતુ તેને 'આ બ્રહ્મ જ છે' એમ કહે છે. ૬૭ હે બ્રહ્મન્! (હે વસિષ્ઠ) જે દર્શનને એટલે જ્ઞાનને અને અદર્શનને એટલે અજ્ઞાનને વજી, પોતે કેવળ બ્રહ્મરૂપથી રહે છે, તે તો પોતે બ્રહ્મરૂપ જ છે, પણ બ્રહ્મવેત્તા નથી. ૬૮

## ચન્દ્રકાન્ત વિવરણ

### ચિત્તવિક્ષેપરહિત પુરુષની બ્રહ્મરૂપતા

જેના મનમાં કોઈ કાળે થોડો પણ વિક્ષેપ થતો નથી એવો મહાત્મા, બ્રહ્મવેત્તા નહિ, પણ તે તો બ્રહ્મસ્વરૂપ જ છે, એમ મોટા મોટા જ્ઞાની મહાત્મા મુનિઓ કહે છે. એ સંબંધમાં, યોગવાસિષ્ઠમાં શ્રીશંકરે વસિષ્ઠ ઋષિ પ્રત્યે કહ્યું છે કે, હે બ્રહ્મન્! જે જ્ઞાની, 'હું બ્રહ્મને જાણું છું.' 'હું બ્રહ્મને જાણતો નથી,' એ પ્રકારના બન્ને વ્યવહારને ત્યજી, કેવળ અદ્વિતીય બ્રહ્મરૂપે રહે છે, તે જ્ઞાની પોતે જ બ્રહ્મસ્વરૂપ છે, તે કંઈ બ્રહ્મવેત્તા નથી. શ્રુતિમાં પણ કહ્યું છે કે, 'ब्रह्मविद् ब्रह्मैव भवति । બ્રહ્મવેત્તા પોતે બ્રહ્મરૂપ જ થાય છે.' 'હું બ્રહ્મને જાણું છું, હું બ્રહ્મજ્ઞાની છું,' ઇત્યાદિ જે વ્યવહાર કરે છે, તે બ્રહ્મવિત્ કહેવાય છે, અને એ સર્વ વ્યવહારથી રહિત થઈ, પોતામાં અને બ્રહ્મમાં કંઈ ભેદ નથી, પણ પોતામાં જ બ્રહ્મ છે એમ માની, નિર્વિકાર સચ્ચિદાનંદરૂપ અદ્વિતીય બ્રહ્મરૂપે થઈને રહે છે, તે તો સાક્ષાત્ બ્રહ્મ જ છે. ૬૭-૬૮

અવતરણિકા-હવે દ્વૈતવિવેક નામના પ્રકરણની સમાપ્તિ કરતાં તેના ફળનું નિરૂપણ કરે છેઃ-

जीवन्मुक्तेः परा काष्ठा जीवद्वैतविवर्जनात् ।
लभ्यतेऽसावतोऽत्रेदमीशद्वैताद्विवेचितम् ६९

શબ્દાર્થ-આ વિક્ષેપરહિતપણું જીવન્મુક્તિની પરાકાષ્ઠા (પરમ અવધિ) છે; અને એ જીવન્મુક્તિની પરાકાષ્ઠા જીવસૃષ્ટ દ્વૈતનો ત્યાગ કરવાથી પ્રાપ્ત થાય છે. એટલા માટે આ દ્વૈતવિવેકમાં ઈશ્વરસૃષ્ટ દ્વૈતથી જીવસૃષ્ટ દ્વૈતને જુદું પાડીને તેનું વિવેચન કરવામાં આવ્યું છે. ૬૯

## ચન્દ્રકાન્ત વિવરણ

'સર્વ વ્યવહારથી રહિત થવું અને સર્વદા વિક્ષેપ રહિત થયેલા ચિત્તનું સ્થિર થવું,' એ જીવન્મુક્તિની પરમ અવધિ છે.

શિષ્ય-એ જીવન્મુક્તિની પ્રાપ્તિ કેમ થાય છે?

ગુરુ-જીવસૃષ્ટ દ્વૈતનો ત્યાગ કરવાથી અને ઈશ્વરસૃષ્ટ દ્વૈતનો પણ મિથ્યાપણાએ કરીને ત્યાગ કરવાથી, અને પોતે અને બ્રહ્મ અભેદરૂપ છે, એવો દૃઢ નિશ્ચય થવાથી જીવન્મુક્તિની પ્રાપ્તિ થાય છે. એટલા જ માટે આ અદ્વૈતવિવેકમાં પ્રથમ ઈશ્વરસૃષ્ટ દ્વૈતનું નિરૂપણ કર્યું, પછી જીવસૃષ્ટ દ્વૈતનું નિરૂપણ કરી, ઈશ્વરસૃષ્ટ દ્વૈતથી જીવસૃષ્ટ દ્વૈત ભિન્ન છે, અને તે જ જીવને જન્મ-મરણ અને સુખદુઃખાદિરૂપ સંસારની પ્રાપ્તિ કરવાવાળું છે, માટે તેનો ત્યાગ કરવો ઇત્યાદિનું નિરૂપણ કર્યું છે. ૬૯

ઇતિ શ્રીમદ્વિદ્યારણ્યસ્વામિવિરચિત પંચદશીના ગુજરાતી અનુવાદ વિષે, ચન્દ્રકાન્ત વિવરણ સહિત દ્વૈતવિવેક નામનું ચતુર્થ પ્રકરણ સમાપ્ત હરિ ૐ તત્ સત્

ॐ

तत्सत्परमात्मने नमः ॥

# श्री पंचदशी

"ચન્દ્રકાન્ત વિવરણ" સહિત

## પ્રકરણ ૫ મું

## મહાવાક્યવિવેક*

### ચાર વેદનાં ચાર મહાવાક્યના અર્થનું વિવેચન

### ૧ ઋગ્વેદના ઐતરેયઉપનિષદમાં 'प्रज्ञानं ब्रह्म' એ મહાવાક્યનો અર્થ

(૧-૨; ૨ શ્લોકો)

**અવતરણિકા**—બ્રહ્મ અને આત્માની એકતાનું જે જ્ઞાન, તેજ મુમુક્ષના મોક્ષનું સાધન છે. પૂર્વના ચાર પ્રકરણમાં આત્મા-પરમાત્માનો વિવેક બતાવ્યો છે; આ પ્રકરણમાં વેદાંતવાક્યો, જે ચાર વેદમાં પ્રમાણભૂત છે, તેથી આત્મા-પરમાત્માની એકતાનો વિવેક દર્શાવે છે. એ મહાવાક્યના પદ અને પદાર્થનો વિચાર કરીને પછી આખાં વાક્યનો વિચાર કરવામાં આવે, ને તેનો સંપૂર્ણ અર્થ હૃદયમાં ઠસાવવામાં આવે, ને તેનો પુનઃ પુનઃ વિચાર (મનન) કરવામાં આવે તો, એજ જ્ઞાન, અપરોક્ષ એવા આત્માનો સાક્ષાત્કાર કરાવે છે. એ માટે મહાવાક્યોનો વિચાર કરવો અવશ્યનો છે, અને તેથીજ શ્રીવિદ્યારણ્ય સ્વામી, આત્મા ને બ્રહ્મના એકત્વનું જ્ઞાન દૃઢ કરવા માટે, ચારે વેદનાં ચાર મહાવાક્યોનો અનુક્રમે અર્થ નિરૂપણ કરે છે. પ્રથમ ઋગ્વેદના ઐતરેય ઉપનિષદ્‌માં આવેલા प्रज्ञानं ब्रह्म એ મહાવાક્યમાં 'प्रज्ञानं' અને ब्रह्म પદનો અર્થ સમજાવીને સમગ્ર વાક્યનો અર્થ સમજાવે છે.

येनेक्षते शृणोतीदं जिघ्रति व्याकरोति च। स्वाद्वस्वादू विजानाति तत्प्रज्ञानमुदीरितम् ।१।

चतुर्मुखेन्द्रदेवेषु मनुष्याश्वगवादिषु । चैतन्यमेकं ब्रह्मातः प्रज्ञानं ब्रह्म मय्यपि ॥ २ ॥

શબ્દાર્થ—જે ચૈતન્યે કરીને પુરુષ આ જગતને જુવે છે, સાંભળે છે, સુંઘે છે, બોલે છે, સ્વાદુ અને અસ્વાદુ રસ જાણે છે, તેને પ્રજ્ઞાન કહ્યું છે. ચાર મુખવાળા બ્રહ્મા અને ઇંદ્ર (આદિ) દેવને વિષે, મનુષ્યને વિષે, ઘોડા અને ગાયો આદિને વિષે જે એક ચૈતન્ય છે તે બ્રહ્મ છે, એટલા માટે પ્રજ્ઞાનરૂપ બ્રહ્મ મારામાં પણ છે. ૧-૨

---

*પ્રકરણ ૫ મું-મહાવાક્યવિવેકનો સાર

ચારે વેદનાં ચાર મહાવાક્યો છે, તે પ્રત્યેકનો પ્રથમતઃ પદ પદાર્થનો વિવેક-વિચાર કરીને પછી સમગ્ર વાક્યનો અખંડાર્થ હૃદયમાં ભક્તિ કરવાથી નિદિધ્યાસન દ્વારા એજ જ્ઞાન અપરોક્ષ આત્મસાક્ષાત્કારનું જનક થાય છે. તે અર્થે મહાવાક્યોનો વિવેક કર્યો. (૧) તત્ર ઋગ્વેદનો "प्रज्ञानं ब्रह्म" એ મહાવાક્યગત પ્રજ્ઞાન એટલે જેને લીધે દર્શનાદિ ક્રિયા કરાય છે એ ચૈતન્ય, અને ब्रह्म એટલે બ્રહ્માથી લઇને સ્તંબ પર્યંતના સ્થાવર જંગમાત્મક યાવત્ જગત્‌માં અનુસ્યૂત રહીને સર્વના જન્માદિકનું હેતુભૂત જે ચૈતન્ય છે એ સમજવું. એ બન્ને અભિન્ન છે અને તેથી જ કરીને મારે વિષે અનુભવાતું પ્રજ્ઞાન પણ બ્રહ્મ છે અર્થાત્ હું પોતે બ્રહ્મરૂપ જ છું. (૨) તદનંતર યજુર્વેદે "अहं ब्रह्मास्मि" એ મહાવાક્ય કહ્યું. આમાં પણ બુદ્ધિ ઉપલક્ષિત સૂક્ષ્મ શરીરનો અવિકારીપણાથી અવભાસક જે સાક્ષી એ "अहं" એ પદે કરી નિર્દિષ્ટ કરેલો છે. "ब्रह्म" એ પદનો અર્થ તો ઉપર કહ્યા પ્રમાણે પરમાત્મા

## ચન્દ્રકાન્ત વિવરણ

### પ્રકરણનું નામ

ગુરુ કહે છે:–હે શિષ્ય ! હવે તને ઉપનિષદ્‌માં દર્શાવેલો આત્માપરમાત્માની એકતાનો જે બોધ, તે કહું છું તે સાંભળ.

બ્રહ્મ અને આત્માની એકતાનું જ્ઞાન, એ મોક્ષનું સાધન છે. સાધન વિના સાધ્ય સિદ્ધ થતું નથી, એ જગત્પ્રસિદ્ધ વાત છે. અત્ર મોક્ષ સાધ્ય છે ને તેમાં બ્રહ્મ તથા આત્માની એકતાનું જ્ઞાન સાધન છે. તેથી બ્રહ્મ અને આત્માની એકતાના જ્ઞાન વિના મોક્ષ થશે નહિ. એટલા માટે બ્રહ્મ અને આત્માની એકતાનાં પ્રતિપાદક ઋગ્વેદાદિ ચાર વેદોનાં પ્રસિદ્ધ મહાવાક્યોના અર્થનું વિવેચન કરીને સમજાવું છું. આ પાંચમા પ્રકરણનું નામ 'મહાવાક્યવિવેક' છે. ઋક્, યજુસ્, સામ અને અથર્વણ આ ચાર વેદ છે. એ ચાર વેદે એકેક વાક્યમાં સંપૂર્ણ જ્ઞાનનો ઉપદેશ કર્યો છે. ૧ 'प्रज्ञानं ब्रह्म', ૨ 'अहं ब्रह्मास्मि', ૩ 'तत्त्वमसि' અને ૪ 'अयमात्मा ब्रह्म' આ ચાર પ્રસિદ્ધ મહાવાક્યો વેદનાં છે. 'प्रज्ञानं ब्रह्म' એ ઋગ્વેદાંતર્ગત ઐતરેયોપનિષતનું મહાવાક્ય છે; 'अहं ब्रह्मास्मि' એ યજુર્વેદાંતર્ગત બૃહદારણ્યકોપનિષતનું મહાવાક્ય છે; 'तत्त्वमसि' એ સામવેદાંતર્ગત છાંદોગ્યોપનિષતનું મહાવાક્ય છે; અને 'अयमात्मा ब्रह्म' એ અથર્વવેદાંતર્ગત માંડૂક્યોપનિષતનું મહાવાક્ય છે. આ પાંચમા પ્રકરણમાં એ ચારે મહાવાક્યના અર્થનું વિવેચન કર્યું છે. તેથી આનું 'મહાવાક્યવિવેક' એવું નામ રાખવામાં આવ્યું છે.

### "પ્રજ્ઞાન" શબ્દનો અર્થ

હવે પ્રથમ 'प्रज्ञानं ब्रह्म' એ મહાવાક્યમાં રહેલાં 'प्रज्ञानम्' એ શબ્દનો અર્થ શો છે તે કહું છું. ઋગ્વેદાંતર્ગત ઐતરેયોપનિષદ્‌માં આ વચન છે:–

"कोऽयमात्मेति वयमुपास्महे ? कतरः स आत्मा येन वा रूपं पश्यति, येन वा शब्दं शृणोति, येन वा वाचं व्याकरोति, येन वा स्वादु चाऽस्वादु च विजानाति । यदेतद्धृदयं मनश्चैतत्संज्ञानमाज्ञानं विज्ञानं प्रज्ञानं मेधा दृष्टिर्धृतिर्मतिर्मनीषा जूतिः स्मृतिः संकल्पः क्रतुरसुः कामो वश इति सर्वाण्येवैतानि प्रज्ञानस्य नामधेयानि भवंति ॥

જેને મોક્ષની ઇચ્છા છે એવા કોઈ મુમુક્ષુ જનો આત્માપરમાત્મા એટલે બ્રહ્મ સબંધી વિચાર કરતા હતા. તેઓ પરસ્પર પ્રશ્ન કરવા લાગ્યા કે, જેને આ આત્મા છે એમ માનીને આપણે ઉપાસીએ છીએ, તે આત્મા તે કોણ ? અને તે આત્મા કિયો છે કે (૧) જે રૂપને દેખે છે, (૨) શબ્દને સાંભળે છે, (૩) ગંધને સુંઘે છે, (૪) બોલવા યોગ્ય શબ્દનો શુદ્ધોચાર કરે છે, અને (૫) જેનાથી આ સ્વાદવાળું છે ને આ સ્વાદરહિત છે અથવા બેસ્વાદ છે તે જાણે છે ? જે આ ૧ હૃદય છે, આ ૨ મન છે, ૩ સંજ્ઞાન (ચેતનભાવ) છે, ૪ અજ્ઞાન એટલે ઈશ્વરભાવ છે, ૫ વિજ્ઞાન એટલે પદાર્થના ગુણદોષનું પરિજ્ઞાત અથવા ચોસઠ કળા વગેરેનું જ્ઞાન છે, ૬ પ્રજ્ઞાન એટલે નવા નવા સંકલ્પનું હેતુભૂત તાત્કાલિક જ્ઞાન છે, ૭ જે ગ્રંથમાં દર્શાવેલા વિષયની ધારણ કરવાવાળી મેધા શક્તિ છે, ૮ જે દૃષ્ટિ એટલે ઇંદ્રિયોથી વિષયની ઉપલબ્ધિ છે, ૯ ધૃતિ એટલે ધારણાશક્તિ છે, ૧૦ મતિ એટલે મનન કરવાની શક્તિ છે, ૧૧ મનીષા એટલે મનનમાં સ્વતંત્રતા છે, ૧૨ જૂતિ એટલે રાગ–મોહથી મનમાં દુ:ખિયારાપણું છે, ૧૩ સ્મૃતિ એટલે સ્મરણ છે, ૧૪ સંકલ્પરૂપ છે, ૧૫ યજ્ઞરૂપ છે, ૧૬ અસુ એટલે પ્રાણોની શ્વાસોચ્છ્‌વાસ વગેરે જીવવામાં પ્રવૃત્તિરૂપ છે, ૧૭ કામ કહેતાં ન મળતા પદાર્થ તરફ ઇચ્છા-

---

સમજવો. એ બન્નેના સામાનાધિકરણ્ય–સમાન વિભક્તિવાળાપણાથી 'अस्मि' એ પદ બન્નેની એકતાનું સ્પષ્ટ કરાવી 'હું બ્રહ્મ જ છું'–એવો નિશ્ચય કરાવે છે. (૩) આ પછી સામવેદનું "तत्त्वमसि" એ મહાવાક્ય કહું [illegible] 'तत्' એટલે નામરૂપાદિ રહિત પર તત્ત્વ, અને 'त्वम्' એટલે દેહેન્દ્રિયાદિકથી વિલક્ષણ દૃષ્ટારૂપ આત્મ[illegible] બન્નેની એકતા "असि" પદ કરાવે છે, તેથી આત્મા અને પરમાત્માના એકત્વનો સાક્ષાત્કાર થાય છે [illegible] અથર્વ વેદનું "अयमात्मा ब्रह्म" એ મહાવાક્ય કહું. આમાં "अयम्" એ પદ આત્માનું સ્વપ્રકાશપણું [illegible] સૂચવે છે અને "आत्मा" પદ અહંકારથી માંડીને દેહ પર્યંતના સકલ પદાર્થ કરતાં એ વસ્તુ ભ[illegible] એવો અર્થ દર્શાવે છે. માટે આત્મા સ્વયં બ્રહ્મરૂપ છે એમ અનુભવો. આટલો આ પ્રકરણનો [illegible]

રૂપ છે, ને ૧૮ વશ સ્ત્રી આદિ સબંધમાં અભિલાષા છે? એવો તે આત્મા કિયો છે?'

આમ પ્રશ્ન પૂછી એમાથી 'प्रज्ञानं ब्रह्म' દર્શાવ્યુ છે, તેને જે જાણે છે, તે જ 'प्रज्ञानं ब्रह्म' છે એનાથી પુરુષ, (૧) નેત્રદ્વારા નિકળેલી અતઃકરણની વૃત્તિરૂપ ઉપાધિવાળા ચૈતન્યે કરીને જુવે છે, (૨) શ્રોત્ર એટલે કર્ણેન્દ્રિયદ્વારા નીકળેલી અતઃકરણની વૃત્તિરૂપ ચૈતન્યે કરીને સ્વરસમુદાયને સાંભળે છે, (૩) ઘ્રાણ એટલે નાસિકાદ્વારા નીકળેલી અતઃકરણની વૃત્તિરૂપ ઉપાધિવાળા ચૈતન્યે કરીને ગધને સુઘે છે, (૪) ત્વગિંદ્રયદ્વારા નીકળેલી અતઃકરણની વૃત્તિરૂપ ઉપાધિવાળા ચૈતન્યે કરીને શીત વા ઉષ્ણ સ્પર્શનુ ગ્રહણ કરે છે, (૫) રસનેંદ્રિયદ્વારા નીકળેલી અન્તઃકરણની વૃત્તિરૂપ ઉપાધિવાળા ચૈતન્યે કરીને સ્વાદુ અને અસ્વાદુ રસનું ગ્રહણ કરે છે, (૬) જે ચૈતન્યે કરીને વાગિંદ્રિયદ્વારા બોલે છે, (૭) પાદિંદ્રિયદ્વારા ચાલે છે, (૮) હસ્તેંદ્રિયદ્વારા ગ્રહણ કરે છે, (૯) ગુદાદ્વારા ત્યાગ કરે છે, (૧૦) ઉપસ્થ એટલે લિંગદ્વારા આનદ લે છે, (૧૧) મનોદ્વારા સકલ્પવિકલ્પ કરે છે, અને (૧૨) બુદ્ધિદ્વારા નિશ્ચય કરે છે, અર્થાત્ આ પ્રમાણે સર્વ ઇંદ્રિયોથી તથા અતઃકરણની ભિન્ન ભિન્ન વૃત્તિઓથી જે જાણવામાં આવે છે, તે **ચૈતન્ય પ્રજ્ઞાન** શબ્દનો અર્થ છે, એટલે તે તે વૃત્તિરૂપ ઉપાધિવાળુ ચૈતન્ય **પ્રજ્ઞાન** કહેવાય છે

વળી, એ જ ઐતરેયોપનિષદ્‌ના ૩જા અધ્યાયમા એ પ્રજ્ઞાનરૂપ આત્મા જ બ્રહ્મ છે, તે સબધે કહ્યુ છે કે,

"एष ब्रह्मैष इंद्र एष प्रजापतिरेते सर्वे देवा इमानि च पंचमहाभूतानि पृथिवी वायुराकाश आपो ज्योतींषीत्येतानीमानि क्षुद्रमिश्राणीव बीजानीतराणि चेतराणि चाण्डजानि च जारजानि च स्वेदजानि चोद्भिज्जानि चाश्वा गाव पुरुषा हस्तिनो यत्किंचेदं प्राणि जंगमं च पतत्रि च यच्च स्थावरं सर्वं तत्प्रज्ञानेत्रं प्रज्ञाने प्रतिष्ठितं प्रज्ञानेत्रो लोक प्रज्ञाप्रतिष्ठा प्रज्ञानं ब्रह्म ॥

આ પ્રજ્ઞાનરૂપ આત્મા જ બ્રહ્મ છે, એ જ ઇંદ્ર છે, એ જ પ્રજાપતિ છે, એ જ સર્વ દેવ છે, એ જ પચમહાભૂત–પૃથિવી, વાયુ, આકાશ, જલ ને જ્યોતિ છે એટલુ જ નહિ, પણ મશકાદિ અલ્પ પ્રાણી મિશ્ર પ્રાણી જેવા કે સર્પ, બીજરૂપ, જગમ એટલે અડજ (પક્ષી આદિ), જરાયુજ (મનુષ્યાદિ), સ્વેદજ (જૂ, માંકડ આદિ), ઉદ્‌ભિજ્જ (વૃક્ષાદિ), પુરુષ, ગાય ઘોડા, હાથી વગેરે પગેથી ચાલતા અને પાંખેથી ઉડતાં પ્રાણીઓ, સ્થાવર એટલે જેવાં કે પર્વતાદિ, તે પ્રજ્ઞાનેત્ર છે, અર્થાત્ બ્રહ્મના દોરાયલા દોરાય છે, અને પ્રજ્ઞાનમાં એટલે બ્રહ્મમા, પ્રતિષ્ઠિત એટલે રહેલાં છે, અર્થાત્ પ્રજ્ઞા તે જ જેને ચક્ષુ છે એવુ સર્વ જગત્ છે, અને પ્રજ્ઞાપ્રતિષ્ઠિત એટલે સર્વ જગતની પર્યવસાનભૂમિ પણ પ્રજ્ઞાન છે, એ પ્રજ્ઞાન પ્રત્યગાત્મા છે, અને તે જ બ્રહ્મ છે."

ઉત્તમ, મધ્યમ અને કનિષ્ઠ, એમ ત્રણ ભેદ સર્વત્ર હોય છે, તેમ દેહધારીમા પણ આ ત્રણ ભેદ છે દેવ ઉત્તમ દેહધારી કહેવાય છે, મનુષ્ય, મધ્યમ દેહધારી કહેવાય છે, અને તેથી અન્ય પશુપક્ષી વગેરે અધમ દેહધારી કહેવાય છે બ્રહ્મા, ઇંદ્ર, ચદ્ર, વરુણ, સૂર્ય આદિ, ઉત્તમ દેહધારી દેવોમા, મધ્યમ દેહધારી મનુષ્યોમાં, ગાય, ભેંસ, ઘોડા, હાથી, કીડી આદિ અધમ દેહધારીઓમાં, આકાશ, પૃથ્વી, જળ, તેજ, તથા વાયુમાં ને ચરાચર જગતમાં જે ચૈતન્ય વ્યાપી રહ્યુ છે, ને જે સર્વની ઉત્પત્તિ, સ્થિતિ તથા લયનુ કારણ છે, તે જ ચૈતન્ય બ્રહ્મ છે પ્રજ્ઞાન બ્રહ્મથી અભિન્ન છે, અને તે પ્રજ્ઞાનબ્રહ્મ મારામા પણ છે, એમ જીવે જાણવુ જોઇએ ૧–૨

## ૨ अहं ब्रह्मास्मि

(૩–૪, ૨ શ્લોક)

**અવતરણિકા**–'प्रज्ञानं ब्रह्म' એ પ્રકારનાં ઋગ્વેદના મહાવાક્યના અર્થનું વિવેચન કર્યા પછી, 'अहं ब्रह्मास्मि' 'હું બ્રહ્મ છુ' એ યજુર્વેદના મહાવાક્યના અર્થનુ વિવેચન કરે છે

**परिपूर्णः परात्माऽस्मिन्देहे विद्याधिकारिणि**
**बुद्धेः साक्षितया स्थित्वा स्फुरन्नहमितीर्यते ३**
**स्वतः पूर्णः परात्माऽत्र ब्रह्मशब्देन वर्णितः।**
**अस्मीत्यैक्यपरामर्शस्तेन ब्रह्म भवाम्यहम् ४**

શબ્દાર્થ–પરિપૂર્ણ (દેશકાલાદિકથી અપરિચ્છિન્ન) પરમાત્મા, આ જગતમા બ્રહ્મવિદ્યાન

અધિકારી થયેલા મનુષ્યાદિ દેહમાં, બુદ્ધિના સાક્ષી થઇને પ્રકાશે છે. તે 'હું' (अहं) એ પ્રકારે કહેવાય છે. ૩ સ્વભાવથી પરિપૂર્ણ એવા પરમાત્માને આ મહાવાકયમાં 'બ્રહ્મ' શબ્દે કરીને વર્ણવ્યો છે; અને 'છું' (अस्मि) પદ, એકતાનું પરામર્શબોધક છે. તે હેતુથી હું બ્રહ્મરૂપ છું, આવો શ્રુતિનો અર્થ થાય છે. ૪

## ચન્દ્રકાન્ત વિવરણ

'अहं ब्रह्मास्मि' એ યજુર્વેદાંતર્ગત બૃહદારણ્યકોપનિષત્‌નું મહાવાકય છે. એ મહાવાકયમાં રહેલા 'અહમ્' એટલે હું પદના અર્થનું નિરૂપણ આવું છે. જે સ્વાભાવિક રીતે દેશ, કાળ અને વસ્તુથી પરિચ્છેદ રહિત હોય, તે પરિપૂર્ણ કહેવાય છે. મનુષ્ય, પશુ, પક્ષી, કીટ, પતગ આદિ અનેક દેહ છે. એ સર્વ દેહમાં મનુષ્ય દેહ ઉત્તમ છે; કારણ કે તે દેહથી શમ, દમ, તિતિક્ષા, શ્રવણ, મનન, નિદિધ્યાસન આદિ આત્મશ્રેયનાં સાધનો થઈ શકે છે, અને તેથીજ મનુષ્યદેહ આત્મજ્ઞાનનો અધિકારી છે. જેમ મનુષ્યદેહ ઉત્તમ ગણાય છે, તેમ ઋષિદેહ તથા દેવદેહ પણ ઉત્તમ ગણાય છે; કેમકે તે દેહમાં પણ આત્મશ્રેયનું સાધન થઈ શકે છે. વિવેકચૂડામણિમાં શ્રીશંકરાચાર્યે કહ્યુ છે કે, 'जंतूनां नरजन्म दुर्लभम् । પ્રાણીઓમાં મનુષ્યદેહ દુર્લભ છે.' ઉત્તમ પદાર્થની પ્રાપ્તિ દુર્લભ હોય છે. તેમ મનુષ્યદેહ દુર્લભ છે, માટે શ્રીશંકરાચાર્યે મનુષ્યદેહની દુર્લભતા કહી છે. હવે પરિપૂર્ણ પરમાત્મા, એ ઉત્તમ મનુષ્યના દેહમાં લિંગ શરીરના સાક્ષીરૂપે રહીને, અવિકારીપણાથી પ્રકાશે છે, લક્ષણાવૃત્તિએ કરીને 'અહમ્' (હું) પદનો અર્થ છે.

'अहं ब्रह्मास्मि'–'હું બ્રહ્મ છું' આ મહાવાકયમાં જે બ્રહ્મપદ છે, એ બ્રહ્મપદનો અર્થ દેશ, કાળ અને વસ્તુપરિચ્છેદ રહિત પરમાત્મા છે. એ પ્રમાણે લક્ષણાવૃત્તિએ કરીને વર્ણન થાય છે. 'अहं ब्रह्मास्मि' એ મહાવાકયમાં ત્રણ પદ છે: 'અહમ્,' 'ब्रह्म' અને 'अस्मि.' એમાંના 'अहम्' અને 'ब्रह्म' એ બન્ને પદ પ્રથમાંત છે, અને તે બન્નેનો અન્વય 'अस्मि'માં થાય છે, માટે તે બન્ને સમાનાધિકરણ છે. જેમ ઘડો મૃત્તિકા છે, એ વાક્યમાં ઘડાનું અને મૃત્તિકાનું સામાનાધિકરણ્ય હોવાથી, 'ઘડો' અને 'મૃત્તિકા' એ બન્ને પદનો અર્થ એક જ છે. તેમ 'अहम्' અને 'ब्रह्म' એ બન્ને પદનું સામાનાધિકરણ્ય હોવાથી, એ બન્ને પદનો અર્થ એક જ છે. એ બન્ને પદના અર્થની એકતા બોધક, 'अस्मि' પદ છે, 'अहम्' પદનો અર્થ જીવ, 'ब्रह्म' પદનો અર્થ પરમાત્મા અને 'अस्मि' પદ જીવ અને પરમાત્માની એકતાબોધક છે. એથી 'હું બ્રહ્મ છું,' એવો એ મહાવાક્યનો અર્થ થાય છે.

બૃહદારણ્યકના ત્રીજા પ્રપાઠકમાં ચોથા બ્રાહ્મણની દશમી કંડીકામાં આ મહાવાક્યનું સ્વરૂપ આ પ્રમાણે વર્ણવ્યુ છે:—

"ब्रह्म वा इदमग्र आसीत् तदात्मानमेवावेदहं ब्रह्मास्मीति तस्मात्तत्सर्वमभवत्तथर्षीणां तथा मनुष्याणां तद्धैतत्पश्यन्नृषिर्वामदेवः प्रतिपेदेऽहं मनुरभवं सूर्यश्चेति तदिदमप्येतर्हि य एवं वेदाहं ब्रह्मास्मीति स इदं सर्वं भवति तस्य ह न देवाश्च नाभूत्या ईशत आत्मा ह्येषां स भवत्यथ योऽन्यां देवतामुपास्तेऽन्योऽसावन्योऽहमस्मीति न स वेद यथा पशुरेवं स देवानां यथा ह वै बहवः पशवो मनुष्यं भुञ्ज्युरेवमेकैकः पुरुषो देवान्भुनक्त्येकस्मिन्नेव पशावादीयमानेऽप्रियं भवति किमु बहुषु तस्मादेषां तन्न प्रियं यदेतन्मनुष्या विद्युः ॥

આ સર્વ પૂર્વે એટલે જગદવસ્થાથી પૂર્વે બ્રહ્મરૂપ જ હતું. તે પોતે 'હું બ્રહ્મ છુ' એમ જાણતો હતો, તેથી તે સર્વરૂપ થયો એટલે આત્મારૂપ થયો. તેમજ ઋષિ તથા મનુષ્યોમાં પણ જેણે જેણે તેને જાણ્યો, તેઓ પણ બ્રહ્મ જ થયા. આવું આત્મસ્વરૂપ જાણનારા વામદેવ ઋષિ પણ એમ સમજ્યા કે, 'હું મનુ થયો,' 'હું સૂર્ય થયો.' 'હું બ્રહ્મ છું' એ પ્રમાણે હમણાં પણ કોઈ એ પ્રમાણે જાણે કે 'હું બ્રહ્મ છુ' તો તે પણ સર્વાત્મક થાય છે; અને એવા આત્મજ્ઞ પુરુષના બ્રહ્મભાવરૂપ ઐશ્વર્યનો અટકાવ કરવાને દેવતા પણ સમર્થ થતા નથી. કારણ કે તે એઓના આત્મરૂપ હોય છે. સમર્થ ન થાય એમાં તો વળી કહેવુંજ શું? કેમકે તે તે અન્ય છે, હું અન્ય છું, આ રીતે જે આત્માની અન્ય દેવરૂપે ઉપાસના કરે છે તે આત્માને ઓળખી શકતો નથી અને દેવો તેને પશુના સમાન ગણે છે, જેમ ઘણા પશુઓ મનુષ્યનું પાલન કરે છે, તેવી રીતેજ પ્રત્યેક મનુષ્ય દેવોનું રક્ષણ કરે છે. એ એકજ પશુનું હરણ થવાથી

પશુવાળાઓનું અપ્રિય થાય છે તો પછી ઘણા પશુઓનું હરણ થાય તો પૂછવુંજ શું? એટલા માટે, મનુષ્ય જો પોતાનાજ સ્વરૂપને જાણે તો તે દેવોને ગમતી વાત નથી. કારણ કે જેને આત્મસાક્ષાત્કાર થાય છે, તે મુક્ત થાય છે, ને તેથી તે મનુષ્ય દેવલોકોને સંતોષ પમાડવાનાં જે કર્મો છે, તે કરતો નથી. માટે જીવો આત્મજ્ઞાની થાય તે દેવોને પ્રિય નથી." એટલા માટેજ જીવે, 'હું બ્રહ્મ છું' એ પ્રમાણે જાણવુંજ મોક્ષનું પરમ સાધન છે, માટેજ મહાવાક્યમાં કહ્યું છે કે 'હું બ્રહ્મ છું;' અને એમ જાણવું, એજ જીવનું સફળ કર્તવ્ય છે. ૩–૪

---

# ૨ तत्त्वमसि

(૫–૬; ૨ શ્લોકો)

અવતરણિકા–अहं ब्रह्मास्मि એ મહાવાક્યનો અર્થ નિરૂપણ કરીને, 'तत्त्वमसि'–'તે તું છે,' એ પ્રકારે સામવેદના મહાવાક્યના અર્થનું વિવેચન કરે છેઃ—

**एकमेवाद्वितीयं सन्नामरूपविवर्जितम् ।**
**सृष्टेः पुराऽधुनाऽप्यस्य तादृक्त्वं तदितीर्यते**
**श्रोतुर्देहेंद्रियातीतं वस्त्वत्र त्वंपदेरितम् ।**
**एकता ग्राह्यतेऽसीति तदैक्यमनुभूयताम् ६**

શબ્દાર્થ–સૃષ્ટિની પહેલાં નામરૂપ વર્જિત એકજ અદ્વિતીય સદ્વસ્તુ પ્રતિપાદન હતી અને હમણાં સૃષ્ટિના સમયમાં પણ એ (સદ્વસ્તુ)નું તેવાપણુંજ છે, તે 'તે' (तत्) પદથી જણાવાય છે. (૫) અહીં શ્રોતાના દેહ ઈંદ્રિયોથી અતીત એટલે અન્ય વસ્તુ 'તું' (त्वम्) પદે કરીને જણાવી છે. તે, 'છે' (असि) એ પદે કરીને (બન્નેની) એકતા ગ્રહણ કરાવે છે. તે બન્નેનું (तत् તથા त्वम् પદના લક્ષ્યાર્થનું) ઐક્ય અનુભવ કરવું જોઇએ. ૫–૬

### ચન્દ્રકાન્ત વિવરણ

'सदेव सोम्येदमग्र आसीदेकमेवाद्वितीयम्। હે સોમ્ય! સૃષ્ટિ પહેલાં અદ્વિતીય–સજાતીય, વિજાતીય અને સ્વગત એમ ત્રિવિધ ભેદરહિત સત્ જ વસ્તુ હતું,' એવું વચન છે. એ શ્રુતિમાં ત્રિવિધ ભેદરહિત જે સદ્વસ્તુનું પ્રતિપાદન કર્યું છે, તે સદ્વસ્તુ સૃષ્ટિ સમયમાં એટલે સૃષ્ટિ થયા પછી પણ તેવું ને તેવું છે; એટલે ત્રિવિધ ભેદ રહિત છે, પણ સૃષ્ટિની ઉત્પત્તિથી સદ્વસ્તુમાં કોઈ જાતનો વિકાર થતો નથી. શ્રુતિ–સ્મૃતિના અર્થનો વિચાર કરવાથી એ પ્રકારે સદ્વસ્તુનું નિર્વિકારીપણું સિદ્ધ થાય છે. હવે ત્રિવિધ ભેદ રહિત એ સદ્વસ્તુ જ, 'तत्त्वमसि' એ મહાવાક્યમાં રહેલાં 'तत्' પદનો અર્થ છે. 'तत्त्वमसि'એ સામવેદાંતર્ગત છાંદોગ્યોપનિષત્નું મહાવાક્ય છે, અને તેમાં આ પ્રકારે એ પદનો અર્થ સમજાવ્યો છે.

### ઉદ્દાલક–શ્વેતકેતુ (પિતાપુત્ર)ની કથા

'तत्त्वमसि' એ મહાવાક્ય સામવેદના 'છાંદોગ્ય ઉપનિષદ્‌ના છઠ્ઠા પ્રપાઠકમાં છે. એ મહાવાક્યમાં કેવો ગંભીરાર્થ છે, તેનો પિતાએ પુત્રને નવ વાર ઉપદેશ કર્યો છે. તેના સંબંધમાં પિતાપુત્રની આ પ્રમાણે આખ્યાયિકા છે, તેનું યથાર્થપણાએ કરીને તું શ્રવણ, મનન અને નિદિધ્યાસન કરીશ તો આત્માપરમાત્માની એકતાનું સુદૃઢ જ્ઞાન મળી, અનુભવસિદ્ધ થશે.

ઉદ્દાલક નામના એક બ્રહ્મનિષ્ઠ ઋષિ હતા. તેમણે પોતાના પુત્ર શ્વેતકેતુને યોગ્યવિદ્યાનું પાત્ર જાણીને કહ્યું; "ઓ શ્વેતકેતુ! આપણા કુળાચાર પ્રમાણે તું હવે ગુરુને ઘેર વાસ કરી, બ્રહ્મચર્ય ધારણ કરીને, વિદ્યાધ્યયન કર. હે સોમ્ય! આપણા કુળમાં ઉત્પન્ન થયેલો પુરુષ વિદ્યાધ્યયન ન કરીને બ્રહ્મબંધુ(મૂર્ખ રહીને પોતાની આજીવિકા માટે બીજા બ્રાહ્મણોને બંધુ માનનાર)ના જેવો રહે, તે યોગ્ય ગણાય નહિ."*

આ પ્રમાણે પિતાએ કહ્યું એટલે બાર વર્ષની ઉમરનો શ્વેતકેતુ આચાર્યની પાસે ગયો, અને ત્યાં યજ્ઞોપવીત ધારણ કરીને ચોવીસ વર્ષની અવસ્થા થઈ ત્યાં સુધીમાં ચાર વેદ ભણીને મોટા મનવાળો, પંડિતમન્ય અને સ્તબ્ધ બની ગયો. પુત્ર ચારે વેદ ભણીને ઘેર આવ્યો, તે વખતે ઉપર જણાવેલા અભિમાનભર્યા ગુણો તેનામાં તેના પિતાએ દીઠા. તે ઉપરથી ઉદ્દાલકે કહ્યું. "ઓ પ્રિયદર્શન શ્વેતકેતુ! તું આવો મોટા

---

* પિતાએ પુત્રને આચાર્યને ઘેર વેદાધ્યયન કરવા મોકલ્યો, તે ઉપરથી એવું સ્પષ્ટ થાય છે કે પિતા વિદ્વાન્ હોવા છતાં પણ પુત્રને બીજા યોગ્ય વિદ્વાનની પાસે ભણવા મોકલવાનો પ્રાચીનકાળમાં સંપ્રદાય હતો.

મનવાળો, પંડિતમન્ય અને ઉદ્ધત સ્વભાવનો થઈ ગયો છે માટે બોલ, તને તારા આચાર્યની પાસેથી એવો તે કયો ઉત્તમ ઉપદેશ મળ્યો છે કે, જે ઉપદેશથી નહિ સાંભળેલું સાંભળ્યા જેવું થાય, નહિ મનન કરેલું મનન કર્યા સમાન થાય, અને નહિ નિશ્ચય કરેલું નિશ્ચય થયા જેવું થાય? આવો ઉપદેશ તેં તારા આચાર્યને પૂછ્યો હતો?"

આ પ્રમાણે પિતાએ પૂછ્યું ત્યારે, શ્વેતકેતુ બોલ્યો, "પિતાજી! આપે જે ઉપદેશની વાત કહી તે કેવી રીતે થઈ શકે?" ઉદ્દાલક બોલ્યા: "હે પ્રિયદર્શન! જેમ એક માટીના પિંડમાંથી મૃત્તિકાનાં સઘળાં ઘટાદિક કાર્યનો નિશ્ચય થઈ જાય છે, અને વાણીના આશ્રયરૂપ મૃત્તિકાના વિકાર (કાર્ય) તો નામમાત્ર છે, પરંતુ સત્ય તો મૃત્તિકા જ છે. એ જ પ્રમાણે સુવર્ણ વગેરેનાં દૃષ્ટાંતો પણ તેણે પુત્રને કહી બતાવ્યાં, અને પછી કહ્યું, "હે પ્રિયદર્શન પુત્ર! આ પ્રમાણે પરબ્રહ્મનો ઉપદેશ છે."

પિતાનું કહેવું સાંભળીને શ્વેતકેતુએ પૂછ્યું, "હે ભગવન્! આપે મને જે ઉપદેશ કર્યો, તે મારા ગુરુ જાણતા જ નથી. તે જો જાણતા હોત તો ગુણવાન, ભક્ત અને અનુગત એવા મારા જેવા શિષ્યને તે શા માટે કહેત નહિ? માટે તમે જ મને તે ઉપદેશ કરો." એટલે ઉદ્દાલક બોલ્યા. "ઠીક, ત્યારે હું તને કહું છું." પછી 'सदेव सोम्येदमग्र आसीदेकमेवाद्वितीयम्'. 'હે સોમ્ય! સૃષ્ટિની પૂર્વે સદા આ એક જ અદ્વિતીય સત્ હતું.' અહીંથી આરંભીને સતરૂપ બ્રહ્મથી ઈક્ષણપૂર્વક (જ્ઞાનપૂર્વક) તેજ, જલ અને અન્નરૂપ ત્રણ ભૂત અને ભૌતિક કાર્યોની ઉત્પત્તિ કહીને, પછી જીવ તથા બ્રહ્મની એકતાનાં બોધક 'तत्त्वमसि' 'તે તું છે,' એ મહાવાક્યનો નવ વાર ઉપદેશ કર્યો."

તેજ, જલ અને પૃથ્વી એ ત્રણનું પરસ્પર મળવું તેને त्रिवृत्करण કહે છે. તેનું નિરૂપણ કરનારા અવાંતર પ્રકરણની સમાપ્તિ કરીને સત્ (બ્રહ્મ)ના વિષયનું જેમાં નિરૂપણ કરવામાં આવ્યું છે, એવું મહાપ્રકરણ આરંભતાં, જ્યારે સુષુપ્તિમાં મનનો લય થાય છે ત્યારે સત(બ્રહ્મ)ની પ્રાપ્તિ થાય છે, એ વાત કરતાં પહેલાં મનોમય ઉપાધિનો તેણે અનુવાદ કર્યો છે:-

**પહેલી વારનો ઉપદેશ**

ઉદ્દાલક કહે છે:-"હે સોમ્ય! સાંભળ. પુરુષ જ્યારે સુવે છે ત્યારે 'આ પુરુષ સુતો છે,' એમ તે પુરુષને નામે કહેવાય છે. અને, હે સોમ્ય! તે વખતે તે સત્ની સાથે એકરૂપ થઇ જાય છે. તે પુરુષ પરમાર્થ સદ્રૂપ જે પોતાનું સ્વરૂપ, તેને વિષે લય થઈ જાય છે, તેથી તેને 'स्वपिति પોતા વિષે સુવે છે' એમ કહે છે. આ વખતે જો કે ચિત્, આનંદ વગેરે ગુણોની પ્રસિદ્ધિ થતી નથી, તોપણ જીવ પોતાના પરમાર્થ સ્વરૂપને પામે છે, આવો આનો અભિપ્રાય છે."

જીવને જાગ્રત્ અને સ્વપ્નાવસ્થામાં થયેલા પરિશ્રમ મટાડવા માટે સુષુપ્તિ અવસ્થામાં બ્રહ્મભાવરૂપી આશ્રયની પ્રાપ્તિ થાય છે તે વાત કહે છે;-

"હે સોમ્ય! જેમ સૂત્રથી બંધાયલું પક્ષી, પ્રત્યેક દિશાઓમાં ઉડી ઉડીને જાય છે, પરંતુ કોઇ પણ ઠેકાણે તેને જ્યારે આશ્રય મળતો નથી, એટલે તે જેમ પાછું પોતે જ્યાં બંધાયલું હોય, તે સ્થાનનો આશ્રય કરે છે, તેમ જ આ મનની ઉપાધિવાળો જીવ પણ, જાગ્રત્ તથા સ્વપ્નમાં સુખદુઃખરૂપી દિશાઓમાં ચારે તરફ ભટકી ભટકીને બીજે કોઇ પણ ઠેકાણે આશ્રય ન મળતાં પાછો પ્રાણરૂપી બંધનવાળા મનનો આશ્રય કરે છે, આમ તારે નિશ્ચય સમજવું. હે સોમ્ય! પ્રાણ એટલે પરબ્રહ્મ, તે મન એટલે જીવનો આશ્રય કરે છે, એમ જાણવું. માટે મન કહેતાં જીવ, તે પ્રાણ કહેતાં પરબ્રહ્મનો આશ્રય કરે છે."

આ પ્રમાણે 'स्वपिति' સુવે છે, એ નામની પ્રસિદ્ધિમાં આવેલા દ્વારવડે જીવનું સત્યસ્વરૂપ જે જગત્નું મૂળ છે, તે પુત્રને ઉદ્દાલકે દેખાડ્યું. હવે અન્નાદિક, કાર્ય કારણની પરંપરાદ્વારા જગત્નું મૂળ સત (બ્રહ્મ) છે; એ વાત પિતા પુત્રને ઉપદેશદ્વારા સમજાવે છે.

"હે સોમ્ય! હવે હું તને ક્ષુધા તથા તૃષાવિશે સમજાવું છું તે સાંભળ. પુરુષ જ્યારે ભોજન કરવાની ઇચ્છા કરે છે, તે વખતે 'આ પુરુષ ભોજન કરવાની ઇચ્છા કરે છે' એમ કહેવાય છે, અને તે વખતે ભોજન કરેલા કઠિન અન્નને પીધેલું પાણી લઈ જાય છે; અર્થાત્ તે કઠિન અન્નને દ્રવમય કરીને રસાદિકના પ્રભાવથી યોગ્ય

પરિણામને પમાડે છે. તેથી જળને, ખાધેલા અન્નને યોગ્ય માર્ગે લઈ જનારું કહેવામાં આવે છે. જેમ ગાયોનું પાલન કરનારા ગોવાળને 'ગોનાય' કહીએ છિયે, અશ્વના પાળકને 'અશ્વનાય' કહીએ છિયે અને પુરુષના પાળક રાજા અથવા તો સેનાપતિ વગેરેને 'પુરુષનાય' કહીએ છિયે, તેમ જ ખાધેલાં અન્નના પાચનકાળમાં જળ પણ ખાધેલા અન્નનું પાલન કરે છે, તેથી તેને 'અશનાય' (અશનપાળ) પણ કહેવામાં આવે છે. આ રીતે પાણી જ્યારે ખાધેલા અન્નનું પાચન કરે છે, ત્યારે માંસ વગેરે ધાતુઓદ્વારા આ શરીરરૂપી કાર્ય ઉત્પન્ન થાય છે. હે સોમ્ય! તું આ કાર્યનો વિચાર કર. આ શરીરરૂપી કાર્ય, કારણરહિત તો હોય જ નહિ. આ શરીરરૂપી કાર્યનું અન્ન વિના બીજે ક્યાં આગળ મૂળ હોય? અર્થાત્ શરીરનું મૂળ અન્ન જ છે.

"હે સોમ્ય! એ પ્રમાણે જ અન્ન પણ એક કાર્ય છે, તે ઉપરથી તેનું કારણ જળને જાણ; જળરૂપી કાર્યનું કારણ તેજને જાણ, અને હે સોમ્ય! તે તેજરૂપી કાર્યનું કારણ સત્ (બ્રહ્મ)ને જાણ. હે સોમ્ય! તે સત્ આ સ્થાવરજંગમાત્મક સર્વ પ્રજાનું મૂળ કારણ છે. વળી આ સર્વ પ્રજા સ્થિતિકાળમાં પણ તેજ સત્નો આશ્રય કરીને રહી છે અને અંતે પણ તેને વિશે જ તેનો લય થાય છે.

"પુરુષ જે સમયે જળપાન કરવાની ઇચ્છા કરે છે, તે સમયે "આ પુરુષ જળ પીવાની ઇચ્છા કરે છે" આમ કહેવામાં આવે છે. તે સમયે શરીરમાં રહેલા અગ્નિના અંશરૂપ જે તેજ છે, તે તેજ પીધેલા જળ વગેરે વસ્તુને લઈ જાય છે અર્થાત્ પીધેલા જળ વગેરે વસ્તુને રુધિરાદિકરૂપે પરિણામને પહોંચાડે છે, તેથી તે ગોનાય, અશ્વનાય, પુરુષનાય વગેરેની પેઠે 'ઉદન્ય' (ઉદકપાળ) એટલે ઉદક (પાણી)ને લઈજનારું કહેવાય છે. માટે જળથી પણ રુધિરાદિભાવદ્વારા આ શરીરરૂપી કાર્ય ઉત્પન્ન થયેલું છે. હે સોમ્ય! આ દેહરૂપી કાર્ય, કારણરહિત તો હોય જ નહિ, એમ નિશ્ચય જાણવું. ત્યારે આ શરીરનું જળ વિના બીજે ક્યાં મૂળ હોય? તેનું મૂળ કારણ જળ જ છે, એમ સમજવું.

"તે પછી, હે સોમ્ય! જળરૂપી કાર્યનું મૂળ તેજને જાણવું, અને તેજરૂપી કાર્ય ઉપરથી તેના મૂળ તરિકે સત્ (બ્રહ્મ)ને જાણવું. હે સોમ્ય! આ સર્વ પ્રજા સદ્વસ્તુથી જ ઉત્પન્ન થાય છે, તેનો જ આશ્રય કરીને રહે છે, અને અંતે તેને વિશે જ લય પામે છે. હે સોમ્ય! આ પ્રસિદ્ધ તેજ, જળ અને અન્નરૂપ ત્રણ દેવતાઓ, અધિષ્ઠાનરૂપ પરબ્રહ્મને પામીને, તે પ્રત્યેક ત્રણ પ્રકારના થાય છે, તે વાત પ્રથમ કહેવામાં આવી ગઈ છે. આ તેજ, જળ અને અન્નના કાર્યરૂપ શરીરદ્વારા સત્તત્ત્વનું નિરૂપણ કરું છું.

"હે સોમ્ય! પુરુષ મરણ પામે છે ત્યારે તેની વાણી મનમાં લય પામે છે, મન પ્રાણમાં લય પામે છે, પ્રાણ તેજમાં લય પામે છે, અને તેજ પરદેવતા (બ્રહ્મ)માં લય પામે છે. તે સતરૂપ છે, અને તે અણિમા એટલે જગતના અત્યંત સૂક્ષ્મ કારણરૂપ છે, અને તે સદ્રૂપાત્મા જેનું સ્વરૂપ છે એવું આ સર્વ જગત્ છે, અને કારણરૂપ તે સત્ય વસ્તુ જ ખરેખરું સત્ય છે, અને તે જ આત્મા છે માટે, હે શ્વેતકેતુ! 'तत्त्वमसि। તે (સત્) તું છે.' (૧)

## બીજી વારનો ઉપદેશ

શ્વેતકેતુએ કહ્યું;–"હે પૂજ્ય પિતાજી! આપે કહ્યું કે, સર્વ પ્રજા પ્રતિદિવસ સુષુપ્તિમાં સત્ (બ્રહ્મ)ને પામે છે, પરંતુ મને એ વાતમાં હજી પણ સંદેહ રહે છે; કારણ કે સત્ (બ્રહ્મ)ને પામ્યા છતાં પણ, "અમે સતને પામ્યા છિયે," એમ જાણવામાં આવતું નથી, માટે આપ મને ફરીને દૃષ્ટાંતોથી સમજાવીને મારો સંદેહ દૂર કરો."

ઉદ્દાલક કહે છે:–"હે પ્રિયદર્શન પુત્ર! જેમ મધમાખીઓ મધ ઉત્પન્ન કરે છે અને અનેક પરિણામવાળાં વૃક્ષોના રસોને એકઠા કરીને, રસોમાં મધુ ભાવરૂપી એકતા ઉત્પન્ન કરે છે. તે પછી તે રસો જેમ મધમાં જૂદે જૂદે રૂપે જણાતા નથી, અર્થાત્ 'હું તો અમુક વૃક્ષનો રસ છું' એમ સ્પષ્ટ રીતે જણાતા નથી, પણ માત્ર પરિણામ મધરૂપે જ જણાય છે, તેમ, હે સોમ્ય! આ સર્વ પ્રજા સુષુપ્તિ, મરણ અને પ્રલયકાળમાં સતને વિશે એકતા પામ્યા પછી, તે જાણતી નથી કે, અમે સતને પ્રાપ્ત થયાં છીએ. તે આત્મા આ લોકમાં વ્યાઘ્ર, સિંહ, વરુ, વરાહ, કીટ, પતંગ,

ડાંસ, મચ્છર અથવા તો બીજો હરકોઈ અવતાર ધારણ કરે છે. તે ઉત્થાન કાળમાં જ ધારણ કરે છે. અણિમા કહેતાં જે સૂક્ષ્મ સ્વભાવવાળો આત્મા છે, તે આત્મારૂપ જ આ સર્વ જગત્ છે, અને જે ખરું સત્ય છે તે આત્મા છે, માટે, હે શ્વેતકેતુ! 'तत्त्वमसि। તે (સત્) તું છે.' (૨)

### ત્રીજી વારનો ઉપદેશ

પિતાના આ ઉપદેશથી પણ શ્વેતકેતુના મનમાં સમાધાન થયું નહિ, એટલે તેણે પુનઃ પિતાને પૂછ્યું: "પિતાજી! આ જગતમાં પુરુષ પોતાના ઘરમાં સુતો હોય, તે ઉઠીને બીજે ગામ જાય ત્યારે તે જાણે છે કે હું મારે ઘેરથી આવું છું. ત્યારે તેને એમ જ સુષુપ્તિ આદિકમાંથી ઉઠેલા પ્રાણીને હું સતથી આવું છું, આવું જ્ઞાન કેમ થતું નથી, તે આપ મને સમજાવો."

ઉદ્દાલક બોલ્યા:–"હે પ્રિયદર્શન પુત્ર! જેમ પૂર્વ દિશા તરફ વહેનારી ગંગા આદિ નદીઓ પૂર્વ તરફ વહે છે; અને પશ્ચિમ તરફ વહેનારી નદીઓ પશ્ચિમ તરફ વહે છે; તે સર્વ નદીઓ પ્રથમ સમુદ્રમાંથી મેઘદ્વારા વૃષ્ટિરૂપે પૃથ્વી ઉપર પડેલી હોય છે, અને ફરી પણ તે સમુદ્રને પ્રાપ્ત થઇને સમુદ્રરૂપે જ થઇ જાય છે; તે નદીઓ સમુદ્રમાં મળ્યા પછી, 'આ હું ગંગા નદીનું જળ છું.' 'આ હું યમુના નદીનું જળ છું,' એમ જાણતી નથી. તેમ જ હે સોમ્ય! તારે નિશ્ચયપૂર્વક જાણવું કે, આ સર્વ પ્રજા સુષુપ્તિમાંથી ઉઠતી વખતે સત્‌માંથી આવ્યા છતાં પણ, અમે સત્‌માંથી આવેલ છીએ, એમ જાણતી નથી. આ લોકમાં વ્યાઘ્ર, સિંહ, વરુ, વરાહ, કીટ, પતંગ, ડાંસ, અથવા તો મચ્છર વગેરે જીવો સત્‌માંથી જ ઉત્પન્ન થાય છે, પરંતુ તે જાણતા નથી કે અમે સત્‌થી ઉત્પન્ન થયા છીએ. તે સત્ સૂક્ષ્મ સ્વભાવવાળો આત્મા છે. તે રૂપ જ આ સર્વ જગત્ છે, તે સત્ય છે, તે આત્મા છે માટે, હે શ્વેતકેતુ! 'तत्त्वमसि। તે (સત્) તું છે.' (૩)

### ચોથી વારનો ઉપદેશ

શ્વેતકેતુ બોલ્યો:–"લોકમાં પાણીને વિષે ફીણ, બુદ્‌બુદ, લહરી વગેરે ઉઠે છે, તે પાછાં જલરૂપ થઇને નાશ પામે છે, એ આપણે જોઇએ છીએ. પરંતુ જીવ તો સુષુપ્તિ, મરણ અને પ્રલય કાળમાં સદા સત્‌રૂપ કારણ ભાવને પ્રાપ્ત થયા છતાં પણ નાશ પામતો નથી, માટે મારો સંદેહ ટાળવા મને બીજાં દૃષ્ટાંતો આપીને સમજાવો."

ઉદ્દાલક બોલ્યા:–"હે સોમ્ય! આ સામે ઉભેલા મોટા વૃક્ષના મૂળમાં જો કોઈ કુહાડા વગેરેનો ઘા કરે તો તે વૃક્ષ સુકાઈ જાય નહિ પણ જીવતું જ રહે; અને જ્યાં કુહાડા વગેરે શસ્ત્રનો ઘાવ લાગ્યો હોય તે ઠેકાણેથી માત્ર તેનો રસ ઝરે, તેમ જ તેના મધ્ય ભાગમાં કુહાડો મારવામાં આવે તોપણ તે જીવતું રહે અને તેમાંથી રસ ઝરે, તેમ જ તે વૃક્ષની ટોચ ઉપર પ્રહાર કરવામાં આવે તોપણ તે જીવતું રહે અને તે ઠેકાણેથી રસ ઝરે. આનું કારણ માત્ર આટલું જ છે કે, તે વૃક્ષ જીવાત્માવડે વ્યાપ્ત હોય છે; મૂળિયાંવડે જળનું સારી પેઠે પાન કરે છે, અને પૃથ્વીના રસોને પોતાને વિષે ખેંચી લઇને પોતે પલ્લવિત રહે છે. જીવ જયારે તેની એક શાખાનો ત્યાગ કરી દે છે ત્યારે તે શાખા સુકાઈ જાય છે, બીજી શાખાનો ત્યાગ કરે છે ત્યારે બીજી શાખા પણ સુકાઈ જાય છે, અને જ્યારે આખાં ઝાડનો ત્યાગ કરે છે ત્યારે આખું ઝાડ પણ સુકાઈ જાય છે. હે સોમ્ય! આ પ્રમાણે તારે નિશ્ચય જાણવું. જેમ વૃક્ષ જીવથી યુક્ત હોય ત્યારે જીવે છે અને જીવથી રહિત થાય ત્યારે વૃક્ષ મરી જાય છે, પણ જીવ મરતો નથી; તેમ જ જીવનો વિયોગ થવાથી પ્રસિદ્ધ એવું આ શરીર અવશ્ય મરી જાય છે, પણ જીવ મરતો નથી. તે અણિમારૂપ (અત્યંત સૂક્ષ્મ) છે, અને આ સર્વ જગત્ તે રૂપ છે, તે સત્ય છે, અને તે આત્મા છે. હે શ્વેતકેતુ! 'तत्त्वमसि। તે (સત્) તું છે.' (૪)

### પાંચમી વારનો ઉપદેશ

શ્વેતકેતુ.–હે પિતાજી! આ પૃથ્વી આદિ નામરૂપવાળુ જે જગત્ છે, તે અત્યંત સૂક્ષ્મ, સત્‌રૂપ અને નામ તથા રૂપથી રહિત એવા સત્‌થી કેવી રીતે ઉત્પન્ન થઈ શકે? મારું મન તે વાત માન્ય કરતું નથી, માટે મને ફરી આપ સમજાવો.

ઉદ્દાલક:–"પુત્ર! આ સામે વડનું ઝાડ ઉભું છે, તેનું એક ફળ લઈ આવ."

પિતાની આજ્ઞા સાંભળી, તુરત શ્વેતકેતુ તેનું

એક ફળ લાવ્યો, અને પિતા પ્રત્યે બોલ્યો: "પિતાજી! આ ફળ લાવ્યો."

ઉદ્દાલક:–"એ ફળને ભાંગ."

શ્વેતકેતુ:–ફળ ભાંગીને બોલ્યો: "પિતાજી, ભાંગ્યું."

ઉદ્દાલક:–"તે ભાંગેલા ફળમાં તું શું જુવે છે?"

શ્વેતકેતુ:–"તે ભાંગેલા ફળમાં ઘણાં જ સૂક્ષ્મ બી મારા જોવામાં આવે છે."

ઉદ્દાલક:–"હે પુત્ર! એ બીમાંથી એક બી ભાંગ."

શ્વેતકેતુ એક બી ભાંગીને બોલ્યો:"પિતાજી! બીને ભાંગ્યું."

ઉદ્દાલક:–"તેમાં તું શું જુવે છે?"

શ્વેતકેતુ:–"પિતાજી! કંઈપણ દેખતો નથી."

ઉદ્દાલક:–"હેસોમ્ય પુત્ર! તું તેમાં રહેલાં સૂક્ષ્મ બીને પ્રસિદ્ધ રીતે જોઈ શકતો નથી, પણ તે સૂક્ષ્મ બીજનું કાર્ય આ સામો ઉભેલો વડ છે. હે સોમ્ય! તે ઉપરથી તારે ખરેખર માનવું કે, સદ્વસ્તુ પણ એ પ્રમાણે અત્યંત સૂક્ષ્મ છે, અને તે સતરૂપ જ આ સર્વ જગત્ છે, તે બ્રહ્મ છે, ને તે આત્મા છે. માટે, હે શ્વેતકેતુ! 'तत्त्वमसि તે (સત્) તું છે.' (૫)

### છઠ્ઠી વારનો ઉપદેશ

શ્વેતકેતુએ પિતાને પૂછ્યું: "પિતાજી! પુનઃ જ્યારે સત્ (બ્રહ્મ) જગતનું કારણ છે. ત્યારે આપણે તેને કેમ દેખતા નથી? આપ મને તે વિષય ફરીને દૃષ્ટાંતોથી સમજાવો."

ઉદ્દાલકે પોતાના પુત્રને મીઠાનો ગાંગડો આપ્યો અને બોલ્યા: "પુત્ર! આ મીઠાનો ગાંગડો પાણીમાં નાંખજે, અને કાલે પ્રભાતમાં તે પાણી મારી પાસે લાવજે."

શ્વેતકેતુએ પિતાની આજ્ઞા પ્રમાણે કર્યું, અને બીજે દિવસે પ્રભાતમાં ઉઠીને પિતાની પાસે મીઠાંવાળું પાણી લઈ ગયો, અને પિતાને કહ્યું કે, "આપના ઉપદેશ પ્રમાણે મેં કર્યું છે."

ઉદ્દાલક:–"પુત્ર! તેં ગઈરાતે જે મીઠું પાણીમાં નાખ્યું હતું, તે પાછું કાઢી આપ." તે સાંભળી પુત્રે પાણીના વાસણમાં જોયું તો તેમાં મીઠાનો ગાંગડો નજરે પડ્યો નહિ, એટલે તેના પિતાએ કહ્યું: "પુત્ર! તે મીઠું તો પાણીમાં ઓગળી ગયું છે; પણ હવે તું તે પાણીના ઉપરના ભાગમાંથી આચમન કર." એટલે પુત્રે તે પાણીના ઉપરના ભાગમાંથી આચમન કર્યું. તે પછી પિતાએ પુત્રને પૂછ્યું.

ઉદ્દાલક:–"આ પાણીનો સ્વાદ કેવો લાગે છે?"

શ્વેતકેતુ:–"મહારાજ! આ પાણી સ્વાદમાં તો ખારું લાગે છે."

ઉદ્દાલક:–"હવે આ પાણીની વચ્ચેથી આચમન કર."

પુત્રે તે પાણીની વચ્ચેથી આચમન કર્યું એટલે પિતાએ પૂછ્યું,–"આ પાણી સ્વાદમાં કેવું લાગે છે?"

શ્વેતકેતુ:–"આ પાણી પણ સ્વાદમાં ખારું લાગે છે."

ઉદ્દાલક:–"હે પુત્ર! હવે પાણીની નીચેના ભાગમાંથી આચમન કર."

શ્વેતકેતુએ નીચેના ભાગમાંથી આચમન કર્યું, તે પણ તેને ખારું લાગ્યું. પછી તેના પિતાએ કહ્યું:–"હવે તું મારી પાસે આવ." શ્વેતકેતુ તે પાણીનો ત્યાગ કરીને પિતાની પાસે આવ્યો, અને તેણે કહ્યું કે, "પિતાજી! તે પાણીમાં મીઠું તો સર્વ અવયવમાં સરખી રીતે રહેલું છે." તે સાંભળી ઉદ્દાલક બોલ્યા:—

"હે સોમ્ય! પ્રથમ મીઠાનો ગાંગડો જોવામાં આવતો હતો, અને તેનો સ્પર્શ પણ થતો હતો પરંતુ તે જ્યારે પાણીમાં ઓગળી ગયો ત્યારે જોવામાં પણ આવતો નથી, તેમ તેનો સ્પર્શ પણ થઈ શકતો નથી; તો પણ તેમાં મીઠું વિદ્યમાન છે; કારણ કે તે જિહ્વારૂપી ઇંદ્રિયવડે પ્રતીત થાય છે. તેમજ આ સત્ (બ્રહ્મ) તેજ જલ અને અન્ન આદિક કાર્યનું કારણ છે. તે વડના ટેટાના બીમાં રહેલા સૂક્ષ્મ બીજની પેઠે વિદ્યમાન છતાં પણ, ઇંદ્રિયોથી તેનું ગ્રહણ થઇ શકતું નથી. તેં જેમ પાણીમાં રહેલા મીઠાને જિહ્વા ઇન્દ્રિયથી જાણ્યું, તેમ વિદ્યમાન જગતના મૂળ કારણરૂપ સતને પણ બીજા ઉપાયોથી જાણીશ. તે સત્ અણિમા–અત્યંત સૂક્ષ્મભાવને પામેલો આત્મા છે, અને, હે શ્વેતકેતુ! 'तत्त्वमसि। તે (સત્) તું છે.' (૬)

## સાતમી વારનો ઉપદેશ

શ્વેતકેતુ –"જગતનું મૂળ કારણ સત્, મીઠાની પેઠે ઇંદ્રિયોથી ગ્રહણ થઇ શકતું નથી, પણ બીજા ઉપાયોથી તે જાણી શકાય છે, અને જેને જાણવાથી હું કૃતાર્થ થાઉં અને જેને ન જાણવાથી હું અકૃતાર્થ થાઉં તેમ છે, માટે તે સત્ (બ્રહ્મ)ને જાણવાનો શો ઉપાય છે, તે મને ફરીને કહી બતાવો."

ઉદ્દાલક.–" હે સોમ્ય ! જેમ પૈસા હરી લેનારો ચોર, કોઈ એક ગંધારદેશના રહેનારા વાટમાર્ગુને આંખે પાટા બાંધી, ગધારદેશમાંથી અહીં લઈ આવે, અને તેની પાસેથી પૈસા લુટી લઈ તેને કોઈ નિર્જન પ્રદેશમાં છૂટો મૂકી દે, ત્યારે તે નિર્જન પ્રદેશમાં તે પુરુષ દિશાઓની ભ્રાંતિથી પૂર્વ તથા ઉત્તર દિશામાં ભટકયા કરે છે; અને 'મને આંખે પાટો બાંધીને અહીં આણવામાં આવ્યો છે, તથા અહીં પણ એવી જ સ્થિતિમાં છૂટો મૂકી દીધો છે' આમ પોકાર કર્યા કરે છે. તે વખતે કોઈ દયાળુ પુરુષ તેનાં નેત્રનો પાટો છોડીને કહે કે, 'આ ઉત્તર દિશા તરફ ગંધારદેશ છે માટે તે દેશ તરફ તું ચાલ્યો જ,' એટલે તે પુરુષ બીજાએ બતાવેલા માર્ગનો મનમાં નિશ્ચય કરીને એક ગામથી બીજા ગામનો રસ્તો પૂછતો પૂછતો, ગંધારદેશમાં જ પાછો આવે છે. તે પ્રમાણે અહીં પણ પુણ્યપાપાદિક કર્મરૂપી ચોરોએ જીવરૂપી વટેમાર્ગુને, જગદાત્મા એવા સતથી જૂદો પાડીને, તેજ, જલ, અન્ન; વાત, પિત્ત, કફ; રુધિર, માંસ, મેદ; અસ્થિ, મજ્જા, શુક્ર; કૃમિ, મૂત્ર, વિષ્ઠા વગેરેથી યુક્ત, તથા શીત, ઉષ્ણ વગેરે અનેક સુખદુ:ખાદિકથી ભરેલા દેહરૂપી વનમાં, મોહરૂપી પાટાવડે, તેની આંખો બાંધીને, સ્ત્રી, પુત્ર, પશુ, બધુ આદિક અનેક વિષયો સબધી તૃષ્ણારૂપી વાસનાથી બાંધીને છોડી દીધો છે; તેથી તે હું અમુકનો પુત્ર છું, આ મારા બાંધવો છે, 'હું સુખી છું, હું દુઃખી છું, હું મૂર્ખ છું, હું પંડિત છું, હું ધર્મનિષ્ઠ છું, હું બંધનરૂપ સસારમાં બંધાયલો છું, જન્મું છું, મરણ પામુ છું, ક્ષીણ થઈગયો છું, પાપી છુ, મારો પુત્ર મરણ પામ્યો છે, મારું ધન કોઇ હરી ગયું છે, અરે રે! મારો નાશ થયો, હું હવે કેમ જીવી શકીશ! મારી શી ગતિ થશે? મારી કોણ રક્ષા કરશે? એમ ચોતરફથી, સેંકડો અનર્થોથી ઘેરાયલા પુરુષની પેઠે પોકાર કરતો દેહરૂપી પ્રદેશમાં ભટકયા કરે છે, પણ તે જ્યારે આકસ્મિક પુણ્યના યોગથી, કોઇ પણ બધનરહિત બ્રહ્મનિષ્ઠ સત્ પુરુષને મળે છે, અને તે દયાળુ મહાત્મા જ્યારે તેના મોહરૂપી પાટાઓ ખસેડી, સંસારી વિષયોમાં દોષદૃષ્ટિનો માર્ગ તેને દેખાડે છે, ત્યારે તે સસારથી વિરક્ત થાય છે. પછી આચાર્ય તેને કહે છે કે, તું સંસારી અથવા તો અમુકનો પુત્ર વગેરે ધર્મવાળો નથી, પરંતુ જે સત્ વસ્તુ છે, તે તું પોતે જ છે; અર્થાત્ 'तत्त्वमसि' (તે તું છે ) એટલે જેના મોહાદિક પાટાઓ દૂર થયા છે એવો તે પુરુષ, ગધારદેશવાસી પુરુષની પેઠે, પોતાના સતસ્વરૂપ આત્માને પામીને સુખી થાય છે."

એ જ અર્થનું નિરૂપણ કરતાં કહે છે કે ' आचार्यवान् पुरुषो वेद પુરુષ ગુરુથી જ્ઞાન મેળવે છે,'' અને તે જ્ઞાનીનો જ્યાંસુધી દેહપાત થતો નથી, ત્યાંસુધી જ તેને સતની પ્રાપ્તિમાં વિલંબ છે, અર્થાત્ તેનો જેવો દેહપાત થાય છે કે, તુરત તે સદ્વસ્તુને પામે છે. તે સદ્વસ્તુ અતિસૂક્ષ્મ છે, અને તે રૂપ આ સર્વ જગત્ છે. તે સત્યરૂપ છે, તે આત્મારૂપ છે, માટે હે શ્વેતકેતુ! 'तत्त्वमसि। તે (સત્) તું છે.' (૭)

## આઠમી વારનો ઉપદેશ

શ્વેતકેતુએ કહ્યું:–"આપે જે દેહપાત સમયે સત્ની પ્રાપ્તિ થવાનો ક્રમ કહ્યો, તે તો સંસારીના મરણનો ક્રમ કહ્યો; એ ક્રમથી કંઈ વિદ્વાનને સતની પ્રાપ્તિ થવાની નથી. અહીં મરણવાળાને સત્ની પ્રાપ્તિ થાય અને વિદ્વાનને સત્ની પ્રાપ્તિ થાય, એ બેમા ભેદ શો છે તે કહેવું જોઇએ. માટે આચાર્ય પુરુષની પેઠે મરણવાળો પુરુષ, જે ક્રમે કરીને સતને પ્રાપ્ત થાય છે, તે ક્રમ મને દૃષ્ટાંતથી ફરી સમજાવો."

ઉદ્દાલક:–"હે સોમ્ય! જ્વર અને શ્વાસ આદિક રોગથી ઘેરાયલા પુરુષને તેના બાંધવો વગેરે ઘેરી બેસે છે, અને તેઓ રોગીને પૂછે છે કે, 'ભાઈ! તું મને જાણે છે? તુ મને ઓળખે છે?' ત્યારે જ્યાં સુધી તે મરણ પથારીએ પડેલા પુરુષની વાણી મનમાં, મન પ્રાણમાં, પ્રાણ તેજમાં, અને તેજ પરદેવતામાં લય પામતા

નથી, ત્યાંસુધી તે પુરુષ સૌને જાણે છે ઓળખે છે પરંતુ જ્યારે મરવા પડેલા, પુરુષની વાણી મનમાં, મન પ્રાણમાં, પ્રાણ તેજમાં અને તેજ પરદેવતામાં લય પામે છે ત્યારે તે કંઈ પણ જાણતો નથી. તે પરદેવતા એ જ અણિમા એટલે સૂક્ષ્મભાવનાપન્ન બ્રહ્મ છે, અને તે રૂપ આ સર્વ જગત્ છે, તે સત્ય છે, અને તે આત્મા છે. માટે હે શ્વેતકેતુ! 'तत्त्वमसि। તે સત્ તું છે.' (૮)

## નવમી વારનો ઉપદેશ

શ્વેતકેતુના મનનું આથી પણ સમાધાન થયું નહિ, તે ઉપરથી તેણે પુન. પિતાને પૂછ્યું "હે પિતાજી! જ્યારે મરનારો અને મુક્ત થનારો એ બન્નેને સત્‌ની પ્રાપ્તિ સમાન રીતે થાય છે, તો પછી તે બેમાં સત્‌ને પામેલો વિદ્વાન્ જન્માદિકની આવૃત્તિને પામતો નથી અને અવિદ્વાન્ જન્માદિકની આવૃત્તિને પામે છે, તેનું શું કારણ? તે દૃષ્ટાંત સાથે મને ફરી સમજાવો."

ઉદ્દાલક—"હે સોમ્ય! જેમ કોઈ પુરુષ ઉપર ચોરીનો શક આવ્યો હોય, તેને રાજાના સીપાઈઓ હાથ બાધીને લઈ આવે છે ત્યારે કોઈ પૂછે છે કે, 'આણે શો અપરાધ કર્યો છે?' તે વખતે રાજાના અધિકારીઓ કહે છે કે, 'આણે ધન ચોર્યું છે. તેની પરીક્ષા માટે લોઢાનો કુહાડો ધગાવીને તેની પરીક્ષા કરો' એ પુરુષ જો ચોરી કરનાર હોય તો તે પકડાઈ જાય છે. અર્થાત્ 'મેં ચોરી કરી નથી,' આવી પ્રતિજ્ઞા કરનારો ચોર, અસત્યથી પોતાનું કર્મ છૂપાવવા, તપેલો દડ હાથથી પકડે છે એટલે તે દાઝે છે અને તે ઉપરથી રાજાના અધિકારીઓ તેને અપરાધી ગણીને શિક્ષા કરે છે. પણ તેણે જો ચોરી ન કરી હોય તો તે ખરી પ્રતિજ્ઞા કરનાર તે પુરુષ સત્યવડે આત્માને આચ્છાદિત કરીને ધગધગતા લોઢાના કુહાડાને હાથથી પકડે છે, પરતુ તેથી તે દાઝતો નથી, અને ચોરીના મિથ્યા આરોપમાંથી છુટી જાય છે. અહીં ખરી પ્રતિજ્ઞા કરનારો પુરુષ દાઝતો નથી, પરંતુ મિથ્યા પ્રતિજ્ઞા કરનારો દાઝે છે. પરતુ અસત્ પ્રતિજ્ઞા કરનારો સત્‌ની (બ્રહ્મની) પ્રતિજ્ઞા કરનાર અને મિથ્યા પ્રતિજ્ઞા કરનાર બન્નેને શરીર પડતી વખતે સત્‌ની પ્રાપ્તિ તો તુલ્ય છે, તથાપિ વિદ્વાન્ સત્‌ને પામીને પાછો વ્યાઘ્ર, દેવ વગેરેના દેહ ધારણ કરવા માટે જન્માદિકને ધારણ કરતો નથી, પરતુ અવિદ્વાન્ જેવાં કર્મો પોતે કર્યાં હોય અને શાસ્ત્રોમાં તેનું જેવું ફળ કહ્યું હોય તેવાં ફળો ભોગવવા માટે દેવ, માનવ, પશુ વગેરેનાં શરીરો ધારણ કરવા માટે જન્માદિકની આવૃત્તિ પામ્યા કરે છે. માટે જેના સ્વરૂપની પ્રતિજ્ઞા તથા અપ્રતિજ્ઞાને લીધે મોક્ષ તથા બંધન થાય છે, તથા જે જગતનું મૂળ કારણ છે, તથા જેના આધારવાળી અને જે વિષે અતવાળી આ સર્વ પ્રજા છે તથા જે અમૃત, અભય, શિવ અને અદ્વિતીય છે, તે સદ્બ્રહ્મરૂપ આ સર્વ જગત્ છે તે બ્રહ્મ સત્ છે, અને તે સત તારા આત્મસ્વરૂપ છે. માટે હે શ્વેતકેતુ! 'तत्त्वमसि। તે (સત્) તું છે.'" (૯)

## ભાષ્યકાર શંકરાચાર્યનો અભિપ્રાય

ગુરુ—આ પ્રમાણે પિતાએ પુત્રને નવવાર 'तत्त्वमसि'નો ઉપદેશ કર્યો છે. આ મહાવાક્યના ઉપદેશથી શું સિદ્ધ થયું? આવી શંકા કરીને ભગવાન ભાષ્યકાર કહે છે કે—જે આત્મા નહિ સાંભળેલું સાંભળવાને, નહિ મનન કરેલું મનન કરવાને, અને નહિ જાણેલું જાણવાને અધિકારી થયો છે, અને આપણે જે આત્મારૂપ અર્થને त्वम् પદનો વાચ્ય કહીએ છિયે; તે આત્માને પોતાના સ્વરૂપમાં, ક્રિયાના સબંધી તથા ફલના ભોક્તાપણા સબંધી કાર્યમાં, જે મિથ્યાધિકારીપણાનું જ્ઞાન થયું છે તે વિપરીત જ્ઞાનની નિવૃત્તિ થવી, એ આ મહાવાક્યના ઉપદેશનું પરમ ફળ છે, કારણ કે, જ્ઞાન થયા પહેલાં 'હું અગ્નિહોત્રી આદિ કર્મોનો અધિકારી છું, અને તે અગ્નિહોત્રાદિક કર્મો કરીને તેનાં ફળભૂત સ્વર્ગાદિક સુખ હું ભોગવીશ,' આવું જે કર્તૃત્વનું તથા ભોક્તૃત્વનું અભિમાન થયું હતું, તે સર્વ વિપરીત જ્ઞાન, 'એક જ અદ્વિતીય જગતનું મૂળ જે સત્ છે, તે તું છે,' એ મહાવાક્યના ઉપદેશથી પુરુષને જ્યારે સદ્વસ્તુનું જ્ઞાન થાય છે ત્યારે દૂર થાય છે, અને જીવ તે કર્તાભોક્તાપણાથી છૂટી જાય છે; કારણ કે, કર્તાપણાઆદિકનું જ્ઞાન તથા બ્રહ્મરૂપપણાનું જ્ઞાન, આ બન્ને પરસ્પર વિરોધી છે, માટે બ્રહ્મરૂપપણાનાં જ્ઞાનથી કર્તાપણા વગેરેના અભિમાનની નિવૃત્તિ થાય છે. જ્યારે એક

અદ્વિતીય આત્માને, 'એ આત્મા હું છું.' એમ તે જાણે છે ત્યારે 'આ કામ મારે કરવાનું છે અને આનું ફળ મારે ભોગવવાનું છે,' વગેરે ભેદજ્ઞાન રહેતું જ નથી, માટે અદ્વિતીય આત્માનું જ્ઞાન થતી વખતે જ મિથ્યા એવા જીવાત્માનું અજ્ઞાન નિવૃત્ત થઈ જાય છે.

### ૪ શંકાઓનું સમાધાન

વળી કોઈ (૧) શંકા કરે કે, તત્ત્વમસિ એ વાક્યમાં તો આદિત્ય, મન વગેરેમાં બ્રહ્મબુદ્ધિ કરવાનો પણ ઉપદેશ કર્યો છે. જગતમાં જેમ શાલિગ્રામ આદિકને વિષે વિષ્ણુ વગેરેની ભાવના કરવાનો ઉપદેશ કરવામાં આવ્યો છે, તેમ ત્વમ્ પદ વાચ્ય જીવને વિષે પણ બ્રહ્મબુદ્ધિ કરવાનો ઉપદેશ કર્યો હશે, પરંતુ સત્ એ જ શ્વેતકેતુ છે, એમ કંઈ અહીં સમજવાનું નથી. જો તેમ હોય તો તે પોતે પોતાને શા માટે ન જાણે ? અને તેને તત્ત્વમસિનો ઉપદેશ શામાટે કરવો પડે ? આ શંકાનું સમાધાન આપતાં ભાષ્યકાર ભગવાન્ શંકરાચાર્ય કહે છે કે, જેમ આદિત્ય, મન ઇત્યાદિકમાં બ્રહ્મબુદ્ધિ કરવા માટે ઉપદેશ કર્યો છે, તેમ અહીં નથી; કારણ કે ત્યાં તો "आदित्यो ब्रह्मेति व्यजानात्। આદિત્ય બ્રહ્મ છે એમ તેણે જાણ્યું." આ વાક્યમાં इति શબ્દનો અંતરાય રાખીને તેવી ભાવના કરવાનો ઉપદેશ કર્યો છે, પણ પ્રકૃત વાક્યમાં તેવી રીતે અંતરાય કરનારું કોઈ પણ પદ નથી. માટે આ પ્રકૃત વાક્ય, પહેલાં વાક્યથી તદ્દન નિગળું જ છે. આ વાક્યમાં તો ચાલતા પ્રકરણમાં સત્નો જ, દેહમાં જીવરૂપે પ્રવેશ કરીને, 'તે તું છે' એમ સદ્રૂપનો ઉપદેશ કર્યો છે.

વળી કોઈ એવી પણ (૨) શંકા કરે કે, જેમ કોઈ શૌર્ય અથવા તો ક્રૂરતાવાળા પુરુષને, 'તું તો સિંહ છે' એમ ઉપચારથી કહે છે, તેમ પ્રકૃત વાક્યમાં પણ કહેલું છે, એવી શંકા પણ અહીં સંભવતી નથી; કારણ કે, ઘટાદિક કાર્યથી અભિન્ન એવા મૃત્તિકાદિક કારણની પેઠે, એક અદ્વિતીય સત તું છે, એમ ઉપદેશ કરેલો છે; માટે અદ્વિતીયમાં ઉપચાર સંભવી શકે જ નહિ. જ્યાં ભેદ હોય, અને ગુણાદિકથી સમાનતા હોય ત્યાં જ ઉપચાર થઈ શકે છે. જેમકે, 'તું તો સિંહ છે,' તેમાં તું અને સિંહ આ બન્ને પદાર્થો ભિન્નભિન્ન છે; અને શૌર્ય ક્રૂરતા આદિ ગુણોની સમાનતા છે, માટે એ વાક્યમાં ઉપચાર થઈ શકે; પરંતુ પ્રકૃત વાક્યમાં તો અદ્વિતીય વસ્તુનું વિવેચન કર્યું છે, તેમાં ઉપચાર કેમ કરી શકાય ? માટે આ શ્રુતિના ઉપદેશમાં **ઔપચારિકપણાની** શંકા પણ કરી શકાય તેમ નથી. વળી એ શ્રુતિમાં, 'તેને તેટલો વિલંબ છે કે જ્યાં સુધી દેહમુક્ત થતો નથી; આવી રીતે જે વિદેહમોક્ષ કહ્યો છે, તે કંઈ ઔપચારિક આરોપિત એકતાથી સિદ્ધ થાય નહિ. કેમકે, તું ઇંદ્ર છે, તું યમ છે, વગેરે વાક્યો ઔપચારિક છે, તેથી તે મિથ્યા છે, માટે આ ઠેકાણે ઉપરની શંકા પણ ટકી શકતી નથી.

સત્ હોય તો પોતે જ પોતાને શા માટે જાણે નહિ ? આવી (૩) શંકા પણ અવિચારથી ભરેલી છે, માટે તે પણ અહીં ટકી શકતી નથી; કારણ કે, 'કાર્યકારણરૂપ દેહાદિક સમુદાયથી ભિન્ન હું જીવ કર્ત્તા છું, ભોક્તા છું,' આવું જ્ઞાન પણ પ્રાણીને પોતાની મેળે થતું નથી, તો પછી સદાત્મકત્તાના જ્ઞાનનો તો સંભવ જ શો ? વ્યાવહારિક જ્ઞાનથી મુગ્ધ થયેલા શ્વેતકેતુને આત્માના સદ્રૂપપણાનું જ્ઞાન ન હતું, તેથી અજ્ઞાનતાને લીધે તેને દેહાદિકને વિશે કદાચ આત્મબુદ્ધિ થાય. માટે, વિકારરૂપ મિથ્યા પદાર્થ વિષે, અધિકારી જે જીવાત્મભાવ છે તે આ મહાવાક્યાર્થના જ્ઞાનથી ટળી જાય છે; અર્થાત્ આ મહાવાક્યના અર્થજ્ઞાનની પૂર્વે શ્વેતકેતુને પોતાના સ્વરૂપનો સાક્ષાત્કાર જ થયો ન હતો, તેથી એ શંકાનો પણ અહીં અવકાશ જ નથી.

વારંવાર ઉપદેશ કરવો એ વ્યર્થ છે, આવી (૪) શંકા પણ યોગ્ય નથી; કારણ કે, અભ્યાસથી દૃઢ થયેલું જ્ઞાન કોઈ પણ દિવસ ચલાયમાન થતું નથી, માટે જ વારંવાર ઉપદેશ કરવો એ યોગ્ય છે. અહીં કંઈ 'તે સત્ તું છે' એમ કહી શ્વેતકેતુની સ્તુતિ કરવાનો ઉપદેશ ન હતો કારણ કે ઉદ્દાલકનો શ્વેતકેતુ કંઈ ઉપાસ્ય ન હતો. તેમ સદ્વસ્તુની પણ શ્વેતકેતુરૂપે ઉપદેશ કરીને, સ્તુતિ દેખાડવાનું કંઈ પ્રયોજન ન હતું. રાજાને દાસ કહેવાથી તેની સ્તુતિ કરી ગણાય નહિ. વળી 'સત્ હું છું' આવી બુદ્ધિ કરાવવાનો કોઈ વિધિ પણ નથી, કે તેમ માનીને તેની સ્તુત્ય-

ચેતા સિદ્ધ કરી શકાય અહીં તો, 'आचार्यवान् पुरुषो वेद। આચાર્યવાળો પુરુષ જાણે છે,' એ રીતે જ્ઞાનનો ઉપાય દર્શાવ્યો છે. તે એવું સૂચવે છે કે, અનુભવી બ્રહ્મનિષ્ટ દયાળુ ગુરુના મુખથી જીવ જ્યારે ઉપદેશ સાંભળે છે, ત્યારે જ તેને મોક્ષ મળે છે, અને તે જ પ્રમાણે શ્વેતકેતુને પોતાના બ્રહ્મનિષ્ઠ પિતાની પાસેથી तत्त्वमसि એ મહાવાક્યનો ઉપદેશ નવ વાર મળ્યો ત્યારે તેને પણ મોક્ષનો લાભ થયો હતો.

યદ્યપિ સર્વ પ્રાણીના દેહ-ઇંદ્રિયાદિકથી જીવ ન્યારો છે તથાપિ 'तत्त्वमसि' આદિ મહાવાક્યના અર્થના શ્રવણના અધિકારી મુમુક્ષુ પુરુષો જ હોય છે, અને મુમુક્ષુ પુરુષો જ તેના અર્થનું શ્રવણ કરે છે એટલા માટે, મૂળ શ્લોકમાં 'શ્રોતાના દેહ ઇંદ્રિયાદિકથી ભિન્ન' એમ કહ્યુ છે. સ્થૂલદેહ, સૂક્ષ્મદેહ અને કારણદેહ એ ત્રણે દેહથી વિલક્ષણ અને સર્વસાક્ષી જીવ, 'त्वम्' પદનો અર્થ છે. 'त्वम्' પદનો અર્થ જીવ અને 'तत्' પદનો અર્થ પરમાત્મા છે. એ બન્ને પદના અર્થની એકતાનો બોધ કરવાવાળું 'असि' પદ છે.

'તું તે છે,' એટલે જીવ બીજો કાંઈ નથી, પણ તે પડે વિચારે, અનુભવે તો પરમાત્મારૂપ છે. તત્ત્વજ્ઞાનમાં માણસ 'તુ તારા પોતાને જાણ,' એટલે તુ કોણ છે, તુ જ 'તે' છે તે જોશે, શોધશે તો સ્પષ્ટ જણાશે તુ તારો ગુરુ થઈ બેસ, એવુ પણ વચન છે. એવી રીતે 'तत्त्वमसि' એ સમગ્ર મહાવાક્યનો અર્થ પ્રમાણથી સિદ્ધ થાય છે. ૫-૬

---

## ૪ 'अयमात्मा ब्रह्म'

(૭-૮; ૨ શ્લોક)

**અવતરણિકા**-'अयमात्मा ब्रह्म। આત્મા બ્રહ્મ છે,' એ અથર્વવેદના માંડૂક્યોપનિષદનું વચન છે, તેનો અર્થ હવે દર્શાવે છે.

स्वप्रकाशापरोक्षत्वमयमित्युक्तितो मतम् ।
अहंकाराऽऽदिदेहांतात्प्रत्यगात्मेति गीयते
दृश्यमानस्य सर्वस्य जगतस्तत्त्वमीर्यते ।
ब्रह्मशब्देन तद्ब्रह्म स्वप्रकाशात्मरूपकम् ॥८॥

**શબ્દાર્થ**-(अयम्) 'આ' એમ કહેવાથી (આત્માનું) સ્વપ્રકાશપણું અને અપરોક્ષપણું માનેલું છે, અને અહંકારાદિ દેહપર્યંતના સાક્ષીપણાએ કરીને, જે આંતર છે, તે 'आत्मा' કહેવાય છે, દશ્યમાન સર્વ જગતનું તત્ત્વ, બ્રહ્મ શબ્દે કરીને કહેવાય છે. તે બ્રહ્મ સ્વયંપ્રકાશ આત્મારૂપ છે. ૭-૮

### ચન્દ્રકાન્ત વિવરણ

અથર્વવેદાંતર્ગત માંડૂક્યોપનિષત્માં 'अयमात्मा ब्रह्म।' એ મહાવાક્ય આપેલુ છે.—'सर्वं ह्येतद्ब्रह्मायमात्मा ब्रह्म सोऽयमात्मा चतुष्पात्। સર્વ ૐમય આ જગત્ બ્રહ્મ છે, આ આત્મા પણ બ્રહ્મ છે, ને તે આત્મા ચાર પાદવાળો છે.' ચાર પાદ એટલે ગાય, ભેંસના જેવા ચાર પગ સમજવા નહિ, પણ ચાર પાદ એટલે ચતુર્થાંશની ચાર ભાગની કલ્પના છે એ પદમાંથી પ્રથમ તો 'अयम्' અને 'आत्मा,' એ બે પદનો અર્થ કહુ છુ જે સ્વપ્રકાશ અને અપરોક્ષ છે, ને જે દેહ તથા ઇંદ્રિયાદિકનો સાક્ષી છે, તે 'अयमात्मा ब्रह्म।' એ મહાવાક્યમાં રહેલા 'अयम्' અને 'आत्मा' એ બે પદનો અર્થ છે.

શિષ્ય-જે પ્રત્યક્ષ થતો હોય, તે ઇદંતાનો ('આ'નો) વિષય થાય છે, પણ આત્મા તો કાંઈ પ્રત્યક્ષ થતો નથી, ત્યારે ઉપલા મહાવાક્યમાં 'अयम्' એવી રીતે આત્માને ઇદંતાનો વિષય શા માટે કહ્યો છે ?

ગુરુ-આત્મા સર્વદા અપરોક્ષ છે, કારણ કે તે સ્વસ્વરૂપ છે, તથાપિ અજ્ઞાનતાને લીધે સ્થૂલ દેહ તથા ઇંદ્રિયાદિકને આત્મા માની લીધો છે, તેથી જ આત્માની અપરોક્ષતાનુ જ્ઞાન દૃઢ થતુ નથી પરતુ આત્મવેત્તાઓને તો આત્મા સર્વદા અપરોક્ષ હોય છે. વળી 'अयम्' એટલે 'આ' એમ કહેવાથી, 'આત્મા સ્વપ્રકાશ છે અને અપરોક્ષ છે,' એવા અર્થનો લાભ થાય છે. તેથી આ મહાવાક્યમા 'अयम्' એવુ પદ કહ્યુ છે

શિષ્ય-આત્માને 'અપરોક્ષ' એવુ વિશેષણ શા માટે આપ્યુ છે ?

ગુરુ-જેમ અદૃષ્ટ વસ્તુ નિત્ય પરોક્ષ હોય છે, તેમ આત્મા નિત્ય પરોક્ષ નથી પણ અપરોક્ષ છે, એવો બોધ કરવા માટે, આત્માને અપરોક્ષ એવું

વિશેષણ આપ્યુ છે. જે સ્વપ્નના પદાર્થનો અનુભવ કરતો હતો, જે હુ સુષુપ્તિ અવસ્થામાં સુખેથી સુતો હતો, તે જ હું જાગ્રદવસ્થામાં પણ હું છુ, એવી રીતે ત્રણે અવસ્થાના સાક્ષીરૂપ આત્માની અપરોક્ષતા સિદ્ધ થાય છે.

શિષ્ય–આત્મા અદૃષ્ટની પેઠે પરોક્ષ નથી, એટલા માટે આત્માને 'અપરોક્ષ' એવું વિશેષણ આપ્યુ તે ભલે, પણ 'સ્વપ્રકાશ' એવુ વિશેષણ શામાટે આપ્યુ છે ?

ગુરુ–જેમ ઘટપટાદિક પદાર્થો દૃશ્ય છે, તેમ આત્મા દૃશ્ય નથી, પણ અપરોક્ષ છે, એટલે અદૃશ્ય છતાં અપરોક્ષ છે એવો બોધ કરવા માટે 'સ્વપ્રકાશ' એવું વિશેષણ આપ્યુ છે.

શિષ્ય–આત્મા ઘટપટાદિકની પેરે દૃશ્ય થતો હોય તો ભલે થાય, એમાં શુ દોષ છે ?

ગુરુ–આત્માને દૃશ્ય માનવાથી અનેક દોષ આવે છે. જો આત્મા ઘટપટાદિકની પેઠે દૃશ્ય હોય તો જેમ ઘટપટાદિક ચક્ષુરિન્દ્રિયે કરીને પ્રત્યક્ષ જણાય છે, તેમ આત્મા પણ પ્રત્યક્ષ જણાવો જોઇએ; અને ઘટાદિકનો જેમ નાશ થાય છે, તેમ આત્માના નાશનો પણ પ્રસગ આવશે, અને જેમ ઘટાદિકના અનુભવ માટે સૂર્ય, દીવા વા અન્ય પ્રકાશની અપેક્ષા રહે છે, તેમ આત્માના અનુભવ માટે પણ અન્યની અપેક્ષા રહેશે. પરંતુ વસ્તુત. આત્મા તો ઇદ્રિયથી અગોચર છે, આત્મા કોઈ પણ ઇન્દ્રિયનો વિષય નથી, તે મન અને વાણીનો પણ વિષય નથી. તેમ આત્માનો નાશે નથી, કારણ કે આત્મા તો અવિનાશી ને નિત્ય છે, વળી આત્માના અનુભવ માટે અન્ય કોઈપણ પદાર્થની અપેક્ષા નથી, કેમકે આત્મા સ્વય અનુભવરૂપ છે અને સ્વપ્રકાશ છે. પરંતુ જો આત્માના અનુભવ માટે અન્યની અપેક્ષા માનીએ, તો અનવસ્થા આદિ દોષ આવે છે અને શ્રુતિઓનો વિરોધ આવે છે, માટે આત્માને ઘટપટાદિકની પેઠે દૃશ્ય માનવો નહિ, પણ અદૃશ્ય છતાં અપરોક્ષ છે તેથી સ્વયપ્રકાશ માનવો, અને તેથી જ 'આત્મા અપરોક્ષ છે તેમ સ્વપ્રકાશ છે,' એ બોધ કરવા માટે 'આ' એ પદ કહ્યુ છે.

શિષ્ય આત્મા શબ્દના અનેક અર્થો કરવામાં આવે છે. જેમ કે દેહ, મન, બુદ્ધિ, આત્મા, પરમાત્મા ઇત્યાદિ. તેમાંથી મહાવાક્યમા કહેલા આત્મા શબ્દનો કયો અર્થ સમજવો ?

ગુરુ–અહકાર, પ્રાણ, મન, બુદ્ધિ, ઇદ્રિય, સ્થૂલશરીર, સૂક્ષ્મશરીર અને કારણશરીર એ સર્વથી જે ભિન્ન છે, અને સર્વનુ જે અધિષ્ઠાન તથા સાક્ષી છે, તેને અપરોક્ષ સ્વયપ્રકાશ આત્મા જાણવો.

હવે જેમ આત્માનો અર્થો દેહ, મન, બુદ્ધિ વગેરે થાય છે, તેમ બ્રહ્મ શબ્દનો અર્થ બ્રાહ્મણાદિક પણ થાય છે. પણ 'अयमात्मा ब्रह्म' એ મહાવાક્યમાં રહેલા બ્રહ્મ શબ્દનો અર્થ બ્રાહ્મણાદિક નથી, પરન્તુ આ દૃશ્યમાન સર્વ જગત્ મિથ્યા છે, તે મિથ્યાભૂત જગતનુ જે અધિષ્ઠાન છે, તથા જે 'સ્થૂલ નહિ ને સૂક્ષ્મ પણ નહિ,' એવી રીતે જેટલુ જેટલુ આ નેત્રથી જોવાય છે તે નેતિ નેતિ 'એ નહિ, એ નહિ,' એમ નિષેધ કરતા કરતા જે નિષેધનો અવધિ છે, તે બ્રહ્મ શબ્દનો અર્થ છે. સ્વપ્રકાશ, અને અપરોક્ષ, એવો 'अयम्' પદનો અર્થ છે, 'દેહ, ઇદ્રિયાદિકથી ભિન્ન' એ 'आत्मा' પદનો અર્થ છે; જગતનુ અધિષ્ઠાન અને દૃશ્યના નિષેધનો અવધિ પરમાત્મા એ 'ब्रह्म' પદનો અર્થ છે, 'સ્વપ્રકાશ અને અપરોક્ષ આત્મા બ્રહ્મ છે,' એવો 'अयमात्मा ब्रह्म' એ મહાવાક્યનો અર્થ છે તે બ્રહ્મ હુ પોતે છું, એવું અનુસધાન કર્યા કરવુ, એ આ મહાવાક્યનુ મુખ્ય તાત્પર્ય છે ૭–૮

ઇતિ શ્રીમદ્વિદ્યારણ્યસ્વામિવિરચિત પચદશીના ગુજરાતી અનુવાદ વિષે, ચન્દ્રકાન્તવિવરણ સહિત મહાવાક્યવિવેક નામનુ પચમ પ્રકરણ સમાપ્ત



ॐ

तत्सत्परमात्मने नमः।

# श्री पंचदशी

"ચન્દ્રકાન્ત વિવરણ" સહિત

## પ્રકરણ ૬ ઠ્ઠું

## ચિત્રદીપ*

### ૧ આરોપિત જગતની સ્થિતિ અને જ્ઞાનથી તેની નિવૃત્તિ (૧-૧૬; ૧૬ શ્લોકો)

### (૧) જગતના આરોપ વિષે પટરૂપ દૃષ્ટાંત અને ચેતનરૂપ સિદ્ધાંત ચાર અવસ્થાઓ

(૧-૪, ૪ શ્લોકો)

અવતરણિકા—અધિષ્ઠાનરૂપી ચેતનને વસ્ત્ર કલ્પી, તેમાં જગદ્‌રૂપ ચિત્રની કલ્પના કરીને તે ચિત્ર, દીપકના પ્રકાશવડે જોવામા આવે છે, તેથી આ પ્રકરણનું ચિત્રદીપ નામ છે જેમ ચિત્રમાં અનેક રંગો રહેલા હોય છે, તેમ આ જગતમાં અનેક અવસ્થાઓ રહેલી હોય છે જેમ ધૌત, ઘટ્ટિત, લાંછિત અને રંજિત, એ પ્રમાણે ચિત્રની ચાર અવસ્થાઓ છે, એટલે કે ચિત્ર ચિતરવામાટે પ્રથમ એક વસ્ત્રને સ્વચ્છ કરવામાં આવે છે, પછી તે વસ્ત્રમાં આર ભરવામાં આવે છે અને રૂપરેખા કાઢવામાં આવે છે, તે પછી રંગ પૂરવામાં આવે છે, ને પછી તેપર ઝવેરનો રંગ મારી ચિત્ર તૈયાર કરવામાં આવે છે, તેમ આમાં અર્થાત્ આત્મામાં ચિત્, અંતર્યામી, સૂત્રાત્મા અને વિરાટ્ એવી ચાર અવસ્થાઓ છે. ચિત્ર કાઢવા માટે જેમ સ્વચ્છ વસ્ત્ર જોઈએ, તેમ અહીં સ્વચ્છ ચિત્તની જરૂર છે; તે વસ્ત્રપર આર ભરી ચિત્ર ચિતરવા યોગ્ય કરાય છે, તેમ અહીં અંતર્યામી છે, ચિત્રમાં રંગો-(લાંછિત) છે, તે સ્થાને અહીં સૂત્રાત્મા છે; તે રંગવાળુ વસ્ત્ર સંપૂર્ણ ચિત્ર છે, તે સ્થાને અહીં વિરાટ્ છે. બ્રહ્માથી તે જડ પર્યંત વિશ્વચિત્ર, પરમાત્મારૂપ ચિત્રપટમાં રમી રહ્યુ છે. ચિત્રમાં ચિતારેલા વ્યક્તિનાં રૂપ, રંગ, વસ્ત્ર તથા અલંકાર, બીજાં રૂપ રંગવસ્ત્રઅલંકારથી જૂદાં છે, તેમ જ આ મનુષ્યાદિકના ચિત્ર ચિદાભાસ આધારભૂત બ્રહ્મથી પૃથક્ (જૂદાં) જણાય છે; અને તેઓ જીવ નામ પામીને જન્મ મરણ અનુભવે છે જેમ ચિત્રના વસ્ત્રાલંકારના રંગને અજ્ઞાની માણસ આધારવસ્ત્રરૂપ માને છે, તેમ અજ્ઞાની જીવગત સંસારને બ્રહ્મગત માને છે ને જેમ ચિત્રમાં પર્વતાદિને વસ્ત્રાદિ હોતાં નથી, તેમ જગતમાં પણ મૃત્તિકાદિ જડનાં ચિદાભાસની કલ્પના થતી નથી એ રીતે આ પ્રકરણમાં ચિત્ર ચિતર્યું છે, તેથી આ પ્રકરણનું નામ ચિત્રદીપ છે.

આ પ્રકરણના પ્રારંભમાં પરમાત્મામાં આરોપિત જગતની સ્થિતિનો પ્રકાર, દૃષ્ટાંતથી કહી, ચિત્રપટની કેટલી અવસ્થાઓ છે, તે કેવી છે અને એ અવસ્થાઓ પરમાત્મામાં કેમ ઘટે છે, તે જણાવી છે

#### ચિત્રચેતનની અવસ્થા

यथा चित्रपटे दृष्टमवस्थानां चतुष्टयम् । परमात्मनि विज्ञेयं तथाऽवस्थाचतुष्टयम् ॥१॥

यथा धौतो घट्टितश्च लांछितो रंजितः पटः। चिदंतर्यामी सूत्रात्मा विराडात्मा तथेर्यते॥२॥

---

* પ્રકરણ ૬ ઠ્ઠું-ચિત્રદીપનું મનન

અધિષ્ઠાનભૂત બ્રહ્મ ચેતનરૂપ વસ્ત્રને વિષે આ જગદ્‌રૂપ ચિત્રનું દીપકની પેઠે પ્રકાશન કરે છે, તેથી આ પ્રકરણને 'ચિત્રદીપ' એવુ નામ આપેલું છે જેમ ચિત્રપટમાં ધૌત, ઘટ્ટિત, લાંછિત અને રંજિત એ ચાર અવસ્થાઓ કહી તેમ આત્મા વિષે પણ ચિત્, અંતર્યામી, સૂત્રાત્મા અને વિરાટ્, એ પ્રમાણે ચાર અવસ્થાઓ

स्वतः शुभ्रोऽत्र धौतः स्याद्घट्टितोऽन्नविलेपनात्। मष्याकारैर्लांछितःस्याद्रंजितोवर्णपूरणात्
स्वतश्चिदंतर्यामि तु मायावी सूक्ष्मसृष्टितः सूत्रात्मा स्थूलसृष्टयैव विराडित्युच्यते परः॥४॥

શબ્દાર્થ–જેમ ચિત્રપટમાં અર્થાત્ ચિત્રવાળાં વસ્ત્રમાં ચાર અવસ્થાઓ જોવામાં આવે છે, તેમ પરમાત્મામાં પણ ચાર અવસ્થાઓ છે એમ જાણવું જોઈએ. (૧) જેમ ધૌત; ઘટ્ટિત, લાંછિત અને રંજિત, એમ ચિત્રપટની ચાર અવસ્થાઓ છે, તેમ પરમાત્મા પણ ચિત્, (શુદ્ધ ચેતન)

છે ધોયેલાં વસ્ત્રસ્થાને ચિત્ છે, તે વસ્ત્ર આર કરેલ થાય તે સ્થાને અંતર્યામી છે, લાંછિત વસ્ત્રસ્થાને સૂક્ષ્મ સૃષ્ટિરૂપ સૂત્રાત્મા છે, અને રંગપૂરિત પટસ્થાને સ્થૂલ સૃષ્ટ્યાત્મક વિરાટ્ છે. આ સઘળું બ્રહ્માથી લઇને સ્તંભ પર્યંતનું જડ–ચેતનવાળું જગદ્રૂપ ચિત્ર બ્રહ્મસ્વરૂપ પટને વિષે વર્તી રહ્યું છે. ચિત્રામણમાં આળખેલ મનુષ્યોના વસ્ત્રાભાસ જેમ જૂદા જૂદા આધારભૂત વસ્ત્રથી અભિન્ન ચિત્રેલા જણાય છે, તેમ જ આ સર્વ મનુષ્યાદિકના ચિદાભાસ આધારભૂત બ્રહ્મથી અભિન્ન પૃથક્ કલ્પિત જેવા જણાય છે, અને તે ચિદાભાસો જીવ નામ પામી જન્મ મરણાદિક સંસારને અનુભવે છે. જેમ ચિત્રમાં વસ્ત્રાભાસના રંગને અજ્ઞ પુરુષ આધારવસ્ત્રગત માને છે, તેમ અજ્ઞાની જનો જીવગત સંસારને બ્રહ્મગત જાણે છે. જેમ ચિત્રમાંના પર્વત વગેરેને વસ્ત્રાભાસ નથી આળખાતા, તેમ જગતમાં પણ મૃત્તિકાદિકમાં ચિદાભાસકલ્પના નથી કરાતી.

આ સંસાર પરમાર્થ છે અને સ્વાત્મવસ્તુમાં સંલગ્ન છે, એવી ભ્રાંતિ છે તે અવિદ્યા અને તે ભ્રાંતિ, વિદ્યાએ કરી નિવૃત્ત થાય, માટે આત્માભાસ જે જીવ, તેને આ સંસાર છે, આત્મવસ્તુને નથી. એવા પ્રકારની વિદ્યા–જ્ઞાન સંપાદન કરવા બુદ્ધિમાન્ પુરુષે નિરંતર જગત્, જીવ તથા પરમાત્માનો વિચાર કર્યા કરવો; અને એમ કરતાં જીવભાવ તથા જગદ્ભાવ મિથ્યા છે, એવો નિશ્ચય થઈ જાય એટલે પછી કેવળ આત્મા જ અવશેષ સત્સ્વરૂપે સાક્ષાત્ થાય છે.

આ પછી ચેતનના બ્રહ્મ, કૂટસ્થ, ઈશ અને જીવ એવા ચાર પ્રકાર સમજાવવા આકાશના ચાર પ્રકાર દૃષ્ટાન્તરૂપે કહ્યા. જેમકે મહાકાશ સ્થાની બ્રહ્મ છે, ઘટાકાશ સ્થાની કૂટસ્થ છે, અને ઘટાવચ્છિન્ન આકાશમાં રહેલ જલમાં પ્રતિબિંબરૂપે જે આકાશ–જલાકાશ તેના સ્થાને કૂટસ્થમાં કલ્પિત બુદ્ધિરૂપી જલમાંનો ચિત્ પ્રતિબિંબરૂપ જીવ છે, તેમ જ મેઘમંડલમાં રહેલા જલને વિષે સકલલોક સહિત પ્રતિબિંબિત આકાશ–મેઘાકાશને સ્થાને ઈશ્વર છે. જેમ જલાકાશે ઘટાકાશનું તિરોધાન કરેલ છે તેમ જીવે કૂટસ્થનું તિરોધાન કરેલ છે, તેથી જીવ તથા કૂટસ્થનો અન્યોન્યાધ્યાસ થાય છે. આ જીવ કૂટસ્થને નથી જાણતો એજ મૂલાવિદ્યા નામનો અનાદિ અવિવેક છે. એ અવિદ્યા વિક્ષેપ તથા આવૃત્તિ એમ બે પ્રકારની છે. અવિદ્યાથી આવૃત જે કૂટસ્થ તેને વિષે, સ્થૂલસૂક્ષ્મદેહદ્વયયુક્ત ચિત્નો (છીપમાં રૂપાની પેઠે) જે અધ્યાસ, તે વિક્ષેપાધ્યાસ કહેવાય છે. અને કોઈ અજ્ઞાનીને પૂછતાં કૂટસ્થ છે નહી તથા કૂટસ્થ ભાસતો નથી, એમ જે કહે છે, તે ક્રમે કરી અસત્ત્વાપાદક આવૃત્તિ તથા અભાનાપાદક આવૃત્તિ કહેવાય છે. એ ઉભયવિધ આવરણ પરોક્ષબોધ તથા અપરોક્ષબોધથી નિવૃત્ત થાય છે.

આ પછી આત્મતત્ત્વના વિવેચનમાં ચાર્વાક આદિના મતભેદ દર્શાવી અને આનંદમયનું આત્મપણું સમર્થિત કર્યું. તદનંતર આત્માના પરિમાણમાં મતભેદ દર્શાવી આત્માના અણુ પરિમાણનું તથા મધ્યમ પરિમાણનું (શરીર જેવડા) ખંડન કરીને વ્યાપકતા તથા ચિદ્રૂપતા સ્થાપિત કરી. માયાવિશિષ્ટની ઈશ્વરતા સાધતાં પ્રસંગાત્ માયાના–શ્રુતિથી તુચ્છા, યુક્તિથી અનિર્વચનીયા અને લૌકિક દૃષ્ટ્યા વાસ્તવી એવા ત્રણ ભેદ કહી, તમોરૂપા માયાનું ઈંદ્રજાળ સાદૃશ્ય વર્ણવી, બીજમાં વૃક્ષ જેમ, તેમ જેમાં આ અશેષ જગત્ વાસનારૂપે અવસ્થિત છે, તે અચિંત્ય રચનાશક્તિ માયા એવું માયાસ્વરૂપ નિરૂપણ કર્યું.

મેઘસ્થાની માયા છે. મેઘમાં રહેલા જલકણ સ્થાને બુદ્ધિવાસનાઓ છે. એમાં જે ચિત્ પ્રતિબિંબ મેઘાકાશસ્થાની છે તેમાંથી માયાવચ્છિન્ન–વેદોક્ત ઈશ્વર છે. તે, અંતર્યામી જગત્નો યોનિ અને સર્વજ્ઞ છે. એ ઇશ્વર જડપણારૂપ અંશે કરી અચેતનનો હેતુ થાય છે, તથા ચિદાભાસરૂપ અંશે કરી જીવોનો હેતુ થાય છે. મેઘાકાશ તથા મહાકાશ પામરોએ પૃથક્ જાણી શકાતા નથી. તદ્વત્ બ્રહ્મ તથા ઈશ્વરનું પણ ઉપલક જ્ઞાનવાળા એકત્વ જાણે છે; પણ વસ્તુગત્યા ઈશ્વર સૃષ્ટ્યાદિક કરે છે, બ્રહ્મ નહી. એમ કહી ઈશ્વરે રચેલી સૃષ્ટિના પ્રકારનું સવિસ્તર વર્ણન આપી, સર્વરૂપ ઈશ્વરનું ઉપાસન કરવાથી ભાવનાનુસાર ફળ થાય છે, એમ કહ્યું: પણ મુક્તિ તો બ્રહ્મતત્ત્વના જ્ઞાન વિના નથી જ થતી. એમ પીઠિકા રચીને તત્ ઇ તથા ત્વંપદના અર્થનું શોધન કરી, અન્ય સિદ્ધાંતવાળા આત્માનો ભેદ, જગત્ની સત્યતા તથા ઈશ્વરનું અનન્યપણું, એ ત્રણનો જો ત્યાગ કરે તો સાંખ્યયોગ અને વેદાંત સર્વેનું એક જ મત થઈ જાય, એવી રીતે એકતા ઘટાવી વળી આ લોકરૂપ તથા પર લોકરૂપ સર્વ સંસાર વાસ્તવ

અંતર્યામી, સૂત્રાત્મા (હિરણ્યગર્ભ,) તથા વિરાડાત્મારૂપ કહેવાય છે. (૨) જે પટ (વસ્ત્ર) સ્વતઃ ધોળા રંગનું હોય, તે ધૌત કહેવાય છે; તે અન્નના વિલેપનથી ઘટ્ટિત કહેવાય છે; મષી (શ્યામ રંગ) મય આકારે કરીને લાંછિત કહેવાય છે; અને રંગો પૂરવાથી રંજિત કહેવાય છે. (૩) (એજ પ્રમાણે) પરમાત્મા માયાના સંબંધથી રહિત હોય ત્યારે ચિત્ કહેવાય છે, માયાના સંબંધવાળા હોય ત્યારે અંતર્યામી કહેવાય છે; સૂક્ષ્મસૃષ્ટિવડે સૂત્રાત્મા કહેવાય છે તથા સ્થૂલસૃષ્ટિએ કરી વિરાટ્ કહેવાય છે. ૧–૪

## ચન્દ્રકાન્ત વિવરણ

ગુરુ કહે છે -હે પરમજિજ્ઞાસુશિષ્ય! આત્મા પરમાત્માને જાણવાના સબધમા, મેં તને પ્રત્યક્તત્ત્વવિવેક, પચમહાભૂતવિવેક, પચકોશવિવેક, દ્વૈતવિવેક અને મહાવાક્યવિવેક, એમ પાંચ વિવેકવડે યોગ્ય જ્ઞાન કહ્યુ છે. વિવેક એટલે વિચાર. જો આ જીવ વિચારવાન્ થાય તો એ વિચારવડે અદ્વૈત બ્રહ્મને જાણી શકાય છે જ્યાં જીવ બ્રહ્મને જાણવા સમર્થ થયો ત્યાં તેના અતરમા દીપ પ્રકટ થાય છે. જેમ અધકારના નાશ માટે અને માર્ગ જાણવા માટે દીવાની અપેક્ષા રહે છે, તેમ અદ્વૈત બ્રહ્મને જાણુવા માટે દીપકની જરૂર છે. એ દીપક હૃદયની અદરના ભાગમાં પ્રકટ થાય છે. એવા પાંચ દીપક છે. એ પાંચે દીપકવડે બ્રહ્મ જોવાય છે. આ પાંચ દીપકમા આ પ્રથમ ચિત્રદીપ છે. અધિષ્ઠાન ચેતન્યરૂપ જગતરૂપી ચિત્ર, દીપકવડે જણાય છે, તેથી આ પ્રકરણનુ નામ ચિત્રદીપ છે. જેમ દીપ અન્ય પદાર્થોનો પ્રકાશ કરે છે, તેમ આ પ્રકરણ પણ પરમાત્મા વિષે જગતનો ચિત્રરૂપે પ્રકાશ કરે છે, માટે આનુ નામ 'ચિત્રદીપ' રાખવામાં આવ્યુ છે. આ પ્રકરણમાં આદિથી અત પર્યંત અધ્યારોપ અને અપવાદનું નિરૂપણ કરવામાં આવશે. એ એમાં નિરૂપણ કરવા માટે અવાંતર અનેક વિષયોનુ નિરૂપણ કરવું પડશે

એમાં પ્રથમ પરમાત્માની ચાર અવસ્થાની પ્રતિજ્ઞા કરે છે. તેમા વસ્ત્રનુ દષ્ટાંત આપી વિદ્યારણ્ય સ્વામી કહે છે કે, જેમ ચિત્રપટમાં ચાર અવસ્થાઓ છે, તેમ પરમાત્મામાં પણ ચાર અવસ્થાઓ છે, જે ચારે અવસ્થાઓ મુમુક્ષુજને જાણવી જોઇએ. કારણ કે તે ચારે અવસ્થાઓ જાણ્યા વગર યથાર્થ જ્ઞાન થઈ શકતુ નથી તું કહેશે કે, ચિત્રપટમાં ને પરમાત્મામા રહેલી ચારે અવસ્થાઓ કેવી રીતે સમાન છે? તે સાભળ. શ્રીમાન સ્વામીજી કહે છે કે, જેમ ચિત્રપટમા ધૌત, ઘટ્ટિત લાંછિત, અને રંજિત, એ પ્રકારે ચાર અવસ્થાઓ જાણુવા યોગ્ય છે, તેમ પરમાત્મામાં પણ ચિત્, અંતર્યામી, સૂત્રાત્મા અને વિરાટ્ એવી રીતે ચાર અવસ્થાઓ જાણવી જરૂરની છે. ચિત્રપટ તૈયાર કરતાં પ્રથમ તે પટ સ્વચ્છ અને ઘટ્ટ હોવો જોઇએ, પછી તેમાં આર (કાંજી) ભરવો જોઇએ, પછી રૂપરેખા કાઢવી જોઇએ. પ્રત્યક્ષ કે અપ્રત્યક્ષ વસ્તુની આકૃતિ કાઢવી જોઇએ. તે પછી રગ પૂરવામાં આવે છે ત્યારે તે ચિત્ર તૈયાર થાય છે. આવી ચાર અવસ્થાઓ ચિત્રની છે, તેમ જ પરમાત્માની પણ ચાર અવસ્થાઓ છે; ચિત્ એટલે શુદ્ધચેતન, અંતર્યામી એટલે ઈશ્વર, સૂત્રાત્મા એટલે હિરણ્યગર્ભ, અને વિરાટ્ એટલે આત્મા છે. એમાં (૧) ચિત્ એટલે માયા તથા તેના કાર્યરહિત શુદ્ધચૈતન્ય; (૨) અંતર્યામી એટલે માયાના સબધવાળુ બ્રહ્મ અથવા ઈશ્વર; (૩) સૂત્રાત્મા એટલે સમષ્ટિ સૂક્ષ્મશરીરી ઉપાધિરૂપ હિરણ્યગર્ભ અને (૪) વિરાટ્ એટલે સમષ્ટિ સ્થૂલશરીરી ઉપાધિવાળા વૈશ્વાનર જાણવા. અન્ય પદાર્થના સબંધ વિના એટલે જ્યારથી થયુ ત્યારથી જ સ્વત સિદ્ધ ધોળુ નવીન વસ્ત્ર અથવા

છે, અને અદ્વૈત છે નહીં, તેમ ભાસતુ નથી, એવો અજ્ઞાનીનો નિશ્ચય હોય છે. તેથી વિપરીત જ્ઞાનીનો નિશ્ચય હોય છે, એમ કહી વચ્ચે દ્વૈતાદ્વૈતપક્ષ ચર્ચીને, છેવટે તત્ત્વજ્ઞાનના ફળનું નિરૂપણ કરતાં, વૈરાગ્ય, બોધ તથા ઉપરામ, એ ત્રણ સહાયો આવી મળે ત્યારે પુરુષની હૃદયગ્રંથિ ભેદાઇ જાય છે, અને એ પુરુષ અહીં જ બ્રહ્મભાવને અનુભવે છે; એમ કહી સ્વચૈતન્યને વિષે, પટને વિષે ચિત્ર જેમ, તેમ આ સઘળું જગદ્રૂપી ચિત્ર અર્પિત છે. તે બધું માયા જાણીને ઉપેક્ષા કરી ચૈતન્યમા પરિશેષ પર્યવસાન પામી જાઓ, એવો ઉપનિષદ્‌ના રહસ્યસ્વરૂપ ઉપદેશ કરી પ્રકરણનો ઉપસંહાર કર્યો છે.

ધોયલું જે વસ્ત્ર હોય છે, તે (૧) ધૌત કહેવાય છે એ ધોયલા વસ્ત્રપર અન્નનો લેપ એટલે ચોખા અથવા ઘઉંની કાંજી અથવા તો બીજી જાતનો ચીકટ પદાર્થ ચોપડ્યા પછી તે વસ્ત્રપર ચિત્ર ચિતરાય છે તેવા આરવાળા વસ્ત્રને (૨) ઘટ્ટિત કહે છે. તેમાં શ્યામ રંગવડે, જે ચિત્ર ચિતરવાનુ હોય તેની રૂપરેખા કાઢે છે, અર્થાત્ સાદિ આકૃતિ કાઢે છે, તે (૩) લાંછિત કહેવાય છે, અને તેમાં રાતા, પીળા આદિ રંગ પૂર વાથી જે ચિત્ર યથાર્થ થાય છે તે (૪) રંજિતપટ અથવા સપૂર્ણ કહેવાય છે જે પ્રમાણે ચિત્રપટની ચાર અવસ્થાઓ છે, એ જ પ્રમાણે પરમાત્માની પણ ચાર અવસ્થાઓ છે માયાના અને માયાના કાર્યના સબધરહિત જે પરમાત્મા છે તે ચિત્ કહેવાય છે, માયાના યોગવાળા પરમાત્મા અતર્યામી કહેવાય છે, અપંચીકૃત પચમહાભૂતોથી થયેલા સૂક્ષ્મસમષ્ટિશરીરના સંબધ વાળા સૂત્રાત્મા કહેવાય છે, અને પચીકૃત પચમહાભૂતોથી થયેલા સ્થૂલસમષ્ટિશરીરના યોગથી પરમાત્મા વિરાટ્ કહેવાય છે એ પ્રમાણે પરમાત્માની ચાર અવસ્થાઓના પણ સ્વરૂપ છે ૧-૪

## (૨) ચેતનમાં આરોપેલા ચિત્રનું વર્ણન (૫-૯, ૫ શ્લોકો)

અવતરણિકા—પરમાત્માને ચિત્રપટની ઉપમા આપી, માટે પરમાત્મામા કેવા પ્રકારે ચિત્ર રચેલુ છે, તેની જિજ્ઞાસા થશે તેથી તે પૂર્ણ કરે છે.

**ब्रह्माद्याः स्तंबपर्यंताः प्राणिनोऽत्र जडा अपि उत्तमाधमभावेन वर्तंते पटचित्रवत् ॥५॥**

શબ્દાર્થ બ્રહ્મદેવથી આરંભીને દર્ભાદિઘાસ પર્યંત, ચેતન અને જડ પદાર્થો, ઉત્તમ તથા અધમ ભાવે કરીને, પટમાં રહેલા ચિત્રની પેઠે, આ પરમાત્મામાં રહેલા છે ૫

### ચન્દ્રકાન્ત વિવરણ

શિષ્ય—હે ગુરુદેવ ! આપે પરમાત્માને ચિત્રપટનુ દૃષ્ટાત આપ્યુ તે તો ઠીક, પણ વસ્ત્રમાં તો દેવ, મનુષ્ય, ગાય, ઘોડા, હાથી આદિનાં ચિત્રો હોય છે, પણ પરમાત્મામાં કિયાં ચિત્રો છે, તે સમજાવો

ગુરુ—હે જિજ્ઞાસુ શિષ્ય ! જેમ વસ્ત્રમાં ચિત્રો છે, તેમ પરમાત્મામા પણ ચિત્રો છે, તે હુ તને કહું છુ તે તું સાવધાન થઈસાભળ જેમ ચિત્રપટમાં દેવ, મનુષ્ય આદિનાં ચિત્રો છે, તેમ પરમાત્મામા બ્રહ્મદેવથી આરભી ઘાસપર્યંત, અર્થાત્ સ્થાવરજગમાત્મક સર્વ જગત્, કે જેમાં ઉત્તમ અધમ ભાવ રહ્યો છે તે આખા જગતનુ ચિત્ર રહેલુ છે, એટલે બ્રહ્માદિ દેવ, બ્રાહ્મણાદિ મનુષ્ય, પશુ, પક્ષી, વૃક્ષ, પાણી, પવન, પહાડ, પાષાણ, આકાશ આદિ ચરાચર જગત્ પરમાત્મારૂપી પટ વિશે ચિત્રની પેઠે ઠરી રહેલુ છે ૫

અવતરણિકા—આ બ્રહ્માદિક જગત્, પરમાત્મામા ચિત્રને ઠેકાણે રહેલુ છે, એ વિષયમા શું કારણ છે તે, પટનું દૃષ્ટાત આપીને સિદ્ધ કરે છે.

**चित्रार्पितमनुष्याणांवस्त्राभासाःपृथक्पृथक् ।
चित्राधारेण वस्त्रेण सदृशा इव कल्पिताः ६
पृथक्पृथक्चिदाभासाश्चैतन्याध्यस्तदेहिनाम्
कल्प्यंते जीवनामानो बहुधा संसरंत्यमी ७**

શબ્દાર્થ—ચિત્રમાં અર્પેલાં એટલે કે ચિતરેલા મનુષ્યોના પૃથક્ પૃથક્ એટલે ભિન્ન ભિન્ન વસ્ત્રાભાસો=(વસ્ત્રોના આભાસો=દેખાવો) ચિત્રના આધારરૂપ જ જે વસ્ત્ર છે, તેણે કરીને જાણે સદૃશ એટલે સત્ય હોય તેમ કલ્પવામાં આવ્યા છે, ૬ તેમ ચૈતન્ય એટલે બ્રહ્મને વિષે અધ્યસ્ત એટલે આરોપિત જે દેવાદિ દેહધારીઓ છે, તેમના પૃથક્ પૃથક્ ચિદાભાસો કલ્પવામાં આવ્યા છે એ ચિદાભાસોનુ નામ જીવ છે અને બહુધા એટલે અનેક રીતે તેમનુ સંસરણ થાય છે, એટલે જન્મ મરણ થયા કરે છે. ૭

### ચન્દ્રકાન્ત વિવરણ

જેમ ચિત્રપટમાં આળેખેલા મનુષ્યના ભિન્ન ભિન્ન વસ્ત્રો, ચિત્રના આધાર વસ્ત્રને લીધે જાણે સત્ય હોય તેમ કલ્પિત છે, પણ ખરુ જોતાં તો તે વસ્ત્રાભાસ છે, કારણ કે ચિત્રમા આળખેલાં તે વસ્ત્રોથી કંઈ તાઢનુ કે તડકાનુ નિવારણ થઈ શકતું નથી અત્રે 'મનુષ્યોના' એમ અનેક વચનોથી યાવત્ પ્રાણી માત્રને ઉદ્દેશવામાં આવ્યા છે હવે એ જ પ્રમાણે દેવાદિક સર્વ પ્રાણીઓ પણ પરમાત્માથી થાય છે, તેથી તેની

પરમાત્માને વિષે કલ્પના કરવામાં આવી છે; પરમાત્મારૂપ ચિત્રપટપર પ્રાણી માત્ર આલેખાયાં છે. એ પ્રાણી માત્ર જીવ નામે ચિદાભાસ છે, અને પ્રત્યેક શરીરમાં ભિન્ન ભિન્ન કલ્પાય છે. વસ્તુતઃ તે ચિત્રપટપર જ ભિન્ન જણાય છે. પરંતુ પર્વત આદિ જડ પદાર્થ જો કે માયારૂપ છે, છતાં તેમાં ચિદાભાસની કલ્પના કરવામાં આવતી નથી અને તે વિષે આગળ કહેવામાં આવશે. ચિદાભાસ એટલે ચેતનનાં લક્ષણથી રહિત છતાં પણ જે ચેતનના જેવો ભાસે તે; અર્થાત્ સર્વ પદાર્થને પ્રકાશ કરવાવાળો અને સ્વપ્રકાશ તથા સર્વમાં રહેલો જે આત્મા, તે શરીરના સબંધાદિક ઉપાધિથી ચિદાભાસ કહેવાય છે.

શિષ્ય-દેવાદિક દેહીના ચિદાભાસની કલ્પનાનું શું કારણ છે?

ગુરુ-એ ચિદાભાસને દેવ, મનુષ્ય, પશુ, પક્ષી આદિ અનેક શરીરોની પ્રાપ્તિ થાય છે, તેથી તેઓ અનેક પ્રકારે સંસારને પ્રાપ્ત થાય છે.

શિષ્ય-ત્યારે પરમાત્માને પણ સંસારની પ્રાપ્તિ થતી હશે ?

ગુરુ-ના. પરમાત્માને સંસારની પ્રાપ્તિ થતી નથી. કારણ કે પરમાત્મા તો અવિકારી છે. ૬-૭

અવતરણિકા-સર્વ નૈયાયિકાદિઓ અને લોકો તો ચેતન એટલે આત્માને જ સંસારની પ્રાપ્તિ થવાનું કહે છે, તેનું શું કારણ હશે? આ શી શિષ્યની શંકાનું ગુરુ સમાધાન કરે છેઃ—

वस्त्राभासस्थितान्वर्णान्यद्वदाधारवस्त्रगान्।
वदंत्यज्ञास्तथा जीवसंसारं चिद्गतं विदुः ८

શબ્દાર્થ-જેમ (ચિત્રમાં આળેખેલા ચિત્રના) વસ્ત્રના આભાસમાં રહેલા રંગોને આધારવસ્ત્રમાં રહેલા કહે છે, તેમ અજ્ઞાનીઓ જીવમાં રહેલા સંસારને ચૈતન્યમાં રહેલો જાણે છે. ૮

## ચન્દ્રકાન્ત વિવરણ

### સાક્ષી આત્મામાં સંસારની પ્રતીતિનું કારણ અજ્ઞાન છે

પટમાં ચીતરેલાં મનુષ્યનાં વસ્ત્ર, વસ્ત્રાભાસ કહેવાય, છે અને સત્ય વસ્ત્ર માત્ર આધારવસ્ત્ર કહેવાય છે, તે અમે આ પ્રકરણના છઠ્ઠા શ્લોકમાં બતાવી ગયા છિયે. હવે ચિતરેલાં મનુષ્યનાં વસ્ત્રમાં રહેલા રંગ યદ્યપિ વસ્ત્રાભાસમાં જ રહેલા છે; તથાપિ અજ્ઞાની માણસો તે રંગને 'આધારવસ્ત્રમાં રહેલા છે' એમ માને છે; તેમ યદ્યપિ જન્મમરણરૂપ સંસાર જીવને છે, તથાપિ અજ્ઞાની માણસો 'સાક્ષી ચેતન-આત્માને વિષે સસાર છે' એમ માને છે.

શિષ્ય-ત્યારે શાસ્ત્રવેત્તા નૈયાયિક આદિ મતવાળા અને બીજા સર્વ લોકો, સાક્ષી ચેતનરૂપ આત્માને જ સસાર કહે છે, તેનુ કારણ શું છે?

ગુરુ-યદ્યપિ સાક્ષી ચેતનરૂપ આત્માને સસારનો કોઈ પણ સબધ નથી, તથાપિ તેને તેઓ સસાર કહે છે, એમાં એક અજ્ઞાન જ કારણ છે. ૮

અવતરણિકા-પર્વત આદિ જડ પદાર્થમાં ચેતનના અભાવના કારણવિષે શિષ્ય પ્રશ્ન કરે છે ને ગુરુ તેનું સમાધાન કરે છે.

चित्रस्थपर्वतादीनां वस्त्राभासो न लिख्यते।
सृष्टिस्थमृत्तिकादीनां चिदाभासस्तथा नहि

શબ્દાર્થ-જેમ ચિત્રમાં રહેલા પર્વત આદિનાં વસ્ત્રનો આભાસ આલેખવામાં આવતો નથી, તેમ સૃષ્ટિમાં રહેલા મૃત્તિકા આદિનો પણ ચિદાભાસ નથી. ૯

## ચન્દ્રકાન્ત વિવરણ

શિષ્ય-જેમ મનુષ્ય આદિ ચેતનના ચિદાભાસની કલ્પના કરી છે, તેમ નદી, પર્વત આદિ જડ પદાર્થના ચિદાભાસની કલ્પના શા માટે કરી નથી ?

ગુરુ-જેમ ચિત્રપટમા ચીતરેલાં મનુષ્યનાં વસ્ત્રોનો આભાસ ચીતરવામાં આવે છે, તેમ ચિત્રપટમાં ચીતરેલા પર્વત આદિનાં વસ્ત્રોનો આભાસ ચીતરવામાં આવતો નથી. તેવી રીતે ચિત્રમાં ચીતરેલા દેવ, મનુષ્ય, પશુ, પક્ષી આદિ ચેતનના ચિદાભાસની કલ્પના કરી છે, તેમ પર્વત, નદી આદિ જડ પદાર્થના ચિદાભાસની કલ્પના કરી નથી.

એ સર્વનો સાર એ જ કે, જેમ ચિત્રપટમાં ચીતરેલા મનુષ્યનાં વસ્ત્રાભાસની આવશ્યકતા છે, માટે તેના વસ્ત્રો પણ ચીતરવામાં આવે છે, પરંતુ પર્વત આદિને માટે વસ્ત્રો ચીતરવાની

જરૂર હોતી નથી, માટે તેઓનાં વસ્ત્રો ચીતરવામાં આવતાં નથી; તેવી રીતે સંસાર ભોગવવા વાસ્તે દેવ, મનુષ્ય આદિના શરીરમાં ચિદાભાસની જરૂર છે, માટે તેઓનાં પ્રત્યેક શરીર માટે ચિદાભાસ કલ્પ્યો છે; પણ પર્વત, નદી આદિમાં ચિદાભાસની જરૂર ન હોવાથી, તેમાં તેની કલ્પના કરી નથી. ૯

## (૩) અવિદ્યાનું સ્વરૂપ અને તેની નિવૃત્તિનો ઉપાય

(૧૦-૧૬; ૭ શ્લોકો)

અવતરણિકા-એ પ્રકારે પરમાત્મામાં આરોપિત સંસારનું નિરૂપણ જ્ઞાને કરી થાય છે. હવે એ આરોપિત સંસારમાં કારણભૂત અવિદ્યાનું નિરૂપણ કરે છે.

**संसारः परमार्थोऽयं संलग्नः स्वात्मवस्तुनि ।**
**इति भ्रांतिरविद्या स्याद्विद्ययैषा निवर्तते १०**

શબ્દાર્થ-આ સંસાર સત્ય છે અને તે સ્વસ્વરૂપમાં સંલગ્ન છે, અર્થાત્ આત્માનો ધર્મ છે એ પ્રકારની જે ભ્રાંતિ તે અવિદ્યા અથવા અજ્ઞાન કહેવાય છે, અને એ અવિદ્યા વિદ્યાએ કરીને નિવૃત્ત થાય છે. ૧૦

### ચન્દ્રકાન્ત વિવરણ

#### અવિદ્યાનું સ્વરૂપ

હવે પરમાર્થ વિચાર કરીએ તો આ સંસાર ચિદાભાસને વિષે છે, પણ પરમાત્માને વિષે નથી. એટલા માટે 'સંસાર પરમાત્માને જ વાસ્તવિક છે,' એ પ્રકારના જ્ઞાનનું નામ અવિદ્યા છે. એનું બીજું નામ અજ્ઞાન પણ છે. જેમ ભ્રાંતિવાળો માણસ, ભ્રાંતિએ કરી દોરડીને સાપ જાણે છે, તેમ અજ્ઞાની માણસ સ્વસ્વરૂપમાં છતાં સંસારને સત્ય માની બેઠો છે.

શિષ્ય-એ અવિદ્યાની નિવૃત્તિનો ઉપાય શું છે?

ગુરુ-પ્રકાશથી જેમ અંધકારનો નાશ થાય છે, તેમ વિદ્યાથી અવિદ્યાની નિવૃત્તિ થાય છે. એ અવિદ્યાની નિવૃત્તિનો ઉપાય વિદ્યા જ છે. વિદ્યા એટલે બ્રહ્મજ્ઞાન. ૧૦

અવતરણિકા-એ વિદ્યાના સ્વરૂપવિષે અને તેની પ્રાપ્તિના ઉપાયવિષે શિષ્યે પ્રશ્ન કરતાં, ગુરુ કહે છે.

**आत्माभासस्य जीवस्य संसारोनात्मवस्तुनः**
**इति बोधो भवेद्विद्या लभ्यतेऽसौ विचारणात्**

શબ્દાર્થ-આ સંસાર આત્માના ભાસરૂપ જીવને સત્ય લાગે છે પરંતુ આત્માને નથી લાગતો, એ પ્રકારનું જે જ્ઞાન, તે વિદ્યા કહેવાય છે, અને આ વિદ્યા વિચારથી પ્રાપ્ત થાય છે. ૧૧

### ચન્દ્રકાન્ત વિવરણ

શિષ્ય-વિદ્યાનું શું સ્વરૂપ છે?

ગુરુ-જીવનું સ્વરૂપ અગાડી દ્વૈતાદ્વૈતવિવેકમાં કહી ગયા છિયે. એ જીવ, આત્માભાસના એક આભાસરૂપ છે. એ જીવને જ સુખદુઃખરૂપ આ સંસાર છે, પણ આત્માને જણાતો નથી; કારણ કે આત્મા નિરવયવ અને નિર્વિકાર છે. એ પ્રકારનો જે બોધ થાય છે, તેને વિદ્યા કહે છે.

શિષ્ય વિદ્યાની પ્રાપ્તિનો શો ઉપાય છે?

ગુરુ-યથાર્થ રીતે વિચાર કરવાથી વિદ્યાની પ્રાપ્તિ થાય છે; માટે વિચાર, વિદ્યાની પ્રાપ્તિનો ઉપાય છે. ૧૧

અવતરણિકા-એ સાંભળીને શિષ્યે પૂછ્યું; કોને વિચાર કરવો? તે ઉપરથી ગુરુ તેને ઉત્તર દે છે.

**सदा विचारयेत्तस्माज्जगज्जीवपरात्मनः ।**
**जीवभावजगद्भावबाधे स्वात्मैव शिष्यते १२**

શબ્દાર્થ-તે માટે જગત, જીવ અને પરમાત્માનો સદા વિચાર કરવો. જીવભાવ અને જગતભાવનો નાશ થવાથી સ્વાત્મા જ (સ્વસ્વરૂપ) અવશેષ રહે છે. ૧૨

### ચન્દ્રકાન્ત વિવરણ

#### વિચારનો વિષય અને ઉપયોગ

શિષ્ય-તમે હમણાં કહી ગયા કે 'વિચાર એ વિદ્યાની પ્રાપ્તિનો ઉપાય છે,' પણ કોનો વિચાર કરવાથી વિદ્યાની પ્રાપ્તિ થાય છે તે કહો.

ગુરુ-જગત, જીવ અને પરમાત્મા એ ત્રણેનો વિચાર કરવો, ને એ ત્રણેનો વિચાર કરવાથી વિદ્યાની પ્રાપ્તિ થાય છે.

શિષ્ય-પરમાત્માનો વિચાર કરવો તો જરૂરનો છે; કારણ કે, મોક્ષાવસ્થામાં મૂલરૂપ પરમાત્મા જ રહે છે; પણ જગત્ અને જીવનો વિચાર કરવો, એ તો નિરુપયોગી છે, માટે તેનો વિચાર શા માટે કરવો જોઇએ?

ગુરુ-જગત્ અને જીવનો વિચાર કરવો નિરુપયોગી નથી; કેમકે, તેના તત્ત્વનો વિચાર

કરવાથી જીવ અને જગત્ બન્ને મિથ્યા છે, એવો નિશ્ચય થાય છે; અને એવી રીતે મિથ્યાપણાની પ્રતીતિ થયા પછી, જગત્ અને જીવનો ત્યાગ કરવાથી, કેવળ અદ્વિતીય એક પરમાત્મા જ અવશિષ્ટ રહે છે. એટલે જગત્ અને જીવના મિથ્યાપણાના જ્ઞાનપૂર્વક નાશ થવા માટે તથા પરમાત્માના સત્ય જ્ઞાનપૂર્વક અવશેષને માટે જગત્ અને જીવનો વિચાર પણ ઉપયોગી છે પણ. તેથી તેનો પણ વિચાર કરવો આવશ્યક છે. ૧૨

**અવતરણિકા**–જ્યારે જીવ અને જગત્ મિથ્યા ઠરશે ત્યારે તો વ્યવહારનો પણ લોપ થઈ જશે. આવી શિષ્યે શંકા કરી, તેનું ગુરુ સમાધાન કરે છે.

**नाप्रतीतिस्तयोर्बाधः किंतु मिथ्यात्वनिश्चयः**
**नो चेत्सुषुप्तिमूर्च्छादौ मुच्येतायत्नतो जनः**

**શબ્દાર્થ**–અપ્રતીતિ થવી એ કંઈ જીવ અને જગતનો બાધ કર્યો ગણાતો નથી; પરંતુ તે મિથ્યા છે, આવો જે નિશ્ચય કરવો, તે જીવ અને જગતનો બાધ કર્યો ગણાય છે. તેમ જો ન હોય, તો પછી સુષુપ્તિ, મૂર્છા આદિ સ્થિતિમાં મનુષ્ય પ્રયત્ન વિના મુક્તિને પામશે. ૧૩

## ચન્દ્રકાન્ત વિવરણ

### બાધ શબ્દનો અર્થ

શિષ્ય–હમણાં તમે કહ્યું કે, 'जीवभावजगद्भावबाधे स्वात्मैव शिष्यते। જીવભાવ અને જગત્ભાવનો બાધ થવાથી સ્વાત્મા જ બાકી રહી જાય છે,' પણ તે કાંઈ મારા મનમાં ઉતરતું નથી; કારણ કે, જીવ અને જગતનો બાધ થવાથી-જીવ અને જગતની અપ્રતીતિ જ થશે; વળી તેમ થવાથી લૌકિક વ્યવહારનો પણ લોપ થઈ જશે.

ગુરુ–અહીં બાધ શબ્દનો અર્થ અપ્રતીતિ નથી. પણ મિથ્યાપણાનો નિશ્ચય આવો અર્થ છે. જીવ તથા જગતના મિથ્યાપણાના જ્ઞાનથી કોઈ જાતના વ્યવહારનો લોપ થતો નથી, પણ જીવ અને જગતના મિથ્યાપણાના જ્ઞાને કરીને તેનો બાધ થવાથી, કેવળ સત્યસ્વરૂપ આત્મા જ એક બાકી રહેશે; એટલે તેથી પરમાત્માનું જ જ્ઞાન થશે.

શિષ્ય–અહીં બાધ શબ્દનો અર્થ અપ્રતીતિ નથી. પણ મિથ્યાપણાનો નિશ્ચય છે, એમ શા આધારે કહો છો ?

ગુરુ–અહીં 'બાધ' શબ્દનો અર્થ 'મિથ્યાપણું છે' એમ માનવામાં યુક્તિ પ્રમાણ છે. જો અહીં બાધ શબ્દનો અર્થ 'મિથ્યાપણાનો નિશ્ચય' ન માનીએ અને 'અપ્રતીતિ' માનીએ તો, સર્વ પ્રાણીઓ સુષુપ્તિ તથા મૂર્છાદિ અવસ્થામાં યત્ન વિના, એટલે તત્ત્વજ્ઞાન માટે પ્રયત્ન કર્યા વિના જ મોક્ષ મેળવી જાય; કેમકે સુષુપ્તિ અને મૂર્છા આદિમાં દ્વૈત વસ્તુની પ્રતીતિ થતી નથી; તેમ જીવ અને જગતની અપ્રતીતિ હોય છે. એ અપ્રતીતિને લીધે જીવને ઝટપટ મુક્તિ મળી જાય.

શિષ્ય–તત્ત્વજ્ઞાનની સિદ્ધિમાં મોટો પ્રયાસ કરવો પડે છે; કારણ કે, ચિત્તશુદ્ધિવિના અને શ્રવણાદિકવિના તત્ત્વજ્ઞાન થતું નથી. એ ચિત્તશુદ્ધિ થવા માટે નિષ્કામ કર્મ અથવા ઉપાસના આદિ કરવાં પડે છે, અને શ્રવણાદિક માટે ગુરુકૃપા મેળવવી જોઇએ. વળી નિત્યાનિત્યવસ્તુના વિવેક આદિ સાધનચતુષ્ટય પણ સંપાદન કરવાં જોઇએ. તેથી, જો તત્ત્વજ્ઞાન વિના મુક્તિની પ્રાપ્તિ થતી હોય તો ઉત્તમ વાત છે, ને તે મને અભીષ્ટ પણ છે; અને તેથી બાધ શબ્દનો અર્થ 'અપ્રતીતિ' માનવો સારો છે, અને સુષુપ્તિ તથા મૂર્છા આદિમાં દ્વૈતની અપ્રતીતિ થવાથી મુક્તિ થાય છે, એમ પણ માનવું જોઇએ.

ગુરુ–તત્ત્વજ્ઞાન વિના એટલે યત્ન વિના મુક્તિની પ્રાપ્તિ થવી, એ તો સર્વને જ અભીષ્ટ હોય છે. તેમ તને અભીષ્ટ હોય તેમાં નવાઈ શી ? વગર મહેનતે સરસ સરસ મિષ્ટાન્ન મળે, તે કોને અભીષ્ટ ન હોય ? ઘેર બેઠાં ગંગા આવે તો તે પતિતપાવિની સમીપ જઈ, દેહના પાપનો નાશ કરવાનો શ્રમ કોણ ન ઉઠાવે ? તેમ જ જો તત્ત્વજ્ઞાન વિના મુક્તિની પ્રાપ્તિ થતી હોય તો તત્ત્વજ્ઞાન માટે કોઇ પણ પ્રયાસ કરે નહિ. શાસ્ત્રમાં કહ્યું છે કે:–

'अर्के चेन्मधु विंदेत को विद्वान् पर्वतं व्रजेत्।
अयत्नेनार्थसंसिद्धौ को विद्वान् यत्नमाचरेत् ॥

જો આકડાના ઝાડ ઉપર ( ઘરના ખૂણામાં ) મધ મળતું હોય તો કયો ડાહ્યો માણસ પર્વત ઉપર જાય ? તેમ જ યત્ન વિના કાર્યસિદ્ધિ થતી

હોય તો કયો વિદ્વાન્ યત્ન કરે?' પણ, હે શિષ્ય! શ્રમ કર્યા વિના તત્ત્વનું જ્ઞાન થતું નથી, અને તત્ત્વજ્ઞાન વિના મુક્તિની પ્રાપ્તિ પણ થતી નથી. જો તત્ત્વજ્ઞાન વિના સુષુપ્તિ અને મૂર્ચ્છા આદિમાં દ્વૈતની અપ્રતીતિ થવાથી જ મુક્તિની પ્રાપ્તિ થતી હોય તો કોઈ પણ પ્રાણીને ફરીથી સંસારની પ્રાપ્તિ થવી ન જોઇએ; કેમકે, મુક્ત થયેલો જીવ પાછો સંસારને પ્રાપ્ત થતો નથી, એવું શ્રુતિવચન છે. 'न स पुनरावर्तते। મુક્તિને પામેલો પુરુષ, પાછો સંસારમાં આવતો નથી.' તેમ 'मामुपेत्य तु कौंतेय पुनर्जन्म न विद्यते। હે અર્જુન! મને એટલે પરમાત્માને પ્રાપ્ત થવાથી, ફરીને જન્મ નથી, એટલે જન્મ મરણરૂપ સંસાર મુક્તને નથી.' એમ ગીતામાં કહ્યું છે. પણ એકલા જ દ્વૈતની અપ્રતીતિથી સંસારની નિવૃત્તિ અને મુક્તિની પ્રાપ્તિ થતી નથી; કેમકે સુષુપ્તિ અને મૂર્ચ્છા આદિની નિવૃત્તિ થયા પછી, પૂર્વના જેવો જ સંસાર જોવામાં આવે છે. માટે તત્ત્વજ્ઞાન વિના મુક્તિની પ્રાપ્તિ થાય છે, એમ માનવું દેખીતું જ વિરુદ્ધ છે. વળી, 'ज्ञानादेव हि कैवल्यं। જ્ઞાનથી જ મોક્ષની પ્રાપ્તિ થાય છે.' 'ज्ञात्वा शिवं शान्तिमत्यंतमेति। પરમાત્માને જાણી મોક્ષને પ્રાપ્ત થાય છે.' 'ज्ञानादृते न मुक्तिः। જ્ઞાન વિના મુક્તિ પ્રાપ્ત થતી નથી,' ઇત્યાદિ શ્રુતિઓ અન્વયવ્યતિરેકે કરીને મુક્તિમાં જ્ઞાનનું કારણપણું પ્રતિપાદન કરે છે, તે પણ વ્યર્થ જ થાય તેમ જ સાધન ચતુષ્ટય પ્રતિપાદક સર્વ વેદાંતશાસ્ત્રનો વિરોધ પણ આવે. વળી વસિષ્ઠ, વામદેવાદિક શિષ્ટ શિરોમણિના સદાચારનો પણ વિરોધ આવે. માટે 'તત્ત્વજ્ઞાન વિના મુક્તિ પ્રાપ્ત થતી નથી' એમ અવશ્ય માનવું જોઇએ, અને એટલા જ માટે બાધ શબ્દનો અર્થ 'અપ્રતીતિ' નથી, પણ 'મિથ્યાપણાનો નિશ્ચય' આવો અર્થ છે. 'જ્ઞાન-વિના મુક્તિ મળતી નથી' એવો વેદાંત સિદ્ધાંત છે, પણ જો બાધ શબ્દનો અર્થ 'અપ્રતીતિ' માનીએ તો સુષુપ્તિ અને મૂર્ચ્છા આદિમાં મુક્તિ થવી જોઇએ, પણ તે થતી નથી, માટે બાધ શબ્દનો અર્થ 'અપ્રતીતિ' માનવો નહિ, પણ 'મિથ્યાપણાનો નિશ્ચય' માનવો. ૧૩

અવતરણિકા-હવે શિષ્ય પરમાત્માના અવશેષના અર્થ વિષે પ્રશ્ન કરે છે, અને ગુરુ તેનું સમાધાન કરે છે

**परमात्मावशेषोऽपि तत्सत्यत्वविनिश्चयः।**
**न जगद्विस्मृतिर्नो चेज्जीवन्मुक्तिर्न संभवेत्**

શબ્દાર્થ-પરમાત્માનું અવશેષ રહેવાપણું જ પરમાત્માના સત્યપણાનો નિશ્ચય કરનારું છે, પરંતુ જગતની વિસ્મૃતિ પરમાત્માનું સત્યપણું સિદ્ધ કરનારી નથી. તેમ જો ન હોય તો જીવન્મુક્તિ સંભવે નહિ. ૧૪

## ચન્દ્રકાન્ત વિવરણ

### આત્માની અવશેષતાનો અર્થ

શિષ્ય-હમણાં તમે કહ્યું (બારમા શ્લોકમાં) કે 'स्वात्मैव शिष्यते। સ્વાત્મા જ અવશેષ રહે છે.' એમાં કહેલા 'અવશેષ' શબ્દનો અર્થ, સ્વાત્માના સત્યપણાનો નિશ્ચય કરાવનારો છે, કે જગતની વિસ્મૃતિ કરાવનારો છે? સ્વાત્માના સત્યપણાનો નિશ્ચય કરાવનારો છે એમ મને લાગે છે. કારણ કે, અવશેષના અર્થ બે છે: સત્યપણાનો નિશ્ચય અને વિસ્મૃતિ.

ગુરુ-અહીં 'અવશેષ' પદનો અર્થ, 'સત્યપણાનો નિશ્ચય' છે; પણ જગતની વિસ્મૃતિ એવો થતો નથી જીવ અને જગતનો બાધ કરવાથી આત્મા જ અવશિષ્ટ રહે છે, એટલે એ સ્વાત્મા સત્ય છે.

શિષ્ય-અહીં અવશેષ શબ્દનો અર્થ, જગતની વિસ્મૃતિ માનીએ તો શું બાધ આવે છે?

ગુરુ-અહીં અવશેષ શબ્દનો અર્થ જગતની વિસ્મૃતિ માનીએ, તો જીવન્મુક્તિ સંભવતી નથી; કારણ કે વસિષ્ઠ, વામદેવ, યાજ્ઞવલ્કયાદિ અનેક મહાત્માઓ જીવન્મુક્ત હતા, તથાપિ તેઓને જગતની વિસ્મૃતિ નહતી. જગતની વિસ્મૃતિ તો સપ્તમભૂમિકાવાળાને અને વિદેહ મુક્તિવાળાને જ હોય છે. માટે, અવશેષપદનો અર્થ જગતની વિસ્મૃતિ માનવો નહિ, પણ સત્યપણાનો નિશ્ચય માનવો. ૧૪

અવતરણિકા નિરંતર વિચાર ક્યાં સુધી કરવો, એ વિષે શિષ્યે પૂછ્યું ત્યારે ગુરુ તેનું સમાધાન કરે છે.

**परोक्षा चापरोक्षेति विद्या द्वेधा विचारजा।**
**तत्रापरोक्षविद्याप्तौ विचारोऽयं समा।**

શબ્દાર્થ-વિચાર કરવાથી ઉત્પન્ન થનારી વિદ્યા ( જ્ઞાન ), પરોક્ષ અને અપરોક્ષ એમ બે પ્રકારની છે. તેમાં અપરોક્ષ વિદ્યાની પ્રાપ્તિ થાય ત્યારે આ ( જીવ, જગત્ અને પરમાત્માનો ) વિચાર સમાપ્ત થાય છે. ૧૫

### ચન્દ્રકાન્ત વિવરણ

#### વિદ્યાના ભેદપૂર્વક વિચારની અવધિ

શિષ્ય–' सदा विचारयेत्तस्माज्जगज्जीवपरात्मन. । તે માટે જગત્, જીવ અને પરમાત્માનો સદા વિચાર કરવો, ' એમ આ પ્રકરણના બારમા શ્લોકમા આપે કહ્યુ છે, તેથી તે વિચાર દેહપાત પર્યંત કરવો કે વચમાથી મૂકી દેવો ?

ગુરુ–જગત્, જીવ અને પરમાત્માનો સર્વદા વિચાર કરવાથી બે પ્રકારની વિદ્યા પ્રાપ્ત થાય છે એક પરોક્ષ, અને બીજી અપરોક્ષ પરોક્ષ જ્ઞાન થયા પછી પણ, જ્યા સુધી અપરોક્ષ જ્ઞાન થયુ ન હોય ત્યા સુધી, સર્વદા તેનો વિચાર કર્યા કરવો, અને અપરોક્ષ જ્ઞાન થયા પછી તે વિચાર મૂકી દેવો, અર્થાત્ એ વિચારનો અવધિ, દેહ પાત નથી, પણ અપરોક્ષ જ્ઞાનની પ્રાપ્તિ છે, કારણ કે અપરોક્ષ જ્ઞાન થયા પછી, વર્તમાન દેહ વિદ્યમાન છતા પણ, જગત્, જીવ અને પરમાત્માનો વિચાર કરવાની આવશ્યકતા રહેતી નથી, અને જો અપરોક્ષ જ્ઞાન ન થયુ હોય તો વર્તમાન દેહનો પાત થયા પછી પણ તે વિચાર કર્તવ્ય રહે છે ૧૫

અવતરણિકા-પરોક્ષ અને અપરોક્ષ વિદ્યા એટલે શું ? એમ શિષ્ય પ્રશ્ન કરે છે ત્યારે ગુરુ અનુક્રમે તેનું સ્વરૂપ કહે છે

**अस्ति ब्रह्मेति चेद्वेद परोक्षज्ञानमेव तत् ।**
**अहं ब्रह्मेति चेद्वेद साक्षात्कारः स उच्यते १६**

શબ્દાર્થ-'બ્રહ્મ છે' એ પ્રકારે જો જાણે તો તે પરોક્ષ જ્ઞાન કહેવાય છે, અને 'હું બ્રહ્મ છું' એ પ્રકારે જો જાણે તો તે સાક્ષાત્કાર, એટલે અપરોક્ષ જ્ઞાન કહેવાય છે. ૧૬

### ચન્દ્રકાન્ત વિવરણ

શિષ્ય-ઉપર તમે પરોક્ષ અને અપરોક્ષ, એવી રીતે બે પ્રકારની વિદ્યા કહી છે, તેમાં પરોક્ષ વિદ્યાનું શું સ્વરૂપ છે તે કહો.

ગુરુ-' બ્રહ્મ છે,' એ પ્રકારે બ્રહ્મની સત્તા (અસ્તિત્વ ) જાણવી, એ પરોક્ષ વિદ્યા કહેવાય છે. જ્ઞાન અને વિદ્યા બન્ને પર્યાય શબ્દો છે, માટે પરોક્ષવિદ્યા અને પરોક્ષજ્ઞાન એ બન્ને શબ્દનો અર્થ એક જ છે.

શિષ્ય–ત્યારે અપરોક્ષ વિદ્યાનુ શુ સ્વરૂપ છે ?

ગુરુ-' હુ બ્રહ્મ છુ ' એ પ્રમાણે સાક્ષાત્કાર-પણાથી પોતે પોતાને જાણવો તે અપરોક્ષજ્ઞાન કહેવાય છે. ૧૬

## આત્મતત્ત્વ વિવેચન

(૧૭-૫૦૩; ૪૮૭ શ્લોકો)

### ૨ આત્મતત્ત્વ વિવેચનમાં કૂટસ્થનું અને જીવનું નિરૂપણ

( ૧૭-૫૯, ૪૩ શ્લોકો )

#### (૧) દૃષ્ટાંત આકાશ અને દાર્ષ્ટાંત ચેતનના ભેદો

(૧૭-૨૩, ૭ શ્લોકો)

અવતરણિકા-અહીંથી ગુરુ આત્મસાક્ષાત્કારમાં અસાધારણ કારણરૂપ આત્મતત્ત્વના વિવેચનનો આરભ કરે છે, અને તેનું ફળ દર્શાવે છે.

**तत्साक्षात्कारसिद्ध्यर्थमात्मतत्त्वं विविच्यते**
**येनायं सर्वसंसारात्सद्य एव विमुच्यते ।१७।**

શબ્દાર્થ-તે આત્મતત્ત્વના અપરોક્ષ જ્ઞાનની સિદ્ધિ માટે અમે આત્મતત્ત્વનુ વિવેચન કરીએ છિયે, જે આત્મતત્ત્વના વિવેચને કરીને આ જીવ, સર્વ સસારથી તત્કાલ જ મુક્ત થાય છે. ૧૭

### ચન્દ્રકાન્ત વિવરણ

શિષ્ય-હે ગુરુદેવ ! મને કહો કે આત્મતત્ત્વના એ અપરોક્ષ જ્ઞાનનુ અસાધારણ કારણ શુ છે ?

#### ૬-આત્મતત્ત્વના વિવેચનની પ્રતિજ્ઞા

ગુરુ હે શિષ્ય! આત્મતત્ત્વના અપરોક્ષ જ્ઞાનનુ અસાધારણ કારણ, આત્મતત્ત્વનો જ વિચાર કરવો તે છે. એ અપરોક્ષ જ્ઞાન સિદ્ધ થાય, એટલા માટે હવે હું આત્મતત્ત્વનુ વિવેચન કરુ છુ

શિષ્ય-આત્માનુ અપરોક્ષ જ્ઞાન થવાથી શુ ફળ થાય છે ?

ગુરુ-આત્માનુ અપરોક્ષ જ્ઞાન થવાથી, જન્મ-મરણરૂપી સસારથી તુરત મુક્તિ મળે છે, માટે

સંસારથી મુક્ત થવું, એ અપરોક્ષ આત્મજ્ઞાનનુ ફળ છે. ૧૭

**અવતરણિકા**–હવે વ્યવહારમાં પ્રતીત થતા ચૈતન્યના ચાર ભેદ સમજાવતાં, દૃષ્ટાંત આપીને આકાશના ભેદ કહે છે–

**कूटस्थो ब्रह्म जीवेशावित्येवं चिच्चतुर्विधा ।**
**घटाकाशमहाकाशौ जलाकाशाभ्रखे यथा**

**શબ્દાર્થ**–જેમ ઘટાકાશ, મહાકાશ, જલાકાશ અને મેઘાકાશ એ પ્રકારે આકાશ ચાર પ્રકારનું છે, તેમ ચૈતન્ય પણ કૂટસ્થ, બ્રહ્મ, જીવ અને ઇશ એવી રીતે ચાર પ્રકારનું છે. ૧૮

## ચન્દ્રકાન્ત વિવરણ

### ૨-ચાર ચૈતન અને ચાર આકાશનાં નામ

ગુરુ-એ આત્મજ્ઞાન થવા માટે, પ્રથમ કેટલીક સમજણ આપુ છુ તે સાંભળ. જેમ આકાશ (અવકાશ) એક છે છતા વસ્તુને લઇને ઘટાકાશ, મહાકાશ, જલાકાશ અને મેઘાકાશ એવી રીતે આકાશ ચાર પ્રકારનું જણાય છે, તેમ ચૈતન્ય પણ કૂટસ્થ, બ્રહ્મ જીવ, અને ઇશ એવી રીતે ચાર પ્રકારનું છે

શિષ્ય-જેમ આકાશ એક છે, એ પ્રત્યક્ષ છે, તેમ ચૈતન્ય પણ એક છે, ત્યારે તેના ચાર ભેદ માનવાનુ શુ પ્રયોજન છે?

ગુરુ–આકાશ એક છે, તથાપિ વ્યવહારમાં તેના ચાર ભેદ પ્રતીત થાય છે, તેમ ચૈતન્ય એક જ છે, તથાપિ ઉપાધિના ભેદથી ચૈતન્યના ચાર ભેદ પ્રતીત થાય છે, અને પારમાર્થિક ચૈતન્યની એકતાનો નિશ્ચય થવા માટે ચૈતન્યના ચાર ભેદ માન્યા છે.એ ચારે ભેદનુ સ્વરૂપ જાણવાથી જેમ આકાશ એક છે તેમ 'ચૈતન્ય એક છે,' એવો નિશ્ચય થાય છે, માટે ચૈતન્યની એકતાનો નિશ્ચય કરવા માટે એ ચૈતન્યના ચાર ભેદ માનવાની જરૂર છે.

શિષ્ય–બ્રહ્મ એટલે ચેતનના ભેદ તો ત્રણ છે અને તમે ચાર કેમ કહો છો?

ગુરુ–બ્રહ્મ અથવા ચેતન ત્રણ પ્રકારનુ છે, એટલે જીવ, ઈશ્વર અને શુદ્ધ બ્રહ્મ એમ ત્રણ ભેદથી ચેતન ત્રણ પ્રકારનુ છે એ ખરુ, પણ કેટલાક (૧) શુદ્ધચેતન, (૨) ઈશ્વરચેતન અને (૩) જીવચેતન માની, તે ઉપરાંત (૪) અવિદ્યા, તથા (૫) અવિદ્યા અને ચેતનનો પરસ્પર સબધ, તથા (૬) એ પાંચેનો એકઠો સબંધ ગણીને ૭ ચેતન ગણાવે છે પણ તે ૭ ભાગ મિથ્યા છે. શ્રીશકરસ્વામીએ કહ્યુ છે કે, नहि ब्रह्मातिरिक्त किंचिदज सम्भवति । 'બ્રહ્મ સિવાય બીજુ કંઈ પણ અજ (જન્મરહિત) સભવતુ નથી,' તેથી ચેતનના ૭ ભાગ અવિદ્યાજન્ય સિદ્ધ થાય છે, અને જન્યસસર્ગ તથા જન્યભેદને અનાદિ માની શકાતા નથી, તેથી ૭ ચૈતન્ય ન રહેતાં ત્રણ જ ચેતન રહે છે તેટલુ છતાં અમે તો ચેતન ચાર કહીએ છીએ પણ એ ત્રણ ચેતનથી પણ બ્રહ્મ તથા આત્માની એકતાનો બોધ થાય છે, એમ કોઈ કહે, ત્યારે ચાર ચેતન શા સારુ માનવા જોઇએ, એવો પ્રશ્ન સ્વાભાવિક છે આનુ કારણ સમજવાનુ આમ છે કે.–કૂટસ્થ અને બ્રહ્મ એ બેમાં નામ સિવાય બીજો કંઈ ફેર નથી, તેથી જ કેટલાક ત્રણ ચેતન ગણે છે કૂટસ્થ એ પારમાર્થિક જીવ છે જાગ્રદવસ્થામાં અત કરણ કૂટસ્થનુ જે પ્રતિબિંબ પડે છે તે પ્રતિબિંબિત વ્યાવહારિક જીવ કહેવાય છે અને વ્યાવહારિક જીવમાં અધ્યાસસ્વરૂપે સ્વપ્નમાં પડેલુ કૂટસ્થનુ પ્રતિબિંબ સ્વપ્નગત પ્રાતિભાસિક જીવ કહેવાય છે આમ કૂટસ્થનો જીવમાં અતર્ભાવ છે, એટલે ત્રણ જ ચેતન રહેછે પણ 'जीवेशावाभासेन करोति माया । माया चाविद्या च स्वयमेव भवति। માયા એટલે પ્રકૃતિ, આભાસવડે જીવને તથા ઈશ્વરને એમ બે ભેદને ઉત્પન્ન કરે છે, અને માયા તથા અવિદ્યા, (એવાં બે રૂપ) પ્રકૃતિ પોતે જ બને છે,' આ શ્રુતિના અર્થને અનુસરીને, ચાર પ્રકારના આકાશની સાથે સરખાવવા માટે અત્રે ચાર પ્રકારનુ ચેતન માનીને, બ્રહ્મ તથા આત્માની એકતાનો નિર્ણય કરવામાં આવ્યો છે. ૧૮

**અવતરણિકા**–હવે વેદાન્ત પ્રસંગ ચલાવીને, ગુરુ અહીં જલાકાશ અને મેઘાકાશનુ નિરૂપણ કરે છે, અને બીજા બે આકાશનું કરતા નથી, કેમકે ઘટાકાશ તથા મહાકાશનો અર્થ પ્રસિદ્ધ છે

**घटावच्छिन्नखे नीरं यत्तत्र प्रतिबिम्बित ।**
**साभ्रनक्षत्रआकाशो जलाकाश**

महाकाशस्य मध्ये यन्मेघमंडलमीक्ष्यते ।
प्रतिबिंबतया तत्र मेघाकाशो जले स्थितः २०

શબ્દાર્થ–ઘટે કરીને અવચ્છિન્ન (ઉપાધિવાળા) આકાશમાં જે જળ છે, તેમાં મેઘ અને તે નક્ષત્રોની સાથે આકાશનું જે પ્રતિબિંબ પડે છે, તે જલાકાશ કહેવાય છે (૧૯) અને મહાકાશના મધ્યમાં જે મેઘમંડળ જોવામાં આવે છે, તેમાં જળમાં પ્રતિબિંબપણાએ કરીને તે મેઘાકાશ રહેલું કહેવાય છે. ૨૦

## ચન્દ્રકાન્ત વિવરણ

### ૩–જળાકાશનું સ્વરૂપ

ગુરુ–મહાકાશ પ્રત્યક્ષ છે જે આદિ કે અંત વિનાનું અમાપ છે. એ મહાકાશ અથવા મહા અવકાશમાં નક્ષત્ર, મેઘ, તારામંડળ, ગ્રહો આદિ રહ્યાં છે. હવે એક પોકળ ઘટને મહાકાશમા મૂકતાં, ઘટની બહાર અને અંદર એમ બે આકાશ છૂટાં પડે છે. મહાકાશની સાથે ઘટનો સબંધ થવાથી ઘટની ઉપાધિ આવવાથી ઘટની અંદરનો ભાગ ઘટાકાશ કહેવાય છે. એ ઘટાકાશમાં જે જળ ભરેલુ હોય છે, તે અચળ જલમાં મેઘમંડળ અને નક્ષત્રો સહિત આકાશનુ જે પ્રતિબિંબ પડે છે, તે જલાકાશ કહેવાય છે.

શિષ્ય–તમે આકાશ ચાર પ્રકારનાં કહ્યાં. પહેલુ ઘટાકાશ, બીજું મહાકાશ, ત્રીજું જલાકાશ અને ચોથુ મેઘાકાશ. એ ચાર પ્રકારનાં આકાશમાંથી પહેલા ઘટાકાશનુ અને બીજા મહાકાશનુ નિરૂપણ મૂકી દઇને, ત્રીજા જલાકાશનું નિરૂપણ શા માટે કરો છો ?

### ૪–મેઘાકાશનું સ્વરૂપ

ગુરુ–મેં તેનુ નિરૂપણ કર્યું છે, અને તારે માટે પુનઃ કહું છું કે, ઘટની સાથે આકાશનો સબંધ થવાથી ઘટાકાશ કહેવાય છે, અને ઘટની કે બીજા કોઇની ઉપાધિ ન લાગવાથી એકલુ રહેલુ આકાશ મહાકાશ કહેવાય છે. એવી રીતે ઘટાકાશ અને મહાકાશ, એ બન્ને આકાશ પ્રસિદ્ધ છે, માટે તેનું નિરૂપણ ન કરતાં, અપ્રસિદ્ધ જલાકાશનું નિરૂપણ કરવાની જરૂર અમને વધારે લાગે છે. ઘટાકાશનો અને મહાકાશનો ભેદ તુ સમજ્યો છે હવે ઘટમાં પણ જળ રહે છે, તેમ ઉપર પણ મેઘરૂપે જળ રહે છે. ઘટમાં રહેલા જળમાં મેઘ અને નક્ષત્રો, તારા સહિત આકાશનું જે પ્રતિબિંબ પડે છે, તે જલાકાશ કહેવાય છે. તેમ જ મહાકાશમાં મેઘમંડળ જોવામાં આવે છે. એ મેઘના જળમાં નક્ષત્રો, તારા સહિત આકાશનું જે પ્રતિબિંબ પડે છે, તે બિંબ મેઘાકાશ કહેવાય છે એમ જાણવું. ૧૯–૨૦

અવતરણિકા–શિષ્ય મેઘાકાશ વિષે આશંકા કરે છે કે મેઘનું જલ તો કંઈ જણાતુ નથી, તો તેમાં આકાશના પ્રતિબિંબનું જ્ઞાન કેવી રીતે થાય ? તેપરથી ગુરુ તેનું સમાધાન કરતાં કહે છે કેઃ-

मेघांशरूपमुदकं तुषाराकारसंस्थितम् ।
तत्र खप्रतिबिंबोयं नीरत्वादनुमीयते ॥२१॥

શબ્દાર્થઃ–જળ મેઘના અંશરૂપે છે અને તુષાર (ઝાકળ)ના આકારે ત્યાં રહેલું છે. એ રીતે મેઘ જળમય હોવાથી આકાશનું અ પ્રતિ બિંબ છે, એમ અનુમાન થાય છે. ૨૧

## ચન્દ્રકાન્ત વિવરણ

શિષ્ય—મેઘના જળની પ્રતીતિ થતી નથી, તો પછી તે જલમાં આકાશના પ્રતિબિંબનું જ્ઞાન કેમ થશે ?

ગુરુ–યદ્યપિ મેઘમાં રહેલા જલની પ્રત્યક્ષ પ્રતીતિ થતી નથી એ ખરું છે, તથાપિ અનુમાને કરીને તેની પ્રતીતિ થાય છે ખરી મેઘમાં જલની સિદ્ધિ માટે અનુમાન કરીએ કે, 'મેઘમાં સૂક્ષ્મ અવયવરૂપે જળ છે, કારણ કે તેમાંથી વૃષ્ટિ થાય છે.' એ અનુમાને કરીને મેઘમાં જલની સિદ્ધિ થાય છે. હવે જ્યારે મેઘમાં જલ છે, ત્યારે તે જલમાં આખા આકાશનુ પ્રતિબિંબ છે એ પણ અનુમાને કરી સિદ્ધ થાય છે. જેમ, 'મેઘનું જલ આકાશના પ્રતિબિંબવાળુ છે,' કારણ કે તે ઘટમા રહેલા જલની પેઠે જલ છે; એટલે જેમ ઘટમાં રહેલા જલમાં આકાશનુ પ્રતિબિંબ છે, તેમ મેઘમાં રહેલા જલમા પણ આકાશનું પ્રતિબિંબ છે, એમ સિદ્ધ થાય છે. એવી રીતે મેઘમાં રહેલા જલના પ્રતિબિંબનું જ્ઞાન થાય છે, અને તે પરથી મેઘાકાશનું જ્ઞાન થાય છે. ૨૧

અવતરણિકા–એ પ્રમાણે દષ્ટાંતરૂપ આકાશનું નિરૂપણ કર્યા પછી પ્રથમ કહેલા કૂટસ્થનું નિરૂપણ કરે છે

अधिष्ठानतया देहद्वयावच्छिन्नचेतनः ।
कूटवन्निर्विकारेण स्थितः कूटस्थ उच्यते २२

શબ્દાર્થ—અધિષ્ઠાનપણાએ કરીને સૂક્ષ્મ તથા સ્થૂલ એમ બે દેહના સંબંધવાળો અને કૂટવત્ એટલે એરણની પેઠે નિર્વિકારરૂપે રહેનારો જે ચેતન, તે કૂટસ્થ કહેવાય છે. ૨૨

### ચન્દ્રકાન્ત વિવરણ

#### ૫–કૂટસ્થનું સ્વરૂપ

ગુરુ—હે શિષ્ય! પંચીકૃત પંચમહાભૂતથી આ સ્થૂલદેહ ઉત્પન્ન થાય છે, અને અપંચીકૃત પંચમહાભૂતથી સૂક્ષ્મદેહ ઉત્પન્ન થાય છે. આ બન્ને દેહ અવિદ્યાને લીધે કલ્પી કાઢેલા છે, પણ સત્ય નથી. એ બન્ને દેહના આધારરૂપ હોવાથી તેના સબંધવાળો જે આત્મા તે કૂટસ્થ છે.

શિષ્ય—કૂટસ્થ એટલે શું? તે સમજાવો.

ગુરુ—કૂટ એટલે લુહારની એરણ. આ એરણ ઉપર અનેક જાતના ઘાટ ઘડવામાં આવે છે, અને રાત દિવસ તેના ઉપર હથોડાઓનો મારો પડે છે, તોપણ તેમાં જરાએ વિકાર થતો નથી, અર્થાત્ તે એરણ પોતાના સ્વરૂપમાં જ રહે છે. તેમ જ પરબ્રહ્મમાં પણ અનેક પ્રકારના બ્રહ્માંડોની ઉત્પત્તિ થયા કરે છે, છતાં પણ બ્રહ્મમાં જરાય વિકાર થતો નથી, પરંતુ તે પોતાના સ્વરૂપમાં જ રહે છે; એટલા માટે બ્રહ્મનું બીજું નામ કૂટસ્થ કહેવામાં આવે છે.

શિષ્ય—સ્થૂલ અને સૂક્ષ્મ દેહના આધારરૂપ ચેતન આત્મા છે, તેથી તેના સબંધવાળો ચેતન આત્મા કૂટસ્થ કેમ કહેવાય છે?

ગુરુ—એ આધારભૂત આત્મા, કૂટની પેઠે એટલે લુહારની એરણની પેઠે, નિર્વિકાર છે, માટે તે કૂટસ્થ કહેવાય છે. ૨૨

અવતરણિકા—એ પ્રમાણે કૂટસ્થનું સ્વરૂપ જણાવ્યા પછી, જીવનું પ્રતિપાદન કરે છે; કારણ કે કૂટસ્થ વિષેની કલ્પિત બુદ્ધિમાં જે પ્રતિબિંબ પડે છે, તે જ જીવ છે.

कूटस्थे कल्पिता बुद्धिस्तत्र चित्प्रतिबिम्बकः ।
प्राणानां धारणाज्जीवः संसारेण स युज्यते २३

શબ્દાર્થ—કૂટસ્થમાં કલ્પેલી જે બુદ્ધિ તેમાં, એટલે બુદ્ધિમાં ચૈતન્યનું જે પ્રતિબિંબ પડે છે તે, પ્રાણને ધારણ કરવાથી જીવ કહેવાય છે; અને તે જીવ સંસાર સાથે જોડાય છે. ૨૩

### ચન્દ્રકાન્ત વિવરણ

#### ૬–સંસારી જીવનું સ્વરૂપ

સર્વ કલ્પનાનું અધિષ્ઠાન કૂટસ્થ છે. એ કૂટસ્થમાં બુદ્ધિની પણ કલ્પના થાય છે. એ બુદ્ધિમાં બ્રહ્મચેતનનું પ્રતિબિંબ પડવાથી તે પ્રતિબિંબિત ચિદાભાસ જીવ કહેવાય છે.

શિષ્ય—એ બ્રહ્મના પ્રતિબિંબનુ 'જીવ' એવું નામ કેમ પડ્યુ, તે સમજાવો.

ગુરુ—એ પ્રતિબિંબ, ઇંદ્રિયો સાથે પ્રાણને પ્રેરણા કરે છે; અને પ્રાણને ધારણ કરવાથી એ પ્રતિબિંબનું 'જીવ' એવું નામ પડ્યુ છે.

શિષ્ય—ઉપર તમે કૂટસ્થનું પ્રતિપાદન કર્યુ, તેથી 'કૂટસ્થને માનો છો' એમ સિદ્ધ થાય છે; પરંતુ ત્યારે તમે જીવને જૂદો શા માટે માનો છો?

ગુરુ—જો જીવને જૂદો ન માનીએ તો સંસારનો કોઈ પ્રકારે નિર્વાહ થઈ શકે નહિ; કારણ કે, કૂટસ્થ તો અવિકારી છે, તેથી તેને સંસાર સભવતો નથી. તેથી સંસારના નિર્વાહ માટે કૂટસ્થથી જૂદો, જેમાં કૂટસ્થનું પ્રતિબિંબ પડે છે, એવો જીવ અવશ્ય માનવો જોઇએ. એટલા જ માટે, અમે પૂર્વાપર संसारेण स युज्यते। તે જીવ સંસાર સાથે જોડાય છે, એટલે તે 'સસારી છે, ને જન્મમરણાદિક સુખદુ:ખતેને ભોગવવાં પડે છે,' એમ કહ્યું છે. ૨૩

### (૨) જીવ અને કૂટસ્થના અન્યોન્યાધ્યાસનું નિરૂપણ

અવતરણિકા—શિષ્ય, કૂટસ્થના અસ્તિત્વ વિષે આશંકા કરે છે, તેથી ગુરુ દૃષ્ટાંત આપીને તેનું સમાધાન કરે છે, અને અન્યોન્યાધ્યાસનું સ્વરૂપ કહે છે.

जलव्योम्ना घटाकाशो यथा सर्वस्तिरोहितः ।
तथा जीवेन कूटस्थः सोऽन्योन्याध्यास उच्यते

શબ્દાર્થ—જેમ જલાકાશે કરીને સર્વ ઘટાકાશ ઢંકાયલું રહે છે, તેમ જીવે કરીને કૂટસ્થ પણ ઢંકાયલો છે. તે અન્યોન્યાધ્યાસ કહેવાય છે. ૨૪

### ચન્દ્રકાન્ત વિવરણ

#### ૧–દૃષ્ટાંત અને સિદ્ધાંતમાં અધ્યાસનું સ્વરૂપ

શિષ્ય—તમે આગળ 'સંસારના નિર્વ' .ટે

કૂટસ્થથી જૂદો જીવ માનવાની જરૂર છે' એમ કહી ગયા તે તો ઠીક, ભલે જીવને જૂદો માનો; પણ કૂટસ્થને શા માટે માનો છો? કારણ કે જીવ છે તે જ એક બસ છે, કૂટસ્થની કંઈ પણ આવશ્યકતા નથી. વળી એ કૂટસ્થ તો ભાસતો નથી, દેખાતો નથી તેથી કૂટસ્થ નથી, એમ જ સિદ્ધ થાય છે.

ગુરુ–કૂટસ્થને માનવાની આવશ્યકતા છે; કારણ કે બુદ્ધિ તથા ચિદાભાસાદિનું અધિષ્ઠાન એટલે મુખ્ય આધાર તો કૂટસ્થ છે. જો કૂટસ્થને નહિ માનીએ તો, જેમ વૃક્ષવિના ફુલફૂલ આદિ હોતાં નથી, તેમ કૂટસ્થ વિના બુદ્ધિ આદિની અસિદ્ધિ થશે. માટે કૂટસ્થ તો છે, તથાપિ જેમ જલાકાશે કરીને સર્વ ઘટાકાશ ઢંકાયલું છે, તેમ જીવે કરીને કૂટસ્થ ઢંકાયલો છે, એથી તે ભાસતો નથી. પણ જેમ જલાકાશે કરીને ઢંકાયલા ઘટાકાશનો સદ્‌ભાવ માનવામાં આવે છે, તેમ જીવે કરીને ઢંકાયલા કૂટસ્થનો સદ્‌ભાવ પણ માનવો જોઇએ.

શિષ્ય–જીવ કૂટસ્થને ઢાંકી દે છે, એમ કોઈ પણ શાસ્ત્રમાં પ્રતિપાદન કર્યું નથી, ત્યારે તમે એ વાત ક્યાંથી લાવ્યા?

ગુરુ–યદ્યપિ અન્ય શાસ્ત્રમાં જીવ કૂટસ્થને ઢાંકી દે છે, એટલે જીવના વ્યવહારના ગુંચવાડાને લીધે કૂટસ્થ જણાતું નથી, તે વાત પ્રતિપાદન કરવામાં આવી નથી, તથાપિ શારીરિક ભાષ્યાદિકમાં તે અન્યોન્યાધ્યાસનું પ્રતિપાદન કર્યું છે. એ અન્યોન્યાધ્યાસનું જ અમે આંહી તિરોધાનરૂપે પ્રતિપાદન કર્યું છે; તેથી તિરોધાન અને અન્યોન્યાધ્યાસ, બન્ને એક જ છે એમ સમજવું. ૨૪

અવતરણિકા–હવે શિષ્ય, અન્યોન્યાધ્યાસના કારણરૂપ અવિદ્યાનાં સ્વરૂપવિષે પ્રશ્ન કરે છે, ત્યારે ગુરુ અવિદ્યાનું સ્વરૂપ કહે છે.

**अयं जीवो न कूटस्थं विविनक्ति कदाचन ।**
**अनादिरविवेकोऽयं मूलाविद्येति गम्यताम्**

શબ્દાર્થ–આ જીવ, કોઇ કાળે પણ કૂટસ્થનો વિવેક(વિચાર) કરતો નથી, આ અનાદિ કાળનો અવિવેક (અજ્ઞાન) કહેવાય છે; અને એ અવિવેકને જ 'મૂલાવિદ્યા' એ પ્રકારે જાણવી. ૨૫

## ચન્દ્રકાન્ત વિવરણ

### ૨–અધ્યાસનું કારણ અવિદ્યા

શિષ્ય–જીવને લીધે કૂટસ્થનું ઢંકાઈ જવું, એ જ જો અન્યોન્યાધ્યાસ કહેવાતો હોય તો, એ અન્યોન્યાધ્યાસનું કારણ શું છે?

ગુરુ–અન્યોન્યાધ્યાસનું કારણ 'મૂલાવિદ્યા' છે. આ જીવ કોઈ કાળે પણ કૂટસ્થનો વિચાર કરતો નથી; કારણ કે તેને અનાદિ કાળનું અજ્ઞાન વળગેલું છે. એ અનાદિ અજ્ઞાન તે જ 'મૂલાવિદ્યા' કહેવાય છે. વિચાર કરતાં જે હોય જ નહિ, અથવા જે આવરણ તથા વિક્ષેપ શક્તિવાળી અનાદિભાવરૂપ જે છે, તે અવિદ્યા. એ અવિદ્યા બે પ્રકારની છેઃ–મૂલાવિદ્યા અને તુલાવિદ્યા. બ્રહ્મ અને આત્માની એકતાને વિસરાવી દેવાવાળી મૂલ+અવિદ્યા એટલે મૂલાવિદ્યા કહેવાય છે, અને રજ્જુ ભુજંગાદિક ભ્રાંતિ સ્થલમાં ઉપાદાન કારણરૂપ જે અવિદ્યા છે, તે તુલાવિદ્યા (એટલે કે સમાનતાની ભ્રાંતિને લીધે ખોટી તુલા કરાવનારી વિદ્યા) કહેવાય છે. તેમાં મૂલાવિદ્યા કાર્ય કારણ ભેદથી બે પ્રકારની છે. અન્ય પદાર્થમાં અન્ય પદાર્થની બુદ્ધિ ઉત્પન્ન કરનારી જે છે તે કારણરૂપ મૂલાવિદ્યા છે ને અન્ય વસ્તુમાં અન્ય વસ્તુની બુદ્ધિસ્વરૂપ જે અવિદ્યા, તે કાર્યરૂપ મૂલાવિદ્યા કહેવાય છે. ૨૫

અવતરણિકા–અવિદ્યાના અવાંતર ભેદો કહે છે તથા આવરણનું સ્વરૂપ કહે છે.

**विक्षेपावृत्तिरूपाभ्यां द्विधाऽविद्याव्यवस्थिता**
**न भाति नास्ति कूटस्थ इत्यापादनमावृतिः**

શબ્દાર્થ–અવિદ્યા તે વિક્ષેપરૂપે અને આવૃત્તિરૂપે કરીને બે પ્રકારે વ્યવસ્થિત થયેલી છે. 'કૂટસ્થ ભાસતો નથી,' 'કૂટસ્થ નથી,' એ પ્રકારે નક્કી કરવું, તે આવરણ કહેવાય છે. ૨૬

## ચન્દ્રકાન્ત વિવરણ

### ૩–અવિદ્યાના બે વિભાગ અને આવરણનું સ્વરૂપ

શિષ્ય–અવિદ્યાના અવાંતર ભેદ કેટલા છે?

ગુરુ–બેઃ–એક વિક્ષેપ અને બીજું આવરણ.

શિષ્ય–પહેલું વિક્ષેપનું સ્વરૂપ સમજાવો.

ગુરુ-વિક્ષેપનું સ્વરૂપ, આગળ કહીશું (૩૩ મા શ્લોકમાં). યદ્યપિ ચાલતા શ્લોકમાં વિક્ષેપ પ્રથમ કહ્યો છે, તેથી વિક્ષેપનું સ્વરૂપ પ્રથમ કહેવું જોઇએ ખરું; તથાપિ વિક્ષેપનું કારણ આવરણ છે, માટે વિક્ષેપની અપેક્ષાથી આવરણનુ સ્વરૂપ પ્રથમ કહેવું જોઇએ.

શિષ્ય-ત્યારે આવરણનું સ્વરૂપ સમજાવો.

ગુરુ-'કૂટસ્થ પ્રકાશતો નથી,' 'કૂટસ્થ નથી,' આ બન્ને આવરણનાં સ્વરૂપ. તેમાં અજ્ઞાની કહે છે કે, 'કૂટસ્થ પ્રકાશતો નથી.' આ આવરણ તેનાં અજ્ઞાનને દર્શાવનારુ છે અને 'કૂટસ્થ નથી.' આ આવરણ કૂટસ્થની સત્તા વિશેનુ અજ્ઞાન દર્શાવે છે. આને આવૃત્તિ એટલે આવરણરૂપ અવિદ્યા કહેવાય છે. જેમ સૂર્યની આડે વાદળુ આવી જાય તેને આવરણ કહેવામાં આવે છે, તેમ જ અવિદ્યા પણ એક આવરણરૂપ છે, કારણ કે વાદળું જેમ સૂર્યને દેખાવા દેતું નથી તેમ જ અવિદ્યા પણ કૂટસ્થના સ્વરૂપનું જ્ઞાન થવા દેતી નથી; માટે તે આવરણને દૂર કરવાની જરૂર છે. ૨૬

**અવતરણિકા**-અવિદ્યા અને આવરણના સદ્‌ભાવમાં શિષ્ય પ્રમાણનો પ્રશ્ન કરે છે, ત્યારે ગુરુ કહે છે કેઃ-

**अज्ञानी विदुषा पृष्टः कूटस्थं न प्रबुध्यते ।**
**न भाति नास्ति कूटस्थ इति बुद्ध्वा वदत्यपि॥**

**શબ્દાર્થ**-વિદ્વાને અજ્ઞાનીને પૂછ્યું કે, 'તું કૂટસ્થને જાણે છે?' ત્યારે અજ્ઞાની કહે છે કે 'કૂટસ્થ જાણવામાં આવતો નથી,' 'કૂટસ્થ દેખાતો નથી,' 'કૂટસ્થ નથી,' એમ અનુભવ કરીને તે કહે છે. ૨૭

## ચન્દ્રકાન્ત વિવરણ

### ૪-અવિદ્યા અને આવરણના સદ્‌ભાવમાં સ્વાનુભૂતિ પ્રમાણ

શિષ્ય-અવિદ્યા અને આવરણના સદ્‌ભાવમાં કાંઈ પ્રમાણ હોય તો કહો.

ગુરુ અવિદ્યા અને આવરણના સદ્‌ભાવમાં લોકોનો અનુભવ પ્રમાણ છે. તે લોકાનુભવનુ સ્વરૂપ નીચે પ્રમાણે છેઃ-કોઇક જ્ઞાનીએ અજ્ઞાની પ્રત્યે પ્રશ્ન કર્યો કે, 'તુ કૂટસ્થ જાણે છે?' ત્યારે અજ્ઞાની કહે છે, 'ના, હું કૂટસ્થને જાણતો નથી.' એ પ્રમાણે અજ્ઞાની, જે (૧) અજ્ઞાનનો અનુભવ કરીને કહે છે, એ જ અવિદ્યાનો અનુભવ છે, કારણ કે અવિદ્યા અને અજ્ઞાન એક જ છે. એ અજ્ઞાની જેમ અવિદ્યાના અનુભવને કહે છે, તેમ કૂટસ્થના અભાવ અને અભાનના અનુભવને પણ કહે છે. એ જ જ્ઞાની, અજ્ઞાનીને ફરીથી પૂછે છે કે, 'તને કૂટસ્થ દેખાય છે?' ત્યારે અજ્ઞાની કહે છે કે, 'ના, મને કૂટસ્થ દેખાતો નથી.' પુનઃ જ્ઞાની પૂછે છે કે, 'વારુ તને કૂટસ્થ દેખાતો નથી તો રહ્યું, પણ કૂટસ્થ છે ખરોની?' ત્યારે અજ્ઞાની કહે છે કે, 'ના, કૂટસ્થ નથી.' એવી રીતે અજ્ઞાની, કૂટસ્થના અભાનનો અને અભાવનો અનુભવ કરીને બોલે છે, તેનુ નામ જ આવરણ. 'કૂટસ્થ દેખાતો નથી,' એ (૨) અભાનનો અનુભવ છે, ને 'કૂટસ્થ નથી,' એ (૩) અભાવનો અનુભવ છે. આ ત્રણે અનુભવ સર્વ લોકમાં પ્રસિદ્ધ છે. એ લોકાનુભવ જ અવિદ્યા અને આવરણના સદ્‌ભાવમાં પ્રમાણ છે. ૨૭

**અવતરણિકા**-શિષ્ય જ્ઞાનની વ્યર્થતા વિષે અને વેદાંતશાસ્ત્રની અપ્રમાણતા વિષે આશંકા કરે છે; ત્યારે ગુરુ, તે બન્ને આશંકાનું સમાધાન કરતાં કહે છે કે —

**स्वप्रकाशे कुतोऽविद्या तां विना कथमावृतिः**
**इत्यादितर्कजालानि स्वानुभूतिर्ग्रसत्यसौ ॥**

**શબ્દાર્થ**-આત્મા સ્વયંપ્રકાશ છે, તેમાં વળી અવિદ્યા ક્યાંથી? અને અવિદ્યા વિના આવરણ ક્યાંથી? ઇત્યાદિ તર્કકુતર્કોના જાલોને, પોતાનો આત્મ અનુભવ ગળી જાય છે. ૨૮

## ચન્દ્રકાન્ત વિવરણ

શિષ્ય-તમારા સિદ્ધાંતમાં જ્યારે આત્મા સ્વપ્રકાશ છે, ત્યારે એ સ્વપ્રકાશ આત્મામાં અવિદ્યા ઘટતી નથી; કેમકે, જેમ તેજ અથવા પ્રકાશ અને તિમિર એટલે અંધકાર, એ બન્નેનો વિરુદ્ધ સ્વભાવ છે, માટે તે બન્ને એક જ સ્થાને હોય નહિ, તેમ આત્મા અને અવિદ્યા, બન્ને વિરુદ્ધ સ્વભાવવાળાં છે, તેથી તે બન્નેનો સબંધ પણ ઘટશે નહિ; અને એ પ્રકારે અવિદ્યાનો અભાવ થવાથી, આવરણ કે જે અવિદ્યાનું કાર્ય છે, તેની સિદ્ધિ પણ થાશે નહિ; તથા આવરણનો અભાવ હોવાથી વિક્ષેપ, કે જે આવરણનુ કાર્ય છે, તેનો પણ અસંભવ થશે; અને વિક્ષે-

પનો અસભવ થવાથી જ્ઞાન વ્યર્થ થઈ પડશે; કારણ કે, જ્ઞાને કરીને તો વિક્ષેપાદિક અનર્થની નિવૃત્તિ થાય છે, ને અહીં તો વિક્ષેપ જ નથી તો જ્ઞાન કોને માટે સ્થિર રહેશે? જ્યારે એ વિક્ષેપાદિકનો તો અભાવ છે, ત્યારે જ્ઞાનનું નિવર્ત્ય એટલે વિક્ષેપથી દૂર કરવાનું કંઈ રહ્યું નહિ એવી રીતે જ્ઞાનની વ્યર્થતા થવાથી, જ્ઞાનનુ પ્રતિપાદન કરવાવાળુ વેદાંતશાસ્ત્ર પ્રમાણ થતુ નથી, કેમકે તે નિષ્પ્રયોજન એવા જ્ઞાનનું જ પ્રતિપાદન કરે છે.

ગુરુ-જો અવિદ્યાનો અભાવ હોય તો આવરણાદિકની અસિદ્ધિ થવાથી, જ્ઞાનની વ્યર્થતા અને શાસ્ત્રની અપ્રમાણતા સિદ્ધ થાય; પણ અવિદ્યાનો અભાવ જ નથી, અર્થાત્ અવિદ્યાનું અસ્તિત્વ છે, તેથી આવરણાદિકની સિદ્ધિ જ થાય છે. એ આવરણાદિક સર્વ અનર્થની નિવૃત્તિ માટે જ્ઞાનની આવશ્યકતા છે, એટલા માટે, જ્ઞાનનુ પ્રતિપાદન કરવાવાળાં વેદાંતશાસ્ત્ર પણ અપ્રમાણ નથી, પણ સપ્રમાણ છે. અજ્ઞાનીનો અનુભવ તેં કરેલા સર્વ કુતર્કોની જળોનું ભક્ષણ કરી જાય છે. એ અજ્ઞાનીનો અનુભવ ઉપર (૨૭ મા શ્લોકમાં) કહ્યો છે. અજ્ઞાનીને અવિદ્યા અને આવરણ બન્નેનો અનુભવ થાય છે. 'नहि दृष्टेऽनुपपन्नं नाम। દૃષ્ટ (અનુભૂતવસ્તુ)માં અનુપપત્તિ-શંકા હોતી નથી,' એવો ન્યાય છે. જેમ પ્રત્યક્ષ દૃષ્ટ પદાર્થમાં સશયાદિક કુતર્કો કરવા એ વ્યર્થ છે, તેમ અજ્ઞાનીની અનુભવસિદ્ધ અવિદ્યામાં અને આવરણાદિકમાં તેં કરેલા કુતર્કો પણ વ્યર્થ છે. સારાંશ કે, અજ્ઞાનીએ કૂટસ્થ વિષે, 'અવિદ્યા અને આવરણનો અનુભવ કર્યો છે' એ વાત ૨૭ મા શ્લોકમાં આવી ગઈ છે, તેથી અનુભવસિદ્ધ અવિદ્યાદિકમાં તેના અભાવ વિષયક કુતર્કો કરવા નકામા જ છે. ૨૮

**અવતરણિકા**-વળી શિષ્ય, 'અનુભવે કરીને તત્ત્વનો નિશ્ચય થશે નહિ,' એવી આશંકા કરે છે ત્યારે ગુરુ તેનું સમાધાન કરે છે.

स्वानुभूतावविश्वासे तर्कस्याप्यनवस्थितेः ।
कथं वा तार्किकंमन्यस्तत्त्वनिश्चयमाप्नुयात् ॥

**શબ્દાર્થ**-પોતાના અનુભવનો વિશ્વાસ નથી અને તર્કનો પણ છેડો નથી, માટે તર્કાભિમાની તત્ત્વનો નિશ્ચય કેવી રીતે કરી શકે ? ૨૯

## ચન્દ્રકાન્ત વિવરણ

### ૫-અનુભવ વિરુદ્ધ તર્કનો અનાદર

શિષ્ય-અગાડી (૨૭ મા શ્લોકમાં) તમે તે અવિદ્યા અને આવરણના સંબધમાં અજ્ઞાનીનો અનુભવ કહ્યો, તે અનુભવ તર્કથી વિરુદ્ધ છે બાધિત અનુભવે કરી કોઈ પણ પદાર્થની સિદ્ધિ થતી નથી. જો બાધિત અનુભવે કરીને પદાર્થની સિદ્ધિ થતી હોય તો, સૂર્યમડળ વેંત જેવડું જ અનુભવમાં આવે છે, તેથી સૂર્યમડળ વેંત જેવડુ માનવુ કે? ના, સૂર્યમડળ વેંત જેવડું નથી. જો વેંત જેવડુ હોય તો તેનો પ્રકાશ સઘળા બ્રહ્માંડમા પડે છે, તે ન પડવો જોઇએ. એથી સૂર્યમડળ વેંત જેવડુ છે તે અનુભવ, તર્કે કરીને બાધિત છે એવી રીતે અવિદ્યા અને આવરણનો બોધ કરવાવાળો અજ્ઞાનીનો અનુભવ, મારા તર્કે કરીને બાધિત છે. માટે તે અનુભવ નથી, પણ અનુભવાભાસ છે. એ અનુભવાભાસે કરીને તત્ત્વનો નિશ્ચય થશે જ નહિ.

ગુરુ-યદ્યપિ બાધિત અનુભવે કરીને તત્ત્વનો નિશ્ચય થશે નહિ એ વાત સત્ય છે, તેમ આ પણ નિઃસદેહ છે કે, અબાધિત અનુભવે કરીને તત્ત્વનો નિશ્ચય થશે. અવિદ્યા અને આવરણ વિષે અજ્ઞાનીનો અબાધિત અનુભવ છે, તેથી કંઈ પણ વિરોધ નથી, તેમ કહેવા છતાં પણ, 'કેવળ તર્કે કરી તત્ત્વનો નિશ્ચય થશે' એવું તને અભિમાન છે, એટલા જ માટે તું અનુભવને પ્રમાણ માનતો નથી, ને 'કેવળ તર્ક, તત્ત્વના નિશ્ચયમાં સાધન છે,' એમ સ્વીકારે છે. પરંતુ એથી તને કોઈ કાળે પણ તત્ત્વનો નિશ્ચય નહિ થાય તત્ત્વનો નિશ્ચય થવામાં મોટું કારણ તો સ્વાનુભવ' છે. પણ તેને તો તું પ્રમાણ માનતો નથી, અને તું જેને પ્રમાણ માને છે તેવા તર્કનો અવધિ નથી તો પછી તને તત્ત્વનુ જ્ઞાન કેમ પ્રાપ્ત થશે? હે શિષ્ય! એક તર્ક માટે બીજો તર્ક, ને બીજા તર્ક માટે ત્રીજો તર્ક, અને ત્રીજા તર્ક માટે ચોથો તર્ક, એ પ્રમાણે તર્કની અનવસ્થા થઈ જશે, અર્થાત્ તેનો છેડો જ આવશે નહિ અને તુ અથડાયા જ કરશે. ૨૯

**અવતરણિકા**-શિષ્ય તર્કના સ્વીકાર વિષે આગ્રહ કરે છે ત્યારે ગુરુ અનુકૂલ તર્કને સ્વીકારે છે

बुद्ध्यारोहाय तर्कश्चेदपेक्षेत तथा सति ।
स्वानुभूत्यनुसारेण तर्क्यतां मा कुतर्क्यताम् ।

શબ્દાર્થ—જો બુદ્ધિની દઢતાને માટે તર્કની અપેક્ષા હોય તો, પોતાના અનુભવને અનુસરીને તર્ક કર, પરંતુ કુતર્ક કર નહિ. ૩૦

### ચન્દ્રકાન્ત વિવરણ

#### ૬–અનુભવ અનુસારી તર્કનો આદર

શિષ્ય–ગુરુદેવ! તમે ભૂલો છો, કેમકે 'હું તો અનુભવ તત્ત્વનો નિશ્ચય કરવાવાળો છું,' તથાપિ અનુભૂત પદાર્થની સંભાવનાના જ્ઞાન માટે તર્ક પણ માનવો જોઇએ, એમ મારુ કહેવુ છે, તે કેમ વ્યર્થ થશે?

ગુરુ–હે મૂઢ! જો અનુભવ પદાર્થની સંભાવનાના જ્ઞાન માટે તર્કની અપેક્ષા હોય તો ભલે તર્કનો સ્વીકાર કર અનુભવને અનુસરીને તર્કો કરવા યોગ્ય છે, પણ કુતર્ક કરવા યોગ્ય નથી જ. ભાષ્યકાર પણ તર્કની અનવસ્થિતિ સ્વીકારે છે, અને નૈયાયિકો પણ તર્કને અપ્રમાણ ગણે છે, તેથી તર્કજન્યજ્ઞાન અપ્રમાણ ગણાય છે. પણ જેમ સારા વૃક્ષના રક્ષણ માટે, તે વૃક્ષની વૃદ્ધિને બાધ ન આવે, તે રીતે વાડ કરવામાં આવે છે, તેમ મૂળ મુદ્દાને બાધ ન થાય તેવો તર્ક કરવામાં બાધ નથી ૩૦

**અવતરણિકા**–એ અનુભવ કીયો? એ વિષે શિષ્ય પ્રશ્ન કરે છે, ત્યારે ગુરુ તેનું સમાધાન કરી, અનુકૂળ તર્કનુ સ્વરૂપ કહે છે.

स्वानुभूतिरविद्यायामावृतौ च प्रदर्शिता ।
अतः कूटस्थचैतन्यमविरोधीति तर्क्यताम् ॥
तच्चेद्विरोधि केनेयमावृतिर्ह्यनुभूयताम् ।
विवेकस्तुविरोध्यस्यास्तत्त्वज्ञानिनिदृश्यताम्

શબ્દાર્થ–અવિદ્યામા અને આવરણમાં પ્રથમ પોતાનો અનુભવ દર્શાવવામાં આવ્યો છે, એટલા માટે અવિદ્યા અને તજજન્ય આવરણની સાથે, 'કૂટસ્થચૈતન્યને વિરોધ નથી,' એવો તર્ક કરવો. કૂટસ્થચૈતન્ય જો અવિદ્યાનુ વિરોધી હોય તો, આવરણનો અનુભવ કોણ કરે? માટે આ અવિદ્યાનું વિરોધી તો વિવેક અને એ અવિદ્યાનુ વિરોધીપણું તત્ત્વજ્ઞાનીમાં જોઈ લે. ૩૧-૩૨

### ચન્દ્રકાન્ત વિવરણ

#### ૭–અવિદ્યાના અનુભવનો સ્મરણપૂર્વક ફલિતાર્થ

શિષ્ય અનુભવને અનુસારે જે તર્ક કરવો તે તર્ક કયો, તે સમજાવશો?

ગુરુ–અગાડી (૨૭મા શ્લોકમા) અવિદ્યા અને આવરણની સિદ્ધિ માટે અજ્ઞાનીનો અનુભવ બતાવ્યો છે, માટે તે અનુભવને અનુસરીને તર્ક કરવો હોય તો કરવો, પણ વ્યર્થ તર્ક ન કરવો જેમ કૂટસ્થચૈતન્યને માયા અને માયાએ ઉત્પન્ન કરેલા આવરણની સાથે વિરોધ નથી એવો તર્ક કરવો, તેમ કૂટસ્થ ચૈતન્ય વિરોધી છે, એવો તર્ક કરવો નહિ ૩૧

#### ૮–તર્કનું સ્વરૂપ અને અવિદ્યાનો વિરોધી વિવેક છે

શિષ્ય–કૂટસ્થચૈતન્ય અવિદ્યાનુ વિરોધી કેમ નહિ?

ગુરુ–જો કૂટસ્થચૈતન્ય અવિદ્યાનું વિરોધી હોય તો આવરણનો અનુભવ કરનાર કોણ? કોઈ જ નહિ ચૈતન્યે કરીને અવિદ્યા અને આવરણની સિદ્ધિ થાય છે એ ચૈતન્ય જો અવિદ્યા અને આવરણનું વિરોધી હોય તો અવિદ્યા અને આવરણની પ્રતીતિ જ થાય નહિ એથી કૂટસ્થચૈતન્ય અવિદ્યા અને આવરણનું વિરોધી નથી એમ માનવુ જોઇએ

શિષ્ય–જ્યારે અવિદ્યાનુ વિરોધી કૂટસ્થચૈતન્ય નથી, ત્યારે અવિદ્યાનું વિરોધી કોણ છે?

ગુરુ–ઉપનિષદાદિક વેદાંતશાસ્ત્રના શ્રવણાદિકથી થયેલુ નિત્યાનિત્યવસ્તુનું જે જ્ઞાન, તેનુ નામ વિવેક છે એ વિવેકે કરીને અવિદ્યાની નિવૃત્તિ થાય છે, તેથી એ વિવેક અવિદ્યાનો વિરોધી છે.

શિષ્ય–'વિવેક અવિદ્યાનો વિરોધી છે,' એમ તને ક્યાં એવું?

ગુરુ–તત્ત્વજ્ઞાનીઓને નિત્યાનિત્ય વિવેક થયો હોય છે, અને તે [illegible] અવિદ્યા રહેતી નથી, તેથી [illegible] વિરોધી છે' એવુ તત્ત્વ[illegible] આવે છે ૩૨

અવતરણિકા—હવે વિક્ષેપાધ્યાસનું સ્વરૂપ કહે છે, અને તેની છીપ અને રૂપાના અધ્યાસની સાથે સમાનતા દર્શાવે છે.

अविद्यावृतकूटस्थे देहद्वययुता चितिः ।
शुक्तौ रूप्यवदध्यस्ता विक्षेपाध्यास एव हि॥
इदमंशस्य सत्यत्वं शुक्तिगं रूप्य ईक्ष्यते ।
स्वयंत्वं वस्तुता चैवं विक्षेपे वीक्ष्यतेऽन्यगम्

શબ્દાર્થ—જેમ છીપમાં રૂપાનો ભાસ થાય છે, તેમ અવિદ્યાના આવરણવાળા કૂટસ્થમાં સ્થૂલ અને સૂક્ષ્મ શરીર એમ બે દેહવાળા ચૈતન્યનો આભાસ છે અને તે જ વિક્ષેપનો અધ્યાસ કહેવાય છે. જેમ છીપમાં રૂપાની ભ્રાંતિ થાય છે, એટલે છીપમાં રહેલાં ઈદમંશનું સત્યપણું રૂપામાં જોવામાં આવે છે; તેમ જ અન્યત્ર એટલે કૂટસ્થમાં રહેલું સ્વયંપણું અને વસ્તુપણું વિક્ષેપમાં (જીવમાં) જોવામાં આવે છે. ૩૩-૩૪

### ચન્દ્રકાન્ત વિવરણ

#### ૯—છીપના દૃષ્ટાંતવડે વિક્ષેપના અધ્યાસનું સ્વરૂપ સમજાવવું

શિષ્ય—વિક્ષેપાધ્યાસ સમજાવો.

ગુરુ—જેમ છીપમાં રૂપાની કલ્પના કરવામાં આવે છે, તેમ અવિદ્યાએ કરીને સ્થૂલ અને સૂક્ષ્મ શરીરવાળા ચૈતન્યની કૂટસ્થમાં જે કલ્પના છે, તે જ વિક્ષેપાધ્યાસ છે; અર્થાત્ અવિદ્યામય ને આવરણમય કૂટસ્થ (એટલે પ્રત્યગાત્મામાં) આરોપિત સ્થૂલ ને સૂક્ષ્મ શરીરવાળો જે ચિદાભાસ છે, તે જ વિક્ષેપાધ્યાસ છે. ૩૩

#### ૧૦—વિક્ષેપ અધ્યાસની છીપના અધ્યાસ સાથે તુલના (સરખામણી) અને સામાન્ય અંશની પ્રતીતિ

શુક્તિમાં રૂપાનું ભાન ભ્રાંતિએ કરીને થાય છે. એ ભ્રાંતિસ્થળમાં સન્મુખ રૂપું નથી, પણ છીપ છે. માટે ઇદમંશ* છીપમાં રહ્યો છે, તેમ છીપમાં રૂપાનું જ્ઞાન બાધ્ય છે, પણ છીપનું જ્ઞાન બાધ્ય નથી; તેથી છીપમાં અબાધ્યત્વ કહેતાં સત્યત્વ રહ્યું છે. એ પ્રમાણે છીપમાં રહેલ ઇદમંશ અને સત્યત્વ બંને ભ્રાંતિએ કરીને આરોપિત રૂપામાં ભાસમાન થાય છે, તેવી રીતે સ્વયંતા—સ્વયંપણું અને વસ્તુતા—વસ્તુપણું, એ બંને કૂટસ્થમાં રહ્યાં છે. એ બન્ને ધર્મો અવિદ્યાએ કરીને આરોપિત ચિદાભાસમાં ભાસે છે, માટે એને વિક્ષેપાધ્યાસ સમજવા. તાત્પર્ય કે, જેમ છીપના ઇદમંશ અને સત્યતા એ બન્ને ધર્મ આરોપિત રૂપામાં ભાસે છે, તેમ કૂટસ્થના સ્વયંતા અને વસ્તુતા એ બન્ને ધર્મ, આરોપિત ચિદાભાસમાં ભાસે છે. એવી રીતે ઉભયત્ર અન્ય વસ્તુમાં અન્ય ધર્મનું આરોપણ સમાન હોવાથી, 'વિક્ષેપાધ્યાસ' એમ કહ્યું છે. 'અન્ય ધર્મમાં અન્ય ધર્મનો આરોપ કરવો' એ અધ્યાસ કહેવાય છે. ૩૪

* જે વસ્તુ વર્તમાનકાળમાં પોતાની સન્મુખ હોય તે ઈદમંશ કહેવાય છે. જેને આંગળી બતાવી "આ" કહી શકાય તે.

અવતરણિકા—આમ દૃષ્ટાંત અને સિદ્ધાંતમાં સામાન્ય અંશની* પ્રતીતિ દર્શાવી, હવે બન્ને સ્થળમાં વિશેષ† અંશની પ્રતીતિ પણ સમાન છે, તે દર્શાવે છે.

नीलपृष्ठत्रिकोणत्वं यथा शुक्तौ तिरोहितम्।
असंगानंदताद्येवं कूटस्थेऽपि तिरोहितम् ३५
आरोपितस्य दृष्टांते रूप्यं नाम यथा तथा।
कूटस्थाध्यस्तविक्षेपनामाहमिति निश्चयः३६

શબ્દાર્થ—જેમ છીપમાં નીલપૃષ્ઠતા (પાછળના ભાગમાં કાલાશ) અને ત્રિકોણપણું તિરોહિત (ઢંકાયલું) છે, એ પ્રમાણે કૂટસ્થમાં પણ અસંગપણું અને આનંદપણું આદિ તિરોહિત

* સામાન્ય અંશ=ભ્રાંતિ સાથે જે અંશની પ્રતીતિ થાય છે અને જેની પ્રતીતિવિના ભ્રાંતિ થતી નથી, એવો અંશ સામાન્ય અંશ કહેવાય છે. એ આપણે દૃષ્ટાંતમાં જોઈએ; રજતમાં ઇદંત્વ આપણું અને સત્યત્વ અબાધ્યપણું જણાય છે; તેમ સિદ્ધાંત ચિદાભાસમાં પણ સ્વયંપણું અને વાસ્તવપણું પ્રતીત થાય છે, એ સામાન્ય અંશ કહેવાય છે.

† વિશેષ અંશ=ભ્રાંતિ સમયમાં જેની પ્રતીતિ થતી નથી અને જેની પ્રતીતિ થતાં વેંત જ ભ્રાંતિ દૂર થાય છે, તે વિશેષ અંશ કહેવાય છે અને તેને અધિષ્ઠાન પણ કહે છે. જેમ અહીં છીપમાં કાળી પીઠપણું તથા ત્રિકોણાકારપણું વગેરે જે અંશો છે તે વિશેષ અંશો છે. તેમજ સિદ્ધાંતમાં પણ ચેતનપણું, અસંગતપણું, આનંદાત્મકપણું વિગેરે વિશેષ અંશો છે.

છે અને દૃષ્ટાંતમાં જેમ છીપમાં આરોપિતનું નામ રૂપું છે, તેમ કૂટસ્થમાં અધ્યસ્ત એટલે આરોપિત વિક્ષેપનું નામ 'હું' એ પ્રકારે શાસ્ત્રનો નિશ્ચય છે. ૩૫-૩૬

### ચન્દ્રકાન્ત વિવરણ

#### ૧૧-વિક્ષેપ અધ્યાસની છીપમાં દેખાતા રૂપાના અધ્યાસના વિશેષ અંશની અપ્રતીતિવડે સરખામણિ

ગુરુ-જેમ છીપમાં તેનો પાછલો ભાગ શ્યામ રંગનો હોય છે તે, અને ત્રિકોણપણું હોય છે તે, ઢંકાયલું છે, એટલે ભ્રાંતિ થવાથી તેની શ્યામતાને ત્રિકોણપણાનું ભાન થતું નથી· તેમ કૂટસ્થમાં પણ અસગપણું અને આનદપણું આદિ ધર્મો છે, પરંતુ તે માયાથી ઢંકાઈ ગયેલા છે, તેથી તે ધર્મો કૂટસ્થમાં જાણવામાં આવતા નથી ૩૫

#### ૧૨-વિક્ષેપ અધ્યાસની છીપમાં દેખાતા રૂપાના અધ્યાસ સાથે નામકલ્પનાની સરખામણિ

ઉપલા દૃષ્ટાંતમાં છીપ એ દૃષ્ટાંત છે, અને કૂટસ્થ સિદ્ધાંત છે. જેમ દૃષ્ટાંતમાં આરોપિત પદાર્થનું નામ રૂપું છે, તેમ સિદ્ધાંતમાં 'અહં' છે. કૂટસ્થમાં કલ્પિત જે વિક્ષેપ છે તે ચિદાભાસનું 'હું' એવું નામ છે, એમ શાસ્ત્રનો નિશ્ચય છે ૩૬

અવતરણિકા-શિષ્ય કહે છે કે, દૃષ્ટાંત અને સિદ્ધાંતની સમાનતા નથી ત્યારે ગુરુ કહે છે કે વિષમતા નથી.

इदमंशं स्वतः पश्यन्रूप्यमित्यभिमन्यते ।
तथा स्वं च स्वतः पश्यन्नहमित्यभिमन्यते ॥

શબ્દાર્થ-પુરુષ જેમ ઇદમંશને, સન્મુખ પડેલાને 'આ' કરી દર્શાવાય તેને, પોતે જુવે છે, અને જેમ છીપમાં 'રૂપું' છે એમ માને છે; તેમ પુરુષ પોતે સ્વસ્વરૂપને જુવે છે, છતાં 'હું' એ પ્રકારે અભિમાન કરે છે ૩૭

### ચન્દ્રકાન્ત વિવરણ

#### ૧૩-સિદ્ધાંતમાં સામાન્ય વિશેષ અંશના ભેદ વિષે શંકા-સમાધાન

શિષ્ય-કૂટસ્થ અને જીવના પ્રસગમાં છીપ દૃષ્ટાંત છે; એ છીપમાં 'આ રૂપું છે' એવું ભાન થાય છે તે અભાન જ છે; કારણ કે, છીપ અન્ય પદાર્થ છે, ને રૂપું અન્ય પદાર્થ છે. વળી છીપ સન્મુખમાં હોય છે, ને તેની સાથે નેત્રનો સબધ થાય છે ત્યારે તેમાં ભ્રાંતિએ કરીને રૂપાનું અભિમાન થાય છે. પરંતુ કૂટસ્થ જે સિદ્ધાંત છે, તેમાં 'હુંપણું' એ પ્રકારનું અભિમાન થવું યોગ્ય નથી; કારણ કે, સિદ્ધાંત કૂટસ્થથી જૂદો કોઈ પણ પદાર્થ નથી વળી કૂટસ્થની સાથે ઇંદ્રિયનો સબધ પણ નથી, તેમ તે કૂટસ્થ સમીપમાં હોતો નથી; માટે તેમાં 'અહં'રૂપ અન્યનું અભિમાન થવું યોગ્ય નથી. એથી દૃષ્ટાંત અને સિદ્ધાંત એ બેમાં વિષમતા આવે છે, તેનું સમાધાન કેમ કરવું?

ગુરુ-ઇદમંશ એટલે સન્મુખ રહેવાપણું. જે વસ્તુનો 'આ' એવો નિર્દેશ થઈ શકે છે, તે વસ્તુ સન્મુખ પડેલી કહેવાય છે. એમાં 'આ' શબ્દે કરીને જે કંઈ દેખાડવામાં આવે છે તે ઇદમંશ કહેવાય છે. 'આ છે' એવા સ્વરૂપથી જોનારો પુરુષ જેમ છીપમાં રૂપું છે એમ ભ્રાંતિથી માને છે, તેમ પોતાના સ્વરૂપને જોનારો પુરુષ, અહં એટલે હું એ રીતે, સ્વસ્વરૂપને જોયા વગર જ, માત્ર ભ્રાંતિથી જ અભિમાન કરે છે, તેથી દૃષ્ટાંત અને સિદ્ધાંતમાં જરાએ વિષમતા નથી, પણ સમાનતા છે. ૩૭

## (૩) સ્વયં શબ્દ અને આત્મા શબ્દના અર્થ વિષે અભેદ સહિત કૂટસ્થ અને ચિદાભાસ (જીવ)નો ભેદ

(૩૮-૫૯; ૨૨ શ્લોકો)

અવતરણિકા-શિષ્ય, દૃષ્ટાંત તથા સિદ્ધાન્તનું કેમ એકત્વ થાય છે તે માટે આશંકા કરે છે, અને ગુરુ તેનું સમાધાન કરતાં, સ્વયં શબ્દના અર્થની સમાનરૂપતા સ્પષ્ટ કરવા માટે લોકપ્રસિદ્ધ અર્થ દર્શાવે છે.

इदन्त्वरूप्यते भिन्ने स्वत्वाहंते तयेष्यताम् ।
सामान्यं च विशेषश्च उभयत्रापि गम्यते ३८
देवदत्तः स्वयं गच्छेत्त्वं वीक्षस्व स्वयं तथा ।
अहं स्वयं न शक्नोमीत्येवं लोके प्रयुज्यते ३९

શબ્દાર્થ-જેમ ઇદંતા (આ) શબ્દે જે દર્શાવાય છે તે અને રૂપ્યતા (રૂપાપણું) એ ભિન્ન ભિન્ન છે, તેમ સ્વયંના (પોતાપણું) અને અહંતા (હુંપણું) એ બન્ને પણ ભિન્ન ભિન્ન છે, એમ માનવું; કારણ કે ઉભયત્ર (દૃષ્ટાંતમાં અને સિદ્ધાન્તમાં) સમાનપણું અને વિશેષપણું હોવું જ

જોઈએ દેવદત્ત સ્વય (પોતે) જાય, તેમ તું સ્વય (પોતે) જો, હું સ્વય (પોતે) સમર્થ નથી, એ પ્રમાણે લોકમાં બોલાય છે. ૩૮–૩૯

### ચન્દ્રકાન્ત વિવરણ

#### ૧–સ્વય અને અહ શબ્દના અર્થના ભેદ વિષે શંકાનુ સમાધાન

શિષ્ય–ઈદમશ (આ) અને રૂપુ, એ બન્ને શબ્દના અર્થ ભિન્નભિન્ન છે, અને સ્વય (પોતે) તથા અહ (હું) એ શબ્દનો અર્થ એક છે. માટે તમે દૃષ્ટાત તથા સિદ્ધાંતની સમાનતા કેમ કહો છો ?

ગુરુ–સ્વય શબ્દ અને અહ શબ્દનો અર્થ એક નથી, પરંતુ જેમ ઇદ શબ્દ અને રૂપુ શબ્દનો અર્થ ભિન્ન ભિન્ન છે, તેમ સ્વય શબ્દ અને અહં શબ્દનો અર્થ પણ ભિન્ન ભિન્ન છે, માટે, દૃષ્ટાત અને સિદ્ધાત બન્ને સમાન છે.

શિષ્ય–સ્વય શબ્દ અને અહ શબ્દના અર્થ ભિન્ન ભિન્ન કેવી રીતે છે, તે સમજાવો

ગુરુ–જેમ 'ઇદતા' મા સમાનતા ને 'રૂપ્યતા' (રૂપાપણામા) વિશેષતા છે, તેમ સ્વયતામાં સમાનતા અને અહતામા વિશેષતા છે જેમ ઈદમશ સમાનરૂપ અને રૂપુ વિશેષરૂપ છે, તેમ સ્વય સમાનરૂપ છે, અને અહ વિશેષરૂપ છે દાખલા તરીકે (ઇદ) આ શબ્દ તથા રજત (રૂપુ) એમા સામાન્યપણુ ને વિશેષપણુ છે, તે પ્રમાણે સ્વયમાં ને 'હું' મા યથાક્રમે સામાન્યપણુ ને વિશેષપણુ છે બનેમા સમાનવિશેષભાવની સમાનતા છે એટલે સમાનવિશેષપણાએ કરીને સ્વય અને અહ શબ્દના અર્થ ભિન્ન ભિન્ન છે ૩૮

#### ૨–સ્વય શબ્દના અર્થની સામાન્યરૂપતામાં લૌકિક વ્યવહાર

જે વ્યાપક (સર્વમા) હોય તે સામાન્ય કહેવાય છે, અને વ્યાપ્ય હોય તે વિશેષ કહેવાય છે અહિંયા સ્વય શબ્દાર્થ વ્યાપક છે, માટે તે સામાન્ય છે, ને અહ શબ્દાર્થ વ્યાપ્ય છે, માટે તે વિશેષ છે સ્વય શબ્દાર્થની વ્યાપકતા લોકપ્રસિદ્ધ છે જેમકે, દેવદત્ત સ્વય (પોતે) જાય છે, તું સ્વય (પોતે) જો કેમકે હુ સ્વય (પોતે) જોવા સમર્થ નથી, એમ લોકમાં બોલાય છે અહીં સ્વય શબ્દનો ઉપયોગ દેવદત્ત, તુ અને હુ એ ત્રણેની સાથે છે, તેથી સ્વય શબ્દાર્થનો સબધ, ત્રણેની સાથે છે, પણ અહ શબ્દનો ઉપયોગ ત્રણેની સાથે નહિ હોવાથી, અહ શબ્દના અર્થનો સબધ ત્રણેની સાથે નથી, પણ કેવળ અહની સાથે જ છે તેથી, સ્વય શબ્દાર્થ સામાન્યરૂપ છે, ને અહ શબ્દાર્થ વિશેષરૂપ છે, એમ સ્પષ્ટ જાણવામા આવે છે ૩૯

અવતરણિકા શિષ્ય કહે છે કે, સ્વય શબ્દાર્થની સામાન્યરૂપતા શી રીતે છે? તેપરથી ગુરુ તેનુ સમાધાન કરે છે

**इदं रूप्यमिदं वस्त्रमिति यद्वदिदं तथा।**
**असौ त्वमहमित्येषु स्वयमित्यभिमन्यते ४०**

**શબ્દાર્થ—આ રૂપુ છે, આ વસ્ત્ર છે એ પ્રકારે જેમ ઇદં (આ) શબ્દનો વ્યવહાર થાય છે, તેમ 'આ,' 'તું,' 'હું,' એ ત્રણે શબ્દોમા સ્વયં શબ્દનો પ્રયોગ માનવામાં આવે છે ૪૦**

### ચન્દ્રકાન્ત વિવરણ

#### ૩–સ્વય શબ્દના અર્થની સામાન્યરૂપતાની "ઈદં" (આ) શબ્દાર્થરૂપ ઉદાહરણવડે સિદ્ધિ

શિષ્ય–ગુરુજી! લોકમા એવી રીતે સ્વય શબ્દનો ઉપયોગ થતો હોય તો ભલે, પરંતુ તે ઉપયોગથી સ્વય શબ્દાર્થની સામાન્યરૂપતા કેમ સિદ્ધ થશે ?

ગુરુ–જેમ 'ઇદ' શબ્દાર્થની સામાન્યરૂપતા છે, તેમ 'સ્વય' શબ્દાર્થની પણ સામાન્યરૂપતા છે, એમ સમજી લેવુ 'આ રૂપુ છે, આ વસ્ત્ર છે, આ ઘડો છે,' ઇત્યાદિ સર્વત્ર 'ઇદ' (આ–આ) શબ્દનો ઉપયોગ થાય છે, પણ રૂપ્ય (રૂપુ) શબ્દનો ઉપયોગ થતો નથી, તેથી 'ઇદ' શબ્દાર્થની સામાન્યરૂપતા છે, અને રૂપ્ય (રૂપુ) શબ્દાર્થની વિશેષરૂપતા છે તેવી રીતે 'અય સ્વય' 'આ પોતે,' 'ત્વ સ્વય' 'તું પોતે,' 'અહ સ્વય' 'હુ પોતે,' ઇત્યાદિમાં સર્વત્ર 'સ્વય' 'પોતે' શબ્દનો ઉપયોગ થઈ શકે છે, પણ અહ (હું) કે ત્વ (તું) કે અયં (આ) શબ્દનો સર્વત્ર ઉપયોગ થતો નથી, માટે 'સ્વય' શબ્દાર્થની પણ સામાન્યરૂપતા છે, અને 'અહ' શબ્દાર્થની વિશેષરૂપતા છે જેમ બુદ્ધિમા રહેલા ચિદાભાસ અને કૂટસ્થનો અન્યોન્યાધ્યાસ છે કેમકે ચિદાભાસવિશિષ્ટ બુદ્ધિનું અધિષ્ઠાન કૂટસ્થ

છે; તેમ જ અહં પ્રતીતિનો વિષય જે ચિદાભાસ-વિશિષ્ટ બુદ્ધિ છે, ને સ્વયં પ્રતીતિનો વિષય કૂટસ્થ છે. એ પ્રમાણે સકલ પ્રતીતિમાં સ્વયંની અનુવૃત્તિ છે અને હું, તું વગેરે શબ્દો વ્યભિચારી છે, તેથી જ સ્વયંનો અર્થ કૂટસ્થ સર્વમાં અનુગત છે, તેથી તે અધિષ્ઠાન છે, તથા 'હું' 'તું' ઇત્યાદિ શબ્દોના અર્થ જે ચિદાભાસવિશિષ્ટ બુદ્ધિરૂપ જીવ છે, તે વ્યભિચારી હોવાથી અધ્યસ્ત છે. કૂટસ્થમાં જીવનો સ્વરૂપાધ્યાસ છે, ને જીવમાં કૂટસ્થનો સંબંધાધ્યાસ છે. એમ કૂટસ્થનો અને જીવનો અન્યોન્યાધ્યાસ હોવાથી તે તે બંનેનો એક સાથે વિવેક થઈ શકે નહિ, પણ તે બંનેને જૂદા માનવા જોઈએ. ૪૦

અવતરણિકા–સ્વયં અને અહંનો ભેદ લોકમાં હોય પણ કૂટસ્થને તે સાથે શો સંબંધ છે? ગુરુ તે સંબંધમાં કહે છે.

**अहंत्वाद्भिद्यतां स्वत्वं कूटस्थे तेन किं तव ।**
**स्वयंशब्दार्थ एवैष कूटस्थ इति मे भवेत्॥४१**

**શબ્દાર્થ**–અહંતાથી એટલે હુંપણાથી સ્વયંતા એટલે પોતાપણું ભલે ભિન્ન હોય; તેણે કરીને કૂટસ્થમાં તારી કઈ ઇચ્છા પાર પડી? અને સ્વયં શબ્દનો અર્થ જ 'આ કૂટસ્થ' છે, એમ કહેવાથી અમારી ઇચ્છા તો પાર પડે છે. ૪૧

## ચન્દ્રકાન્ત વિવરણ

### ૪–સ્વયં શબ્દના અર્થની કૂટસ્થરૂપતા

શિષ્ય–લોકમાં સ્વયં એટલે પોતાપણાનો, અને અહં એટલે હુંપણાનો ભેદ ભલે રહ્યો; પણ એ જૂદાપણાથી કૂટસ્થ સબંધી જે સમજાવો છો, તેમાં શું સિદ્ધ થયું?

ગુરુ–એ જ કોટી છે, ને તે જ જાણવી દુર્લભ છે. સ્વયં (પોતે) શબ્દાર્થ સામાન્યરૂપ છે, અને અહં (હું) શબ્દાર્થ વિશેષરૂપ છે; એવી રીતે સ્વયં શબ્દાર્થનો અને અહં શબ્દાર્થનો ભેદ સિદ્ધ થવાથી, સ્વયં શબ્દાર્થ જ કૂટસ્થ છે એમ સિદ્ધ થાય છે, એટલે સ્વયં જાણવાથી જ અદ્વૈત સિદ્ધ થાય છે. જેમ ઘટાકાશ અને જલાકાશનો અન્યોન્યાધ્યાસ છે, તેમ કૂટસ્થ અને ચિદાભાસનો અન્યોન્યાધ્યાસ છે અને જેમ ઘટાકાશ અને જલાકાશનો ભેદ છતાં પણ બન્નેની એકતા સિદ્ધ થાય છે, તેમ કૂટસ્થ અને ચિદાભાસનો ભેદ છતાં પણ બન્નેની એકતા સિદ્ધ થાય છે. અત્ર સ્વયં શબ્દાર્થ અને અહં શબ્દાર્થનો ભેદ સિદ્ધ થવાથી સ્વયં શબ્દાર્થ કૂટસ્થ છે, તથા અહં શબ્દાર્થ ચિદાભાસ છે, એવો નિશ્ચય થાય છે. ૪૧

અવતરણિકા–શિષ્ય શંકા કરે છે કે, સ્વયંપણારૂપી જે ધર્મ છે તે અન્યપણાનું નિવારણ કરે છે, પરંતુ તે કંઈ કૂટસ્થનો બોધ કરતું નથી. ગુરુ તેનું કહેવું માન્ય કરે છે.

**अन्यत्ववारकं स्वत्वमिति चेदन्यवारणम् ।**
**कूटस्थस्यात्मतां वक्तुरिष्टमेव हि तद्भवेत् ४२**

**શબ્દાર્થ**–સ્વયંપણું અન્યપણાનું નિવારણ કરવાવાળું છે, એમ જો કહેતો હોય તો અમે કૂટસ્થની જ આત્મતાને કહેનારા છિયે, તેથી અમને તે ઇષ્ટ છે. ૪૨

## ચન્દ્રકાન્ત વિવરણ

### ૫–સ્વયંપણાના કૂટસ્થપણા વિષે શંકા–સમાધાન

શિષ્ય–ગુરુદેવ! સ્વયંપણું અન્યપણાનું નિવારણ કરવાવાળું છે, પણ કૂટસ્થપણાનું બોધન કરવાવાળું નથી, ત્યારે તમે 'સ્વયં શબ્દનો અર્થ કૂટસ્થ છે' એમ કેમ કહો છો?

ગુરુ–ધન્ય છે! હે વત્સ! તેં યોગ્ય જ કહ્યું. સ્વયંપણાથી અન્યપણાનું નિવારણ થઈ જાય છે, તે વાત યથાર્થ જ છે; કારણ કે અન્યપણાનુ નિવારણ આત્માવિષે જ થાય છે. તે આત્મા કૂટસ્થથી ભિન્ન નથી, પણ કૂટસ્થરૂપ જ છે. કૂટસ્થ પોતે જ છે, એમ અમે સ્વીકારીએ છિયે એટલા જ માટે અમે સ્વયં શબ્દનો અર્થ જ કૂટસ્થ માનીએ છિયે, માટે તારું કહેવું અમને માન્ય છે, ને એ માટે તુને રંગ છે. ૪૨

અવતરણિકા–સ્વયં શબ્દનો અર્થ કૂટસ્થ કેવી રીતે થઈ શકે છે, તેપરથી ગુરુ કહે છેઃ—

**स्वयमात्मेति पर्यायौ तेन लोके तयोः सह ।**
**प्रयोगो नास्त्यतः स्वत्वमात्मत्वं चान्य-**
**वारकम् ॥ ४३ ॥**

**શબ્દાર્થ**–સ્વયં અને આત્મા એ બન્ને પર્યાય શબ્દ છે, તેથી લોકમાં સ્વયં અને આત્મા શબ્દનો પ્રયોગ સાથે થતો નથી. એટલા જ માટે, સ્વયં-

પણું અને આત્મપણું એ બન્ને અન્યનો નિષેધ કરનાર છે. ૪૩

## ચન્દ્રકાન્ત વિવરણ

શિષ્ય–ભિન્નાર્થક (જુદાં જુદાં અર્થ જણાવનારાં) શબ્દનાં પ્રવૃત્તિનિમિત્ત (પ્રવૃત્તિ થવામાં કારણો) ભિન્નભિન્ન હોય છે. જેમ, ગો શબ્દનું પ્રવૃત્તિ નિમિત્ત ગોત્વ છે, તેથી તેનો અર્થ 'ગાય' એવો થાય છે; અને અશ્વ શબ્દનું પ્રવૃત્તિનિમિત્ત અશ્વત્વ છે, તેથી તેનો અર્થ 'ઘોડો થાય છે. તેમ સ્વયં શબ્દનું પ્રવૃત્તિનિમિત્ત ભિન્ન છે, અને આત્મ શબ્દનું પ્રવૃત્તિનિમિત્ત પણ ભિન્ન છે; કારણ કે બન્ને શબ્દનો અર્થ એક નથી. માટે તમે સ્વયં શબ્દનો અર્થ કૂટસ્થ અને આત્મા કેમ કહો છો, અને સ્વયં શબ્દના અર્થને દ્વૈતનો નિવારક કેમ કહો છો ?

### ૬–સ્વયં અને આત્મા શબ્દનું પર્યાયપણું અને ફલિતાર્થ

ગુરુ–સ્વયં અને આત્મા શબ્દનું પ્રવૃત્તિનિમિત્ત ભિન્ન ભિન્ન નથી; કારણ કે સ્વયં શબ્દ અને આત્મા શબ્દ બન્ને પર્યાય જ છે. જેમ ઘટ અને કલશ; 'હસ્ત' અને 'કર,' એ શબ્દો પર્યાય છે, તેથી તેનો એક અર્થ 'ઘડો' તથા 'હાથ' થાય છે; તેમ સ્વયં શબ્દ અને આત્મા શબ્દનો એક જ અર્થ છે, ને તે અર્થ કૂટસ્થ જ છે. એટલા જ માટે, અમે સ્વયં શબ્દાર્થ કૂટસ્થને આત્મા કહીએ છિયે, અને સ્વયં શબ્દને અન્યનો નિવારક કહીએ છિયે.

શિષ્ય–'સ્વયં શબ્દ અને આત્મા શબ્દ એ બન્ને પર્યાય છે,' એ શાપરથી કહો છો ?

ગુરુ–સ્વયં શબ્દ અને આત્મા શબ્દ બન્ને પર્યાય છે, એમાં લોકવ્યવહાર જ પ્રમાણ છે. લોકમાં સ્વયં અને આત્મા એ બન્નેનો સાથે ઉપયોગ થતો નથી. જો એ બન્ને શબ્દ પર્યાય ન હોય તો તેઓનો ક્વચિત્ પણ સાથે ઉપયોગ જોવામાં આવે. માટે, સ્વયં શબ્દ અને આત્મા શબ્દ બન્ને પર્યાય છે અને તેથી એકાર્થક છે, એમ માનવું જોઇએ. ૪૩

**અવતરણિકા**-અચેતન (જડ)માં પણ સ્વયં શબ્દની પ્રવૃત્તિ હોવાથી 'સ્વયં' અને 'આત્મા' એ બંને શબ્દની એકાર્થકતા વિષે શિષ્ય આશંકા કરે છે, તે પરથી ગુરુ તેની શંકાનું નિવારણ કરે છે.

**घटः स्वयं न जानातीत्येवं स्वत्वं घटादिषु।**
**अचेतनेषु दृष्टं चेद्दृश्यतामात्मसत्त्वतः॥४४॥**

શબ્દાર્થ–(શિષ્ય કહે છે)–'ઘટ સ્વયં (પોતે) જાણતો નથી.' એ પ્રમાણે ઘટાદિક અચેતન (જડ) પદાર્થમાં પણ સ્વપણું (સ્વયંતા=પોતાપણું) જોવામાં આવે છે. (ગુરુ) ભલે જોવામાં આવે; કારણ કે તેમાં આત્માનો સદ્ભાવ છે. ૪૪

## ચન્દ્રકાન્ત વિવરણ

### ૭-ઘટાદિકમાં સ્વયં શબ્દના પ્રયોગથી સ્વયંપણાની આત્મતા વિષે શંકા–સમાધાન

શિષ્ય–જો કેવળ ચેતનમાં સ્વયં શબ્દની પ્રવૃત્તિ થતી હોય તો સ્વયં શબ્દ અને આત્મા શબ્દની એકાર્થકતા સંભવે ખરી; પરંતુ અચેતન પદાર્થમાં પણ સ્વયં શબ્દની પ્રવૃત્તિ અનેક સ્થલમાં જોવામાં આવે છે. જેમકે ઘટ સ્વયં (પોતે) જાણતો નથી; પાષાણ સ્વયં (પોતે) ચાલતો નથી, ઇત્યાદિ. હવે આત્મા શબ્દની તો કેવળ ચેતનમાં જ પ્રવૃત્તિ છે; તેથી સ્વયં શબ્દ અને આત્મા શબ્દ એક અર્થવાળા છે, એમ મારા મનમાં ઠસતું નથી.

ગુરુ–સ્વયં શબ્દની પ્રવૃત્તિ ઘટાદિક જડ પદાર્થમાં પણ થાય છે, એટલે 'આ ઘડો ભાસે છે,' તે પ્રવૃત્તિ વિરુદ્ધ નથી; કારણ કે ઘટાદિક જડ પદાર્થમાં પણ સ્ફુરણરૂપે કરીને આત્મારૂપ ચૈતન્યનો સદ્ભાવ છે. એટલા જ માટે, ઘટાદિકમાં સ્વયં શબ્દની પ્રવૃત્તિ થવાથી સ્વયં શબ્દ અને આત્મા શબ્દની એકાર્થકતામાં કશી પણ વિરુદ્ધતા નથી. ૪૪

**અવતરણિકા**-જડ અને ચેતનના વિભાગ વિષે શિષ્ય પૂછે છે ને ગુરુ તેનું સમાધાન કરે છે.

**चेतनाचेतनभिदा कूटस्थात्मकृता नहि।**
**किंतु बुद्धिकृताभासकृतैवेत्यवगम्यताम् ४५**

શબ્દાર્થ–ચેતન અને અચેતનનો ભેદ કૂટસ્થ આત્માનો કરેલો નથી, પરંતુ બુદ્ધિને અધીન જે ચેતનનો આભાસ છે, અર્થાત્ ચિદાભાસ છે, તેનો જ કરેલો છે એમ જાણો! ૪૫

## ચન્દ્રકાન્ત વિવરણ

### ૮–જડ અને ચેતનનો ભેદ

શિષ્ય–જ્યારે તમે ઘટાદિક જડ પદાર્થમાં સ્ફુરણરૂપે કરીને આત્મારૂપ ચૈતન્યનો સદ્ભાવ

માનો છે, ત્યારે 'જડ' અને 'ચેતન' એ પ્રકારના વિભાગમાં કાંઈ પણ કારણ રહ્યું નહિ અને તેથી કારણ વિનાનો 'જડ' અને 'ચેતન'નો વ્યવહાર માનવો પડશે. તેમ જ તમારા મત પ્રમાણે 'જડ' એવો વ્યવહાર જ ખોટો છે, અથવા તો જડ પદાર્થ જ ન હોવો જોઈએ; કારણ કે જડ અને ચેતન સર્વમાં આત્મારૂપ ચૈતન્ય સમાન છે.

ગુરુ–જડ પદાર્થમાં પણ આત્મારૂપ ચૈતન્યનો સદ્ભાવ માનવાથી જડ અને ચેતનનો ભેદ, કારણ વિનાનો થઈ પડતો નથી; કેમકે જડ અને ચેતનના ભેદમાં કૂટસ્થઆત્મા કારણ નથી, પરંતુ બુદ્ધિ સહિત ચિદાભાસ કારણ છે. જ્યાં જ્યાં બુદ્ધિ સહિત ચિદાભાસ હોય ત્યાં ત્યાં ચેતનનો વ્યવહાર થાય છે, અને જ્યાં જ્યાં બુદ્ધિ સહિત ચિદાભાસ ન હોય, ત્યાં ત્યાં જડનો વ્યવહાર થાય છે. મનુષ્યાદિક પ્રાણીમાં બુદ્ધિ સહિત ચિદાભાસ છે, તેથી તે ચેતન કહેવાય છે અને ઘટાદિકમાં બુદ્ધિ સહિત ચિદાભાસ નથી, તેથી તે જડ કહેવાય છે. એટલા જ માટે 'જડ' અને 'ચેતન' એ પ્રકારનો વ્યવહાર કારણ વિનાનો નથી. વળી 'જડ' એ પ્રકારનો વ્યવહાર થવામાં અને જડ પદાર્થના સદ્ભાવમાં કશી વિરૂદ્ધતા નથી. કૂટસ્થ આત્મા તો જડ અને ચેતન ઉભયમાં સમાન જ છે. ૪૫

**અવતરણિકા**–'જડમાં કૂટસ્થ આત્મા છે' એમ માનવું વ્યર્થ છે, એમ શિષ્ય કહે છે; ત્યારે ગુરુ કહે છે કે, અધિષ્ઠાનપણાએ કરી આત્મા જડ પદાર્થમાં રહેલો છે.

**यथा चेतन आभासः कूटस्थे भ्रांतिकल्पितः।**
**अचेतनो घटादिश्च तथा तत्रैव कल्पितः ४६**

શબ્દાર્થ–જેમ ચેતન આભાસ (ચિદાભાસ) કૂટસ્થમાં ભ્રાંતિએ કરીને કલ્પેલો છે; તેમ અચેતન એવા ઘટાદિક પણ તેમાં જ (કૂટસ્થમાં જ) ભ્રાંતિએ કરીને કલ્પેલા છે. ૪૬

### ચન્દ્રકાન્ત વિવરણ

શિષ્ય–જડ તથા ચેતનના ભેદમાં કૂટસ્થ આત્મા કારણ નથી, પણ બુદ્ધિસહિત ચિદાભાસનો સદ્ભાવ અને અસદ્ભાવ જ કારણ છે એમ સ્વીકારવાથી, જડમાં આત્માની સત્તા સ્વીકારવી વ્યર્થ જ છે.

### ૯–કૂટસ્થમાં ચિદાભાસની માફક ઘટાદિકનું કલ્પિતપણું

ગુરુ–અમે જડ પદાર્થમાં કૂટસ્થ આત્માનો જે સ્વીકાર કરીએ છિયે તે જડ અને ચેતનના ભેદના કારણરૂપે સ્વીકાર કરતા નથી, પણ જડની કલ્પનાના અધિષ્ઠાનરૂપે કૂટસ્થ આત્માનો સ્વીકાર કરીએ છિયે. જેમ ચેતન કૂટસ્થમાં કલ્પિત છે, માટે ચેતનનું અધિષ્ઠાન કૂટસ્થ છે; અને એ પ્રમાણે અધિષ્ઠાનપણાએ કરીને કૂટસ્થ આત્મા ચેતનમાં છે, એમ કહેવાય છે; તેમ જડ પદાર્થ પણ કૂટસ્થમાં કલ્પિત છે, માટે જડનું અધિષ્ઠાન કૂટસ્થ છે. એવી રીતે અધિષ્ઠાનપણાએ કરી કૂટસ્થ આત્મા જડમાં છે, એવો મારો કહેવાનો અભિપ્રાય છે. વળી જો જડ પદાર્થમાં આત્માનો સદ્ભાવ ન માનીએ તો, જડ પદાર્થનું જ્ઞાન થાય નહિ; કારણ કે કૂટસ્થ આત્મા વિના તેનું સ્ફુરણ થશે નહિ; માટે જડ પદાર્થમાં આત્માની સત્તા સ્વીકારવી વ્યર્થ નથી. ૪૬

**અવતરણિકા**–સ્વયં શબ્દ અને આત્મા શબ્દનો અર્થ એક માનવામાં અતિવ્યાપ્તિ નામનો દોષ આવે છે, એવી શંકા શિષ્ય કરે છે, ત્યારે ગુરુ તેને સમજાવે છે.

**तत्तेदंते अपि स्वत्वमिव त्वमहमादिषु ।**
**सर्वत्रानुगते तेन तयोरप्यात्मतेति चेत् ॥४७**
**ते आत्मत्वेऽप्यनुगते तत्तेदंते ततस्तयोः ।**
**आत्मत्वं नैव संभाव्यं सम्यक्त्वादेर्यथा तथा**
**तत्तेदंते स्वताऽन्यत्वे त्वंताऽहंते परस्परम् ।**
**प्रतिद्वंद्वितया लोके प्रसिद्धे नास्ति संशयः ४९**

શબ્દાર્થ–સ્વત્વ (સ્વયંપણા)ની પેઠે તત્તા (તે-પણું) અને ઇદંતા (આ-પણું) પણ, 'તું' અને 'હું' આદિકમાં સર્વત્ર અનુવૃત્ત છે; તેથી કરી તત્તા અને ઇદંતાનું પણ આત્મપણું થઈ જાય, તેનું શું સમાધાન કરશો?

ગુરુ કહે છેઃ–તે તત્તા અને ઇદંતા આત્મપણામાં પણ અનુવૃત્ત છે; તેથી સમ્યકપણા આદિને જેમ આત્મપણું સંભવતું નથી, તેમ તેને (તત્તા અને ઇદંતાને) પણ આત્મપણું સંભવતું નથી. તત્તા અને ઇદંતા, સ્વયંતા અને અન્યતા, ત્વંતા અને અહંતા, 'તે છે' અને 'આ

છે,' 'પોતે છે' ને 'બીજા છે' 'હું છું,' ને 'તું છે', એ સર્વ શબ્દો લોકમાં પરસ્પર પ્રતિદ્વંદ્વીપણાએ કરીને પ્રસિદ્ધ છે એમાં સંશય નથી. ૪૭-૪૯

## ચન્દ્રકાન્ત વિવરણ

### ૧૦-સ્વયંપણું અને આત્મપણું-એ બેની એકતામાં અતિવ્યાપ્તિનો દોષ

શિષ્ય-જેમ સ્વયં શબ્દ, તું, હું અને ઘટાદિકમાં સર્વત્ર વ્યાપક છે, તેથી સ્વયં શબ્દનો અર્થ આત્મા છે; તેમ, તત્ શબ્દ અને ઇદં શબ્દ પણ તું, હું અને ઘટાદિક સર્વમાં વ્યાપક છે, તેથી 'તત્તા' 'તે-પણું' અને 'ઇદંતા' 'આ-પણું,' એ શબ્દનો અર્થ આત્મા કેમ નહિ? અને જો 'તે-પણું' તથા 'આ-પણું' એ શબ્દના અર્થને આત્મા માનશો તો અતિવ્યાપ્તિ નામનો દોષ આવશે, તેનું શું સમાધાન કરશો? ૪૭

### ૧૧-ઉપરની શંકાનું સમાધાન

ગુરુ-યદ્યપિ સ્વયંતા જેમ તું અને હું આદિમાં અનુવૃત્ત છે, તેમ તત્તા (તે-પણું) અને ઇદંતા (આ-પણું) પણ ત્વં (તું) અને અહં (હું) આદિમાં અનુવૃત્ત છે; તથાપિ 'સ્વયં'ની પેઠે તત્તા 'તે-પણા'ને અને ઇદંતા 'આ-પણા'ને આત્મતા સભવતી નથી; કારણ કે તું અને હું આદિમાં, વર્તમાન આત્મતામાં પણ, તત્તા અને ઇદંતા અનુવૃત્ત છે. જેમકે 'तत् आत्मत्वम्। તે આત્મત્વ છે' 'इदं आत्मत्वम्। આ આત્મત્વ છે,' એ પ્રમાણે વ્યવહારનો સંભવ છે. આત્મતા વિષે આત્મત્વ રહેતું નથી; પણ તત્તા અને ઇદંતા રહે છે; તેથી આત્મતાની અપેક્ષા કરતાં પણ તત્તા અને ઇદંતા અધિક દેશમાં વર્તમાન છે. હવે જેમ તત્તા અને ઇદંતા આત્મતા કરતાં અધિક દેશમાં વર્તમાન છે, તેમ સમ્યક્પણું અને અસમ્યક્પણું પણ આત્મપણા કરતાં અધિક દેશમાં વર્તમાન છે. 'आत्मत्वं सम्यक्। આત્મપણું સારું છે,' 'आत्मत्वम् असम्यक्। આત્મપણું સારું નથી;' એવી રીતનો લોકમાં વ્યવહાર પણ થાય છે. દેહ, ઇંદ્રિયાદિકમાં જે આત્મપણું છે તે અસમ્યક્ છે; કારણ કે અનાદિ અવિદ્યાએ કરીને અનાત્મ પદાર્થમાં આત્મપણું ભાસે છે. પ્રત્યગાત્મામાં જે આત્મપણું છે તે સમ્યક્ છે; કારણ કે વેદાંતશાસ્ત્રનો વિચાર કરવાથી થયેલા જ્ઞાનથી તે ભાસે છે. હવે જેમ સમ્યક્પણું અને અસમ્યક્પણું, એ બેની આત્મપણા કરતાં અધિક દેશમાં વૃત્તિ છે, માટે તેમાં આત્મપણું સંભવતું નથી; તેમ તત્તા (તે-પણું) અને ઇદંતા (આ-પણું) એ બેની પણ આત્મપણા કરતાં અધિકદેશવૃત્તિ હોવાથી, તેમાં પણ આત્મત્વ સંભવતું નથી. માટે, એમાં અતિવ્યાપ્તિદોષ ક્યાં છે? ૪૮

### ૧૨-પ્રતિયોગીરૂપ લોકવ્યવહાર સિદ્ધ અર્થનો અનુવાદ

લોકોમાં જેમ 'તે-પણું' અને 'આ પણું' પરસ્પર વિરુદ્ધ છે, એટલે જેમાં 'તે-પણું' હોય છે, તેમાં 'આ-પણું'-હોતું નથી; ને જેમાં 'આ-પણું' હોય છે, તેમાં 'તે-પણું' હોતું નથી તત્ એટલે પરોક્ષ ને ઇદં એટલે અપરોક્ષ. એમ તત્તા પરોક્ષમાં રહે છે, ને ઇદંતા અપરોક્ષમાં રહે છે. જેમ 'તું છે' અને 'હું છું' એ પરસ્પર વિરુદ્ધ છે; જ્યાં 'તું છે' ત્યાં 'હું છું' એ રહેતું નથી; ને જ્યાં 'હું છું' ત્યાં 'તું છે' તે રહેતું નથી, તેમ સ્વયંતા અને અન્યતા પણ પરસ્પર વિરુદ્ધ છે, જેમાં સ્વયં હોય તેમાં અન્ય હોય નહિ, ને જેમાં અન્ય હોય તેમાં સ્વયં રહે નહિ, સ્વયં શબ્દનો અર્થ 'પોતે' છે, ને અન્ય શબ્દનો અર્થ 'બીજું' છે, તેથી સ્વયંમાં સ્વયંતા રહે છે અને અન્યમાં અન્યતા રહે છે. એવી રીતે તત્તા અને ઇદંતા, ત્વંતા અને અહંતા, તેમ જ સ્વયંતા અને અન્યતા એટલે, 'તે-પણું' ને 'આ-પણું,' 'તું' અને 'હું,' 'પોતે' ને 'બીજું,' આ શબ્દો પરસ્પર પ્રતિદ્વંદ્વી છે, એમાં સંશય નથી. એ પરથી એ શબ્દોનું પ્રતિયોગીપણું પ્રસિદ્ધ છે, અને જે પ્રસિદ્ધ હોય, તેમાં સંશય હોય જ નહિ. ૪૯

અવતરણિકા-શિષ્ય કહે છે કે, ભલે તેમ હો પરંતુ તેથી જીવ અને કૂટસ્થ સંબંધી જે વાત કહો છો, તેમાં શું લાભ થયો? તેના ઉત્તરમાં ગુરુ કહે છે.

**अन्यतायाः प्रतिद्वंद्वी स्वयं कूटस्थ इष्यताम्।**
**त्वंतायाः प्रतियोग्येषोऽहमित्यात्मनि किल्पतः**

શબ્દાર્થ-અન્યપણાનો પ્રતિદ્વંદ્વી* સ્વયં કૂટસ્થ જ છે એમ માન, અને ત્વંપણાનો પ્રતિયોગી જે 'અહં' છે, તે આત્મામાં કલ્પેલો છે. ૫૦

* પ્રતિદ્વંદ્વી-બરોબરીનો બીજો; સમાન.

### ચન્દ્રકાન્ત વિવરણ

#### ૧૩-જીવ અને કૂટસ્થના ભેદરૂપ ફલિતાર્થ

શિષ્ય-ભલે, લોકમાં 'તે-પણું' તથા 'આ-પણું' આદિ સમાનપણાએ કરીને પ્રસિદ્ધ હોય, પણ અત્ર તો આપ જે જ્ઞાન સમજાવો છો, તેમાં તેનો શો ઉપયોગ છે તે સમજાવો.

ગુરુ-ઠીક પૂછ્યું. અન્યતાનો પ્રતિયોગી સ્વયં શબ્દાર્થ કૂટસ્થ છે; અને ત્વંતાનો પ્રતિયોગી અહંશબ્દાર્થ ચિદાભાસ છે. તે ચિદાભાસ, સ્વયં શબ્દાર્થ કૂટસ્થમાં કલ્પિત છે, અને અહંશબ્દાર્થ જીવમાં કલ્પિત છે. તાત્પર્ય કે અન્યતાનો પ્રતિયોગી કૂટસ્થ છે; ને તત્તાનો પ્રતિયોગી (હું) ચિદાભાસ છે. એ પ્રમાણે પ્રતિયોગી ભિન્ન હોવાથી કૂટસ્થ અને જીવ ભિન્નભિન્ન છે, એ વાત સિદ્ધ કરવા માટે, લોકપ્રસિદ્ધ 'તે-પણું' અને 'આ-પણું' આદિના પ્રતિયોગીપણાનું વર્ણન કર્યું છે, એ જ આત્મજ્ઞાનના પ્રસંગમાં ઉપયોગી છે. ૫૦

અવતરણિકા-જીવ અને કૂટસ્થના ભેદના અજ્ઞાન વિષે શિષ્ય આશંકા કરે છે, ત્યારે ગુરુ તેનું સમાધાન કરે છે.

अहंतास्वत्वयोर्भेदे रूप्यतेदंतयोरिव ।
स्पष्टेऽपि मोहमापन्ना एकत्वं प्रतिपेदिरे ५१

શબ્દાર્થ-રૂપ્યતા (રૂપાપણા)ની અને ઇદંતા-(આ-પણાના ભેદ)ની પેઠે અહંતા અને સ્વયંતાનો ભેદ સ્પષ્ટ છે, છતાં પણ મોહને પ્રાપ્ત થયેલા અજ્ઞાની જનો કૂટસ્થ અને જીવની એકતાને સ્વીકારે છે. ૫૧

### ચન્દ્રકાન્ત વિવરણ

શિષ્ય-જીવ અને કૂટસ્થનો પ્રતિયોગી (સમાન) ભિન્ન હોવાથી, જીવ અને કૂટસ્થનો ભેદ સ્પષ્ટ પ્રતીત થાય છે, તથાપિ સર્વ પુરુષો તે બન્નેના ભેદને કેમ નથી જાણતા?

#### ૧૪-જીવ અને કૂટસ્થનો ભેદ હોવા છતાં તેઓ એક છે એવી બુદ્ધિ થવામાં ભ્રાંતિ કારણ છે

ગુરુ-જેમ છીપમાં રૂપાની ભ્રાંતિ થઈ, તે સ્થળે 'આ રૂપું છે' એવા આકારનું ભાન થાય છે, તેમાં 'આ' એ ઇદંતા અથવા ઇદંતાનો ભાગ ઇદમંશ છે, અને રૂપું એટલો ભાગ રૂપાનો અંશ છે. એમાં 'ઇદંતા='આ-પણું' જે છે તે છીપનો ધર્મ છે, અને રૂપાપણું છે તે ભ્રાંતિવિષયનો ધર્મ છે; અર્થાત્ 'આ-પણું' એ ધર્મ, અંતઃકરણની વૃત્તિદ્વારા સત્ય અને સ્ફુટ જ્ઞાનનો વિષય છે, અને રૂપાપણું એ ધર્મ, અવિદ્યાવૃત્તિદ્વારા સાક્ષીનો વિષય છે: તેપરથી સમજાશે કે 'આ-પણું' ને 'રૂપાપણું' એ બન્ને ભિન્ન જ છે. પણ તે બેનો ભેદ ભ્રાંતિવશ થયેલાને સ્પષ્ટ સમજાતો નથી. વળી જેમ જલાકાશ અને ઘટાકાશ બન્ને ભિન્ન છે; તથાપિ જલાકાશે કરી ઘટાકાશ ઢંકાયલું છે, તેથી મૂઢ માણસો જલાકાશ અને ઘટાકાશની એકતાને જાણે છે, પણ ભેદ જાણતા નથી; તેમ યદ્યપિ જીવ અને કૂટસ્થ બન્ને ભિન્ન છે, તથાપિ જીવથી કૂટસ્થ ઢંકાયલું છે, તેથી અજ્ઞાની માણસો, જીવ અને કૂટસ્થને, ભ્રાંતિએ કરીને એક જાણે છે, પણ ભિન્ન જાણતા નથી. કૂટસ્થ બુદ્ધિનો સાક્ષી છે, તે બુદ્ધિથી, કૂટસ્થને પ્રત્યક્ષ થઈ શકતો નથી. એટલા માટે અજ્ઞાની જનો, 'અહં'-હું અને 'સ્વયં'-પોતે, એવી રીતે પ્રતીત થતા જીવ અને કૂટસ્થની એકતા માને છે. ૫૧

અવતરણિકા-જીવ અને કૂટસ્થની એકતાના ભ્રમના કારણ વિષે શિષ્ય પૂછે છે, ત્યારે ગુરુ સમજાવે છે.

तादात्म्याध्यास एवात्र पूर्वोक्ताविद्यया कृतः
अविद्यायां निवृत्तायां तत्कार्यं विनिवर्तते ५२

શબ્દાર્થ-આગળ કહેલી અવિદ્યાએ કરેલો તાદાત્મ્યાધ્યાસ જ, જીવ અને કૂટસ્થની એકતાના ભ્રમમાં કારણ છે. અવિદ્યા નિવૃત્ત થાય છે ત્યારે જીવ અને કૂટસ્થની એકતાના ભ્રમરૂપી કાર્ય નિવૃત્ત થાય છે. ૫૨

### ચન્દ્રકાન્ત વિવરણ

#### ૧૫-જીવ અને કૂટસ્થની એકતાના ભ્રમ વિષે અવિદ્યા કારણ છે

શિષ્ય-આ પ્રકારે જીવ અને કૂટસ્થની એકતાના ભ્રમનું કારણ સમજાવશો?

ગુરુ-હા. જીવ અને કૂટસ્થની એકતાના ભ્રમમાં તાદાત્મ્યાધ્યાસ જ કારણ છે.

શિષ્ય-એ તાદાત્મ્યાધ્યાસ, શાથી થાય છે?

ગુરુ-અનાદિ કાળની અવિદ્યાએ કરીને તાદાત્મ્યાધ્યાસ થાય છે.

શિષ્ય-અવિદ્યાનું સ્વરૂપ શું છે?

ગુરુ-અવિદ્યાનું સ્વરૂપ, 'अनादिरविवेकोऽयं मूलाविद्येति गम्यताम्। આ અનાદિ અવિવેક છે, તે જ મૂલાવિદ્યાનો કરેલો છે એમ તમે જાણો,' તે જ આ જીવ અને કૂટસ્થ એક છે તેનો ભ્રમ કરાવે છે.

શિષ્ય-એ ભ્રમની નિવૃત્તિનો ઉપાય શો?

ગુરુ-કોઈ પણ ભ્રમ અવિદ્યાનું કાર્ય છે; કેમકે અવિદ્યાએ કરીને તે થાય છે; માટે અવિદ્યાની નિવૃત્તિ જ ભ્રમની નિવૃત્તિનો ઉપાય છે. તત્વજ્ઞાને કરીને અવિદ્યાની નિવૃત્તિ થાય છે. ૫૨

અવતરણિકા—જીવ અને કૂટસ્થની એકતાના ભ્રમની, એટલે અવિદ્યા-મોહની નિવૃત્તિ થવાથી, તેના કાર્યરૂપ અધ્યાસની નિવૃત્તિ થાય છે, એ બરાબર નથી, એમ શિષ્ય કહે છે, ત્યાં ગુરુ તેનું સમાધાન કરે છે.

**अविद्याऽवृत्तितादात्म्ये विद्ययैव विनश्यतः।**
**विक्षेपस्य स्वरूपं तु प्रारब्धक्षयमीक्षते ॥५३॥**

શબ્દાર્થ-અવિદ્યાથી થયેલાં આવરણ અને વિક્ષેપાધ્યાસ એ બન્ને, વિદ્યાએ કરીને જ નાશ પામે છે અને વિક્ષેપનું સ્વરૂપ તો પ્રારબ્ધ-કર્મના ક્ષયની અપેક્ષા રાખે છે. ૫૩

### ચન્દ્રકાન્ત વિવરણ

#### ૧૬-અવિદ્યા નિવૃત્ત થયા પછી પણ તેના કાર્યની પ્રતીતિ થાય છે એ વિષે શંકા-સમાધાન

શિષ્ય-'અવિદ્યાની નિવૃત્તિ થવાથી અવિદ્યાનાં કાર્યરૂપ તાદાત્મ્યાધ્યાસ, જેથી જીવ અને કૂટસ્થની એકતાનો ભ્રમ થાય છે, તેની નિવૃત્તિ થશે,' એમ આપ કહો છો, તે અનુચિત દેખાય છેઃ કારણ કે બ્રહ્મ અને આત્માની એકતાના જ્ઞાને કરીને અવિદ્યાની નિવૃત્તિ થયા છતાં પણ અવિદ્યાનાં કાર્ય દેહાદિકની તો નિવૃત્તિ થતી નથી. જ્ઞાનીને બ્રહ્મ અને આત્માની એકતાનું જ્ઞાન થયું હોય છે, તથાપિ જ્ઞાનીનાં શરીર આદિ, જે અવિદ્યાનાં કાર્ય છે, તેની નિવૃત્તિ થતી નથી. જો અવિદ્યાના નાશથી અવિદ્યાનાં કાર્યનો પણ નાશ થતો હોય તો, જ્ઞાનીનાં શરીરાદિકનો નાશ થવો જોઇએ; અને જો જ્ઞાનીનાં શરીરાદિકનો નાશ સ્વીકારીએ તો જીવન્મુક્તિ સિદ્ધ થતી નથી; તેમાં દેખીતો જ વિરોધ આવે છે. હવે જેમ અવિદ્યાનો નાશ થયા છતાં પણ અવિદ્યાનાં કાર્ય શરીરાદિકનો નાશ થતો નથી, તેમ તાદાત્મ્યાધ્યાસનો પણ નાશ થશે નહિ; કેમકે તાદાત્મ્યાધ્યાસ પણ અવિદ્યાનું કાર્ય છે જો કારણના નાશથી કાર્યનો નાશ થતો હોય તો સર્વ કાર્યનો નાશ થવો જોઇએ, અને જો નાશ ન થતો હોય તો એક પણ કાર્યનો નાશ ન થવો જોઇએ, એવું મારુ માનવું છે.

ગુરુ-આવરણ અને તાદાત્મ્યાધ્યાસ બન્ને, કેવલ અવિદ્યાનાં જ કાર્ય છે, અને તેથી જ અવિદ્યાની નિવૃત્તિ થવાથી આવરણની નિવૃત્તિ થાય છે, અને આવરણની નિવૃત્તિ થવાથી તાદાત્મ્યાધ્યાસની નિવૃત્તિ થાય છે; એ અમારું કહેવું અયોગ્ય નથી, પણ યોગ્ય જ છે. પરંતુ દેહાદિક રૂપ વિક્ષેપ તો પ્રારબ્ધકર્મ સહિત અવિદ્યાનું કાર્ય છે, તેથી અવિદ્યાની નિવૃત્તિ થયા છતાં પણ, જ્યાં સુધી પ્રારબ્ધકર્મનો ક્ષય થતો નથી ત્યાં સુધી વિક્ષેપની નિવૃત્તિ થતી નથીઃ જ્યાં સુધી પ્રારબ્ધકર્મ રહે છે, ત્યાં સુધી વિક્ષેપ પણ રહે છે. એટલા જ માટે, અવિદ્યાની નિવૃત્તિ થયા છતાં પણ જ્ઞાનીનાં શરીર અને તેનો વ્યવહાર નિવૃત્ત થતો નથી, અને એમ હોવાથી જીવન્મુક્તિમાં કોઈ જાતનો વિરોધ આવતો નથી.

શિષ્ય-વિક્ષેપ, પ્રારબ્ધકર્મ સહિત અવિદ્યાનું કાર્ય હોય તો ભલે હોય, પણ અવિદ્યારૂપ કારણનો નાશ થયા છતાં પણ વિક્ષેપનો નાશ કાં નથી થતો?

ગુરુ-જેમ દીવામાં તેલ અને રૂની દિવેટ એ બન્ને કારણ છે; અને તેમાંથી તેલ બળી ગયું હોય તો પણ જ્યાં સુધી દિવેટ બળી જતી નથી ત્યાં સુધી દીવો ઓલાઈ જતો નથી; તેમ જ વિક્ષેપનાં કારણ બે છે. અવિદ્યા અને પ્રારબ્ધકર્મ. એ બેમાં તેલની પેઠે, અવિદ્યાની નિવૃત્તિ થઈ છે તો પણ, જ્યાં સુધી દિવેટની પેઠે પ્રારબ્ધકર્મનો ક્ષય થતો નથી, ત્યાં સુધી વિક્ષેપની નિવૃત્તિ થતી નથી.

સારાંશ કે, આવરણ અને તાદાત્મ્યાધ્યાસનું કારણ અવિદ્યા એક જ છે; પણ વિદ્યાએ કરીને

અવિદ્યાનો નાશ થવાથી આવરણ અને તાદાત્મ્યાધ્યાસ એ બન્નેનો નાશ થાય છે. પણ વિક્ષેપનાં કારણ અવિદ્યા તથા પ્રારબ્ધકર્મ એ બે છે; માટે જ એક અવિદ્યાનો નાશ થવાથી વિક્ષેપનો નાશ થતો નથી; પણ અવિદ્યા અને પ્રારબ્ધકર્મ બન્નેનો નાશ થવાથી જ વિક્ષેપનો નાશ થાય છે. ૫૩

**અવતરણિકા**-શિષ્ય શંકા કરે છે કે, પ્રારબ્ધકર્મ તો નિમિત્તમાત્ર છે, માટે તેના સદ્‌ભાવથી જ ઉપાદાન કારણનો નાશ થયા છતાં પણ, તેના કાર્યરૂપ વિક્ષેપની પ્રતીતિ કેમ થાય છે, તે પર ગુરુ કહે છેઃ-

**उपादाने विनष्टेऽपि क्षणं कार्यं प्रतीक्षते ।**
**इत्याहुस्तार्किकास्तद्वदस्माकं किन्न संभवेत् ॥**

**શબ્દાર્થ**-ઉપાદાન કારણનો નાશ થયા છતાં પણ કાર્ય એક ક્ષણ રહે છે એમ નૈયાયિકો કહે છે; તેમ માનવામાં અમને અડચણ નથી. ૫૪

## ચન્દ્રકાન્ત વિવરણ

**શિષ્ય**-'આ અવિદ્યાનો નાશ થયા છતાં પણ પ્રારબ્ધકર્મનો સદ્‌ભાવ હોવાથી વિક્ષેપનો નાશ થતો નથી,' એમ જે તમે કહ્યું, તે યથાર્થ નથી; કારણ કે અવિદ્યા વિક્ષેપનું ઉપાદાન કારણ છે, ને પ્રારબ્ધકર્મ નિમિત્ત કારણ છે. હવે ઉપાદાન કારણનો નાશ થવાથી કાર્યનો નાશ થાય છે, એવો નિયમ છે; પણ નિમિત્ત કારણનો નાશ થવાથી કાર્યનો નાશ થાય, એવો નિયમ નથી. જેમ ઘટનું ઉપાદાન કારણ મૃત્તિકા છે, અને નિમિત્ત કારણ કુંભાર છે. એ મૃત્તિકાનો નાશ થવાથી ઘડાનો નાશ થાય છે; એમાં ઘડાના નાશમાં મૃત્તિકાના નાશની આવશ્યકતા છે; પણ કુંભારનો નાશ થવાથી ઘડાનો નાશ થતો નથી, તેમ ઘડાના નાશમાં કુંભારના નાશની આવશ્યકતા નથી. તેમ જ અત્ર પણ પ્રારબ્ધકર્મ વિક્ષેપનું નિમિત્ત કારણ છે, તેથી વિક્ષેપના નાશમાં પ્રારબ્ધના નાશની આવશ્યકતા નથી; પરંતુ અવિદ્યા તો વિક્ષેપનું ઉપાદાન કારણ છે, માટે અવિદ્યાનો નાશ થવાથી વિક્ષેપનો નાશ થવો જોઇએ.

### ૧૭-ઉપાદાનનો નાશ થયા છતાં ક્ષણ માત્ર કાર્યની સ્થિતિ રહે છે, એવો નૈયાયિક મત છે, તે વેદાંતિને સંમત છે

**ગુરુ**-જો કે અવિદ્યાનો નાશ થવાથી વિક્ષેપનો નાશ થવો જોઇએ, એ તારુ કહેવું સત્ય છે; તો પણ જેમ નૈયાયિક માને છે કે, ઉપાદાન કારણનો નાશ થયા છતાં પણ 'કાર્ય ક્ષણવાર રહે છે,' તેમ અમે પણ માનીશું. તેથી ઉપાદાન કારણ જે અવિદ્યા તેનો નાશ થયા છતાં પણ વિક્ષેપ રહે છે, એમ માનવામાં કંઈ પણ વિરોધ નથી.

**શિષ્ય**-ગુરુદેવ ! એ તમે શું બોલ્યા ? ન્યાયને તો તમે અસચ્છાસ્ત્ર કહો છો; ત્યારે વળી નૈયાયિકના સિદ્ધાંતને શા માટે અનુસરો છો ?

**ગુરુ**-ન્યાયમાં દ્વૈતનું પ્રતિપાદન કર્યું છે, માટે તેને અમે અસચ્છાસ્ત્ર કહીએ છિયે; પરંતુ અનુકૂલ ઉત્તમ યુક્તિ અને સિદ્ધાંત પણ અગ્રાહ્ય છે, એમ અમે કહેતા નથી અને કહ્યુંએ નથી; તેથી અમે નૈયાયિકના ઉપર કહેલા અનુકૂલ સિદ્ધાંતને અનુસરીએ છિયે. ૫૪

**અવતરણિકા**-નૈયાયિક કરતાં તમારું મત વિલક્ષણ છે એવો આક્ષેપ શિષ્ય કરે છે, ગુરુ તેનું સમાધાન કરે છે, અને નૈયાયિક કરતાં પોતાના મતની શ્રેષ્ઠતા કેમ છે, તે જણાવે છે.

**तंतूनां दिनसंख्यानां तैस्तादृक्क्षण ईरितः।**
**भ्रमस्यासंख्यकल्पस्य योग्यः क्षण इहेष्यताम्**
**विना क्षोदक्षमं मानं तैर्वृथा परिकल्प्यते ।**
**श्रुतियुक्त्यनुभूतिभ्यो वदतां किंनु दुःशकम्**

**શબ્દાર્થ**-નૈયાયિકો ગણતરી કરવા યોગ્ય દિવસોથી ઉત્પન્ન થયેલા તંતુને માટે તે તંતુના યોગ્ય ક્ષણ કહે છે, તેમ અહીં અમારા સિદ્ધાંતમાં અસંખ્ય કલ્પનાવાળો જે ભ્રમ છે, તેને યોગ્ય ક્ષણ કલ્પવો જોઇએ. (૫૫) નૈયાયિકોએ ક્ષોદક્ષમ* પ્રમાણ વિના ક્ષણની વૃથા કલ્પના કરી છે; પરંતુ શ્રુતિ, યુક્તિ તથા અનુભવથી અમે કહીએ છિયે, માટે અમને એમ કહેવામાં શું અશક્ય છે ? ૫૬

* ખુંદું ખમે તેવું અર્થાત્ યુક્તિઓને સહન કરે તેવું પ્રમાણ.

## ચન્દ્રકાન્ત વિવરણ

### ૧૮–અનાદિ સંસાર ભ્રમની યોગ્ય-ક્ષણનું કથન

શિષ્ય–નૈયાયિકો ઉપાદાનનો નાશ થયા પછી ક્ષણવાર કાર્યની સ્થિતિ સ્વીકારે છે; પણ ચિરકાળ સ્વીકારતા નથી; અને તમારે તો 'ઉપાદાનનો નાશ થયા પછી કાર્ય ચિરકાળ રહે છે,' એમ માનવું પડે છે. કારણ કે, અવિદ્યાનો નાશ થયા પછી પણ શરીરાદિ વિક્ષેપ તો અનેક વર્ષો સુધી રહે છે, તેથી નૈયાયિકના મત કરતાં તમારો મત વિલક્ષણ છે.

ગુરુ–હે શિષ્ય! નૈયાયિકના મત કરતાં અમારા મતમાં વિલક્ષણતા નથી, પણ સમાનતા છે; કારણ કે, જેમ નૈયાયિક ઉપાદાન કારણનો નાશ થયા પછી કાર્યની ક્ષણવાર સ્થિતિ માને છે, તેમ અમે પણ, અવિદ્યારૂપ ઉપાદાન કારણનો નાશ થયા પછી, વિક્ષેપરૂપ કાર્ય ક્ષણવાર રહે છે, એમ માનીએ છિયે.

શિષ્ય–અવિદ્યાનો નાશ થયા પછી વિક્ષેપ તો અનેક વર્ષો સુધી રહેતો પ્રત્યક્ષ જોવામાં આવે છે, એનું શું સમાધાન કરશો?

ગુરુ–'महतां सकलं महत्। મોટાનું સઘળું મોટું હોય છે,' એ ન્યાયને અનુસરી, વિક્ષેપ ક્ષણવાર રહે એમ અમે કહીએ છિયે. નૈયાયિકો તંતુની ઉત્પત્તિના કાળના પ્રમાણમાં ક્ષણ માને છે; અને અમે વિક્ષેપના કાળના પ્રમાણમાં ક્ષણ માનીએ છિયે. તંતુ (રૂનું સુતર; વસ્ત્રમાં વપરાતો તાણો વાણો; દોરો) થોડા દિવસમાં તૈયાર થાય છે, અને વસ્ત્ર પણ થોડા દિવસમાં તૈયાર થાય છે; તેથી તંતુનો નાશ થયા પછી વસ્ત્ર એક ક્ષણ રહે છે, ને પછી નાશ પામે છે. એ નૈયાયિકનો ક્ષણ અતિ અલ્પ છે, અને અવિદ્યાને તો અસખ્ય કલ્પો થયા છે; તેથી તે અવિદ્યાનો નાશ થયા પછી, તેનું કાર્ય વિક્ષેપ પણ, અવિદ્યાના કાળના પ્રમાણમાં ક્ષણવાર રહે છે. વેદાંતીઓનો આ ક્ષણ બહુ જ મોટો છે. અર્થાત્ તંતુની ઉત્પત્તિના કાળના પ્રમાણમાં જેમ અલ્પકાળ, ક્ષણ જ છે, તેમ અવિદ્યાના અસખ્ય કલ્પના પ્રમાણમાં અનેક વર્ષો એ પણ ક્ષણ જ છે. જેમ ખાડામાં ભરેલું જળ મનુષ્યને સ્વલ્પમાત્ર છે, પણ તે જળ કીડી આદિ સૂક્ષ્મ જંતુઓને મહાસમુદ્ર સમાન છે; જેમ લોકવ્યવહારમાં બોલાય છે કે, 'કીડીને કણ ને હાથીને મણ,' 'જેવો યક્ષ તેવું બલિદાન,' 'જેવો દેવ તેવી પૂજા,' એમ એકને માટે જેટલું હોય તેટલું જ બીજાને માટે પણ પ્રમાણ પ્રમાણે મોટું નાનું ગણાય છે, તેમ અવિદ્યાના અસખ્ય કલ્પના પ્રમાણમાં અનેક વર્ષો ક્ષણ જ છે, તો પણ મનુષ્યને તે મહાન્ કાળ જાણવામાં આવે છે. કેમકે તે મહાન્ કાળની ગતિ તેઓ જાણતા નથી. ૫૫

### ૧૯–નૈયાયિક કરતાં વેદાંત મતની શ્રેષ્ઠતા

શિષ્ય–જેમ નૈયાયિકો 'યોગ્ય' કહે છે, તેમ તમે પણ યોગ્ય જ કહો છો.

ગુરુ–ના, નૈયાયિકોના કહેવામાં અને અમારા કહેવામાં ઘણી વિષમતા છે.

શિષ્ય–કેવી વિષમતા છે, તે સમજાવો.

ગુરુ–નૈયાયિકોના કહેવામાં કંઈ પ્રમાણ નથી, તે તો પ્રમાણ વિના ઉપાદાનનો નાશ થયા પછી 'કાર્ય ક્ષણવાર રહે છે,' એવી વૃથા કલ્પના જ કરે છે; અને અમારી ઉક્તિમાં તો શ્રુતિ, યુક્તિ અને અનુભવ, એવી રીતે અનેક પ્રમાણો છે. અમે પ્રમાણપૂર્વક કહીએ છિયે, માટે અમોને કંઈ પણ કહેવું અશક્ય નથી.

શિષ્ય–અવિદ્યાનો નાશ થયા છતાં પણ પ્રારબ્ધકર્મના ક્ષયપર્યંત શરીરાદિ વિક્ષેપ રહે છે, એ પ્રમાણે તમારી ઉક્તિમાં કઈ શ્રુતિ પ્રમાણ છે?

ગુરુ–અમારી ઉક્તિમાં છાંદોગ્યોપનિષદ્‌ની શ્રુતિ પ્રમાણ છે. તેમાં કહ્યું છે કે 'तस्य तावदेव चिरं यावन्न विमोक्ष्येऽथ संपत्स्ये । જ્યાં સુધી તેની (શરીરની) મુક્તિ થઈ નથી ત્યાં સુધી જ તેને વિલંબ છે; તદનંતર તો તે સ્વસ્વરૂપને પામે છે.' અર્થાત્ દેહપાત થયા પછી (જ્ઞાનવાન્) વિદેહ મુક્તિને પ્રાપ્ત થાય છે. પ્રારબ્ધકર્મનો ક્ષય થવાથી દેહપાત થાય છે, ને દેહપાત થવાથી વિદેહમુક્તિની પ્રાપ્તિ થાય છે, એમ શ્રુતિમાં કહ્યું છે.

શિષ્ય–તમારી ઉક્તિમાં કંઈ યુક્તિ પ્રમાણ છે?

ગુરુ–હા, છે. યુક્તિ એટલે દષ્ટાંત. ચક્રભ્રમણ દષ્ટાંત મનમાં ઠસાવ. જેમ કુંભારનો ચાકડો

કુંભારના પ્રયત્નથી ફરે છે. એ કુંભાર એક વખત જોરથી ફેરવીને ચક્રને મૂકી દે છે, તથાપિ તે ચક્ર ચિરકાલપર્યંત ફર્યા જ કરે છે. હવે ભ્રમણનાં કારણરૂપ પ્રયત્નની નિવૃત્તિ થયા પછી પણ ચાકડો જેમ ચિરકાલપર્યંત ફરતો રહે છે, તેમ અનુવૃત્તિના સસ્કારને લીધે, તેનું કારણ જે અવિદ્યા તેની નિવૃત્તિ થયા પછી પણ, આ સસાર અનાદિકાળથી વર્તમાન છે, તેથી તેમાં સસારની હયાતીને લીધે, કુંભારના ચાકડાપેરે, સસારની અનુવૃત્તિ થયા કરે છે, એટલે શરીરાદિકની નિવૃત્તિ થતી નથી, પણ તે રહે છે.

શિષ્ય-તમારી ઉક્તિમાં અનુભવ પ્રમાણ હોય તે કહો.

ગુરુ-જ્ઞાનવાનનો અનુભવ પ્રમાણ છે. જ્ઞાનવાનની અવિદ્યાનો નાશ થયા છતાં પણ તેના શરીરાદિક વિદ્યમાન રહે છે. ૫૬

અવતરણિકા-૫૧ મા શ્લોકથી કહેલો અહંતા અને સ્વયંનો ભેદ સ્પષ્ટ છે, પરતુ જીવ ભ્રમથી તે બેની એકતા સમજે છે, તે વિષે ચાલતો પ્રસંગ આગળ ચલાવે છે.

आस्तां दुस्तार्किकैः सार्कं विवादः प्रकृतं ब्रुवे
स्वाहमोः सिद्धमेकत्वं कूटस्थपरिणामिनोः

શબ્દાર્થ-કુતર્કવાળા નૈયાયિકની સાથે વિવાદ કરવો એક તરફ રહ્યો. હું તમને ચાલતો પ્રસંગ જ કહું છું, (તે સાંભળો). સ્વ (સ્વરૂપ) કૂટસ્થ અને અહમ્ (ચિદાભાસ) પરિણામી (વિકારી)નું એકત્વ, ભ્રાંતિથી સિદ્ધ થયું છે. ૫૭

## ચન્દ્રકાન્ત વિવરણ

### ૨૦-સ્વયં અને અહંની એકતાનું ભ્રાંતિ સિદ્ધપણું

ગુરુ-નૈયાયિકો કુતર્ક કરવાવાળા છે, તેથી તેની સાથે વિવાદ કરવો યોગ્ય નથી. તેની સાથે વિવાદ કરવાથી ચાલતો પ્રસગ રહી જાય છે, માટે હવે નૈયાયિકની સાથે વિવાદ કરવો મૂકીને ચાલતો પ્રસંગ કહું છું. હે શિષ્ય ! સ્વય શબ્દનો અર્થ કૂટસ્થ છે અને અહમ્ શબ્દનો અર્થ ચિદાભાસ (જીવ) છે, ને એ બન્નેની જે એકતા સિદ્ધ થાય છે, તે માત્ર ભ્રાંતિએ કરીને સિદ્ધ થાય છે ૫૭

અવતરણિકા-'કૂટસ્થ અને જીવની એકતાની ભ્રાંતિ સર્વે કેમ નથી જાણતા,' એમ શિષ્ય પૂછે છે, અને ગુરુ તેનુ સમાધાન કરે છે.

भ्राम्यंते पंडितंमन्याः सर्वे लौकिकतैर्थिकाः।
अनादृत्यश्रुतिं मौर्ख्यात्केवलांयुक्तिमाश्रिताः

શબ્દાર્થ-પોતાને પડિત માનવાવાળા સર્વ અજ્ઞાનીજનો અને નૈયાયિકાદિક શાસ્ત્રજ્ઞો, મૂર્ખતાથી શ્રુતિનો અનાદર કરીને, કેવળ યુક્તિનો આશ્રય કરી રહેલા છે. ૫૮

## ચન્દ્રકાન્ત વિવરણ

### ૨૧-શ્રુતિનું તાત્પર્ય બરાબર નહિ સમજવાથી ભ્રાંતિ જણાતી નથી

શિષ્ય-જ્યારે 'જીવ અને કૂટસ્થની એકતાનુ જ્ઞાન' ભ્રાંતિ છે, ત્યારે 'આ ભ્રાંતિ છે,' એમ અજ્ઞાની લોકો, કે નૈયાયિકાદિ શાસ્ત્રવેત્તાઓ, કોઈ પણ કેમ નથી જાણતા ?

ગુરુ-નૈયાયિકાદિ શાસ્ત્રવેત્તાઓ તથા અજ્ઞાનીઓ, સર્વ એમ સમજે છે કે, 'અમે પડિત છીએ,' એ અભિમાનથી તથા મૂર્ખતાથી શ્રુતિઓનો અનાદર કરી કેવળ યુક્તિઓનો જ આશ્રય કરે છે, પણ યુક્તિઓની અનવસ્થા હોવાથી અને શ્રુતિઓને નહિ માનવાથી તેઓને તત્ત્વનો નિશ્ચય થતો નથી, તેથી જીવ અને કૂટસ્થની એકતાનુ જ્ઞાન, ભ્રાંતિ છતાં પણ, સત્ય માને છે, પોતે ભમે છે અને મૂર્ખને ભમાવે છે. ૫૮

અવતરણિકા-'શ્રુતિના અર્થને જાણવાવાળા પણ એ ભ્રાંતિને કેમ જાણતા નથી,' એવુ પ્રશ્ન શિષ્યે કરવાથી, ગુરુ કહે છે કે,

पूर्वापरपरामर्शविकलास्तत्र केचन ।
वाक्याभासान्स्वस्वपक्षे योजयंत्यप्यलज्जया

શબ્દાર્થ-શ્રુત્યર્થ કહેનારાઓમાં કેટલાએક તો પોતે પૂર્વાપરના જ્ઞાનવિનાના જ છે. તે પોતપોતાના મતમાં વાકયાભાસને (એટલે સિદ્ધાંત વાકય જેવાં જણાતાં વાકયને) નિર્લજ્જ થઈ જોડે છે. ૫૯

## ચન્દ્રકાન્ત વિવરણ

શિષ્ય-જેઓ શ્રુતિના અર્થને ન જાણતા હોય તેઓ જીવ અને કૂટસ્થની એકતાના જ્ઞાનને ભ્રાંતિ ન જાણે તો ભલે; પરતુ શ્રુતિના અર્થને જાણવાવાળા પણ એ જ્ઞાનને ભ્રાંતિ જાણતા નથી, તેનુ શું કારણ ?

ગુરુ-શ્રુત્યર્થ કહેનારામાંના કેટલાકો સંપૂર્ણ શ્રુતિના અર્થને જાણતા નથી, પણ કોઇ કોઇ શ્રુતિના અર્થને જ જાણે છે. વળી તેઓ શ્રુતિઓના પૂર્વાપરના સંબંધનો વિચાર પણ કરતા નથી, તેથી તે શ્રુતિનો અર્થ જાણ્યા છતાં પણ, જીવ અને કૂટસ્થની એકતાના જ્ઞાનને- ભ્રાંતિ જાણતા નથી. વળી કેટલાકો તો, 'પોતાનો મત પ્રબળ છે' એવો બોધ કરવા માટે જ, સિદ્ધાંતવાક્ય જેવાં ભાસમાન વાકયોને, ગમે તેમ ગોઠવીને પોતાના મતને લાગુ પાડે છે, અને તેમ કરતાં તેઓ જરા પણ શરમાતા નથી. ૫૯

---

## ૩ આત્મતત્ત્વ વિવેચનમાં આત્મા-વિષે વિવાદ

(૬૦-૧૦૧; ૪૨ શ્લોકો)

### (૧) આત્માના સ્વરૂપવિષે વિવાદ

(૬૦-૭૭; ૧૮ શ્લોકો)

### લોકાયત એટલે દેહાત્મવાદી ચાર્વાકનો અને પામરોનો મત (સંધાત આત્મા)

અવતરણિકા-અહીંથી, વેદાંતથી જૂદો મત માનનારા મતવાદીઓ, જીવ સંબંધે શું કહે છે, તે જણાવે છે; પ્રથમ પ્રત્યક્ષપ્રમાણને સ્વીકારનારા ચાર્વાકનો મત કહે છે. એ ચાર્વાકનું બીજું નામ લોકાયત છે; તે ચાર્વાકો પોતાનું મત શ્રુતિસિદ્ધ કહે છે તે પણ અત્ર જણાવે છે.-

कूटस्थादिशरीरांतसंघातस्यात्मतां जगुः ।
लोकायताः पामराश्च प्रत्यक्षाभासमाश्रिताः
श्रौतीकर्तुं स्वपक्षं ते कोशमन्नमयं तथा ।
विरोचनस्य सिद्धांतंप्रमाणं प्रतिजज्ञिरे ॥६१

શબ્દાર્થ-પ્રત્યક્ષાભાસ એટલે પ્રત્યક્ષ પ્રમાણને જ માનવાવાળા લોકાયત (ચાર્વાકાદિકો) અને પામરો, કૂટસ્થથી લઇને શરીર પર્યંત સમુદાયને આત્મા કહે છે. તે (લોકાયતાદિક) સ્વપક્ષને શ્રુતિસિદ્ધ કરવા માટે, અન્નમયકોશ તથા વિરોચનના સિદ્ધાંતને પ્રમાણ તરિકે માને છે. ૬૦-૬૧

### ચન્દ્રકાન્ત વિવરણ

ગુરુ-આત્માના તત્ત્વમાં જૂદા જૂદા મતવાદીઓના અનેક મતો છે, એમાં ચાર્વાક એક છે. તેઓનું અતિ સ્થૂલ મત છે; કારણ કે તે કેવળ પ્રત્યક્ષ પ્રમાણને જ માને છે. તેઓ દેહાત્મવાદી જ છે. એ અતિ સ્થૂલબુદ્ધિવાળાને સ્થૂલદેહમાં આત્મબુદ્ધિ થાય છે; એટલા માટે પ્રથમ એ લોકાયતાદિ મતવાળાઓ શું કહે છે તે કહું છું તે સાંભળ. તેઓ કહે છે કે, 'સ્થૂળદેહ, પારમાર્થિક આત્મા છે,' કારણ કે તે પ્રત્યક્ષ દેખાય છે. ૬૦

શિષ્ય-લોકાયતાદિ પોતાના મતમાં કંઇ પ્રમાણ આપે છે ખરા કે?

ગુરુ-હા, એજ ખૂબી છે તો. તેઓ અન્નમયકોશનાં પ્રતિપાદન કરવાવાળી શ્રુતિને તથા વિરોચનના સિદ્ધાંતનું પ્રતિપાદન કરવાવાળી શ્રુતિનું પ્રમાણ આપે છે. તૈતેરેયઉપનિષદ્માં કહ્યું છે કે-'स वा एष पुरुषोऽन्नरसमयः તે એ પુરુષ 'અન્નરસમય (અન્નમયકોશ-સ્થૂલ દેહ) છે,' એ પ્રમાણે અન્નમયકોશને આત્મતાનું પ્રતિપાદન કરવાવાળી શ્રુતિનું પ્રમાણ આપે છે! આવુંજ બીજું પ્રમાણ તેઓએ પ્રહ્લાદજીના પુત્ર વિરોચન પાસેથી મેળવ્યું છે, એમ પણ કહે છે.

### ઈન્દ્ર અને વિરોચનની કથા

શિષ્ય-એ વિરોચનનો ઇતિહાસ શો છે?

ગુરુ-બ્રહ્માએ દેવરાજ ઇન્દ્રને અને દૈત્યરાજ વિરોચનને જે ઉપદેશ આપ્યો, તેની કથા છાંદોગ્ય ઉપનિષદ્ના આઠમા પ્રપાઠકમાં કહેલી છે. એક સમયે બ્રહ્માએ આત્માનો ઉપદેશ કર્યો કે, 'આત્મા પાપરહિત, જરારહિત, મરણરહિત, શોકરહિત, ક્ષુધા તથા પિપાસારહિત, સત્યકામ અને સત્યસંકલ્પ છે. એ આત્માને શોધવો જોઇએ, અને જાણવો જોઇએ. જે પુરુષ એ આત્માને શોધીને જાણે છે, તે પુરુષ સ્વર્ગાદિ સર્વ લોકને અને સર્વ કામને પ્રાપ્ત થાય છે.' બ્રહ્માએ કહેલો ઉપદેશ કાળે કરીને અને કર્ણપરંપરાએ કરીને દેવ તથા દૈત્યોના સાંભળવામાં આવ્યો. તેથી દેવોએ ને દૈત્યોએ વિચાર કર્યો કે, આપણે તે આત્માને શોધીએ, કે જે આત્માના શોધવાથી સ્વર્ગ લોકની તથા સર્વ કામની પ્રાપ્તિ થાય છે. પછી તે વિચાર સિદ્ધ કરવા માટે, દેવતાઓની તરફ ઇંદ્ર અને દૈત્યોની તરફથી વિરોચન, પોતાનું સ્વાભાવિક વૈર મૂકી દઈ, હાથમાં દર્ભ લઈ, બ્રહ્માની પાસે ગયા, અને

ત્યા બત્રીશ વર્ષ સુધી બ્રહ્મચર્ય પાળીને રહ્યા. તે પછી એક વાર બ્રહ્માએ તે બન્નેને પૂછ્યુ કે, 'તમે અહીં શા કારણથી રહ્યા છો?' એટલે ઇન્દ્રે તથા વિરોચને કહ્યુ, 'હે જગતપિતા! પૂર્વે આપે જે આત્મા વિષે ઉપદેશ કર્યો છે, ને જે આત્માને જાણવાથી સ્વર્ગાદિ સર્વ લોક તથા સર્વ કામની પ્રાપ્તિ થાય છે, તે આત્માના જ્ઞાન માટે અમે અહીં આપની સેવામા રહ્યા છિયે' એ વચન સાભળી બ્રહ્માએ કહ્યુ. "નેત્રમા જે પુરુષ દેખાય છે તે જ આત્મા, એ જ અમૃત તથા અભય બ્રહ્મ છે." (૧)

અહિયા, 'નેત્રમા જે પુરુષ દેખાય છે તે જ આત્મા છે,' એમ બ્રહ્માએ કહ્યુ છે તેનો અભિપ્રાય, નેત્રમા પડતા પ્રતિબિંબમા જે દેખાય છે તે નથી, પરંતુ 'સમાધિનિષ્ઠ મહાત્મા યોગીઓ, જે પુરુષને અતર્દષ્ટિએ કરી જૂએ છે તે આત્મા છે' એવો અભિપ્રાય છે. પણ ઇંદ્ર કે વિરોચન કોઈ પણ બ્રહ્માના કહેવાનો અભિપ્રાય સમજી શકયા નહિ, પણ 'પ્રતિબિંબ એ જ આત્મા છે,' એમ સમજ્યા, તેથી તેમણે પુન આત્મા વિષે પ્રશ્ન કર્યો કે, 'મહારાજ! જેમ નેત્રમા પુરુષ દેખાય છે, તેમ જલમા તથા દર્પણમા પણ પુરુષ દેખાય છે, વળી ખડ્ગાદિકમા પણ દેખાય છે, તેમાંથી આપ કયો પુરુષ આત્મા છે એમ કહો છો?' એ સાભળી બ્રહ્મા તેઓનો મનોભિપ્રાય જાણી ગયા, અને તેથી પ્રતિબિંબમા થયેલી આત્મબુદ્ધિની નિવૃત્તિ કરવા માટે અને 'આત્મા પ્રતિબિંબથી ભિન્ન છે,' એવો બોધ કરવા માટે બોલ્યા, "તમે આ પાસેના જળાશયમાં આત્માને જુઓ, પછી આત્મા સબધી જે જાણવામા આવે તે મને કહો" એ સાભળીને તે બંનેએ જળાશયમા જોયુ પછી બ્રહ્માએ પૂછ્યુ કે, "તમે શુ જુઓ છો?" તે પરથી ઇંદ્રે તથા વિરોચને કહ્યુ "હે દેવ! અમે નખથી આરભી કેશ પર્યંત સપૂર્ણ આત્માને જોઇએ છિયે" તે સાભળી બ્રહ્માએ કહ્યુ "હવે ઉત્તમ વસ્ત્ર તથા અલકાર પહેરી આત્માને જલાશયમા જુવો" બ્રહ્માના તે વચનો સાભળી તેઓએ ઉત્તમ વસ્ત્ર તથા અલકાર પહેરી જળાશયમા જોયુ ત્યારે બ્રહ્માજીએ પૂછ્યુ કે, "તમે જળાશયમા શુ જુઓ છો?" ઇંદ્ર તથા વિરોચને કહ્યુ "જેમ અમે સારી રીતે અલકાર પહેરવાવાળા, સારા વસ્ત્ર ધારણ કરવાવાળા અને સારી રીતે શોભાયમાન છિયે, તેમ જળાશયમા પણ સારા અલકાર પહેરવાવાળા, સારા વસ્ત્ર ધારણ કરવાવાળા ને સારી રીતે શોભાયમાન આત્મા છે" તે સાભળી બ્રહ્માએ વિચાર કર્યો કે, 'આ બન્ને જણના વિવેક તથા વિજ્ઞાન, કોઈ પ્રબળ પ્રતિબધરૂપી દોષે કરીને અધારામા છે, તેથી હજી એમને જ્ઞાનગ્રહણની યોગ્યતા થઈ નથી જો જ્ઞાનગ્રહણની યોગ્યતા હોત તો તેમને સ્થૂલદેહથી પ્રત્યક્ષ થતા પદાર્થમા આત્મબુદ્ધિ થાત નહિ, કેમકે આત્મા તો અજર, અમર અને અવિકારી છે અને સ્થૂલદેહ તથા તેનુ પ્રતિબિંબ તો નાશવાન વિનાશી અને વિકારી છે એ પ્રતિબિંબમાથી આત્મબુદ્ધિ દૂર કરવા માટે, મેં અનેક ઉપાયોથી બંનેને સમજાવ્યા, પણ તે સઘળા નિષ્ફળ નિવડ્યા, તેથી જણાય છે કે, હજી એમને વિશેષ તપની અપેક્ષા છે, વિશેષ તપ કરશે ત્યારે પ્રતિબધ દૂર થશે, ને ત્યારે જ્ઞાન ગ્રહણની યોગ્યતા થશે પણ હમણાં જ વિશેષ તપ કરવાનું કહીશ તો બંને અત કરણમા દુ ખ પામશે માટે જ્યારે વિચારે કરી સ્થૂલદેહને આત્મા માનવામા દોષ ભાસશે ને તત્ત્વજિજ્ઞાસુ થઈ પૂછશે, ત્યારે વિશેષ તપ કરવાનું કહીશ, ને તે વેળા શુદ્ધ થશે એટલે આત્મજ્ઞાન થશે" એ પ્રમાણે બ્રહ્માએ મનમા વિચારી, પોતાના મનમા આત્મસ્વરૂપનો નિશ્ચય કરી કહ્યુ કે,– "એ આત્મા છે, એ અમૃત છે, એ અભય છે, ને એ જ બ્રહ્મ છે"

પ્રજાપતિના વચન સાભળી ઇંદ્ર અને વિરોચન પોતાને કૃતકૃત્ય માની શાત હૃદયે ઘેર જવા લાગ્યા તેમને જતા જોઇને પ્રજાપતિએ કહ્યુ, "આત્માને જાણ્યા વગર જ, તેનો સાક્ષાત્ અનુભવ કર્યા વગર જ આ બિચારા જાય છે દેવો વા અસુરોમાંથી જેઓ આ ઉપનિષદવાળા થશે–આને જ આત્મજ્ઞાન માનશે–તેમનો પરાભવ થશે"

વિરોચન તો શાત હૃદયે જ અસુરો પાસે પહોચી ગયો, અને પ્રતિબિંબનું નિમિત્ત શરીર છે તેથી શરીર જ આત્મા છે, એમ સમજી, તેમને આ શરીરમા આત્મબુદ્ધિરૂપ ઉપનિષદનો ઉપદેશ કરવા લાગ્યો —

"પ્રજાપતિએ શરીર જ આત્મા છે, એમ કહ્યું છે; તેથી એ શરીરરૂપી આત્મા જ આ લોકમાં પૂજવા યોગ્ય છે, એ શરીરરૂપી આત્મા જ સેવા કરવા યોગ્ય છે. આ લોકમાં એ શરીરરૂપી આત્માને જ પૂજતો તથા તે આત્માની જ સેવા કરતો માણસ, આ લોક તથા પરલોક, એમ બન્ને લોકને પ્રાપ્ત થાય છે, બન્ને લોકમાં સુખી થાય છે."

આ દેહાત્મવાદ અસુરોએ પ્રવર્તાવેલો હોવાથી આજે પણ જે માણસ દાન નથી કરતો, સત્કૃત્યોમાં શ્રદ્ધા નથી રાખતો તેને જોઈ શિષ્ટ પુરુષો કહે છે, "અરેરે! આ આસુરી સ્વભાવવાળો છે." આ દેહાત્મવાદી ઉપનિષદ્ અસુરોનું જ છે. એના અનુયાયીઓ શરીરને જ આત્મા માની મૃત શરીરને અન્ન, વસ્ત્ર ને અલંકાર વગેરેથી શણગારે છે, અને એમ કરી 'અમે સ્વર્ગને જીતીશું,' એમ માને છે.

આ તરફ ઇન્દ્રને દેવલોકમાં પહોંચતાં પહેલાં જ વિચાર થયો કે, "અરે, પ્રજાપતિએ તો આત્માને અભય છે, એમ કહ્યું છે, પણ જો આ પ્રતિબિંબને જ આત્મા માનીએ તો એને માથે તો ઘણો ભય રહેલો છે, કારણ કે જેવી રીતે આ શરીરને સારી રીતે અલંકૃત કરવાથી આ પ્રતિબિંબરૂપ પ્રસિદ્ધ આત્મા અલંકૃત દેખાય છે, શરીર સારાં વસ્ત્ર પહેરેલું હોય છે તો એ પણ સારાં વસ્ત્ર પહેરેલું દેખાય છે, શરીરના આંગળાના નખો કપાવી નાંખેલા હોય (પરિષ્કૃત) છે તો તે પણ નખ કપાવેલા આંગળાવાળું દેખાય છે, તેવી જ રીતે આ શરીર જો અંધ થાય તો આ આત્મા પણ અંધ થાય, શરીરના નાક વગેરે અવયવો ટપકતાં હોય તો આ આત્મા તેવો ટપકતાં–ગળતા અવયવોવાળો દેખાય છે, એ અપંગ થાય તો આ પણ અપંગ થઈ જાય અને આ શરીરનો નાશ થતાં એ પ્રતિબિંબરૂપ આત્મા પણ નાશ પામે. તેથી આ ઉપદેશમાં હું કાંઈપણ સમાધાન થાય એવું જોતો નથી"

આમ વિચાર કરી ઇન્દ્ર હાથમાં સમિધનાં કાષ્ઠ લઈને ફરીથી પ્રજાપતિ પાસે આવ્યો. એને પાછો આવેલો જોઈ પ્રજાપતિએ કહ્યું, "હે ઇન્દ્ર! તું તો વિરોચનની સાથે શાંત હૃદયે પાછો ગયો હતો ને? તો હવે શી ઇચ્છાથી પાછો આવ્યો?"

ઇન્દ્રે કહ્યું, "હે ભગવન્! જેવી રીતે આ પ્રસિદ્ધ શરીર સારી રીતે અલંકૃત હોય તો આ પ્રતિબિંબરૂપ આત્મા પણ સારી રીતે અલંકૃત થાય છે એ સારાં વસ્ત્રવાળું હોય તો આ સારાં વસ્ત્રવાળો થાય છે, અને એ નખ કપાવેલો હોય તો આ નખ કપાવેલો થાય છે તેવી જ રીતે આ શરીર અંધ થાય તો આ પ્રતિબિંબરૂપ આત્મા પણ અંધ થાય છે, એ સ્રામ (ગળતાં–ટપકતાં) થાય તો આ પણ સ્રામ થાય ને એ અપંગ થાય તો આ પણ અપંગ થાય અને આ પ્રસિદ્ધ શરીરનો નાશ થાય તો આ આત્માનો પણ નાશ થાય તેથી એમાં હું કંઈ પણ આનંદ નથી જોતો."

ઇન્દ્રનાં આવાં વચનો સાંભળી પ્રજાપતિએ કહ્યું, "ઇન્દ્ર, એ એમ જ છે. ખરેખર, પ્રતિબિંબ આત્મા નથી જ. હું તને ફરીથી ઉપદેશ કરીશ, બીજા બત્રીશ વરસ તું અહીં રહે."

ઇન્દ્ર બીજાં બત્રીશ વરસ સુધી બ્રહ્મચર્યથી ગુરુને ત્યાં રહ્યો. ત્યારે ભગવાન્ પ્રજાપતિએ એને કહ્યું, "જે આ સ્વપ્નમાં પૂજાતો વિચરે છે,–સ્વપ્નમાં અનેક પ્રકારના ભોગ ભોગવે છે–તે આ અત્યાર સુધી વિવેચન કરેલો આત્મા છે. એ જ અભય છે, એ અમૃત છે, એ જ બ્રહ્મ છે."

પ્રજાપતિનાં વચનો સાંભળી પોતાને કૃતકૃત્ય માની, શાંત હૃદયે ઇન્દ્રે ચાલવા માંડ્યું, પણ દેવોની પાસે જઈ પહોંચતાં પહેલાં જ, માર્ગમાં મનન કરતાં, એને પ્રજાપતિએ કહેલા સ્વપ્નના દ્રષ્ટા આત્મામાં આ દોષ માલમ પડ્યો; "આ શરીર અંધ થાય તોપણ એ સ્વપ્નનો દ્રષ્ટા અંધ થતો નથી શરીર સ્રામ થાય તોપણ એ સ્રામ થતો નથી, અને આ શરીરના દોષવડે દુષિત થતો નથી, શરીરના વધવડે એ સ્વપ્નાત્માનો વધ થતો નથી. આના અપંગપણાથી એ અપંગ થતો નથી પરંતુ એને કોઈ હણતું ન હોય એવું થાય છે, એને કોઈ ભગાડતું ન હોય એમ લાગે છે, પુત્ર વગેરેના મરણ જેવા પ્રસંગથી એ આશ્રય જાણનાર જેવો થાય છે, એને દુ:ખ થાય છે, કોઈ પ્રસંગે એ જાણે કે રડતો ન હોય એવું પણ થાય છે. તેથી આમાં પણ હું આનંદ નથી જોતો"

આમ વિચાર કરી હાથમાં સમિધ્ લઈ ઇન્દ્ર પાછો ફર્યો. એને જોઈ પ્રજાપતિએ કહ્યું, "હે

ઇન્દ્ર ! તુ પોતાને કૃતકૃત્ય માની શાંત હૃદયે પાછો ગયો હતો ને ? હવે શી ઇચ્છાથી તુ પાછો આવ્યો ?"

ઇન્દ્રે કહ્યું, "ભગવન્! જો કે આ શરીર અંધ થાય તોપણ એ સ્વપ્નનો દ્રષ્ટા અંધ નથી થતો, શરીર સુકાય તોપણ એ સુકાતો નથી, અને આ શરીરના દોષવડે દુષિત નથી થતો,-શરીરના વધવડે એનો વધ નથી થતો, આના સામપણાથી એ સામ નથી થતો; તોપણ કોઈ એને હણતું હોય એમ લાગે છે, એને કોઈ ભગાડતુ હોય એમ લાગે છે, પુત્ર વગેરેના મરણ પ્રસંગથી એ અપ્રિયને જાણનાર જેવો થાય છે—એને દુઃખ થાય છે. કોઈ પ્રસંગે એ જાણે રડતો ન હોય એવું પણ થાય છે. તેથી આમાં પણ હું આનંદ નથી જોતો."

પ્રજાપતિએ કહ્યું, "મઘવન ! એ એમ જ છે. સ્વપ્નનો દ્રષ્ટા આત્મા નથી જ. હું તને ફરીથી એનો ઉપદેશ કરીશ. બીજાં બત્રીશ વરસ અહીં રહે."

ઇન્દ્ર બીજાં બત્રીશ વરસ પ્રજાપતિ પાસે રહ્યો, એટલે પ્રજાપતિએ તેને કહ્યું, "જેમાં આ જીવ ભરનિદ્રાને પામી, બધી ઇન્દ્રિયોના વ્યાપાર શાંત થવાથી સંપૂર્ણ રીતે નિર્મળ થાય છે અને સ્વપ્નને અનુભવતો નથી. તે આ આત્મા છે, એ જ અમૃત છે, એ જ અભય છે, એ જ બ્રહ્મ છે."

ઇન્દ્ર પોતાને આત્માનું સ્વરૂપ બરાબર સમજાયું છે, એમ માની શાંત હૃદયે ચાલવા લાગ્યો; પણ દેવો પાસે જઈ પહોંચતાં પહેલાં જ, માર્ગમાં વિચાર કરતાં એને સુષુપ્તિ અવસ્થામાં પડેલા જીવને આત્મા માનવામાં આ દોષ જણાયો.

"ખરેખર, સુષુપ્તિમાં પડેલો આ આત્મા, જાગ્રત અને સ્વપ્નાવસ્થામાં જેમ પોતાને જાણે છે તેમ અત્યારે (સુષુપ્તિમાં) "આ હુ છુ" એમ નથી જ જાણતો; આ ભૂતોને પણ તે નથી જાણતો, અને એમાથી એનો વિનાશ પણ થાય છે. સુષુપ્તિ અવસ્થાનુ સુખ એ નિરંતર નથી ભોગવી શકતો. તેથી એમાં પણ મને આનદ નથી દેખાતો."

તેથી ઇન્દ્ર સમિત્પાણિ થઇ ફરીથી પ્રજાપતિ પાસે આવ્યો. એને આમ પાછો આવતો જોઈ પ્રજાપતિએ કહ્યુ, "હે ઇન્દ્ર! તું તો શાંત હૃદયે પાછો ગયો હતો ને ? તે પાછો કેમ આવ્યો ?"

તે બોલ્યો, "ભગવન્! આ સુષુપ્તિનો આત્મા જાગ્રત અને સ્વપ્નાવસ્થામાં તો જેમ પોતાને જાણે છે, તેમ અત્યારે (સુષુપ્તિમાં) "આ હું છું, એમ નથી જ જાણતો; વળી આ ભૂતોને પણ નથી જાણતો, અને એમાંથી એનો વિનાશ પણ થાય છે. તેથી આમાં પણ હું કશો આનંદ દેખતો નથી"

પ્રજાપતિએ કહ્યું, "મઘવન !એ એમજ છે. સુષુપ્તિમાં પડેલો જીવ વાસ્તવિક આત્મા નથી જ. હું તારે માટે અત્યાર સુધી ઉપદેશ કરેલા જ આત્માનું ફરીથી વિવેચન કરીશ; અન્યનું નહિ કરું. તારા અંતઃકરણમાં હજી થોડો મેલ બાકી રહ્યો છે, તેથી જ તું એનું સ્વરૂપ સમજી શકતો નથી, માટે બીજાં પાંચ વરસ અહિં રહે"

પ્રજાપતિના કહેવા પ્રમાણે ઇન્દ્ર બીજાં પાંચ વરસ ત્યાં રહ્યો. એમ બધાં મળીને એકસો ને એક (૧૦૧) વરસ થયાં. લોકમાં તેથી કહે છે કે, ઇન્દ્ર એકસો ને એક વરસ બ્રહ્મચર્ય પાળીને પ્રજાપતિની પાસે રહ્યા, તે જ આ વાત છે.

આમ એકસો ને એક વરસ પુરાં થયાં, ત્યારે પ્રજાપતિએ કહ્યું, "ઇન્દ્ર ! પ્રસિદ્ધ આ શરીર મરણ ધર્મવાળું છે, મૃત્યુથી ઘેરાયલું છે. એ શરીર આ અવિનાશી અને શરીર વિનાના (અશરીરી) આત્માનું અધિષ્ઠાન (રહેવાનું, ભોગ ભોગવવાનું સ્થાન) છે. એ અશરીરી આત્મા જ્યારે સશરીર (શરીરમાં આત્મભાવ રાખનાર) થાય છે ત્યારે સુખ દુઃખથી વ્યાપ્ત થાય છે. જ્યાં સુધી દેહાત્મભાવ કાયમ છે ત્યાંસુધી સુખદુઃખનો નાશ નથી. જેનો દેહાત્મભાવ નષ્ટ થયો છે તેને સુખદુઃખ સ્પર્શ કરી શકતાં નથી."

"હવે આ શરીરમાં જે હું જોઉં છું, એમ જાણે છે તે આત્મા છે અને નેત્ર તેને રૂપનું જ્ઞાન થવાનું સાધન છે; જે આ ગંધને હું સુંઘુ છું એમ જાણે છે તે આત્મા છે, અને ગંધના જ્ઞાન માટે નાસિકા સાધન છે; જે હું વાણીનું ઉચ્ચારણ કરું છું, એમ જાણે છે તે આત્મા છે, તેના બોલવા માટે વાણી (મુખદ્વાર) સાધન છે; જે હું આ સાંભળું છું, એમ જાણે છે તે આત્મા છે અને તેના શ્રવણ માટે શ્રોત્ર છે; જે હું અમુકનું મનન કરું છું, એમ જાણે છે તે આત્મા છે, અને મન

એનુ દૈવી (બીજી ઇન્દ્રિયોથી જુદુ) ચક્ષુ છે. તે આ પ્રસિદ્ધ આત્મા મનોરૂપ દૈવી ચક્ષુવડે આ ભોગોને જોતો આનદ પામે છે"

પ્રજાપતિએ પ્રવચન પૂરુ કર્યું ઇન્દ્ર આનંદથી નાચતો દેવલોકમાં જઈ પહોંચ્યો એણે દેવોને આત્માનો ઉપદેશ કર્યો આ પ્રસિદ્ધ આત્માને દેવો આજે પણ ઉપાસે છે, અને તેથી જ તેમને સર્વ લોકો અને સર્વ ભોગો પ્રાપ્ત થયા છે બીજો પણ જે કોઈ ગુરુ તથા શાસ્ત્રથી આ આત્માને જાણીને અનુભવે છે, તેને પણ સર્વ લોકો અને સર્વ ભોગો જરૂર પ્રાપ્ત થાય છે.

ગુરુ–આ પ્રમાણે છાંદોગ્ય ઉપનિષત્મા ઇન્દ્ર અને વિરોચનની કથા છે તેમા બ્રહ્માની પાસેથી બન્ને ઇન્દ્ર અને વિરોચન પહેલા ઉપદેશ સાભળીને ગયા ત્યારે 'આપણને આત્મજ્ઞાન થયુ,' એ પ્રમાણે મનમા સતોષ પામી, "સ્થૂલદેહ આત્મા છે," એવો નિશ્ચય કરી બન્ને પોતપોતાને સ્થાને જવા નીકળ્યા વિરોચન તો દૈત્યોની પાસે ગયો ને સર્વ દૈત્યોને ઉપદેશ કર્યો કે, 'રે ! આત્મા, આત્મા શુ કૂટ્યા કરો છો? આ 'સ્થૂલદેહ જ આત્મા છે,' અને જડબુદ્ધિના દાનવ–દૈત્યોતેમ જ માની સતોષ પામ્યા,' પણ બીજી તરફ ઇંદ્રને તો સ્થૂલદેહ, સૂક્ષ્મદેહ તથા કારણદેહને આત્મા માનવામાં અનેક પ્રકારનો દોષ ભાસવાથી તે ત્રણ વખત બ્રહ્માની પાસે ગયો, અને બ્રહ્માજીના કહેવાથી બે વખત બત્રીશ બત્રીશ વર્ષ પર્યંત અને ત્રીજી વખત પાંચ વર્ષ પર્યંત ત્યા રહી તપ કર્યું, તે સર્વ મળી એકસો એક વર્ષ પર્યંત વાસ કરી, તપ કરવાથી, તેની જ્ઞાનગ્રહણની યોગ્યતા જાણી બ્રહ્માએ ઇંદ્રને જ્ઞાનનો ઉપદેશ કર્યો કે, "આ શરીરથી સમ્યક્ ઉત્થાન પામી પરજ્યોતિ થઇ, સ્વરૂપે વિલસે તે સપ્રસન્ન થયો કહેવાય એ જ આત્મા, એ અમૃત છે, અભય છે, એ બ્રહ્મ છે. બ્રહ્મનુ જ નામ સત્ય છે"

એ પ્રમાણે વિરોચનના સિદ્ધાંતને 'આત્મૈવ દેહમય । આ દેહ જ આત્મા છે,' એ મતને લોકાયતાદિ પોતાના મતમા પ્રમાણ આપે છે, ને અન્ય પામર જિજ્ઞાસુઓને, 'આ મત શ્રુતિસિદ્ધ છે,' એમ દર્શાવી, મોહ કરે છે, પરતુ તેઓ પોતાના મતનુ ઉપપાદન કરી શકતા નથી

શિષ્ય–જ્યારે તેઓ પોતાના મતમાં શ્રુતિના પ્રમાણ આપે છે, ત્યારે તેનું ઉપપાદન કેમ કરી શકતા નથી ?

ગુરુ–તેઓએ આપેલાં પ્રમાણો અતિ નિર્બલ છે; કારણ કે જે પ્રકરણનાં તે પ્રમાણો છે, તે પ્રકરણના આગલાપાછલા વચનમા વિરોધ આવે છે, ' એટલા જ માટે તે પોતાના મતનુ ઉપપાદન કરી શકતા નથી

શિષ્ય–કેવી રીતે પ્રકરણનો વિરોધ આવે છે

ગુરુ–તૈતરિયઉપનિષત્મા જે પ્રકરણ અન્નમયકોશને આત્મા કહ્યો છે, તે જ પ્રકરણમા અન્નમયકોશને આત્મા કહી, પછી પ્રાણમય, મનોમય, વિજ્ઞાનમય અને આનંદમયકોશને આત્મા કહી, છેવટે 'આનદમય કોશ આત્મા છે,' એ વાત સિદ્ધ કરી છે પણ જો અન્નમયકોશ જ આત્મા હોય તો અન્નમયકોશને આત્મા કહી, પ્રાણમયાદિકોશને આત્મા કહેવાની શી આવશ્યકતા છે? તથા આનદમયકોશ આત્મા છે, એ વાત સિદ્ધ કરવાની શી જરુર હતી? એ પ્રમાણે તે પ્રકરણને પૂર્વાપર વિચાર કરતા, પ્રકરણનો વિરોધ આવે છે વળી છાંદોગ્યોપનિષત્માં કહેલો વિરોચનનો સિદ્ધાંત પણ સ્વીકારવા જોગ નથી, કારણ તેમા પણ પ્રકરણનો વિરોધ આવે છે બ્રહ્માજીએ તો અજર, અમર, સચ્ચિદાનદ આત્માનો ઉપદેશ કર્યો છે, પણ પ્રબલ પ્રતિબંધરૂપ દોષને લીધે વિરોચનને યથાર્થ જ્ઞાન થયુ નહિ, પણ અન્યથા જ્ઞાન થયુ, અને દેહને જ આત્મા માન્યો પણ જો સ્થૂલ દેહ જ આત્મા હોય તો પછી ઇંદ્રને તેમા દોષ કેમ ભાસે? અને બે વખત બત્રીશ બત્રીશ વર્ષ અને ત્રીજી વખત પાંચ વર્ષ તપ કરાવી, એમ ત્રણ ત્રણ વખત બ્રહ્માજી પાસે જવા પછી બ્રહ્માજીએ 'સ્થૂલ દેહ આત્મા છે,' એવો ઇંદ્રને ઉપદેશ કેમ ન કર્યો? અને અજરામર સચ્ચિદાનદ આત્માનો ઉપદેશ કેમ કર્યો? વળી વિરોચન તો અજર, અમર, અશોક આત્માના જ્ઞાન માટે બ્રહ્મા પાસે ગયો હતો, પણ તેને જરાવાળો, મરણ ધર્મવાળો તથા શોકાસ્પદ સ્થૂલ દેહમા આત્માનો નિશ્ચય કેમ થયો? એ વિરોધ પોતે કરેલા પ્રશ્નનો તથા બ્રહ્માના ઉપદેશ

પોતે કરેલા નિશ્ચયનો વિચાર જ કર્યો નહિ. જો વિચાર કરત તો સ્થૂલદેહ અજર, અમર અને અશોક નથી, એમ જાણીને સ્થૂલદેહ આત્મા નથી, એવો તેને નિશ્ચય થયા વિના રહેત નહિ. આમ પૂર્વાપર વિચાર કરતાં, જ્યાં એ વાત કહી છે ત્યાં તે પ્રકરણનો વિરોધ આવે છે, તેથી લોકાયતાદિ પોતાના મતનું ઉપપાદન કરી શકતા નથી, માટે 'સ્થૂલદેહ આત્મા નથી,' એમ સિદ્ધ થાય છે.

**ચાર્વાક અને લોકાયત મતના પાંચ સિદ્ધાંતો**

એ દેહાત્મવાદી, ચાર્વાક આદિ અનેક વર્ગમાં છે. (૧) તેઓ કેવળ પ્રત્યક્ષ પ્રમાણ જ માને છે. (૨) તેઓ કહે છે કે, જે અહંબુદ્ધિનો વિષય હોય તે જ આત્મા છે. 'હું સૂકો છું,' 'હું જાડો છું,' 'હું બ્રાહ્મણ છું,' 'હું ક્ષત્રિય છું,' ઇત્યાદિ વ્યવહારમાં અહંબુદ્ધિનો વિષય સ્થૂલદેહ છે, તેથી સ્થૂલદેહ જ આત્મા છે એમ માને છે; (૩) વળી જે **પરમ પ્રીતિનો** વિષય હોય તે આત્મા છે, એમ પણ તેઓ કહે છે. સ્ત્રીપુત્રધન આદિ સર્વ, સ્થૂલદેહ માટે પરમ પ્રીતિના વિષય છે, તેથી આ સ્થૂલ દેહ જ પરમ પ્રીતિપાત્ર છે, ને તેથી સ્થૂલ દેહને જ આત્મા જાણે છે; (૪) તથા એ સ્થૂલ દેહને સ્નાનાદિકથી શુદ્ધ રાખવો, વસ્ત્ર તથા અલંકારથી શોભાવવો, અને ભોજન આદિ ભોગથી તૃપ્ત રાખવો એ **પરમ પુરુષાર્થ** ગણે છે. (૫) તેઓ 'મરવું' એ જ મોક્ષ માને છે. પ્રમાણમાં કહે છે કે:—

'भस्मीभूतस्य देहस्य पुनरागमनं कुतः ।
यावज्जीवं सुखं जीवेदृणं कृत्वा घृतं पिबेत् ॥'

'સ્થૂલદેહ જ આત્મા છે. તે દેહ તો અંતકાળે બળી ભસ્મ થાય છે; તે પાછો ક્યાંથી આવે? માટે જ્યાં સુધી દેહ રહે ત્યાં સુધી સુખમાં રહેવું, ને કરજ કરીને પણ ઘી પીવું.' રે! રે! તેઓના મતની કેટલી બધી નિર્બળતા છે કે, આત્મા દેહથી ભિન્ન નથી, આ દેહ જ આત્મા છે, તે તો મરણ પછી બળી ભસ્મ થાય છે, તેથી તેનો અન્ય જન્મ નથી, જેથી અન્ય જન્મમાં પુણ્યપાપ ભોગવવાં પડશે વા કરજ આપવું પડશે એમ નથી, માટે જીવતાં સુધી આનંદમાં રહેવું ને કરજ કરીને પણ સુખ ભોગવવું, એમ જ માની બેઠા છે. હે શિષ્ય! એ કેવળ અયોગ્ય છે; કારણ તેમના એ કહેવામાં અનેક દોષ છે.

## ચાર્વાકાદિના મતનું ખંડન

### કેવળ પ્રત્યક્ષ પ્રમાણ માનવાથી વ્યવહાર સિદ્ધ થતો નથી

આ સર્વ તેઓ માત્ર પ્રત્યક્ષ પ્રમાણને માને છે, તેથી જ માને છે; પરંતુ જેમ પ્રત્યક્ષ પ્રમાણ છે, તેમ શબ્દ પ્રમાણ છે, ને અનુમાનાદિ પણ પ્રમાણ છે. તે પ્રમાણો શાસ્ત્રકારોએ માન્યાં છે, માટે માનવાં જોઇએ. માત્ર પ્રત્યક્ષપ્રમાણ માનીએ ને શબ્દ પ્રમાણ ન માનીએ તો પોતાના નામના જ્ઞાનની સિદ્ધિ થતી નથી, તેમ જ સર્વ પદાર્થના નામના જ્ઞાનની સિદ્ધિ પણ થશે નહિ; કેમકે, તે જ્ઞાન શબ્દપ્રમાણજન્ય જ છે. વળી બ્રાહ્મણક્ષત્રિયાદિ જ્ઞાતિનું જ્ઞાન પણ શબ્દપ્રમાણથી થાય છે, તે પણ શબ્દપ્રમાણ ન માનવાથી થશે નહિ. માટે શબ્દપ્રમાણ માનવાની પણ આવશ્યકતા છે. હવે જો અનુમાન પ્રમાણ ન માનીએ, તો પોતાના જન્મ અને પોતાના મરણની પણ સિદ્ધિ થતી નથી; કેમકે પોતાનો જન્મ તથા પોતાનું મરણ કોઇને પણ પ્રત્યક્ષ જણાતું નથી; પણ પોતાના પુત્રાદિકના જન્મથી પોતાના થયેલા જન્મનું અનુમાન થાય છે; અને પોતાના વૃદ્ધ માતાપિતાદિના મરણથી પોતાના ભાવી મરણનું અનુમાન થાય છે. એવી રીતે પોતાનાં જન્મ તથા મરણની સિદ્ધિ માટે, અનુમાનપ્રમાણ અવશ્ય માનવું જોઇએ. પણ એ દેહાત્મવાદીઓ તો કેવળ પ્રત્યક્ષ પ્રમાણ જ માને છે. પણ કેવળ પ્રત્યક્ષ પ્રમાણ માનવાથી નિર્વાહ થઈ શકતો નથી, તેથી અનુમાનાદિ અન્ય પ્રમાણ માનવાની જરૂર છે જ; તેમ છતાં પણ '**કેવળ પ્રત્યક્ષપ્રમાણ માનવું.**' **એ મૂર્ખનું લક્ષણ છે.** (૧)

રે વત્સ! 'અહંબુદ્ધિનો વિષય આત્મા છે, ને તે અહંબુદ્ધિનો વિષય સ્થૂલદેહ છે, માટે સ્થૂલદેહ આત્મા છે,' એમ કહેવું જ અનુચિત છે. જેમ સ્થૂલદેહ અહંબુદ્ધિનો વિષય છે, તેમ 'હું જોઉં છું,' 'હું સાંભળું છું,' 'હું રસ લઉં છું,' ઇત્યાદિ વ્યવહારમાં ઇંદ્રિયો પણ અહંબુદ્ધિનો વિષય થાય છે. વળી 'હું સંકલ્પ કરું છું,' 'હું નિશ્ચય કરું છું,' ઇત્યાદિ વ્યવહારમાં મન તથા

બુદ્ધિ પણ અહંબુદ્ધિનો વિષય થાય છે. હવે જે મમતાનો વિષય છે, તે અહંતાનો વિષય થાય નહિ, તેથી અહંબુદ્ધિ વ્યભિચારિણી છે, માટે **સ્થૂલદેહ આત્મા છે, એ સિદ્ધ થતું નથી.** (૨)

હવે જે પરમ પ્રીતિનું પાત્ર હોય, તે આત્મા કહેવાય છે. એવું પરમ પ્રીતિપાત્ર સ્થૂલ દેહ છે, માટે શું સ્થૂલદેહ આત્મા છે? ના, ના. કારણ કે સ્થૂલદેહ પરમ પ્રીતિનું પાત્ર નથી. જો સ્થૂલદેહ પરમ પ્રીતિનું પાત્ર હોય તો, કેટલાંક માણસો આપઘાતથી સ્થૂલદેહનો ત્યાગ કરે છે તે ત્યાગ કરે નહિ. આપઘાત કરનાર કોઈ પણ માણસ, સ્થૂલદેહને આત્મા સમજતો નથી, પણ તે આત્માને સ્થૂલદેહથી ભિન્ન સમજે છે, ને તેથી જ તે મહાકષ્ટમાંથી છૂટવાની બુદ્ધિથી આપઘાત કરી, સ્થૂલદેહનો ત્યાગ કરે છે. તેમ જ કેટલાક સ્વર્ગાદિકની પ્રાપ્તિ માટે ભૃગુપાત કરે છે, ગંગાપ્રવાહ લે છે, અને સ્થૂલદેહનો ત્યાગ કરે છે, તેવો ત્યાગ કરવો પણ સંભવે નહિ. વળી કેટલાક યોગીઓ, યોગસાધનાથી પોતાના દેહનો ત્યાગ કરે છે, તે પણ સંભવે નહિ. તેથી સ્થૂલદેહ આત્મા નથી, એમ નિશ્ચય થાય છે. વળી કેટલાક યોગીઓ પોતાનો દેહ મૂકી અન્ય દેહમાં પ્રવેશ કરે છે, તે પણ સ્થૂલદેહને આત્મા માનવાથી સંભવતું નથી; કેમકે સ્થૂલદેહ તો જડ થઇ, પડ્યો રહે છે ને અન્યદેહમાં પ્રવેશ કરનાર તો સ્થૂલદેહથી અન્ય જ છે. એટલા જ માટે તે પાછો અન્ય દેહ મૂકી પોતાના દેહમાં જ્યારે આવે છે ત્યારે, તે દેહ પાછો ચેતન થાય છે.

### શ્રીશંકરાચાર્યનું દૃષ્ટાંત

શ્રીશંકરાચાર્યજીએ, મંડનમિશ્રની સ્ત્રીની સાથે કામશાસ્ત્રમાં શાસ્ત્રાર્થ થતાં તેના પ્રશ્નનુ ઉત્તર આપવા માટે, સમાધિ લઇ પોતાના શરીરનો ત્યાગ કરી, અમરુ રાજાના શરીરમાં પ્રવેશ કર્યો હતો; અને પછી પાછો પોતાના શરીરમાં પ્રવેશ કરી, મંડનમિશ્રની સ્ત્રીની સાથે શાસ્ત્રાર્થ કર્યો હતો. આ વાત જગપ્રસિદ્ધ છે અને સપ્રમાણ છે. જો સ્થૂલદેહને આત્મા માનીએ તો એ કેમ બની શકે? માટે જ સ્થૂલદેહ આત્મા નથી, પણ આત્મા તો ચેતન છે.

જો સ્થૂલદેહને આત્મા માનીએ તો સુષુપ્તિ તથા મૂર્ચ્છા આદિમાં પાષાણાદિકની પેઠે જડ થઈ દેહ પડ્યો રહે છે, તે તેમ પડ્યો રહેવો ન જોઇએ; પણ સુષુપ્તિ આદિમાં જડ થઈ દેહ પડ્યો રહે છે, માટે સ્થૂલ દેહ આત્મા નથી. જો સ્થૂલદેહને આત્મા માનીએ તો બાળપણમાં કરેલાં કાર્યનું યુવાની તથા વૃદ્ધાવસ્થામાં સ્મરણ થવું ન જોઇએ; બાળપણમાં કરેલાં અધ્યયનનું અન્ય અવસ્થામાં પણ સ્મરણ થવું ન જોઇએ; કારણ કે બાલ્યાવસ્થામાં અને યુવા તથા વૃદ્ધાવસ્થામાં અન્ય સ્થૂલદેહ હોય છે, તથાપિ સ્મરણ તો થાય છે જ. માટે, સ્થૂલ દેહ જ આત્મા સંભવતો નથી. (૩)

તેમ જ, દેહનું પાલનપોષણ કરવું, વસ્ત્રાલંકારથી શોભાવવો; ભોજનાદિક ભોગ આપી તૃપ્ત રાખવો, એ પરમ પુરુષાર્થ છે, એમ માનવું તે પણ અજ્ઞાનતાથી ભરેલું છે; કેમકે પાલનપોષણ તથા વસ્ત્રાલંકારનું ધારણ કરવું, એ ઇચ્છા પ્રમાણે થઇ શકતું નથી. સર્વ લોક ઈશ્વરાધીન છે. તેમ તે ભોગ ન્યૂનાધિક પણ હોય છે, અને તેથી દુઃખપ્રદ પણ હોય છે. હવે પરમ પુરુષાર્થ તો ન્યૂનાધિક રહિત છે, અને સર્વદા આનંદમય જ છે. (૪)

મરવું એ મોક્ષ છે, એમ કહેવું તે દેહાત્મવાદીઓની અજ્ઞાનતાનો જ બોધ કરવાવાળુ છે. જો મરણ એ જ મોક્ષ હોય તો સર્વ મનુષ્યો મરવાની જ ઇચ્છા કરે, કેમકે મોક્ષ સર્વને અભીષ્ટ છે. પરન્તુ કોઈ મનુષ્ય મરણની ઇચ્છા કરતું નથી; ઉલટું સર્વ માણસો વિશેષ જીવવાની ઇચ્છા કરે છે. સો વર્ષનો બુઢ્ઢો પણ વિશેષ જીવવાની આશા કરે છે; અને 'અમે ચિરંજીવી અને અજરામર થઇએ,' એમ સર્વ કોઈ ઇચ્છે છે. એ પરથી સ્પષ્ટ જણાય છે કે, 'મોક્ષ' એ મરણથી ભિન્ન છે. જો મરણને મોક્ષ માનીએ તો, કોઇ મનુષ્ય સુખી હોય છે ને કોઈ મનુષ્ય દુઃખી હોય છે, કોઇને અનેક પુત્ર હોય છે ને કોઇને એક પણ પુત્ર હોતો નથી, કોઈ ધનાઢ્ય હોય છે ને કોઈ કંગાલ હોય છે; કોઈ નીરોગી હોય છે ને કોઈ રોગી હોય છે; ઇત્યાદિ ભોગની વિલક્ષણતાનું કારણ શું છે, તે જાણી શકાતું નથી, ખરુ રહસ્ય એ છે કે, દેહથી આત્મા

ભિન્ન છે, તેથી દેહનો નાશ થાય છે, પરંતુ આત્માનો નાશ થતો નથી; માટે જ પૂર્વ જન્મમાં કરેલાં કર્મ, વર્તમાન જન્મમાં આત્મા ભોગવે છે. એ પ્રમાણે ભોગની વિલક્ષણતાનો નિર્વાહ, પૂર્વજન્મના કર્મની વિલક્ષણતાએ કરી થાય છે. માટે જ દેહાત્મવાદીઓનું મત શાસ્ત્રવિરુદ્ધ છે, એમ સિદ્ધ થાય છે. (૫) ૬૧

## (૨) ઇંદ્રિયાત્મવાદીનું મત*

અવતરણિકા-હવે બીજા લોકાયત અથવા ઇન્દ્રિયોને આત્મા માનનારા શો મત ધરાવે છે તે દર્શાવે છે. તેમાં આત્મા દેહથી ભિન્ન કેવો છે એવી પૂર્વ લોકાયતનો શંકા કરે છે, ત્યારે બીજો લોકાયત તેનું દૃષ્ટાંત સહિત ઉત્તર દે છે, તથા પૂર્વ લોકાયતો ઇન્દ્રિયોની આત્મતાવિષે શંકા કરે છે, અને બીજો લોકાયત તેનું સમાધાન કેમ કરે છે, તે પણ જણાવે છે.

जीवात्मनिर्गमे देहमरणस्यात्र दर्शनात् ।
देहातिरिक्त एवात्मेत्याहुर्लोकायताः परे ६२
प्रत्यक्षत्वेनाभिमताऽहंधीर्देहातिरेकिणम् ।
गमयेदिंद्रियात्मानंवच्मीत्यादिप्रयोगतः ६३
वागादीनामिंद्रियाणां कलहः श्रुतिषु श्रुतः ।
तेन चैतन्यमेतेषामात्मत्वं तत एव हि ६४

શબ્દાર્થ-આ લોકમાં જીવાત્મા દેહમાંથી નિકળી ગયા પછી, દેહનું મરણ જોવામાં આવવાથી, આત્મા દેહથી ભિન્ન જ છે, એમ બીજા લોકાયતો કહે છે. (૬૨) 'હું કહું છું,' ઇત્યાદિ પ્રયોગોથી પ્રત્યક્ષ પ્રમાણે કરીને માન્ય એવી અહંબુદ્ધિ, સ્થૂલદેહથી જૂદો એવો ઇન્દ્રિયરૂપ આત્મા છે એવો બોધ કરે છે. (૬૩) વાણી આદિ ઇન્દ્રિયોનો પરસ્પરનો ઝઘડો થએલો ઉપનિષદોમાં વર્ણવ્યો છે, તેથી ઇદ્રિયોનું ચેતનપણું સિદ્ધ થાય છે, અને તે હેતુથી જ ઇન્દ્રિયોનાં આત્મપણાનો નિશ્ચય થાય છે. ૬૪

### ચન્દ્રકાન્ત વિવરણ

ગુરુ-હે શિષ્ય ! પૂર્વદેહાત્મવાદી લોકાયતથી જૂદા બીજા લોકાયતો છે; તેઓ ઇન્દ્રિયોને જ આત્મા માને છે. તેઓ પરસ્પર કેવો સંવાદ કરે છે તે હું તને કહી સંભળાઉં છુ, તે તુ ચિત્ત દઈ સાંભળ.

ઇન્દ્રિયાત્મવાદી-હે મહારાજ ! અમે તેમાંના જ છિયે; ને અમારો મત જ સત્ય છે, પણ દેહાત્મવાદીનો મત સત્ય નથી. જો દેહ આત્મા હોય તો મરણ થયા પછી દેહ દેખાવો ન જોઇએ અથવા જડ થઈ જવો ન જોઇએ, પણ પૂર્વની પેઠે ચેતન રહેવો જોઇએ; પરંતુ મરણ થયા પછી દેહ ચેતનવાળો રહેતો નથી, પણ જડ થઇ હાલ્યાચાલ્યા વગર, લાંબોટટ પડ્યો રહે છે, તે બે આંખે દેખાય છે, તેથી દેહ એ આત્મા નથી, પણ દેહથી ભિન્ન જ આત્મા છે. તે જ આત્મા મરણ વખતે દેહમાંથી નીકળી જવાથી, દેહ જડ થઈ પડે છે. ખરી રીતે આત્મા પક્ષીની પેઠે પીંજરામાંથી નીકળી જાય છે, અને દેહ તો પીંજરાની પેઠે ત્યાં જ પડ્યો રહે છે, અને તેમ જોવામાં પણ આવે છે. ૬૨

[ જે સ્થાનમાં વેદાન્ત સપન્ન આ સદ્‌ગુરુ, પોતાના સંસ્કારી શિષ્યને ઉપદેશ કરતા હતા, ત્યાં બીજા ઘણા મતવાળાઓ પણ બેઠા હતા. સદ્‌ગુરુએ ઇન્દ્રિયાત્મવાદીનો મત દર્શાવ્યો, અને તેપરથી ઇન્દ્રિયાત્મવાદીએ પોતાનું મત ઉપર પ્રમાણે દર્શાવ્યું ત્યારે, શ્રવણસભામાં બેઠેલા દેહાત્મવાદી ચાર્વાકે, વાદ કરવા માટે ઇન્દ્રિયાત્મવાદીને પૂછ્યું:-]

ચાર્વાક-હે લોકાયત ! તું કહે છે કે, દેહથી ભિન્ન આત્મા છે, તો કહે તે કેવો છે ? ને તેમાં શું પ્રમાણ છે ?

ઇન્દ્રિયાત્મવાદી-રે ચાર્વાક, સુણ દેહથી ભિન્ન ઇદ્રિયરૂપ આત્મા છે; અને તેમાં પ્રત્યક્ષપ્રમાણ છે. જે અહંબુદ્ધિનો વિષય હોય, તે આત્મા કહેવાય છે. 'હું જોઉં છુ,' 'હું સાંભળું છું,' 'હું બોલું છુ,' 'હું સુંઘું છું,' એ પ્રમાણે પ્રત્યક્ષ 'હું,' 'હું'-ની પ્રતીતિનો વિષય ઇદ્રિય છે, તેથી 'આત્મા દેહથી ભિન્ન છે, ને તે ઇદ્રિયરૂપ છે,' એમ સ્પષ્ટ જાણવામાં આવે છે. ૬૩

### ઇન્દ્રિયોના ઝઘડાની કથા

ચાર્વાક-અલ્યા ઇન્દ્રિયાત્મવાદી ! તારી ઇદ્રિયો તો અચેતન એટલે જડ છે ને આત્મા તો ચેતન છે, તેથી ઇદ્રિયને ચેતન આત્મપણ કેમ સંભવે ?

ઇન્દ્રિયાત્મવાદી રે ચાર્વાક ! ઇદ્રિયો અચેતન નથી, પણ ચેતન છે; કારણ કે ઉપનિષદોમાં ઇદ્રિ-

* ઇન્દ્રિયાત્મવાદી તે ચાર્વાકમતનો એક ભાગ છે.

યોનો પરસ્પર કલહ થયેલો વર્ણવ્યો છે. શું કલહ કરવો, એ અચેતનનો ધર્મ છે? ના, તે ચેતનનો ધર્મ છે. ઘટાદિક અચેતનપદાર્થનો કલહ જોવામાં કે સાંભળવામાં આવ્યો છે કે? નહિ જ. જો ઇંદ્રિય અચેતન હોય તો તેનો કલહ સંભવે નહિ; પણ ઇન્દ્રિયો વાદ કરે છે, તેથી ઇન્દ્રિય ચેતનવાળી છે, એમાં શંકા કેવી?

ચાર્વાક–એ ઇંદ્રિયોનો કલહ કેમ થયો હતો તે કહે.

ઇન્દ્રિયાત્મવાદી–સુણ રે ચાર્વાક! એક સમયે પોતપોતાની શ્રેષ્ઠતા માટે ઇંદ્રિયોમાં પરસ્પર વિવાદ ઉભો થયો; એક કહે હું મોટી, અને બીજી કહે કે હું. એ ટંટાનો નિકાલ લાવવા માટે તે બધી બ્રહ્માની પાસે ગઈ, ને બ્રહ્માને પૂછ્યું કે, 'મહારાજ! અમારામાંથી કોણ શ્રેષ્ઠ છે તે કહો.' પછી બ્રહ્માજીએ કહ્યું, 'જેના નીકળવાથી શરીર શબ સમાન થઈ જાય તથા બીજી ઇંદ્રિયો અશક્ત થઇ પડે, તે તમારામાં શ્રેષ્ઠ.'

બ્રહ્માજીનાં એવાં વચન સાંભળીને પ્રથમ શરીરમાંથી વાગિંદ્રય નીકળી, અને તે એક વર્ષ પર્યંત બહાર રહી. જ્યારે તે પાછી આવી ત્યારે બીજી ઇંદ્રિયોને પૂછવા લાગી કે, 'તમે મારા વિના કેમ જીવી શક્યાં?' ત્યારે સર્વે ઇંદ્રિયોએ કહ્યું, 'જેમ મુંગા માણસો વાણીવડે નહિ બોલવા છતાં, પ્રાણવડે શ્વાસોચ્છ્વાસ લે છે, નેત્રવડે જુવે છે, કાનવડે સાંભળે છે, મને કરીને જાણે છે, ને રેતે (વીર્યે) કરીને પ્રજારૂપે ઉત્પન્ન થાય છે અને જીવે છે, તેમ અમે પણ તું વિના જીવ્યાં છિયે.'

એવાં ઇન્દ્રિયોનાં વચન સાંભળી, વાગિંદ્રિયે શરીરમાં પ્રવેશ કર્યો, ને માન્યું કે 'હું મોટી નથી; કેમકે મારા વગર તો આ દેહને ચાલી શકે છે.' પછી ચક્ષુરિંદ્રિય શરીરમાંથી નિકળી ગઇ, ને તે પણ એક વર્ષ સુધી બહાર રહી, પાછી આવી; અને સર્વે ઇંદ્રિયોને પૂછવા લાગી કે, 'તમે મારા વિના કેમ જીવી શક્યાં?' ત્યારે સર્વે ઇંદ્રિયો બોલી, 'જેમ નેત્ર વિનાનાં આંધળાં માણસો નેત્રથી નહિ જોતાં છતાં પણ પ્રાણવડે શ્વાસોચ્છ્વાસ લે છે, વાણીવડે બોલે છે, કાનવડે સાંભળે છે, મને કરીને જાણે છે, ને રેતે કરીને પ્રજારૂપે ઉત્પન્ન થાય છે અને જીવે છે, તેમ અમે પણ તારા વિના જીવ્યાં.'

એવાં ઇંદ્રિયોનાં વચન સાંભળીને ચક્ષુરિંદ્રિયે શરીરમાં પ્રવેશ કરી, પોતાની મોટાઈ મૂકી દીધી. પછી. શ્રોત્રેંદ્રિય શરીરમાંથી નીકળી ફરવા ગઇ, અને વર્ષ પર્યંત બહાર રહી જ્યારે તે પાછી આવી ત્યારે સર્વ ઇંદ્રિયોને પૂછવા લાગી કે, 'રે તમે મારા વિના કેમ જીવી શક્યાં?' ત્યારે સર્વે ઇંદ્રિયો બોલી, 'જેમ બહેરાં માણસો કાને સાંભળતાં નથી, તથાપિ પ્રાણવડે શ્વાસોચ્છ્વાસ લે છે, વાણીવડે બોલે છે, નેત્રવડે જુવે છે, મને કરી જાણે છે, ને રેતે કરી પ્રજારૂપે ઉત્પન્ન થાય છે ને જીવે છે, તેમ અમે પણ તારા વિના જીવ્યાં.'

એવાં ઇંદ્રિયોનાં વચન સાંભળી, શ્રોત્રેન્દ્રિયે ગર્વ ત્યજી શરીરમાં પ્રવેશ કર્યો, ને માન્યું કે 'આ દેહ મારા વગર તો રહી શકે જ.' પછી મન શરીરમાંથી નીકળ્યું. તે વર્ષ પર્યંત બહાર રહી પાછું આવ્યું ને ઇંદ્રિયોને પૂછવા લાગ્યું કે, 'તમે મારા વિના કેમ જીવી શક્યાં?' ત્યારે સર્વે ઇંદ્રિયો બોલી, 'મૂઢ માણસો મન વિના જાણતાં નથી, તથાપિ પ્રાણવડે શ્વાસોચ્છ્વાસ લે છે, વાણીવડે બોલે છે, નેત્રવડે જુવે છે, કાનવડે સાંભળે છે, ને રેતે કરી પ્રજારૂપે ઉત્પન્ન થાય છે અને જીવે છે, તેમ અમે પણ તારા વિના જીવ્યાં.'

તે સાંભળી મને શરીરમાં પ્રવેશ કર્યો ને માન્યું કે આપણે પણ કશા લેખામાં નથી. પછી રેત શરીરમાંથી નીકળ્યું; તે વર્ષ પર્યંત બહાર રહી પાછું આવી ઇંદ્રિયોને પૂછવા લાગ્યું કે, 'તમે મારા વિના કેમ જીવી શક્યાં?' ત્યારે ઇંદ્રિયોએ કહ્યું, 'જેમ નપુંસક માણસો રેતે કરી પ્રજારૂપે ઉત્પન્ન થતા નથી, તથાપિ પ્રાણવડે શ્વાસોચ્છ્વાસ લે છે, વાણીવડે બોલે છે, નેત્રવડે જુવે છે, કાનવડે સાંભળે છે, તથા મને કરી જાણે છે ને જીવે છે, તેમ અમે પણ તારા વગર ચલાવી લીધું છે ને જીવ્યાં છિયે.'

તે સાંભળી રેતે શરીરમાં પ્રવેશ કર્યો ને માન્યું કે 'આપણા વગર પણ દેહ ટકી શકે, એમાં શક નથી.' છેવટે જ્યારે પ્રાણ વાયુ શરીરમાંથી નીકળવા લાગ્યો, ત્યારે તેની પછવાડે સર્વે ઇંદ્રિયો હાલબેહાલ થઇને તેની સાથે જ નીકળવા લાગી, શરીર શબ સમાન થવા લાગ્યું; આ

જરા પણ રહી નહિ, એટલે સર્વ ઇંદ્રિયો મળી, પ્રાણને કહેવા લાગી કે, "હે ભગવન્! તું શરીરમાંથી નીકળીશ મા, અમે તું વિના જીવી શકીશું નહિ. અમે સર્વે ખોટા ને તું જ એક સર્વોત્તમ! અમારામાં તું જ શ્રેષ્ઠ છે"* એપરથી જણાશે કે, તારી ઇંદ્રિયો જે બોલેચાલે છે તે ચેતનરૂપ છે, ને ચેતન છે તે જ આત્મા છે.

ઇન્દ્રિય આત્મવાદીના મતનું ખંડન

ગુરુ–અલ્યા ઇંદ્રિયાત્મવાદી, તું પણ ગર્વ ન ધર કેમકે તારુ મત અસગત છે, કારણ કે જે વિના શરીર રહે નહિ, તે જ આત્મા કહેવાય. નેત્રાદિ કોઈ પણ ઇંદ્રિયનો નાશ થાય છતાં પણ શરીરનો નાશ થતો નથી, શરીર તો રહે જ છે, તેથી ઇંદ્રિયમાં આત્મા ઘટતો નથી (૧)

'હું જોઉં છું,' 'હું સાંભળું છું,' 'હું બોલું છું,' એ પ્રમાણે અહબુદ્ધિના વિષયપણાથી, ઇંદ્રિય આત્મા છે, એમ કહેવું અનુચિત છે, કેમકે જેમ, 'હું જોઉં છું' ઈત્યાદિ અહંબુદ્ધિ ઇંદ્રિયમાં થાય છે; તેમ 'હું સ્થૂલ છું,' 'હું કૃશ છું,' ઇત્યાદિ અહબુદ્ધિ સ્થૂલદેહમાં પણ થાય છે, માટે તેં કહેલી અહબુદ્ધિ વ્યભિચરિત છે 'હું નેત્રવાળો જોઉં છું,' 'હું કાનવાળો સાંભળું છું,' 'હું વાણીવાળો બોલું છું,' એવો 'હું જોઉં છું' ઇત્યાદિ કહેનારનો અભિપ્રાય છે, પરંતુ, 'હું નેત્રરૂપ જોઉં છું,' 'હું કાનરૂપ સાંભળું છું,' 'હું વાણીરૂપ બોલું છું,' એવો અભિપ્રાય નથી; તેથી અહબુદ્ધિનો વિષય ઇંદ્રિયથી ભિન્ન પ્રતીત થાય છે જે અહતાનો વિષય હોય, તે મમતાનો વિષય હોય નહિ અહીં તો 'મારી દૃષ્ટિ સ્વચ્છ છે,' 'મારી વાણી સ્પષ્ટ છે,' 'મારી રસના રસમાં લોલુપ છે,' એ પ્રમાણે ઇંદ્રિય મમતાનો વિષય થાય છે (૨)

હવે જ્ઞાતા તો જ્ઞેયથી ભિન્ન હોય છે જેમ ઘટનો જ્ઞાતા, ઘટજ્ઞેયથી ભિન્ન છે, તેમ નેત્ર આદિની સ્વચ્છતા આદિને જાણવાવાળો આત્મા નેત્રાદિકથી ભિન્ન છે, તેથી ઇંદ્રિયોને આત્મત્વ કેમ સભવે? એ ઇંદ્રિયોની જડતા સુષુપ્તિ આદિમાં સ્પષ્ટ પ્રતીત થાય છે (૩)

હવે આત્મા તો ચેતન છે, તેથી ઇંદ્રિયની આત્મતા કેમ મનાશે? જ્યારે ઇંદ્રિયોને તું આત્મા માને છે, ત્યારે આત્મા ચેતન હોવાથી ઇંદ્રિયોને પણ ચેતન માનવી કે નહિ?

ઇંદ્રિયાત્મવાદી–હા, અમે ઇંદ્રિયને ચેતન માનીએ છીએ, અને એ ઇંદ્રિયો ચેતન છે, માટે જ અમે તેને આત્મા કહીએ છીએ જો એ ચેતન ન હોય તો શ્રુતિમાં કહેલો ઇંદ્રિયોનો કલહ કેમ સભવે?

ગુરુ–તમે એક ઇંદ્રિયને આત્મા માનો છો, કે ઇંદ્રિય સમુદાયને આત્મા માનો છો, કે પ્રત્યેક ઇંદ્રિયને આત્મા માનો છો?

ઇંદ્રિયાત્મવાદી–અમે એક ઇંદ્રિયને આત્મા માનીએ છીએ

ગુરુ–ત્યારે કહો, એક ઇંદ્રિયને આત્મા માનવામાં ચક્ષુરિંદ્રિયને આત્મા માનવો, કે રસેન્દ્રિયને આત્મા માનવો, કે શ્રોત્રેન્દ્રિયને આત્મા માનવો? એક ઇંદ્રિયને આત્મા માનવાથી, 'જે અહબુદ્ધિનો વિષય હોય, તે આત્મા કહેવાય' એ પ્રમાણે તેં કહેલું આત્માનું લક્ષણ વ્યભિચરિત થાય છે, કેમકે, અહંબુદ્ધિનો વિષય તો સર્વ ઇંદ્રિયો છે, અને તમે તો એક જ ઇંદ્રિયને આત્મા કહો છો, એનો અર્થ શો? વળી 'આત્મા વિના જ્ઞાન થાય નહિ અને જીવવું પણ ઘટે નહિ,' આ વાત સર્વાનુભવસિદ્ધ છે, તેનું શું સ્ફોટન છે? તમે શ્રોત્રાદિકમાંથી જે એક ઇંદ્રિયને આત્મા માનશો, તે એક ઇંદ્રિયનો નાશ થવાથી જ્ઞાન થશે નહિ ને જીવાશે પણ નહિ, તથાપિ આંધળા, બહેરાં, મૂગા, લગડા આદિ એક અથવા વધારે ઇંદ્રિયહીન મનુષ્યો બોલતાં, સાંભળતા, જોતાં અને જીવતાં જોવામાં આવે છે, એ શું? એમ અનેક દોષથી ભરપૂર એક એક ઇંદ્રિયને આત્મા માનવો, એ તો ખોટું જ છે (પ્રથમ પક્ષ)

ઇંદ્રિયાત્મવાદી–ત્યારે અમે ઇંદ્રિયોના સમુદાયને આત્મા માનીશું

ગુરુ–તે પણ ખોટું ઇંદ્રિયસમુદાયને આત્મા માનવો અસંગત છે, કારણ કે ઇંદ્રિય સમુદાયને આત્મા માનવાથી આત્માના નાશનો પ્રસગ આવી પડશે, ને આત્મા તો અજ છે

ઇંદ્રિયાત્મવાદી–કેવી રીતે આત્માના નાશનો પ્રસગ પ્રાપ્ત થશે?

* આ ઇન્દ્રિયોનો કલહ બૃહદારણ્યકોપનિષત્‌માં છે. તે ઉપયોગી જાણીને અહીં દર્શાવ્યો છે.

ગુરુ–ઇંદ્રિયોના સમુદાયને આત્મા માનવાથી આત્મા અવયવી છે, એમ માનવું પડશે, કારણ કે એ ઇંદ્રિયો જ તેના અવયવ તરીકે થશે. હવે અવયવનો નાશ થવાથી અવયવીનો નાશ થાય છે, એ પ્રસિદ્ધ છે. કોઈ એક માણસ પાસે સો રૂપિયા છે, તે હમેશાં તેમાંથી એકએક રૂપિયાનું ખરચ કરે છે. એમ ખરચતાં સો દિવસે સોએ સો રૂપિયા પૂરા થઈ જશે ને તે ભીખારી થશે. તેમ જ એક એક અવયવનો નાશ થવાથી સર્વ અવયવોનો નાશ થઈ જશે. એવી રીતે આત્મા અવયવી ઠરવાથી, અને ઇંદ્રિયોરૂપ અવયવોનો નાશ થવાથી આત્મારૂપ અવયવનો પણ નાશ થશે. એ પ્રમાણે આત્માના નાશનો પ્રસંગ પ્રાપ્ત થાય છે, માટે **ઇંદ્રિયસમુદાયને આત્મા માનવો પણ ખોટું છે.** (બીજો પક્ષ)

ઇંદ્રિયાત્મવાદી–ત્યારે અમે પ્રત્યેક ઇંદ્રિયને આત્મા માનીશું તો શું બાધ છે? (૩ જો પક્ષ)

ગુરુ–પ્રત્યેક ઇંદ્રિયને આત્મા માનવાથી એક શરીરમાં દશ આત્મા સિદ્ધ થશે. કેમકે પાંચ કર્મેન્દ્રિય અને પાંચ જ્ઞાનેંદ્રિય, એવી રીતે ઇંદ્રિય દશ છે. પણ જેમ એક રાજ્યમાં અનેકનો હુકમ ચાલતો હોવાથી રાજ્ય બરાબર ચાલતું નથી; એક કાર્યમાં અનેક પ્રધાન હોવાથી તે કાર્ય બરાબર થતું નથી, એક ઘરમાં અનેક મુખી હોવાથી ઘર બરાબર ચાલતું નથી, તેમ એક શરીરમાં દશ આત્મા હોવાથી અને વળી તે સર્વની ઇચ્છા ભિન્ન ભિન્ન હોવાથી, શરીરની સ્થિતિ બરાબર રહેશે નહિ. રે, એટલું જ નહિ, પરંતુ શરીરના નાશનો જ પ્રસંગ આવશે. માટે પ્રત્યેક ઇંદ્રિયોને પણ આત્મા માનવો, એ પણ ખોટું જ. એ૫રથી કોઇ પણ પ્રકારે ઇંદ્રિયોની આત્મતા કે ચેતનતા સિદ્ધ થતી નથી; કારણ કે ચેતનરૂપઆત્મા તો સજાતીય, વિજાતીય અને સ્વગતભેદ રહિત એક જ છે.

### કથાનું રહસ્ય

ઇંદ્રિયાત્મવાદી–ત્યારે ઉપનિષત્‌માં કહેલા ઇંદ્રિયોના કલહનો શો અર્થ છે?

ગુરુ–ઉપનિષદ્‌માં જે ઇંદ્રિયોનો કલહ વર્ણવ્યો છે, તે તો તેના અભિમાની દેવોનો છે; પરંતુ ઇંદ્રિયોનો નથી. ઇંદ્રિયો તો જડ છે. ઇંદ્રિયોની જડતા સુષુપ્તિ આદિમાં સ્પષ્ટ પ્રતીત થાય છે; માટે ઉપનિષત્‌માં કહેલા કલહનું પ્રમાણ આપી, 'ઇંદ્રિય ચેતન છે, અને તેથી તે આત્મા છે,' એમ માનવું, એ તમારી અજ્ઞાનતા જ છે. ૬૪

### (૩) પ્રાણાત્મવાદી અથવા હૈરણ્યગર્ભનું મત

અવતરણિકા–ત્રીજા મતવાળા પ્રાણાત્મવાદી એટલે પ્રાણને આત્મા માનનારા છે, તેઓનો મત કેવો છે તે, તથા તેઓ એ વિષયમાં શ્રુતિવચન પ્રમાણમાં આપે છે, તે હવે જણાવે છે.

**हैरण्यगर्भाः प्राणात्मवादिनस्त्वेवमूचिरे ।**
**चक्षुराद्यक्षलोपेऽपि प्राणसत्त्वे तु जीवति ६५**
**प्राणो जागर्ति सुप्तेऽपि प्राणश्रेष्ठ्यादिकं श्रुतम् ।**
**कोशः प्राणमयः सम्यग्विस्तरेण प्रपंचितः ६६**

શબ્દાર્થ–હૈરણ્યગર્ભ (પ્રાણના ઉપાસક પ્રાણાત્મવાદીઓ) તો એમ કહે છે કે, ચક્ષુ આદિ ઇંદ્રિયોનો નાશ થયા છતાં પણ પ્રાણ હોય તો પ્રાણી જીવે છે. સુષુપ્તિ અવસ્થામાં ઇંદ્રિય આદિનો લય થયા છતાં પણ પ્રાણ જાગે છે, અને પ્રાણની શ્રેષ્ઠતા વગેરે શ્રુતિમાં કહ્યું છે; અને શ્રુતિમાં પ્રાણમય કોશનું સારી રીતે વિસ્તારથી વર્ણન કર્યું છે. ૬૫–૬૬

### ચન્દ્રકાન્ત વિવરણ

એ પછી સભામાં બેઠેલો હિરણ્યગર્ભનો ઉપાસક, જે પ્રાણાત્મવાદી હતો તે બોલ્યોઃ "હે મહારાજ! ઇંદ્રિયો આત્મા છે એ તો જાણે કેવળ ખોટું જ છે, એમાં શક નથી. વસ્તુતઃ આત્મા પ્રાણરૂપ છે, કેમકે ઇંદ્રિયનો નાશ થયા છતાં પણ પ્રાણી જીવે છે. જો ઇંદ્રિયને આત્મા માનીએ તો ઇંદ્રિયનો નાશ થવાથી પ્રાણીનો નાશ થવો જોઇએ, પણ તેમ થતું નથી. ઇંદ્રિયનો નાશ થયા છતાં પણ પ્રાણ હોવાથી પ્રાણી જીવે છે, માટે પ્રાણને આત્મા માનવો ઉચિત છે. સુષુપ્તિ અવસ્થામાં સર્વ ઇંદ્રિયો, મન અને બુદ્ધિ સુઈ જાય છે, એટલે તે સર્વનો લય થાય છે. પણ તે વખતે કંઈ પ્રાણનો લય થતો નથી; પ્રાણ તો સર્વદા જાગતો જ રહે છે. આ વાત પ્રત્યક્ષ તથા પ્રસિદ્ધ છે. સુતેલા માણસનાં નેત્ર આદિ જ્ઞાનેંદ્રિયો, વાણી આદિ કર્મેંદ્રિયો, મન અને બુદ્ધિ, કોઇ પણ પોતાનું કામ કરતું જોવામાં આવતું

નથી, પરંતુ પ્રાણ તો પોતાની ક્રિયા કરતો એટલે ચાલતો પ્રત્યક્ષ જોવામાં આવે છે. 'प्राणाग्न एवैतस्मिन् पुरे जाग्रति। આ પુર (શરીરરૂપી શહેર)માં કેવળ પ્રાણાદિક (પાંચ) વાયુ જાગે છે,' એમ શ્રુતિમાં કહ્યું છે. વળી પ્રાણ સર્વ ઇંદ્રિયો કરતાં શ્રેષ્ઠ પણ છે, એવું આ ઇંદ્રિયાત્મવાદીએ કહેલા ઇંદ્રિયોના કલહમાં સિદ્ધ થયું છે. 'तत्प्राणे प्रपन्न उदतिष्ठत्, तदुक्थमभवत्, तदेतदुक्थम्। તે પ્રાણ આવવાથી ઉઠ્યો તેથી તે (પ્રાણ) ઉક્થ (ઉઠાડવાની શક્તિવાળો) થયો, તેથી પ્રાણ શ્રેષ્ઠ છે,' એમ શ્રુતિમાં કહ્યું છે. પૂર્વાપર બૃહદારણ્યકમાંથી જે પ્રસગ આ ઇંદ્રિયાત્મવાદીએ કહ્યો છે, તેમાં પ્રાણ સંબંધે આ પ્રમાણે દર્શાવ્યું છે. જ્યારે ક્રમે કરી શરીરમાંથી એકએક ઇંદ્રિયો નીકળી ગઈ, તો પણ શરીરનો નાશ થયો નહિ; પણ પ્રાણ શરીરમાંથી જ્યારે નીકળવા માંડ્યો, ત્યારે શરીર પડવા માંડ્યું, તેથી પ્રાણે ઇંદ્રિયોને કહ્યું:-"જ્યારે તમે એકએક ક્રમે કરીને શરીરમાંથી નીકળી ગયાં હતાં ત્યારે મેં એકલાએ શરીરને સાજું તાજું રાખ્યું હતું; હવે હું શરીરમાંથી નીકળું છું, માટે તમે સર્વ મળી શરીરને સાજુંતાજું રાખો." પ્રાણનાં એવાં વચન સાંભળી સર્વ ઇંદ્રિયો યથાશક્તિ શરીરને ધારણ કરવામાં પ્રયત્ન કરવા લાગી. પણ પ્રયત્ન કરી કરી સર્વ ઇંદ્રિયો થાકી ગઈ, પણ શરીરને કોઇથી ઉભું રાખી શકાયું નહિ. તે તો પ્રાણવાયુ વિના કડડધૂસ થઈ પડવા જ લાગ્યું. ત્યારે જ સર્વ ઇંદ્રિયો મળી પ્રાણને કહેવા લાગી કે, "હે પ્રાણ! હે દેવ! હે શ્રેષ્ઠ! અમારાથી શરીરરાખી શકાતું નથી, તેથી તે તું જ રાખ." ત્યારે પ્રાણે કહ્યું: "ઠીક, હું શરીરને ધારણ કરું છું," એમ કહી પ્રાણે શરીરને ધારણ કરવાનો પ્રયત્ન કર્યો, ને શરીરનું ધારણ થયું, શરીર ઉભું રહ્યું. એ શરીર સ્વસ્થ થયું તે જોઈ, સર્વ ઇંદ્રિયો પ્રાણને કહેવા લાગી, "હે પ્રાણ! તું સર્વથી શ્રેષ્ઠ છે, તેથી તારું નામ ઉક્થ છે; કારણ કે શરીરને ધારણ કરી ઉઠાડવાની શક્તિ તારામાં જ છે." આ પ્રમાણે પ્રાણની શ્રેષ્ઠતા શ્રુતિમાં કહી છે. વળી શ્રુતિમાં પ્રાણમયકોશને જ આત્મા કહ્યો છે: 'अन्योऽन्तर आत्मा प्राणमयः। અન્નમયકોશથી ભિન્ન આંતર આત્મા છે, તે પ્રાણમય છે," ઇત્યાદિ પ્રકારે સ્પષ્ટ રીતે પ્રાણમયકોશનું નિરૂપણ કર્યું છે. વળી પ્રાણે શરીરમાં પ્રવેશ કર્યો, એમ પણ શ્રુતિમાં કહ્યું છે. એવા એવાં અનેક પ્રમાણોથી 'પ્રાણ આત્મા છે' એ નક્કી જ છે.

### પ્રાણાત્મવાદીના મતનું ખંડન

ગુરુ–રે ભાઈ પ્રાણાત્મવાદી! તું કહે છે, તેમાં અનેક દોષ છે, ને તેથી પ્રાણ એ આત્મા નથી એ સિદ્ધ છે.

પ્રાણાત્મવાદી–માત્ર મોંઢે કહેશો તેથી જ પ્રાણ આત્મા નથી, કે કંઈ સમજાવશો?

ગુરુ–હા, સમજાવીશ. હે પ્રાણાત્મવાદી! તારો પ્રાણ તે આત્મા સંભવતો નથી; તેનું (૧) કારણ એ જ કે, પ્રાણ તો વાયુ છે. જેમ બાહ્ય વાયુ આત્મા નથી, તેમ પ્રાણવાયુ પણ આત્મા નથી. (૨) વળી પ્રાણવાયુના અભાવ છતાં પણ વૃક્ષાદિકનું જીવન જોવામાં આવે છે, તેમ જ મૂર્છા આદિમાં પ્રાણવાયુનો લય છતાં પણ મનુષ્યનું જીવન જોવામાં આવે છે, તેથી પ્રાણવાયુથી જ સર્વ જીવે છે, એવો એક કંઈ નિયમ નથી; માટે જ પ્રાણવાયુ કંઈ આત્મા નથી. (૩) રે અજ્ઞાની! આત્મા તો ચેતન છે, અને પ્રાણવાયુ તો જડ છે. નિદ્રા વખતે પ્રાણવાયુ જાગ્રત છતાં પણ, નિદ્રાવશ માણસને કોઈ મારવા આવે, અથવા તો તેનાં વસ્ત્ર કે અલંકાર ઉતારે તોપણ તેનું નિવારણ કરતો નથી; તેમ જ ગુરુ આદિ કોઇ પૂજ્ય આવે તો તેનો તે સત્કાર પણ કરતો નથી. એટલાપરથી સિદ્ધ થાય છે કે, પ્રાણવાયુ જડ છે, ને તે આત્મા નથી. (૪) વળી 'મારા પ્રાણ જાય છે,' 'મારા પ્રાણ સંતુષ્ટ છે,' 'અમુકનો ચાલતો પ્રાણ બંધ થયો,' 'અમુકના પ્રાણ નીકળી ગયા,' એવી રીતે પ્રાણ મમતાસ્પદ હોવાથી પણ તે આત્મા સંભવતો નથી. એ પરથી એમ સિદ્ધ થાય છે કે, એ પ્રાણના ગમનનો તથા આગમનનો સાક્ષી પ્રાણથી ભિન્ન હોવો જોઇએ ને જે ચેતન પ્રાણથી ભિન્ન છે તે જ આત્મા છે, પણ 'પ્રાણ, આત્મા છે' એમ કહેવું સર્વથા અસંગત છે.

પ્રાણાત્મવાદી–જ્યારે પ્રાણ એ આત્મા નથી, ત્યારે શ્રુતિમાં પ્રાણને શા માટે શ્રેષ્ઠ કહ્યો છે?

ગુરુ–કેવળ પ્રાણની સ્તુતિ માટે તેને 'શ્રેષ્ઠ' કહ્યો છે કે, જેથી પ્રાણની ઉપાસનામાં મનુષ્યની પ્રવૃત્તિ થાય. (૫)

પ્રાણાત્મવાદી–શ્રુતિમાં તો પ્રાણમયકોશને જ આત્મા કહ્યો છે, અને તમે તો 'પ્રાણ આત્મા નથી' એમ જ કહો છો, ત્યારે શ્રુતિ ખોટી કે?

ગુરુ–ના, અમારા કહેવામાં ને શ્રુતિવચનમાં વિરોધ આવતો જ નથી. શ્રુતિમાં તો જેમ પ્રાણમય કોશને આત્મા કહ્યો છે, તેમ અન્નમય કોશને તથા મનોમયાદિ કોશને પણ આત્મા કહ્યો છે, તો શું અન્નમય કોશને આત્મા માનવો? કે પ્રાણમયાદિ કોશને આત્મા માનવો? અને આગળ જતાં 'આનંદમય કોશ આત્મા છે,' એમ પણ તેણે સિદ્ધ કર્યું છે, ત્યારે એમાં કોને આત્મા માનવો? હે વેદાન્તવિરોધી! એમ શ્રુતિનું તાત્પર્ય અન્નમયાદિ કોશની આત્મતાના પ્રતિપાદનમાં નથી; પરંતુ અન્નમયાદિ સર્વના અધિષ્ઠાનરૂપ આત્માથી અભિન્ન પરબ્રહ્મનું બોધન કરવામાં તાત્પર્ય છે, એમ સમજ. આ વાત, અન્નમયાદિ કોશના પ્રતિપાદક પ્રકરણનો પૂર્વાપરનાસંબંધનો વિચાર કરતાં સ્પષ્ટ જણાશે. (૬)

પ્રાણાત્મવાદી–ત્યારે પ્રાણે સંવાદ કર્યો છે, પ્રાણે શરીરમાં પ્રવેશ કર્યો છે, પ્રાણ શ્રેષ્ઠ છે, એમ શ્રુતિમાં કહ્યું છે, તેનું શું સમજવું? પ્રાણને જડ માનવાથી શ્રુતિમાં કહેલો એ સંવાદ તથા પ્રવેશનો વિરોધ આવે છે, તેનું શું સમાધાન કરો છો?

ગુરુ–શ્રુતિમાં જે પ્રાણનો સંવાદ તથા પ્રવેશ કહ્યો છે, તે તો 'પ્રાણવાયુના અભિમાની દેવનો છે, કેમકે પ્રાણ તો જડ છે. (૭) ૬૫–૬૬

### (૪) મન આત્મવાદીનું મત

અવતરણિકા–પ્રાણથી પણ સૂક્ષ્મ મન છે. તે મન જ આત્મા છે એવું માનનારા શું કહે છે તે બતાવી, એમાં પણ તે મતવાળાઓ શ્રુતિવચનનું પ્રમાણ આપે છે. તે પણ કહે છે.

मन आत्मेति मन्यंत उपासनपरा जनाः ।
प्राणस्याभोक्तृता स्पष्टा भोक्तृत्वं मनसस्ततः
मन एव मनुष्याणां कारणं बंधमोक्षयोः ।
श्रुतो मनोमयः कोशस्तेनात्मेतीरितं मनः

શબ્દાર્થ–ઉપાસનામાં તત્પર રહેનારા લોકો 'મન આત્મા છે' એમ માને છે. પ્રાણનું અભોક્તાપણું સ્પષ્ટ છે, અને તેથી મનનું ભોક્તાપણું સ્પષ્ટ છે. મનુષ્યોને મન એ જ બંધ અને મોક્ષનું કારણ છે; વળી શ્રુતિમાં મનોમય કોશ પણ કહ્યો છે, તેથી મન આત્મા છે, એમ કહ્યું છે. ૬૭–૬૮

## ચન્દ્રકાન્ત વિવરણ

ગુરુ-શિષ્યને કહે છેઃ–જે આત્મા હોય, તે ભોક્તા હોય. પ્રાણ ભોક્તા નથી, માટે તે આત્મા નથી. તે જડ છે, અને જડ પ્રાણ આત્મા થઈ શકે નહિ. એવી રીતે પ્રાણનું અભોક્તાપણું સ્પષ્ટ છે.

મન આત્મવાદી–ખરાખર, ખરાખર. હે સદ્‌ગુરુદેવ! તમે ઠીક કહ્યું. પ્રાણ અભોક્તા જ છે. ભોક્તા તો મન છે, માટે મન જ આત્મા છે. મનુષ્યનાં બંધન અને મોક્ષ એ સર્વના કારણમાં મન જ છે.

'मन एव मनुष्याणां कारणं बंधमोक्षयोः ।
बंधाय विषयासक्तं मुक्तौ निर्विषयं स्मृतम् ॥'

'મનુષ્યોને મન એ જ બંધ અને મોક્ષનું કારણ છે; વિષયાસક્ત મન તે બંધ, અને નિર્વિષયી મન તે મોક્ષ,' એમ તમારી *ગીતાજી*માં પણ કહ્યું છે, તેમ જ બીજા શાસ્ત્રમાં પણ કહ્યું છે. માટે 'મન જ આત્મા છે' એમ સિદ્ધ થાય છે. વળી, 'तस्माद्वा एतस्मात्प्राणमयादन्योऽन्तर आत्मा मनोमयः । અથવા તે માટે એ પ્રાણમય કોશથી અન્ય આંતર મનોમય કોશ છે.' એ પ્રમાણે ઉપનિષત્‌માં મનોમયકોશને આત્મા કહ્યો છે, તેથી પણ 'મન જ આત્મા છે' એવો નિશ્ચય થાય છે.

### મન આત્મવાદીના મતનું ખંડન

ગુરુ–રે મન આત્મવાદી! મન આત્મા હોઈ શકે નહિ.

મન આત્મવાદી–કારણ શું? તમે સ્થૂલ દેહને આત્મા માનતા નથી, ઇંદ્રિયોને આત્મા માનતા નથી, પ્રાણને આત્મા માનતા નથી, ને મનને પણ આત્મા માનતા નથી, તો મનને પણ આત્મા ન માનવાનું કારણ કહો.

ગુરુ–રે મનને આત્મા માનનાર! તું મૂઢ છે, તેથી તને સમજાતું નથી કે, (૧) એ મન તો જ્ઞાનમાં

સાધન છે, તે જ્ઞાતા નથી, અને તેથી જ મન આત્મા સંભવતો નથી. (૨) આત્મા તો અવિકારી છે, ને મન તો વિકારી છે, તેથી પણ મન આત્મા નથી. (૩) આત્માનો લય થતો નથી, પણ મનનો તો સુષુપ્તિ અવસ્થામાં લય થાય છે, તેથી પણ મન આત્મા નથી. (૪) આત્મા ચેતન છે, અને મન જડ છે, માટે પણ મન આત્મા થઈ શકે નહિ સુષુપ્તિ અવસ્થામાં મનનો લય થાય છે, તથાપિ શરીરની ચેતનતાનો સદ્ભાવ સ્પષ્ટ જોવામાં આવે છે, માટે પણ મન કંઈ આત્મા નથી. એ પ્રમાણે મનની જડતામાં તથા મનથી આત્માની ભિન્નતામાં પ્રસિદ્ધ અનુભવ છે. (૫) વળી 'મારુ મન સ્થિર છે,' 'મારં મન અસ્થિર છે,' 'મારુ મન શુદ્ધ છે,' 'તારુ મન અશુદ્ધ છે,' 'તારું મન ક્યાં છે ?' ઇત્યાદિ સ્થળમાં મન મમતાસ્પદ હોવાથી મન આત્માથી ભિન્ન છે, એમ નિ સંદેહ જાણવામાં આવે છે (૬) 'હું સંકલ્પવિકલ્પ કરુ છું,' એ પ્રમાણે મનમાં જે અહંબુદ્ધિ થાય છે, તે તો અજ્ઞાનમૂલકઅધ્યાસથી થાય છે. એ સર્વ કારણથી મનને આત્મતા સંભવતી નથી, અને તેથી જ મન આત્મા છે, એમ કહેવું અનુચિત જ છે.

મન આત્મવાદી–જ્યારે મન આત્મા નથી, ત્યારે મન ભોક્તા કેમ કહેવાય છે ?

ગુરુ–મન પોતાની સ્વતન્ત્રતાથી ભોક્તા નથી, પણ ચિદાભાસને લઈને ભોક્તા બને છે, એટલે ચિદાભાસના સબંધથી મન ભોક્તા કહેવાય છે

મન આત્મવાદી–ત્યારે 'मन एव०।' એ શ્રુતિની શી ગતિ ?

ગુરુ–'मन एव मनुष्याणां०।' એ શ્રુતિ, મનની આત્મતાનુ પ્રતિપાદન કરતી નથી, પરંતુ જો મન વિષયાસક્ત હોય તો તે બંધનો હેતુ છે અને તે નિર્વિષય હોય તો મોક્ષનો હેતુ છે, એવી રીતે મનને બંધ અને મોક્ષની હેતુતા દર્શાવવા એ શ્રુતિ કહી છે.

મન આત્મવાદી–ઉપનિષત્‌માં મનોમય કોશને આત્મા કહ્યો છે, તેનું શુ સમાધાન કરો છો ?

ગુરુ–તે પણ કરીશું મનના અધિષ્ઠાનરૂપ બ્રહ્મનુ બોધન કરવા માટે મનોમય કોશને આત્મા કહ્યો છે, તેથી તેનુ તાત્પર્ય મનની આત્મતાના પ્રતિપાદનમા નથી, પણ બ્રહ્મના બોધનમાં છે. ૬૭-૬૮

## ક્ષણિક વિજ્ઞાનાત્મવાદી (બુદ્ધિ આત્મા) બૌદ્ધનું મત

અવતરણિકા–બુદ્ધના શિષ્યો ને યોગાચારના અનુયાયી બૌદ્ધો કહે છે કે, મનથી ઉત્તમ એવું વિજ્ઞાન અથવા બુદ્ધિ જ આત્મા છે, તે વાત હવે દર્શાવે છે.

विज्ञानमात्मेति पर आहुः क्षणिकवादिनः ।
यतोविज्ञानमूलत्वं मनसो गम्यते स्फुटम् ६९

શબ્દાર્થ–બીજા ક્ષણિકવાદીઓ કહે છે કે, વિજ્ઞાન (ક્ષણિકવિજ્ઞાનરૂપ બુદ્ધિ) આત્મા છે; કારણ કે મનનું મૂળ વિજ્ઞાન (બુદ્ધિ) છે, એ સ્પષ્ટપણે જાણવામાં આવે છે. ૬૯

### ચન્દ્રકાન્ત વિવરણ

વિજ્ઞાનવાદી–હું બુદ્ધના શિષ્ય યોગાચારનો અનુયાયી છું, અને લોકો અમને ક્ષણિકવાદી કહે છે. હું પણ કહું છું કે, મન તો આત્મા નથી જ, ને તેવું માનવું એ મૂઢતા છે; કારણ કે મનનુ કારણ તો વિજ્ઞાન છે. વિજ્ઞાન એટલે ક્ષણિકવિજ્ઞાનરૂપ જે બુદ્ધિ તે, અને તે જ આત્મા છે, શ્રુતિમાં પણ વિજ્ઞાનને મનથી શ્રેષ્ઠ કહ્યુ છે, માટે વિજ્ઞાન જ આત્મા છે. ૬૯

અવતરણિકા–વિજ્ઞાન અને મનની કાર્યકારણતામાં આશંકા થવાથી, તેનુ સમાધાન કરે છે; અને 'હું–પણા'ની વૃત્તિ અને 'આ–પણા'ની વૃત્તિની કાર્યકારણતા દર્શાવે છે, તથા વિજ્ઞાનના ક્ષણિકપણામા અનુભવનું પ્રમાણ આપી, 'વિજ્ઞાન આત્મા છે,' એ વિષયમાં વેદનુ પ્રમાણ ક્ષણિકવાદીઓ કેવું આપે છે, તે પણ કહે છે.

अहंवृत्तिरिदंवृत्तिरित्यंतःकरणं द्विधा ।
विज्ञानं स्यादहंवृत्तिरिदंवृत्तिर्मनो भवेत् ७०
अहंप्रत्ययबीजत्वमिदंवृत्तेरिति स्फुटम् ।
अविदित्वा स्वमात्मानं बाह्यं वेत्ति न तु क्वचित् ॥ ७१ ॥

क्षणे क्षणे जन्मनाशावहंवृत्तेर्मितौ यतः ।
विज्ञानं क्षणिकं तेन स्वप्रकाशं स्वतो मितेः
विज्ञानमयकोशोऽयं जीव इत्यागमा जगुः ।
सर्वसंसार एतस्य जन्मनाशसुखादिकः ७२

શબ્દાર્થ–'અહંવૃત્તિ' અને 'ઇદંવૃત્તિ,' 'હું–પણ' અને 'આ–પણું,' એવી રીતે અંતઃકરણ

બે પ્રકારનું છે. તેમાં અહંવૃત્તિ વિજ્ઞાન છે, અને ઈદંવૃત્તિ મન છે. ઈદંવૃત્તિ બીજ અહંવૃત્તિ છે, આ વાત સ્પષ્ટ છે. પુરુષ પોતાના આત્મસ્વરૂપને જાણ્યા વિના કોઈ કાળે બાહ્ય (અનાત્મ) વસ્તુને જાણતો નથી. જે કારણથી અહંવૃત્તિની ક્ષણક્ષણમાં ઉત્પત્તિ અને ક્ષણક્ષણમાં નાશ જાણવામાં આવે છે, તે કારણથી વિજ્ઞાન ક્ષણિક છે; અને તે વિજ્ઞાન પોતાની મેળે પ્રમાનો વિષય હોવાથી સ્વપ્રકાશ છે. એ વિજ્ઞાનમય કોશ જીવ છે, અને જન્મ, મરણ તથા સુખ આદિરૂપ સર્વ સંસાર, એ વિજ્ઞાનમય કોશને વિષે છે, એમ વેદો કહે છે. ૭૦-૭૩

## ચન્દ્રકાન્ત વિવરણ

મન આત્મવાદી-અંતઃકરણના બે ભેદ છે. વિજ્ઞાન અને મન વિજ્ઞાન અને મન એ બે મળી એક અંતઃકરણ કહેવાય છે. એવી રીતે તેમની એકતા છતાં વિજ્ઞાન અને મનને કાર્યકારણતા છે, એમ કેમ તું કહે છે ?

ક્ષણિકવાદી-યદ્યપિ વિજ્ઞાન અને મન, એમ અંતઃકરણના ભેદ છે, અને બન્ને મળી એક અંતઃકરણ કહેવાય છે, તથાપિ વિજ્ઞાન અને મનનો તો ભેદ છે. અંતઃકરણ બે પ્રકારનું છે: એક અહંવૃત્તિ અને બીજી ઇદંવૃત્તિ; એટલે હું-પણું ને આ-પણું અહંવૃત્તિ તે વિજ્ઞાન કહેવાય છે, અને ઇદંવૃત્તિ તે મન કહેવાય છે. એ પ્રમાણે બન્નેનો ભેદ છે, અને તેની કાર્યકારણતા પણ છે. અહંવૃત્તિ સાભાસાંતઃકરણ વૃત્તિનો વિષય છે, એથી અહંવૃત્તિનું વિષયપણું વિજ્ઞાનમાં એટલે બુદ્ધિમાં છે, અને ઇદંવૃત્તિનો વિષય સમીપપણું છે. અત્ર અહંવૃત્તિના વિષયથી ભિન્ન પદાર્થમાત્રમાં ઇદંવૃત્તિની જ પ્રવૃત્તિ થાય છે, તેથી મનને ઇદંવૃત્તિ વિષયરૂપે ગણેલું છે. ૭૦

કોઈ પુરુષ, કોઈ કાળે પણ સ્વસ્વરૂપને જાણ્યા વિના બીજાને જાણતો નથી. 'હું-પણા'ની વૃત્તિના વિષય સ્વસ્વરૂપને પ્રથમ જાણે છે, ને 'આ-પણા'ની વૃત્તિના વિષયરૂપ તથા પોતાથી જુદા પદાર્થને તે પછી જાણે છે. જ્યાંસુધી 'હું-પણા'ની વૃત્તિ ઉત્પન્ન થઈ ન હોય ત્યાં સુધી 'આ-પણા'ની વૃત્તિ ઉત્પન્ન થતી જ નથી. માટે 'આ-પણા'ની વૃત્તિ અને 'હું પણા'ની વૃત્તિની કાર્યકારણતા સ્પષ્ટ જાણવામાં આવે છે. 'આ પણા'ની વૃત્તિ 'કાર્ય છે,' ને 'હું-પણા'ની વૃ કારણ છે. તેથી વિજ્ઞાન અને મન બન્ને ભિ છે, અને વિજ્ઞાન એ મનનું જ કારણ છે. ૭૧

વિજ્ઞાન એટલે બુદ્ધિ. વિજ્ઞાનની ઉત્પત્તિ અ નાશ ક્ષણે ક્ષણે થાય છે, એ અનુભવ સિદ્ધ ઘડીમાં પુણ્ય બુદ્ધિ થાય છે, ને તેનો ક્ષણ નાશ થઇ, તે જ જગે પાપ બુદ્ધિને સ્થાન મ છે એટલા જ માટે એ વિજ્ઞાન ક્ષણિક કહેવા છે. પણ એ વિજ્ઞાન મનથી શ્રેષ્ઠ છે, ને તેથી તે આત્મા છે, અને એ વિજ્ઞાન પોતાની મેળે આત્માનો વિષય છે, તેથી તે સ્વપ્રકાશ છે. ૭

વળી 'तस्माद्वा एतस्मान्मनोमयादन्योऽन्तर आत्मा विज्ञानमयः । એ મનોમય કોશથી બીજો-જૂદો આંતર આત્મા વિજ્ઞાનમય કોશ છે,' એ પ્રમાણે ઉપનિષદમાં 'વિજ્ઞાનમય કોશ આત્મા છે,' એવું વચન પણ છે. ' विज्ञानं यज्ञं तनुते । વિજ્ઞાન યજ્ઞ કરે છે,' એમ બીજી શ્રુતિમાં કહ્યું છે. હવે જો વિજ્ઞાન આત્મા ન હોય તો શ્રુતિમાં વિજ્ઞાનને યજ્ઞ કરવાનું કેમ કહે? કારણ કે, યજ્ઞ કરવો, એ ચેતન આત્માનું કામ છે, માટે 'વિજ્ઞાન આત્મા છે,' એમ સ્પષ્ટ જાણવામાં આવે છે. જન્મ, નાશ અને સુખાદિરૂપ સર્વ સંસાર, એ વિજ્ઞાનરૂપ આત્માને જ છે.

## વિજ્ઞાનવાદીના મતનું ખંડન

ગુરુ-તમે કહી રહ્યા હો તો સાંભળો. વિજ્ઞાન એ આત્મા નથી જ, એમ અમે ખાત્રીપૂર્વક જાણીએ ને માનીએ છિયે ને કહીએ છિયે.

વિજ્ઞાનવાદી-કહો તમારાં કારણો; તે વગર અમે એમ માનીશું નહિ.

ગુરુ-સત્ય કહ્યું. કારણો બહુ છે, અને તેથીજ વિજ્ઞાન આત્મા છે એમ કહેવું અમે અયોગ્ય કહીએ છિયે. સાંભળો. (૧) આત્મા નિત્ય છે, ને વિજ્ઞાન ક્ષણિક છે. (૨) વળી 'મારી બુદ્ધિ તીક્ષ્ણ છે,' 'તારી બુદ્ધિ મંદ છે,' એવી રીતે બુદ્ધિ (વિજ્ઞાન) મમતાનો વિષય છે, તેથી આત્મા વિજ્ઞાનરૂપ નથી, પણ વિજ્ઞાનથી ન્યારો છે. (૩) જાણ કે, બુદ્ધિ તો સર્વ પદાર્થનો નિશ્ચય કરવાવાળી છે, પણ આત્મા તો તે બુદ્ધિનો સાક્ષી છે, માટેજ આત્મા બુદ્ધિથી ન્યારો છે. (૪) એ આત્મા

સ્વપ્રકાશક છે, ને તે જેમ બીજાને પ્રકાશ કરે છે, તેમ બુદ્ધિનો પણ પ્રકાશ કરે છે. બુદ્ધિ પ્રકાશ્ય છે, ને આત્મા પ્રકાશક છે; તેથી જેમ પ્રકાશ્ય ઘટપટાદિક પદાર્થોથી પ્રકાશક દીપ આદિ જુદા છે, તેમ બુદ્ધિથી આત્મા ભિન્ન છે, પણ આત્મા બુદ્ધિરૂપ નથી. (૫) વળી બુદ્ધિ અંતઃકરણનો એક ભેદ છે. જો કે અંતઃકરણ એક જ છે, તથાપિ એ જ અંતઃકરણ નિશ્ચયરૂપ ક્રિયાએ કરી બુદ્ધિ કહેવાય છે, અને સંકલ્પ વિકલ્પ ક્રિયાએ કરીને મન કહેવાય છે. 'હું-પણા'ની વૃત્તિ તે બુદ્ધિ કહેવાય છે, અને 'આ-પણા'ની વૃત્તિ તે મન કહેવાય છે. (૬) અપંચીકૃત મહાભૂતના સત્વગુણે કરીને અંતઃકરણ ઉત્પન્ન થયું છે, તેથી તે ભૌતિક છે, માટે બુદ્ધિ અથવા વિજ્ઞાન પણ ભૌતિક છે; પણ આત્મા ભૌતિક નથી. એટલા માટે વિજ્ઞાન એ આત્મા નથી જ. (૭) આત્માને જો ક્ષણિક માનીએ, તો પૂર્વક્ષણમાં કરેલાં કાર્યનું ઉત્તરક્ષણમાં સ્મરણ થશે નહિ; કારણ કે કાર્ય કરતી વખતે જે આત્મા હતો, તે આત્માનો તો ક્ષણિકપણાથી નાશ થયો, ને ઉત્તરક્ષણમાં તો બીજો જ આત્મા આવી બેઠો, તેને પૂર્વક્ષણનું સ્મરણ ક્યાંથી રહેશે? બીજાએ અનુભવેલાં કાર્યનું બીજાને સ્મરણ થાય નહિ, એવો સુદૃઢ નિયમ છે.

વિજ્ઞાનવાદી–હે વેદાન્ત પ્રતિપાદક! તું યથાર્થ સમજતો નથી, તેથી આમ કહે છે. પહેલું વિજ્ઞાન બીજાં વિજ્ઞાનની ઉત્પત્તિ થતાં નાશ પામે છે. ને બીજું વિજ્ઞાન ત્રીજા વિજ્ઞાનની ઉત્પત્તિ થતાં નાશ પામે છે, એવી રીતે પૂર્વપૂર્વ વિજ્ઞાન ઉત્તરોત્તર વિજ્ઞાનનું કારણ છે, તે શું તને નથી સમજાતું? જલપ્રવાહની પેઠે વિજ્ઞાનની ધારા વહ્યા કરે છે, તેમ તેનો સસ્કાર પણ રહ્યા કરે છે, તેથી પૂર્વક્ષણમાં કરેલાં કાર્યનું ઉત્તરક્ષણમાં સ્મરણ થવામાં કશો વિરોધ મને તો જણાતો નથી.

ગુરુ–તું જગતને ક્ષણિક માને છે અને વિજ્ઞાનરૂપ માને છે, તથા વિજ્ઞાનને નિર્વિશેષ માને છે, તેથી જો વિજ્ઞાનને સંસ્કારવાળું માનશે તો વિજ્ઞાન સવિશેષ થવાથી તારા કહેવામાં વિરોધ આવશે. વળી સંસ્કારને વિજ્ઞાનથી જૂદા માનવામાં, તારા સિદ્ધાંતમાં વિરોધ આવે છે, અને એક માનવામાં આત્માશ્રય દોષ આવે છે.

'आत्मानं रथिनं विद्धि शरीरं रथमेव च।
बुद्धिं तु सारथिं विद्धि मनः प्रग्रहमेव च ॥

આત્માને રથી જાણ, શરીરને રથ જાણ, બુદ્ધિને સારથિ જાણ, અને મનને લગામ જાણ, ઇન્દ્રિયોને અશ્વ જાણ, અને રૂપાદિક વિષયો તે અશ્વરૂપ ઇન્દ્રિયોનો ફરવાનો માર્ગ છે, અને શરીર ઇન્દ્રિય મનવડે યુક્ત આત્માને ભોક્તા (સંસારી) જાણ.' એ પ્રમાણે કઠોપનિષદ્‌માં આત્માને બુદ્ધિથી જૂદો કહ્યો છે, તેથી કોઈ પ્રકારે પણ વિજ્ઞાન એ આત્મા છે, એમ સિદ્ધ થતું નથી.

વિજ્ઞાનવાદી–ત્યારે શ્રુતિમાં વિજ્ઞાનમય કોશને આત્મા કહ્યો છે, તેનું કારણ શું?

ગુરુ—અન્નમય અને પ્રાણમયાદિ કોશને આત્મપણું કહેવાવાળી શ્રુતિનાં જે જે કારણો છે, તે જ વિજ્ઞાનમય કોશને આત્મા કહેવાવાળી શ્રુતિનાં કારણો સમજી લે. કારણ એ જ કે, અધિષ્ઠાન બ્રહ્મનો બોધ થવા માટે જેમ અન્નમયાદિ કોશને આત્મા કહ્યો છે, તેમ વિજ્ઞાનમય કોશને પણ અધિષ્ઠાન બ્રહ્મનો બોધ થવા માટે આત્મા કહ્યો છે. ૭૩

### ૬ શૂન્યાત્મવાદી અથવા માધ્યમિકનું મત

અવતરણિકા–શૂન્યાત્મવાદી નામે એક વધુ ભેદ છે; તેઓનો મત શો છે, ને તેઓ શ્રુતિવચનનું કેવું પ્રમાણ આપે છે તે કહી, જગત્ વિષયમાં થયેલી શંકાનું તે કેમ સમાધાન કરે છે, તે કહે છે. એ શૂન્યવાદી પણ બૌદ્ધનો એક ભેદ છે, ને તેને માધ્યમિક કહે છે.

**विज्ञानं क्षणिकं नात्मा विद्युदभ्रनिमेषवत्।**
**अन्यस्यानुपलब्धत्वाच्छून्यं माध्यमिका जगुः ॥ ७४ ॥**

**असदेवेदमित्यादाविदमेव श्रुतं ततः।**
**ज्ञानज्ञेयात्मकं सर्वं जगद्भ्रांतिप्रकल्पितम्॥७५**

શબ્દાર્થ–વિજળી, વાદળાં અને નિમેષ (પાંપણના પલકારા)ની પેઠે, વિજ્ઞાન ક્ષણિક છે, માટે તે આત્મા નથી; અને તે વિના બીજો કોઈ આત્મા પ્રતીત થતો નથી માટે, શૂન્ય જ આત્મા છે, એમ માધ્યમિકો અથવા શૂન્યવા-

દીએ કહે છે. આ જગત્ અગ્રે અસત્ હતું, ઇત્યાદિ શ્રુતિમાં શૂન્ય જ સાંભળવામાં આવે છે, અને જ્ઞાનરૂપ તથા જ્ઞેયરૂપ સર્વ જગત્, ભ્રાંતિએ કરીને શૂન્યમાં જ કલ્પેલું છે. ૭૪–૭૫

## ચન્દ્રકાન્ત વિવરણ

શૂન્યવાદી—જો કે અનેક મતવાળાઓ અમારા વિચારથી વિરુદ્ધ છે, પણ અમે જ ખરા છીએ. અમે બૌદ્ધમાંના એક છીએ ને અમને માધ્યમિક કહે છે. અમારો મત સાંભળો, અને તે જ સત્ય છે, એમ નિશ્ચય થશે. આત્મા તથા આત્માથી જૂદી સર્વ વસ્તુ શૂન્યમય જ છે, અને એ શૂન્ય જ, સર્વનું બીજરૂપ હોવાથી પરમ તત્ત્વ છે. જેમ વિજળી ક્ષણિક છે, માટે તે આત્મા નથી, વાદળાં ક્ષણિક છે, માટે તે આત્મા નથી, અને નિમેષ ક્ષણિક છે માટે તે આત્મા નથી, તેમ વિજ્ઞાન ક્ષણિક છે, માટે તે પણ આત્મા નથી, એ સત્ય જ છે રે આત્મા ક્ષણિક નથી, પણ નિત્ય છે, ત્યારે નિત્ય શું છે? નિત્ય તો એક શૂન્ય જ છે. શૂન્યથી જૂદી બીજી કોઇની પણ પ્રતીતિ થતી નથી જો શૂન્ય વિના બીજી વસ્તુ હોય તો તે પ્રતીત થવી જોઇએ. પણ તેવી કોઇ પણ વસ્તુ નથી, તેથી શૂન્ય જ આત્મા છે.

असदेवेदमग्र आसीत्। 'અગ્રે એટલે સૃષ્ટિ પહેલાં આ સર્વ જગત્ શૂન્ય હતું,' ઇત્યાદિ શ્રુતિમાં શૂન્યની અવશેષતા કહી છે, તેથી શૂન્ય આત્મા છે એ નક્કી જ, નક્કી!!

વિજ્ઞાનવાદી—રે શૂન્યવાદી! તારા શૂન્યને આત્મા માનવાથી જ્ઞાતારૂપ અને જ્ઞેયરૂપ જગતની ઉત્પત્તિ થતી નથી, કારણ કે, જગત્ તો શૂન્ય નથી હવે જો સૃષ્ટિની પૂર્વે અવશિષ્ટ શૂન્ય હોય, તો શૂન્યથી જગત્ કેમ ઉત્પન્ન થઈ શકે?

શૂન્યવાદી—એમાં મોટી શી વાત છે? રે ભલા માણસ! જેમ ભ્રાંતિએ કરીને આ દોરડીમાં સાપ જણાય છે, તેમ ભ્રાંતિએ કરીને જ્ઞાતારૂપ અને જ્ઞેયરૂપ સર્વ જગત્ શૂન્યમાં જણાય છે. જેમ દોરડીમાં ભ્રાંતિએ કરીને જણાતો સર્પ મિથ્યા છે, અને દોરડી જ સાચી છે, તેમ શૂન્યમાં ભ્રાંતિએ કરીને જણાતું જગત્ મિથ્યા છે, અને શૂન્ય જ સાચું છે. સૃષ્ટિ પૂર્વે શૂન્ય જ હતું, તેમાં આ જગત્ ભ્રાંતિએ કરીને ઉત્પન્ન થયું છે; એવી રીતે જગતની ઉત્પત્તિ થઈ શકે છે. માટે 'શૂન્ય આત્મા છે' એમ માનવામાં શી હાનિ છે? કંઈ પણ નથી.

### શૂન્ય આત્મવાદીના મતનું ખંડન

ગુરુ—ઓ શૂન્યવાદી! એમ ગભરાયલા વિજ્ઞાનવાદીને ભૂલાવામાં ન નાંખ. તારો મત કેવળ અસંગત જ છે; કારણ કે 'असदेवेदं०' એ શ્રુતિનું તાત્પર્ય શૂન્યતાના પ્રતિપાદનમાં નથી, પણ અવ્યાકૃતપણાનું પ્રતિપાદન કરે છે; એટલે 'સૃષ્ટિ પૂર્વે આ સર્વ જગત્ અસત્ એટલે અવ્યાકૃત કહેતાં નામ તથા રૂપના વ્યાકરણ વિનાનું હતું' 'असदेवेदं०।' એ વાક્યની આગળ, 'ततो वै सदजायत। તે અવ્યાકૃતથી સત્ કહેતાં વ્યાકૃત એવું જગત્ ઉત્પન્ન થયું,' એ વાક્ય છે, તેનો તું કેમ વિચાર કરતો નથી? અસત્ શબ્દનો અર્થ અવ્યાકૃત માન, ને સત્ શબ્દનો અર્થ વ્યાકૃત માન, એટલે તારો સંદેહ મટશે. વળી શૂન્યમાં ભ્રાંતિએ કરીને જગતની કલ્પના કરેલી છે, એમ જે તું કહે છે, તે પણ અયોગ્ય જ છે; કારણ કે શૂન્યમાં તે કિયા મૂઢને ભ્રાંતિ થાય? શૂન્ય તે શૂન્ય જ! એથી શૂન્ય આત્મા સંભવતો જ નથી. કહે, શૂન્યનો કોઈ સાક્ષી છે કે નહિ?

શૂન્યવાદી—હા, શૂન્યનો સાક્ષી છે.

ગુરુ—શૂન્યનો સાક્ષી શૂન્ય જ છે કે અન્ય છે?

શૂન્યવાદી—શૂન્યનો સાક્ષી શૂન્ય પોતે જ, બીજો તે કોણ હોય?

ગુરુ—(ઉપહાસ કરી) ન જ હોય. જૂઠાનો સાક્ષી જૂઠા વિના બીજો ન જ હોય! પણ નિયમ છે કે, સાક્ષ્યથી સાક્ષી ન્યારો હોય છે, ને પોતે પોતાનો સાક્ષી હોતો નથી. તેથી 'શૂન્યનો સાક્ષી શૂન્ય પોતે છે,' એમ તારુ કહેવું કેવળ ખોટું છે.

શૂન્યવાદી—ત્યારે અમે 'શૂન્યનો સાક્ષી શૂન્યથી બીજો કોઈ છે,' એમ માનીશું તો શી હરકત છે!

ગુરુ—(ઉપહાસપૂર્વક) હરકત શી? જૂઠાનો સાક્ષી એક જૂઠો નહિ, તો બીજો જૂઠો. તે જૂઠા વગર બીજો કોણ છે? 'જો તું શૂન્યનો સાક્ષી શૂન્યથી બીજો છે,' એમ માનશે, તો ઉપલા શ્લોકમાં 'अन्यस्यानुपलम्भत्वात्। બીજા કોઇની પ્રતીતિ થતી નથી,' એમ કહ્યું છે તેનો વિરોધ આવે છે, તેનું તને ભાન છે? એ તો 'બકરું કાઢતાં

ઉંટ પેસે' જેવું થાય છે; કેમકે, જગત્પ્રસિદ્ધ વાતના વિરોધરૂપ દોષને દૂર કરવા જતાં, પોતાના કથનના વિરોધરૂપ મોટો દોષ આવ્યો, તે ન સમજે તે મૂઢ જ. (પ્રથમ પક્ષ)

શૂન્યવાદી–ત્યારે શૂન્યનો કોઈ સાક્ષી નથી એમ માનીશું; એમ માનવામાં તો કંઈ દોષ નથીને?

ગુરુ–તારું પાંડિત્ય બહુ મોટું છે! તારા પાંડિત્યનો અવધિ નથી! કેમકે વૃક્ષની શાખાનું રક્ષણ કરવા જતાં, મૂળ સહિત વૃક્ષ કાઢી નાંખ્યા જેવું તેં તો કર્યું. સાક્ષી વિના કોઈ પણ પદાર્થની સિદ્ધિ થતી નથી, તે તું જાણતો નથી? જ્યારે શૂન્યનો સાક્ષી કોઈ પણ નહિ હોય ત્યારે શૂન્ય જ સિદ્ધ કેમ થશે? પોતાના કહેવાનો વિરોધ દૂર કરવા જતાં, કહેવાનું મૂલ શૂન્ય જ અસિદ્ધ થઈ ગયું, તેટલું તું સમજે તો બસ. (દ્વિતીય પક્ષ)

શૂન્યવાદી–જેમ તમે આત્માને સ્વપ્રકાશ માનો છો, તેમ અમે પણ શૂન્યને સ્વપ્રકાશ માનીએ છિયે, તેથી શૂન્યના સાક્ષીની ફરી પણ આવશ્યકતા નથી.

ગુરુ–શૂન્ય, અને વળી સ્વપ્રકાશ! વાહ વાહ! એ તો પરસ્પર વિરુદ્ધ જ કહ્યું. અંધકાર, અને તે વળી ઝળહળતો! ભાઈ! તેં ઠીક કહ્યું. કોયલા જેવું સુવર્ણ, તેના જેવું જ તું બોલ્યો. પણ સૂર્ય, દીપ આદિ પદાર્થો સ્વસ્વરૂપ છે, તેથી તેની સ્વપ્રકાશતા સંભવે છે. તેમ શૂન્ય સ્વસ્વરૂપ પદાર્થ પણ નિઃસ્વરૂપ છે, તેથી તેની સ્વપ્રકાશતા સંભવતી નથી. આ કારણથી 'શૂન્ય, સ્વપ્રકાશ છે,' એ કહેવું પણ અસંગત છે. (તૃતીય પક્ષ)

શૂન્યવાદી–ત્યારે તમે આત્માને સ્વપ્રકાશ કેમ માનો છો?

ગુરુ–આત્મા તો સ્વસ્વરૂપ પદાર્થ છે. 'अस्तीत्येवोपलब्धव्यः०। આત્મા છે, એ પ્રમાણે તેને ગ્રહણ કરવો.' 'सदेव सोम्येदमग्र आसीत्। હે સૌમ્ય! અગ્રે આ સર્વ જગત્ સદ્રૂપ હતું,' ઇત્યાદિ શ્રુતિઓમાં આત્માનો સદ્ભાવ કહ્યો છે. હવે ઘટપટાદિ પદાર્થો જાણવા માટે સૂર્યાદિ તેજ તથા ચક્ષુ આદિ ઇંદ્રિયોની આવશ્યકતા છે; પણ આત્માને જાણવા માટે કોઈની પણ આવશ્યકતા નથી. જાગ્રદવસ્થામાં અને સ્વપ્નાવસ્થામાં ઇંદ્રિયો તથા મન આદિક સાધનો જાણવા માટે હોય છે; પરંતુ સુષુપ્તિ તથા સમાધિમાં કોઇ પણ સાધન હોતું નથી; તથાપિ સુઈ ઉઠ્યા પછી, 'હું સુખેથી સુતો હતો,' 'હું સુખેથી સમાધિમાં હતો,' એવી રીતે સુષુપ્તિમાં તથા સમાધિમાંથી પાછા ઉઠ્યા તે દશામાં તે સમયના સુખનો એક સાક્ષી છે, ને તે આત્મા જ છે. બીજા પદાર્થના જ્ઞાન માટે આત્માની અપેક્ષા છે, પણ આત્માના જ્ઞાન માટે બીજાની અપેક્ષા રહેતી નથી; તેથી આત્મા સ્વપ્રકાશ છે, એમ સિદ્ધ થાય છે. પણ તારા શૂન્યમાં તો ભ્રાંતિ થવીએ સંભવતી નથી; કેમકે આધાર કે અધિષ્ઠાન જ નથી, ને અધિષ્ઠાન વિના ભ્રાંતિ થતી નથી. જો અધિષ્ઠાન વિના ભ્રાંતિ થતી હોય તો દોરડી, માળા આદિ સમાન પદાર્થ વિના પણ સાપની ભ્રાંતિ થાય, અને જો તેમ હોય તો સર્વદા સર્વત્ર ભ્રાંતિ જ ભ્રાંતિ, પણ નિશ્ચય જ નહિ. માટે શૂન્યમાં ભ્રાંતિને લીધે કલ્પિત જગત્ છે, એમ કહેવું અનુચિત છે. એ સર્વથી તારી ખાતરજમા થવી જોઇએ કે, શૂન્યનું આત્મપણું કોઇ પણ પ્રકારે નથી. ૭૪-૭૫

અવતરણિકા–શૂન્યવાદીના મતમાં દોષ આપીને અદ્વૈતવાદી ગુરુ, પોતાનું શ્રુતિસિદ્ધ મત કહે છે, અને આત્મા કોણ છે તે કહે છે.

निरधिष्ठानविभ्रांतेरभावादात्मनोऽस्तिता।
शून्यस्यापिससाक्षित्वादन्यथानोक्तिरस्तते
अन्यो विज्ञानमयत आनंदमय आंतरः।
अस्तीत्येवोपलब्धव्य इति वैदिकदर्शनम् ७७

શબ્દાર્થ–અધિષ્ઠાન વિનાની ભ્રાંતિ હોય નહિ, તેથી આત્માનું અસ્તિત્વ સ્વીકારવું પડશે; કારણ કે શૂન્ય પણ આત્મારૂપી સાક્ષીવાળું છે (અર્થાત્ શૂન્યવાદીને પણ સાક્ષી તરીકે આત્મા સ્વીકારવો પડશે). જો તે આત્માને સ્વીકારશે નહિ તો (તારા) માધ્યમિકના મતમાં 'આ શૂન્ય છે' એવું કહેવું સિદ્ધ થશે નહિ. વિજ્ઞાનમયથી બીજો અંદરનો આનંદમય આત્મા છે; તે 'છે', એ પ્રકારે જાણવા યોગ્ય છે, આવો વૈદિક સિદ્ધાંત છે. ૭૬-૭૭

## ચન્દ્રકાન્ત વિવરણ

### શૂન્યવાદમાં દોષ

શૂન્યને આત્મા માનવાથી જગતની કોઈ પણ ગતિ થતી નથી. જગતનું કોઈ પણ કારણ તો

માનવું જ જોઇએ; કેમકે, કારણ વિના કાર્યની ઉત્પત્તિ થતી નથી, એવી રીતિ છે. શૂન્યને તો જગતનું કારણ માની શકાય નહિ; કેમકે, શૂન્યનો તો અભાવ જ છે, તેથી જગતની ગતિ (મોક્ષ) માટે તે કલ્પનાના અધિષ્ઠાન માટે આત્માની સત્તા સ્વીકારવી જોઇએ. વળી તારે શૂન્યના સાક્ષી માટે આત્મા સ્વીકારવો જ પડશે.

શૂન્યવાદી–અમને આત્માની આવશ્યકતા નથી, તેનું કેમ?

ગુરુ–જો તું આત્મા નહિ સ્વીકારશે તો 'શૂન્ય છે' એમ તારુ માધ્યમિકનું જે કહેવું છે, તે સિદ્ધ થશે નહિ; સાક્ષી વિના પદાર્થની સિદ્ધિ થતી જ નથી. ૭૬

**આનંદસ્વરૂપ અથવા આનંદમય આત્મા છે**

સર્વ મતવાળા–ત્યારે આત્મા કોણ છે?

ગુરુ–'तस्माद्वा एतस्माद्विज्ञानमयादन्योऽन्तर आत्माऽऽनन्दमयः। એ વિજ્ઞાનમયથી જૂદો આંતર આનંદમય આત્મા છે.'* 'अस्तीत्येवोपलब्धव्यस्तत्त्वभावेन। આત્મા 'છે' એ પ્રમાણે પરમાર્થરૂપે કરીને જાણવાયોગ છે,' ઇત્યાદિ અનેક શ્રુતિઓમાં આત્માનો સદ્‌ભાવ કહ્યો છે, તેથી 'આનંદમય આત્મા છે,' એવો વૈદિક સિદ્ધાંત છે. રહસ્ય એ છે કે,–સ્થૂલ દેહ આત્મા નથી; કારણ કે તે વિનાશી છે, અને આત્મા અવિનાશી છે. ઇંદ્રિય આત્મા નથી, કેમકે ચક્ષુરાદિ ઇંદ્રિયોનો નાશ થયા છતાં પણ પ્રાણી જીવે છે. જો ઇંદ્રિય આત્મા હોય તો તેનો નાશ થવાથી પ્રાણીનો નાશ થવો જોઇએ. પ્રાણ આત્મા નથી; કારણ કે પ્રાણ જડ છે, અને આત્મા ચેતન છે. તેમ મન આત્મા નથી; કેમકે મન વિકારી છે, અને આત્મા અવિકારી છે. વિજ્ઞાન આત્મા નથી, કેમકે વિજ્ઞાનનો સુષુપ્તિ અવસ્થામાં લય થાય છે ને આત્માનો તો જાગ્રત્, સ્વપ્ન કે સુષુપ્તિ કોઈ પણ અવસ્થામાં લય થતો નથી. શૂન્ય આત્મા નથી, કારણ કે શૂન્યના સાક્ષી માટે અન્યની અપેક્ષા છે. માટે, જેની સત્તાનું શ્રુતિમાં પ્રતિપાદન કર્યું છે, ને જે 'अस्ति' એટલે 'છે' એ પ્રકારે જા[ણવા] યોગ્ય વિષય છે, તે આનંદમય આત્મા છે.

* આનંદમય કોશ જ આત્મા છે, એવું આધુનિક કાલમાં વૈષ્ણવાચાર્ય વલ્લભાચાર્યનું મત છે. પૂર્વે નૈયાયિક પ્રભાકર અને ભટ્ટ ભાસ્કર વગેરેનો પણ એવો જ મત હતો. —ન. ઈ. દેસાઈ.

### (૨) આત્માના પરિમાણના મતભેદ
(૭૮–૮૬; ૯ શ્લોકો)

અવતરણિકા–એ પ્રમાણે આત્મા વિ[ષે] વિ[વિધ] મતવાળાઓનાં મતનું નિરૂપણ કર્યા પછી આ[ત્માના] પરિમાણમાં જૂદા જૂદા મતવાળાઓનાં કેવાં [મત] છે, તે કહે છે.

अणुर्महान्मध्यमो वेत्येवं तत्रापि वादिनः।
बहुधा विवदंते हि श्रुतियुक्तिसमाश्रयात्॥

શબ્દાર્થ–આત્મા અણુ છે, મહાન્ છે, મધ્યમ પરિમાણવાળો છે, એવી રીતે આત્મા[ના] પરિમાણમાં પણ વાદીઓ શ્રુતિ અને યુક્તિ[ના] આશ્રયથી ઘણો વિવાદ કરે છે. ૭૮

## ચન્દ્રકાન્ત વિવરણ

### (૧) ત્રિવિધ પરિમાણનું સાધારણ કથન

હવે ગુરુ, પાછા પોતાના સુશિષ્યને સંબોધી કહે છે.–હે શિષ્ય! આત્મા કેવો છે, એ સ[ંબંધમાં] જૂદા જૂદા મતવાળાઓ, આત્માના પરિમાણ[માં] પણ, 'આત્મા અણુપરિમાણવાળો છે,' 'આ[ત્મા] મહત્પરિમાણવાળો છે' ને 'આત્મા મધ્યમપ[રિ]માણવાળો છે,' એ પ્રમાણે, શ્રુતિઓ અ[ને] યુક્તિઓનો આધાર લઇ લઇને, બહુ બહુ પ્ર[કારે] વિવાદ કરે છે. ૭૮

### (૨) અણુપરિમાણવાદી અથવા આંતરાલનું મત

અવતરણિકા–અણુપરિમાણવાળો આત્મા છે [એમ] 'આંતરાલ*' નામના એક મતવાળાઓનું મત છે, તેઓ શ્રુતિવચનનું પ્રમાણ આપીને કહે છે.

अणुं वदंत्यांतरालाः सूक्ष्मनाडीप्रचारत[ः।]
रोम्णः सहस्रभागेन तुल्यासु प्रचरत्ययम्[॥]
अणोरणीयानेपोऽणुः सूक्ष्मात्सूक्ष्मतरं त्वि[ति।]
अणुत्वमाहुः श्रुतयः शतशोऽथ सहस्रशः[॥]
वालाग्रशतभागस्य शतधा कल्पितस्य च[।]
भागो जीवः स विज्ञेय इति चाहापरा श्रु[तिः॥]

* આ લોકો આસ્તિક અને નાસ્તિકના મધ્ય[માં] છે, માટે તે ત્રિશંકુ પેરે આંતરાલ કહેવાય છે.

શબ્દાર્થ-આંતરાલો (અણુપરિમાણવાદીઓ) આત્માનો સૂક્ષ્મનાડીમાં પ્રચાર હોવાથી, આત્મા અણુપરિમાણવાળો છે એમ કહે છે; કેમકે આ આત્મા રુંવાડાના હજારમા ભાગ જેવી સૂક્ષ્મ નાડીઓમાં સંચાર કરે છે. આ આત્મા અણુથી પણ અણુતર છે; વળી અણુ એવો એ આત્મા સૂક્ષ્મથી પણ સૂક્ષ્મતર છે. આ પ્રકારે સેંકડો અને હજારો શ્રુતિઓ આત્માનું અણુત્વ કહે છે. વાળના છેડાના સો વિભાગ કરીએ, અને તેના સોમા વિભાગના પણ સો વિભાગ કરીએ, તેમાંના એક ભાગ જેવડો સૂક્ષ્મ આત્મા છે, એમ જાણવું. આ રીતે બીજી શ્રુતિ પણ આત્માનું અણુપણું કહે છે. ૭૯-૮૧

## ચન્દ્રકાન્ત વિવરણ

આંતરાલ નામના એક મતવાળા છે. તેઓ અણુપરિમાણવાદીઓ છે. તેઓ આત્મા અણુપરિમાણવાળો એટલે અણુ જેટલો છે, એમ કહે છે.

આંતરાલ કહે છે.-નિઃસંદેહ આત્મા અણુ પરિમાણવાળો છે. કેમકે, રોમના હજારમા ભાગની સમાન સૂક્ષ્મ નાડીઓમાં પણ આત્મા સંચરે છે, જો આત્મા સૂક્ષ્મ ન હોય તો તેવી સૂક્ષ્મ નાડીઓમાં તેનો સંચાર કેમ થઇ શકે? જાળિયામાંથી પડતા સૂર્યના પ્રકાશમાં જે રજનાં કણ જોવામાં આવે છે, તે રજઃકણના છઠ્ઠા ભાગનું નામ પરમાણુ છે. એ પરમાણુનું પરિમાણ અણુ છે. તે અતિ સૂક્ષ્મ છે. તે પરમાણુના જેવડો આ આત્મા છે. જેથી તે અતિ સૂક્ષ્મ નાડીઓમાં પણ સંચાર કરી શકે છે. કઠોપનિષદ્‌માં કહ્યું છે કે, 'अणोरणीयान्। આત્મા અણુથી પણ અણુ છે.' મુંડકોપનિષદ્‌માં કહ્યું છે કે, 'एषोऽणुरात्मा चेतसा वेदितव्यः। આ આત્મા અણુ છે, તેને ચિત્તે કરીને જાણવો.' કૈવલ્યોપનિષદ્‌માં કહ્યું છે કે, 'सूक्ष्मात्सूक्ष्मतरं नित्यम्। સૂક્ષ્મથી પણ સૂક્ષ્મ છે અને નિત્ય છે.' ઇત્યાદિ સેંકડો ને હજારો શ્રુતિઓ આત્માનું અણુપણું કહે છે, તેથી આત્મા અણુપરિમાણવાળો છે, એવો અમારો નિશ્ચય છે. ૭૯-૮૦

બીજી શ્રુતિમાં 'વાળના અગ્રભાગના દશ હજારમા ભાગ જેવો સૂક્ષ્મ જીવ છે,' એમ કહ્યું છે; તેથી આત્મા અણુ છે, એમ સ્પષ્ટ જણાવામાં આવે છે.

## આત્મા અણુપરિમાણવાળો છે-એ મતમાં દોષ

ગુરુ-અણુ જેવડું આત્માનું રૂપ કલ્પનારા હે આંતરાલ! તું કહે છે, તે કેવળ જ અસંગત છે; કારણ કે આત્માને જો અણુ માનીએ તો એક જ કાળમાં પગમાં ને મસ્તકમાં થતાં સુખદુઃખાદિકોનો અનુભવ થવો ન જોઇએ; એક જ વખતે હાથમાં લેવાની અને પગમાં ચાલવાની શક્તિ ન હોવી જોઇએ; નેત્રાદિ ઇંદ્રિયો પણ એક જ કાળમાં પોતાનું કાર્ય કરી શકે નહિ; કારણ કે આત્મા તો અણુ જેવડો છે, તેથી જે ઇંદ્રિયમાં આત્મા હશે, તે ઇંદ્રિય પોતાનું કાર્ય કરી શકશે; પણ તેનાથી રહિત બીજી ઇંદ્રિયો પોતાનું કાર્ય કરી શકશે નહિ.

આંતરાલ-હે વેદાંતી! તને સમજણ નથી, તેથી તું આત્માનું સ્વરૂપ જાણતો નથી; પણ જેમ પુષ્પાદિક એક સ્થળમાં હોય છે, તથાપિ તેનો ગંધ બહુ સ્થળમાં પ્રસરે છે, તેમ આત્મા અણુ છે, તો પણ તેનો જ્ઞાનરૂપ ગુણ આખા શરીરમાં પ્રસરે છે. તેથી, એક જ કાળમાં પગમાં તથા મસ્તકમાં સુખદુઃખાદિકનો અનુભવ થવામાં અને એક જ વખતે સર્વ ઇંદ્રિયોને પોતપોતાનાં કાર્ય કરવામાં કશી અડચણ આવતી નથી.

ગુરુ-પુષ્પાદિકના ગંધનો બહુ સ્થળમાં પ્રસાર કરવાવાળો તો વાયુ છે, અને તેના ગંધનો સ્વતઃ કંઈ પ્રસાર થતો નથી. વળી જે દિશામાં વાયુની ગતિ હોય, તે દિશામાં જ ગંધનો પ્રસાર થાય છે, પરંતુ બીજી દિશામાં તો, પાસેના ભાગમાં પણ, તે ગંધનો પ્રસાર થતો અનુભવમાં આવતો નથી. વળી વાયુનો પ્રસાર અતિ મંદ હોય તો કોઈ પણ દિશામાં ગંધનો પ્રસાર થતો નથી. એમ ગંધનો બહુ સ્થળમાં પ્રસાર થવો નિયમિત નથી. જો આત્માના ગુણને પણ પુષ્પાદિકના ગંધની પેઠે માનીએ, તો આત્માના ગુણનો પ્રસાર બીજાને અધીન માનવો જોઇએ, તેમ અનિયત પણ માનવો જોઇએ. જો આત્માના ગુણનો પ્રસાર અન્યાધીન તથા અનિયત માનીએ તો, ઉપર વર્ણવેલા દોષનો પૂર્ણ પરિહાર થશે નહિ; કારણ કે જે વખતે આત્માના ગુણનો

પ્રસાર, કોઈ કારણવશાથી નહીં થયો હોય, તે વખતે ચરણમાં અને મસ્તકમાં, એક જ સમયે, પીડાદિકનો અનુભવ થશે નહિ તેમ જ સર્વ ઇંદ્રિયો પોતપોતાનું કાર્ય પણ કરી શકશે નહિ (પ્રથમ પક્ષ)

આંતરાલ–જેમ શરીરના એક ભાગમાં ચોપડવાથી ચંદનની શીતલતા આખા શરીરમાં વ્યાપી જાય છે, તેમ જ શરીરના એક દેશ અથવા ભાગમાં રહેલા અણુરૂપ આત્માનું જ્ઞાન આખા શરીરમાં વ્યાપ્ત થાય છે, એમ સમજવું (બીજો પક્ષ)

ગુરુ–આ પ્રમાણે પણ તારું કથન યોગ્ય નથી; કારણ કે શરીરના એક ભાગમાં ચંદન ચોપડવાથી આખા શરીરમાં વ્યાપી જળના અંશના ઘનીભાવનો ઉદ્બોધ થાય છે, તેથી આખા શરીરમાં શીતળતા લાગે છે, એ શીતળતા ચંદનની નથી, પણ શરીરના જળાંશના ઘનીભાવની છે, તેથી તારો આપેલો દાખલો દાર્ષ્ટાંતમાં ઘટતો નથી માટે એ પક્ષ પણ દૂષિત છે. (બીજો પક્ષ)

આંતરાલ–જેમ દીવો એક સ્થળમાં રહી, ઘરમાં સર્વત્ર પ્રકાશ કરે છે, તેમ અણુ જેવડો આત્મા શરીરના એક ભાગમાં રહી, શરીરમાં સર્વત્ર જ્ઞાનગુણે કરીને પ્રકાશ કરે છે, એમ માનવાથી સર્વ દોષનો પરિહાર થાય છે.

ગુરુ–યદ્યપિ દીવો એક સ્થળમાં રહીને સર્વત્ર પ્રકાશ કરે છે ખરો, તથાપિ તે દીવા માટે તેલ તથા બત્તીની જરૂર છે વળી દીપની ઉત્પત્તિ બીજાને અધીન છે, અને તે સાવયવ છે જો આત્માને દીપની પેઠે માનીશું તો આત્મા પણ બીજાની અપેક્ષાવાળો, 'બીજાને અધીન અને સાવયવ' માનવો પડશે, અને તેથી આત્માના નાશનો પ્રસંગ પ્રાપ્ત થશે એ તો વ્યાજની ઇચ્છાથી આપેલી મૂળ થાપણ ગુમાવવા પેઠે, આત્માના અભાવરૂપ મહાઅનર્થ પ્રાપ્ત થશે, માટે આત્માને અણુ માનવો ઉચિત નથી (ત્રીજો પક્ષ)

### શ્રુતિનું રહસ્ય

આંતરાલ–ત્યારે 'अणोरणीयान्०' ઇત્યાદિ જે શ્રુતિઓ આત્માની અણુતાનું પ્રતિપાદન કરે છે, તેનો અર્થ શો કરશો ?

ગુરુ–જેમ પરમાણુ સૂક્ષ્મ છે, અને ઇંદ્રિયગોચર છે, તેમ આત્મા પણ અતિસૂક્ષ્મ છે અને ઇંદ્રિયાગોચર છે. એવી રીતે આત્માની સૂક્ષ્મતા તથા ઇંદ્રિયાગોચરતાનું બોધન કરવા માટે 'अणोरणीयान्०' ઇત્યાદિ શ્રુતિઓ કહી છે તે કંઈ આત્માની અણુતા પ્રતિપાદન કરવા કહી નથી, પરંતુ આત્માની સૂક્ષ્મતા આદિનો બોધ કરવા કહી છે, કેમ કે, એ શ્રુતિની પાછળ જ કહે છે કે –महतो महीयान्। એટલે આત્મા મોટામાં મોટો છે, એટલે વ્યાપક અને સર્વાનુગત છે શ્રુતિએ આત્માને અણુ જેવો કહ્યો, તે તેનું દુર્જ્ઞેય[ત્વ] જણાવવા માટે છે. ૮૧*

### (૩) મધ્યમપરિમાણવાદી અથવા દિગંબરનું મત

અવતરણિકા–હવે આત્મા શરીર જેવડો જ છે એવો મત ધરાવનારા દિગંબરોનું મત કહે છે, એ શરીર તેવડો આત્મા છે એ યોગ્ય નથી, એમ ... છે ત્યારે તેનો ખુલાસો કરે છે

दिगंबरा मध्यमत्वमाहुरापादमस्तकम्।
चैतन्यव्याप्तिसंदृष्टेरानखाग्रश्रुतेरपि ॥८२
सूक्ष्मनाडीप्रचारस्तु सूक्ष्मैरवयवैर्भवेत्।
स्थूलदेहेऽस्य हस्ताभ्यां कंचुकप्रतिमोकवत्
न्यूनाधिकशरीरेषु प्रवेशोऽपि गमागमैः
आत्मांशानां भवेत्तेन मध्यमत्वं विनिश्चि[तम्]

શબ્દાર્થ–ચરણથી લઈને મસ્તક પર્યંત ચૈતન્યની વ્યાપ્તિ સારી રીતે જોવામાં આવે તેથી, તથા 'નખના અગ્રભાગથી માંડીને' શ્રુતિવચનથી પણ દિગંબરો આત્માને મધ્યપરિમાણવાળો કહે છે. (૮૨) આત્માનો સૂક્ષ્મ નાડીઓમાં પ્રચાર તો, બે હાથથી જેમ અં[ગ]રખામાં સ્થૂલ દેહનો પ્રવેશ થાય છે તેની [પેઠે] સૂક્ષ્મ અવયવે કરીને થાય છે. (૮૩) ન્યૂનાધિક શરીરોમાં આત્માનો પ્રવેશ પણ આત્મા[ના] અંશોના ગમને કરી તેમ જ આગમને કરી થાય છે, તેથી આત્મા મધ્યમ પરિમાણવા[ળો] છે, એમ નિશ્ચિત થાય છે. ૮૪

* અર્વાચીન કાળમાં થયેલા વૈષ્ણવાચાર્ય શ્રી[વલ્લભા]ચાર્ય પણ બીજે જ પ્રકારે આત્માનું અણુત્વ માને [છે]. ન. દ. દ્વ[ષ્ટા]

### ચન્દ્રકાન્ત વિવરણ

દિગંબર-અમે દિગંબર છિયે, અને જૈનમતના એક વિભાગી છિયે અમે આત્માને મધ્યમ પરિમાણવાળો માનીએ છિયે; એટલે શરીર પ્રમાન આત્માને માનીએ છિયે જો શરીર મોટું હોય તો આત્મા મોટો અને નાનું હોય તો નાનો હોય છે. હાથીના શરીરમાં હાથી જેવડો જાડો, મોટો, લાંબો, ચોડો આત્મા છે, અને કીડીના શરીરમાં કીડી જેવડો ઝીણો, નાનો આત્મા છે.

ગુરુ-આત્માના મધ્યમપરિમાણ માનવામાં કોઈ યુક્તિ છે ?

દિગંબર-હા, સર્વે અનુભવેલી પ્રસિદ્ધ યુક્તિ છે. તે એ જ કે, ચરણથી લઇ મસ્તક સુધી ચૈતન્યની વ્યાપ્તિ સ્પષ્ટ જોવામાં આવે છે. ચરણથી તે મસ્તક સુધી ચૈતન્ય વ્યાપ્ત છે, એટલા જ માટે ચરણમાં અને મસ્તકમાં એક કાળે સુખ-દુઃખાદિકનો અનુભવ થાય છે, તેમ એક જ વખતે સર્વ ઇંદ્રિયોથી કાર્ય થઇ શકે છે.

ગુરુ-આત્માના મધ્યમપરિમાણમાં કોઈ પ્રમાણ છે કે?

દિગંબર-હા રે હા. શ્રુતિ પ્રમાણ છે. 'स एष इह प्रविष्ट आनखाग्रेभ्यः । તે આત્મા, આ શરીરમાં નખના અગ્રભાગ પર્યંત પ્રવિષ્ટ-પ્રસરેલો-છે.' તેથી આત્માનુ મધ્યમ પરિમાણ છે, એવો નિશ્ચય થાય છે. ૮૨

ગુરુ-જ્યારે આત્માને મધ્યમ પરિમાણવાળો માનશો ત્યારે સૂક્ષ્મ નાડીઓમાં આત્માનો પ્રચાર કેમ થઈ શકશે ?

દિગંબર-સૂક્ષ્મનાડીઓમાં આત્માનો પ્રચાર ન થવાથી શો બાધ આવશે ?

ગુરુ-જો સૂક્ષ્મ નાડીઓમાં આત્માનો પ્રચાર ન થાય તો મશક આદિ સૂક્ષ્મ જંતુના ડંખનું જ્ઞાન થાય નહિ, ને તમે કહેલી શ્રુતિઓનો વિરોધ આવે.

દિગંબર-જેમ બે હાથ શરીરના અવયવ છે, તે હાથરૂપ અવયવનો અંગરખાની બાંહ્યમાં પ્રવેશ થવાથી, દેહનો તે બાંહ્યમાં પ્રવેશ થયો કહેવાય છે, તેમ આત્માના સૂક્ષ્મ અવયવનો સૂક્ષ્મ નાડીઓમાં પ્રવેશ થાય છે, તેથી સૂક્ષ્મ નાડીઓમાં આત્માનો પ્રવેશ થયો કહેવાય છે; અને તેથી મશકાદિ સૂક્ષ્મ જંતુના ડંખનુ જ્ઞાન થવામાં જરા પણ બાધ નથી, તેમ અમે કહેલી શ્રુતિઓનો વિરોધ પણ આવશે નહિ. ૮૩

### આત્મા મધ્યમ પરિમાણવાળો છે-એમાં દોષ

ગુરુ-જો આત્માનું મધ્યમ પરિમાણ માનશો તો તમારા મતમાં મોટો વિરોધ આવશે જ. આત્માને કર્મે કરી મનુષ્ય, પશુ, પક્ષી, કીટ, પતગ, ભ્રમર આદિના અનેક દેહની પ્રાપ્તિ થાય છે. હવે હાથીના શરીરમાં જે આત્મા છે, તે આત્માને હાથીના શરીરનો ત્યાગ થયા પછી, કર્મે કરીને જ્યારે કીડીનુ શરીર પ્રાપ્ત થશે ત્યારે હાથી જેવડો આત્મા કીડીના શરીરમાં કેમ સમાઈ શકશે ? અને જ્યારે કીડીના શરીરનો ત્યાગ થવાથી હાથીનું શરીર પ્રાપ્ત થશે, ત્યારે તે હાથીના શરીરના કયા ભાગમાં રહેશે ? શું કીડી જેટલા ભાગમાં હાથીના શરીરમાં ચેતનતા રહેશે ? અને તેમ કહેશો તો એ સિદ્ધ થશે કે, સઘળા શરીરમાં ચેતનતા રહેશે નહિ; અને તેથી, એ હાથી ચાલવા આદિ કોઇપણ ક્રિયા કરી શકશે નહિ. એ પ્રમાણે આત્માનું મધ્યમ પરિમાણ માનવામાં અનેક દોષો આવે છે.

દિગંબર-આત્માનું મધ્યમ પરિમાણ નિયત છે; તથાપિ જેમ દેહ ન્યૂનાધિક થાય છે, તેમ આત્મા પણ ન્યૂનાધિક થાય છે. એમ માનવાથી કોઇ પણ દોષ જણાશે નહિ. આત્મા જ્યારે હાથીના શરીરમાંથી નીકળી કીડીના શરીરમાં પ્રવેશ કરશે, ત્યારે આત્માના અંશો ઘટી જશે. તે કીડીના શરીર જેવડો નાનકડો આત્મા બની જશે, ને જ્યારે કીડીના શરીરમાંથી નીકળીને હાથીના શરીરમાં પ્રવેશ કરશે, ત્યારે તે આત્માના અંશો વૃદ્ધિ પામશે; તે વધીને હાથીના શરીર જેવડો મોટો આત્મા બની જશે. એવી રીતે અંશો ઘટવાથી તથા વધવાથી મોટા, જાડા-પાતળા, ઉંચાનીચાં શરીરમાં આત્માના પ્રવેશનો બાધ આવશે નહિ, માટે એમાં અમને તો કંઈ વિરોધ દેખાતો નથી.

ગુરુ-નાના મોટા, ઉંચાનીચા દેહની પ્રાપ્તિમાં તો કર્મ કારણ છે; આત્માના અંશ . . . થવામાં કાંઈપણ કારણ નથી; કારણ કિ[illegible]

પણ કાર્ય ઉત્પન્ન થતું નથી, તેથી કારણ વિના આત્માના અંશ પણ ન્યૂનાધિક થશે નહિ.

દિગંબર–જેમ નાના મોટા દેહની પ્રાપ્તિમાં કર્મ કારણ છે, તેમ આત્માના અંશ ન્યૂનાધિક થવામાં પણ કર્મ જ કારણ છે, એમ જ માનોની; તેથી આત્માના અંશો ન્યૂનાધિક થવામાં કોઈપણ વિરોધ આવશે નહિ, ને તેથી આત્માનું મધ્યમ-પરિમાણ છે, એમ માનવામાં બાધ આવશે નહિ. ૮૪

અવતરણિકા–મધ્યમ પરિમાણવાળા દિગંબરના મતમાં વેદાંતવાદી દોષ જણાવે છે, અને શ્રુતિસિદ્ધ મતના પ્રતિપાદનનો આરંભ કરે છે.

सांशस्य घटवन्नाशो भवत्येव तथा सति।
कृतनाशाकृताभ्यागमयोः को वारको भवेत्

શબ્દાર્થ–આત્માને અવયવવાળો માનીએ તો તેનો ઘટની પેઠે નાશ થાય, અને જો સાવયવ માનીએ તો કૃતનાશ અને અકૃતાભ્યાગમ એવા બે દોષોનું નિવારણ કોણ કરે? ૮૫

## ચન્દ્રકાન્ત વિવરણ

ગુરુ–જો આત્માના અંશ ન્યૂનાધિક થાય છે, એમ માનશો તો આત્માને સાવયવ માનવો પડશે.

દિગંબર–હા. અમે આત્માને સાવયવ માનીએ છિયે.

ગુરુ–જેમ ઘટ સાવયવ છે, તેથી ઘટનો નાશ થાય છે; તેમ આત્માને પણ સાવયવ માનવાથી આત્માનો નાશ પ્રાપ્ત થશે, તેનું કેમ?

દિગંબર–આત્માનો નાશ થતો હોય તો ભલે થાય, એમાં શો દોષ છે?

ગુરુ–મૂર્ખ! આત્માના નાશનો અંગીકાર કરવાથી કૃતનાશ અને અકૃતાભ્યાગમ એવી રીતે બે દોષો આવશે, તે વિચારતો નથી? કરેલાં કર્મોનો ભોગ વિનાનો નાશ થવો, એ કૃતનાશ કહેવાય છે; અને નહિ કરેલાં પુણ્યપાપરૂપ કર્મ અકસ્માત્ સુખદુ:ખાદિરૂપ ફળ આપે, તે અકૃતાભ્યાગમ કહેવાય છે. હવે આત્માનો નાશ થવાથી પુણ્યપાપરૂપ કર્મનો પણ ભોગ વિના આત્માની સાથે જ નાશ થવાથી, 'કૃતનાશ' નામનો દોષ આવશે. એટલે કર્મ કરનારા આત્માનો નાશ થવાથી, તેનાં ફળ ભોગ ભોગવ્યા વગર જ નાશ પામી જશે, ને નવીન આત્માને કર્મ કર્યા વિના અકસ્માત્ કર્મનાં ફળભૂત સુખદુઃખાદિ ભોગવવાં પડશે, એટલે પાપ કે પુણ્ય કર્યા વગર જે જે સુખદુઃખ ભોગવવાં પડે છે, તેના હેતુભૂત કર્મો કંઈ આ જન્મે કરેલાં નથી, છતાં તે ભોગવવાં પડે છે, તેથી 'અકૃતાભ્યાગમ' નામનો દોષ આવે છે. આત્માના મધ્યમ પરિમાણ માનવામાં એ બે દોષો છે, તેનું કોઈ પ્રકારે પણ નિવારણ થઈ શકે તેમ નથી; માટે આત્માનુ મધ્યમ પરિમાણ માનવું ઉચિત જ નથી. ૮૫

### (૪) આત્મા મોટા પરિમાણવાળો છે એવો પ્રાચીન નૈયાયિક આદિઓનો મત

અવતરણિકા–'આત્મા મહત્પરિમાણવાળો જ છે,' તે કહે છે.

तस्मादात्मा महानेव नैवाणुर्नापि मध्यमः।
आकाशवत्सर्वगतो निरंशः श्रुतिसंमतः॥८६

શબ્દાર્થ–આત્માનું અણુપરિમાણ માનવામાં તથા મધ્યમ પરિમાણ માનવામાં દોષ આવે છે; તે માટે આત્મા મહત્પરિમાણવાળો જ છે; પણ એ આત્મા અણુ પરિમાણવાળોએ નથી અને મધ્યમ પરિમાણવાળોએ નથી; તે આકાશની પેઠે સર્વગત–સર્વત્ર વ્યાપક છે તથા નિરવયવ છે, એમ શ્રુતિ માને છે. ૮૬

## ચન્દ્રકાન્ત વિવરણ

### વિભુઆત્મા

સર્વ રીતે જોતાં આત્માને અણુ માનવામાં, શરીરમાં સર્વત્ર ચેતનતા ઘટશે નહિ; આત્માનું મધ્યમ પરિમાણ માનવામાં આત્માના નાશનો પ્રસંગ પ્રાપ્ત થશે, તેથી 'આત્મા મહત્પરિમાણવાળો છે,' એમ જણાય છે. આત્માના મહત્પરિમાણમાં શ્રુતિઓ પણ પ્રમાણ છે–'आकाशवत्सर्वगतश्च नित्यः। આકાશની પેઠે સર્વત્ર વ્યાપક છે અને નિત્ય છે.' 'निष्कलं निष्क्रियं। તે નિરવયવ અને ક્રિયારહિત છે,' ઇત્યાદિ શ્રુતિઓમાં આત્માને આકાશની પેઠે વ્યાપક, નિરવયવ, ક્રિયારહિત અને નિત્ય કહ્યો છે આત્માનું મહત્પરિમાણ માન્યા વિના શ્રુતિમાં કહેલી એ વ્યાપકતા, નિરવયવતા અને નિત્યતા મનાશે નહિ. આત્મા નિરવયવ છે, તે ઉપરથી જણાશે કે, આત્મા

મધ્યમ પરિમાણવાળો નથી અને વ્યાપક છે, માટે અણુ પરિમાણવાળો નથી, પણ 'મહત્પરિમાણવાળો છે,' એમ અવશ્ય માનવું જોઇએ. ૮૬

### (૩) આત્માના વિશેષ સ્વરૂપનો ભેદ
### (૮૭-૧૦૧; ૧૫ શ્લોકો)

**અવતરણિકા**-એ પ્રમાણે આત્માના મહત્પરિમાણનો નિશ્ચય કર્યા પછી, હવે 'આત્મા ચિદ્રૂપ છે,' એવો નિશ્ચય કરવા માટે, આત્મસ્વરૂપમાં જૂદા જૂદાં મતવાળાઓનાં એકબીજાથી વિરુદ્ધ કેવાં કેવાં મત છે તે દર્શાવે છે. તેથી પ્રથમ આત્માના વિશેષ સ્વરૂપનો ભેદ કહે છે.-

इत्युक्त्वा तद्विशेषे तु बहुधा कलहं ययुः ।
अचिद्रूपोऽथ चिद्रूपश्चिदचिद्रूप इत्यपि ८७

**શબ્દાર્થ**-એ રીતે આત્માનું પરિમાણ, પોતપોતાની બુદ્ધિ પ્રમાણે કહીને, તેના વિશેષ સ્વરૂપ વિષે વાદીઓ અનેક પ્રકારે વિવાદ કરે છે. આ આત્મા અચિદ્રૂપ, ચિદ્રૂપ, અને ચિદચિદ્રૂપ છે, એમ પણ તેઓ કહે છે. ૮૭

### ચન્દ્રકાન્ત વિવરણ

**(૧) આત્માના ત્રિવિધ વિશેષસ્વરૂપનું કથન**

ગુરુ-શિષ્યને કહે છે કે, જેમ આત્મસ્વરૂપમાં વિવિધ મત છે તથા જેમ આત્માના પરિમાણમાં વિવિધ મત છે, તેમ આત્માના વિશેષ સ્વરૂપમાં પણ વિવિધ મત છે. કોઈ કહે છે કે આત્મા અચિદ્રૂપ એટલે જડ છે; કોઈ કહે છે કે આત્મા ચિદ્રૂપ એટલે ચેતન છે, ને કોઈ કહે છે કે, આત્મા ચિદચિદ્રૂપ એટલે જડ તથા ચેતન એમ બંને સ્વરૂપ છે. એ પ્રમાણે જૂદા જૂદા મતવાળાઓ, આત્માનું વિશેષ સ્વરૂપ અનેક પ્રકારે કહે છે. ૮૭

**(૨) અચિત્વાદીનું મત-(આત્મા જડરૂપ છે.)**

**અવતરણિકા**-'આત્મા અચિદ્રૂપ છે,' એમ કહેનારા પ્રાભાકર તથા નૈયાયિકનું મત દર્શાવે છે. વળી પ્રાભાકર અને નૈયાયિકો એ આત્માના અન્ય વિશેષ ગુણો કહે છે તે તથા તે ગુણોની ઉત્પત્તિ તથા વિનાશનાં કારણો પણ દર્શાવે છે.

प्राभाकरास्तार्किकाश्चप्राहुरस्याचिदात्मताम्
आकाशवद्द्रव्यमात्मा शब्दवत्तद्गुणश्चितिः ॥
इच्छाद्वेषप्रयत्नाश्च धर्माधर्मौ सुखासुखे ।
तत्संस्काराश्च तस्यैते गुणाश्चितिवदीरिताः
आत्मनो मनसा योगे स्वादृष्टवशतो गुणाः
जायंतेऽथ प्रलीयंते सुषुप्तेऽदृष्टसंक्षयात् ।९०।

**શબ્દાર્થ**-પ્રાભાકરો અને તાર્કિકો (નૈયાયિકો) આત્માનું અચિત્પણું-જડપણું કહે છે. આત્મા, આકાશની પેઠે દ્રવ્ય છે, અને શબ્દની પેઠે ચૈતન્ય આત્માનો ગુણ છે. ઇચ્છા, દ્વેષ, પ્રયત્ન, ધર્મ, અધર્મ, સુખ, દુઃખ, અને તેના સંસ્કારો, એ સર્વે ગુણ જ્ઞાનના જેવા આત્માના ગુણો કહ્યા છે. પોતાના પ્રારબ્ધ કર્મના વશથી આત્માનો મનની સાથે યોગ થવાથી જ્ઞાનાદિ ગુણો ઉત્પન્ન થાય છે, અને સુષુપ્તિમાં અદૃષ્ટના ક્ષયથી (આત્મા અને મનના સંયોગના અભાવથી) તે ગુણો લય પામે છે. ૮૮-૯૦

### ચન્દ્રકાન્ત વિવરણ

પ્રાભાકર / નૈયાયિક —અમે મીમાંસક મતના એક વર્ગમાંના છિયે, ને પ્રભાકરના શિષ્ય છિયે, તથા તાર્કિક પણ છીએ. અમે માનીએ છિયે કે, આત્મા અચિદ્રૂપ છે એટલે જડ છે. શરીર, ઇંદ્રિય આદિ સર્વ જડ છે.

ગુરુ-આત્માને પણ જ્યારે તમે જડ માનશો ત્યારે કોઇને પણ કોઈ પણ પદાર્થનું જ્ઞાન થશે નહિ. વળી હાલવા ચાલવા આદિ ક્રિયા પણ કોઈ કરી શકશે નહિ, તથાપિ સર્વને જ્ઞાન થાય છે, ને સર્વ જનો ક્રિયા પણ કરે છે, તેથી 'આત્મા અચિદ્રૂપ છે,' એમ કહેવું પ્રત્યક્ષ જ વિરુદ્ધ છે.

પ્રાભાકર-જો કે આત્મા અચિદ્રૂપ છે, તોપણ ચૈતન્ય એ આત્માનો ગુણ છે, તેથી સર્વને જ્ઞાન થવામાં કે ક્રિયા કરવામાં કંઈ પણ બાધ આવતો નથી, તેથી પ્રત્યક્ષ તો કશુંએ વિરુદ્ધ નથી.

ગુરુ-ગુણ તો દ્રવ્યમાં રહે છે, જ્યારે ચૈતન્ય આત્માનો ગુણ છે, ત્યારે આત્મા શું દ્રવ્ય છે?

પ્રાભાકર-હા. જેમ આકાશ દ્રવ્ય છે ને શ[illegible] આકાશનો ગુણ છે, તેમ આત્મા પણ [illegible] અને ચૈતન્ય આત્માનો ગુણ છે.

ગુરુ-આત્માને દ્રવ્ય માનવામાં [illegible] ગુણ માનવામાં કાંઈ પ્રમાણ [illegible]

પ્રાભાકર—હા. બીજા પ્રમાણની શી જરૂર છે? અનુભવ જ પ્રમાણ છે. આત્મા દ્રવ્ય છે; કારણ કે તે ગુણવાળો છે, જેમ કે, આકાશ. જેમ આકાશ શબ્દરૂપ ગુણવાન્ છે, તેથી તે દ્રવ્ય કહેવાય છે, તેમ આત્મા પણ ચૈતન્યરૂપ ગુણવાન્ છે, તેથી તે દ્રવ્ય છે. એ અનુમાને કરીને આત્માની દ્રવ્યતા સિદ્ધ થાય છે.

ગુરુ—જેમ આત્મા દ્રવ્ય છે, તેમ આકાશ, વાયુ આદિ પણ દ્રવ્ય છે, ત્યારે તો આત્મા અને આકાશ વાયુ આદિ સર્વની એકતા જ છે કેમ?

પ્રાભાકર—જો કે પૃથ્વી, જળ, તેજ આદિ નવ તત્ત્વમાં દ્રવ્યપણું રહે છે, તોપણ પોતપોતાના વિશેષ ગુણે કરીને સર્વ ભિન્નભિન્ન છે. જેમ પૃથ્વીનો વિશેષ ગુણ ગંધ છે, એ ગંધરૂપ ગુણે કરીને આકાશાદિકથી પૃથિવી ભિન્ન છે, એવો નિશ્ચય થાય છે, તેવી જ રીતે રસરૂપ વિશેષ ગુણે કરીને જળનો ભેદ છે, રૂપરૂપી વિશેષ ગુણે કરી તેજનો ભેદ છે, સ્પર્શરૂપી વિશેષ ગુણે કરી વાયુનો ભેદ છે, ને શબ્દરૂપ વિશેષ ગુણે કરી આકાશનો ભેદ નિશ્ચિત થાય છે; તેમ જ આત્માનો વિશેષ ગુણ ચૈતન્ય છે, તેથી આત્મા, પૃથિવી આદિ સર્વથી ભિન્ન છે, એમ સિદ્ધ થાય છે. અનુમાન કરો કે, આત્મા પૃથિવી આદિથી ભિન્ન છે; કારણ કે તેનો ગુણ જ્ઞાનચૈતન્ય છે. જે પૃથિવી આદિથી ભિન્ન ન હોય તેનો ગુણ ચૈતન્ય ન હોય. જેમકે, પૃથિવી આદિ. એ અનુમાને કરીને આત્માની પૃથિવી આદિથી ભિન્નતા નિશ્ચિત થાય છે. ૮૮

આત્માના ચૈતન્યની પેઠે બીજા પણ વિશેષ ગુણો છે; ઇચ્છા, દ્વેષ, પ્રયત્ન, ધર્મ (પુણ્ય), અધર્મ (પાપ), સુખ, દુઃખ, ને તેના સંસ્કાર, એ આઠ ગુણ, અને એક ચૈતન્ય, એ સર્વ મળી નવ વિશેષ ગુણ આત્માના છે. ૮૯

ગુરુ—રે પ્રાભાકર! આત્માના એ નવ વિશેષ ગુણો ઉત્પત્તિ તથા નાશવાળા છે. વળી ધર્મ અને અધર્મ અદૃષ્ટ કહેવાય છે. પોતાના અદૃષ્ટના યોગે કરીને, જ્યારે આત્માનો મનની સાથે સંયોગ થાય છે ત્યારે એ નવ વિશેષ ગુણ ઉત્પન્ન થાય છે, અને સુષુપ્તિ અવસ્થામાં અદૃષ્ટના ક્ષયથી, જ્યારે મન અને આત્માનો વિયોગ થાય છે, ત્યારે એ નવે વિશેષ ગુણો નાશ પામે છે, એ તું જાણે છે? ૯૦

અવતરણિકા—હવે વેદાંતી આત્માની ચેતનતા વિષે પ્રશ્ન કરી, જો આત્મા વિભુ એટલે વ્યાપક છે તો, પરલોકગમન તેને કેમ હોય? વગેરે પૂછે છે, અને પ્રાભાકરાદિ તેનું ઉત્તર દેતાં, આત્માના કર્તૃત્વાદિમાં પ્રમાણ આપે છે.

चितिमत्त्वाचेतनोऽयमिच्छाद्वेषप्रयत्नवान्।
स्याद्धर्माधर्मयोःकर्ताभोक्ता दुःखादिमत्त्वतः
यथाऽत्र कर्मवशतः कादाचित्कं सुखादिकम्
तथा लोकांतरे देहे कर्मणेच्छादि जन्यते ९२
एवं च सर्वगस्यापि संभवेतां गमाऽगमौ।
कर्मकांडःसमग्रोऽत्र प्रमाणमिति तेऽवदन् ९३

શબ્દાર્થ—આ આત્મા જ્ઞાન ગુણવાળો હોવાથી ચેતન છે. તેમ જ એ આત્મા ઇચ્છા દ્વેષ અને પ્રયત્નવાળો—ઉત્સાહવાળો છે, ધર્મ તથા અધર્મનો કર્ત્તા છે, અને સુખદુઃખનો અનુભવી છે, તેથી આત્મા ભોક્તા છે. જેમ કર્મવશથી આ લોકમાં કોઈ કોઈ કાળે થવાવાળાં સુખાદિક થાય છે, તેમ લોકાંતરમાં પણ પ્રાપ્ત થયેલા દેહમાં કર્મે કરીને ઇચ્છાદિક થાય છે. એ પ્રમાણે સર્વવ્યાપક આત્માનું પરલોકમાં તથા આલોકમાં ગમનાગમન સંભવે છે. આ વિષયમાં સમગ્ર કર્મકાંડ પ્રમાણ છે, એમ તેઓ (મીમાંસકો ને નૈયાયિકો) કહે છે. ૯૧-૯૩

## ચન્દ્રકાન્ત વિવરણ

ગુરુ—જ્યારે આત્મા અચેતન છે, ત્યારે 'આત્મા' ચેતન કેમ કહેવાય છે?

પ્રાભાકર—યદ્યપિ આત્મા અચેતન છે, તથાપિ તેમાં ચૈતન્યરૂપ ગુણ છે, તેથી તે ચેતન કહેવાય છે. જે જડ હોય તેમાં ચૈતન્ય ગુણ જોવામાં આવતો નથી. દાખલા તરીકે, ઘટપટાદિક જડ છે, તેથી તેમાં ચૈતન્ય ગુણ નથી. વળી આત્મામાં ઇચ્છા, દ્વેષ અને પ્રયત્ન—ઉત્સાહ એ વિશેષ રૂપ ગુણ રહ્યા છે, તેથી પણ 'આત્મા ચેતન છે,' એવો નિશ્ચય થાય છે. પાષાણ, પર્વતાદિક જડ પદાર્થમાં ઇચ્છા, દ્વેષ અને પ્રયત્ન જોવામાં આવતા નથી.

ગુરુ–ઈશ્વર અને આત્મામાં શો ભેદ છે?

પ્રાભાકર–ધર્મ તથા અધર્મનો કર્તા ઈશ્વર નથી, ને આત્મા ધર્મ અને અધર્મનો કર્તા છે; ઈશ્વર, ધર્મ અને અધર્મનાં ફલરૂપ સુખ તથા દુઃખ આદિનો ભોક્તા નથી, ને આત્મા સુખ-દુઃખાદિકનો ભોક્તા છે. એ પ્રમાણે ઈશ્વર અને આત્મામાં ભેદ છે. ધર્મનું ફળ સુખ છે, ને અ-ધર્મનું ફળ દુઃખ છે. ૯૧

ગુરુ–તમે આત્માને અણુ માનો છો કે વિભુ, અર્થાત્ મહત્પરિમાણવાળો વ્યાપક માનો છો?

પ્રાભાકર–અમે આત્માને વિભુ માનીએ છીએ.

ગુરુ–વિભુ એટલે વ્યાપક, વ્યાપક એટલે જેના વિના કોઈ પણ સ્થળ ખાલી નથી તે. જેવું કે, આકાશ. હવે જો આકાશની પેઠે આત્માને વ્યાપક માનીશું તો જેમ આકાશ વિનાનું કોઈ પણ સ્થળ ખાલી નથી, તેમ આત્મા વિના પણ કોઈ સ્થળ ખાલી ન હોવું જોઇએ. વળી આકાશ કોઈ સ્થળમાં આવી જઇ શકતું નથી; તેમ આત્મા પણ કોઈ સ્થળમાં આવી જઈ શકશે નહિ, એમ માનવું પડશે; પણ તેમ માનવાથી શાસ્ત્રમાં કહેલ આત્માનું પરલોકમાં ગમન અને આલોકમાં આગમન ઘટશે નહિ, તેનું કેમ કરશો? ૯૨

પ્રાભાકર–યદ્યપિ આત્મા આકાશની પેઠે વ્યાપક છે, તથાપિ પરલોકમાં આત્માના ગમ-નનો વિરોધ આવતો નથી. આત્મા વ્યાપક હોવાથી જેમ આત્માનું પરલોકમાં ગમન સિદ્ધ થતું નથી, તેમ આલોકમાં વર્તમાન શરીરમાં આત્માની સ્થિતિ પણ સંભવતી નથી. હવે આ-લોકમાં વર્તમાન દેહમાં આત્માની સ્થિતિની સિદ્ધિ માટે, 'કર્મે કરી જ્યાં ઇચ્છાદિ તથા સુખ-દુઃખાદિક ઉત્પન્ન થાય, ત્યાં આત્માની સ્થિતિ છે,' એવી કલ્પના કરવી પડે છે, તેમ પરલોકમાં પણ–પરલોકના દેહમાં–કર્મે કરી જ્યાં ઇચ્છા અને સુખદુઃખાદિક ઉત્પન્ન થાય, ત્યાં આત્માનું ગમન છે, એવી રીતે કલ્પના કરવાથી શાસ્ત્રમાં કહેલો પરલોકમાં આત્માના ગમનનો વ્યવહાર સિદ્ધ થશે; ને તેવી જ રીતે, આલોકમાં આ-ત્માના આગમનનો વ્યવહાર પણ સિદ્ધ થશે. જો કે પરલોકમાં આત્માનું મુખ્ય ગમન સંભવતું નથી, તથાપિ આલોકમાં સ્થિતિની પેઠે ગૌણ ગમન સંભવે છે. તે ગૌણ ગમનનું જ શાસ્ત્રમાં સાધારણ રીતે પ્રતિપાદન કર્યું છે.

જો કે આત્મા સર્વત્ર વ્યાપક છે, તથાપિ આલોકમાં સ્થિતિની પેઠે, પરલોકમાં પણ આત્માના ગમનાગમનનો વ્યવહાર સંભવે છે.

ગુરુ–તમે આત્માને કર્તા અને ભોક્તા કહો છો તેમાં, અને આત્માના પરલોકમાં ગમના-ગમનમાં શું પ્રમાણ છે?

પ્રાભાકર–આત્માના કર્તવ્યમાં તથા ભોક્તૃત્વ આદિ ધર્મમાં તથા પરલોકમાં ગમનાગમનમાં, સર્વ કર્મકાંડરૂપ વેદ પ્રમાણ છે. ૯૩

અવતરણિકા–આ પરથી વેદાંતી શંકા કરે છે કે, અગાડી ૭૭ મા શ્લોકમાં આનંદમય આત્મા કહ્યો ને અત્ર તેથી જુદું કહે છે, તેથી વિરોધતા છે, તેપરથી પ્રાભાકરાદિ તેનું સમાધાન કરે છે.

आनंदमयकोशो यः सुषुप्तौ परिशिष्यते ।
अस्पष्टचित्स आत्मैषां पूर्वकोशोऽस्यते गुणाः

શબ્દાર્થ–અન્નમયાદિ પાંચકોશોના મધ્યમાં જે પૂર્વકોશ (મુખ્યકોશ) છે, જે સુષુપ્તિમાં અવશિષ્ટ રહે છે, અને જે અસ્પષ્ટ ચૈતન્ય છે, તે આનંદમયકોશ આત્મા છે; અને એ આત્માના જ્ઞાનાદિક નવ ગુણો છે. ૯૪

ગુરુ–પૂર્વે એમ કહેવામાં આવ્યું છે કે 'अन्यो विज्ञानमयात् आनंदमय आतरः । વિજ્ઞાનમયથી જુદો આંતર આનંદમય આત્મા છે.' એ પ્રમાણે આનંદ-મયકોશને આત્મા કહ્યો છે, અને હમણાના પ્રસંગમાં તો ઇચ્છાદિક ગુણવાળા અન્ય આ-ત્માનું પ્રતિપાદન થાય છે, તેથી પૂર્વાપર વિરોધ આવે છે તે વિચારો.

પ્રાભાકર–સુષુપ્તિ અવસ્થામાં સર્વનો લય થતાં જે અવશિષ્ટ રહે છે, જેની ચેતનતા સુષુપ્તિમાં સ્પષ્ટ રહેતી નથી, અને શ્રુતિમાં કહેલા અન્ન-મયાદિકોશમાં જે મુખ્ય છે, એ આનંદમયકોશ જ આત્મા છે. આગળ કહેલા જ્ઞાન તથા ઇચ્છા-દિક સર્વ ગુણ, એ આનંદમય આત્માના છે, માટે અમે કહીએ છિયે, તેમાં કશો પણ વિરોધ આવતો નથી.

આત્મા જડરૂપ છે–એ મતનું ખંડન

ગુરુ–હે પ્રાભાકર! હે નૈયાયિક! તમારો મત, અનુભવ અને શ્રુતિવિરુદ્ધ છે. તમે કહો છો કે,

'સુષુપ્તિમાં ચૈતન્ય અસ્પષ્ટ રહે છે, તથા સુષુપ્તિમાં તો આત્મા જડરૂપ શેષ રહે છે.' આ વાત અનુભવવિરુદ્ધ છે. અનુભવ થવો, એ ચૈતન્યનો ધર્મ છે, પણ જડનો ધર્મ નથી. વળી જેણે અનુભવ કરેલો હોય તેને સ્મરણ થાય, એવી રીતિ છે. હવે જો સુષુપ્તિ અવસ્થામાં આત્મા જડ અવશિષ્ટ રહેતો હોય તો, 'હું સુખેથી સુતો હતો,' 'હું ઉંઘમાં કાંઇપણ જાણતો નહતો,' એ પ્રમાણે સુષુપ્તિ સમયનાં સુખ અને અજ્ઞાનનું જાગ્રદવસ્થામાં સ્મરણ કેમ થાય? ખરી રીતે તો એ સ્મરણ થવું ન જોઇએ; પરંતુ સ્મરણ તો સર્વાનુભવસિદ્ધ છે, તેથી એ અનુભવનો વિરોધ આવે છે. માટે, આત્મા સુષુપ્તિ અવસ્થામાં પણ જડ નથી, પરંતુ સર્વદા જ ચિદ્રૂપ છે, એમ નિશ્ચે જાણ. સુષુપ્તિ અવસ્થામાં તો મન, બુદ્ધિ તથા ઇદ્રિયોનો લય થયો જાય છે, તેથી જ્ઞાન તથા ક્રિયા કંઈપણ હોતું નથી; પણ સુષુપ્તિમાં તો કેવળ સાક્ષી ચિદ્રૂપ આત્મા રહે છે. એ આત્મા જ સુષુપ્તિ વખતનાં સુખ તથા અજ્ઞાનનો સાક્ષી છે તેથી, સર્વ ઉઠયા પછી જાગ્રદવસ્થામાં તેનું સ્મરણ થાય છે. વળી શ્રુતિમાં આત્માને નિર્ગુણ કહ્યો છે, તેથી 'જ્ઞાન તથા ઇચ્છાદિક આત્માના ગુણ છે,' એમ જે તમે કહો છો, તે શ્રુતિવિરુદ્ધ છે. માટે 'આત્મા અદ્વિતીય, નિર્ગુણ, જ્ઞાનસ્વરૂપ, આનંદમય, અને ચિદ્રૂપ છે,' એમ માનવું જ ઉચિત છે.

નૈયાયિક–ત્યારે ઇચ્છાદિ ગુણ કોના છે?

ગુરુ–ઇચ્છાદિ ગુણ અંતઃકરણના છે.

નૈયાયિક–જ્યારે ઇચ્છાદિ ગુણ અંતઃકરણના છે, ત્યારે તે ગુણ આત્મામાં કેમ પ્રતીત થાય છે?

ગુરુ–જો કે ઇચ્છાદિ ગુણો અંતઃકરણના છે, તથાપિ અનાદિ અવિદ્યાએ કરી અંતઃકરણમાં થયેલા તાદાત્મ્યાધ્યાસથી જ તે ગુણો આત્મામાં પ્રતીત થાય છે.

નૈયાયિક–ઈચ્છાદિ ગુણો આત્માના નથી, પરંતુ અંતઃકરણના છે, એમાં શું પ્રમાણ છે?

ગુરુ–જાગ્રદવસ્થામાં અને સ્વમાવસ્થામાં અંતઃકરણનો સદ્ભાવ હોવાથી ઇચ્છાદિકની પ્રતીતિ થાય છે; પણ સુષુપ્તિ અવસ્થામાં અંતઃકરણનો લય થવાથી ઈચ્છાદિકની પ્રતીતિ થતી નથી. એ પ્રમાણે અન્વયવ્યતિરેકે કરીને 'ઇચ્છાદિક અંતઃકરણના ધર્મ છે' એમ જણાય છે. એમાં એક તો એ અનુભવ પ્રમાણ છે, અને બીજી શ્રુતિ પ્રમાણ છે. શ્રુતિમાં કહ્યું છે કે, 'ઇચ્છાદિક અંતઃકરણના ધર્મ છે' તમે નૈયાયિકો આત્માને અનેક માનો છો, એ પણ શ્રુતિવિરુદ્ધ છે; કારણ કે, શ્રુતિમાં તો આત્માને એક માન્યો છે, માટે તમારું મત સર્વથા અમાન્ય છે; કેમકે, અનેક આત્મા માનવાથી સર્વ આત્માના સર્વ દેહ, સર્વ કર્મ તથા સર્વ ભોગને, સર્વના મનની સાથે સંબંધ હોવાથી, કીયા આત્માનો કીયો દેહાદિક છે, તેની વ્યવસ્થા એવી ગુંચવાડા ભરી થઇ જશે કે, કંઈ જ સમજાશે નહિ. ૯૪

## (૩) ચિદચિદ્વાદી ભટ્ટનું મત

**અવતરણિકા**–આત્માને ચિત્ અને અચિત્ એ ઉભયરૂપ માનવાવાળા ભટ્ટના મતનું વર્ણન કરે છે. તેઓ એ આત્માની જડતામાં અનુભવ દર્શાવે છે, ને ચૈતન્યની કલ્પનાનો પ્રકાર કહે છે; તથા સુષુપ્તિ અવસ્થામાં ચૈતન્યનો નાશ નથી થતો, તેમાં શ્રુતિનું પ્રમાણ આપે છે.

**गूढं चैतन्यमुत्प्रेक्ष्य जडबोधस्वरूपताम् ।**
**आत्मनो ब्रुवते भाट्टाश्चिदुत्प्रेक्षोत्थितस्मृतेः**
**जडो भूत्वा तदास्वाप्समिति जाड्यस्मृतिस्तदा ।**
**विना जाड्यानुभूतिं नकथंचिदुपपद्यते ९६**
**द्रष्टुर्दृष्टेरलोपश्च श्रुतः सुप्तौ ततस्त्वयम् ।**
**अप्रकाशप्रकाशाभ्यामात्मा खद्योतवद्युतः॥**

શબ્દાર્થ–ભટ્ટના અનુયાયી ભાટ્ટો, ગૂઢ ચૈતન્યની ઉત્પ્રેક્ષા કરીને આત્માની જડરૂપતા તથા બોધરૂપતા ( જડપણું તથા ચેતનરૂપપણું ) કહે છે. સુઈ ઉઠેલા પુરુષને જે સ્મૃતિ થાય છે, તે ઉપરથી ચૈતન્યના સદ્ભાવની કલ્પના થાય છે. ત્યારે 'સુષુપ્તિ સમયમાં હું જડ થઇ સુતો હતો,' એ પ્રમાણે જડતાનું સ્મરણ, તે વખતનાં (સુષુપ્તિ સમયનાં) જડતાના અનુભવવિના કોઇ પ્રકારે ઘટતું નથી. સુષુપ્તિમાં દ્રષ્ટા–આત્માની–દૃષ્ટિનો લોપ થવાનું શ્રુતિમાં કહ્યું છે; તેથી આ આત્મા, પતંગની પેઠે પ્રકાશ ( ચેતનતા ) અને અપ્રકાશ (અચેતનતા) એમ બંનેથી યુક્ત છે. ૯૫–૯૭

### ચન્દ્રકાન્ત વિવરણ

ભાટ્ટ–પૂર્વમીમાંસાના વાર્તિકકાર, અમારા ગુરુ ભટ્ટ કહે છે કે, આત્મા કેવળ ચૈતન્યરૂપ નથી, તેમ કેવળ જડરૂપ પણ નથી; પરંતુ જડ અને ચૈતન્ય ઉભયરૂપ છે. સુષુપ્તિ સમયમાં આત્મામાં ચૈતન્ય અસ્પષ્ટ રહે છે, એથી આત્મા જડ અને ચૈતન્ય બંને છે, એ સત્ય છે.

ગુરુ–સુષુપ્તિ સમયમાં ચૈતન્ય અસ્પષ્ટ રહે છે, એમાં શું પ્રમાણ?

ભાટ્ટ–એમાં અનુભવ પ્રમાણ છે. સુષુપ્તિ સમયમાં કાંઈ પણ જ્ઞાન થતું નથી, તેથી આત્મા જડ છે, એ સ્પષ્ટ જોવાય છે. પણ જો આત્મા કેવળ જડ હોય તો સુઈ ઉઠેલા પુરુષને, 'હું સુખેથી સૂતો હતો,' 'હું સુષુપ્તિમાં કાંઇ પણ જાણતો નહતો,' એવી રીતે સુષુપ્તિ સમયનાં સુખ તથા અજ્ઞાનનું સ્મરણ કેમ થાય? ન જ થાય. પણ સ્મરણ થાય છે, માટે 'આત્મામાં' ચૈતન્ય ગુપ્ત છે' એવી કલ્પના કરીએ છીએ. ૯૫

વળી 'હું જડ થઈ સુતો હતો,' એ પ્રમાણે આત્માની જડતાનો અનુભવ છે; અને અનુભવેલા પદાર્થનું સ્મરણ થાય છે. હવે 'સુષુપ્તિમાં હું જડ થઇ સુતો હતો,' એવો સુષુપ્તિ અવસ્થામાં આત્માને અનુભવ થયો છે, તેથી સુઈ ઉઠ્યા પછી તેનું સ્મરણ થાય છે. જો આત્મા કેવળ જડ હોય તો જડતાનું સ્મરણ કેમ થાય? કારણ કે અનુભવ થવો તથા સ્મરણ થવું, એ ચેતનનો ધર્મ છે, પણ જડનો ધર્મ નથી. માટે આત્મા કેવળ જડરૂપ નથી. તેમ જ જો આત્મા કેવળ ચૈતન્યરૂપ હોય તો, 'હું જડ થઈ સુતો હતો,' એવી રીતે જડતાની પ્રતીતિનું સ્મરણ પણ કેમ થાય? વળી સુષુપ્તિ અવસ્થામાં જ્ઞાન કાં ન થાય? તેથી આત્મા કેવળ ચૈતન્યરૂપે નથી.

ગુરુ–ત્યારે આત્મા કેવો છે?

ભાટ્ટ–આત્મા જડ અને ચેતન ઉભયરૂપ છે; કેમકે એ ઉભયરૂપતામાં અનુભવ પ્રમાણ મળે છે. (૯૬) સુષુપ્તિ અવસ્થામાં પણ આત્માના ચૈતન્યનો નાશ થતો નથી. શ્રુતિનું વચન છે કે, 'नहि द्रष्टुर्दृष्टेर्विपरिलोपो विद्यते अविनाशित्वात्। દ્રષ્ટા (આત્મા)ની દષ્ટિ (ચેતનતા)નો લોપ થતો નથી; કારણ કે તે અવિનાશી છે.' ચેતનતા એ આત્માનું સ્વરૂપ છે. માટે જો આત્માનો નાશ થાય, તો આત્માની ચેતનતાનો પણ નાશ થાય; પણ આત્માનો નાશ થતો નથી, તેથી તેની ચેતનતાનો પણ નાશ થતો નથી. જો આત્માની ચેતનતાનો નાશ થતો હોય તો તે નાશનો કોઇ સાક્ષી હોવો જોઇએ. પરંતુ તેનો કોઇ સાક્ષીએ નથી, તેથી આત્માની ચેતનતાનો નાશ થતો નથી, એમ સિદ્ધ થાય છે. હવે જેમ પતંગ (રાતે ખેતરાદિમાં જે આગીયા કીડા ઉડે છે તે) ઉડે ત્યારે પ્રકાશ થાય છે અને બેસી જાય ત્યારે પ્રકાશ થતો નથી; એટલે પતંગ પ્રકાશરૂપ અને અપ્રકાશરૂપ એવી રીતે ઉભયરૂપ છે, તેમ આત્મા પણ જડ અને ચેતન એમ ઉભયરૂપ છે.

### આત્મા જડ અને ચેતન બન્નેરૂપ છે—એ મતનું ખંડન

ગુરુ–આત્માને જડ અને ચેતન એમ ઉભયરૂપ માનવો અયોગ્ય છે; કારણ કે, તેમ માનવામાં શ્રુતિવિરોધાદિ અનેક દોષો આવે છે. 'सत्यं ज्ञानमनंतं ब्रह्म। સત્યરૂપ, જ્ઞાનરૂપ ને અનંતરૂપ બ્રહ્મ છે,' એ શ્રુતિમાં આત્માને જ્ઞાન સ્વરૂપ કહ્યો છે. એ જ્ઞાનરૂપતા આત્મામાં ચેતનરૂપતા વિના સંભવતી નથી. વળી 'प्रज्ञानं ब्रह्म, પ્રજ્ઞાન બ્રહ્મ છે.' 'પ્રજ્ઞાનઘન,' 'વિજ્ઞાનઘન' એવી રીતે અનેક શ્રુતિઓમાં આત્માને પ્રજ્ઞાનસ્વરૂપ કહ્યો છે. જો આત્માને જડ અને ચેતન ઉભયરૂપ માનીએ તો એ શ્રુતિઓ ખોટી થઈ પડશે. જેમ તેજ અને તિમિર એ બન્ને એક સ્થળે રહી શકતાં નથી, તેમ જડતા અને ચેતનતા એક સ્થળે રહી શકતાં નથી. માટે પણ આત્મા જડ અને ચેતન ઉભયરૂપ સંભવતો નથી. વળી આત્માને જડ અને ચેતન ઉભયરૂપ માનનારપ્રતિ અનેક પ્રશ્નો ઉત્પન્ન થાય છે. મને કહો કે આત્માના જડ અને ચેતન એ બન્ને ભાગનો કયો સંબંધ છે? સંયોગ સંબંધ છે, સમવાય સંબંધ છે, કે તાદાત્મ્ય સંબંધ છે?

ભાટ્ટ–જડ અને ચેતન એ બન્ને ભાગનો સંયોગ સંબંધ છે.

ગુરુ–જડ અને ચેતન ભાગનો સંયોગ સંબંધ માનવાથી આત્માના નાશનો પ્રસંગ પ્રાપ્ત થાય છે; કારણ કે જડ અને ચેતન ભાગના

નાશ થવાથી આત્માનો નાશ થશે. વળી જડ અને ચેતન ઉભયરૂપ આત્માને માનવાથી આત્માને અવયવીપણું પ્રાપ્ત થશે ને તેથી ઘટાદિકની પેઠે આત્માનો નાશ થશે. આ મનુષ્ય ઘડો છે, એના જેવું તમારું કહેવું અસંગત છે. અથવા જેમ તેજ અને તિમિરનો સંયોગ ઘટતો નથી, તેમ જડ અને ચેતનનો સંયોગ પણ ઘટતો નથી.

ભાટ્ટ-ત્યારે અમે સમવાય સંબંધ માનીશું.

ગુરુ-ગુણ અને ગુણવાન્, ક્રિયા અને ક્રિયાવાન્, એ આદિનો સમવાય સંબંધ શાસ્ત્રમાં નિશ્ચિત છે, તેમાંથી કોઇ પણ અહીં નહિ હોવાથી, સમવાય સંબંધ કેમ સંભવશે ?

ભાટ્ટ-ત્યારે અમે તાદાત્મ્ય સંબંધ માનીશું.

ગુરુ-જડ અને ચેતનનો તાદાત્મ્ય સંબંધ અઘટિત છે; કારણ કે, જેમ તેજ અને તિમિરનો તાદાત્મ્ય સંબંધ સભવતો નથી; તેમ અહીં જડ અને ચેતનનો પણ તાદાત્મ્ય સંબંધ સંભવશે નહિ. માટે કોઇ પણ પ્રકારે આત્માની જડ અને ચેતન ઉભયરૂપતા સિદ્ધ થતી નથી. ૯૬-૯૭

## (૪) ચિદ્‌વાદી સાંખ્યનું મત

અવતરણિકા-આ ઉપરથી સાંખ્યવાળા, ભાટ્ટના મતમાં શું દૂષણ છે તે જણાવી, પોતાના મતનું ઉપપાદન કરે છે. ત્યારે ભાટ્ટ જડતાના સ્મરણ વિષે, અસંગ પુરુષના ભોગ તથા મોક્ષ માટે આશંકા કરે છે અને સાંખ્ય, તેનું ઉત્તર દઈ પ્રકૃતિના સદ્‌ભાવમાં તથા આત્માના અસંગપણામાં શ્રુતિવચન કહી, સર્વ સંકટ ટાળે છે.

निरंशस्योभयात्मत्वं न कथंचिद्घटिष्यते ।
तेन चिद्रूप एवात्मेत्याहुः सांख्या विवेकिनः
जाड्यांशः प्रकृते रूपं विकारि त्रिगुणं च तत्
चितो भोगापवर्गार्थं प्रकृतिः सा प्रवर्तते।९९।
असंगायाश्चितेर्बंधमोक्षौ भेदाग्रहान्मतौ ।
बंधमुक्तिव्यवस्थार्थं पूर्वेषामिव चिद्भिदा ॥
महतः परमव्यक्तमिति प्रकृतिरुच्यते ।
श्रुतावसंगता तद्वदसंगो हीत्यतः स्फुटा १०१

શબ્દાર્થ-પ્રકૃતિ અને પુરુષનું વિવેક સહિત નિવેચન કરવાવાળા સાંખ્યશાસ્ત્રના અનુયાયીઓ* અંશ રહિત આત્માને ઉભયરૂપતા-(જડ અને ચેતન એમ ઉભયરૂપપણું)-કોઇ પ્રકારે ઘટશે નહિ, માટે 'આત્મા ચિદ્રૂપ છે,' એમ કહે છે. જડતારૂપ અંશ પ્રકૃતિનું રૂપ છે. એ પ્રકૃતિનું રૂપ વિકારી તથા ત્રિગુણ છે; અને તે પ્રકૃતિ ચિત્ (પુરુષ) ના ભોગને માટે તથા મોક્ષને માટે પ્રવૃત્ત થાય છે. અસંગ પુરુષના બંધ તથા મોક્ષ, ભેદના અજ્ઞાનથી મનાય છે, અને એ બંધની તથા મુક્તિની વ્યવસ્થા માટે પૂર્વોક્ત (નૈયાયિક તથા પ્રાભાકરના) મતમાં જેમ છે તેમ, સાંખ્યમતમાં પણ ચેતનનો ભેદ માનેલો છે. 'મહત્તત્ત્વથી પર અવ્યક્ત પ્રકૃતિ છે,' એ પ્રકારે શ્રુતિમાં પ્રકૃતિ કહેલી છે, તેની પેઠે "આ પુરુષ (असंगो ह्ये) અસંગ છે," એમ શ્રુતિમાં પુરુષની અસંગતા સ્પષ્ટ રીતે કહી છે. ૯૮-૧૦૧

## ચન્દ્રકાન્ત વિવરણ

સાંખ્યવાદી-અમારા સાંખ્યશાસ્ત્રમાં કહ્યું છે કે, આત્મા તો નિરવયવ છે; માટે આત્માને જડ અને ચેતન એ ઉભયરૂપતા ઘટતી નથી. ઉભયરૂપતા તો સાવયવ પદાર્થનો ધર્મ છે, પણ નિરવયવ પદાર્થનો નથી.

ભાટ્ટ-ત્યારે આત્મા કેવો છે ?

સાંખ્યવાદી-આત્મા કેવળ ચિદ્રૂપ છે, આત્મસ્વરૂપ અતિસૂક્ષ્મ છે, માટે અંતર્મુખવૃત્તિએ કરીને સૂક્ષ્મ વિચાર કરવાથી આત્માની ચિદ્રૂપતા જાણવામાં આવે છે.

ભાટ્ટ-અમે અંતર્મુખવૃત્તિથી વિચાર કરી અનુભવપૂર્વક નિશ્ચય કર્યો છે કે, આત્મા જડ તથા ચેતન ઉભયરૂપ છે; કારણ કે, સુષુપ્તિમાં કાંઇ જ્ઞાન થતું નથી માટે જડતા, અને સૂઈ ઉઠ્યા પછી, 'હું જડ થઈ સુતો હતો,' એ પ્રમાણે સ્મરણ થવાથી ચેતનતા સિદ્ધ થાય છે. જો આત્માને કેવળ ચૈતન્યરૂપ માનીએ તો સર્વલોકના અનુભવસિદ્ધ સુષુપ્તિ સમયની જે જડતા છે, તે જડતાનો વિરોધ આવે છે. ૯૮

સાંખ્યવાદી-સુષુપ્તિમાં જે જડતાની પ્રતીતિ થાય છે, તે જડતા આત્માનું સ્વરૂપ નથી; પણ

* સાંખ્ય શાસ્ત્રના કર્તા કપિલ ભગવાન્ છે. એની કથા શ્રીમદ્‌ભાગવતમાં છે.

પ્રકૃતિનું સ્વરૂપ છે. એ પ્રકૃતિ સત્વગુણ, રજોગુણ અને તમોગુણ એમ ત્રણ ગુણવાળી છે.

ભાટ્ટ–જો કેવળ આત્માથી નિર્વાહ થતો હોય તો પછી ભિન્ન પ્રકૃતિ શામાટે માનવી જોઇએ? પણ તેમ નિર્વાહ ન થતો હોવાથી તમારે વળી પ્રકૃતિને વચ્ચે આણવી પડે છે. પણ આત્માને જડ તથા ચૈતન્ય એમ ઉભયરૂપ માનવાથી જ નિર્વાહ થાય છે. વળી ભિન્ન પ્રકૃતિ માનવામાં ગૌરવ થાય છે, તેમ છતાં પણ ભિન્ન પ્રકૃતિને શામાટે માનો છો?

સાંખ્યવાદી–એ ત્રિગુણાત્મક પ્રકૃતિ સર્વ જગતને ઉત્પન્ન કરે છે. પ્રકૃતિને જગત્ ઉત્પન્ન કરવામાં કાંઈ પણ પ્રયોજન નથી, તથાપિ જીવને ભોગ અને મોક્ષ રૂપી પ્રયોજન છે, માટે જ પ્રકૃતિ જગતને ઉત્પન્ન કરે છે. જો પ્રકૃતિ નહિ માનીએ તો જગતની સિદ્ધિ થશે નહિ, અને તેમ થતાં પુરુષના ભોગ તથા મોક્ષ સિદ્ધ થશે નહિ; માટે જ પ્રકૃતિ માનવાની આવશ્યકતા છે. ૯૯

ભાટ્ટ–પ્રકૃતિ, જીવના ભોગને માટે તથા મોક્ષને માટે જગતને ઉત્પન્ન કરે છે, એમ તારુ કહેવું અસંગત છે; કારણ કે, જીવ તો અસંગ છે, માટે તેમાં ભોગ અને મોક્ષનો સંબંધ કેવી રીતે થઈ શકે? અને જો જીવમાં ભોગ તથા મોક્ષનો સબંધ ન થઈ શકતો હોય તો જગતની ઉત્પત્તિ તથા તેનું કારણ પ્રકૃતિ છે, એ કહેવું વ્યર્થ છે.

સાંખ્યવાદી–ભોગ અને મોક્ષ એ બન્ને ધર્મ પ્રકૃતિમાં છે, તથાપિ તે ભોગ તથા મોક્ષ પુરુષમાં પ્રતીત થાય છે.

ભાટ્ટ–પ્રકૃતિ અને પુરુષ બન્ને પરસ્પર વિલક્ષણ છે, માટે પ્રકૃતિના ધર્મ પુરુષમાં પ્રતીત થઈ શકે નહિ જેમ, સ્ફટિકમણિમાં વસ્ત્રની લાલાશ પ્રતીત થાય છે, તે લાલાશ જો કે સ્ફટિકમણિની નથી, પણ તેના સમીપમાં રહેલાં વસ્ત્રની લાલાશ સ્ફટિકમણિમાં પ્રતીત થાય છે. તેમાં જેમ બીજા પદાર્થ એટલે વસ્ત્રના ધર્મની જૂદા પદાર્થ સ્ફટિકમણિમાં પ્રતીતિ થવામાં બન્નેનુ સામીપ્ય કારણ છે; તેમ પ્રકૃતિના ધર્મની પુરુષમાં પ્રતીતિ થવામાં સામીપ્યાદિ કોઈ પણ કારણ નથી; કેમકે, તારા મતમાં પુરુષ તો અસંગ છે, તેથી 'બંધમોક્ષરૂપ જે પ્રકૃતિના ધર્મ છે, તે પુરુષમાં પ્રતીત થાય છે,' એમ તારું કહેવું અનુચિત છે

સાંખ્યવાદી–પ્રકૃતિ અને પુરુષનો સામીપ્યાદિ કોઈ પણ સંબધ નથી, તેમ વસ્તુતઃ બંધ (ભોગ) અને મોક્ષ, પુરુષના ધર્મો નથી, પણ પ્રકૃતિના ધર્મો છે. પુરુષ તો અસગ છે; તથાપિ પ્રકૃતિ અને પુરુષના ભેદનાં અજ્ઞાનથી ભ્રાંતિએ કરીને પ્રકૃતિના ધર્મો પુરુષમાં ભાસે છે

ભાટ્ટ–તુ આત્માને એક માને છે કે અનેક માને છે?

સાંખ્યવાદી–અમે આત્માને અનેક માનીએ છિયે.

ભાટ્ટ–જો એક આત્મા માનવાથી નિર્વાહ થતો હોય તો પછી અનેક આત્મા માનવાની શી જરૂર છે?

સાંખ્યવાદી–જો આત્મા એક માનીએ તો એકના મોક્ષથી સર્વનો મોક્ષ થાય, ને એકના બંધનથી સર્વનું બધન થાય. એટલે બંધ તથા મોક્ષની વ્યવસ્થા થશે નહિ, એવા અનેક દોષો આવે છે. અનેક આત્મા માનવાથી તો, જેને પ્રકૃતિ અને પુરુષના ભેદનો વિવેક થયો હોય તેનો મોક્ષ થાય છે; અને જેને પ્રકૃતિ તથા પુરુષનો વિવેક ન થયો હોય, તેનો મોક્ષ થતો નથી, એટલે તે જગતમાં બંધાયલો રહે છે. એ પ્રમાણે બધ તથા મોક્ષની બરાબર વ્યવસ્થા થાય છે. વળી નૈયાયિકાદિએ પણ આત્મા અનેક માન્યા છે, માટે અમે આત્માને અનેક માનીએ છીએ. ૧૦૦

એ પ્રકૃતિના સદ્ભાવમાં, કઠોપનિષદમાં લખ્યું છે કે, 'महतः परमव्यक्तं। મહત્તત્ત્વથી પર અવ્યક્ત (અજ્ઞાન) છે,' 'असंगो ह्यय पुरुषः। આ પુરુષ અસગ છે' એ શ્રુતિ, આત્માની અસંગતિમાં પ્રમાણ છે. પ્રકૃતિ જડ છે, અને પુરુષ ચેતન છે તેથી પુરુષના ભોગ તથા મોક્ષ માટે પ્રકૃતિ જગતને ઉત્પન્ન કરે છે, એમ માનવું એ જ યોગ્ય છે

ગુરુ–હે સાંખ્યવાદી! તેં કહેલી આત્માની ચિદ્રૂપતા ગાસ્ત્ર તથા શ્રુતિસિદ્ધ છે, માટે તે માન્ય કરવા યોગ્ય છે; પણ 'આત્માના ભોગ તથા મોક્ષ માટે પ્રકૃતિ જગતને ઉત્પન્ન કરે

છે,' એ માન્ય કરવા જોગ નથી; કારણ કે, સત્ત્વગુણ, રજોગુણ અને તમોગુણ એ ત્રણે ગુણોની પ્રલયકાળમાં સામ્યાવસ્થાનું નામ પ્રકૃતિ છે; પણ તે પ્રકૃતિ જડ છે એમ કહેવામાં આવે તો એ જડ પ્રકૃતિ જગતને ઉત્પન્ન કરી શકે નહિ. તેમ, 'આત્માની સહાયથી પ્રકૃતિ જગતને ઉત્પન્ન કરે છે' એમ કહેવું પણ અસગત છે. કેમકે તેં આત્માને તો અસંગ માન્યો છે, તેથી એ અસંગ આત્માની સહાયતા પ્રકૃતિને છે, એમ કહી શકાશે નહિ, કેમકે સિદ્ધાંતમાં તો એમ છે કે, 'પ્રકૃતિની ઉપાધિવાળો ચેતન ઈશ્વર જગતને ઉત્પન્ન કરે છે.' હવે 'આત્મા અનેક છે,' એમ માનવું પણ અયોગ્ય છે; કેમકે એક આત્મા માનવાથી નિર્વાહ સિદ્ધ થતાં, અનેક આત્મા માનવામાં દોષ છે. આત્માને અનેક માનવામાં શ્રુતિની વિરુદ્ધતા છે. કેમકે શ્રુતિમાં તો આત્મા એક કહો છે. માટે, આત્માને ચિદ્રૂપ અને એક માનવો, અને પ્રકૃતિની ઉપાધિવાળો ઈશ્વર જગતને ઉત્પન્ન કરે છે. ૧૦૧

## ૪ આત્મતત્ત્વના વિવેચનમાં ઈશ્વરના સ્વરૂપ વિષે વિવાદ

(૧૦૨-૧૨૧; ૨૦ શ્લોકો)

### (૧) અંતર્યામીથી વિરાટ્ પર્યંત ઈશ્વર વિષે વિવાદ

(૧૦૨-૧૧૪; ૧૩ શ્લોકો)

**અવતરણિકા**-આ રીતે જીવ વિષે જુદા જુદા મતવું પ્રતિપાદન કર્યા પછી, હવે ઈશ્વર વિષે જુદા જુદા મતવાળાઓ કેવા કેવા મત દર્શાવે છે, તે જણાવે છે.

चित्सन्निधौ प्रवृत्तायाः प्रकृतेर्हि नियामकम्।
ईश्वरं ब्रुवते योगाः स जीवेभ्यः परः श्रुतः॥
प्रधानक्षेत्रज्ञपतिर्गुणेश इति हि श्रुतिः।
आरण्यके संभ्रमेण ह्यंतर्याम्युपपादितः॥१०३
अत्रापि कलहायंते वादिनः स्वस्वयुक्तिभिः।
वाक्यान्यपि यथाप्रज्ञं दार्ढ्यायोदाहरंति हि॥

**શબ્દાર્થ**-ચૈતન્યની સમીપમાં પ્રવૃત્ત થયેલી પ્રકૃતિને નિયમમાં રાખનારાને યોગમતવાળા ઈશ્વર કહે છે; અને તે ઇશ્વર જીવોથી ન્યારો છે, એમ શ્રુતિમાં કહ્યું છે. તે પ્રધાન (પ્રકૃતિ) અને ક્ષેત્રજ્ઞ(જીવ)ના પતિ અને ગુણોના ઈશ્વર છે, એ પ્રમાણે શ્રુતિ છે. બૃહદારણ્યકમાં અંતર્યામીનું વિસ્તારથી ઉપપાદન કરેલું છે. આ(ઈશ્વર)માં પણ વાદીઓ પોતપોતાની યુક્તિઓએ કરીને વિવાદ કરે છે, અને પોતાના મતની દૃઢતા માટે બુદ્ધિ પ્રમાણે વચનો પણ કહે છે. ૧૦૨-૧૦૪

### ચન્દ્રકાન્ત વિવરણ

#### (૨) યોગમત (અસંગ ચેતન ઈશ્વર)

ગુરુ કહે છે,-હે શિષ્ય! જેમ આત્માના સ્વરૂપમાં જૂદાં જૂદાં મત છે, તેમ ઈશ્વરના સ્વરૂપમાં પણ છે, તે સંક્ષેપે કહું છું તે સાંભળ. યોગમતવાળાઓ કહે છે કે, પ્રકૃતિ ચૈતન્યના સન્નિધાનમાં પ્રવૃત્ત થાય છે, કેમકે, પ્રકૃતિ પોતે જડ છે, તેથી સ્વતઃ પ્રવૃત્ત થઈ શકે નહિ. એ પ્રકૃતિને નિયમમાં રાખવાવાળો ઈશ્વર છે.

શિષ્ય-પ્રકૃતિ અને પુરુષથી ભિન્ન ઈશ્વર માનવામાં પ્રમાણ શું છે?

ગુરુ-પ્રકૃતિ અને પુરુષથી ભિન્ન ઈશ્વર માનવામાં શ્રુતિનું પ્રમાણ યોગમતવાળો આપે છે. તે કહે છે કે, 'ઈશ્વર જીવથી ભિન્ન છે' એમ શ્રુતિમાં કહ્યું છે. ૧૦૨

'प्रधानक्षेत्रज्ञपतिर्गुणेशः। ઈશ્વર પ્રકૃતિ અને જીવના નિયામક તથા ગુણના નિયામક છે,' એવી શ્વેતાશ્વતરની શ્રુતિ, પ્રકૃતિ અને જીવથી ઈશ્વરની ભિન્નતાનું અને ઈશ્વરના સદ્‌ભાવનુ પ્રતિપાદન કરે છે. પ્રધાન, એ મુખ્યનું નામ છે; જગતની ઉત્પત્તિમાં પ્રકૃતિ મુખ્ય કારણ છે, તેથી તે પ્રધાન કહેવાય છે. શરીરાદિકને જાણવાવાળો તે ક્ષેત્રજ્ઞ કહેવાય છે. જીવ શરીરાદિકને જાણવાવાળો હોવાથી ક્ષેત્રજ્ઞ છે.

શિષ્ય-ઈશ્વરનું પ્રતિપાદન કરવાવાળી ઉપર કહેલી એક જ શ્રુતિનું પ્રમાણ છે, કે બીજી શ્રુતિનું પણ પ્રમાણ છે?

ગુરુ-અંતર્યામી બ્રાહ્મણ પણ ઈશ્વરનું પ્રતિપાદન કરે છે, માટે તે પણ પ્રમાણ આપે છે. એ અંતર્યામી બ્રાહ્મણ, બૃહદારણ્યકોપનિષદમાં છે. ૧૦૩

એમ જ જૂદા જૂદા મતવાળાઓ, પોતપોતાની યુક્તિએ કરી ઈશ્વર વિષે વિવાદ કરે છે, અને પોતાના મતની દૃઢતા માટે તથા ઉત્તમતા જણાવવા માટે શ્રુતિઓનાં પ્રમાણો પણ આપે છે. ૧૦૪

### ઈશ્વર વિષે પતંજલિનું મત

**અવતરણિકા**–યોગાચાર્ય પતંજલિએ યોગસૂત્રમાં ઈશ્વરનાં સ્વરૂપનું પ્રતિપાદન કર્યું છે. તેમા ઈશ્વરનું નિયંતાપણું પ્રમાણ વગરનું નથી. તે માટે શ્રુતિનું પ્રમાણ આપી, જીવ ઈશ્વરમાં ભેદ કેમ છે, તે તે જણાવે છે.

क्लेशकर्मविपाकैस्तदाशयैरप्यसंयुतः ।
पुंविशेषो भवेदीशो जीववत्सोऽप्यसंगचित् ॥
तथापि पुंविशेषत्वाद्घटतेऽस्य नियंतृता ।
अव्यवस्थौ बंधमोक्षावापतेतामिहान्यथा ॥
भीषाऽस्मादित्येवमादावसंगस्य परात्मनः
श्रुतं तद्युक्तमप्यस्य क्लेशकर्माद्यसंगमात् १०७
जीवानामप्यसंगत्वात्क्लेशादिर्नह्यथापि च ।
विवेकाग्रहतः क्लेशकर्मादि प्रागुदीरितम् ॥

**શબ્દાર્થ**–કલેશ, કર્મ, વિપાક અને તેના સંસ્કારોએ કરીને અસંયુક્ત જે પુરુષ વિશેષ, તે ઈશ્વર છે; અને તે ઈશ્વર પણ જીવની પેઠે અસંગ ચૈતન્યરૂપ છે. તથાપિ (ઈશ્વર અસંગ ચિદ્રૂપ છે તોપણ) આ ઈશ્વરનું પુરુષવિશેષત્વ હોવાથી તેનું નિયંતાપણું ઘટે છે. જો ઈશ્વરને નિયંતા ન માનીએ તો બંધ અને મોક્ષ વ્યવસ્થા વિનાના થઈ પડે છે, भीषाऽस्मात् આ ઈશ્વરના ભયથી, (સૂર્ય તપે છે, વાયુ હાલે છે, ઈત્યાદિ) ઈત્યાદિ શ્રુતિમાં, અસંગ પરમાત્માનું નિયંતાપણું કહેવામાં આવ્યું છે, તે યોગ્ય છે; કારણ કે, ઈશ્વરને કલેશ અને કર્માદિકનો સંબંધ નથી. જીવોને પણ અસંગપણાથી કલેશાદિ સંભવતાં નથી; તથાપિ વિવેકના અજ્ઞાનથી કલેશકર્માદિ છે, એમ અમે આગળ કહ્યું છે. ૧૦૫-૧૦૮

### ચન્દ્રકાન્ત વિવરણ

શિષ્ય-તેઓ પોતાના ઈશ્વરને કેવી રીતે માને છે, તે કહો

[આ પરથી સભામાં બેઠેલો પતંજલિનો શિષ્ય બોલ્યો.–]

યોગાચાર્યનો શિષ્ય–હે જિજ્ઞાસુ ! તે હું જ તને કહું છું. તે તું લક્ષપૂર્વક સાંભળ. અમારા ગુરુ યોગાચાર્ય પતંજલિ પોતાના યોગસૂત્રમાં કહે છે કે, 'क्लेशकर्मविपाकाशयैरपरामृष्टः पुरुषविशेष ईश्वरः। કલેશ, કર્મ, વિપાક અને તેના સંસ્કારે કરી અસ્પૃષ્ટ જે પુરુષવિશેષ, તે ઈશ્વર છે.'

એ કલેશ પાંચ છેઃ અવિદ્યા, અસ્મિતા, રાગ, દ્વેષ, ને અભિનિવેશ

એમાં અવિદ્યા ચાર પ્રકારની છેઃ નિત્યતાખ્યાતિ, શુચિખ્યાતિ, સુખખ્યાતિ ને આત્મખ્યાતિ. ખ્યાતિ એટલે બુદ્ધિ. અનિત્ય જે સ્વર્ગાદિ જગત્ તેમા નિત્ય બુદ્ધિ થવી, એ નિત્યતાખ્યાતિ નામની અવિદ્યા છે; અપવિત્ર શરીરાદિકમાં પવિત્રતાની બુદ્ધિ થવી અથવા પુત્રપુત્રનાદિકમાં શુચિબુદ્ધિ થવી, એ શુચિખ્યાતિ નામની અવિદ્યા છે. ભોગનાં સાધન જે સ્ત્રી, વસ્ત્ર, ધન આદિ પદાર્થો, કે જે દુખરૂપ છે તેમાં સુખરૂપ બુદ્ધિ થવી, એ સુખખ્યાતિ નામની અવિદ્યા છે. દેહ, ઇંદ્રિયાદિક જે અનાત્મ પદાર્થો કહેવાય છે તે મારા માનવા, એ આત્મખ્યાતિ નામની અવિદ્યા છે.

એ અવિદ્યાદિકનું સ્વરૂપ કેવું છે, તે હવે કહું છું તે સાંભળ. અન્ય પદાર્થમાં અન્ય પદાર્થનુ જ્ઞાન થવુ, એ અવિદ્યાનુ સ્વરૂપ છે; દ્રષ્ટા અને દૃશ્ય એ બન્નેમાં અભેદભાવ થવો, એ અસ્મિતાનું સ્વરૂપ છે; અનુકૂલ પદાર્થમાં પ્રીતિ ઉત્પન્ન થવી, એ રાગ કહેવાય છે, પ્રતિકૂલ પદાર્થમાં અપ્રીતિ ઉત્પન્ન થવી, એ દ્વેષ કહેવાય છે; મરણાદિકનો અનુભવ કર્યા છતાં પણ શરીરાદિકની રક્ષામાં આગ્રહ કરવો, એ અભિનિવેશનું સ્વરૂપ છે. એ પ્રમાણે પાંચ પ્રકારના કલેશો છે.

કર્મ ત્રણ પ્રકારનાં છે.—પુણ્યકર્મ, પાપકર્મ, અને મિશ્રકર્મ. શાસ્ત્રમાં કહેલાં કર્મો કરવાથી ધર્મ થાય છે, એનું નામ પુણ્ય, શાસ્ત્રમા નિષિદ્ધ કરેલાં કર્મો કરવાથી અધર્મ થાય છે, તેનું નામ પાપ; તથા પાપ અને પુણ્ય, એ બન્ને કર્મ ભેગાં મળવાથી મિશ્રકર્મ કહેવાય છે, એવી રીતે ત્રણ પ્રકારનાં કર્મો મનુષ્યનાં છે, પણ યોગીઓનાં કર્મો પુણ્યપાપથી રહિત છે, એટલે તે ચોથું કર્મ છે. હવે એ કર્મના ફલવિશેષ, તેનું નામ વિપાક તે કર્મ, ફલ, જાતિ, આયુષ અને ભોગે કરીને અનેક પ્રકારનાં છે.

હવે એ કલેશ, કર્મ, વિપાક, અને તેના સંસ્કારની સાથે કોઈ પણ પ્રકારનો જેને સંબંધ

એવો જે પુરુષવિશેષ, તે ઈશ્વર છે. એ ઈશ્વર પણ જીવની પેઠે ચૈતન્યરૂપ છે અને અસંગ છે. ૧૦૫

શિષ્ય-જ્યારે ઈશ્વર ચિદ્રૂપ અને અસંગ છે, ત્યારે તે જગતનો નિયંતા કેમ થઈ શકશે? કારણ કે, નિયંતાપણું સસંગનો ધર્મ છે; અસંગને નિયંતાપણું ઘટતું નથી.

યોગાચાર્ય૦-યદ્યપિ ઈશ્વર ચિદ્રૂપ અને અસંગ છે તથાપિ ઈશ્વર પુરુષવિશેષ છે, એટલા માટે તે જગતનો નિયંતા થઈ શકશે, અને અસંગ છતાં પણ તેને નિયંતાપણું ઘટે છે.

શિષ્ય-એક તો ઈશ્વરની આવશ્યકતા જણાતી નથી; વળી તે અસંગ છતાં પણ નિયંતા છે, એવી રીતે અઘટતું નિયંતાપણું માનવું પડે છે; તે કરતાં ઈશ્વર જ માનવો નહિ, એટલે આ સઘળી કડાકૂટ સહજમાં મટી જશે.

યોગાચાર્ય૦-જેમ પૃથ્વી ઉપર રાજા ન હોય તો, સત્પુરુષોને દુઃખ થાય, દુષ્ટ પુરુષો આનંદ ભોગવે; બળવાન્ ધનવાન્ અને સુખી થાય, ને નિર્બળ પુરુષ નિર્ધન રહે અને દુઃખી થાય; ચોર ધન લૂંટી જાય, સ્ત્રીઆદિનું હરણ કરી જાય; ઇત્યાદિ અનેક પ્રકારની અવ્યવસ્થા થાય, માટે રાજાની જરૂર છે; તેમ જો જગતનો નિયંતા ન હોય તો બંધ અને મોક્ષની પણ અવ્યવસ્થા થાય; એટલે બંધનયોગ્ય જીવને મોક્ષ થાય, ને મોક્ષયોગ્ય જીવને બંધન થાય એટલા જ માટે જગતનો નિયંતા માનવો જોઇએ. જે જગતનો નિયંતા છે, તે જ ઈશ્વર છે. ઈશ્વર ન માનવામાં બંધ અને મોક્ષની અવ્યવસ્થારૂપ દોષ આવે છે, તે દોષનું નિવારણ કરવા માટે ઈશ્વર માનવો જોઇએ.

શિષ્ય-ઈશ્વરના નિયંતાપણામાં કાંઈ પણ પ્રમાણ નથી, ત્યારે ઈશ્વરનું પ્રમાણ વગરનું નિયંતાપણું શા માટે માનો છો? ૧૦૬

યોગાચાર્ય૦-ઈશ્વરના નિયંતાપણામાં શ્રુતિ પ્રમાણ છે, માટે અમે તે માનીએ છિયે.

'भीषाऽस्माद्वातः पवते भीषोदेति सूर्यः ।
भीषाऽस्मादग्निश्चेन्द्रश्च मृत्युर्धावति पंचमः ॥

આ ઈશ્વરના ભયથી વાયુ વાય છે, આ ઈશ્વરના ભયથી સૂર્ય ઉદય પામે છે; આ ઈશ્વરના ભયથી અગ્નિ તપે છે, ઇંદ્ર રક્ષા કરે છે અને મૃત્યુ (પ્રાણીમાં) દોડે છે,' એવી રીતે તૈત્તરીય ઉપનિષદમાં ઈશ્વરનું નિયંતાપણું કહ્યું છે.

શિષ્ય-ઠીક. તૈત્તરીય ઉપનિષદમાં ઈશ્વરનું નિયંતાપણું કહ્યું છે એ ખરું, પરંતુ તે અયોગ્ય છે; કારણ કે, શ્રુતિમાં કહેલા ઈશ્વરના નિયંતાપણાની ઉત્પત્તિ થઇ શકતી નથી, ત્યારે એ અયોગ્ય નિયંતાપણાને તમે શા માટે સ્વીકારો છો?

યોગાચાર્ય૦-ક્લેશ, કર્મ, વિપાક અને તેના સંસ્કાર એ ચારે ધર્મ જીવના છે, પણ ઈશ્વરના નથી. ઈશ્વર તો એ ચારે ધર્મથી રહિત છે, માટે ઈશ્વર જગતના નિયંતા થઇ શકે છે, ને તેથી શ્રુતિમાં કહેલું ઈશ્વરનું નિયંતાપણું અયોગ્ય નથી, માટે અમે તેનો સ્વીકાર કરીએ છિયે. ૧૦૭

શિષ્ય-તમારા મતમાં જીવ પણ અસંગ છે, ક્લેશાદિ ચારે ધર્મથી રહિત છે, અને ચિદ્રૂપ છે; તેથી જીવ અને ઈશ્વર બન્ને સમાન છે, તો વળી એ બન્નેનો ભેદ કેમ છે?

યોગાચાર્ય૦-યદ્યપિ જીવ સ્વતઃ ક્લેશાદિકથી રહિત છે, અસંગ છે, અને ચિદ્રૂપ છે; તથાપિ બુદ્ધિની સાથે વિવેકના અજ્ઞાનથી ક્લેશાદિક જીવને છે. જીવ પોતે ક્લેશાદિક ધર્મરહિત છતાં પણ, અજ્ઞાનથી ઘેરાયલો, બુદ્ધિના ધર્મ જે ક્લેશાદિક તેને પોતાના ધર્મ માની લે છે, તેથી જીવને ક્લેશાદિક છે. (એમ અમે આ પ્રકરણના ૧૦૦ મા શ્લોકમાં આગળ કહી ગયા છિયે.) સારાંશ કે, જીવને બુદ્ધિથી પોતાના ભેદનું જ્ઞાન નથી, તેથી જીવને ક્લેશાદિક છે, અને ઈશ્વરને બુદ્ધિથી પોતાના ભેદનું જ્ઞાન છે, તેથી તેને ક્લેશાદિક નથી; એ પ્રમાણે જીવ અને ઈશ્વરનો ભેદ છે. ૧૦૮

### (૨) ઈશ્વર વિષે નૈયાયિકનું મત

અવતરણિકા-નૈયાયિક લોકો ઈશ્વરનું નિયામકપણું સહન ન કરી શકવાથી, જીવની ઈશ્વર કરતાં વિલક્ષણતા સિદ્ધ કરવા માટે, ઈશ્વરમાં જ્ઞાનાદિક ત્રણ ગુણો નિત્ય છે એમ અંગીકાર કરે છે; અને 'ઇચ્છાદિક ગુણની નિત્યતાએ કરીને ઈશ્વરપણું છે,' અને જીવના તે ગુણો અનિત્ય છે તેથી જીવ, ઈશ્વરથી વિલક્ષણ છે, તે સમજાવે છે.

नित्यज्ञानप्रयत्नेच्छागुणानीशस्य मन्वते ।
असंगस्य नियंतृत्वमयुक्तमिति तार्किकाः ॥

पुंविशेषत्वमप्यस्य गुणैरेव न चान्यथा ।
सत्यकामः सत्यसंकल्प इत्यादिश्रुतिर्जगौ ॥

શબ્દાર્થ–તાર્કિકો–નૈયાયિકો, ઈશ્વરમાં 'જ્ઞાન, પ્રયત્ન અને ઈચ્છા,' એ ત્રણ ગુણો નિત્ય માને છે, અને સંગરહિત ઈશ્વરનું નિયંતાપણું અયોગ્ય છે એમ કહે છે. ઈશ્વરનું જે પુરુષવિશેષપણું (ઈશ્વરપણું) છે, તે ગુણોએ કરીને જ છે; બીજા કારણથી નથી. 'સત્યકામ,' 'સત્યસંકલ્પ' ઈત્યાદિ શ્રુતિઓ, ઈશ્વરના જ્ઞાનાદિક ગુણોને સત્ય (નિત્ય) કહે છે. ૧૦૯–૧૧૦

## ચન્દ્રકાન્ત વિવરણ

નૈયાયિક–જરાક મને આ યોગાચાર્યના શિષ્યને પૂછવા દો. હે યોગાચાર્યના શિષ્ય! આપ તો અહુણા સાક્ષાત્ પતંજલિ મહારાજ છો, તો કહો, કે ઈશ્વરને તમે અસંગ કહો છો, તેથી તેને નિયંતા કહેવો, એ શું અયોગ્ય નથી? અસંગને નિયંતાપણું ઘટતું નથી, માટે ઈશ્વરને અસંગ માનવો નહિ જ જોઈએ.

યોગાચાર્ય–ત્યારે તમે ઈશ્વરને કેવો માનો છો?

નૈયાયિક–અમે ઈશ્વરને સસંગ એટલે સગુણ માનીએ છીએ.

યોગાચાર્ય–જીવ પણ સગુણ અને સસંગ, અને ઈશ્વર પણ સગુણ અને સસંગ; એવી રીતે જીવ અને ઈશ્વર બન્ને તમારા મતમાં સમાન થયા, તો પછી જીવ અને ઈશ્વર એવી રીતે ભેદ થવામાં શું કારણ?

નૈયાયિક–જ્ઞાન, ઈચ્છા અને પ્રયત્ન. એ ત્રણે ગુણો જીવમાં અનિત્ય છે, અને ઈશ્વરમાં એ ત્રણે ગુણો નિત્ય છે; માટે જીવ અને ઈશ્વર સમાન નથી, તેથી તેનો ભેદ છે. વળી ઈશ્વરનું પુરુષવિશેષપણું એટલે વિલક્ષણ પુરુષપણું છે, તે પણ નિત્યજ્ઞાનથી છે; કેમકે, ઈશ્વર સત્યકામ એટલે નિત્ય ઈચ્છાવાળો છે, તથા સત્યસંકલ્પવાળો છે. એ પ્રમાણે શ્રુતિમાં ઈશ્વરના ગુણોની નિત્યતા સારી રીતે દર્શાવી છે. ૧૦૯–૧૧૦

(૩) ઈશ્વરવિષે હિરણ્યગર્ભના ઉપાસકોનું મત

અવતરણિકા–નૈયાયિકના મતમાં દોષ બતાવી હિરણ્યગર્ભના ઉપાસકોનો પોતાનો મત કહી, હિરણ્યગર્ભને ઈશ્વર માનવામાં પ્રમાણ આપે છે.

नित्यज्ञानादिमत्त्वेऽस्य सृष्टिरेव सदा भवेत् ।
हिरण्यगर्भ ईशोऽतो लिङ्गदेहेन संयुतः ॥ १११
उद्गीथब्राह्मणे तस्य माहात्म्यमतिविस्तृतम् ।
लिङ्गसत्त्वेऽपि जीवत्वं नास्य कर्माद्यभावतः ॥

શબ્દાર્થ–ઈશ્વરનું નિત્યજ્ઞાન, નિત્યપ્રયત્ન અને નિત્યઈચ્છાવાળાપણું માનીએ તો જગતની સૃષ્ટિ નિરંતર થયા જ કરવી જોઈએ, એટલા માટે ઈશ્વરને હિરણ્યગર્ભ માનવો, કે જે હિરણ્યગર્ભ લિંગદેહે કરીને સંયુક્ત છે. હિરણ્યગર્ભનું માહાત્મ્ય, ઉદ્ગીથબ્રાહ્મણમાં અતિ વિસ્તારથી કહ્યુ છે. લિંગશરીરનો સબંધ છતાં પણ કર્માદિકનો અભાવ હોવાથી હિરણ્યગર્ભને જીવપણું નથી. ૧૧૧–૧૧૨

## ચન્દ્રકાન્ત વિવરણ

હિરણ્યગર્ભ–અહો નૈયાયિક! એવું અસત્ય ભાષણ મા કર; કેમકે, ઈશ્વર નિત્યજ્ઞાન, નિત્યઈચ્છા અને નિત્યપ્રયત્નવાળો નથી. જો ઈશ્વરને નિત્યજ્ઞાન, નિત્યઈચ્છા અને નિત્યપ્રયત્નવાળો માનશો તો સર્વદા જગતની ઉત્પત્તિ જ થયા કરશે. પરંતુ જગતની ઉત્પત્તિ સર્વદા થતી નથી, માટે ઈશ્વરને નિત્યજ્ઞાનાદિ ગુણોવાળો માનવો નહિ. હું કહું છું કે, હિરણ્યગર્ભને ઈશ્વર માનવો યોગ્ય છે. માયોપાધિક પરમાત્મા જ, સમષ્ટિલિંગ શરીરના અભિમાને કરીને, હિરણ્યગર્ભ ઈશ્વર થયા છે. ૧૧૧

નૈયાયિક–હિરણ્યગર્ભને ઈશ્વર માનવામાં શું પ્રમાણ છે?

હિરણ્યગર્ભ—છાંદોગ્યોપનિષદના ઉદ્ગીથ બ્રાહ્મણમાં હિરણ્યગર્ભનું માહાત્મ્ય વિસ્તારથી કહ્યું છે, માટે હિરણ્યગર્ભને ઈશ્વર માનવામાં, એ ઉદ્ગીથ બ્રાહ્મણ પ્રમાણ છે.

નૈયાયિક–ત્યારે હિરણ્યગર્ભ લિંગદેહવાળો છે, ત્યારે તો તેને જીવ કહેવો જોઈએ, પણ ઈશ્વર ન કહેવો જોઈએ; કારણ કે, લિંગદેહવાળો જે હોય, તે જીવ છે.

હિરણ્યગર્ભ–જીવ એકલિંગદેહવાળો છે, કારણ કે તે એકલિંગદેહનો અભિમાની છે; હિરણ્યગર્ભ સર્વલિંગદેહવાળો છે; કેમકે, તે સમષ્ટિલિંગદેહનો અભિમાની છે. વળી જીવ, અવિદ્યા, કામ તથા

કર્મવાળો છે ને હિરણ્યગર્ભ તો અવિદ્યા, કામ તથા કર્મથી રહિત છે. એવી રીતે હિરણ્યગર્ભ જીવથી વિલક્ષણ છે, માટે હિરણ્યગર્ભ જીવ નથી, પણ ઈશ્વર છે, એમ માનવું જોઇએ. ૧૧૨

(૮) વિરાટના ઉપાસકનું મત (વિરાટ્ ઈશ્વર)

અવતરણિકા-હિરણ્યગર્ભના મતમાં પણ દોષ છે, પણ 'વિરાટ પુરુષ ઈશ્વર છે' એમ માનનારાઓનું મત શું છે તથા તેમના કહેવામાં કઈ શ્રુતિનું પ્રમાણ છે, તે કહે છે.

स्थूलदेहं विना लिङ्गदेहो न क्वापि दृश्यते ।
वैराजो देह ईशोऽतः सर्वतो मस्तकादिमान् ॥
सहस्रशीर्षेत्येवं च विश्वतश्चक्षुरित्यपि ।
श्रुतमित्याहुरनिशं विश्वरूपस्य चिंतकाः ॥

શબ્દાર્થ-લિંગદેહ સ્થૂલદેહવિના કોઇ પણ સ્થળમાં જોવામાં આવતો નથી; એટલા માટે સર્વત્ર મસ્તકાદિવાળો વિરાટ્નો જે દેહ છે, તે જ ઈશ્વર છે. 'सहस्रशीर्षा એટલે જેનાં હજારો મસ્તકો છે,' તથા 'विश्वतश्चक्षुः એટલે જેનાં ચારે તરફ નેત્રો છે' (તે ઈશ્વર), એ પ્રમાણે શ્રુતિમાં કહ્યું છે. એમ નિરંતર વિશ્વરૂપના ચિંતકો એટલે વિરાટ્ના ઉપાસકો કહે છે. ૧૧૩-૧૧૪

ચન્દ્રકાન્ત વિવરણ

વિરાટ્ઉપાસક-અમે કહીશું કે, હિરણ્યગર્ભ જીવ છે, પણ ઈશ્વર નથી; કેમકે લિંગદેહ તે સ્થૂલદેહમાં રહે છે, ને સ્થૂલદેહવિના લિંગદેહ રહી શકતો નથી. વળી સ્થૂલદેહ વિનાનો કેવળ લિંગદેહ કોઈપણ સ્થળમાં જોવામાં આવતો નથી માટે, સમષ્ટિલિંગશરીરના અભિમાની હિરણ્યગર્ભને ઈશ્વરતા ઘટતી નથી.

હૈરણ્યગર્ભ-ત્યારે તમે કોને ઈશ્વર માનો છો?

વિરાટ્ઉપાસક-ઈશ્વર તો વિરાટ્ પુરુષ છે. એ વિરાટ્ પુરુષ સમષ્ટિસ્થૂલશરીરનો અભિમાની છે, એટલે સઘળા બ્રહ્માંડરૂપ સ્થૂલશરીરવાળો છે. એ વિરાટ્ પુરુષનાં મસ્તક તથા નેત્રાદિ અવયવો સર્વ દિશામાં છે. વળી શ્રુતિઓ વિરાટ્સ્વરૂપના સદ્ભાવમાં પ્રમાણ આપે છે કે, 'सहस्रशीर्षा पुरुषः सहस्राक्षः सहस्रपात्। જેનાં હજારો મસ્તકો છે, હજારો નેત્રો છે, તથા હજારો પગ છે.' વળી 'विश्वतश्चक्षुरुत विश्वतो मुखो विश्वतो बाहुरुत विश्वतस्पात्। જેનાં ચારે તરફ નેત્ર છે, ચારે તરફ મુખ છે, ચારે તરફ હાથ છે ને ચારે તરફ પગ છે,' તેથી વિરાટ્ પુરુષ જ ઈશ્વર છે. ૧૧૩-૧૧૪

(૯)-બ્રહ્માથી સ્થાવર પર્યંત ઈશ્વર સંબંધમાં વિવાદ

(૧૧૫-૧૨૧; ૭ શ્લોકો)

(૧) બ્રહ્માના ઉપાસકોનું મત

અવતરણિકા-હવે બ્રહ્માને ઈશ્વર માનનારાઓનું મત કહે છે, અને 'બ્રહ્મદેવ જ ઈશ્વર છે,' એ વિષયમાં શ્રુતિનું પ્રમાણ કહે છે.

सर्वतः पाणिपादत्वे कृम्यादेरपि चेशता ।
ततश्चतुर्मुखो देव एवेशो नेतरः पुमान् ॥ ११५ ॥
पुत्रार्थं तमुपासीना एवमाहुः प्रजापतिः ।
प्रजा असृजतेत्यादिश्रुतिं चोदाहरंत्यमी ॥

શબ્દાર્થ-ચૌ તરફ હાથ પગવાળાને ઈશ્વર માનીએ તો કીડા આદિને પણ ઈશ્વરપણું પ્રાપ્ત થાય; તે માટે ચતુર્મુખ દેવ(બ્રહ્મદેવ)જ ઈશ્વર છે, બીજો પુરુષ ઈશ્વર નથી. પુત્રને માટે બ્રહ્મદેવની ઉપાસના કરવાવાળા (બ્રહ્મદેવ ઈશ્વર છે,) એમ કહે છે; અને બ્રહ્મદેવના ઉપાસકો શ્રુતિનું પ્રમાણ પણ આપે છે. 'प्रजापतिः प्रजा असृजत। પ્રજાપતિએ-બ્રહ્મદેવે પ્રજા ઉત્પન્ન કરી છે.' ૧૧૫-૧૧૬

ચન્દ્રકાન્ત વિવરણ

પ્રાજાપત્ય-હે વિરાટ્ ઉપાસક! જો ચોતરફ હાથ, પગ આદિ અવયવવાળા તારા વિરાટ્ને ઈશ્વર માનીએ તો કાનખજુરા આદિ જંતુઓ પણ ઈશ્વર કહેવાય; કારણ કે તેને ચોતરફ પગ છે. પણ એમ ચારે તરફ હાથપગ આદિ અવયવોવાળો ઈશ્વર નથી, એટલે વિરાટ્ સ્વરૂપ ઈશ્વર હોય જ નહિ

વિરાટ્ ઉપાસક—હે ખણ ગાલા ને મોટા ભગજવાળા! કહેની ત્યારે, કે ઈશ્વર કોણ છે?

પ્રાજાપત્ય—ઈશ્વર તો ચાર મુખવાળા બ્રહ્મદેવ જ છે, બીજો કોઈ ઈશ્વર નથી. ૧૧૫

કેમકે, પુત્રાર્થી પુત્ર માટે બ્રહ્મદેવની ઉપાસના કરે છે, અને તે કહે છે કે, બ્રહ્મદેવ જ ઈશ્વર છે; કેમકે, તેણે જ આ સૃષ્ટિ ઉત્પન્ન કીધી છે.

વિરાટ્ઉપાસક બ્રહ્મદેવને ઈશ્વર કહે છે, તેમાં કાંઇ પ્રમાણ પણ છે ખરું કે?

પ્રાજાપત્ય-હા પ્રજાપતિ એટલે બ્રહ્મદેવ ઈશ્વર છે, તેમા શ્રુતિ પ્રમાણ છે 'प्रजापतिः प्रजा असृजत। પ્રજાપતિએ પ્રજા ઉત્પન્ન કરી' એ વગર બીજી પણ અનેક શ્રુતિઓમા બ્રહ્મદેવે પ્રજા સજવાનુ કહ્યુ છે હવે જો બ્રહ્મદેવ ઈશ્વર ન હોય, તો તે પ્રજાને કેમ ઉત્પન્ન કરી શકે ? તેથી બ્રહ્મદેવ જ ઈશ્વર છે, એવો નિશ્ચય થાય છે ૧૧૬

## (૨) વિષ્ણુભક્તોનું મત

અવતરણિકા એ પ્રાજાપત્યના મતમા દોષ બતાવી વિષ્ણુના ભક્તો શું કહે છે, તે કહે છે

**विष्णोर्नाभेः समुद्भूतो वेधाः कमलजस्ततः ।**
**विष्णुरेवेश इत्याहुर्लोके भागवता जनाः ॥**

શબ્દાર્થ-કમલથી ઉત્પન્ન થયેલા બ્રહ્મદેવ વિષ્ણુની નાભિમાથી ઉત્પન્ન થયા છે; તેથી વિષ્ણુ જ ઈશ્વર છે, એમ લોકમા વિષ્ણુના ભક્તજનો કહે છે. ૧૧૭

### ચન્દ્રકાન્ત વિવરણ

વિષ્ણુભક્ત-નહિ, નહિ બ્રહ્મદેવ ઈશ્વર નથી, કારણ કે બ્રહ્મદેવ તો વિષ્ણુ ભગવાનની નાભિકમળમાંથી ઉત્પન્ન થયા છે, તેથી જો બ્રહ્મદેવ ઈશ્વર હોય તો તે ઉત્પન્ન કેમ થાય ? ઈશ્વર તો અજન્મા છે, અવિનાશી છે, તે ઉત્પન્ન થતા નથી, તેમ નાશ પામતા નથી જો ઈશ્વરની ઉત્પત્તિ માનીએ તો ઈશ્વરનો નાશ પણ માનવો જોઈએ, કેમકે 'जातस्य हि ध्रुवो मृत्युर्ध्रुवं जन्म मृतस्य च। જન્મે તેનુ મૃત્યુ નિશ્ચય થાય છે અને મરે તેનો જન્મ પણ નિશ્ચય થાય છે,' એમ શ્રીમદ્ભગવદ્ગીતાના બીજા અધ્યાયમા શ્રીકૃષ્ણ પરમાત્માએ અર્જુન પ્રત્યે કહ્યુ છે

પ્રાજાપત્ય—વિષ્ણુના નાભિકમળમાથી બ્રહ્મદેવની ઉત્પત્તિ થાય છે, એમ ક્યા કહ્યુ છે ?

વિષ્ણુભક્ત-વિષ્ણુના નાભિકમલમાથી બ્રહ્મદેવની ઉત્પત્તિ શ્રીમદ્ભાગવતાદિ પુરાણોમાં કહી છે

પ્રાજાપત્ય—જ્યારે બ્રહ્મદેવને ઈશ્વર ન માનો, ત્યારે કોને ઈશ્વર માનશો ?

વિષ્ણુભક્ત-બ્રહ્મદેવ જેના નાભિકમલમાથી ઉત્પન્ન થયા છે, તે વિષ્ણુ ભગવાન જ ઈશ્વર છે વિષ્ણુ સર્વથી મોટા છે, અને અજન્મા તથા [illegible] તેથી [illegible] ભગવાન [illegible] છે જલે વિષ્ણુ સ્થલે વિષ્ણુઃ ઇત્યાદિ વચનથી સર્વત્ર વિષ્ણુનો વાસ બતાવ્યો છે, ને ઈશ્વર પણ સર્વવ્યાપક છે, તેથી પણ વિષ્ણુ ઈશ્વર છે ૧૧૭

## (૩) શિવભક્તોનું મત

અવતરણિકા-શિવને ઈશ્વર માનવ વાળાઓ બન્ને ભક્તના મતમા દોષ બતાવી, શૈવના મતનું પ્રતિપાદન કરે છે

**शिवस्य पादावन्वेष्टुं शार्ङ्ग्यशक्तस्ततः शिवः ।**
**ईशो न विष्णुरित्याहुः शैवा आगममानिनः**

શબ્દાર્થ-શાર્ઙ્ગી (વિષ્ણુ ભગવાન) શિવના ચરણ ખોળવા માટે અશક્ત થયા હતા, તેથી શિવ ઈશ્વર છે, પણ વિષ્ણુ ઈશ્વર નથી, એમ શૈવશાસ્ત્રને પ્રમાણ માનનારા શિવભક્તો કહે છે. ૧૧૮

### ચન્દ્રકાન્ત વિવરણ

શિવભક્ત-ભલ્યા ઓ ! તારો વિષ્ણુ ભગવાન ઈશ્વર નથી, કારણ કે વિષ્ણુ કરતા શિવ મોટા છે

વિષ્ણુભક્ત-વિષ્ણુ કરતાં શિવ મોટા છે, એમા શુ પ્રમાણ ?

શૈવ-પૂર્વે બ્રહ્મા અને વિષ્ણુ બન્ને વચ્ચે વાદ થયો કે કોણ શ્રેષ્ઠ ? એવામાં એક મહાલિંગ પ્રકટ થયુ, તેનો પાર લેવા બન્ને ગયા તેમા તારો વિષ્ણુ શિવના નિચલા ભાગનો પાર લેવા ગયો ને બ્રહ્મા ઉપરના ભાગનો પાર લેવા ગયો; પણ હજારો વર્ષો સુધી વિષ્ણુને શિવના નીચેના ભાગનો પાર દેખાયો નહિ, ને વિષ્ણુએ શિવના ચરણ શોધવા માટે મોટો પ્રયત્ન કર્યો તોપણ ચરણો જણાયા નહિ, ત્યારે તે પાછો આવ્યો બ્રહ્માજી ઉપરનો ભાગ જોવા ગયા હતા, પણ તેઓ પાર લીધા વિના પાછા આવ્યા જેનો પાર જણાય નહિ તે સૌથી મોટા, એ નક્કી છે તેથી શિવ વિષ્ણુથી મોટા છે આ વાત શિવપુરાણાદિકમા પ્રસિદ્ધ છે જો વિષ્ણુ મોટા હોવ તો વિષ્ણુ શિવના ચરણ કેમ શોધી શક્યા નહિ ? માટે વિષ્ણુ મોટા નથી, પણ શિવ મોટા છે વિષ્ણુ આદિ દેવો, માત્ર દેવ કહેવાય છે, અને શિવ મહાદેવ કહેવાય છે વળી શ્વેતાશ્વતર શ્રુતિમા કહ્યુ છે કે, સર્વના સ્વામી રુદ્ર મહર્ષિ છે

તે માયિન્ મહેશ્વર છે

વિષ્ણુભક્ત-જ્યારે વિષ્ણુ ભગવાનને ઈશ્વર [illegible] ત્યારે [illegible] ને ઈશ્વર માનશો ?

શૈવ-ઈશ્વર તો શિવ છે; કેમકે શિવ સર્વથી મોટા છે અને અજન્મા તથા અવિનાશી છે. ૧૧૮

(૪) ગણપતિના ભક્તોનું મત

અવતરણિકા એ શૈવ મતમાં દૂષણ બતાવી ગાણપત્ય મતવાળા કહે છે કે,

पुरत्रयं सादयितुं विघ्नेशं सोऽप्यपूजयत् ।
विनायकं प्राहुरीशं गाणपत्यमते रताः ११९

શબ્દાર્થ-ત્રણપુરનો નાશ કરવા માટે શિવે ગણપતિને પૂજ્યા હતા; માટે ગણપતિના ઉપાસકોના મતમાં પ્રીતિવાળા વિનાયક ગણપતિને ઈશ્વર કહે છે. ૧૧૯

ચન્દ્રકાન્ત વિવરણ

ગણપતિ ઉપાસક-અમે કહીશું કે, એ વિષ્ણુ તો ઈશ્વર નથી જ, પણ શિવે ઈશ્વર નથી; કારણ કે શિવ કાંઈ સર્વથી મોટા નથી, જે સર્વથી મોટો હોય તે જ ઈશ્વર. એ નિયમ પ્રમાણે સર્વથી મોટા તો ગણપતિ છે, કેમકે, ત્રિપુરાસુરનો નાશ કરવા માટે અને ત્રણ શહેરને બાળવા માટે શિવે તો ગણપતિનુ પૂજન કર્યું હતુ. જો ગણપતિ કરતાં શિવ મોટા હોય, તો શિવ ગણપતિનું પૂજન શા માટે કરે?

શૈવ-જ્યારે શિવને ઈશ્વર નહિ માનો, ત્યારે કોને ઈશ્વર માનશો?

ગાણપત્ય-ઈશ્વર તો ગણપતિ છે; કારણ કે, ગણપતિ જ સર્વથી મોટા છે. ૧૧૯

(૫) સ્થાવર (જડ ઈશ્વર) વાદીઓનું કથન

અવતરણિકા-હવે ભૈરવાદિક દેવના ઉપાસકોનું મત કહે છે ને તે ઉપાસકો પોતાના મતના પ્રબળ પણામાં જે જે પ્રમાણો આપે છે તે કહી, એવા મતો અનેક છે, તે પણ જણાવે છે.

एवमन्ये स्वस्वपक्षाभिमानेनान्यथाऽन्यथा।
मंत्रार्थवादकल्पादीनाश्रित्य प्रतिपेदिरे १२०
अंतर्यामिणमारभ्य स्थावरांतेशवादिनः ।
संत्यश्वत्थार्कवंशादेः कुलदैवतदर्शनात् ॥

શબ્દાર્થ-એ પ્રકારે બીજા ભૈરવ વગેરે મતવાદીઓ પોતપોતાના પક્ષના અભિમાને કરીને, જૂદે જૂદે પ્રકારે, મંત્રો, અર્થવાદો (સ્તુતિ આદિ) અને કલ્પાદિનો આશ્રય લઇને પોતપોતાના ઈષ્ટ જ ઈશ્વર છે, એમ પ્રતિપાદન કરે છે. અશ્વત્થ (પીપળો), અર્ક (આકડો), અને વંશ (વાંસ) આદિમાં કુલદેવતાપણાનો વ્યવહાર કરવાથી, અંતર્યામીથી આરંભીને સ્થાવર પર્યંતને ઈશ્વર માનનારા પણ છે. ૧૨૦-૧૨૧

ચન્દ્રકાન્ત વિવરણ

[આ પ્રમાણે સંવાદ થયા પછી ગુરુએ સદ્‌શિષ્યને સંબોધી કહ્યું:] જેમ ઉપર કહેલા સાખ્યાદિક જૂદા જૂદા મતના ઉપાસકોના મતો અનેક છે, તેમ તે વિના બીજા પણ અનેક મતો છે, ને તેઓ જૂદા જૂદાને ઈશ્વર માને છે. ભૈરવના ઉપાસકો કહે છે કે, ભૈરવ મોટા છે, માટે તે ઈશ્વર; મલ્લારના ઉપાસકો કહે છે કે, મલ્લાર મોટા છે, માટે તે ઈશ્વર; દેવીના ઉપાસકો કહે છે કે શક્તિથી સર્વ થયુ છે, માટે શક્તિ જ ઈશ્વર, ને હનુમાનના ઉપાસકો હનુમાનને ઈશ્વર માને છે, એ પ્રમાણે અસંખ્ય મતો છે.

શિષ્ય-એ અસંખ્ય મતો કેમ થયા?

ગુરુ-જૂદીજૂદી કલ્પના કરવાથી અસંખ્ય મતો થયા છે.

શિષ્ય-જૂદીજૂદી કલ્પના કરવાનું શું કારણ?

ગુરુ-જૂદીજૂદી કલ્પના કરવામાં પોતપોતાના પક્ષનું અભિમાન જ કારણ છે, બીજું શું હોય?

શિષ્ય-તેમ કલ્પના કરવામાં તેઓને કાંઈ પ્રમાણ છે ખરુ?

ગુરુ-હા. તેઓ મારણ, મોહન, ઉચ્ચાટન, સ્તંભન, વશીકરણના મંત્રોવાળા, લોકપ્રસિદ્ધ સ્તુતિવાળા તથા અન્ય દેવની નિંદા અને મંત્ર-તંત્ર પ્રતિપાદન કરવાવાળા, નારદપંચરાત્ર, દત્તાત્રેયાદિ કલ્પ ગ્રંથોને પ્રમાણ માને છે. ૧૨૦

શિષ્ય-ઈશ્વર વિષે એવા કેટલા મતો છે?

ગુરુ-ઈશ્વર વિષે જૂદાજૂદા મતોની તો ગણના જ નથી, કહો કે તે અનંત છે. અંતર્યામીથી આરંભીને છેક સ્થાવર વૃક્ષાદિકને ઈશ્વર માનવાવાળા અસંખ્ય છે, માટે તેના મતો ગણ્યા ગણાય નહિ

શિષ્ય-અંતર્યામી તથા અન્ય દેવને ઈશ્વર માનવાવાળા અનેક જોવામાં આવે છે, પરંતુ

સ્થાવરને ઈશ્વર માનવાવાળા કોઈ પણ જોવામાં આવતા નથી.

ગુરુ–કેટલાક પીપળાને કુલદેવતા માને છે, તેથી તેઓ પીપળાની પૂજા કરે છે; કેટલાક આકડાને ઈશ્વર માને છે, કેટલાક વાંસને ઈશ્વર માને છે, કેટલાક વડને ઈશ્વર માને છે, કેટલાક તુલસીને ઈશ્વર માને છે, કેટલાક બીલીને ઈશ્વર માને છે, ને કેટલાક ખીજડાને ઈશ્વર માને છે. એ પીપળો, આકડો, વાંસ, વડ, તુલસી, ખીજડો અને બીલી સર્વ સ્થાવર છે, એ તો જગત્પ્રસિદ્ધ છે. એવી રીતે સ્થાવરને ઈશ્વર માનવાવાળા પણ ઘણા છે. ૧૨૧*

## ૫–આત્મતત્ત્વના વિવેચનમાં સર્વ મતથી અવિરુદ્ધ ઈશ્વરનો નિર્ણય

(૧૨૨ ૨૦૯; ૮૮ શ્લોકો)

### (૧) ઈશ્વરપણાની ઉપાધિ (જગતનું ઉપાદાન કારણ) માયાનું વર્ણન

(૧૨૨–૧૫૨; ૩૧ શ્લોકો)

અવતરણિકા–એ સર્વ મતમાં કીયું મત ગ્રહણ કરવું ને કીયું મત ત્યાગ કરવું તે કહી, શ્રુતિ અનુસાર ઈશ્વરનો નિર્ણય કરવો જોઈએ, એમ કહે છે.

तत्त्वनिश्चयकामेन न्यायागमविचारिणाम् ।
एकैव प्रतिपत्तिः स्यात्साऽप्यत्र स्फुटमुच्यते॥
मायां तु प्रकृतिं विद्यान्मायिनं तु महेश्वरम् ।
अस्यावयवभूतैस्तु व्याप्तं सर्वमिदं जगत् ॥
इति श्रुत्यनुसारेण न्याय्यो निर्णय ईश्वरे ।
तथा सत्यविरोधः स्यात्स्थावरांतेशवादिनाम्

શબ્દાર્થ–સત્ય વસ્તુનો નિશ્ચય કરવાની ઇચ્છાથી, ન્યાય (યુક્તિ) અને શાસ્ત્રનો વિચાર કરનારા પુરુષોનો એક જ નિર્ણય હોય છે, અને તે નિર્ણય પણ અત્ર સ્પષ્ટ રીતે કહેવામાં આવે છે કે:-માયાને તો પ્રકૃતિ જાણવી, અને માયારૂપ ઉપાધિવાળાને મહેશ્વર જાણવો. આ માયોપાધિક ઈશ્વરના અવયવરૂપ સ્થાવર-જંગમ જીવોથી આ દૃશ્યમાન સર્વ જગત્ વ્યાપ્ત છે. એ રીતે શ્રુતિને અનુસારે ઈશ્વરના સંબંધમાં નિર્ણય કરવો યોગ્ય છે અને તેમ કરવાથી સ્થાવર પર્યંતને ઈશ્વર કહેનારા મતમાં પણ વિરોધ આવશે નહિ. ૧૨૨–૧૨૪

## ચન્દ્રકાન્ત વિવરણ

### (૧) સર્વ મતથી અવિરુદ્ધ ઈશ્વરની સંમતિની પ્રતિજ્ઞા અને તેમાં શ્રુતિનું પ્રમાણ

શિષ્ય–એ પ્રકારે અનેક મત છે, ત્યારે કયા મતને ગ્રહણ કરવો ને કયા મતનો ત્યાગ કરવો, તે સમજાવો.

ગુરુ–જેને ન્યાયથી તત્ત્વના નિશ્ચયની ઇચ્છા હોય, ને જે યુક્તિપૂર્વક શાસ્ત્રનો વિચાર કરતો હોય, તે પુરુષોનો એક જ નિર્ણય હોય છે, અને તે નિર્ણય અમે કહીએ છીએ, તે સાંભળ. આ જગતનું ઉપાદાન કારણ માયા છે; અને નિમિત્ત કારણ માયોપાધિક ઈશ્વર છે, ને તે જ મહેશ્વર છે. એક અદ્વિતીય સચ્ચિદાનંદ નિર્ગુણ નિરાકાર અખંડ બ્રહ્મને "એક હું છું તે બહુ થાઉં" એવી ઇચ્છા થઈ તે જ માયા, અને તે માયાવાળો તે ઈશ્વર, સગુણ સાકાર ઇત્યાદિ સમજવું. આ ઈશ્વરના અવયવભૂતો એટલે અંશોએ કરીને આ સ્થાવર જંગમ સર્વ જગત્ વ્યાપેલું છે. અવયવભૂત એટલે વાસ્તવિક રીતે અવયવ નહિ, પણ અવયવના જેવા', આવો અહીં અર્થ સમજવો. એ શ્રુતિવચન પ્રમાણે ઈશ્વરવિષે નિર્ણય કરવો જોઈએ. ૧૨૨-૧૨૩

### (૨) શ્રુતિઅનુસાર ઈશ્વરના નિર્ણયની યોગ્યતા

શિષ્ય–શ્રુતિ પ્રમાણે ઈશ્વર સંબંધી નિર્ણય કરવાનું શું કારણ?

ગુરુ–તેમ કરવાથી સર્વત્ર વિરોધ મટી જશે. એ શ્રુતિમાં 'ઈશ્વરના અવયવે કરીને સર્વ જગત્ વ્યાપેલ છે,' એમ કહ્યું છે, તેથી ચરાચર જગત્ ઈશ્વરસ્વરૂપ જ છે, એમ સિદ્ધ થાય છે; અને તેમ માનીશું તો, અંતર્યામીને ઈશ્વર માનવામાં, અન્ય દેવને ઈશ્વર માનવામાં, પીપળાદિ સ્થાવર પદાર્થને ઈશ્વર માનવામાં, કે ગમે તે પદાર્થને ઈશ્વર માનવામાં કંઈ પણ બાધ આવશે નહિ; કેમકે, એ સર્વ પદાર્થો ચરાચર જગતમાં આવી જાય છે. ૧૨૪

* સ્વ ઇચ્છારામના રચેલા ચન્દ્રકાન્ત ગ્રન્થના બીજા ભાગમાં ભક્તિમાર્ગ એ નામનું એક પ્રકરણ છે, તેમાં પણ ઈશ્વર વિષે સર્વત્ર નૂતન નૂતન મતો વિષે સારું વિવેચન કરેલું છે; અને તે આ પ્રકરણને મળતું છે.
ન. ઈ. દેસાઈ

## માયાનાં સ્વરૂપનું નિરૂપણ

અવતરણિકા-હવે શિષ્ય, જગતની પ્રકૃતિભૂત એટલે ઉપાદાન કારણરૂપ જે માયા, તેનું સ્વરૂપ કેવું છે, તે હવે પૂછે છે, અને ગુરુ તેને માયાનું સ્વરૂપ સમજાવે છે.

माया चेयं तमोरूपा तापनीये तदीरणात् ।
अनुभूतिं तत्र मानं प्रतिजज्ञे श्रुतिः स्वयम् ॥
जडं मोहात्मकं तच्चेत्यनुभावयति श्रुतिः ।
आबालगोपं स्पष्टत्वादानंत्यं तस्य साऽब्रवीत्
अचिदात्मघटादीनां यत्स्वरूपं जडं हि तत् ।
यत्र कुंठीभवेद्बुद्धिः स मोह इति लौकिकाः ॥
इत्थं लौकिकदृष्ट्यैतत्सर्वैरप्यनुभूयते ।
युक्तिदृष्ट्या त्वनिर्वाच्यं नासदासीदिति श्रुतेः
नासदासीद्विभातत्वान्नो सदासीच्च बाधनात्
विद्यादृष्ट्या श्रुतं तुच्छं तस्य नित्यनिवृत्तितः

શબ્દાર્થ-આ માયા તમોરૂપ છે એટલે અજ્ઞાનસ્વરૂપ છે; કારણ કે 'નૃસિંહતાપનીય ઉપનિષદમાં માયાની તમોરૂપતા કહેલી છે. એ માયાની તમોરૂપતામાં શ્રુતિ પોતે અનુભવના પ્રમાણની પ્રતિજ્ઞા કરે છે. માયાનું કાર્ય જડ અને મોહાત્મક છે એમ શ્રુતિ અનુભવ કરાવે છે. માયાના કાર્યનું અનંતપણું પણ તે શ્રુતિએ કહ્યુ છે; અને માયાનું કાર્ય જડ અને મોહરૂપ છે. આ વાત, બાળકથી લઇને ગોવાળીયા પર્યંત સર્વના અનુભવમાં છે. અચિદ્રૂપ એટલે અચેતનરૂપ ઘટાદિનું જે સ્વરૂપ છે તે જડ છે; તેમ જેમાં બુદ્ધિ કુંઠિત થાય છે, તે મોહ છે, એમ લૌકિકજનો માને છે. એ પ્રકારે લૌકિકદૃષ્ટિએ કરીને આ જડના અને માયાની તમોરૂપતાનો સર્વે લોકો અનુભવ કરે છે. યુક્તિની દૃષ્ટિએ જોતાં તો માયા અનિર્વચનીય છે; કારણ કે, 'नासदासीत् । તે અસત્ ન હતું' એવું શ્રુતિનું વચન છે. ભાસતું હતું તેથી અસત્ ન હતું, અને બાધ થવાથી 'સત્ પણ ન હતું.' જ્ઞાનદૃષ્ટિએ તો તે માયા 'તુચ્છા છે' એમ શ્રુતિસિદ્ધ છે; કારણ કે તેનો અત્યંત બાધ થઈ જાય છે. ૧૨૫-૧૨૬

## ચન્દ્રકાન્ત વિવરણ

### (૩) માયાનું રૂપ (અજ્ઞાન) અને તેમાં પ્રમાણ

શિષ્ય-હે ગુરુદેવ ! ઉપર તમે માયોપાધિક ઈશ્વર કહ્યા છે, તો હવે મને માયા, કે જે જગતનું ઉપાદાન કારણ છે, તેનું સ્વરૂપ સમજાવો.

ગુરુ-હે શિષ્ય ! જાણ કે, માયાનું સ્વરૂપ અજ્ઞાન છે, એટલે માયા અજ્ઞાનસ્વરૂપા છે.

શિષ્ય-માયાની અજ્ઞાનરૂપતા ક્યાં કહી છે ?

ગુરુ-माया च तमोरूपा । 'માયા, તમોરૂપા-અજ્ઞાનસ્વરૂપા' છે, એમ નૃસિંહતાપનીય ઉપનિષદમાં કહ્યુ છે.

શિષ્ય-માયાના અજ્ઞાનરૂપપણામાં શું પ્રમાણ છે ?

ગુરુ-માયાના અજ્ઞાનરૂપપણામાં અનુભવ પ્રમાણ છે, એમ શ્રુતિ કહે છે. માયા અને અજ્ઞાન એ બને પર્યાય શબ્દો છે. એટલે અજ્ઞાન જ્યાં સુધી કાર્ય કરી શકતું નથી ત્યાં સુધી તે માયા મનાય છે. મંત્ર, તંત્ર, ઇંદ્રજાળ વગેરેમાં જે કંઈ ચમત્કાર જણાય છે, તેમાં જોનારને પોતાની અજ્ઞાનતાથી જે મોહ વ્યાપે છે, તેને માયા કહેવામાં આવે છે. જ્યાં અજ્ઞાન ન ઘટી શકે ત્યાં માયા. માયા અજ્ઞાનથી ભિન્ન નથી. ન મનાય તેવાને માયા મનાવે છે. જે બ્રહ્માત્મ સ્વરૂપનું આચ્છાદન કરે છે ને જ્ઞાનની વિરોધી હોય છે, તે માયા અથવા અજ્ઞાન છે. ૧૨૫

### (૪) માયાની-અજ્ઞાનરૂપતામાં શ્રુતિ અનુસાર લોકઅનુભવ

શિષ્ય-માયાની તમોરૂપતામાં કયો અનુભવ છે ?

ગુરુ-'तदेतज्जडं मोहात्मकं । તે માયાનું કાર્ય જડ અને મોહસ્વરૂપ છે' એમ શ્રુતિમાં કહ્યુ છે. તે જ માયાના તમોસ્વરૂપનો અનુભવ સ્પષ્ટ છે. એ માયાની અજ્ઞાનસ્વરૂપતા સર્વાનુભવસિદ્ધ છે, કારણ કે બાલક અને ગોવાળીઆ જેવા અજ્ઞાન માણસમાં પણ એ અજ્ઞાન સ્પષ્ટ જોવામાં આવે છે. ૧૨૬

### (૫) માયાના વિશેષણ-જડ અને મોહનો અર્થ

શિષ્ય-જડ મોહનો અર્થ કહો.

ગુરુ-ઘટ, પટ આદિ અચેતન પદાર્થ જડ

કહેવાય છે; અને જેના સદ્‌ભાવને બુદ્ધિ જાણી શકતી નથી, તે મોહ કહેવાય છે. મોહ થવાથી કાર્યાકાર્યનો વિચાર રહેતો નથી, આ વાત સ્પષ્ટ છે. જે અચેતન તે જડ, અને જેમાં બુદ્ધિ કામ ન કરે, કંઈપણ વિચારી ન શકાય તે મોહ. ઘટાદિક અચેતન પદાર્થનું સ્વરૂપ જડ છે, અને જેને લીધે બુદ્ધિ ન જાણી શકે, એ મોહ છે. જડતા અને મોહ, એ બન્ને માયાનું સ્વરૂપ છે. એ માયા સર્વાનુભવસિદ્ધ છે, એટલા જ માટે માયા સર્વાનુભવસિદ્ધતારૂપ અનંત છે, એમ જાણી શકાય છે. ૧૨૭

## (૬) યુક્તિ અને શ્રુતિવડે માયાની અનિર્વચનીયતા

શિષ્ય–જેમ ઘટપટાદિક પદાર્થો સર્વાનુભવસિદ્ધ છે, તેથી જ્ઞાને કરીને ઘટપટાદિકની નિવૃત્તિ થતી નથી; તેમ તમારા કહેવા પ્રમાણે માયા પણ સર્વાનુભવસિદ્ધ છે, તેથી જ્ઞાનથી પણ માયાની નિવૃત્તિ થશે નહિ.

ગુરુ–જો કે લૌકિક દૃષ્ટિએ જોતાં માયા સર્વાનુભવસિદ્ધ છે, તથાપિ તેનું સ્વરૂપ, ઘટપટાદિકના સ્વરૂપની પેઠે, નિર્વચનીય (વર્ણી શકાય તેવું) નથી, પરંતુ અનિર્વચનીય (નહિ વર્ણી શકાય તેવું) છે. તેથી જો કે જ્ઞાને કરીને ઘટપટાદિકની નિવૃત્તિ થતી નથી, તોપણ જ્ઞાને કરીને માયાની તો નિવૃત્તિ થાય છેજ.

શિષ્ય–માયાની અનિર્વચનીયતા કેમ જાણવામાં આવે?

ગુરુ–માયાની અનિર્વચનીયતા યુક્તિએ કરીને જાણવામાં આવે છે. ૧૨૮

## (૭) માયાની અનિર્વચનીયતા પ્રતિપાદક શ્રુતિનો અભિપ્રાય

શિષ્ય–માયાની અનિર્વચનીયતામાં કાંઈ પ્રમાણ છે ખરું?

ગુરુ–હા. માયાની અનિર્વચનીયતામાં શ્રુતિ પ્રમાણ છે. 'नासदासीन्नो सदासीत्। અસત્ ન હતું ને સત્ પણ ન હતું;' એ શ્રુતિમાં સત્પણાનો અને અસત્પણાનો નિષેધ કર્યો છે, તેથી તેની અનિર્વચનીયતા સિદ્ધ થાય છે. એ માયા સર્વના અનુભવમાં આવે છે, માટે માયા અસત્ નથી. જ્ઞાને કરીને માયાનો બાધ થાય છે, ને વળી 'नेह नानास्ति किंचन। આ અદ્વિતીય બ્રહ્મમાં કાંઈ અનેકતા નથી,' એ શ્રુતિમાં વિધવિધપણાંનો નિષેધ કર્યો છે, તેથી માયા સત્ નથી; તેમ માયા સદસદ્રૂપ પણ નથી, કેમકે સત્પણું અને અસત્પણું એ બન્ને, અંધકાર અને પ્રકાશની પેઠે પરસ્પર વિરુદ્ધ છે, તેથી એક સ્થળમાં રહી શકે નહિ

શિષ્ય–સમજાવશો ત્યારે, માયા કેવી છે તે?

ગુરુ–માયા સત્ અને અસત્થી વિલક્ષણ છે, એટલે અનિર્વચનીયા છે. એ પ્રમાણે યુક્તિએ કરી માયાની અનિર્વચનીયતા સિદ્ધ થાય છે.

શિષ્ય–જ્ઞાનદૃષ્ટિએ કરીને માયાનું સ્વરૂપ સમજાવો.

ગુરુ–'तुच्छमिदं रूपं। આ માયાનું રૂપ તુચ્છ છે,' એ શ્રુતિમાં માયાનું સ્વરૂપ તુચ્છ કહ્યું છે. વળી જ્ઞાનીની દૃષ્ટિમાં પણ માયાનું સ્વરૂપ તુચ્છ છે. ૧૨૯

અવતરણિકા–હવે એ માયાના ભેદ કેટલા છે, તેનું કાર્ય શું છે, તેની સ્વતંત્રતા ને પરતંત્રતા કેમ છે, તથા તે અસંગ કૂટસ્થને એટલે આત્માને સસંગ કેમ કરે છે તે કહે છે.

तुच्छानिर्वचनीया च वास्तवी चेत्यसौ त्रिधा
ज्ञेया माया त्रिभिर्बोधैः श्रौतयौक्तिकलौकिकैः
अस्य सत्त्वमसत्त्वं च जगतो दर्शयत्यसौ।
प्रसारणाच्च संकोचाद्यथा चित्रपटस्तथा १३१
अस्वतंत्रा हि माया स्यादप्रतीतेर्विना चितिम्
स्वतंत्राऽपि तथैव स्यादसंगस्यान्यथाकृतेः
कूटस्थासंगमात्मानं जगत्त्वेन करोति सा।
चिदाभासस्वरूपेण जीवेशावपि निर्ममे १३२

શબ્દાર્થ–શ્રુતિથી થયેલા, યુક્તિથી થયેલા અને લૌકિક એમ ત્રણ પ્રકારના જ્ઞાને કરીને, માયા ત્રણ પ્રકારની જાણવીઃ–તુચ્છા, અનિર્વચનીયા અને વાસ્તવી–સત્ય. જેમ ચિત્રપટ ઉકેલવાથી અને વીંટવાથી અનુક્રમે તે ચિત્રના સદ્‌ભાવ અને અસદ્‌ભાવ–(દર્શન અને અદર્શન)ને દેખાડે છે, તેમ માયા પણ આ જગતના સદ્‌ભાવ અને અસદ્‌ભાવને (દર્શન અને અદર્શનને) દેખાડે છે. માયા અસ્વતંત્ર છે, ...

તેની પ્રતીતિ ચૈતન્ય વિના થતી નથી, તેમ અસંગ એવા ફૂટસ્થ એટલે આત્માને સસંગ કરવાથી માયા સ્વતંત્ર પણ છે. એ માયા નિર્વિકાર અને અસંગ એવા આત્માને જગદ્રૂપે રચે છે; અને ચિદાભાસના સ્વરૂપે કરીને જીવ તથા ઇશ્વરને પણ રચે છે. ૧૩૦-૧૩૩

## ચન્દ્રકાન્ત વિવરણ

### (૮) માયાની ત્રિવિધતા અને માયાનું કાર્ય

માયા ત્રણ પ્રકારની છે: તુચ્છા, અનિર્વચનીયા, અને વાસ્તવી-સત્ય. શ્રુતિથી થયેલા જ્ઞાનના અનુભવે માયા તુચ્છ જણાય છે; એટલે ત્રણે કાળમાં તે અસત્ છે. જેને યુક્તિએ કરી બોધ થયેલો છે, તેને માયા અનિર્વચનીયા છે; એટલે સત્ અને અસત્ બંનેથી વિલક્ષણ અથવા મિથ્યા જણાય છે અને જે અજ્ઞાની છે ને વ્યવહારમા લચ્યોપચ્યો રહે છે, તેને માયા વાસ્તવી એટલે સત્ય ભાસે છે. એવી રીતે બોધના ભેદથી માયાનો ભેદ ત્રણ પ્રકારનો છે. વળી એ માયા, જગતના સદ્ભાવને તથા અસદ્ભાવને લીધે જગત્ સત્ય છે ને અસત્ય છે, એમ પણ બતાવે છે. ૧૩૦

શિષ્ય—એક જ માયા જગતના સદ્ભાવને અને અસદ્ભાવને કેમ દર્શાવી શકે?

ગુરુ—જેમ એક જ ચિત્રપટ જ્યારે ખુલ્લું હોય છે ત્યારે પોતાનું ચિત્ર બતાવે છે ને જ્યારે તે બંધ કરવામાં આવે છે ત્યારે તે ચિત્ર દેખાતું નથી. તેમ એક જ માયા, પોતાના વિસ્તાર અને સંકોચથી જગતના સદ્ભાવ અને અસદ્ભાવ બંનેને બતાવી શકે છે. ૧૩૧

### (૯) યુક્તિથી માયાની સ્વતંત્રતા અને પરાધીનતા

વળી 'स्वतन्त्रास्वतन्त्रत्वेन०। સ્વતંત્ર અને અસ્વતંત્ર ભાવથી માયા વર્તે છે,' તેથી એવું શ્રુતિવચન છે. માયા સ્વતંત્ર તથા અસ્વતંત્ર પણ છે.

શિષ્ય—એક જ માયામાં સ્વતંત્રપણું અને અસ્વતંત્રપણું કેમ હોઈ શકે?

ગુરુ—એક જ માયામાં સ્વતંત્રપણું અને અસ્વતંત્રપણું સંભવી શકે છે. જો કે માયા પોતે તો જડ છે, પણ ચૈતન્યે કરી તેનો પ્રકાશ થાય છે. હવે પોતાનો પ્રકાશ કરવાવાળા ચૈતન્ય વિના, માયા પ્રકાશ કરી શકતી નથી, એટલા જ માટે માયા અસ્વતંત્ર એટલે પરાધીન છે. જો કે નિર્વિકાર આત્મા એક જ છે, તથાપિ માયા એ નિર્વિકારમાં ભ્રમે કરીને જગત્ સત્ય છે, એવું ભાન ઉત્પન્ન કરે છે, એટલે અસંગ ને નિર્વિકાર આત્માને સંગવાળો કરી દે છે, તેથી માયા સ્વતંત્ર પણ છે. ૧૩૨

### (૧૦) માયા આત્માને અન્યથા દેખાડે છે

યદ્યપિ નિર્વિકાર આત્મા અસંગ છે, તથાપિ માયા તેને જગદ્રૂપે કરે છે એટલે અહંકારાદિએ કરી, બ્રહ્મ પોતે જગદ્રૂપ જ છે, એમ તે દર્શાવે છે મલિન સત્ત્વપ્રધાન માયામાં જે પ્રતિબિંબ પડે છે, તે જીવ કહેવાય છે, અને શુદ્ધસત્ત્વપ્રધાન માયામાં જે પ્રતિબિંબ પડે છે, તે ઈશ્વર કહેવાય છે. એવી રીતે માયા પ્રતિબિંબપણાએ કરી જીવને અને ઈશ્વરને ઉત્પન્ન કરે છે. 'जीवेशावाभासेन करोति माया। માયા જીવ અને ઈશ્વરને આભાસે કરીને રચે છે,' એમ શ્રુતિમાં કહ્યું છે, તેપરથી સ્પષ્ટ સમજાય છે કે જીવ અને ઈશ્વર બંને જુદા છે, ને એ સર્વ માયા જ કરે છે. ૧૩૩

અવતરણિકા—ગુરુએ એ પ્રમાણે કહ્યું ત્યારે શિષ્ય શંકા કરે છે કે, આત્માના અન્યથાકરણમાં તે આત્માનું નિર્વિકારીપણું છે, તેને એથી હાનિ પહોંચશે, ત્યારે ગુરુ દૃષ્ટાંતથી સમજાવે છે કે, ન બને તેવું બનાવવાનો તો એ માયાનો સ્વભાવ જ છે.

कूटस्थमनुपद्रुत्य करोति जगदादिकम् ।
दुर्घटैकविधायिन्यां मायायां का चमत्कृतिः
द्रवत्वमुदके वह्नावौष्ण्यं काठिन्यमश्मनि ।
मायायां दुर्घटत्वं च स्वतः सिद्ध्यति नान्यतः

શબ્દાર્થ—એ માયા, કૂટસ્થપણાનો નાશ કર્યા વગર જ જગત્ આદિને ઉત્પન્ન કરે છે. અહોહો! દુર્ઘટ કાર્યને જ મુખ્યત્વે કરીને કરવાવાળી એ માયામાં કેવી ચમત્કૃતિ છે! જલમાં પ્રવાહીપણું છે, અગ્નિમાં ઉષ્ણતા છે, પાષાણમાં કઠિનતા છે, તેમ જ માયામાં ન ઘટી શકે તેવું ઘટાવવાપણું છે, તે સ્વાભાવિક રીતે સિદ્ધ છે. બીજા નિમિત્તથી થયેલું નથી. ૧૩૪-૧૩૫

### ચન્દ્રકાન્ત વિવરણ

#### (૧૧) માયાની દુર્ઘટકારિતા અને તે સંબંધી દૃષ્ટાંત

શિષ્ય–જ્યારે માયા, અસંગ અને નિર્વિકારી આત્માને જગદ્રૂપે કરે છે તથા જીવ અને ઈશ્વર-રૂપ એક છતાં તેનો ભેદ પાડે છે, ત્યારે નિર્વિકારી આત્માના નિર્વિકારપણાનો શું નાશ થશે નહિ?

ગુરુ–માયા જો કે અસંગ અને નિર્વિકારી આત્માને જગદ્રૂપે રચી, જીવ અને ઈશ્વર જુદા પાડે છે, તથાપિ બ્રહ્મ–આત્માના નિર્વિકારી-પણાનો નાશ થતો નથી; કારણ કે માયા, બ્રહ્મના નિર્વિકારીપણાનો નાશ કર્યા વિના જ જગત્, જીવ તથા ઈશ્વરનો ભેદ પાડે છે.

શિષ્ય–નિર્વિકારીપણાનો નાશ થયા વિના જગત્, જીવભાવ તથા ઈશ્વરભાવની ઉત્પત્તિ કરવી, એ તો દુર્ઘટ જ.

ગુરુ–નિઃસંદેહ જ. માયાને કાંઈ પણ દુર્ઘટ નથી. દુર્ઘટ કાર્યો ઉત્પન્ન કરવાં એ જ માયાનું મુખ્ય કાર્ય છે. ત્યાં ચમત્કૃતિ શી? 'अघटितघटनापटीयसी माया। માયા દુર્ઘટ પદાર્થોની ઘટના કરવામાં ચતુર છે!' એ પ્રમાણે શાસ્ત્રમાં પણ માયાની દુર્ઘટ ઘટના ઘડવામાં ચતુરતા કહી છે, તો પછી આશ્ચર્ય શું છે? રે! દુર્ઘટની ઘટના કરવાથી જ માયાનું માયાપણું સિદ્ધ થાય છે, 'નથી' તેને 'છે' એમ બતાવવું ને 'છે' તેને 'નથી' એમ બતાવવું એ તો માયાનું કામ જ છે. દુર્ઘટની ઘટના ઘડવી, એ જ માયાનો સ્વભાવ છે; તેથી જો માયા દુર્ઘટની ઘટના ન કરે તો તે માયા જ કહેવાય નહિ. જેમ જલમાં પ્રવાહીપણું સ્વાભાવિક છે, અગ્નિમાં ઉષ્ણતા એટલે તાપ કરવો એ સ્વાભાવિક છે, પાષાણમાં કઠિનતા સ્વાભાવિક છે, તેમ માયામાં દુર્ઘટ પદાર્થની ઘટના કરવાપણું, નહોતાનું હોતાપણું કરવું, એ સ્વાભાવિક છે. ૧૩૪–૧૩૫

અવતરણિકા–આ વિષયમાં શિષ્ય આશંકા કરે છે અને ગુરુ તેનું સમાધાન કરતાં કહે છે કે, માયા માટે પ્રશ્ન જ કરવો નહિ; કેમકે, માયા તે માયા જ.

न वेत्ति लोको यावत्तं साक्षात्तावच्चमत्कृतिम्।
धत्ते मनसि पश्चात्तु मायैषेत्युपशाम्यति १३६

प्रसरंति हि चोद्यानि जगद्वस्तुत्ववादिषु ।
न चोदनीयं मायायां तस्याश्चोद्यैकरूपतः ॥
चोद्येऽपि यदि चोद्यं स्यात्त्वच्चोद्ये चोद्यते मया
परिहार्यं ततश्चोद्यं न पुनः प्रतिचोद्यताम् ॥
विस्मयैकशरीराया मायायाश्चोद्यरूपतः ।
अन्वेष्यःपरिहारोऽस्या बुद्धिमद्भिःप्रयत्नतः

શબ્દાર્થ–લોક જ્યાં સુધી માયાના પ્રેરકને સાક્ષાત્ જાણતા નથી, ત્યાં સુધી મનમાં આશ્ચર્ય પામ્યા કરે છે; પરંતુ પ્રેરકને જાણ્યા પછી મનમાં જાણે છે કે, 'આ માયા છે,' એટલે તેનું આશ્ચર્ય શાંત પડી જાય છે. આવા પ્રશ્નો તો જગતનું સત્યપણું કહેવાવાળા નૈયાયિકાદિ પ્રતિ કરવા યોગ્ય છે, પરંતુ માયાવિષે કરવા યોગ્ય નથી; કારણ કે માયાનું સ્વરૂપ અત્યંત શંકા યોગ્ય છે અર્થાત્ પ્રશ્નરૂપ છે, તેને માટે પ્રશ્ન કરવો, તે યોગ્ય નથી. પ્રશ્નરૂપ માયા માટે પણ જો પ્રશ્ન કરવામાં આવે, તો પછી તારા પ્રશ્નમાં હું પ્રશ્ન કરું છું એવી વાત થઈ, (અને તેમ કરવાથી કંઈ તત્ત્વનો નિર્ણય થાય નહિ). માટે પ્રશ્નોનો તો પરિહાર (સમાધાન) કરવો યોગ્ય છે, પરંતુ પ્રશ્ન સામે પ્રશ્ન કરવો યોગ્ય નથી. જેનું સ્વરૂપ આશ્ચર્યકારક છે એવી માયા પોતે જ પ્રશ્નરૂપ હોવાથી, બુદ્ધિમાન્ પુરુષોએ પ્રયત્નથી માયાનો પરિહાર (નિવારણનો ઉપાય) શોધવો જોઈએ. ૧૩૬–૧૩૯

### ચન્દ્રકાન્ત વિવરણ

#### (૧૨) માયા દુર્ઘટ પદાર્થ કરનારી છે એ વિષે શંકા-સમાધાન

શિષ્ય–તમે કહ્યું કે, (ચાલતા પ્રકરણના ૧૩૪ મા શ્લોકમાં) 'दुर्घटैकविधायिन्यां मायायां का चमत्कृतिः । દુર્ઘટની ઘટના કરવાવાળી માયામાં આશ્ચર્ય શું છે?' એ કહેવું અયોગ્ય છે; કારણ કે, માયાના અનેક પ્રકારના આશ્ચર્ય આ લોકમાં જોવામાં આવે છે.

ગુરુ–જ્યાં સુધી માયાને રચવાવાળા બ્રહ્મનો સાક્ષાત્કાર થયો નથી, ત્યાં સુધી મનમાં મા[illegible] વિષે આશ્ચર્ય લાગે છે ખરું; પણ માયાને [illegible] વાવાળા માયાવી એટલે પરબ્રહ્મનો [illegible] થયા પછી મનમાં ચમત્કાર [illegible]

'આ માયા છે,' એવી રીતે જાણતાં મન તુરત જ શાંતિ પામે છે. 'જાણ્યો કોયડો કોડીના કામનો' તેવું થાય છે. માટે 'માયામાં આશ્ચર્ય પામવાનું નથી,' એ અમારૂ કહેવું અયોગ્ય નથી. એ માયા ત્રિગુણ સતે પણ સમસ્ત જગતના હેતુરૂપ છે. હરિહરાદિ પણ અપાર એવી એ માયાને જાણી શકતા નથી, સર્વના આશ્રયરૂપ છે. આ અખિલ જગત્ એના અંશરૂપ છે, તે અજ અવ્યાકૃત એવી આદ્ય પરમપ્રકૃતિ છે, એમ સપ્તશતીમાં કહ્યું છે, તેથી માયાના સંબંધમાં કશો પણ પ્રશ્ન કરવો નહિ ૧૩૬

શિષ્ય-જ્યારે માયા વિષે અદ્વૈતવાદી પ્રતિ પ્રશ્ન જ કરવો નહિ, ત્યારે તે વિષે કોણે પ્રશ્ન કરવો ?

ગુરુ-નૈયાયિકને એ સર્વ પ્રશ્નો પૂછવા; કેમકે, તેઓ જગતને સત્ય વસ્તુ માને છે.

શિષ્ય-અદ્વૈતવાદીને એ વિષે પ્રશ્નો ન કરવાનું કારણ ?

ગુરુ-અદ્વૈતવાદી તો જગતને માયિક જ કહે છે, ને માયિકમાં અનેક ચમત્કાર હોય જ. એ માયા પોતે જ પ્રશ્ન સ્વરૂપ છે, શંકાસ્પદ છે એટલે તેનું શુદ્ધ સ્વરૂપ જાણી શકાતું નથી. તેથી તેમાં એકમાંથી અનેક પ્રશ્નો ઉદ્ભવે છે, માટે એના સંબધે બીજા પ્રશ્નો કરવા વ્યર્થ છે. માયા પોતે જ પ્રશ્નસ્વરૂપ છે; તેથી જેમ કોલસાને વિશેષ કાળો કરી શકાતો નથી, કેમકે તે તો કાળો જ છે, તેમ પ્રશ્ન સ્વરૂપ, શંકારૂપ માયામાં પ્રશ્ન કરવો ઘટતો નથી, કેમકે તે માયા જ છે. તેમ છતાં પણ જો તું પ્રશ્ન કરે તો જાણે પ્રશ્ન વિષે પ્રશ્ન અને શંકા વિષે શંકા કર્યા કરવી, એના જેવી આ વાત થઈ ગણાય. તે કારણથી માત્ર પ્રશ્નનો પરિહાર કરવો યોગ્ય છે, પણ પ્રશ્ન વિષે પ્રશ્ન કરવો યોગ્ય નથી. પ્રશ્ન વિષે પ્રશ્ન ને તે વિષે પુનઃ પ્રશ્ન, એમ કરવાથી પ્રશ્ન જ પ્રશ્ન થયા કરશે અને તેથી કોઈ પણ તત્ત્વનો નિર્ણય થશે નહિ. એ માયાનું સ્વરૂપ આશ્ચર્યકારક છે; કારણ કે, તે અનિર્વચનીયા છે, શબ્દોવડે તેનું કથન કરી શકાય તેવું નથી, એટલા માટે માયા પ્રશ્નસ્વરૂપ છે, તેથી બુદ્ધિમાન પુરુષોએ માયાવિષે પ્રશ્ન કરવો નહિ, પરંતુ પ્રયત્ન કરીને પણ એ માયાની નિવૃત્તિનો ઉપાય શોધી કાઢવો, ને તે જ કલ્યાણકારક છે. ૧૩૭-૧૩૯

અવતરણિકા-આટલું કર્યા પણ શિષ્ય, માયાપણાવિષે ને તેના સ્વરૂપ વિષે પ્રશ્ન કરે છે, ત્યારે ગુરુ તેને કહે છે.

मायात्वमेव निश्चेयमिति चेत्तर्हि निश्चिनु ।
लोकप्रसिद्धमायाया लक्षणं यत्तदीक्षताम् ॥
न निरूपयितुं शक्या विस्पष्टं भासते च या ।
सा मायेतींद्रजालादौ लोकाः संप्रतिपेदिरे ॥
स्पष्टं भाति जगच्चेदमशक्यं तन्निरूपणम् ।
मायामयं जगत्तस्मादीक्षस्वापक्षपाततः ॥१४२

શબ્દાર્થ-માયાપણાનો જ નિશ્ચય કરવો યોગ્ય છે, એમ જો તું કહેતો હોય તો ભલે તેનો નિશ્ચય કર. લોકોમાં પ્રસિદ્ધ માયાનું જે લક્ષણ છે તે જ લક્ષણ આ પ્રકૃત માયામાં જોઈ લે. જેનું નિરૂપણ કરી શકાતું નથી, અને જે અતિસ્પષ્ટ ભાસે છે, તે જ માયા; અને તે જ ઇંદ્રજાલાદિકમાં છે, એમ લોકો માન્ય કરે છે. આ જગત્ સ્પષ્ટ ભાસે છે અને તેનું નિરૂપણ કરવું અશક્ય છે. તે માટે જગત્ માયામય (માયાથી ઉત્પન્ન થયેલું) છે. એમ નિષ્પક્ષપાત દૃષ્ટિએ જોઈ લે. ૧૪૦-૧૪૨

## ચન્દ્રકાન્ત વિવરણ

### (૧૩) માયાના લક્ષણની અસિદ્ધિ વિષે શંકા-સમાધાન

શિષ્ય-માયાના સ્વરૂપનો નિશ્ચય થયા પછી માયાની નિવૃત્તિનો ઉપાય શોધવો એમ તો બને, પરંતુ હજી સુધી માયાના સ્વરૂપનો જ મને નિશ્ચય થયો નથી, ત્યાં તેના નિવારણનો ઉપાય કેવી રીતે શોધવો ?

ગુરુ-ચાલ, ત્યારે માયાના સ્વરૂપનો નિશ્ચય કર.

શિષ્ય-કહો ત્યારે, માયાનું સ્વરૂપ શું છે ?

ગુરુ-ગારુડીની માયા તેં જોઈ છેની ? એ ગારુડીની માયાનું જે સ્વરૂપ છે, તે જ આ પ્રકૃત માયાનું પણ સ્વરૂપ છે. માટે પ્રથમ તો લોકપ્રસિદ્ધ ગારુડીની માયાનું સ્વરૂપ જાણ. ૧૪૦

### (૧૪) ઇંદ્રજાલરૂપ લૌકિક માયાનું લક્ષણ

શિષ્ય-પ્રથમ તો માયાનું સ્વરૂપ જાણવું

જોઇએ. માયાનું સ્વરૂપ જાણવાથી ગારુડીની માયા અને પ્રકૃત માયાનું સ્વરૂપ જાણવામાં આવશે; માટે પ્રથમ માયાનું સ્વરૂપ સમજાવો. બીજી આડીતેડી વાત ન કહો.

ગુરુ–જેનું નિરૂપણ ન થઈ શકે, છતાં જે સ્પષ્ટ ભાસે, તે માયા. તે માયા ઇંદ્રજાલાદિકમાં સ્પષ્ટ રીતે જોવામાં આવે છે. જેમકે, ગારુડી, સોનાચાંદીની મોહોરો બનાવી લોકોને બતાવે છે ને તે મોહોરો સ્પષ્ટ રીતે લોકોના જોવામાં પણ આવે છે. હવે જો સૂક્ષ્મબુદ્ધિથી વિચાર કરીએ તો એ મોહોરો સત્ય નથી; કારણ કે, જો એ મોહોરો સત્ય હોય તો ગારુડી, પૈ પૈ માટે શું કામ ભીખ માગે? તેમ જ મોહોરો ખોટી પણ નથી; કેમકે, એ ખોટી હોય તો તે મોહોરો દેખાવી ન જોઇએ.

શિષ્ય–એ ગારુડી તો લોકોની નજર બાંધી લે છે, તેથી મોહોરો જોવામાં આવે છે, પણ તે કાંઈ ખરી મોહોરો નથી.

ગુરુ–ગારુડીમાં લોકોની નજર બાંધવાની શક્તિ હોય તો મોટા મોટા વ્યાપારીઓની નજર બાંધીને તેની દુકાનમાંથી પૈસાની થેલીઓની થેલીઓ કાં ન ઉપાડી જાય, ને પોતે કંગાલ હાલતમાં શામાટે રહે? પણ મોહોરો સ્પષ્ટ ભાસે છેજ, તથાપિ તેનું નિરૂપણ થઈ શકતુ નથી, તેથી ગારુડીએ કરેલી મોહોરો માયા જ છે, એમ માનવું જોઇએ. ૧૪૧

### (૧૫) કહેલા ઇંદ્રજાલના દૃષ્ટાંતની સિદ્ધાંતમાં યોજના

હવે તું એમ જાણ કે, આ જગત્ સત્ય નથી; તે જો સત્ય હોય તો તેનો બાધ થવો ન જોઇએ. તેમ જગત્ અસત્ નથી. જો એ અસત્ હોય તો તે દેખાવુંએ ન જોઇએ. હવે જગત્ તો સ્પષ્ટ દેખાય છે, ને તેનો બાધ પણ થાય છે; પરતુ તેનું નિરૂપણ થઈ શકતું નથી તેથી જગત્ માયામય છે એમ ઠરે છે. હે શિષ્ય! હઠને હેઠે મૂકી નિષ્પક્ષપાતથી શાંત ચિત્તે વિચાર કરીશ તો જગતનું માયામયપણું સ્પષ્ટ તારા જાણવામાં આવશે. ૧૪૨

**અવતરણિકા**–શિષ્ય, જગતના નિરૂપણની અશક્યતાવિષે પ્રશ્ન કરે છે, ત્યારે ગુરુ કહે છે કે.—

**निरूपयितुमारब्धे निखिलैरपि पंडितैः ।**
**अज्ञानं पुरतस्तेषां भाति कक्षासु कासुचित् ॥**
**देहेंद्रियादयो भावा वीर्येणोत्पादिताः कथम् ।**
**कथं वा तत्र चैतन्यमित्युक्ते ते किमुत्तरम् ॥**

શબ્દાર્થ–સર્વ પંડિતો જગતનું નિરૂપણ કરવાનો આરંભ કરે તો તેઓને પણ કોઈ કક્ષા (સ્થળ)માં આગળથી અજ્ઞાન ભાસે છે. દેહ અને ઇંદ્રિયાદિક પદાર્થો વીર્યે કરીને કેમ ઉત્પન્ન થયા? ને તેમાં ચૈતન્ય ક્યાંથી આવ્યું? એવી રીતે પ્રશ્ન કરવામાં આવે તો તું શું ઉત્તર આપીશ? ૧૪૩–૧૪૪

## ચન્દ્રકાન્ત વિવરણ

### (૧૬) જગતના નિરૂપણની અશક્યતા

શિષ્ય–કહો મને કે, જગતનુ નિરૂપણ અશક્ય કેમ છે?

ગુરુ–જગતનું નિરૂપણ કોઈ પણ કરી શકે તેમ નથી, માટે જગતનું નિરૂપણ અશકય છે. અનેક ગ્રંથકર્તા પંડિતોએ જગતના નિરૂપણનો આરંભ કર્યો છે, તથાપિ કોઇ પણ પંડિત જગતનું પૂર્ણ નિરૂપણ કરી શકયો નથી. નિરૂપણ કરતાં કરતાં કોઇ બે વાતો કહીને અટકયા, કોઇ ચાર વાતો કહીને અટકયા, ને કોઇ આઠ વાતો કહીને અટકયા, એમ સર્વ અટકયા છે; પણ કોઇએ પૂર્ણ નિરૂપણ કર્યું નથી, કે જગત્ કેમ થયું, કોણે રચ્યું, શા માટે રચ્યું, કયારે રચ્યું? એમાંનુ કોઈ પણ નિરૂપણ થઈ શકયું નથી, માટે જગતનું નિરૂપણ અશકય કહેવામાં આવે છે. ૧૪૩

### (૧૭) ઉદાહરણથી સ્પષ્ટતા

હું જ તને પૂછું છું કે, વીર્ય કરી દેહ અને ઇંદ્રિયાદિક પદાર્થો કેમ ઉત્પન્ન થઈ શકે છે? વીર્ય તો હાથપગ આદિ અવયવો વિનાનું ઘાટા જળ જેવું છે, ને દેહ તો હાથપગ આદિ અવયવોવાળો છે, તથા હાડકાં, માંસ અને રુધિર આદિથી ભરપૂર છે, વળી ઇંદ્રિયોમાં જૂદીજૂદી શક્તિ રહી છે, તે સહિત આ દેહ તથા ઇંદ્રિયો એ વીર્યમાંથી કેમ ઉત્પન્ન થયાં? વળી એ દેહાદિકમાં ચૈતન્ય કેમ પ્રતીત થાય છે? એ પ્રશ્નનું ઉત્તર તું શું આપે છે? ૧૪૪

**અવતરણિકા**–એ પ્રશ્ન સાંભળી, શિષ્ય ચાર્વાકના મતાનુસાર સ્વભાવવાદીની પેઠે ઉત્તર આપે છે, અને ગુરુ તેનું ખંડન કરે છે.

वीर्यस्यैष स्वभावश्चेत्कथं तद्विदितं त्वया ।
अन्वयव्यतिरेकौ यौ भग्नौ तौ वंध्यवीर्यतः ॥

શબ્દાર્થ–દેહાદિકની ઉત્પત્તિ થવી, એ વીર્યનો સ્વભાવ જ છે, એમ જો તું કહેતો હોય તો એ તેં કેમ જાણ્યું? તું કહીશ કે, મેં અન્વય અને વ્યતિરેકથી જાણ્યું. તે બન્ને વાંઝીયાં વીર્યને લીધે નિષ્ફળ થઈ જાય છે. ૧૪૫

### ચન્દ્રકાન્ત વિવરણ

#### (૧૮) સ્વભાવવાદીનાં શંકા–સમાધાન

શિષ્ય–હું માનું છું કે, દેહ તથા ઇંદ્રિયાદિકની ઉત્પત્તિ થવી, એ વીર્યનો સ્વભાવ જ છે.

ગુરુ–ઠીક કહ્યું, પણ તે ખોટું કહ્યું. દેહ, ઇંદ્રિયાદિકની ઉત્પત્તિ થવી, એ વીર્યનો સ્વભાવ છે, એ તેં ક્યાંથી જાણ્યું?

શિષ્ય–એ વાત મેં અન્વય અને વ્યતિરેકથી જાણી. જ્યાં વીર્ય હોય છે ત્યાં દેહ, ઇંદ્રિયાદિક હોય છે, ને જ્યાં વીર્યનો અભાવ હોય છે ત્યાં દેહ, ઇંદ્રિયાદિક હોતાં નથી. એ પ્રમાણે દેહ તથા ઇંદ્રિયાદિકનો અન્વય અને વ્યતિરેક છે.

ગુરુ–તેં કહેલો અન્વયવ્યતિરેક અત્ર બરાબર બંધબેસતો નથી; કારણ કે, અનેક સ્થળમાં વીર્યનો સદ્‌ભાવ છતાં પણ, દેહેંદ્રિયાદિક ઉત્પન્ન થતાં નથી.

શિષ્ય–દેહેંદ્રિયાદિકને ઉત્પન્ન કરવાનો વીર્યનો સ્વભાવ છતાં અને વીર્યનો સદ્‌ભાવ હોવા છતાં પણ દેહેંદ્રિયાદિક ઉત્પન્ન થતાં નથી, એવાં સ્થળ ક્યાં છે?

ગુરુ–મૂર્ખ! તેવાં સ્થળ પુષ્કળ છે. તેવાં સ્થળ હું તને કહું છું તે સાંભળ. સ્વપ્નમાં સ્ત્રીસમાગમાદિકનાં કારણોથી સૂતેલા પુરુષનું વીર્ય શરીરમાંથી નીકળી જાય છે, તથાપિ ત્યાં દેહાદિક ઉત્પન્ન થતાં નથી.

શિષ્ય–સ્વપ્નમાં સૂતેલા પુરુષનું વીર્ય શરીરમાંથી નીકળી જાય છે, અને તેથી દેહાદિક ઉત્પન્ન થતાં નથી, એ વાત ખરી છે, પરંતુ તેથી વીર્યના સ્વભાવમાં કોઈ જાતનો બાધ આવતો નથી; કેમકે સ્વપ્નમાં નીકળેલું વીર્ય કાંઈ સ્ત્રી વિષે પડતું નથી. બીજ ક્ષેત્રમાં ન પડે તેથી ફળ ઉત્પન્ન ન થાય, પણ તેથી બીજમાંથી ફળ ઉત્પન્ન કરવાનો ગુણ કંઈ જતો રહેતો નથી. માટે મારું કહેવું એવું છે કે, સ્ત્રી વિષે પડેલાં વીર્યનો દેહાદિકને ઉત્પન્ન કરવાનો સ્વભાવ છે.

ગુરુ–એ પણ ખોટું. ગર્ભવતી સ્ત્રી વિષે પડેલાં વીર્યમાંથી દેહાદિક ઉત્પન્ન થતાં નથી; સ્ત્રી વિષે અનેક વાર વીર્ય પડ્યા છતાં પણ તે વીર્ય વ્યર્થ જાય છે અને સ્ત્રી વાંઝણી રહે છે, અને તેમાંથી દેહાદિક ઉત્પન્ન થતાં નથી. વળી કામી પુરુષનું વીર્ય નિત્ય સ્ત્રીમાં પડે છે, પણ તેમાંથી કાંઈ દેહાદિક ઉત્પન્ન થતાં નથી. તારા હિસાબે તો જ્યારે જ્યારે વીર્ય સ્ત્રીમાં પડે ત્યારે ત્યારે દેહાદિક ઉત્પન્ન થવાં જ જોઈએ, પણ તેમ થતું નથી, તેથી તારો અન્વય મુઠ્ઠી વાળી ભાગી જાય છે. વળી વીર્ય વિના પણ વસિષ્ટ, નારદાદિકની ઉત્પત્તિ ગ્રંથો વર્ણવે છે, તેથી વ્યતિરેક પણ ઘટતો નથી. માટે દેહેન્દ્રિયાદિકને ઉત્પન્ન કરવાનો વીર્યનો નિત્ય સ્વભાવ છે, એ તારું કહેવું અયોગ્ય જ છે. એમ જ જૂ, લીખ વગેરે સ્વેદજ તથા વૃક્ષાદિક ઉદ્‌ભિજ્જ વગેરે જંતુઓ વીર્યથી ઉત્પન્ન થતા નથી, તે તો કેવળ મળાદિથી જ ઉત્પન્ન થાય છે, તેથી આ તારો સ્વભાવવાદ વ્યર્થ જ છે. ખરી રીતે તો જગત માયિક જ છે. ૧૪૫

અવતરણિકા–મોટા મોટા મુનિઓ પણ જગતને માયિક કહે છે અને એ વિષયમાં પ્રાચીન વચનોનું પ્રમાણ આપી જગતનું માયાવીપણું સિદ્ધ કરે છે.

न जानामि किमप्येतदित्यंते शरणं तव ।
अत एव महांतोऽस्य प्रवदंतींद्रजालताम् ॥
एतस्मात्किमिवेंद्रजालमपरं यद्गर्भवासस्थितं
रेतश्चेतति हस्तमस्तकपदप्रोद्भूतनानांकुरम् ॥
पर्यायेण शिशुत्वयौवनजरावेषैरनेकैर्वृतम्
पश्यत्यत्ति शृणोति जिघ्रति तथा
गच्छत्यथागच्छति ॥ १४७ ॥

શબ્દાર્થ–'હું એમાંનું કાંઈ પણ જાણતો નથી,' એ વાક્યનું અંતે તારે શરણું લેવું પડશે. એટલા જ માટે, મોટા મહાત્માઓ પણ આ જગતનું ઇંદ્રજાલપણું–માયિકપણારૂપ કહે છે. આ જગત સિવાય બીજું ઇંદ્રજાલ શું છે કે જેમાં ગર્ભવાસમાં રહેલું વીર્ય હાથ, મસ્તક અને પગરૂપ અનેક પ્રકારનાં અંકુરો ચેતન-

વાળાં કરે છે? ક્રમે કરીને શિશુત્વ (બાલકપણું), યૌવન (યુવાવસ્થા) અને જરા (ઘડપણ) રૂપી અનેક વેષે કરીને વીંટાય છે? તથા તે જુવે છે, ખાય છે, સાંભળે છે, સુંઘે છે, જાય છે તથા આવે છે. ૧૪૬–૧૪૭

## ચન્દ્રકાન્ત વિવરણ

### (૧૯) ફલિતઅર્થ–જગતની ઇંદ્રજાલતા

ગુરુ–પ્રશ્નનું યથાર્થ ઉત્તર ન દેવાવાથી, તારે અંતે એમ કહેવું જ પડશે કે, 'હું કાંઇપણ જાણતો નથી.' હવે જેમ દેહ ઇંદ્રિયાદિકની ઉત્પત્તિનો નિર્ણય થઈ શકતો નથી, તેમ અન્ય સંપૂર્ણ પદાર્થોની ઉત્પત્તિનો પણ નિર્ણય થઈ શકતો નથી. એટલા જ માટે મોટા મોટા મહાત્માઓ આ જગતને ઇંદ્રજાલ કહે છે, એટલે જગત્ માયિક છે, એમ માને છે ને મનાવે છે ને તે સત્ય છે. ૧૪૬

### (૨૦) માયાની અનિર્વચનીયતામાં (ઇંદ્રજાલતામાં) વૃદ્ધસંમતિ

વિચાર કરીએ તો દેહાદિકની ઉત્પત્તિનો નિર્ણય કોઇ પ્રકારે થઈ શકતો નથી. જો, વીર્યને અને મનુષ્યના શરીરને. વીર્ય તો સફેત ઘાટાં જલ જેવું હોય છે. તે વીર્યસંઘર્ષણથી ઉત્પન્ન થતા આર્તવ સાથે ગર્ભાશયમાં જાય છે, ત્યાં દેહ બંધાય છે, તેમાં ચૈતન્ય આવે છે, હાથ, પગ, મુખ, નાક, કાન અને મસ્તકાદિ અવયવો એ *વીર્યમાંથી બંધાય છે. તેમ એ વીર્યમાંથી સંપૂર્ણ* શરીર બંધાય છે; પછી તે શરીર દશ માસ સુધી ગુપ્ત સ્થળમાં, કે જ્યાં કોઇની દૃષ્ટિ પહોંચતી નથી ત્યાં આહારવિહાર વગર પડ્યું રહે છે; પછી તેનો જન્મ થાય છે. તે શરીર થોડા વર્ષ પર્યંત બાલક કહેવાય છે. થોડા વર્ષ પછી યુવાન્ કહેવાય છે, ને ત્યાર પછી વૃદ્ધ કહેવાય છે. એ જ શરીર, જોવું, ખાવું, પીવું, સાંભળવું, સુંઘવું, આવવું, જવું, ગ્રહણ કરવું, શયન કરવું, સંયોગ કરવો, વિચાર કરવો, યાદ રાખવું, સુખ દુઃખ અનુભવવું આદિ અનેક ક્રિયાઓ કરે છે. વળી એ જ શરીરથી તેના જેવાં બીજાં શરીરો ઉત્પન્ન થાય છે. એ પ્રમાણે વીર્યનું પરિણામ, શરીર થાય છે. એથી બીજું શું આશ્ચર્ય છે? અર્થાત્ એ જ મોટું આશ્ચર્ય છે, તો પછી માયામાં આશ્ચર્ય શું છે? ૧૪૭

અવતરણિકા–દેહના નિરૂપણની પેઠે વૃક્ષાદિકનું નિરૂપણ કરવું પણ અશક્ય છે, તે જણાવે છેઃ–

**देहवद्वटधानादौ सुविचार्य विलोक्यताम् ।**
**क धाना कुत्र वा वृक्षस्तस्मान्मायेति निश्चिनु**

શબ્દાર્થ–દેહની પેઠે વડના ટેટા વગેરેના બીમાં પણ સારી રીતે વિચાર કરીને જો કે, ક્યાં ઝીણાં બીજ અને ક્યાં વડનું ઝ ડ? તે માટે આ 'માયા જ છે,' એ પ્રમાણે નિશ્ચય કર. ૧૪૮

## ચન્દ્રકાન્ત વિવરણ

ગુરુ–કેવળ દેહનું નિરૂપણ અશક્ય નથી, પરંતુ વૃક્ષાદિકનું નિરૂપણ પણ અશક્ય છે. પેલા વડનું બીજ અને વડનાં વૃક્ષનો વિચાર કર. વડનું બીજ અતિ સૂક્ષ્મ છે, પણ વડવૃક્ષ કેટલું મોટું છે? એ વડ, બીજમાં સૂક્ષ્મતાએ કરી રહે છે. તું પૂછશે કે, વડનાં બીજમાં વડ કેમ રહી શકે? પણ એ વડનાં બીજમાંથી વડની ઉત્પત્તિનું નિરૂપણ કરવું, એ અતિઅશક્ય છે, તેમ જ બીજાં વૃક્ષોનું અને સર્વ જગતનું નિરૂપણ કરવું પણ અશક્ય છે. તેથી 'તે સર્વ માયિક છે,' એવો જ નિશ્ચય કરવો ઠીક છે. ૧૪૮

અવતરણિકા–શિષ્ય શંકા કરે છે કે, કદાચ અમારાથી જગતનું નિર્વચન થઈ શકશે નહિ, પણ નૈયાયિકો તો કરશે જ; ત્યારે ગુરુ કહે છેઃ–

**निरुक्तावभिमानं ये दधते तार्किकादयः ।**
**हर्षमिश्रादिभिस्ते तु खंडनादौ सुशिक्षिताः**
**अचिंत्याः खलु ये भावा न तांस्तर्केषु योजयेत्**
**अचिंत्यरचनारूपं मनसाऽपि जगत्खलु ॥**

શબ્દાર્થ–જગતના નિરૂપણમાં જે નૈયાયિક વગેરે અભિમાન રાખે છે, તે (નૈયાયિક આદિ)-ઓને તો હર્ષમિશ્રાદિકોએ ખંડનાદિક (ખંડનખંડખાદ્યઆદિ ગ્રંથો)માં સારી રીતે શિક્ષા દીધી છે. જે પદાર્થો વિચારમાં આવે તેવા નથી, તેમાં તર્ક લડાવવો જ નહિ. મનથી પણ આ જગતના સ્વરૂપની રચનાનો ખરેખર નિ[illegible] થઈ શકે તેમ નથી. ૧૪૯–૧૫૦

### ચન્દ્રકાન્ત વિવરણ

શિષ્ય–મારાથી તો જગતનું નિરૂપણ થઈ શકતું નથી, તોપણ ન્યાયકુસુમાંજલિમાં, ઉદયનાદિક આચાર્યોએ જગતનું નિરૂપણ કર્યું છે ખરું.

ગુરુ–તારા પૂજ્ય ઉદયનાદિક આચાર્યો જગતના નિરૂપણ વિષે અભિમાન રાખે છે. તેમનું ખંડન હર્ષમિશ્રાદિકોએ ખંડનખંડખાદ્યમાં, ચિત્સુખીમાં, અદ્વૈતસિદ્ધિમાં, બ્રહ્મવિદ્યાભરણમાં તથા બીજા અનેક ગ્રંથોમાં સારી રીતે કર્યું છે, ને તેઓના મતને સાતડૅસાત કરી દીધો છે, એવો કે તેઓ ખડા પણ થઈ શકતા નથી. ખરી રીતે તો એ ઉદયનાદિક પણ જગતનું નિરૂપણ કરી શક્યા નથી. ૧૪૯

### (૨૧) જગતની અચિંતતા વિષે વેદાંતના આચાર્યનું વાક્યપ્રમાણ

રે શિષ્ય! જે પદાર્થનું નિરૂપણ ન થઈ શકે, તે પદાર્થના નિરૂપણમાં પ્રયાસ કરવો નહિ. આ જગતનું નિરૂપણ કોઈ પણ પ્રકારે થઈ શકતું નથી, તેમ એ જગતનું નિરૂપણ વિચારમાં પણ આવી શકતું નથી, તેથી જગતના નિરૂપણમાં ઉદ્યમ કરવો, એ જલ વલોવવાની પેઠે નિષ્ફળ છે; એમાંથી કંઈ સાર નિકળે તેમ નથી. ૧૫૦

અવતરણિકા–હવે શિષ્ય પૂછે છે કે, આ જગતનું ગમે તેમ હો, પરંતુ તેથી માયા વિષે શું સિદ્ધ કર્યું? ત્યારે ગુરુ, માયાથી જગત્ કેમ થયું, તે કહે છે.

अचिंत्यरचनाशक्तिर्बीजं मायेति निश्चिनु।
मायाबीजं तदेवैकं सुषुप्तावनुभूयते ॥१५१॥
जाग्रत्स्वप्नजगत्तत्र लीनं बीज इव द्रुमः।
तस्मादशेषजगतो वासनास्तत्र संस्थिताः ॥

શબ્દાર્થ–જેની રચના અચિંત્ય છે એવા રૂપ શક્તિવાળું જે બીજ (કારણ) છે તે જ માયા છે, એ જ પ્રમાણે તારે નિશ્ચય કરવો. એ જ એક માયારૂપી બીજનો સુષુપ્તિમાં અનુભવ થાય છે. જેમ (વડના) બીજમાં વૃક્ષ લીન થઈને રહે છે, તેમ જાગ્રત જગત્ અને સ્વપ્ન જગત્ માયારૂપી બીજમાં લીન થઈને રહેલું છે. તે માટે સર્વ જગતની વાસના માયારૂપી કારણમાં રહેલી છે. ૧૫૧–૧૫૨

### ચન્દ્રકાન્ત વિવરણ

### (૨૨) માયારૂપ બીજ (કારણ)નું કથન

શિષ્ય—જગતનું નિરૂપણ અચિંત્ય હોય તો ભલે રહ્યું, પણ આ સર્વ વાતથી માયાવિષે તમે શું સિદ્ધ કર્યું?

ગુરુ-અચિંત્યરચનારૂપ શક્તિવાળું જે કારણ છે તે જ માયાનું સ્વરૂપ એ છે.

શિષ્ય-અચિંત્યરચનારૂપ શક્તિવાળું કારણ તમે ક્યાં જેયું છે?

ગુરુ-માયા જે અચિંત્યરચના શક્તિવાળું કારણ છે, તેનો જે સુષુપ્તિમાં અનુભવ થાય છે તેમાં. ૧૫૧

### (૨૩) ઉક્ત બીજમાં સર્વ જગતના સંસ્કારની સ્થિતિ

દાખલા તરીકે, વડના ટેટાનાં સૂક્ષ્મ બીજમાં જેમ વડવૃક્ષ અત્યંત સૂક્ષ્મરૂપે રહેલું છે, તેમ જાગ્રતરૂપ અને સ્વપ્નરૂપ જે આ જગત્ છે તે, સુષુપ્તિમાં વિદ્યમાન એવાં માયારૂપ બીજમાં લીન થઈને રહેલું છે, તેથી સકળ વાસના તેનામાં રહેલી છે. જેમ વડની શાખા, વડનાં પાંદડાં, પુષ્પ, ફળ વગેરેને ઉત્પન્ન કરનારા સૂક્ષ્મ સંસ્કારો વડના બીજમાં રહે છે; તેમ જ જગતની વાસનાઓ (જ્ઞાનથી ઉત્પન્ન થનારા સંસ્કારો) માયામાં રહેલી છે. ૧૫૨

### (૨) ઈશ્વરનું સ્વરૂપ (આનંદમયકોશ)

(૧૫૩–૧૫૮; ૬ શ્લોકો)

અવતરણિકા–માયામાં વાસના રહી છે, તેથી શું સિદ્ધ થાય છે, એમ શિષ્ય પૂછે છે, અને ગુરુ તેનું સમાધાન કરે છે.

या बुद्धिवासनास्तासु चैतन्यं प्रतिबिंबति।
मेघाकाशवदस्पष्टचिदाभासोऽनुमीयताम् ॥

શબ્દાર્થ—જે બુદ્ધિની વાસનાઓ છે તેમાં ચૈતન્યનું પ્રતિબિંબ પડે છે. તે પ્રતિબિંબ મેઘાકાશની પેઠે અસ્પષ્ટ ચિદાભાસ છે, એમ અનુમાનથી જાણવું. ૧૫૩

### ચન્દ્રકાન્ત વિવરણ

### (૧) દૃષ્ટાંત સાથે ઈશ્વરનું રૂપ (માયામાં રહેલી બુદ્ધિ વાસનાગત ચિદાભાસ)

શિષ્ય-માયામાં પણ જગતની વાસના રહી છે, તેથી શું સિદ્ધ થશે?

ગુરુ-એથી ચિદાભાસની સિદ્ધિ થાય છે. બુદ્ધિની વાસનામાં જે ચૈતન્યનું પ્રતિબિંબ પડે છે, તે ચિદાભાસ છે.

શિષ્ય-જ્યારે ચિદાભાસ છે, ત્યારે તે ચિદાભાસ અનુભવમાં કેમ આવતો નથી ?

ગુરુ-જેમ મેઘમાં પ્રતિબિંબિત આકાશ અસ્પષ્ટ છે, તેમ બુદ્ધિની વાસનામાં પ્રતિબિંબિત ચિદાભાસ અસ્પષ્ટ છે. જેમ મેઘાકાશ અનુભવમાં આવતું નથી, તેમ બુદ્ધિની વાસનાઓમાં રહેલો ચિદાભાસ પણ અનુભવમાં આવતો નથી.

શિષ્ય-જ્યારે ચિદાભાસ અનુભવમાં આવતો નથી, ત્યારે બુદ્ધિની વાસનામાં ચિદાભાસ છે, એમ તમે શા કારણથી કહો છો ?

ગુરુ-જેમ મેઘાકાશ અનુભવમાં આવતું નથી, તથાપિ અનુમાનથી જાણીએ છીએ કે 'મેઘાકાશ છે,' તેમ અનુભવમાં નહિ આવતાં છતાં, અનુમાન કરતાં, બુદ્ધિની વાસનામાં ચિદાભાસ છે, એમ જાણવામાં આવે છે. ૧૫૩

**અવતરણિકા**-શિષ્ય કહે છે કે, ચિદાભાસની સિદ્ધિ માટે અનુમાન ઘટતું નથી; ત્યારે ગુરુ કહે છે કેઃ-

**साभासमेव तद्बीजं धीरूपेण प्ररोहति ।**
**अतो बुद्धौ चिदाभासो विस्पष्टं प्रतिभासते ॥**

શબ્દાર્થ—ચિદાભાસવાળું તે બીજ જ બુદ્ધિરૂપે કરીને ઉદય પામે છે; એટલા માટે બુદ્ધિમાં ચિદાભાસ અતિસ્પષ્ટરૂપે ભાસે છે. ૧૫૪

## ચન્દ્રકાન્ત વિવરણ

### (૨) માયામાં અસ્પષ્ટ ચિદાભાસનું અનુમાન

શિષ્ય-હે ગુરુદેવ ! મેઘમાં રહેલું જળ અસ્પષ્ટ છે, એટલા માટે તેનાં જળમાં આકાશના આકારનું પ્રતિબિંબ પણ અસ્પષ્ટ છે. એ મેઘાકાશની પૃથ્વીપર ઉભા રહીને તો કલ્પના જ થાય છે, પણ તેનો અનુભવ થતો નથી. તેનો અનુભવ તો વિમાનમાં બેસીને મેઘોની ઉપર ઉડીને, મેઘમાં રહેલાં જળમાં દૃષ્ટિ કરીએ ત્યારે જ થાય. તથાપિ ઘટમાં રહેલાં જળમાં પડેલા આકાશનાં પ્રતિબિંબથી મેઘાકાશના સદ્ભાવનું-હયાતિનું અનુમાન થઈ શકે છે; એટલે, મેઘાકાશના સદ્ભાવના અનુમાનમાં ઘટાકાશનું દૃષ્ટાંત છે, તેથી મેઘાકાશ છે એમ જણાય છે. પરંતુ બુદ્ધિની વાસનામાં પ્રતિબિંબિત અસ્પષ્ટ ચિદાભાસના અનુમાનમાં કાંઈ પણ દૃષ્ટાંત નહિ હોવાથી, તે ચિદાભાસનું અનુમાન થવું અશક્ય છે.

ગુરુ-બુદ્ધિની વાસનામાં પ્રતિબિંબિત ચિદાભાસનું અનુમાન થઈ શકે છે, કારણ કે, તેમાં પણ દૃષ્ટાંતો મળી શકે છે. બુદ્ધિ વિષે ચિદાભાસની સ્પષ્ટ પ્રતીતિ થાય છે, તેથી બુદ્ધિનું કારણ અજ્ઞાન (માયા) પણ ચિદાભાસવાળું છે, એવું અનુમાન થાય છે. જો બુદ્ધિનાં કારણ અજ્ઞાનમાં ચિદાભાસ ન હોય, તો બુદ્ધિમાં ચિદાભાસની પ્રતીતિ કેમ થાય ? અજ્ઞાન ચિદાભાસવાળું છે, ને ચિદાભાસવાળું એ અજ્ઞાન જ બુદ્ધિરૂપે પરિણામ પામે છે; તેથી એ બુદ્ધિમાં ચિદાભાસ સ્પષ્ટ ભાસે છે. એ બુદ્ધિની વૃત્તિ જ બુદ્ધિની વાસનામાં પડેલા ચિદાભાસમાં દૃષ્ટાંત છે. એ પરથી અનુમાન કરી શકાશે કે, બુદ્ધિની વાસનાઓ ચિદાભાસવાળી છે, કારણ કે બુદ્ધિની વાસનાઓ પણ બુદ્ધિની વૃત્તિની પેઠે બુદ્ધિની એક જાતની અવસ્થા છે. એવી રીતે બુદ્ધિવૃત્તિરૂપ દૃષ્ટાંત હોવાથી, 'બુદ્ધિની વાસનામાં ચિદાભાસ છે,' એવું અનુમાન થાય છે. ૧૫૫

**અવતરણિકા**-'જીવ અને ઈશ્વર' માયિક છે, તે સંક્ષેપે કહે છે.

**मायाभासेन जीवेशौ करोतीति श्रुतौ श्रुतम् ।**
**मेघाकाशजलाकाशाविव तौ सुव्यवस्थितौ ॥**
**मेघवद्वर्तते माया मेघस्थिततुषारवत् ।**
**धीवासनाश्चिदाभासस्तुषारस्थखवत्स्थितः ॥**

શબ્દાર્થ-માયા પોતામાં પડેલાં (ચેતનના) આભાસ એટલે પ્રતિબિંબે કરીને જીવ તથા ઈશ્વરને રચે છે, એમ શ્રુતિમાં કહેલું છે. ઈશ્વર તથા જીવ બેની, મેઘાકાશ તથા જળાકાશની પેઠે સારી રીતે વ્યવસ્થા કરેલી છે. માયા મેઘની પેઠે વર્તે છે. મેઘમાં રહેલા તુષાર એટલે જળનાં ઝીણાં ફરાંની પેઠે, બુદ્ધિની વાસનાઓ માયામાં રહેલી છે, અને તુષારમાં જેમ આકાશનું પ્રતિબિંબ પડે છે. તેમ બુદ્ધિવાસનામાં ચિદાભાસ (ઈશ્વર) રહેલો છે. ૧૫૫-૧૫૬

### ચન્દ્રકાન્ત વિવરણ

#### (૩) શ્રુતિમાં કહેલા જીવ ઈશની માયિક-તાની સમાપ્તિ

ગુરુ-જીવ અને ઈશ્વર બન્ને માયિક છે, એટલે જીવ અને ઈશ્વર ઉભયની સિદ્ધિને માયા અધીન છે. માયિક એટલે માયાનું કાર્ય નહિ, પરન્તુ માયાના કાર્યને અધીન છે જેની સિદ્ધિ, એવા જીવ અને ઈશ્વર. જો એમ ન માને તો જીવ, ઈશ, શુદ્ધચૈતન્ય, અવિદ્યા, અવિદ્યા ને ચૈતન્ય, ને એ પાંચેનો એક બીજા સાથે સંબંધ, એવા જે ૭ પદાર્થો સ્વરૂપથી અનાદિ માન્યા છે, તેમાં વિરોધ આવશે. તેથી માયિકનો અર્થ માયાધીન જેની સિદ્ધિ છે તે ઈશ્વર અને જીવ માનવો. શ્રુતિમાં પણ 'जीवेशावाभासेन करोति माया। માયા (મૂળ પ્રકૃતિ) જીવ અને ઈશ્વરને આભાસે કરીને કરે છે,' અર્થાત્ કે તેમનાં સત્યસ્વરૂપને ઢાંકી દઇ આભાસરૂપ બનાવે છે, એમ કહ્યું છે. માયામાં પડેલુ પ્રતિબિંબ ઈશ્વર કહેવાય છે, અને બુદ્ધિમાં પડેલું પ્રતિબિંબ જીવ કહેવાય છે.

શિષ્ય-જીવ પણ માયિક છે અને ઈશ્વર પણ માયિક છે; એવી રીતે માયિકપણું તો બન્નેને વળગેલુ છે, ત્યારે 'જીવ અને ઈશ્વર' એવી રીતે બેનો ભેદ કેમ?

ગુરુ-જળાકાશ સ્પષ્ટ છે અને મેઘાકાશ અસ્પષ્ટ છે. એમાં સ્પષ્ટપણાંથી તથા અસ્પષ્ટપણાંથી જળાકાશનો અને મેઘાકાશનો જેમ ભેદ છે, તેમ અસ્પષ્ટ ચિદાભાસથી તથા સ્પષ્ટ ચિદાભાસથી, ઈશ્વર અને જીવનો ભેદ છે. અસ્પષ્ટ ચિદાભાસ તે ઈશ્વર છે, અને સ્પષ્ટ ચિદાભાસ તે જીવ છે. ૧૫૫

#### (૪) ઈશ્વરની મેઘાકાશની સાથે સરખામણીની સ્પષ્ટતા

હવે ઈશ્વર મેઘાકાશ જેવો છે તેનું કારણ એ જ કે, જેમ મેઘાકાશમાં મેઘ મુખ્ય આશ્રય છે, તેમ ચિદાભાસમાં માયા મુખ્ય આશ્રય છે; જેમ મેઘમાં રહેલા જળનાં ઝીણાં ફોરાં મેઘાકાશનો આધાર છે, તેમ બુદ્ધિની વાસના ચિદાભાસનો આધાર છે; જેમ જળનાં ઝીણાં ફોરાંમાં આકાશનુ પ્રતિબિંબ રહ્યુ છે, તેમ બુદ્ધિની વાસનામાં ઈશ્વરનું પ્રતિબિંબ રહ્યું છે. ૧૫૬

અવતરણિકા-માયામાં પડેલા પ્રતિબિંબના ઇશ્વરપણામાં પ્રમાણ શું છે, એમ શિષ્ય પૂછે છે, તેપરથી ગુરુ કહે છેઃ—

**मायाधीनश्चिदाभासः श्रुतो मायी महेश्वरः।**
**अंतर्यामी च सर्वज्ञो जगद्योनिः स एव हि॥**

શબ્દાર્થ-ચિદાભાસ માયાને આધીન છે, અને તેજ મહેશ્વર માયાવી કહેતાં માયાની ઉપાધિવાળા છે, એમ શ્રુતિમાં કહ્યું છે. તે જ ઈશ્વર અંતર્યામી, સર્વજ્ઞ અને જગદ્યોનિ (જગતનું આદિ કારણ) છે. ૧૫૭

### ચન્દ્રકાન્ત વિવરણ

શિષ્ય-'માયામાં પડેલું પ્રતિબિંબ ઈશ્વર છે,' એમ આપ કહો છો, તેમાં શું પ્રમાણ છે?

ગુરુ-'માયામાં પડેલું પ્રતિબિંબ ઈશ્વર છે,' એટલે શુદ્ધ સત્ત્વપ્રધાન પ્રકૃતિનો અંશ જેને આધીન છે, તે ચિદાભાસ જ મહેશ્વર છે; એ માયામાં રહેલું ચિત્ પ્રતિબિંબનું ઈશ્વરપણું શ્વેતાશ્વતરોપનિષતમાં કહ્યું છે. 'ઈશ્વર માયોપાધિક છે,' એમ એ શ્રુતિમાં કહ્યું છે. એ જ ઈશ્વર અંતર્યામી, સર્વજ્ઞ અને જગતનું ઉત્પત્તિ કારણ છે. ૧૫૭

અવતરણિકા-વળી, બુદ્ધિની વાસનાનાં પ્રતિબિંબમાં ઈશ્વરતા આદિ ધર્મોની સિદ્ધિ વિષે શિષ્ય શંકા કરે છે, ત્યારે ગુરુ તેનું સમાધાન કરે છે.

**सौषुप्तमानंदमयं प्रक्रम्यैवं श्रुतिर्जगौ ।**
**एष सर्वेश्वर इति सोऽयं वेदोक्त ईश्वरः ॥**

શબ્દાર્થ-સુષુપ્તિ સમયના આનંદમયકોશનો આરંભ કરીને, આ 'આનંદમયકોશ સર્વેશ્વર છે.' એમ શ્રુતિ કહે છે; એટલા માટે તે આ આનંદમયકોશ વેદોક્ત ઈશ્વર છે. ૧૫૮

### ચન્દ્રકાન્ત વિવરણ

#### (૫) આનંદમય ઈશ્વરતાની પ્રતિપાદક શ્રુતિ

શિષ્ય-બુદ્ધિની વાસના વિષે ચૈતન્યનું જે પ્રતિબિંબ છે તે ઈશ્વર છે, તે સર્વજ્ઞ છે, અંતર્યામી છે, જગતનુ કારણ છે, એમ શ્રુતિમાં કહ્યું છે તે કેમ સિદ્ધ થાય?

ગુરુ-બુદ્ધિની વાસનામાં પડેલુ પ્રતિબિંબ આનંદમયકોશ છે, અને તે આનંદમયકોશ એ જ સર્વેશ્વર છે; કારણ કે, 'सुषुप्तिस्थान एकीभूत प्रज्ञा-

नघन एव। સુષુપ્તિ અવસ્થા જેનું સ્થાન છે, બ્રહ્મની સાથે જે એકતાને પ્રાપ્ત થાય છે, અને જે પ્રજ્ઞાનઘન છે તે જ ઈશ્વર છે,' એમ શ્રુતિમાં કહ્યું છે.

શિષ્ય-તમે જે આનંદમયકોશની ઈશ્વરતા કહી છે, તે અસંગત છે; કેમકે, જાગ્રતમાં તથા સ્વપ્નમાં સ્થૂલાવસ્થાવિશેષ પ્રતિબિંબસહિત જે અંતઃકરણ જણાય છે તેને જ વિજ્ઞાન કહે છે. અને એ વિજ્ઞાનમય જીવ સુષુપ્તિ સમયમાં સૂક્ષ્મરૂપથી વિલીન થાય છે, તેને આનંદમય કહે છે. તે આનંદમયકોશને તમે ઈશ્વર માનો તો, જાગ્રતમાં અને સ્વપ્નમાં અંતઃકરણની વિલીન અવસ્થારૂપ આનંદમયનો અભાવ થાય છે, અને તેના અભાવથી ઈશ્વરનો પણ અભાવ થઈ જશે તથા અનંત પુરુષની સુષુપ્તિમાં અનંત ઈશ્વર થશે. આપે જ આગળ (પંચકોશ વિવેકમાં) જીવના જ પંચકોશ માન્યા છે; તેથી જો આનંદમયકોશને ઈશ્વર કહેશો તો એ સર્વ મિથ્યા થઈ પડશે, માટે આનંદમયકોશની ઈશ્વરતા સંભવતી નથી.

ગુરુ-તું કહે છે તે સત્ય છે. અમે પણ આનંદમયકોશને ઈશ્વર ગણતા નથી; પણ મંદબુદ્ધિવાળા જે પુરુષો છે, તેઓના હૃદયમાં તત્ત્વનો સાક્ષાત્કાર થતો નથી, તેથી તેને પ્રણવનો જપ જપવો પડે છે. તે વિષે માંડૂક્યઉપનિષદ્માં સમજાવેલું છે; અને તેમાં જણાવ્યું છે કે, આનંદમયકોશ સર્વેશ્વર તથા સર્વજ્ઞ છે. તેપરથી અમે માનીએ છિયે કે, આનંદમયકોશ એ અભેદ ચિંતનમાં માત્ર તાત્પર્ય જ છે, પણ આનંદમયકોશ કંઈ સાક્ષાત્ ઈશ્વર નથી; માત્ર મંદબુદ્ધિવાળાને, જીવઈશ્વરનું ભાન કરાવવા માટે જ એ આનંદમયકોશમાં ઈશ્વરપણાનો અમે આરોપ કરીએ છિયે. ૧૫૮

### (૩) ઈશ્વરના ગુણો
(૧૫૯-૧૮૭; ૨૯ શ્લોકો)

અવતરણિકા-ઈશ્વરના સર્વજ્ઞતાદિ ધર્મો આનંદમયકોશમાં નથી, એમ શિષ્યના કહેવાથી, ગુરુ તેનો પરિહાર કરે છેઃ-

सर्वज्ञत्वादिके तस्य नैव विप्रतिपद्यताम् ।
श्रौतार्थस्यावितर्क्यत्वान्मायायां सर्वसंभवात्

શબ્દાર્થ—આનંદમયકોશનાં સર્વજ્ઞપણું આદિમાં વિવાદ કરવો જ નહિ; કારણ કે, શ્રુતિમાં કહેલા અર્થ વિષે કુતર્ક કરવો યોગ્ય નથી; કારણ કે માયામાં સર્વનો સંભવ છે. ૧૫૯

### ચન્દ્રકાન્ત વિવરણ
#### (૬) ઈશ્વરમાં સર્વજ્ઞતાદિનો સંભવ

શિષ્ય-આનંદમયકોશમાં સર્વજ્ઞતા આદિ ધર્મો પ્રતીત થતા નથી, તેથી તેમાં સર્વેશ્વરતા તો અનુભવવિરુદ્ધ જ છે.

ગુરુ-આનંદમયકોશમાં સર્વજ્ઞતા આદિ ધર્મો રહેલા છે, તેમાં વિવાદ કરવો ઉચિત નથી.

શિષ્ય-આનંદમયકોશના સર્વજ્ઞતાદિ ધર્મો અનુભવવિરુદ્ધ છે, તથાપિ તેમાં વિવાદ ન કરવો, તેનું કારણ શું?

ગુરુ-આનંદમયકોશના સર્વજ્ઞતાદિક ધર્મોનું શ્રુતિમાં પ્રતિપાદન કર્યું છે, માટે તેમાં વિવાદ કરવો નહિ જોઈએ. શ્રુતિમાં કહેલા અર્થવિષે વિવાદ કરવો, એ જ્ઞાતાનો ધર્મ નથી. વળી માયાવિષે કાંઈ પણ વિરુદ્ધ નથી; માયા સઘળું કરી શકે છે; કારણ કે, અઘટિત ઘટના કરવામાં માયા મહાચતુર છે. એટલા માટે આનંદમયકોશમાં સર્વજ્ઞતાદિક ધર્મો સંભવે છે. ૧૫૯

અવતરણિકા-શિષ્ય કહે છે કે, 'અનુકૂલ યુક્તિ વિના શ્રુતિ અર્થવાદરૂપ ઠરો. જેમ, કોઈએ કહ્યું કે, 'પથ્થરનું વહાણ છે, તે મનાશે નહિ, પણ તે પર પ્રશ્ન કરાશે.' એપરથી ગુરુ શ્રુતિના અર્થની પ્રમાણતા સિદ્ધ કરવા માટે આનંદમયકોશના સર્વજ્ઞપણાદિ ગુણોનું ઉપપાદન કરે છે.

अयं यत्सृजते विश्वं तदन्यथयितुं पुमान् ।
न कोऽपि शक्तस्तेनायं सर्वेश्वर इतीरितः ॥
अशेषप्राणिबुद्धीनां वासनास्तत्र संस्थिताः ।
ताभिः क्रोडीकृतं सर्वं तेन सर्वज्ञ ईरितः १६१

શબ્દાર્થ-આ આનંદમયકોશ જે વિશ્વને સૃજે છે, તેને અન્યથા કરવા માટે કોઈ પણ પુરુષ સમર્થ નથી; તેથી આ આનંદમયકોશ સર્વેશ્વર છે, એમ કહેવાય છે. સમગ્ર પ્રાણીઓની બુદ્ધિની વાસનાઓ સુષુપ્તિ સમયના અજ્ઞાનમાં લય થાય છે, અને તે વાસનાઓએ આ સર્વ જગતને ક્રોડીકૃત (વિષયી) કરેલું છે; તેથી આ આનંદમયકોશ સર્વજ્ઞ કહેવાય છે. ૧૬૦-૧૬૧

## ચન્દ્રકાન્ત વિવરણ

### (૭) ઈશ્વરની સર્વેશ્વરતા

શિષ્ય–ગુરુમહારાજ! આપ કહો છો કે, આનંદમયકોશ સર્વજ્ઞ ગુણોવાળો હોવાથી ઈશ્વર છે, અને તેમાં શ્રુતિનું પ્રમાણ છે, માટે તે ઉપર તર્કવિતર્ક કરવો યોગ્ય નથી; પરંતુ શાસ્ત્રમાં તો સ્પષ્ટ કહ્યું છે કે, 'युक्तियुक्तमुपादेयं। શાસ્ત્રનું વચન પણ યુક્તિવાળું હોય તો જ ગ્રહણ કરવું;' એટલે કે યુક્તિ વિનાનું શ્રુતિવચન કબૂલ થશે નહિ. 'જેમ 'ग्रावः प्लवः। પત્થરની હોડી,' આ વાક્ય અર્થવાદરૂપ* છે તેથી અગ્રાહ્ય છે, તેમ યુક્તિ વિનાનું શ્રુતિવચન પણ અગ્રાહ્ય જાણવું. પત્થરની હોડી એ વાક્ય જેમ યુક્તિ વિનાનું છે; તેમ આનંદમયકોશ કે, જેને તમે જ પંચકોશમાં ગણો છો તેને, તમે સર્વજ્ઞ વગેરે કહીને ઈશ્વર કહેવા નિકળ્યા છો, તે યુક્તિ વિનાનું અને અર્થવાદરૂપ છે.

ગુરુ–તારા સમજવામાં ભૂલ છે. આનંદમયકોશના સર્વજ્ઞતાઆદિ ગુણો તથા ઈશ્વરપણું માત્ર શ્રુતિ જ ગાતી નથી, પરંતુ તેના સર્વજ્ઞપણામાં પણ યુક્તિ સમાયલી છે.

શિષ્ય–ઠીક, ત્યારે યુક્તિ હોય તો કહો.

ગુરુ–સાંભળ. આનંદમયકોશ જાગ્રદાદિક જગતને તથા સ્વપ્નાવસ્થાના જગતને ઉત્પન્ન કરે છે અને તેમાં કોઇપણ ફેરફાર કરી શકતો નથી. આ તેની શક્તિને લીધે આનંદમયકોશ સર્વેશ્વર કહેવાય છે; અને તેથી જ શ્રુતિ તેના સર્વજ્ઞતા આદિ ગુણોનું ગાન કરે છે. ૧૬૦

* સ્તુતિવાચક અથવા તો નિંદા બોધકવચન અર્થવાદ ગણાય છે. આ અર્થવાદના ભૂતાર્થવાદ અને અભૂતાર્થવાદ એમ બે ભેદ છે. જે વાક્ય યથાર્થવાચક હોય તે ભૂતાર્થવાદ કહેવાય છે અને જે અયથાર્થવાચક હોય તે અભૂતાર્થવાદ કહેવાય છે. ઇન્દ્રના હાથમાં વજ્ર છે, આ અર્થવાદ યથાર્થ છે, તેથી તે ભૂતાર્થવાદ કહેવાય છે; 'અને આ યજ્ઞસ્તંભ સૂર્ય છે,' આ વાક્ય યજ્ઞના ઘીથી ચોપડેલા સ્તંભમાં સૂર્યની પ્રભા પડવાથી ચળકાટ હોવાને લીધે તેનામાં સૂર્યનો આરોપ કરે છે, તેથી તે અભૂતાર્થવાદ છે. વળી 'આ માણસ પાપી છે' એ નિંદાબોધક ભૂતાર્થવાદ છે, ને 'આ માણસ ભૂત છે' તે નિંદાબોધક અભૂતાર્થવાદ છે. એ અર્થવાદના ગુણ, અનુવાદ અને ભૂત એવા ત્રણ ભેદો છે.

### (૮) ઈશ્વરની સર્વજ્ઞતા

શિષ્ય–ગુરુજી! આનંદમયકોશને ક્ષણભર સર્વના ઈશ્વર માન્ય કરીએ, પણ તેને તમે સર્વજ્ઞ કેમ માનો છો? તેને માટે કોઈપણ કારણ હોય તો દર્શાવો.

ગુરુ–પ્રાણીમાત્રની બુદ્ધિની વાસનાઓ સુષુપ્તિ કાળના અજ્ઞાનમાં વાસ કરીને રહે છે, અને તે કાળના અજ્ઞાનથી તેઓની ઉત્પત્તિ થાય છે; અને તે વાસનાઓ કહેતાં સંસ્કારોવડે આખું જગત્ વ્યાપી રહેલું છે. અર્થાત્ આ જગત્ વાસનામય જ છે. તે વાસનાનો જેમાં લય થાય છે એવા અજ્ઞાનની, આનંદમયને ઉપાધિ હોવાથી, આનદમય સર્વજ્ઞ ગણાય છે. આનંદમય સર્વ પ્રાણીઓની બુદ્ધિની વાસનાનું ઉત્પત્તિસ્થાન હોવાથી, તે સર્વની બુદ્ધિની વાસનાને જાણે છે, તેથી સર્વજ્ઞ કહેવાય છે અને તે વાત શ્રુતિમાં કહેલી છે.

શિષ્ય–ઠીક, પણ તે સુષુપ્તિ અવસ્થામાં તો સર્વને જાણતો નથી, તેથી આનંદમયને સર્વજ્ઞ કહેવામાં બાધ આવશે?

ગુરુ–સુષુપ્તિ અવસ્થામાં સર્વ પદાર્થોનો લય થઈ જવાથી તે સર્વને જાણતો નથી, પરંતુ જ્યારે સષ્ટ પદાર્થો હોય છે ત્યારે તેને જાણે છે. તારા વિચાર પ્રમાણે ઈશ્વર પ્રલય વખતે સર્વનો નાશ થવાથી તે સંબંધી જાણતો નથી, પણ તેથી તેની સર્વજ્ઞતાનો લોપ થતો નથી. કારણ કે સૃષ્ટિસમયમાં તે સર્વ જાણે છે, તેમ જ આનંદમય પણ સુષુપ્તિ સમયમાં સર્વનો લય થવાથી સર્વ જાણી શકતો નથી, તથાપિ તેની સર્વજ્ઞતાને હાનિ પહોંચતી નથી. ૧૬૧

અવતરણિકા–આનંદમયની સર્વજ્ઞતાના અનુભવ વિષે શિષ્ય આશંકા કરે છે અને ગુરુ તેનું સમાધાન કરે છે.

**वासनानां परोक्षत्वात्सर्वज्ञत्वं न हीक्ष्यते।**
**सर्वबुद्धिषु तद्दृष्ट्वा वासनास्वनुमीयताम्॥१६२**

શબ્દાર્થ–વાસનાઓનાં પરોક્ષપણાંને લીધે સર્વજ્ઞપણું જોવામાં આવતું નથી. સર્વ બુદ્ધિને વિષે સર્વજ્ઞપણાને જોઈને વાસના વિષે તેનું અનુમાન કરી લે. ૧૬૨

### ચન્દ્રકાન્ત વિવરણ

શિષ્ય—જ્યારે આનંદમય સર્વજ્ઞ છે, ત્યારે આનંદમયની સર્વજ્ઞતા કેમ પ્રતીત થતી નથી?

ગુરુ—બુદ્ધિની વાસના, એ આનંદમયની ઉપાધિ છે, અને વાસનાની ઉપાધિને લીધે તેની પ્રતીતિ થતી નથી. કારણ કે તે બુદ્ધિની વાસના, પરોક્ષ છે.

શિષ્ય—જ્યારે આનંદમયની સર્વજ્ઞતાની પ્રતીતિ થતી નથી ત્યારે આનંદમય સર્વજ્ઞ છે, એમ તમે કેમ જાણ્યું?

ગુરુ—આનંદમયની સર્વજ્ઞતા પ્રતીત થતી નથી, તથાપિ અનુમાને કરીને તેની સર્વજ્ઞતાના સદ્ભાવની સિદ્ધિ થાય છે. તું જ અનુમાન કર કે, સર્વની બુદ્ધિમાં રહેલું સર્વજ્ઞપણું, પોતાનાં કારણરૂપ વાસનામાં સર્વજ્ઞપણાનો નિશ્ચય કરાવે છે; કેમકે, એ સર્વજ્ઞપણું, વસ્ત્રમાં રહેલાં રૂપની પેઠે, કાર્યમાં રહેલો ધર્મ છે. જેમકે, વસ્ત્રમાં રહેલું રૂપ તંતુમાં રહેલાં રૂપથી ઉત્પન્ન થાય છે, તેમ કાર્યમાં રહેલો ધર્મ, કારણમાં રહેલા ધર્મથી ઉત્પન્ન થાય છે. વાસના, એ બુદ્ધિનું કારણ છે અને બુદ્ધિ પોતે કાર્ય છે, તેથી સર્વની બુદ્ધિમાં રહેલું સર્વજ્ઞપણું વાસનાથી ઉત્પન્ન થાય છે, એમ માનવું જોઇએ.' એવી રીતે બુદ્ધિની વાસનામાં સર્વજ્ઞપણું સિદ્ધ થાય છે. તે સર્વ વાસનાઓ આનંદમયમાં રહે છે, એટલા માટે આનંદમય સર્વજ્ઞ કહેવાય છે. ૧૬૨

અવતરણિકા—હવે આનંદમયનાં અંતર્યામીપણાંનું ઉપપાદન કરે છે.

विज्ञानमयमुख्येषु कोशेष्वन्यत्र चैव हि ।
अंतस्तिष्ठन्यमयति तेनांतर्यामितां व्रजेत् ॥
बुद्धौ तिष्ठन्नांतरोऽस्याधियानीक्ष्यश्चधीवपुः ।
धियमंतर्यमयतीत्येवं वेदेन घोषितम् १६४
तंतुः पटे स्थितो यद्वदुपादानतया तथा ।
सर्वोपादानरूपत्वात्सर्वत्रायमवस्थितः १६५

શબ્દાર્થ—વિજ્ઞાનમય આદિ મુખ્ય કોશોમાં અને અન્યત્ર (પૃથ્વી આદિમાં) અંદર રહીને નિયમન કરે છે, તેથી એ (આનંદમય) અંતર્યામીપણાને પ્રાપ્ત થાય છે. એ (આનંદમય) બુદ્ધિમાં રહે છે, બુદ્ધિની અંતર્ગત છે, એ બુદ્ધિથી જોઈ શકાતો નથી તથા એનું શરીર બુદ્ધિ છે, અને એ બુદ્ધિની અંદર રહીને તેનું નિયમન કરે છે. આ રીતે વેદે પોકારીને કહ્યું છે. જેમ તંતુ, ઉપાદાનપણાંએ કરીને વસ્ત્રમાં રહ્યો છે, તેમ સર્વનાં ઉપાદાનપણાંએ કરીને આ ઈશ્વર સર્વ જગોએ રહ્યા છે. ૧૬૩-૧૬૫.

### ચન્દ્રકાન્ત વિવરણ

#### (૯) ઈશ્વરનું અંતર્યામીપણું

ગુરુ—એ આનંદમય વિજ્ઞાનમયાદિક સર્વ કોશમાં અને પૃથ્વી આદિ પદાર્થોમાં રહીને પ્રેરણા કરે છે, તેમને માટે નિયમો રચે છે, એટલા જ માટે એ આનંદમય અંતર્યામી કહેવાય છે. 'एषोऽन्तर्यामी। આ ઈશ્વર અંતર્યામી છે,' એવી રીતે શ્રુતિમાં ઈશ્વરને અંતર્યામી કહ્યો છે. ૧૬૩.

એ ઈશ્વરના અંતર્યામીપણામાં સંપૂર્ણ અંતર્યામી બ્રાહ્મણ પ્રમાણ છે. તેમાં કહ્યું છે કે, જે બુદ્ધિથી બુદ્ધિમાં રહે છે, જે બુદ્ધિની અંતર્ગત છે, બુદ્ધિ જેને જાણી શકતી નથી, જે બુદ્ધિથી જોવાતો કે જણાતો એ નથી, બુદ્ધિ જ જેનું શરીર છે, અને બુદ્ધિમાં રહીને જે પ્રેરણા કરે છે તથા નિયમો રચે છે તે જ અંતર્યામી ઈશ્વર. એવી રીતે અંતર્યામી બ્રાહ્મણમાં એટલે બૃહદારણ્યકમાં સ્પષ્ટ રીતે કહ્યું છે. ૧૬૪

તે અંતર્યામી બ્રાહ્મણનું સંપૂર્ણ વ્યાખ્યાન કરવાથી કથાનો વિસ્તાર થઈ જાય. સંક્ષિપ્તમાં એટલું જ સમજવાનું કે, આ 'આનંદમય સર્વનો અંતર્યામી છે.' એવી રીતે સર્વત્ર અંતર્યામીતાનો બોધ થવા માટે 'અંતર્યામી બ્રાહ્મણ છે.' તેથી જ, 'सर्वेषु भूतेषु तिष्ठन्' એ વચન કહ્યું છે. એ શ્રુતિનું તાત્પર્ય એટલું જ છે કે, તે સર્વભૂત વિષે રહેલો છે. જેમ વસ્ત્રમાં તંતુ ઉપાદાન કારણપણાએ કરી સર્વત્ર રહ્યું છે, તેમ આનંદમય ઈશ્વર સર્વના ઉપાદાન કારણપણાએ કરીને સર્વમાં રહ્યો છે; માટે આ આનંદમય અંતર્યામી છે. ૧૬૫

અવતરણિકા—વળી શિષ્ય અંતર્યામીની પ્રતીતિ વિષે ને તેની સૂક્ષ્મતા વિષે આશંકા કરે છે, અને ગુરુ તેને સમજાવે છે:—

पटादप्यांतरस्तंतुस्तंतोरप्यंशुरांतरः ।
आंतरत्वस्य विश्रांतिर्यत्रासावनुमीयताम् ॥

द्वित्र्यांतरत्वकक्षाणां दर्शनेऽप्ययमांतरः ।
न वीक्ष्यते ततो युक्तिश्रुतिभ्यामेव निर्णयः

શબ્દાર્થ–તંતુ પટથી પણ સૂક્ષ્મ છે, અને તંતુથી પણ સૂક્ષ્મતર તંતુનો અવયવ છે; એમ જ્યાં સૂક્ષ્મતાની હદ આવે ત્યાં આ (અંતર્યામી) છે, એમ અનુમાન કરી લેવું. સૂક્ષ્મતાની અવસ્થાની બે ત્રણ કક્ષાનું દર્શન થયા છતાં પણ, આ આંતર ( અંતર્યામી ) જોવામાં આવતો નથી, તેથી શ્રુતિ અને યુક્તિથી જ નિર્ણય કરવો. ૧૬૬–૧૬૭

**ચન્દ્રકાન્ત વિવરણ**

શિષ્ય–જો આનંદમય સર્વમાં રહ્યો હોય તો તે આનંદમય અંતર્યામી સર્વત્ર કેમ પ્રતીત થતો નથી?

ગુરુ–એ આનંદમય સર્વનો અંતર્યામી છે, એટલા જ માટે તે પ્રતીત થતો નથી. જેમ વસ્ત્ર સ્થૂલ છે, અને તંતુઓ તે વસ્ત્રના અવયવો છે, ને એ તંતુઓ વસ્ત્ર કરતાં સૂક્ષ્મ છે, અને તે તંતુઓ કરતાં તંતુના અવયવો વધારે સૂક્ષ્મ છે; એવી જ રીતે, ઉત્તરોત્તર સૂક્ષ્મતાની જ્યાં હદ આવે ત્યાં અંતર્યામી છે, એમ અનુમાનથી તારે જાણવું જોઇએ. જેમ સૂક્ષ્મતાની તારતમ્યનો કોઈ પણ સ્થળે છેડો છે, કારણ કે અણુતાની તારતમ્યની પેઠે તે તારતમ્ય છે, અને જેમ અણુતાની તરતમતાનો અણુતામાં છેડો છે, તેમ સૂક્ષ્મતાની તરતમતાનો અંતર્યામીતામાં છેડો છે. એ પ્રમાણે અનુમાનથી અંતર્યામીની સિદ્ધિ થાય છે. ૧૬૬

શિષ્ય–યદ્યપિ અંતર્યામી સૂક્ષ્મ છે, તથાપિ જેમ તંતુના અવયવોની પ્રતીતિ થાય છે, તેમ અંતર્યામીની પ્રતીતિ કેમ થતી નથી?

ગુરુ–કારણ કે, જેમ તંતુના અવયવો બાહ્ય છે, તેમ અંતર્યામી બાહ્ય નથી; તેથી, જેમ તંતુના અવયવોની પ્રતીતિ થાય છે, તેમ અંતર્યામીની પ્રતીતિ થતી નથી. વસ્ત્રના અવયવો તંતુ છે અને તંતુના અવયવો અંશુ છે, અને અંશુના અવયવો તેથી સૂક્ષ્મ છે. એવી રીતે બેચાર અવસ્થામાં અવયવોની પ્રતીતિ થાય છે ખરી, તથાપિ તંતુના પરમાણુની પ્રતીતિ થતી નથી; કારણ કે, તે પરમાણુ દૃષ્ટિથી પાર છે, અને અતિસૂક્ષ્મ છે. તેમ અંતર્યામી પણ સૂક્ષ્મતાના પારનો અવધિ છે, અને વળી અતિસૂક્ષ્મ છે; તેથી અંતર્યામીની પણ પ્રતીતિ થતી નથી.

શિષ્ય–જ્યારે અંતર્યામીની પ્રતીતિ થતી નથી, ત્યારે 'અંતર્યામી છે,' એવો નિશ્ચય કેમ કરાશે?

ગુરુ–શ્રુતિએ અને યુક્તિએ કરીને 'એ અંતર્યામી છે,' એવો નિશ્ચય થાય છે. અંતર્યામી બ્રાહ્મણમાં, અંતર્યામીનું પ્રતિપાદન કર્યું છે, તેથી અંતર્યામી બ્રાહ્મણની શ્રુતિએ કરીને અંતર્યામીનો નિશ્ચય થાય છે. હવે યુક્તિથી સમજવું હોય તો, જેમ ઘોડા વિના રથ ચાલી શકે નહિ, તેમ ચેતન વિના અચેતનની પ્રવૃત્તિ એટલે હાલવા ચાલવા આદિ ક્રિયા થઈ શકતી નથી. જો ચૈતન્ય અચેતનનું અધિષ્ઠાન ન હોય તો અચેતનની પ્રવૃત્તિ થઈ શકે નહિ; પણ અચેતનની પ્રવૃત્તિ તો થાય છે, તેથી એ અચેતનનું અધિષ્ઠાન ચૈતન્ય છે, ને એ ચૈતન્ય જ અંતર્યામી છે. એ પ્રમાણે અંતર્યામીના નિશ્ચયમાં યુક્તિથી જાણવું જોઇયે. ૧૬૭

અવતરણિકા–'यस्य सर्वाणि भूतानि शरीरं । એ ઈશ્વરનું પ્રાણીમાત્ર શરીર છે;' તથા ''यः सर्वाणि भूतान्यांतरो यमयति । જે સર્વ ભૂતમાં અંતર્ગત રહીને સર્વને પ્રેરણા કરે છે,' એ શ્રુતિનો અર્થ કહે છે, અને તેમાં પટનું દૃષ્ટાંત આપે છે:-

पटरूपेण संस्थानात्पटस्तंतोर्वपुर्यथा ।
सर्वरूपेण संस्थानात्सर्वमस्य वपुस्तथा १६८
तन्तोः सङ्कोचविस्तारचलनादौ पटो यथा ।
अवश्यमेव भवति न स्वातंत्र्यं पटे मनाक् ॥
तथांऽस्तर्याम्ययं यत्र यया वासनया यथा ।
विक्रियते तथाऽवश्यं भवत्येव न संशयः ॥

શબ્દાર્થ–જેમ વસ્ત્રરૂપે રહેવાથી તંતુઓનું શરીર વસ્ત્ર છે, તેમ સર્વરૂપે રહેવાથી અંતર્યામીનું શરીર સર્વ ( જગત્ ) છે. જેમ તંતુના સંકોચ, વિસ્તાર અને ચાલવા આદિમાં વસ્ત્ર પણ અવશ્ય જ સંકુચિત . વિસ્તારવાળું અને ગતિવાળું થાય છે, પણ તેથી વસ્ત્રને વિષે જરા પણ સ્વતંત્રતા નથી; તેમ આ અંતર્યામી, જે સ્થલમાં, જે વાસનાએ કરી, જે પ્રકારે વિકાર

પામે છે, તે પ્રકારે કાર્ય અવશ્ય થયા કરે છે, એમાં સંશય નથી. ૧૬૮-૧૭૦

## ચન્દ્રકાન્ત વિવરણ

ગુરુ-જેમ તંતુ વસ્ત્રરૂપે રહ્યાં છે, તેથી તંતુનું શરીર વસ્ત્ર છે, તેમ અંતર્યામી સર્વ જગત્‌રૂપે રહ્યો છે, તેથી અંતર્યામીનું શરીર સર્વ જગત્ છે. ૧૬૮

એ અંતર્યામી ચરાચર જગતને પ્રેરણા કરે છે, ગતિ આપે છે તેમ નિયમમાં પણ રાખે છે. જેમ તંતુની ઘડી થવાથી વસ્ત્રની પણ ઘડી થાય છે, અને તંતુને ખુલ્લા કરવાથી વસ્ત્ર પણ ખુલ્લું થાય છે અને તંતુને બીજે સ્થળે લઈજવાથી વસ્ત્ર પણ બીજે સ્થળે લઈ જઇએ છિયે, પરંતુ તંતુની ઘડી કરવી, તેને ખુલ્લું રાખવું અને બીજે સ્થળે લઈ જવું એ ક્રિયાઓ વિના, સ્વતંત્રપણે વસ્ત્રનો સંકોચ, વિસ્તાર અને બીજે સ્થળે લઈ જવાનું જરાએ કાર્ય બનતું નથી; કેમકે વસ્ત્ર, કોઈ પ્રકારે પણ સ્વતંત્ર નથી, પણ એ સર્વથા તંતુને અધીન છે-કેમકે વસ્ત્રનું ઉપાદાન કારણ તંતુ છે; ૧૬૯ તેમ અંતર્યામી, પૃથ્વી આદિ સર્વ પદાર્થોમાં ઉપાદાનપણાએ કરીને રહેલા છે, તેથી અંતર્યામી જે સ્થલમાં, જે વાસનાએ કરીને ઘટાદિક કાર્યરૂપે જે પ્રકારે વિકાર પામે છે, તે સ્થળમાં તે વાસનાએ, તે પ્રકારે તે કાર્યો અવશ્ય ઉત્પન્ન થાય છે; અર્થાત્ આ પરિદૃશ્યમાન ચરાચર જગત્, અંતર્યામી વિના હોઇ શકે નહિ; તેમ આ જગત્ કોઈ પ્રકારે સ્વતંત્ર નથી, પણ તે અંતર્યામીને જ અધીન છે. ૧૭૦

**અવતરણિકા**-એ પ્રમાણે અંતર્યામીની સર્વેશ્વરતા પ્રતિપાદન કરવાવાળી શ્રુતિઓ કહી. હવે તે જ પ્રમાણે અંતર્યામીની સર્વ વ્યાપકતા પ્રતિપાદન કરવાવાળાં ગીતાનાં વચનો કહી, તેમાંના સર્વ भूतानि॰। વગેરે પદના અર્થો સમજાવે છે.

ईश्वरः सर्वभूतानां हृद्देशेऽर्जुन तिष्ठति ।
भ्रामयन्सर्वभूतानि यंत्रारूढानि मायया ॥
सर्वभूतानि विज्ञानमयास्ते हृदये स्थिताः ।
तदुपादानभूतेशस्तत्र विक्रियते खलु १७२
देहादिपंजरं यंत्रं तदारोहोऽभिमानिता ।
विहितप्रतिषिद्धेषु प्रवृत्तिर्भ्रमणं भवेत्।१७३।
विज्ञानमयरूपेण तत्प्रवृत्तिस्वरूपतः ।
स्वशक्त्येशो विक्रियते मायया भ्रामणं हि तत्

શબ્દાર્થ-હે અર્જુન! ઈશ્વર, સર્વ પ્રાણીઓના હૃદયપ્રદેશમાં યંત્રમાં આરૂઢ રહેલાં સર્વ પ્રાણીને માયાવડે ભ્રમણ કરાવતા રહે છે. સર્વભૂત (જીવ) વિજ્ઞાનમયકોશરૂપ છે. તે વિજ્ઞાન હૃદયમાં રહ્યું છે, તેના ઉપાદાન કારણરૂપ ઈશ્વર (અંતર્યામી) છે; (તે અંતર્યામી) તેમાં (હૃદયમાં) વિકાર પામે છે. (વિજ્ઞાનમયરૂપે હૃદયમાં પરિણામ પામે છે.) શરીર આદિ પંજર, યંત્ર ગણાય છે. એ પિંજરા (યંત્ર)માં આરોહ કરવું (ચઢવું-બેસવું), તેમાં પ્રાણીઓ અભિમાન લે છે; શાસ્ત્રમાં કહેલાં અને નિષિદ્ધ કરેલાં કર્મોમાં પ્રવૃત્તિ થવી, તે ભ્રમણ કહેવાય છે. ઈશ્વર (અંતર્યામી) પોતાની (માયારૂપ) શક્તિએ કરીને, વિજ્ઞાનમયરૂપે અને તેની (વિજ્ઞાનમયની) પ્રવૃત્તિસ્વરૂપે, વિકાર પામે છે. તે માયાએ કરીને ભ્રમણ (ભમાવવું) કહેવાય છે. ૧૭૧-૧૭૪.

## ચન્દ્રકાન્ત વિવરણ

શ્રીમદ્‌ભગવદ્‌ગીતામાં શ્રીકૃષ્ણપરમાત્માએ, અર્જુન પ્રતિ કહ્યું છે કે, હે અર્જુન! ઈશ્વર સર્વ પ્રાણીઓના હૃદયપ્રદેશમાં રહે છે, અને શરીરરૂપી યંત્રમાં આરૂઢ થયેલાં સર્વ પ્રાણીઓને ભમાવે છે. એમાં શ્રીકૃષ્ણ પરમાત્માએ ईश्वरः એમ કહી જણાવ્યું છે કે, ઈશ્વર એક જ છે, પણ અનેક નથી. ૧૭૧

એમાં 'સર્વભૂત' પદ છે, તેનો અર્થ વિજ્ઞાનમયકોશ છે. એ વિજ્ઞાનમય જીવ છે. એ વિજ્ઞાનમયકોશ હૃદયકમળમાં રહે છે. એ વિજ્ઞાનમયનું ઉપાદાન કારણ અંતર્યામી છે.

શિષ્ય-વિજ્ઞાનમયકોશ હૃદયકમળમાં કેમ રહે છે?

ગુરુ-અંતર્યામી હૃદયકમળમાં વિજ્ઞાનમયને આકારે વિકાર પામે છે, એટલે તે વિજ્ઞાનમય હૃદયકમળમાં રહે છે. ૧૭૨ એ શ્લોકમાં કહેલા 'યંત્ર' પદનો અર્થ આવો છેઃ આ પચમહાભૂતથી થયેલું શરીરરૂપી પાંજરુ છે. એ શરીરમાં અહંતા તથા મમતા આદિ અભિમાનની બુદ્ધિ થવી, એ આરોહ અથવા ચઢવું, એ પદનો અર્થ છે. તેમ જ

વિહિત કર્મોમાં એટલે શુભ કર્મોમાં તથા નિષિદ્ધ કર્મોમાં એટલે અશુભ કર્મોમાં પ્રવૃત્તિ થવી, એ ભ્રમણપદનો અર્થ છે. ૧૭૩

એ શ્લોકમાં કહેલી માયા એટલે ઈશ્વરની શક્તિ. ઈશ્વર પોતાની માયાશક્તિએ કરી, વિજ્ઞાનમયરૂપે વિકાર પામે છે, ને વિજ્ઞાનમયની પ્રવૃત્તિ પુણ્યપાપરૂપે વિકાર પામે છે, એને જ ભમાવવું કહે છે. ૧૭૪

અવતરણિકા–૧૬૪ મા શ્લોકમાં શ્રુતિ કહી છે, તેમાં 'યમયતિ' શબ્દ છે, તેનો અર્થ આ પ્રમાણે છે–

अंतर्यमयतीत्युक्त्याऽयमेवार्थः श्रुतौ श्रुतः।
पृथिव्यादिषु सर्वत्र न्यायोऽयं योज्यतां धिया

શબ્દાર્થ–'અંતરમાં પ્રેરણા કરે છે,' એમ શ્રુતિમાં કહીને ભ્રમણરૂપ અર્થ જ કહ્યો છે. એ યુક્તિ પ્રમાણે પૃથ્વી આદિ સર્વમાં સ્વબુદ્ધિથી યોજના કરવી. ૧૭૫

## ચન્દ્રકાન્ત વિવરણ

ગુરુ–વળી એ શ્લોકમાં જે ભ્રામણ એટલે ભમાવવું કહ્યું છે, તે ભમાવવારૂપ અર્થ, શ્રુતિમાં કહેલા 'अंतर्यमयति।' એ પદનો અર્થ છે. ભ્રામણ પદનો અર્થ પણ ભમાવવું છે; અને 'अतर्यमयति।' એ પદનો અર્થ પણ ભમાવવું છે. જેમ ઈશ્વર, બુદ્ધિમાં રહીને બુદ્ધિની પ્રેરણા કરે છે, તેમ એ ઈશ્વર પૃથ્વીઆદિ પદાર્થોમાં રહીને, સર્વ પદાર્થોની પ્રેરણા કરે છે, એમ બુદ્ધિએ કરીને જાણવું જોઈએ ૧૭૫

અવતરણિકા–સર્વ પ્રવૃત્તિ અંતર્યામીને અધીન છે, એ વિષયમાં બીજા વચનોનું પ્રમાણ આપે છે.

जानामि धर्मं न च मे प्रवृत्ति-
र्जानाम्यधर्मं न च मे निवृत्तिः।
केनापि देवेन हृदि स्थितेन
यथा नियुक्तोऽस्मि तथा करोमि।१७६।

શબ્દાર્થ–હું ધર્મને જાણું છું, પણ તેમાં મારી પ્રવૃત્તિ થતી નથી; હું અધર્મને જાણું છું, પણ તેથી મારી નિવૃત્તિ થતી નથી; હૃદયમાં રહેલો કોઇપણ દેવ જેમ પ્રેરે છે, તેમ હું પ્રેરાઉં છું. ૧૭૬

## ચન્દ્રકાન્ત વિવરણ

ગુરુ–ઈશ્વર જ અંતરમાં પ્રેરણા કરે છે, તે સંબંધે પાંડવગીતામાં, દુર્યોધનનું વચન છે. તે પણ એ જ પ્રમાણે કહે છે. દુર્યોધન કહે છે કે, "હું ધર્મને જાણું છું, તથાપિ ધર્મમાં મારી પ્રવૃત્તિ થતી નથી; અને હું અધર્મને જાણું છું, તથાપિ અધર્મથી મારી નિવૃત્તિ થતી નથી." એ પરથી દુર્યોધનને પૂછ્યું કે, "જ્યારે તું ધર્મ તથા અધર્મને જાણે છે ત્યારે ધર્મમાં કેમ પ્રવૃત્ત થતો નથી અને અધર્મથી કેમ અટકતો નથી?" તે ઉપરથી દુર્યોધને કહ્યું કે, "સર્વની પ્રવૃત્તિ અંતર્યામીને અધીન છે. અંતર્યામી સર્વને પ્રેરણા કરે છે, અને તે જ પ્રમાણે જીવ પ્રવર્તે છે, એટલા જ માટે ધર્મને જાણતાં છતાં પણ ધર્મમાં મારી પ્રવૃત્તિ થતી નથી, અને અધર્મને જાણતાં છતાં પણ તેથી મારી નિવૃત્તિ થતી નથી." ત્યારે તેને પૂછ્યું કે, "એ અંતર્યામી ક્યાં રહે છે?" તે પરથી દુર્યોધને કહ્યું કે, "એ અંતર્યામી હૃદયકમળમાં રહે છે." પુનઃ પૂછ્યું કે, "એ અંતર્યામીનું સ્વરૂપ કેવું છે?" ત્યારે તે બોલ્યો કે, "અંતર્યામીનું સ્વરૂપ જાણી શકાય તેમ નથી; કારણ કે તે મન અને વાણીને અગોચર છે." ૧૭૬

અવતરણિકા–જો પ્રવૃત્તિ ઈશ્વરાધીન છે તો પુરુષાર્થ વ્યર્થ થશે, એવી શિષ્ય આશંકા કરે છે, તથા પુરુષાર્થને ઈશ્વરરૂપ માનવામાં દોષ કાઢે છે, તે પરથી ગુરુ કહે છે.

नार्थः पुरुषकारेणेत्येवं मा शङ्क्यतां यत।
ईशः पुरुषकारस्य रूपेणापि विवर्तते॥१७७॥
ईदृग्बोधेनेश्वरस्य प्रवृत्तिर्मैव वार्यताम्।
तथापीशस्य बोधेन स्वात्मासंगत्वधीजनिः।

શબ્દાર્થ—પુરુષપ્રયત્નનું પ્રયોજન નથી, એવી શંકા મા કર; કારણ કે ઈશ્વર (અંતર્યામી) પુરુષ પ્રયત્નરૂપે પણ વર્તે છે.

શિષ્ય–એવા જ્ઞાનથી અંતર્યામીની પ્રવૃત્તિનું નિવારણ મા કરો.

ગુરુ–ઈશ્વરના એ પ્રકારના બોધથી સ્વસ્વરૂપના અસંગપણાના જ્ઞાનની ઉત્પત્તિ થાય છે. ૧૭૭–૧૭૮

## ચન્દ્રકાન્ત વિવરણ

શિષ્ય–જ્યારે પુણ્યપાપમાં જીવોની પ્રવૃત્તિ ઈશ્વરાધીન છે એમ તમે કહો છો, ત્યારે પુરુષાર્થ

વ્યર્થ જ છે। કારણ કે જીવ પુણ્યપાપમાં પ્રવૃત્ત થવા માટે સ્વતંત્ર નથી, તે તો ઈશ્વરનો પ્રેરાયલો પ્રેરાય છે, એ બાપડાના તો હાથપગ બંધાયલા જ છે.

ગુરુ–ના, તેમ નથી. પુરુષાર્થ પણ ઈશ્વરરૂપ જ છે, એટલે ઈશ્વર પોતે પરિણામે પુરુષાર્થરૂપે ભાસે છે; તેથી પુરુષાર્થ વ્યર્થ નથી ૧૭૭

શિષ્ય–જો પુરુષાર્થને ઈશ્વર સ્વરૂપ માનશો તો, 'યમયતિ। પ્રેરણા કરે છે,' એવી રીતે શ્રુતિમાં કહેલી પ્રેરણા, અને 'ભ્રમયતિ। ભમાવે છે,' એ પ્રમાણે સ્મૃતિમાં કહેલ ભ્રમણ, એ વચનો વ્યર્થ જાય છે; કારણ કે પુરુષાર્થને ઈશ્વર માનવાથી પુરુષાર્થ અને ઈશ્વરનો ભેદ રહેતો નથી, તો પછી કોણ કોને પ્રેરણા કરે ને કોણ કોને ભમાવે? તેથી પ્રેરણા અને ભ્રમણ કહેવાની શી આવશ્યકતા છે?

ગુરુ–ઈશ્વર જીવોને પ્રેરણા કરે છે અને ભમાવે છે એમ કહેવાથી, આત્માની અસંગતાનું જ્ઞાન ઉત્પન્ન થાય છે. આત્માની અસંગતાના જ્ઞાન માટે પ્રેરણા અને ભ્રમણની આવશ્યકતા છે. માટે શ્રુતિમાં કહેલી પ્રેરણા અને સ્મૃતિમાં કહેલ ભ્રમણ વ્યર્થ થતુ નથી, પણ સત્ય ઠરે છે 'ઈશ્વર પુરુષાર્થરૂપે છે,' એમ કહેવાથી ઈશ્વરની પ્રેરકતા દૂર થતી નથી, કેમકે ઈશ્વર અંતર્યામી છે, ઈશ્વર પ્રેરક છે, અને આત્મા તો અસંગ છે, એ સિદ્ધ થાય છે. ૧૭૮

અવતરણિકા–આત્માના અસંગપણાના જ્ઞાનના પ્રયોજનવિષે શિષ્ય આશંકા કરે છે, તે પરથી ગુરુ તેનું સમાધાન કરે છે.

तावता मुक्तिरित्याहुः श्रुतयः स्मृतयस्तथा।
श्रुतिस्मृती ममैवाज्ञे इत्यपीश्वरभाषितम् ॥

શબ્દાર્થ–આત્મા અસંગ છે એવા જ્ઞાનથી જ મુક્તિ છે, એમ શ્રુતિઓ તથા સ્મૃતિઓ કહે છે. 'શ્રુતિ અને સ્મૃતિ મારી જ આજ્ઞા છે,' એમ ઈશ્વરે કહેલું છે ૧૭૯

## ચન્દ્રકાન્ત વિવરણ

શિષ્ય–હુ કહું છુ કે, મને આત્માના અસંગપણાનાં જ્ઞાનનું પ્રયોજન નથી.

ગુરુ–નિષ્પ્રયોજન અત્ર બોલાતું જ નથી. જાણ કે, આત્માના અસંગપણાનુ જ્ઞાન થવાથી મુક્તિ પ્રાપ્ત થાય છે.

શિષ્ય–ભલે શ્રુતિ અને સ્મૃતિમાં આત્માની અસગતાના જ્ઞાનથી મુક્તિ પ્રાપ્ત થવાનું કહ્યું હોય, પરતુ તે આપણે શા માટે માન્ય કરવું જોઇએ?

ગુરુ–'શ્રુતિસ્મૃતી મમૈવાજ્ઞે। શ્રુતિ અને સ્મૃતિ એ બન્ને મારી જ આજ્ઞા છે,' એમ સાક્ષાત્ ઈશ્વરનુ કથન છે, અને શ્રુતિ અને સ્મૃતિ ઈશ્વરની આજ્ઞા છે, માટે તેને અનુસાર જ નિશ્ચય કરવો જોઇએ; કેમકે ઈશ્વરની આજ્ઞા અવશ્ય સ્વીકારવી જોઇએ. ૧૭૯

અવતરણિકા–એ પરથી શ્રુતિમા કહેલી ઈશ્વરની ભયહેતુતાનું પ્રતિપાદન કરે છે; બહાર અને અંદર ઈશ્વર જ નિયામક છે; એ વિષયમા બે શ્રુતિનુ પ્રમાણ આપે છે ઈશ્વર જગતનુ કારણ છે, તે માટે શ્રુતિને અર્થ દર્શાવે છે, અને જગતનો લય ઇશ્વર પોતે જ કરે છે, તેમા તથા આવિર્ભાવ-ઉત્પત્તિ અને તિરોભાવ-પ્રલયના સબંધમા કેટલાંક દૃષ્ટાંતો આપે છે.

आज्ञाया भीतिहेतुत्वं भीषाऽस्मादिति हि श्रुतम्
सर्वेश्वरत्वमेतत्स्यादन्तर्यामित्वतः पृथक् ॥
एतस्य वा अक्षरस्य प्रशासन इति श्रुतिः ॥
अंतःप्रविष्टःशास्ताऽयंजनानामिति च श्रुतिः
जगद्योनिर्भवेदेष प्रभवाप्ययकृत्त्वतः ।
आविर्भावतिरोभावावुत्पत्तिप्रलयौ मतौ ॥
आविर्भावयति स्वस्मिन्विलीनं सकलं जगत्
प्राणिकर्मवशादेष पटो यद्वत्प्रसारितः १८३
पुनस्तिरोभावयति स्वात्मन्येवाखिलं जगत्
प्राणिकर्मक्षयवशात्सङ्कोचितपटो यथा१८४
रात्रिघस्रौ सुप्तिबोधावुन्मीलननिमीलने ।
तूष्णींभावमनोराज्ये इव सृष्टिलयाविमौ१८५

શબ્દાર્થ–ઈશ્વરની આજ્ઞા ભયનું કારણ છે. કારણ કે શ્રુતિમાં કહ્યુ છે કે 'भीषास्माद्वातः पवते। આ ઇશ્વરના ભયથી વાયુ વાય છે.' એ સર્વેશ્વરપણું છે અને એ અંતર્યામીપણાથી ભિન્ન છે. 'આ અક્ષર બ્રહ્મની આજ્ઞામાં સૂર્ય–ચદ્ર રહેલા છે,' એ પ્રમાણે એક શ્રુતિ કહે છે; 'અંદર પ્રવિષ્ટ

થયેલા આ ઈશ્વર જીવોના નિયંતા છે,' એ પ્રમાણે બીજી શ્રુતિ કહે છે. આ ઈશ્વર જગતનું કારણ છે; કેમકે જગતનો આવિર્ભાવ અને તિરોભાવ કરવાપણું તેને સ્વાધીન છે. અત્ર આવિર્ભાવ તથા તિરોભાવને ઉત્પત્તિ અને પ્રલય માનેલા છે. જેમ પહોળું કરેલું વસ્ત્ર પોતામાં રહેલાં ચિત્રાદિક બતાવે છે, તેમ જ આ ઈશ્વર પોતામાં લય પામેલાં સઘળાં જગતને, પ્રાણીઓનાં કર્મને અધીન થઈને પ્રકટ કરે છે. જેમ વસ્ત્રની ઘડી કરવામાં આવે છે (ત્યારે ચિત્ર દેખાતું નથી), તેમ આ ઈશ્વર પ્રાણીઓનાં કર્મનાં ક્ષયને લીધે સંપૂર્ણ જગતને પોતાને વિષે જ (પ્રલય વેળાએ) તિરોભૂત (વિલીન) કરે છે (ત્યારે જગત્ દેખાતું નથી). જેમ રાત્રિ અને દિવસ, સુષુપ્તિ અને જાગ્રત, નેત્ર ઉઘાડવાં અને નેત્રબંધ કરવાં તથા મનનું નિર્વિકલ્પપણું અને મનોરાજ્ય (મનનું સવિકલ્પપણું) છે; તેમ જગતને પણ ઉત્પત્તિ તથા પ્રલય છે. ૧૮૦-૧૮૫

## ચન્દ્રકાન્ત વિવરણ

ગુરુ–આ ચરાચર જગત્ ઈશ્વરની આજ્ઞા પ્રમાણે જ વર્તે છે. 'આ ઈશ્વરના ભયે કરીને વાયુ વાય છે અને સૂર્ય ઉદય પામે છે,' ઇત્યાદિ શ્રુતિમાં ઈશ્વરના ભયથી સૂર્ય પવન આદિ પોતપોતાના કાર્યમાં તત્પર રહે છે. ત્યારે આપણે જીવે તેની આજ્ઞાનો અસ્વીકાર કરવો વ્યર્થ છે; અને જ્યારે શ્રુતિ અને સ્મૃતિ ઈશ્વરની આજ્ઞા છે, ત્યારે ઈશ્વરના ભયથી તેના કહ્યા પ્રમાણે અવશ્ય વર્તવું જોઈએ.

શિષ્ય–શ્રુતિમાં ઈશ્વરને ભયનું કારણ શા માટે કહ્યો છે?

ગુરુ–ઈશ્વર, સર્વનો અંતર્યામી છે, સર્વનો પ્રેરક છે, અને તે જીવોથી ભિન્ન છે, એ પ્રકારે બોધ થવા માટે, શ્રુતિમાં ઈશ્વરને ભયનો હેતુ કહ્યો છે. ૧૮૦

પુરુષની અંદર પ્રેરણા કરનાર ઈશ્વર છે, અને બહાર પ્રેરણા કરનાર પણ ઈશ્વર છે. એ ઈશ્વરની આજ્ઞામાં ચરાચર જગત્ વર્તે છે. બૃહદારણ્યક ઉપનિષતમાં ગાર્ગી પ્રતિ યાજ્ઞવલ્કય ઋષિએ કહ્યું છે કે, 'एतस्य वा अक्षरस्य प्रशासने गार्गि। सूर्याचंद्रमसौ विधृतौ तिष्ठतः। હે ગાર્ગી! આ અક્ષરબ્રહ્મની આજ્ઞામાં સૂર્ય અને ચંદ્રમા નિયમથી રહેલા છે.' તેમ જ 'સ્વર્ગ અને પૃથ્વીઆદિ પણ ઈશ્વરની આજ્ઞામાં વર્તે છે,' એમ પણ ગાર્ગીને કહ્યું છે. એવી રીતે બૃહદારણ્યક ઉપનિષત્નાં વચનથી, ઈશ્વર બહાર પ્રેરણા કરનાર છે એમ સિદ્ધ થાય છે. વળી 'अतः प्रविष्टः शास्ता जनानां। આ ઈશ્વર સર્વના અંતઃકરણમાં પ્રવિષ્ટ થઈને જીવોને પ્રેરણા કરે છે,' એમ બીજું શ્રુતિનું વચન છે. તેથી અંદર પ્રેરણા કરનાર ઈશ્વર છે, એમ પણ સિદ્ધ થાય છે. એ પ્રમાણે અંદર અને બહાર બંનેનો પ્રેરક એક ઈશ્વર જ છે. ૧૮૧

### (૧૦) આ જગત્ ઉત્પન્ન કરનાર ઈશ્વર છે તેનું કારણ

આ ઈશ્વર સંપૂર્ણ જગતનું કારણ છે; કેમકે એ ઈશ્વર જગતને ઉત્પન્ન કરે છે અને જગતનો નાશ કરે છે. ભગવદ્ગીતામાં પણ કહ્યું છે કે, 'भवाप्ययौ हि भूतानां। તમારાથી (ઈશ્વરથી) પ્રાણીઓની ઉત્પત્તિ અને લય થાય છે.' ૧૮૨

ઈશ્વર જ જગત્ તથા જીવને ઉત્પન્ન કરે છે. જેમ વસ્ત્ર જ્યારે ઘડી કરેલું હોય છે, તે વખતે તે વસ્ત્રમાં રહેલાં ચિત્રાદિક જોવામાં આવતાં નથી; કેમકે તે વખતે તે તિરોહિત (ગુપ્ત) હોય છે; પણ જ્યારે તે વસ્ત્રને પહોળું કરીએ છિયે, ત્યારે તેમાં રહેલાં ચિત્રાદિક સ્પષ્ટ રીતે જોવામાં આવે છે; તેમ પ્રથમમાં તો સઘળું જગત્ સંકોચાઈને ઈશ્વરમાં લય પામેલું હોય છે; તે પછી સૃષ્ટિકાળમાં સંસારરૂપે રહેલાં તે જગતને ઈશ્વર પ્રકટ કરે છે, તેથી તે સ્પષ્ટ જોવામાં આવે છે.

શિષ્ય–ઈશ્વર જગતને પ્રકટ કરે છે, તેનું શું કારણ છે?

ગુરુ–ઈશ્વર જગતને પ્રકટ કરે છે, તેમાં પ્રાણીઓનાં કર્મ જ કારણ છે. ૧૮૩

હવે જેમ ઘડી કરેલું વસ્ત્ર, પોતામાં રહેલાં ઘોડા, હાથી આદિનાં ચિત્રોને પોતામાં લીન કરે છે, તેમ આ ઈશ્વર પણ સર્વ જગતને પોતાને વિશે લીન કરે છે.

શિષ્ય–તેવી રીતે જગતને લીન કરવાનું શું કારણ?

ગુરુ-તેવી રીતે જગતને લીન કરવામાં પ્રાણીનાં કર્મનો ક્ષય જ કારણ છે. પ્રાણીનાં કર્મોએ કરી જગત્ પ્રકટ થાય છે, ને પ્રાણીઓનાં કર્મનો ક્ષય થવાથી જગત્ તિરોભાવ પામે છે, એટલે લયને પામે છે. ૧૮૪

જેમ દિવસમાં પ્રકાશથી પદાર્થો જોવામાં આવે છે, અને રાત્રિમાં અંધકારથી પદાર્થો જોવામાં આવતા નથી; જેમ નેત્ર ઉઘાડવાથી પદાર્થો જોવામાં આવે છે, અને નેત્ર બંધ કરવાથી પદાર્થો જોવામાં આવતા નથી; જેમ મનોરાજ્યમાં નવનવા સંકલ્પો થાય છે, અને નિર્વિકલ્પસમાધિમાં મન નિગૃહિત હોય છે, તેથી સંકલ્પ થતા નથી; તેમ આવિર્ભાવ વખતે એટલે પ્રકટ થતી વેળા જગત્ જોવામાં આવે છે, અને તિરોભાવ એટલે લય વખતે જગત્ જોવામાં આવતુ નથી. તેથી, સૃષ્ટિ અને લય, દિવસ તથા રાત્રિનાં જે જોડકાં છે, તેના જેવાં છે, ઉન્મીલન અને નિમીલનનાં જેવાં છે, મનોરાજ્ય તથા સમાધિ જેવાં છે. સૃષ્ટિની ઉત્પત્તિ એ આવિર્ભાવ છે, અને લય એ તિરોભાવ છે. ૧૮૫

અવતરણિકા-'ઈશ્વર, જગતનું કારણ છે,' એ વિષયમાં શિષ્ય પ્રશ્ન કરે છે, અને ગુરુ તેનું સમાધાન કરે છે.

**आविर्भावतिरोभावशक्तिमत्त्वेन हेतुना ।**
**आरंभपरिणामादिचोद्यानां नात्र संभवः ॥**

**શબ્દાર્થ**-ઈશ્વર આવિર્ભાવરૂપી અને તિરોભાવરૂપી શક્તિવાળો છે, તેથી આરંભવાદ અને પરિણામવાદ આદિ પ્રશ્નોનો અમારા સિદ્ધાંતમાં સંભવ જ નથી. ૧૮૬

### ચન્દ્રકાન્ત વિવરણ

શિષ્ય-તમે એક જ ઈશ્વરને ચેતનઅચેતન એમ બે પ્રકારનાં જગતનું કારણ કહો છો, તે કંઈ મારા ધ્યાનમાં ઉતરતું નથી; કેમકે, કારણ બે પ્રકારનાં છે આરંભક અને પરિણામી. એ બે કારણમાંથી ઈશ્વર એક પણ કારણથી સંભવતો નથી ઈશ્વર તો અદ્વિતીય, એટલે સજાતીય, વિજાતીય તથા સ્વગત ભેદરહિત છે પણ આરંભક કારણતામાં તો અનેક પદાર્થોની આવશ્યકતા છે, તેથી, ઈશ્વર જગતનુ આરંભક કારણ સંભવતો નથી. તેમ સાવયવ પદાર્થનો પરિણામ થાય છે, પણ નિરવયવ પદાર્થનો પરિણામ થતો નથી, તેથી ઈશ્વરને પરિણામી કારણતા પણ સંભવતી નથી, કેમકે ઈશ્વર નિરવયવ છે.

ગુરુ-હે શિષ્ય! હું કહું છું તે લક્ષપૂર્વક સાંભળ, અને પછી શંકા કર ઈશ્વર સર્વશક્તિમાન્ છે; અને ઈશ્વરમાં આવિર્ભાવ અને તિરોભાવ બંને શક્તિ પણ રહે છે. આવિર્ભાવ શક્તિએ કરીને ઈશ્વર જગતને ઉત્પન્ન કરે છે, અને તિરોભાવ શક્તિએ કરીને ઈશ્વર જગતનો પ્રલય કરે છે. તેથી, મારા કહેવામાં આરંભવાદ અને પરિણામવાદ એ બેમાથી કોઈનો સંભવ રહેતો નથી. અમે ઈશ્વરને જગતનુ આરંભક કારણ કહેતા નથી, તેમ પરિણામી કારણ પણ કહેતા નથી; પણ ઈશ્વરને જગતનું વિવર્ત કારણ કહીએ છિયે, માટે તેં કહેલો દોષ આવતો નથી

**શિષ્ય-કહો, ત્યારે આરંભવાદનું સ્વરૂપ.**

ગુરુ-અનેક કારણરૂપ અવયવોનો સંયોગ થવાથી અવયવી કાર્ય ઉત્પન્ન થાય છે, અને તે અવયવીરૂપ કાર્ય અવયવોથી સર્વથા ભિન્ન છે, એનું નામ આરંભવાદ છે. દાખલા તરીકે, ઘટનું આરંભક કારણ મૃત્તિકાના પરમાણુઓ છે. બે પરમાણુ મળવાથી દ્વ્યણુક (બમણુ) કહેવાય છે, ને ત્રણ મળવાથી ત્ર્યણુક (ત્રણગણુ) કહેવાય છે. એ અવયવોનો સંયોગ થવાથી, સ્થૂલ મૃત્તિકારૂપે થાય છે; અને તે મૃત્તિકામાંથી ઘટ આદિ મૃત્તિકાના આકારો ઉત્પન્ન થાય છે. એવી રીતે ઘટનુ આરંભક કારણ મૃત્તિકાના પરમાણુઓ છે; જો કે કારણરૂપ મૃત્તિકાના પરમાણુ ભિન્ન છે ને કાર્યરૂપ અવયવી ઘડો ભિન્ન છે. જેમ અનેક તંતુઓ મળવાથી વસ્ત્ર ઉત્પન્ન થાય છે, પણ એ વસ્ત્ર તંતુથી ભિન્ન છે ને તંતુ વસ્ત્રથી ભિન્ન છે, એવી રીતે જ આરંભવાદમાં કાર્યકારણનો ભેદ છે. આ આરંભવાદ નૈયાયિક આદિ માને છે, પણ તે નૈયાયિક આદિ દ્વૈતવાદી છે, પણ અદ્વૈત બ્રહ્મમાં કોઈ પણ પ્રકારે આરંભવાદનો સંભવ નથી.

**શિષ્ય-પરિણામવાદનું સ્વરૂપ કહો.**

ગુરુ-પરિણામવાદી પરિણામને બે પ્રકારનો માને છે, વિકારી પરિણામ અને અ[illegible] પરિણામ. કારણ જ, કાર્યરૂપે પ[illegible]

એનુ નામ પરિણામવાદ છે જે કારણ કાર્યરૂપે પરિણામ પામ્યા પછી, પાછુ કારણરૂપે થઈ શકે, તે અવિકારી પરિણામી કારણ છે જેમકે, સુવર્ણ અલકારરૂપે પરિણામ પામે છે, પણ તે અલકારને ગાળી નાખવાથી પાછુ આગળના જેવુ જ સુવર્ણ થાય છે, માટે તે અવિકારી પરિણામી કારણ છે જે કારણ, કાર્યરૂપ થયા પછી પાછુ કારણરૂપે થઇ શકે નહિ તે વિકારી પરિણામી કારણ કહેવાય છે જેમકે દૂધમા, ખટાશ ભળવાથી દૂધ દહીંરૂપે પરિણામ પામે છે અને એ દહીંમાથી પાછુ દૂધ થઈ શકતુ નથી, તેથી તે વિકારી પરિણામી કારણ છે આ પરિણામવાદ સાખ્યાદિકો માને છે * પરિણામ સાવયવનો થાય છે, પણ નિરવયવનો થતો નથી, તેથી નિરવયવ બ્રહ્મમા પરિણામવાદનો સભવ નથી જો ચેતનમા પરિણામ માનીએ તો તેમાં વિનાશીપણાની આપત્તિ આવશે

શિષ્ય–વિવર્તવાદનું સ્વરૂપ કહો

ગુરુ–સ્વસ્વરૂપનો ત્યાગ ન કરતા અન્ય પદાર્થરૂપે ભાસવુ, એનુ નામ વિવર્તવાદ જેમકે દોરડી સર્પરૂપે ભાસે છે, અને છીપ રૂપારૂપે ભાસે છે, સોનામા અલકારની ઉત્પત્તિ ભાસે છે તેમ ઈશ્વર પણ પોતાના સ્વરૂપનો ત્યાગ ન કરતા, વિકારી કે અવિકારી ભાવને ન પામતા જગદ્રૂપે ભાસે છે, માટે ઈશ્વર જગતનુ વિવર્ત કારણ છે એ પ્રમાણે ઈશ્વરમા વિવર્તવાદ સભવે છે

શિષ્ય–તમે આપેલા દોરડી સર્પના અને છીપ રૂપાના દૃષ્ટાતથી સાવયવમા વિવર્ત હોય, એમ સિદ્ધ થાય છે અને તમે તો ઈશ્વરને નિરવયવ અને અદ્વિતીય માનો છો તેથી, તે ઈશ્વર જગતનું વિવર્ત કારણ પણ સભવશે નહિ

ગુરુ–આકાશ નિરવયવ છે, તેમા વિવર્ત કરીને શ્યામતા અને ગધર્વનગર આદિ જોવામા આવે છે, તેથી જેમ સાવયવમા વિવર્ત છે, તેમ નિરવયવમા પણ વિવર્ત છે એમ સિદ્ધ થાય છે. માટે ઈશ્વર જગતનું વિવર્ત કારણ સભવે છે ૧૮૬

* સાખ્યમતવાળા જગતને પ્રકૃતિનું પરિણામ માને છે, કેટલાક વૈષ્ણવાચાર્યો જગતને બ્રહ્મનું પરિણામ માને છે તેના આધુનિક વૈષ્ણવાચાર્ય વલ્લભાચાર્ય અવિકારી પરિણામ વાદમા માને છે. ન. ઈ દેસાઈ

અવતરણિકા–એક જ ઈશ્વર જડ અને ચેતન બે કેમ હોય ? એમ શિષ્ય આશકા કરે છે તેપર ગુરુ કહે છે કે —

अचेतनानां हेतुःस्याज्जाड्यांशेनेश्वरस्तथा।
चिदाभासांशतस्त्वेष जीवानां कारणं भवेत्

શબ્દાર્થ–ઈશ્વર જડતારૂપ ઉપાધિના અશે કરીને અચેતનનો હેતુ થાય છે, અને એ ઈશ્વર ચિદાભાસરૂપ અંશથી જીવોનુ કારણ થાય છે. ૧૮૭

## ચન્દ્રકાન્ત વિવરણ

શિષ્ય–જડ અને ચેતન, એવી રીતે બે પ્રકારનુ જગત્ છે, અને ઈશ્વર તો એક છે હવે એક ઈશ્વરને બે પ્રકારના જગતની ઉપાદાનકારણતા સભવતી નથી કારણ કે, એક ઉપાદાન કારણથી એક સ્વભાવવાળુ કાર્ય ઉત્પન્ન થાય છે, પણ તેમાથી ભિન્નભિન્ન સ્વભાવવાળા કાર્યો ઉત્પન્ન થતા નથી દાખલા તરીકે, મૃત્તિકાનો કઠિન સ્વભાવ છે, તેમાંથી કઠિન સ્વભાવવાળા ઘટાદિક કાર્યો ઉત્પન્ન થાય છે, પરંતુ પ્રવાહી સ્વભાવવાળા કાર્યો ઉત્પન્ન થતા નથી હવે જો ઈશ્વરને ચેતન માનશો, તો ઈશ્વર ચેતન જગતનુ ઉપાદાન કારણ થશે, પણ તે જડ જગતનું ઉપાદાન કારણ થશે નહિ, અને જો ઈશ્વરને જડ માનશો, તો ઈશ્વર જડ જગતનુ ઉપાદાન કારણ થશે, પરતુ તે ચેતન જગતનુ ઉપાદાન કારણ થશે નહિ એ પ્રમાણે એક જ ઈશ્વર, જડ અને ચેતન, એમ બે પ્રકારના જગતનું ઉપાદાન કારણ થઈ શકશે નહિ

ગુરુ–નહિ, થશે જ એક જ ઈશ્વર બન્ને પ્રકારના જગતનુ કારણ થઇ શકશે, કેમકે માયાવી એટલે માયાની ઉપાધિવાળો ઈશ્વર, જગતનુ ઉપાદાન કારણ છે હવે માયા તો જડ છે, તે માયારૂપ ઉપાધિના અશે કરીને ઈશ્વર જડ જગતનું કારણ થાય છે, અને ચૈતન્યના અશે કરીને ઈશ્વર ચેતન જગતનુ કારણ થાય છે એ પ્રમાણે ઉપાધિમાયાના અશ અને ચૈતન્યના અશે કરીને બન્ને પ્રકારનાં જગત્ વિષે એક જ ઈશ્વરની કારણતા સિદ્ધ થાય છે ૧૮૭

## (૪) બ્રહ્મ અને ઈશ્વરનું વિવેચન

(૧૮૮-૧૯૭, ૧૦ શ્લોકો)

અવતરણિકા—જગત્ વિષે માયાવી ઈશ્વરની, કારણતાની શિષ્ય આશંકા કરે છે, કેમકે કેટલાક મહાત્માઓ પરબ્રહ્મને જ જગતનું કારણ કહે છે ગુરુ તેને ઉત્તર દેતાં, અન્યોન્યાધ્યાસ કેમ થાય છે, તે માટે દૃષ્ટાંત વગેરે જણાવી, બ્રહ્મની અસંગતા દર્શાવી, ઈશ્વરની જગત્કર્તૃતા સિદ્ધ કરે છે.

तमःप्रधानः क्षेत्राणां चित्प्रधानश्चिदात्मनाम्
परः कारणतामेति भावनाज्ञानकर्मभिः१८८
इति वार्तिककारेण जडचेतनहेतुता ।
परमात्मन एवोक्ता नेश्वरस्येति चेच्छृणु ॥
अन्योऽन्याध्यासमत्रापि जीवकूटस्थयोरिव।
ईश्वरब्रह्मणोः सिद्धं कृत्वा ब्रूते सुरेश्वरः१९०
सत्यं ज्ञानमनंतं यद्ब्रह्म तस्मात्समुत्थिताः ।
खं वाय्वग्निजलोर्व्योषध्यन्नदेहा इति श्रुतिः।
आपातदृष्टितस्तत्र ब्रह्मणो भाति हेतुता ।
हेतोश्च सत्यता तस्मादन्योन्याध्यास इष्यते
अन्योन्याध्यासरूपोऽसावन्नलिप्तपटो यथा।
घट्टितेनैकतामेति तद्वद्भ्रांत्यैकतां गतः १९३
मेघाकाशमहाकाशौ विविच्येते न पामरैः।
तद्वद्ब्रह्मेशयोरैक्यं पश्यंत्यापातदर्शिनः १९४
उपक्रमादिभिर्लिंगैस्तात्पर्यस्य विचारणात्।
असंगं ब्रह्म मायावी सृजत्येष महेश्वरः १९५
सत्यं ज्ञानमनंतं चेत्युपक्रम्योपसंहृतम् ।
यतो वाचो निवर्तंत इत्यसंगत्वनिर्णयः१९६
मायी सृजति विश्वं सन्निरुद्धस्तत्र मायया।
अन्य इत्यपरा ब्रूते श्रुतिस्तेनेश्वरः सृजेत् ॥

શબ્દાર્થ—શિષ્ય—ભાવના (સંસ્કાર), જ્ઞાન (દેવતારાધનાદિક) અને (પુણ્યપાપરૂપી) કર્મે કરીને, તમઃપ્રધાન (માયોપાધિક પરમાત્મા), શરીરાદિ જડ પદાર્થોના કારણપણાને પ્રાપ્ત થાય છે, અને ચિત્પ્રધાન પરમાત્મા, ચેતન એવા જીવોના કારણપણાને પ્રાપ્ત થાય છે, એ પ્રકારે વાર્તિકકારે (સુરેશ્વરાચાર્યજીએ) પરમાત્માને જ જડ અને ચેતનનું કારણ કહ્યું છે, પરંતુ ઈશ્વરને (જડ અને ચેતનનું) કારણ કહ્યું નથી. ૧૮૮-૧૮૯॥

ગુરુ—તારી એવી સમજણ હોય તો સાભળ જગતની કારણતામાં જીવ અને કૂટસ્થની પેઠે, ઈશ્વરનો અને બ્રહ્મનો અન્યોન્યાધ્યાસ સિદ્ધવત માનીને સુરેશ્વરાચાર્ય પરમાત્માને જગતનું કારણ કહે છે. જે બ્રહ્મ સત્ય, જ્ઞાન તથા અનંતરૂપ છે, તે જ બ્રહ્મથી આકાશ, વાયુ, અગ્નિ, જલ, પૃથ્વી, ઔષધિ, અન્ન અને દેહ ઉત્પન્ન થાય છે, એ પ્રકારે શ્રુતિ કહે છે. આ શ્રુતિનો ઉપલક દૃષ્ટિથી વિચાર કરતાં, બ્રહ્મની કારણતા અને હેતુરૂપ (કારણરૂપ) ઈશ્વરની સત્યતા ભાસે છે. તે માટે અન્યોન્યાધ્યાસ જ અંગીકાર કીધો છે જેમ અન્ને કરીને લિપ્ત જે વસ્ત્ર છે, તે ઘટ્ટિત વસ્ત્રની સાથે, ભ્રાંતિથી એકપણાને પામે છે, તેમ અન્યોન્યાધ્યાસરૂપ એ બ્રહ્મ પણ, ભ્રાંતિથી એકપણાને પામે છે. પામર જનો જેમ મેઘાકાશ અને મહાકાશને જૂદા પાડી શકતા નથી, તેમ સ્થૂલ વિચારવાળાઓ, બ્રહ્મ અને ઈશ્વરને જૂદા ન પાડતાં બન્નેની એકતા જાણે છે પણ ઉપક્રમ આદિ હેતુએ કરીને તાત્પર્યનો વિચાર કરતા બ્રહ્મ અસંગ છે, અને આ માયોપાધિક મહેશ્વર એ વિશ્વને સર્જે છે, એવો નિશ્ચય થાય છે, શ્રુતિએ 'सत्य ज्ञानमनंत ब्रह्म। સત્ય, જ્ઞાનરૂપ અને અનંત બ્રહ્મ છે'—એવી રીતે ઉપક્રમ કરીને, 'यतो वाचो निवर्तंते अप्राप्य मनसा सह। જ્યાથી (જે બ્રહ્મથી) મન સાથે વાણી પહોંચ્યા વગર જ નિવૃત્ત થાય છે'—એ પ્રમાણે ઉપસંહાર કર્યો છે, તે ઉપરથી પરમાત્મા સંગરહિત છે એવો નિશ્ચય થાય છે. મ.યી (માયોપાધિક ઈશ્વર) વિશ્વને સર્જે છે અને જીવ તે વિશ્વમાં માયાએ કરીને બંધાયલો છે એમ બીજી શ્રુતિ કહે છે, તેથી ઈશ્વર જ સ્રષ્ટા છે, એમ સિદ્ધ છે. ૧૮૯॥-૧૯૭

### ચન્દ્રકાન્ત વિવરણ

**(૧) વાર્તિકકારે પરમાત્માને જ જગતનું કારણ કહ્યું છે—તેનું કેમ? એવી શંકા**

શિષ્ય—માયોપાધિક પરમાત્મા શરીરાદિ-અચેતન જગતનું કારણ છે, અને ચિત્પ્ર'

પરમાત્મા ચેતન જગતનું કારણ છે, કેમકે, સુરેશ્વરાચાર્યે કહ્યું છે કે, 'પરમાત્મા જગતનું કારણ છે,' પણ 'માયાવી ઈશ્વર જગતનું કારણ છે,' એવું કંઈ કહ્યું નથી. હવે તમે તો, 'માયાવી ઈશ્વર જગતનું કારણ છે' એમ કહો છો, તેથી તમારા કહેવામાં ને સુરેશ્વરાચાર્યના કહેવામાં પરસ્પર વિરોધ આવે છે, તેનું સમાધાન કરો. ૧૮૮–૧૮૯

ગુરુ-તેનું સમાધાન અમે કહીએ છિયે, તે તું સાંભળ.

**(૨) સમાધાન–વાર્તિકકારે ઈશ્વિર બ્રહ્મનો અધ્યાસ સિદ્ધ કરી પરમાત્માને કારણ કહ્યું છે**

જેમ ત્વં—'તું' પદાર્થમાં જીવનો અને કૂટસ્થનો અન્યોન્યાધ્યાસ છે, તેમ તત–'તે' પદાર્થમાં પણ ઈશ્વર અને બ્રહ્મનો અન્યોન્યાધ્યાસ છે. તે અન્યોન્યાધ્યાસને મનમાં રાખીને સુરેશ્વરાચાર્યે પરમાત્માને જગતનું કારણ કહ્યા છે. પરમેશ્વર અને બ્રહ્મના અન્યોન્યાધ્યાસથી પરમેશ્વર વિષે રહેલી જગતની કારણતા, બ્રહ્મ વિષે પ્રતીત થાય છે; પરંતુ વસ્તુતઃ પરમાત્મા અસંગ અને નિર્વિકાર હોવાથી, તે કોઇનું પણ કારણ નથી; આ સર્વ જગતનું કારણ તો માયોપાધિક ઈશ્વર જ છે. ૧૯૦

**(૩) તેમાં શ્રુતિનું પ્રમાણ**

શિષ્ય–ભલે કહો, કે સુરેશ્વરાચાર્ય 'ઈશ્વર અને બ્રહ્મનો અન્યોન્યાધ્યાસ છે' એમ મનમાં રાખીને, પરમાત્માને જગતનું કારણ કહ્યા છે; પણ તે તમે કેમ જાણ્યું વારુ ?

ગુરુ–શ્રુતિના અર્થનો વિચાર કરવાથી સુરેશ્વરાચાર્યનો અભિપ્રાય જાણી શકાય છે. શ્રુતિથી વિરુદ્ધ તો તેઓ કહે જ નહિ. શ્રુતિમાં કહ્યુ છે કે, 'બ્રહ્મ સત્ય, જ્ઞાનસ્વરૂપ અને અનંત છે,' અને 'એ બ્રહ્મથી આકાશ, વાયુ, તેજ, જલ, પૃથ્વી, ઔષધિ, અન્ન અને દેહ સર્વે ઉત્પન્ન થાય છે,' એ બંને શ્રુતિઓમાં બ્રહ્મથી માંડી આકાશાદિ સર્વ સૃષ્ટિ બ્રહ્મથી જ ઉત્પન્ન થઈ છે, એવું સત્યજ્ઞાનાદિ લક્ષણથી સ્પષ્ટ જણાય છે. ૧૯૧

**(૪) તેનાથી અન્યોન્યાધ્યાસની સિદ્ધિ**

શિષ્ય–તમે કહેલી શ્રુતિથી અન્યોન્યાધ્યાસ કેવી રીતે જાણવામાં આવે છે?

ગુરુ–ઉપલક દૃષ્ટિથી વિચારતાં, ઉપર કહેલી શ્રુતિમાં 'જગતનું કારણ બ્રહ્મ છે' એમ પ્રતીત થાય છે, અને 'ઈશ્વર સત્ય છે' એમ પણ પ્રતીત થાય છે. પણ એ શ્રુતિમાં પ્રતીત થતી, જગત વિષે બ્રહ્મની કારણતા અને ઈશ્વરની સત્યતા, અન્યોન્યાધ્યાસ માન્યા વિના ઘટતી નથી; કારણ કે, વિચારદૃષ્ટિથી બ્રહ્મ જગતનું કારણ નથી, અને ઈશ્વરસત્ય નથી; પણ ઈશ્વરમાં રહેલી જગતની કારણતા બ્રહ્મમાં પ્રતીત થાય છે, અને બ્રહ્મમાં રહેલી સત્યતા, ઈશ્વરમાં પ્રતીત થાય છે. જગતની કારણતા એ ઈશ્વરનો ધર્મ છે, અને સત્યતા, એ બ્રહ્મનો ધર્મ છે. એ અન્યોન્યના ધર્મ અન્યોન્યમાં પ્રતીત થાય છે. તે અન્યોન્યાધ્યાસ વિના ઘટે નહિ. માટે, ઈશ્વર અને બ્રહ્મનો અન્યોન્યાધ્યાસ છે, એવો નિશ્ચય થાય છે. ૧૯૨

**(૫) તેમાં દૃષ્ટાંત આપી કહેલા અર્થની દૃઢતા કરી છે**

દાખલા તરીકે, જેમ કોરું વસ્ત્ર જૂદું છે; અને લાહીથી લીપેલું વસ્ત્ર કોરા વસ્ત્રથી જૂદું નથી. તેમ બ્રહ્મ ભિન્ન છે, અને ઈશ્વર બ્રહ્મથી ભિન્ન નથી. જેમ કોરુ વસ્ત્ર, ઘડી વાળવાથી લાહીવાળા વસ્ત્રની સાથે એકતાને પ્રાપ્ત થાય છે, અને એ જ કોરું વસ્ત્ર અને લાહીવાળું વસ્ત્ર, ઘડી કરેલાં વસ્ત્રનો અન્યોન્યાધ્યાસ કહેવાય છે; તેમ બ્રહ્મ પણ ભ્રાંતિએ કરી ઈશ્વરની સાથે એકતાને પ્રાપ્ત થાય છે. એ જ બ્રહ્મ અને ઈશ્વરનો અન્યોન્યાધ્યાસ કહેવાય છે. તેથી, ઈશ્વરમાં રહેલી જગતની કારણતા, ભ્રાંતિએ કરીને જ બ્રહ્મ વિષે પ્રતીત થાય છે. ૧૯૩

**(૬) બીજું દૃષ્ટાંત**

વળી જેમ મેઘાકાશ અને મહાકાશ પરસ્પર જૂદાં છે; તથાપિ પામર પુરુષો, જેમ એ મેઘાકાશ અને મહાકાશનો ભેદ જાણી શકતા નથી; તેમ સ્થૂલ વિચારવાળા એટલે અજ્ઞાની પુરુષો, બ્રહ્મ અને ઈશ્વરનો ભેદ છે, છતાં તેને જાણી શકતા નથી. ૧૯૪

**(૭) ઉપક્રમાદિ છ લિંગોવડે ઈશ્વર–બ્રહ્મનું ભેદજ્ઞાન**

શિષ્ય–જ્યારે અન્યોન્યાધ્યાસથી બ્રહ્મ અને ઈશ્વરની એકતા પ્રતીત થાય છે. ત્યારે 'બ્રહ્મ અને ઈશ્વરનો ભેદ છે' એમ શાથી જાણવું ?

ગુરુ–યદ્યપિ અન્યોન્યાધ્યાસે કરીને બ્રહ્મ અને ઈશ્વરની એકતા પ્રતીત થાય છે, તથાપિ 'બ્રહ્મ અને ઈશ્વરનો ભેદ છે' એમ શ્રુતિના તાત્પર્યથી જાણી લેવું જોઈએ.

શિષ્ય–શ્રુતિનું તાત્પર્ય કેમ જાણવામાં આવે?

ગુરુ–ઉપક્રમ અને ઉપસંહારની એકવાક્યતા, અભ્યાસ, અપૂર્વતા, ફલ, અર્થવાદ, અને ઉપપત્તિ એ સાત શ્રુતિનું રહસ્ય જાણવામાં હેતુભૂત છે. (૧) ઉપક્રમ એટલે આરંભ અને ઉપસંહાર એટલે સમાપ્તિ. ઉપક્રમ અને ઉપસંહારથી એકવાક્યતા કરી રહસ્ય જાણવામાં આવે છે. (૨) અભ્યાસ એટલે વારંવાર કથન કરવાથી પણ રહસ્ય જાણવામાં આવે છે. (૩) અપૂર્વતા એટલે અન્ય પ્રમાણોએ કરીને જેની સિદ્ધિ નહિ તે. અપૂર્વતાથી તાત્પર્યનો નિર્ણય થાય છે. (૪) ફલ કથન કરવાથી તાત્પર્યનો નિર્ણય થાય છે. (૫) અર્થવાદ એટલે સ્તુતિ, અને અર્થવાદે કરીને પણ તાત્પર્યનો નિર્ણય થાય છે. અને (૬) ઉપપત્તિ એટલે અનુકૂલ યુક્તિ. એ ઉપપત્તિએ કરીને પણ તાત્પર્યનો નિર્ણય થાય છે, એ પ્રમાણે સાત હેતુથી શ્રુતિનું તાત્પર્ય જાણી શકાય છે, અને એ હેતુએ કરીને શ્રુતિના તાત્પર્યનો વિચાર કરતાં 'બ્રહ્મ' અસંગ છે; ને ઈશ્વર માયાવિ છે, એટલે માયાવિષે પ્રતિબિંબરૂપ જે સ્રષ્ટા છે તે જ આ સૃષ્ટિ સર્જે છે એવો નિશ્ચય થાય છે. તેથી અસંગ બ્રહ્મ ભિન્ન છે, અને માયોપાધિક ઈશ્વર ભિન્ન છે, એમ તું જાણ. ૧૯૫

## (૮) બ્રહ્મની અસંગતાની સ્પષ્ટતા

શિષ્ય–ઉપક્રમ અને ઉપસંહારની એકતા કેવી રીતે થાય છે, અને તેથી બ્રહ્મની અસગતા કેમ સિદ્ધ થાય છે?

ગુરુ–તૈત્તરીય ઉપનિષત્માં બ્રહ્માનંદવલ્લીમાં બ્રહ્મસ્વરૂપના વર્ણનનો ઉપક્રમ આ પ્રમાણે કીધો છેઃ–'सत्यं ज्ञानमनंतं ब्रह्म । બ્રહ્મ સત્ય, જ્ઞાનરૂપ અને અનંત છે,' એવી રીતે ઉપક્રમ (આરંભ) કર્યો છે, અને ઉપસંહારમાં 'यतो वाचो निवर्तंते अप्राप्य मनसा सह । જ્યાંથી (જે બ્રહ્મથી) મનસહિતવાણી પહોંચ્યા વિના નિવૃત્ત થાય છે; એવી રીતે ઉપસંહાર કર્યો છે. અહીં ઉપક્રમમાં બ્રહ્મના સ્વરૂપનું વર્ણન કર્યું છે, અને ઉપસહારમાં 'વાણી અને મનને બ્રહ્મ અગોચર છે,' એમ જણાવી, આગળ જે બ્રહ્મ વર્ણવ્યું તે બ્રહ્મ મન અને વાણીને અગોચર છે એમ જણાવ્યું છે. હવે જો બ્રહ્મ અસંગ ન હોય પણ સસંગ હોય, તો તેને મન અને વાણી કાં ન પહોંચી શકે? મન અને વાણીની અગોચરતારૂપ કારણથી જ 'બ્રહ્મ અસગ છે' એવો નિશ્ચય થાય છે. એ પ્રમાણે ઉપક્રમ અને ઉપસંહારની એકતાથી બ્રહ્મની અસંગતા સિદ્ધ થાય છે. ૧૯૬

## (૯) ઈશ્વરનું સ્રષ્ટાપણું પ્રતિપાદન કરનારી શ્રુતિઓ

વળી શ્વેતાશ્વતરોપનિષત્માં કહ્યું છે કે, 'अस्मान्मायी सृजते विश्वमेतत्तस्मिंश्चान्यो मायया संनिरुद्धः । એ કારણથી, માયોપાધિક ઈશ્વર આ જગતને સર્જે છે, અને તે જગત્માં અન્ય જીવ માયાએ કરીને બંધાય છે;' તેથી માયોપાધિક ઈશ્વર, જગતના સ્રષ્ટા છે, અને જીવ એ જગત્માં બંધનને પ્રાપ્ત થાય છે; એવો નિશ્ચય થાય છે. ૧૯૭

## (૫) ઈશ્વરથી જગતની ઉત્પત્તિનો પ્રકાર

(૧૯૮–૨૦૫; ૮ શ્લોકો.)

અવતરણિકા–એ પ્રમાણે આનંદમયકોશરૂપ જે ઈશ્વર, તે જ જગતનું કારણ છે, એવું પ્રતિપાદન કર્યા પછી, હવે એ આનંદમયકોશ ઈશ્વરથી જગતની ઉત્પત્તિ કેવા પ્રકારે થાય છે તે કહે છે, તેમાં હિરણ્યગર્ભ તથા વૈરાટ્ સ્વસ્વરૂપનું નિરૂપણ કરે છે.

आनंदमय ईशोऽयं बहु स्यामित्यवैक्षत ।
हिरण्यगर्भरूपोऽभूत्सुप्तिः स्वप्नो यथा भवेत् ॥
क्रमेण युगपद्वैषा सृष्टिर्ज्ञेया यथाश्रुति ।
द्विविधश्रुतिसद्भावाद्द्विविधस्वप्नदर्शनात् ॥
सूत्रात्मा सूक्ष्मदेहाख्यः सर्वजीवघनात्मकः ।
सर्वाहंमानधारित्वात्क्रियाज्ञानादि-
शक्तिमान् ॥ २०० ॥
प्रत्यूषे वा प्रदोषे वा मग्नो मंदे तमस्ययम् ।
लोको भाति यथा तद्वदस्पष्टं जगदीक्ष्यते ॥
सर्वतो लांच्छितो मष्या यथास्याद्घट्टितःपटः ।
सूक्ष्माकारैस्तथेशस्य वपुः सर्वत्र लांछितम् ॥

सस्यं वा शाकजातं वा सर्वतोऽङ्कुरितं यथा।
कोमलं तद्वदेवैष पेलवो जगदंकुरः ॥२०३॥
आतपाभातलोको वा पटो वा वर्णपूरितः।
सस्यं वा फलितं यद्वत्तथा स्पष्टवपुर्विराट् ॥
विश्वरूपाध्याय एष उक्तः सूक्तेऽपि पौरुषे।
धात्रादिस्तंबपर्यंतानेतस्यावयवान्विदुः२०५

શબ્દાર્થ-આ આનંદમય ઈશ્વરે 'હું બહુ થાઉં' એ પ્રમાણે ઇચ્છા કરી; તેથી તે જ આનંદમય એટલે ઇશ, જેમ સુષુપ્તિ સ્વપ્નરૂપ થાય છે તેમ, હિરણ્યગર્ભરૂપ થયો. બે પ્રકારનાં સ્વપ્ન દર્શનની પેઠે બે પ્રકારની શ્રુતિઓ હોવાથી એ શ્રુતિઓ પ્રમાણે, ક્રમે કરીને અથવા એક કાલમાં, સૃષ્ટિની રચના થયેલી જાણવી. સૂક્ષ્મ દેહ જેનું નામ છે એવો સૂત્રાત્મા (હિરણ્યગર્ભ) સર્વ લિંગ શરીરમાં અભિમાનીપણાથી (અર્થાત્ સર્વ હું જ ધારણ કરુ છું-ચલાવું છું, એવાં અભિમાનીપણાથી ) સર્વ જીવોનો સમષ્ટિરૂપ તથા ક્રિયા અને અજ્ઞાન આદિ શક્તિવાળો છે. પ્રાતઃકાળમાં અથવા સાંજના મંદ અંધકારમાં બૂડેલો આ લોક જેમ (ઝાંખો ઝાંખો) ભાસે છે, તેમ જગત્ પણ અસ્પષ્ટ (ઝાંખું ઝાંખું) દેખાય છે. જેમ ખળવાળું લુગડું શાહીથી સર્વત્ર લાંછિત-છાપવાળું થાય છે, તેમ ઈશ્વરનું શરીર પણ સૂક્ષ્મ આકારે કરીને સર્વત્ર લાછિત થાય છે. જેમ ધાન્યના છોડા અથવા સર્વ જાતના શાકના છોડા, સર્વ ઠેકાણે અંકુરિત હોય છે અને ઘણાજ સૂક્ષ્મ હોય તેમ જ આ હિરણ્યગર્ભ પણ જગતના કોમળ અંકુરરૂપ છે અને ઘણો જ સૂક્ષ્મ છે. સૂર્યના પ્રકાશમાં પ્રકાશનો લોક, અથવા રાતા, પીળા આદિ રંગોથી રંગેલું વસ્ત્ર અથવા ફળવાળા ધાન્યના છોડા જેમ ખુલ્લા દેખાય છે, તેમ વિરાટ્ પણ સ્પષ્ટ શરીરવાળો છે. આ વિરાટ્ સ્વરૂપ વિષે વિશ્વરૂપાધ્યાયમાં અને પુરુષસૂક્તમાં પણ કહ્યું છે; અને મહાત્માઓ, બ્રહ્મ આદિથી આરંભીને ઘાસ પર્યંત સર્વ પદાર્થોને વિરાટ્ના અવયવો કહે છે. ૧૯૮-૨૦૫

## ચન્દ્રકાન્ત વિવરણ

### ( ૧ ) ઇક્ષણ (આલોચન)પૂર્વક હિરણ્યગર્ભની ઉત્પત્તિ

ગુરુ-એ જ અનંદમયકોશ સ્વરૂપ ઈશ્વરે ઈચ્છા કરી કે, 'હું બહુરૂપે થાઉં,' તેથી તે ઈશ્વર હિરણ્યગર્ભરૂપે થયા છે.

શિષ્ય-એક જ ઈશ્વર હિરણ્યગર્ભરૂપે કેમ થઈ શકે ?

ગુરુ-જેમ એક જ સુષુપ્તિ, અવસ્થાભેદે કરીને સુષુપ્તિરૂપે અને સ્વપ્નરૂપે થાય છે, તેમ એક જ ઈશ્વર ઉપાધિભેદે કરીને ઈશ્વરરૂપે અને હિરણ્યગર્ભરૂપે પણ થાય છે.

શિષ્ય-સમજાવશો કે, ઈશ્વરને 'હું બહુરૂપે થાઉં' એવી ઇચ્છા પણ કરવાની જરૂર શી? તેને જો ઇચ્છા કરવી પડે તો તેનામાં ન્યૂનતા આવશે.

ગુરુ-ઈશ્વરને ઇચ્છા કરવી પડે છે તે જીવ પેરે નહિ, પણ 'હું બહુરૂપે થાઉં' એમ માત્ર જ્ઞાનદૃષ્ટિથી તેણે ઇચ્છા કરી અને તે ઇચ્છાથી સમષ્ટિ સૂક્ષ્મ પ્રપંચાત્મક હિરણ્યગર્ભરૂપે થયો. જેમ સુષુપ્તિ સ્વપ્નરૂપ થાય છે, તેમ ઈશ્વર બહુરૂપે થયો છે. ૧૯૮

### ( ૨ ) ક્રમવાળી અને ક્રમવિનાની, એમ બે પ્રકારની સૃષ્ટિનું કથન

શિષ્ય-'तस्माद्वा एतस्मादात्मन आकाशः संभूत आकाशाद्वायुर्वायोरग्निरग्नेरापः अद्भ्यः पृथिवी। તે આત્માથી આકાશ ઉત્પન્ન થયું, આકાશથી વાયુ, વાયુથી તેજ, તેજથી જલ અને જલથી પૃથ્વી ઉત્પન્ન થઈ.' એ શ્રુતિમાં ક્રમિક સૃષ્ટિનુ નિરૂપણ કર્યું છે, અને 'इदं सर्वमसृजत। ઈશ્વરે આ જગતને સર્જ્યું,' આ શ્રુતિમાં એક જ વખતે સૃષ્ટિ સર્જવાનુ નિરૂપણ કર્યું છે. હવે જ્યારે ક્રમપૂર્વક સૃષ્ટિ રચી અને એકકાળે સૃષ્ટિ રચી, એવી રીતે બે પ્રકારેસૃષ્ટિની રચના કરવામાં શ્રુતિઓનું પ્રમાણ છે, ત્યારે કઈ રીતે સૃષ્ટિ રચાઈ છે, ને કઈ માન્ય રાખવી ?

ગુરુ-જેમ સ્વપ્નમાં ક્રમે કરીને સ્વપ્નના પદાર્થો જેવામાં આવે છે અને ક્રમ વિના એકકાલમાં પણ સ્વપ્નના પદાર્થો સામટા જેવામાં આવે છે, તેથી તે ઉભયવિધ (ક્રમિક અને

અક્રમિક)-સ્વામિક પદાર્થોનો સ્વીકાર કરીએ છિયે; તેમ બને પ્રકારે સૃષ્ટિ રચવામાં શ્રુતિઓનુ પ્રમાણ મળે છે. વળી યુક્તિએ કરીને ઉભયવિધ સૃષ્ટિ પણ સિદ્ધ થાય છે, માટે ઉભયવિધ સૃષ્ટિનો સ્વીકાર કરવો, પણ કોઈ સૃષ્ટિનો ત્યાગ કરવો નહિ. એમ માનવામા પાપ નથી કે, સૃષ્ટિ એક જ કાળે રચાઈ, અથવા ક્રમવાર રચાઈ. ૧૯૯

## (૩) હિરણ્યગર્ભનું સ્વરૂપ

હવે આ જગત્ હિરણ્યગર્ભમય કેમ છે તે જણાવું છું. જેમ પટમાં સૂત્ર અનુસ્યૂત (વણાયલુ) છે, તેમ હિરણ્યગર્ભ જગતમાં અનુસ્યૂત (વણાયલાં સ્વરૂપે) છે, તેથી તે સૂત્રાત્મા કહેવાય છે. હિરણ્યગર્ભનુ બીજું નામ સૂક્ષ્મદેહ છે. હિરણ્યગર્ભ, સર્વ લિંગશરીરની (લિંગશરીર એટલે આકૃતિવાળા પદાર્થો) ઉપાધિવાળા સર્વ જીવોનો એક ઘન એટલે સમુદાય એટલે સમષ્ટિસ્વરૂપ છે; કેમકે સર્વ વ્યષ્ટિલિંગશરીરોને વિષે એ હિરણ્યગર્ભ જ અભિમાન કરાવે છે. વળી એ હિરણ્યગર્ભ જ્ઞાનશક્તિવાળો એટલે બોધ કરવાવાળો છે. ક્રિયાશક્તિ એટલે ક્રિયામાં સામર્થ્યવાળો છે અને ઇચ્છાશક્તિવાળો પણ છે ૨૦૦

## (૪) જગતની પ્રતીતિ વિષે દૃષ્ટાંત

શિષ્ય-હિરણ્યગર્ભ અવસ્થામાં જગત્ કેવું ભાસે છે?

ગુરુ-પ્રાત:કાલના મદમદ અધકારમાં અને સાયંકાલ સમયના મદમંદ અંધકારમાં, જેમ આ લોક અસ્પષ્ટ (કંઈક દેખાય અને કંઈક નહિ દેખાય તેવો) ભાસે છે અર્થાત્ દેખાય છે, તેમ હિરણ્યગર્ભ અવસ્થામા આ જગત્ અસ્પષ્ટ ભાસે છે, અને નથી પણ દેખાતુ. ૨૦૧

દાખલા તરિકે, જેમ ઘડી વાળેલા વસ્ત્રમાં, સર્વત્ર કાળી શાહીથી હાથી, ઘોડા આદિનાં સૂક્ષ્મ ચિત્રો કાઢેલાં હોય છે, તેથી તે ઇંગિત લુગડું કહેવાય છે. તે શાહીવાળા લુગડામાં શાહીથી ચિત્રેલા હાથી, ઘોડા આદિનાં ચિહ્નો સૂક્ષ્મ હોય છે, અને તેમાં રાતાપીળા આદિ રંગો ભરેલા હોતા નથી, તેથી તે ચિત્રો સ્પષ્ટ જોવામાં આવતાં નથી; તેમ ઈશ્વરનુ શરીર, સર્વત્ર લિંગશરીરે કરીને ભરપૂર છે; પરંતુ તે લિંગશરીરો, અપચીકૃત પચમહાભૂતોથી બનેલાં હોવાથી સ્પષ્ટ રીતે જોવામાં આવતાં નથી, ૨૦૨

વળી, જેમ પૃથ્વીમાં કોઈ સ્થળે ધાન્યના અકુરો હોય છે, કોઈ સ્થળે શાકના અકુરો હોય છે, ને કોઈ સ્થળે ઘાસના અકુરો હોય છે, એ પ્રમાણે અકુરો સર્વત્ર વ્યાપ્ત હોય છે, પરંતુ એ શાકભાજીના અકુરો સૂક્ષ્મ હોવાથી ભાસતા નથી, તેમ ઈશ્વર સૂક્ષ્મતર હોવાથી સ્પષ્ટ ભાસતો નથી.

શિષ્ય-હિરણ્યગર્ભ અવસ્થામાં જગતની પ્રતીતિમાં ત્રણ દૃષ્ટાંત આપે શામાટે આપ્યાં?

ગુરુ-શ્રોતાને સમજાવવાનો વક્તાનો ઉદ્દેશ હોય છે, તેમાં વિશેષ દૃષ્ટાંત આપવાથી અલ્પજ્ઞ શ્રોતાઓ પણ સારી રીતે સમજી શકે છે, ને વળી વક્તાનુ વિશેષજ્ઞપણુ પ્રસિદ્ધ થાય છે; એટલા માટે ત્રણ દૃષ્ટાંત આપ્યાં છે, માટે ત્રણ દૃષ્ટાંત નકામાં નથી. ૨૦૩

## (૫) વિરાટ્નું કથન

હમણાં અમે અપચીકૃત પચમહાભૂતોનાં કાર્યની ઉપાધિવાળા હિરણ્યગર્ભનાં સ્વરૂપનું વર્ણન કરી ગયા. હવે પચીકૃત પચમહાભૂતોનાં કાર્યની ઉપાધિવાળા વિરાટ્સ્વરૂપનું વિવેચન કરીએ છિયે એ હિરણ્યગર્ભ, પચીકૃત પચમહાભૂતોનાં કાર્યની ઉપાધિથી સ્થૂલતાને પ્રાપ્ત થાય છે, તેથી એ જ હિરણ્યગર્ભ વિરાટ્ કહેવાય છે. હવે જેમ થોડા અધારામાં સ્પષ્ટ ન ભાસતો લોક, સૂર્યોદય થવાથી સૂર્યના પ્રકાશમાં સ્પષ્ટ ભાસે છે, અને જેમ શાહીવાળા લુગડામાં સ્પષ્ટ ન ભાસતાં, શાહીએ કરી ચિતરેલાં ઝીણાં ઝીણાં હાથી, ઘોડા આદિનાં ચિત્રો, રાતા, પીળા વગેરે રગ પૂરવાથી સ્થૂલતાને પ્રાપ્ત થઈ સ્પષ્ટ ભાસે છે, તથા જેમ અંકુરાવસ્થામાં સ્પષ્ટ ન ભાસતા ધાન્ય, શાકાદિના છોડો મોટા થાય છે, અને તેમાં ફૂલ ફળ આવે છે ત્યારે સ્પષ્ટ ભાસે છે, તેમ હિરણ્યગર્ભ અવસ્થામાં અપચીકૃત પચમહાભૂતોના કાર્યરૂપપણાને લીધે, સ્પષ્ટ ન ભાસતુ સૂક્ષ્મ જગત્, વિરાટ્સ્વરૂપ અવસ્થામાં પચીકૃત પંચમહાભૂતોનાં કાર્યરૂપતાથી સ્થૂલતાને પ્રાપ્ત થઈને સ્પષ્ટ ભાસે છે ૨૦૪

શિષ્ય–વિરાટ્‌ના સદ્‌ભાવમાં પ્રમાણ આપો.

ગુરુ–વિરાટ્‌સ્વરૂના સદ્‌ભાવમાં વિશ્વરૂપાધ્યાય તથા પુરુષસૂક્તનું પ્રમાણ છે; સ્મૃતિ તથા શ્રુતિ, એ બન્ને વિરાટ્‌ના સદ્‌ભાવમાં પ્રમાણ છે, ભગવદ્‌ગીતાનો ૧૧ મો અધ્યાય તે વિશ્વરૂપાધ્યાય છે, અને વેદમાં 'પુરુષસૂક્ત' નામનો એક ભાગ છે. બ્રહ્માથી આરંભીને ઘાસ પર્યંત સર્વે પદાર્થો, વિરાટ્‌સ્વરૂપના અવયવો છે. એવી રીતે વિશ્વરૂપાધ્યાયમાં તથા પુરુષસૂક્તમાં વર્ણન કર્યું છે. ૨૦૫

## (૬) જગતમાં સર્વત્ર ઈશ્વરની ઉપાસના અને તેનું ફળ

(૨૦૬–૨૦૯; ૪ શ્લોકો)

**અવતરણિકા–શિષ્ય પૂછે છે કે, ઈશ્વર સ્વરૂપના નિરૂપણમાં તમે જે કહ્યું તેનો સાર શો છે? ત્યારે ગુરુ સમજાવે છે કે, વસ્તુ માત્ર છે તે ઈશ્વરરૂપ જ છે, અને પ્રત્યેક વસ્તુ પૂજવા યોગ્ય છે; જે એવી રીતે આરાધે, તેને તેવું ફળ મળે.**

**ईशसूत्रविराड्वेधोविष्णुरुद्रेंद्रवह्नयः ।**
**विघ्नभैरवमैरालमारिकायक्षराक्षसाः ।२०६।**
**विप्रक्षत्रियविट्शूद्रा गवाश्वमृगपक्षिणः ।**
**अश्वत्थवटचूताद्या यवव्रीहितृणादयः २०७**
**जलपाषाणमृत्काष्ठवास्याकुद्दालकादयः ।**
**ईश्वराः सर्व एवैते पूजिताः फलदायिनः २०८**
**यथा यथोपासते तं फलमीयुस्तथा तथा ।**
**फलोत्कर्षापकर्षौ तु पूज्यपूजानुसारतः २०९**

શબ્દાર્થ–ઈશ્વર, સૂત્રાત્મા (હિરણ્યગર્ભ), વિરાટ્‌સ્વરૂપ, બ્રહ્મા, વિષ્ણુ, રુદ્ર, ઇન્દ્ર, અગ્નિ, ગણપતિ, ભૈરવ, મૈરાલ, મારિકા, શિતલા આદિ દેવો, યક્ષો, રાક્ષસો, બ્રાહ્મણો, ક્ષત્રિયો, વૈશ્યો, શૂદ્રો, ગાય, ઘોડા, મૃગ, પક્ષી, પીપળો, વડ, આંબાદિ, જવ, શાળ, ઘાસ આદિ, જલ, પાષાણ, મૃત્તિકા, કાષ્ઠ, વાંસલો, કોદાળી આદિક, એ સર્વેય ઈશ્વર છે, અને એઓની પૂજા કરવાથી ફલ આપે છે. પુરુષ, ઈશ્વરને જે જે પ્રકારે ઉપાસે છે તે તે પ્રકારે ફલને પ્રાપ્ત થાય છે. ફલનો ઉત્કર્ષ તથા અપકર્ષ પૂજ્ય તથા પૂજાને અનુસાર થાય છે. ૨૦૬–૨૦૯

## ચન્દ્રકાન્ત વિવરણ

### (૬) અંતર્યામીથી માંડી કોદાળી સુધીમાં ઈશ્વર ભાવવડે પૂજ્યતા અને તેનું ફળ

શિષ્ય–વિરાટ્‌ સ્વરૂપનું શાસ્ત્રમાં પ્રતિપાદન કર્યું હોય તો ભલે કર્યું, ને ચરાચર જ વિરાટ્‌સ્વરૂપના અવયવ હોય તોપણ ભલે હોય; પણ જે વાત કહો છો, તેમાં એથી મારે શો સાર લેવો?

ગુરુ–અહીં પ્રસંગ ઈશ્વરની ઉપાસનાનો ચાલે છે. હવે ચરાચર જગત્‌ વિરાટ્‌સ્વરૂપના અવયવો છે, અને ઈશ્વર પોતે પંચીકૃત પંચમહાભૂતોનાં કાર્યરૂપ ઉપાધિથી વિરાટ્‌ કહેવાય છે; એટલા જ માટે અંતર્યામીથી આરંભીને તૃણપર્યંત સર્વ પદાર્થસ્વરૂપ એક ઈશ્વર છે, એ સાર લે. એમાં ગણપતિને પૂજે, વિષ્ણુને પૂજે, ઝાડને પૂજે કે પાષાણને પૂજે, અગ્નિને પૂજે, કે સૂર્યને કે સાગરને પૂજે, વાંસલાને પૂજે કે કોદાળીને પૂજે, કે કુશને પૂજે કે લેલાને પૂજે કે થાબડીને પૂજે કે પાવડીને પૂજે, પણ એ સર્વ ઈશ્વર છે એમ પૂર્ણ શ્રદ્ધાથી પૂજવાથી તે સર્વેમાં એક જ ઈશ્વર છે, જે સર્વનો ફળદાતા છે એવી માન્યતાને કશો બાધ આવતો નથી. ઈશ્વરબુદ્ધિથી જ સર્વની પૂજા કરવામાં હરકત નથી. ઈશ્વરબુદ્ધિથી ગમે તેની પૂજા કરવાથી વાંછિત ફલની પ્રાપ્તિ થાય જ છે. ગીતાના દશમા અધ્યાયના नान्तोऽस्ति० । એ શ્લોકમાં કહ્યું છે કે, સર્વ ભૂતનું જે કાંઈ બીજ છે તે હું છું, એવું કોઈ ચર કે અચર ભૂત નથી કે, જે મારા વિના હોઈ શકે. જે જે વિભૂતિમાન્‌ કે શ્રીમાન કે મહત્તમ સત્ત્વ છે તે તે મારા જ (ઈશ્વરના જ) તેજનો અંશ છે. આમ પંડે ઈશ્વરે કહ્યું છે. આ આખું વિશ્વ જ ઈશ્વરની વિભૂતિ છે, તેથી જે જેવો અધિકારી હોય તે તેવી રીતે ઉપાસના કે ભક્તિ કરે અને તેને યોગ્ય ફળપ્રાપ્તિ થશે.

શિષ્ય–ઈશ્વરબુદ્ધિથી ગમે તે પદાર્થની ઉપાસના કરવાથી ફલની પ્રાપ્તિ કેમ થાય?

ગુરુ–ચરાચર જગત્‌ ઈશ્વરસ્વરૂપ છે, એટલે ચરાચર જગતમાં ઈશ્વર વ્યાપી રહ્યો છે, તેથી જે પદાર્થની પૂજા કરીએ, તે પદાર્થમાં પણ ઈશ્વર તો રહ્યો છે. માટે, ઈશ્વરબુદ્ધિથી ગમે તે પદાર્થની પૂજા કરવાથી ઇષ્ટ ફલની પ્રાપ્તિ થાય છે. ૨૦૬–૨૦૯

### શ્રુતિનું પ્રમાણ

શિષ્ય-એમા કાંઈ પ્રમાણ ?

ગુરુ-હા એમા શ્રુતિ અને સ્મૃતિ બન્ને પ્રમાણ છે 'तं यथा यथोपासते तदेव भवति । જીવો જે જે પ્રકારે ઉપાસના કરે છે, તે જ થાય છે, એટલે તેવા ફલને પ્રાપ્ત થાય છે,' એમ શ્રુતિમા કહ્યુ છે 'ये यथा मां प्रपद्यते तांस्तथैव भजाम्यहम् । જે પુરુષો જે પ્રકારે મને પ્રાપ્ત થાય છે, તે પુરુષોને હું તેવી રીતે ભજુ છુ, એટલે તેવુ ફલ આપુ છુ,' એમ ભગવદ્ગીતામાં શ્રીભગવાને કહ્યુ છે

### ફળની વિષમતા વિષે શંકા-સમાધાન

શિષ્ય-જો ચરાચર જગત્ ઈશ્વરસ્વરૂપ હોય તો સર્વને સમાન ફલ થવું જોઇએ, પરતુ સર્વને સમાન ફલ થતું નથી, પણ ફલમા મોટી વિષમતા જોવામાં આવે છે, તેથી ચરાચર જગતની ઈશ્વરરૂપતા સંભવતી નથી

ગુરુ-ચરાચર જગત્ ઈશ્વરસ્વરૂપ છે, તેથી ઈશ્વરબુદ્ધિથી ગમે તેની ઉપાસના કરવાથી ઇષ્ટ ફલ પ્રાપ્ત થાય છે, કેમકે ઈશ્વર સર્વત્ર વ્યાપી રહ્યો છે, તથાપિ પૂજવા યોગ્ય દેવ અને પૂજાની વિષમતાથી ફલમા પણ વિષમતા થાય છે કોઈ પૂજ્ય સાત્ત્વિક હોય છે, કોઈ રાજસ હોય છે, અને કોઇ તામસ હોય છે વળી પૂજા પણ કોઈ સાત્ત્વિક, કોઈ રાજસ અને કોઈ તામસ હોય છે સાત્ત્વિક પૂજાથી અને સાત્ત્વિક દેવથી સાત્ત્વિક ફલ થાય છે, રાજસ પૂજા અને રાજસ દેવથી રાજસ ફલ થાય છે, અને તામસ પૂજા તથા તામસ દેવથી તામસ ફલ થાય છે, ને તે જ કારણથી ફલમા વિષમતા થાય છે

'यो यो यां यां तनुं भक्तः श्रद्धयार्चितुमिच्छति ।
तस्य तस्याचलां श्रद्धां तामेव विदधाम्यहम् ॥
स तया श्रद्धया युक्तस्तस्याराधनमीहते ।
लभते च ततः कामान्मयैव विहितान् हि तान् ॥

જે જે ભક્ત શ્રદ્ધાએ કરીને જે જે સ્વરૂપને પૂજવા ઇચ્છે છે, તે તે ભક્તની તે તે સ્વરૂપમાં હું અચળ શ્રદ્ધા ઉત્પન્ન કરુ છુ પછી તે ભક્ત તે શ્રદ્ધાએ યુક્ત થઇને તે સ્વરૂપનું આરાધન કરે છે, અને તે થકી મેં જ આપેલાં ફળોને પ્રાપ્ત થાય છે' એવી રીતે ભગવદ્ગીતાના ૭ મા અધ્યાયમાં કહ્યુ છે.

અર્થાત્ પૂજ્ય, પૂજક અને પૂજા, એ ત્રણે સાત્વિક, રાજસ, અને તામસ ભેદથી, ત્રણ ત્રણ પ્રકારના છે, તેથી ફલમા વિષમતા થાય છે ૨૦૬-૨૦૯

---

## ૬-અદ્વૈત બ્રહ્મજ્ઞાનમાં વિશેષ ઉપયોગી અર્થ

(૨૧૦-૨૫૮, ૪૯ શ્લોક)

### (૧) જીવ, ઈશ્વર અને જગતનું મિથ્યાપણું, અને અદ્વૈતનુ સત્યપણું

(૨૧૦-૨૪૧, ૩૨ શ્લોક)

અવતરણિકા-ઉપાસનાથી સસારી ફળની સિદ્ધિ થાય છે, પણ મુક્તિ કોયા દેવની ઉપાસનાથી થાય ? એવો પ્રશ્ન શિષ્ય પૂછે છે, તેપરથી ગુરુ કહે છે કે, મુક્તિ તો જ્ઞાનથી જ થાય છે, અન્યથી નહિ

**मुक्तिस्तु ब्रह्मतत्त्वस्य ज्ञानादेव न चान्यथा ।
स्वप्नबोधं विना नैव स्वस्वप्नो हीयते यथा ॥**

શબ્દાર્થ-જેમ પોતાના જાગ્યા વિના પોતાનુ સ્વપ્ન નાશ પામતું નથી, તેમ મુક્તિ બ્રહ્મતત્ત્વના જ્ઞાનથી જ થાય છે, બીજા કોઇ પણ પ્રકારે થતી નથી. ૨૧૦

### ચન્દ્રકાન્ત વિવરણ

#### જ્ઞાનથી જ મુક્તિ થાય છે એમાં સ્વપ્ન દૃષ્ટાંત

શિષ્ય-ઈશ્વરબુદ્ધિથી ગમે તેની ઉપાસના કરવાથી સાંસારિક ફલની પ્રાપ્તિ થતી હોય તો ભલે થાય, પણ મુક્તિ કોની ઉપાસનાથી થાય છે તે કહો.

ગુરુ-કોઇની પણ ઉપાસનાથી મુક્તિ પ્રાપ્ત થતી નથી કેવલ જ્ઞાનથીજ મુક્તિ પ્રાપ્ત થાય છે મુક્તિની પ્રાપ્તિ માટે જ્ઞાન વિના અન્ય કોઈ પણ સાધન નથી

શિષ્ય-જ્ઞાન વિના અન્ય કોઈ પણ ઉપાયથી મુક્તિની પ્રાપ્તિ થતી નથી, તેનું શુ કારણ ?

ગુરુ-બ્રહ્મના અજ્ઞાને કરીને સસારની પ્રાપ્તિ થાય છે, અને સસારની પ્રાપ્તિ એ જ બધન કહેવાય છે જેમ પ્રકાશના અભાવથી અધકાર પ્રાપ્ત થાય છે અને તેથી કઈ વસ્તુ જોવામાં આવતી નથી, પણ પ્રકાશ થવાથી અધકારની નિવૃત્તિ થાય છે, તેમ બ્રહ્મજ્ઞાને કરીને અજ્ઞાનની નિવૃત્તિ થાય છે જેમ પ્રકાશથી સર્વ વસ્તુ

જણાય છે, તેમ જ્ઞાનથી સંસાર (માયા)ની નિવૃત્તિ થાય છે. જેમ અદર્શનની નિવૃત્તિ થવી, એ જ પદાર્થદર્શન કહેવાય છે, તેમ સંસારની નિવૃત્તિ થવી, એ જ મોક્ષ કહેવાય છે. જેમ પ્રકાશ વિના બીજા કોઈ પણ ઉપાયથી વસ્તુનું દર્શન થતું નથી, તેમ બ્રહ્મજ્ઞાન વિના બીજા કોઈ પણ ઉપાયથી મુક્તિ મળતી નથી. સ્વપ્ન, એ એક નિદ્રાકલ્પિત છે. એ સ્વપ્નની નિવૃત્તિ નિદ્રાની નિવૃત્તિ થયા વિના એટલે પોતે જાગ્યા વિના થતી નથી, પણ જ્યારે આપણે જાગીએ છિયે, ત્યારે નિદ્રાકલ્પિત સ્વપ્નની નિવૃત્તિ થાય છે; તેમ જ્યારે બ્રહ્મજ્ઞાન થાય છે ત્યારે અજ્ઞાન કલ્પિત સસારની નિવૃત્તિ થાય છે, એટલે મુક્તિ પ્રાપ્ત થાય છે. જ્ઞાનથી જ મુક્તિની પ્રાપ્તિ થાય છે, પણ જ્ઞાન વિના બીજા કોઈ પણ સાધનથી કે દેવાદિકના પૂજનથી મુક્તિ પ્રાપ્ત થતી નથી. એ પ્રકારના અન્વય વ્યતિરેકમાં શ્રુતિનુ પ્રમાણ છે: 'तमेव विदित्वाऽतिमृत्युमेति। તે પરમાત્માને જાણીને મૃત્યુને ઓળંગે છે,' અર્થાત્ મુક્ત થાય છે; य एतद्विदुरमृतास्ते भवन्ति। જેઓ એ બ્રહ્મને જાણે છે તે અમૃત (મરણ રહિત) થાય છે;' 'ज्ञानादेव हि कैवल्य। જ્ઞાનથીજ મુક્તિ થાય છે.' ઇત્યાદિ અનેક અન્વય શ્રુતિ છે. 'नान्यः पन्था विद्यतेऽयनाय। મોક્ષ માટે (જ્ઞાન વિના) માર્ગ નથી.' 'अथेतरं दुःखमेवापि यन्ति। જે બ્રહ્મને જાણતા નથી, તે દુઃખને જ પ્રાપ્ત થાય છે,' ज्ञानादृते न मुक्तिः જ્ઞાન વિના મુક્તિ પ્રાપ્ત થતી નથી,' એ વગેરે પણ અનેક વ્યતિરેક શ્રુતિઓ પણ છે. માટે જેમ પોતાના જાગરણ વિના સ્વપ્નની નિવૃત્તિ થતી નથી, તેમ જ્ઞાન વિના મુક્તિની પ્રાપ્તિ થતી નથી. ૨૧૦

અવતરણિકા-શિષ્ય કહે છે કે, દ્વૈતનિવૃત્તિરૂપ જે મુક્તિ, તે આત્મજ્ઞાનના બોધથી થાય છે, એમાં સ્વપ્નનું દ્રષ્ટાંત કહ્યું, તે તો અનુચિત છે. તેપરથી ગુરુ યથાર્થ સમજાવે છે.

अद्वितीयब्रह्मतत्त्वे स्वप्नोऽयमखिलं जगत् ।
ईशजीवादिरूपेण चेतनाचेतनात्मकम् २११

શબ્દાર્થ—અદ્વિતીય બ્રહ્મતત્ત્વ વિશે ઈશ અને જીવ આદિરૂપે કરીને, ચેતન અને અચેતનસ્વરૂપ આ સર્વ જગત્ સ્વપ્નરૂપ જ છે. ૨૧૧

## ચન્દ્રકાન્ત વિવરણ

### દ્વૈત (જગત)ની સ્વપ્ન સાથે તુલ્યતા

શિષ્ય—મુક્તિ એટલે દ્વૈતરૂપ સંસારની નિવૃત્તિ. જેમ જાગ્યા પછી સ્વપ્નની નિવૃત્તિ થાય છે, તેમ તત્ત્વજ્ઞાનથી દ્વૈતની નિવૃત્તિ થાય છે, એટલે મુક્તિની પ્રાપ્તિ થાય છે, એમ તમારું કહેવું અયોગ્ય છે; કેમકે નિવૃત્ત થવા યોગ્ય દ્વૈત સ્વપ્નના સમાન નથી. જો દ્વૈત સ્વપ્નસમાન હોય તો જ સ્વપ્નનું દ્રષ્ટાંત આપવું ઉચિત છે.

ગુરુ—હે મૂઢ! હજી તને નિશ્ચય થયો નથી કે, જગત્ સ્વપ્નસમાન છે! જેમ નિદ્રારૂપ દોષે કરીને સ્વપ્નમાં પદાર્થ પ્રતીત થાય છે તેમ જાગ્રતના પદાર્થો પણ અજ્ઞાનરૂપ દોષથી જ ભાસે છે. તેથી જેમ સ્વાપ્નિક પદાર્થ પ્રાતિભાસિક છે, પણ તે સત્ય નથી, તેમ જાગ્રત પદાર્થ (આ જગત) પણ પ્રાતિભાસિક છે, પણ સત્ય નથી. 'त्रयमेतत्सुप्तं स्वप्नं मायामात्रम्। એ ત્રણે (જાગ્રત, સ્વપ્ન અને સુષુપ્તિ) સ્વપ્નસમાન અને માયામાત્ર છે,' એમ શ્રુતિમાં કહ્યું છે, માટે અમારું સ્વપ્નનુ દ્રષ્ટાંત અયોગ્ય કેમ છે? ૨૧૧

અવતરણિકા-શિષ્ય પૂછે છે કે, ઈશ્વર અને જીવ બ્રહ્મથી જૂદા નથી, ત્યારે બંનેને જગતમાં અન્તર્ગતપણું કેમ છે? તેપર ગુરુ કહે છે.

आनंदमयविज्ञानमयावीश्वरजीवकौ ।
मायया कल्पितावेतौ ताभ्यां सर्वं प्रकल्पितम् ॥

શબ્દાર્થ—આનંદમય ઈશ્વર અને વિજ્ઞાનમય જીવ, એ બન્ને માયાએ કરીને કલ્પિત છે અને તે બન્નેએ જ આ સર્વ જગત્ કલ્પ્યું છે. ૨૧૨

## ચન્દ્રકાન્ત વિવરણ

### જીવ અને ઈશ્વરનો જગત વિષે અંતર્ભાવ

શિષ્ય—ઈશ્વર અને જીવ તો બ્રહ્મથી અભિન્ન છે. બ્રહ્મનું જગતમાં અંતર્ગતપણું નથી, તેથી ઈશ્વર અને જીવ પણ જગતમાં અંતર્ગત ન હોવા જોઈએ, ત્યારે તમે જીવ તથા ઈશ્વરને જગતમાં અંતર્ગત કેમ કહ્યા?

ગુરુ—આનંદમય ઈશ્વર છે ને વિજ્ઞાનમય જીવ છે. જગતમાં અંતર્ગત એવી રીતે ઈશ્વર અને જીવ, માયાએ કરીને કલ્પિત છે. 'जीवेशावाभासेन करोति। આભાસે કરીને જીવને અને ઈશ્વરને કરે છે,' એ પ્રમાણે શ્રુતિમાં પણ ઈશ્વર

અને જીવને માયાકલ્પિત કહ્યા છે તેથી, જેમ અન્ય માયિક પદાર્થો જગતમાં અંતર્ગત છે, તેમ ઈશ્વર અને જીવ પણ જગતમાં અંતર્ગત છે. હવે એ ઈશ્વર અને જીવ, બ્રહ્મથી અભિન્ન નથી, કેમકે, ઈશ્વર અને જીવ બન્ને માયાકલ્પિત છે, પણ બ્રહ્મ તો સ્વત સિદ્ધ, શુદ્ધ, બુદ્ધ, મુક્તસ્વભાવ, સચ્ચિદાનંદસ્વરૂપ છે ઈશ્વર કર્તૃત્વાદિ ધર્મવાળો છે, અને જીવ ભોક્તૃતા આદિ ધર્મવાળો છે, પણ બ્રહ્મ તો કર્તૃતા અને ભોક્તૃતા આદિ સર્વધર્મરહિત છે, તેથી ઈશ્વરે અને જીવે આ સર્વે જગત્ કલ્પી કાઢેલુ છે, તેથી જ તે બન્ને જગતમાં અંતર્ગત છે ૨૧૨

અવતરણિકા હવે શિષ્ય, જગતની કલ્પનાવિષે શંકા કરે છે કે, કોણે, કેટલું કલ્પ્યું ? તેપરથી ગુરુ સમજાવે છે

ईक्षणादिप्रवेशांता सृष्टिरीशेन कल्पिता ।
जाग्रदादिविमोक्षांतः संसारो जीवकल्पितः

શબ્દાર્થ–ઇક્ષણ આદિથી માંડીને પ્રવેશપર્યંત સૃષ્ટિ, ઈશ્વરે કલ્પેલી છે; અને જાગ્રત આદિથી માંડીને મોક્ષપર્યંત સંસાર જીવે કલ્પેલો છે. ૨૧૩

ચન્દ્રકાન્ત વિવરણ

વિભાગે કરી જીવ ઈશ્વરકૃત સૃષ્ટિની અવધિ

શિષ્ય–ઈશ્વરે કેટલી સૃષ્ટિ કલ્પી છે, અને જીવે કેટલી સૃષ્ટિ કલ્પી છે ?

ગુરુ–વિચારથી આરંભીને પ્રવેશપર્યંત સકળ સૃષ્ટિ, ઈશ્વરે કલ્પી છે, અને જાગ્રતથી આરંભીને મોક્ષ પર્યંતની સકળ સૃષ્ટિ જીવે કલ્પી છે

શિષ્ય–એમાં કાંઈ પ્રમાણ છે ?

ગુરુ–બહુએ 'स ऐक्षत लोका नु सृजा इति। તેણે વિચાર કર્યો કે, હું લોકને સર્જુ, એ પ્રકારે ઈશ્વર ઈચ્છા કરતો હતો,' એ શ્રુતિથી આરંભીને, 'एतया द्वारा प्रापद्यत। એ ઈશ્વર બ્રહ્મરંધ્રદ્વારા પ્રવિષ્ટ થયો,' એ શ્રુતિ પર્યંત, ઈશ્વરકલ્પિત સૃષ્ટિનું પ્રતિપાદન કર્યું છે. 'तस्य त्रय आ सथा । તેના (જીવના) ત્રણ (જાગ્રત, સ્વપ્ન અને સુષુપ્તિરૂપ) નિવાસસ્થાન છે,' એ શ્રુતિથી આરંભીને, 'स एतमेव पुरुषं ब्रह्मततमपश्यत्। તે (જીવ) એ જ પુરુષને કહેતા, સ્વસ્વરૂપને પરિપૂર્ણ બ્રહ્મરૂપે જોય છે,' એ શ્રુતિપર્યંત જીવે રચેલી સૃષ્ટિનુ પ્રતિપાદન કર્યું છે એ પ્રમાણે ઈશ્વરકલ્પિત સૃષ્ટિમાં અને જીવકલ્પિત સૃષ્ટિમાં શ્રુતિપ્રમાણ છે. ૨૧૩

અવતરણિકા–જો બ્રહ્મ પારમાર્થિક છે, તો જીવના અને ઈશ્વરના સ્વરૂપમાં વિવાદ કેમ ? શિષ્યના એ પ્રશ્નનું ઉત્તર આપે છે

अद्वितीयं ब्रह्मतत्त्वमसंगं तन्न जायते ॥
जीवेशयोर्मायिकयोर्वृथैव कलहं ययुः २१४

શબ્દાર્થ–જે અદ્વિતીય અને અસંગ એવું બ્રહ્મતત્ત્વ છે તેઓ તેને જાણતા નથી તેથી જ તેઓ, માયિક એવા જીવ વિશે અને ઈશ્વરવિષે, વૃથા જ કલહ કર્યા કરે છે ૨૧૪

ચન્દ્રકાન્ત વિવરણ

જીવ-ઈશ્વરવિષે વાદીઓના વિવાદનું કારણ (અજ્ઞાન)

શિષ્ય–જ્યારે અદ્વિતીય બ્રહ્મ સત્ય છે, અને જીવ, ઈશ્વર તથા જગત્ માયિક છે, તેથી મિથ્યા છે, ત્યારે તેનાથી જૂદા વિચારવાળા, જીવ અને ઈશ્વરના તત્ત્વવિષે શામાટે વિવાદ કરે છે ?

ગુરુ–એ જૂદા વિચારવાળા શ્રુતિમાં કહેલાં અદ્વિતીય બ્રહ્મતત્ત્વને જાણતા નથી, એટલા જ માટે, મિથ્યાભૂત જીવ અને ઈશ્વરના તત્ત્વવિષે મિથ્યા વિવાદ કરે છે ૨૧૪

અવતરણિકા–જ્યારે જીવ અને ઈશ્વર સબંધિ વિવાદ માત્ર અજ્ઞાનનું જ કારણ છે, ત્યારે તત્ત્વજ્ઞાનના અભિમાનીઓ તેને ઉપદેશ કેમ કરતા નથી ? તેપર ગુરુ કહે છે.

ज्ञात्वा सदा तत्त्वनिष्ठाननुमोदामहे वयम् ।
अनुशोचाम एवान्यान्न भ्रांतैर्विवदामहे ॥
तृणार्चकादियोगांता ईश्वरे भ्रांतिमाश्रिताः
लोकायतादिसांख्यांता जीवे विश्रांतिमाश्रिताः ॥ २१६ ॥

अद्वितीयब्रह्मतत्त्वं न जानंति यदा तदा ।
भ्रांता एवाखिलास्तेषां क्व मुक्तिः क्वेह वा सुखम् ॥ २१७ ॥

શબ્દાર્થ–અમે સર્વદા તત્ત્વનિષ્ઠો (જ્ઞાની પુરુષો)ને જાણીને આનંદ પામીએ છીએ, અને અન્ય (અજ્ઞાની)ને જોઇને કરુણા કરીએ છીએ; પણ ભ્રાંતો (અસ્થિર મનના પુરુષો)ની

સાથે વિવાદ કરતા નથી. તૃણને પૂજનાર આદિથી યોગપર્યંત પહોંચેલા ઈશ્વર વિષે ભ્રાંતિને પામ્યા છે; અને લોકાયતથી ચાર્વાક (આદિ) સાંખ્ય પર્યંતજાણનારા પુરુષો જીવવિષે ભ્રાંતિને પામ્યા છે. જ્યારે લોકો અદ્વિતીય એવાં બ્રહ્મતત્ત્વને જાણતા નથી, ત્યારે તે સર્વે ભ્રાંત જ છે; અને તેઓને (ભ્રાંતને) મુક્તિ પણ ક્યાંથી, અને આ જગતમાં સુખ પણ ક્યાંથી હોય ? ૨૧૫-૨૧૭

## ચન્દ્રકાન્ત વિવરણ

### વાદીઓને ઉપદેશ કરવાની મનાઈ

શિષ્ય-જ્યારે જૂદા વિચારવાળાઓ અજ્ઞાને કરીને જીવ અને ઈશ્વર વિષે મિથ્યા વિવાદ કરે છે, ત્યારે 'અદ્વૈત બ્રહ્મતત્ત્વને તમે જાણતા નથી, તેથી વિવાદ કરો છો; પણ ઈશ્વર અને જીવ તો માયિક છે, અને અદ્વૈત બ્રહ્મ જ સત્ય છે,' એવી રીતે તેઓને તમે બોધ કેમ નથી કરતા ?

ગુરુ-અમે તો સર્વદા તત્ત્વનિષ્ઠ જ્ઞાની પુરુષોને જોઇ આનંદ પામીએ છિયે; અજ્ઞાનીઓ ઉપર કરુણા કરીએ છિયે; પણ ભ્રાંત અથવા પામર એટલે શાસ્ત્રમાં શ્રદ્ધા વગરના જડસા જેવા, કંઇપણ જાણ્યા વગરના છતાં અમે જ સર્વ જાણીએ છિયે. એવા ડોળઘાલુ દંભી ને મિથ્યાભિમાનીઓ સાથે ફોકટમાં માથાઝીંક કરતા નથી.

શિષ્ય-તમે ભ્રાંત અને પામર કોને કહો છો ?

ગુરુ-ઉત્તમ, મધ્યમ અને કનિષ્ઠ, એવા ભેદે કરી પામર ત્રિવિધ છે. જેમકે, (૧) શાસ્ત્રના સંસ્કારવડે યુક્ત હોવા છતાં પણ શાસ્ત્રના અર્થ વિષે શ્રદ્ધારહિત નાસ્તિક તે ઉત્તમ પામર ગણાય છે. (૨) શાસ્ત્રના સંસ્કારથી રહિત અને શાસ્ત્રના વાક્ય વિષે જરા પણ શ્રદ્ધા નહિ રાખનાર યથેચ્છાચારી પુરુષ મધ્યમ પામર ગણાય છે. અને (૩) શાસ્ત્રવાક્ય વિષે વિશ્વાસુ હોવા છતાં પણ અજ્ઞાને કરી જે યથેચ્છાચારી હોય છે તે કનિષ્ઠ પામર કહેવાય છે. આ સર્વ બહિર્મુખ હોવાથી ભ્રાન્ત (પામર) છે. તેની સાથે અમે તત્ત્વનિષ્ઠો વાદવિવાદ કરતા નથી; કારણ કે તેઓની સાથે વાદવિવાદ કે સંવાદ કરવાથી કંઇ પણ અર્થ સરતો નથી, તેથી મળની માફક અમે ી ઉપેક્ષા જ કરીએ છીએ.

મહાત્મા પુરુષોની ચિત્તવૃત્તિ, ચાર પ્રકારની હોય છે; મૈત્રી, મુદિતા, કરુણા અને ઉપેક્ષિતા. (૧) તેઓને પુણ્યવાન્ પુરુષો સાથે મૈત્રી હોય છે; (૨) સુખી પુરુષોમાં મુદિતાવૃત્તિ હોય છે; (૩) દુઃખી પુરુષોમાં કરુણાવૃત્તિ હોય છે; અને પાપી પુરુષોમાં ઉપેક્ષિતા વૃત્તિ હોય છે. ઉપર તત્ત્વનિષ્ઠ પુરુષોને જોઇ અનુમોદીએ છિયે, એમ કહેવાથી, મુદિતાવૃત્તિ સિદ્ધ થાય છે; અજ્ઞાનિ પુરુષોને જોઇ અનુશોચ કરીએ છિયે, એમ કહેવાથી કરુણા વૃત્તિ જણાય છે; (૪) અને જેને ઉપદેશ કરેલો વ્યર્થ જાય છે, એવા ભ્રાંત પુરુષોની સાથે વિવાદ કરતા નથી, એમ કહેવાથી ઉપેક્ષિતા વૃત્તિ સ્પષ્ટ જણાઈ આવે છે. ૨૧૫

### વાદીઓના પ્રકાર

શિષ્ય-ઈશ્વર વિષે કોણ ભ્રાંત છે ?

ગુરુ-તૃણના પૂજનારાથી આરંભીને યોગના સાધનમાં પૂર્ણ પહોંચેલા સર્વે જ.

શિષ્ય-જીવ વિષે કોણ ભ્રાંત છે ?

ગુરુ-લોકાયતથી આરંભીને સાંખ્યપર્યંત પહોંચેલા સર્વે જ. ૨૧૬

### વાદીઓની ભ્રાંતિનું કારણ અજ્ઞાન છે

શિષ્ય-તમે યોગ અને સાંખ્ય આદિ મતવાળાને ભ્રાંત શામાટે કહો છો ?

ગુરુ-યોગ અને સાંખ્ય આદિ મતવાળાઓ, અદ્વિતીય બ્રહ્મતત્ત્વને જાણતા નથી તેથી.

શિષ્ય-ભ્રાંત પુરુષોને શું ફલ થાય છે ?

ગુરુ-ભ્રાંત પુરુષોને આ લોકનું પણ સુખ મળતું નથી, તો પછી મુક્તિસુખ તો ક્યાંથી જ મળે !

શિષ્ય-ભ્રાંત પુરુષોને મુક્તિસુખની પ્રાપ્તિ ન થાય તો રહ્યું; પરંતુ તેઓને આ લોકનું સુખ કેમ પ્રાપ્ત થતું નથી ?

ગુરુ-ભ્રાંત પુરુષો, પોતે સ્વીકારેલા પક્ષનું પ્રતિપાદન કરવામાં સર્વદા આગ્રહી હોય છે; તેથી તેઓના ચિત્તમાં સદા વ્યાકુલતા રહે છે, પણ વિશ્રાંતિ રહેતી નથી, અને તેથી આ લોકનું સુખ પણ તેઓને મળતું નથી. ૨૧૭

અવતરણિકા-એ પછી શિષ્ય, ભ્રાંત પુરુષોના ઐહિક સુખનું પ્રતિપાદન કરે છે, અને ગુરુ તેનું ખંડન કરતાં કહે છે કે, જીવેશ્વરવાદ કંઈ મુક્તિનો હેતુ નથી, તેથી મુમુક્ષુએ તેના વાદમાં વૃથા કાળ ગાળવો નહિ

उत्तमाधमभावश्चेत्तेषां स्यादस्तु तेन किम्।
स्वप्नस्थराज्यभिक्षाभ्यां न बुद्धः स्पृश्यते खलु
तस्मान्मुमुक्षुभिर्नैव मतिर्जीवेशवादयोः ।
कार्या किंतु ब्रह्मतत्त्वं विचार्य बुध्यतां च तत्

શબ્દાર્થ-જેમ જાગ્રત થયેલા પુરુષને સ્વપ્નનાં રાજ્યનો અને ભિક્ષાનો ખરેખર સ્પર્શ થતો નથી; તેમ તેઓ (ભ્રાંત પુરુષો)ને જો ઉત્તમભાવ અને અધમભાવ હોય તો ભલે હોય, તેથી કરીને શું થયું? તેટલા માટે મુમુક્ષુ પુરુષોએ જીવ અને ઈશ્વરવાદમાં બુદ્ધિ કરવી જ નહિ; પરંતુ બ્રહ્મતત્ત્વ વિચાર્યા કરવું, અને તે બ્રહ્મતત્ત્વ જાણવું. ૨૧૮-૨૧૯

### ચન્દ્રકાન્ત વિવરણ

### બીજી વિદ્યાઓના સુખ વિષે મુમુક્ષુ તો અનાદર જ કરે છે

શિષ્ય-ભ્રાંત પુરુષો બ્રહ્મતત્ત્વને જાણતા નથી, તેથી તેઓને બ્રહ્મતત્ત્વનું સુખ ન મળે તો તે કોરે રહ્યું, પરંતુ બીજાં શાસ્ત્રમાં તો તેઓ નિપુણ હોય છે, તેઓને સારી રીતનું સુખ પણ હોય છે, તેવું ઉત્તમતાનું સુખ અને શાસ્ત્રનું સુખ તે ભ્રાંત પુરુષોને પ્રાપ્ત થાય છે, ત્યારે 'ભ્રાંતોને ઐહિક સુખ પણ મળતુ નથી' એમ જે કહો છો તે વિસ્તારથી સમજાવશો ?

ગુરુ-હા, સાંભળ. અન્ય શાસ્ત્રનું સુખ તથા વ્યવહારમાં શ્રેષ્ઠતાનું સુખ, ભ્રાંત પુરુષો માનતા હોય તો હરકત નથી. પણ જેમ જાગેલા પુરુષને સ્વપ્નમાં રાજ્ય મળ્યું હોય, પણ તે પંડે ભીખારડો હોય તો સ્વપ્નમાં મળેલા રાજ્યથી તેને આનંદ થતો નથી, અને કોઈ રાજા હોય, તેને સ્વપ્નમાં ભિખારી થઈ બારણે બારણે રખડવું પડ્યું હોય, તેથી શોક થતો નથી, કેમકે જાગ્યા પછી ભિખારી તે ભિખારી જ છે ને રાજા તે રાજા જ છે: તેમ મુમુક્ષુ પુરુષોને અન્ય શાસ્ત્રનાં જ્ઞાનનું સુખ દુઃખ સ્વપ્નનાં સુખ દુઃખ જેવું છે; તેઓને ગણતીમાં લેતા નથી; કેમકે તે સુખ તો ક્ષણિક છે, તેમ વળી ન્યૂનાધિકતારૂપ દોષવાળાં તે પણ હોય છે. તે ન્યૂનતા અને અધિકતા સાપેક્ષિક હોય છે; કોઇની તેમાં અપેક્ષાથી અધિકતા હોય છે, ને કોઇની અપેક્ષાથી ન્યૂનતા હોય છે. તેથી જેમ અધિકતાથી સુખ થાય છે તેમ ન્યૂનતાથી દુઃખ થાય છે. એ પ્રમાણે અધિકતા (શ્રેષ્ઠતા) ન્યૂનતા (અધમતા) નિયત (નિશ્ચયવાળું) નથી, એટલા જ માટે તેથી થતું સુખ દુઃખ પણ નિયત નથી. તેવી જ રીતે, શાસ્ત્રસુખ પણ તેમને નિયત નથી; કેમકે તે ક્ષણિક છે, માટે, ભ્રાંત પુરુષોને અન્ય શાસ્ત્રનાં જ્ઞાનથી ઐહિક સુખ પ્રાપ્ત થતુ નથી એમ અમે કહીએ છિયે તે સત્ય છે. ૨૧૮

### મુમુક્ષુનું કર્તવ્ય-બ્રહ્મવિચાર

હે શિષ્ય! એ ભ્રાંત પુરુષો જીવ અને ઈશ્વર વિષે ફોકટમાં કપાળકૂટ કરે છે, અને તેમાં મોજ માને છે, પણ મુમુક્ષુ પુરુષોએ એ જીવેશ્વરવાદમાં મન રાખવું નહિ.

શિષ્ય-જ્યારે મુમુક્ષુ પુરુષોએ જીવેશ્વરવાદમાં મન રાખવું નહિ ત્યારે શું કરવું?

ગુરુ-મુમુક્ષુ પુરુષોએ સદા બ્રહ્મતત્ત્વ જાણવાનો જ, શોધવાનો વિચાર કર્યા કરવો, અને બ્રહ્મતત્ત્વને જાણવામાં કાળ ગાળવો.

શિષ્ય-મુમુક્ષુ પુરુષોએ જીવેશ્વરવાદમાં અભિનિવેશ ન રાખવો ને બ્રહ્મતત્ત્વ જાણવું એવું કારણ શું?

ગુરુ-કારણ કે, મુમુક્ષુ પુરુષોની પ્રવૃત્તિ મુક્તિ માટે હોય છે. તે મુક્તિ જીવેશ્વરવાદથી પ્રાપ્ત થતી નથી, પરંતુ બ્રહ્મતત્ત્વ જાણવાથી જ પ્રાપ્ત થાય છે. માટે, મુમુક્ષુ પુરુષોએ આડીતેડી વાતને છોડી દેઇ, બ્રહ્મતત્ત્વનો વિચાર કરવો અને બ્રહ્મતત્ત્વ અવશ્ય જાણવું. ૨૧૯

**અવતરણિકા**-જીવનાં અને ઈશ્વરનાં સ્વરૂપને જાણવાની આવશ્યકતા વિષે શિષ્ય શંકા કરે છે અને ગુરુ તેનું સમાધાન કરે છે.

पूर्वपक्षतया तौ चेत्तत्त्वनिश्चयहेतुताम् ।
प्राप्नुतोऽस्तु निमज्जस्व तयोर्नैतावताऽवश. ॥

શબ્દાર્થ-જો તે બે (જીવ અને ઈશ્વર) પૂર્વપક્ષ કરીને તત્ત્વનિશ્ચયની હેતુતાને પ્રાપ્ત થતા હોય તો ભલે; (પણ) એટલાએ કરીને (જીવના અને ઈશ્વરના સ્વરૂપના જ્ઞાનથી) વિવેકરહિત થઈને તેમાં (જીવના અને ઈશ્વરના સ્વરૂપમાં) ન બૂડવું. ૨૨૦

## ચન્દ્રકાન્ત વિવરણ

શિષ્ય–તત્ત્વનિશ્ચય એ મુક્તિનું કારણ છે, એટલા માટે મુમુક્ષુ પુરુષોને તત્ત્વનિશ્ચયની આવશ્યકતા હોય છે. એ તત્ત્વનિશ્ચય, નિત્ય વસ્તુ તથા અનિત્ય વસ્તુના જ્ઞાનને આધીન હોય છે. નિત્ય વસ્તુના જ્ઞાનથી તેનું ગ્રહણ થઈ શકે છે, અને અનિત્ય વસ્તુના જ્ઞાનથી અનિત્ય વસ્તુનો ત્યાગ થઈ શકે છે. હવે જીવ અને ઈશ્વર અનિત્ય છે, અને બ્રહ્મતત્ત્વ નિત્ય છે. નિત્યપણાનું ગ્રહણ કરવા માટે બ્રહ્મતત્ત્વના જ્ઞાનની આવશ્યકતા છે, તેમ અનિત્યપણાએ કરીને જીવ તથા ઈશ્વરના ત્યાગ માટે તેઓનાં સ્વરૂપના જ્ઞાનની પણ આવશ્યકતા છે જ.

ગુરુ–ના, નથી જ. જીવેશ્વરના ત્યાગમાટે તેના સ્વરૂપના જ્ઞાનની આવશ્યકતા નથી; કેમકે એથી પૂર્વપક્ષનો ત્યાગ થાય છે, અને ઉત્તરપક્ષનું ગ્રહણ થાય છે. હવે પૂર્વપક્ષથી જીવ તથા ઈશ્વરના ત્યાગ માટે, તેના સ્વરૂપના જ્ઞાનની આવશ્યકતા હોય તો ભલે તેમ કરી જીવેશ્વરનું સ્વરૂપ જાણવું, તેમાં કંઇ વાંધો નથી.

શિષ્ય–ત્યારે તમે જીવેશ્વરવાદનો નિષેધ કેમ કરો છો ?

ગુરુ–જીવ અને ઈશ્વરનાં સ્વરૂપના જ્ઞાનનો અમે નિષેધ કરતા નથી; પરંતુ જીવેશ્વરવાદમાં મન લગાડવાનો નિષેધ કરીએ છિયે. જેમ, પાણીના તેજદાર હીરાના જ્ઞાન માટે પ્રથમ કાચના જ્ઞાનની અને પછી હલકા હીરાના જ્ઞાનની જરૂર છે, પણ એ બંનેનું જ્ઞાન થયા પછી ઝવેરી, કાચને તથા હલકા હીરાને તજી ઉત્તમ હીરાને પારખી શકે છે, અને તેને જ ગ્રહણ કરે છે; તેમ બ્રહ્મતત્ત્વનાં જ્ઞાન માટે પ્રથમ જીવ અને ઈશ્વરનાં સ્વરૂપના જ્ઞાનની આવશ્યકતા છે; પરતુ તેમનું જ્ઞાન થયા પછી, મુમુક્ષુ પુરુષ, જીવ તથા ઈશ્વરને તજી, બ્રહ્મતત્ત્વનું જ ગ્રહણ કરે છે. બ્રહ્મતત્ત્વજ્ઞાનમાં, જીવેશ્વરનાં સ્વરૂપનું જ્ઞાન કારણ છે; માટે પ્રથમ જીવેશ્વરનું સ્વરૂપ જાણવું જોઇએ. એ જીવેશ્વરનાં સ્વરૂપમાં નિર્ણાયક શાસ્ત્રો પૂર્વપક્ષ છે, તેથી તેમનો ત્યાગ કરવો જરૂરનો છે. પણ તે પૂર્વપક્ષને જ સત્ય ગણીને તેમાં ખૂટી જવું નહિ; એટલે જીવેશ્વરનું સ્વરૂપ જાણી, આગળ બ્રહ્મતત્ત્વ જાણવાની જરૂર નથી, એમ વિચારી અટકી પડવું નહિ, પણ તે જાણવાની જરૂર છે, એવા અભિપ્રાયથી અમે પ્રથમ જીવેશ્વરવાદમાં અભિનિવેશ ન રાખવાનું કહ્યું છે. ૨૨૦

અવતરણિકા સાંખ્ય તથા યોગમાં જીવ અને ઈશ્વર બંને શુદ્ધ ચૈતન્યરૂપ છે, તેથી તેઓ ગ્રહણ કરવો જોઇએ; કેમકે, વેદાંતમાં જીવ અને ઈશ્વરને શુદ્ધ ચૈતન્યરૂપ જ માન્યા છે, તો પછી જીવઈશ્વરવાદની સામ્યતા કેમ ગણાયે? એવી રીતે શિષ્ય શંકા કરે છે. ગુરુ કહે છે કે, જીવઈશ્વરનો વાસ્તવભેદ (ખરો ભેદ) સાંખ્ય અને યોગ માને છે, વેદાંતશાસ્ત્ર તે નથી માનતું.

**असंगचिद्विभुर्जीवः सांख्योक्तस्तादृगीश्वरः**
**योगोक्तस्त्वमोरर्थौ शुद्धौ ताविति चेच्छृणु**
**न तत्त्वमोरुभावार्थावस्मत्सिद्धांततां गतौ।**
**अद्वैतबोधनायैव सा कक्षा काचिदिष्यते२२**

શબ્દાર્થ–જીવને અસંગ, ચિત્ અને વિભુ સાંખ્યમાં કહ્યો છે; તેવો જ (અસંગ, ચિત્ અને વિભુ) ઈશ્વર યોગમાં કહ્યો છે. તે (ઈશ્વર અને જીવ,) તત્ (પદ) અને ત્વં (પદ) ના શુદ્ધ અર્થરૂપ છે, એમ જો કહેતો હોય તો સાંભળ. તત્ તથા ત્વં (પદ) ના જે એ બે અર્થ છે તે અમારા સિદ્ધાંતને સંમત નથી; કેવળ અદ્વૈતના બોધને માટે જ તેવી એક કક્ષા અમને ઇષ્ટ છે. ૨૨૧–૨૨૨

## ચન્દ્રકાન્ત વિવરણ

### સાંખ્ય–યોગ અને વેદાંતનો ભેદ

શિષ્ય–સાંખ્ય શાસ્ત્રમાં જીવને અસંગ, ચિદ્રૂપ તથા વિભુ એટલે વ્યાપક કહ્યો છે; અને યોગશાસ્ત્રમાં ઈશ્વરને અસંગ, ચિદ્રૂપ તથા વિભુ કહ્યો છે. તમે પણ તત્પદના શુદ્ધ અર્થ ઈશ્વરને તથા ત્વંપદના શુદ્ધ અર્થ જીવને અસંગ, ચિદ્રૂપ તથા વિભુ માનો છો; તેથી સાંખ્ય, યોગ અને વેદાંત શાસ્ત્રના સિદ્ધાંતની એકતા જોવામાં આવે છે; તો પછી જીવેશ્વરવાદ કરનારા (સાંખ્ય તથા યોગ)ને પૂર્વ પક્ષવાળા કહો છો, અને તે તજવા યોગ્ય છે એમ કહો છો તેનું શું કારણ ? ૨૨૧

ગુરુ–યદ્યપિ સાંખ્યમતવાળા ઈશ્વરને શુદ્ધ ચૈતન્યરૂપ માને છે, તથાપિ તે સિદ્ધાંતને અમે

સ્વીકારતા નથી; કારણ કે, સાંખ્યમાં જીવનો વાસ્તવ ભેદ માન્યો છે; અને યોગમાં જીવ તથા ઈશ્વરનો વાસ્તવ ભેદ માન્યો છે.

શિષ્ય–ત્યારે તમારા સિદ્ધાંતરૂપ વેદાંતશાસ્ત્રમાં શુદ્ધ જીવ અને ઈશ્વરને કેવા માન્યા છે?

ગુરુ–વેદાંતશાસ્ત્રમાં તત્પદનો અર્થ ઈશ્વર માન્યો છે અને ત્વંપદનો અર્થ જીવ માન્યો છે. પરંતુ એ શુદ્ધ ઈશ્વર તથા જીવનો ખરેખરો ભેદ માન્યો નથી, પરંતુ અભેદતા માની છે.

શિષ્ય–ત્યારે વેદાંતશાસ્ત્રમાં 'જીવ' અને 'ઈશ્વર' એવો વ્યવહાર કેમ કર્યો છે? વળી કૂટસ્થ શબ્દે કરીને શુદ્ધ ચૈતન્યરૂપ ત્વંપદાર્થ, અને બ્રહ્મ શબ્દે કરીને શુદ્ધ ચૈતન્યરૂપ તત્પદાર્થ, એવી રીતે કૂટસ્થ તથા બ્રહ્મનો પણ ભેદ કહ્યો છે, તેનું કારણ સમજાવો.

**વેદાંતમાં અદ્વૈતના બોધને માટે કૂટસ્થ બ્રહ્મનો ભેદ માનેલો છે**

ગુરુ–યદ્યપિ જીવ અને ઈશ્વરનો ખરેખરો ભેદ નથી; તથાપિ વ્યવહારમાટે તેનો કલ્પિત ભેદ માન્યો છે. એટલા જ માટે, વેદાંતશાસ્ત્રમાં 'જીવ' અને 'ઈશ્વર' એ પ્રમાણે ભેદવ્યવહાર કર્યો છે. વળી જીવ અને ઈશ્વર એટલે-કૂટસ્થ અને બ્રહ્મનો ભેદ લોકપ્રસિદ્ધ છે, તેનો નિરાસ કરવા માટે અને તે સર્વની એકતા પ્રતિપાદન કરવા માટે, લોકપ્રસિદ્ધ ભેદનો અનુવાદ કર્યો છે, પરંતુ વેદાંતશાસ્ત્રમાં તેના ભેદનું પ્રતિપાદન કર્યું નથી. નિયમ એ છે કે પ્રથમ અધ્યારોપ અને પછી અપવાદ અધ્યારોપ વિના અપવાદ થઈ શકતો નથી દ્વૈતજ્ઞાન અધ્યારોપથી થાય છે, અને અદ્વૈતજ્ઞાન અપવાદથી થાય છે. દ્વૈતજ્ઞાન એટલે ભેદજ્ઞાન, અદ્વૈતજ્ઞાન એટલે અભેદજ્ઞાન એ અભેદજ્ઞાનમાં ભેદજ્ઞાન કારણ છે. એવી રીતે અભેદજ્ઞાનને માટે જ 'તત્' અને 'ત્વં' પદનો ભિન્ન અર્થ માન્યો છે. બ્રહ્મ અને કૂટસ્થ એનો તો નામમાત્રથી જ ભેદ છે, પરંતુ વસ્તુતાએ ભેદ નથી. ૨૨૨

અવતરણિકા–ત્વં પદાર્થના શોધનવિષે શિષ્ય શંકા કરે છે, તેપર ગુરુ સમાધાન કરે છે.

**अनादिमायया भ्रांता जीवेशौ सुविलक्षणौ।**
**मन्यंते तद्व्युदासाय केवलं शोधनं तयोः ॥**
**अत एवात्र दृष्टांतो योग्यः प्राक् सम्यगीरितः**
**घटाकाशमहाकाशजलाकाशाभ्रखात्मकः ॥**
**जलाभ्रोपाध्यधीने ते जलाकाशाभ्रखे तयोः ।**
**आधारौ तु घटाकाशमहाकाशौ सुनिर्मलौ ॥**
**एवमानंदविज्ञानमयौ मायाधियोर्वशौ ।**
**तदधिष्ठानकूटस्थब्रह्मणी तु सुनिर्मले २२६**

શબ્દાર્થ–અનાદિ માયાએ કરીને ભ્રાંત થયેલા પુરુષો જીવને અને ઈશ્વરને અત્યંત ભિન્ન માને છે, તે ભેદ મટાડવામાટે કેવળ તેઓનું (તત્ત્વં પદ ર્થોનું) શોધન કરવામાં આવે છે. એટલા જ માટે અત્ર (આ 'તત્ત્વં' પદાર્થના શોધનના વિષયમાં) ઘટાકાશ, મહાકાશ, જલાકાશ અને મેઘાકાશરૂપ યોગ્ય દૃષ્ટાંત, પૂર્વે સારી રીતે સમજાવ્યાં છે. જલાકાશ અને મેઘાકાશ, જલરૂપ અને અભ્ર(મેઘ)રૂપી ઉપધિને અધીન છે; અને તેના (જલાકાશ અને મેઘાકાશના) આધારરૂપ, ઘટાકાશ તથા મહાકાશ, અતિ નિર્મલ છે. તેમજ આનંદમય અને વિજ્ઞાનમય, માયા તથા બુદ્ધિને વશ છે; અને તે આનંદમય–ઈશ્વર અને વિજ્ઞાનમય–જીવના અધિષ્ઠાનરૂપ બ્રહ્મ તથા કૂટસ્થ તો અતિ નિર્મલ છે. ૨૨૩–૨૨૬

**ચન્દ્રકાન્ત વિવરણ**

**પદાર્થશોધનનું પ્રયોજન**

**(ભ્રાંતિ નિરાકરણ)**

શિષ્ય–જ્યારે વેદાંતશાસ્ત્રમાં જીવ અને ઈશ્વરનો ખરેખરો ભેદ નથી, ત્યારે તેમાં તત્પદાર્થ અને ત્વંપદાર્થનુ શોધન કેમ કર્યું છે?

ગુરુ–અવિદ્યા અનાદિ કાલની ચાલુ છે. તે અવિદ્યા સર્વને વ્યામોહ કરે છે, તેથી વિપરીત જ્ઞાનવાળા, ભ્રાંત પુરુષો કહેવાય છે જીવ, 'પારમાર્થિક કર્તૃતા અને ભોક્તૃતા આદિ ધર્મવાળો છે,' અને ઈશ્વર, 'પારમાર્થિક સર્વજ્ઞત્વ તથા સર્વેશ્વરત્વ આદિ ધર્મવાળો છે,' એમ ભ્રાંત પુરુષો કહે છે પણ એ તો તેઓનો કેવળ ભ્રમ છે; કેમકે વસ્તુતઃ જીવ, પારમાર્થિક કર્તૃતા તથા ભોક્તૃતા આદિ ધર્મવાળો નથી, અને ઈશ્વર, પારમાર્થિક સર્વજ્ઞત્વ અને સર્વેશ્વરત્વાદિ ધર્મ-

વાળો નથી; તેથી ત્વંપદાર્થ જીવ અને તત્પદાર્થ ઈશ્વરનું શોધન કરવું જોઇએ, અને ભ્રમની નિવૃત્તિ કરવી જોઇએ. એટલા માટે, વેદાંતશાસ્ત્રમાં ત્વંપદાર્થ તથા તત્પદાર્થનું શોધન કર્યું છે. ૨૨૩

### ચાર દૃષ્ટાંતિનું સ્મરણ

ભ્રાંત પુરુષો, જીવ અને ઈશ્વરનાં સ્વરૂપને જૂદી જૂદી રીતે વર્ણવે છે, તેથી તત્ત્વંપદાર્થનું શોધન અવશ્ય કરવું જોઇએ. એટલા માટે તત્પદાર્થના શોધનમાં પૂર્વે (ચાલતા પ્રકરણના ૧૮ મા શ્લોકમાં) ઘટાકાશ, મહાકાશ, જલાકાશ અને મેઘાકાશરૂપ દૃષ્ટાંત પણ આપ્યું છે. ૨૨૪

આકાશ, ચાર પ્રકારનાં છે; ઘટાકાશ, મહાકાશ, જલાકાશ, મેઘાકાશ. તેમાં બે આકાશ ઉપાધિવાળાં છે, એટલે બીજાને આધીન છે, અને બે આકાશ નિરુપાધિક છે, એટલે સ્વતંત્ર છે. જલની ઉપાધિથી જલાકાશ કહેવાય છે અને મેઘની ઉપાધિથી મેઘાકાશ કહેવાય છે. એ જલાકાશ, જલરૂપ ઉપાધિને અધીન અને મેઘાકાશ, મેઘરૂપ ઉપાધિને અધીન છે. આ રીતે મેઘાકાશ અને જલાકાશ બીજાને અધીન હોવાથી મિથ્યા છે. પણ જલાકાશ અને મેઘાકાશના અધિષ્ઠાનરૂપ ઘટાકાશ અને મહાકાશ તો સ્વતન્ત્ર છે, નિરુપાધિક છે અને આકાશસ્વરૂપ છે, માટે તે જ સત્ય છે. ૨૨૫

### દૃષ્ટાંતની દાર્ષ્ટાંતમાં યોજના

જેમ આકાશ ચાર પ્રકારનું છે, તેમ ચૈતન્ય પણ ચાર પ્રકારનું છે. કૂટસ્થ, બ્રહ્મ, જીવ અને ઈશ્વર; એ ચારમાંથી બે ચૈતન્ય ઉપાધિવાળાં છે એટલે અન્યાધીન છે, અને બે ચૈતન્ય નિરુપાધિક છે એટલે સ્વતંત્ર છે. જેમ જલાકાશ તેમ વિજ્ઞાનમય જીવ છે; જેમ મેઘાકાશ તેમ આનંદમય ઈશ્વર છે. એ બન્ને ઉપાધિવાળાં અને મિથ્યા છે. જેમ ઘટાકાશ તેમ કૂટસ્થ છે, ને જેમ મહાકાશ તેમ બ્રહ્મ છે. હવે જેમ જલાકાશ જલરૂપ ઉપાધિને અધીન છે માટે મિથ્યા છે; તેમ જીવ પણ વિજ્ઞાનરૂપ ઉપાધિને અધીન છે, માટે તે મિથ્યા છે. જેમ મેઘાકાશ મેઘરૂપ ઉપાધિને અધીન છે માટે મિથ્યા છે; તેમ ઈશ્વર પણ માયારૂપ ઉપાધિને અધીન છે, માટે મિથ્યા છે. જેમ જલાકાશ અને મેઘાકાશના અધિષ્ઠાનરૂપ ઘટાકાશ તથા મહાકાશ, નિરુપાધિક અને સ્વતંત્ર છે, માટે સત્ય છે; તેમ જીવ અને ઈશ્વરના અધિષ્ઠાનરૂપ કૂટસ્થ તથા બ્રહ્મ નિરુપાધિક અને સ્વતંત્ર છે, માટે સત્ય છે. જેમ ઘટાકાશ અને મહાકાશ ભિન્ન નથી, પરંતુ આકાશસ્વરૂપ છે, તેમ કૂટસ્થ અને બ્રહ્મ પણ ભિન્ન નથી, પરંતુ બ્રહ્મસ્વરૂપ એટલે શુદ્ધ ચૈતન્યસ્વરૂપ છે. ૨૨૬

અવતરણિકા–શિષ્ય સાંખ્ય–અને યોગ–મત સ્વીકારવા માટે આગ્રહ કરે છે; અને ગુરુ તેને હસી કાઢી, સાંખ્યશાસ્ત્ર અને યોગશાસ્ત્રનું વેદાંતમાં વિરોધપણું કેટા અંશમાં છે તે કહી, તેના વિચારનું ખંડન કરે છે.

**एतत्कक्षोपयोगेन सांख्ययोगौ मतौ यदि।**
**देहोऽन्नमयकक्षत्वादात्मत्वेनाभ्युपेयताम् ॥**
**आत्मभेदो जगत्सत्यमीशोऽन्यइति चेत्त्रयम्।**
**त्यज्यते तैस्तदा सांख्ययोगवेदांतसंमतिः ॥**

શબ્દાર્થ–તત્ (તે)–અને ત્વં (તું) પદાર્થના શોધનની કક્ષામાં તેનો ઉપયોગ હોવાથી, જો સાંખ્યને અને યોગને માન્ય ગણીએ તો, અન્નમયકોશની શોધન કક્ષામાં તે ઉપયોગી હોવાથી, દેહ જ આત્મા છે, એમ કેમ ન માનવું? આત્માનો ભેદ, જગત્ સત્ય અને અન્ય ઈશ્વર એ ત્રણ જો તેઓ (સાંખ્ય–તથા યોગમતવાળાઓ) વજી દે તો સાંખ્ય, યોગ અને વેદાંતની એકતા થાય. ૨૨૭–૨૨૮

### ચન્દ્રકાન્ત વિવરણ

#### લોકાયતાદિક મત સ્વીકારવા જોગ નથી

શિષ્ય–હે ગુરુદેવ! તત્ત્વં–'તે તું'–એ પદાર્થના શોધન માટે, યોગમત તથા સાંખ્યમતનો અંગીકાર કરવો જોઇએ; કેમકે યોગમાં તત્પદાર્થનું (ઈશ્વરનું) શોધન કર્યું છે, ને સાંખ્યમાં ત્વંપદાર્થનું (જીવનું) શોધન કર્યું છે માટે એ તત્ત્વપદાર્થનું શોધન તત્ત્વજ્ઞાનમાં બહુ ઉપયોગી છે.

ગુરુ–એ કહેવું માન્ય ન કરાય. તત્ત્વંપદાર્થના શોધનમાં, યોગમત તથા સાંખ્યમત ઉપયોગી હોય તોપણ તેનો અમે સ્વીકાર કરીશું નહિ. જો યોગમત અને સાંખ્યમતનો સ્વીકાર કરીએ તો ચાર્વાકાદિકનાં મત પણ અમારે સ્વીકારવાં જોઇએ; કેમકે તત્ત્વપદાર્થના શોધન માટે જેમ યોગાદિક ઉપયોગી છે, તેમ અન્નમયકોશન

શોધન સમયમાં, અન્નમયકોશને આત્મા કહેવાવાળા ચાર્વાકિદિકનાં મત પણ ઉપયોગી છે. માટે જેમ અમે અન્નમયકોશની આત્મતાનો અંગીકાર કરતા નથી, તેમ યોગશાસ્ત્ર અને સાંખ્યશાસ્ત્રનાં મતનો પણ સ્વીકાર કરતા નથી. ૨૨૭

### સાંખ્ય અને યોગનો વેદાંતથી વિરોધ છે

શિષ્ય-દેહાત્મવાદ એટલે ચાર્વાકાદિકનું મત વેદાંતથી તો સર્વથા વિરુદ્ધ છે, તેથી તેનો સ્વીકાર ન કરવો એ તો ખરું જ, પરંતુ સાંખ્યમત અને યોગમત તો વેદાંતથી વિરુદ્ધ નથી; કેમકે સાંખ્ય અને યોગ પણ વેદાંતની પેઠે આત્માને અને ઈશ્વરને શુદ્ધ ચૈતન્યરૂપ માને છે, ત્યારે તેનો સ્વીકાર કરવામાં શી હાનિ છે?

ગુરુ-જેમ દેહાત્મવાદ, વેદાંતથી વિરુદ્ધ છે, તેમ સાંખ્ય અને યોગ પણ વેદાંતથી વિરુદ્ધ જ છે.

શિષ્ય-વેદાંતમાં આત્માને દેહથી ભિન્ન માન્યો છે, અને દેહાત્મવાદમાં આત્માને દેહસ્વરૂપ માન્યો છે; એમ વેદાંતનો અને દેહાત્મવાદનો વિરોધ ત્યાં સ્પષ્ટ છે; પણ વેદાંતનો અને સાંખ્ય તથા યોગનો વિરોધ સ્પષ્ટ નથી; માટે કયા અંશમાં તેનો વિરોધ છે તે સમજાવો.

ગુરુ-સાંખ્યમાં આત્માને અસંગ ચૈતન્યસ્વરૂપ માન્યો છે, તેટલું છતાં આત્માનો ભેદ માન્યો છે. વેદાંતશાસ્ત્રમાં તો આત્માનો ભેદ માન્યો નથી, પરંતુ અભેદ માન્યો છે. વળી યોગમાં આત્માને ભિન્ન માન્યો છે અને ઈશ્વરને ભિન્ન માન્યો છે, અને વેદાંતમાં આત્માનો અને ઈશ્વરનો ભેદ માન્યો નથી. સાંખ્યમાં અને યોગમાં જગતને સત્ય માન્યું છે, અને વેદાંતમાં જગતને મિથ્યા માન્યું છે. માટે, આત્માના ભેદમાં, જગતની સત્યતામાં અને આત્માના તથા ઈશ્વરના ભેદમાં, સાંખ્યનો અને યોગનો, વેદાંતની સામે વિરોધ ખુલ્લેખુલ્લો જ છે.

શિષ્ય-યોગ, સાંખ્ય અને વેદાંત, એ ત્રણેના મતની એકતા કરી શકાય ખરી કે?

ગુરુ-હા, કરી શકાય. જો સાંખ્ય અને યોગ, આત્માના ભેદનો, જગતની સત્યતાનો અને આત્મા તથા ઈશ્વરના ભેદનો ત્યાગ કરે અને આત્માની અભેદતાનો, જગતની અસત્યતાનો અને આત્મા તથા ઈશ્વરની એકતાનો સ્વીકાર કરે તો, એ ત્રણે શાસ્ત્રના મતની એકતા થાય. ૨૨૮

અવતરણિકા-જીવાત્માને અસંગતાના જ્ઞાનથી જ મુક્તિ મળે છે તો પછી, અદ્વૈતબોધનું પ્રયોજન શું? એવો શિષ્યનો પ્રશ્ન છે, તે ઉપર ગુરુ કહે છે.

जीवोऽसंगत्वमात्रेण कृतार्थ इति चेत्तदा ।
स्रक्चंदनादिनित्यत्वमात्रेणापि कृतार्थता ॥
यथा स्रगादिनित्यत्वं दुःसंपाद्यं तथात्मनः ।
असंगत्वं न संभाव्यं जीवतोर्जगदीशयोः ॥
अवश्यं प्रकृतिः सङ्गं पुरेवापादयेत्तथा ।
नियच्छत्येतमीशोऽपि कोऽस्य मोक्षस्तथा सति ॥ २३१ ॥

શબ્દાર્થ-જીવ જો અસંગપણાએ કરીને જ કૃતાર્થ છે, એમ જો કહેતો હોય તો માળા અને ચંદન આદિની નિત્યતા જાણવા માત્રથી પણ કૃતાર્થતા થશે જ. (પણ) જેમ માળા આદિનું નિત્યત્વ પ્રતિપાદન કરવું કઠિન છે, તેમ જગત્ અને ઈશ્વર વિદ્યમાન સતે, આત્માનું અસંગપણું સંભવે નહિ. પ્રકૃતિ (માયા) પૂર્વની પેઠે અવશ્ય સંગ ઉત્પન્ન કરે છે, અને ઈશ્વર પણ તેને (જીવને) પ્રેરણા કરે છે, અને તેમ હોય ત્યાં જીવનો મોક્ષ કેવી રીતે થાય? ૨૨૯-૨૩૧

### ચન્દ્રકાન્ત વિવરણ

#### અદ્વૈત બોધનું પ્રયોજન

શિષ્ય-જીવ અસંગ છે, એટલા જ્ઞાનથી મુક્તિ પ્રાપ્ત થાય છે, ત્યારે અદ્વૈત બોધનું શું પ્રયોજન છે?

ગુરુ-કેવલ 'જીવ અસગ છે' એટલા જ્ઞાનથી કંઈ મુક્તિની પ્રાપ્તિ થતી નથી; કેમકે જો જીવનાં અસંગપણાને જાણવાથી જ મુક્તિ પ્રાપ્ત થતી હોય, તો પછી માળા અને ચંદન આદિ પદાર્થોની અનિત્યતા જાણવાથી પણ મુક્તિની પ્રાપ્તિ થશે, પરંતુ તેમ થતું નથી. પણ અદ્વૈત જ્ઞાનથી જ મુક્તિની પ્રાપ્તિ થાય છે. એ અદ્વૈત જ્ઞાન વિના જીવનું અસંગત્વાદિક સંભવતું નથી. જ્ઞાનથી જ જીવનું અસગત્વ સંભવે છે અને તેથી મુક્તિ પ્રાપ્ત થાય છે, એટલા માટે અદ્વૈતબોધનું પ્રયોજન છે. ૨૨૯

શિષ્ય—માળા અને ચંદન આદિ પદાર્થોની

નિત્યતા સિદ્ધ થતી નથી; કેમકે તેની ઉત્પત્તિ અને નાશ પ્રત્યક્ષ નજરે પડે છે.

ગુરુ—જેમ માળાની નિત્યતા સિદ્ધ થતી નથી, તેમ જગત્ અને ઈશ્વરરૂપ દ્વૈત વિદ્યમાન છતાં અદ્વૈતજ્ઞાન વિના, આત્માની અસંગતા સિદ્ધ થતી નથી. આત્માની અસંગતા સિદ્ધ થવામાં અદ્વૈત જ્ઞાનનું મુખ્ય પ્રયોજન છે. ૨૩૦

શિષ્ય-અદ્વૈતબોધ વિના આત્માની અસંગતાની અસિદ્ધિ કેમ થાય છે તે કહો.

ગુરુ-સંગને ઉત્પન્ન કરવો, એ પ્રકૃતિ એટલે માયાનો સ્વભાવ છે. હવે જો પ્રકૃતિને સત્ય માનીએ તો તે પ્રકૃતિ પોતાના સ્વભાવને અનુસરી આગળ પ્રમાણે જીવને સંગવાળો કરશે. વળી જગતને સત્ય માનીએ તો તેમાં રાગદ્વેષાદિક અવશ્ય પ્રાપ્ત થાય, અને તેથી સંસારમાં વૈરાગ્ય થાય નહિ. હવે જો ઈશ્વરને આત્માથી ભિન્ન માનીએ ને તેનો નિયામક માનીએ તો, આત્માને સર્વદા પરતંત્ર રહેવું પડશે, અને પુણ્ય-પાપરૂપ કર્મમાં દોરાવું પડશે. એ પ્રમાણે સંગ-વાળા, રાગદ્વેષાદિ સહિત અને પરતંત્રતાવાળા આત્માનો મોક્ષ કેમ થાય? તેવા આત્માનો સર્વથા મોક્ષ થાય જ નહિ. પ્રકૃતિ અને જગતને સત્ય માનવાથી તથા ઈશ્વરને ભિન્ન નિયંતા માનવાથી જીવનો મોક્ષ સિદ્ધ થતો નથી; માટે, પ્રકૃતિ અને જગતને સત્ય માનવાં નહિ, પણ મિથ્યા માનવાં જોઇએ, અને ઈશ્વરને ભિન્ન નિયામક માનવો નહિ, પરંતુ બન્નેની એકતા માનવી જોઇએ. ૨૩૧

અવતરણિકા-સંગ તથા નિયમન, એ અવિદ્યાનાં-અવિવેકનાં કાર્ય છે, અને વિવેક થવાથી એ અવિવેકનો નાશ થાય છે, એમ શિષ્ય પ્રશ્ન કરે છે, તે પરથી ગુરુ કહે છે.

अविवेककृतः सङ्गो नियमश्चेति चेत्तदा ।
बलादापतितो मायावादः सांख्यस्य दुर्मतेः॥

શબ્દાર્થ—અવિવેકથી સંગ અને નિયમન થાય છે, એમ જો તું કહેતો હોય તો વિપરીત બુદ્ધિવાળા સાંખ્યને પરાણે માયાવાદ આવીને નડ્યો. ૨૩૨

### ચન્દ્રકાન્ત વિવરણ

શિષ્ય-સંગ એટલે અધ્યાસ અને નિયમન એ બન્ને અવિવેકનાં કાર્ય છે, માટે અવિવેકની નિવૃત્તિ થયા પછી, ફરીથી એ સંગ અને નિયમનની ઉત્પત્તિ ક્યાંથી થાય?

ગુરુ-કહે, અવિવેકની નિવૃત્તિ કેમ થાય?

શિષ્ય-વિવેકથી અવિવેકની નિવૃત્તિ થાય છે.

ગુરુ-વિવેકથી અવિવેકની નિવૃત્તિ થાય અને પછી સંગાદિક ઉત્પન્ન થતાં નથી, એવો વેદાંત-શાસ્ત્રનો સિદ્ધાંત છે. તેનો સ્વીકાર કરવાથી અપસિદ્ધાંત થશે; કેમકે તું સાંખ્યના કહેલા સિદ્ધાંતને મૂકી વેદાંત સિદ્ધાંતનો સ્વીકાર કરે છે. વળી તારાપ્રતિ આ ઉપરથી બીજા અનેક પ્રશ્નો ઉભા થાય છે. કહે, અવિવેક એટલે શું? વિવેકનો અભાવ તે અવિવેક, અથવા વિવેકથી ઉલટો તે અવિવેક, કે અવિવેક એટલે વિવેકનો વિરોધી.

શિષ્ય-અવિવેક એટલે વિવેકનો અભાવ.

ગુરુ-અવિવેકનો અર્થ વિવેકનો અભાવ માનીશ તો સંગ અને નિયમનની સિદ્ધિ થશે નહિ; કેમકે અવિવેક પોતે જ અભાવસ્વરૂપ છે; અને સંગ તથા નિયમન ભાવસ્વરૂપ છે. એ અભાવસ્વરૂપ અવિવેક, ભાવસ્વરૂપ સંગ તથા નિયમનને ઉત્પન્ન કરી શકશે નહિ, તેથી અવિવેકનો અર્થ વિવેકનો અભાવ એમ કરવો એ ખરો નથી.

શિષ્ય-ત્યારે હું અવિવેક શબ્દનો અર્થ, વિવેકથી જે ઉલટો તે માનીશ.

ગુરુ-અવિવેક શબ્દનો અર્થ, વિવેકથી ઉલટો માનશે તો, વિવેકથી જુદા ઘટપટાદિક પદાર્થને પણ સંગની કારણતા થવી જોઇશે. પરંતુ ઘટાદિ પદાર્થોને સંગની કારણતા જોવામાં આવતી નથી, માટે અવિવેક શબ્દનો અર્થ, વિવેકથી ઉલટો માનવો પણ યોગ્ય નથી.

શિષ્ય-ત્યારે અવિવેક શબ્દનો અર્થ, વિવેકનો વિરોધી માનીશું.

ગુરુ-અવિવેક કહેતાં વિવેકનો વિરોધી. તેનો અર્થ ભાવરૂપ અજ્ઞાન; અને એમ તો અમે માનીએ છિયે, અને તું પણ તેમ માનવાનું સ્વીકારે છે; તેથી તને માયાવાદનો પ્રસંગ નડે છે; એટલે અપસિદ્ધાંતની પ્રાપ્તિ થાય છે. ૨૩૨

અવતરણિકા-શિષ્ય એવો વિચાર દર્શાવે છે કે, અદ્વૈતનો અંગીકાર કરવાથી બંધ મોક્ષની વ્યવસ્થાનો

સંભવ રહેતો નથી, માટે આત્માનો ભેદ સ્વીકારવો જ જોઇએ ગુરુ તેનું ખંડન કરતા કહે છે કે, બંધ મોક્ષનું કારણ તો માયા છે

बंधमोक्षव्यवस्थार्थमात्मनानात्वमिष्यताम्।
इति चेन्न यतो माया व्यवस्थापयितुं क्षमा
दुर्घटं घटयामीति विरुद्धं किं न पश्यसि।
वास्तवौ बंधमोक्षौ तु श्रुतिर्न सहतेतराम्॥
न निरोधो न चोत्पत्तिर्न बद्धो न च साधकः।
न मुमुक्षुर्न वै मुक्त इत्येषा परमार्थता॥२३५॥
मायाख्यायाः कामधेनोर्वत्सौ जीवेश्वरावुभौ।
यथेच्छं पिबतो द्वैतं तत्त्वं त्वद्वैतमेव हि॥

શબ્દાર્થ–બંધ અને મોક્ષની વ્યવસ્થા કરવા માટે આત્માનું અનેકપણું માન્ય કરો, એમ જો તું કહેતો હોય તો એમ નથી, કારણ કે, તે વ્યવસ્થા કરવા માટે માયા સમર્થ છે 'હું દુર્ઘટને ઘટાવુ છુ,' આ પ્રમાણેનો માયાનો વિરુદ્ધ સ્વભાવ તું શું નથી જોતો ? બંધ અને મોક્ષની સત્યતા શ્રુતિ સહન કરતી નથી નાશે નથી; ઉત્પત્તિએ નથી, બંધે નથી, સાધકે નથી, મુમુક્ષુએ નથી, ને મુક્તે નથી,–એ જ પરમાર્થતા. માયા નામની કામધેનુના જીવ અને ઈશ્વર એ બે વાછડા છે. તે ઇચ્છા પ્રમાણે દ્વૈતનું પાન કરે છે, પરંતુ તત્ત્વ તો અદ્વૈત જ છે ૨૩૩-૨૩૬

### ચન્દ્રકાન્ત વિવરણ

### અદ્વૈત મતમાં માયાવડે બંધમોક્ષની વ્યવસ્થા છે

શિષ્ય–તમારા અદ્વૈતવાદમા આત્મા એક માન્યો છે, તેથી બંધ અને મોક્ષની વ્યવસ્થા થઈ શકતી નથી એક આત્માનો બંધ થવાથી સર્વનો બંધ થશે, અને એકનો મોક્ષ થવાથી સર્વનો મોક્ષ થશે, કેમકે આત્મા જ્યા છે ત્યા એક જ છે

ગુરુ–અનેક આત્મા માનવાથી બંધ અને મોક્ષની વ્યવસ્થા કેવી રીતે થશે, તે કહે

શિષ્ય અનેક આત્મા માનવાથી જેને જ્ઞાન થાય તેને મોક્ષ મળે, અને જેને જ્ઞાન ન થયુ હોય તેને સાસારિક દુખો ભોગવવા પડે, એ પ્રમાણે બંધ અને મોક્ષની વ્યવસ્થા થાય છે એટલા માટે, હે ગુરુ દેવ ! ભલા થઈ તમે પણ આ માની અનેકતાનો સ્વીકાર કરો

ગુરુ–હે શિષ્ય ! તું જે યથાર્થ ન સમજે તેમા શકા ન કર, અને તેમ કરી મૂર્ખ ન બન આત્મા એક જ છે પણ તેને માયાએ કરીને બંધ થાય છે, અને માયાએ કરીને તેનો મોક્ષ થાય છે એવી રીતે અદ્વૈતવાદમા બંધ અને મોક્ષની વ્યવસ્થા થાય છે માટે આત્માની અનેકતા માનવી સુલભ નથી ૨૩૩

શિષ્ય–ત્યારે માયા પણ એક જ આત્માના બંધ અને મોક્ષની વ્યવસ્થા કેવી રીતે કરી શકે ?

ગુરુ–અઘટિત પદાર્થોની ઘટના કરવી એ માયાનો સ્વભાવ જ છે, તેથી એક જ આત્માના બંધ અને મોક્ષ દુર્ઘટ છે, તથાપિ માયા તેની ઘટના કરી શકે છે માટે આત્માને અનેક માનવાની આવશ્યકતા નથી

શિષ્ય–બંધ અને મોક્ષ સત્ય છે કે નહિ ?

ગુરુ–ના, બંધ અને મોક્ષ બેઉ પણ સત્ય નથી એ બન્ને અવિદ્યાએ કરીને કલ્પિત છે

શિષ્ય–બંધ અવિદ્યાનું કાર્ય છે, તેથી બંધને અવિદ્યાકલ્પિત માનવો યોગ્ય છે, પરંતુ મોક્ષ તો અવિદ્યાનું કાર્ય નથી, તેથી તેને સત્ય માનવો જોઇએ, તેમ છતા પણ તમે મોક્ષને અવિદ્યા કલ્પિત કેમ માનો છો ?

ગુરુ–મોક્ષનો બંધની સાથે જ સબંધ છે મોક્ષ થયો એમ કહેવાથી પ્રથમ બંધન હતું એમ સિદ્ધ થાય છે પ્રથમ બંધન, અને પછી મોક્ષ મોક્ષ એટલે બંધનની નિવૃત્તિ વાતમા બોલાય છે કે, કેદમા હતો તેમાંથી છૂટ્યો એમાં પ્રથમ કેદ અને પછી છૂટવું છે, તેમ પ્રથમ બંધ ને પછી મોક્ષ છે એ બંધ અવિદ્યાકલ્પિત છે, માટે તે જેમ મિથ્યા છે, તેમ મોક્ષ પણ અવિદ્યાકલ્પિત છે, માટે મિથ્યા છે બંધની પેઠે જ મોક્ષની સત્યતાને પણ શ્રુતિ સ્વીકારતી નથી ૨૩૪

### વાસ્તવ બંધમોક્ષના નિષેધની શ્રુતિ

આત્માનો નિરોધ એટલે નાશ થતો નથી, કારણ કે, આત્મા અવિનાશી છે આત્માની દેહ સબંધથી ઉત્પત્તિ પણ થતી નથી, કેમકે આત્મા અસગ છે, તેમ આત્માને બંધન નથી, એટલે પુણ્ય, પાપ અને તેના ફલ સુખદુખાદિ ધર્મોએ

નથી. આત્મા સર્વદા સિદ્ધ છે, અને તેથી તેને સાધનાની પણ જરાએ અપેક્ષા નથી; આત્મા મુમુક્ષુ નથી, કેમકે તે સર્વદા મુક્ત છે; આત્મા મુક્ત નથી, કારણ કે મુક્ત સ્થિતિ, બદ્ધ સાથે સંબંધ રાખે છે, કારણ કે જે બદ્ધ હોય તે કાળે કરીને મુક્ત થાય, પણ આત્મા કોઈ કાળે બદ્ધ નથી, એટલે મુક્ત પણ નથી. આનું જ નામ પરમાર્થતા એટલે અદ્વૈતપણું. આત્માને એ સર્વ સાથે વસ્તુતાએ સંબંધ જ નથી. ૨૩૫

**જીવ-ઈશ્વરાદિ ભેદના માયાપણાની સમાપ્તિ**

જેને હું માયા કહે છે તે માયા તો કામધેનુ જેવી છે, તેનાં બે વાછરડાં છે: જીવ અને ઈશ્વર. જેમ વાછરડાં ગાયના દુધનું પાન કરે છે, તેમ જીવ અને ઈશ્વર પણ માયાના દ્વૈતરૂપી દુધનું પાન ભલે કર્યા કરો, પણ તેથી તત્ત્વમાં કોઈ જાતનો બાધ આવતો નથી.

શિષ્ય–તત્ત્વ કેવું છે?

ગુરુ–તત્ત્વ તો અદ્વૈત છે. એ અદ્વૈત તત્ત્વમાં માયા, જીવ કે ઈશ્વર કોઈ પણ નથી. ૨૩૬

**અવતરણિકા**–કૂટસ્થ અને બ્રહ્મમાં કંઈ પણ ભેદ છે કે નથી, અને છે તો તે શું પારમાર્થિક છે? એમ શિષ્યે પૂછતાં, ગુરુ કહે છે.

**कूटस्थब्रह्मणोर्भेदो नाममात्राद्दते न हि ।**
**घटाकाशमहाकाशौ वियुज्येते न हि क्वचित् ॥ २३७ ॥**

**શબ્દાર્થ**–જેમ ઘટાકાશ તથા મહાકાશનો 'વાસ્તવભેદ' કશો નથી, તેમ કૂટસ્થ અને બ્રહ્મનો ભેદ નામ માત્ર સિવાય જરા પણ નથી. ૨૩૭

**ચન્દ્રકાન્ત વિવરણ**

**કૂટસ્થ અને બ્રહ્મના ભેદનો અભાવ**

શિષ્ય–જીવ અને ઈશ્વર બન્ને માયિક છે, તેથી તેનો ભેદ પણ માયિક હોય તો ભલે રહ્યો; પરંતુ કૂટસ્થ અને બ્રહ્મ તો પારમાર્થિક છે, તેથી તેનો ભેદ પણ પારમાર્થિક સિદ્ધ થશે; પણ તેથી અદ્વૈતપણાની હાનિ થશે.

ગુરુ–કૂટસ્થ અને બ્રહ્મનો પારમાર્થિક ભેદ જ નથી, તેથી અદ્વૈતપણાની હાનિ થતી નથી.

શિષ્ય–જ્યારે કૂટસ્થ અને બ્રહ્મનો પારમાર્થિક ભેદ નથી, ત્યારે 'કૂટસ્થ' અને 'બ્રહ્મ' એવી રીતે નામ ભેદ કેમ છે, અને દ્વૈત પ્રતીતિ કેમ થાય છે?

ગુરુ–કૂટસ્થ અને બ્રહ્મનો નામમાત્રથી જ ભેદ છે, એટલે 'કૂટસ્થ' તેજ 'બ્રહ્મ' ને બ્રહ્મ તે જ કૂટસ્થ, એ પ્રમાણે નામનો જ ભેદ છે; પણ વસ્તુભેદ નથી. કૂટસ્થ ને બ્રહ્મની દ્વૈતપ્રતીતિમાં નામના ભેદ વિના બીજું કાંઈ પણ કારણ નથી. જેમ ઘટાકાશ અને મહાકાશ, પરસ્પર ભિન્ન નથી, પરંતુ એક જ છે; તેમ કૂટસ્થ અને બ્રહ્મ પણ પરસ્પર ભિન્ન નથી, પણ એક જ છે. ૨૩૭

**અવતરણિકા**–એવી રીતે ભેદના મિથ્યાત્વ સમર્થનથી શું ફળ થાય છે, તે ગુરુ કહે છે.

**यदद्वैतं श्रुतं सृष्टेः प्राक्तदेवाद्य चोपरि ।**
**मुक्तावपि वृथा माया भ्रामयत्यखिलान् जनान् ॥ २३८ ॥**

**શબ્દાર્થ**–સૃષ્ટિની પહેલાં અદ્વૈત હતું એમ સાંભળ્યું છે. તે જ અદ્વૈત આજ એટલે વર્તમાન કાલમાં છે; ભવિષ્ય કાલમાં છે અને મુક્તિમાં પણ છે જ. છતાં માયા સર્વ જનોને વૃથા ભમાવે છે. ૨૩૮

**ચન્દ્રકાન્ત વિવરણ**

**ભેદ મિથ્યા છે એમ સાબિત કરવાથી ફળ શું?–અદ્વૈતનિશ્ચય**

શિષ્ય–તમે ભેદના મિથ્યાત્વનું સમર્થન કર્યું, તેનું શું પ્રયોજન છે?

ગુરુ–'सदेव सोम्येदमग्र आसीत् एकमेवाद्वितीयम् ।' હે સોમ્ય! સૃષ્ટિની પહેલાં આ (જગત્) સદા (સજાતીય, વિજાતીય અને સ્વગત એવા ભેદ-રહિત) એક જ, અદ્વિતીય હતું,' એવું વચન છે. એ શ્રુતિમાં જે અદ્વિતીય બ્રહ્મનું પ્રતિપાદન કર્યું છે, તે જ અદ્વિતીય બ્રહ્મ ભૂત, ભવિષ્ય અને વર્તમાન ત્રણે કાલમાં અબાધ્ય છે; માટે ત્રણે કાલમાં અદ્વિતીય બ્રહ્મ સત્ય છે, પણ તેના સિવાયના જીવ, ઈશ્વર એવા ભેદ સત્ય નથી.

શિષ્ય–જ્યારે ત્રણે કાલમાં ભેદ નથી, ત્યારે સર્વ પુરુષો ભેદવિષે આગ્રહ કેમ કરે છે?

ગુરુ–જે તત્ત્વજ્ઞાનથી રહિત હોય છે તે જ ભેદ વિષે આગ્રહ કરે છે, પરંતુ તત્ત્વજ્ઞાનવાળા આગ્રહ કરતા નથી; કારણ કે, તત્ત્વજ્ઞાનરહિત પુરુષોને માયા વૃથા ભમાવે છે, પણ તત્ત્વજ્ઞાન-વાળાને તે ભમાવી શકતી નથી. ૨૩૮

અવતરણિકા-શિષ્ય કહે છે કે, જેઓ તત્ત્વજ્ઞાનથી પ્રપૂર્ણ છે, તેવાઓ પણ માયાના રગડામા રગદોળાય છે, અને તેઓ પણ સંસારમાં પચેલા છે, ત્યારે તત્ત્વજ્ઞાનથી શું ફળ? તેનું ઉત્તર ગુરુ આપે છે અને સમજાવે છે કે, તત્ત્વવેત્તાનો નિશ્ચય અજ્ઞાનીથી વિપરીત છે

**ये वदंतीत्थमेतेऽपि भ्राम्यंते विद्ययात्र किम्।**
**न यथा पूर्वमेतेषामत्र भ्रांतेरदर्शनात् २३९**
**ऐहिकामुष्मिकः सर्वः संसारो वास्तवस्ततः**
**न भाति नास्ति चाद्वैतमित्यज्ञानिविनिश्चयः**
**ज्ञानिनां विपरीतोऽस्मान्निश्चयःसम्यगीक्ष्यते**
**स्वस्वनिश्चयतो बद्धो मुक्तोऽहं चेति मन्यते**

શબ્દાર્થ-શિષ્ય-(કહે છે કે) જેઓ એ પ્રકારે કહે છે, તેઓ પણ આ સંસારમાં ભમે છે; માટે અહીં વિદ્યાનું પ્રયોજન શું છે? (ગુરુ કહે છેઃ- એમ જો તું કહેતો હોય તો) તેમ નથી; કેમકે તત્ત્વવેત્તાઓને આ સંસારમાં પૂર્વની પેઠે ભ્રાંતિ જોવામાં આવતી નથી. આ લોકનો અને પરલોકનો સર્વ સસાર સત્ય છે, તેથી અદ્વૈત ભાસતું નથી અને તે છે પણ નહિ, એવો અજ્ઞાનીનો નિશ્ચય છે, (પણ) જ્ઞાનીનો નિશ્ચય, અજ્ઞાનીના નિશ્ચયથી વિપરીત, સ્પષ્ટ રીતે જોવામાં આવે છે. પોતપોતાના નિશ્ચયથી અજ્ઞાની જીવ પોતાને 'હું બદ્ધ છું,' એમ માને છે, અને જ્ઞાની 'હું મુક્ત છું,' એમ માને છે. ૨૩૯-૨૪૧

## ચન્દ્રકાન્ત વિવરણ

### જ્ઞાની અને અજ્ઞાની વચ્ચે ભેદ શો?

શિષ્ય-જે પુરુષો પ્રપંચ એટલે સંસારના સુખદુઃખાદિકને જાણે છે, તથા તત્ત્વના અદ્વિતીયપણાનું સારી રીતે વર્ણન કરે છે, તેઓ પણ આ સંસાર સાગરમાં રગદોળાય છે. તેઓ સ્ત્રીપુત્રાદિકમાં અત્રે રમણ કરે છે, દ્રવ્ય માટે ભ્રમણ કરે છે, 'મારું, મારું' પણ કરે છે, ઘરબારવાળા છે, એ પ્રાપ્તિ થાય છે તો આનંદ પામે છે અને નાશ થાય છે તો શોક કરે છે, એકને બદલે બે સ્ત્રીઓ પરણે છે, ને તેનો નાશ થતાં ત્રીજીવાર, ચોથી વાર પરણી, સતાન ઉત્પન્ન કરે છે. સંતાનોને પરણાવવા, વ્યવહારમાં મુકવા વખલાં મારે છે, તેઓને વારસ બનાવવા માટે અનેક પ્રપચ રચે છે, સ્ત્રીના પ્રેમમાં મદમત્ત રહે છે, તેઓમાં પણ રાગદ્વેષાદિક હોય છે, એમ તત્ત્વજ્ઞાનવાળાને અને તત્ત્વજ્ઞાનરહિતને સંસાર તો સરખો જ છે, તો જ્ઞાનથી શું વિશેષ? ૨૩૯

### સમાધાન-અજ્ઞાનીનો નિશ્ચય

ગુરુ-કેટલાક તત્ત્વજ્ઞાનીઓને પ્રારબ્ધ એટલે કર્મવશથી વ્યવહાર વળગેલો રહે છે, પરંતુ તેઓને વ્યવહારમાં જ્ઞાન થવા પૂર્વે જેવો પ્રેમ હતો તેવો પ્રેમ રહેતો નથી; કેમકે, જે પ્રેમ થાય છે તે ભ્રાંતિથી થાય છે, પણ એ ભ્રાંતિ તત્ત્વજ્ઞાનથી નિવૃત્તિ પામે છે, ભ્રાંતિની નિવૃત્તિથી સંસારી પ્રેમથી નિવૃત્ત થાય છે, એ જ તત્ત્વજ્ઞાનનું શ્રેષ્ઠ ફળ છે. અજ્ઞાની તો માને છે કે, 'સ્ત્રીપુત્રાદિકનાં પોષણરૂપ આ દૃશ્ય સસાર અને સ્વર્ગના સુખાદિકના અનુભવરૂપ પારલૌકિક અદૃશ્ય સંસાર સર્વ સત્ય છે; કેમકે, એ સસાર પ્રત્યક્ષ સિદ્ધ છે, અને અદ્વૈત તો ભાસતુ જ નથી અને તે ભાસતુ નથી તેથી નથી જ.' ૨૪૦

### જ્ઞાનીનો નિશ્ચય-બેઉના નિશ્ચયનું ફળ

પણ જ્ઞાનીનો નિશ્ચય, અજ્ઞાનીના નિશ્ચયથી સર્વથા વિપરીત જ, જુદો જ છે. અજ્ઞાની ઐહિક અને સ્વર્ગાદિક સંસારને સત્ય માને છે, ને જ્ઞાની એ બન્ને સંસારને મિથ્યા માને છે; અજ્ઞાની દ્વૈતને સત્ય માને છે, ને જ્ઞાની અદ્વૈતને સત્ય માને છે; અજ્ઞાનીને અદ્વૈત ભાસતું નથી, ને તેથી અદ્વૈત નથી એમ તે માની બેસે છે, અને જ્ઞાનીને અદ્વૈત ભાસે છે તેથી કહે છે કે, અદ્વૈત છે. એમ તત્ત્વજ્ઞાનવાળામાં અને તત્ત્વજ્ઞાનરહિતમાં મોટો ભેદ છે.

શિષ્ય-જ્ઞાની અને અજ્ઞાનીના વિરુદ્ધ નિશ્ચયથી શું સિદ્ધ થાય છે?

ગુરુ-જ્ઞાની પોતાના નિશ્ચયથી પોતાને મુક્ત માને છે, ને અજ્ઞાની પોતાના નિશ્ચયથી પોતાને બદ્ધ માને છે. જો કે એ મોક્ષ અને બંધ એવી ઉભય પ્રકારની માન્યતા પણ મિથ્યા છે. ૨૪૧

### (૨) દ્વૈતાદ્વૈતના વાદપૂર્વક અદ્વૈતનું અપરોક્ષપણું અને દ્વૈતનું મિથ્યાપણું

(૨૪૨-૨૫૮; ૧૭ શ્લોકો)

અવતરણિકા-અદ્વૈતના પ્રમાણવિષે શિષ્ય પ્રશ્ન કરે છે. ગુરુ દ્વૈત અને અદ્વૈતમાં હાનની સમાનતા કહીને તેની સમતા કહે છે.

नाद्वैतमपरोक्षं चेन्न चिद्रूपेण भासनात् ।
अशेषेण न भातं चेद्वैतं किं भासतेऽखिलम् ।
दिङ्मात्रेण विभानं तु द्वयोरपि समं खलु ।
द्वैतसिद्धिवदद्वैतसिद्धिस्ते तावता न किम् ॥

શબ્દાર્થ–અદ્વૈત અપરોક્ષ નથી, એમ જો કહેતો હોય તો તેમ નથી; કેમકે તે ચિદ્રૂપે ભાસે છે. સંપૂર્ણ રીતે ભાસતું નથી, એમ જો કહેતો હોય તો શું દ્વૈત પરિપૂર્ણ ભાસે છે? તે એકદેશે કરીને ભાસે છે, એ તો બન્નેમાં (દ્વૈત અને અદ્વૈતમાં) ખરેખર સમાનજ છે; પરંતુ દ્વૈતસિદ્ધિની પેઠે તને અદ્વૈતની સિદ્ધિ કેમ થતી નથી? ૨૪૨ ૨૪૩

### ચન્દ્રકાન્ત વિવરણ

#### અદ્વૈત અપરોક્ષ કેમ નથી થતું? એ શંકા-સમાધાન

શિષ્ય–'અદ્વૈત ભાસે છે,' 'અદ્વૈત છે,' એવું કથન શાસ્ત્રથી થઈ શકે છે; પણ અનુભવથી તે કથન સત્ય થઈ શકતું નથી; કેમકે, અદ્વૈત અપરોક્ષ નથી, તેથી અદ્વૈતનો નિશ્ચય થતો નથી.

ગુરુ–'અદ્વૈત અપરોક્ષ ભાસતું નથી,' એ તારું કહેવું અનુચિત છે; કેમકે, અદ્વૈત ચિદ્રૂપે ભાસે છે. 'ઘટ સ્ફુરે છે,' 'પટ સ્ફુરે છે,' એ પ્રમાણે ઘટપટાદિ સર્વ પદાર્થોમાં રહેલું સ્ફુરણ ચિત્સ્વરૂપ છે.

શિષ્ય અદ્વૈતનું ભાન ચિદ્રૂપે છે ખરું, પરન્તુ એ ચિદ્રૂપે સંપૂર્ણ અદ્વૈતનું જ્ઞાન થતું જ નથી.

ગુરુ–ત્યારે શું દ્વૈત સંપૂર્ણ ભાસે છે? જેમ દ્વૈત સંપૂર્ણ ભાસતું નથી, તેમ અદ્વૈત પણ સંપૂર્ણ ભાસતુ નથી; જેમ અદ્વૈત જણાતું નથી, તેમ દ્વૈત જણાતું નથી; એ તો દ્વૈતવાદી અને અદ્વૈતવાદી બન્નેને સમાન જ છે. ૨૪૨

પણ જેમ દ્વૈતનું સંપૂર્ણ ભાન થતું નથી, પણ થોડું ભાન થાય છે; તેમ અદ્વૈતનું પણ સંપૂર્ણ ભાન થતું નથી, પણ ચિદ્રૂપે કરીને દિશામાત્ર જેટલું થોડું-ભાન થાય છે દિશામાત્ર ભાન એટલે એકદેશનું ભાન, તેવું ભાન બન્ને પક્ષમાં સમાન જ છે.

શિષ્ય–બન્ને પક્ષમાં એકદેશનું ભાન સમાન હોય તો ભલે, પણ તેથી અદ્વૈતની સિદ્ધિ કેમ થાય?

ગુરુ–જેમ તારા વિચારમાં એકદેશના ભાનથી દ્વૈતની સિદ્ધિ થાય છે, તેમ અદ્વૈતની સિદ્ધિ પણ એકદેશના ભાનથી થઈ શકે છે. જેમ તું થોડા ભાનથી દ્વૈતનો સ્વીકાર કરે છે, તેમ થોડા ભાનથી અદ્વૈતનો પણ સ્વીકાર કર એટલે થયું. ભાતના તપેલામાંથી એક દાણો ચાંપી જોયાથી ભાતના સર્વ દાણા ચઢી ગયા છે તે નક્કી થાય છે, તેમ શરીરની અંદર રહેલી અંતર્મુખ નિશ્ચયવાળી વૃત્તિથી ચેતનતા, આનન્દતા, અદ્વયતા, પૂર્ણતા, નિત્ય મુક્તતા, અસંગતા ઇત્યાદિ રૂપે બ્રહ્મના જ્ઞાનથી, પ્રત્યગાત્માના ગ્રહણથી પ્રત્યગાત્મનિષ્ઠ અવિદ્યાનો નાશ થાય છે, અને પ્રત્યક્થી જુદા નહિ એવા બ્રહ્મનું સ્વયંપ્રકાશરૂપે જ્ઞાન થાય છે. ૨૪૩

અવતરણિકા–શિષ્ય બીજી રીતે અદ્વૈતની અસિદ્ધિ વિષે શંકા કરે છે. ગુરુ બન્ને પક્ષમાં તેની સમાનતા સિદ્ધ કરે છે, ને અદ્વૈતનું સત્યપણું દર્શાવે છે.

द्वैतेन हीनमद्वैतं द्वैतज्ञाने कथं त्विदम् ।
चिद्भानं त्वविरोध्यस्य द्वैतस्यातोऽसमे उभे
एवं तर्हि शृणु द्वैतमसन्मायामयत्वतः ।
तेन वास्तवमद्वैतं परिशेषाद्विभासते ॥ २४६ ॥
अचिंत्यरचनारूपं मायैव सकलं जगत् ।
इति निश्चित्य वस्तुत्वमद्वैते परिशेष्यताम् ॥
पुनर्द्वैतस्य वस्तुत्वं भाति चेत्त्वं तथा पुनः ।
परिशीलय को वात्र प्रयासस्तेन ते वद २४७

શબ્દાર્થ–(શિષ્ય કહે છે) દ્વૈતરહિત તે અદ્વૈત; આ અદ્વૈત દ્વૈતજ્ઞાનમાં કેમ સંભવે? ચિદ્ભાવ એટલે ચૈતન્યનું જ્ઞાન તો આ દ્વૈતનું વિરોધી નથી એટલા માટે બંને (દ્વૈત અને અદ્વૈત) પક્ષ સમાન નથી. (ગુરુ કહે છે) એમ જો હોય તો સાંભળ. દ્વૈત માયામયપણાથી મિથ્યા છે; તે માટે પરિશેષન્યાયે કરીને અદ્વૈત જ સત્ય- ભાસે છે. જેની રચના અને રૂપ વિચારમાં ન આવે તેવાં છે, એવું આ સઘળું જગત્ માયા જ છે; એ પ્રમાણે નિશ્ચય કરીને અદ્વૈતમાં સત્યપણું પરિશેષ (બાકી) છે એમ જાણવું. ફરીથી પણ દ્વૈતનું સત્યપણું ભાસતું હોય તો તું ફરીથી તેના મિથ્યાપણાનો વિચાર

૬૨. વિચાર કરવાથી તને આમાં શો પ્રયાસ પડે છે? તે કહે. ૨૪૪-૨૪૭

## ચન્દ્રકાન્ત વિવરણ

### દ્વૈતનું જ્ઞાન થવાથી અદ્વૈતની અસિદ્ધિની શંકા

શિષ્ય-અદ્વૈત એટલે દ્વૈતનો જે વિરોધી તે. દ્વૈત અને અદ્વૈતનો, તેજ તથા તિમિરની પેઠે, પરસ્પર વિરોધ છે, તેથી દ્વૈતની પ્રતીતિ વિષે અદ્વૈતની પ્રતીતિનો સંભવ નથી; તો પછી અદ્વૈત ભાસે છે, એમ કેમ કહો છો?

ગુરુ-જેમ અદ્વૈત દ્વૈતનું વિરોધી છે, તેમ દ્વૈત અદ્વૈતનું પણ વિરોધી છે. તેથી જેમ દ્વૈતની પ્રતીતિ વિષે અદ્વૈતની પ્રતીતિનો અસંભવ છે, તેમ અદ્વૈતની પ્રતીતિ વિષે દ્વૈતની પ્રતીતિનો અસંભવ છે. એ પ્રમાણે પ્રતીતિનો અસંભવ બન્ને પક્ષમાં સમાન છે.

શિષ્ય-અદ્વૈતની પ્રતીતિ ચિદ્રૂપે થાય છે, એમ તમે કહો છો. પણ એ ચૈતન્યની પ્રતીતિ દ્વૈતની વિરોધી નથી, કેમકે ચૈતન્યની પ્રતીતિ જ દ્વૈતની પ્રતીતિનું કારણ છે. પરંતુ દ્વૈત તો અદ્વૈતનું વિરોધી છે; કેમકે દ્વૈતપ્રતીતિ અદ્વૈત-પ્રતીતિનું કારણ નથી; તે તો અદ્વૈતપ્રતીતિનું બાધ કરવાવાળું છે; માટે અદ્વૈતપ્રતીતિમાં દ્વૈત-પ્રતીતિનો અસંભવ નથી, પણ દ્વૈતપ્રતીતિમાં અદ્વૈતપ્રતીતિનો અસંભવ છે; તેથી બન્ને પક્ષમાં અપ્રતીતિની સમાનતા નથી. ૨૪૪

ગુરુ-હે શિષ્ય! દ્વૈત નથી જ, ને તે માયા જ છે. પણ પરિશેષન્યાયથી એતાં અદ્વૈત છે, ને તે ભાસે પણ છે, ને તેનો નિશ્ચય પણ થાય છે. પરિશેષન્યાય એટલે પ્રાપ્તનો પ્રતિષેધ થતાં બીજાને વિષે અપ્રાપ્તિ થવાથી જે શેષ રહેલી વસ્તુ, તેમાં સારી રીતે જે પ્રતીતિ થાય તે. એ પરિશેષ અનુમાનનો ઉત્થાપક છે. દાખલા તરીકે, કોઈ કહે કે અમે ૭ માણસો દ્વિજ છિયે, તેમાં એક ક્ષત્રિય છે ને બે વૈશ્ય છે. એપરથી એવું અનુમાન કરીશું કે, દ્વિજમાં બ્રાહ્મણ, ક્ષત્રિય ને વૈશ્ય એમ ત્રણ વર્ણ છે, તેમાં એક ક્ષત્રિય ને બે વૈશ્ય ગણાવ્યા તો બાકી રહ્યા તે બ્રાહ્મણ જ. એ જ પ્રમાણે લો કે દ્વૈતની પ્રતીતિ થાય છે; તથાપિ તે સત્ય નથી, કિંતુ મિથ્યા છે. જેમ મૃગજલ સત્ય જલનો બાધ કરી શકશે નહિ, તેમ દ્વૈત સત્ય અદ્વૈતનો બાધ કરી શકશે નહિ. જેમ મૃગજલ જોવા જતાં મરભૂમિ જ પરિણામે જણાય છે, તેમ દ્વૈત શોધતાં પરિણામે સત્ય તો અદ્વૈત જ અવશિષ્ટ રહે છે, ને તે જ ભાસે છે. ૨૪૫

### અદ્વૈતના પરિશેષનો પ્રકાર

જગતની રચના અને સ્વરૂપ અચિંત્ય છે; અર્થાત્ જેની રચનાનું ચિંતન થઈ શકતું નથી તેવું તે છે; તેથી ગંધર્વ નગરની પેઠે સઘળું જગત્ મિથ્યા છે, એવો નિશ્ચય કરવાથી અદ્વૈત જ બાકી રહે છે. ૨૪૬

### અદ્વૈતજ્ઞાન થયા પછી દ્વૈતની વસ્તુતાનું ભાન થાય છે એ વિષે પ્રશ્નોત્તર

શિષ્ય-હે દેવ! એ પ્રમાણે અદ્વૈતનો નિશ્ચય થયા છતાં પણ પૂર્વ વાસનાથી વારંવાર દ્વૈતની સત્યતા ભાસે છે તેનું કેમ કરવું?

ગુરુ-એ વારંવાર દ્વૈતની સત્યતા ભાસતી હોય તો તેની નિવૃત્તિ માટે વારંવાર દ્વૈતના મિથ્યાપણાનો વિચાર કરવો જોઇએ, તેમાં તને કાંઈ પ્રયાસ પડશે નહિ. 'आवृत्तिरसकृदुपदेशात्' શ્રવણમનનાદિની આવૃત્તિ કરવી; કેમકે શ્વેત-કેતુપ્રત્યે નવ વાર ઉપદેશ કર્યો છે,' એ પ્રમાણે બ્રહ્મસૂત્રના ચતુર્થ અધ્યાયમાં બાદરાયણ વ્યાસે, શ્રવણાદિકની આવૃત્તિ કરવાનું કહ્યું છે; માટે દ્વૈતના મિથ્યાપણાની આવૃત્તિ કરવી, તેથી દ્વૈતની સત્યતાની નિવૃત્તિ થશે. ૨૪૭

અવતરણિકા-એવો વિચાર કરવા કાલ પર્યંત કરવો, ને તેનો કંઇ અવધિ છે કે નહિ? એમ શિષ્યે પ્રશ્ન કર્યો, ત્યારે ગુરુએ કહ્યું કે,

कियन्तं कालमिति चेत्खेदोऽयं द्वैत इष्यताम् ।
अद्वैते तु न युक्तोऽयं सर्वानर्थनिवारणात् ॥

શબ્દાર્થ-કેટલા કાલ પર્યંત વિચાર કરવો? એમ જો પૂછતો હોય તો કહેવાનું કે, દ્વૈતના ઉપર અનાદર આવે ત્યાંસુધી; અને અદ્વૈતમાં તો અનાદર આવવો યોગ્ય જ નથી; કેમકે અદ્વૈતથી તો સર્વ અનર્થોનું નિવારણ થાય છે. ૨૪૮

## ચન્દ્રકાન્ત વિવરણ

### વિચારથી અદ્વૈત જ્ઞાન થવાની અવધિ

શિષ્ય-ક્યાં સુધી એ દ્વૈતના મિથ્યાપણાના વિચારની આવૃત્તિ કરવી?

ગુરુ-'જ્યારે અપરોક્ષ જ્ઞાન થાય ત્યારે વિચાર સમાપ્ત થાય છે,' એમ અમે અગાડી (આ પ્રકરણના ૧૫ મા શ્લોકમાં) કહ્યું છે, તેથી અપરોક્ષ જ્ઞાનની પ્રાપ્તિ થાય ત્યાં સુધી વિચાર કરવો.

શિષ્ય-અપરોક્ષ જ્ઞાનની પ્રાપ્તિ થઈ, એ કેમ જાણવામાં આવે ?

ગુરુ-જ્યારે સાંસારિક વાસનાની નિવૃત્તિ થાય ત્યારે જાણવું કે, અદ્વૈતનું અપરોક્ષ જ્ઞાન થયું છે. જેમ સૂર્યોદય થયા પછી અંધકાર રહેતો નથી. તેમ અદ્વૈતનું અપરોક્ષ જ્ઞાન થયા પછી અજ્ઞાન રહેતું નથી. જેમ સૂર્યના ઝળઝળાટમાં કલ્પિત ભૂતપિશાચ આદિ રહેતાં નથી, તેમ અદ્વૈતનું જ્ઞાન થયા પછી કલ્પિત સુખદુઃખરૂપ સંસાર પણ રહેતો નથી. સાંસારિક ખેદ દ્વૈતમાં રહે છે, પણ અદ્વૈતમાં રહેતો નથી. અદ્વૈતમાં ખેદ આદિ સર્વ અનર્થની નિવૃત્તિ જ થાય છે. ૨૪૮

**અવતરણિકા**-અદ્વૈતતત્ત્વનું જ્ઞાન થયા છતાં પણ અનર્થનું નિવારણ થતું નથી, તે કેમ થાય ? એમ શિષ્ય પૂછે છે, અને ગુરુ તેનું ઉત્તર દે છે.

**क्षुत्पिपासादयो दृष्टा यथापूर्वं मयीति चेत् ।**
**मच्छब्दवाच्येऽहंकारे दृश्यन्तां नेति को वदेत्**

શબ્દાર્થ-ક્ષુધા, તૃષા આદિક મારે વિષે પૂર્વના જેવાં જ હમણાં પણ જોવામાં આવે છે, એમ જો કહેતો હોય તો મત્ શબ્દના વાચ્ય (અર્થ) અહંકારમાં તેવા ધર્મો જોવામાં આવતા નથી એમ કોણ કહે છે ? ૨૪૯

## ચન્દ્રકાન્ત વિવરણ

### ભૂખ-તરસ લાગવી એ અહંકારનો ધર્મ છે

શિષ્ય-મને અદ્વૈત આત્મતત્ત્વનું અપરોક્ષ જ્ઞાન થયું છે, તથાપિ મારામાં ક્ષુધા, તૃષા આદિ સાંસારિક પીડા જોવામાં આવે છે; માટે અદ્વૈત આત્મતત્ત્વના અપરોક્ષ જ્ઞાનથી એ અનર્થની નિવૃત્તિ થાય છે, એમ મારા વિચારમાં ઉતરતું નથી.

ગુરુ-અહીંઆ અસ્મત્ શબ્દના બે અર્થ છે: વાચ્યાર્થ ને લક્ષ્યાર્થ. વાચ્યાર્થ અહંકાર છે, અને લક્ષ્યાર્થ ચિદાત્મા છે. કહે મને કે, ક્ષુધા આદિ અનર્થ, અહંકારમાં છે કે ચિદાત્મામાં છે ?

શિષ્ય-ક્ષુધા આદિ અનર્થ ચિદાત્મામાં છે.

ગુરુ-મૂઢ ! ચિદાત્મા તો અસંગ છે ને વળી સર્વનો અવિષય છે, તેથી ચિદાત્મામાં ક્ષુધા આદિ અનર્થો કેમ સંભવે ?

શિષ્ય-ત્યારે અહંકારમાં ક્ષુધાદિ અનર્થ છે, એમ માનો.

ગુરુ-ત્યારે ક્ષુધાદિ અનર્થ અહંકારમાં નથી એમ કોણ કહે છે ? રે, અદ્વૈત આત્મતત્ત્વનું અપરોક્ષ જ્ઞાન થયા છતાં પણ, પૂર્વના જેવા જ ક્ષુધાદિ અનર્થો જોવામાં આવતા હોય તો તે છો રહ્યા, તેની શી હરકત છે ? તે પીડા તો અહંકારમાં છે. પણ ચિદાત્મામાં નથી એ નક્કી જ છે. પણ લાભ તો એ થયો કે, પૂર્વે જે અહંકારના અનર્થો ચિદાત્મામાં માન્ય હતા, તેની નિવૃત્તિ અદ્વૈતના અપરોક્ષ જ્ઞાનથી થાય છે; તેથી અદ્વૈતના અપરોક્ષ જ્ઞાનથી અનર્થની નિવૃત્તિ થાય છે, એ અમારું કહેવું સત્ય જ છે. ૨૪૯

**અવતરણિકા**-શિષ્ય ચિદાત્મામાં ક્ષુધાદિક અનર્થના પ્રસંગ વિષે પ્રશ્ન કરે છે, ત્યારે ગુરુ કહે છે કે,

**चिद्रूपेऽपि प्रसज्येरंस्तादात्म्याध्यासतो यदि**
**माऽध्यासं कुरु किंतु त्वं विवेकं कुरु सर्वदा**

શબ્દાર્થ-જો તાદાત્મ્યાધ્યાસથી ચિદ્રૂપ (ચિદાત્મા)માં પણ (ક્ષુધાદિ અનર્થોનો) પ્રસંગ આવતો હોય તો તું અધ્યાસનો સ્વીકાર કર નહિ, પરંતુ સર્વદા વિવેકને સંપાદન કર. ૨૫૦

## ચન્દ્રકાન્ત વિવરણ

શિષ્ય-યદ્યપિ વાસ્તવ ક્ષુધાદિ અનર્થ અહંકારમાં છે, પણ ચિદાત્મામાં નથી; તથાપિ અહંકારની સાથે ચિદાત્માના તાદાત્મ્યાધ્યાસે કરી તે અનર્થનો ચિદાત્મામાં પણ પ્રસંગ થાય છેની ?

ગુરુ-તાદાત્મ્યાધ્યાસે કરી અહંકારના ધર્મોનો ચિદાત્મામાં પ્રસંગ થાય છે જ, ને એ તાદાત્મ્યાધ્યાસ જ સર્વ અનર્થનો હેતુ છે; માટે તાદાત્મ્યાધ્યાસ જ કર નહિ, એટલે સર્વ અનર્થની નિવૃત્તિ થશે.

શિષ્ય-ત્યારે તાદાત્મ્યાધ્યાસની નિવૃત્તિ કેમ થાય ?

ગુરુ-અહંકાર અને ચિદાત્માના વિવેકથી તાદાત્મ્યાધ્યાસની નિવૃત્તિ થાય છે, માટે સર્વદા

તેનો વિચાર કરતો રહે એથી તાદાત્મ્યાધ્યાસ, કે જે સર્વ અનર્થનું મૂળ છે તેની નિવૃત્તિ થશે. ૨૫૦

**અવતરણિકા**-શિષ્ય પૂછે છે, વારવાર પ્રાપ્ત થતા અધ્યાસની નિવૃત્તિનો ઉપાય શું છે? તેના ઉત્તરમાં ગુરુ કહે છે.

**झटित्यध्यास आयाति दृढवासनयेति चेत्।**
**आवर्तयेद्विवेकं च दृढं वासयितुं सदा २५१**

**શબ્દાર્થ**-દૃઢ વાસનાને લીધે અધ્યાસ (તાદાત્મ્યાધ્યાસ) ઝટ થઈ આવે છે એમ તું કહેતો હોય તો વિવેકની દૃઢ વાસના થવા માટે વિવેકની સદા આવૃત્તિ કર્યા કરવી. ૨૫૧

**ચન્દ્રકાન્ત વિવરણ**

**અધ્યાસ તોડવા માટે વિવેકનો અભ્યાસ રાખવો**

શિષ્ય-તાદાત્મ્યાધ્યાસ, અનાદિ કાલનો છે, ને તેની વાસના ઘણા કાળથી રૂઢ થઈ ગઈ છે, માટે અહંકાર તથા ચિદાત્માની ભિન્નતાનો વિવેક કર્યા છતાં પણ, વારંવાર તે બેનાં એકાકારપણાંની ટેવનો તાદાત્મ્યાધ્યાસનો વિચાર આવી જાય છે, તેની નિવૃત્તિનો ઉપાય શું છે?

ગુરુ-જેમ અધ્યાસની વાસના ઘણા કાળથી રૂઢ થયેલી છે, તેમ વિવેકની વાસના પણ અભ્યાસ કરી દૃઢ કરવી જોઈએ, જેથી અધ્યાસની પેઠે વિવેક પણ વારંવાર પ્રાપ્ત થાય. એ વિવેકની આવૃત્તિ કરવાથી વિવેક દૃઢ થાય છે, અને તેથી તેની વાસના પણ દૃઢ થાય છે. દૃઢ વિવેક (વિચાર) વિના અધ્યાસ (ટેવ)ની નિવૃત્તિનો અન્ય કોઈપણ ઉપાય નથી, માટે વિવેકની આવૃત્તિ સદા કાળ કર્યા કરવી. ૨૫૧

**અવતરણિકા**-દ્વૈતના મિથ્યાપણાના અનુભવવિષે શિષ્ય પ્રશ્ન કરે છે, અને ગુરુ તેનું સમાધાન કરે છે.

**विवेके द्वैतमिथ्यात्वं युक्त्यैवेति न भण्यताम्।**
**अचिंत्यरचनात्वस्यानुभूतिर्हि स्वसाक्षिकी॥**

**શબ્દાર્થ**-વિવેક હોવા છતાં પણ દ્વૈતનું મિથ્યાપણું તો યુક્તિથી જ થાય છે, એમ કહે મા; કારણ કે અચિંત્યરચનાપણાનો અનુભવ પોતે જ માત્ર સાક્ષી પૂરનાર છે. ૨૫૨

**ચન્દ્રકાન્ત વિવરણ**

-મિથ્યા પદાર્થ (જગત)નું એક લક્ષણ

શિષ્ય-વિવેકે કરીને દ્વૈતનું જે, માયામયપણું ભાસે છે, તે યુક્તિથી સિદ્ધ થાય છે, પણ કંઈ અનુભવમાં તો આવતું નથી.

ગુરુ-દ્વૈતની રચના અચિંત્ય છે, અને તેનું અચિંત્ય-રચનાપણુ સર્વના અનુભવમાં આવે છે. અચિંત્ય-રચનાપણું જ મિથ્યા પદાર્થનું લક્ષણ છે; તેથી દ્વૈતનુ મિથ્યાપણું અનુભવમાં આવતું નથી, એમ કહે છે તે ખોટુ છે. ૨૫૨

**અવતરણિકા**-ચિત્‌ના મિથ્યાપણાવિષે શિષ્ય આશંકા કરે છે, અને ગુરુ તેનું ઉત્તર આપે છે.

**चिदप्यचिंत्यरचना यदि तर्ह्यस्तु नो वयम्।**
**चितिं सुचिंत्यरचनां ब्रूमो नित्यत्वकारणात्**

**શબ્દાર્થ**-ચિદાત્મા પણ અચિંત્યરચનાવાળો છે, એમ જો કહેતો હોય તો ભલે તેમ હો. પરંતુ અમે તો ચિદાત્માને નિત્યત્વરૂપ કારણથી સુચિંત્યરચનાવાળા (જેની રચનાનું સહજમાં ચિંતન થઈ શકે તેવા) કહેતા નથી. ૨૫૩

**ચન્દ્રકાન્ત વિવરણ**

**ચિદાત્મામાં મિથ્યાપણાનું લક્ષણ ઘટતું નથી**

શિષ્ય-તમે મિથ્યા પદાર્થનું લક્ષણ 'અચિંત્યરચનાવાળાપણુ' કહો છો, તો તે લક્ષણ ચિદાત્મામાં પણ ઘટે છે; કેમકે, ચિદાત્માની રચનાને કોઈપણ જાણી શકતું નથી, તેથી ચિદાત્મા પણ અચિંત્યરચનાવાળો છે.

ગુરુ-અમે ચિદાત્માને અચિંત્યરચનાવાળો કહીએ છિયે, પણ તેથી સુચિન્ત્ય રચનાવાળો કહેતા નથી. તેથી અચિંત્યરચનારૂપ લક્ષણ ચિદાત્મામાં ઘટતું હોય તો ભલે ઘટે.

શિષ્ય-જ્યારે ચિદાત્મા અચિંત્યરચનાવાળો છે, અને તેમાં અચિંત્યરચનાત્વરૂપ મિથ્યા પદાર્થનું લક્ષણ ઘટે છે, તો પછી તમારો અપસિદ્ધાંત થશે; કેમકે તમે ચિદાત્માને નિત્ય માનો છો. વળી એ ચિદાત્મામાં મિથ્યાત્વનું લક્ષણ ઘટવાથી મિથ્યા થઈજશે. વળી અતિવ્યાપ્તિ નામનો દોષ પણ તેમાં આવશે; કારણ કે, ચિદાત્મા મિથ્યા નથી, તથાપિ તેમાં મિથ્યાત્વનુ લક્ષણ ઘટે છે.

ગુરુ-ચિદાત્મા અચિંત્યરચનાવાળો છે, તોપણ તે મિથ્યા તો નથી, કેમકે અમે મિથ્યાત્વનું લક્ષણ, કેવલ એક અચિંત્યરચનાપણુ કહેતા નથી, પરંતુ 'प्रागभावयुक्तत्वे सति अचिंत्यरचनात्व' પ્રાગભાવ (પ્રથમ અભાવ) સહિત છતાં

રચનાપણું હોય તેને મિથ્યા પદાર્થનું લક્ષણ કહીએ છિયે;' તેથી અમારો અપસિદ્ધાંત થતો નથી, કારણ કે, ચિદાત્મામાં અચિંત્યરચનાપણું છે, છતાં તેમા પ્રાગભાવ નથી; એટલે ચિદાત્મા મિથ્યા નથી. દ્વૈતની ઉત્પત્તિ થાય છે, એમ માનવુ પડે છે, તેથી તેનો પ્રાગભાવ છે, અને વળી તેનુ અચિંત્યરચનાપણું છે, માટે દ્વૈત મિથ્યા છે. વળી ચિદાત્મા અચિંત્યરચનાવાળો છે, તથાપિ તેનો પ્રાગભાવ નથી, કારણ કે તે તો નિત્ય છે, એટલે ચિદાત્મામાં મિથ્યાત્વનું આખું લક્ષણ ઘટતુ નથી, તેથી અતિવ્યાપ્તિ નામનો દોષ આવતો નથી. ૨૫૩

**અવતરણિકા**-શિષ્ય કહે છે કે, ચિદાત્માનું નિત્યપણું શાપરથી કહો છો? તે પરથી ગુરુ કહે છે કે.-

**प्रागभावो नानुभूतश्चितेर्नित्या ततश्चितिः ।**
**द्वैतस्य प्रागभावस्तु चैतन्येनानुभूयते २५४**

**શબ્દાર્થ**-ચિદાત્માનો પ્રાગભાવ અનુભવેલો નથી, તેથી ચિદાત્મા નિત્ય છે; પરંતુ દ્વૈતનો પ્રાગભાવ તો ચિદાત્માવડે અનુભવાય છે. ૨૫૪

## ચન્દ્રકાન્ત વિવરણ

### ચિદાત્માનું નિત્યપણું

શિષ્ય-ચિદાત્મા નિત્ય કેમ છે?

ગુરુ-ચિદાત્માનો પ્રાગભાવ અનુભવમાં આવતો નથી, તેથી ચિદાત્મા નિત્ય છે.

શિષ્ય-હું કહું છું કે, ચિદાત્માનો પ્રાગભાવ છે.

ગુરુ-જે ચિદાત્માનો પ્રાગભાવ છે, એમ તું કહે છે, તે ચિદાત્માનો પ્રાગભાવ તારા અનુભવમાં આવે છે ખરો?

શિષ્ય-ચૈતન્યનો પ્રાગભાવ અનુભવમાં આવતો નથી.

ગુરુ-તેથી જ ચૈતન્યના પ્રાગભાવની સિદ્ધિ થશે નહિ; કેમકે અનુભવ વિના કોઈ પદાર્થની સિદ્ધિ થતી નથી. ચૈતન્યના પ્રાગભાવનો અનુભવ થતો નથી, તેથી તારાં પૂર્વાપર કહેલાં વચનમાં વિરોધ આવે છે.

શિષ્ય-ત્યારે 'ચૈતન્યનો પ્રાગભાવ અનુભવમાં આવે છે,' એમ હું કહું તો શું કહેશો?

ગુરુ-ચૈતન્યનો પ્રાગભાવ ચૈતન્યના અનુભવમાં આવે છે, કે અન્યના અનુભવમાં આવે છે?

શિષ્ય-ચૈતન્યનો પ્રાગભાવ અન્યના અનુભવમાં આવે છે.

ગુરુ-ચૈતન્યથી અન્ય (વિરોધી) તો જડ છે, અને અનુભવ તો ચેતનનો ધર્મ છે, જડનો નથી; તેથી ચૈતન્યનો પ્રાગભાવ અન્યના અનુભવમાં આવે છે, એમ તારું કહેવું અનુચિત છે.

શિષ્ય-ત્યારે ચૈતન્યનો પ્રાગભાવ ચૈતન્યના અનુભવમાં આવે છે, એમ માનો.

ગુરુ-ચૈતન્યનો પ્રાગભાવ બીજા ચૈતન્યના અનુભવમાં આવે છે, કે જેનો પ્રાગભાવ છે તે જ ચૈતન્યના અનુભવમાં આવે છે?

શિષ્ય-બીજા ચૈતન્યના અનુભવમાં આવે છે.

ગુરુ-બીજા ચૈતન્યના અનુભવમાં ચૈતન્યનો પ્રાગભાવ આવે છે, એમ કહેવું અયોગ્ય છે; કેમકે અદ્વૈતવાદમાં અન્ય ચૈતન્યનો અભાવ જ છે. જેનો અભાવ હોય તે પ્રતિયોગી કહેવાય. પ્રતિયોગીના અનુભવ વિના અભાવનો અનુભવ હતો નથી. હવે બીજા ચૈતન્યનો સ્વીકાર કરીએ તોપણ ચૈતન્યનો પ્રાગભાવ સિદ્ધ થતો નથી; કેમકે ચૈતન્યના પ્રાગભાવનો પ્રતિયોગી ચૈતન્ય છે. એ ચૈતન્યના અનુભવ વિના તેના પ્રાગભાવનો અનુભવ થઈ શકશે નહિ, એટલા માટે બીજા ચૈતન્યે કરી ચૈતન્યના પ્રાગભાવનો અનુભવ થાય છે, એમ માનીએ તો ચૈતન્યને જડતા પ્રાપ્ત થાય છે; કારણ કે ચૈતન્ય પોતે અનુભવરૂપ છે. જેનો અનુભવ થાય છે તે જડ હોય છે, તેથી જડનો પ્રાગભાવ સિદ્ધ થાય છે, પણ કોઈ રીતે ચૈતન્યનો પ્રાગભાવ સિદ્ધ થતો નથી.

શિષ્ય-ત્યારે ચૈતન્યનો પ્રાગભાવ તે જ ચૈતન્યના અનુભવમાં આવે છે, એમ માનો.

ગુરુ-તે પણ નહિ મનાય; કેમકે પોતાનો અભાવ પોતાના અનુભવમાં આવતો નથી, પણ પછીથી વિદ્યમાન રહેનારાના અનુભવમાં આવે છે, એવો નિયમ છે; તેથી ચૈતન્યનો પ્રાગભાવ તે જ ચૈતન્યના અનુભવમાં આવશે નહિ. અદ્વૈતવાદમાં ચૈતન્ય એક જ છે ને ત્રિકાલાબાધિત છે; તેની ઉત્પત્તિ થતી નથી, તેમ તેનો નાશ પણ થતો નથી; તેથી તેનો પ્રાગભાવ નથી, કેમકે ચૈતન્ય નિત્ય છે.

શિષ્ય-જેમ અદ્વૈત ચૈતન્યનો પ્રાગભાવ નથી, તેથી નિત્ય છે, તેમ દ્વૈતનો પણ પ્રાગભાવ નથી તેથી દ્વૈત પણ નિત્ય છે.

ગુરુ-દ્વૈતનો પ્રાગભાવ કેમ નથી?

શિષ્ય-દ્વૈત પ્રમાતા, પ્રમાણ અને પ્રમેય-રૂપ છે, તેથી દ્વૈતનો પ્રાગભાવ, પ્રમાતાદિરૂપ દ્વૈતના અનુભવમાં આવશે નહિ; કેમકે પોતાનો અભાવ પોતાના અનુભવમાં આવતો નથી, એવો નિયમ છે. વળી દ્વૈતના પ્રાગભાવનો અનુભવ કરનાર, બીજું કોઈ નથી. એ પ્રમાણે દ્વૈતનો પ્રાગભાવ સિદ્ધ થતો નથી, તેથી અદ્વૈત ચૈતન્યની પેઠે દ્વૈત પણ નિત્ય છે, એમ સિદ્ધ થાય છે.

ગુરુ-દ્વૈતના પ્રાગભાવનો અનુભવ કરનાર બીજું કોઈ નથી એમ કહેવું અયોગ્ય છે; કેમકે દ્વૈતના પ્રાગભાવનો અનુભવ કરનાર ચૈતન્ય છે.' સુષુપ્તિ અવસ્થામાં જાગ્રતરૂપ અને સ્વપ્નરૂપ દ્વૈતનો અભાવ હોય છે પ્રમાતા એટલે અંતઃકરણવિશિષ્ટ ચૈતન્ય; પ્રમાણ એટલે ચૈતન્યવાળા અંતઃકરણની વૃત્તિ, અને પ્રમેય એટલે જાગ્રત તથા સ્વપ્નવિષે અનુભવાતા પદાર્થો સુષુપ્તિમાં એ પ્રમાતા, પ્રમાણ અને પ્રમેય ત્રણેનો અભાવ હોય છે; એ સર્વ દ્વૈતનો અભાવ, સાક્ષી ચૈતન્યના અનુભવમાં આવે છે. 'तमसः साक्षी सर्वस्य साक्षी। આત્મા તમ (અજ્ઞાન)નો સાક્ષી છે અને સર્વનો સાક્ષી છે,' એમ શ્રુતિમાં કહ્યું છે. તે પરથી જણાશે કે, જે સર્વનો સાક્ષી હોય તેનો કોઈ સાક્ષી હોય નહિ, અને સાક્ષી વગર અનુભવ હોઈ શકે જ નહિ. તેથી ચેતનનો પ્રાગભાવ અનુભવમાં આવતો નથી, અને તેથી જ ચેતન નિત્ય ઠરે છે, પણ દ્વૈતના અભાવનો સુષુપ્તિમાં અનુભવ થાય છે અને અજ્ઞાનનો સાક્ષી ચૈતન્ય પણ દર્શાવ્યો છે, તેપરથી દ્વૈત માત્રની અનિત્યતા નક્કી ઠરે છે. ૨૫૪

અવતરણિકા-મિથ્યાપણાનું લક્ષણ દ્વૈતમાં ઘટે છે, તેથી દ્વૈત મિથ્યા છે.

प्रागभावयुतं द्वैतं रच्यते हि घटादिवत्।
तथापि रचनाऽचिंत्या मिथ्या तेनेंद्रजालवत्।
चित्प्रत्यक्षा ततोऽन्यस्य मिथ्यात्वंचानुभूयते
नाद्वैतमपरोक्षं चेत्येतन्न व्याहतं कथम् २५६

શબ્દાર્થ-પ્રાગભાવવાળું દ્વૈત ઘટાદિકની પેઠે રચવામાં આવે છે; તથાપિ તેની રચના વિચારમાં આવે નહિ તેવી છે; તેથી દ્વૈત ઇંદ્રજાલની પેઠે મિથ્યા છે. ચૈતન્ય પ્રત્યક્ષ છે, અને તેનાથી અન્ય (દ્વૈત)નું મિથ્યાપણું અનુભવવામાં આવે છે, છતાં અદ્વૈત અપરોક્ષ નથી એમ વારુ કહેવું વ્યાઘાતદોષવાળું કેમ નથી? ૨૫૫-૨૫૬

## ચન્દ્રકાન્ત વિવરણ

### દ્વૈતના મિથ્યાપણાની સિદ્ધિ

ગુરુ-જેમ ઘટાદિકનો પ્રથમથી જ અભાવ છે, તેમ દ્વૈતનો પણ પ્રથમથી જ અભાવ છે; જેમ ઘટાદિક પદાર્થો પણ રચાય છે, તેમ દ્વૈત પણ રચાય છે; તથાપિ ગારુડીએ બતાવેલા (રચાયલા), વાડી, બંગલા જેમ મિથ્યા છે, તેમ દ્વૈત પણ મિથ્યા છે, કેમકે તેની રચના અચિંત્ય છે. ૨૫૫

### અદ્વૈતને અપરોક્ષ નહિ માનવામાં વ્યાઘાત દોષ

ચિત્ સ્વપ્રકાશપણાએ કરીને નિત્ય છે, ને તે ચૈતન્યરૂપ ભાસવાથી અપરોક્ષ છે. ચિત્થી અન્ય પદાર્થના મિથ્યાપણાનો એટલે દ્વૈતના મિથ્યાપણાનો અનુભવ થાય છે, અને તે ચિત્ જ કરે છે. તેમ છતાં પણ 'અદ્વૈત અપરોક્ષ નથી' એમ જે તું કહે છે તેથી તારા બોલવામાં વદતોવ્યાઘાત નામનો દોષ આવે છે તેનો વિચાર કર. ૨૫૬

અવતરણિકા-શિષ્ય પૂછે છે કે, વેદાંતશાસ્ત્રને જાણનારાઓમાં પણ અવિશ્વાસ રહે છે તેનું કારણ શું? તે પરથી ગુરુ કહે છે કે,

इत्थं ज्ञात्वाप्यसंतुष्टाः केचित्कुत इतीर्यताम्
चार्वाकादेः प्रबुद्धस्याप्यात्मा देहः कुतो वद

શબ્દાર્થ-એ પ્રકારે જાણવા છતાં પણ કેટલાક અસંતુષ્ટ શામાટે હોય છે, એ મને કહો, એમ તું પૂછતો હોય તો સાંભળ. ઉહાપોહમાં (તર્કમાં) કુશલ એવા ચાર્વાકાદિકો દેહને આત્મા શામાટે માને છે, તે તું મને કહે ૨૫૭

## ચન્દ્રકાન્ત વિવરણ

### વેદાંતનો અર્થ જાણવા છતાં અસંતોષ શા માટે રહે છે? તેનો ખુલાસો

શિષ્ય—'ચિત્ અપરોક્ષ છે ને નિત્ય છે,

ચિતથી જૂદા સર્વ પદાર્થો મિથ્યા છે,' એ પ્રમાણે વેદાંતના સિદ્ધાંતને જાણનારા પુરુષોને પણ, વેદાંતના સિદ્ધાંતમાં વિશ્વાસ કેમ હોતો નથી?

ગુરુ–ચાર્વાકાદિ ઉહાપોહ (વિકલ્પ, ખંડન તથા તર્ક) કરવામાં કુશલ હોય છે, તેથી તેઓ દેહની અનિત્યતા જાણે છે, તથાપિ તેઓ દેહને આત્મા માને છે, પણ અનાત્મા માનતા નથી, તેનું શું કારણ તે તું મને કહે. ૨૫૭*

**અવતરણિકા**–શિષ્ય નિગ્રહસ્થાનમાંથી છુટવા માટે ફરીને શંકા કરે છે.

सम्यग्विचारो नास्त्यस्य धीदोषादिति चेत्तथा ।
असंतुष्टास्तु शास्त्रार्थं न त्वैक्षंत विशेषतः ।

**શબ્દાર્થ**–ચાર્વાકાદિક બુદ્ધિના દોષને લીધે યથાર્થ વિચાર કરતા નથી, એમ તું જો કહેતો હોય તો તેમ જ વેદાંતવિષયમાં પણ અસંતુષ્ટ પુરુષો પણ બુદ્ધિના દોષને લીધે, શાસ્ત્રના અર્થનો પરિપૂર્ણ વિચાર કરતા નથી. ૨૫૮

## ચન્દ્રકાન્ત વિવરણ

શિષ્ય–ચાર્વાકાદિક બુદ્ધિના દોષથી યથાર્થ વિચાર કરતા નથી, તેથી જ તેઓ અનાત્મદેહને આત્મા માને છે.

ગુરુ–જેમ ચાર્વાકાદિક યથાર્થ વિચારના અભાવથી અનાત્મદેહને આત્મા માને છે, તેમ અસતુષ્ટ પુરુષો પણ પરિપૂર્ણ વેદાંતશાસ્ત્રના અર્થનો વિચાર કરતા નથી, તેથી તે વેદાંતશાસ્ત્રનો અર્થ જાણતાં છતાં પણ તેઓને તેમાં વિશ્વાસ ઉત્પન્ન થતો નથી; એટલે યથાર્થ વિચારના અભાવરૂપ કારણ તો તને, મને તથા તેઓને સમાન જ છે. ૨૫૮

---

* [ પ્રશ્ન કર્યા પછી તેનો ઉત્તર આપ્યા વિના પ્રતિપ્રશ્ન કરવો, એ પ્રતિબંદીગ્રહણ કહેવાય છે, એટલે વચન] પ્રતિવચનથી બંધન કરવું તે. અહીં ગુરુએ શિષ્યને પ્રતિબંદી કર્યો છે ને તેને નિગ્રહસ્થાનમાં મૂક્યો છે શિષ્યે વેદાંતના અર્થને જાણનારના અવિશ્વાસના કારણ વિષે પ્રશ્ન કર્યો, તેનું ઉત્તર આપ્યા વિના, ગુરુએ ચાર્વાકાદિક સ્વીકારેલા દેહાત્મવાદ વિષે પ્રશ્ન કર્યો, તેથી શિષ્ય નિગ્રહસ્થાનમાં જઈ પડ્યો ]

## ૭–તત્ત્વજ્ઞાનનું ફળ
(૨૫૯–૨૯૦; ૩૨ શ્લોકો)

### (૧) તત્ત્વજ્ઞાનના ફળનું પ્રતિપાદન કરનારી શ્રુતિનું વ્યાખ્યાન
(૨૫૯ ૨૭૫; ૧૭ શ્લોકો)

**અવતરણિકા**–આ પ્રમાણે તત્ત્વનો વિચાર કર્યો. હવે તત્ત્વના વિચારથી થયેલાં તત્ત્વજ્ઞાનનાં ફલનો વિચાર કરવા માટે, તેનું પ્રતિપાદન કરવાવાળી શ્રુતિ પણ તે સાથે કહી બતાવે છે, અને તેમાં કામનાનો અર્થ પણ સ્પષ્ટ કરે છે.

यदा सर्वे प्रमुच्यंते कामा येऽस्य हृदि श्रिताः।
इति श्रौतं फलं दृष्टं नेति चेद्दृष्टमेव तत् २५९
यदा सर्वे प्रभिद्यंते हृदयग्रन्थयस्त्विति ।
कामा ग्रंथिस्वरूपेण व्याख्याता वाक्यशेषतः
अहंकारचिदात्मानावेकीकृत्याविवेकतः ।
इदं मे स्यादिदं मे स्यादितीच्छाः कामशब्दिताः ॥ २६१ ॥
अप्रवेश्य चिदात्मानं पृथक्पश्यन्नहंकृतिम् ।
इच्छंस्तु कोटिवस्तूनि न बाधो ग्रंथिभेदतः॥
ग्रंथिभेदेऽपि संभाव्या इच्छाः प्रारब्धदोषतः
बुद्ध्वापि पापबाहुल्यादसंतोषो यथा तव ॥
अहंकारगतेच्छाद्यैर्देहव्याध्यादिभिस्तथा ।
वृक्षादिजन्मनाशैर्वा चिद्रूपात्मनि किं भवेत्
ग्रंथिभेदात्पुराप्येवमिति चेत्तन्न विस्मर ।
अयमेव ग्रंथिभेदस्तव तेन कृती भवान् २६५

**શબ્દાર્થ**–'આના (મુમુક્ષુના) હૃદયમાં રહેલી જે કામના (ઇચ્છાદિક)ઓ છે, તે સર્વે જ્યારે મૂકાય છે,' આ પ્રમાણે શ્રુતિમાં કહેલું ફળ પ્રત્યક્ષ નથી. એમ તું જો કહેતો હોય તો તેમ નથી, પણ તે ફળ પ્રત્યક્ષ જ છે. 'જ્યારે હૃદયની સર્વ ગ્રંથિઓ ભેદાય છે,' એ પ્રમાણે શેષવાક્યમાં કામનું હૃદયની ગ્રંથિ સ્વરૂપે વ્યાખ્યાન કરેલું છે. અવિવેકથી અહંકારને અને ચિદાત્માને એક કરીને, 'મને આ મળે, મને આ મળે,' એ પ્રકારની જે ઇચ્છા કરવી, તે કામ શબ્દનો અર્થ છે. માટે ચિદાત્માને અહંકારની સાથે એક ન કરતાં, અહંકારને ભિન્ન જોનારા

પુરુષને, કરોડ વસ્તુઓની તે ઇચ્છા કરે છે તો પણ, હૃદયની ગ્રંથિ તુટી ગયા પછી, સાક્ષીપણામાં અથવા તો મોક્ષમાં અડચણ આવતી નથી. ગ્રંથિનો ભેદ થયા છતાં (તુટવા છતાં) પણ પ્રારબ્ધના દોષથી કામનાઓ થવાનો સંભવ છે; જેમ હર્ત્ર જાણ્યા છતાં પણ પાપનું બાહુલ્ય (અધિકતા) હોવાથી તને અસંતોષ છે; જેમ દેહમાં રહેલા વ્યાધિ આદિએ કરીને અથવા વૃક્ષ આદિના જન્મ તથા નાશે કરીને ચિદ્રૂપ આત્માને શું થાય છે? કંઇ જ નહિં; તેમ અહંકારમાં રહેલી ઇચ્છાદિ કામનાએ કરીને પણ ચિદાત્માને શું બાધ નડે છે? કંઇ જ નહિ. ગ્રંથિનો ભેદ થયા અગાઉ પણ એ પ્રમાણે (ચિદાત્માને કામાદિકથી થતા બાધનો અભાવ) હતો, એમ જો તું કહેતો હોય તો તે વાતને તું વિસરી જતો નહિ. એનું નામ જ તારો ગ્રંથિભેદ છે, અને તેથી તું કૃતાર્થ છે. ૨૫૯-૨૬૫

## ચન્દ્રકાન્ત વિવરણ

તત્ત્વજ્ઞાનનું ફળ-હૃદયની ગ્રન્થિઓ તુટવી તે

શિષ્ય-તત્ત્વજ્ઞાન કેમ થાય છે, ને તેનું શું ફળ છે?

ગુરુ-તત્ત્વનો વિચાર કરવાથી તત્ત્વજ્ઞાન થાય છે, ને તેથી હૃદયમાં રહેલી ઇચ્છાદિરૂપ સર્વ કામનાઓ નિવૃત્ત થાય છે.

શિષ્ય-એમાં કઇ પ્રમાણ છે?

ગુરુ-હા, એમાં શ્રુતિ પ્રમાણ છે. 'यदा सर्वे प्रमुच्यते कामा येऽस्य हृदि श्रिताः। अथ मर्त्योऽमृतो भवत्यत्र ब्रह्म समश्नुते॥ આ મુમુક્ષુની હૃદયાશ્રિત જે જે કામનાઓ છે, તે સર્વ કામનાઓ જ્યારે છૂટી જાય ત્યારે મર્ત્ય (મરણધર્મવાળો પુરુષ) અમર થાય છે, અને અહીં જ બ્રહ્મને સારી રીતે પ્રાપ્ત થાય છે,' એમ કઠવલ્લીમાં કહ્યુ છે. સર્વ કામની નિવૃત્તિ થવી, એ તત્ત્વજ્ઞાનનુ ફલ છે તાદાત્મ્યાધ્યાસથી ઇચ્છાદિરૂપ કામ ઉત્પન્ન થાય છે, અને તત્ત્વજ્ઞાને કરીને એ તાદાત્મ્યાધ્યાસની નિવૃત્તિ થાય છે, અને તેથી ઇચ્છાદિરૂપ કામની પણ નિવૃત્તિ થાય છે. અનાદિ કાલના અજ્ઞાને (અહંકારે) કરીને ચૈતન્ય સાથે તાદાત્મ્યાધ્યાસ થયો હોય છે, તેથી જન્મ મરણાદિ ધર્મો જે દેહના ધર્મો છે, તેને ચૈતન્યના માની લેવાય છે. પણ અધ્યાસની (એમ માનવાની ટેવની) નિવૃત્તિ થવાથી ચૈતન્યમાં માનેલા જન્મમરણાદિ ધર્મની પણ નિવૃત્તિ થાય છે, અને તેથી મુક્ત પુરુષ અમર થયો કહેવાય છે. એ મુક્ત પુરુષ જન્મમરણાદિ ધર્મોને આત્માના ધર્મો માનતો નથી, પણ દેહના ધર્મો માને છે. તેથી વર્તમાન દેહમાં જ સચ્ચિદાનંદરૂપ બ્રહ્મના અપરોક્ષ એટલે પ્રત્યક્ષ જ્ઞાનનું સુખ ભોગવે છે.

શિષ્ય-'તત્ત્વજ્ઞાનનું ફળ કામનિવૃત્તિ છે,' એવું શ્રુતિમાં પ્રતિપાદન કર્યું છે, પણ તે અનુભવમાં આવતુ નથી, તેથી પ્રત્યક્ષ ફલ નથી, પરંતુ શ્રુત ફલ જ છે. જેનુ શાસ્ત્રમાં પ્રતિપાદન કર્યુ હોય ને જે અનુભવમાં આવતું ન હોય, તે શ્રુત કહેવાય છે, અને જેનુ શાસ્ત્રમાં પ્રતિપાદન કર્યુ હોય ને જે અનુભવમાં આવતું હોય તે પ્રત્યક્ષ કહેવાય છે.

ગુરુ-કામની નિવૃત્તિરૂપ તત્ત્વજ્ઞાનનુ ફળ કેવળ શ્રુત નથી, પરન્તુ પ્રત્યક્ષ પણ છે, કારણ કે ઘણા મહાત્માઓએ તે અનુભવેલુ છે. ૨૫૯

## શ્રુતિના ધર્મની સ્પષ્ટતા

શિષ્ય-કામની નિવૃત્તિરૂપ તત્ત્વજ્ઞાનનું ફળ પ્રત્યક્ષ કેમ છે?

ગુરુ-'यदा सर्वे प्रमुच्यते०' એ શ્રુતિ પછીની શ્રુતિમાં 'यदा सर्वे प्रभुच्यते हृदयग्रन्थय । જ્યારે હૃદયની સર્વ ગ્રંથિઓ ભેદાય છે,' એવી રીતે કામ શબ્દનો અર્થ ગ્રંથિ કર્યો છે, તેથી કામની નિવૃત્તિરૂપ તત્ત્વજ્ઞાનનું ફળ પ્રત્યક્ષ છે, એમ જાણવામાં આવે છે. ગ્રન્થિ (હૃદયગ્રંથિ) એટલે અહંકાર અને ચિદાત્માનો તાદાત્મ્યાધ્યાસ; અથવા ચિત્ અને જડની ગ્રંથિ એટલે એકતા. જેમ ભિન્નભિન્ન પદાર્થની ગ્રંથિ (ગાંઠ) બંધાવાથી તેની એકતાની પ્રતીતિ થાય છે, તેમ જડ અને ચિતની ગ્રંથિ બંધાય છે, તેથી તેની એકતાની પ્રતીતિ થાય છે. એ હૃદયગ્રંથિની નિવૃત્તિ, ચિત્ અને જડની એકતાની નિવૃત્તિ, અનુભવસિદ્ધ છે, માટે તે અપ્રત્યક્ષ નથી પણ પ્રત્યક્ષ (દષ્ટ) જ છે. ૨૬૦

## કામ શબ્દનો અર્થ

શિષ્ય-કામ એટલે ઇચ્છા એ પ્રમાણે કામ શબ્દનો અર્થ ઇચ્છા લોકપ્રસિદ્ધ છે, ત્યારે શ્રુતિમાં

'કામ' શબ્દનો અર્થ 'ગ્રંથિ' છે, એવું વ્યાખ્યાન કેમ કર્યું હશે?

ગુરુ-કામ શબ્દનો અર્થ કેવળ ઇચ્છા જ નથી પણ અહંકાર અને ચિદાત્માની એકતા માની, 'મને આ પદાર્થ પ્રાપ્ત થાય,' 'મને આ પદાર્થ મળે,' એ પ્રકારની ઇચ્છા એ કામ શબ્દનો અર્થ છે. કામ એટલે અધ્યાસથી થતી ઇચ્છા.

શિષ્ય-અહંકાર અને ચિદાત્માની એકતા કેમ થાય છે?

ગુરુ-અહંકાર અને ચિદાત્માના સ્વરૂપના અવિવેકથી બન્નેની એકતા પ્રતીત થાય છે. વસ્તુતઃ તે બન્ને જૂદા છે. અહંકાર અને ચિદાત્માનો ભેદ જાણવો, એ વિવેક કહેવાય છે, ને તે બન્નેની એકતા જાણવી એ અવિવેક કહેવાય છે. ૨૬૧

**અધ્યાસરહિત કામ એટલે ઇચ્છાનો અંગીકાર**

શિષ્ય-શ્રુતિમાં તાદાત્મ્યાધ્યાસથી થતા કામનો ત્યાગ કરવા વિષે કહ્યું છે, તેથી 'સાધારણ કામનો (ઇચ્છાનો) સ્વીકાર કરવો,' એમ હું સમજું છું.

ગુરુ-જે પુરુષને અહંકાર અને ચિદાત્માના તાદાત્મ્યાધ્યાસની નિવૃત્તિ થઈ હોય છે, ને જે પુરુષ અહંકાર તથા ચિદાત્માને ભિન્નભિન્ન જુવે છે, તેવા મુમુક્ષુ પુરુષો ગમે તેટલી વસ્તુની ઇચ્છા કરે, તોપણ તેને બાધ નથી; એટલે તેવા મુમુક્ષુ પુરુષો સાધારણ કામનો સ્વીકાર કરે તોપણ તેને કાંઈ હાનિ થતી નથી; કેમકે તેના હૃદયમાં ગ્રંથિનો ભેદ થયો હોય છે. અને હૃદયમાં ગ્રંથિનો ભેદ થયો હોય તેને વિષે મુક્તિ કહી છે. પણ જેને હૃદયમાં તે ગ્રંથિનો ભેદ થયો નથી, જેના હૃદયમાં અહંકાર અને ચિદાત્માની ભિન્નતાની ખાતરી થઈ નથી, પણ જેના હૃદયમાં લાલસા રહી છે તેની મુક્તિ કહી નથી. અર્થાત્ હૃદયથી માનવું અને તે પ્રમાણે વર્તવું પ્રથમ અગત્યનું છે.

અહંકારનો અધ્યાસ ત્રણ પ્રકારનો છેઃ સહજ, કર્મજ અને ભ્રમજ. ચિદાભાસની સાથે અહંકારનો તાદાત્મ્યાધ્યાસ તે સહજ; કેમકે ચિદાભાસ તથા અહંકારની ઉત્પત્તિ અને નાશ સાથે જ છે. વર્તમાન દેહ સાથે અહંકારનો તાદાત્મ્યાધ્યાસ તે કર્મજ; કેમકે દેહની જીવિત અવસ્થા સાથે જ 'હું મનુષ્ય,' 'હું ગોરો,' 'હું વગવાળો,' ઇત્યાદિ પ્રકારે અભિમાન રહે છે; પણ પ્રારબ્ધ કર્મનો નાશ થયો એટલે દેહ પડ્યો કે અહંકારનો નાશ થાય છે. અસંગ અને સાક્ષી સ્વરૂપ ચેતન સાથે અહંકારનો જે તાદાત્મ્યાધ્યાસ છે, તે અજ્ઞાનથી થયેલી ભ્રાંતિથી થયેલો છે તેથી તે ભ્રમજ કહેવાય છે. તત્ત્વજ્ઞાની થયા પછી ભ્રાંતિની નિવૃત્તિ થાય છે ને અહંકારનો અભાવ થાય છે એટલે 'હું સુખી,' 'હું દુઃખી' ઇત્યાદિ ગર્વ ગળી જાય છે. સહજ તથા કર્મજનો અધ્યાસ કોઈ પ્રસંગે જ્ઞાનીને અનુભવ થાય છે ખરો, પણ ભ્રમજન્ય અધ્યાસનો અનુભવ થતો નથી, કેમકે તેની ભ્રાંતિઓ મરણ પામી છે. છતાં અહંકાર પોતાનો ધર્મ બજાવે ને જ્ઞાનીને કદી ઇચ્છા થાય, તોપણ તે તો સાક્ષીરૂપ હોવાથી તેને કશો બાધ નડતો નથી.* ૨૬૨

**અધ્યાસવિના પણ પ્રારબ્ધથી કામનો સંભવ**

શિષ્ય-તાદાત્મ્યાધ્યાસનો અભાવ હોય તો કામ ઉત્પન્ન થાય નહિ; કેમકે કામની ઉત્પત્તિનું કારણ તાદાત્મ્યાધ્યાસ છે.

ગુરુ-જેમ કામનું કારણ તાદાત્મ્યાધ્યાસ છે, તેમ પ્રારબ્ધ કર્મ પણ છે. તેથી તાદાત્મ્યાધ્યાસની નિવૃત્તિ છતાં પણ પ્રારબ્ધ કર્મની નિવૃત્તિ થઈ નથી ત્યાંસુધી તાદાત્મ્યાધ્યાસ વિના પણ, કામની ઉત્પત્તિનો સંભવ છે જ.

શિષ્ય-તાદાત્મ્યાધ્યાસની નિવૃત્તિ છતાં પણ, પ્રારબ્ધકર્મથી કામની ઉત્પત્તિ કેમ થાય?

ગુરુ-જેમ અસંતોષની નિવૃત્તિમાં તત્ત્વજ્ઞાન કારણ છે, તેમ પાપનો અભાવ પણ કારણ છે. તેથી તત્ત્વજ્ઞાન થયા છતાં પણ, પાપનો અભાવ ન થયો હોય તો, અસંતોષની નિવૃત્તિ થતી નથી. તેનું દૃષ્ટાંત તું પોતે જ છે. જેમ તને તત્ત્વજ્ઞાન થયા છતાં પણ, પાપનો અભાવ ન થવાથી, અસંતોષ છે, તેમ તાદાત્મ્યાધ્યાસની નિવૃત્તિ થયા છતાં પણ પ્રારબ્ધ કર્મથી કામ ઉત્પન્ન થાય છે. ૨૬૩

**અધ્યાસરહિત કામની અબાધકતામાં બે દાખલા**

જ્વરાદિરોગ સ્થૂલદેહના ધર્મો છે. તે રોગથી

* જુઓ શંકરાચાર્યકૃત વાક્યવૃત્તિ.

ચિદાત્માને બાધ થતો નથી; કેમકે તે આત્મા દેહના સંબંધથી રહિત છે. જેમ વૃક્ષના જન્મ તથા નાશથી ચિદાત્માને બાધ નડતો નથી, કારણ કે ચિદાત્મા, જન્મનાશરહિત છે; તેમ જ ઇચ્છાએ કરીને પણ ચિદાત્માને બાધ થતો નથી, કેમકે ઇચ્છા એ અહંકારનો ધર્મ છે, અને ચિદાત્મા ઇચ્છાદિ સર્વ ધર્મથી રહિત છે.

વળી જેમ દેહમાં તાદાત્મ્યાધ્યાસ થવાથી તેમાં થતા રોગાદિક આત્મામાં પ્રતીત થાય છે અને તેથી 'મને તાવ આવ્યો છે,' 'માથું દુ:ખે છે;' એમ થાય છે; તેમ અહંકારમાં તાદાત્મ્યાધ્યાસ થવાથી તેના ઇચ્છાદિ ધર્મો આત્મામાં પ્રતીત થાય છે. એટલે કે 'મને આ જોઇએ,' અને 'મને તે જોઇએ.' જેમ દેહમાં તાદાત્મ્યાધ્યાસની નિવૃત્તિ થવાથી રોગાદિક આત્મામાં પ્રતીત થતા નથી; તેમ અહંકારમાં તાદાત્મ્યાધ્યાસની નિવૃત્તિ થતાં ઇચ્છા આત્મામાં પ્રતીત થતી નથી. ૨૬૪

### હૃદયની શંકાઓના નાશનું રૂપ

શિષ્ય-ચિદાત્મા અસંગ છે ને સદા એકરૂપ છે, માટે, જેમ ગ્રંથિભેદ પછી ચિદાત્માને કામાદિથી બાધ થતો નથી તેમ, ગ્રંથિભેદ પહેલાં પણ કામાદિથી બાધ ન હતો.

ગુરુ-ચિદાત્મા અસંગ છે, સદા એકરૂપ છે, ને ત્રણે કાલમાં કામાદિકના બાધથી રહિત છે, એ પ્રકારનાં હૃદયમાં જ્ઞાનને અમે ગ્રંથિભેદ કહીએ છિયે. તેથી તેં પ્રશ્ન કર્યો એ અમને અનુકૂલ છે. એવું જ્ઞાન તું કદી પણ ભૂલતો નહિ; કેમકે તેવા જ જ્ઞાનથી સર્વને મોક્ષની પ્રાપ્તિ થાય છે, ને તેથી કૃતાર્થતા સિદ્ધ થાય છે. ૨૬૫

**અવતરણિકા**-શિષ્ય, જ્ઞાની અને અજ્ઞાનીના ભેદવિષે પ્રશ્ન કરે છે. તેપરથી ગુરુ કહે છે કે, જ્ઞાની અને અજ્ઞાનીનો ભેદ, હૃદયગ્રંથિના નાશ તથા અસ્તિત્વને લીધે છે, પણ દેહ તથા ઇંદ્રિયની પ્રવૃત્તિ કે નિવૃત્તિને લીધે નથી, અને જ્ઞાની હૃદયગ્રંથિરહિત કેમ થાય છે તે યથાર્થ રીતે સમજાવે છે.

नैवं जानंति मूढाश्चेत्सोऽयं ग्रंथिर्न चापरः।
ग्रंथितद्भेदमात्रेण वैषम्यं मूढबुद्धयोः २६६
प्रवृत्तौ वा निवृत्तौ वा देहेंद्रियमनोधियाम्।
न किञ्चिदपि वैषम्यमस्त्यज्ञानिविबुद्धयोः ॥
व्रात्यश्रोत्रिययोर्वेदपाठापाठकृता भिदा ।
नाहारादावस्ति भेदः सोऽयं न्यायोऽत्र योज्यताम् ॥ २६८ ॥
न द्वेष्टि संप्रवृत्तानि न निवृत्तानि कांक्षति ।
उदासीनवदासीन इति ग्रंथिभिदोच्यते२६९

શબ્દાર્થ—અવિવેકી પુરુષો ઉપર કહ્યા પ્રમાણે (કામાદિક આત્માને પીડા કરી શકતા નથી એ પ્રમાણે) જાણતા નથી, એમ તું જો કહેતો હોય તો તે આ હૃદયગ્રંથિ છે, બીજું (ગ્રંથિ) નથી. અજ્ઞાની અને જ્ઞાનીમાં વિષમપણું માત્ર ગ્રંથિથી અને તેના ભેદથી જ છે; બાકી દેહ, ઇંદ્રિય, મન અને બુદ્ધિની પ્રવૃત્તિમાં અને નિવૃત્તિમાં અજ્ઞાની અને જ્ઞાનીની જરા પણ વિષમતા નથી. વ્રાત્ય (સંસ્કારરહિત) પુરુષ અને શ્રોત્રિય(વેદપાઠી) પુરુષનો ભેદ, વેદના પાઠ (અધ્યયન) અને અપાઠ (અધ્યયનના અભાવ)ને લીધે છે. પરંતુ ભોજનાદિકમાં બન્ને સમાન છે. એ જ ન્યાયની અહીંઆ (જ્ઞાની અને અજ્ઞાનીમાં) યોજના કરવી. જ્ઞાની પુરુષ પ્રાપ્ત થયેલાં દુઃખાદિકનો દ્વેષ કરતો નથી, અને નિવૃત્ત થયેલાં સુખાદિકની ઇચ્છા કરતો નથી. તે ઉદાસીનની પેઠે વર્તે છે, અને એને જ ગ્રંથિનો ભેદ કહેવામાં આવે છે. ૨૬૬-૨૬૯

### ચન્દ્રકાન્ત વિવરણ

#### જ્ઞાની-અજ્ઞાનીનો ભેદ શી રીતે સમજાય?

શિષ્ય-ચિદાત્મા અસંગ છે, સદા એકરૂપ છે, અને ત્રણે કાળમાં કામાદિકની પીડાથી મોકળો છે, એ પ્રકારના તત્ત્વને મૂઢ પુરુષો જાણતા નથી શું?

ગુરુ-નથી જ જાણતા, એમાં શંકા શાની? તેવાં તત્ત્વનાં અજ્ઞાનથી જ ચિત્ અને જડનો તાદાત્મ્યાધ્યાસ થાય છે, એકતારૂપ ગ્રંથિ બંધાય છે, અને તે જ હૃદયગ્રંથિ કહેવાય છે; પણ બીજી હૃદયગ્રંથિ નથી.

શિષ્ય-જ્યારે 'જ્ઞાનીને પણ ઇચ્છા થાય છે,' ત્યારે જ્ઞાની અને અજ્ઞાનીમાં શો ભેદ છે?

ગુરુ-જ્ઞાનીને તાદાત્મ્યાધ્યાસ વિ... ...ણ ઇચ્છા હોય છે, અને ...

ધ્યાસસહિત ઇચ્છા હોય છે એટલે જ્ઞાનીને હૃદયગ્રંથિનો ભેદ (ક્ષય) થયો હોય છે, અને અજ્ઞાનીને હૃદયગ્રંથિનો ભેદ (ક્ષય) થયો નથી. હૃદયગ્રંથિના ભેદથી જ્ઞાની અને હૃદયગ્રંથિના ભેદના અભાવથી અજ્ઞાની, એટલો જ જ્ઞાની અને અજ્ઞાની વચ્ચે ભેદ છે, તે સિવાય તેઓમાં બીજો કોઈ ભેદ નથી. ૨૬૬

### જ્ઞાની-અજ્ઞાનીનો ભેદ હૃદયની ગ્રંથિના છેદ ઉપર રહેલો છે

જેમ અજ્ઞાનીનું શરીર અન્ને અને જલે કરી શક્તિવાળુ રહે છે અને અન્ન અને જલ વિના શક્તિહીન થાય છે, તેમ જ્ઞાનીનુ શરીર પણ અન્ને અને જલે કરીને શક્તિવાળુ રહે છે, અને અન્ન-જલ વિના શક્તિહીન થાય છે, જેમ અજ્ઞાનીનાં નેત્ર આદિ ઇંદ્રિયો, રૂપ આદિ વિષયોનુ ગ્રહણ કરે છે, તેમ જ્ઞાનીનાં નેત્ર આદિ ઇંદ્રિયો પણ રૂપ આદિ વિષયોનું ગ્રહણ કરે છે, જેમ અજ્ઞાનીનું મન ઇષ્ટઅનિષ્ટ પદાર્થોનો વિચાર કરે છે, તેમ જ્ઞાનીનુ મન પણ ઇષ્ટઅનિષ્ટ પદાર્થોનો વિચાર કરે છે, જેમ અજ્ઞાનીની બુદ્ધિ જલની શીતલતા અને અગ્નિની ઉષ્ણતા આદિનો નિશ્ચય કરે છે, તેમ જ્ઞાનીની બુદ્ધિ પણ જલની શીતલતા અને અગ્નિની ઉષ્ણતા આદિનો નિશ્ચય કરે છે, તેથી દેહ, ઇંદ્રિય, મન અને બુદ્ધિની પ્રવૃત્તિ તથા નિવૃત્તિ કરવામાં, જ્ઞાનીનો અને અજ્ઞાનીનો યત્કિંચિત્ પણ ભેદ નથી ૨૬૭

જેને સોળ વર્ષ પર્યંત યજ્ઞોપવીત ન થયું હોય તે પુરુષ વ્રાત્ય કહેવાય છે, તેવા વ્રાત્યને વેદાધ્યયનનો અધિકાર નથી. યજ્ઞોપવીતધારણરૂપ સંસ્કાર થયા વિના કોઇથી વેદાધ્યયન થઈ શકતું નથી વેદના ૭ અગ કહેવાય છે.- શિક્ષા, કલ્પ, વ્યાકરણ, નિરુક્ત, જ્યોતિષ્ અને છંદ શાસ્ત્ર. હવે જે પુરુષ વેદ ભણ્યો હોય તે શ્રોત્રિય કહેવાય છે. એ શ્રોત્રિય અને વ્રાત્યનો ભેદ વેદના અધ્યયન અને વેદના અનધ્યયનના જૂદાપણાથી જ છે, પણ ભોજન આદિમા તે બે વચ્ચે ભેદ નથી. બને જ સાથે જમે છે, તેમ જ્ઞાની અને અજ્ઞાની વચ્ચેનો ભેદ, હૃદયગ્રંથિના ભેદ (ક્ષય) અને ભેદના અભાવમાં છે, પણ દેહ તથા ઇંદ્રિય આદિની પ્રવૃત્તિનિવૃત્તિમાં નથી. ૨૬૮

### એ બાબતમાં ગીતાનું પ્રમાણ

શ્રીકૃષ્ણ પરમાત્માએ ભગવદ્‌ગીતાના ૧૪મા અધ્યાયમાં કહ્યું છે કે, 'જ્ઞાની આવી પડેલાં દુઃખાદિકને દ્વેષ કરતો નથી, કે નિવૃત્ત થયેલાં સુખાદિકને ઇચ્છતો નથી; પણ તે જ્ઞાની તો ઉદાસીનની પેઠે વર્તે છે,' એ પ્રમાણે હૃદયગ્રંથિના નાશ વિના, સુખદુઃખાદિકમાં, ઉદાસીનના જેવી સ્થિતિ સિદ્ધ થતી નથી. તાત્પર્ય કે 'ચિત્ અને જડ વચ્ચે જે ભેદ છે તેના જ્ઞાનથી તેનો હૃદયગ્રંથિ નાશ પામે છે, તેથી જ્ઞાની આત્મા સ્થૂલ દેહથી સર્વથા ભિન્ન છે ને સુખદુઃખાદિક ધર્મોથી રહિત છે,' એમ જાણે છે, તેથી જ જ્ઞાની સુખદુઃખમાં ઉદાસીનની પેઠે રહે છે. ૨૬૯

અવતરણિકા-શિષ્ય કહે છે કે, આપે ગીતાનું જે વચન કહ્યું કે, જ્ઞાનીએ ઉદાસીન રહેવું જોઇએ, એ તો ઉદાસીનતાનું વિધાન કરે છે, પરંતુ તે કઈ ગ્રંથિના ભેદમાં પ્રમાણરૂપ નથી. આ શંકાનું ગુરુ ઉત્તર આપે છે.

**औदासीन्यं विधेयं चेद्वच्छब्दव्यर्थता तदा।**
**न शक्ता अस्य देहाद्या इति चेद्रोग एव सः॥**

શબ્દાર્થ-તું જો કહીશ કે, ગીતામાં તો ઉદાસીનભાવનું વિધાન કરવામાં આવ્યું છે, ગ્રંથિભેદનું કંઈ વિધાન કરવામાં આવ્યું નથી, તો પછી 'ઉદાસીનની પેઠે' એમાં કહેલો 'પેઠે' શબ્દ નિરર્થક થઇ પડશે, અને કદાચ તું કહીશ કે, જ્ઞાનીના દેહ આદિક કાર્ય કરવામાં સમર્થ નથી, તો તેવા બોધને રોગ જ જાણવો જોઇએ. ૨૭૦

### ચન્દ્રકાન્ત વિવરણ

#### ગીતાના પ્રમાણમાં શંકા-સમાધાન

શિષ્ય-શ્રીકૃષ્ણે કહેલા વચનમાં તો જ્ઞાનીની ઉદાસીનતાનું વિધાન થાય છે

ગુરુ-ના, એ વાક્યો જ્ઞાનીની ઉદાસીનતાનું વિધાન કરતાં નથી.

શિષ્ય-એમાં શું પ્રમાણ ?

ગુરુ-'उदासीनवत्' એ વાક્યોમાં રહેલો વત્ એટલે 'પેઠે' શબ્દ પ્રમાણ છે. જો તે વાક્યથી, ઉદાસીનતાનું વિધાન કરવાનું હોય તો તેમાં વત્ 'પેઠે' શબ્દની કશી જરૂર નથી, કેમકે વત્ 'પેઠે' શબ્દ વિના પણ કેવલ ઉદાસીન શબ્દથી ઉદાસીનતાનું વિધાન થઈ શકે છે. માટે તે વાક્યો, જ્ઞાનીની ઉદાસીનતાનું વિધાન કરતાં

નથી, પણ ઉદાસીનના જેવી સ્થિતિનો બોધ કરે છે.

શિષ્ય-ત્યારે શું એક જ્ઞાનીના દેહ તથા ઇન્દ્રિયાદિક અસમર્થ હોવાથી તેઓ કાર્યમાં પ્રવૃત્ત થતાં નથી, એમ કહેવું જોઇએ ?

ગુરુ-રે અજ્ઞાની ! જો જ્ઞાનીના દેહાદિક અસમર્થ હોય તો તે તેનો રોગ જાણવો, પરતુ તેથી ગ્રંથિનો ભેદ થયો છે એમ સમજવું નહિ. ૨૭૦

અવતરણિકા-ત્યારે તો એ 'તત્ત્વજ્ઞાન રોગ છે' એવો સ્વીકાર કરોની, એમ શિષ્ય કહે છે, તે ઉપરથી ગુરુ તેને હસી કહાડે છે.

तत्त्वबोधं क्षयं व्याधिं मन्यंते ये महाधियः ।
तेषां प्रज्ञातिविशदा किं तेषां दुःशकं वद २७१

શબ્દાર્થ-જે મહાબુદ્ધિવાળાઓ તત્ત્વબોધને ક્ષયરોગ માને છે, તેમની પ્રજ્ઞા (બુદ્ધિ) અતિ નિર્મલ જાણવી !! અને તેઓને (તત્ત્વબોધને ક્ષયરોગ માનવાવાળાઓને) શું દુઃસાધ્ય છે ? તે કહે. ૨૭૧

## ચન્દ્રકાન્ત વિવરણ

શિષ્ય-જ્યારે એમ જ છે તો તમે કહો કે, 'તત્ત્વજ્ઞાન એક ક્ષયરોગ છે,' અને એમ માનવામાં શું દોષ છે ?

ગુરુ-જે પુરુષો તત્ત્વબોધને ક્ષયરોગ માને છે, તેઓને મહાબુદ્ધિવાળા જાણવા જોઇએ ! અલ્યા મૂઢ ! તત્ત્વજ્ઞોની બુદ્ધિ તો અતિ નિર્મલ હોય છે, તેઓને કંઈ અસાધ્ય નથી, તે તત્ત્વજ્ઞાન સંસારરૂપી મહારોગનું અદ્વિતીય ઔષધ છે, તે તત્ત્વજ્ઞાનને ક્ષયરોગ માનવો એ મહાબુદ્ધિવાળાનું જ કામ છે !!* ૨૭૧

અવતરણિકા-શિષ્ય ઉપહાસની અયોગ્યતાવિષે ગુરુને ઉત્તર આપે છે, અને ગુરુ તેને ફરીને સમજાવે છે.

भरतादेरप्रवृत्तिः पुराणोक्तेति चेत्तदा ।
जक्षन्क्रीडन्रतिं विंदन्नित्यर्थोपीर्न किं श्रुतिम्
न ह्याहारादि संत्यज्य भरताद्याः स्थिताः क्वचित् ;
काष्ठपाषाणवत्किन्तु सङ्गभीता उदासते ॥

શબ્દાર્થ-પુરાણો વિષે ભરતઆદિની અપ્રવૃત્તિ કહેલી છે, એમ તું જો કહેતો હોય તો જક્ષન્ (ભક્ષણ કરતો), ક્રીડન્ (ક્રીડા કરતો) અને રતિંવિંદન્ (સ્ત્રીની સાથે રમતો) વગેરે અર્થવાળી શ્રુતિ તેં શું સાંભળી નથી ? ભરત વગેરે ભોજનાદિ તજીને કાષ્ઠ તથા પાષાણની પેઠે કોઇ સ્થલમાં રહ્યા નથી; પરંતુ સંગથી ભય પામી, સદા ઉદાસીન થઈને રહેલા છે. ૨૭૨-૨૭૩

## ચન્દ્રકાન્ત વિવરણ

શિષ્ય-હે ગુરુદેવ ! તમે મારો ઉપહાસ કરો છો તે અયોગ્ય છે; કારણ કે, જડભરતઆદિક જે તત્ત્વજ્ઞાની હતા, તેઓ જડની પેઠે વર્તતા હતા એમ પુરાણો કહે છે.

ગુરુ-સત્ય છે. પણ તું 'जक्षन् क्रीडन्० ।' એ શ્રુતિને જાણતો નથી, તેથી જ મેં તને હસી કહાડ્યો, ને તે તને અયોગ્ય ભાસે છે ! 'जक्षन् क्रीडन् रममाणः स्त्रीभिर्वा यानैर्वा ज्ञातिभिर्वा वयस्यैर्वा नोपजन स्मरन्निदं शरीर । ભક્ષણ કરતો, સ્વેચ્છાથી વિહાર કરતો, સ્ત્રીઓની સાથે રમણ કરતો, અશ્વાદિ વાહનમાં ફરતો, સબંધીઓની સાથે વ્યવહાર કરતો, ને સમાન અવસ્થાવાળા મિત્રોની સાથે હાસ્યવિનોદ કરતો તત્ત્વવેત્તા, મનુષ્યોની સમીપમાં રમણ કરતાં પોતાનાં શરીરનું સ્મરણ કરતો નથી.' એટલે જ્ઞાની ગમે તે કાર્ય કરતાં, 'આ હું કરું છું' એવી અહબુદ્ધિ કરતો નથી, એ પ્રમાણે શ્રુતિમાં કહ્યું છે, તેનાથી તું હજી અજ્ઞાન જ રહ્યો છે, માટે અમે તારું ઉપહાસ કરીએ છિયે. રે શિષ્ય ! જ્ઞાનીને પ્રવૃત્તિનો અભાવ જ છે. તે કંઈ પણ કરે છે તો તેમાં તેને પ્રીતિ, હર્ષ કે શોક હોતાં નથી, પણ તે જલમાંના કમલપેરે નિર્લેપ રહી કંઈ પણ કરે છે. જો જ્ઞાનીમાં પ્રવૃત્તિનો અભાવ હોય તો શ્રીકૃષ્ણપરમાત્માને તું કેવા કહેશે ? તેણે તો હજારો ગોપીઓ સાથે ...

* આ વિપરીત લક્ષણા છે, અથવા તો વ્યાજસ્તુતિ છે. જેમકે કોઈ હાનિ કરનારને કોઈ કહે છે કે, 'વાહ ! તેં મોટો ઉપકાર કર્યો, ઠીક કર્યું ! તમે તો કેવળ સજ્જન જ છોની ! હે બાંધવ ! સો વર્ષ જીવીને એવાં જ કામ કર્યાં કર !' એનો અર્થ એટલો જ કે, 'તેં મને મારી નાંખ્યો, તને શું કહું ? તુ ખરેખરો દુષ્ટ છે, આ શત્રુ ! તું આજેજ મર, કે એવાં કામ કરતો બંધ પડે ' ઉપર પણ એમ જ વ્યંગ છે.

કીધી છે, ઠળગે સખાઓ સાથે મૈત્રી બાંધી, સખાઓનું જુંકણુ ખાધું છે; શત્રુઓથી ડરીને નાસ્યા છે; સારથીપણું કીધું છે: તે શું તેમાં બંધાઈ રહ્યા છે? તેનો, શું કોઈ અજ્ઞાની મૂઢ પેરે કશાપર પ્રેમ હતો? નહિ જ. તે નિર્લેપ હતા અને તેમ જ તત્ત્વવેત્તાઓ પણ નિર્લેપ જ છે. ૨૭૨

શિષ્ય–જ્યારે ઉપર કહેલી શ્રુતિને અનુસારે તત્ત્વવેત્તાની પ્રવૃત્તિ માનીએ, ત્યારે પુરાણમાં કહેલું તો આળપંપાળ જ ના?

ગુરુ–ના, તે પણ સત્ય જ છે. તત્ત્વવેત્તા સર્વ વ્યવહાર કરે છે, પણ તેમને અહંબુદ્ધિ હોતી નથી. જડભરતઆદિ તત્ત્વવેત્તાઓ અન્ન અને પાન તજી, કાકપાષાણની પેઠે રહ્યા હતા એવું વર્ણન, પુરાણોમાં કોઈ સ્થળે પણ કહ્યું નથી. પણ તત્ત્વવેત્તાઓ સંગથી ભય પામી, સર્વનો સંગ તજીને ઉદાસીન રહેતા હતા એવું વર્ણન, અનેક સ્થલમાં જોવામાં આવે છે. માટે પુરાણો જડભરતઆદિ તત્ત્વવેત્તાઓની અપ્રવૃત્તિનું સૂચન કરતાં નથી, પણ તેઓની ઉદાસીનતાનું સૂચન કરે છે, તેથી પુરાણ આળપંપાળ નથી. ૨૭૩

અવતરણિકા–સંગના ત્યાગનું પ્રયોજન કહેતાં, તત્ત્વવેત્તાનો સંગ કેવો હોય છે તે કહે છે.

सङ्गी हि बाध्यते लोके निःसङ्गः सुखमश्नुते ।
तेन सङ्गः परित्याज्यः सर्वदा सुखमिच्छता
अज्ञात्वा शास्त्रहृदयं मूढो वक्त्यन्यथान्यथा ।
मूर्खाणांनिर्णयस्त्वास्तामस्मत्सिद्धांतउच्यते

શબ્દાર્થ–આ લોકમાં સંગી ( સંગવાળો ) તો બંધાય છે (પીડા પામે છે) અને નિઃસંગ (સંગરહિત) સુખ પામે છે; તેથી સુખની ઇચ્છાવાળા પુરુષે સર્વદા સંગનો પરિત્યાગ કરવો. જે મૂઢ છે તે શાસ્ત્રનું રહસ્ય ન જાણીને અન્યથા કહે છે; માટે મૂર્ખોનો નિર્ણય એક તરફ રહો. અમે તો અમારો જ સિદ્ધાંત કહીએ છિયે. ૨૭૪-૨૭૫

## ચન્દ્રકાન્ત વિવરણ

શિષ્ય–તત્ત્વવેત્તાઓ સંગનો ત્યાગ શા માટે કરે છે?

ગુરુ–સંગવાળા પુરુષોને સર્વ લોકો દુઃખ આપે છે, પણ નિઃસંગ પુરુષને કોઈ દુઃખ દઈ શકતું નથી, પણ તેને સદા સુખ જ રહે છે. માટે સર્વદા સુખની ઇચ્છાવાળાએ સંગ તજવો જોઈએ, એવા વિચારથી તત્ત્વવેત્તાઓ સંગનો ત્યાગ કરે છે. ૨૭૪

શિષ્ય–શ્રુતિમાં અહંબુદ્ધિ ત્યાગવાનું કહ્યું છે, અને પુરાણમાં સંગને ત્યાગવાનું કહ્યું છે, એ બન્નેની એકવાક્યતા કરતાં માનસિક સંગ દુઃખનું કારણ છે એમ જણાય છે, પણ બાહ્યસંગ દુઃખનું કારણ નથી, તેથી માનસિક સંગનો ત્યાગ કરવો એમ સિદ્ધ થાય છે. એમ છતાં પણ ઘણા પુરુષો, જે તત્ત્વવેત્તાઓ માનસિક સંગરહિત હોય છે અને બહારથી વ્યવહાર કરતા હોય છે તેઓને સંગવાળા કેમ કહે છે?

ગુરુ–મૂઢ પુરુષો શાસ્ત્રોનું તાત્પર્ય જાણતા નથી તેથી જ પોતપોતાની ઇચ્છા પ્રમાણે ગમે તે પ્રકારે બોલે છે. તેઓ ખરા તત્ત્વવેત્તાઓને સંગવાળા કહે છે, તેમ ભલે કહે; પણ તેવા મૂર્ખાઓના કહેવાથી તત્ત્વવેત્તાઓ કેવા હોય છે, તેનો વિચાર કરવાનો નથી.

શિષ્ય–ત્યારે તત્ત્વવેત્તાનો નિર્ણય કેમ થાય?

ગુરુ–શાસ્ત્રના તાત્પર્યને અનુસરી તત્ત્વવેત્તાની વૃત્તિનો નિર્ણય કરવો; વેદાંતનો સિદ્ધાંત શાસ્ત્રના તાત્પર્યને અનુસરતો છે, તે જ અમે કહીએ છિયે. ૨૭૫

## (૨) વૈરાગ્ય, બોધ અને ઉપરતિનું વર્ણન

### ( ૨૭૬–૨૯૦; ૧૫ શ્લોકો )

અવતરણિકા–હવે વૈરાગ્ય, બોધ અને ઉપરતિનું વર્ણન કરે છે. એમાં શિષ્ય ત્રણેની એકતામાં શંકા આણે છે, અને ગુરુ વૈરાગ્ય, બોધ ને ઉપરતિનાં કારણ, સ્વરૂપ ને કાર્ય જણાવી, ત્રણેની સમતા જણાવે છે; તથા વૈરાગ્ય થવા ન થવાનું કારણ, અને વૈરાગ્ય તથા ઉપરતિ જીવન્મુક્તિદાતા નથી તે જણાવીને વૈરાગ્યની અવધિ કહે છે.

वैराग्यबोधोपरमाः सहायास्ते परस्परम् ।
प्रायेण सह वर्तंते वियुज्यंते क्वचित्क्वचित् ॥
हेतुस्वरूपकार्याणि भिन्नान्येषामसङ्करः ।
यथावदवगंतव्यःशास्त्रार्थंप्रविविच्यता २७७
दोषदृष्टिर्जिहासा च पुनर्भोगेष्वदीनता ।
असाधारणहेत्वाद्या वैराग्यस्य त्रयोऽप्यमी ॥

श्रवणादित्रयं तद्वत्तत्त्वमिथ्याविवेचनम् ।
पुनर्ग्रंथेरनुदयो बोधस्यैते त्रयो मताः २७९
यमादिर्धीनिरोधश्च व्यवहारस्य संशयः ।
स्युर्हेत्वाद्या उपरतेरित्यसङ्कर ईरितः २८०
तत्त्वबोधः प्रधानं स्यात्साक्षान्मोक्षप्रदत्वतः
बोधोपकारिणावेतौ वैराग्योपरमावुभौ २८१
त्रयोऽप्यत्यंतपक्वाश्चेन्महतस्तपसः फलम् ।
दुरितेन क्वचित्किंचित्कदाचित्प्रतिबध्यते ॥
वैराग्योपरती पूर्णे बोधस्तु प्रतिबध्यते ।
यस्य तस्य न मोक्षोऽस्ति पुण्यलोकस्त-
पोबलात् ॥ २८३ ॥
पूर्णे बोधे तदन्यौ द्वौ प्रतिबद्धौ यदा तदा।
मोक्षो विनिश्चितः किंतु दृष्टदुःखं न नश्यति ॥
ब्रह्मलोकतृणीकारो वैराग्यस्यावधिर्मतः ।
देहात्मवत्परात्मत्वदार्ढ्ये बोधः समाप्यते॥
सुप्तिवद्विस्मृतिः सीमा भवेदुपरमस्य हि ।
दिशानया विनिश्चेयं तारतम्यमवांतरम्२८६

શબ્દાર્થ-વૈરાગ્ય, બોધ (જ્ઞાન) અને ઉપરમ (ઉપરતિ) એક બીજાના સહાયકો છે. તે ઘણું કરીને સાથે સાથે રહે છે, અને કોઈ કોઈ ઠેકાણે (મુમુક્ષુ પુરુષમાં) જૂદાં જૂદાં પણ હોય છે. વૈરાગ્યાદિકનાં હેતુ (કારણ), સ્વરૂપ અને કાર્ય (ફળ) જૂદાં જૂદાં છે; માટે એનો (વૈરાગ્યાદિકનો) ભેદ, શાસ્ત્રના અર્થનું વિવેચન કરનારા પુરુષે યથાર્થ રીતે જાણવો જોઈએ. દોષદૃષ્ટિ, ત્યાગની ઈચ્છા અને ત્યાગ કરેલા વિષયો ભોગવવામાં ફરીને અદીનતા,-આ ત્રણેય વૈરાગ્યનાં અસાધારણ હેતુ, સ્વરૂપ ને ફળ છે. શ્રવણ આદિક ત્રણ, તેમ જ સત્યપણાનો અને મિથ્યાપણાનો વિવેક, અને ફરીથી હૃદયગ્રંથિનું ઉત્પન્ન ન થવું,-એ ત્રણ બોધનાં અસાધારણ હેતુ, સ્વરૂપ ને ફળ મનાય છે. યમ આદિ, બુદ્ધિનો નિરોધ અને વ્યવહારનો સર્વથા નાશ કરવો,- એ ઉપરતિનાં હેતુ આદિક છે. એ પ્રમાણે વૈરાગ્ય, બોધ અને ઉપરતિનાં હેતુ આદિનો ભેદ કહ્યો છે. ૨૭૯-૨૮૦

તત્ત્વબોધ સાક્ષાત્ મોક્ષ આપનાર હોવાથી મુખ્ય છે, અને વૈરાગ્ય તથા ઉપરમ એ બે જ્ઞાનમાં સહાયક છે. ત્રણે (વૈરાગ્ય, બોધ અને ઉપરતિ) જો અત્યંત પરિપક્વ થયેલાં હોય તો તે મોટા તપનું ફળ સમજવું; પરંતુ પાપે કરીને કોઈ કાળે, કોઈ (મુમુક્ષુ)માં, કંઈક કારણથી એક કે બેની ન્યૂનતા આવી પડે છે. જેને વૈરાગ્ય અને ઉપરતિ સંપૂર્ણ હોય છે, પણ બોધ ન્યૂન (અપૂર્ણ) હોય છે, તેને મોક્ષ મળતો નથી, પણ તપોબળથી પુણ્યલોક મળે છે. જો બોધ પૂર્ણ હોય અને બીજા બે (વૈરાગ્ય-અને ઉપરતિ) ન્યૂન હોય તો મોક્ષ તો નિશ્ચય મળે છે; પરંતુ દૃષ્ટ દુઃખ નાશ પામતું નથી. બ્રહ્મલોકને પણ તૃણવત્ તુચ્છ જાણવો, એ વૈરાગ્યનો અવધિ મનાય છે. દેહાત્માની પેઠે પરમાત્મપણાની દૃઢતા થાય ત્યાં બોધની સમાપ્તિ થાય છે, અને સુષુપ્તિની પેઠે જાગ્રતાદિકમાં પણ વિસ્મૃતિ થવી, એ ઉપરમની સીમા ગણાય છે. એ રીતિએ કરીને અવાંતર તારતમ્ય (અંતર્ગત ન્યૂનાધિકપણા)નો નિશ્ચય કરવો જોઇએ. ૨૮૧-૨૮૬

## ચન્દ્રકાન્ત વિવરણ

### શાસ્ત્રનો અભિપ્રાય

ગુરુ-વૈરાગ્ય, બોધ અને ઉપરતિ, આ ત્રણ પરસ્પર સહાય કરવાવાળાં છે. જે પુરુષો પાપરૂપી પ્રતિબંધથી મુક્ત હોય અને સર્વદા નિવૃત્તિપરાયણ હોય, તેવા પુરુષોમાં વૈરાગ્યાદિ ત્રણે ગુણો રહે છે; અને જે મુમુક્ષુ પુરુષો પ્રતિબંધે કરીને પ્રવૃત્તિપરાયણ હોય, તેઓ વિષે વૈરાગ્યાદિ ત્રણે હોતાં નથી. તેથી વૈરાગ્યાદિ ત્રણે ઘણું કરીને તો સાથે જ રહે છે, તો પણ કોઈ કોઈ પુરુષમાં જૂદાં પડતાં પણ જોવામાં આવે છે વામદેવ, શુકદેવજી વગેરે પાપરહિત હોવાથી, તેઓને અનુકૂળ દેશ કાલાદિક હોવાથી, મુક્ત હોવાથી ને નિવૃત્તિવાળા હોવાથી, તેઓમાં ત્રણે સાથે જ જોવામાં આવે છે. ૨૭૬

### વૈરાગ્ય, બોધ અને ઉપરતિના ભેદો

શિષ્ય-વૈરાગ્ય, બોધ, અને ઉપરતિ અન્યોન્ય વિના એકલાં જોવામાં આવતાં નથી, તેથી તે ત્રણેની એકતા તો છે.

ગુરુ-તેમ ન સમજ. વૈરાગ્યાદિક ત્રણે ભિન્ન ભિન્ન છે; કારણ કે તે ત્રણેનાં હેતુ, સ્વરૂપ અને કાર્ય ભિન્ન ભિન્ન છે. ત્રણે જો એક હોય તો તેનાં હેતુ આદિ પણ એક હોવાં જોઇએ, પણ તે ત્રણે એક નથી ને તેમનાં હેતુ આદિ પણ એક નથી. એ ત્રણેના હેતુ, સ્વરૂપ અને કાર્ય યથાર્થ જાણ્યા વગર તેઓનો ભેદ જાણવામાં આવતો નથી. ૨૭૭

**વૈરાગ્યનાં હેતુ, સ્વરૂપ અને ફળ**

વૈરાગ્યનાં હેતુ, સ્વરૂપ તથા કાર્ય આ પ્રમાણે છે; દોષદષ્ટિ, ત્યાગની ઇચ્છા, ને ત્યાગ કરેલામાં પુનઃ પ્રીતિ ન થવી એ અદીનતા, એમ ત્રણ છે.

**દોષદૃષ્ટિ**

જન્મ, મૃત્યુ, જરા અને વ્યાધિ એ ચારેમાં બુદ્ધિપૂર્વક દોષો જોવા, એ દોષદૃષ્ટિ છે. એ દોષદષ્ટિ પણ ઘણા પ્રકારની છે. ગર્ભવાસમાં નવ માસ સુધી રુંધાઈ રહેવું, વિષ્ટાના કૃમિયોના ચટકા ખમવા, માતાના જઠરાગ્નિમાં બળવું, અને માતાના વિષમ શયન, ગમનાદિને લીધે ઉંધાચત્તા પડવું, જરાયુ એટલે ગર્ભના ઝીણા મજબુત પડમાં કેદ પડવું, ને મલમૂત્રના રસનુ પાન કરવું;- એ સર્વ ગર્ભવાસના દોષો છે. તે સાથે જન્મ વેળાએ પ્રસતિવાયુથી ખેંચાવું, ને યોનિની વચ્ચે સંકડાવું, એ જન્મતી વેળાના દોષો છે. મૃત્યુ વેળાએ નાડીઓનું તણાવું, મર્મસ્થાનોનું પીડાવું, પ્રાણનું રુંધાવું, મરણનો તાપ સહેવો, પછી પાપકર્મનાં ફલો ભોગવવા માટે રૌરવમાં પડવું, ત્યાં યમદૂતોનો માર ખાવો, તથા રુધિરપાન કરવું,-એ મૃત્યુના દોષો છે. ઘડપણ થવાથી શરીરનું અટકવું, ઇન્દ્રિયોનું શિથિલ થવું, ક્રિયામાં અશક્ત થવું,-એ ઘડપણના દોષો છે. રોગમાં શરીરની દુર્બલતા થવી, તાવથી પીડાવું, કડવાં ઔષધો પીવાં, શરીરમાંથી દુર્ગંધ નીકળવો, પીડા થતાં 'ઓ મા ! ઓ બાપ !' એમ બુમો પાડવી,-એ રોગના દોષો છે. એ સર્વ તરફ દોષબુદ્ધિથી જોવું એ વૈરાગ્યનો હેતુ છે. શ્રીકૃષ્ણ ભગવાને પણ ઇન્દ્રિયોના વિષયોમાં વૈરાગ્ય રાખવો, અહંકાર કરવો નહિ, જન્મ મૃત્યુ જરા વ્યાધિ વિષે વારંવાર દુઃખ તથા દોષ જોયા કરવા, એવો ઉપદેશ આપ્યો છે. (ગીતા અ. ૧૩, શ્લો. ૯) આવી બુદ્ધિ સંસ્કારી ને પુણ્યશાળીને જ થાય છે, ને તેથી તીવ્ર વૈરાગ્ય વ્યાપે છે.

વિષયોનો ત્યાગ કરવાની ઇચ્છા થવી, એ વૈરાગ્યનું સ્વરૂપ છે. એ સ્વરૂપ બે પ્રકારનું છેઃ- અણિમાદિ સિદ્ધિના ત્યાગની ઇચ્છા, તથા સત્ત્વાદિક ગુણની તૃષ્ણાનો ત્યાગ. એ સર્વ પરમ વૈરાગ્ય છે, તેથી જૂદો તે અપર વૈરાગ્ય છે. તેના ત્રણ ભેદો છે.-**મંદ વૈરાગ્ય, તીવ્ર વૈરાગ્ય અને તીવ્રતર વૈરાગ્ય.** પૈસો જાય, કીર્તિ જાય, સ્ત્રીપુત્રાદિક જાય, શરીર રોગી થાય, ને તેવી વેળાએ સંસારપર અભાવ થાય ને 'બળ્યો આ સંસાર,' એમ કહેતાં કહેતાં, પરમાત્મા અથવા પોતાના ઇષ્ટદેવમાં એકનિષ્ઠ થવાય તે મંદ વૈરાગ્ય છે. તુલસીદાસ, સુરદાસ આદિના વૈરાગ્યનો જે પ્રારંભ થયો તે મંદ વૈરાગ્યથી છે. તેઓનાં માનની હાનિ થવાથી તેઓની રામમાં તથા શ્રીકૃષ્ણમાં એકનિષ્ઠ થઈ હતી. સ્ત્રી, પુત્ર, ધન, માન એમાંથી મારે કંઈ નહિ જોઇએ, તે મને ન મળો, ને મળે તો પણ નકામુ છે, એવી જે જ્ઞાનપૂર્વક બુદ્ધિ થયાથી પરમાત્મામાં એકનિષ્ઠ થવાય છે તે **તીવ્ર વૈરાગ્યનું** લક્ષણ છે. નૃસિંહ મહેતા, મીરાંબાઈ, તુકારામ વગેરેનો વૈરાગ્ય તે તીવ્ર વૈરાગ્ય છે. જેમાંથી પાછું પડવું પડે એવા સ્વર્ગાદિક લોકનું સુખ પણ મારે ન જોઇએ, એ **તીવ્રતર વૈરાગ્ય** છે. એવો વૈરાગ્ય વામદેવ, શુકદેવજી વગેરેનો છે. એ વૈરાગ્યનુ સ્વરૂપ છે.

ત્યાગ કરેલા ભોગો ભોગવવા માટે ફરીથી ભોગમાં આસક્તિ ન થવી એ **અદીનતા** છે, જે વૈરાગ્યનું કાર્ય કહેતાં **ફળ** છે. પ્રારબ્ધથી ગયેલ ધન, માન વગેરે મળે તો પણ 'તે મારું છે' એવી બુદ્ધિ ન થવી, અને એ વિષયોમાં અદીનપણું રાખવું તે વૈરાગ્યનું પરમ શ્રેષ્ઠ ફળ છે. ૨૭૮

**તત્ત્વબોધનું કારણ, સ્વરૂપ અને ફળ**

શ્રવણ,' મનન અને નિદિધ્યાસન એ ત્રણ બોધનાં કારણ છે; સત્પદાર્થ અને અસત્પદાર્થનો વિવેક થવો એ બોધનું સ્વરૂપ છે, અને ચિત અને જડની ગ્રંથિની ફરીથી ઉત્પત્તિ ન થવી, એટલે દેહાદિકમાં આત્માધ્યાસ ન થવો એ બોધનું કાર્ય છે. ૨૭૯

### ઉપરતિનાં હેતુ, સ્વરૂપ અને ફળ

યમ, નિયમ, આસન, પ્રાણાયામ, પ્રત્યાહાર, ધ્યાન, ધારણા અને સમાધિ,—એ ઉપરતિનાં કારણો છે; ચિત્તનિરોધરૂપ યોગ એ ઉપરતિનું સ્વરૂપ છે, અને વ્યવહારનો ક્ષય થવો એટલે લૌકિક અને વૈદિક વિચારનો હમેશ માટે ક્ષય થાય તે ઉપરતિનું કાર્ય છે.

એવી રીતે વૈરાગ્ય, ઉપરતિ અને બોધનાં કારણો, સ્વરૂપ અને કાર્ય, ભિન્નભિન્ન છે, તેથી જણાય છે કે વૈરાગ્યાદિ ત્રણે ભિન્નભિન્ન છે. જો ત્રણે એક હોય, તો તેમનાં કારણો આદિ પણ એક હોવાં જોઈએ. ૨૮૦

### તત્ત્વબોધની પ્રધાનતા

શિષ્ય—વૈરાગ્યાદિ ત્રણેની મુખ્યતા સમાન છે કે નહિ?

ગુરુ—ના, ત્રણેની મુખ્યતા સમાન નથી. બોધ એટલે જ્ઞાન જ સાક્ષાત્ મોક્ષનું કારણ છે, અને વૈરાગ્ય તથા ઉપરતિ તો બોધને સહાય કરનારાં છે. વૈરાગ્ય અને ઉપરતિ તો બોધનાં સાધનો છે, માટે બોધ મુખ્ય છે અને વૈરાગ્ય તથા ઉપરતિ ગૌણ છે.

શિષ્ય—બોધની મુખ્યતામાં અને વૈરાગ્ય તથા ઉપરતિની ગૌણતામાં કાંઈ પ્રમાણ છે?

ગુરુ—હા, શ્રુતિ પ્રમાણ છે. 'तमेव विदित्वातिमृत्युमेति नान्यः पंथा विद्यतेऽयनाय। તે આત્માને જાણ્યાથી જ મૃત્યુનું પણ અતિક્રમણ થઈ શકે છે, મોક્ષને માટે અન્ય માર્ગ નથી.' એ શ્રુતિમાં બોધ મોક્ષનું સાક્ષાત્ કારણ છે એમ કહ્યું છે, તેથી તત્ત્વબોધની મુખ્યતા પ્રતીત થાય છે. 'ब्राह्मणो निर्वेदमायान्नास्त्यकृतः कृतेन। બ્રાહ્મણે (બ્રહ્મ થવાની ઇચ્છાવાળા મુમુક્ષુ બ્રાહ્મણે) નિર્વેદને પ્રાપ્ત થવું એટલે સન્યાસ ધારણ કરવો કર્મે કરીને મોક્ષ મળતો નથી ' વળી 'तद्विज्ञानार्थं स गुरुमेवाभिगच्छेत्। शांतोदांत उपरतस्तितिक्षुः समाहितो भूत्वात्मन्येवात्मानं पश्येत्। તેણે પ્રત્યગભિન્ન પરમાત્માના જ્ઞાન માટે ગુરુને શરણે જવું. શાંત (મનોનિગ્રહવાળો), ઉપરત (ઉપરામ પામેલો), તિતિક્ષુ (તિતિક્ષા, સહનશક્તિવાળો) ને સમાહિત (સાવધાનવાળો) થઈને આત્મામાં આત્માને જાણવો.' એ બે શ્રુતિએ કરી વૈરાગ્ય અને ઉપરતિની અમુખ્યતા પ્રતીત થાય છે ૨૮૧

### સારા ભાગ્યનું ફળ

શિષ્ય—કિયા કારણથી વૈરાગ્યાદિ ત્રણ સાથે રહે છે, અને કિયા કારણથી તેમનો વિયોગ થાય છે?

ગુરુ—જો અનેક જન્મમાં મેળવેલાં પુણ્ય કર્મની પરિપાક દશા થઈ હોય તો વૈરાગ્ય, બોધ અને ઉપરતિ, એ ત્રણે સાથે રહે છે, પણ જો તેમ ન હોય તો, પ્રતિબંધ કરવાવાળાં પાપકર્મને અનુસારે કોઈ પુરુષમાં કોઈ કાળે એક હોય છે તો કોઈ કાળે બે હોય છે, પણ એ ત્રણે સાથે રહેતાં નથી. વૈરાગ્યાદિકના સંયોગમાં પુણ્યકર્મની પરિપાક દશા જ કારણ છે, ને વિયોગમાં પાપકર્મની પરિપાક દશા જ કારણ છે. પાપકર્મથી કેટલાકના જ્ઞાનનો બાધ થાય છે, કેટલાકમાં જ્ઞાન અને વૈરાગ્યનો બાધ થાય છે, કેટલાકમાં જ્ઞાન અને ઉપરતિનો બાધ થાય છે' કેટલાકમાં વૈરાગ્ય તથા ઉપરતિનો બાધ થાય છે; પણ માત્ર પુણ્ય કર્મવાળાને જ એ ત્રણે મળે છે. ૨૮૨

### તત્ત્વજ્ઞાનવિના મોક્ષનો અભાવ

જે મુમુક્ષુ પુરુષમાં વૈરાગ્ય અને ઉપરતિ પૂર્ણ હોય છે, અને કોઈ પ્રબલ પાપના યોગથી તત્ત્વજ્ઞાનનો પ્રતિબંધ થયો હોય છે, એટલે જેને જ્ઞાન થયું ન હોય, તેને મોક્ષ પ્રાપ્ત થતો નથી.

શિષ્ય—જ્યારે તેવા મુમુક્ષુ પુરુષને મોક્ષ પ્રાપ્ત થતો નથી, ત્યારે વૈરાગ્ય અને ઉપરતિ તો વ્યર્થ જ ગયાંની?

ગુરુ—ના, વૈરાગ્ય અને ઉપરતિ વ્યર્થ જતાં નથી, કારણ કે તેવા મુમુક્ષુ પુરુષને પુણ્યલોકની પ્રાપ્તિ થાય છે. તપનું ફલ વૈરાગ્ય અને ઉપરતિ છે, ને તેનું ફલ પુણ્યલોકની પ્રાપ્તિ છે

શિષ્ય—પણ તેમાં વળ્યું શું? क्षीणे पुण्ये मर्त्यलोकं विशंति। તપનું પુણ્ય પરવાર્યા પછી તેવા જ ચોરાસીના ફેરામાં પડવાનોની?

ગુરુ—ના, તેમ નથી તેનું પુણ્ય પુરું થતાં ફરી મૃત્યુલોકમાં પડે છે, અને એવા કેટલાક જન્મનાં ફળો ભોગવ્યા પછી વૈરાગ્ય ને ઉપરતિ તો હોય છે જ, ને ત્રીજો તત્ત્વબોધ મળવામાં સદ્‌ગુરુનો સમાગમ થતા તેનું જન્મમૃત્યુ ટળી જાય છે.

શિષ્ય-વૈરાગ્ય તથા ઉપરતિથી પુણ્યલોક મળે છે, તેમાં કાંઈ પ્રમાણ છે?

ગુરુ-હા, શ્રીકૃષ્ણ પરમાત્માનું વચન પ્રમાણ છે.

'प्राप्य पुण्यकृतांल्लोकानुषित्वा शाश्वतीः समाः।
शुचीनां श्रीमतां गेहे योगभ्रष्टोऽभिजायते ॥

યોગભ્રષ્ટ પુરુષ, પુણ્યવાનના લોકને પ્રાપ્ત થઈ, તેમાં બહુ વર્ષો રહીને પવિત્ર શ્રીમાનને ઘેર જન્મ લે છે.' એ શ્લોકમાં યોગભ્રષ્ટ પુરુષને પુણ્યલોકની પ્રાપ્તિ, સ્પષ્ટ કહી છે. જેને જ્ઞાનનાં સાધન વૈરાગ્ય અને ઉપરતિ સિદ્ધ થયાં હોય અને જ્ઞાન થયું ન હોય, તેટલામાં દેહપાત થાય અથવા બીજું કાંઈ વિઘ્ન નડે, તે યોગભ્રષ્ટ કહેવાય છે. ૨૮૩

**તત્ત્વજ્ઞાનથી મોક્ષનો નિશ્ચય થાય છે પણ દૃઢ દુઃખનો નાશ થતો નથી**

જે મુમુક્ષુ પુરુષને જ્ઞાન પૂર્ણ થયું હોય, પણ વૈરાગ્ય તથા ઉપરતિ સિદ્ધ ન થયાં હોય તેને મોક્ષ અવશ્ય મળે છે, એમાં કાંઈ સંશય નથી, પરંતુ તેનો વ્યવહાર તો નિવૃત્ત થતો નથી.

શિષ્ય-ઠીક, જ્યારે વ્યવહાર (વિક્ષેપ)ની નિવૃત્તિ થતી નથી, ત્યારે તેના સંસારની નિવૃત્તિ થતી નથી, અને તેથી તેને મોક્ષ પણ મળતો નથી, એમ કહેવું સત્ય છે.

ગુરુ-સંસાર, બે પ્રકારનો હોય છે: એક તો જન્મ મરણરૂપી સંસાર, અને બીજો સુખ-દુઃખથી થતો વિક્ષેપરૂપી સંસાર. જેને કેવળ જ્ઞાન થયું હોય ને વૈરાગ્ય તથા ઉપરતિ થયાં ન હોય, તેને ભાવિ જન્મમરણરૂપ સંસારની નિવૃત્તિ થાય છે, પણ વિક્ષેપરૂપ સંસારની નિવૃત્તિ થતી નથી, એટલે વાસના તથા મનોરાજ્યનો ક્ષય થતો નથી, ને તેથી તેને જીવન્મુક્તિનું સુખ એટલે જીવતાં જ શાંતિનું સુખ મળતું નથી; પણ તેની વિદેહમુક્તિમાં કાંઈ જાતનો સંશય નથી. પણ જેને જ્ઞાન, વૈરાગ્ય અને ઉપરતિ ત્રણે હોય, તેને જીવન્મુક્તિનું સુખ પ્રાપ્ત થાય છે અને વિદેહમુક્તિ પણ પ્રાપ્ત થાય છે. ૨૮૪

શિષ્ય-વૈરાગ્યનો અવધિ શું છે?

ગુરુ-બ્રહ્મલોકના સુખમાં પણ તૃણસમાન તુચ્છ બુદ્ધિ થવી એ વૈરાગ્યનો અવધિ છે.

શિષ્ય-અને બોધનો અવધિ?

ગુરુ-હું બ્રાહ્મણ છું, હું ક્ષત્રિય છું, હું વૈશ્ય છું, હું બ્રહ્મચારી છું, હું ગૃહસ્થાશ્રમી છું, હું વાનપ્રસ્થ છું, હું સન્યાસી છું, એવી રીતે અજ્ઞાની પુરુષોને સંશય અને વિપરીત ભાવના થાય છે, ને દેહમાં આત્મબુદ્ધિ થાય છે, તે સર્વ પ્રકારની બુદ્ધિનો નાશ થઈ પરમાત્મામાં આત્મબુદ્ધિ થાય ત્યારે પૂર્ણ જ્ઞાન થયું કહેવાય છે, તે બોધનો અવધિ છે.

શિષ્ય-ઉપરતિનો અવધિ શો છે?

ગુરુ-જેમ સુષુપ્તિ અવસ્થામાં સર્વ પદાર્થોનું વિસ્મરણ થાય છે, તેમ જ્યારે સર્વ પદાર્થોનું વિસ્મરણ થાય ત્યારે ઉપરતિનો અવધિ છે. આ રીતે વૈરાગ્ય, બોધ અને ઉપરતિના પેટા ભેદનો એટલે ન્યૂનાધિકપણાનો નિશ્ચય પોતાની બુદ્ધિથી કરી લેવો. ૨૮૫-૨૮૬

અવતરણિકા-જ્ઞાનીમાં પણ રાગદ્વેષાદિથી સંસારી ગુણો હોય છે, તો તેઓને મુક્તિ મળવી શકય નથી, તેથી કરવા યોગ્ય શું છે? એમ શિષ્ય પૂછતાં ગુરુ કહે છે.

आरब्धकर्मनानात्वाद्बुद्धानामन्यथान्यथा।
वर्तनं तेन शास्त्रार्थे भ्रमितव्यं न पंडितैः २८७
स्वस्वकर्मानुसारेण वर्ततां ते यथा तथा ।
अविशिष्टः सर्वबोधःसमा मुक्तिरिति स्थितिः

શબ્દાર્થ-પ્રારબ્ધ કર્મના ભેદથી તત્ત્વજ્ઞાનીઓનું વર્તન જૂદીજૂદી રીતે હોય છે, તેટલા માટે પંડિતોએ શાસ્ત્રોના અર્થમાં ભ્રાંત થવું નહિ. તત્ત્વવેત્તાઓ પોતપોતાનાં પ્રારબ્ધ કર્મને અનુસારે જેમ વર્તાય તેમ ભલે વર્તો; જ્ઞાન તો સર્વને સમાન છે, તેમ જ મુક્તિએ સમાન છે, આવો શાસ્ત્રનો સિદ્ધાંત છે. ૨૮૭-૨૮૮

## ચન્દ્રકાન્ત વિવરણ

**પ્રારબ્ધના ભેદવડે જ્ઞાનીના વિલક્ષણ વર્તનથી તેના મોક્ષમાં પ્રતિબંધ આવતો નથી**

શિષ્ય-તત્ત્વજ્ઞ પુરુષો પણ સંસારના રાગદ્વેષવાળા જોવામાં આવે છે, તેથી તેમાં પણ વિષમતા હોવાને લીધે, મુક્તિ મળવામાં જ્ઞાન જ મુખ્ય કારણ છે, એવો નિશ્ચય કરી શકાતો નથી.

ગુરુ—મુક્તિ મળવામાં જ્ઞાન એ જ મુખ્ય કારણ છે, તેમાં તો એક બિંદુ જેટલો પણ સંશય નથી. પણ જેમ રોગાદિક પ્રારબ્ધ કર્મનું ફલ છે, અને તે ભોગવવામાં જ્ઞાન કંઈ અટકાવ કરી શકતું નથી, તેમ રાગદ્વેષાદિક પણ પ્રારબ્ધ કર્મનું ફલ છે. પણ તે રાગદ્વેષાદિકે કરી મુક્તિનો પ્રતિબંધ થતો નથી. પ્રારબ્ધ કર્મ અનેક પ્રકારનાં હોય છે, તેથી તત્ત્વવેત્તા પુરુષો પણ રાગદ્વેષાદિ અનેક ધર્મવાળા જોવામાં આવે છે. માત્ર, તત્ત્વજ્ઞ પુરુષોનું આચરણ જોઈ, તેના મોક્ષ વિષે સંદેહ કરવો નહિ, તેના જ્ઞાન તરફ જ દૃષ્ટિ રાખવી. ૨૮૭

### સર્વ જ્ઞાનીવિષે જ્ઞાન અને મોક્ષ- સરખાં હોય છે

શિષ્ય—તત્ત્વજ્ઞાનીઓની પ્રવૃત્તિ સમાન હોતી નથી. કોઈતત્ત્વવેત્તાની પ્રવૃત્તિ સર્વ વ્યવહારમાં હોય છે, અને કોઈની પ્રવૃત્તિ સર્વ વ્યવહારમાં હોતી નથી, પણ આવશ્યક વ્યવહારમાં હોય છે; અને કેટલાકની પ્રવૃત્તિ તો શરીરનિર્વાહ અર્થે ભોજનાદિક સુધી જ હોય છે. કોઈની પરતંત્ર પ્રવૃત્તિ હોય છે, ને કોઈની તો સ્વતંત્ર હોય છે, તેથી સંદેહ થવાનો સંભવ છે, અને તમો કહો છો કે સંદેહ કરવો જ નહિ, ત્યારે કેવો નિર્ણય કરવો તે કહો.

ગુરુ—સર્વની પ્રવૃત્તિ પોતપોતાના પ્રારબ્ધકર્મને અનુસાર થાય છે, માટે તત્ત્વજ્ઞાની પુરુષો પોતાના પ્રારબ્ધકર્મને અનુસારે ભલે વર્તે, તથાપિ તે સર્વને 'હું બ્રહ્મ છું' ને 'બ્રહ્મ હું છું' એ પ્રકારનું એકાકાર જ્ઞાન સમાન હોય છે; તેમ જ અવિદ્યાના સંબંધરહિત શુદ્ધ બ્રહ્મરૂપે સ્થિતિ એટલે મુક્તિ પણ તેઓને સમાન હોય છે, એવો નિર્ણય કરવો જોઇએ. ૨૮૮

અવતરણિકા-આ ચિત્રદીપ પ્રકરણનું તાત્પર્ય અને તેના અભ્યાસનું ફળ કહીને હવે આ પ્રકરણની સમાપ્તિ કરે છે.

जगच्चित्रं स्वचैतन्ये पटे चित्रमिवार्पितम् ।
मायया तदुपेक्ष्यैव चैतन्ये परिशेष्यताम् ॥
चित्रदीपमिमं नित्यं येऽनुसंदधते बुधाः ।
पश्यंतोऽपि जगच्चित्रं ते मुह्यंति न पूर्ववत् ॥

શબ્દાર્થ—જેમ પટમાં ચિત્ર કરવામાં આવે છે, તેમ સ્વસ્વરૂપ ચૈતન્યમાં જગતનું ચિત્ર માયાએ કલ્પેલું છે, તે જગતની ઉપેક્ષા કરીને જ ચૈતન્યમાં સમાપ્તિ કરવી. જે શુદ્ધબુદ્ધિવાળા મુમુક્ષુ પુરુષો આ ચિત્રદીપનું નિત્ય અનુસંધાન કર્યા કરે છે, તેઓ આ જગતરૂપી ચિત્રને જોતાં છતાં પણ પૂર્વવત્ (અજ્ઞાનાવસ્થાનીપેઠે) તેમાં મોહ પામતા નથી. ૨૮૯–૨૯૦

### ચન્દ્રકાન્ત વિવરણ

#### પ્રકરણનું તાત્પર્ય

આ આખા પ્રકરણનું રહસ્ય શું છે તે હવે તને કહું છું તે સાંભળ. જેમ શુદ્ધ કપડું છે, તેમ સ્વસ્વરૂપ ચૈતન્ય છે; જેમ ચિત્રકાર કપડાંમાં ચિત્ર કલ્પે છે, તેમ માયા સ્વસ્વરૂપ ચૈતન્યમાં જગદ્રૂપી ચિત્ર કલ્પે છે; જેમ ચિત્રકારે કપડામાં ચિત્રેલાં ચિત્રમાં ચિત્રબુદ્ધિ ન કરવાથી કેવળ આધારરૂપ શુદ્ધ પટ રહી જાય છે, તેમ માયાએ કલ્પેલા જગતમાં જગદ્બુદ્ધિ ન કરવાથી કેવળ આધારરૂપ ચૈતન્ય જ રહી જાય છે; માટે જગત્ સત્ય છે એવી બુદ્ધિ ન કરવી, પણ આ ચૈતન્ય બ્રહ્મ જ સત્ય છે એવી બુદ્ધિ કરવી, એ જ આ ચિત્રદીપ પ્રકરણનું રહસ્ય છે. ૨૮૯

એ ચિત્રદીપનું જે પુરુષ નિરંતર અનુસંધાન એટલે શ્રવણ, મનન, અને નિદિધ્યાસન કરે છે તેને સ્પષ્ટ પ્રતીત થતું જગત પણ મિથ્યા ભાસે છે, અને તેમ થવાથી અજ્ઞાન અવસ્થામાં જીવને જે અજ્ઞાનતાથી ભરેલો મોહ થાય છે તે મોહ મટી જાય છે. ૨૯૦

ઇતિ શ્રીમદ્વિદ્યારણ્યસ્વામિવિરચિત પંચદશીના ગુજરાતી અનુવાદ વિષે,
ચન્દ્રકાન્ત વિવરણ સહિત ચિત્રદીપ નામનું છઠ્ઠું પ્રકરણ સમાપ્ત



ॐ

तत्सत्परब्रह्मणे नमः ।

# श्री पंचदशी

## "ચન્દ્રકાન્ત વિવરણ" સહિત

---

## પ્રકરણ ૭ મું
## તૃપ્તિદીપ*

### ૧-" आत्मानं चेद्विजानीयात् " એ પ્રમાણે શ્રુતિમાં કહેલા- " पुरुषोऽहमस्मि" એ પદનો અભિપ્રાય (૧-૧૮; ૧૮ શ્લોકો.)

### (૧) ગ્રંથનો આરંભ (૧-૨; ૨ શ્લોકો.)



અવતરણિકા-તૃપ્તિ એટલે સંતોષ, ધરાવું, મનઃકામનાનું પૂર્ણ થવું; અને દીપ એટલે પ્રકાશ, જ્યોતિ' અર્થાત્ જે જ્ઞાનવડે સંતોષ થાય, મનઃકામના પૂર્ણ થાય અને હૃદયમાં આત્મજ્ઞાનનો દીવો પ્રકટ થાય છે, તેનું નામ તૃપ્તિદીપ છે. જેમ ધનથી તૃપ્તિ, વિષયથી તૃપ્તિ, વ્યવહારથી તૃપ્તિ, વિદ્યાથી તૃપ્તિ આદિ પ્રવર્તે છે, તેમ અત્ર બ્રહ્મદર્શી ગુરુ મળ્યાથી, અને તેણે આપેલા ઉપદેશથી, આત્માપરમાત્માની એકતાના અનુસંધાનનો માર્ગ દાખવ્યાથી, શિષ્યનું અજ્ઞાન નાસી જાય છે, ને જ્ઞાનોપદેશથી ધરાય છે, તે સાથે અદ્ભુત અનિર્વચનીય નિરતિશય સુખની પ્રાપ્તિ થાય છે; તેવા આત્યંતિક આનંદજનક સંતોષનો પ્રકાશ થવાથી, આ પ્રકરણને તૃપ્તિદીપ એવી અન્વર્થ સંજ્ઞા આપી છે. પુરુષ આત્માને જાણતો નથી, પણ 'હું આત્મા છું, દેહ નથી' એવી રીતે જાણે તો પછી તે કયાની ઇચ્છા કરતો નથી, તેમ શરીર માટે સંતાપે કરતો નથી, એ સિદ્ધ કરવામાટે આ

---

*પ્રકરણ ૭ મું-તૃપ્તિદીપનું મનન

આરંભમાં 'आत्मानं चेद्विजानीयादयमस्मीति पुरुष किमिच्छन् , कस्य कामाय, शरीरमनुसंज्वरेत् !' 'આ હું આત્મા છું, એવી રીતે જો પુરુષ આત્માને જાણે તો પછી, શેની ઇચ્છા કરતો, કોના કામને માટે, શરીરની પાછળ સંતાપ પામે ?' આ શ્રુતિ કહી તેના અર્થનિરૂપણમાં સમગ્ર પ્રકરણ સમન્વિત કર્યું છે. તેમાં પ્રથમ પુરુષ શબ્દનો અર્થ કહેતાં જણાવ્યું કે, માયાકલ્પિત જે ઈશ તથા જીવ તેઓએ આ બધું કલ્પ્યું છે. તેમાં પણ "स ऐक्षत" 'તે પરમાત્માએ જોયુ વિચાર્યું' ત્યાંથી માંડીને "तत्सृष्ट्वा तदेवाऽनुप्राविशत्, તે પરમાત્મા જગત સૃજીને તેમાં જ અનુપ્રવિષ્ટ થયો,' અહિં સુધીના પ્રકરણમાં નિરૂપણ કરેલ સૃષ્ટિ ઈશ્વરે નિર્મિત છે, અને જાગ્રત્' અવસ્થાથી લઇને મોક્ષ પર્યંતનો સકલ સંસાર જીવકૃત છે. આ પ્રપંચરૂપ ભ્રમનો અધિષ્ઠાનભૂત આત્મા, કે જે કૂટસ્થ, અસંગ, તથા ચૈતન્યસ્વરૂપ છે, તે અન્યોન્ય અધ્યાસથી અસંગ બુદ્ધિસ્થ જીવ અહિં પુરુષ શબ્દે કરી કહેલ છે. અધિષ્ઠાન સહિત ભ્રમાંશને અવલંબીને 'હું સંસારી' એમ જીવ માને છે, એટલે હું જાઉં છું 'ઇત્યાદિક લૌકિક વ્યવહારમાં અહં-હું શબ્દે કરી ચિદાભાસને જણાવે છે, અને હું અસંગ છું ઇત્યાદિક શાસ્ત્રીય વ્યવહારમાં કેવલ કૂટસ્થમાં અહંશબ્દનો પ્રયોગ કરે છે. આભાસ તથા કૂટસ્થ બન્ને એક જ સ્વભાવવાળા છે. આભાસપણું મિથ્યા છે અને કૂટસ્થ જ માત્ર અવશિષ્ટ રહે છે દેહને વિષે પામરોને જેવું આત્મપણાનું ભાન હોય છે એવું જ દેહાત્મજ્ઞાનનું બાધકજ્ઞાન, આત્માને વિષે જેને થાય તે પુરુષ ન ઇચ્છે તોપણ મુક્ત થાય છે.

નિત્ય અપરોક્ષરૂપ આત્માને વિષે પણ પરોક્ષ તથા અપરોક્ષ બન્ને પ્રકારનાં જ્ઞાન હોઈ શકે. આ બાબતમાં દશમ પુરુષનું દૃષ્ટાન્ત કહી વર્ણવી દેખાડ્યું દશ જણા નદીપૂરમાં પડી સામે કિનારે પહોંચીને ગણવા લાગ્યા, તેમાં

આખું પ્રકરણ રચાયું છે તેમાં સંસાર અસાર છે અને મિથ્યા છે, એવો નિશ્ચય થયા પછી પણ, પ્રારબ્ધના ભોગ ભોગવવા પડે છે, પણ તેની નિવૃત્તિ સાથે સર્વની નિવૃત્તિ થાય છે, અને એમ જીવન્મુક્ત થયેલા પુરુષને કંઈ જ અતૃપ્તિ જેવું રહેતું નથી, પણ તેને તો નિરંકુશા તૃપ્તિ જ છે, તે નિદ્રા, ભોજન કંઈ ઇચ્છતો નથી,

---

સહુ પોતાને ન ગણે, તેથી જે ગણે તેને નવ દેખાય, દશ પૂરા ન થાય, ત્યારે તો બધાએ ગભરાટમાં પડીને 'હાયરે એક જણ નદીમાં બૂડી મુઓ,' એમ કહીને પોક મૂકી ત્યાં કોઈ મહાત્મા આવી ચડ્યા તેમણે આ લોકોના રોવાનાં કારણથી વાકેફ થઈ કહ્યું કે, 'રડો મા, તમારો દશમો છે.' આ વાકયથી સર્વ પુરુષોને દશમને માટે પરોક્ષબોધ થવાથી અસત્વાપાદક આવરણનો ભંગ થયો કે તરત રડતા બંધ પડ્યા, અને પૂછવા લાગ્યા કે 'તે કયાં છે?' પેલા પેલા મહાત્માએ એક એક ગણાવીને છેલ્લો રહેલા ગણનારને ઉદ્દેશીને કહ્યું કે 'દશમો તું છો' આ વચન સાંભળતાં જ અભાનાપાદક આવરણનો ભંગ થઈને અપરોક્ષ બોધ થતાં સંશય વિપર્યયાદિ નષ્ટ થયાં અને આનંદ થયો.

અહિંથી જીવગત અજ્ઞાનાદિક સાત અવસ્થાઓનું નિરૂપણ શરૂ થાય છે. ચિદાભાસ સ્વપ્રકાશ કૂટસ્થને નથી જાણતો એ અજ્ઞાન (૧), 'કૂટસ્થ છે નહિ' એ અસત્વાપાદક આવરણ અને 'કૂટસ્થ ભાસતો નથી,' એ અભાનાપાદક આવરણ (૨), 'હું કર્તા, હું ભોક્તા' ઇત્યાદિક આકારવાળો વિક્ષેપ (૩), 'કૂટસ્થ છે,' એમ વાર્તા માત્રથી જાણવું તે પરોક્ષજ્ઞાન (૪), અને પછીથી 'હું પોતે જ કૂટસ્થ છું,' એવી રીતે વિચારપૂર્વક જાણવું તે અપરોક્ષજ્ઞાન (૫), એવો અપરોક્ષ બોધ થતાં 'હું કર્તા, હું ભોક્તા' ઇત્યાદિ વિક્ષેપમૂલક 'હું દુ:ખી, હું નિર્ધન' ઇત્યાદિક જે શોક છે તેને છોડી દે છે. એ શોકમોક્ષ (૬), અને અંતે 'હું કૃતકૃત્ય થયો, પામવાનું હતું તે સર્વ પામ્યો' એમ માની સંતુષ્ટ થાય છે, એ તૃપ્તિ (૭)—એ સાતે અવસ્થાઓ ચિદાભાસની છે.

તેમાંથી પ્રથમની અવસ્થા અજ્ઞાન, આવૃત્તિ, અને વિક્ષેપ, એ ત્રણ તો બંધ-સંસારની હેતુભૂત છે જ્યારે પરોક્ષ તથા અપરોક્ષ એ બે પ્રકારના જ્ઞાને કરી અજ્ઞાન નાશ પામે ત્યારે પરોક્ષ જ્ઞાને કરી અસત્વાપાદક આવરણ નષ્ટ થાય છે, તથા અપરોક્ષ જ્ઞાને કરી અભાનાપાદક આવરણ નાશ પામે છે, અને જ્યારે અભાનાપાદક આવરણ નાશ પામ્યું કે તેની સાથે જીવપણાના આરોપનો ક્ષય થયો, એટલે કર્તૃપણું વગેરે અખિલ સંસારરૂપી જે શોક છે, તે નિવૃત્ત થાય છે. અને સંસાર સર્વ નિવૃત્ત થયો એટલે નિત્યમુક્ત સ્વસ્વરૂપ ભાસે છે, તેમ જ ફરીને શોક ઉદ્ભવવાનો નથી, તેથી નિરંકુશા તૃપ્તિ થાય છે

" सदेवसोम्येदमग्रआसीत । હે સૌમ્ય ! આ સઘળું પૂર્વે સત્-સદ્રૂપ જ હતું " આ શ્રુતિથી બ્રહ્મનું અપરોક્ષજ્ઞાન થાય છે અને ' तत्त्वमसि તે તું છો ' ઇત્યાદિ વાકયોથી આત્માનો અપરોક્ષ બોધ થાય છે. એટલે 'વાકયથી તો માત્ર પરોક્ષ બોધ જ થાય' એમ કહેવાવાળાઓનું માનવું અવિચારમૂલક છે. અહિં કેટલાક છાંદોગ્ય ઉપનિષદ્‌ના વાક્યનો અર્થ વિચાર દર્શાવીને એમ સિદ્ધ કર્યું કે "सोऽयं देवदत्त. । તે (જે આજથી ઘણુંક વર્ષ ઉપર જોયો હતો તે) આ (આ સમયે સન્મુખ રહેલો) દેવદત્ત નામનો પુરુષ," આ વાકયમાં જેમ 'તે-પણું' તથા 'આ-પણું' બન્ને બાદ કરતાં વિશેષ્યભૂત દેવદત્તનો બોધ ભાગત્યાગ લક્ષણાથી થાય છે તદ્વત્ तत्त्वमसि એ મહાવાકયમાં ત્વંપદના અર્થનું અપ્રક્ષપણું તથા તત્પદના અર્થનું પરોક્ષપણું, એ બન્નેનો ત્યાગ કરી અવશેષ પૂર્ણાનંદરૂપ પ્રત્યગાત્માનો સાક્ષાત્કાર ભાગત્યાગ વૃત્તિથી થાય છે

ઘટના પ્રત્યક્ષમા બુદ્ધિવૃત્તિની વ્યાપ્તિથી ઘટનિષ્ઠ અજ્ઞાનાવરણ નાશ પામે છે અને ચિદાભાસની વ્યાપ્તિથી ઘટ પ્રકાશે છે; તેમ બ્રહ્મના સાક્ષાત્કારમાં અજ્ઞાનાવરણ નાશ કરવાને માટે વૃત્તિવ્યાપ્તિ અપેક્ષિત છે, પણ આત્મા પોતે સ્વપ્રકાશરૂપ જ હોવાથી તેના પ્રકાશને માટે આભાસની અપેક્ષા નથી જેમકે ઘટને જોવામાં ચક્ષુ તથા દીપાદિક પ્રકાશ એ બેયની અપેક્ષા રહે છે, પણ દીપકના પ્રત્યક્ષમાં તો માત્ર ચક્ષુની જ જરૂર છે ત્યારે હવે જ્યાંસુધી આત્મબોધ દૃઢ રીતે અપરોક્ષતાએ અનુભૂત ન થાય, તાવત્ પર્યંત તેનું ચિંતન, તેનું કથન, પરસ્પર તેની ચર્ચા અને તેમાં જ એકાગ્રતાથી પરાયણ થવારૂપ અભ્યાસપૂર્વક શ્રવણ, મનન, નિદિધ્યાસનાદિક કર્યા જ કરવાં. અને જ્યારે એમ કરતાં જગતના મિથ્યાત્વભાને કરી કામનાની વિષયભૂત વસ્તુ તથા કામના કરનાર બન્ને આક્ષિપ્ત થાય, ત્યારે તે બેના અભાવને લીધે સંતાપ પોતાની મેળે, તેલ વગરના દીવાની પેઠે, બુઝાઈ જાય છે, પછી જ્ઞાનીને પ્રારબ્ધ શેષ હોય, તેથી કરી ભોગ કદિ રહે, તો પણ તે કેવળ વેઠતુલ્ય ગણી જ્ઞાની ભોગવ્યા કરે છે.

અહિં એવી શંકા કરી છે કે-ભોગને વિષે દોષદૃષ્ટિરૂપ વિવેક થયા પછી જ્ઞાનીને પ્રારબ્ધ કર્મભોગની ઇચ્છા કેમ ઉદ્ભવે? તેના સમાધાનમાં-ઇચ્છા, અનિચ્છા અને પરેચ્છા,-એવા ભેદથી પ્રારબ્ધ ત્રણ પ્રકારનું છે તેમાંનું ઇચ્છા પ્રયુક્ત પ્રારબ્ધ જ્ઞાનીને ભોગપ્રદ નથી હતું, પણ અનિચ્છા તથા પરેચ્છા પ્રયુક્ત પ્રારબ્ધભોગ જ્ઞાનીને હોઈ શકે અને તે જ્ઞાનીના સ્વાનુભવનો અબાધક છે, પ્રકરણારંભની શ્રુતિમા 'किमिच्छन् શું ઇચ્છતો સતો,' એવી રીતે જે કહ્યું ત્યાં ઇચ્છાનો નિષેધ નહીં, કિંતુ ઇચ્છાનો બાધ સમજવાનો છે, જેથી બાધિત થયેલી ઇચ્છા, ભુંજેલા બીજની પેઠે, પુનઃ કાર્યની ઉત્પાદક થતી નથી, અર્થાત અચિંત્ય રચનાવાળું આ

પરન્તુ ઉદાસીનપેરે યદૃચ્છાથી જે થાય તે જોયા કરે છે, ભોગવે છે, ને કદાપિ અજ્ઞાની તેને ગમે તેવો ગણે પણ તે તો જ્ઞાનમાંજ મોજ માણે છે, તે ઉલટું સર્વને તારણોપાય દાખવીને તૃપ્ત રહે છે, એ આ તૃપ્તિદીપનું રહસ્ય છે.†

આ પ્રકરણનો આધાર એક જ શ્રુતિ ઉપર છે, અને તે શ્રુતિપર પૂર્ણ વિસ્તારથી આ પ્રકરણમાં વ્યાખ્યાન કરવામાં આવ્યું છે. એ શ્રુતિમાં ચાર વાક્યો સમાવેલાં છે. એ ચાર વાક્યો આ પ્રમાણે છેઃ—

---

બધું (જગત) ઇંદ્રજાલસમ છે, એવું મનમાં ધ્યાન રાખ્યા જ કરતો હોય, તેને પ્રારબ્ધ ભોગથી શી હાનિ છે? કારણ કે તત્ત્વવિદ્યા, આ પ્રપંચને વિષે ઇંદ્રજાલત્વ બુદ્ધિને વિસારે પડવા દેતી નથી અને પ્રારબ્ધ તો જીવને સુખદુઃખાદિક ભોગ દેવામાં આગ્રહી છે, એટલે પછી કઃ કેન સંવધઃ એમ જગતનું મિથ્યાપણું તથા સ્વાત્માનું અસંગપણું અનુભવમાં નિખાત (દૃઢ) થઇ જાય, ત્યારે પછી વાસ્તવ કોઈ ભોક્તા છે નહિ, એમ સૂચવવા "कस्य कामाय કોના કામ-અભિલાષાને માટે?" એમ શ્રુતિમાં કહેલું છે. તેનો ફલિતાર્થ એવો છે કે જાગ્રત આદિ ત્રણે અવસ્થાઓમાં ભોગ્ય, ભોક્તા, અને ભોગ; જે કંઈ છે તે સર્વથી વિલક્ષણ ચૈતન્ય માત્ર સ્વરૂપ સાક્ષી સદાશિવ હું છું, આવો બોધ થયા પછી ભોગમાં પ્રવૃત્તિ કેમ હોય? અર્થાત્ સ્થૂલ, સૂક્ષ્મ તથા કારણ એ ત્રણે શરીરોમાં રહેલા વાત પિત્ત કફાદિક, કામક્રોધાદિક, તથા આગામી દુઃખ બીજરૂપ જ્વરોથી શા સારૂ પીડાય? એવો જે શ્રુતિના અંતમાં અધિક્ષેપ કર્યો છે, તે જ્વરોનો આત્મવિત્ પુરુષ પાત્ર ન જ થાય. કારણ કે વિવેકબુદ્ધિથી પુત્રાદિકને વિષે આત્મપણાની ભ્રાંતિ નિવૃત્ત થવાથી, કેવળ સાક્ષીનું જ અનુસંધાન કરતો પુરુષ, શરીરની પાછળ કેમ જ્વરિત થાય-પીડાય? આત્માને વિષે વિક્ષેપારોપ રોપી, મિથ્યા અભિશાપના દોષનું પ્રાયશ્ચિત કરવાને અર્થે જાણે કાંઈ ક્ષમાની અભ્યર્થના કરતો હોય નહિ, તેમ આ જીવ, સાક્ષીને શરણે જાય છે; અને પોતે કેવળ સાક્ષીભાવે અવશેષ રહેવાની વાંછનાથી પોતે પોતાના જીવત્વ (ચિદાભાસપણા)નો નાશ ઇચ્છે છે. જેમ મ્લેચ્છોએ પકડેલો બ્રાહ્મણ મ્લેચ્છોની સાથે સંકીર્ણ ન થતાં પોતે પ્રાયશ્ચિત્ત આચરણમાં રહી વર્તે છે, એમ જ્ઞાની જીવ કામક્રોધાદિને અધીન નહી થતાં કેવળ આત્માનુસંધાનમાં કાલ નિર્ગમન કરે છે, અને એમ કરતાં કરતાં પ્રારબ્ધ ભોગ પણ હળવે હળવે શાંત થઇ જાય છે, પણ એક કાળે હઠાત્કારથી વિરમ પામતો નથી. જેમ રજ્જુમાં સર્પની ભ્રાંતિ થઈ, ત્યાં રજ્જુજ્ઞાન થયા છતાં પણ, સર્પભ્રમજન્ય જે કંપાદિક તે તો ઘણીવાર પછી મટે છે, તેમજ સંસારને વિષે મિથ્યાત્વ બુદ્ધિ નિશ્ચિત થયા છતાં પણ, પ્રારબ્ધ વેગવશાત્ પ્રાપ્ત થતો ભોગ-સુખદુઃખ સાક્ષાત્કાર પ્રારબ્ધ સાથે જ નિવૃત્ત થાય છે. પણ તેટલા ઉપરથી તત્ત્વજ્ઞાનને કશી અડચણ આવવાની નહી, કેમ કે આ જીવન્મુક્તિ કંઈ વ્રત નથી કે જેમાં કંઈ પ્રકાર ફેર થવાથી ભંગ થાય; આ તો કેવળ વસ્તુસ્થિતિ જ છે.

તેવો આત્મસાક્ષાત્કારવાન્ પુરુષ, કોઈ નિંદા કરો અથવા સ્તુતિ કરો, તેની દરકાર નહી કરતાં લોકોને જે પ્રકારે બોધ થાય તે પ્રકારે પોતે વર્તે છે. તેને પોતાને તો નિરતિશય સુખ લાભથી નિરંકુશા તૃપ્તિ સિદ્ધ છે. નિદ્રા, ભિક્ષા આદિક વ્યવહાર પણ તે પોતે ઇચ્છતો નથી. ઇતરજન જો કદિ તેને વિષે તેવો વ્યવહાર કલ્પે તો ભલે કલ્પો. બીજાએ કરેલી કલ્પના તે જ્ઞાનીને કશો બાધ કરી શકતી નથી. જેમ જંગલમાં વાંદરાઓએ ચણોઠીના ઢગલામાં કલ્પેલા અગ્નિથી તે ચણોઠી કંઈ બળી જતી નથી, તેમ જ્ઞાનીને ઈતર કલ્પિત વ્યવહાર સર્વથા બાધક નથી. જેમ બાળક તેના પિતાને "હત" કહી મારે છે, તથાપિ તે પિતા ક્રોધ નહિ કરતાં ઉલટો તે બાળકને લડાવે છે. તદ્વત્ આ જ્ઞાની પણ, અજ્ઞજનો કદિ તેનો અધિક્ષેપ કરે તો તે ઉપર ક્રોધ નહિ કરતાં ઉલટો અંતરમાં દયા લાવી એવા અજ્ઞજનોનો ઉદ્ધાર થાય, તેવી રીતે તેઓને ઉપદેશ કરે છે. અને પોતે તો કૃતકૃત્યતા, પ્રાપ્ત પ્રાપ્યતાથી તૃપ્તિ પામેલો નિરંતર મનમાં એમ માને છે કે-'હું તો ધન્ય છું કે જેને આવા બ્રહ્મદર્શી ગુરુ મળ્યા અને તે ગુરુએ ઉપદેશ કરેલા આત્મતત્ત્વના અનુસંધાનથી મારું અજ્ઞાન પલાયિત થઈ ગયું, તે સાથે જ અહો!! અતિ અદ્ભુત અનિર્વચનીય નિરતિશય સુખનો આવિર્ભાવ થયો.' આવાં આત્યંતિક આનંદજન્ય સંતોષ-તૃપ્તિનું વિવેચક-પ્રકાશક હોવાથી આ પ્રકરણને તૃપ્તિદીપ એવી અન્વર્થ સંજ્ઞા આપેલી છે. આટલો આ પ્રકરણના પ્રતિપાદ્ય વિષયનો સંક્ષેપ છે.

† ચિત્રદીપ સુધીનો આખો ગ્રંથ શ્રીમદ્દ્શંકરપાદાસુને એઠેલા વિદ્યારણ્યસ્વામીએ રચેલો છે, પણ છઠ્ઠું પ્રકરણ પૂર્ણ થતાં તેઓ બ્રહ્મધામમાં ગયા, તેથી ગ્રંથ અપૂર્ણ રહ્યો હતો, તે તેમના ગુરુ શ્રીભારતીતીર્થમુનિએ પૂર્ણ કરવાનું આરંભેલું જણાય છે. શ્રીવિદ્યારણ્યસ્વામીએ ગ્રંથ રચનાનો પ્રારંભ કર્યા પૂર્વે, આ ગ્રંથની રૂપરેખા આલેખેલી હોવાથી, શ્રીભારતીતીર્થમુનિએ ગ્રંથ પૂર્ણ કરવાનું શેષ રહેલું કામ ઉપાડી લીધેલું કહેવાય છે, ને તેઓએ આદિથી ગ્રંથ લખવાનું આરંભ્યું એવો કેટલાક વિદ્વાનોનો અભિપ્રાય છે, ને તેવો જ વિચાર પંચદશીનો ટીકાકાર રામકૃષ્ણ પણ આપે છે. હું માનું છું કે તેમ નથી, પણ અગીઆરમા પ્રકરણથી શ્રીભારતીતીર્થમુનિએ રચેલા ભાગનો આરંભ છે. એ સંબંધી વિશેષ ચર્ચા આ ગ્રંથના ઉપોદ્ઘાતમાં કરેલી છે.

आत्मानं चेत् विजानियात् अयं अस्मि इति पुरुषः । આ હું સચ્ચિદાનંદ બ્રહ્મ છું; એટલે પુરુષ-જીવ આત્માને જ જાણે કે હું જ બ્રહ્મ છું; ને તેમ જાણ્યા પછી,

किमिच्छन् । ક્રિયા વિષય ભોગની ઇચ્છા કરતો,

कस्य कामाय । ક્રિયા ભોક્તાના ભોગને માટે,

शरीरम् अनुसंज्वरेत् । શરીરની પાછળ તે સંતાપ પામે છે ?

(બૃહદારણ્યકોપનિષદ્ અ. ૪; બ્રા. ૪; શ્રુતિ ૧૨ મી)

એ ચારે વાક્યોપર પુષ્કળ વિસ્તારથી વ્યાખ્યાન કર્યું છે. જે શ્રુતિ ઉપરથી જ્ઞાનીને ઉપદેશ કર્યો છે, તે શ્રુતિ આ પ્રમાણે છેઃ—

**आत्मानं चेद्विजानीयादयमस्मीति पूरुषः ।**
**किमिच्छन्कस्य कामाय शरीरमनुसंज्वरेत् १**
**अस्याः श्रुतेरभिप्रायः सम्यगत्र विचार्यते ।**
**जीवन्मुक्तस्य या तृप्तिः सा तेन विशदायते २**

શબ્દાર્થ-પુરુષ જો, કૂટસ્થસહિત ચિદાભાસ-આત્માને જાણે કે 'આ હું છું,' તો તે શું ઇચ્છતો છતો, શાની કામનાને માટે, શરીરને પ્રજાળે છે? આ શ્રુતિના અભિપ્રાયનો આ પ્રકરણમાં સારી રીતે વિચાર કરવામાં આવ્યો છે, તે વિચારથી જીવન્મુક્તને જે તૃપ્તિ થાય છે તે સારી રીતે જાણવામાં આવે છે. ૧-૨

### ચન્દ્રકાન્ત વિવરણ

#### આખા "તૃપ્તિદીપ"માં સમજાવવા યોગ્ય શ્રુતિનું પઠન

ગુરુ કહે છેઃ-હે શિષ્ય! ૭ પ્રકરણમાં જે વેદાંતશાસ્ત્ર સમજાવ્યું છે, તેમાં મેં તને યથાર્થ વેદાંતજ્ઞાન કરાવ્યું છે. તે છતાં હજી કંઈ સંશય રહ્યો હોય તો તેના નિવારણાર્થે આ સાતમુ પ્રકરણ તૃપ્તિદીપ નામનુ સભળાવું છું. જેમ, દીવાથી ઘડો, વસ્ત્ર વગેરે પદાર્થો જોવામાં આવે છે, તેમ આ પ્રકરણનો અભ્યાસ કરવાથી, તેનું શ્રવણ, મનનાદિ કરવાથી, જીવન્મુક્તિથી થતી તૃપ્તિનો પ્રકાશ એટલે દીવો પ્રકટે છે. જે પહેલી શ્રુતિ કહી તે બૃહદારણ્યક ઉપનિષદ (અ ૪, બ્રા. ૪, શ્રુતિ ૧૨ મી)ની છે, ને એના વ્યાખ્યાનરૂપ જ આ પ્રકરણ છે. એમાં કહ્યું છે કે, જો જીવને, આત્માનું એવું અપરોક્ષ જ્ઞાન પ્રાપ્ત થાય કે, સ્વપ્રકાશ અપરોક્ષ કૂટસ્થ એટલે બ્રહ્મ હું પોતે છું, એટલે આ જીવ સચ્ચિદાનંદ બ્રહ્મ જ છે, એમ જ્યારે તે સમજે તો પછી એ જીવ એટલે ચિદાભાસને, કોઈ પણ પદાર્થમાં ભોગાસક્તિ થતી નથી, કેમકે તેને ભોક્તા પોતાનાથી ભિન્ન જણાતો નથી, સર્વત્ર બ્રહ્મમય જ સ્વમય જ જણાય છે, અને તેમ જણાય તો પછી ક્રિયા ભોગની ઇચ્છા માટે અને કોના ભોગવવા માટે શરીરમાં તાપ, સતાપ કરે? તેને તો આત્માનું અપરોક્ષ જ્ઞાન થયા પછી શરીર પાછળ વળગેલા જે અનર્થો છે તેની નિવૃત્તિ થાય છે; જીવન્મુક્તિની દશા અને તેમાં જેનો છેડો નથી એવા આનંદનું સુખ જ પ્રાપ્ત થાય છે. ૧

#### ગ્રન્થનો વિચાર અને ફળ

આરંભમાં કહેલી શ્રુતિનો વિચાર આ પ્રકરણમાં વિસ્તારથી કરવામાં આવ્યો છે. કૂટસ્થ આત્મા અને જીવ એ બન્નેનું અભેદપણું સિદ્ધ કરવામાં આ શ્રુતિનું પ્રાધાન્યપણું છે. તેવું અભેદપણું જાણવાથી જીવન્મુક્તિની દશાની તૃપ્તિ થાય છે, અને એ વાત આ શ્રુતિમાં પ્રતિપાદન કરી છે. ૨

### (૨) ઉપોદ્‌ઘાત-સૃષ્ટિનિરૂપણ અને "પુરુષ" શબ્દનો અર્થ

(૩—૬; ૪ શ્લોકો)

અવતરણિકા-અહીંથી ઈશ્વર, જીવ અને જગતની ઉત્પત્તિનું નિરૂપણ કરવામાં આવે છે, તેમાં ઈશ્વરે રચેલી સૃષ્ટિ કેટલી છે ને જીવે કલ્પેલી સૃષ્ટિ કેટલી છે તે જણાવે છે.

**मायाऽऽभासेन जीवेशौ करोतीति श्रुतत्वतः।**
**कल्पितावेव जीवेशौ ताभ्यां सर्वप्रकल्पितम् ३**
**ईक्षणादिप्रवेशांता सृष्टिरीशेन कल्पिता ।**
**जाग्रदादिविमोक्षांतःसंसारो जीवकल्पितः४**

શબ્દાર્થ-"માયા આભાસે કરીને જીવ અને ઈશ્વર એ બેને કરે છે," એ પ્રકારની શ્રુતિ છે, તેથી જીવ અને ઈશ્વર, બન્ને કલ્પિત જ છે; તે બન્નેએ (જીવે અને ઈશ્વરે) સર્વ (જગત) કલ્પેલું છે. ઈક્ષણ આદિથી લઇને પ્રવેશપર્યંત સૃષ્ટિ

ઈશ્વરે રચેલી છે; અને જાગ્રત્ આદિથી લઇને મોક્ષપર્યંતનો સંસાર (સૃષ્ટિ) જીવે રચેલો છે. ૩–૪

## ચન્દ્રકાન્ત વિવરણ

### જીવની અને ઈશ્વરની રચેલી સૃષ્ટિનું કથન

ગુરુ–અહીં 'आत्मानं चेत्' એ શ્રુતિનું વ્યાખ્યાન કરવાનું છે. વ્યાખ્યાનનાં પાંચ લક્ષણો છેઃ

'पदच्छेदः पदार्थोक्तिर्विग्रहो वाक्ययोजना ।
आक्षेपस्य समाधानं व्याख्यानं पंचलक्षणम् ॥

પદચ્છેદ, પદાર્થનું કથન, વિગ્રહ (પદ છૂટાં પાડવાં તે), વાકયની યોજના (અન્વય) અને આક્ષેપ(શંકા)નું સમાધાન, આ પાંચ લક્ષણો જેમાં હોય તે વ્યાખ્યાન ગણાય છે પ્રતિપાદન કરવા યોગ્ય અર્થને મનમાં રાખીને તે માટે અર્થાંતરનું વર્ણન કરવું તેનું નામ ઉપોદ્ઘાત છે. શ્રુતિમાં કહેલા પ્રથમ 'પુરુષ' પદના અર્થનું પ્રતિપાદન કરવાનું છે, અને તેને લક્ષમાં રાખી સૃષ્ટિનું પ્રતિપાદન કરવાનો આરંભ કરુ છુ, તેથી અત્રે સૃષ્ટિનું પ્રતિપાદન એ ઉપોદ્ઘાત છે.

પ્રકૃતિ સત્ત્વગુણ, રજોગુણ અને તમોગુણ, એ ત્રણ ગુણવાળી છે, ને જગત્‌નું ઉપાદાન કારણ છે ચિત્ અને આનંદમય બ્રહ્મના પ્રતિબિંબવાળી એ પ્રકૃતિનો બીજો અર્થ માયા છે પ્રકૃતિ બે પ્રકારની છે શુદ્ધસત્ત્વપ્રધાના અને મલિનસત્ત્વપ્રધાના શુદ્ધસત્ત્વપ્રધાના તે માયા કહેવાય છે, અને મલિનસત્ત્વપ્રધાના તે અવિદ્યા કહેવાય છે. એ માયામાં પ્રતિબિંબિત ચૈતન્ય તે ઈશ્વર કહેવાય છે, અને અવિદ્યામાં પ્રતિબિંબિત ચૈતન્ય તે જીવ કહેવાય છે. એ અવિદ્યા કારણશરીર કહેવાય છે, અને તેનો અભિમાની જીવ પ્રાજ્ઞ કહેવાય છે. એ પ્રકારે તત્ત્વવિવેકના ૧૫, ૧૬ અને ૧૭ મા શ્લોકમાં માયા, અવિદ્યા, ઈશ્વર અને જીવનું પ્રતિપાદન કરી ગયા છિયે.

વળી શ્વેતાશ્વતર ઉપનિષત્‌માં પણ કહ્યુ છે કે, 'जीवेशावाभासेन करोति माया, माया चाविद्या च स्वयमेव भवति। માયા, જીવ અને ઈશ્વરને આભાસે કરીને કરે છે, અને માયા પોતે જ અવિદ્યા થાય છે.' તેથી 'પુરુષ' બે પ્રકારના છે. જીવ અને ઈશ્વર એ બન્ને માયાના કલ્પિત છે, અને તેમણે આ સઘળુ જગત્ કલ્પ્યુ છે, એમ સિદ્ધ થાય છે. ૩

શિષ્ય–કહો, ત્યારે ઈશ્વરે કેટલી સૃષ્ટિ કલ્પી છે?

ગુરુ–ઈક્ષણથી આરંભીને પ્રવેશપર્યંત સૃષ્ટિ સર્વ ઈશ્વરે કલ્પેલી છે. "तदैक्षत बहुस्यां प्रजायेय। તે ઈશ્વરે હું બહુ પ્રકારે થાઉં, પ્રકર્ષે કરીને ઉત્પન્ન થાઉં, એ પ્રકારે જોયું" આ શ્રુતિમાં અવલોકન જ્ઞાન છે. વળી ઈશ્વરસૃષ્ટિની એ આદિ શ્રુતિ છે, માટે ઈક્ષણાદિ કહેવાય છે, અને 'अनेन जीवेनात्मनाऽनुप्रविश्य नामरूपे व्याकरवाणि। આ જીવાત્મભાવે પ્રવેશ કરીને નામ તથા રૂપને સ્પષ્ટ કરુ,' એ પ્રવેશ શ્રુતિ છે, કારણ કે તેમાં જીવરૂપે પરમાત્માના પ્રવેશનું નિરૂપણ કર્યું છે. વળી એ ઈશ્વરસૃષ્ટિની અંતશ્રુતિ છે, માટે પ્રવેશાંત શ્રુતિ પણ કહેવાય છે. એ બન્ને શ્રુતિઓ ઈશ્વરકલ્પિત સૃષ્ટિમાં પ્રમાણ છે.

શિષ્ય–જીવે કેટલી સૃષ્ટિ કલ્પી છે?

ગુરુ–જાગ્રતથી આરંભી મોક્ષપર્યંતની સૃષ્ટિ જીવે કલ્પી છે, કેમકે જીવ તેનો અભિમાની છે

'स एव मायापरिमोहितात्मा शरीरमास्थाय करोति सर्वम् ।
स्त्र्यन्नपानादिविचित्रभोगैः स एव जाग्रत्परितृप्तिमेति ॥

(૧) માયાએ કરીને ચોતરફથી મોહ પામેલો તે આ જીવ, શરીરમાં રહીને સર્વ શુભાશુભ કર્મ કરે છે. તે જ જીવ સ્ત્રી, અન્ન, પાન આદિક વિચિત્રપ્રકારના ભોગોવડે, જાગ્રદવસ્થામાં તૃપ્તિને પામે છે' વળી,

'स्वप्नेऽपि जीवः सुखदुःखभोक्ता स्वमायया कल्पित जीवलोके ।
सुषुप्तिकाले सकले विलीने तमोऽभिभूतः सुखरूपमेति॥

(૨) એ જ જીવ સ્વપ્નમાં પણ પોતાની માયાએ કરીને કલ્પેલા આ જીવલોકમાં સુખનો અને દુ:ખનો ભોક્તા છે; સુષુપ્તિ અવસ્થામાં જ્યારે સઘળો સંસાર લય પામે છે, ત્યારે અજ્ઞાને કરી પરાભવ પામેલો જીવ સુખરૂપતાને પ્રાપ્ત થાય છે.' અને,

'पुनश्च जन्मांतरकर्मयोगात्स एव जीवः स्वपिति प्रबुद्धः।
पुरत्रये क्रीडति यश्च जीवस्ततस्तु जातं सकलं विचित्रम्॥

(૩) ફરીથી, જન્માંતરનાં કર્મના યોગે કરીને, તે જ જીવ ઉંઘે છે અને જાગે છે, અને ત્રણે પુર (જાગ્રત, સ્વપ્ન અને સુષુપ્તિરૂપ શરીર)માં ક્રીડા કરે છે, તે જીવથી નાનાપ્રકારનું આ સર્વ વિચિત્ર

મનોમય જગત્ થયું છે.' એ શ્રુતિઓમાં 'જાગ્રત્ આદિ સંસાર જીવકલ્પિત છે,' એમ ચોખ્ખું જણાવ્યું છે. (૪) 'જાગ્રત, સ્વપ્ન અને સુષુપ્તિ આદિ જગતને જે પ્રકાશ આપે છે તે બ્રહ્મ હું છું, એમ જાણી જ્ઞાની જીવ બંધનથી મુક્ત થાય છે.' એ શ્રુતિમાં મોક્ષાંત સંસારનો કર્તા જીવ જ છે, એમ કહ્યું છે. ૪

અવતરણિકા-એ પ્રમાણે પુરુષ શબ્દનો અર્થ જાણવામાં ઉપયોગી સૃષ્ટિ કહી, હવે પુરુષ શબ્દનો અર્થ કહે છે.

भ्रमाधिष्ठानभूतात्मा कूटस्थासङ्गचिद्वपुः ।
अन्योन्याध्यासतोऽसङ्गधीस्थजीवोऽत्र पूरुषः ॥ ५ ॥

શબ્દાર્થ-કૂટસ્થ, અસંગ, ચિદ્રૂપ અને ભ્રમના અધિષ્ઠાનરૂપ જે (આધારરૂપ) પરમાત્મા છે, તે અન્યોન્યના અધ્યાસથી સંબંધરહિત (પારમાર્થિક) બુદ્ધિમાં રહેવાથી જીવ કહેવાય છે, અને આત્માનં એ શ્રુતિમાં તેને જ પુરુષ કહ્યો છે. ૫

### ચન્દ્રકાન્ત વિવરણ

#### "પુરુષ" પદનો અર્થ

પરમાત્માં અવિકારી, અસંગ, ચિદ્રૂપ છે, અને દેહ તથા ઇંદ્રિય આદિના અધ્યાસનું અધિષ્ઠાન છે. એ જ પરમાત્મા સંબંધરહિત પારમાર્થિક બુદ્ધિમાં તાદાત્મ્યાધ્યાસ થવાથી જીવ કહેવાય છે. એ જ જીવ, आत्मानं । એ શ્રુતિમાંના 'पुरुष' શબ્દનો અર્થ છે. 'એકબીજામાં એકબીજાના ધર્મના તાદાત્મ્યાધ્યાસથી પરમાત્મા જ સર્વ વ્યવહારવાળો થાય છે,' એમ શ્રીશંકરાચાર્યજીએ શારીરિક ભાષ્યમાં કહ્યું છે. પુર એટલે નગર અને શયન એટલે સ્થિતિ કરે તે, નગરમાં સ્થિતિ કરે તે પુરુષ કહેવાય છે. જીવ શરીરરૂપી નગરમાં રહે છે માટે જીવને પુરુષ કહેવામાં આવે છે. શ્રુતિમાં પણ 'स वा अयं पुरुषः सर्वासु पूर्षु पुरिशयः । સર્વ પુર એટલે સર્વ શરીરમાં સ્થિતિ કરે છે, માટે આ પુરુષ જીવ છે.' વળી પુરુષ એટલે શરીરમાં સુખ ને દુઃખનો સાક્ષાત્ અનુભવ કરવા માટે જે રહેલો છે તે પણ. એ રીતે પુરુષ શબ્દની વ્યુત્પત્તિ છે. પુરુષ અને પૂરુષ એ બન્ને પર્યાય છે, એટલે બન્ને શબ્દનો એક જ અર્થ છે.

તાત્પર્ય કે કૂટસ્થ અથવા ચૈતન્ય એ બુદ્ધિ આદિ સર્વ જગતનું અધિષ્ઠાન છે અને તે જ બુદ્ધિમાં પ્રતિબિંબિત થવાથી જીવભાવને પ્રાપ્ત થાય છે, તેથી કૂટસ્થ-ચૈતન્ય પુરુષ કહેવાય છે. ૫

અવતરણિકા-શિષ્ય શંકા કરે છે કે, શ્રુતિમાં પુરુષ શબ્દે કરીને માત્ર ચિદાભાસરૂપ જીવ જ કહેવા યોગ્ય છે. કૂટસ્થ એવા ચૈતન્યની સાથે ચિદાભાસ કહેવાનું શું પ્રયોજન છે? ગુરુ તેના મનનું સમાધાન કરતાં કહે છે કે, મોક્ષાદિકની સિદ્ધિ માટે કૂટસ્થનું પણ અહીં ગ્રહણ કરવું યોગ્ય છે.

साधिष्ठानो विमोक्षादौ जीवोऽधिक्रियते न तु
केवलो निरधिष्ठानविभ्रांतेः काप्यसिद्धितः ॥ ६ ॥

શબ્દાર્થ-મોક્ષાદિકમાં અધિષ્ઠાનવાળો જ જીવ અધિકારી થાય છે, કેવળ (અધિષ્ઠાન વિનાનો) ચિદાભાસ અધિકારી થતો નથી; કેમકે અધિષ્ઠાનરહિત ભ્રાંતિની કોઈ સ્થલમાં સિદ્ધિ હોતી જ નથી. ૬

### ચન્દ્રકાન્ત વિવરણ

#### બંધમોક્ષમાં જીવનો અધિકાર

શિષ્ય-પુરુષ શબ્દનો અર્થ કેવળ ચિદાભાસ માનવો જોઈએ; તેમ છતાં કૂટસ્થચૈતન્યરૂપ અધિષ્ઠાનસહિત ચિદાભાસને પુરુષ શબ્દનો અર્થ કેમ માનો છો?

ગુરુ-કેવળ ચિદાભાસ મોક્ષ અને સ્વર્ગાદિકના સાધનમાં અધિકારી નથી, પરંતુ અધિષ્ઠાનરૂપ કૂટસ્થ અને ચૈતન્યસહિત ચિદાભાસ જ અધિકારી છે. એટલા માટે અમે પુરુષ શબ્દનો અર્થ, અધિષ્ઠાનરૂપ કૂટસ્થ ચૈતન્યસહિત ચિદાભાસ માનીએ છીએ.

શિષ્ય-કેવળ ચિદાભાસ મોક્ષાદિના સાધનમાં અધિકારી કેમ નથી?

ગુરુ-જેમાં ભ્રાંતિ થાય તે અધિષ્ઠાન કહેવાય છે, અને જેની ભ્રાંતિ થાય તે આરોપ્ય કહેવાય છે. લોકમાં અધિષ્ઠાન વિના આરોપ્ય જોવામાં આવતુ નથી; કેમકે રજ્જુ વિના સર્પનો ભ્રમ થતો નથી. અહીં અધિષ્ઠાન રજ્જુ છે, અને રજ્જુમાં સર્પ આરોપ્ય છે. હવે અધિષ્ઠાન કૂટસ્થ-ચૈતન્ય વિના આરોપ્ય ચિદાભાસની સિદ્ધિ થશે નહિ, એટલા માટે કેવળ ચિદાભાસ મોક્ષાદિમાં અધિકારી નથી. વળી જે મોક્ષની અવસ્થામાં

રહે તે મોક્ષમાં અધિકારી કહેવાય. પુરુષને મોક્ષની પ્રાપ્તિની ઇચ્છા છે, તે પુરુષનો અર્થ જો કેવળ ચિદાભાસ માનીએ તો, તે ચિદાભાસ મોક્ષની અવસ્થામાં રહેતો નથી; પરંતુ અધિષ્ઠાન કૂટસ્થચૈતન્યસહિત ચિદાભાસને પુરુષ શબ્દનો અર્થ માનીએ તો, તે મોક્ષ અવસ્થામાં પણ રહે છે. માટે પુરુષ શબ્દનો અર્થ કૂટસ્થચૈતન્યસહિત ચિદાભાસ માનવો જોઇએ. ૬

## (૨) શ્રુતિમાં રહેલા अहं પદના અર્થનું નિરૂપણ
### (૭–૧૮; ૧૨ શ્લોકો)

અવતરણિકા–અધિષ્ઠાન સહિત ચિદાભાસને જ સંસારાદિકની સાથે સંબંધ છે એ વાત કહે છે.

अधिष्ठानांशसंयुक्तं भ्रमांशमवलंबते ।
यदा तदाऽहं संसारीत्येवं जीवोऽभिमन्यते ७

શબ્દાર્થ–જીવ જ્યારે અધિષ્ઠાનના અંશે કરીને સંયુક્ત જે ભ્રમનો અંશ તેનો આશ્રય કરે છે, ત્યારે 'હું સંસારી છું,' એ પ્રમાણે અભિમાન કરે છે. ૭

### ચન્દ્રકાન્ત વિવરણ
#### જીવનો સંસાર

જીવ, જ્યારે અધિષ્ઠાન કૂટસ્થ ચૈતન્યને ગૌણ માને છે, અને ચિદાભાસવાળા સૂક્ષ્મ તથા સ્થૂલને સ્વસ્વરૂપ માને છે; ત્યારે 'હું સંસારી છું' એમ માને છે. ૭

અવતરણિકા–જીવના સ્વરૂપવિષે શિષ્ય શંકા કરે છે, અને ગુરુ તેનું સમાધાન કરતાં अहं શબ્દના ત્રણ અર્થ શિષ્યને સમજાવે છે.

भ्रमांशस्य तिरस्कारादधिष्ठानप्रधानता ।
यदा तदा चिदात्माहमसङ्गोऽस्मीति बुद्ध्यते
नासङ्गेऽहंकृतिर्युक्ता कथमस्मीति चेच्छृणु ।
एको मुख्यो द्वावमुख्यावित्यर्थस्त्रिविधोऽहमः
अन्योन्याध्यासरूपेण कूटस्थाभासयोर्वपुः ।
एकीभूय भवेन्मुख्यस्तत्र मूढैः प्रयुज्यते १०
पृथगाभासकूटस्थावमुख्यौ तत्र तत्त्ववित् ।
पर्यायेण प्रयुंक्तेऽहंशब्दं लोके च वैदिके ११

શબ્દાર્થ–પણ જ્યારે જીવ, ભ્રમના અંશનો તિરસ્કાર (મિથ્યાપણાથી અનાદર) કરીને અધિષ્ઠાનની પ્રધાનતાને સ્વીકારે છે, ત્યારે 'હું ચિદાત્મા છું,' 'હું અસંગ છું' એમ જાણે છે. જો અસંગ એવા ચિદાત્માને વિષે अहं પ્રત્યય ઘટે નહીં, તો પછી હું અસંગ ચિદાત્મા છું એમ જીવ કેમ જાણે? એમ તું જો કહેતો હોય તો સાંભળ. अहं શબ્દનો એક મુખ્ય અને બે અમુખ્ય, એવી રીતે ત્રણ પ્રકારના અર્થ છે. કૂટસ્થનું અને આભાસ(ચિદાભાસ)નું સ્વરૂપ અન્યોન્યાધ્યાસે કરીને એક રૂપે થવાથી (અહં શબ્દનો) મુખ્ય અર્થ થાય છે; તેમાં મૂઢો (અવિવેકી પુરુષો) (અહં શબ્દનો) પ્રયોગ કરે છે. ચિદાભાસને અને કૂટસ્થને જ્યારે પૃથક્ પૃથક્ માનીએ ત્યારે તે બન્નેને ગૌણ અર્થ જાણવા; કારણ કે તત્ત્વવેત્તા, લૌકિક વ્યવહારમાં અને વૈદિક વ્યવહારમાં અહં શબ્દનો અનુક્રમે પ્રયોગ કરે છે. ૮–૧૧

### ચન્દ્રકાન્ત વિવરણ
#### જીવનો મોક્ષ

ગુરુ–એ જીવ, જ્યારે સૂક્ષ્મ તથા સ્થૂલ દેહને મિથ્યા સમજી તેનો અનાદર કરે છે, અને અધિષ્ઠાન કૂટસ્થચૈતન્યને સ્વસ્વરૂપ માને છે, ત્યારે હું ચિદાત્મા છું. હું અસંગ છું, એમ જાણે છે, એટલે ભ્રાંતિ અંશનો ત્યાગ થાય છે, અને અધિષ્ઠાન ચૈતન્યને સ્વસ્વરૂપ જાણે છે, ત્યારે જ તેની સંસારની વાસનાઓ ટળી જાય છે, અને 'હું તો અસંગ, નિર્લેપ આત્મા છું,' એવું જીવને જ્ઞાન થાય છે. ૮

#### શંકા

શિષ્ય–અધિષ્ઠાનરૂપ કૂટસ્થચૈતન્ય જીવ છે એમ જો માનીએ તો, 'જીવ પોતે હું ચિદાત્મા છું, અસંગ છું,' એમ જાણે છે, એમ તમારું કહેવું અયોગ્ય થાય છે; કેમકે કૂટસ્થ અસગ અને ચિદ્રૂપ હોવાથી અહંપ્રત્યયનો વિષય નથી.

#### સમાધાન

ગુરુ–યદ્યપિ કૂટસ્થ મુખ્યવૃત્તિએ કરીને અહં પ્રત્યયનો વિષય નથી ખરો; તથાપિ લક્ષણાવૃત્તિએ કરીને, અહંપ્રત્યયનો વિષય થાય છે ખરો. અહં શબ્દના અર્થ ત્રણ પ્રકારના છે: એક પ્રધાન, અને બે ગૌણ છે. ૯

### અહં પદના ૩ અર્થો

શિષ્ય-અહં શબ્દનો મુખ્ય અર્થ સમજાવો.

ગુરુ-અન્યોન્યાધ્યાસે કરીને કૂટસ્થ અને ચિદાભાસનું સ્વરૂપ એકતાને પ્રાપ્ત થાય છે, તે જ અહં શબ્દનો મુખ્ય અર્થ છે.

શિષ્ય-તમે તેને અહં શબ્દનો મુખ્ય અર્થ કેમ માનો છો?

ગુરુ-વસ્તુતઃ કૂટસ્થ અને ચિદાભાસનાં સ્વરૂપ ભિન્નભિન્ન છે; તથાપિ વિવેક વગરના સર્વ અજ્ઞાની પુરુષો, અન્યોન્યાધ્યાસે કરીને એકતાને પ્રાપ્ત થયેલાં કૂટસ્થ અને ચિદાભાસના સ્વરૂપમાં અહં શબ્દનો પ્રયોગ કરે છે, માટે અમે તેને 'અહં' શબ્દનો મુખ્ય અર્થ માનીએ છિયે. ૧૦

શિષ્ય-અહં શબ્દના બે ગૌણ અર્થ કયા છે?

ગુરુ-જ્યારે કૂટસ્થ અને ચિદાભાસમાં અહં શબ્દના અર્થ ભિન્નભિન્ન માનીએ, ત્યારે તે અહં શબ્દના બન્ને ગૌણ અર્થો કહેવાય છે.

શિષ્ય-એ ગૌણ અર્થ કેમ છે?

ગુરુ-તત્ત્વવેત્તાઓ, કૂટસ્થ અને ચિદાભાસના અહં શબ્દનો પ્રયોગ, લૌકિક વ્યવહારમાં તથા વૈદિક વ્યવહારમાં અનુક્રમે કરે છે, માટે તે ગૌણ છે.

વળી કૂટસ્થ અને ચિદાભાસની એકતા, સર્વ જનના વ્યવહારનો વિષય છે; માટે તે અહં શબ્દનો મુખ્ય અર્થ છે. કૂટસ્થ અને ચિદાભાસનો ભેદ થોડાના એટલે તત્ત્વવેત્તાના વ્યવહારનો વિષય છે, અને વળી કોઈ કાલે એવા ભેદનો વ્યવહાર થાય છે, માટે તે અહં શબ્દનો ગૌણ અર્થ છે. ૧૧

અવતરણિકા-'पर्यायेण प्रयुंक्ते । અનુક્રમે પ્રયોગ કરે છે,' એ કહ્યું તેનું સ્પષ્ટ રીતે વિવેચન કરે છે.

लौकिकव्यवहारेऽहं गच्छामीत्यादिके बुधः।
विविच्यैव चिदाभासं कूटस्थात्तं विवक्षति १२
असङ्गोऽहं चिदात्माऽहमिति शास्त्रीयदृष्टितः।
अहंशब्दं प्रयुंक्तेऽयं कूटस्थे केवले बुधः १३

શબ્દાર્થ-તત્ત્વવેત્તા 'હું જાઉં છું,' ઇત્યાદિ લૌકિક વ્યવહારમાં કૂટસ્થથી ચિદાભાસને જુદો પાડીને જ અહં શબ્દે કરીને ચિદાભાસને કહેવા ઇચ્છે છે. તથા એ જ તત્ત્વવેત્તા, શાસ્ત્રીય દૃષ્ટિથી કેવળ કૂટસ્થમાં, 'હું અસંગ છું,' 'હું ચિદાત્મા છું,' એ પ્રમાણે આ અહં શબ્દનો પ્રયોગ કરે છે. ૧૨-૧૩

### ચન્દ્રકાન્ત વિવરણ

ગુરુ-તત્ત્વવેત્તા પુરુષ ઘણીવાર કહે છે કે, 'હું જાઉં છું,' 'હું સ્નાન કરુ છું,' 'હું ભોજન કરું છું,' ઇત્યાદિ લૌકિક વ્યવહારમાં, અહં શબ્દનો પ્રયોગ કરે છે, અને એ રીતે ચિદાભાસને કૂટસ્થથી જૂદો કહેવા ઇચ્છે છે; કેમકે ગમન કરવું, સ્નાન કરવું, ભોજન કરવું, આદિ સઘળો વ્યવહાર, સ્થૂલ અને સૂક્ષ્મ શરીરવાળા ચિદાભાસને જ છે, પરંતુ કૂટસ્થને નથી; કેમકે કૂટસ્થ નિષ્ક્રિય છે, એમ તત્ત્વવેત્તાઓ સારી રીતે જાણે છે. ૧૨

તત્ત્વવેત્તાને વેદાંતશાસ્ત્રના શ્રવણમનનાદિકથી ચિદાભાસનું અને કૂટસ્થનું સારી રીતે જ્ઞાન થયું હોય છે, તેથી તે નિત્ય 'હું અસંગ છું,' 'હું ચિદાત્મા છું,' એ પ્રમાણે કેવળ કૂટસ્થમાં અહં શબ્દનો વ્યવહાર કરે છે. કૂટસ્થમાં અહં શબ્દનો પ્રયોગ, ભાગત્યાગલક્ષણાથી થાય છે. એ પ્રમાણે તત્ત્વવેત્તા, કૂટસ્થ અને ચિદાભાસમાં અહં શબ્દનો ભિન્નભિન્ન પ્રયોગ કરે છે, તેપરથી જણાય છે કે, 'હું અસંગ છું,' એમ તત્ત્વવેત્તા સમજે છે. ઉપર નવમા શ્લોકમાં, 'અસંગમાં અહંકાર ઘટે નહિ,' એમ તેં શંકા કીધી હતી તેનું ઉત્તર પણ તને અહીં આપવામાં આવ્યું છે. ૧૩

અવતરણિકા-કૂટસ્થથી જૂદો ચિદાભાસ, 'હું કૂટસ્થ છું,' એમ જાણવાને યોગ્ય નથી, આવી શિષ્ય શંકા કરે છે, ત્યારે કૂટસ્થથી ચિદાભાસ ભિન્ન નથી એ વાત ગુરુ સમજાવે છે.

ज्ञानिताऽज्ञानिते त्वात्माभासस्यैव न चात्मनः।
तथा च कथमाभासः कूटस्थोऽस्मीति बुद्ध्यताम् ॥ १४ ॥
नायं दोषश्चिदाभासः कूटस्थैकस्वभाववान्।
आभासत्वस्य मिथ्यात्वात्कूटस्थत्वाऽवशेषणात् ॥ १५ ॥

શબ્દાર્થ-શિષ્યઃ-જ્ઞાનીપણું અને અજ્ઞાનીપણું તો આત્માભાસ (ચિદાભાસ)ને જ છે,

આત્માને (કૂટસ્થને) નથી, તેમ છે માટે આભાસને (ચિદાભાસને) 'હું કૂટસ્થ છું' એમ જ્ઞાન કેમ થાય? ગુરુ:—અહીં એ ભિન્નતારૂપ દોષ ગણવો નહિ; કેમકે ચિદાભાસ તો એક કૂટસ્થરૂપ મુખ્ય સ્વભાવવાળો જ છે, કારણ કે આભાસત્વ મિથ્યા હોય છે તેથી કૂટસ્થપણું જ અવશેષ રહે છે. ૧૪-૧૫

## ચન્દ્રકાન્ત વિવરણ

### શંકા—કૂટસ્થથી ભિન્ન ચિદાભાસને જ્ઞાન થાય નહિ

શિષ્ય ભિન્નભિન્ન ચિદાભાસ અને કૂટસ્થ એ બે અહં શબ્દના ગૌણ અર્થ છે, એમ તમે કહ્યું, તેમાં કશી સમજણ પડી નહિ, માટે સમજાવો કે, અજ્ઞાનની નિવૃત્તિ માટે, 'હું કૂટસ્થ છું, અસગ છું, ચિદાત્મા છું,' એ પ્રકારનું જ્ઞાન કૂટસ્થને થાય છે કે ચિદાત્માને થાય છે? એ પ્રકારનું જ્ઞાન કૂટસ્થને થાય છે, એમ માનવુ તો કેવળ અયોગ્ય જ છે; કારણ કે કૂટસ્થ તો અસગ અને ચિદ્રૂપ છે, તેથી તેને તે પ્રકારના જ્ઞાનનું આવશ્યક નથી. જેમ સૂર્ય પ્રકાશસ્વરૂપ છે, માટે તેમાં અંધકાર અને પ્રકાશની અસિદ્ધિ છે, તેમ કૂટસ્થ પણ જ્ઞાનસ્વરૂપ છે, માટે તેમાં જ્ઞાનીપણા અને અજ્ઞાનીપણાની અસિદ્ધિ છે. જે પ્રથમ અજ્ઞાની હોય તેને જ્ઞાની થવું જોઇએ, પણ જ્ઞાનીને જ્ઞાની થવાનુ ઘટિત નથી. હવે કૂટસ્થ કંઈ અજ્ઞાની નથી કે જેથી તેને જ્ઞાની થવું જોઇએ; એટલા માટે 'તે જ્ઞાન ચિદાભાસમાં છે' એમ કહેવું જોઇએ. હવે જો તેમ કહો તો તેથી 'કૂટસ્થ અને ચિદાભાસ બન્ને ભિન્ન છે,' એમ સિદ્ધ થાય છે. એ પ્રકારે કૂટસ્થ અને ચિદાભાસનો ભેદ સિદ્ધ છતાં, 'હું કૂટસ્થ છું,' 'હું અસગ છું,' 'હું ચિદાત્મા છું,' એ પ્રકારનુ જ્ઞાન, ચિદાભાસને કેમ સભવે? નહિ સંભવે. તેમ છતાં કદાચિત્ તે જ્ઞાન ચિદાભાસને થતું હોય તો તે ભ્રમ છે, એમ માનવું જોઇએ. જેમકે, કોઈ કંગાળને, 'હુ રાજા છું,' એ પ્રકારનું જે જ્ઞાન થાય છે તે ભ્રમ છે, તે જ પ્રકારે ચિદાભાસને તે જ્ઞાન થાય તો તે ભ્રમ જ છે. ૧૪

### સમાધાન—કૂટસ્થ અને ચિદાભાસ વચ્ચે વાસ્તવ ભેદ નથી

ગુરુ—જેમ, દર્પણમાં જે મુખ પ્રતીત થાય છે તે મુખાભાસ છે, તેથી તે મિથ્યા છે, પણ તેનું વાસ્તવ સ્વરૂપ તો શરીરમાં, ડોકની ઉપર રહેલો મુખ નામનો જે ભાગ છે તે છે; તેમ અવિદ્યામાં જે ચિતની પ્રતીતિ થાય છે તે ચિદાભાસ છે, માટે તે મિથ્યા છે, પણ તેનું વાસ્તવ સ્વરૂપ તો કૂટસ્થ જ છે; એટલે, જેમ મુખાભાસ મુખથી ભિન્ન નથી, પણ મુખરૂપ જ છે, તેમ ચિદાભાસ કૂટસ્થથી ભિન્ન નથી, પણ કૂટસ્થરૂપ જ છે. વળી એવો નિયમ છે કે, સર્વનો બાધ થયા પછી જે અવશિષ્ટ રહે છે અને જેનો કોઈ પણ બાધ કરી શકતું નથી, તે જ સત્ય હોય છે. જેમ મુખાભાસનો બાધ થયા પછી મુખ અવશિષ્ટ રહે છે, તેથી તે મુખ જ સત્ય છે; તેમ ચિદાભાસનો બાધ થયા પછી કૂટસ્થ અવશિષ્ટ રહે છે, માટે કૂટસ્થ જ સત્ય છે, તેથી તેં દર્શાવેલો ભ્રમરૂપ દોષ સિદ્ધ થતો નથી.

તાત્પર્ય કે ચિદાભાસ કૂટસ્થ સ્વરૂપ જ છે, તેથી 'હું કૂટસ્થ છું,' 'હું અસગ છું,' 'હું ચિદ્રૂપ છું,' એ પ્રકારનું ચિદાભાસને થયેલું જ્ઞાન ભ્રમરૂપ નથી. ૧૫

અવતરણિકા—'હું કૂટસ્થ છું,' 'હું અસંગ છું,' એ પ્રકારનાં જ્ઞાનનાં મિથ્યાપણામાં શિષ્ય આશંકા કરે છે અને ગુરુ તેનું સમાધાન કરે છે.

**कूटस्थोऽस्मीति बोधोऽपि मिथ्या चेन्नेति को वदेत्।**
**नहि सत्यतयाभीष्टं रज्जुसर्पविसर्पणम्॥ १६**

શબ્દાર્થ—ત્યારે તો 'હું કૂટસ્થ છું' એ પ્રકારનો બોધ પણ મિથ્યા થશે, એમ તું જો કહેતો હોય તો અસ્તુ, નથી એમ કોણ કહે છે? રજ્જુમાં (કલ્પિત) સર્પનું વિસર્પણ (હાલવુંચાલવું) જે જણાય છે તે અમને સત્યપણાથી માન્ય નથી. ૧૬

## ચન્દ્રકાન્ત વિવરણ

### જ્ઞાનના મિથ્યાપણા વિષે શંકા-સમાધાન

શિષ્ય- આધાર મિથ્યા હોય તો આધેય પણ મિથ્યા હોય છે. હવે જો ચિદાભાસ મિથ્યા છે, તો પછી ચિદાભાસમાં રહેલું 'હું કૂટસ્થ છું,' 'અસગ છું,' 'ચિદ્રૂપ છું,' એવા પ્રકારનું જ્ઞાન પણ મિથ્યા થવું જોઇએ. અહીં આધાર ચિદાભાસ છે, અને આધેય જ્ઞાન છે.

ગુરુ-'હું કૂટસ્થ છું,' 'અસંગ છુ,' 'ચિદાત્મા છુ,' એ પ્રકારનુ ચિદાભાસનુ જ્ઞાન મિથ્યા છે, એમ તારુ કહેવું યથાર્થ જ છે. અજ્ઞાનનું મિથ્યાપણું, અમને પણ માન્ય છે. કૂટસ્થથી ભિન્ન સર્વ મિથ્યા છે, એમ અમે સ્વીકારીએ છિયે તેથી, જેમ રજ્જુમા કલ્પિત સર્પના ફુફાડા અને હાલવુંચાલવું આદિ સઘળુ કલ્પિત છે, તેથી મિથ્યા છે, તેમ બ્રહ્મમાં કલ્પિત ચિદાભાસનું 'હું કૂટસ્થ છુ,' 'અસગ છુ,' 'ચિદ્રૂપ છું,' એ પ્રકારનું જ્ઞાન પણ કલ્પિત છે માટે મિથ્યા જ છે. ૧૬

**અવતરણિકા**-ઉપર કહ્યા પ્રમાણે જો જ્ઞાન પણ મિથ્યા થાય, તો પછી સસારની નિવૃત્તિનો અભાવ થશે, એવી શિષ્યે શકા કરી, તેથી ગુરુ કહે છે.

**तादृशेनापि बोधेन संसारो हि निवर्तते ।**
**यक्षानुरूपो हि बलिरित्याहुर्लौकिका जनाः॥**

**શબ્દાર્થ**-તેવા મિથ્યા બોધે ('હું કૂટસ્થ છુ,' એ પ્રકારનાં મિથ્યા જ્ઞાને) કરીને પણ સંસારની નિવૃત્તિ થાય છે એ નક્કી છે. કારણ કે લૌકિક જનો કહે છે કે, જેવો યક્ષ તેવું બલિદાન. ૧૭

### ચન્દ્રકાન્ત વિવરણ

#### મિથ્યા સંસારની મિથ્યા જ્ઞાનથી નિવૃત્તિ

શિષ્ય-જ્યારે તમે, 'હું કૂટસ્થ છુ,' એ પ્રકારના જ્ઞાનને મિથ્યા માનો છો, ત્યારે તે મિથ્યા જ્ઞાનથી સસારની નિવૃત્તિ થશે નહિ, કારણ કે મિથ્યા પદાર્થથી કોઈ પણ કાર્ય સિદ્ધ થતુ નથી

ગુરુ-'જેવો યક્ષ તેવુ બલિદાન,' 'જેવા દેવ તેવી પૂજા,' 'બાવળના દેવને કપાસીઆની આંખો,' એ પ્રમાણે લોકમાં કહેવતો છે તેને અનુસરી, જેવો સસાર તેવુ તેની નિવૃત્તિનુ સાધન જ્ઞાન સસાર મિથ્યા છે, માટે તેની નિવૃત્તિનું સાધન જ્ઞાન પણ મિથ્યા છે, એવી રીતે મિથ્યા જ્ઞાનથી સસારની નિવૃત્તિ થઈ શકે છે જેમ સ્વપ્નનો સિંહ મિથ્યા છે, છતાં તેને જોવાથી નિદ્રાની નિવૃત્તિ થાય છે, તેમ મિથ્યા જ્ઞાનથી સસારની નિવૃત્તિ થાય છે. હે શિષ્ય ! પરસ્પર સમાન સત્તાવાળી વસ્તુ સાધકબાધક થઈ શકે છે, પણ વિષમ સત્તાવાળી વસ્તુ થઈ શકતી નથી દાખલા તરીકે, વ્યવહારમાં રહેલા જીવની ક્ષુધાતૃષા સત્ય અન્નજળથી મટે છે, કઈ પ્રાતિભાસિકથી એટલે બનાવટી અન્નજળથી મટતી નથી, વળી લોકવ્યવહારમાં મનાતા રૂપામાથી સાંકળાં, કલ્લાં, અઠાસિયાં થશે, પણ છીપમાં જણાતાં રૂપાથી થશે નહિ, તેમ જ પ્રાતિભાસિક રોગ, ભુખ, તરસનો ઉપાય પ્રાતિભાસિક ઔષધ, અન્ન જળ છે, તેમાં લૌકિક અન્ન, જળ કે ઔષધ કામ લાગતાં નથી. એ જ પ્રમાણે દષ્ટિસૃષ્ટિવાદથી, પ્રાતિભાસિક રૂપથી અને સૃષ્ટિદષ્ટિવાદથી વ્યાવહારિક જુદા સસારની એકતાવાળા મિથ્યા જ્ઞાનથી જ નિવૃત્તિ થાય છે, એમાં પારમાર્થિક જ્ઞાનનું કઇ પણ પ્રયોજન નથી. ૧૭

**અવતરણિકા**-પ્રતિપાદન કરવા માંડેલો વિષય સમાપ્ત કરે છે.

**तस्मादाभासपुरुषः सकूटस्थो विविच्य तम् ।**
**कूटस्थोऽस्मीति विज्ञातुमर्हतीत्यभ्यधाच्छ्रुतिः ॥ १८ ॥**

**શબ્દાર્થ**-તેટલા માટે કૂટસ્થસહિત જે આભાસપુરુષ (ચિદાભાસ) છે તે તે (કૂટસ્થ) ને (પોતાથી) ભિન્ન કરીને 'હું કૂટસ્થ છુ,' એ પ્રમાણે જાણવાને સમર્થ થાય છે, એમ શ્રુતિ કહે છે. ૧૮

### ચન્દ્રકાન્ત વિવરણ

ચિદાભાસનું વાસ્તવ સ્વરૂપ કૂટસ્થ જ છે; માટે પુરુષ શબ્દનો અર્થ કૂટસ્થસહિત ચિદાભાસ છે તે ચિદાભાસ પોતાના મિથ્યા સ્વરૂપથી કૂટસ્થને ભિન્ન કરીને, ભાગત્યાગલક્ષણાએ કરીને 'હું કૂટસ્થ છુ' એમ જાણવા સમર્થ છે, એવા અભિપ્રાયથી 'હું છુ' એમ શ્રુતિમાં કહ્યુ છે. ૧૮

---

## ૨-પ્રથમ શ્લોકમાં કહેલી શ્રુતિમાં "આત્માને જ્યારે જાણે" એ પદ સહિત "અયં-(આ)" પદનો અભિપ્રાય અને ચિદાભાસની સાત અવસ્થાઓનું વર્ણન

(૧૯-૧૩૫, ૧૧૭ શ્લોકો)

(૧) અપરોક્ષ જ્ઞાનના અને નિત્ય અપરોક્ષ વિષય (ચેતન)ના બતાવનારા 'આ' પદને કહે છે (૧૯-૨૨, ૪ શ્લોકો).

**અવતરણિકા**-એ પ્રમાણે ... એ બે પદના પ્રયોગનો ...

'અયં' પદના પ્રયોગનો અભિપ્રાય કહે છે. એમાં પ્રથમ સંશય અને વિપરીતભાવના રહિત જ્ઞાન થવા માટે 'અયં' એ પદનો પ્રયોગ દર્શાવે છે

असंदिग्धाऽविपर्यस्तबोधो देहात्मनीक्ष्यते ।
तद्वदत्रेति निर्णेतुमयमित्यभिधीयते ॥१९॥

શબ્દાર્થ—જેમ લૌકિક જનોને દેહરૂપ આત્મામાં સંદેહ અને વિપરીતભાવના રહિત 'હું બ્રાહ્મણ છું' એવો બોધ ઘનો જોવામાં આવે છે, તેની પેઠે આ પ્રત્યગાત્મામાં બોધનો નિર્ણય કરવા માટે શ્રુતિમાં 'अयं' એટલે આ' એ પદ કહેવામાં આવે છે. ૧૯

### ચન્દ્રકાન્ત વિવરણ

જેમ અજ્ઞાની જનોને દેહરૂપી આત્મામાં 'આ હું છું,' 'હું બ્રાહ્મણ છું, ક્ષત્રિય છું, વૈશ્ય છું.' એ પ્રકારનો બોધ થાય છે, તે બોધ સંશય અને વિપરીતભાવના વિનાનો થાય છે; તેમ પ્રત્યગાત્મામાં પણ, 'આ હું છું,' એવો બોધ સંપાદન કરશો એઈએ; કારણ કે તેવા બોધથી મુક્તિ પ્રાપ્ત થાય છે, એવો નિર્ણય કરવા માટે 'आत्मानं चेत्' એ શ્રુતિમાં 'अयं' એ પદ કહ્યુ છે. ૧૯

અવતરણિકા-સંશય અને વિપરીતભાવના વિનાનું અપરોક્ષ (પ્રત્યક્ષ) આત્મજ્ઞાન મોક્ષનું સાધન છે, એ વિષયમાં શ્રીશંકરાચાર્યપ્રણીત ઉપદેશસહસ્રીનું પ્રમાણ આપે છે.

देहात्मज्ञानवज्ज्ञानं देहात्मज्ञानबाधकम् ।
आत्मन्येव भवेद्यस्य स नेच्छन्नपि मुच्यते२०

શબ્દાર્થ-દેહમાં જેમ આત્મજ્ઞાન થાય છે તેમ દેહાત્મજ્ઞાનનું બાધક જ્ઞાન, જેને પ્રત્યગાત્મા વિશે થાય તે પુરુષ, ઈચ્છા ન છતાં પણ મુક્ત થાય છે. ૨૦

### ચન્દ્રકાન્ત વિવરણ

જેમ દેહમાં 'હું મનુષ્ય છું.' એ પ્રકારનુ દૃઢ આત્મજ્ઞાન છે, તેમ પ્રત્યગાત્મામાં 'હું બ્રહ્મ છું.' એ પ્રકારનું દૃઢ આત્મજ્ઞાન જેને થાય તે આત્મવેત્તા કહેવાય છે. એ આત્મવેત્તા મોક્ષની ઇચ્છા કરે નહિ તોપણ તેને મોક્ષ પ્રાપ્ત થાય છે; કારણ કે સંસારનાં કારણરૂપ અજ્ઞાનનો નાશ થયો હોય છે, એટલે તેવાં જ્ઞાનથી દેહાત્મારૂપી અજ્ઞાનનો બાધ થાય છે. ૨૦

અવતરણિકા-'अयं' પદના પ્રયોગનો અભિપ્રાય નહિ ધારીને શિષ્ય આશંકા કરી, તેપરથી ગુરુ તેનું ઉત્તર આપે છે.

अयमित्यपरोक्षत्वमुच्यते चेत्तदुच्यताम् ।
स्वयंप्रकाशचैतन्यमपरोक्षं सदा यतः ॥२१॥

શબ્દાર્થ-શિષ્યઃ-શ્રુતિમાં કહેલા 'अयं' 'આ' શબ્દે કરીને અપરોક્ષપણું કહેવાય છે તેનું કેમ? ગુરુઃ-ભલે તેમ કહેવાય, કારણ કે સ્વયંપ્રકાશ એવું ચૈતન્ય સદા અપરોક્ષ છે. ૨૧

### ચન્દ્રકાન્ત વિવરણ

શિષ્ય-જેમ 'આ ઘડો છે,' ઇત્યાદિ પ્રયોગમાં 'इदं' શબ્દે કરીને બતાવેલી વસ્તુનું અપરોક્ષપણું,-પ્રત્યક્ષપણુ પ્રતીત થાય છે, તેમ 'आत्मानं चेत्' એ શ્રુતિમાં પણ 'अयं' પદનો પ્રયોગ કર્યો છે, તેથી 'इदं' શબ્દે કરીને નિર્દિષ્ટ આત્માનું અપરોક્ષપણું પ્રતીત થાય છે.

ગુરુ-આત્માનુ નિત્ય અપરોક્ષપણું અમને ઇષ્ટ છે; કારણ કે અન્ય સાધનની અપેક્ષા વિના ભાસમાન થતું ચૈતન્ય વ્યવધાનના અભાવથી નિત્ય અપરોક્ષ જ રહે છે, એમ અમે સ્વીકારીએ છીએ. ૨૧

અવતરણિકા-પરોક્ષપણા અને અપરોક્ષપણા વિષે શિષ્ય પૂછે છે, અને ગુરુ તેનું ઉત્તર આપે છે.

परोक्षमपरोक्षं च ज्ञानमज्ञानमित्यदः ।
नित्यापरोक्षरूपेऽपि द्वयं स्याद्दशमे यथा २२

શબ્દાર્થ-'પરોક્ષ અને અપરોક્ષ' તથા 'જ્ઞાન અને અજ્ઞાન' એ જોડકું જેમ દશમમાં છે, તેમ નિત્ય અપરોક્ષરૂપ આત્માને વિશે પણ છે. ૨૨

### ચન્દ્રકાન્ત વિવરણ

શિષ્ય-'આત્મા સ્વપ્રકાશ અને ચિદ્રૂપ છે, માટે તે નિત્ય અપરોક્ષ છે,' એવો સ્વીકાર કરીએ તો આત્માનુ પરોક્ષપણું અને અપરોક્ષપણુ, તેમ જ જ્ઞાન અને અજ્ઞાનના આશ્રય ચિદાભાસનું વિષયપણુ એ પ્રમાણે બને ઘટશે નહિ; કેમકે એક આત્મામાં પરસ્પર વિરુદ્ધ બે ધર્મ રહી શકે નહિ. આત્માનુ અપરોક્ષપણું આ પ્રકરણના ૨૧ મા શ્લોકમાં વર્ણવ્યું છે; પરોક્ષપણું 'अयं' પદના પ્રયોગના અભિપ્રાયના વર્ણનથી સિદ્ધ થાય છે, જ્ઞાન તથા અજ્ઞાનના આશ્રય

ચિદાભાસ ગ્યા પ્રકરણના ૧૪ મા શ્લોકમાં વર્ણવ્યું છે.

ગુરુ-તેનું સમાધાન સાંભળ. પરોક્ષપણું અને અપરોક્ષપણું, જ્ઞાનાશ્રયનું વિષયપણું અને અજ્ઞાનાશ્રયનું વિષયપણું એ બન્ને યુગલ, જેમ દશમા પુરુષના અંકમાં ઘટે છે, તેમ જ નિત્ય અપરોક્ષરૂપ આત્મામાં પણ ઘટે છે. ૨૨

## (૨) દશમ નામના દૃષ્ટાંતની સાત અવસ્થાઓ

(૨૩–૨૭; ૫ શ્લોકો)

**અવતરણિકા**-દશમમાં પરોક્ષપણા અને અપરોક્ષપણા આદિ જોડકામાં એ સિદ્ધાંત કેમ ઘટે છે, એમ શિષ્યે પૂછવાથી, ગુરુ તેનું ઉત્તર આપે છે તથા અજ્ઞાનનું સ્વરૂપ દર્શાવે છે.

**नवसङ्ख्याहृतज्ञानो दशमो विभ्रमात्तदा ।**
**न वेत्ति दशमोऽस्मीति वीक्ष्यमाणोऽपि तान्नव ॥**

**શબ્દાર્થ**-નવ સંખ્યાએ કરીને જેનું જ્ઞાન હરાઈ ગયું છે એવો દશમો પુરુષ, તે નવને જોતાં છતાં પણ, ભ્રાંતિથી 'હું દશમો છું' એમ જાણતો નથી. ૨૩

### ચન્દ્રકાન્ત વિવરણ

#### દશમની અજ્ઞાત અવસ્થા

શિષ્ય-દશમામાં પરોક્ષપણું અને અપરોક્ષપણું આદિ યુગલ કેમ ઘટે છે?

ગુરુ—એક દશમો પુરુષ બીજા નવ પુરુષની ગણના કરતો હતો, અને તે નવે પુરુષોને પોતે જોતો હતો, તોપણ પોતાને વિસરી જવાથી ગણના કરનાર, ભ્રાંતિએ કરીને પોતાને જોતો ન હતો કે હું પોતે દશમો છું એ સિદ્ધાંત બરાબર સમજાવવા માટે તને એની કથા કહું છુ તે સાંભળ.

#### દશમા પુરુષની કથા

કોઈ દશ મૂર્ખા પુરુષો કાર્ય પ્રસગે પોતાને ગામથી બીજે ગામ જવા નિકળ્યા. રસ્તામાં ચાલતાં એક નદી આવી. વર્ષાકાલ હોવાથી અને વૃષ્ટિ ઘણી થવાથી નદી ભરપૂર હતી, તથાપિ આવશ્યકનું કાર્ય હોવાથી સામે પાર ઉતરવા માટે તે દશે જણા નદીમાં પડ્યા, અને તરીને સામે પાર ઉતર્યા. પછી એકને સશય થયો કે, 'આપણે ભરપૂર નદી તરી આવ્યા છીએ, તેથી આપણામાંથી કોઈ તણાઇ તો ગયો નથી?' તેનો નિશ્ચય કરવા માટે દશ મૂર્ખામાંથી કોઈ એક સમજુ મૂર્ખો સૌને હારદોર ઉભા રાખી ગણવા લાગ્યો, તેમાં બીજા નવ જણાને ગણ્યા, પણ પોતે પોતાને ગણવો ભૂલી ગયો. બીજી વખત પણ નવ જણાને ગણ્યા, પણ પોતે કે જે એક દ્રષ્ટા છે તેને ગણ્યો નહિ. તેથી તેણે નિશ્ચય કરીને કહ્યું કે, 'આપણામાંથી એક બૂડી મૂઓ છે, જુઓની દશમો પુરુષ આમાં નથી.' (એ સ્વ. સ્વરૂપનાં અજ્ઞાનનું સ્વરૂપ છે, એ **પહેલી** અવસ્થા છે)

નવ પુરુષો-દશમો કેમ નથી.

ગણના કરનાર-દશમો તો ભાસતો નથી, તેથી દશમો નથી જ. (આ આવરણનુ સ્વરૂપ છે અને તે *બીજી* અવસ્થા છે)

તે સાંભળી નવે જણાઓ રુદન કરવા લાગ્યા, તેની સાથે ગણના કરનાર પણ રોવા લાગ્યો. (એ વિક્ષેપનુ સ્વરૂપ છે તે ત્રીજી અવસ્થા છે) આ પ્રમાણે દશે જણને રોતા જોઇ, કોઈ હેતુ માણસ ત્યાં આવી ચડ્યો; તેણે તેઓને પૂછ્યુ.

હેતુ માણસ-હે ભાઇઓ! તમે સઘળા શા માટે રડો છો?

ગણના કરનાર-અમારામાંથી એક જણ નદીમા ડૂબીને મરણ પામ્યો છે, તેથી અમે રડીએ છિએ.

હેતુ માણસ-ક્યાં મરણ પામ્યો?

તેપરથી ગણના કરનારે, ઘેરથી નીકળવા આદિ સર્વ વૃત્તાંત રડતાં રડતાં કહી સંભળાવ્યો

હેતુ માણસ-તમે ગણી જુઓ નવ છે કે દશ છે?

ગણના કરનારે ઉભા થઈ નવને ગણ્યા, પણ પોતાને ગણ્યો નહિ પછી તે બોલ્યો કે, "જુઓ આ નવ છે, પણ દશમો નથી"

એ સાંભળી હેતુ માણસે વિચાર કર્યો કે, 'આ દશે જણા મૂર્ખા છે. જો હું તેને ગણના કરીને નહિ સમજાવુ તો દશે જણા વ્યર્થ રુદન કરીને મરણ પામશે; માટે યુક્તિથી સમજાવું તો ઠીક.' એવો વિચાર કરીને હેતુ માણસે કહ્યુ, 'તમો રડો મા.'

દશે જણાઓ–અમારો એક જણ મરણ પામ્યો છે, છતાં કેમ નહિ રુદન કરીએ ?

હેતુ માણસ–તમારો દશમો જણ છે, તે મરણ પામ્યો નથી. (આ પરોક્ષ જ્ઞાનનું સ્વરૂપ છે, ને તે **ચોથી** અવસ્થા છે.)

દશે પુરુષોઃ–હેં ! હેં ! દશમો કયાં છે ?

હેતુ માણસ–તમે સર્વ બેસી જાઓ; હું દશમાને બતાવું.

તે વચન સાંભળી દશે જણ બેસી ગયા; પછી હેતુ માણસે પ્રથમ નવ જણાને ગણ્યા; ત્યાર પછી દશમાને ગણીને કહ્યું કે, તું દશમો છે. (આ અપરોક્ષ જ્ઞાનનું સ્વરૂપ છે, ને તે **પાંચમી** અવસ્થા છે )

એ પ્રમાણે પોતાના જ અજ્ઞાનથી, પોતાને ભૂલી જનાર મૂર્ખાને સમજાવ્યા. ત્યારે તે દશે પુરુષોએ શોક કરવો મૂકી દીધો, (આ શોક–મોક્ષનું સ્વરૂપ છે, અને આ છઠ્ઠી અવસ્થા છે.) અને તેથી સર્વને પરમાનંદ થયો. (એ નિરકુશ તૃપ્તિનું સ્વરૂપ છે, અને તે **સાતમી** અવસ્થા છે )

પછી તે દશે પુરુષો બીજે ગામ પોતાનું કામ કરવા ગયા, અને તે હેતુ માણસ પોતાને ગામ ચાલ્યો ગયો. આ દશ પુરુષોનો ઇતિહાસ, સ્વસ્વરૂપ ભૂલી જવામાં ઘણુ અગત્યનું દષ્ટાંત છે. ૨૩

અવતરણિકા–અજ્ઞાનનાં કાર્યરૂપ આવરણનું સ્વરૂપ દર્શાવે છે.

**न भाति नास्ति दशम इति स्वं दशमं तदा।**
**मत्वा वक्ति तदज्ञानकृतमावरणं विदुः २४**

**શબ્દાર્થ**–ત્યારે દશમો પુરુષ પોતે દશમો છતાં, દશમો ભાસતો નથી, અને તેથી દશમો નથી જ, એ પ્રકારે પોતાને માનીને કહે છે, તેને (વિદ્વાન પુરુષો ) અજ્ઞાનનું કાર્ય આવરણ કહે છે. ૨૪

## ચન્દ્રકાન્ત વિવરણ

### અજ્ઞાનનું એક કાર્ય આવરણ

જો કે એ મુસાફરોમાં ગણના કરનાર મૂર્ખ યદ્યપિ પોતે દશમો છે, પોતાને પોતે જુવે છે, તથાપિ પોતે પોતાને 'દશમો' જાણતો નથી, અને તે કહે છે કે 'દશમો ભાસતો નથી અને તેથી દશમો નથી.' આ આવરણનું સ્વરૂપ છે. એ આવરણ અજ્ઞાનથી ઉત્પન્ન થાય છે; માટે આવરણ અજ્ઞાનનું કાર્ય છે, આમ શાસ્ત્રવેત્તાઓ કહે છે. ૨૪

**અવતરણિકા**–અજ્ઞાનના કાર્યમાં આવરણની સાથે વિક્ષેપ કેમ છે તે, અસત્તાપાદક આવરણાંશનું નિવર્તક જે પરોક્ષજ્ઞાન છે તે, અને અભાન વરણની નિવૃત્તિ કરવા માટે અપરોક્ષજ્ઞાનનું જે સ્વરૂપ છે તે સમજાવે છે.

**नद्यां ममार दशम इति शोचन्प्ररोदिति।**
**अज्ञानकृतविक्षेपं रोदनादिं विदुर्बुधाः॥२५॥**
**न मृतो दशमोऽस्तीति श्रुत्वाऽऽप्तवचनं तदा।**
**परोक्षत्वेन दशमं वेत्ति स्वर्गादिलोकवत् २६**
**त्वमेव दशमोऽसीति गणयित्वा प्रदर्शितः॥**
**अपरोक्षतया ज्ञात्वा हृष्यत्येव न रोदिति २७**

**શબ્દાર્થ**–'દશમો નદીમાં મરી ગયો' એ પ્રમાણે શોક કરતો દશમો પુરુષ અત્યંત રુદન કરે છે. એ રુદન આદિને પંડિતો અજ્ઞાનનું કાર્ય વિક્ષેપ કહે છે. પરંતુ 'દશમો મુઓ નથી, પણ છે,' એ પ્રમાણે યથાર્થ જાણનારનું વચન સાંભળીને, સ્વર્ગાદિ લોકની પેઠે, પરોક્ષપણાથી, દશમાને જાણે છે. તે પછી 'તું જ દશમો છે,' એ પ્રમાણે જ્યારે ગણીને બતાવે છે ત્યારે, અપરોક્ષપણાથી જાણીને પ્રસન્ન જ થાય છે, પરંતુ તે રડતો નથી. ૨૫–૨૭

## ચન્દ્રકાન્ત વિવરણ

### અજ્ઞાનનું બીજું કાર્ય વિક્ષેપ

દશમો માણસ નદીમાં ડૂબીને મરણ પામ્યો નથી, પણ જેને અજ્ઞાનનું આવરણ થયું છે તે એમ માની બેઠો કે 'દશમો માણસ તો નદીમાં ડૂબી મુવો' અને તેથી શોક કરવા લાગ્યો અને રોવાકૂટવા લાગ્યો. એ રોવું તે જ વિક્ષેપનું સ્વરૂપ છે. અજ્ઞાનથી વિક્ષેપ થાય છે, માટે વિક્ષેપ પણ અજ્ઞાનનું કાર્ય છે, એમ મહાત્માઓ માને છે. ૨૫

### પરોક્ષજ્ઞાન અવસ્થા

તે અજ્ઞાનીને રોતોકૂટતો જોઈ, કોઈ યથાર્થ જાણનાર માણસે તેને કહ્યુ કે, 'રે તું જે દશમા માણસને માટે રડે છે તે દશમો માણસ મરણ પામ્યો નથી, પણ દશમો તો જીવે છે.' તે સાંભળીને સ્વર્ગ, વૈકુંઠ, કૈલાસ, બ્રહ્મલોક આદિના

નામ માત્ર સાંભળવાથી ખાત્રી થાય છે ને તેપર શ્રદ્ધા ચોંટે છે, તેની પેઠે, 'દશમો છે,' એમ માને છે, પણ 'દશમો ક્યાં છે' તે યથાર્થ જાણતો નથી, છતાં પરોક્ષપણે જાણે છે કે 'તે છે,' એ પરોક્ષ જ્ઞાનનું સ્વરૂપ છે. એ પરોક્ષ જ્ઞાનથી 'નથી જ' એવા જ્ઞાનની નિવૃત્તિ થાય છે. ૨૬

### પરોક્ષજ્ઞાન, શોકનિવૃત્તિ અને તૃપ્તિ અવસ્થા

જ્યારે એ મૂર્ખાઓ અજ્ઞાનાવરણમાં પોતે પોતાને ભૂલી ગયા ત્યારે, તેમને કોઈ પંડિતે સમજાવ્યું કે, 'દશમો માણસ ડૂબી મુઓ નથી.' ત્યારે તે અજ્ઞાની–ગણના કરનાર પૂછે છે કે, "હે ભાઈ! દશમો માણસ ક્યાં છે?" ત્યારે તે યથાર્થ જોનાર બીજા નવને ગણાવી તેને બતાવે છે કે, 'તું પોતે જ દશમો છે.' તે સાંભળી, દશમાને પોતાના સ્વરૂપનું અપરોક્ષ(પ્રત્યક્ષ)જ્ઞાન થયું, ને તે રોવું કૂટવું મૂકી દઈ ઝટ પ્રસન્ન થયો.

હે શિષ્ય! આ શોકમોક્ષ તથા નિરંકુશ તૃપ્તિનાં સ્વરૂપ છે. અપરોક્ષ જ્ઞાનથી અપ્રતીતિની નિવૃત્તિ થાય છે. પછી વિક્ષેપની નિવૃત્તિ થાય છે, અને તે પછી પરમાનંદની પ્રાપ્તિ થાય છે, અને એ અસત્યનું ઉત્પાદક અજ્ઞાનાવરણ તો પરોક્ષ જ્ઞાનથી જ નિવૃત્ત થાય છે. દાખલા તરીકે, 'સ્વર્ગ છે;' એ પરથી 'સ્વર્ગ નથી જ' એવા પ્રકારનું અસત્યોત્પાદક અજ્ઞાનાવરણરૂપ જે હેતુ હતો તેની નિવૃત્તિ થઈ ગઈ, પણ એ પરોક્ષ જ્ઞાન છે. આ દશમના દૃષ્ટાંતમાં યથાર્થ જાણનારાએ કહ્યું કે, 'દશમો છે,' તેપરથી સર્વ અજ્ઞાનીઓને 'દશમો ડૂબી મુઓ, દશમો નથી;' એવું જે અજ્ઞાનથી ઠસી બેઠું હતું, તે આવરણના અંશનો નાશ થયો ખરો, પણ તે માત્ર પરોક્ષ જ્ઞાન હતું. તે અજ્ઞાનીઓએ જાણ્યું કે, 'દશમો છે તો ખરો, પણ તે તણાઈને કોઈ બીજે ઠેકાણે ચાલ્યો ગયો હશે, અથવા તો તે પાછળ રહી ગયો હશે,' એવું વિકલ્પવાળુ, ભ્રાંતિવાળુ જ માત્ર જ્ઞાન થયું, કેમકે 'તે દશમો ક્યાં છે, તેનું જ્ઞાન ન હતું.' પણ એ અજ્ઞાનોત્પાદક આવરણનો નાશ થયા પછી અપરોક્ષ જ્ઞાન થાય છે. તે પછી પેલા યથાર્થ જાણનારાએ અજ્ઞાનીઓના માથાપર ટપલી મારીને ગણાવ્યા કે, એક, બે, ત્રણ, ચાર, પાંચ, છ, સાત, આઠ, નવ, ને 'દશમો તે તું છે,' એટલે તે અજ્ઞાનીનું અજ્ઞાન નાશ પામી, પોતાને દશમો જાણી, તેને અપરોક્ષ જ્ઞાન થયું. એ જ પ્રમાણે પુરુષ પણ અજ્ઞાનાવરણથી ઘેરાઈ, પોતાનું અપરોક્ષ સ્વરૂપ જાણી શકતો નથી, પણ તેને કોઈ જણાવે છે ત્યારે તે જાણે છે ૨૭

### (૩) જીવ (ચિદાભાસ)ની સાત અવસ્થાઓ

(૨૮–૪૮; ૨૧ શ્લોકો)

**અવતરણિકા** એ દૃષ્ટાંતપરથી એક પછી એક એમ જીવની અજ્ઞાન આદિ સાત અવસ્થાઓ કેવી રીતે છે તેનું વર્ણન કરે છે. તેમાં પ્રથમ અજ્ઞાનનું સ્વરૂપ દર્શાવી, તેનાં કાર્યરૂપ બે પ્રકારનાં આવરણ તથા વિક્ષેપનું નિરૂપણ કરી, પરોક્ષ અને અપરોક્ષ જ્ઞાનનું, શોકનિવૃત્તિનું તથા તૃપ્તિનું સ્વરૂપ દર્શાવી, દૃષ્ટાંતમાં કહેલી સાતે અવસ્થાઓ ચિદાભાસની છે, પણ કૂટસ્થ આત્માની નથી, તે વાત સમજાવે છે.

**अज्ञानाऽऽवृत्तिविक्षेपद्विविधज्ञानतृप्तयः ।**
**शोकापगम इत्येते योजनीयाश्चिदात्मनि २८**

શબ્દાર્થ–અજ્ઞાન, આવરણ, વિક્ષેપ, પરોક્ષ અને અપરોક્ષ એવું બે પ્રકારનું જ્ઞાન, તૃપ્તિ અને શોક નિવૃત્તિ આ સાત અવસ્થાઓ છે. એની ચિદાત્મામાં પણ યોજના કરવી. ૨૮

### ચન્દ્રકાન્ત વિવરણ

#### સાત અવસ્થાઓની આત્મામાં યોજના

ગુરુ–અજ્ઞાન, આવરણ વિક્ષેપ, પરોક્ષ અને અપરોક્ષ એ બે પ્રકારનું જ્ઞાન, શોકની નિવૃત્તિ એટલે શોકનો નાશ અને તૃપ્તિ, આ સાત અવસ્થાઓ દશમા પુરુષની છે, તેમ નિત્ય અપરોક્ષ ચિદાભાસની પણ છે. ૨૮

**संसारासक्तचित्तः संश्चिदाभासः कदाचन ।**
**स्वयंप्रकाशकूटस्थं स्वतत्त्वं नैव वेत्त्ययम् २९**
**न भाति नास्ति कूटस्थ इति वक्ति प्रसङ्गतः ।**
**कर्ता भोक्ताऽहमस्मीति विक्षेपं प्रतिपद्यते ३०**

એ ચિદાભાસ સંસારમાં આસક્ત ચિત્તવાળો હોવાથી, કોઈ કાળે સ્વતત્ત્વ (પોતાના વાસ્તવસ્વરૂપ) રૂપ, સ્વપ્રકાશરૂપ કૂટસ્થને જાણતો જ નથી, ૨૯ અને અજ્ઞાની જીવ ચિદાત્મા સંબંધી પ્રસંગ નિકળતાં, 'કૂટસ્થ ભાસતો

अज्ञानमावृतिश्चैते विक्षेपात्प्राक् प्रसिद्धयतः।
यद्यप्यथाप्यवस्थे ते विक्षेपस्यैव नाऽऽत्मनः
विक्षेपोत्पत्तितः पूर्वमपि विक्षेपसंस्कृतिः।
अस्त्येव तदवस्थात्वमविरुद्धं ततस्तयोः ३९

શબ્દાર્થ-જો કે અજ્ઞાન અને આવરણ આ બે અવસ્થાઓ, વિક્ષેપથી પહેલાં પ્રસિદ્ધ રીતે છે, તોપણ તે ( અજ્ઞાન અને આવરણ ) બે વિક્ષેપની જ અવસ્થાઓ છે, આત્માની અવસ્થાઓ નથી. વિક્ષેપની ઉત્પત્તિની પહેલાં પણ વિક્ષેપનો સંસ્કાર તો છે જ, તેથી અજ્ઞાન અને આવરણને ચિદાભાસની અવસ્થાપણામાં વિરોધ નથી. ૩૮-૩૯

## ચન્દ્રકાન્ત વિવરણ

### સાતે અવસ્થાઓ ચિદાભાસ (જીવ)ની છે, બ્રહ્મની નથી, એ વિષે શંકા-સમાધાન

શિષ્ય-તમે કહો છો કે, 'સાત અવસ્થાઓ ચિદાભાસ(જીવ)ની છે,' પણ તે ખોટું છે, કારણ કે અજ્ઞાન અને આવરણ તો વિક્ષેપના પહેલાં વિદ્યમાન છે; અને વિક્ષેપ તો અજ્ઞાન અને આવરણ પછી જન્મે છે. વળી આત્મા વિક્ષેપ પહેલાં પણ વિદ્યમાન છે, અને ચિદાભાસ તો વિક્ષેપની અંદર સમાયલો છે. એટલા માટે, સાત અવસ્થાઓ ચિદાભાસની સિદ્ધ થઈ શકતી નથી, પણ પહેલી બે અવસ્થાઓ આત્માની અને બાકીની પાંચ અવસ્થાઓ ચિદાભાસની છે એમ માનો તો યોગ્ય ગણાય.

ગુરુ-જો કે અજ્ઞાન અને આવરણ એ બન્ને વિક્ષેપની પહેલાં વિદ્યમાન છે, તોપણ એ બે અવસ્થાઓ આત્માની નથી; કેમકે, આત્મા તો અસંગ છે, અને અસંગની કોઈ પણ અવસ્થા સંભવતી નથી.

શિષ્ય-જ્યારે અજ્ઞાન અને આવરણ આત્માની અવસ્થાઓ નથી, ત્યારે તેઓ કોની અવસ્થાઓ છે ?

ગુરુ-તે બન્ને અવસ્થાઓ ચિદાભાસની છે, અને તે અવસ્થાઓ આત્માની સંભવતી જ નથી. ૩૮

શિષ્ય-જે અવસ્થાવાળો હોય તેને અવસ્થા સંભવે. અહીંઆ તો ચિદાભાસ વિક્ષેપના પેટામાં છે, અને તે અવસ્થાવાળો પણ છે, અને અજ્ઞાન તથા આવરણ આ બન્ને વિક્ષેપની પેહેલાંની અવસ્થાઓ છે. અવસ્થાવાળો, અવસ્થાથી પહેલાં વિદ્યમાન હોવો જોઇએ એવો નિયમ છે. હવે અજ્ઞાન અને આવરણના જન્મ વખતે તો ચિદાભાસનો અભાવ છે, કેમકે અજ્ઞાન અને આવરણ પછી વિક્ષેપ ઉત્પન્ન થાય છે; અને ચિદાભાસ વિક્ષેપના પેટામાં છે, એટલા માટે, 'અજ્ઞાન આદિ બે અવસ્થાઓ ચિદાભાસની અવસ્થાઓ છે,' એમ કહેવું કેવળ અયોગ્ય છે.

ગુરુ-યદ્યપિ અજ્ઞાન અને આવરણના સમયમાં અવસ્થાવાળા વિક્ષેપના પેટામાં રહેનાર ચિદાભાસનો અભાવ છે, તથાપિ વિક્ષેપનો સંસ્કાર તે સમયે પણ રહે છે એ નક્કી છે. એટલા માટે, 'અજ્ઞાન અને આવરણ વિક્ષેપની અવસ્થાઓ છે' એમ કહેવું અયોગ્ય નથી, પણ યોગ્ય જ છે. માટે ચિદાભાસની અવસ્થાનું વર્ણન કર્યું તે વિરુદ્ધ નથી. ૩૯

અવતરણિકા-શિષ્ય કહે છે કે, અજ્ઞાન અને આવરણ તો બ્રહ્મની અવસ્થાઓ છે. તે ઉપરથી ગુરુ શિષ્યના મનનું સમાધાન કરે છે.

ब्रह्मण्यारोपितत्वेन ब्रह्मावस्थे इमे इति।
न शङ्कनीयं सर्वासां ब्रह्मण्येवाधिरोपणात्४०

શબ્દાર્થ-બ્રહ્મમાં આરોપિત ઠરવાથી આ બન્ને ( અજ્ઞાન અને આવરણ ) અવસ્થાઓ બ્રહ્મની છે, એવી શંકા કરવી નહિ; કારણ કે, સર્વ ( અવસ્થાઓ )નો બ્રહ્મમાં જ આરોપ કરેલો છે. ૪૦

## ચન્દ્રકાન્ત વિવરણ

શિષ્ય-હે ગુરુદેવ ! વિક્ષેપનો સંસ્કાર અપ્રસિદ્ધ છે. તેનો સ્વીકાર કરીને 'ચિદાભાસની સાત અવસ્થાઓ છે' એવું વર્ણન કરવા કરતાં, 'અજ્ઞાન અને આવરણ આ બે અવસ્થાઓ' બ્રહ્મની છે, એવું વર્ણન કર્યું હોત તો ઠીક થાત; કેમકે એ બન્ને અવસ્થાઓનું અધિષ્ઠાન બ્રહ્મ છે, અને એ અવસ્થાઓ પહેલાં બ્રહ્મ વિદ્યમાન છે.

ગુરુ-અજ્ઞાન અને આવરણનું અધિષ્ઠાન બ્રહ્મ છે; માટે તે બન્ને અવસ્થાઓ બ્રહ્મની છે, એમ માનીએ તો અતિપ્રસંગ નામનો દોષ આવશે; કારણ કે જેમ બ્રહ્મ અજ્ઞાન અને આવરણનું અ-

ધિષ્ઠાન છે, તેમ અન્ય પાંચ અવસ્થાઓનું અધિષ્ઠાન પણ બ્રહ્મ જ છે એટલે સાતે અવસ્થાઓનું અધિષ્ઠાન બ્રહ્મ જ છે; તેથી તે સઘળી અવસ્થાઓ બ્રહ્મની જ છે, એમ માનવું જોઇએ. હવે બ્રહ્મ તો અસંગ અને ચિદ્રૂપ છે, તેથી તેને કોઈ પણ અવસ્થા સંભવતી નથી, એટલા માટે અજ્ઞાન અને આવરણ એ બે અવસ્થાઓ પણ જીવની છે એમ સિદ્ધ થાય છે. અર્થાત્ જો કે એ સાતે અવસ્થાઓનું અધિષ્ઠાન બ્રહ્મ છે, તથાપિ બ્રહ્મ અસંગ હોવાથી, તેને કોઈ અવસ્થા ઘટતી નથી, માટે સાતે અવસ્થાઓ જીવની છે એમ માનવું સકારણ છે ૪૦

અવતરણિકા-સર્વ અવસ્થાઓનું બ્રહ્મમા આરોપિતપણું સામાન્ય રીતે છે, તોપણ વિક્ષેપની ઉત્પત્તિ પછી થનાર સંસારીપણું આદિ અવસ્થાઓ જીવને આશ્રયે છે, એમ આપણે અનુભવ કરીએ છિએ, તેથી તે બ્રહ્મની અવસ્થાઓ કહી શકાય નહિ, એમ શિષ્ય શંકા કરે છે; અને ગુરુ તેના મનનું સમાધાન કરે છે.

संसार्यहं विबुद्धोऽहं निःशोकस्तुष्ट इत्यपि ।
जीवगा उत्तरावस्था भांति न ब्रह्मगा यदि
तर्ह्यज्ञोऽहं ब्रह्मसत्त्वभाने मद्दृष्टितो न हि ।
इति पूर्वे अवस्थे च भासेते जीवगे खलु ४२

શબ્દાર્થ-હું સંસારી છું, હું જ્ઞાની છું, હું નિઃશોક છું, હું તુષ્ટ (કૃતકૃત્ય) છું, એ રીતે ઉત્તર અવસ્થા જીવમાં રહેલી ભાસે છે, બ્રહ્મમાં રહેલી ભાસતી નથી; એમ જો કહેતો હોય તો 'હું અજ્ઞાની છું,' બ્રહ્મનું સત્વ (સત્તા) અને ભાન મારી દૃષ્ટિમાં છે જ નહિ, અનુભવમાંએ નથી, એ પ્રમાણે પૂર્વની બે અવસ્થાઓ (અજ્ઞાન અને આવરણ) પણ ખરેખર જીવમાં રહેલી ભાસે છે. ૪૧-૪૨

## ચન્દ્રકાન્ત વિવરણ

શિષ્ય-જેમ અજ્ઞાન અને આવરણ બન્ને અવસ્થાઓ બ્રહ્મમાં આરોપિત છે, તેમ વિક્ષેપ આદિ બીજી પાંચ અવસ્થાઓ પણ બ્રહ્મમાં જ આરોપિત છે. અજ્ઞાન, આવરણ અને બીજી પાંચ અવસ્થાઓ સમાન છે; તથાપિ વિક્ષેપ આદિ પાંચ અવસ્થાઓ જીવમાં રહેલી છે એવો અનુભવ થાય છે; કારણ કે 'હું સંસારી છું,' એટલે કર્તાપણા અને ભોક્તાપણા આદિ ધર્મવાળો છું, 'હું પરોક્ષજ્ઞાનવાળો છું,' 'હું તત્ત્વ સાક્ષાત્કાર કરવાવાળો છું,' 'હું શોકરહિત છુ,' 'હું કરવાયોગ્ય કૃત્ય કરી ચુકયો તથા મેળવવા યોગ્ય હતું તે મેળવી ચુકયો તેથી સંતોષવાળો છું;' એવી રીતે વ્યવહારમાં સ્પષ્ટ જોવામાં આવે છે, માટે વિક્ષેપ આદિ છેલ્લી પાંચ અવસ્થાઓ જીવની છે, પણ બ્રહ્મની નથી જ.

ગુરુ-જેમ છેલ્લી પાંચ અવસ્થાઓ જીવમાં રહેલી છે એવો અનુભવ થાય છે; તેમ પહેલી બે અવસ્થાઓ, અજ્ઞાન અને આવરણ, પણ જીવમાં રહેલી છે એવો પણ અનુભવ થાય છે; કેમકે 'હું અજ્ઞાની છું,' 'મારા અનુભવમાં બ્રહ્મની સત્તા અને ભાન આવતાં નથી,' એવી રીતે વારંવાર બોલવામાં આવે છે. માટે પહેલી બે અવસ્થાઓ પણ જીવની છે, એમ જ માનવું, એટલે સાતે અવસ્થાઓ જીવની છે, એમ સિદ્ધ થશે. ૪૧-૪૨

અવતરણિકા-પૂર્વના આચાર્યો બ્રહ્મને અજ્ઞાનનો આશ્રય કેમ કહે છે, તે વિષે શિષ્ય શંકા કરે છે, અને ગુરુ તેનુ ઉત્તર આપે છે.

अज्ञानस्याश्रयो ब्रह्मेत्यधिष्ठानतया जगुः ।
जीवावस्थात्वमज्ञानाभिमानित्वादवादिषम्

શબ્દાર્થ-પ્રાચીન આચાર્યો, અધિષ્ઠાનપણાએ કરીને અજ્ઞાનનો આશ્રય બ્રહ્મ કહે છે, પણ અજ્ઞાનમાં અભિમાન કરવાથી જીવની અજ્ઞાનાવસ્થા છે એમ હું કહું છું. ૪૩

## ચન્દ્રકાન્ત વિવરણ

શિષ્ય- જ્યારે અજ્ઞાન અને આવરણ એ બે જીવની અવસ્થાઓ છે, ત્યારે પૂર્વના આચાર્યોએ, અજ્ઞાનનો આશ્રય 'બ્રહ્મ, છે,' એમ કહ્યું છે તેનો શો અર્થ સમજવો ? કારણ કે અજ્ઞાનનો આશ્રય બ્રહ્મ થવાથી બ્રહ્મની અવસ્થા 'અજ્ઞાન, છે' એમ સિદ્ધ થાય છે.

ગુરુ-'અજ્ઞાનનું અધિષ્ઠાન બ્રહ્મ છે,' એવું પૂર્વના આચાર્યોનું કહેવાનુ તાત્પર્ય છે. તેથી જ પૂર્વાચાર્યોએ, 'અજ્ઞાનનો આશ્રય બ્રહ્મ છે' એમ કહ્યું છે.

શિષ્ય-ત્યારે તમે અજ્ઞાનને જીવની અવસ્થા કહો છો તેનું શું તાત્પર્ય છે ?

ગુરુ–જીવ અજ્ઞાનમાં અભિમાન ધરે છે, તેથી 'અજ્ઞાન એ જીવની અવસ્થા છે' એમ કહીએ છિયે. જેમ અજ્ઞાનનું અધિષ્ઠાન બ્રહ્મ છે, પરંતુ તે કંઈ બ્રહ્મની અવસ્થા નથી, પરન્તુ જીવની તે અવસ્થા છે; તેમ આવરણનું અધિષ્ઠાન પણ બ્રહ્મ છે, તોપણ આવરણ બ્રહ્મની અવસ્થા નથી, પણ જીવની અવસ્થા છે, એમ જાણવું જોઇએ. ૪૩

અવતરણિકા–એ પ્રમાણે અજ્ઞાન, આવરણ તથા વિક્ષેપ એ ત્રણ અવસ્થાઓ બંધનનું કારણ છે, એવું પ્રતિપાદન કર્યા પછી, બાકીની જે ચાર અવસ્થાઓ રહી તેમાં પરોક્ષ જ્ઞાન અને અપરોક્ષ જ્ઞાન નામની બે અવસ્થાઓ જ મુક્તિનું કારણ છે, એમ પ્રતિપાદન કરે છે, તથા અજ્ઞાનનો નાશ થવાથી બે પ્રકારનું આવરણ નાશ પામે છે, અને કેવા જ્ઞાનથી આવરણની નિવૃત્તિ થાય છે તે વાત કહે છે.

ज्ञानद्वयेन नष्टेऽस्मिन्नज्ञाने तत्कृताऽऽवृतिः ।
न भाति नास्ति चेत्येषा द्विविधापि विनश्यति
परोक्षज्ञानतो नश्येदसत्त्वाऽऽवृत्तिहेतुता ।
अपरोक्षज्ञाननाश्या ह्यभानाऽऽवृत्तिहेतुता ॥

શબ્દાર્થ–પરોક્ષ તથા અપરોક્ષ એમ બે પ્રકારનાં જ્ઞાનથી અજ્ઞાનનો નાશ થયા પછી, 'ભાસતો નથી,' અને 'નથી,' એવી રીતે બે પ્રકારનું અજ્ઞાને કરેલું આવરણ પણ નાશ પામે છે. પરોક્ષજ્ઞાનથી અસત્તારૂપ આવરણનું કારણપણું નાશ પામે છે, અને અપરોક્ષ જ્ઞાનથી અભાનરૂપ આવરણનું કારણપણું નાશ પામે છે. ૪૪–૪૫

## ચન્દ્રકાન્ત વિવરણ

પરોક્ષજ્ઞાન અને અપરોક્ષજ્ઞાન એમ બે પ્રકારનું જ્ઞાન છે. એ જ્ઞાનને અજ્ઞાનથી આવરણ થાય છે. એ આવરણ પણ બે પ્રકારનું છે. 'બ્રહ્મ ભાસતો નથી,' અને 'બ્રહ્મ નથી,' એ બે પ્રકારનાં આવરણ, ઉપર કહેલાં બે પ્રકારનાં જ્ઞાનથી નિવૃત્તિ પામે છે.

શિષ્ય–તમે જ્ઞાન અને આવરણ બબે પ્રકારનાં કહ્યાં, અને વળી બે પ્રકારનાં જ્ઞાનથી બે પ્રકારનાં આવરણની નિવૃત્તિ થાય છે એમ પણ કહ્યું તે તો ઠીક; પણ કીયા જ્ઞાનથી કીયા આવરણની નિવૃત્તિ થાય છે, તે મને સમજાવશો ?

ગુરુ–'કૂટસ્થ છે' એવા પરોક્ષજ્ઞાનથી 'કૂટસ્થ છે નહિ,' એ પ્રકારનાં અસત્તારૂપ આવરણનો નાશ થાય છે, અને 'કૂટસ્થ હું જ છુ' એવા અપરોક્ષ જ્ઞાનથી 'કૂટસ્થ ભાસતો નથી' એ પ્રકારનાં અભાનરૂપ આવરણનો નાશ થાય છે; અર્થાત્ બે જ્ઞાનથી બે અજ્ઞાનનો નાશ થાય છે. અજ્ઞાન એ આવરણનું જ કારણ છે. એ કારણનો નાશ થવાથી કાર્ય આવરણનો પણ નાશ થાય છે, એવા અભિપ્રાયથી બે પ્રકારનાં જ્ઞાનથી બે પ્રકારનાં આવરણનો નાશ થાય છે. એમ તારે નિશ્ચે સમજવું જોઇએ. ૪૪–૪૫

અવતરણિકા–હવે જ્ઞાનના ફળરૂપ શોકનાશ અને નિરકુંશ તૃપ્તિ એ બે અવસ્થાઓનું નિરૂપણ કરે છે.

अभानाऽऽवरणे नष्टे जीवत्वारोपसंक्षयात् ।
कर्तृत्वाद्यखिलः शोकः संसाराख्यो निवर्तते
निवृत्ते सर्वसंसारे नित्यमुक्तत्वभासनात् ।
निरंकुशा भवेत्तृप्तिः पुनः शोकासमुद्भवात् ४७

શબ્દાર્થ–અભાનાપાદક આવરણનો નાશ થવાથી અને જીવપણાના આરોપનો નાશ થવાથી, કર્તાપણુ આદિ સંસાર નામનો અખિલ શોક નિવૃત્તિ પામે છે; અને સર્વ સંસાર નિવૃત્ત થયા પછી નિત્યમુક્તપણું ભાસવાથી નિરંકુશ એવી તૃપ્તિ થાય છે; કારણ કે ફરીને શોક ઉત્પન્ન થતો નથી. ૪૬–૪૭

## ચન્દ્રકાન્ત વિવરણ

### શોકનાશ

અપરોક્ષ જ્ઞાનથી અભાનાપાદક આવરણની નિવૃત્તિ થાય છે, એમ ઉપરના શ્લોકમાં કહ્યું છે. તે આવરણનો પડદો ફાટી જવાથી, અર્થાત્ પુરુષનાં દિવ્યનેત્રોની સમક્ષ અહંપણાનો પડદો ફાટી જવાથી, 'હું કર્તા છું,' 'હું ભોક્તા છું,' એ પ્રકારનો શોક જેનું નામ જ સંસાર છે, તેની સંપૂર્ણ નિવૃત્તિ થઈ જાય છે. આ અપરોક્ષજ્ઞાનના ફળરૂપ પ્રથમ અવસ્થા છે. ૪૬

### નિરંકુશ તૃપ્તિ

એ પ્રમાણે સંસારની સંપૂર્ણ નિવૃત્તિ થવાથી નિરકુંશ તૃપ્તિ પ્રાપ્ત થાય છે; કારણ કે સંસારની નિવૃત્તિ થવાથી પોતાનું નિત્યમુક્તપણું જીવને ભાસે છે, અને ફરીથી સંસાર ઉત્પન્ન થતો નથી.

એટલે અહંભાવ ઉત્પન્ન થવા પામતો નથી, તેથી આ જીવ સદા તૃપ્ત જ બની જાય છે. આ અપરોક્ષજ્ઞાનના ફળરૂપ બીજી અવસ્થા છે. ૪૭

અવતરણિકા-'आत्मानं चेत्-આત્માને જો જાણે,' ઇત્યાદિ એ શ્રુતિના અર્થનિરૂપણ પ્રસંગમાં વચ્ચે અજ્ઞાનાદિક સાત અવસ્થાઓનો પ્રસંગ અપ્રાસંગિક છે, એમ શિષ્ય કહે છે. ગુરુ કહે છે કે, અપ્રાસંગિક કંઈ જ નથી, પણ મૂળ શ્રુતિને અનુસરી જ બોલાયું છે.

अपरोक्षज्ञानशोकनिवृत्त्याख्ये उभे इमे ।
अवस्थेजीवगेब्रूत आत्मानं चेदिति श्रुतिः॥४८

શબ્દાર્થ-અપરોક્ષજ્ઞાન અને શોકનાશ નામની આ બે અવસ્થાઓ જીવમાં રહેલી છે, એ જાણવા માટે, 'આત્માને જો જાણે' એ શ્રુતિ કહી છે. ૪૮

## ચન્દ્રકાન્ત વિવરણ
### વ્યાખ્યાનમાં સંગતિ

શિષ્ય-હે દેવ! તમે તો 'आत्मानं चेत्-આત્માને જો જાણે તો' એ શ્રુતિના વ્યાખ્યાનનો આરંભ કર્યો છે, તેને મૂકી વચમાં અજ્ઞાન આદિ સાત અવસ્થાઓનું વર્ણન કરી ફોકટમાં કાળ શા માટે ગાળ્યો?

ગુરુ-અમો ફોકટમાં કાળ ગાળીએ છિયે એ તારી મૂઢતા બોલે છે. અમે જે કંઇ કહીએ છિયે તે પ્રસંગને અનુસરતું જ કહીએ છિયે સ્પષ્ટપણે કહેવાનું કારણ તો આટલું જ કે તારા મનમાં તે સિદ્ધાંત સુદૃઢપણે ઠસે, કે જેથી તું પાછળથી મોહમાં ડોલાયમાન થાય નહિ.

અમે કહેલી અજ્ઞાનઆદિ સાત અવસ્થાઓ જીવમાં રહેલી છે, તેમાંથી 'અપરોક્ષજ્ઞાન' અને 'શોકનાશ' એ બે અવસ્થાઓનું પ્રતિપાદન કરવા માટે, 'आत्मानं चेत्'-એ શ્રુતિ પ્રવૃત્ત થઇ છે. 'અપરોક્ષજ્ઞાન' અને 'શોકનાશ' એ બે અવસ્થાઓ જીવની છે, એવું એ શ્રુતિનું તાત્પર્ય છે, તેનું નિરૂપણ કરવા માટે, તેમાં ઉપયોગી પ્રથમની અજ્ઞાન આદિ અવસ્થાઓનું પણ નિરૂપણ કર્યું છે, તેથી ચાલતા પ્રસંગથી કંઈ પણ અસંગત કહ્યું નથી. ૪૮

---

## (૪) આત્માને વિષે પરોક્ષજ્ઞાનનો સંભવ
(૪૯-૫૭; ૯ શ્લોકો.)

અવતરણિકા-શિષ્ય કહે છે કે, આ પ્રકરણના ૨૧ મા શ્લોકમાં 'अयमित्यपरोक्षत्वम्। "આ"ને અપરોક્ષપણું કહેવામાં આવે છે,' તેમ કહીને આત્માનું અપરોક્ષપણું કહ્યું, ત્યારે તો આત્માનું પરોક્ષવિષયપણું જતું રહેશે. ગુરુ તેના મનનું સમાધાન કરે છે.

अयमित्यपरोक्षत्वमुक्तं तद्विविधं भवेत् ।
विषयस्वप्रकाशत्वाद्धियाऽप्येवं तदीक्षणात् ॥

શબ્દાર્થ-વિષય (ચિદાત્મા) પોતે સ્વપ્રકાશ છે તેથી, અને બુદ્ધિથી પણ એવો જ અનુભવ થાય છે તેથી, अयं-'આ' એ પદે કરીને જે અપરોક્ષપણું કહેલું છે, તે આત્મા તથા બુદ્ધિની વૃત્તિ, એવા ભેદથી બે પ્રકારનું છે. ૪૯

## ચન્દ્રકાન્ત વિવરણ
### બે જાતનું અપરોક્ષજ્ઞાન

શિષ્ય-આ પ્રકરણમાં આગળ 'अयमित्यपरोक्षत्वं। એ શ્લોકમાં 'अयं-આ' એ પદમાં આત્માનું અપરોક્ષપણું કહ્યું છે, તેથી આત્મા અપરોક્ષ જ્ઞાનનો વિષય ઠરે છે.' હવે નિયમ એવો છે કે, જે અપરોક્ષ હોય તે પરોક્ષ ન હોય, તેથી એ આત્મા પરોક્ષજ્ઞાનનો વિષય નથી એમ સિદ્ધ થાય છે.

ગુરુ-તેમ સિદ્ધ થતું નથી. આત્માની અપરોક્ષતા બે પ્રકારની છેઃ સ્વપ્રકાશપણાથી અપરોક્ષતા, અને બુદ્ધિપૂર્વક આત્માના સ્વપ્રકાશપણાનાં જ્ઞાનથી અપરોક્ષતા. આત્મા ચિદ્રૂપ અને સ્વપ્રકાશ છે, કારણ કે આત્માની પોતાની સિદ્ધિ માટે બીજાં સાધનની અપેક્ષા નથી, અને બુદ્ધિવડે પણ આત્મારૂપી વિષયનો અનુભવ થાય છે; તેથી 'આ' આ શબ્દથી જે અપરોક્ષપણું કહ્યું છે તે એટલે આત્માને તથા બુદ્ધિવૃત્તિને એમ બન્નેને ઉદ્દેશીને બે પ્રકારનું જણાવ્યું છે. ૪૯

અવતરણિકા-ફરી શિષ્ય આત્માના અપરોક્ષ જ્ઞાન-વિષે શંકા કરે છે, અને ગુરુ ફરીથી તેના મનનું સમાધાન કરે છે.

परोक्षज्ञानकालेऽपि विषयस्वप्रकाशता ।
समा ब्रह्म स्वप्रकाशमस्तीत्येवं विबोधनात् ॥

શબ્દાર્થ-પરોક્ષજ્ઞાનકાળમાં પણ

બ્રહ્મની સ્વપ્રકાશતા સમાન છે; કેમકે 'બ્રહ્મ સ્વપ્રકાશ છે,' એ પ્રકારનો અનુભવ થાય છે. ૫૦

## ચન્દ્રકાન્ત વિવરણ

### પરોક્ષજ્ઞાનમાં વિરોધ નથી

શિષ્ય-તમે અપરોક્ષજ્ઞાનના બે પ્રકાર કહ્યા, તે ભલે હોય, પરંતુ આત્માનું અપરોક્ષજ્ઞાન કેમ સિદ્ધ થાય તે કહો.

ગુરુ-બ્રહ્મનું સ્વપ્રકાશપણું પરોક્ષજ્ઞાનનું વિરોધી નથી; જેમ અપરોક્ષજ્ઞાન વખતે બ્રહ્મની સ્વપ્રકાશતા છે, તેમ પરોક્ષજ્ઞાન વખતે પણ બ્રહ્મની સ્વપ્રકાશતા તો તેવી ને તેવી જ છે. એટલા માટે, પરોક્ષજ્ઞાન વખતે પણ 'બ્રહ્મ સ્વપ્રકાશ છે,' એવું જ્ઞાન થાય છે. એવી રીતે નિત્ય અપરોક્ષ છતાં પણ આત્માનું પરોક્ષજ્ઞાન સંભવે છે ૫૦

અવતરણિકા-એ૫રથી શિષ્ય, જ્ઞાનના પરોક્ષપણાવિષે પ્રશ્ન કરે છે, અને ગુરુ તેનું ઉત્તર આપે છે.

अहं ब्रह्मेत्यनुल्लिख्य ब्रह्मास्तीत्येवमुल्लिखन् ।
परोक्षज्ञानमेतन्न भ्रांतं बाधाऽनिरूपणात् ॥
ब्रह्म नास्तीति मानं चेत्स्याद्बाध्येत तदा ध्रुवम् ।
न चैवं प्रबलं मानं पश्यामोऽतो न बाध्यते ॥
व्यक्त्यनुल्लेखमात्रेण भ्रमत्वे स्वर्गधीरपि ।
भ्रांतिः स्याद्व्यक्त्यनुल्लेखात्सामान्योल्लेखदर्शनात् ॥ ५३ ॥
अपरोक्षत्वयोग्यस्य न परोक्षमतिर्भ्रमः ।
परोक्षमित्यनुल्लेखादर्थात्पारोक्ष्यसंभवात् ५४
अंशाग्रहीतेर्भ्रांतिश्चेद्घटज्ञानं भ्रमो भवेत् ।
निरंशस्यापि सांशत्वं व्यावर्त्यांशविभेदतः ॥
असत्त्वांशो निवर्तेत परोक्षज्ञानतस्तथा ॥
अभानांशनिवृत्तिः स्यादपरोक्षधिया कृता ॥
दशमोऽस्तीत्यविभ्रांतं परोक्षज्ञानमीक्ष्यते ।
ब्रह्मास्तीत्यपि तद्वत्स्यादज्ञानावरणं समम् ।

શબ્દાર્થ–'હું બ્રહ્મ છું,' એ પ્રકારે ઉલ્લેખ ન કરવાં (ન જાણવાં), 'બ્રહ્મ છે,' એ પ્રકારે ઉલ્લેખ કરવો (જાણવું) એ પરોક્ષજ્ઞાન કહેવાય છે. એ (પરોક્ષજ્ઞાન) ભ્રાંતિવાળું નથી, કારણ કે તેના બાધનું નિરૂપણ કરવામાં આવ્યું નથી. (૫૧) 'બ્રહ્મ નથી' એવું વાક્ય જો પ્રમાણ હોય તો, 'બ્રહ્મ છે' એ પ્રકારનું જે પરોક્ષજ્ઞાન થયું છે તેનો અવશ્ય બાધ થાય; પરંતુ એવું પ્રબલ પ્રમાણ જોવામાં જ આવતું નથી એટલા માટે, પરોક્ષજ્ઞાનનો બાધ થતો નથી. (૫૨) વ્યક્તિનો ઉલ્લેખ કર્યો નથી, તેથી જ તું જો એ પરોક્ષજ્ઞાનને ભ્રાંત કહેતો હોય તો પછી, વ્યક્તિના અનુલ્લેખથી અને સ્વર્ગ છે એવા સામાન્ય ઉલ્લેખનાં દર્શનથી, સ્વર્ગ છે એવી બુદ્ધિને પણ ભ્રાંતિવાળી કહેવી પડશે. (૫૩) વળી અપરોક્ષપણાથી ગ્રહણ કરવા યોગ્ય બ્રહ્મનું પરોક્ષજ્ઞાન થવું તે ભ્રમ ગણાતો નથી; કારણ કે બ્રહ્મ પરોક્ષ છે એવો ઉલ્લેખ નથી, માત્ર અર્થથી જ બ્રહ્મનું પરોક્ષપણું સંભવે છે. (૫૪) બ્રહ્મના અંશનું ગ્રહણ થતું નથી તેથી તદ્વિષયક પરોક્ષજ્ઞાન ભ્રાંતિરૂપ છે, એમ કહીશ તો ઘટજ્ઞાન પણ ભ્રમરૂપ થશે. પણ ઘટ તો અવયવી છે, તેથી તેના કોઈ કોઈ અંશોનું ગ્રહણ થઈ શકશે, પરંતુ બ્રહ્મ તો નિરવયવ છે માટે ત્યાં દોષ આવશે (એમ કહેતો હોય તો, જાણવાનું કે) બ્રહ્મ સ્વરૂપે કરીને તો નિરવયવ છે, તથાપિ વ્યાવર્ત્ય (નિષેધ કરવા યોગ્ય) અંશોના ભેદથી બ્રહ્મનું પણ અંશસહિતપણું કલ્પાય છે. (૫૫) પરોક્ષજ્ઞાનથી અસત્ત્વાપાદક (અસદ્ભાવ સંપાદક) અજ્ઞાનની નિવૃત્તિ થાય છે, તથા અપરોક્ષજ્ઞાને કરીને અભાનાંશની (અપ્રતીતિ સંપાદક અજ્ઞાનાંશની) નિવૃત્તિ થાય છે. (૫૬) જેમ દશમો (પુરુષ) છે, એ પરોક્ષજ્ઞાન, ભ્રાંતિરહિત જોવામાં આવે છે, તેમ જ 'બ્રહ્મ છે' એ પ્રકારનું જ્ઞાન પણ ભ્રાંતિરહિત છે. (બન્ને સ્થળમાં) અજ્ઞાનનું આવરણ સમાન જ છે. ૫૭

## ચન્દ્રકાન્ત વિવરણ

શિષ્ય–આત્મા નિત્ય અપરોક્ષ છે, અને બ્રહ્મ આત્માથી અભિન્ન છે, તે બ્રહ્મવિષે પરોક્ષજ્ઞાન કેમ સંભવે છે?

ગુરુ–'હું બ્રહ્મ છું,' એ પ્રકારનું જ્ઞાન, અપરોક્ષ જ્ઞાન કહેવાય છે, અને 'બ્રહ્મ છે' એ પ્રકા-

રનું જ્ઞાન, પરોક્ષજ્ઞાન કહેવાય છે. યદ્યપિ બ્રહ્મ પ્રત્યગભિન્ન-અંતરાત્માથી અભિન્ન છે, તથાપિ તેની પરોક્ષતા સંભવે છે, કારણ કે 'હું બ્રહ્મ છું,' એ પ્રકારે ન જાણ્યા છતાં પણ, 'બ્રહ્મ છે,' એ પ્રકારનું જ્ઞાન થઈ શકે છે. 'બ્રહ્મ છે,' એ પ્રકારે જાણવું તે પરોક્ષજ્ઞાન કહેવાય છે.

## ચાર વિકલ્પોવડે બ્રહ્મના પરોક્ષજ્ઞાનમાં ભ્રાંતિ નથી

શિષ્ય–બ્રહ્મ પ્રત્યગભિન્ન છે અને નિત્ય અપરોક્ષ છે, તેમ છતાં પણ બ્રહ્મનું જે પરોક્ષજ્ઞાન થાય છે તે ભ્રમ છે, એમ કેમ નહિ?

ગુરુ–જ્ઞાનની ભ્રમરૂપતા ચાર પ્રકારની છે. એક તો જ્ઞાનનો બાધ થવાથી ભ્રમ થાય છે, તે બાધ્યપણાથી ભ્રમ થયો કહેવાય છે. જેમકે, છીપમાં રૂપાના જ્ઞાનનો ભાસ થાય છે, તેથી તે ભ્રમ છે. બીજો ભ્રમ, જ્ઞાન ન થવાથી ભ્રમ થાય છે તે. એ વ્યક્તિના અનુલ્લેખથી એટલે વ્યક્તિને ન જાણવાથી ભ્રમ થયો કહેવાય છે. ત્રીજો ભ્રમ, અપરોક્ષપણાએ ગ્રહણ કરવા યોગ્ય પદાર્થનું પરોક્ષપણે ગ્રહણ થવું તે. ચોથો ભ્રમ, જ્ઞાનના વિષયના કોઈ અંશની પ્રતીતિ થવી, અને કોઈ અંશની પ્રતીતિ ન થવી તે, તેનું નામ અંશાગ્રહણ ભ્રમ છે.

'બ્રહ્મ છે,' એ પ્રકારનાં પરોક્ષજ્ઞાનને તું ભ્રમ કહે છે, તેથી તારા વિષે અનેક પ્રશ્નો ઉભા થાય છે. હું પૂછું છું કે, તું પરોક્ષજ્ઞાનને ભ્રમ કહે છે તે શું બાધ્યપણાથી ભ્રમ કહે છે, કે વ્યક્તિના અનુલ્લેખથી ભ્રમ કહે છે, અથવા અપરોક્ષતાએ કરીને ગ્રહણ કરવા યોગ્ય વિષયનું પરોક્ષપણાએ કરીને ગ્રહણ કરવાથી થયેલો ભ્રમ કહે છે, અથવા તો અંશના અગ્રહણથી ભ્રમ થયો કહે છે?

શિષ્ય–હું એ ભ્રમને બાધ્યપણાથી થયેલો ભ્રમ કહું છું.

ગુરુ–'બ્રહ્મ છે,' એ પ્રકારનાં પરોક્ષજ્ઞાનને બાધ્યપણાથી ભ્રમ કહી શકાય નહિ; કારણ કે, બાધ્યપણાથી થયેલા ભ્રમનો બાધ થાય છે; જેમ કે, છીપમાં રૂપાનું જ્ઞાન થાય છે, તે બાધ્યપણાથી થયેલો ભ્રમ છે. તે સ્થલમાં 'આ રૂપું નથી, પણ છીપ છે,' એવી રીતે રૂપાનાં જ્ઞાનનો બાધ થાય છે. પણ અહિ બ્રહ્મમાં તેવી રીતે બાધ થતો નથી, માટે બાધ્યપણાથી ભ્રમ થયો ગણાય નહિ. ૫૧

જેમ છીપમાં થયેલા રૂપાના ભ્રમ સ્થલમાં 'આ રૂપું નથી,' એ પ્રકારનાં પ્રમાણથી રૂપાનાં જ્ઞાનનો બાધ થાય છે, તેમ જો 'બ્રહ્મ નથી' એ પ્રકારનું પ્રમાણ હોય તો, 'બ્રહ્મ છે' એ પરોક્ષજ્ઞાનનો બાધ પણ થાય; પરંતુ તેવું પ્રમાણ નથી તેથી પરોક્ષજ્ઞાનનો બાધ થતો નથી.

શિષ્ય–જેમ 'આ રૂપુ નથી' એ પ્રમાણ કલ્પિત છે, તેમ 'બ્રહ્મ નથી' એ પ્રમાણ પણ કલ્પિત હોઈએ તો પછી 'બ્રહ્મ છે,' એ પ્રકારનાં પરોક્ષજ્ઞાનનો બાધ થાય જ.

ગુરુ–'રૂપું નથી' એ પ્રમાણ કલ્પિત નથી, પરંતુ પ્રત્યક્ષ છે. પ્રત્યક્ષ પ્રમાણ સર્વ કરતાં પ્રબલ છે. તેમ જ 'બ્રહ્મ નથી' એ પ્રમાણ પ્રત્યક્ષ નથી, તે તો કલ્પિત જ છે, માટે તે પ્રબલ નથી. વળી 'બ્રહ્મ છે' એ પ્રકારે બ્રહ્મના અસ્તિત્વમાં શ્રુતિ, સ્મૃતિ આદિનાં અનેક પ્રબલ પ્રમાણો પણ છે, પરતુ બ્રહ્મ નથી' એ પ્રકારે બ્રહ્મનાં નાસ્તિત્વમાં શ્રુતિ કે સ્મૃતિ આદિ કોઇનું એક પણ પ્રમાણ મળ્યું નથી. માટે 'બ્રહ્મ છે,' એ પ્રકારના પરોક્ષજ્ઞાનનો બાધ થતો નથી, તેથી તે જ્ઞાન બાધ્યપણાએ કરીને ભ્રમરૂપ નથી. ૫૨

વળી જેમ કાશીપુરીમાં રહેવાવાળા પુરુષને દ્વારકા પ્રત્યક્ષ નથી, તોપણ તે દ્વારકાનુ જ્ઞાન ભ્રમરૂપ નથી, પરંતુ પરોક્ષ છે; વળી 'આ સ્વર્ગ છે,' એવી રીતે પ્રત્યક્ષ સ્વર્ગ જોવામાં આવતું નથી, તોપણ 'સ્વર્ગ છે' એમ સામાન્ય આકારે સ્વર્ગની પ્રતીતિ થાય છે, માટે સ્વર્ગજ્ઞાન ભ્રમ નથી, પણ પરોક્ષ છે, અને એ પરોક્ષજ્ઞાનને ભ્રમ માનીએ તો સ્વર્ગજ્ઞાન પણ ભ્રમરૂપ થઈ પડે, અને તેથી અતિ પ્રસગ નામનો દોષ આવે. માટે અહીં વ્યક્તિના અનુલ્લેખથી પણ ભ્રમ માનવો ઉચિત નથી. ૫૩

શિષ્ય–અપરોક્ષપણાથી બ્રહ્મનુ ગ્રહણ થઈ શકે છે, પરંતુ તમે તો બ્રહ્મનું પરોક્ષપણાએ ગ્રહણ કરવાનું કહો છો, પણ તે જ્ઞાન તો ભ્રમવાળુ છે, ત્યારે બ્રહ્મજ્ઞાનની પરોક્ષતા કેવી રીતે સિદ્ધ થાય છે?

ગુરુ-બ્રહ્મ પ્રત્યગભિન્ન અને નિત્ય અપરોક્ષ છે, તેથી 'બ્રહ્મ છે' એ પ્રકારનું થયેલું પરોક્ષજ્ઞાન ભ્રમરૂપ નથી, તેમ કોઇ ઠેકાણે બ્રહ્મ પરોક્ષ છે એમ પણ કહ્યું નથી, તેમ તેવું જ્ઞાન પણ નથી. જેમ કે, લૌકિક પદાર્થો–જેવાં કે ઘટ, તપેલી, ગાગર–પ્રથમ પરોક્ષ હોય છે, અને પાછળથી તેનાં રૂપાદિક આપણા જાણવામાં આવે છે ત્યારે તે તે પદાર્થો આપણને અપરોક્ષ થાય છે, એટલે આપણે તેનાં રૂપાદિને જાણીએ છિયે; તેવી જ રીતે બ્રહ્મના અપરોક્ષજ્ઞાનમાં કંઈ પણ થતું નથી, કારણ કે બ્રહ્મ રૂપાદિકથી રહિત છે. માટે જ લૌકિક પદાર્થોની પેઠે તેના પરોક્ષપણાનું જ્ઞાન થતું નથી, માત્ર અર્થથી જ તેનું પરોક્ષપણું સભવે છે; એટલે 'આ બ્રહ્મ છે' એમ બ્રહ્મની વ્યક્તિનું ગ્રહણ થઇ શકતું નથી, માત્ર તેના સામર્થ્યને લીધે બ્રહ્મ છે, એ પરોક્ષજ્ઞાનની સિદ્ધિ થાય છે. ૫૪

શિષ્ય–બ્રહ્મના બે અંશ છે: બ્રહ્માંશ અને પ્રત્યાંશ. હવે 'બ્રહ્મ છે' એ પ્રકારે બ્રહ્માંશનું ગ્રહણ થાય છે, તોપણ 'બ્રહ્મ પ્રત્યગભિન્ન છે,' એટલે આત્મામાં અભેદપણાથી રહેલો જે છે તે જ બ્રહ્મ છે; અથવા અભેદ એ જ બ્રહ્મ છે, એ પ્રમાણે પ્રત્યાંશનું ગ્રહણ થતું નથી, તેથી 'બ્રહ્મ છે' એ પરોક્ષજ્ઞાન ભ્રમ જ છે.

ગુરુ–જો તારા કહેવા પ્રમાણે અંશ એટલે અવયવના અગ્રહણથી ભ્રમ માનીએ તો ઘટ પટાદિકનું જ્ઞાન પણ ભ્રમરૂપ થઇ જાય; કેમકે ઘટ, પટાદિકના બાહ્ય અવયવોનું ગ્રહણ થયા છતાં પણ, તેના અંદરના અવયવોનું ગ્રહણ થતું નથી; તથાપિ વસ્તુતાએ ઘટપટાદિકનું જ્ઞાન ભ્રમરૂપ નથી, પણ યથાર્થ છે. તે જ પ્રકારે 'બ્રહ્મ છે,' એ પ્રકારનું જ્ઞાન, તેના અંશના અગ્રહણથી ભ્રમરૂપ છે એમ મનાશે નહિ.

શિષ્ય–ઘટપટાદિ પદાર્થો સાવયવ છે તેથી તેના બાહ્ય અવયવોનું ગ્રહણ થવાનો અને આંતર અવયવોનું ગ્રહણ ન થવાનો સભવ છે, પરંતુ બ્રહ્મ તો નિરવયવ છે, તેથી તેના અંશોનું ગ્રહણ કેમ થશે ?

ગુરુ–યદ્યપિ બ્રહ્મ નિરવયવ છે, તથાપિ વ્યાવર્ત્ય એટલે નિષેધ કરવા યોગ્ય અંશરૂપી ઉપાધિએ કરીને બ્રહ્મ પણ સાવયવ થઈ જાય છે, તેથી તેના અંશનું ગ્રહણ થવાનો સંભવ છે. ૫૫

**પરોક્ષ અને અપરોક્ષજ્ઞાનવડે નિવૃત્ત કરવા યોગ્ય અજ્ઞાન અંશના ભેદ**

શિષ્ય–વ્યાવર્ત્ય એટલે નિષેધ કરવા યોગ્ય અંશો કેટલા છે?

ગુરુ–વ્યાવર્ત્ય અંશ બે છે: અસત્તારૂપ અંશ, અને અભાનરૂપ અંશ. અસત્તારૂપ અંશ એટલે જે છે જ નહિ તે, ને અભાનાંશ એટલે જેનું જ્ઞાન નથી તે.

શિષ્ય- એ બે વ્યાવર્ત્ય અંશની નિવૃત્તિ કેવી રીતે થાય છે ?

ગુરુ–પરોક્ષજ્ઞાન અને અપરોક્ષજ્ઞાનથી બંને વ્યાવર્ત્ય અંશની નિવૃત્તિ થાય છે.

શિષ્ય–કયા જ્ઞાનથી કયા અંશની નિવૃત્તિ થાય છે ?

ગુરુ–પરોક્ષજ્ઞાનથી અસત્તારૂપ વ્યાવર્ત્ય અંશની નિવૃત્તિ થાય છે, અને અપરોક્ષજ્ઞાનથી અભાનાંશની નિવૃત્તિ થાય છે. ૫૬

**પરોક્ષજ્ઞાનના અભ્રાંતપણામાં દૃષ્ટાંત**

અગાડી કહી ગયેલા દૃષ્ટાંતમાં જેમ 'દશમો ડૂબી નથી મૂવો, તણાઈ નથી ગયો, પણ તે જીવતો જાગતો છે' એવા યથાર્થ જાણનારના કહેવાથી પહેલું પરોક્ષજ્ઞાન થાય છે; તે જેમ ભ્રાંતિ નથી, તેમ 'બ્રહ્મ છે,' એવાં શ્રુતિ, સ્મૃતિનાં વાકયોથી થયેલું પરોક્ષજ્ઞાન પણ ભ્રમરૂપ નથી; કારણ કે દૃષ્ટાંત અને સિદ્ધાંત બન્નેમાં અસત્તારૂપ આવરણ સમાન છે, એટલે અસત્તારૂપ આવરણની નિવૃત્તિ થયા પછી શુદ્ધ અપરોક્ષજ્ઞાન થાય છે. ૫૭

---

## (૫) કેવળ વાકયથી પરોક્ષજ્ઞાન અને વિચાર સહિત મહાવાકયથી અપરોક્ષજ્ઞાનનું પ્રતિપાદન

(૫૮–૮૨; ૨૫ શ્લોકો)

અવતરણિકા–સાધારણ વાકયથી પરોક્ષજ્ઞાન થાય છે, અને મહાવાક્યનો વિચાર કરવાથી અપરોક્ષજ્ઞાન થાય છે, તે વાત ગુરુ દશમા પુરુષના દૃષ્ટાંતથી સુસ્પષ્ટ રીતે સમજાવે છે.

आत्मा ब्रह्मेति वाक्यार्थे निःशेषेण विचारिते ।
व्यक्तिरुल्लिख्यते यद्वद्दशमस्त्वमसीत्यतः ॥ ५८

दशमः क इति प्रश्ने त्वमेवेति निराकृते ।
गणयित्वा स्वेन सह स्वमेव दशमं स्मरेत् ॥
दशमोऽस्मीति वाक्योत्था न धीरस्य
विहन्यते ।
आदिमध्यावसानेषु न नवत्वस्य संशयः ६०
सदेवेत्यादिवाक्येन ब्रह्मसत्त्वं परोक्षतः ।
गृहीत्वा तत्त्वमस्यादिवाक्याद्व्यक्तिं समु-
ल्लिखेत् ॥ ६१ ॥
आदिमध्यावसानेषु स्वस्य ब्रह्मत्वधीरियम् ।
नैव व्यभिचरेत्तस्मादापरोक्ष्यं प्रतिष्ठितम् ६२

શબ્દાર્થ-'આત્મા બ્રહ્મ છે,' એ પ્રકારના મહાવાકયના અર્થનો સંપૂર્ણ રીતે વિચાર કરવાથી, જેમ 'તું દશમો છે,' એ પ્રકારનાં વચનથી, દશમો પુરુષ અપરોક્ષ થાય છે, તેમ આત્મા પણ અપરોક્ષ થાય છે. (૫૮) 'દશમો કીયો?' એ પ્રશ્ન કરતાં, 'દશમો તું જ છે' એ પ્રકારે નિરાકરણ કર્યાં પછી પોતાની સાથે ગણીને, પોતાને જ દશમો સમજે છે. (૫૯) એ દશમાનું 'હું દશમો છું,' એવાં વચનથી થયેલું જ્ઞાન નાશ પામતું નથી; અને નવ વિષે, આદિ, અંત તથા મધ્યમાં ગણના કર્યાં છતાં પણ, દશમાને સંશય થતો નથી. (૬૦) તેમ જ, 'સદેવ' ઈત્યાદિ શ્રુતિવાકયથી પરોક્ષપણે બ્રહ્મના અસ્તિત્વના જ્ઞાનને ગ્રહણ કરીને, 'તત્ત્વમસિ । તે તું છે' તે પછી મહાવાકયથી, પરબ્રહ્મનો સાક્ષાત્કાર કરવો; (૬૧) અને 'હું બ્રહ્મ છું' એમ અપરોક્ષ કરવાથી બુદ્ધિ (જ્ઞાન) આદિ, મધ્ય અને અંતમાં, વ્યભિચાર પામતી જ નથી; તે માટે આ બુદ્ધિનું અપરોક્ષપણું દૃઢ ગણાય છે. ૬૨

### ચન્દ્રકાન્ત વિવરણ
#### વાકયના અર્થના વિચારથી અપરોક્ષ-જ્ઞાનની ઉત્પત્તિ

શિષ્ય-જ્યારે શ્રુતિ અને સ્મૃતિનાં વાકયથી 'બ્રહ્મ છે,' એવું પરોક્ષજ્ઞાન ઉત્પન્ન થાય છે, ત્યારે અપરોક્ષજ્ઞાન શાથી થાય છે?

ગુરુ-જેમ પ્રથમ કહેલા દશમા પુરુષના દાખલામાં, જ્યારે પેલા યથાર્થ જોનારાએ, તે અજ્ઞાનીઓનું અજ્ઞાન ટાળવા માટે, એક બેથી નવ સુધી ગણાવીને, 'દશમો તું છે' એવી રીતનાં વચનથી તેને દશમો જીવતો બતાવ્યો, તેવી જ રીતે મહાત્મા પુરુષના સમાગમથી સ્વાત્માનો સાક્ષાત્કાર થાય છે. 'अयमात्मा ब्रह्म । આ આત્મા બ્રહ્મ છે,' ઇત્યાદિ મહાવાકયોનો સંપૂર્ણ અર્થ, સારી રીતે વિચાર્યો હોય તો, પ્રથમ 'બ્રહ્મ છે' એ પ્રકારે પરોક્ષપણાથી જાણેલાં બ્રહ્મનો, બ્રહ્મ પ્રત્યગભિન્ન છે, એવી રીતે સાક્ષાત્કાર થાય છે. અને તે અપરોક્ષજ્ઞાન છે. ૫૮

#### તેની દૃષ્ટાંતથી સમજુતિ

જ્યારે 'દશમો પુરુષ નદીમાં તણાઈ ગયો' એવી બુદ્ધિથી પ્રથમ કહેલા દશે જણાઓ રડવા લાગ્યા, ત્યારે યથાર્થ જાણનારાએ તેઓને રડવાનું કારણ પૂછ્યું; ત્યારે તે અજ્ઞાનોએ કહ્યું કે, 'અમે દશ જણા અમુક ગામથી આવતા હતા. રસ્તામાં આ નદી ઉતરતાં અમારામાંથી એક જણ તણાઈ ગયો છે, ને અમે નવ રહ્યા છિયે,' ને તે યથાર્થ જોનારાને ગણી બતાવ્યા; તેમાં ગણનાર પોતાને જ ગણતો નહોતો. પણ તે યથાર્થ જોનારાએ તે દશે જણાને વિદ્યમાન જોઇને કહ્યું કે, 'તમે રડો નહિ; તમારો દશમો પુરુષ તણાઇ ગયો નથી, પણ છે.' એવાં વચન સાંભળીને દશમા માણસે તે મહાત્માને પૂછ્યું કે, જ્યારે 'દશમો નદીમાં તણાઇ ગયો નથી, પણ છે, ત્યારે દશમો ક્યાં છે તે કહો?'

મહાત્મા-દશમો પુરુષ, અહીં તમારામાં જ છે.

દશમો-દશમો કોણ છે?

મહાત્મા-દશમો તું પોતે છે.

દશમો-હું પોતે દશમો કેમ છું?

મહાત્મા—તું ગણના કરી જો, એટલે તને જ્ઞાન થશે કે, તું પોતે દશમો કેમ છે.

પછી તે દશમો માણસ, નવ પુરુષોને ગણીને બોલ્યો કે, 'આ તો નવ પુરુષો નજરે પડે છે; પણ દશમો પુરુષ નજરે પડતો નથી.'

મહાત્મા—રે મૂર્ખા! આ નવ પુરુષોની ગણના કરવાવાળો દ્રષ્ટા કોણ છે? એ દ્રષ્ટા જ દશમો છે, તે તું પોતે છે, તેને તું જો. તું તારા પોતાને જ ભૂલે છે, ને તેથી જ શોકમાં રડે છે.

એવી રીતે મહાત્માએ જ્યારે તેની

નાશ કર્યો ત્યારે, પ્રથમ બીજા નવને ગણી ગયો અને પોતાને દશમો ગણ્યો. તે પછી 'હું પોતે જ દશમો છું' એ પ્રમાણે વિચારપૂર્વક પોતારૂપ દશમાનું સ્મરણ થયું. એ દશમાએ પોતે પોતાને જ જાણ્યો તે જ સ્વસ્વરૂપનો સાક્ષાત્કાર છે, ને એ જ અપરોક્ષજ્ઞાન છે. ૫૯

શિષ્ય-સ્વસ્વરૂપના સાક્ષાત્કારનો નાશ થાય છે કે નહિ ?

ગુરુ-ના. સ્વસ્વરૂપના સાક્ષાત્કારનો કોઇ કાળે નાશ થતો નથી. 'તું દશમો છે' એ વાક્યનો સારી રીતે વિચાર કરવાથી, અને ગણીને એટલે પંચભૂતથી જૂદો, પંચકોશથી જૂદો જે છે તેનો સૂક્ષ્મ બુદ્ધિથી વિચાર કરવાથી, 'હું દશમો છું' એ પ્રકારે થયેલો સ્વસ્વરૂપનો સાક્ષાત્કાર નાશ પામતો જ નથી. એટલે 'હું દશમો નથી' અથવા 'દશમો તણાઇ ગયો,' એ પ્રકારનું વિપરીત જ્ઞાન થતું જ નથી. તેમ બીજા કોઈ પણ જ્ઞાનથી 'હું દશમો છું' એ પ્રકારનાં જ્ઞાનનો નાશ થતો નથી. નવે પુરુષોની આદિથી ગણના કરવાથી, મધ્યમાંથી ગણના કરવાથી, કે અંતથી ગણના કરવાથી પણ, પોતારૂપ દશમામાં એ દશમાને કોઇ પ્રકારનો સંશય થતો નથી; તેમ જ વિચારપૂર્વક બ્રહ્મનો જે સાક્ષાત્કાર થાય છે, તે પણ કોઈ કાળે નાશ પામતો નથી, પરંતુ તે અપરોક્ષજ્ઞાન ચિરકાળ દૃઢ જ રહે છે. ૬૦

### દશમાના દાખલાની સિદ્ધાંતમાં યોજના

એ દશમાના દૃષ્ટાંતથી બ્રહ્મ સાક્ષાત્કાર કેમ થાય છે તે જણાવું છું તેપર લક્ષ દે. પ્રથમ તો सदेव सोम्येदमग्र आसीदेकमेवाद्वितीयम् । 'હે સોમ્ય ! સૃષ્ટિ પહેલાં સજાતીય, વિજાતીય અને સ્વગત ભેદરહિત આ એક સત્ જ હતું,' ઇત્યાદિ વાકયોથી બ્રહ્મ છે,' એ પ્રકારે પ્રથમમાં પરોક્ષ રીતે બ્રહ્મના સદ્ભાવનો નિશ્ચય કરવો જોઇએ. પછી બ્રહ્મે જ 'જીવરૂપે કરીને શરીરમાં પ્રવેશ કર્યો છે', વગેરે યુક્તિનો પૂર્વાપર વિચાર કરીને, 'બ્રહ્મ પ્રત્યગ્રૂપ છે,' એવી સંભાવના કરવી; પછી 'तत्त्वमसि' ઇત્યાદિ મહાવાક્યોના વિચારથી, 'હું પોતે બ્રહ્મ છું,' એવી રીતે અદ્વિતીય બ્રહ્મનો સાક્ષાત્કાર કરવો જોઇએ. એવી રીતે થયલો નિશ્ચય, જેમ 'દશમો હું જ છું' એ પ્રકારનાં પોતારૂપ દશમાપણાના જ્ઞાનનો કોઈ જ્ઞાનથી નાશ થતો નથી, તેમ તેમાં સંશય પણ થતો નથી, તેમ 'હું બ્રહ્મ છું,' એ પ્રકારના વિચારપૂર્વક આત્માના સાક્ષાત્કારનો અન્ય કોઈ જ્ઞાનથી નાશ થતો નથી, તેમ તેમાં કોઈ કાળે સંશય પણ થતો નથી. ૬૧

અન્નમય આદિ પંચકોશ એ આત્મા નથી, પંચભૂત એ આત્મા નથી, ઇન્દ્રિયો એ આત્મા નથી, પ્રાણ એ આત્મા નથી, એવી રીતે વિચાર કીધા પછી આદિ, મધ્ય કે અંતમાં કોઇ કાળે પણ બ્રહ્મપણાનું થયેલું જ્ઞાન બદલાતું નથી, એટલા જ માટે અજ્ઞાન અપરોક્ષ અને સ્થિર ગણાય છે. ૬૨

અવતરણિકા-પ્રથમ પરોક્ષજ્ઞાનની ઉત્પત્તિ, અને પછી વિચાર કરવાથી અપરોક્ષ જ્ઞાનની ઉત્પત્તિ કહી, તે વિષે શિષ્ય પ્રશ્ન કરે છે, અને ગુરુ તેનું ઉત્તર દે છે.

**जन्मादिकारणत्वाख्यलक्षणेन भृगुः परा।**
**पारोक्ष्येण गृहीत्वाथ विचाराद्यक्तिमैक्षत६३**

શબ્દાર્થ-પૂર્વે ભૃગુઋષિએ જગતનાં જન્માદિનું કારણ પરમાત્મા છે, એમ શ્રુતિદ્વારા પરોક્ષજ્ઞાનથી જાણીને, તે પછી તેનો વિચાર કરીને, પરમાત્માને જાણ્યા હતા. ૬૩

### ચન્દ્રકાન્ત વિવરણ
### તૈત્તિરીય શ્રુતિનું પ્રમાણ

શિષ્ય-પ્રથમ વેદવાક્યથી પરોક્ષજ્ઞાન ઉત્પન્ન થાય છે, ને વેદવાક્યનો વિચાર કર્યા પછી અપરોક્ષજ્ઞાન ઉત્પન્ન થાય છે, એમ તમે ક્યાંથી જાણ્યું ?

ગુરુ-તૈત્તિરીય ઉપનિષદ્નો વિચાર કરવાથી એ જાણ્યું છે, તે તને હું કહું છું તે સાંભળ.

વરુણ નામના એક બ્રહ્મવેત્તા હતા, તેને ભૃગુ નામનો એક પુત્ર હતો. તે ભૃગુ બ્રહ્મની જિજ્ઞાસાથી પોતાના પિતાની પાસે ગયો, અને નમ્રતાપૂર્વક કહેવા લાગ્યો કે, 'હે પિતાજી ! મને બ્રહ્મનો ઉપદેશ કરો.' તેપરથી વરુણે કહ્યું, "यतो वा इमानि भूतानि जायंते, येन जातानि जीवंति, यत्प्रयंत्यभिसंविशंति, तद्विजिज्ञासस्व, तद्ब्रह्मेति જેમાંથી આ ભૂતો ઉત્પન્ન થાય છે, ઉત્પન્ન થયેલાં ભૂતો જેનાવડે જીવે છે, અને જેને પ્રાપ્ત થઇ પ્રવેશ કરે છે, તેને તું જાણ; તે જ બ્રહ્મ છે." એવી રીતે

પિતાના કહેવાથી ભૃગુએ પ્રથમ 'જગતની ઉત્પત્તિ, સ્થિતિ, અને લયનું કારણ બ્રહ્મ છે,' એ પ્રકારે જગતનાં કારણ બ્રહ્મને પરોક્ષપણાએ કરીને જાણ્યું હતું; પછી અન્નમયાદિ પંચકોશનો વિચાર કરવાથી 'બ્રહ્મ પ્રત્યગાત્મરૂપ છે,' એમ બ્રહ્મને અપરોક્ષપણાએ કરીને સાક્ષાત્ જાણ્યું હતું. ૬૩

**અવતરણિકા**-ભૃગુવલ્લીમાં 'तत्त्वमसि। તે તું છે,' ઇત્યાદિ મહાવાક્યનો ઉપદેશ કરવામાં આવ્યો નથી, છતાં ભૃગુને બ્રહ્મનો સાક્ષાત્કાર કેમ થયો? એમ શિષ્ય પૂછે છે, અને ગુરુ તેનું ઉત્તર આપે છે.

यद्यपि त्वमसीत्यत्र वाक्यं नोचे भृगोः पिता
तथाऽप्यन्नं प्राणमिति विचार्य स्थल-
मुक्तवान् ॥ ६४ ॥

**શબ્દાર્થ**-જોકે ભૃગુના પિતાએ (વરુણે), 'તે તું છે' એ પ્રકારે વાક્ય કહ્યું ન હતું, તથાપિ 'અન્નમય, પ્રાણમય,' એ રીતે પાંચકોશરૂપી વિચાર કરવા યોગ્ય સ્થળનો નિર્દેશ કીધો હતો. ૬૪

## ચન્દ્રકાન્ત વિવરણ

શિષ્ય—ભૃગુવલ્લીમાં 'तत्त्वमसि। તે તું છે,' ઇત્યાદિ કોઈ પણ મહાવાક્યનો ઉપદેશ કર્યો નથી, ત્યારે ભૃગુને મહાવાક્યના ઉપદેશ વિના આત્મસાક્ષાત્કાર કેમ થયો?

ગુરુ–જેમ આ મહાવાક્યનો ઉપદેશ આત્મસાક્ષાત્કારમાં કારણ છે, તેમ અન્નમય, પ્રાણમય વગેરે પંચકોશનો વિચાર પણ આત્મસાક્ષાત્કારમાં કારણ છે. તેથી જો કે ભૃગુવલ્લીમાં વરુણે મહાવાક્યનો ઉપદેશ કર્યો નથી, તથાપિ પંચકોશનો વિચાર, જે આત્મસાક્ષાત્કારનું કારણ છે, તેનો ઉપદેશ કર્યો છે. તે ઉપદેશ પ્રમાણે પંચકોશનો વિચાર કરવાથી ભૃગુને આત્માનો સાક્ષાત્કાર થયો હતો. ૬૪

**અવતરણિકા**-અન્નમયાદિકોશના વિચારથી કદાપિ આત્માનો સાક્ષાત્કાર થાય, પરન્તુ બ્રહ્મનો સાક્ષાત્કાર કેમ થાય? એમ શિષ્યે પૂછવાથી ગુરુ કહે છે.

अन्नप्राणादिकोशेषु सुविचार्य पुनः पुनः।
आनंदव्यक्तिमीक्षित्वा ब्रह्मलक्ष्माप्ययूयुजत्

**શબ્દાર્થ**-અન્નમય, પ્રાણમય આદિ કોશોવિષે વારંવાર સારી રીતે વિચાર કરીને, આનંદમય આત્મસ્વરૂપને જાણીને, તેમાં બ્રહ્મનાં લક્ષણની પણ યોજના કરી છે. ૬૫

શિષ્ય–અન્નમય આદિ કોશોનો વિચાર કરવાથી પ્રત્યગાત્માનો (આત્માનો) સાક્ષાત્કાર થાય છે, એ હું માનું છું, પણ તેથી બ્રહ્મનો સાક્ષાત્કાર કેમ થઈ શકે?

ગુરુ–આત્મા પોતે જ બ્રહ્મ છે, તેથી આત્માનો સાક્ષાત્કાર અને બ્રહ્મનો સાક્ષાત્કાર બન્ને એક જ છે; તેથી પંચકોશનો વિચાર કરવાથી બ્રહ્મનો સાક્ષાત્કાર થાય છે. એટલા જ માટે ભૃગુના પિતા વરુણે, તૈત્તિરીયોપનિષત્‌ની ભૃગુવલ્લીમાં આનંદરૂપ આત્માનો સાક્ષાત્કાર કર્યા પછી, 'आनंदाद्ध्येव खल्विमानि भूतानि जायंते, आनंदेन जातानि जीवंति, आनंदं प्रयंत्यभिसंविशंति। આનંદમાંથી આ ભૂતો ઉત્પન્ન થાય છે, થયેલાં ભૂતો આનંદથી જીવે છે, અને અંતે આનંદને પ્રાપ્ત થઈને તેમાં પ્રવેશ કરે છે,' એવી રીતે પ્રત્યગાત્માનું લક્ષણ પણ કહ્યું છે. એ બ્રહ્મ આનંદમય છે અને આત્માથી અભિન્ન છે, કારણ કે શ્રુતિમાં બ્રહ્મનું લક્ષણ પ્રત્યગાત્મામાં ઘટાવ્યું છે; એટલા જ માટે પંચકોશનો વિચાર કરવાથી પરબ્રહ્મનો સાક્ષાત્કાર થાય છે. ૬૫

**અવતરણિકા**-શિષ્ય શંકા કરે છે કે, બ્રહ્મનું લક્ષણ આનંદાત્મરૂપે કરવાથી તે લક્ષણ કૂટસ્થમાં ઘટશે નહિ. તે ઉપરથી ગુરુ તેના મનનું સમાધાન કરવા, તૈત્તિરીય, છાંદોગ્ય, ઐતરેય, તથા બીજી શ્રુતિનાં પ્રમાણો આપે છે, અને કહે છે કે, પ્રથમ પરોક્ષજ્ઞાન અને પછી અપરોક્ષજ્ઞાન થાય છે.

सत्यं ज्ञानमनंतं चेत्येवं ब्रह्मस्वलक्षणम्।
उक्त्वा गुहाहितत्वेन कोशेष्वेतत्प्रदर्शितम्॥
पारोक्ष्येण विबुध्येंद्रो य आत्मेत्यादि
लक्षणात्।
अपरोक्षीकर्तुमिच्छंश्चतुर्वारं गुरुं ययौ ६७
आत्मा वा इदमित्यादौ परोक्षं ब्रह्म लक्षितम्।
अध्यारोपापवादाभ्यां प्रज्ञानं ब्रह्म दर्शितम्
अवांतरेण वाक्येन परोक्षा ब्रह्मधीर्भवेत्।
सर्वत्रैव महावाक्यविचारादपरोक्षधीः ६९

**શબ્દાર્થ**-સત્ય, જ્ઞાન અને અનંત એ પ્રમાણે બ્રહ્મના સ્વરૂપનું લક્ષણ કહીને, 'અવ્યાકૃતરૂપ

ચિદંબરમાં રહેલી પંચકોશરૂપી ગુફામાં રહેલા બ્રહ્મને જે જાણે છે તે,' (यो वेद निहितं गुहायाम् परमे व्योमन्।) એ શ્રુતિથી પંચકોશરૂપી ગુફામાં રહેનારા બ્રહ્મનું જ પ્રત્યગાત્મપણું દેખાડ્યું છે. (૯૬) 'જે આત્મા૦' ઇત્યાદિ શ્રુતિમાં કહેલાં લક્ષણ ઉપરથી, પ્રથમ આત્માને પરોક્ષ રીતે જાણીને, તેને અપરોક્ષ રીતે જાણવાની ઇચ્છાવાળો ઇંદ્ર, ચાર વાર ગુરુ (બ્રહ્મા) પ્રત્યે ગયો હતો. (૯૭) 'આ સર્વ જગત્ આત્મા છે,' ઇત્યાદિમાં બ્રહ્મનું પરોક્ષપણું દર્શાવ્યું છે, અને પછી અધ્યારોપ અને અપવાદે કરીને પ્રજ્ઞાન (પ્રત્યગાત્મરૂપ) બ્રહ્મ દર્શાવ્યું છે. (૯૮) એમ સર્વ શ્રુતિમાં અવાંતર વાકયથી પરોક્ષ રીતે બ્રહ્મજ્ઞાન થાય છે, અને મહાવાકયના વિચારથી અપરોક્ષજ્ઞાન થાય છે. ૯૯

## ચન્દ્રકાન્ત વિવરણ

### બ્રહ્મના તટસ્થ અને સ્વરૂપ લક્ષણની સમજ

શિષ્ય–બ્રહ્મનું લક્ષણ આનંદાત્મરૂપથી પ્રત્યગાત્મામાં ઘટતું નથી; કારણ કે બ્રહ્મ તટસ્થ છે અને પ્રત્યગાત્મા સર્વમાં રહ્યો છે. એવી રીતે પ્રત્યગાત્મા અને બ્રહ્મનો તો ભેદ છે?

ગુરુ–તું વિચારે છે તેમ નથી. બ્રહ્મ અને આત્માનો ભેદ નથી, પણ અભેદ છે; કારણ કે બ્રહ્મનું લક્ષણ આનંદાત્મરૂપથી આત્મામાં પણ છે. જે અસંભવ, અવ્યાપ્તિ અને અતિવ્યાપ્તિ એ ત્રણે દોષોથી રહિત હોય છે, તે અસાધારણ ધર્મ કહેવાય છે, અને તે જ લક્ષણનું ખરું સ્વરૂપ છે. લક્ષણ બે પ્રકારનાં છે: (૧) તટસ્થ લક્ષણ, અને (૨) સ્વરૂપ લક્ષણ. જે અનિત્ય છતાં વ્યાવર્તક હોય તે તટસ્થ લક્ષણ કહેવાય છે, અને જે નિત્ય છતાં વ્યાવર્તક હોય તે સ્વરૂપ લક્ષણ કહેવાય છે. દાખલા તરીકે, 'તે દેવદત્તનું ઘર છે કે જ્યાં પેલો કાગડો બેઠો છે.' એમાં બેઠેલા કાગડા સહિત છે, એ દેવદત્તના ઘરનું તટસ્થ લક્ષણ છે; કેમકે જ્યાં સુધી કાગડો છે ત્યાં સુધી તે ઘર દેવદત્તનું છે, એ ધર્મથી વ્યાવર્ત્ય છે. કાગડો ઉડીને આવીને બેઠો છે, તે પળ પછી ઉડી જશે એટલે દેવદત્તના ઘરનું એ લક્ષણ અનિત્ય છે. કાગડો ઉડી જતાં દેવદત્તનું ઘર કયું તે પ્રશ્ન રહે છે. એ જ પ્રમાણે 'જેથી ભૂતમાત્ર ઉત્પન્ન થાય છે,' ઇત્યાદિ બ્રહ્મનું તટસ્થ લક્ષણ છે; કેમકે, 'બ્રહ્મ જગતની ઉત્પત્તિ, સ્થિતિ અને લયનું કારણ છે,' એ પ્રકારનું જે બ્રહ્મનું લક્ષણ છે તે તટસ્થ લક્ષણ કહેવાય છે. કારણ કે જગતની ઉત્પત્તિ આદિની કારણતા, તેથી અને ઉપલક્ષિત બ્રહ્મમાં અજ્ઞાનદશામાં ભાસવાથી તે બ્રહ્મનું તટસ્થ લક્ષણ કહેવાય છે, અને જે નિત્ય છતાં વ્યાવર્તક હોય છે તે સ્વરૂપ લક્ષણ કહેવાય છે. જેમ 'લીલા રંગનું ઘર કૃષ્ણનું છે.' અહીં કૃષ્ણના લીલા રંગસહિત ઘરનું સ્વરૂપ કહ્યું છે. એ લીલો રંગ જ્યાં સુધી રહે ત્યાં સુધી ઘર રહે છે અને તેથી કૃષ્ણના ઘરનું એ લક્ષણ નિત્યતાવાળું છે. તે જ પ્રમાણે અહીં પણ 'બ્રહ્મ સત્ય, જ્ઞાનરૂપ અને અનંત છે,' એ પ્રકારનું બ્રહ્મનું લક્ષણ સ્વરૂપલક્ષણ છે, કારણ કે તેની સત્યાદિરૂપતા નિત્ય રહેનારી છે, અને વળી તે લક્ષણ બ્રહ્મને બીજાથી જુદું પાડનાર છે. સત્ય, જ્ઞાન અને અનંતતા બ્રહ્મને વિષે એક સરખાં રહે છે, અને જાગ્રતાદિક અવસ્થામાં કે જ્ઞાન કે અજ્ઞાન દશામાં તે વ્યભિચરિત થતું નથી. હવે શ્રુતિમાં પ્રથમ તો 'सत्यं ज्ञानमनंतं ब्रह्म। બ્રહ્મ સત્ય, જ્ઞાન અને અનંત છે,' એ રીતે બ્રહ્મનું સ્વરૂપ લક્ષણ કહ્યું છે; અને તે પછી, 'यो वेद निहितं गुहायां परमे व्योमन्। પરમાકાશમાં ગુહા વિષે રહેલાં (બ્રહ્મ)ને જે જાણે છે,' એ વાકયથી 'બ્રહ્મ પંચકોશરૂપ ગુહામાં રહ્યું છે,' એમ કહ્યું છે, તેથી બ્રહ્મ આત્મસ્વરૂપ છે, પણ તેથી ભિન્ન નથી, એમ સિદ્ધ થાય છે. ૬૬

### છાંદોગ્ય શ્રુતિનું પ્રમાણ

પૂર્વે બ્રહ્માજીએ સભામાં, 'य आत्माऽपहतपाप्मा विरजो विमृत्युर्विशोकः। જે આત્મા પાપના સ્પર્શથી રહિત છે, ઘડપણરહિત છે, મૃત્યુરહિત છે, અને શોકરહિત છે,' એ પ્રમાણે આત્મોપદેશ કર્યો હતો, તેથી ઇંદ્રને આત્માનું પરોક્ષજ્ઞાન થયું હતું. તે પછી વિચાર કરીને સ્થૂલ, સૂક્ષ્મ અને કારણ એમ ત્રણે શરીરોના સંબંધરહિત આત્માના સાક્ષાત્કાર માટે ઇંદ્ર, પોતાના ગુરુ બ્રહ્માજીની પાસે ચાર વાર ગયો હતો, અને બ્રહ્માજીના ઉપદેશ પ્રમાણે વિચાર કરવાથી, આત્માનું અપરોક્ષજ્ઞાન

તેને થયું હતું. આ ઇતિહાસ છાંદોગ્યોપનિષત્‌ના અષ્ટમાધ્યાયમાં છે. તે ઉપરથી પણ સિદ્ધ થાય છે કે, પ્રથમ પરોક્ષજ્ઞાન થાય છે અને પછી વિચાર કર્યાથી અપરોક્ષજ્ઞાન થાય છે. ૬૭

### ઐતરેય શ્રુતિનું પ્રમાણ

'आत्मा वा इदमेक एवाग्र आसीनान्यत् किंचनमिषत्। પૂર્વે આ જગત્ એક આત્મરૂપ જ હતું, બીજું સત્તાવાળું કંઈ પણ ન હતું.' એ વચનમાં બ્રહ્મનું લક્ષણ કહ્યા પછી, 'स ऐक्षत लोकान्नुसृज इति। હું લોકોને સર્જું એવો તેણે ઇક્ષણપૂર્વક વિચાર કર્યો,' એમ કહ્યું છે. પછી 'तस्य त्रय आवसथास्त्रयः स्वप्ना अयमावसथोऽयमावसथोऽयमावसथः। તેનાં (જીવરૂપ થયેલા પરમાત્માનાં) ત્રણ અવસ્થારૂપ સ્થાન છેઃ (ચક્ષુ, મન અને હૃદયાકાશ; એ ત્રણે અવિદ્યાજન્ય હોવાથી મિથ્યા છે)–આ સ્થાન, આ સ્થાન, આ સ્થાન,' એમ કહ્યું છે. એમાં પરમાત્મામાં જગતના અધ્યારોપનો પ્રકાર કહ્યો છે. તે પછી, 'स जातो भूतान्यभिव्यैक्षत् किमिहान्यं वावदिषत्। એ જીવ અજ્ઞાન નિદ્રામાં સૂતો હતો તે જાગ્યો ત્યારે, ભૂતોનો વિચાર કરતો હતો. તે આમાં કોને અન્ય કહેતો હતો?' એ પ્રકારે આરોપિત જગતનો અપવાદ કહીને, 'स एतमेव पुरुषं ब्रह्म ततममपश्यदितीदमदर्शमिति। તેણે એજ પુરુષને પરિપૂર્ણબ્રહ્મરૂપ જાણ્યો,' એવી રીતે પ્રત્યગાત્મા દર્શાવીને બ્રહ્મસ્વરૂપપણું કહ્યું છે. ફરીથી 'पुरुषे ह वा। આ સ્વર્ગ અથવા નરકથી ભ્રષ્ટ થયેલો જીવ પ્રથમથી પુરુષ પિતાને વિશે ગર્ભરૂપે થયો.' ઇત્યાદિ વાક્યમાં વૈરાગ્ય જે જ્ઞાનનું સાધન છે, તેને માટે ગર્ભવાસ આદિનાં દુઃખનું વિસ્તારથી વર્ણન કર્યું છે. પછી 'कोऽयमात्मेति वयमुपास्महे। આ આત્મા કોણ છે કે જેની અમે ઉપાસના કરીએ છિયે,' ઇત્યાદિક વિચાર કરીને 'तत्' અને 'त्वं' પદના શોધનપૂર્વક, 'प्रज्ञानं ब्रह्म। પ્રજ્ઞાન બ્રહ્મ છે,' એવી રીતે પ્રજ્ઞાનરૂપ આત્માનું બ્રહ્મપણું દર્શાવ્યું છે. એમ જ ઐતરેય ઉપનિષત્‌ની શ્રુતિઓ પણ 'પ્રથમ પરોક્ષજ્ઞાન થાય છે, અને પછી અપરોક્ષજ્ઞાન થાય છે,' એમાં પ્રમાણ છે. ૬૮

### આ જ રીતે સર્વે શ્રુતિઓ ઉપદેશ આપે છે

જેમ તૈત્તિરીય, છાંદોગ્ય અને ઐતરેય શ્રુતિમાં કહ્યું છે, તેમ સર્વ શ્રુતિઓમાં પ્રથમ અવાંતર વાક્યોથી પરોક્ષજ્ઞાન થાય છે, અને પછી મહાવાક્યોના વિચારથી અપરોક્ષજ્ઞાન થાય છે, એમ કહ્યું છે. ૬૯

અવતરણિકા–અહીં શિષ્યે મહાવાક્યનું વચન અપરોક્ષજ્ઞાનમાં કેમ પ્રમાણ છે તે વિશે આશંકા કરી, એટલે ગુરુ કહે છે.

ब्रह्माऽपरोक्षसिद्ध्यर्थं महावाक्यमितीरितम्
वाक्यवृत्तावतो ब्रह्मापरोक्षे विमतिर्न हि ७०
आलंबनतया भाति योऽस्मत्प्रत्ययशब्दयोः।
अंतःकरणसंभिन्नबोधः स त्वं पदाभिधः॥
मायोपाधिर्जगद्योनिः सर्वज्ञत्वादिलक्षणः।
पारोक्ष्यसबलः सत्याद्यात्मकस्तत्पदाभिधः॥

શબ્દાર્થ–'બ્રહ્મના અપરોક્ષજ્ઞાનની સિદ્ધિ માટે મહાવાક્ય છે,' એમ વાક્યવૃત્તિમાં કહેલું છે, એટલા માટે બ્રહ્મના અપરોક્ષજ્ઞાન થવામાં વિવાદ જ નથી. (૭૦) અંતઃકરણરૂપી ઉપાધિવાળો જે ચિદાત્મા, अहं (હું) એવી વૃત્તિથી તથા अस्मत् (હું) એવા શબ્દના વિષયપણાથી ભાસે છે, તે त्वं (તું) પદનો વાચ્યાર્થ છે; (૭૧) અને જે માયાની ઉપાધિવાળો, જગતનું કારણ, સર્વજ્ઞતા આદિ લક્ષણવાળો, પરોક્ષતારૂપ ધર્મવાળો અને સત્યાદિ સ્વરૂપ (ઈશ્વર) છે, તે तत् (તે) પદનો વાચ્યાર્થ છે. ૭૨

### ચન્દ્રકાન્ત વિવરણ

### વાક્યવૃત્તિનું પ્રમાણ

શિષ્ય–મહાવાક્યના વિચારથી અપરોક્ષજ્ઞાન થાય છે એ તમારું કહેવું કપોલકલ્પિત છે, કારણ કે તેનું કંઈ પ્રમાણ જોવામાં આવતું નથી.

ગુરુ–બ્રહ્મનું અપરોક્ષજ્ઞાન થાય એટલા માટે મહાવાક્ય કહ્યું છે, અને મહાવાક્યનો વિચાર કરવાથી બ્રહ્મનું અપરોક્ષજ્ઞાન થાય છે એમ વાક્યવૃત્તિમાં શ્રીમદ્ શંકરાચાર્યે પણ કહ્યું છે, અને વાક્યવૃત્તિમાં કહેલું શ્રીશંકરાચાર્યનું વાક્ય પ્રમાણ છે. ૭૦

વાક્યવૃત્તિમાં કહ્યું છે કે, જે અંતઃકરણની ઉપાધિવાળો ચિદાત્મા, 'अहं–હું' એ પ્રકારની વૃત્તિના અને 'अहं–હું' એ પ્રકારના શબ્દના વિષયપણાથી ભાસે છે, તે જ ચિદાત્મા त्वं પદનો વાચ્ય અર્થ છે, એમ જાણવું. ૭૧

ઈશ્વર માયાની ઉપાધિવાળો છે, અને માયારૂપ શક્તિએ કરીને સપૂર્ણ જગતને રચે છે; એટલા માટે જગતરૂપી ભ્રમનું ઈશ્વર કારણ છે, સર્વજ્ઞ છે, સર્વ શક્તિમાન્ છે, સર્વનો નિયંતા છે અને સર્વસ્વરૂપ છે, અને તે પરોક્ષતારૂપ ધર્મવાળો છે, એ સર્વે ઈશ્વરનાં તટસ્થ અને અનિત્ય લક્ષણ છે. વળી ઈશ્વર 'સત્ય છે,' 'જ્ઞાનસ્વરૂપ છે,' અને 'અનંત એટલે દેશ, કાળ અને વસ્તુના પરિચ્છેદથી રહિત છે,' તેમ પણ કહ્યું છે. તેપરથી તે સર્વ ઈશ્વરનાં સ્વરૂપલક્ષણ છે, અને તે ઈશ્વર તત્ પદનો વાચ્યાર્થ છે. ૭૨

અવતરણિકા–વાકયનો અર્થ જાણવા માટે લક્ષણાવૃત્તિનો આશ્રય કરવો યોગ્ય છે તે કહે છે.

प्रत्यक्परोक्षतैकस्य सद्वितीयत्वपूर्णता ।
विरुद्ध्येते यतस्तस्माल्लक्षणा संप्रवर्तते ७३

શબ્દાર્થ–એક જ વસ્તુને વિષે પ્રત્યક્પણું અને પરોક્ષપણું, તેમ સદ્વિતીયપણું (પરિછિન્નપણું) અને પૂર્ણપણું વિરુદ્ધ પડે છે; તે માટે લક્ષણાવૃત્તિ પ્રવર્તે છે. ૭૩

### ચન્દ્રકાન્ત વિવરણ
#### લક્ષણાવૃત્તિનો આશ્રય

'તત્ત્વમસિ' એ મહાવાકયનો અર્થ, 'તે (પરમાત્મા) તું છે,' એવી રીતે અભેદ બોધ કરે છે; પરંતુ વાચ્યાર્થથી અભેદ સિદ્ધ થતો નથી; કારણ કે ત્વમ્ પદનો અર્થ 'તું' અંતઃકરણની ઉપાધિવાળો પ્રત્યગાત્મા છે તે અપરોક્ષ છે, અને તત્પદનો અર્થ 'તે' સર્વજ્ઞત્વાદિ ધર્મવાળો ઈશ્વર છે તે પરોક્ષ છે. વળી આત્મા સદ્વિતીય એટલે પરિચ્છેદવાળો છે. અને ઈશ્વર પરિપૂર્ણ એટલે અપરિચ્છિન્ન છે. પરોક્ષપણું અને અપરોક્ષપણુ, તથા પરિચ્છિન્નપણું અને અપરિચ્છિન્નપણું, આ બન્ને પરસ્પર વિરુદ્ધ ધર્મો છે, તેથી આત્મા અને પરમાત્માની એકતાના બોધ માટે લક્ષણા જ માનવી જોઇએ. ૭૩

અવતરણિકા–કઈ લક્ષણા માનવી એમ શિષ્ય પૂછે છે, અને ગુરુ તેનું ઉત્તર આપે છે.

तत्त्वमस्यादिवाक्येषु लक्षणा भागलक्षणा ।
सोऽयमित्यादिवाक्यस्थपदयोरिव नापरा ॥

શબ્દાર્થ–'તે આ દેવદત્ત' ઇત્યાદિ વાકયોમાં રહેલાં પદોમાં જેમ ભાગત્યાગલક્ષણા માનવામાં આવે છે, તેમ 'તત્ત્વમસિ તે તું છે' ઇત્યાદિ વાકયોમાં પણ ભાગત્યાગલક્ષણા માનવી, બીજી નહિ. ૭૪

### ચન્દ્રકાન્ત વિવરણ
#### ભાગત્યાગ લક્ષણાવૃત્તિનો ઉપયોગ

શિષ્ય–જહતલક્ષણા, અજહતલક્ષણા, ભાગત્યાગલક્ષણા એવી રીતે અનેક પ્રકારની લક્ષણાઓ છે, તેમાંથી 'તે તું છે' ઇત્યાદિ મહાવાકયોમાં કઈ લક્ષણા માનવી ?

ગુરુ–'તે તું છે' ઇત્યાદિ મહાવાકયોમાં જહત્લક્ષણા માનવી નહિ, અને અજહત્લક્ષણા પણ માનવી નહિ, પરંતુ ભાગત્યાગ કરવાથી ભાગત્યાગલક્ષણા માનવી. જેમકે, તે આ દેવદત્ત છે. એ વાકયમાં તે દેશ અને તે કાળ વિશિષ્ટતાનો, તથા આ દેશ અને આ કાળ વિશિષ્ટતાનો ત્યાગ કરવાથી ભાગત્યાગલક્ષણા થાય છે, અને તેથી કેવળ દેવદત્ત વ્યક્તિનો જ બોધ થાય છે. તેમ 'તે તું છે' એ મહાવાકયમાં અંતઃકરણની ઉપાધિ આદિનો તથા સર્વજ્ઞતા આદિ ભાગોનો ત્યાગ કરીને ભાગત્યાગલક્ષણા માનવાથી, કેવળ અદ્વિતીય ચૈતન્ય આનંદરૂપ આત્માનો જ બોધ થાય છે. ૭૪

અવતરણિકા–'ગાય લાવ' એ વાકયમાં લક્ષણાવૃત્તિ માન્યા વિના પણ વાકયાર્થ બોધ થાય છે, તેમ 'તે તું છે' ઇત્યાદિ મહાવાકયોમાં બોધ કેમ ન થાય ? તેના ઉત્તરમાં ગુરુ કહે છે.

संसर्गो वा विशिष्टो वा वाक्यार्थो नात्र संमतः
अखंडैकरसत्वेन वाक्यार्थो विदुषां मतः ७५
प्रत्यग्बोधो य आभाति सोऽद्वयानंदलक्षणः ।
अद्वयानंदरूपश्च प्रत्यग्बोधैकलक्षणः ॥७६॥
इत्थमन्योन्यतादात्म्यप्रतिपत्तिर्यदा भवेत् ।
अब्रह्मत्वं त्वमर्थस्य व्यावर्त्येत तदैव हि७७
तदर्थस्य च पारोक्ष्यं यद्येवं किं ततः शृणु ।
पूर्णानंदैकरूपेण प्रत्यग्बोधोऽवतिष्ठते ॥७८॥

શબ્દાર્થ–વિદ્વાનોએ અહીં (મહાવાકયમાં) સંસર્ગરૂપ અથવા વિશિષ્ટરૂપ વાકયાર્થ સ્વીકાર્યો નથી, પણ અખંડ એકરસપણાએ કરીને

વાક્યાર્થ સ્વીકાર્યો છે. (૭૧) જે પ્રત્યક્ બોધસ્વરૂપ ભાસે છે તે અદ્વય આનંદરૂપ છે, અને જે અદ્વય આનંદરૂપ છે તે પ્રત્યક્બોધ જ જેનું મુખ્ય લક્ષણ છે એવો છે; અર્થાત્ પ્રત્યક્બોધસ્વરૂપ જ છે. (૭૬) એવી રીતે જ્યારે પરસ્પર અભેદનો નિશ્ચય થાય છે, ત્યારે જ 'તું' શબ્દના અર્થરૂપ જે પ્રત્યગાત્મા તેનું અબ્રહ્મપણું નિવૃત્ત થાય છે; (૭૬) અને 'તે' પદના અર્થરૂપ જે પરમાત્મા તેનું પરોક્ષપણું પણ નિવૃત્ત થાય છે. એમ જો થાય તો તેથી શું થાય? આમ તું પૂછતો હોય તો સાંભળ, એમ થવાથી પ્રત્યક્બોધ-પ્રત્યગાત્મા પૂર્ણ આનંદરૂપે અવશિષ્ટ રહે છે. ૭૮

## ચન્દ્રકાન્ત વિવરણ

શિષ્ય–દાખલા તરીકે, કોઈ કહે કે, 'ગાયને લાવ,' એ વાક્યમાં લક્ષણા વિના વાક્યાર્થનો બોધ થતો જોવામાં આવે છે; તેમ મહાવાક્યોમાં પણ લક્ષણા વિના વાક્યાર્થનો બોધ કેમ નથી સ્વીકારતા?

ગુરુ વાક્યના અર્થનો બોધ થવામાં આકાંક્ષા, યોગ્યતા, તાત્પર્ય અને સન્નિધિ-એ ચાર પ્રકારનાં કારણો છે કોઈ 'ગાયને' એટલું જ કેવળ દ્વિતીયાંતપદનું ઉચ્ચારણ કરે, તો તેથી બીજા પદનાં ઉચ્ચારણની આકાંક્ષા રહે છે. અને 'ગાયને' એ દ્વિતીયાંતપદના ઉચ્ચારણ કર્યા પછી 'લાવ' અથવા તો 'આણ' એ ક્રિયા પદનું ઉચ્ચારણ કરવાથી જ વાક્યાર્થનો બોધ થાય છે, કેમકે અન્ય પદ કહેવાથી આકાંક્ષા પૂર્ણ થાય છે. એ પ્રમાણે આકાંક્ષા વાક્યાર્થના બોધમાં કારણ છે.

તેમ જ વાક્યમાં યોગ્યતા પણ જોઈએ. જેમ કોઈ કહે કે, 'અગ્નિ છાંટ,' તો એ વાક્ય અયોગ્ય છે; કારણ કે, અગ્નિ કંઈ છંટાય નહિ. છાંટવું એ ધર્મ પ્રવાહી પદાર્થમાં રહેલો છે; માટે આકાંક્ષાની પેઠે યોગ્યતા પણ વાક્યાર્થ બોધમાં કારણ છે.

સૈંધવ શબ્દના બે અર્થ છે: સૈંધવ એટલે સિંધુ દેશનો ઘોડો અને સૈંધવ એટલે સૈંધવ જાતનો ખારો પદાર્થ. જે ભોજન કરતી વખતે 'સૈંધવ લાવ,' એમ કોઈ કહે અને તે સૈંધવ શબ્દનો અર્થ સિંધાલુણ માની, સિંધાલુણ લાવે તો તે યોગ્ય ગણાય; કેમકે, તે વખતે કહેનારનું તાત્પર્ય સિંધાલુણ લાવવામાં જ છે, પણ બહારગામ જતી વખતે 'સૈંધવ લાવ' એમ કહે અને ત્યાં સૈંધવ શબ્દનો અર્થ લુણ માનીને તે લાવે તો મૂર્ખ ઠરે. તે વેળાએ તો સૈંધવ શબ્દનો અર્થ ઘોડો માની ઘોડો જ લાવવો જોઈએ, કારણ કે તે વખતે કહેનારનું તાત્પર્ય ઘોડો લાવવામાં છે. આ રીતે વાક્યાર્થબોધમાં તાત્પર્ય પણ કારણ છે. સન્નિધિ એટલે પદોનું પાસે પાસે વ્યવસ્થાપૂર્વક ઉચ્ચારણ કરવું તે. જેમ 'દેવદત્ત ગામ જાય છે,' આ ત્રણ પદમાંથી, આજે 'દેવદત્ત' એટલું બોલીએ, આવતી કાલે 'ગામ' એટલું બોલીએ, અને ત્રીજે દહાડે 'જાય છે' એ ક્રિયા બોલીએ તો તેથી તટસ્થને વાક્યના અર્થનો બોધ થાય નહિ. પણ ત્રણે પદોને એક સાથે ગોઠવીને બોલીએ તો જ વાક્યાર્થનું જ્ઞાન થાય છે. માટે સંનિધિ પણ વાક્યાર્થબોધમાં કારણ છે.

એવી રીતે ઉપર કહેલાં આકાંક્ષા આદિ ચાર વાક્યાર્થ સમજવામાં ઉપયોગી છે. એ ચાર વિના વાક્યાર્થનો બોધ થતો નથી. 'ગાયને લાવ' ઇત્યાદિ સ્થળમાં આકાંક્ષાઆદિવાળા 'ગાય' આદિ પદના અર્થનો અન્વય વાક્યાર્થપણાથી સ્વીકાર્યો છે. પદનો અન્વય થવાથી વાક્યાર્થ થાય છે, માટે તે સંસર્ગ વાક્યાર્થ કહેવાય છે, અને જ્યાં વિશેષણયુક્ત વાક્યાર્થ હોય તે વિશિષ્ટ વાક્યાર્થ ગણાય છે. 'કાળું, મોટું અને સુગંધિવાળું કમલ' ઇત્યાદિ સ્થલમાં નીલપણા આદિ વિશેષણવિશિષ્ટ કમલનો વાક્યાર્થ સ્વીકાર્યો છે, માટે તે વિશિષ્ટ વાક્યાર્થ કહેવાય છે. પરંતુ મહાવાક્યોમાં વિશિષ્ટ અને સંસર્ગ એ બન્ને વાક્યાર્થમાંથી એકેનો વિદ્વાનોએ સ્વીકાર કર્યો નથી. બોધ થવા માટે કોઈ પણ પ્રકારના સંસર્ગ કે વિશેષણની તેમાં અપેક્ષા નથી રહેતી માટે તે વાક્ય મહાવાક્ય ગણાય છે.

શિષ્ય–ત્યારે વિદ્વાનોએ મહાવાક્યોમાં કેવા વાક્યાર્થનો સ્વીકાર કર્યો છે?

ગુરુ વિદ્વાનોએ મહાવાક્યોમાં સજાતીય, વિજાતીય અને સ્વગતભેદરહિત અખંડ એકરસનો, કેવળ વસ્તુમાત્રરૂપે જ વાક્યાર્થનો અં-

ગીકાર કર્યો છે; અને તે વાક્યાર્થ, લક્ષણા માન્યા વિના થઈ શકતો નથી, માટે જ લક્ષણા માનવી જોઈએ. ૭૫

હવે મહાવાક્યોમાં ભાગત્યાગ લક્ષણાનો સ્વીકાર કર્યો છે. એક ભાગનો ત્યાગ કરવાથી ભાગત્યાગલક્ષણા કહેવાય છે. અંતઃકરણની ઉપાધિવાળું ચૈતન્ય 'તું' પદનો વાચ્યાર્થ છે. તેમાંથી અંતઃકરણની ઉપાધિનો ત્યાગ કરવાથી કેવળ ચૈતન્ય જ બાકી રહે છે. સર્વજ્ઞતા આદિ ધર્મવાળું ચૈતન્ય 'તે' પદનો વાચ્યાર્થ છે. તેમાંથી સર્વજ્ઞતા આદિક ધર્મનો ત્યાગ કરવાથી કેવળ ચૈતન્ય જ રહી જાય છે. એવી રીતે એક એક ભાગનો ત્યાગ કરવાથી, પ્રત્યગાત્મા અને પરમાત્માની એકતાનો બોધ થાય છે. જેમકે પ્રત્યગાત્મા કે જે સર્વનો અંતર્યામી છે અને બુદ્ધિ આદિનાં સાક્ષીપણાએ કરીને સ્ફુરે છે, તે અદ્વિતીય આનંદરૂપ પરમાત્મા છે, અને અદ્વિતીય આનંદરૂપ પરમાત્મા તે પ્રત્યગાત્મારૂપ છે, એ પ્રકારે ભાગત્યાગલક્ષણાથી બન્નેની એકતાની પ્રતીતિ થાય છે. ૭૬

## અપરોક્ષજ્ઞાનનું ફળ

શિષ્ય–એ પ્રમાણે અખંડ વાક્યાર્થનો બોધ કરવાથી શું ફળ થાય છે?

ગુરુ–એ પ્રમાણે અખંડ વાક્યાર્થના બોધથી પ્રત્યગાત્મા અને પરમાત્માની અભેદતાનો નિશ્ચય થવાથી 'તું' પદના અર્થરૂપ પ્રત્યગાત્માનું અબ્રહ્મપણું, કે જે ભ્રમથી ભાસે છે તે નિવૃત્ત થાય છે, અને 'તે' પદનો અર્થ જે પરમાત્મા છે તેનું પરોક્ષપણું નિવૃત્ત થાય છે.

શિષ્ય–પ્રત્યગાત્માના અબ્રહ્મપણાની અને પરમાત્માના પરોક્ષપણાની નિવૃત્તિ થવાથી શું ફળ થાય છે?

ગુરુ–પ્રત્યગાત્માના અબ્રહ્મપણાની નિવૃત્તિ થવાથી અને પરમાત્માનાં પરોક્ષપણાની નિવૃત્તિ થવાથી, બુદ્ધિ આદિનો સાક્ષી પ્રત્યગાત્મા પૂર્ણાનંદરૂપે અવશિષ્ટ રહે છે, તથા તેની દુઃખરૂપતા અને પરિચ્છિન્નતા નાશ પામે છે. ૭૭–૭૮

અવતરણિકા–મહાવાક્યથી અપરોક્ષજ્ઞાન જ થાય છે, તે ગુરુ કહે છે.

एवं सति महावाक्यात्परोक्षज्ञानमीर्यते ।
यैस्तेषां शास्त्रसिद्धांतविज्ञानं शोभतेतराम् ।

શબ્દાર્થ–એમ છતાં પણ જેઓ કહે છે કે, 'મહાવાક્યથી પરોક્ષજ્ઞાન થાય છે,' તો તેઓના શાસ્ત્રસિદ્ધાંતનું વિજ્ઞાન અત્યંત શોભે છે! ૭૯

## ચન્દ્રકાન્ત વિવરણ

શિષ્ય–નિર્ણય કરેલા અર્થના બળથી સારી રીતે પરોક્ષ અનુભવનું જે સાધન તે આગમ (શાસ્ત્ર) એમ આગમ (શાસ્ત્ર)નું લક્ષણ કર્યું છે. એ લક્ષણથી 'મહાવાક્ય પરોક્ષજ્ઞાનનું કારણ છે,' એમ સિદ્ધ થાય છે; છતાં તમે 'મહાવાક્ય અપરોક્ષ જ્ઞાનનું કારણ છે,' એમ કેમ કહો છો! એ તો મને સમજાતું નથી.

ગુરુ–'મહાવાક્ય પરોક્ષજ્ઞાનનું કારણ છે,' એમ તું કહે છે, તેથી તને શાસ્ત્રના સિદ્ધાંતનું જ્ઞાન નથી એમ સ્પષ્ટ જણાય છે. જો તને શાસ્ત્રના સિદ્ધાંતનું જ્ઞાન હોત તો તું, 'મહાવાક્ય પરોક્ષજ્ઞાનનું કારણ છે' એમ કહેત જ નહિ. કારણ કે પરંપરાથી પ્રચલિત એવા સિદ્ધાંતમાં 'મહાવાક્યો અપરોક્ષજ્ઞાનનું જ કારણ છે,' એમ કહ્યું છે, તે ઉપર તારે શ્રદ્ધા રાખવી જોઈએ. ૭૯

અવતરણિકા–એ ઉપરથી શિષ્ય કહે છે કે, શાસ્ત્રનો સિદ્ધાંત એક તરફ રહો, પરંતુ વાક્યથી પરોક્ષજ્ઞાન થાય છે,- એમાં અનુમાન પ્રમાણ છે ની? ગુરુ તેનું ઉત્તર આપે છે.

आस्तां शास्त्रस्य सिद्धांतो युक्त्या वाक्यात्परोक्षधीः ।
स्वर्गादिवाक्यवन्नैवं दशमे व्यभिचारतः ८०
स्वतोऽपरोक्षजीवस्य ब्रह्मत्वमभिवांछतः ।
नश्येत्सिद्धापरोक्षत्वमिति युक्तिर्महत्यहो ८१
वृद्धिमिष्टवतो मूलमपि नष्टमितीदृशम् ।
लौकिकं वचनं सार्थं संपन्नं त्वत्प्रसादतः ८२

શબ્દાર્થ–(શિષ્યનો પ્રશ્ન) શાસ્ત્રનો સિદ્ધાંત ગમે તે હો, પરંતુ યુક્તિ પ્રમાણે તો મહાવાક્યથી સ્વર્ગાદિપ્રતિપાદક વાક્યની પેઠે, પરોક્ષજ્ઞાન જ ઉત્પન્ન થાય છે. (ગુરુનો ઉત્તર) દશમમાં વ્યભિચાર દોષ આવવાથી, તેં કહેલા અનુમાન વાક્યની પરોક્ષજ્ઞાન જનકતા સિદ્ધ થઈ શકશે નહિ. બ્રહ્મપણાની ઇચ્છા કરતા, સ્વતઃસિદ્ધ અપરોક્ષ જીવનું સ્વતઃસિદ્ધ અપરોક્ષપણું નાશ

પામે છે, એ તારી યુક્તિ તો મોટી અને આશ્ચર્યકારક છે એ તો "વ્યાપારથી ધનની વૃદ્ધિને ઇચ્છતા પુરુષની મૂળ થાપણ પણ જેમ નાશ પામે છે," આવું જે લૌકિક વચન છે તે તારા પ્રસાદથી સાર્થક થાય છે. ૮૦—૮૨

## ચન્દ્રકાન્ત વિવરણ

શિષ્ય–હે દેવ! શાસ્ત્રના સિદ્ધાંતને બાજુએ રાખો આપણે તો યુક્તિથી શાસ્ત્રનો નિર્ણય કરવો જોઇએ હવે યુક્તિથી વિચાર કરતાં તો વાક્યની પરોક્ષજ્ઞાન વિષે કારણતા પ્રતીત થાય છે જેમ, 'સ્વર્ગ છે,' ઇત્યાદિ વાક્યો સ્વર્ગ આદિનાં અસ્તિત્વનો બોધ કરવાવાળાં છે, અને તે વાક્યોથી સ્વર્ગાદિકની પરોક્ષતા પ્રતીત થાય છે, તેમ મહાવાક્યો પણ જીવ અને બ્રહ્મની અભેદતાનું બોધન કરવાવાળાં છે, તેથી તે વાક્યોથી પણ બ્રહ્મનુ પરોક્ષજ્ઞાન થશે, પણ અપરોક્ષજ્ઞાન થશે નહિ તેમ છતા 'મહાવાક્યથી અપરોક્ષજ્ઞાન થાય છે' એમ તમે કહો છો, તે યોગ્ય નથી

ગુરુ–રે મૂઢ! વાક્યથી જ પરોક્ષજ્ઞાન થાય છે એવો જો સર્વત્ર નિયમ હોય તો મહાવાક્યથી પરોક્ષજ્ઞાન થાય ખરુ, પરંતુ સર્વત્ર તેવો નિયમ નથી, કારણ કે કેટલાક વાક્યોથી પરોક્ષજ્ઞાન થાય છે, અને કેટલાંક વાક્યોથી અપરોક્ષજ્ઞાન થાય છે જેમ કે 'સ્વર્ગ છે,' 'વૈકુંઠ છે,' 'બ્રહ્મલોક છે,' 'સત્યલોક છે,' 'અક્ષરધામ છે,' ઇત્યાદિ વાક્યોથી તે તે લોકોનું પરોક્ષજ્ઞાન થાય છે, અને 'તું દશમો પુરુષ છે,' 'તું બ્રાહ્મણ છે,' 'તું વૈશ્ય છે,' ઇત્યાદિ વાક્યોથી અપરોક્ષજ્ઞાન થાય છે માટે, જેમ પૂર્વે વર્ણવેલો 'દશમો પુરુષ તું છે,' ઇત્યાદિક વાક્યો છતા પણ તે વાક્યોથી અપરોક્ષજ્ઞાન પ્રતીત થાય છે, તેમ 'તે તું છે' ઇત્યાદિ મહાવાક્યો વાક્ય છતાં પણ તેથી અપરોક્ષજ્ઞાન જ પ્રતીત થાય છે અર્થાત્, અવાંતર વાક્યથી બ્રહ્મનું પરોક્ષજ્ઞાન થાય છે, અને મહાવાક્યના વિવેકથી એટલે વિચારથી અપરોક્ષજ્ઞાન થાય છે, માટે અમારુ કહેવુ અનુચિત નથી ૮૦

હે શિષ્ય! એ મહાવાક્યો, જીવ અને બ્રહ્મની અભેદતાનું બોધન કરવાવાળાં છે, અને અપરોક્ષજ્ઞાન થવામાં મુખ્ય કારણ છે તેમ છતાં પણ તું 'મહાવાક્ય પરોક્ષજ્ઞાનનુ કારણ છે' એમ કહે છે તેથી, જીવ જે પોતે સર્વદા અપરોક્ષ છે, તેના અપરોક્ષપણાના અભાવનો પ્રસગ નડશે, તેનો વિચાર કરતો નથી, તેથી નિ શક તારી યુક્તિ મને આશ્ચર્યકારક ભાસે છે જો મહાવાક્યને પરોક્ષજ્ઞાનનુ કારણ માનીએ તો સ્વત સિદ્ધ અપરોક્ષપણું સિદ્ધ થાય નહિ, માટે મહાવાક્યને જીવના પરોક્ષજ્ઞાનનુ કારણ માનુ નહિ, પણ અપરોક્ષજ્ઞાનનુ જ કારણ માનવુ જોઇએ

શિષ્ય–સ્વત અપરોક્ષ જીવના અપરોક્ષપણાના અભાવનો પ્રસગ આવતો હોય તો ભલે આવે, પણ મને તો એજ ઇષ્ટ છે

ગુરુ–તું જીવને સ્વત અપરોક્ષ માને છે, અને વળી 'તેનાં અપરોક્ષપણાના અભાવનો પ્રસગ મને ઇષ્ટ છે,' એમ પણ કહે છે, તે તારુ કહેવુ બહુ વિચિત્ર છે એ તો વ્યાજ માટે આપેલાં ધનનુ વ્યાજ ન મળતાં, મૂળ થાપણ ગયા જેવુ કરે છે, કારણ કે, બ્રહ્મભાવને પ્રાપ્ત થવાની ઇચ્છા કર્તા જીવને બ્રહ્મભાવ પ્રાપ્ત થવો તો દૂર રહ્યો, પણ તે જીવનુ સ્વત સિદ્ધ અપરોક્ષપણુ છે તે પણ નાશ પામે છે, એટલા માટે 'જીવના અપરોક્ષપણાના અભાવનો પ્રસગ, મને ઇષ્ટ છે,' એમ તારુ કહેવુ મૂર્ખાઈ ભરેલુ છે ૮૧–૮૨

### (૬) અપરોક્ષ થવા યોગ્ય સોપાધિક પ્રત્યક્ અભિન્ન બ્રહ્મના મહાવાક્યથી થતા અપરોક્ષજ્ઞાનનુ વૃત્તિવ્યાપ્તિવડે વર્ણન (૮૩–૯૬, ૧૪ શ્લોકો)

અવતરણિકા–જીવ સોપાધિક છે તેથી તેનું અપરોક્ષપણું યોગ્ય છે, પરતુ બ્રહ્મ ઉપાધિરહિત છે તેથી તેનું અપરોક્ષપણું કેમ હોઈ શકે? આમ શિષ્ય શકા કરે છે, અને ગુરુ ઉત્તર દે છે

अंतःकरणसंभिन्नबोधो जीवोऽपरोक्षताम् ।
अर्हत्युपाधिसद्भावान्न तु ब्रह्मानुपाधितः॥८३॥
नैवं ब्रह्मत्वबोधस्य सोपाधिविषयत्वतः ।
यावद्विदेहकैवल्यमुपाधेरनिवारणात्॥८४॥

શબ્દાર્થ-(શિષ્યનો પ્રશ્ન) અત કરણસહિત બોધરૂપ જે જીવ તે ઉપાધિના સદ્ભાવથી અપરોક્ષપણાને યોગ્ય છે, પરંતુ બ્રહ્મ તો ઉપાધિરહિત હોવાથી અપરોક્ષપણાને યોગ્ય નથી.

(ગુરુ કહે છે) એમ નથી (અર્થાત્ બ્રહ્મ નિરુપાધિક છે, એમ બને નહિ); કારણ કે બ્રહ્મપણાનો જે બોધ થાય છે તે સોપાધિક વિષયવાળો છે, તેથી તે જ્ઞાનનો વિષય જે બ્રહ્મ તે પણ સોપાધિક છે, જ્ઞાનનું સોપાધિકપણું જ્ઞેયના સોપાધિકપણા વિના સંભવે જ નહિ, તેમ જ્યાંસુધી વિદેહ કૈવલ્ય (નિર્વાણ મુક્તિ) થતી નથી ત્યાંસુધી ઉપાધિનું નિવારણ થતું નથી. ૮૩-૮૪

## ચન્દ્રકાન્ત વિવરણ

### નિરુપાધિક હોવાથી બ્રહ્મની અપરોક્ષતામાં શંકા

શિષ્ય-અંતઃકરણની ઉપાધિવાળા ચૈતન્યને જીવ કહેવાય છે. એ જીવ ઉપાધિવાળો હોવાથી તેની અપરોક્ષતા કહેવી યોગ્ય છે; પરંતુ બ્રહ્મ તો ઉપાધિરહિત છે, માટે નિરુપાધિક બ્રહ્મની અપરોક્ષતા કેમ કહેવાય? ૮૩

### બ્રહ્મની નિરુપાધિકતાની અસિદ્ધિ

ગુરુ-જો બ્રહ્મની નિરુપાધિકતા સિદ્ધ થતી હોય તો બ્રહ્મની અપરોક્ષતા યોગ્ય નથી એમ કહી શકાય; પણ બ્રહ્મની નિરુપાધિકતા જ સિદ્ધ થતી નથી, કારણ કે બ્રહ્મ ઉપાધિવાળું છે, અને જીવને જે બ્રહ્મરૂપતાનું જ્ઞાન થાય છે, તે જ્ઞાન ઉપાધિસહિત વસ્તુરૂપ વિષયવાળું છે; માટે તે જ્ઞાનના વિષય, જ્ઞેયરૂપ બ્રહ્મનું પણ ઉપાધિવાળાપણું સિદ્ધ થાય છે. જ્ઞાનનું ઉપાધિસહિત વિષયવાળાપણું, જ્ઞેયરૂપ ઉપાધિસહિત વિષયપણા વિના ઘટતું નથી.

શિષ્ય-જ્ઞાનનું ઉપાધિસહિત વિષયવાળાપણું કેમ સિદ્ધ થાય છે?

ગુરુ-જ્યાં સુધી વિદેહ મુક્તિ પ્રાપ્ત થતી નથી, ત્યાં સુધી ઉપાધિની નિવૃત્તિ થતી નથી, માટે જ્ઞાનનું ઉપાધિસહિત વિષયવાળાપણું સિદ્ધ થાય છે. જેમ જીવ ઉપાધિવાળો છે, તેમ બ્રહ્મ પણ ઉપાધિવાળું છે; તેથી જેમ જીવ અપરોક્ષતાને યોગ્ય છે, તેમ બ્રહ્મ પણ અપરોક્ષતાને યોગ્ય છે. ૮૪

અવતરણિકા-જીવ અને બ્રહ્મની ભિન્નભિન્ન ઉપાધિ કહેવા વિષે શિષ્ય પ્રેરણા કરે છે, અને ગુરુ તે ઉપાધિ કહે છે.

अंतःकरणसाहित्यराहित्याभ्यां विशिष्यते।
उपाधिर्जीवभावस्य ब्रह्मतायाश्च नान्यथा ८५

શબ્દાર્થ-જીવભાવ અને બ્રહ્મભાવની ઉપાધિ, અંતઃકરણસહિતપણાથી અને રહિતપણાથી ભેદ પામે છે, બીજી રીતે ભેદ પામતી નથી. ૮૫

## ચન્દ્રકાન્ત વિવરણ

શિષ્ય-'જ્યારે જીવ અને બ્રહ્મ બન્ને ઉપાધિવાળા છે' ત્યારે તે બંનેની ભિન્નભિન્ન ઉપાધિ કઈ છે તે કહો.

ગુરુ-અંતઃકરણસહિતપણું એ જીવની ઉપાધિ છે, અને અંતઃકરણરહિતપણું એ બ્રહ્મની ઉપાધિ છે, એવી રીતે જીવ અને બ્રહ્મની ભિન્નભિન્ન ઉપાધિઓ છે. ૮૫

અવતરણિકા-અંતઃકરણરહિતપણું તો અભાવરૂપ છે, તેથી તેને ઉપાધિ કેમ ગણાય? એમ શિષ્ય પૂછે છે, તેપરથી ગુરુ તેનું સમાધાન કરે છે.

यथाविधिरुपाधिःस्यात्प्रतिषेधस्तथानकिम्।
सुवर्णलोहभेदेन शृङ्खलात्वं न भिद्यते ॥८६॥

શબ્દાર્થ-જેમ ઉપાધિ ભાવરૂપ થાય છે. તેમ અભાવરૂપ ઉપાધિ કેમ થાય નહિ? જેમ સુવર્ણ અને લોઢાના ભેદને લીધે સાંકળમાં રહેલું સાંકળપણું જૂદું પડતું નથી તેમ. ૮૬

## ચન્દ્રકાન્ત વિવરણ

### ભાવ-અભાવપણા વિષે શંકા-સમાધાન

શિષ્ય-અંતઃકરણસહિતપણું એટલે અંતઃકરણનો સંબંધ તો ભાવરૂપ છે, માટે તેને ઉપાધિપણું ઉચિત છે; પણ અંતઃકરણરહિતપણાથી એટલે અતઃકરણના સંબંધનો અભાવ તે અભાવરૂપ છે, તેથી તેને ઉપાધિપણું ઘટતું નથી.

ગુરુ-જેમ ભાવરૂપ અંતઃકરણનો સંબંધ ઉપાધિ છે, તેમ દેહભાવરહિત અંતઃકરણનો સંબંધ પણ ઉપાધિરૂપ છે; કારણ કે જ્યાં સુધી કાર્ય હોય ત્યાં સુધી તે કાર્યની અવસ્થાઓના ભેદનું હેતુભૂત જે હોય તે ઉપાધિ કહેવાય છે એવું ઉપાધિનું લક્ષણ છે. એ ઉપાધિનું લક્ષણ અંતઃકરણસહિતપણું અને અતઃકરણરહિતપણું બન્નેમાં લાગુ પડે છે. જ્યાંસુધી પુરુષમાં જીવભાવ રહ્યો છે ત્યાંસુધી અંતઃકરણસહિતપણું છે, અને જ્યાંસુધી બ્રહ્મભાવ છે ત્યાંસુધી અતઃકરણ-

રહિતપણુ છે. અત'કરણસહિતપણું એટલે ભાવરૂપતા જીવમાં અપરોક્ષતારૂપ કાર્ય પર્યંત રહે છે, અને તે બ્રહ્મ તથા જીવને જૂદા પાડે છે. તેમ અભાવરૂપ અંત.કરણરહિતપણું પણ બ્રહ્મ અને જીવને જૂદા પાડે છે; માટે જેમ અત'કરણસહિતપણું એ જીવભાવની ઉપાધિ છે, તેમ અતઃકરણરહિતપણુ પણ બ્રહ્મભાવની ઉપાધિ છે. એવી રીતે અત કરણસહિતપણું અને અંતઃકરણરહિતપણુ બન્ને ઉપાધિ તો ખરી જ.

શિષ્ય-તોપણ એ બન્ને ઉપાધિમાં ભાવરૂપતારૂપ અને અભાવરૂપતારૂપ વિલક્ષણતા જોવામાં આવે છે, તેથી તે બન્ને ઉપાધિ સમાન તો નથી જ.

ગુરુ-રે, સમાન જ છે. એક સુવર્ણની સાંકળ છે, ને બીજી લોઢાની સાંકળ છે. તે બન્નેમા સુવર્ણરૂપતા અને લોહરૂપતાનો ભેદ છે, છતાં પણ સાકળપણામાં તો કંઇ પણ ભેદ નથી. સુવર્ણની પણ સાંકળ કહેવાય ને લોઢાની પણ સાંકળ કહેવાય. જેની પાસે સોનાની સાંકળ હોય તે પણ સાકળવાળો કહેવાય, ને જેની પાસે લોઢાની સાંકળ હોય તે પણ સાંકળવાળો કહેવાય. તેમ જ લોઢાની સાંકળ કે બેડી, અથવા સોનાની સાંકળ કે બેડી, જે પુરુષના પગમાં પડી હોય તેને પણ સરખો ભાર અને સરખી જ પીડા છે. હરવાફરવામાં બન્ને જાતની સાંકળ સમાન જ હરકત કરવાવાળી છે. સોનાથી કે લોઢાથી સાંકળમાં કાંઈ ફેર પડતો નથી. જેમ સાંકળપણુ તો સુવર્ણની અને લોઢાની બન્નેની સાંકળમાં સમાન જ છે, તેમ ભાવરૂપતા અને અભાવરૂપતાથી અત'કરણસહિતપણાનો અને અત'કરણરહિતપણાનો ભેદ છે, છતાં પણ ઉપાધિપણામાં તો જરાએ ભેદ નથી. અંતઃકરણસહિતપણું પણ ઉપાધિ છે, અને અતઃકરણરહિતપણું પણ ઉપાધિ છે. જે અંત કરણસહિત હોય તે પણ ઉપાધિવાળો કહેવાય છે, અને જે અત.કરણરહિત હોય તે પણ ઉપાધિવાળો કહેવાય છે. ઉપાધિપણુ તો અત કરણસહિતપણામાં અને અતઃકરણરહિતપણામાં સમાન જ છે. માટે ભાવરૂપતા અને અભાવરૂપતા રૂપી વિલક્ષણતા અકિંચિત્કર છે, એમાં ભાવ અભાવપણુ અસર કરતું નથી, તેથી તેનો આદર કરવો નહિ. ૮૬

અવતરણિકા-જેમ વિધિ બ્રહ્મબોધનો ઉપાય છે, તેમ નિષેધ પણ બ્રહ્મબોધનો ઉપાય છે; માટે જેમ વિધિ બ્રહ્મની ઉપાધિ છે, તેમ નિષેધ પણ બ્રહ્મની ઉપાધિ છે તે દૃઢ કરવા માટે વિધિઅને નિષેધ બન્નેનું ઉપયોગીપણું બ્રહ્મના બોધમા આચાર્યોએ દર્શાવ્યુ છે, તે વાત ગુરુ કહે છે.

**अतद्व्यावृत्तिरूपेण साक्षाद्विधिमुखेन च ।**
**वेदांतानां प्रवृत्तिः स्याद्द्विधेत्याचार्यभाषितम्**

શબ્દાર્થ-વેદાંતોની પ્રવૃત્તિ 'અતત્ તે નહીં, તે નહીં' એમ નિષેધમુખે કરીને અને સત્ય, જ્ઞાન અને અનંત બ્રહ્મ છે, એમ સાક્ષાત્ વિધિમુખે કરીને, એમ બે પ્રકારે થાય છે, એમ આચાર્યનું કથન છે. ૮૭

## ચન્દ્રકાન્ત વિવરણ
### વિધિ-નિષેધમુખ જ્ઞાન

ગુરુ-બ્રહ્મજ્ઞાન બે પ્રકારે થાય છેઃ એક વિધિમુખથી અને બીજું નિષેધમુખથી 'આવું આવું તે બ્રહ્મ છે' એવા વચનથી જે પ્રવૃત્તિ થાય છે તે વિધિમુખથી પ્રવૃત્તિ થઈ કહેવાય છે. જેમકે, 'બ્રહ્મ કેવું છે' એ જણાવવા માટે કહે છે કે, 'सत्यं ज्ञानमनन्तं ब्रह्म। બ્રહ્મ સત્ય, જ્ઞાન અને અનત છે,' ઇત્યાદિ શ્રુતિઓ બ્રહ્મનો આદેશ કરે છે. તે વિધિમુખથી પ્રવૃત્તિ થાય છે; કેમકે તે સાક્ષાત્ બ્રહ્મનો બોધ કરે છે, અને 'अस्थूलमनणु। સ્થૂલ નથી, સૂક્ષ્મ નથી, હ્રસ્વ નથી ને દીર્ઘ નથી,' ઇત્યાદિ શ્રુતિઓથી જે બ્રહ્મજ્ઞાન કરાવે છે તે નિષેધમુખથી છે; અથવા 'नेति नेति । એ નહિ, એ નહિ,' પણ એ સર્વથી જૂદુ જ બ્રહ્મનુ સ્વરૂપ છે, એમ નકારવાચક શબ્દથી, બ્રહ્મનું સ્વરૂપ સમજાવે છે. નિષેધમુખથી બ્રહ્મજ્ઞાન કરાવે છે; કારણ કે તે, બ્રહ્મથી જે જૂદું છે તે જણાવીને એ સર્વથી બહાર જે કંઈ રહે છે તે બ્રહ્મ છે, એવો તે બોધ કરે છે, એમ શ્રીશંકરાચાર્યજીનુ કહેવું છે. અથવા જીવનું અતઃકરણસહિતપણુ એ લૌકિક છે, અને બ્રહ્મનું અત.કરણરહિતપણુ એ અલૌકિક છે. આ લૌકિકપણુ અને અલૌકિકપણું અથવા વિધિમુખ લક્ષણ અને નિષેધમુખ લક્ષણ-એ બન્ને ઉપાધિઓ છે. અને શ્રીશંકરાચાર્યજીના એ વચનના પ્રમાણથી પણ ભાવરૂપ અને અભાવરૂપ બન્ને ઉપાધિ છે,

માટે અંતઃકરણસહિતપણું તથા અંતઃકરણરહિતપણું એ બન્ને ઉપાધિઓ છે, એમ સિદ્ધ થાય છે. ૮૭

અવતરણિકા–વેદાંત વાક્યોને પ્રપંચના નિષેધદ્વારા બ્રહ્મનું બોધકપણું અંગીકાર કરવાથી 'હું' શબ્દનો અર્થ જે કૂટસ્થ તેના નિષેધનો પણ પ્રસંગ આવી પડશે, તો પછી 'હું બ્રહ્મ છું,'–એમાં રહેલા 'હું' અને 'બ્રહ્મ'ના એક અર્થ વિશે, તાત્પર્યરૂપ સામાનાધિકરણ્યથી જ્ઞાનનો ઉદય થશે નહિ, આવી શિષ્યે શંકા કરી, તેનો ગુરુ ઉત્તરાર્દ્ધથી પરિહાર કરે છે.

अहमर्थपरित्यागादहं ब्रह्मेति धीः कुतः ।
नैवमंशस्य हि त्यागो भागलक्षणयोदितः॥८८॥
अंतःकरणसंत्यागादवशिष्टे चिदात्मनि ।
अहं ब्रह्मेति वाक्येन ब्रह्मत्वं साक्षिणीक्ष्यते॥८९॥

શબ્દાર્થ–(પ્રશ્ન) 'હું' શબ્દના અર્થનો પરિત્યાગ કરવાથી, 'હું બ્રહ્મ છું' એવું જ્ઞાન ક્યાંથી થશે ? (ઉત્તર) એમ (સમગ્ર 'હું' શબ્દના અર્થનો ત્યાગ થતો) નથી, પણ ભાગલક્ષણા (ભાગત્યાગલક્ષણા)થી એક ભાગનો ત્યાગ કરવો કહ્યો છે. અંતઃકરણનો ત્યાગ કરવાથી અવશિષ્ટ રહેલા ચિદાત્મારૂપ સાક્ષીમાં 'હું બ્રહ્મ છું' એ પ્રકારનાં વાક્યથી બ્રહ્મપણું જોવામાં આવે છે. ૮૮–૮૯

## ચન્દ્રકાન્ત વિવરણ

### ભાગત્યાગલક્ષણાવૃત્તિનો ઉપયોગ

શિષ્ય–વેદાંત શાસ્ત્ર તો બ્રહ્મથી જુદું જે અજ્ઞાન, તેની નિવૃત્તિથી એટલે નિષેધથી બ્રહ્મનું બોધન કરે છે, એવો જો તમે સ્વીકાર કરશો તો 'હું' શબ્દનો અર્થ જે કૂટસ્થ તેના ત્યાગનો પ્રસંગ આવશે, અને તેથી 'હું બ્રહ્મ છું,' એ પ્રમાણે સામાનાધિકરણ્યે કરીને જ્ઞાન ઉત્પન્ન નહિ થાય એટલે કૂટસ્થ અને બ્રહ્મનું અભેદજ્ઞાન નહિ થાય.

ગુરુ–ભાગત્યાગલક્ષણાથી 'અહં' શબ્દના જડરૂપ એક ભાગનો ત્યાગ કહ્યો છે, પણ સંપૂર્ણ અહમ્ શબ્દના અર્થનો ત્યાગ કરવો કહ્યો નથી; એટલે ભાગત્યાગલક્ષણાથી જડરૂપ ભાગનો ત્યાગ થાય છે, પણ ચૈતન્યરૂપ કૂટસ્થનો ત્યાગ થતો નથી. તેથી વેદાંતશાસ્ત્રો નિષેધ કરતાં કરતાં બ્રહ્મનું બોધન કરે છે, છતાં પણ જીવને 'હું બ્રહ્મ છું' એ પ્રકારનું અભેદજ્ઞાન થાય, એમાં કોઈ જાતનો બાધ નડતો નથી. ૮૮

અંતઃકરણસહિત જે ચિદાત્મા તે જીવ કહેવાય છે. હવે ભાગત્યાગલક્ષણાથી અંતઃકરણનો ત્યાગ કરવો, તેથી જે અવશિષ્ટ રહે છે તે કેવળ ચિદાત્મા જ રહે છે. તે ચિદાત્મા સાક્ષીસ્વરૂપ છે, અને તેથી 'હું બ્રહ્મ છું' એ વાક્યથી તે સાક્ષીસ્વરૂપ ચિદાત્મામાં બ્રહ્મરૂપતાનો અનુભવ થાય છે. ૮૯

અવતરણિકા–ઉપરથી શિષ્ય કેવળ પ્રત્યગાત્મા તો સ્વપ્રકાશ છે, તેથી તેમાં બુદ્ધિવૃત્તિની વિષયતા ન ઘટવા વિષે શંકા કરે છે, ત્યારે ગુરુ તેનું સમાધાન કરે છે, અને પ્રત્યગાત્મા ફલનો વિષય નથી, તે દેખાડવા માટે અનાત્મપદાર્થની વૃત્તિવિષયતા તથા ફલવિષયતા કહી બતાવે છે, અને આત્મામાં અનાત્મપદાર્થથી વિલક્ષણતા કેમ છે તે દર્શાવે છે.

स्वप्रकाशोऽपि साक्ष्येव धीवृत्त्याव्याप्यते ऽन्यवत् ।
फलव्याप्यत्वमेवास्य शास्त्रकृद्भिर्निवारितम्॥९०॥
बुद्धितत्स्थचिदाभासौ द्वावपि व्याप्नुतो घटम्।
तत्राज्ञानं धिया नश्येदाभासेन घटः स्फुरेत्॥९१॥
ब्रह्मण्यज्ञाननाशाय वृत्तिव्याप्तिरपेक्षिता ।
स्वयंस्फुरणरूपत्वान्नाभास उपयुज्यते॥९२॥

શબ્દાર્થ–જો કે સાક્ષી જ સ્વયંપ્રકાશ છે તોપણ તે અન્ય(ઘટાદિક)ની પેઠે બુદ્ધિની વૃત્તિએ કરીને વ્યાપ્ય (વિષય) થાય છે. તેથી શાસ્ત્રકારોએ એ સાક્ષીની ફળવ્યાપ્યતાનો જ નિષેધ કર્યો છે; (પરંતુ વૃત્તિવ્યાપ્યતાનો નિષેધ કર્યો નથી; માટે જ બુદ્ધિની વૃત્તિથી આત્માને વિષે પણ વ્યાપ્યતા સંભવે છે.) બુદ્ધિ અને તેમાં રહેલો ચિદાભાસ એ બન્ને પણ ઘટને વ્યાપ્ત (વિષય) કરે છે. તેમાં બુદ્ધિથી અજ્ઞાનનો નાશ થાય છે, અને આભાસથી (ચિદાભાસ) ઘટ ભાસે છે. બ્રહ્મમાં અજ્ઞાનના નાશ માટે વૃત્તિવ્યાપ્તિ(બુદ્ધિવૃત્તિની વિષયતા)ની જરૂર છે, અને બ્રહ્મ તો પોતે સ્ફુરણરૂપ છે તેથી તેના પ્રકાશ માટે ચિદાભાસ ઉપયોગી નથી. ૯૦-૯૨

## ચન્દ્રકાન્ત વિવરણ

### વૃત્તિવ્યાપ્તિ અને ફળવ્યાપ્તિ

શિષ્ય–અંતઃકરણના સંબંધરહિત કેવળ પ્રત્યગાત્મા સ્વપ્રકાશ છે, તેથી તેને બુદ્ધિવૃત્તિની વિષયતા ઘટતી નથી.

ગુરુ–ઘટે છે. જેમ 'ઘટ છે,' 'પટ છે,' એવી રીતે ઘટપટાદિ બુદ્ધિવૃત્તિના વિષય થાય છે, અને 'હું સ્વપ્રકાશ છું,' એવી રીતે પણ બુદ્ધિવૃત્તિ સંભવે છે, તે પ્રમાણે કેવળ પ્રત્યગાત્મા પણ બુદ્ધિવૃત્તિનો વિષય થઈ શકે છે. એમ બુદ્ધિવૃત્તિનો વિષય થવાથી પ્રત્યગાત્માની સ્વપ્રકાશતાનો ભંગ થતો નથી.

શિષ્ય–જો તમે, 'પ્રત્યગાત્મા એ બુદ્ધિવૃત્તિનો વિષય છે' એમ માનશો, તો તમારા સિદ્ધાંતનો ભંગ થશે. કારણ કે, તમે પ્રત્યગાત્માને સ્વપ્રકાશ માનો છો.

ગુરુ–અમે કહીએ છિયે તેમાં લેશ પણ બાધ આવતો નથી; કેમકે, વ્યાપ્તિ બે પ્રકારની છે: એક વૃત્તિવ્યાપ્તિ, ને બીજી ફળવ્યાપ્તિ. પૂર્વાચાર્યોએ પ્રત્યગાત્માની વૃત્તિવ્યાપ્તિનો સ્વીકાર કર્યો છે, પણ તેનું નિવારણ કર્યું નથી; અને ફળવ્યાપ્તિનું તો નિવારણ કર્યું છે; તેથી અમારા સિદ્ધાંતનો ભંગ થતો નથી. વૃત્તિવ્યાપ્તિ એટલે બુદ્ધિવૃત્તિની વિષયતા, અને ફળવ્યાપ્તિ એટલે બુદ્ધિવૃત્તિમાં પ્રતિબિંબિત ચિદાભાસની વિષયતા. ફળ એટલે બુદ્ધિવૃત્તિમાં પ્રતિબિંબિતરૂપે જણાતો ચિદાભાસ. ફળનો જે વિષય હોય તે સ્વપ્રકાશ ન હોય, પરંતુ તે દૃશ્ય હોય. સાક્ષીરૂપ પ્રત્યગાત્મા ફળનો વિષય નથી; કેમકે તે પોતે જ ફળરૂપ છે, અને તેથી તે સ્વપ્રકાશ છે; પણ ઘટપટાદિક પદાર્થો ફળનો વિષય છે અને દૃશ્ય છે, તેથી તે સ્વપ્રકાશ નથી. ૯૦

### અનાત્મામાં વૃત્તિ અને ફળ બન્નેની વિષયતા

હવે પ્રત્યગાત્મા બુદ્ધિવૃત્તિ અને ચિદાભાસ એ બન્નેનો વિષય નથી, કારણ કે, ચિદાભાસ પોતે જ સ્ફુરણરૂપ છે; પણ ઘટપટાદિ અનાત્મ પદાર્થો તો બુદ્ધિવૃત્તિ અને ચિદાભાસ એ બન્નેના વિષય છે, કારણ કે, તે પોતે સ્ફુરણરૂપ નથી.

શિષ્ય–બુદ્ધિવૃત્તિ અને ચિદાભાસ એ બન્નેની વ્યાપ્તિનું પ્રયોજન શું છે?

ગુરુ–બુદ્ધિવૃત્તિ પ્રમાણરૂપ છે, એટલે જ્ઞાનસ્વરૂપ છે, અને તેનાથી અજ્ઞાનનો નાશ થાય છે; કારણ કે જ્ઞાન તથા અજ્ઞાનનો પરસ્પર વિરોધ છે. હવે ઘટપટાદિ અનાત્મ પદાર્થો જડ છે, તેથી તેને પોતાની મેળે સ્ફુરવાનો અસંભવ છે. એટલા માટે, 'ઘટ છે,' 'પટ છે,' એવી રીતે અનાત્મ પદાર્થનું ચિદાભાસ સ્ફુરણ કરે છે. અર્થાત્ અજ્ઞાનનો નાશ કરવો, એ બુદ્ધિનું પ્રયોજન છે, અને ઘટપટાદિ અનાત્મ પદાર્થનું સ્ફુરણ કરવું એ ચિદાભાસનું પ્રયોજન છે. ૯૧

### આત્મા અને અનાત્માની વિલક્ષણતા

ઘટપટાદિ અનાત્મ પદાર્થ જડ છે, તેથી તેમાં રહેલા અજ્ઞાનની નિવૃત્તિ માટે બુદ્ધિવૃત્તિની વ્યાપ્તિની જરૂર છે, અને તેનાં સ્ફુરણ માટે ચિદાભાસની પણ જરૂર છે. પણ પ્રત્યગાત્મા તો ચૈતન્યસ્વરૂપ છે, માટે તે પોતે સ્ફુરણરૂપ છે, તેથી જેમ દીપકના પ્રકાશને જાણવા માટે અન્ય દીપકની જરૂર નથી, તેમ ચિદાભાસના પોતાનાં સ્ફુરણ માટે ચિદાભાસની જરૂર નથી; પરન્તુ પ્રત્યગાત્મા અને બ્રહ્મની અભેદતા અજ્ઞાનથી આચ્છાદિત છે, તે અજ્ઞાનની નિવૃત્તિ માટે 'હું બ્રહ્મ છું,' 'બ્રહ્મ અને આત્મા એક જ છે' એ પ્રકારની બુદ્ધિવૃત્તિની વ્યાપ્તિની જરૂર છે; તેથી એમાં ચિદાભાસ ઉપયોગી છતાં પણ અનુપયોગી છે. સ્વતઃ સ્ફુરણરૂપ પદાર્થમાં અજ્ઞાનના નાશ માટે વૃત્તિવ્યાપ્તિની અને સ્ફુરણ માટે ફલવ્યાપ્તિની અપેક્ષા છે. ૯૨

અવતરણિકા–સ્વતઃસ્ફુરણરૂપ બ્રહ્મમાં અજ્ઞાનના નાશ માટે વૃત્તિવ્યાપ્તિની અપેક્ષા છે, અને ચિદાભાસની અપેક્ષા નથી, તે સિદ્ધ કરવા માટે દૃષ્ટાંત આપે છે. એપરથી શિષ્ય એવી શંકા કરે છે કે, બ્રહ્મવિષે પણ ફલવ્યાપ્તિની જરૂર છે, ત્યારે ગુરુ તેનું સમાધાન કરે છે.

चक्षुर्दीपावपेक्ष्येते घटादिदर्शने यथा ।
न दीपदर्शने किंतु चक्षुरेकमपेक्ष्यते ॥९३॥
स्थितोऽप्यसौ चिदाभासो ब्रह्मण्येकीभवेत्परम् ।
न तु ब्रह्मण्यतिशयं फलं कुर्याद्घटादिवत् ॥९४॥

શબ્દાર્થ–જેમ ઘટાદિકનાં દર્શનમાં આંખ અને દીવો એ બન્નેની જરૂર પડે છે, તેમ દીવાનાં દર્શનમાં એ બન્નેની જરૂર નથી, કિન્તુ એકલી આંખની જ જરૂર પડે છે. તેમ જ એ ચિદાભાસ વૃત્તિવિષે રહેલો છે, તોપણ બ્રહ્મમાં એકાકાર થઈ જાય છે, પરંતુ બ્રહ્મમાં ઘટાદિકની પેઠે, કોઈ પણ જાતનું અતિશય ફલ કરતો નથી. ૯૩–૯૪

## ચન્દ્રકાન્ત વિવરણ

### દૃષ્ટાંતથી સમજણ

ગુરુ–દાખલા તરીકે, જેમ અંધકારમાં પડેલા ઘટપટાદિ પદાર્થોના અનુભવ માટે આંખ અને દીવો એ બન્નેની જરૂર છે, કારણ કે તે પદાર્થો પ્રકાશસ્વરૂપ નથી, પણ બીજાના પ્રકાશથી જોવાય છે, અને તેથી આંખ તથા દીવાની જરૂર છે. પણ દીવાના અનુભવ માટે આંખ અને દીવો એ બન્નેની જરૂર નથી, પરન્તુ કેવલ આંખની જ જરૂર છે, કારણ કે દીવો પોતે પ્રકાશ સ્વરૂપ છે તેથી તેને જોવા માટે માત્ર આંખની જ જરૂર છે. તેમ ઘટપટાદિ અનાત્મ પદાર્થોમાં અજ્ઞાનની નિવૃત્તિ માટે વૃત્તિવ્યાપ્તિની જરૂર છે, અને તેનાં સ્ફુરણ માટે ફલવ્યાપ્તિની જરૂર છે હવે બ્રહ્મમાં તો અજ્ઞાનના નાશ માટે કેવળ વૃત્તિવ્યાપ્તિની જરૂર છે, પણ ફલવ્યાપ્તિની જરૂર નથી, કારણ કે બ્રહ્મ પોતે સ્ફુરણરૂપ છે ૯૩

### બ્રહ્મને ફલની જરૂર નથી

શિષ્ય–ચિદાભાસસહિત રહેવું, એ બુદ્ધિ તથા બુદ્ધિવૃત્તિનો સ્વભાવ છે માટે, જેમ ઘટ આદિકમાં વૃત્તિ અને ફલ બન્નેની વ્યાપ્તિ થાય છે, તેમ બ્રહ્મમાં પણ સ્વભાવના બળથી બન્નેની વ્યાપ્તિ થશે એમ મારુ માનવું છે, તેનો શો ખુલાસો કરો છો ?

ગુરુ–જેમ ઘટપટાદિકના આકારે બુદ્ધિવૃત્તિ થાય છે, ત્યારે તેની સાથે ચિદાભાસ રહે છે, તેમ બ્રહ્મને આકારે બુદ્ધિવૃત્તિ થાય છે ત્યારે પણ ચિદાભાસ તો સાથેનો સાથે જ રહે છે. તથાપિ તે ચિદાભાસ બ્રહ્મથી ભિન્ન ભાસતો નથી, પરંતુ જેમ મધ્યાહ્નકાળના બળબળતા તડકામાં મૂકેલો દીવો, જૂદો જણાતાં છતાં તડકારૂપે થઈને રહે છે પણ તે જૂદો થઇ તડકાને પ્રકાશ કરી શકતો નથી, તેમ આ ચિદાભાસ પણ જૂદો ન ભાસતાં બ્રહ્મરૂપે થઈ રહે છે. પરંતુ બ્રહ્મનું સ્ફુરણ કરી શકતો નથી. તેથી, બ્રહ્મમાં કેવલ વૃત્તિવ્યાપ્તિ છે, પણ બન્ને વ્યાપ્તિ નથી ૯૪

**અવતરણિકા**–વળી શિષ્ય, બ્રહ્મમાં ફલવ્યાપ્તિના અભાવ અને વૃત્તિવ્યાપ્તિના સદ્‌ભાવ વિષે શું પ્રમાણ એમ પૂછે છે, અને ગુરુ તેનું ઉત્તર આપે છે.

**अप्रमेयमनादिं चेत्यत्र श्रुत्येदमीरितम् ।**
**मनसैवेदमाप्तव्यमिति धीव्याप्यता श्रुता ९५**

**શબ્દાર્થ**–આત્મા 'અપ્રમેય અને અનાદિ' છે એવા પ્રકારની શ્રુતિથી 'આત્માને અપ્રમેય' કહીને તેને વિશે ફળવ્યાપ્તિનો અભાવ કહ્યો છે, તથા એ બ્રહ્મ 'મનથી જ પ્રાપ્ત થવા યોગ્ય છે,' એ શ્રુતિમાં બ્રહ્મને બુદ્ધિવૃત્તિની વિષયતા જણાવી છે.૯૫

## ચન્દ્રકાન્ત વિવરણ

### વૃત્તિનો વિષય બ્રહ્મ થાય છે, એમાં શ્રુતિ પ્રમાણ

શિષ્ય–બ્રહ્મમાં ફલવ્યાપ્તિ નથી, અને વૃત્તિવ્યાપ્તિ છે એમાં પ્રમાણ શું છે ?

ગુરુ–એમાં શ્રુતિ પ્રમાણ છે.

' निर्विकल्पमनंतं च हेतुदृष्टांतवर्जितम् ।
अप्रमेयमनादिं च यज्ज्ञात्वा मुच्यते बुध: ॥

જે વિકલ્પરહિત, અનંત, હેતુ અને દૃષ્ટાંતથી વર્જિત, અપ્રમેય (એટલે વિષયાકાર સાભાસ અંત:કરણની વૃત્તિરૂપ પ્રજ્ઞાનનો અવિષય છે) અને અનાદિ એટલે ઉત્પત્તિરહિત છે તે પરમાત્માને જાણીને, બુદ્ધિમાન્ પુરુષ મુક્ત થાય છે,' એ પ્રમાણે અમૃતબિંદૂપનિષત્‌માં કહ્યું છે. એ શ્રુતિમાં 'અપ્રમેયં વિષયાકાર સાભાસ અંત:કરણની વૃત્તિરૂપ પ્રજ્ઞાનનો અવિષય છે,' એમ જે કહ્યુ છે તેથી સુસ્પષ્ટ છે કે, બ્રહ્મને ફલવ્યાપ્તિ નથી. તેમ જ 'मनसैवेदमाप्तव्यं नेह नानास्ति किंचन। આ (બ્રહ્મ) મને કરી પ્રાપ્ત થવા યોગ્ય છે (આ બ્રહ્મવિષે કંઈ પણ નાનાપણું એટલે નામ જાતઆદિપણું) નથી,' એમ કઠવલ્લીમાં કહ્યું છે, તેપરથી બ્રહ્મમાં વૃત્તિવ્યાપ્તિ છે, એમ સિદ્ધ થાય છે. ૯૫

**અવતરણિકા**–હવે પૂર્વે જે કહ્યુ છે તેને અનુસરી જણાવે છે કે, 'अपरोक्षज्ञानशोकनिवृत्त्याख्ये।' એ શ્લોકમાં, 'અપરોક્ષજ્ઞાન અને શોકનિવૃત્તિ નામની બે અવસ્થા' કહી છે, અને તે બંને અવસ્થા જીવની છે, એમ આ પ્રકરણના ૪૮ મા શ્લોકમાં કહ્યુ છે, તેમાં કેટલા સુધી અપરોક્ષજ્ઞાન કહેલું છે, એવી આશંકાનો પરિહાર કરે છે

**आत्मानं चेद्विजानीयादयमस्मीति वाक्यत:**
**ब्रह्मात्मव्यक्तिमुल्लिख्ययोबोध:सोऽभिधीयते**

શબ્દાર્થ—બ્રહ્મ તેમની વ્યક્તિનો ઉલ્લેખ કરીને જે બોધ થાય છે એટલે સત્યજ્ઞાનાદિ લક્ષણવાળા બ્રહ્મથી અભિન્ન જે પ્રત્યગાત્માનું સ્વરૂપ છે તેને વિષય કરીને 'હું બ્રહ્મ છું' એવા આકારનો જે બોધ થાય છે તે બોધ, 'આ સચ્ચિદાનંદ સ્વરૂપ બ્રહ્મ હું છું, એમ જો જાણે તો' એ શ્રુતિવાક્યવડે કહેવામાં આવે છે. ૯૬

## ચન્દ્રકાન્ત વિવરણ

શિષ્ય—'आत्मानं चेद्विजानीयादयमस्मीति पुरुषः ।
किमिच्छन्कस्य कामाय शरीरमनुसंज्वरेत् ॥

'આ આત્મા હું છુ, એટલે સચ્ચિદાનદ બ્રહ્મ હું છુ, એવી રીતે જીવ જો જાણે તો પછી તે કયા વિષયભોગની ઇચ્છા કરી, કયા ભોક્તાના ભોગ માટે શરીર પાછળ સતાપ કરે?' એ શ્રુતિમા શોકમોક્ષ અને અપરોક્ષજ્ઞાન એ બે અવસ્થા કહી છે, તેમા કેટલા ભાગમા અપરોક્ષજ્ઞાન કહ્યુ છે તે સમજાવશો

ગુરુ—એમા આત્માને જો જાણે કે 'એ આત્મા તે હું છુ' એટલા ભાગમાં અપરોક્ષજ્ઞાન કહેલું છે, કારણ કે તેટલા ભાગથી બ્રહ્મથી અભિન્ન પ્રત્યગાત્મા છે, એટલે 'હું બ્રહ્મ છુ,' એવો બોધ થાય છે ૯૬

---

## (૭) બોધની દૃઢતા માટે શ્રવણ અને મનન આદિ રૂપ અભ્યાસનું વર્ણન

(૯૭ ૧૩૫, ૩૯ શ્લોકો)

અવતરણિકા શિષ્ય પૂછે છેઃ—ત્યારે તો શ્રવણમનન આદિના અભ્યાસની જરૂર નથીના? ગુરુ કહે છે—ના, બ્રહ્મજ્ઞાનની આવૃત્તિ કર્યા કરવી એમ શ્રીશંકરે કહ્યુ છે

अस्तु बोधोऽपरोक्षोऽत्रमहावाक्यात्तथाप्यसौ
न दृढः श्रवणादीनामाचार्यैः पुनरीरणात् ॥
अहं ब्रह्मेति वाक्यार्थबोधो यावद्दृढीभवेत् ।
शमादिसहितस्तावदभ्यसेच्छ्रवणादिकम् ९८

શબ્દાર્થ—મહાવાક્યથી એક વાર અપરોક્ષ જ્ઞાન ભલે થાય, તથાપિ તે જ્ઞાન દૃઢ થતું નથી; કારણ કે, શંકરાચાર્ય શ્રવણાદિક કર્યા પછી પણ એ જ્ઞાનની દૃઢતા માટે, શ્રવણાદિકની વારંવાર આવૃત્તિ કરવાનું કહ્યુ છે (શ્રીશંકર વાક્યવૃત્તિમાં કહે છે કે) 'હું બ્રહ્મ છું' એ વાક્યના અર્થનો બોધ, જ્યાં સુધી દૃઢ થાય નહિ ત્યાં સુધી મુમુક્ષુ પુરુષે, શમઆદિ સાધનસંપન્ન થઇને શ્રવણઆદિનો અભ્યાસ કર્યા કરવો ૯૭-૯૮

## ચન્દ્રકાન્ત વિવરણ

### શ્રવણ-મનનાદિની જરૂર

શિષ્ય—હે ગુરુદેવ! આ કઈ મારા હૃદયમાં ઠસતું નથી, કેમકે જેમ, 'તુ દશમો છે' એ વાક્યનો એક વાર વિચાર કરવાથી અપરોક્ષજ્ઞાન થાય છે, તેમ 'હું બ્રહ્મ છુ,' એ પ્રકારના મહાવાક્યના એક વાર વિચારથી અપરોક્ષજ્ઞાન સિદ્ધ થશે; અને તેમ થશે તો પછી શ્રવણ, મનન અને નિદિધ્યાસનની આવૃત્તિ (અભ્યાસ)ની કાંઈ પણ આવશ્યકતા રહેતી નથી માટે પરમ આચાર્ય શ્રીવેદવ્યાસજીએ બ્રહ્મસૂત્રના ચતુર્થ અધ્યાયમાં 'आवृत्तिरसकृदुपदेशात् વારવાર ઉપદેશથી (શ્રવણાદિકની) આવૃત્તિ કરવી,' એવી રીતે જે શ્રવણાદિકની આવૃત્તિનુ પ્રતિપાદન કર્યુ છે તે વ્યર્થ થાય છે

ગુરુ—રે શિષ્ય! એથી કઇ પણ વ્યર્થ થતુ નથી જેમ 'તુ દશમો છે,' એ વાકયના એક વારના શ્રવણથી અને તેનો વિચાર કરવાથી અપરોક્ષજ્ઞાન થાય છે, તેમ 'હું બ્રહ્મ છુ' એ મહાવાકયનાં એક વાર શ્રવણથી ને તેનો વિચાર કરવાથી બ્રહ્મ અને પ્રત્યગાત્માની એકતાનુ અપરોક્ષજ્ઞાન થાય છે ખરુ, પરતુ એથી અપરોક્ષજ્ઞાન દૃઢ થતુ નથી ખરી રીતે તો મહાવાકયનુ શ્રવણ કર્યા પછી, તેના અર્થનો વિચાર કરવો કે જેથી વાકયાર્થનુ જ્ઞાન થાય, અને તે જ્ઞાન થયા પછી પણ તેનુ શ્રવણ, મનન અને નિદિધ્યાસન વારવાર કરવુ તેમ કરવાથી જ તે અપરોક્ષ જ્ઞાન દૃઢ થાય છે એટલા જ માટે, શ્રીવેદવ્યાસજીએ 'आवृत्तिरसकृदुपदेशात् ।' (બ્ર સૂ ૪ ૧. ૧) એ સૂત્ર કહ્યુ છે, અને શ્રીશકરાચાર્યજીએ શારીરક ભાષ્યમા તેનુ વિવેચન કર્યું છે, તેમ અન્ય ગ્રથમા પણ શ્રીશકરાચાર્યજીએ મહાવાકયાર્થના જ્ઞાન થયા પછી પણ શ્રવણ આદિની આવૃત્તિ કરવાનુ કહ્યુ છે ૯૭

### પ્રમાણ

શિષ્ય—શ્રીશકરાચાર્યજીએ શ્રવણાદિકની આવૃત્તિનુ કીયા ગ્રંથમાં કહ્યુ છે?

ગુરુ–'હું બ્રહ્મ છું,' એ પ્રકારનાં મહાવાકયનો અર્થ જ્યાં સુધી દૃઢ થાય નહિ ત્યાં સુધી શ્રવણ, મનન અને નિદિધ્યાસનનો અભ્યાસ કરવો, એમ વાકયવૃત્તિમાં શ્રીશંકરાચાર્યજીએ કહ્યું છે. શ્રીશંકર કહે છે કે,

अहं ब्रह्मेति वाक्यार्थबोधो यावद्दृढीभवेत् ।
शमादिसहितस्तावदभ्यसेच्छ्रवणादिकम् ॥

એ વાકયમાં કહ્યુ છે કે, 'જ્યાં સુધી હું બ્રહ્મ છું એ વાકયનો અર્થ દૃઢ થાય નહિ, ત્યાં સુધી શમદમાદિસાધનમાં ચુસ્ત રહી, વારવાર શ્રવણ. મનન તથા નિદિધ્યાસનનો અભ્યાસ કર્યા કરવો.' વળી ઉદ્દાલકે, પોતાના પુત્ર શ્વેતકેતુને અનેક દૃષ્ટાંતોથી બોધ કર્યો હતો તે પણ એટલા જ માટે કીધો છે. ૯૮

અવતરણિકા–ત્યારે શું જ્ઞાન અદૃઢ છે? એમ શિષ્ય પ્રશ્ન કરે છે, અને ગુરુ તેનું સમાધાન કરે છે.

बाढं संति ह्यदार्ढ्यस्य हेतवः श्रुत्यनेकता ।
असंभाव्यत्वमर्थस्य विपरीता च भावना ९९

શબ્દાર્થ–શ્રુતિઓનું અનેકપણું તથા અર્થ (બ્રહ્મરૂપ પદાર્થ)નું અસંભાવ્યપણું અને વિપરીત ભાવના, એમ જ્ઞાનને શિથિલ કરનારાં ઘણા કારણો છે. ૯૯

## ચન્દ્રકાન્ત વિવરણ

### જ્ઞાનને ઢીલું કરનારાં ૩ કારણો

શિષ્ય–બ્રહ્મ અને આત્માની એકતાનું અપરોક્ષજ્ઞાન મહાવાકયરૂપ પ્રમાણથી થાય છે, તે છતાં તેની અદૃઢતાનું શું કારણ છે?

ગુરુ–મહાવાકયરૂપ પ્રમાણથી થયેલાં અપરોક્ષજ્ઞાનની અદૃઢતામાં ત્રણ કારણો છે. (૧) શ્રુતિની અનેકતા, (૨) બ્રહ્મરૂપ પદાર્થની અસંભાવના, અને (૩) વિપરીત ભાવના. 'सर्वं खल्विदं ब्रह्म ।' नेह नानास्ति किंचन ।' 'આ સર્વ બ્રહ્મરૂપે છે,' 'આ જગતમાં કાંઇ પણ નાનાપણું નથી;' ઇત્યાદિ શ્રુતિઓમાં અદ્વૈતનું પ્રતિપાદન કર્યું છે, અને 'द्वा सुपर्णा सयुजा । આ શરીરમાં બે પક્ષી એક સાથે રહે છે.' ઇત્યાદિ શ્રુતિઓમાં દ્વૈતનુ પ્રતિપાદન કર્યું છે, તેથી જીવને સંશય થવાનો સંભવ રહે છે, અને તેથી અપરોક્ષજ્ઞાન દૃઢ થતુ નથી. એવી રીતે અનેક પ્રકારની શ્રુતિઓ અપરોક્ષજ્ઞાનની અદૃઢતામાં એક કારણ છે.

હવે બ્રહ્મસ્વરૂપ તો અખંડ છે, એકરસ છે, સજાતીય અને સ્વગતભેદરહિત છે, અલૌકિક છે અને ઇંદ્રિયોને અગોચર છે; તેથી જીવને બ્રમ થાય કે, બ્રહ્મ નથી, ને જો બ્રહ્મ હોય તો પ્રત્યક્ષ કાં ન થાય? કેમકે 'અદ્વિતીય પદાર્થ જગતમાં જોવામાં આવતો નથી, માટે બ્રહ્મનો સંભવ નથી,' એવી રીતે બ્રહ્મમાં અસંભાવના ઉત્પન્ન થાય છે. એ પ્રમાણે અસંભાવના અપરોક્ષજ્ઞાનની અદૃઢતામાં બીજું કારણ છે.

વળી પોતે કર્તાપણાં અને ભોક્તાપણાંથી રહિત છે; તથાપિ 'હું કર્તા છું,' 'હું ભોક્તા છું,' એવી વિપરીત ભાવના નિત્ય થઈ જાય છે, ને એ વિપરીત ભાવના પણ અપરોક્ષજ્ઞાનની અદૃઢતામાં ત્રીજું કારણ છે.

આ પ્રમાણે બ્રહ્મજ્ઞાનની અદૃઢતાનાં ત્રણ કારણો છે, વાસ્તે અપરોક્ષજ્ઞાનની દૃઢતા માટે શ્રવણ, મનન અને નિદિધ્યાસનની આવૃત્તિ કરવાનું સર્વે કહે છે. ૯૯

અવતરણિકા–ઘણી શ્રુતિઓ હોવાથી અપરોક્ષજ્ઞાનની શિથિલતા થાય છે, તેની નિવૃત્તિ માટે શ્રવણની અવશ્ય આવૃત્તિ કરવી જોઇએ તે કહે છે.

शाखाभेदात्कामभेदाच्छ्रुतं कर्मान्यथान्यथा
एवमत्रापि माशङ्कीत्यतःश्रवणमाचरेत् १००

શબ્દાર્થ–વેદની શાખાઓના ભેદથી અને (કર્મ કરનારની) કામનાઓના ભેદથી અનેક પ્રકારનાં કર્મો (કરવાનું) વેદમાં સાંભળવામાં આવે છે. પણ એમ ઉપનિષદ્પ્રતિપાદ્ય બ્રહ્મમાં પણ અનેકપણાની શંકા કરવી નહિ, પરંતુ શ્રવણ કરવું. ૧૦૦

## ચન્દ્રકાન્ત વિવરણ

ગુરુ–ઋગ્વેદની એકવીશ શાખાઓ છે, યજુર્વેદની એકસો ને નવ શાખાઓ છે, સામવેદની એક હજાર શાખાઓ છે, અને અથર્વવેદની પચાસ શાખાઓ છે; એવી રીતે સર્વ મળી ૧૧૮૦ શાખાઓ છે. પ્રથમ તો વેદ એક જ હતો, પરંતુ મનુષ્યોને અલ્પ બુદ્ધિવાળા જોઈ, ભગવાન

વેદવ્યાસે ભિન્ન ભિન્ન ચાર વેદ કર્યા, અને તેમાંથી પણ શાખાઓનો વિભાગ થયો. એ સર્વ શાખાઓમાં કેટલેક અંશે પ્રાયઃ ભિન્ન ભિન્ન કર્મો કહ્યાં છે. જેમકે, 'ऋचैव होत्रं क्रियते। ઋગ્વેદથી હોતાનું કર્મ કરાય છે,' એટલે ઋગ્વેદીએ હોતાનું કર્મ કરવું; 'यजुषाऽध्वर्यवम्। યજુર્વેદથી અધ્વર્યુનું કર્મ કરાય છે,' એટલે યજુર્વેદીએ અધ્વર્યુનું કર્મ કરવું; 'साम्नोद्गीथम्। સામવેદથી ઉદ્ગાતાનું કર્મ થાય છે,' એટલે સામવેદીએ ઉદ્ગાતાનું કર્મ કરવું. એ પ્રમાણે ભિન્ન ભિન્ન શાખાનાં ભિન્ન ભિન્ન કર્મો કહ્યાં છે. એમ વેદનાં ભિન્ન ભિન્ન કર્મ સિદ્ધ થવાથી, શાખાનાં પણ ભિન્ન ભિન્ન કર્મ સિદ્ધ થાય છે. હવે લોકઇચ્છા પણ અનેક પ્રકારની છે, અને તેનાં કર્મો પણ અનેક પ્રકારનાં છે. જેમકે- 'कारीर्या वृष्टिकामो यजेत। વૃષ્ટિની ઇચ્છાવાળાએ કારીરી* નામની ઇષ્ટિ કરવી;' 'शतकृष्णलमायुष्कामो यजेत्। આયુષની ઇચ્છાવાળાએ શતકૃષ્ણલ (એક જાતનો યાગ) કરવો.' એ પ્રમાણે ઇચ્છાના ભેદથી પણ કર્મનો ભેદ છે. હવે જેટલી શાખાઓ તેટલાં ઉપનિષદો છે. તેમાં કેટલાંક ઉપનિષદો (૮૪૦) કર્મનો બોધ કરે છે, કેટલાંક ઉપનિષદો (૨૩૨) ઉપાસનાનો બોધ કરે છે, અને કેટલાંક ઉપનિષદો જ્ઞાનનો જ બોધ કરે છે. એ જ્ઞાનબોધક ઉપનિષદો પણ અનેક (૧૦૮) છે. પણ જેમ શાખાના ભેદથી કર્મભેદ છે, જેમ ઇચ્છાના ભેદથી પણ કર્મનો ભેદ છે, તેમ ઉપનિષદોના ભેદથી તેમાં પ્રતિપાદન કરેલા આત્માનો પણ ભેદ છે, એવી આશંકાનો સંભવ રહે છે, તેની નિવૃત્તિ માટે જ વારવાર વેદાંતશાસ્ત્રનું શ્રવણ કર્યા કરવું, કે જેથી અપરોક્ષજ્ઞાન દઢ થાય. ૧૦૦

અવતરણિકા-શિષ્ય શ્રવણ મનન અને નિદિધ્યાસનવિષે પ્રશ્ન કરે છે, અને ગુરુ તેનું નિરૂપણ કરે છે.

वेदांतानामशेषाणामादिमध्यावसानतः।
ब्रह्मात्मन्येव तात्पर्यमिति धीः श्रवणं भवेत्
समन्वयाध्यायएतत्सूत्रैर्धीस्वास्थ्यकारिभिः
तर्कैः संभावनार्थस्य द्वितीयाध्याय ईरिता ॥

શબ્દાર્થ-સમગ્ર વેદાંતોમાં આદિમાં, મધ્યમાં અને અવસાનમાં બ્રહ્માત્માનો જ બોધ કરેલો છે, એ પ્રકારની જે બુદ્ધિ થવી તેનું નામ શ્રવણ ગણાય છે. આ (શ્રવણનું સ્વરૂપ) (શ્રી વેદવ્યાસજીએ) સમન્વયાધ્યાય-(બ્રહ્મસૂત્રના પ્રથમાધ્યાય)માં સારી રીતે કહ્યું છે; તથા બુદ્ધિની સ્થિરતા કરવાવાળા તર્કોથી અર્થ(પદાર્થ-બ્રહ્મ)ની સંભાવના (મનન) (બ્રહ્મસૂત્રના) બીજા અધ્યાયમાં કહેલી છે. ૧૦૧-૧૦૨

## ચન્દ્રકાન્ત વિવરણ

શિષ્ય-શ્રવણનું શું સ્વરૂપ છે?

ગુરુ-ઉપક્રમ અને ઉપસંહારની એકરૂપતા, અભ્યાસ, અપૂર્વતા, ફલ, અર્થવાદ અને ઉપપત્તિ, એ સર્વે કોઈ પણ વિષયના તાત્પર્યનો નિર્ણય કરવામાં વિશેષ જરૂરના છે, માટે તે સમજવા જોઇએ.

ઉપક્રમ એટલે આરંભ. દાખલા તરીકે, વેદાંતશાસ્ત્ર સિદ્ધ કરતાં, છાંદોગ્યના પ્રારંભમાં જ કહ્યુ છે કે, 'હે સોમ્ય! પૂર્વે આ સત્‌જ હતું,' એમ ઉપનિષદનો આરંભ કરી ઉપસંહારમાં, 'તે સદ્રૂપ આત્મસ્વરૂપ આ સર્વ જગત્ છે,' એમ કહી, અદ્વિતીય બ્રહ્મનું પ્રતિપાદન કરી મૂળ અર્થની એકતા અંતમાં કરાવી હોય તે ઉપક્રમ અને ઉપસંહાર છે.

એક જ વાત વારંવાર કહેવી તે અભ્યાસ. જેમ, 'तत्त्वमसि'નો ઉપદેશ ઉદ્દાલકે નવવાર કીધો છે.

કોઈ પ્રમાણની અવિષયતા તેનું નામ અપૂર્વતા. દાખલા તરીકે, કોઇ વ્યાપારી કોઈ ગ્રાહકને કોઇ વસ્તુની અપૂર્વતા કહે, ત્યારે જાણવું કે, તે વસ્તુ તે ગ્રાહકને આપવા ઇચ્છે છે. તેમ અદ્વિતીય બ્રહ્મને જાણવા માટે પ્રત્યક્ષાદિ પ્રમાણની અવિષયતારૂપ અલૌકિકપણું સૂચવે તેનું નામ અપૂર્વતા છે.

ફળ એટલે જે કર્મ કરીને જાણ્યું વા કીધું હોય તેનું જે પરિણામ આવે તે. દાખલા તરીકે, બ્રહ્મને જાણવા માટે કહ્યુ છે કે, 'આચાર્યવાન્ જાણે છે, અને તે જાણનાર જ્ઞાની પુરુષને એટલો જ વિલંબ છે કે જ્યાં સુધી તે મુક્ત થયો

* દેશમાં વરસાદ પડતો ન હોય ત્યારે રાજા, પ્રજા પાસેથી કર લઈ તે કરની જે યજ્ઞ કરે છે તે યજ્ઞ કારીરી કહેવાય છે. આજની દૃષ્ટિએ એમ લાગે છે કે રાજાએ કર લઈ તળાવો ખોદાવવા, નદીઓમાં બંધ બાંધવા, કૂવાઓ ખોદાવવા, અને નેહેરો બાંધવા રૂપ યજ્ઞોનું કહ્યું હોય તેમ લાગે છે.

નથી, શરીર પડ્યુ નથી, ત્યાં સુધી એટલે દેહ પડ્યા પછી તે સત્ જે બ્રહ્મ છે તેને પામે છે.' એમાં અદ્વિતીય બ્રહ્મના જ્ઞાનથી સઘળા અનર્થો વા મોહની નિવૃત્તિરૂપ ફળ કહેલું છે.

સ્તુતિ અથવા નિંદાનું બોધક જે વાક્ય હોય તે અર્થવાદ કહેવાય છે. દાખલા તરીકે છાંદોગ્યમાં કહેલું છે કે, 'જેથી નહિ સાંભળેલું સાંભળ્યા જેવું ગણાય, નહિ નિશ્ચય કરેલું નિશ્ચય જેવું થાય, નહિ જાણેલું જાણેલા જેવું થઈ જાય,' વગેરે સ્તુતિ અર્થવાદ છે.

કહેલા અર્થને અનુકૂળ જે કંઈ કહેવામાં આવે તેનું નામ ઉપપત્તિ. દાખલા તરીકે, અગાડી મેં, બ્રહ્મનો અભેદ સિદ્ધ કરવા માટે, મૃત્તિકા, સુવર્ણ, છીપ વગેરેનાં દૃષ્ટાંતો આપ્યાં છે તે યુક્તિથી સમજાવ્યું છે તે ઉપપત્તિ છે.

એ પ્રમાણે ૭ રીતે (તાત્પર્ય ષડ્ લિંગ) અદ્વિતીય બ્રહ્મ સબંધે તાત્પર્યનિશ્ચયાર્થે જે સાંભળવું તેનું નામ શ્રવણ. એ શ્રવણ અંગરૂપ કહેવાય છે. એ ઉપક્રમ અને ઉપસંહારની એકરૂપતા આદિ છનો લિંગપૂર્વક વિચાર કરતાં, સર્વ ઉપનિષદોનું તાત્પર્ય બ્રહ્મરૂપ પ્રત્યગાત્મામાં જ છે, બીજામાં નહિ, એવો નિશ્ચય થવો એ શ્રવણનું સ્વરૂપ છે. ૧૦૧

શિષ્ય–તમે કહેલાં શ્રવણનું નિરૂપણ કયા ગ્રંથમાં કર્યું છે?

ગુરુ–બ્રહ્મસૂત્રના પ્રથમાધ્યાયમાં શ્રવણનું નિરૂપણ કર્યું છે.

શિષ્ય–શ્રવણનું શું ફલ છે?

ગુરુ–સંશયની નિવૃત્તિ થવી એ શ્રવણનું ફલ છે.

શિષ્ય–મનનનું સ્વરૂપ કહો.

ગુરુ–જે યુક્તિથી સંપૂર્ણ શંકાઓ નિવૃત્ત થાય છે અને બુદ્ધિ સ્થિર થાય છે, તેવી યુક્તિથી અખંડ અદ્વિતીય બ્રહ્મની સંભાવના થવી એનું નામ મનન.

શિષ્ય–એવું મનનનું સ્વરૂપ કીયા ગ્રંથમાં કહ્યું છે?

ગુરુ–બ્રહ્મસૂત્રના બીજા અધ્યાયમાં મનનનું સ્વરૂપ કહ્યું છે.

શિષ્ય–મનનનું શું ફલ છે?

ગુરુ–અદ્વિતીય બ્રહ્મ વિષે રહેલી અસંભાવનાની નિવૃત્તિ થવી એ મનનનું ફલ છે. ૧૦૨

અવતરણિકા–વિપરીત ભાવના તથા તેની નિવૃત્તિના ઉપાયો કહે છે.

**बहुजन्मदृढाभ्यासाद्देहादिष्वात्मधीः क्षणात्।**
**पुनः पुनरुदेत्येवं जगत्सत्यत्वधीरपि १०३**
**विपरीता भावनेयमैकाग्र्यात्सा निवर्तते।**
**तत्त्वोपदेशात्प्रागेव भवत्येतदुपासनात् १०४**

શબ્દાર્થ–ઘણાં જન્મના દૃઢ અભ્યાસથી દેહાદિકવિષે ક્ષણેક્ષણે આત્મબુદ્ધિ ઉત્પન્ન થાય છે, અને એ રીતે પુનઃ પુનઃ જગતમાં સત્યપણાની બુદ્ધિ પણ ઉત્પન્ન થાય છે, તે વિપરીતભાવના ગણાય છે; તે વિપરીતભાવના ચિત્તની એકાગ્રતાથી નિવૃત્ત થાય છે; અને ચિત્તની એકાગ્રતા, તત્ત્વોપદેશની પહેલાં જ, ઉપાસનાથી થાય છે. ૧૦૩–૧૦૪

## ચન્દ્રકાન્ત વિવરણ

ગુરુ–હવે જે વિપરીતભાવના થાય છે તેની નિવૃત્તિ સબંધે કહું છું. વિપરીતભાવના, બે પ્રકારની છેઃ પહેલી વિપરીતભાવના તો એ છે કે, અનેક જન્મના દૃઢ અભ્યાસથી, ઇંદ્રિયાદિકમાં ક્ષણે ક્ષણે આત્મબુદ્ધિ ઉત્પન્ન થવી તે; અને બીજી વિપરીતભાવના એ છે કે જગત્, અચિંત્ય રચનારૂપ છે, માટે મિથ્યા છે, એમ જાણતાં છતાં પણ, અનેક જન્મના દૃઢ અભ્યાસથી, તેમાં સત્યપણાની જે બુદ્ધિ ઉત્પન્ન થવી તે.

શિષ્ય–એ બન્ને પ્રકારની વિપરીતભાવનાની નિવૃત્તિ કેમ થાય?

ગુરુ–નિદિધ્યાસનથી એ બન્ને પ્રકારની વિપરીત ભાવનાની નિવૃત્તિ થાય છે.

શિષ્ય–નિદિધ્યાસનનું સ્વરૂપ કહો.

ગુરુ–ચિત્તની એકાગ્રતા એ નિદિધ્યાસનનું સ્વરૂપ છે.

શિષ્ય–ચિત્તની એકાગ્રતા શાથી થાય?

ગુરુ–બ્રહ્મોપદેશ પહેલાં જ સગુણ બ્રહ્મની ઉપાસનાથી ચિત્તની એકાગ્રતા થાય છે, અને તેથી વિપરીતભાવના નાશ પામે છે. ૧૦૩-૧૦૪

અવતરણિકા–'ચિત્તની એકાગ્રતાનું સાધન સગુણ બ્રહ્મની ઉપાસના છે,' એમ કહ્યું તે જાણવા માટે શિષ્ય આશંકા કરે છે, અને ગુરુ તેનું ઉત્તર દે છે.

उपास्तयोऽत एवात्र ब्रह्मशास्त्रेऽपि चिंतिताः।
प्रागनभ્યासिनः पश्चाद्ब्रह्माभ्यासेन तद्भवेत्॥

શબ્દાર્થ–(સગુણ બ્રહ્મની ઉપાસનાથી ચિત્તની એકાગ્રતા થાય છે) એટલા જ માટે આ બ્રહ્મશાસ્ત્ર (વેદાંત શાસ્ત્ર)માં પણ ઉપાસનાઓનો વિચાર કર્યો છે. પ્રથમ અભ્યાસરહિત પુરુષને ચિત્તની (બ્રહ્મોપદેશ પૂર્વે) એકાગ્રતા બ્રહ્માભ્યાસ થયા પછી થાય છે. ૧૦૫

### ચન્દ્રકાન્ત વિવરણ

શિષ્ય–'સગુણ બ્રહ્મની ઉપાસનાથી ચિત્તની એકાગ્રતા થાય છે,' એમ તમે શાથી જાણ્યું?

ગુરુ–વેદાંતશાસ્ત્રોમાં પણ ઉપાસનાઓનો વિચાર કર્યો છે, તેથી જાણવામાં આવે છે કે, ઉપાસનાથી ચિત્તની એકાગ્રતા થાય છે. જો ઉપાસનાથી ચિત્તની એકાગ્રતા ન થતી હોય, તો વેદાંતશાસ્ત્રમાં કહેલી ઉપાસનાઓ વ્યર્થ થઈ પડે; કારણ કે વેદાંતનું પ્રતિપાદ્ય કાંઈ ઉપાસના નથી, પરતુ અદ્વિતીય નિર્ગુણ બ્રહ્મ જ છે.

શિષ્ય—જે પુરુષે બ્રહ્મોપદેશની પૂર્વે, આ જન્મમાં અથવા જન્માંતરમાં ઉપાસના કરી નથી, તે પુરુષના ચિત્તની એકાગ્રતા કેમ સિદ્ધ થાય?

ગુરુ–તેવા પુરુષને બ્રહ્માભ્યાસથી ચિત્તની એકાગ્રતા સિદ્ધ થાય છે. ૧૦૫

અવતરણિકા–બ્રહ્માભ્યાસનું સ્વરૂપ કેવું છે તે જિજ્ઞાસા થતાં ગુરુ કહે છે

तच्चिंतनं तत्कथनमन्योन्यं तत्प्रबोधनम् ।
एतदेकपरत्वं च ब्रह्माभ्यासं विदुर्बुधाः १०६
तमेव धीरो विज्ञाय प्रज्ञां कुर्वीत ब्राह्मणः।
नानुध्यायाद्बहूञ्छब्दान्वाचो विग्लापनं
हि तत् ॥ १०७॥
अनन्याश्चिंतयंतो मां ये जनाः पर्युपासते ।
तेषां नित्याभियुक्तानां योगक्षेमं वहाम्यहम्।
इति श्रुतिस्मृती नित्यमात्मन्येकाग्रतां धियः
विधत्तो विपरीताया भावनायाः क्षयाय हि

શબ્દાર્થ–બ્રહ્મનું ચિંતન કરવું, તેનું કથન કરવું, પરસ્પર તેના વિશે ઉપદેશ કરવો, અને કેવલ તેને વિશે જ તત્પર રહેવું તેને બુદ્ધિમાન્ પુરુષો બ્રહ્માભ્યાસ જાણે છે. ધીર (સાધનસંપન્ન) બ્રાહ્મણે (મુમુક્ષુએ) તેને (પરમાત્માને) જ જાણીને, પ્રજ્ઞા (બ્રહ્મ અને આત્માની એકતારૂપ બુદ્ધિવૃત્તિ) સંપાદન કરવી; પણ ઘણા શબ્દોનું અનુધ્યાન (સ્મરણ અને કથન). કરવું નહિ, કારણ બહુ શબ્દોનું કથન કરવું તે વાણીને ગ્લાનિ કરનારુ છે. જે પુરુષો અનન્ય હોઇને કેવળ મારુ જ ચિંતન કરતાં મને જ સર્વ પ્રકારે ભજે છે તેવા મારે વિષે નિત્ય ચિત્ત રાખનારા પુરુષોને હું, યોગક્ષેમ આપું છું; એ પ્રમાણે શ્રુતિ અને સ્મૃતિ, વિપરીત ભાવનાના ક્ષય માટે, આત્મામાં નિત્ય બુદ્ધિની એકાગ્રતાનું વિધાન કરે છે, એ નિશ્ચયપૂર્વક જાણ. ૧૦૬–૧૦૯

### ચન્દ્રકાન્ત વિવરણ

શિષ્ય–બ્રહ્માભ્યાસનું સ્વરૂપ કહો.

ગુરુ–જગત્ મિથ્યા છે, દેહાદિક અનાત્મપદાર્થ છે, અને બ્રહ્મ સત્ય છે, એવું સર્વદા ચિંતન કરવું; જગત્ મિથ્યા છે, દેહાદિક અનાત્મ પદાર્થ છે, અને બ્રહ્મ સત્ય છે, એવું સદા મુખથી ઉચ્ચારણ કરવું; મુમુક્ષુ પુરુષ સાથે વાત થાય તો તેને તેવો જ ઉપદેશ કરવો, પોતાની સમાન કોઈ અભ્યાસી પુરુષ પ્રાપ્ત થાય તોપણ 'જગત્ મિથ્યા છે, દેહાદિક અનાત્મ પદાર્થ છે, ને બ્રહ્મ સત્ય છે,' એવી પરસ્પર વાતો કરવી, અને સર્વદા તેમાં તત્પર રહેવું, એ બ્રહ્માભ્યાસનુ સ્વરૂપ છે.

એ બ્રહ્મનું સ્વરૂપ જાણવા માટે, એકાંત પ્રદેશમાં, જેવાં કે પવિત્ર સ્થળોમાં, સુંવાળાં આસન મૃગચર્માદિકપર બેસી, ડોક, મસ્તક ને શરીરને સરખાં રાખી, આત્મચિંતન કરવું જોઇએ. તેમ કરી અભેદભાવથી પ્રત્યગાત્માને ભજવો, અને તેનું જ ચિંતન કર્યા કરવું. આટલા માટે ઋષિમુનિઓ સર્વદા એકાંત સ્થળમાં, હિમગિરિના સિદ્ધાશ્રમમાં, વિંધ્યગિરિની કંદરાઓમાં કે નીલગિરિના શિખરપર બેસી, કોઈ પણ જાતના વિક્ષેપ વગર રહેતા અને ત્યાં સ્વસ્વરૂપાનુસં[illegible] કરતા હતા. બ્રહ્માભ્યાસ માટે લોકસ[illegible] ઉત્પન્ન કરે છે, અને એકાંતવા[illegible] આપે છે. સદા બ્રહ્મનું ચિંતન [illegible] અન્ય કોઈ સંકલ્પ ઉત્પન્ન [illegible]

કરવાથી બીજા શબ્દો મુખમાંથી નીકળતા નથી, અથવા ઉપદેશ કરવાથી બીજો ઉપદેશ મનમાં આવવા પામતો નથી; પરસ્પર તેવી વાતો કરવાથી નકામી વાતો થતી નથી, અને તેમાં જ તત્પર રહેવાથી વિષયોમાં તત્પરતા થતી નથી. ૧૦૬

**બ્રહ્મમાં ચિત્ત એકાગ્ર કરવું, એ વિષે પ્રતિપાદક શ્રુતિ અને સ્મૃતિ**

હવે બ્રહ્મસાક્ષાત્કારમાં ચિત્તની એકાગ્રતા કરનાર ધીર એટલે બ્રહ્મચર્ય આદિ સાધનવાળા બ્રાહ્મણે (એટલે બ્રહ્મ થવાને ઇચ્છતા મુમુક્ષુ પુરુષે) વિપરીતભાવના, અસંભાવના અને સશય ન થાય તેવી રીતે, પ્રત્યગભિન્ન પરમાત્માનું સ્વરૂપ જાણવું. પછી જેમ, નદીના જલનો પ્રવાહ ચાલે છે, તેમ બ્રહ્મ અને આત્માની એકતાનાં જ્ઞાનરૂપ બુદ્ધિવૃત્તિનો પ્રવાહ ચલાવવો, એટલે ચિત્તની એકાગ્રતા સિદ્ધ કરવી. વળી અનાત્મપદાર્થને કહેવાવાળા બહુ શબ્દોનું સ્મરણ કરવું નહિ, તેમ કથન પણ કરવું નહિ, કારણ કે બહુ શબ્દોનું સ્મરણ કરવાથી મનને શ્રમ થાય છે, અને કથન કરવાથી વાણીને શ્રમ થાય છે, એવી રીતે શ્રુતિમાં બ્રહ્મમાં ચિત્તની એકાગ્રતાનું પ્રતિપાદન કર્યું છે. ૧૦૭

જે અનેકની ઉપાસના મૂકી અને જૂદા જૂદા વ્યવહાર મૂકી, કેવલ એકની જ ઉપાસના કરે છે તે અનન્ય કહેવાય છે. જે નિત્ય ઉપાસનામાં તત્પર હોય તે નિત્યાભિયુક્ત કહેવાય છે. નવું મેળવવું તે યોગ કહેવાય છે, અને મળેલાનું રક્ષણ કરવું તે ક્ષેમ કહેવાય છે. શ્રીમદ્ભગવદ્ગીતામાં શ્રીકૃષ્ણ પરમાત્માએ કહ્યું છે કે, 'अहं ब्रह्मास्मि' 'હું બ્રહ્મ છું' એ પ્રકારનાં જ્ઞાનથી, મારાથી અભિન્ન થયેલા જે પુરુષો મારાથી અભિન્નપણાનું સર્વદા ચિંતન કરે છે, અને સદા મારારૂપ થઇને વર્તે છે, આત્મતત્ત્વથી નિરંતર મારું અનુસંધાન કરવાવાળા છે તે પુરુષોનો યોગક્ષેમ હું પોતે નિભાવુ છું. એપર આ એક કથા છે તે સાંભળ.

**ભગવાન્ અને અનન્ય ભક્તની કથા**

કોઈ એક વિદ્વાન, પોતે દરિદ્ર હોવાથી, ભિક્ષાવૃત્તિ કરી પોતાનાં કુટુંબનું પોષણ કરતો હતો. તે વિષ્ણુ ભગવાનનો ઉપાસક હતો. ભિક્ષાવૃત્તિ કરતાં તે બહુ ગ્લાનિ પામ્યો, તથાપિ કુટુંબ પોષણ કર્યા વિના ચાલે નહિ, તેમ લોકવ્યવહારમાં પણ રહેવું જોઇએ, એટલા જ માટે ભિક્ષાવૃત્તિ કરતો હતો. એક દિવસે શ્રીમદ્ભગવદ્ગીતાનો પાઠ કરતાં કરતાં (નવમા અધ્યાયનો ૨૨ મો શ્લોક) ઉપલો શ્લોક તેના વાંચવામાં આવ્યો. તેના અર્થનો વિચાર કર્યા પછી તેણે માન્યું કે, 'આ શ્લોક ગીતામાં નકામો છે, કારણ કે પરમાત્મા તેમાં કહ્યા પ્રમાણે કરતા નથી. હું નિરંતર તેની ઉપાસના કરું છું, તેના રૂપ જ થઈ રહ્યો છું. તથાપિ તે મારો યોગક્ષેમ વહેતા નથી; માટે એ શ્લોક ઉપર હરિતાલ લગાડી ગીતાજીમાંથી કાઢી નાંખવો જોઇએ.' એવો નિશ્ચય કરી તેણે તેની ઉપર હરિતાલ લગાડી. બન્યું એવું કે, બીજે દિવસે પાઠ પાઠ કરતી વખતે પૂર્વની પેઠે જેવો ને તેવો જ તે શ્લોક જોવામાં આવ્યો, પણ હરિતાલ જોવામાં આવી નહિ. તેથી તે બ્રાહ્મણ સંશયમાં તો પડ્યો, તથાપિ પોતાની ભૂલ ગણી ફરીથી તેની ઉપર હરિતાલ લગાડી; પરંતુ ત્રીજે દિવસે પણ તેવો ને તેવો જ શ્લોક જોવામાં આવ્યો, અને હરિતાલ તો શું પણ હરિતાલનો લેશ પણ જોવામાં આવ્યો નહિ, તેથી તે બ્રહ્મદેવ વિચારમાં ગુંચવાઈ ગયો, કે 'હું આ શ્લોક ઉપર બે દિવસો થયાં હરિતાલ લગાડું છું, તથાપિ તે હરિતાલ જોવામાં આવતી નથી તેનુ કારણ શું?'

એના એ વિચારમાં મહારાજ તો મૂઢ બની બેઠા છે, તેટલામાં કોઈ સત ત્યાં આવી ચડ્યો, ને તેણે બ્રહ્મદેવની તેવી સ્થિતિ જોઇને પૂછ્યું કે, "હે બ્રહ્મદેવ ! કોઇ આંતર ચિંતામાં ઉતર્યા હો એમ જણવામાં આવે છે, તે શું છે તે કહો."

તેપરથી તે બ્રાહ્મણ બોલ્યો કે, "હે સાધુ! હું નિરતર વિષ્ણુભગવાનની ઉપાસના કરુ છું, તથાપિ મારો યોગક્ષેમ ભગવાન્ નિભાવતા નથી, તેથી ભગવાનનું વચન મિથ્યા છે એમ માની, આજ બે દિવસો થયાં આ શ્લોક ઉપર હરિતાલ લગાડું છું. પરંતુ તે હરિતાલ પાછી કયાં જાય છે તે જાણવામાં આવતું નથી, માટે હું તેના વિચારમાં પડ્યો છું."

તેનું તે વચન સાંભળી તે સાધુએ કહ્યું:-"હે બ્રાહ્મણ! જો પોતાનું વચન મિથ્યા હોય તો તેની ઉપર હરિતાલ ભગવાન્ રહેવા દે, પણ પોતાનુ વચન મિથ્યા નથી, તો પછી ભગવાન્ તે શ્લોક ઉપર હરિતાલ રહેવા કેમ દે?"

બ્રાહ્મણ-"ત્યારે ભગવાન્ મારો યોગક્ષેમ કેમ નથી નિભાવતા?"

સાધુ-"તું તે શ્લોકમાં કહ્યા પ્રમાણે વર્તતો નહિ હોય."

બ્રાહ્મણ-"કેમ, હું નથી વર્તતો?"

સાધુ-"તું ભગવાનની ઉપાસના કરે છે, ને વળી ભિક્ષાવૃત્તિ પણ કરે છે, અને અહીં તો 'અનન્ય થઇ ચિંતન કરતા અને ઉપાસના કરતા પુરુષોનો યોગક્ષેમ હું નિભાવું છું,' એમ કહ્યું છે, તેથી તું અનન્ય થઈ ચિંતન કરતો નથી; વખત આવ્યે ચિંતન કરે છે, અને અન્ય સમયે ભિક્ષાવૃત્તિ પણ કરે છે. જો કેવળ ભગવાન્ ઉપર ભરોંસો રાખી, અન્ય સર્વ વ્યવહાર મૂકી, સર્વદા તેની જ ઉપાસના કરે તો, ભગવાન્ તારો યોગક્ષેમ વહે, અને તેનું વચન પણ સત્ય થાય."

તે સાધુનાં એવાં વચન સાંભળી, બ્રહ્મદેવે નિશ્ચય કર્યો કે, 'આપણે ભિક્ષાવૃત્તિ આદિ સર્વ વ્યવહાર મૂકી, કેવળ ભગવાનની ઉપર જ ભરોંસો રાખવો.' પછી તે ભિક્ષાવૃત્તિ મૂકી સર્વદા ભગવાનનું ચિંતન કરવા લાગ્યો. જેમ તેમ કરતાં એક વરસ તો તેણે ગાડું ચલાવ્યું. પણ એક વખત તેને તથા તેનાં કુટુંબને એક, બે અને ત્રણ દિવસ સુધી ખાવાને અન્ન પણ મળ્યું નહિ, કારણ કે 'ભીખનાં હાલ્લાં સિકે ચડે નહિ,' એ કહેવત પ્રમાણે તેના ઘરમાં 'ભૂત ભુસકા મારતાં હતાં ને હનુમાનજી હડીઓ કાઢતા હતા.' તેને ત્યાં રોજ આવતુ ને રોજ ખવાઈ જવાતું હતુ: બીજા દિવસ માટે થોડો પણ સગ્રહ થતો નહિ. આમ અન્ન વગર કડાકા થયા, તોપણ બ્રાહ્મણની શ્રદ્ધા ડોલાયમાન થઈ નહિ, ત્યારે ભગવાને વિચાર કર્યો કે, 'હવે આ બ્રાહ્મણનો ખરો નિશ્ચય છે. એ સર્વે વ્યવહાર મૂકી અનન્ય થઈ કેવળ મારુ ચિંતન કરે છે, માટે હવે આનો યોગક્ષેમ નિભાવ્યા વિના છૂટકો નથી,' તથાપિ તેની શ્રદ્ધાને કસવા માટે થોડીવાર થભી રહ્યા.

ત્રણ દિવસ ભૂખના કડાકા થવાથી તેનું કુટુબ બહુ દુ:ખી થવા લાગ્યું. તેની વહુ આવી ફડફડાટ કરવા લાગી કે, 'એ શાસ્ત્રનાં પોથાં મૂકી, કોઈ ગૃહસ્થને જાચો તો આ છોકરાંઓ રડતાં રહે.' છોકરાંઓ, 'બાપા ખાઉં ને બાપાને ખાઉં' એમ બરાડવા ને રડવા લાગ્યાં. આમ તેઓના આક્રંદથી કંટાળી બ્રાહ્મણે વિચાર કીધો કે, 'અહીંથી ચાલ્યો જાઉં તો આ જજાળ મટે.' એમ વિચારી તે એક દિવસ ચાલ્યો ગયો, અને માર્ગમાં મનમાં વિચાર કરવા લાગ્યો કે, 'પરમાત્માએ એ વચન મિથ્યાજ કહેલું છે; નહિ તો હવે મારામાં શી ઉણપ છે કે, મારો યોગક્ષેમ નિભાવતા નથી?' વળી વિચાર થયો કે, 'તેમ હોય નહિ, પણ મારામાં કઈ ઉણપ હશે જ.' આવા વિચારમાં ને વિચારમાં તે એક ગુફામાં જઇ સુતો, ને ધાર્યું કે, 'જે થાય તે ખરું.' આ ક્ષણે શ્રીપરમાત્માએ વિચાર કીધો કે, 'બ્રહ્મદેવ પૂર્ણ શ્રદ્ધાવાળો છે; તેને હવે વધારે કસવાની આવસ્યકતા નથી,' તેથી રાત્રિના બે પ્રહર ગયા ત્યારે તે બ્રાહ્મણને ઘેર બે માણસ પાસે પુષ્કળ દ્રવ્ય ઉપડાવીને ગયા, ને હાંક મારી કે, અમુક બ્રહ્મદેવનું ઘર કીયું? ભૂખે દહાડા ગણતી તે બ્રાહ્મણની સ્ત્રી જાગ્રત હતી તે ઉઠી, બારી ઉઘાડીને પૂછ્યું, 'કોણ છે?' સગુણ પરમાત્માએ કહ્યુ કે, 'બારણાં ઉઘાડો, તમારા નાથે આ દ્રવ્ય મોકલ્યું છે તે લો.' તુરત સ્ત્રીએ બારણાં ઉઘાડી દ્રવ્ય લીધું ને પૂછ્યું કે, 'આપ કોણ છો, ને મારા સ્વામિ કયાં છે?' પરમાત્માએ કહ્યું. 'મારુ નામ કૃષ્ણજીવન છે, ને તમારા સ્વામિ, આ ગામની પૂર્વ દિશાએ આવેલી ગુફામાં, થાકી ગયા છે તેથી સુતા છે, જાઓ તેમને તેડી લાવો.' આ સમયે સ્ત્રીએ તે ઈશ્વર સામા નજર કરી તો તે સર્વાંગે સ્યામસુંદર હતા, પણ તેના હોઠ પીળા જણાયા. પછી ઇશ તો અદૃશ્ય થઈ ગયા, ને તે સ્ત્રી, દ્રવ્ય આવ્યુ એટલે પગમાં જોરે આવ્યું ને ભૂખ પણ ભાગી ગઈ તેથી, કુટુબીઓને લેઇને સ્વામિને શોધવા ગઈ. પછી જ્યારે તે બ્રાહ્મણ ઘેર આવ્યો ત્યારે સ્ત્રીએ દ્રવ્યદાતાના રૂપગુણનુ વર્ણન કરતાં, તેમાં કહ્યુ કે, 'તેમના હોઠ પીળા હતા,' ત્યારે તે બ્રાહ્મણને ભાન આવ્યુ કે, 'પરમાત્માના

પર અશ્રદ્ધાથી મેં હરિતાલ મારી તેથી તેઓએ દર્શાવ્યું કે, મારું વચન મિથ્યા નથી, પણ સત્ય છે, છતાં મેં હરિતાલ મારી તે દર્શાવવા હોઠ પીળા થયા છે,' તેથી તે બ્રાહ્મણને ઘણો પશ્ચાત્તાપ થયો, ને તે દિવસથી પૂર્ણ પરબ્રહ્મનાં નિર્ગુણ સ્વરૂપનો ઉપાસક બની રહ્યો.*

આ પરથી સાર લેવો કે, જેમ છેક નાનાં બાળકનો યોગક્ષેમ તેનાં માતાપિતા કરે છે, પછી જેમ જેમ બાળક મોટું થતું જાય ને પોતે પોતાનો યોગક્ષેમ કરવા લાગે તેમ તેમ તેનાં માબાપ બાળકનો યોગક્ષેમ ઓછો કરતાં જાય છે, ને જ્યારે બાળક મોટો થઈ પોતાનો નિર્વાહ ચલાવવા લાગે છે ત્યારે માતાપિતા થોડો પણ યોગક્ષેમ કરતાં નથી, અને જેમ જેમ માતાપિતા વૃદ્ધ થતાં જાય છે તેમ તેમ માતાપિતાનો યોગક્ષેમ તેના પુત્રો કરતા જાય છે, અને જ્યારે તે સર્વ કાર્યમાં અસમર્થ થાય ત્યારે સર્વ યોગક્ષેમ તેના પુત્રો કરે છે. તેમ પુરુષ જ્યાં સુધી અભિમાન રાખી પોતાનો યોગક્ષેમ વહે છે, ત્યાં સુધી ભગવાન્ તેના યોગક્ષેમ ઉપર દૃષ્ટિ દેતા નથી. પણ જેમ જેમ અભિમાન ઓછું થતું જાય છે અને ભગવાન્ ઉપર શ્રદ્ધા વૃદ્ધિ પામતી જાય છે, તેમ તેમ ભગવાન્ તેના યોગક્ષેમ ઉપર દૃષ્ટિ દેતા જાય છે. અને જ્યારે પુરુષ સર્વથા પોતાનો યોગક્ષેમ મૂકી, સર્વદા પરબ્રહ્મના ચિંતનમાં મગ્ન થાય છે, ત્યારે તેનો સર્વ પ્રકારનો યોગક્ષેમ ભગવાન્ પોતે જ વહે છે.

શિષ્ય-હે દેવ! પરમાત્મા તો કર્ત્તાપણાથી રહિત છે, છતાં તે, 'હું યોગક્ષેમ કરી આપું છું,' એમ કહે છે, તેથી તેને કર્ત્તાપણાનો દોષ લાગે છે, તેનું શું સમાધાન છે?

ગુરુ-ભગવાનને કર્ત્તાપણાનો દોષ લગાડવાનું કારણ નથી. જેમ વૃક્ષ ફળી ફળીને જામી રહ્યું હોય, તેની નીચે જે જાય ને હાથ લાંબો કરે તેને તેનું ફળ મળે છે, પણ બીજાને મળતું નથી, અને એમાં વૃક્ષનું પક્ષપાતપણું કે કર્ત્તાપણું નથી; તેમ ભક્તિ અથવા શ્રદ્ધા એ એવો વિષય છે કે જેનો જેવો વેગ તેવો તેને સાક્ષાત્કાર. એ પ્રમાણે અતિ તીવ્ર વેગવાળાને સુદૃઢ ને સુલભ યોગક્ષેમ મળે છે; મંદને મંદ, ને જેનામાં કંઈ નથી હોતું તેને કંઈ પણ મળતું નથી; એમાં પરમાત્માનો દોષ કે કર્ત્તાપણું નથી. ૧૦૮

એ પ્રકારે બ્રહ્મમાં ચિત્તની એકાગ્રતા થવાથી, 'દેહ આત્મા છે, જગત્ સત્ય છે,' એ પ્રકારની વિપરીતભાવના નિવૃત્તિ પામે છે. એટલા જ માટે ઉપર કહેલી શ્રુતિ અને સ્મૃતિમાં એકાગ્રતાનું વિધાન કર્યું છે. ૧૦૯

અવતરણિકા-દેહાદિકમાં આત્મપણાની બુદ્ધિની અને જગતમાં સત્યપણાની બુદ્ધિની વિપરીતભાવનામાં, શિષ્ય પ્રશ્ન કરે છે, અને ગુરુ તેનું સમાધાન કરે છે.

यद्यथा वर्तते तस्य तत्त्वं हित्वाऽन्यथात्वधीः।
विपरीता भावना स्यात्पित्रादावरिधीर्यथा
आत्मा देहादिभिन्नोऽयं मिथ्या चेदं जगत्तयोः।
देहाद्यात्मत्वसत्यत्वधीर्विपर्ययभावना १११
तत्त्वभावनया नश्येत्साऽतो देहातिरिक्तताम्।
आत्मनो भावयेत्तद्वन्मिथ्यात्वं जगतोऽनिशम्

શબ્દાર્થ-જે વસ્તુ જે રૂપે વર્તે છે, તેનાં તત્ત્વને તજીને, તેને વિષે અન્યથાપણાની બુદ્ધિ કરવી તે વિપરીતભાવના ગણાય છે. જેમ કે, પિતા આદિમાં શત્રુબુદ્ધિ થવી તે વિપરીતભાવના છે. આ આત્મા દેહાદિકથી ભિન્ન છે, અને આ જગત્ મિથ્યા છે, છતાં આત્મામાં તથા જગતમાં દેહાદિરૂપપણાંની બુદ્ધિ અને સત્યપણાંની બુદ્ધિ થવી તે વિપરીતભાવના છે. તે વિપરીતભાવના તત્ત્વભાવનાથી નાશ પામે છે; એટલા માટે આત્મા દેહથી ભિન્ન છે અને જગત્ મિથ્યા છે, એવી નિરંતર ભાવના કર્યા કરવી. ૧૧૦-૧૧૨

## ચન્દ્રકાન્ત વિવરણ

### વિપરીતભાવનાનું લક્ષણ સહિત ઉદાહરણ, યોજના, અને નિવૃત્તિનો ઉપાય

શિષ્ય- દેહાદિક આત્મા છે, જગત્ સત્ય છે,' એવાં જ્ઞાનને તમે વિપરીતભાવના કેમ કહો છો?

ગુરુ-એ જ્ઞાનમાં વિપરીતભાવનાનું લક્ષણ ઘટે છે, માટે અમે તેને વિપરીતભાવના કહીએ છીએ.

* આ કથા થોડાક ફેરફાર સાથે ચન્દ્રકાન્ત વિવરણકાર બ્રહ્મીભૂત ઈચ્છારામે સ્વરચિત ચન્દ્રકાન્તના ત્રીજા ભાગમાં "જનક વિદેહીનું આમંત્રણ" એ નામના વ્યાખ્યાનમાં આપી છે.

શિષ્ય-વિપરીતભાવનાનું શું લક્ષણ છે?

ગુરુ-જે પદાર્થ જે રૂપે વર્તતો હોય તેનાં તત્ત્વને તજીને તેમા જૂદાપણાંની બુદ્ધિ થવી, એ વિપરીતભાવનાનું લક્ષણ છે જેમકે, છીપ છીપરૂપે છે, પણ એ છીપસ્વરૂપનો ત્યાગ કરી, તેમાં અન્યથા બુદ્ધિ એટલે રૂપાપણાનુ જ્ઞાન થવુ એ વિપરીતભાવના કહેવાય છે. તેવા 'अतस्मिंस्तद्बुद्धिर्विपरीतभावना । અન્ય પદાર્થોમા અન્ય પદાર્થની તે જાતની બુદ્ધિ એટલે તેનુ જ્ઞાન થવુ એ વિપરીતભાવના' છે દાખલા તરીકે, પિતા ભ્રાતા આદિ કુટુંબીઓ શત્રુ નથી, તથાપિ તેમા દુષ્ટ પુત્રને પિતા બધુમા શત્રુબુદ્ધિ થાય છે તે વિપરીતભાવના છે ૧૧૦

એમ જ વસ્તુત જે આત્મા દેહાદિકથી ભિન્ન છે તે આત્માને દેહાદિરૂપ જાણવો એ વિપરીતભાવના છે. વસ્તુત જગત્ મિથ્યા છે તથાપિ તેને સત્ય જાણવુ એ પણ વિપરીતભાવના છે. ૧૧૧

પરતુ આત્મા દેહથી અતિરિક્ત છે, જગત મિથ્યા છે, એ પ્રકારનાં નિરંતર ધ્યાન કરવાથી તે વિપરીતભાવના નિવૃત્ત થાય છે, માટે સર્વદા તેનું ધ્યાન કરવુ ૧૧૨

અવતરણિકા-હવે શિષ્ય નિદિધ્યાસનમા નિયમ શા શા છે તે વિષે પ્રશ્ન કરે છે, ને ગુરુ ઉત્તર દે છે

**किं मंत्रजपवन्मूर्तिध्यानवद्वाऽऽत्मभेदधीः ।**
**जगन्मिथ्यात्वधीश्चात्र व्यावर्त्या स्यादुतान्यथा ॥ ११३ ॥**
**अन्यथेति विजानीहि दृष्टार्थत्वेन भुक्तिवत् ।**
**बुभुक्षुर्जपवद्भुङ्क्ते न कश्चिन्नियतः क्वचित् ११४**
**अश्नाति वा न वाऽश्नाति भुङ्क्ते वा स्वेच्छयाऽन्यथा ।**
**येन केन प्रकारेण क्षुधामपनिनीषति ११५**
**नियमेन जपं कुर्यादकृतौ प्रत्यवायतः ।**
**अन्यथाकरणेऽनर्थः स्वरवर्णविपर्ययात् ११६**

શબ્દાર્થ-ત્યારે આત્મા દેહથી ભિન્ન છે તે સંબધી ભેદબુદ્ધિ અને જગતના મિથ્યાપણાની બુદ્ધિ શું મંત્રના જપની પેઠે કરવી? કે મૂર્તિના ધ્યાનની પેઠે કર્યા કરવી? અથવા અન્ય પ્રકારે કરવી? (ના, તેમ નહિ. પણ) જેમ ભોજન કરવાની ઇચ્છાવાળો કોઈ પુરુષ ક્ષુધાની શાંતિ માટે ભોજન કરે છે, પરંતુ જપ કરનારની પેઠે કંઈ નિયમપૂર્વક ભોજન કરતો નથી, તેમ તત્ત્વભાવના કોઇ બીજીજ રીતે એટલે નિયમાદિક વિના જ કરી શકાય છે; કારણ કે એ ભાવના પ્રત્યક્ષ ફળવાળી છે, તેથી ભોજનની પેઠે નિયમ વિનાની છે ક્ષુધાવાળો પુરુષ ભોજન કરે છે, અથવા ભોજન કરતો નથી, અથવા તો પોતાની ઈચ્છા પ્રમાણે અન્યથા ભોજન કરે છે, તે હરકોઇ પ્રકારે ક્ષુધાની જ નિવૃત્તિ કરવાની ઈચ્છા રાખે છે; પણ જપ તો નિયમ પ્રમાણેજ કરવો જોઇએ; કેમકે જપ ન કરવાથી પાપ લાગે છે. જો દર્શાવેલા નિયમથી વિરુદ્ધ રીતે કરે તો સ્વર અને વર્ણ વગેરેમાં વિપર્યય થવાથી અનર્થ થાય છે ૧૧૩-૧૧૬

## ચન્દ્રકાન્ત વિવરણ

### વિપરીતભાવના ટાળવા માટે કંઈ નિયમાદિ છે કે?

શિષ્ય-હે દેવ! જેમ ગાયત્રી આદિ મત્રના જપ કરવામાં અને વિષ્ણુ આદિ દેવતાઓના ધ્યાન કરવામાં પવિત્રતા, પૂર્વાભિમુખે બેસવું વગેરે નિયમોની અપેક્ષા છે, તેમ આત્માની દેહાદિકથી ભિન્નતાના ચિંતનમા અને જગતની મિથ્યારૂપતાના અનુસંધાનમાં નિયમની અપેક્ષા છે, કે લૌકિક વ્યવહારની પેઠે તેમાં નિયમની અપેક્ષાજ નથી? ૧૧૩

### ઉત્તર-કોઈ નિયમ પાળવાની જરૂર નથી

ગુરુ-જેનું ફલ અપ્રત્યક્ષ હોય તેમાં નિયમની અપેક્ષા છે. જેમ, જપનુ ફલ સ્વર્ગપ્રાપ્તિ આદિ અપ્રત્યક્ષ છે, તેથી તેના પવિત્રતા અને પૂર્વાભિમુખતા આદિ નિયમો છે, પણ જેનું ફલ પ્રત્યક્ષ હોય તેમાં કશો નિયમ નથી, જેમ, ભોજનનું તૃપ્તિરૂપ ફલ પ્રત્યક્ષ છે, તેથી તેમાં કોઈ નિયમ નથી તેમજ નિદિધ્યાસનનુ બ્રહ્માનદની પ્રાપ્તિરૂપ ફલ પ્રત્યક્ષ છે, તેથી તેમાં પણ કોઇ જાતનો નિયમ નથી

શિષ્ય-જો કે ભોજનનું તૃપ્તિરૂપ ફલ પ્રત્યક્ષ છે, તથાપિ 'પૂર્વાભિમુખે બેસી ભોજન કરવું, હસ્ત ચરણ અને મુખ પવિત્ર કરીને ભોજન કરવું મ્લેચ્છ અને રજસ્વલા આદિ

પડે એવી રીતે ભોજન કરવુ ' ઇત્યાદિ નિયમો શ્રુતિ અને સ્મૃતિમાં કહ્યા છે, ત્યારે તમે નિદિધ્યાસનમાં નિયમની જરૂર નથી એમ કહી, ભોજનનુ દૃષ્ટાંત કેમ આપો છો?

ગુરુ—શ્રુતિ અને સ્મૃતિમાં ભોજનના જે નિયમો કહ્યા છે તે પરલોકની પ્રાપ્તિનુ કારણ છે, પણ ક્ષુધાની નિવૃત્તિનું કારણ નથી એટલા જ માટે જેને પરલોકની પ્રાપ્તિની ઇચ્છા હોય તે પુરુષ નિયમપૂર્વક ભોજન કરે છે, પરંતુ જેને ક્ષુધા અતિ વ્યાપી હોય છતાં પરલોકપ્રાપ્તિની ઇચ્છા ન હોય, પણ કેવળ ક્ષુધાનિવૃત્તિની જ ઇચ્છા હોય, તે પુરુષે પૂર્વાભિમુખે કે ઉત્તરાભિમુખે બેસી ભોજન કરવાનો વિચાર કરવાનો નથી, તેણે દશ ગ્રાસ કે વીસ ગ્રાસની ગણના કરવાની નથી, પવિત્રતા કે અપવિત્રતા સામુ જોવાનુ નથી, કોઈ જાતનો નિયમ પાળવાનો નથી, તેને તો ખાધા સાથે જ કામ છે, તે તો જેવી રીતે ક્ષુધાથી થતી પીડાની શાંતિ થાય તેવી રીતે ભોજન કરે છે ૧૧૪

કેવળ ક્ષુધાથી થતી પીડાની નિવૃત્તિની ઇચ્છાવાળો ભુખ્યો પુરુષ, જો અન્ન પ્રાપ્ત થાય તો, ભોજન કરી ક્ષુધાની નિવૃત્તિ કરે છે, ને જો અન્ન પ્રાપ્ત ન થાય તો સેત્રંજ, ચોપટ અથવા જુગાર આદિ ગમત વિષે અથવા તો ગાનતાનમા કે નાટકચેટક વા ભાડભવાયા જોવામાં મનને આસક્ત કરી ક્ષુધાથી થતી પીડાને ભૂલાવી દઇ, કાલક્ષેપ કરે છે પણ જ્યારે અન્ન પ્રાપ્ત થાય છે ત્યારે નિયમ વિના બેઠો બેઠો, ચાલતો ચાલતો અથવા સૂતો સૂતો પોતાની ઇચ્છા પ્રમાણે ભોજન કરી ક્ષુધાની નિવૃત્તિ કરે છે

એમ ભોજનનુ દૃષ્ટ ફલ, ક્ષુધાથી થતી પીડાની નિવૃત્તિ છે, અને નિયમો તો પરલોકનુ કારણ છે માટે ભુખ્યો પુરુષ ગમે તે પ્રકારે ક્ષુધાથી થતી પીડાની નિવૃત્તિને ઇચ્છે છે, અને તેથી જ તે નિયમની અપેક્ષા ન કરતાં, ક્ષુધાની નિવૃત્તિના અનુકૂલ ઉપાયો જ યોજે છે ૧૧૫

### જપાદિક નિયમમાં ભોજનરૂપ દૃષ્ટાંતથી બતાવેલી વિલક્ષણતા

પણ જપ આદિ વિષે નિયમની આવશ્યકતા છે જો જપ ન કરે તો પાપ લાગે છે, અને જો નિયમ વિના અન્યથા જપ કરે તો સ્વર અને વર્ણનો વિપર્યય થવાથી અનર્થ થાય છે. 'मन्त्रो हीनः स्वरतो वर्णतो वा मिथ्याप्रयुक्तो न तमर्थमाह। स वाग्वज्रो यजमानं हिनस्ति यथेन्द्रशत्रुः स्वरतोऽपराधात्। સ્વરથી અને વર્ણથી હીન મત્ર, વ્યર્થ પ્રયોગ હોવાથી, તે પોતાના અર્થને પામતો નથી સ્વરના અપરાધથી ઇન્દ્રનો શત્રુ જેમ હણાયો તેમ તે વાણીરૂપી વજ્ર યજમાનને હણે છે ' એના સબંધમા એક કથા છે કે –

### ઇન્દ્ર—વૃત્રાસુરનો દાખલો

પૂર્વે દૈત્યોએ દેવતાઓ પાસેથી સ્વર્ગનું રાજ્ય જીતી લીધુ હતું તે પાછુ પોતાના સ્વાધીનમા લેવા માટેના ઉપાયો, દેવતાઓ શોધતા હતા પરતુ દેવતાના અપરાધથી, તેમના ગુરુ બૃહસ્પતિ કચવાઇને સતાઈ ગયા હતા તેથી તેઓને મત્રશક્તિ આપનાર કોઈ નહોતુ, તેથી દેવતાઓ મનમા બહુ મુઝાતા હતા પછી બૃહસ્પતિને મનાવી પ્રસન્ન કરવાની ઇચ્છાથી તેમની ઘણી શોધ કરી, પણ તે મળ્યા નહિ ત્યારે બીજા ગુરુ કરવાના વિચારથી, ત્વષ્ટાના પુત્ર વિશ્વરૂપ કે જેને ત્રણ મસ્તક હતા તેની પાસે તેઓ ગયા તેને પ્રણામ કરી, કુશલ પ્રશ્ન પરસ્પર પૂછી, ઘડીવાર બેસી, પોતાના ગુરુ થવા માટે તેમણે વિનતિ કરી 'ગુરુવૃત્તિ અધમ છે,' એમ વિશ્વરૂપ જાણતો હતો, તથાપિ દેવતાઓનો આગ્રહ હોવાથી, તેનુ માન રાખવા માટે, ગુરુવૃત્તિની અધમતા દર્શાવીને, તે જ પોતે સ્વીકારી પછી તેણે દેવતાઓને નારાયણકવચનો ઉપદેશ કર્યો, ને મન્ત્રશક્તિ આપી, જેથી દેવતાઓએ દૈત્યોનો પરાજય કરી, પાછુ સ્વર્ગનુ રાજ્ય પોતાના સ્વાધીનમા લીધુ પણ એ વિશ્વરૂપ દૈત્યનો ભાણેજ હતો, તેથી હોમ કરતી વખતે દેવતાઓને પ્રસિદ્ધ રીતે આહુતિ આપતો હતો, અને મોશાળ પક્ષના દૈત્યોને ગુપ્ત રીતે આહુતિ આપતો હતો, તે વાત ઇદ્રના જાણવામા આવી, તેથી તેણે વિશ્વરૂપના ત્રણે મસ્તકો કાપી નાખ્યા એ વૃત્તાત જાણી, તેના પિતા ત્વષ્ટાને મોટો ક્રોધ થયો, અને ઇદ્રને મારે એવી કૃત્યા ઉત્પન્ન કરવાની ઇચ્છા કરીને, તેણે 'इन्द्रशत्रो विवर्धस्व।' એ મન્ત્ર ભણી અગ્નિમા હોમ કરવાનો

આરંભ કર્યો. 'ઇંદ્રશત્રુ' એ શબ્દમાં બે સમાસ છે; એક તત્પુરુષ, અને બીજો બહુવ્રીહિ એ બે સમાસના ભેદથી અર્થ પણ ભિન્ન ભિન્ન થાય છે. તત્પુરુષ સમાસ કરવાથી 'ઇંદ્રનો શત્રુ' એવો અર્થ થાય છે, ને બહુવ્રીહિ સમાસ કરવાથી 'ઇંદ્ર છે શત્રુ જેનો' એવો અર્થ થાય છે. હવે ત્વષ્ટા તો તત્પુરુષ સમાસ જાણી હોમ કરતા હતા, ને તેની ઇચ્છા પણ એવી હતી કે, આ અગ્નિકુંડમાંથી જે પુરુષ ઉત્પન્ન થાય તે ઇંદ્રને મારે; ને 'ઇંદ્રના શત્રુ! તું વૃદ્ધિ પામ,' એવો પણ એ મંત્રનો અર્થ થઈ શકે છે, તથાપિ ક્રોધને લીધે, ત્વષ્ટા, તત્પુરુષ સમાસ ભૂલી ગયો, અને ભૂલથી બહુવ્રીહિ સમાસનો સ્વર થઈ ગયો, એટલે તત્પુરુષ સ્વરને સ્થાને, બહુવ્રીહિ સ્વર થવાથી, અગ્નિના કુંડમાંથી વૃત્રાસુર ઉત્પન્ન તો થયો, પણ તે ઇંદ્રને મારી શક્યો નહિ, પણ ઉલટો ઇંદ્રે વૃત્રાસુરને માર્યો છે. જો તત્પુરુષ સમાસનો સ્વર થયો હત તો વૃત્રાસુર ઇંદ્રને મારત એમાં સંશય ન હતો.

એ પ્રમાણે નિયમથી જપ ન કરે તો વર્ણના ઉચ્ચારણમાં અને સ્વરમાં વિપર્યય થઈ જાય છે, ને તેથી અનર્થ થાય છે, માટે જ તેના નિયમની આવશ્યકતા છે પણ નિયમ વિના ભોજન કરવામાં કાંઈ અનર્થ પ્રાપ્ત થતો નથી, તેમ તૃપ્તિરૂપ દૃષ્ટફલની પ્રાપ્તિમાં પણ ન્યૂનતા રહેતી નથી; તેથી ભોજનમાં નિયમની આવશ્યક્તા નથી. એવી રીતે જપથી ભોજનમાં વિલક્ષણતા છે. એમ જ જેમ કામ્ય કર્મમાં નિયમની આવશ્યક્તા છે, તેમ નિદિધ્યાસનમાં નિયમની આવશ્યકતા નથી. ૧૧૬

અવતરણિકા-નિદિધ્યાસનમાં વળી નિયમ શામાટે જોઇએ? આવી શિષ્ય આશંકા કરે છે, તે ઉપરથી ગુરુ તેનું સમાધાન કરે છે.

क्षुधेव दृष्टबाधाकृद्विपरीता च भावना ।
जेया केनाप्युपायेन नास्त्यत्रानुष्ठितेः क्रमः ॥

શબ્દાર્થ-ક્ષુધાની પેઠે વિપરીતભાવના પણ પ્રત્યક્ષ દુઃખ દેવાવાળી છે, તેથી એ વિપરીતભાવનાને કોઈ પણ ઉપાયે જીતવી જોઈએ. પણ એ વિપરીતભાવનાને જીતવામાં અનુષ્ઠાનનો ક્રમ નથી. ૧૧૭

## ચન્દ્રકાન્ત વિવરણ

શિષ્ય-ક્ષુધા પ્રત્યક્ષ દુઃખનું કારણ છે, તેની નિવૃત્તિ માટે ભોજનની અપેક્ષા છે, પણ કંઈ નિયમની અપેક્ષા નથી, માટે નિયમ વિના પણ ભોજન કરવામાં હરકત નથી. પણ વિપરીત ભાવના તો પ્રત્યક્ષ દુઃખનુ કારણ નથી, માટે તેની નિવૃત્તિ કરવાવાળું નિદિધ્યાસન નિયમપૂર્વક કરવું જોઇએ, કારણ કે તેનું ફલ અદૃષ્ટ છે, એમ મારુ માનવું છે.

ગુરુ-વિપરીતભાવનાથી સંસારનું દુઃખ પ્રાપ્ત થાય છે, તે દુઃખ પ્રત્યક્ષ છે; માટે, જેમ ક્ષુધા એ પ્રત્યક્ષ દુઃખનું કારણ છે તેમ વિપરીતભાવના પણ પ્રત્યક્ષ દુ:ખનું કારણ છે. તેથી ગમે તે ઉપાયથી વિપરીતભાવના જીતવી, પરંતુ તેને જીતવાના ઉપાયમાં કોઇ જાતનો નિયમ રાખવાનો નથી. ૧૧૭

અવતરણિકા-વિપરીતભાવનાને જીતવાનો શો ઉપાય છે તે ગુરુ કહે છે.

उपायः पूर्वमेवोक्तस्तच्चिंताकथनादिकः ।
एतदेकपरत्वेऽपि निर्बंधो ध्यानवन्नहि ११८

શબ્દાર્થ-બ્રહ્મનાં ચિંતન અને કથન આદિ ઉપાય પૂર્વે જ કહ્યા છે. તેમાં એક બ્રહ્મમાં જ તત્પર રહેવું એમ કહ્યું છે, તેમાં પણ ધ્યાનની પેઠે નિબંધ (ચિત્તનિરોધનો નિયમ) નથી. ૧૧૮

## ચન્દ્રકાન્ત વિવરણ

શિષ્ય-વિપરીતભાવનાને જીતવાનો જે ઉપાય હોય તે કહો.

ગુરુ-વિપરીતભાવનાને જીતવાનો ઉપાય, બ્રહ્માભ્યાસ છે એ બ્રહ્માભ્યાસનું સ્વરૂપ અમે અગાડી ૧૦૬ મા શ્લોકમાં કહી ગયા છિયે.

શિષ્ય-બ્રહ્માભ્યાસમાં જપની પેઠે પૂર્વાભિમુખે બેસવા આદિ નિયમો ભલે ન હોય, પરંતુ દેવતાના ધ્યાનની પેઠે તેમાં સર્વદા તત્પરતારૂપ એકાગ્રતાનો નિયમ તો હોવો જોઇએ.

ગુરુ-બ્રહ્માભ્યાસમાં દેવતાના ધ્યાનની પેઠે સર્વદા તત્પરતારૂપ એકાગ્રતાનો પણ નિયમ નથી. ૧૧૮

અવતરણિકા-શિષ્ય પૂછે છે, ત્યારે ધ્યાનમાં ચિત્તનિરોધનો નિયમ છે કે નહિ? એટલે:

ચિત્તનિરોધનો નિયમ દર્શાવવા માટે, ધ્યાનનું સ્વરૂપ કહી મનનો નિગ્રહ કેવો દુષ્કર છે તે કહે છે

मूर्तिमत्ययसांतत्यमन्यानंतरितं धियः ।
ध्यानं तत्रातिनिर्बंधो मनसश्चंचलात्मनः ॥
चञ्चलं हि मनः कृष्ण प्रमाथि बलवद्दृढम् ।
तस्याहं निग्रहं मन्ये वायोरिव सुदुष्करम् ॥
अप्यब्धिपानान्महतः सुमेरून्मूलनादपि ।
अपि वन्ह्यशनात्साधो विषमश्चित्तनिग्रहः ॥

શબ્દાર્થ–બીજી વૃત્તિના અંતરાય વિના બુદ્ધિની મૂર્તિગોચરરૂપ જે વૃત્તિ, તેનું જે અવિચ્છિન્નપણું, તેનું નામ ધ્યાન, તેથી ચંચળસ્વરૂપવાળા મનનો અત્યંત નિરોધ થાય છે (અર્જુન કહે છે કે) હે કૃષ્ણ ! મન ચંચળ છે, સર્વને મથન કરનારુ છે, બલવાન્ (નિગ્રહ ન થઇ શકે તેવું) છે અને દૃઢ છે, તેનો નિગ્રહ હું વાયુના નિગ્રહની પેઠે દુષ્કર માનુ છું (વળી વસિષ્ઠ કહે છે કે) હે સાધો રામચંદ્રજી ! મોટા સમુદ્રનું પાન કરવુ હોય, મહામેરુને ઉખેડી નાખવો હોય અને અગ્નિનુ ભક્ષણ કરવુ હોય તેના કરતા પણ ચિત્તનો નિગ્રહ વિષમ છે. ૧૧૯–૧૨૧

## ચન્દ્રકાન્ત વિવરણ

### ધ્યાનનું સ્વરૂપ અને તેમાં મનનો નિરોધ અને ગીતાવાક્ય

શિષ્ય–ધ્યેય એટલે ધ્યાન કરવા યોગ્ય એ ધ્યેયના ચિંતનમાત્રરૂપપણું એ ધ્યાન શબ્દનો અર્થ છે, તો પછી ધ્યાનમા શો નિયમ છે ?

ગુરુ–વિજાતીય પ્રત્યયના અંતરાય વિના કેવળ ધ્યેય, દેવતાના સ્વરૂપ વિષે સજાતીય પ્રત્યયનો પ્રવાહ, એ ધ્યેય **શબ્દનુ સ્વરૂપ** છે હવે મન અતિ ચચળ સ્વભાવવાળુ છે માટે જેમ, હાથી, ઘોડા, ગાયો આદિને રોકવા માટે ખુટો છે, તેમ મનને રોકવા માટે ધ્યાન છે એ સબધે અર્જુન શ્રીકૃષ્ણને પૂછે છે કે, મન પારાની પેઠે અતિ ચચળ છે, મન મધમાખીઓની પેઠે પુરુષને વ્યાકુલ કરી દે છે, મન બહુ સમર્થ છે મધ વગેરે મીઠા પદાર્થ ઉપર ચોટેલી માખીની પેઠે શુભ વા અશુભ વિષયમાં ચોટેલાં મનને અન્ય વિષય તરફ ખેંચી જવુ અશક્ય છે જેમ માંખી ગળ્યા પદાર્થને છોડી શકતી નથી, તેમ મન વિષયોને છોડી શકતુ નથી જેમ વાયુનો નિગ્રહ દુષ્કર છે, તેમ મનનો નિગ્રહ પણ દુષ્કર છે એનુ કારણ એટલુંજ કે મન ચચળ છે ગમે ત્યા ઠરાવ્યુ હોય તો ત્યાથી ખસી જાય છે એટલુ જ નહિ, પણ પ્રમાથિ એટલે ઇન્દ્રિયોને મથન કરી નાંખે તેવુ છે, અર્થાત્ ઇન્દ્રિયોથી વશ ન થાય તેવુ છે વળી ગમે તેવા સમર્થનો પણ જય કરે તેવુ બળવાન છે, અને દૃઢ છે, કેમકે તેનો પ્રતિકાર થઇ શકે તેમ નથી

### વસિષ્ઠવાક્ય

વળી વસિષ્ઠમુનિ રામચદ્ર ભગવાનને કહે છે કે, યદ્યપિ સમુદ્રનુ પાન કરી જવુ મેરુ પર્વતને મૂળમાથી ઉખેડી નાખવો, અને અગારાનુ ભક્ષણ કરી જવુ, એ ત્રણે મહા કઠિન કાર્ય છે, તથાપિ તે ત્રણે કરતા પણ મનનો નિગ્રહ અતિ કઠિન છે ૧૧૯–૧૨૧

અવતરણિકા–વિપરીત ભાવનાનો નાશ કરનાર નિદિધ્યાસનની ધ્યાનથી વિષમતા દર્શાવે છે

कथनादौ न निर्बंधः शृङ्खलाबद्धदेहवत् ।
किंत्वनंतेतिहासाद्यैर्विनोदो नाट्यवद्धियः ॥

શબ્દાર્થ–સાંકળથી બંધાયલા દેહની પેઠે તે પરબ્રહ્મનું કથન, ચિંતન વગેરે જે કહ્યુ છે તે કથન આદિમા કશો નિયમ નથી; કિંતુ, નાટ્ય પ્રેક્ષણની પેઠે, અનંત ઇતિહાસાદિકથી બુદ્ધિને વિનોદ મળે છે (અર્થાત્ ધ્યાન કરતા નિદિધ્યાસન વિલક્ષણ જ છે ) ૧૨૨

## ચન્દ્રકાન્ત વિવરણ

### ધ્યાન કરતાં નિદિધ્યાસનની વિલક્ષણતા

ગુરુ–સાંકળથી બંધાયલા દેહની પેઠે ધ્યાનમાં નિયમ છે, પણ તેમ બ્રહ્માભ્યાસમા નિયમ નથી જીવની મરજીમાં આવે તેમ બ્રહ્મનું કથન કરે તેની મરજીમા આવે તેમ બ્રહ્મનુ ચિંતન કરે, ને તેની મરજીમા આવે તેમ પરસ્પર પ્રબોધ કરે સાંકળથી બંધાયલો પુરુષ આમ તેમ જઈ શકતો નથી, ને એક જ સ્થાનમાં બેસી રહે છે, પણ બ્રહ્માભ્યાસ વિષે આમ તેમ ન જવાનો અને એક સ્થળે જ બેસી રહેવાનો નિયમ નથી જેમ લૌકિક પુરુષ નાટકચેટક જોઈ ચિત્તને વિનોદ

આપે છે, તેમ બ્રહ્માભ્યાસી પુરુષ પણ ઇતિહાસ, લૌકિક કથા, અનુકૂલ યુક્તિ અને દૃષ્ટાંતથી ચિત્તને વિનોદ આપી શકે છે. ૧૨૨

અવતરણિકા-કથાથી નિદિધ્યાસનમા વિઘાત થાય એમ શિષ્ય આશંકા કરે છે, અને ગુરુ તેનુ સમાધાન કરે છે

चिदेवात्मा जगन्मिथ्येत्यत्र पर्यवसानतः ।
निदिध्यासनविक्षेपो नेतिहासादिभिर्भवेत् ॥

શબ્દાર્થ-આત્મા ચૈતનસ્વરૂપ જ છે અને જગત્ મિથ્યા છે, એમાં જ ઇતિહાસાદિકોનું તાત્પર્ય છે, માટે ઇતિહાસાદિકના જ્ઞાનથી નિદિધ્યાસનમા વિક્ષેપ થતો નથી. ૧૨૩

ચન્દ્રકાન્ત વિવરણ

ઇતિહાસાદિ જાણવાથી નિદિધ્યાસનને બાધ થતો નથી

શિષ્ય-ઇતિહાસાદિકના કથનાદિથી નિદિધ્યાસનનો વિઘાત થશે

ગુરુ-આત્મા ચૈતન્ય સ્વરૂપ છે, પણ દેહાદિરૂપ નથી, જગત્ મિથ્યા છે, પણ સત્ય નથી, એવો બોધ થવામા ઇતિહાસ જાણવાની અને લૌકિક કથા જાણવાની ઘણી જ જરૂર છે ઇતિહાસમાં જગતનાં મિથ્યાપણાના અનેક રંગો જોવાય છે, ને તે સર્વ આત્મજ્ઞાનને દૃઢ કરવા વાળા છે એટલા જ માટે, ઇતિહાસાદિક વાંચવાથી નિદિધ્યાસનનો વિઘાત થતો નથી ૧૨૩

અવતરણિકા-એપરથી શિષ્ય કહે છે કે, વેપાર થવાથી પણ નિદિધ્યાસનમા વિક્ષેપ થશે નહિ ગુરુ તેનું ખડન કરે છે.

कृषिवाणिज्यसेवादौ काव्यतर्कादिकेषु च ।
विक्षिप्यते प्रवृत्त्या धीस्तैस्तत्त्वस्मृत्यसंभवात्

શબ્દાર્થ-ખેતી, વેપાર અને સેવા આદિમાં તથા કાવ્ય અને તર્ક આદિમા પ્રવૃત્તિ કરવાથી બુદ્ધિ વિક્ષેપને પામે છે, કારણ કે તે (કૃષિ આદિ)થી તત્ત્વના સ્મરણનો લોપ થાય છે. ૧૨૪

ચન્દ્રકાન્ત વિવરણ

ખેતી, વ્યાપારાદિક નિદિધ્યાસનનાં વિઘાતક છે

શિષ્ય-તમે કહો છો કે 'ઇતિહાસાદિક નિદિધ્યાસનનાં વિઘાતક નથી,' ત્યારે ખેતી, વ્યાપાર, સેવા, કાવ્ય, વ્યાકરણ, ન્યાય, મીમાસા, સાંખ્ય આદિનુ અધ્યયન, એ સર્વ પણ નિદિધ્યાસનનાં વિઘાતક નથી એમ સ્વીકારવું જોઇએ. સાર એ નિકળે છે કે, ખેતી અને વ્યાપાર આદિ કરવાં, અને નિદિધ્યાસન પણ કરવુ

ગુરુ-ખેતી આદિ જે તેં કહ્યાં તે સર્વમાં પ્રવૃત્તિ કરવાથી બુદ્ધિનો વિક્ષેપ થાય છે, અને તેથી તત્ત્વનું સ્મરણ રહેતુ નથી, પણ ઇતિહાસાદિકથી તો બુદ્ધિનો વિક્ષેપ ન થવાથી, ને બુદ્ધિને વિનોદ મળવાથી, તત્ત્વનુ સ્મરણ રહે છે એટલા જ માટે ખેતી આદિ સર્વનો ત્યાગ કરવો અને ઇતિહાસાદિકનો સ્વીકાર કરવો જરૂરનો છે ઇતિહાસ એ જગતનું મિથ્યાપણુ દર્શાવવામાં દર્પણ જેવો છે અનેકની ચઢતી ને પડતી, પરાક્રમ ને ઐશ્વર્ય, આગ્રહ ને ઉત્સાહ એ જાણવાથી, ને ઉચી સ્થિતિમાથી પડવાથી સ્પષ્ટ જણાય છે કે, આ જગતમાં કંઈ સ્થિર નથી ૧૨૪

અવતરણિકા-જેમ ખેતી વગેરે તજવા યોગ્ય છે, તેમ ભોજનઆદિ પણ તજવા યોગ્ય કેમ નહિ? શિષ્યની આવી શકાનું ગુરુ ઉત્તર દે છે.

अनुसंदधतैवात्र भोजनादौ प्रवर्तितुम् ।
शक्यतेऽत्यंतविक्षेपाभावादाशु पुनः स्मृतेः ॥

શબ્દાર્થ-તત્ત્વનુ અનુસધાન કરનારા પુરુષથી અત્યંત વિક્ષેપના અભાવને લીધે, તત્ત્વાનુસંધાન સાથે, ભોજનાદિકમાં પ્રવૃત્ત થઈ શકાય છે કારણ કે તેથી કદાચ વિક્ષેપ જેવું જણાય, તોપણ પાછી તુરત સ્મૃતિ થાય છે. ૧૨૫

ચન્દ્રકાન્ત વિવરણ

ભોજનાદિક તત્ત્વાનુસધાનનાં વિઘાતક નથી

શિષ્ય-ખેતી, વ્યાપાર અને નોકરી વગેરે, તત્ત્વાનુસધાન (નિદિધ્યાસન)નો વિઘાત કરવાવાળા છે, માટે તેનો ત્યાગ કરવો જોઇએ, ત્યારે ભોજનાદિક પણ તત્ત્વાનુસધાનનો વિઘાત કરવાવાળા થાય તેથી તેનો પણ ત્યાગ કરવો જોઇએ કે નહિ?

ગુરુ-નહિ જ. તત્ત્વાનુસધાન કરતાં કરતાં પણ ભોજનાદિક થઇ શકે છે, એટલે ભોજનાદિક તત્ત્વાનુસંધાનમાં વિઘાતક નથી, તેથી તેનો ત્યાગ કરવાની જરૂર નથી.

શિષ્ય-તેનુ કારણ શું?

ગુરુ—ભોજનાદિકથી અત્યંત વિક્ષેપ થતો નથી.

શિષ્ય—ભોજનાદિકથી અત્યત વિક્ષેપ કેમ નથી થતો ?

ગુરુ—ભોજનાદિકથી વિક્ષેપ થાય ખરો, પણ તત્કાલ પાછું તત્ત્વનું સ્મરણ થઈ આવે છે; એટલા માટે તત્ત્વાનુસધાનમાં ખેતી અને વ્યાપાર જેવાં વિઘાતક છે તેવાં ભોજનાદિક નથી. ૧૨૫

અવતરણિકા—પણ જ્યાં સુધી તત્વની વિસ્મૃતિ છે, ત્યાં સુધી પુરુષાર્થની તો હાનિનો સભવ છે જ, એમ શિષ્યે કહ્યું, તે સબધે ગુરુ કહે છે.

तत्त्वविस्मृतिमात्रान्नानर्थः किंतु विपर्ययात्।
विपर्येतुं न कालोऽस्ति झटितिस्मरतः क्वचित्

શબ્દાર્થ—માત્ર તત્ત્વનાં વિસ્મરણથી જ અનર્થ થતો નથી; પરંતુ વિપરીત જ્ઞાનથી અનર્થ થાય છે. ભોજનાદિક કાળમાં ઝટ સ્મરણ કરનારા (મુમુક્ષુ પુરુષ)ને વિપરીત જ્ઞાન થવાનો કોઇ પણ જાતનો સમય નથી. ૧૨૬

## ચન્દ્રકાન્ત વિવરણ

શિષ્ય—યદ્યપિ ભોજનાદિકથી અત્યત વિક્ષેપ થતો નથી, તથાપિ તે તે કર્મ કરતી વખતે તત્ત્વનુ વિસ્મરણ તો થાય છે, કારણ કે મન તો એક છે, તે જ્યારે ભોજનાદિકમાં પ્રવૃત્ત થાય છે, ત્યારે તેનાથી તત્ત્વનું સ્મરણ થઇ શકતું નથી. એવી રીતે તત્ત્વનું વિસ્મરણ થવાથી પુરુષાર્થની હાનિ થાય છે.

ગુરુ—સામાન્ય રીતે તત્ત્વનાં વિસ્મરણથી અનર્થ થતો નથી, પણ ભોજનાદિક સમયે મનને તત્ત્વનું વિસ્મરણ થયું હોય તો પણ પુરુષાર્થની હાનિ થતી નથી.

શિષ્ય—ત્યારે અનર્થ શાથી થાય છે ?

ગુરુ—વિપરીત ભાવનાથી.

શિષ્ય—જો તત્ત્વનું વિસ્મરણ થાય તો વિપરીત ભાવના પણ થાય, અને તેથી અનર્થ પણ થાય.

ગુરુ—ભોજનાદિકમાં પ્રવૃત્તિ વખતે તત્ત્વનું વિસ્મરણ થયું હોય તોપણ ભોજન કરી રહ્યા કે તુરત તેનું સ્મરણ થઈ આવે છે, અને તેથી દેહમાં આત્મબુદ્ધિ અને જગતમાં સત્યતા બુદ્ધિ થતી નથી, અને એટલા જ માટે વિપરીત ભાવનાને ઉત્પન્ન થવાનો વખત મળતો નથી ૧૨૬

અવતરણિકા—જ્યારે ભોજનમાં તત્પર રહેનારને તત્વનું વિસ્મરણ થતું નથી, તો પછી તર્કાદિશાસ્ત્રાભ્યાસીઓને તત્વનું સ્મરણ કેમ ન થાય, તેવી શિષ્યની શંકાનું ગુરુ સમાધાન કરે છે.

तत्त्वस्मृतेरवसरो नास्त्यन्याभ्यासशालिनः।
प्रत्युताभ्यासघातित्वाद्बलात्तत्त्वमुपेक्ष्यते॥

શબ્દાર્થ—અન્ય ( તર્કશાસ્ત્રાદિ )ના અભ્યાસવાળા પુરુષને તત્ત્વસ્મરણનો અવસર રહેતો નથી; એટલું જ નહિ, પરંતુ ઉલટો તર્કાદિકનો અભ્યાસ રહે તો, તે બ્રહ્માભ્યાસનો વિઘાતક હોવાથી, કોઈ પણ રીતે તત્ત્વની ઉપેક્ષા થઇ જાય છે. ૧૨૭

## ચન્દ્રકાન્ત વિવરણ

### તર્કાદિ તત્ત્વાનુસંધાનમાં અડચણ કરનારાં છે

શિષ્ય—જેમ ભોજનાદિકમાં પ્રવૃત્ત થયેલા પુરુષને તત્ત્વનું સ્મરણ થાય છે, તેમ તર્કશાસ્ત્ર અને કાવ્યઆદિના અભ્યાસ કરનાર પુરુષને તત્ત્વનું સ્મરણ કેમ ન થાય ?

ગુરુ—કાવ્ય અને તર્કશાસ્ત્રાદિના અભ્યાસી પુરુષને તત્ત્વનાં સ્મરણનો અવસર મળતો નથી, કારણ કે, તેના જ અભ્યાસમાં તે સર્વકાલ ગુંથાઇ રહે છે. વળી તર્ક અને કાવ્યાદિ દ્વૈતનુ પ્રતિપાદન કરવાવાળાં છે, તેથી તે અસચ્છાસ્ત્ર કહેવાય છે. તેનો અભ્યાસ અને બ્રહ્માભ્યાસ તે, તેજ અને તિમિરની પેઠે પરસ્પર વિરોધી છે. નીતિવાક્ય પણ છે કે, 'કામ ત્યાં નવ રામ ભાસે, રામ ત્યાં નવ કામ; તુલસી દોનોં નવ રહે, રવિ રજની એક ઠામ;" તેમ કુટિલ શાસ્ત્રોનો અભ્યાસ હોય ત્યાં બ્રહ્માભ્યાસની સ્મૃતિ થાય નહિ; ને જ્યાં દ્વૈત હોય ત્યાં અદ્વિતીય બ્રહ્મની વાત ઠરે નહિ. દૈવયોગથી તત્ત્વનું સ્મરણ થયું હોય, તોપણ તર્ક અને કાવ્ય આદિનો અભ્યાસી, તેપર તર્ક લગાડી તેની ઉપેક્ષા કરે છે. એટલા જ માટે તત્ત્વાભ્યાસી મુમુક્ષુ પુરુષે તર્કશાસ્ત્ર, કાવ્ય, પૂર્વ મીમાંસા અને સાંખ્ય આદિ વિરોધી શાસ્ત્રોનો અભ્યાસ તજવો; તેમ જ ખેતી અને વ્યાપાર આદિ પણ તજવાં. અર્થાત્ જે તત્ત્વાભ્યાસનાં વિરોધી ન હોય તેનો સ્વીકાર કરવો, અને જે વિરોધી હોય તેનો ત્યાગ કરવો. ૧૨૭

અવતરણિકા-તત્ત્વાનુસંધાનના વિરોધીનો ત્યાગ કરવામાં પ્રમાણ શું છે તે કહે છે.

तमेवैकं विजानीथ ह्यन्या वाचो विमुञ्चथ।
इति श्रुतं तथाऽन्यत्र वाचो विग्लापनं त्विति॥

શબ્દાર્થ-'તે જ બ્રહ્મરૂપ (આત્મા) એકને જાણો, અન્ય વાણીને મૂકી દો,' એમ શ્રુતિમાં કહ્યું છે. તેમ જ બીજી શ્રુતિમાં કહ્યું છે કે, 'તે તો વાણીનું વિગ્લાપન છે.' ૧૨૮

ચન્દ્રકાન્ત વિવરણ

તે વિષે શ્રુતિનું પ્રમાણ

શિષ્ય-તત્ત્વાનુસંધાનના વિરોધીનો ત્યાગ કરવામાં કાંઈ પ્રમાણ છે ખરું?

ગુરુ-હા, શ્રુતિ પ્રમાણ છે.

શિષ્ય-કઈ શ્રુતિ પ્રમાણ છે?

ગુરુ-' तमेवैकंविजानीथ आत्मानमन्या वाचो विमुंचथ अमृतस्यैष सेतुः તે (બ્રહ્મથી અભિન્ન) અદ્વિતીય આત્માને જ જાણો; અન્ય વાણીના વ્યાપારને મૂકી દો. એ અમૃતનો સેતુ છે,' એમ મુંડક ઉપનિષતમાં કહ્યું છે. વળી, 'नानुध्यायाद्बहून् शब्दान् वाचो विग्लापनं हि तत्। અનાત્મબોધક બહુ શબ્દોનું કથન કરવું નહિ; તે વાણીને શ્રમ આપવાવાળું છે,' એમ ઐતરેય ઉપનિષતમાં પણ કહ્યું છે. નકામાં ટાયલાં અને કુટિલ ગ્રંથોના અભ્યાસથી બુદ્ધિ થાકી જાય છે એટલે તેથી આત્મવિચારમાં અનાદર થાય છે. ૧૨૮

અવતરણિકા-ભોજનાદિકની પેઠે અન્યશાસ્ત્રના અભ્યાસનો ત્યાગ કરવાની જરૂર નથી, એમ શિષ્ય આગ્રહથી કહે છે, અને ગુરુ તેનું ખંડન કરે છે.

आहारादि त्यजन्नैव जीवेच्छास्त्रांतरं त्यजन्
किं न जीवसि येनैवं करोष्यत्र दुराग्रहम् ॥

શબ્દાર્થ-જેમ આહાર (ભોજન) આદિનો ત્યાગ કરનાર પુરુષ જીવે જ નહિ, તેમ અન્ય-શાસ્ત્રનો ત્યાગ કરવાથી તું શું નથી જીવવાનો, કે જેથી તું ન્યાયાદિક શાસ્ત્ર ભણવામાં આવો દુરાગ્રહ કરે છે? ૧૨૯

ચન્દ્રકાન્ત વિવરણ

બ્રહ્માભ્યાસ કરવા જીવન ટકાવવા માટે ભોજનાદિક જરુરનાં છે, તર્કાદિ નહિ

શિષ્ય-જેમ ભોજનાદિક તત્ત્વાનુસંધાનથી ભિન્ન છે, તોપણ તેના ત્યાગની આવશ્યકતા નથી, તેમ તર્ક, કાવ્ય અને મીમાંસા આદિનો અભ્યાસ, તત્ત્વાનુસંધાનથી ભિન્ન છે; એટલે તેના ત્યાગની આવશ્યકતા પણ ન હોવી જોઈએ. તેથી, તત્ત્વાનુસંધાનવાળો પુરુષ, જેમ ભોજનાદિક કરે છે, તેમ અન્ય શાસ્ત્રનો અભ્યાસ પણ કરે તો કશી હરકત નથી.

ગુરુ-રે મૂર્ખ! ભોજનાદિક અને અન્ય-શાસ્ત્રનો અભ્યાસ બન્નેને તું કેમ સમાન ગણે છે? તે સમાન નથી જ, કારણ કે ભોજનાદિકનો ત્યાગ કરવાથી પુરુષ જીવી શકતો નથી, અને દેહ પડી જાય તો તેનો બ્રહ્માભ્યાસ અપૂર્ણ રહી જાય. પરંતુ તર્ક, નાટક, કાવ્ય ને મીમાંસા કે સાંખ્ય શાસ્ત્રના અભ્યાસનો ત્યાગ કર્યા છતાં પણ પુરુષ જીવે છે; તેમ છતાં ભોજનાદિકની પેઠે અન્ય શાસ્ત્રના અભ્યાસનો ત્યાગ ન કરવા વિષે તું દુરાગ્રહ શામાટે કરે છે? ભોજનાદિકનો ત્યાગ કરવાથી પુરુષ જીવતો નથી, માટે તેનો ત્યાગ કરવો નહિ; પણ તર્ક આદિ અન્ય શાસ્ત્રના અભ્યાસનો ત્યાગ કરવાથી પણ પુરુષ જીવી શકે છે, અને તેનો અભ્યાસ તત્ત્વાનુસંધાનનો વિરોધી છે, માટે તેનો ત્યાગ કરવાનું કહું છું. ૧૨૯

અવતરણિકા-જનકાદિકે તત્ત્વવેત્તા છતાં રાજ્ય પાલનમાં પ્રવૃત્તિ કીધી છે, તે વિષે શિષ્ય પ્રશ્ન કરે છે. તેપરથી ગુરુ તેનું સમાધાન કરે છે.

जनकादेः कथं राज्यमिति चेद्दृढबोधतः।
तथा तवापि चेत्तर्कं पठ यद्वा कृषिं कुरु १३०

શબ્દાર્થ-જનકાદિએ રાજ્ય કેમ કીધું હતું, એમ જો તું કહેતો હોય તો સાંભળ: તેઓએ દૃઢ જ્ઞાનને લીધે રાજ્ય કર્યું હતું; તેમ જો તને પણ હોય તો તું તર્કશાસ્ત્ર ભણ અથવા ખેતી કર. ૧૩૦

ચન્દ્રકાન્ત વિવરણ

લાયક સમર્થને ગમે તે અભ્યાસ કરવામાં અડચણ નથી

શિષ્ય-જ્યારે તમે ખેતી આદિનો ત્યાગ કરવાનું કહો છો, ત્યારે જનક આદિ કે જે તત્ત્વવેત્તા હતા તેઓની રાજ્યના પરિપાલનમાં પ્રવૃત્તિ થઈ છે, તે કેમ થઈ હશે?

ગુરુ-યદ્યપિ જનકાદિકની રાજ્યના પરિપાલનાદિકમાં પ્રવૃત્તિ હતી; તથાપિ તે પ્ર

તેના બોધને કશી અડચણ થતી નહોતી, કારણ કે તેઓને અપરોક્ષ બોધ દૃઢ હતો.

શિષ્ય–ત્યારે મને પણ અપરોક્ષ બોધ દૃઢ જ છે.

ગુરુ–જો તને અપરોક્ષ બોધ દૃઢ થયો હોય, તો તું પણ તારી ઇચ્છામાં આવે તેમ વર્ત. ગમે તો મીમાંસાનો, ગમે તો તર્ક શાસ્ત્રનો, ગમે તો સાંખ્ય શાસ્ત્રનો, અથવા તો કાવ્યનો અભ્યાસ કર; ગમે તો ખેતી કર, ગમે તો વેપાર કર, અને ગમે તો બીજો ઉદ્યોગ કર; પરંતુ એ સઘળું જનક જેવા થયા પછી કરવાનું છે તે ભૂલીશ મા. ૧૩૦

અવતરણિકા-તત્ત્વવેત્તાઓ સંસારને મિથ્યા જાણ્યા છતાં તેમાં કેમ પ્રવૃત્તિ કરે છે, તે માટે શિષ્ય પ્રશ્ન કરે છે, તે ગુરુ તેનું ઉત્તર આપે છે.

**मिथ्यात्ववासनादार्ढ्ये प्रारब्धक्षयकाङ्क्षया ।**
**अक्लिश्यंतः प्रवर्तंते स्वस्वकर्मानुसारतः १३१**

શબ્દાર્થ-(જગત્‌ના) મિથ્યાપણાની વાસના દૃઢ છતાં પ્રારબ્ધના ક્ષયની ઇચ્છાથી ક્લેશ ન પામતાં તત્ત્વવેત્તાઓ પોતપોતાનાં કર્માનુસાર પ્રવૃત્ત થાય છે. ૧૩૧

## ચન્દ્રકાન્ત વિવરણ

### તત્ત્વવેત્તાઓની ગતિ ન્યારી છે

શિષ્ય-તત્ત્વવેત્તાઓ સંસારની અસારતાને જાણે છે, તોપણ તેઓ રાજ્યપાલનાદિકમાં કેમ પ્રવૃત્ત થાય છે?

ગુરુ—'नाभुक्तं क्षीयते कर्म कल्पकोटिशतैरपि । કરોડો કલ્પ થઇ જાય તોપણ ભોગ વિનાનું કર્મ ક્ષીણ થતું નથી,' ઇત્યાદિ વચનોથી, પ્રારબ્ધ કર્મનું ફળ અવસ્ય ભોગવવું પડે છે. જો મારા પ્રારબ્ધમાં ભિક્ષા માગવી હશે તો ભિક્ષા માગવાની છે, ને જો રાજ્યનું સુખ ભોગવવાનું હશે, તો રાજ્યનું સુખ ભોગવવું પડશે; પણ ભોગ વિના પ્રારબ્ધ કર્મનો ક્ષય થશે નહિ, એમ તત્ત્વવેત્તાઓ પરિપૂર્ણ રીતે જાણે છે. એટલા જ માટે, સંસારની અસારતા જાણતાં છતાં પણ, રાજ્યપાલનાદિકમાં તત્ત્વવેત્તા પ્રવૃત્ત થાય છે; અને પ્રારબ્ધ કર્મને અનુસારે, રાજ્યપાલનાદિકમાં પ્રવૃત્ત થયા છતાં પણ જગતની મિથ્યારૂપતાના દૃઢ જ્ઞાનથી, તેમાં ક્લેશ પામતા નથી, તેમ તેમાં આસક્ત પણ થતા નથી. ૧૩૧

અવતરણિકા-એમ છે તો તત્ત્વવેત્તાની અનાચારમાં પ્રવૃત્તિ પણ થશે, એમ શિષ્ય કહે છે, તેથી ગુરુ તેનું ઉત્તર આપે છે.

**अतिप्रसङ्गो मा शङ्क्यः स्वकर्मवशवर्तिनाम् ।**
**अस्तु वा कोऽत्र शक्येत कर्म वारयितुं वद ॥**

શબ્દાર્થ-પોતાના કર્મને વશ રાખી વર્તનારા જ્ઞાનીઓનો અતિપ્રસંગ (મર્યાદાનું ઉલ્લંઘન) શંકા કરવા યોગ્ય નથી. અને અથવા તો એ અતિપ્રસંગ ભલે હો, કર્મને વારણ કરવા કોણ સમર્થ છે તે કહે. ૧૩૨

## ચન્દ્રકાન્ત વિવરણ

### પ્રારબ્ધથી પ્રાપ્ત થતા અતિપ્રસંગથી તત્ત્વવેત્તા લેપાતા નથી

શિષ્ય-જ્યારે પ્રારબ્ધ કર્મથી રાજ્યપાલનાદિકમાં તત્ત્વવેત્તાની પ્રવૃત્તિ થાય છે, ત્યારે પ્રારબ્ધ કર્મથી તત્ત્વવેત્તાની પાપમાં પણ પ્રવૃત્તિ થાય એમ માનવામાં હરકત નથી.

ગુરુ-તત્ત્વવેત્તાની પ્રવૃત્તિ પોતાનાં પ્રારબ્ધ કર્મને અનુસારે થાય છે, તેથી તેમાં અતિપ્રસંગની આશંકા કરવી નહિ. પાપકર્મમાં પ્રવૃત્તિ થવાથી મર્યાદાનુ ઉલ્લંઘન કરવું તે અતિપ્રસંગ શબ્દનો અર્થ છે. બ્રહ્માનંદમાં નિમગ્ન જ્ઞાની, જેથી લોકનિંદા થાય તેવા પાપપ્રસંગ પ્રતિ કોઈ પ્રારબ્ધના યોગે દોરાય, તો તેવા પ્રેરક પ્રારબ્ધને રોકવા કોણ સમર્થ છે?

શિષ્ય-પાપકર્મથી મોટા જ્ઞાનીમાં પણ અતિપ્રસંગ દોષ આવે જ.

ગુરુ-પ્રારબ્ધ કર્મથી તત્ત્વવેત્તામાં અતિપ્રસંગ થતો હોય તો ભલે થાય, પ્રારબ્ધકર્મને અન્યથા કરવા કોઇ પણ સમર્થ નથી. જેમ કોઈ પણ મનુષ્યની મલભક્ષણમાં પ્રવૃત્તિ થાય તો તે અતિપ્રસંગ કહેવાય, તોપણ પ્રારબ્ધકર્મના વશથી કેટલાક અઘોરીની પ્રવૃત્તિ મલભક્ષણમાં થાય છે, તેનું કોઈ પણ પ્રકારે નિવારણ થઈ શકતું નથી. તેમજ જ્ઞાનીની દુરાચારમાં પ્રવૃત્તિ થવી એ અતિપ્રસંગ કહેવાય છે, છતાં પૂર્વજન્મનાં કોઈ અતિ પ્રબલ પાપરૂપ પ્રારબ્ધકર્મના કારણથી, કેટલાકની દુરાચારમાં પ્રવૃત્તિ થાય છે, તે પ્રારબ્ધકર્મનું કોઇ રીતે નિવારણ થઈ શકતું નથી. ૧૩૨

અવતરણિકા-જ્ઞાની અને અજ્ઞાનીને પાપ તો ભોગવવાનું છે તો પછી જ્ઞાનીમા વિશેષતા શી ? એમ શિષ્ય પ્રશ્ન કરે છે, અને ગુરુ તેનું દૃષ્ટાંત સાથે ઉત્તર આપે છે.

ज्ञानिनोऽज्ञानिनश्चात्र समे प्रारब्धकर्मणी ।
न क्लेशो ज्ञानिनो धैर्यान्मूढः क्लिश्यत्यधैर्यतः
मार्गे गन्त्रोर्द्वयोः श्रान्तौ समायामप्यदूरताम् ।
जानन्धैर्याद्द्रुतं गच्छेदन्यस्तिष्ठति दीनधीः

શબ્દાર્થ-જ્ઞાનીને અને અજ્ઞાનીને પ્રારબ્ધ અને કર્મ સમાન જ છે, છતા જ્ઞાનીને ધૈર્યથી ક્લેશ થતો નથી, ને અજ્ઞાની અધીરતાથી ક્લેશ પામે છે. જેમ માર્ગમાં ચાલનાર બન્ને (ધીર અને અધીર પુરુષોને) થાક સમાન લાગે છે, છતા પણ ધીર મુકામને અદૂર-(સમીપ)-મા જાણીને ધૈર્યથી જલદી જાય છે, અને બીજો અધીર દીન બનીને ત્યાં ઉભો રહે છે ૧૩૩-૧૩૪

## ચન્દ્રકાન્ત વિવરણ

### જ્ઞાની અને અજ્ઞાની વચ્ચેનો ફરક

શિષ્ય-જેમ જ્ઞાનીને પ્રારબ્ધકર્મ ભોગવવા પડે છે, તેમ અજ્ઞાનીને પણ પ્રારબ્ધકર્મ ભોગવવાં પડે છે, તેથી પ્રારબ્ધકર્મના ભોગમા જ્ઞાનીની અને અજ્ઞાનીની અવસ્થા સમાન છે. ત્યારે તમે જ્ઞાનીનો અને અજ્ઞાનીનો ભેદ શા કારણથી પાડો છો ?

ગુરુ-પ્રારબ્ધકર્મના ભોગમા જ્ઞાનીની અને અજ્ઞાનીની અવસ્થા સમાન છે ખરી, તથાપિ જ્ઞાની ધૈર્યવાન્ હોય છે, અને અજ્ઞાની ધૈર્યવાન્ હોતો નથી, તેથી જ્ઞાની પ્રારબ્ધકર્મના ભોગમાં ક્લેશ પામતો નથી, અને અજ્ઞાની ક્લેશ પામે છે એટલા જ માટે જ્ઞાની અને અજ્ઞાની વચ્ચે ભેદ છે ૧૩૩

### દાખલાથી સમજણ

દાખલા તરીકે ધીર અને અધીર નામના બે પુરુષો એક ગામમાંથી પ્રવાસે નીકળ્યા. બે બન્નેને એક જ ગામમાં જવાનુ હતું ચાલતાં ચાલતા બન્ને થાકી ગયા હવે જે ગામ જવુ છે, તે ગામ દૂર નથી એમ બન્ને જાણે છે, તેમ જ તાપનુ દુ ખ તથા ચાલવાનું દુ ખ બન્નેને સમાન છે, તોપણ ધીર પુરુષ જાણે છે કે મોડાવહેલું પણ પહોંચ્યે છૂટકો છે, તેથી તે ધૈર્ય રાખી જલદી જલદી જાય છે પણ પેલો અધીર પુરુષ તો અધીરતાથી રસ્તામાં બેસી જાય છે અને મનમાં ખેદ પામે છે કે, હાય ! હાય ! હવે શુ કરીશ ? એમાં જેમ ધીર અને અધીર વચ્ચે શ્રમ સમાન છતા પણ, ધીર પુરુષ ખેદ ન કરતા ચાલ્યો જાય છે, અને અધીર પુરુષ મનમા ખેદ પામી નિરાશ થઇને બેસી રહે છે, તેમ જ જ્ઞાનીનું પ્રારબ્ધકર્મ સમાન છતા પણ, ક્લેશ ન પામતા તે પોતાનુ કાર્ય કરે છે, અને અજ્ઞાની ક્લેશ પામીને બેસી રહે છે અને પોતાનુ કર્તવ્ય પણ ચૂકે છે. ૧૩૪

અવતરણિકા-પ્રારંભમા જે શ્રુતિ કહી છે તેમાનાં 'आत्मानं चेत्' એ શ્રુતિના પૂર્વાર્ધના અર્થનું પ્રતિપાદન અત્ર સુધીમા થયું એનો સાર કહેતા કહે છે કે, 'એવા પ્રકારનું જેને જ્ઞાન થયુ હોય તે શા માટે સતાપ કરે છે, તેનો સક્ષેપથી અનુવાદ કરીને, હવે-ફલનુ પ્રતિપાદન કરવાવાળું ઉત્તરાર્ધ કહે છે

साक्षात्कृतात्मधीः सम्यगविपर्ययबाधितः ।
किमिच्छन्कस्य कामाय शरीरमनुसंज्वरेत् ॥

શબ્દાર્થ-આવી સારી રીતે સાક્ષાત્કારવાળી જેની બુદ્ધિ છે, અને જે વિપરીત ભાવનાથી બાધ પામેલો નથી એવો પુરુષ, કોની કામના માટે અને કઇ વસ્તુની ઇચ્છા કરીને શરીરને સંતાપે છે ? ૧૩૫

## ચન્દ્રકાન્ત [..]

ગુરુ-જેની બુદ્ધિ આત્માને હોય તે કૃતાત્મબુદ્ધિવાળો કહે-

૧ અન્ય એટલે અદૂરતાને નહિ જાણનાર પુરુષ એવો અર્થ કેટલાક ભાષાંતર કર્તાએ કર્યો છે પરતુ મને તો અન્ય એટલે અધીર પુરુષ, એમ ભાસે છે અન્ય શબ્દનો અધીર અર્થ કરવાથી 'ધૈર્યાત્' એ પચમ્યતપદ સાર્થક થાય છે. અન્યથા અદૂરતાના જ્ઞાનથી જ ત્વરાથી જવાનું સિદ્ધ છતાં, 'ધૈર્યાત્' એ કહેવાની ફરી જરૂર જણાતી નથી વળી જે અદૂરતાને જાણતો હોય તે ત્વરાથી જાય, અને જે ન જાણતો હોય તે ખેદ પામે, એમાં કાંઈ નવાઈ નહિ આ શ્લોક, ધીરતાથી જ્ઞાનીના ક્લેશના અભાવમાં અને અધીરતાથી અજ્ઞાનીના ક્લેશના સદ્ભાવમા દૃષ્ટાંત છે, તે અન્ય શબ્દનો અર્થ 'અધીર પુરુષ' ન કરીએ તો યોગ્ય થશે નહિ, માટે અદૂરતાનું જ્ઞાન બન્ને પ્રવાસીમાં છે; ને અન્ય શબ્દનો અર્થ અધીર પુરુષ છે, એમ પૂર્વાપરનો સંબંધ વિચારતાં સિદ્ધ થાય છે.

દેહાદિમાં આત્મબુદ્ધિથી બાધ થતો ન હોય તે વિપરીત ભાવનારહિત કહેવાય છે. વિપરીત ભાવનાની નિવૃત્તિ થવી અને આત્માનો સાક્ષાત્કાર થવો એ 'आत्मानं चेत्-જો આત્માને જાણે તો'-એ શ્રુતિના પૂર્વાર્ધનો અર્થ છે. હવે જેને આત્મસાક્ષાત્કાર થયો હોય, અને દેહાદિકમાં આત્મતાબુદ્ધિ ન હોય, તેને સંતાપનું કશું કારણ રહેતું નથી, ત્યારે તે શા માટે સંતાપ કરે? અને કોને માટે સંતાપ કરે? ૧૩૫

## ૩-શ્રુતિમાં કહેલા 'किमिच्छन्' પદનો અભિપ્રાય

(૧૩૬-૧૯૧; ૫૬ શ્લોકો)

### (૧) ભોગ્યમાં દોષદૃષ્ટિ તથા ભોગેચ્છાનો અભાવ

(૧૩૬-૧૪૨; ૭ શ્લોકો)

**અવતરણિકા**-'आत्मान चेत्' એ પહેલા શ્લોકમાં કહેલી શ્રુતિના પ્રથમ અર્ધ શ્લોકનું સ્ફોટન થયું. હવે બીજું પદ છે કે 'કોની કામના માટે, ને કયા ભોક્તાના ભોગ માટે,' એ પદનું સ્ફોટન કરતાં, પ્રથમ ભોગ્ય પદાર્થના દોષ કહે છે.

जगन्मिथ्यात्वधीभावादाक्षिप्तौ काम्यकामुकौ
तयोरभावे संतापः शाम्येन्निःस्नेहदीपवत् ॥
गंधर्वपत्तने किंचिन्नैंद्रजालिकनिर्मिते ।
जानन्कामयते किंतु जिहासति हसन्निदम् ।
आपातरमणीयेषु भोगेष्वेवं विचारवान् ।
नानुरज्यति किंत्वेतान्दोषदृष्ट्या जिहासति ॥

**શબ્દાર્થ**—જગતમાં મિથ્યાપણાની બુદ્ધિ થવાથી કામનાનો વિષય અને કામના કરનાર એ બન્ને નિરાશ થાય છે; અને તેમનો (કામ્ય અને કામુકનો) અભાવ થયા પછી, તેલ વિનાના દીવાની પેઠે, સંતાપ શાંત થાય છે. જેમ ગંધર્વ નગરમાં આ ઇંદ્રજાલની માયા રચી છે, એમ જાણનારો, તેમાંથી કાંઈ પણ ઇચ્છતો નથી કિંતુ તે હસતો હસતો એ ઐંદ્રજાલિક પદાર્થને તજવાને ઇચ્છે છે. એમ જ ઉપર ઉપરથી સુંદર ભાસતા વિષયોમાં ઉપર પ્રમાણે વિચાર કરવાવાળો પુરુષ આસક્ત થતો નથી; પરંતુ તે તો દોષદષ્ટિથી ભોગોને તજવાને ઇચ્છે છે. ૧૩૬-૧૩૮

## ચન્દ્રકાન્ત વિવરણ

### પ્રથમ શ્લોકમાં કહેલી શ્રુતિના ઉત્તરાર્ધનું તાત્પર્ય

ગુરુ-હવે જે શ્રુતિ પ્રારંભમાં કહી છે તેનું બીજું પદ આવું છે કે, 'કયા વિષય ભોગની ઇચ્છા કરતો, કયા ભોક્તાના ભોગ માટે.' એ પદનો હેતુ શો છે તે જણાવું છું. આત્માના અપરોક્ષ જ્ઞાનવાળા પુરુષને જગતમાં મિથ્યાત્વ બુદ્ધિ ઉત્પન્ન થાય છે, તેથી તેને કામનાનો વિષય એવો કોઈ પણ પદાર્થ નજરે આવતો નથી, તેમ કામનાનો કરવાવાળો પણ કોઈ પ્રતીત થતો નથી. કામનાનાં કારણો બે છેઃ એક તો કામનાનો કરવાવાળો, અને બીજો કામનાનો વિષય. એ બન્નેને જગત મિથ્યા છે એવી બુદ્ધિ થવાથી, જેમ તેલ વિનાનો દીવો શાંત થાય છે અર્થાત્ ઓલાઈ જાય છે, તેમ જગતનું સત્યપણું નાશ થાય છે. કામના શાંત થવાથી સંતાપ શાંત થાય છે; કારણ કે સંતાપનું કારણ કામના છેઃ કેમકે, 'કારણ વિના કાર્ય રહી શકતું નથી' એવો નિયમ છે. ૧૩૬

### દૃષ્ટાંતથી સમજુતી

શિષ્ય-કામ્ય વસ્તુના અભાવથી કામનાનો અભાવ થાય છે, એમ તમે કહ્યું, તે તમે ક્યાં જોયું છે?

ગુરુ-કામ્ય વસ્તુના અભાવથી કામનાનો અભાવ અમે ઐન્દ્રજાલિક પદાર્થમાં જોયો છે. કોઈ ગારુડીએ પોતાની માયાથી એક શહેર રચ્યું હોય, તેમાં અનેક પ્રકારના પદાર્થો પણ રચ્યા હોય; પણ આ શહેરમાં જે જે પદાર્થો છે તે સઘળા માયારચિત છે એટલે મિથ્યા છે, ને તેમાંનો એકે પદાર્થ સત્ય નથી, એમ જે પુરુષ જાણતો હોય તે પુરુષ, તેમાંથી કોઈ પણ પદાર્થ લેવાની ઇચ્છા કરતો નથી; તેથી કામ્યના અભાવથી કામનાનો અભાવ સિદ્ધ થાય છે.

શિષ્ય-કામ્ય વસ્તુના અભાવથી કેવળ કામનાનો અભાવ થાય છે, કે અન્ય પણ થાય છે?

ગુરુ-હા, અન્ય પણ થાય છે. જેમ કામ્ય વસ્તુના અભાવથી કામનાનો અભાવ થાય છે, તેમ તેના ત્યાગની બુદ્ધિ પણ થાય છે. ૧૩૭

જેમ ઇંદ્રજાલમાં 'આ સર્વ માયાથી બનાવેલું છે,' એમ જાણનારો પુરુષ, માયારચિત પદાર્થોની ઇચ્છા કરતો નથી, પરંતુ તે તજવાની ઇચ્છા કરે છે; તેમ પુષ્પમાળા, ચંદન, સ્ત્રી, ધન, વૈભવ, આદિ સર્વે વિષયો, બ્રહ્મનો વિચાર કર્યા વિના સુંદર લાગે છે, પરન્તુ બ્રહ્મનો વિચાર કરીએ તો તે સર્વે મિથ્યા જણાય છે. એવી રીતે વિચાર કરનારો પુરુષ વિષયોમાં પ્રીતિ કરતો નથી, તેમ તેની ઇચ્છા પણ કરતો નથી, પણ દોષદૃષ્ટિથી તે સર્વને તજવા ઇચ્છે છે. ૧૩૮

અવતરણિકા-વિષયોમાં શા શા દોષો રહેલા છે તે કહે છે.

अर्थानामर्जने क्लेशस्तथैव परिपालने ।
नाशे दुःखं व्यये दुःखं धिगर्थान्क्लेशकारिणः॥
मांसपांचालिकायास्तु यंत्रलोलेंऽगपञ्जरे ।
स्नाय्वस्थिग्रंथिशालिन्याः स्त्रियाः किमिव शोभनम् ॥ १४० ॥
एवमादिषु शास्त्रेषु दोषाः सम्यक्प्रपञ्चिताः
विमृशन्ननिशं तानि कथं दुःखेषु मज्जति ॥
क्षुधया पीड्यमानोऽपि न विषं ह्यत्तुमिच्छति ।
मिष्टान्नध्वस्ततृड् जानन्नामूढस्तज्जिघत्सति॥

શબ્દાર્થ-ધન મેળવવામાં ક્લેશ, તેમ જ તેનાં રક્ષણમાંએ ક્લેશ, નાશમાંએ દુઃખ અને ખરચમાંએ દુઃખ; માટે ક્લેશ કરવાવાળાં ધનને ધિક્કાર છે, અને સ્નાયુ (આંતરડાં), અસ્થિ (હાડકાં) અને ગ્રંથિ(સ્તન) અને નિતંબ આદિની ગાંઠોથી શોભતી સ્રીરૂપી માંસની પુતળીના યંત્રની પેઠે ચચળ એવા શરીરરૂપી પીંજરામાં સુંદર જેવું શું છે? એ સિવાય (વિષયના) બીજા દોષો શાસ્ત્રોમાં સારી રીતે વિસ્તારથી કહ્યા છે. તેઓનો નિરતર વિચાર કરનાર પુરુષ દુઃખોમાં કેમ ડૂબે? માણસ ક્ષુધાથી પીડાવા છતાં પણ ઝેર ખાવાની ઇચ્છા કરતો નથી, ત્યારે મિષ્ટાન્નથી જેની ક્ષુધા નિવૃત્ત થયેલી હોય એવો અને તેમાં ઝેર છે એમ જાણતો હોય તેવો વિવેકી પુરુષ તેને ખાવાને ઇચ્છતો જ નથી. ૧૩૯-૧૪૨

## ચન્દ્રકાન્ત વિવરણ

### ધનમાં રહેલ દોષો

શિષ્ય-તે વિષય દોષ કયા છે, કે જેથી વિષયોનો ત્યાગ કરવાની ઇચ્છા થાય છે?

ગુરુ-પ્રથમ તો હુ ધનમાં જે દોષ છે તે કહું છું તે તુ સાંભળ. ધન સપાદન કરવા માટે વહાણમાં બેસીને પરદેશ જવું, અપરિચિત માણસોની સાથે પરિચય કરીને વ્યવહાર કરવો, નીચની સેવા કરવી, તેનાં કઠોર વચનો સહન કરવાં, એ વગેરે ધન મેળવવા માટે અનેક પ્રકારનાં કષ્ટ વેઠવાં પડે છે. કેટલાક ધન સપાદન કરવા માટે ચોરી કરે છે. કેટલાક હિંસા કરે છે, કેટલાક અસત્ય ભાષણ કરે છે, કેટલાક ઢોંગ-ધતૂરા કરે છે, કેટલાક અનેક પ્રકારની કામના કરે છે, કેટલાક ક્રોધ કરે છે, કેટલાક થાપણ ઓળવે છે, અને સર્વે પોતપોતાના ધંધામાં ચોરી કરે છે -એ સર્વે ધન મેળવવા માટે કરવુ પડે છે. એ મેળવેલા ધનનાં રક્ષણમાં પણ અનેક પ્રકારની પીડા ને કષ્ટ છે ધનવાનને ચોરનો ભય રહે છે, રાજાનો ભય રહે છે, માતપિતાનો ભય રહે છે, સ્રીનો ભય રહે છે, અને પુત્રનો પણ ભય રહે છે. ધનવાનને ધનનાં રક્ષણની ચિંતાથી રાત્રિ કે દિવસ સુખ થતું નથી, નિદ્રા આવતી નથી, ને ધનરક્ષણની ચિંતામાં રોજ રોજ શરીર સુકાતું જાય છે.

'चिंताचिते समाने स्तश्चिंता तु बिंदुनाऽधिका ।
चिंता सजीव दहते निर्जीवं दहते चिता ॥

ચિંતા અને ચિતા બન્ને સમાન છે, તેમાં ચિંતા બિન્દુએ કરીને અધિક છે; ચિંતા જીવતાને બાળે છે, ને ચિતા નિર્જીવને બાળે છે,' એમ કોઇ અનુભવીએ કહ્યુ છે. ધન લઇ જતાં માર્ગમાં જો કોઇ ચોર મળે તો તે ધન લૂટીને મારી નાંખે છે. ધનવાનને ધનનો ગર્વ થાય છે. તેથી તે બ્રાહ્મણ, ગુરુ કે મહાત્મા કોઇને નમતો નથી, તેમ સત્કાર પણ કરતો નથી; ઉલટો અનાદર કરે છે. ધનવાન્ ધન સાચવવામાં પોતાનો કાલક્ષેપ કરે છે, પણ હરિભજન કે જ્ઞાનસપાદન અથવા તો સત્સમાગમ કરતો નથી. એવી રીતે ધનના રક્ષણમાં અનેક અનર્થ તથા કષ્ટ છે. હવે જો ધન વપરાય તોપણ દુઃખ થાય

છે, તેમ દાનપુણ્ય કરવુંએ ગમતું નથી. ધનવાન્ પોતાનાં સ્ત્રીપુત્રને પણ ધન આપતો નથી, તેમ પોતાના ઉપયોગમાં પણ લેતો નથી; તે જીવ ચોળી ચોળીને ખરચ કરે છે, કારણ કે તે જાણે છે, કે ખરચ કરવાથી ધન ઓછું થઈ જશે. એ તેના કદ્રીપણાથી, ઘરનાં માણસો પણ તેની ઉપર પ્રસન્ન રહેતાં નથી, તેમ બહારનાં માણસો પણ તેની સાથે પ્રસન્ન રહેતાં નથી. વળી ધનવાનને જ વ્યભિચારનું, જુગારનું અને મદ્યપાનનુ વ્યસન વળગે છે. કર્મજોગે તેથી ધનનો નાશ થાય છે ત્યારે મહાદુઃખ થાય છે. એ પ્રકારે સર્વથા અર્થ જ અનર્થનું મૂલ કારણ છે, ભીષ્મપિતામહે યુધિષ્ઠિર રાજા પ્રત્યે કહ્યુ છે કે,

'अर्थस्य पुरुषो दासो दासस्त्वर्थो न कस्यचित् ।
इति सत्यं महाराज जितोऽस्म्यर्थेन कौरवैः ॥

પુરુષ, અર્થનો દાસ છે, અર્થ કોઇનો દાસ નથી. હે મહારાજ! એ સત્ય છે, એટલા માટે કૌરવોના અર્થથી હું જીતાયો છું.' શ્રીમદ્ભાગવતના એકાદશસ્કંધના ૨૩ મા અધ્યાયમાં કહ્યુ છે કે અર્થ (ધન) મેળવવામાં, મેળવેલા અર્થમાં, તેમાં વૃદ્ધિ કરવામાં, તેનું રક્ષણ કરવામાં, તેનો ખર્ચ કરવામાં, તેના નાશ અને ઉપભોગમાં માણસને ખેદ, ત્રાસ, ચિંતા અને ભ્રમ થાય છે. અર્થ શબ્દનો અર્થ પ્રયોજન પણ થાય છે, તેમ 'વિષયો' પણ થાય છે. ૧૩૯

એ જ પ્રમાણે સ્ત્રીના દોષો પણ છે. પ્રથમ તો વિવાહ કરવામાં જ ધનનો વ્યય થાય છે; ને લગ્ન વેળાએ પણ સ્ત્રીને લીધે જે અનર્થ થવાના છે તે ઢોલ વગાડી જણાવે છે, છતાં મૂઢ પુરુષ ચેતતો નથી. સ્ત્રી ઘરમાં આવી કે થઈ ચુક્યું: માબાપ, ભાઈ, સગાં સ્નેહી સર્વમાં સ્નેહ ઓછો થઈ જાય છે. કહેવત પણ છે કે, 'પૈસો મારો પરમેશ્વર ને બૈરી મારો ગુરુ; સાધુ સંત તો છૈયાં છોકરાં, સેવા કોની કરુ?' તેમ સ્ત્રીના સહવાસથી ધર્મમાં આદર ઓછો રહે છે. સ્ત્રીના સહવાસથી કશ્યપ ઋષિ જેવાએ ભૂલ પણ ખાધી, ને સંધ્યા વખતે દિતિને ગર્ભાધાન કર્યું હતું; મોહિની સ્વરૂપને જોઈ મહાદેવજી પણ મોહ પામ્યા હતા. એમ જ સ્ત્રીની ઇચ્છાને શરણ થવાથી પુષ્કળ કલેશ ભોગવવા પડે છે. સ્ત્રીના સહવાસથી હરિભક્તિ કે આત્મશ્રેય કંઈ પણ થઈ શકતું નથી. વળી

'अनृतं साहसं माया मूर्खत्वमतिलोभिता ।
अशौचत्वं निर्दयत्वं स्त्रीणां दोषाः स्वभावजाः ॥

અસત્ય બોલવું, વગર વિચાર્યે કાર્ય કરવું, માયા કરવી, મૂર્ખતા બતાવવી, અતિલોભિયાં થવું, અપવિત્રતા રાખવી, નિર્દયતા રાખવી, એ સ્ત્રીઓના સ્વાભાવિક દોષો છે,' એમ મહાત્માઓ કહે છે. એ સ્ત્રીના સહવાસથી કેટલાક દોષો પોતામાં પણ આવે છે, અને તેથી પણ અનર્થ થાય છે. એવી રીતે સ્ત્રી સર્વ અનર્થ અને કષ્ટનુ કારણ છે. જો સ્ત્રીની સુંદરતાનો વિચાર કરીએ તો તે ઢોલના પોલ જેવી છે જેમ ઢોલ ચામડાથી મઢ્યો હોય છે તેથી સુંદર દેખાય છે, ને શબ્દો કરે છે, પણ અંદર કાંઈ નથી; તેમ સ્ત્રી પણ ચામડાથી મઢેલી પુતળી છે, તેથી જ સુંદર લાગે છે, પણ અંદર તો લોહી, પરુ ને વિષ્ઠા જ ભર્યાં છે. તેનામાં એકે ઉત્તમ પદાર્થ નથી સ્તન, નિતંબ અને નેત્ર આદિ અવયવોથી સ્ત્રી સુશોભિત જણાય છે, પરંતુ તેનો વિચાર કરીએ તો તેનામાં એકે અવયવ ઉત્તમ નથી સ્તન અને નિતબ તો માંસના પિંડ છે, નેત્ર કોડાં જેવો પદાર્થ છે, તેનું સઘળું શરીર હાડકાંને ચામડાંનું પાંજરું છે, જે આંતરડાંવડે બાંધેલું છે, અને તેમાં સર્વત્ર માંસ ભરેલું છે, ને નાડીઓદ્વારા રુધિર વહે છે. બેશક, સ્ત્રી એક માંસની પુતળી જ છે. તેનું શરીર યન્ત્રના જેવું અસ્થિર છે. રે મુમુક્ષુ! એ સ્ત્રીના શરીરમાં શું સુંદર છે? એ તો કામી પુરુષોને મોહથી જ સુંદર દેખાય છે. ૧૪૦

'त्वङ्मांसरक्तबाष्पांबु पृथक् कृत्वा विलोचने ।
समालोकय रम्यं चेत् किं मुधा परिमुह्यसि ॥

જો સ્ત્રીના શરીરમાં કાંઈ પણ સુંદર હોય તો ત્વચા, માંસ, રુધિર, અશ્રુજલ અને નેત્રને જુદાં પાડી જો. વ્યર્થ શુ મોહ પામે છે?' એવી રીતે યોગવાસિષ્ઠ, અધ્યાત્મ રામાયણ આદિ અનેક શાસ્ત્રોમાં સ્ત્રીના દોષોનું વિસ્તારથી વિવેચન કર્યું છે. એવા દોષોનો નિરંતર વિચાર કરનાર પુરુષ દુ:ખમાં નિમગ્ન થતો નથી.

## ભર્ચ્છુ મંત્રીની કથા

હે વત્સ! આ અસાર સસારમાં વિષયોના સંગથી ઘણા અનર્થો થાય છે; ધર્મ, અર્થ વગેરેને મોટી હાનિ પહોંચે છે, અને દુઃખપરંપરામાં વધારો થતો જાય છે. વિષયોના સગમાં રહેલા ભર્ચ્છુએ કંટાળીને ઉદાસવૃત્તિથી પોતાના જે જે ઉદ્ગારો કાઢ્યા છે, તે ખરેખરા મનન યોગ્ય છે. હું તને તેનું આખ્યાન કહું છું, તે તુ ધ્યાન દઇને સાંભળ.

પૂર્વે ભર્ચ્છુ નામનો, કોઇએક રાજાનો મુખ્ય મંત્રી હતો. રાજ્યતંત્ર સઘળુ તેના જ હાથમાં હતું. બીજા મંત્રીઓ તેના તરફ દ્વેષભાવથી વર્તતા હતા. તેઓ તેનો રાજદ્વારમાંથી પગ કાઢવા માટે અનેક છળપ્રપંચો રચતા હતા, પરંતુ તેમાં તેઓ કૃતકૃત્ય થતા ન હતા. રાજાની તેના ઉપર ગાઢ પ્રીતિ હતી તે એટલે સુધી કે બન્નેનાં ખોળીઆં જૂદાં હતાં, પણ જીવ જૂદા ન હતા. રાજ્યમાં તે મંત્રીનુંજ કર્યું થતું હતુ. તે ઉપરથી બીજા મંત્રીમંડળે મંત્ર કરી, કેટલાએક શત્રુઓને ઉશ્કેરીને પોતાના રાજા સામે બળવો કરાવ્યો. શત્રુઓની ધાડ પોતાના ઉપર ચઢી આવી છે, એમ સાંભળીને, રાજાએ સઘળા પરાક્રમી મંત્રીમંડળની એક સભા ભરી, અને તેઓને આજ્ઞા કરી કે, 'તમે હમણાં જ ધાડપાડુઓ ઉપર ચઢી જાઓ, અને તેઓને હાંકી કાઢો.' તે સાંભળીને સર્વ મંત્રીઓ બોલી ઉઠ્યા, 'રાજાજી! આપ સદા માનઅકરામ આપતી વેળા ભર્ચ્છુને જ બોલાવો છો અને આવે સકટને સમયે, કાળના મોંઢામાં અમને મોકલવા તૈયાર કાં થયા છો? આ વખતે ભર્ચ્છુને કેમ નથી મોકલતા?' ભર્ચ્છુ પણ સભામાં હાજર હતો. તેણે નમ્રતાપૂર્વક હાથ જોડીને કહ્યું, 'ધરાધિપ! જો આપની આજ્ઞા હોય તો હું હમણાં જ ચઢી જાઉં, અને ધાડપાડુને શિક્ષા કરુ.' પછી રાજાએ ભર્ચ્છુને કહ્યું, 'ઠીક, તમે ધાડપાડુઓની સામે ચઢી જાઓ, અને તેઓને શિક્ષા કરો.' રાજાની આજ્ઞા થતાં જ ભર્ચ્છુ તુરત ધાડપાડુઓની સામે ચઢ્યો, અને તેઓનો સંહાર કરીને, ખેડુતોને તથા વ્યાપારીઓને સંકટમાંથી મુક્ત કર્યા.

ભર્ચ્છુએ શત્રુઓના ઉપર વિજય કર્યો છે, આવી વાત સાંભળીને, બીજા મંત્રીઓના હૃદયમાં વૈરાનળ વધારે પ્રકટી નિકળ્યો. તેઓ રાજાની પાસે જઈ મરી મીઠું ભભરાવી, ખોટું સાચું બોલ્યાઃ—'મહારાજ! ભર્ચ્છુ તો શત્રુઓની સામે લઢતાં માર્યો ગયો છે; અને આપણું કાર્ય બગડ્યુ છે.' મંત્રીઓના મુખથી એવા સમાચાર સાંભળીને, રાજાએ ભર્ચ્છુની જગ્યા ઉપર તુરત નવો મંત્રી નિમ્યો, અને તેને છત્ર, સુખપાલ, પંખો વગેરે મંત્રીની પદવીને છાજતાં ઉપકરણો આપ્યાં. પછી સઘળા મંત્રીઓએ એવી કપટયુક્તિ રચી કે, સ્વપ્નામાં પણ રાજાને ભર્ચ્છુ સાંભરે નહિ. ભર્ચ્છુ, પોતાના પ્રતિપક્ષી મંત્રીઓની કપટનીતિ જાણી ગયો અને તેથી તેણે મનમાં વિચાર કર્યો કે, 'જે રાજા સારાસાર સમજતો નથી, તેવાની સેવાથી શું ફળ? હમણાં રાજમાં શત્રુપક્ષનું ચલણ છે, તેથી શત્રુઓ રાજાની પાસે મને જવા દેશે નહિ, અને કદાચ હું જવાનું સાહસ કરીશ તો મારો દેહ જોખમમાં આવી પડશે.' આમ વિચારી તેણે ઉદાસીન થઈ તપસ્વીનો વેષ ધારણ કર્યો, અને વનમાં રહેવા લાગ્યો. પછી વનમાં રહી તે, વિચારવા લાગ્યો કેઃ—

મેં આજ દિવસ સુધી સર્વ પદાર્થો ભોગવ્યા; દેહ, અને ઇંદ્રિયો પણ નિરોગી રહ્યાં; રાજનો ધણીરણી થઈ રહ્યો; અને હાથીની સૂંઢ જેવી જાંગવાળી, મૃગ ખરી જેવી ગુહ્યસ્થાનવાળી, સિંહની કેડ જેવી પાતળી કમરવાળી, હરણી જેવાં ચંચળ નેત્રવાળી, કમળ જેવાં મુખવાળી, અલસીના ફુલ જેવી હડપચીપર ભૂરાં છુંદણાંવાળી, તલ ફુલ જેવી નાસિકાવાળી, ચંપા જેવા સુંદર સુવાળાં શરીરવાળી, પાકા ઘીલોડા જેવા હોઠવાળી, દાડમના બીજ જેવા દાંતવાળી, બીલાં જેવાં કઠિન ને સ્થિર સ્તનવાળી, લાલકંદ જેવી પાહાનીવાળી, હંસગતિ જેવી ચાલવાવાળી, કપોત જેવા કંઠવાળી, કોયલ જેવી મધુરી વાણીવાળી, ને મોરપીંછ જેવા વાળવાળી સુંદર તરુણી મનમાં મોહ ઉપજાવે છે; અરે! સાગર જેમ ગંગા ઉપર મોહિત થઇને સદા તેના સંગમાં રહે છે, તેમ જેનો સહવાસ રસિકજનો નિત્ય ઇચ્છે છે એવી, તથા બ્રહ્માએ નિર્માણ કરેલી સ્વર્ગની અપ્સરા તિલોત્તમા જેવી સ્ત્રીનો મેં, કોઈ પણ દહાડો ત્યાગ કર્યો નથી. તેમ જ બીજાં

ભોગનાં ઉપકરણો બહુ જ ભાવથી ભોગવ્યાં છે, છતાં પણ હજી મને વૈભવોના સંબંધમાં તૃપ્તિ થઈ નથી એ શું? અરેરે! વૈભવો ભોગવતાં ભોગવતાં મરણ પણ નિકટ આવી લાગ્યું ત્યાં સુધી આંખ જ ઉઘડી નહિ! ધિક્કાર છે મારા જેવા કામભોગમાં રચ્યાપચ્યા રહેનાર મૂર્ખને!

હું આજ દિવસ સુધી ભગમાં જ લંપટ થઈ રહ્યો છું. હાય! હાય! તે સ્થાન તો માંસના ઉપર લપેટેલો એક ચામડાનો કટકો છે. તેમાંથી રાત દહાડો મૂત્ર ઝર્યા કરે છે, અને મહિને મહિને વ્રણ વિના પણ દુર્ગંધવાળું લોહી પડ્યા કરે છે, એવાં અપવિત્ર અને ગંધાતી મોરીના કરતાં પણ હલકાં સ્થાન ઉપર, મને કેટલો બધો મોહ થયો હતો! કવિ લોકો સ્ત્રીઓની જાંગને હાથીની સુંઢની અને કેળના સ્તંભની ઉપમા આપે છે, પરંતુ તેમાં તેની મોટી મૂર્ખતા છે. સ્ત્રીની જાંગ, માંસ, લોહી અને હાડકાંનો એક જથ્થો છે, અને ગુહ્યેંદ્રિયમાંથી ગળ્યા કરતાં મૂત્રવડે તે સદા ભીની રહે છે, તથા રાતદિવસ વાસ માર્યા કરે છે. તેમ જ સ્ત્રીના નિતંબ (ઢગરા) નાં પણ કામીઓ વખાણ કરે છે, પરંતુ તેમાં પણ તેઓનું અજ્ઞાન જ છે. તે નિતંબો ઉંચા અને ઉપરથી રમણીય દેખાય છે ખરા, પરંતુ તે બન્નેની વચ્ચે નરકનો વાસ મારતો ખાડો આવી રહેલો છે, જેમાંથી નિરંતર નરક નિકળ્યા કરે છે. અરેરે! આના ઉપર જેઓ આસક્તિ ધરાવે છે તેનામાં અને નરકના કીડામાં કંઈ પણ ભેદ છે ખરો? જરા પણ નહિ. કામી જીવો નરકકુંડના કીડા છે. શુક તથા લાળથી ભીના, સ્ત્રીના હોઠને જરા પણ ગ્લાનિ ન લાવતાં મેં મારા મોઢામાં લીધા. અરેરે! મને ધિક્કાર છે! જે સ્ત્રીને જોતાં જ મદ ચઢે છે તે સ્ત્રીનું સેવન કરીને, મેં પવિત્ર અને અપવિત્રપણાનો વિવેક ત્યજી દીધો છે. અરેરે! આટઆટલા દહાડા વિષયો ભોગવ્યા, તો પણ મને જરાયે તૃપ્તિ થઈ નહિ, પણ ઉલટું તેને માટે વિશેષ લાલસા થવા લાગી, અને તેની લગનીમાં ને લગનીમાં સમીપમાં આવેલા કાળનું પણ મને ભાન રહ્યું નહિ. હવે તો નરકની ખાઈરૂપ નારીનો ત્યાગ કરવો જ યોગ્ય છે.

હું ધારતો હતો કે એકવાર ખટરસનો સ્વાદ લઈ લઈશ, એટલે પછી કોઈ પણ રીતની લાલસા મને રહેશે નહિ. તેથી મેં ભાતભાતનાં ભોજનો બરફી, પેંડા, દુધપાક, દહીં, દુધ, ઘી, ચોખા, અચ્છાં અચ્છાં શાક, ચટણી ચટાકા વગેરે વિવિધ ભોજનો કર્યાં, છતાં પણ મારો જીહ્વારસ શાંત થયો નહિ. ઉલટું મને જીહ્વારસ માટે વધારે ને વધારે લાલસા થવા માંડી, માટે હવે તો શરીરને વૃથા પોષવું જ નહિ. વનનાં કંદફળોથી પણ ક્ષુધાની નિવૃત્તિ જ્યારે થાય છે, ત્યારે ક્ષુધા નિવૃત્તિ માટે બીજાની ગરજ શા માટે કરવી? પર્વતોની ગુફાઓ રાતદિવસ ખુલ્લી જ રહે છે, તો હવેલી અટારી માટે રાજાની ગાંડગુલામી શા માટે કરવી? શિલારૂપી સેજ તૈયાર છે, હાથરૂપી ઓસીકું હાજર જ છે, ખોબારૂપી પાત્રો પણ પોતાના સ્વાધીનમાં જ છે; પાણીનાં ઝરણાંઓ પણ ચારે તરફ ભરેલાં છે, વિશેષ શું જોઈએ છે? જ્યાં આગળ કોઈ પણ રોકનાર નથી, આવા સ્વતઃસિદ્ધ દિવ્ય વૈભવો તજીને, ગ્રામ્ય તુચ્છ વૈભવો માટે શા સારુ રાજાની આગળ દીનતા કરવી? હવે તો સર્વ ભોગોને તજીને મનને મારવું કે જેથી વિષયોને માટે લાલસા થાય જ નહિ! વિષયોનો ઉપભોગ કરવાથી વિષયોની કદી પણ શાંતિ થતી નથી, પણ વિષયોનો ત્યાગ કરવાથી જ વિષયોની શાંતિ થાય છે. સ્ત્રી, પુત્ર, ધન અને બીજા સાંસારિક પદાર્થો, જેમ જેમ મળતા જાય છે, તેમ તેમ તેને માટે વધારે લાલસા થતી જાય છે. સ્ત્રી રાતદિવસ મધુર મધુર વચનો બોલીને પુરુષને મોહિત કરી નાંખે છે, ને મૂઢ પુરુષ તેના સુંદર અવયવો અને મધુર મધુર મંદહાસ્યવાળાં વચનો ઉપર મોહિત થઇને, સમીપમાં આવેલા કાળને પણ જોતો નથી. સ્ત્રી, પુરુષને મોક્ષ માર્ગમાંથી ચલાયમાન કરી નરકની ખાઇમાં નાખવાને તૈયાર કરે છે. સ્ત્રીનાં વચનો ઉપરથી મીઠાં લાગે છે, પરંતુ પરિણામે વિષનું કાર્ય સારનારાં થઈ પડે છે. છતાં હું પણ તેજ સ્ત્રીના સંગમાં રહીને, કામાંધ થવાથી, રાતદિવસ સાંસારિક સુખ ભોગવવામાં મચ્યો રહ્યો, જેથી મારું સર્વ આયુષ્ય નિરર્થક નિકળી ગયું. રે! મૃત્યુ મારા મુખ આગળ આવીને ઉભું રહ્યું, તેનું પણ મને ભાન રહ્યું નહિ.

જેની સ્ત્રી કુરૂપડી હોય છે તે સંતાપ કરે છે કે, 'હે પ્રભુ ! કીયા પાપનું મને આ ફળ મળ્યુ છે ? એ બોલે છે તે જાણે ગધેડી ભૂકતી હોય તેમ લાગે છે, એનુ નોળીઆ જેવું મોંઢુ જોઇને મને ધ્રુધડીને તાપ આવે છે; ને કુવેણ સાંભળીને તો કપારો છૂટે છે.' પણ એનાથી વધારે પીડાકારક તો સુરૂપવતી સ્ત્રી છે. તેની ચળકતી ચામડીથી પ્રિય ધર્મ અને અર્થનો નાશ થાય છે. ખરેખર સ્ત્રીનાં મીઠાં વેણ ઝેરના લાડુ જેવાં છે, જે જમીને પુરુષ અંધ થઈ, એકલી કામિની વિના અન્યને જોતો જ નથી. જેમ પીંજરામાં રહેલો પોપટ શીખવ્યું બોલે છે, તેમ જ આ મૂર્ખ પુરુષ નારીનો નચાવ્યો નાચે છે; અને જ્યારે બનેનું મન લદબદ થઈ જાય છે, જ્યારે મદનરૂપ મદિરાનો મદ જાગે છે ત્યારે લજ્જારહિત બની, વસ્ત્રનો ત્યાગ કરી, ઉન્મત્તપેરે ધૂણે છે, ને દારુડિયા જેમ ગદી જગામાં લોટ્યા કરે છે, તેમ નરનારી બને આંધળાં થઈ મલિનસ્થાનમાં પ્રીતિ કરી, એકબીજામાં લીન થઈ જાય છે. હાય ! મદનવશ પુરુષની બુદ્ધિ નાશ પામે છે ! તે જોતો નથી કે, આ ઘરની છે કે બહારની છે, ઉંચ છે કે નીચ છે, ગોરી છે કે કાળી છે, તે કંઈ જ જોતો નથી. સ્ત્રી પણ મદનવશથી બાવરી બને છે; તેથી જેના પરિણામે સંતાપ મળે છે તે છતાં તેને સુખનું સરોવર જાણી, તેમાં આનંદ લે છે. સુદર સુદરી જ સર્વે સુખની સહારણી છે; તેથી તેનો ત્યાગ જ સુખદાતા છે. જે પુરુષ સ્વરૂપવતી સ્ત્રીમાં અનુરાગ કરી તેમાં જ લપટાઈ રહે છે, તે પુરુષ આલોક ને પરલોક બનેથી ભ્રષ્ટ થાય છે. રે ! રે ! આ સ્ત્રી ખેડુત છે, તેનો ધણી બળદિયો છે. એ બળદનાથને એવો નાથ્યો છે, તે જરા પણ ચસી શકતો નથી. અરેરે ! હુંએ નથાયો એ મારી કેટલી બધી મૂર્ખતા ! હુ જે કઈ ધન એકઠું કરતો હતો તે મારા વડીલો અને માતપિતાને આપતો ન હ, પરંતુ તે સર્વ મારી સ્ત્રીને સોંપતો હતો. સર્વોત્તમ પદાર્થ તેને જ એકાંતમાં હસી હસીને ખવરાવતો હતો. સારાં વસ્ત્રો અને આભૂષણો પણ તેને જ પહેરાવતો હતો, અને તેની જ સેવામાં પરાયણ રહેતો હતો. આ સર્વ મોહનું જ પરિણામ હતુ અરેરે ! મેં સ્ત્રીના સંગમાં રહીને જે બળ અને ઉત્સાહદાયક મારુ વીર્ય હતું તે પણ ગુમાવ્યું. તેનાથી શરીર તેજસ્વી અને જાગૃત રહે છે, અને કોઈ પણ કામ ઉત્સાહથી કરવાની ઇચ્છા થાય છે. આવી વીર્ય જેવી ઉત્તમ વસ્તુ પણ મેં સ્ત્રીના સગથી ગુમાવી દીધી છે. ધિક્કાર છે ! જેમાં અધિક વીર્ય હોય છે તેમાં સુંદર કાન્તિ ને રૂપ હોય છે વીર્ય જ શરીરનો રાજા છે. જેના વીર્યનો નાશ થતો નથી તેનાં શરીરમાં પલિયાં આવતાં નથી ને બળ જતુ નથી. જો વીર્ય ખસ્યું તો યોગીઓ પણ ભ્રષ્ટ થાય છે. આવાં ઉત્તમ વીર્યને સ્ત્રી સહજમાં છીનવી લે છે; અને જેમ ખેડુત, શેરડીને વારંવાર કોલાહમાં ઘાલી પીલી તેનો રસ ખેંચી લે છે, તેમ સ્ત્રી પ્રિયને બાથરૂપી કોલાહમાં દબાવી, તેના વીર્યને ખેંચી લે છે; અને જેમ ખેડુત જ્યાં સુધી તે શેરડીમાં સહજ પણ રસ હોય છે ત્યાં સુધી તેને કોલાહમાં પીસ્યા કરે છે, તેમ જ્યાં સુધી વીર્યનો છાંટો રહે છે ત્યાં સુધી પ્રિયને બાથમાં રાખી સ્ત્રી પીસ્યા કરે છે; અને જ્યારે શેરડીના કુચામાં કશો સાર રહેતો નથી ત્યારે તેને બાળી મુકે, તેમ જયારે પુરુષમાંથી પુરુષાર્થનો નાશ થયલો જોય છે ને તે શબ જેવો ફીક્કો જણાય છે ત્યારે તેને કડવાં વેણોથી બાળે છે કે, 'હવે તમારામાં તે શું પુરુષાર્થ બળ્યું છે? જે સ્વરૂપવાન, ધનવાન ને બલવાન્ હોય છે તેનાપર સ્ત્રી વારી જાય છે, પણ તેનાં ધન, રૂપ ને બળનો નાશ કીધા પછી, તેના સામા તે થૂંકતી પણ નથી. અને કદાચ લાજ વગરનો થઇને પુરુષ તેની પાસે જાય છે તો સ્ત્રી મ્હોંફટી ગાળો દઈ, નાકનું ટેરવું ચઢાવી, મોંઢ મરડી એવો મીજાજ કરે છે કે, પેલો પુરુષાર્થહીન ભયથી ભાગી જ જાય છે. પુરુષનો અપ્રતિમ પ્રેમ છતાં, આ નિષ્ઠુર નારી, તેના પ્રેમનો બદલો કેવો આપે છે? તે તેને મુકી બીજાને ભજે છે. તેનું હૃદય મહા કઠોર છે. રે, તે વિદ્વાવાનની વિદ્યા ભૂલાવી દે છે. શ્રુતિ, સ્મૃતિ, ગીતા, પુરાણ, ન્યાય ને સકળશાસ્ત્રથી નિષ્ણાત હોય તે પણ સ્ત્રીથી જીતાયો છે. બાજીગર વાંદરાને જેમ નચાવે છે, તેમ સ્ત્રી પુરુષને નચાવે છે. પંડિત પણ "

નમનશરમાંથી બચતો નથી. એ સ્ત્રી, જેમ શેઠ ચાકરપર હુકમ કરે છે તેમ, આ ઠાકુર ચાકરને હલાવે ચલાવે છે. સ્ત્રીનાં કટાક્ષ બાણથી જેનાં શરીર વિંધાય છે, તેનાં કાલજાં સીધાં હોતાં નથી. પુરુષ સ્ત્રીના સહવાસથી ધર્મ, અધર્મ, પાપપુણ્ય, સુખદુઃખ, ને સગાં સ્નેહી સૌને વિસરી જાય છે. હવે આ ભવ દુઃખસાગરમાંથી તે કેમ તરી શકે? સ્વકીયા, પરકીયા ને સામાન્યા—વેશ્યા સર્વે નારી નરકની ખાણુ છે. એમાં જેનો સ્નેહ છે તેને ધિક્કાર જ છે! રે મને પણ ધિક્કાર છે, કે એ મેં પહેલે વિચાર્યું નહિ.

પુત્રો પણ સંસારમાં ઘણા દુઃખદાયી થઇ પડે છે. પુત્ર ન હોય તેને માટે રાતદિવસ દુઃખ થયા કરે છે, અને કોઈ પણ વાંઝીયા કહેશે આવો મનમાં ભય રહ્યા કરે છે. તેથી મનુષ્ય પુત્રની પ્રાપ્તિ માટે અનેક ઉપાયો કરે છે. એમ ઉપાય કરતાં માંડમાંડ પુત્રનો જન્મ થાય છે તો તેને ઉછેરતાં મહાકષ્ટ પડે છે. કીકાભાઈ પડી જશે, તેને કોઈ મારશે, તે તરસ્યો થયો હશે, તેને ભૂખ લાગી હશે માટે જમાડો, તે રડે છે માટે તેને બહાર ફેરવો, વગેરે અનેક ચિંતાઓ રાતદહાડો થયા કરે છે. આમ અનેક કષ્ટો સેવીને પુત્રને ઉછેરવો પડે છે. જો તે માંદો પડે છે તો તેને માટે વળી અનેક જોતિ, યોગી, ભુવા, વૈદ વગેરેની સેવા કરવી પડે છે; છતાં પણ બાજી હાથ રહેતી નથી. પુત્ર મરણ પામે છે તો તેની પાછળ તેનાં માતાપિતા પ્રાણ તજવાને પણ તૈયાર થાય છે. આટલું છતાં પણ પુત્ર મોટો થયો એટલે તે નારીને વશ થઈ બેસે છે; જે માબાપે જન્મભર તેની જ સેવા કીધી છે તેમને તો આ પુત્રને પાણી પાવું પણ ભારે પડે છે. રાત્રિના પેલી સ્ત્રી તેને ભમાવે છે કે, 'સાસુજીએ આમ કહ્યું ને સસરાજીએ આમ ગાળ દીધી.' થઈ ચુક્યું. તેનો મિજાજ ગયો. તે કુપુત્ર હોય છે તો પ્રભાતમાં જ ઉઠી, માતાપિતા, કે જેમને મસ્તક નમાવી પ્રણિપાત કરવાનો તેમનો ધર્મ છે, તેની ગાળોથી પૂજા કરે છે, ને પછી માબાપનું ધન લઈ જૂદો રહી, તેઓને કદી પણ સંભારતો નથી. પુત્રોથી જે સુખ માને છે તે મૂર્ખશાહ છે, એમાં શક નથી. માટે મને તો પુત્રાદિકમાં પણ સુખ જણાતું નથી.

ધનનો સંગ કરવાથી પણ અનેક વિટંબણાઓ ભોગવવી પડે છે. ધન મેળવવા માટે અનેક સાચાંખોટાં કરવાં પડે છે. તેને સમય ઉપર જાતિના અને કુળના ધર્મોને પણ જળાંજલિ આપવી પડે છે. છતાં પણ જેટલું ભાગ્યમાં હોય છે તેટલું જ ધન મળે છે. ધારો કે ધન મળ્યું, પરંતુ ધન મળ્યા પછી પણ કંઈ વિશ્રાંતિ લેવાનો સમય આવતો નથી. તે મળેલું કેવી રીતે સાચવવું, તેમાં વધારો કેમ કરવો, કોઇને ત્યાં વ્યાજે મુકીશું ને તે દીવાળું કાઢશે તો શું કરીશું? વગેરે વિચારોના વમળમાં ધનવાનનું મન રાતદિવસ ઘોળાયા કરે છે. આખરે અણુકુટકે કહો કે લોભથી કહો, પણ ધન બીજાને ત્યાં વ્યાજે આપવામાં આવે છે, અને કાળદુકાળે કે ભીડને પ્રસંગે તે દીવાળું ફુંકે કે આપત્તિમાં આવી પડે છે કે સઘળું ધન જાય છે. જો કે તે ધન ધનવાનના ઉપભોગમાં આવતું ન હતું, પરંતુ તેના ઉપર પોતાની મમતા હતી ને તે ધન મારું છે, હું આટલા લાખનો ધણી છું, આમ તે પોતાના મનમાં મિથ્યા માની બેઠો હતો તે માન્યતા માત્ર હમણાં ઓછી થઇ જવાથી, તે રડવા અને કુટવા માંડે છે, અને પોતે અજર અને અમર છે, છતાં હું મરી ગયો રે, એમ બુમબરાડા પાડીને, બાળકની પેઠે આળોટે છે. કહો ત્યારે ધનમાં શું સુખ છે? અરેરે ધનને પણ ધિક્કાર છે!

આ પ્રમાણે સંતાપ કરીને સ્ત્રી, પુત્ર, ધન વગેરે સાંસારિક મિથ્યા પદાર્થો ઉપરથી ભર્તૃહરિએ મમતા ઉઠાવી લીધી અને એકાંતમાં જઈને પરમાત્માનું મનન કરવા લાગ્યો. માટે, હે શિષ્ય! તારે ભર્તૃહરિના દૃષ્ટાંત ઉપરથી એ સમજવાનું છે કે, આ સંસારમાં સ્ત્રી, પુત્ર, ધન, બાગ, બગીચા વગેરેનો જેમ ઉપભોગ લેવામાં આવે છે, તેમ તેમ તેના ઉપર વધારે લાલસા વધતી જાય છે, અને તે તે વસ્તુ સંપાદન કરવા માટે પ્રયત્ન કરવો પડે છે; ને પ્રયત્નમાં જો વિઘાત થાય છે તો તેમાંથી ક્રોધ ઉત્પન્ન થાય છે, અને ક્રોધથી બુદ્ધિનો નાશ થવાથી, સારાસારનો વિવેક ન રહેવાથી, નાશનો પ્રસંગ આવી પડે છે. એટલા માટે, શાસ્ત્રકારો કહે છે કે, કનક, કામિની અને

પુત્રાદિક ઉપર આસક્તિ રાખવાથી પરિણામે નરકમાં પડવું પડે છે, માટે જળકમળવત્ વ્યવહાર જેટલો જ તેઓની સાથે સંબંધ રાખવો.

- મોહથી જ સર્વ દુઃખ પ્રાપ્ત થાય છે. એ મોહ વિષયની સુંદરતાથી થાય છે, માટે પ્રથમ વિષયનાં સ્વરૂપનો વિચાર કરવો. સ્ત્રીનું સંપૂર્ણ શરીર સુંદર પ્રતીત થાય છે, પણ તે વિચાર વિના જ. જો તેનો વિચાર કરીએ તો તેમાં કાંઈપણ સુંદર જણાશે નહિ. જે સ્તન અને નિતંબ અતિ સુંદર અને મોહ કરવાવાળાં હોય છે, કામી પુરુષો જે નેત્રને કામના બાણની ઉપમા આપે છે, અને જેથી કામી પુરુષોનાં હૃદયો વિંધાય છે; જે ચરણને કમલની ઉપમા આપી છે, અને હાથને નવપલ્લવની ઉપમા આપી છે, તે જો સ્ત્રીનાં શરીરથી જુદાં થઈ પડ્યા હોય તો શું કોઈને લેવાં ગમશે? નહિ જ; તે ઉપર દૃષ્ટિ કરવાની પણ ઇચ્છા થશે નહિ. માટે તેમાં વ્યર્થ મોહ કરી પતગીયા માફક જીવ પડે છે એનાથી વિશેષ મૂઢતા શી હશે? ૧૪૧

- જેમ અનેક મલ્લોમાં પ્રધાન મલ્લનો પરાજય કરવાથી સર્વનો પરાજય થાય છે, તેમ, પૂર્વે થઈ ગયેલા અનેક જન્મ વિષે સ્ત્રી પુરુષનો સહવાસ થાય છે, અને તે સહવાસજન્ય પ્રબળ વાસનાથી સ્ત્રી વિષે શબ્દ (સ્વર), સ્પર્શ (આલિંગન), રૂપ (વસ્ત્રભૂષણાદિ), રસ (મુખ ચુંબનાદિ), ગંધ (ફુલેલ આદિ) આ પાંચ વિષયોની પ્રાપ્તિ થાય છે, તેથી સ્ત્રીરૂપ વિષય સર્વ વિષયોમાં પ્રધાન (મુખ્ય) છે, અને બીજા વિષયો તેનાં ઉપકરણો (સાધનો) છે. તેથી સ્ત્રીના દેહ વિષે અને પછી પોતાના દેહ વિષે પણ દોષદૃષ્ટિ કરવી. આમ દોષદૃષ્ટિ કરવાથી વૈરાગ્યનો ઉદય થશે અને સર્વ વિષયો ઉપર પણ વૈરાગ્ય થશે. એટલા માટે સ્ત્રી વિષે દોષદૃષ્ટિ મુખ્યત્વે દર્શાવી છે.

જે પુરુષ ભુખથી આકુળવ્યાકુળ થયો હોય, તે પુરુષને કોઈ ઉત્તમ ભોજન લાવી આપે, અને કહે કે, 'આમાં તો ઝેર છે, તું ખા, તારી ભુખ મટશે.' હવે જો કે ભોજન ઉત્તમ છે અને પોતાને ભુખ પણ લાગી છે, છતાં પણ એ વિષવાળાં ભોજનને તે શું ખાશે કે? નહિ જ ખાય. એમ ભુખ્યો માણસ પણ ઝેરવાળું ભોજન જમશે નહિ, તો મિષ્ટાન્નથી જેનું પેટ ભરાયું હોય તે પુરુષ જાણીજોઈને વિષવાળું ભોજન કેમ ખાશે? તેમ જ વિષયમાં દોષદર્શન થવાથી અજ્ઞાની પુરુષ પણ વિષયોને ઇચ્છે નહિ, તો પછી જ્ઞાની પુરુષ તો કેમ જ ઇચ્છે? ૧૪૨

## (૨) જ્ઞાનીને પ્રીતિ વિના પ્રારબ્ધકર્મનો ભોગ

(૧૪૩-૧૫૦, ૮ શ્લોકો)

અવતરણિકા-જ્ઞાનીને પણ પ્રબલ પ્રારબ્ધ કર્મથી ભોગની ઇચ્છા ઉત્પન્ન થશે જ એમ શિષ્ય કહે છે, તેથી ગુરુ કહે છે કે, જ્ઞાની અસંતોષ સાથે ભોગ ભોગવશે

प्रारब्धकर्मप्राबल्याद्भोगेष्विच्छा भवेद्यदि ।
क्लिश्यन्नेव तदाप्येष भुङ्क्ते विष्टिगृहीतवत् ॥
भुञ्जाना अपि बुधाः श्रद्धावंतः कुटुंबिनः ।
नाद्यापि कर्म नश्छिन्नमिति क्लिश्यंति संततम्

શબ્દાર્થ-પ્રારબ્ધ કર્મની પ્રબળતાથી જો ભોગવિષે ઇચ્છા થાય તો પણ જ્ઞાની, વેઠે પકડેલા પુરુષની પેઠે, મનમાં ક્લેશ પામીને જ ભોગોને ભોગવે છે. શ્રદ્ધાવાળા, કુટુંબી જ્ઞાનીઓ ભોગ ભોગવતાં છતાં પણ, 'હજી સુધી અમારાં કર્મનો નાશ થયો નહિ,' એમ નિરંતર ક્લેશ પામ્યા કરે છે. ૧૪૩-૧૪૪

### ચન્દ્રકાન્ત વિવરણ

### પ્રબલ પ્રારબ્ધથી જ્ઞાનીને પણ ક્લેશપૂર્વક ભોગ

શિષ્ય-પ્રારબ્ધકર્મ પ્રબળ છે, તેથી જ્ઞાનીને પણ ભોગમાં ઇચ્છા થતી જોઉં છું.

ગુરુ-હા, સમય ઉપર જોઇએ છીએ; પણ તે જૂદા પ્રકારે. પ્રારબ્ધ કર્મની પ્રબળતાથી જ્ઞાનીને ભોગમાં ઇચ્છા થાય; તોપણ વેઠે પકડેલો પુરુષ, જેમ મનમાં ખેદ કરતો કરતો બોજો ઉપાડે છે, પણ મજૂરી લેનારની પેઠે પ્રસન્નતાથી ઉપાડતો નથી, તેમ જ્ઞાની, મનમાં ખેદ કરતો કરતો ભોગ ભોગવે છે, પણ અજ્ઞાનીની પેઠે તેમાં લદબદ થઇને ભોગ ભોગવતો નથી. ૧૪૩

શિષ્ય-જ્ઞાની મનમાં ખેદ કરતાં કરતાં ભોગ ભોગવે છે, એમ તમે શાપરથી કહો છો?

ગુરુ-જે જ્ઞાની બ્રહ્મવિચારમાં શ્રદ્ધાળુ હોય છે, છતાં ગૃહસ્થાશ્રમી હોય છે, તેવો જ્ઞાની

ભોગને ભોગવે છે ખરો, તથાપિ તે હમેશાં સંતાપ કરે છે કે, 'હાય! હજી સુધી અમારું પ્રારબ્ધકર્મ નાશ પામ્યું નહિ.' આવું શું સંસારીમાં નિત્ય જોવામાં આવતું નથી? ૧૪૪

અવતરણિકા-જ્ઞાનીના જ્ઞાનની વ્યર્થતા વિષે શિષ્ય પ્રશ્ન કરે છે, અને ગુરુ તેનું સમાધાન કરે છે.

नायं क्लेशोऽत्र संसारतापः किंतु विरक्तता।
भ्रांतिज्ञाननिदानो हि तापः सांसारिकः स्मृतः ॥ १४५ ॥

શબ્દાર્થ-આ (અદ્યાપિ અમારાં કર્મનો નાશ થયો નથી એ) ક્લેશ કંઈ સાંસારિક તાપ ગણાતો નથી, પરંતુ વૈરાગ્ય ગણાય છે; કારણ કે સાંસારિક તાપ ભ્રમાત્મક જ્ઞાનને લીધે થાય છે. ૧૪૫

## ચન્દ્રકાન્ત વિવરણ

### ભોગમાં ક્લેશ તે જ જ્ઞાનીનો વૈરાગ્ય

શિષ્ય-જ્ઞાનીને સાંસારિક તાપ હોય નહિ. જો જ્ઞાનીને પણ સાંસારિક તાપ થાય તો તેનું જ્ઞાન નકામું થઈ પડે છે; કારણ કે, જ્ઞાનથી સાંસારિક તાપની નિવૃત્તિ થવી જોઈએ, પણ અહીં તો તે થઈ નથી.

ગુરુ-જ્ઞાનીને સાંસારિક તાપ થતો જ નથી.

શિષ્ય-જ્યારે તમે કહો છો કે, જ્ઞાની, 'અદ્યાપિ અમારું કર્મ નાશ પામ્યું નહિ,' એવી રીતે સર્વદા ક્લેશ કર્યા કરે છે, ત્યારે શું એ જ્ઞાનીને સાંસારિક તાપ નથી કે?

ગુરુ-જ્ઞાનીનો એ ક્લેશ છે, સાંસારિક તાપ નથી.

શિષ્ય-જ્ઞાનીનો ક્લેશ તે વળી શું?

ગુરુ-એ ક્લેશ તે સંસારમાં વૈરાગ્ય છે. જ્ઞાનીને અદ્વિતીય બ્રહ્મનું જ્ઞાન થવાથી અને સર્વ પદાર્થો ખોટા છે એવા જ્ઞાનથી સંસારમાં વૈરાગ્ય થાય છે, તેથી તે સંસારથી ખિન્ન થઈને કહે છે કે, 'હાય! હજી સુધી અમારું કર્મ નાશ પામ્યું નહિ.' એ ઉપરથી જણાય છે કે એ ક્લેશનું કારણ વૈરાગ્ય છે. પણ સંસારનો તાપ નથી.

શિષ્ય-ત્યારે સાંસારિક તાપનું કારણ શું છે?

ગુરુ-જેમ રજ્જુમાં થયેલું સર્પનું ભ્રાંતિજ્ઞાન ભય આદિનું કારણ છે, તેમ બ્રહ્મમાં થયેલું જગતનું ભ્રાંતિજ્ઞાન સાંસારિક તાપનું કારણ છે, એમ પૂર્વના આચાર્યો કહી ગયા છે. સારાંશ કે અજ્ઞાનીને સાંસારિક ક્લેશ થવામાં અવિવેક કારણ છે, અને જ્ઞાનીના ક્લેશમાં વિવેક કારણ છે. ૧૪૫

અવતરણિકા-'ક્લેશ, વિવેકથી થયો છે વા અવિવેકથી થયો છે,' એમ શાપરથી જણાય તે કહે છે.

विवेकेन परिक्लिश्यन्नल्पभोगेन तृप्यति ।
अन्यथानंतभोगेऽपि नैव तृप्यति कर्हिचित् ॥

શબ્દાર્થ-વિવેકથી ક્લેશ પામનારો પુરુષ અલ્પભોગથી તૃપ્તિ પામે છે, અને અવિવેકી પુરુષ અનંતભોગથી પણ કોઈ દહાડો તૃપ્તિ પામતો નથી. ૧૪૬

## ચન્દ્રકાન્ત વિવરણ

### વિવેકી અને અવિવેકીના ક્લેશમાં ભેદ

શિષ્ય-અજ્ઞાનીને અવિવેકથી ક્લેશ થાય છે, અને જ્ઞાનીને વિવેકથી ક્લેશ થાય છે, એમ તમે કહ્યું તે ઠીક, પણ 'આ ક્લેશ વિવેકથી થયો છે' અથવા 'અવિવેકથી થયો છે,' એમ તમે શા કારણથી કહો છો?

ગુરુ-જે ક્લેશ કામનાની નિવૃત્તિ કરવાવાળો હોય તે ક્લેશ વિવેકથી થાય છે, ને જે ક્લેશ કામનાની વૃદ્ધિ કરવાવાળો હોય તે અવિવેકથી થાય છે. જ્ઞાનીને ક્લેશ વિવેકથી થાય છે, તેથી તે જ્ઞાની, વૈરાગ્યને લીધે અલ્પ ભોગ પ્રાપ્ત થાય તોપણ તેને બહુ માનીને, પૂર્ણ માનીને તૃપ્તિ પામે છે. પણ અજ્ઞાનીને ક્લેશ અવિવેકથી થાય છે, તેથી તે અજ્ઞાની, વિવેક વિના અનંત ભોગ પ્રાપ્ત થાય તોપણ તેથી તૃપ્તિ પામતો નથી; પણ તેની ઇચ્છા અધિકાધિક વૃદ્ધિ પામ્યા કરે છે. ૧૪૬

અવતરણિકા-જ્યારે વિવેકી પેઠે અવિવેકીને પણ ભોગની તૃપ્તિ થાય છે, ત્યારે વિવેકથી વધારે શું? તેપર સ્મૃતિનું વચન આપે છે કે, ભોગ કંઈ તૃપ્તિનું કારણ નથી.

न जातु कामः कामानामुपभोगेन शाम्यति ।
हविषा कृष्णवर्त्मेव भूय एवाभिवर्धते १४७
परिज्ञायोपभुक्तो हि भोगो भवति तुष्टये ।
विज्ञाय सेवितश्चोरो मैत्रीमेति न चोरताम् ॥

मनसोनिगृहीतस्यलीलाभोगोऽल्पकोऽपियः
तमेवालब्धविस्तारं क्लिष्टत्वाद्बहु मन्यते ॥
बद्धमुक्तो महीपालो ग्राममात्रेण तुष्यति ।
परैरबद्धो नाक्रांतो न राष्ट्रं बहु मन्यते १५०

શબ્દાર્થ–કામનાઓના ઉપભોગથી કોઈ કાળે પણ કામ કંઈ શાંત થતો નથી; પણ ઘીથી જેમ અગ્નિ વધે છે તેમ કામ વિશેષ જ વધે છે. જેમ જાણીને સેવેલો ચોર મિત્ર થઈ પડે છે, પરંતુ ચોર થતો નથી, તેમ જાણીને ભોગવેલો ભોગ તૃપ્તિ આપે છે. નિદિધ્યાસનથી વશ કરેલાં મનને લીલા (કામના)નો જે થોડો પણ ભોગ (અનુભવ) થાય છે તેમાં તે ક્લેશ ભોગવે છે, તેથી તે અલ્પભોગને પણ ઘણો માને છે. જેમ પ્રથમ કેદ પકડાયેલો અને પાછળથી મુક્ત થયેલો રાજા, એક ગામ મળવાથી સંતોષ પામે છે, પણ શત્રુથી કેદ ન પકડાયેલો અને પરાજય ન પામેલો રાજા સંપૂર્ણ દેશને પણ ઘણો માનતો નથી તેમ. ૧૪૭–૧૫૦

## ચન્દ્રકાન્ત વિવરણ

### ભોગથી તૃપ્તિ થતી નથી તેમાં શ્રુતિનું પ્રમાણ

શિષ્ય–જેમ વિવેકી પુરુષને ભોગથી તૃપ્તિ થાય છે, તેમ અવિવેકી પુરુષને પણ ભોગથી તૃપ્તિ થશે, તેથી વિવેક કાંઇ તૃપ્તિમાં કારણ નથી, એ વિવેક તો નકામો જ છે.

ગુરુ–મનની તૃપ્તિમાં મુખ્ય કારણ વિવેક જ છે; માટે વિવેક જ સફલ છે. ભોગથી કદાપિ તૃપ્તિ થતી નથી એવું શ્રુતિ કહે છે. શ્રુતિમાં કહ્યું છે કે, ભોગની ઇચ્છા, વિષયોના ભોગથી શાંત થતી નથી, પણ જેમ ઘી હોમવાથી અગ્નિ વૃદ્ધિ પામે છે, તેમ વિષયભોગથી ભોગેચ્છા વિશેષ વૃદ્ધિ પામે છે. વળી,

'यत्पृथिव्यां व्रीहियवं हिरण्यं पशवः स्त्रियः ।
न दुह्यंति मनःप्रीतिं पुंसः कामहतस्य च ॥

પૃથ્વીમાં જેટલું અનાજ છે, જેટલા સોનું, ચાંદી, હીરા, વગેરે છે, જેટલાં પશુ છે, અને જેટલી સ્ત્રીઓ છે, તે સર્વ કામનાએ કરીને હણાયેલા પુરુષના મનની પ્રીતિને સંપૂર્ણ કરતાં નથી.' એટલે પૃથ્વીના સર્વે પદાર્થો એકને પ્રાપ્ત થાય તોપણ તે કામનાવાળા પુરુષનાં મનને તૃપ્ત કરી શકતા નથી, એમ શ્રીમદ્ભાગવતમાં કહ્યું છે. મહાસાગરનો સર્વ ખજાનો પોતાના ઘરમાં હોય, સમગ્ર પૃથ્વીનું રાજ્ય ભોગવતો હોય, સ્વર્ગની રંભાઓનો સ્વામી હોય, તોપણ જેની કામના ઓપર અંકુશ નથી તે કદી પણ તૃપ્ત થતો નથી; પણ દિવસે દિવસે તેની કામનાઓ નવા નવા ભોગથી વધે છે. તૃપ્તિમા વિષયોનો ઉપભોગ કારણ નથી, પણ વિવેક જ–જ્ઞાન જ કારણ છે. ૧૪૭

### અનુભવનું પ્રમાણ

શિષ્ય–વિવેક તૃપ્તિનુ કારણ છે, તેમાં કાંઈ પ્રમાણ છે?

ગુરુ–એમાં શાસ્ત્રનું પ્રમાણ નથી, પણ અનુભવનુ પ્રમાણ છે ખરુ. જો મનુષ્યને એવો વિચાર થાય કે, 'આ વિષય છે, એને મેળવવા માટે બહુ પ્રયાસ પડ્યો છે, તથાપિ વિનાશી છે, ને ક્ષણિક સુખ આપવાવાળો છે, અને વળી પરિણામે દુઃખનું જ કારણ છે,' તો એવા વિચાર પછી વિષય ભોગવ્યો હોય તો તેથી તૃપ્તિ થાય છે, અને તેમાં વૈરાગ્ય પણ થાય છે. આ વાત વિવેકીઓમાં સ્પષ્ટ જોવામાં આવે છે.

શિષ્ય–ભોગ તો તૃષ્ણાની વૃદ્ધિ કરે છે, એક ભોગ બીજા ભોગ માટે આતુર કરે છે, તે ભોગ વિવેકના સહવાસ માત્રથી તૃપ્તિનું કારણ કેમ થાય?

ગુરુ–કેટલાક પદાર્થો, કોઇના સહવાસથી પોતાના સ્વભાવને તજીને તેથી વિપરીત કાર્ય કરે છે, એમ લોકમાં પણ જોવામાં આવે છે.

શિષ્ય–લોકમાં એવું ક્યાં જોવામાં આવ્યું છે?

ગુરુ–જો કે ચોરનો ચોરી કરવાનો સ્વભાવ છે, તોપણ 'આ ચોર છે,' એમ જાણી તેનો જે સહવાસ કરે છે, તેની સાથે તે ચોર ચોરપણું જણાવતો નથી; પરતુ મિત્રપેરે વર્તે છે. સોમલ વિષ છે અને દેહનો નાશ કરવાનો તેનો સ્વભાવ છે, તથાપિ શોધનના સહવાસથી તે સોમલ પોતાનો સ્વભાવ મૂકી દઈ, ઉલટું પુષ્ટિકારક થાય છે. જેમ ચોર પોતાનો સ્વભાવ જાણનાર પુરુષ પાસે પોતાના ચોરી કરવાના સ્વભાવને તજીને મિત્ર થઈ વર્તે છે, તેમ વિષય પણ પોતાનો સ્વભાવ જાણનાર વિવેકી પુરુષ

પાસે, પોતાના તૃષ્ણાવૃદ્ધિ કરવાના સ્વભાવને તજીને, તૃપ્તિનું કારણ થઈ પડે છે. ૧૪૮

### નિદિધ્યાસનથી મન થોડા ભોગથી તૃપ્ત થાય છે

શિષ્ય–તમે અગાડી કહ્યું છે કે (૧૪૬ મા શ્લોકમાં) 'अल्पभोगेन तृप्यति । અલ્પભોગથી તૃપ્ત થાય છે;' પણ કામનામાં અનુરાગી થવાનો તો મનનો સ્વભાવ છે, તેથી કામનામાં અનુ. રાગી મન અલ્પભોગથી કેમ તૃપ્ત થાય ?

ગુરુ–કામનામાં અનુરાગી થઈ જવાનો મનનો હમેશાં જ સ્વભાવ નથી. અજ્ઞાની પુરુષનું મન કામનામાં અનુરાગી હોય છે, પણ જ્ઞાનીનું મન કામનામાં અનુરાગી હોતું નથી. જ્ઞાનીનુ મન તો નિદિધ્યાસનથી વશ કરેલું હોય છે, તેથી જેમ કોઈ બંધીવાન ઇચ્છા પ્રમાણે વર્તી શકતો નથી, તેની પેઠે તે મન પણ યથેચ્છ ભોગ ભોગવી શકતું નથી; અને જેમ બંધીવાન માણસ થોડાંને પણ ઘણું માની સંતોષ માને છે, તેમ જ્ઞાનીનું મન પણ થોડા ભોગને બહુ માનીને સંતોષ પામે છે.

શિષ્ય–થોડા ભોગથી મન સતોષ પામે છે તેનું કારણ શું ?

ગુરુ–જેમ ઘોડો ઘોડેસ્વારના આધીનમાં હોય છે, તેમ જ્ઞાનીનું મન તેના આધીનમાં હોય છે; જેમ ઘોડો યથેચ્છ વિચરી શકતો નથી, તેમ જ્ઞાનીનું મન પણ યથેચ્છ ભોગ ભોગવી શકતું નથી, તેમ જ્ઞાની તેને વિશેષ ભોગ આપતો પણ નથી. જ્ઞાનીનું મન ભોગને સંપૂર્ણ દોષવાળું જાણે છે, તેથી વિશેષ ભોગની ઇચ્છા ન કરતાં, થોડા ભોગથી સતોષ પામે છે. ૧૪૯

શિષ્ય–વશ થયેલા મનને અલ્પભોગથી તૃપ્તિ થાય છે એમાં કાંઈ દૃષ્ટાંત છે ?

ગુરુ–હા, સાંભળ. કોઈ એક રાજાને પ્રથમ શત્રુએ કેદ પકડ્યા પછી, દયા કરી મુક્ત કર્યો હોય તેવો રાજા, એકાદું નાનું પરગણું મળવાથી પણ સતોષ પામે છે; પણ જેને શત્રુએ કેદ પકડ્યો ન હોય, તેમ જેનો શત્રુથી પરાજય પણ ન થયો હોય તેવો રાજા મોટા રાજ્યને પણ બહુ માનતો નથી; પરન્તુ વિશેષ મેળવવા ઇચ્છા જ કર્યા કરે છે. તેમ વિવેકરૂપી રાજાના નિદિધ્યાસનરૂપી કેદમાં પકડાયેલું મન અલ્પ ભોગથી સંતોષ પામે છે, અને નિદિધ્યાસનરૂપી કેદમાં ન પકડાયેલું મન ત્રણે લોકના સંપૂર્ણ ભોગથી પણ સંતોષ પામતું નથી. ૧૫૦

## (૯) ત્રિવિધ પ્રારબ્ધ કર્મનું નિરૂપણ
### (૧૫૧–૧૬૨; ૧૨ શ્લોકો)

અવતરણિકા–જ્ઞાનીને ઇચ્છા ન થવા વિષે શિષ્ય પૂછે છે, અને ગુરુ ઉત્તર દે છે.

विवेके जाग्रति सति दोषदर्शनलक्षणे ।
कथमारब्धकर्मापि भोगेच्छां जनयिष्यति ॥
नैष दोषो यतोऽनेकविधं प्रारब्धमीक्ष्यते ।
इच्छाऽनिच्छा परेच्छा च प्रारब्धं त्रिविधं स्मृतम् ॥ १५२ ॥

શબ્દાર્થ–(પદાર્થોમાં) દોષ દર્શનરૂપી વિવેક જાગ્રત છતાં, પ્રારબ્ધ કર્મ પણ ભોગને વિષે ઇચ્છા કેમ ઉત્પન્ન કરશે ? (ઉત્તરમાં કહેવાનું કે) જ્ઞાનીને ઇચ્છાની ઉત્પત્તિ થવી એ દોષ નથી, કારણ કે પ્રારબ્ધ કર્મ નાના પ્રકારનું જોવામાં આવે છે; ઇચ્છા, અનિચ્છા અને પરેચ્છા, એ પ્રમાણે ત્રણ પ્રકારનું પ્રારબ્ધ શાસ્ત્રમાં કહ્યું છે. ૧૫૧–૧૫૨

### ચન્દ્રકાન્ત વિવરણ

#### શંકા–પ્રારબ્ધથી ઇચ્છા થાય એ અસંભવિત છે ?

શિષ્ય–અગાડી (૧૪૩ મા શ્લોકમાં) પ્રારબ્ધ કર્મની પ્રબલતાથી ભોગને વિષે ઇચ્છા થાય, એમ તમે કહ્યું છે, તે અયોગ્ય છે; કારણ કે, જ્ઞાનીને સર્વ પદાર્થોમાં દોષદર્શનરૂપ વિવેકજ્ઞાન ઉત્પન્ન થયું હોય છે, તે વિવેકજ્ઞાન ઇચ્છાનું વિઘાતક છે, તેથી પ્રારબ્ધ કર્મથી પણ ભોગને વિષે ઇચ્છાની ઉત્પત્તિનો અસભવ છે. ૧૫૧

#### ત્રણ પ્રકારનું પ્રારબ્ધ

ગુરુ–પ્રારબ્ધ કર્મ અનેક પ્રકારનું છે, તેથી જ્ઞાનીને ઇચ્છાની ઉત્પત્તિના અસંભવરૂપ દોષ નડતો નથી.

શિષ્ય–પ્રારબ્ધ કર્મ કેટલા પ્રકારનું છે ?

ગુરુ–પ્રારબ્ધ કર્મ ત્રણ પ્રકારનું છે.

શિષ્ય–એ ત્રણ પ્રકાર કયા કયા છે ?

ગુરુ–ઇચ્છા પ્રારબ્ધ, અનિચ્છા પ્રારબ્ધ અને પરેચ્છા પ્રારબ્ધ ઇચ્છાને ઉત્પન્ન કરવાવાળુ પ્રારબ્ધ તે ઇચ્છા પ્રારબ્ધ છે, ઇચ્છા વિના ભોગ આપવાવાળુ પ્રારબ્ધ, તે અનિચ્છા પ્રારબ્ધ છે, અને અન્યની ઇચ્છાથી ભોગ આપવાવાળુ પ્રારબ્ધ તે પરેચ્છા પ્રારબ્ધ છે ૧૫૨

અવતરણિકા–ઇચ્છારૂપી પ્રારબ્ધના સ્વરૂપની જિજ્ઞાસા શિષ્યને થવાથી, ગુરુ ઇચ્છા પ્રારબ્ધનું સ્વરૂપ કહે છે

**अपथ्यसेविनश्चोरा राजदाररता अपि ।**
**जानंत इव स्वानर्थमिच्छंत्यारब्धकर्मतः ॥**

શબ્દાર્થ–પોતાની પ્રકૃતિથી પ્રતિકૂળ પદાર્થોને સેવનારાઓ, ચોરો અને રાજરાણી ઉપર આસક્તો, પોતાના અનર્થને જાણતા હોય છે, છતા પ્રારબ્ધ કર્મથી અનર્થ કરવા ઇચ્છે છે. ૧૫૩

### ચન્દ્રકાન્ત વિવરણ

શિષ્ય–ઇચ્છાપ્રારબ્ધનું સ્વરૂપ કહો.

ગુરુ–જે કામ કરવાનુ પરિણામ અનર્થજનક હોય, તે કામમાં, તેના પરિણામને જાણવા છતાં, પ્રવૃત્ત થવુ, એ ઇચ્છાપ્રારબ્ધનુ સ્વરૂપ છે દાખલા તરીકે, કોઇક રોગી પુરુષ છે. તે જાણે છે કે, અમુક પદાર્થ ખાવાથી મારા રોગમાં વૃદ્ધિ થશે, તે છતાં વૈદ્યે ના પાડેલા કુપથ્ય પદાર્થો ખાવાની તે ઇચ્છા કરે, તે ઇચ્છાપ્રારબ્ધથી થાય છે. વળી, સઘળા ચોરો જાણે છે કે, ચોરીનું પરિણામ કારાગૃહમાં નિવાસ છે, મહાકષ્ટ વેઠવાનું છે, ફટકા ખાવા પડે છે, પગે બેડી પણ પડે છે, તોપણ ચોર લોકો ચોરીની ઇચ્છા કરે છે ખુની પુરુષને રાજા ફાંસીએ લટકાવે છે, અને હુ જો એ દુષ્ટ કામ કરીશ તો મારે પણ ફાંસીએ લટકવુ પડશે, એમ ખુન કરનાર જાણે છે, અને પોતે તે નજરે જુવે છે છતા તે ખુન કરવાની ઇચ્છા કરે છે, એ ઇચ્છાપ્રારબ્ધ જ છે વળી રાજપત્નીની સાથે પ્રીતિ કરનાર પુરુષ જાણે છે કે, આ પાપ કામ જો રાજાના જાણવામા આવશે તો ઘાંચીની ઘાણીમા પીલાવી નાંખશે, અથવા હાથીને પગે બંધાવીને મારી નાખશે, તેટલુ જાણવા છતાં રાજપત્નીની સાથે રોજ રમતગમત કરે છે, અને પછી પરિણામ ભોગવે છે. એવી રીતે અનર્થ જાણવા છતા પણ, કર્મમાં પ્રવૃત્તિની ઇચ્છા થાય છે, તે ઇચ્છાપ્રારબ્ધ કહેવાય છે જન્મેજય રાજાને વ્યાસે કહ્યુ હતુ કે તારે હાથે બ્રહ્મહત્યા થવાની છે, એ પરિણામ જાણ્યા છતા યજ્ઞમા તેણે હાસ્ય કર્યું અને બ્રહ્મહત્યા થઈ એ ઇચ્છાપ્રારબ્ધ છે.* ૧૫૩

અવતરણિકા–પ્રારબ્ધ કર્મના ફલના જ્ઞાનવિષે શિષ્ય પ્રશ્ન કરે છે, અને ગુરુ તેનુ ઉત્તર દે છે.

**न चात्रैतद्वारयितुमीश्वरेणापि शक्यते ।**
**यत ईश्वर एवाह गीतायामर्जुनं प्रति १५४**
**सदृशं चेष्टते स्वस्याः प्रकृतेर्ज्ञानवानपि ।**
**प्रकृतिं यांति भूतानि निग्रहः किं करिष्यति ॥**
**अवश्यं भाविभावानां प्रतीकारो भवेद्यदि ।**
**तदा दुःखैर्न लिप्येरन्नलरामयुधिष्ठिराः १५६**

શબ્દાર્થ–ઈશ્વર પણ આ લોકમા એ પ્રારબ્ધ કર્મનુ નિવારણ કરવા માટે સમર્થ નથી; કારણ કે ઈશ્વર (શ્રીકૃષ્ણ પરમાત્મા) જ ગીતામાં અર્જુન પ્રત્યે કહે છે કે, જ્ઞાની પણ પોતાની પ્રકૃતિ પ્રમાણે વ્યવહાર કરે છે, જ્યાં ભૂતમાત્ર પ્રકૃતિને અનુસરે છે, ત્યાં નિગ્રહ શુ કરી શકશે? અવશ્ય થવાવાળા સુખદુઃખાદિકની નિવૃત્તિનો જો ઉપાય હોત તો નલ, રામ અને યુધિષ્ઠિર દુઃખ પામત નહિ. ૧૫૪–૧૫૬

### ચન્દ્રકાન્ત વિવરણ

પ્રારબ્ધનું ઈશ્વર પણ નિવારણ કરી શકે નહિ

શિષ્ય–'રોગી કુપથ્ય ખાવાની ઇચ્છા કરે છે, ચોર ચોરી કરવાની ઇચ્છા કરે છે, ખુની ખુનની ઇચ્છા કરે છે, અને સ્ત્રીલંપટ રાજપત્ની સાથે પ્રીતિની ઇચ્છા કરે છે, એ પ્રારબ્ધ કર્મનું ફલ છે', એમ તમે શાથી કહો છો ?

ગુરુ–એ ઇચ્છાને કોઇ પણ અટકાવી શકતુ નથી, ઈશ્વર પણ તેને અટકાવવા સમર્થ નથી, એટલા માટે અમે જાણીએ છિયે કે એ પ્રારબ્ધ કર્મનુ ફલ છે.

શિષ્ય–રોગી અપથ્યને ઇચ્છે છે, અને ઈશ્વર પણ પ્રારબ્ધકર્મના ફલરૂપ ઇચ્છાને અટકાવવા સમર્થ નથી, તે તમે શાપરથી કહો છો ?

* આ સબંધી કથા "ચન્દ્રકાન્ત"ના પહેલા ભાગના 'ચૈતન્ય' પ્રકરણના આરંભમા આપેલી છે તે વાંચવી. (ન. ઈ. દેસાઇ)

ગુરુ–શ્રીકૃષ્ણ પરમાત્માએ ગીતાજીમાં અર્જુન પ્રત્યે કહ્યું છે, તે પરથી અમે કહીએ છિયે. ૧૫૪

### તે ઉપર ગીતાનું પ્રમાણ

શિષ્ય–શ્રીકૃષ્ણ પરમાત્માએ ગીતાજીમાં અર્જુન પ્રત્યે ક્યાં કહ્યું છે?

ગુરુ–ગીતાના તૃતીયાધ્યાયના ૩૩ મા શ્લોકમાં શ્રીકૃષ્ણે કહ્યું છે કે, 'હે અર્જુન ! જ્ઞાની પણ પોતાની પ્રકૃતિને અનુસારે વ્યવહારમાં વર્તે છે, તો પછી અજ્ઞાનીની શું વાત કરવી? સર્વે પ્રાણીઓ પોતાની પ્રકૃતિને અનુસરે છે, એમાં નિગ્રહ (મેં અથવા બીજાએ કરેલો પ્રવૃત્તિ અને નિવૃત્તિનો નિરોધ), અથવા નિરોધ શું કરી શકશે?' પૂર્વ જન્મમાં, કરેલા ધર્મ–અધર્માદિ કર્મના સસ્કારથી પ્રાપ્ત કરેલી મનઆદિની વાસના તે પ્રકૃતિ કહેવાય છે; તથા નિગ્રહ એટલે પ્રવૃત્તિ અને નિવૃત્તિનો નિરોધ. એ પ્રકૃતિ સર્વને પોતાના સ્વભાવમાં દોરી જાય છે. જ્ઞાની પણ એ પ્રકૃતિની અસરથી મુક્ત નથી; કેમકે તેને પણ મરણ પર્યંત પ્રારબ્ધ ભોગવવું પડે છે. તેથી હું કે બીજો, અમુક પ્રકારે બલાત્કારે પ્રાણીને અમુક માર્ગે રોકી રાખીએ તે નકામુ છે.' એ પ્રમાણે શ્રીકૃષ્ણનું વચન છે, તે પરથી સિદ્ધ થાય છે, કે જ્ઞાની હોય કે અજ્ઞાની હોય, પરંતુ સર્વની પ્રવૃત્તિ પોતાનાં પ્રારબ્ધ કર્મને અનુસારે થાય છે, તેને અટકાવવા માટે ઈશ્વર પણ સમર્થ નથી, માટે તેના નિવારણનો પ્રયાસ નિષ્ફળ છે. ૧૫૫

### તે ઉપર બીજાં પ્રમાણો

એમ ગમે તે પ્રકારે પણ ભોગવવા યોગ્ય સુખદુઃખાદિકની નિવૃત્તિનો કોઇ પણ ઉપાય નથી.

શિષ્ય–ઉપાય કેમ નથી?

ગુરુ–જો તેનો ઉપાય હોત તો નલરાજા, રામચન્દ્રજી અને યુધિષ્ઠિર રાજા લોકોત્તર દુઃખ ભોગવત નહિ. (૧) નલરાજા મહા પ્રતાપી અને ધાર્મિષ્ઠ હતો, તોપણ તેણે જુગટું ખેલી રાજ્ય ગુમાવી, વનમાં અટન કર્યું, સ્ત્રીનો વિયોગ સહ્યો, ને સારથિ આદિનાં નીચ કામ કર્યાં, આવાં મહાકષ્ટો તેને ભોગવવાં પડ્યાં છે. આ વાત મહાભારતના વનપર્વમાં વિસ્તારથી વર્ણવેલી છે. (૨) રામચન્દ્રજીને જે દુઃખો વેઠવાં પડ્યાં છે, તે તો આબાલવૃદ્ધ સર્વે જાણે છે. તેનો ઇતિહાસ વાલ્મીકિ રામાયણમાં છે. (૩) યુધિષ્ઠિરને દુઃખની પરાકાષ્ઠા થયેલી છે, એ પણ સુપ્રસિદ્ધ છે. એ ત્રણે મહાસમર્થ પ્રતાપી અને સર્વોત્તમ ધર્મમાર્ગની મર્યાદાનું પાલન કરવાવાળા રાજાઓ હતા, જેને સપૂર્ણ પૃથ્વીના રાજાઓ સ્વાધીન હતા, ને દેવતાઓ પણ તેનાં દર્શન માટે સ્વર્ગમાંથી આવતા હતા. સ્વર્ગ, પાતાલ કે પૃથ્વીમાં એવો કોઈ પણ પદાર્થ ન હતો કે જે એઓને પ્રાપ્ત ન થાય; એવા સમર્થ પુરુષો પોતાના દુઃખની નિવૃત્તિનો ઉપાય કરી શક્યા નહિ, તેથી નક્કી છે કે, પ્રારબ્ધ કર્મનાં ફલ કે જે અવશ્યભાવી છે તેનો કશો ઉપાય નથી, પણ ભોગવ્યે જ છુટકો છે. ૧૫૬

**અવતરણિકા**–જો પ્રારબ્ધ કર્મનું નિવારણ કરવા ઈશ્વર સમર્થ નથી તો ઈશ્વરમાં અનીશ્વરતા આવશે એમ શિષ્ય કહે છે, અને ગુરુ તેનું સમાધાન કરે છે

**न चेश्वरत्वमीशस्य हीयते तावता यतः।**
**अवश्यं भाविताप्येषामीश्वरेणैव निर्मिता ॥**

**શબ્દાર્થ**–ઈશ્વર, પ્રારબ્ધ કર્મનાં ફલના નિવારણમાં અસમર્થ છે, તેટલાથી ઈશ્વરનું ઈશ્વરત્વ ઓછું થતું નથી; કેમકે સુખદુઃખાદિકોનું અવશ્યભાવીપણું પણ ઈશ્વરે જ નિર્માણ કીધું છે. ૧૫૭

### ચન્દ્રકાન્ત વિવરણ

શિષ્ય–જ્યારે ઈશ્વર પ્રારબ્ધ કર્મનાં ફલનું નિવારણ કરવામાં અસમર્થ છે, ત્યારે તો તે ઇશ્વર શાનો? ને તે સર્વશક્તિમાન પણ શાનો! એથી તો તેની અનીશ્વરતાનો પ્રસગ પ્રાપ્ત થાય છે. જે કાર્ય કરવામાં, નહિ કરવામાં અને અન્યથા કરવામાં એટલે સર્વ કાર્યમાં સમર્થ હોય તે જ ઈશ્વર છે.

ગુરુ–ઈશ્વર પ્રારબ્ધ કર્મનાં નિવારણમાં અસમર્થ છે, એટલાથી જ તેની ઈશ્વરતામાં ઉણપ આવતી નથી.

શિષ્ય–પ્રારબ્ધ કર્મનાં નિવારણમાં ઈશ્વર અસમર્થ છે, તોપણ તે અનીશ્વર નહિ કે?

ગુરુ–ના, નહિ જ. એ સુખદુઃખનું અવશ્યભાવીપણું પણ ઈશ્વરે જ નિર્મિત કીધું છે, માટે તે અનીશ્વર નથી. સાધારણ માણસ પણ પોતે કરેલા નિયમનો પોતે ભગ કરતો નથી, ત્યારે

ઈશ્વર જ, પોતે કરેલા નિયમનો ભંગ કેમ કરે? સુખદુઃખ તો ભોગવ્યે જ છૂટકો છે, એ ઈશ્વર-નિર્મિત જ છે. હવે જો ઈશ્વર પ્રારબ્ધ કર્મનું નિવારણ કરે તો પોતે કરેલા નિયમનો પોતે જ ભંગ કર્યો કહેવાય. તેથી ઈશ્વર પ્રારબ્ધ કર્મનું નિવારણ કરતા નથી, અને તેથી તેને અનીશ્વરતાનો પ્રસંગ પ્રાપ્ત થતો નથી. ૧૫૭

**અવતરણિકા**-એવી રીતે વિસ્તારથી ઈચ્છાપ્રારબ્ધનું પ્રતિપાદન કર્યા પછી, હવે અનિચ્છા પ્રારબ્ધનું પ્રતિપાદન કરે છે.

प्रश्नोत्तराभ्यामेवैतद्गम्यतेऽर्जुनकृष्णयोः ।
अनिच्छापूर्वकं चास्ति प्रारब्धमिति तच्छृणु ॥
अथ केन प्रयुक्तोऽयं पापं चरति पूरुषः ।
अनिच्छन्नपि वार्ष्णेय बलादिव नियोजितः ॥
काम एष क्रोध एष रजोगुणसमुद्भवः ।
महाशनो महापाप्मा विद्ध्येनमिह वैरिणम् ॥

**શબ્દાર્થ**-અર્જુન અને કૃષ્ણના પ્રશ્ન અને ઉત્તરથી જ એ જાણવામાં આવે છે કે, 'પ્રારબ્ધ અનિચ્છાપૂર્વક પ્રાપ્ત થાય છે.' તે વિષે સાંભળ. હે વૃષ્ણિ કુલોત્પન્ન કૃષ્ણ! ત્યારે આ પુરુષ, કોનાથી પ્રેરાઈ, ઈચ્છા ન છતાં પણ, જાણે બલથી ખેંચાતો હોય એમ પાપ આચરે છે? (શ્રીકૃષ્ણ કહે છે કે, હે અર્જુન!) રજોગુણથી ઉત્પન્ન થયેલો એ કામ છે અને એ ક્રોધ છે; એ મહાભક્ષ કરનાર, અને મહાપાપી છે; એને અહિં (મોક્ષમાર્ગમાં) વૈરી જાણ. ૧૫૮-૧૬૦

## ચન્દ્રકાન્ત વિવરણ

ગુરુ-બીજું પ્રારબ્ધ અનિચ્છાપ્રારબ્ધ છે, એમ અર્જુન તથા શ્રીકૃષ્ણના પ્રશ્નોત્તરથી જણાય છે.

શિષ્ય-અર્જુને કેવો પ્રશ્ન કર્યો છે, અને શ્રીકૃષ્ણે કેવું ઉત્તર આપ્યું છે તે કહો.

ગુરુ-તે પ્રશ્નોત્તર હું કહું છુ તે તું સાંભળ. ૧૫૮

ગીતાજીના તૃતીયાધ્યાયમાં અર્જુને શ્રીકૃષ્ણ પ્રત્યે પ્રશ્ન કર્યો છે કે, હે કૃષ્ણ! જેમ રાજા પોતાના નોકરને અન્યના અનાદર આદિ કાર્યમાં યોજે છે, તેથી તે પુરુષ, તે નીચ કાર્ય કરવા ન ઇચ્છતાં છતાં પણ, અનિચ્છાથી કરે છે, તેમ પુરુષ પણ, જાણતા છતાં ને ન ઇચ્છતા છતાં પણ, કુમાર્ગે ચઢી જઈ, પાપાચરણ કરે છે, તો તેમાં એને એ પ્રમાણે કોણ બળાત્કારે દોરી જતું હશે? ૧૫૯

આવા અર્જુનના પ્રશ્નપરથી, શાસ્ત્રના સાર રૂપ શ્રીકૃષ્ણ કહે છે કે, પાપ વિષે ઇચ્છા વિનાના પુરુષની પ્રવૃત્તિ કરાવવાવાળો રજોગુણના કાર્યરૂપ કામ છે, અને એ જ આવી રીતે દોરી જાય છે. કામ પોતે ક્રોધરૂપે પરિણામ પામે છે, એટલે કામનો અટકાવ થવાથી તે પોતે ક્રોધરૂપે થાય છે

શિષ્ય-એ કામ શાથી થાય છે?

ગુરુ-કામ રજોગુણથી ઉત્પન્ન થાય છે. જેમ ઘી હોમવાથી અગ્નિ તૃપ્ત થતો નથી, તેમ કામ કોઈ પણ વિષયે કરીને તૃપ્ત થતો નથી. એટલા જ માટે એ કામ મહાભક્ષ કરનાર છે, અને વળી એ કામ પાપનો બાપ છે, તેથી કામથી અનેક પ્રકારનાં પાપો થાય છે એવો તે મહાપાપરૂપ છે. જેમ માર્ગમાં ચાલતાં લુટારા ધનને લુટી જાય છે, તેમ આ કામ પણ મોક્ષમાર્ગે જતાં મનરૂપી ધનને લુટી જાય છે, એટલે મોક્ષમાર્ગમાં પ્રવૃત્ત થયેલાં મનને બલાત્કારે વિષયમાં ઘસડી જાય છે. અવળી વૃત્તિ કરાવનાર સર્વ વૃત્તિનું બીજ એ કામ જ છે, માટે જ એ કામ મોટો વૈરી છે. જ્યારે પ્રબલ પ્રારબ્ધ કર્મના વશથી રજોગુણ વૃદ્ધિ પામે છે, ત્યારે કામ અને કામનો અટકાવ થવાથી ક્રોધ ઉત્પન્ન થાય છે. એ કામ અને ક્રોધ એ બેમાંથી એક પાપ કરાવવામા પુરુષપર બલાત્કાર કરે છે, એમાં પણ ઇચ્છા જ કારણ નથી. ૧૬૦

**અવતરણિકા**-અનિચ્છાપ્રારબ્ધની પુરુષની પ્રવર્તકતાના અભાવવિષે શિષ્ય પ્રશ્ન કરે છે, અને ગુરુ શ્રીકૃષ્ણના વાક્યનું પ્રમાણ આપીને સમાધાન કરે છે

स्वभावजेन कौंतेय निबद्धः स्वेन कर्मणा ।
कर्तुं नेच्छसि यन्मोहात्करिष्यस्यवशोऽपि तत् ॥

**શબ્દાર્થ**-હે કૌંતેય! સ્વભાવથી થયેલાં પોતાનાં કર્મથી બંધાયલો તું, જે કંઇ કરવા ઇચ્છતો નથી તે પણ મોહને લીધે પરવશ થઇને પણ કરીશ જ. ૧૬૧

## ચન્દ્રકાન્ત વિવરણ

શિષ્ય-તમે જે અર્જુન તથા પ્રશ્નોત્તર કહ્યો તેથી જણાય છે કે,

ક્રોધ જ પુરુષની પ્રવૃત્તિમાં કારણ છે,' પણ પુરુષની પ્રવૃત્તિમાં ઇચ્છા ન થવી, એ પ્રારબ્ધનું કારણ છે, એમ સિદ્ધ થતું નથી.

ગુરુ–અનિચ્છાપ્રારબ્ધનાં અસ્તિપણાનો બોધ કરવા માટે અર્જુન અને શ્રીકૃષ્ણના પ્રશ્નોત્તરરૂપ મેં પ્રમાણ આપ્યું છે. હવે અનિચ્છાપ્રારબ્ધની પુરુષની પ્રવૃત્તિમાં કારણતાનું પ્રતિપાદન કરવાવાળાં વાક્યો કહું છું તે શ્રવણ કર. ગીતામાં શ્રીકૃષ્ણ પરમાત્માએ કહ્યું છે કે, 'હે અર્જુન ! સ્વયં થયેલા કર્મથી પુરુષ બંધાયલો છે, તેમ તું પણ એકલો પોતાનાં પ્રારબ્ધ કર્મથી બંધાયેલો છે. તેથી તું મોહને લીધે જે કાર્ય કરવા ઇચ્છતો નથી, તે કાર્ય પણ પરવશ થઇને કરીશ જ.' જો કે સંબંધીઓને તથા ગુરુઓને મારવામાં પાપ છે, માટે હું યુદ્ધ નહિ કરુ એવો નિશ્ચય કરીને અર્જુન બેઠો હતો, તેના પ્રત્યે શ્રીકૃષ્ણે કહ્યું છે કે, 'તું ધારે છે કે હું યુદ્ધ નહિ કરુ; પણ યુદ્ધ કરવામાં અથવા ન કરવામાં તું સ્વતંત્ર નથી. તેમ છતાં યુદ્ધ ન કરવાનો નિશ્ચય કરી બેઠો છે તે તારો મોહ જ છે. તું તો પ્રારબ્ધ કર્મને પરવશ છે. તેથી તું પરવશ થઇને યુદ્ધ કરશે જ; પ્રકૃતિને વશ થઈ, ઇચ્છા ન છતાં પણ યુદ્ધ કરવું પડશે જ;' એ વચનથી જણાશે કે, પ્રાણી માત્ર સ્વભાવાધીન છે તેથી પોતપોતાનો સ્વભાવ ત્યજી શકે એમ નથી જ, એવાં શ્રીકૃષ્ણનાં વચનથી 'અનિચ્છાપ્રારબ્ધ છે,' એમ સ્પષ્ટ જણાય છે. ૧૬૧

અવતરણિકા–હવે પરેચ્છા પ્રારબ્ધના સંબંધમાં કહે છે.

नानिच्छंतो न चेच्छंतः परदाक्षिण्यसंयुताः
सुखदुःखे भजन्त्येतत्परेच्छापूर्वकर्म हि ॥

શબ્દાર્થ–અનિચ્છાવાળા છતાં પણ ભોગવતા નથી, અને ઇચ્છાવાળા છતાં પણ ભોગવતા નથી, પણ બીજાના ઉપર ઉપકારજન્યબુદ્ધિએ કરીને સુખ અને દુઃખને ભોગવે છે, એ પરેચ્છાકર્મ (પરેચ્છા પ્રારબ્ધ) છે. ૧૬૨

ચન્દ્રકાન્ત વિવરણ

ગુરુ–ત્રીજું પ્રારબ્ધ પરેચ્છાપ્રારબ્ધ છે. કેટલાક જ્ઞાનીઓ પોતાની ઇચ્છાથી સુખદુઃખ ભોગવતા નથી, તેમ અનિચ્છાથી પણ સુખદુઃખ ભોગવતા નથી, પણ અન્યની પ્રીતિ માટે, ઉપકાર કરવા માટે, અથવા કોઇની પ્રાર્થનાથી જ સુખદુઃખ ભોગવે છે. દાખલા તરીકે, પોતાને ઘેર વિવાહ આદિ શુભ કાર્ય હોય ત્યારે જે પોતાના કુલમાં મોટો અને વિવેકી હોય તેને આગળ રાખી, તેને પૂછી કાર્ય કરવાની લોકમાં રીતિ છે. તે રીતિ પ્રમાણે વિવેકી પુરુષને આગળ રાખી શુભ કાર્ય કરવાનો આરંભ કર્યો હોય ત્યારે તેમાં તે આગળ પડીને કાર્ય કરે છે, અને જે જે સારુંનરતું કહેવાય છે તેના પોતે ભાગી થઇને સાંભળે છે. એમાં તેની પોતાની જરા પણ ઇચ્છા નથી, તેમ અનિચ્છાથી પણ તે કહેણુ સાંભળતો નથી, પરંતુ સબંધીની ઇચ્છાથી સાંભળે છે; એટલા માટે અત્ર સુખદુઃખના ભોગનું કારણ છે તે, પરેચ્છા પ્રારબ્ધ છે. ઇચ્છાપ્રારબ્ધ, અનિચ્છાપ્રારબ્ધ, અને પરેચ્છાપ્રારબ્ધ એવી રીતે ત્રણ પ્રકારનાં પ્રારબ્ધ છે; તેથી વિષયમાં દોષદર્શન થયું હોય તો પણ તે પ્રારબ્ધ, વિવેકી પુરુષમાં ઇચ્છા ઉત્પન્ન કરે છે, અને તેનું નિવારણ કોઈ કરી શકતો નથી. ૧૬૨

## (૪) જ્ઞાનીને ભોગથી વ્યસનનો અભાવ

(૧૬૩–૧૭૩; ૧૧ શ્લોકો)

અવતરણિકા–જો જ્ઞાનીને ઇચ્છા થાય એમ સ્વીકારીએ તો-किमिच्छन् એટલે 'કીયા ભોગ્ય પદાર્થને ઇચ્છતો' એવી જે શ્રુતિ છે તેને વિરોધ આવે છે, તેનો ગુરુ પરિહાર કરે છે.

कथं तर्हि किमिच्छन्नित्येवमिच्छा निषिध्यते
नेच्छानिषेधः किंत्विच्छावाधो भर्जितबीजवत् ॥ १६३ ॥

भर्जितानि तु बीजानि संत्यकार्यकराणि च।
विद्वदिच्छा तथेष्ट्याऽसत्त्वबोधान्न कार्यकृत्
दग्धबीजमरोहेऽपि भक्षणायोपयुज्यते ।
विद्वदिच्छाप्यल्पभोगं कुर्यान्न व्यसनं बहु॥

શબ્દાર્થ–(પ્રશ્ન) જ્યારે જ્ઞાનીને ઇચ્છા ઉત્પન્ન થાય છે, ત્યારે 'શું ઇચ્છતો' એ પ્રકારે ઇચ્છાનો કેમ નિષેધ કીધો છે? (ઉત્તર) એ ઇચ્છાનો નિષેધ નથી, કિંતુ સેકેલાં બીજની પેઠે ઇચ્છાનો બાધ કર્યો છે. જેમ સેકેલાં બીજ વિદ્યમાન છે

તોપણ તે કાર્ય કરવામાં અસમર્થ હોય છે, તેમ જ્ઞાનીની ઇચ્છા વિદ્યમાન હોય છે, તોપણ તે વિષયોના અભાવના જ્ઞાનથી કાર્ય કરતી નથી. જેમ સેકેલાં બીજ ઉગતાં નથી પણ ખાવાના ઉપયોગમાં આવે છે, તેમ જ્ઞાનીની ઇચ્છા પણ અલ્પ ભોગ ભોગવે છે; પણ તે બહુ વ્યસન કરતી નથી. ૧૬૩–૧૬૫

## ચન્દ્રકાન્ત વિવરણ

શિષ્ય–જ્યારે 'જ્ઞાનીને પણ ઇચ્છા થાય છે,' એવો અંગીકાર કરો છો, ત્યારે 'જો આત્માને જાણે તો,' એ શ્રુતિનો વિરોધ આવશે.

ગુરુ–વિરોધ કેમ આવશે ?

શિષ્ય–એ શ્રુતિમાં 'શાને ઇચ્છતો' એમ કહ્યું છે, તેથી એમાં જ્ઞાનીને ઇચ્છાનો નિષેધ કર્યો છે, ને તમે કહો છો કે જ્ઞાનીને પણ ઇચ્છા થાય છે એ શું ?

ગુરુ–જ્ઞાનીને ઇચ્છા થાય છે, તોપણ 'જો આત્માને જાણે તો' એ શ્રુતિનો વિરોધ આવતો નથી, કારણ કે 'શાને ઇચ્છતો' એનું તાત્પર્ય ઇચ્છાના નિષેધમાં નથી.

શિષ્ય–ત્યારે શેમાં છે ?

ગુરુ–જ્ઞાનીને ઇચ્છા હોય છે, તોપણ જેમ સેકેલાં બીજ નિર્વીર્ય હોય છે, ને તે જમીનમાં નાંખ્યા હોય તોપણ તેને અંકુર આવતા નથી, તેમ જ્ઞાનીની ઇચ્છા નિર્વીર્ય હોય છે, તેથી તે પ્રવૃત્તિ કરાવવામાં સમર્થ નથી, એવું જ્ઞાન લેવા માટે, 'किमिच्छन्' એમ કહ્યું છે, તેનું તાત્પર્ય તો ઇચ્છાના બાધમાં છે. ૧૬૩

જેમ સેકેલાં બીજ બીજરૂપે તો છે, તેનું સ્વરૂપે તેવું ને તેવું જ છે, તોપણ તે બીજને, જો વાવ્યાં હોય તો, અંકુર આદિ થતા નથી; કારણ કે અગ્નિના તાપથી તેનામાં જે ફળ આપવાની શક્તિ છે તે નાશ પામી છે, તેમ જ્ઞાનીને ઇચ્છા તો હયાત છે, તોપણ તે ઇચ્છા, વિપત્તિ આદિ કાર્ય ઉત્પન્ન કરવામાં સમર્થ નથી; કારણ કે તે તો વિષય દોષરૂપ છે અને તે દુઃખકારક છે, તેવા જ્ઞાનથી બાધિત છે.

જેમ બીજમાં અંકુર ઉત્પન્ન કરવા આદિ શક્તિ રહી છે, તોપણ તે જો સેકેલાં હોય તો અંકુર ઉત્પન્ન કરી શકતાં નથી, તેમ ઇચ્છામાં પ્રવૃત્તિ કરાવવા આદિ શક્તિ રહી છે ખરી, તો પણ જેને જો પદાર્થ માત્ર ખોટા અને નાશવંત છે એવું જ્ઞાન થયું હોય તો તેને પ્રવૃત્તિ કરાવી શકતી નથી. ૧૬૪

શિષ્ય–જ્યારે જ્ઞાનીની ઇચ્છા પ્રવૃત્તિ કરાવવામાં સમર્થ નથી, ત્યારે તે ઇચ્છાનો સ્વીકાર કરવો નહિ; કેમકે તેનું કંઈ ફલ નથી.

ગુરુ–જ્ઞાનીની ઇચ્છાનું ફલ છે, માટે તેનો સ્વીકાર કરવો જોઇએ.

શિષ્ય–જ્ઞાનીની ઇચ્છાનું શું ફલ છે ?

ગુરુ–અલ્પ ભોગરૂપ ફલ છે.

શિષ્ય–તમે હમણાં જ સેકેલાં બીજનું દૃષ્ટાંત આપી સિદ્ધ કર્યું કે, જ્ઞાનીની ઇચ્છા પ્રવૃત્તિ કરાવવામાં સમર્થ નથી, ને વળી પાછા કહો છો કે, ઇચ્છાનું અલ્પભોગરૂપ ફળ છે, એટલે તે ઇચ્છા અલ્પભોગમાં પ્રવૃત્તિ કરાવે છે, એ તો વદતોવ્યાઘાત થાય છે.

### વ્યસનના પ્રકારો

ગુરુ–જેમ સેકેલાં બીજ અંકુર આદિની ઉત્પત્તિમાં ઉપયોગી નથી, તોપણ તે ખાવામાં ઉપયોગી છે; તેમ જ્ઞાનીની ઇચ્છા, અજ્ઞાનીની ઇચ્છા પેઠે, વ્યસન–ભોગમાં લીન કરવામાં સમર્થ નથી, પણ અલ્પભોગેચ્છામાં સમર્થ છે. 'વિપત્તિ ભ્રંશ, અને કામ તથા ક્રોધથી થતો વિકાર,' એ વ્યસન શબ્દના અર્થો છે. જ્ઞાનીની ઇચ્છા વિપત્તિ આદિમાંથી એક પણ વ્યસનને ઉત્પન્ન કરી શકતી નથી. વિપત્તિ દેહને વિષે આત્માધ્યાસથી થાય છે, પણ જ્ઞાનીને ઇચ્છાથી દેહાદિકમાં આત્માધ્યાસ થતો નથી, તેથી તેને વિપત્તિ નડતી નથી. જ્ઞાની, બ્રહ્માનંદના અનુભવથી, જગતના મિથ્યાત્વના નિશ્ચયથી અને દેહાદિકથી આત્મા જૂદો છે એવા જ્ઞાનથી, જગતથી દૂર થતો નથી; તેમ વર્ણાશ્રમની મર્યાદાનો ત્યાગ પણ કરતો નથી, એટલે તેનો ભ્રંશ પણ નથી. મૃગયા, વિહાર, દિવસે સુવું, જુગાર રમવો, કોઇની નિંદા કરવી, વ્યભિચાર કરવો, નૃત્ય કરવું, ગાયન કરવું, નકામુ ફરવું, અને મદિરાપાન કરવા આદિ કામજન્ય વિકારો છે. તથા દુરાચરણ, જુલમ, કષ્ટ, ઇર્ષા, દ્વેષ, કપટ, ગાળો ભાંડવી, અને સ્વાર્થની હાનિ કરવી, ઇત્યાદિ ક્રોધજન્ય વિકારો છે. એ

કામજન્ય અને ક્રોધજન્ય વિકારો પણ વ્યસન કહેવાય છે. તે ક્રોધને અને કામને વશ જ્ઞાની થતો નથી, તેથી એ વિકારો તેને બાધ કરી શકતા નથી, તેમ તેની ઇચ્છા કોઇ જાતનું વ્યસન કરી શકતી નથી, છતાં ભોગરૂપી તેનું ફલ તો છે. ૧૬૫

અવતરણિકા—જ્ઞાનીને વ્યસનની ઉત્પત્તિ કેમ થાય છે તે વિષે શિષ્ય પ્રશ્ન કરે છે, અને ગુરુ તેનું સમાધાન કરે છે.

भोगेन चरितार्थत्वात्प्रारब्धं कर्म हीयते ।
भोक्तव्यसत्यताभ्रांत्या व्यसनं तत्र जायते ॥

શબ્દાર્થ—પ્રારબ્ધ કર્મ ભોગને લીધે ચરિતાર્થપણાથી ક્ષીણ થાય છે; પરંતુ ભોગવવા યોગ્ય વિષયોમાં સત્યતાની ભ્રાંતિને લીધે વિષયોથી વ્યસન થાય છે. ૧૬૬

### ચન્દ્રકાન્ત વિવરણ

#### જ્ઞાનીના પ્રારબ્ધકર્મભોગનો નાશ

શિષ્ય—પ્રારબ્ધકર્મ ભોગદ્વારા જ્ઞાનીના વ્યસનને પણ શું ઉત્પન્ન કરશે?

ગુરુ—લોકમાં કહેવત છે કે, 'બે ઘોડે ચઢી શકાય નહિ,' તેમ પ્રારબ્ધકર્મ બે કાર્ય કરી શકશે નહિ' એક ભોગ આપવો, અને બીજું વ્યસન ઉત્પન્ન કરવું. ભોગ આપવો એ પ્રારબ્ધકર્મનું કામ છે; પણ વ્યસન ઉત્પન્ન કરવું એ તેનું કામ નથી તેથી પ્રારબ્ધકર્મ ભોગ આપશે, પરંતુ વ્યસન ઉત્પન્ન કરશે નહિ. વળી પ્રારબ્ધકર્મ તો ભોગ ભોગવ્યા પછી ક્ષીણ થાય છે, તેથી પણ તે વ્યસન ઉત્પન્ન કરી શકતુ નથી.

શિષ્ય—જો પ્રારબ્ધકર્મ ભોગ આપવારૂપ કાર્ય ન કરે તો વ્યસન ઉત્પન્ન કરી શકે કે નહિ?

ગુરુ—ના. જો પ્રથમ વ્યસન અને પછી ભોગ હોય, અથવા તો બન્ને સ્વતન્ત્ર હોય, તો ભોગ ન આપે અને વ્યસનને ઉત્પન્ન કરે ખરું. પરંતુ પ્રથમ ભોગ અને પછી તેમાં વ્યસન એવો ક્રમ છે. હવે ભોગ વિના વ્યસન નિરાધાર રહી શકે નહિ. એટલા માટે ભોગ આપ્યા વિના વ્યસનને પ્રારબ્ધકર્મ ઉત્પન્ન કરી શકતું નથી, તેમ ભોગદ્વારા પણ વ્યસનને ઉત્પન્ન કરી શકતુ નથી. કારણ કે તે ભોગ આદિથી ચરિતાર્થ થાય છે, એટલે પ્રારબ્ધકર્મ વ્યસનનું કારણ થતું નથી.

#### વ્યસનની ઉત્પત્તિનું કારણ

શિષ્ય—વ્યસનનું કારણ પ્રારબ્ધકર્મ નથી, ત્યારે કોણ કારણ છે?

ગુરુ—વ્યસનનુ કારણ, વિષયો સત્ય છે એવી જે ભ્રાંતિ થાય છે તે.

શિષ્ય—એ ભ્રાંતિનું શું કારણ છે?

ગુરુ—અજ્ઞાન જ. સ્વસ્વરૂપના અજ્ઞાનથી વિષયમાં સત્યતાની ભ્રાંતિ થાય છે, એ અજ્ઞાન જ કારણ છે. સારાંશ કે ઇચ્છા, પ્રારબ્ધકર્મ કે અન્ય કોઈ પણ, જ્ઞાનીમાં વ્યસન ઉત્પન્ન કરી શકતું નથી. ૧૬૬

અવતરણિકા—ભ્રાંતિનું સ્વરૂપ કેવું છે તે માટે શિષ્ય પ્રશ્ન કરે છે, ને ગુરુ તેનું સ્વરૂપ કહે છે.

मा विनश्यत्वयं भोगो वर्द्धतामुत्तरोत्तरम् ।
मा विघ्नाः प्रतिबध्नंतु धन्योऽस्म्यस्मादिति भ्रमः ॥१६७॥
यदभावि न तद्भावि भावि चेन्न तदन्यथा ।
इति चिंताविषघ्नोऽयं बोधो भ्रमनिवर्तकः ॥

શબ્દાર્થ—આ ભોગ નાશ ન પામો, પણ ઉત્તરોત્તર વૃદ્ધિ પામો; વિઘ્નો એ ભોગનો પ્રતિબંધ મા કરો; એ ભોગથી હું ભાગ્યશાળી છું, એ પ્રમાણે ભ્રમ થાય છે, પણ જે ન થવા યોગ્ય તે નહિ જ થશે અને જે થવાનું તે અન્યથા થવાનું નથી, એ પ્રકારનો અને ચિંતારૂપી વિષનો નાશ કરવાવાળું જ્ઞાન, એ ભ્રમની નિવૃત્તિ કરવાવાળું છે. ૧૬૭–૧૬૮

### ચન્દ્રકાન્ત વિવરણ

શિષ્ય—એ ભ્રાંતિનું સ્વરૂપ કહો.

ગુરુ—'મને જે ભોગ પ્રાપ્ત થયો છે, તે કદાપિ પણ નાશ ન પામે, પણ એ ભોગો પ્રતિદિન વૃદ્ધિ પામ્યા કરો; અને એમાં કોઈ પણ પ્રકારનું વિઘ્ન ન આવે તો બહુ સારું, કેમકે હું એ ભોગથી કૃતાર્થ છું, અને મને મોટું સુખ એ ભોગથી જ છે,' એવો વિચાર થવો એ ભ્રાંતિનું સ્વરૂપ છે. સ્વસ્વરૂપના અજ્ઞાનથી એ ભ્રાંતિ થાય છે, અને તેથી વ્યસન (પ્રીતિ–લય) થાય છે. ૧૬૭

શિષ્ય—એ ભ્રાંતિની નિવૃત્તિનો ઉપાય તો કહો જ.

ગુરુ–હા, છે. પુરુષે એવો જ વિચાર નિરંતર કર્યા કરવો કે, 'જે થવાને અયોગ્ય છે તે કદાપિ થવાનું નથી જ, ને જે થવાનું છે તે કોઇ પણ પ્રકારે અટકવાનું નથી,' એ પ્રકારનુ દૃઢ જ્ઞાન મનમાં થયા કરે એ જ ભ્રાંતિની નિવૃત્તિનો ઉપાય છે. જેમ મણિમંત્ર વિષનો નાશ કરે છે, તેમ એવું જ્ઞાન પણ ચિંતારૂપી વિષનો નાશ કરે છે.

શિષ્ય–એવી ચિંતા કઈ છે?

ગુરુ–અમુક કાર્ય કરવાથી મારુ સારું થશે, અને અમુક કાર્ય કરવાથી મારું નઠારુ થશે, મને ઇચ્છિત પદાર્થની પ્રાપ્તિ ક્યારે થશે, મારી પીડાની નિવૃત્તિ ક્યારે થશે, ધન કેમ મળશે, પુત્રાદિ સર્વે કેમ સુખી થાય ઇત્યાદિ અનેક ચિંતાઓ છે. જેમ વિષ પોતાના સબંધ કરનારના નાશનુ કારણ છે, તેમ એ ચિંતા પણ જેને થયા કરે છે તેને ચિતા સમાન થઇ પડીને તેના નાશનું કારણ થાય છે, એટલે નિત્ય નિજાનંદથી ભ્રષ્ટ કરે છે, માટે જ તે વિષ છે. ૧૬૮

**અવતરણિકા**–અજ્ઞાની તથા જ્ઞાનીમાં ભોક્તાપણુ સમાન છે, તો પછી અજ્ઞાનીને ભોગનું વ્યસન વળગે અને જ્ઞાનીને કેમ નહિ વળગે? તેપર ગુરુ કહે છે.

समेऽपि भोगे व्यसनं भ्रांतो गच्छेन्न बुद्धवान्।
अशक्यार्थस्य सङ्कल्पाद्भ्रांतस्य व्यसनं बहु॥
मायामयत्वं भोगस्य बुध्वास्थामुपसंहरन्।
भुञ्जानोऽपि न संकल्पं कुरुते व्यसनं कुतः

શબ્દાર્થ–ઉપભોગ સમાન છતાં પણ અજ્ઞાની વ્યસનને પ્રાપ્ત થાય છે, અને જ્ઞાની વ્યસનને પ્રાપ્ત થતો નથી; કેમકે અશક્ય પદાર્થના સંકલ્પથી અજ્ઞાનીને બહુ વ્યસન વળગે છે. પણ ભોગનું મિથ્યાપણું જાણીને, (તેમાં રહેલી) આસ્થા (સત્યતા બુદ્ધિમૂલક આસક્તિ)નું નિવારણ કરતો થકો જ્ઞાની, ભોગને ભોગવવા છતાં પણ, સંકલ્પ કરતો નથી, તેથી તેને વ્યસન ક્યાંથી વળગે? ૧૬૯–૧૭૦

### ચન્દ્રકાન્ત વિવરણ
#### ભ્રાંતિ વ્યસનનું મૂળ છે

શિષ્ય–જ્ઞાની ભોગ ભોગવે છે, તથાપિ તેને વ્યસન પ્રાપ્ત થતુ નથી, અને અજ્ઞાનીને ભોગ ભોગવવાથી વ્યસન વળગે છે, એટલે ભોગ ભોગવવાપણુ જ્ઞાની અને અજ્ઞાનીને સમાન છે છતા જ્ઞાનીને વ્યસન થતુ નથી, ને અજ્ઞાનીને થાય છે, તેનુ શું કારણ?

ગુરુ–વ્યસનનુ કારણ ભ્રાંતિ છે, એમ અગાડી કહ્યુ છે. ભ્રાંતિવાળાને વ્યસન થાય છે, અને નિર્ભ્રાન્તને થતુ નથી. હવે જ્ઞાનીને ભ્રાંતિ નથી, તેથી તે ભોગ ભોગવે છે, તોપણ તેને વ્યસન વળગતુ નથી, અને અજ્ઞાનીને ભ્રાંતિ હોય છે, કે એ સર્વ સત્ય છે, નિત્ય છે, કાયમનું છે, તેથી તેને ભોગ ભોગવવાથી વ્યસન વળગે છે.

શિષ્ય–વ્યસનનું કારણ ભ્રાંતિ કેવી રીતે?

ગુરુ–સર્વ પદાર્થો સત્ય છે, નિત્ય છે, એવી ભ્રાંતિથી અશક્ય પદાર્થોનો સંકલ્પ (ઇચ્છા) થાય છે. જેમ કોઈ મૂર્ખ, કંગાળ અને વગ વગરનો માણસ, એવો સંકલ્પ કરે કે, હું તો રાજા થઇશ અને આ પ્રમાણે રાજ્ય કરીશ ને તે પ્રમાણે મજાહ કરીશ, અને પછી તેની જ ઝંખનામાં ને ઝંખનામા પીડાયા કરે છે; કેમકે તે રાજા તો થઈ શકતો નથી, પરન્તુ સંકલ્પથી પીડાય છે, તેમ જ કોઈ માણસ કશા પણ ઉદ્યમ વગરનો છે, પણ લાખો રૂપિયાનો ધણી થઈ બેસી, શેખસલ્લી માફક વિચાર કરે, અને તેમ ન થવાથી મનમાં બળ્યા કરે, અથવા કોઈ કુવારો ને વળી ઘરડો માણસ ઘણા પુત્રોની ઇચ્છા કરે, અને દાદા થવાની પણ ઇચ્છા કરે, ને સ્રી માટે હવાતીયાં માર્યા કરે, અને તેવા અશક્ય સંકલ્પો પાર ન પડવાથી મોટું દુ:ખ ભોગવે છે! એ સર્વ, ભ્રાંતિ જ છે. કારણ કે તેમને મન રાજ્ય, પૈસા, સ્રી સત્ય છે. ભ્રાંતિથીજ અશક્ય સંકલ્પ થાય છે, ને તેજ વ્યસનનું કારણ થઈ પડે છે. પણ જ્ઞાનીને ભોગ ભોગવતાં છતાં વ્યસન થતુ નથી, કેમકે તેને કશી ભ્રાંતિ નથી, કેમકે તે તેમને સત્ય માનતો નથી. ૧૬૯

એમ અજ્ઞાની અશક્ય પદાર્થોનો સંકલ્પ કરે છે, તેથી તેને બહુ વ્યસન પ્રાપ્ત થાય છે. પરંતુ જ્ઞાની તો પ્રાપ્ત થયેલા પદાર્થોનો પણ સંકલ્પ કરતો નથી, તો પછી અશક્ય પદાર્થોનો તો સંકલ્પ જ કેમ કરે? અશક્ય સંકલ્પ વિના (પ્રેમ-દુ:ખ) પ્રાપ્ત થતુ નથી, તેથી વ્યસનવશ થતો નથી ૧૭૦

અવતરણિકા-શિષ્ય કહે છે કે, ભોગ માયાવાળો છે, તેથી ભોગ ભોગવતાં તેમાં સુખ જણાય તો તેમાં આસક્તિ થઈ જાય જ. ગુરુ કહે છે કે, જ્ઞાનીને તેમ ન જ થાય.

स्वप्नेंद्रजालसदृशमचिंत्यरचनात्मकम् ।
दृष्टनष्टं जगत्पश्यन्कथं तत्रानुरज्यति १७१

શબ્દાર્થ—જગતને સ્વપ્ન જેવું, ઇંદ્રજાલ સરખું અચિંત્ય રચનાવાળું, અને દૃષ્ટનષ્ટ (જોતજોતાંમાં નાશ પામનાર) જાણ્યા છતાં, જ્ઞાની કેમ આસક્ત થાય? ૧૭૧

## ચન્દ્રકાન્ત વિવરણ

### જગતમાં મિથ્યાપણાની બુદ્ધિ

શિષ્ય—જો કે વિષય માયામય છે, એવું જ્ઞાન હોય છે તોપણ, વિષય ભોગવતા તાત્કાલિક સુખ તો થાય છે જ, તેથી વિષયમાંથી નિવૃત્તિ થવી સંભવતી નથી.

ગુરુ—જ્ઞાનીને વિષયમાં અનેક પ્રકારના દોષો જોવામાં આવે છે તેથી, વિષય તાત્કાલિક સુખનું કારણ છતાં પણ, તે મિથ્યા છે એમ તે જાણે છે તેથી, તે તેમાંથી ઝટ પાછો ફરી જાય છે.

શિષ્ય—જ્ઞાનીને વિષયોમાં કેવા દોષો જોવામાં આવે છે?

ગુરુ—જેમ સ્વપ્નના પદાર્થો પ્રાતિભાસિક છે; તેમ જગત્ પણ પ્રાતિભાસિક છે, એવી રીતે જગતમાં સ્વપ્નતુલ્યતા છે એ એક દોષ; માયાવાદીએ બતાવેલા પદાર્થો સત્ય જેવા જ હોય છે, તોપણ તે મિથ્યા છે, તેમ જગત્ પણ સત્ય જેવું દેખાય છે, તોપણ તે મિથ્યા જ છે; એવી રીતે જગતમાં ઇંદ્રજાલની પ્રતીતિ થાય છે એ બીજો દોષ; જેમ પાપ અનિર્વચનીય છે, તેમ જગત્ પણ અનિર્વચનીય છે, એટલે તેનું કારણ કાંઇ પ્રતીત થતું નથી, એવી રીતે જગતની અનિર્વચનીયતા એ ત્રીજો દોષ; જેમ ઇંદ્રજાલથી બનેલા પદાર્થો જોતજોતાંમાં અદૃશ્ય થાય છે, તેમ આ જગત્ પણ જોતજોતાંમાં અદૃશ્ય થાય છે, એટલે જગત્ વિનાશી છે, એવી રીતે જગતમાં વિનાશિતા જોવી એ ચોથો દોષ. એવા અનેક દોષો જ્ઞાની જુવે છે. વિવેકી માણસ દોષવાળા ઉપર પ્રીતિ કરતો નથી. જ્ઞાની વિવેકી છે, તેથી જગતને દોષવાળું જાણીને તેના ઉપર પ્રીતિ કરતો નથી, વ્યવહારમાં પણ જ્ઞાની સર્વદા તેવી જ દોષદૃષ્ટિથી જુવે છે. ૧૭૧

અવતરણિકા-જગત્ સ્વપ્નવત્ ને ઇંદ્રજાલ જેવું છે, એવું જ્ઞાન થયા પછી, તેમાં પ્રીતિ ન જ રહે, પણ એવું જ્ઞાન કેમ થાય? એમ શિષ્ય પૂછે છે. ગુરુ તેના મનનું સમાધાન કરીને તેનું ફળ કહે છે.

स्वस्वप्नमापरोक्ष्येण दृष्ट्वा पश्यन्स्वजागरम्।
चिंतयेदप्रमत्तः सन्नुभावनुदिनं मुहुः१७२
चिरं तयोः सर्वसाम्यमनुसंधाय जागरे ।
सत्यत्वबुद्धिं संत्यज्य नानुरज्यति पूर्ववत्॥

શબ્દાર્થ—અપરોક્ષપણાથી પોતાનાં સ્વપ્નને જોઇને, જાગ્રદવસ્થાને જોનારા પુરુષે, પ્રમાદરહિત થઇને, પ્રતિદિન વારંવાર એમ ચિંતન કર્યા કરવું કે, આ જાગ્રત અવસ્થા પણ સ્વપ્ન જેવી છે. એમ સ્વપ્ન જેવી જાગ્રત અવસ્થા છે, એવું બહુ કાલ પર્યંત અનુસંધાન કરવાથી, જાગ્રતમાં પણ સત્યપણાની બુદ્ધિને ત્યજીને, પૂર્વની પેઠે જ્ઞાની તેમાં આસક્ત થતો નથી. ૧૭૨-૧૭૩

## ચન્દ્રકાન્ત વિવરણ

### જગત્ સ્વપ્નતુલ્ય છે એવું જ્ઞાન થવાનો સંભવ

શિષ્ય—જગત્ સ્વપ્નતુલ્ય છે, ઇંદ્રજાળ જેવું છે, એવી રીતે જગતની સ્વપ્નતુલ્યતા આદિનાં જ્ઞાનથી વિષયમાં આસક્તિ ન થાય એમ તમે કહ્યું, પણ તેવું જ્ઞાન તો થાય કેમ?

ગુરુ—પોતાનું સ્વપ્ન અપરોક્ષ હોય છે. તે સ્વપ્નનો અપરોક્ષપણાથી અનુભવ કરી, પછી જાગરણનો અનુભવ કરવો; પછી પ્રમાદરહિત થઇને સ્વપ્ન અને જાગરણનું વારંવાર ચિંતન કર્યા કરવું કે, આ જગત્ સ્વપ્નતુલ્ય છે, અને આ જાગ્રત અવસ્થા પણ સ્વપ્નતુલ્ય છે, એમ નિશ્ચય કરવાથી જગતની સ્વપ્નતુલ્યતા અને ઇંદ્રજાલ તુલ્યતાનું જ્ઞાન થશે, ને તેથી વિષયમાં આસક્તિ નહિ થાય. જેમ સ્વપ્નમાં પદાર્થ અપરોક્ષ અનુભવમાં આવે છે, તેમ જાગરણમાં પણ પદાર્થ અપરોક્ષ અનુભવમાં આવે છે; પણ જેમ સ્વપ્નના પદાર્થો વિનાશી છે, તેમ જાગ્રતના પદાર્થો પણ વિનાશી છે. સ્ત્રી, પુત્ર, મિત્ર આદિના સમાગમથી, અને કડાં, કંઠી આદિના ઉપભોગથી જેવું જાગ્રદવ-

સ્થામાં સુખ થાય છે, તેવું ને તેવું જ, સ્ત્રી આદિના સમાગમથી, અને કડાં, કંઠી આદિના ઉપભોગથી સ્વપ્નમાં પણ સુખ થાય છે. જેમ જાગ્રદવસ્થામાં સિંહ, વાઘ, વરુ અને સર્પ આદિ ભયાનક પ્રાણીથી બ્હીક લાગે છે, તેમ સ્વપ્નમાં દેખાતા સિંહ આદિથી પણ તેવો ને તેવો જ ભય થાય છે; જાગ્રતમાં ધન મળવાથી જેવો આનંદ પ્રાપ્ત થાય છે, તેવો ને તેવો જ આનંદ સ્વપ્નમાં ધન મળવાથી પણ થાય છે; ઇત્યાદિ વિષયનો વિચાર કરતાં જાગ્રત્ અને સ્વપ્ન બન્ને સમાન પ્રતીત થાય છે. વળી

त्रैलोक्यमसदेवेदं यथा स्वप्नेऽवभासते ।
जाग्रत्यस्मिंस्तथैवेदं मनागप्यत्र नान्यता ॥
स्वप्नद्रष्टा यथा स्वप्नसंसारे मृतिमाप्तवान् ।
अन्यं जाग्रन्मयं स्वप्नं द्रष्टुं भूयः प्रजायते ॥
जाग्रद्द्रष्टा तथा जाग्रत्संसारे मृतिमाप्तवान् ।
अन्यं स्वप्नमयं जाग्रद्द्रष्टुं भूयः प्रजायते ॥

જેમ આ ત્રણ લોક સ્વપ્નમાં દેખાતાં અસત્ છે, તેમ આ ત્રણ લોક જાગ્રતમાં અસત્ છે, એમાં જરાએ જૂદાપણું નથી. જેમ સ્વપ્નને જોનારો જીવ સ્વપ્નરૂપ સંસારમાં મરણને પ્રાપ્ત થાય છે, અને જાગ્રતમય સ્વપ્નને જોવા માટે ફરીથી ઉત્પન્ન થાય છે, તેમ જાગ્રતને જોનારો જીવ જાગ્રતસંસારમાં મરણને પ્રાપ્ત થાય છે, ને બીજાં સ્વપ્નમય જગત્ જોવા માટે ફરીથી ઉત્પન્ન થાય છે, એવું વચન છે. મરણ એટલે દેહાભિમાનનો સ્વીકાર. જીવ જ્યારે જાગ્રતદેહમાંથી સ્વપ્નદેહમાં જાય છે, ત્યારે તેને જાગ્રતદેહનું અભિમાન મટી જાય છે, અને સ્વપ્નદેહને વિષે અભિમાન થાય છે; પણ જીવ જ્યારે સ્વપ્નદેહમાંથી જાગ્રતદેહમાં પાછો જાય છે, ત્યારે તેને સ્વપ્નદેહનું અભિમાન મટી જાય છે, ને જાગ્રતદેહને વિષે અભિમાન થાય છે. એવો મરણ અને ઉત્પત્તિ શબ્દનો અહીં અર્થ થાય છે. સ્વપ્નમાં જાગ્રતની પેઠે પદાર્થોનો અનુભવ થાય છે, માટે મહાત્માઓએ જાગ્રત્ જેવું સ્વપ્ન કહ્યું છે, અને જાગ્રતમાં સ્વપ્નના જેવા પ્રાતિભાસિક પદાર્થો છે, એનું જ્ઞાન થવા માટે, સ્વપ્નમયજાગ્રત્ એમ કહ્યું છે. 'જાગ્રત્ સ્વપ્ન છે, ને સ્વપ્ન જાગ્રત્ છે, એટલે બન્ને અભિન્ન છે,' એવો 'જાગ્રતમય સ્વપ્ન અને સ્વપ્નમય જાગ્રત્'—એમ કહેવાનો અભિપ્રાય છે.



यथा द्वौ सदृशौ सूर्यौ यथा द्वौ सदृशौ नरौ ।
जाग्रत्स्वप्नौ तथैवैतौ मनागप्यत्र नान्यता ॥

જેમ બે સમાન સૂર્યો છે, જેમ બે સમાન પુરુષો છે, તેમ જ આ જાગ્રત્ અને સ્વપ્ન પણ બે સમાન છે, એમાં થોડું પણ જૂદાપણું નથી; ઇત્યાદિક અનેક પ્રમાણોથી યોગવાસિષ્ઠના નિર્વાણ પ્રકરણના ઉત્તરાર્ધના ૧૦૫ મા સર્ગમાં જાગ્રત્ અને સ્વપ્નની સમાનતા વિસ્તારથી વર્ણન કરી છે. ૧૭૨

વળી જેમ સ્વપ્નના પદાર્થો તાત્કાલિક ભોગના હેતુ છે, ને પરિણામે વિરસ છે, વિનાશી છે, તેમ જાગ્રદવસ્થાના પદાર્થો તાત્કાલિક ભોગના હેતુ છે, ને પરિણામે વિરસ છે, વિનાશી છે. એમ સર્વ પ્રકારે સ્વપ્ન અને જાગ્રત્ એક સરખાં જ છે, એવો બહુ કાલ પર્યંત વિચાર કરવો; અને તે દૃઢ થયા પછી, જાગ્રત્ પણ સ્વપ્નના જેવું છે, પણ સત્ય નથી, એવો વિચાર કરવાથી, પુરુષ જાગ્રત્ અવસ્થામાં દેખાતા પદાર્થોમાં, અજ્ઞાન દશામાં જેમ આસક્ત થતો હતો તેમ, આસક્ત થતો નથી. ૧૭૩

## (૫) તત્ત્વજ્ઞાન અને પ્રારબ્ધભોગનો અવિરોધ

(૧૭૪-૧૮૪; ૧૧ શ્લોક)

અવતરણિકા-જ્ઞાનીને જગતના મિથ્યાપણાનું જ્ઞાન થાય ત્યારે ભોગની આસક્તિ રહે નહિ, કેમકે તે ભોગની સત્યતા ઉપર આધાર રાખે છે, અને જ્ઞાની તો જાણે છે કે, એ ભોગો મિથ્યા છે તે સંબંધે ગુરુ સમજાવે છે.

**इंद्रजालमिदं द्वैतमचिंत्यरचनात्वतः ।**
**इत्यविस्मरतो हानिः का वा प्रारब्धभोगतः**
**निर्बंधस्तत्त्वविद्याया इंद्रजालत्वसंस्मृतौ ।**
**प्रारब्धस्याग्रहो भोगे जीवस्य सुखदुःखयोः**

શબ્દાર્થ—આ જગત્ અચિંત્ય રચનાવાળું હોવાથી ઇંદ્રજાલ જેવું છે, એ પ્રકારનો વિચાર કરનારા જ્ઞાનીને, પ્રારબ્ધભોગથી શી હાનિ થાય છે? કેમકે તત્ત્વવિદ્યાનો ઇંદ્રજાલની પેઠે મિથ્યાપણાના અનુસંધાનમાં આગ્રહ છે, (ભોગના નાશમાં આગ્રહ નથી) અને પ્રારબ્ધ કર્મનો જીવના સુખદુઃખનો ભોગ કરાવવામાં આગ્રહ છે. (ભોગ પદાર્થની સત્યતામાં નથી.)૧૭૪-૧૭૫

## ચન્દ્રકાન્ત વિવરણ

શિષ્ય જગત્ મિથ્યા છે એવું જ્ઞાન અને પ્રારબ્ધ કર્મનો ભોગ, એ બન્ને એક બીજાથી વિરુદ્ધ છે; કારણ કે પ્રારબ્ધભોગમાં વિષયની સત્યતાની જરૂર છે. તેથી, જો જગત્ મિથ્યા છે એવું જ્ઞાન થાય, તો પ્રારબ્ધભોગની સિદ્ધિ કેમ થાય?

ગુરુ–રે શિષ્ય! જાણ કે, ભોગ અને વિષય સત્ય છે કે મિથ્યા છે, તેની જ્ઞાનીને જરાએ જરૂર નથી. આ સઘળું જગત્ અનિર્વચનીય છે, માટે ઇંદ્રજાલની પેઠે મિથ્યા છે, એ પ્રકારે જાણી, જેમ જ્ઞાની સર્વદા સ્વસ્વરૂપમાં અનુસંધાન કરે છે, અને તેને તે જરાએ વિસરતો નથી; તેમ તે પ્રારબ્ધકર્મનાં ફલરૂપ સુખદુઃખનો પણ અનુભવ કરે છે, પ્રારબ્ધકર્મનાં ફળ ભોગવવાથી જગતના મિથ્યાપણાંના અનુસંધાનમાં શું હાનિ થાય છે, ને જગતના મિથ્યાત્વનાં અનુસંધાનથી પ્રારબ્ધકર્મનાં ફળના અનુભવમાં શું હાનિ થાય છે? તે તો કહે. જાણ કે, તેમાં જરાએ હાનિ થતી નથી. તત્ત્વજ્ઞાન અને પ્રારબ્ધકર્મ બન્નેનો ભિન્ન ભિન્ન વિષય છે, તેથી તેનો પરસ્પર વિરોધ નથી. ૧૭૪

શિષ્ય-તત્ત્વજ્ઞાનનો અને પ્રારબ્ધકર્મનો વિષય ભિન્ન ભિન્ન કેમ છે?

ગુરુ–જગત્ ઇંદ્રજાલ જેવું મિથ્યા છે, અર્થાત્ એવી રીતે જગતને ઇંદ્રજાલ જેવું જાણવું એ તત્ત્વજ્ઞાનનો વિષય છે, અને જીવને સુખ અથવા દુઃખ આપવું એ પ્રારબ્ધકર્મનો વિષય છે; એમ બન્નેનો વિષય ભિન્ન ભિન્ન છે. તત્ત્વજ્ઞાનનો વિષય જો ભોગનો બાધક હોય, અથવા તો પ્રારબ્ધકર્મનો વિષય વિષયની સત્યતાનું પ્રતિપાદન કરતો હોય, તો પરસ્પર વિરોધ આવે; પરંતુ આ પ્રમાણે બન્નેનો વિષય ભિન્ન ભિન્ન હોવાથી કશો પણ વિરોધ આવતો નથી. ૧૭૫

અવતરણિકા-એમ તત્ત્વજ્ઞાન અને પ્રારબ્ધકર્મના ભિન્ન ભિન્ન વિષય દર્શાવ્યા પછી અનુમાનથી તે બન્નેની ભિન્નભિન્ન વિષયતા દર્શાવે છે.

विद्यारब्धे विरुद्ध्येते न भिन्नविषयत्वतः।
जानद्भिरप्यैंद्रजालं विनोदो दृश्यते खलु ॥

શબ્દાર્થ-વિષયોના ભિન્નપણાને લીધે તત્ત્વજ્ઞાન અને પ્રારબ્ધકર્મ વિરુદ્ધ નથી. ઇંદ્રજાલને જાણતાં છતાં પણ પુરુષો ઇંદ્રજાલના વિનોદને જુવે છે એ પ્રસિદ્ધ જ છે. ૧૭૬

## ચન્દ્રકાન્ત વિવરણ

શિષ્ય-વિષયના મિથ્યાત્વનું જ્ઞાન એટલે તત્ત્વજ્ઞાન પ્રારબ્ધકર્મના ભોગનું બાધક નથી, એમ તમે શાપરથી કહો છો?

ગુરુ–એ સર્વ ઇંદ્રજાલના ખેલોમાં જોયું છે તે પરથી. જાદુગરો જે કાંઈ ખેલ કરે છે તે ઇંદ્રજાલ છે એટલે મિથ્યા છે, એમ સર્વ લોકો જાણે છે; તો પણ સર્વ લોકો જાદુગરના ચમત્કારી ખેલને જુવે છે જ. જો વિષયના મિથ્યાત્વનું જ્ઞાન, ભોગનું બાધ કરવાવાળું હોય તો કોઈ પણ જાદુગરના ખેલને જુવે નહિ: વળી મિથ્યાપણાનું જ્ઞાન હોય છે, તે છતાં હર્ષશોક પણ થાય છે, તે પણ ઇંદ્રજાલમાં જોવામાં આવે છે. જેમ જાદુગર સોનાની મહોર બનાવી બીજા કોઈ પુરુષને આપે તો તેથી તે પુરુષ હર્ષને પામે છે; અને કોઈ પુરુષના કપડામાં અગ્નિ લગાડે તો તે પુરુષ રડેકૂટે છે ને ગભરાય છે. જો કે સોનાની મહોર અને અગ્નિ બન્ને મિથ્યા છે, એમ તે બન્ને જાણે છે, તોપણ તેથી તેને હર્ષશોક થાય છે જ. તેમજ જાગ્રતમાં પણ જગત્ ખોટું છે ને વિષય ખોટા છે, એવું જ્ઞાન થયા છતાં પણ, પ્રારબ્ધકર્મનાં ફલ જે સુખદુઃખ તેના ભોગમાં કંઈ પણ વિરોધ આવતો નથી. જેમ ઇંદ્રજાલનાં ખોટાપણાનું જ્ઞાન છતાં ઇંદ્રજાલનો ખેલ જોવામાં કંઇ પણ વિરોધ નથી, તેમ તત્ત્વજ્ઞાન અને પ્રારબ્ધકર્મનો પરસ્પર વિરોધ નથી. ૧૭૬

અવતરણિકા-અત્ર તત્ત્વજ્ઞાન અને પ્રારબ્ધના વિરોધનું ખંડન કરે છે.

जगत्सत्यत्वमापाद्य प्रारब्धं भोजयेद्यदि।
तदा विरोधि विद्याया भोगमात्रान्न सत्यता॥
अनूतो जायते भोगः कल्पितैः स्वप्नवस्तुभिः।
जाग्रद्वस्तुभिरप्येवमसत्यैर्भोग इष्यताम् ॥१७८

શબ્દાર્થ-જો પ્રારબ્ધ, જગતનું સત્યપણું સંપાદન કરીને પછી જીવને સુખદુઃખ ભોગવાવે, તો તો તે વિદ્યાનું વિરોધી થાય; પરંતુ

કેવળ વિષયોના ભોગથી જગતનું સત્યપણું ઠરતું નથી. સ્વપ્નમાં કલ્પી કાઢેલા મિથ્યા પદાર્થોથી જેમ સંપૂર્ણ ભોગ ભોગવવામાં આવે છે, તેમ જ જાગ્રત અવસ્થાની કલ્પી કાઢેલી મિથ્યા વસ્તુઓનો પણ ઉપભોગ કરો. ૧૭૭-૧૭૮

## ચન્દ્રકાન્ત વિવરણ

ગુરુ-તત્ત્વજ્ઞાન અને પ્રારબ્ધકર્મનો વિરોધ નથી, તોપણ 'તત્ત્વજ્ઞાન અને પ્રારબ્ધકર્મનો વિરોધ છે' એમ જેઓ કહેતા હોય તેઓને અમે પૂછીએ છીયે કે તે પ્રારબ્ધકર્મ તત્ત્વજ્ઞાનનું વિરોધી છે એમ કહે છે, કે તત્ત્વજ્ઞાન પ્રારબ્ધકર્મનું વિરોધી છે એમ કહે છે?

શિષ્ય-પ્રારબ્ધકર્મ તત્ત્વજ્ઞાનનું વિરોધી છે, એમ હું કહું છુ.

ગુરુ-જો પ્રારબ્ધકર્મ 'સર્વે વિષયો સત્ય છે,' એ રીતે વિષયોના સત્યત્વનુ પ્રતિપાદન કરીને, પછી જીવને સુખદુઃખ આપતું હોય, તો પ્રારબ્ધકર્મ તત્ત્વજ્ઞાનનું વિરોધી ગણાય; કારણ કે વિષયની સત્યતાના પ્રતિપાદનથી વિષયના મિથ્યાપણામાં હરકત થાય છે. પણ તેમ નથી. પ્રારબ્ધકર્મ તો વિષયની સત્યતાનું સપાદન કર્યા વિના, કેવલ સુખદુઃખનો ભોગ જ આપે છે, તેથી પ્રારબ્ધકર્મ તત્ત્વજ્ઞાનનું વિરોધી છે, એમ સિદ્ધ થતું નથી.

શિષ્ય-વિષયની સત્યતા વિના ભોગ સિદ્ધ થતો નથી, અને પ્રારબ્ધકર્મ તો ભોગ આપે છે; તેથી ન માનીએ તોપણ ગમેતેમ વિષયની સત્યતા સિદ્ધ થાય છે.

ગુરુ-જગતની સત્યતા પ્રત્યક્ષ પ્રમાણથી સિદ્ધ થતી નથી; કારણ કે જગત્‌ની અસત્યતા અનુભવમાં આવે છે. વળી અનુમાન પ્રમાણથી પણ જગત્‌ની સત્યતા સિદ્ધ થતી નથી; કેમકે તેમાં કોઈ દૃષ્ટાંત મળતું નથી; તેમ જગત્‌ની સત્યતાનાં પ્રતિપાદક શ્રુતિસ્મૃતિ આદિનાં વાક્યો પણ નથી. માટે, કોઈપણ પ્રમાણથી જગત્‌ની સત્યતા સિદ્ધ થતી નથી. વળી ભોગમાં વિષયની સત્યતા કારણ નથી, તેથી ભોગના બલથી વિષયની સત્યતા સિદ્ધ થશે, એમ કહેવું દેખીતું જ અસત્ય છે. ૧૭૭

શિષ્ય-મિથ્યા પદાર્થોથી ભોગ સિદ્ધ થાય છે, એમ તમે કહો છો, પણ તેમાં કાંઈ દૃષ્ટાંત જણાતુ નથી. હોય તો કહો.

ગુરુ-એમાં સ્વપ્નના પદાર્થોનો ભોગ, એ જ દૃષ્ટાંત છે. જેમ સ્વપ્નના પદાર્થો મિથ્યા છે, તોપણ તેથી જાગ્રતના પદાર્થના જેવો જ ભોગ થાય છે; તેમ જાગ્રત પદાર્થો પણ મિથ્યા છે, તથાપિ તેથી ભોગ સિદ્ધ થાય છે જો ભોગમા પદાર્થની સત્યતા કારણ હોય તો સ્વપ્નના પદાર્થોથી ભોગ સિદ્ધ થાય નહિ; કારણ કે તે તો મિથ્યા છે; પરંતુ સ્વપ્નના પદાર્થોથી જે ભોગ થાય છે તે જાગ્રત્ પદાર્થના જેવો જ થાય છે, તેમાં થોડી પણ ન્યૂનતા નથી. માટે મિથ્યા પદાર્થોથી ભોગ સિદ્ધ થાય છે, એટલે જગત્‌નાં મિથ્યાપણાનું જ્ઞાન છતાં પ્રારબ્ધકર્મના ભોગમાં કશો બાધ આવશે નહિ; અને તેથી જ તત્ત્વજ્ઞાન અને પ્રારબ્ધકર્મનો વિરોધ નથી. ૧૭૮

અવતરણિકા-તત્ત્વજ્ઞાનનું પ્રારબ્ધકર્મ પ્રત્યે વિરોધીપણું છે એમ શિષ્ય કહે છે, અને ગુરુ તેનું ખંડન કરે છે.

यदि विद्याऽपह्नुवीत जगत्प्रारब्धघातिनी ।
तदा स्यान्न तु मायात्वबोधेन तदपह्नवः ॥
अनपह्नुत्य लोकास्तदिंद्रजालमिदं त्विति ।
जानंत्येवानपह्नुत्य भोगं मायात्वधीस्तथा ॥

શબ્દાર્થ-જો તત્ત્વજ્ઞાન જગતનો બાધ કરે તો તે પ્રારબ્ધઘાતી ગણાય; પરંતુ માયાના જ્ઞાનથી કંઈ જગત્‌નો બાધ થતો નથી. જેમ લોકો, ઇંદ્રજાલના સ્વરૂપનો નિષેધ ન કરતાં, 'આ ઇંદ્રજાલ છે;' એમ જાણે જ છે; તેમ ભોગ્યના સ્વરૂપનો બાધ ન કરતાં જગત્‌ના મિથ્યાપણાનું જ્ઞાન થાય જ છે. ૧૭૯-૧૮૦

## ચન્દ્રકાન્ત વિવરણ

શિષ્ય-જ્યારે પ્રારબ્ધકર્મ તત્ત્વજ્ઞાનનું વિરોધી છે, એમ કહેવું અનુચિત છે, ત્યારે હું એમ કહીશ કે તત્ત્વજ્ઞાન પ્રારબ્ધકર્મનું વિરોધી છે.

ગુરુ-જેમ 'આ રૂપું નથી,' એ વાક્યમાં છીપમાં કલ્પિત રૂપાનો બાધ કરે છે, તેમ તત્ત્વજ્ઞાન, જો દેખાતા ભોગ્ય પદાર્થનાં સ્વરૂપનો બાધ કરતું હોય તો, તે પ્રારબ્ધકર્મનું વિરોધી

ગણાય; કારણ કે પ્રારબ્ધકર્મનો ભોગ એટલે જે સુખદુઃખનો અનુભવ, તેમાં જે સાધનો હતાં તેમનો બાધ થયો. કોઈ પણ સાધન વિના સાધ્ય સિદ્ધ થાય નહિ. પરંતુ તત્ત્વજ્ઞાન ભોગ્ય પદાર્થનો બાધ કરતું નથી, પણ 'જગત્ મિથ્યા છે,' એવી રીતે તેનાં મિથ્યાપણાનો બોધ કરે છે, માટે તત્ત્વજ્ઞાન પ્રારબ્ધકર્મનું વિરોધી નથી.

શિષ્ય—જગતનાં મિથ્યાપણાનાં જ્ઞાનથી ભોગ્યનાં સ્વરૂપનો બાધ પણ થશે.

ગુરુ—જેમ ઇંદ્રજાલના સ્વરૂપના બાધ વિના પણ તેનાં મિથ્યાપણાનું જ્ઞાન થાય છે. તેમ અત્ર પણ ભોગના સ્વરૂપના બાધ વિના વિષયના મિથ્યાત્વનું જ્ઞાન થશે. વિષયના મિથ્યાપણાનાં જ્ઞાનમાં ભોગના સ્વરૂપના બાધનું કારણ નથી, પણ તત્ત્વવિચાર જ કારણ છે. ૧૭૯

કેમકે સ્વરૂપના બાધ વિના પણ મિથ્યાપણાનું જ્ઞાન થાય છે. જેમ ઇદ્રજાલમાંના પદાર્થોનો બાધ ન થયા છતાં પણ, 'આ સર્વ ઇંદ્રજાલ છે ને તે ખોટું છે,' એવી રીતે તેનાં મિથ્યાપણાનું જ્ઞાન થાય છે, તેમ ભોગ્ય પદાર્થના સ્વરૂપનો બાધ થયા વિના તેના મિથ્યાપણાનું જ્ઞાન થાય છે એ નિર્વિવાદ છે. ૧૮૦

**અવતરણિકા**—શિષ્ય શંકા કરે છે કે,

' यत्र त्वस्य सर्वमात्मैवाभूत्तत्केन कं पश्येत् ।'

જે અવસ્થામાં જ્ઞાનીને આ સર્વ જગત્ આત્મારૂપ જ થઇ જાય છે ત્યારે તે કયા કારણ માટે ? કયા વિષયને જુવે છે ?' ઇત્યાદિ શ્રુતિ દ્રષ્ટા, દર્શન, અને દૃશ્યરૂપ ત્રિપુટીના અભાવનો જ બોધ કરે છે; તેથી વિદ્યા ઉત્પન્ન થતાં જ જગતનો લય કરશે તો પછી વિદ્વાન્ પ્રારબ્ધનો ભોગ કેવી રીતે કરશે ? તે સંબંધે ગુરુ સમજાવે છે.

यत्र त्वस्य जगत्स्वात्मा पश्येत्कस्तत्र केन कम् ।
किं जिघ्रेत्किं वदेद्वेति श्रुतौ तु बहु घोषितम् ॥
तेन द्वैतमपह्नुत्य विद्योदेति न चान्यथा ।
तथा च विदुषो भोगः कथं स्यादिति चेच्छृणु ॥
सुषुप्तिविषया मुक्तिविषया वा श्रुतिस्त्विति ।
उक्तं स्वाप्ययसंपत्त्योरिति सूत्रे ह्यतिस्फुटम् ॥
अन्यथा याज्ञवल्क्यादेराचार्यत्वं न संभवेत् ।
द्वैतदृष्टावविद्वत्ता द्वैतादृष्टौ न वाग्वदेत् १८४

શબ્દાર્થ—જે દશામાં જ્ઞાનીને સંપૂર્ણ જગત્ પોતાના આત્મરૂપ જ થઇ જાય છે, તે દશામાં "કોણ દ્રષ્ટા, કેઇ ઇન્દ્રિયવડે, કયા વિષયને જુવે ? તેમ કોને સુંઘે ? શું બોલે ?" ઇત્યાદિક શ્રુતિમાં ઘણું કહ્યું છે. તે ઉપરથી સિદ્ધ થાય છે કે દ્વૈતનો લય કરીને આત્મજ્ઞાન ઉત્પન્ન થાય છે, બીજી રીતે ઉત્પન્ન થતું નથી; તો પછી જ્ઞાનીને સુખદુઃખાદિકનો ભોગ કેવી રીતે થાય? આમતું પૂછતો હોય તો સાંભળ. એ શ્રુતિ સુષુપ્તિવિષયક અથવા મુક્તિવિષયક છે, એમ 'स्वाप्ययसंपत्त्योः' એ વ્યાસસૂત્રમાં સ્પષ્ટ રીતે કહ્યું છે. એ શ્રુતિને સુષુપ્તિ વિષયક અથવા કૈવલ્યમુક્તિવિષયક ન માનીએ તો યાજ્ઞવલ્કયાદિકનું આચાર્યપણું સંભવે નહિ તે જો દ્વૈતને દેખતા હતા એમ કહીએ તો તે આચાર્યપદને યોગ્ય ગણાય નહિ. અને દ્વૈતને દેખતા જ ન હતા એમ કહીએ તો તેઓની વાણી શિષ્યાદિકને ઉપદેશ જ કરે નહિ, અને તેથી વિદ્યા સંપ્રદાયના નાશનો પ્રસંગ આવી પડે. ૧૮૧—૧૮૪

## ચન્દ્રકાન્ત વિવરણ

શિષ્ય—'यत्र त्वस्य सर्वमात्मैवाभूत् । જે તત્ત્વવિદ્યામાં જ્ઞાનીને સર્વ જગત્ આત્મસ્વરૂપ જ થઇ જાય છે,' એ શ્રુતિમાં કહેવા પ્રમાણે, જે તત્ત્વવિદ્યામાં જ્ઞાનીને સઘળું જગત્ આત્મસ્વરૂપ થાય છે, તે વિદ્યા અવસ્થામાં ક્યા ચક્ષુરિંદ્રિય કરી, કેઇ દર્શન ક્રિયાએ કરી, કીયા વિષયને જૂવે? કેઇ ઘ્રાણેંદ્રિયે કરી, કીયા પુષ્પાદિકને સુંઘે! કેઈ વાગિંદ્રિયે કરી, કેઈ વચન ક્રિયાવડે કીયા વાકયને બોલે ? એ પ્રમાણે ચક્ષુરિંદ્રિય, દૃશ્ય અને દર્શન, ઘ્રાણેંદ્રિય, ઘ્રેય અને ઘ્રાણ, વાગિંદ્રિય, વાક્ય અને વચન આદિ સર્વના અભાવનો બહુ વાર બોધ કર્યો છે, તેથી આત્મભાવાપન્નપુરુષ ત્રિપુટી વિરામ પામવાથી, માત્ર સાક્ષીરૂપે રહે ત્યારે એ વિદ્યા જગતનો વિલય, જગતના સ્વરૂપનો બાધ કરે છે એમ માનવું જોઇએ. ૧૮૧

ગુરુ—એ શ્રુતિથી તું શું સમજાવે છે ?

શિષ્ય—જેમ રાત્રિના અંધકારનો બાધ કર્યા વિના સૂર્ય ઉદય પામતો નથી. તેમ દ્વૈતભાવનો નાશ કર્યા વિના તત્ત્વવિદ્યા ઉદય પામતી નથી; જેમ સૂર્ય રાત્રિના અંધકારનો અટકાવ કરીને જ

ઉદય પામે છે, તેમ તત્ત્વવિદ્યા દ્વૈતનો નાશ કરીને જ ઉદય પામે છે, એમ એ શ્રુતિ વચનથી સમજાયેલું છે.

ગુરુ–આ સર્વ બોલ્યો તેથી શું સિદ્ધ થયું ?

શિષ્ય–દ્વૈતભાવનો નાશ થવાથી જ્ઞાનીનાં સુખદુ:ખાદિકનો ભોગ સિદ્ધ નહિ થાય.

ગુરુ–કેમ નહિ થાય ? થશે જ. 'यत्र त्वस्य सर्वमात्मै०' એ શ્રુતિનો અર્થ યથાર્થ તારા જાણવામાં આવ્યો નથી, તેથી તું શકા કરે છે કે, 'એ શ્રુતિ દ્વૈતનો નાશ કરે છે, ને તેથી જ્ઞાનીનાં સુખદુ ખાદિક સિદ્ધ નહિ થાય.' પણ તેમ નથી

શિષ્ય–જ્યારે એ શ્રુતિ દ્વૈતનો બાધ કરતી નથી, ત્યારે શુ કરે છે, અને તેનો યથાર્થ અર્થ કેવો છે તે કહો

ગુરુ–એ શ્રુતિ કોઇ સ્થલમાં સુષુપ્તિવિષયક છે, ને કોઈ સ્થલમા કૈવલ્યમુક્તિવિષયક છે. એટલે સુષુપ્તિ અવસ્થામાં અને કૈવલ્યમુક્તિમાં દ્રષ્ટા, દૃશ્ય અને દર્શન આદિ કોઈ પણ ત્રિપુટી રહેતી નથી તેનો અનુવાદ એ શ્રુતિ કરે છે. સુષુપ્તિ અને કૈવલ્યમુક્તિમા સર્વ દ્વૈતનો બાધ થાય છે, એવો એ શ્રુતિનો યથાર્થ અર્થ છે,

શિષ્ય–એવો અર્થ કરવામાં કાંઈ પ્રમાણ ?

ગુરુ–પરમાચાર્ય વેદવ્યાસનું સૂત્ર પ્રમાણ છે.

'स्वाप्ययसंपत्योरन्यतरापेक्षमाविष्कृतं हि ।

સુષુપ્તિ અને સપત્તિ એટલે કૈવલ્યમુક્તિ, એ બેમાંથી એકને વિષય કરનારી છે,' એવુ સૂત્ર છે. એ સૂત્ર બ્રહ્મસૂત્રના ચતુર્થાધ્યાયના ચતુર્થ પદમાં છે. સુષુપ્તિ અવસ્થાની અપેક્ષાથી અને વિદેહમુક્તિની અપેક્ષાથી, 'यत्र त्वस्य०' એ શ્રુતિ કહેલી છે, એવું એ સૂત્રનું તાત્પર્ય છે.

તેથી એ શ્રુતિ વિદ્યાવસ્થામાં જગતનો બાધ કરતી નથી' પરંતુ સુષુપ્તિ અવસ્થામાં અને વિદેહમુક્તિ આદિ અવસ્થામાં થતા જગતના બાધનો અનુવાદ કરે છે, અને તેથી જ્ઞાનીને જગતનાં મિથ્યાપણાનું જ્ઞાન છતાં પણ વિષયભોગની સિદ્ધિમાં કશો પણ બાધ નથી. ૧૮૨–૧૮૩

શિષ્ય–'यत्र त्वस्य०' એ શ્રુતિ સુષુપ્તિવિષયક અને વિદેહમુક્તિવિષયક છે એમ ન માનીએ, અને દ્વૈતનો બાધ કરવાવાળી છે, એમ માનીએ તો તેથી શી હરકત આવશે ?

ગુરુ–જો એ શ્રુતિને સુષુપ્તિ અને મુક્તિ વિષયક ન માનીએ અને દ્વૈતનો નાશ કરવામાં માનીએ તો યાજ્ઞવલ્ક્ય, વસિષ્ઠઋષિ આદિની આચાર્યતા સભવશે નહિ.

શિષ્ય–યાજ્ઞવલ્ક્યાદિની આચાર્યતા કેમ સભવતી નથી ?

ગુરુ–જેને સપૂર્ણ અદ્વૈત જ્ઞાન થયુ હોય, ને જે ઉપદેશ કરતો હોય, તે આચાર્ય કહેવાય છે. યાજ્ઞવલ્ક્ય અને વસિષ્ઠ આદિને સપૂર્ણ અદ્વૈત જ્ઞાન થયું હતુ ને તેઓ ઉપદેષ્ટા પણ હતા, તેથી તેઓ આચાર્ય કહેવાયા છે. કહે, યાજ્ઞવલ્ક્ય અને વસિષ્ઠ આદિને દ્વૈતનુ દર્શન હતું કે ન હતું ? જો દ્વૈતદર્શન હતું એમ કહેશે તો તેને અદ્વૈત જ્ઞાન થયું નથી એમ ગણાશે, ને તેથી તે આચાર્ય થઈ શકશે નહિ; અને દ્વૈતદર્શન ન હતું એમ કહેશે તો તેને સંપૂર્ણ અદ્વૈત જ્ઞાન થયુ એમ ગણાશે; તથાપિ દ્વૈતદર્શનના અભાવથી બોધ કરવા યોગ્ય શિષ્ય આદિ સર્વના અભાવને લીધે, શિષ્ય આદિના બોધ માટે ઉપદેશ વાણી જ પ્રવૃત્ત થશે નહિ.

શિષ્ય–યાજ્ઞવલ્ક્યાદિકની ઉપદેશ વાણી શિષ્યના બોધ માટે પ્રવૃત્ત ન થાય તો ભલે, પણ એ શ્રુતિ દ્વૈતના બાધવિષયક છે એમ માનવું ઠીક છે.

ગુરુ-તેમ માનવાથી તત્ત્વવિદ્યાના સપ્રદાયનો ઉચ્છેદજ થશે; કારણ કે યાજ્ઞવલ્ક્યાદિક આચાર્યો તો દ્વૈતના બાધથી કોઇને પણ ઉપદેશ કરશે નહિ. ને ઉપદેશ વિના સૂક્ષ્મમાં સૂક્ષ્મ અને દુર્જ્ઞેય એવી તત્ત્વવિદ્યા પ્રાપ્ત થશે નહિ. જો 'यत्र त्वस्य०' એ શ્રુતિને દ્વૈતનો બાધ કરનારી માનીએ તો યાજ્ઞવલ્ક્યાદિકની આચાર્યતા સભવતી નથી, અને તેથી ગુરુશિષ્યના વ્યવહારનો તથા તત્ત્વવિદ્યાના સપ્રદાયના ઉચ્છેદનો પ્રસગ પ્રાપ્ત થાય છે. વળી તેમ માનવામાં કાંઈ પ્રમાણે નથી પણ સુષુપ્તિ આદિ વિષયક માનવામાં વેદાંતસૂત્ર પ્રમાણુ છે, માટે તે શ્રુતિને દ્વૈતના બાધવિષયક માનવી નહિ, પરંતુ સુષુપ્તિ અને વિદેહમુક્તિ વિષયક માનવી જોઇએ. ૧૮૪

## (૬) અપરોક્ષ વિદ્યાનો સ્વરૂપ નિર્ધાર

(૧૮૫–૧૯૧; ૭ શ્લોક)

**અવતરણિકા**–યાજ્ઞવલ્ક્યાદિકને દ્વૈતપ્રતીતિ હતી તેથી અપરોક્ષ જ્ઞાન ન હતું, એમ શિષ્ય આક્ષેપ કરે છે; અને ગુરુ તેનો પરિહાર કરે છે

निर्विकल्पसमाधौ तु द्वैतादर्शनहेतुतः ।
सैवापरोक्षविद्येति चेत्सुषुप्तिस्तथा न किम् ॥
आत्मतत्त्वं न जानाति सुप्तौ यदि तदा त्वया ।
आत्मधीरेव विद्येति वाच्यं न द्वैतविस्मृतिः ॥

શબ્દાર્થ-નિર્વિકલ્પ સમાધિમાં દ્વૈત જોવામાં આવતું નથી, તેથી તે જ અપરોક્ષવિદ્યા છે, એમ જો માનતો હોય તો, સુષુપ્તિદશા તેમ અપરોક્ષવિદ્યા કેમ નહિ ? સુષુપ્તિદશામાં પુરુષ આત્મતત્ત્વને જાણતો નથી, અર્થાત્ સુષુપ્તિ અવસ્થા, આત્માને વિષય કરનારા જ્ઞાનના અભાવને લીધે, તે કંઈ વિદ્યારૂપ નથી એમ તું માનતો હોય તો પછી તારે આત્મબુદ્ધિને જ વિદ્યા કહેવી જોઇએ, પણ દ્વૈતની વિસ્મૃતિને વિદ્યા કહેવી જોઇએ નહિ. ૧૮૫-૧૮૬

## ચન્દ્રકાન્ત વિવરણ

શિષ્ય-યાજ્ઞવલ્કયાદિ આચાર્યો હતા, તેઓને આચાર્ય દશામાં જે જ્ઞાન હતુ, તે જ તત્ત્વવિદ્યા ખરી; પણ તે અપરોક્ષ તત્ત્વવિદ્યા તો નહિ જ, તે તો પરોક્ષ તત્ત્વવિદ્યા હતી, કારણ કે તેઓને દ્વૈતની પ્રતીતિ હતી જેમા દ્વૈતપ્રતીતિનો અભાવ હોય તે જ અપરોક્ષ બ્રહ્મજ્ઞાન કહેવાય દ્વૈતપ્રતીતિનો અભાવ તો નિર્વિકલ્પ સમાધિમાં જ હોય છે, માટે નિર્વિકલ્પ સમાધિ જ અપરોક્ષ બ્રહ્મજ્ઞાન છે.

ગુરુ-દ્વૈતની પ્રતીતિના અભાવને અપરોક્ષ બ્રહ્મજ્ઞાન માનવામા અતિપ્રસગનો દોષ આવે છે, કારણ કે જેમ દ્વૈતપ્રતીતિનો અભાવ, નિર્વિકલ્પ સમાધિમાં છે, તેમ સુષુપ્તિદશામા પણ છે, તેથી નિર્વિકલ્પ સમાધિની પેઠે સુષુપ્તિ પણ 'અપરોક્ષ બ્રહ્મજ્ઞાન છે' એમ માનવુ પડશે ૧૮૫

શિષ્ય-હું કહું છુ કે, દ્વૈતની પ્રતીતિનો અભાવ જ અપરોક્ષ બ્રહ્મવિદ્યા છે, અને તેમ માનવાથી પણ સુષુપ્તિમાં અતિપ્રસગ આવતો નથી; કારણ કે સુષુપ્તિમાં દ્વૈતની અપ્રતીતિ છે, પણ આત્મતત્ત્વનુ જ્ઞાન નથી હવે નિર્વિકલ્પ સમાધિમાં તો દ્વૈતની પ્રતીતિનો અભાવ છે અને આત્મતત્ત્વનુ જ્ઞાન પણ છે, માટે નિર્વિકલ્પ સમાધિ જ અપરોક્ષ બ્રહ્મવિદ્યા છે.

ગુરુ-ત્યારે તો આત્મતત્ત્વનું જ્ઞાન અપરોક્ષ બ્રહ્મવિદ્યા છે, પણ દ્વૈતની પ્રતીતિનો અભાવ અપરોક્ષ બ્રહ્મવિદ્યા નથી એમ સિદ્ધ થયું, ખરૂ કેની ? ૧૮૬

અવતરણિકા-દ્વૈતની અપ્રતીતિ અને આત્મજ્ઞાન બન્ને મળીને અપરોક્ષવિદ્યા છે, એમ શિષ્ય કહે છે, અને ગુરુ તેનુ ખડન કરે છે; તથા 'किमिच्छन्' એ શ્રુતિના તાત્પર્યવિષે પ્રશ્ન કરે છે, અને ગુરુ તેનુ ઉત્તર આપે છે

उभयं मिलितं विद्या यदि तर्हि घटादयः ।
अर्द्धविद्याभाजिनः स्युः सकलद्वैतविस्मृतेः ॥
मशकध्वनिमुख्यानां विक्षेपाणां बहुत्वतः ।
तव विद्या तथा न स्याद्घटादीनां यथा दृढा ॥
आत्मधीरेव विद्येति यदि तर्हि सुखी भव ।
दुष्टचित्तं निरुंध्याचेन्निरुंधि त्वं यथासुखम् ॥
तदिष्टमेष्टव्यमायामयत्वस्य समीक्षणात् ।
इच्छन्नप्यज्ञवन्नेच्छेत्किमिच्छन्नपि हि श्रुतम् ॥

શબ્દાર્થ-જો બન્ને, દ્વૈતની અપ્રતીતિ અને બ્રહ્મજ્ઞાન મળીને વિદ્યા (અપરોક્ષ વિદ્યા) ગણાય એમ કહેતો હો તો ઘટાદિ સંપૂર્ણ દ્વૈતની વિસ્મૃતિને લીધે અર્ધબ્રહ્મજ્ઞાની ગણાય; અને મચ્છરના ગણગણાટ આદિ મુખ્ય વિક્ષેપને લીધે ઘટાદિકની વિદ્યા જેવી દઢ છે તેવી તારી વિદ્યા દઢ થશે નહિ. પણ આત્મજ્ઞાન જ વિદ્યા છે, એમ જો તું કહેતો હોય તો સુખી થા, અને દુષ્ટચિત્તનો નિરોધ કરવો, એમ જો કહેતો હોય તો, તું સુખેથી (દુષ્ટચિત્તનો) નિરોધ કર ઇચ્છવા યોગ્ય જગતનું માયામયપણું સારી રીતે જોવામાં આવવાથી ચિત્તનો નિરોધ અમને ઇષ્ટ છે. જ્ઞાની ઇચ્છવાં છતાં પણ અજ્ઞાનીની પેઠે ઇચ્છા કરે નહિ, તેટલા માટે 'શાને ઇચ્છતો-किमिच्छन्'એમ પણ શ્રુતિમાં કહ્યું છે. ૧૮૭-૧૯૦

## ચન્દ્રકાન્ત વિવરણ

શિષ્ય-ના રે ના, ગુરુજી ! કેવળ દ્વૈતની અપ્રતીતિને અપરોક્ષ બ્રહ્મજ્ઞાન માનવું નહિ, તેમ કેવળ બ્રહ્મજ્ઞાનને પણ અપરોક્ષ બ્રહ્મવિદ્યા માનવી નહિ; પણ તે બન્ને મળીને અપરોક્ષ બ્રહ્મવિદ્યા માનવી.

ગુરુ–ભલુ કહ્યું. પણ દ્વૈતની અપ્રતીતિ અને આત્મજ્ઞાન, એ બન્ને અપરોક્ષ બ્રહ્મવિદ્યા છે, એમ માનવાથી, આ કુજો, પેલો ઘડો, સામી પડેલી ગાગર અને પેલુ કૌપીન પણ અર્ધાં અપરોક્ષ બ્રહ્મજ્ઞાની થયાં! શાબાશ! એનાં પણ નસીબ જ તો!

શિષ્ય–કુજો, ઘડો, ગાગર, કૌપીન, એ સર્વે તો જડપદાર્થો છે તે અપરોક્ષ બ્રહ્મજ્ઞાની કેમ કહેવાય?

ગુરુ–તારા કહેવા પ્રમાણે અપરોક્ષ વિદ્યાના બે અંશ થાય છે: એક તો દ્વૈતની અપ્રતીતિરૂપ એક અંશ, અને બ્રહ્મજ્ઞાનરૂપ બીજો અંશ. એવી રીતે અપરોક્ષ વિદ્યાના બે અંશ થવાથી દ્વૈતની અપ્રતીતિ અપરોક્ષ વિદ્યાનો અર્ધભાગ થાય છે, અને અર્ધભાગ, બ્રહ્મજ્ઞાન પણ ગણાય છે. હવે જેને દ્વૈતની અપ્રતીતિ અને બ્રહ્મજ્ઞાન બન્ને સિદ્ધ થયા હોય, તે સંપૂર્ણ અપરોક્ષ વિદ્યાવાળો કહેવાય છે, અને જેને એમાંથી એક ભાગ સિદ્ધ થયો હોય, તે અર્ધ અપરોક્ષવિદ્યાવાળો કહેવાય છે. એ પ્રમાણે કુજો, ઘડો, ગાગર, કૌપીન વગેરે જડ પદાર્થો પણ અર્ધ અપરોક્ષ જ્ઞાનવાળા કહે- કારણ કે તેને બ્રહ્મવિદ્યા નથી, તથાપિ દ્વૈતની અપ્રતીતિ તો છે જ. ૧૮૭

પણ તે બન્ને મળીને થયેલું અપરોક્ષ જ્ઞાન અને સમાધિવાળા પુરુષોની અપરોક્ષ વિદ્યા, એ ઘટાદિકના જેવી દૃઢ તો કહેવાયે જ નહિ; કારણ કે ઘટાદિકને તો સર્વથા દ્વૈતની પ્રતીતિનો અભાવજ છે, તેથી તેની અપરોક્ષ વિદ્યા દૃઢ છે, અને સમાધિવાળા પુરુષોને તો મચ્છરના ગણગણાટાદિ અનેક વિક્ષેપો નડે છે, તેથી તેને અપરોક્ષ વિદ્યા દૃઢ નથી એમ માનવું પડશે. વળી કેવળ દ્વૈતની અપ્રતીતિને અપરોક્ષવિદ્યા માનવામાં સુષુપ્તિને અપરોક્ષવિદ્યાપણુ પ્રાપ્ત થાય છે, અને દ્વૈતની અપ્રતીતિ તથા આત્મજ્ઞાન બંને અપરોક્ષવિદ્યા માનવામાં, જડ પદાર્થોને અર્ધઅપરોક્ષવિદ્યાની સિદ્ધિ થાય છે; વળી સમાધિવાળા પુરુષોને અપરોક્ષવિદ્યાની દૃઢતા સિદ્ધ થતી નથી; એ વગેરે અનેક દોષો આવે છે. પણ માત્ર આત્મજ્ઞાનને અપરોક્ષવિદ્યા માનવામાં કોઈ પણ દોષ આવતો નથી, માટે કેવળ આત્મજ્ઞાનને જ અપરોક્ષવિદ્યા માન. ૧૮૮

શિષ્ય–ત્યારે કેવળ દ્વૈતપ્રતીતિનો અભાવ અપરોક્ષવિદ્યા નહિ, તેમ બન્ને મળીને પણ અપરોક્ષવિદ્યા નહિ; પરંતુ કેવળ આત્મજ્ઞાન જ અપરોક્ષવિદ્યા છે એમ જ માનવું કે?

ગુરુ–હાસ્તો. જો તું આત્મજ્ઞાનને અપરોક્ષવિદ્યા માનતો હોય તો, 'આત્મજ્ઞાન અપરોક્ષવિદ્યા છે,' એ વાત અમારે અભીષ્ટ છે, અને તને આશીર્વાદ દઉં છુ કે તું સુખી થા.

શિષ્ય–આત્મજ્ઞાન અપરોક્ષવિદ્યા છે એમ હું સ્વીકારું છું, પણ જેમ અંધકારમાં પ્રકાશ સંભવતો નથી; જેમ જુગારીમાં સત્ય ભાષણ સંભવતુ નથી; જેમ દંભીમાં શ્રદ્ધા સંભવતી નથી; જેમ કાગડામાં પવિત્રતા સંભવતી નથી; તેમ કામ, ક્રોધ, લોભ આદિ દોષવાળા ચિત્તમાં એ વિદ્યા સંભવતી નથી; તેથી ચિત્તના દોષ કામાદિકને દૂર કરવા માટે ચિત્તવૃત્તિનો તો નિરોધ કરવો જોઈએ.

ગુરુ–એ તારુ કહેવું પણ યથાર્થ છે, માટે તારી ઇચ્છા પ્રમાણે ચિત્તનો નિરોધ કર અને સુખી થા. ૧૮૯

શિષ્ય–ચિત્તનો નિરોધ તમને કેમ ઇષ્ટ છે?

ગુરુ–ચિત્તના નિરોધથી ચિત્તના સંપૂર્ણ દોષ નિવૃત્ત થાય છે, તેથી વિષયોની માયામયતા સારી રીતે જાણવામાં આવે છે, અને અદ્વિતીય આત્માનુ જ્ઞાન થાય તેવો આત્મજ્ઞાની, ઇચ્છા કરે છે તોપણ, અજ્ઞાનીની પેઠે ઇચ્છા કરતો નથી; એટલા જ માટે 'જીવ જાણે કે આ સચ્ચિદાનંદ લક્ષણ બ્રહ્મ હું છુ, તો પછી કીયા વિષય ભોગની ઇચ્છા કરે,' એમ શ્રુતિમાં કહ્યુ છે.

જેમ ભુજેલાં બીજ તૃપ્તિરૂપ કાર્ય કરે છે, તોપણ ન ભુજેલા બીજની પેઠે અંકુર ઉત્પન્ન કરવા આદિ કાર્ય કરી શકતાં નથી, તેમ જ્ઞાનીની ઇચ્છા પ્રવૃત્તિ કરાવે છે, તોપણ અજ્ઞાનીની ઇચ્છા જેવી પ્રવૃત્તિ કરાવી શકતી નથી, એટલે 'किमिच्छन्।' એ શ્રુતિ પદ, ઇચ્છાનો નિષેધ કરતી નથી, પરંતુ બાધ કરે છે, એમ માનવું જોઈએ. ૧૯૦

અવતરણિકા–શ્રુતિનો એ ઉપર પ્રમાણે અર્થ છે તેનું કારણ કહે છે.

रागो लिङ्गमबोधस्य संतु रागादयो बुधे।
इति शास्त्रद्वयं सार्थमेवं सत्यविरोधतः १९१

શબ્દાર્થ–કેમકે, "વિષયમાં પ્રીતિ એ અજ્ઞાનનું ચિહ્ન છે, અને જ્ઞાનીમાં રાગ આદિ હોય તો ભલે હોય, તે હોવું તે અપરાધ નથી" આ બન્ને શાસ્ત્રનાં વચનો સાર્થક છે. ૧૯૧

## ચન્દ્રકાન્ત વિવરણ

શિષ્ય–' किमिच्छन् '–'કીયા વિષયભોગની ઇચ્છા કરતો સતો,' એ શ્રુતિના અક્ષરાર્થથી તો, જ્ઞાનીની ઇચ્છાનો નિષેધ પ્રતીત થાય છે; તે અર્થને મૂકીને 'જ્ઞાની ઇચ્છા કરે છે તોપણ અજ્ઞાનીની પેઠે ઇચ્છા કરતો નથી,' એવું 'किमिच्छन्' એ શ્રુતિનાં તાત્પર્યનું વર્ણન આપ કરો છો, તેનું શું કારણ ?

ગુરુ–કોઇપણ વચનનો વિરોધ ન આવે તેવી રીતે શ્રુતિનું વર્ણન કરવું જોઇએ. હવે જો, 'ઇચ્છાના નિષેધમાં એ શ્રુતિનું તાત્પર્ય છે,' એવું વર્ણન કરીએ તો અનેક વચનોનો વિરોધ આવે છે; કારણ કે કેટલાંક વચનો જ્ઞાનીના રાગાદિનાં નિષેધક છે, અને કેટલાંક વચનો જ્ઞાનીના રાગાદિનો અંગીકાર કરવાવાળાં છે. એ બન્ને પ્રકારનાં વચનોનો વિરોધ ન આવે એટલા માટે, 'જ્ઞાની ઇચ્છા કરે છે, તોપણ અજ્ઞાનીની પેઠે ઇચ્છા કરતો નથી,' એવું ' किमिच्छन् ' એ શ્રુતિનું તાત્પર્ય જાણીએ છિયે; તેવું તાત્પર્ય જાણવાથી કોઇ વચનનો વિરોધ આવતો નથી.

શિષ્ય–કેમ વિરોધ આવતો નથી ?

ગુરુ–જ્ઞાનમાં જે રાગાદિકનાં નિષેધ કરવાવાળાં વચનો છે, તે વચનો, જ્ઞાનીને રાગાદિક દૃઢ નથી, એવો બોધ કરે છે; અને જે જ્ઞાનીના રાગાદિકનો અંગીકાર કરાવવાવાળાં વચનો છે તે વચનો, 'જ્ઞાનીને રાગાદિક, બળેલા વસ્ત્રની પેઠે, આભાસ માત્ર, એટલે અદૃઢ રાગ રહે છે,' એવો બોધ કરે છે. અર્થાત્ મૂળથી છૂટું પડેલું વૃક્ષ પડ્યું હોય તોપણ ફળ ઉત્પન્ન કરી શકતું નથી, તેમ અદૃઢ રાગ જ્ઞાનીમાં સ્વલ્પ કાળ રહી, આપોઆપ ઝંપાઈ જાય છે. એવી રીતે જ્ઞાનીના રાગાદિકનાં નિષેધક અને પ્રતિપાદક વચનોનું વર્ણન કરવાથી, બન્ને પ્રકારનાં વચનો સાર્થક થાય છે. જો કેવળ નિષેધ કરવાવાળાં વચનો સ્વીકારીએ તો પ્રતિપાદક વચન વ્યર્થ થાય, અને કેવળ પ્રતિપાદક વચનો સ્વીકારીએ તો નિષેધક વચન વ્યર્થ થાય. જો કે બન્ને પ્રકારનાં વચનો પ્રામાણિક છે, તેથી એક પણ વ્યર્થ થવું ન જોઇએ, પણ બન્ને પ્રકારનાં વચનો સાર્થક થાય, ને કોઇનો વિરોધ ન આવે એમ વિચાર કરી, અમે 'किमिच्छन्' એ શ્રુતિનું તાત્પર્ય એ કહાડ્યું કે, "જ્ઞાની ઇચ્છા કરે છે, તો પણ અજ્ઞાનીના જેવી ઇચ્છા કરતો નથી.'

શિષ્ય–જ્ઞાનીના રાગાદિકનો નિષેધ કરવાવાળું વચન કીયું છે ?

ગુરુ–'रागो लिंगमबोधस्य चित्तव्यायामभूमिषु ।
कुतः शाद्वलता तस्य यस्याग्निः कोटरे तरोः॥'

ચિત્તની વ્યાયામભૂમિમાં જે રાગ છે એ અજ્ઞાનનું ચિહ્ન છે. જે વૃક્ષના કોતરમાં અગ્નિ હોય, તે વૃક્ષમાં લીલાશ કયાંથી હોય?' એમાં રાગ છે તે અજ્ઞાનનું ચિહ્ન છે. એ વચન જ્ઞાનીના રાગાદિકનો નિષેધ કરવાવાળું છે. જેમ અગ્નિવાળા વૃક્ષમાં લીલાશ રહેતી નથી, તેમ રાગાદિકવાળાં ચિત્તમાં આત્મજ્ઞાન રહેતું નથી, તેથી જેઓ વિષયોમાં રાગવાળા હોય તેઓને અજ્ઞાની જાણવા; કેમકે વિષયમાં રાગ, પ્રીતિ અજ્ઞાનનું ચિહ્ન છે. પણ જે વિષયોના રાગવાળા ન હોય તેણે જ્ઞાની સમજવા કેમકે વિષયમાં રાગનો અભાવ, એ જ્ઞાનીનું ચિહ્ન છે.

શિષ્ય–જ્ઞાનીના રાગાદિકનું પ્રતિપાદન કરવાવાળું વચન કીયું છે?

ગુરુ–' शास्त्रार्थस्य समाप्तत्वान्मुक्तिः स्यात्तावतापि ते ।
रागादयः संतु कामं न तद्भावोऽपराध्यते ॥

અસંગ આત્માને બોધ થયો એટલે શાસ્ત્રાર્થ સમાપ્ત થયો અને તેટલાથી અસંગ અદ્વિતીય આત્માના અપરોક્ષ જ્ઞાનથી, પણ તેને મુક્તિ છે; રાગાદિક ભલે હો, તે હોય એ કંઇ અપરાધ નથી.' એમાં કહ્યું છે કે, જ્યારે આત્માની અપરોક્ષતાનું જ્ઞાન થાય છે, ત્યારે શાસ્ત્રનો ઉપદેશ સમાપ્ત થાય છે; કારણ કે જ્ઞાન માટે શાસ્ત્રનો ઉપદેશ છે; પણ તે પ્રાપ્ત થયા પછી શાસ્ત્રના ઉપદેશની કશી જરૂર નથી. આત્માની અપરોક્ષતાના જ્ઞાનથી મુક્તિ થાય છે, રાગદ્વેષાદિક ચિત્તમાં તેવાં ને તેવાં ભલે રહ્યાં; કારણ કે તે રાગદ્વેષાદિક મુક્તિમાં કોઇ પ્રકારનો પ્રતિબંધક તો નથી. એ રાગદ્વેષાદિક તો બળેલાં લુગ-

ડાંની પેઠે જોવાને માત્ર છે. મુક્તિમાં રાગદ્વેષાદિકના અભાવની આવશ્યકતા જ નથી, પણ અપરોક્ષ આત્મજ્ઞાનની જ આવશ્યકતા છે, તે જો પ્રાપ્ત થાય તો જ મુક્તિ મળે છે. ૧૯૧

## ॥૪॥ 'कस्य कामाय' એ પદના પ્રયોગનો અભિપ્રાય

(૧૯૨-૨૨૨; ૩૧ શ્લોકો.)

### (૧) ભોક્તાના નિષેધપૂર્વક કૂટસ્થ આત્માની અસંગતા

(૧૯૨-૨૦૦; ૯ શ્લોકો.)

અવતરણિકા-૬૫૨ પ્રમાણે 'किमिच्छन् કીયા ભોગની ઇચ્છા કરતો સતો;' એ પદના અભિપ્રાયનું વર્ણન કર્યા પછી, હવે 'कस्य कामाय કયા ભોક્તાના ભોગ માટે'-શરીરની પાછળ સતાપ કર્યા કરે છે? એ પદના અભિપ્રાયનું વર્ણન કરે છે. તેમાં પ્રથમ 'किमिच्छन्' અને 'कस्य कामाय' એ બન્ને પદનું સક્ષેપથી તાત્પર્ય કહે છે.

जगन्मिथ्यात्ववत्स्वात्मासंगत्वस्य समीक्षणात्

कस्य कामायेति वचो भोक्त्रऽभावविवक्षया

શબ્દાર્થ-જગતનાં મિથ્યાપણાના જ્ઞાનને લીધે કામના કરવા યોગ્ય વસ્તુ ન હોવાથી 'किमिच्छन्' એમ પૂર્વે શ્રુતિમાં કહ્યુ છે. તેમ જ આત્માની અસંગતા સારી રીતે જાણવાથી, ભોક્તાનો અભાવ કહેવાની ઇચ્છાથી, 'કયા ભોક્તાની કામનાને માટે,' એમ શ્રુતિમાં કહ્યુ છે. ૧૯૨

### ચન્દ્રકાન્ત વિવરણ

ગુરુ-હવે પ્રારંભની શ્રુતિમાં જે ત્રીજું પદ છે તેનો અર્થ સમજાવું છું. એ ત્રીજા પદનું કારણ એવું છે કે, જેમ જ્ઞાનીને જગત્ મિથ્યા છે એવું જ્ઞાન થયા પછી કામના કરવા યોગ્ય કોઈ પણ પદાર્થ રહેતો નથી, એવો બાધ કરવા માટે 'आत्मानं चेत्' 'આ આત્મા સચ્ચિદાનંદ બ્રહ્મ હું છુ,' એ શ્રુતિમાં 'किमिच्छन्' 'કીયા વિષયભોગની ઇચ્છા કરતો સતો' એ વચન કહ્યું છે; તેમ આત્માની અસગતાનાં જ્ઞાનથી, 'વાસ્તવ ભોક્તાનો અભાવ છે,' એવું જ્ઞાન થવા માટે, એ જ શ્રુતિમાં 'कस्य कामाय' 'કીયા ભોક્તાની કામના' માટે એમ કહ્યું છે. ૧૯૨

અવતરણિકા-આત્મા તો અસંગ છે, તેથી તેને ભોક્તાપણું ન હોય, એવો શિષ્ય પ્રશ્ન કરે છે; અને ગુરુ શ્રુતિનું પ્રમાણ આપીને તેનું સમાધાન કરે છે.

पतिजायादिकं सर्वं तत्तद्भोगाय नेच्छति ।

किं त्वात्मभोगार्थमिति श्रुतावुद्घोषितं बहु

શબ્દાર્થ-આત્મા પતિ, સ્ત્રી આદિ સર્વને, તેના તેના ભોગ માટે ઇચ્છતો નથી; કિંતુ પોતાના ભોગ માટે ઇચ્છે છે, એમ શ્રુતિમાં બહુ પ્રકારે ઘાંટો પાડીને કહ્યું છે. ૧૯૩

### ચન્દ્રકાન્ત વિવરણ

શિષ્ય-તમે 'कस्य कामाय । કીયા ભોક્તાના ભોગ માટે' એ પદથી આત્માના ભોક્તાપણાનો નિષેધ કર્યો છે તે અનુચિત છે; કારણ કે, 'प्राप्तिः पूर्वको हि निषेधः નિષેધ, પ્રાપ્તિપૂર્વક હોય છે,' એટલે જો પ્રાપ્તિ હોય તો તેનો નિષેધ કરવો ઉચિત છે એવો ન્યાય છે. પણ આત્મા તો અસગ છે, તેથી તેને ભોક્તાપણાનો પ્રસંગ નથી, કે જેથી તમે કરેલો નિષેધ ઉચિત ગણાય.

ગુરુ-આત્માના ભોક્તાપણાનો પ્રસગ અનુભવસિદ્ધ છે, માટે તેનો નિષેધ અનુચિત નથી.

શિષ્ય-આત્માના ભોક્તાપણાનો અનુભવ કેવો છે?

ગુરુ-ભોક્તા વિના વિષયભોગ સિદ્ધ થતો નથી. તેથી ભોક્તાને માનવો જોઇએ, ને તે ભોક્તા આત્મા છે. અજ્ઞાનીઓ આત્માને વાસ્તવ ભોક્તા માને છે, અને જ્ઞાનીઓ આત્માને વાસ્તવ ભોક્તા માનતા નથી, પણ આરોપિત ભોક્તા માને છે. એવી રીતે અજ્ઞાનીની દૃષ્ટિથી આત્માને ભોક્તાપણાનો પ્રસંગ છે, તેનો નિષેધ કરવા માટે 'कस्य कामाय' કોને ઇચ્છતો સતો, એ શ્રુતિ કહી છે.

શિષ્ય-આત્માના ભોક્તાપણામાં અન્ય કોઇ પ્રમાણ છે?

ગુરુ-હા, બૃહદારણ્યક ઉપનિષત્‌ની શ્રુતિ પ્રમાણ છે. બૃહદારણ્યકના સાતમા અધ્યાયના પાંચમા બ્રાહ્મણમાં યાજ્ઞવલ્કય અને તેની સ્ત્રી મૈત્રેયીનો સવાદ છે તે બહુ જાણવા યોગ્ય છે. તેમાં મૈત્રેયીએ યાજ્ઞવલ્કય પ્રત્યે પ્રશ્ન કર્યો છે કે, 'यन्नु मे इयं भगवः सर्वा पृथ्वी वित्तेन पूर्णा स्यात्स्यान्वहं तेनामृतेति। હે મહારાજ! મને જો

ધને કરીને પૂર્ણ આ સંપૂર્ણ પૃથ્વી પ્રાપ્ત થાય તો તેણે કરી હું અમૃત (જન્મમરણરહિત-મુક્ત) થાઉં.'

તે પર યાજ્ઞવલ્કય કહે છે, 'જેમ સમૃદ્ધિવાળાનું જીવન (જીવવું) સમૃદ્ધિમાં વ્યતીત થાય (છે), તેમ ધનથી તમારુ પણ જીવન વ્યતીત થાય, પણ ધનથી મોક્ષની તો આશા જ નથી.'

મૈત્રેયીએ કહ્યું, 'ધનથી હું અમર ન થાઉં ત્યારે તેને હું શું કરું? ત્યારે તો મને ધનથી સંપૂર્ણ પૃથ્વીની કશી જરૂર નથી. હે મહારાજ ! આપ જે મોક્ષનો ઉપાય જાણો છો તે જ ઉપાય મને કહો.'

યાજ્ઞવલ્કય બોલ્યા, 'અમને તમે પ્રિય છો, વળી તમે સતી છો, ને આ પ્રશ્ન કરીને પ્રીતિમાં વધારો કર્યો છે, તે માટે, હે ભગવતિ મૈત્રેયિ ! એ મોક્ષનો ઉપાય હું કહીશ, તે તમે સાવધાન થઇને ધ્યાનમાં લ્યો. હે સતી ! પતિ પતિની કામના માટે પ્રિય નથી, પણ આત્માની કામના માટે પતિ પ્રિય છે, સર્વ પદાર્થ સર્વના કામ માટે પ્રિય નથી, પણ આત્માની કામના માટે સર્વ પ્રિય છે;' એ વગેરે અનેક પ્રકારે યાજ્ઞવલ્કયે મૈત્રેયીને જ્ઞાન આપ્યું છે, તે પરથી સમજવાનુ કે આ જગત્ આત્માના ભોગનું સાધન છે, તેથી જ આત્માને ભોક્તાપણાનો પ્રસગ પ્રાપ્ત થાય છે. ૧૯૩

અવતરણિકા-આત્માનું ભોક્તાપણું દર્શાવ્યું તેનો નિષેધ કરીને, શિષ્ય પ્રશ્ન કરે છે કે, ત્યારે ભોક્તા કોણ? તે પરથી ગુરુ સમજાવે છે.

किं कूटस्थश्चिदाभासोप्यथोकिं वोभयात्मकः
भोक्ता तत्र न कूटस्थोऽसङ्गत्वाद्भोक्तृतां व्रजेत् ॥ १९४ ॥
सुखदुःखाभिमानाख्यो विकारो भोगउच्यते
कूटस्थश्च विकारी चेत्येतन्न व्याहतं कथम् ॥
विकारिबुद्ध्यधीनत्वादाभासे विकृतावपि ।
निरधिष्ठानविभ्रांतिः केवला न हि तिष्ठति ॥
उभयात्मक एवातो लोके भोक्ता निगद्यते।
तादृगात्मानमारभ्य कूटस्थः शेषितः श्रुतौ ॥
आत्मा कतम इत्युक्ते याज्ञवल्क्यो विबोधयन्
विज्ञानमयमारभ्यासङ्गं तं पर्यशेषयत् १९८
कोऽयमात्मेत्येवमादौ सर्वत्रात्मविचारतः ।
उभयात्मकमारभ्य कूटस्थः शेष्यते श्रुतौ॥

શબ્દાર્થ-શું કૂટસ્થ ભોક્તા છે ? અથવા તો ચિદાભાસ છે ? કે ઉભયાત્મક ભોક્તા છે ? કૂટસ્થ તો અસંગ છે તેથી તે ભોક્તાપણાને પ્રાપ્ત થતો નથી. (૧૯૪) કેમકે સુખ અને દુઃખના અભિમાનરૂપી જે વિકાર તે ભોગ કહેવાય છે; તેથી કૂટસ્થને વિકારી કહેવામાં વદતોવ્યાઘાત હોય કેમ નહિ ? ( ૧૯૫ ) તેમ વિકારવાળી બુદ્ધિને અધીન હોવાથી ચિદાભાસમાં વિકાર છે છતાં પણ, અધિષ્ઠાનરહિત ભ્રાંતિ હોઈ શકે નહિ. (૧૯૬) એટલા માટે બન્ને ( ચિદાભાસ અને કૂટસ્થ મળીને) જ લોકમાં ભોક્તા કહેવાય છે; અને બુદ્ધિની ઉપાધિવાળા ભોક્તારૂપ આત્માનો આરંભ કરીને શ્રુતિમાં કૂટસ્થને અવશિષ્ટ કહ્યો છે. (૧૯૭) આત્મા કોણ છે ? એમ જનકે પ્રશ્ન કર્યે સતે, યાજ્ઞવલ્કયે પણ તેને બોધ કરતાં વિજ્ઞાનમય કોશથી આરંભીને, આત્માને છેવટે અસંગ કહ્યો છે. (૧૯૮) આ આત્મા કોણ છે ? ઇત્યાદિ સર્વત્ર શ્રુતિમાં આત્માનો વિચાર જોઇએ છિયે તો ઉભયાત્મક આત્માનો આરંભ કરીને છેવટે કૂટસ્થને કહેલો છે. ૧૯૯

## ચન્દ્રકાન્ત વિવરણ

શિષ્ય-ત્યારે શું કૂટસ્થ ભોક્તા છે? કે ચિદાભાસ ભોક્તા છે? અથવા કૂટસ્થ અને ચિદાભાસ એ બન્ને ભોક્તા છે ?

ગુરુ-તું ભોક્તા કોને માને છે ?

શિષ્ય-હું તો કૂટસ્થને ભોક્તા માનું છું.

ગુરુ-મૂઢ ! કૂટસ્થ તો અસંગ છે, અને ભોક્તાપણું તો સગવાળાનો ધર્મ છે, તેથી કૂટસ્થનુ ભોક્તાપણું કેમ હોય ? ૧૯૪

શિષ્ય-ત્યારે કૂટસ્થ અસંગ છતાં પણ ભોક્તા કેમ નહિ ? કૂટસ્થમાં અસંગપણું ભલે રહ્યું અને ભોક્તાપણું પણ ભલે રહ્યું.

ગુરુ-ભોગ એટલે શું ? હું સુખી છું, હું દુઃખી છું, એવી રીતે સુખીપણા અને દુઃખીપણાનો અભિમાનરૂપે વિકાર થવો એનું નામ ભોગ,

અને જે ભોગ ભોગવે તેનું નામ ભોક્તા. જે ભોક્તા તે વિકારી, અને કૂટસ્થ એટલે નિર્વિકારી. હવે અસંગ અને નિર્વિકારી કૂટસ્થમાં, કૂટસ્થ(નિર્વિકારી)પણું અને ભોક્તા(વિકારી)પણું એ બન્નેનો સમાવેશ, સૂર્યમાં તેજ અને તિમિરની પેઠે, થઈ શકે કે ? રે મૂઢ ! કૂટસ્થ અને વળી ભોક્તા, એમ બોલવું, એ તો વદતોવ્યાઘાત દોષવાળુ થઈ પડે છે.

હવે વિકાર વિના 'હું સુખી છું,' 'હું દુ:ખી છું' એ પ્રતીતિ થઈ શકતી નથી, પણ કૂટસ્થમાં કોઈ પણ વિકાર નથી. વિકારો છે તે તો સર્વ બુદ્ધિના છે. એ કૂટસ્થ તો બુદ્ધિના વિકારોનો સાક્ષી છે, પણ તે પડે તો નિર્વિકારી છે. ભોક્તાપણુ સસંગનો ધર્મ છે, પણ અસંગનો ધર્મ નથી; અને કૂટસ્થ તો અસંગ છે, માટે કૂટસ્થ ભોક્તા નથી. ૧૯૫

શિષ્ય–જ્યારે કૂટસ્થ, નિર્વિકારી હોવાથી ભોક્તા નથી, ત્યારે 'ચિદાભાસ ભોક્તા છે' એમ અમે માનીશું; કારણ કે ચિદાભાસ તો વિકારી છે.

ગુરુ–ચિદાભાસ જો કે વિકારી છે, તો પણ અધિષ્ઠાન વિના ચિદાભાસની સિદ્ધિ થતી નથી; કારણ કે ચિદાભાસની સિદ્ધિ બુદ્ધિને અધીન છે, ને બુદ્ધિની સિદ્ધિ અધિષ્ઠાનરૂપ કૂટસ્થને અધીન છે. તેથી, ચિદાભાસ વિકારી છે, તો પણ તે કૂટસ્થ વિના સ્વતંત્રતાથી રહી શકતો નથી, માટે કેવળ ચિદાભાસ ભોક્તા નથી. ૧૯૬

શિષ્ય–જ્યારે કૂટસ્થ ભોક્તા નથી, ચિદાભાસ ભોક્તા નથી, ત્યારે ભોક્તા કોણ ?

ગુરુ–કેવળ કૂટસ્થને અને કેવળ ચિદાભાસને ભોક્તાપણું સંભવતું નથી, પણ કૂટસ્થ અને ચિદાભાસ બન્ને મળીને ઉભયાત્મક, એટલે અધિષ્ઠાન સહિત ચિદાભાસ, વ્યવહાર દશામાં ભોક્તા છે; ને પરમાર્થ દશામાં તો ઉભયાત્મક જ ઘટતો નથી, તો ભોક્તા વળી કોણ હોય ?

શિષ્ય–વ્યવહાર દશામાં બંને ભોક્તા છે; ને પરમાર્થ દશામાં તો બંનેનો ભેદ ઘટતો નથી, એ કંઈ સમજાતું નથી; કારણ કે બૃહદારણ્યક ઉપનિષદમાં કહ્યું છે કે, 'असंगो ह्यय पुरुषः।' જાગ્રત, સ્વપ્ન અને સુષુપ્તિનો પ્રકાશ કરવાવાળો જે પુરુષ છે તે અસંગ છે. એમાં જેમ કૂટસ્થની અસંગતા કહી છે, તેમ 'योऽयं विज्ञानमयः प्राणेषु। જે આ વિજ્ઞાનમય પ્રાણમાં છે તે આત્મા,' ઇત્યાદિ શ્રુતિમાં બુદ્ધિનાં સાક્ષીપણાનાં શ્રવણથી ઉભયાત્મકતા પણ સિદ્ધ થાય છે. તેથી જેમ અસંગપણુ પારમાર્થિક છે, તેમ ઉભયાત્મકભોક્તાનું સ્વરૂપ પણ પારમાર્થિક છે; કેવળ લોકવ્યવહારમાં જ ઉભયાત્મક ભોક્તાનું સ્વરૂપ નથી.

ગુરુ–તું ખોટું સમજે છે. એ શ્રુતિનુ તાત્પર્ય ઉભયાત્મક ભોક્તાના સ્વરૂપની પારમાર્થિતામાં નથી, તેથી કૂટસ્થની પેઠે ઉભયાત્મક ભોક્તા પારમાર્થિક નથી. ૧૯૭

શિષ્ય–ત્યારે એ શ્રુતિનો અર્થ કેમ થાય છે ?

ગુરુ–બુદ્ધિ આદિ સર્વનો બાધ કરીને, ચિદાત્માના અવશેષમાં એ શ્રુતિનો અર્થ લાગુ પડે છે.

શિષ્ય–એ તમે શા ઉપરથી કહો છો ?

ગુરુ–બૃહદારણ્યક ઉપનિષદમાં બુદ્ધિની ઉપાધિવાળા ભોક્તારૂપ આત્માનો અનુવાદ કરી, બુદ્ધિ આદિ સર્વ અનાત્મ પદાર્થોનો નિષેધ કરીને ચિદાત્મા જ અવશિષ્ટ રાખ્યો છે, તેથી એ શ્રુતિનુ તાત્પર્ય કૂટસ્થ જ અસંગ આત્મા એમ કહેવામાં આવે છે.

એ સંબંધે એ ઉપનિષદ્‌માં કહ્યુ છે. એક સમયે યાજ્ઞવલ્કય અને જનકરાજા વચ્ચે સંવાદ થયો છે, તેમાં જે સમજાવ્યુ છે તેનુ આ રહસ્ય છે. જનકરાજાએ પૂછ્યું, 'आत्मा कः' 'આત્મા કોણ છે ?' તે પરથી યાજ્ઞવલ્કય બોલ્યા, 'योऽय विज्ञानमयः प्राणेषु। જે આ વિજ્ઞાનમય પ્રાણ વિષે છે તે;' એમ વિજ્ઞાનમય (ઉભયાત્મક ભોક્તા સ્વરૂપ)નો ઉપક્રમ કરીને, 'असगो ह्ययं पुरुषः। 'આ આત્મા અસગ છે,' એમ જણાવીને, કૂટસ્થને છેવટે કહ્યો છે. જો ઉભયાત્મકતા પારમાર્થિક હોય તો, યાજ્ઞવલ્કય, અસગ કૂટસ્થને અવશિષ્ટ કેમ રાખે ? એથી જણાય છે કે ઉભયાત્મકતા પારમાર્થિક નથી. ૧૯૮

વળી એ જ પ્રમાણે ઐતરેયક ઉપનિષદ્‌માં, 'कोऽयमात्मेति। वयमुपास्महे कतरः स आत्मा। એ આત્મા કોણ છે કે જેની અમે ઉપાસના કરીએ છિયે, તે આત્મા કયો છે,' એ શ્રુતિમાં

આત્મવિચારથી, અંતઃકરણની ઉપાધિવાળા આત્માને આરંભી, પ્રજ્ઞાનમાત્ર સ્વરૂપ કૂટસ્થને જ અવશિષ્ટ કહ્યો છે. આમા તેમ જ બીજા ઉપનિષદોમાં પણ ઉપાધિવાળા આત્માને આરંભીને કૂટસ્થને અવશિષ્ટ કહ્યો છે. એમ યુક્તિ અને શ્રુતિઓનો વિચાર કરવાથી જણાય છે કે, ઉભયાત્મક ભોક્તા છે અને તે મિથ્યા છે, અને અસગ કૂટસ્થ ભોક્તા નથી, પરતુ તે તો પારમાર્થિક આત્મા છે. ૧૯૯

**અવતરણિકા**–જ્યારે ભોક્તાપણું મિથ્યા છે ત્યારે ભોક્તામાં સત્યત્વ બુદ્ધિ કેમ થાય છે? એવો શિષ્ય પ્રશ્ન કરવાથી, ગુરુ તેનું સમાધાન કરે છે.

कूटस्थसत्यतांस्वस्मिन्नध्यस्यात्माऽविवेकतः
तात्त्विकीं भोक्तृतां मत्वा न कदाचित्जिहासति ॥ २०० ॥

શબ્દાર્થ—આત્મા (ભોક્તા) પોતાના અને કૂટસ્થના અવિવેકથી (ભેદ ન સમજવાથી), કૂટસ્થની સત્યતાને પોતામાં આરોપી પોતામાં રહેલા ભોક્તાપણાને સત્ય માનીને કોઈ પણ કાળે, ભોગને તજવા ઇચ્છતો નથી. ૨૦૦

### ચન્દ્રકાન્ત વિવરણ

શિષ્ય–તમે શ્રુતિ અને યુક્તિથી ભોક્તાનું મિથ્યાત્વ સિદ્ધ કર્યું તે સારુ કર્યું, પણ જ્યારે ભોક્તા મિથ્યા છે ત્યારે ભોક્તામાં સર્વ પ્રાણીની સત્યતા બુદ્ધિ કેમ થાય છે?

ગુરુ–કૂટસ્થ અને ચિદાભાસ બન્ને મળીને એટલે ઉભયાત્મક ભોક્તા છે. એ લોકપ્રસિદ્ધ ભોક્તા યદ્યપિ મિથ્યા છે, તો પણ પારકે પુત્રે સુપુત્રા કહેવરાવવું, એ કહેતી પ્રમાણે ભોક્તા, પોતામાં કૂટસ્થની વાસ્તવ સત્યતાનુ આરોપણ કરી લે છે અને પોતાને સત્ય માને છે, અને પછી પોતામાં રહેલા ભોક્તાના ભાવને પણ સત્ય માની લે છે, તેથી ભોક્તામાં સર્વ પ્રાણીની સત્યતા બુદ્ધિ થાય છે અને એ ભોક્તા વિષયોના ભોગના ત્યાગની ઇચ્છા કરતો નથી.

શિષ્ય–ભોક્તા, પોતામાં કૂટસ્થની સત્યતાનું આરોપણ કેમ કરી લે છે?

ગુરુ–જ્ઞાની ભોક્તા તો કૂટસ્થની સત્યતાનું પોતામાં આરોપણ કરતો નથી; પણ જેને કૂટસ્થથી પોતાના ભેદનું જ્ઞાન ન હોય તેવો અવિવેકી ભોક્તા, અવિવેકથી જ પોતામાં કૂટસ્થની સત્યતાનું આરોપણ કરી લે છે. અર્થાત્ ભોક્તાના અને કૂટસ્થના વિવેક જ્ઞાનના અભાવથી, પ્રાણીઓ ભોક્તાને સત્ય માને છે, ભોક્તાના ભાવને સત્ય માને છે, પરંતુ વાસ્તવ રીતે તો માત્ર અસંગ કૂટસ્થ સત્ય છે, અને તે અસંગ હોવાથી અભોક્તા છે. ૨૦૦

### (૨) ભોગમાં પ્રેમનો ત્યાગ અને ભોક્તામાં પ્રેમની કર્તવ્યતા

(૨૦૧–૨૦૪; ૪ શ્લોકો)

भोक्तास्वस्यैवभोगायपतिजायादिमिच्छति
एष लौकिकवृत्तांतः श्रुत्या सम्यगनूदितः ॥
भोग्यानां भोक्तृशेषत्वान्मा भोग्येष्वनुरज्यताम् ।
भोक्तर्येव प्रधानेऽतोऽनुरागे तं विधित्सति ॥
या प्रीतिरविवेकानां विषयेष्वनपायिनी ।
त्वामनुस्मरतः सा मे हृदयान्माऽपसर्पतु ॥
इति न्यायेन सर्वस्माद्भोग्यजाताद्विरक्तधीः।
उपसंहृत्य तां प्रीतिं भोक्तर्येव बुभुत्सते २०४

શબ્દાર્થ–ભોક્તા, પોતાના જ ભોગ માટે, પતિ, પત્ની આદિને ઇચ્છે છે, એ લૌકિક વૃત્તાંતનો શ્રુતિએ સારી રીતે અનુવાદ કર્યો છે. (૨૦૧) પતિ, સ્ત્રી આદિ ભોગ્ય પદાર્થો, ભોક્તાના શેષ (ઉપકરણ) હોવાથી, તે ભોગ્યોને વિષે અનુરાગ કરવો નહિ, પરંતુ મુખ્ય ભોક્તામાં જ અનુરાગ કરવો; એટલા માટે, શ્રુતિ ભોગ્યમાં રહેલા તે અનુરાગનું મુખ્ય ભોક્તામાં વિધાન કરવાને ઇચ્છે છે. (૨૦૨) 'વિવેકરહિત ના પુરુષોની વિષયોમાં જેવી દૃઢ પ્રીતિ, હોય છે તેવી પ્રીતિ, હે લક્ષ્મીપતિ! તમારું સ્મરણ કરતાં મારા હૃદયમાંથી દૂર મા થાઓ;' (૨૦૩) એવા સર્વ ભોગ્ય પદાર્થના સમુદાયથી પુરાણ વચનના ન્યાયે કરી, વૈરાગ્યબુદ્ધિવાળો પુરુષ, તે ભોગ્યમાં રહેલી પ્રીતિનો ઉપસંહાર કરી ભોક્તામાંજ તે પ્રીતિને જોડીને આત્માને જાણવાને ઇચ્છે છે. ૨૦૪

### ચન્દ્રકાન્ત વિવરણ

શિષ્ય–જ્યારે ભોક્તા મિથ્યા છે, ત્યારે 'न वा अरे सर्वस्य कामाय सर्वं प्रियं भवति। आत्मनस्तु कामाय सर्वं प्रियं भवति। સર્વ સર્વને અર્થે પ્રિય લાગતું નથી; આત્માને અર્થે સર્વ પ્રિય લાગે છે,' એ શ્રુતિમાં ભોગ્ય પદાર્થ એ આત્માના ભોગનું સાધન છે એમ પ્રતિપાદન કર્યું છે, તે કેમ સત્ય ઠરશે? કારણ કે, શ્રુતિમાં કહેલા આત્મા શબ્દનો અર્થ તો ભોક્તા જ છે.

ગુરુ–આત્મા બે પ્રકારનો છે. કૂટસ્થ આત્મા અને કૂટસ્થ અને ચિદાભાસ એ ઉભયવાળો લોકપ્રસિદ્ધ ઉભયાત્મક ભોક્તારૂપ આત્મા, 'न वा अरे,' એ શ્રુતિ, ભોગ્યને કૂટસ્થ આત્માના શેષપણાનું સાધન છે, એમ પ્રતિપાદન કરતી નથી; અર્થાત્ તે કૂટસ્થના ઉપકરણ છે એમ કહેતી નથી, પરંતુ લોકપ્રસિદ્ધ ઉભયાત્મક ભોક્તારૂપ આત્માના ભોગના સાધનપણાનો અનુવાદ કરે છે; એટલે ભોગ્ય એ આત્માના ભોગનું સાધન છે એ ભાવનું પ્રતિપાદન કરતી નથી.

શિષ્ય–ભોગ્યને ઉભયાત્મક ભોક્તાના ભોગનું સાધનપણું ક્યાં પ્રસિદ્ધ છે, કે જેનો અનુવાદ શ્રુતિ કરે છે?

ગુરુ–ભોગ્યને ભોક્તાના ભોગનું સાધનપણું છે એ લોકમાં પ્રસિદ્ધ છે; કારણ કે લોકમાં જે ભોક્તા હોય છે તે પોતાના જ ભોગ માટે સ્ત્રી, પુત્ર અને ધનાદિ સાધનોને ઇચ્છે છે. ૨૦૧

શિષ્ય–એ શ્રુતિ ભોગ્ય પદાર્થોના ભોક્તાના ભોગપણાનો અનુવાદ શા માટે કરે છે?

ગુરુ–અજ્ઞાની પુરુષોને ભોગ્ય પદાર્થોમાં અતિ પ્રીતિ હોય છે, તેથી તેને વિશેષ દુઃખ થાય છે. તે દુઃખને દેખીને એ શ્રુતિ કહે છે કે, 'પતિ સ્ત્રી આદિ સર્વ ભોગ્ય પદાર્થો, ભોક્તાના ભોગનાં સાધનો છે, માટે તે સાધનો તો ગૌણ છે, અને તેમાં પ્રીતિ કરવી વૃથા છે, પણ મુખ્ય તો ભોક્તા છે, તેથી ભોક્તામાંજ પ્રીતિ કરવી યોગ્ય છે.' એવી રીતે ભોગ્યમાં પ્રીતિના ત્યાગપૂર્વક, ભોક્તામાં પ્રીતિનાં વિધાનદ્વારા, દુઃખ દૂર કરવા માટે, ભોગ્ય પદાર્થો ભોક્તાના શેષ છે, તેઓમાં ભોગનું સાધનપણું છે, એમ શ્રુતિએ અનુવાદ કીધો છે. ૨૦૨

શિષ્ય–ભોગ્ય પદાર્થમાં પ્રીતિ ન કરવી અને આત્મામાં પ્રીતિ કરવી, એમાં કાંઈ દૃષ્ટાંત છે?

ગુરુ–હા, પુરાણમાંથી દૃષ્ટાંત આપીશુ. પુરાણમાં એક ભક્તજને વિષ્ણુ પ્રત્યે કહ્યું છે કે, 'હે લક્ષ્મીપતે! અવિવેકી પુરુષોની વિષયોમાં જેવી દૃઢ પ્રીતિ હોય છે, તેવી જ આપ વિષેની દૃઢ પ્રીતિ મારા હૃદયમાંથી સદા દૂર રહો મા.' એનો ભાવ એવો છે કે, 'મારું મન, વિષયમાંથી પ્રીતિનો ત્યાગ કરીને, આપના ચરણમા સર્વદા પ્રીતિ કરો;' એવી એ ભક્તજનની પ્રાર્થના છે. તેથી ભોગ્યમાં પ્રીતિ ન કરવી, અને ભોક્તામાં પ્રીતિ કરવી એમ સિદ્ધ થાય છે. ૨૦૩

શિષ્ય–ભલે પુરાણમાં એમ કહ્યું હોય, પણ આપણે તો શ્રુતિ અંગીકાર છે, તેથી શ્રુતિમાં શું સિદ્ધ થયું?

ગુરુ–એ પુરાણની રીતિથી પતિ, પત્ની આદિ સર્વ ભોગ્ય પદાર્થમાંથી જેને વૈરાગ્ય થયો છે એવો વિરક્ત પુરુષ, ભોગ્યપદાર્થમાંથી પ્રીતિનો ત્યાગ કરી, ભોક્તારૂપ આત્મામાં જ તે પ્રીતિ જોડે છે, અને તે આત્મામાં જ આત્માને જાણવા ઇચ્છે છે.

વળી જેમ પુરાણનાં વાક્યથી, પોતાથી ભિન્ન અન્ય પદાર્થમાં, 'ભોગ્યમાં પ્રીતિ ન કરવી અને આત્મામાં પ્રીતિ કરવી' એમ સિદ્ધ થાય છે, તેમ શ્રુતિથી પણ ભોગ્યમાં પ્રીતિ ન કરવી અને આત્મામાં પ્રીતિ કરવી એમ પણ સિદ્ધ થાય છે. માણસ જો પોતાના જ આત્મામાં સારુ જગત્ આવી ગયું એમ માને તો પછી તેને દુઃખનો વિષય રહ્યો જ ક્યાં? તેને તો સુખદુઃખથી મુક્તિ જ મળે છે. ૨૦૪

### (૩) મુમુક્ષુપ્રતિ આત્મા વિષે સાવધાનતાની કર્તવ્યતા સાથે ભોક્તાપણાનું વિવેચન

(૨૦૫–૨૧૫; ૧૧ શ્લોકો.)

અવતરણિકા–વિષયોમાંથી પ્રીતિનો ત્યાગ કરવાનું અને આત્મામાં જ પ્રીતિ કરવાનું ફલ શું છે, તથા આત્માનું ચિન્તન કરવામાં ભૂલ ન કરવી તથા મુમુક્ષુએ આત્મજ્ઞાનમાં સાવધ રહેવું જોઈએ તે કહેવામાં આવે છે.

स्रक्चंदनवधूवस्त्रसुवर्णादिषु पामरः।
अप्रमत्तो यथा तद्वन्न प्रमाद्यति मोक्तरि २०५

काव्यनाटकतर्कादिमभ्यस्यति निरंतरम् ।
विजिगीषुर्यथा तद्वन्मुमुक्षुः स्वं विचारयेत् ॥
जपयागोपासनादि कुरुते श्रद्धया यथा ।
स्वर्गादिवांछया तद्वच्छ्रद्दध्यात्स्वे मुमुक्षया
चित्तैकाग्र्यं यथा योगी महायासेन साधयेत्।
अणिमादिप्रेप्सयैवं विविच्यात्स्वं मुमुक्षया ॥
कौशलानि विवर्धंते तेषामभ्यासपाटवात् ।
यथा तद्वद्विवेकोऽस्याप्यभ्यासाद्विशदायते ॥

શબ્દાર્થ–જેમ પામર જન પુષ્પમાળા, ચંદન, સ્ત્રી, વસ્ત્ર, સુવર્ણ આદિ મેળવવામાં સાવધાન રહે છે, તેની પેઠે મુમુક્ષુ પુરુષ, ભોક્તા–આત્માના ચિંતનમાં સાવધ રહે છે. (૨૦૫) જેમ વિજગીષુ (જીતવાની ઇચ્છાવાળો) કાવ્ય, નાટક તર્ક આદિનો નિરંતર અભ્યાસ કર્યા કરે છે, તેમ મુમુક્ષુ પુરુષ આત્માનું નિરતર ચિંતન કર્યા કરે છે; (૨૦૬) જેમ (સ્વર્ગાદિકની ઇચ્છાવાળો પુરુષ) સ્વર્ગાદિકની ઇચ્છાથી જપ, યાગ, ઉપાસના આદિ શ્રદ્ધાએ કરીને કરે છે, તેમ મુમુક્ષુએ મોક્ષની ઇચ્છાથી આત્મામાં શ્રદ્ધા કરવી જોઇએ; (૨૦૭) જેમ યોગી અણિમા આદિ સિદ્ધિની પ્રાપ્તિની ઇચ્છાથી, મહાપ્રયાસ કરીને ચિત્તની એકાગ્રતા સાધે છે, તેમ મુમુક્ષુ પુરુષે મોક્ષની ઇચ્છાથી આત્માની એકતા (આત્માને દેહાદિકથી ભિન્ન) જાણવી જોઇએ; (૨૦૮) જેમ કાવ્યાદિકનો અભ્યાસ કરનાર, સકામ યજ્ઞાદિક કરનાર તથા યોગાનુષ્ઠાન કરનાર યોગી આદિની કુશલતા અભ્યાસની દૃઢતાથી વધે છે, તેમ મુમુક્ષુ પુરુષનો વિવેક (આત્માના) અભ્યાસથી વધારે સ્પષ્ટ થાય છે. ૨૦૯

## ચન્દ્રકાન્ત વિવરણ

ગુરુ–જેમ પામર પુરુષ પુષ્પની માળા પહેરવામાં, ચદન ચર્ચવામાં, સ્ત્રીના સમાગમમાં, પૈસા ટકા મેળવી, તેમાંથી ઘરેણાં ઘડાવી તે પહેરવા આદિમાં પ્રમાદ કરતો નથી, પણ સાવધ રહે છે, તેમ મુમુક્ષુ પુરુષ પણ આત્માના ચિંતનમાં પ્રમાદ કરતો નથી, પરન્તુ સાવધ રહી, સર્વદા તેનું ચિંતન કરે છે. ૨૦૫

દાખલા તરીકે, જે જયની ઇચ્છા કરે તે વિજિગીષુ કહેવાય; એવો વિજિગીષુ પુરુષ પંડિતોની સભામાં બીજાને જીતવાની ઇચ્છાથી કાવ્ય, નાટક, તર્કશાસ્ત્ર આદિનો જેમ સદા અભ્યાસ કર્યા કરે છે, તેમ મુમુક્ષુ પુરુષે મોક્ષપ્રાપ્તિની ઇચ્છાથી સર્વદા આત્માનુ ચિંતન કર્યા કરવું જોઇએ. ૨૦૬

વળી જેમ વૈદિક પુરુષ સ્વર્ગ આદિ પરલોકની ઇચ્છાથી શ્રદ્ધાપૂર્વક જપ કરે છે, યજ્ઞ કરે છે, હોમ કરે છે, ઉપાસના આદિ કરે તેમ મુમુક્ષુ પુરુષે મોક્ષની ઇચ્છાથી, શ્રુતિમાં પ્રતિપાદિત આત્મામાં શ્રદ્ધા રાખવી જોઇએ અને તેનું જ ચિંતન કર્યા કરવું જોઇએ. ૨૦૭

વળી અણિમા, મહિમા, ગરિમા લઘિમા, પ્રાપ્તિ, પ્રાકામ્ય, ઇશિત્વ અને વશિત્વ એ આઠ સિદ્ધિઓ છે, તે યોગસાધનથી પ્રાપ્ત થાય છે અને એ સિદ્ધિની પ્રાપ્તિની ઇચ્છાથી જેમ યોગીરાજ ચિત્તની એકાગ્રતા સાધવાને મોટો પ્રયાસ કરે છે, તેમ મુમુક્ષુ પુરુષે પણ, મોક્ષની ઇચ્છાથી મોટો પ્રયાસ કરીને, આત્માની એકતાનુ વિવેચન કરવુ જોઇએ એટલે 'આત્મા, દેહ અને ઇંદ્રિય આદિકથી ભિન્ન છે અને એક છે' તેમ જાણવુ જોઇએ. ૨૦૮

શિષ્ય–એવી રીતના નિરંતર અભ્યાસથી શું ફળ થાય છે?

ગુરુ–કાવ્ય, નાટક, તર્કશાસ્ત્ર આદિનો નિરંતર અભ્યાસ કરવાથી સભામાં શાસ્ત્રાર્થ કરતાં જય મેળવી શકાય છે; શ્રદ્ધાપૂર્વક જપ, યજ્ઞ આદિ કરવાથી સ્વર્ગાદિ મળે છે; મોટા પ્રયાસપૂર્વક યોગસાધન કરવાથી સમાધિમાં યોગીની કુશલતા વધે છે, તેમ નિરંતર આત્મચિંતનના અભ્યાસથી, તેમાં મુમુક્ષુ પુરુષની કુશળતા વૃદ્ધિ પામે છે અને તેનો મોક્ષ થાય છે. ૨૦૯

### ભોક્તાના વિવેકનું ફળ

અવતરણિકા–હવે ગુરુ, એવો વિવેક થવાથી શું ફળ સિદ્ધ થાય છે તે કહે છે.

विविच्यता भोक्तृतत्त्वं जाग्रदादिष्वसङ्गता।
अन्वयव्यतिरेकाभ्यां साक्षिण्यध्यवसीयते ॥
यत्र यद्दृश्यते द्रष्टा जाग्रत्स्वप्नसुषुप्तिषु ।
तत्रैव तन्नेतरत्रेत्यनुभूतिर्हि संमता ॥२११॥

स यत्तत्रेक्षते किञ्चित्तेनानन्वागतो भवेत् ।
दृष्ट्वैव पुण्यं पापं चेत्येवं श्रुतिषु डिंडिमः २१२
जाग्रत्स्वप्नसुषुप्त्यादिप्रपञ्चं यत्प्रकाशते ।
तद्ब्रह्माहमिति ज्ञात्वा सर्वबन्धैः प्रमुच्यते ॥
एक एवात्मा मंतव्यो जाग्रत्स्वप्नसुषुप्तिषु ।
स्थानत्रयव्यतीतस्य पुनर्जन्म न विद्यते ॥
त्रिषु धामसु यद्भोग्यं भोक्ता भोगश्च यद्भवेत् ।
तेभ्यो विलक्षणः साक्षी चिन्मात्रोऽहं सदा-
शिवः ॥ २१५ ॥

શબ્દાર્થ–અન્વય અને વ્યતિરેકવડે ભોક્તાના તત્ત્વનું વિવેચન કરનારો મનુષ્ય, જાગ્રત્ આદિ અવસ્થાઓ વિષે, સાક્ષી–ફૂટસ્થ–અસંગ છે એવો નિશ્ચય કરે છે; (૨૧૦) કારણ કે, જાગ્રત, સ્વપ્ન અને સુષુપ્તિ અવસ્થાઓમાં દ્રષ્ટા (સાક્ષી) જે કંઈ પદાર્થનો અનુભવ કરે છે તે વસ્તુ તે જ અવસ્થા વિષે રહે છે, બીજીમાં તેની અનુવૃત્તિ થતી નથી, એવી રીતનો અનુભવ સર્વ સંમત છે. (૨૧૧) તે આત્મા, તે અવસ્થામાં જે કંઈ ભોગ્ય પદાર્થ જુવે છે, તે દૃશ્ય વસ્તુ પુણ્ય તથા પાપને જોયા પછી પણ, બીજી અવસ્થામાં તે દ્રષ્ટાની પાછળ જતી નથી; એવો શ્રુતિનો ઢંઢેરો છે. (૨૧૨) જાગ્રત્, સ્વપ્ન, સુષુપ્તિ આદિ પ્રપંચને જે પ્રકાશે, પ્રકટ કરે છે, તે બ્રહ્મ હું છું, એમ જાણીને પુરુષ સર્વ બંધનથી મુક્ત થાય છે. (૨૧૩) જાગ્રત, સ્વપ્ન અને સુષુપ્તિમાં એક જ આત્મા માનવો; આ રીતે ત્રણ અવસ્થાથી ભિન્ન ઠરેલા આત્માને પુનર્જન્મ થતો નથી. (૨૧૪) એ ત્રણ અવસ્થાઓમાં જે ભોગ્ય, ભોક્તા અને ભોગ હોય તે તેથી વિલક્ષણ, ચિન્માત્ર અને સાક્ષી જે સદાશિવ (પરમાત્મા) છે, તે હું છું (એમ શ્રુતિઓ ભણે છે). ૨૧૫

## ચન્દ્રકાન્ત વિવરણ

શિષ્ય–આત્માના ચિંતનના દૃઢ અભ્યાસથી જે વિવેક થાય છે તેથી શો લાભ થાય છે?

ગુરુ–જે પુરુષ, અન્વય અને વ્યતિરેકથી ભોક્તાના પારમાર્થિક સ્વરૂપને દેહ આદિ જડ સમુદાયથી ભિન્ન જાણે છે, તે મુમુક્ષુ પુરુષને, સાક્ષી ફૂટસ્થ જાગ્રત્, સ્વપ્ન અને સુષુપ્તિ એ ત્રણે અવસ્થામાં અસંગ છે એવો નિશ્ચય થાય છે, અને એ સાક્ષીની અસંગતાનો નિશ્ચય થવો, એ આત્માના ચિંતનના દૃઢ અભ્યાસથી થયેલા વિવેકનું ફળ છે. ૨૧૦

જાગ્રત, સ્વપ્ન અને સુષુપ્તિ એ ત્રણ અવસ્થા છે. એ ત્રણમાંથી જે અવસ્થામાં જે ભોગ્ય પદાર્થ દૃષ્ટાના જોવામાં આવે છે, તે પદાર્થ તે અવસ્થામાં જ રહે છે તે અન્વય છે, પણ બીજી અવસ્થામાં જોવામાં આવતો નથી એ વ્યતિરેક છે. જેમકે: જાગ્રત્ અવસ્થા વિષે જે સ્થૂલ પ્રપંચ જોવામાં આવે છે, તે સ્થૂલ પ્રપંચ સ્વપ્ન તથા સુષુપ્તિ વિષે જોવામાં આવતો નથી; તથા સ્વપ્નાવસ્થામાં જે સૂક્ષ્મ પ્રપંચ જોવામાં આવે છે, તે સૂક્ષ્મ પ્રપંચ સુષુપ્તિ અને જાગ્રતમાં જોવામાં આવતો નથી; અને સુષુપ્તિ અવસ્થામાં જે આનંદ જોવામાં આવે છે, તે આનંદ સ્વપ્ન અને જાગ્રતમાં જોવામાં આવતો નથી. પરંતુ સાક્ષી તો એ ત્રણે અવસ્થામાં એક જ રહેલો છે તેથી તે એક છે અને અસંગ છે એવો નિશ્ચય થાય છે. આ અનુભવ, સર્વનો અનુભવેલો છે તેથી સર્વસંમત છે. ૨૧૧

શિષ્ય–અન્વય અને વ્યતિરેકથી સાક્ષીની અસંગતામાં અને ત્રણ અવસ્થા વિષેની એકતામાં, કેવળ અનુભવ પ્રમાણ છે, કે બીજું કંઈ પ્રમાણ છે?

ગુરુ–શ્રુતિનું પણ પ્રમાણ છે. 'स यत्तत्र किंचित्पश्यत्यनन्वागतस्तेन भवत्यसंगो ह्यय पुरुषः। તે આત્મા, જે કાંઈ ભોગ્ય વસ્તુને જુવે છે, તેથી–તે ભોગ્ય વસ્તુથી–તે આત્મા અનુસરાતો નથી, એટલે આત્મા અન્ય અવસ્થામાં જઈ શકે છે, પરંતુ ભોગ્ય પદાર્થ તેની સાથે અન્ય અવસ્થામાં જઈ શકતો નથી; કારણ કે આ આત્મા અસંગ છે.' વળી, 'स वा एष एतस्मिन् संप्रसादे रत्वाचरित्वा दृष्ट्वैव पुण्यं च पापं च पुनः प्रतिन्यायं प्रतियोन्यां द्रवति। તે આ (આત્મા), આ સુષુપ્તિમાં રમણ કરીને, સુખ અને દુઃખને જ જોઈને, ફરીથી જાગ્રત્ પ્રત્યે પ્રતિઇન્દ્રિયોથી દોડે છે,' ઇત્યાદિ શ્રુતિઓ આત્માની અસંગતામાં અને ત્રણ અવસ્થા વિષે તેની એકતા છે તેમાં

પ્રમાણે છે. ત્રણે અવસ્થામાં ભોગ્ય પદાર્થો તેના તે રહેતા નથી તેથી તે સસંગ છે અને ભિન્ન ભિન્ન છે, પણ આત્મા તો ત્રણે અવસ્થામાં સાક્ષીપણાથી તેનો તે જ રહે છે, તેથી તે અસંગ છે અને એક જ છે. ૨૧૨

એ સંબધે બીજી શ્રુતિએ પણ છે. જે બ્રહ્મ, સત્, ચિત્ અને આનંદરૂપ છે, તથા સાક્ષીરૂપે રહીને જાગ્રત્, સ્વપ્ન અને સુષુપ્તિ આદિ સર્વ પ્રપંચને પ્રકટ કરે છે, તે બ્રહ્મ હું પોતે છું; પણ બુદ્ધિ, મન, ઇન્દ્રિય કે ચિદાત્મા હું નથી, એવી રીતે શ્રુતિ અને અનુભવથી નિશ્ચય કરે છે તે, સર્વ બંધનથી એટલે કર્તાપણું, ભોક્તાપણું અને પ્રમાતાપણું આદિ બંધનથી મુક્ત થાય છે. ૨૧૩

તેપરથી જાગ્રત્, સ્વપ્ન અને સુષુપ્તિ એ ત્રણેમાં આત્મા એક છે એમ માનવું જોઇએ, કારણ કે એકલો આત્મા એ ત્રણે અવસ્થાનો સાક્ષી છે. જો કે અવસ્થા ભિન્ન ભિન્ન છે, પણ આત્મા તો એક જ છે, માટે આત્મા અવસ્થારૂપ નથી, પરંતુ તેથી ભિન્ન છે; એ પ્રમાણે વિવેક જ્ઞાન થવાથી ત્રણે અવસ્થાથી ભિન્ન કરેલા આત્માને પુનર્જન્મ થતો નથી; એટલે વર્તમાન દેહ પડ્યા પછી, તેને બીજે જન્મ લેવાનો નથી. ૨૧૪

વળી જાગ્રતમાં સ્થૂલ પ્રપંચ ભોગ્ય છે, અને તેનો અભિમાની વિશ્વરૂપ જીવ ભોક્તા છે; સ્વપ્ન અવસ્થામાં સૂક્ષ્મ પ્રપંચ ભોગ્ય છે, અને તેનો અભિમાની તૈજસરૂપ જીવ ભોક્તા છે; સુષુપ્તિમાં આનંદ ભોગ્ય છે, અને તેનો અભિમાની પ્રાજ્ઞરૂપ જીવ ભોક્તા છે. એ સર્વેનો જે અનુભવ તે ભોગ કહેવાય છે; જાગ્રત, સ્વપ્ન અને સુષુપ્તિ એ ત્રણ અવસ્થા છે; સ્થૂલ પ્રપંચ, સૂક્ષ્મ પ્રપંચ અને આનંદ એ ત્રણ ભોગ્ય છે; વિશ્વ, તૈજસ અને પ્રાજ્ઞ એ ત્રણ ભોક્તા છે, અને તેના ત્રણ અનુભવ મળીને બાર થાય છે. એ બારે પદાર્થોથી જે ભિન્ન છે, અને તે સર્વની કલ્પનાનું જે અધિષ્ઠાન છે, સર્વનો સાક્ષી સ્વરૂપ છે, ચૈતન્યરૂપ છે અને પરમાનંદરૂપથી, સદા વર્તમાન પરમાત્મા છે, તે હું પોતે છું એમ જીવે જાણવું જોઇએ. એમ ભોગ્ય પદાર્થોથી ભોક્તાની ભિન્નતા, અસંગતા અને એકતાનું જ્ઞાન થવાથી કર્તાપણા, ભોક્તાપણા અને પ્રમાતાપણા આદિ સર્વ બંધની નિવૃત્તિ થાય છે, અને તેને પુનર્જન્મની પ્રાપ્તિ થતી નથી; અને તે પોતે પરમાનંદ સ્વરૂપ પરમાત્મારૂપે જ થઇને રહે છે, એ કૈવલ્ય શ્રુતિમાં કહ્યું છે. ૨૧૫

## (૪) ભોક્તા ચિદાભાસનો પોતાના મિથ્યાપણાના જ્ઞાનથી ભોગોમાં અનાગ્રહ

(૨૧૬-૨૨૨; ૭ શ્લોકો.)

**અવતરણિકા**-ભોક્તા એટલે શું, તે સમજાતાં ભોક્તા ચિદાભાસને પોતાનું મિથ્યાપણું મનાવાથી ભોગમાં આગ્રહ રહેતો નથી, તે કહે છે; તથા ચિદાભાસ ભોક્તા નથી, પરંતુ તે તો મિથ્યા છે, અને જ્ઞાન પછી 'હું કરું છું, હું ભોગવું છું' એવો વિચાર રહેતો નથી તે વાત સુસ્પષ્ટ રીતે કહે છે.

एवं विवेचिते तत्त्वे विज्ञानमयशब्दितः।
चिदाभासो विकारी यो भोक्तृत्वं तस्य शिष्यते ॥ २१६ ॥
मायिकोऽयं चिदाभासः श्रुतेरनुभवादपि।
इंद्रजालं जगत्प्रोक्तं तदंतःपात्ययं यतः॥२१७
विलयोऽप्यस्य सुप्त्यादौ साक्षिणा ह्यनुभूयते।
एतादृशं स्वस्य भावं विविनक्ति पुनः पुनः
विविच्य नाशं निश्चित्य पुनर्भोगं न वाञ्छति।
मुमूर्षुः शायितो भूमौ विवाहं कोऽभिवाञ्छति
जिहेति व्यवहर्तुं च भोक्ताहमिति पुर्ववत्।
छिन्ननास इव हीतः क्लिश्यन्नारब्धमश्नुते॥
यदा स्वस्यापि भोक्तृत्वं मंतुं जिह्वेत्ययं तदा।
साक्षिण्यारोपयेदेतादिति कैव कथा वृथा॥
इत्यभिप्रेत्य भोक्तारमाक्षिपत्यविशङ्कया॥
कस्य कामायेति ततः शरीरानुज्वरो नहि

**શબ્દાર્થ**-એ પ્રકારે આત્મતત્ત્વનું વિવેચન કરવાથી વિજ્ઞાનમય નામનો ચિદાભાસ જે વિકારી છે તેને જ ભોક્તાપણું શેષ રહે છે. (૨૧૬) આ ચિદાભાસ શ્રુતિ અને અનુભવથી પણ માયિક સિદ્ધ થાય છે; કારણ કે, જગતને ઇંદ્રજાલ જેવું કહ્યું છે, અને તેના પેટા વિભાગમાં આ ચિદાભાસ છે. (૨૧૭) વળી સાક્ષીવડે ચિદાભા-

સને વિનાશ પણ સુષુપ્તિ આદિ અવસ્થામાં અનુભવાય છે; માટે જ્યારે (કૂટસ્થથી ન્યારા ચિદાભાસને) માયિક જાણે ત્યારે જ નિજરૂપ કૂટસ્થથી જૂદું છે એમ જાણે છે. (૨૧૮) એ પ્રકારે પોતાના સ્વરૂપના મિથ્યાપણાનો વિવેક કરીને, તેમ પોતાના નાશનો નિશ્ચય કરીને, ચિદાભાસ ફરીથી ભોગને ઇચ્છતો નથી. મરવા પડેલો અને પૃથ્વી ઉપર સુતેલો કયો પુરુષ વિવાહની ઈચ્છા કરે? (૨૧૯) તે પૂર્વની પેઠે 'હું ભોક્તા છુ,' એ પ્રમાણે વ્યવહાર કરવાને પણ શરમાય છે, અને નકટાની પેઠે શરમાતો અને ક્લેશ પામતો તે જીવ પ્રારબ્ધકર્મ ભોગવે છે. (૨૨૦) તેમ ચિદાભાસ જ્યારે પોતાનું ભોક્તાપણું માનવા માટે પણ શરમાય છે, ત્યારે એ ચિદાભાસ, ભોક્તાપણાનું સાક્ષીમા આરોપણ કરે છે, એના જેવી બીજી તે મિથ્યા કથા કઈ ? (૨૨૧) એવાજ વિચારથી, 'कस्य कामाय-કોના કામ માટે,' એ શ્રુતિ, શંકા વિના, ભોક્તાપણાનો નિષેધ કરે છે; તેથી જ્ઞાનીને શરીરના તાપથી તાપ થતો નથી, એ વાત નિશ્ચિત છે. ૨૨૨

## ચન્દ્રકાન્ત વિવરણ

### ચિદાભાસનો ધર્મ ભોક્તાપણું છે

શિષ્ય-'આત્મા અસંગ છે,' એ પ્રમાણે આ તમે તત્ત્વની અસંગતાનો નિશ્ચય કર્યો ત્યારે ભોક્તાપણુ કોને રહે છે ?

ગુરુ-વિજ્ઞાનમય નામના ચિદાભાસને ભોક્તાપણુ છે, કારણ કે તે વિકારી છે, અને વિકારીને ભોક્તાપણુ સભવે છે ૨૧૬

### ભોક્તા ચિદાભાસનું મિથ્યાપણું

શિષ્ય-એમ કે ? ત્યારે શુ ચિદાભાસને ભોક્તાપણુ છે ? તે કેમ હોય ? 'कस्य कामाय-કોના કામ માટે' એ વચનમા ભોક્તાનો અભાવ કહ્યો છે, તેથી તમારા કથનમાં પૂર્વાપર વિરોધ આવે છે

ગુરુ-' कस्य कामाय । કોના કામ માટે,' એ વચન પારમાર્થિક ભોક્તાના અભાવનું પ્રતિપાદન કરવાવાળુ છે, તેથી ૧૯૨ મા શ્લોકમાં પારમાર્થિક ભોક્તાનો અભાવ કહ્યો છે. પણ અત્ર ચિદાભાસને જે ભોક્તાપણુ કહ્યુ છે તે વ્યાવહારિક ભોક્તાપણુ છે, કારણ કે ચિદાભાસ પોતે મિથ્યા છે, તેથી તેમા રહેલુ ભોક્તાપણુ પણ મિથ્યા છે, એમ સમજવાનુ છે, અને તેથી અગાડી કહ્યુ છે તે સાથે વિરોધ આવતો નથી જો કે અગાડી પારમાર્થિક ભોક્તાપણાનો નિષેધ કર્યો હોય અને અત્ર પારમાર્થિક ભોક્તાપણાનુ પ્રતિપાદન કર્યુ હોય તો જ પૂર્વાપર વિરોધ આવે, પણ તેમ નથી

શિષ્ય-ચિદાભાસની મિથ્યારૂપતામા કાંઈ પ્રમાણુ છે ?

ગુરુ-હા શ્રુતિ અને અનુભવ બન્ને પ્રમાણ છે. 'जीवेशावाभासेन करोति माया । માયા, જીવ અને ઈશ્વરને આભાસે કરીને કરે છે,' એ શ્રુતિ ચિદાભાસની મિથ્યારૂપતામા પ્રમાણ છે. દ્રષ્ટા, દૃશ્ય અને દર્શન આદિ સર્વ ત્રિપુટી મિથ્યા છે, તેથી તે ત્રિપુટીમા રહેલા દ્રષ્ટા આદિ ત્રણે અંશ પણ મિથ્યા હોવા જોઇએ હવે દ્રષ્ટા, દૃશ્ય અને દર્શન એ ત્રિપુટી છે, તેમા દ્રષ્ટા ચિદાભાસ છે, તથા ભોક્તા, ભોગ્ય અને ભોગ, એ ત્રિપુટીમા ભોક્તા ચિદાભાસ છે એવી રીતે ત્રિપુટીના અંતર્ગત ચિદાભાસ છે, માટે તે મિથ્યા છે એ જ પ્રમાણે અનુભવ પણ ચિદાભાસની મિથ્યારૂપતામાં પ્રમાણ છે આ જગત્ ત્રિપુટીરૂપ છે, અને એ જગત્ ઇંદ્રજાલ જેવુ છે, માટે તે મિથ્યા છે, અને મિથ્યારૂપ જગત્નો અંતર્ગત ચિદાભાસ છે, માટે તે પણ મિથ્યા છે. અર્થાત્ ચિદાભાસ જગત્ની પેઠે વિનાશી છે, તેથી તે પણ મિથ્યારૂપ છે ૨૧૭

શિષ્ય-ચિદાભાસનો વિનાશ ક્યાં થાય છે ?

ગુરુ-જેમ સુષુપ્તિ અને મૂર્છા આદિમાં જગતનો વિનાશ થાય છે, તેમ ચિદાભાસનો પણ સુષુપ્તિ અને મૂર્છા આદિમાં વિનાશ થાય છે

શિષ્ય-ચિદાભાસના વિનાશનો અનુભવ કોણ કરે છે ?

ગુરુ-સાક્ષીરૂપ ચૈતન્ય જ ચિદાભાસના વિનાશનો અનુભવ કરે છે

શિષ્ય-ત્યારે ભલે, ચિદાભાસની મિથ્યારૂપતા હોય, પણ તેથી સિદ્ધ શુ કરો છો ?

ગુરુ-કૂટસ્થ આત્માથી ભિન્ન થયેલો ચિદાભાસ માયિક છે, એમ જ્યારે જાણવામાં આવે છે, ત્યારે તે ચિદાભાસ પોતાની મિથ્યારૂપતાને

તથા કૂટસ્થથી પોતાની ભિન્નતાને વારંવાર જાણે છે. ૨૧૮

### મિથ્યાપણાના જ્ઞાનથી ચિદાભાસને ભોગની ઇચ્છા થતી નથી

શિષ્ય–ભલે ચિદાભાસ પોતાની મિથ્યારૂપતાને જાણે, પણ તેથી શું સમજવું ?

ગુરુ–હું (દેહ) કૂટસ્થથી ભિન્ન છું માટે મિથ્યા છું, એવી રીતે પોતાના મિથ્યા સ્વરૂપને જાણવાથી જીવને ભોગની ઇચ્છા થતી નથી. જેમ મરવા પડેલો અને ભોંય નાંખેલો પુરુષ વિવાહની ઇચ્છા કરતો નથી, તેમ કૂટસ્થથી પોતાને જૂદો સમજતો પુરુષ ભોગની ઇચ્છા કરતો નથી, અર્થાત્ પોતાના નાશનો નિશ્ચય થવાથી કોઈ પણ પુરુષ પરણવાની ને સ્ત્રી સાથે વિલાસ ભોગવવાની ઇચ્છા કરતો નથી, તેમ મિથ્યારૂપતાથી, પોતાના નાશનો નિશ્ચય થવાથી, પુરુષ ભોગની ઇચ્છા કરતો નથી. ભોગની ઇચ્છાનો અભાવ, એ પોતાનાં મિથ્યાપણાના જ્ઞાનનું પરમ ફલ જ છે. ૨૧૯

### જ્ઞાનીનો પ્રારબ્ધભોગ

એમ ચિદાભાસ, પોતાની મિથ્યારૂપતાના જ્ઞાનથી, જેમ ભોગની ઇચ્છા કરતો નથી, તેમ અજ્ઞાની અવસ્થાની પેઠે, 'હું ભોક્તા છું,' એવો વ્યવહાર કરવા માટે પણ શરમાય છે.

શિષ્ય–જ્યારે ચિદાભાસ પોતાની મિથ્યારૂપતાના જ્ઞાનથી 'હું ભોક્તા છું' એવો વ્યવહાર કરવા માટે શરમાય છે, ત્યારે તે પ્રારબ્ધકર્મના ક્ષયપર્યંત, તેવો વ્યવહાર કેમ કરે છે ? જેને જે કાર્યથી શરમ આવતી હોય તે પુરુષ, તે કાર્ય કરતો નથી એ તો લોકપ્રસિદ્ધ જ છે.

ગુરુ–જેમ નકટો પુરુષ પોતાનું નાક કપાવાથી શરમાય છે, અને આ કરતાં તો મરણ થયું હોત તો સારું એમ અંતઃકરણમાં ખેદ પામે છે, તોપણ તે વ્યવહાર તો કરે છે જ; તેમ આ ચિદાભાસ પણ વ્યવહારમાં પડવા માટે શરમાય છે ને હજી મારું પ્રારબ્ધકર્મ ક્ષીણ થયું નહિ, એવી રીતે મનમાં કલેશ પામે છે, અને 'હું તો ભોક્તા છું' એમ જાણ્યા છતાં વ્યવહાર કરે છે, અને પ્રારબ્ધકર્મનાં ફલ સુખદુઃખાદિકને ભોગવે છે. તેમ જ ચિદાભાસ પોતાનું મિથ્યાપણું જાણ્યા છતાં પણ વ્યવહાર ભોગવે છે. ૨૨૦

### સાક્ષીમાં ભોક્તાપણાનો અભાવ

એ જ્ઞાન થયા પછી સાક્ષીના ભોક્તાપણાનો અભાવ કૈમુતિક ન્યાયથી પણ સિદ્ધ છે; કારણ કે ચિદાભાસ, પોતાની મિથ્યારૂપતાનાં જ્ઞાન થયા પછી 'હું ભોક્તા છું' એવી રીતે પોતાનાં ભોક્તાપણાનો વ્યવહાર કરવા માટે અને પોતાનાં ભોક્તાપણાને માનવા માટે પણ શરમાય છે, ત્યારે પોતામાં રહેલાં ભોક્તાપણાનું સાક્ષીમાં આરોપણ કરે છે, એમ કેમ કહેવાય ? એમ કહેવું જ વ્યર્થ છે. ૨૨૧

### પ્રકૃતશ્રુતિવડે ઉપલા અર્થની આરૂઢતા

વળી જ્યારે ચિદાભાસને પોતાના મિથ્યાપણાનું જ્ઞાન થાય છે, ત્યારે પોતે પોતાને ભોક્તા માનતો નથી, તેમ કૂટસ્થ આત્માને પણ ભોક્તા માનતો નથી; એટલે 'કૂટસ્થ આત્માને અને ચિદાભાસને પારમાર્થિક ભોક્તાપણાનો અભાવ જ છે,' એવા અભિપ્રાયથી જ ' कस्य कामाय· કીયા ભોક્તાના ભોગ માટે,' એ શ્રુતિનાં બળથી નિઃશંક થઈને, કોઈ પણ ભોક્તા, 'હું બ્રહ્મ છું' એ જાણ્યા પછી રહેતો નથી.

એમ ભોક્તાનો નિષેધ કરવાથી જ્ઞાની શરીરના સંતાપથી પોતાને સંતાપ થયેલો માનતો નથી. અજ્ઞાની, ભોક્તાના વિવેક વિના શરીરના સતાપને પોતામાં માની લે છે; પણ જ્ઞાની તો, ભોક્તા શરીરાદિકથી ભિન્ન છે, એમ માને છે. એ પ્રમાણે ભોક્તાના વિવેકથી અને 'કૂટસ્થ તથા ચિદાભાસને પારમાર્થિક ભોક્તાપણું નથી,' એવાં જ્ઞાનના વિચારથી, શરીરમાં થતાં સુખદુઃખાદિકજન્ય સંતાપ, જીવ પોતામાં માનતો નથી. ૨૨૨

---

## ૫–જ્ઞાનીને ત્રણે શરીરમાં રહેલા જ્વરનો અભાવ (શોકનિવૃત્તિ)

(૨૨૩–૨૫૧; ૨૯ શ્લોક)

### (૨) ત્રણ શરીરના જ્વરનું વર્ણન

(૨૨૩–૨૨૮; ૬ શ્લોક)

અવતરણિકા–આ પ્રકરણના પ્રારંભમાં જે શ્રુતિ કહી છે તેમાંના 'आत्मानं चेत्–આ હું સચ્ચિદાનંદલક્ષણ

બ્રહ્મ છું એમ જાણે તો,' એ પદનું; પછી 'किमिच्छन्–કયા વિષય ભોગની ઇચ્છા કરતો,' એ પદનું; પછી 'कस्य कामाय–કીયા ભોક્તાના ભોગ માટે,' એ પદનું સારી રીતે સ્ફોટન કર્યા પછી, હવે 'शरीरमनुसंज्वरेत्। શરીરની પાછળ સંતાપ પામ્યા કરે,' એ પદના અર્થનું સ્ફોટન કરાય છે. એમાં કહે છે કે, જ્ઞાન થયા પછી જ્ઞાનીને તાપ થતો નથી; અને તે માટે પ્રથમ ત્રણ શરીર, સ્થૂલ, સૂક્ષ્મ ને કારણમાં સંતાપનો સંભવ છે તે કહે છે, અને તેની અનિવાર્યતા દર્શાવે છે.

स्थूलं सूक्ष्मं कारणं च शरीरं त्रिविधं स्मृतम् ।
अवश्यं त्रिविधोऽस्त्येव तत्र तत्रोचितो ज्वरः
वातपित्तश्लेष्मजन्यव्याधयः कोटिशस्तनौ ।
दुर्गंधित्वकुरूपत्वदाहभङ्गादयस्तथा २२४
कामक्रोधादयः शांतिदांत्याद्या लिङ्गदेहगाः
ज्वरा द्वयेऽपि बाधंते प्राप्त्याऽप्राप्त्या नरं क्रमात् ॥ २२५॥
स्वं परं च न वेत्त्यात्मा विनष्ट इव कारणे।
आगामिदुःखबीजं चेत्येतदिंद्रेण दर्शितम् ॥
एते ज्वराः शरीरेषु त्रिषु स्वाभाविका मताः।
वियोगे तु ज्वरैस्तानि शरीराण्येव नासते ॥
तंतोर्वियुज्येत पटो वालेभ्यः कंबलो यथा।
मृदो घटस्तथा देहो ज्वरेभ्योऽपीति दृश्यताम्

શબ્દાર્થ–સ્થૂલ, સૂક્ષ્મ અને કારણ, એમ ત્રણ પ્રકારનું શરીર કહેવાય છે. તે તે શરીરને યોગ્ય ત્રણ પ્રકારનો જ્વર પણ અવશ્ય છે. (૨૨૩) વાત, પિત્ત અને કફથી ઉત્પન્ન થયેલા કરોડો વ્યાધિઓ શરીરમાં છે, તથા દુર્ગંધિપણું, કુરૂપપણું, બળતરા, નાશ આદિ જે છે તે સર્વ તેમાં છે. (૨૨૪) અને કામ, ક્રોધાદિ, તેમ જ શમ, દમ આદિ, લિંગ દેહમાં રહેનારા જ્વરો છે. એ બન્ને જ્વરો પણ પ્રાપ્તિ અને અપ્રાપ્તિથી અનુક્રમે મનુષ્યને દુઃખ દે છે. (૨૨૫) કારણ શરીરમાં રહેલો પુરુષ, પોતાને અને પરને જાણતો નથી; કારણ કે તે સમયે તે કારણરૂપ અવિદ્યામાં વિનષ્ટ જેવો થઈ જાય છે, અને આવનારાં દુઃખની બીજભૂત વાસના તેનામાં રહે છે, એમ ઇન્દ્રે દર્શાવ્યું છે. (૨૨૬) એ જ્વરો ત્રણ શરીરોમાં સ્વાભાવિક મનાયા છે. એ જ્વરોમાંથી શરીરનો છૂટકો થાય તો શરીરો જ રહે નહિ. (૨૨૭) જેમ તંતુથી વસ્ત્ર વિમુક્ત થઇ શકે નહિ, જેમ વાળથી કામળો વિમુક્ત થઇ શકે નહિ, જેમ મૃત્તિકાથી ઘટ વિમુક્ત થઇ શકે નહિ, તેમ જ્વરોથી દેહ પણ વિમુક્ત થઈ શકે નહિ એમ જાણવું. ૨૨૮

## ચન્દ્રકાન્ત વિવરણ

ગુરુ–આ પ્રમાણે 'कस्य कामाय । કીયા ભોક્તાના ભોગ માટે'–એ પર વિવેચન કર્યું. હવે તને, એ શ્રુતિમાં કહેલું ચોથું પદ–'શરીરની પાછળ સંતાપ કરે' તે પદ સંબંધી સમજાવું છું. શરીર ત્રણ પ્રકારનું કહેવાય છેઃ સ્થૂલ, સૂક્ષ્મ અને કારણ. જેમ શરીર ભિન્ન ભિન્ન છે, તેમ તેને યોગ્ય જ્વર પણ ભિન્ન ભિન્ન છે, તેથી જ્વર પણ ત્રણ પ્રકારનો છે. ૨૨૩

શિષ્ય–સ્થૂલ શરીરમાં કયા કયા જ્વર છે?

ગુરુ–વાત, પિત્ત અને કફના વિકારથી શરીરમાં હજારો રોગો થાય છે; તેમ જ દુર્ગંધ, કુરૂપતા, દેહદાહ, અંગભંગ આદિ અનેક ઉપદ્રવો થાય છે, એ સર્વે સ્થૂલ શરીરના જ જ્વર છે.

શિષ્ય–એ તો સામાન્યવાચક રોગ છે તેને વિશિષ્ટ જ્વર કેમ કહો છો?

ગુરુ–જેમ જ્વર પ્રાણીને સંતાપ કરે છે, તેમ શરીરમાં થયલા દુર્ગંધ આદિ અનેક રોગો ઉપદ્રવો, પ્રાણીને સંતાપ કર્યા કરે છે, માટે તેને જ્વર કહીએ છિયે. ૨૨૪

શિષ્ય–સૂક્ષ્મ શરીરમાં કયા કયા જ્વર છે?

ગુરુ–કામ, ક્રોધ આદિ, અને શમ દમ આદિ સૂક્ષ્મ શરીરમાં જ્વર છે.

શિષ્ય–કામ ક્રોધાદિક સંતાપ કરે છે તેથી તેને જ્વર કહો તો ઠીક છે; પરંતુ શમ દમ આદિ તો સંતાપ કરતા નથી પરંતુ તે તો શીતલતા ઉત્પન્ન કરે છે, ત્યારે તેને તમે જ્વર કેમ કહો છો!

ગુરુ–કામ, ક્રોધાદિક થવાથી સંતાપ થાય છે; અને શમ, દમ આદિનો લાભ ન થવાથી સંતાપ થાય છે. એમ મળે છે તેથી ને નથી મળતા તેથી, ગમે તેમ પણ, સંતાપ તો કરવો જ પડે છે. એ રીતે જોતાં કામ ક્રોધાદિ અને શમદમ આદિ બન્ને સંતાપ કરનારા છે. હવે કામ-

ક્રોધાદિક થવાથી, કેવી રીતે સંતાપ કરે છે તે હું કહું છું, તે તુ શ્રવણ કર. કામ પ્રાપ્ત થયો હોય તો બહુ સતાપે છે. 'કામ મને બહુ સંતાપ કરે છે,' 'અદ્યાપિ મારો કામ નિવૃત્ત થયો નહિ,' એમ પણ થાય છે. વળી રાવણને સીતાજી તરફ કામ થવાથી ઘણો સંતાપ સહેવો પડ્યો હતો. લોકમાં કામજ્વરનો વ્યવહાર પ્રસિદ્ધ છે. એવી રીતે કામજન્ય સંતાપ સ્પષ્ટ છે, તેથી તેને જ્વર કહીએ છીએ 'ક્રોધ મને બહુ સતાપ કરે છે,' 'ક્રોધ દેડો છે,' એ રીતે લોકમાં વ્યવહાર થાય છે. વળી ક્રોધથી શરીરમાં બહુ સંતાપ થાય છે, અને શરીર ઉષ્ણ થઈ જાય છે, અને બળ્યાં બળ્યાં થવાય છે. ક્રોધથી દુર્વાસા ઋષિને ઘણી વાર ઘણા સતાપ વેઠવા પડ્યા છે. એ પ્રમાણે ક્રોધને સતાપ કહે છે એ સ્પષ્ટ છે, તેથી ક્રોધ પણ જ્વર છે. એ જ પ્રમાણે લોભાદિક પણ સતાપના હેતુ હોવાથી તે પણ જ્વર છે હવે શાંતિ, દાંતિ આદિ શીતળતા આપે છે ખરાં, પણ તે ન મળવાથી કેવી રીતે સતાપ કરે છે તેનુ શ્રવણ કર. મને અદ્યાપિ પર્યંત શમ પ્રાપ્ત થયો નહિ, એટલે મારુ મન શાંત થયું નહિ; મને અદ્યાપિ પર્યંત દમ પ્રાપ્ત થયો નહિ, એટલે મારાથી ઇન્દ્રિયનો નિગ્રહ થયો નહિ. એવી રીતે શાંતિ અને દાંતિ આદિની અપ્રાપ્તિથી મુમુક્ષુ પુરુષને સતાપ થાય છે, તેથી તે પણ જ્વર છે. જ્વરની પેઠે સતાપ કરે તે જ્વર. કામાદિક પ્રાપ્તિએ કરીને સંતાપ કરે છે તેથી તે જ્વર છે, અને શમદમ આદિ અપ્રાપ્તિએ કરીને સંતાપ કરે છે તેથી તે પણ જ્વર છે ૨૨૫

શિષ્ય–કારણશરીરને વિષે ક્યા ક્યા જ્વર છે?

ગુરુ–કારણશરીરમાં જે જ્વરો છે તે છાંદોગ્ય ઉપનિષત્‌ના આઠમા અધ્યાયમાં ઇંદ્રે દર્શાવ્યા છે. ઇંદ્રે પોતાના ગુરુ બ્રહ્માજીને કહ્યું કે:–

'नहि खल्वयमेवं संप्रत्यात्मानं जानात्ययमहमस्मीति । नो एवेमानि भूतानि विनाशमेवापीतो भवति। नाहमत्र भोग्यं पश्यामि।

આ પુરુષ સુષુપ્તિસમયમાં 'આ હું છું' એમ પોતાને જાણતો નથી, તેમ આ પ્રાણીઓને પણ જાણતો નથી, તે તો વિનાશ પામેલો હોય તેમ છે 'હું અત્રે ભોગ્યને જોતો નથી,' એ વાક્યથી પોતાના અને પરના જ્ઞાનના અભાવ સંબંધી અને બીજે દિવસે આવનાર દુઃખની વાસના સબંધી ઇંદ્રે પોતાના ગુરુ પ્રજાપતિને દર્શાવ્યું છે; અર્થાત્, સુષુપ્તિસમયનું અજ્ઞાન કારણશરીર છે. તે અજ્ઞાન પણ સંતાપજનક છે; કારણ કે સુષુપ્તિમાં પોતાનું કે પરનું જ્ઞાન રહેતુ નથી વળી સુષુપ્તિમાં પુરુષ શબસમાન થઈને પડ્યો રહે છે, પણ જ્યારે જાગે છે ત્યારે દુઃખ એવાં ને એવાં જ રહે છે, એનું કારણ વાસના છે, તે પણ સુષુપ્તિમાં રહે છે; માટે તે પણ જ્વર જ છે. ૨૨૬

એ ત્રણ પ્રકારના જ્વરો કે જે ત્રણ શરીરોમાં પ્રતીત થાય છે, તે જ્વરો સ્વાભાવિક છે, તેથી તેનું નિવારણ થઈ શકતું નથી.

શિષ્ય–સ્વાભાવિક કેમ?

ગુરુ–એ જ્વરો શરીરોની સાથે જ ઉત્પન્ન થાય છે. જો તે જ્વરોને શરીરોનો વિયોગ થાય તો શરીરો રહી શકતાં નથી, માટે એ જ્વરો સ્વાભાવિક જ છે ૨૨૭

દાખલા તરીકે, જેમ વસ્ત્ર તતુથી જૂદું પડતુ નથી, જેમ કામળો વાળથી જૂદો પડતો નથી, જેમ ઘટ મૃત્તિકાથી જૂદો પડતો નથી, તેમ દેહ જ્વરથી જૂદો પડતો નથી. ૨૨૮

---

## (૨) ચિદાભાસમાં વાસ્તવ જ્વરનો અભાવ અને કૂટસ્થમાં પણ જ્વરનો અભાવ.
### (૨૨૯–૨૩૫; ૭ શ્લોકો)

અવતરણિકા–ચિદાભાસમાં વાસ્તવ જ્વરનો અભાવ છે, અને કૂટસ્થ-નિર્વિકારી બ્રહ્મમાં પણ જ્વરનો–વિકારીપણાનો અભાવ છે, માત્ર ભ્રાંતિથી જ ચિદાભાસને સંસારી સુખી દુઃખી જણાય છે, અને એ જ્વર–સંતાપ વસ્તજ્ઞાનથી જ મટે છે તે વાત કહે છે.

चिदाभासे स्वतः कोऽपि ज्वरो नास्ति यतश्चितः ।
प्रकाशैकस्वभावत्वमेव दृष्टं न चेतरत् ॥२२९॥
चिदाभासेऽप्यसंभाव्या ज्वराः साक्षिणि का कथा ।
एवमप्येकतां मेने चिदाभासो ह्यविद्यया ॥
साक्षिसत्यत्वमध्यस्य स्वेनोपेते वपुस्त्रये ।
तत्सर्वं वास्तवं स्वस्य स्वरूपमिति मन्यते ॥

एतस्मिन्भ्रांतिकालेऽयं शरीरेषु ज्वरत्स्वथ।
स्वयमेव ज्वरामीति मन्यते हि कुटुंबिवत्॥
पुत्रदारेषु तप्यत्सु तपामीति वृथा यथा।
मन्यते पुरुषस्तद्वदाभासोऽप्यभिमन्यते २३३

શબ્દાર્થ–ચિદાભાસમાં સ્વતઃ કોઇ પણ જાતનો જ્વર નથી; કારણ કે ચિત્ (કૂટસ્થ ચૈતન્ય)નું જ મુખ્ય પ્રકાશરૂપ સ્વભાવવાળાપણું માનવામાં આવ્યું છે, તેનાથી જૂદું બીજાનું પ્રકાશસ્વભાવવાળાપણું માનવામાં આવ્યું નથી. (૨૨૯) આમ ચિદાભાસમાં પણ જ્યારે જ્વરોનો સંભવ નથી, ત્યારે સાક્ષીમાં જ્વરો ન હોય એમાં તો કહેવું જ શું? એમ છતાં પણ ચિદાભાસ, અવિદ્યાથી જ (શરીરની સાથે પોતાની) એકતા માને છે. (૨૩૦) એ ચિદાભાસ પોતા સહિત ત્રણે શરીરોમાં સાક્ષીની સત્યતાનો આરોપ કરીને, જે જ્વરવાળાં ત્રણે શરીરોને પોતાનું વાસ્તવ સ્વરૂપ છે એમ માને છે (૨૩૧) અને એ ભ્રાંતિ સમયમાં શરીરો, જ્વરને પ્રાપ્ત થાય છે તે સમયે 'હું જ સંતાપને પ્રાપ્ત થાઉં છું' એમ કુટુંબીની પેઠે માને છે. (૨૩૨) જેમ કુટુંબી પુરુષ, પોતાનાં પુત્ર, સ્ત્રી વગેરે દુઃખી થતાં હોય ત્યારે હું દુઃખી થાઉં છું, એમ વૃથા માને છે; તેમ ચિદાભાસ પણ વૃથા અભિમાન કરે છે. ૨૩૩

## ચન્દ્રકાન્તવ વિવરણ

ગુરુ–એમ ત્રિવિધ શરીરના ત્રિવિધ તાપ છે, પણ એ ત્રણે શરીરથી ચિદાત્મા એટલે બ્રહ્મ ન્યારો છે. હવે એ આત્મા તો કેવળ પ્રકાશ સ્વભાવવાળો છે, એવું જ્ઞાની અનુભવથી જાણે છે; માટે એ આત્મામાં કોઈ પણ જ્વરનો સંભવ નથી, અને તેથી ચિદાભાસ એટલે જીવ, જે ચિદાત્મા એટલે બ્રહ્મના પ્રતિબિંબસ્વરૂપ છે તેમા પણ કોઈ જ્વર નથી. ચિદાભાસમાં જે જ્વરની પ્રતીતિ થાય છે, તે તો દેહની સાથે એકાકારપણું થાય છે, તેથી ચિદાભાસમાં આરોપિત જ્વર છે, પણ સત્ય જ્વર નથી. સત્ય જ્વર તો ત્રિવિધ શરીરને છે, આત્માને નથી. ૨૨૯

હવે જ્યારે ચિદાભાસ, જે પ્રતિબિંબસ્વરૂપ છે તેમાં કોઈ જ્વર સંભવતો નથી, ત્યારે બિંબ રૂપ સાક્ષીસ્વરૂપ આમાત્માં તો તે જ્વર કેમ જ સભવે? જેમ દરિદ્રતાથી થતાં દુઃખો, ધનવાનના પુત્રમાં સભવતાં નથી, તેમ સાક્ષીસ્વરૂપ આત્મામાં પણ જ્વરો સંભવતા નથી

શિષ્ય–જ્યારે ચિદાભાસમા જ્વર નથી, ત્યારે 'મને સંતાપ થાય છે' એમ બોલીએ છિયે તેનુ કારણ શું?

ગુરુ–ખરી રીતે તો ચિદાભાસને કોઈ પણ જાતનો સતાપ નથી, તોપણ ચિદાભાસ અવિદ્યાએ કરી શરીરની સાથે પોતાની એકતા માની બેઠો છે, તેથી બકે છે કે, 'હું દુઃખી છું,' 'મને સતાપ થાય છે,' પણ તે સત્ય નથી; ખરી રીતે તો સાક્ષી ચિદાત્માજ સત્ય છે અને સાક્ષીમાં જ સત્યતા રહી છે. તે સત્યતાનુ આરોપણ ચિદાભાસના ત્રણ શરીરમાં ચિદાભાસ પોતે કરે છે, અને ચિદાભાસ ત્રિવિધ જ્વરવાળાં ત્રણ શરીરોને પોતાનું વાસ્તવ સ્વરૂપ માને છે, પણ એ માત્ર ભ્રાંતિરૂપ જ છે. ૨૩૦-૨૩૧

શિષ્ય–એ ભ્રાંતિથી શું થાય છે?

ગુરુ–અગાડી (૨૨૩ મા શ્લોકમાં) જે સતાપ કહ્યો છે, તે કૂટસ્થ આત્માનો નથી, તેમ ચિદાભાસનો પણ નથી; પરંતુ સ્થૂલ, સૂક્ષ્મ અને કારણ એવા ત્રિવિધ શરીરોનો છે, તેથી તે તે શરીરોને સંતાપ થાય છે, તોપણ એ ભ્રાંતિથી ચિદાભાસ શરીરના સંતાપનું પોતામાં આરોપણ કરી લે છે અને પોતાનું કુટુંબ નથી છતાં પણ આ માર કુટુંબ છે એમ માની તેને માટે સતાપ કરે છે, તેમ 'હું સંતાપને પામુ છું,' એ વગેરે પોતે મિથ્યા માની લે છે. ૨૩૨

જેમ કુટુંબવાળો પુરુષ પોતાનાં સ્ત્રી, પુત્ર આદિ કોઇ પણ દુઃખ પામતાં હોય તેને જોઈ, 'હું દુઃખી છું,' એમ વૃથા માને છે; સ્ત્રી મરી જાય તો 'હાય રે હું મરી ગયો,' એમ ભુમરાણ કરી મુકે છે; પુત્ર પીડા ભોગવતો હોય તો આંખમાંથી દડદડ આંસુ પાડે છે; તેમ આ ચિદાભાસ પણ શરીરોને સતાપવાળાં જોઇને, 'હું સતાપમાં સીજાઉં છું.' 'મને બહુ દુઃખ થાય છે' એમ વૃથા જ માને છે. ૨૩૩

ક્રોધાદિક થવાથી, કેવી રીતે સંતાપ કરે છે તે હું કહું છું, તે તું શ્રવણ કર. કામ પ્રાપ્ત થયો હોય તો બહુ સતાપે છે. 'કામ મને બહુ સંતાપ કરે છે,' 'અદ્યાપિ મારો કામ નિવૃત્ત થયો નહિ,' એમ પણ થાય છે. વળી રાવણને સીતાજી તરફ કામ થવાથી ઘણો સંતાપ સહેવો પડ્યો હતો. લોકમાં કામજ્વરનો વ્યવહાર પ્રસિદ્ધ છે. એવી રીતે કામજન્ય સંતાપ સ્પષ્ટ છે, તેથી તેને જ્વર કહીએ છીએ. 'ક્રોધ મને બહુ સંતાપ કરે છે,' 'ક્રોધ દેડે છે,' એ રીતે લોકમાં વ્યવહાર થાય છે. વળી ક્રોધથી શરીરમાં બહુ સંતાપ થાય છે, અને શરીર ઉષ્ણ થઈ જાય છે, અને બળ્યાં બળ્યાં થવાય છે. ક્રોધથી દુર્વાસા ઋષિને ઘણી વાર ઘણા સંતાપ વેઠવા પડ્યા છે. એ પ્રમાણે ક્રોધને સંતાપ કહે છે એ સ્પષ્ટ છે, તેથી ક્રોધ પણ જ્વર છે. એ જ પ્રમાણે લોભાદિક પણ સંતાપના હેતુ હોવાથી તે પણ જ્વર છે. હવે શાંતિ, દાંતિ આદિ શીતળતા આપે છે ખરાં, પણ તે ન મળવાથી કેવી રીતે સંતાપ કરે છે તેનું શ્રવણ કર. મને અદ્યાપિ પર્યંત શમ પ્રાપ્ત થયો નહિ, એટલે મારું મન શાંત થયું નહિ; મને અદ્યાપિ પર્યંત દમ પ્રાપ્ત થયો નહિ, એટલે મારાથી ઇન્દ્રિયનો નિગ્રહ થયો નહિ. એવી રીતે શાંતિ અને દાંતિ આદિની અપ્રાપ્તિથી મુમુક્ષુ પુરુષને સંતાપ થાય છે, તેથી તે પણ જ્વર છે. જ્વરની પેઠે સંતાપ કરે તે જ્વર. કામાદિક પ્રાપ્તિએ કરીને સંતાપ કરે છે તેથી તે જ્વર છે, અને શમદમ આદિ અપ્રાપ્તિએ કરીને સંતાપ કરે છે તેથી તે પણ જ્વર છે. ૨૨૫

શિષ્ય–કારણશરીરને વિષે ક્યા ક્યા જ્વર છે?

ગુરુ–કારણશરીરમાં જે જ્વરો છે તે છાંદોગ્ય ઉપનિષત્‌ના આઠમા અધ્યાયમાં ઇંદ્રે દર્શાવ્યા છે. ઇંદ્રે પોતાના ગુરુ બ્રહ્માજીને કહ્યું કેઃ–

'नहि खल्वयमेवं संप्रत्यात्मानं जानात्ययमहमस्मीति । नो एवेमानि भूतानि विनाशमेवापीतो भवति। नाहमत्र भोग्यं पश्यामि।

આ પુરુષ સુષુપ્તિસમયમાં 'આ હું છું' એમ પોતાને જાણતો નથી, તેમ આ પ્રાણીઓને પણ જાણતો નથી, તે તો વિનાશ પામેલો હોય તેમ જણાય છે. 'હું અત્રે ભોગ્યને જોતો નથી,' એ વાક્યથી પોતાના અને પરના જ્ઞાનના અભાવ સંબંધે અને બીજે દિવસે આવનાર દુઃખની વાસના સંબંધે ઇંદ્રે પોતાના ગુરુ પ્રજાપતિને દર્શાવ્યું છે; અર્થાત્, સુષુપ્તિસમયનું અજ્ઞાન કારણશરીર છે. તે અજ્ઞાન પણ સંતાપજનક છે; કારણ કે સુષુપ્તિમાં પોતાનું કે પરનું જ્ઞાન રહેતું નથી વળી સુષુપ્તિમાં પુરુષ શબસમાન થઈને પડ્યો રહે છે, પણ જ્યારે જાગે છે ત્યારે દુઃખ એવાં ને એવાં જ રહે છે; એનું કારણ વાસના છે, તે પણ સુષુપ્તિમાં રહે છે; માટે તે પણ જ્વર જ છે. ૨૨૬

એ ત્રણ પ્રકારના જ્વરો કે જે ત્રણ શરીરોમાં પ્રતીત થાય છે, તે જ્વરો સ્વાભાવિક છે, તેથી તેનું નિવારણ થઈ શકતું નથી.

શિષ્ય–સ્વાભાવિક કેમ?

ગુરુ–એ જ્વરો શરીરોની સાથે જ ઉત્પન્ન થાય છે. જો તે જ્વરોને શરીરોનો વિયોગ થાય તો શરીરો રહી શકતાં નથી, માટે એ જ્વરો સ્વાભાવિક જ છે. ૨૨૭

દાખલા તરીકે, જેમ વસ્ત્ર તંતુથી જૂદું પડતું નથી, જેમ કામળો વાળથી જૂદો પડતો નથી, જેમ ઘટ મૃત્તિકાથી જૂદો પડતો નથી, તેમ દેહ જ્વરથી જૂદો પડતો નથી. ૨૨૮

---

### (૨) ચિદાભાસમાં વાસ્તવ જ્વરનો અભાવ અને કૂટસ્થમાં પણ જ્વરનો અભાવ
### (૨૨૯–૨૩૫; ૭ શ્લોકો)

અવતરણિકા–ચિદાભાસમાં વાસ્તવ જ્વરનો અભાવ છે, અને કૂટસ્થ-નિર્વિકારી બ્રહ્મમાં પણ જ્વરનો-વિકારીપણાનો અભાવ છે, માત્ર ભ્રાંતિથી જ ચિદાભાસને સંસારી સુખી દુઃખી જણાય છે, અને એ જ્વર-સંતાપ તત્ત્વજ્ઞાનથી જ મટે છે તે વાત કહે છે.

चिदाभासे स्वतः कोऽपि ज्वरो नास्ति यतश्चितः ।
प्रकाशैकस्वभावत्वमेव दृष्टं न चेतरत् ॥२२९॥
चिदाभासेऽप्यसंभाव्या ज्वराः साक्षिणि का कथा ।
एवमप्येकतां मेने चिदाभासो ह्यविद्यया ॥
साक्षिसत्यत्वमध्यस्य स्वेनोपेते वपुस्त्रये ।
तत्सर्वं वास्तवं स्वस्य स्वरूपमिति मन्यते ॥

શબ્દાર્થ–ખોટું આળ ચડાવવારૂપી દોષનાં પ્રાયશ્ચિત્તની સિદ્ધિ માટે, જાણે તેની પાસે ક્ષમા માગતો હોય તેમ ચિદાભાસ, સાક્ષી એવા આત્માને શરણે જાય છે. (૨૩૬) જેમ પાપી પુરુષ વારંવાર કરેલાં પાપની નિવૃત્તિ માટે સ્નાન આદિ વારંવાર કરે છે, તેમ ચિદાભાસ ધ્યાનનું આવર્તન કરતો હોય તેમ સદા સાક્ષીપરાયણ રહે છે; (૨૩૭) અને જેમ ગુહ્ય-ઇંદ્રિય ઉપર જેને કોઢ નિકળ્યો હોય એવી વેશ્યા પુરુષની આગળ વિલાસ રમતાં લજ્જા પામે છે, તેમ ચિદાભાસ જ્ઞાતા આગળ પોતાની પ્રખ્યાતિ કરવામાં લજ્જા પામે છે; (૨૩૮) તથા જેમ મ્લેચ્છોને હાથે પકડાયલો બ્રાહ્મણ પ્રાયશ્ચિત્ત કર્યા પછી પુનઃ મ્લેચ્છો સાથે ભળતો નથી, તેમ ચિદાભાસ પણ ત્રણે શરીરોની સાથે ભળતો નથી, અર્થાત્ શરીરોમાં તાદાત્મ્યાધ્યાસ કરતો નથી. (૨૩૯) પણ યુવરાજપણામાં રહેલો રાજપુત્ર, જેમ સામ્રાજ્ય (ચક્રવર્તી રાજ્ય)ની ઇચ્છાથી, રાજાને અનુસરે છે, તેમ ચિદાભાસ, સાક્ષીને અનુસરે છે. ૨૪૦

## ચન્દ્રકાન્ત વિવરણ

ગુરુ–જેણે મદિરાપાન કર્યું ન હોય તેને કહેવું કે, આ માણસે મદિરાપાન કર્યું છે, જેણે ચોરી કરી ન હોય તેને કહેવું કે આ માણસે ચોરી કરી છે, એવી રીતે ખોટાં આળો ચડાવવાં તે મિથ્યાભિયોગ દોષ કહેવાય છે. આવા ખોટાં આળ ચઢાવનાર પુરુષ મિથ્યાભિયોગી ગણાય છે, અને જેની ઉપર ખોટું આળ ચડાવ્યું હોય, તે મિથ્યાભિયુક્ત કહેવાય છે. એ જેમ મિથ્યાભિયોગ કર્તા, પોતે કરેલા મિથ્યાભિયોગરૂપ દોષની નિવૃત્તિ માટે, મિથ્યાભિયુક્તને શરણે જાય છે અને તેની પાસે વારંવાર ક્ષમા માગે છે. તેમ આ ચિદાભાસ સાક્ષી આત્મા ઉપર મિથ્યાભિયોગ કર્તા છે; કે આ શરીર જે ભોગ ભોગ્યપર ભોગવે છે તે સત્ય છે, કેમકે અસંગ, આત્મસ્વરૂપ સાક્ષીમાં, ચિદાભાસ, તેમાં ન રહેલા કર્તૃતા, ભોક્તૃતા આદિ ધર્મોનાં આરોપણરૂપ મિથ્યાભિયોગ કરે છે, તેથી ચિદાભાસ, પોતે કરેલા આરોપરૂપી દોષની નિવૃત્તિ માટે, સાક્ષી સ્વરૂપ આત્માને શરણે જાય છે અને વારવાર તેની પાસે ક્ષમા માગે છે. અર્થાત્, ભ્રાંતિની નિવૃત્તિ થયા પછી અને વિવેકજ્ઞાન થયા પછી ચિદાભાસ સદા સાક્ષીસ્વરૂપ આત્માનું જ ચિંતન કરે છે. ૨૩૬

શિષ્ય–કોની પેઠે ?

ગુરુ–તે જાણવા માટે દૃષ્ટાંત આપું છું. જેમ કોઈ પાપી પુરુષ, વારંવાર કરેલાં પાપનાં પ્રાયશ્ચિત્ત માટે વારંવાર ગંગાસ્નાન, ચાંદ્રાયણ, પ્રાજાપત્ય કે જપ આદિ કરે છે; તેમ ચિદાભાસ પણ વિવેકજ્ઞાન થયા પછી, સાક્ષીરૂપ આત્મામાં ચિરકાલ પર્યંત કરેલાં સંસારીપણાદિ આરોપરૂપ પાપનાં પ્રાયશ્ચિત્ત માટે, આત્માનું ધ્યાન, ધ્યાન, ને ધ્યાન જ કર્યા કરે છે, અને સદા તેમાં પરાયણ રહે છે. ૨૩૭

અને જે વેશ્યાના ગુપ્ત ભાગ ઉપર કોઢ હોય તે વેશ્યા, પોતાના ગુપ્ત ભાગ ઉપરના કોઢને લીધે, તે જાણનારા પુરુષની પાસે હાવભાવ અને વિલાસ રમતાં શરમાય છે; તેમ વિવેક થયા પછી, ચિદાભાસ, પોતાના ભોક્તૃતાદિ ગુણ મિથ્યા છે એમ જાણીને, તે પ્રસિદ્ધ કરવા માટે લજ્જા પામે છે; એટલે 'હું કરું છું, હું ભોગવું છું' ઇત્યાદિ વ્યવહાર પણ પાગ્ળથી તે કરતો નથી. ૨૩૮

કેમકે, જેમ, કોઈ બ્રાહ્મણ, મ્લેચ્છના હાથમાં પકડાઈ ગયો હોય; પણ છુટયા પછી તે બ્રાહ્મણ તેના સંસર્ગનું પ્રાયશ્ચિત્ત કરે છે, અને પછીથી તે મ્લેચ્છોનો સંસર્ગ જ કરતો નથી; તેમ આ ચિદાભાસ, પ્રથમ ત્રિવિધ શરીરરૂપી મ્લેચ્છના તાદાત્મ્યાધ્યાસરૂપી સંસર્ગથી સંસારમાં સપડાઈ ગયો હતો, પણ તે ત્રણ શરીરથી પોતે જૂદો છે એમ ઘણા પ્રયત્ને જાણ્યા પછી, શ્રમરૂપ પ્રાયશ્ચિત્ત કરી શુદ્ધ થયો છે, તે શું ફરીથી તે શરીરોની સાથે તાદાત્મ્યાધ્યાસરૂપી સંસર્ગ કરશે ? જેમ પ્રાયશ્ચિત્ત કરીને શુદ્ધ થયેલો બ્રાહ્મણ, ફરીથી મ્લેચ્છોનો સંસર્ગ કરતો નથી. તેમ વિવેકી ચિદાભાસ પણ ફરીથી શરીરો વિષે તાદાત્મ્યાધ્યાસ કરતો નથી, અર્થાત્ શરીરને અને તેના વ્યવહારને પોતાના માનતો નથી. ૨૩૯

શિષ્ય–ચિદાભાસ સાક્ષીને શરણે જાય છે, એટલે સાક્ષીને સદા અનુસરે છે, તેનું પ્રયોજન

અવતરણિકા-એ પ્રમાણે અવિવેકદશામાં ભ્રાંતિથી ચિદાભાસને સંતાપ થાય છે એમ સિદ્ધ કર્યા પછી, હવે વિવેકદશામાં ચિદાભાસને જ્વરની સાથે સંબંધ નથી તે વાત દર્શાવે છે.

विविच्यभ्रांतिमुज्झित्वा स्वमप्यगणयन्सदा
चिंतयन्साक्षिणं कस्माच्छरीरमनुसंज्वरेत्॥

શબ્દાર્થ-વિચાર કરી, ભ્રાંતિને તજીને પોતાને પણ સદા ન ગણતો ચિદાભાસ, સર્વદા સાક્ષીને ચિંતવતો સતો, શામાટે શરીરોના જ્વરને પ્રાપ્ત થાય છે ? ૨૩૪

## ચન્દ્રકાન્ત વિવરણ

ગુરુ-પણ 'કૂટસ્થ જૂદો છે,' 'આ દેહ જૂદો છે,' આ 'ત્રિવિધ શરીરો જૂદાં છે,' એવી રીતે કૂટસ્થનું, પોતાનું અને શરીરોના ઐક્યનું જ્ઞાન જ્યારે દૂર થાય છે, અને અભેદનું જ્ઞાન થવાથી વિવેક આવે છે, ત્યારે તે ચિદાભાસ ભ્રાંતિનો ત્યાગ કરે છે, અને પોતાનાં મિથ્યા સ્વરૂપ મિથ્યા જાણે છે, અને પોતાનું સત્ય સ્વરૂપ જે સર્વ સંતાપથી રહિત છે, એવા સાક્ષીરૂપ કૂટસ્થનું સર્વદા ચિંતન કરે છે; ત્યારે એવું જ્ઞાન થયા પછી વિરક્ત ચિદાભાસ, જ્વરવાળાં શરીરને પોતાનું માની શામાટે સંતાપ કરે ? અર્થાત્ ન જ કરે.

એ ચિદાભાસ, જ્યારે અવિવેકની દશામાં હોય છે ત્યારે તો, ભ્રાંતિથી શરીરના સંતાપને પોતાનો સંતાપ માની લેતો હતો; તેથી તેને સંતાપ પ્રાપ્ત થતો હતો; પણ જ્યારે તેને વિવેક પ્રાપ્ત થાય છે, અને વિવેકથી ભ્રાંતિની નિવૃત્તિ થાય છે, ત્યારે શરીરને સંતાપ થાય છે તોપણ, પોતાને સંતાપ થાય છે એમ માનતો નથી, એટલે તે સંતાપને પ્રાપ્ત થતો નથી. ૨૩૪

અવતરણિકા-ભ્રાંતિજ્ઞાન જ સંતાપનું કારણ છે, પણ તત્ત્વજ્ઞાન સંતાપનો નાશ કરે છે, એ સિદ્ધ કરવા માટે દૃષ્ટાંત આપે છે.

अयथावस्तुसर्पादिज्ञानं हेतुः पलायने ।
रज्जुज्ञानेऽहिधीध्वस्तौ कृतमप्यनुशोचति॥

શબ્દાર્થ-જેમ મિથ્યાવસ્તુરૂપ વિષે સર્પ આદિનું જ્ઞાન થવાથી પુરુષ નાસી જાય છે, પરંતુ એ તો રજ્જુ છે એવું જ્ઞાન થયા પછી તથા સર્પ નથી એમ જાણ્યા પછી કરેલી નાસભાગ માટે પણ પશ્ચાત્તાપ કરે છે. ૨૩૫

## ચન્દ્રકાન્ત વિવરણ

ગુરુ-ભ્રાંતિજ્ઞાનથી જ ચિદાભાસને સંતાપ થાય છે; પણ તત્ત્વજ્ઞાનથી ચિદાભાસને સંતાપ મટે છે. જેમ રજ્જુ જોવાથી, 'રે આ તો સાપ છે !' એવો ભ્રમ થતાં જ પુરુષ નાસી જાય છે, તેમ ભ્રાંતિજ્ઞાન થતાં ચિદાભાસને સંતાપ થવા માંડે છે; પણ જેમ 'આ તો સર્પ નથી, દોરડી છે' એવું જ્ઞાન થતાં પલાયન કરનાર પુરુષ, 'અરે આ તો રજ્જુ છે, સર્પ નથી, એને જોઈ હું ફોકટમાં નાઠો' એવી રીતે જાણ્યા પછી પશ્ચાત્તાપ કરે છે; તેમ ચિદાભાસ પણ તત્ત્વજ્ઞાન થયા પછી, 'અરે આ સતાપ તો શરીરના છે; મારા આત્માના નથી; હું તો વ્યર્થ પીડામાં પડ્યો હતો,' એમ પશ્ચાત્તાપ કરે છે. ખરી રીતે જોતાં ચિદાભાસને જ્વરની પ્રાપ્તિ થવાનું કારણ ભ્રાંતિ છે, પણ તે નિવૃત્ત થાય છે ત્યારે તેને સંતાપ થતો નથી. ૨૩૫

---

## (૩) સાક્ષીમાં આરોપિત ભોક્તાપણાના દોષની નિવૃત્તિથી ચિદાભાસની સાક્ષી તત્પરતાનું સ્વરૂપ

(૨૩૬-૨૪૨; ૭ શ્લોકો)

અવતરણિકા-ઉપર ૨૩૪ મા શ્લોકમાં સાક્ષીનું સદા ચિંતન કરતો શરીરાદિથી સંતાપ પામતો નથી,' એમ કહ્યું છે તેના સંબંધમાં દૃષ્ટાંત આપે છે.

मिथ्याभियोगदोषस्य प्रायश्चित्तत्वसिद्धये ।
क्षमापयन्निवात्मानं साक्षिणं शरणं गतः ॥
आवृत्तपापनुत्त्यर्थं स्नानाद्यावर्त्यते यथा ।
आवर्तयन्निव ध्यानं सदा साक्षिपरायणः ॥
उपस्थकुष्ठिनी वेश्या विलासेषु विलज्जते ।
जानतोऽग्रे तथाभासः स्वप्रख्यातो विलज्जते
गृहीतो ब्राह्मणो म्लेच्छैः प्रायश्चित्तं चरन्पुनः
म्लेच्छैः सङ्कीर्यते नैव तथाभासः शरीरकैः
यौवराज्ये स्थितोराजपुत्रःसाम्राज्यवाञ्छया
राजानुकारी भवति तथा साक्ष्यनुकार्ययम्॥

શબ્દાર્થ–ખોટું આળ ચઢાવવારૂપી દોષનાં પ્રાયશ્ચિત્તની સિદ્ધિ માટે, જાણે તેની પાસે ક્ષમા માગતો હોય તેમ ચિદાભાસ, સાક્ષી એવા આત્માને શરણે જાય છે. (૨૩૬) જેમ પાપી પુરુષ વારંવાર કરેલાં પાપની નિવૃત્તિ માટે સ્નાન આદિ વારંવાર કરે છે, તેમ ચિદાભાસ ધ્યાનનું આવર્તન કરતો હોય તેમ સદા સાક્ષીપરાયણ રહે છે; (૨૩૭) અને જેમ ગુહ્ય-ઇંદ્રિય ઉપર જેને કોઢ નિકળ્યો હોય એવી વેશ્યા પુરુષની આગળ વિલાસ રમતાં લજ્જા પામે છે, તેમ ચિદાભાસ જ્ઞાતા આગળ પોતાની પ્રખ્યાતિ કરવામાં લજ્જા પામે છે; (૨૩૮) તથા જેમ મ્લેચ્છોને હાથે પકડાયલો બ્રાહ્મણ પ્રાયશ્ચિત્ત કર્યા પછી પુનઃ મ્લેચ્છો સાથે ભળતો નથી, તેમ ચિદાભાસ પણ ત્રણે શરીરોની સાથે ભળતો નથી, અર્થાત્ શરીરોમાં તાદાત્મ્યાધ્યાસ કરતો નથી. (૨૩૯) પણ યુવરાજપણામાં રહેલો રાજપુત્ર, જેમ સામ્રાજ્ય (ચક્રવર્તી રાજ્ય)ની ઇચ્છાથી, રાજાને અનુસરે છે, તેમ ચિદાભાસ, સાક્ષીને અનુસરે છે. ૨૪૦

## ચન્દ્રકાન્ત વિવરણ

ગુરુ–જેણે મદિરાપાન કર્યું ન હોય તેને કહેવું કે, આ માણસે મદિરાપાન કર્યું છે, જેણે ચોરી કરી ન હોય તેને કહેવું કે આ માણસે ચોરી કરી છે, એવી રીતે ખોટાં આળો ચડાવવાં તે મિથ્યાભિયોગ દોષ કહેવાય છે. આવા ખોટાં આળ ચઢાવનાર પુરુષ મિથ્યાભિયોગી ગણાય છે, અને જેની ઉપર ખોટું આળ ચડાવ્યું હોય, તે મિથ્યાભિયુક્ત કહેવાય છે. એ જેમ મિથ્યાભિયોગ કર્તા, પોતે કરેલા મિથ્યાભિયોગરૂપ દોષની નિવૃત્તિ માટે, મિથ્યાભિયુક્તને શરણે જાય છે અને તેની પાસે વારંવાર ક્ષમા માગે છે. તેમ આ ચિદાભાસ સાક્ષી આત્મા ઉપર મિથ્યાભિયોગ કર્તા છે; કે આ શરીર જે ભોગ ભોગ્યપર ભોગવે છે તે સત્ય છે, કેમકે અસંગ, આત્મસ્વરૂપ સાક્ષીમાં, ચિદાભાસ, તેમાં ન રહેલા કર્તૃતા, ભોક્તૃતા આદિ ધર્મોનાં આરોપણરૂપ મિથ્યાભિયોગ કરે છે, તેથી ચિદાભાસ, પોતે કરેલા આરોપરૂપી દોષની નિવૃત્તિ માટે, સાક્ષી સ્વરૂપ આત્માને શરણે જાય છે અને વારવાર તેની પાસે ક્ષમા માગે છે. અર્થાત્, ભ્રાંતિની નિવૃત્તિ થયા પછી અને વિવેકજ્ઞાન થયા પછી ચિદાભાસ સદા સાક્ષીસ્વરૂપ આત્માનું જ ચિંતન કરે છે. ૨૩૬

શિષ્ય–કોની પેઠે ?

ગુરુ–તે જાણવા માટે દૃષ્ટાંત આપું છું. જેમ કોઈ પાપી પુરુષ, વારંવાર કરેલાં પાપનાં પ્રાયશ્ચિત્ત માટે વારંવાર ગંગાસ્નાન, ચાંદ્રાયણ, પ્રાજાપત્ય કે જપ આદિ કરે છે; તેમ ચિદાભાસ પણ વિવેકજ્ઞાન થયા પછી, સાક્ષીરૂપ આત્મામાં ચિરકાલ પર્યંત કરેલાં સંસારીપણાદિ આરોપરૂપ પાપનાં પ્રાયશ્ચિત્ત માટે, આત્માનું ધ્યાન, ધ્યાન, ને ધ્યાન જ કર્યા કરે છે, અને સદા તેમાં પરાયણ રહે છે. ૨૩૭

અને જે વેશ્યાના ગુપ્ત ભાગ ઉપર કોઢ હોય તે વેશ્યા, પોતાના ગુપ્ત ભાગ ઉપરના કોઢને લીધે, તે જાણનારા પુરુષની પાસે હાવભાવ અને વિલાસ રમતાં શરમાય છે; તેમ વિવેક થયા પછી, ચિદાભાસ, પોતાના ભોક્તૃતાદિ ગુણ મિથ્યા છે એમ જાણીને, તે પ્રસિદ્ધ કરવા માટે લજ્જા પામે છે; એટલે 'હું કરું છું, હું ભોગવું છું' ઇત્યાદિ વ્યવહાર પણ પાછળથી તે કરતો નથી. ૨૩૮

કેમકે, જેમ, કોઈ બ્રાહ્મણ, મ્લેચ્છના હાથમાં પકડાઈ ગયો હોય; પણ છુટ્યા પછી તે બ્રાહ્મણ તેના સંસર્ગનું પ્રાયશ્ચિત્ત કરે છે, અને પછીથી તે મ્લેચ્છોનો સંસર્ગ જ કરતો નથી; તેમ આ ચિદાભાસ, પ્રથમ ત્રિવિધ શરીરરૂપી મ્લેચ્છના તાદાત્મ્યાધ્યાસરૂપી સંસર્ગથી સંસારમાં સપડાઈ ગયો હતો, પણ તે ત્રણ શરીરથી પોતે જુદો છે એમ ઘણા પ્રયત્ને જાણ્યા પછી, શ્રમરૂપ પ્રાયશ્ચિત્ત કરી શુદ્ધ થયો છે, તે શું ફરીથી તે શરીરોની સાથે તાદાત્મ્યાધ્યાસરૂપી સંસર્ગ કરશે ? જેમ પ્રાયશ્ચિત્ત કરીને શુદ્ધ થયેલો બ્રાહ્મણ, ફરીથી મ્લેચ્છોનો સંસર્ગ કરતો નથી. તેમ વિવેકી ચિદાભાસ પણ ફરીથી શરીરો વિષે તાદાત્મ્યાધ્યાસ કરતો નથી, અર્થાત્ શરીરને અને તેના વ્યવહારને પોતાના માનતો નથી. ૨૩૯

શિષ્ય–ચિદાભાસ સાક્ષીને શરણે જાય છે, એટલે સાક્ષીને સદા અનુસરે છે, તેનું પ્રયોજન

કેવળ મિથ્યાભિયોગરૂપી પોતાના અપરાધની નિવૃત્તિ જ છે, કે બીજું પણ પ્રયોજન છે?

ગુરુ–બીજું એક મોટું પ્રયોજન છે.

શિષ્ય–બીજું કીયું પ્રયોજન છે?

ગુરુ–સચ્ચિદાનંદરૂપતાની પ્રાપ્તિ થવી એ આત્માને સદા અનુસરવાનું પ્રયોજન છે. જેમ કોઈ યુવરાજ, રાજ્યની ઇચ્છાથી, સર્વદા પોતાના પિતા–રાજાને અનુસરે છે, અને જેમ ગજા પ્રજાને પ્રસન્ન કરવા આદિ ગુણવાળો હોય છે, તેમ યુવરાજ પોતે પણ પ્રજાને પ્રસન્ન કરવા આદિ ગુણવાળો થાય છે; તેમ ચિદાભાસ પણ, સચ્ચિદાનંદના રૂપની પ્રાપ્તિ માટે, સર્વદા બ્રહ્મને અનુસરે છે, અને જેમ કૂટસ્થ નિર્વિકારી ગુણવાળો છે તેમ પોતે ચિદાભાસ નિર્વિકારી ગુણવાળો થાય છે. ૨૪૦

**અવતરણિકા**–જેમ યુવરાજને ભાવિ લાભનું કારણ છે તેમ આત્માને શો લાભ છે, એમ શિષ્યે પૂછતાં ગુરુ તેનું ઉત્તર આપે છે.

**यो ब्रह्म वेद ब्रह्मैव भवत्येव इति श्रुतिम् ।**
**श्रुत्वा तदेकचित्तः सन्ब्रह्म वेत्ति न चेतरत् ॥**

**શબ્દાર્થ**–'જે બ્રહ્મને જાણે છે, તે બ્રહ્મ જ થાય છે,' એવી શ્રુતિને સાંભળીને ચિદાભાસ તે બ્રહ્મમાં એકચિત્ત થયો થકો બ્રહ્મને જાણે છે, પણ અન્ય વસ્તુને જાણતો નથી. ૨૪૧

### ચન્દ્રકાન્ત વિવરણ

શિષ્ય–રાજાને પગલે ચાલવામાં યુવરાજને ચક્રવર્તી રાજ્યની પ્રાપ્તિરૂપ ફલ મળવાનું છે તેથી યુવરાજ રાજાને પગલે ચાલે છે, તે તો યોગ્ય જ છે; પણ આત્માનું ચિંતન કરવામાં - અનુસરવામાં કાંઈ ફલ જોવામાં આવતું નથી, ત્યારે ફલ વિના સાક્ષીનાં અનુસરણમાં ચિદાભાસ કેમ પ્રવૃત્ત થાય છે?

ગુરુ–આત્માનાં અનુસરણનું ફલ શ્રુતિમાં બહુ મોટું કહ્યું છે. તેનું શ્રવણ કરીને જ ચિદાભાસ સાક્ષીને પગલે ચાલવામાં પ્રવૃત્ત થાય છે.

શિષ્ય–કઈ શ્રુતિમાં સાક્ષીનાં અનુસરણનું ફલ કહ્યું છે?

ગુરુ–'स यो ह वैतत्परमं ब्रह्म वेद ब्रह्मैव भवति। नास्याब्रह्मवित्कुले भवति। तरति शोकं तरति पाप्मानं। गुहाग्रंथिभ्यो विमुक्तोऽमृतो भवति॥'

જે આ પ્રમાણે પરમ બ્રહ્મને જાણે છે, તે બ્રહ્મ જ થાય છે. એનાં (બ્રહ્મરૂપ થયેલાનાં) કુળમાં અબ્રહ્મજ્ઞ (બ્રહ્મને ન જાણનારો) ઉત્પન્ન થતો નથી. (એ બ્રહ્મરૂપે થયેલો) શોકને તરી જાય છે, પાપને તરી જાય છે, (પંચકોશરૂપી) ગુહાગ્રંથિ ભેદાતાં અમૃતરૂપ થાય છે, એટલે મોક્ષને પ્રાપ્ત થાય છે.

એ શ્રુતિમાં બ્રહ્મભાવાદિ થવારૂપ ફલ જોવામાં આવે છે, બ્રહ્મભાવની પ્રાપ્તિ એ પ્રથમ ફલ; તેના કુળમાં અબ્રહ્મજ્ઞ ન થાય એ બીજું ફલ; શોકતરણ એ ત્રીજું ફલ; પાપતરણ એ ચોથું ફલ; પંચકોશરૂપ ગુહાગ્રંથિથી મુક્ત થવું એ પાંચમું ફલ, અને મોક્ષની પ્રાપ્તિ થવી એ છઠ્ઠું ફલ છે. એ પ્રમાણે બ્રહ્મને જાણવા જ આત્માના અનુસરણનાં ૭ ફલ શ્રુતિમાં કહ્યાં છે. તે ફલની ઇચ્છાથી ચિદાભાસ આત્માનું ચિંતન કરે છે. વળી વ્યવહારમાં પણ જેનો પિતા વિદ્વાન, ગુણવાન, પ્રતાપવાન, અને વીર હોય છે તેના પુત્રો પણ તેવા જ થાય છે, તેનું કારણ આટલું જ કે પિતાને પગલે ચાલવાથી એ લાભ થાય છે. નીતિવચન પણ છે કે, બાપ તેવા બેટા. ૨૪૧

**અવતરણિકા**–બ્રહ્મપણું પ્રાપ્ત થયું એટલે તો પોતાનો વિનાશ થયો, એવો પોતાનો નાશ કરવાની બુદ્ધિ ચિદાભાસને કેમ થાય? એમ શિષ્ય શંકા કરે છે, તે ઉપર ગુરુ કહે છે

**देवत्वकामा ह्यग्न्यादौ प्रविशंति यथा तथा।**
**साक्षित्वेनावशेषाय स्वविनाशं स वाञ्छति॥**

**શબ્દાર્થ**–જેમ દેવપણાંની કામનાવાળા અગ્નિ આદિકમાં પ્રવેશ કરે છે એ પ્રસિદ્ધ છે, તેમ સાક્ષીપણાથી અવશેષ રહેવા માટે ચિદાભાસ પોતાનો વિનાશ ઇચ્છે છે. ૨૪૨

### ચન્દ્રકાન્ત વિવરણ

શિષ્ય–સાક્ષીનાં અનુસરણથી બ્રહ્મજ્ઞાન પ્રાપ્ત થાય છે, અને એ બ્રહ્મજ્ઞાનથી બ્રહ્મરૂપની પ્રાપ્તિ થાય છે; હવે બ્રહ્મરૂપની પ્રાપ્તિ થવાથી ચિદાભાસપણું વિનાશ પામે છે; ત્યારે ચિદાભાસ

પોતાના વિનાશમાં કેમ પ્રવૃત્ત થાય છે ? હું તો માનું છું કે, પોતાનો નાશ કરવા કોઈ પણ તત્પર ન થાય.

ગુરુ–યદ્યપિ બ્રહ્મજ્ઞાન ચિદાભાસપણાના વિનાશનો હેતુ છે; તથાપિ અધિક ફલની પ્રાપ્તિ માટે ચિદાભાસ તેમ કરવા તત્પર થાય છે. સો રૂપિયાના નાશથી હજાર પ્રાપ્ત થતા હોય તો તે તું કરે કે નહિ ?

શિષ્ય–હા, કરુ. પણ એવું કીયું અધિક ફલ છે કે, જેને માટે ચિદાભાસ પોતાના વિનાશના હેતુમાં પ્રવૃત્ત થાય છે ?

ગુરુ–હું જીવ છું, એ મિથ્યા છે, અને હું બ્રહ્મ છું, એ સત્ય છે; માટે સત્ય બ્રહ્મભાવની પ્રાપ્તિરૂપ ફલ મોટું છે, તે મેળવવા માટે ચિદાભાસ પોતાના 'હું જીવ છું' એ મિથ્યાભાવના વિનાશના સાધનમાં પ્રવૃત્ત થાય છે.

શિષ્ય–અધિક ફલ માટે પોતે પોતાના વિનાશના સાધનમાં પ્રવૃત્ત થાય, તેમાં કાંઇ દષ્ટાંત છે?

ગુરુ–જોઇએ તેટલાં. કેટલાક દેવરૂપ એટલે ઇન્દ્રલોકમાં જઈ રહેવાની કામનાવાળા પુરુષો ભૃગુપાત કરે છે, એટલે ઝેરવજપ ખાય છે, અગ્નિમાં બળી મરે છે, પ્રયાગ તથા કાશીમાં ગંગાપ્રવાહમાં ડૂબી મરે છે. તે પુરુષો દેવતાના રૂપરૂપી અધિક ફલની પ્રાપ્તિની ઇચ્છાથી જ પોતાનાં વિનાશનાં સાધનમાં પ્રવૃત્ત થામ છે.

શિષ્ય–ઝેરવજપ ખાવા આદિથી દેવરૂપતાની પ્રાપ્તિ થાય છે એમાં શું પ્રમાણ છે ?

ગુરુ–એમાં શાસ્ત્ર પ્રમાણ છે.

શિષ્ય–ભૃગુપાત અથવા ઝંપાપાત કરી દેહત્યાગ કરનારને આત્મહત્યા લાગે કે નહિ ?

ગુરુ–ના. ભૃગુપાત આદિથી દેહત્યાગ કરનારને આત્મહત્યા લાગતી નથી; કારણ કે એ દેહત્યાગ શાસ્ત્રે કહેલો છે. શાસ્ત્રમાં ન કહેલા વિધિસર દેહત્યાગ કરવાથી જ આત્મહત્યા લાગે છે. જેમકે, વિષભક્ષણ કરીને દેહત્યાગ કરે, ગળે ફાંસો ખાઈ દેહત્યાગ કરે તો તેથી પાપ લાગે છે.

શિષ્ય–દેવ ! દષ્ટાંત અને સિદ્ધાંતમાં વૈષમ્ય છે. દેવતાના રૂપની પ્રાપ્તિની ઇચ્છાવાળા પુરુષ, એ દષ્ટાંત છે, તે તો પોતાના સ્થૂલ શરીરના નાશમાં પ્રવૃત્ત થાય છે, પણ જીવના નાશમાં પ્રવૃત્ત થતો નથી; એ જીવને દેવતાના રૂપની પ્રાપ્તિનો સંભવ છે. હવે ચિદાભાસ સિદ્ધાંત છે; પણ ચિદાભાસનો તો સર્વથા નાશ થવાથી, બ્રહ્મરૂપતાની પ્રાપ્તિ સંભવતી નથી.

ગુરુ–પૂર્વાપર (૧૧ મા શ્લોકમાં) અમે જીવનુ સ્વરૂપ કહ્યું છે. તેના અધિષ્ઠાન ચૈતન્ય, લિંગદેહ અને લિંગદેહમાં રહેલો ચિદાભાસ, એ ત્રણ મળીને જીવ થાય છે, એમ જણાવ્યું છે તેનુ સ્મરણ કર. હવે બ્રહ્મજ્ઞાનથી લિંગદેહ અને ચિદાભાસનો બાધ થાય છે, કારણ કે તે બન્ને મિથ્યા છે; પણ અધિષ્ઠાન ચૈતન્યનો બાધ થતો નથી, કેમકે તે તો નિત્ય છે, એટલે તે તો સદાય છે જ, અને તેને જ બ્રહ્મરૂપતાની પ્રાપ્તિ થાય છે. દષ્ટાન્તમાં અગ્નિપ્રવેશ આદિથી સ્થૂલ દેહનો ત્યાગ થાય છે, પરતુ જીવ તો રહે છે, તેથી તેને દેવરૂપતાની પ્રાપ્તિનો સંભવ છે. તેમ જ સિદ્ધાંતમાં પણ બ્રહ્મજ્ઞાનથી કદી લિંગદેહ અને ચિદાભાસનો ત્યાગ થાય છે, પરતુ અધિષ્ઠાનરૂપ ચૈતન્ય તો રહી જાય છે, અને તેને બ્રહ્મરૂપતાની પ્રાપ્તિનો સંભવ છે, તેથી દષ્ટાંત અને સિદ્ધાંતમાં વૈષમ્ય નથી. ૨૪૨

### ૪ જ્ઞાનીચિદાભાસના પ્રારબ્ધ પર્યંત વ્યવહારના સંભવનું પ્રતિપાદન

(૨૪૩–૨૫૧; ૯ શ્લોકો.)

**અવતરણિકા**–તત્ત્વજ્ઞાનથી ચિદાભાસપણું (જીવપણું) મટી જાય ત્યારે જ્ઞાની લોકવ્યવહાર કેમ કરી શકે ? તેપરથી ગુરુ કહે છે કે, પ્રારબ્ધ તો છે જ, તે રહે ત્યાંસુધી ચિદાભાસપણાંનો સંભવ છે.

**यावत्स्वदेहदाहं स नरत्वं नैव मुञ्चति ।**
**यावदारब्धदेहं स्यान्नाभासत्वविमोचनम् ॥**

**શબ્દાર્થ**–પુરુષ જેમ પોતાના દેહનો દાહ થાય ત્યાં સુધી મનુષ્યપણાંને મૂકતો નથી, તેમ પ્રારબ્ધનો ક્ષય થાય ત્યાં સુધી આભાસપણાંનો નાશ થતો નથી. ૨૪૩

### ચન્દ્રકાન્ત વિવરણ

શિષ્ય–જ્યારે તત્ત્વજ્ઞાનથી આભાસપણું નાશ પામે છે, ત્યારે તત્ત્વવેત્તાનો 'જીવ' એવી રીતનો વ્યવહાર કેમ થાય છે ?

ગુરુ–જેમ અગ્નિમાં પ્રવેશ કરનાર પુરુષ અગ્નિદાહ વગેરેથી પોતાના દેહનો નાશ થતો નથી ત્યાંસુધી 'આ મનુષ્ય છે,' એ પ્રકારની વ્યવહારની યોગ્યતાને મૂકતો નથી; તેમ જ્યાંસુધી પ્રારબ્ધકર્મનો ક્ષય થતો નથી, ત્યાંસુધી જ્ઞાનીનો ચિદાભાસ 'આ જીવ છે,' એ પ્રકારના વ્યવહારની યોગ્યતાને મૂકતો નથી; એટલે તેના ચિદાભાસપણાનો વ્યવહાર નિવૃત્ત થતો નથી, તેથી તત્ત્વવેત્તાનો 'જીવ' એવો વ્યવહાર થાય છે. ૨૪૩

અવતરણિકા–શિષ્ય શંકા કરે છે કે, ભોક્તાપણાના ભ્રમનું ઉપાદાન કારણ મરી ગયું તો પછી ભોગની અનુવૃત્તિ કેમ થાય, તેમ 'હું મર્ત્ય છું' એવી પ્રતીતિ પણ કેમ થાય ? તે ઉપરથી ગુરુ દૃષ્ટાંત આપીને સમજાવે છે.

रज्जुज्ञानेऽपि कंपादिः शनैरेवोपशाम्यति ।
पुनर्मंदांधकारे सा रज्जुः क्षिप्तोरगी भवेत् ॥
एवमारब्धभोगोऽपि शनैःशाम्यति नो हठात्
भोगकाले कदाचित्तु मर्त्योऽहमिति भासते
नतावताऽपराधेन तत्त्वज्ञानं विनश्यति ।
जीवन्मुक्तिव्रतं नेदं किंतु वस्तुस्थितिः खलु

શબ્દાર્થ–સર્પ નથી, પણ દોરડી છે એવું જ્ઞાન થયા છતાં પણ કંપાદિક તો ધીમે ધીમે શમે છે. અને મંદ અંધકારમાં નાંખતાં તેની તે દોરડી પાછી સર્પિણી થાય છે. (૨૪૪) એમ પ્રારબ્ધભોગ પણ ધીમે ધીમે શાંત થાય છે, પણ હઠ કરવાથી શાંત થતો નથી; ભોગકાળે કદાચિત્ 'હું મર્ત્ય છું' એવો પણ ભાસ થઇ આવે છે. (૨૪૫) પણ એટલા જ અપરાધથી, 'હું મર્ત્ય છું' એ પ્રકારે વિચાર થવાથી, તત્ત્વજ્ઞાન નાશ પામતું નથી; કેમકે (મનુષ્યતાની બુદ્ધિ દૂર કરવારૂપ) આ જીવન્મુક્તિ નામનું કોઈ વ્રત નથી, આ તો માત્ર તત્ત્વ જ્ઞાનથી મિથ્યાજ્ઞાનની નિવૃત્તિ થવી એવી રીતનો વસ્તુ-સ્વભાવ વર્ણવ્યો છે. ૨૪૬

ચન્દ્રકાન્ત વિવરણ

શિષ્ય–ભોક્તૃતા આદિ ભ્રમનું અને વિપરીત પ્રતીતિનું ઉપાદાન કારણ અજ્ઞાન છે; તે અજ્ઞાનની નિવૃત્તિ તત્ત્વજ્ઞાનથી થાય છે. હવે તત્ત્વવેત્તાને અજ્ઞાનની નિવૃત્તિ થયા છતાં પણ, ભોગની અનુવૃત્તિ કેમ થાય છે ? અને 'હું મનુષ્ય છું' એવી વિપરીત પ્રતીતિ કેમ થાય છે ?

ગુરુ–કોઈ પુરુષને, જેમ પહેલાં રજ્જુમાં સર્પની ભ્રાંતિ થવાથી કંપાદિ થાય છે, અને દીવો થવાથી આ તો દોરડી છે, પણ સાપ નથી એમ જાણવામાં આવે છે, તે છતાં પહેલાંથી થયેલો ગભરાટ, ધ્રુજારી એકદમ શાંત થતાં નથી, પરંતુ ધીમે ધીમે શાંત થાય છે; અને તેની તે રજ્જુ જો મંદ અંધકારમાં પડેલી જોવામાં આવે તો ફરીથી પણ તેની તે જ રજ્જુમાં સર્પની ભ્રાંતિ થાય છે; તેમ અજ્ઞાનથી, 'હું મનુષ્ય છું' એમ માની બેસે છે. ૨૪૪

અને જેમ રજ્જુનું યથાર્થ જ્ઞાન થયા છતાં પણ, કંપાદિ ધીમે ધીમે શાંત થાય છે, પણ હઠથી શાંત થતા નથી; તેમ યથાર્થ તત્ત્વજ્ઞાન થયા પછી, અજ્ઞાનની નિવૃત્તિ થયા છતાં પણ, પ્રારબ્ધકર્મનો ભોગ ધીમે ધીમે શાંત થાય છે, પણ હઠથી શાંત થતો નથી. અને જેમ અંધકારમાં પડેલી તે જ રજ્જુ ફરીથી પણ એ સર્પ તો નહિ હોય એમ ભાસે છે; તેમ કોઈ કાળે ભોગ વખતે 'હું મનુષ્ય છું' એમ વિપરીત પ્રતીતિ પણ થાય છે. તાત્પર્ય કે, જેમ રજ્જુમાં સર્પની ભ્રાંતિ નિવૃત્ત થયા છતાં પણ ફરીથી ભ્રાંતિ થાય છે, તેમ તત્ત્વવેત્તાને વિપરીત પ્રતીતિની નિવૃત્તિ થયા છતાં પણ, કોઈ કાળે તે સત્ય હશે એમ ભ્રમ થાય છે. ૨૪૫

શિષ્ય–'હું મર્ત્ય છું,' એવું જ્ઞાન પુનઃ ઉત્પન્ન થાય તો તે જ્ઞાનથી તત્ત્વજ્ઞાનનો તો બાધ થશે.

ગુરુ–વ્યવહારમાં ક્વચિત્ 'હું મર્ત્ય છું' એ પ્રકારનો ભાસ થવા પામે, તો પણ તેથી તત્ત્વજ્ઞાનનો નાશ થતો નથી; કારણ કે, તત્ત્વજ્ઞાન તો શ્રુતિ આદિનાં અનેક દૃઢ પ્રમાણોથી થયેલું હોય છે.

શિષ્ય–તત્ત્વજ્ઞાન ભલે શ્રુતિ આદિનાં પ્રમાણોથી થયું હોય; તો પણ મનુષ્યપણાંની બુદ્ધિ દૂર ન થવાથી, તત્ત્વજ્ઞાનનો તો નાશ જ થશે. જેમ છઠ્ઠની સાથે અન્નનો સંબંધ ન કરવારૂપ એકાદશીનું વ્રત છે; તેમાં જો છઠ્ઠને અન્નનો

સંબંધ થાય તો એકાદશીના વ્રતનો નાશ થાય છે, તેમ 'હું મર્ત્ય છું' એ પ્રકારની બુદ્ધિ થવાથી તત્ત્વજ્ઞાનનો નાશ કેમ ન થાય વારુ?

ગુરુ—એકાદશીનાં વ્રત જેવું આ જીવન્મુક્તિનું વ્રત નથી, કે જેથી જીભ અને અન્નના સંબંધના અભાવની પેઠે, સર્વદા મનુષ્યપણાંની બુદ્ધિનો અભાવ નિયમથી કરવો જોઇએ. વળી તત્ત્વજ્ઞાન તો દૃઢ પ્રમાણથી થયું હોય છે, અને મનુષ્યપણું તો કોઇ કાળે ઉત્પન્ન થાય છે; માટે તેથી 'હું મર્ત્ય છું' એવાં ભાનથી તત્ત્વજ્ઞાનનો નાશ થતો નથી.

શિષ્ય—જ્યારે એકાદશીનાં વ્રત જેવું જીવન્મુક્તિનું વ્રત નથી, ત્યારે તે કેવું છે?

ગુરુ—અપરોક્ષજ્ઞાનથી ભ્રાંતિની નિવૃત્તિ થવી એ વસ્તુસ્થિતિ છે; એટલે અપરોક્ષજ્ઞાનનો સ્વભાવ ભ્રાંતિની નિવૃત્તિ છે, અને એ જ જીવન્મુક્તિનું વ્રત છે. વ્યવહાર કાળમાં કદાચિત્ 'હું મર્ત્ય છું' એવી બુદ્ધિ ઉત્પન્ન થાય, તોપણ 'હું મર્ત્ય છું' એ બુદ્ધિથી તત્ત્વજ્ઞાનનો નાશ થતો નથી; કિંતુ બ્રહ્માકાર વૃત્તિરૂપ તત્ત્વજ્ઞાનથી 'હું મર્ત્ય છું' એ બુદ્ધિનો જ નાશ થાય છે. ૨૪૬

અવતરણિકા—જેમ દોરડીમાં થયેલા સર્પના ભ્રમમાં મિથ્યાજ્ઞાનની નિવૃત્તિ થયે સતે શરીરમાં થયેલો ધ્રુજારો તો રહે જ છે, તેમ તત્ત્વજ્ઞાનથી ભ્રમની નિવૃત્તિ થયે સતે ભ્રમનું કાર્ય જે વાસના, તે અમુક સમયે જ નિવૃત્ત થાય છે. એ સાત અવસ્થાના અંતમાં, ગુરુ પૂર્વે કહેલું દશમાનું દૃષ્ટાંત યાદ કરાવે છે.

दशमोऽपि शिरस्ताडं रुदन्बुद्ध्वा न रोदिति।
शिरोव्रणस्तु मासेन शनैः शाम्यति नो तदा॥
दशमामृतिलाभेन जातो हर्षो व्रणव्यथाम्।
तिरोधत्ते मुक्तिलाभस्तथा प्रारब्धदुःखिताम्॥
व्रताभावाद्यदाध्यासस्तदा भूयो विविच्यताम्।
रससेवी दिने भुङ्क्ते भूयो भूयो यथा तथा॥
शमयत्यौषधेनाय दशमः स्वं व्रणं यथा।
भोगेन शमयित्वैतत्प्रारब्धं मुच्यते तथा॥

શબ્દાર્થ—માથું કુટતો અને રુદન કરતો દશમો પુરુષ પણ, (હું દશમો છું એમ) પોતાને જાણે તે પછી રુદન કરતો નથી, છતાં તેનાં મસ્તકમાં થયેલા ઘા મહિને માસે ધીમે ધીમે શાંત થાય છે, તે કંઈ તત્કાળમાં શાંત થતા નથી. (૨૪૭) પણ જેમ એ દશમાને અમરણરૂપ લાભથી થયેલો હર્ષ, ઘાની પીડા ભૂલાવી દે છે, તેમ મુક્તિનો લાભ (થી થયેલો હર્ષ) પ્રારબ્ધનાં દુઃખને ભૂલાવી દે છે, (૨૪૮) અને જેમ રસ સેવન કરનાર દિવસમાં વારંવાર ભોજન કરે છે; તેમ જીવન્મુક્તિ નામનું કોઈ વ્રત નથી, માટે જ્યારે જ્યારે અધ્યાસ થાય ત્યારે ત્યારે ફરીને તેનો વિવેક કરી લેવો, (૨૪૯) અને જેમ આ દશમો, ઔષધ કરીને પોતાના ઘાને શાંત કરે છે, તેમ તત્ત્વવેત્તા ભોગ ભોગવવાથી,પ્રારબ્ધને શાંત કરીને મુક્ત થાય છે. ૨૫૦.

## ચન્દ્રકાન્ત વિવરણ

શિષ્ય—રજ્જુ છે કે સર્પ એવા ભ્રમકારક પ્રસંગમાં, વિપરીત જ્ઞાનની નિવૃત્તિ થયા પછી, તેના કંપાદિક કાર્યની અનુવૃત્તિ થાય છે, એમ તમે અગાડી (૨૪૪ મા શ્લોકમાં) કહ્યું છે, તે ઠીક છે; રજ્જુ સર્પ છે એ આદિ ભ્રમકારક સ્થલમાં તેમ હશે; પરંતુ ચાલતુ દૃષ્ટાંત તો દશમાનું છે. એ દશમાને વિષે 'તુંજ દશમો છે,' એ પ્રકારનાં વાક્યના વિચારથી જે જ્ઞાન થાય છે તેથી ભ્રમની નિવૃત્તિ થાય છે, પણ તે ભ્રમનાં કાર્યની અનુવૃત્તિ જોવામાં આવતી નથી.

ગુરુ—ભ્રમદશામાં દશમો પુરુષ જાતે જ, 'દશમો નદીમાં તણાઇ મુવો' એવા ભ્રમથી રડે છે અને માથું કૂટે છે ખરો, પણ જ્યારે તેને એમ જણાવવામાં આવે છે કે, દશમો તો જીવતો છે, ને તે તુ જ છે, અને તે જાણે છે કે 'દશમો તો હું જ છું,' ત્યાર પછી તે રડતોએ નથી ને માથું કૂટતોએ નથી; તોપણ પ્રથમ માથુ કૂટવાથી થયેલા ઘા કંઇ તત્કાલ મટી જતા નથી; પરતુ મહિને બે મહિને ધીમે ધીમે શાંત થાય છે. જેમ રજ્જુને સર્પ માન્યો છે તે સ્થલમાં ભ્રમનાં કંપાદિક કાર્યની અનુવૃત્તિ છે, તેમ દશમામાં પણ ભ્રમનું કાર્ય જે મસ્તકના ઘા તેની અનુવૃત્તિ છે; એટલે જેમ એ બન્ને દૃષ્ટાંતમાં ભ્રમની નિવૃત્તિ થયા પછી પણ કાર્યાનુવૃત્તિ છે,તેમ તત્ત્વવેત્તાને અજ્ઞાનની નિવૃત્તિ થયા પછી પણ તેના ભોગરૂપ કાર્યની અનુવૃત્તિ છે જેમ એ દૃષ્ટાંતમા કાર્યની

અનુવૃત્તિ ધીમે ધીમે શાંત થાય છે, તેમ ભોગની અનુવૃત્તિ પણ પ્રારબ્ધકર્મનો ક્ષય થવાથી ધીમે ધીમે શાંત થાય છે ૨૪૭

શિષ્ય–જ્ઞાન થયા પછી પણ જ્યારે સંસાર ભોગની અનુવૃત્તિ થાય છે ત્યારે જીવન્મુક્તિ પુરુષાર્થ કેમ કહેવાય? કારણ કે, જીવન્મુક્તિ પ્રાપ્ત થયા છતાં પણ સાંસારિક દુઃખ તો કેમે ચોંટેલું જ રહે છે

ગુરુ–જેમ દશમા પુરુષના જીવતા રહેવાથી થયેલો હર્ષ, માથાં કૂટવાથી થયેલ ઘાના દુઃખને દાબી દે છે, તેમ જીવન્મુક્તિના લાભથી થયેલો હર્ષ સંસારનાં દુઃખને દાબી દે છે એવી રીતે દુઃખ વિસ્મૃત થવાથી, 'જીવન્મુક્તિ પુરુષાર્થ છે' એમ સિદ્ધ થાય છે ૨૪૮

શિષ્ય–તમે પૂર્વ (૨૪૬ મા શ્લોકમા) કહ્યું છે કે, 'મનુષ્યપણાની બુદ્ધિનો અભાવ જીવન્મુક્તિનું વ્રત નથી,' તેથી શું જણાવવા ઇચ્છો છો?

ગુરુ–જેમ રસાયન સેવનાર પુરુષ, ક્ષુધાથી થતી પીડાના પરિહાર માટે, એકજ દિવસમાં વારવાર ભોજન કરે છે, તેમ જ્યારે જ્યારે મનુષ્યપણાની બુદ્ધિરૂપ અધ્યાસ ઉત્પન્ન થાય ત્યારે ત્યારે તત્ત્વ વિચાર કરવો, અને તેથી અધ્યાસની નિવૃત્તિ કરવી એમ જણાવીએ છીએ ૨૪૯

શિષ્ય–જો પ્રારબ્ધકર્મના ફલની નિવૃત્તિ જ્ઞાનથી થતી નથી, તો તેની નિવૃત્તિ કેમ થાય છે?

ગુરુ–જેમ માથા કૂટવાથી થયેલા દશમા પુરુષના ઘાની નિવૃત્તિ ઔષધ કરવાથી થાય છે, તેમ પ્રારબ્ધકર્મના ફલની નિવૃત્તિ ભોગ ભોગવવાથી થાય છે પ્રારબ્ધકર્મના ફલની નિવૃત્તિ માટે ભોગ ભોગવવા વિના બીજો કોઈપણ ઉપાય નથી જેમ દશમા પુરુષને માથું અફાળવાથી ઘા થયેલા છે, તેમ આ દેહને પ્રારબ્ધથી થયેલો દેહરૂપ ઘા છે એ દેહના ઘાપ- અન્ન તે ઘાનો લેપ છે, જલ તે ઘાનું ધોવું છે, અને વસ્ત્ર તે ઘાનાં પાટાપટી છે એ અન્નપાનાદિક ભોગ ભોગવવાથી પ્રારબ્ધનું નિવારણ થાય છે ને, પછી જીવન્મુક્તિ પ્રાપ્ત થઈ, અંતે આ દેહ મુક્ત થાય છે. ૨૫૦

અવતરણિકા–હવે 'किमिच्छन्' પદનું તાત્પર્ય કહે છે, અને જીવની છઠ્ઠી શોકમોક્ષ અવસ્થા તથા સપ્તમી તૃપ્તિ અવસ્થા કહે છે

किमिच्छन्निति वाक्योक्तः शोकमोक्षउदीरितः ।
आभासस्य दशावस्थापा षष्ठी तृप्तिस्तु सप्तमी ॥

શબ્દાર્થ–'શાની ઇચ્છા કરતો સતો' એ વાકયમાં કહેલો શોકમોક્ષ અહીં પર્યંત કહ્યો. આ શોકમોક્ષ ચિદાભાસની છઠ્ઠી અવસ્થા છે, અને તૃપ્તિ તો સાતમી અવસ્થા છે. ૨૫૧

**ચન્દ્રકાન્ત વિવરણ**

પ્રારંભમાં કહેલી 'आत्मानं चेद् । જો આત્માને જાણે તો,' એ શ્રુતિ, મોક્ષ અને શોકની નિવૃત્તિરૂપ બે અવસ્થાને જણાવે છે, અને તે બન્ને અવસ્થા જીવની છે, એમ અગાડી (૪૮ મા શ્લોકમા) કહ્યું છે તેમા 'किमिच्छन् । કીયા વિષય ભોગની ઇચ્છા કરતો સતો,' એ શ્રુતિના વ્યાખ્યાનરૂપ ૧૩૬ મા શ્લોકથી આરંભી ૨૫૧ મા શ્લોક પર્યંત, કુલ ૧૧૫ શ્લોકમા સમજાવ્યું છે તેમાં અજ્ઞાન, આવરણ, વિક્ષેપ, પરોક્ષજ્ઞાન, અપરોક્ષજ્ઞાન તથા શોકમોક્ષનું નિરૂપણ કર્યું છે એ સાત અવસ્થામા આ શોકમોક્ષ ચિદાભાસની છઠ્ઠી અવસ્થા છે એ છઠ્ઠી અવસ્થા કહી, એ પરથી તને ચિદાભાસની સાતમી અવસ્થાની અપેક્ષા રહેશે, માટે હવે એ તૃપ્તિરૂપ સાતમી અવસ્થા કહું છું ૨૫૧

## ૬–જ્ઞાની જીવની સાતમી નિરંકુશ-તૃપ્તિરૂપ અવસ્થાનું નિરૂપણ

(૨૫૨–૨૯૮, ૪૭ શ્લોકો)

### જ્ઞાનીની કૃતકૃત્યતા તથા પ્રાપ્તપ્રાપ્યતાનું વર્ણન

(૨૫૨–૨૬૬, ૧૫ શ્લોકો)

અવતરણિકા–હવે વિષયજન્યતૃપ્તિની ક્ષણિકતા અને અપરોક્ષજ્ઞાનજન્યતૃપ્તિની નિત્યતા કહેવાય છે

सांकुशा विषयैस्तृप्तिरियं तृप्तिर्निरंकुशा ।
कृतं कृत्यं प्रापणीयं प्राप्तमित्येव तृप्यति ॥
ऐहिकामुष्मिकव्रातसिद्ध्यै मुक्तेश्च सिद्धये ।
बहु कृत्यं पुराऽस्याभूत्तत्सर्वमधुना कृतम् ॥
तदेतत्कृतकृत्यत्वं प्रतियोगिपुरःसरम् ।
अनुसंदधदेवायमेवं तृप्यति नित्यशः ॥

શબ્દાર્થ–વિષયથી થનારી તૃપ્તિ સાંકુશ (ન્યૂનાધિકતાવાળી) છે, અને આ (અપરોક્ષ આત્મજ્ઞાનથી થયેલી) તૃપ્તિ નિરંકુશ (ન્યૂનાધિકતા રહિત) છે; કેમકે કરવા યોગ્ય કર્યું, અને પામવા યોગ્ય પામ્યો એવી રીતે સમજીને (તત્ત્વવેત્તા) તૃપ્તિ પામે છે. (૨૫૨) જ્ઞાનીને જ્ઞાન થયા પહેલાં ઐહિક (આ લોકના) અને આમુષ્મિક (પરલોકના) વ્રાત (વિષય સમુદાય)-ની સિદ્ધિ માટે અને મુક્તિની સિદ્ધિ માટે પૂર્વે બહુ કર્યું હતું; પણ તે સઘળું હમણાં તે કરી ચુક્યો છે તેથી, હવે પછી જે કહેવામાં આવશે તે કૃતકૃત્યતાનું અનુસંધાન કરતો જ સર્વદા તૃપ્ત થાય છે. ૨૫૩–૨૫૪

## ચન્દ્રકાન્ત વિવરણ

ગુરુ–હે શિષ્ય! વિષયથી થતી તૃપ્તિ સાંકુશ છે; કારણ કે, તે ન્યૂનાધિક છે. જેમકે, નિત્યનાં સાધારણ ભોજન કરતાં અચ્છાં અચ્છાં સ્વાદિષ્ટ ભોજનથી વિશેષ તૃપ્તિ થાય છે, તે કરતાં પણ દૂધપાકનાં ભોજનથી વિશેષ તૃપ્તિ થાય છે; નિર્ધન માણસને સો રૂપિયા મળવાથી તૃપ્તિ થાય છે તે કરતાં પણ હજાર રૂપિયા મળવાથી વિશેષ તૃપ્તિ થાય છે, ને લાખથી વધારે તૃપ્તિ થાય છે; કામાદિક વિષયભોગ ભોગવવામાં વધારે વધારે કામના થાય છે, ને વધારે વિષય ભોગવવાથી તૃપ્તિ થાય છે; પણ ખાધા પછી થોડી વારે પેટ ખાલીનું ખાલી રહે છે, તેમ એ સર્વમાં પાછી તૃપ્તિ અપૂર્ણ હોય તેમ ઇચ્છા રહ્યા કરે છે. એવી રીતે વિષયજન્ય તૃપ્તિ ન્યૂનાધિક છે, વિનાશી છે, ક્ષણિક છે, માટે સાંકુશ છે. પણ અપરોક્ષજ્ઞાન-જન્ય તૃપ્તિ તો નિરંકુશ છે: એટલે તે ન્યૂનાધિકતા રહિત છે, માટે સર્વદા એકરૂપ જ છે. તૃપ્તિના અભાવમાં બે કારણ છે: કર્તવ્યની અપૂર્ણતા અને મળવાની વસ્તુની આશા. દાખલા તરીકે, એક પુત્રનો વિવાહ કર્યો, પણ હજી બીજા પુત્રનો વિવાહ કરવાનો છે; અમુક અલંકાર કરાવ્યા, અને અમુક હજી બાકી છે; એક યજ્ઞ કર્યો, પણ હજી બીજો યજ્ઞ કરવો છે; એવી રીતે પોતાની કર્તવ્યતાની અપૂર્ણતા, તૃપ્તિના અભાવમાં કારણ છે. 'મને હજાર રૂપિયા મળે તો ઠીક,' એમ પ્રથમ અતૃપ્તિથી ઇચ્છા રહે છે, પણ કર્મયોગે તે મળ્યા કે, વિચાર સહજ જ થશે કે, 'હવે તો દશ હજાર મળે તો મઝા પડે' 'એક પુત્ર છે ને બીજો પુત્ર થાય તો ઠીક,' 'રહેવા માટે એક ઘર છે, ને જો બંગલો બંધાવીએ તો ઠીક,' તેમ જ 'સ્વર્ગની પ્રાપ્તિ થાય,' 'બ્રહ્મલોકની પ્રાપ્તિ થાય,' 'વૈકુંઠની પ્રાપ્તિ થાય,' એવી રીતે, ઉત્તરોત્તર મળવાની આશા, તૃપ્તિના અભાવમાં કારણ છે. હવે જ્ઞાનીને તો 'જગત્ મિથ્યા છે' એવી બુદ્ધિ હોવાથી અને જ્ઞાનરૂપ કર્તવ્ય સિદ્ધ થવાથી, કાંઈ પણ કરવાનું બાકી રહેતું નથી; વળી તેને જીવન્મુક્તિ પ્રાપ્ત થઈ હોય છે, તેથી તેને જગત્માં મેળવવા યોગ્ય કોઈ પણ જણાતું નથી કે, જેથી આશા રહે ને તૃપ્તિનો અભાવ થાય, તેથી જ્ઞાનીને નિરંકુશ તૃપ્તિ છે. ૨૫૨

જ્ઞાનીને જ્ઞાન પ્રાપ્ત થયા પહેલાં આ લોકમાં ઇષ્ટની પ્રાપ્તિ માટે અને અનિષ્ટની નિવૃત્તિ માટે કૃષિ, વ્યાપાર આદિ અનેક કામો કરવાનાં હતાં; સ્વર્ગ આદિ પરલોકની સિદ્ધિ માટે યજ્ઞ, જપ, તપ, સમાધિ ઉપાસના આદિ કરવાનાં હતાં; અને જ્ઞાનની સિદ્ધિ માટે વેદાંત શ્રવણ, મનન આદિ કર્તવ્ય હતું. એમ બહુ બહુ કરવાનું હતું. પણ જ્ઞાન પ્રાપ્ત થયા પછી તો સાંસારિક ફલની ઇચ્છાના અભાવથી અને બ્રહ્માનંદના સાક્ષાત્કારની સિદ્ધિ થવાથી, કૃષિ, યાગ, શ્રવણ આદિ સર્વ કાર્યો, તે જ્ઞાની કરી ચુક્યો છે; કારણ કે, તેને અતઃપર સર્વ કર્તવ્યનો અભાવ છે. ૨૫૩

એ પ્રમાણે અજ્ઞાન અવસ્થામાં કર્તવ્યની અપૂર્ણતાનું અને જ્ઞાની અવસ્થામાં કૃતકૃત્યતાનું અનુસંધાન કરતો જ્ઞાની પુરુષ, સર્વદા તૃપ્ત રહે છે. ૨૫૪

**અવતરણિકા**–૬૫૨ જે અનુસંધાનનું અને તૃપ્તિનું વર્ણન કરવાનું કહ્યું છે, તે હવે કહે છે.

दुःखिनोऽज्ञाः संसरंतु कामं पुत्राद्यपेक्षया ।
परमानंदपूर्णोऽहं संसरामि किमिच्छया ॥
अनुतिष्ठंतु कर्माणि परलोकयियासवः ।
सर्वलोकात्मकः कस्मादनुतिष्ठामि किं कथम् ॥
व्याचक्षतां ते शास्त्राणि वेदानध्यापयंतु वा ।
येऽत्राधिकारिणो मे तु नाधिकारोऽक्रियत्वतः

निद्राभिक्षे स्नानशौचे नेच्छामि न करोमि च।
द्रष्टारश्चेत्कल्पयंति किं मे स्यादन्यकल्पनात्॥
गुंजापुंजादि दह्येत नान्यारोपितवह्निना।
नान्यारोपितसंसारधर्मानेवमहं भजे॥ २५९

શબ્દાર્થ–દુઃખીઓ અને અજ્ઞાનીઓ ઇચ્છા પ્રમાણે પુત્ર આદિની અપેક્ષાથી ભલે સંસારમાં જન્મમરણ પામ્યા કરે. પણ પરમાનંદથી પૂર્ણ થયેલો હું શાની ઇચ્છાથી સંસારનો વ્યવહાર કરું? (૨૫૫) પરલોકને મેળવવાની ઇચ્છાવાળા ભલે કર્મો કરે, પણ સર્વ લોકસ્વરૂપ (હું) શા-માટે, શાં અને કીયાં કર્મો કરું? (૨૫૬) તેવા પુરુષો શાસ્ત્રોનું વ્યાખ્યાન કરો, અથવા વેદોને ભણાવો, કે જેઓ આમાં (શાસ્ત્રનાં વ્યાખ્યાનમાં તથા વેદ ભણાવવામાં) અધિકારી છે, પણ મને તો અક્રિયપણાંથી તેવો અધિકાર નથી. (૨૫૭) નિદ્રા, ભિક્ષા, સ્નાન અને શૌચને હું ઇચ્છતો નથી, કરતોયે નથી, છતાં જોનારાઓ જ (મારા વિષે નિદ્રા આદિ ક્રિયાને) કલ્પે છે, પરંતુ અન્યની કલ્પનાથી મને શું થનાર છે? (૨૫૮) જેમ ચણોઠીના ઢગલાને, બીજાઓ અગ્નિ માને પણ તેથી તેઓ કંઈ બળતા નથી, એમ હું બીજાએ આરોપિત કરેલા સંસારના ધર્મોને સેવતો નથી. ૨૫૯

## ચન્દ્રકાન્ત વિવરણ

ગુરુ–રે શિષ્ય! "પરબ્રહ્મનું પરમ આનંદદાયી જ્ઞાન મળવાથી, અમારે તો અત્રે જે મેળવવાનુ હતું તે મળી ચુકયું ને કરવાનું હતું તે કરી ચુકયા. આ સંસારમાં લમ્યાપચ્યા એવા મૂઢ, પામર, અજ્ઞાનીને બ્રહ્મજ્ઞાન નથી, તેથી તેઓ, મને સ્ત્રી મળે, મને પુત્ર થાય, મને ધન મળે, હું કીર્તિ પામુ, ઇત્યાદિ ઇચ્છાથી દુઃખી થાય અને સંસારમાં અટવાયા કરે, તેમાં મારે શું? મને તો પુત્ર કે ધન કોઇની પણ અપેક્ષા નથી; કારણ કે તે તો ક્ષણિક અને વિનાશી છે, અને એટલા જ માટે દુઃખપ્રદ અને તુચ્છ છે. અહો! હું તો પરમાનંદથી પરિપૂર્ણ છું, હું કીયા પદાર્થની ઇચ્છા કરી સંસારમાં અટવાયા કરું? રે ઐહિક સુખની ઇચ્છાવાળા અજ્ઞાનીજનથી જ્ઞાનીનું સુખ ઓર જ છે." ૨૫૫

"જેને વર્ણાશ્રમનુ અભિમાન છે, જેને કર્તાપણાં આદિનો અધ્યાસ છે, જે સાધન, સંપત્તિ, યજ્ઞ આદિ કર્મોને અને સ્વર્ગ આદિ ફલને સત્ય માને છે, તેવા અજ્ઞાની જનો, સ્વર્ગ આદિ પરલોકની પ્રાપ્તિ માટે ભલે કર્મો કરી વલખાં મારે; મને તો તત્ત્વજ્ઞાનથી સર્વલોકસ્વરૂપ હું પોતે છું, એવું જ્ઞાન થયું છે તેથી અને સાધનસંપત્તિ, કર્મ તથા ફલ આદિ સર્વ મિથ્યા જાણવાથી કશી પણ પીડા થવાની નથી, તો હું શા માટે કર્માનુષ્ઠાન કરુ? મારે કર્મનાં ફળરૂપ કંઈ કરવાનું રહ્યું નથી. જ્ઞાનીએ પરલોકનાં સુખની ઇચ્છા કરવી નહિ, અને તેને યજ્ઞ આદિ કર્મ કરવાની કશી આવશ્યકતા પણ નથી." ૨૫૬

શિષ્ય–સ્વાર્થ માટે તમારી પ્રવૃત્તિનો અભાવ હોય તો ભલે; પરંતુ પરાર્થ માટે તો પ્રવૃત્તિ કરવી જોઇએ.

ગુરુ–પરાર્થ માટે વળી પ્રવૃત્તિ કેવી?

શિષ્ય–પરાર્થ માટે શાસ્ત્રોનો ઉપદેશ કરવો, અથવા વેદનું અધ્યયન કરાવવું જોઇએ. શાસ્ત્રોનો ઉપદેશ કરવાથી અથવા વેદનું અધ્યયન કરાવવાથી અન્યનું શ્રેય થાય છે.

ગુરુ–"જેઓને શાસ્ત્રોના ઉપદેશમાં અથવા વેદનું અધ્યયન કરાવવામાં અધિકાર હોય તે ભલે ઉપદેશ કરે અને વેદાધ્યયન કરાવે; પણ અમને તો તેમાં અધિકાર નથી, તેથી પરાર્થપણામાં પણ અમારી પ્રવૃત્તિ નથી."

શિષ્ય–તમને ઉપદેશ આદિમાં અધિકાર કેમ નથી?

ગુરુ–'विज्ञानामृततृप्तस्य नित्ययुक्तस्य योगिनः।
नैवास्ति किंचित्कर्तव्यमस्ति चेन्न स तत्त्ववित्॥

વિજ્ઞાનરૂપ અમૃતે કરીને તૃપ્ત અને નિત્ય બ્રહ્મનું અનુસંધાન કરવામાં તત્પર એવા યોગી (આત્મજ્ઞાની) ને કાંઈપણ કર્તવ્ય નથી; ને જો તેને કર્તવ્ય પ્રતીત થાય તો તે તત્ત્વવેત્તા નથી, એમ શાસ્ત્રમાં કહ્યુ છે, તેથી તત્ત્વવેત્તાને કોઈપણ કર્તવ્યમાં અધિકાર નથી. વળી 'ब्रह्मविद् ब्रह्मैव भवति। બ્રહ્મવેત્તા બ્રહ્મ જ થાય છે.' 'निष्कलं निष्क्रियं शांतं। બ્રહ્મ, નિરવયવ, નિષ્ક્રિય અને નિર્વિકાર છે,' ઇત્યાદિ શ્રુતિઓનાં

પ્રમાણથી બ્રહ્મજ્ઞાનથી બ્રહ્મરૂપે થયેલા તત્ત્વવેત્તાને કંઈ પણ કરવાનું રહેતું નથી. એવો જ હું નિષ્ક્રિય છું, તેથી મને ઉપદેશ આદિમાં અધિકાર નથી. ૨૫૭

શિષ્ય–તમે શરીરપોષણ માટે ખાઓ છો, પીઓ છો, ઉંઘો છો, જાગો છો, દીર્ઘશંકા અને લઘુશંકા કરો છો, એટલે ઐહિક સુખ માટે તે ક્રિયા કરો છો, અને પારલૌકિક સુખ માટે સ્નાન અને શૌચ આદિ ક્રિયા કરો છો, એ સ્પષ્ટ જોવામાં આવે છે, તેથી તમારું નિષ્ક્રિયપણું હું તો જોતો નથી.

ગુરુ–અમે ઐહિક સુખ માટે ભિક્ષા અને નિદ્રા આદિ ક્રિયા તથા પારલૌકિક સુખ માટે સ્નાન, શૌચ આદિ ક્રિયા કદાપિ કરતા નથી, તેમ ઇચ્છતા પણ નથી. અમારી દૃષ્ટિથી અમારે નિદ્રા આદિ કોઈ પણ ક્રિયા નથી, તેથી અમારું નિષ્ક્રિયપણું સિદ્ધ છે.

શિષ્ય–તમારી દૃષ્ટિથી નિદ્રા આદિ ક્રિયા ન હોય તેમાં શું, પણ લોકો તો જોય છેની, હે ગુરુદેવ બધુંએ કરે છે.

ગુરુ–બીજા અજ્ઞાન જોનારાઓ અમારા વિષે નિદ્રા આદિ ક્રિયાની કલ્પના કરતા હોય તો ભલે કરે. બીજા ગમે તેમ કલ્પના કરે તેમાં અમને શું બાધ થાય તેમ છે ? મૃગોએ કલ્પેલાં મૃગજલથી કાંઇ મરુભૂમિ ભીંજવાની હતી ? લક્ષાધિપતિને ભીખારી કહેવાથી તે શું ભિખારી ગણાશે ? સતી સ્ત્રીને પુંશ્ચલી કહેવાથી તે શું અસતી થશે ? સુવર્ણ શું કથીર કહેવાશે ? ધ્રુવ છતાં તે શું અસત્ય કહેવાશે ? ૨૫૮

શિષ્ય–બીજાની કલ્પનાથી તમને બાધ કેમ ન થાય ?

ગુરુ–લોકમાં આ વાત પ્રસિદ્ધ છે કે, કોઇએ ડાહ્યાને ગાંડો ને શૂરવીરને નામર્દ કહ્યો, તેથી તે તેવો થતો નથી. કોઇની કલ્પનાથી કોઇને બાધ થતો નથી. જે જેવો હોય છે તેવો જ તે રહે છે.

શિષ્ય–એમાં કાંઈ દૃષ્ટાંત છે ?

ગુરુ–હા. એ પેલા ચણોઠીના ઢગલા. શીતકાળમાં એ ચણોઠીના ઢગલાને 'આ તો અગ્નિ છે,' એવી કલ્પના કરી વાનરાઓ તાપે છે; કેમકે એ ચણોઠીના ઢગલા અગ્નિ જેવા લાલ છે, તેથી દૂરથી આવતો કોઈ પુરુષ એમ માને કે, એ તો અંગારા છે, તોપણ એ ચણોઠીનો ઢગ બળતો નથી, તેમ એ ઢગલો બીજા પદાર્થને બાળતો પણ નથી, એટલે એ ઢગલો બીજાએ કલ્પેલા અગ્નિ જેવો થઈ જતો નથી; તેમ જ અજ્ઞાનીઓએ અમારામાં કલ્પેલા સંસારના ધર્મોને અમે કદી પણ સેવતા નથી. જેમ બીજાઓની કલ્પનાથી ચણોઠીનો ઢગલો, અગ્નિના ધર્મવાળો થતો નથી, તેમ અમે અજ્ઞાનીની કલ્પનાથી સંસારના ધર્મવાળા સંસારી થઈ જતા નથી. પરંતુ નિષ્ક્રિય રહીએ છિયે, અમારે સંસાર સાથે શું ? ૨૫૯

અવતરણિકા–જ્ઞાની પુરુષ સાંસારિક કર્મ ન કરે તે તો ઠીક, પણ શાસ્ત્રો સાંભળવાં, તેનું મનન કરવું, વગેરે તો તેને છે જ. ગુરુ કહે છે કે, અજ્ઞાન ગયા પછી કંઈ કરવાનું બાકી રહેતું જ નથી.

शृण्वन्त्वज्ञानतत्त्वास्ते जानन्कस्माच्छृणोम्यहम् ।
मन्यंतां संशयापन्ना न मन्येऽहमसंशयः ॥
विपर्यस्तो निदिध्यासेत्किं ध्यानमविपर्ययात्
देहात्मत्वविपर्यासं न कदाचिद्भजाम्यहम् ॥
अहं मनुष्य इत्यादिव्यवहारो विनाप्यमुम् ।
विपर्यासं चिराभ्यस्तवासनातोऽवकल्पते ॥

શબ્દાર્થ–જેને બ્રહ્મજ્ઞાન થયું નથી એવા અજ્ઞાનીઓ, ભલે શ્રવણ કરે, પરન્તુ હું જ્ઞાની શા માટે શ્રવણ કરું ? સંશયવાળા ભલે મનન કરો, પરન્તુ અસંશય એવા મને મનન શાનું ? (૨૬૦) જેને વિપરીતજ્ઞાન હોય તે ભલે નિદિધ્યાસ કરો પણ જેને વિપરીત જ્ઞાન નથી તેને નિદિધ્યાસનની શી જરૂર છે ? હું દેહમાં આત્મતા બુદ્ધિરૂપ વિપર્યાસને કોઈ કાલે ભજતો જ નથી, છતાં વિપરીત જ્ઞાન વિના પણ ચિરકાલથી રૂઢ થયેલી વાસનાથી, 'હું મનુષ્ય છું' ઇત્યાદિ વ્યવહારની કલ્પના થાય છે. ૨૬૧—૨૬૨

ચન્દ્રકાન્ત વિવરણ

શિષ્ય–તમને ઐહિક વા પારલૌકિક ફલની ઇચ્છા નથી, એ તો અમે જાણીએ છિયે, અને

તેથી તમે કર્માનુષ્ઠાન નહિ કરો એ પણ ઠીક જ છે; પરંતુ તત્ત્વના સાક્ષાત્કાર માટે તમારે શ્રવણ તો અવશ્ય કરવું જ જોઇએ

ગુરુ–જેને બ્રહ્મ અને આત્માની એકતારૂપ તત્ત્વનું જ્ઞાન ન થયલું હોય તેવા અજ્ઞાની પુરુષો ભલે વરસોનાં વરસો સુધી શ્રવણ કર્યા કરે, પણ અમને તો તત્ત્વનું જ્ઞાન થયું છે, માટે અમે શા માટે શ્રવણ કરીએ ?

શિષ્ય-તમોને તત્ત્વનું જ્ઞાન થયું હોય તો ભલે શ્રવણ ન કરો, પણ તેની દૃઢતા માટે અને સર્વ સંશયોની નિવૃત્તિ માટે મનન અવશ્ય કરવું જોઇએ

ગુરુ જેને તત્ત્વજ્ઞાન દૃઢ થયું ન હોય અને સંશયો થતા હોય તે ભલે મનન કરે, અમને તો તત્ત્વજ્ઞાન દૃઢ છે. કોઇમાં કોઇ પણ પ્રકારનો સંશય થતો નથી; તેથી અમારે મનનની પણ આવશ્યકતા શા માટે હોય ? જે પુરુષ અજ્ઞાની અને સંશયી હોય તે પુરુષે અજ્ઞાન અને સંશય દૂર કરવા માટે શ્રવણ અને મનન કરવું જોઇએ, અમને તો અજ્ઞાન નથી ને સંશય નથી, તેથી અમારી પ્રવૃત્તિ શ્રવણ અને મનનમાં થતી જ નથી ૨૬૦

શિષ્ય–અજ્ઞાન અને સંશયના અભાવથી શ્રવણ અને મનન તમે ન કરો તો ચાલે, પરંતુ દેહમાં આત્મતા બુદ્ધિરૂપ વિપરીત જ્ઞાનની નિવૃત્તિ માટે નિદિધ્યાસન તો કરવું જોઇએ જ.

ગુરુ–શા માટે ? જેને વિપરીત જ્ઞાન હોય તેણે તેની નિવૃત્તિ માટે નિદિધ્યાસન કરવું, પણ અમને તો કોઇ કાલે વિપરીત જ્ઞાન થતું નથી, તેથી અમે નિદિધ્યાસન પણ કરતા નથી. ૨૬૧

શિષ્ય–જ્યારે તમને વિપરીત જ્ઞાન જ નથી, ત્યારે 'હું મનુષ્ય છું' એમ તમે કેમ કહો છો ?

ગુરુ–યદ્યપિ અમને વિપરીત જ્ઞાન નથી, તોપણ 'હું મનુષ્ય છું' એમ બોલાય છે તે અનાદિ કાળની વાસનાથી બોલાય છે, જેમ કુંભારનું એક ચક્ર એક વાર ફેરવ્યાથી વેગને લીધે ચિરકાલ પર્યંત ફર્યા કરે છે, તેમ 'હું મનુષ્ય છું' એ પ્રકારની લાંબા સમયની વાસનાના વેગથી, વિપરીત જ્ઞાનની નિવૃત્તિ થયે સતે પણ, 'હું મનુષ્ય છું' એવો વ્યવહાર થાય છે ૨૬૨

અવતરણિકા–ત્યારે ધ્યાન તો કરવું જોઇએ એમ શિષ્ય કહે છે, અને ગુરુ તેનોએ ના પાડે છે.

प्रारब्धकर्मणि क्षीणे व्यवहारो निवर्तते ।
कर्माक्षये त्वसौ नैव शाम्येद्ध्यानसहस्रतः
विरलत्वं व्यवहृतेरिष्टं चेद्ध्यानमस्तु ते ।
अबाधिकां व्यवहृतिं पश्यन् ध्यायाम्यहं कुतः

શબ્દાર્થ–પ્રારબ્ધકર્મ ક્ષીણ થયા પછી વ્યવહારની નિવૃત્તિ થાય છે; પરંતુ કર્મનો ક્ષય થયો ન હોય તો હજારો ધ્યાનથી પણ વ્યવહાર શાંત થતો જ નથી. તને વ્યવહારનું વિરલપણું જો ઇષ્ટ હોય તો તું ધ્યાન કર, પણ હું તો વ્યવહારને અબાધક જોઉં છું માટે કેમ ધ્યાન કરું ? ૨૬૩–૨૬૪

## ચન્દ્રકાન્ત વિવરણ

શિષ્ય–ત્યારે 'હું મનુષ્ય છું' એ વ્યવહારની નિવૃત્તિ માટે ધ્યાન કરવું જોઇએ.

ગુરુ–એક ધ્યાન તો શું પણ હજારો ધ્યાનથી, એ વ્યવહારની નિવૃત્તિ થતી નથી ને થશે પણ નહિ.

શિષ્ય–ત્યારે શાથી નિવૃત્તિ થાય ?

ગુરુ–જેમ તેલના ક્ષયથી દીપની નિવૃત્તિ થાય છે, તેમ પ્રારબ્ધકર્મરૂપી તેલના ક્ષયથી વ્યવહારરૂપી દીપની નિવૃત્તિ થાય છે. ૨૬૩

શિષ્ય–ફરીથી હું કહું છું કે, 'હું મનુષ્ય છું' ઇત્યાદિ વ્યવહારનું નિમિત્ત, યદ્યપિ પ્રારબ્ધકર્મ છે, તથાપિ તે વ્યવહારની અલ્પતા માટે ધ્યાન કરવું જ જોઇએ.

ગુરુ–ધ્યાન, વ્યવહારની અલ્પતાનું કારણ છે, વ્યવહારની વિરલતા માનતો હોય તો તું ધ્યાન કર્યા કર

શિષ્ય–વ્યવહારની વિરલતા તો તમને પણ ઇષ્ટ હોવી જોઇએ, તેથી તમે પણ ધ્યાન કરો

ગુરુ–જે પુરુષને વ્યવહાર પીડાકારી જણાતો હોય તેણે તેની નિવૃત્તિ માટે ધ્યાન કરવું જોઇએ, પણ અમને તો વ્યવહાર પીડાકારી કે સુખાકારી જણાતો નથી, તેથી તેની નિવૃત્તિ માટે અમારે ધ્યાન કરવાની આવશ્યકતા નથી ૨૬૪

અવતરણિકા—ત્યારે સમાધિ હો, એમ શિષ્ય કહે છે, ગુરુ તેની પણ ના પાડે છે.

विक्षेपो नास्ति यसान्मे न समाधिस्ततो मम।
विक्षेपो वा समाधिर्वा मनसः स्याद्विकारिणः॥

શબ્દાર્થ—જે કારણથી મને વિક્ષેપ નથી, તે કારણથી મને સમાધિનું પણ કામ નથી: વિક્ષેપ અથવા તો સમાધિ વિકારવાળા મનને ઉપયોગી હોય છે. ૨૬૫

## ચન્દ્રકાન્ત વિવરણ

શિષ્ય-તમને વ્યવહાર બાધ કરવાવાળો જણાતો નથી, તેથી ધ્યાન કરવાની ના પાડો છો, પરંતુ વિક્ષેપના પરિહારમાટેતમારે સમાધિ તો અવસ્ય કરવી જોઇએ

ગુરુ-મન વિકારી છે, અને વિક્ષેપ તથા સમાધિ વિકાર છે, માટે તે બંને મનના ધર્મો છે. અમે તો તત્ત્વજ્ઞાનથી આત્મસ્વરૂપ થયા છિયે; એ આત્મા નિર્વિકાર છે, તેથી અમે પણ નિર્વિકાર છિયે, તેથી વિક્ષેપ કે સમાધિ અમારા ધર્મો નથી, માટે અમારે વિક્ષેપના પરિહાર માટે સમાધિની આવશ્યકતા નથી, વિક્ષેપનુ નિવારણ કરવાવાળી સમાધિ છે, પણ તે મનનો ધર્મ હોવાથી સમાધિ હોવાની પણ અમારે જરૂર નથી. ૨૬૫

અવતરણિકા-શિષ્ય થાકીને કહે છે કે, સમાધિનું ફળ જ અનુભવ છે તે તો મેળવવું જોઇએની? ગુરુ કહે છે કે, એ તો અમારું સ્વરૂપ જ છે.

नित्यानुभवरूपस्य को मे वानुभवः पृथक्।
कृतं कृत्यं प्रापणीयं प्राप्तमित्येव निश्चयः॥

શબ્દાર્થ-નિત્યાનુભવરૂપ જે હું તેનાથી ભિન્ન અનુભવ કીયો છે? કરવા યોગ્ય કર્યું, અને મળવા યોગ્ય મળ્યું, એવો જ અમારો નિશ્ચય છે. ૨૬૬

## ચન્દ્રકાન્ત વિવરણ

શિષ્ય-તમને સમાધિની આવશ્યકતા નથી તો પણ અનુભવ કે જે સમાધિનુ ફલ છે, તેનાં સંપાદન માટે તમારે તો પ્રયત્ન કરવો જોઇએ.

ગુરુ-જે અનુભવનાં સપાદન માટે પ્રયત્ન કરવાનું તું કહે છે, તે અનુભવ તો 'હું' રૂપ જ છે અને 'હું' અનુભવરૂપ છું; અનુભવ મારાથી કોઈ રીતે જૂદો નથી અને હું અનુભવથી જૂદો નથી, તેથી અનુભવ સંપાદન કરવાની મને આવશ્યકતા નથી.

શિષ્ય-ત્યારે તમારે શું કર્તવ્ય છે? ને શું પ્રાપ્તવ્ય છે?

ગુરુ-બ્રહ્મજ્ઞાન તે સિદ્ધ થવાથી અમારે જે કાંઈ કર્તવ્ય હતુ તે અમે કરી ચૂકયા. મોક્ષ પ્રાપ્ત થવાથી અમારે જે કાંઈ પ્રાપ્ત થવાનું હતું તે પ્રાપ્ત થઈ ચૂકયું. હવે અમારે કાંઈ કર્તવ્યે નથી, ને કંઈ મેળવવાનુંએ નથી. ૨૬૬

---

## (૨) જ્ઞાનીનો સદાચરણનો નિર્ણય

(૨૬૭—૨૯૧; ૨૫ શ્લોકો)

અવતરણિકા—જો આ પ્રમાણે સર્વ ઠેકાણે અકર્તાપણાનો સ્વીકાર કરીએ, તો પછી જ્ઞાની નિયમરહિત થઈ જશે, અને તેથી તેના આચારમાં દોષ જણાશે ગુરુ કહે છે કે, તેમ ન સમજવું. પ્રારબ્ધને લીધે અનિયત વર્તન થાય તો તેમાં હરકત નથી.

व्यवहारो लौकिको वा शास्त्रीयो वान्यथापि वा।
ममाकर्तुरलेपस्य यथारब्धं प्रवर्तताम्॥

શબ્દાર્થ-અકર્ત્તા અને અલેપ ભોક્તા જે હું, તેનો વ્યવહાર, લૌકિક અથવા શાસ્ત્રીય અથવા અન્યથા (બન્નેથી વિપરીત) હો, અને તે આરબ્ધ પ્રમાણે ભલે ચાલ્યા કરે. ૨૬૭

## ચન્દ્રકાન્ત વિવરણ

શિષ્ય-હે ગુરુજી! તમે તો જે તે વાતમાં કહો છો કે, અમારે અને અમારા જેવા જ્ઞાનીઓને કંઇ પણ કરવાનું નથી; પણ બ્રહ્મજ્ઞાન થયા પછી જેમ પવન વાય તેમ ચાલવું; વિષયની ઇચ્છા થાય તો તે કરવો, ને પૈસાની ઇચ્છા થાય તો તે મેળવવા. પણ તેમ કરવાથી તમને નિયમ વિના આચરણ આચરવાનો પ્રસંગ લાગુ પડશે.

ગુરુ—બ્રહ્મજ્ઞાનીનો વ્યવહાર પ્રારબ્ધ પ્રમાણે થાય છે, તેથી જો અમને નિયમ વિના આચરણ આચરવાનો પ્રસંગ પ્રાપ્ત થાય તો ભલે, ભિક્ષા માંગવા આદિ લૌકિક વ્યવહાર કરવો પડે, તપ, જપ, સમાધિ આદિ શાસ્ત્રીય વ્યવહાર કરવો પડે, અને ચાહે તેવાં અમારાં પ્રાર-

બ્ધ હોય ને તે પ્રમાણે ભલે અમારો વ્યવહાર થાય, પણ તેથી અમને કશી પણ હરકત કે ફીકર નથી.

શિષ્ય–નિયમ વિના આચરણનો પ્રસંગ પ્રાપ્ત થવાથી તમને પાપ લાગશે, તે પાપ તો જાણો છો કે નહિ ?

ગુરુ–નથી જાણતા, જાણવાની અપેક્ષાએ નથી; કેમકે જેને કર્ત્તાપણાં અને ભોક્તાપણાંનું અભિમાન હોય તેને પાપ તથા પુણ્ય સ્પર્શ કરે છે, અને અમે તો કર્ત્તાપણાં અને ભોક્તાપણાં આદિ ધર્મથી રહિત છિયે. અમારો વ્યવહાર પ્રારબ્ધકર્મ પ્રમાણે જ થાય છે. અમે તો કમલપત્રની પેઠે નિર્લેપ છિયે, તેથી પાપ કે પુણ્યનો સ્પર્શ થતોએ નથી ને થશેએ નહિ. ૨૬૭

અવતરણિકા–એ પ્રમાણે જ્ઞાનીના વ્યવહાર વિષે યથાર્થ તત્ત્વ કહ્યું હવે પ્રૌઢીવાદે* કરીને લોકસંગ્રહ માટે શાસ્ત્રીય વ્યવહારથી વર્તવાનું કહે છે.

अथवा कृतकृत्योऽपि लोकानुग्रहकाम्यया ।
शास्त्रीयेनैव मार्गेण वर्तेऽहं का मम क्षतिः ॥

શબ્દાર્થ–અથવા તો હું કૃતકૃત્ય થયો છું તો પણ પ્રાણીઓ ઉપર અનુગ્રહ કરવાની ઇચ્છાથી શાસ્ત્રીય માર્ગથી જ વર્તું છું, અને તેથી મને શી હાનિ છે ? ૨૬૮

### ચન્દ્રકાન્ત વિવરણ

પણ, હે શિષ્ય ! હું કૃતકૃત્ય છું, તેથી મને કોઈ કર્તવ્ય નથી, અને પ્રાપ્તપ્રાપ્તવ્ય છું તેથી કાંઈ મેળવવાનું પણ નથી; તોપણ લોક ઉપર અનુગ્રહ કરવા માટે, શાસ્ત્રીય વ્યવહારથી વર્તું છું, અને તેમ વર્તવાથી મને શું ક્ષતિ છે ? જ્ઞાનીને આ લોક માટે કે પરલોક માટે, કાંઈ પણ કર્તવ્ય વા પ્રાપ્તવ્ય નથી; તોપણ પ્રાયઃ સર્વ જ્ઞાની લોક ઉપર અનુગ્રહ દૃષ્ટિએ કરી, શાસ્ત્રીય માર્ગથી વ્યવહાર કરે છે. શ્રીકૃષ્ણ પરમાત્માએ પણ અર્જુન પ્રત્યે કહ્યું છે કે, 'लोकसंग्रहमेवापि संपश्यन् कर्तुमर्हसि । લોકસંગ્રહને જોતો તું કર્મ કરવા યોગ્ય છે,' એ વચનમાં લોકસંગ્રહ માટે શાસ્ત્રીય વ્યવહારથી વર્તવાનું કહ્યું છે, અને તેમ કરવાથી જ્ઞાનીને કાંઈ પણ ક્ષતિ નથી; કારણ કે તે તો કર્ત્તા ભોક્તાદિનાં અભિમાનથી રહિત છે. ૨૬૮

* કોઈ પણ પક્ષનું સમાધાન કરતા, તે પક્ષ અમારે કબૂલ નથી, છતાં તે સ્વીકારીએ છિયે; કેમકે તે અમને બંધનકારક નથી, એનું નામ પ્રૌઢીવાદ છે. એને અંગ્રેજીમાં For the sake of argument કહે છે તે.

અવતરણિકા–શાસ્ત્રોક્ત માર્ગથી વર્તશો તો તેથી પણ વિકાર થશે; ગુરુ તેની પણ ના પાડે છે, અને કર્મ કરનારાની તથા જ્ઞાનીની વિષમતા કેમ છે તે દર્શાવે છે.

देवार्चनस्नानशौचभिक्षादौ वर्ततां वपुः ।
तारं जपतु वाक् तद्वत्पठत्वाम्नायमस्तकम् ॥
विष्णुं ध्यायतु धीर्यद्वा ब्रह्मानंदे विलीयताम् ।
साक्ष्यहं किञ्चिदप्यत्र न कुर्वे नापि कारये ॥
एवं च कलहः कुत्र संभवेत्कर्मिणो मम ।
विभिन्नविषयत्वेन पूर्वापरसमुद्रवत् ॥२७१॥
वपुर्वाग्धीषु निर्बंधः कर्मिणो न तु साक्षिणि ।
ज्ञानिनः साक्ष्यलेपत्वे निर्बंधो नेतरत्र हि ॥
एवं चान्योऽन्यवृत्तांतानभिज्ञौ बधिराविव ।
विवदेतां बुद्धिमंतो हसंत्येव विलोक्य तौ ॥
यं कर्मी न विजानाति साक्षिणं तस्य तत्त्ववित् ।
ब्रह्मत्वं बुद्धयतां तत्र कर्मिणः किं विहीयते ॥
देहवाग्बुद्धयस्त्यक्ता ज्ञानिनाऽनृतबुद्धितः ।
कर्मी प्रवर्तयत्वाभिर्ज्ञानिनो हीयतेऽत्र किम् ॥

શબ્દાર્થ–દેવપૂજન, સ્નાન, શૌચ અને ભિક્ષા આદિમાં શરીર ભલે વર્તો; વાણી તાર (ૐ) ને ભલે જપો; તેમજ વેદાન્તનો ભલે પાઠ કરો; (૨૬૯) બુદ્ધિ વિષ્ણુનું ધ્યાન ભલે કરો અથવા બ્રહ્માનંદમાં ભલે લય પામો; પરંતુ હું તો સાક્ષી જ છું, આમાં હું કંઇ પણ કરતો નથી, અને કંઈ કરાવતોએ નથી. (૨૭૦) એમ સતે, કર્મી (કર્માનુષ્ઠાનમાં આસક્ત)ના અને અમારા, પૂર્વ અને પશ્ચિમ સમુદ્રની પેઠે, જૂદા વિષયો હોવાથી, વિવાદ ક્યાં સંભવે ? (૨૭૧) કર્મીને શરીર, વાણી અને બુદ્ધિમાં આગ્રહપૂર્વક નિશ્ચય હોય છે, સાક્ષીમાં હોતો નથી, અને જ્ઞાનીને તો, સાક્ષીના નિર્લેપપણામાં આગ્રહપૂર્વક નિશ્ચય થાય છે, બીજામાં હોતો

નથી. (૨૭૨) એ કારણથી અન્યોન્યના વૃત્તાન્તને નહિ જાણતાં (જ્ઞાની અને કર્મી) બહેરાઓની પેઠે વિવાદ કરે છે, તેમને જોઇને બુદ્ધિમાન્ પુરુષો હસે જ છે. (૨૭૩) કેમકે જે સાક્ષીરૂપને કર્મી જાણતો નથી તેનું બ્રહ્મપણું તત્ત્વવેત્તા જાણે છે, તેમાં કર્મીનું શું ઓછું થાય છે? (૨૭૪) જ્ઞાની એને મિથ્યા છે એમ જાણીને દેહ, વાણી અને બુદ્ધિ તજ્યાં છે, માટે જ્ઞાનીએ તજેલાં દેહ, વાણી અને બુદ્ધિથી કર્મી ભલે પ્રવૃત્તિ કરે; તેથી જ્ઞાનીનું શું ઓછું થાય છે? ૨૭૫

## ચન્દ્રકાન્ત વિવરણ

શિષ્ય–જ્યારે તમે શાસ્ત્રીય માર્ગથી વ્યવહાર કરવાનો અંગીકાર કરો છો, ત્યારે તમને તેના અભિમાનથી થયેલો વિકારરૂપ વિક્ષેપ પ્રાપ્ત થશે.

ગુરુ–મને વિક્ષેપ તો ત્યારે થાય, કે જો હું શાસ્ત્રીય વ્યવહાર કરતો હઉં અથવા તો વ્યવહાર કરવા માટે બીજાને પ્રેરણા કરતો હઉં; પરંતુ હું પોતે વ્યવહાર કરતો નથી, તેમ વ્યવહાર કરવા માટે બીજાને પ્રેરણાએ કરતો નથી. શાસ્ત્રીય વ્યવહાર કરનાર ત્રણ છે; સ્થૂલ શરીર, વાણી અને મન. દેવપૂજન કરવું, સ્નાન કરવું, શૌચ કરવું, ભિક્ષા માંગવી અને આહાર કરવો, ઇત્યાદિ શરીરનો વ્યવહાર છે. ૐકારનો જપ કરવો, વેદાન્ત શાસ્ત્રનો પાઠ કરવો, 'અહં બ્રહ્માસ્મિ' એવી રીતે ઉચ્ચારણ કરવું; ઇત્યાદિ, વાણીનો વ્યવહાર છે. મહાદેવ, વિષ્ણુ વગેરેનું ધ્યાન કરવું, મહાવાકયનો વિચાર કરવો અથવા બ્રહ્માનંદમાં લીન થવું ઇત્યાદિ મનનો શાસ્ત્રીય વ્યવહાર છે. એ શરીર, વાણી અને મન ભલે પોતપોતાના શાસ્ત્રીય વ્યવહાર કર્યા કરે, પણ તેથી મને જરાએ વિક્ષેપ નથી: કારણ કે 'હું' તો એ શરીર આદિ ત્રણેથી ન્યારો છુ, અને એ ત્રણેના વ્યવહારનો માત્ર સાક્ષી જ છું. ૨૬૯–૨૭૦

જેમ પૂર્વ સમુદ્ર અને પશ્ચિમ સમુદ્રનો વિવાદ સંભવતો નથી; જેમ પૂર્વ દિશાનાં અને પશ્ચિમ દિશાનાં મનુષ્યોનો વિવાદ સંભવતો નથી, તેમ કર્મી અને જ્ઞાનીનો વિવાદ પણ સંભવતો નથી; કેમકે જેમ પૂર્વ સમુદ્ર અને પશ્ચિમ સમુદ્ર તથા પૂર્વ દિશાનાં મનુષ્ય અને પશ્ચિમ દિશાનાં મનુષ્યોનો દેશ ભિન્ન ભિન્ન છે; તેમ કર્મીનો અને જ્ઞાનીનો વિષય પણ ભિન્ન ભિન્ન છે. ૨૭૧

શિષ્ય–કર્મીનો વિષય શું અને જ્ઞાનીનો વિષય શું છે?

ગુરુ–કર્મીનો વિષય શરીર, વાણી અને બુદ્ધિ આદિ સર્વે પદાર્થો સત્યતારૂપ છે, પણ સાક્ષીની નિર્લેપતારૂપ નથી, અને જ્ઞાનીનો વિષય સાક્ષીની નિર્લેપતારૂપ છે, પણ શરીર આદિની સત્યતા નથી. જો કર્મીનો વિષય સાક્ષીની અસત્તા હોય અથવા તો જ્ઞાનીનો વિષય શરીર આદિનાં સ્વરૂપના બાધમાં હોય તો, બન્નેનો એક વિષય હોવાથી, વિવાદનો પ્રસંગ આવે; પરંતુ બન્નેનો વિષય ભિન્ન ભિન્ન છે, માટે વિવાદનો પ્રસંગ જ નથી. ૨૭૨

પરંતુ જ્ઞાનીનો વિષય ભિન્ન છે અને કર્મીનો વિષય ભિન્ન છે, તથાપિ પોતાની ભિન્ન વિષયતાને નહિ જાણીને જ્ઞાની અને કર્મી બહેરાંઓની પેઠે પરસ્પર વિવાદ કરે છે તેને જોઈ તત્ત્વજ્ઞો તો હસે જ છે.

### બે બહેરાઓનું દૃષ્ટાંત

કોઇક ગામમાં એક ભરવાડ રહેતો હતો. તે સાવ બહેરો ઠુંઠ હતો. એક દિવસે તે વનમાં પોતાનાં બકરાં ચારતો હતો, તેટલામાં ઘાસ ઘણું હતું અને બકરાંઓ પોતાની મેળે ચરતાં હતાં તેથી અને પોતાને આળસ આવવાથી, તે એક વૃક્ષની છાયામાં લાંબો થઇ સૂતો, ત્યાં તેને નિદ્રા આવી ગઇ. એ સમયમાં બકરાં તો ચરતાં ચરતાં ઘણે દૂર નિકળી ગયાં. બહેરાએ જ્યારે જાગ્રત્ થઇને આસપાસ દૃષ્ટિ કરી તો બકરાંઓ જોવામાં આવ્યાં નહિ; તેથી ગભરાયો ને આસપાસ જોવા લાગ્યો. એવામાં એક માણસ સામે રસ્તેથી ચાલ્યો આવતો હતો, તેને પૂછવાને તે દોડ્યો. કર્મસંજોગે તે માણસ પણ બહેરાંનો શિરોમણિ હતો. તે બહેરખાં ભરવાડે પૂછ્યું, 'ભાઈ રે! તમે કંઇ આટલામાં બકરાં ચરતાં જોયાં છે?'

તે સાંભળી બીજે બહેરે જાણ્યું કે, 'તમે કયાંથી આવો છો' એમ મને એ પૂછે છે, તેથી પોતે જે ગામથી આવતો હતો, તે તરફ હાથનો

ઈસારો કરીને પહેલા બહેરાને કહ્યું, 'હું તો અમુક ગામથી આવું છું, તું કયે ગામ જાય છે ?'

એ સાંભળી, 'તું કયાં હતો એમ મને પૂછે છે,' એમ જાણી તેનું ઉત્તર ભરવાડે આપ્યું, 'હું તો ઘડીવાર આ ઝાડની નીચે પડ્યો હતો, તેટલામાં તો બકરાંઓ કોઈ તરફ નીકળી ગયાં.'

પહેલા બહેરાનું કહેલું સાંભળીને, બીજે બહેરે એમ જાણ્યું કે, એ મને પૂછે છે કે, 'તમે તે ગામ શું કામ ગયા હતા,' એમ જાણીને ઉત્તર આપ્યું, 'આ ગામમાં મારે થોડુંક કામ હતું.'

ભરવાડ બહેરે પૂછ્યું કે, 'બકરાંઓ કેટલે છેટે નીકળી ગયાં છે,' પણ બીજે બહેરે જાણ્યું કે એ પૂછે છે કે, 'હું કીયે ગામ જાઉં છું,' તેથી સામે હાથ લાંબો કરી બોલ્યો, 'હું અમુક ગામ જાઉં છું.'

એવી રીતે એક બીજાની વાતો સમજ્યા વિના વાતો કરતા તે બન્ને બહેરાઓમાંથી એક બકરાંઓ ખોળવા ચાલ્યો, અને બીજો પોતાને રસ્તે પડ્યો. બીજા બહેરાએ જે તરફ હાથનો ઈસારો કર્યો હતો તે તરફ ભરવાડ ગયો, અને થોડે દૂર શોધતાં બકરાંઓ જડ્યાં, તેથી બીજા બહેરાનો ઉપકાર માનવાને તેને એક બકરો આપવાનો નિશ્ચય કરી, બકરાંઓને એક ઠેકાણે રાખી, એક લગડી બકરીને લઈને, પહેલો બહેરો બીજા બહેરાની પછવાડે દોડ્યો. દોડતાં દોડતાં, બજારની વચમાં બીજો બહેરો મળી ગયો. તેની પાસે બકરી રાખી, હાથ જોડીને પહેલો બહેરો કહેવા લાગ્યો:—"હું તમારો ઉપકાર માનું છું, અને આ એક બકરી આપું છું, તે લો." તે જોઈ બીજો બહેરો સમજ્યો કે 'આ બકરીના પગ ભાંગવાનો મારી ઉપર આરોપ મૂકે છે, ને બકરીનો પગ કેમ ભાંગી નાંખ્યો ?' એમ પૂછે છે, તેથી કહ્યું, 'ના, ના, મેં તારી બકરીનો પગ ભાંગ્યો નથી,' એમ હાથ હલાવીને કહ્યું. તે જોઈ આ બકરી લેવાની ના પાડે છે, એમ સમજી પહેલો બહેરો બોલ્યો, 'તમને હું ખુશીથી બકરી આપું છું, તમે લેવાની શા માટે ના પાડો છો?' એમ કહી તેનો પલ્લો પકડવા ગયો, ત્યારે બીજા બહેરાએ જાણ્યું કે 'મને મારવા આવે છે,' તેથી તે પણ કમર કસીને સામો મારવા તૈયાર થઈ ગયો. એવી રીતે વગર સમજણે વૃથા કલેશ કરતા તે બન્ને બહેરાઓને જોઈ, જતાં આવતાં માણસો હસવા લાગ્યાં, અને પછી બન્નેની વાત સાંભળી સમાધાન કર્યું.

એવા બહેરાની પેઠે, પોતાના વિષય ભિન્ન ભિન્ન છે, ને એક બીજાની વાત નહિ જાણીને, વૃથા કલેશ કરતા, જ્ઞાની અને કર્મીને તત્ત્વવેત્તાઓ તો હસે જ છે. ૨૭૩

કેમકે દેહ, વાણી અને મન આદિ જે કર્માનુષ્ઠાનમાં ઉપયોગી છે તે સર્વથી સાક્ષી ન્યારો છે; પણ એવા સાક્ષીને કર્મીઓ જાણતા નથી. તે સાક્ષીને તત્ત્વવેત્તા બ્રહ્મરૂપે જાણે છે, તેમાં કર્મીને કર્માનુષ્ઠાનમાં શું ક્ષતિ છે? કંઈએ નહિ. ૨૭૪

પણ જ્ઞાનીએ તો, આ સર્વ જગત્ ને કર્મ મિથ્યા છે એવી બુદ્ધિથી, દેહ, વાણી અને બુદ્ધિ આદિ સર્વ તજ્યાં છે; છતાં તે દેહ, વાણી અને બુદ્ધિથી કર્મી કર્માનુષ્ઠાન ભલે કરે, તેથી જ્ઞાનીની મિથ્યાત્વ બુદ્ધિમાં અથવા ત્યાગમાં શું ઓછું થવાનું હતું ? જ્ઞાની અને કર્મીનો ભિન્ન ભિન્ન વિષય છે, તેથી બન્નેને વિવાદ કરવાનું કાંઈ કારણ નથી. છતાં જો વિવાદ કરે, તો તે વૃથાવાદ છે, એમ જાણીને જ તત્ત્વવેત્તાઓ તે બન્નેને હસે છે. ૨૭૫

અવતરણિકા—કર્માનુષ્ઠાન પ્રયોજન વિનાનું હોવાથી તે જ્ઞાનીએ સ્વીકારવું નહિ, એમ શિષ્ય કહેવાથી, ગુરુ તેના મનનું સમાધાન કરે છે.

**प्रवृत्तिर्नोपयुक्ता चेन्निवृत्तिः क्वोपयुज्यते ।**
**बोधहेतुर्निवृत्तिश्चेद्बुभुत्सायां तथेतरा ॥**

શબ્દાર્થ—તું કહીશ કે, પ્રવૃત્તિ ઉપયોગી નથી, તો નિવૃત્તિએ કયાં ઉપયોગી છે? અને જો નિવૃત્તિ જ્ઞાનનું કારણ છે, તો પ્રવૃત્તિ પણ તેમ જ જ્ઞાનની ઈચ્છામાં ઉપયોગી છે. ૨૭૬

## ચન્દ્રકાન્ત વિવરણ

શિષ્ય—કર્માનુષ્ઠાનનું શું ફલ નથી, તેથી જ્ઞાની કર્માનુષ્ઠાનનો સ્વીકાર કરતો નથી ને માનતો પણ નથી. કર્માનુષ્ઠાન એટલે પ્રવૃત્તિ ખરી કેની ? અને એ કર્મકથા જ્ઞાનીને જરાએ ઉપયોગી નથી, એમ જ કેની ?

ગુરુ—ત્યારે નિવૃત્તિ કયાં ઉપયોગી છે ? કે

જેથી જ્ઞાની નિવૃત્તિનો સ્વીકાર કરે ? ઉપયોગનો અભાવ તો પ્રવૃત્તિ અને નિવૃત્તિ બન્નેમાં સમાન જ છે.

શિષ્ય–નિવૃત્તિથી તો જ્ઞાન પ્રાપ્ત થાય, તેથી જ્ઞાની તે તો સ્વીકારે છે.

ગુરુ–ભલું કહ્યું. જેમ નિવૃત્તિ જ્ઞાનમાં ઉપયોગી છે, તેમ પ્રવૃત્તિ પણ જ્ઞાનની ઇચ્છામાં ઉપયોગી છે; કેમકે, પ્રવૃત્તિથી જ્ઞાન મેળવવાની ઇચ્છા ઉત્પન્ન થાય છે. એ પ્રમાણે જરાતરા ઉપયોગીપણું તો પ્રવૃત્તિ અને નિવૃત્તિ બન્નેમાં જ છે. ૨૭૬

અવતરણિકા–પ્રવૃત્તિનો કંઇ ઉપયોગ જ નથી, એમ શિષ્ય કહે છે, અને ગુરુ કોટિ કરીને ઉત્તર દે છે.

बुद्धश्चेन्न बुभुत्सेत नाप्यसौ बुद्ध्यते पुनः।
अबाधादनुवर्तेत बोधो न त्वन्यसाधनात् ॥

શબ્દાર્થ–જ્ઞાની જ્ઞાનની ઇચ્છા કરે નહિ, તેમ જ્ઞાની ફરીથી જ્ઞાનને પણ પામતો નથી. જ્ઞાનના અભાવથી જ્ઞાનની અનુવૃત્તિ થાય, પણ અન્ય સાધનથી અનુવૃત્તિ થાય નહિ. ૨૭૭

## ચન્દ્રકાન્ત વિવરણ

શિષ્ય–પ્રવૃત્તિ જ્ઞાનની ઇચ્છામાં કારણ છે, પરન્તુ જ્ઞાનીને તો જ્ઞાન પ્રાપ્ત થયું છે, એટલે હવે તેને જ્ઞાન માટે પ્રવૃત્તિની જરૂરજ નથી.

ગુરુ–પણ જ્યારે નિવૃત્તિજ જ્ઞાનમાં જરૂરની છે, ત્યારે તો જ્ઞાનીને જ્ઞાન માટે નિવૃત્તિ પણ ઉપયોગી નથી; કારણ કે, જ્ઞાનીને તો જ્ઞાન થયું છે, તેથી તેને ફરીથી જ્ઞાનની જરૂર નથી.

શિષ્ય–જ્ઞાનીને ફરીથી જ્ઞાનની જરૂર નથી એ ખરું, તોપણ એક વાર થયેલા જ્ઞાનની સ્થિરતા માટે જ્ઞાનનું કારણ જે નિવૃત્તિ તેની જરૂર છેજ.

ગુરુ–નથી. જેમ દીપની સ્થિરતામાં પવન અટકાવવાની જરૂર છે, પણ બારી બારણાં બંધ કરવા આદિ બીજાં સાધનની જરૂર નથી; તેમ જ્ઞાનની સ્થિરતા માટે તેનો નાશ કરવાવાળાને અટકાવવાની જરૂર છે, પણ નિવૃત્તિ આદિ બીજાં સાધનની જરૂર નથી; કેમકે જ્ઞાન, વેદવાક્યરૂપ પ્રબલ પ્રમાણોથી ઉત્પન્ન થયું છે, અને તેને મિથ્યા કરનાર બીજું પ્રબલ પ્રમાણ કોઈ પણ નથી, તેથી જ્ઞાન તો સ્થિર જ છે. ૨૭૭

અવતરણિકા–વેદથી મળેલું જ્ઞાન અને બીજાં પ્રમાણોથી તો ખોટું નહિ થાય, પણ અવિદ્યાથી અને વ્યવહારાદિથી તો થાય જ. ગુરુ કહે છે કે, દૃઢ જ્ઞાન થયા પછી માયા કે વ્યવહાર કંઈ પણ અડચણ કરતા નથી.

नाविद्या नापि तत्कार्यं बोधं बाधितुमर्हति ।
पुरैव तत्त्वबोधेन बाधिते ते उभे यतः २७८
बाधितं दृश्यतामक्षैस्तेन बाधो न दृश्यते ।
जीवन्नाखुर्न मार्जारं हंति हन्यात्कथं मृतः
अपि पाशुपतास्त्रेण विद्धश्चेन्न ममार यः ।
निष्फलेषु विनुन्नांगो नश्यंतीत्यत्र का प्रमा॥
आदावविद्यया चित्रैः स्वकार्यैर्जृंभमाणया ।
युद्ध्वा बोधोऽजयत्सोऽद्य सुदृढो बाध्यतां कथम् ॥ २८१ ॥
तिष्ठंत्वज्ञानतत्कार्यशवा बोधेन मारिताः ।
न भीतिर्बोधसम्राजः कीर्तिः प्रत्युत तस्य तैः
य एवमतिशूरेण बोधेन न वियुज्यते ।
प्रवृत्त्या वा निवृत्त्या वा देहादिगतयास्य किं

શબ્દાર્થ–જ્ઞાનને બાધ કરવા માટે માયા સમર્થ નથી, તેમ માયાનાં કાર્યો પણ સમર્થ નથી; કેમકે તત્ત્વબોધનો નિશ્ચય થતી વેળાએ જ તે બન્ને મુડદાં જેવાં થઈ પડ્યાં છે.(૨૭૮) નાશ પમેલાં માયાનાં કાર્યો ઇંદ્રિયોથી જોવામાં આવે છે, પણ તેથી જ્ઞાનનો નાશ થઇ શકતો નથી. જો જીવતો ઊંદર બીલાડાને હણી શકતો નથી, તો પછી મરણ પામેલો ઊંદર બીલાડાને કેમ હણે ? (૨૭૯) જે પુરુષ પાશુપતાસ્ત્રથી વિંધાયા છતાં પણ મરણ પામ્યો નહિ, તે ફળાં વિનાના ઘોથાંથી વ્યથિત અંગવાળો થઇને નાશ પામશે એમાં પ્રમાણ શું ? (૨૮૦) જે જ્ઞાન પ્રથમ બહુ બહુ પ્રકારનાં અવિદ્યાનાં કાર્યોથી વૃદ્ધિ પામતી અવિદ્યાની સાથે યુદ્ધ કરીને વિજય પામ્યું છે તે જ્ઞાન, અતિ દૃઢ થવા પછી કેમ નાશ પામશે ? (૨૮૧) જ્ઞાને ફૂંકી દીધેલા અજ્ઞાન અને તેના કાર્યોનાં મુડદાં ભલે પડ્યાં

રહે, જ્ઞાનરૂપી ચક્રવર્તી રાજાને તેનો જરાએ ભય નથી; પરંતુ એ માયા અને તેનાં કાર્યોનાં મુડદાંથી ચક્રવર્તી જ્ઞાનેશ્વરની તો કીર્તિ જ છે. (૨૮૨) આ પ્રમાણે જે પુરુષ અતિશૂર એવા જ્ઞાનથી સંપન્ન છે તે પુરુષને દેહ આદિમાં રહેલી પ્રવૃત્તિથી પણ શું અને નિવૃત્તિથી પણ શું? ૨૮૩

## ચન્દ્રકાન્ત વિવરણ

શિષ્ય–બીજાં પ્રમાણોથી જ્ઞાનનો નાશ નહિ થાય એ તો ઠીક, પણ માયાથી અથવા માયાનાં કાર્ય, કર્તાપણું અને ભોક્તાપણાંના અભ્યાસથી તેનો નાશ થશે; વખતે માયા વિચિત્ર વેશે હાજર થઇને મનાવશે.

ગુરુ–મનાવે કેમ? જેમ રાત્રિ અને રાત્રિનાં કાર્યો અંધકારનો નાશ કર્યા વિના સૂર્ય ઉદય પામતો નથી, તેમ માયા અને માયાનાં કાર્યો કર્તાપણાં આદિનાં અભ્યાસનો નાશ કર્યા વિના જ્ઞાન ઉત્પન્ન જ થતું નથી. જ્ઞાન થવાથી માયા અને માયાનાં કાર્યોનો તો પહેલે જ ઝપાટે નાશ થાય છે. માટે, જેમ રાત્રિ અને રાત્રિનું કાર્ય સૂર્યનો નાશ કરી શકતાં નથી, તેમ માયા અને માયાનાં કર્મો જ્ઞાનનો નાશ કરી શકતાં નથી.૨૭૮

શિષ્ય–જ્ઞાન થયાથી માયાનો નાશ થાય છે, તો પણ તેનાં કાર્યોનો નાશ થતો જણાતો નથી; કેમકે જ્ઞાન થયે સતે માયાનાં કાર્યો નજરે પડે છે, તેથી માયાનાં કાર્યોથી જ્ઞાનનો નાશ થશે.

ગુરુ–માયાનાં કાર્યો નજરે આવતાં હોય તો ભલે આવે, પરંતુ જ્ઞાનથી તેનો નાશ થયો છે; અને વળી તેનાં ઉપાદાન કારણ માયાનો નાશ તું સ્વીકારે છે, તેથી 'અવિદ્યાનાં કાર્યોનો પણ નાશ થયો છે,' એ તારે સ્વીકારવું પડશે, કેમકે 'ઉપાદાન કારણનો નાશ થવાથી ઉપાદેયનો પણ નાશ થાય છે,' એવો ન્યાય છે, જેમકે, ઘટાદિ મૃત્તિકાનાં કાર્યોનું ઉપાદાન કારણ મૃત્તિકા છે, તે મૃત્તિકાનો નાશ થવાથી મૃત્તિકાનાં કાર્યોનો પણ નાશ થાય છે; તેમ જ અવિદ્યા, અથવા માયા ઉપાદાન કારણ છે, અને અહંકાર આદિ તેનાં કાર્યો છે, તેથી જ્ઞાનના પ્રતાપથી નાશ પામેલાં માયાનાં કાર્યો, માયાનો નાશ થયા પછી જ્ઞાનનો નાશ કેમ કરી શકે?

શિષ્ય–અવિદ્યાનાં કાર્યો ભલે મુવા જેવાં પડ્યાં, તો પણ તે નજરે આવે છે તેથી જ્ઞાનનો નાશ કરશે જ.

ગુરુ–રે મૂઢ! રે ભોળી જિજ્ઞાસુ! જે નાશ પામેલો નજરે આવતો હોય તે નાશ કરી શકતો નથી, એ તું કેમ જાણતો નથી? દાખલા તરીકે જીવતો ઊંદર બીલાડાને કનડી શકતો નથી તો પછી મરણ પામેલો ઊંદર, મોં આગળ પડેલો હોય તોપણ, બીલાડાનો નાશ કેમ કરી શકે? તેમ જ ન નાશ પામેલાં માયાનાં કાર્યો જ્ઞાનનો નાશ કરી શકતાં નથી; ત્યારે નાશ થયેલાં માયાનાં કાર્યો, નજરે આવતાં હોય તોપણ, જ્ઞાનનો નાશ કેમ કરી શકે? ૨૭૯

જે પુરુષ શિવનાં પાશુપતાસ્ત્રથી મરણ પામ્યો નહિ, તે પુરુષ લોઢાનાં ફળા વિના કેવલ લાકડીના કટકારૂપ શેથાંથી મરણ પામશે કે? તેમ જ જે જ્ઞાન, માયા જીવતી હોય છે ત્યારે પણ, નાશ પામતું નથી તે જ જ્ઞાન, મરીને સ્મશાનમાં ભસ્મ થયેલાં છે કાર્યો જેનાં એવી માયાથી કેમ નાશ પામે? 'મરણ પામેલી માયાનાં કાર્યો જ્ઞાનનો નાશ કરે છે,' એમ કહેવું એ તો, 'મરેલો ઊંદર બીલાડીને મારે છે,' એમ કહેવા બરાબર છે. જેમ કેદ પકડાયલો માણસ પીડા કરી શકતો નથી, જેમ મરેલો મારી શકતો નથી, તેમ જ મરી ગયેલી માયાનાં કાર્યો જ્ઞાનનો નાશ કરી શકતાં નથી. ૨૮૦

પ્રમાતાપણું, ભોક્તાપણું, કર્તાપણું ઇત્યાદિ માયાના સીપાઇઓ છે. તે સીપાઇઓથી બલવાન્ થયેલી માયાની સાથે રાત ને દહાડો યુદ્ધ કરીને જ્ઞાને જય મેળવ્યો છે, અને તે માયાને નસાડી મુકી છે, અને મોટાં થયેલાં વૃક્ષની પેઠે નિરંતર અભ્યાસ કરવાથી જ્ઞાનસિંહનું બળ અતિ દૃઢ થઇ ગયું છે, ત્યારે એ માયાના મરણ પામવાથી નિર્બીજ થઇ પડેલાં તેનાં સીપાઇસપરાંઓ, અતિ બળવાન્ સિંહનો નાશ કેમ કરી શકે? જેમ પાશુપતાસ્ત્રથી વિંધાયા છતાં પણ ન મરણ પામેલો પુરુષ, લોઢાનાં ફળાં વિનાનાં કેવલ શેથાંથી મરણ પામતો નથી, તેમ પોતાના

સીપાઇની સહાયતાથી વૃદ્ધિ પામેલી માયાથી નાશ ન પામેલુ જ્ઞાન, માયાની નિવૃત્તિ થવાથી નિરાધાર થઇ પડેલાં તેનાં કાર્યોથી, કેમ નાશ પામે? ૨૮૧

જેમ કોઈ ચક્રવર્તી રાજા પોતાના શત્રુઓનો નાશ કરે, ને તેના સીપાઇઓનાં મુડદાંઓ અહીંયાં તહીંયાં રઝળતાં પડ્યાં હોય, તેથી ચક્રવર્તી રાજાને કોઈ જાતનો ભય થતો નથી, પણ ઉલટું તે તેની કીર્તિમાં વધારો કરનાર થઈ પડે છે; તેમ જ્ઞાનરૂપી ચક્રવર્તી રાજાએ અજ્ઞાન અને માયાનાં કાર્યોરૂપી પોતાના શત્રુઓનો નાશ કર્યો છે ને તેઓ ચત્તાપાટ ધૂળ ચાટતા પડેલા છે, તેવા મુડદાં જેવા માયાના સીપાઇઓ ભલે પડ્યા પડ્યા નજરે પડે, તેથી કાંઈ જ્ઞાનેશ્વરને ભય થશે નહિ, પણ તેમાં તો જ્ઞાનસિંહની કીર્તિ જ છે. ૨૮૨

શિષ્ય–માયાનાં કાર્યો જ્ઞાનનો નાશ ન કરી શકે તો હરકત નહિ, પણ તેથી સિદ્ધ શું થયું?

ગુરુ–શત્રુનો જે નાશ કરે તે શૂર કહેવાય છે. માયા અને તેનાં કાર્યો જ્ઞાનનાં શત્રુ છે, તેનો નાશ જ્ઞાન કરે છે, તેથી જ્ઞાન અતિશૂર છે, જ્ઞાન તે બ્રહ્મ અને આત્માની એકતાનું જે તેજ; બીજું નહિ. એ જ્ઞાનનો વિયોગ, જે પુરુષને થતો નથી, તે મુમુક્ષુ પુરુષને પ્રવૃત્તિથી અથવા નિવૃત્તિથી શી પીડા છે? કારણ કે, તે મુમુક્ષુ પુરુષને દેહાદિકથી આત્માના જૂદાપણાનું જ્ઞાન હોય છે, અને તેથી 'પ્રવૃત્તિ અને નિવૃત્તિ દેહાદિકમાં છે, પણ આત્મામાં નથી.' એવો તેનો નિશ્ચય હોય છે. તેથી તેને પ્રવૃત્તિમાં કે નિવૃત્તિમાં આગ્રહ જ નથી. ૨૮૩

અવતરણિકા–શિષ્ય કહે છે કે, પ્રવૃત્તિમાં તો અજ્ઞાનીને પણ આગ્રહ નથી; તે પરથી ગુરુ કહે છે.

प्रवृत्तावाग्रहो न्याय्यो बोधहीनस्य सर्वथा।
स्वर्गाय चाऽपवर्गाय यतितव्यं यतो नृभिः

શબ્દાર્થ–તોપણ અજ્ઞાનીએ પ્રવૃત્તિમાં આગ્રહ સર્વથા રાખવો જોઈએ; કારણ કે, મનુષ્યોએ સ્વર્ગ માટે અથવા અપવર્ગ (મોક્ષ) માટે યત્ન કરવો જોઇએ. ૨૮૪

### ચન્દ્રકાન્ત વિવરણ

શિષ્ય–ત્યારે જ્ઞાનીની પેઠે અજ્ઞાનીને પણ પ્રવૃત્તિમાં આગ્રહ રાખવો યોગ્ય નથી

ગુરુ–અજ્ઞાનીએ પ્રવૃત્તિમાં આગ્રહ રાખવો જરૂરનો છે

શિષ્ય–તેનું કારણ શું?

ગુરુ–પ્રાણીએ મનુષ્યદેહ ધારણ કરી, સ્વર્ગ માટે અથવા મોક્ષ માટે પ્રયત્ન કરવો જોઇએ; કેમકે મનુષ્યદેહ વારવાર આવતો નથી. વળી મનુષ્ય લોક કરતાં સ્વર્ગલોક ઉત્તમ છે, અને સ્વર્ગ કરતાં પણ મોક્ષ ઉત્તમ છે; તેથી દરેક પોતાની શક્તિ પ્રમાણે પ્રયત્ન કરવો. જે મોક્ષના અધિકારી ન હોય તેવા જીવે સ્વર્ગાદિ લોક માટે પ્રવૃત્તિમાં પ્રયત્ન કરવો, અને જે મોક્ષના અધિકારી હોય તે પુરુષોએ મોક્ષ માટે પ્રયત્ન કરવો, પણ પ્રવૃત્તિમાં અથવા નિવૃત્તિમાં આગ્રહ રાખવો નહિ. ૨૮૪

અવતરણિકા–જ્ઞાનીને પ્રવૃત્તિમાં આગ્રહ કરવો ન જોઇએ તે ખરું છે, પણ કર્મીની મધ્યમાં રહેતા જ્ઞાનીએ શું કરવું, તે કહે છે.

विद्वांश्चेत्तादृशां मध्ये तिष्ठेत्तदनुरोधतः।
कायेन मनसा वाचा करोत्येवाखिलाः क्रियाः ॥ २८५ ॥

एष मध्ये बुभुत्सूनां यदा तिष्ठेत्तदा पुनः।
बोधयैषां क्रियाः सर्वा दूषयंस्त्यजतु स्वयम्॥
अविद्वदनुसारेण वृत्तिर्बुद्धस्य युज्यते।
स्तनंधयानुसारेण वर्तते तत्पिता यतः॥
अधिक्षिप्तस्ताडितो वा बालेन स्वपिता तदा
न क्लिश्नाति न कुप्येत बालं प्रत्युत लालयेत्॥
निंदितः स्तूयमानो वा विद्वानज्ञैर्न निंदति।
न स्तौति किं तु तेषां स्याद्यथा बोधस्तथा-
चरेत् ॥ २८९॥
येनायं नटनेनात्र बुध्यते कार्यमेव तत्।
अज्ञप्रबोधान्नैवान्यत्कार्यमस्त्यत्र तद्विदः॥

શબ્દાર્થ–પરંતુ જ્ઞાની જો તેવાના (કર્મીઓના) મધ્યમાં રહેતો હોય તો, તેઓના

(કર્મીના) અનુસરણથી કાયાએ કરીને, મને કરીને અને વાણીએ કરીને સંપૂર્ણ ક્રિયાઓ કરે જ છે, (૨૮૫) અને એ જ્યારે જિજ્ઞાસુઓના મધ્યમાં રહે છે ત્યારે એ જિજ્ઞાસુઓને જ્ઞાન થવા માટે તેને અનુકૂળ થઇને, સર્વ ક્રિયાઓમાં દોષ બતાવી, તેણે પંડે પણ સર્વ કર્મોને તજી દેવાં, (૨૮૬) એમ જ્ઞાનીનું આચરણ અજ્ઞાનીને અનુસરતું હોય છે તે યોગ્ય છે. કારણ કે, ધાવણા બાળકને અનુસરીને જ તેનો પિતા વર્તે છે. (૨૮૭) જેમ પિતા, બાળકે તિરસ્કાર કીધો હોય કે માર્યો હોય ત્યારે દુઃખ પામતો નથી તેમ કોપ કરતો નથી, પણ ઉલટો બાલકને લાડ લડાવે છે; (૨૮૮) તેમ અજ્ઞાનીઓ નિંદા કરે અથવા સ્તુતિ કરે, પરંતુ જ્ઞાની તેઓની નિંદાએ કરતો નથી, તેમ સ્તુતિએ કરતો નથી, પરંતુ તેઓને જે પ્રકારે જ્ઞાન થાય તે પ્રકારે જ વર્તે છે; (૨૮૯) કારણ કે જે આચરણથી આ લોકમાં અજ્ઞાની બ્રહ્મજ્ઞાનને જાણે, તેવાં આચરણો જ્ઞાનીએ કરવાની જરૂર છે, તેથી જ્ઞાનીને, અજ્ઞાનીને પ્રબોધવા સિવાય અન્ય કંઇ પણ કર્તવ્ય આ લોકમાં નથી જ. ૨૯૦

## ચન્દ્રકાન્ત વિવરણ

શિષ્ય-જ્ઞાનીએ પ્રવૃત્તિમા આગ્રહ રાખવો નહિ પણ જ્ઞાની કર્મીઓની સાથે રહેતો હોય તો તેણે શું કરવું?

ગુરુ–જો જ્ઞાની કર્મીઓના મધ્યમાં રહેતો હોય તો તેણે કર્મીઓને અનુસરીને કાયા, વાચા અને મનથી સંપૂર્ણ ક્રિયાઓ કરવી અને અજ્ઞાની (કર્મી)ઓને કર્મમાં પ્રવૃત્ત કરવા, પણ કર્મીઓને કર્મ કરતાં અટકાવવા નહિ. આ વિષયમાં શ્રીકૃષ્ણ પરમાત્માએ પણ ભગવદ્‌ગીતાના ત્રીજા અધ્યાયમાં કહ્યું છેઃ–

> सक्ताः कर्मण्यविद्वांसो यथा कुर्वंति भारत ।
> कुर्याद्विद्वांस्तथासक्तश्चिकीर्षुर्लोकसंग्रहम् ॥

'હે ભારત (અર્જુન)! જેમ અવિદ્વાન્ પુરુષ કર્મ વિષે આસક્ત થઇને કર્મ કરે છે, તેમ લોકસંગ્રહ માટે વિદ્વાને અનાસક્ત કર્તૃત્વાદિ અભિમાન અથવા ફલેચ્છા રહિત થઇને કર્મ કરવાં.'

> न बुद्धिभेदं जनयेदज्ञानां कर्मसंगिनाम् ।
> जोषयेत्सर्वकर्माणि विद्वान्युक्तः समाचरन् ॥

'કર્મમાં જ દૃઢ વિશ્વાસ કરનાર અજ્ઞાનીઓની બુદ્ધિમાં ભેદ પેદા કરવો નહિ, પણ વિદ્વાને યુક્તિથી વર્તી સર્વ કર્મનું અનુમોદન કરી, તે આચરવાં.' હવે જ્ઞાની તો કર્મ સમજીને ત્યજે છે, પણ મૂર્ખાઓ તો દેખાદેખી આચરે છે; તેથી જ્ઞાની જો કર્મીનાં મંડળમાં રહેતો હોય તો તેને યુક્તિથી વર્તવું જોઇએ, ને તેવા અજ્ઞાનીઓને કર્મ કરવા દેવાં, ને તેમાં ઉત્તેજન પણ આપવું; પણ તેઓ કર્મ કરતાં અટકે એવાં આચરણ કદી કરવાં નહિ, તેમ તેવો ઉપદેશ પણ કરવો નહિ; કેમકે જીવનો સ્વભાવ જ એવો છે કે સર્વ બંધન વા નિયમમાંથી છૂટી, સ્વચ્છંદી થવું, ને સર્વ ભૂલી જવું. ૨૮૫

શિષ્ય–જ્ઞાનીને નિવૃત્તિમાં પણ આગ્રહ રાખવાનો નથી, ત્યારે જ્ઞાની જો જિજ્ઞાસુઓની સાથે રહેતો હોય ત્યારે તેણે કેમ વર્તવું?

ગુરુ–જ્યારે જ્ઞાની જિજ્ઞાસુઓની સાથે રહેતો હોય ત્યારે તેણે, જિજ્ઞાસુઓને બોધ થવા માટે, સંપૂર્ણ ક્રિયાઓમાં દૂષણ બતાવવું, ને પોતે પણ સર્વ ક્રિયાઓનો ત્યાગ કરવો. જ્ઞાનીને તો કાંઇ પણ કરવાનું કે મેળવવાનું નથી, કે જેથી તેને કર્મ કરવાં પડે; તેમ જ્ઞાનીને કર્મો ન કરવાથી પાપે લાગતું નથી. કર્મ કરવામાં કે ન કરવામાં જ્ઞાની ઉપર શાસ્ત્ર કે બીજા કોઇની આજ્ઞા ચાલી શકતી નથી; કર્મો કરવાં કે ન કરવાં તે જ્ઞાનીને તો સમાન જ છે; પણ જો જ્ઞાની કર્મીઓની સાથે રહેતો હોય તો તેઓને કર્મ કરાવવા માટે, તેણે પણ શાસ્ત્ર પ્રમાણે કર્મો કરવાં; પણ જો તે જ્ઞાની જિજ્ઞાસુઓની સાથે રહેતો હોય તો, તેઓને બ્રહ્મજ્ઞાન થવા માટે, સર્વ કર્મોમાં દૂષણ બતાવી, પોતે પણ કર્મોનો ત્યાગ કરવો. તેવી વેળાએ તે કર્મોનું સેવન કરે તો, જેઓને બ્રહ્મજ્ઞાન કરાવવું છે, તે થઈ શકે નહિ. ૨૮૬

શિષ્ય–જ્ઞાની અજ્ઞાનીઓમાં રહે તો સર્વ કર્મો કરે, ને જિજ્ઞાસુઓમાં રહે તો કર્મોનો ત્યાગ કરે, એવી રીતે અવ્યવસ્થિત આચરણ કેમ કરે?

ગુરુ–જ્ઞાની દયાળુ હોય છે, અને અજ્ઞાનીપર દયા કરવી એ તેનો ધર્મ છે; કેમકે ઉપદેશ વિના

અજ્ઞાનીઓનું અજ્ઞાન દૂર થતું નથી, ને અજ્ઞાન દૂર થયા વિના જન્મમરણરૂપ સંસારનું દુઃખ મટતુ નથી, તેથી અજ્ઞાનીઓ ઉપર દયા કરી, તેને અનુસારે તે વર્તે છે, અને તેમ વર્તવું એ તેનો ધર્મ છે.

શિષ્ય–જ્ઞાની અજ્ઞાનીને અનુસારે વર્તે છે, એમાં કાંઈ દૃષ્ટાંત છે?

સિદ્ધાંતિ–હા. જેમ બાળકનો પિતા, અજ્ઞાન બાળકને પ્રસન્ન રાખવા સારુ, તેની ઉપર દયા કરી તેની ઇચ્છા પ્રમાણે વર્તે છે. એટલે બાળક નાચવાનું કહે તો તેનો પિતા નાચે છે, ગાવાનું કહે તો ગાય છે, તાલ બજાવવાનું કહે તો તાલ બજાવે છે, અને રડવાનું કહે તો રડે છે, તેજ પ્રમાણે જ્ઞાની અજ્ઞાની સાથે વર્તે છે. ૨૮૭

શિષ્ય–બાળકનો પિતા બાળકને કેવી રીતે અનુસરે છે?

ગુરુ–જ્યારે બાળક પિતાનો તિરસ્કાર કરે, અનાદર કરે, મૂછો તાણે છે અથવા તો ઢીંકા મારે છે, ત્યારે તેનો પિતા મનમાં માઠુ માનતો નથી કે દુઃખ પામતો નથી, તેમ બાળક ઉપર ગુસ્સો પણ કરતો નથી, પરંતુ બાળકને વિશેષ લાડ લડાવે છે, તેમ જ્ઞાની પણ અજ્ઞાની સાથે માયાથી વર્તે છે. ૨૮૮

શિષ્ય–જ્ઞાની અજ્ઞાનીઓને કેવી રીતે અનુસરે છે?

ગુરુ–અજ્ઞાનીઓ જ્ઞાનીની સ્તુતિ કરે અથવા નિંદા કરે, પણ જ્ઞાની તો તેઓની સ્તુતિ પણ કરતો નથી, તેમ નિંદાએ કરતો નથી.

શિષ્ય–ત્યારે જ્ઞાની શું કરે છે?

ગુરુ–જ્ઞાની, અજ્ઞાનીઓએ કરેલી નિંદા વા સ્તુતિપર મન દેતો નથી, પરંતુ જેવી રીતે તેઓને જ્ઞાન થાય તેવી રીતે વર્તે છે. જેમ પિતા બાળકને પ્રસન્ન રાખવા માટે તેને અનુસરે છે, તેમ જ્ઞાની અજ્ઞાનીઓને જ્ઞાન થવા માટે તેને અનુસરે છે. ૨૮૯

શિષ્ય–અજ્ઞાનીને જ્ઞાન થાય તેવી રીતે આચરણ કરવામાં જ્ઞાનીને શું પ્રયોજન છે?

ગુરુ–બ્રહ્મજ્ઞાનનો ઉપદેશ કરી, અજ્ઞાનીઓનું કલ્યાણ કરવું એ જ્ઞાનીનું કર્તવ્ય છે, ને એ જ તેને પ્રયોજન છે.

શિષ્ય–જ્યારે અજ્ઞાનીને બોધ ઉત્પન્ન કરવો એ જ જ્ઞાનીનું કર્તવ્ય છે, ત્યારે જ્ઞાનીને અન્ય કર્તવ્યનો પ્રસંગ પણ પ્રાપ્ત થશે; કેમકે, જ્ઞાનીએ અમુક કાર્ય કરવું ને અમુક ન કરવું તેમાં કાંઈ પ્રમાણ નથી.

ગુરુ–જ્ઞાનીને અન્ય કર્તવ્યનો પ્રસંગ પ્રાપ્ત થતો નથી, કારણ કે, અજ્ઞાનીઓને બોધ કર્યા વિના બીજું કાંઈ પણ જ્ઞાનીને આ લોકમાં કે પરલોકમાં કર્તવ્ય નથી, તેથી જેવી રીતે અજ્ઞાનીને બોધ થાય તેવી રીતે જ્ઞાની આચરણ કરે છે.

શિષ્ય–જ્યારે જ્ઞાનીને અજ્ઞાનીને બોધ કરવારૂપ કર્તવ્ય છે, ત્યારે જ્ઞાની કૃતકૃત્ય કેમ કહેવાય? અને તેથી અગાડી કહેલા(૨૬૬) શ્લોકમાં વિરોધ આવશે, કેમકે તેમાં 'कृत कृत्यं । કર્તવ્ય કર્યું' એમ કહ્યું છે, તેનો શું અર્થ થશે?

ગુરુ–જ્ઞાની કોઈની આજ્ઞાથી ઉપદેશ કરતો નથી, તેમ પોતાના કર્તવ્યની અપૂર્ણતા સમજીને પણ ઉપદેશ કરતો નથી, તેમ તેનાં કર્તવ્યની અપૂર્ણતા પણ નથી; પરંતુ જો જ્ઞાની ઉપદેશ ન કરે તો મોક્ષપથે કોઈ પડે જ નહિ, ને મોક્ષમાર્ગનો ઉચ્છેદ થઈ જાય, સર્વ આત્મશાસ્ત્રો નિષ્ફળ થઈ જાય, અને કોઈ પણ અજ્ઞાનીનો ઉદ્ધાર થાય નહિ એટલા જ માટે, જ્ઞાની દયાદૃષ્ટિએ જોઈ, અજ્ઞાનીઓને જ્ઞાન થાય તેવી રીતે આચરણ કરે છે, અને તેનો જ ઉપદેશ કરે છે. તેથી તેની કૃતકૃત્યતામાં ન્યૂનતા આવતી નથી, તેમ જ આગળ કહેલા (૨૬૬ મા શ્લોક)માં વિરોધ પણ આવતો નથી. ૨૯૦

---

## તૃપ્તિનું સ્વરૂપ

(૨૯૧–૨૯૮, ૮ શ્લોકો

**અવતરણિકા**—ગુરુ અહીં સુધી કહેલા વિષયનું તાત્પર્ય કહીને જ્ઞાનીને કેવી તૃપ્તિ થાય છે તે કહે છે

कृतकृत्यतया तृप्तः प्राप्तप्राप्यतया पुनः ।
तृप्यन्नेवं स्वमनसा मन्यतेऽसौ निरंतरम् ॥
धन्योऽहं धन्योऽहं नित्यं स्वात्मानमंजसा वेद्मि ।
धन्योऽहं धन्योऽहं ब्रह्मानंदो विभाति मे स्पष्टम् ॥ २९२ ॥

धन्योऽहं धन्योऽहं दुःखं सांसारिकं न वीक्षेऽद्य।
धन्योऽहं धन्योऽहं स्वस्याज्ञानं पलायितं क्वापि ॥ २९३ ॥
धन्योऽहं धन्योऽहं कर्तव्यं मे न विद्यते किञ्चित।
धन्योऽहं धन्योऽहं प्राप्तव्यं सर्वमद्य संपन्नम्॥
धन्योऽहं धन्योऽहं तृप्तेर्मे कोपमा भवेल्लोके।
धन्योऽहं धन्योऽहं धन्यो धन्यः पुनः पुनर्धन्यः ॥ २९५ ॥
अहो पुण्यमहो पुण्यं फलितं फलितं दृढम्।
अस्य पुण्यस्य संपत्तेरहो वयमहो वयम् ॥
अहो शास्त्रमहो शास्त्रमहो गुरुरहो गुरुः।
अहो ज्ञानमहो ज्ञानमहो सुखमहो सुखम् ॥

શબ્દાર્થ-હું કરવાનું કરી ચૂકયો છું અને પામવાનું પામી ચૂકયો છું, એવી રીતે જ્ઞાની પોતાના મનથી તૃપ્તિ પામતો સતો, નિરંતર માને છે કે, (૨૯૧) હું ધન્ય છું, હું ધન્ય છું, હું નિત્ય મારા આત્માને સાક્ષાત્ જાણું છું; હું ધન્ય છું, હું ધન્ય છું, મને બ્રહ્માનંદ સ્પષ્ટ સ્ફુરે છે; (૨૯૨) હું ધન્ય છું, હું ધન્ય છું, કેમકે આજ હું સાંસારિક દુઃખ નજરે જોતો નથી; હું ધન્ય છું, હું ધન્ય છું, કારણ કે મારું અજ્ઞાન કયાંય પણ પલાયન કરી ગયું છે; (૨૯૩) હું ધન્ય છું, હું ધન્ય છું, કારણ કે મારે કાંઈ પણ કર્તવ્ય રહ્યું નથી; હું ધન્ય છું, હું ધન્ય છું, કારણ કે મને મળવા યોગ્ય સર્વ આજ મળ્યું છે; (૨૯૪) હું ધન્ય છું, હું ધન્ય છું, કારણ કે લોકમાં મારી તૃપ્તિની કોણ ઉપમા થાય? હું ધન્ય છું, હું ધન્ય છું, હું ધન્ય, ધન્ય અને વારંવાર ધન્ય છું.(૨૯૫). અહો પુણ્ય! અહો પુણ્ય! તે ફલ્યું અને દૃઢ રીતે ફલ્યું. આ પુણ્યની સંપત્તિથી અમે અહો છીએ, અમે અહો છીએ! (૨૯૬) અહો (સફળ છે) આ શાસ્ત્ર! અહો (સફળ છે) આ શાસ્ત્ર! અહો (સફળ) ગુરુ! અહો ગુરુ! અહો જ્ઞાન! અહો જ્ઞાન! અહો સુખ! અહો સુખ! (૨૯૭)

## ચન્દ્રકાન્ત વિવરણ

ગુરુ-હે શિષ્ય! એ જ્ઞાની કૃતકૃત્યપણાંથી સંતોષ પામે છે, અને વળી પ્રાપ્તપ્રાપ્યપણાંથી તૃપ્ત હોય છે, એટલા જ માટે તે જ્ઞાની પોતાનાં મનમાં પરમ સંતોષ પામી રહે છે. ૨૯૧

શિષ્ય-જ્ઞાન થયા પછી જ્ઞાની પોતાનાં મનમાં કેવી રીતે સંતોષ માને છે તે કૃપા કરી કહો.

ગુરુ-તે હમેશાં રટે છે કે, 'હું ધન્ય છું, હું ધન્ય છું; કારણ કે, મારું સ્વરૂપ કે જે દેશ, કાલ અને વસ્તુના પરિચ્છેદથી રહિત છે, એટલે નિત્ય છે અને પ્રત્યગાત્મ સ્વરૂપ છે, તેને હું સાક્ષાત્ જાણું છું.' આવો સંતોષ જ્ઞાનીને આત્મજ્ઞાનના લાભથી થાય છે વળી તે કહે છે કે, 'હું ધન્ય છુ, હું ધન્ય છું; કેમકે મને બ્રહ્મરૂપ આનંદ સ્પષ્ટ સ્ફુરે છે,' આવો સંતોષ, જ્ઞાનીને આત્મજ્ઞાનનાં ફલ બ્રહ્માનંદના લાભથી થાય છે. ૨૯૨

વળી તે માને છે કે, 'હું ધન્ય છું, હું ધન્ય છું, કારણ કે, આ જ્ઞાની અવસ્થામાં દુઃખરૂપ સંસાર મારા જોવામાં આવતો નથી.'

શિષ્ય-દુઃખરૂપ સંસાર જ્ઞાનીના જોવામાં કેમ નથી આવતો?

ગુરુ-જ્ઞાનીનો નિશ્ચય છે કે, 'અનેક કર્મવાસનાના બળરૂપ મારું અજ્ઞાન કયાંય પણ નષ્ટ થયું, તેથી દુઃખરૂપ સંસાર જોવામાં આવતો નથી.' રે શિષ્ય! એ સંસારનું કારણ અજ્ઞાન છે; અજ્ઞાનનો નાશ થવાથી, એટલે કારણનો નાશ થવાથી કાર્યનો નાશ થાય છે, એ ન્યાયથી, સંસાર પણ નષ્ટ થાય છે. દુઃખરૂપ સસારની પ્રતીતિ થવી, અજ્ઞાનનો સદ્‌ભાવ થવો, ઇત્યાદિ જ્ઞાનીને પાછાં પાડનારાં છે. તેની નિવૃત્તિ થવાથી જ્ઞાની પોતાના મનમાં કૃતાર્થતા માની સંતોષ પામે છે. ૨૯૩

વળી તે જાણે છે કે, 'મને આ લોક વા પરલોકમાં કાંઇ પણ કર્તવ્ય નથી, તેથી હું ધન્ય છું; જે કાંઇ મળવા જોગ વસ્તુ છે, તે સર્વ મોક્ષ પ્રાપ્ત થવાથી મને મળી ચુકી, તેથી પણ હું ધન્ય છું.' કૃતકૃત્યતા અને પ્રાપ્તપ્રાપ્તવ્યતા અજ્ઞાનની નિવૃત્તિનાં ફલ છે, અને ફલની પ્રાપ્તિ થવાથી જ્ઞાની પોતાનાં મનમાં કૃતાર્થતા માને છે, સંતોષ પામે છે. ૨૯૪

તે માને છે કે, 'અમારી તૃપ્તિ સર્વથી ઉત્તમ છે. લોકમાં અમારી તૃપ્તિની કોઇ પણ ઉપમા નથી, તેથી અમે કૃતાર્થ છીએ,' એવા સર્વોત્તમ સંતોષનું વર્ણન અવશિષ્ટ નથી, એમ ધારી જ્ઞાની પોતાને સ્ફુરેલા સંતોષને જ દર્શાવવા માટે કહે છે કે, 'જ્યાં હું જોઉં છું ત્યાં હું ધન્ય છું, હું ધન્ય છું, હું વારંવાર ધન્ય છું, ધન્ય છું.' ૨૯૫

'અમારું પુણ્ય સર્વથી ઉત્તમ છે; તે પુણ્ય અમને ફળ્યું, જેથી અમને મોક્ષ પ્રાપ્ત થયો; એવું ઉત્તમ પુણ્ય મેળવવાથી અમે પણ સર્વથી ઉત્તમ થયા છિયે.' તત્ત્વજ્ઞાનની પ્રાપ્તિ, બ્રહ્મરૂપ આનંદની પ્રાપ્તિ, દુઃખરૂપ સંસારની અપ્રતીતિ અને અજ્ઞાનની નિવૃત્તિ આદિનું મૂલ કારણ પુણ્ય છે, કે જે પુણ્યના મહિમાથી ઇષ્ટની પ્રાપ્તિ અને અનિષ્ટની નિવૃત્તિ થયેલી છે; તેથી તે પુણ્યનું સ્મરણ કરી જ્ઞાની પોતાના મનમાં પરમ સંતોષ પામે છે. ૨૯૬

ગુરુ—હે શિષ્ય! અપરોક્ષ જ્ઞાનનું સાધન આ અધ્યાત્મ શાસ્ત્ર છે, તેથી એ જ શાસ્ત્ર સફળ ને સર્વોત્તમ છે, શાસ્ત્રદ્વારા અપરોક્ષ જ્ઞાનનો ઉપદેશ કરવાવાળા ગુરુ છે, માટે ગુરુ પણ સફળ ને સર્વોત્તમ છે. અપરોક્ષ જ્ઞાનથી પરમ સુખની પ્રાપ્તિ થાય છે, માટે અપરોક્ષ જ્ઞાન પણ સર્વોત્તમ છે; અને પરમ સુખ નિત્ય છે, માટે પરમ સુખ પણ સર્વોત્તમ છે. ૨૯૭

અવતરણિકા—આ તૃપ્તિદીપનાં શ્રવણ, અભ્યાસ તથા અનુસંધાનનું ફલ કેવું છે તે કહે છે.

**तृप्तिदीपमिमं नित्यं येऽनुसंदधते बुधाः ।**
**ब्रह्मानंदे निमज्जंतस्ते तृप्यंति निरंतरम्॥**

શબ્દાર્થ—જે મુમુક્ષુ પુરૂષો આવા તૃપ્તિદીપનું નિરંતર અનુસંધાન કર્યા કરે છે, તેઓ બ્રહ્માનંદમાં મગ્ન થઇને નિરંતર તૃપ્તિને પ્રાપ્ત થાય છે. ૨૯૮

### ચન્દ્રકાન્ત વિવરણ

જે મુમુક્ષુ એટલે શમાદિ સાધનસંપન્ન, પવિત્ર બુદ્ધિવાળો, સર્વ રીતે યોગ્ય એવો જીવ, આ તૃપ્તિદીપમાં કહેલા આવા ઉત્કૃષ્ટ જ્ઞાનનું નિત્ય ચિંતન કર્યા કરે, અર્થાત્ એમાં દર્શાવેલો બોધ હૃદયમાં નિત્ય ને નિત્ય ઠસાવતો જાય તે બ્રહ્માનંદમાં લીન થઇ, નિરંતર તૃપ્તિ અથવા સંતોષ પામી, બ્રહ્મરૂપ થઈ રહે, એવો અમારો નિશ્ચય છે. ૨૯૮

ઇતિ શ્રીમદ્વિદ્યારણ્યસ્વામિવિરચિત પંચદશી વિષે ચન્દ્રકાન્ત વિવરણસહિત
તૃપ્તિદીપ નામનું સાતમું પ્રકરણ સમાપ્ત

શ્રીકૃષ્ણાર્પણમસ્તુ.



ॐ

तत्सत्परब्रह्मणे नमः

# श्री पंचदशी



## પ્રકરણ ૮ મું

## કૂટસ્થદીપ*

### (૧) શરીરની બહાર તથા અંદર, બ્રહ્મ તથા કૂટસ્થથી ચિદાભાસના ભેદનું નિરૂપણ–

(૧–૪૭; ૪૭ શ્લોકો)

અવતરણિકા–કૂટ=નિર્વિકારી એરણ+સ્થ=રહેનાર; એરણની માફક નિર્વિકારી રહેનાર તે કૂટસ્થ. કૂટ એવું લુહારની એરણનું નામ છે. એ એરણપર ગમે તેટલા હથોડાના ઘાવ પડે, તેને ગમે તેમ હલાવે, ઝીકે, તોપણ તે જેવી ને તેવી જ રહે છે. તેમ જ એરણપર સુવર્ણ, રૂપું, ત્રાંબુ, જસત, પીતળ, લોઢું વગેરેના ઘાટ ઘડવામાં આવે છે અને તેનો સ્પર્શ થાય છે, તેમ જ એ એરણને તૈલાદિ ચિકણા પદાર્થનો, માટી આદિનો, તથા તપાવેલા પદાર્થનો સ્પર્શ થાય છે, પણ તેને પોતાને જરા પણ વિકાર થતો નથી; પરન્તુ તે નિર્વિકારી જ રહે છે. તેમ બ્રહ્મ પણ ગમે તેવી માયા બનાવે અને ગમે તેવી સૃષ્ટિઓ રચે, પણ તેને કશો પણ વિકાર થતો નથી, પણ સદા નિર્વિકાર જ રહે છે; તેથી એ કૂટસ્થ કહેવાય છે. અને દીપ એટલે દીવો. જેમ દીવાથી અંધારામાં પડેલાં વસ્ત્ર, પદાર્થ, પ્રાણી વગેરે જણાય છે; તેમ આ પ્રકરણથી કૂટસ્થના સ્વરૂપનું જ્ઞાન થાય છે, તેથી આ પ્રકરણનું નામ કૂટસ્થદીપ રાખ્યું છે.

### દેહની બહાર કૂટસ્થ અને ચિદાભાસનો ભેદ

(૧–૧૬; ૧૬ શ્લોકો)

પ્રારંભના મંગળવચનમાં મુમુક્ષુઓના મોક્ષના હિત માટે, બ્રહ્માત્મૈકત્વનું જ્ઞાન થવા માટે 'त्वम्–તું' એ શબ્દ तत्त्वमसि એ મહાવાક્યનો છે, તે 'તું' એટલે કોણ તેના શોધન માટે, પ્રથમ 'તું' પદના લક્ષ્યાર્થભૂત કૂટસ્થનો તથા 'તું' પદના વાચ્યાર્થરૂપ ચિદાભાસનો ભેદ દર્શાવે છે.

खादित्यदीपिते कुड्ये दर्पणादित्यदीप्तिवत्। कूटस्थभासितो देहो धीस्थजीवेन भास्यते ॥१॥

શબ્દાર્થ–આકાશના સૂર્યથી પ્રકાશ પામતી ભીંતમાં, દર્પણમાં પડીને પરાવર્તન પામેલાં સૂર્યનાં કિરણો જેમ પ્રકાશ કરે છે, તેમ કૂટસ્થથી પ્રકાશતો આ દેહ, બુદ્ધિમાં રહેલા જીવથી (ચિદાભાસથી) પ્રકાશ પામે છે. ૧

---

* પ્રકરણ ૮ મું–કૂટસ્થદીપનું મનન

આ પ્રકરણ 'त्वम्' પદના લક્ષ્ય–અર્થભૂત પ્રત્યગાત્મારૂપ જે કૂટસ્થ, તેનો દીપકની પેઠે પ્રકાશ કરે છે, તેથી તેને 'કૂટસ્થદીપ' એવી સંજ્ઞા આપી છે. આરંભમાં કૂટસ્થનું સ્વરૂપ સમજાવવા પ્રકાશનું દૃષ્ટાંત કહ્યું. જેમ આકાશગત સૂર્યના પ્રકાશથી સામાન્યતઃ પ્રકાશિત એવી જે ભીંત, તેના ઉપર દર્પણમાં પરાવૃત્ત થઈને પડેલા સૂર્યકિરણના પ્રકાશથી વિશેષ રીતે તે ભીંતનું પ્રકાશન થાય છે, ત ત કૂટસ્થ–અવિકારી ચૈતન્યથી સામાન્યતઃ પ્રકાશિત જે દેહ તેનું, દર્પણ સ્થાની બુદ્ધિમાં પ્રતિફલિત જે ચિદાભાસ, તેણે કરી એ દેહનું વિશેષ રીતે પ્રકાશન થાય છે. ત્યાં જેમ અનેક દર્પણના પડતપા(ઓળા)ના વચગાળાને તથા તે પડતપાના અભાવવાળા પ્રદેશને

## ચન્દ્રકાન્ત વિવરણ

ગુરુ–હે મુમુક્ષુ વત્સ! હવે તને હું નિર્વિકારી એવું બ્રહ્મ સમજાવું છું. આ પ્રકરણમાં નિર્વિકારી બ્રહ્મનું સ્વરૂપ સમજાવ્યું છે, તેથી આ પ્રકરણનું નામ કૂટસ્થદીપ છે. જેમ દીપ સર્વે પદાર્થોનો પ્રકાશ કરે છે, તેમ આ પ્રકરણ કૂટસ્થની જ્યોતિ, પરમાનંદ જ્યોતિ બતાવે છે, તેથી જ એનું નામ 'કૂટસ્થદીપ' રાખ્યું છે. મુમુક્ષુ પુરુષને મોક્ષનું મુખ્ય પ્રયોજન હોય છે. તે મોક્ષનું સાધન, બ્રહ્મ અને આત્માની અભેદતાનું જ્ઞાન છે. એ જ્ઞાન ત્વં પદાર્થનું શોધન કરવાથી થાય છે. તે ત્વં પદાર્થના શોધન અર્થે શ્રી વિદ્યારણ્ય-સ્વામીએ કૂટસ્થદીપ પ્રકટાવ્યો છે. જેમ અંધકારમાં પડેલા પદાર્થના શોધન માટે દીવાની આવશ્યકતા છે, તેમ અવિદ્યારૂપી અંધકારમાં પડેલા પદાર્થના શોધન માટે કૂટસ્થદીપની આવશ્યકતા છે.

( મનન )

પ્રકાશનાર સામાન્ય પ્રકાશ છે, તેમ પ્રકૃતમાં પણ ચિદાભાસ, વિશિષ્ટ બુદ્ધિઓના સંધિઓ તથા તે બુદ્ધિવૃત્તિઓના અભાવને પ્રકાશનાર જે સામાન્ય ચૈતન, એ જ કૂટસ્થ.

પ્રત્યક્ષ સ્થલમાં બુદ્ધિવૃત્તિ, જ્યારે ચક્ષુરાદિ ઇંદ્રિયદ્વારા બાહેર નીકળી સંમુખ અવસ્થિત ઘટાદિ પદાર્થ સમાન આકારને ધારણ કરે છે, ત્યારે તે ઘટ સમાનાકાર બુદ્ધિમાં અવસ્થિત જે ચૈતન્યાભાસ તે માત્ર ઘટનું જ અવભાસન કરશે; પણ ઘટની જ્ઞાતતા તો બ્રહ્મ ચૈતન્યથી જ પ્રકાશિત થાય છે. બુદ્ધિના ઉદયથી પહેલાં જે ઘટ અજ્ઞાતતાયુક્ત હતો, તે અજ્ઞાતતાએ કરી બુદ્ધિએ જાણ્યો અને પછીથી જ્ઞાતતાએ કરી બ્રહ્મ ચૈતન્યે જાણ્યો. લોહનું કુંડું છે અન્તમાં જેને એવા ભાલાની પેઠે, ચિદાભાસ છે અંતમાં જેને એવી બુદ્ધિવૃત્તિ તે જ જ્ઞાન કહેવાય છે. તેમાં બુદ્ધિવૃત્તિએ વ્યાપ્ત જે ઘટ તે અજ્ઞાત અને આભાસેવ્યાપ્ત (સર્વતઃ સંબદ્ધ) જે ઘટ તે જ્ઞાત કહેવાય છે. અજ્ઞાત ઘટ બ્રહ્મ ચૈતન્યનો ભાસ્ય છે, તેમ જ્ઞાત ઘટ પણ બ્રહ્મનો જ ભાસ્ય છે. વચમાં ઘટને વિષે જ્ઞાતતા ઉત્પન્ન કરવી એટલું જ ચિદાભાસનું કર્મ છે. તે કરીને ચિદાભાસનો પરિક્ષય થાય છે, માટે ઘટમાં જે જ્ઞાતતા ઉત્પન્ન થઈ તે ચિદાભાસનું જ ફળ છે. કેમકે બ્રહ્મ ચૈતન્ય કંઈ ફળ હોય નહીં, કારણ કે એ તો પ્રમાણપ્રવૃત્તિથી પહેલાં પણ હતું જ. જ્યારે આભાસ ઉદિત થયો ત્યારે તેણે ઘટમાં જ્ઞાતતા ઉત્પન્ન કરી અને તે જ્ઞાતતા, અજ્ઞાતતાની પેઠે બ્રહ્મ ચૈતન્યવડે કરીને જ ભાસ્ય છે. અર્થાત્–ઇંદ્રિયદ્વારા નિર્ગત બુદ્ધિવૃત્તિ, આભાસ તથા ઘટાદિ; એ સર્વનો સમૂહ બ્રહ્મ ચૈતન્યે કરી ભાસે છે, અને ચિદાભાસ તો માત્ર ઘટસ્થિત ફળરૂપ હોવાથી તેણે કરી ફક્ત ઘટ માત્ર સ્ફુરે છે. એટલા જ ઉપરથી ઘટને વિષે જ્ઞાતતાએ કરી દ્વિગુણ ચૈતન્ય સ્ફુરે છે, એમ સિદ્ધ થાય છે. અને એ ઘટની જ્ઞાતતાના પ્રકાશક બ્રહ્મ ચૈતન્યને નૈયાયિકાદિક 'અનુવ્યવસાય' એવું નામ આપે છે. એટલે કે 'આ ઘટ' એવી ઉક્તિ આભાસને લીધે થાય છે અને ઘટ મેં જાણ્યો એવું કથન તો બ્રહ્મના અનુભવથી થાય છે. અહીં સુધીના નિરૂપણથી દેહની બાહેર આભાસ તથા બ્રહ્મનું સ્પષ્ટ વિવેચન કર્યું.

તેમ દેહની અંદર આભાસ તથા કૂટસ્થનું વિવેચન એવી રીતે કરવું કે, અહંવૃત્તિમાં, તેમ જ કામ-ક્રોધાદિક વૃત્તિઓમાં પણ ચિદાભાસ, તપેલ લોઢામાં અગ્નિની પેઠે વ્યાપીને વર્તે છે. જેમ તપેલ લોઢું માત્ર પોતાનો જ પ્રકાશ કરે છે તેમ આભાસ સહિત વૃત્તિઓ પણ માત્ર પોતાનો જ પ્રકાશ કરી શકે છે. એ વૃત્તિઓ અંતરે અંતરે ઉત્પન્ન થાય છે, અને સુષુપ્તિ, મૂર્છા, સમાધિ વગેરે દશામાં વિલીન થઈ જાય છે. એ અખિલ વૃત્તિઓના સંધિ,–વચગાળા–તથા સુષુપ્તિ આદિક સમયે, તે વૃત્તિઓનો અભાવ, જે નિર્વિકાર ચૈતન્યવડે પ્રકાશિત થાય છે, તે જ કૂટસ્થ. જેમ બાહ્ય ઘટાદિકના પ્રકાશમાં દ્વિગુણ ચૈતન્ય ઉપર કહ્યું તેમ આંતર–અહંકારાદિ–વૃત્તિઓમાં પણ વૃત્તિઓનો અવભાસક ચિદાભાસ તથા કૂટસ્થ એવી રીતે દ્વિગુણ ચૈતન્ય છે. ભેદ માત્ર એટલો છે કે–ઘટની પેઠે વૃત્તિઓને વિષે જ્ઞાતતા અજ્ઞાતતા નથી, કેમકે વૃત્તિએ અજ્ઞાનનો નાશ કરાય છે, તેથી અજ્ઞાતતા હોય નહિ. તેમ જ વૃત્તિઓ પોતે પોતાને ગ્રહણ કરી શકે નહિ, તેથી વૃત્તિમાં જ્ઞાતતા પણ ન હોય; કારણ કે ઘટાદિકની અપેક્ષાએ વૃત્તિઓ સ્વપ્રકાશ છે. એ દ્વિગુણ ચૈતન્યમાં જેના જન્મ તથા નાશ અનુભવાય છે એવું આભાસ ચૈતન્ય અકૂટસ્થ છે, અને અન્ય અવિકારી ચૈતન્ય કૂટસ્થ છે; જેને શાસ્ત્રકારોએ પણ અંતઃકરણનો સાક્ષી, વૃત્તિઓનો સાક્ષી ઇત્યાદિ પ્રકારે કરી કૂટસ્થ કહેલ છે. તેમ જ આદર્શની અંદર મુખાભાસ જેમ, તેમ બુદ્ધિને વિષે આત્માભાસ, એવી રીતે આભાસને પણ વર્ણવેલ છે. ઘટાદિકથી અવચ્છિન્ન ચેતનની પેઠે કેવળ બુદ્ધિથી અવચ્છિન્ન ચેતન, એવ હોઈ શકે નહીં; માટે આભાસ કલ્પના વિના નિર્વાહ નથી. જેમ હેતુના લક્ષણથી રહિત હોઈને હેતુના જેવો ભાસે તેને હેત્વાભાસ કહે છે, તેમ આ પણ ચિત્‌ના સ્વરૂપ લક્ષણથી રહિત હોઈને ચિત્‌ના જેવો ભાસે છે, તેથી ચિદાભાસ કહેવાય છે.

### દૃષ્ટાંત સહિત "ત્વં" પદના લક્ષ્ય અને વાચ્યનું કથન

ત્વં પદના બે અર્થ છે: એક લક્ષ્ય અર્થ અને બીજો વાચ્ય અર્થ. લક્ષણાવૃત્તિએ જે અર્થનો બોધ થાય તે લક્ષ્ય અર્થ છે, અને અભિધાવૃત્તિએ જે અર્થનો બોધ થાય છે તે વાચ્ય અર્થ છે. ત્વં પદનો લક્ષ્ય અર્થ કૂટસ્થ છે, કારણ કે ભાગત્યાગ-લક્ષણાએ કરીને કૂટસ્થનો બોધ થાય છે, અને ત્વં પદનો વાચ્ય અર્થ જીવ છે, કેમકે અભિધાવૃત્તિથી જીવનો બોધ થાય છે. જે વ્યાપક હોય તે સામાન્ય કહેવાય છે, અને જે વ્યાપક ન હોય તે વિશેષ કહેવાય છે. ચૈતન્ય બે પ્રકારનું છે: કૂટસ્થ અને જીવ. કૂટસ્થ વ્યાપક છે, માટે તે સામાન્ય ચૈતન્ય છે, અને જીવ વ્યાપક નથી તેથી તે વિશેષ ચૈતન્ય છે; એ બન્ને ચૈતન્ય પ્રકાશક છે.

વળી સૂર્ય પણ બે છે: આકાશનો સૂર્ય, અને દર્પણનો સૂર્ય. આકાશનો સૂર્ય તો પ્રસિદ્ધ છે, જે આકાશમાં જોવામાં આવે છે. દર્પણનો સૂર્ય એટલે

(મનન)

જેમ દર્પણમાં મુખનું ભાન થાય છે, ત્યાં દર્પણને વિષય કરવાવાળી ચક્ષુવૃત્તિ, દર્પણથી પ્રતિહત થઈને ગ્રીવાસ્થિત મુખને જ વિષય કરે છે, એટલે ગ્રીવાસ્થિત મુખમાં બિંબ પ્રતિબિંબભાવ પ્રતીત થાય છે. એ મુખ સત્ય છે, તેથી મુખરૂપ બિંબ પ્રતિબિંબનું રૂપ પણ સત્ય છે. પરંતુ ગ્રીવાસ્થિત મુખને વિષે બિંબ પ્રતિબિંબ ભાવરૂપ ધર્મ અનિર્વચનીય–મિથ્યા છે. તેનું અધિષ્ઠાન મુખજ છે. તેમ દર્પણસ્થાની અજ્ઞાનના સન્નિધિથી શુદ્ધ ચેતનમાં, બિંબસ્થાની ઈશ્વર તથા પ્રતિબિંબસ્થાની જીવનો ભેદ તથા મિથ્યાપણું નથી. કિંતુ શુદ્ધ ચેતનરૂપ જીવ તથા ઈશ્વરનું સ્વરૂપ સત્ય છે, અને બિંબરૂપ ઈશ્વરત્વ, તથા પ્રતિબિંબરૂપ જીવત્વ, ઈશ્વરથી ભિન્નત્વ, પરિચ્છિન્નત્વ, ઇત્યાદિ ધર્મ મિથ્યા છે. એટલે પ્રતિબિંબ કહો કે આભાસ કહો બન્ને એક જ થયું. અસંગપણું તથા વિકારીપણું ઈત્યાદિ ધર્મને લઈ બિંબ (ઈશ)ના લક્ષણથી રહિતતા છે અને સ્ફૂર્તિરૂપતાને લઈને બિંબની પેઠે ભાસમાન થાય છે, તેથી ચિદાભાસ કહેવાય છે. એ આભાસરૂપે ચિત્તનો પ્રવેશ ઐતરેય શ્રુતિમાં કહેલો છે.

બૃહદારણ્યકમાં આ આત્મા ભૂતસમુદાયમાંથી ઉઠીને તેની પાછળ જ વિનાશ પામે છે, એમ જે કહ્યું તે ચિદાભાસને અનુલક્ષીને કહ્યું છે. અને આ આત્મા અવિનાશી છે, તેને વિષય માત્રનો સંસર્ગ છે નહીં, ઇત્યાદિક જે કહ્યું તે કૂટસ્થને ઉદ્દેશીને કહ્યું છે. વિનાશી હોય તો તે 'અહંબ્રહ્મ–હું બ્રહ્મ છું,' એમ ન જાણે, એમ શંકા ન કરવી; કેમકે એવું સામાનાધિકરણ્ય તો બાધ અર્થે પણ માની શકાય છે. તેથી 'અહબ્રહ્માસ્મિ–હું બ્રહ્મ છું' એ શ્રુતિમાં જે સામાનાધિકરણ્ય નિર્દેશ છે, તે તો નિવારિત છે. અશેષ વિકલ્પ જેથી એવો 'હું બ્રહ્મ જ છું' એવી રીતે વિરોધી અંશના બાધપૂર્વક સામાનાધિકરણ્ય ઘટી શકે છે. એટલે ફલિતાર્થ એવો થયો કે દેહ ઇંદ્રિયાદિયુક્ત જીવાભાસના ભ્રમનું અધિષ્ઠાનભૂત જે ચૈતન્ય તે કૂટસ્થ અને જગદ્ ભ્રમનું અધિષ્ઠાન તે બ્રહ્મ.

હવે જગદારોપનું અધિષ્ઠાન, તદ્ પદનો લક્ષ્યાર્થ બ્રહ્મ, અને જીવારોપનું અધિષ્ઠાન ત્વમ્ પદનો લક્ષ્યાર્થ કૂટસ્થ, એમ ભેદ કલ્પાયા, પણ વસ્તુતાએ તો ચિતનું એકત્વ જ છે. બુદ્ધિ શું? આ આભાસ શું? આત્મા કોણ? એને વિષે જ જગત્ કેમ? ઇત્યાદિ નિર્ણય નહિ થવાથી જે મોહ થાય છે તે સંસાર અને એ બુદ્ધિ આદિકના સ્વરૂપને જે જાણે તે મુક્ત જીવત્વ ઈશ્વરત્વાદિકથી ભિન્ન રહિત કેવળ સ્વપ્રકાશિત શિવ છે તેજ કૂટસ્થ; એમ શૈવ પુરાણોમાં કહેલું છે.

શ્રુતિથી જ જીવ તથા ઈશ્વરનું માયીકપણું સિદ્ધ છે, કેમકે આપણી નિદ્રા પણ જીવ ઈશ્વર જેવી સૃષ્ટિ ક્ષણમાં કરી નાખે છે, તો પછી મહામાયા સર્જે એમાં શું આશ્ચર્ય? અને તેજ માયા ઈશ્વરને વિષે સર્વજ્ઞત્વાદિક ધર્મો પણ કલ્પીને દર્શાવે છે. જે ધર્મીને કલ્પી શકે, તેને ધર્મ કલ્પવામાં શો શ્રમ હોય? અને તે ઈશ્વર તથા જીવે મળીને આ સકલ પ્રપંચ રચ્યો છે. તેમાં ઇક્ષણથી લઇને પ્રવેશ પર્યંત આ સચરાચર જગત્ ઈશ્વરે સર્જ્યું છે, અને જાગ્રતથી માંડીને મોક્ષ પર્યંતનો સંસાર જીવે કલ્પ્યો છે. વસ્તુગત્યા ઉત્પત્તિ નાશાદિક કશું છે જ નહિ. તથાપિ વાણી મન આદિકથી અગમ્ય બ્રહ્મને સમજાવવા જીવ ઈશ્વર જગત ઇત્યાદિ કલ્પનાનો આશ્રય કરી શ્રુતિ બોધ આપે છે. જેમ સપ્તર્ષિ માંહેના છઠ્ઠા તારા પાસે અરુંધતીનો સૂક્ષ્મ તારો છે, તેને દેખાડવાને માટે કોઈ પુરૂષ તેની પાસેના મોટા તારાને અરુંધતી કહી ઓળખાવે અને પછી પ્રથમ એ મોટા તારાને બરાબર લક્ષ્યમાં આવ્યા બાદ તેની સમીપે સ્થિત સત્ય અરુંધતી સહેલથી જાણી શકાય છે. તેમ મન ઈંદ્રિયાદિકના અવિષય આત્મતત્વને સમજાવવા શ્રુતિ સુગમ પ્રકારની ખાતર જગત્ જીવ ઈશ્વર આદિકની કલ્પનાઓ કરે છે; અર્થાત્ જે રીતે બોધ થાય તેનો પ્રકાર આદરતવ્ય છે. આ માયારૂપી મેઘ જગતરૂપી જળને વર્ષ્યા કરો, તેથી ચૈતન્યરૂપી આકાશને હાનિ કે લાભ કશું નથી. આવી રીતે જે પુરૂષ તત્ત્વને જાણે તે પોતે કૂટસ્થરૂપે કરી નિરંતર પ્રકાશે છે; એટલો આ પ્રકરણનો વિષય સંક્ષેપ છે.

દર્પણમાં પડેલું સૂર્યનું પ્રતિબિંબ. આકાશના સૂર્યની પ્રભા, ભીંત આદિ સર્વ સ્થલમાં પડે છે, તેથી તે સામાન્ય પ્રભા છે; પણ દર્પણના સૂર્યની પ્રભા તો પરિમિત સ્થલમાં પડે છે, તેથી તે વિશેષ પ્રભા છે. એ પ્રમાણે પ્રભા પણ બે પ્રકારની છે: સામાન્ય પ્રભા, અને વિશેષ પ્રભા. સામાન્ય પ્રભા તો પ્રસિદ્ધ છે, કે જે સર્વત્ર પડે છે; પણ વિશેષ પ્રભા, દર્પણમાંની સૂર્યની પ્રભા, આકાશના સૂર્ય સામે દર્પણ રાખવાથી, ભીંત આદિ સ્થલમાં સ્પષ્ટ જોવામાં આવે છે. હવે જેમ આકાશસૂર્ય સામાન્યરૂપપણાથી ભીંતનો પ્રકાશ કરે છે, અને દર્પણસૂર્ય વિશેષરૂપપણાથી ભીંતનો પ્રકાશ કરે છે; એટલે ભીંતનો પ્રકાશ કરવાવાળા, આકાશસૂર્ય અને દર્પણસૂર્ય એમ બે સૂર્ય છે; તેમ કૂટસ્થ, સામાન્યરૂપતાથી સ્થૂલદેહનો પ્રકાશ કરે છે, અને જીવ વિશેષરૂપતાથી સ્થૂલદેહનો પ્રકાશ કરે છે. એટલે સ્થૂલદેહનો પ્રકાશ કરવાવાળાં કૂટસ્થ અને જીવ એવી રીતે બન્ને ચૈતન્ય છે.

તાત્પર્ય કે, જેમ ભીંતનો પ્રકાશ કરવાવાળા સૂર્ય બે છે, અને તે ભિન્નભિન્ન છે; તેમ જ સ્થૂલશરીરનો પ્રકાશ કરવાવાળાં ચૈતન્ય પણ બે છે, અને તે ભિન્નભિન્ન છે. ૧

અવતરણિકા—જે સ્થળે દર્પણમાંથી પરાવર્તન પામેલી સૂર્યની પ્રભા પડે છે, ત્યાં આકાશી સૂર્યની પ્રભા જૂદી જણાતી નથી, એમ શિષ્યે શંકા કરવાથી ગુરુ આકાશી સૂર્યની પ્રભાનો વિભાગ કરી દર્શાવે છે.

अनेकदर्पणाऽऽदित्यदीप्तीनां बहुसंधिषु।
इतरा व्यज्यते तासामभावेऽपि प्रकाशते॥
चिदाभासविशिष्टानां तथाऽनेकधियामसौ।
संधिं धियामभावं च भासयन्प्रविविच्यताम्॥

શબ્દાર્થ—અનેક દર્પણગત સૂર્યની પ્રભાઓના ઘણા સંધિભાગમાં (મધ્યભાગમાં) આકાશી સૂર્યની પ્રભા સ્પષ્ટ જણાય છે; અને તે દર્પણગત સૂર્યની પ્રભાઓના અભાવમાં પણ આકાશગત સૂર્યની પ્રભા પ્રકાશે છે; તેમ જ આ કૂટસ્થ, ચિદાભાસસહિત અનેક બુદ્ધિઓના સંધિને અને બુદ્ધિઓના અભાવને પ્રકાશે છે. તેને ચિદાભાસ સહિત બુદ્ધિવૃત્તિથી ભિન્ન જાણવું. ૨-૩

## ચન્દ્રકાન્ત વિવરણ

શિષ્ય—એ આકાશસૂર્યની પ્રભા કેવી છે? ભીંતપર જણાતી દર્પણસૂર્યની પ્રભાથી જૂદી આકાશસૂર્યની પ્રભા પ્રતીત થતી નથી.

ગુરુ—જ્યારે ભીંતપર દશવીશ દર્પણસૂર્યની પ્રભાઓ મંડલને આકારે જોવામાં આવે છે, ત્યારે દર્પણસૂર્યની દશવીશ પ્રભાઓના મધ્ય ભાગમાં રહેલી સામાન્ય પ્રકાશરૂપે જે પ્રભા જોવામાં આવે છે અને જે દર્પણસૂર્યના આધારરૂપ છે, તેજ આકાશસૂર્યની પ્રભા છે.

શિષ્ય—એ આકાશસૂર્યની પ્રભા સર્વત્ર વ્યાપક છે. દર્પણસૂર્યની પ્રભાના અભાવમાં પણ એ પ્રભા સર્વત્ર પ્રકાશે છે, અને વળી દર્પણસૂર્યની પ્રભાથી જૂદી પણ છે. ૨

ગુરુ—હે શિષ્ય! એ સંબંધે યથાર્થ રીતે સમજાવું છું તેપર લક્ષ દે. જેમ દશવીશ દર્પણસૂર્યની પ્રભાઓના સંધિઓના પ્રકાશથી, અને દર્પણમાં રહેલા સૂર્યના અભાવના પ્રકાશથી, આકાશીસૂર્યની પ્રભા છે એમ સિદ્ધ થાય છે; તેમ ચિદાભાસવાળી બુદ્ધિઓના સંધિઓને અને બુદ્ધિઓના અભાવને કૂટસ્થ એટલે સામાન્ય ચેતન પ્રકાશે છે, તેથી કૂટસ્થ તેમનાથી ભિન્ન છે.

જાગ્રદવસ્થા અને સ્વપ્નાવસ્થામાં તે તે બુદ્ધિવૃત્તિઓના સંધિઓનો પ્રકાશ કૂટસ્થ જ કરે છે, અને સુષુપ્તિ આદિ અવસ્થામાં બુદ્ધિવૃત્તિઓનો અભાવ હોય છે તેનો પ્રકાશ પણ કૂટસ્થ જ કરે છે, તેથી તે કૂટસ્થ, ચિદાભાસ અને બુદ્ધિવૃત્તિઓથી ભિન્ન છે.

નજરે દેખાતો પદાર્થ ઘટ છે એવી વૃત્તિ વિરામી અને પટ છે એવી વૃત્તિ ઉત્પન્ન થઈ, તેનું નામ કાલવૃત્તિ સંધિ છે; અને અંદરના ભાગમાં ઇચ્છાવૃત્તિ વિરમ્યા પછી બીજી કોઈ નવી વૃત્તિ જન્મતી નથી, તે વચ્ચેનો કાળ અવકાશવૃત્તિસંધિ છે. એમ જ સ્વપ્નમાં તથા સુષુપ્તિમાં એકનો લય ને બીજીના ઉદયના વચગાળાનો જે કાલ છે તે, તે અવસ્થાનો સંધિ એટલે મધ્યકાલ છે. આ મધ્યકાલમાં વૃત્તિના સ્ફુરણનો અભાવ હોય છે. તે સમયે સામાન્ય ચૈતન્યરૂપ કૂટસ્થ જ, વૃત્તિના સાધન તથા વૃત્તિના અભાવવાળી સુષુપ્તિ વગેરેને પ્રકાશ કરે છે. ૩

અવતરણિકા–હવે દેહની અંદર કૂટસ્થ તથા ચિદાભાસની ભિન્નતા દર્શાવવા માટે, દેહથી બહાર પણ ચિદાભાસ તથા બ્રહ્મની ભિન્નતા છે તે દર્શાવે છે.

घटैकाकारधीस्था चिद्धटमेवावभासयेत् ।
घटस्य ज्ञातता ब्रह्मचैतन्येनावभासते ॥ ४ ॥

શબ્દાર્થ–ઘટના જેવા આકારવાળી બુદ્ધિમાં રહેલું ચૈતન્ય, એટલે ચિદાભાસ, તે ઘટને જ પ્રકાશે છે, અને ઘટની જ્ઞાતતા એટલે ઘટ જાણ્યો એવા વ્યવહારમાં કારણરૂપ ઘટનિષ્ઠ જે જ્ઞાતતા ધર્મ છે તે બ્રહ્મચૈતન્યથી પ્રકાશિત થાય છે. ૪

## ચન્દ્રકાન્ત વિવરણ

ગુરુ–દેહનો પ્રકાશ કરવાવાળાં ચૈતન્ય બે છે: જીવ અને કૂટસ્થ. એમાં કૂટસ્થ સામાન્ય ચૈતન્ય છે, અને જીવ વિશેષ ચૈતન્ય છે. જે પદાર્થ દેખાય છે તેના જેવા આકારવાળી થઈને તે પદાર્થનું ગ્રહણ જે કરે છે, તે બુદ્ધિ છે. ચિદાભાસ તે બુદ્ધિમાં રહીને તે પદાર્થોનો પ્રકાશ કરે છે, એટલે અમુક પદાર્થ છે આવું જ્ઞાન કરે છે. બુદ્ધિ જ્યારે આ ઘટ છે એમ માને છે, ત્યારે બુદ્ધિ ઘટના જેવા આકારવાળી થાય છે, અને બુદ્ધિમાં રહેલો ચિદાભાસ ઘટનો પ્રકાશ કરે છે. તે ઘટમાં 'ઘટ જાણ્યો,' એવી રીતના વ્યવહારનું કારણ, 'જ્ઞાતતારૂપ ધર્મ છે. અધિષ્ઠાનરૂપ બ્રહ્મચૈતન્ય, એ જ્ઞાતતાનો પ્રકાશ કરે છે, એટલે જ્ઞાતતાના ધર્મના પ્રકાશનું કારણ, બ્રહ્મચૈતન્ય છે. પદાર્થનું ગ્રહણ કરવું એ બુદ્ધિનું કામ છે; પદાર્થનો પ્રકાશ કરવો એ જીવનું કામ છે; અને તે પદાર્થની જ્ઞાતતાનો પ્રકાશ કરવો, એ કૂટસ્થ ચૈતન્યનું કામ છે.' એવી રીતે જીવ અને કૂટસ્થનાં ભિન્ન ભિન્ન કાર્યો હોવાથી તે બન્ને ભિન્ન ભિન્ન છે. ૪

અવતરણિકા–શિષ્ય શંકા કરે છે કે, ઘટની જ્ઞાતતા તો બ્રહ્મ ચૈતન્યવડે પ્રકાશિત થાય છે, માટે બુદ્ધિની* શી જરૂર છે? ગુરુ તેનું સમાધાન કરે છે.

अज्ञातत्वेन ज्ञातोऽयं घटो बुद्ध्युदयात्पुरा ।
ब्रह्मणैवोपरिष्टात्तु ज्ञातत्वेनेत्यसौ भिदा ॥५॥

શબ્દાર્થ–ઘટાકાર બુદ્ધિના ઉદયની પૂર્વે, આ ઘટ બ્રહ્મે જ અજ્ઞાતપણાએ કરીને જાણ્યો હતો, અને ઘટાકાર બુદ્ધિના ઉદય પછી પણ આ ઘટ બ્રહ્મે જ જ્ઞાતપણાએ કરીને જાણ્યો છે, એ પ્રમાણે ભેદ છે. ૫

## ચન્દ્રકાન્ત વિવરણ

શિષ્ય–ઘટનું જ્ઞાન કરાવવાવાળું કૂટસ્થ ચૈતન્ય છે, તેથી ઘટની પ્રતીતિનો પણ સંભવ છે, ત્યારે તેમાં બુદ્ધિનો સ્વીકાર શા માટે કરો છો?

ગુરુ–'મેં ઘટ જાણ્યો,' એવી રીતે, ઘટમાં જાણવારૂપ ધર્મ છે, અને 'મેં ઘટ જાણ્યો નથી,' એવી રીતે ઘટમાં ન જાણવારૂપ ધર્મ રહે છે. પણ જેમ જાણવાપણાના ધર્મનો પ્રકાશ કરવાવાળું કૂટસ્થ ચૈતન્ય છે, તેમ ન જાણવાપણાના ધર્મનો પ્રકાશ કરવાવાળું પણ કૂટસ્થ ચૈતન્ય છે. બુદ્ધિના ઉદય પહેલાં ઘટમાં ન જાણવાપણું રહે છે, અને બુદ્ધિનો ઉદય થયા પછી ઘટમાં જાણવાપણું જન્મે છે. એ જાણવાપણું અને ન–જાણવાપણું બન્નેનો પ્રકાશ કૂટસ્થ ચૈતન્ય કરે છે. હવે જો બુદ્ધિનો સ્વીકાર નહિ કરીએ તો, 'મેં ઘટ જાણ્યો,' ને 'મેં ઘટ નથી જાણ્યો,' એવી રીતે જાણવાપણાં અને ન–જાણવાપણાંના ભેદની સિદ્ધિ થશે નહિ, માટે જ બુદ્ધિનો સ્વીકાર કરવો જોઈએ. ૫

અવતરણિકા–શિષ્ય કહે છે કે, એક જ ઘટરૂપ પદાર્થમાં જ્ઞાતતારૂપ અને અજ્ઞાતતારૂપ બે વિરુદ્ધ ધર્મનો સંભવ નથી. ગુરુ, તે છે તે દર્શાવે છે.

चिदाभासांतधीवृत्तिर्ज्ञानं लोहांतकुंतवत् ।
जाड्यमज्ञानमेताभ्यां व्याप्तः कुंभो द्विधोच्यते ॥ ६ ॥

શબ્દાર્થ–લોહાંત એટલે જેના અગ્ર ભાગમાં લોઢાનું ફળું હોય છે તેવાં પાનાં–ફલકની પેઠે, જેના અગ્ર ભાગમાં ચિદાભાસ હોય એવી બુદ્ધિવૃત્તિ જ્ઞાન કહેવાય છે; અને જડતા અજ્ઞાન કહેવાય છે. આ પ્રમાણે જ્ઞાનથી અને અજ્ઞાનથી વ્યાપ્ત થયેલો ઘટ, બે પ્રકારનો કહેવાય છે. ૬

## ચન્દ્રકાન્ત વિવરણ

શિષ્ય–એક જ ઘટ વિષે જ્ઞાતતારૂપ અને અજ્ઞાતતારૂપ બે વિરુદ્ધ ધર્મ કેમ સંભવે?

ગુરુ–સંભવે. ઘટમાં જ્ઞાતતાની સ્થિતિનું કારણ જ્ઞાન છે, અને અજ્ઞાતતાની સ્થિતિનું કારણ

* અહીં ચિદાભાસવાળી બુદ્ધિ સમજવી.

અજ્ઞાન છે. એવી રીતે જ્ઞાન અને અજ્ઞાનરૂપી કારણના ભેદથી, એક જ ઘટમાં બે વિરુદ્ધ ધર્મ સંભવે છે.

શિષ્ય–જ્ઞાનનું સ્વરૂપ ભણો.

ગુરુ–ચિદાભાસવાળી બુદ્ધિની વૃત્તિ, જ્ઞાનનુ સ્વરૂપ છે.

શિષ્ય–અજ્ઞાનનું સ્વરૂપ કહો.

ગુરુ–જડતા એટલે પોતાની મેળે સ્ફુરણ રહિતપણુ, એ અજ્ઞાનનું સ્વરૂપ છે. જ્ઞાનથી વ્યાપ્ત થયેલો ઘટ તે જ્ઞાત ઘટ કહેવાય છે, તે ઘટમાં જ્ઞાતતા રહે છે. અજ્ઞાનથી વ્યાપ્ત ઘટ, અજ્ઞાત ઘટ કહેવાય છે, તેમા અજ્ઞાતતા વસે છે. એવી રીતે ક્રમે કરીને જ્ઞાનની અને અજ્ઞાનની વ્યાપ્તિથી, જ્ઞાતઘટ અને અજ્ઞાતઘટ, એ પ્રમાણે ઘટ બે પ્રકારનો કહેવાય છે અને તેથી તેમાં જ્ઞાતતા અને અજ્ઞાતતારૂપ વિરુદ્ધ ધર્મ પણ રહે છે.

અવતરણિકા–જ્ઞાનથી વ્યાપ્ત ઘટની બ્રહ્મચૈતન્યે કરીને પ્રકાશ્યતા શામાટે માનવી? એમ શિષ્ય પ્રશ્ન કરે છે. ગુરુ તેનું ઉત્તર આપે છે.

अज्ञातो ब्रह्मणा भास्यो ज्ञातः कुंभस्तथा न किम् ।
ज्ञातत्वजननेनैव चिदाभासपरिक्षयः ॥७॥

શબ્દાર્થ–જેમ અજ્ઞાત ઘટ, બ્રહ્મચૈતન્યથી ભાસવા યોગ્ય છે, તેમ જ્ઞાતઘટ, બ્રહ્મચૈતન્યથી ભાસવા યોગ્ય કેમ નહિ? જ્ઞાતતા ધર્મની ઉત્પત્તિથીજ ચિદાભાસની કૃતાર્થતા છે. ૭

ચન્દ્રકાન્ત વિવરણ

શિષ્ય–અજ્ઞાતઘટ, અજ્ઞાનથી વ્યાપ્ત છે, તેથી તે ઘટ બ્રહ્મચૈતન્યથી ભાસવા યોગ્ય હોય તો ભલે, પરતુ જ્ઞાતઘટ તો જ્ઞાનથી વ્યાપ્ત છે, તે જ્ઞાતઘટને બ્રહ્મચૈતન્યથી શામાટે ભાસવા યોગ્ય કહો છો?

ગુરુ–જેમ અજ્ઞાન, અજ્ઞાતઘટમાં અજ્ઞાતતાને ઉત્પન્ન કરીને ક્ષીણ થાય છે, તેથી અજ્ઞાન જ્ઞાતતાનો પ્રકાશ કરતું નથી; તેમ જ્ઞાન પણ જ્ઞાતઘટમાં જ્ઞાતતા ઉત્પન્ન કરીને ક્ષીણ થાય છે, તેથી જ્ઞાન જ્ઞાતતાનો પ્રકાશ કરી શકતું નથી, માટે, જેમ અજ્ઞાતઘટ, બ્રહ્મચૈતન્યે કરીને જાણવા યોગ્ય છે, તેમ જ્ઞાતઘટ પણ બ્રહ્મચૈતન્યે કરીને જ જાણવા જોગ છે.

ઘટમાં જાણવાજોગપણું ઉત્પન્ન કરીને, જ્ઞાન નિવૃત્ત થશે, પરતુ તે જ્ઞાતતાનો પ્રકાશ તો બ્રહ્મચૈતન્યથી થાય છે, માટે જ્ઞાતઘટ પણ બ્રહ્મચૈતન્યથી જાણવા યોગ્ય છે. ૭

અવતરણિકા–શિષ્ય શંકા કરે છે કે, અજ્ઞાતતા ધર્મના જનન માટે જેમ અજ્ઞાન સમર્થ છે, તેમ જ્ઞાતતા ધર્મના જનન માટે બુદ્ધિ સમર્થ છે, તો તેમાં વળી ચિદાભાસનું શું પ્રયોજન છે? ગુરુ તેની શંકાનું સમાધાન કરે છે.

आभासहीनया बुद्ध्या ज्ञातत्वं नैव जन्यते।
तादृग्बुद्धेर्विशेषः को मृदादेःस्याद्विकारिणः
ज्ञात इत्युच्यते कुंभो मृदा लिप्तो न कुत्रचित्।
धीमात्रव्याप्तकुंभस्य ज्ञातत्वं नेष्यते तथा ॥
ज्ञातत्वं नाम कुंभे तच्चिदाभासफलोदयः ।
न फलं ब्रह्मचैतन्यं मानात्प्रागपि सत्त्वतः १०

શબ્દાર્થ–ચિદાભાસથી રહિત એવી બુદ્ધિથી જ્ઞાતતા ઉત્પન્ન થતી જ નથી. તેવી (ચિદાભાસ વિનાની બુદ્ધિનો અને વિકારવાળી (લેપનરૂપ વિકારવાળી) મૃત્તિકા આદિનો કીયો વિશેષ ભેદ છે? (તેવી બુદ્ધિ તો માટી જેવી જડ છે.) (૮) જેમ મૃત્તિકાથી લીંપેલો ઘડો કોઈ સ્થલમાં જ્ઞાત કહેવાતો નથી; તેમ કેવલ (ચિદાભાસરહિત) બુદ્ધિથી વ્યાપ્ત થયેલા ઘડાને પણ જ્ઞાતતા સંભવતી નથી. (કેવળ બુદ્ધિ, જ્ઞાતતારૂપી ધર્મને ઉત્પન્ન કરવાને સમર્થ નથી) (૯) માટે ઘડામાં ચિદાભાસરૂપ ફલની ઉત્પત્તિ જ જ્ઞાતતા છે; પરંતુ બ્રહ્મચૈતન્ય ફલ થઈ શકે નહિ; કારણ કે તે તો પ્રમાણની પહેલાં પણ વિદ્યમાન છે. ૧૦

ચન્દ્રકાન્ત વિવરણ

શિષ્ય–જેમ અજ્ઞાન અજ્ઞાતતાને ઉત્પન્ન કરે છે, તેમ બુદ્ધિ, જ્ઞાતતાને ઉત્પન્ન કરે છે. જ્ઞાતતાની ઉત્પત્તિ તો બુદ્ધિથી સુસિદ્ધ છે, ત્યારે અહીં વચ્ચે ચિદાભાસનું શું પ્રયોજન છે?

ગુરુ–ચિદાભાસ ચેતન્યનુ પ્રતિબિંબ છે, તે પ્રકાશક છે. બુદ્ધિ ચિદાભાસની સર્વ પદાર્થોનો પ્રકાશ કરે છે, જ્ઞાતતા ઉત્પન્ન કરે છે.

અથવા આરસો પ્રતિબિંબને ઉત્પન્ન કરે છે, પણ કલઈ વિનાનો કાચ પ્રતિબિંબને ઉત્પન્ન કરી શકતો નથી; જેમ દોરીસંચાવાળી લાકડાંની પૂતળી નૃત્ય આદિ ક્રિયા કરે છે, પણ દોરીસંચા વિનાની કેવળ પૂતળી નાચીકુદી શકતી નથી; જેમ પ્રાણવાયુવાળું શરીર શ્વાસોચ્છ્વાસ લે છે, પણ પ્રાણવાયુ વિનાનું કેવળ શરીર શ્વાસોચ્છ્વાસ લઈ શકતુ નથી; તેમ ચિદાભાસવાળી બુદ્ધિ જ્ઞાતતા ઉત્પન્ન કરે છે, પણ ચિદાભાસ વિનાની કેવળ બુદ્ધિ જ્ઞાતતા ઉત્પન્ન કરી શકતી નથી.

શિષ્ય-કેવળ બુદ્ધિ કેમ જ્ઞાતતા ઉત્પન્ન કરી શકતી નથી ?

ગુરુ-જેમ ઘટાદિક વિકારી છતાં, પ્રકાશ કરનારા નથી, તેમ ચિદાભાસ વિનાની કેવળ બુદ્ધિ, વિકારી છતાં, અપ્રકાશ સ્વરૂપ છે તેથી જેમ ઘટાદિક જ્ઞાતતા ઉત્પન્ન કરી શકતાં નથી; તેમ કેવળ બુદ્ધિ પણ જ્ઞાતતા ઉત્પન્ન કરી શકતી નથી. જ્ઞાતતા ઉત્પન્ન કરવી એ પ્રકાશકનું કામ છે, અપ્રકાશકનુ નથી. ચિદાભાસ વિનાની કેવળ બુદ્ધિ, ઘટપટાદિકના જેવી, અપ્રકાશ સ્વરૂપ છે; તેથી ચિદાભાસ માન્યા વિના કેવળ બુદ્ધિથી જ્ઞાતતાની સિદ્ધિ થતી નથી. જ્ઞાતતાની સિદ્ધિ થવામાં ચિદાભાસનું પ્રયોજન છે, માટે ચિદાભાસ માનવો જોઇએ. ૮

વળી ચિદાભાસ વિનાની બુદ્ધિ મૃત્તિકાની પેઠે જડ અથવા અપ્રકાશસ્વરૂપ છે; તેથી જેમ કાળી વા ધોળી, ગમે તેવી, 'માટીથી લીંપાયલો ઘડો જણ્યો' એમ કોઈ કહેતું નથી; તેમ ચિદાભાસ વિનાની કેવળ બુદ્ધિથી વ્યાપ્ત થયેલો ઘડો 'જણ્યો' એમ કહેવાશે નહિ ચિદાભાસ વિના કેવળ બુદ્ધિ તો મૃત્તિકા જેવી જડ છે, તેથી કેવળ બુદ્ધિથી વ્યાપ્ત ઘડા વિષે જ્ઞાતતા ઉત્પન્ન થશે નહિ. ચિદાભાસવાળી બુદ્ધિ પ્રકાશસ્વરૂપ છે, માટે તે બુદ્ધિથી વ્યાપ્ત ઘટ વિષે જ્ઞાતતા ઉત્પન્ન થશે, માટે બુદ્ધિમાં ચિદાભાસ માનવો જોઇએ. ૯

વળી જ્ઞાતતા ઉત્પન્ન કરવામાં કેવળ બુદ્ધિનું જ સામર્થ્ય નથી, તે માટે ઘડામાં ચિદાભાસરૂપ ફલની ઉત્પત્તિ જ પ્રસિદ્ધ રીતે જ્ઞાતતા કહેવાય છે.

શિષ્ય-ભલે, ઘટમાં ચિદાભાસરૂપ ફલની ઉત્પત્તિ જ જ્ઞાતતા હોય, તથાપિ ચિદાભાસ માનવાનું કારણ નથી, કેમકે બ્રહ્મચૈતન્યરૂપ ફલનો સદ્‌ભાવ છે; તેથી ચિદાભાસ માનવો વ્યર્થ છે.

ગુરુ-રે મૂર્ખ ! બ્રહ્મચૈતન્ય કાંઈ ફલ નથી.

શિષ્ય-કેમ, બ્રહ્મ ચૈતન્ય ફલ નથી કે ?

ગુરુ-ના. ફલ તો નેત્ર આદિ પ્રમાણુની પ્રવૃત્તિ પછી ઉત્પન્ન થાય છે; કેમકે 'સર્વ ફલ પ્રમાણુની પ્રવૃત્તિના ઉત્તર (પાછલા) કાલમાં ઉત્પન્ન થાય છે' એવો નિયમ છે. તેથી જે પ્રમાણુની પ્રવૃત્તિ પહેલાં વિદ્યમાન હોય, તે ફલ ગણાય નહિ. બ્રહ્મચૈતન્ય તો નેત્ર આદિ પ્રમાણુની પ્રવૃત્તિ પહેલાં પણ વિદ્યમાન છે જ; માટે બ્રહ્મચૈતન્ય ફલ નથી. પ્રમાણુની પ્રવૃત્તિ પછી જ્ઞાતતારૂપ ચિદાભાસ ઉત્પન્ન થાય છે, માટે તે ફલ છે, તેથી ચિદાભાસને અવશ્ય માનવો જોઇએ. ૧૦

અવતરણિકા-સુરેશ્વરાચાર્યનાં જ કહનું વચન કહીને, શિષ્ય તેમાં વિરોધ દર્શાવે છે, અને ગુરુ તેને ખોટું પાડે છે

पराग्र्थप्रमेयेषु या फलत्वेन संमता ।
संवित्सैवेह मेयोऽर्थो वेदांतोक्तिप्रमाणतः ॥
इति वार्तिककारेण चित्सादृश्यं विवक्षितम् ।
ब्रह्मचित्फलयोर्भेदः सहस्त्र्या विश्रुतो यतः ॥

શબ્દાર્થ-પરાક્ અર્થ એટલે બાહ્ય પદાર્થ જેવા કે ઘટાદિક, જ્યારે પ્રમેય (પ્રમાણુ)નાં વિષય થાય છે, ત્યારે જે પ્રમાણુનાં ફલરૂપે સ્વીકારેલું સંવિત્ (જ્ઞાન) છે, તે જ જ્ઞાન અહીં વેદાંતશાસ્ત્રમાં વેદાંતવાક્યનાં પ્રમાણથી પ્રમેય પદાર્થ ગણાય છે. એ પ્રકારે વાર્તિકકારે (સુરેશ્વરાચાર્યજી) ચિત્ (ચૈતન્યબ્રહ્મ)નું સાદૃશ્ય કહેવાને ઈચ્છેલું છે, કારણ કે ઉપદેશસાહસ્રીમાં બ્રહ્મ અને ચિદાભાસરૂપ ફલનો ભેદ પ્રસિદ્ધ રીતે છે. ૧૧-૧૨

## ચન્દ્રકાન્ત વિવરણ

શિષ્ય-બ્રહ્મથી જૂદુ ચિદાભાસરૂપ ફલ છે, એમ કહેવાથી, સુરેશ્વરાચાર્યજીના 'पराग्र्थप्रमेयेषु.' એ વચનોનો તમને બાધ નડશે.

ગુરુ-અમને એ વચનનો બાધ કેમ નડે ?

શિષ્ય-બાહ્ય ઘટાદિ અનાત્મ પદાર્થ છે, તે પ્રમેય છે. તેમાં પ્રમાણુની પ્રવૃત્તિ થવાથી

પ્રમાણનાં ફલરૂપે અંગીકાર કરેલું જે ચૈતન્ય છે તે ચૈતન્ય જ વેદાંતવાક્યનાં પ્રમાણથી જાણવા યોગ્ય છે, એવો સુરેશ્વરાચાર્યજીના 'परार्गर्थप्रमेयेषु.' એ વાર્તિકનો અર્થ થાય છે. તેથી, બ્રહ્મચૈતન્ય જ ફલરૂપ હોય એમ પ્રતીત થાય છે; કારણ કે વેદાંતવાક્યનાં પ્રમાણથી જાણવા યોગ્ય તો બ્રહ્મચૈતન્ય છે. એ ચૈતન્યને એ વાર્તિકમાં ફલરૂપ કહ્યું છે, અને તમે ચિદાભાસને ફલરૂપ કહો છો, તેથી તમને તેનો વિરોધ આવશે.

ગુરુ-સુરેશ્વરાચાર્યજીના વાર્તિકનું તાત્પર્ય તેં જાણ્યું નથી, તેથી તેને વિરોધ ગણે છે? ૧૧

શિષ્ય-જ્યારે વાર્તિકકારનું તાત્પર્ય બ્રહ્મચૈતન્યની ફલરૂપતામાં નથી, ત્યારે શેમાં છે?

ગુરુ-એ વાર્તિકનું તાત્પર્ય ચિતનું સદશપણું ચિદાભાસની ફલરૂપતામાં માન્યું છે. ચિત એટલે બ્રહ્મચૈતન્ય તે વેદાંતવાક્યોથી જાણવા યોગ્ય છે. એ બ્રહ્મચૈતન્યસદશ ચિદાભાસ છે, કંઈ બ્રહ્મચૈતન્ય નહિ. જેમ બ્રહ્મચૈતન્ય પ્રકાશસ્વરૂપ છે, તેમ ચિદાભાસ પણ પ્રકાશસ્વરૂપ છે, અને એ પ્રકાશસ્વરૂપતાથી બ્રહ્મનું અને ચિદાભાસનું સાદૃશ્ય છે.

શિષ્ય-બ્રહ્મચૈતન્યસદશ ચિદાભાસની ફલરૂપતામાં એ વાર્તિકનું તાત્પર્ય છે, એમ તમે ક્યાંથી જાણ્યું?

ગુરુ-સુરેશ્વરાચાર્યજીના ગુરુ શંકરાચાર્યજીએ ઉપદેશસાહસ્રી નામના ગ્રંથમાં, બ્રહ્મચૈતન્ય અને ફલચૈતન્યના ભેદનું પ્રતિપાદન કર્યું છે, 'परार्गर्थप्रमेयेषु०' એ વાર્તિકનું તાત્પર્ય બ્રહ્મચૈતન્ય સદશ ચિદાભાસની ફલરૂપતામાં છે, એમ ન માનીએ તો વાર્તિકકારને પોતાના ગુરુનાં વચનનો વિરોધ આવે, પણ ચિદાભાસની ફલરૂપતામાં તે વાર્તિકનું તાત્પર્ય છે, એમ માનવાથી કોઈનો પણ વિરોધ આવતો નથી; તથા શંકરાચાર્યજી તથા વાર્તિકકારનાં વચનોની એકવાક્યતા પણ થાય છે. તે પરથી એ વાર્તિકનું તાત્પર્ય ચિદાભાસની ફલરૂપતામાં છે, એમ અમે કહીએ છિયે. બ્રહ્મચૈતન્ય એટલે બ્રહ્મ અને ફલચૈતન્ય એટલે ચિદાભાસ. ૧૨

અવતરણિકા-એ પરથી ચાલતા પ્રસંગમાં શું સિદ્ધ થયું? શિષ્યનાં આવાં પ્રશ્નનું ઉત્તર ગુરુ આપે છે.

आभास उदितस्तस्माज्ज्ञातत्वं जनयेद्घटे ।
तत्पुनर्ब्रह्मणा भास्यमज्ञातत्ववदेव हि॥ १३

શબ્દાર્થ-એમ બ્રહ્મ અને ચિદાભાસનો ભેદ સિદ્ધ થાય છે તેથી ઘટને વિષે ઉત્પન્ન થયેલો આભાસ (ચિદાભાસ) ઘટમાં જ્ઞાતતાને ઉત્પન્ન કરે છે, અને તે (જ્ઞાતપણું) ફરીથી અજ્ઞાતપણાંની પેઠે જ બ્રહ્મ ચેતનવડે પ્રકાશ પામવાને યોગ્ય છે. ૧૩

### ચન્દ્રકાન્ત વિવરણ

શિષ્ય-વાર્તિકનું તાત્પર્ય ચિદાભાસની ફલરૂપતામાં હોય, પણ તેથી જે કથાપ્રસંગ ચાલે છે તેમાં શું સિદ્ધ કરો છો?

ગુરુ-બ્રહ્મચૈતન્ય અને ફલચૈતન્યનો ભેદ છે, અને ચિદાભાસ ફલરૂપ છે, એમ સિદ્ધ થયું તેથી, ઘટમાં ઉત્પન્ન થયલો ચિદાભાસ ઘટ વિષે જ્ઞાતપણાંને ઉત્પન્ન કરે છે. પછી બ્રહ્મચૈતન્ય, જેમ અજ્ઞાતપણાંનો પ્રકાશ કરે છે, તેમ ઉત્પન્ન થયેલાં જ્ઞાતપણાંનો પણ પ્રકાશ કરે છે, એમ સિદ્ધ થાય છે. ૧૩

અવતરણિકા-એવી રીતે બ્રહ્મ અને ચિદાભાસનો ભેદ અને તેના ભિન્નભિન્ન વિષય દેખાડીને તે બન્નેનો સ્પષ્ટ ભેદ દર્શાવે છે.

धीवृत्त्याभासकुंभानां समूहो भास्यते चिता ।
कुंभमात्रफलत्वात्स एक आभासतः स्फुरेत्॥
चैतन्यं द्विगुणं कुंभे ज्ञातत्वेन स्फुरत्यतः ।
अन्येऽनुव्यवसायाख्यमाहुरेतद्यथोदितम् ॥
घटोऽयमित्यसावुक्तिराभासस्य प्रसादतः ।
विज्ञातो घट इत्युक्तिर्ब्रह्मानुग्रहतो भवेत् ॥

શબ્દાર્થ-બુદ્ધિવૃત્તિ, ચિદાભાસ અને ઘડો, એ ત્રણેનો સમુદાય ચૈતન્યથી પ્રકાશે છે; પરંતુ ચિદાભાસ તો માત્ર ઘટમાં રહેલા ફલરૂપ જ હોવાથી ચિદાભાસવડે તો માત્ર એક ઘટ જ પ્રકાશે છે. (૧૪) એટલા માટે ઘટમાં જ્ઞાતપણું એ કરીને દ્વિગુણ ચૈતન્ય સ્ફુરે છે. આગળ કહેલા એ બ્રહ્મને કેટલાકો અનુવ્યવસાય નામવાળું કહે છે. (૧૫) 'આ ઘટ છે' એ પ્રકારે જે કહેવું એ ચિદાભાસના પ્રસાદથી થાય છે, અને 'ઘડો જાણ્યો,' એ પ્રકારે કહેવું એ બ્રહ્મના અનુગ્રહથી થાય છે. ૧૬

## ચન્દ્રકાન્ત વિવરણ

ગુરુ-જણાતા વિષય ભિન્નભિન્ન હોવાથી પણ બ્રહ્મચૈતન્ય અને ચિદાભાસ ભિન્નભિન્ન છે,

શિષ્ય-બ્રહ્મચૈતન્ય કોનો પ્રકાશ કરે છે?

ગુરુ-બ્રહ્મચૈતન્ય બુદ્ધિવૃત્તિ, ચિદાભાસ અને ઘટ, એ ત્રણના સમુદાયનો પ્રકાશ કરે છે,

શિષ્ય-ચિદાભાસ કોનો પ્રકાશ કરે છે?

ગુરુ-ચિદાભાસ કેવલ ઘટનોજ પ્રકાશ કરે છે,

શિષ્ય-બ્રહ્મચૈતન્ય, બુદ્ધિવૃત્તિ, ચિદાભાસ અને ઘટ, એ ત્રણેનો પ્રકાશ કરે છે, અને ચિદાભાસ કેવળ ઘટનોજ પ્રકાશ કરે છે તેનું શું કારણ?

ગુરુ-બુદ્ધિવૃત્તિ, ચિદાભાસ અને ઘટ, એ ત્રણેનું અધિષ્ઠાન બ્રહ્મચૈતન્યજ છે, એટલે એ ત્રણે બ્રહ્મચૈતન્યમાં રહે છે, માટેજ બ્રહ્મચૈતન્ય એ ત્રણેનો પ્રકાશ કરે છે. ચિદાભાસ તો ઘટનાં સ્ફુરણરૂપ છે, તે સ્ફુરણફલ કહેવાય છે, એટલે તે ફલસ્વરૂપ ચિદાભાસ છે, અને તે કેવલ ઘટમાંજ છે, પણ બુદ્ધિમાં કે બ્રહ્મચૈતન્યમાં રહેતું નથી; તેથી, ચિદાભાસ, કેવલ ઘટનોજ પ્રકાશ કરે છે, ૧૪

હવે બ્રહ્મચૈતન્ય તથા ચિદાભાસ એ બન્નેથી ઘડો જણાય છે; તેથી ઘટમાં દ્વિગુણ ચૈતન્ય છેઃ- સ્ફુરણરૂપે ચિદાભાસ ચૈતન્ય રહે છે, અને જ્ઞાતપણે બ્રહ્મચૈતન્ય રહે છે. ઘટનો પ્રકાશ કરવાવાળો ચિદાભાસ છે, અને ઘટના જ્ઞાતપણાનું પ્રકાશ કરવાવાળું બ્રહ્મચૈતન્ય છે. એ જ બ્રહ્મચૈતન્યને, નૈયાયિકો 'અનુવ્યવસાય'ના નામથી ઓળખે છે. ૧૫

ઘટમાં બે પ્રકારનો વ્યવહાર થાય છેઃ-'આ ઘડો છે.' અને 'ઘડો જાણ્યો.' 'આ ઘડો છે,' એ રીતનો વ્યવહાર ચિદાભાસથી સિદ્ધ થાયછે, અને 'ઘડો જાણ્યો' એ પ્રકારનો વ્યવહાર બ્રહ્મચૈતન્યથી સિદ્ધ થાય છે. એ પ્રમાણે વ્યવહારના ભેદથી પણ બ્રહ્મચૈતન્ય અને ચિદાભાસનો ભેદ છે. બ્રહ્મચૈતન્ય એટલે કૂટસ્થ, અને ચિદાભાસ એટલે જીવ. ૧૬

---

## (૨) દેહમાં ચિદાભાસ અને કૂટસ્થનો ભેદ
### (૧૭ થી ૨૧; ૧૦ શ્લોકો)

અવતરણિકા-દેહથી બહાર ચિદાભાસ અને કૂટસ્થનો ભેદ પ્રતિપાદન કર્યા પછી, દેહ વિષે તે બન્નેનો ભેદ પ્રતિપાદન કરે છે.

आभासब्रह्मणी देहाद्बहिर्यद्वद्विवेचिते ।
तद्वदाभासकूटस्थौ विविच्येतां वपुष्यपि १७
अहंवृत्तौ चिदाभासः कामक्रोधादिकेषु च ।
संव्याप्य वर्तते तप्ते लोहे वह्निर्यथा तथा ॥१८
स्वमात्रं भासयेत्तप्तं लोहं नान्यत्कदाचन ।
एवमाभाससहिता वृत्तयः स्वस्वभासिकाः॥
क्रमाद्विच्छिद्यविच्छिद्य जायंतेवृत्तयोऽखिलाः
सर्वा अपि विलीयंते सुप्तिमूर्च्छासमाधिषु२०
संधयोऽखिलवृत्तीनामभावाश्चावभासिताः ।
निर्विकारेण येनासौ कूटस्थ इति चोच्यते २१

શબ્દાર્થ-જેમ દેહથી બહાર ચિદાભાસ અને બ્રહ્મ(કૂટસ્થ)નું વિવેચન કર્યું, તેમ હવે દેહમાં પણ ચિદાભાસનું અને કૂટસ્થનું વિવેચન કરો. (૧૭) જેમ તપેલાં લોઢામાં સર્વત્ર અગ્નિ વ્યાપીને રહે છે, તેમ ચિદાભાસ અહંવૃત્તિમાં અને કામક્રોધાદિવૃત્તિઓમાં વ્યાપીને રહે છે (૧૮) અને જેમ એ તપેલું લોઢું માત્ર પોતાને જ પ્રકાશે છે, પણ બીજાને કદાપિ પ્રકાશી શકતું નથી, તેમ ચિદાભાસ સહિત વૃત્તિઓ પોતપોતાનો પ્રકાશ કરવાવાળી છે. (૧૯) સકળ વૃત્તિઓ ક્રમથી વિચ્છેદ પામી પામીને ઉત્પન્ન થાય છે, અને સકળ વૃત્તિઓ સુષુપ્તિ, મૂર્ચ્છા અને સમાધિમાં લય પામે છે.(૨૦) એ સર્વ વૃત્તિઓના સંધિઓ અને અભાવો જે નિર્વિકારે કરીને પ્રકાશિત થાય છે તે નિર્વિકાર જ 'કૂટસ્થ છે', એ પ્રકારે કહેવાય છે. ૨૧

## ચન્દ્રકાન્ત વિવરણ

ગુરુ-જેમ દેહથી બહાર ચિદાભાસ અને કૂટસ્થનો ભેદ વિચારવાથી સિદ્ધ થાય છે, તેમ દેહની અંદર પણ તે બન્નેનો ભેદ વિચાર કરવાથી સિદ્ધ થાય છે. ૧૭

શિષ્ય–દેહથી બહાર ઘટપટાદિક વિષયો છે, તેથી તદાકારવૃત્તિની વ્યાપકતાથી ચિદાભાસનો સ્વીકાર યોગ્ય છે; પણ દેહની અંદર કોઈ પણ વિષય નથી, માટે તદાકારવૃત્તિના અભાવથી આંતરવિષયવૃત્તિવ્યાપક ચિદાભાસનો સ્વીકાર તમે કેમ કરો છો ?

ગુરુ–જેમ આંતરવિષયવૃત્તિઓનો અભાવ છે, તેમ આંતરવૃત્તિઓનો સદ્ભાવ પણ છે. એ આંતરવૃત્તિની વ્યાપકતાથી અમે ચિદાભાસનો સ્વીકાર કરીએ છીએ. જો અંદર ચિદાભાસ ન હોય, તો તે વૃત્તિઓને વ્યાપ્ત કોણ કરે ?

શિષ્ય–આંતરવૃત્તિ કયી છે ?

ગુરુ–અહંવૃત્તિ (હુંપણાની વૃત્તિ), કામવૃત્તિ, ઇચ્છાવૃત્તિ, ક્રોધવૃત્તિ, લોભવૃત્તિ આદિ અનેક આંતરવૃત્તિઓ છે.

શિષ્ય–ચિદાભાસ એ વૃત્તિઓમાં કેવી રીતે વ્યાપીને રહે છે ?

ગુરુ–જેમ તપેલાં લોઢામાં અગ્નિ સર્વત્ર વ્યાપીને રહે છે, તેમ ચિદાભાસ એ વૃત્તિઓમાં સર્વત્ર વ્યાપીને રહે છે. ૧૮

શિષ્ય–ચિદાભાસવાળી વૃત્તિઓ અન્યનો પ્રકાશ કરે છે કે નહિ ?

ગુરુ–ના. જેમ તપેલું લોઢું કેવળ પોતાનો જ પ્રકાશ કરે છે, પણ બીજાનો પ્રકાશ કરી શકતું નથી; તેમ ચિદાભાસમાં રહેલી વૃત્તિઓ કેવળ પોતાનો જ પ્રકાશ કરે છે, પણ બીજાનો પ્રકાશ કરતી નથી. જેમ અગ્નિ લોઢામાં વ્યાપી રહે છે, તેમ ચિદાભાસ વૃત્તિઓમાં વ્યાપી રહે છે; જેમ અગ્નિથી વ્યાપ્ત લોઢું કેવળ પોતાનો જ પ્રકાશ કરે છે, પણ બીજાનો પ્રકાશ કરતું નથી; તેમ ચિદાભાસથી વ્યાપ્ત વૃત્તિઓ કેવળ પોતાનો જ પ્રકાશ કરે છે, પણ બીજાનો પ્રકાશ કરતી નથી. ૧૯

શિષ્ય–સમાધિમાં, મૂર્છામાં અને સુષુપ્તિમાં વૃત્તિઓનો અભાવ ભલે હોય, પણ તે જાણવાથી 'કૂટસ્થ છે' એવું જ્ઞાન કેમ થાય છે ?

ગુરુ–ચિદાભાસ તો વૃત્તિઓમાં વ્યાપીને રહે છે, તેથી તે તપેલાં લોઢાંની પેઠે પોતાનો પ્રકાશ કરશે, પણ વૃત્તિઓના સંધિઓનો પ્રકાશ કરશે નહિ, અને અહંવૃત્તિ પછી કામવૃત્તિ ને કામવૃત્તિ પછી ક્રોધવૃત્તિ થઈ, ઇત્યાદિ વૃત્તિઓના સંધિઓનું જ્ઞાન તો થાય છે જ; એટલે તેનો પ્રકાશ કૂટસ્થચૈતન્ય કરે છે. વળી સુષુપ્તિ, સમાધિ અને મૂર્છામાં તો સર્વ વૃત્તિઓનો લય થાય છે, તેથી ચિદાભાસનો પણ લય થાય છે. તે લયનો પ્રકાશ કૂટસ્થચૈતન્ય જ કરે છે. એ વૃત્તિઓના સંધિઓનો પ્રકાશ કરવાવાળું અને વૃત્તિઓના અભાવને જણાવવાવાળું જે ચૈતન્ય છે, તે જ કૂટસ્થ છે. ૨૦-૨૧

અવતરણિકા—આ સર્વનું રહસ્ય શું તે હવે કહે છે.

**घटे द्विगुणचैतन्यं यथा बाह्ये तथाऽऽन्तरे ।**
**वृत्तिष्वपि ततस्तत्र वैशद्यं संधितोऽधिकम् ॥**

શબ્દાર્થ–જેમ બાહ્ય ઘટ વિષે ચૈતન્યની દ્વિગુણતા છે, તેમ અંતરમાં રહેલી વૃત્તિઓમાં પણ દ્વિગુણ ચૈતન્ય છે, તેથી સંધિઓના કરતાં વૃત્તિઓમાં અધિક પ્રકાશ દેખાય છે. ૨૨

## ચન્દ્રકાન્ત વિવરણ

શિષ્ય–વૃત્તિઓના સંધિઓ અને વૃત્તિઓના અભાવનો પ્રકાશ કૂટસ્થ હોય, તેથી શું સમજવો છે ?

ગુરુ–જેમ બહાર દેખાતા ઘડામાં ઘડાનો પ્રકાશ કરવાવાળો ચિદાભાસ છે, અને ઘડાનું જ્ઞાન કરાવનાર પ્રકાશ કરવાવાળું કૂટસ્થ છે, એવી રીતે બે ચૈતન્ય છે; તેમ આંતરમાં અહંકાર આદિવૃત્તિઓમાં પણ વૃત્તિનો પ્રકાશક ચિદાભાસ છે, અને વૃત્તિઓના અભાવ આદિનો પ્રકાશક કૂટસ્થચૈતન્ય છે. એ પ્રમાણે બે આંતર ચૈતન્ય છે એમ સમજાવ્યું. તે સમજ્યો નહિ એ ખેદકારક જ છે.

શિષ્ય–જેમ બહાર દેખાતા ઘડામાં બે ચૈતન્ય પ્રતીત થાય છે, તેમ આંતરવૃત્તિઓમાં તો બે ચૈતન્ય પ્રતીત થતાં નથી; કેમકે ચિદાભાસ વૃત્તિઓનો પ્રકાશ કરે છે, પણ કૂટસ્થ વૃત્તિઓનો પ્રકાશ કરતો નથી.

ગુરુ–કેમ નથી કરતો ? કૂટસ્થ પણ વૃત્તિઓનો પ્રકાશ કરે જ છે, તેની સ્પષ્ટ પ્રતીતિ વૃત્તિઓના સંધિઓમાં થાય છે. તેથી આંતરવૃત્તિઓમાં પણ બે ચૈતન્ય છે એમ જાણવું જોઇએ. ૨૨

અવતરણિકા-શિષ્ય શંકા કરે છે કે, ઘટ વગેરેની પેઠે વૃત્તિઓમાં પણ જ્ઞાતતાના અને અજ્ઞાતતાના અભાવરૂપે કૂટસ્થ કેમ અંગીકાર થતો નથી? ગુરુ કહે છે કે, જ્ઞાતતા અને અજ્ઞાતતાનો અભાવ છે તેથી.

ज्ञातताऽज्ञातते नस्तो घटवद्वृत्तिषु क्वचित् ।
स्वस्य स्वेनाग्रहीतत्वात्ताभिश्चाज्ञाननाशनात् ॥

શબ્દાર્થ-ઘટની પેઠે વૃત્તિઓમાં કોઇ પણ કાળે જાણવાપણું અથવા ન જાણવાપણું રહેતું નથી. કારણ કે, વૃત્તિઓ પોતે પોતાનું ગ્રહણ કરતી નથી તેથી, અને વૃત્તિઓથી અજ્ઞાનનો નાશ થાય છે તેથી. ૨૩

## ચન્દ્રકાન્ત વિવરણ

શિષ્ય-જેમ બહાર જણાતા કુંભ વગેરેમાં જ્ઞાતતા અને અજ્ઞાતતાની પ્રકાશકતાથી તમે કૂટસ્થચૈતન્યનો સ્વીકાર કરો છો, તેમ દેહમાં રહેલી અહંકારાદિ વૃત્તિઓમાં જ્ઞાતતા અને અજ્ઞાતતાનો પ્રકાશ કરવાવાળા, કૂટસ્થચૈતન્યનો સ્વીકાર કેમ કરતા નથી? અને વૃત્તિઓની સંધિઓનો પ્રકાશ કરવાવાળાથી તેનો સ્વીકાર કેમ કરો છો?

ગુરુ-જેમ પ્રત્યક્ષ ઘટાદિકમાં જાણવાપણું અને ન જાણવાપણું છે, તેમ દેહમાં રહેલી અહંકારાદિક વૃત્તિઓમાં જાણવાપણું અને ન જાણવાપણું નથી, તેથી અમે સંધિઓની પ્રકાશકતાથી વૃત્તિઓમાં કૂટસ્થનો સ્વીકાર કરીએ છિયે.

શિષ્ય-વૃત્તિઓમાં જાણવાપણું અને ન જાણવાપણું કેમ નથી?

ગુરુ-જ્ઞાનની વ્યાપ્તિથી જાણવાપણું ઉત્પન્ન થાય છે, અને અજ્ઞાનની વ્યાપ્તિથી ન જાણવાપણું ઉત્પન્ન થાય છે. વૃત્તિઓમાં જ્ઞાનની વ્યાપ્તિ નથી, તેથી તેમાં જાણવાપણું નથી, અને અજ્ઞાનની વ્યાપ્તિ નથી તેથી તેમાં ન જાણવાપણું પણ નથી; એટલા જ માટે જ્ઞાતતા અને અજ્ઞાતતાની પ્રકાશકતાથી કૂટસ્થચૈતન્યનો સ્વીકાર કરતા નથી.

શિષ્ય-વૃત્તિઓમાં જ્ઞાનની વ્યાપ્તિ અને અજ્ઞાનની વ્યાપ્તિ કેમ નથી?

ગુરુ-જે ચિદાભાસવાળી વૃત્તિઓનો વિષય હોય તેમાં જ્ઞાનની વ્યાપ્તિ થાય. પણ કોઇ પણ દહાડો વૃત્તિઓ પોતે વૃત્તિઓનો વિષય થાય નહિ; કેમકે પોતે પોતાનો વિષય થવાનો અસંભવ જ છે. વળી વૃત્તિઓ સ્વપ્રકાશ છે, તેથી તેનાં જ્ઞાનની વ્યાપ્તિ નથી. જેમ સૂર્ય પોતાના ઉદય માત્રથી અંધકારનો નાશ કરે છે, તેમ વૃત્તિઓ પણ પોતાની ઉત્પત્તિ માત્રથી પોતા વિષે રહેલાં અજ્ઞાનનો નાશ કરે છે. જો 'વૃત્તિઓમાં અજ્ઞાન છે' એમ માનીએ તો, જેમ રાત્રિ જગતના અંધકારનો નાશ કરતી નથી, તેમ વૃત્તિઓથી ઘટાદિકમાં રહેલાં અજ્ઞાનનો નાશ થાય નહિ. એટલા માટે વૃત્તિઓમાં અજ્ઞાનની વ્યાપ્તિ નથી એમ માનવું જોઇએ. પ્રત્યક્ષ દેખાતા ઘટાદિક પદાર્થોમાં જ્ઞાતતા અને અજ્ઞાતતા હોવાથી, તેમાં જ્ઞાતતા અને અજ્ઞાતતાની પ્રકાશકતાથી કૂટસ્થચૈતન્યનો સ્વીકાર કરવો, અને દેહમાં રહેલી અહંકાર આદિ વૃત્તિઓમાં જ્ઞાતતા અને અજ્ઞાતતા ન હોવાથી, તેમાં સંધિઓની પ્રકાશકતાથી કૂટસ્થચૈતન્યનો સ્વીકાર કરવો. જીવચૈતન્ય તો બાહ્ય ઘટાદિકમાં ફળરૂપથી અને આંતરવૃત્તિઓમાં વૃત્તિવ્યાપકતાથી સ્વીકાર્યું છે, તેથી જેમ પ્રત્યક્ષ ઘટાદિકમાં બે ચૈતન્ય છે, તેમ આંતરવૃત્તિઓમાં પણ બે ચૈતન્ય છે. ૨૩

અવતરણિકા-કૂટસ્થ તથા ચિદાભાસનું ચેતનપણું સમાન છે, તો પછી કૂટસ્થમાં નિર્વિકારીપણું અને ચિદાભાસમાં વિકારીપણું કેમ? એમ શિષ્ય શંકા કરે છે, અને ગુરુ તેનું ઉત્તર આપે છે.

द्विगुणीकृतचैतन्ये जन्मनाशानुभूतितः ।
अकूटस्थं तदन्यत्तु कूटस्थमविकारितः ॥२४॥
अंतःकरणतद्वृत्तिसाक्षीत्यादावनेकधा ।
कूटस्थ एव सर्वत्र पूर्वाचार्यैर्विनिश्चितः ॥२५॥
आत्माभासाश्रयाश्चैवं मुखाभासाश्रया यथा ।
गम्यंते शास्त्रयुक्तिभ्यामित्याभासश्च वर्णितः ।

શબ્દાર્થ-દ્વિગુણ ચૈતન્યના જન્મનો અને નાશનો અનુભવ છે, તેથી ચિદાભાસ વિકારી છે, અને તેનાથી જુદું જે ચૈતન્ય તે અવિકારી હોવાથી કૂટસ્થ નિર્વિકારી છે. (૨૪) પૂર્વાચાર્યો (શંકરાચાર્ય આદિ)એ, 'અંતઃકરણ અને તેની વૃત્તિઓનો સાક્ષી' ઇત્યાદિ વાક્યોમાં, અનેક પ્રકારે સર્વત્ર કૂટસ્થનો જ નિશ્ચય કર્યો છે.(૨૫)

જેમ મુખ, આભાસ (આરસામાં દેખાતું પ્રતિબિંબ) અને આશ્રય (આધાર-દર્પણ) છે. તેમ આત્મા (ફૂટસ્થ), આભાસ (ચિદાભાસ) અને આશ્રય (અંતઃકરણાદિ) છે, એમ શાસ્ત્ર અને યુક્તિએ કરીને જાણવામાં આવે છે. એ પ્રમાણે પ્રાચીન આચાર્યોએ ચિદાભાસનું વર્ણન કર્યું છે. ૨૬

## ચન્દ્રકાન્ત વિવરણ

શિષ્ય–એટલે ચૈતન્ય બે છે; એક ફૂટસ્થ ચૈતન્ય અને બીજું ચિદાભાસ ચૈતન્ય. એ બન્નેની ચૈતન્યરૂપતા તો સમાન છે, તોપણ ફૂટસ્થચૈતન્યની ફૂટસ્થતા અને ચિદાભાસની અફૂટસ્થતા છે તેનું કારણ શું?

ગુરુ–જેનો જન્મ અને નાશ થતો હોય તે વિકારી કહેવાય, અને વિકારીનું નામ અફૂટસ્થ છે. જેનો જન્મ અને નાશ ન હોય તે અવિકારી કહેવાય, અને અવિકારીનું નામ ફૂટસ્થ છે. વિકારીપણું અફૂટસ્થતાનું કારણ છે, અને અવિકારીપણું ફૂટસ્થતાનું કારણ છે. હવે ફૂટસ્થચૈતન્ય અવિકારી છે; કારણ કે, તેનો જન્મ તથા નાશ અનુભવમાં આવતો નથી, તેથી તેમાં ફૂટસ્થતા રહી છે; અને ચિદાભાસ વિકારી છે, કેમકે તેનો જન્મ તથા નાશ અનુભવમાં આવે છે, તેથી તેમાં અફૂટસ્થતા રહી છે. ૨૪

શિષ્ય–ચિદાભાસ તો અનુભવમાં આવે છે, તેથી તે માનવો ઠીક છે; પરંતુ ચિદાભાસથી જૂદો ફૂટસ્થ અનુભવમાં આવતો નથી, તેમ તેમાં કાંઈ પ્રમાણો પણ નથી, તેથી તે ફૂટસ્થ તો તમારા પોતાનો કપોલકલ્પિત જ છે.

ગુરુ–રે મૂઢ! અજ્ઞાનથી ઘેરાયલા! તું શું એમ માને છે કે, અમે કપોલકલ્પિત જ બોલીએ છિયે? એ તારુ કેવું અજ્ઞાન! શંકરાચાર્ય આદિ પ્રાચીન આચાર્યોએ ફૂટસ્થનુ નિરૂપણ કર્યુ છે; તેથી ફૂટસ્થના સ્વીકારમાં તેનાં વચનો પ્રમાણ છે, માટે તે કપોલકલ્પિત કેમ હોય?

શિષ્ય–પૂર્વાચાર્યોએ કીયા વાક્યમાં ફૂટસ્થનું નિરૂપણ કર્યુ છે?

ગુરુ–'अंतःकरणतद्वृत्तिसाक्षी चैतन्यविग्रहः ।
आनंदरूपः सत्यः सन् किं नात्मानं प्रपद्यसे ॥'

અંતઃકરણ અને તેની વૃત્તિઓનો સાક્ષી આત્મા (ફૂટસ્થ) છે, ચૈતન્યસ્વરૂપ છે. આનંદરૂપ છે, સત્ય છે અને સત્યપણાથી સર્વત્ર વિદ્યમાન છે, એવા આત્માને તું કેમ પ્રાપ્ત થતો નથી?' ઇત્યાદિ અનેક વાકયો ઉપદેશસાહસ્રી આદિ ગ્રંથોમાં કથી, પ્રાચીન આચાર્યોએ ફૂટસ્થનું પ્રતિપાદન કર્યું છે. ૨૫

શિષ્ય–જ્યારે ફૂટસ્થના સ્વીકારવામાં પૂર્વાચાર્યોનાં વચનોનું પ્રમાણ મળે છે, ત્યારે ચાલો ફૂટસ્થને માનીએ, પણ ચિદાભાસમાં પ્રમાણ નથી, માટે ચિદાભાસ તો માનશો નહિ કેની?

ગુરુ–તેનાંએ ઘણાં પ્રમાણ છે. જેમ આપણું મુખ, આરસીમાં દેખાતા પ્રતિબિંબનું મૂળ છે, અને દર્પણ પ્રતિબિંબનો આધાર છે, ને એ ત્રણે પ્રત્યક્ષ જણવામાં આવે છે, તેમ આત્મા(ફૂટસ્થ), ચિદાભાસ અને અંતઃકરણ એટલે ચિદાભાસનો આધાર, એ ત્રણ પણ શાસ્ત્ર અને યુક્તિથી જણવામાં આવે છે. એ પ્રાચીન આચાર્યોના વાકયોમાં ફૂટસ્થથી ભિન્ન ચિદાભાસનું પણ વર્ણન કર્યું છે. શ્રુતિમાં પણ ફૂટસ્થનું અને ચિદાભાસનું ભિન્નભિન્ન રીતે પ્રતિપાદન કર્યું છે. 'मनसः साक्षी। बुद्धेः साक्षी।' 'મનનો સાક્ષી, બુદ્ધિનો સાક્ષી,' એ શ્રુતિમાં સાક્ષી સ્વરૂપે ફૂટસ્થનુંજ પ્રતિપાદન કર્યું છે. 'रूपं रूपं प्रतिरूपो बभूव। રૂપ રૂપ પ્રત્યે પ્રતિરૂપ (તે તે સ્વરૂપ જેવો) થયો.' એ શ્રુતિમાં ચિદાભાસનુ પ્રતિપાદન કર્યું છે. એ પ્રમાણે ચિદાભાસમાં પણ પૂર્વાચાર્યોનાં (ઉપદેશ સાહસ્રી) તથા શ્રુતિનાં વચનોનુ પ્રમાણ છે. વળી 'ફૂટસ્થ અવિકારી છે, અને ચિદાભાસ વિકારી છે,' એવું વર્ણન અમે અગાડી (૨૫મા) શ્લોકમાં કહી ગયા છિએ, તેથી ચિદાભાસ પણ માનવો જોઇએ. ૨૬

---

## (૩) ચિદાભાસનું નિરૂપણ

(૨૭થી ૪૭; ૨૧ શ્લોકો)

અવતરણિકા–હવે અવચ્છેદવાદી શિષ્ય ચિદાભાસનાં સ્વરૂપ સંબંધે આક્ષેપ કરે છે.

बुद्ध्यवच्छिन्नकूटस्थो लोकांतरगमागमौ।
कर्तुं शक्तो घटाकाश इवाभासेन किं वद ॥
मृणसंज्ञः परिच्छेदमात्राज्जीवो भवेन्न हि ।
अन्यथा घटकुडयाद्यैरवच्छिन्नस्य जीवता ॥

શબ્દાર્થ-બુદ્ધિથી અવચ્છિન્ન (અવચ્છેદવાળો) ફૂટસ્થ. ઘટાકાશની પેઠે, બીજા લોકમાં જવા આવવામાં સમર્થ છે, તો પછી ચિદાભાસનું પ્રયોજન શું છે? તે કહે. (૨૭) ઓ અવચ્છેદવાદી! સાંભળ. અસંગ (ફૂટસ્થ) પરિચ્છેદ માત્રથી કંઇ જીવ થાય એમ નથી, માટે ચિદાભાસનું પ્રયોજન છે. અન્યથા (બુદ્ધિમાં ચિદાભાસ ન માનીએ તો) ઘટ અને ભીંત આદિથી અવચ્છિન્ન (પરિચ્છિન્ન) ચેતનનો પણ જીવ ભાવ માનવો પડે. ૨૮

## ચન્દ્રકાન્ત વિવરણ

ગુરુ-હે શિષ્ય! અંતઃકરણથી અવચ્છિન્ન ચૈતન્યજ જીવ છે. તે અંતઃકરણ કર્મના વશથી સ્વર્ગલોક આદિમાં જ્યાં જ્યાં જાય છે ત્યાં ત્યાં ચૈતન્ય સર્વત્ર વ્યાપકતાથી પૂર્વથી જ વિદ્યમાન હોય છે, તેથી તેનો અને અંતઃકરણનો યોગ થાય છે, એટલે તે તે લોકમાં જીવ ગયો આવ્યો કહેવાય છે. તેથી અતઃકરણવિશિષ્ટ ચૈતન્ય જ જીવ છે, પણ ચિદાભાસ નથી. એ અંતકરણ વિષે સંસાર છે, પણ ચૈતન્યમાં નથી. ચૈતન્યમાં જે સંસાર જણાય છે તે તો ભ્રાંતિજ છે.

સદ્‌ગુરુનાં આવાં વચન સાંભળી, સભામાં બેઠેલો અવચ્છેદવાદી છણછણી ઉઠયો ને બોલ્યોઃ-

અવચ્છેદવાદી-જેમ ઘટાવચ્છિન્ન ઘટાકાશ, ઘટદ્વારા, લોકાંતરમાં જવા અને આવવામાં સમર્થ છે, તેમ અંતઃકરણ ફૂટસ્થ પણ, અંતઃકરણદ્વારા, લોકાંતરમાં જવા આવવામાં સમર્થ છે; તેથી ફૂટસ્થથી ભિન્ન ચિદાભાસ માનવાની શી જરૂર છે? ફૂટસ્થથી લોકાંતરમાં જવું અને આવવું આદિરૂપ કાર્યની સિદ્ધિ થાય છે, તો પછી ચિદાભાસ માની ગૌરવ ઉઠાવવાની શી જરૂર છે? ૨૭

ગુરુ-તમે અવચ્છેદવાદને અનુસરી ચિદાભાસ ઉપર આક્ષેપ કર્યો, પરંતુ તેનો પરિહાર સાંભળો. અસંગ ફૂટસ્થ, અંતઃકરણના અવચ્છેદ માત્રથી, જીવભાવને પ્રાપ્ત થતો નથી.

અવચ્છેદવાદી-તેનું શું કારણ?

ગુરુ-અંતઃકરણના અવચ્છેદ માત્રથી ફૂટસ્થને જીવભાવની પ્રાપ્તિ માનવામાં અતિપ્રસંગ નામનો દોષ આવે છે; કેમકે, જેમ અંતઃકરણનો અવચ્છેદ માનીએ, તેમ ઘટ અને ભીંત આદિનો પણ અવચ્છેદ છે. તેથી જેમ ફૂટસ્થને અંતઃકરણના અવચ્છેદ માત્રથી જીવભાવની પ્રાપ્તિ થાય છે, તેમ ઘટ અને ભીંત આદિના અવચ્છેદ માત્રથી પણ જીવભાવની પ્રાપ્તિ થાય, અને ઘટ અને ભીંત આદિથી અવચ્છિન્ન ફૂટસ્થને જીવભાવની પ્રાપ્તિ ઇષ્ટ નથી.

તેથી અવચ્છેદવાદ માનવો નહિ, પણ લોકાંતરમાં જીવના જવા આવવાની સિદ્ધિ માટે, ફૂટસ્થથી ભિન્ન ચિદાભાસ જ માનવો. ૨૮

અવતરણિકા-અવચ્છેદવાદી કહે છે, 'અંતઃકરણાવચ્છિન્ન ફૂટસ્થને જીવભાવની પ્રાપ્તિમાં સ્વચ્છતા કારણ છે,' તે ઉપરથી ગુરુ અવચ્છેદમાં સ્વચ્છતાની નિષ્પ્રયોજનતા દર્શાવે છે.

न कुड्यसदृशी बुद्धिःस्वच्छत्वादिति चेत्तथा
अस्तु नाम परिच्छेदे किं स्वाच्छ्येन भवेत्तव ॥ २९ ॥
प्रस्थेन दारुजन्येन कांसजन्येन वा न हि।
विक्रेतुस्तंडुलादीनां परिमाणं विशिष्यते ॥

શબ્દાર્થ-બુદ્ધિ સ્વચ્છ હોવાથી ભીંતના જેવી નથી, એમ જો તું કહેતો હોય તો ભલે તેમ હો; પણ પરિચ્છેદમાં તારે સ્વચ્છતાનું શું પ્રયોજન છે? (૨૯) લાકડાંમાંથી બનાવેલાં અથવા કાંસાંમાંથી બનાવેલાં પવાલાંથી વેચનારના ચોખા વગેરે ધાન્યના માપમાં કંઈ ઓછું વધતું થતું નથી. ૩૦

## ચન્દ્રકાન્ત વિવરણ

અવચ્છેદવાદી-અંતઃકરણ સ્વચ્છ છે, તેથી અવચ્છિન્ન ફૂટસ્થને જીવભાવની પ્રાપ્તિ થશે અને ઘટ તથા ભીંત આદિ સ્વચ્છ નથી, તેથી અવચ્છિન્ન ફૂટસ્થને જીવભાવની પ્રાપ્તિ થશે નહિ; એટલે અતિપ્રસંગ દોષ પણ આવશે નહિ. માટે ફૂટસ્થથી ભિન્ન ચિદાભાસ માનવાની જરૂર નથી.

ગુરુ-અંતઃકરણ સ્વચ્છ છે તે અમને પણ કબૂલ છે; પણ સ્વચ્છતા અવચ્છેદમાં કારણ નથી. સ્વચ્છ અને અસ્વચ્છ સર્વ અવચ્છેદક થયા છે, માટે જેમ અંતઃકરણ ફૂટસ્થનું અવચ્છેદક છે, તેમ ઘટ અને ભીંત આદિ પણ અવચ્છેદક છે. તેથી, જેમ અંતઃકરણ અવચ્છિન્ન ફૂટસ્થને જીવ-

ભાવ પ્રાપ્ત થાય છે, તેમ ઘટ ભીંત આદિથી અવચ્છિન્ન કૂટસ્થને પણ જીવભાવ પ્રાપ્ત થશે, માટે કૂટસ્થથી ભિન્ન ચિદાભાસ માનવો જોઇએ. ૨૯

અનાજ માપવાની પાલી કે શેરીયુ કાંસાંનું કે લાકડાનું હોય છે. તેમાં કાંસાંનું શેરીયું સ્વચ્છ છે, અને લાકડાંનું શેરીયુ સ્વચ્છ નથી. સ્વચ્છતા અને અસ્વચ્છતામાં જ બન્નેનો ભેદ છે, તો પણ માપ કરવામાં જરાએ ભેદ નથી. જેટલું અનાજ લાકડાંના પવાલામાં સમાય છે, તેટલું જ અનાજ કાંસાંનાં પવાલામાં સમાય છે એમાં જેમ ન્યૂનાધિક ભાવ જણાતો નથી, તેમ બુદ્ધિ પણ સ્વચ્છ છે અને ભીંત અસ્વચ્છ છે, એ પ્રમાણે સ્વચ્છ અને અસ્વચ્છતાથી બુદ્ધિ અને ભીંતનો ભેદ છે ખરો, તો પણ કૂટસ્થનો અવચ્છેદકતાથી ભેદ નથી. જેમ બુદ્ધિ કૂટસ્થનો અવચ્છેદ કરે છે, તેમ ભીંત પણ કૂટસ્થનો અવચ્છેદ કરે છે; એમા કાંઇ ન્યૂનાધિકતા નથી. તેથી, બુદ્ધિ-અવછિન્ન કૂટસ્થને જીવભાવ પ્રાપ્ત થાય છે, અને ભીંત આદિથી અવચ્છિન્ન કૂટસ્થને જીવભાવ પ્રાપ્ત થતો નથી ૩૦

અવતરણિકા—અવચ્છેદવાદી કહે છે કે, કાંસાંના પવાલામા પ્રતિબિંબરૂપ અધિકતા છે, તે પરથી ગુરુ તેને ચિદાભાસનો અંગીકાર કરવાનું કહે છે,

परिमाणाविशेषेऽपि प्रतिबिंबो विशिष्यते ।
कांस्ये यदि तदा बुद्धावप्याभासो भवेद्-
बलात् ॥ ३१ ॥

શબ્દાર્થ—માપનો અભેદ છતાં પણ કાંસાંનાં પવાલાંમાં પ્રતિબિંબ પડે છે તેથી તે વિશેષ છે. તેમ છે તો, બુદ્ધિમાં પણ આભાસ (ચિત્પ્રતિબિંબ) છે એમ ન માનતાં પણ તું માન. ૩૧

### ચન્દ્રકાન્ત વિવરણ

અવચ્છેદવાદી—જો કે લાકડાંનાં અને કાંસાંનાં પવાલાંમાં ભેદ નથી, તથાપિ લાકડાંનાં પવાલાં કરતાં કાંસાંનાં પવાલાંમાં અધિકતા છે, કારણ કે, લાકડાંનાં પવાલાંમાં અનાજનું પ્રતિબિંબ પડતું નથી, અને કાંસાંનાં પવાલાંમાં અનાજનું પ્રતિબિંબ પડે છે

ગુરુ—ભલું કહ્યું. જ્યારે તમે કાંસાંનાં પવાલાંમાં અનાજનાં પ્રતિબિંબનો સ્વીકાર કરો છો, ત્યારે આપ મેળે જ બુદ્ધિમાં ચિદાભાસનો પણ સ્વીકાર થઇ ગયો; કેમકે, અનાજનાં પ્રતિબિંબનું કારણ, કાંસાંનાં પવાલાંની સ્વચ્છતા છે, તો એ જ સ્વચ્છતા તો બુદ્ધિમાં પણ છે, તેથી બુદ્ધિની સ્વચ્છતા, ચિદાભાસમાં કારણ કેમ નહિ ? ૩૧

અવતરણિકા—પ્રતિબિંબનો સ્વીકાર કર્યો, તેમાં ચિદાભાસનો સ્વીકાર કેમ થઇ ગયો ? એમ અવચ્છેદવાદી કહે છે. તેપરથી ગુરુ તેને સમજાવે છે.

ईषद्भासनमाभासः प्रतिबिंबस्तथाविधः ।
बिंबलक्षणहीनः सन्बिंबवद्भासते स हि ॥
ससंगत्वविकाराभ्यां बिंबलक्षणहीनता ।
स्फूर्तिरूपत्वमेतस्य बिंबवद्भासनं विदुः ३२

શબ્દાર્થ—કિંચિત્ ભાસવું એ આભાસ કહેવાય છે. પ્રતિબિંબ પણ તેવું (થોડુંક ભાસવારૂપ) છે; અને તે (પ્રતિબિંબ), બિંબનાં લક્ષણથી હીન છતાં પણ, બિંબની પેઠે ભાસે છે. ચિદાભાસ, સસંગપણાંથી અને વિકારીપણાંથી બિંબનાં લક્ષણથી રહિત છે; તોપણ એનુ સ્ફૂરણરૂપપણુ જે છે તે, પ્રતિબિંબની પેઠે, ભાસવું છે એમ વિદ્વાનો જાણે છે. ૩૨-૩૩

### ચન્દ્રકાન્ત વિવરણ

અવચ્છેદવાદી—કાંસાંનાં પવાલાંમાં તો અનાજનું પ્રતિબિંબ છે અને બુદ્ધિમાં ચિદાભાસનો આભાસ જ છે. અમે પ્રતિબિંબનો સ્વીકાર કરીએ છિયે, પણ આભાસનો સ્વીકાર કરતા નથી, ત્યારે પ્રતિબિંબના સ્વીકારથી ચિદાભાસનો સ્વીકાર કર્યો કેમ થઈ ગયો ?

ગુરુ—પ્રતિબિંબ અને આભાસ, એ બન્ને શબ્દનો અર્થ એક જ છે. જેમ, ઘટનો સ્વીકાર કર્યાથી કલશનો સ્વીકાર કર્યો કહેવાય છે, તેમ પ્રતિબિંબનો સ્વીકાર કર્યાથી આભાસનો સ્વીકાર થાય છે.

અવચ્છેદવાદી—પ્રતિબિંબ અને આભાસ એ બન્ને શબ્દનો અર્થ એક કેમ છે ?

ગુરુ—એ બન્ને શબ્દના વાચ્ય અર્થનું લક્ષણ એક છે, માટે બન્ને શબ્દનો અર્થ એક જ છે.

અવચ્છેદવાદી—આભાસનુ શુ લક્ષણ છે ? અને પ્રતિબિંબનું શુ લક્ષણ છે ?

ગુરુ—કિંચિત્ જણાવું, એટલે બિંબનાં લક્ષણ વિના પણ બિંબ જેવુ ભાસવું, એ આભાસનું

લક્ષણ છે, અને પ્રતિબિંબનું પણ એ જ લક્ષણ છે; કારણ કે, જે બિંબનાં લક્ષણરહિત હોય, અને બિંબનાં જેવું ભાસે, તે પ્રતિબિંબ. એવી રીતે એક લક્ષણથી પ્રતિબિંબ અને આભાસ શબ્દનો અર્થ એક જ છે, માટે એકનો સ્વીકાર કરવાથી બન્નેનો સ્વીકાર થઈ જાય છે. ૩૨

અવચ્છેદવાદી–ચિદાભાસમાં આભાસનાં લક્ષણ કેવી રીતે છે?

ગુરુ–બિંબનાં લક્ષણરહિત છતાં બિંબની પેઠે ભાસવું, એ આભાસનું લક્ષણ છે. હવે અસંગ અને અવિકારી ચૈતન્યનું બુદ્ધિમાં પ્રતિબિંબ પડવાથી, તે ચિદાભાસ કહેવાય છે. એ ચિદાભાસનું મૂળ બિંબ અસંગ અને અવિકારી ચૈતન્ય છે, અને એનું લક્ષણ અવિકારીપણું, અસંગપણું અને સ્ફુરણરૂપપણું છે. પણ ચિદાભાસ સસંગ, વિકારી અને સ્ફુરણરૂપ છે. ચિદાભાસમાં અસંગપણાં અને અવિકારીપણાંનો અભાવ છે, તેથી તે મૂળ બિંબનાં લક્ષણથી રહિત છે, અને સ્ફુરણરૂપપણું તો તેમાં છે, તેથી તે અસલ બિંબની પેઠે ભાસે છે. એવી રીતે ચિદાભાસમાં આભાસનાં લક્ષણ ઘટે છે.

કેવળ બુદ્ધિના અવચ્છેદથી કૂટસ્થને જીવભાવ માનવો નહિ, કેમકે તેથી ઘટ અને ભીંત આદિથી અવચ્છિન્ન કૂટસ્થને પણ જીવભાવનો પ્રસંગ પ્રાપ્ત થાય છે, એટલે અતિપ્રસંગ નામનો દોષ આવે છે તેથી, 'બુદ્ધિથી અવચ્છિન્ન કૂટસ્થને જીવભાવ પ્રાપ્ત થાય છે' એમ માનવું યોગ્ય નથી. જીવ છે એમ ન માનવાથી, પુણ્યાદિક કર્મે કરી પરલોકમાં ગમનઆગમન આદિ કહ્યું છે, તેનો વિરોધ આવે છે. પણ બુદ્ધિમાં ચૈતન્યનાં પ્રતિબિંબની યોગ્યતા છે, તેથી ચિદાભાસ (જીવ) અવશ્ય માનવો જોઈએ. ૩૩

**અવતરણિકા**—એ રીતે ચિદાભાસની અપ્રયોજકતાનું નિરાકરણ કરીને, તે ચિદાભાસનો સ્વીકાર શિષ્યને કરાવ્યા પછી, બુદ્ધિથી ચિદાભાસની ભિન્નતા કેમ છે તે બતાવે છે.

**न हि धीभावभावित्वादाभासोऽस्ति धियः पृथक्।**
**यथा मृदल्पमेवोक्तं धीरप्येवं स्वदेहतः॥३४**

ભાવાર્થ–જેમ મૃત્તિકા હોય તો જ ઘડો થાય છે અને તે ઘડો મૃત્તિકાથી જૂદો પડતો નથી, તેમ બુદ્ધિ હોય તો જ ચિદાભાસ છે અને તે બુદ્ધિથી જૂદો પડતો નથી; એમ જો કહેતો હોય તો તેં થોડું કહ્યું, કારણ કે એ પ્રમાણે બુદ્ધિ પણ પોતાના દેહથી જૂદી નથી, એમ પણ માનવું જોઈએ. ૩૪

## ચન્દ્રકાન્ત વિવરણ

શિષ્ય—ભલે ચિદાભાસ હોય, પણ તેને બુદ્ધિથી ભિન્ન માનવો નહિ; કારણ કે જેમ મૃત્તિકા હોય તો જ ઘટ થાય છે, તેથી ઘટ મૃત્તિકાથી જૂદો નથી; તેમ બુદ્ધિ છે તો જ ચિદાભાસ છે, માટે ચિદાભાસ બુદ્ધિથી જૂદો નથી.

ગુરુ–એ તો તેં બહુ થોડી આશંકા કરી; કારણ કે 'બુદ્ધિ દેહથી ભિન્ન નથી' એવી તારે આશંકા કરવી હતી; કેમકે, જેમ બુદ્ધિના સદ્ભાવમાં ચિદાભાસ છે, તેમ દેહના સદ્ભાવમાં બુદ્ધિ પણ છે. 'ચિદાભાસ બુદ્ધિથી ભિન્ન નથી,' એવી આશંકા કરવાથી, દેહથી ભિન્ન બુદ્ધિની જ સિદ્ધિ થતી નથી, માટે એવી આશંકા કેમ યોગ્ય હોય? ૩૪

**અવતરણિકા**-દેહથી ભિન્ન બુદ્ધિના સ્વીકારમાં શિષ્ય પ્રમાણ આપે છે, અને ગુરુ, બુદ્ધિથી ભિન્ન ચિદાભાસના સ્વીકારમાં પ્રમાણ આપે છે.

**देहे मृतेऽपि बुद्धिश्चेच्छास्त्रादस्ति तथा सति।**
**बुद्धेरन्यश्चिदाभासः प्रवेशश्रुतिषु श्रुतः॥३५**

શબ્દાર્થ–દેહ મરણ પામ્યા છતાં પણ બુદ્ધિ રહે છે, અને શાસ્ત્ર પણ બુદ્ધિનું અસ્તિત્વ સ્વીકાર કરે છે, એમ તું કહેતો હોય તો બુદ્ધિથી અન્ય ચિદાભાસ છે એમ પ્રવેશવાચક શ્રુતિમાં અમે સાંભળ્યું છે. ૩૫

## ચન્દ્રકાન્ત વિવરણ

શિષ્ય-દેહનો નાશ થયા પછી પણ બુદ્ધિ રહે છે; કારણ કે 'सविज्ञानो भवति। તે બુદ્ધિસહિત હોય છે,' એમ શ્રુતિમાં કહ્યું છે, માટે બુદ્ધિ દેહથી ભિન્ન છે, એમ પ્રતીત થાય છે.

ગુરુ–જ્યારે તું શ્રુતિનાં પ્રમાણથી દેહથી ભિન્ન બુદ્ધિનો સ્વીકાર કરે છે; ત્યારે શ્રુતિનાં પ્રમાણથી જ બુદ્ધિથી ભિન્ન ચિદાભાસનો પણ સ્વીકાર કરવો કે થયું.

શિષ્ય-બુદ્ધિથી ભિન્ન ચિદાભાસના સ્વીકારમાં કેઇ શ્રુતિ પ્રમાણ છે ?

ગુરુ-'अनेन जीवेनात्मनानुप्रविश्य । આ જીવરૂપ આત્માવડે પ્રવેશ કરીને,' એ પ્રવેશ શ્રુતિ, બુદ્ધિથી જૂદો ચિદાભાસ માનવામાં પ્રમાણ છે; કેમકે એ શ્રુતિમાં બુદ્ધિ વિના જ કેવલ જીવનો પ્રવેશ કહ્યો છે. ૩૫

અવતરણિકા-પ્રવેશ તો બુદ્ધિની ઉપાધિવાળાનો સંભવે, બીજાનો નહિ. ગુરુ કહે છે કે, બુદ્ધિથી પૃથક્ પરમાત્માનો પ્રવેશ સંભવે છે.

**धीयुक्तस्य प्रवेशश्चेन्नैतरेये धियः पृथक् ।**
**आत्मा प्रवेशं संकल्प्य प्रविष्ट इति गीयते ॥**
**कथं त्विदं साक्षदेहं मद्दते स्यादितीरणात् ।**
**विदार्य मूर्धसीमानं प्रविष्टः संसरत्ययम् ३७**

શબ્દાર્થ-બુદ્ધિયુક્તનો પ્રવેશ છે, એમ જો તું કહેતો હોય તો તેમ નથી, કારણ કે ઐતરેય ઉપનિષત્‌માં, "બુદ્ધિથી ભિન્ન આત્મા, પ્રવેશનો સંકલ્પ કરીને પ્રવિષ્ટ થયો" એમ કહેલું છે. આ પરમાત્મા, ઇંદ્રિય અને દેહવાળું આ સ્થૂલ મારા વિના કેમ રહી શકે એવો સંકલ્પ કરી, બ્રહ્મરંધ્રને વિદારી, પ્રવિષ્ટ થયો સતો સંસારને પ્રાપ્ત થાય છે. ૩૬-૩૭

### ચન્દ્રકાન્ત વિવરણ

શિષ્ય-બુદ્ધિની ઉપાધિવાળાનો પ્રવેશ સંભવે છે, પણ બુદ્ધિ વિનાના કેવલ આત્માનો પ્રવેશ સંભવતો નથી, તેથી બુદ્ધિથી ભિન્ન ચિદાભાસ સિદ્ધ થતો નથી.

ગુરુ-'બુદ્ધિ વિના કેવળ આત્માનો પ્રવેશ સંભવતો નથી,' એ તારું કહેવું અનુચિત છે; કારણ કે ઐતરેય શ્રુતિમાં, 'બુદ્ધિથી ભિન્ન આત્મા, પ્રવેશનો સંકલ્પ કરી પ્રવિષ્ટ થયો,' એમ કહ્યું છે, તેથી બુદ્ધિ વિના કેવલ આત્માનો પ્રવેશ સંભવે છે, એટલા જ માટે બુદ્ધિથી ભિન્ન ચિદાભાસ સિદ્ધ થાય છે. ૩૬

'હું ચેતન છું, અને ઇંદ્રિય તથા દેહ આદિ સર્વ જડ સમુદાયનો મારા વિના કોઈ પ્રકારે નિર્વાહ કરી શકે તેમ નથી, એવો પરમાત્માએ વિચાર કર્યા પછી, મસ્તકની સીમા એટલે ત્રણ કપાલના મધ્ય ભાગને પોતાની સમીપતા માત્રથી ભેદીને, તેમાં પ્રવેશ કરીને, એ પરમાત્મા જ સંસારને પ્રાપ્ત થાય છે; એટલે જાગ્રત, સ્વપ્ન અને સુષુપ્તિને અનુભવે છે,' એમ ઐતરેય શ્રુતિમાં કહ્યું છે. એમાં બુદ્ધિ વિના કેવલ આત્માનો પ્રવેશ કહ્યો છે, માટે બુદ્ધિથી ભિન્ન ચિદાભાસ છે, એમ સ્વીકારવું જ જોઇએ. ૩૭

અવતરણિકા-વાદી અસંગ આત્માના પ્રવેશ વિષે પ્રશ્ન કરે છે, અને ગુરુ તેનો ખુલાસો કરે છે.

**कथं प्रविष्टोऽसंगश्चेत्सृष्टिर्वाऽस्य कथं वद ।**
**मायिकत्वं तयोस्तुल्यं विनाशश्च समस्तयोः**

શબ્દાર્થ-અસંગ કેમ પ્રવિષ્ટ થયો? એમ જો તું પૂછતો હોય તો, એ અસંગની સૃષ્ટિ કેમ થઈ ? તેનો તું ઉત્તર આપ. તેઓનું (સૃષ્ટિકર્ત્તા અને પ્રવેશકર્ત્તાનું) માયિકપણું પણ સમાન છે; અને તેઓનો વિનાશ પણ સમાન છે. ૩૮

### ચન્દ્રકાન્ત વિવરણ

શિષ્ય-પરમાત્મા તો અસંગ છે, તેથી તેનો પ્રવેશ સંભવતો નથી, ત્યારે ઉપલી શ્રુતિમાં, 'પરમાત્માએ પ્રવેશ કર્યો' એમ કેમ કહ્યું હશે?

ગુરુ-કહે, અસંગ પરમાત્માથી સૃષ્ટિ કેમ થઈ હશે ?

શિષ્ય-સૃષ્ટિકર્ત્તા તો માયિક છે, તે માયાવડે સૃષ્ટિ કરે છે; માટે સૃષ્ટિ રચવામાં પ્રશ્ન સંભવતો નથી. જો ગારુડિકે રચેલા પદાર્થોમાં પ્રશ્ન સંભવે તો સૃષ્ટિ રચવામાં પ્રશ્ન સંભવે.

ગુરુ-જેમ સૃષ્ટિકર્ત્તા માયિક છે, તેમ પ્રવેશકર્ત્તા પણ માયિક છે. જેમ સૃષ્ટિકર્ત્તા માયાથી સૃષ્ટિ કરે છે, તેમ પ્રવેશકર્ત્તા પણ માયાથી પ્રવેશ કરે છે; માટે જેમ સૃષ્ટિ રચવામાં પ્રશ્ન સંભવતો નથી, તેમ પ્રવેશમાં પણ પ્રશ્ન સંભવતો નથી; કારણ કે માયિકપણું બન્નેમાં સમાન છે.

શિષ્ય-માયિકપણું બન્નેમાં સમાન કેમ છે ?

ગુરુ-માયિકપણાનો હેતુ વિનાશ છે. એ વિનાશ બન્નેમાં સમાન છે. જેમ સૃષ્ટિકર્ત્તાનો વિનાશ થાય છે, તેમ પ્રવેશકર્ત્તાનો પણ વિનાશ થાય છે, માટે માયિકપણું બન્નેમાં સમાન છે. ૩૮

અવતરણિકા-શિષ્ય, સાક્ષીના વિનાશમાં પ્રમાણ શું છે તે વિષે પ્રશ્ન કરે છે; અને ગુરુ બૃહદારણ્યકની શ્રુતિનું પ્રમાણ આપે છે.

समुत्थायैष भूतेभ्यस्तान्येवानुविनश्यति ।
विनष्टमिति मैत्रेय्यै याज्ञवल्क्य उवाच हि ३९
अविनाश्ययमात्मेति कूटस्थः प्रविवेचितः ।
मात्रासंसर्ग इत्येवमसंगत्वस्य कीर्तनात् ४०

શબ્દાર્થ–આ આત્મા પંચભૂતો(નાં કાર્યપણાંની ઉપાધિ)થી જીવપણાનું અભિમાન પામીને, તે ભૂતોની પાછળ જ વિનાશ પામે છે; એટલે જીવનો વિનાશ થયો, એવી રીતે યાજ્ઞવલ્કયે, મૈત્રેયીને અતિ સ્પષ્ટ રીતે કહ્યું છે. (૩૯) અને (આત્મા) દેહાદિકથી અસંસર્ગ છે; એ પ્રમાણે અસંગપણાંના કથનથી આ આત્મા અવિનાશી છે, એવી રીતે કૂટસ્થનું, વિવેચન કર્યું છે. ૪૦

## ચન્દ્રકાન્ત વિવરણ

શિષ્ય–માયિકના વિનાશમાં કોઈ પ્રમાણ છે?

ગુરુ–હા, બૃહદારણ્યકમાં એ સંબધે કહેલું છે. 'प्रज्ञानघन एवैतेभ्यो भूतेभ्यः समुत्थाय तान्येवानुविनश्यति न प्रेत्य संज्ञास्तीति । પ્રજ્ઞાનઘન આત્મા જ પંચમહાભૂતોમાં પ્રવેશ કરીને દેહાદિક ધારણ કરે છે, અને પાછો તેની પછવાડે વિનાશ પામે છે, અને નાશ પામ્યા પછી તેઓને જ્ઞાન હોતું નથી.' એટલે દેહ, ઇદ્રિયાદિક નાશ પામે ત્યારે, ઇદ્રિયાદિક કરેલાં જીવપણાંનાં અભિમાનને તજે છે; અને મરણ પામ્યા પછી સંજ્ઞા નથી એટલે દેહને ઇદ્રિયાદિરૂપ ઉપાધિની નિવૃત્ત થવાથી જીવસંજ્ઞાની નિવૃત્તિ થાય છે. એ શ્રુતિમાં યાજ્ઞવલ્કય ઋષિએ, મૈત્રેયી પ્રત્યે ઉપાધિવાળા માયિકના વિનાશનું પ્રતિપાદન કર્યું છે, માયિકનો વિનાશ થાય છે, અને માયિકમાં માયિકપણું રહે છે. એ માયિકપણું, સૃષ્ટિકર્તા અને પ્રવેશકર્તા બન્નેમાં સમાન છે, માટે અસંગ આત્માનો સૃષ્ટિમાં પ્રવેશ અયોગ્ય નથી. તેથી બુદ્ધિની ઉપાધિ વિના કેવલ આત્મા પ્રવેશ કરે છે, અને એટલા જ માટે ચિદાભાસ બુદ્ધિથી ભિન્ન છે, એમ સ્પષ્ટ જણાય છે. ૩૯

જીવ, માયિક અને વિનાશી છે. કૂટસ્થ, તે વિનાશી જીવથી ભિન્ન છે; કારણ કે શ્રુતિમાં યાજ્ઞવલ્કયે મૈત્રેયી પ્રત્યે, કૂટસ્થ અવિનાશી છે એમ વર્ણન કર્યું છે.

શિષ્ય–કેથી શ્રુતિમાં અવિનાશી કૂટસ્થ છે, એમ વર્ણન કર્યું છે?

ગુરુ–'अविनाशी वा अरेऽयमात्माऽनुच्छित्तिधर्मा। હે મૈત્રેયિ! આ આત્મા અવિનાશી, ઉચ્છેદરહિત ધર્મવાળો છે.' એ પ્રમાણે બૃહદારણ્યઉપનિષદમાં કહેલું છે.

શિષ્ય–એ આત્મા અવિનાશી ધર્મવાળો કેમ છે?

ગુરુ—' मात्रासंसर्गस्त्वस्य भवति। આને (આત્માને) માત્રા (દેહ ઇંદ્રિય આદિ) નો અસંસર્ગ એટલે અસંબંધ છે,' એવી રીતે શ્રુતિમાં યાજ્ઞવલ્કયે કૂટસ્થ આત્માનો અસંસર્ગ કહ્યો છે, તેથી આત્મા ઉચ્છેદરહિત ધર્મવાળો છે. સંસર્ગવાળાનો ઉચ્છેદ થાય છે; અસંસર્ગનો ઉચ્છેદ થતો નથી. એમાં જે વિનાશી કહ્યો છે તે જીવ છે, અને જે અવિનાશી કહ્યો છે તે કૂટસ્થ છે. અવિનાશીપણાંના ભેદથી જીવ અને કૂટસ્થનો ભેદ છે. ૪૦

અવતરણિકા–શ્રુતિના પ્રમાણથી જીવનું પણ અવિનાશીપણું છે કે કેમ? જીવનું વિનાશીપણું સ્વીકારીશું, તો 'હું બ્રહ્મ છું' એ પ્રકારે પરબ્રહ્મ સાથે અભેદ જ્ઞાન થઈ શકશે નહિ? એમ શિષ્ય પૂછે છે, અને ગુરુ તેનું ઉત્તર દે છે.

जीवापेतं वाव किल शरीरं म्रियते न सः।
इत्यत्र न विमोक्षोऽर्थः किंतु लोकांतरे गतिः
नाहं ब्रह्मेति बुध्येत स विनाशीति चेन्न तत्।
सामानाधिकरण्यस्य बाधायामपि संभवात्॥
योऽयं स्थाणुःपुमानेष पुंधिया स्थाणुधीरिव।
ब्रह्मास्मीति धियाऽप्येषा ह्यहंबुद्धिर्निवर्त्यते॥
नैष्कर्म्यसिद्धावप्येवमाचार्यैः स्पष्टमीरितम्।
सामानाधिकरण्यस्य बाधार्थत्वमतोऽस्तु तत्
सर्वं ब्रह्मेति जगता सामानाधिकरण्यवत्।
अहं ब्रह्मेति जीवेन सामानाधिकृतिर्भवेत ॥

શબ્દાર્થ–જીવથી રહિત શરીર મરે છે, એ વાત પ્રસિદ્ધ છે, પરંતુ જીવ મરતો નથી. એ શ્રુતિનો અર્થ મોક્ષ પરત્વે નથી; પરન્તુ "લોકાંતરમાં ગમન" એવો અર્થ છે. (૪૧) તે (જીવ) વિનાશી હોય તો 'હું બ્રહ્મ છું;' એમ જીવને

જ્ઞાન થશે નહીં, આમ તું કહેતો હોય તો તારું કહેવું મિથ્યા છે. કારણ કે, બાધમાં પણ સામાનાધિકરણ્યનો સંભવ હોય છે. (૪૨) જેમ, આ સ્થાણુ (ઠુંઠું) છે, આ પુરુષ છે, ઇત્યાદિ સ્થલમાં પુરુષનું જ્ઞાન થવાથી જેમાં ઠુંઠાનું જ્ઞાન નિવૃત્ત થાય છે; તેમ 'હું બ્રહ્મ છું' એ પ્રકારનું જ્ઞાન થવાથી આ અહંબુદ્ધિ નિવૃત્ત થાય છે. (૪૩) એ પ્રકારે આચાર્યોએ (વાર્તિકકારે) નૈષ્કર્મ્યસિદ્ધિમાં પણ સામાનાધિરણ્યનું બાધાર્થપણું સ્પષ્ટ કહ્યું છે. એટલા માટે તે બાધના સામાનાધિકરણ્ય છે. (૪૪) સર્વ બ્રહ્મ છે, એ પ્રકારે જેમ જગતની સાથે સામાનાધિકરણ્ય થાય છે,તેમ 'હું બ્રહ્મ છું' એ પ્રકારે જીવની સાથે પણ સામાનાધિકરણ્ય થાય છે. ૪૫

શિષ્ય–'जीवापेतं वाव किल इदं म्रियते न जीवो म्रियते । જીવથી રહિત એવું આ (શરીર) મરે છે એમ પ્રસિદ્ધ છે, પણ જીવ મરતો નથી.' એમ છાંદોગ્યઉપનિષદ્‌ની શ્રુતિમાં તો ઉપાધિવાળા જીવનાં અવિનાશીપણાંનું પણ પ્રતિદાન કર્યું છે, ત્યારે તમે જીવને વિનાશી કેમ કહો છો?

ગુરુ–તેં કહેલી 'जीवापेतं०' એ શ્રુતિ, આત્યંતિક નાશનો અભાવ એટલે મોક્ષનું પ્રતિપાદન કરતી નથી; પરંતુ 'દેહાંતરની પ્રાપ્તિમાં જીવનો નાશ થતો નથી, એટલે દેહના નાશથી જીવનો નાશ થતો નથી,' એવું જણાવે છે. માટે એ શ્રુતિથી અવિનાશિતા સિદ્ધ થતી નથી, તેથીજ અમે તેને વિનાશી કહીએ છિયે. જેના વિનાશનો આત્યંતિક અભાવ હોય તે અવિનાશી કહેવાય. કૂટસ્થનો કદી વિનાશ થતો નથી,તેથી તે અવિનાશી છે. પણ દેહાંતરની પ્રાપ્તિમાં અને લોકાંતરની પ્રાપ્તિમાં જીવનો નાશ થતો નથી, તેમાં તો એકનો એક જીવ રહે છે. તોપણ મોક્ષ વખતે જીવનો નાશ થાય છે; કેમકે મોક્ષ અવસ્થામાં જીવને બ્રહ્મરૂપતાની પ્રાપ્તિ થાય છે. તે બ્રહ્મ અવિકારી છે, અને જીવ વિકારી છે. તે જીવનું સ્વરૂપ, ચોથા પ્રકરણના ૧૧ મા શ્લોકમાં કહ્યું છે, તેથી જીવ વિનાશી છે. ૪૧

શિષ્ય–જ્યારે જીવ વિનાશી છે, ત્યારે જીવને 'હું બ્રહ્મ છું' એવી રીતે અવિનાશી બ્રહ્મરૂપનું જ્ઞાન એટલે બ્રહ્મની સાથે એકતારૂપ સામાનાધિકરણ્ય જ્ઞાન થવું યોગ્ય નથી; કેમકે, વિનાશી અને અવિનાશીની એકતા હોય જ નહિ.

ગુરુ–સામાનાધિકરણ્ય બે પ્રકારનાં છે: મુખ્ય સામાનાધિકરણ્ય અને બાધાસામાનાધિકરણ્ય. બાધ વિના જે સામાનાધિકરણ્ય હોય તે મુખ્ય સામાનાધિકરણ્ય ગણાય છે, અને જેનો બાધ થવાથી સામાનાધિકરણ્ય થાય તે બાધાસામાનાધિકરણ્ય છે;એટલે ઉપર કહેલો ભેદ જ્યાં હોતો નથી ત્યાં આધાસામાનાધિકરણ્ય હોય છે. જેમ ઘટાકાશની સાથે મહાકાશને, જે સામાનાધિકરણ્ય છે તે મુખ્ય છે, તેમજ જીવનું બ્રહ્મ સાથે જે સામાનાધિકરણ્ય છે તે મુખ્ય સામાનાધિકરણ્ય છે; કારણ કે જીવનો બ્રહ્મ સાથે અને ઘટાકાશનો મહાકાશ સાથે સદા અભેદ જ છે. 'હું બ્રહ્મ છું,' એ વાકયમાં મુખ્ય સામાનાધિકરણ્ય નથી, પણ બાધાસામાનાધિકરણ્ય છે; કારણ કે, જીવના પોતાના સ્વરૂપનો બાધ થવાથી બ્રહ્મની સાથે એકતારૂપ સામાનાધિકરણ્ય થાય છે, તેથી 'હું બ્રહ્મ છું' એવી રીતે જીવને બ્રહ્મની સાથે એકતારૂપ સામાનાધિકરણ્ય થશે. ૪૨

શિષ્ય–'હું બ્રહ્મ છું' ઇત્યાદિ સ્થલમાં બાધાસામાનાધિકરણ્યથી વાકયાર્થનો નિશ્ચય થાય છે, તેમાં કંઈ પ્રમાણ છે?

ગુરુ–હા, વાર્તિકકારે તેમ કહ્યું છે, કેમકે તેણે 'હું બ્રહ્મ છું' ઇત્યાદિ સ્થલમાં બાધાસામાનાધિકરણ્યથી વાક્યાર્થનો બોધ કર્યો છે.

શિષ્ય–વાર્તિકકારે કેવી રીતે બાધાસામાનાધિકરણ્યથી વાકયાર્થનો બોધ કર્યો છે?

ગુરુ–તેણે દાખલો આપ્યો છે કે, ડાળ પાંદડાં વગરનું એક ઠુંઠારૂપે ઝાડ ઉભેલું છે તે જ પુરુષ છે. એ વાકયમાં જેમ પુરુષને ઠુંઠું કહે છે,તેમ ઠુંઠું તે જ આ પુરુષ છે,એવા જ્ઞાનથી ઠુંઠાનું જ્ઞાન નિવૃત્ત થાય છે. તેમ 'હું બ્રહ્મ છું' એ વાક્યમાં પણ બ્રહ્મબુદ્ધિ થવાથી 'હું કર્તા છું,' ઇત્યાદિ 'સંપૂર્ણ અહંબુદ્ધિની નિવૃત્તિ થાય છે.' એમાં વાર્તિકકારે અહંબુદ્ધિનો બાધ એટલે નિષેધ કરી, 'હું બ્રહ્મ છું' એવું જ્ઞાન થવાનું કહ્યું છે, તેથી બાધાસામાનાધિકરણ્ય સ્પષ્ટ પ્રતીત થાય છે. ૪૩

વળી વાર્તિકકારે નૈષ્કર્મ્યસિદ્ધિ નામના ગ્રંથમાં પણ બાધાસામાનાધિકરણ્ય સ્પષ્ટ રીતે

માટે 'હું બ્રહ્મ છું' એ વાક્યમાં પણ, બાધાસામાનાધિકરણ્ય માની, જીવરૂપતાનો બાધ કરી, બ્રહ્મરૂપતાની શેષતારૂપ, જીવ અને બ્રહ્મની એકતાનો સ્વીકાર કરવો જોઈએ. ૪૪

શિષ્ય–વાર્તિકકારે નૈષ્કર્મ્યસિદ્ધિમાં બાધાસામાનાધિકરણ્ય કહ્યું હોય તેથી શું? પણ શ્રુતિમાં કંઈ બાધાસામાનાધિકરણ્ય કહ્યું છે? હોય તો કહો.

ગુરુ–શ્રુતિમાં પણ બાધાસામાનાધિકરણ્ય કહ્યું છે: 'सर्वं खल्विदं ब्रह्म।' આ જગત્ સર્વ બ્રહ્મ છે,' એ શ્રુતિમાં, બ્રહ્મ અને જગતની એકતા કહી છે; તેમાં જગતનો બાધ કર્યા વિના તે બન્નેની એકતા સભવતી નથી. માટે શ્રુતિમાં પણ બાધાસામાનાધિકરણ્ય માન્યું છે. જેમ, 'सर्वं खल्विदं ब्रह्म' એ વાક્યમાં જગતની સાથે સામાનાધિકરણ્ય છે, તેમ 'अहं ब्रह्मास्मि।' એ વાક્યમાં જીવની સાથે સામાનાધિકરણ્ય છે; એટલે એ બન્ને સ્થલમાં બાધાસામાનાધિકરણ્ય માનવાથી એકતાની સિદ્ધિ થાય છે. ૪૫

અવતરણિકા–બાધાસામાનાધિકરણ્યનું વિવરણકારે ખંડન કર્યું છે એમ શિષ્ય કહે છે. ગુરુ તેની ના પાડે છે.

सामानाधिकरण्यस्य बाधार्थत्वं निराकृतम्।
प्रयत्नतो विवरणे कूटस्थत्वविवक्षया ॥४६॥
शोधितस्त्वंपदार्थो यः कूटस्थो ब्रह्मरूपताम्।
तस्य वक्तुं विवरणे तथोक्तमितरत्र च ॥४७॥

શબ્દાર્થ–કૂટસ્થપણાંની વિવક્ષા (કહેવાની ઇચ્છા) એ કરીને, વિવરણમાં પ્રયત્નથી બાધાસામાનાધિકરણ્યનાં બાધાર્થપણાંનું ખંડન કરેલું છે. (૪૬) (તેમાં) શોધન કરેલા त्वम् પદનો અર્થ જે કૂટસ્થ છે, તેનું બ્રહ્મપણું કહેવા માટે વિવરણમાં અને બીજા ગ્રંથોમાં બાધાસામાનાધિકરણ્યના બાધાર્થપણાનું ખંડન કરેલું છે. ૪૭

## ચન્દ્રકાન્ત વિવરણ

શિષ્ય–જ્યારે શ્રુતિમાં અને નૈષ્કર્મ્યસિદ્ધિ આદિ ગ્રંથોમાં બાધાસામાનાધિકરણ્યનો સ્વીકાર કર્યો છે, ત્યારે વિવરણકાર શ્રીપ્રકાશાત્મસ્વામીએ, વિસ્તારથી બાધાસામાનાધિકરણ્યનું ખંડન કેમ કર્યું છે?

ગુરુ–બાધસામાનાધિકરણ્યના ખંડનમાં વિવરણકારનું તાત્પર્ય નથી; પણ त्वम् શબ્દનો અર્થ કૂટસ્થ છે, તે જણાવવાનું જ તેનું તાત્પર્ય છે, અને એટલા જ માટે તેણે બાધાસામાનાધિકરણ્યનું ખંડન કર્યું છે. ચિદાભાસવિશિષ્ટ બુદ્ધિરૂપ જીવનો કૂટસ્થમાં સ્વરૂપાધ્યાસ છે, અને જીવમાં કૂટસ્થનો સંબંધાધ્યાસ છે. એ અન્યોન્યાધ્યાસયુક્ત અવિવેકને લીધે, બ્રહ્મનો જીવમાં વ્યવહાર થાય છે; કારણ કે, જીવમાં કૂટસ્થના ધર્મના આરોપ વગર, મિથ્યા જીવનું, સત્ય બ્રહ્મ સાથે, મુખ્યસામાનાધિકરણ્ય થઈ શકે નહિ. તેથી, જીવના આશ્રય અંતઃકરણના અધિષ્ઠાનભૂત કૂટસ્થના ધર્મની ઇચ્છાથી, જીવનું બ્રહ્મ સાથે મુખ્ય સામાનાધિકરણ્ય વિવરણકારે જણાવ્યું છે. પરંતુ તે સામાનાધિકરણ્ય જ છે. ૪૬

શિષ્ય–વિવરણમાં કેવી રીતે કૂટસ્થપણાની વિવક્ષા છે?

ગુરુ–त्वम्–તું પદનો શુદ્ધ અર્થ કૂટસ્થ છે. સ્થૂલ અને સૂક્ષ્મ શરીરથી કૂટસ્થનું વિવેચન तत् 'તે' પદાર્થનું શોધન છે. 'તે' શોધિત 'તું' પદનો અર્થ જ કૂટસ્થ બ્રહ્મ છે. એવી રીતે કૂટસ્થને બ્રહ્મરૂપતાની વિવક્ષા છે, તેથી વિવરણમાં અને તેને આધારે બીજા ગ્રંથોમાં, બાધાસામાનાધિકરણ્યનું ખંડન કરીને, મુખ્ય સામાનાધિકરણ્ય સ્વીકાર્યું છે.

હવે 'હું' શબ્દનો અર્થ ચિદાભાસ છે, અને તેનું 'अहं ब्रह्मास्मि।' ઈત્યાદિ વાક્યમાં બાધાસામાનાધિકરણ્ય સ્વીકાર્યું છે. પણ ચિદાભાસ તો મિથ્યા છે, માટે તે બાધ કરવા યોગ્ય છે, અને વળી ચિદાભાસનો બાધ કરવાથી જ ચિદાભાસ અને બ્રહ્મની એકતા સંભવે છે. પરંતુ કૂટસ્થ સચ્ચિદાનંદસ્વરૂપ છે, તેથી તેનો બાધ થતો નથી. વિવરણાચાર્યે 'હું' શબ્દનો અર્થ 'તે' એટલે કૂટસ્થ માન્યો છે. તેથી તેણે બાધસામાનાધિકરણ્યનું ખંડન કર્યું છે, તે પણ યથાર્થ છે. એટલા જ માટે, અમારો અને વિવરણાચાર્યનો એક જ મત છે. ૪૭

## ૨ બ્રહ્મની સાથે એકતા કરવા માટે કૂટસ્થનું વિવેચન અને જીવાદિક જગતનું મિથ્યાપણું

(૪૮ થી ૭૬; ૨૯ શ્લોકો)

અવતરણિકા-ચિદાભાસનું વિવેચન થયું, હવે બ્રહ્મની સાથે કૂટસ્થની એકતા સિદ્ધ કરવા માટે, કૂટસ્થ શબ્દનો અર્થ કહે છે

देहेंद्रियादियुक्तस्य जीवाभासभ्रमस्य या ।
अधिष्ठानचितिः सैषा कूटस्थाऽत्र विवक्षित
जगद्भ्रमस्य सर्वस्य यदधिष्ठानमीरितम् ।
त्रय्यंतेषु तदत्र स्याद्ब्रह्मशब्दविवक्षितम् ४९
एतस्मिन्नेव चैतन्ये जगदारोप्यते यदा ।
तदा तदेकदेशस्य जीवाभासस्य का कथा ५०
जगत्तदेकदेशाख्यसमारोप्यस्य भेदतः ।
तत्त्वंपदार्थौ भिन्नौ स्तो वस्तुतस्त्वेकता चितेः

શબ્દાર્થ-દેહ અને ઇંદ્રિયાદિ સહિત જીવાભાસરૂપ ભ્રમનું જે અધિષ્ઠાન ચૈતન્ય છે, તે અધિષ્ઠાનચૈતન્યને જ વેદાંતમા કૂટસ્થ કહે છે. (૪૮) અને વેદાંતોમા જગતરૂપ સર્વ ભ્રમનું જે અધિષ્ઠાન કહ્યું છે, તેને અહીં બ્રહ્મ શબ્દથી જણાવ્યું છે (૪૯) હવે જ્યારે એ જ ચૈતન્યમાં જગતનો આરોપ કરવામાં આવે છે, ત્યારે જગતના એક અંશરૂપ જીવાભાસની તો વાત જ શી કરવી ! (૫૦) જગત્ અને તેનો એક દેશ એવા નામવાળા આરોપિત વસ્તુરૂપ ઉપાધીના ભેદથી તત્ પદના અને ત્વમ્ પદના અર્થ ભિન્ન છે, પરતુ વસ્તુતાથી તો ચૈતન્યની એકતા જ છે. ૫૧

### ચન્દ્રકાન્ત વિવરણ

ગુરુ-દેહ, ઇંદ્રિય, મન આદિ સર્વ ભ્રમ છે, અને ચિદાભાસરૂપ જીવ પણ ભ્રમ છે જેમ સર્પનો ભ્રમ થવાનું કારણ દોરડી છે, અને અજ્ઞાનથી તે દોરડી સર્પરૂપે ભાસે છે, તેમ દેહાદિકનું સત્યપણું માનવાનું કારણ પણ અવિદ્યા છે પરંતુ જીવનું અધિષ્ઠાન ચૈતન્ય છે, અને એ ચૈતન્ય જ કૂટસ્થ છે ૪૮

આ સંપૂર્ણ જગત્ ભ્રમ છે એ જગતરૂપ ભ્રમનું અધિષ્ઠાન ચૈતન્ય છે, અને તે જ બ્રહ્મ કહેવાય છે ૪૯

શિષ્ય-જીવરૂપ ભ્રમનું અધિષ્ઠાન ચૈતન્ય-કૂટસ્થ છે, એ તમારુ કહેવુ અનુચિત છે કારણ કે જીવમા આરોપિતપણું છે એટલે ભ્રમ જ નથી

ગુરુ-કેમ નથી ? જીવ તો જગતમાં રહેલો છે, તેથી તે જગતનો એક અશ છે, અને જ્યારે જગત્ ચૈતન્યમાં આરોપિત હોય, એમા આશ્ચર્ય શુ ? જેમ સપૂર્ણ સમુદ્રનુ જળ ખારુ છે, તો પછી દ્વારકા પાસે રહેલા સમુદ્રનું જળ ખારુ હોય એમ માનવુ જ જોઈએ તેમ, જ્યારે સપૂર્ણ જગત્ આરોપિત છે, ત્યારે તેનો એક દેશ જે જીવ, તેનું પણ આરોપિતપણું છે એમ માનવુ જ જોઇએ

શિષ્ય-જીવ જગતનો એક અશ છે, તેમાં કાંઇ પ્રમાણ છે ?

ગુરુ-હા. 'अनेन जीवेनात्मनानुप्रविश्य । આ જીવરૂપે પ્રવેશ કરીને,' એ પ્રવેશવાચક શ્રુતિ તેમાં પ્રમાણ છે જો જીવ, જગતનો અશ ન હોય તો પ્રવેશશ્રુતિ, 'જીવરૂપથી શરીરમાં પ્રવેશ કરે છે,' એમ કેમ કહે ? માટે જીવ જગતનો એક અશ છે એ નક્કી જ છે. એ જીવ જગતનો અશ છે અને જગત્ આરોપિત છે, માટે જીવ પણ આરોપિત છે, અને સર્વના આરોપનું અધિષ્ઠાન કૂટસ્થ છે ૫૦

શિષ્ય-જગતનું અધિષ્ઠાન ચૈતન્ય એક છે, તેથી તે અને તુ પદના અર્થનો ભેદ નથી, એટલા જ માટે તે અને તું પદનો અર્થ ભિન્ન ભિન્ન કહેવાથી પુનરુક્તિ નામનો દોષ જણાય છે

ગુરુ-તે અને તું પદનો વાસ્તવ અર્થ એક જ છે, તોપણ ઔપાધિક ભેદ છે તેથી, તે અને તું પદનો અર્થ ભિન્ન ભિન્ન કહ્યા છે, માટે પુનરુક્તિ દોષ જણાએ નથી

શિષ્ય-ઔપાધિક ભેદ કેમ છે ?

ગુરુ-આરોપ્ય એટલે આરોપણ કરવા યોગ્ય જગત્ આરોપ્ય છે, અને જગતનો એક અશ જીવ પણ આરોપ્ય છે. જગત્ અને જીવ બન્ને આરોપ્યપણાથી તે અને તું પદના ઉપાધિરૂપ છે જગત્ તત્પદાર્થ બ્રહ્મની ઉપાધિ છે અને જીવ તું પદાર્થ (કૂટસ્થ)ની ઉપાધિ છે.

ધિના ભેદથી તત્પદાર્થ અને ત્વંપદાર્થ વચ્ચે ભેદ છે, પરંતુ વાસ્તવ ભેદ તો જરાએ નથી. ૫૧

અવતરણિકા-શિષ્ય શંકા કરે છે કે, જેમ છીપમાં અધિષ્ઠાન અને આરોપ્ય એ બન્ને ધર્મની પ્રતીતિ થાય છે, તેમ ચિદાભાસમાં બન્ને ધર્મની પ્રતીતિ થતી નથી, માટે તેમાં આરોપિતપણું કેમ મનાય? અને જીવમાં એ ભ્રમ થવાનું કારણ શું તથા તે ભ્રમની નિવૃત્તિ કેમ થાય? ગુરુ તેનું ઉત્તર આપે છે.

कर्तृत्वादीन्बुद्धिधर्मान्स्फूर्त्याख्यां चात्मरूपताम् ।
दधद्विभाति पुरत आभासोऽतो भ्रमो भवेत्॥
का बुद्धिः कोऽयमाभासः को वात्मात्र जगत्कथम् ।
इत्यनिर्णयतो मोहः सोऽयं संसार इष्यते ५३
बुद्ध्यादीनां स्वरूपं यो विविनक्ति स तत्त्ववित् ।
स एव मुक्त इत्येवं वेदांतेषु विनिश्चयः ५४
एवं च सति बंधः स्यात्कस्येत्यादिकुतर्कजाः ।
विडंबना दृढं खंड्याः खंडनोक्तिप्रकारतः ५५

શબ્દાર્થ-કર્તાપણું આદિ બુદ્ધિના ધર્મોને અને સ્ફુરણરૂપી કૂટસ્થના ધર્મને ધારણ કરનારો જીવ સ્પષ્ટ ભાસે છે; એટલા માટે આભાસ (જીવ) ભ્રમરૂપ (આરોપિત) ગણાય છે. (૫૨) બુદ્ધિ કોણ છે? આ આભાસ (જીવ) કોણ છે? આ આત્મા કોણ છે? અને એ આત્મામાં જગત્ કેવી રીતે રહ્યું છે? આ સર્વ સંશયનો નિર્ણય ન થવાથી મોહ થાય છે, તે આ સંસાર છે. (૫૩) પણ જે પુરુષ બુદ્ધિ આદિનાં સ્વરૂપનું પૃથક્પણું જાણે છે, તે તત્ત્વવેત્તા છે, અને તે જ મુક્ત છે, આવો ઉપનિષદોમાં નિશ્ચય કર્યો છે. (૫૪) (ત્યારે તાર્કિકાદિઓ પૂછે છે કે) એમ થશે તો બંધન કોને થશે? કુતર્કથી કરેલી એવી વિડંબનાઓનું ખંડનગ્રંથમાં કહેલા પ્રકારથી દૃઢ રીતે ખંડન કરવું યોગ્ય છે. ૫૫

## ચન્દ્રકાન્ત વિવરણ

શિષ્ય-જેમાં અધિષ્ઠાન અને આરોપણ કરવા યોગ્ય બન્નેના ધર્મો પ્રતીત થતા હોય, તેમાં આરોપ્યતા રહે છે, દાખલા તરીકે છીપ અને રૂપું. છીપ અધિષ્ઠાન છે અને રૂપું આરોપ્ય છે. રૂપામાં અધિષ્ઠાનરૂપ છીપના જે ધર્મો-ચકચકાટ આદિ છે તે રહે છે; અને પોતાના પણ રહે છે, માટે તેમાં આરોપ્યતા રહે છે. તેમ જીવમાં અધિષ્ઠાન અને આરોપ્ય એ બન્નેના ધર્મો પ્રતીત થતા નથી, ત્યારે જીવમાં આરોપ્યતા છે, એમ કેમ કહેવાશે?

ગુરુ-બુદ્ધિ તો જીવનું અધિષ્ઠાન છે; કેમકે કર્તાપણું, ભોક્તાપણું અને પ્રમાતાપણું આદિ ધર્મો, બુદ્ધિના છે, અને એ ધર્મો જીવમાં પણ પ્રતીત થાય છે; કારણ કે 'હું કર્તા છું,' 'હું ભોક્તા છું,' 'હું પ્રમાતા છું,' એવી રીતે જીવ બોલે છે. એમ આરોપ્ય જીવ છે. જીવનો ધર્મ સ્ફુરણરૂપ છે. તે ધર્મ પણ જીવમાં પ્રતીત થાય છે. એમ જ અધિષ્ઠાન અને આરોપ્ય બન્નેના ધર્મો જીવમાં પ્રતીત થાય છે, માટે જીવમાં આરોપ્યતા છે, એમ કહી શકાશે. ૫૨

શિષ્ય-જીવને ભ્રમ થવાનું શું કારણ છે?

ગુરુ-બુદ્ધિ, જીવ, કૂટસ્થ, આત્મા અને જગતનાં સ્વરૂપનું અજ્ઞાન જ જીવને ભ્રમ થવાનું કારણ છે. એ અજ્ઞાન જ મોહ કહેવાય છે અને એ મોહ તે જ આ સંસાર. એ પ્રમાણે અજ્ઞાન, સર્વ અનર્થનું મૂલ કારણ છે, તેથી તેની નિવૃત્તિ માટે પ્રયત્ન કરવો જોઈએ. ૫૩

શિષ્ય-એ અજ્ઞાન (મોહ)ની નિવૃત્તિનો ઉપાય કહેશો?

ગુરુ-સાંભળ; બુદ્ધિ, જીવ, કૂટસ્થ-આત્મા અને જગત્ એ ચારેનાં સ્વરૂપનું જ્ઞાન, અજ્ઞાનની નિવૃત્તિ થવાથી થશે. એ ચારેનાં સ્વરૂપનું જેને જ્ઞાન થાય, તે જ જ્ઞાની ગણાય છે, અને એ જ જ્ઞાની મુક્ત છે; કારણ કે જ્ઞાનથી તેનાં સંસારરૂપી બંધનની નિવૃત્તિ થઈ જાય છે, એવી રીતે વેદાંતશાસ્ત્રમાં સારી રીતે જણાવ્યું છે. ૫૪

પણ બુદ્ધિ, જીવ આદિનાં સ્વરૂપના અજ્ઞાનથી જીવની ભ્રમરૂપતા થાય છે, અને બુદ્ધિ આદિનાં સ્વરૂપના જ્ઞાનથી જીવની ભ્રમરૂપતાની નિવૃત્તિ થાય છે. તેથી, વેદાંતનો સિદ્ધાંત જ અદ્વૈત છે, એમ સિદ્ધ થાય છે. તે જો અદ્વૈત છે, તો પછી બંધ કોને અને મોક્ષ પણ કોને? કેમકે બંધ અને મોક્ષ તો દ્વૈતને સંભવે છે. એવા કુતર્કો નૈયાયિક, તાર્કિક, દ્વૈતભાવવાળા વગેરે કરે તો તેનું ખંડન,

ખંડન ગ્રંથોમાં કહ્યા પ્રમાણે અવશ્ય કરવું ઘટે છે. જે પરમ આસ્તિક અધિકારી છે, તેના બોધને માટે આ ગ્રન્થમાં લખ્યુ છે, પણ જેને નૈયાયિકાદિઓએ કરેલી કુતર્કજન્ય પરિહાસ બુદ્ધિ વિષે સંશયરૂપ વિક્ષેપ પેદા થાય છે, તેને માટે ખંડન આદિ આકર ગ્રન્થ ઉપર પ્રમાણે તર્કબાજીનુ ખંડન કરે છે. ૫૫

અવતરણિકા–એવી રીતે શ્રુતિથી, યુક્તિથી, બુદ્ધિ આદિથી કૂટસ્થનું વિવેચન કર્યા પછી, પુરાણોમાં કૂટસ્થનું વિવેચન કેવી રીતે કર્યું છે, તે દર્શાવે છે.

वृत्तेः साक्षितया वृत्तिप्रागभावस्य च स्थितः।
बुभुत्सायां तथाज्ञोऽस्मीत्याभासाज्ञान-
वस्तुनः ॥ ५६ ॥
असत्यालंबनत्वेन सत्यः सर्वजडस्य तु ।
साधकत्वेन चिद्रूपः सदा प्रेमास्पदत्वतः ५७
आनंदरूपः सर्वार्थसाधकत्वेन हेतुना ।
सर्वसंबंधवत्त्वेन संपूर्णः शिवसंज्ञितः ॥५८॥
इति शैवपुराणेषु कूटस्थः प्रविवेचितः ।
जीवेशत्वादिरहितःकेवलःस्वप्रभःशिवः ५९

શબ્દાર્થ–વૃત્તિના અને વૃત્તિના પ્રાગભાવના સાક્ષી થઇને, તથા સ્વરૂપને જાણવાની ઇચ્છા થાય ત્યારે જિજ્ઞાસામાં 'હું અજ્ઞાની છું' એ અજ્ઞાનરૂપી વસ્તુના સાક્ષી થઇને, શિવ પોતે (કૂટસ્થ જ) રહ્યા છે. (૫૬) તે શિવ અસત્ય એવા આ જગતના અધિષ્ઠાનપણાંથી સત્ય છે; સર્વ જડ પદાર્થના પ્રકાશ કરનારા હોવાથી ચિદ્રૂપ છે; સદા પ્રેમાસ્પદ–પ્રેમપાત્ર હોવાથી આનંદરૂપ છે; (૫૭) સર્વ વિષયના પ્રકાશકત્વારૂપ હોવાથી અને સર્વની સાથે સંબંધવાળા હોવાથી સંપૂર્ણ છે, તથા એ કૂટસ્થનું જ નામ શિવ છે. (૫૮) એ પ્રમાણે શિવપુરાણમાં જીવભાવ અને ઇશ્વરભાવ આદિ કલ્પનાથી રહિત, કેવલ (અદ્વૈત), સ્વયંપ્રકાશ (ચૈતન્યરૂપ) શિવરૂપ કૂટસ્થનું વિવેચન કર્યું છે. ૫૯

## ચન્દ્રકાન્ત વિવરણ

શિષ્ય–આ વિષયમાં પુરાણો કંઈ સાક્ષી આપે છે ખરાં ?

ગુરુ કહે છેઃ–હા; કૂટસ્થ માટે પુરાણોમાં પણ વર્ણન કર્યું છે તે સાંભળ. કામ, ક્રોધ આદિ વૃત્તિઓ છે. તે વૃત્તિઓ ઉત્પન્ન થાય ત્યારે તેનો સાક્ષી કૂટસ્થ છે અને વૃત્તિઓની ઉત્પત્તિ પહેલાં તેના પ્રાગભાવનો સાક્ષી પણ કૂટસ્થ છે. જ્યારે તત્ત્વજિજ્ઞાસા થાય છે ત્યારે તેનો સાક્ષી પણ કૂટસ્થ છે, અને જિજ્ઞાસાની ઉત્પત્તિ પહેલાં 'હું અજ્ઞાની હતો,' એવી રીતે અનુભવમાં આવતા અજ્ઞાનનો સાક્ષી પણ કૂટસ્થ એટલે કલ્યાણરૂપ શિવ છે. એ પ્રમાણે સર્વનાં સાક્ષીપણાંથી શિવરૂપ કૂટસ્થ જ એકલો રહ્યો છે. ૫૬

વળી એ કૂટસ્થ અસત્ય જગતનું અધિષ્ઠાન છે, માટે સત્ય છે; જડ પદાર્થોનો પ્રકાશ કરવાવાળો છે, માટે ચિદ્રૂપ છે; સર્વોત્તમ પ્રેમનો વિષય છે, માટે આનંદરૂપ છે, અને સર્વ પદાર્થોનો પ્રકાશ કરવાવાળો હોવાથી તથા સર્વની સાથે સબંધ ધરાવનાર હોવાથી પરિપૂર્ણ છે. એ કૂટસ્થનું 'શિવ' એવું પણ નામ છે.

કૂટસ્થની વૃત્તિ આદિથી ભિન્નતા અનુમાન પ્રમાણથી પણ સિદ્ધ થાય છે. 'કૂટસ્થ' વૃત્તિ આદિથી ભિન્ન છે; કારણ કે, વૃત્તિ આદિનો તે સાક્ષી છે. જે વૃત્તિ આદિથી ભિન્ન ન હોય, તે વૃત્તિ આદિનો સાક્ષી પણ ન હોય. વૃત્તિ આદિ પોતે પોતાના સાક્ષી હોતા નથી; કેમકે સાક્ષી સાક્ષ્યથી જૂદો હોય છે. એવી રીતે અનુમાનથી પણ કૂટસ્થની વૃત્તિ આદિથી ભિન્નતા સિદ્ધ થાય છે.

'કૂટસ્થ' સત્ય છે, તેનું કારણ એ છે કે, તે મિથ્યારૂપમાં, અધિષ્ઠાનરૂપ છીપની પેઠે, મિથ્યાભૂત જગત્‌નું અધિષ્ઠાન છે. એ પ્રમાણે અનુમાનથી પણ કૂટસ્થની સત્યતા સિદ્ધ થાય છે.

કૂટસ્થ ચિદ્રૂપ છે; કારણ કે તે સર્વ પદાર્થોનો પ્રકાશ કરે છે. જે ચિદ્રૂપ ન હોય, તે સર્વ જડ પદાર્થોનો પ્રકાશ પણ ન કરે; જેવા કે, ઘટપટ વગેરે. ઘટાદિક ચિદ્રૂપ નથી, તેથી તે બીજાનો પ્રકાશ કરતા નથી. એવી રીતે અનુમાનથી કૂટસ્થની ચિદ્રૂપતા સિદ્ધ થાય છે.

વળી કૂટસ્થ પરમાનંદરૂપ છે; કારણ કે તે પરમ પ્રેમનું પાત્ર છે. જે પરમાનંદરૂપ ન હોય, તે પરમપ્રેમનું પાત્ર પણ ન હોય કુંભ પરમાનંદરૂપ

નથી, તેથી તે પરમપ્રેમનું પાત્ર નથી. એવી રીતે ફૂટસ્થની પરમાનંદરૂપતા પણ સિદ્ધ થાય છે.

તેમ જ 'ફૂટસ્થ' પરિપૂર્ણ છે; કારણ કે તે સર્વ પદાર્થના સંબંધવાળો છે; કારણ કે તે સર્વનો પ્રકાશક છે. જે સર્વના સંબંધવાળો ન હોય, તે પ્રકાશક પણ ન હોય. જેમ કે દીવો. દીવો સર્વના સંબંધવાળો નથી, તેથી સર્વનો પ્રકાશક પણ નથી. એવી રીતે ફૂટસ્થનો સર્વ સંબંધ પણ સિદ્ધ થાય છે. ૫૭-૫૮

એ પ્રમાણે સૂતસંહિતા આદિ શિવપુરાણોમાં ફૂટસ્થનું વિવેચન કર્યું છે. એ ફૂટસ્થ જીવભાવ અને ઈશ્વરભાવથી વર્જિત છે, અદ્વિતીય છે અને ચૈતન્યરૂપ છે. ૫૯

## (૨) ફૂટસ્થનું અદ્વિતીયપણું અને જીવાદિ જગતનું મિથ્યાપણું

(૬૦-૭૬; ૧૭ શ્લોકો.)

અવતરણિકા-ફૂટસ્થના જીવભાવ અને ઈશ્વરભાવથી રહિતપણામાં શિષ્ય શંકા કરે છે, અને ગુરુ તેનું ઉત્તર આપે છે.

मायाभासेन जीवेशौ करोतीति श्रुतत्वतः ।
मायिकावेव जीवेशौ स्वच्छौ तौ काचकुंभवत् ॥ ६० ॥
अन्नजन्यं मनो देहात्स्वच्छं यद्वत्तथैव तौ ।
मायिकावपि सर्वस्मादन्यस्मात्स्वच्छतां गतौ ॥ ६१ ॥
चिद्रूपत्वं च संभाव्यं चित्त्वेनैव प्रकाशनात् ।
सर्वकल्पनशक्ताया मायाया दुष्करं नहि ६२
अस्मन्निद्रापि जीवेशौ चेतनौ स्वप्नगौ सृजेत् ।
महामाया सृजत्येतावित्याश्चर्यं किमत्र ते ६३
सर्वज्ञत्वादिकं चेशे कल्पयित्वा प्रदर्शयेत् ।
धर्मिणं कल्पयेद्यास्याः को भारो धर्मकल्पने ॥
कूटस्थेऽप्यतिशङ्का स्यादिति चेन्मातिशङ्क्यताम् ।
कूटस्थमायिकत्वे तु प्रमाणं नहि विद्यते ६५
वस्तुत्वं घोषयंत्यस्य वेदांताः सकला अपि ।
सपत्नरूपं वस्त्वन्यन्न सहन्तेऽत्र किञ्चन ६६

શબ્દાર્થ-માયા આભાસે કરીને જીવ અને ઈશ્વરને રચે છે, એવા શ્રુતિના વચનથી, જીવ અને ઈશ્વર માયિક જ છે, અને તે (જીવ અને ઈશ્વર) કાચના કુંભ જેવા સ્વચ્છ છે. (૬૦) જેમ અન્નથી થયેલું મન દેહ કરતાં સ્વચ્છ છે, તેમ તે બન્ને (જીવ અને ઈશ્વર) માયિક છે, તોપણ બીજા સર્વ દેહાદિક કરતાં સ્વચ્છતાને પ્રાપ્ત થયા છે. (૬૧) તેનું (જીવ અને ઈશ્વરનું) ચૈતન્યપણું, ચૈતન્યપણાંથી પ્રકાશે છે તેથી માનવા યોગ્ય છે. સર્વની કલ્પના કરવામાં સમર્થ એવી માયાને (જીવ અને ઈશ્વરનાં ચૈતન્યપણાની કલ્પના કરવામાં કંઈ પણ) દુષ્કર નથી. (૬૨) જ્યારે જીવોની નિદ્રા પણ, સ્વપ્નમાં ચેતનરૂપ જીવ અને ઈશ્વરને સર્જે છે, ત્યારે મહામાયા ચેતનરૂપ જીવ ઈશ્વરને સર્જે, એમાં તને આશ્ચર્ય શું લાગે છે? (૬૩) એ માયા ઈશ્વરમાં સર્વજ્ઞતાઆદિ કલ્પીને દર્શાવે છે. જે માયા ધર્મી (ઈશ્વર) ને કલ્પે છે, તે માયાને ધર્મની કલ્પના કરવામાં શી મહેનત છે? (૬૪) આ ઉપરથી તું જો ફૂટસ્થમાં પણ માયિકપણાની શંકા કરતો હોય તો, તેવી અતિશંકા મા કર; કારણ કે ફૂટસ્થના માયિકપણામાં તો પ્રમાણ છે જ નહીં. (૬૫) સર્વ વેદાંતો પણ તેના (ફૂટસ્થના) વાસ્તવપણાને પોકારી પોકારીને જણાવે છે, એટલું જ નહિ, પણ (ફૂટસ્થના વાસ્તવપણામાં) બીજી કોઈ વિરુદ્ધ વસ્તુને શ્રુતિઓ સહન કરતી નથી. ૬૬

## ચન્દ્રકાન્ત વિવરણ

શિષ્ય-ફૂટસ્થ જીવભાવ અને ઈશ્વરભાવથી રહિત છે તેનું શું કારણ?

ગુરુ-જીવ અને ઈશ્વર માયિક છે, અને ફૂટસ્થ માયાના સંબંધથી રહિત છે, એટલે કેવળ જ સત્ય છે. એટલા જ માટે ફૂટસ્થ જીવભાવ અને ઈશ્વરભાવથી રહિત છે.

શિષ્ય-જીવ અને ઈશ્વરની માયિકતામાં કાંઈ પ્રમાણ છે?

ગુરુ-હા. 'जीवेशावाभासेन करोति माया चाविद्या च स्वयमेव भवति। જીવ અને ઈશ્વર આભાસે કરીને થાય છે અને માયા તથા અવિદ્યા પોતાની મેળે-મૂળ પ્રકૃતિ-થાય છે,' એમ શ્રુતિમાં કહ્યું છે. ત્રણ ગુણ (સત્વ, રજસ્ અને તમસ્)ની

સમાન અવસ્થા, તે પ્રકૃતિ કહેવાય છે. એ પ્રકૃતિ જ માયા અને અવિદ્યાના ભેદથી બે પ્રકારની છે. માયામાં જે પ્રતિબિંબ તે ઈશ્વર કહેવાય, અને અવિદ્યામાં જે પ્રતિબિંબ તે જીવ કહેવાય એવી રીતે પ્રકૃતિ, જીવ અને ઈશ્વરના સ્વરૂપનુ પ્રતિપાદન, પહેલા પ્રકરણના ૧૫-૧૭ મા શ્લોકમાં અમે કરી ગયા છિયે.

શિષ્ય-દેહાદિક પણ માયિક છે અને જીવ તથા ઈશ્વર પણ માયિક છે, તેથી જીવ અને ઈશ્વર પણ દેહ જેવા જ થયા, ત્યારે દેહથી જીવ તથા ઈશ્વરની વિલક્ષણતા કેમ છે?

ગુરુ-જેમ મૃત્તિકાનો કુંભ પૃથ્વીનો વિકાર છે, અને કાચનો કુંભ પણ પૃથ્વીનો વિકાર છે, એમ બન્નેમાં માટી તો સમાન જ છે; તોપણ સ્વચ્છતાને લીધે કાચનો કુંભ મૃત્તિકાના કુંભથી વિલક્ષણ જણાય છે; કેમકે મૃત્તિકાનો કુંભ, મલિન હોવાથી, પ્રતિબિંબનું ગ્રહણ કરવા સમર્થ નથી, અને કાચનો કુભ, સ્વચ્છ હોવાથી પ્રતિબિંબનું ગ્રહણ કરવા સમર્થ છે. તેમજ જીવ અને ઈશ્વર માયિક છે, અને દેહાદિક પણ માયિક છે; એ માયિકપણાથી દેહાદિકની અને જીવની તથા ઈશ્વરની સમાનતા છે; તથાપિ સ્વચ્છતાથી અને મલિનતાથી જીવ તથા ઈશ્વરની વિલક્ષણતા છે; કારણ કે દેહાદિક મલિન છે, અને જીવ તથા ઈશ્વર સ્વચ્છ છે, દેહાદિકમાં ચેતનતા તથા પ્રેરકતા નથી, અને જીવ તથા ઈશ્વરમાં ચેતનતા અને પ્રેરકતા એ બન્ને ધર્મ રહેલા છે. તેથી દેહાદિકથી જીવઈશ્વરની વિલક્ષણતા છે. ૬૦

શિષ્ય-તમે દેહાદિકથી જીવ અને ઈશ્વરની વિલક્ષણતામાં કાચના કુંભનુ દૃષ્ટાંત આપ્યું, પણ તે દૃષ્ટાંત બરાબર નથી. દૃષ્ટાંત અને સિદ્ધાંતમા વિષમતા છે; કારણ કે, માટીના કુંભથી કાચના કુંભની વિલક્ષણતામાં તો માટીનો ભેદ કારણ છે. માટીના કુંભનુ કારણ જે માટી છે, તે માટી કાચના કુંભનું કારણ નથી, અને કાચના કુભનું કારણ જેમાટી છે, તે માટી, માટીના કુંભનું કારણ નથી. તાત્પર્ય કે એ બન્ને પ્રકારના કુભનુ કારણ તો માટીજ છે, તોપણ માટીવાળા કુંભનું કારણ જે માટી છે તે જૂદી માટી છે, અને કાચના કુંભનું કારણ જે માટી છે તે જૂદી માટી છે; તેથી માટીવાળા કુંભથી કાચના કુંભનું જૂદાપણું છે. પણ દેહાદિકથી જીવ અને ઈશ્વરની વિલક્ષણતામાં કંઈ માયાભેદ કારણ નથી; કેમકે જે માયા દેહાદિકનું કારણ છે, તે જ માયા જીવ તથા ઈશ્વરનું કારણ છે. માટીના ઘડાનું અને કાચના ઘડાનું કારણ, માટી માટી વચ્ચે ભેદ હોવાનુ છે, તેમ દેહાદિકના કારણરૂપ માયાનો અને જીવ તથા ઈશ્વરના કારણરૂપ માયાનો ભેદ નથી, માટે દેહાદિકથી જીવ તથા ઈશ્વરની વિલક્ષણતા સિદ્ધ થતી નથી.

ગુરુ-જ્યારે કાચના ઘડાનું દૃષ્ટાંત આપવાથી દૃષ્ટાંત અને સિદ્ધાંતમાં તને વિલક્ષણતા જણાય છે, ત્યારે અમે અન્નથી થતાં મનનું દૃષ્ટાંત આપીશુ. મન અને દેહ, બન્ને અન્નથી ઉત્પન્ન થાય છે, તોપણ દેહથી મન વિલક્ષણ છે.

શિષ્ય-દેહથી મન કેમ વિલક્ષણ છે?

ગુરુ-દેહ, સંકલ્પવિકલ્પ કરી શકતો નથી અને મન સંકલ્પવિકલ્પ કરી શકે છે, તેથી મન, સ્વચ્છ છે અને દેહથી વિલક્ષણ છે.

શિષ્ય-દેહ અન્નથી ઉત્પન્ન થાય છે એ પ્રસિદ્ધ છે, પણ મન અન્નથી ઉત્પન્ન થાય છે, એ પ્રસિદ્ધ નથી, માટે એમાં કંઈ પ્રમાણ છે?

ગુરુ-હા, છે. 'अन्नमशितं त्रेधा विधीयते। तस्य यः स्थविष्ठो धातुस्तत्पुरीषं भवति॥ यो मध्यमस्तन्मांसं भवति योऽणिष्ठस्तन्मनः। ભક્ષણ કરેલુ અન્ન, ત્રણ પ્રકારે ભેદ પામે છે. તેમાં અન્નનો જે સ્થૂળ ધાતુ છે તે વિષ્ઠ થાય છે; જે મધ્યમ ધાતુ છે તે માંસ થાય છે, અને સૂક્ષ્મ ધાતુ છે તે મન થાય છે;' એવી રીતે છાંદોગ્યોપનિષદમાં અન્નથી મનની ઉત્પત્તિ કહી છે. હવે જેમ મન અને દેહનું કારણ એક અન્ન જ છે, તો પણ સ્વચ્છતાના કારણથી દેહથી મનની વિલક્ષણતા છે, તેમ દેહાદિકનું અને જીવ તથા ઈશ્વરનું કારણ એક માયા જ છે, તો પણ સ્વચ્છતાના કારણથી દેહાદિકથી જીવ અને ઈશ્વરની વિલક્ષણતા છે. ૬૧

શિષ્ય-કાચના કુંભની પેઠે જીવ અને ઈશ્વરની સ્વચ્છતા ભલે હોય, પરંતુ જીવ અને ઈશ્વર દેહાદિકની પેઠે માયિક છે, તેની [illegible] ક્યાંથી હોય?

ગુરુ-જીવ અને ઈશ્વરનાં ચેતન [illegible]

પણ વિરોધ નથી; કારણ કે 'જીવ અને ઈશ્વર ચિદ્રૂપ છે;' એમ ચેતનપણાથી તેનો અનુભવ થાય છે.

શિષ્ય–જીવ અને ઈશ્વર તો દેહાદિકની પેઠે માયિક છે, માટે તેનો ચિદ્રૂપતાથી અનુભવ થવો અયોગ્ય છે. જો માયિકનો ચિદ્રૂપતાથી અનુભવ થતો હોય તો, સર્વ માયિકનો અનુભવ ચિદ્રૂપતાથી થવો જોઈએ. પણ તેમ કંઈ થતું નથી, ત્યારે જીવ અને ઈશ્વરનો ચિદ્રૂપતાથી અનુભવ થાય, અને દેહાદિકનો ચિદ્રૂપતાથી અનુભવ ન થાય, તેનું શું કારણ? જીવ, ઈશ્વર અને દેહાદિક માયિકપણાથી સમાન છે; કેમકે તે સર્વ માયારચિત છે.

ગુરુ–જે માયાએ જીવ અને ઈશ્વરને કલ્પ્યા છે, તે જ માયાએ જીવ અને ઈશ્વરનો ચિદ્રૂપપણાથી અનુભવ પણ કલ્પ્યો છે; પણ દેહાદિકનો ચિદ્રૂપપણાએ અનુભવ કલ્પ્યો નથી. એટલા જ માટે, માયિકપણાથી સર્વ સમાન છતાં પણ, જીવ અને ઈશ્વરનો ચિદ્રૂપપણાથી અનુભવ થાય છે, પણ દેહાદિકનો ચિદ્રૂપપણાથી અનુભવ થતો નથી.

શિષ્ય–જીવ અને ઈશ્વરને દેહાદિકની પેઠે માયા, ભલે કલ્પે, પણ તેના ચિદ્રૂપપણાથી અનુભવ કેમ કલ્પી શકે?

ગુરુ–' अघटितघटनापटीयसी माया। માયા અઘટતા પદાર્થોની ઘટના કરવામાં સમર્થ છે.' શાસ્ત્રોનાં એવાં પ્રમાણથી તે ન બનવા જોગ બનાવે છે. માયાને કંઈ પણ કરવું કઠિન નથી. એવું કોઈ કાર્ય જગતમાં નથી કે, જે કાર્યને માયા ન કરી શકે. માયા તો સર્વ કાર્ય કરી શકે છે. માટે માયા જેમ જીવ અને ઈશ્વરને કલ્પે છે, તેમ તેના ચિદ્રૂપપણાના અનુભવને પણ કલ્પે છે. માયા, જેમ જડમય દેહાદિક અને ઘટપટાદિકને કલ્પે છે, તેમ ચેતનમય જીવ અને ઈશ્વરને પણ કલ્પે છે. ૬૨

માયા એટલે મોહ કરવાવાળી. જેમ માયા મોહ કરે છે, તેમ નિદ્રા પણ મોહ કરે છે, માટે નિદ્રાને પણ માયા સમજવી. નિદ્રા એ જીવની માયા છે, અને મહા માયા, બ્રહ્મની માયા છે. જ્યારે જીવની માયા સ્વપ્નમાં ચેતનમય જીવ અને ઈશ્વરને કલ્પે છે, ત્યારે બ્રહ્મની માયા ચેતનમય જીવ અને ઈશ્વરને કલ્પે, એમાં શું આશ્ચર્ય છે? જેમ જીવની નિદ્રારૂપ માયા, ચેતનમય જીવ અને ઈશ્વરને કલ્પે છે, તેમ બ્રહ્મની માયા ચેતનમય જીવ અને ઈશ્વર સર્વને કલ્પે છે. ૬૩

શિષ્ય–ઈશ્વર ચેતનમય ભલે હોય. પણ જ્યારે ઈશ્વર માયિક છે, ત્યારે તેમાં સર્વજ્ઞતા આદિ ધર્મો હોવા ન જોઈએ; પણ જીવની પેઠે તેને અલ્પજ્ઞતા આદિ ધર્મો પ્રાપ્ત થવા જોઈએ.

ગુરુ–માયા ઈશ્વર વિષે સર્વજ્ઞતા આદિ ધર્મોને કલ્પીને દર્શાવે છે, એટલા જ માટે તેમાં સર્વજ્ઞતા આદિ ધર્મો ઘટે છે, પણ અસર્વજ્ઞતા આદિ ધર્મો પ્રાપ્ત થતા નથી.

શિષ્ય–માયા સર્વજ્ઞતાદિ ધર્મોને કેમ કલ્પી શકે છે?

ગુરુ–સર્વજ્ઞતાદિ જે જે ધર્મો છે, તે તે ધર્મો ઈશ્વરના છે, માટે જ ઈશ્વર ધર્મી છે. જ્યારે માયા ધર્મીરૂપ ઈશ્વરને કલ્પી શકે છે, ત્યારે ઈશ્વરમાં રહેવાવાળા સર્વજ્ઞતાદિ ધર્મોને કેમ ન કલ્પી શકે? માયા, જેમ ધર્મી ઈશ્વરને કલ્પે છે તેમ જ, તેના સર્વજ્ઞતાદિ ધર્મોને પણ કલ્પે છે. ૬૪

શિષ્ય–જીવ અને ઈશ્વરની પેઠે કૂટસ્થને પણ માયિકપણાનો પ્રસંગ પ્રાપ્ત થતો નથી શું?

ગુરુ–ના, નથી થતો. એવી શંકા જ ન કરવી. જે શંકાથી અર્થસિદ્ધિ થાય નહિ. એવી શંકાને અતિશંકા કહેવામાં આવે છે. તેં જે કૂટસ્થને માયિકતાના પ્રસંગની શંકા કરી, તે અતિશંકા છે; કેમકે કૂટસ્થ માયિક ન હોવાથી અર્થસિદ્ધિ થતી નથી.

શિષ્ય–જીવ અને ઈશ્વર માયિક છે, ત્યારે કૂટસ્થ માયિક કેમ નથી?

ગુરુ–પુનઃ એ જ પ્રશ્ન! પણ જાણ કે, હઠથી અર્થસિદ્ધિ થતી નથી. જીવ અને ઈશ્વરની માયિકતામાં 'जीवेशावाभासेन करोति।' ઇત્યાદિ શ્રુતિસ્મૃતિનું પ્રમાણ છે. માટે જીવ અને ઈશ્વર માયિક છે. પણ કૂટસ્થની માયિકતામાં કોઈ પણ પ્રમાણ નથી, માટે તે માયિક નથી. ૬૫

શિષ્ય–જેમ કૂટસ્થના માયિકપણામાં પ્રમાણ

નથી, તેમ કૂટસ્થના પારમાર્થિકપણામાં પણ કોઈ પ્રમાણ જણાતું નથી.

ગુરુ–કૂટસ્થના પારમાર્થિકપણામાં તો સંપૂર્ણ શ્રુતિઓ પ્રમાણ છે. જેમ સૂર્ય, પ્રકાશના વિરોધી અંધકારને સહન કરતો નથી, તેમ શ્રુતિઓ પણ કૂટસ્થનાં વાસ્તવપણાના વિરોધમાં કંઈ પણ કહી શકતી નથી. ઉલટું, સર્વ શ્રુતિઓ કૂટસ્થની વાસ્તવતાનું જ પ્રતિપાદન કરે છે, અને તેથી વિરુદ્ધ એવા જીવ, ઈશ્વર આદિ સર્વનો નિષેધ કરે છે. માટે, કૂટસ્થ માયિક નથી, અને જીવ ઈશ્વર આદિ સર્વ માયિક છે. ૬૬

અવતરણિકા–શિષ્ય કહે છે કે, તર્કથી કૂટસ્થની વાસ્તવતાની સિદ્ધિ થતી નથી. ગુરુ કહે છે કે, શ્રુતિનો અર્થ કહેવામાં સર્વ મુમુક્ષુજનોની જ ઇચ્છા છે; એમાં તર્કખર્ક નકામા છે.

श्रुत्यर्थं विशदीकुर्मो न तर्काद्वच्मि किञ्चन ।
तेन तार्किकशङ्कानामत्र कोऽवसरो वद ६७
तस्मात्कुतर्कं संत्यज्य मुमुक्षुः श्रुतिमाश्रयेत् ।
श्रुतौ तु माया जीवेशौ करोतीति प्रदर्शितम् ॥

શબ્દાર્થ–અમે તો શ્રુતિના અર્થને સ્પષ્ટ કરીએ છીએ, અમે તર્કથી કંઈ પણ કહેતા નથી; તેથી અહીં તાર્કિકોની શંકા (કુતર્ક)નો કયો અવકાશ છે, તે તું કહે. (૬૭) તે માટે મુમુક્ષુ પુરુષે કુતર્કને તજી દઈને, શ્રુતિનો આશ્રય કરવો. શ્રુતિમાં તો 'માયા જીવ અને ઈશ્વરને કરે છે,' એમ સ્પષ્ટ દર્શાવ્યું છે. ૬૮

## ચન્દ્રકાન્ત વિવરણ

શિષ્ય–તમે જ્યારે ત્યારે શ્રુતિઓને અગાડી લાવો છો, પણ બીજી વાત તો જણાવતા જ નથી. શ્રુતિઓનાં પ્રમાણથી કૂટસ્થની વાસ્તવતા સિદ્ધ થાય છે એ ખરું, પણ તર્કથી સિદ્ધ કેમ કરતા નથી?

ગુરુ–ઓ મૂઢ ! રે બુદ્ધિના ઉપાસક ! તને શું તર્ક ને કલ્પના ગમે છે? અને શું પરમ વાણીપર શ્રદ્ધા નથી? શી જડતા ! શ્રુતિથી શ્રેષ્ઠ શું તર્ક છે કે? રે આજનો તર્ક કાલે ફરે, ને કાલનો પરમ દિવસે ફરે. એમ ફરતા તર્કનો અવધિ ક્યાં છે? તેથી જ મુમુક્ષુ પુરુષોની પ્રવૃત્તિ, શ્રુતિઓમાં કહેલા અર્થ સ્પષ્ટ કરવા માટે હોય છે, પરંતુ કુતર્ક કરવા માટે હોતી નથી જ;' માટે, અમે શ્રુતિનો જે પ્રમાણે અર્થ છે, તે પ્રમાણે કહીએ છિયે; કુતર્કથી કાંઈ પણ કહેતા નથી. ૬૭

શિષ્ય–ક્ષમા કરો, ગુરુદેવ ! મારી ઇચ્છા કંઈ શ્રુતિનો અનાદર કરવાની નથી. આ જે જ્ઞાન મને થયું છે તે શ્રુતિથી જ થયું છે, ને તે સત્ય જ્ઞાન છે, એમ જાણું છું; પણ જે શ્રુતિને ન માનતો હોય, તેને જ્ઞાન થવા માટે યુક્તિ પણ હોવી જોઇએ.

ગુરુ–શ્રુતિને અનુસરતી યુક્તિથી તેને સમજાવવો. તું કહેશે કે, તે કઈ સહેલ વાત નથી. પણ જે બુદ્ધિ બ્રહ્મજ્ઞાનને પહોંચાડે છે, તેને શું કઠિન છે?

શિષ્ય–કહો હવે, મુમુક્ષુ પુરુષની પ્રવૃત્તિ શ્રુતિના અર્થ સ્પષ્ટ કરવા માટે જ હોય, અને કુતર્કમાં કેમ ન હોય?

ગુરુ–મુમુક્ષુ પુરુષે કુતર્કનો ત્યાગ કીધો છે, અને શ્રુતિનો આશ્રય કરી, શ્રુતિના અર્થથી જે સિદ્ધ થાય, તેનો જ સ્વીકાર કીધો છે, અને તે તેનું સર્વદા અનુસંધાન જ કરે છે.

શિષ્ય–મુમુક્ષુ શ્રુતિના અર્થનું અનુસંધાન કેવી રીતે કરે છે?

ગુરુ–'માયા, જીવ અને ઈશ્વરને કરે છે' એમ શ્રુતિમાં કહ્યું છે, તેથી જીવ અને ઈશ્વર માયિક છે, પણ કૂટસ્થ જ સત્ય છે, એવી રીતે તે સર્વદા ચિંતન કરે છે. ૬૮

અવતરણિકા–હવે જીવ અને ઈશ્વરનું સૃષ્ટિકર્તાપણાનું પ્રતિપાદન કરે છે.

ईक्षणादिप्रवेशांता सृष्टिरीशकृता भवेत् ।
जाग्रदादिविमोक्षांतः संसारो जीवकर्तृकः ॥
असङ्ग एव कूटस्थः सर्वदा नास्य किञ्चन ।
भवत्यतिशयस्तेन मनस्येवं विचार्यताम् ७०
न निरोधो न चोत्पत्तिर्न बद्धो न च साधकः ।
न मुमुक्षुर्न वै मुक्त इत्येषा परमार्थता ॥७१॥
अवाङ्मनसगम्यं तं श्रुतिर्बोधयितुं सदा ।
जीवमीशं जगद्वापि समाश्रित्य प्रबोधयेत् ७२

શબ્દાર્થ–ઇક્ષણથી આરંભીને પ્રવેશ પર્યંતની સૃષ્ટિ ઈશ્વર રચે છે, અને જાગ્રત્ આદિથી મોક્ષ-

પર્યંતનો સંસાર જીવ રચે છે. (૬૯) પણ કૂટસ્થ તો સર્વદા અસંગજ છે. કૂટસ્થને કોઈ પણ જાતનો વિકાર થતો નથી, તેથી મુમુક્ષુએ પોતાના મનમાં એવોજ વિચાર કરવો કે, (૭૦) કૂટસ્થનો નાશ નથી, ઉત્પત્તિ નથી; બદ્ધ નથી, સાધક નથી, મુમુક્ષુ નથી, અને મુક્ત પણ નથી;–આનું નામ પરમાર્થતા છે. (૭૧) એમ સતે વાણી અને મનને અગોચર એવા કૂટસ્થ આત્મા–નો બોધ કરવા માટે, શ્રુતિ હમેશ જીવ, ઈશ્વર તથા જગત્‌નો પણ આશ્રય કરીને બોધ કરે છે. ૭૨

## ચન્દ્રકાન્ત વિવરણ

શિષ્ય–ત્યારે શું ઈશ્વર અને જીવ બન્ને જગતના કર્તા છે?

ગુરુ કહે છે–હા, એટલા જ માટે મુમુક્ષુ વિચારે છે કે, ઈક્ષણથી આરંભી તેમાં જીવરૂપે પ્રવેશ કરવા પર્યંત સૃષ્ટિનો કર્તા ઈશ્વર છે, અને જાગ્રત્, સ્વપ્ન, સુષુપ્તિ, અને બંધ–મોક્ષરૂપ સૃષ્ટિનો કર્તા જીવ છે. એમ જોતાં જીવ અને ઈશ્વર સૃષ્ટિના કર્તા છે, માટે તેઓ વિકારી છે અને સમગ છે. ૬૯

શિષ્ય–ત્યારે મુમુક્ષુએ શાનો વિચાર કરવા યોગ્ય છે?

પણ કૂટસ્થ, સર્વદા અસંગ છે, તેથી તેને જન્મ-મરણ આદિ કોઈ પણ વિકાર નથી, એવી રીતે મનમાં સર્વદા ચિંતન કરવું, કેમકે જીવ અને ઈશ્વર માયિક છે, અને તે દ્વૈતસૃષ્ટિના કર્તા હોવાથી વિકારી તથા સસંગ છે અને કૂટસ્થ તો નિર્વિકારી અને અસંગ છે, તેથી મુમુક્ષુ પુરુષે તેવોજ વિચાર કરવો જોઇએ. ૭૦

શિષ્ય–કૂટસ્થનું નિર્વિકારીપણુ એટલે જન્મ-મરણ આદિ વિકારનો અભાવ છે, એ તમે કેમ જાણ્યુ?

ગુરુ–શ્રુતિવાક્યનાં પ્રમાણથી કૂટસ્થનું નિર્વિકારીપણું જાણવામાં આવે છે. કૂટસ્થ પરમાર્થ-સ્વરૂપ છે, અને તેનો નાશ નથી, ઉત્પત્તિ નથી, તેમ બન્ધને નથી, સાધકે નથી, મુમુક્ષુએ નથી, અને તે મુક્તે નથી. એજ તેની પરમાર્થતા છે અને એજ જાણવા યોગ્ય છે. ૭૧

શિષ્ય–જ્યારે પરમાર્થમા ઉત્પત્તિ કે નાશ કાંઈ પણ નથી, ત્યારે શ્રુતિઓમાં પ્રત્યેક સ્થળે જીવ, ઈશ્વર અને જગત્‌ના સ્વરૂપનું પ્રતિપાદન શામાટે કર્યું હશે?

ગુરુ–કૂટસ્થ–આત્મા, મન અને વાણીને અગોચર છે. તેવા કૂટસ્થ–આત્માનાં સ્વરૂપનું જ્ઞાન થવા માટે, શ્રુતિઓમાં પ્રત્યેક સ્થળે જીવ, ઈશ્વર અને જગત્‌નું પ્રતિપાદન કર્યું છે. જીવ, ઈશ્વર અને જગત્‌નું સ્વરૂપ અજ્ઞાન દશા વિષે પ્રતીત થાય છે. એ જીવ આદિ, મન તથા વાણીને ગોચર છે. તેઓની મિથ્યારૂપતાનુ પ્રતિપાદન કરી, મન તથા વાણીથી અગોચર જે કૂટસ્થ આત્મા, તેની સત્યતાનું પ્રતિપાદન કરવા માટે, શ્રુતિ સદા બોધ કરે છે. ૭૨

અવતરણિકા–જ્યારે શ્રુતિનો બોધ એકજ છે, ત્યારે જૂદા જૂદા પ્રકારનો વિવાદ શામાટે જોવામાં આવે છે? એમ શિષ્યે પૂછવાથી, ગુરુ કહે છે.

यया यया भवेत्पुंसां व्युत्पत्तिः प्रत्यगात्मनि
सा सैव प्रक्रियेह स्यात्साध्वीत्याचार्यभाषितम् ॥ ७३ ॥
श्रुतितात्पर्यमखिलमबुध्वा भ्राम्यते जडः ।
विवेकी त्वखिलं बुध्वा तिष्ठत्यानंदवारिधौ॥
मायामेघो जगन्नीरं वर्षत्वेष यथा तथा ।
चिदाकाशस्य नो हानिर्न वा लाभ इति स्थितिः ॥७५॥
इमं कूटस्थदीपं योऽनुसंधत्ते निरंतरम् ।
स्वयं कूटस्थरूपेण दीप्यतेऽसौ निरंतरम् ७६

શબ્દાર્થ–જે જે પ્રક્રિયાથી પુરુષોને પ્રત્યગાત્મા વિષે વ્યુત્પત્તિ–વિશદજ્ઞાન થાય છે, તે તે પ્રક્રિયા, આમાં (અદ્વૈતશાસ્ત્રમાં) શ્રેષ્ઠ ગણાય છે, એમ આચાર્ય (સુરેશ્વરાચાર્ય)નું કહેવું છે. (૭૩) પણ જડ પુરુષ શ્રુતિના સંપૂર્ણ તાત્પર્યને નહિ જાણીને ભમે છે, અને વિવેકી સંપૂર્ણ શ્રુતિનાં તાત્પર્યને જાણીને આનંદસમુદ્રમાં મગ્ન રહે છે. (૭૪) વિવેકીનો નિશ્ચય છે કે, માયારૂપી મેઘ જગત્‌રૂપી જળને ગમે તે પ્રકારે વર્ષો; પરંતુ એથી ચિદાકાશ–બ્રહ્મસ્વરૂપ–ને હાનિ પણ નથી ને લાભ પણ નથી. ( ૭૫ ) જે મુમુક્ષુ પુરુષ આ કૂટસ્થદીપનું નિરંતર અ-

નુસંધાન કર્યા કરે છે. તે નિરંતર પોતે કૂટસ્થ-રૂપે (નિર્વિકારીપણાથી) પ્રકાશે છે. ૭૬

## ચન્દ્રકાન્ત વિવરણ

**શિષ્ય**—જ્યારે સર્વ શ્રુતિઓનું તાત્પર્ય ખરી રીતે સત્ય અદ્વૈતરૂપ તત્ત્વનો બોધ કરવામાં છે, ત્યારે શ્રુતિઓમાં વિવિધ પ્રકારના કથનરૂપ વિવાદ કેમ છે?

**ગુરુ**—અદ્વૈત તત્ત્વમાં તો શ્રુતિઓનો વિવાદજ નથી.

**શિષ્ય**—ત્યારે શેમાં વિવાદ છે?

**ગુરુ**—અદ્વૈતતત્ત્વના બોધના પ્રકારમાં જ, શ્રુતિઓનો વિવાદ છે.

**શિષ્ય**—જ્યારે જ્ઞાન થવા યોગ્ય તત્ત્વ એકજ છે, ત્યારે તે જ્ઞાન થવાના પ્રકારમાં શ્રુતિઓનો શા માટે વિવાદ છે?

**ગુરુ**—જ્ઞાન થવા યોગ્ય તત્ત્વ એક જ છે, તોપણ જ્ઞાન થવા યોગ્ય અધિકારી પુરુષોનાં ચિત્ત એકસરખાં હોતાં નથી. કેટલાક પુરુષો ઉત્તમાધિકારી હોય છે, કેટલાક મધ્યમાધિકારી હોય છે, અને કેટલાક અધમાધિકારી હોય છે. એ કારણથી, શ્રુતિ જેવી રીતે ઉત્તમાધિકારીને બોધ થાય, તેવી રીતે ઉત્તમાધિકારીને બોધ કરે છે; મધ્યમાધિકારીને બોધ થાય તેવી રીતે મધ્યમાધિકારીને બોધ કરે છે, અને અધમાધિકારીને બોધ થાય તેવી રીતે અધમાધિકારીને બોધ કરે છે. એમ જે પુરુષને જે પ્રકારે બોધ થાય, તે પ્રકારે શ્રુતિ અદ્વૈતતત્ત્વનો બોધ કરે છે. અદ્વૈતતત્ત્વનો બોધ કેમ કરવો, તેમાં જ શ્રુતિઓનો વિવાદ છે; પણ તત્ત્વમાં નથી.

**શિષ્ય**—જેવો અધિકારી હોય તેને તેવો બોધ થાય, તે પ્રકારે શ્રુતિ બોધ કરે છે, એમાં કાંઇ પ્રમાણ છે?

**ગુરુ**—સુરેશ્વરાચાર્ય કહે છે કે, જે જે પ્રકારે પુરુષોને પ્રત્યગાત્મામાં બોધ થાય તેવો પ્રકાર, આ અદ્વૈત શાસ્ત્રમાં દર્શાવ્યો છે. ૭૩

**શિષ્ય**—જ્યારે શ્રુતિઓનો અર્થ એકરૂપ છે, ત્યારે શ્રુતિઓનું પ્રતિપાદન કરવાવાળા, એટલે તેના અર્થનું કથન કરવાવાળા પુરુષોનો પરસ્પર વિવાદ કેમ છે?

**ગુરુ**—શ્રુતિઓનું પ્રતિપાદન કરવાવાળાઓનો વિવાદ શું છે?

**શિષ્ય**—કોઈ કહે છે કે, શ્રુતિઓનો અર્થ ભેદરૂપ છે, અને કોઈ કહે છે કે, શ્રુતિઓનો અર્થ અભેદરૂપ છે.

**ગુરુ**—એ વિવાદ તો અવિવેકથી થાય છે કારણ કે અવિવેકી પુરુષો શ્રુતિનાં સંપૂર્ણ તાત્પર્યને જાણતા નથી, પરંતુ ઉપરચોટીયાં જ્ઞાન-પરથી જ વિવાદ કરે છે; તે પોતે ભમે છે તથા બીજાને ભમાવે છે. પણ વિવેકી પુરુષો તો, સંપૂર્ણ શ્રુતિનાં તાત્પર્યને જાણીને, આનંદસમુદ્રમાં સર્વદા મગ્ન રહે છે.* ૭૪

**શિષ્ય**—આનંદસમુદ્રમાં મગ્ન રહેતા વિવેકી પુરુષોનો નિશ્ચય કેવો છે?

**ગુરુ**—વિવેકી પુરુષોનો નિશ્ચય છે કે, માયા-રૂપી મેઘ જગતરૂપી જળને ગમે તે પ્રકારે વર્ષે, તોપણ બ્રહ્મરૂપી આકાશને હાનિ અથવા લાભ થતો નથી; તે તો છે તેવો જ રહે છે. જેમ મેઘ જળને વર્ષે છે તેથી પૃથ્વીમાં કોઇને હાનિ થાય છે ને કોઇને લાભ થાય છે, પણ આકાશને હાનિ કે લાભ કશું થતું નથી; તેમ માયા જગતને ઉત્પન્ન કરે છે, તેથી બ્રહ્મમાં કોઈ જાતની હાનિ કે લાભ નથી, કેમકે તે તો નિર્વિકાર જ રહે છે. ૭૫

**શિષ્ય**—કૂટસ્થની સમજણનું ફળ શું?

આવું જ્ઞાન દર્શાવનારુ જે કૂટસ્થદીપ, તેનું જે મુમુક્ષુ પુરુષ નિરતર શ્રવણ અને મનન આદિરૂપ અનુસધાન કર્યા કરે છે, તે પુરુષ પોતે નિત્ય કૂટસ્થરૂપે જ રહે છે, એટલે નિર્વિકારી રહે છે. ૭૬

* અદ્વૈતની પ્રક્રિયા સંબધમા કેટલાક વાદવિવાદ પ્રચલિત છે. પરસ્પરની પ્રક્રિયા વિષે દુષણ દેખાડનારા વિવાદના વાક્યને વિભાગ કહે છે, અને એવા અનેક વિભાગો અદ્વૈત ગ્રન્થોમાં છે. શ્રીઅપ્પય્ય દીક્ષિત નામના એક મહા સમર્થ પંડિતે "સિદ્ધાંત લેશ" નામના ગ્રન્થમાં આ સર્વ દૂષણ-ભૂષણ સ્પષ્ટ સમજાવ્યા છે, અને સાધુ નિશ્ચળદાસજીએ 'વૃત્તિ પ્રભાકર'ના અષ્ટમ પ્રકારમાં ટુંકમાં સમજાવ્યા છે. જિજ્ઞાસુઓએ તે ગ્રન્થો જોવા. પણ આ ગ્રન્થો વાંચતાં કેવલાદ્વૈતના સત્ સિદ્ધાંત સંબધમાં કદી ભ્રમમાં પડવું નહિ, એટલી ખબરદારી જિજ્ઞાસુએ રાખવી.

ઇતિ શ્રીમદ્વિદ્યારણ્યસ્વામિવિરચિત પંચદશીવિષે, ચન્દ્રકાન્ત વિવરણ સહિત, કૂટસ્થદીપ નામનું આઠમું પ્રકરણ સમાપ્ત

ॐ

तत्सत्परब्रह्मणे नमः

# श्री पंचदशी

## "ચન્દ્રકાન્ત વિવરણ" સહિત



## પ્રકરણ ૯ મું

## ધ્યાનદીપ*



### બ્રહ્મતત્ત્વની ઉપાસનાથી મુક્તિની પ્રાપ્તિ

#### મંગળાચરણ

અવતરણિકા—પૂર્વનાં સઘળાં પ્રકરણોમાં જ્ઞાન વિના મુક્તિ નથી એમ જણાવ્યું છે, તેથી કોઈ જીવને એવો પણ વિચાર આવે કે, એકનિષ્ઠ થઈને બ્રહ્મજ્ઞાનનું શ્રવણ, મનન, નિદિધ્યાસન કરવું, એ વિકટ કાર્ય છે. વળી કોઈ જ્ઞાની મહાત્માએ પણ કહ્યું છે કે,

'જ્ઞાન વિના મુક્તિ નહિ, નર દેહ વિના નવ હોય;
સદ્‌ગુરુ વિના વ્યાપે નહિ, કોટિ કલ્પ લગી જોય.'

એમ જ્ઞાન જ મુખ્ય છે; અને એવું બ્રહ્મજ્ઞાન સંપાદન કરાવનારા ગુરુ મળવા પણ દુર્લભ છે; એવા વિચારથી મોળો પડી, કર્મ, ઉપાસના ને જ્ઞાન સર્વ ત્યજીને કેવળ નાસ્તિક બની જાય, ત્યારે કરવું શું? કંઈ જ ન કરવું? વળી ગીતાના દશમા અધ્યાયમાં શ્રીકૃષ્ણ પરમાત્માએ ભગવદ્વિભૂતિનું વર્ણન કરી, ધ્યાન કરવા યોગ્ય ભગવાનની વિભૂતિઓ દર્શાવી છે, તેનું રહસ્ય શું છે? ગમે તેવો યોગ કરો, ગમે તેવી ઉપાસના કરો, પણ નિર્વિકલ્પ યોગ વગર મોક્ષ જ નથી, તો પછી આ બધી ખટપટ શું કરવા કરવી? જે થવાનું હશે તે થશે, એવા વિચારથી કોઈ જીવ પાછો પડે તો તેવા જીવનું કલ્યાણ વિચારી, શ્રીવિદ્યારણ્યસ્વામીએ આ ધ્યાનદીપ રચ્યું છે; અને તેમાં ધ્યાન-ઉપાસના કરનારા ગમે તે રૂપે—એકરૂપે, બહુરૂપે કે સર્વરૂપે, મૂર્તિમાં, શાલિગ્રામમાં કે નર્મદાના લિંગમાં, શક્તિની, શંકરની કે વિષ્ણુની ભાવના કલ્પી, શ્રદ્ધાપૂર્વક ગમે તેમ ભજે, ગમે તેમ ઉપાસે, તે એ બ્રહ્મોપાસના જ—બ્રહ્મનું જ ધ્યાન—છે, એ દર્શાવવા આ દીપ પ્રકટ કર્યો છે.

---

*પ્રકરણ ૯ મું–ધ્યાનદીપ

આરંભમાં સંવાદિ ભ્રમના દૃષ્ટાંતથી એમ સિદ્ધ કર્યું કે બ્રહ્મતત્ત્વના ધ્યાન–ઉપાસનથી પણ મુક્તિ પમાય છે. સંવાદિભ્રમ એટલે–એક સ્થળે મણિની પ્રભા તથા દીપની પ્રભા બન્ને અવિવિક્ત જણાય છે. તે જોઈને બે પુરુષો મણિની લીપ્સાથી ત્યાં ગયા. તેમાં જે દીપની પ્રભામાં મણિની ભ્રાંતિ થઈ તે વિસંવાદિભ્રમ અને મણિ-પ્રભામાં મણિની ભ્રાંતિ થઈ તે સંવાદિભ્રમ છે. જે ભ્રાંતિ પરિણામે અર્થ ક્રિયાકારીણી નીવડે તે ભ્રાંતિ સંવાદિ ભ્રમ કહેવાય. ગોદાવરીના જલને ગંગાજલ માની પ્રોક્ષણ કરી વિશુદ્ધ થવાય છે. તેમ જ અજામિલે પુત્રને બોલાવવામાં નારાયણનું સ્મરણ કર્યું, તેથી તેને જે સદ્‌ગતિ મળી, તે પણ સંવાદિભ્રમ જ કહેવાય. કોઈ ઠેકાણે ધુમસ જેવું જણાતું હોય તેને ધૂમ માની, ત્યાં અંગારનું અનુમાન કરનાર પુરુષને દૈવયોગે અગ્નિ ત્યાં મળી આવે, તો તે અનુમાન પણ સંવાદિભ્રમથી જ થયું કહેવાય. તેવી જ રીતે મૃત્તિકા આદિકથી નિર્મિત મૂર્તિને વિષે ઈશ્વર-ભાવે આરાધન કરવાથી જે પુરુષાર્થ સિદ્ધિ થાય છે, તે પણ સંવાદિભ્રમ જ, અને એ સંવાદિભ્રમ પોતે જેમ સારી રીતે ફળને દેનારો છે, તેવી જ રીતે બ્રહ્મતત્ત્વની ઉપાસના પણ મુક્તિરૂપ ફળને દેનારી નીવડે.

ધ્યાન એટલે ઉપાસના. જેણે ઉપનિષદો સાંભળ્યાં છે, તેને કંઈક સમજણ પણ છે, પણ મંદાધિકારી ! અભેદતાનો માર્ગ પ્રાપ્ત થતો ન હોય, કે બુદ્ધિના મંદપણાને યોગે અથવા એવા જ કોઈ બીજા દોષથી

અપરોક્ષજ્ઞાનની ઉત્પત્તિ પણ થતી ન હોય, તેવા પુરુષોને, અપરોક્ષજ્ઞાનના ઉત્પાદનદ્વારા મોક્ષરૂપ ફળ આપનાર ઉપાસના છે. બ્રહ્મભાવથી, શુદ્ધ ચિત્તથી, એકનિષ્ઠાથી બ્રહ્મની ઉપાસનાથી પણ મોક્ષ મળે છે. જો તેમ ન હોય તો વામદેવ, શુકનાં પ્રારબ્ધ તો સર્વનાં હોય જ નહિ, ત્યારે અનેક ભક્તોના મોક્ષ પુરાણાદિમાં સાંભળ્યા છે, તે પણ કપોલકલ્પિત ગણાય; અને તેથી લોક આસ્થારહિત બને, અને જે અનેક લોક, તે બ્રહ્મની અનેક રૂપે, અનેક પ્રકારે, અનેક માર્ગે,' ઉપાસના 'કરે છે તે મિથ્યા વેવલાં જ ગણાય. પણ તેમ નથી. જે મહાત્માઓ, ભક્તો, એક જ બ્રહ્મને ભૂતમાત્રનું નિદાન જાણીને ભજે છે, એટલે ભક્તિથી, પૂજાથી, ધ્યાનથી તેનો પરોક્ષ અનુભવ લે છે, એવી જે ભક્તિ તે જ ગૌણ જ્ઞાન, અને એવું જે ગૌણ જ્ઞાન તે જ ભક્તિ–એમ એકત્ર જ છે તે અત્ર દર્શાવ્યું છે. ભક્તજનો શ્રવણ, મનન, કીર્તન, સ્મરણ, પાદસેવન વગેરે જે નવધા ભક્તિ કરે છે, તે ઉપરાંત દશમી અપરોક્ષાનુભવરૂપ આત્મનિવેદન નામની ભક્તિ પણ પ્રેમલક્ષણામાં વિરમે છે. એ ભક્તિથી સત્ત્વશુદ્ધિ થઈ, જ્ઞાન પ્રાપ્ત થાય છે.

અત્ર શંકા થશે કે, એ ઉપાસના કેવી હોવી જોઇએ? તે ઉપાસના, કોઈ પણ પદાર્થ–કલ્પના–ના અંતરાય રહિત ચિત્તવૃત્તિ સ્થિર થઈ, જેનું ધ્યાન કરવામાં આવે તેમાં એકતાર, અભેદરૂપ બની, એક સરખી નિત્યની હોવી જોઇએ. ઉપાસનાના બે પ્રકાર છે: સગુણ અને નિર્ગુણ. તે પણ વળી બે પ્રકારની છે: પ્રતિકોપાસન અને ધ્યેયાનુસારોપાસન. શાલિગ્રામમાં વિષ્ણુબુદ્ધિથી ઉપાસના કરવી, નર્મદાના લિંગમાં શિવબુદ્ધિ ધરવી, પીપળામાં સર્વવ્યાપક બુદ્ધિ કરવી, એ પ્રતિકોપાસન છે; અને જે દેવની ઉપાસના કરવી, તેનું હૃદયમાં ચિંતન કરવું તે ધ્યેયાનુસારોપાસન છે. જેમ માનસિક પૂજા અથવા નિર્ગુણ બ્રહ્મનું આત્મામાં સદાકાળ ચિંતવન; અથવા ઇશ્વરસ્વરૂપનું ધ્યાન. મુમુક્ષુ જનને ઉપયોગી એ નિર્ગુણોપાસન છે; અને મોક્ષદાતા પણ તે જ છે. પરંતુ તેથી એમ ન સમજવું કે, સગુણોપાસના વ્યર્થ છે મંદાધિકારી માટે તે પણ યોગ્ય છે, કેમકે સગુણમાંથી નિર્ગુણનો માર્ગ પ્રાપ્ત થાય છે. આ સર્વ વાત આ દીપમાં દર્શાવી છે.

---

અખંડ એકરસાત્મક બ્રહ્મને વેદાંત વાક્યથી પરોક્ષ રીતે જાણીને, તે બ્રહ્મ હું છું, એવી રીતે ઉપાસન કરે છે. આપરોક્ષ જ્ઞાન પણ તત્ત્વજ્ઞાન છે; ભ્રમ નહિ. જેમ મૂર્તિમાં અપરોક્ષ પાષાણબુદ્ધિ, પરોક્ષ ઇશ્વરબુદ્ધિને ટાળી શકતી નથી, તેમ અપરોક્ષ દ્વૈતબુદ્ધિ, પરોક્ષ અદ્વૈતબુદ્ધિને બાધ કરતી નથી. અને તેવું પરોક્ષજ્ઞાન તો એકવાર યથાર્થ વક્તા પુરુષના ઉપદેશથી હોઈ શકે છે. એવી રીતે ઉપદેશમાત્રથી અપરોક્ષ જ્ઞાન થઈ શકતું નથી. તેને માટે વિચારની આવશ્યકતા છે. પરોક્ષજ્ઞાનને અશ્રદ્ધા પ્રતિબંધ કરે છે અને અપરોક્ષ જ્ઞાનનો પ્રતિબંધક અવિચાર છે, અર્થાત્ વિચાર વિના અપરોક્ષજ્ઞાન થતું નથી. વિચાર કર્યા છતાં પણ કદી અપરોક્ષબોધ આ જન્મમાં કંઈ પ્રતિબંધને લીધે ન થાય, તો જન્માંતરમાં વામદેવની પેઠે પ્રતિબંધનો ક્ષય થાય ત્યારે થાય.

એ પ્રતિબંધ ભૂત, ભાવી તથા વર્તમાન, એવી રીતે ત્રણ પ્રકારના છે. શમદમાદિક તથા શ્રવણ મનનાદિક વડે કરી એ પ્રતિબંધોનો ક્ષય થાય, ત્યારે પોતે પોતાનું બ્રહ્મત્વ અનુભવે છે. આ પ્રતિબંધ ક્ષય વામદેવને એક જ જન્મમાં થઈ ગયો. ભરતને ત્રણ જન્મે કરી થયો. ગીતામાં યોગભ્રષ્ટ પુરુષને ઘણાક જન્મ પછી પ્રતિબંધક્ષય થાય છે, એમ કહ્યું છે. તેથી વિચાર કદી સર્વથા અનર્થક થતો જ નથી. "श्रवणेनापि बहुभिर्यो न लभ्यः शृण्वन्तोपि बहोयं न विदुः" જે આત્મા ઘણાકને તો શ્રવણ કરવાને પણ લબ્ધ થતો નથી. વળી ઘણા તો જે આત્માને સાંભળતા છતાં પણ જાણતા નથી." આ ઉપરથી એમ પણ જણાય છે કે કેટલાએકને એ અપરોક્ષ જ્ઞાનનો હેતુભૂત વિચાર કર્મથી પ્રતિબદ્ધ થઇ જાય છે, ત્યારે તેવા મંદ બુદ્ધિવાળા અથવા વિચાર સામગ્રીના અસંભવવાળા પુરુષોએ બ્રહ્મનું ઉપાસન કરવું. નિર્ગુણ બ્રહ્મનું ઉપાસન અસંભવિત છે, એમ જો માનીએ તો નિર્ગુણનું જ્ઞાન પણ અસંભવિત છે. "વાણી આદિકનું અવિષય" એવા પ્રકારે જો જાણી શકે, તો તેવા જ પ્રકારે ઉપાસી પણ શકે.

કેન ઉપનિષદ્‌માં ઉપાસ્યને બ્રહ્મતાનો નિષેધ કર્યો છે, એમ કહેતો–કઠવલ્લીમાં બ્રહ્મને વિદિત અવિદિત બેયથી અન્ય કહેલું છે. જો એ વેદ્યપણું અવાસ્તવ કહો તો આ ઉપાસ્યપણું પણ તેવું અવાસ્તવ જ છે. માંડુક્ય તથા ઉત્તર તાપનીય વગેરે ઉપનિષદોમાં નિર્ગુણ ઉપાસનાઓ વર્ણવેલી છે, તેથી તે વિષયમાં પ્રમાણ ભાવની શંકા થઈ શકતી નથી. બોધ વસ્તુને અધીન છે, એટલે જેવી વસ્તુ હોય તેનો બોધ થાય છે, અને ઉપાસના કર્તૃતંત્ર કર્તાને અધીન છે. એટલે કર્તા કરે, ન કરે, અથવા અન્યથા કરે, જેમ ધારે તેમ કરી શકાય છે, આટલો બોધ તથા ઉપાસના વચ્ચે અંતર છે. ઉપાસનામાં નિરૂઢ થયેલો પુરુષ પોતાનાં પ્રારબ્ધ ભોગવતો સતો ઉપાસના ધ્યાનાદિક કરી શકવા સમર્થ છે.

જેમ સંવાદિભ્રમ, ફળકાળે પ્રમારૂપે પરિણમે છે, તદ્વત આ નિર્ગુણ ઉપાસના પણ ક્રમેક્રમે મુક્તિ કાળે અવિપાકને લીધે બ્રહ્મજ્ઞાનરૂપે પરિણમે છે. નિર્ગુણ ઉપાસના અતિ પક્વ થતાં નિરોધ નામક સમાધિ, નિર્વિકલ્પ સમાધિ

## (૧) સંવાદી ભ્રમની પેઠે બ્રહ્મત્વની ઉપાસનાથી પણ મુક્તિ થાય છે, તે કહીને પરોક્ષજ્ઞાનથી બ્રહ્મની ઉપાસનાનો પ્રકાર સમજાવ્યો છે.

(૧-૨૯; ૨૯ શ્લોકો)

### (૧) અવતરણિકા-સંવાદી ભ્રમની માફક પ્રારંભમાં બ્રહ્મતત્ત્વની ઉપાસનાથી પણ મુક્તિ પ્રાપ્ત થાય છે, તે કહેતાં, સંવાદી ભ્રમનું દૃષ્ટાંત આપીને વિષયને સમજાવે છે. (૧-૧૩; ૧૩ શ્લોકો)

संवादिभ्रमवद्ब्रह्मतत्त्वोपास्त्याऽपि मुच्यते ।
उत्तरे तापनीयेऽतः श्रुतोपास्तिरनेकधा ॥१॥
मणिप्रदीपप्रभयोर्मणिबुद्ध्याभिधावतोः ।
मिथ्याज्ञानाविशेषेऽपि विशेषोऽर्थक्रियां प्रति ॥ २ ॥
दीपोऽपवरकस्यांतर्वर्तते तत्प्रभा बहिः ।
दृश्यते द्वार्यथान्यत्र तद्वद्दृष्टा मणेः प्रभा ॥३॥
दूरे प्रभाद्वयं दृष्ट्वा मणिबुद्ध्याभिधावतोः ।
प्रभायां मणिबुद्धिस्तु मिथ्याज्ञानं द्वयोरपि॥
न लभ्यते मणिर्दीपप्रभां प्रत्यभिधावता ।
प्रभायां धावतावश्यं लभ्यतैव मणिर्मणेः॥५
दीपप्रभामणिभ्रांतिर्विसंवादिभ्रमः स्मृतः ।
मणिप्रभामणिभ्रांतिः संवादिभ्रम उच्यते ६

શબ્દાર્થ-સંવાદી ભ્રમની પેઠે બ્રહ્મતત્ત્વની ઉપાસના કરવાથી પણ (મુમુક્ષુ પુરુષ) મુક્ત થાય છે, એટલા માટે ઉત્તરતાપનીયમાં અનેક પ્રકારે ઉપાસનાની વાત સાંભળવામાં આવે છે. (૧) મણિની પ્રભા વિષે અને દીપની પ્રભાવિષે, 'આ મણિ છે,' એવી બુદ્ધિથી દોડતા બે પુરુષોનું મિથ્યાજ્ઞાન સમાન છે, છતાં પણ અર્થક્રિયા (સફળ પ્રવૃત્તિ) પ્રત્યે ભેદ રહેલો છે. (૨) આવરણ કરવાવાળા ગૃહાદિકની અંદર દીવો બળતો હોય અને તે દીવાની પ્રભા બહારના ભાગમાં દેખાય છે; તેમ જ બીજા સ્થળમાં ઘર આદિકની અંદર મણિ પડ્યો હોય અને તેની પ્રભા તે ઘરની બહારના ભાગમાં દેખાય છે. (૩) દૂરથી તે બન્ને પ્રભાને જોઈને, 'તે મણિ છે,' એમ માની દોડતા બન્ને પુરુષોને, તે પ્રભામાં મણિની બુદ્ધિ થાય છે, તે મિથ્યાજ્ઞાન છે. (૪) હવે દીપકની પ્રભા પ્રત્યે દોડતા પુરુષને મણિ પ્રાપ્ત થવાનો નથી, પણ મણિની પ્રભા તરફ દોડતા પુરુષને જ મણિ પ્રાપ્ત થનાર છે. (૫) એ દીપની પ્રભામાં મણિની ભ્રાંતિ થઈ, તે વિસંવાદીભ્રમ છે, અને મણિની પ્રભામાં મણિની ભ્રાંતિ થઈ, તે સવાદીભ્રમ કહેવાય છે. ૬

### ચન્દ્રકાન્ત વિવરણ

#### દૃષ્ટાંત અને પ્રમાણ સહિત બ્રહ્મતત્ત્વની ઉપાસનાથી મુક્તિની પ્રતિજ્ઞા

ગુરુ-હે શિષ્ય! મોક્ષનુ પરમ સાધન તત્ત્વજ્ઞાન છે, અને જે તત્ત્વજ્ઞાન વિદ્યારણ્યસ્વામીએ યથાર્થરૂપમા દર્શાવ્યુ છે, તેના આઠ વિભાગ મેં તને સભળાવ્યા, હવે નવમો વિભાગ લક્ષપૂર્વક સાંભળ. એનુ નામ ધ્યાનદીપ છે જેમ દીપ

---

અનાયાસે સિદ્ધ થાય છે. અને જેને આ જન્મમાં ઉપાસનાનો પરિપાક નથી થતો તે મરણકાળે અથવા જન્માંતરે અથવા તો બ્રહ્મલોકને વિષે તત્ત્વ જાણીને વિમુક્ત થાય છે. મરણ સમયે જે ભાવથી યુક્ત પુરુષ, દેહ ત્યાગ કરે છે, તે જ ભાવે પરિરક્ત થઈ પુનઃ ઉદ્ભવે છે, એમ ગીતામાં કહ્યુ છે. તેથી નિર્ગુણ બોધથી ભાવિત સતો દેહત્યાગ કરે તે પોતે નિત્ય નિર્ગુણરૂપ થાય-અર્થાત્ મોક્ષને પ્રાપ્ત થાય છે અહિં નિર્ગુણોપાસન સાક્ષાત્ મોક્ષનું હેતુભૂત છે, એમ નહિ સમજવું, પણ એ નિર્ગુણોપાસનથી જ્ઞાન ઉત્પન્ન થાય છે, અને જ્ઞાને કરી મુક્તિ મળે છે એવો આશય છે સમ્યક્ પ્રકારે નિર્ગુણ ઉપાસના કરવાવાળાને અહિં આ લોકને વિષે મરણકાળે અથવા બ્રહ્મ લોકને વિષે બ્રહ્મસાક્ષાત્કાર થાય છે, એમ આત્મગીતાને વિષે કહેલુ છે. માટે દેહાદિ અભિમાનનો વિધ્વંસ કરી નાખીને ધ્યાને કરી અદ્વય આત્માને સાક્ષાત્ કરતો એવો મર્ત્ય-મરણ ધર્મી મનુષ્ય, અમૃત થઈને અહીંજ બ્રહ્મભૂત થાય છે. આ પ્રમાણે આ પ્રકરણમા પ્રતિપાદિત વિષયનો સંક્ષેપ છે,

પદાર્થોનો પ્રકાશ કરે છે, તેમ આ ધ્યાનદીપ નિર્ગુણોપાસનાનો પ્રકાશ કરે છે. માટે સ્વામીએ એનું નામ 'ધ્યાનદીપ' રાખ્યું છે. નિત્યાનિત્ય વસ્તુનો વિવેક, વૈરાગ્ય, શમદમાદિષટ્ક સંપત્તિ અને મુમુક્ષુતા એ સાધન ચતુષ્ટય છે. શમ, દમ, ઉપરતિ, તિતિક્ષા, શ્રદ્ધા અને સમાધાન, એ ૭ શમાદિષટ્ક સંપત્તિ છે. સાધન ચતુષ્ટય અને શમાદિષટ્ક સંપત્તિનું વિસ્તારથી વિવેચન પ્રારંભ પ્રકરણના ૨ જા શ્લોકમાં અમે કર્યું છે. જે સાધન ચતુષ્ટયસંપન્ન હોય, અને શ્રવણ, મનન તથા નિદિધ્યાસન કરતો હોય, તેવા મુમુક્ષુ પુરુષને *તત્* પદ અને *ત્વં* પદના અર્થનાં વિવેચનથી 'तत्त्वमसि' આદિ મહાવાક્યના અર્થનું અપરોક્ષજ્ઞાન થાય છે, અને તેથી તેને મોક્ષ પ્રાપ્ત થાય છે. પરન્તુ ઘણા જીવો એવા પણ છે કે, જેઓએ ઉપનિષદોનું શ્રવણ કર્યાં છતાં પણ, બુદ્ધિની મંદતા આદિ કોઇ પ્રતિબંધને લીધે, મહાવાક્યના *અર્થનું અપરોક્ષજ્ઞાન ઉત્પન્ન થતું નથી;* છતાં તેવા પુરુષને પણ મહાવાક્યના અર્થનું અપરોક્ષજ્ઞાન થાય અને તેથી મોક્ષની પ્રાપ્તિ પણ થાય માટે, સ્વામીશ્રીએ ઉપાસનાનું પ્રતિપાદન કર્યું છે.

ધ્યાન એટલે ઉપાસના. આ ધ્યાન તે ભ્રમ છે. ભ્રમ બે પ્રકારનો છેઃ સંવાદીભ્રમ અને વિસંવાદીભ્રમ. જે ભ્રમમાં પ્રવૃત્ત થતાં ઇષ્ટ વસ્તુનો લાભ થાય, તે સંવાદીભ્રમ કહેવાય છે, અને જે ભ્રમમાં પ્રવૃત્ત થતાં ઇષ્ટ વસ્તુનો લાભ ન થાય તે વિસંવાદીભ્રમ છે. આ સંવાદીભ્રમ અને વિસંવાદીભ્રમનું દૃષ્ટાંત આગળ આપીશું. જેમ સંવાદીભ્રમથી ધારેલા અર્થની પ્રાપ્તિ થાય છે, તેમ બ્રહ્મતત્ત્વની ઉપાસનાથી મોક્ષરૂપ ઇષ્ટ વસ્તુની પણ પ્રાપ્તિ થાય છે.

શિષ્ય–ઉપાસનાથી મોક્ષની પ્રાપ્તિ થાય છે, એમાં કાંઈ પ્રમાણ છે?

ગુરુ–હા. ઉત્તરતાપનીય ઉપનિષત્‌માં કહ્યું છે કે, ઉપાસનાથી મોક્ષની પ્રાપ્તિ થાય છે, અને તેમાં અનેક પ્રકારે નિર્ગુણ બ્રહ્મની ઉપાસનાનું પ્રતિપાદન કર્યું છે. કોઈ પણ પ્રકારની ઉપાસના તે ભ્રમ છે, પણ તે ભ્રમ સંવાદી છે; તેથી જેમ સંવાદીભ્રમમાં પ્રવૃત્ત થયેલા પુરુષને ધારેલા અર્થનો લાભ થાય છે, તેમ બ્રહ્મતત્ત્વની ઉપાસનામાં પ્રવૃત્ત થયેલા ઉપાસકને, બ્રહ્મભાવરૂપ વાંછિત મોક્ષફળની પ્રાપ્તિ થાય છે. ૧

- શિષ્ય–સંવાદી ભ્રમપ્રતિપાદક કંઇક વાર્તિકનું પઠનપૂર્વક વ્યાખ્યાન કરો તો સમજણ પડે.

ઉપાસના કેવી રીતે કરવાની છે, તેના સંબંધમાં હવે તને યથાર્થ સમજાવું છું તે સાંભળ. એક ઘર છે. તેમાંથી ઝીણા દીવાનું અજવાળું, અંધારા ભાગમાં પડ્યું છે. તે અજવાળાને જોઇને કોઇને ભ્રાંતિ થઈ કે, આ તો મણિ પડ્યો છે. હવે તેની પાસેના એક સ્થળમાં એક મણિ પડેલો છે; તેના ઝળઝળાટથી બીજાને *પણ મણિની ભ્રાંતિ થઇ. બન્નેને ભ્રાંતિ સમાન* છે, પણ એકની સત્ય વસ્તુપર ભ્રાંતિ છે ને બીજાની અસત્ય વસ્તુપર ભ્રાંતિ છે. બન્ને ભ્રાંતિવાળાઓ તે મણિ લેવાને તૈયાર થયા, બન્ને દોડ્યા; પણ જે મણિની પ્રભા તરફ ગયો તેને મણિ મળ્યું, પણ જે દીપની પ્રભાને મણિ ધારી તે તરફ દોડ્યો, તેને *ત્યાંથી કંઈ* મળ્યું નહિ. હવે આ બન્ને પુરુષને ભ્રાંતિ તો સમાન હતી; કારણ કે મણિની પ્રભા પણ મણિ નહોતો, ને દીપની પ્રભા પણ મણિ ન હોતો. તોપણ ફલભેદ મોટો થયો; કેમકે મણિની પ્રભામાં મણિની ભ્રાંતિવાળા પુરુષને મણિ ગ્રહણ કરવા જતાં સત્ય મણિનો લાભ થયો, પણ દીપની પ્રભામાં મણિ માનેલા પુરુષને, મણિ લેવા જતાં મણિનો લાભ થયો નહિ. ૨–૩

એ મણિની પ્રભા અને દીપકની પ્રભા ઘરથી બહાર માર્ગમાં દેખાય છે, તેને જોઇને, આ મણિ છે, એવી બુદ્ધિથી તે લેવા માટે બે પુરુષો દોડ્યા હતા. જો કે તે બન્ને પુરુષોને મણિમાં મણિબુદ્ધિ નથી, પણ પ્રભામાં મણિબુદ્ધિ છે, તેથી તે મિથ્યાજ્ઞાન–ભ્રાંતિ જ ગણાય. ૪

એ બન્ને પુરુષોની ભ્રાંતિ જો કે સમાન છે; તોપણ દીપકની પ્રભામાં મણિની બુદ્ધિ રાખીને તે લેવાને દોડેલા પુરુષને મણિનો લાભ થતો નથી, પરંતુ મણિની પ્રભામાં મણિની બુદ્ધિથી તે લેવા જતા પુરુષને મણિનો લાભ ખચીત જ થાય છે, એમ વાર્તિકકારે કહ્યું છે. ૫

શિષ્ય–વાર્તિકકારનો કહેવાનો ભલે એવો ઉદ્દેશ હોય, પણ ચાલતા પ્રસંગવિષે શું ?

કરો છો? વિસંવાદી ભ્રમ અને પ્રકૃત સંવાદી ભ્રમનું સ્વરૂપ સમજાવો.

ગુરુ-એ દષ્ટાંતમાં જે દીપની પ્રભામાં મણિની ભ્રાંતિ છે તે વિસંવાદીભ્રમ છે; કારણ કે તેમાં પ્રવૃત્ત થવાથી, મણિના લાભરૂપ અર્થ સરતો નથી; પણ જે પુરુષની મણિની પ્રભામાં મણિબુદ્ધિ છે, તે સંવાદીભ્રમ છે; કેમકે તેમાં પ્રવૃત્ત થવાથી મણિના લાભરૂપી અર્થ સિદ્ધ થાય છે.

એજ પ્રમાણે જે ભ્રમમાં પ્રવૃત્ત થતાં, ધારેલા અર્થનો લાભ થાય, તે સંવાદીભ્રમ કહેવાય છે, અને જે ભ્રમમાં પ્રવૃત્ત થતાં ઇષ્ટ વસ્તુનો લાભ થતો નથી તે વિસંવાદીભ્રમ કહેવાય છે. આ લોકમાં રહેલા જીવને સ્ત્રી, પુત્ર, ઘર આદિની ઉપાસના એટલે તેમાં આસક્તિ રાખવી, એ વિસંવાદીભ્રમ છે; કેમકે તેથી મોક્ષરૂપ ઇષ્ટ વસ્તુનો લાભ થતો નથી; પણ બ્રહ્મતત્ત્વની ઉપાસના કરવી, એ જોકે સંવાદીભ્રમ છે; તથાપિ તેથી મોક્ષરૂપ ઇષ્ટ વસ્તુનો લાભ થાય છે. ૬

**અવતરણિકા**-એવી રીતે પ્રત્યક્ષ પ્રમાણના વિષયમાં સંવાદીભ્રમ દર્શાવીને, હવે અનુમાન તથા શાસ્ત્ર વિષયમાં પણ તે સંવાદીભ્રમ કેવું છે, તેનું નિરૂપણ કરી, તેનું ઉદાહરણ આપે છે.

बाष्पं धूमतया बुध्वा तत्रांगारानुमानतः ।
वह्निर्यदृच्छया लब्धः स संवादिभ्रमो मतः ७
गोदावर्युदकं गंगोदकं मत्वा विशुद्धये ।
संप्रोक्ष्य शुद्धिमाप्नोति स संवादिभ्रमो मतः॥
ज्वरेणाप्तः सन्निपातं भ्रांत्या नारायणं स्मरन्
मृतः स्वर्गमवाप्नोति स संवादिभ्रमो मतः ९
प्रत्यक्षस्यानुमानस्य तथा शास्त्रस्य गोचरे ।
उक्तन्यायेन संवादिभ्रमाः संति हि कोटिशः॥
अन्यथा मृत्तिकादारुशिलाःस्युर्देवताः कथम्
अग्नित्वादिधियोपास्याः कथं वायोषिदादयः

**શબ્દાર્થ**-બાફને ધૂમાડો જાણીને, તેમાં અંગાર (અગ્નિ) છે એવું અનુમાન કરીને દૈવગતિથી અગ્નિ પ્રાપ્ત કર્યો, તે સંવાદીભ્રમ ગણાય છે. (૭) વળી ગોદાવરીના જળને ગંગાજળ માનીને, પવિત્રતા માટે સ્નાન કરીને, પુરુષ શુદ્ધિને પામે છે, તે પણ સંવાદીભ્રમ મનાય છે, (૮) તેમજ તાવથી સન્નિપાતને પામેલો પુરુષ, ભ્રાંતિથી નારાયણનું સ્મરણ કરતો થકો મરણ પામીને સ્વર્ગ પામે છે, તે પણ સંવાદી ભ્રમ મનાય છે, (૯) એમ પ્રત્યક્ષ, અનુમાન તથા શાસ્ત્રના વિષયમાં કહેલી રીતિ પ્રમાણે કરોડો સંવાદીભ્રમો છે જે પ્રસિદ્ધ છે. (૧૦) જો એને સંવાદિભ્રમ ન માનીએ તો મૃત્તિકા, કાષ્ઠ અને શિલા (પથ્થરા)ઓ દેવતા કેમ થઇ શકે? અને સ્ત્રી આદિક, અગ્નિપણાં આદિની બુદ્ધિથી ઉપાસના કરવા યોગ્ય કેમ થાય? ૧૧

## ચન્દ્રકાન્ત વિવરણ

શિષ્ય-અનુમાનના વિષયવાળો સંવાદીભ્રમ છે ખરો?

ગુરુ કહે છેઃ-એવો ઇષ્ટ વસ્તુનો લાભ કેવી રીતે થાય છે, એમ પૂછતો હોય તો સાંભળ. એ૫ર અનુમાનવાળા સંવાદીભ્રમનું ઉદાહરણ આપું છું. અગ્નિની સિદ્ધિમાં 'पर्वतो वन्हिमान् धूमात्। ધૂમાડાને લીધે પર્વત અગ્નિવાળો છે, એવું અનુમાન થાય છે.' એમાં પર્વત પક્ષ છે, અગ્નિ સાધ્ય છે અને ધૂમાડો હેતુ છે. ધૂમાડાને જોઈ, પર્વતમાં અગ્નિ હોવાનું અનુમાન થાય છે. બાફ એટલે ગરમ જળમાંથી નીકળતી વરાળ. તે પણ ધૂમાડા જેવી જ દેખાય છે. કોઈ પુરુષ, તે બાફને જોઈ, આ ધૂમાડો છે, એવો નિશ્ચય કરી, આ સ્થળ અગ્નિવાળું છે, કેમકે ત્યાં બાફ છે; એવી રીતે જે સ્થલમાં બાફ જોવામાં આવી હોય, તે સ્થલમાં અગ્નિનું અનુમાન કરીને, અગ્નિ લેવાની ઇચ્છાથી, તે સ્થલમાં જવા પ્રવૃત્ત થાય અને તે પુરુષને તે સ્થલમાંથી અગ્નિનો લાભ થાય તે સંવાદીભ્રમ છે; કેમકે બાફમાં જે ધૂમનો ભ્રમ થયો, તે સંવાદીભ્રમ છે. એ પ્રમાણે અનુમાન વિષયમાં પણ સંવાદીભ્રમ છે. ૭

શિષ્ય-ત્યારે તો શાસ્ત્રના વિષયમાં પણ સંવાદીભ્રમ હશે?

ગુરુ-હા, એમજ શાસ્ત્રમાં પણ સંવાદીભ્રમ કહ્યો છે. કોઈ પુરુષ પોતાના દેહની શુદ્ધિ માટે, ગોદાવરીનાં જલને, ગંગાજલ જાણીને, તે શરીર૫ર છાંટે, તેનું આચમન કરે, પાન કરે અથવા તેનાથી સ્નાન કરે, તોપણ તે પુરુષ પવિત્ર થાય છે; કેમકે જેમ ગંગાજલ શરીર શુદ્ધિનું કારણ છે,

તેમ ગોદાવરીનું જલ પણ શરીરશુદ્ધિનુ કારણ છે. પરંતુ ગોદાવરીનાં જલમાં જે ગંગાજલનુ જ્ઞાન છે તે તો સંવાદીભ્રમજ છે. એવી રીતે શાસ્ત્રોએ કથન કરેલા અર્થોમાં પણ સવાદીભ્રમ છે; કેમકે ગંગાજલ શુદ્ધિનુ કારણ છે અને ગોદાવરીનું જલ પણ શુદ્ધિનું કારણ છે, એમ શાસ્ત્રમાં કહ્યુ છે. ૮

તેમ જ જે પુરુષને તાવ આવવાથી સન્નિપાત થયો હોય, અને 'નારાયણનું નામસ્મરણ મને મનવાછિત પરલોકની પ્રાપ્તિ આપશે,' એવાં જ્ઞાન વિના પણ, સન્નિપાતની ધૂનમાં, બીજો બકબકારો ન કરતાં, 'નારાયણ, નારાયણ' એમ બકયા કરે, અને તેમ કરતાં કરતાં મરણ પામે તો તેને સ્વર્ગની પ્રાપ્તિ થાય છે, તે પણ સવાદી-ભ્રમ છે; કેમકે 'નારાયણનાં દર્શનથી સદ્દગતિની પ્રાપ્તિ થાય છે' એમ જાણનાર ભક્ત પુરુષોને નારાયણનાં દર્શનથી સદ્દગતિની પ્રાપ્તિ થાય છેજ, પણ તેમ નહિ જાણનાર અને ઉલટો દ્વેષ કરનાર શિશુપાલ, દંતવક્ત્ર અને ભયથી કસ આદિ અને કામ ભાવથી ગોપિકાદિ, યાદવો સબંધથી, પાંડવો સ્નેહથી, અને નારદાદિ ભક્તિથી ભગવત સ્મરણ કરી શ્રીકૃષ્ણ પરમાત્માનાં દર્શનથી, સદ્દગતિને પ્રાપ્ત થયેલા છે. 'हरिर्हरति पापानि दुष्टचित्तैरपि स्मृतः। હરિ ભગવાનનુ દુષ્ટ ચિત્તવાળાએ સ્મરણ કર્યું હોય, તોપણ (તેનાં) પાપોને તે હરે છે.' કોની પેરે? જેમ, 'आकुश्य पुत्रमघवान् यदजामिलोऽपि नारायणेति म्रियमाण इयाय मुक्तिम्। પાપી અજામીલ પણ મરણ પામતો સતો (પોતાના) પુત્રને 'નારાયણ' એ પ્રકારે બોલાવીને મુક્તિને પામ્યો હતો'. તેમ એવાં પુરાણોનાં વચનો, ભ્રાંતિમાંજ, નારાયણનાં સ્મરણ માત્રથી સદ્દગતિની પ્રાપ્તિમા પ્રમાણ છે. અહીં ભ્રાંતિથી નારાયણનું સ્મરણ એ સવાદીભ્રમ છે, કારણ કે સન્નિપાતની અસરમાં બીજો બકવાદ ન કરતાં, નારાયણનું સ્મરણ થવાથી, તેનું નામ ગ્રહણ કરે છે અને તેથી તેને સદ્દગતિની પ્રાપ્તિ થાય છે, એટલે જેમ બુદ્ધિપૂર્વક નારાયણનાં સ્મરણાદિથી સદ્દગતિ થાય છે, તેમ ભ્રાંતિપૂર્વક નારાયણનાં સ્મરણાદિથી સદ્દગતિ થાય છે, માટે તે સવાદીભ્રમ છે.

## અજામીલની કથા

કાન્યકુબ્જ નામના નગરમાં અજામલ નામનો એક બ્રાહ્મણ રહેતો હતો. તે ઉત્તમ વેદપાઠી હતો તે સ્નાન, સધ્યા, તર્પણ તથા હોમાદિ બ્રાહ્મણકર્મમાં તત્પર રહેતો હતો. એક દિવસે તે દર્ભ લેવા વનમાં ગયો. દર્ભ લઈ પાછા આવતાં માર્ગમાં, મદિરાનાં પાનથી મત્ત થયેલા અને એકબીજાના ગળામાં હાથ નાખી યથેચ્છ ફરતા, એક વેશ્યા તથા એક કામી પુરુષ તેની દષ્ટિએ પડ્યાં. અજામિલ જાતે યુવાન હતો; સારાં સારાં મિષ્ટાન્નથી હષ્ટપુષ્ટ હતો; કર્મસજોગથી વનમાં અનેક જાતનાં કામોદ્દીપક વૃક્ષો જોયાં હતાં; અને મનમોજી પ્રેમતરંગમાં રમતો હતો; તેવા સ્વરૂપમાં વેશ્યા અને કામી પુરુષ તેની દષ્ટિમાં આવ્યાં. તે તકનો લાભ લઈ, કામદેવે બાણ મારી તેનું હૃદય વિંધ્યુ અને ધર્મ, કર્મ, પુણ્ય વગેરે આસ્થારૂપી જળ, વિંધાયલા ઘડાની પેઠે, તેના હૃદયરૂપી ઘડામાંથી વહેવા માંડયુ. તેના ચિત્તમાં વેશ્યાની આસક્તિરૂપ ધૂળ ભરાઈ. 'અરેરે! હું તો સ્નાન અને સધ્યાવદન આદિ પાળવામાં જ પડ્યો રહ્યો, અને આ કામીના જેવો કામનો આનંદ તો કદાપિ કાળે અનુભવ્યો જ નહિ કે? અફસોસ! આ જીવતરનું શું ફળ? આ કામી પુરુષ કેવી રીતે વેશ્યાની સાથે યથેચ્છ વનમાં વિહાર કરે છે, અને કુંજોમાં આનંદથી અટન કરીને અનંગસુખનો અનુભવ કરે છે?' એવી રીતે અધર્મનો અંકુર તેના મનમાં ફૂટયો. એના એ વિચારમાં તે પોતાને ઘેર આવ્યો, પણ તેનુ મન તો વેશ્યામાં જ ચોંટયું હતું. પિતા આદિ પૂજ્યના ભયથી તેણે કેવળ શરીરવડે નિત્યકર્મ કર્યું, પરંતુ તેને કોઈ ક્રિયાને કરવી ગમી નહિ. અધર્મના અકુર, આસક્તિરૂપ ખાતરનું તે પ્રેમરૂપી પાણીનું પરિપૂર્ણ પોષણ મળવાથી વધે છે. અજામિલ ઘરમાં હતો તોપણ મનરૂપી દોરી તેને વેશ્યા તરફ ખેંચતી હતી તેથી, પૂજ્યના ભયને ભૂમિપર પછાડી, ધર્મને ધક્કો મારી, દૂર નસાડી, બ્રાહ્મણકર્મમાં કાયર થઈ, લાજમર્યાદાને મૂકી દઇ, પોતાની કુલીન પત્નીને ત્યજી, પુષ્કળ પૈસો સાથે લઇ, તે મદ તે વેશ્યાને ઘેર ગયો. વેશ્યા તો પૈ... ? ૯

સગી, એટલે તેને મનમાન્યા પૈસા આપી પ્રસન્ન કરી, તેની સાથે તે ઘરબાર માંડી રહ્યો, અને યથેચ્છ વિહાર કરવા લાગ્યો. તે મદિરાપાન કરી ઇચ્છા પ્રમાણે ફરતો, પોતાનું ધન ખરચાઇ જવાથી ચોરી પણ કરતો, જુગટે પણ રમતો, શદ્રની યાચના પણ કરતો, અને એવાં સંકટ વેઠી દુષ્ટ કર્મ કરી, જે પૈસા લાવે તેમાંથી તે વેસ્યાનું પોષણ કરતો હતો. તે અનેક અધર્મો કરતાં અટક્યો નહિ. માનુની, મદિરા, માંસાહાર, મત્સ્ય ભોજનાદિમાં તે મસ્ત બની તરુણાવસ્થા સાથે વૃદ્ધાવસ્થા પણ એળે ગુમાવી; એવા વિહાર વૈભવમાંથી છૂટવાનો તેને સ્વપ્ને પણ વિચાર થયો નહિ. કાળે કરીએ અજામિલને એ વેસ્યાથી કેટલાક પુત્રો પણ થયા હતા. તેમાં એક નાના પુત્રનું નામ 'નારાયણ' રાખ્યું હતું. માતપિતાને નાનું બાળક સૌથી વધારે વહાલું હોય છે. જ્યારે અજામીલ વૃદ્ધ થયો ને મરવા પડ્યો, ત્યારે તેને યમરાજના દૂતો લેવા આવ્યા. તે તેને લેઇ જવાની તૈયારીમાં હતા, પણ તેટલામાં તેને ગભરાટમાં કે પ્રેમમાં પોતાના પુત્ર નારાયણનું સ્મરણ થવાથી, તેણે 'નારાયણ, નારાયણ' એમ બૂમ પાડી, કે તેજ વખતે વિષ્ણુ ભગવાનના ચાર દૂતો આવ્યા, ને તેને યમદૂતો પાસથી મૂકાવી વૈકુંઠમાં લઇ ગયા હતા.

---

એ અજામિલને નારાયણનાં નામમાં જે પુત્રનાં નામનું જ્ઞાન થયું, તે સંવાદીભ્રમ છે; કારણ કે જેમ પુણ્યવાનને બુદ્ધિપૂર્વક નારાયણનું નામ લેવાથી સદ્‌ગતિની પ્રાપ્તિ થાય છે, તેમ આ મહાપાપી અજામિલને પણ 'નારાયણ' એ પ્રમાણે પુત્રનું નામ લેવાથી સદ્‌ગતિની પ્રાપ્તિ થઈ છે.

આ સર્વનુ રહસ્ય એવું છે કે, જેમ પ્રકાશ કરવો એ સૂર્યનો સ્વભાવ છે. તેથી તેજ આ સૂર્ય છે કે જે પ્રકાશક છે, એમ જાણનારને પણ પ્રકાશ કરે છે અને તેમ ન જાણનારને પણ પ્રકાશ કરે છે, તેમ 'સદ્‌ગતિ આપવી' એ નારાયણનામસ્મરણનો સ્વભાવ છે; પછી તે સ્મરણ ચાહે તો મહિમા જાણીને કરે કે ચાહે તો મહિમા જાણ્યા વિના કરે; પરંતુ તે નારાયણ-નામસ્મરણ તો બન્ને સદ્‌ગતિ આપે છે જ. ૯

એમ ત્રણ પ્રકારના સંવાદીભ્રમ છેઃ પ્રત્યક્ષ વિષયક સંવાદિભ્રમ, અનુમાનવિષયક સંવાદિભ્રમ, અને શાસ્ત્રવિષયક સંવાદિભ્રમ. એ ત્રણે સંવાદિભ્રમનાં એક એક બબે મેં ઉદાહરણો પણ આપ્યાં છે, પણ એ ત્રણ પ્રકારનાં સંવાદિભ્રમ જોવાં તો કરોડો ઉદાહરણો મળે છે. ૧૦

**શિષ્ય**—જો આપણે આવા સંવાદીભ્રમો ન માનીએ તો શું થાય?

**ગુરુ**—જો સંવાદીભ્રમ ન માનીએ તો અનેક દોષો આવે, અને આ પૃથ્વીમાં મોટો અનર્થ થાય ને ધર્મનો લોપ થઇ જાય. સંવાદિભ્રમ વગર કાષ્ઠ, પાષાણ ને માટીની મૂર્તિઓ દેવતા કેમ થાય? મૃત્તિકાદિ કંઇ દેવતા નથી, પણ સંવાદિભ્રમ જ દેવતાભાવ ઉત્પન્ન કરાવે છે. દેવની પ્રતિમા આઠ પ્રકારની થાય છે, એમ શ્રીમદ્‌ભાગવતના એકાદશસ્કધમાં કહ્યું છે. વસ્તુતઃ પાષાણાદિકની પ્રતિમા કાંઇ દેવ નથી. તોપણ પ્રાયઃ સર્વ મનુષ્યો, ફળસિદ્ધિ માટે, દેવબુદ્ધિએ કરી તે પ્રતિમાની પૂજા કરે છે. એ પ્રતિમાની પૂજા, સંવાદિભ્રમ ન માનવાથી, સંભવે નહિ. સામવેદના છાંદોગ્યોપનિષદ્‌માં પંચાગ્નિવિદ્યામાં 'સ્ત્રી, પુરુષ, પૃથ્વી, પર્જન્ય (મેઘ) અને સ્વર્ગલોકની ઉપાસના, અગ્નિબુદ્ધિએ કરી કરવી' એમ કહ્યું છે; અને તેમાં જ 'અગ્નિબુદ્ધિએ કરી સ્ત્રી આદિની ઉપાસના કરવાથી બ્રહ્મલોકની પ્રાપ્તિ રૂપ ફળ થાય છે,' એમ પણ કહ્યું છે. વળી 'मनो ब्रह्मेत्युपासीत મન બ્રહ્મ છે એવી રીતે ઉપાસના કરવાનું' જણાવ્યું છે; તથા 'आदित्यो ब्रह्मेत्यादेशः। સૂર્ય બ્રહ્મ છે,' એ પ્રકારે પણ ઉપદેશ છે. વળી

'गुरुर्ब्रह्मा गुरुर्विष्णुर्गुरुर्देवो महेश्वरः।
गुरुः साक्षात्परं ब्रह्म तस्मै श्रीगुरवे नमः॥

ગુરુ બ્રહ્મા છે; ગુરુ વિષ્ણુ છે; ગુરુ સાક્ષાત મહેશ્વર દેવ છે, ગુરુ સાક્ષાત્ પરબ્રહ્મ છે; તે શ્રીગુરુને નમસ્કાર હો;' એમાં ગુરુને બ્રહ્મા આદિરૂપ કહ્યા છે. વળી

'यस्य देवे परा भक्तिर्यथा देवे तथा गुरौ।
तस्यैते कथिता ह्यर्थाः प्रकाशंते महात्मनः॥

જેની દેવ વિષે પરમ ભક્તિ છે અને જેમ દેવમાં તેમ ગુરુમાં પરમ ભક્તિ છે, તે મહાત્માને

શ્રુતિમાં કહેલા અથા પ્રકારો છે ' એ શ્રુતિમાં દેવના જેવી ગુરુની ભક્તિ કરવી અને તેથી ફલ થાય છે તેમ કહ્યુ છે. વળી 'પતિ સ્ત્રીનો પરમ દેવ છે,' એમ શાસ્ત્રમાં કહ્યુ છે. એ સર્વ, જો સંવાદિભ્રમ ન માનીએ તો, સંભવે નહિ; કારણ કે વસ્તુત સ્ત્રી, પુરુષ, પૃથ્વી, પર્જન્ય અને સ્વર્ગ-લોક અગ્નિ નથી, મન અને સૂર્ય આદિ બ્રહ્મ નથી, ગુરુ દેવ નથી, અને પતિ પરમદેવ નથી. તેથી સવાદિભ્રમ માને તો જ સિદ્ધિ થાય, પણ સવાદિભ્રમ ન માનવાથી અનેક દોષો આવે ૧૧

અવતરણિકા-ઉપર બહુ શ્રુતિઓના પ્રમાણો આપી અને અનેક કારણો દર્શાવી, સવાદિભ્રમનું ઉપપાદન કર્યું, હવે સવાદિભ્રમનું સ્વરૂપ જાણવુ સુગમ પડે, એટલા માટે સક્ષેપથી તેનું સ્વરૂપ કહે છે.

अयथावस्तुविज्ञानात्फलं लभ्यत ईप्सितम् ।
काकतालीयतः सोऽयं संवादिभ्रम उच्यते १२
स्वयं भ्रमोऽपि संवादी यथा सम्यक्फलप्रदः
ब्रह्मतत्त्वोपासनापि तथा मुक्तिफलप्रदा १३

શબ્દાર્થ-અયથાર્થ વસ્તુના વિજ્ઞાનથી, કાક-તાલીય ન્યાય પ્રમાણે, ઇષ્ટ ફળ પ્રાપ્ત થાય છે, તે આ સંવાદિભ્રમ કહેવાય છે, (૧૨) અને જેમ સંવાદિ, પોતે ભ્રમ છે, તોપણ યથાર્થ ફલને આપનારો છે, તેમ બ્રહ્મતત્ત્વની ઉપાસના પણ મુક્તિરૂપી ફલને આપવાવાળી છે. ૧૩

## ચન્દ્રકાન્ત વિવરણ

શિષ્ય-યાદ રહે એ માટે સંવાદિભ્રમનુ સ-ક્ષેપમા કથન કરો.

ગુરુ-કાગડો બેસતો હોય તે વખતે ઉપરથી તાડનુ ફલ પડે,* તે ફૂટે, ને કાગડાને ખાવા મળે તે કાકતાલીય ન્યાય કહેવાય છે. એમજ અણધારેલુ અકસ્માત્ ફલ પ્રાપ્ત થાય, તે કાકતાલીય ન્યાયથી પ્રાપ્ત થયેલું ફળ કહેવાય છે. એવુ ક્ર ^વગતિથી પ્રાપ્ત થાય છે. એ કાકતાલીય ન્યાય પ્રમાણે, કોઈ સમે વિપરીતજ્ઞાનથી પ્રવૃત્ત થતાં ઇષ્ટ ફલની પ્રાપ્તિ થઇ જાય તો તે સવાદિભ્રમ છે. ૧૨

શિષ્ય-બ્રહ્મતત્ત્વની ઉપાસના તો ભ્રમરૂપ છે, ને મુક્તિરૂપી ફલ તો યથાર્થ જ્ઞાનથી મળે છે; તેમ છતા પણ બ્રહ્મતત્ત્વની ઉપાસના મુક્તિરૂપી ફળને આપે છે, એ તો અનર્થ જ !

ગુરુ-જરાએ નહિ. જેમ સવાદિભ્રમ પોતે ભ્રમરૂપ છે, તોપણ તે યથાર્થજ્ઞાનથી પ્રાપ્ત થાય તેવા ઇષ્ટ ફળને આપે છે, તેમ બ્રહ્મતત્ત્વની ઉપાસના પણ ભ્રમરૂપ છે, તથાપિ તે યથાર્થ-જ્ઞાનસાધ્ય મુક્તિરૂપી ફળને આપે છે, એમાં આશ્ચર્ય શું ? ૧૩

---

## (૨) પરોક્ષજ્ઞાનપૂર્વક બ્રહ્મતત્ત્વની ઉપાસનાનો પ્રકાર

(૧૪-૨૯, ૧૬ શ્લોકો)

અવતરણિકા-શિષ્ય બ્રહ્મતત્ત્વની ઉપાસના વિષે પ્રશ્ન કરે છે, અને ગુરુ તેનું ઉત્તર આપે છે.

वेदांतेभ्यो ब्रह्मतत्त्वमखंडैकरसात्मकम् ।
परोक्षमवगम्यैतदहमस्मीत्युपासते ॥ १४ ॥
प्रत्यग्व्यक्तिमनुल्लिख्य शास्त्राद्विष्ण्वादि-
मूर्तिवत् ।
अस्ति ब्रह्मेति सामान्यज्ञानमत्र परोक्षधीः ॥

શબ્દાર્થ-બ્રહ્મતત્ત્વની ઉપાસના કરનાર પુરુષ, વેદાંતોમાંથી અખંડ અદ્વૈતરસસ્વરૂપ બ્રહ્મતત્ત્વને પરોક્ષ રીતે જાણીને, એ બ્રહ્મતત્ત્વ હું છુ એ પ્રકારે ઉપાસે છે. (૧૪) પ્રત્યક્ વ્યક્તિ (આત્માનાં સ્વરૂપ) ને વિષય ન કરીને, વિષ્ણુ આદિની મૂર્તિની પેઠે, શાસ્ત્રથી 'બ્રહ્મ છે,' એવું સામાન્ય જ્ઞાન થવું, એ ઉપાસનામાં પરોક્ષ-જ્ઞાન ગણાય છે. ૧૫

---

* (૧) કોઇક માણસ બે હાથથી તાળી પાડે અને તેના હાથમા દૈવગતિથી અચાનક કાકપક્ષી કાગડો પકડાઈ જાય, તેને કાકતાલીયન્યાય પણ કહે છે.

(૨) અથવા કોઇક તાલવૃક્ષ પડી જવાની સ્થિતિમાં હોય અને તેવામા તેના ઉપર કાગડો બેસતાંની વેંત જ દૈવગતિથી તાડનું ઝાડ પડી જાય, એને પણ કાક-તાલીયન્યાય કહે છે.

(૩) અથવા ત્રીજો પ્રકાર શુકને [illegible] છે તે સમજવો એમાં તાડ [illegible] અથવા તેની આશાએ [illegible] પણ કાકતાલીયન્યાય [illegible]

તે જ પ્રમાણે [illegible]

તે સંવાદીભ્રમ [illegible]

ત્યતા ભ્રાંતિજ્ઞાનમાં કારણ છે. જો કે વિષ્ણુ આદિનાં સ્વરૂપનું જ્ઞાન પરોક્ષ છે, તોપણ શાસ્ત્ર-રૂપ પ્રમાણથી તેનું યથાર્થ ભાન થાય છે, માટે વિષ્ણુ આદિનું પરોક્ષજ્ઞાન ભ્રમ નથી. ૧૭

અવતરણિકા-સચ્ચિદાનંદરૂપ આત્માને જણાવનારાં બ્રહ્મજ્ઞાનની પરોક્ષતા સબંધે શિષ્ય પુછે છે, અને ગુરુ તેનું સમાધાન કરે છે.

सच्चिदानंदरूपस्य शास्त्राज्ज्ञानेप्यनुल्लिखन् ।
प्रत्यंचं साक्षिणं तत्तु ब्रह्म साक्षान्न वीक्ष्यते ॥
शास्त्रोक्तेनैव मार्गेण सच्चिदानंदनिश्चयात् ।
परोक्षमपि तज्ज्ञानं तत्त्वज्ञानं न तु भ्रमः १९
ब्रह्म यद्यपि शास्त्रेषु प्रत्यक्त्वेनैव वर्णितम् ।
महावाक्यैस्तथाप्येतद्दुर्बोधमविचारिणः२०
देहाद्यात्मत्वविभ्रांतौ जाग्रत्यां न हठात्पुमान्
ब्रह्मात्मत्वेन विज्ञातुं क्षमते मंदधीत्वतः २१

શબ્દાર્થ-શાસ્ત્રથી સચ્ચિદાનંદસ્વરૂપનું ભાન થયા છતાં પણ, પ્રત્યગાત્મા એવા સાક્ષીને વિષય ન કરનારો ઉપાસક પુરુષ, બ્રહ્મને પ્રત્યક્ષ જોતો નથી. (૧૮) શાસ્ત્રોમાં કહેલા માર્ગથી જ સચ્ચિદાનંદનો નિશ્ચય થાય છે, માટે તેના સંબંધી જ્ઞાન પરોક્ષજ્ઞાન છતાં પણ તત્ત્વજ્ઞાન ગણાય છે, પણ ભ્રમ ગણાતું નથી. (૧૯) જો કે શાસ્ત્રોમાં મહાવાક્યોથી બ્રહ્મનું, પ્રત્યક્પણાએ જ વર્ણન કર્યું છે, તથાપિ વિચારરહિત પુરુષને એ (બ્રહ્મનું પ્રત્યક્પણું) દુર્બોધ છે. (૨૦) જ્યાંસૂધી દેહાદિકમાં આત્મપણાની ભ્રાંતિ જાગતી હોય છે, ત્યાં સૂધી પુરુષ, મંદબુદ્ધિવાળો હોવાથી, હઠથી, બ્રહ્મને આત્મ-સ્વરૂપે કરીને જાણવા સમર્થ થતો નથી. ૨૧

## ચન્દ્રકાન્ત વિવરણ

શિષ્ય-બ્રહ્મની સચ્ચિદાનંદરૂપતાનું ભાન તો શાસ્ત્રથી થાય છે, તથાપિ તે બ્રહ્મતત્ત્વજ્ઞાનની પરોક્ષતા કહો છો, તેનું શું કારણ ?

ગુરુ-'सत्यं ज्ञानमनंतं ब्रह्म। બ્રહ્મ, સત્, ચિત્ ને અનંત છે;' 'નિત્ય, શુદ્ધ, બુદ્ધ, સત્ય, મુક્ત અને નિરંજન છે,' 'આ કાર્યકારણરૂપ જગત્ સર્વ સત્ છે;' 'તે સત્ છે;' 'આ સર્વ પ્રકારે છે તે ચિત્રૂપ છે;' ઇત્યાદિ શાસ્ત્રવચનથી સચ્ચિદાનંદરૂપ બ્રહ્મનુ જ્ઞાન થયું હોય, તોપણ આંતર આત્મસાક્ષીસ્વરૂપ બ્રહ્મનું ભાન જેને થયું ન હોય, તેવા પુરુષને બ્રહ્મનો સાક્ષાત્કાર થતો નથી. એટલા જ માટે તે જ્ઞાન પરોક્ષ છે, એમ અમે કહીએ છિયે. અર્થાત્, સચ્ચિદાનંદરૂપતાનું ભાન છતાં પણ, અપરોક્ષતા પ્રયોજક પ્રત્યક્પણાના ભાનના અભાવથી તે પરોક્ષજ્ઞાન છે. ૧૮

શિષ્ય-તેવાં પરોક્ષજ્ઞાનને તત્ત્વજ્ઞાનપણું કેમ સંભવે ?

ગુરુ-એ પરોક્ષજ્ઞાન છે, તોપણ તે શાસ્ત્રમાં કહેલા પ્રકારથી બ્રહ્મની સચ્ચિદાનંદરૂપતાનો નિશ્ચય કરાવે છે, તેથી તે તત્ત્વજ્ઞાન એટલે યથાર્થ જ્ઞાન છે, પણ ભ્રમ નથી એ પરોક્ષજ્ઞાન શાસ્ત્રરૂપી પ્રમાણજન્ય છે, માટે યથાર્થ જ્ઞાન છે. ૧૯

શિષ્ય-જેમ ' सत्यं ज्ञानमनंतं ब्रह्म । ' ઇત્યાદિ વાકયો, બ્રહ્મની સચ્ચિદાનંદરૂપતાનો બોધ કરે છે, તેમ 'तत्त्वमसि' ઇત્યાદિ મહાવાકયો બ્રહ્મની પ્રત્યગ્રૂપતાનો બોધ કરે છે, એટલે બ્રહ્મની સચ્ચિદાનંદરૂપતાનું જ્ઞાન શાસ્ત્રજન્ય છે, અને બ્રહ્મની પ્રત્યગ્રૂપતાનું જ્ઞાન પણ શાસ્ત્રજન્ય છે. જ્યારે મહાવાકયરૂપ શાસ્ત્રથી થયેલું જ્ઞાન પણ પ્રત્યગ્રૂપતાનો વિષય કરે છે, ત્યારે તે જ્ઞાન અપરોક્ષ કેમ નહિ ?

ગુરુ-વેદાંતશાસ્ત્રમાં મહાવાકયો બ્રહ્મનો પ્રત્યગ્રૂપતાએ કરીને જ બોધ કરે છે, તથાપિ અન્વયવ્યતિરેકે કરી, तद् પદના અર્થનો અને त्वम् પદના અર્થનો વિવેક જેને ન થયો હોય તેવા પુરુષને, મહાવાક્યથી પણ પ્રત્યગ્રૂપતાથી બ્રહ્મનું જ્ઞાન થવું અશકય છે; કારણ કે, જ્ઞાન દુર્બોધ છે. કેવળ 'तत्त्वमसि।' ઇત્યાદિ મહાવાકયોનાં શ્રવણથી અથવા પોપટ પેરે ઉચ્ચાર કરવાથી અપરોક્ષજ્ઞાન ઉત્પન્ન થતું નથી; પરંતુ તત્ અને ત્વં પદ આદિના અર્થના વિવેકથી, તેનો સારી રીતે વિચાર કરવાથી જ અપરોક્ષજ્ઞાન થાય છે. વિચાર વિનાનું જ્ઞાન અપરોક્ષજ્ઞાન નથી જ. ૨૦

શિષ્ય-યથાર્થ જ્ઞાન થવું, એ પ્રમાણ તથા પ્રમેય વસ્તુને અધીન છે, અને એ तत्त्वमसि। ઇત્યાદિ વાકયરૂપ પ્રમાણનો સદ્ભાવ છે, તેમજ બ્રહ્મ અને આત્માની એકતારૂપ વિષય પણ વિદ્યમાન છે; એવી રીતે અપરોક્ષજ્ઞાનની સંપ

## ચન્દ્રકાન્ત વિવરણ

શિષ્ય–મારે વિચારે તો બ્રહ્મતત્ત્વની ઉપાસના જ ઘટતી નથી.

ગુરુ–બ્રહ્મતત્ત્વની ઉપાસના કેમ ઘટતી નથી?

શિષ્ય–તમે જે બ્રહ્મતત્ત્વની ઉપાસના કરવાનું કહો છો, તે ઉપાસના શું બ્રહ્મતત્ત્વ જાણીને કરવી, કે જાણ્યાવિના કરવી? જો બ્રહ્મતત્ત્વ જાણીને ઉપાસના કરવી, એમ કહો તો, તે ઉપાસના વ્યર્થ છે; કેમકે બ્રહ્મતત્ત્વનું જ્ઞાન મોક્ષનું સાધન છે, અને તે તો તેને બ્રહ્મતત્ત્વ જાણવાથી થયું છે, તેથી તેની ઉપાસનાનુ કશુ પ્રયોજન રહેતું નથી હવે જો બ્રહ્મતત્ત્વ જાણ્યા વિના ઉપાસના કરવી, એમ કહો તો, તે ઉપાસના જ ઘટતી નથી, કારણ કે જેની ઉપાસના કરવી તેનુજ જ્ઞાન થયું નથી, તો પછી ઉપાસના કેમ ને કેવી કરવી? એ બન્ને રીતે બ્રહ્મતત્ત્વની ઉપાસના ઘટતી નથી.

ગુરુ–ઉપાસક પુરુષ વેદાંતશાસ્ત્રનું શ્રવણ કરી, 'બ્રહ્મ અખંડ છે, અદ્વૈત છે, આનંદઘન અને ચિદ્ઘન છે,' એવી રીતે બ્રહ્મતત્ત્વને પરોક્ષપણે જાણે છે, અને 'તે બ્રહ્મ, આ હું પોતે છુ,' એવી રીતે ઉપાસના કરે છે, તેથી કશો બાધ નડતો નથી. બ્રહ્મ અને આત્માની એકતાનું અપરોક્ષ જ્ઞાન મોક્ષનુ સાધન છે; પણ તે અપરોક્ષજ્ઞાન ઉપાસકને થયુ નથી, તેથી જ તેણે ઉપાસના કરવી યોગ્ય છે. વળી વેદાંતશાસ્ત્રનુ શ્રવણ કરવાથી ઉપાસકને બ્રહ્મનું પરોક્ષજ્ઞાન થયુ હોય છે, તેથી બ્રહ્મને ઉપાસનાની વિષયતા છે, એટલે પણ ઉપાસના ઘટે છે, તેથી ઉપાસના વ્યર્થ નથી. ૧૪

શિષ્ય–બ્રહ્મતત્ત્વ કે જે ઉપાસના કરવા યોગ્ય છે, તેના પરોક્ષજ્ઞાનનું સ્વરૂપ શું છે?

ગુરુ–'પ્રત્યક્ વ્યક્તિ' એટલે બુદ્ધિ આદિનો સાક્ષી જે આનંદરૂપ આત્મા છે તેનાં સ્વરૂપને જાણીને, 'सत्य ज्ञानमनंत ब्रह्म।' ઇત્યાદિ વાક્યોથી 'બ્રહ્મ સત્ય, જ્ઞાન, અનત છે,' એ પ્રકારે સામાન્ય રીતે થયેલું જ્ઞાન પરોક્ષજ્ઞાન કહેવાય છે, જેમ કે વિષ્ણુ આદિની મૂર્તિનું જ્ઞાન, વિષ્ણુ આદિની મૂર્તિ પ્રત્યક્ષ હોતી નથી, તોપણ તેનાં પ્રતિપાદક શાસ્ત્રથકી તેનુ પરોક્ષજ્ઞાન થાય છે, તેમ બ્રહ્મતત્ત્વનું પણ પરોક્ષજ્ઞાન થાય છે જેમ પરોક્ષજ્ઞાનથી વિષ્ણુ આદિની ઉપાસના થાય છે, તેમ પરોક્ષજ્ઞાનથી વિષ્ણુ આદિની ઉપાસના પણ થશે. ૧૫

અવતરણિકા–શિષ્ય શંકા કરે છે કે, વિષ્ણુઆદિ મૂર્તિના ચતુર્ભુજ વગેરે વિષયની પ્રતીતિ શાસ્ત્રથી થાય છે, માટે તેની મૂર્તિનું જ્ઞાન પરોક્ષ કેમ કહેવાય? ગુરુ તેનું સમાધાન કરે છે.

चतुर्भुजाद्यवगतावपि मूर्तिमनुल्लिखन् ।
अक्षैः परोक्षज्ञान्येव न तदा विष्णुमीक्षते १६
परोक्षत्वापराधेन भवेन्नातत्त्ववेदनम् ।
प्रमाणेनैव शास्त्रेण सत्यमूर्तेर्विभासनात् १७

શબ્દાર્થ–શાસ્ત્રાદિકથી ચતુર્ભુજ આદિનું જ્ઞાન હોવા છતાં પણ ઇંદ્રિયોથી તેના સ્વરૂપને નહિ જોનારો પુરુષ પરોક્ષજ્ઞાની જ છે, કારણ કે તે પુરુષ તે વખતે વિષ્ણુને દેખતો નથી; અને પરોક્ષપણાના અપરાધથી આ જ્ઞાન ભ્રમરૂપ નહિ ગણાય; કારણ કે અહીં પ્રમાણરૂપ શાસ્ત્રથી જ સત્યમૂર્તિનું ભાન થાય છે. ૧૬–૧૭

## ચન્દ્રકાન્ત વિવરણ

શિષ્ય–વિષ્ણુ ચતુર્ભુજ છે; શકર પચાનન છે; બ્રહ્મદેવ ચતુર્મુખ છે. એવી રીતે શાસ્ત્રથી વિષ્ણુઆદિની વિશેષ પ્રતીતિ તો થાય છે, ત્યારે તે જ્ઞાનને પરોક્ષતા કેમ સભવશે?

ગુરુ–યદ્યપિ શાસ્ત્રથી, વિષ્ણુઆદિ દેવની ચતુર્ભુજતા આદિ વિશેષ પ્રતીતિ થાય છે, તોપણ ચક્ષુરાદિ ઇંદ્રિયથી તેનાં દર્શન પ્રત્યક્ષ થતાં નથી, તેથી શાસ્ત્રથી થયેલી વિશેષ પ્રતીતિવાળો પુરુષ પણ પરોક્ષજ્ઞાની જ કહેવાય છે

શિષ્ય–વિશેષ પ્રતીતિ છતાં તે પરોક્ષજ્ઞાની કેમ?

ગુરુ–ઉપાસક, વિશેષ પ્રતીતિથી પણ વિષ્ણુ આદિ ઉપાસ્યદેવને નેત્રાદિકથી પ્રત્યક્ષ અનુભવતો નથી, તેથી તે પરોક્ષજ્ઞાની જ છે, તે અપરોક્ષજ્ઞાની નથી ૧૬

શિષ્ય–સ્વરૂપના અભાવથી વિષ્ણુ આદિનું પરોક્ષજ્ઞાન ભ્રમરૂપ છે.

ગુરુ–પરોક્ષજ્ઞાનને પરોક્ષપણાથી ભ્રમરૂપ કહેવું ઉચિત નથી, કારણ કે, ભ્રાંતિજ્ઞાનમાં પરોક્ષજ્ઞાન કારણ નથી, પણ વિષયની અસ-

ત્યતા ભ્રાંતિજ્ઞાનમાં કારણ છે. જો કે વિષ્ણુ આદિનાં સ્વરૂપનુ જ્ઞાન પરોક્ષ છે, તોપણ શાસ્ત્ર-રૂપ પ્રમાણથી તેનુ યથાર્થ ભાન થાય છે, માટે વિષ્ણુ આદિનુ પરોક્ષજ્ઞાન ભ્રમ નથી ૧૭

અવતરણિકા-સચ્ચિદાનંદરૂપ આત્માને જણાવનારા બ્રહ્મજ્ઞાનની પરોક્ષતા સબધે શિષ્ય પૂછે છે, અને ગુરુ તેનુ સમાધાન કરે છે.

सचिदानंदरूपस्य शास्त्राद्भानेप्यनुल्लिखन् ।
प्रत्यंचं साक्षिणं तत्तु ब्रह्म साक्षान्न वीक्ष्यते ॥
शास्त्रोक्तेनैव मार्गेण सचिदानंदनिश्चयात् ।
परोक्षमपि तज्ज्ञानं तत्त्वज्ञानं न तु भ्रमः १९
ब्रह्म यद्यपि शास्त्रेषु प्रत्यक्त्वेनैव वर्णितम् ।
महावाक्यैस्तथाप्येतद्दुर्बोधमविचारिणः२०
देहाद्यात्मत्वविभ्रांतौ जाग्रत्यां न हठात्पुमान्
ब्रह्मात्मत्वेन विज्ञातुं क्षमते मंदधीस्ततः २१

શબ્દાર્થ-શાસ્ત્રથી સચ્ચિદાનંદસ્વરૂપનુ ભાન થયા છતા પણ, પ્રત્યગાત્મા એવા સાક્ષીને વિષય ન કરનારો ઉપાસકપુરુષ, બ્રહ્મને પ્રત્યક્ષ જોતો નથી. (૧૮) શાસ્ત્રોમા કહેલા માર્ગથી જ સચ્ચિદાનંદનો નિશ્ચય થાય છે, માટે તેના સબધી જ્ઞાન પરોક્ષજ્ઞાન છતાં પણ તત્ત્વજ્ઞાન ગણાય છે, પણ ભ્રમ ગણાતું નથી. (૧૯) જો કે શાસ્ત્રોમાં મહાવાક્યોથી બ્રહ્મનું, પ્રત્યક્રૂપણાએ જ વર્ણન કર્યું છે, તથાપિ વિચારરહિત પુરુષને એ (બ્રહ્મનું પ્રત્યક્‌પણું) દુર્બોધ છે. (૨૦) જ્યાંસૂધી દેહાદિકમા આત્મપણાની ભ્રાંતિ જાગતી હોય છે, ત્યાં સૂધી પુરુષ, મંદબુદ્ધિવાળો હોવાથી, હઠથી, બ્રહ્મને આત્મસ્વરૂપે કરીને જાણવા સમર્થ થતો નથી. ૨૧

## ચન્દ્રકાન્ત વિવરણ

શિષ્ય-બ્રહ્મની સચ્ચિદાનદરૂપતાનું ભાન તો શાસ્ત્રથી થાય છે, તથાપિ તે બ્રહ્મતત્ત્વજ્ઞાનની પરોક્ષતા કહો છો, તેનુ શુ કારણ ?

ગુરુ-'सत्य ज्ञानमनत ब्रह्म। બ્રહ્મ, સત, ચિત્ ને અનત છે,' 'નિત્ય, શુદ્ધ, બુદ્ધ, સત્ય, મુક્ત અને નિરજન છે,' 'આ કાર્યકારણરૂપ જગત્ સર્વ સત્ છે,' 'તે સત્ છે,' 'આ સર્વ પ્રકાશે છે તે ચિત્રૂપ છે,' ઇત્યાદિ શાસ્ત્રવચનથી સચ્ચિદાનંદરૂપ બ્રહ્મનુ જ્ઞાન થયુ હોય, તોપણ આંતર આત્મસાક્ષીસ્વરૂપ બ્રહ્મનુ ભાન જેને થયુ ન હોય, તેવા પુરુષને બ્રહ્મનો સાક્ષાત્કાર થતો નથી. એટલા જ માટે તે જ્ઞાન પરોક્ષ છે, એમ અમે કહીએ છિયે અર્થાત્, સચ્ચિદાનદરૂપતાનું ભાન છતા પણ, અપરોક્ષતા પ્રયોજક પ્રત્યક્‌પણાના ભાનના અભાવથી તે પરોક્ષજ્ઞાન છે. ૧૮

શિષ્ય-તેવા પરોક્ષજ્ઞાનને તત્ત્વજ્ઞાનપણું કેમ સંભવે ?

ગુરુ-એ પરોક્ષજ્ઞાન છે, તોપણ તે શાસ્ત્રમાં કહેલા પ્રકારથી બ્રહ્મની સચ્ચિદાનદરૂપતાનો નિશ્ચય કરાવે છે, તેથી તે તત્ત્વજ્ઞાન એટલે યથાર્થ જ્ઞાન છે, પણ ભ્રમ નથી એ પરોક્ષજ્ઞાન શાસ્ત્રરૂપી પ્રમાણજન્ય છે, માટે યથાર્થ જ્ઞાન છે. ૧૯

શિષ્ય-જેમ 'सत्यं ज्ञानमनतं ब्रह्म।' ઇત્યાદિ વાક્યો, બ્રહ્મની સચ્ચિદાનંદરૂપતાનો બોધ કરે છે, તેમ 'तत्त्वमसि' ઇત્યાદિ મહાવાક્યો બ્રહ્મની પ્રત્યગ્રૂપતાનો બોધ કરે છે, એટલે બ્રહ્મની સચ્ચિદાનદરૂપતાનુ જ્ઞાન શાસ્ત્રજન્ય છે, અને બ્રહ્મની પ્રત્યગ્રૂપતાનું જ્ઞાન પણ શાસ્ત્રજન્ય છે. જ્યારે મહાવાક્યરૂપ શાસ્ત્રથી થયેલું જ્ઞાન પણ પ્રત્યગ્રૂપતાનો વિષય કરે છે, ત્યારે તે જ્ઞાન અપરોક્ષ કેમ નહિ ?

ગુરુ-વેદાતશાસ્ત્રમા મહાવાક્યો બ્રહ્મનો પ્રત્યગ્રૂપતાએ કરીને જ બોધ કરે છે, તથાપિ અન્વયવ્યતિરેકે કરી, तत् પદના અર્થનો અને त्वम् પદના અર્થનો વિવેક જેને ન થયો હોય તેવા પુરુષને, મહાવાક્યથી પણ પ્રત્યગ્રૂપતાથી બ્રહ્મનું જ્ઞાન થવુ અશક્ય છે, કારણ કે, જ્ઞાન દુર્બોધ છે. કેવળ 'तत्त्वमसि।' ઇત્યાદિ મહાવાક્યોનાં શ્રવણથી અથવા પોપટ પેઠે ઉચ્ચાર કરવાથી અપરોક્ષજ્ઞાન ઉત્પન્ન થતું નથી, પરંતુ તત્ અને ત્વ પદ આદિના અર્થના વિવેકથી, તેનો સારી રીતે વિચાર કરવાથી જ અપરોક્ષજ્ઞાન થાય છે. વિચાર વિનાનુ જ્ઞાન અપરોક્ષજ્ઞાન નથી જ. ૨૦

શિષ્ય-યથાર્થ જ્ઞાન થવુ, એ પ્રમાણ તથા પ્રમેય વસ્તુને અધીન છે, અને એ तत्त्वमसि। ઇત્યાદિ વાક્યરૂપ પ્રમાણનો સદ્ભાવ છે, તેમજ બ્રહ્મ અને આત્માની એકતારૂપ વિષય પણ વિદ્યમાન છે, એવી રીતે અપરોક્ષજ્ઞાનની સર્વ

સામગ્રી વિદ્યમાન છતાં, વિચાર વિના અપરોક્ષજ્ઞાનની દુર્બોધતા એમ કેમ કહેવાય?

ગુરુ–દેહાદિકમાં આત્માપણાની બુદ્ધિરૂપ ભ્રમ તો જાગ્રત છે; અને તે ભ્રમથી આત્મા જ બ્રહ્મ છે, એવી બુદ્ધિ થતી નથી; તેથી મદબુદ્ધિવાળો પુરુષ તે ભ્રમની નિવૃત્તિ થયા વિના, બ્રહ્મ તે જ આત્મા છે, એમ કેમ જાણી શકે? એટલા જ માટે, સામગ્રી છતાં પણ, વિચાર વિના, અપરોક્ષજ્ઞાન દુર્બોધ છે. જેમ અંધકાર પદાર્થ-દર્શનનો વિરોધી છે, અને તે અંધકારની નિવૃત્તિ પ્રકાશથી થાય છે, માટે અંધકારની નિવૃત્તિ અર્થે પ્રકાશની જરૂર છે; તેમ દેહ ઇંદ્રિયાદિકમાં આત્મપણાનો બુદ્ધિપૂર્વક ભ્રમ, બ્રહ્મ અને આત્માની એકતારૂપ અપરોક્ષજ્ઞાનનો વિરોધી છે. તે વિરોધી ભ્રમની નિવૃત્તિ તત્ અને ત્વં પદના અર્થના વિચારથી જ થાય છે; માટે જ એ ભ્રમની નિવૃત્તિ અર્થે વિચારની જરૂર છે. ૨૧

અવતરણિકા-શિષ્ય, વિરોધીભ્રમના સદ્ભાવથી, બ્રહ્મનાં પરોક્ષજ્ઞાનની ઉત્પત્તિ ન થવાની આશંકા કરે છે, અને ગુરુ તેનું સમાધાન કરે છે.

ब्रह्ममात्रं सुविज्ञेयं श्रद्धालोः शास्त्रदर्शिनः ।
अपरोक्षद्वैतबुद्धिः परोक्षाद्वैतबुद्ध्यनुत् ॥२२
अपरोक्षशिलाबुद्धिर्न परोक्षेशतां नुदेत् ।
प्रतिमादिषु विष्णुत्वे को वा विप्रतिपद्यते ॥२३

શબ્દાર્થ–અપરોક્ષ દ્વૈતબુદ્ધિ પરોક્ષ એવી અદ્વૈતબુદ્ધિનો નાશ કરનારી નથી; માટે શ્રદ્ધાળુ અને શાસ્ત્રદર્શી પુરુષને કેવળ બ્રહ્મ સારી રીતે જાણી શકાય તેવું છે. (૨૨) અપરોક્ષ એવી શિલા સંબંધી બુદ્ધિ, પરોક્ષ એવા ઈશ્વરપણાનો નાશ કરશે નહિ. પ્રતિમાદિકમાં રહેલા વિષ્ણુપણામાં કોણ વિવાદ કરે છે? કોઈજ નહિ. ૨૩

### ચન્દ્રકાન્ત વિવરણ

શિષ્ય–જ્યારે દેહઇંદ્રિયાદિકમાં આત્મતાબુદ્ધિરૂપ ભ્રમ વિરોધીપણાથી અપરોક્ષજ્ઞાનનો પ્રતિબંધક છે, ત્યારે તે ભ્રમ વિરોધીપણાથી પરોક્ષજ્ઞાનનો પણ પ્રતિબંધક થશે; કારણ કે, ભ્રમનો તો સદ્ભાવ છે, અને તેથી પરોક્ષજ્ઞાન પણ ઉત્પન્ન થશે નહિ.

ગુરુ–દેહ ઇંદ્રિયાદિકમાં આત્મતાબુદ્ધિરૂપ ભ્રમ, દ્વૈતભ્રમ પણ કહેવાય છે. હવે અપરોક્ષદ્વૈતભ્રમ અપરોક્ષઅદ્વૈત જ્ઞાનનો વિરોધી છે, તેથી તેનો પ્રતિબંધક છે; પણ પરોક્ષઅદ્વૈતજ્ઞાનનો વિરોધી નથી, તેથી તેનો પ્રતિબંધક નથી. એટલા જ માટે, શાસ્ત્ર જાણનાર અને આસ્થાવાળા પુરુષને શાસ્ત્ર શ્રવણથી પરોક્ષબ્રહ્મજ્ઞાન ઉત્પન્ન થશે. એટલે એ પરોક્ષજ્ઞાન કશી હરકત વગર ઉત્પન્ન થાય છે. ૨૨

દેવદેવીની મૂર્તિઓ પત્થરની છે; તે અપરોક્ષ એટલે પ્રત્યક્ષ છે, અને દેવ પરોક્ષ એટલે ગુપ્ત છે. એ દેવની પ્રતિમામાં પત્થરબુદ્ધિ થાય, તોપણ તે પત્થરબુદ્ધિ, દેવવિષયક પરોક્ષબુદ્ધિની વિરોધી નથી. જેમકે, વિષ્ણુની પ્રતિમામાં પરોક્ષ વિષ્ણુબુદ્ધિમાં કશો વિવાદ નથી; શિવલિંગમાં પરોક્ષ શિવબુદ્ધિમાં કોઇને વિવાદ નથી. એવી રીતે તે તે દેવની પ્રતિમામાં, તે તે દેવની પરોક્ષબુદ્ધિ વિષે કોઇને પણ વિવાદ નથી. જેમ અપરોક્ષ એવી દેવપ્રતિમામાં થયેલી પત્થરબુદ્ધિ પરોક્ષ દેવબુદ્ધિની વિરોધી નથી, તેમ અપરોક્ષ દ્વૈતભ્રમ પરોક્ષ અદ્વૈતજ્ઞાનનો વિરોધી નથી. ૨૩

અવતરણિકા-શિષ્ય પૂછે છે–પ્રતિમામાં વિષ્ણુપણું માનવાથી નાસ્તિક માણસો વિવાદ કરે છે, તેને માટે શું કરવું? ગુરુ કહે છે કે,

अश्रद्धालोरविश्वासो नोदाहरणमर्हति ।
श्रद्धालोरेव सर्वत्र वैदिकेष्वधिकारतः ॥२४

શબ્દાર્થ–સર્વ વૈદિક કાર્યોમાં શ્રદ્ધાળુને જ અધિકાર છે, તેથી અશ્રદ્ધાળુ અને અવિશ્વાસુનાં ઉદાહરણ ગ્રહણ કરવા યોગ્ય નથી. ૨૪

### ચન્દ્રકાન્ત વિવરણ

શિષ્ય–દેવની પ્રતિમામાં દેવની પરોક્ષબુદ્ધિ વિષે કોઇને કોઇ પણ જાતનો વાંધો નથી, એમ તમારું કહેવું અનુચિત છે; કારણ કે કેટલાક પુરુષો વિષ્ણુની પ્રતિમામાં ગુપ્ત રીતે વિષ્ણુ વસે છે તે માટે વિવાદ કરે છે, શિવલિંગમાં શિવપણું છે એમ તેઓ કહેતા નથી; તેમ જ બીજી પણ કાષ્ઠપાષાણની મૂર્તિમાં પણ એવો વાંધો લાવે છે અને કહે છે કે, પાષાણાદિકની મૂર્તિમાં ઈશ્વરબુદ્ધિ ધરવી, એ મૂર્ખતા છે.

ગુરુ—જે પુરુષો પ્રતિમામાં દેવની પરોક્ષતા વિષે વિવાદ કરે છે, તેઓ શાસ્ત્રમાં અશ્રદ્ધાળુ અને અવિશ્વાસુ છે એટલુજ નહિ, પરંતુ તેઓ અર્ધા નાસ્તિક છે. આ વેદાંતશાસ્ત્રમાં જ નહિ, પણ યોગાદિક અનેક વિષયમાં એવા અશ્રદ્ધાળુ અને અવિશ્વાસુ પુરુષો ગમે તેમ બકે તેની દરકાર કરવાની નથી. જે માણસ જ્ઞાનને જ શોધે છે, તેનાથી તેજ માર્ગે જનાર તુચ્છમાં તુચ્છ જ્ઞાનની વાત અજાણી ન હોવી જોઇએ. અર્ધદગ્ધ ઓગણા જેવા બુદ્ધિના ઉપાસકો બહુ વાર વિવાદ કરે છે કે, 'જો કાષ્ઠપાષાણની મૂર્તિમાં દૈવત હોય તો તે કેમ બોલે નહિ? કેમ કાર્ય કરે નહિ?' પણ જ્યાંસુધી પૂર્ણ વિશુદ્ધ શ્રદ્ધા રગે રગે વ્યાપી ન હોય ત્યાંસુધી, અમર કરનારુ તેને અમૃત આપ્યુ હોય તોપણ તેને તે અકસીર જાણતો નથી, કેમકે તે અશ્રદ્ધાળુ છે. સ્થૂલની પાર જેની શ્રદ્ધા પહોંચી શકતી નથી, તે કશા કામને લાયક નથી. આ જમાનો જ એવો છે કે, જ્યાં બુદ્ધિ ન પહોંચે તે સર્વ ખોટું મનાય છે, ત્યારે એવો મૂર્ખ કોણ હોય કે જે સત્ય અને અસત્યરૂપી મહા ભયંકર ગજેન્દ્ર અને ગ્રાહ વચ્ચેનો પડદો ખસેડવાનો પ્રયત્ન કરે? એવા અશ્રદ્ધાળુની દરકાર જ કરવી નહિ; કેમકે સર્વ વૈદિક કર્મોમાં અને વેદાંતશાસ્ત્રમાં શ્રદ્ધાળુ પુરુષને જ અધિકાર છે, અશ્રદ્ધાળુને નથી. ૨૪

અવતરણિકા-૧૪ થી ૨૪ દશ શ્લોકોમાં જે કહ્યુ તેનો ચાલતા વિષયમાં સબંધ દર્શાવે છે.

सकृदाप्तोपदेशेन परोक्षज्ञानमुद्भवेत् ।
विष्णुमूर्त्युपदेशो हि न मीमांसामपेक्षते २५

શબ્દાર્થ—એક વખત આપ્ત (યથાર્થવક્તા પુરુષ) ના ઉપદેશથી પણ પરોક્ષજ્ઞાન ઉત્પન્ન થઈ જાય છે; માટે વિષ્ણુની મૂર્તિનો ઉપદેશ વિચાર કર્યા વિના પણ પરોક્ષજ્ઞાન ઉત્પન્ન કરે છે. ૨૫

### ચન્દ્રકાન્ત વિવરણ

શિષ્ય—આમાં તમે દેવ પ્રતિમાનું દૃષ્ટાંત આપીને વિવેચન કર્યુ છે, તેથી પરોક્ષજ્ઞાન વિષે શું સિદ્ધ કર્યુ?

ગુરુ—અમે એ સિદ્ધ કર્યુ છે કે, જે યથાર્થવેત્તા છે તેવો પુરુષ એક વખત ઉપદેશ કરે તોપણ પરોક્ષજ્ઞાન થાય છે. જેમકે, વિષ્ણુની મૂર્તિને દર્શાવી, 'આ વિષ્ણુ છે,' એમ કોઈ યથાર્થ જાણનારો કહે તો, તેમાં કાંઈ પણ વિચાર કર્યા વિના તેને વિષ્ણુનું પરોક્ષજ્ઞાન થાય છે. તેમ જ 'सत्यं ज्ञानमनंतं ब्रह्म' ઇત્યાદિ વચનોથી, શ્રુતિ બોધ કરે છે તેથી, વિચાર વિના પણ, બ્રહ્મનુ પરોક્ષજ્ઞાન થાય છે. ૨૫

અવતરણિકા—શિષ્ય શંકા કરે છે કે, ત્યારે શાસ્ત્રમાં વિચારો શા માટે કરવામા આવે છે? ગુરુ તેનું સમાધાન કરે છે

कर्मोपास्ती विचार्येते अनुष्ठेयाविनिर्णयात् ।
बहुशाखाविप्रकीर्णं निर्णेतुं कः प्रभुर्नरः २६

શબ્દાર્થ—અનુષ્ઠાન કરવાયોગ્ય (કર્મ અને ઉપાસના) નો નિર્ણય ન થવાથી, શાસ્ત્રોમાં કર્મ અને ઉપાસના, આ બંનેનો નિર્ણય કરવા માટે, વિચાર કીધો છે. બહુ શાખાઓમાં ભિન્ન ભિન્ન કહેલાં કર્મોનો અને ઉપાસનાનો નિર્ણય કરવા માટે કયો પુરુષ સમર્થ છે? ૨૬

### ચન્દ્રકાન્ત વિવરણ

શિષ્ય—જ્યારે એક વાર આપ્તના ઉપદેશથી વિચાર વિના પરોક્ષજ્ઞાન થાય છે, ત્યારે શાસ્ત્રોમાં તેનો વિચાર શા માટે કર્યો છે?

ગુરુ—કર્મ અને ઉપાસનામાં અનેક સંશયનો સંભવ છે, તેથી તેઓના નિર્ણય માટે શાસ્ત્રમાં વિચાર કર્યો છે; પણ પરોક્ષજ્ઞાન માટે વિચાર કર્યો નથી.

શિષ્ય—કર્મ અને ઉપાસના વિષે સંશય કેમ થાય છે?

ગુરુ—વેદ ચાર છે. તે સર્વની બધુ મળી ૧૧૮૦ શાખાઓ છે. આ શાખાઓનું વિવેચન અમે તૃપ્તિદીપના ૧૦૦ મા શ્લોકમાં કરી ગયા છીએ, તેનું સ્મરણ કર. એ ભિન્ન ભિન્ન શાખાઓમાં કર્મ અને ઉપાસનાઓ પણ ભિન્ન ભિન્ન કહી છે, એટલા માટે કર્મમાં અને ઉપાસનામાં સંશય થાય છે.

શિષ્ય—ત્યારે કર્મ અને ઉપાસનાનો નિર્ણય કેમ કર્યો નથી?

ગુરુ—કર્મ અને ઉપાસનાઓ પ્રાય પ્રત્યેક શાખાઓમાં ભિન્ન ભિન્ન છે, તેથી તેનો નિર્ણય કરવાને કોઈ પણ પુરુષ સમર્થ નથી ૨૬

તો પુણ્યનું ફળ મળશે. વિચાર કરી આત્માનુસંધાન થયું તો પાર ઉતરી ગયો, ન વિચાર કીધો ને તે પૂર્ણ થવા પૂર્વે પડ્યો તો હંમેશ માટે પડ્યો, ને વિચાર બાકી રહ્યો તો તે પૂર્ણ કરવાનો સમય જ નહિ રહે. પણ વેદોક્ત ધર્મમાં તેમ નથી. એ તો વિદ્યાની શોધ છે તેવો છે, એટલે જેટલી શોધ થઇ તે થઈ, પછી જે શોધ કરવાની છે, તે જ્યાંથી બાકી હોય ત્યાંથી શરુ કરવાની છે. તેથી જે આ જન્મે વિચાર કીધો ને આત્માનો સાક્ષાત્કાર ન થયો, તો તે વિચારનું ફળ જતું રહેતુ નથી; પણ જન્માંતરમાં તે વિચારમાં જે ન્યૂનતા હોય છે, તે પૂર્ણ થવાથી આત્માનો સાક્ષાત્કાર થાય છે. જેમ વાદળાંરૂપ પ્રતિબધનો ક્ષય થાય ત્યારે સૂર્યનું અપરોક્ષજ્ઞાન થાય છે; જેમ મૃત્તિકારૂપ પ્રતિબંધનો ક્ષય થવાથી દાટેલા ધનનું અપરોક્ષજ્ઞાન થાય છે; જેમ પડદામાં રહેલા પદાર્થનુ અપરોક્ષજ્ઞાન, પડદારૂપ પ્રતિબધ દૂર થવાથી થાય છે; તેમ અવિદ્યારૂપ પ્રતિબંધનો ક્ષય થવાથી બ્રહ્મ અને આત્માની એકતાનું જ્ઞાન થાય છે. પણ કદાચ આ જન્મમાં મરણ પર્યંત નિરંતર વિચાર કર્યા છતાં પણ પ્રતિબંધનો ક્ષય ન થવાથી અપરોક્ષજ્ઞાન ન થયું ને દેહ પડ્યો, તો જન્માંતરમાં પણ, જ્યારે પ્રતિબંધનો ક્ષય થાય ત્યારે, અપરોક્ષજ્ઞાન થાય છે, એ નિઃસદેહ છે. માટે કરેલો વિચાર વ્યર્થ જતો નથી, તેથી વિચાર તજવો નહિ. જેમ ઘણા પડદામાં રહેલા પદાર્થો, એક પડદો દૂર કરવાથી પ્રત્યક્ષ થતા નથી, પણ ઘણા પડદા દૂર કરવાથી પ્રત્યક્ષ થાય છે; તેમ જ જેટલો પ્રતિબધ તેટલા પ્રમાણમાં જ્યારે વિચાર થાય ત્યારે પ્રતિબધનો ક્ષય થાય છે, ને કરેલો વિચાર નિષ્ફળ નીવડતો નથી. અપરોક્ષજ્ઞાનરૂપ વિચારનું ફળ, આ જન્મમાં ન પ્રાપ્ત થાય તો, જન્માંતરમાં પણ પ્રાપ્ત થાય છે. એટલા જ માટે ભગવદ્‌ગીતામાં શ્રીકૃષ્ણપરમાત્માએ કહ્યું છે કે, 'अनेकजन्मसंसिद्धस्ततो याति परां गतिम्। અનેક જન્મોમાં સિદ્ધ થયેલો પુરુષ પરમગતિને પામે છે;' "बहूनां जन्मनामंते ज्ञानवान्मां प्रपद्यते। બહુ જન્મોને અંતે જ્ઞાની મને પ્રપન્ન થાય છે." તેથી અપરોક્ષજ્ઞાન ન થવાથી, કટાળી જઈ, વિચારને વેગળો મૂકવો નહિ; પણ મહા ધૈર્ય રાખી, શ્રુતિ, સ્મૃતિ અને શાસ્ત્રો ઉપર પૂર્ણ શ્રદ્ધા રાખી, અપરોક્ષજ્ઞાન થાય ત્યાં સુધી નિરંતર વિચાર કર્યા કરવો. ૩૩

શિષ્ય–પ્રતિબંધ હોય તો આ જન્મમાં અપરોક્ષજ્ઞાન થતું નથી, અને પ્રતિબંધનો ક્ષય થવાથી જન્માંતરમાં અપરોક્ષજ્ઞાન થાય છે, એમ તમે શા આધારે કહો છો ?

ગુરુ–બ્રહ્મસૂત્રના તૃતીય અધ્યાયના ચતુર્થ પાદના ૫૧ એકાવનમા સૂત્રમાં કહ્યું છે કે, 'ऐहिकमप्यप्रस्तुतप्रतिबंधे तद्दर्शनात्। પ્રસ્તુત પ્રતિબંધનો અભાવ હોવાથી આ જન્મમાં પણ વિદ્યા ઉત્પન્ન થાય છે.' એ સૂત્રમાં વેદવ્યાસે પ્રતિબધનો અભાવ હોવાથી આ જન્મમાં પણ વિદ્યા ઉત્પન્ન થાય છે, એમ કહ્યું છે, તેથી વર્તમાન જન્મમાં પ્રતિબધ હોય તો અપરોક્ષજ્ઞાન ઉત્પન્ન થતું નથી, એમ જણાય છે. વળી 'शृण्वंतोऽप्यत्र बहवो यन्न विद्यु. શ્રવણ કરતા પણ બહુ પુરુષો આ જન્મમાં તે બ્રહ્મને જાણતા નથી,' એમ કઠવલ્લીની શ્રુતિમાં કહ્યું છે. એટલે આ જન્મમાં પ્રતિબધ હોવાથી અપરોક્ષજ્ઞાન ઉત્પન્ન થતું નથી, તેથી જન્માંતરમાં પ્રતિબંધનો ક્ષય થવાથી અપરોક્ષજ્ઞાન થાય છે એમ સિદ્ધ થાય છે. એવી રીતે શ્રુતિથી અને બ્રહ્મસૂત્રથી જાણવામાં આવે છે.

તાત્પર્ય કે, પ્રતિબંધનો ક્ષય થવાથી અથવા અભાવ હોવાથી એકજ જન્મમાં અપરોક્ષજ્ઞાન થાય છે. વસિષ્ઠઋષિના ઉપદેશથી મંકી નામના બ્રાહ્મણને એક જ જન્મમાં અપરોક્ષજ્ઞાન થયું છે; યાજ્ઞવલ્કય ઋષિના ઉપદેશથી જનકરાજાને તેજ જન્મમાં અપરોક્ષજ્ઞાન થયું છે. હવે પ્રતિબંધનો સદ્‌ભાવ હોવાથી કેટલાક પુરુષોને જન્માંતરમાં અપરોક્ષજ્ઞાન થાય છે. જેમકે વામદેવને ગર્ભમાં અપરોક્ષજ્ઞાન થયું છે, અને જડભરતને ત્રીજા જન્મમાં અપરોક્ષજ્ઞાન થયું છે. તેપરથી જણાય છે કે, અપરોક્ષજ્ઞાન ઉત્પન્ન ન થવામાં પ્રતિબંધનો નાશ એજ કારણ છે, અને તે ઉત્પન્ન ન થવામાં પ્રતિબંધનો સદ્‌ભાવ કારણ છે. ૩૪

**અવતરણિકા**—હવે આ જન્મમાં વિચાર કરનાર પુરુષને જન્માંતરમાં પરોક્ષજ્ઞાન થાય છે, એ વિષયમાં શ્રુતિમાં આપેલું દૃષ્ટાંત કહે છે.

गर्भ एव शयानः सन्वामदेवोऽवबुद्धवान् ।
पूर्वाभ्यस्तविचारेण यद्वदध्ययनादिषु ।३५।
बहुवारमधीतेऽपि यदा नायाति चेत्पुनः ।
दिनांतरेऽनधीत्यैव पूर्वाधीतं स्मरेत्पुमान् ३६
कालेन परिपच्यंते कृषिदर्भादयो यथा ।
तद्वदात्मविचारोऽपि शनैः कालेन पच्यते ३७

શબ્દાર્થ—જેમ પૂર્વ જન્મમાં વારંવાર કરેલા વિચારથી, વામદેવ ગર્ભમાં જ રહ્યા થકા અધ્યયન આદિમાં જાણીતા થયા હતા; (૩૫) બહુ વાર અધ્યયન કર્યા છતાં પણ જો અધ્યયન ન આવડે તો પછી બીજે દિવસે અધ્યયન કર્યા વિના જ પુરુષ આગલે દિવસે કરેલાં અધ્યયનનું સ્મરણ કરે છે. (૩૬) જેમ કૃષિ (ખેડ) અને દર્ભ આદિ લાંબે કાળે ધીરે ધીરે પરિપક્વ થાય છે; તેમ આત્માનો વિચાર પણ લાંબે કાળે ધીરે ધીરે પરિપક્વ થાય છે. ૩૭

### ચન્દ્રકાન્ત વિવરણ

ગુરુ—ઐતરેય ઉપનિષદ્‌માં કહ્યું છે કે, 'गर्भे नु सन्नन्वेषामवेदमहं देवानां जनिमानि विश्वा। ગર્ભમાં વસતો સતો હું સર્વ દેવોની ઉત્પત્તિ આદિનો કરવાવાળો છું,' એ પ્રમાણે વામદેવ જાણતા હતા. હવે દેવોનાં જન્મને તો જે દેવોથી પહેલાં વિદ્યમાન હોય તે જાણી શકે, ત્યારે વામદેવ કેમ જાણે? તે કંઈ દેવોની પહેલાં વિદ્યમાન નહોતા. પણ જાણવાનું આમ છે કે, દેવથી પહેલાં બ્રહ્મ છે, અને તે બ્રહ્મરૂપે હું પોતે છું, એમ વામદેવ જાણતા હોવાથી જ, તે છેલ્લા જન્મમાં ગર્ભમાંથી જ સર્વે જાણતા હતા.

પૂર્વજન્મમાં જ વામદેવે બ્રહ્મ અને આત્માની એકતાનો વિચાર કર્યો હતો; પરંતુ કોઈ પ્રતિબંધનો સદ્‌ભાવ હોવાથી તે જન્મમાં તેઓને અપરોક્ષજ્ઞાન થયું નહિ; પણ બીજા જન્મમાં પ્રતિબંધનો ક્ષય થવાથી તેને ગર્ભમાં જ અપરોક્ષજ્ઞાન થયું હતું. ૩૫

દાખલા તરીકે જેમ કોઈ અધ્યયન કરનાર પુરુષને બહુ વાર ગોખવાથી પણ તે વખતે એક પાઠ કંઠે થતો નથી, પણ બીજે દિવસે પ્રાતઃકાલમાં ઉઠે ત્યારે ગોખ્યા વિના પણ તે સ્મરણમાં આવે છે; તેમ જ વામદેવને પણ પૂર્વજન્મમાં વિચાર કર્યા છતાં પણ, કંઇક પ્રતિબંધ હોવાથી અપરોક્ષજ્ઞાન થયું ન હતું, પણ તે પ્રતિબંધનો ક્ષય થવાથી બીજા જન્મમાં ગર્ભમાં જ અપરોક્ષજ્ઞાન થયું હતું. ૩૬

જેમ ખેડેલું ખેતર અને દર્ભ એક દિવસમાં પાકતાં નથી, પણ ખેતર ખેડ્યા પછી ત્રણ ચાર માસે લીલું કુંજાર થાય છે, અને કણસલાં બેસી, તે ભરાઈ, અનાજ પાકે છે; ગર્ભ પણ નવ માસે પાકે છે, રાયણ વગેરે વૃક્ષો પણ સો વરસે ફળ આપે છે; એમ કેટલીક વસ્તુ લાંબે કાળે પાકે છે, તેમ જ આત્મવિચાર પણ લાંબે કાળે પાકે છે. ૩૭

### (૨) અપરોક્ષ જ્ઞાનની ઉત્પત્તિમાં ત્રિવિધ પ્રતિબંધ

(૩૮–૫૭; ૧૬ શ્લોકો)

અવતરણિકા—'તત્ત્વનો બહુવાર વિચાર કર્યા છતાં પણ પ્રતિબંધની પ્રબળતાથી સાક્ષાત્કાર થતો નથી,' એમ વાર્તિકમાં કહ્યું છે તે કહે છેઃ—

पुनः पुनर्विचारेऽपि त्रिविधप्रतिबंधतः ।
न वेत्ति तत्त्वमित्येतद्वार्तिके सम्यगीरितम् ॥
कुतस्तज्ज्ञानमिति चेत्तद्धि बंधपरिक्षयात् ।
असावपि च भूतो वा भावी वा वर्ततेऽथवा ॥
अधीतवेदवेदार्थोऽप्यत एव न मुच्यते ।
हिरण्यनिधिदृष्टांतादिदमेव हि दर्शितम् ४०

શબ્દાર્થ—'વારંવાર વિચાર કર્યે સતે પણ ત્રણ પ્રકારના પ્રતિબંધથી મુમુક્ષુ પુરુષ તત્ત્વને જાણતો નથી,' એમ વાર્તિકમાં સારી રીતે કહ્યું છે. (૩૮) ત્યારે તે જ્ઞાન શાથી થાય? એમ તું પૂછતો હોય તો સાંભળ; તે બંધના નાશથી તે જ્ઞાનપ્રતિબંધ ભૂત, ભાવી અને વર્તમાન એમ ત્રણ પ્રકારનો છે. (૩૯) વેદ અને વેદાર્થ ભણેલો પુરુષ પણ એ પ્રતિબંધના સદ્‌ભાવથી જ મુક્ત થતો નથી. એટલા માટે જ, હિરણ્યના ભંડારનું દૃષ્ટાંત આપીને એ જ (પ્રતિબંધના સદ્‌ભાવથી વેદ અને વેદાર્થ ભણેલો પણ મુક્ત થતો નથી) દર્શાવ્યું છે. ૪૦

### ચન્દ્રકાન્ત વિવરણ

ગુરુ—આત્મસાક્ષાત્કાર થવામાં ત્રણ પ્રતિબંધ છે; તેની નિવૃત્તિ ન થઈ હોય તો

વિચાર કરવાથી પણ આત્માનો સાક્ષાત્કાર થતો નથી, એમ વાર્તિકકાર સુરેશ્વરાચાર્યજીએ વાર્તિકમાં કહ્યું છે. ૩૮

શિષ્ય–પૂર્વજન્મમાં નિરંતર વિચાર કરવાથી પણ અપરોક્ષજ્ઞાન ઉત્પન્ન થયું નહિ તો, જન્માંન્તરમાં તે અપરોક્ષજ્ઞાન કેમ ઉત્પન્ન થશે?

ગુરુ–એ સંબંધમાં વાર્તિકકાર સુરેશ્વરાચાર્યજી કહે છે કે, પૂર્વજન્મમાં પ્રતિબંધ હતો, તેથી વિચાર કરવાથી પણ જ્ઞાન ઉત્પન્ન ન થયું; પણ આ જન્મમાં, એટલે જન્માંતરમાં, પ્રતિબંધનો ક્ષય થયો ત્યારે જ્ઞાન ઉત્પન્ન થશે.

શિષ્ય–એ પ્રતિબધ કેટલા પ્રકારના છે.

ગુરુ–પ્રતિબંધ ત્રણ પ્રકારના છે. પૂર્વના સ્નેહથી પદાર્થમાં આસક્તિ થવી, અને તેથી જ્ઞાનનો પ્રતિબંધ થવો તેને ભૂતપ્રતિબધ કહે છે. જન્માંતરનો હેતુ એટલે અવશિષ્ટ પ્રારબ્ધકર્મ, એ ભાવીપ્રતિબંધ છે, અને વિષયમાં આસક્તિ આદિથી જ્ઞાનનો પ્રતિબંધ થવો, એ વર્તમાન પ્રતિબંધ છે. ૩૯

શિષ્ય–પ્રતિબંધ ત્રણ પ્રકારના છે, તેથી શું થશે?

ગુરુ–એ પ્રતિબંધ હોવાથી વેદ અને વેદાર્થ જાણનારને પણ અપરોક્ષજ્ઞાન ઉત્પન્ન થતું નથી.

શિષ્ય–પ્રતિબંધ હોવાથી જ્ઞાન થતું નથી, તેમાં કાંઈ પ્રમાણ છે?

ગુરુ–હા, છાંદોગ્ય ઉપનિષદમાં આ વચન છે કે, 'यथा हिरण्यनिधिं निहितमक्षेत्रज्ञा उपर्युपरि संचरंतो न विन्देयुः एवमेवेमाः सर्वाः प्रजाः अहरहर्ब्रह्मलोकं गच्छंत्य एतं ब्रह्मलोकं न विंदंत्यनृतेन हि प्रत्यूढाः॥ જેમ પૃથ્વીમાં દાટેલા સોનાના નિધિને, તે સ્થલને નહિ જાણનાર પુરુષો, તે સુવર્ણનિધિની ઉપર ઉપરથી આવજા કરતાં છતાં પણ, તે નિધિને જાણતા નથી, તેમ આ સર્વ પ્રજાઓ–જીવો, સુષુપ્તિ સમયમાં પ્રતિદિન બ્રહ્મલોક (બ્રહ્મસ્વરૂપ) ને પ્રાપ્ત થતાં છતાં પણ, મિથ્યા જ્ઞાનથી પ્રતિબંધવાળા હોવાથી બ્રહ્મલોકને જાણતા નથી.' એટલે, જેમ કોઈ પુરુષે પૃથ્વીમાં ધન દાટ્યું હોય, પણ તેને ન જાણનારા પુરુષો તેની ઉપરથી પ્રતિદિન આવજાવ કરતા રહે છે, ને સુવર્ણ . . ની નીચે હોય તોપણ તેઓને સુવર્ણ પ્રાપ્ત થતું નથી; કારણ કે સુવર્ણ ઉપર મૃત્તિકારૂપ પ્રતિબંધ છે; તેમજ સર્વે જીવો સુષુપ્તિ અવસ્થામાં બ્રહ્મસ્વરૂપને પ્રાપ્ત થાય છે, તોપણ તેને બ્રહ્મસ્વરૂપનો સાક્ષાત્કાર થતો નથી; કેમકે તેમાં અજ્ઞાનરૂપ પ્રતિબંધ છે. ૪૦

અવતરણિકા–હવે ત્રણ પ્રકારના પ્રતિબંધ કેવી રીતના છે, તે દર્શાવે છે.

अतीतेनापि महिषीस्नेहेन प्रतिबंधतः ।
भिक्षुस्तत्त्वं न वेदेति गाथा लोके प्रगीयते ४१
अनुसृत्य गुरुः स्नेहं महिष्यां तत्त्वमुक्तवान्।
ततो यथावद्वेदैषः प्रतिबंधस्य संक्षयात् ४२
प्रतिबंधो वर्त्तमानो विषयासक्तिलक्षणः ।
प्रज्ञामांद्यं कुतर्कश्च विपर्ययदुराग्रहः ॥४३॥
शमाद्यैः श्रवणाद्यैश्च तत्र तत्रोचितैः क्षयम् ।
नीतेऽस्मिन्प्रतिबंधेऽतः स्वस्य ब्रह्मत्वमश्नुते॥
आगामिप्रतिबंधश्च वामदेवे समीरितः ।
एकेन जन्मना क्षीणो भरतस्य त्रिजन्मभिः॥

શબ્દાર્થ–પૂર્વ જન્મના ભેંસ સાથેના સ્નેહના પ્રતિબંધથી સંન્યાસીએ તત્ત્વ જાણ્યું ન હતું, એ પ્રકારે લોકમાં વાત ચાલે છે. (૪૧) પરંતુ પછી તેના ગુરુએ, મહિષીમાંના સ્નેહને અનુસરીને તત્ત્વ કહ્યું, તેથી એણે (ભૂતપ્રતિબંધવાળા સંન્યાસીએ) પ્રતિબંધના સર્વથા ક્ષયથી યથાર્થ તત્ત્વને જાણ્યું હતું. (૪૨) વિષયમાં આસક્તિ, બુદ્ધિની મંદતા, કુતર્ક અને વિપર્યય (આત્મામાં કર્તૃતા ભોક્તૃતા આદિ વિપરીત જ્ઞાન)માં દુરાગ્રહ થવો એ વર્તમાન પ્રતિબંધ કહેવાય છે. (૪૩) તે તે પ્રતિબંધોની નિવૃત્તિમાં ઉચિત એવાં શમ આદિ અને શ્રવણ આદિ સાધનોથી તે પ્રતિબંધના ક્ષયને પ્રાપ્ત કર્યાથી પોતાનાં બ્રહ્મપણાંને પ્રાપ્ત થવાય છે. (૪૪) ભાવીપ્રતિબંધ, વામદેવના સંબંધમાં કહ્યો છે. (ભાવીપ્રતિબંધ, વામદેવને) એક જન્મમાં ક્ષીણ થયો હતો, અને ભરતને ત્રણ જન્મે ક્ષીણ થયો હતો. ૪૫

## ચન્દ્રકાન્ત વિવરણ

શિષ્ય–તમે ત્રણ પ્રતિબંધ કહ્યા, તેમાં ભૂતપ્રતિબંધ પણ કહ્યો છે. હવે વર્તમાન અને ભાવીની પ્રતિબંધકતા તો જોવામાં આવે છે.

પરંતુ ભૂતની પ્રતિબંધકતા તો કોઈ સ્થળે જોવામાં આવતી નથી.

ગુરુ–જેમ વર્તમાનની અને ભાવીની પ્રતિબંધકતા છે, તેમ ભૂતની પણ પ્રતિબંધકતા છે, કોઇએક સંન્યાસી હતો. તેને ગૃહસ્થાશ્રમમાં એક ભેંસ ઉપર ઘણો સ્નેહ હતો. ઈશ્વરેચ્છાથી તેણે સન્યાસ ગ્રહણ કર્યો, પણ ભેંસમાં સ્નેહ રહી ગયો. તે સ્નેહરૂપ ભૂતપ્રતિબંધથી શ્રવણાદિક ઘણું કીધું, પણ તેને જ્ઞાન થયું નહિ. ૪૧

શિષ્ય–તેવા ભૂતપ્રતિબંધવાળાને જ્ઞાન કેમ થાય ?

ગુરુ–જે ભૂતપ્રતિબંધ હોય, તેને અનુસરીને જ્ઞાનનો ઉપદેશ કરવાથી ભૂતપ્રતિબંધનો નાશ થાય છે, અને તેથી જ્ઞાન ઉત્પન્ન થાય છે. ભૂતપ્રતિબંધવાળા સંન્યાસીને પણ તેના ગુરુએ ભેંસમાં બંધાયલા સ્નેહને અનુસરી તત્ત્વજ્ઞાનનો ઉપદેશ કર્યો હતો, તેથી તેને તત્ત્વજ્ઞાન થયું હતું.

શિષ્ય–સંન્યાસી અને ભેંસની કથા શી છે, તે મને કહો.

એક બ્રાહ્મણ હતો. તેને ઘેર ઘણી ભેંસો હતી. તેમાં એક ભેંસ ઉપર તેને પરમ પ્રીતિ હતી. દૈવેચ્છાથી તે બ્રાહ્મણે, વૈરાગ્ય થવાથી, સંસારનો ત્યાગ કરી, સન્યાસ ગ્રહણ કર્યો અને તે કોઈ મહાત્મા ગુરુ પાસે જઈ વેદાંતશાસ્ત્રનું શ્રવણ કરવા લાગ્યો; પરંતુ તેનું ચિત્ત પેલી ભેંસમાં ચોંટયું હતું, તેથી તેનુ ચિત્ત શ્રવણમાં કે મનનમાં પરિપૂર્ણ લાગતું નહતું. એ ભેંસમાં સ્નેહરૂપ ભૂતપ્રતિબંધથી, ગુરુએ આત્મતત્ત્વનો ઉપદેશ કર્યા છતાં પણ, તેને આત્મતત્ત્વનો સાક્ષાત્કાર થયો નહિ. આવું ગુરુના જોવામાં આવવાથી એક દિવસે તે પરમ દયાળુ ગુરુએ તેને પૂછ્યું કે, હે મુમુક્ષુ ! મેં તને આત્મતત્ત્વનો યથાર્થ ઉપદેશ કર્યો છે, તોપણ તને આત્મતત્ત્વનો સાક્ષાત્કાર થયો નહિ તેનુ શું કારણ છે ? તું શ્રવણ કરી મનન કરે છે કે નહિ ?

સંન્યાસી–હે ગુરુ મહારાજ! મારાથી મનન થતું નથી.

ગુરુ–હે સંન્યાસી! તું જાણે છે કે, મનન કર્યા વિના સશયોની નિવૃત્તિ થતી નથી, અને તેથી તત્ત્વનો સાક્ષાત્કાર થતો નથી, તોપણ તારાથી મનન કેમ થતું નથી?

સંન્યાસી—ગુરુ મહારાજ! આપનું કથન યથાર્થ છે કે, મનન વિના સંશયોની નિવૃત્તિ થતી નથી, તોપણ આ મનને અવકાશ ન મળવાથી મનન કરી શકાતું નથી.

ગુરુ–તુ સંન્યાસી છે, ત્હેં સર્વ પરિગ્રહનો ત્યાગ કર્યો છે, તોપણ તને અવકાશ મળતો નથી, એમ કહે છે; તેથી તારા મનમાં અન્ય પદાર્થનું મનન હોય, એવું અનુમાન થાય છે.

સંન્યાસી–તેમજ છે, ગુરુજી! પૂર્વાશ્રમની એક ભેંસમાં મારું મન સર્વદા ચોંટયું રહે છે, તેથી શ્રવણ કરેલાનુ મનન થઇ શકતુ નથી.

એવાં તે સંન્યાસીનાં વચન સાંભળી, ગુરુએ વિચાર કર્યો કે, સર્વસ્વનો ત્યાગ કર્યો તોપણ આ સંન્યાસીને ભેંસમાં સ્નેહ રહી ગયો છે; તે સ્નેહ અન્ય ઉપાયથી નિવૃત્ત થાય તેમ નથી, માટે ભેંસમાં રહેલ સ્નેહને અનુસરી એને ઉપદેશ કરવાથી જ એની સ્નેહ સાંકળ તૂટશે.

એમ વિચારી ગુરુએ કહ્યું, ત્યારે તું 'ભેંસરૂપ બ્રહ્મ હું છું' એવી ઉપાસના કર. ગુરુનાં એવાં વચનો સાંભળી તે સંન્યાસી, 'ભેંસરૂપ બ્રહ્મ હું છું' એવી ઉપાસના કરવા લાગ્યો, અને તેથી તેનું ચિત્ત ભેંસમાં એકાગ્ર થયું. એક સમયે 'હું ભેંસરૂપ બ્રહ્મ છું' એવી દૃઢ ભાવના તેના ચિત્તમાં થઈ તે જાણી, ગુરુએ સંન્યાસીને કહ્યું;

'હે સંન્યાસી! તુ આ કુટી (ઝુંપડી) ની અંદર આવ, અને હું કહું તે સાંભળ.'

સંન્યાસી–ગુરુ મહારાજ! મારું શરીર અતિ સ્થૂલ છે, મારાં શીંગડાં બહુ મોટાં છે, અને આપની કુટીનું દ્વાર નાનુ છે, તેથી તેની અંદર હું કેમ પ્રવેશ કરી શકું ?

એવાં તે સંન્યાસીનાં વચન સાંભળી, ગુરુએ જાણ્યું કે, 'આ સંન્યાસી ભેંસની ભાવનાથી પોતાને ભેંસરૂપ માને છે; પણ જેમ તેને ભેંસની ભાવનાથી ભેસરૂપતાનો સાક્ષાત્કાર થયો છે, તેમ આત્માની ભાવનાથી તેને આત્મરૂપતાનો સાક્ષાત્કાર પણ થશે; માટે તેને આત્મતત્ત્વનો હવે ઉપદેશ કરવો યોગ્ય છે.' એવો વિચાર કરી, ગુરુએ કહ્યું. 'તુ ભેંસરૂપ નથી, ભેંસની ભાવનાથી તું પોતાને ભેંસરૂપ માને છે, પણ તેમ નથી. તુ તો મનુષ્ય છે.'

સંન્યાસી–હું મનુષ્યરૂપ છું, એમાં શું પ્રમાણ છે?

ગુરુ–એમાં પ્રત્યક્ષ પ્રમાણ છે. જળમાં તું તારું પ્રતિબિંબ જો, એટલે નિશ્ચય થશે.

તુરત તે સન્યાસીએ જળમાં પોતાનું પ્રતિબિંબ જોયું તો નિશ્ચય થયો કે, 'હું મનુષ્ય છું,' એટલે કહ્યું, 'ગુરુ મહારાજ! આપનું કથન યથાર્થ છે, હું મનુષ્ય છું, પણ ભેંસ નથી.'

ગુરુ–હે મહાત્મન્! તને જેમ ભેંસની ભાવનાથી ભેંસરૂપતાની પ્રાપ્તિ થઈ, તેમ બ્રહ્મની ભાવનાથી બ્રહ્મરૂપતાની પ્રાપ્તિ થશે, અને તેથી બ્રહ્મનો સાક્ષાત્કાર થશે. તુ લક્ષ્ય કર કે, હું બ્રહ્મ છુ.

એવાં ગુરુનાં વચન સાંભળી, તે સન્યાસી બ્રહ્મની ભાવના કરવા લાગ્યો, એટલે ભેંસમાં બંધાયલી સ્નેહરૂપી પ્રતિબંધની નિવૃત્તિ થઈ ગઈ, અને તેથી તેને બ્રહ્મનો સાક્ષાત્કાર થયો.

એ સન્યાસીની પેઠે ઉપાસના કરવાથી ભૂતપ્રતિબંધની નિવૃત્તિ થાય છે. ૪૨

ગુરુ–હે શિષ્ય! હવે વર્તમાનપ્રતિબંધ કહું છુ, તેનુ શ્રવણ કર વર્તમાન પ્રતિબંધ ચાર પ્રકારનો છે વિષયાસક્તિ, બુદ્ધિની મંદતા, કુતર્ક, અને વિપર્યય. (૧) વિષયમાં આસક્તિ હોવાથી મન સર્વદા વિષયનુ ચિંતન કર્યા કરે છે, અને આત્મસ્વરૂપનુ ચિંતન થઈ શકતું નથી, તેથી આત્મસ્વરૂપનો સાક્ષાત્કાર થતો નથી. (૨) બુદ્ધિ મંદ હોવાથી ગુરુ જે ઉપદેશ કરે તે યથાર્થ સમજી શકાતો નથી, અને તેનુ સ્મરણ પણ રહેતું નથી, તેથી મનન પણ થઈ શકતુ નથી, અને મનન વિના આત્મસ્વરૂપનો સાક્ષાત્કાર પણ થતો નથી. (૩) કુતર્ક એટલે શ્રુતિવિરુદ્ધ યુક્તિથી શ્રુતિઓનો અન્યથા અર્થ કરવો, અને એવા કુતર્કો કરવાથી શ્રુતિઓ ઉપર અને ગુરુનાં વાક્યો ઉપર આસ્થા રહેતી નથી, તેથી આત્મસ્વરૂપનો સાક્ષાત્કાર થતો નથી. (૪) વિપર્યય દુરાગ્રહ એટલે વિપરીત જ્ઞાનમાં યુક્તિ વિનાનો અભિનિવેશ. 'કર્તૃતા ભોક્તૃતા આદિ ધર્મો આત્માના છે, એમ માનવું,' એ વિપરીત જ્ઞાન છે. વિપરીત ભાવનાથી આત્મામાં અનાત્મધર્મોના આરોપો પણ થાય છે, અને તેથી આત્મસ્વરૂપનો સાક્ષાત્કાર થતો નથી. એ ચાર પ્રતિબંધમાંથી એક પણ પ્રતિબંધ હોય તો અપરોક્ષજ્ઞાન ઉત્પન્ન થતું નથી. ૪૩

શિષ્ય–વર્તમાનપ્રતિબંધના ક્ષયનો ઉપાય શું છે?

ગુરુ–શમ, દમ વગેરે કરવાથી અને શ્રવણ વગેરે કરવાથી વર્તમાન પ્રતિબંધનો ક્ષય થાય છે. शांतो दांत उपरतस्तितिक्षुः समाहितो भूत्वा । શાંત (મનોનિગ્રહવાળો), દાંત (ઇંદ્રિયનિગ્રહવાળો), ઉપરત (ઉપરામવાળો), તિતિક્ષાવાળો, અને સમાહિત (સમાધાનવાળો) થવાથી, તેમજ श्रोतव्यो मंतव्यो निदिध्यासितव्यः । શ્રવણ યોગ્ય, મનન યોગ્ય અને નિદિધ્યાસન યોગ્ય એટલે શ્રવણ મનન અને નિદિધ્યાસન સાધનોથી ચારે પ્રકારના પ્રતિબંધનો ક્ષય થાય છે. તેમાં શમ, દમ આદિ સાધનોથી વિષયમાં આસક્તિરૂપ પ્રતિબંધનો ક્ષય થાય છે; વારંવાર શ્રવણ કરવાથી બુદ્ધિની મંદતારૂપ પ્રતિબંધનો ક્ષય થાય છે, મનન કરવાથી કુતર્ક પ્રતિબંધનો ક્ષય થાય છે; અને નિદિધ્યાસનથી વિપર્યય દુરાગ્રહરૂપ પ્રતિબંધનો ક્ષય થાય છે. એ ઉપાયથી વર્તમાનપ્રતિબંધનો ક્ષય થવાથી, આત્માની બ્રહ્મરૂપતાનો સાક્ષાત્કાર થાય છે. ૪૪

શિષ્ય–ભાવિપ્રતિબંધના ક્ષયનો ઉપાય કહો?

ભાવીપ્રતિબંધ જન્માંતરનો હેતુ છે. એ જ પ્રારબ્ધશેષ કહેવાય છે. ભોગ વિના એ પ્રારબ્ધ કર્મની નિવૃત્તિ થતી નથી, એટલા માટે ભાવીપ્રતિબંધમાં કાળનો નિયમ નથી. એ પ્રતિબંધ કોઇને એક જન્મે ક્ષીણ થાય છે, અને કોઇને અનેક જન્મે ક્ષીણ થાય છે. વામદેવને એક જન્મે ભાવી પ્રતિબંધનો ક્ષય થયો હતો, એમ ઐતરેય ઉપનિષદ્માં દર્શાવ્યુ છે, અને જડભરતને ત્રણ જન્મે ભાવી પ્રતિબંધનો ક્ષય થયો હતો, એમ ભાગવતમાં દર્શાવ્યુ છે. ૪૫

અવતરણિકા–શિષ્ય, ભાવી પ્રતિબંધના ક્ષયના કાળના નિયમમાં આશંકા કરે છે, અને ગુરુ તેનું ઉત્તર આપે છે

योगभ्रष्टस्य गीतायामतीते बहुजन्मनि ।
प्रतिबंधक्षयः प्रोक्तो न विचारोऽप्यनर्थकः ॥
प्राप्य पुण्यकृतांल्लोकानात्मतत्त्वविचारतः ।
शुचीनां श्रीमतां गेहे साभिलाषोऽभिजायते
अथवा योगिनामेव कुले भवति धीमताम् ।
निस्पृहो ब्रह्मतत्त्वस्य विचारात्तद्धि दुर्लभम् ॥

तत्र तं बुद्धिसंयोगं लभते पौर्वदेहिकम् ।
यतते च ततो भूयस्तस्मादेतद्धि दुर्लभम् ४९
पूर्वाभ्यासेन तेनैव ह्रियते ह्यवशोऽपि सः ।
अनेकजन्मसंसिद्धस्ततो याति परां गतिम् ॥

શબ્દાર્થ–ગીતામાં બહુ જન્મ વ્યતીત થયે છતે યોગભ્રષ્ટના પ્રતિબંધનો ક્ષય કહ્યો છે, પરંતુ (બ્રહ્મ અને આત્માની એકતાનો) વિચાર નિષ્ફલ નથી. (૪૬) આત્મતત્ત્વના વિચારથી પુણ્યથી પ્રાપ્ત કરેલા લોકમાં જઈ, ચિરકાલ વસી, યોગભ્રષ્ટ (જે છે તે) શુચિ (પવિત્ર) અને શ્રીમતોને ઘેર જન્મે છે. (૪૭) અથવા નિષ્કામ [યોગભ્રષ્ટ] બ્રહ્મતત્ત્વના વિચારથી, બુદ્ધિમાન્ (આત્મતત્ત્વના નિશ્ચિત વિચારવાળા) યોગીઓના કુળમાં ઉદ્ભવે છે; આ વિશ્વમા એ જ દુર્લભ છે કે, આવો (યોગીકુળમાં) જન્મ થાય (૪૮) ત્યાં (યોગી કુળમાં) પૌર્વદેહિક (પૂર્વ દેહમા કરેલા) તે બુદ્ધિસંયોગ(તત્ત્વ વિચાર કરવાવાળી બુદ્ધિના સબધ)ને પામે છે, તેથી [આત્મવિચારમા] અધિક યત્ન કરે છે, તે માટે એ (યોગીકુળમાં જન્મ) દુર્લભ છે. (૪૯) તે અવશ છતો પણ પૂર્વના તે જ અભ્યાસને લીધે ખેંચાય છે. એ પ્રમાણે અનેક જન્મોમાં પ્રયત્નથી સંસિદ્ધ (તત્ત્વજ્ઞાન સંપન્ન) થઈને, તેથી તે પરમ ગતિને પામે છે. ૫૦

## ચન્દ્રકાન્ત વિવરણ

શિષ્ય–એક જન્મે વામદેવના ભાવીપ્રતિબધનો ક્ષય થયો, અને ત્રણ જન્મે જડભરતના ભાવી પ્રતિબધનો ક્ષય થયો, તેથી ભાવીપ્રતિબધના ક્ષયના કાળનો નિયમ તો તમે પોતે કર્યો, ત્યારે ભાવી પ્રીતિબધની નિવૃત્તિમાં કાળનો નિયમ નથી, એમ શા માટે કહ્યુ ?

ગુરુ–ગીતાના છઠ્ઠા અધ્યાયમાં શ્રીકૃષ્ણ પરમાત્માએ, 'બહુ જન્મો વ્યતીત થયે યોગભ્રષ્ટ પુરુષના ભાવીપ્રતિબધનો ક્ષય થાય છે,' એમ કહ્યુ છે, તેથી કોઇના ભાવીપ્રતિબધનો ક્ષય એક જન્મે થાય છે, કોઇના ભાવી પ્રતિબધનો ક્ષય બે જન્મે, અને કોઇનો ત્રણ જન્મે, અને કોઇનો બહુ જન્મે ક્ષય થાય છે, એટલે જેટલા જન્મમા પ્રતિબધ હોય, તેટલા જન્મના સાધનો થાય ત્યારે તેનો ક્ષય થાય છે. જે પુરુષ બ્રહ્મના સાક્ષાત્કાર માટે વિચારમા પ્રવૃત્ત થયો હોય, અને બ્રહ્મના સાક્ષાત્કાર થયા પહેલા દેહપાત થાય તો તે યોગભ્રષ્ટ કહેવાય છે.

શિષ્ય–જ્યારે બ્રહ્મના સાક્ષાત્કાર માટે વિચારમા પ્રવૃત્ત થાય અને બ્રહ્મના સાક્ષાત્કાર થયા પહેલાં તો તેનો દેહપાત થઈ જાય, ત્યારે કરેલો વિચાર શુ નિષ્ફલ થાય ?

ગુરુ–વિચાર નિષ્ફલ થતો નથી, કારણ કે પ્રીતિબધની નિવૃત્તિ થયા પછી તત્કાલ અપરોક્ષજ્ઞાનરૂપ ફલની પ્રાપ્તિ થાય છે પૂર્વજન્મમાં કરેલા વિચારના સસ્કારથી અન્ય જન્મમાં પણ વિચારમા પ્રવૃત્તિ થાય છે, અને અન્ય જન્મમા પણ અપરોક્ષજ્ઞાન ન થાય તો ત્રીજા જન્મમા પણ, પૂર્વજન્મમા કરેલા વિચારના સસ્કારને લીધે, વિચારમા પ્રવૃત્તિ થાય છે એવી રીતે જન્મે જન્મે વિચારમા વૃદ્ધિ થતી જાય છે, અને સાધનસપત્તિ પણ અનુકૂળ મળે છે તેથી જે જન્મમાં મોક્ષજ્ઞાન થાય, તે જન્મમાં મોક્ષ થાય છે, એટલે વિચારનુ મોક્ષરૂપ ફળ છે ૪૬

શિષ્ય–પણ એનુ રહસ્ય શુ છે, તે તો કહો ?

ગુરુ–એનુ રહસ્ય એ છે કે, કોઈ એક કર્મ અનેક જન્મનો હેતુ હોય છે જેમ કે બ્રહ્મહત્યારૂપ કર્મ લે બ્રહ્મહત્યાથી નરકના દુખનો અનુભવ થાય છે તે પછી શ્વાન, સર્પ, દેડકા આદિ દશ જન્મનુ કારણ પણ એ જ છે તે જ પ્રમાણે કાર્તિકી પૂર્ણિમાને દિવસે કાર્તિક સ્વામીનુ દર્શનરૂપ કર્મ સાત જન્મ આપવાવાળુ છે ધનાદિ વિભૂતિ સપન્ન સાત બ્રાહ્મણ જન્મનો એ હેતુ છે, એવુ શાસ્ત્રમા કહેલુ છે એ પ્રમાણે અનેક જન્મનો હેતુ એવુ કોઈ એક કર્મ પ્રારબ્ધરૂપે ફળનો આરભક થાય છે, એને જ આગામી પ્રતિબંધ કહે છે

શિષ્ય–ત્યારે જ્ઞાન કયા જન્મમા થાય ?

ગુરુ–હવે શ્રવણાદિ વિચારરૂપ જ્ઞાનના સાધનોમા પ્રવર્તેલા પુરુષને પણ આ પ્રતિબંધ હોવાથી જ્ઞાનની ઉત્પત્તિ થતી નથી એટલા માટે આ કર્મોના ફળરૂપ અતના-ઉત્તરના જન્મમા જ્ઞાન થાય છે, એવુ માનવુ પડે છે.

શિષ્ય–એમ માનવાનુ કારણ શુ ?

ગુરુ–એમ માનવાનું કારણ આટલા માટે છે.

(૧) એક તો ફળ આપવાનો જેનો આરંભ થયો છે, એવું પ્રારબ્ધ કર્મ ભોગ વિના નાશ પામતું નથી, એવો ઈશ્વરનો સંકલ્પ છે, અને (૨) બીજું એ કે, "આ જ્ઞાનીના પ્રાણ દેહની બહાર જતા નથી, પણ આ દેહમાં જ લય પામે છે." એવું શ્રુતિનું વચન છે; તેમ "તે જ્ઞાનીને ત્યાં સુધી મોક્ષ મળવામાં વિલંબ છે, જ્યાં સુધી દેહનો પાત થયો હોય નહિ, અને પછી સદ્-બ્રહ્મને પ્રાપ્ત થાય છે." આ છાંદોગ્ય શ્રુતિનું વચન છે. આ શ્રુતિઓ જ્ઞાનવાનને બીજો જન્મ થતો નથી, એવું જણાવે છે. એવો જ્ઞાનનો મહિમા છે.

(૧) એટલા માટે વચ્ચેના જન્મો વિષે જ્ઞાનની ઉત્પત્તિ માનીને જો બીજા જન્મોનો અનગીકાર કરીએ તો પ્રારબ્ધ વ્યર્થ થઈ જાય છે એટલે ઈશ્વરી સકલ્પનો ભગ થાય, અને (૨) જો બીજા જન્મોનો અંગીકાર કરીએ તો જ્ઞાનના મહિમાનો ભંગ થાય છે.

શિષ્ય–ત્યારે આ બે અનિષ્ટો વચ્ચે શો માર્ગ લેવો?

ગુરુ–આ બન્ને અનિષ્ટો છે. એટલા માટે છેવટના જન્મમાં જ્ઞાનની ઉત્પત્તિ થાય છે, એવો મત અંગીકાર કરવો જોઇએ. એમ કરવાથી ઈશ્વરના સકલ્પનો તેમ જ જ્ઞાનના મહિમાનો ભંગ થતો નથી, કે તેને હાનિ થતી નથી; તેમ પૂર્વે કરેલો વિચાર પણ વ્યર્થ જતો નથી. પરંતુ સફળ થાય છે.

આત્મતત્ત્વનો વિચાર કદી પણ વ્યર્થ થતો નથી: કેમકે પ્રતિબંધના સદ્‌ભાવથી એક જન્મમાં વિચાર કર્યા છતાં અપરોક્ષજ્ઞાન ન થાય, તો અન્ય જન્મમાં પ્રતિબંધનો ક્ષય થવાથી, અપરોક્ષજ્ઞાન થાય છે. આત્મવિચાર કરતાં, અપરોક્ષજ્ઞાન થયા પહેલાં, દેહપાત થાય તો તે 'યોગભ્રષ્ટ કહેવાય છે,' એવી રીતે યોગભ્રષ્ટનું લક્ષણ કહ્યું છે. એ યોગભ્રષ્ટ પુરુષ બે પ્રકારના હોય છે. સકામ યોગભ્રષ્ટ અને નિષ્કામ યોગભ્રષ્ટ. વિષયોની ઇચ્છાવાળો, સકામ યોગભ્રષ્ટ કહેવાય છે અને વિષયોની ઇચ્છા વિનાનો, નિષ્કામ યોગભ્રષ્ટ કહેવાય છે. સકામ યોગભ્રષ્ટ, આત્મતત્ત્વના વિચારના બળથી જ સપ્તલોકમાંના સ્વર્ગ વગેરેમાંથી કોઈ, કે જે પુણ્યવાનના લોક છે, તેને પ્રાપ્ત થાય છે. ત્યાં ચિરકાલપર્યંત પોતાના પુણ્યનો ઉપભોગ કર્યા પછી, તે સુખભોગનો અંત આવે ત્યારે તે યોગભ્રષ્ટ, ભોગવાસનાના પ્રાબલ્યથી જે જન્મ લે છે તે કોઈ માતા અને પિતાથી શુદ્ધ એવા પવિત્ર શ્રીમાનના કુળમાં જન્મે છે. ૪૭

પણ યોગભ્રષ્ટ નિષ્કામ હોય તો તે બ્રહ્મતત્ત્વના વિચારથી જ આત્મતત્ત્વના નિશ્ચયવાળા અને ચિત્તની એકાગ્રતાવાળા મહાત્માઓના કુળમાં જન્મે છે. જો વૈરાગ્યભાવના પ્રબળ હોય તો કોઈ શ્રદ્ધાળુ વૈરાગ્યાદિ સંપન્ન યોગીને ત્યાં જન્મે છે. એ જ જન્મ દુર્લભ છે. યોગીને ત્યાં જન્મે કે શ્રીમાનને ત્યાં જન્મે, એ બંને સ્થળેથી મોક્ષનો સંભવ છે. યોગીને ત્યાં કે શ્રીમાનને ત્યાં જન્મ્યા પછી, પૂર્વના દેહમાં કરેલા પ્રયત્નથી થયેલી બુદ્ધિનો સંસાર ઉદય પામે છે, ને અધુરું હોય છે તે લેઈ બેસે છે ને તેમાં વધે છે. જ્યારે વિચારની પૂર્ણતા થાય છે ત્યારે મુક્ત થાય છે.

શિષ્ય–સકામ યોગભ્રષ્ટના જન્મ કરતાં નિષ્કામ યોગભ્રષ્ટના જન્મમાં શું વિશેષ છે?

ગુરુ–આત્મવેત્તા મહાત્માઓના કુળમાં જન્મ, અતિ દુર્લભ છે; કારણ કે અલ્પપુણ્યથી તેવા કુળમાં જન્મ થતો નથી. નિષ્કામ યોગભ્રષ્ટ, મહાપુણ્યવાન્ હોય છે, તેથી તેનો જન્મ, તેવા મહાત્મા આત્મવેત્તાઓના કુળમાં થાય છે. પવિત્ર શ્રીમાનને ઘેર જન્મ સુલભ છે; કેમકે તે તો થોડા પુણ્યવાળાને પણ પ્રાપ્ત થાય છે. એવી રીતે સકામ યોગભ્રષ્ટ કરતાં નિષ્કામ યોગભ્રષ્ટનો જન્મ ઉત્તમ છે. ૪૮

આત્મવેત્તા યોગીઓના કુળમાં જન્મ થવાથી એ યોગભ્રષ્ટને, પૂર્વજન્મમાં કરેલા આત્મતત્ત્વના વિચારની બુદ્ધિ, તાત્કાલ ઉત્પન્ન થાય છે, તેથી તે પૂર્વજન્મમાં વિચાર કરતાં, વર્તમાન જન્મમાં વિશેષ વિચાર કરે છે. માટે યોગી કુળમાં જન્મ થવો, એ અતિ દુર્લભ છે. ૪૯

નિષ્કામ યોગભ્રષ્ટ, પૂર્વ જન્મ કરતાં વર્તમાન જન્મમાં વિશેષ અભ્યાસ કરે છે, તેનું કારણ એટલું જ છે કે, તે જન્મમાં કર્મને વશ હોય છે, તોપણ પૂર્વજન્મમાં કરેલા તત્ત્વવિચારનો અ-

ભ્યાસ, તેને તત્ત્વ વિચારમાં ખેંચે છે અને તેથી, જો હું તત્ત્વવિચારમાં પ્રમાદ કરીશ તો મને જન્મ મરણ આદિ દુઃખની પ્રાપ્તિ થશે, એવો વિચાર ઉત્પન્ન થાય છે અને તેથી તે, તે જન્મમાં પણ આત્મતત્ત્વનો જ વિચાર કરે છે. એવી રીતે અનેક જન્મોમાં આત્મતત્ત્વના વિચારના અભ્યાસથી, અપરોક્ષતત્ત્વજ્ઞાન થાય છે અને તેથી મોક્ષ થાય છે. ૫૦

અવતરણિકા-એક ભાવી પ્રતિબંધ આ પ્રકરણના ૪૫ મા શ્લોકમાં કહ્યો. હવે બીજો ભાવી પ્રતિબંધ દર્શાવે છે.

ब्रह्मलोकाभिवांछायां सम्यक् सत्यां निरुध्य तां ।
विचारयेद्य आत्मानं न तु साक्षात्करोत्ययम्

શબ્દાર્થ-બ્રહ્મલોકની ઇચ્છા પરિપૂર્ણ હોવા છતાં પણ તેને રોકીને જે પુરુષ આત્માનો વિચાર કરે છે તેવા પુરુષને (બ્રહ્મવિચાર) આત્માનો સાક્ષાત્કાર કરાવનાર થતો નથી. ૫૧

## ચન્દ્રકાન્ત વિવરણ

ગુરુ-વળી ભાવીપ્રતિબંધ, બે પ્રકારનો હોય છે; ઐહિક ભાવીપ્રતિબંધ અને પારલૌકિક ભાવીપ્રતિબંધ. આ લોકના પદાર્થમાં ઇચ્છા રહેવાથી જે મોક્ષનો પ્રતિબંધ થાય તે ઐહિક ભાવીપ્રતિબંધ અને બ્રહ્મલોકમાં ઇચ્છા રહેવાથી જે મોક્ષનો પ્રતિબંધ થાય છે, તે પારલૌકિક ભાવીપ્રતિબંધ છે. જે પુરુષ બ્રહ્મલોકની ઇચ્છા, પરિપૂર્ણ હોય, તથાપિ તેને રોકી આત્મતત્ત્વનો વિચાર કરે છે, તેને પણ આત્માનું પરોક્ષજ્ઞાન થતુ નથી; કારણ કે તેને બ્રહ્મલોકની ઇચ્છાથી તેની જ પ્રાપ્તિ થાય છે. ૫૧

અવતરણિકા-બ્રહ્મલોકની કામનાવાળાને પણ કદાપિ મુક્તિ નહિ થાય, એમ શિષ્ય કહે છે, અને ગુરુ તેનું સમાધાન કરે છે.

वेदांतविज्ञानसुनिश्चितार्था इति शास्त्रतः ।
ब्रह्मलोके स कल्पांते ब्रह्मणा सह मुच्यते ५२

શબ્દાર્થ-વેદાંતના વિજ્ઞાને કરી જેઓને સારી રીતે અર્થનો નિશ્ચય થયો છે એવા યતિઓ, આ શાસ્ત્રનાં વચન પ્રમાણે તે (બ્રહ્મલોકની કામનાવાળો), બ્રહ્મલોકમાં કલ્પાંત (પ્રલય) સમયે બ્રહ્માની સાથે મુક્ત થાય છે. ૫૨

## ચન્દ્રકાન્ત વિવરણ

શિષ્ય-જ્યારે બ્રહ્મલોકની કામનાવાળાને આત્મવિચાર કર્યા છતાં પણ આત્માનું અપરોક્ષજ્ઞાન થતું નથી, ત્યારે તેની મુક્તિ, કદાપિ નહિ થાય.

ગુરુ-બ્રહ્મલોકની કામનાવાળાને આત્મવિચાર કર્યા છતાં પણ, આ લોકમાં આત્માનુ અપરોક્ષજ્ઞાન થતું નથી, પરતુ તેને બ્રહ્મલોકની પ્રાપ્તિ થાય છે; પછી બ્રહ્મલોકમાં આત્માનુ અપરોક્ષજ્ઞાન થાય છે, અને તેથી કલ્પના અંતમાં એટલે મહાપ્રલય વખતે, બ્રહ્મદેવની સાથે તેની પણ મુક્તિ થાય છે.

શિષ્ય-એમાં કાંઈ પ્રમાણ છે ?

ગુરુ-હા. 'वेदांतविज्ञानसुनिश्चितार्थाः संन्यासयोगाद्यतयः शुद्धसत्त्वाः। ते ब्रह्मलोके तु परांतकाले परामृताः परिमुच्यंति सर्वे ॥ વેદાન્ત જ્ઞાને કરીને જેઓને સારી રીતે અર્થનો નિશ્ચય થયો છે, અને સંન્યાસ યોગથી શુદ્ધસત્વવાળા છે, એવા યતિઓ, અમૃતરૂપ થઈ, પરાન્તકાળે-પ્રલયકાળે) બ્રહ્મલોકને વિષે બ્રહ્મનો સાક્ષાત્કાર થતાં, સર્વથા મુક્ત થાય છે.'

'ब्रह्मणा सह ते सर्वे संप्राप्ते प्रतिसंचरे ।
परस्यांते कृतात्मानः प्रविशंति परं पदम् ॥

બ્રહ્મલોકને પ્રાપ્ત થયેલા તે સર્વે, પ્રલય પ્રાપ્ત થાય ત્યારે, કૃતાર્થ થઇ, બ્રહ્માની સાથે પરમપદમાં પ્રવેશ કરે છે,' ઇત્યાદિ શ્રુતિ સ્મૃતિઓ પ્રમાણ છે.

બ્રહ્મલોકની કામનાવાળો પુરુષ, તે કામના તજી આત્મવિચારમાં પ્રવૃત્ત થાય, તોપણ તેને આત્માનો સાક્ષાત્કાર થતો નથી; પણ દેહાંત થયા પછી તે બ્રહ્મલોકને પ્રાપ્ત થાય છે. પછી તેને બ્રહ્મલોકમાં ચાહે તો બ્રહ્માના ઉપદેશથી આત્માનો સાક્ષાત્કાર થાય અથવા તો પોતે આત્મવિચાર કરવાથી આત્માનો સાક્ષાત્કાર થાય, પણ તેને આત્માનો સાક્ષાત્કાર થાય છે જ, અને મહાપ્રલય વખતે, બ્રહ્માની સાથે તેની મુક્તિ થાય છે. ૫૨

અવતરણિકા-એ પ્રમાણે તત્ત્વવિચાર કર્યો છતાં પણ, પ્રતિબંધના વશથી આલોકમાં તેને આત્માનો સાક્ષાત્કાર થતો નથી એમ કહ્યું. હવે 'તીવ્ર પાપી પુરુષને તો વિચાર દુર્લભ છે,' તે કહે છે.

केषांचित्स विचारोऽपि कर्मणा प्रतिबध्यते॥
श्रवणायापि बहुभिर्यो न लभ्य इति श्रुतेः ५३

શબ્દાર્થ–કેટલાક પુરુષોને તો તે વિચાર પણ કર્મથી પ્રતિબંધવાળો થઈ પડે છે. તેથી એ આત્માનું શ્રવણ પણ બહુ પુરુષોને દુર્લભ છે, એમ શ્રુતિ કહે છે. ૫૩

### ચન્દ્રકાન્ત વિવરણ

ગુરુ–પણ કેટલાક મહાપાપી પુરુષોને આત્મતત્ત્વનો વિચાર પણ દુર્લભ છે, કારણ કે પાપરૂપ કર્મથી એ વિચારનો પ્રતિબંધ થાય છે.

શિષ્ય–એમાં કાંઈ પ્રમાણ છે?

સિદ્ધાંતિ–હા, કઠવલ્લીની શ્રુતિ પ્રમાણ છે 'श्रवणायापि बहुभिर्यो न लभ्य' જે (પરમાત્મા) શ્રવણ માટે પણ ઘણા પાપી પુરુષોને લભ્ય નથી' એ શ્રુતિમાં પાપી પુરુષોને પરમાત્માના શ્રવણની દુર્લભતા કહી છે. શ્રવણ, પહેલું પગથિયું છે, અને વિચાર બીજું પગથિયું છે જ્યારે પાપી પુરુષોને શ્રવણની દુર્લભતા છે, ત્યારે વિચાર તો ક્યાંથી જ થઈ શકે? ૫૩

---

## ૩ નિર્ગુણ બ્રહ્મની ઉપાસનાનો સંભવ અને પ્રકારપૂર્વક જ્ઞાન તથા ઉપાસનાની વિલક્ષણતા

(૫૪ થી ૮૫, ૩૨ શ્લોકો)

### (૧) જ્ઞાનની માફક નિર્ગુણ ઉપાસનાનો સંભવ અને પ્રકાર

(૫૪-૭૩; ૨૦ શ્લોકો)

અવતરણિકા–આ પ્રકરણના ૩૮ મા શ્લોકથી ૫૩ મા શ્લોક સુધી, પ્રતિબંધના સદ્‌ભાવથી તત્ત્વનો સાક્ષાત્કાર અને તેના સાધનરૂપ વિચાર સંભવતા નથી એ જણાવ્યું હવે વિચારમાં અસમર્થ અને મોક્ષની ઇચ્છાવાળા પુરુષનું જે કર્તવ્ય છે, તે બ્રહ્મની ઉપાસના છે. તેનું ઉપપાદન કરે છે

अत्यंतबुद्धिमांद्याद्वा सामग्र्या वाऽप्यसंभवात् ।
यो विचारं न लभते ब्रह्मोपासीत सोऽनिशम्॥
निर्गुणब्रह्मतत्त्वस्य न ह्युपास्तेरसंभवः ।
सगुणब्रह्मणीवात्र प्रत्ययावृत्तिसंभवात् ५५
अवाङ्मनसगम्यं तन्नोपास्यमिति चेत्तदा ।
अवाङ्मनसगम्यस्य वेदनं न च संभवेत् ५६
वागाद्यगोचराकारमित्येवं यदि वेत्त्यसौ ।
वागाद्यगोचराकारमित्युपासीत नो कुतः ५७
सगुणत्वमुपास्यत्वाद्यदि वेद्यत्वतोऽपि तत् ।
वेद्यं चेल्लक्षणावृत्त्या लक्षणं समुपास्यताम् ५८

શબ્દાર્થ–બુદ્ધિની અત્યંત મંદતાથી અથવા તો સામગ્રીના અભાવથી, જે પુરુષ વિચાર કરી શકતો નથી, તેણે નિરંતર બ્રહ્મની ઉપાસના કરવી જોઈએ. (૫૪) જેમ સગુણ બ્રહ્મમાં તેમ નિર્ગુણ બ્રહ્મમાં ચિત્તવૃત્તિની આવૃત્તિના સંભવથી જ નિર્ગુણ બ્રહ્મતત્ત્વની ઉપાસનાનો અસંભવ નથી (૫૫) ( તું કહેશે કે ) તે ( નિર્ગુણ બ્રહ્મ) વાણી અને મનને અગમ્ય છે, તેથી તે ઉપાસના કરવા યોગ્ય નથી; તો પછી વાણી અને મનના અવિષય બ્રહ્મનું જ્ઞાન પણ સંભવે નહિ (૫૬) પરંતુ વાણી આદિથી અગોચર આકારવાળું બ્રહ્મ છે એમ જો જ્ઞાની જાણે છે તો પછી ઉપાસક, વાણી આદિથી અગોચર એવા બ્રહ્મની શા માટે ઉપાસના કરે નહીં? (૫૭) જો બ્રહ્મને ઉપાસનાનો વિષય માનીશું તો બ્રહ્મ સગુણ થશે. તેના જ વાબમાં તું કહીશ કે, તે લક્ષણાવૃત્તિથી વેદ્ય છે, માટે તેમાં સગુણપણું આવશે નહિ, તો પછી ઉપાસનામાં પણ તે પ્રમાણે જ એટલે લક્ષણાવૃત્તિએ કરીને નિર્ગુણ બ્રહ્મનું ઉપાસન કરો. ૫૮

### ચન્દ્રકાન્ત વિવરણ

શિષ્ય–જે પુરુષ, આત્મવિચારમાં અસમર્થ હોય તે અસમર્થ પુરુષે મોક્ષ માટે શો ઉપાય કરવો?

ગુરુ–આત્મતત્ત્વના વિચારમાં અસમર્થ પુરુષે, બ્રહ્મવેત્તા ગુરુ પાસેથી નિર્ગુણ બ્રહ્મનું શ્રવણ કરી નિર્ગુણની ઉપાસના કરવી, એમ અમે અગાડી કહ્યું છે. વિચારની અસમર્થતામાં બે કારણ છે બુદ્ધિની મંદતા અને સામગ્રીનો અસંભવ ઉપદેશકર્તા ગુરુ, વેદાંતશાસ્ત્ર, દેશ અને કાલની અનુકૂલતા, ઇત્યાદિ વિચાર એ સામગ્રી છે. હવે બુદ્ધિ તીક્ષ્ણ હોય, પણ ઉપદેશ કરનાર ગુરુ ન હોય તો શ્રવણ જ ન થઈ શકે, ને તેથી વિચાર તો

ક્યાંથી જ થઈ શકે ? બુદ્ધિ તીક્ષ્ણ હોય અને ગુરુ પણ હોય, પરંતુ વેદાંતશાસ્ત્ર ન જાણતા હોય તો ગુરુ ઉપદેશ શાનો કરે ? બુદ્ધિ આદિ સર્વ સામગ્રી હોય, પરંતુ દેશ ઉપદ્રવવાળો હોય, ચિત્ત રાક્ષસ, લટાગદિના ઉપદ્રવને દૂર કરવામાં જતું હોય, એટલે દેશની અનુકૂલતા ન હોય, અથવા તો રોગે કરી કે અવસ્થાએ કરી, કાલની અનુકૂલતા ન હોય, તો પણ આત્મવિચાર થઈ શકતો નથી. એ પ્રમાણે સામગ્રીના અસંભવથી વિચારમાં અસમર્થતા છે. કર્મજોગે સંપૂર્ણ સામગ્રી હોય, પણ જો બુદ્ધિની મંદતા હોય તો શ્રવણ કરેલું મનમાં જ ઠસે નહિ, ભૂલી જવાયા કરે, તર્કશક્તિ કામ કરે નહિ. ગુરુ કંઈક કહે અને પોતે કંઈક સમજે, અર્થાત્ 'કહ્યું કંઈને કર્યું કરયું, આંખનું કાજળ ગુદાએ ઘસ્યું' તેમ થાય અને ગીતાને બદલે ઘેંટા સમજે, તો પછી વિચાર ક્યાંથી થઈ શકે ? બુદ્ધિની મંદતાથી વિચારમાંએ અસમર્થતા થાય છે. ૫૪

શિષ્ય–હું ધારું છું કે, નિર્ગુણ બ્રહ્મતત્ત્વ ગુણરહિત છે, તેથી તેની ઉપાસના ઘટતી નથી.

ગુરુ–ઉપાસના એટલે શું ? ઉપાસના એટલે નદીના પ્રવાહની પેઠે ઉપાસ્યમાં ચિત્તવૃત્તિની એકાકાર પ્રવાહરૂપતા. તે ચિત્તવૃત્તિની એકાકાર પ્રવાહરૂપતા, જેમ સગુણ બ્રહ્મમાં સંભવે છે, તેમ નિર્ગુણ બ્રહ્મમાં પણ સંભવે છે, માટે નિર્ગુણ બ્રહ્મની ઉપાસના પણ ઘટે છે. ૫૫

શિષ્ય–જે જે વાણી અને મનને ગોચર હોય, તેની ઉપાસના થઈ શકે; પણ નિર્ગુણ બ્રહ્મ તો વાણી અને મનને અગોચર છે, તેથી તેની ઉપાસના થઈ શકે નહિ.

ગુરુ–આ દોષ તો જ્ઞાનમાં પણ છે; કારણ કે જે વાણી અને મનને ગોચર હોય તેનું જ્ઞાન થાય; તો નિર્ગુણ બ્રહ્મ વાણી અને મનને ગોચર નથી, તેથી તેનું જ્ઞાન પણ નહિ થાય !! ૫૬

શિષ્ય–નિર્ગુણ બ્રહ્મનું જ્ઞાન તો સંભવે છે, કારણ કે, 'બ્રહ્મ મન અને વાણીથી અગોચર છે,' એવી રીતે જાણી શકાય છે.

ગુરુ–ત્યારે 'બ્રહ્મ મન અને વાણીને અગોચર છે,' એમ જાણી શકાય છે, ત્યારે 'બ્રહ્મ મન અને વાણીનો અગોચર છે,' એવી રીતે કેમ ન ઉપાસી શકાય ? એ પ્રમાણે જેમ નિર્ગુણ બ્રહ્મનું જ્ઞાન સંભવે છે, તેમ તેની ઉપાસના પણ સંભવે છે. ૫૭

શિષ્ય–પણ બ્રહ્મ ઉપાસના કરવા યોગ્ય છે, એમ માનવાથી તેને સગુણતા પ્રાપ્ત થાય છે.

ગુરુ–એ દોષ તો વેદ્યતામાં પણ છે; કારણ કે 'બ્રહ્મ વેદ્ય એટલે જાણવા યોગ્ય છે,' એમ માનવામાં પણ તેને સગુણતાની પ્રાપ્તિ થાય છે.

શિષ્ય–લક્ષણાવૃત્તિનો આશ્રય કરવાથી વેદ્યતામાં બ્રહ્મને સગુણતાનો પ્રસંગ નહિ આવે.

ગુરુ–ત્યારે ઉપાસના વિષે પણ તેમ જ કર. એટલે લક્ષણાવૃત્તિથી લક્ષિત બ્રહ્મની ઉપાસના કરવી, તેથી ઉપાસ્યતામાં પણ બ્રહ્મને સગુણતાનો પ્રસંગ નહિ નડશે. ૫૮

અવતરણિકા–શ્રુતિનું પ્રમાણ આપી શિષ્ય બ્રહ્મની ઉપાસનાનો નિષેધ જણાવે છે, તથા ગુરુ શ્રુતિનું પ્રમાણ આપી બ્રહ્મની વેદ્યતાનો નિષેધ દર્શાવે છે, અને ઉપાસ્યતા તથા વેદ્યતા એ બન્નેની સમતાનું પ્રતિપાદન કરે છે.

**ब्रह्म विद्धि तदेव त्वं न त्विदं यदुपासते ।**
**इतिश्रुतेरुपास्यत्वं निषिद्धं ब्रह्मणो यदि५९**
**विदितादन्यदेवेति श्रुतेर्वेद्यत्वमस्य न ।**
**यथाश्रुत्यैव वेद्यं चेत्तथा श्रुत्याप्युपास्यताम्॥**
**अवास्तवी वेद्यता चेदुपास्यत्वं तथा न किम्।**
**वृत्तिव्याप्तिर्वेद्यता चेदुपास्यत्वेऽपि तत्समम्॥**

શબ્દાર્થ–'તું તેને (વાણી અને મનથી અગોચરને) જ બ્રહ્મ જાણ, પણ જેને ઉપાસે છે તેને નહિ,' એ શ્રુતિથી બ્રહ્મનું ઉપાસ્યપણું નિષેધ કર્યું છે. (૫૯) 'વિદિત(જ્ઞાન વિષય)થી જૂદો છે' એ શ્રુતિથી (બ્રહ્મની) વેદ્યતાનો નિષેધ નથી કર્યો. જેમ શ્રુતિથી જ બ્રહ્મ જાણવા યોગ્ય છે, તેમ શ્રુતિથી જ ઉપાસના કરવા યોગ્ય પણ છે, (૬૦) અને જો વેદ્યતા અસત્ય છે, તો ઉપાસ્યતા તેમ કેમ નથી ? જો વૃત્તિવ્યાપ્તિરૂપ વેદ્યતા છે તો ઉપાસનામાં પણ તેમ જ છે. ૬૧

ચન્દ્રકાન્ત વિવરણ

શિષ્ય–'यन्मनसा न मनुते येनाहुर्मनो मतम् । तदेव ब्रह्म त्वं विद्धि नेदं यदिदमुपासते।' જે મનથી માનતું નથી પણ જેનાથી મન મનાય છે, તેને જ તું બ્રહ્મ જાણ. લોક જેને ઉપાસે છે એ બ્રહ્મ નહિ',

એ કેનોપનિષદની શ્રુતિમાં, ઉપાસનાના યોગની બ્રહ્મતાનો નિષેધ કર્યો છે, તેથી બ્રહ્મ ઉપાસ્ય નથી. ૫૯

ગુરુ–જેમ બ્રહ્મની ઉપાસનાનો શ્રુતિમાં નિષેધ છે, તેમ તેની વેદ્યતાનો પણ નિષેધ છે; કેમકે 'अन्यदेव तद्विदिताद्योऽविदितादधि । તે (બ્રહ્મ) વિદિત(જ્ઞાન વિષય)થી તેમ અવિદિત(અજ્ઞાન વિષય)થી ન્યારો જ છે.' એ શ્રુતિમાં બ્રહ્મની વેદ્યતાનો નિષેધ કર્યો છે, માટે એ નિષેધ તો વેદ્યતામાં અને ઉપાસનામાં સમાન છે.

શિષ્ય–એ શ્રુતિ, 'જ્ઞાન અને અજ્ઞાનથી બ્રહ્મ ન્યારો છે,' એવું પ્રતિપાદન કરે છે, માટે એ શ્રુતિથી બ્રહ્મને જ્ઞાત અને અજ્ઞાતથી ન્યારારૂપે જાણી શકાય છે.

ગુરુ–ત્યારે એ જ શ્રુતિથી જ્ઞાત અને અજ્ઞાતથી ન્યારારૂપે બ્રહ્મની ઉપાસના પણ થઈ શકે છે. ૬૦

શિષ્ય–બ્રહ્મની વેદ્યતા સત્ય નથી, પરંતુ જિજ્ઞાસુ પુરુષોને અજ્ઞાનની નિવૃત્તિપૂર્વક, સુખેથી બોધ થાય એટલા માટે, તત્ત્વવેત્તાઓએ કલ્પી છે.

ગુરુ–ત્યારે ઉપાસના પણ ક્યાં સત્ય છે? ઉપાસના પણ જે પુરુષો વિચારમાં અસમર્થ છે, તેના ચિત્તની એકાગ્રતાદ્વારા જ્ઞાનની ઉત્પત્તિ કરવા માટે છે. એથી અજ્ઞાનનો નાશ થાય છે. એટલા જ માટે તત્ત્વેત્તાઓએ તે પણ કલ્પી છે, માટે તે પણ મિથ્યા છે.

શિષ્ય–જ્ઞાનપક્ષમાં વૃત્તિની બ્રહ્માકારતા સંભવે છે, અને ઉપાસનાપક્ષમાં તે સંભવતી નથી.

ગુરુ–શબ્દમહિમાથી વૃત્તિની બ્રહ્માકારતા, જ્ઞાનપક્ષમાં અને ઉપાસનાપક્ષમાં, બન્નેમાં સંભવે છે, માટે નિર્ગુણ બ્રહ્મની ઉપાસના થઈ શકે છે એમ સ્વીકાર. ૬૧

અવતરણિકા–શિષ્ય, ગુરુને યુક્તિ વિનાનો ઉપાલંભ આપે છે, અને ગુરુ શિષ્યના કહેવામાં પણ તેની સમાનતા કહે છે.

का ते भक्तिरुपास्तौ चेत्कस्ते द्वेषस्तदीरय ।
मानाभावो न वाच्योऽस्यां बहुश्रुतिषु दर्शनात् ॥ ६२॥
उत्तरस्मिंस्तापनीये शैब्यप्रश्नेऽथ काठके ।
मांडूक्यादौ च सर्वत्र निर्गुणोपास्तिरीरिता॥

શબ્દાર્થ–શિષ્ય–તમને ઉપાસનામાં કેમ ભક્તિ છે? ગુરુ–તને ઉપાસનામાં કેમ દ્વેષ છે? બહુ શ્રુતિઓમાં ઉપાસનાનાં દર્શન છે, તેથી (અને એમાં ભક્તિ છે); એમાં પ્રમાણનો અભાવ છે એમ મા કહે. (૬૨) ઉત્તરતાપનીયમાં, શૈબ્યના પ્રશ્નમાં, કઠવલ્લીમાં, માંડૂક્ય આદિમાં, સર્વત્ર નિર્ગુણની ઉપાસના કહી છે. ૬૩

## ચન્દ્રકાન્ત વિવરણ

શિષ્ય–હે દેવ! આપને ઉપાસનામાં આ શી ભક્તિ?

ગુરુ–તને ઉપાસનામાં આવો શો દ્વેષ?

શિષ્ય–મને ઉપાસનામાં દ્વેષ નથી; પરંતુ નિર્ગુણની ઉપાસનામાં કાંઈ પણ પ્રમાણ નથી, તેથી હું નિર્ગુણની ઉપાસનાનો નિષેધ કરું છું.

ગુરુ–બહુ શ્રુતિઓમાં નિર્ગુણની ઉપાસનાનું પ્રતિપાદન કર્યું છે, તે સર્વ શ્રુતિઓ, નિર્ગુણની ઉપાસનામાં પ્રમાણ છે, માટે નિર્ગુણની ઉપાસનાનો નિષેધ કરવો નહિ. ૬૨

શિષ્ય–શ્રુતિઓમાં ઉપાસનાનું પ્રતિપાદન કરેલું જણાતું નથી; કઈ શ્રુતિમાં ઉપાસનાનું પ્રતિપાદન કર્યું છે તે કહો.

ગુરુ–નૃસિંહતાપનીયના ઉત્તર ખંડમાં, પ્રશ્નોપનિષતમાં, શૈબ્યના પ્રશ્નમાં, કઠવલ્લીમાં, માંડૂક્યોપનિષદમાં અને તૈત્તરીય તથા મુંડક આદિ ઉપનિષદોમાં, ઉપાસનાનું પ્રતિપાદન કર્યું છે.

'નૃસિંહતાપનીય'ના ઉત્તર ખંડમાં, દેવો બ્રહ્માજી પ્રત્યે કહે છે કે, 'तावदेवाह वै प्रजापतिमब्रुवन्नणोरणीयांसमिममात्मानमोंकारं नो व्याचक्ष्वेति ' અતિ સૂક્ષ્મ અને ઓંકારરૂપ એ આત્મા વિષે અમને કહો.' દેવોએ ઓંકારરૂપ આત્માનું વ્યાખ્યાન કરવાનું કહ્યા પછી, બ્રહ્માજીએ બહુ પ્રકારે નિર્ગુણની ઉપાસના કહી છે.

શૈબ્યના પાંચમા પ્રશ્નમાં, 'यः पुनरेतं त्रिमात्रेणोमित्यनेनैवाक्षरेण परं पुरुषमभिध्यायति । અને જે પુરુષ, એ પરમ પુરુષ (પરમાત્મા)ને ત્રણ માત્રા (અકાર, ઉકાર અને મકાર)વાળા 'ૐ' એ પ્રકારના અક્ષરથી અભિધ્યાન કરે છે,' ઇત્યાદિ વાક્યોથી, પિપ્પલાદ નામના ગુરુએ, શૈબ્ય મુનિ પ્રત્યે, નિર્ગુણ બ્રહ્મની ઉપાસનાનું પ્રતિપાદન કર્યું છે.

કઠવલ્લીમાં, 'सर्वे वेदा यत्पदमामनंति । तपांसि सर्वाणि च यद्वदन्ति । यदिच्छन्तो ब्रह्मचर्यं चरंति तत्ते पदं सङ्ग्रहेण ब्रवीम्योम् । एतद्ध्येवाक्षरं ब्रह्म एतद्ध्येवाक्षरम्परम् । एतद्ध्येवाक्षरं ज्ञात्वा यो यदिच्छति तस्य तत् ॥ एतदालम्बनं श्रेष्ठमेतदालम्बनं परम् । एतदालम्बनं ज्ञात्वा ब्रह्मलोके महीयते ॥ સર્વે વેદ જે પદને પ્રમાણે છે, સર્વે તપ જેને વદે છે, જેની ઇચ્છાથી બ્રહ્મચર્ય પાળે છે, તે પદ હું તને સંક્ષેપમાં કહું છું:-તે ૐકાર છે. એ જ અક્ષર બ્રહ્મ છે, એ જ પર અક્ષર છે; એ અક્ષરને જાણ્યા પછી જેને જે ઇચ્છા હોય છે, તે તે થાય છે; એ જ શ્રેષ્ઠ અવલંબન છે, એ જ પર અવલંબન છે; એ અવલંબનને જાણી, બ્રહ્મલોકમાં મહીમાવાન્ થાય છે,' ઇત્યાદિ વાક્યોથી યમરાજે, નચિકેતા પ્રત્યે પ્રણવ (ૐ)ની ઉપાસનાનું પ્રતિપાદન કર્યું છે.

માંડૂક્યોપનિષદ્‌માં, 'ओमित्येतदक्षरमिदं सर्वं । 'ૐ' એ અક્ષર, આ (દૃશ્યમાન) સર્વરૂપ છે.' એ પ્રમાણે ૐની ઉપાસનાનું પ્રતિપાદન કર્યું છે, એટલે અવસ્થાથી અતીત તુરીયની ઉપાસનાનું પ્રતિપાદન કર્યું છે.

એમ નૃસિંહતાપનીય આદિ અનેક ઉપનિષદોમાં નિર્ગુણ બ્રહ્મની ઉપાસનાનું પ્રતિપાદન કર્યું છે, તેથી વિચારમાં અસમર્થ પુરુષે નિર્ગુણ બ્રહ્મની ઉપાસના કરવી; તેથી નિર્ગુણ બ્રહ્મનો સાક્ષાત્કાર થાય છે, અને તેથી મોક્ષની પ્રાપ્તિ થાય છે. ૬૩

### નિર્ગુણ બ્રહ્મની ઉપાસનાનો પ્રકાર

અવતરણિકા-હવે નિર્ગુણ બ્રહ્મની ઉપાસનાનો પ્રકાર કહે છે.

अनुष्ठानप्रकारोऽस्याः पंचीकरण ईरितः ।
ज्ञानसाधनमेतच्चेन्नेति केनात्र वारितम् ॥६४
नानुतिष्ठति कोप्येतदिति चेन्मानुतिष्ठतु ।
पुरुषस्यापराधेन किमुपास्तिः प्रदुष्यति ६५
इतोऽप्यतिशयं मत्वा मंत्रान्वश्यादिकारिणः
मूढा जपंतु तेभ्योऽतिमूढाः कृषिमुपासताम् ॥
तिष्ठंतु मूढाः प्रकृता निर्गुणोपास्तिरीर्यते ।
विद्यैक्यात्सर्वशाखास्थान् गुणानत्रोपसंहरेत्

શબ્દાર્થ-એનાં (ઉપાસનાનાં) અનુષ્ઠાનનો પ્રકાર પંચીકરણમાં કહ્યો છે. આ (નિર્ગુણ) જ્ઞાનનું સાધન છે, તો 'નથી' એમ અહીં કોણે કહ્યું છે? (૬૪) (તું કહેશે કે) કોઇપણ નિર્ગુણની ઉપાસનાનું અનુષ્ઠાન કરતો નથી, તો ઠીક, નહિ અનુષ્ઠાન કરો; પરંતુ પુરુષના અપરાધે કરીને શું ઉપાસના દૂષિત થશે?' (૬૫) એથી (સગુણની ઉપાસનાથી) પણ વિશેષ માનીને, વશ આદિ કરવાવાળા મંત્રને મૂઢો ભલે જપો (અથવા તેથી વશીકરણનાં મંત્રના જપ કરનારાથી) અતિ મૂઢો ભલે ખેતર ખેડ્યા કરો. (૬૬) મૂઢો ગમે તેમ કરો, અમે તો નિર્ગુણની ઉપાસના માનીશું. વિદ્યા (નિર્ગુણની ઉપાસના) એકરૂપ હોવાથી, સર્વ શાખાઓમાં રહેલા ગુણોનો (નિર્ગુણની ઉપાસનામાં) અહીં એક સ્થળમાં ઉપસંહાર કરવો. ૬૭

### ચન્દ્રકાન્ત વિવરણ

શિષ્ય-નિર્ગુણ બ્રહ્મની ઉપાસના કેવી રીતે કરવી?

ગુરુ-નિર્ગુણ બ્રહ્મની ઉપાસનાનો [illegible] પંચીકરણમાં, સુરેશ્વરાચાર્યજીએ કહ્યો છે.*

શિષ્ય-નિર્ગુણ બ્રહ્મની ઉપાસના [illegible] સાધન છે, પણ મોક્ષનું સાધન નથી.

ગુરુ-ભલે, નિર્ગુણની ઉપાસના [illegible] હોય. એ તો અમને અનુકૂળ છે. [illegible] પાડતા નથી; કેમકે, આ [illegible] જ શ્લોકમાં 'ब्रह्मतत्त्वोपास्[illegible]' [illegible]ની ઉપાસનાથી પણ [illegible] છે, એમ અમે કહી ગયા છિયે.

સાધન બે [illegible] અને પરંપરયા [illegible] વ્યવધાન વિના સાધન હોય તે [illegible] છે, અને [illegible] અન્તઃકરણ [illegible] હોય તે પરંપરયા સાધન [illegible] [illegible] રીતે સાધન [illegible] પુરુષનું [illegible] [illegible] પરંપરયા સાધન [illegible] [illegible]નું સાધન છે,' [illegible] છે, [illegible] વ્યવધાન વિના [illegible] છે, માટે જ્ઞાન મોક્ષનું [illegible] [illegible] ઉપાસનાથી જ્ઞાન [illegible] છે, એવી રીતે [illegible]

[illegible] તેની [illegible] [illegible] તેથી એ,

* આ પંચીકરણ [illegible] [illegible] છપાઈ [illegible]

સાધન છે; માટે ઉપાસના, મોક્ષનું પરંપરયા સાધન છે, એટલે ઉપાસના મોક્ષનું સાધન છે, એમ કહી શકાશે. ૬૪

શિષ્ય–સર્વ પુરુષો સગુણની ઉપાસના કરે છે, પણ નિર્ગુણની ઉપાસના કોઈ કરતું નથી, તેથી નિર્ગુણની ઉપાસના ન હોય, એમ જણાય છે.

ગુરુ–નિર્ગુણની ઉપાસનામાં અનેક શ્રુતિઓ છે. તેથી પ્રમાણસિદ્ધ ઉપાસનાનો અપલાપ યોગ્ય નથી, અને બહુ પુરુષો ઉપાસના નથી કરતા, તેથી નિર્ગુણની ઉપાસના નથી, એમ પણ કદી કહી શકાય નહિ કેમકે 'ઉપાસના ન કરવી,' એ પુરુષનો અપરાધ છે, પણ ઉપાસના કરવાનો અપરાધ નથી દેવપ્રતિમાનાં દર્શન કેટલાક પુરુષો કરતા નથી, તેથી શુ દેવપ્રતિમા નથી, એમ કહી શકાશે? આજકાલના મૂઢો તત્ત્વજ્ઞાનનુ બિંદુ જાણતા નથી, વેદની માત્રા કેમ ને કેવી છે તે પણ જાણતા નથી, અજ્ઞાનતાથી અંધ છે, માયામાં તલ્લીન છે, અનાચારથી ભ્રષ્ટ છે, કર્મમાં મૂઢ છે, જ્ઞાનમાં શૂન્ય છે, છતા ઉપાસનાને નિંદે છે, ને નિર્ગુણની ઉપાસના કરવી યોગ્ય છે, તેથી વિરુદ્ધમાં વેદવચનોનુ પ્રમાણ આપે છે, તેથી શુ ઉપાસનાનો પ્રકાર નષ્ટપ્રાયઃ થશે? અને તેથી ઉપાસના દૂષિત થશે શુ? એ તેમનું અજ્ઞાન જ બોલે છે. એ અજ્ઞાની પુરુષો નિર્ગુણની ઉપાસના નથી કરતા, તો પણ અધિકારી જિજ્ઞાસુઓ તો નિર્ગુણની ઉપાસના કરે છે ને તેમાંથી સસ્કારી બીજા તત્ત્વને જાણે છે, માટે નિર્ગુણની ઉપાસનાનો અભાવ નથી. ૬૫

જેમ સગુણની ઉપાસના કરતાં વશીકરણાદિના મન્ત્રોનો જપ ઉત્તમ છે, કારણ કે ઉપાસનાનુ ફલ કાલાંતરમા થાય છે અને વશીકરણના મન્ત્રના જપનું ફળ તત્કાળ થાય છે, એમ જાણી મૂઢ પુરુષો, સગુણની ઉપાસનાનો ત્યાગ કરી, વશીકરણાદિ મેલા મન્ત્રોના જપમાં પ્રવૃત્ત થાય છે, તે છતાં વિવેકી પુરુષો સગુણની ઉપાસનાનો ત્યાગ કરતા નથી. એ વશીકરણાદિના મન્ત્રોના જપ કરતાં પણ કૃષિ આદિ વ્યાવહારિક કર્મ ઉત્તમ છે, કારણ કે મન્ત્રોના જપમાં તો નિયમનીએ અપેક્ષા છે, અને વ્યાવહારિક કર્મમાં તો નિયમનીએ અપેક્ષા નથી; એમ જાણી, અતિ મૂઢ પુરુષો ખેતી આદિ વ્યાવહારિક કર્મમા પ્રવૃત્ત થાય છે, તેને જોઈ મંત્રજપ કરનારા પુરુષો મંત્રજપનો ત્યાગ કરતા નથી. તેમ સાંસારિક સુખની ઇચ્છાવાળા પુરુષો નિર્ગુણની ઉપાસનાનો ત્યાગ કરે છે, તો પણ તેને જોઈ મુમુક્ષુ પુરુષો નિર્ગુણની ઉપાસનાનો ત્યાગ કરતા નથી. એ નિર્ગુણની ઉપાસના શ્રુતિ સ્મૃતિ આદિ અનેક પ્રમાણોથી સિદ્ધ છે, અને કદાચ તેનું અનુષ્ઠાન કરવાવાળા બહુ ન હોય, તો પણ મુમુક્ષુ પુરુષે નિર્ગુણની ઉપાસનાનો ત્યાગ કરવાનો નથી. ૬૬

આ સર્વ મૂઢ પુરુષો માટે કહ્યું છે. પણ તેનો અહીં પ્રસગ નથી. આપણે તો નિર્ગુણની ઉપાસનાના પ્રસગની વાત કરવાની છે, માટે હવે તેનો વિચાર કરીશુ. સપૂર્ણ ઉપનિષદોમાં નિર્ગુણની ઉપાસના એક છે, માટે સર્વ શાખાઓમાં કહેલા ઉપાસ્ય (નિર્ગુણ બ્રહ્મ)ના ગુણોનો એકમા સમાવેશ કરી, નિર્ગુણનું ઉપાસન કરવું

શિષ્ય–નિર્ગુણની ઉપાસનાની એકતામાં કાંઈ પ્રમાણ છે?

ગુરુ–હા, વેદાંતસૂત્ર પ્રમાણ છે. 'सर्ववेदांतप्रत्ययं चोदनाद्यविशेषात् । સર્વ ઉપનિષદોમાં વિધિ આદિના અભેદથી ઉપાસનાની એકતા છે.' એવી રીતે વેદાંતસૂત્રના તૃતીયાધ્યાયના તૃતીય પાદમાં કહ્યુ છે. ૬૭

અવતરણિકા–ઉપાસના કરવા લાગ નિર્ગુણ બ્રહ્મના ગુણવિશે શિષ્ય પ્રશ્ન કરે છે, અને ગુરુ તેનું ઉત્તર આપે છે

**आनंदादेर्विधेयस्य गुणसंघस्य संहृतिः ।**
**आनंदादय इत्यस्मिन्सूत्रे व्यासेन वर्णिता ॥**
**अस्थूलादेर्निषेध्यस्य गुणसंघस्य संहृतिः ।**
**तथा व्यासेन सूत्रेऽस्मिन्नुक्ताक्षरधियां त्विति**

શબ્દાર્થ–આનંદાદિક વિધેય ગુણના સમુદાયનો ઉપસંહાર 'आनंदादय' 'આનંદાદિક છે' એ સૂત્રમાં વ્યાસે વર્ણવ્યો છે; અને અસ્થૂલ આદિ નિષેધ્ય ગુણના સમુદાયનો ઉપસંહાર 'अक्षरधियां तु અક્ષરની બુદ્ધિનો અવરોધ છે,' એ સૂત્રમાં વ્યાસે કહેલો છે. ૬૮–૬૯

### ચન્દ્રકાન્ત વિવરણ

શિષ્ય–તમે અત્ર નિર્ગુણ બ્રહ્મના ગુણના ઉપસંહાર વિષે કહ્યું, તે ગુણ કીયા છે?

ગુરુ—ગુણ બે પ્રકારના છે: વિધેય ગુણ એટલે વિધિવાક્યોના ઉપદિષ્ટ ગુણો અને નિષેધ્ય (નિષેધ કરવા યોગ્ય) ગુણ અર્થાત્ નિષેધ વાક્યો-ના ઉપદિષ્ટ ગુણો. 'आनंदो ब्रह्म । આનંદ બ્રહ્મ છે.' 'विज्ञानमानंदं ब्रह्म । બ્રહ્મ વિજ્ઞાનરૂપ અને આનંદરૂપ છે,' 'नित्यः शुद्धो बुद्धः सत्यो मुक्तो निरंजनो विभुरद्वय आनंदः परः प्रत्यगेकरसः। આત્મા નિત્ય, શુદ્ધ, બુદ્ધ, સત્ય, મુક્ત, નિરંજન, વ્યાપક, અદ્વૈત, આનંદરૂપ, પર અને એકરસ છે.' ઇત્યાદિ શ્રુતિઓમાં બ્રહ્મના વિધેય ગુણો કહ્યા છે. 'अस्थूलमनण्वह्रस्वम। સ્થૂલ નહિ, અણુ નહિ, હ્રસ્વ નહિ,' ઇત્યાદિ શ્રુતિઓમાં બ્રહ્મના નિષેધ્ય ગુણો કહ્યા છે. હવે 'आनंदाद्य प्रधानस्य । પ્રધાન (બ્રહ્મ)-ના આનંદાદિક ગુણો છે,' એ અધિકરણમાં, વેદાંતસૂત્રમાં (૩ જે અધ્યાય, ૩ જે પાદ, ૧૧ મુ સૂત્ર) વેદવ્યાસે, બ્રહ્મના વિધેય ગુણોના ઉપ-સંહારનું વર્ણન કર્યું છે. ૬૮

શિષ્ય—નિષેધ્ય ગુણો કયા કયા છે? અને તેનો ઉપસંહાર કયાં કર્યો છે?

ગુરુ—'अस्थूलमनण्वह्रस्वम् । બ્રહ્મ સ્થૂલ નથી, અણુ નથી, ને હ્રસ્વ નથી,' એમ બૃહદારણ્યકોપ-નિષત્‌માં કહ્યું છે. 'यत्तदद्रश्यमग्राह्यम । જે તે બ્રહ્મ અદૃશ્ય (ચક્ષુરિંદ્રિયનો અવિષય), અગ્રાહ્ય (હસ્તે કરી ગ્રહણ માટે અશક્ય) છે,' એમ મુંડકોપનિષત્‌માં કહ્યું છે. અને 'अशब्दमस्पर्शम-रूपमव्ययम । એ શબ્દનો વિષય નથી, એ સ્પર્શનો વિષય નથી, રૂપનો વિષય નથી, અને અવિનાશી છે,' એમ કઠવલ્લીમાં કહ્યું છે. એ સર્વ ગુણો નિષેધ્ય છે. આ નિષેધ્ય ગુણોના ઉપસંહારનું વર્ણન, 'अक्षरधियां त्ववरोधः सामान्य-तद्भावाभ्यामौपसदवत्तदुक्तम । સામાન્ય અને તેના ભાવથી, ઔપસદ્વત્ એટલે કે પુરોડાશ સ્વાધ્ય ઇષ્ટિની પેઠે, અક્ષરમાં (બ્રહ્મરૂપ ધર્મીમાં) દ્વૈતના નિષેધની બુદ્ધિનો અવરોધ (ઉપસંહાર) છે.' આ દૃષ્ટાંતનો પ્રકાર જૈમિની ઋષિએ પ્રથમ કાંડમા કહ્યો છે. એ વેદાંતસૂત્રમાં અધિકરણમા વેદવ્યાસે કહેલ છે. ૩ અ૦ ૩ પા૦ ૩૩ સૂત્ર.

કોઈ ઉપનિષદમાં બ્રહ્મને કેવળ આનંદરૂપ કહ્યું છે, ને ચૈતન્યરૂપ કહ્યું નથી; કોઈ ઉપનિ-ષદ્‌માં ચૈતન્યરૂપ અને આનંદરૂપ કહ્યું છે, પણ સદ્રૂપ કહ્યું નથી; અને કોઈ ઉપનિષદ્‌માં ચિદ્રૂપ, આનંદરૂપ અને સદ્રૂપ કહ્યું છે; તેમ જ કોઈ ઉપનિષદ્‌માં સ્થૂલતા આદિનો નિષેધ કર્યો છે; કોઈ ઉપનિષદ્‌માં દશ્યતા આદિનો નિષેધ કર્યો છે, અને કોઈ ઉપનિષદ્‌માં સ્પર્શ વિષયતા આદિનો નિષેધ કર્યો છે. જેમાં બ્રહ્મને કેવળ આનંદરૂપ કહ્યું છે, તે શાખાનુ અધ્યયન કરવાવાળા પુરુષે કેવળ આનંદરૂપતાએ કરીને બ્રહ્મની ઉપાસના કરવી નહિ, પરંતુ અન્ય શાખાઓમાં કહેલા સદ્રૂપતા, ચિદ્રૂપતા આદિ વિધેય ગુણો અને સ્થૂલતા આદિ નિષેધ્ય સર્વ ગુણોનો ઉપસંહાર કરી, તેવા બ્રહ્મની ઉપાસના કરવી. ૬૯

શિષ્ય—ગુણોપસંહાર ન્યાય તે શું છે?

ગુરુ—પરબ્રહ્મના વાચક આનંદાદિક પદોની એકવાક્ય રૂપતા હોવા સબંધી જે કથન તેનુ નામ **ઉપસંહાર** છે. તે ગુણોપસંહાર-ન્યાયથી થઇ શકે છે. દાખલા તરીકે જેમ કોઈ ચાર વેપારી માણસો એક એક હજાર રૂપીઆ એકઠા કરી સાથે વેપાર ખેડતા હોય, તેમાંથી એકને પણ કોઈ પૂછે કે, 'ભાઈ, તમે કેટલા રૂપીઆનો વેપાર કરો છો?' તો દરેક જણ સર્વ મુડી વિષે એકત્ર બુદ્ધિનો નિશ્ચય હોવાથી ઉત્તર આપે છે કે "હું ચાર હજાર રૂપીઆનો વેપાર કરું છું." જો કે દરેક ભાગીઆએ રૂપીઆ તો માત્ર એક એક હજાર રોકેલા છે, છતાં એકત્ર બુદ્ધિ હોવાથી દરેક જણ ચાર ચાર હજાર રૂપીઆનો વેપાર કરવાનુ કહે છે. એથી કુલ મુડી ૧૬ હજારની નહિ પણ માત્ર ચાર હજારની સમજવી. એવી જ રીતે ભિન્ન ભિન્ન શાખામા કહેલા પરબ્રહ્મના આનંદાદિ વિધિ ગુણો અને અસ્થૂલાદિ નિષેધ ગુણોની એકવાક્યતા કરી તે સર્વ એક જ નિર્ગુણ બ્રહ્મના વાચક છે, એમ સમજી તેની ઉપાસના કરવી આ રીતની સમજને ગુણો-પસંહાર ન્યાય કહે છે.

અવતરણિકા—ગુણોના ઉપસંહાર ન કરવા જોઇએ, એમ શિષ્ય કહે છે અને ગુરુ તેનુ ઉત્તર આપે છે.

**निर्गुणब्रह्मतत्त्वस्य विद्यायां गुणसंहृतिः ।**
**न युज्येतेत्युपालंभो व्यासं प्रत्येव मां न तु॥७०**

શબ્દાર્થ—નિર્ગુણ એવા બ્રહ્મતત્ત્વની ઉપા-સનામાં ગુણનો ઉપસંહાર કરવો યોગ્ય નથી,

એ પ્રકારનો ઠપકો વ્યાસને આપો, અમને ન આપો. ૭૦

## ચન્દ્રકાન્ત વિવરણ

શિષ્ય–નિર્ગુણ બ્રહ્મવિદ્યામાં ગુણોનો ઉપ-સંહાર યોગ્ય નથી, કારણ કે ગુણોનો ઉપસંહાર કરવાથી નિર્ગુણ બ્રહ્મ વિદ્યાતત્ત્વમાં વિરોધ આવે છે; કેમકે ગુણોના ઉપસંહારથી બ્રહ્મવિદ્યા નિર્ગુણ રહેતી નથી.

ગુરુ–આ પ્રશ્ન વેદવ્યાસને કર, પણ અમારી પ્રત્યે કર નહિ; કારણ કે અમે તો વેદવ્યાસે કહેલા ગુણોના ઉપસંહારનું કથન કર્યું છે. ૭૦

**અવતરણિકા**–શિષ્ય, ગુણોના ઉપસંહારને નિર્ગુણ બ્રહ્મવિદ્યાનો અવિરોધ કહે છે; અને ગુરુ તેથી સંતોષ પામવાનું કહે છે.

हिरण्यश्मश्रुसूर्यादिमूर्तीनामनुदाहृतेः ।
अविरुद्धं निर्गुणत्वमिति चेत्तुष्यतां त्वया ७१
गुणानां लक्षकत्वेन न तत्त्वेऽन्तःप्रवेशनम् ।
इति चेदस्त्वेवमेव ब्रह्मतत्त्वमुपास्यताम् ७२
आनंदादिभिरस्थूलादिभिश्चात्मात्र लक्षितः ।
अखंडैकरसः सोऽहमस्मीत्येवमुपासते ७३

**શબ્દાર્થ**–સોનાની દાઢી મૂછવાળા સૂર્ય આદિની મૂર્તિનું કથન નથી કર્યું, તેથી ઉપા-સનાનું નિર્ગુણપણું અવિરુદ્ધ છે એમ તું કહેતો હોય તો તેથી સંતોષ પામ (૭૧) અને ગુણોની લક્ષણાવૃત્તિએ કરીને બોધ થવાથી તત્ત્વમાં પ્રવેશ થતો નથી એમ જો હોય તો ઠીક, પણ એ પ્રકારે (લક્ષકપણાએ કરીને જ) બ્રહ્મતત્ત્વની ઉપાસના કરવી જોઈએ. (૭૨) શ્રુતિઓમાં આનંદાદિ અને અસ્થૂલાદિ ગુણોથી અખંડ એકરસ આત્માનો લક્ષણાવૃત્તિએ કરીને બોધ કર્યો છે, તે આત્મા હું છું, એ પ્રકારે મુમુક્ષુઓ ઉપાસે છે. ૭૩

## ચન્દ્રકાન્ત વિવરણ

શિષ્ય–નિર્ગુણ બ્રહ્મના ગુણના વર્ણનમાં સુવ-ર્ણની દાઢીમૂછવાળા સૂર્ય આદિ કોઈ પણ મૂર્તિનું કથન કર્યું નથી; તેમાં તો કેવળ આનંદ આદિ ગુણોનું જ કથન કર્યું છે, પણ ગુણનો ઉપસંહાર કરવાથી બ્રહ્મવિદ્યામાં નિર્ગુણતાને વિરોધ આવતો નથી.

ગુરુ–ગુણનો ઉપસંહાર છતાં પણ બ્રહ્મવિદ્યાની નિર્ગુણતાનો વિરોધ ન આવવો, એ અમને તો અભીષ્ટ છે અને તેં પોતે શંકા કરી તેનો પરિહાર કરે છે, તેથી હવે તો તું સંતોષ પામ ને મિથ્યા શંકા ન કર. ૭૧

શિષ્ય–આનંદ આદિ વિધેય ગુણોનો અને સ્થૂલતા આદિ નિષેધ્ય ગુણોનો પ્રવેશ ઉપાસ્ય બ્રહ્મતત્ત્વમાં થતો નથી, કારણ કે તે ગુણો તો બ્રહ્મતત્ત્વના લક્ષક છે, તેથી તે ગુણવિશિષ્ટ બ્રહ્મ-તત્ત્વની ઉપાસના સંભવતી નથી.

ગુરુ–યદ્યપિ આનંદાદિક ગુણોનો બ્રહ્મતત્ત્વમાં પ્રવેશ થતો નથી, તોપણ તે ગુણો તેના લક્ષક છે એમ તો તું સ્વીકારે છે તેથી, લક્ષકે કરીને લક્ષિત એટલે લક્ષણાવૃત્તિએ કરીને બોધિત, બ્રહ્મતત્ત્વની ઉપાસના સંભવે છે, માટે બ્રહ્મ-તત્ત્વની ઉપાસના કરવી જોઈએ. ૭૨

શિષ્ય–બ્રહ્મતત્ત્વની ઉપાસનાનો પ્રકાર કહો.

ગુરુ–અગાડી ૬૮ મા શ્લોકમાં બ્રહ્મના વિધેય ગુણો અમે કહ્યા છે, અને ૬૯ મા શ્લોકમાં બ્રહ્મના નિષેધ્ય ગુણો કહ્યા છે; હવે અખંડ અને એકરસ જે આત્મા, તે હું પોતે છું, એવી રીતે નિરંતર જાણવું, એ બ્રહ્મતત્ત્વની ઉપાસનાનો પ્રકાર છે; અને મુમુક્ષુ પુરુષો એ પ્રકારે તેની ઉપાસના કરે છે. ૭૩

## (૨) બોધ અને ઉપાસનાના ભેદનું પ્રશ્નપૂર્વક કથન

(૭૪ થી ૮૫, ૧૨ શ્લોકો)

**અવતરણિકા**–જ્ઞાન અને ઉપાસનાના ભેદ વિષે શિષ્ય પ્રશ્ન કરે છે, અને ગુરુ તેનો ભેદ દર્શાવે છે.

बोधोपास्त्योर्विशेषः क इति चेदुच्यते भृणु ।
वस्तुतंत्रो भवेद्बोधः कर्तृतंत्रमुपासनम् ७४
विचाराज्जायते बोधोऽनिच्छा यं न निवर्तयेत्
स्वोत्पत्तिमात्रात्संसारे दहत्यखिलसत्यताम्
तावता कृतकृत्यः सन्नित्यतृप्तिमुपागतः ।
जीवन्मुक्तिमनुप्राप्य प्रारब्धक्षयमीक्षते ७६

**શબ્દાર્થ**–જ્ઞાન અને ઉપાસનાનો વિશેષ ભેદ શો છે? એમ જો પૂછતો હોય તો સાંભળ; જ્ઞાન વસ્તુતંત્ર (વસ્તુને અધીન) છે, અને ઉપાસના

કર્તૃતંત્ર (કર્તાને અધીન) છે; (૭૪) જ્ઞાન વિચારથી થાય છે, અને અનિચ્છા તેને નિવૃત્ત કરી શકતી નથી; ઉત્પન્ન થતાંની સાથે જ તે સંસારની સમગ્ર સત્યતાને પ્રજાળી નાંખે છે; (૭૫) તેટલાંથી જ જ્ઞાની કૃતાર્થ સતો, નિત્ય તૃપ્તિને પ્રાપ્ત થયો થકો જીવન્મુક્તાને પ્રાપ્ત થઈ, પ્રારબ્ધ કર્મના ક્ષયની પ્રતીક્ષા કરે છે. ૭૬

## ચન્દ્રકાન્ત વિવરણ

શિષ્ય—જ્યારે મુમુક્ષુ પુરુષો, અખંડ એકરસ આત્મા હું પોતે છું,'એવી રીતે બ્રહ્મતત્ત્વની ઉપાસના કરે છે, ત્યારે ઉપાસના અને જ્ઞાનમાં ભેદ શો? કેમકે, 'અખંડ એકરસ આત્મા હું પોતે છું' એમ જાણવું, એજ જ્ઞાન.

ગુરુ—વસ્તુતંત્રતા અને કર્તૃતંત્રતાએ કરીને જ્ઞાન અને ઉપાસનાનો ભેદ છે. વસ્તુતંત્રતા એટલે વસ્તુને અધીનપણું અને કર્તૃતંત્રતા એટલે કર્તાને અધીનપણું. જ્ઞાન વસ્તુતંત્ર છે, કારણ કે પ્રમાણ અને પ્રમેયના પ્રત્યક્ષ થવાથી જ્ઞાન થાય છે. એ જ્ઞાનમાં વિધિ કે ઇચ્છા આદિ કોઈની પણ અપેક્ષા નથી. વિધિ અને ઇચ્છા વિના પણ પ્રમાણ અને પ્રમેયના પ્રત્યક્ષ થવાથી, તે વસ્તુનું જ્ઞાન થાય છે.

દાખલા તરીકે, 'ભાદરવા સુદ ચોથ અર્થાત્ ગણપતિ ચોથના ચંદ્રનાં દર્શનમાં દોષ છે,' એમ શાસ્ત્રોમાં કહ્યું છે, અને તે લોકપ્રસિદ્ધ પણ છે, તેથી તેનાં દર્શન માટે પ્રાયઃ કોઇ પણ ઇચ્છા કરતું નથી, તેમ તેનાં દર્શન માટે કોઈ પણ શાસ્ત્રમાં કથનરૂપ વિધિએ નથી, ઉલટો નિષેધ છે; તોપણ ચક્ષુરિંદ્રિયનો અને ચંદ્રનો સંબંધ થવાથી એ ચંદ્ર જોવામાં આવે છે, એટલે તેનું જ્ઞાન થાય છે. જેમ મલમૂત્ર આદિ બીભત્સ પદાર્થોને જોવા માટે કોઇની ઇચ્છા થતી નથી, તેમ શાસ્ત્રમાં વિધિ પણ નથી, તોપણ ચક્ષુરિંદ્રિયનો તેની સાથે સંબંધ થવાથી તેનું જ્ઞાન થાય છે.

એમ જ ઉપાસના પણ છે. ઉપાસના કર્તૃતંત્ર છે; કેમકે તે તો કર્તાની ઇચ્છાથી થાય છે; તેમાં વિધિ આદિની અપેક્ષા છે. ઉપાસનામાં જે વિધિ કહ્યો છે, તે વિધિ પ્રમાણે ઉપાસના કરવાથી યથાર્થ ફલની પ્રાપ્તિ થાય છે. વિધિ વિના ઉપાસના કરવાથી, ફલની પ્રાપ્તિ થતી નથી, તેથી ઉપાસનામાં વિધિની અપેક્ષા છે. જો પુરુષની ઇચ્છા હોય તો જ ઉપાસના થાય છે, અને જો ઇચ્છા ન હોય તો ઉપાસના થતી નથી. શાસ્ત્રોમાં શિવ અને વિષ્ણુ આદિ દેવોની ઉપાસના કરવાનું કહ્યું છે, અને તેનું ફળ પણ ઉત્તમ દર્શાવ્યું છે; તથાપિ તે શિવ, વિષ્ણુ આદિની ઉપાસનામાં સર્વ મનુષ્યોની પ્રવૃત્તિ થતી નથી. વિરલા સંસ્કારી પુરુષોની જ તેમાં પ્રવૃત્તિ થાય છે, તેનું કારણ શું? કેવળ કર્તાની ઇચ્છા જ. એવી રીતે ઉપાસનામાં ઇચ્છાની જ અપેક્ષા છે. વિશુદ્ધ શ્રદ્ધા વિના ઉપાસના થતી નથી; કારણ ઉપાસ્ય દેવ તો અપ્રત્યક્ષ છે, તેથી તેનું સ્વરૂપ શાસ્ત્રમાં કહ્યા પ્રમાણે ગુરુમુખથી સાંભળવું જોઈએ અને પછી તે પ્રમાણે તે દેવની ઉપાસના કરવી જોઇએ. શાલિગ્રામ શિલામાં વિષ્ણુભાવના રાખી તેની ઉપાસના કરવી; નર્મદાના કંકરમાં અર્થાત્ લિંગમાં શિવની ભાવના રાખી ઉપાસના કરવી; એવી રીતે શાસ્ત્રમાં લખ્યું છે; પણ શાસ્ત્ર વચનપર શ્રદ્ધા ન હોય તો ઉપાસના કેમ થાય? કારણ કે શાલિગ્રામ શિલામાં ચતુર્ભુજતા આદિ વિષ્ણુનાં ચિહ્નો નથી, તેમ નર્મદેશ્વર લિંગમાં પંચવક્ત્રતા આદિ શિવનાં ચિહ્નો નથી, માટે ઉપાસનામાં શ્રદ્ધાની પ્રથમ અપેક્ષા છે, ને એવી રીતે જ્ઞાન અને ઉપાસનામાં ભેદ છે. જ્ઞાનવસ્તુતંત્ર એટલે કે પ્રમેય અને પ્રમાણને આધીન છે, અને ઉપાસના કર્તુતંત્ર એટલે કે વિધિ, ઇચ્છા, પ્રયત્ન (હઠ) અને વિશ્વાસ અથવા શ્રદ્ધાને આધીન છે.

શિષ્ય—'दृश्येऽणुतात्मा चेतसा वेदितव्यः।' 'આ સૂક્ષ્મ આત્મા ચિત્તે કરી જાણવા યોગ્ય છે,' એમ શ્રુતિમાં કહ્યું છે, તેથી જ્ઞાનમાં વિધિની અપેક્ષા પ્રતીત થાય છે; વળી જિજ્ઞાસા પણ થાય છે; એટલે જ્ઞાનમાં જિજ્ઞાસાની પણ અપેક્ષા છે, અને શ્રવણાદિકમાં પ્રયત્નની પણ અપેક્ષા છે તથા તેમાં શ્રદ્ધાની પણ અપેક્ષા છે; કારણ કે જો શાસ્ત્રમાં ને ગુરુવાક્યમાં શ્રદ્ધા ન હોય તો આત્માની સત્તાનું (હોવાપણાનું) જ્ઞાન થાય નહિ, ત્યારે 'જ્ઞાનમાં વિધિ આદિની અપેક્ષા નથી,' એમ કેમ કહો છો?

ગુરુ—એ શ્રુતિનું તાત્પર્ય, જ્ઞાનનાં વિધાનમાં

નથી; પરંતુ જિજ્ઞાસુ પુરુષોની પ્રવૃત્તિ, જ્ઞાનમાં થાય છે. તેમાં પરોક્ષ જ્ઞાનમાં જિજ્ઞાસા આદિની અપેક્ષા છે; પણ અપરોક્ષ જ્ઞાનમાં અપેક્ષા નથી. કેમકે ઈચ્છા વિના પણ ઉપર કહ્યા પ્રમાણે અપરોક્ષ જ્ઞાન થાય છે; તેમજ શ્રદ્ધાની અપેક્ષા પણ પરોક્ષજ્ઞાનમાં છે, અપરોક્ષ જ્ઞાનમાં નથી; કારણ કે પરોક્ષજ્ઞાન વિચાર વિના પણ શ્રદ્ધાથી થાય છે, અને અપરોક્ષજ્ઞાન વિચાર વિના શ્રદ્ધા માત્રથીજ થતું નથી; માટે અપરોક્ષજ્ઞાનમાં વિધિ આદિ કોઈની અપેક્ષા નથી. ૭૪

ઉપર વસ્તુતંત્રતા અને કર્તૃતંત્રતાથી જ્ઞાન અને ઉપાસનાના ભેદનું પ્રતિપાદન કર્યું. હવે હેતુ આદિના ભેદથી જ્ઞાન અને ઉપાસનાના ભેદનું પ્રતિપાદન કરીએ છિયે. તેમાં પ્રથમ જ્ઞાનના હેતુ આદિ કહીએ છિયે, તેનું શ્રવણ કર. 'વસ્તુ' તત્ત્વનો વિચાર કરવાથી જ્ઞાન ઉત્પન્ન થાય છે, માટે જ્ઞાનનો હેતુ વિચાર છે. 'મને જ્ઞાન ન થાય, એ પ્રકારની અનિચ્છા, એ જ્ઞાનનો બાધ કરી શકતું નથી. ઉત્પન્ન થતું જ્ઞાન, પોતાની ઉત્પત્તિ માત્રથી જ સંપૂર્ણ સસારમાં રહેલી સત્યતાને, એ-ટલે આ સંસાર જ ખરો છે, ખાઈ પી મઝા કરી લેવી, તેવા વિચારને બાળીને ભસ્મ કરે છે. ૭૫

તત્ત્વજ્ઞાનની ઉત્પત્તિથી જ જ્ઞાની કૃતાર્થ છે; એ જ્ઞાનથી જ પરમ સુખને પ્રાપ્ત થાય છે, અને જીવન્મુક્તિને પામે છે. તેની વિદેહમુક્તિમાં માત્ર પ્રારબ્ધ કર્મના ક્ષયની જ અપેક્ષા રહે છે. તે પ્રારબ્ધકર્મનો ક્ષય થવાથી તેને વિદેહમુક્તિ મળે છે ને તે તત્ત્વજ્ઞાનીને ફરીથી દેહ, ધારણ કરવો પડતો નથી. ૭૬

**અવતરણિકા**-જ્ઞાનથી ઉપાસનાનો ભેદ સિદ્ધ કરવા માટે, ઉપાસનાના હેતુ આદિ દર્શાવે છે. એમાં ઉપાસકને ઉપાસ્યની સ્વરૂપતાનાં અભિમાન થવા વિષે શિષ્ય પ્રશ્ન કરે છે, અને ગુરુ દૃષ્ટાંતસહિત તેનું ઉત્તર આપે છે.

**आप्तोपदेशं विश्वस्य श्रद्धालुरविचारयन् ।**
**चिंतयेत्प्रत्ययैरन्यैरनंतरितवृत्तिभिः ॥७७॥**
**यावच्चिन्त्यस्वरूपत्वाभिमानः स्वस्य जायते**
**तावद्विचिंत्य पश्चाच्च तथैवाऽऽमृति धारयेत् ॥**
**ब्रह्मचारी भिक्षमाणो युतः संवर्गविद्यया ।**
**संवर्गरूपतां चित्ते धारयित्वा ह्यभिक्षत ७९**

**શબ્દાર્થ**-શ્રદ્ધાળુ પુરુષ, આપ્તના ઉપર વિશ્વાસ રાખી, બીજો કંઈ પણ વિચાર ન કરતો સતો, અન્ય વિષયોવાળી વૃત્તિઓથી અંતરાય વિનાની વૃત્તિઓથી ચિંતન કરે અને એમ જ્યાં સુધી પોતાને (ઉપાસકને) ચિંત્ય ઉપાસ્યના સ્વરૂપનું અભેદ ભાન થાય ત્યાંસુધી વિચાર કરી, પછી મરણ પર્યંત તેવી જ રીતે ઉપાસ્ય-રૂપને ધારણ કરવું; જેમ સંવર્ગ વિદ્યાવાળો કોઈક ભીખ માંગતો બ્રહ્મચારી, ચિત્તમાં સંવર્ગરૂપતાને ધારણ કરીને ભીખ માંગે છે તેમ. ૭૭-૭૯

## ચન્દ્રકાન્ત વિવરણ

ગુરુ-શ્રદ્ધાળુ પુરુષે, ગુરુઆદિ મહાત્મા પુરુષ-ના ઉપદેશ ઉપર શ્રદ્ધા રાખી, બીજા કોઈ પણ જાતના વિચાર વિના એકવૃત્તિથી ઉપાસ્યતત્ત્વનું ચિંતન કરવું, એ જ ઉપાસના. જેમ નદીના પ્રવાહમાં જલ જ વહે છે, અન્ય વહેતું નથી, તેમ જેમાં ઉપાસ્યતત્ત્વની વૃત્તિનો જ પ્રવાહ વહ્યો રહે, પણ સંસારના મિથ્યા પદાર્થનો અંત-રાય આવે નહિ તે એકવૃત્તિ કહેવાય છે. ૭૭

શિષ્ય-ઉપાસ્યતત્ત્વનું ચિંતન, ક્યાં સુધી કરવું?

ગુરુ-જ્યાં સુધી 'હું પંડે ઉપાસ્યસ્વરૂપ છું,' એવી રીતે ઉપાસ્યરૂપતાનું અભિમાન થાય નહિ, ત્યાં સુધી ઉપાસ્યતત્ત્વનું ચિંતન કરવું. ઉપાસ્ય-સ્વરૂપતાનું અભિમાન થયા પછી, તે જ પ્રકારની ધારણા દેહાંત પર્યંત કરવી. જ્ઞાનનો હેતુ વિચાર છે; અને ઉપાસનાનો હેતુ શ્રદ્ધા છે. અનિચ્છા જ્ઞાનને બાધ કરવાવાળી નથી, પણ ઉપાસનાને બાધ કરવાવાળી છે. એવાં અનેક કારણથી જ્ઞાન અને ઉપાસનાનો ભેદ છે. ૭૮

શિષ્ય-ઉપાસકને ઉપાસ્યસ્વરૂપતાનું અભિ-માન કેમ થાય છે?

ગુરુ-જેમ એક બ્રહ્મચારીને સંવર્ગરૂપતાની પ્રાપ્તિ થઈ હતી, તેમ ઉપાસકને ઉપાસ્યરૂપતાનું અભિમાન થાય છે. સંવર્ગ એટલે પ્રાણવાયુ. અગ્નિ, સૂર્ય, ચંદ્ર, અને જળ-એ ચારનો લય સમષ્ટિ પ્રાણવાયુમાં થાય છે; અને વાક્, ચક્ષુ, શ્રોત્ર અને મન એ ચારનો, વ્યષ્ટિ પ્રાણવાયુમાં લય થાય છે. માટે તે પ્રાણવાયુ સંવર્ગ કહેવાય

એ સવર્ગની કથા આ પ્રમાણે છાંદોગ્યના
થા અધ્યાયના ૩ જા ખંડમાં કહી છે

### સવર્ગની કથા

કોઇએક બ્રહ્મચારી હતો. તે સવર્ગની ઉપા-
ના કરતો હતો. કોઈ સમે એ બ્રહ્મચારી
ભિપ્રતારી નામના રાજાને ત્યાં ભિક્ષા માંગવા
ો તે વખતે રાજા બીજાઓ સાથે ભોજન
વા બેઠો હતો, તેથી તેણે બ્રહ્મચારીને ભિક્ષા
ાપી નહિ. ત્યારે બ્રહ્મચારીએ રાજાને કહ્યું:–
હે રાજન્! महात्मनश्चतुरो देव एकः क स जगार
ानस्य गोपास्त कापेयंनाभिपश्यंति मर्त्या अभि-
ारिन् बहुधा वसन्तम्। यस्मै वा एतदन्नं तस्मा
ान्न दत्तम्। હે અભિપ્રતારિન્! કોઈએક દેવ,
ાર મહાત્મા (અગ્નિઆદિને) ને ગળી ગયો
ો, અને જે ભુવનનો રક્ષક છે: હે કાપેય!
કપિકુલમા થયેલા!) બહુ પ્રકારે વસતા તે
ાને, મર્ત્યો જાણતા નથી. જેને વાસ્તે પ્રતિદિન
ક્ષણાર્થે અન્ન બને છે, તેને (પ્રાણરૂપ પ્રજા-
તેને) આ અન્ન તેં ન આપ્યું!' એ બ્રહ્મચારીએ
તાના ચિત્તમાં જે સવર્ગરૂપતા ધારણ કરી
ી, તેને તે અભિપ્રતારી રાજાની પાસે, ઉપલો
ત્ર બોલીને જણાવ્યું, કે જે પ્રાણ માટે સર્વ
ાણીઓ અન્નાદિકનો પાક કરે છે, તે પ્રાણ
ાટે તમે ભિક્ષા ન આપી એ ઠીક નહિ! એ
ાથી જણાશે કે, ઉપાસ્ય સવર્ગથી પોતાને એ
બ્રહ્મચારી અભિન્ન સમજતો હતો. ૭૯

અવતરણિકા–'પ્રાણ પર્યંત તેવી જ રીતે ઉપાસ્ય-
પને ધારણ કરવું,' એમ આ પ્રકરણના (૭૮) મા
ાકમાં કહ્યું, તેના કારણ દર્શાવે છે અને જ્ઞાનના
ાથી ઉપાસનાની વિલક્ષણતા દર્શાવે છે.

उपास्येच्छया कर्तुमकर्तुं कर्तुमन्यथा ।
क्योपास्तिरतो नित्यं कुर्यात्प्रत्ययसंततिम्
ादाध्यायी ह्यप्रमत्तोऽधीते स्वप्नेऽभिवासितः
पिता तु जपत्येव तथा ध्यातापि वासयेत्
ारोधिप्रत्ययं त्यक्त्वा नैरंतर्येण भावयन् ।
भते वासनावेशात्स्वप्नादावपि भावनाम्॥
ञ्जानोपि निजारब्धमास्थातिशयतोऽनि-
शम् ।
ध्यातुं शक्तो न संदेहो विषयव्यसनी यथा॥
परव्यसनिनी नारी व्यग्राऽपि गृहकर्मणि ।
तदेवास्वादयत्यंतः परसंगरसायनम् ॥८४॥
परसंगं स्वादयंत्या अपि नो गृहकर्म तत् ।
कुंठीभवेदपि त्वेतदापातेनैव वर्त्तते ॥८५॥

શબ્દાર્થ–પુરુષ પોતાની ઇચ્છાથી ઉપાસના કરવાને, ન કરવાને અને અન્યથા (અર્થ વગરની) કરવાને શક્તિમાન્ છે; એટલા માટે પ્રત્યય(વૃત્તિ)ની સંતતિ–પ્રવાહરૂપ–ઉપાસના સદા કરવી. (૮૦) જેમ વેદનું અધ્યયન કર્ત્તા પુરુષ, પ્રમાદરહિત થઈ, દઢવાસનાથી, સ્વપ્નમાં અધ્યયન કરે છે, અને જપકર્ત્તા જપ કરે છે, તેમ ધ્યાનકર્ત્તા(ઉપાસક) પણ ધ્યાન કરે છે. (૮૧) વિરોધી પ્રત્યય(ઉપાસ્યથી ભિન્ન આકારવાળી વૃત્તિ)ને વજીને, નિરંતર ભાવના કરતો ઉપાસક, વાસનાના આવેશ (સંસ્કારની દઢતા)થી, સ્વપ્ન આદિમાં પણ, ભાવના (ધ્યાન)ને પ્રાપ્ત થાય છે. (૮૨) પોતાના પ્રારબ્ધ કર્મને ભોગવતો એવો પુરુષ પણ, જેમ વિષયમાં વ્યસની હોય છે તેમ, આસ્થાની અધિકતાથી નિરંતર ધ્યાન કરવા માટે પણ સમર્થ થાય છે, એમાં સંદેહ નથી. (૮૩) જેમ પરપુરુષમાં આસક્ત થયેલી સ્ત્રી, ઘરકામમાં રોકાયલી છતાં, પણ મનમાં તે જ પરપુરુષના સંગરૂપી રસાયન(પરમ સુખ)નો આસ્વાદ લીધા કરે છે, (૮૪) અને પરપુરુષના સંગનું ચિંતન કરતાં પણ તે સ્ત્રીના ઘરકામનો ભંગ થતો નથી, પરંતુ તે સ્ત્રી ઉદાસીનપણાથી જ વ્યવહાર કરે છે. ૮૫

### ચન્દ્રકાન્ત વિવરણ

ગુરુ–ઉપાસકની ઇચ્છા હોય તો ઉપાસના કરી શકાય છે; ઇચ્છા ન હોય તો ઉપાસના કરી શકાતી નથી અને ઉપાસના અન્યથા એટલે અર્થ વગરની કરવાની ઇચ્છા હોય તો ઉપાસના અન્યથા પણ કરી શકાય છે. તાત્પર્ય કે, ઉપાસના ઉપાસકને અધીન છે, માટે ઉપાસના સર્વદા એટલે મરણપર્યંત કરવી. હવે જ્ઞાન વિચારથી થાય છે, ને ઉપાસના શ્રદ્ધાથી થાય છે, જ્ઞાન અનિચ્છાથી નિવૃત્ત થતું નથી, ને ઉપાસના અનિચ્છાથી નિવૃત્ત થાય છે; જ્ઞાન

શકતું નથી, તે તો મળ્યું તે મળ્યું, અને ઉપાસના અન્યથા થઈ શકે છે; એટલે કે ઉપાસનાને અર્થે કે લાભ વગરની પણ બનાવી શકાય છે, માટે જ્ઞાન અને ઉપાસના વચ્ચે ભેદ છે. ૮૦

શિષ્ય–સર્વદા ઉપાસના કરવાથી શું ફળ થાય છે?

ગુરુ–સર્વદા ઉપાસના કરવાથી તેની જ દૃઢ વાસના થાય છે; તે વાસના સ્વપ્નમાં પણ વિસ્મૃત થતી નથી.

શિષ્ય–સ્વપ્નમાં તો સર્વનું વિસ્મરણ થાય છે, ત્યારે ઉપાસનાનું વિસ્મરણ કેમ ન થાય?

ગુરુ–જેની વાસના દૃઢ ન હોય તો તેને તેનું વિસ્મરણ થાય છે, પરંતુ જેની વાસના દૃઢ થઈ હોય, તેને તેનું સ્વપ્નમાં પણ વિસ્મરણ થતું નથી. તેને તો સ્વપ્નમાં પણ તે તે પદાર્થો જેવામાં આવે છે. જેમ વેદાધ્યયન કર્તા નિરંતર અભ્યાસ કરવાથી, તેની તેમાં જ દૃઢ વાસના થઈ હોય છે, તેથી તે સ્વપ્નમાં પણ વેદાધ્યયન કરે છે; જપકર્તા નિરંતર જપ કરવાથી તેમાં તેની દૃઢ વાસના થવાથી સ્વપ્નમાં પણ જપ કરે છે; ચોરને ચોરીની લત લાગી હોય છે, તેથી સ્વપ્નમાં ચોરી કરે છે; પરસ્ત્રીમાં અનુરાગવાળાને પરસ્ત્રીનું જ સ્મરણ થાય છે; તેમ આ ઉપાસક પણ નિરંતર ઉપાસનાથી વાસના દૃઢ થવાથી, સ્વપ્નમાં પણ ઉપાસના જ કરે છે, એટલે જેમ સ્વપ્નમાં જ વેદાધ્યયનનું વિસ્મરણ થતું નથી, જેમ જપનું વિસ્મરણ થતું નથી, તેમ ઉપાસનાનું પણ વિસ્મરણ થતું નથી. ૮૧

જેમ ઘટાકારવૃત્તિમાં પટાકારવૃત્તિ થવી, એ ઘટાકારવૃત્તિની વિરોધી છે; તેમ ઉપાસ્યદેવના આકારવાળી વૃત્તિમાં અન્યદેવના અથવા કોઈ વિષયના સમાન આકારવાળી વૃત્તિ થવી, એ વૃત્તિ ઉપાસ્યાકારવૃત્તિની વિરોધી છે. એ પ્રકારની વિરોધીવૃત્તિનો ત્યાગ કરી, સર્વદા ઉપાસ્યના આકારવાળી વૃત્તિની આવૃત્તિ કરવાથી તેની વાસના દૃઢ થાય છે, અને તે વૃત્તિ સ્વપ્નમાં પણ રહે છે; અર્થાત્ સ્વપ્નમાં પણ ધ્યાનની અનુવૃત્તિનું કારણ દૃઢતર વાસના જ છે. ૮૨

શિષ્ય–પ્રારબ્ધ કર્મના વશથી વિષયને અનુભવકર્તા ઉપાસક પુરુષને નિરંતર ઉપાસનાની સિદ્ધિ કેમ થાય?

ગુરુ–નિરંતર ઉપાસનાની સિદ્ધિમાં આસ્થાની અધિકતા, એ મુખ્ય કારણ છે; પણ વિષયના અનુભવનો અભાવ કારણ નથી. તેથી ઉપાસનામાં આસ્થા અાધક હોય તો, વ્યસની માણસની પેઠે, વિષયનો અનુભવ કરનાર ઉપાસકને પણ નિરંતર ઉપાસના સિદ્ધ થાય છે. ૮૩

જેમ વ્યભિચારિણી સ્ત્રી ઘરનું કામકાજ કરે છે, રસોઈ કરે છે, જમાડે છે, બાળકને હુલાવે છે, અન્ય માણસો સાથે ગમતગોષ્ટિ પણ કરે છે; છતાં પણ પોતાના આશકનું ચિંતન કરે છે, તેની સાથે જ તે સંગનો અનુભવ કરે છે, તેમાં ને તેમાં તેનું ચિત્ત પરોવાયલું રહે છે, અને તેને ક્ષણભર પણ વિસરતી નથી, તેમ ઉપાસક પણ, વિષયના અનુભવમાં વ્યાકુળ છતાં પણ, ઉપાસનામાં તત્પર રહે છે અને તેને વિસરતો નથી. ૮૪

શિષ્ય–ત્યારે વ્યભિચારિણી સ્ત્રી પરપુરુષના સંગનું નિરંતર ચિંતન કરે છે, ત્યારે તો તેનું ઘરકામ થવું ન જોઈએ, કેમકે તેનું ચિત્ત ઘરકામમાં નથી, પણ પ્રિયતમમાં ચોંટેલું છે; અને તેથી તે ઓડનું દોઢ કરે છે. રસોઈ કરવા બેસે તો મીઠાનું પણ ભાન રહેતું નથી. કોઈવાર તે કેળામાં મીઠું ને મૂળામાં ખાંડ ભભરાવે છે, ને ધણી પૂછે કંઈ ને ઉત્તર કંઈ આપે છે. આવું ઘણી વેળાએ જેવામાં આવે છે.

ગુરુ–તું કહે છે તે વાત સત્ય છે. વ્યભિચારિણી સ્ત્રી પરપુરુષના સંગનું નિત્ય ધ્યાન કર્યા કરે છે, તોપણ પોતાના ઘરના કામમાં ભૂલ કરતી નથી, પરંતુ તેનું ચિત્ત પરપુરુષમાં હોવાથી, તેનાથી ઘરકામ બરાબર બની શકતું નથી; અને જે કંઈ કરે, તે ઉદાસીનતાથી કરે છે. તેમ જ ઉપાસકનું ચિત્ત પણ ઉપાસ્યદેવમાં હોય છે, અને વિષય ભોગ ભોગવે તો તેમાં તે ઉદાસીન રહે છે. ૮૫

---

## ૪ ઉપાસક અને તત્ત્વવેત્તાના વ્યવહારનો ભેદ અને જ્ઞાનનાં અન્ય સાધનો કરતાં પણ શ્રેષ્ઠ નિર્ગુણ ઉપાસનાનું ફળ

( ૮૬ થી ૧૫૮–૭૩ શ્લોકો )

### (૧) ઉપાસક અને જ્ઞાનીના વ્યવહારમાં ભેદ

( ૮૬ થી ૧૧૫–૩૦ શ્લોકો )

અવતરણિકા–'વ્યભિચારિણી સ્ત્રી ઉદાસીનતાથી ઘરકામ કેમ કરે છે,' તેનું વિવેચન આ પ્રમાણે છે.

गृहकृत्यव्यसनिनी यथा सम्यक्करोति तत् ।
परव्यसनिनी तद्वन्न करोत्येव सर्वथा ॥८६॥
एवं ध्यानैकनिष्ठोऽपि लेशाल्लौकिकमाचरेत्
तत्त्वविच्त्वविरोधित्वाल्लौकिकंसम्यगाचरेत्॥
मायामयः प्रपंचोऽयमात्मा चैतन्यरूपधृक् ।
इति बोधे विरोधः को लौकिकव्यवहारिणः॥
अपेक्षते व्यवहृतिर्न प्रपंचस्य वस्तुताम् ।
नाप्यात्मजाड्यं किं त्वेषा साधनान्येव कांक्षति ॥ ८९ ॥
मनोवाक्कायतद्बाह्यपदार्थाः साधनानि तान्
तत्त्वविन्नोपमृद्नाति व्यवहारोऽस्य नो कुतः॥

શબ્દાર્થ–ઘરકામમાં ઉત્સાહવાળી સ્ત્રી જેમ ઘરકામ સારી રીતે કરે છે, તેમ પરપુરુષના વ્યસનવાળી સ્ત્રી સર્વથા ઘરનું કામ કરતી જ નથી. (૮૬) તેમ જ ધ્યાનમાં એકાગ્ર નિષ્ઠાવાળો પણ સાંસારિક વ્યવહાર લેશ માત્ર કરે છે; પણ તત્ત્વવેત્તા તો, અવિરોધથી, યથાર્થ સંસાર વ્યવહાર કરે છે. (૮૭) આ દેખાતો સંસાર માયામય છે, અને આત્મા ચૈતન્યસ્વરૂપને ધારણ કરનારો છે, એ પ્રમાણે જેને બોધ થયો છે, તેવા લૌકિક વ્યવહારવાળાને કીયો વિરોધ છે ? (૮૮) વ્યવહાર કંઈ પ્રપંચની સત્યતાની અપેક્ષા કરતો નથી, તેમ આત્માની જડતાની પણ અપેક્ષા કરતો નથી; તે તો સાધનોને જ ઇચ્છે છે. (૮૯) મન, વાણી, કાયા અને તેથી (મન આદિથી) બહારના પદાર્થો (વ્યવહારનાં) સાધનો છે અને તત્ત્વવેત્તા તે સાધનોનું ઉપમર્દન ( સ્વરૂપથી નાશ ) કરતો નથી, માટે તેને (તત્ત્વવેત્તાને ) વ્યવહાર કેમ ન હોય? ૯૦

### ચન્દ્રકાન્ત વિવરણ

ગુરુ–પણ ગૃહકાર્યમાં આસક્તિવાળી એટલે અવ્યભિચારિણી સ્ત્રી જેવી રીતે મન દઈ ઘરકામ કરે છે, તેવી રીતે વ્યભિચારિણી સ્ત્રી, કોઇ પ્રકારે પણ મન દઈ કરતી નથી; કારણ કે અવ્યભિચારિણી સ્ત્રીનું મન ઘરકામમાં ઉત્સાહવાળું છે, અને વ્યભિચારિણી સ્ત્રીનું મન પરપુરુષના સંગમાં લાગ્યું રહે છે. ૮૬

જેમ વ્યભિચારિણી સ્ત્રી ગૃહનાં કાર્ય જેમતેમ કામ કરે છે, પણ મન લગાડીને કંઈ કરતી નથી, કારણ કે તેનું મન ગૃહકાર્યોમાં નથી, પણ પ્રિયતમમાં હોય છે; તેમ ઉપાસક પણ સંસારવ્યવહાર જેમતેમ કરે છે, પણ મન લગાડી કરતો નથી, કેમકે તેનું મન સંસારવ્યવહારમાં નથી, પણ ઉપાસ્યદેવમાં હોય છે ને ?

શિષ્ય–ત્યારે તત્ત્વવેત્તા પણ ઉપાસકની પેઠે સંસારવ્યવહાર જેમતેમ કરે છે.

ગુરુ–ના, તત્ત્વવેત્તા તો યથાર્થ સંસારવ્યવહાર કરે છે; કેમકે, જેમ ઉપાસનાનો અને સંસારવ્યવહારનો વિરોધ છે, તેમ તત્ત્વજ્ઞાનનો અને સંસારવ્યવહારનો વિરોધ નથી. ૮૭

'સંસાર માયિક છે, અને આત્મા ચૈતન્યસ્વરૂપ તથા અદ્વૈત છે,' એ પ્રમાણે સંશય વિપર્યય રહિત જ્ઞાન થવું, તેનું નામ તત્ત્વજ્ઞાન છે. એ તત્ત્વજ્ઞાનવાળા પુરુષને સંસારવ્યવહાર કરવાથી શો વિરોધ છે? તેને કોઈ પણ જાતનો વિરોધ નડતો નથી. ૮૮

જો વ્યવહાર, સંસારની સત્યતા અને આત્માની જડતાની ઇચ્છા કરતો હોય તો, વ્યવહારનો અને તત્ત્વજ્ઞાનનો વિરોધ આવે; કારણ કે, સંસાર મિથ્યા છે, અને આત્મા ચૈતન્યરૂપ સત્ય છે, એ પ્રમાણે તત્ત્વજ્ઞાનનું સ્વરૂપ કહ્યું છે; પરંતુ વ્યવહાર સંસારની સત્યતાની ઇચ્છા કરતો નથી, અને આત્માની જડતાની પણ ઇચ્છા કરતો નથી; તે તો માત્ર સાધનોની જ અપેક્ષા કરે છે. તેથી વ્યવહાર કરવો ને તત્ત્વજ્ઞાની રહેવું. એ સાથે બની શકે તેવું છે. ૮૯

શિષ્ય–વ્યવહારનાં સાધનો ક્યાં ક્યાં છે ?

ગુરુ-મન, પાંચ જ્ઞાનેન્દ્રિયો, પાંચ કર્મેન્દ્રિયો અને શરીર એ વ્યવહારનાં સાધનો છે. તેમજ ગૃહ, ક્ષેત્ર, ધન, સ્ત્રી આદિ બાહ્ય પદાર્થો પણ વ્યવહારનાં સાધનો છે.

શિષ્ય-મન તથા ઇંદ્રિયાદિ તથા ગૃહ, ક્ષેત્રાદિ તે સર્વ સાધનો મિથ્યારૂપ છે, ત્યારે તે સાધનોથી તત્ત્વવેત્તાનો વ્યવહાર થશે નહિ; કેમકે, તત્ત્વવેત્તા તો નિત્યાનિત્ય વસ્તુના વિવેક કરી, એ સર્વ સાધનોને મિથ્યા જાણે છે.

ગુરુ-તત્ત્વવેત્તા સર્વ સાધનોને મિથ્યારૂપ જાણે છે ખરો, તોપણ તેનો સ્વરૂપથી નાશ કરતો નથી; તેથી તત્ત્વવેત્તાનો વ્યવહાર કાં ન થાય? ૯૦

અવતરણિકા-તત્ત્વવેત્તાએ ચિત્તનિરોધ કરવો જોઇએ, એમ શિષ્ય કહે છે; અને ગુરુ કહે છે કે, ત્યારે તે તત્ત્વવિત્ ગણાશે નહિ

उपमृद्नाति चित्तं चेद्ध्यातासौ न तु तत्त्ववित् ।
न बुद्धिमर्दयन्दृष्टो घटतत्त्वस्य वेदिता॥९१॥

શબ્દાર્થ-તત્ત્વવેત્તા ચિત્તનો ઉપમર્દ કરે છે ત્યારે તો એ ધ્યાતા (ચિત્તનો રોધ કરનાર) કહેવાય છે, તત્ત્વવેત્તા નથી; કેમકે ઘટના તત્ત્વનો જ્ઞાતા, બુદ્ધિને પીડતો ચિત્તનો નિરોધ કરતો જણાયો નથી. ૯૧

## ચન્દ્રકાન્ત વિવરણ

શિષ્ય-યદ્યપિ તત્ત્વવેત્તા સાધનોનાં સ્વરૂપનું ઉપમર્દન કરતો નથી, તોપણ તેણે ચિત્તનો નિરોધ તો કરવો જોઇએ, અને તેથી તેનો વ્યવહાર યથાર્થ નહિ થાય.

ગુરુ-જે ચિત્તનો નિરોધ કરે તે તો યોગી, ધ્યાનકર્તા કહેવાય; પણ તત્ત્વવિત્ કહેવાય નહિ. તેથી તત્ત્વવેત્તાને ચિત્તનિરોધની આવશ્યકતા નથી, એટલે તેનો વ્યવહાર યથાર્થ થશે.

શિષ્ય-તત્ત્વવેત્તાએ ચિત્તનો નિરોધ ન કર્યો હોય, એમ તમે કયાં જોયુ છે?

ગુરુ-ઘટના તત્ત્વને જાણનારમાં કોઈ પણ ઘટના તત્ત્વનો જાણનાર, ચિત્તનો નિરોધ કરતો હોય, એમ જોવામાં આવ્યું નથી. જેમ ઘટનો તત્ત્વજ્ઞ પુરુષ ચિત્તનિરોધ વિના ઘટને જાણે છે, તેમ આત્મતત્ત્વજ્ઞ પુરુષ પણ ચિત્તનિરોધ વિના, આત્મતત્ત્વને જાણે છે; તેથી તેને ચિત્તનિરોધની આવશ્યકતા નથી. ૯૧

અવતરણિકા-ઘટજ્ઞાનમાં ચિત્તનિરોધના અભાવનું કારણ છે, કેમકે તે સ્પષ્ટ જણાય છે, પરંતુ બ્રહ્મજ્ઞાનમાં ચિત્તનિરોધની આવશ્યકતા છે, કેમકે તે અસ્પષ્ટ છે, એમ શિષ્ય શંકા કરે છે, અને ગુરુ તેનો પરિહાર કરે છે.

सकृत्प्रत्ययमात्रेण घटश्चेद्भासते सदा ।
स्वप्रकाशोऽयमात्मा किं घटवच्च न भासते ॥

શબ્દાર્થ-જો એકજ વાર જ્ઞાન થયું હોય તો ઘટ સદા ભાસે છે; તો પછી સ્વપ્રકાશ આ આત્મા ઘટની પેઠે કેમ ભાસે નહી? ભાસે છે. ૯૨

## ચન્દ્રકાન્ત વિવરણ

શિષ્ય-ઘટ સ્થૂલપણાથી સ્પષ્ટ છે; તેથી તેનાં જ્ઞાનમાં ચિત્તનિરોધની અપેક્ષા નથી; પરંતુ બ્રહ્મ તો સ્થૂલપણાથી સ્પષ્ટ નથી, તેથી તેના જ્ઞાનમાં ચિત્તનિરોધની અપેક્ષા છે ખરી.

ગુરુ-ઘટ સ્થૂલ છે, અને આત્મા સ્થૂલ નથી, તોપણ ઘટ કરતાં આત્મા અતિ સ્પષ્ટ છે; કારણ કે ઘટ સ્વપ્રકાશ નથી, અને આત્મા તો સ્વપ્રકાશ છે. વળી જેમ ઘટ એક વાર જ્ઞાન થવાથી ભાસે છે, તેમ આત્મા પણ એક વાર જ્ઞાન થવાથી ભાસે છે, તેથી તેનાં જ્ઞાનમાં ચિત્તનિરોધની અપેક્ષા જ નથી. ૯૨

અવતરણિકા-એ પરથી શિષ્ય, બ્રહ્મજ્ઞાનમાં ચિત્તનિરોધની અપેક્ષા દર્શાવે છે, અને ગુરુ, ઘટાદિકમાં તેની સમાનતા કહી તેનો પરિહાર કરે છે.

स्वप्रकाशतया किं ते तद्बुद्धिस्तत्त्ववेदनम् ।
बुद्धिश्च क्षणनाश्येति चोद्यं तुल्यं घटादिषु९३
घटादौ निश्चिते बुद्धिर्नश्यत्येव यदा घटः ।
इष्टो नेतुं तदा शक्य इति चेत्सममात्मनि ९४
निश्चित्य सकृदात्मानं यदाऽपेक्षा तदैव तम् ।
वक्तुं मंतुं तथा ध्यातुं शक्नोत्येव हि तत्त्ववित्
उपासक इव ध्यायँल्लौकिकं विस्मरेद्यदि ।
विस्मरत्येव सा ध्यानाद्विस्मृतिर्न तु वेदनात्॥
ध्यानं त्वैच्छिकमेतस्य वेदनान्मुक्तिसिद्धितः ।
ज्ञानादेव तु कैवल्यमिति शास्त्रेषु डिंडिमः९७

શબ્દાર્થ-શિષ્ય -સ્વપ્રકાશપણાથી તમને જ્ઞાન થાય છે? ગુરુ -બ્રહ્માકાર બુદ્ધિ એ તત્ત્વજ્ઞાન છે, અને બુદ્ધિ તો પ્રતિક્ષણે નાશ થવાવાળી છે, અને તે પ્રમાણે જ ઘટાદિકમાં પણ છે (૯૩) ઘટાદિ નિશ્ચિત થાય ત્યારે જ્યા ઘટનો નાશ થાય કે બુદ્ધિનો પણ નાશ થાય છે. તોપણ જ્યારે ઘટનુ કામ પડે ત્યારે તે લાવી શકાય છે, એમ જો કહે તો તે વાત આત્મામા પણ સમાન છે, (૯૪) કેમકે એક વાર આત્માનો નિશ્ચય કરી, જ્યારે અપેક્ષા હોય ત્યારે, તેને વિષે કહેવા માટે, મનન કરવા માટે, તથા ધ્યાન કરવા માટે તત્ત્વવિત્ સમર્થ થઈ શકે છે જ. (૯૫) એ તત્ત્વવેત્તા પણ, ઉપાસક પેઠે, ધ્યાન કરતો સતો, જો સસારવ્યવહારને વિસ્મરે, તો તે વિસ્મરે છે તે વિસ્મૃતિ ધ્યાનથી થાય છે જ્ઞાનથી થતી નથી જ. (૯૬) જ્ઞાનથી જ મુક્તિની સિદ્ધિ થાય છે, જ્ઞાનીની ઈચ્છા હોય તો ભલે ધ્યાન કરે, પણ જ્ઞાનથી જ કૈવલ્ય-મોક્ષ મળે છે, એવો શાસ્ત્રોનો ઢંઢેરો છે ૯૭

## ચન્દ્રકાન્ત વિવરણ

શિષ્ય-બ્રહ્મ સ્વપ્રકાશ હોય તો બહુ સારુ, પરતુ તેની સ્વપ્રકાશતાથી ચિત્તનિરોધની અપેક્ષાનો અભાવ સિદ્ધ થતો નથી, કેમકે, તત્ત્વજ્ઞાન એટલે બ્રહ્માકાર બુદ્ધિવૃત્તિ હવે એ બુદ્ધિ તો ક્ષણિક છે, કારણ કે બુદ્ધિની વૃત્તિનો ક્ષણે ક્ષણે નાશ થાય છે એટલા માટે વારવાર બ્રહ્માકારવૃત્તિ સ્થિર રાખવાની જરૂર છે, અને તે ચિત્તનિરોધ વિના બની શકતુ નથી, માટે તત્ત્વજ્ઞાનમાં ચિત્તનિરોધની અપેક્ષા છે જ.

ગુરુ-ઘટજ્ઞાન એટલે ઘટાકાર બુદ્ધિ-વૃત્તિ, તે બુદ્ધિ પણ ક્ષણિક છે, એમ તો તું સ્વીકારે છે, માટે તેં કરેલો પ્રશ્ન ઘટાદિને પણ લાગુ પડે છે, તેથી ઘટજ્ઞાનમાં પણ ચિત્તનિરોધની અપેક્ષા કહેવી જોઇએ પણ તેમ નથી હે શિષ્ય! તું જે બુદ્ધિવૃત્તિની ક્ષણિકતાથી તત્ત્વજ્ઞાનમા ચિત્તનિરોધની અપેક્ષા સિદ્ધ કરે છે, તે જ બુદ્ધિવૃત્તિની ક્ષણિકતાથી ઘટાદિકના જ્ઞાનમા પણ ચિત્તનિરોધની અપેક્ષા સિદ્ધ થાય છે માટે 'यत्रोभयो समो दोष परिहार समस्तयो । વાદી અને પ્રતિવાદીને જે દોષ સમાન છે, તેનો પરિહાર પણ તે બન્નેને સમાન જ છે,' એ ન્યાયને અનુસરી હુ કહું છુ કે, ઘટજ્ઞાનમા પણ ચિત્તનિરોધની અપેક્ષાની સમતા છે ૯૩

શિષ્ય-જો કે ઘટાદિકનુ જ્ઞાન ક્ષણિક છે, તો પણ એક વાર નિશ્ચયપૂર્વક જાણેલા ઘટનો સર્વદા વ્યવહાર કરી શકાય છે, કારણ કે તે ઘટ જ્યારે લાવવો હોય ત્યારે લાવી શકાય છે, તેથી તેમાં ચિત્તનિરોધની જરૂર નથી

ગુરુ-ત્યારે તો એ ચિત્તનિરોધની જરૂર આત્મામા પણ નથી જ. કેમકે, જેમ એક વખત જાણેલા ઘટનો સર્વદા વ્યવહાર કરી શકાય છે, તેમ એક વાર જાણેલા આત્માનો પણ સર્વદા વ્યવહાર કરી શકાય છે, કારણ કે, તત્ત્વવેત્તા પોતાને જ્યારે ઇચ્છા થાય ત્યારે તે આત્માનુ કથન કરી શકે છે, જ્યારે ઇચ્છા હોય ત્યારે તેનું મનન કરી શકે છે ને જ્યારે ઇચ્છા હોય ત્યારે તેનુ ધ્યાન પણ કરી શકે છે એટલા માટે, ચિત્તનિરોધની જરૂર, જેમ ઘટમા નથી તેમ, આત્મામા પણ નથી જ ૯૪-૯૫

શિષ્ય-જેમ ઉપાસક ઉપાસ્યના અનુસધાનથી જગતને ભૂલી જાય છે, તેમ તત્ત્વવેત્તા પણ આત્માના અનુસધાનથી જગતને ભૂલી જાય છે, એમ જોવામાં આવે છે, એટલે જેમ ધ્યાનથી જગતનું વિસ્મરણ થાય છે, તેમ જ્ઞાનથી પણ જગતનું વિસ્મરણ થાય છે

ગુરુ-આત્માના અનુસધાનથી તત્ત્વવેત્તા જગતનાં અનુસધાન રહિત હોય તો ભલે હો, પણ તે જગતના અનુસધાનનો અભાવ ધ્યાન જન્ય છે, પણ જ્ઞાનજન્ય નથી એટલે જગતનુ વિસ્મરણ ધ્યાનથી થાય છે, પણ જ્ઞાનથી થતુ નથી ૯૬

શિષ્ય-મુક્તિની સિદ્ધિ માટે તત્ત્વવેત્તાએ પણ બ્રહ્મનું ધ્યાન કરવુ જોઇએ

ગુરુ-મુક્તિની સિદ્ધિ જ્ઞાનથી થાય છે, પણ ધ્યાનથી થતી નથી જ્ઞાન તો તત્ત્વવેત્તાને થયુ હોય છે, તેથી તેને મુક્તિ માટે ધ્યાનની જરૂર નથી.

શિષ્ય-જ્ઞાનથી મુક્તિ મળે છે, એમા કાઇ પ્રમાણ છે?

ગુરુ-હા 'ज्ञानादेव हि कैवल्य प्राप्यते येन मुच्यते।

જ્ઞાનથી જ કૈવલ્ય ( અદ્વિતીય બ્રહ્મભાવ ) પ્રાપ્ત થાય છે, જેણે કરી મુક્ત થવાય છે.' 'तमेव विदित्वातिमृत्युमेति। नान्य पथा विद्यते अयनाय। તેને (આત્માને)જ જાણીને મૃત્યુનો પણ અતિક્રમ થઇ શકે છે મોક્ષ માટે અન્ય માર્ગ નથી.' 'ज्ञानादेव मुच्यते सर्वपाशैः। દેવ (આત્મ)ને જાણી સર્વ પાશ ( રાગ દ્વેષાદિક બંધ )થી મુક્તિ થાય છે.' ઇત્યાદિ અનેક શ્રુતિઓ જ્ઞાનથી મુક્તિની પ્રાપ્તિ થાય છે, એમ જણાવે છે.

શિષ્ય-ત્યારે તત્ત્વવેત્તાઓ ધ્યાન કરે છે, તેનું શું કારણ ?

ગુરુ-તત્ત્વવેત્તાને ઉપાસકની પેઠે ધ્યાનની આવશ્યકતા તો નથી, પણ જો ઇચ્છા હોય તો તત્ત્વવેત્તા ધ્યાન કરે અને ઇચ્છા ન હોય તો ન કરે. જ્ઞાનથી જ મોક્ષની પ્રાપ્તિ થાય છે, તેમાં શ્રુતિ સ્મૃતિ આદિનાં અનેક પ્રમાણો છે, તેથી તત્ત્વવેત્તાને મોક્ષ માટે ધ્યાનની અપેક્ષા નથી હવે ધ્યાન કરવાથી તત્ત્વવેત્તાને જીવન્મુક્તિનું સુખ મળે છે, અને ધ્યાન ન કરવાથી વિક્ષેપરૂપ સંસારવ્યવહારથી જીવન્મુક્તિનું સુખ મળતું નથી, માટે તત્ત્વવેત્તાને જીવન્મુક્તિનાં સુખની ઇચ્છા હોય તો ધ્યાન કરવું, ને ઇચ્છા ન હોય તો ધ્યાન ન કરવું, એટલે ધ્યાન કરવું ન કરવું, એ તત્ત્વવેત્તાની ઇચ્છાપર છે ૯૭

**તત્ત્વવેત્તા વ્યવહાર કરે તો હરકત નથી**

અવતરણિકા-તત્ત્વવેત્તા ધ્યાનમાં નિમગ્ન નહિ રહે તો તે સંસારવ્યવહાર ભોગવશે, એમ શિષ્ય આશંકા કરે છે, ને ગુરુ તેનો સ્વીકાર કરે છે કે, તેથી કશી હરકત નથી

तत्त्वविद्यदि न ध्यायेत्प्रवर्तेत तदा बहिः ।
प्रवर्ततां सुखेनायं को बाधोऽस्य प्रवर्तने ९८
अतिप्रसंग इति चेत् प्रसंगं तावदीरय ।
प्रसंगो विधिशास्त्रं चेन्न तत्तत्त्वविदं प्रति ९९
वर्णाश्रमवयोऽवस्थाभिमानो यस्य विद्यते ।
तस्यैव च निषेधाश्च विधयः सकला अपि ॥
वर्णाश्रमादयो देहे मायया परिकल्पिताः ।
नात्मनो बोधरूपस्येत्येवं तस्य विनिश्चयः ॥
समाधिमथ कर्माणि मा करोतु करोतु वा ।
हृदयेनास्तसर्वास्थो मुक्त एवोत्तमाशयः॥
नैष्कर्म्येण न तस्यार्थस्तस्यार्थोऽस्ति न कर्मभिः
न समाधानजप्याभ्यां यस्य निर्वासनं मनः॥

**શબ્દાર્થ**-જો તત્ત્વવિત્ ધ્યાન નહિ કરે તો તે બહાર(અનાત્મ વસ્તુમાં)પ્રવૃત્ત થશે. સુખેથી પ્રવૃત્ત થાઓ, તેથી તત્ત્વવિત્‌ની પ્રવૃત્તિમાં શો બાધ છે? (૯૮) એથી અતિપ્રસંગ આવશે, એમ તું જો કહેતો હોય તો, પ્રથમ પ્રસંગનું વિવેચન કર. પ્રસંગ જો વિધિ શાસ્ત્ર હોય તો તે (વિધિ-શાસ્ત્ર) તત્ત્વવિત્ પ્રત્યે નથી. (૯૯) પણ જેને વર્ણ, આશ્રમ, વય (બાલ્યાદિ) અને અવસ્થાનું અભિમાન હોય છે, તેને જ સઘળા નિષેધો અને વિધિઓ પણ નડે છે. (૧૦૦) દેહને વિષે વર્ણ, આશ્રમ આદિ માયાએ કલ્પેલાં છે, પણ તે બોધરૂપ આત્માનાં નથી, એ પ્રકારનો તેને (તત્ત્વવિત્‌ને) દૃઢ નિશ્ચય છે. ( ૧૦૧ ) હૃદયે ( બુદ્ધિએ ) કરીને નષ્ટ થયેલી છે, સર્વ પદાર્થો વિષે આસક્તિ જેની, એવો ઉત્તમાશય એટલે નિર્મળ જ્ઞાનથી વિશુદ્ધ અંતરવાળો તત્ત્વવેત્તા સમાધિ ચઢાવે કે ન ચઢાવે અને કર્મ કરે અથવા ન કરે, પરંતુ તે તો મુક્ત જ છે. (૧૦૨) જેનું મન વાસનારહિત છે, તેને નૈષ્કર્મ્યનું (નિષ્કર્મતાનું-કર્મના ત્યાગનું) પ્રયોજન નથી; તેમ તેને કર્મોની સાથે પણ કામ નથી, અને સમાધિની તથા જપની સાથે પણ કામ નથી. ૧૦૩

## ચન્દ્રકાન્ત વિવરણ

શિષ્ય-જો તત્ત્વવેત્તા ધ્યાન ન કરે તો તેની સદા બહાર એટલે સાંસારિક અને અનાત્મ પદાર્થમાં પ્રવૃત્તિ થશે.

ગુરુ-ધ્યાન ન કરવાથી તત્ત્વવેત્તાની બહાર પ્રવૃત્તિ થતી હોય તો ભલે થાય, અને સુખેથી તત્ત્વવેત્તા બહાર પ્રવૃત્તિ કરે એ બહારની પ્રવૃત્તિ તત્ત્વવેત્તાનાં તત્ત્વજ્ઞાનનો અથવા મોક્ષનો બાધ કરી શકતી નથી ધ્યાન કરવું, એ અંદરની પ્રવૃત્તિ કહેવાય છે, અને વ્યવહારમાં પ્રવૃત્ત થવું, એ બહારની પ્રવૃત્તિ કહેવાય છે. ૯૮

શિષ્ય-જો તત્ત્વવેત્તાની બહારની પ્રવૃત્તિનો સ્વીકાર કરીએ તો અતિપ્રસંગ એટલે શાસ્ત્ર-મર્યાદાનાં ઉલ્લંઘનરૂપ દોષ પ્રાપ્ત થશે.

ગુરુ-અતિપ્રસંગ એટલે પ્રસંગનું ઉલ્લંઘન.

અતિપ્રસંગનો અર્થ જાણવા માટે પ્રથમ પ્રસંગનો અર્થ જાણવો જોઇએ; માટે પ્રથમ પ્રસંગનો અર્થ શું છે, તે ભણ.

શિષ્ય–પ્રસંગ એટલે વિધિશાસ્ત્ર અને નિષેધશાસ્ત્ર. બહારની પ્રવૃત્તિથી તે શાસ્ત્રનું ઉલ્લંઘન કરવાથી તત્ત્વવેત્તાને અતિપ્રસંગ પ્રાપ્ત થાય છે.

ગુરુ–રે શિષ્ય ! એ પ્રસંગ તો અજ્ઞાની પ્રત્યે છે, પણ તત્ત્વવેત્તા પ્રત્યે નથી; કારણ કે એ પ્રસંગ જગતને સત્ય માનનારમાં છે; અને તત્ત્વવેત્તા તો જગતની બહાર છે, કારણ કે તે જગતને મિથ્યા માને છે. માટે બહારની પ્રવૃત્તિથી પણ તેને અતિપ્રસંગ નથી. ૯૯

શિષ્ય–વિધિશાસ્ત્ર અને નિષેધશાસ્ત્ર તત્ત્વવેત્તા પ્રત્યે કેમ નથી ?

ગુરુ–બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય, શૂદ્ર, એ ચાર વર્ણ; બ્રહ્મચર્ય, ગૃહસ્થાશ્રમ, વાનપ્રસ્થ અને સંન્યાસ એ ચાર આશ્રમ; બાલ્ય, તારુણ્ય અને ઘડપણ એ ત્રણ વય; ઉત્તમ, મધ્યમ અને અધમ એ ત્રણ સ્થિતિ એટલે અવસ્થા છે. જો પુરુષને વર્ણ, આશ્રમ, વય અને અવસ્થા એ ચારનું અભિમાન હોય, તો તેને વિધિશાસ્ત્ર અને નિષેધશાસ્ત્ર લાગુ પડે છે. પણ જેને એ ચારેમાંનાં એકેનું અભિમાન ન હોય, તેનાપર એ શાસ્ત્ર લાગુ પડતાં નથી. 'હું બ્રાહ્મણ છું,' 'હું ગૃહસ્થાશ્રમી છું,' 'હું જુવાન છું,' 'હું સારી સ્થિતિમાં છું,' એવી રીતનું અભિમાન અજ્ઞાનીને હોય છે, પણ તત્ત્વવિત્‌ને હોતું નથી, તેથી તેને વિધિ કે નિષેધ કોઇ પણ શાસ્ત્ર લાગુ પડતાં નથી. ૧૦૦

શિષ્ય–જે દેહધારી છે, તેને વર્ણાશ્રમનું અભિમાન સ્વાભાવિક હોય છે; હવે તત્ત્વવિત્ પણ દેહધારી છે, ત્યારે તેને વર્ણાશ્રમનું અભિમાન કેમ ન હોય ?

ગુરુ–તત્ત્વવેત્તા એટલે તત્ત્વને જાણનાર. એ તત્ત્વવેત્તા આત્મતત્ત્વ અને અનાત્મતત્ત્વ બન્ને જાણે છે, તેથી વર્ણાશ્રમાદિ સર્વ ધર્મો અનાત્મ એટલે વિનાશી અર્થાત્ દેહના છે, ને તે માયાએ કલ્પેલા જાણે છે; પણ આધારરૂપ અવિનાશી આત્માના તે કોઈ પણ ધર્મ નથી, અને એ આત્મારૂપ હું પોતે છું, એવો એ તત્ત્વવિત્‌નો નિશ્ચય હોય છે, માટે તેને વર્ણાશ્રમાદિનું અભિમાન નથી. ૧૦૧

શિષ્ય–તત્ત્વવેત્તાનો એવો નિશ્ચય હોય તે ઠીક છે. પણ શાસ્ત્ર તો તેને કર્મ કરવાનું પ્રતિપાદન કરે છે.

ગુરુ–નારે ના; શાસ્ત્ર તત્ત્વવેત્તાનાં કર્તવ્યનું પ્રતિપાદન કરતું નથી. ઉલટું, શાસ્ત્ર તો 'તત્ત્વવેત્તાને કંઈ કર્તવ્ય જ નથી,' એવું પ્રતિપાદન કરે છે; કારણ કે, તત્ત્વવેત્તા સમાધિ અને કર્મ કરે અથવા ન કરે તો પણ તે મુક્ત છે, એવું શાસ્ત્રનું વચન છે. ' न तस्य कार्यं करणं च विद्यते । તત્ત્વવિત્‌ને કાર્ય કે કરણ (સાધન) કાંઈ પણ નથી, એમ શ્રુતિમાં કહ્યું છે. વળી, 'नैव तस्य कृतेनार्थो नाकृतेनेह कश्चन । તેને (તત્ત્વવિત્‌ને) આમાં (આ લોકમાં) કર્મ સાથે કોઈ પ્રયોજન નથી, ને કર્મના અભાવથીએ કંઈ પ્રયોજન નથી,' એમ ગીતાજીમાં કહ્યું છે.

ઐહિક અને પારલૌકિક કામનારૂપ ઇષ્ટ પ્રાપ્તિની ઇચ્છા હોય અને દુઃખાદિરૂપ અનિષ્ટવૃત્તિની જેને ઇચ્છા હોય, તેવા પુરુષોને કર્મ કરવાનાં છે, અને તેઓ જો શાસ્ત્રે નક્કી કરેલાં કર્મ ન કરે તો પ્રત્યવાય લાગે છે, તેથી તેનાં કર્તવ્યનું શાસ્ત્ર પ્રતિપાદન કરે છે; પરંતુ જેને ઇષ્ટપ્રાપ્તિ અને અનિષ્ટની નિવૃત્તિની ઇચ્છા જ નથી, એવા મુક્ત પુરુષોનાં કર્તવ્યનું શાસ્ત્રો પ્રતિપાદન જ કરતાં નથી. ૧૦૨

જેનું મન વાસના રહિત હોય, તેવા પુરુષને અર્થાત્ તત્ત્વવેત્તાને, કર્મના ત્યાગ સાથે કંઈ લાગતું વળગતું નથી; કારણ કે તે તો પોતે બ્રહ્મરૂપ થવાથી નિષ્ક્રિય અને નિર્વિકાર છે, તેને કર્મોનું પ્રયોજન હોતું નથી; કારણ કે તે પોતે આપ્તકામ છે; તેને સમાધિ કે જપનું પણ પ્રયોજન નથી, કેમકે તે વિક્ષેપરહિત છે; ઇત્યાદિ અનેક વચનો પ્રમાણ હોવાથી તત્ત્વવેત્તાને કંઇ કર્તવ્ય નથી. ૧૦૩

અવતરણિકા–'તત્વવેત્તાએ ધ્યાન કરવું જોઇએ,' એમ શિષ્ય કહે છે; ગુરુ કહે છે કે, સારા જ્ઞાનીને વળી વાસના કેવી ?

आत्माऽसंगस्ततोऽन्यत्स्यादिंद्रजालं हि मायिकम् ।
इत्यचंचलनिर्णीते कुतो मनसि वासना ?

શબ્દાર્થ–આત્મા અસંગ છે, અને તેથી (આત્માથી) અન્ય માયિક (જગત્) ઇંદ્રજાલ છે; એવી રીતે દૃઢ નિર્ણય કર્યા પછી મનમાં વાસના ક્યાંથી હોય? ૧૦૪

## ચન્દ્રકાન્ત વિવરણ

શિષ્ય–મારા વિચાર પ્રમાણે તો તત્ત્વવેત્તાએ વાસનાની નિવૃત્તિ માટે ધ્યાન કરવું જ જોઇએ.

ગુરુ–જેના મનમાં વાસના હોય, તેણે વાસનાની નિવૃત્તિ માટે ધ્યાન કરવું જોઇએ, પણ તત્ત્વવેત્તાના મનમાં તો વાસના જ નથી; કારણ કે તેનો તો 'આત્મા દેહ, ઇંદ્રિય, મન આદિના સંબંધથી રહિત છે, એટલા જ માટે અસંગ છે, અને સંપૂર્ણ જગત્ મિથ્યા છે,' આ સર્વ માયાનો રચેલો દ્દારો છે, સર્વ ખોટું છે, એ પ્રકારનું દૃઢ અપરોક્ષ જ્ઞાન થયું હોય છે, તેથી તત્ત્વવેત્તાને વાસનાની નિવૃત્તિ માટે ધ્યાન કરવાની આવશ્યકતા કેમ હોય? ૧૦૪

અવતરણિકા–આ સર્વપરથી પ્રકૃત પ્રસંગમાં શું સિદ્ધ થયું, તે કહે છે.

एवं नास्ति प्रसङ्गोऽपि कुतोऽस्यातिप्रसंजनम्।
प्रसङ्गो यस्य तस्यैव शंक्येतातिप्रसंजनम् ॥
विध्यभावान्न बालस्य दृश्यतेऽतिप्रसंजनम्।
स्यात्कुतोऽतिप्रसङ्गोऽस्य विध्यभावे समे सति ॥ १०६ ॥

શબ્દાર્થ–એ પ્રમાણે તત્ત્વવેત્તાને પ્રસંગ પણ નથી, ત્યારે અતિપ્રસંગ ક્યાંથી જ હોય? જેને પ્રસંગ હોય, તેને જ અતિપ્રસંગની શંકા કરાય. (૧૦૫) જેમ બાળકને વિધિના અભાવથી અતિપ્રસંગ દેખાતો નથી; તેમ વિધિનો અભાવ સમાન હોવાથી તત્ત્વવેત્તાને પણ અતિપ્રસંગ કેમ થાય? ૧૦૬

## ચન્દ્રકાન્ત વિવરણ.

શિષ્ય–ભલે તત્ત્વવેત્તાને વાસનાની નિવૃત્તિ માટે ધ્યાન કરવાની આવશ્યકતા ન હોય, પણ તેથી આપણે જે વાત કરીએ છિયે, તેમાં શું સિદ્ધ થયું?

ગુરુ–તત્ત્વવેત્તાને અતિપ્રસંગની પ્રાપ્તિનો પ્રસંગ આવે છે, તેથી તત્ત્વવેત્તાનો પ્રસંગ એટલે વિધિ અને નિષેધ શાસ્ત્ર બને પ્રાપ્ત નથી, તો પછી તેને અતિપ્રસંગ કેમ પ્રાપ્ત થાય?

શિષ્ય–ત્યારે અતિપ્રસંગ કોને પ્રાપ્ત છે?

ગુરુ–જેને પ્રસંગ પ્રાપ્ત છે, તેને અતિપ્રસંગ પ્રાપ્ત છે. અજ્ઞાનીને પ્રસંગ પ્રાપ્ત છે, માટે તેને અતિપ્રસંગ પણ પ્રાપ્ત છે. જ્ઞાનીને પ્રસંગ પ્રાપ્ત નથી, તેથી તેને અતિપ્રસંગ પણ પ્રાપ્ત નથી, એમ ચાલતા પ્રસંગમાં સિદ્ધ થાય છે.

શિષ્ય–અજ્ઞાનીને અતિપ્રસંગ છે, અને જ્ઞાનીને અતિપ્રસંગ નથી, તેનું શું કારણ?

ગુરુ–અજ્ઞાનીને વર્ણાશ્રમાદિનું અભિમાન છે, અને જ્ઞાનીને તે નથી, એ જ કારણ. જે વિધિ-નિષેધ ઉભયથી રહિત હોય તેને અતિપ્રસંગ આદિ તથા વિધિ નિષેધ નથી. તેથી જેમ બાળક, વિકલ મનુષ્ય અને પશુપક્ષીને અતિપ્રસંગ પણ નથી, તેમ જ્ઞાની પણ વિધિનિષેધ રહિત છે, તેથી તેને પણ અતિપ્રસંગ નથી. ૧૦૫

શિષ્ય–જેને પ્રસંગ ન હોય, તેને અતિપ્રસંગ પણ નથી, એવું તમે ક્યાં જોયું છે?

ગુરુ–એવું અમે બાળકમાં જોયું છે. બાળકને પ્રસંગ નથી, તેથી ગમે તે રીતે ભોજન આદિ વ્યવહાર કરે તો પણ તેને અતિપ્રસંગ નથી. શાસ્ત્રમાં પણ 'कामचारः कामभक्षः। ઇચ્છા પ્રમાણે વર્તન કરે છે, ઇચ્છા પ્રમાણે ભોજન કરે છે,' એવી રીતે બાળક માટે કહ્યું છે.

શિષ્ય–બાળકને વિધિનો અભાવ છે, તેથી તેને અતિપ્રસંગ નથી, પણ જ્ઞાનીને અતિપ્રસંગ કેમ નથી?

ગુરુ–વિધિનો અભાવ જ્ઞાનીને પણ છે, તેથી જ્ઞાનીને પણ અતિપ્રસંગ નથી. ૧૦૬

અવતરણિકા–બાળકને વિધિના અભાવમાં તો કારણ છે એમ શિષ્ય કહે છે, અને ગુરુ જ્ઞાનીને વિધિના અભાવમાં કારણ દર્શાવે છે.

न किंचिद्वेत्ति बालश्चेत्सर्वं वेत्त्येव तत्त्ववित्।
अल्पज्ञस्यैव विधयः सर्वे स्युर्नान्ययोर्द्वयोः ॥

શબ્દાર્થ–બાળક કાંઈ પણ જાણતો નથી, એમ તું કહેતો હોય તો, તત્ત્વવિત્ સર્વ જાણે છે જ. અલ્પજ્ઞને જ સર્વ વિધિઓ છે, બીજા બેને (અજ્ઞને અને સર્વજ્ઞને) વિધિઓનું બંધન નથી. ૧૦૭

## ચન્દ્રકાન્ત વિવરણ

શિષ્ય-બાળકને વિધિનો અભાવ છે, તેમાં તેની અજ્ઞતા કારણ છે; પણ જ્ઞાનીને અજ્ઞતા ન હોવાથી વિધિના અભાવમાં કાંઈ પણ કારણ નથી.

ગુરુ-વિજ્ઞાનીને અજ્ઞતાનો અભાવ છે, તેથી તેને વિધિના અભાવમાં અજ્ઞતા કારણ નથી; તોપણ તેને વિધિના અભાવમાં સર્વજ્ઞતા કારણ છેની ? કેમકે જ્ઞાની સર્વજ્ઞ છે. એવી રીતે બાળકને અજ્ઞતારૂપ કારણથી અને જ્ઞાનીને સર્વજ્ઞતારૂપ કારણથી વિધિનો અભાવ છે.

શિષ્ય-ત્યારે વિધિનો અધિકાર કોને છે ને કોને નથી ?

ગુરુ-સર્વ વિધિ નિષેધશાસ્ત્રનો અધિકાર અલ્પજ્ઞને છે. પણ અજ્ઞને તથા સર્વજ્ઞને નથી.૧૦૭

અવતરણિકા-શિષ્ય કહે છે કે, જેનામાં નિગ્રહ-અનુગ્રહની શક્તિ હોય તે જ તત્ત્વવિત. ગુરુ કહે છે કે નિગ્રહઅનુગ્રહનું સામર્થ્ય જ્ઞાનનું ફળ નથી.

**शापानुग्रहसामर्थ्यं यस्यासौ तत्त्वविद्यदि ।**
**तन्न शापादिसामर्थ्यं फलं स्यात्तपसो यतः ॥**

શબ્દાર્થ—જેને શાપ અને અનુગ્રહ કરવામાં સામર્થ્ય હોય, એ તત્ત્વવિત્ ગણાતો નથી. કારણ કે શાપાદિનું સામર્થ્ય એ તપનું ફળ છે (જ્ઞાનનું નથી). ૧૦૮

## ચન્દ્રકાન્ત વિવરણ

શિષ્ય-વસિષ્ઠ અને વેદવ્યાસ આદિ તત્ત્વવિત હતા; તેઓ શાપ દેવામાં અને વરદાન આપવામાં મહાસમર્થ હતા; તેથી વસિષ્ઠ આદિની પેઠે જે શાપ અને અનુગ્રહમાં સમર્થ હોય, તે જ તત્ત્વવિત કહેવાય; પણ જે શાપ અને અનુગ્રહ કરવામાં સમર્થ ન હોય, તે તત્ત્વવિત્ કહેવાય નહિ.

ગુરુ-શાપ દેવામાં અને અનુગ્રહ કરવામાં સામર્થ્યને પ્રાપ્ત થવું, એ મહાતપનું ફળ છે, પણ જ્ઞાનનું ફળ નથી. વસિષ્ઠઋષિ અને વેદવ્યાસજી આદિ મહાતપસ્વી હતા, તેથી તેઓ શાપ દેવામાં અને અનુગ્રહ કરવામાં સમર્થ હતા પણ તત્ત્વવિત્પણામાં શાપ અને અનુગ્રહનું સામર્થ્ય, કંઈ કારણ નથી, પણ તત્ત્વજ્ઞાન જ કારણ છે. તેથી જેને શાપ અને અનુગ્રહ કરવાનું સામર્થ્ય ન હોય, પણ કેવળ તત્ત્વજ્ઞાન થયું હોય, તે પણ તત્ત્વવિત્ છે. ૧૦૮

અવતરણિકા-તત્ત્વવિતને શાપ અને અનુગ્રહ કરવાના સામર્થ્યના સદ્ભાવમાં શિષ્ય દૃષ્ટાંત આપીને આગ્રહ કરે છે, અને ગુરુ તેનું સમાધાન કરે છે.

**व्यासादेरपि सामर्थ्यं दृश्यते तपसो बलात् ।**
**शापादिकारणादन्यत्तपो ज्ञानस्य कारणम् ॥**
**द्वयं यस्यास्ति तस्यैव सामर्थ्यज्ञानयोर्जनिः ।**
**एकैकं तु ततः कुर्वन्नेकैकं लभते फलम् ११०**

શબ્દાર્થ-વ્યાસાદિકનું પણ તપના બળથી (શાપ અને અનુગ્રહ કરવાનું) સામર્થ્ય જોવામાં આવે છે. શાપાદિનાં કારણરૂપ તપથી અન્ય તપ, એ જ્ઞાનનું કારણ. (૧૦૯) જેને બે પ્રકારનું તપ હોય છે, તેને જ સામર્થ્ય (શાપ અને અનુગ્રહનાં સામર્થ્ય)ની અને જ્ઞાનની ઉત્પત્તિ થાય છે; તે માટે એકએક તપને કરનારો પુરુષ એકએક ફલને જ પામે છે. ૧૧૦

## ચન્દ્રકાન્ત વિવરણ

શિષ્ય-વ્યાસાદિ તત્ત્વવેત્તા હતા, તોપણ તેઓને શાપ દેવાનું અને અનુગ્રહ કરવાનું સામર્થ્ય હતું, તેથી તત્ત્વવેત્તામાં તેવું સામર્થ્ય હોવું જોઇએ ?

ગુરુ-વ્યાસાદિને જે શાપ અને અનુગ્રહ કરવામાં સામર્થ્ય હતું, તે તત્ત્વજ્ઞાનનું ફલ ન હતું. તેથી તત્ત્વવેત્તાને, વ્યાસાદિકની પેઠે, તે સામર્થ્યની આવશ્યકતા નથી.

શિષ્ય-જ્યારે એ સામર્થ્ય માત્ર તત્ત્વજ્ઞાનનુ ફળ ન હતુ, ત્યારે શેનું ફળ હતું ?

ગુરુ-એ સામર્થ્ય તો તપનું ફળ છે એમ અમે અગાડી કહી ગયા છીએ. તપનાં બળથી વ્યાસાદિકને શાપમાં અને અનુગ્રહ કરવામાં સામર્થ્ય પ્રાપ્ત થયું હતુ.

શિષ્ય-'तपसा ब्रह्म विजिज्ञासस्व। તપથી બ્રહ્મને જાણ,' એ શ્રુતિમાં તો તપથી બ્રહ્મને જાણવાનું કહ્યુ છે, તેથી તપરહિત પુરુષને તત્ત્વજ્ઞાન થતુ નથી.

ગુરુ-તપ બે પ્રકારનું છે. શાપ દેવામાં અને અનુગ્રહ કરવા આદિમાં સામર્થ્ય જેથી પ્રાપ્ત થાય તે, અને જેથી જ્ઞાન થાય તે. એટલે શાપ દેવા વગેરે સામર્થ્યની પ્રાપ્તિનું કારણ જે તપ

જૂદું છે, અને તત્ત્વજ્ઞાન થવાનું કારણ જે તપ તે જૂદું છે. શ્રુતિમાં જે તપથી બ્રહ્મ જાણવાનું કહ્યું છે, તે તપને જ્ઞાનનું કારણ કહ્યું છે; એટલે 'જ્ઞાનનાં કારણ તપથી બ્રહ્મને જાણ,' એવો એ શ્રુતિનો અર્થ છે. વ્યાસાદિકને જે તપથી શાપ તથા અનુગ્રહમાં સામર્થ્ય પ્રાપ્ત થયું હતું, તે તપ શાપ અને અનુગ્રહનાં સામર્થ્યનાં કારણરૂપ જાણવું, બ્રહ્મને જાણવારૂપ કારણવાળું તે તપ નહિં. એટલા માટે જે જિજ્ઞાસુ સાધનસંપન્ન હોય, તેને પણ તત્ત્વજ્ઞાન સંભવે છે. તેમાં ઉપલી શ્રુતિનો વિરોધ આવતો નથી. ૧૦૯

શિષ્ય–જ્યારે તપ કંઈ તત્ત્વજ્ઞાનનું કારણ નથી, ત્યારે વ્યાસાદિ મહાત્માઓમાં શાપ તથા અનુગ્રહ કરવાનું સામર્થ્ય હતું, તેઓને તત્ત્વજ્ઞાન કેમ પ્રાપ્ત થયું હતું?

ગુરુ–અમે બે પ્રકારનાં તપ કહ્યાં છે, તેનું સ્મરણ કર. જેણે બે પ્રકારનાં તપ કર્યાં હોય, તેવા પુરુષને તત્ત્વજ્ઞાન થાય છે. તેમ શાપ દેવામાં તથા અનુગ્રહ કરવામાં સામર્થ્ય પણ પ્રાપ્ત થાય છે, એટલે તેને જ્ઞાન અને સામર્થ્ય એ બન્ને પ્રાપ્ત થાય છે; પણ જેણે એક જ તપ કર્યું હોય તેને એક જ પ્રાપ્ત થાય છે; એટલે જેણે તત્ત્વજ્ઞાનનાં કારણરૂપ તપ કર્યું હોય, તેને તત્ત્વજ્ઞાન પ્રાપ્ત થાય છે, અને જેણે સામર્થ્યનાં કારણરૂપ તપ કર્યું હોય, તેને શાપ દેવામાં અને અનુગ્રહ કરવામાં સામર્થ્ય પ્રાપ્ત થાય છે. વ્યાસાદિએ બન્ને પ્રકારનાં તપ કર્યાં હતાં, તેથી તેઓને શાપાદિકમાં સામર્થ્ય હતું અને સાથે સાથે તત્ત્વજ્ઞાન પણ થયું હતું. ૧૧૦

**અવતરણિકા**–શિષ્ય શંકા કરે છે કે, શાપ આદિનાં સામર્થ્યથી હીન તત્ત્વવેત્તાની બીજાઓ નિંદા કરશે કે તે પૂર્ણ નથી, તેનું ઉત્તર ગુરુ દે છે.

**सामर्थ्यहीनो निंद्यश्चेद्यतिर्विधिविवर्जितः।**
**निंद्यते तत्तपोऽप्यन्यैरनिशं भोगलंपटैः॥१११**
**भिक्षावस्त्रादिरक्षेयुर्यद्येते भोगतुष्टये।**
**अहो यतित्वमेतेषां वैराग्यभरसंथरम्॥११२**
**वर्णाश्रमपरान्मूढा निंदंत्वित्युच्यते यदि।**
**देहात्ममतयो बुद्धं निंदंत्वाश्रममानिनः॥१३**
**तदित्थं तत्त्वविज्ञाने साधनानुपमर्दनात्।**
**ज्ञानिनाचरितुं शक्यं सम्यग्राज्यादि लौकिकम्॥११४॥**
**मिथ्यात्वबुद्ध्या तत्रेच्छा नास्ति चेत्तर्हि मास्तु तत्।**
**ध्यायन्वाथ व्यवहरन्यथारब्धं वसत्वयम्॥**

**શબ્દાર્થ**—વિધિએ કરીને વર્જિત તથા સામર્થ્યહીન યતિની (યથાર્થ કર્મ કરવાવાળા તપસ્વીઓ) નિંદા કરે છે એમ તું કહેતો હોય તો, બીજા ભોગલંપટો નિત્ય તે કર્મ કરનારાનાં તપની પણ નિંદા કરે છે. (૧૧૧) જો આ યતિઓ ભોગના તોષ માટે ભિક્ષા અને વસ્ત્ર આદિનું રક્ષણ કરે, તો વૈરાગ્યના ભારથી પ્રૌઢ થયેલાં તેઓનાં યતિપણાંને ધન્ય ધન્ય! (૧૧૨) મૂઢો (પામર પુરુષો) વર્ણ અને આશ્રમમાં તત્પર (કર્મ કરવાવાળા) થયેલાને નિંદે છે, એમ કહેતો હોય તો, દેહમાં આત્મબુદ્ધિવાળા, આશ્રમાભિમાનીઓ તત્ત્વવિત્‌ને ભલે નિંદો, (૧૧૩) પણ તેથી કરીને તત્ત્વજ્ઞાનમાં સાધનોનો વિનાશ થતો નથી, અને તેથી જ્ઞાની રાજ્યાદિ લૌકિક કર્મ સારી રીતે કરવા માટે શક્ય છે; (૧૧૪) કેમકે મિથ્યાપણાની બુદ્ધિથી તેમાં તેની (રાજ્ય પરિપાલનાદિ લૌકિક કર્મમાં) ઈચ્છા જ થતી નથી. તો ભલે ન થાઓ! તત્ત્વવેત્તા પુરુષ ધ્યાન કરતો અથવા વ્યવહાર કરતો આરબ્ધ કર્મ પ્રમાણે ભલે વર્ત્યા કરે. ૧૧૫

### ચન્દ્રકાન્ત વિવરણ

શિષ્ય–તત્ત્વવેત્તાને વિધિનિષેધ કંઈ પણ નથી, તથાપિ તે જો વર અને શાપ દેવામાં સમર્થ ન હોય, અને કર્મનો ત્યાગ કરી બેઠો હોય તો, તપસ્વીઓ કે જેઓ વિધિ પ્રમાણે કર્મ કરતા હોય અને વળી વર અને શાપ દેવામાં સમર્થ હોય તેઓ, સામર્થ્યરહિત અને કર્મરહિત તે તત્ત્વવિત્‌ની, 'આ શાપમાં અને અનુગ્રહમાં સમર્થ નથી, તોપણ કર્મ તજી બેઠો છે,' એવી રીતે તેની, નિંદા કરશે.

ગુરુ–વર આપવામાં ને શાપ દેવામાં સમર્થ યતિઓ નિંદા કરે, તોપણ વર આપવા કે શાપ

દેવામાં અસમર્થ તત્ત્વવેત્તાઓએ પોતાનો નિશ્ચય તજવો નહિ, એમ અમે સાફ કહીએ છિયે; કારણ કે વર આપવામાં કે શાપ દેવામાં સમર્થ યતિઓ, વરશાપ દેવામાં અસમર્થ તત્ત્વવિતની નિંદા કરે છે, તે પોતે, વરશાપમાં શક્તિવાળા છતાં પણ, નિંદાપાત્ર જ છે; કેમકે ભોગી એટલે લંપટ પુરુષો, તે યતિઓની પણ નિંદા કરે છે. એમ નિંદાનો કંઇ અવધિ નથી, ત્યારે ફોકટની નિંદાની પરવા શા માટે કરવી? ૧૧૧

શિષ્ય-વર અને શાપ દેવામાં સમર્થ યતિઓએ ભિક્ષા અને વસ્ત્ર આદિનો સંગ્રહ કરવો અને ભોગ ભોગવવા, કે જેથી ભોગલંપટો તેની નિંદા નહિ કરે.

ગુરુ-શાબાશ રે શાબાશ! તું તો તેઓના ભેખમાં ધૂળ જ ઘલાવે છે! જ્યારે એ યતિઓ ભિક્ષા અને વસ્ત્રાદિનો સંગ્રહ કરે, લાડી, વાડી, ગાડીની મોજ કરે, છોકરાંછૈયાંને પાળે, ને સંસારી થઈ રહે, ત્યારે તો તેમનું યતિપણું જ નષ્ટ થયું; કારણ કે સંસારનો સંગ્રહ કરવો, એ યતિનો ધર્મ નથી; પણ જેમ યવનાદિક નિંદા કરે તેથી બ્રાહ્મણ પોતાનાં સંધ્યાવંદનાદિક કર્મો મૂકતો નથી, તેમ યતિઓની નિંદાથી તત્ત્વવેત્તાઓ પોતાનું કર્તવ્ય મૂકતા નથી ૧૧૨

શિષ્ય-વિષયલંપટ પામર પુરુષો ક્રિયાપરાયણ યતિઓની નિંદા કરતા હોય તો ભલે કરો; તે નિંદાથી તે શિષ્ટ પુરુષોને શું હાનિ છે?

ગુરુ-ત્યારે ક્રિયાપરાયણ યતિઓ તત્ત્વવેત્તાની નિંદા કરતા હોય તો ભલે કરો, તેથી તત્ત્વવેત્તાને પણ શી હાનિ છે? લોકમાં પોતાને અનુકૂળ પુરુષની સ્તુતિ કરવાનો અને પ્રતિકૂલની નિંદા કરવાનો તો પ્રચાર જ છે; તેથી પામર પુરુષો યતિઓની નિંદા કરે, અને તે યતિઓ તત્ત્વવેત્તાની નિંદા કરે, એ સ્વાભાવિક છે, પરંતુ તે નિંદા કોઈ પણ નિર્ણયમાં પ્રમાણ કે ઉપયોગી થતી નથી. ૧૧૩

હવે પ્રસંગ સાંભળ એ પ્રમાણે તત્ત્વજ્ઞાન થવાથી પણ લોકવ્યવહારમાં સાધન, મન, ઇંદ્રિય અને સ્થૂલદેહાદિનો વિનાશ થતો નથી એટલા જ માટે, તત્ત્વવેત્તા પુરુષ રાજ્યનું પરિપાલન, કુટુંબનું પોષણ, સંધ્યાવંદનાદિ કર્મ, વેદાંતશાસ્ત્રનું વાચન, શિષ્યોપદેશ આદિ લૌકિક અને શાસ્ત્રીય કર્મો, સારી રીતે કરી શકે છે; બ્રહ્મજ્ઞાન થવાથી કોઈ કર્મ કરવામાં તેને બાધ નડતો નથી. ૧૧૪

શિષ્ય-તત્ત્વવેત્તાને જગતનાં મિથ્યાત્વનું જ્ઞાન હોય છે, તેથી તેને રાજ્યપરિપાલનાદિકમાં ઇચ્છા જ ઉત્પન્ન નહિ થાય.

ગુરુ-જો તત્ત્વવેત્તાને રાજ્યપરિપાલનાદિકમાં ઇચ્છા ઉત્પન્ન ન થાય તો તેણે રાજ્યપાલનાદિક કર્મો ન કરવાં; તેમાં કંઈ હરકત નથી, કોઇ બળાત્કારે કરાવતું નથી. તત્ત્વવેત્તા ઉપર શાસ્ત્ર કે અન્ય કોઇનો પણ હુકમ ચાલતો નથી, તેથી તે પોતાનાં પ્રારબ્ધ પ્રમાણે ભલે વર્તે. જો ધ્યાન કરવાનું પ્રારબ્ધ હોય તો ધ્યાન કરે; વ્યવહાર કરવાનું પ્રારબ્ધ હોય તો વ્યવહાર કરે, રાજ્ય કરવાનું પ્રારબ્ધ હોય તો રાજ્ય કરે, ને વિલાસનું પ્રારબ્ધ હોય તો વિલાસ રમે. તેને કોઇ જાતનો વિધિનિષેધ નથી. ૧૧૫

---

## (૨) તત્ત્વવેત્તા અને ઉપાસકની વિલક્ષણતા

(૧૧૬ થી ૧૨૦; ૫ શ્લોકો)

અવતરણિકા-હવે તત્ત્વવેત્તા કરતાં ઉપાસકની વિષમતા કેમ છે તે દર્શાવે છે

उपासकस्तु सततं ध्यायन्नेव वसेयतः ।
ध्यानेनैव कृतं तस्य ब्रह्मत्वं विष्णुतादिवत् ॥
ध्यानोपादानकं यत्तद्ध्यानाभावे विलीयते ।
वास्तवी ब्रह्मता नैव ज्ञानाभावे विलीयते ११७
ततोऽभिज्ञापकं ज्ञानं न नित्यं जनयत्यदः ।
ज्ञापकाभावमात्रेण नहि सत्यं विलीयते ११८
अस्त्येवोपासकस्यापि वास्तवी ब्रह्मतेति चेत् ।
पामराणां तिरश्चां च वास्तवी ब्रह्मता न किम् ॥
अज्ञानादपुमर्थत्वमुभयत्रापि तत्समम् ।
उपवासाद्यथा भिक्षा वरं ध्यानं तथान्यतः २०

શબ્દાર્થ-ઉપાસક તો સર્વદા ધ્યાન કરતો જ વસે છે; કારણ કે તેનું બ્રહ્મપણું, વિષ્ણુપણાં આદિની પેઠે, ધ્યાનથી જ થયેલું છે. (૧૧૬) ધ્યાન છે ઉપાદાન કારણ જેનું એવી જે વસ્તુ

હોય તે, ધ્યાનનો અભાવ થયા પછી, લય પામે છે; પરંતુ પારમાર્થિકી બ્રહ્મરૂપતા તો જ્ઞાનના અભાવમાં પણ લય પામતી નથી જ. (૧૧૭) તેથી (બ્રહ્મરૂપતા પારમાર્થિક છે તેથી) પ્રકાશક જ્ઞાન નિત્ય એવાં બ્રહ્મરૂપપણાંને ઉત્પન્ન કરતું નથી; કારણ કે જ્ઞાપકના–પ્રકાશકના અભાવમાત્રથી જ સત્ય વસ્તુ લય પામતી નથી. (૧૧૮) ઉપાસકને પણ પારમાર્થિક બ્રહ્મરૂપતા છે જ, એમ જો તું કહેતો હોય તો, પામર પુરુષોને અને તિર્યક્(પશુ પક્ષી આદિને) ને વાસ્તવી બ્રહ્મતા શા માટે નથી? (૧૧૯) અજ્ઞાનથી જે અપુરુષાર્થપણું છે, તે બન્નેયમાં–પામરાદિકની અને ઉપાસકની બ્રહ્મરૂપતામાં–સમાનજ છે. જેમ ઉપવાસ કરવા કરતાં ભિક્ષા શ્રેષ્ઠ છે, તેમ કર્માનુષ્ઠાનાદિક કરવા કરતાં ધ્યાન–ઉપાસના શ્રેષ્ઠ છે. ૧૨૦

## ચન્દ્રકાન્ત વિવરણ

ગુરુ–ઉપાસક પુરુષે તો સર્વદા ધ્યાન કરવું જોઇએ, કારણ કે તેનું બ્રહ્મપણું ધ્યાનથી જ થયું છે. જેમ પોતાની વિષ્ણુરૂપતાનું ધ્યાન કરનાર પુરુષની વિષ્ણુરૂપતા પારમાર્થિક નથી; જેમ પોતાની શિવરૂપતાનું ધ્યાન કરનાર પુરુષની શિવરૂપતા પારમાર્થિક નથી; તેમ પોતાની બ્રહ્મરૂપતાનું ધ્યાન કરનાર ઉપાસકની બ્રહ્મરૂપતા પણ પારમાર્થિક નથી.

પરન્તુ, તત્ત્વવેત્તાની બ્રહ્મરૂપતા પારમાર્થિક છે; કેમકે તેની બ્રહ્મરૂપતા શ્રુતિ આદિનાં પ્રમાણથી સિદ્ધ છે. પણ ઉપાસકની બ્રહ્મરૂપતા તો પારમાર્થિક નથી; તેનું કારણ કે, તેની બ્રહ્મરૂપતા પ્રમાણથી સિદ્ધ નથી, પણ ધ્યાનથી સિદ્ધ છે, એટલે અનિત્ય છે. માટે તત્ત્વવેત્તા અને ઉપાસક વચ્ચે મોટો ભેદ છે. ૧૧૬

શિષ્ય–ધ્યાનથી સિદ્ધ કરેલી બ્રહ્મરૂપતા પારમાર્થિક કેમ નહિ?

ગુરુ–જે ધ્યાનથી સિદ્ધ કરેલું હોય, તે ધ્યાનનો નાશ થવાથી નાશ પામે છે; કારણ કે ધ્યાનનો નાશ થવાથી, જેમ માનસિક ગામ આદિનો નાશ જોવામાં આવે છે, તેમ નાશ થાય છે. હવે ઉપાસકની બ્રહ્મરૂપતા ધ્યાનથી સિદ્ધ થયેલી છે, માટે ધ્યાનનો નાશ થવાથી તે નાશ પામે છે, તેથી તે પારમાર્થિક નથી; જેનો ત્રણે કાળમાં નાશ ન થતો હોય, તે પારમાર્થિક કહેવાય છે.

શિષ્ય–ત્યારે તો તત્ત્વવેત્તાની બ્રહ્મરૂપતા પણ પારમાર્થિક ન હોવી જોઇએ; કારણ કે જેમ ઉપાસકની બ્રહ્મરૂપતા ધ્યાનથી સિદ્ધ છે, તેમ તેની બ્રહ્મરૂપતા પણ જ્ઞાનથી સિદ્ધ છે. જેમ ધ્યાન વિનાશી છે, તેમ જ્ઞાન પણ વિનાશી છે.

ગુરુ–જો કે ધ્યાનની પેઠે જ્ઞાન વિનાશી છે, તથાપિ બ્રહ્મવેત્તાની બ્રહ્મરૂપતા, ઉપાસકની બ્રહ્મરૂપતાની પેઠે જ્ઞાનથી ઉત્પન્ન થતી નથી, પણ જ્ઞાનથી પ્રકાશ પામે છે. જ્ઞાનનો નાશ થવાથી પણ, ઘટના અનુભવની પેઠે, તેવી બ્રહ્મરૂપતા નાશ પામતી નથી, તેથી તત્ત્વવેત્તાની બ્રહ્મરૂપતા પારમાર્થિક છે. હવે ધ્યાન બ્રહ્મરૂપતાનું ઉત્પાદક છે, તેથી ધ્યાનથી થયેલી ઉપાસકની બ્રહ્મરૂપતા પારમાર્થિક નથી; પરંતુ જ્ઞાન બ્રહ્મરૂપતાનું ઉત્પાદક નથી, પણ અજ્ઞાનરૂપ આવરણની નિવૃત્તિ કરીને દીપની પેઠે પ્રકાશ કરે છે. તેથી જ્ઞાનથી પ્રકાશિત તત્ત્વવેત્તાની બ્રહ્મરૂપતા પારમાર્થિક છે. ૧૧૭

શિષ્ય–જ્ઞાન બ્રહ્મરૂપતાને કેમ ઉત્પન્ન કરતું નથી?

ગુરુ–કારણ કે, અનિત્ય પદાર્થની ઉત્પત્તિ છે, પણ નિત્ય પદાર્થની ઉત્પત્તિ નથી. જ્ઞાનથી સિદ્ધ થયેલી તત્ત્વવેત્તાની બ્રહ્મરૂપતા પારમાર્થિક એટલે નિત્ય છે, તેથી તેની ઉત્પત્તિ નથી; પણ તત્ત્વવેત્તાની બ્રહ્મરૂપતા નિત્ય છે, એટલા માટે જ્ઞાન, આવરણની નિવૃત્તિપૂર્વક, દીપની પેઠે તેનું પ્રકાશક છે; પણ ઉત્પાદક નથી. તેથી, જેમ ગૃહાદિનો પ્રકાશ કરનાર દીપનો નાશ થવાથી ગૃહાદિકનો નાશ થતો નથી; તેમ જ્ઞાનનો નાશ થવાથી, બ્રહ્મરૂપતાનો નાશ થતો નથી. 'પ્રકાશક પદાર્થનો નાશ થવાથી સત્ય પદાર્થનો નાશ થતો નથી,' એવી વ્યાપ્તિ પ્રસિદ્ધ છે. જો બ્રહ્મરૂપતા જ્ઞાનથી ઉત્પન્ન થતી હોય તો જ્ઞાનનો નાશ થવાથી તેનો નાશ થાય; પરંતુ તે ઉત્પન્ન થતી નથી, તેથી જ્ઞાનનો નાશ થવાથી પણ, બ્રહ્મરૂપતાનો નાશ થતો નથી; એટલા જ માટે તે પારમાર્થિક છે. ૧૧૮

શિષ્ય–જ્યારે બ્રહ્મરૂપતા ઉત્પન્ન થતી નથી,

પણ સત્ય છે, ત્યારે તે તો જ્ઞાનીને અને ઉપાસકને સમાન થઈ; તેથી ઉપાસકને પણ જ્ઞાનીની પેઠે સત્ય બ્રહ્મરૂપતા છે જ.

ગુરુ–હું પૂછું છું કે, ત્યારે એ સત્ય બ્રહ્મરૂપતા પામર અજ્ઞાનીઓને અને પશુ પક્ષી આદિને નથી શું? છે જ, કેમકે એ બ્રહ્મરૂપતા તો જ્ઞાની, ઉપાસક, અજ્ઞાની, પામર અને પશુ પક્ષી આદિ સર્વને સમાન જ છે. જેમ સૂર્ય આંધળાં અને દેખતાં સર્વને સમાન છે, તથાપિ તે સૂર્ય આંધળાને પ્રકાશતો નથી અને દેખતાને પ્રકાશે છે; તેમ સત્ય બ્રહ્મરૂપતા પણ જ્ઞાની, ઉપાસક, અજ્ઞાની ને પશુ પક્ષી આદિ સર્વને સમાન છે. તથાપિ તે જ્ઞાનીને પ્રત્યક્ષ હોવાથી સ્વસ્વરૂપનો પ્રકાશ કરે છે, અને ઉપાસક આદિને પરોક્ષ હોવાથી સ્વસ્વરૂપનો પ્રકાશ કરતી નથી; એટલે સર્વને બ્રહ્મરૂપતા સમાન છતાં પણ તેનો ફલભેદ મોટો છે. ૧૧૯

શિષ્ય–સત્ય બ્રહ્મપણું, પામર આદિને પણ સમાન છે, તથાપિ તે અજ્ઞાન હોવાથી પુરુષાર્થમાં એટલે મોક્ષમાં ઉપયોગી નથી. ૧૨૦

---

## (૩) નિર્ગુણની ઉપાસનાની શ્રેષ્ઠતા થતાં તેનું ફળ

(૧૨૧–૧૫૮; ૩૮ શ્લોકો)

અવતરણિકા–હવે કર્માનુષ્ઠાન આદિ સર્વ સાધનો કરતાં નિર્ગુણની ઉપાસનાની શ્રેષ્ઠતા દર્શાવે છે.

पामराणां व्यवहृतेर्वरं कर्माद्यनुष्ठितिः ।
ततोऽपि सगुणोपास्तिर्निर्गुणोपासना ततः ॥
यावद्विज्ञानसामीप्यं तावच्छ्रैष्ठ्यं विवर्धते ।
ब्रह्मज्ञानायते साक्षान्निर्गुणोपासनं शनैः ॥
यथा संवादिविभ्रांतिः फलकाले प्रमायते ।
विद्यायते तथोपास्तिर्मुक्तिकालेऽतिपाकतः ॥

શબ્દાર્થ–પામર પુરુષોના વ્યવહાર (નોકરી ચાકરી આદિ કામ) કરતાં કર્મ આદિનું અનુષ્ઠાન શ્રેષ્ઠ છે, અને તેથી (કર્મ આદિનાં અનુષ્ઠાનથી) પણ સગુણની ઉપાસના શ્રેષ્ઠ છે; અને તેથી (સગુણની ઉપાસનાથી) નિર્ગુણની ઉપાસના શ્રેષ્ઠ છે. (૧૨૧) જેટલું વિજ્ઞાનનું સમીપપણું, તેટલું શ્રેષ્ઠપણું વિશેષ. નિર્ગુણની ઉપાસના ધીમે ધીમે સાક્ષાત્ બ્રહ્મજ્ઞાનરૂપ થાય છે. (૧૨૨) જેમ સંવાદીભ્રમ ફલકાળમાં યથાર્થ જ્ઞાન આપે છે, તેમ ઉપાસના અતિશય પરિપાકથી મુક્તિકાળમાં જ્ઞાનરૂપ થઈ પડે છે. ૧૨૩

### ચન્દ્રકાન્ત વિવરણ

ગુરુ–જેમ સત્ય બ્રહ્મરૂપપણું, અજ્ઞાનપણાના કારણથી, પામર આદિને મોક્ષરૂપ પુરુષાર્થમાં ઉપયોગી નથી; તેમ ઉપાસકને પણ મોક્ષરૂપ પુરુષાર્થમાં ઉપયોગી નથી; કેમકે ઉપાસક પોતે બ્રહ્મરૂપ છે, તે તે જાણતો નથી. મોક્ષરૂપ પુરુષાર્થમાં ઉપયોગિતાનો અભાવ તો, પામર આદિની અને ઉપાસકની બ્રહ્મરૂપતામાં સમાન જ છે. ૧૨૦

શિષ્ય–ત્યારે ઉત્તરતાપનીય આદિ ઉપનિષદોમાં ઉપાસનાનું પ્રતિપાદન શા માટે કર્યું હશે?

ગુરુ–જેમ ઉપવાસ કર્યા કરતાં ભિક્ષાવૃત્તિ શ્રેષ્ઠ છે; તેમ કર્માનુષ્ઠાન આદિ કરતાં ઉપાસના શ્રેષ્ઠ છે; એમ ઉપાસનાની શ્રેષ્ઠતા દર્શાવવા માટે, ઉત્તરતાપનીય આદિ ઉપનિષદોમાં ઉપાસનાનું પ્રતિપાદન કર્યું છે. એ સર્વનુ રહસ્ય આવું છે:– જેમ રોગી પુરુષનો રોગ કાઢવા માટે, પ્રથમ રોગનું મૂળ કાઢવા વૈદ્ય શરીરશુદ્ધિનાં ઔષધો આપે છે; જેવો કે જુલાબ; પછી રોગ કાઢવાનાં ઔષધો આપે છે, ને પછી શક્તિનું ઔષધ આપે છે; એમ જ જીવને આ જગતના સત્યપણારૂપી રોગ વળગ્યો છે, તેના નાશ માટે પ્રથમ કર્મ, પછી ઉપાસના ને છેલ્લુ જ્ઞાન છે. જેમ નીરોગીપણું એ સર્વોત્તમ છે, તેમ જ્ઞાન સર્વોત્તમ છે. ખેતી કરવી, વેપાર કરવો, ચાકરી કરવી આદિ પામર પુરુષના વ્યવહાર કરતાં સંધ્યાવદનાદિ ને યજ્ઞાદિ કર્માનુષ્ઠાન ઉત્તમ છે; કેમકે પામર પુરુષનો વ્યવહાર મહાપ્રયત્નવાળો છે, અને તેથી આ લોકમાં ચિત્ત ચોંટે છે, પણ કર્માનુષ્ઠાનથી આ લોકમાં અને પરલોકમાં બન્નેમાં સુખ થાય છે. એ કર્માનુષ્ઠાન કરતાં સગુણની ઉપાસના શ્રેષ્ઠ છે, અને સગુણની ઉપાસના કરતાં પણ નિર્ગુણની ઉપાસના શ્રેષ્ઠ છે. ૧૨૧

શિષ્ય–તમે પામરના વ્યવહાર કરતાં કર્માનુષ્ઠાનની શ્રેષ્ઠતા કહી, અને તેથી સ-

ઉપાસનાની શ્રેષ્ઠતા, અને તેથી પણ નિર્ગુણ બ્રહ્મની ઉપાસનાની શ્રેષ્ઠતા કહી, તેનું શું કારણ?

ગુરુ–જીવ જેટલો જેટલો બ્રહ્મની સમીપ વધારે વધારે જાય છે, તેટલી તેટલી તેની શ્રેષ્ઠતા અધિક છે. સાધારણ માણસનો વ્યવહાર જ્ઞાનથી અતિ દૂર છે; કેમકે તે વ્યવહારથી કદાપિ પણ જ્ઞાન થતું નથી, પણ કર્માનુષ્ઠાનથી ચિત્તશુદ્ધિ થાય છે, શ્રવણાદિ તરફ પ્રીતિ થાય છે, પછી તેથી જ્ઞાન થાય છે; એટલે તે કર્માનુષ્ઠાન પામરોના વ્યવહાર કરતાં, જ્ઞાનની સમીપમાં છે, તેથી ઉત્તમ છે. સગુણની ઉપાસનાથી પણ ચિત્તશુદ્ધિ થાય છે, અને તેથી શ્રવણાદિ કરવાથી જ્ઞાન થાય છે, એટલે ઘણે કાળે પણ જ્ઞાન થાય છે, તેથી કર્માનુષ્ઠાન કરતાં સગુણની ઉપાસના શ્રેષ્ઠ છે. જેમ બ્રહ્મજ્ઞાનથી મોક્ષની પ્રાપ્તિ થાય છે, તેમ નિર્ગુણની ઉપાસનાથી પણ કાળે કરી, ધીમે ધીમે, પણ મોક્ષની પ્રાપ્તિ થાય છે જ. હવે નિર્ગુણની ઉપાસનાથી જ્ઞાન થાય છે, અને તેથી મોક્ષ વહેલો થાય છે. એવી રીતે નિર્ગુણની ઉપાસના જ્ઞાનની સમીપમાં જ છે, તે માટે સર્વે કરતાં નિર્ગુણની ઉપાસના શ્રેષ્ઠ છે. ૧૨૨

સંવાદીભ્રમનું સ્વરૂપ, અમે આ પ્રકરણના પ્રારંભમાં જ કહ્યું છે. જેમ તે સંવાદિભ્રમ ભ્રમરૂપે છે, તોપણ ફલ વખતે, એટલે મણિની પ્રાપ્તિ વખતે, યથાર્થ જ્ઞાનવાળુ થાય છે; તેમ નિર્ગુણની ઉપાસના પણ અતિ પરિપકવ થવાથી મુક્તિરૂપ ફલની પ્રાપ્તિ વખતે, જ્ઞાનતુલ્ય થઇ પડે છે. જેમ મણિનાં યથાર્થ જ્ઞાનથી મણિની પ્રાપ્તિ થાય છે, તેમ મણિના સંવાદીભ્રમથી પણ મણિની પ્રાપ્તિ થાય છે. માટે એ સંવાદીભ્રમ ફળકાળમાં યથાર્થ જ્ઞાનરૂપ થઇ પડે છે. તેવી રીતે જ્ઞાનથી મોક્ષ થાય છે, તેમ ઉપાસનાથી પણ મોક્ષ થાય છે. એ ઉપાસના સંવાદીભ્રમ છે, એમ પ્રારંભમાં જ સૂચવ્યું છે. માટે નિર્ગુણ બ્રહ્મની ઉપાસના, મોક્ષકાળમાં, બ્રહ્મજ્ઞાનદાતા થઇ પડે છે. ૧૨૩

અવતરણિકા–શિષ્ય કહે છે કે, સંવાદીભ્રમ પોતે યથાર્થ જ્ઞાન આપતું નથી, પણ ભ્રાંતિથી પ્રેરાયલા પુરુષને ઇંદ્રિય તથા વસ્તુનો સબંધ થતાં જ તે યથાર્થ સત્ય થઇ પડે છે. તેનું ઉત્તર ગુરુ દે છે.

**संवादिभ्रमतः पुंसः प्रवृत्तस्यान्यमानतः।**
**प्रमेति चेत्तथोपास्तिर्मांतरे कारणायताम् २४**

શબ્દાર્થ–સંવાદીભ્રમથી પ્રવૃત્ત થયેલા પુરુષને, અન્ય પ્રમાણથી યથાર્થ જ્ઞાન થાય છે, એમ જો કહેતો હોય તો, તેમ ભલે હો! અહીં ઉપાસના પણ યથાર્થજ્ઞાનમાં ભલે કારણ થઈ પડે. ૧૨૪

## ચન્દ્રકાન્ત વિવરણ

શિષ્ય—સંવાદીભ્રમ પોતે જ પ્રમા–યથાર્થ જ્ઞાન–નથી; પણ તે સંવાદીભ્રમથી પ્રવૃત્ત થયેલા પુરુષને પ્રત્યક્ષ પ્રમાણથી યથાર્થજ્ઞાન થાય છે; એટલે સંવાદીભ્રમ યથાર્થજ્ઞાનનું સાક્ષાત્કાર નથી, પણ પરંપરયા કારણ છે.

ગુરુ–તેમ જ તો નિર્ગુણની ઉપાસના પણ અપરોક્ષજ્ઞાનમાં સાક્ષાત્ કારણ નથી, પણ પરંપરયા કારણ છે; કેમકે તે ઉપાસના, નિદિધ્યાસનરૂપે થઈ, तत्त्वमसि। આદિ મહાવાકયજન્ય અપરોક્ષજ્ઞાનમાં કારણરૂપે થઇ પડે છે. ૧૨૪

અવતરણિકા–ત્યારે તો મૂર્તિધ્યાનાદિ પણ પરંપરયા અપરોક્ષજ્ઞાનનું કારણ થશે, એમ શિષ્ય કહે છે, અને ગુરુ તેનું સમાધાન કરે છે.

**मूर्तिध्यानस्य मंत्रादेरपि कारणता यदि।**
**अस्तु नाम तथाप्यत्र प्रत्यासत्तिर्विशिष्यते॥**
**निर्गुणोपासनं पक्वं समाधिः स्याच्छनैस्ततः।**
**यःसमाधिर्निरोधाख्यःसोऽनायासेन लभ्यते**
**निरोधलाभे पुंसोंऽतरसङ्गं वस्तु शिष्यते।**
**पुनःपुनर्वासितेऽस्मिन्वाक्याज्जायेततत्त्वधीः**
**निर्विकारासङ्गनित्यस्वप्रकाशैकपूर्णताः।**
**बुद्धौ झटिति शास्त्रोक्ता आरोहंत्यविवादतः**
**योगाभ्यासस्त्वेतदर्थोऽमृतबिंद्वादिषु श्रुतः।**
**एवं च दृष्टद्वारापि हेतुत्वादन्यतो वरम् १२९**
**उपेक्ष्य तत्तीर्थयात्राजपादीनेव कुर्वताम्।**
**पिंडं समुत्सृज्य करं लेढीति न्याय आपपेत्॥**

શબ્દાર્થ–મૂર્તિનું ધ્યાન અને મંત્રાદિક જો અપરોક્ષજ્ઞાનમાં કારણ થતાં હોય તો ભલે થાઓ, તથાપિ નિર્ગુણની ઉપાસનામાં જ્ઞાન

વધારે સમીપ છે, માટે તે બીજા કરતાં શ્રેષ્ઠ છે. (૧૨૫) નિર્ગુણની ઉપાસના જ્યારે પક્વ થાય છે ત્યારે ધીરે ધીરે સમાધિ થાય છે, પછી પ્રયાસ વિના નિરોધ એટલે નિર્વિકલ્પ સમાધિ નામની જે સમાધિ છે તે પ્રાપ્ત થાય છે. (૧૨૬) નિર્વિકલ્પ સમાધિનો લાભ થયા પછી, પુરુષના અંતઃકરણમાં અસંગ વસ્તુ જ અવશેષ રહે છે; આ અસંગ વસ્તુ સંબંધે વારંવાર વિચાર કરવાથી મહાવાક્યવડે તત્ત્વજ્ઞાન ઉત્પન્ન થાય છે; (૧૨૭) અને શાસ્ત્રમાં કહેલાં નિર્વિકારતા, અસંગતા, નિત્યતા, સ્વપ્રકાશતા. એકતા અને પૂર્ણતા, એ સર્વે આત્માના વિશેષણો વિવાદ વિના ઝટ બુદ્ધિમાં તરી આવે છે. (૧૨૮) યોગાભ્યાસ અપરોક્ષજ્ઞાનને માટે જ છે, એમ અમૃતબિંદુ આદિમાં સાંભળ્યું છે છતાં દૃષ્ટ (નિર્વિકલ્પ સમાધિરૂપ પ્રત્યક્ષ) દ્વાર પણ હેતુ હોવાથી નિર્ગુણની ઉપાસના બીજા સાધનોથી શ્રેષ્ઠ છે. (૧૨૯) તે નિર્ગુણના ઉપાસનને ત્યજીને, તીર્થયાત્રા અને જપ આદિને જ સેવતા પુરુષો, 'લાડુ તજીને હાથ ચાટવો' એ ન્યાયના જેવું કરે છે. ૧૩૦

## ચન્દ્રકાન્ત વિવરણ

શિષ્ય–પણ એવી રીતે પરંપરયા કારણતા માનવાથી મૂર્તિ, ધ્યાન અને મંત્રાદિકને પણ અપરોક્ષજ્ઞાનમાં કારણતા પ્રાપ્ત થશે; કારણ કે તે પણ ચિત્તની એકાગ્રતા સિદ્ધ કરે છે, અને તે દ્વારા અપરોક્ષજ્ઞાનનું કારણ થાય છે.

ગુરુ–પરંપરયા કારણ થાય છે એમ માનવાથી મૂર્તિ, ધ્યાન અને મંત્રાદિને પરંપરાએ અપરોક્ષજ્ઞાનમાં કારણતા પ્રાપ્ત થતી હોય તો ભલે થાય, તેમાં શી હરકત છે?

શિષ્ય–કેમ હરકત નહિ? ત્યારે તો મૂર્તિ, ધ્યાન, મંત્રજપાદિ અને નિર્ગુણની ઉપાસના સર્વ સમાન થયાં, અને તમે તો અગાડી નિર્ગુણની સર્વથી શ્રેષ્ઠતા કહી છે, તેથી પૂર્વાપરનો વિરોધ આવે છે

ગુરુ–દ્વારપાલ પણ રાજાનો નોકર કહેવાય છે, અને ખાસ હજૂરી પણ રાજાનો નોકર કહેવાય છે; તથાપિ એ બે વચ્ચે ભેદ મોટો છે. દ્વારપાલને રાજાનો પરંપરયા સંબંધ છે, અને હજૂરીને રાજાનો સાક્ષાત્ સંબંધ છે. તેમ જ મૂર્તિ, ધ્યાન અને મંત્રજપાદિ પરંપરયા અપરોક્ષજ્ઞાન પ્રત્યે કારણ છે, અને નિર્ગુણની ઉપાસના પણ પરંપરયા અપરોક્ષજ્ઞાન પ્રત્યે કારણ છે; તથાપિ એ બે વચ્ચે ભેદ મોટો છે. મૂર્તિ, ધ્યાન આદિ જ્ઞાનથી અતિ દૂર છે, અને નિર્ગુણની ઉપાસના જ્ઞાનની સમીપમાં છે; તેથી જ ઉપાસના સર્વથી શ્રેષ્ઠ કહી છે, માટે પૂર્વાપરનો વિરોધ આવતો નથી. ૧૨૫

શિષ્ય–નિર્ગુણની ઉપાસનાની જ્ઞાન પ્રત્યે સમીપતા કેવી રીતે છે?

ગુરુ–એ નિર્ગુણની ઉપાસના જ્યારે પરિપક્વ થાય છે, ત્યારે ધીરે ધીરે સવિકલ્પ સમાધિ સિદ્ધ થાય છે. તે સવિકલ્પ સમાધિથી નિર્વિકલ્પ સમાધિ પ્રયાસ વિના સિદ્ધ થાય છે. 'तस्यापि निरोधे सर्वनिरोधान्निर्बीजः समाधिः।' તેનો (સવિકલ્પ સમાધિનો, ચિત્તનો) નિરોધ થયે સતે, સર્વ વૃત્તિઓનો નિરોધ થવાથી, નિર્બીજ (નિર્વિકલ્પ) સમાધિ થાય છે,' એ પ્રમાણે યોગદર્શનમાં ભગવાન્ પતંજલિએ નિર્વિકલ્પ સમાધિનું લક્ષણ કહ્યું છે, તેમ જ આ ગ્રન્થના પ્રત્યક્તત્ત્વવિવેકના ૫૫ મા શ્લોકમાં પણ એ સમાધિનું લક્ષણ કહ્યું છે. ૧૨૬

શિષ્ય–ભલે નિર્ગુણની ઉપાસનાથી નિર્વિકલ્પ સમાધિનો લાભ થાય; પણ તેથી શું ફળ થશે?

ગુરુ–નિર્વિકલ્પ સમાધિનો લાભ થવાથી પુરુષની અંદર અસંગ વસ્તુ એટલે બ્રહ્મ જ વ્યાપી રહેશે.

શિષ્ય–અસંગ વસ્તુ રહેવાથી પણ શું ફળ થશે?

ગુરુ–શેષ રહેલી અસંગ વસ્તુનું વારંવાર ચિંતન કરવાથી, 'तत्त्वमसि।' 'अहं ब्रह्मास्मि।' ઇત્યાદિ મહાવાક્યોનાં શ્રવણ તથા મનનથી, 'હું બ્રહ્મ છું' એ પ્રકારનું અપરોક્ષ તત્ત્વજ્ઞાન ઉત્પન્ન થશે. ૧૨૭

હવે, 'આત્મા' નિર્વિકાર છે, અસંગ છે, નિત્ય છે, સ્વપ્રકાશ છે, અદ્વિતીય છે અને પૂર્ણ છે, એવી રીતે જ્ઞાન થવું, એ તત્ત્વજ્ઞાનનું સ્વરૂપ છે. તેથી, અસંગ વસ્તુનું નિરંતર ચિંતન કરવાથી, બુદ્ધિમાં તત્કાલ તત્ત્વજ્ઞાન ઉત્પન્ન થાય છે, અને તેમાં યત્કિંચિત્ પણ સંશય રહેતો નથી. ૧૨૮

શિષ્ય-નિર્વિકલ્પ સમાધિથી તત્ત્વજ્ઞાન ઉત્પન્ન થાય છે, એમા શુ પ્રમાણ ?

ગુરુ-એમાં અમૃતબિંદુ શ્રુતિનું પ્રમાણ છે નિર્વિકલ્પ સમાધિથી તત્ત્વજ્ઞાન ઉત્પન્ન થાય છે એટલા જ માટે અમૃતબિંદુ શ્રુતિમા યોગાભ્યાસનુ પ્રતિપાદન કર્યું છે, નહિતર શ્રુતિઓમાં યોગાભ્યાસના પ્રતિપાદનનું કશુ પ્રયોજન નથી શ્રુતિઓ તો આત્મતત્ત્વનુ પ્રતિપાદન કરવાવાળી છે, પણ કર્મ અને ઉપાસના પણ આત્મતત્ત્વમાં ઉપયોગી છે, માટે શ્રુતિઓમા તેનું પ્રતિપાદન કર્યું છે હવે નિર્ગુણની ઉપાસના અપરોક્ષજ્ઞાનની સમીપમાં છે, કેમકે તે, નિર્વિકલ્પ સમાધિદ્વારા, અપરોક્ષ તત્ત્વજ્ઞાનનુ સાધન છે એટલા જ માટે કર્માનુષ્ઠાન અને સગુણોપાસનાદિ કરતા નિર્ગુણની ઉપાસના શ્રેષ્ઠ છે ૧૨૯

શિષ્ય-એ પ્રમાણે નિર્ગુણનું ઉપાસન અપરોક્ષ તત્ત્વજ્ઞાનનુ સાધન છે, તથાપિ તેને તજી કેટલાક પુરુષો તીર્થયાત્રા અને જપાદિ શા માટે કરતા હશે?

ગુરુ-નિર્ગુણનાં ઉપાસનને તજી, કેવળ જ તીર્થયાત્રાદિ ભ્રમણ કરનાર પુરુષ, લાડુને મૂકી હાથ ચાટવા જેવુ કરે છે જેમ લાડુને મૂકી કોઈ પુરુષ હાથ ચાટે તેમ તે, નિર્ગુણની ઉપાસનાને મૂકી, તીર્થયાત્રાદિ કરે છે પણ એ તેને પરિશ્રમ નિષ્ફલ જ છે વળી, નિર્ગુણની ઉપાસનાને તજીને કેવળ તીર્થયાત્રાદિ કરવામાં પુરુષનુ અજ્ઞાન પણ કારણ છે. ૧૩૦

અવતરણિકા શિષ્ય કહે છે એમ હોય તો, 'આત્મતત્ત્વના વિચારને તજી કેવળ નિર્ગુણની ઉપાસના કરનારને પણ એ ન્યાય લાગુ પડે છે,' અને ગુરુ તેને અગીકાર જ કરે છે

उपासकानामप्येवं विचारत्यागतो यदि ।
बाढ तस्माद् विचारस्यासंभवे योग ईरितः॥

શબ્દાર્થ-ઉપાસકો પણ આત્મતત્ત્વના વિચારને ત્યાગ કરે છે તેથી તેઓ લાડુ મૂકીને હાથ ચાટવા જેવુ કરે છે તો તે યથાર્થ જ છે અને તે માટે આત્મતત્ત્વને વિચાર ન થઈ શકે ત્યા યોગ (ઉપાસના) કહ્યો છે. ૧૩૧

### ચન્દ્રકાન્ત વિવરણ

શિષ્ય-'લાડુને તજી હાથ ચાટે છે,' એ ન્યાય તો નિર્ગુણની ઉપાસના કરનારને પણ લાગુ પડે છે, કારણ કે તે પણ આત્મતત્ત્વના વિચારને ત્યાગ કરી નિર્ગુણની ઉપાસના કરે છે, અને નિર્ગુણની ઉપાસના પરપરયા જ્ઞાનનું સાધન છે, પણ વિચાર તો સાક્ષાત્ સાધન છે, એટલે ઉત્તમ છે

ગુરુ-આત્મતત્ત્વના વિચારને ત્યાગ કરી નિર્ગુણની ઉપાસના કરનારને પણ, 'લાડુ મૂકી હાથ ચાટવા,' જેવુ જ છે નિર્ગુણની ઉપાસના મૂકી કર્માનુષ્ઠાનાદિકમા પ્રવૃત્તિ તુચ્છ ફલ આપવાવાળી છે, તેમ આત્મતત્ત્વને વિચાર મૂકી નિર્ગુણની ઉપાસના કરવી તે પણ 'ડુગર ખોદી ઉંદર કાઢવા' જેવુ છે, એટલે ઘણા પ્રયાસવાળી અને તુચ્છ ફલ આપવાવાળી છે

શિષ્ય-ત્યારે શાસ્ત્રોમા નિર્ગુણની ઉપાસનાનું પ્રતિપાદન શા માટે કર્યું હશે ?

ગુરુ-જગતમા ઘણા માણસો આત્મતત્ત્વને વિચાર કરવાને અસમર્થ છે, તેઓએ આ નિર્ગુણની ઉપાસના કરવી તેવા હેતુથી, શાસ્ત્રોમાં નિર્ગુણની ઉપાસનાનુ પ્રતિપાદન કર્યું છે ૧૩૧

### અધિકારીના ભેદથી ઉપાસના અને જ્ઞાન

અવતરણિકા-શિષ્ય વિચારના અભાવના કારણ વિષે પ્રશ્ન કરે છે, અને ગુરુ તેનું ઉત્તર આપે છે

बहुव्याकुलचित्तानां विचारात्तत्त्वधीर्नहि ।
योगो मुख्यस्ततस्तेषां धीदर्पस्तेन नश्यति ॥
अव्याकुलधिया मोहमात्रेणाच्छादितात्मनाम् ।
साख्यनामा विचारः स्यान्मुख्यो झटिति सिद्धिदः ॥१३२॥

શબ્દાર્થ-બહુ વ્યાકુળ ચિત્તવાળાઓને વિચાર કરવાથી તત્ત્વજ્ઞાન થતુ નથી, તેવાઓને તો યોગ જ મુખ્ય છે, કારણ કે તેઓને ધીદર્પ (બુદ્ધિનું અભિમાન) યોગથી નાશ પામે છે. (૧૩૨) પરંતુ મોહ અથવા અજ્ઞાનથી આચ્છાદિત છે સ્વરૂપ જેનું એવા અવ્યાકુલ બુદ્ધિવાળાઓને આત્મતત્ત્વને વિચાર જ ઝટ સિદ્ધિ આપવાવાળો મુખ્ય છે. ૧૩૩

### ચન્દ્રકાન્ત વિવરણ

શિષ્ય-વિચારના અસમર્થપણામા શુ કારણ છે?

ગુરુ–ચિત્તની વ્યાકુલતા વિચારના અસમર્થપણામા કારણ છે, જેનું ચિત્ત બહુ વ્યાકુલ હોય તેવા પુરુષને વિચાર સભવતો નથી. વિચાર કરવો એ સ્થિર ચિત્તવાળાનુ કામ છે તત્ત્વજ્ઞાનમા સ્થિર ચિત્ત જોઇએ વ્યાકુલ ચિત્તવાળો વિચાર કરે તો પણ તેને તત્ત્વજ્ઞાન થતું નથી

શિષ્ય–જ્યારે વ્યાકુલ ચિત્તવાળાને વિચાર સભવતો નથી, ત્યારે શુ સભવે છે ?

ગુરુ–તેઓને યોગ સંભવે છે, કારણ કે તેવાઓને માટે યોગ મુખ્ય છે

શિષ્ય–તેનુ શુ કારણ ?

ગુરુ–આત્મતત્ત્વના વિચાર વિના તત્ત્વજ્ઞાન થતુ નથી, ને એવો વિચાર ચિત્તની સ્થિરતા વિના થઇ શકતો નથી હવે ચિત્તની સ્થિરતા યોગ એટલે ઉપાસના વિના સભવતી નથી, માટે વ્યાકુલ ચિત્તવાળાને, પોતાનુ ચિત્ત સ્થિર કરવા માટે, ઉપાસના જ મુખ્ય છે અને સ્થિર ચિત્તવાળાઓને તો ઉપાસના મુખ્ય નથી, પણ તત્ત્વનો વિચાર જ મુખ્ય છે ૧૩૨

શિષ્ય–તેનુ શુ કારણ ?

ગુરુ–અસ્થિર ચિત્તવાળાને તો ઉપાસના અને તત્ત્વવિચાર એ બન્નેની અપેક્ષા છે; કારણ કે ચિત્તની સ્થિરતા પણ તેને કર્તવ્ય છે, અને સ્વસ્વરૂપનુ જ્ઞાન પણ કર્તવ્ય છે, તેથી તેને ચિત્તની સ્થિરતા માટે ઉપાસનાની, અને સ્વસ્વરૂપના જ્ઞાન માટે તત્ત્વવિચારની અપેક્ષા છે પણ સ્થિર ચિત્તવાળાને તો કેવળ તત્ત્વવિચારની જ અપેક્ષા છે, કારણ કે તેનુ ચિત્ત તો સ્વત સ્થિર થયુ છે, તેથી તેને ઉપાસનાની આવશ્યકતા નથી તેને તો અવિદ્યાથી સ્વસ્વરૂપ આચ્છાદિત છે, તેથી તત્ત્વવિચાર કરી, સ્વસ્વરૂપનુ આચ્છાદન કરવાવાળી અવિદ્યાની નિવૃત્તિ કરવી, કે જેથી સ્વસ્વરૂપનુ જ્ઞાન થાય છે અસ્થિર ચિત્તવાળાને તત્ત્વવિચાર કાલાંતરે ફલ આપે છે, અને સ્થિર ચિત્તવાળાને ઝટ ફળ આપે છે. ૧૩૩

અવતરણિકા–ઉપાસના અને તત્ત્વવિચાર એ બે મુક્તિમા મુખ્ય છે તે તબધે શ્રુતિસ્મૃતિથી કહે છે

**यत्सांख्यैः प्राप्यते स्थानं तद्योगैरपि गम्यते एकं सांख्यं च योगं च यः पश्यति स पश्यति ॥ १३४ ॥**

**तत्कारणं सांख्ययोगाभिपन्न इति हि श्रुतिः। यस्तु श्रुतेर्विरुद्धः स आभासः सांख्ययोगयोः ॥ १३५ ॥**

**શબ્દાર્થ–જે મુક્તિરૂપ સ્થાન સાંખ્યથી પમાય છે, તે જ યોગથી પણ પમાય છે; અને જે પુરુષ સાંખ્ય(તત્ત્વવિચાર)ને યોગ (ઉપાસના)ને એક જ જાણે છે, તે જ જાણે છે. (૧૩૪) સાંખ્ય–તત્ત્વવિચારથી અને યોગ–ઉપાસનાદિકથી યુક્ત થઈને જે કામાદિકનાં પ્રકૃત કારણને જાણે છે તે પાશમાંથી મુક્ત થાય છે, એમ શ્રુતિ ભણે છે, અને જે ભાગ શ્રુતિથી વિરુદ્ધ જણાય છે તે સાંખ્યનો અને યોગનો આભાસ છે. ૧૩૫**

## ચન્દ્રકાન્ત વિવરણ

શિષ્ય–ઉપાસના અને તત્ત્વવિચાર તત્ત્વજ્ઞાનદ્વારા મુક્તિના સાધન છે, એમા કાંઈ પ્રમાણ છે ?

ગુરુ–હા, શ્રીભગવાનની ગીતાનુ વાક્ય પ્રમાણ છે ગીતાના ૫ મા અધ્યાયના ૫ મા શ્લોકમા શ્રીકૃષ્ણ પરમાત્માએ અર્જુન પ્રત્યે કહ્યું છે કે, 'હે અર્જુન ! તત્ત્વવિચારવાળા જે મુક્તિરૂપસ્થાનને પ્રાપ્ત થાય છે તે જ મુક્તિરૂપ સ્થાનને ઉપાસકો પણ પ્રાપ્ત થાય છે. જે પુરુષ સાખ્યને અને યોગને એક જાણે છે, તે જ પુરુષ શાસ્ત્રના અર્થ યથાર્થ જાણે છે ' એમ ઉપાસનાથી પણ તત્ત્વજ્ઞાનદ્વારા મુક્તિની પ્રાપ્તિ થાય છે અને તત્ત્વવિચારથી પણ તત્ત્વજ્ઞાનદ્વારા મુક્તિની પ્રાપ્તિ થાય છે. ઉપાસના અને તત્ત્વવિચાર એ બન્નેનુ ફલ એક મુક્તિરૂપ છે, માટે તે બન્ને એક જ છે ૧૩૪

શિષ્ય–ઉપાસના અને તત્ત્વવિચાર તત્ત્વજ્ઞાનદ્વાર મુક્તિનાં સાધન છે, એમા કેવલ ગીતાવાક્ય જ પ્રમાણ છે, કે બીજુ પણ પ્રમાણ છે ?

ગુરુ–બીજી શ્રુતિ પણ પ્રમાણ છે એ શ્રુતિ ગીતાવાક્યનુ મૂલ છે ' तत्कारणं सांख्ययोगाधिगम्यं (મુક્તિનુ) કારણ જ્ઞાન છે, જે સાંખ્યથી અને યોગથી જાણી શકાય છે,' એમ એ શ્રુતિમાં કહ્યું છે

શિષ્ય–સાખ્ય અને યોગ–ઉપાસના એ બન્ને તત્ત્વજ્ઞાનદ્વારા મુક્તિનુ સાધન છે, એમ તમે

સ્વીકારો છો, તેથી સાંખ્યશાસ્ત્રમાં અને યોગશાસ્ત્રમાં પ્રતિપાદિત તત્ત્વોનો પણ તમો સ્વીકાર કરતા હો, એમ સિદ્ધ થાય છે.

ગુરુ–સાંખ્યશાસ્ત્રમાં જે અંશ શ્રુતિથી વિરુદ્ધ છે, તે સાંખ્યનો આભાસ છે, અને યોગશાસ્ત્રમાં જે અંશ શ્રુતિથી વિરુદ્ધ છે, તે યોગનો આભાસ છે. જે આભાસ હોય તેનો મુખાભાસની પેઠે બાધ થાય. સાંખ્યાભાસ અને યોગાભાસનો શ્રુતિ બાધ કરે છે; માટે અમે સાંખ્યશાસ્ત્રમાં અને યોગશાસ્ત્રમાં પ્રતિપાદિત તત્ત્વનો સ્વીકાર કરતા નથી; એટલે એ બન્ને શાસ્ત્રમાં જે શ્રુતિને અનુકૂલ અંશ છે, તેનો સ્વીકાર કરીએ છિયે, અને શ્રુતિથી પ્રતિકૂલ અંશનો સ્વીકાર કરતા નથી.

શિષ્ય–સાંખ્યશાસ્ત્ર અને યોગશાસ્ત્રમાં કયા કયા અંશ શ્રુતિની વિરુદ્ધ છે ?

ગુરુ–સાંખ્યશાસ્ત્રમાં, 'જગતનું ઉપાદાન કારણ કેવળ પ્રકૃતિને કહી છે, અને તેને નિત્ય કહી છે; આત્મા અનેક છે, અને ઈશ્વર નથી,' ઇત્યાદિ અંશ શ્રુતિવિરુદ્ધ છે; કેમકે 'ઈશ્વર જગતનું વિવર્તોપાદાન કારણ છે, પ્રકૃતિ મિથ્યા છે, અને આત્મા એક છે,' એમ શ્રુતિમાં કહ્યું છે. યોગશાસ્ત્રમાં 'ઈશ્વર જગતથી ન્યારો છે અને નિત્ય છે, જીવો અનેક અને અણુ છે; જગતનું ઉપાદાન કારણ પ્રકૃતિ અથવા પંચમહાભૂતોના પરમાણુઓ છે,' ઇત્યાદિ યોગશાસ્ત્રના સિદ્ધાંતો શ્રુતિવિરુદ્ધ છે, કારણ કે, શ્રુતિમાં જગતને ઈશ્વરસ્વરૂપ માન્યું છે, ઈશ્વરને આયિકપણાથી અનિત્ય માન્યો છે, અને જીવનો ઉપાધિના ભેદથી ભેદ માન્યો છે ૧૩૫

## ઉપાસનાનું ફલ જ્ઞાનદ્વારા મોક્ષ છે

અવતરણિકા–ઉપાસક જો તત્ત્વજ્ઞાન થયા પૂર્વે મરણ પામે તો પણ તેને મોક્ષ પ્રાપ્ત થાય છે.

**उपासनं नातिपक्वमिह यस्य परत्र सः ।**
**मरणे ब्रह्मलोके वा तत्त्वं विज्ञाय मुच्यते १३६**
**यं यं वाऽपि स्मरन्भावं त्यजत्यंते कलेवरम् ।**
**तं तमेवैति यच्चित्तस्तेन यातीति शास्त्रतः ॥**

શબ્દાર્થ–જેનું ઉપાસન આ જન્મમાં અતિ પક્વ થયું નથી, તે બીજા જન્મમાં મરણ સમયે અથવા બ્રહ્મલોકમાં જઇ, ત્યાં તત્ત્વને જાણીને મુક્ત થાય છે. (૧૩૬) અંતઃકાલમાં જે પુરુષ જે જે ભાવ(દેવાદિક)નું સ્મરણ કરતો કલેવરને તજે છે, તે તે વસ્તુને જ પ્રાપ્ત થાય છે. વધા જેમાં 'જેનું ચિત્ત છે તે તેની સાથે જાય છે,' એ શાસ્ત્રવચનથી પણ મરણ વખતે જ્ઞાનથી મોક્ષ થાય છે. ૧૩૭

## ચન્દ્રકાન્ત વિવરણ

શિષ્ય–મને શંકા છે કે, ઉપાસના કરનારને તત્ત્વજ્ઞાન થયા પહેલાં મરણ થવાથી મોક્ષ થશે નહિ.

ગુરુ–ઉપાસના કરનારને આ જન્મમાં જ્ઞાન પ્રાપ્ત થયું નહિ અને દેહ પડ્યો તો તેવા ઉપાસકને જન્માંતરમાં જ્ઞાન થવાથી, વા મરણસમયમાં જ્ઞાન થવાથી, અથવા તો બ્રહ્મલોકમાં ગયા પછી જ્ઞાન થવાથી, મોક્ષ–પ્રાપ્ત થાય છે. જો ઉપાસના વિશેષ પરિપક્વ થઇ હોય તો મરણ વખતે અપરોક્ષજ્ઞાન થાય છે, અને તેથી મોક્ષ જ્ઞાન થાય છે; જ્ઞાન થોડું પરિપક્વ હોય તો જન્માંતરમાં અપરોક્ષજ્ઞાન થવાથી મુક્ત થાય છે; અને જો તેથી થોડું પરિપક્વ થયું હોય તો બ્રહ્મલોકમાં જાય છે, અને ત્યાં તત્ત્વજ્ઞાન થવાથી પ્રલય વખતે, બ્રહ્મદેવની સાથે, મોક્ષ થાય છે એવી રીતે ઉપાસનાની પરિપક્વતાના તારતમ્યથી મોક્ષની પ્રાપ્તિનું તારતમ્ય છે. ૧૩૬

શિષ્ય–ઉપાસકને મરણ વખતે જ્ઞાન થવાથી મોક્ષ થવામાં કાંઈ પ્રમાણ છે ?

ગુરુ–હા સ્મૃતિ અને શ્રુતિ, બન્ને પ્રમાણ છે. 'यं यं वापि स्मरन् भावं त्यजत्यंते कलेवरम् । तं तमेवैति कौंतेय सदा तद्भावभावितः ॥ અંતઃકાળમાં જે જે ભાવનું સ્મરણ કરતાં કલેવરને તજે છે, તે તે ભાવને જ, હે કૌન્તેય ! ( તે પુરુષ ) સદા એજ ભોગની ભાવનાવાળો હોવાથી પામે છે;' એમ ગીતાજીમાં કહ્યું છે. (અધ્યાય ૮ મો, શ્લોક ૬ ઠ્ઠો) અને ' यच्चित्तस्तेनैष प्राणमायाति प्राणस्तेजसा युक्तः सहात्मना यथासंकल्पितं लोकं नयति । આ જીવ મરણકાળે જે સંકલ્પને ધારે છે, તે સંકલ્પની સાથે પ્રાણને પ્રાપ્ત થાય છે. તે પ્રાણ તે જ ( ઉદાનવૃત્તિવાળો થઇને ) ભોક્તાની સાથે,

સકલ્પિત લોકને પ્રાપ્ત કરે છે,' એમ પ્રશ્નોપનિષદ્‌માં કહ્યું છે.

એ શ્રુતિ અને સ્મૃતિનાં પ્રમાણથી જણાય છે કે, અંતઃકાળમાં જો નિર્ગુણ બ્રહ્મમાં ચિત્ત હોય તો નિર્ગુણ બ્રહ્મની પ્રાપ્તિ થાય છે, એટલે મોક્ષ થાય છે. તે મોક્ષ, 'ज्ञानादेव हि कैवल्य। જ્ઞાનથી જ પ્રાપ્ત થાય છે.' પણ 'नान्यः पंथा विद्यतेऽयनाय। અન્ય માર્ગ મોક્ષ માટે નથી;' ઇત્યાદિ પ્રમાણોથી જ્ઞાન વિના મોક્ષ પ્રાપ્ત થતો નથી, તેથી પરસ્પર વિરોધ આવે છે, તેના ખુલાસા માટે ઉપાસના અતિ પક્વ થવાથી અંતકાલે જ્ઞાન થાય છે, અને તેથી મોક્ષ થાય છે એમ માનવું જોઈએ. ૧૩૭

**અવતરણિકા**-આ શ્રુતિ અને સ્મૃતિનાં વાક્યોથી તો જ્ઞાનથી મુક્તિની સિદ્ધિ થતી નથી, એમ શિષ્ય શંકા કરે છે, તે ઉપરથી ગુરુ કહે છે કે,

**अंत्यप्रत्ययतो नूनं भावि जन्म तथा सति।**
**निर्गुणप्रत्ययोऽपि स्यात्सगुणोपासने यथा॥**

**શબ્દાર્થ**-અંતકાલની ભાવનાથી ભાવી જન્મનો નિશ્ચય થાય છે; અને તેમ હોવાથી સગુણ ઉપાસનામાં જેમ સગુણ ઉપાસકને મરણ વેળા પૂર્વના અભ્યાસબળથી સગુણ બ્રહ્માકારજ્ઞાન થાય છે, તેમ જ નિર્ગુણ ઉપાસકને નિર્ગુણ બ્રહ્માકારજ્ઞાન થાય છે. ૧૩૮

### ચન્દ્રકાન્ત વિવરણ

શિષ્ય-ગીતા અને પ્રશ્નોપનિષદ્‌નાં વાક્યોથી તો અંતઃકાલનાં જ્ઞાનથી ભાવી જન્મ છે, એમ નક્કી થાય છે; પણ મુક્તિ મળે છે, તેમ કંઈ જણાતું નથી. 'અંતઃકાળમાં જેમાં જેનું મન હોય તેનો તેમાં જન્મ થાય છે,' એમ સિદ્ધ થાય છે, પરંતુ 'જ્ઞાન થઈ મોક્ષ થાય છે,' એમ સિદ્ધ થતું નથી.

ગુરુ-તારું કહેવું યથાર્થ છે.

શિષ્ય-ત્યારે તમે 'ઉપાસકને અંતઃકાળમાં જ્ઞાન થઈ મોક્ષ થાય છે,' એ વિષયમાં ગીતાજી અને પ્રશ્નોપનિષદ્‌નાં વાક્યોનાં પ્રમાણ શા માટે આપ્યાં?

ગુરુ-'અંતઃકાલમાં જેમાં જેનું ચિત્ત હોય, તે કદી જન્મવું પડે છે,' એવો નિશ્ચય થવાથી, જેમ સગુણની ઉપાસના કરનારને, અંતઃકાળમાં પ્રથમના નિરંતરના અભ્યાસથી સગુણ બ્રહ્માકારજ્ઞાન થાય છે, અને તેથી તેને સગુણની પ્રાપ્તિ થાય છે; તેમ નિર્ગુણની ઉપાસના કરનારને પણ નિર્ગુણ બ્રહ્મવિષયક જ્ઞાન થશે, અને તેથી તેને નિર્ગુણ બ્રહ્મની પ્રાપ્તિ થશે; એટલે એ ગીતાવાક્યથી તથા ઉપનિષદ્વાક્યથી કેવળ ભાવી જન્મની સિદ્ધિ થતી નથી, પણ સગુણ બ્રહ્મની પ્રાપ્તિ અને નિર્ગુણ બ્રહ્મની પ્રાપ્તિની પણ સિદ્ધિ થાય છે; અને એટલા જ માટે એ વિષયમાં પ્રમાણ આપ્યાં છે. ૧૩૮

**અવતરણિકા**-નિર્ગુણની ઉપાસના કરનારને નિર્ગુણ બ્રહ્મની પ્રાપ્તિ થશે, પણ મુક્તિ તો નહિ જ મળે, એવી શિષ્યની શંકાપરથી ગુરુ કહે છે.

**नित्यनिर्गुणरूपं तन्नाममात्रेण गीयताम्।**
**अर्थतो मोक्ष एवैष संवादिभ्रमवन्मतः॥१३९॥**
**तत्सामर्थ्याज्जायते धीर्मूलाविद्यानिवर्तिका।**
**अविमुक्तोपासनेन तारकब्रह्मबुद्धिवत्॥१४०॥**
**सोऽकामो निष्काम इति ह्यशरीरो निरिंद्रियः**
**अभयं हीति मुक्तत्वं तापनीये फलं श्रुतम्॥**

**શબ્દાર્થ**-તે બ્રહ્મ નિત્ય છે, નિર્ગુણ રૂપ છે, એ પ્રમાણે નામે કરીને ગવાઓ; પણ અર્થથી તો એ સંવાદીભ્રમની પેઠે મોક્ષ જ મનાયો છે; (જેમ સંવાદીભ્રમ નામ માત્રથી ભ્રમ કહેવાય છે, પરંતુ વસ્તુરૂપે તો તે તત્ત્વજ્ઞાન જ છે, તેમ આ પણ નામ માત્રે નિર્ગુણ પ્રાપ્તિ છે પરંતુ વસ્તુરૂપે તો મોક્ષ જ મનાય છે.) (૧૩૯) જેમ અવિમુક્તિ (સગુણ બ્રહ્મ)ની ઉપાસનાથી તારકબ્રહ્મની બુદ્ધિ થાય છે, તેમ તેનાં (નિર્ગુણની ઉપાસનાનાં) સામર્થ્યથી મૂલાવિદ્યાની નિવૃત્તિ કરવાવાળી બુદ્ધિ ઉત્પન્ન થાય છે. (૧૪૦) તે (ઉપાસક), અકામ, નિષ્કામ-બાહ્યરાગરહિત, શરીર સંબંધરહિત, ઇંદ્રિયરહિત અને અભય (બ્રહ્મરૂપ)રૂપ થાય છે. એ પ્રમાણે તાપનીય ઉપનિષદ્‌માં ઉપાસનાનું મુક્તિરૂપી ફલ સાંભળવામાં આવે છે. ૧૪૧

### ચન્દ્રકાન્ત વિવરણ

શિષ્ય-જેમ સગુણનાં ધ્યાનથી સગુણની પ્રાપ્તિ થાય છે, તેમ નિર્ગુણબ્રહ્મનાં ધ્યાનથી

નિર્ગુણબ્રહ્મની પ્રાપ્તિ થાય છે, પણ મુક્તિ તો નહિ જ મળે.

ગુરુ–નિર્ગુણબ્રહ્મની પ્રાપ્તિ અને મુક્તિ એ બંનેનો નામમાત્રથી જ ભેદ છે; પણ તેમાં અર્થનો ભેદ નથી. નિર્ગુણબ્રહ્મનાં ધ્યાનથી નિર્ગુણબ્રહ્મની પ્રાપ્તિ થવી એ જ મુક્તિ છે; કારણ કે, 'સ્વરૂપે કરી સ્થિતિ, તે જ મુક્તિ,' એવું શાસ્ત્રમાં મુક્તિનું સ્વરૂપ કહ્યું છે; અને નિર્ગુણબ્રહ્મની પ્રાપ્તિનો અર્થ પણ 'સ્વરૂપે કરી સ્થિતિ છે.' જેમ સંવાદીભ્રમ નામમાત્રથી ભ્રમ છે; પણ તત્ત્વવિચારથી જોતા તો તે યથાર્થજ્ઞાન જ છે, કારણ કે જે કાર્ય યથાર્થ જ્ઞાનથી થાય છે, તે જ કાર્ય સંવાદીભ્રમથી પણ થાય છે, તેમ બ્રહ્મની પ્રાપ્તિ નામમાત્રથી જૂદી જણાય છે, પણ તત્ત્વવિચારથી તો મુક્તિ જ છે, કેમકે જે કાર્ય મુક્તિથી થાય છે, તે જ કાર્ય બ્રહ્મની પ્રાપ્તિથી પણ થાય છે. ૧૩૯

શિષ્ય–નિર્ગુણબ્રહ્મની ઉપાસના મનની ક્રિયા છે, તેથી તેને મુક્તિનું સાધન માનવું યોગ્ય નથી; કેમકે શાસ્ત્રોમાં જ્ઞાનને મુક્તિનું સાધન કહ્યું છે.

ગુરુ–અવિમુક્તિરૂપ સગુણબ્રહ્મની ઉપાસનાનાં સામર્થ્યથી તારક બ્રહ્મવિદ્યા ઉત્પન્ન થાય છે, અને તેથી મોક્ષ થાય છે. માટે અવિમુક્તિરૂપ સગુણબ્રહ્મની ઉપાસના તારક બ્રહ્મવિદ્યાદ્વારા મોક્ષનું કારણ છે, તેમ નિર્ગુણબ્રહ્મની ઉપાસનાથી જ્ઞાન થાય છે અને તે દ્વારા મોક્ષ થાય છે. એવી રીતે નિર્ગુણની ઉપાસના પણ જ્ઞાનદ્વારા મોક્ષનું કારણ છે; માટે નિર્ગુણની ઉપાસના એ મોક્ષનું સાધન છે. ૧૪૦

શિષ્ય–ઉપાસનાનું ફલ મોક્ષ છે, એમાં કાંઈ પ્રમાણ છે?

ગુરુ–હા, છે. (૧) 'सोऽकामो निष्काम आप्तकाम आत्मकामो, न तस्य प्राणा उत्क्रामंत्यत्रैव समवलीयंते।' તે (જે પુરુષ નિર્ગુણ બ્રહ્મની ઉપાસના કરે છે તે) કામનારહિત હોય છે; નિષ્કામ (તેની પ્રથમ જે કામના હોય છે તે પણ નષ્ટ) થઈ જાય છે; તેને અદ્વૈત બ્રહ્મરૂપની પ્રાપ્તિ હોવાથી પછી કોઈ પણ પદાર્થની ઇચ્છા રહેતી નથી, તેથી તે આપ્તકામ હોય છે, અને તે આપ્તકામ એટલે તેને આત્મામાં જ કામના હોય છે. મરણ વખતે તેના પ્રાણો (શરીરથી બહાર) ઉત્ક્રમણ કરતા નથી, પણ એમાં જ (એ શરીરમાં જ બ્રહ્મ વિષે) લય પામે છે,' (૨) વળી વચન છેઃ–'ब्रह्मैव सन् ब्रह्माप्येति। પોતે નિરંતર નિર્ગુણ બ્રહ્માકાર વૃત્તિએ કરી, નિર્ગુણબ્રહ્મરૂપે થવાથી, તે બ્રહ્મને પ્રાપ્ત થાય છે.' (૩) વળી, 'अशरीरो निरिंद्रियोऽप्राणो ह्यमनाः सच्चिदानंदमात्र. स्वराट् भवति य एवं वेद। તેમ જ શરીર, ઇંદ્રિય, પ્રાણ અને મનમાં તાદાત્મ્યાધ્યાસરહિત, સચ્ચિદાનંદ સ્વરાટ્ ( સ્વયં પ્રકાશ બ્રહ્મરૂપ ) તે પુરુષ થાય છે, કે જે એ પ્રમાણે જાણે છે.' (૪) વળી, 'चिन्मयो ह्ययमोङ्कारश्चिन्मयमिदं सर्वं तस्मात्परमेश्वर एवैकमेव तद्भवत्येतदमृतमभयमेतद्ब्रह्माऽभयं वै ब्रह्म भवति य एवं वेदेति रहस्यम्। તે ચિન્મય આ ૐકાર છે, આ સર્વ જગત્ ચિન્મય છે; તે માટે આ જગત્ પરમેશ્વરરૂપ છે. પરમેશ્વર એક જ છે. એ જ અમૃત અને અભય છે. એ જ અભય બ્રહ્મ છે. જે બ્રહ્મને આત્મરૂપ જાણે છે તે બ્રહ્મ થાય છે, એ રહસ્ય છે.' એ પ્રમાણે નૃસિંહતાપનીયોપનિષદ્‌માં નિર્ગુણબ્રહ્મની ઉપાસનાનું ફલ મોક્ષ કહ્યું છે. ૧૪૧

અવતરણિકા–'ઉપાસનાનું ફલ મોક્ષ છે,' તેની શિષ્ય ના પાડે છે, તે પરથી ગુરુ તેનો પરિહાર કરે છે.

उपासनस्य सामर्थ्याद्विद्योत्पत्तिर्भवेत्ततः।
नान्यः पंथा इति ह्येतच्छास्त्रं नैव विरुध्यते॥
निष्कामोपासनान्मुक्तिस्तापनीये समीरिता।
ब्रह्मलोकः सकामस्य शैब्यप्रश्ने समीरितः॥
य उपास्ते त्रिमात्रेण ब्रह्मलोके स नीयते।
स एतस्माज्जीवघनात्परं पुरुषमीक्षते १४४
अप्रतीकाधिकरणे तत्क्रतुर्न्याय ईरितः।
ब्रह्मलोकफलं तस्मात्सकामस्येति वर्णितम्॥
निर्गुणोपास्तिसामर्थ्यात्तत्र तत्त्वमवेक्षते।
पुनरावर्तते नायं कल्पांते च विमुच्यते १४६
प्रणवोपास्तयः प्रायो निर्गुणा एव वेदगाः।
क्वचित्सगुणताप्युक्ता प्रणवोपासनस्य हि॥
परापरब्रह्मरूप ॐकार उपवर्णितः।
पिप्पलादेन मुनिना सत्यकामाय पृच्छते॥

एतदालंबनं ज्ञात्वा यो यदिच्छति तस्य तत् ।
इति प्रोक्तं यमेनापि पृच्छते नचिकेतसे १४९

શબ્દાર્થ–ઉપાસનાનાં સામર્થ્યથી વિદ્યા(જ્ઞાન) ઉત્પન્ન થાય છે, તેથી બીજો માર્ગ નથી; એ શાસ્ત્રવચન વિરુદ્ધ પડતું નથી. (૧૪૨) નિષ્કામ ઉપાસનાથી મુક્તિ પ્રાપ્ત થાય છે, એમ તાપનીય માં કહ્યું છે અને સકામ (ઉપાસક)ને બ્રહ્મલોક મળે છે, એમ શૈબ્યના પ્રશ્નમાં કહ્યું છે. (૧૪૩) જે પુરુષ ત્રિમાત્રાએ(ૐકારે) કરીને ઉપાસના કરે છે, તે બ્રહ્મલોકને પામે છે અને તે (ઉપાસક), આ જીવઘન(જીવ સમષ્ટિરૂપ–હિરણ્યગર્ભ)થી પરમ પુરુષ પરમાત્માને પેખે છે. (૧૪૪) અપ્રતીકાધિકરણમાં (પ્રણવાદિકના અથવા શાલિગ્રામના અથવા લિંગના ઉપાસકથી જૂદા જે ઉપાસકો છે, તેઓને અમાનવ પુરુષો (દેવો) બ્રહ્મલોકમાં લઈ જાય છે તેથી) 'तत्क्रतु' ન્યાય કહ્યો છે, તે ઉપરથી સકામને બ્રહ્મલોકનું ફળ થાય છે, આમ વર્ણવ્યું છે, (૧૪૫) અને નિર્ગુણની ઉપાસનાના સામર્થ્યથી, તે નિર્ગુણનો ઉપાસક, બ્રહ્મલોકમાં તત્ત્વને જાણે છે. આ ઉપાસક ફરીથી આવતો નથી, અને કલ્પના અંતમાં મુક્તિને પામે છે. (૧૪૬) બહુભાગે પ્રણવ(ૐકાર)ની ઉપાસનાઓ નિર્ગુણ વેદમાં જ ગવાયલી છે, અને કોઈ સ્થળમાં પ્રણવ ઉપાસનાની સગુણતા પણ કહેલી છે. (૧૪૭) પિપ્પલાદ મુનિએ પ્રશ્ન કરતાં, સત્યકામને અર્થે, પર(નિર્ગુણ) અને અપર (સગુણ) બ્રહ્મરૂપ ૐકારને વર્ણવ્યો છે. (૧૪૮) એ આલંબન(આશ્રય)ને જાણીને, જે જેને ઇચ્છે છે, તે તેને પ્રાપ્ત થાય છે, એ પ્રકારે યમે પણ પ્રશ્નકર્તા નચિકેતાને કહ્યું છે. ૧૪૯

## ચન્દ્રકાન્ત વિવરણ

શિષ્ય–જ્યારે ઉપાસનાથી મુક્તિ પ્રાપ્ત થાય છે, ત્યારે 'તેને જ જાણીને મૃત્યુનો પણ અતિક્રમ થઈ શકે છે, મોક્ષ માટે (જ્ઞાન વગર) અન્ય માર્ગ નથી,' એ શ્રુતિ ખોટી પડે છે. કેમકે એ શ્રુતિમાં, 'જ્ઞાન વિના અન્ય કોઈપણ સાધન મોક્ષ માટે નથી,' એમ કહ્યું છે.

ગુરુ–ઉપાસનાથી જ્ઞાન થાય છે અને જ્ઞાનથી મોક્ષ થાય છે; જ્ઞાન સાક્ષાત્ મોક્ષ આપનાર છે, અને ઉપાસના જ્ઞાનદ્વારા મોક્ષ આપનાર છે, એમ અમે માનીએ છીએ, 'તેથી જવાનો (જ્ઞાન વગર) બીજો માર્ગ નથી,' એ શ્રુતિનો વિરોધ નથી. ૧૪૨

શિષ્ય–નિર્ગુણની ઉપાસના બે પ્રકારની છે: સકામ ઉપાસના અને નિષ્કામ ઉપાસના; એમ આપે સકામ અને નિષ્કામ યોગભ્રષ્ટનાં વર્ણનથી સૂચવ્યું છે, અને તેમાં ગીતાદિનાં પ્રમાણ આપ્યાં પણ છે. હવે એ બન્ને ઉપાસનાનું શું ફળ છે તે કહો.

ગુરુ–સકામ ઉપાસનાનું ફળ બ્રહ્મલોકની પ્રાપ્તિ છે, અને નિષ્કામ ઉપાસનાનું ફળ મુક્તિ છે.

શિષ્ય–એમાં શું પ્રમાણ છે?

ગુરુ–નિર્ગુણની ઉપાસનાનું ફળ મોક્ષ છે, તે સંબંધે અગાડી નૃસિંહતાપિનીય ઉપનિષદની શ્રુતિનું પ્રમાણ આપ્યું છે, અને સકામ ઉપાસનાનું ફળ બ્રહ્મલોકની પ્રાપ્તિ છે, એમાં શૈબ્યપ્રશ્નોપનિષદની શ્રુતિનું પ્રમાણ છે. ૧૪૩

શિષ્ય–શૈબ્ય પ્રશ્નની કઈ શ્રુતિમાં સકામ ઉપાસકને બ્રહ્મલોકની પ્રાપ્તિ કહી છે?

ગુરુ–'यः पुनरेतत् त्रिमात्रेण ओमित्यनेन वाऽक्षरेण परं पुरुषमभिध्यायीत, स तेजसि सूर्ये संपन्नो यथापादोदरस्त्वचा विनिर्मुच्यते, एवं ह वै स पाप्मना विनिर्मुक्तः स सामभिरुन्नीयते ब्रह्मलोकं।' જે પુરુષ, પુનઃ ત્રણ માત્રાવાળા 'ૐ' ને જાણી, એ પ્રકારના અક્ષરથી એ પરમ પુરુષ (નિર્ગુણ બ્રહ્મ)નું ધ્યાન કરે છે, તે (પુરુષ) તેજોમય સૂર્યમાં મળે છે; અને જેમ સર્પ કાંચળીથી મૂકાય છે, તેમ તે પુરુષ પાપથી સારી રીતે મુક્ત થાય છે; અને તે પુરુષને, સામવેદના અભિમાની દેવો બ્રહ્મલોકમાં લઈ જાય છે.' એવી રીતે નિર્ગુણની સકામ ઉપાસના કરનારને બ્રહ્મલોકની પ્રાપ્તિ થાય છે, એમ પ્રશ્નોપનિષદ્ના પાંચમા પ્રશ્નમાં કહ્યું છે. ૧૪૪

શિષ્ય—એ પ્રશ્નોપનિષદ્ની શ્રુતિમાં તો સકામ ઉપાસકને કેવળ બ્રહ્મલોકની પ્રાપ્તિ કહી છે, પણ મોક્ષ ક્યાં કહ્યો છે?

ગુરુ–પ્રશ્નોપનિષદની શ્રુતિમાં બ્રહ્મલોકમાં ગયેલા સકામ ઉપાસકને બ્રહ્મતત્ત્વનો સાક્ષાત્કાર કહ્યો છે, અને તેથી તેનો મોક્ષ પણ થાય છે.

'स एष तस्माज्जीवघनात्परं पुरिशयं पुरुषमीक्षते।' તે (બ્રહ્મલોકમાં ગયેલો ઉપાસક), આ જીવઘન(જીવ સમષ્ટિરૂપ હિરણ્યગર્ભથી ) પુરિશય (શરીરરૂપ શહેરમાં શયન કરનાર) પરપુરુષ (નિરુપાધિક) ચૈતન્યરૂપ પરમાત્મામાં સાક્ષાત્ કરે છે.'

વળી, 'अप्रतीकालंबनान्नयतीति बादरायण: उभयथाऽप्यदोषात्तत्क्रतुश्च। પ્રતીક આલંબનથી ભિન્ન એટલે શાલિગ્રામ, શિવલિંગ વગેરેના પૂજનારાથી જુદા ઉપાસકોને, અર્થાત્ નિર્ગુણના ઉપાસકોને દિવ્ય પુરુષ બ્રહ્મલોક પ્રત્યે લઈ જાય છે,' એમ બાદરાયણ કહે છે. બન્ને પ્રકારમાં દોષના અભાવથી અને જેમાં જે તત્ક્રતુ એટલે જે જેનું ધ્યાન કરે તે તેને પ્રાપ્ત થાય એવો ન્યાય છે તે પ્રમાણે, વેદાંતસૂત્રમાં નિર્ગુણની સકામ ઉપાસના કરનારને બ્રહ્મલોકની પ્રાપ્તિ થાય છે એમ કહ્યું છે, તથા કામનાને અનુસારે પ્રાપ્તિ થાય છે એમ જણાવ્યું છે; માટે તે શ્રુતિ પણ નિર્ગુણની સકામ ઉપાસના કરનારને બ્રહ્મલોકની પ્રાપ્તિમાં પ્રમાણ છે. (બ્રહ્મસૂત્રના ચોથા અધ્યાયના ત્રીજા પાદના પંદરમા અધિકરણમાં આ સૂત્ર છે.) ૧૪૫

શિષ્ય–જ્યારે સકામ ઉપાસકને આ લોકમાં તત્ત્વજ્ઞાન થતું નથી અને દેહાંત થાય, ત્યારે તે બ્રહ્મલોકને પ્રાપ્ત થાય છે, ત્યાં તેને તત્ત્વજ્ઞાન ક્યાંથી થાય ?

ગુરુ–સકામ ઉપાસકને નિર્ગુણની ઉપાસનાનાં સામર્થ્યથી બ્રહ્મલોકમાં હિરણ્યગર્ભથી તત્ત્વજ્ઞાન થાય છે. તે જ માટે, 'स एष तस्माज्जीवघनात्' 'તે આ જીવઘનને લીધે' એ પ્રશ્નોપનિષદની શ્રુતિ કહી છે. તત્ત્વજ્ઞાન થવાથી એ ઉપાસક મુક્ત થાય છે અને ફરીથી જન્મમરણરૂપ સંસારમાં આવતો નથી, એમાં કાંઇ પ્રમાણ છે ?

શિષ્ય–સકામ ઉપાસક ફરીથી જન્મમરણરૂપ સંસારમાં આવતો નથી.

ગુરુ–હા. 'न स पुनरावर्तते न स पुनरावर्तते। તે (બ્રહ્મલોકમાં ગયેલો ઉપાસક) ફરીથી આવતો નથી, તે ફરીથી આવતો નથી,' એ શ્રુતિ, અને 'ब्रह्मणा सह ते सर्वे। તે સર્વે (ઉપાસકો) બ્રહ્માની સાથે પરમપદને પામે છે,' એમ સ્મૃતિ આદિનાં અનેક પ્રમાણો છે. ૧૪૬

શિષ્ય–ત્યારે ચાલુ પ્રકરણમાં આ વાત તમે શી રીતે લાગુ પાડો છો ?

ગુરુ–અત્ર ૐકારની ઉપાસનાનો પ્રસંગ ચાલે છે, તેથી તે સંબંધે સમજાવીશું. પ્રણવની ઉપાસના બે પ્રકારની છેઃ–સગુણની ઉપાસના અને નિર્ગુણની ઉપાસના. વેદમાં પ્રણવની ઉપાસનાઓ બહુભાગે નિર્ગુણ કહી છે, પણ કોઇક સ્થળમાં સગુણ કહી છે ખરી. ૧૪૭

શિષ્ય–પ્રણવની ઉપાસનાના બે પ્રકારમાં શું પ્રમાણ છે ?

ગુરુ–પ્રશ્નોપનિષદ્‌ના પાંચમા પ્રશ્નમાં પિપ્પલાદ મુનિએ પ્રણવની ઉપાસનાની સગુણતા અને નિર્ગુણતા બન્નેનું પ્રતિપાદન કર્યું છે. ત્યાં કહ્યું છે કે, 'एतद्वै सत्यकाम परं चापरं च ब्रह्म यदोंकारस्तस्माद्विद्वानेतेनैवायतनेन एकतरमन्वेति। હે સત્યકામ ! પર( નિર્ગુણ ) અને અપર ( સગુણ ) બ્રહ્મરૂપ ૐકાર છે, તેથી વિદ્વાન્ ( ઉપાસક ) એ ૐકારરૂપ જ આયતને અર્થાત્ આશ્રયે રહી ( નિર્ગુણ અને સગુણમાંથી ) એકને પ્રાપ્ત થાય છે.' ૧૪૮

વળી પ્રણવની ઉપાસનાના બે પ્રકાર સંબંધે કઠવલ્લી ઉપનિષદ્‌માં પણ કહ્યું છે; કારણ કે, 'एतदालंबनं ज्ञात्वा ब्रह्मलोके महीयते। એ (પર અને અપર બ્રહ્મરૂપ) આલંબનને જાણી બ્રહ્મલોકમાં માહાત્મ્યને પામે છે, ને જે જેને ઇચ્છે છે, તેને તે ફળ થાય છે;' એવી રીતે યમે, નચિકેતા પ્રત્યે, પ્રણવની ઉપાસનાના બે પ્રકારનું પ્રતિપાદન કર્યું છે. ૧૪૯

અવતરણિકા–ઉપર જે કંઈ કહ્યું, તેનો ઉપસંહાર કરે છે.

इह वा मरणे चास्य ब्रह्मलोकेऽथवा भवेत्।
ब्रह्मसाक्षात्कृतिः सम्यगुपासीनस्य निर्गुणम्
अर्थोऽयमात्मगीतायामपि स्पष्टमुदीरितः।
विचाराक्षम आत्मानमुपासीतेति संततम् ॥
साक्षात्कर्तुमशक्तोऽपि चिंतयेन्मामशंकितः।
कालेनानुभवारूढो भवेदाफलितो ध्रुवम् ॥
यथागाधनिधेर्लब्धौ नोपायः खननं विना।
मल्लाभेऽपि तथा स्वात्मचिंतां मुक्त्वा न चापरः

देहोपलमपाकृत्य बुद्धिकुद्दालकात्पुनः ।
खात्वा मनोभुवं भूयो गृह्णीयान्मां निधिं पुमान् ॥ १५४ ॥

શબ્દાર્થ—એ નિર્ગુણ બ્રહ્મનું સારી રીતે ઉપાસન કરનારને, આ જન્મમાં અથવા મરણ સમયે અથવા બ્રહ્મલોકમાં, બ્રહ્મનો સાક્ષાત્કાર થાય છે. (૧૫૦) 'વિચારમાં અસમર્થ નિરંતર આત્માની ઉપાસના કરે,' એ પ્રમાણેનો અર્થ આત્મગીતામાં પણ સ્પષ્ટ રીતે કહ્યો છે.(૧૫૧) (તેમાં કહ્યું છે કે ), પુરુષ સાક્ષાત્ કરવાને અસમર્થ હોય, તોપણ તેણે શંકારહિત થઈને મારું ચિંતન કરવું; કેમ કે કાળે કરી અનુભવમાં આરૂઢ થયેલો નિશ્ચય પૂર્ણ ફળ—અર્થાત્ મોક્ષને પામે છે. (૧૫૨) જેમ અગાધ નિધિ (પૃથ્વીમાં દાટેલું ધન) મેળવવા માટે ખોદવા વિના બીજો ઉપાય નથી, તેમ મારા લાભમાં પણ, સ્વસ્વરૂપના વિચાર વિના, બીજો ઉપાય નથી.(૧૫૩) તેથી, દેહરૂપ પાષાણને દૂર કરી, ફરી ફરીથી બુદ્ધિરૂપ કોદાળીથી ખોદી, પછી પુરુષ, નિધિરૂપ એવા મન વિશે થયેલા મને ગ્રહણ કરે છે. ૧૫૪

## ચન્દ્રકાન્ત વિવરણ

ગુરુ—હે શિષ્ય ! નિશ્ચયપૂર્વક નિર્ગુણની ઉપાસના કરનાર ઉપાસકને, ઉપાસના પરિપક્વ થવાથી, વર્તમાન દેહમાં એટલે આ જન્મે જ બ્રહ્મનો સાક્ષાત્કાર થાય છે; અથવા તો નિરંતર નિર્ગુણનું અનુસંધાન કરવાથી, મરણ વખતે બ્રહ્મનો સાક્ષાત્કાર થાય છે; અથવા તો વર્તમાન દેહમાં ઉપાસના પરિપક્વ ન થઈ હોય તો બ્રહ્મલોકમાં ગયા પછી બ્રહ્મનો સાક્ષાત્કાર થાય છે; માટે નિર્ગુણની ઉપાસના નિષ્ફળ થતી નથી, પરંતુ તેનું ફળ મોક્ષ છે, એમ નક્કી જાણજે. ૧૫૦

શિષ્ય—વિચાર કરવામાં અસમર્થ પુરુષને નિર્ગુણ બ્રહ્મના ધ્યાનમાં અધિકાર છે, એવું તમે શા આધારે કહો છો?

ગુરુ—વળી હે વત્સ! જે પુરુષ વિચાર કરવામાં સમર્થ હોય, તેણે તો વિચાર કરી તત્ત્વજ્ઞાન સંપાદન કરવું; પણ જે પુરુષ વિચાર કરવામાં સમર્થ ન હોય, જરાક મોળો હોય, તેણે પણ નિર્ગુણ બ્રહ્મની ઉપાસના કરવી; કારણ કે તેને નિર્ગુણની ઉપાસનામાં અધિકાર છે, એમ આત્મગીતામાં કહ્યું છે. ૧૫૧

આત્મગીતામાં કહ્યું છે કે, જે પુરુષ વિચારથી આત્મતત્ત્વનો સાક્ષાત્કાર કરવામાં અસમર્થ હોય તેવા પુરુષે પણ, 'મને પરમાત્માનો સાક્ષાત્કાર થશે કે નહિ,' એવી આશંકા વિના, મારું ચિંતન કરવું જોઈએ; એવી રીતે નિરંતર ચિંતન કરવાથી, હું તે ચિંતન કરનાર ઉપાસકના અનુભવમાં આરૂઢ થઈને, સાક્ષાત્ થાઉં છું. ૧૫૨

શિષ્ય—શું ચિંતન-ધ્યાન કર્યા વગર ન જ ચાલે ?

ગુરુ—'જેમ પૃથ્વીમાં દાટેલું ધન કાઢવા માટે. પૃથ્વીમાં ખોદા કર્યા વિના બીજો માર્ગ નથી, એટલે તે ધનની પ્રાપ્તિ માટે પૃથ્વી ખોદવી, એ જ એક ઉપાય છે; તેમ આત્માનો લાભ સ્વ-સ્વરૂપના વિચાર વિના થતો નથી; એટલે આત્માના લાભમાં આત્માનું ચિંતન જ એક ઉપાય છે, અર્થાત્ અપરોક્ષજ્ઞાનનો ઉપાય ધ્યાન છે.' ૧૫૩

જેમ કોઈ પણ પુરુષ, જમીનની ઉપર રાખેલા પાષાણને દૂર કરી કોદાળીથી જમીન ખોદી, પછી તેમાં દાટેલાં ધનનું ગ્રહણ કરે છે, તેમ પરમાત્મારૂપ ધન છે તે મનરૂપી પૃથ્વીમાં દટાયેલું છે, અને તેની ઉપર દેહરૂપી પાષાણ પડ્યો છે, તેથી તે દેહરૂપી પાષાણને દૂર ફેંકી દઈ, બુદ્ધિરૂપી કોદાળીથી મનરૂપી પૃથ્વીને ખોદી, મુમુક્ષુ પુરુષે પ્રત્યગભિન્ન પરમાત્મા બહુવો જોઈએ.

જેમ ધન પૃથ્વીમાં ઢંકાયલું હોય છે, તેમ પરમાત્મા મલિન મનમાં ઢંકાયલો છે; જેમ ધન ઉપર શિલા ઢાંકેલી હોય છે, તેમ પરમાત્મા ઉપર દેહરૂપી શિલા ઢાંકેલી છે; જેમ શિલા દૂર કરી કોદાળીથી ખોદી, બુદ્ધિમાન માણસ ધન કાઢી લે છે, તેમ તત્ત્વવેત્તા પુરુષ, દેહમાં ચોંટેલી આત્મબુદ્ધિરૂપ મરોડી અને શિલા દૂર કરી, બુદ્ધિવડે મનમાંથી પરમાત્માને કાઢી લે છે, એટલે પરમાત્માનો સાક્ષાત્કાર કરે છે. ૧૫૪

અવતરણિકા—'જ્ઞાનમાં અસમર્થ પુરુષને ધ્યાનમાં અધિકાર છે,' એ વિષયમાં અન્ય શાસ્ત્રનું પ્રમાણ આપે છે.

अनुभूतेरभावेऽपि ब्रह्मास्मीत्येव चिंत्यताम्।
अप्यसत्प्राप्यते ध्यानान्नित्याप्तं ब्रह्म किं पुनः
अनात्मबुद्धिशैथिल्यं फलं ध्यानाद्दिने दिने।
पश्यन्नपि न चेद्ध्यायेत्कोऽपरोऽस्मात्पशुर्वद
देहाभिमानं विध्वस्य ध्यानादात्मानमद्वयम्
पश्यन्मर्त्योऽमृतो भूत्वा ह्यत्र ब्रह्म समश्नुते॥
ध्यानदीपमिमं सम्यक् परामृशति यो नरः।
मुक्तसंशय एवायं ध्यायति ब्रह्म संततम्॥

શબ્દાર્થ–અનુભવનો અભાવ છતાં પણ, 'હું બ્રહ્મ છું,' એ પ્રકારે ચિંતન કર્યા કરવું; કારણ કે ધ્યાનથી અસત્ (દેવરૂપતાદિ)ને પણ પમાય છે, તો નિત્ય પ્રાપ્ત બ્રહ્મને પમાય, એમાં તો પૂછવું જ શું? (૧૫૫) ધ્યાનથી દિવસે દિવસે અનાત્મબુદ્ધિ (દેહમાં અહંબુદ્ધિ) નાં શિથિલતારૂપ ફળને જોતાં છતાં પણ, જે પુરુષ ધ્યાન ન કરે તો, કહે (ધ્યાન ન કરવાથી) તેનાથી બીજો કિયો પશુ છે? (૧૫૬) ધ્યાનથી, દેહાભિમાનને તજીને, અદ્વૈત આત્માને જોતો મર્ત્ય, અમૃત થઈ, આ શરીરમાં જ બ્રહ્મને પામે છે. (૧૫૭) જે મનુષ્ય, (એવા) આ ધ્યાનદીપનું સારી રીતે સ્મરણ કરે છે, તે મનુષ્ય સંશયરહિત થઈ, નિરંતર બ્રહ્મનું ધ્યાન કરે છે. ૧૫૮

## ચન્દ્રકાન્ત વિવરણ

ગુરુ–દેવનુ ધ્યાન કરવાથી દેવરૂપની પ્રાપ્તિ થાય છે. હવે જ્યારે જે દેવરૂપ પૂર્વે વિદ્યમાન હતું તેની પ્રાપ્તિ ધ્યાનથી થાય છે, ત્યારે સ્વ-સ્વરૂપનાં ધ્યાનથી નિત્યપ્રાપ્ત અને સર્વસ્વરૂપ એવાં બ્રહ્મની પ્રાપ્તિ થાય, એમાં પૂછવું જ શું? જેમ દેવાદિનાં ધ્યાનથી દેવાદિરૂપ થવાય છે, તેમ બ્રહ્મનાં ધ્યાનથી બ્રહ્મરૂપતાની પ્રાપ્તિ થાય છે. માટે વિચારમાં અસમર્થ પુરુષે, 'अहं ब्रह्मास्मि। હું બ્રહ્મ છું' એ પ્રમાણે નિરંતર ધ્યાન કર્યા કરવું જોઇએ. ૧૫૫

શિષ્ય–ધ્યાનથી ત્યારે ફળ શું?

ગુરુ–એમ ધ્યાન કરવાથી દિવસે દિવસે દેહાદિક અનાત્મક પદાર્થોમાં રહી બેઠેલી આત્મબુદ્ધિ શિથિલ થતી જાય છે. એટલે દેહ ખોટો છે, ગેહ ખોટું છે, ધન, સ્ત્રી, પુત્ર પરિવાર સર્વે ખોટાં છે. આ સસાર મિથ્યા છે એવો વિચાર, પરબ્રહ્મ નામની નિર્ગુણ ઉપાસનાથી, અથવા ઉપાસ્ય દેવમાં એકતાર થઈ જવાથી થાય છે. એ ધ્યાનનું પ્રત્યક્ષ ફળ છે, માટે ધ્યાન અવશ્ય કરવું જોઇએ તથાપિ જે પુરુષ, ધ્યાન કરતો નથી ને જે જ્ઞાની નથી, પણ જ્ઞાની હોવાનું ડોળ ઘાલે છે, ઉપાસનાને નિંદે છે, એનાથી મોટો પશુ તો બીજો શોધ્યો મળવો મુશ્કેલ છે; કારણ કે જેમ પશુ પોતાનું શ્રેય જાણતો નથી, તેમ ધ્યાન-ઉપાસના ન કરનાર પણ ઉપાસના-ધ્યાનથી પોતાનું શ્રેય થાય છે, તે જાણતો નથી. ૧૫૬

આ દેહ મરણશીલ છે, તેમાં આત્માધ્યાસ કરવાથી જીવ મર્ત્ય કહેવાય છે; પણ 'હું બ્રહ્મ છું' એ પ્રકારનું નિરંતર ધ્યાન કરવાથી દેહમાંથી આત્મબુદ્ધિની નિવૃત્તિ થાય છે અને તેથી જીવ અમૃત થાય છે, અને તેથી આ વર્તમાન શરીર માં જ પોતાના નિજસ્વરૂપ સચ્ચિદાનંદરૂપ બ્રહ્મને પ્રાપ્ત થાય છે અને જીવન્મુક્તિનું સુખ ભોગવે છે. ૧૫૭

જે પુરુષ, એવા આ ધ્યાનદીપનું સારી રીતે ચિંતન કરે છે, તે પુરુષના સર્વ સશયો નિવૃત્ત થાય છે, અને તેથી સર્વદા બ્રહ્મનું અનુસધાન કરે છે, માટે ધ્યાનદીપનુ ચિંતન મુમુક્ષુએ નિત્ય કરવું. ૧૫૮

ઇતિ શ્રીમદ્વિદ્યારણ્યસ્વામિ વિરચિત પચદશીવિષે ચન્દ્રકાન્ત વિવરણ સહિત ધ્યાનદીપ નામનું નવમુ પ્રકરણ સમાપ્ત.



ॐ

तत्सत्परब्रह्मणे नमः

# श्री पंचदशी



## પ્રકરણ ૧૦ મું

## નાટકદીપ*

### ૧ અધ્યારોપ અને અપવાદ પૂર્વક બંધની નિવૃત્તિના ઉપાય, અને તેના વિચારના વિષય ( જીવ અને પરમાત્મા ) સહિત કથન

( ૧–૧૫; ૧૫ શ્લોકો )

અવતરણિકા—આ પ્રકરણમાં અધિષ્ઠાન ચૈતન્યમા અધ્યસ્ત અહંકારાદિક સકળ પ્રપચ અને તેના પ્રકાશક સાક્ષી પરમાત્મા, એ સર્વને નાટકનું રૂપક આપીને સમજાવ્યા છે. વિશ્વ નાટકમાં બ્રહ્મ સૂત્રધાર છે, અને અહંકારે માનેલા પ્રપચના જીવો પાત્રો છે. એ પાત્રો કેવું અભિનય કરે છે, તે બ્રહ્મ જુવે છે. એ બ્રહ્મને પ્રસન્ન કરવા જે ઇચ્છે છે તે યોગ્ય કાર્ય કરે છે, તે જ સ્વસ્વરૂપને જાણે છે. એ સર્વ આ પ્રકરણમાં દર્શાવ્યું છે, તેથી આ પ્રકરણનું નામ નાટકદીપ રાખ્યું છે. પ્રારંભમાં ગ્રંથની નિર્વિઘ્ન સમાપ્તિ થાય, એટલા માટે પરમાત્મારૂપ ઇષ્ટ દેવના સ્મરણરૂપ મંગલાચરણ કર્યું છે, અને મંદ અધિકારીઓને પ્રયાસ વિના બ્રહ્મતત્ત્વનું જ્ઞાન થાય, એટલા માટે પ્રથમમાં જ આત્મા વિષે જગતનો અધ્યારોપ કહે છે.

#### (૧) અધ્યારોપ અને સાધન એટલે વિચારજન્ય જ્ઞાનસહિત અપવાદ

( ૧–૫; ૫ શ્લોકો )

**परमात्माद्वयानंदपूर्णः पूर्वं स्वमायया । स्वयमेव जगद्भूत्वा प्राविशज्जीवरूपतः ॥१॥**

શબ્દાર્થ—અદ્વૈત, આનંદરૂપ અને પૂર્ણ એવા પરમાત્માએ, સૃષ્ટિની પૂર્વે પોતાની માયાથી, પોતે જ જગત્‌રૂપ થઇને તેમાં જીવરૂપે પ્રવેશ કીધો. ૧

---

*પ્રકરણ ૧૦ મું—નાટકદીપનું મનન

અધિષ્ઠાન ચૈતન્યને વિષે અધ્યસ્ત જે આ અહંકારાદિક સકળપ્રપચ, તથા તેના અવભાસક સાક્ષીને એક નાટકનું રૂપક કલ્પી આ પ્રકરણમાં સમજાવેલા છે, તેથી આ પ્રકરણને નાટકદીપ એવી સંજ્ઞા આપેલી છે. આરંભમાં—અધ્યારોપ તથા અપવાદ, આ બે પરમાત્મ પ્રપંચન કરવામાં અવશ્ય ઉપયોગી છે તેથી—અદ્વિતીય પરિપૂર્ણ, આનન્દરૂપ એવો પરમાત્મા, પોતે જ જગદ્‌રૂપ થઈ તેમાં જીવરૂપે પ્રવિષ્ટ થયો; તેમા પણ વિષ્ણુ આદિક ઉત્તમ દેહમાં પ્રવિષ્ટ થયો સતો દેવતા કહેવાયો તે, મર્ત્ય વગેરે અધમ દેહમા પ્રવિષ્ટ થઈ પૂર્વોક્ત દેવતાઓને ભજવાવાળો થયો. એવી રીતે અધ્યારોપનું નિરૂપણ કરીને પછી અનેક જન્મમાં કરેલાં ઈશ્વર ભજનના પ્રભાવથી તે જીવ પોતાના સ્વરૂપનો વિચાર કરવા ઇચ્છે છે. અને જ્યારે શ્રવણ મનન નિદિધ્યાસનદ્વારા ઉત્પન્ન થયેલાં જ્ઞાને કરી માયા વિનષ્ટ થાય—અર્થાત્ આનંદમય સ્વસ્વરૂપનું આવરણ કરનારી માયા નિવૃત્ત થઇ જાય એટલે પોતે માત્ર સાક્ષી જ અવશેષ રહે છે—એવી રીતે અપવાદ પણ કહી બતાવી એમ સિદ્ધ કર્યું કે, અ રૂપ જે આત્મા છે તેને સદ્વયતા તથા દુઃખીપણું એ બંધ કહેવાય છે, અને તે આત્માનુ તેનું નામ જ મોક્ષ.

## ચન્દ્રકાન્ત વિવરણ

ગુરુ-હે શિષ્ય! હવે નવી કથા ચાલે છે. એ કથાનું નામ નાટકદીપ છે. જેમ નાટકમાં અભિનયથી યથાર્થ વસ્તુ દર્શાવાય છે, તેમ આ હવેની કથામાં પણ જીવ અને ઈશ્વરની એકતા, નાટકનાં રૂપકથી યથાર્થ રીતે દર્શાવાય છે. તેથી જ એનું નામ નાટકદીપ રાખ્યું છે. હવે યથાર્થ વસ્તુ કેઈ? અદ્વિતીય બ્રહ્મ તે સંપૂર્ણ જગતનું અધિષ્ઠાન છે ને જગત્ અધ્યસ્ત છે. અધ્યસ્તનો આરોપ કરી તેનો બાધ કરવાથી અધિષ્ઠાનનું યથાર્થ જ્ઞાન થાય છે. એટલા માટે આ નાટકદીપ છે.

'अध्यारोपापवादाभ्यां निष्प्रपंचं प्रपंच्यते।
शिष्याणां बोधसिद्ध्यर्थं तत्त्वज्ञैः कल्पितः क्रमः॥

અધ્યારોપ અને અપવાદથી નિષ્પ્રપંચ પ્રપંચાય છે. આ અધ્યારોપ તથા અપવાદનો ક્રમ, તત્ત્વજ્ઞ પુરુષોએ, શિષ્યોના બોધની સિદ્ધિ માટે કલ્પ્યો છે,' એમ અધ્યારોપનું અને અપવાદનું નિરૂપણ છે. અધ્યારોપ એટલે જગતનું બ્રહ્મમાં આરોપણ અર્થાત્ બ્રહ્મ જગદ્રૂપ છે તે, અને અપવાદ એટલે જગતનો બાધ અર્થાત્ બ્રહ્મ જગતથી ભિન્ન છે તે.

છાંદોગ્યોપનિષદ્‌માં ઉદ્દાલક મુનિએ, પોતાના પુત્ર શ્વેતકેતુ પ્રત્યે, કહ્યું છે કે, 'सदेव सोम्येदमग्र आसीदेकमेवाद्वितीयं। હે સોમ્ય! આ (આ દૃશ્યમાન જગત્) સૃષ્ટિ પહેલાં એક જ અદ્વિતીય, (સજાતીય, વિજાતીય અને સ્વગતભેદરહિત) સદ્રૂપ જ હતું.' એમ વળી, 'विज्ञानमानंदं ब्रह्म। બ્રહ્મ વિજ્ઞાન (ચૈતન્યરૂપ) અને આનંદરૂપ છે. વળી 'पूर्णमदः पूर्णमिदं। એ પૂર્ણ છે, આ પૂર્ણ છે,' એમ પણ બૃહદારણ્યકની શ્રુતિઓમાં પરમાત્માને પરમાનંદમયતથા પરિપૂર્ણ કહ્યો છે. તે પરમાત્મા પોતે પોતાની માયારૂપ શક્તિથી જગદ્રૂપે થાય છે; એટલે જગતને આકારે થાય છે અને પોતે જ જીવરૂપે, જગતમાં પ્રવેશ કરે છે, એવો અધ્યારોપનો ક્રમ છે.

શિષ્ય-પરમાત્મા સજાતીય, વિજાતીય તથા સ્વગતભેદરહિત છે ને આનંદરૂપ છે, એમાં શું પ્રમાણ?

ગુરુ-પ્રથમ કહેલી શ્રુતિઓ જ પ્રમાણ છે.

શિષ્ય-માયા પરમાત્માની શક્તિ છે; પરમાત્મા જગતને આકારે થાય છે, અને તેમાં પોતે જ જીવરૂપે પ્રવેશ કરે છે, એમાં શું પ્રમાણ!

ગુરુ-'मायां तु प्रकृतिं विद्यान्मायिनं तु महेश्वरम्। માયાને પ્રકૃતિ જાણો, અને માયાવાળાને મહેશ્વર જાણો;' એ શ્રુતિ છે. તેપરથી જણાય છે કે, માયા ઈશ્વરની શક્તિ છે. વળી 'तदात्मानं स्वयमकुरुत तच्च त्यचाभवत्। પરમાત્મા પોતે પો-

હવે એ અવિચારથી કરાએલો બંધ વિચારે કરી નિવૃત્ત થાય છે, તેથી જીવ તથા પરમાત્મા એ બન્નેનો નિરંતર વિચાર કર્યા જ કરવો. અહં-હું એમ જે અભિમાન ધારણ કરે તે કર્તા, મન તેનું સાધન છે; અને અંતર્વૃત્તિ તથા બહિર્વૃત્તિ આદિક તેની ક્રિયાઓ છે. અંતર્મુખ જે હું એવી જે વૃત્તિ છે તે આભ્યંતર કર્તાને નિર્દેશે છે. અને "इदम्" આ એવી જે બહિર્મુખવૃત્તિ છે તે બાહ્ય વસ્તુને અનુલક્ષીને તેનો નિર્દેશ કરાય છે. પણ એ કર્તાને તથા સકળ ક્રિયાઓને અને સકળ વ્યાવૃત્ત વિષયોને એક યત્નથી જે સ્ફુરતી કરે છે તે ચૈતન્યરૂપ સાક્ષી છે. એ સાક્ષીને નાટકશાળાના દીપક સાથે સરખાવ્યો. તેમાં જેમ નૃત્યશાળામાં રહેલો દીપક, મુખ્ય પ્રેક્ષક રાજાદિક હોય તેને તથા ઇતર જોનાવાળાઓને, તેમ જ નર્તકી નાચ કરનારીને એક સરખી રીતે પ્રકાશે છે.

એવી જ રીતે આ સાક્ષી પણ અહંકાર, બુદ્ધિ તથા વિષયોને સર્વદા પ્રકાશે છે. વળી એ અહંકારાદિક સુષુપ્તિ વગેરેમાં જ્યારે લય પામી જાય છે, ત્યારે તે તમામના અભાવને પણ તે સાક્ષી જ બહાર તથા અંદર સર્વત્ર પ્રકાશી રહ્યો છે. આ બાહેર કહ્યું તે દેહની અપેક્ષાએ બાહેર એમ સમજવું. તેમ જ અંદર જે કહ્યું તે અહંકારને અનુલક્ષીને તેમ કહ્યું છે. અંદર રહેલી બુદ્ધિવૃત્તિ ઇન્દ્રિયોએ સહિત બાહેર આવે છે, તેમ ભાસ્ય સાક્ષી એ ભાસ ન કરવા યોગ્ય-બુદ્ધિનું ચળપણું સાક્ષીને વિષે આરોપાય છે. બાકી સાક્ષી પોતે બાહેર નથી તેમ અંદર પણ નથી. એ દેશ વિભાગો તો સઘળા બુદ્ધિવૃત્તિના જ છે. બુદ્ધિ જે જે રૂપાદિકને કલ્પે, તેને પ્રકાશનો સતો સાક્ષી વર્તે છે. બાકી સ્વસ્વરૂપે તો એ આત્મા મન તથા વાણીનો અગમ્ય જ છે, ત્યારે તેવો સાક્ષી આપણાથી કેવી રીતે જાણી શકાય? ત્યાં કહ્યું કે તે પોતે સ્વપ્રકાશ હોવાથી તેના ગ્રહણમાં ઇતર કોઈ પણ પ્રમાણની અપેક્ષા નથી. એ તો જે કંઈ ગ્રહણ થાય છે તે સર્વની ઉપશાંતિ થતાં તે જ ચિદ્રૂપ સાક્ષી અવશેષ છે, તેને સમજવાને માટે ગુરુમુખથી શ્રુતિ ભણો તથા સ્વબુદ્ધિને શરણે થઈ વિચારજન્ય જ્ઞાને કરી બાહેર તથા અંદર સર્વત્ર સમરસ એવો એ સાક્ષી નિજરૂપે અનુભવ કરાઓ.

તાનો તે રૂપે (જગદ્રૂપે) થયા, અને પોતે સ્થૂલસૂક્ષ્મરૂપે થયા,' એ શ્રુતિ પરમાત્માએ જગતનો આકાર ધારણ કીધો, તેમાં પ્રમાણ છે. વળી, 'तत्सृष्ट्वा तदेवानुप्राविशत् अनेन जीवेनात्मनानुप्रविश्य । તેને (જગતને) સર્જીને તેમાં જ પ્રવેશ કર્યો; આ જીવરૂપે કરી પોતાનો જ પ્રવેશ કરાવ્યો,' એ શ્રુતિ જીવરૂપે જગતમા પરમાત્માના પ્રવેશમાં પ્રમાણ છે. ૧

અવતરણિકા-સર્વ શરીરોમાં પરમાત્માનો પ્રવેશ માનવામા આવે તો ઉત્તમાધમ ભાવ રહેશે નહિ, પૂજ્ય નહિ ને પૂજક નહિ, એમ વિરોધ આવશે, આવી શિષ્યે શંકા કરી, તેપરથી ગુરુ તેનો પરિહાર કરે છે.

विष्णवाद्युत्तमदेहेषु प्रविष्टो देवताऽभवत् ।
मर्त्याद्यधमदेहेषु स्थितो भजति देवताम् ॥२॥
अनेकजन्मभजनात्स्वविचारं चिकीर्षति ।
विचारेण विनष्टाया मायायां शिष्यते स्वयम्

શબ્દાર્થ-વિષ્ણુ આદિના ઉત્તમ દેહોમા પ્રવેશ કરી રહેલો પરમાત્મા દેવતા થાય છે; અને મનુષ્ય આદિ અધમ દેહમાં રહેલો પરમાત્મા, માનવ થઇને, દેવતાને ભજે છે. (૨) અનેક જન્મોમાં (કરેલા કર્મોનું બ્રહ્મમા સમર્પણ કરવા) ભજન કરવાથી, સ્વસ્વરૂપનો વિચાર કરવા ઇચ્છે છે, અને તે વિચારથી માયા નાશ પામ્યા પછી પોતે પરમાત્મા અવશેષ રહે છે. ૩

## ચન્દ્રકાન્ત વિવરણ

શિષ્ય-જ્યારે એક પરમાત્મા જ સર્વ શરીરોમા પ્રવેશ કરે છે, ત્યારે પૂજ્ય એટલે ઉત્તમ અને પૂજક એટલે અધમ, એવી રીતે પૂજ્ય અને પૂજક ભાવથી, ઉત્તમાધમ ભાવનો વિરોધ આવે છે એથી તો ગુરુએ નહિ ને શિષ્યે નહિ, દેવ નહિ ને માણસે નહિ, મોટાએ નહિ તેમ નાનોએ નહિ, સૌ સમાન જ ! !

ગુરુ-આ પૂજ્યપૂજક ભાવથી ઉત્તમાધમ ભાવ સ્વાભાવિક નથી, કિંતુ તે સર્વ ભિન્નભિન્ન શરીરોની ઉપાધિને લઇને છે જ્યારે પરમાત્મા વિષ્ણુ, બ્રહ્મદેવ અથવા શિવાદિ દેવોના શરીરોમાં પ્રવેશ કરી રહે છે, ત્યારે તે પૂજ્ય થાય છે, અને તેથી તે ઉત્તમ કહેવાય છે, અને જ્યારે મનુષ્યાદિના શરીરોમાં પ્રવેશ કરીને રહે છે, ત્યારે તે પૂજક કહેવાય છે અને તેથી અધમ થાય છે, માટે એમા કોઈ જાતનો વિરોધ નથી ૨

શિષ્ય-આ તો જાણે અધ્યારોપ થયો, પણ તેનો અપવાદ શી રીતે કરશો ?

ગુરુ-હવે અનેક જન્મોમા કરેલા શુભ કર્મોનુ ફળ બ્રહ્મમા અર્પણ કરવાથી, સ્વસ્વરૂપભૂત બ્રહ્મના જ્ઞાન માટે શ્રવણ, મનનાદિ કરવાની જે ઇચ્છા થાય છે, એનુ નામ સ્વવિચાર છે. એ વિચારથી માયા કે જે અદ્વિતીય આનદરૂપને ઢાકનારી છે અને જે અવિદ્યા કહેવાય છે, તે માયા નાશ પામે છે, અને અદ્વિતીય આનદપૂર્ણ પરમાત્મા જ અવશિષ્ટ રહે છે

તાત્પર્ય કે, વેદાંતશાસ્ત્રના વિચારથી જ્ઞાન થાય છે, જ્ઞાનથી અવિદ્યાની નિવૃત્તિ થાય છે, અવિદ્યાની નિવૃત્તિથી, જેમ વાયુથી વાદળાંની નિવૃત્તિ થવાથી સૂર્ય અવશિષ્ટ રહે છે તેમ, પરમાત્મા જ અવશિષ્ટ રહે છે આનુ નામ અપવાદ. ૩

અવતરણિકા-'જ્ઞાનથી પરમાત્મા જ અવશેષ રહે છે,' એ કથનમા શ્રુતિનો વિરોધ છે, એમ શિષ્ય કહે છે, અને ગુરુ તેનો પરિહાર કરે છે.

अद्वयानंदरूपस्य सद्वयत्वं च दुःखिता ।
बंधः प्रोक्तः स्वरूपेण स्थितिर्मुक्तिरितीर्यते ४

શબ્દાર્થ-અદ્વય અને આનંદરૂપ (પરમાત્મા)ને સદ્વયપણું (દ્વૈતપણું) અને દુઃખીપણું એ બધ કહેવાય છે, અને સ્વરૂપવડે જે સ્થિતિ, તે 'મુક્તિ' કહેવાય છે. ૪

## ચન્દ્રકાન્ત વિવરણ

શિષ્ય-'तद्ब्रह्माऽहमिति ज्ञात्वा सर्वबंधैः प्रमुच्यते। તે બ્રહ્મ હું છુ, એમ જાણીને સર્વ બધોથી મુક્ત થાય છે,' ઇત્યાદિ શ્રુતિઓમાં જ્ઞાનનું ફળ, બધની નિવૃત્તિરૂપ મોક્ષ કહ્યો છે, અને 'પરમાત્માનો અવશિષ્ટ મોક્ષ છે,' એમ તમે કહો છો, તેથી તમારા કથનમા શ્રુતિનો વિરોધ આવે છે.

ગુરુ-આત્મા અદ્વિતીય છે અને આનદરૂપ છે, તેને ભ્રમે કરી સદ્વિતીય માનવો અને દુઃખી માનવો, એનું નામ જ બધ, અને સ્વસ્વરૂપ જાણી ભ્રમરૂપ બધની નિવૃત્તિ તે જ મોક્ષ

અદ્વિતીય બ્રહ્મમાં બંધ અને મોક્ષ, ભ્રમને લીધે કલ્પિત છે, પણ વાસ્તવ નથી; માટે શ્રુતિનો વિરોધ નથી. ૪

અવતરણિકા-શિષ્ય કહે છે કે, જનકાદિક મહાત્માઓ કર્મથી તરી ગયા છે, અર્થાત્ મોક્ષનું સાધન કર્મ છે, તો પછી વિચારથી થયેલા જ્ઞાનનું શું પ્રયોજન છે ? ત્યાં ગુરુ કહે છે:—

अविचारकृतो बंधो विचारेण निवर्तते ।
तस्माज्जीवपरात्मानौ सर्वदैव विचारयेत् ५

શબ્દાર્થ-અવિચાર (વિચાર પહેલાંના અજ્ઞાન)થી થયેલો બંધ, વિચારથી (આત્મતત્ત્વનાં વિચારે કરી) નિવૃત્ત થાય છે; તે માટે જીવ અને પરમાત્માનો સર્વદા જ વિચાર કર્યા કરવો. ૫

### ચન્દ્રકાન્ત વિવરણ

શિષ્ય-'कर्मणैव हि संसिद्धिमास्थिता जनकादयः। જનકાદિકો, કર્મે કરીને જ સસિદ્ધિને પ્રાપ્ત થયા છે,' એ પ્રકારનાં ગીતાજીનાં વચનથી જણાય છે કે, કર્મથી જ મોક્ષની પ્રાપ્તિ થાય છે, ત્યારે વિચારથી થયેલાં જ્ઞાનનું શું પ્રયોજન છે ?

ગુરુ-જેમ પ્રકાશના અભાવમાં અંધકાર પ્રાપ્ત થાય છે, અને અંધકારની નિવૃત્તિ પ્રકાશથી જ થાય છે, પણ પ્રકાશ વિના અન્ય કોઈ પણ સાધનથી થતી નથી; તેમ આત્મતત્ત્વના વિચારના અભાવમાં અજ્ઞાનની અને તેથી બંધની પ્રાપ્તિ થાય છે, અને તેની નિવૃત્તિ વિચારથી થયેલાં જ્ઞાનથી જ થાય છે; પણ તે વિના અન્ય કોઈ પણ સાધનથી થતી નથી.

શિષ્ય-ત્યારે 'જનકાદિકો કર્મે કરીને જ સસિદ્ધિને પ્રાપ્ત થયા છે,' એ ગીતાવચનનો વિરોધ આવશે તેનું કેમ ?

ગુરુ-એ ગીતાવચનમાં જે 'સસિદ્ધ' શબ્દ છે, તેનો અર્થ મોક્ષ નથી, પણ અંતઃકરણની શુદ્ધિ છે; એટલે એનો અર્થ આમ કર કે,-'જનકાદિકો કર્મથી જ અંતઃકરણની શુદ્ધિને પ્રાપ્ત થયા છે.'

શિષ્ય-આત્મતત્ત્વના વિચારથી બંધની નિવૃત્તિ થાય છે, પણ તે વિચાર કેવી રીતે કરવો, કે જેથી બંધની નિવૃત્તિ થાય તે કહો.

ગુરુ-આત્મા એટલે જીવાત્મા અને પરમાત્મા. જીવાત્મા વિકારી છે અને પરમાત્મા અવિકારી છે; જીવાત્મા સંસારી છે, અને પરમાત્મા સંસાર રહિત છે; અજ્ઞાનથી બન્નેનો ભેદ પ્રતીત થાય છે, પણ વસ્તુતઃ બેનો ભેદ નથી; અજ્ઞાનથી બંધ છે, અને જ્ઞાનથી મોક્ષ છે; એ બંધ અને મોક્ષ, જીવને છે, પણ પરમાત્માને નથી; પરમાત્મા નિત્યમુક્ત છે. બંધ અને મોક્ષ પરમાત્મામાં કલ્પિત છે, પણ વાસ્તવ નથી. એ પ્રમાણે પરમાત્માનો વિચાર એટલે આત્મતત્ત્વનો વિચાર સર્વદા કરવો જોઈએ.

શિષ્ય-એ વિચાર ક્યાં સુધી કરવો ?

ગુરુ-સ્વસ્વરૂપના સાક્ષાત્કારથી સંસારની નિવૃત્તિ થાય છે અને મોક્ષની પ્રાપ્તિ થાય છે, એટલા જ માટે આત્મતત્ત્વનો વિચાર છે; માટે જ્યાંસુધી સ્વસ્વરૂપનો સાક્ષાત્કાર ન થાય, ત્યાંસુધી આત્મતત્ત્વનો વિચાર કરવો જોઈએ. ૫

---

## (૨) જીવ તથા પરમાત્માના સ્વરૂપનું નિરૂપણ

( ૬-૧૦; ૫ શ્લોકો )

અવતરણિકા-શિષ્ય જીવનાં સ્વરૂપ અને તેનાં સાધનવિષે પ્રશ્ન કરે છે, અને ગુરુ તેનું ઉત્તર આપે છે.

अहमित्यभिमंता यः कर्तासौ तस्य साधनम् ।
मनस्तस्य क्रिये अंतर्बहिर्वृत्ती क्रमोत्थिते ॥६॥
अंतर्मुखाहमित्येषा वृत्तिः कर्तारमुल्लिखेत् ।
बहिर्मुखेदमित्येषा बाह्यं वस्त्विदमुल्लिखेत् ७

શબ્દાર્થ-જે 'હું' એ પ્રકારે અભિમાન કરે છે એ કર્તા છે, તેનું સાધન મન છે, અને તે મનની ક્રમે કરીને ઉત્પન્ન થતી અંતર્વૃત્તિરૂપ અને બહિર્વૃત્તિરૂપ ક્રિયા છે. (૬) 'હું' એ પ્રકારની આ અંતર્મુખવૃત્તિ કર્તા (જીવ)ને વિષય કરે છે, અને 'આ' એ પ્રકારની બહિર્મુખવૃત્તિ બાહ્ય વસ્તુને વિષય કરે છે. ૭

### ચન્દ્રકાન્ત વિવરણ

શિષ્ય-જીવનું સ્વરૂપ કહો.

ગુરુ-જે ચિદાભાસવાળો અહંકાર, વ્યવહારદશામાં દેહાદિક વિષે, 'હું' એવું અભિમાન કરે છે, અને 'હું કરું છું,' 'હું ભોગવું છું,' એ આદિ

ધર્મોવાળો છે, એટલે પુણ્યપાપરૂપ કર્મોનો કરવાવાળો છે, અને સુખદુઃખરૂપ ફળનો ભોગવવાવાળો છે, તે જ જીવ છે

શિષ્ય–જીવનું સાધન ભણો

ગુરુ–જીવનુ સાધન મન છે કામક્રોધાદિ વૃત્તિવાળો અંતઃકરણનો ભાગ તે મન

શિષ્ય–સાધન ક્રિયાવાળુ હોય છે, અને જ્યારે મન સાધન છે, ત્યારે તેની ક્રિયા કઈ છે?

ગુરુ–અંતર્મુખવૃત્તિ અને બહિર્મુખવૃત્તિ, એ બન્ને મનની ક્રિયા છે, અને તે વૃત્તિઓ ક્રમે કરીને ઉત્પન્ન થાય છે ૬

'હું' એ પ્રકારનુ જ્ઞાન થવુ, એ અંતર્મુખવૃત્તિનુ સ્વરૂપ છે અને એ અંતર્મુખવૃત્તિનો વિષય જીવ છે 'આ' એ પ્રકારનુ જ્ઞાન થવુ, એ બહિર્મુખ વૃત્તિનું સ્વરૂપ છે, અને એ બહિર્મુખવૃત્તિનો વિષય બાહ્યવસ્તુ છે, કે જેનો ઇંદ્રિયોથી અનુભવ થાય છે તે છે પ્રથમ કર્તારૂપ અંતર્મુખવૃત્તિ થાય છે, અને પછી બહિર્મુખવૃત્તિ થાય છે ૭

**અવતરણિકા**–મનથી જો સર્વ વ્યવહાર થાય તો ચક્ષુ આદિ ઇંદ્રિયો નકામી જ છે, એમ શિષ્ય આશકા કરે છે અને ગુરુ તેનુ સમાધાન કરે છે

**इदमो ये विशेषाः स्युर्गंधरूपरसादयः ।**
**असांकर्येण तान्भिद्याद्घ्राणादींद्रियपंचकम्**

**શબ્દાર્થ**–ઇદમ (આ)ના જે ગંધ, રૂપ, રસાદિ વિશેષ ભેદ છે, તેઓને ઘ્રાણાદિ પાંચ ઇંદ્રિયો એકબીજાથી જૂદા પાડે છે. ૮

### ચન્દ્રકાન્ત વિવરણ

ગુરુ–'આ'નો અર્થ આ જ તેમ નથી, પણ 'આ' ના બે ભેદ છે સામાન્ય 'આ,' અને વિશેષ 'આ' 'આ' એ પ્રકારનુ જ્ઞાન સામાન્ય ઇદમ અર્થમાં છે, અને 'આ ગંધ,' 'આ રૂપ,' 'આ રસ,' 'આ સ્પર્શ,' 'આ શબ્દ,' એવી રીતે વિશેષ આકારવાળુ જ્ઞાન, વિશેષ 'આ'નો અર્થ છે. હવે મનથી સામાન્ય 'આ'નો અર્થ ઇદમર્થનુ ગ્રહણ થાય છે અને ઇંદ્રિયોથી વિશેષ ઇદમર્થનુ ગ્રહણ થાય છે દાખલા તરીકે, ઘ્રાણેન્દ્રિયથી ગંધનુ ગ્રહણ થાય છે, ચક્ષુરિંદ્રિયથી રૂપનુ ગ્રહણ થાય છે, રસનેંદ્રિયથી રસનુ ગ્રહણ થાય છે, ત્વગિન્દ્રિયથી સ્પર્શનું ગ્રહણ થાય છે, અને શ્રોત્રેંદ્રિયથી શબ્દનુ ગ્રહણ થાય છે એવી રીતે જૂદી જૂદી પાંચ ઘ્રાણાદિ ઇંદ્રિયોથી ગંધાદિ પાંચ જૂદા જૂદા વિશેષ ઇદમર્થોનું એકબીજાથી વિવિક્ત રૂપે ભેદથી ગ્રહણ થાય છે, માટે ઇન્દ્રિયો નકામી નથી ૮

**અવતરણિકા**–હવે આ વિશ્વરૂપ નૃત્યશાળામા સાક્ષીરૂપ પરમાત્મા છે, તેના સ્વરૂપનું નિરૂપણ કરે છે, અને એક જ વખતે કર્તાનું, ક્રિયાનુ, ને ભિન્ન ભિન્ન વિષયોનુ સ્પષ્ટપણુ બતાવે છે

**कर्तारं च क्रियां तद्वद् व्यावृत्तविषयानपि ।**
**स्फोरयेदेकयत्नेन योऽसौ साक्ष्यत्र चिद्वपुः९**
**ईक्षे शृणोमि जिघ्रामि स्वादयामि स्पृशाम्यहम् ।**
**इति भासयते सर्वं नृत्यशालास्थदीपवत् १०**

**શબ્દાર્થ**–જે ચિદ્રૂપ કર્તાને, ક્રિયાને, તેમ જ ભિન્ન ભિન્ન વિષયોને પણ એક યત્નથી પ્રકાશે છે, તે આમા ( વેદાંત શાસ્ત્રમાં ) સાક્ષી કહેવાય છે, (૯) તે હું જોઉં છુ, હું સાંભળુ છુ, હું સુંઘુ છુ, હું ચાખુ છુ અને હું સ્પર્શ કરું છુ, એ પ્રમાણે નૃત્યશાળામા રહેલા દીપની પેઠે સર્વને પ્રકાશે છે (૧૦)

### ચન્દ્રકાન્ત વિવરણ

શિષ્ય–પરમાત્મા અથવા સાક્ષી કોને કહો છો?

ગુરુ–હવે જે પોતે ચિદ્રૂપ હોવાથી અહંકારરૂપ કર્તાને, મનથી 'હું–હું'–એ રીતે અંતર્મુખવૃત્તિને અને 'આ–આ'એ રીતે બહિર્મુખવૃત્તિરૂપ ક્રિયાને, અને શબ્દ, સ્પર્શ, રૂપ, રસ અને ગંધરૂપ વિષયો જે શ્રોત્રાદિ ઇંદ્રિયોથી ગ્રહણ કરાય છે, તેને, એક જ વખતે પ્રકાશે છે, તે વેદાંતશાસ્ત્રમા સાક્ષી એટલે પરમાત્મા કહેવાય છે ૯

હવે એ સાક્ષીનો આકાર કેવો છે, તે જાણવાની ઉત્કંઠા થશે તેથી તે સમજાવુ છુ 'હુ રૂપને જોઉં છુ,' એમા હુ એટલે અહંકાર દ્રષ્ટા છે, રૂપ દૃશ્ય છે અને જોઉં છુ એ ક્રિયા છે 'હુ શબ્દને સાંભળુ છુ,' તેમા હુ શ્રોતા છે, શબ્દ શ્રાવ્ય છે, અને સાંભળવુ એ ક્રિયા છે 'હુ પદાર્થનો સ્પર્શ કરુ છુ,' એમા હુ કર્તા છે, પદાર્થ સ્પૃશ્ય છે, અને સ્પર્શ કરુ છુ એ ક્રિયા છે, 'હુ રસને ચાખુ છુ,' એમા હુ કર્તા છે, રસ રસ લેવા યોગ્ય છે અને

ચાખું છું, એ ક્રિયા છે. 'હું ગંધને સુંઘું છું;' એમાં હું કર્તા છે; ગંધ ધ્યેય છે, અને સુંઘુ છું એ ક્રિયા છે. એ સર્વ ત્રિપુટી કહેવાય છે. જેમ નૃત્યશાળામાં રહેલો દીવો શાળામાં રહેલા સર્વને એક જ કાળે, અધિકારીપણાથી પ્રકાશે છે, તેમ પરમાત્મા દ્રષ્ટા, દર્શન અને દશ્યાદિ ત્રિપુટીને, એક જ કાળે, અવિકારીપણાથી પ્રકાશે છે. ૧૦

### (૩) પરમાત્માનું નિર્વિકારીપણું અને સર્વને પ્રકાશવાપણું

( ૧૧–૧૫; ૫ શ્લોકો )

नृत्यशालांस्थितो दीपः प्रभुं सभ्यांश्च नर्तकीम् ।
दीपयेदविशेषेण तदभावेऽपि दीप्यते ॥११॥
अहंकारं धियं साक्षी विषयानपि भासयेत् ।
अहंकाराद्यभावेऽपि स्वयं भात्येव पूर्ववत् १२

શબ્દાર્થ–નૃત્યશાળામાં રહેલો દીપ પ્રભુ (સભાપતિ)ને, સભ્યો (સભામાં બેઠેલાઓ)ને અને નર્તકી (નૃત્ય કરવાવાળી નાયિકા)ને એકસરખી રીતે પ્રકાશે છે, અને તેઓની (પ્રભુ, સભ્ય અને નર્તકીની) ગેરહાજરીમાં પણ પ્રકાશે છે. (૧૧) તેમ જ સાક્ષી અહંકારને, મનની વૃત્તિરૂપ ક્રિયાને અને વિષયોને પણ પ્રકાશે છે, તથા અહંકારાદિના અભાવમાં પણ પૂર્વની પેઠે પોતે પ્રકાશે છે જ. ૧૨

### ચન્દ્રકાન્ત વિવરણ

શિષ્ય–નાટકશાળાના દીવાનો દાખલો પરમાત્મામાં કેવી રીતે ઘટાવો છો ?

ગુરુ–એ નૃત્યશાળામાં રહેલો દીપ સભાપતિ, સભ્ય અને નર્તકીને વિકાર વિના પ્રકાશે છે; કારણ કે સભાપતિને પ્રકાશવા માટે તે કંઈ વધારે ઝળહળાટ બતાવતો નથી, અને સભ્ય તથા નર્તકીને પ્રકાશવા માટે તે કંઈ ઝાખો બળતો નથી; પણ સર્વેને પ્રકાશવા માટે એક સરખો જ રહે છે; વળી સભાપત્યાદિ નથી હોતા ત્યારે પણ એ દીપક પ્રકાશે છે. ૧૧

જેમ નૃત્યશાળામાં રહેલો દીપ સમ વિષમપણા વગર જ, વિકાર વિના જ સભાપતિ, સભ્યો અને નર્તકીને પ્રકાશે છે, અને તેઓની ગેરહાજરીમાં પણ તેવો ને તેવો જ પ્રકાશ કરે છે; તેમ સાક્ષીરૂપ પરમાત્મા પણ, વિકાર વિના, અહંકારને, અંતર્મુખ અને બહિર્મુખરૂપ ક્રિયાને તથા વિષયોને પ્રકાશે છે; અને સુષુપ્તિ આદિ જેમાં ત્રિપુટીની ગેરહાજરી હોય છે તેમાં પણ તેવો ને તેવો જ પ્રકાશ કરે છે. ૧૨

અવતરણિકા–પ્રકાશરૂપ બુદ્ધિથી જ સર્વ જણાય છે, તો પછી બુદ્ધિથી જુદો સાક્ષી કલ્પવાનું કારણ શું છે, તે જણાવે છે.

निरंतरं भासमाने कूटस्थे ज्ञप्तिरूपतः ।
तद्भासा भासमानेयं बुद्धिर्नृत्यत्यनेकधा १३

શબ્દાર્થ–કૂટસ્થ (નિર્વિકાર સાક્ષી) જ્ઞપ્તિરૂપ–(સ્વપ્રકાશ ચૈતન્યપણાં)થી નિરંતર ભાસી રહ્યો છે; અને તેના પ્રકાશથી પ્રકાશ પામતી આ બુદ્ધિ અનેક પ્રકારે નાચે છે (વિકાર પામે છે). ૧૩

### ચન્દ્રકાન્ત વિવરણ

શિષ્ય–બુદ્ધિ પોતે પ્રકાશ સ્વરૂપ છે, તેથી બુદ્ધિથી અહંકારાદિ સર્વ વસ્તુઓના પ્રકાશનો સંભવ છે, ત્યારે બુદ્ધિથી ભિન્ન સાક્ષીનો સ્વીકાર શા માટે કરવો જોઇએ ?

ગુરુ–સ્વીકાર્યા વિના ચાલે તેમ નથી, કેમકે પરબ્રહ્મ સાક્ષી છે, તે નિર્વિકાર છે; તે સ્વપ્રકાશ ચૈતન્યપણાથી સર્વદા પ્રકાશે છે; તે સાક્ષીનાં સ્વરૂપભૂત ચૈતન્યથી બુદ્ધિ પ્રકાશમાન થાય છે. એ બુદ્ધિ 'આ ઘટ છે,' 'આ પટ છે,' ઇત્યાદિ અનેક જ્ઞાનને આકારે નૃત્ય કરે છે, એટલે વિકાર પામે છે, એમ બુદ્ધિ વિકારી છે, અને સ્વભાવથી જડ છે, તેથી પોતે સ્ફૂર્તિરૂપ નથી, પણ તેમાં જે સ્ફૂર્તિની પ્રતીતિ થાય છે તે, પરબ્રહ્મ સાક્ષીની સ્ફૂર્તિએ થાય છે, તેથી બુદ્ધિ પોતાની મેળે, અન્યને પ્રકાશ કરી શકે તેમ નથી, પણ કૂટસ્થ સાક્ષીના સબંધથી જ પ્રકાશે છે; માટે જે પોતે સ્ફૂર્તિરૂપ છે, અને અન્ય સર્વનો પ્રકાશ કરે છે, એવો કૂટસ્થ સાક્ષી બુદ્ધિથી જૂદો સ્વીકારવો જોઇએ. ૧૩

અવતરણિકા–શ્રોતાઓને યથાર્થ રીતે જ્ઞાન થાય, એટલા માટે નૃત્યશાળાના દીપકનું દૃષ્ટાંત આપી, ઈશ્વરની સર્વ પ્રકાશકવાનું નિરૂપણ કર્યું, તે ઈશ્વરની સર્વ પ્રકાશકતાનું હવે વિવેચન કરે છે.

अहंकारः प्रभुः सभ्या विषया नर्तकी मतिः।
तालादिधारीण्यक्षाणि दीपः साक्ष्यवभासकः
स्वस्थानसंस्थितो दीपः सर्वतो भासयेद्यथा।
स्थिरस्थायी तथा साक्षी बहिरंतः प्रकाशयेत्

શબ્દાર્થ–અહંકાર એ પ્રભુ છે; વિષયો એ સભ્યો છે; મતિ એ નર્તકી (નાયિકા) છે; ઇંદ્રિયો એ તાલ આદિને ધારણ કરવાવાળી છે, અને પ્રકાશક સાક્ષી એ દીપ છે. (૧૪) જેમ પોતાનાં સ્થાનમાં રહેલો દીપ સર્વત્ર પ્રકાશ કરે છે, તેમ સ્થિર સ્થાયી (સર્વદા સ્થિર રહેવાવાળો) સાક્ષી બહાર અને અંદર પ્રકાશ કરે છે. ૧૫

## ચન્દ્રકાન્ત વિવરણ

શિષ્ય–જેમ નૃત્યશાળામાં પ્રભુ, સભ્યો, નર્તકી, તાલ આદિ બજાવનાર બજવૈયા, અને પ્રકાશ કરવાવાળો દીપ હોય છે, તેમ સિદ્ધાંતમાં પ્રભુ આદ કોણ છે, તે સમજાવો.

ગુરુ–અહંકાર એ પ્રભુ છે; વિષયો એ સભ્યો છે; બુદ્ધિ એ નર્તકી છે; ઇંદ્રિયો એ મૃદંગાદિ તાલ બજાવનારા બજવૈયા છે, અને પ્રકાશક સાક્ષી દીપ છે.

શિષ્ય–અહંકારાદિ પ્રભુ આદિ જેવા કેમ છે?

ગુરુ–પ્રભુ એટલે રાજા. જેમ નૃત્યાભિમાની રાજા, નૃત્યમાં અભિમાનથી ઉત્તમ નૃત્ય થવાથી હર્ષ પામે છે, અને નર્તકીને ધનમાન આપે છે; પણ નૃત્યમાં ખામી જણાવાથી શોક પામે છે ત્યારે અપ્રસન્ન થઈ ગાનારી–નાચનારીને કંઈ પણ આપતો નથી; વળી તે નર્તકી આદિને ધનમાન આપવાથી આશ્રયરૂપ છે; નૃત્યશાળાનો નિર્વાહક છે, અને સ્ત્રીપુત્રાદિ સાથે રહીને કર્ત્તા તથા ભોક્તા હોય છે; તેમ જ અહંકાર પણ સપૂર્ણ ઉત્તમ ભોગથી હર્ષ પામે છે અને ન્યૂન ભોગથી શોક પામે છે; બુદ્ધિ આદિના આશ્રયરૂપે છે; શરીરરૂપી નૃત્યશાળાના અહંતામમતાએ કરી નિર્વાહકરૂપે છે અને શુભાશુભવૃત્તિરૂપ સ્ત્રીપુત્ર સહિત હોઇને, સર્વ કર્મોનો કર્ત્તા તથા ભોગોનો ભોક્તા છે; માટે જ અહંકાર પ્રભુતુલ્ય છે.

હવે નાટકશાળામાં બેઠેલા સભ્યો, રાજારૂપ પ્રભુની પાસે રહી તમાસો જુવે છે, પણ સારાનરસા નૃત્યથી હર્ષ શોક પામતા નથી, અને તેમના હર્ષશોકનું ફળ નથી; તેમ વિષયો પણ અહંકારની પાસે રહી, તમાસો જુવે છે, પણ સારાનરસા ભોગથી હર્ષશોક પામતા નથી, તેથી વિષયો સભ્યતુલ્ય છે.

હવે નાટકશાળામાં નાચનારી ગણિકા હાવભાવની ચેષ્ટાથી, શૃંગાર, હાસ્ય, કરુણાદિ રસનો આવિર્ભાવ બતાવી, સૌનાં મન રંજન કરે છે; તેમ બુદ્ધિ અનેક પ્રકારના વિકારવાળી છે, તેથી તે ગણિકા જેવી છે, અને અનેક પ્રકારના તર્કવિતર્કથી રંજન કરે છે.

શિષ્ય–આપે બુદ્ધિને નાચનારી અથવા રામજણીની સાથે સરખાવી છે. તે બુદ્ધિ નવરસનું શી રીતે નિરૂપણ કરે છે, તે વિસ્તારથી સમજાવો તો ઠીક પડે.

ગુરુ–જેમ નર્તકી, નૃત્ય ઉપયોગી અનેક ચેષ્ટારૂપ વિકારવાળી થાય છે, અને સભામાં બેઠેલા સર્વ લોકો તરફ હાથ વગેરે પ્રસારીને ચાળા કરે છે અને શૃંગાર, વીર, કરુણ, અદ્દભુત, હાસ્ય, ભયાનક, બીભત્સ, રૌદ્ર અને શાંત-એમ નવરસરૂપ મનોભાવ વડે રાજાને રંજન પમાડે છે; તેમ બુદ્ધિ પણ કામાદિ પરિણામરૂપ અનેક વિકાર અને ચેષ્ટાવાળી થાય છે, અને સર્વ વિષયાકાર થવા માટે પોતાના અગ્ર ભાગ રૂપ હાથો સર્વ તરફ પ્રસારે છે.

શિષ્ય–પણ આ બુદ્ધિ રસનો આવિર્ભાવ શી રીતે દેખાડે છે?

ગુરુ–બુદ્ધિ બે પ્રકારની થાય છેઃ એક તો શાસ્ત્રસંસ્કારવાળી અને બીજી શાસ્ત્રસંસ્કાર વિનાની. તે બન્ને વખત જુદાજુદા રસો દેખાડે છે.

શિષ્ય–તે શી રીતે?

ગુરુ–જ્યારે બુદ્ધિ શાસ્ત્રસંસ્કાર રહિત હોય છે ત્યારે વસ્ત્ર–ભૂષણાદિની શોભાના અભિમાન વડે શૃંગાર રસ દેખાડે છે.

(૨) શરીરની પ્રબળતા હોય છે તો યુદ્ધાદિક પ્રસંગમાં પુરુષપણાના અભિમાન વડે તે વીર રસ દેખાડે છે.

(૩) પુત્ર કલત્રાદિના સબંધનાં દુઃખો જોઇને કોમળ બનેલા અંતઃકરણમાં તે કરુણારસ દેખાડે છે.

(૪) ઇન્દ્રજાળ વગેરે અપૂર્વ પદાર્થને જોઇને આશ્ચર્યને પામીને તે અદ્દભુત રસ દેખાડે છે.

(૫) વાંછિત વિચિત્ર વિષયનો લાભ થાય ત્યારે આનંદ પામતી તે હાસ્યરસ દેખાડે છે.

(૬) શત્રુ આદિથી થયેલા દુઃખની ચિંતા વડે ભય પામતી બુદ્ધિ ભયાનક રસ દેખાડે છે.

(૭) મલીન પદાર્થના સંસર્ગ વડે ગ્લાનિ પામતી બુદ્ધિ બીભત્સ રસ દેખાડે છે.

(૮) ક્રોધાદિકના પ્રસંગથી ભય દેખાડતી બુદ્ધિ રૌદ્રરસ દેખાડે છે.

(૯) પ્રિય પદાર્થના નાશથી ઉદાસીન બનેલી બુદ્ધિ શાંતિ રસ દેખાડે છે.

શિષ્ય–ત્યારે શાસ્ત્રસંસ્કારવાળી બુદ્ધિ નવ રસો કેવી રીતે દેખાડે છે ?

ગુરુ–શ્રી ગીતાના તેરમા અધ્યાયમાં " અમાનિત્વ"થી લઇ " તત્વજ્ઞાનાર્થદર્શન" સુધીના ૨૦ સદ્‌ગુણો તથા સોળમા અધ્યાયમાં 'અભય'થી તે "નાતિમાનિતા" સુધીની ૨૬ દૈવી સંપત્તિઓ, અને શ્રીમદ્‌ભાગવતના એકાદશ સ્કંધમાં પરમકૃપાળુતા, અદ્રોહતા, ક્ષમાવાનપણું, અને સત્ય ભાવણ આદિ સત્પુરુષોનાં ૩૦ લક્ષણોનું વર્ણન કર્યું છે.

આ સર્વ દૈવી સંપતરૂપ ભૂષણોથી યુક્ત થયેલી બુદ્ધિ શૃંગાર રસને દેખાડે છે.

(૨) કામાદિક શત્રુની ઉપર જય મેળવવાના પુરુષાર્થ વડે બુદ્ધિ વીર રસને દેખાડે છે.

(૩) અધ્યાત્માદિ દુઃખ વડે સપડાયલા પુરુષને જોઇને દ્રવીભાવને પામેલી બુદ્ધિ કરુણા રસને દેખાડે છે.

(૪) એક જ અદ્વિતીય અસંગ નિર્વિકાર નિષ્પ્રપંચ બ્રહ્મવિષે સજાતિય આદિ ભેદયુક્ત અને સંગ તથા કર્તાપણા વગેરે વિકારવાળા પ્રપંચને જોઇને અથવા તો ગુરુ કૃપાથી તેને અલૌકિક વસ્તુ જાણીને આશ્ચર્ય પામેલી બુદ્ધિ અદ્‌ભુત રસને બતાવે છે.

(૫) રાજ્યપદથી પતન થઇને રંક પદ પામેલા રાજાની માફક, બ્રહ્મભાવથી પતન થઇને જીવભાવને પામેલા પરમાત્માને જોઇને અથવા તો અપરોક્ષજ્ઞાનની પ્રાપ્તિથી હર્ષને પામીને અથવા તો નિરાવરણ સ્વરૂપાનંદનો અનુભવ કરીને બુદ્ધિ હાસ્ય રસને દેખાડે છે.

(૬) જ્ઞાન સિવાય નિવારણ કરવાને અશક્ય એવા જન્મમરણાદિ સંસાર દુઃખની ચિંતા વડે ભયને પામેલી બુદ્ધિ ભયાનક રસને બતાવે છે.

(૭) શિષ્ટોએ નિંદેલા યથેચ્છાચરણરૂપ દુરાચારથી ગ્લાનિને પામેલી બુદ્ધિ બીભત્સ રસનું દર્શન કરાવે છે.

(૮) અજ્ઞજનને સન્માર્ગમાં પ્રવૃત્તિ કરાવવાને માટે સંસાર દુઃખના ભયો દેખાડતી અથવા તો તત્ત્વજ્ઞાનના બળે કાળને પણ ડરાવતી બુદ્ધિ રૌદ્ર રસને બતાવે છે.

(૯) દોષરૂપી દ્રષ્ટિથી થયેલા અથવા મિથ્યાપણાની દ્રષ્ટિથી થયેલા વૈરાગ્યના ઉદય વડે અથવા જગતની વિસ્મૃતિરૂપ ઉપરામના ઉદયથી પ્રપંચની અરુચિ પામીને બુદ્ધિ શાંતિરસને બતાવે છે.

(૧૦) નિરાવરણ પરિપૂર્ણ સત્વસ્તિક જીવન્મુક્તિના વિલક્ષણ આનંદનો આસ્વાદ લેતી નવરસથી પણ વિલક્ષણ દશમ રસને બુદ્ધિ દેખાડે છે.

આ પ્રમાણે બુદ્ધિજ નવરસો બતાવીને સાભાસ અહંકારનું રંજન કરે છે, માટે તે નર્તકી નાચનારી–રામજણી જેવી છે.

જેમ તાલ અને મૃદંગ સારંગી આદિને ધારણ કરવાવાળા ગણિકાની ચેષ્ટા પ્રમાણે વર્તે છે, એટલે ગણિકા જેવો સૂર કાઢે છે, તેવો જ રણકો કરે છે, તે નાચે છે તો તેવી જ તાલ વગાડે છે ને બેસી જાય છે તો બેસી જાય છે, તેમ ઈંદ્રિયો બુદ્ધિના વિકારોને અનુસરે છે; એટલે બુદ્ધિ હાથીપર બેસાડે તો ત્યાં બેસે છે, ને ગધેડે બેસાડે તો ત્યાં બેસે છે. તેથી તેઓ તાલધારીતુલ્ય છે.

પણ સભામાં રહેલો દીપ; પ્રભુ, સભ્યો, નર્તકી અને તાલધારી સર્વેનો પ્રકાશ કરે છે, અને સભા વિસર્જન થયા પછી પણ પ્રકાશે છે; અને ગમનાગમન ક્રિયારહિત જેમનો તેમ, જ્યાં ત્યાં જ રહે છે, તેમ સાક્ષી કૂટસ્થ (પરબ્રહ્મ) પણ જાગ્રત તથા સ્વપ્નમાં રહેલા અહંકાર, વિષયો, બુદ્ધિ અને ઇંદ્રિયો સર્વેનો પ્રકાશ કરે છે, તેથી સાક્ષી પરબ્રહ્મ દીપતુલ્ય છે. ૧૪

શિષ્ય–જ્યારે સાક્ષી, અહંકારને અને વિષયાદિ સર્વને પ્રકાશે છે, ત્યારે તેને સર્વની પ્રકાશકતાથી તે તે પદાર્થના સંયોગવિયોગરૂપ વિકારિતા પ્રાપ્ત થશે.

ગુરુ-જેમ પોતાના સ્થાનમાં રહેલો દીવો, જવા આવવારૂપ વિકારવિના, પોતાની પાસે રહેલા સર્વ પદાર્થને પ્રકાશે છે, તેમ સાક્ષી પણ અચલ છતાં, સંયોગ અને વિયોગ વિના, અંદર અને બહારના પદાર્થોને પ્રકાશે છે; તેથી તેને વિકારીપણું પ્રાપ્ત થતું નથી. ૧૫

## ૨ પરમાત્માના યથાર્થ સ્વરૂપનો નિર્ણય

(૧૬-૨૬; ૧૧ શ્લોકો)

### (૧) સાક્ષી પરમાત્મામાં બુદ્ધિની ચંચળતાનો આરોપ

(૧૬-૧૯; ૪ શ્લોકો)

बहिरंतर्विभागोऽयं देहापेक्षो न साक्षिणी ।
विषया बाह्यदेशस्था देहस्यांतरहंकृतिः १६

શબ્દાર્થ-આ બહાર અને અંદરનો જે વિભાગ છે, તે શરીરની અપેક્ષાથી છે, સાક્ષીને વિષે નથી. વિષયો શરીરના બહારના ભાગમાં રહ્યા છે, અને અહંકાર શરીરની અંદર રહેલો છે. (૧૬)

### ચન્દ્રકાન્ત વિવરણ

શિષ્ય-'સાક્ષી બહાર અને અંદર પ્રકાશે છે,' એવું તમારું કહેવું અનુચિત છે; કારણ કે 'तदेतद्ब्रह्मापूर्वमनपरमनंतरमबाह्य।' તે આ બ્રહ્મ પૂર્વ નથી, અપર નથી, અંતર નથી, તેમ બહારે પણ નથી, એમ શ્રુતિમાં સાક્ષીના આંતર અને બાહ્ય વિભાગનો અભાવ કહે છે, તેથી શ્રુતિનો વિરોધ આવે છે.

ગુરુ-અમે જે બહાર અને અંદરનો વિભાગ કર્યો તે, દેહની અપેક્ષાથી કર્યો છે; પણ સાક્ષી વિષે તે વિભાગ કર્યો નથી, માટે શ્રુતિનો વિરોધ નથી.

શિષ્ય-શરીરના બાહ્ય પદાર્થો ક્યા છે અને આંતર પદાર્થો ક્યા છે?

ગુરુ-વિષયો શરીરના બાહ્ય પદાર્થોરૂપે છે, અને અહંકાર આંતર પદાર્થરૂપે છે ૧૬

અવતરણિકા-'અવિકારીને બહાર અને અંદર પ્રકાશવાનું કથન અયોગ્ય છે,' એવી શિષ્ય આશંકા કરે છે, અને ગુરુ તેનું સમાધાન કરે છે.

अंतस्था धीः सहैवाक्षैर्बहिर्याति पुनः पुनः ।
भास्यबुद्धिस्थचांचल्यं साक्षिण्यारोप्यते वृथा ॥ १७ ॥
गृहांतरगतः स्वल्पो गवाक्षादातपोऽचलः ।
तत्र हस्ते नर्त्यमाने नृत्यतीवातपो यथा १८
निजस्थानस्थितः साक्षी बहिरंतर्गमागमौ ।
अकुर्वन्बुद्धिचांचल्यात्करोतीव तथा तथा ॥

શબ્દાર્થ-દેહની અંદર રહેલી બુદ્ધિ ઇંદ્રિયોની સાથે વારંવાર બહાર જાય છે; છતાં સાક્ષીએ પ્રકાશવાયોગ્ય બુદ્ધિમાં રહેલા ચંચળપણાનો સાક્ષીમાં વૃથા જ આરોપ કરવામાં આવે છે. (૧૭) જેમ જાળિયાંથી ઘરની અંદર ગયેલો થોડો તડકો જો કે સ્થિર હોય છે, તો પણ તડકામાં હાથ નચાવવાથી તે તડકો નાચતો હોય તેમ જણાય છે; (૧૮) તેમ જ પોતાના સ્થાનમાં રહેલો સાક્ષી બહાર અને અંદર જવું આવવું કરતો નથી, તો પણ બુદ્ધિનાં ચાંચલ્યથી બહાર જવું-આવવું કરતો હોય તેમ જણાય છે. ૧૯

### ચન્દ્રકાન્ત વિવરણ

શિષ્ય-પરબ્રહ્મ સાક્ષી, 'હું ઘટને જોઉં છું' એમાં 'હું' એ પ્રકારે અંદર રહેલા અહંકારનાં સાક્ષીપણાથી પ્રથમ તો અહંકારનો પ્રકાશ કરે છે; 'પછી ઘટને જોઉં છું,' એ પ્રમાણે ઘટાકારવૃત્તિનાં સ્ફુરણરૂપી ઘટનો પ્રકાશ કરે છે. એ ઘટનો પ્રકાશ બહાર આવ્યા વિના સંભવતો નથી, કેમકે ઘટ બાહ્ય પદાર્થ છે; તેથી સાક્ષી અંદર રહી અહંકારનો પ્રકાશ કરે છે, અને બહાર આવી ઘટાદિ બાહ્ય પદાર્થોનો પ્રકાશ કરે છે, એમ સ્વીકારવું જોઈએ કેમકે 'स्थिरस्थायी तथा साक्षी बहिरंतः प्रकाशयेत् सर्वदा સ્થિર સાક્ષી બહાર અને અંદર પ્રકાશે છે,' એમ સાક્ષી અવિકારી છતાં બહાર અને અંદર પ્રકાશે છે, એવું તમારુ કહેવું સમજાતું નથી

ગુરુ-સમજાશે, સાંભળ. બુદ્ધિ, દ્રષ્ટારૂપ અહંકારને ગ્રહણ કરવા માટે દેહની અંદર રહે છે; તે બુદ્ધિરૂપનું ગ્રહણ કરવા માટે ચક્ષુરિંદ્રિયદ્વારા બહાર નીકળે છે; ગંધનું ગ્રહણ કરવા માટે ઘ્રાણેંદ્રિયદ્વારા બહાર નીકળે છે; રસનું ગ્રહણ કરવા માટે રસનેંદ્રિયદ્વારા બહાર નીકળે છે; સ્પર્શનું

ગ્રહણ કરવા માટે ત્વગિંદ્રિયદ્વારા બહાર નીકળે છે, અને શબ્દનું ગ્રહણ કરવા માટે શ્રોત્રેંદ્રિયદ્વારા બહાર નીકળે છે, એવી રીતે રૂપ આદિ વિષયોનાં ગ્રહણ માટે, તે તે ઇંદ્રિયદ્વારા વારવાર બહાર નીકળે છે; અને અહંકારના ગ્રહણ માટે દેહની અંદર જાય છે. અંદર અને બહાર જવા-આવવારૂપ ક્રિયા બુદ્ધિની છે, પણ સાક્ષીની નથી; સાક્ષી તો નિર્વિકાર અને નિષ્ક્રિય છે. તથાપિ અજ્ઞાની પુરુષો, બુદ્ધિની ક્રિયાનો આરોપ બુદ્ધિના પ્રકાશક પરબ્રહ્મમાં કરે છે, તેમાં બીજાને શું? અંદર અને બહાર જવા આવવારૂપ એ વિકાર, પરબ્રહ્મમાં વાસ્તવ નથી, પણ કલ્પિત છે; માટે 'સાક્ષી અવિકારીપણાથી બહાર અને અંદર પ્રકાશે છે,' એ ખોટું નથી. ૧૭

શિષ્ય–સાક્ષી પ્રકાશક છે અને બુદ્ધિ પ્રકાસ્ય છે, તે પ્રકાસ્ય બુદ્ધિની ક્રિયારૂપ ધર્મનો આરોપ પ્રકાશક સાક્ષીમાં અજ્ઞાની પુરુષો કરે છે, એમ તમે કહ્યું તે ઠીક છે, પણ તેમાં કાંઇ દૃષ્ટાંત છે?

ગુરુ–હા. જાળિયામાંથી ઘરમાં પડેલા તડકા તરફ જો યદ્યપિ તે તડકો અચલ છે, એટલે નાચતો નથી, તથાપિ તેમાં હાથ રાખી નચાવવાથી તે તડકો નાચતો હોય, એમ જોવામાં આવે છે. ૧૮

તેમ સાક્ષી પરબ્રહ્મ પણ પોતાનાં જ સ્થાનમાં રહે છે. અંદર બહાર જતો આવતો નથી, તોપણ બુદ્ધિનાં બહાર તથા અંદર આવવાજવાથી, જાણે તે સાક્ષી બહાર આવતો જતો હોય તેમ જણાય છે.

એ દૃષ્ટાંતમાં પ્રકાશક તડકો છે અને પ્રકાસ્ય હાથ છે, સિદ્ધાંતમાં 'પ્રકાશક સાક્ષી છે અને પ્રકાસ્ય બુદ્ધિ છે.' દૃષ્ટાંતમાં હાથના નચાવવારૂપ ધર્મનો તડકામા આરોપ થાય છે, તેમ બુદ્ધિની ચચળતારૂપ ધર્મનો સાક્ષીમા આરોપ થાય છે. ૧૯

---

## (૨) દેશકાલથી રહિત સાક્ષીની વ્યાપકતા અને અનુભવ

(૨૦–૨૬; ૭ શ્લોકો)

અવતરણિકા–શિષ્ય કહે છે કે, સાક્ષીને તમે પોતાના સ્થાનમા રહેલો કહો છો, તે તેનું કયું સ્થાન છે? ગુરુ તેનુ ઉત્તર આપે છે

**न बाह्यो नांतरः साक्षी बुद्धेर्देशौ हि तावुभौ।**
**बुद्ध्याद्यशेषसंशांतौ यत्र भात्यस्ति तत्र सः**

શબ્દાર્થ–સાક્ષી તો બાહ્ય નથી અને આંતરે નથી; એ બન્ને દેશો (સ્થાનો) તો બુદ્ધિના કલ્પેલા છે. પણ બુદ્ધિ આદિ સર્વની શાંતિ (પ્રતીતિની નિવૃત્તિ) થયા પછી, જ્યાં ભાસે છે ત્યાં તે સાક્ષી છે. ૨૦

### ચન્દ્રકાન્ત વિવરણ

શિષ્ય–તમે કહ્યું કે, 'પોતાના જ સ્થાનમાં સાક્ષી રહે છે,' તેથી પૂછું છુ કે, આત્માનું તે કીયુ સ્થાન છે, કે જેમાં રહી તે પ્રકાશ કરે છે?

ગુરુ–સાક્ષી–પરબ્રહ્મની અંદર સ્થિતિ નથી અને બહાર પણ સ્થિતિ નથી, એટલે સાક્ષીનું અંદર સ્થાન નથી અને બહાર પણ સ્થાન નથી; કારણ કે 'અંદર' અને 'બહાર' એ તો બુદ્ધિનાં કલ્પેલાં સ્થાન છે.

શિષ્ય–ત્યારે સાક્ષી પરબ્રહ્મ ક્યાં રહે છે?

ગુરુ–બુદ્ધિ, મન અને ઇંદ્રિય આદિથી જણાતાં જે સ્થાનોની કલ્પના કરતાં કરતાં જ્યાં તે સર્વે થાકી જાય છે ને પછી ત્યાં જે ભાસે છે, તે દેશમાં અર્થાત્ તે જ સ્થાનમાં સાક્ષી રહે છે. ૨૦

અવતરણિકા–શિષ્ય કહે છે કે, જ્યાં ભાસે છે ત્યા સાક્ષી રહે છે તે કહેવું કઇ બરાબર નથી તે પરથી ગુરુ તેનુ ઉત્તર આપે છે

**देशः कोऽपि न भासेत यदि तर्ह्यस्त्वदेशभाक्**
**सर्वदेशप्रक्लृप्त्यैव सर्वगत्वं न तु स्वतः॥२१**

શબ્દાર્થ–જો કોઈ દેશ ન ભાસે તો ભલે; તે દેશરહિત હો. સાક્ષીનું સર્વ દેશમાં વ્યાપકપણું કહેલું છે તે સર્વ દેશની કલ્પનાથી જ કહેલું છે, કંઈ સ્વસ્વરૂપે સર્વગતપણું નથી. ૨૧

### ચન્દ્રકાન્ત વિવરણ

શિષ્ય–જેમા બુદ્ધિ, મન અને ઇંદ્રિયાદિ સર્વની પ્રતીતિનો અભાવ એટલે સર્વે વ્યવહારની નિવૃત્તિ હોય ત્યા તો કોઈ દેશ રહેતો નથી, ત્યારે તે સ્થાનમાં પરબ્રહ્મની સ્થિતિ કેમ સભવે?

ગુરુ–દેશાદિ સર્વ વ્યવહારની કલ્પનાનું અધિષ્ઠાન એ જ પરબ્રહ્મ છે, તેને પોતાની સ્થિતિ માટે સ્વસ્વરૂપથી અન્ય કોઈ પણ દેશની અપેક્ષા

નથી. 'એ પરબ્રહ્મ'(સાક્ષી)નું કોઈ સ્થાન નથી, તે સર્વ સ્થાનરહિત છે; પણ સ્વસ્વરૂપમાં જ તેની સ્થિતિ સંભવે છે; માટે સ્વસ્વરૂપ જ સાક્ષીનું સ્થાન છે.

શિષ્ય–જ્યારે દેશાદિ વ્યવહાર સર્વ કલ્પિત છે એટલે મિથ્યા છે એમ માનીશું, ત્યારે સાક્ષીની સર્વવ્યાપકતા આદિનું કથન કરવાવાળાં શાસ્ત્રો તો ખોટાં થઈ પડશે.

ગુરુ–જેમ સર્વ દેશાદિ વ્યવહાર કલ્પિત છે, તેમ સાક્ષીની સર્વવ્યાપકતા પણ કલ્પિત છે. કલ્પિતનું જ શાસ્ત્રમાં કથન કર્યું છે, માટે તે શાસ્ત્રનો વિરોધ નથી.

શિષ્ય–સર્વ દેશાદિ વ્યવહાર, વાસ્તવ સત્ય કેમ નહિ? અને સાક્ષીની સર્વવ્યાપકતાદિ વાસ્તવ કેમ નહિ?

ગુરુ–સર્વ દેશાદિ વ્યવહારને વાસ્તવ માનીએ તો દ્વૈતપણું પ્રાપ્ત થાય, અને સાક્ષીની સર્વવ્યાપકતા વાસ્તવ માનીએ તો સાક્ષીને સસંગપણું પ્રાપ્ત થાય, અને શ્રુતિ સ્મૃતિમાં તો અદ્વૈતપણાનું અને અસંગપણાનું પ્રતિપાદન કર્યું છે, તેથી તેનો વિરોધ આવે, તેથી તે વાસ્તવ નથી, એમ અમે માનીએ છિયે. ૨૧

અવતરણિકા–હવે સાક્ષી જે પરમાત્મા તેની સર્વ સાક્ષિતા, વાસ્તવ નથી, તેનું પ્રતિપાદન કરે છે.

अंतर्बहिर्वा सर्वं वा यं देशं परिकल्पयेत्।
बुद्धिस्तद्देशगः साक्षी तथा वस्तुषु योजयेत्॥
यद्यद्रूपादि कल्प्येत बुद्ध्या तत्तत्प्रकाशयन्।
तस्य तस्य भवेत्साक्षीस्वतोवाग्बुद्ध्यगोचरः॥

શબ્દાર્થ–બુદ્ધિ જે અંતર દેશને અથવા બહિર્દેશને અથવા સર્વ દેશને કલ્પે છે, તે દેશમાં તે સાક્ષી રહેતો કહેવાય છે. તેમજ વસ્તુઓમાં પણ યોજવું (૨૨) જે જે રૂપાદિકની બુદ્ધિવડે કલ્પના થાય છે, તેને તેને પ્રકાશતો પરમાત્મા, તેનો તેનો સાક્ષી થાય છે, અને પોતે પરમાત્મા (સાક્ષી) તો વાણી અને બુદ્ધિથી અગોચર જ છે. ૨૩

## ચન્દ્રકાન્ત વિવરણ

ગુરુ–હવે જેમ સાક્ષીની સર્વવ્યાપકતા વાસ્તવ નથી; તેમ તેની સર્વસાક્ષિતા પણ વાસ્તવ નથી; કેમકે, બુદ્ધિ બાહ્ય અથવા અંદર જેની જેની કલ્પના કરે છે, તેમાં તેમાં સાક્ષી સ્થિત થાય છે, અને તેથી તેને સાક્ષી કહેવાય છે. એવી રીતે સર્વ વસ્તુમાં યોજના કરવી. ૨૨

ગંધ, રસ, રૂપ, સ્પર્શ, શબ્દ અને પૃથ્વ્યાદિ જેને જેને બુદ્ધિ કલ્પે છે, તેનો તેનો પ્રકાશ, સાક્ષી પરમાત્મા કરે છે, તેથી પરમાત્મા સર્વનો સાક્ષી છે એમ કહેવાય છે, પણ જેમ ગંધ, રસાદિ, બુદ્ધિના કલ્પિત છે, તેથી વાસ્તવ નથી, તેમ પરમાત્માની સર્વ સાક્ષિતા પણ કલ્પિત છે, તેથી તે પણ વાસ્તવ નથી.

શિષ્ય–ત્યારે પરમાત્માનું પોતાનું સ્વરૂપ કેવું છે?

ગુરુ–પરમાત્મા પોતે વાણી અને બુદ્ધિને અગોચર છે. વાણી અને બુદ્ધિનું અગોચરપણું, એ જ પરમાત્મા સાક્ષીનું સ્વરૂપ છે. ૨૩

## પરમાત્માના અનુભવનો ઉપાય

અવતરણિકા–જ્યારે ઉપર કહ્યો તેવો સાક્ષી છે ત્યારે તેને મુમુક્ષુઓ જાણી શકશે નહિ. તે પર ગુરુ સ્પષ્ટીકરણ કરે છે.

कथं तादृङ्मया ग्राह्य इति चेन्मैव गृह्यताम्।
सर्वग्रहोपसंशांतौ स्वयमेवावशिष्यते॥२४॥
न तत्र मानापेक्षाऽस्ति स्वप्रकाशस्वरूपतः।
तादृग्व्युत्पत्त्यपेक्षा चेच्छ्रुतिं पठ गुरोर्मुखात्॥
यदि सर्वग्रहत्यागोऽशक्यस्तर्हि धियं व्रज।
शरणं तदधीनोऽन्तर्बहिर्वैषोऽनुभूयताम्॥२६

શબ્દાર્થ–એ પ્રકારના (બુદ્ધિ અને વાણીને અગોચર સાક્ષી)ને મારાથી શી રીતે ગ્રહણ કરી શકાય એમ કહેતો હોય તો ભલે તે મા ગ્રહણ કરાશો. સર્વ ગ્રહોની પરમ શાંતિ થતાં તે પોતે જ અવશેષ રહે છે. (૨૪) તે સ્વાત્મામાં કંઈ પણ પ્રમાણની અપેક્ષા નથી; કારણ કે આત્મા સ્વપ્રકાશ અને સ્વસ્વરૂપ છે. તેવા (જ્ઞાન)ની વ્યુત્પત્તિની અપેક્ષા હોય તો ગુરુનાં મુખથી શ્રુતિ સમજ, (૨૫) અને જો સર્વગ્રહ(સર્વની પ્રતીતિ)નો ત્યાગ કરવો અશકય હોય તો બુદ્ધિને શરણે જા; અને બુદ્ધિને અધીન એવા એ પરમાત્માનો અંદર અને બહાર અનુભવ કર. ૨૬

## ચન્દ્રકાન્ત વિવરણ

શિષ્ય–જ્યારે પરમાત્માનું સ્વરૂપ મન અને વાણીને અગોચર છે, ત્યારે હું કે જે મુમુક્ષુ છું, તે પરમાત્માના સ્વરૂપનું ગ્રહણ કેમ કરી શકું?

ગુરુ–તારાથી પરમાત્માનું સ્વરૂપ ગ્રહણ ન થઈ શકે તો હરકત નહિ; કોઈથી પણ પરમાત્માના સ્વરૂપનું ગ્રહણ થાય છે એમ અમને માન્ય નથી; પરમાત્મા તો ઈંદ્રિયથી અગોચર છે, તેનું ગ્રહણ કેમ થઈ શકે?

શિષ્ય–જ્યારે 'પરમાત્માનું કોઈથી ગ્રહણ થતું નથી' એમ માનીએ, ત્યારે 'विचारेण विनष्टायां मायायां शिष्यते स्वयं । વિચારથી માયા નષ્ટ થયે સતે, પોતે (પરમાત્મા) અવશિષ્ટ રહે છે,' એવી રીતે પ્રારંભમાં જ તમે જે આત્માનો અવશેષ કહ્યો છે, તે સિદ્ધ થશે નહિ.

ગુરુ–આત્મતત્ત્વના વિચારથી સર્વ દ્વૈતનાં મિથ્યાપણાનો નિશ્ચય થાય છે, અને પરબ્રહ્મથી અતિરિક્ત સર્વ દ્વૈતનાં મિથ્યાપણાના નિશ્ચયથી તેની પ્રતીતિની નિવૃત્તિ થાય છે, અને તેથી–સત્યપણાથી પરમાત્મા–સાક્ષી જ અવશિષ્ટ રહે છે.

શિષ્ય–જ્યારે સાક્ષી પરમાત્મા મન અને વાણીને અગોચર છે, ત્યારે શ્રુતિઓ તેનું પ્રતિપાદન કેમ કરે છે? તત્ત્વવેત્તાઓ કથન કેમ કરે છે? અને મુમુક્ષુ પુરુષો તેને કેવી રીતે જાણે છે?

ગુરુ–શ્રુતિઓ લક્ષણાશક્તિથી સાક્ષીભૂત પરમાત્માનું પ્રતિપાદન કરે છે; તેને અનુસરીને તત્ત્વવેત્તાઓ તેનું કથન કરે છે. અજ્ઞાનની નિવૃત્તિ થવાથી દીપની પેઠે સ્વયંપ્રકાશ સાક્ષીભૂત પરમાત્માનો સાક્ષાત્કાર, મુમુક્ષુ પુરુષોને થાય છે, જેમ વાદળાંની નિવૃત્તિ થવાથી સૂર્યનો પ્રકાશ જણાય છે ને એ જ સૂર્યનું અપરોક્ષજ્ઞાન છે; તેમ અજ્ઞાનની નિવૃત્તિ થવાથી સાક્ષીભૂત પરમાત્માનો સાક્ષાત્કાર થયો, એ જ તેનું અપરોક્ષજ્ઞાન છે. ૨૪

શિષ્ય–યદ્યપિ સર્વ દ્વૈતની નિવૃત્તિ થવાથી સાક્ષીભૂત પરમાત્મા અવશિષ્ટ રહે છે, તથાપિ અપરોક્ષતા માટે કાંઈક પ્રમાણની અપેક્ષા છે ખરી?

ગુરુ–ના, નથી જ. સાક્ષીભૂત પરમાત્માની અપરોક્ષતામાં કોઈ પણ પ્રમાણની અપેક્ષા નથી જ.

શિષ્ય–પ્રમાણ વિના પ્રમેયની સિદ્ધિ થતી નથી એવો નિયમ છે, ત્યારે હવે પ્રમાણ વિના પરમાત્માની સિદ્ધિ કેમ થશે?

ગુરુ–પરબ્રહ્મ સ્વપ્રકાશ સ્વરૂપ છે, તેથી જેમ સ્વપ્રકાશ સૂર્યના પ્રકાશ માટે અન્ય સૂર્ય, દીપ કે મશાલ કોઈની અપેક્ષા નથી. જેમ સ્વયંપ્રકાશ દીપ માટે અન્ય દીપની અપેક્ષા નથી; તેમ પરબ્રહ્મની સિદ્ધિ માટે, અન્યની અપેક્ષા નથી; કેમકે પરબ્રહ્મ સ્વપ્રકાશ હોવાથી, અન્યની અપેક્ષા વિના, સૂર્ય અને દીપની પેઠે, સ્વતઃ સિદ્ધ જ છે.

શિષ્ય–સાક્ષીભૂત પરમાત્મા સ્વપ્રકાશપણાથી સ્વત મૂર્તિરૂપ છે, તેથી તેમાં પ્રમાણની અપેક્ષા નથી કેમ? એવાં જ્ઞાન માટે પ્રમાણની અપેક્ષા છે જ.

ગુરુ–એવાં જ્ઞાન માટે શ્રુતિ જ પ્રમાણ છે, એટલે શ્રુતિથી તેવું જ્ઞાન થઈ શકશે.

શિષ્ય–એ શ્રુતિનું જ્ઞાન કેમ થાય?

ગુરુ–શ્રદ્ધા અને ભક્તિથી ગુરુની સેવા કરવી, અને શ્રુતિનું પઠન કરવું, તેથી શ્રુતિનું જ્ઞાન થાય છે. ૨૫

જે ઉત્તમાધિકારી હોય, તેણે શ્રદ્ધાભક્તિથી ગુરુની સેવા કરવી, અને પ્રસન્ન થઈ ઉપદેશ કરતા ગુરુનાં મુખથી 'तत्त्वमसि' ઇત્યાદિ શ્રુતિના અર્થને સાંભળી, તેનાં મનનાદિથી ચરાચર જગતની પ્રતીતિની નિવૃત્તિ કરવી, અને પછી સાક્ષીભૂત પરમાત્માનો સાક્ષાત્ અનુભવ કરવો પણ ચરાચર જગતની પ્રતીતિની નિવૃત્તિ ન થઈ શકે, એવા મંદાધિકારીઓએ તો બુદ્ધિને જ શરણે જવું.

શિષ્ય–બુદ્ધિને શરણે જવાથી શું ફળ થાય છે?

ગુરુ–બુદ્ધિ બાહ્ય અથવા આંતર વસ્તુ જેને જેને કલ્પે છે, તેના તેના સાક્ષીપણાથી, તેને અધીન જ પરમાત્મા છે, એવી રીતે પરમાત્માનો અનુભવ થાય છે. બુદ્ધિને શરણે જવાથી બુદ્ધિથી ઝીણો, તેથી પણ ઝીણો, ને તેથી પણ ઝીણો વિચાર કરતાં શીખાય છે, ને તેમ વિચાર કર-

વાથી, નિયમપૂર્વક પરમાત્માના સ્વરૂપનું ગ્રહણ થઈ શકે છે. જેમ કોઇને કહીએ કે પેલા ઝાડની ડાળપર ચંદ્ર છે; જો કે તે ઝાડની ડાળપર કે ઝાડપર ચંદ્ર તો નથી, પણ તે ઝાડના નિશાનપર ચન્દ્ર છે. તથાપિ સ્થૂળ દૃષ્ટિવાળો પહેલે તો ઝાડને જ જુવે છે, પછી તે ઝાડપરથી દૃષ્ટિ ખસેડી, ડાળના નિશાનપર જોય છે ને પછી ચન્દ્રને જુવે છે. તેમ જ મદબુદ્ધિવાળો પ્રથમ ગુરુના મુખથી સાંભળે છે; પછી વિચારે છે, અને પછી બુદ્ધિને ત્યજી, બુદ્ધિની સમીપ રહેલો, તેને અધીન જે પરમાત્મા છે, તેનો સ્વસ્વરૂપથી અનુભવ કરે છે. ૨૬

ઇતિ શ્રીમદ્વિદ્યારણ્યસ્વામિ વિરચિત પંચદશીના ગુજરાતી ભાષાંતરવિષે ચન્દ્રકાન્ત વિવરણ સહિત નાટકદીપ નામનું દશમું પ્રકરણ સમાપ્ત.



ૐ

तत्सत्परब्रह्मणे नमः

# श्री पंचदशी



પ્રકરણ ૧૧ મું

## બ્રહ્માનંદગતયોગાનંદ*



### ૧ સંસારની નિવૃત્તિ અને પરમાનંદની પ્રાપ્તિ તથા બ્રહ્મની અદ્વિતીયતા અને સ્વપ્રકાશતાની સિદ્ધિ (૧-૩૨; ૩૨ શ્લોકો)

મંગલાચરણ

અવતરણિકા-પંચદશીના પંદર પ્રકરણો છે, પણ ખરી રીતે તો અગિયાર પ્રકરણો છે:
દીપ અને એક આનંદ આ આનંદ, બ્રહ્માનંદ છે, જે બ્રહ્માનંદના પેટામાં પાંચ આનંદનું વર્ણન કરીને
થઇ છે. દશ પ્રકરણો સુધીનો ગ્રન્થ શંકરપાદવિરાજિત મહાત્મા વિદ્યારણ્યસ્વામિરચિત છે,
તેમનું આ પંચભૂતનું પુતળું પંચતત્ત્વને પામવાથી, શેષ કાર્ય સ્વામિશ્રીના પરમગુરુ
લઇ, પૂર્ણ કર્યું છે. કેટલાક ખાસ કરી પંચદશીના ટીકાકાર રામકૃષ્ણ, એવો વિચાર આપે છે કે,
ગ્રન્થ ચિત્રદીપ સુધીનો જ છે, પણ વિચારસાગરના કર્તા સાધુ શ્રીનિશ્ચલદાસજી, વૃત્તિપ્રભાકરમાં તો
જણાવે છે કે, સ્વામિએ દશમા પ્રકરણ સુધી ગ્રન્થ રચ્યો છે, ભારતી... ...ગનિએ, સપ્તમ પ્રકરણથી
સ્વામિનું શેષ રહેલું કાર્ય પૂર્ણ કરવા માંડયું હોત તો, આ પ્રકરણના પ્રારંભ...
એમ ન જણાવતા, પૂર્વના પ્રકરણના અનુસંધાનમાં પ્રારંભ કરત, પણ
વિદ્યારણ્યસ્વામિએ, બ્રહ્મજ્ઞાન થવા માટે મુમુક્ષુને પ્રથમ વિવેક-વિચાર ... દીપ
દીપથી દશે દિશામાં ઝગઝગાટ થઈ રહ્યો છે, ... તેનાથી આનંદ

---

* પ્રકરણ ૧૧

બ્રહ્માનંદનું જેમાં નિરૂપણ કરેલું છે, ...
નિરોધાત્મક યોગ વડે પ્રકટ થતાં સ્વરૂપભૂ...
આપેલું છે. આરંભમાં-બ્રહ્માનંદના વિવેચનની
અનર્થની નિવૃત્તિપૂર્વક સુખ પ્રાપ્તિરૂપ પ્રયોજ...
વાળાને ભય થાય છે, આત્મવિત્‌ને ક્યાંયથી ભ...
નથી, દેવ-આત્માને જાણીને જ મૃત્યુથી મુક્ત...
કથન કર્યું, આનંદની ત્રિવિધતા કહી તેમાં ...
માત્રના ઉપાદાનાદિકનો હેતુ છે; તેથી એ

હવે હું કહીશ, એવા હેતુથી ભારતીતીર્થ મુનિએ, અગિયારમા પ્રકરણથી પ્રારંભ કીધો છે; કેમકે જ્ઞાનનું ફળ એ જ છે કે, પરમઆનંદનો લાભ થવો અને હવે તે જ શેષ રહ્યું છે, તે જ તેઓએ કહેવાનો પ્રારંભ કરતાં, 'હું બ્રહ્માનંદને કહીશ' એમ કહીને તે ગ્રન્થનો પ્રારંભ કરે છે.

મુનિએ માત્ર એક જ પ્રકરણ રચ્યું છે, પણ તેના પાંચ વિભાગ, પંચદશી એ નામની પૂર્ણતા માટે કીધા છે; યોગાનંદ, આત્માનંદ, અદ્વૈતાનંદ, વિદ્યાનંદ અને વિષયાનંદ. આનંદ તો ત્રણ છે: બ્રહ્માનંદ, વિદ્યાનંદ અને વિષયાનંદ અથવા પ્રેમાનંદ, ત્યારે આ બ્રહ્માનન્દના તેણે પાંચ વિભાગ કેમ કર્યા છે? તેરમા પ્રકરણના પ્રારંભમાં જ આવું સ્પષ્ટીકરણ થયું છે, કે યોગાનંદ-નિજાનંદથી અતિરિક્ત આત્માનંદ નથી, પરન્તુ એ બે, ને ત્રીજું અદ્વૈતાનંદ, એ એક જ છે: કેમકે આ જગતની ઉત્પત્તિ આનન્દથી જ છે, ને જે જેથી ઉત્પન્ન થયું હોય તે તેનાથી ભેદ પામતું નથી; માત્ર સ્પષ્ટ સમજાવવા માટે જ તેના ત્રણ વિભાગ કીધા છે.

યોગાનંદમાં ચિત્તવૃત્તિના નિરોધાત્મક યોગવડે પ્રકટ થતું સ્વરૂપભૂત આનન્દનું પ્રતિપાદન કરવામાં આવ્યું છે, અને તેમાં દર્શાવ્યું છે કે, બ્રહ્મને જાણીને જ મુક્ત થવાય છે, મોક્ષને માટે અન્ય માર્ગ નથી, તેથી વિષયાસક્તિ ત્યજી, મનોમલની વિશુદ્ધિ કરી, આત્મતત્ત્વને જાણીને અથવા તો સમાધિયોગ-ધ્યાન-પ્રણવતાથી તે પ્રાપ્ત થાય છે, તે દર્શાવી, આનંદની વાસનાઓ-વિષયની વાસનાઓનો ત્યાગ કરવાથી પણ પરમાનન્દને પ્રાપ્ત થવાય છે તે સમજાવ્યું છે, પછી તેવો પુરુષ ભલે સંસારમાં રહ્યો હોય. કેમકે તૈત્તિરીયોપનિષતમાં કહ્યું છે કે, " यतो वाचो निवर्तन्ते अप्राप्य मनसा सह। आनन्दं ब्रह्मणो विद्वान्न बिभेति कुतश्चन ॥ પ્રાપ્ત થયા વિના જ જ્યાંથી વાણી મન સમેત પાછી ફરે છે, તેવા બ્રહ્માનન્દને જાણનાર કોઇથી પણ બીહીતો નથી," એ જ યોગાનન્દ, નિજાનન્દની પ્રાપ્તિનું ફળ છે.

પ્રકરણના પ્રારંભમાં મંગળાચરણમાં જ અથમાં-પ્રકરણમાં પ્રતિપાદન કરવા ધારેલું પ્રયોજન દર્શાવી પ્રારંભ કરવામાં આવે છે.

---

ત્રિપુટીનું વર્ણન કરતાં નિર્દ્વૈત પૂર્ણ આનંદ જ અનુભવાય છે, એમ સનત્કુમારે નારદને છાંદોગ્યમાં કહેલું છે. એમ કહી બ્રહ્માનંદનું નિરૂપણ કર્યું.

તદનંતર સુષુપ્તિમાં દુઃખનો અભાવ હોવાથી સુખ જ પરિશેષ રહે છે; એવી રીતે સમર્થન કરી અને પર મા શ્લોકથી બ્રહ્મવેદીને વિદ્યાનંદની પરમ અવધિનું કથન કર્યું. નિદ્રાની પૂર્વે મૃદુશયનાદિ સંપાદન વગેરે તથા નિદ્રાને અંતે શય્યાનો તુરત ત્યાગ નહી કરવા રૂપ પક્ષપાત પ્રતિદિન જોવામાં આવે છે, તેથી તેમાં આનંદ છે એમ નિર્વિવાદ સિદ્ધ કર્યું પછી કેવળ તૂષ્ણી સ્થિતિથી કૃતાર્થતા નથી કિંતુ ગુરુ શાસ્ત્રાદિ દ્વારા બ્રહ્મબોધપૂર્વક તૂષ્ણી સ્થિતિ પુરુષાર્થ છે. એમ કહી ગુરુ શાસ્ત્રાદિકના વૈયર્થ્યનો પરિહાર કર્યો. એમ શ્રુતિયુક્તિ તથા અનુભવ વડે સુષુપ્તિમાં બ્રહ્માનંદ સાધીને જ્યારે દ્વૈતભાન હોતું નથી, તેમ જ નિદ્રા પણ હોતી નથી ત્યારે જે સુખ સ્ફુરે છે તે બ્રહ્માનંદ; એમ ભગવાને અર્જુન પ્રતિ કહેલ છે.

એવી રીતે પ્રક્રમ કરી ગીતાવાક્યોનો ઉપન્યાસ દર્શાવીને પણ વાસનાનંદ, નિજાનંદાદિક નિરૂપીત કર્યા. મનની અશુદ્ધતા, વિષયાસક્તતા, એ બંધ સંસારની હેતુભૂત છે, તેવી જ રીતે મનની શુદ્ધતા એ મોક્ષની નિદાનભૂત છે. માટે મનોમલની વિશુદ્ધિને અર્થે સમાધિ-ધ્યાનપ્રવણતા કહી. એવા પ્રકારના સમાધિની દુર્લભતા સૂચવી અંતે શ્રદ્ધાળુ આત્મભ્યાસની પુરુષ ઉદાસીન કાળમાં પણ આનંદ વાસનાઓની ઉપેક્ષા કરી મુખ્યાનંદને અનુભવે છે. અને એવો તત્ત્વવિત્ બે ભાષા જાણનારની પેઠે અવ્યગ્ર રહી વિષયાનંદને ભોગવતો સતો પણ બ્રહ્માનંદને અનુભવે છે, તથા લૌકિક વૈદિક બન્ને વ્યવહારનો અવિરોધથી તથા અસાંકર્યથી નિર્વાહ કરે છે; એમ દર્શાવી પ્રકરણોપસંહાર કર્યો.



ॐ

तत्सत्परब्रह्मणे नमः

# श्री पंचदशी



## પ્રકરણ ૧૧ મું

## બ્રહ્માનંદગતયોગાનંદ*



### ૧ સંસારની નિવૃત્તિ અને પરમાનંદની પ્રાપ્તિ તથા બ્રહ્મની આનંદતા, અદ્વિતીયતા અને સ્વપ્રકાશતાની સિદ્ધિ (૧–૩૨; ૩૨ શ્લોકો)

મંગલાચરણ

અવતરણિકા–પંચદશીનાં પંદર પ્રકરણો છે; પણ ખરી રીતે તો અગિયાર પ્રકરણો છેઃ પંચવિવેક, પંચદીપ અને એક આનંદ. આ આનંદ, બ્રહ્માનંદ છે, જે બ્રહ્માનંદના પેટામાં પાંચ આનંદનું વર્ણન કરીને, પંચદશી પૂર્ણ થઇ છે. દશ પ્રકરણો સુધીનો ગ્રન્થ શંકરપાદવિરાજિત મહાત્મા વિદ્યારણ્યસ્વામિરચિત છે, પણ તેટલું રચવામાં, તેમનું આ પંચભૂતનું પુતળું પંચતત્ત્વને પામવાથી, શેષ કાર્ય સ્વામિજીના પરમગુરુ શ્રીભારતીતીર્થ મુનિએ ઉપાડી લેઇ, પૂર્ણ કર્યું છે. કેટલાક ખાસ કરી પંચદશીના ટીકાકાર રામકૃષ્ણ, એવો વિચાર આપે છે કે, સ્વામિનો રચેલો ગ્રન્થ ચિત્રદીપ સુધીનો જ છે, પણ વિચારસાગરના કર્તા સાધુ શ્રીનિશ્ચલદાસજી, વૃત્તિપ્રભાકરમાં તેથી જુદા પડી જણાવે છે કે, સ્વામિએ દશમા પ્રકરણ સુધી ગ્રન્થ રચ્યો છે; ભારતીતીર્થ મુનિએ, સપ્તમ પ્રકરણથી, વિદ્યારણ્યસ્વામિનુ શેષ રહેલું કાર્ય પૂર્ણ કરવા માંડયુ હોત તો, આ પ્રકરણના પ્રારંભમાં જ, 'ब्रह्मानंद प्रवक्ष्यामि । બ્રહ્માનંદને કહીશ,' એમ ન જણાવતાં, પૂર્વના પ્રકરણના અનુસંધાનમાં પ્રારંભ કરત, પણ આ વાકયથી જ યથાર્થ રીતે સ્પષ્ટ થાય છે, કે વિદ્યારણ્યસ્વામિએ, બ્રહ્મજ્ઞાન થવા માટે મુમુક્ષુને પ્રથમ વિવેક–વિચાર કરાવ્યા પછી, જ્ઞાનરૂપી દીપ પ્રકટાવ્યો. એ દીપથી દશે દિશામાં ઝળઝળાટ થઈ રહ્યો છે, અને તેનાથી આનંદ વ્યાપી રહ્યો છે. તે આનંદ બ્રહ્મનો છે, તે

---

* પ્રકરણ ૧૧ મું–બ્રહ્માનંદગતયોગાનંદનો સાર

બ્રહ્માનંદનું જેમાં નિરૂપણ કરેલું છે, એવા બ્રહ્માનંદ નામના પાંચ અધ્યાયરૂપ ગ્રંથમાંના ચિત્તવૃત્તિના નિરોધાત્મક યોગ વડે પ્રકટ થતાં સ્વરૂપભૂત આનંદનું પ્રતિપાદક હોવાથી આ પ્રકરણને યોગાનંદ એવું નામ આપેલું છે. પ્રારંભમાં–બ્રહ્માનંદના વિવેચનની પ્રતિજ્ઞા કરી, તેના અનુભવથી આ લોક તથા પરલોક સંબંધી સકલ અનર્થની નિવૃત્તિપૂર્વક સુખ પ્રાપ્તિરૂપ પ્રયોજન કહ્યું. બ્રહ્મવિત્ પુરુષ જ સુખ પામે છે, લેશ પણ ભેદદૃષ્ટિવાળાને ભય થાય છે, આત્મવિત્‌ને કયાંયથી ભય થતું નથી. તેમ જ તેને કર્મરૂપી અગ્નિનો સંતાપ પણ થતો નથી, દેવ–આત્માને જાણીને જ મૃત્યુથી મુક્ત થવાય છે, મોક્ષને માટે ઇતર માર્ગ નથી; ઇત્યાદિક શ્રુતિતાત્પર્ય કથન કર્યું; આનંદની ત્રિવિધતા કહી. તેમાં તૈત્તીર્યમાં વરુણના પુત્ર ભૃગુએ પિતા પાસેથી આનંદ જ, આ ભૂત માત્રના ઉત્પત્યાદિકનો હેતુ છે; તેથી એ આનંદ જ બ્રહ્મ છે એમ જાણ્યું. તેમ જ જ્ઞાતાજ્ઞાન તથા જ્ઞેયરૂપ

હવે હું કહીશ, એવા હેતુથી ભારતીતીર્થ મુનિએ, અગિયારમા પ્રકરણથી પ્રારબ્ધ કીધો છે; કેમકે જ્ઞાનનું ફળ એ જ છે કે, પરમઆનંદનો લાભ થવો અને હવે તે જ શેષ રહ્યું છે, તે જ તેઓએ કહેવાનો પ્રારંભ કરતાં, 'હું બ્રહ્માનંદને કહીશ' એમ કહીને તે ગ્રન્થનો પ્રારંભ કરે છે.

મુનિએ માત્ર એક જ પ્રકરણ રચ્યું છે, પણ તેના પાંચ વિભાગ, પંચદશી એ નામની પૂર્ણતા માટે કીધા છેઃ યોગાનંદ, આત્માનંદ, અદ્વૈતાનંદ, વિદ્યાનંદ અને વિષયાનંદ. આનંદ તો ત્રણ છેઃ બ્રહ્માનંદ, વિદ્યાનંદ અને વિષયાનંદ અથવા પ્રેમાનંદ, ત્યારે આ બ્રહ્માનન્દના તેણે પાંચ વિભાગ કેમ કર્યા છે? તેરમા પ્રકરણના પ્રારંભમાં જ આનું સ્પષ્ટીકરણ થયું છે, કે યોગાનંદ-નિજાનંદથી અતિરિક્ત આત્માનંદ નથી, પરન્તુ એ બે, ને ત્રીજું અદ્વૈતાનંદ, એ એક જ છેઃ કેમકે આ જગતની ઉત્પત્તિ આનન્દથી જ છે, ને જે જેથી ઉત્પન્ન થયું હોય તે તેનાથી ભેદ પામતું નથી; માત્ર સ્પષ્ટ સમજાવવા માટે જ તેના ત્રણ વિભાગ કીધા છે.

યોગાનંદમાં ચિત્તવૃત્તિના નિરોધાત્મક યોગવડે પ્રકટ થતું સ્વરૂપભૂત આનન્દનું પ્રતિપાદન કરવામાં આવ્યું છે, અને તેમાં દર્શાવ્યું છે કે, બ્રહ્મને જાણીને જ મુક્ત થવાય છે, મોક્ષને માટે અન્ય માર્ગ નથી, તેથી વિષયાસક્તિ ત્યજી, મનોમલની વિશુદ્ધિ કરી, આત્મતત્ત્વને જાણીને, અથવા તો સમાધિયોગ-ધ્યાન-પ્રણવતાથી તે પ્રાપ્ત થાય છે, તે દર્શાવી, આનંદની વાસનાઓ-વિષયની વાસનાઓનો ત્યાગ કરવાથી પણ પરમાનન્દને પ્રાપ્ત થવાય છે તે સમજાવ્યું છે, પછી તેવો પુરૂષ ભલે સંસારમાં રહ્યો હોય. કેમકે તૈત્તિરીયોપનિષતમાં કહ્યું છે કે, " यतो वाचो निवर्तन्ते अप्राप्य मनसा सह। आनन्दं ब्रह्मणो विद्वान्न बिभेति कुतश्चन ॥ પ્રાપ્ત થયા વિના જ જ્યાંથી વાણી મન સમેત પાછી ફરે છે, તેવા બ્રહ્માનન્દને જાણનાર કોઇથી પણ બીહીતો નથી," એ જ યોગાનન્દ, નિજાનન્દની પ્રાપ્તિનું ફળ છે.

પ્રકરણના પ્રારંભમાં મંગળાચરણમાં જ ગ્રંથમાં-પ્રકરણમાં પ્રતિપાદન કરવા ધારેલું પ્રયોજન દર્શાવી ગ્રથારંભ્ કરવામાં આવે છે.

---

ત્રિપુટીનું વર્ણન કરતાં નિર્દ્વૈત પૂર્ણ આનંદ જ અનુભવાય છે, એમ સનત્કુમારે નારદને છાંદોગ્યમાં કહેલું છે. એમ કહી બ્રહ્માનંદનું નિરૂપણ કર્યું.

તદનંતર સુષુપ્તિમાં દુઃખનો અભાવ હોવાથી સુખ જ પરિશેષ રહે છે; એવી રીતે સમર્થન કરી અને પર મા શ્લોકથી બ્રહ્મવેદીને, વિદ્યાનંદની પરમ અવધિનું કથન કર્યું. નિદ્રાની પૂર્વે મૃદુશયનાદિ સંપાદન વગેરે તથા નિદ્રાને અંતે શય્યાનો તુરત ત્યાગ નહી કરવા રૂપ પક્ષપાત પ્રતિદિન જેવામાં આવે છે, તેથી તેમાં આનંદ છે એમ નિર્વિવાદ સિદ્ધ કર્યું. પછી કેવળ તૂષ્ણી સ્થિતિથી કૃતાર્થતા નથી કિંતુ ગુરૂ શાસ્ત્રાદિ દ્વારા બ્રહ્મબોધપૂર્વક તૂષ્ણી સ્થિતિ પુરૂષાર્થ છે. એમ કહી ગુરૂ શાસ્ત્રાદિકના વૈયર્થ્યનો પરિહાર કર્યો. એમ શ્રુતિયુક્તિ તથા અનુભવ વડે સુષુપ્તિમાં બ્રહ્માનંદ સાધીને જ્યારે દ્વૈતભાન હોતું નથી, તેમ જ નિદ્રા પણ હોતી નથી ત્યારે જે સુખ સ્ફુરે છે તે બ્રહ્માનંદ; એમ ભગવાને અર્જુન પ્રતિ કહેલ છે.

એવી રીતે પ્રક્રમ કરી ગીતાવાક્યોનો ઉપન્યાસ દર્શાવીને પણ વાસનાનંદ, નિજાનંદાદિક નિરૂપીત કર્યા, મનની અશુદ્ધતા, વિષયાસક્તતા, એ બંધ સંસારની હેતુભૂત છે, તેવી જ રીતે મનની શુદ્ધતા એ મોક્ષની નિદાનભૂત છે. માટે મનોમલની વિશુદ્ધિને અર્થે સમાધિ-ધ્યાનપ્રવણતા કહી. એવા પ્રકારના સમાધિની દુર્લભતા સૂચવી અને શ્રદ્ધાળુ આત્મવ્યસની પુરૂષ ઉદાસીન કાળમાં પણ આનંદ વાસનાઓની ઉપેક્ષા કરી મુખ્યાનંદને અનુભવે છે. અને એવો તત્ત્વવિત્ બે ભાષા જાણનારની પેઠે અવ્યગ્ર રહી વિષયાનંદને ભોગવતો સતો પણ બ્રહ્માનંદને અનુભવે છે, તથા લૌકિક વૈદિક બન્ને વ્યવહારનો અવિરોધથી તથા અસાંકર્યથી નિર્વાહ કરે છે; એમ દર્શાવી પ્રકરણોપસંહાર કર્યો.

## (૧) અનેક શ્રુતિઓ બ્રહ્મજ્ઞાનથી અનર્થની નિવૃત્તિ અને પરમાનંદની પ્રાપ્તિ થાય છે એવું કહે છે

( ૧–૧૦; ૧૦ શ્લોકો )

ब्रह्मानंदं प्रवक्ष्यामि ज्ञाते तस्मिन्नशेषतः ।
ऐहिकामुष्मिकानर्थव्रातं हित्वा सुखायते ॥

શબ્દાર્થ–(હું) બ્રહ્માનન્દ કહીશ. તે (બ્રહ્માનન્દ) જાણ્યે (સતે) ઐહિક (આલોકના) અને આમુષ્મિક (પરલોકના) અનર્થના સમુદાયને સંપૂર્ણ રીતે તજીને સુખરૂપ (બ્રહ્મરૂપ) થવાય છે. ૧

### ચન્દ્રકાન્ત વિવરણ

ગુરુ–હે શિષ્ય! અત્યાર સુધીમાં તને જે બ્રહ્મજ્ઞાનનો બોધ કરી, તે બ્રહ્મનું નિર્વિકાર, અખંડ, એકરસ, નિરંજન સ્વરૂપ સમજાવ્યું છે, તે તારા હૃદયમાં ઠસ્યું હશે. પ્રથમ વિવેક–વિચાર દર્શાવ્યો છે; એ વિવેક તારા હૃદયાકાશમાં પણ ચોંટેલો છે. તે વિચાર પછી જ્ઞાનરૂપી દીપ પ્રકટ થયો છે; એ દીપથી જે તેજોમય અખંડ આનદ ઝળહળી રહે છે, તે જાણવો જોઇએ. એ આનદ બ્રહ્મના સાક્ષાત્કારનો છે. આ બ્રહ્માનંદ છે. એમાં પંચાનંદનો સમાવેશ થાય છે. એ આનંદથી કલ્યાણકારી, ઉત્તમ, સર્વોત્તમ, પરમ અતિરિક્ત કંઇ નથી. ૧ તત્ત્વવિવેક, ૨ મહાભૂતવિવેક, ૩ પંચકોશવિવેક, ૪ દ્વૈતવિવેક, ૫ મહાવાક્યવિવેક, એ પાંચ વિવેક છે. એ વિચારના માર્ગો છે. એ માર્ગોથી પ્રયાણ કરવા દીપની જરૂર છે. તે દીપ તે ૬ ચિત્રદીપ, ૭ તૃપ્તિદીપ, ૮ કૂટસ્થદીપ, ૯ ધ્યાનદીપ, ને ૧૦ નાટકદીપ, એ પાંચ દીપ છે. એ દીપથી શું પ્રત્યક્ષ થાય છે? કેવળ જ આનંદ. એ આનંદ બ્રહ્માનંદ છે. એમાં ૧૧ યોગાનંદ, ૧૨ આત્માનંદ, ૧૩ અદ્વૈતાનંદ, ૧૪ વિદ્યાનંદ, અને ૧૫ વિષયાનંદ, એમ પાંચ વિભાગવાળો બ્રહ્માનંદ જ છે. એ બ્રહ્માનંદમાં પ્રથમ યોગાનંદ હું કહું છું. ચિત્તની એકાગ્રતાનું નામ યોગ છે. તે યોગથી જે આનંદની પ્રાપ્તિ થાય છે, તે આનંદનું અત્ર પ્રતિપાદન કરવાનું છે. 'निर्विशेषं परंब्रह्म साक्षात्कर्तुमनीश्वराः। ये मंदास्तेऽनुकम्प्यंते सविशेषनिरूपणैः॥ જે (પુરુષો) નિર્વિશેષ પરબ્રહ્મનો સાક્ષાત્કાર કરવાને અસમર્થ છે, તેવા મંદબુદ્ધિવાળા પુરુષોની પાસે સગુણબ્રહ્મનું નિરૂપણ કરીને તેઓના ઉપર દયા કરવી.' વસ્તુતઃ દેવ, દાનવ, માનવ, પશુ, પક્ષી, પવન અને પર્વત આદિ ચરાચર સંપૂર્ણ જગતનું તત્ત્વ નિર્વિશેષ બ્રહ્મ જ છે. વળી 'आनंदो ब्रह्म। આનંદ એ જ બ્રહ્મ છે;' ઇત્યાદિ શ્રુતિઓ બ્રહ્મની આનંદરૂપતાનું કથન કરે છે, તેથી આનંદરૂપ બ્રહ્મ છે તે દર્શાવવા, 'ब्रह्मानंद' એ શબ્દના પ્રયોગે કરીને બ્રહ્મનાં અનુસંધાનરૂપ મંગલાચરણ કર્યું છે; કારણ કે, ' यद्धि मनसा ध्यायति तद्वाचा वदति। જેનું મનથી ધ્યાન કરે છે, તેને વાણીએ કરીને વદે છે.' એ શ્રુતિમાં જેનું ધ્યાન કરતો હોય, તેનું વાણીથી ઉચ્ચારણ કરવાનું જણાવ્યું છે. મંગળમાં જ ब्रह्मानंद' એ, શબ્દનું ઉચ્ચારણ કર્યું છે ને તેથી બ્રહ્માનુસંધાન સિદ્ધ થાય છે.

શિષ્ય–આ શ્લોકમાં વિષય, કયા પદે કરી દર્શાવ્યો છે?

ગુરુ–સર્વ વેદાંતોના પ્રતિપાદ્ય–વિષય બ્રહ્મ છે. આ 'બ્રહ્માનંદ' પણ વેદાંતનું પ્રકરણ છે, અને તેનો વિષય પણ બ્રહ્મ જ છે.

શિષ્ય–બ્રહ્માનંદના અભ્યાસનું પ્રયોજન શું?

ગુરુ–દુઃખરૂપ અનિષ્ટની નિવૃત્તિ અને સુખરૂપ ઇષ્ટની પ્રાપ્તિ, એ બે બ્રહ્માનંદના અભ્યાસનાં પ્રયોજન છે. એથી 'ઐહિક અને આમુષ્મિક અનર્થના સમુદાયને સંપૂર્ણ ત્યજીને સુખરૂપ થાય છે,' એ ઉત્તરાર્ધમાં કંઠસ્વથી કહ્યાં છે. 'ઐહિક અને આમુષ્મિક અનર્થના સમુદાયને,' એટલાં વાક્યથી અનર્થની નિવૃત્તિરૂપ પ્રયોજન કહ્યું છે, અને 'સુખરૂપ થાય છે,' એ પદથી ઇષ્ટની પ્રાપ્તિરૂપ પ્રયોજન કહ્યું છે. આ લોકમાં થયેલાં દેહ, પુત્ર, સ્ત્રી, ધનાદિમાં અહંતા અને મમતાથી થતાં આધિભૌતિક, આધિદૈવિક અને આધ્યાત્મિક, એ ત્રણે પ્રકારનાં દુઃખને ઐહિક અનર્થ કહેવાય છે. પરલોકનાં સુખમાં વાસના આમુષ્મિક અનર્થ કહેવાય છે, પણ બ્રહ્માનંદથી એ બન્ને અનર્થની નિવૃત્તિ થાય છે.

શિષ્ય–બ્રહ્માનંદનો અર્થ બ્રહ્મરૂપ આનંદ છે, તો સચ્ચિદાનંદ છે, અને મન તથા વાણીને ગોચર છે તેના અર્થને કહી શકાય નહિ; પણ ‌્દને કહી શકાય; તેમ છતાં 'કહીશ' એમ ‌. કહ્યું ?

ગુરુ–બ્રહ્મરૂપ આનંદ બ્રહ્માનંદનો વાચ્યાર્થ અને આ ગ્રંથ વાચક છે. વાચ્ય અને વાચક- અભેદનાં આરોપણથી, અર્થપ્રતિપાદક ગ્રંથ 'બ્રહ્માનંદ' કહેવાય; એટલા માટે 'કહીશ' ‌. કહ્યું છે. ૧

અવતરણિકા–'બ્રહ્મજ્ઞાન ઇષ્ટની પ્રાપ્તિ અને ‌ષ્ટની નિવૃત્તિમાં કારણ છે,' એ વિષયમાં સ્મૃતિઓનાં બહુ પ્રમાણ છે તે દર્શાવ્યું છે તેમાં ‌મ તૈત્તિરીય ઉપનિષત્ તથા છાંદોગ્યોપનિષત્‌ની ‌ઓનું પ્રમાણ આપવા માટે, તેનો ભાવાર્થ કહે છે

‌वित्परमाप्नोति शोकं तरति चात्मवित् ।
‌ब्रह्म रसं लब्ध्वानंदी भवति नान्यथा २

‌ાબ્દાર્થ–બ્રહ્મવિત્ (બ્રહ્મવેત્તા) પર(ઉત્કૃષ્ટ- )ને પામે છે; આત્મવિત્ શોક (સંસાર)ને‌ છે; રસ તે બ્રહ્મરસ છે; એ રસરૂપ બ્રહ્મને ‌ી આનંદી થાય છે; અન્ય પ્રકારે નહિ. ૨

## ચન્દ્રકાન્ત વિવરણ

‌ુરુ–'ब्रह्मविदाप्नोति परं। બ્રહ્મજ્ઞાની પર(સર્વો‌ આનંદરૂપ બ્રહ્મ)ને પામે છે,' એવી રીતે ‌રીય ઉપનિષત્‌માં, બ્રહ્મજ્ઞાનથી ઇષ્ટ એટલે ‌ના સાક્ષાત્કારરૂપની પ્રાપ્તિ થાય છે, એમ ‌યુ છે વળી, 'श्रुतं ह्येवमेव भगवद्दृशेभ्य. तरति ‌ात्मविद् इति सोऽहं भगवः शोचामि, तम्मा ‌न् शोकस्य पारं तारयतु। એ જ પ્રકારે આત્મ- શોક(સંસાર)ને તરે છે, એમ આપ જેવા- ‌ો સાંભળ્યું છે હે ભગવન્! (હે સનત્કુમાર!) શોચ કરું છું, માટે આપ મને તે શોકના ‌ પહોંચાડો'; એ પ્રમાણે છાંદોગ્યોપનિષ- સનત્કુમાર પ્રત્યે, નારદજીએ આત્મજ્ઞાનથી ‌રને તરવારૂપ અનિષ્ટની નિવૃત્તિ કહી છે. ‌ાત્મા એટલે દેશપરિચ્છેદ, કાળપરિચ્છેદ અને ‌રિચ્છેદ–એ ત્રિવિધ પરિચ્છેદે કરીને શૂન્ય– (તેને જાણનારાવાળો) એવો જે છે, તે 'આત્મ- કહેવાય છે. જેમ શોક પ્રાણીને તપાવે છે, તેમ સંસાર પણ પ્રાણીને તપાવે છે; જેમ શોકનુ કારણ તમોગુણ છે, તેમ સંસારનું કારણ પણ તમોગુણ (અજ્ઞાન) છે; માટે અહીં શોકનો અર્થ, સંસાર સમજવો.

શિષ્ય–તમે, 'બ્રહ્મજ્ઞાનથી આનંદરૂપ ઇષ્ટની પ્રાપ્તિમાં બ્રહ્મજ્ઞાની સર્વોત્કૃષ્ટ આનંદરૂપ બ્રહ્મને પામે છે,' એ તૈત્તિરીયકોપનિષત્‌નું પ્રમાણ આપ્યું, પણ તે શ્રુતિમાં તો, 'બ્રહ્મજ્ઞાન પર(બ્રહ્મ)ની પ્રાપ્તિમાં કારણ છે,' એમ પ્રતીત થાય છે; પણ 'આનંદની પ્રાપ્તિમાં કારણ છે' એમ પ્રતીત થતું નથી.

ગુરુ–'आनंदो ब्रह्म। આનંદ બ્રહ્મ છે,' ઇત્યાદિ શ્રુતિઓના પ્રમાણથી, બ્રહ્મ અને આનંદનો ભેદ નથી; એટલે બ્રહ્મની પ્રાપ્તિ કહેવાથી પણ આનંદની પ્રાપ્તિ સિદ્ધ થાય છે. વળી એ જ તૈત્તિરીયકોપનિષત્‌માં, 'रसो वै स रसं ह्येवायं लब्ध्वानंदी भवति। રસ એ જ તે બ્રહ્મ છે, રસરૂપ બ્રહ્મને અનુભવીને આનંદરૂપ થાય છે.' વળી, 'सत्यं ज्ञानमनंतं ब्रह्म। સત્ય, જ્ઞાન અને અનંત બ્રહ્મ છે' એમાં કહેલો બ્રહ્મ અને 'तरति शोकं आत्मवित्। આત્માને જાણનારો શોકને તરે છે,' એમા કહેલો આત્મ શબ્દથી જે આત્મા કહ્યો છે તે જ રસ છે, એટલે સારરૂપ–આનંદરૂપ છે. એ રસને, એટલે આનંદરૂપ બ્રહ્મને, 'હું બ્રહ્મ છું,' એ પ્રકારના જ્ઞાનથી પ્રાપ્ત કરીને, પુરુષ આનંદી એટલે નિરતિશય સુખવાળો થાય છે. એ જ બ્રહ્મજ્ઞાનથી થયેલો આનંદ છે. બ્રહ્મ અને આત્માની એકતાના જ્ઞાન વિના અન્ય કોઈ પણ સાધનથી નિરતિશય સુખની પ્રાપ્તિ થતી નથી એ પરમાનંદરૂપ બ્રહ્મની પ્રાપ્તિમા, બ્રહ્મ અને આત્માની એકતાનુ કારણ જ્ઞાન જ છે, અન્ય કંઇ પણ નથી ૨

અવતરણિકા–ઉપર અન્વયમુખે કરીને ઇષ્ટપ્રાપ્તિ અને અનિષ્ટની નિવૃત્તિનું પ્રતિપાદન કરવાવાળા વાક્યો દર્શાવ્યાં; હવે અન્વય અને વ્યતિરેકથી, ઇષ્ટ પ્રાપ્તિ અને અનિષ્ટની નિવૃત્તિનું પ્રતિપાદન કરવાવાળા વાક્યોનો ભાવાર્થ દર્શાવે છે.

प्रतिष्ठां विंदते स्वस्मिन्यदा स्यादथ सोऽभयः
कुरुतेऽस्मिन्नंतरं चेदथ तस्य भयं भवेत् ॥३॥

वायुः सूर्यो वह्निरिंद्रो मृत्युर्जन्मांतरेंऽतरम्।
कृत्वा धर्मं विजानंतोऽप्यस्माद्भीत्या चरंति हि ॥४॥
आनंदं ब्रह्मणो विद्वान्न बिभेति कुतश्चन ।
एतमेव तपेन्नैषा चिंता कर्माग्निसंभृता ॥५॥

શબ્દાર્થ-જ્યારે તે (મુમુક્ષુ પુરુષ) પોતામાં (આત્મસ્વરૂપમાં) પ્રતિષ્ઠા(સ્થિતિ)ને પામે છે ત્યારે તે (મુમુક્ષુ પુરુષ) અભય થાય છે; અને જો આમાં(સ્વસ્વરૂપમાં) અંતર (ભેદ) કરે છે ત્યારે તેને ભય થાય છે. (૩) વાયુ, સૂર્ય, અગ્નિ, ઇંદ્ર અને મૃત્યુ, જન્માંતરમાં ધર્મને વિશેષે કરી જાણતા છતાં પણ, અંતરઆત્મામાં અંતરબુદ્ધિ-ભેદબુદ્ધિ કરવાથી બ્રહ્મથી-બ્હીકના માર્યા દોડે છે, (અર્થાત્ પોતપોતાના અધિકારમાં પ્રવૃત્ત થાય છે) એ વાત પ્રસિદ્ધ છે. (૪) પણ-બ્રહ્મના આનંદને જાણનાર કોઇથી પણ બ્હીતો નથી; અને તેમ જ, કર્મરૂપ અગ્નિથી મેળવેલી ચિંતા એને સંતાપતી નથી. ૫

## ચન્દ્રકાન્ત વિવરણ

ગુરુ-'यदा ह्येवैष एतस्मिन्नदृश्येऽनात्म्येऽनिरुक्तेऽनिलयनेऽभयं प्रतिष्ठां विंदतेऽथ सोऽभयं गतो भवति॥ જ્યારે મુમુક્ષુ પુરુષ, *તત્ત્વવેત્તાના અનુભવથી* ગમ્ય એટલે અપરોક્ષ, અદૃશ્ય એટલે ઇંદ્રિયોને અગોચર, અનાત્મ એટલે સ્વસ્વરૂપપણાની મમતારહિત, અનિરુક્ત એટલે શબ્દથી જેનું નિર્વચન થઇ શકે નહિ તેવા, અનિલયન એટલે લયના આધાર રહિત એટલે પોતાના મહિમામાં રહેલા એવા સ્થાન રહિત અભય એટલે ભયના હેતુરૂપ જે ભેદ તેથી રહિત, અદ્વૈત બ્રહ્મરૂપે પોતાને જાણે; તેમ સંશય અને વિપર્યય રહિત સ્થિતિવાન્ બની, હું બ્રહ્મ, એ પ્રકારની દૃઢ સ્થિતિને, ગુરુને શરણે જવાથી અને વેદાંત શાસ્ત્રનાં શ્રવણ આદિ કરવાથી, પામે છે, ત્યારે તે મુમુક્ષુ, અભય-ભય-ભેદ-રહિત, મોક્ષરૂપ અદ્વિતીય બ્રહ્મને પ્રાપ્ત થાય છે.' એમ જ્યારે સ્વસ્વરૂપમાં સંશય અને વિપર્યય રહિત સ્થિતિને પામે છે, ત્યારે તે અભયરૂપ મોક્ષને પ્રાપ્ત થાય છે. સ્વસ્વરૂપમાં સંશય અને વિપર્યય રહિત સ્થિતિ જ સંસારરૂપ અનર્થની નિવૃત્તિનું સાધન છે, બીજું નથી.

'यदा ह्येवैष एतस्मिन्नुदरमंतरं कुरुतेऽथ तस्य भयं भवति । જ્યારે આ (મુમુક્ષુ પુરુષ), આમાં (અદૃશ્યાદિ ગુણવાળા પ્રત્યગ્‌ભિન્ન બ્રહ્મમાં) થોડો પણ ભેદ ('હું ઉપાસક છું,' 'બ્રહ્મ ઉપાસ્ય છે' એ પ્રકારનો ભેદ) જુવે છે, ત્યારે તેને (ભેદ દૃષ્ટિવાળા પુરુષને) ભય એટલે સંસારનું દુઃખ થાય છે. એ શ્રુતિનાં વચનોમાં અન્વય અને વ્યતિરેકથી અનર્થની નિવૃત્તિ અને ઇષ્ટની પ્રાપ્તિ દર્શાવી છે. એમ જેને સ્વસ્વરૂપનું અપરોક્ષજ્ઞાન થયું છે, તે જ મોક્ષને પામે છે; પણ જેને સ્વસ્વરૂપનું જ્ઞાન થયું નથી, એટલે ભેદદૃષ્ટિ છે, તેને સંસારનાં દુઃખની નિવૃત્તિ થતી નથી, તો મોક્ષ તો ક્યાંથી જ પ્રાપ્ત થાય ? ૩

હે શિષ્ય ! હંમેશાં જ ભેદદર્શીને ભય થાય છે, વાયુ, સૂર્ય, અગ્નિ, ઇંદ્ર અને મૃત્યુ આ પાંચ દેવો, જગતના નિયામક છે. તેઓ જન્માંતરમાં ઇષ્ટાપૂર્તાદિરૂપ ધર્મને સારી રીતે જાણીને, તેનું અનુષ્ઠાન કરતા હતા; તો પણ જીવ અને બ્રહ્મનો ભેદ માનવાથી વર્તમાન જન્મમાં તેઓને બ્રહ્મનો ભય લાગે છે, અને તેથી પોતપોતાના અધિકારમાં સાવધાનપણાથી સદા પ્રવૃત્ત રહેવું પડે છે. '*भीषाऽस्माद्वातः पवते भीषोदेति सूर्यः । भीषाऽस्मा*दग्निश्चेंद्रश्च मृत्युर्धावति पंचमः । વાયુ આથી (બ્રહ્મથી) બ્હીકનો માર્યો વાય છે; સૂર્ય બ્હીકનો માર્યો ઉદય પામે છે; બ્હીકનો માર્યો અગ્નિ પ્રકાશે છે; ઇંદ્ર પોતાનો અધિકાર ચલાવે છે, ને પાંચમો મૃત્યુ દોડ્યા જ કરે છે.' એમ તૈત્તિરીયકોપનિષતની શ્રુતિમાં વાયુ આદિને, બ્રહ્મના ભયથી, પોતપોતાના અધિકારમાં પ્રવૃત્ત થવાનું કહ્યું છે, તેનું કારણ ભેદદર્શીપણું છે. વળી 'भयादस्याग्निस्तपति भयात्तपति सूर्यः । भयादिंद्रश्च वायुश्च मृत्युर्धावति पंचमः । બ્રહ્મના ભયથી અગ્નિ તપે છે; સૂર્ય તપે છે; ભયથી ઇંદ્ર અને વાયુ પોતપોતાનું કામ કરે છે, ને પાંચમો મૃત્યુ દોડે છે;' એવી રીતે કઠવલ્લીમાં પણ યમ રાજાએ નચિકેતા પ્રત્યે કહ્યું છે.૪

શિષ્ય-'આત્મવિત્ શોકને તરે છે' ઇત્યાદિ શ્રુતિવાક્યોમાં, અનર્થની નિવૃત્તિ થવામાં બ્રહ્માનંદના જ્ઞાનનું કારણપણું સ્પષ્ટ પ્રતીત થતું નથી.

ગુરુ–'आनद ब्रह्मणो विद्वान बिभेति-कुतश्चन०। બ્રહ્મનાં સ્વરૂપભૂત આનંદને અપરોક્ષપણાથી જાણતો પુરુષ, ઐહિક કે પારલૌકિક, કોઈ પણ ભયના સાધનોથી ભય પામતો નથી,' આવી શ્રુતિ છે તેમા ભયરૂપ અનર્થની નિવૃત્તિ પ્રત્યે બ્રહ્માનંદના જ્ઞાનનું કારણ સ્પષ્ટ કહ્યુ છે. ચોર, સર્પ, સિંહાદિ ભય ઉત્પન્ન કરવાવાળાં છે, માટે તે ઐહિક ભયના સાધનો કહેવાય છે, અને પાપાદિ પરલોકમા ભયને ઉત્પન્ન કરે છે, તેથી તે પારલૌકિક ભયના સાધનો કહેવાય છે. દેહમા આત્માધ્યાસથી ચોર, સિંહ, સર્પાદિ ઐહિક ભયના સાધનોથી ભય થાય છે, પણ આત્માધ્યાસથી, જ્ઞાનીને જ્ઞાનથી, તે ભય થતો નથી. પાપ કરવાવાળાને પાપથી ભય થાય છે, તે પાપ કામક્રોધાદિકથી થાય છે કામક્રોધાદિક દ્વૈતની પ્રતીતિથી થાય છે, અને એ દ્વૈતપ્રતીતિ અજ્ઞાનથી થાય છે હવે જ્ઞાનથી અજ્ઞાનનો નાશ થઈ જવાથી જ્ઞાનીને પાપથી ભય નથી, તેથી જ્ઞાનીને ઐહિક કે પારલૌકિક કોઈ પણ ભય નથી

શિષ્ય–'आनद ब्रह्मण।' 'બ્રહ્મનો આનંદ' એમ કહેવાથી જેમ દેવદત્તનુ ધન, એ વાક્યમાં દેવદત્ત અને ધનનો ભેદ પ્રતીત થાય છે, તેમ બ્રહ્મ અને આનંદનો પણ ભેદ પ્રતીત થાય છે, તેથી અદ્વૈત સિદ્ધાંતનો વિરોધ જણાય છે

ગુરુ–એક જ દૈત્યમાથી રાહુ અને કેતુ થયા છે મસ્તકરૂપ રાહુ છે અને ધડરૂપ કેતુ છે, તો પણ 'રાહુનુ મસ્તક' એવી રીતે શાસ્ત્રમા ભેદનો વ્યવહાર થાય છે તે વ્યવહાર જેમ ઔપચારિક, ગૌણ, બોલવા માત્ર છે, તેમ 'બ્રહ્મનો આનંદ' એ શ્રુતિમાં પણ, બ્રહ્મ અને આનંદના ભેદનો વ્યવહાર ઔપચારિક જ છે

શિષ્ય–જ્ઞાનીને પાપાદિથી ભય નથી, એમ તમે ક્યાથી જાણ્યુ ?

ગુરુ–'एत ह वाव न तपति किमह साधु नाकरवं किमह पापमकरवम्। મેં પુણ્ય શા માટે ન કર્યું ? મેં પાપ શા માટે કર્યું ? આ પ્રકારની ચિંતા જ્ઞાનીને તપાવતી નથી 'એ શ્રુતિ પ્રમાણે જ્ઞાનીને પાપાદિથી ભય નથી, એમ જાણવામા આવે છે. જાણ કે પુણ્ય અને પાપરૂપ કર્મ અગ્નિની પેઠે તપાવે છે 'મેં પુણ્ય શા માટે ન કર્યું ?' એ પ્રમાણે ન કરેલુ પુણ્ય સતાપે છે, અને 'મેં પાપ શા માટે કર્યું ?' એવી રીતે કરેલુ પાપ સતાપે છે, માટેજ તે કર્માગ્નિ કહેવાય છે પણ એ કર્માગ્નિ, જ્ઞાનીને સતાપતો નથી, તે તો અજ્ઞાનીને જ સતાપે છે કેમકે અજ્ઞાની તો ચિંતાએ કરી સદા તપતો જ હોય છે ૫

અવતરણિકા–'કર્માગ્નિ જ્ઞાનીને તપાવતો નથી,' એના કારણ વિષે શિષ્ય પ્રશ્ન કરે છે અને ગુરુ તેનુ ઉત્તર આપે છે

**एवं विद्वान्कर्मणी द्वे हित्वात्मानं स्मरेत्सदा।**
**कृते च कर्मणी स्वात्मरूपेणैवैव पश्यति॥ ६**

શબ્દાર્થ–આનંદરૂપ બ્રહ્મને જાણનારો, પુણ્ય અને પાપરૂપ કર્મોને તજીને, સદા આત્માનુ સ્મરણ કરે છે, અને તે જ્ઞાની કરેલા પુણ્યપાપરૂપ બે કર્મોને, પોતાના આત્મારૂપે જ જુવે છે ૬

## ચન્દ્રકાન્ત વિવરણ

શિષ્ય–પુણ્ય અને પાપરૂપ કર્માગ્નિ જ્ઞાનીને તપાવતો નથી, તેનું શુ કારણ ?

ગુરુ–'स य एवं विद्वानेते आत्मान स्पृणुते।' જે પુરુષ એ પ્રકારે, એટલે 'स यश्चाय पुरुषे यश्चासा वादित्ये स एक । તે જે આ આનંદરૂપ પરમાત્મા વિરાટ્ પુરુષમા છે, જે આ સૂર્યમાં છે, તે એક જ,' એટલે સજાતીય, વિજાતીય અને સ્વગત ભેદરહિત છે, એ પ્રમાણે જાણતો પુરુષ પ્રવૃત્ત થાય છે, તે પુણ્ય અને પાપરૂપ કર્મોને તજીને, બ્રહ્મથી અભિન્ન પ્રત્યગાત્માનુ સદા સ્મરણ કરે છે. તાત્પર્ય કે, તત્ત્વવેત્તાએ પુણ્ય અને પાપરૂપ કર્મનો તો, તેના મિથ્યાપણાના અનુસધાનથી, ત્યાગ કરી દીધો છે, માટે તેને પુણ્યપાપરૂપ કર્મની ચિંતા થતી નથી, ત્યારે તેને પુણ્યપાપથી તાપ તો ક્યાથી જ થાય ? उभे ह्येवैष एते आत्मान स्पृणुते। તત્ત્વજ્ઞાની, દેહ અને ઇંદ્રિયાદિકની પ્રવૃત્તિથી થયેલા પુણ્યપાપરૂપ કર્મોને, 'इद सर्वं यदयमात्मा। જે આ પરિદૃશ્યમાન સર્વ છે, તે આ આત્મા છે,' ઇત્યાદિ વચનમા કહ્યા પ્રમાણે, પોતાના આત્મારૂપ જ જાણે છે, ને તેથી પુણ્યપાપકર્મરૂપ અગ્નિ તેને તપાવતા નથી જેમ સત્યબુદ્ધિથી ગ્રહણ કરનારને અગ્નિથી તાપ થાય છે, પણ

મિથ્યાબુદ્ધિથી ત્યાગ કરનારને અગ્નિથી તાપ થતો નથી; તેમ પુણ્યપાપરૂપ કર્મોથી પણ, તેને અર્થાત્ સત્યતાબુદ્ધિથી ગ્રહણ કરનાર અજ્ઞાનીને તાપ થાય છે, પણ મિથ્યાબુદ્ધિથી ત્યાગ કરનાર જ્ઞાનીને તાપ થતો નથી. જ્ઞાની તો સંપૂર્ણ વાસનાઓને તજી, સદા આત્માનું જ ચિંતન કરે છે. વળી જ્ઞાની પુણ્યપાપરૂપ કર્મને પોતારૂપ જાણે છે, પણ પોતાથી જૂદાં જાણતો નથી; તેથી જેમ સૂર્ય પોતાથી ભિન્ન પૃથ્વ્યાદિને તપાવે છે, પણ પોતારૂપ સૂર્યને તપાવતો નથી, તેમ તે કર્મો પોતાથી ભિન્ન જાણનાર અજ્ઞાનીને તપાવે છે, પણ પોતારૂપ જાણનાર જ્ઞાનીને પોતાને તપાવતાં નથી. ૬

અવતરણિકા-શિષ્ય 'જ્ઞાનીને કર્માગ્નિથી તાપ થતો નથી,' એ વિષે પ્રશ્ન કરે છે, અને ગુરુ મુંડક શ્રુતિનું પ્રમાણ આપીને તેનું ઉત્તર આપે છે.

**भिद्यते हृदयग्रंथिश्छिद्यंते सर्वसंशयाः ।**
**क्षीयंते चास्य कर्माणि तस्मिन्दृष्टे परावरे॥७**

**શબ્દાર્થ**-તે પરાવર-પરમાત્મા જોવામાં આવે છે ત્યારે, (પરમાત્માનો સાક્ષાત્કાર કરનારના) હૃદયગ્રંથિ (બુદ્ધિ અને આત્માની એકતારૂપ) ભેદાય છે, સર્વ સંશયો છેદાય છે, અને કર્મો ક્ષીણ થાય છે. ૭

**ચન્દ્રકાન્ત વિવરણ**

શિષ્ય-જ્ઞાની પુણ્યપાપરૂપ કર્મને આત્મરૂપે જુવે છે, અને તેથી તેને પુણ્યપાપરૂપ કર્મ તપાવતાં નથી, એ કંઈ હૃદયમાં ઉતરતું નથી; કારણ કે જો સંપૂર્ણ પુણ્ય અને પાપ પ્રતીત થાય તો તેને આત્મરૂપ જોઈ શકાય; પણ સંપૂર્ણ પુણ્ય અને પાપ પ્રતીત થતાં નથી. આ સંસાર અનાદિ છે, તેમાં જીવોના જન્મો અસંખ્ય થયા હોય છે, તેમાં કરેલાં પુણ્યપાપ પણ અસંખ્ય હોય છે, તે સર્વ આ એક જન્મમાં કંઈ જણાતાં નથી, કે જેથી જ્ઞાની તેને આત્મરૂપે જોઈ શકે. વળી, 'नाभुक्तं क्षीयते कर्म कल्पकोटिशतैरपि। અભુક્ત (ન ભોગવેલું) કર્મ, કરોડો કલ્પો વીતી જાય, તોપણ ક્ષીણ થતું નથી,' એવું એ વચન છે. તેથી, ભોગ વિના ક્ષીણ ન થયેલાં કર્મો, જ્ઞાનીને પણ તપાવશે જ.

ગુરુ-'ज्ञानाग्निः सर्वकर्माणि भस्मसात्कुरुतेऽर्जुन। હે અર્જુન! જ્ઞાનરૂપ અગ્નિ સર્વ કર્મોને ભસ્મસાત્ કરે છે.' વળી, 'ज्ञानाग्निदग्धकर्माणं तमाहुः पंडितं बुधाः। જેનાં કર્મો જ્ઞાનરૂપી અગ્નિથી બળી ગયાં છે, તેને વિદ્વાનો પંડિત કહે છે;' ઇત્યાદિ વચનોનાં પ્રમાણથી જણાશે કે, તત્ત્વજ્ઞાનથી અસંખ્ય જન્મોમાં કરેલાં અગણિત પુણ્યપાપરૂપ કર્મોનો નાશ થઈ જાય છે, એટલે તેને આત્મરૂપ જ પ્રતીત થાય છે; અને તેથી તે કર્મો જ્ઞાનીને તપાવતાં નથી. આ વિષયમાં 'भिद्यते हृदयग्रंथिः०' હૃદયગ્રન્થિ ભેદાય છે, સર્વ સંશય છેદાય છે, તેનાં કર્મ માત્ર ક્ષીણ થાય છે-જે તે પરાવરનું દર્શન કરે છે તેનાં જ; એમ મુંડકોપનિષત્ શ્રુતિ ભણે છે.

તે શ્રુતિનું રહસ્ય આવું છે: પરાવર એટલે પરમાત્મા; લોકવ્યવહારમાં બ્રહ્મદેવનું પદ, સર્વ કરતાં ઉત્તમ છે. તે પદ પણ પરમાત્માની અપેક્ષાથી નિકૃષ્ટ છે, એટલા જ માટે પરમાત્મા પરાવર કહેવાય છે. એ પરમાત્માનો સાક્ષાત્કાર થવાથી હૃદયનો ગ્રન્થિ ભેદાય છે. બુદ્ધિ અને ચિદાત્માનો ગ્રન્થિની પેઠે દૃઢ સંયોગ, એટલે બુદ્ધિના કર્તૃત્વાદિ ધર્મોનો ચિદાત્મામાં આરોપ અને ચિદાત્માનાં સ્ફુરણરૂપ ધર્મનો બુદ્ધિમાં આરોપ, એવી રીતે ચિત્ અને જડનો અન્યોન્યાધ્યાસ તે ગ્રન્થિ કહેવાય છે. હવે, (૧) 'આત્મા, દેહ અને ઇંદ્રિયાદિકથી ભિન્ન છે કે ભિન્ન નથી?' અને (૨) 'આત્મા કર્તૃત્વાદિ ધર્મવાળો છે કે કર્તૃત્વાદિ ધર્મરહિત છે?' તથા, (૩) 'આત્મા અકર્તા હોય, તોપણ તે આત્માને બ્રહ્મથી ભેદ છે કે ભેદ નથી?' વળી, (૪) 'આત્મા બ્રહ્મથી અભિન્ન હોય, તોપણ તેનું જ્ઞાન કર્માદિકની સાથે મુક્તિનું સાધન છે કે કેવળ જ્ઞાન જ મુક્તિનું સાધન છે?' તેમ, (૫) 'આત્મા એક છે કે અનેક છે?' ઇત્યાદિ અનેક સંશયો પરમાત્મા વિષે, તેનાં સંબંધી અજ્ઞાનને લીધે થાય છે. પણ જેમ સૂર્યના સાક્ષાત્કારથી અંધકાર નિવૃત્ત થાય છે, તેમ પરમાત્માના સાક્ષાત્કારથી તે સર્વ સંશયો નિવૃત્ત થાય છે. જ્યાંસુધી વસ્તુનો સાક્ષાત્કાર ન થયો હોય, ત્યાં સુધી સંશયો થાય છે, પણ વસ્તુનો સાક્ષાત્કાર થયા પછી સંશય કે વિપર્યય, કંઇ પણ રહેતું નથી.

હવે પરમાત્માનો સાક્ષાત્કાર થવાથી સર્વ કર્મો ક્ષીણ થાય છે. કર્મો ત્રણ પ્રકારનાં છેઃ—સંચિત, ક્રિયમાણ અને પ્રારબ્ધ. પરમાત્માના સાક્ષાત્કારથી સચિત કર્મોનો નાશ થાય છે; ભોગે કરીને પ્રારબ્ધ કર્મનો ક્ષય થાય છે, અને, 'હું અસંગ છું, નિષ્ક્રિય છું, નિરવયવ છું, અકર્તા છું, અભોક્તા છું,' એવી રીતે આત્મતત્ત્વનાં જ્ઞાનથી, જેમ કમળનાં પત્રને જળનો સ્પર્શ થતો નથી તેમ, આત્મતત્ત્વજ્ઞાનીને ક્રિયમાણ કર્મોનો સ્પર્શ થતો નથી.

શિષ્ય—ત્યારે 'હજારો ને કરોડો કલ્પ વીતી જાય, તો પણ ભોગવ્યા વિના કર્મ ક્ષીણ થતું નથી:' એ વચનની શી ગતિ ?

ગુરુ—એ વચન અજ્ઞાની સંબંધે છે, એટલે 'અજ્ઞાનીનાં કર્મ, ભોગવ્યા વિના કરોડો કલ્પ વીતી જાય તો પણ, ક્ષીણ થતાં નથી,' એવો તેનો અર્થ છે. અભુક્ત એ વચન અજ્ઞાનીપર છે, એમ માનવાથી જ, 'જ્ઞાનરૂપ અગ્નિ સર્વ કર્મને બાળી મૂકે છે,' ને 'જેનાં કર્મ જ્ઞાનરૂપી અગ્નિથી બળી ગયાં છે, તેને વિદ્વાનો પંડિત કહે છે,' એ ગીતાનાં વચનોનો અને 'અભુક્ત' એ વચનનો વિરોધ આવતો નથી; કેમકે ગીતાવચનો જ્ઞાની માટે છે, અને આ વચન અજ્ઞાની માટે છે. એવી રીતે સર્વ વચનોનો વિષયવિભાગ થાય છે. ૭

અવતરણિકા-એ પરથી શ્રુતિસ્મૃતિનાં પ્રમાણ આપીને, શિષ્ય કર્મોની જ્ઞાન પ્રત્યે કારણતા વિષે પ્રશ્ન કરે છે, અને ગુરુ તેનું ઉત્તર આપે છે.

**तमेव विद्वानत्येति मृत्युं पंथा न चेतरः।**
**ज्ञात्वा देवं पाशहानिः क्षीणैः क्लेशैर्न जन्मभाक् ॥ ८ ॥**

શબ્દાર્થ—તેને જ ( પરમાત્માને જ ) જાણનારો મૃત્યુ(સંસાર)નો પણ અતિક્રમ કરે છે; જવાનો બીજો માર્ગ નથી. દેવ(પરમાત્મા)ને જાણીને, પાશ(રાગદ્વેષાદિક)ની હાનિ થાય છે, અને ક્લેશ માત્ર ક્ષીણ થતાં, મનુષ્યને જન્મ ભોગવવો પડતો નથી. ૮

### ચન્દ્રકાન્ત વિવરણ

શિષ્ય—'कुर्वन्नेवेह कर्माणि जिजीविषेच्छतं समाः।
एवं त्वयि नान्यथेतोऽस्ति न कर्म लिप्यते नरे॥

આ નરદેહમાં જ કર્મોને કરતો પુરુષ સો વર્ષો સુધી જીવવાની ઇચ્છા કરે છે; એવી રીતે તારે વિષે (સો વર્ષ પર્યન્ત જીવવાની ઇચ્છાવાળા પુરુષ વિષે) પણ એથી (કર્મ માર્ગથી) અન્ય પ્રકાર નથી; કર્મ પુરુષમાં લેપાતું નથી.' એ ઇશાવાસ્યોપનિષતની શ્રુતિમાં કેવળ કર્મ જ મોક્ષનુ કારણ છે, એમ કહ્યું છે. વળી,

'विद्यांचाविद्यां च यस्तद्वेदोभयं सह ।
अविद्यया मृत्युं तीर्त्वा विद्ययाऽमृतमश्नुते ॥

જે વિદ્યા અને અવિદ્યાને સાથે જ જાણે છે, તે અવિદ્યાથી મૃત્યુને તરી જઈ, વિદ્યાથી અમૃત ભોગવે છે,' એ ઇશાવાસ્યની બીજી શ્રુતિમાં જ્ઞાન અને કર્મ એ બન્ને મોક્ષમાં કારણ છે, એમ કહ્યું છે. વળી,

'कर्मणैव हि संसिद्धिमास्थिता जनकादयः ।

જનકાદિકો કર્મથી જ સંસિદ્ધિને પ્રાપ્ત થયા છે,' એ ગીતાવચનમાં કેવળ કર્મનું મોક્ષ પ્રત્યે કારણ કહ્યું છે. વળી,

'यथान्नं मधुसंयुक्तं मधु चान्नेन संयुतम् ।
एवं तपश्च विद्या च संयुक्तं भेषजं महत् ॥

જેમ મધમાં મળેલું અન્ન ને અન્નથી મળેલું મધ, મોટું ઔષધ થાય છે, એમ વિદ્યા અને તપ (કર્મ) મોટું ઔષધ છે.' એ શ્રુતિમાં જ્ઞાન અને કર્મ એ બન્ને મળે તો તે મોક્ષનું કારણ થઈ પડે છે, એમ જણાવે છે. એવી રીતે કોઈ શ્રુતિસ્મૃતિમાં કેવળ કર્મનું મોક્ષમાં કારણ કહ્યું છે, અને કોઈ શ્રુતિસ્મૃતિમાં જ્ઞાન અને કર્મને સમુદિત મોક્ષનું કારણ કહ્યું છે, એ સર્વ ગોટાળો સમજાવો.

ગુરુ—કશો પણ ગોટાળો નથી, પણ થોડી સમજશક્તિથી એમ ભાસે છે. (૧) 'कुर्वन्नेवेह०' એ શ્રુતિમાં 'લેપાતું નથી,' તેનો અર્થ મોક્ષ નથી, પણ પાપની નિવૃત્તિ છે, તેથી કેવળ કર્મ મોક્ષમા કારણ છે, એમ પ્રતિપાદન કરવાવાળી એ શ્રુતિ નથી. (૨) 'विद्यां चाविद्यां च०' એ શ્રુતિમાં જે 'વિદ્યા' શબ્દ છે, તેનો અર્થ ઉપાસના છે, પણ જ્ઞાન નથી; તેથી જ્ઞાન અને કર્મ મળી બન્ને મોક્ષમાં કારણ છે, એમ પ્રતિપાદન કરવાવાળી એ શ્રુતિ નથી. (૩) 'कर्मणैव हि संसिद्धि०' એ ગીતાવાક્યમાં સંસિદ્ધિ શબ્દનો અર્થ મોક્ષ નથી,

પણ જ્ઞાનનાં સાધન, ચિત્ત શુદ્ધિરૂપ છે કે જે પૂર્વે સમજાવ્યું જ છે. એ ગીતાવાક્ય, કેવળ કર્મથી મોક્ષ થાય છે, એ પ્રતિપાદન કરવાવાળું નથી. (૪) 'यथात्रं मधुसंयुक्तं०।' એ સ્મૃતિવચનમાં, વિદ્યા શબ્દ છે, તેનો અર્થ પણ ઉપાસના છે, પણ મોક્ષ નથી; તેથી તે સ્મૃતિવચન પણ, જ્ઞાન અને કર્મ મળીને બન્ને મોક્ષમાં કારણ છે, એમ પ્રતિપાદન કરતાં નથી. શ્રુતિ અને સ્મૃતિઓમા રહેલા અલેપ, વિદ્યા અને સંસિદ્ધિ શબ્દોના અર્થો યથાર્થ ન જાણવાથી, તું મોક્ષ પ્રત્યે કેવળ કર્મની અને જ્ઞાન તથા કર્મ એ બને ભેગા મળવાથી જ મોક્ષ થાય છે એવી આશંકા કરે છે, પણ શ્રુતિમાં તો જ્ઞાનથી અન્ય કોઈ પણ મોક્ષનુ કારણ જ કહ્યું નથી, પણ નિષેધ જ કર્યો છે.

શિષ્ય–કયી શ્રુતિમા નિષેધ કર્યો છે?

ગુરુ–'तमेव विदित्वातिमृत्युमेति नान्यः पथाविद्यतेऽयनाय। તેને (પરમાત્માને) જાણીને જ મૃત્યુ (સસાર)ને અતિક્રમ કરી જાય છે, મોક્ષ માટે અન્ય (પરમાત્માનાં જ્ઞાનથી અન્ય કેવળ કર્મરૂપ અથવા તો જ્ઞાન અને કર્મ બન્ને સમુદિતરૂપ) માર્ગ નથી.' એ શ્વેતાશ્વતરોપનિષદ્‌ની શ્રુતિમાં, મોક્ષ થવામાં જ્ઞાનથી અન્ય કારણનો નિષેધ જ કર્યો છે.

શિષ્ય–એ શ્રુતિઓમાં અન્વય અને વ્યતિરેકે કરી ઐહિક અનર્થની નિવૃત્તિ જ મુખ્યતાએ કરી પ્રતીત થાય છે; પણ પારલૌકિક અનિષ્ટની નિવૃત્તિ પ્રતીત થતી નથી.

ગુરુ–'ज्ञात्वा देवं सर्वपाशापहानिः क्षीणैः क्लेशैर्जन्ममृत्युप्रहाणिः। દેવ એટલે સ્વયપ્રકાશ પ્રત્યગભિન્ન બ્રહ્મ તેને અપરોક્ષપણાએ જાણીને, તે જાણનાર પુરુષના રાગદ્વેષાદિ સર્વ પાશોની હાનિ થાય છે. એ રાગદ્વેષાદિ ક્લેશો ક્ષીણ થવાથી તે તત્ત્વવેત્તા ભાવી જન્મને પ્રાપ્ત થતો નથી,' એ શ્વેતાશ્વતરોપનિષતની શ્રુતિમાં પારલૌકિક અનિષ્ટના અભાવનું અને તેનાં કારણના અભાવનું પ્રતિપાદન કર્યું છે. એ પરથી સમજાશે કે, પરમાત્માનાં અપરોક્ષજ્ઞાનથી ઐહિક અને પારલૌકિક સર્વ અનિષ્ટની નિવૃત્તિ થાય છે. ૮

અવતરણિકા–શોક તરવા આદિ ફળના અનુભવના અભાવમાં, શિષ્ય પ્રશ્ન કરે છે, અને ગુરુ તેનું ઉત્તર આપે છે.

**देवं मत्वा हर्षशोकौ जहात्यत्रैव धैर्यवान्।**
**नैनं कृताकृते पुण्यपापे तापयतः क्वचित्॥९**
**इत्यादिश्रुतयो बह्वयः पुराणैः स्मृतिभिः सह**
**ब्रह्मज्ञानेऽनर्थहानिमानंदं चाप्यघोषयन्॥१०**

**શબ્દાર્થ**–ધૈર્યવાન્ (બ્રહ્મચર્યાદિ સાધનસંપન્ન) દેવ (સચ્ચિદાનંદરૂપ પરમાત્મા)ને જાણીને, આ જન્મમાં જ હર્ષ અને શોકને તજે છે; કરેલાં અને ન કરેલાં પુણ્ય અને પાપ તત્ત્વવેત્તાને કોઈ કાળે સંતાપતાં નથી; (૯) ઇત્યાદિ પુરાણો તથા સ્મૃતિઓનાં વચનો, બ્રહ્મજ્ઞાન થતાં જ, અનર્થની હાનિને અને આનંદને પણ કહે છે. ૧૦

## ચન્દ્રકાન્ત વિવરણ

શિષ્ય–શોક તરવા આદિ ફળ, કેવળ સાભળવા જ માત્ર છે, પણ અનુભવમાં આવતા નથી, કારણ કે ઇષ્ટની પ્રાપ્તિ અને અનિષ્ટની નિવૃત્તિ માટે, અજ્ઞાનીની પેઠે, જ્ઞાનીની પણ પ્રવૃત્તિ જોવામાં આવે છે.

ગુરુ–જેને દૃઢ અપરોક્ષજ્ઞાન થયુ હોય તેવા જ્ઞાનીની ઇષ્ટપ્રાપ્તિ માટે અને અનિષ્ટની નિવૃત્તિ માટે પ્રવૃત્તિ થતી નથી. કઠશ્રુતિમાં કહ્યુ છે કે, 'अध्यात्मयोगाधिगमेन देवं मत्वा धीरो हर्षशोकौ जहाति। ધીર (સાધન સપન્ન પુરુષ) અધ્યાત્મજ્ઞાનથી દેવ (પરમાત્મા)ને જાણીને, હર્ષ તથા શોકને તજે છે,' એટલે ઇષ્ટની પ્રાપ્તિ માટે અને અનિષ્ટની નિવૃત્તિ માટે પ્રવૃત્તિનો ત્યાગ કરે છેઃ તે લાભથી હર્ષ પામતો નથી અને હાનિથી શોક કરતો નથી એ તત્ત્વવેત્તાને કરેલાં અને ન કરેલાં પુણ્ય પાપ, કોઈ કાળે સતાપતાં પણ નથી, કારણ કે યાજ્ઞવલ્ક્ય બ્રાહ્મણમાં, 'नैनं कृताकृते तपतः એને (તત્ત્વવેત્તાને) કરેલાં અને ન કરેલા પુણ્ય પાપ સંતાપતાં નથી,' એમ કહ્યું છે.

શિષ્ય–એ તો ઠીક ન કહ્યુ. હમણાં જ કહ્યુ કે, 'तपैवैषो० મેં પુણ્ય કેમ ન કર્યું, મેં પાપ કેમ કર્યું, એવી ચિંતા જ્ઞાનીને સતાપતી નથી,' અને વળી, આહી, કરેલાં ને નહિ કરેલાં પુણ્ય પાપ, કોઈ પણ કાળે સંતાપતાં નથી, એમ કહ્યુ, તેથી પુનરુક્તિ નામનો દોષ આવે છે.

ગુરુ–ન કરેલું પુણ્ય અને કરેલું પાપ, તત્ત્વવેત્તાને સતાપતાં નથી, એમ અમે અગાડી કહ્યુ છે અને અત્ર કરેલું અને ન કરેલું પુણ્ય તથા કરેલું અને ન કરેલું પાપ તત્ત્વવેત્તાને તપાવતા નથી, એમ કહ્યુ છે, તેથી પુનરુક્તિ દોષ નથી.

શિષ્ય–ન કરેલું પુણ્ય અને કરેલું પાપ, સતાપનાં હેતુ થઇ શકે છે, પણ કરેલું પુણ્ય અને ન કરેલું પાપ, સતાપનાં હેતુ કેવી રીતે છે?

ગુરુ—તાપ એટલે ચિત્તવિકાર. જેમ શોક, ચિત્તવિકાર છે, તેમ હર્ષ પણ ચિત્તવિકાર છે, તેથી શોક, અને હર્ષ બન્ને તાપ કહેવાય છે. જેમ ન કરેલું પુણ્ય, 'મેં પુણ્ય કર્યું નહિ,' એવી રીતે શોકરૂપ તાપ ઉત્પન્ન કરે છે, તેમ કરેલું પુણ્ય પણ, 'મેં પુણ્ય કર્યું!' એ પ્રમાણે હર્ષરૂપ તાપને ઉત્પન્ન કરે છે. જેમ કરેલું પાપ, 'મેં પાપ કર્યું, એ અનુચિત કર્યું.' એવી રીતે શોકરૂપ તાપને ઉત્પન્ન કરે છે, તેમ ન કરેલું પાપ પણ, 'મેં પાપ કર્યું નથી!' એ પ્રમાણે હર્ષરૂપ તાપને ઉત્પન્ન કરે છે. એ પ્રમાણે કરેલું પુણ્ય અને ન કરેલું પાપ પણ હર્ષરૂપ તાપનાં હેતુ છે. અવિકારી બ્રહ્મરૂપનાં જ્ઞાનથી, તત્ત્વવેત્તાને, કરેલું અને ન કરેલું પુણ્ય તથા કરેલું અને ન કરેલું પાપ, કોઇ કાળે પણ તપાવતા નથી, પરન્તુ તે તો માત્ર અજ્ઞાનીને જ તપાવે છે. ૯

શિષ્ય–બ્રહ્મજ્ઞાનથી આનંદરૂપ ઇષ્ટની પ્રાપ્તિ અને સંસારરૂપ અનિષ્ટની નિવૃત્તિમાં, ઉપર કહ્યાં તેટલા જ શ્રુતિસ્મૃતિના વાક્યો પ્રમાણો છે?

ગુરુ–ના, બીજાં ઘણાંએ છે (૧) 'इहचेदवेदीदथ सत्यमस्ति न चेदिहावेदीन्महती विनष्टिः। આમાં (દુર્લભ મનુષ્યદેહમા) જો (પરમાત્માને આત્મરૂપ) જાણે તો, સત્ય (ભૂત, ભવિષ્ય અને વર્તમાન એ ત્રણે કાળમા અબાધિત પરમાત્મરૂપ) થાય છે. જો આમા (મનુષ્ય દેહમાં) પરમાત્માને આત્મરૂપ ન જાણે તો મોટો વિનાશ છે.' તાત્પર્ય કે, તે અજ્ઞાની ચોરાશી લક્ષ યોનિમા ભટકતો ફરે છે. (૨) 'य एतद्विदुरमृतास्ते भवन्त्यथेतरे दुःखमेवापियन्ति। જે (મુમુક્ષુ પુરુષો) આને (બ્રહ્મને) જાણે છે, તેઓ અમૃત (બ્રહ્મરૂપ) થાય છે; અને અન્યો (જે પુરુષો બ્રહ્મને નથી જાણતા તેઓ) દુઃખને જ પ્રાપ્ત થાય છે' (૩) વળી, 'तद्यो यो देवानां प्रत्यबुध्यत स एव तदभवत्। દેવોમાના જે જે, તે (બ્રહ્મ)ને જાણતો હવો, તે તે જ (બ્રહ્મ) હોતો હવો.' (૪) વળી, 'निचाय्य तं मृत्युमुखात्प्रमुच्यते। તેને (બ્રહ્મને) નિશ્ચયપૂર્વક જાણીને, મૃત્યુનાં મુખથી મુક્ત થાય છે.' એ સર્વપરથી સમજવાનુ આમ છે,–'જેનો જન્મ થાય છે, તે પાછો મૃત્યુનાં મુખમાં પડે છે, એટલે તેના વશમાં થાય છે. પણ તત્ત્વવેત્તા તો વર્તમાન શરીરમાંથી છૂટ્યા પછી, પુનર્જન્મને પ્રાપ્ત થતો નથી, તેથી તે મૃત્યના મુખમાં પડતો નથી' એ સર્વ શ્રુતિઓ બ્રહ્મજ્ઞાનથી આનદની પ્રાપ્તિ અને સસારની નિવૃત્તિમાં પ્રમાણ છે.

(૫) 'सर्वभूतस्थमात्मानं सर्वभूतानि चात्मनि ।
संपश्यन्नात्मयाजी वै स्वाराज्यमधिगच्छति ॥

આત્માને સર્વ ભૂતમા રહેલો અને સર્વ ભૂતોને આત્મામાં રહેલાં જોતો, આત્મયાજી (આત્માનો યજ્ઞ કરનાર, આત્મજ્ઞાની) સ્વરાજ્ય–સ્વસ્વરૂપે કરી સ્થિતિરૂપ મોક્ષને પ્રાપ્ત થાય છે.' એ પુરાણ વચન, બ્રહ્મજ્ઞાનથી આનદની પ્રાપ્તિ અને સસારની નિવૃત્તિમાં પ્રમાણ છે (૬) વળી, 'क्षेत्रज्ञस्यात्मविज्ञानाद्विशुद्धिः परमा मता। આત્માનાં અપરોક્ષજ્ઞાનથી ક્ષેત્રજ્ઞ (જીવ)ની પરમશુદ્ધિ માની છે,' ઇત્યાદિ સ્મૃતિઓનાં વચનો, બ્રહ્મજ્ઞાનથી આનંદની પ્રાપ્તિ અને સંસારની નિવૃત્તિમાં પ્રમાણ છે. એ શ્રુતિ, સ્મૃતિ અને પુરાણો, એ સર્વનું તાત્પર્ય, બ્રહ્મજ્ઞાનથી પરમાનંદની પ્રાપ્તિ અને સસારની નિવૃત્તિમા જ છે; અન્યમાં નથી. ૧૦

---

## (૨) બ્રહ્મની આનંદરૂપતા અદ્વિતીયતા અને સ્વપ્રકાશપણાંની સિદ્ધિ

(૧૧–૩૨; ૨૨ શ્લોકો)

**અવતરણિકા**–આનંદના પ્રકાર કેટલા છે, તે વિષે શિષ્યે પૂછવાથી, ગુરુ તેના પ્રકાર કહે છે.

**आनंदस्त्रिविधो ब्रह्मानंदो विद्यासुखं तथा**
**विषयानंद इत्यादौ ब्रह्मानंदो विविच्यते ११**

**શબ્દાર્થ**–બ્રહ્માનંદ, વિદ્યાનંદ તથા વિષયાનંદ, એ પ્રમાણે આનંદ ત્રણ પ્રકારનો છે, તેમાં પ્રથમ બ્રહ્માનંદનું વિવેચન કરીએ છિયે. ૧૧

### ચન્દ્રકાન્ત વિવરણ

શિષ્ય–જેમ 'રામનો ઘોડો' એવી રીતે ઘોડાની સાથે 'રામનો' એ શબ્દનો યોગ કરવાથી રામ સિવાય 'બીજાના ઘોડા પણ છે,' એમ જાણવામાં આવે છે, તેમ તમે 'બ્રહ્માનંદ' એ શબ્દમાં બ્રહ્મ શબ્દની સાથે 'આનંદ' શબ્દનો પ્રયોગ કર્યો છે અને તેનો અર્થ 'બ્રહ્મનો આનંદ' એવો થાય છે, તેથી તેના સિવાય અન્ય આનંદ હોય એમ કલ્પના થાય છે, તો આનંદના પ્રકાર કેટલા છે તે કહો

ગુરુ–આનંદના પ્રકાર ત્રણ છે બ્રહ્માનંદ, વિદ્યાનંદ ને વિષયાનંદ એ ત્રણ પ્રકારના આનંદમાં બ્રહ્માનંદનું વિવેચન પ્રથમ કરીએ છીએ

શિષ્ય–આનંદ જો ત્રણ છે, તો તેમાં વિદ્યાનંદ અને વિષયાનંદને છોડી, બ્રહ્માનંદનું પ્રથમ વિવેચન કેમ કરો છો ?

ગુરુ–વિદ્યાનંદ અને વિષયાનંદનું મૂળ, બ્રહ્માનંદ જ છે, એટલા માટે બ્રહ્માનંદનું વિવેચન પ્રથમ કરીએ છીએ 'આત્માનંદ' અને 'અદ્વૈતાનંદ' એ બન્ને બ્રહ્માનંદના અંતર્ગત આનંદ છે. બારમા પ્રકરણમાં આત્માનંદનું વિવેચન કરીશું, અને તેરમા પ્રકરણમાં અદ્વૈતાનંદનું વિવેચન કરીશું એટલે કુલ બ્રહ્માનંદ, આત્માનંદ, અદ્વૈતાનંદ, વિદ્યાનંદ અને વિષયાનંદ એ પાંચ આનંદનું વિવેચન કરીશું ૧૧

અવતરણિકા–એ બ્રહ્માનંદના વિવેચનમાં પ્રથમ તૈત્તિરીયક શ્રુતિનો વિચાર કરતા, 'આનંદરૂપ બ્રહ્મ જાણવામાં આવે છે,' એવા અભિપ્રાયથી સંક્ષેપમાં ભૃગુવલ્લીનો અર્થ દર્શાવે છે

भृगुपुत्रः पितुः श्रुत्वा वरुणाद्ब्रह्मलक्षणम् ।
अन्नप्राणमनोबुद्धीस्त्यक्त्वानंदं विजज्ञिवान् ।
आनंदादेव भूतानि जायंते तेन जीवनम् ।
तेषां लयश्च तत्रातो ब्रह्मानंदो न संशयः १२

શબ્દાર્થ–ભૃગુ નામના પુત્રે, વરુણ નામના પિતા પાસેથી, બ્રહ્મનું લક્ષણ સાંભળી અન્ન (અન્નમય), પ્રાણ (પ્રાણમય), મન (મનોમય) અને બુદ્ધિ (વિજ્ઞાનમય) કોશને ત્યજીને, આનંદને જાણ્યો હતો. (૧૨) પ્રાણીઓ આનંદથકી જ જન્મે છે, આનંદથી જ પ્રાણીઓનું જીવન છે, અને તેઓનો આનંદમાં જ લય થાય છે, એટલા જ માટે આનંદ બ્રહ્મરૂપ છે, એમાં સંશય નથી. ૧૩

### ચન્દ્રકાન્ત વિવરણ

ગુરુ–આનંદ જ બ્રહ્મ છે, એમ ભૃગુવલ્લીમાં વરુણે પોતાના પુત્ર ભૃગુને કહ્યું છે 'यतो वा इमानि भूतानि जायंते येन जातानि, जीवंति यत्प्रयंत्यभिसंविशंति तद्विजिज्ञासस्व, तद्ब्रह्म । જેમાંથી આ ભૂતો (સર્વપ્રાણીઓ) જન્મે છે, જેનાવડે જન્મેલા જીવે છે, જેમાં પ્રવેશ પામી વિલીન થાય છે તેને તું જાણ, કારણ કે તે બ્રહ્મ છે.' એ સાંભળી વરુણે બ્રહ્મનું તે લક્ષણ અન્નમય, પ્રાણમય, મનોમય અને વિજ્ઞાનમય કોશમાં ઘટાવ્યું, પણ જ્યારે તે ત્યાં ઘટ્યું નહિ, ત્યારે તેણે જાણ્યું કે, 'અન્નમયાદિ ચારે કોશ બ્રહ્મ નથી ' પછી આનંદમયકોશમાં રહેલા આનંદમાં બ્રહ્મનું લક્ષણ ઘટવાથી, 'આનંદ એ જ બ્રહ્મ છે,' એવો ભૃગુએ નિશ્ચય કર્યો હતો ભૃગુવલ્લીમાં પાંચ અવયવવાળા પક્ષીનું રૂપક આપી, આનંદમય કોશનું વર્ણન કર્યું છે તેમાં 'ब्रह्म पुच्छं प्रतिष्ठा । બ્રહ્મ (આનંદમય કોશનું) પુચ્છ ને આધાર છે,' એવી રીતે પાંચમા અવયવપણાથી તે તે આનંદનું વર્ણન કર્યું છે. ૧૨

શિષ્ય–ભૃગુએ બ્રહ્મના લક્ષણની આનંદમાં કયે પ્રકારે યોજના કરી છે ?

ગુરુ–તેમાં કહ્યું છે કે, 'आनंदाद्ध्येव खल्विमानि भूतानि जायंते, आनंदेन जातानि जीवंति, आनंदं प्रयंत्यभिसंविशंति। આ પ્રાણીઓ આનંદથી જ (મૈથુનજન્ય) ઉત્પન્ન થાય છે, જન્મેલા (પ્રાણીઓ) આનંદથી એટલે વિષયસુખથી થતા આનંદથી જ જીવે છે અને આનંદમાં જ પ્રવેશ કરે છે અર્થાત લય પામે છે ' એટલે સુષુપ્તિ સમયમાં રહેલા સ્વસ્વરૂપભૂત આનંદમાં જ લય પામે છે, કારણ કે સુષુપ્તિમાં આનંદ વિના અન્ય કોઈનો પણ અનુભવ થતો નથી 'એ આનંદ બ્રહ્મ છે,' કારણ કે તે સર્વના અનુભવમાં આવે છે એમાં કોઈ સંશય કરવાનો નથી, એવી રીતે, ભૃગુએ બ્રહ્મના લક્ષણની આનંદમાં યોજના કરી છે ૧૩

અવતરણિકા–એ પ્રમાણે તૈત્તિરીયક શ્રુતિના પ્રમાણથી બ્રહ્મની આનંદરૂપતા દર્શાવ્યા પછી, હવે છાંદોગ્યોપનિષત્ની શ્રુતિમાં જે બ્રહ્મ છે તે બ્રહ્મની આનંદરૂપતા દર્શાવવાની ઇચ્છાથી, 'સનત્કુમાર અને નારદ-

જીના સંવાદરૂપે, સાતમા અધ્યાયમાં કહેલાં અને ભૂમારૂપ બ્રહ્મનું પ્રતિપાદન કરવાવાળાં, વચન છે કે, 'જેને વિષે અન્યને જોતો નથી, અન્યને સાંભળતો નથી, અન્યને જાણતો નથી, તે ભૂમા છે,' ઇત્યાદિ વાક્યોનો અર્થ સંક્ષેપથી કહે છે.

भूतोत्पत्तेः पुरा भूमा त्रिपुटीद्वैतवर्जनात् ।
ज्ञातृज्ञानज्ञेयरूपा त्रिपुटी प्रलये हि नो॥१४

શબ્દાર્થ–ભૂતોની ઉત્પત્તિ પહેલાં ત્રિપુટીરૂપ દ્વૈતનાં વર્જન(અભાવ)થી ભૂમા જ હતો; પ્રલય વખતે જ્ઞાતા, જ્ઞાન અને જ્ઞેયરૂપ ત્રિપુટી હોતી નથી, એ પ્રસિદ્ધ જ છે. ૧૪

### ચન્દ્રકાન્ત વિવરણ

ગુરુ–ભૂત એટલે પંચમહાભૂત, આકાશ, વાયુ, તેજ, જળ અને પૃથ્વી તથા પંચમહાભૂતનાં કાર્યો તે, જરાયુજ, સ્વેદજ, અંડજ અને ઉદ્‌ભિજ્જ: એ ચાર પ્રકારની સૃષ્ટિ. એ ભૂત તથા ભૂતકાર્યોની ઉત્પત્તિ પહેલાં જ્ઞાતા, જ્ઞાન અને જ્ઞેયરૂપ ત્રિપુટીનો અભાવ હતો; તેથી ભૂમા એટલે દેશપરિચ્છેદ, કાલપરિચ્છેદ અને વસ્તુપરિચ્છેદ એ ત્રણે પરિચ્છેદથી રહિત, પરમાત્મા જ હતો. ભૂતોની ઉત્પત્તિ પહેલાં તો માત્ર પ્રલય હોય છે. તે પ્રલયકાળમાં જ્ઞાતાદિની ત્રિપુટી હોતી નથી. પ્રલયકાળમાં તો કેવળ પરમાત્મા જ રહે છે, એ વાત સર્વશાસ્ત્રસંમત છે. ૧૪

અવતરણિકા–વાદી, જ્ઞાતાદિનાં સ્વરૂપ વિષે પ્રશ્ન કરે છે ને ગુરુ તેનું સ્વરૂપ કહે છે.

विज्ञानमय उत्पन्नो ज्ञाता ज्ञानं मनोमयः ।
ज्ञेयाः शब्दादयो नैतत्त्रयमुत्पत्तितः पुरा १५
त्रयाभावे तु निर्द्वैतः पूर्ण एवानुभूयते ।
समाधिसुप्तिमूर्च्छासु पूर्णः सृष्टेः पुरा तथा१६

શબ્દાર્થ–વિજ્ઞાનમય (કોશ) જે ઉત્પન્ન થયેલો તે જ્ઞાતા છે; મનોમયકોશ તે જ્ઞાન છે, અને શબ્દાદિકોશ જ્ઞેય છે. આ ત્રિપુટી સૃષ્ટિની ઉત્પત્તિની પહેલાં નહતી. (૧૫) આ ત્રિપુટીના અભાવમાં તો સમાધિ, સુષુપ્તિ અને મૂર્છામાં દ્વૈતરહિત પૂર્ણ (આત્મા) જ અનુભવાય છે; તેમ સૃષ્ટિની પહેલાં પણ પૂર્ણ છે. ૧૬

### ચન્દ્રકાન્ત વિવરણ

શિષ્ય–જ્ઞાતા, જ્ઞાન અને જ્ઞેયનાં સ્વરૂપ ભણો.

ગુરુ–પરમાત્માથી જીવ ઉત્પન્ન થાય છે, એટલે પરમાત્મા, પોતે જ બુદ્ધિ આદિની ઉપાધિથી જીવ કહેવાય છે. તેનું અન્ય નામ વિજ્ઞાનમય છે. એ જીવ જ્ઞાતા કહેવાય છે. મનમાં પડેલુ ચૈતન્યનું પ્રતિબિંબ મનોમય કહેવાય છે, અને તે જ જ્ઞાન કહેવાય છે. શબ્દ, સ્પર્શ, રૂપ, રસ અને ગંધ એ જ્ઞેય કહેવાય છે. જ્ઞાતા, જ્ઞેય અને જ્ઞાન એ ત્રણે કાર્ય છે. એ ત્રણે ઉત્પત્તિની પહેલાં કારણ (પરમાત્મા)થી જૂદાં નથી, અર્થાત્ પરમાત્મારૂપે જ હોય છે. ૧૫

જ્યારે જ્ઞાતા, જ્ઞાન અને જ્ઞેય એ ત્રિપુટીનો અભાવ હોય છે, ત્યારે તો દ્વૈતરહિત પૂર્ણ આત્મા, અનુભવમાં આવે છે.

શિષ્ય–કોઈ અવસ્થામાં પૂર્ણ આત્મા અનુભવમાં આવે છે?

ગુરુ–સમાધિ, સુષુપ્તિ અને મૂર્છામાં પૂર્ણ આત્મા અનુભવમાં આવે છે; કારણ કે એ ત્રણે અવસ્થામાં દ્વૈત રહેતું નથી. જ્ઞાતા, જ્ઞાન અને જ્ઞેયરૂપ ત્રિપુટીના અભાવમાં પૂર્ણ આત્મા રહે છે, એવો આત્મવેત્તાને અનુભવ હોય છે. એ દર્શાવવા માટે, એમાં 'સમાધિ' શબ્દનુ ગ્રહણ કર્યું છે. યોગીઓનો અનુભવ, જ્ઞાનીઓના અનુભવમા આવે નહિ; એટલા માટે યોગી અને અજ્ઞાની સર્વના અનુભવસિદ્ધ, ત્રિપુટીના અભાવમાં પૂર્ણ આત્મા છે, એમ દર્શાવવા માટે 'સુષુપ્તિ' અને 'મૂર્છા' શબ્દ અમે કહ્યા છે; કેમકે સુષુપ્તિમાં અને મૂર્છામાં દ્વૈતરહિત પૂર્ણ આત્માનો અનુભવ સર્વને થાય છે.

શિષ્ય–સમાધિ, સુષુપ્તિ અને મૂર્છામાં તો કાંઈ રહેતું નથી, ત્યારે તેમાં પૂર્ણ આત્માની સિદ્ધિ કેમ થાય?

ગુરુ–સમાધિ આદિ ત્રણે અવસ્થામાં કંઈ રહેતું નથી એ યથાર્થ છે, પણ તેનો અનુભવ કરનાર સાક્ષી એટલે પૂર્ણ આત્મા તો રહે છે જ. સમાધિમાંથી ઉઠ્યા પછી, 'હું સમાધિમાં કાંઇ પણ જાણતો ન હતો,' 'હું આટલો વખત સુધી સુખેથી સમાધિમાં હતો,' એ પ્રકારે સમાધિમાં દ્વૈતના અભાવનુ અને સુખનું સ્મરણ થાય છે.

સુષુપ્તિમાંથી ઉઠ્યા પછી, 'હું સુખેથી સુતો હતો,' 'હું કાંઈ પણ જાણતો ન હતો,' એવી રીતે સુષુપ્તિમાં રહેલાં અજ્ઞાન અને સુખનું સ્મરણ થાય છે. મૂર્છાની નિવૃત્તિ થયા પછી, 'હું મૂર્છામાં કાંઈ પણ જાણતો ન હતો,' એ પ્રમાણે મૂર્છામાં રહેલાં અજ્ઞાનનું સ્મરણ થાય છે. એ ત્રણે અવસ્થાઓમાં સાક્ષીરૂપ પૂર્ણ આત્મામાં માન્યા વિના, અનુભવેલાં અજ્ઞાનનાં અને સુખનાં સ્મરણની ઉપપત્તિ કોઈ પ્રકારે થતી નથી. માટે, સમાધિ આદિ અવસ્થાઓમાં, દ્વૈત રહેતું નથી, પણ સાક્ષી અદ્વૈત આત્મા જ રહે છે, એમ માનવું જોઇએ. એવી રીતે સમાધિઆદિમાં પૂર્ણ આત્માની સિદ્ધિ થાય છે.

શિષ્ય–ભલે, સમાધિ આદિમાં અદ્વૈત પૂર્ણ આત્માની સિદ્ધિ થાય, પણ તમે એથી સમજાવો છો શું?

ગુરુ–જેમ સમાધિ આદિ અવસ્થામાં પરિચ્છેદક દ્વૈતના અભાવથી પૂર્ણ આત્મા છે, તેમ સૃષ્ટિની ઉત્પત્તિ પહેલાં પણ પરિચ્છેદક દ્વૈતના અભાવથી પૂર્ણ આત્મા છે, એમ સિદ્ધ થાય છે. ૧૬

અવતરણિકા–શિષ્ય બ્રહ્મની આનંદરૂપતા વિષે પ્રશ્ન કરે છે, અને ગુરુ શ્રુતિનું પ્રમાણ આપીને તેનું ઉત્તર આપે છે

यो भूमा स सुखं नाल्पे सुखं त्रेधाविभेदिनी
सनत्कुमारः प्राहैवं नारदायातिशोकिने१७
सपुराणान्पंच वेदाञ्छास्त्राणि विविधानि च।
ज्ञात्वाऽप्यनात्मवित्त्वेन नारदोऽतिशुशोच ह
वेदाभ्यासात्पुरा तापत्रयमात्रेण शोकिता।
पश्चात्त्वभ्यासविस्मारभंगगर्वैश्च शोकिता ॥
सोऽहं विद्वन्प्रशोचामि शोकपारं नयात्र माम्।
इत्युक्तः सुखमेवास्य पारमित्यभ्यधादृषिः ॥

શબ્દાર્થ–જે ભૂમા તેજ સુખ, ત્રણ પ્રકારે પરિચ્છેદવાળાં અલ્પ(દ્વૈત)માં સુખ નથી; એ પ્રમાણે સનત્કુમારે અતિ શોકવાળા નારદજીને કહ્યું છે. (૧૭) પુરાણ સહિત પાંચ વેદોને અને વિવિધ શાસ્ત્રોને જાણીને પણ, આત્મજ્ઞાનના અભાવને લીધે, નારદજી અતિશોક કરતા હતા, (૧૮) વેદાભ્યાસ પહેલાં ત્રણ તાપે કરીને જ શોકયુક્ત હોય છે; અને (વેદાભ્યાસ કર્યા) પછી તો અભ્યાસ, વિસ્માર (ભુલવું), ભંગ અને ગર્વથી શોકયુક્તતા થાય છે. (૧૯) 'હે વિદ્વન્! (હે સનત્કુમાર!) તે હું શોક કરું છું. તમે આમાં–(આ દેહમાં અથવા જગતમાં)થી મને શોકને પાર પહોંચાડો,' એ પ્રમાણે કહેતાં ઋષિ સનત્કુમારે તેને કહ્યું:–'સુખ જ આનો (શોકનો) પાર છે.' ૨૦

## ચન્દ્રકાન્ત વિવરણ

શિષ્ય–તમે સૃષ્ટિ પહેલાં બ્રહ્મની પૂર્ણતા સિદ્ધ કરી તે ઠીક છે, પણ બ્રહ્મની આનંદરૂપતાની સિદ્ધિ કેમ કરશો?

ગુરુ–બ્રહ્મની આનંદરૂપતા, સનત્કુમારનાં વચનથી સિદ્ધ કરીશું. અતિ શોકવાળા પોતાના શિષ્ય નારદજી પ્રત્યે એ સંબંધે તે મુનિએ કહ્યું છે કે, 'यो वै भूमा तत् सुखं नाल्पे सुखमस्ति। જે (આગળ કહેલા) ભૂમા (દેશ, કાલ અને વસ્તુપરિચ્છેદ રહિત) છે તે જ સુખ છે, (કારણ કે અદ્વૈતમાં દુઃખના હેતુનો અભાવ છે.) અલ્પમાં (ત્રિવિધ પરિચ્છેદવાળાં દ્વૈતમાં) સુખ નથી.'

શિષ્ય–નારદજી સનત્કુમારના શિષ્ય શા માટે થયા હતા?

ગુરુ–પોતાનો શોક દૂર કરવા માટે. ૧૭

શિષ્ય–નારદજી તો વેદ તથા શાસ્ત્રમાં પ્રવીણ હતા, તથાપિ તેને શોક થયો, તેનું શું કારણ?

ગુરુ–નારદજી અઢાર પુરાણ, ચાર વેદ અને પાંચમું ભારત તથા અનેક શાસ્ત્રો જાણતા હતા. તોપણ તેમનામાં અજ્ઞાન હતું, તેમને આત્મજ્ઞાન થયું ન હતું, તેથી શોકતપ્ત હતા. ૧૮

શિષ્ય–વેદ અને શાસ્ત્રનું જ્ઞાન તો શોકની નિવૃત્તિનું કારણ છે; તથાપિ તે વેદ અને શાસ્ત્રનું જ્ઞાન નારદજીને અતિ શોકનું કારણ કેમ થયું?

ગુરુ–આત્મજ્ઞાન રહિત અજ્ઞાનીને, વેદાભ્યાસ પહેલાં, આધિભૌતિક, આધ્યાત્મિક અને આધિદૈવિક, એ ત્રણ પ્રકારના તાપ હોય છે, પણ વેદ તથા શાસ્ત્રનો અભ્યાસ કર્યા પછી તો, બીજા ચારતાપ (શોકનાં સાધનો) વધે છે.–વેદ તથા શાસ્ત્રનો અભ્યાસ, વિસ્માર, ભંગ અને ગર્વ. અભ્યાસ એટલે ભણેલું દૃઢ કરવા માટે, તે ભૂલી ન જવાય, માટે વારંવાર તેની આ-

વૃત્તિ કરવી; વિસ્માર એટલે કરેલા અભ્યાસનું વિસ્મરણ થવું; ભંગ એટલે પોતાથી અધિક અભ્યાસવાળાથી પરાજય થવો, અને ગર્વ એટલે પોતાથી અલ્પ અભ્યાસવાળાને જોઇ, હું તેનાથી અધિક છું, એ પ્રકારનું અભિમાન થવું. એ ચારે શોકનાં કારણો છે.

પણ કેવળ આત્મતત્ત્વનાં જ્ઞાનથી જ શોકની નિવૃત્તિ થાય છે. આત્મતત્ત્વનાં જ્ઞાન વિના વેદશાસ્ત્રનું જ્ઞાન, શોકની નિવૃત્તિ કરવાને બદલે ઊલટું શોકની વૃદ્ધિ કરવાવાળું થઇ પડે છે. કેમકે વેદ તથા શાસ્ત્રાદિનાં જ્ઞાનરહિત પુરુષને આધિભૌતિકાદિ ત્રણ શોકનાં કારણ હોય છે, અને વેદાદિનાં જ્ઞાનવાળા પુરુષને તો, ત્રણ આધિભૌતિકાદિ તાપને ચાર અભ્યાસાદિ મળી, શોકનાં કારણ સાત થાય છે. તેથી નારદજીને આત્મતત્ત્વનું જ્ઞાન ન હોવાથી, વેદ અને શાસ્ત્રનું જ્ઞાન અતિ શોકનું કારણ થઈ પડયું હતું. ૧૯

શિષ્ય–નારદજી તો સર્વજ્ઞ છે, એ વાત સુપ્રસિદ્ધ છે. સર્વજ્ઞને શોકનો લેશ પણ સંભવતો નથી, તથાપિ તેને અતિશોક થયો એ આશ્ચર્ય! તે કેમ આપે જાણ્યું?

ગુરુ–નારદજીનાં વાક્યથી જ નારદજીને અતિશોક થયો હતો, એમ જાણવામાં આવે છે. નારદજીએ પોતે પોતાનો શોક, સનત્કુમાર ઋષિ પ્રત્યે દર્શાવ્યો છે કે, 'सोऽहं भगवः शोचामि। હે ભગવન્! (સનત્કુમાર!) તે (વેદ અને શાસ્ત્રને જાણવાવાળો તથા સર્વજ્ઞ એવો પણ) હું શોચું છું.' પછી નારદજીએ કહ્યું કે, 'तं मा भगवान् शोकस्य तारयतु। આપ, મને, તે શોકને પાર ઉતારો,' ત્યારે સનત્કુમારે કહ્યું કે, 'सुखं त्वेव विजिज्ञासितव्यम्। સુખ જ જાણવા યોગ્ય છે,' ત્યાંથી આરંભી, બ્રહ્મ કે જે ભૂમા શબ્દનો અર્થ છે અને સર્વદા સુખરૂપ જ છે એમ કહ્યું છે, તેનું જ્ઞાન જ શોકની નિવૃત્તિનો ઉપાય છે.' આ સનત્કુમાર તથા નારદજીનો સંવાદ છાંદોગ્યોપનિષત્‌ના સાતમા અધ્યાયમાં છે. ૨૦

અવતરણિકા–'અલ્પમાં સુખ નથી,' એ શ્રુતિવચનમાં અનુપપત્તિ આવે છે એમ શિષ્ય કહે છે. અને ગુરુ તેનો પરિહાર કરે છે.

**सुखं वैषयिकं शोकसहस्रेणावृतत्वतः।**
**दुःखमेवेति मत्वाह नाल्पेऽस्ति सुखमित्यसौ**

**શબ્દાર્થ—હજારો શોકથી વિંટાયલું હોવાથી વિષયનું સુખ, દુઃખરૂપ જ છે, એમ માની અલ્પ (દ્વૈત)માં સુખ નથી, એમ એણે (સનત્કુમારે) કહ્યું છે. ૨૧**

## ચન્દ્રકાન્ત વિવરણ

શિષ્ય–'અલ્પમાં સુખ નથી,' એવું શ્રુતિનું વચન, અનુપપન્ન છે; કેમકે પુષ્પની માળા, ચંદન અને સ્ત્રી આદિ વિષયોથી બહુ પ્રકારનાં સુખ મળે છે.

ગુરુ–પુષ્પોની માળા, ચંદન અને સ્ત્રી આદિથી જે સુખ થાય છે, તે તો વિષવાળાં અન્નની પેઠે દુઃખના સંબંધવાળાં જ છે, એમ માની સનત્કુમાર ઋષિએ, અલ્પમાં સુખ નથી, એમ કહ્યું છે, તેથી એ શ્રુતિ અનુપપન્ન નથી.

શિષ્ય–પુષ્પોની માળા, ઘરેણાંગાંઠાં, સ્ત્રી આદિ વિષયો દુઃખના સંબંધવાળાં કેમ છે?

ગુરુ–વિષયો વિષવાળા લાડુ જેવા છે. જેમ વિષવાળા લાડુ વિષમય છે, તેમ દુઃખવાળા વિષયો પણ દુઃખમય છે; જેમ વિષવાળા લાડુ ભોજન કરતી વખતે મિષ્ટ લાગે છે, પણ પરિણામે જીવ ને દેહનો સબંધ જૂદો પાડે છે; તેમ વિષયો પણ ભોગવતી વખતે સુખ જેવા જણાય છે, પણ પરિણામે દુઃખ ઉત્પન્ન કરવાવાળા છે. માળા માટે પુષ્પો ન મળી આવે તો શરીરને કલેશ થાય છે, અને મળે તો ધનનો વ્યય થાય છે. તેમ છતાં પણ મેળવેલી તે માળા, જ્યાં સુધી તાજી હોય ત્યાં સુધી તો સુગંધીથી સુખ આપે છે, પણ સુકાઈ જવાથી તેમાંથી અણગમતી ગંધ નીકળે છે, અને વળી તે શરીરમાં કાંટાની પેઠે ખુંચ્યા કરે છે. ચંદન ઘસતી વખતે શરીરને કલેશ થાય છે, અને ચોપડતી વખતે શરીરને શીતલ લાગે છે, પણ સૂકાયા પછી સુખકારી થતું નથી. તેવી જ રીતે સ્ત્રી. સ્ત્રીની સાથે વિવાહ માટે કેટલોક પ્રયાસ ભોગવવો પડે છે, ધનનો વ્યય કરવો પડે છે. પછી તે સ્ત્રી સુશીલ નીવડી તો તો ઠીક, નહિતર [illegible] સુધી દુઃખરૂપ થઈ પડે છે. તે [illegible]

અથવા ભિતી હોય કે અનીતિને માર્ગે જનારી હોય કે આપણાં માતા પિતાની સામે તડતડ જવાબ દેનારી હોય, ને તેનો અટકાવ કરવા જતા વઢવાડ થાય તો લોકોમાં નિંદા થાય છે ને બહુ ક્લેશ થાય છે. હવે જો સ્ત્રી સુશીલા હોય ને કદી રોગ થયો તો તેથી દુઃખ થાય છે; નીરોગી હોય, તોપણ તેને સંતાન ન થાય તો એ દુઃખ થાય છે; સંતાન થાય તો વળી તે સાજાંમાંદાં થવાથી દુઃખ થાય છે; તેનાં પોષણ અને રક્ષણ માટે મોટો પ્રયાસ કરવો પડે છે. વિવાહ પહેલાં પોતાનાં ઉદરપોષણની અને માતાપિતા વિદ્યમાન હોય તો તેમનાં પોષણની ચિંતા રહે, પણ વિવાહ પછી તો સ્ત્રીનાં પોષણની અને તેને સંતાન થયા પછી તેમનાં પોષણની ચિંતા વેઠવી પડે છે. તે ચિંતાનો બોજો જ્યાં સુધી જીવે ત્યાં સુધી ઉતરતો નથી, મરણ સમયમાં પણ તે ચિંતા છૂટતી નથી. 'હાય ! હાય ! એ શું ખાશે ? છોકરાંઓનુ શુ થશે ?' એમ ચિંતા રહેવાથી બ્રહ્મનુ ભાન ભૂલી જવાય છે. 'ઈશ્વરોને પણ સ્ત્રી અને પુરુષનો પ્રસંગ સર્વત્ર એવો ત્રાસ ઉત્પન્ન કરનાર છે, તો પછી ઘરમાં આસક્ત ચિત્તવાળા પામર જીવોને ત્રાસ આપે, એમાં શું કહેવું ?' એવી રીતે શ્રીમદ્‌ભાગવતમાં પણ કહ્યું છે. તેમ જ ધન, પુત્રાદિ સર્વે વિષયો દુઃખમય છે, માટે વિષયોમાં દુઃખ જ છે, સુખ નથી. ૨૧

અવતરણિકા–શિષ્ય સુખના અભાવની આશંકા કરે છે અને ગુરુ તેમાં જ પ્રશ્ન કરે છે.

ननु द्वैते सुखं माभूदद्वैतेऽप्यस्ति नो सुखम् ।
अस्ति चेदुपलभ्येत तथा च त्रिपुटी भवेत् ॥ २२ ॥

मास्त्वद्वैते सुखं किंतु सुखमद्वैतमेव हि ।
किं मानमिति चेन्नास्ति मानाकांक्षा स्वयंप्रभे ॥ २३ ॥

શબ્દાર્થ–( શિષ્ય ) દ્વૈતમાં સુખ નથી, તેમ અદ્વૈતમાં સુખ નથી. (અદ્વૈતમાં સુખ) જો છે (તો) પ્રતીત પણ થવું જોઇએ અને જો અદ્વૈતમાં સુખ પ્રતીત થાય તો ત્રિપુટી થશે. (૨૨) (ગુરુ) અદ્વૈતમાં સુખ ભલે નહિ હો, કિંતુ અદ્વૈત જ સુખરૂપ છે. એમાં શું પ્રમાણ છે? એમ તું પૂછતો હોય તો તેનો ઉત્તર એ જ કે, સ્વયંપ્રકાશમાં પ્રમાણની અપેક્ષા જ નથી. ૨૩

## ચન્દ્રકાન્ત વિવરણ

શિષ્ય–દ્વૈતમાં સુખ નથી તો ભલે નહિ હોય, પણ અદ્વૈતમાં એ સુખ નથી તેનું શું ?

ગુરુ–તું ભૂલે છે, અદ્વૈતમાં પણ સુખ કેમ નથી ?

શિષ્ય–જો અદ્વૈતમાં સુખ હોય તો વિષયસુખની પેઠે પ્રતીત થાય, પણ અદ્વૈતમાં સુખ પ્રતીત થતું નથી, માટે અદ્વૈતમાં સુખ નથી.

ગુરુ–અદ્વૈતમાં સુખ પ્રતીત થાય છે.

શિષ્ય–જો અદ્વૈતમાં સુખ પ્રતીત થાય છે તો અદ્વૈતની હાનિ થાય છે. કારણ કે સુખની પ્રતીતિમાં સુખનો અનુભવ કરનાર, સુખ અને અનુભવ એવી રીતે ત્રિપુટીની અપેક્ષા આવે છે. ૨૨

ગુરુ–શુણ. તું કહે છે કે, અદ્વૈતમાં સુખ નથી, તે યથાર્થ છે; કેમકે અદ્વૈત કંઈ સુખનું અધિકરણ (વિષય) નથી. જો અદ્વૈતને સુખનું અધિકરણ માનીએ, તો આધાર અને આધેયનો ભેદ હોવાથી અદ્વૈતની હાનિ થાય.

શિષ્ય–ત્યારે અદ્વૈત સુખનું શું છે ?

ગુરુ–અદ્વૈત પંડે જ સુખરૂપ છે; સુખ અદ્વૈતથી ભિન્ન નથી.

શિષ્ય–અદ્વૈત સુખરૂપ છે, એમાં શું પ્રમાણ છે?

ગુરુ–અદ્વૈત સ્વયંપ્રકાશ છે. સ્વયંપ્રકાશ પદાર્થમાં પ્રમાણનો પ્રશ્ન જ અનુચિત છે. ૨૩

## બ્રહ્મની સ્વપ્રકાશતા

અવતરણિકા–બ્રહ્મની સ્વપ્રકાશતામાં પ્રમાણ શું છે, એમ શિષ્યના પૂછવાથી, ગુરુ તેના ઉત્તરમાં તેનું વચન જ પ્રમાણ તરિકે ટાંકી બતાવે છે.

स्वप्रभत्वे भवद्वाक्यं मानं यस्माद्भवानिदम् ।
अद्वैतमभ्युपेत्यास्मिन्सुखं नास्तीति भाषते ॥
नाभ्युपैम्यहमद्वैतं त्वद्वचोऽनूद्य दूषणम् ।
वच्मीति चेत्तदा ब्रूहि किमासीद्द्वैततः पुरः ॥
किमद्वैतमुत द्वैतमन्यो वा कोटिरंतिमः ।
अप्रसिद्धो न द्वितीयोऽनुत्पत्तेः शिष्यतेऽग्रिमः

શબ્દાર્થ–અદ્વૈતના સ્વયંપ્રકાશપણામાં તારું વાક્ય જ પ્રમાણ છે, કેમકે તું આ અદ્વૈતને સ્વીકારીને, 'અદ્વૈતમાં સુખ નથી,' એમ કહે

. (૨૪) તું કહીશ કે, 'હું અદ્વૈતને સ્વીકારતો થી, પણ તમારાં વચનને અનુસરી દૂષણું દઉં ,' ત્યારે તો દ્વૈતથી પૂર્વે શું હતું તે કહે. (૨૫) અદ્વૈત હતું? કે દ્વૈત હતું? અથવા અન્ય- ાદિ (દ્વૈત અને અદ્વૈતથી વિલક્ષણ પક્ષ) તું? છેલ્લો પક્ષ તો અપ્રસિદ્ધ છે. ઉત્પત્તિના ભાવથી બીજો પક્ષેય નથી, તેથી પહેલો જ ક્ષ અવશિષ્ટ રહે છે. ૨૬

## ચન્દ્રકાન્ત વિવરણ

શિષ્ય–અદ્વૈતની સ્વયપ્રકાશતા સિદ્ધ હોય તો મા અન્ય પ્રમાણની અપેક્ષા રહે નહિ, માટે થમ તો અદ્વૈતની સ્વયપ્રકાશતામા શુ પ્રમાણ , તે જ કહો

ગુરુ–અદ્વૈતની સ્વયપ્રકાશતામા તારુ વચન પ્રમાણ છે.

શિષ્ય–મારું વચન કેમ પ્રમાણ છે?

ગુરુ–જે માટે તો તેં, પ્રમાણની અપેક્ષા વિના, દ્વૈતનો સ્વીકાર કરી, હમણા જ 'અદ્વૈતમાં ણ સુખ નથી,' એવી રીતે, અદ્વૈતમા સુખનો ાક્ષેપ કર્યો, એટલા માટે તે તારુ વચન જ દ્વૈતની સ્વયપ્રકાશતામા પ્રમાણ છે. ૨૪

શિષ્ય–હુ કઈ અદ્વૈતનો સ્વીકાર કરતો નથી

ગુરુ–ત્યારે અદ્વૈતમા પણ સુખ નથી એવી તે અદ્વૈતનો સ્વીકાર કરી, તેમા સુખનો ાક્ષેપ કર્યો, તેની શુ ગતિ?

શિષ્ય–એ તો મેં તમે સ્વીકારેલા અદ્વૈતનો નુવાદ કરી, તેમા દૂષણ આપવા માટે અદ્વૈ- નો સ્વીકાર કર્યો ને તેમા સુખનો આક્ષેપ કર્યો, ણ મારા વચનવડે અદ્વૈતની સ્વપ્રકાશતા સિદ્ધ થતી નથી

ગુરુ–હે શિષ્ય! અદ્વૈત વિકલ્પને સહન કરી કે તેમ નથી, માટે અદ્વૈતનો સ્વીકાર ન કરવો, તે અયોગ્ય છે, તથાપિ તુ સ્વીકારતો નથી, ાટે હું પ્રશ્ન કરુ છુ, તેનુ ઉત્તર આપ. ૨૫

જ્યારે તુ અદ્વૈતનો સ્વીકાર કરતો નથી, ત્યાર તની ઉત્પત્તિ પહેલા શુ હતુ? દ્વૈત હતુ? કે દ્વૈત હતુ? કે દ્વૈત તથા અદ્વૈતથી વિલક્ષણ ઈ નવતરુ જ હતું?

શિષ્ય–દ્વૈતથી પહેલા એટલે પ્રલય વખતે ત અને અદ્વૈતથી વિલક્ષણ કઈ હતુ

ગુરુ–ખૂબ કીધી! બહુ કાળના જ્ઞાનનો લાભ તેં સારો લીધો છે, એમા શક નહિ હે મૂઢ! દ્વૈત સર્વ લોકમા પ્રસિદ્ધ છે, અદ્વૈત, વેદશાસ્ત્ર તથા તત્ત્વવેત્તાઓના અનુભવમા પ્રસિદ્ધ છે, પણ દ્વૈત અને અદ્વૈતથી વિલક્ષણ કોઈ રૂપ તો લોક, વેદ અને તત્ત્વવેત્તાના અનુભવમા અપ્રસિદ્ધ જ છે, માટે દ્વૈત પહેલા દ્વૈત અને અદ્વૈતથી વિલક્ષણ કંઈ અવનવુ હતુ, એ તારુ કહેવુ યથાર્થ કર.

શિષ્ય–ત્યારે દ્વૈત પહેલાએ દ્વૈત જ હતુ!

ગુરુ–દ્વૈત એટલે જગત જગત પહેલા જગત હતુ એમ જ માન્યા કરીશ તો તારો અંત નથી મૂઢ! જગત પહેલા તો પ્રલય હતુ, બીજુ શુ હતું? પ્રલય વખતે તે દ્વૈત ઉત્પન્ન જ થતુ નથી, તેથી 'દ્વૈત પહેલા દ્વૈત હતુ' એવુ તારુ કહેવુ કેવળ જ અસભવવાળુ છે. એવી રીતે જ દ્વૈત પહેલા જેમ દ્વૈત તથા અદ્વૈતથી વિલક્ષણનો અસભવ છે, તેમ દ્વૈતનો પણ અસભવ જ છે, માટે 'દ્વૈત પહેલા અદ્વૈત હતુ' એમ સિદ્ધ થાય છે ૨૬

અવતરણિકા–દ્વૈત પહેલા અદ્વૈતની સિદ્ધિના અનુભવવિષે શિષ્ય પ્રશ્ન કરે છે, અને ગુરુ તેની યુક્તિવિષે વિકલ્પ કરે છે.

अद्वैतसिद्धिर्युक्त्यैव नानुभूत्येति चेद्वद ।
निर्दृष्टांता सदृष्टांता वा कोऽत्रांतरमत्र नो २७
नानुभूतिर्न दृष्टांत इति युक्तिस्तु शोभते ।
सदृष्टांतत्वपक्षे तु दृष्टांतं वद मे मतम् ॥२८॥
अद्वैतः प्रलयो द्वैतानुपलंभेन सुप्तिवत् ।
इति चेत्सुप्तिरद्वैते तत्र दृष्टांतमीरय ॥ २९॥
दृष्टांतः परसुप्तिश्चेदहो ते कौशलं महत् ।
यः स्वसुप्तिं न वेत्त्यस्य परसुप्तौ तु का कथा ३०
निश्चेष्टत्वात्परः सुप्तो यथाऽहमिति चेत्तदा ।
उदाहर्तुः सुषुप्तेस्ते स्वप्रभत्वं बलाद्भवेत् ३१
नेन्द्रियाणि न दृष्टांतस्तथाऽप्यंगीकरोपि ताम् ।
इदमेव स्वप्रभत्वं यज्ज्ञानं साधनैर्विना ॥३२॥

શબ્દાર્થ–અદ્વૈતની સિદ્ધિ યુક્તિએ કરીને જ થાય છે, અનુભવથી થતી નથી, એમ તું જો કહેતો હોય તો, હે શિષ્ય! કહે કે યુક્તિ

દષ્ટાંતરહિત છે, કે દષ્ટાંતસહિત છે? એમાં બીજી તો કોઈ કોટિ જ નથી.(૨૭) તારા કહેવા પ્રમાણે અનુભવ પણ નથી, તેમ દૃષ્ટાંત પણ નથી; તો એ યુક્તિ શોભે ખરી કે? અને તું દૃષ્ટાંતસહિત યુક્તિ છે, એ પક્ષ માનતો હોય તો અમે સ્વીકારીએ તેવું દૃષ્ટાંત કહે.(૨૮) અને 'દ્વૈતના અનુપલંભે–અપ્રતીતિથી પ્રલય અદ્વૈત (દ્વૈતરહિત) છે, સુષુપ્તિની પેઠે,' એમ તું જો કહેતો હોય તો, સુષુપ્તિ અદ્વૈત છે એમાં દૃષ્ટાંત કહે. (૨૯) તું કહીશ કે, પરસુષુપ્તિ દૃષ્ટાંત છે, તો એ તારું મોટું કૌશલચાતુર્ય!! જે પોતાની સુષુપ્તિને જાણતો નથી, ત્યાં પરસુષુપ્તિમાં તો કથા જ શી?(૩૦) જેમ હું તેમ નિશ્ચેષ્ટપણાંથી બીજો પણ સૂતો છે, એમ તું જો કહેતો હોય તો, દૃષ્ટાંત દેવાવાળા તને, બળથી સુષુપ્તિનું સ્વયંપ્રકાશપણું થાય છે. (૩૧) તે સમયે ઇંદ્રિયો પોતાના કારણમાં લય થવાથી હોતી નથી, તેમ દૃષ્ટાંતે હોતું નથી, તથાપિ તેને (સ્વસુષુપ્તિને) સ્વીકારે છે, માટે જ્ઞાનનાં સાધનો વિના જે પ્રકાશવું, એ જ સ્વયંપ્રકાશપણું ગણાય છે. ૩૨

## ચન્દ્રકાન્ત વિવરણ

શિષ્ય–હે દેવ! યુક્તિથી જ અદ્વૈત સિદ્ધ થાય છે, પણ અનુભવથી અદ્વૈત સિદ્ધ નથી થતું.

ગુરુ–અદ્વૈત યુક્તિથી સિદ્ધ થાય છે, એ તારું કહેવું અનુચિત છે; કેમકે અદ્વૈત તો વિકલ્પને સહન કરતું જ નથી. પણ બોલ, જો યુક્તિથી અદ્વૈત સિદ્ધ થાય છે, તે યુક્તિ દષ્ટાંતરહિત છે, કે દષ્ટાંતસહિત છે? એમાં એ બે જ પક્ષ છે, ત્રીજો પક્ષ નથી. ૨૭

શિષ્ય–જે યુક્તિથી અદ્વૈત સિદ્ધ થાય છે, તે યુક્તિ દષ્ટાંતરહિત છે.

ગુરુ–યુક્તિથી જ અદ્વૈત સિદ્ધ થાય છે, પણ અનુભવથી નહિ, એમ તેં કહ્યું, તેથી તું અદ્વૈતની સિદ્ધિમાં અનુભવનો સ્વીકાર નથી કરતો, એમ સિદ્ધ થાય છે. હવે દષ્ટાંતરહિત યુક્તિથી અદ્વૈત સિદ્ધ થાય છે, એમ જે કહ્યું, તેથી તું અદ્વૈતની સિદ્ધિમાં દષ્ટાંત પણ નથી સ્વીકારતો, અને અમે કહીએ છીએ કે, દષ્ટાંત વિનાની યુક્તિ કાંઈ પણ કાર્ય કરી શકતી નથી. ત્યારે તો અનુભવ અને દષ્ટાંત વિનાની તારી યુક્તિ બહુ સારી!! હવે પૂછવું જ શું?

શિષ્ય–ત્યારે તે યુક્તિ દષ્ટાંતસહિત છે, એમ હું માનીશ.

ગુરુ–ભલું કહ્યું. જો દષ્ટાંતસહિત યુક્તિ છે, તો તે યુક્તિમાં તને અને અમને સંમત દષ્ટાંત કિયું છે તે કહે. ૨૮

શિષ્ય–જગતની ઉત્પત્તિ પૂર્વે તો પ્રલય દ્વૈતરહિત છે. દ્વૈતની પ્રતીતિ વગર, જે જે દ્વૈતની પ્રતીતિ રહિત છે, તે તે અદ્વૈત (દ્વૈતરહિત) જ છે. જેમ કે સુષુપ્તિ. એવી રીતે દષ્ટાંતવાળી યુક્તિથી હું અદ્વૈતની સિદ્ધિ કરીશ. તેમાં તમને અને મને સમ્મત દષ્ટાંત સુષુપ્તિ છે; કારણ કે, સુષુપ્તિમાં દ્વૈતની પ્રતીતિના અભાવનો અનુભવ સર્વને થાય છે.

ગુરુ–તું સુષુપ્તિમાં દષ્ટાંતથી સુષુપ્તિની સિદ્ધિ કરે છે તે ઠીક; પણ પ્રલય વખતે અદ્વૈતની સિદ્ધિમાં, સ્વસુષુપ્તિ દષ્ટાંત છે કે પરસુષુપ્તિ દષ્ટાંત છે?

શિષ્ય–સ્વસુષુપ્તિ.

ગુરુ–એ પણ ઠીક. પણ અદ્વૈતસિદ્ધિમાં સ્વસુષુપ્તિ દષ્ટાંત છે, એમ કહેવું અનુચિત છે; કારણ કે સ્વસુષુપ્તિ અન્ય પુરુષ પ્રત્યે અસિદ્ધ છે, તેથી તે દષ્ટાંત થઈ શકે નહિ; તેથી સ્વસુષુપ્તિ અદ્વૈત છે, એવું સિદ્ધ કરવા માટે, બીજું કોઈ દષ્ટાંત આપવું જોઈએ. ૨૯

શિષ્ય–સ્વસુષુપ્તિમાં પરસુષુપ્તિ જ દષ્ટાંત છે.

ગુરુ–જેમ પોતાની સુષુપ્તિ બીજા પુરુષ પ્રત્યે અસિદ્ધ છે, તેમ બીજા પુરુષની સુષુપ્તિ તારા પ્રત્યે પણ અસિદ્ધ છે. પોતાની સુષુપ્તિ જે પોતાના અનુભવથી જાણવા યોગ્ય છે, તેને પણ તું જાણતો નથી, ત્યારે તું પરસુષુપ્તિને કેમ જાણી શકીશ! તથાપિ તું પોતાની સુષુપ્તિમાં અન્ય પુરુષની સુષુપ્તિનું દષ્ટાંત આપે છે, તેથી તારી બુદ્ધિની કુશળતા બહુ ઉંચી લાગે છે!!

પણ રે શિષ્ય! જાણ કે, અન્યપુરુષની સુષુપ્તિ પોતાપ્રત્યે અસિદ્ધ હોવાથી, સ્વસુષુપ્તિમાં તે દષ્ટાંત નથી, તેથી સ્વસુષુપ્તિ અદ્વૈતસિદ્ધિમાં દષ્ટાંત થઈ શકતી નથી. દષ્ટાંત વિનાની યુક્તિ,

કોઈ કાર્ય સિદ્ધ કરી શકતી નથી, તેથી યુક્તિથી અદ્વૈતસિદ્ધિ થતી નથી. ૩૦

શિષ્ય–જેમ હું સૂતો છું, તેમ જ કોઇ બીજો, પ્રાણ છતાં પણ ચેષ્ટા રહિતપણાથી સૂતો છે; એવી રીતે અનુમાનથી પરસુષુપ્તિની સિદ્ધિ થાય છે.

ગુરુ–જ્યારે તુ સ્વસુષુપ્તિનુ દૃષ્ટાંત આપી, પરસુષુપ્તિની સિદ્ધિ કરે છે, ત્યારે તારી સુષુપ્તિની સ્વપ્રકાશતા તો બળાત્કારથી સિદ્ધ થાય છે, એમ માનવું જોઇએ. ૩૧

શિષ્ય–મારી સુષુપ્તિની સ્વપ્રકાશતા, બળાત્કારથી કેમ સિદ્ધ થાય છે ?

ગુરુ–સર્વ પદાર્થોનું ગ્રહણ કરવાવાળી ઇંદ્રિયો છે. તે ઇંદ્રિયો સુષુપ્તિમાં નથી; કારણ કે તે તો સુષુપ્તિ સમયમાં પોતાનાં કારણ અજ્ઞાનમાં લય પામે છે, તેથી સુષુપ્તિનું ગ્રહણ કરનાર કોઈ નથી. તેમ સુષુપ્તિમાં નિર્વિવાદ દૃષ્ટાંત પણ કોઈ નથી; કેમકે પરસુષુપ્તિ પોતા પ્રત્યે અસિદ્ધ છે, એમ તેં કહ્યું છે, તેમ છતાં પણ તું પોતાની સુષુપ્તિનો સ્વીકાર કરી, તેને સિદ્ધ કરી, પરસુષુપ્તિમાં તેનું દૃષ્ટાંત આપે છે, માટે તારી સુષુપ્તિ સ્વપ્રકાશ છે. જ્ઞાનનાં સાધનો વિના પણ જેનું ભાન થાય, તે સ્વપ્રકાશ કહેવાય છે, એવું સ્વપ્રકાશનુ લક્ષણ છે. તે લક્ષણ ઉપર કહ્યા પ્રમાણે ઇંદ્રિયો અને દૃષ્ટાંતરૂપ સાધન વિના પણ પ્રતીત થતી તારી સુષુપ્તિમાં ઘટે છે. વળી સ્વસુષુપ્તિ સ્વપ્રકાશ છે. જ્ઞાનનાં સાધનોનો અભાવ છતાં પણ, પ્રકાશપણાંથી, સાંખ્યમાં માનેલા આત્માની પેઠે, પ્રાભાકરે માનેલાં સંવેદનની પેઠે, અને બૌદ્ધોએ માનેલા પોતાના આત્માની પેઠે, એવી રીતનાં અનુમાનથી સ્વસુષુપ્તિની સ્વપ્રકાશતા સિદ્ધ થાય છે. ૩૨

---

## ૨ આનન્દનું સ્વરૂપ
### ( ૩૩–૮૮; ૫૬ શ્લોકો )
### સુષુપ્તિમાં સુખની સિદ્ધિ
### ( ૩૩–૭૬; ૪૪ શ્લોકો )

અવતરણિકા–અગાઉ ૨૯ મા શ્લોકમાં–'પ્રલય અદ્વૈત છે,' અર્થાત્ પ્રલય વખતે દ્વૈત હોતું નથી. એમાં સુષુપ્તિનું દૃષ્ટાંત આપ્યું, અને સુષુપ્તિની અદ્વૈતતા અને સ્વપ્રકાશતા સિદ્ધ કરી; હવે સુષુપ્તિમાં સુખની સિદ્ધિ માટે શિષ્ય પ્રશ્ન કરે છે, અને ગુરુ તેનું ઉત્તર આપે છે.

स्तामद्वैतस्वप्रभत्वे वद सुप्तौ सुखं कथम् ।
शृणु दुःखं तदा नास्ति ततस्ते शिष्यते सुखम्
अंधः सन्नप्यनंधः स्याद्विद्धोऽविद्धोऽथ रोग्यपि ।
अरोगीति श्रुतिः प्राह तच्च सर्वे जना विदुः ३४
न दुःखाभावमात्रेण सुखं लोष्टशिलादिषु ।
द्वयाभावस्य दृष्टत्वादिति चेद्विषमं वचः ३५
मुखदैन्यविकासाभ्यां परदुःखसुखोहनम् ।
दैन्याद्यभावतो लोष्टे दुःखाद्यूहो न संभवेत् ३६
स्वकीये सुखदुःखे तु नोहनीये ततस्तयोः ।
भावो वेद्योऽनुभूत्यैव तदभावोऽपि नान्यतः ॥
तथा सति सुषुप्तौ च दुःखाभावोऽनुभूतितः ।
विरोधिदुःखराहित्यात्सुखं निर्विघ्नमिष्यताम्

શબ્દાર્થ–સુષુપ્તિમાં અદ્વૈતતા અને સ્વપ્રકાશતા ભલે હોય, પરંતુ તેથી સુષુપ્તિમાં સુખ કેવી રીતે છે ? તે કહો. આમ તું પૂછતો હોય તો સાંભળ; તે વખતે ( સુષુપ્તિ વખતે ) દુઃખ નથી, તેથી તને સુખ જ શેષ રહે છે. (૩૩) સુષુપ્તિમાં આંધળો પણ અંધતારહિત થાય છે; શસ્ત્રવડે વીંધાયલો અવિદ્ધ થાય છે; રોગી પણ નિરોગી થાય છે; એ પ્રકારે શ્રુતિ કહે છે, ને તે વાત સર્વજનો જાણે છે. (૩૪) પરંતુ કેવળ દુઃખનો અભાવ તે સુખ ગણાતું નથી. માટીનાં ઢેફાં અને શિલાદિમાં સુખ અને દુઃખ બંનેનો અભાવ દર્શન દે છે તેથી, એમ જો તું કહેતો હોય તો, તારું વચન વિષમ છે. (૩૫) સુખની દીનતાથી અને હર્ષથી અન્યનાં દુ.ખ અને સુખની કલ્પના સંભવે, પણ રોડામા દીનતાદિના અભાવથી દુઃખાદિની કલ્પના ન સંભવે.(૩૬) પોતાનાં સુખ અને દુઃખ કંઈ અનુમાનાદિથી તર્ક કરવા યોગ્ય નથી, પરંતુ તેનો (પોતાનાં સુખદુઃખનો) સદ્ભાવ અનુભવથી જ જાણવા યોગ્ય છે. તેમ તેનો ( પોતાનાં સુખદુઃખનો ) અભાવ પણ અન્યથી (અનુમાનાદિથી) જાણવા યોગ્ય નથી, પરંતુ અનુભવથી જ જાણવા યોગ્ય

છે. (૩૭) તેમ હોવાથી (પોતાનાં સુખદુઃખ તથા તેના અભાવ, અનુભવ સિદ્ધ સતે), સુષુપ્તિમાં દુઃખનો અભાવ અનુભવથી જણાય છે, તો તેનાં વિરોધી દુઃખના અભાવથી, નિર્વિઘ્ન એવાં સુખનો સ્વીકાર કર. ૩૮

## ચન્દ્રકાન્ત વિવરણ

શિષ્ય–સુષુપ્તિની અદ્વૈતતા તથા સ્વપ્રકાશતા ભલે હોય, પણ સુષુપ્તિમાં સુખની સિદ્ધિ કેમ થાય છે ?

ગુરુ–સુષુપ્તિમાં સુખનાં વિરોધી દુઃખનો અભાવ હોવાથી સુખ જ શેષ રહે છે. જેમ પ્રકાશ અને અંધકારનો વિરોધ છે, તેમ સુખ અને દુઃખનો પણ પરસ્પર વિરોધ છેઃ જ્યાં સુખ ત્યાં દુઃખ નહિ, અને દુઃખ ત્યાં સુખ નહિ. તેથી જેમ અંધકારના અભાવમાં પ્રકાશ અવશેષ રહે છે, તેમ દુઃખના અભાવમાં સુખ જ અવશેષ રહે છે. ૩૩

શિષ્ય–સુષુપ્તિમાં દુઃખનો અભાવ છે, એમાં શું પ્રમાણ છે ?

ગુરુ–સુષુપ્તિમાં દુઃખનો અભાવ છે તેમાં શ્રુતિ અને અનુભવ પ્રમાણ છે. 'तस्माद्वा एतं सेतुं तीर्त्वाऽन्धः सन्ननंधो भवति । विद्धःसन्नविद्धो भवति । उपतापी सन्ननुपतापी भवति । તે માટે આ (જાગ્રત્ અને સ્વપ્નમાં વિદ્યમાન દેહાભિમાન) સેતુને તરીને (પુરુષ) અંધ છતો પણ અનંધ (આત્મસ્વરૂપનાં જ્ઞાનથી દેખતો) થાય છે; વિંધાયલો અવિદ્ધ થાય છે; નીરોગી રોગી થાય છે.' વળી, 'यद्यपीदं भगवः शरीरमंधं भवत्यनंधः स भवति । હે ભગવન્! જો કે આ શરીર આંધળું હોય છે, પણ તે (પુરુષ) અનંધ થાય છે.' ઇત્યાદિ શ્રુતિઓ, દેહમાં અભિમાનથી થતાં અંધપણાદિ દોષોનો, સુષુપ્તિમાં નિષેધ કરે છે, તેથી સુષુપ્તિમાં દુઃખના અભાવમાં તે શ્રુતિઓ પ્રમાણ છે. રોગાદિકથી પીડા પામતા પુરુષને પણ, સુષુપ્તિ અવસ્થામાં, દુઃખનો અનુભવ થતો નથી, એ સર્વ લોકપ્રસિદ્ધ છે. તેથી એ અનુભવ સુષુપ્તિમાં દુઃખના અભાવમાં પ્રમાણ છે. ૩૪

શિષ્ય–દુઃખનો અભાવ તે સુખ છે, એવી કલ્પના કરી શકાય નહિ; કેમકે જ્યાં દુઃખનો અભાવ ત્યાં સુખ છે, એ નિયમ માટીના રોડા અને શિલાદિમાં વ્યભિચરિત છે; કારણ કે રોડા અને શિલાદિમાં સુખ અને દુઃખ બન્નેનો અભાવ જોવામાં આવે છે.

ગુરુ–જ્યાં દુઃખનો અભાવ ત્યાં સુખ, એ નિયમમાં કંઈ વ્યભિચાર નથી; કારણ કે, તું જે રોડા અને શિલાદિનું દૃષ્ટાંત આપે છે, તે દૃષ્ટાંત સિદ્ધાંત અનુસારી નથી. ૩૫

શિષ્ય–દૃષ્ટાંત સિદ્ધાંતને અનુસારી કેમ નથી?

ગુરુ–અન્યનાં દુઃખ અને સુખનું જ્ઞાન તેનાં મુખના વિકારથી થાય છે. જેમકે, કોઈ પુરુષનાં ખેદવાળાં મુખથી જણાય છે કે તે દુઃખી છે, અને કોઈ પુરુષ સુખી છે તે તેનાં પ્રસન્ન મુખથી જણાય છે. પણ રોડા, પત્થરા કે થાંભલાદિમાં તો મુખની દીનતાદિ લિંગના અભાવથી, સુખદુઃખનું જ્ઞાન જ સંભવતું નથી, તેથી તેમાં દુઃખના અભાવનો પણ નિશ્ચય કરી શકાતો નથી, તેમ સુખના અભાવનો પણ નહિ. માટે દૃષ્ટાંત સિદ્ધાંતને અનુસારી નથી. અહીં દૃષ્ટાંત રોડાદિ છે, અને સિદ્ધાંત મનુષ્ય છે. ૩૬

જેમ અન્યનાં સુખ અને દુઃખ, અને સુખદુઃખનો અભાવ, અનુમાનથી જાણવામાં આવે છે, તેમ પોતાનાં સુખ, દુઃખ તથા તેનો અભાવ, અનુમાનથી જાણવામાં આવતાં નથી; કારણ કે તે તો પોતપોતાના અનુભવથી જ જણાય છે. તેથી અન્યનાં સુખદુઃખ કરતાં–પોતાનાં સુખ દુઃખની વિષમતા છે. ૩૭

પોતાનાં સુખદુઃખનો સદ્ભાવ અને સુખ તથા દુઃખનો અભાવ પોતાના અનુભવથી જાણવામાં આવે છે, અને પોતાની સુષુપ્તિમાં દુઃખનો અભાવ અનુભવસિદ્ધ છે. એટલા જ માટે, જેમ અંધકારના અભાવમાં બાધરહિત પ્રકાશનો સ્વીકાર કરીએ છિયે, તેમ સુષુપ્તિમાં દુઃખના અભાવમાં બાધરહિત સુખનો સ્વીકાર કરવો જોઇએ. ૩૮

અવતરણિકા–એ પ્રમાણે સુષુપ્તિમાં પોતાના અનુભવ પ્રમાણે, દુઃખના અભાવથી સુખની સિદ્ધિ કરી હવે બીજી રીતે સુખની સિદ્ધિ કરે છે.

महत्तरप्रयासेन मृदुशय्यादिसाधनम् ।
कुतः संपाद्यते सुप्तौ सुखं चेत्तत्र नो भवेत् ३९
दुःखनाशार्थमेवैतदिति चेद्रोगिणस्तथा ।
भवत्वरोगिणस्त्वेतत्सुखायैवेति निश्चिनु४०

શબ્દાર્થ-જો સુષુપ્તિમાં સુખ ન હોય તો મોટા પ્રયાસથી કોમળ શય્યાદિ સાધન શા માટે એકઠાં કરવામાં આવે છે? અર્થાત્ સુષુપ્તિમાં સુખ છે. (૩૯) એ સર્વ દુઃખના નાશ માટે જ છે, એમ તું જો કહેતો હોય તો, રોગીને તેમ (દુઃખના નાશ માટે શય્યાદિનું સંપાદન) થઈ પડે છે, પરંતુ નીરોગીને તો તે (શય્યાદિનું સંપાદન) સુખને માટે જ છે, એમ નિશ્ચય કરીને જાણ. ૪૦

## ચન્દ્રકાન્ત વિવરણ

ગુરુ-જો સુષુપ્તિમાં સુખ ન હોય તો, મનુષ્યો પુષ્કળ પૈસા ખરચી, પૈસા મેળવવા માટે અથાક શ્રમ કરીને પણ, પોતાની શક્તિ પ્રમાણે છત્ર-પલંગ, રેશમી તળાઈ, રજાઈ, ગાલમસુરીયાં, ગાલેચા અને બીજા સુખના સાધનોનુ સંપાદન શા માટે કરે છે? તારા મતે તો તેની કાંઈ પણ આવશ્યકતા નથી પણ સુષુપ્તિમાં સુખનો સ્વીકાર કર્યા વિના મનુષ્યો ઉત્તમ પલંગ આદિ કોમળ શય્યારૂપ સુખનાં સાધનો જે સંપાદન કરે છે, તેનુ કારણ બીજા કોઈ પણ પ્રકારે સમજાશે નહીં; માટે સુષુપ્તિમાં સુખનો સ્વીકાર કરવો જોઇએ. એવી રીતે અનુપપત્તિમૂલક અર્થાપત્તિ પ્રમાણથી સુષુપ્તિમાં સુખની સિદ્ધિ થાય છે અને સુષુપ્તિ સુખરૂપ છે, એટલા માટે મનુષ્યો સુખનાં સાધન કોમળ શય્યાદિનું સંપાદન કરે છે. ૩૯

શિષ્ય-તમે અર્થાપત્તિ પ્રમાણથી સુષુપ્તિમા સુખની સિદ્ધિ કરી, તે અર્થાપત્તિ સિદ્ધ થતી નથી; કારણ કે, કોમળ શય્યાદિ સુખનાં સાધનોનુ સંપાદન દુઃખની નિવૃત્તિ માટે છે, પણ સુખ માટે નથી. એમ, શય્યાદિનાં સંપાદનની અન્યથા ઉપપત્તિ થઈ શકે છે.

ગુરુ-રોગી પુરુષને તે શય્યાદિ સાધનનું સંપાદન દુઃખની નિવૃત્તિ માટે હોય, પણ જે નીરોગી છે તેને તો નિવૃત્તિ કરવા યોગ્ય દુઃખના અભાવથી જ તે સાધનસંપાદન સુખ માટે છે, એમ જણાય છે. માટે તારે પણ તેવો જ નિશ્ચય રાખવો જોઇએ. ૪૦

અવતરણિકા-જો સુષુપ્તિકાળનું સુખ શય્યાદિ-સાધનજન્ય માનીએ તો, જે સુખનું આત્મસ્વરૂપપણું માન્યું છે તે મિથ્યા થઈ પડશે, એમ શિષ્ય શંકા કરે છે. ગુરુ તેનું ઉત્તર આપે છે.

तर्हि साधनजन्यत्वात्सुखं वैषयिकं भवेत् ।
भवत्येवात्र निद्रायाः पूर्वं शय्यासनादिजम् ॥
निद्रायां तु सुखं यत्तज्जन्यते केन हेतुना ।
सुखाभिमुखधीरादौ पश्चान्मज्जेत्परे सुखे ४२

શબ્દાર્થ-જો સુષુપ્તિકાળનાં સુખને સાધન-જન્ય માનીએ તો તે વૈષયિક (વિષયનું) સુખ થઈ પડે, એમ તું કહેતો હોય તો, આમાં (ચાલતા વિષયમાં) નિદ્રાના પૂર્વકાળમાં શય્યા અને આસન આદિથી થયેલું સુખ તેવું જ છે. (૪૧) પરંતુ નિદ્રામાં જે સુખ છે, તે સુખ કિયા હેતુથી થાય છે? (તેને ઉત્પન્ન કરનારો કોઈ હેતુ જ નથી.) નિદ્રા પહેલાં જીવ સુખ (કોમલ શય્યાદિથી થતાં સુખ)માં અભિમુખ બુદ્ધિવાળો થાય છે, પરંતુ તે પછી તે પરમ (ઉત્તમ) સુખ (સ્વરૂપભૂત સુખ) માં નિમગ્ન થાય છે. ૪૨

## ચન્દ્રકાન્ત વિવરણ

શિષ્ય-જ્યારે સુષુપ્તિનુ સુખ કોમળ શય્યાદિ વિષયોવાળું છે, ત્યારે તેની આત્મસ્વરૂપતાનો ભંગ થશે, કેમકે આત્મસ્વરૂપ તો અજન્ય છે.

ગુરુ-તુ સુષુપ્તિનાં સુખને વિષયજન્ય કહે છે, તે શુ નિદ્રા પ્રાપ્ત થયા પહેલાં જે સુખ થાય છે, તેને વિષયજન્ય કહે છે કે નિદ્રાસમયનાં સુખને વિષયજન્ય કહે છે?

શિષ્ય-નિદ્રા પ્રાપ્ત થયા પહેલા જે સુખ થાય છે તે, અને નિદ્રાસમયનું સુખ, એ બન્ને જ વિષયજન્ય છે, એમ હું કહું છુ.

ગુરુ-નિદ્રા પ્રાપ્ત થયા પહેલાંનુ સુખ કોમળ શય્યાદિ સાધનોથી થાય છે, માટે તે સુખને વિષયજન્ય કહેવું, એ અમને પણ અભીષ્ટ છે; પણ નિદ્રાસમયના સુખને વિષયજન્ય કહેવું, એ અમને અભીષ્ટ નથી, કેમકે તે સુખ વિષયજન્ય નથી. ૪૧

શિષ્ય-સુષુપ્તિસમયનુ સુખ વિષયજન્ય નથી, તેનું શુ કારણ?

ગુરુ-સુષુપ્તિસમયમા શય્યાદિ સુખનુ કોઈ પણ સાધન પ્રતીત થતું નથી, ત્યારે કિયાં કારણથી તે સુખ ઉત્પન્ન થાય? એટલા જ માટે, સુષુપ્તિસમયનું સુખ વિષયજન્ય નથી જ.

શિષ્ય–જ્યારે સુષુપ્તિમા સુખ અજન્ય એટલે ઉત્પન્ન ન થયેલુ, એમ સ્વત સિદ્ધ છે, ત્યારે તે સુખ વિષયસુખની પેઠે અનુભવમા કેમ નથી આવતું ?

ગુરુ–સુખનો અનુભવ કરવાવાળો જીવ છે તે જીવ નિદ્રા પહેલા કોમળ શય્યાદિ વિષયજન્ય સુખમા તત્પર બુદ્ધિવાળો થાય છે, તેથી તેને વિષયસુખનો અનુભવ થાય છે પછી નિદ્રાસમયમા તો સર્વથી ઉત્તમ સુખરૂપ સ્વસ્વરૂપમા તે મગ્ન થાય છે, તેથી તેને નિદ્રાસમયમા સુખનો અનુભવ થતો નથી. ૪૨

અવતરણિકા–એવી રીતે 'જીવને નિદ્રા પહેલા વિષયસુખના અનુભવમા તત્પર હોવાથી વિષયસુખનો અનુભવ થાય છે, અને નિદ્રાસમયમા સુખરૂપ સ્વસ્વરૂપમા મગ્ન હોવાથી વિષયસુખનો અનુભવ થતો નથી,' એમ કહ્યું, તેનુ નીચે સ્પષ્ટતાથી વિવેચન કરે છે

जाग्रद्व्यापृत्तिभिः श्रांतोविश्रम्याथ विरोधिनि ।
अपनीते स्वस्थचित्तोऽनुभवेद्विषये सुखम् ॥
आत्माभिमुखधीवृत्तौ स्वानंदः प्रतिबिंबति ।
अनुभूयैनमत्रापि त्रिपुट्या श्रांतिमाप्नुयात् ॥
तच्छ्रमस्यापनुत्त्यर्थं जीवो धावेत्परात्मनि ।
तेनैक्यं प्राप्य तत्रत्यो ब्रह्मानंदः स्वयं भवेत् ॥
दृष्टांताः शकुनिः श्येनः कुमारश्च महानृपः ।
महाब्राह्मण इत्येते सुप्त्यानंदे श्रुतीरिताः ४६
शकुनिः सूत्रबद्धः सन् दिक्षुव्यापृत्य विश्रमम् ।
अलब्ध्वा बंधनस्थानं हस्तस्तंभाद्युपाश्रयेत् ॥
जीवोपाधिमनस्तद्वद्धर्माधर्मफलाप्तये ।
स्वप्ने जाग्रति च भ्रांत्वा क्षीणे कर्मणि लीयते ।
श्येनो वेगेन नीडैकलंपटः शयितुं व्रजेत् ।
जीवः सुप्त्यै तथा धावेद्ब्रह्मानंदैकलंपटः ४९
अतिबालः स्तनं पीत्वा मृदुशय्यागतो हसन् ।
रागद्वेषाद्यनुत्पत्तेरानंदैकस्वभावभाक् ॥५०॥
महाराजः सार्वभौमः संतृप्तः सर्वभोगतः ।
मानुषानंदसीमानं प्राप्यानंदैकमूर्तिभाक् ॥
महाविप्रो ब्रह्मवेदी कृतकृत्यत्वलक्षणाम् ।
विद्यानंदस्य परमां काष्ठां प्राप्यावतिष्ठते ५२
मुग्धबुद्धातिबुद्धानां लोके सिद्धासुखात्मता ।
उदाहृतानामन्ये तु दुःखिनो न सुखात्मकाः

શબ્દાર્થ–જાગ્રત દશામા કરાતા વ્યાપારોથી થાકેલો સતો જીવ વિશ્રામ લઈને, કામકાજથી થયેલાં દુઃખને દૂર કરી, સ્વસ્થ ચિત્તવાળો થઈને, શયનાદિ સુખનો અનુભવ કરે છે. (૪૩) તેની આત્માભિમુખ(અંતર્મુખથયેલી) બુદ્ધિવૃત્તિમા સ્વાનંદ (સ્વરૂપભૂત આનંદ)નુ પ્રતિબિંબ પડે છે. એ આનંદનું પ્રતિબિંબ પડેલું હોય, તે સમયમા પણ તે પ્રતિબિંબમય આનંદને અનુભવીને, ત્રિપુટીએ (અનુભવ કરનાર, અનુભવને અનુભૂયમાન પદાર્થે) કરી. જીવ શ્રમને પ્રાપ્ત થાય છે. (૪૪) તે શ્રમની નિવૃત્તિને માટે જીવ પરમાત્મા (બ્રહ્મ) તરફ દોડે છે, અને ત્યા જઈ તેની (બ્રહ્મની) સાથે એકતાને પ્રાપ્ત થઈ, સુષુપ્તિ સમયમા પોતે બ્રહ્માનંદરૂપ થાય છે (૪૫) એ સુષુપ્તિના આનંદમા શકુનિ, શ્યેન, કુમાર (સ્તનપાન કરવાવાળો બાળક), મહાનૃપ અને મહાબ્રાહ્મણ વગેરે દૃષ્ટાંતો શ્રુતિમા આપેલાં છે. (૪૬) દોરીએ બંધાયલો કોઈ પક્ષી દિશાઓમાં ઉડી, ફરીફરી, કોઈ પણ સ્થાને વિશ્રામ ન મળવાથી જેમ પોતાને બાંધેલા સૂત્રના મૂળ બંધનનાં સ્થાનરૂપ હાથ અથવા સ્તંભ આદિનો આશ્રય કરે છે, (૪૭) તેમ જ જીવનુ ઉપાધિરૂપ મન, ધર્મ અને અધર્મનાં ફલ (સુખ અને દુઃખ)ની પ્રાપ્તિ માટે, સ્વપ્નમાં અને જાગ્રતમા ભમી ભમીને, કર્મ ક્ષીણ થયે સતે, લય પામે છે (૪૮) જેમ શ્યેન, (બાજ પક્ષી) કેવળ પોતાના માળામાં જ લપટ સતો, ઉતાવળો ઉતાવળો, શયનમાટે માળા પ્રત્યે જાય છે, તેમ જીવ બ્રહ્માનંદમાજ લપટ થઈ હૃદયાકાશરૂપ સ્થાન તરફ દોડે છે. (૪૯) જેમ ધાવણો, મૃદુ શય્યામાં સુતેલો બાળક, સ્તન પાન કરી હસતો થકો રાગ અને દ્વેષાદિની ઉત્પત્તિના અભાવથી, કેવળ આનંદમય સ્વભાવવાળો હોય છે, (૫૦) જેમ કોઈ સાર્વભૌમ મહારાજા સર્વ ભોગોથી તૃપ્ત થઈ, મનુષ્યન

આનંદની સીમાને પામી, કેવળ આનંદમૂર્તિ બની રહે છે, (૫૧) જેમ કોઈ બ્રહ્મવેદી (બ્રહ્મજ્ઞાની) મહાબ્રાહ્મણ કૃતકૃત્યતારૂપ વિદ્યાનંદની પરમ સીમાએ પહોંચે છે; (તેમ સુષુપ્તિમાન પુરુષ પણ પરમાનંદરૂપેજ રહે છે.) (૫૨) એ દૃષ્ટાંતમાં કહેલા મુગ્ધ, બુદ્ધ, અને અતિબુદ્ધની સુખરૂપતા લોકમાં પ્રસિદ્ધ છે, અને બીજાઓ તો દુઃખી છે, પરંતુ સુખી નથી. ૫૩

## ચન્દ્રકાન્ત વિવરણ

ગુરુ–જીવ જાગ્રદવસ્થામા કરેલા ઉદ્યોગથી થાકી જાય છે, તેથી કોમળ શય્યાદિમાં શયન કરી આરામ લે છે; પછી ઉદ્યોગથી થયેલુ દુ.ખ, કે જે સુખનું વિરોધી છે, તેની નિવૃત્તિ થવાથી તે જીવ સ્થિર ચિત્તવાળો થાય છે, અને તેથી કોમળ શય્યાદિમાં થતા સુખનો અનુભવ કરે છે. ૪૩

શિષ્ય–વિષયસુખનુ સ્વરૂપ ભણો ?

ગુરુ–ન પ્રાપ્ત થયેલા વિષયોના સપાદન માટે દુ.ખનો અનુભવ કરી, તે દુ ખની નિવૃત્તિ માટે કોમળ શય્યાદિમાં પુરુષ શયન કરે છે, ત્યારે તેની બુદ્ધિ અતર્મુખ થાય છે. એ અતર્મુખ બુદ્ધિની વૃત્તિમાં સ્વસ્વરૂપભૂત આનંદનુ પ્રતિબિંબ પડે છે, તે જ વિષયાનદનુ સ્વરૂપ છે. એ આનદની પ્રતિબિંબ અવસ્થામાં વિષયાનદનો અનુભવ કરીને પણ અનુભવિતા, અનુભવ અને અનુભવ કરવા યોગ્ય પદાર્થ, એ પ્રકારની ત્રિપુટીથી જીવને શ્રમ થાય છે. ૪૪

શિષ્ય–જીવ, પ્રતિબિંબિત આનંદને અનુભવી, એ ત્રિપુટીથી શ્રમવાળો થાય છે, તેથી શું થશે ?

ગુરુ–એ ત્રિપુટીના દર્શનથી થયેલા શ્રમની નિવૃત્તિ માટે, જીવ પરમાનદરૂપ બ્રહ્મ તરફ જલદી દોડે છે; પછી ત્યાં જઈ બ્રહ્મની સાથે એકતાને પામી, એ જીવ, સાગરમા મળેલી અગરની પુતળીની પેરે, સુષુપ્તિમાં રહેલા બ્રહ્માનંદરૂપ થાય છે.

શિષ્ય-સુષુપ્તિ અવસ્થામાં જીવ બ્રહ્માનંદરૂપ થાય છે, એમાં શું પ્રમાણુ છે ?

ગુરુ–છાંદોગ્યોપનિષતની શ્રુતિ પ્રમાણુ છે. 'सता सोम्य तदा संपन्नो भवति। હે સૌમ્ય ! તે સુષુપ્તિ વખતે જીવ સદ્રૂપ બ્રહ્મની સાથે એકતા. ૪૫–૪૬

વાળો થાય છે,' એવી રીતે ઉદ્દાલક મુનિએ પોતાના પુત્ર શ્વેતકેતુ પ્રત્યે કહ્યું છે. ૪૫

સુષુપ્તિમાં આનંદની સિદ્ધિ માટે શ્રુતિમાં પાંચ દૃષ્ટાંત આપ્યાં છે; શકુનિ(પક્ષી), શ્યેન (બાજ), કુમાર (સ્તનપાન કરવાવાળો બાળક), મહાનૃપ (ચક્રવર્તી રાજા) અને મહાબ્રાહ્મણ (આત્મવેત્તા બ્રાહ્મણ).

શિષ્ય–શ્રુતિમાં એ પાંચ દૃષ્ટાંત શા માટે આપ્યાં છે ?

ગુરુ–'સુષુપ્તિમાં આનદ નથી,' એમ કહેનારાઓના મતનું ખંડન કરવા માટે, અને સુષુપ્તિમાં આનદનુ ઉપપાદન કરવા માટે. ૪૬

શિષ્ય–તે કેવી રીતે ?

ગુરુ–છાંદોગ્ય ઉપનિષદ્‌માં પક્ષીનુ જે દૃષ્ટાંત આપ્યું છે તે આવું છે. (૧) "જેમ એક શકુનિ, જેને દોરાથી બાંધેલો હતો તે દિશા વિદિશામાં ચરી, હરી ફરીને, અન્ય સ્થળમાં, આશ્રય (વિશ્રામ)ને ન પામી, પોતાના બંધનનાં અસલ સ્થાનને જ પ્રાપ્ત થાય છે, એવી જ રીતે, હે સોમ્ય ! તે મન (મનની ઉપાધિવાળો જીવ) દિશા વિદિશામાં (જાગ્રત અને સ્વપ્નાદિમાં) ભટકીભટકીને, અન્ય સ્થળમાં આશ્રયને ન પામી, પ્રાણુ એટલે પ્રાણે કરીને ઉપલક્ષિત બ્રહ્મને પ્રાપ્ત થાય છે. હે સોમ્ય ! તે માટે મન પ્રાણરૂપ બધના આશ્રયવાળું છે." એમાં દૃષ્ટાંત શકુનિ છે, અને સિદ્ધાંતમાં જીવનુ પ્રતિપાદન કર્યું છે. ૪૭

જેમ એક બધાયલુ પક્ષી, ચોતરફ દિશાઓમાં ઉડી, ચરી, હરી ફરીને, જો તે, હાથે બાંધ્યું હોય તો હાથ પાસે પાછુ આવે છે અને જો સ્તંભે બાંધેલુ હોય તો સ્તંભ પાસે પાછું આવે છે, એમ જ્યાં તેને બાંધ્યું હોય ત્યાં તે આવે છે; તેમ જીવની ઉપાધિરૂપ મન પણ, સુખ અને દુઃખને પ્રાપ્ત થવા માટે, જાગ્રત્ અને સ્વપ્નમાં ભટકી ભટકીને, ભોગ આપવાવાળું કર્મ ક્ષીણ થાય [illegible] ત્યારે, સુષુપ્તિમાં પોતાનાં કારણરૂપ [illegible] લય પામે છે. તે વખતે મનની [illegible] જીવ પરમાત્મરૂપે થાય છે. [illegible] પક્ષીને બંધનના સ્થાન [illegible] સુખ પ્રાપ્ત થતું નથી [illegible] વિના અન્ય સ્થળમાં [illegible]

તે જીવ સુષુપ્તિમાં પરમાત્મારૂપ થાય છે, તેથી તેને તે વખતે પરમ સુખની પ્રાપ્તિ થાય છે. ૪૮

વળી ( ૨ ) બૃહદારણ્યક ઉપનિષદ્‌માં શ્યેન (બાજ) પક્ષીનું બીજું ઉદાહરણ આપ્યું છે. તેમાં કહ્યું છે કે, "જેમ આકાશમાં ઉડતો એક શ્યેન (બાજ પક્ષી અથવા સુવર્ણ નામનો એક જાતનો પક્ષી ) ભટકી ભટકીને થાકેલો સતો, પાંખોને મેળવી, પોતાનાં સ્થાન તરફ જ આખરે દોડે છે; તેવી જ રીતે આ પુરુષ ( જીવ ) એ આનંદ ( સુષુપ્તિમાં રહેલાં સ્વસ્વરૂપભૂત આનંદ ) માટે દોડે છે, જેમ ( સુષુપ્તિમાં ) સૂતેલો પુરુષ કોઈ કામને ઇચ્છતો નથી, અને કોઈ સ્વપ્નને પણ જોતો નથી." એ શ્રુતિનું દૃષ્ટાંત આપી, ' જીવ સુષુપ્તિનાં સુખ માટે દોડે છે,' એમ કહ્યું છે, અને સુષુપ્તિમાં સુખની સિદ્ધિ કરી છે.

એમાં જેમ શ્યેનપક્ષી, આકાશમાં સર્વત્ર ફરવાથી થયેલા શ્રમની નિવૃત્તિ માટે, આરામ લેવા અર્થે, પોતાના માળા પ્રત્યે જ જલદી દોડતોદોડતો આવે છે; તેમ મનની ઉપાધિવાળો જીવ, જાગ્રત અને સ્વપ્નમાં ફરી ફરી, તેથી થયેલા શ્રમની નિવૃત્તિ માટે અને બ્રહ્માનંદની પ્રાપ્તિ માટે, જલદી જલદી સુષુપ્તિઅર્થે હૃદયાકાશ ભણી દોડે છે. ૪૯

વળી (૩) એ જ ઉપનિષદ્‌માં બાળક, મહારાજા અને તત્ત્વવેત્તા બ્રાહ્મણ સબંધે પણ દૃષ્ટાંત આપ્યાં છે જેમ નાનું બાળક સ્તનપાન કરીને કોમળ શય્યામાં સૂતુ સૂતુ હસે છે, અને રાગદ્વેષાદિક વગર એટલે વિક્ષેપનાં સાધનોનો તેનામાં અભાવ હોવાથી સ્વરૂપભૂત આનંદમાં મગ્ન રહે છે; તેમ જીવ પણ દિવસે વ્યવહાર કરી, રાત્રિએ કોમળ શય્યામાં સૂતો સૂતો, તેનાં સુખનો અનુભવ કરી, સુષુપ્તિ અવસ્થાના આનંદમાં મગ્ન થાય છે. ૫૦

વળી, (૪) જેમ કોઈ ચક્રવર્તી રાજા પોતે સર્વ પૃથ્વીનો ઈશ્વર હોવાથી, અને પોતાને મનુષ્યોના સર્વ આનંદો પ્રાપ્ત થવાથી, અને એટલા જ માટે કોઈ પણ વિષયની ઇચ્છા ન હોવાથી, ચિત્તશુદ્ધિ વિના પણ, રાગદ્વેષાદિ વિક્ષેપનાં સાધનોથી રહિત હોય છે, તેથી તે આનંદમાં મગ્ન રહે છે; તેમ જીવ પણ, સુષુપ્તિમાં રાગદ્વેષાદિકનો અભાવ હોવાથી, પરમાનંદમાં મગ્ન રહે છે. ૫૧

વળી, (૫) જેમ, કોઈ પ્રત્યગભિન્ન બ્રહ્મ સાક્ષાત્કારવાળો મહાબ્રાહ્મણ, 'હું કૃતકૃત્ય છું,' એ પ્રમાણે વિદ્યાનંદની પરમસીમા એટલે જીવન્મુક્તિને પ્રાપ્ત થઇ, પરમાનંદરૂપ જ રહે છે; તેમ જીવ સુષુપ્તિ અવસ્થામાં પરમાનંદરૂપ જ રહે છે. ૫૨

શિષ્ય–હે દેવ! શ્રુતિમાં મનુષ્યોમાંથી બાળક, મહારાજ અને મહાબ્રાહ્મણ એ ત્રણનાં દૃષ્ટાંત કેમ આપ્યાં, અને બીજાંનાં દૃષ્ટાંત કેમ ન આપ્યાં?

ગુરુ–એ ત્રણ દૃષ્ટાંત સકારણ છે. એમાં એક મુગ્ધનું છે, બીજું બુદ્ધનું છે, ને ત્રીજું અતિબુદ્ધનું છે. મુગ્ધ એટલે અવિવેકી, બુદ્ધ એટલે વિવેકી અને અતિબુદ્ધ એટલે આત્મજ્ઞાની. એ જ ત્રણે લોકમાં આનદમાં મગ્નમગ્ન મનાયા છે. કહેતી પણ છે કે, કાં જોગી કે કાં ભોગી સંપૂર્ણ સુખ ભોગવે, તેથી જ એ દૃષ્ટાંત આપ્યાં છે. નાનું બાળક, વિવેક રહિત છે, તેથી વિવેકરહિતના મધ્યમાં નાનું બાળક સુખી છે; વિવેકીઓના મધ્યમાં ચક્રવર્તી રાજા સુખી છે, અને અતિવિવેકીઓના મધ્યમાં આનંદરૂપ આત્માના સાક્ષાત્કારવાળો મહાબ્રહ્મને જાણવાવાળો સુખી છે.

શિષ્ય–મનુષ્યમાં એ ત્રણ જ કેમ સુખી છે?

ગુરુ–દુઃખનું મૂલ દેહાભિમાન અને તેને લગતાં રાગદ્વેષાદિક છે. આપણા બાળકને દેહાભિમાન હોતું નથી, તેને માનાપમાન કે રાગદ્વેષ હોતો નથી, મારુ તારું હોતું નથી. ધાવણા બાળકની ઉપર કોઇ ક્રોધ કરે, તોપણ તે હસે છે, શત્રુને પણ સ્નેહી જેવો જુવે છે, ડાકણીને પણ પોતાની માતા સમજે છે, એટલે તે બાળક અતિમૂઢ છતાં પણ, તેને પરમસુખ જ રહે છે. હવે ચક્રવર્તી રાજા તરફ જો. તે પોતે સંપૂર્ણ પૃથ્વીનો સ્વામી હોવાથી, અને મનુષ્યલોકનાં સુખની પરમ સીમાએ પહોંચેલો હોવાથી ને પોતાથી કોઈ પણ અધિક ન હોવાથી, અને તેથી જ તેને રાગદ્વેષાદિકનો અભાવ હોવાથી, પોતે અજ્ઞાની છતાં પણ, આનન્દમાં મગ્ન રહે છે, અને આ મહાબ્રાહ્મણ! તેને આત્મજ્ઞાનથી સંપૂર્ણ જગતમાં મિથ્યાબુદ્ધિ વસી છે, રાગદ્વેષાદિક વિક્ષેપકનો અભાવ છે, અને વળી સ્વસ્વરૂપભૂત પરમાનંદની પ્રાપ્તિ છે, તે પરમાનંદમાં

મસ્ત છે. એટલા જ માટે જગતમાં એ ત્રણ જણા જ સુખી મનાયા છે. પણ બીજા મનુષ્યો તો રાગદ્વેષાદિ વિક્ષેપકથી સુખી નથી, પણ દુઃખી જ છે.

'मानापमानयोस्तुल्यस्तुल्यो मित्रारिपक्षयो ।
सर्वारंभपरित्यागी गुणातीतः स उच्यते ॥

જે માન અપમાનમાં સમ છે, મિત્ર અને શત્રુપક્ષમાં સમ છે અને સર્વ આરંભ(કાર્ય)નો ત્યાગ કરવાવાળો છે, તે ગુણાતીત કહેવાય છે.' એમ ગીતાજીમાં કહ્યું છે, વળી

'यश्च मूढतमो लोके यश्च बुद्धेः परङ्गत. ।
द्वाविमौ सुखमेधेते क्लिश्यत्यंतरितो जन. ॥

લોકમાં જે અતિમૂઢ છે, અને જે બુદ્ધિને તરી ગયો છે એટલે જ્ઞાની છે, તે જ બે સુખ પામે છે. અંતરિત (વચલો એટલે અતિમૂઢ પણ નહિ તેમ જ્ઞાની પણ નહિ એવો) તો ક્લેશ જ પામે છે,' એમ શ્રીમદ્ભાગવતમાં કહ્યું છે. તે માન તથા અપમાનમાં સમાનતાદિ લક્ષણો, અને અતિમૂઢતાદિ લક્ષણો, કુમારાદિ ત્રણેમાં ઘટે છે, માટે શ્રુતિમાં કુમાર, મહારાજા અને મહાબ્રાહ્મણ, એ ત્રણનાં દૃષ્ટાંત આપ્યાં છે. ૫૩

અવતરણિકા-એ ત્રણે ભલે સુખી હો, પણ તેથી સુષુપ્તિ સુખના ચાલતા પ્રસંગમાં સિદ્ધ શું થયું, તેવું શિષ્યે પૂછવાથી, ગુરુ ઉત્તર દે છે

कुमारादिवदेवायं ब्रह्मानंदैकतत्परः ।
स्त्रीपरिष्वक्तवद्वेद न बाह्यं नापि चांतरम् ५४
बाह्यं रथ्यादिकं वृत्तं गृहकृत्यं यथांतरम् ।
तथा जागरणं बाह्यं नाडीस्थः स्वप्न आंतरः ॥

શબ્દાર્થ-સૂતેલો પુરુષ કુમારાદિકની પેઠે જ કેવળ બ્રહ્માનંદમાં મગ્ન રહે છે, અને સ્ત્રીએ આલિંગન કરેલો કામી પુરુષ જેમ બાહ્યને જાણતો નથી અને આંતરને પણ જાણતો નથી, તેમ આ નિદ્રાવશ પુરુષ પણ પરમાત્માની સાથે એકતાને પામીને, બાહ્ય કે આંતર કંઈ પણ જાણતો નથી, પરંતુ આનંદમૂર્તિ બની રહે છે. (૫૪) જેમ શેરી આદિમાં બનતા બનાવ તે બાહ્ય ગણાય છે અને ઘરનું કાર્ય તે આંતર ગણાય છે; તેમ જાગરણ (જાગ્રત) બાહ્ય ગણાય છે અને સુષુમ્ણા નાડીમાં જણાતો જે સ્વપ્નવૃત્તાંત, તે આંતર ગણાય છે. ૫૫

## ચન્દ્રકાન્ત વિવરણ

શિષ્ય-ભલે આપણો બાળક, ચક્રવર્તી રાજા, અને તત્ત્વવેત્તા બ્રાહ્મણ સુખી હોય; પણ સુષુપ્તિના સુખમાં તેથી શું સિદ્ધ થયું?

ગુરુ-જેમ કુમારાદિ પરમાનંદને પ્રાપ્ત થાય છે, તેમ આ સૂતેલો પુરુષ પણ, પરમાનંદને પ્રાપ્ત થાય છે. જેમ પોતાને અતિપ્રિય એવી સ્ત્રીએ પ્રેમભેર છાતી સરસો દબાવેલો કામી પુરુષ બાહ્ય વિષયો અને આંતર વિષયોને જાણતો નથી અથવા એમ કરવાથી ઈશ્વરનો ડર કે લોકનો ડર જાણતો નથી, પણ એ આલિંગન કેવળ સુખરૂપ જ જાણે છે, તેમ સુષુપ્તિમાં પ્રાજ્ઞ-સુષુપ્તિનો અભિમાની જીવ-પરમાત્માને આલિંગન કરવાથી એટલે તેની સાથે એકતાને પ્રાપ્ત થયો સતો, બાહ્ય અને આંતર વિષયોને જાણતો નથી, અને તેથી તે આનંદરૂપ જ થાય છે. ૫૪

શિષ્ય-તમે કહ્યું કે, 'સૂતેલો જીવ, સ્ત્રીએ આલિંગન કરેલા કામી પુરુષની પેઠે, બાહ્ય અને આંતર કાંઈ પણ જાણતો નથી,' તેમાં સૂતેલો પુરુષ સિદ્ધાંત છે, અને સ્ત્રીએ આલિંગિત પુરુષ દૃષ્ટાંત છે. હવે એ દૃષ્ટાંતમાં અને સિદ્ધાંતમાં બાહ્ય વિષય શું છે ને આંતર વિષય શું છે, તે કહો

ગુરુ-શેરી અને ઘરના બાહ્ય પદાર્થો બાહ્ય વિષય છે; અને ઘરનું કાર્ય, આંતર વિષય છે. સિદ્ધાંતમાં જાગ્રત બાહ્ય છે, અને સ્વપ્ન આંતર છે. જેમ સ્ત્રીએ આલિંગન કરેલો કામી પુરુષ, બહારનાં વૃત્તાંતને-લોક જોશે તે, અને અંતરના કૃત્યને-ઈશ્વર જાણશે તે-જાણતો નથી, તેમ સૂતેલો પ્રાણી જાગ્રત અને સ્વપ્નાવસ્થાને જાણતો નથી. ૫૫

અવતરણિકા-'સુષુપ્તિ અવસ્થામાં જીવ બ્રહ્મરૂપે જ રહે છે,' એ વિષયમાં યુક્તિ દર્શાવવાવાળી, 'पिताऽपिता भवति । પિતા અપિતા થાય છે,' ઇત્યાદિ બૃહદારણ્યની શ્રુતિનું તાત્પર્ય કહે છે

पितापि सुप्तावपितेत्यादौ जीवत्ववारणात् ।
सुप्तौ ब्रह्मैव नो जीवः संसारित्वासमीक्षणात् ॥
पितृत्वाद्यभिमानो यः सुखदुःखाकरः स हि ।
तस्मिन्नपगते तीर्णः सर्वाञ्छोकान्भवत्ययम् ॥

सुषुप्तिकाले सकले विलीने तमसावृतः ।
सुखरूपमुपैतीति ब्रूते ह्याथर्वणी श्रुतिः ५८
सुखमस्वाप्समत्राहं न वै किंचिदवेदिषम् ।
इति सुप्ते सुखाज्ञाने परामृशति चोत्थितः ५९

**શબ્દાર્થ**-અત્ર 'સુષુપ્તિમાં પિતા પણ અપિતા થઈ જાય છે,' ઇત્યાદિ શ્રુતિમાં, જીવપણાના નિવારણથી અને સંસારીપણાના અદર્શનથી, સુષુપ્તિમાં બ્રહ્મ જ છે, પણ જીવ નથી. (૫૬) જે પિતૃપણાદિ અભિમાન છે, તે જ સુખદુઃખને કરવાવાળું છે. તે અભિમાન નિવૃત્ત થયે સતે, આ (પુરુષ) સર્વે શોકોને તરી જાય છે. (૫૭) વળી, સુષુપ્તિકાળમાં સકલવસ્તુ લીન થયે સતે, તમઃપ્રધાન પ્રકૃતિથી વીંટાયેલો જીવ સુખરૂપ બ્રહ્મને પામે છે, એમ અથર્વવેદની શ્રુતિ કહે છે. (૫૮) વળી, 'હું સુખે સૂતો હતો,' અને 'સુષુપ્તિમાં હું કંઇ પણ જાણતો ન હતો,' એવી રીતે સુઇ ઉઠેલો પુરુષ સુષુપ્તિમાં અનુભવેલાં સુખ અને અજ્ઞાનનું સ્મરણ કરે છે. ૫૯

## ચન્દ્રકાન્ત વિવરણ

ગુરુ-'હું પિતા છું,' 'હું પુત્ર છું,' 'હું ભાઈ છું,' 'હું પતિ છું,' 'હું બ્રાહ્મણ છું,' 'હું ગૃહસ્થાશ્રમી છું,' 'હું યુવા છું,' ઇત્યાદિ અભિમાન થવું, એનું નામ સંસાર. એ સર્વ ભાવો દેહમાં આત્માભિમાન હોવાથી થાય છે. એ સંસાર જીવને છે, પણ બ્રહ્મને નથી. આ સંસાર સુષુપ્તિ અવસ્થામાં પ્રતીત થતો નથી, તેથી સુષુપ્તિમાં બ્રહ્મરૂપતા છે, પણ જીવરૂપતા નથી. આ વિષયમાં, અત્ર 'પિતા અપિતા છે,' ઇત્યાદિ બૃહદારણ્યકની શ્રુતિનું પ્રમાણ છે. ૫૬

શિષ્ય-હે દેવ ! સુષુપ્તિ અવસ્થામાં સર્વ સંસારની નિવૃત્તિ તો થતી નથી; કેમકે, તેમાં 'હું પિતા છું,' ઇત્યાદિ અભિમાનનો અભાવ છતાં પણ, 'હું સુખી છું,' એવું અભિમાન થાય છે; અને અભિમાન કરવું, એ જીવનો ધર્મ છે. એપરથી સુષુપ્તિમાં જીવરૂપતા નથી, પણ બ્રહ્મરૂપતા છે એ સત્ય નથી એ સ્પષ્ટ છે.

ગુરુ-સંસારનું મૂલ દેહાભિમાન છે, અને તેથી જ પિતૃત્વાદિ અભિમાન થાય છે. એ અભિમાન જ સુખદુઃખને ઉત્પન્ન કરવાવાળું છે. પણ સુષુપ્તિમાં તે દેહાભિમાન રહેતું નથી, તેથી તેમાં જીવ સર્વ શોકોને તરી જાય છે. એટલે સુષુપ્તિમાં સંસારનો અભાવ હોવાથી સુખદુઃખ થતાં નથી; અને એટલા જ માટે સુષુપ્તિમાં જીવરૂપતા પણ નથી. સુષુપ્તિમાં તો માત્ર બ્રહ્મરૂપતા જ છે. 'સુષુપ્તિ વિષે જીવ હૃદયના (અંતઃકરણના) સર્વ શોકોને તરવાવાળો છે,' એ બૃહદારણ્યકની શ્રુતિમાં પણ સુષુપ્તિમાં સર્વ સંસારની નિવૃત્તિનું પ્રતિપાદન કર્યું છે. ૫૭

શિષ્ય-સુષુપ્તિમાં સુખની પ્રાપ્તિ માટે તમે જે શ્રુતિઓનાં પ્રમાણ આપ્યાં, તે સર્વ શ્રુતિઓમાં સાક્ષાત્ શોક તરવાનું કહ્યું છે, પરંતુ સાક્ષાત સુખની પ્રાપ્તિ કહી નથી.

ગુરુ-પ્રમાણ આપેલી શ્રુતિઓમાં સાક્ષાત સુખની પ્રાપ્તિ કહી નથી એ વાત ખરી, તથાપિ સુખની પ્રાપ્તિમાં જ તે શ્રુતિઓનું તાત્પર્ય છે; કારણ કે, જેમ અંધકારની નિવૃત્તિ થવાથી પ્રકાશની પ્રાપ્તિ થાય છે, તેમ શોકની નિવૃત્તિ થવાથી સુખની પ્રાપ્તિ થાય છે; એટલાં જ માટે એ પ્રમાણ આપેલી શ્રુતિઓમાં શોક તરવાનું કહ્યું છે. વળી, 'सुषुप्तिकाले सकले विलीने तमसावृतः सुखरूपमुपैति। સુષુપ્તિ કાળમાં સકલ જગત આદિ સંપૂર્ણ પ્રપંચ, પોતાનાં ઉપાદાન કારણરૂપ તમઃપ્રધાન પ્રકૃતિમાં લય પામ્યે સતે, પ્રકૃતિથી વિંટાયેલો જીવ સુખરૂપ બ્રહ્મને પ્રાપ્ત થાય છે,' એ અથર્વવેદની કૈવલ્યોપનિષતની શ્રુતિમાં સુષુપ્તિમાં સાક્ષાત સુખની પ્રાપ્તિનું જ કથન કર્યું છે. ૫૮

'સુષુપ્તિમાં સુખની પ્રાપ્તિ થાય છે,' એ વિષયમાં જેમ શ્રુતિનાં પ્રમાણ છે, તેમ અનુભવ પ્રમાણ પણ છે. સુઇને ઉઠેલો પુરુષ, 'હું આટલો વખત સુખમાં સૂતો,' એવી રીતે સુષુપ્તિમાં અનુભવેલાં સુખનું સ્મરણ કરે છે; અને 'હું સુષુપ્તિમાં કાંઈ પણ જાણતો ન હતો,' એવી રીતે સુષુપ્તિમાં અનુભવેલાં અજ્ઞાનનુ સ્મરણ કરે છે. હવે જો સુષુપ્તિમાં સુખનો અનુભવ ન હોય તો, સુઇને ઉઠેલા પુરુષને સુખનું સ્મરણ કેમ થાય? માટેજ સુષુપ્તિમાં સુખાનુભવ છે અને તેથી 'તેમાં સુખ છે,' એવો સ્વીકાર કરવો જોઇએ. ૫૯

અવતરણિકા-શિષ્ય સુષુપ્તિમાં સુખની સિદ્ધિ માટે પ્રશ્ન કરે છે, અને ગુરુ તેનું ઉત્તર આપે છે.

परामर्शोऽनुभूतेऽस्तीत्यासीदनुभवस्तदा ।
चिदात्मत्वात्स्वतो भाति सुखमज्ञानधी-
स्ततः ॥ ६० ॥
ब्रह्म विज्ञानमानंदमिति वाजसनेयिनः ।
पठंत्यतः स्वप्रकाशं सुखं ब्रह्मैव नेतरत् ६१
यदज्ञानं तत्र लीनौ तौ विज्ञानमनोमयौ ।
तयोर्हि विलयावस्था निद्राऽज्ञानं च सैव हि॥
विलीनघृतवत्पश्चात्स्याद्विज्ञानमयो घनः ।
विलीनावस्थ आनंदमयशब्देन कथ्यते ६२
सुप्तिपूर्वक्षणे बुद्धिवृत्तिर्या सुखबिंबता ।
सैव तद्बिंबसहिता लीलानंदमयस्ततः ६४

શબ્દાર્થ—અનુભવેલા વિષયનો વિચાર સ્મરણ થાય છે, માટે તેને (સુષુપ્તિમાં) અનુભવ હતો (એમ જણાય છે, પણ તેમ નથી.) સુખ તો સ્વપ્રકાશ ચિદાત્મસ્વરૂપ હોવાથી પોતાની મેળે જ ભાસે છે, અને તેથી (સ્વપ્રકાશ સુખથી) અજ્ઞાનની પ્રતીતિ થાય છે. (૬૦) 'વિજ્ઞાન આનંદ બ્રહ્મ છે,' એવી રીતે વાજસનેયી શાખાવાળાઓ કહે છે; તેથી સ્વપ્રકાશ સુખ બ્રહ્મ જ છે, બીજું નહિ. (૬૧) જે અજ્ઞાન છે તેમાં તે વિજ્ઞાનમય અને મનોમય બન્ને વિલીન થઈ જાય છે; કારણ કે વિજ્ઞાનમય અને મનોમય એ ઉભયની વિલયની અવસ્થા તે જ નિદ્રા છે અને તે નિદ્રા જ અજ્ઞાન છે. (૬૨) અગ્નિના સંયોગથી પીગળી ગયેલું ઘી જેમ વાયુ વગેરેના સંબંધથી ઘન-ઘાટું થાય છે, તેમ નિદ્રાવસ્થામાં વિલીન થયેલું (બ્રહ્મરૂપ થયેલું) અંતઃકરણ, જાગ્રદાદિક અવસ્થાઓમાં ભોગપ્રદ કર્મો ઉદ્‌ભવે છે ત્યારે પાછું વિજ્ઞાના કારે ઘનીભાવને પામે છે, અર્થાત્ વિજ્ઞાનરૂપે પરિણામ પામે છે. તેથી આત્મા વિજ્ઞાનમય અને ઘન થાય છે અને પ્રબોધની પહેલાં વિલયાવસ્થારૂપ ઉપાધિથી આત્મા આનંદમય શબ્દથી કહેવાય છે. (૬૩) સુષુપ્તિના પૂર્વ ક્ષણમાં, જે બુદ્ધિવૃત્તિ સુખનાં પ્રતિબિંબવાળી થાય છે, તે જ સુખનાં પ્રતિબિંબવાળી બુદ્ધિવૃત્તિ નિદ્રાવસ્થામાં લીન થાય છે, તેથી આનંદમય કહેવાય છે ૬૪

## ચન્દ્રકાન્ત વિવરણ

શિષ્ય—તમે કહો છો કે, સૂઈ ઉઠ્યા પછી, 'હું સુખે સૂતો હતો,' અને 'સુષુપ્તિમાં હું કાંઈ પણ જાણતો ન હતો,' એવી રીતનાં સ્મરણનાં બળથી, સુષુપ્તિમાં અજ્ઞાન તથા સુખના અનુભવની સિદ્ધિ થાય છે; પરંતુ એ અયોગ્ય છે. કારણ કે સ્મરણ પ્રમાણ મનાતુ નથી. તેથી, સુષુપ્તિમાં અનુભવની સિદ્ધિ નથી થતી, તો સુખની સિદ્ધિ તો ક્યાંથી જ થાય?

ગુરુ—સ્મરણ પ્રમાણ મનાતુ નથી એ વાત જો કે યથાર્થ છે, તથાપિ સ્મરણનું મૂલ અનુભવ છે. તે અનુભવનાં બળથી સુષુપ્તિમાં સુખની સિદ્ધિ થાય છે.

શિષ્ય—'સુષુપ્તિમા અનુભવ હતો,' એમ શાથી જાણવામાં આવે છે, કે જેના બળથી તમે સુષુપ્તિમા સુખની સિદ્ધિ કહો છો?

ગુરુ—અનુભવેલા પદાર્થનું સ્મરણ થાય છે, પણ નહિ અનુભવેલા પદાર્થનું સ્મરણ થતુ નથી, એવો એક નિયમ છે. હવે જો સુષુપ્તિમાં સુખનો અનુભવ ન હોય તો, સૂઈ ઉઠેલા પુરુષને તેનું સ્મરણ થાય નહિ. પરતુ અહીં તો, 'હું સુખે સૂતો હતો,' એમ સૂઈ ઉઠેલા પુરુષને સ્મરણ થાય છે, તેથી સુષુપ્તિમાં સુખનો અનુભવ હતો, એમ જાણવામાં આવે છે.

શિષ્ય—સુષુપ્તિમાં અનુભવની સિદ્ધિ થતી નથી; કારણ કે, મન અને બુદ્ધિ આદિ જે અનુભવનાં સાધનો છે, તે સર્વનો તો સુષુપ્તિસમયે પોતાનાં કારણભૂત અજ્ઞાનમાં લય થાય છે, એટલે તે હોતાં નથી.

ગુરુ—તુ કહે છે કે, સુષુપ્તિમાં અનુભવનાં સાધનો નથી, તે શું સુખના અનુભવનાં સાધનો નથી કે અજ્ઞાનના અનુભવનાં સાધનો નથી?

શિષ્ય—સુષુપ્તિમા સુખ અને અજ્ઞાન, એ બન્નેના અનુભવનાં સાધનો નથી.

ગુરુ—સુખ અને અજ્ઞાન, એ બન્નેના અનુભવનાં સાધનો નથી, ને તેથી તે બન્નેના અનુભવની સિદ્ધિ થતી નથી, એ તારું કહેવું અનુચિત છે; કેમકે મન, બુદ્ધિ આદિ અન્ય સાધનોની અપેક્ષા વિના તે બન્નેના અનુભવની સિદ્ધિ થાય છે.

શિષ્ય–મનાદિ સાધનો વિના તે સુખ અને અજ્ઞાન બન્નેના અનુભવની સિદ્ધિ કેમ થશે ?

ગુરુ–જેમ સૂર્ય સ્વપ્રકાશ અને તેજોમય છે, તેથી તેના અનુભવ માટે બીજાં સાધનની અપેક્ષા નથી; તેમ સુખ પોતે સ્વપ્રકાશ અને ચિદ્રૂપ છે, તેથી તેના અનુભવ માટે મનાદિ સાધનની અપેક્ષા નથી; અને સ્વપ્રકાશ સુખના બળથી જ તેનાં આવરણ કરવાવાળાં અજ્ઞાનના અનુભવની સિદ્ધિ થાય છે; તેથી, તે અજ્ઞાનના અનુભવ માટે પણ, મનાદિ સાધનની અપેક્ષા નથી. ૬૦

શિષ્ય–ભલે સુષુપ્તિ સમયનાં સુખની સ્વપ્રકાશતા હોય, પણ તેની બ્રહ્મરૂપતા તો સિદ્ધ થતી નથી; કારણ કે તેમાં કાંઈ પ્રમાણ નથી. એટલા જ માટે અગાડી (૪૫ મા શ્લોકમાં) કહ્યું છે કે, 'तत्रत्यो ब्रह्मानंदः स्वय मेव। ત્યાં જઈ તે બ્રહ્મની સાથે એકતાને પ્રાપ્ત થઈ, સુષુપ્તિ સમયના બ્રહ્માનંદરૂપ પોતે થાય છે,' એ તમારુ કહેવું અનુચિત છે.

ગુરુ–'બ્રહ્મ વિજ્ઞાન (અનુભવરૂપ) અને આનંદરૂપ છે,' એ બૃહદારણ્યકોપનિષતની શ્રુતિ, સ્વપ્રકાશ સુખની બ્રહ્મરૂપતામાં પ્રમાણ છે; અને સુષુપ્તિ સમયનું સુખ સ્વપ્રકાશ છે, માટે સુષુપ્તિનું સુખ બ્રહ્મરૂપ છે, પણ તેથી જૂદું નથી. ૬૧

શિષ્ય–અનુભવનો અને સ્મરણનો આશ્રય એક હોય છે, એવો નિયમ છે; કારણ કે જેણે અનુભવ કરેલો હોય, તેને જ સ્મરણ થાય છે, પણ બીજા પુરુષે અનુભવ કર્યો હોય અને તેનું સ્મરણ બીજા પુરુષને થાય, એમ કોઈ સ્થળે થયું પણ નથી અને થશે પણ નહિ. તેથી સુષુપ્તિનાં સુખનો અનુભવ અને અજ્ઞાનનો અનુભવ પણ વિજ્ઞાનમયને એટલે જીવને થાય છે, એમ કહેવું જોઇએ; કારણ કે સૂર્ય ઉગ્યા પછી, 'હું સુખે સૂતો હતો;' 'હું કાંઈ પણ જાણતો નહોતો,' એવું સ્મરણ જીવને થાય છે.

ગુરુ–વિજ્ઞાન અજ્ઞાનનુ કાર્ય છે, અને તે જીવની ઉપાધિ છે. તે વિજ્ઞાનની ઉપાધિથી જીવ વિજ્ઞાનમય કહેવાય છે. એ ઉપાધિરૂપ વિજ્ઞાન, સુષુપ્તિ અવસ્થામાં, પોતાનાં કારણરૂપ અજ્ઞાનમાં લય પામે છે, તેથી જ જીવ કાંઈ પણ જાણી શકતો નથી, અને તેથી જ સુષુપ્તિમાં સુખ અને અજ્ઞાનનો અનુભવ કરનાર જીવ નથી. વિજ્ઞાનમય જીવ પ્રમાતા છે, અને મનોમય, પ્રમાણ અને પ્રમાતાની વિલયાવસ્થા જ નિદ્રા કહેવાય છે; કેમકે ' વિજ્ઞાન (અંતઃકરણ)ની વિરતિ (લય) તે સુષુપ્તિ છે,' એવું વચન છે. વળી, 'હું સુષુપ્તિમાં કાંઇ પણ જાણતો ન હતો,' એ સુષુપ્તિ સમયનાં અજ્ઞાનનાં સ્મરણની ઉપપત્તિ, સુષુપ્તિમાં અજ્ઞાનનો સ્વીકાર કર્યા વિના થતી નથી; તે માટે, સુષુપ્તિમાં અજ્ઞાન છે, એમ સ્વીકારવું જોઇએ. એ અજ્ઞાનમાં પ્રમાતા અને પ્રમાણ, પોતાનાં વિજ્ઞાનતાદિ આકારનો ત્યાગ કરીને, લય પામે છે, એટલે તે અજ્ઞાનરૂપે થઇ રહે છે.

શિષ્ય–જ્યારે વિજ્ઞામય અને મનોમય બન્ને સુષુપ્તિ સમયનાં અજ્ઞાનમાં લય પામે છે, ત્યારે તો તે બન્ને નિદ્રામાંજ લય પામે છે, એમજ કહેવું જોઇએ.

ગુરુ–વિદ્વાનો એ નિદ્રાને જ ' અજ્ઞાન ' કહે છે; નિદ્રા અને અજ્ઞાન બન્ને એક જ છે. માટે નિદ્રામાં લય કહે, અથવા અજ્ઞાનમાં લય કહે, તોપણ તે બન્નેનો અર્થ એક જ છે. ૬૨

શિષ્ય–જ્યારે સુષુપ્તિ સમયનાં સુખાદિના અનુભવ વખતે વિજ્ઞાનમયનો અજ્ઞાનમાં લય થાય છે, ત્યારે તે વિજ્ઞાનમયને સુષુપ્તિ નિવૃત્ત થયા પછી, એટલે સૂર્ય ઉદયા પછી, સુષુપ્તિ સમયનાં સુખાદિકનું સ્મરણ કેમ થાય છે ? કારણ કે જેણે અનુભવ કર્યો ન હોય, તેને સ્મરણ થતું નથી.

ગુરુ–સુષુપ્તિમાં વિજ્ઞાનનો અજ્ઞાનમાં લય થાય છે, તથાપિ તે વિલયાવસ્થામાં પણ વિજ્ઞાનમયનાં સ્વરૂપનો નાશ થતો નથી. હવે વિલયાવસ્થામાં ઉપાધ આનંદમય છે; તે આનંદમયરૂપથી વિજ્ઞાનમયને અનુભવ કર્તૃતા છે; અને જાગ્રદવસ્થામાં ઘનીભાવ ઉપાધિ છે, તે જ વિજ્ઞાનમય કહેવાય છે, તે ઘનીભાવરૂપે કરી વિજ્ઞાનમયને સ્મરણકર્તૃતા છે. ઘીની પેઠે 'પીંગળી જવું,' એ વિલયાવસ્થા કહેવાય છે અને જામી જવું એ ઘનીભાવ અથવા ઘટ્ટ થવું કહેવાય છે. એવી રીતે એક જ વિજ્ઞાનમયને ઉપાધિના ભેદથી અનુભવકર્તૃતા અને સ્મરણકર્તૃતા બને છે.

શિષ્ય–વિજ્ઞાનમય વિલયાવસ્થાને અને ઘનીભાવને પ્રાપ્ત થાય છે, એમાં કાંઇ દૃષ્ટાંત છે ?

ગુરુ–હા. જેમ ઘી, સુવર્ણ, અગ્નિ આદિના સયોગથી પીગળી જાય છે અને અગ્નિ આદિનો સંયોગ દૂર થવાથી અને વાયુ આદિનો સંયોગ થવાથી પાછું ઘનીભાવ પામે છે, ઘટ્ટ થાય છે, ઝામી જાય છે, તેમ વિજ્ઞાનમય, સુષુપ્તિ અવસ્થામાં લયાવસ્થાને પ્રાપ્ત થાય છે અને જાગ્રદવસ્થામાં પાછુ પૂર્વે સ્વરૂપને પામે છે.

શિષ્ય–જેમ ઘી અથવા સુવર્ણના ઓગળવામાં અગ્નિનો સંયોગ એ કારણ છે, અને ઝામી જવામાં વાયુ આદિનો સંયોગ કારણ છે; તેમ વિજ્ઞાનમયની વિલયાવસ્થામાં અને ઘનીભાવાવસ્થામાં શું કારણ છે?

ગુરુ–વિજ્ઞાનમયની વિલયાવસ્થામાં પ્રાણીઓનાં ભોગ આપવાવાળાં કર્મોનો ક્ષય કારણ છે, અને ઘનીભાવાવસ્થામાં ફરીથી ભોગ આપવાવાળાં કર્મો જ કારણ છે. એટલે કે નિદ્રા અવસ્થામાં ભોગ આપવાવાળાં કર્મોનો ક્ષય થવાથી, અતઃકરણ પોતાનાં કારણરૂપ અજ્ઞાનમાં લય પામે છે, ને તે જ અંતઃકરણ ફરીથી ભોગ આપવાવાળાં કર્મોથી જાગ્રદવસ્થામાં વિજ્ઞાનરૂપે થાય છે. તે વિજ્ઞાન આત્માની ઉપાધિ છે, તેથી આત્મા પણ વિલયાવસ્થામાં આનંદમય કહેવાય છે, અને ઘનીભાવાવસ્થામાં વિજ્ઞાનમય કહેવાય છે. ૬૩

હવે સુષુપ્તિના પૂર્વ ક્ષણમાં જે અંતર્મુખવૃત્તિ છે, તે જ સ્વરૂપભૂત સુખનાં પ્રતિબિંબવાળી થાય છે. ત્યારપછી સુખનાં પ્રતિબિંબવાળી તે જ અંતર્મુખવૃત્તિ નિદ્રારૂપે કરીને લય પામે છે, અને ત્યારે તે વૃત્તિ જ આનંદમય શબ્દથી ઓળખાય છે. ૬૪

**અવતરણિકા**–આ પ્રમાણે આનંદમયનું સ્વરૂપ દર્શાવ્યું. હવે તે જ આનંદમય પ્રબોધકાલ એટલે સુષુપ્તિની નિવૃત્તિના કાલમાં સ્મરણકર્તા છે, તે સિદ્ધ કરવા માટે સુષુપ્તિમાં સુખના અનુભવનું ઉપપાદન કરે છે.

अंतर्मुखो य आनंदमयो ब्रह्मसुखं तदा ।
भुंक्ते चिद्बिंबयुक्ताभिरज्ञानोत्पन्नवृत्तिभिः॥

શબ્દાર્થ–જે આનંદમય અંતર્મુખ છે તે આનંદમય તે વખતે (સુષુપ્તિમાં) ચૈતન્યના પ્રતિબિંબવાળી અને અજ્ઞાનથી ઉત્પન્ન થયેલી વૃત્તિઓથી બ્રહ્મસુખને ભોગવે છે. ૬૫

ગુરુ–આનંદમય, સુષુપ્તિ સમયમાં, સુખનાં પ્રતિબિંબવાળી અંતર્મુખ એવી બુદ્ધિવૃત્તિથી થયેલા સંસ્કારવાળાં અજ્ઞાનની ઉપાધિવાળો હોય છે, અને જે અજ્ઞાનથી ઉત્પન્ન થયેલી હોય છે, અને સર્વ ગુણના એક જાતના પરિણામરૂપે છે તે બુદ્ધિની વૃત્તિઓદ્વારા આનંદમય સુષુપ્તિમાં સ્વરૂપભૂત બ્રહ્મસુખને ભોગવે છે.

તે કેમ? સાંભળ. એ આનંદમય સુષુપ્તિના સમયમાં બ્રહ્મસુખને અજ્ઞાનથી ઉત્પન્ન થયેલી-ચિદાભાસવાળી વૃત્તિઓથી અનુભવે છે, તેથી આનંદમય, જાગ્રદવસ્થામાં જ્યારે ઝામેલા ઘીની પેઠે, વિજ્ઞાનમયરૂપે થાય છે, ત્યારે તેને સુષુપ્તિમાં અનુભવેલાં બ્રહ્મસુખનુ સ્મરણ થાય છે. એટલે, સુષુપ્તિમાં આનંદમયરૂપથી સુખનો અનુભવ કરે છે, અને જાગ્રદવસ્થામાં વિજ્ઞાનમયરૂપથી સ્મરણ કરે છે, તેથી જે અનુભવકર્તા છે તે જ સ્મરણ કર્તા છે, બીજો નથી, એમ સિદ્ધ થાય છે. ૬૫

**અવતરણિકા**–હવે શિષ્ય કહે છે કે જાગ્રત પેઠે જ સુષુપ્તિમાં પણ સુખને અનુભવું છુ એમ કેમ અભિમાન થતું નથી? તેને ગુરુ સમજાવે છે.

अज्ञानवृत्तयः सूक्ष्मा विस्पष्टा बुद्धिवृत्तयः ।
इति वेदांतसिद्धांतपारगाः प्रवदंति हि ६६
मांडूक्यतापनीयादिश्रुतिष्वेतदतिस्फुटम् ।
आनंदमयभोक्तृत्वं ब्रह्मानंदे च भोग्यता ६७
एकीभूतः सुषुप्तस्थः प्रज्ञानघनतां गतः ।
आनंदमय आनंदभुक्चेतोमयवृत्तिभिः ६८
विज्ञानमयमुख्यैर्यो रूपैर्युक्तः पुराधुना ।
स लयेनैकतां प्राप्तो बहुतंडुलपिष्टवत् ॥६९॥
प्रज्ञानानि पुरा बुद्धिवृत्तयोऽथ घनोऽभवत् ।
घनत्वं हिमबिंदूनामुदग्देशे यथा तथा ७०

શબ્દાર્થ–અજ્ઞાનની વૃત્તિઓ સૂક્ષ્મ છે અને બુદ્ધિની વૃત્તિઓ સ્પષ્ટ છે, એ પ્રમાણે વેદાંતના સિદ્ધાંતને સંપૂર્ણ જાણવાવાળાઓ કહે છે.(૬૬) માંડૂક્ય અને તાપનીયાદિ શ્રુતિઓમાં, 'આનંદમયમાં ભોક્તાપણું' અને 'બ્રહ્માનંદમાં ભોગ્યપણું' છે, એ વાત અતિ સ્ફુટ રીતે કહી છે.(૬૭)

બ્રહ્માનંદની સાથે એકરૂપતાને પામેલો, સુષુપ્તિમાં રહેલો અને પ્રજ્ઞાનઘનતાને પ્રાપ્ત થયેલો, આનંદમય ચૈતન્યના પ્રતિબિંબવાળી વૃત્તિઓથી બ્રહ્માનંદને ભોગવે છે. (૬૮) જે (આત્મા) પૂર્વે ( જાગ્રદવસ્થામાં ) વિજ્ઞાનમયાદિ આકાર સહિત હતો, તેજ ( આત્મા ) હમણાં ( સુષુપ્તિ અવસ્થામાં ) લય પામી, ઘણા ચોખાના લોટની પેઠે, એકતાને પામે છે. (૬૯) પૂર્વે (જાગ્રદવસ્થામાં) બુદ્ધિવૃત્તિઓ પ્રજ્ઞાન(પ્રજ્ઞાનના નામથી કહેવાતી) હતી, અને પછી ઉત્તર દેશમાં જળનાં બિંદુઓ જેમ ઠરીને કરા જેવા થઈ જાય છે, તેમ વિજ્ઞાન નામની બુદ્ધિની વૃત્તિઓ પણ એકતામાં ઘનરૂપ થઇ જાય છે, ચિદ્રૂપે એકતાને પામી જાય છે. ૭૦

## ચન્દ્રકાન્ત વિવરણ

શિષ્ય–જ્યારે સુષુપ્તિમાં અજ્ઞાનની વૃત્તિઓ હોય છે, ત્યારે જેમ જાગ્રદવસ્થામાં અભિમાન થાય છે કે, 'હું સુખનો અનુભવ કરુ છું,' તેમ સુષુપ્તિ અવસ્થામાં એવુ અભિમાન કેમ થતુ નથી?

ગુરુ–'જ્ઞાન થવું' એ બુદ્ધિવૃત્તિનું કાર્ય છે, અને 'અભિમાન થવુ' એ અવિદ્યાનુ કાર્ય છે. સુષુપ્તિ સમયમાં, જેમ બુદ્ધિવૃત્તિઓ સ્પષ્ટ હોય છે, તેમ અવિદ્યાવૃત્તિઓ સ્પષ્ટ હોતી નથી, પણ સૂક્ષ્મરૂપે રહે છે. તેથી સુષુપ્તિમાં 'હું સુખનો અનુભવ કરુ છુ' એવુ અભિમાન થતું નથી. હવે જાગ્રદવસ્થામાં તો બુદ્ધિની વૃત્તિઓ અને અજ્ઞાનની વૃત્તિઓ બન્ને સ્પષ્ટ હોય છે, તેથી સુખનો અનુભવ થાય છે અને તેનુ અભિમાન પણ થાય છે.

શિષ્ય–સુષુપ્તિ અવસ્થામા બુદ્ધિવૃત્તિઓ સ્પષ્ટ હોય છે, અને અજ્ઞાનવૃત્તિઓ સૂક્ષ્મ હોય છે, એમ તમે ક્યાથી જાણ્યું?

ગુરુ–સંપૂર્ણ બ્રહ્મના સિદ્ધાંતને જાણવાવાળા બ્રહ્મજ્ઞાનીઓ, સુષુપ્તિ અવસ્થામાં બુદ્ધિવૃત્તિની સ્પષ્ટતા અને અજ્ઞાનવૃત્તિની સૂક્ષ્મતાનુ વર્ણન કરે છે, તેથી જાણવામા આવે છે. ૬૬

શિષ્ય–આનંદમય, સુષુપ્તિ અવસ્થામા સૂક્ષ્મ અવિદ્યાની વૃત્તિઓથી, બ્રહ્માનદને ભોગવે છે, એમાં પ્રમાણ શુ છે?

ગુરુ–માંડૂક્યોપનિષત્ અને નૃસિંહતાપની આદિ ઉપનિષદોની શ્રુતિઓનુ પ્રમાણ છે. તેમાં આનંદમયનું ભોક્તાપણું અને બ્રહ્માનંદનું ભોગ્યપણું બહુ સારી રીતે કહેલું છે. ૬૭

શિષ્ય–માંડૂક્યોપનિષત્‌માં શુ કહ્યુ છે?

ગુરુ–માંડૂક્ય ઉપનિષત્‌માં કહ્યું છે કે, 'सुषुप्तस्थान एकीभूत प्रज्ञानघन एवानंदमयो ह्यानंदभुक्चेतोमुखः । સુષુપ્તિ અવસ્થામાં એકાકારતાને–એકરૂપતાને પ્રાપ્ત થયેલો પ્રજ્ઞાનઘનજ, આનંદમય, ચેતોમુખ એટલે ચિત્પ્રતિબિંબવાળી વૃત્તિઓ દ્વારા, આનંદને ભોગવે છે.' એ પરથી જણાય છે કે, આનંદમય એટલે સુષુપ્તિનો અભિમાની, સ્વસ્વરૂપભૂત બ્રહ્માનંદને ભોગવે છે. ૬૮

આત્મા જાગ્રદવસ્થામા વિજ્ઞાનમય આદિ અનેક આકારવાળો હોય છે, પણ સુષુપ્તિ અવસ્થામા તો વિજ્ઞાનમયાદિ સર્વે ઉપાધિઓનો લય થવાથી બ્રહ્માનંદની સાથે એકાકારતાને પ્રાપ્ત થાય છે. તેથી એ શ્રુતિમાં 'एकीभूतः । એકાકારવાળો છે,' એમ કહ્યુ છે. બૃહદારણ્યક ઉપનિષત્‌માં જાગ્રદવસ્થામાં ઉપાધિના ભેદથી આત્માના અનેક આકારો કહ્યા છે. તેમાં કહ્યુ છે કે,

'स वा अयमात्मा ब्रह्म विज्ञानमयो मनोमय प्राणमयश्चक्षुर्मयः श्रोत्रमयः पृथ्वीमय आपोमयो वायुमय आकाशमयस्तेजोमयोऽतेजोमयः काममयोऽकाममय क्रोधमयोऽक्रोधमयः । તે અથવા આ આત્મા, બ્રહ્મ છે. તે વિજ્ઞાનમય, મનોમય, પ્રાણમય, ચક્ષુર્મય, શ્રોત્રમય, પૃથ્વીમય, આપોમય, વાયુમય, આકાશમય, તેજોમય, અતેજોમય, કામમય, અકામમય, ક્રોધમય, અને અક્રોધમય છે.'

શિષ્ય–જાગ્રત અવસ્થામા અનેક આકારવાળો આત્મા સુષુપ્તિ અવસ્થામાં એકાકારતાને કેમ પ્રાપ્ત થાય છે?

ગુરુ–જેમ દળવા પહેલાં ચોખાના દાણા અનેક ને જુદા જુદા હોય છે, પણ દળ્યા પછી લોટરૂપ એકાકારતાને પ્રાપ્ત થાય છે; તેમ આત્મા પણ જાગ્રદવસ્થામાં અનેક આકારવાળો હોય છે, પણ સુષુપ્તિ અવસ્થામાં એકાકારતાને પ્રાપ્ત થાય છે. ૬૯

પ્રજ્ઞાન એટલે જાગ્રદવસ્થામાં ઘટપટાદિ પદાર્થોનું ગ્રહણ કરવાવાળી બુદ્ધિવૃત્તિઓ. એ પ્રજ્ઞાન જાગ્રદવસ્થામાં જ રહે છે. હવે સુષુપ્તિકાળમાં તો ઘટપટાદિ સર્વ વિષયોનો અભાવ

હોવાથી તે ઘન થાય છે. એ વૃત્તિઓનો ઘનીભાવ થયો, એટલે સર્વ બુદ્ધિવૃત્તિઓ ચિદ્રૂપથી એકરૂપ થાય છે. માટે આત્મા પ્રજ્ઞાનઘન કહેવાય છે.

શિષ્ય—એમાં કંઈ દૃષ્ટાંત છે?

ગુરુ—જેમ જળવાળા પ્રદેશમાં હિમના બિન્દુની ઘનરૂપતા અથવા એકરૂપતા થાય છે તેમ બુદ્ધિવૃત્તિઓ ઘનભાવ પામે છે. ૭૦

અવતરણિકા—એવી રીતે પ્રજ્ઞાનઘન શબ્દના અર્થનું નિરૂપણ કર્યા પછી, હવે તે નિરૂપણના પ્રસંગથી, લૌકિક તથા તાર્કિક આદિના મતમાં, પ્રજ્ઞાનઘનનાં નામાંતરરૂપ વિષયનો પ્રસંગ કહે છે

तद्घनत्वं साक्षिभावं दुःखाभावं प्रचक्षते ।
लौकिकास्तार्किका यावद्दुःखवृत्तिविलोपनात् ॥ ७१ ॥

શબ્દાર્થ—વેદાંતમાં જે સાક્ષિભાવથી કહેવાતું પ્રજ્ઞાનઘનપણું છે, તેને જ લૌકિકો અને તાર્કિકો દુઃખાભાવ કહે છે. કારણ કે સુષુપ્તિમાં સર્વ દુઃખવૃત્તિઓનો લય થઈ જાય છે. ૭૧

## ચન્દ્રકાન્ત વિવરણ

ગુરુ—શાસ્ત્રના સંસ્કારરહિત તે લૌકિક કહેવાય છે, અને નૈયાયિક આદિ શાસ્ત્રના સસ્કાર વાળા છે તે તાર્કિક કહેવાય છે. વેદાતશાસ્ત્રોમાં જે વસ્તુને સાક્ષીપણાથી ઓળખવામાં આવે છે તે પ્રજ્ઞાનઘનતા છે, તેને લૌકિકો અને તાર્કિકો દુ.ખાભાવ કહે છે.

શિષ્ય—તેઓ પ્રજ્ઞાનઘનતાને દુ ખાભાવ કેમ કહે છે?

ગુરુ—જેટલી દુ.ખવૃત્તિઓ છે તે સર્વ વૃત્તિઓ તો પ્રજ્ઞાનઘન અવસ્થામાં લય પામે છે; માટે પ્રજ્ઞાનઘનતાને તેઓ દુ.ખાભાવ કહે છે. ૭૧

અવતરણિકા—હવે 'પ્રજ્ઞાનઘન' એ શ્રુતિમાં કહેલા ચૈતન્યના પ્રતિબિંબવાળી વૃત્તિઓ શું છે તે સમજાવી, સુષુપ્તિમા બ્રહ્માનદના અનુભવ અથવે કહે છે.

अज्ञानबिंबिता चित्स्यान्मुखमानंदभोजने ।
भुक्तं ब्रह्मसुखं त्यक्त्वा बहिर्यात्यथ कर्मणा ॥
कर्म जन्मांतरेऽभूद्यत्तद्योगाद्बुद्ध्यते पुनः ।
इति कैवल्यशाखायां कर्मजो बोध ईरितः ॥
कंचित्कालं प्रबुद्धस्य ब्रह्मानंदस्य वासना ।
अनुगच्छेद्यतस्तूष्णीमास्ते निर्विषयः सुखी ॥
कर्मभिः प्रेरितः पश्चान्नानादुःखानि भावयन्
शनैर्विस्मरति ब्रह्मानंदमेषोऽखिलो जनः ७५
प्रागूर्ध्वमपि निद्रायाः पक्षपातो दिने दिने ।
ब्रह्मानंदे नृणां तेन प्राज्ञोऽस्मिन्विवदेत कः ॥

શબ્દાર્થ—અજ્ઞાનમાં પ્રતિબિંબરૂપે પડેલું ચૈતન્ય સુષુપ્તિવખતે આનંદના ભોગમાં સાધનભૂત થાય છે, અને પુણ્યપાપાદિક કર્મવડે ભોગવેલા બ્રહ્મસુખને તજીને જીવ પાછો જાગ્રદવસ્થામાં જાય છે; (૭૨) અને જન્માંતરમાં જે કર્મ કર્યાં હોય, તે કર્મના યોગથી પાછો જાગ્રદવસ્થાને પામે છે, એમ કૈવલ્યશાખામાં કર્મથી થતો બોધ (જાગ્રદવસ્થા) કહ્યો છે. (૭૩) જાગેલા જીવને કેટલાક કાળ સુધી બ્રહ્માનંદની વાસના (સંસ્કાર) અનુસરે છે, તે જાગૃત થયેલો પુરુષ વિષયના અનુભવથી રહિત સુખી થતો થકો બેસી રહે છે. (૭૪) કર્મથી પ્રેરણા કરાયલા આ સર્વ જીવ પછી (પ્રબોધને સ્વલ્પકાલ થયા પછી,) નાનાં દુઃખોનું અનુસંધાન કરતાં કરતાં બ્રહ્માનંદને ધીરે ધીરે ભૂલી જાય છે. (૭૫) પરંતુ મનુષ્યોને પ્રતિદિન નિદ્રા પહેલાં અને પછી પણ બ્રહ્માનંદમાં સ્નેહ હોય છે, તેથી આ બ્રહ્માનંદના સંબંધમાં કયો ડાહ્યો માણસ વિવાદ કરશે? ૭૬

## ચન્દ્રકાન્ત વિવરણ

ગુરુ—અજ્ઞાનવૃત્તિમાં પ્રતિબિંબિત ચૈતન્ય જ, સુષુપ્તિ અવસ્થામા રહેલા બ્રહ્માનન્દના ભોગમાં સાધન છે. એટલા માટે આત્મા ચેતોમુખ કહેવાય છે.

શિષ્ય—જ્યારે જીવ સુષુપ્તિ અવસ્થામાં આનન્દરૂપ બની બ્રહ્મસુખને ભોગવે છે, ત્યારે તે બ્રહ્મસુખને તજી, બહાર એટલે દુ ખમય જાગ્રત્અવસ્થામા શા માટે આવે છે?

ગુરુ—જીવ, પુણ્યકર્મરૂપ પાશથી અને પાપકર્મરૂપ પાશથી બંધાયલો છે તે કર્મપાશની પ્રેરણાથી ઇચ્છા ન છતાં પણ, સાક્ષાત્કાર થયેલા બ્રહ્માનદને તજી, દુ ખમય જાગ્રતાદિ અવસ્થામાં

આવે છે; અર્થાત્ જીવ, સુખમય બ્રહ્માનંદને મૂકી, દુ:ખમય જાગ્રદાદિ અવસ્થામા આવે છે. તેનું કારણ પુણ્યપાપરૂપ તેનાં કર્મ જ કારણ છે. ૭૨

શિષ્ય–જીવ, કર્મથી જાગ્રદવસ્થામા આવે છે, એમ તમે ક્યાથી જાણ્યું?

ગુરુ–'જીવ કર્મથી જ જાગ્રદવસ્થામાં આવે છે' એમ કૈવલ્યોપનિષદની શ્રુતિમાં જણાવ્યું છે. "पुनश्च जन्मान्तरकर्मयोगात्स एव जीवः स्वपिति प्रबुद्धः તે જ (સુષુપ્તિમાં બ્રહ્માનંદને પ્રાપ્ત થયેલો) જીવ, જન્માતરના કર્મના યોગથી, ફરીથી સુષુપ્તિમાથી જાગ્રત થાય છે." જેમ બાળકો બહાર રમીને ઘરમાં આવી નિરાંતે બેસે છે, અને શાંતિ પામે છે, પણ પાછા બહારના બાળકોના બોલાવ્યાથી બાહેર જાય છે, તેમ આ જીવ જાગ્રતમાં શ્રમથી થાકી, કંટાળી સુખ લે છે, પણ પૂર્વ કર્મની પ્રેરણાથી, સુખમાથી ઉઠતા જ પાછો ગદ્ધાપચીસીમાં પડે છે. ૭૩

શિષ્ય–આ બ્રહ્માનંદ સુષુપ્તિમાથી ઉઠતાં જ નાશ પામે છે કે?

ગુરુ–ના. સુષુપ્તિ અવસ્થામા જે બ્રહ્માનંદનો અનુભવ થાય છે, તે જ બ્રહ્માનંદનો સંસ્કાર, જાગ્રદવસ્થામા પણ, સ્વલ્પ સમય સુધી રહે છે.

શિષ્ય–જાગ્રદવસ્થામાં પણ સ્વલ્પ સમય સુધી બ્રહ્માનંદનો સંસ્કાર રહે છે, એમ તમે ક્યાંથી જાણ્યુ?

ગુરુ–જાગ્રતાદિમાં કોઈ પણ વિષયનો અનુભવ નહિ છતા પણ, પ્રાણી સુખમા મગ્ન રહે છે અને ઉદાસીન પણ રહે છે, તે બ્રહ્માનંદનો સંસ્કાર તેની સાથેનો સાથે રહેવા વિના સભવતો નથી. તેથી, 'જાગ્રદવસ્થામાં પણ સ્વલ્પ કાળ સુધી બ્રહ્માનંદનો સસ્કાર રહે છે,' એમ જાણવામા આવે છે. એ જાગ્રદવસ્થામા પણ સ્વલ્પ કાળ સુધી બ્રહ્માનંદના સંસ્કારનુ ચાલ્યા આવવુ, સુષુપ્તિ સમયમાં અનુભવેલા બ્રહ્માનંદનુ જ લિંગ છે. ૭૪

શિષ્ય–જ્યારે જાગ્યા પછી સ્વલ્પ સમય સુધી બ્રહ્માનંદના સસ્કારની અનુવૃત્તિ થાય છે અને તેથી જીવ ઉદાસીન રહે છે, ત્યારે પાછળથી પણ સર્વદા જીવ ઉદાસીન કેમ નથી રહેતો?

ગુરુ–સર્વ જન સૂઈ ઉઠ્યા પછી સ્વલ્પ સમય સુધી તો બ્રહ્માનંદના સસ્કારના પાછળ ચાલ્યા આવવાથી ઉદાસીન રહે છે ખરાં, પણ પછી તો પુણ્યપાપરૂપ કર્મોની પ્રેરણાથી નાના પ્રકારના દુઃખનો જ વિચાર કરે છે અને તેથી તે ધીરે ધીરે બ્રહ્માનંદને ભૂલી જાય છે અને તેથી તે સર્વદા ઉદાસીન રહેતો નથી. ૭૫

એમ સુષુપ્તિમાં બ્રહ્માનંદનો અનુભવ થાય છે, કારણ કે પ્રતિદિન નિદ્રાની પહેલાં અને નિદ્રાની પછી સર્વ મનુષ્યોની બ્રહ્માનંદમાં પ્રીતિ થાય છે. જો સુષુપ્તિમાં બ્રહ્માનંદ ન હોય તો સુવાળા ને નરમ નરમ તલાઈ, ગોદડાં, રજાઈ આદિનું મનુષ્ય સંપાદન શા માટે કરે? વળી નિદ્રા નિવૃત્ત થયા પછી થોડા વખત સુધી ઉદાસીનતામાં તે કેમ રહે? અને વળી તેને સુવાળી શય્યાદિને તજવાની ઇચ્છા કા નથી થતી? પૂર્વાપર કહ્યુ જ છે કે, 'નિદ્રાથી પહેલાં સુખ થાય છે,' અને 'નિદ્રા પછી સુખનું અનુસરણ થાય છે,' અને આ પ્રકરણના ૩૩ મા શ્લોકથી આરંભી ૭૫ મા શ્લોક સુધી, નિદ્રામાં થતાં સુખના અનુભવનુ પ્રતિપાદન કર્યું છે. એવાં પ્રબલ કારણો છતા કયો ડાહ્યો માણસ સુષુપ્તિમા બ્રહ્માનંદ થતો નથી એમ કહેશે? ૭૬

---

## (૨) ઉદાસીન સ્થિતિમાં બ્રહ્માનંદના ભાનથી ગુરુસેવાદિ સાધન નકામાં જશે અને વાસનાનંદ વિષયાનંદથી આનંદની ત્રિવિધતા કહેવાશે.

(૭૭–૮૮; ૧૨ શ્લોકો.)

### બ્રહ્માનંદના સાક્ષાત્કારથી કૃતાર્થતા

અવતરણિકા–આ નીચલા શ્લોકમા વાદી શાસ્ત્રાદિની વ્યર્થતા વિષે પ્રશ્ન કરે છે.

ननु तूष्णीं स्थितो ब्रह्मानंदश्चेद्भाति लौकिकाः।
अलसाश्चरितार्थाः स्युः शास्त्रेण गुरुणात्र किम् ॥ ७७॥
बाढं ब्रह्मेति विद्युश्चेत्कृतार्थास्तावतैव ते ।
गुरुशास्त्रे विनात्यंतगभीरं ब्रह्म वेत्ति कः ७८

શબ્દાર્થ–જો ઉદાસીન બેસી રહેવામાં બ્રહ્માનંદ ભાસે તો તેથી લૌકિક (અજ્ઞાની) આળસુ પુરુષો કૃતાર્થ થશે; એમાં (બ્રહ્માનન્દમાં) શાસ્ત્ર

અને ગુરુ શું કરવાના છે? એ વાત સત્ય છે.(૭૭) પરતુ તેઓ–લૌકિક આળસુઓ 'બ્રહ્મ' એ રીતે જાણે તો તેટલાંથી કૃતાર્થ થશે, પરંતુ ગુરુ અને શાસ્ત્ર વિના અત્યંત ગંભીર (દુર્બોધ) બ્રહ્મને કોણ જાણે છે? ૭૮

## ચન્દ્રકાન્ત વિવરણ

શિષ્ય–ગુરુસેવાપૂર્વક વેદાંતશાસ્ત્રના શ્રવણ મનનાદિ સાધનોથી બ્રહ્માનંદનો અનુભવ થાય છે. એવા મોટા કષ્ટકારી બ્રહ્માનંદનો અનુભવ જો કેવળ ઉદાસીનતાથી જ મળતો હોય તો, અજ્ઞાની આળસુ પુરુષોના ભાગ્ય ખુલી ગયાં! કેમકે તેઓ તો સર્વદા ઉદાસીન સ્થિતિમાં જ રહે છે. વળી ઉદાસીનતાથી જ બ્રહ્માનંદનો અનુભવ થવાથી, ગુરુસેવા કરી શ્રવણ મનનાદિ શ્રમની પણ શી જરૂર? ગુરુસેવા અને શ્રવણ મનનાદિ વિના પણ, બ્રહ્માનંદનો અનુભવ તો ઉદાસીનતાથી જ થાય છે. ૭૭

ગુરુ–ઉદાસીનતાથી સુખ પ્રાપ્ત થાય છે અને તે સુખ બ્રહ્માનંદ છે, એ વાત ખરી; અને 'ઉદાસીનતાનું સુખ બ્રહ્માનંદ છે,' એમ લૌકિક આળસુઓ જાણે તો તે કૃતાર્થ થાય, પણ તે સુખને બ્રહ્માનંદરૂપે જાણવું જ અશક્ય છે, ત્યારે કૃતાર્થતાની વાત જ શી? સર્વજ્ઞ, સર્વના અંતર્યામી અને સર્વસ્વરૂપ બ્રહ્મ વાણી અને મનને અગોચર જ છે, ને એટલા જ માટે તે જાણવા મુશ્કેલ છે તે બ્રહ્મસ્વરૂપને જાણવા માટે, ગુરુ સેવા કરી શાસ્ત્રનુ શ્રવણ વગેરે કરવુ જ જોઇએ, પણ તેને તજી અન્ય કોઈ પણ ઉપાય નથી.

ખાત્રીથી જાણજે કે, 'ઉદાસીન સ્થિતિમાં જે સુખ છે તે બ્રહ્માનન્દ છે,' એવુ જ્ઞાન ગુરુસેવા કરવા વગર ને શાસ્ત્રનાં શ્રવણ વગર સંભવતુ નથી, માટે લૌકિક આળસુ પુરુષો કૃતાર્થ થતા નથી, અને ગુરુસેવાદિ વ્યર્થ પણ જતા નથી. ૭૮

**અવતરણિકા**-શિષ્ય કહે છે કે, મને બ્રહ્મજ્ઞાન થયુ છે અને બ્રહ્માનંદને જાણું છુ, તે ઉપરથી ગુરુ તેને ઠપકો લગાવે છે.

जानाम्यहं त्वदुक्त्याद्य कुतो मे न कृतार्थता।
शृण्वत्र त्वादृशो वृत्तं प्राज्ञंमन्यस्य कस्यचित्
चतुर्वेदविदे देयमिति शृण्वन्नवोचत।
वेदाश्चत्वार इत्येवं वेद्मि मे दीयतां धनम् ८०
सङ्ख्यामेवैष जानाति न तु वेदानशेषतः।
यदि तर्हि त्वमप्येवं नाशेषं ब्रह्म वेत्सि हि ८१
अखंडैकरसानंदे मायातत्कार्यवर्जिते।
अशेषत्वसशेषत्ववार्तावसर एव कः ॥८२॥
शब्दानेव पठस्याहो तेषामर्थं च पश्यसि।
शब्दपाठेऽर्थबोधस्ते संपाद्यत्वेन शिष्यते ८३
अर्थे व्याकरणाद्बुद्धे साक्षात्कारोऽवशिष्यते
स्यात्कृतार्थत्वधीर्यावत्तावद्गुरुमुपास्व भोः॥

શબ્દાર્થ-શિષ્ય–તમારા કથનથી આજ હું તે બ્રહ્માનંદને જાણું છું; તો તેથી મને કૃતાર્થતા કેમ થતી નથી? ગુરુ–આ વિષયમાં તારા જેવા કોઈક પોતાને જ પંડિત માનવાવાળાનુ વૃત્તાંત સાભળ. (૭૯) 'ચાર વેદ જાણનારને આ (ધન) આપવા યોગ્ય છે,' એમ સાંભળીને કોઈ પંડિતનું પુંછડું, 'વેદો ચાર છે એમ હું જાણું છું, માટે મને એ ધન આપો,' તેના જેવો તું છે. (૮૦) તે પંડિતનુ પુંછડું માત્ર સંખ્યાને જ જાણે છે, પણ સમગ્ર વેદને જાણતો નથી, તેમ તું પણ સંપૂર્ણ બ્રહ્મને જાણતો નથી, એ નિઃસંશય છે. (૮૧) માયા અને તેનાં (માયાનાં) કાર્યોથી રહિત, અખંડ એકરસ આનદ (બ્રહ્મ)માં અશેષત્વ (સંપૂર્ણતા)ની વાર્તાનો અને સશેષત્વ (અપૂર્ણતા)ની વાર્તાનો અવસર જ કયાં છે? (૮૨) અહો હો! તું તો શબ્દોને જ પઠે છે કે તેઓના અર્થને પણ જાણે છે? તું શબ્દોનો પાઠ કરી જાણતો હોય તો તેના અર્થ સંપાદન કરવા તારે હજી બાકી છે, (૮૩) અને વ્યાકરણથી અર્થ જાણ્યા પછી સાક્ષાત્કાર બાકી રહે છે. માટે હે શિષ્ય! જ્યાં સૂધી કૃતાર્થતા બુદ્ધિ ઉત્પન્ન થાય, ત્યાંસૂધી ગુરુની સેવા કર. ૮૪

## ચન્દ્રકાન્ત વિવરણ

શિષ્ય–'ઉદાસીનતાથી જે સુખ થાય છે, તે જ બ્રહ્માનંદ છે,' એવી રીતના તમારા ઉપદેશથી હુ તે સુખને બ્રહ્મરૂપતાએ કરી જાણુ છુ, તથાપિ મને કૃતાર્થતા કેમ પ્રાપ્ત થતી નથી?

ગુરુ–જે પોતે પંડિત ન હોય, તથાપિ પોતાની મેળે પોતાને પંડિત માને તેવા, તારા જેવા, કોઈ પંડિતના પુચ્છનો ઇતિહાસ કહું છુ તે તું સાંભળ. ૭૯

### એક ઢોંગી પંડિતની કથા

કોઈ એક બ્રાહ્મણ હતો. તે મોટો મિથ્યાભિમાની, દંભી ને સાથે સાથે મૂર્ખ હતો. તે પોતે જ પોતાને બહુ ડાહ્યો માનતો હતો. એક દિવસે તે કોઈ ધનવાન્ યજમાનને ઘેર ગયો. તે પંડિતનું પુંછડું, ત્યાં પુષ્કળ ધન પડેલું જોઈ, પૂછવા લાગ્યો કે, 'હે શેઠજી! તમો તો મોટા કુબેર ભંડારી છો. આપે આટલું બધું ધન અહીં શા માટે રાખ્યું છે?' ત્યારે તે શ્રીમાને કહ્યું, 'હે મહારાજ! મારો એવો વિચાર છે કે, જે કોઈ ચાર વેદ જાણતો હોય, તેને આ સઘળું ધન આપી દેવાનું છે.' તે સાંભળીને પંડિતના પુંછડાંએ વિચાર્યું કે, 'આ તો ઠીક તડાકો છે! ચાર વેદ છે તે તો હું પણ જાણું છું, માટે લાવની આ પૈસા આપણે જ લઈએ.' એમ વિચારી, તે તે શ્રીમાન્ પ્રત્યે બોલ્યો, 'જે કોઈ ચાર વેદ જાણતો હોય તેને એ ધન આપવાનું છે, તો શેઠજી! 'વેદો ચાર છે,' એમ હું જાણું છું; માટે ઓ કુબેર ભંડારી! આપ આ ધન મને આપો.' તેનાં વચન સાંભળી તે શ્રીમાન્ ખડખડાટ હસી પડ્યો, કેમકે આ પંડિતનાં પુંછડાંને એટલું પણ ભાન ન હતું કે જે ચાર વેદ યથાર્થ રીતે, અર્થસહ જાણતો હોય તેને ધન આપવાનું છે, પણ વેદ ચાર છે, તેટલું જાણનારાને નહિ.

'જેમ એ પંડિત, ધનવાનના વચનથી જ, વેદો ચાર છે, એમ જાણતો હતો, પણ વેદના સ્વરૂપને જાણતો ન હતો, તેમ તું પણ, ઉદાસીનતા અવસ્થાનું સુખ બ્રહ્માનંદરૂપ છે,' તે મારા વચનથી જાણે છે, પરંતુ બ્રહ્માનંદનાં સ્વરૂપને તો બીલકુલ જ જાણતો નથી. તેથી તું માઝંમન્ય-પંડિતના પુંછડાં જેવો છે. તે મૂર્ખનું બોલવું જેમ હસવા જેવું હતું, તેમ તારુ કથન પણ હસવા જેવું જ છે. ૮૦

શિષ્ય-'વેદો ચાર છે,' એમ હું જાણું છું, એમ તે પંડિતનું બોલવું હસવા જેવું છે ખરું; કારણ કે તે તો કેવળ વેદોની સંખ્યાને જ જાણે છે, પણ વેદોનાં સંપૂર્ણ સ્વરૂપને જાણતો ન હતો.

ગુરુ-ત્યારે તું પણ તેનાથી ક્યાં ઓછો છે? જેમ તે મૂર્ખ પંડિત સંપૂર્ણ વેદનાં સ્વરૂપને જાણતો ન હતો, તેમ તું પણ સંપૂર્ણ બ્રહ્મસ્વરૂપને જાણતો નથી; તથાપિ 'ઉદાસીનતાનું સુખ બ્રહ્માનંદરૂપે છે, એમ હું જાણું છું,' એવું તારું બોલવું હસવા જેવું જ છે. ૮૧

શિષ્ય-આનંદરૂપબ્રહ્મ તો અખંડ આનંદમય એકરસ છે, અને વળી માયા તથા માયાનાં કાર્યોથી રહિત છે, તેમાં જ્ઞાનની પૂર્ણતા અને અપૂર્ણતાની વાતનો અવસર જ નથી. અખંડ આનંદમય બ્રહ્મમાં ન જાણવામાં આવે એવો કોઈ પણ અંશ નથી, તેથી 'હું પૂર્ણ બ્રહ્મસ્વરૂપને જાણતો નથી,' એ આપનું વચન વિવેકરહિત છે. ૮૨

ગુરુ-રે પઢત મૂર્ખ! તું પેલા વામદેવના પોપટ પેરે માત્ર મોઢેથી જ બોલી જાણે છે, પણ શબ્દાર્થ, રહસ્ય, મર્મ કંઈ જાણતો નથી.

### વામદેવજીના પોપટની વાત

શિષ્ય-વામદેવજીનો વળી પોપટ શો, ને તેનું જ્ઞાન શું?

ગુરુ-સાંભળ, એ કથા જાણવા યોગ્ય છે. એક સમયે ગર્ભયોગી વામદેવજી ગંગા તીરે સ્નાન કરી, પ્રાતઃકાળમાં પોતાના આશ્રમ ભણી આવતા હતા. ત્યાં માર્ગમાં કોઇક પોપટને એક ગૃહસ્થ ભણાવતો હતો. તે ગૃહસ્થ પોપટને કહેતો કે, 'અચરે, અચરે, રામ! લટપટ પંછી ચતુર સુજાણ, પઢો પોપટજી શ્રી ભગવાન.' આ શબ્દ સાંભળી મુનિને જિજ્ઞાસા થઇ કે, આ કોઈ મહા જ્ઞાની હશે. તેથી તેને પૂછવા ગયા કે, 'ભાઈ! આ તું બોલે છે તેનો અર્થ શો?' તે ગૃહસ્થે કહ્યું કે, 'મહારાજ! એમાં અર્થ વળી કેવો? એ તો પોપટજીને પઢાવવાનું છે.' પછી વામદેવજીએ કહ્યું, 'એમ નથી; એમાં ઘણો ગંભીર અર્થ વસે છે; ને તેથી જ આવા પ્રાણીને પાઠ કરાવી, તેનું કલ્યાણ કરવાની ઇચ્છાથી મહાત્માઓએ તે રચ્યું છે. એનો અર્થ એવો છે કે, ગર્ભવાસમાં રહેલો ચતુર એવો જીવ, તું માયામાં લપટાયો છે, તે કલ્યાણકારી એવા ભગવાનને જાણી, તરી જા. એમાં લટ એટલે માયા, પટ એટલે પકડાયલા, લટપટ એટલે માયામાં પકડાયેલા, પંછી એટલે જીવ, ચતુરસુજાણ એટલે ગર્ભમાંથી છૂટવા માટે અનેક પ્રાર્થનાથી પરમાત્માની ઉપાસના કરનારો, એવો અર્થ છે.' ગૃહસ્થ આમાંનું કંઇ સમજતો ન હતો; પણ તે માત્ર તારા જેવો પઢત

મૂર્ખ હોવાથી, માત્ર મોંઢેથી જ બકયા કરતો હતો. તેવો જ તું છે. યદ્યપિ બ્રહ્મ અખંડ આનંદસ્વરૂપ અને એકરસ છે, અને માયા તથા તેનાં કાર્યના સંબંધરહિત છે, તથાપિ તેમાં પૂર્ણ જ્ઞાન અને અપૂર્ણ જ્ઞાનનો સંભવ છે, તે તું કેમ નથી જાણતો ?

શિષ્ય–બ્રહ્મમાં પૂર્ણ જ્ઞાન અને અપૂર્ણ જ્ઞાનનો સંભવ કેમ છે ?

ગુરુ–વિકલ્પ કરવાથી તેનો સંભવ થાય છે, તે વિકલ્પનું શ્રવણ કર. તું, 'બ્રહ્મ, અખંડ, આનંદમય, એકરસ, અદ્વિતીય, સચ્ચિદાનંદરૂપ છે,' ઇત્યાદિ શબ્દોનું ઉચ્ચારણ કરી જાણે છે, કે તેના અર્થ કે જે સજાતીય, વિજાતીય અને સ્વગત ભેદરહિત વસ્તુ છે, તેને પણ જાણે છે ?

શિષ્ય–હું તો તે શબ્દોનું ઉચ્ચારણ જ કરી જાણું છું.

ગુરુ–જ્યારે તુ શબ્દોનું ઉચ્ચારણ જ કરી જાણે છે, ત્યારે તો તારે તેનો અર્થ જાણવો બાકી રહે છે; એટલે બ્રહ્મજ્ઞાનનું અપૂર્ણપણું છે, એમ સ્વીકાર ને વામદેવનો પોપટ ન થા. ૮૩

શિષ્ય–' બ્રહ્મ, અખંડ, આનંદમય, એકરસ છે,' ઇત્યાદિ શબ્દોનો અર્થ હું વ્યાકરણથી જાણું છું, તેથી મારું બ્રહ્મજ્ઞાન અપૂર્ણ નથી.

ગુરુ–ભલે, વ્યાકરણથી તે શબ્દોનો અર્થ તું જાણતો હોય, તોપણ તારુ બ્રહ્મજ્ઞાન તો અપૂર્ણ જ છે; કારણ કે તે બ્રહ્મજ્ઞાન, પરોક્ષ છે, અને અસંભાવના, વિપરીતભાવના અને સંશયનો નાશ થઇને જે અપરોક્ષજ્ઞાન થાય છે, તે થવું તો બાકી જ છે. જેમ ગુરુમુખથી અથવા શાસ્ત્રથી ' સૂર્ય છે,' એવાં પરોક્ષજ્ઞાનવાળાને પણ સૂર્યનું અપૂર્ણ જ્ઞાન થયેલું કહેવાય છે; તેને સૂર્યનો સાક્ષાત્કાર તો બાકી જ છે, તેમ 'હું બ્રહ્મ છું,' એવા જ્ઞાનવાળાને બ્રહ્મનું જ્ઞાન અપૂર્ણ જ છે; કેમકે તેને બ્રહ્મનો સાક્ષાત્કાર અવશિષ્ટ જ રહે છે.

શિષ્ય–ત્યારે બ્રહ્મજ્ઞાન પૂર્ણ થયું એમ ક્યારે કહેવાય ?

ગુરુ–જ્યારે હું પોતે બ્રહ્મ છું, પણ બ્રહ્મથી ભિન્ન નથી, તેથી કૃતાર્થ છું, એવી રીતે જ્યારે કૃતાર્થતા બુદ્ધિ સંપૂર્ણ રીતે થાય, ત્યારે જ બ્રહ્મજ્ઞાન સંપૂર્ણ થયું ગણાય.

શિષ્ય–એવું સંપૂર્ણ બ્રહ્મજ્ઞાન સંપાદન કરવા માટે મારે શો ઉપાય કરવો ?

ગુરુ–કૃતાર્થતા બુદ્ધિ ઉત્પન્ન થાય ત્યારે જ પૂર્ણ બ્રહ્મજ્ઞાન થાય છે, માટે કૃતાર્થ બુદ્ધિની ઉત્પત્તિ પર્યન્ત ગુરુની ભક્તિથી સેવા કરવી અને તેના મુખથી વેદાંતશાસ્ત્રનાં શ્રવણ મનનાદિ વારંવાર સાંભળ્યા કરવાં. ૮૪

અવતરણિકા–બ્રહ્મના સાક્ષાત્કારથી કૃતાર્થતાનું વર્ણન કર્યું, તેમાં પ્રસંગમાત્ર ગુરુસેવા અને શાસ્ત્રાદિની સાર્થકતાદિ વિષયોનું પણ પ્રતિપાદન કર્યું. હવે પ્રકૃતને અનુસરીને ગુરુ કહે છે

**आस्तामेतद्यत्र यत्र सुखं स्याद्विषयैर्विना ।**
**तत्र सर्वत्र विद्ध्येतां ब्रह्मानंदस्य वासनाम् ॥**

શબ્દાર્થ–એ ( પ્રસંગપ્રાપ્ત વિષય)ને પડતો મૂકો. વિષયો વિના જ્યાં જ્યાં સુખ થાય, ત્યાં ત્યાં સર્વત્ર બ્રહ્માનંદની એ વાસના છે, એમ જાણ. ૮૫

## ચન્દ્રકાન્ત વિવરણ

ગુરુ–હવે જે જે કાળમાં જ્યાં જ્યાં ઉદાસીનતાદિ અવસ્થામાં, વિષયના અનુભવ વિના પણ, સુખ થાય છે, ત્યાં ત્યાં વાસનાનદ એટલે બ્રહ્માનંદના અનુભવથી થયેલા સંસ્કારથી ઉત્પન્ન થયેલો આનંદ જ છે.

શિષ્ય–એવા સુખને વાસનાનંદ કેમ કહો છો?

ગુરુ–એ સુખમાં વિષયજન્યતાનો અભાવ છે; કારણ કે એ સુખ કોઈ પણ વિષયથી ઉત્પન્ન થતું નથી.

શિષ્ય–વિષયજન્યતાના અભાવવાળું સુખ તો બ્રહ્માનંદ છે, ત્યારે તે સુખને બ્રહ્માનંદ કેમ નથી કહેતા ?

ગુરુ–બ્રહ્માનંદ અહંકારનાં આવરણથી રહિત છે, અને તે સુખ તો સામાન્ય અહંકારથી આવૃત છે; માટે અમે તે સુખને વાસનાનંદ કહીએ છિયે.

જો કે વિષયજન્યતાનો અભાવ તો વાસનાનન્દ અને બ્રહ્માનંદ એ બન્નેમાં રહે છે; તથાપિ બ્રહ્માનંદ શુદ્ધ સુખરૂપ છે, અને વાસનાનંદ સામાન્ય અહંકારથી ઘેરાયલો છે, તેથી તે બન્ને વચ્ચે ભેદ છે. ૮૫

અવતરણિકા–એ પ્રમાણે બ્રહ્માનન્દ અને વાસનાનન્દના સ્વરૂપનું વર્ણન કર્યા પછી, આનન્દની ત્રિવિધતાના નિયમ માટે, વિષયાનન્દનાં સ્વરૂપનો અનુવાદ કરે છે;

विषयेष्वपि लब्धेषु तदिच्छोपरमे सति ।
अंतर्मुखमनोवृत्तावानंदः प्रतिबिंबति ॥८६॥
ब्रह्मानंदो वासना च प्रतिबिंब इति त्रयम् ।
अंतरेण जगत्यस्मिन्नानंदो नास्ति कश्चन८७
तथा च विषयानंदो वासनानंद इत्यमू ।
आनंदौ जनयन्नास्ते ब्रह्मानंदः स्वयंप्रभः८८

શબ્દાર્થ–વિષયો પ્રાપ્ત થયા છતાં પણ જ્યારે તે વિષય સંબંધી ઈચ્છાની શાંતિ થાય છે, ત્યારે મન અંતર્મુખ થાય છે; અને અંતર્મુખ થયેલી મનોવૃત્તિમાં આનંદ પ્રતિબિંબિત થાય છે (એ જ વિષયાનંદ કહેવાય છે.)(૮૬) બ્રહ્માનંદ, વાસનાનન્દ, અને પ્રતિબિંબ–વિષયાનંદ, એ ત્રણ વિના જગતમાં કોઈ બીજો આનંદ જ નથી. (૮૭) એમ આનંદનું ત્રિવિધપણું હોવા છતાં વિષયાનંદ અને વાસનાનંદ, એ બે આનંદને ઉત્પન્ન કરે છે, અને બ્રહ્માનંદ જ પોતે સ્વયંપ્રકાશ છે. ૮૮

## ચન્દ્રકાન્ત વિવરણ

ગુરુ–જ્યારે જ્યારે પુષ્પમાળા, ચંદન અને સ્ત્રી આદિ વાંછિત વિષયોનો લાભ થાય છે, અને તેથી તે તે વિષયોની ઇચ્છાની શાંતિ થાય છે; ત્યારે ત્યારે મન અંતર્મુખ થાય છે. એ અંતર્મુખ મનની વૃત્તિમાં જે સ્વાત્માનંદનું પ્રતિબિંબ પડે છે, તે જ વિષયાનંદ. ૪૪ મા શ્લોકમાં કહેલો વિષયાનંદ આ જ છે.

આનંદ ત્રણ પ્રકારના છેઃ બ્રહ્માનંદ, વાસનાનંદ અને વિષયાનંદ. જે આનંદ સ્વપ્રકાશપણાથી સુષુપ્તિ આદિમાં પ્રકાશે છે તેનું નામ બ્રહ્માનંદ, ( ૩૩–૭૧ ) જે આનંદ ઉદાસીન દશામાં વિષયોના અનુભવ વિના પ્રતીત થાય છે તેનું નામ વાસનાનંદ ( ૮૫ ) અને જે આનંદ, વાંચ્છિત વસ્તુના લાભથી અંતર્મુખ થયેલાં મનમાં પ્રતિબિંબિત થાય છે તેનું નામ વિષયાનંદ (૮૬) એ ત્રણ આનંદ વિના અન્ય કોઇ આનંદ આ જગતમાં નથી.

શિષ્ય–આ પ્રકરણના ૧૧ મા શ્લોકમાં બ્રહ્માનંદ, વિદ્યાનંદ, વિષયાનંદ એ પ્રમાણે આનંદના ત્રણ ભેદ કહ્યા છે, અને હમણાં બ્રહ્માનંદ, વાસનાનંદ ને પ્રતિબિંબ, એ ત્રણ ભેદ તેથી જૂદા રૂપમાં કહો છો. વળી કહો છો કે, 'એ ત્રણ આનંદથી અન્ય આનંદ નથી,' તેથી બંને વચનમાં વિરોધ આવે છે. વળી ૯૮ માં શ્લોકમાં કહો છો કે, 'અભ્યાસના યોગથી જેટલો અહંકાર વિસ્મૃત ( લીન ) થતો જાય છે, તેટલો તેટલો સૂક્ષ્મદૃષ્ટિવાળા પુરુષનો નિજાનંદ અનુમાન કરાય છે,' એમ નિજાનંદ કહો છો; અને ૧૨૧ મા શ્લોકમાં તેવો પુરુષ, 'ઉદાસીનકાળમાં પણ આનંદવાસનાની ઉપેક્ષા કરીને તત્પર સતો મુખ્યાનન્દની જ ભાવના કરે છે,' એમ મુખ્યાનંદ કહો છો. એમ જૂદે જૂદે પ્રકારે ત્રણ ત્રણ આનંદ કહ્યા; અને વળી બીજે સ્થળે–૯૮ શ્લોકમાં નિજાનંદ ને ૧૨૧ મા શ્લોકમાં મુખ્યાનંદ–એ વધુ આનંદ કહ્યા છે. તેમ ૧૨ મા પ્રકરણના ૪ થા શ્લોકમાં આત્માનંદ છે એમ પણ કહો છોઃ–'મંદ બુદ્ધિવાળા જિજ્ઞાસુને આત્માનંદથી બોધ કરવો,' એવી રીતે આત્માનંદને ઉપર કહેલા આનંદથી જૂદો જ કહો છો. વળી, ૧૩ મા પ્રકરણના ૧ લા શ્લોકમાં 'જે યોગાનંદ આગળ કહ્યો છે,' એ પ્રમાણે યોગાનંદ પણ કહો છો. વળી ૧૩ મા પ્રકરણના ૧૦૫ મા શ્લોકમાં અદ્વૈતાનંદ ભણો છોઃ–'બ્રહ્માનંદ નામના ગ્રંથમાં તૃતીયાધ્યાયમાં જે કહ્યો તે અદ્વૈતાનંદ જ છે.' એમ આપે તો ઘણા આનંદ જણાવ્યા છે, તેથી સાફ જણાય છે કે આનંદ ત્રણ નથી, પણ ઘણા છેઃ બ્રહ્માનંદ,[1] વિદ્યાનંદ,[2] વિષયાનંદ,[3] વાસનાનંદ,[4] પ્રતિબિંબ,[5] નિજાનંદ,[6] મુખ્યાનંદ,[7] આત્માનંદ,[8] યોગાનંદ[9] ને અદ્વૈતાનંદ.[10] એવી રીતે દશ આનંદ છે, તેથી 'બ્રહ્માનંદ, વાસનાનંદ ને વિષયાનંદ એ ત્રણ આનંદ વિના આ જગતમાં કોઈ આનંદ નથી,' એનો અર્થ શો ?

ગુરુ–હે શિષ્ય ! તારી બુદ્ધિની ખામીને લીધે, મારા આ વચનપર શંકા મા કર. છતાં મુખ્ય આનંદ તો ત્રણ જ છે, ને બીજા આનંદો તેમાં સમાઈ જાય છે. જે આનંદ એક જાતની અંતઃકરણની વૃત્તિરૂપ હોય, તે વિષયાનંદ કહેવાય

છે. જેમ વિષયાનંદ એક જાતની અંતઃકરણની વૃત્તિરૂપ છે, તેમ વિદ્યાનંદ પણ એક જાતની અંતઃકરણની વૃત્તિરૂપ છે; કારણ કે, 'વિષયાનંદની પેઠે વિદ્યાનંદ પણ બુદ્ધિવૃત્તિરૂપ છે,' એ સંબંધે વિદ્યાનંદ નામના ૧૪ મા પ્રકરણમાં સમજાવ્યું છે. એ વિદ્યાનંદ કંઇ વિષયાનંદથી ભિન્ન નથી, એટલે તે બન્ને એક જ છે.

વળી પ્રતિબિંબનો અર્થ વિષયાનંદ છે એટલે તે પ્રતિબિંબ પણ વિષયાનંદથી જૂદો નથી.

હવે નિજાનંદ, આત્માનંદ, યોગાનંદ અને અદ્વૈતાનંદ, એ પાંચ આનંદો બ્રહ્માનંદથી જૂદા નથી, એ સંબંધે ૯૮ મા શ્લોકમાં અગાડી કહીશું. ત્યાં યોગરૂપ ઉપાયથી જાણવાયોગ્યપણાંએ કરી યોગાનંદરૂપે નિજાનંદને જ કહ્યો છે. એમ એ નિજાનંદ, બ્રહ્માનંદથી જૂદો નથી. કારણ કે, 'न द्वैतं भासते नापि निद्रा तत्रास्ति यत्सुखम्। स ब्रह्मानंद इत्याह भगवानर्जुनं प्रति। જેમાં દ્વૈત ભાસતું નથી અને નિદ્રા પણ નથી, તેમાં જે સુખ છે, તે બ્રહ્માનંદ છે, એમ અર્જુન પ્રત્યે ભગવાન્ કહેતા હવા;' એવી રીતે યોગાનંદરૂપ નિજાનંદને બ્રહ્માનંદ કહ્યો છે.

વળી મુખ્યાનંદ પણ બ્રહ્માનંદ જ છે, કેમકે અગાડી ૮૮ મા શ્લોકમાં સમજાવીશું કે, 'તેમ થવાથી સ્વયંપ્રકાશ બ્રહ્માનંદ, વિષયાનંદ અને વાસનાનંદ એ બે આનંદને ઉત્પન્ન કરતો સતો રહે છે, એમ વિષયાનંદને અને વાસનાનંદને જન્યપણાએ કરી ગૌણતા દર્શાવી છે, અને એ બે આનંદને ઉત્પન્ન કરનારપણાંથી અને સ્વયંપ્રકાશપણાથી પણ બ્રહ્માનંદની મુખ્યતા દર્શાવી છે' (૧૦૦ મો શ્લોક)

વળી એ બ્રહ્માનંદની જ આ પ્રકરણમાં અગાડી (૧૨૧) મુખ્યતા કહી છે.

આત્માનંદ તથા અદ્વૈતાનંદ પણ બ્રહ્માનંદથી ભિન્ન નથી, કેમકે અદ્વૈતાનંદના સંબંધમાં કહેવાશે કે, 'योगानंदः पुरोक्तो यः स आत्मानंद इष्यताम्। પૂર્વે જે યોગાનંદ (બ્રહ્માનંદ) કહ્યો, તે જ આત્માનંદ સ્વીકારજો,' એમ આત્માનંદને બ્રહ્માનંદરૂપ કહ્યો છે

અદ્વૈતાનંદ પણ બ્રહ્માનંદથી ભિન્ન નથી; કેમકે 'દ્વૈત સહિતને (આત્માનંદને) બ્રહ્મતા કેમ ?' એ પ્રશ્નનું ઉત્તર આમ દીધું છે કે, 'આકાશાદિ-શરીર પર્યંત છે' એમ એ આનંદ સંબંધે સમજાવ્યું છે ને એમાં અદ્વૈતની બ્રહ્મરૂપતાનું પ્રતિપાદન કર્યું છે એવી રીતે જ બ્રહ્માનંદથી અદ્વૈતાનંદ પણ ભિન્ન નથી. તે માટે અમે જે બ્રહ્માનંદ, વાસનાનંદ અને વિષયાનંદ, એ ત્રણ આનંદ કહ્યા છે, અને 'જગતમાં એ ત્રણ આનંદથી ભિન્ન આનંદ નથી,' એમ કહ્યું છે તે સત્ય જ છે. ૮૬

શિષ્ય—જ્યારે નિજાનંદ બ્રહ્માનંદથી ભિન્ન નથી, ત્યારે કેમ કહો છો કે, 'नन्वेवं वासनानंदाद्ब्रह्मानंदादपीतरम्। वेत्तु योगी निजानंदं। એવી રીતે યોગી નિજાનંદને વાસનાનંદથી અને બ્રહ્માનંદથી પણ ઇતર (અન્ય) જાણે ?

ગુરુ—બ્રહ્માનંદના નિરૂપણમાં કહ્યું છે કે, 'આ ભૂતો આનંદથી જ ઉત્પન્ન થાય છે.' એ પ્રમાણ વાક્યોથી જગતની કારણતાનું કથન કર્યું છે, તેથી 'બ્રહ્માનંદ માયા સહિત છે,' એમ જાણવામાં આવે છે, ને માયા સહિતને જ જગતની કારણતા સંભવે છે, પણ માયા રહિતને જગતની કારણતા સંભવતી નથી. હવે નિજાનંદના નિરૂપણમાં વચન છે કે, 'જે અભ્યાસના યોગથી જેટલો જેટલો વખત અહંકાર વિસ્મૃત થાય છે, તેટલો તેટલો વખત સૂક્ષ્મ બુદ્ધિવાળો નિજાનંદનું અનુમાન કરે છે.' એમાં કારણ સહિત અહંકારના લયનું પ્રતિપાદન કર્યું છે, તેથી નિજાનંદ માયા રહિત છે, એમ બ્રહ્માનંદ અને નિજાનંદ બન્ને એક જ છે, તથાપિ ઉપાધિના ભેદથી તે બન્નેના ભેદનો વ્યવહાર કર્યો છે. બ્રહ્માનંદ જગતની કારણતારૂપ ઉપાધિ સહિત છે અને નિજાનંદ જગતની કારણતારૂપ ઉપાધિ રહિત છે એટલા જ માટે, બ્રહ્માનંદ અને નિજાનંદનો વ્યાવહારિક ભેદ ઘટે છે

સારાંશ કે, વિદ્યાનંદ અને પ્રતિબિંબનો વિષયાનંદમાં અંતર્ભાવ થાય છે, એટલે એ ત્રણ મળી એક વિષયાનંદ જ છે, નિજાનંદ, મુખ્યાનંદ, આત્માનંદ, યોગાનંદ અને અદ્વૈતાનંદ, એ સર્વનો બ્રહ્માનંદમાં અંતર્ભાવ થાય છે, એટલે એ છએ મળી એક જ બ્રહ્માનંદ છે, અને ત્રીજો વાસનાનંદ છે. એવી રીતે ત્રણ જ આનંદ છે, પણ દશ નથી. ૮૭

શિષ્ય—અહીં વાત તો બ્રહ્માનંદની ચાલે છે, તેથી વિષયાનંદ અને વાસનાનંદનું પ્રતિપાદન કરવાની કશી પણ જરૂર નહોતી.

ગુરુ—વિષયાનંદ અને વાસનાનંદ એ બન્ને બ્રહ્માનંદનાં કાર્ય છે. એ બે આનંદ બ્રહ્માનંદના બોધમાં ઉપયોગી છે તેટલા માટે, બ્રહ્માનંદનાં વિવેચનમાં, વિષયાનંદ અને વાસનાનંદનું પણ પ્રતિપાદન કરીએ છિયે.

શિષ્ય—ત્યારે બ્રહ્માનંદ કોનું કાર્ય કહેવાય?

ગુરુ—બ્રહ્માનંદ સ્વયંપ્રકાશ છે, તેથી તે કોઇનું કાર્યજ નથી. ૮૮

---

## ૩ વાસનાનંદ અને નિજાનંદના કથન-પૂર્વક ક્ષણિક સમાધિના સંભવથી બ્રહ્માનંદના સંભવનો નિશ્ચય

(૮૯–૧૩૪; ૪૬ શ્લોકો)

### (૧) જાગ્રદવસ્થામાં વાસનાનંદની સિદ્ધિપૂર્વક અભ્યાસથી જણાતા નિજાનંદનું કથન

(૮૯–૧૧૮; ૩૦ શ્લોકો)

**વાસનાનંદ (બ્રહ્માનંદની વાસના)નું નિરૂપણ**

અવતરણિકા—આ પ્રકરણના ૩૩ મા શ્લોકથી ૮૮ મા શ્લોક સૂધીમાં, સુષુપ્તિ સમયના બ્રહ્માનંદનું પ્રતિપાદન કર્યું છે. હવે તેનો અનુવાદ કરીને, બ્રહ્માનંદ સંબંધે વર્ણન કરવા યોગ્ય વિષયો સુસ્પષ્ટ રીતે કહે છે.

श्रुतियुक्त्यनुभूतिभ्यः स्वप्रकाशचिदात्मके ।
ब्रह्मानंदे सुप्तिकाले सिद्धे सत्यन्यदा शृणु ८९
य आनंदमयः सुप्तौ स विज्ञानमयात्मताम् ।
गत्वा स्वप्नं प्रबोधं वा प्राप्नोति स्थानभेदतः॥
नेत्रे जागरणं कंठे स्वप्नः सुप्तिर्हृदंबुजे ।
आपादमस्तकं देहं व्याप्य जागर्ति चेतनः ९१
देहतादात्म्यमापन्नस्तप्तायः पिंडवत्ततः ।
अहं मनुष्य इत्येवं निश्चित्यैवावतिष्ठते ९२
उदासीनः सुखी दुःखीत्यवस्थात्रयमेत्यसौ ।
सुखदुःखे कर्मकार्ये त्वौदासीन्यं स्वभावतः॥

શબ્દાર્થ—શ્રુતિ, યુક્તિ અને અનુભવથી સુષુપ્તિ કાળમાં સ્વપ્રકાશ ચિદાત્મારૂપ બ્રહ્માનંદ સિદ્ધ થયા પછી, અન્ય કાળમાં (જાગ્રદવસ્થામાં) બ્રહ્માનંદ જાણવાનો જે ઉપાય છે તે સાંભળ. (૮૯) સુષુપ્તિમાં જે આનંદમય છે તે, વિજ્ઞાનમયપણાને પ્રાપ્ત થઈ, સ્થાનના ભેદથી સ્વપ્નને અથવા જાગૃત અવસ્થાને પામે છે.(૯૦) નેત્રમાં જાગ્રત, કંઠમાં સ્વપ્ન અને હૃદયકમળમાં સુષુપ્તિ અવસ્થા થાય છે, અને ચેતન (જીવ) પગથી તે મસ્તક પર્યંત દેહમાં વ્યાપીને જાગે છે. (૯૧) એ જીવ દેહમાં, તપાવેલા લોઢાના ગોળાની પેઠે, તાદાત્મ્યને પામેલો છે; તેથી 'હું મનુષ્ય છું' એ પ્રકારે નિશ્ચય કરીને જ રહે છે. (૯૨) આ જીવ, હું ઉદાસીન છું, સુખી છું, દુઃખી છું, એ પ્રકારે ત્રણ અવસ્થાને પામે છે. એ સુખ અને દુઃખ કર્મનાં કાર્ય છે, અને ઉદાસીનતા, તો સ્વભાવથી જ છે. ૯૩

### ચન્દ્રકાન્ત વિવરણ

ગુરુ—'सुषुप्तिकाले सकले विलीने तमोऽभिभूतः सुखरूपमेति । સુષુપ્તિ કાળમાં સંપૂર્ણ પ્રપંચ લીન થયે સતે, અજ્ઞાનથી આવૃત જીવ સુખરૂપ બ્રહ્મને પામે છે,' ઇત્યાદિ શ્રુતિઓથી સુષુપ્તમાં બ્રહ્માનંદની સિદ્ધિ કરી છે. અને 'હું સુખે સૂતો હતો,' ઇત્યાદિ સ્મરણની અન્યથાનુપપત્તિ આદિ યુક્તિથી તથા અર્થાપત્તિથી સિદ્ધ કરેલા સુષુપ્તિ સમયના અનુભવથી સુષુપ્ત સમયમાં સ્વપ્રકાશ બ્રહ્માનંદની સિદ્ધિ કરી છે. હવે જાગ્રદવસ્થામાં પણ બ્રહ્માનંદનો અનુભવ કેમ થાય છે, તેનો ઉપાય કહું છું તે સાંભળ. ૮૯

'विलीनावस्थ आनंदमयशब्देन कथ्यते । વિલીનાવસ્થાવાળો, આનંદમય શબ્દથી બોલાય છે.' (૬૩ મા શ્લોકમાં) એમાં જે આનંદમયનું સ્વરૂપ કહ્યું છે તે જ આનન્દમય, બુદ્ધિની ઉપાધિથી વિજ્ઞાનમયતાને પ્રાપ્ત થાય છે, અને પછી કર્મને અનુસારે, સ્થાનના ભેદથી, સ્વપ્ન અને જાગ્રતને પ્રાપ્ત થાય છે. ૯૦

એટલે જ્યારે જીવ નેત્રમાં રહે છે ત્યારે જાગ્રદવસ્થા કહેવાય છે, જ્યારે કંઠમાં રહે છે ત્યારે સ્વપ્નાવસ્થા પ્રાપ્ત થાય છે, અને જ્યારે હૃદયકમલમાં રહે છે ત્યારે સુષુપ્તિ અવસ્થા પ્રાપ્ત થાય છે. એ રીતે ત્રણે અવસ્થાનાં ભિન્ન ભિન્ન સ્થાન છે.

શિષ્ય–જાગ્રદવસ્થામાં પાંચ જ્ઞાનેન્દ્રિય અને પાંચ કર્મેન્દ્રિય મળી સંપૂર્ણ દેહ ચેષ્ટા કરે છે, પણ કેવળ નેત્ર જ ચેષ્ટા કરતું નથી; તેથી 'જીવ જાગ્રદવસ્થામાં નેત્રમાં રહે છે,' એમ કહેવું અનુચિત છે.

ગુરુ–અહીં નેત્ર શબ્દનો અર્થ સંપૂર્ણ દેહ જ સમજવો. દેહની સર્વ ઇંદ્રિયોમાં ચક્ષુરિંદ્રિય, બહુ ઉપયોગી હોવાથી, મુખ્ય ગણાય છે; એટલા જ માટે નેત્ર શબ્દથી સર્વ દેહ જ જણાવ્યો છે. વળી સુષુપ્તિ અવસ્થામાં નેત્ર બંધ રહે છે, અને જાગ્રદવસ્થામાં ખુલે છે, તેથી જ જાગ્રદવસ્થા જણવામાં આવે છે; વળી ખુલ્લી આંખો ઉપરથી જાગ્રદવસ્થાનું અનુમાન થઈ શકે છે, ઇત્યાદિ કારણોથી દેહના બદલામાં નેત્ર શબ્દનું ગ્રહણ કર્યું છે. 'જીવ નેત્રમાં રહે છે,' એનો અર્થ 'ચરણથી આરંભી મસ્તક પર્યંત સંપૂર્ણ દેહને વ્યાપીને જીવ રહે છે,' એટલો જ કરવો. ૯૧

શિષ્ય–તાદાત્મ્યાધ્યાસ એટલે શું?

ગુરુ–અન્યોન્યમાં અન્યોન્યના ધર્મનો આરોપ, તે તાદાત્મ્યાધ્યાસ કહેવાય છે. જેમકે, અગ્નિ અને અગ્નિમાં તપાવેલા લોઢાના ગોળાનો તાદાત્મ્યાધ્યાસ છે. અગ્નિના દાહકતા, પ્રકાશકતા આદિ ધર્મો છે, તે લોઢાના ગોળામાં આવે છે; અને લોઢાના ગોળાનું ગોળાકારપણું વગેરે ધર્મ અગ્નિમાં એટલે અગ્નિમય થયેલા લોઢાના ગોળામાં આવે છે; અર્થાત્ અગ્નિ લોઢાના ગોળાને આકારે થઈ જાય છે. એમાં જેમ અગ્નિ લોઢાના ગોળાની સાથે તાદાત્મ્યને પ્રાપ્ત થાય છે, તેમ જીવ અજ્ઞાનથી દેહની સાથે તાદાત્મ્યને પ્રાપ્ત થાય છે. દેહ જડ છે. તે જડતાનો આરોપ, 'હું જડ થઈ સૂતો હતો,' 'હું કાંઈ જાણતો નહોતો,' ઇત્યાદિ સ્થળમાં દેહના ધર્મો જીવમાં લાગુ પાડે છે. ચેતનતા જીવનો ધર્મ છે. તેનો, 'દેહ ચેતન છે,' ઇત્યાદિ સ્થળમાં જીવનો એ ધર્મ, દેહમાં આરોપણ કરાય છે; તેથી એ જીવ 'હું મનુષ્ય છું,' 'હું બ્રાહ્મણ છું,' 'હું પુરુષ છું' એવી રીતનો નિશ્ચય કરી બેઠો છે. ૯૨

એમ દેહમાં તાદાત્મ્યાધ્યાસ થવાથી જીવની ત્રણ અવસ્થા થાય છેઃ ઉદાસીનતા, સુખરૂપ અને દુઃખરૂપ.

શિષ્ય–એ ત્રણે અવસ્થા કર્મજન્ય છે?

ગુરુ–ના, સુખરૂપ અને દુઃખરૂપ અવસ્થા કર્મજન્ય છે ખરી; પણ ઉદાસીન અવસ્થા તો સ્વભાવથી જ છે. ૯૩

**અવતરણિકા**–નીચલા શ્લોકમાં સુખ અને દુઃખની વિવિધતા દર્શાવે છે.

**बाह्यभोगान्मनोराज्यात्सुखदुःखे द्विधा मते।**
**सुखदुःखांतरालेषु भवेत्तूष्णीमवस्थितिः ९४**
**न कापि चिंता मेऽस्त्यद्य सुखमास इति ब्रुवन्**
**औदासीन्ये निजानंदभावं वक्त्यखिलो जनः**

**શબ્દાર્થ**–એ સુખ અને દુઃખ, બાહ્યભોગથી તથા મનોરાજ્યથી બે પ્રકારનાં મનાયાં છે, અને સુખ તથા દુઃખના મધ્યભાગમાં ઉદાસીનતા થાય છે (૯૪) અને 'આજે મને કંઇ પણ ચિંતા નથી, હું સુખે બેઠો છું,' એમ કહેતાં સર્વ મનુષ્યો ઉદાસીનપણામાં નિજાનંદના ભાવને કહે છે. ૯૫

## ચન્દ્રકાન્ત વિવરણ

ગુરુ–નિમિત્તકારણ ભિન્ન ભિન્ન હોવાથી સુખ અને દુઃખ બે પ્રકારનાં છે. એક તો બાહ્ય વિષયના ભોગથી સુખદુઃખ થાય છે તે, ને બીજું કલ્પિત. પુષ્પમાળા, ચંદન, સ્ત્રી વગેરે મળવાથી જે સુખ થાય છે એ બાહ્ય વિષયોથી સુખ થાય છે. તેમ જ ધનહાનિ, ચોર, સિંહ, સર્પ આદિ બાહ્ય વિષયોથી દુઃખ થાય છે. એમ જ મનોરાજ્યના વિષયભોગથી પણ સુખદુઃખ થાય છે. જેમકે, મનઃકલ્પિત રાજ્યથી અથવા સ્ત્રીસંગાદિથી સુખ થાય છે અને મનઃકલ્પિત સિંહાદિકથી દુઃખ થાય છે. એટલે, સુખદુઃખની દ્વિવિધતામાં બે કારણ છે, બાહ્ય વિષયભોગ અને મનોરાજ્ય.

શિષ્ય–ત્યારે ઉદાસીન અવસ્થા ક્યારે થાય છે?

ગુરુ–સુખની નિવૃત્તિ થયા પછી ને દુઃખની પ્રાપ્તિ પહેલાં, તેમ જ દુઃખની નિવૃત્તિ પછી ને સુખની પ્રાપ્તિ પહેલાંનો સંધિકાળ છે, તે જ ઉદાસીન અવસ્થા છે. ૯૪

શિષ્ય–જાગ્રદવસ્થામાં નિજાનંદનું ભાન ક્યારે થાય છે?

ગુરુ–એ જ ઉદાસીન અવસ્થામાં બ્રહ્માનંદની પ્રતીતિ થાય છે. જેમાં સુખ અને દુઃખનો અભાવ હોય, તે ઉદાસીન અવસ્થા છે. જેમકે, સુષુપ્તિથી

ઉત્થાન કાળમાં સુખદુઃખનો અભાવ હોય છે, તેથી તે ઉદાસીન અવસ્થા છે. તેવી જ રીતે જાગ્રદવસ્થામાં પણ જ્યારે જ્યારે સુખદુઃખના અભાવ હોય, ત્યારે ત્યારે ઉદાસીન અવસ્થા જાણવી. સુખ એ રાગનું કારણ છે; દુઃખ એ દ્વેષનું કારણ છે; એટલે જે વખતે રાગ અને દ્વેષ ન હોય, તે વખતે ઉદાસીન અવસ્થા છે. એ અવસ્થા સુખદુઃખના સંધિમાં પણ રહે છે, ને તે વખતે સર્વ મનુષ્યો, 'મને ઘર આદિ કોઈની પણ ચિંતા નથી, એટલા માટે હું સુખે બેઠો છું,' એમ સુખનો અનુભવ કહી બતાવે છે. એ જ જાગ્રદવસ્થામાં બ્રહ્માનંદની પ્રતીતિનું સ્વરૂપ છે. ૯૫

અવતરણિકા-શિષ્ય કહે છે કે, જો ઉદાસીન દશામાં ભાસતા સુખને નિજાનંદ કહીએ તો, એ નિજાનંદ બ્રહ્મરૂપ થશે; અને તેમ હોવાથી જે નિજાનંદને વાસનાનંદ કહ્યો છે તે ખોટું પડશે. તે પરથી ગુરુ કહે છે કે, મુખ્યાનંદથી વાસનાનંદ જુદો છે.

अहमस्मीत्यहंकारसामान्याच्छादितत्त्वतः ।
निजानंदो न मुख्योऽयं किंत्वसौ तस्य वासना ॥ ९६ ॥
नीरपूरितभांडस्य बाह्ये शैत्यं न तज्जलम् ।
किंतु नीरगुणस्तेन नीरसत्तानुमीयते ॥९७॥

શબ્દાર્થ–'હું છું' એ પ્રમાણે અહંકારના સૂક્ષ્મભાવથી, આચ્છાદિતપણાને લીધે આ (ઉદાસીન અવસ્થામાં પ્રતીત થતો) નિજાનંદ મુખ્ય નથી; પરન્તુ તે તેની(બ્રહ્માનંદની)વાસના છે. (૯૬) જેમ પાણીથી ભરેલા ઘડાની બહાર જે શીતલતા છે તે જળ નથી, પરન્તુ તે જળનો ગુણ છે, તેથી (જળના ગુણને લીધે તે) ઘડામાં જળની સત્તા જ મનાય છે. ૯૭

### ચન્દ્રકાન્ત વિવરણ

શિષ્ય–ઉદાસીન અવસ્થામાં જે આનંદ જણાય છે તે આનંદ તે નિજાનંદ એટલે બ્રહ્માનંદ છે એમ માનીશું તો, તમે કહેલી ઉદાસીન અવસ્થામાં જણાતા આનંદની વાસનાનંદતા સિદ્ધ થશે નહિ.

ગુરુ–અહંકાર, બે પ્રકારના છે; વિશેષાહંકાર અને સામાન્યાહંકાર. 'હું મનુષ્ય છું,' 'હું બ્રાહ્મણ છું,' 'હું દેવદત્ત છું,' ઇત્યાદિ વિશેષરૂપે જે અહંકાર જણાય છે તે વિશેષાહંકાર છે; અને 'હું છું' એવી રીતે સામાન્યરૂપે જ જે અહંકાર જણાય છે, તે સામાન્યાહંકાર છે. એમ જ બ્રહ્માનંદ પણ બે પ્રકારનો છેઃ મુખ્ય બ્રહ્માનંદ અને ગૌણ બ્રહ્માનંદ. જે અજ્ઞાનનાં કાર્ય હુંપણાના ગર્વથી રહિત છે તે મુખ્ય બ્રહ્માનંદ છે, અને જે અહંકારનાં કાર્ય હુંપણાથી ભરેલો છે તે ગૌણ બ્રહ્માનંદ, તેજ વાસનાનંદ. હવે ઉદાસીન અવસ્થામાં જે આનંદ પ્રતીત થાય છે, તે સામાન્યાહંકારવાળો છે તેથી તે મુખ્ય બ્રહ્માનંદ નથી. ૯૬

શિષ્ય–ત્યારે તે આનંદ શું છે?

ગુરુ–એ આનંદ તે વાસનાનંદ જ છે. દાખલા તરીકે, પાણીથી ભરેલા ઘડાની બહાર સ્પર્શ કરવાથી જે શીતલતા જણાય છે તે શીતલતા કંઈ જળની નથી; કેમકે જલ તો વહેતું છે, પણ શીતલતા કંઈ વહેતી નથી. ત્યારે એ શીતલતા શું છે? એમ તું પૂછશે. એ શીતલતા તો માત્ર જળનો ગુણ છે, ને તેપરથી જણાય છે કે ઘડાની અંદર પાણી જ છે, બીજું કંઈ નથી; કેમકે ઘડાની બહાર જે શીતલતા છે તે જળ વગર બીજાથી ઉત્પન્ન થતી નથી; કારણ કે જળમાં જ શીતલતાનો ગુણ છે, એમાં જેમ શીતલતારૂપ ગુણથી ઘડામાં જલ છે એમ અનુમાન થાય છે, તેમ બ્રહ્માનંદની વાસનાથી જાગ્રદવસ્થામાં બ્રહ્માનંદ છે, એમ અનુમાન થાય છે. ૯૭

### વિશેષ અભ્યાસથી વિશેષ બ્રહ્માનંદાનુભવ

અવતરણિકા–આ સર્વ પરથી શું સમજવાનેમ છે, તે હવે જણાવે છે.

यावद्यावदहंकारो विस्मृतोऽभ्यासयोगतः ।
तावत्तावत्सूक्ष्मदृष्टेर्निजानंदोऽनुमीयते ९८
सर्वात्मना विस्मृतः सन्सूक्ष्मतां परमां व्रजेत्।
अलीनत्वान्न निद्रैषा ततो देहोऽपि नो पतेत्॥
न द्वैतं भासते नापि निद्रा तत्रास्ति यत्सुखम्।
स ब्रह्मानंद इत्याह भगवानर्जुनं प्रति १००
शनैः शनैरुपरमेद्बुद्ध्या धृतिगृहीतया ।
आत्मसंस्थं मनः कृत्वा न किंचिदपि चिंतयेत्
यतो यतो निश्चरति मनश्चंचलमस्थिरम् ।
ततस्ततो नियम्यैतदात्मन्येव वशं नयेत् ॥

प्रशांतमनसं ह्येनं योगिनं सुखमुत्तमम् ।
उपैति शांतरजसं ब्रह्मभूतमकल्मषम् १०३
यत्रोपरमते चित्तं निरुद्धं योगसेवया ।
यत्र चैवात्मनात्मानं पश्यन्नात्मनि तुष्यति ॥
सुखमात्यंतिकं यत्तद्बुद्धिग्राह्यमतींद्रियम् ।
वेत्ति यत्र न चैवायं स्थितश्चलति तत्त्वतः ॥
यं लब्ध्वा चापरं लाभं मन्यते नाधिकं ततः ।
यस्मिन्स्थितो न दुःखेन गुरुणापि वि-
चाल्यते ॥ १०६ ॥
तं विद्याद्दुःखसंयोगवियोगं योगसंज्ञितम् ।
स निश्चयेन योक्तव्यो योगोऽनिर्विण्ण-
चेतसा ॥ १०७ ॥
युंजन्नेवं सदात्मानं योगी विगतकल्मषः ।
सुखेन ब्रह्मसंस्पर्शमत्यंतं सुखमश्नुते ॥१०८॥

શબ્દાર્થ-અભ્યાસના યોગથી જેટલો જેટલો વખત અહંકાર વિસ્મૃત થાય છે, તેટલો તેટલો વખત સૂક્ષ્મદૃષ્ટિવાળા પુરુષને નિજાનંદનો અનુભવ થાય છે, એમ અનુમાનથી જણાય છે. (૯૮) એ અહંકાર, સંપૂર્ણ રીતે લીન થયા પછી પરમ સૂક્ષ્મપણાને પામે છે. એ પરમ સૂક્ષ્મ અવસ્થા નિદ્રા નથી, અને તેથી દેહ પણ પડતો નથી. (૯૯) જે કાળમા દ્વૈત ભાસતું નથી અને નિદ્રા પણ નથી, તે કાળમાં જે સુખ થાય છે તે બ્રહ્માનંદ છે, એમ ભગવાન્ શ્રીકૃષ્ણ અર્જુન પ્રત્યે કહે છે. (૧૦૦) 'ધૈર્યવડે ગ્રહણ કરેલી બુદ્ધિથી ધીમે ધીમે ઉપરમવું. પછી મનને આત્મામાં સ્થિત કરીને જરા પણ ચિંતન કરવું નહિ. (૧૦૧) ચંચલ અને અસ્થિર મન જે જે પાસાથી ચળે છે, તે તે પાસાથી તેને નિયમમાં રાખી, આત્માને વિષે જ વશ કરવું. (૧૦૨) જેનું મન શાંત થયું છે, જેનો રજોગુણ શાંત થયો છે, એવા બ્રહ્મભૂત (બ્રહ્મરૂપ થયેલા-જીવન્મુક્ત) અને અકલ્મષ (પાપાદિ રહિત) યોગીને ઉત્તમ સુખ પ્રાપ્ત થાય છે.'(૧૦૩) જે સમયમાં યોગસેવાથી રુંધાયેલું ચિત્ત ઉપરામ પામે છે અને જે સમયમાં સમાધિથી શુદ્ધ થયેલું અંતઃકરણ આત્મા (સ્વસ્વરૂપ)ના દર્શન કરીને આત્મામાં સંતોષ પામે છે; (૧૦૪) વળી આત્મા વિષે રહેલો યોગી, જે આત્યંતિક, બુદ્ધિથી ગ્રહણ કરવા જેવું તથા ઇંદ્રિયોથી ઉત્પન્ન થયેલું નહિ એવું સુખ અનુભવે છે અને જ્યાં આગળ રહેલો યોગી આત્મસ્વરૂપથી કદાપિ પણ ચળતો નથી; (૧૦૫) જે (આત્મા)ને પામીને અન્ય લાભને તેથી (આત્માના લાભથી) અધિક માનતો નથી, ને જેમાં (આત્મતત્ત્વમાં) રહેલો થકો મોટાં દુ:ખથી પણ ડગતો નથી; (૧૦૬) તેને જ દુઃખના સંયોગના વિયોગવાળો, અર્થાત્ દુઃખરહિત યોગ નામવાળો જાણવો; ને તે જ યોગ અનિર્વેદ (ખેદરહિત) ચિત્તવાળા પુરુષે નિશ્ચે કરીને યોજવો. (૧૦૭) આ પ્રમાણે સદા આત્માને યોજતા યોગી (બ્રહ્મસ્વરૂપભૂત)ના પાપ ખરી જાય છે, અને તે સુખે કરીને, બ્રહ્મસંસ્પર્શરૂપ અત્યંત સુખને અનુભવે છે' ૧૦૮

## ચન્દ્રકાન્ત વિવરણ

શિષ્ય-ભલે, શીતલતા હોવામા જલ એ કારણ હોય, પણ ચાલતા પ્રસગમા શુ સિદ્ધ કરો છો ?

ગુરુ-જેમ જે પાત્રમા શીતલતા હોય તેમા જલ છે એમ અનુમાનથી જણાય છે, તેમ વાસનાનદ હોય ત્યા તે મુખ્યાનદ છે, એમ અનુમાનથી પણ જણાય છે

શિષ્ય વાસનાનદ તે બ્રહ્માનદ કેમ છે ?

ગુરુ-'ज्ञानमात्मनि महति नियच्छेच्छांत आत्मनि। જ્ઞાન (બુદ્ધિ)ને મહત્ આત્મા(મહત્તત્ત્વ)માં લય કરે, ને તેને (મહત્તત્ત્વ)ને શાંત આત્મામાં લય કરે છે,' એ શ્રુતિમાં કહેલા નિરોધસમાધિના અભ્યાસયોગથી અહકારાદિવૃત્તિઓનો લય થવાથી, જેટલી જેટલી ચિત્તની સૂક્ષ્મતા થાય છે, તેટલી તેટલી 'એ નિજાનદ' છે એમ પ્રતીતિ થાય છે એવી રીતે મુખ્યાનદ (બ્રહ્માનદ)ની સિદ્ધિ થાય છે. અનુમાનથી પણ જણાય છે કે, અહકાર સકોચાઈ જાય છે અર્થાત્ ઓછો હોય છે, તે વેળાએ, તેના તે ક્ષણોમાં પહેલા કરતાં બીજામાં ને બીજા કરતાં ત્રીજા... નંદની અધિક પ્રતીતિ હોય છે ૯૮

શિષ્ય-બુદ્ધિની સૂક્ષ્મતાનો...

ગુરુ-બુદ્ધિની સૂક્ષ્મતાનો... સાક્ષાત્કાર.

શિષ્ય–બ્રહ્માનંદનો સાક્ષાત્કાર તો નિદ્રા છે, ત્યારે શું બુદ્ધિની સૂક્ષ્મતા તે નિદ્રા છે?

ગુરુ–ચિત્તની મંદમતામાં સર્વ વૃત્તિઓનો લય થાય છે. પરંતુ અંતઃકરણનાં સ્વરૂપનો ત્યાં લય થતો નથી, અને નિદ્રામાં તો સર્વ વૃત્તિઓનો તથા અંતઃકરણનાં સ્વરૂપનો પણ લય થાય છે. 'बुद्धेः कारणात्मनावस्थानं सुषुप्तिः। બુદ્ધિનાં કારણ (અજ્ઞાન)રૂપથી જે સ્થિતિ, તે સુષુપ્તિ છે,' એવી રીતે આચાર્ય વેદવ્યાસજીએ સુષુપ્તિનું સ્વરૂપ કહ્યું છે, તેથી બુદ્ધિની પરમ સૂક્ષ્મતા નિદ્રા નથી.

શિષ્ય–બુદ્ધિની સૂક્ષ્મતામાં અંતઃકરણનાં સ્વરૂપનો લય થતો નથી, તેનું શું કારણ?

ગુરુ–જે સુષુપ્તિ અવસ્થામાં અંતઃકરણનો સ્વસ્વરૂપનો લય થાય છે, તે અવસ્થામાં એક સ્થળે પડેલા દેહની સ્થિતિ જોવામાં આવે છે, પણ 'બુદ્ધિની પરમ મંદમતારૂપ અવસ્થામાં તો દેહપાત પણ જોવામાં આવતો નથી.' જો અંતઃકરણનો લય થયો હોય તો દેહ પડવો જોઇએ, પણ અહંકારનો લય થયો નથી, પરંતુ મૂળ અંતઃકરણરૂપે રહે છે, એ જ કારણ. ૯૯

પણ જે કાળમાં દ્વૈતનું ભાન નથી ને નિદ્રા પણ આવતી નથી, તે કાળમાં પ્રતીત થતું જે સુખ છે, તે બ્રહ્માનંદ છે.

શિષ્ય–એ બ્રહ્માનંદ છે, એનો આધાર શો?

ગુરુ–ગીતાના છઠ્ઠા અધ્યાયમાં અર્જુનપ્રત્યે કહેલાં ભગવાનનાં વાક્યથી એમ જાણવામાં આવે છે. ૧૦૦

શિષ્ય–જે કાળમાં દ્વૈતનું ભાન થતું નથી અને નિદ્રા પણ નથી, તે કાળમાં જે સુખ થાય છે તે બ્રહ્માનંદ છે, એમ અર્જુન પ્રત્યે ભગવાને કયા વાકયોમાં કહ્યું છે?

ગુરુ–શુણ, હું ભગવાનનાં વાકય જ કહું છું:– ભગવાન્ કહે છે કે, 'હે અર્જુન! મનની ઉપરતિમાં સાધન તે ધૈર્યવાળી બુદ્ધિ છે, માટે તે બુદ્ધિથી ત્વરા ન કરતાં, ધીરે ધીરે મન ઉપરમને પામે તેવો પ્રયત્ન કરવો.' ઉપરમ એટલે કેવળ નિઃસંગ બની સર્વ ઉપરથી વૃત્તિ ખેંચી લઈ, અત્યંત વૃત્તિશૂન્ય આત્મસ્થ થવું તે. તેપરથી અર્જુન પૂછે છે કે, 'હે મહારાજ! એ પ્રયત્ન કયાં સુધી કરવો?'

ભગવાન્ કહે છે, 'જ્યારે મનની સ્થિતિ આત્મા વિષે નિશ્ચિત થાય, એટલે 'आत्मैवेदं सर्वं न ततोऽन्यत् किंचिदस्ति। આ (દશ્યમાન જગત્) સર્વ આત્મારૂપ જ છે, તેથી (આત્માથી) અન્ય કાંઈ નથી,' એ શ્રુતિમાં કહ્યા પ્રમાણે દૃઢ નિશ્ચય થાય ત્યારે મન આત્મસંસ્થ કહેવાય છે. એ મન આત્મસંસ્થ થાય ત્યાં સુધી પ્રયત્ન કરવો.' એ સાંભળી અર્જુને પૂછ્યું કે, 'મન આત્મસંસ્થ થયા પછી શું કરવું?'

ભગવાન્ કહે છે, 'મન આત્મસંસ્થ થયા પછી કાંઈ પણ ચિંતન કરવું નહિ, કેમકે મનની આત્મસંસ્થતા એ યોગનો પરમ અવધિ છે.' ૧૦૧

અર્જુન પૂછે છે, 'મનને આત્મસંસ્થ કરવા માટે પ્રવૃત્ત થયેલા યોગીએ પ્રથમ શું કરવું?'

શ્રીકૃષ્ણે કહ્યું, 'મન સ્વભાવના દોષથી જ ચંચળ છે, એટલા જ માટે એક વિષયમાં સ્થિર રહેતું નથી એ મન જ્યારે જ્યારે જે જે શબ્દ, સ્પર્શાદિ વિષયરૂપ નિમિત્તથી જે જે ઇંદ્રિયોદ્વારા નીકળે છે ત્યારે ત્યારે તે તે વિષયોથી તે તે ઇંદ્રિયોમાં મનને યોગીએ રોકવું, અને પછી તે મનને આત્મામાં વશ કરી દેવું.'

અર્જુને પૂછ્યું, 'મનને વિષયોથી કેમ રોકી શકાય?'

શ્રીકૃષ્ણે કહ્યું, 'વિષયોમાં સત્યતાની બુદ્ધિથી મનની આસક્તિ થાય છે ને તેથી પ્રવૃત્તિ થાય છે; એટલા માટે વિષયોમાં મિથ્યાપણાંના દર્શનથી ને વૈરાગ્યની ભાવનાથી મનને રોકી શકાય છે. એવી રીતે યોગાભ્યાસ કરતા યોગીનું મન, યોગાભ્યાસના બળથી, સ્વસ્વરૂપમાં જ શાંત થાય છે, ને જાણે છે કે, વિષયો મિથ્યા છે, ક્ષણિક સુખ આપવાવાળા છે, દુઃખસાધ્ય છે અને અલ્પ-તુચ્છ સુખ આપવાવાળા છે. વળી વિષના લાડુની પેઠે આરંભમાં સુખકારી છતાં પણ પરિણામે દુઃખદાયી છે. એવી રીતે વિષયોમાં દોષ દૃષ્ટિ કરવી અને માનવું કે, વિષયો તો પશુપક્ષી આદિ યોનિમાં પણ પ્રાપ્ત થાય છે, તેમાં ઇચ્છા શી? વિચારવું કે, આહાર, નિદ્રા, મૈથુન આદિ સર્વ પ્રાણીઓને સમાન છે; પણ કાર્યાકાર્ય અને સારાસાર વિચાર તો મનુષ્યદેહમાં જ છે, ઈશ્વરભક્તિ કે આત્મશ્રેય મનુષ્યદેહ વિના, અન્ય કોઈ

પણ દેહથી થઈ શકતાં નથી; અનેક જન્મોનાં પુણ્યોનાં ફળરૂપ આ મનુષ્યદેહ મળ્યો છે; અને એવા દેહની દેવતાઓ પણ ઈચ્છા કરે છે, એટલા જ માટે એ દેહ દુર્લભ છે; એ મનુષ્યદેહનો પાંચે, પંદરે અથવા સો વર્ષે પણ અવશ્ય નાશ થવાનો જ. 'આજ અથવા સો વર્ષને અંતે પણ પ્રાણીઓને મૃત્યુ નિશ્ચે છે,' એમ શ્રીમદ્ભાગવતમાં કહ્યું છે. એ દેહનો પાત થયા પછી પરિણામ શું? રાખોડીનો ઢગલો! બાળનાર ન હોય તો તેને કાગડા, કુતરાં ખાય અને વિષ્ઠા થાય છે; ને તેને દાટી મૂકે વા અન્ય સ્થળે પડ્યો રહે તો તેમાં કીડા પડે છે; કેમકે, જે અન્ન ઘણે કાળે સડી જાય છે, જે રાંધેલુ અન્ન બે પહોર કે ચાર પહોર પછી ગંધાઈ જાય છે, તે અન્નનો જ આ સ્થૂલ દેહ બંધાયલો છે, એટલા જ માટે એ અન્નમયકોશ કહેવાય છે. એ અન્નમય દેહમાં શું સાર હોય? એ દેહ તુચ્છમાં પણ તુચ્છ છે. વળી વિચારવું કે, એ દેહ જ ઈશ્વરભક્તિ તથા આત્મશ્રેયનું સાધન છે; એટલા જ માટે ઉત્તમમાં પણ ઉત્તમ છે. એવા મનુષ્ય દેહને પ્રાપ્ત થઈ, કેવલ ઉદર પોષણમાં અને વિષયોમાં જેઓ તત્પર રહે છે, તેવા મનુષ્યોમાં અને પશુપક્ષીઓમાં ફેર શું ? જે પુરુષો મનુષ્યદેહને પામી, ઈશ્વરભક્તિ અને આત્મશ્રેય કરતા નથી, તે પુરુષો ગંગાજીના કીનારા ઉપર બેસી તૃષાએ મરવા જેવું કરે છે, અથવા અન્નના ઢગલા ઉપર બેસી ભૂખે મરવા જેવું કરે છે. તેવા પુરુષનું આયુષ વ્યર્થ જ જાય છે. 'જે પુરુષ ઈશ્વરની વાર્તા વિના જે ક્ષણ ગુમાવે છે તે પુરુષનો તે ક્ષણ વ્યર્થ જાય છે; કારણ કે ઉદય પામતો અને અસ્ત પામતો આ સૂર્ય, પુરુષોનાં આયુષને હરે છે;' એવું પણ ભાગવતમાં વચન છે. વળી, 'આ જગતમાં પ્રમાદી એટલે આત્મશ્રેયમાં પ્રમાદવાળો પુરુષ તે પરોક્ષ (અજ્ઞાનમાં) ગયેલાં ઘણાં વર્ષોએ પણ શું કરી શકે છે? જ્ઞાનમાં ગયેલુ મુહૂર્ત પણ ઉત્તમ છે. તે જાણેલું મુહૂર્ત આત્મશ્રેય માટે થાય છે,' એ ભાગવતના શ્લોકમાં, જ્ઞાનમાં ગયેલાં મુહૂર્તની પણ પ્રશંસા કરી છે અને વિષયોમાં ગયેલાં ઘણાં વર્ષોને નિંદ્યાં છે, એમ વિચારી આત્માનું કલ્યાણ શોધવું. હે અર્જુન ! 'અનર્થથી અને અવિચારથી આયુષને ભસ્મસાત્ ન કરવું; પણ જ્ઞાનમાં સારરૂપ આત્મબોધથી આ જગતને પોતારૂપ કરવું.' તાત્પર્ય કે નિષિદ્ધ વિચારથી પોતાનાં આયુષને નકામુ ગુમાવવું નહિ; પણ જ્ઞાનથી 'સંપૂર્ણ જગત્ પોતારૂપ છે,' એમ જાણી સફલ કરવું. વળી, 'સર્વ રત્નો આપતાં પણ જે આયુષનો એક ક્ષણ પણ પ્રાપ્ત થતો નથી, તેવાં આયુષને જે વૃથા ગુમાવે છે તેનો મોટો પ્રમાદ છે, એ ખેદની વાર્તા છે.' અર્થાત્ જગતમાં જેટલાં રત્નો છે તે સર્વ રત્નો, આયુષના એક ક્ષણની તુલના કરી શકતાં નથી, કારણ કે આયુષમાં આત્મવિચાર કરવાથી, આત્મજ્ઞાન પ્રાપ્ત થાય તો, રત્નોથી ભરેલી સંપૂર્ણ પૃથ્વી આપતાં પણ જે પ્રાપ્ત ન થઈ શકે તેવો મોક્ષ પ્રાપ્ત થાય છે. તેવાં અમૂલ્ય આયુષને અજ્ઞાની પુરુષો વૃથા ખુવે છે. એમ યોગવાસિષ્ઠનાં નિર્વાણ પ્રકરણના ઉત્તરાર્ધમાં મનુષ્યના આયુષની ઉત્તમતા કહી છે. 'મનુષ્યનું આયુષ અલ્પ, તેમાં પણ કેટલાંક વર્ષો બાલ્યાવસ્થામાં ક્રીડામાં જાય છે, કેટલાંક વર્ષો નિદ્રામાં અને સાંસારિક વ્યવહારમાં જાય છે, તેથી અવકાશનો અવસર અતિ અલ્પ છે, તેમાં મનુષ્ય શું કરી શકે?' એમ જાણીને પણ મનુષ્યોએ આત્મશ્રેયમાં ઉદ્યોગ વિનાનુ બેસી રહેવું નહિ. પરંતુ, 'આપણાં આટલાં વર્ષો અજ્ઞાનમાં નકામાં ગયાં, પણ હવે જેટલાં વર્ષ હોય તેટલાંને નકામાં નહિ જવા દઉં, અને તેટલાં વર્ષમાં હું આત્મશ્રેય કરી સફલ કરીશ.' એવી રીતે ગયેલાં વર્ષો માટે પશ્ચાત્તાપ કરી, બાકીનાં વર્ષોમાં સાવધાન થઈ, આત્મશ્રેય માટે પ્રયત્ન કરવો. તે પ્રયત્ન કરતાં આત્મજ્ઞાન થયા પહેલાં, કદાચિત્ દેહ પડે તોપણ, જેમ મેળવેલુ ધન અન્ય આપત્તિ વખતે કામ આવે છે, તેમ આત્મશ્રેયમાં કરેલા પ્રયત્નથી જેટલુ આત્મશ્રેય કર્યું હોય, તે અન્ય જન્મમાં ઉપયોગી થાય છે, અને તે જ્ઞાન થયા પછી જડભરતની પેઠે મોક્ષ આપે છે.'

અર્જુને પૂછ્યુ, 'હે મહારાજ ! યોગભ્રષ્ટ પુરુષ આકાશમાં વાદળાંની પેઠે નાશ પામે છે, કે તેની શી ગતિ થાય છે?'

ભગવાને કહ્યુ, 'नहि कल्याणकृत् कश्चिद् दुर्गतिं तात गच्छति। હે અર્જુન ! કલ્યાણ કરનાર કોઈ

પણ દુર્ગતિને પ્રાપ્ત થતો નથી.' તે ઉત્તમ ગતિને જ પ્રાપ્ત થાય છે. એ સંબંધે ખટ્વાંગ રાજાનું ચરિત્ર સાંભળ. તે રાજા બે ઘડીમાં આત્મશ્રેય કરી ઉત્તમ ગતિને પ્રાપ્ત થયો છે.

### ખટ્વાંગ રાજાનું ચરિત્ર

ખટ્વાંગ નામનો એક રાજા મહા પ્રતાપી અને ધર્મિષ્ઠ હતો. તે પોતાનાં સંતાનની પેઠે સર્વ પ્રજાનું પાલન કરતો હતો. એ રાજા દૈત્યોની સાથે યુદ્ધમાં રહી, દેવોને વખતો વખત સહાયતા પણ આપતો હતો. એવી રીતે તેની કેટલીક અવસ્થા પોતાનાં રાજ્યપાલનમાં અને દેવના કાર્યમાં પૂર્ણ થઈ; પણ આત્મકલ્યાણ થયું નહિ. એક વખતે તે રાજા દેવતાઓની સહાયતા માટે દૈત્યોની સાથે યુદ્ધ કરવા ગયો. ત્યાં ભીષણ યુદ્ધથી તેણે દૈત્યોને જિતી લીધા. એથી દેવો પ્રસન્ન થઈ તેને કહેવા લાગ્યા, 'હે રાજન્! તમારું આ મોટું કાર્ય જોઈ અમે પ્રસન્ન થયા છિયે, માટે તમે વર માગો' ત્યારે ખટ્વાંગે કહ્યું, 'હે દેવો! જો તમે પ્રસન્ન થયા હો તો હવે મારુ આયુષ કેટલું છે તે કહો.' તે સાંભળી દેવોએ કહ્યું, 'તે તો એક મુહૂર્ત એટલે બે ઘડીનું જ છે.'

એવાં દેવોનાં વચન સાંભળી, 'અરર! મારુ સઘળું આયુષ તો વૃથા ગયું, હવે બે ઘડીનું આયુષ તે કેટલું!! તેને જતાં શું વાર લાગશે? આ જન્મ તો નકામો ગયો. પણ ચિંતા શી છે? હજી બે ઘડી છે ને? એ બે ઘડીમાં જે આત્મશ્રેય થાય તે કરીશ! પણ એ આત્મશ્રેય, આ સ્વર્ગમાં થઈ શકે તેમ નથી, કેમકે સ્વર્ગ તો રજોગુણ પ્રધાન છે, કર્મભૂમિ તો પૃથ્વી જ છે; માટે પૃથ્વી ઉપર જઈ આત્મશ્રેય કરીશ' એવો વિચાર કરી, દેવોની પાસે પોતાનું કર્તવ્ય કહી, તેની આજ્ઞા માંગી વિમાનમાં બેસી તે અતિત્વરાથી પૃથ્વી ઉપર આવ્યો; અને આત્માને જાણી ભગવાનને શરણે ગયો, અને ઉત્તમ પદને પામ્યો. તેના સંબંધે વચન છે, કે 'ખટ્વાંગ નામના રાજર્ષિ પોતાનાં આયુષનું બે ઘડીનું પ્રમાણ જાણીને, મુહૂર્ત માત્રમાં સર્વને તજી અભયરૂપ હરિ ભગવાનને પ્રાપ્ત થયો છે;' એમ શ્રીમદ્ ભાગવતના દ્વિતીય સ્કંધના પ્રથમાધ્યાયમાં કહ્યું છે.

એમજ વૈરાગ્યોત્પાદક વચનોનો વિચાર કરવાથી વિષયોમાં આસક્તિ રહેતી નથી, પરંતુ ઉલટો તેમાં અભાવ ઉત્પન્ન થાય છે, અને તેથી મનને મિથ્યાભૂત વિષયોમાંથી પાછું ફેરવી, સત્ય અને સુખરૂપ આત્મામાં લગાડી શકાય છે. ૧૦૨

અર્જુન–હે મહારાજ! મન શાંત થવાથી શું ફલ થાય છે?

ભગવાન–કામ અને ક્રોધાદિ રજોગુણનાં કાર્યો છે, ને મોહ તથા આલસ્ય આદિ તમોગુણનાં કાર્યો છે. રજોગુણનાં કાર્યો તથા તમોગુણનાં કાર્યો બન્ને મનના વિક્ષેપ કરનારાં છે, એટલા માટે તે મનોમય કહેવાય છે. જેના મનોમય નષ્ટ થયા હોય, એટલે જેનું મન વિક્ષેપ રહિત હોય, તે પુરુષ શાંત મનવાળો છે. 'ब्रह्मैवेदं सर्वं। આ સર્વ બ્રહ્મમય છે,' એવા દૃઢ નિશ્ચયવાળો જે પુરુષ હોય તે જીવન્મુક્ત કહેવાય છે, અને તે જ બ્રહ્મભૂત પણ કહેવાય છે. અકલ્મષ એટલે અધર્માદિકથી મુક્ત. જે યોગી શાંત મનવાળો, બ્રહ્મભૂત અને અકલ્મષ હોય છે, તેવા યોગીને સર્વથી ઉત્તમ સુખ પ્રાપ્ત થાય છે; એ સુખનો ક્ષય થતો નથી, અને એ સુખથી અધિક બીજું કોઈ સુખ પણ નથી. એ ઉત્તમ સુખની પ્રાપ્તિ થવી, તે મનની શાંતિનું ફલ છે. ૧૦૩

જેમાં યોગનાં અનુષ્ઠાને કરી ચિત્ત સર્વ વિષયોથી નિવૃત્ત થાય છે ને ઉપરામ પામે છે અને પછી યોગ સમાધિએ કરીને શુદ્ધ થયેલાં અંતઃકરણથી પ્રકાશ સ્વરૂપ પરમ ચૈતનરૂપ આત્માનો સાક્ષાત્કાર કરે છે, અને તેથી સ્વસ્વરૂપમાં જ સંતોષ પામે છે, પણ વિષયોમાં સંતોષ પામતો નથી, તેને યોગ જાણવો. ૧૦૪

આત્યંતિક સુખ, એટલે જેનો અંત નથી એવું સુખ. ઇંદ્રિય અને બુદ્ધિ એ બન્નેના સમુદાયથી વિષયજન્ય સુખનું જ્ઞાન થાય છે. જેમ ઘ્રાણેંદ્રિય અને બુદ્ધિ મળવાથી ગંધનું જ્ઞાન થાય છે, રસનેંદ્રિય અને બુદ્ધિ મળવાથી રસજ્ઞાન થાય છે, ચક્ષુરિંદ્રિય અને બુદ્ધિ મળવાથી રૂપજ્ઞાન થાય છે; એવી રીતે વિષયજન્યસુખનું જ્ઞાન, ઇંદ્રિયોથી થાય છે, માટે તે સુખ ઇંદ્રિય ગોચર કહેવાય છે. પણ આત્યંતિક સુખનું જ્ઞાન તો ઇંદ્રિયોની અપેક્ષા વિના, કેવળ બુદ્ધિથી જ થાય છે, એટલે તે સુખ,

ઇંદ્રિયોને અગોચર એટલે સ્વાભાવિક છે એવાં ઉત્તમ આત્યંતિક સુખને આત્માના સાક્ષાત્કારને સમયે આત્મામાં રહેલો યોગી અનુભવે છે. વળી આત્મામાં રહેલો યોગી, એ આત્મસ્વરૂપથી ચલાયમાન થતો નથી, તેને ખરો યોગી જાણવો. ૧૦૫

આત્માના સાક્ષાત્કાર સમયે આત્મતત્ત્વમાં રહેલો યોગી, આત્મસ્વરૂપને પ્રાપ્ત થઇ, ધન, સ્ત્રી, પુત્ર, ચક્રવર્તી રાજ્ય કે ઇન્દ્રના આસનાદિના લાભને તુચ્છ માને છે, ને આત્મલાભથી અધિક માનતો નથી; કેમકે ધન, સ્ત્રી આદિ સર્વનો કાળે કરીને નાશ થાય છે, મહા પ્રલય વખતે ઇદ્રાસનનો અને બ્રહ્મલોકનો પણ નાશ થાય છે, પણ આત્માનો તો ભૂત, ભવિષ્ય કે વર્તમાન, ત્રણે કાલમાં નાશ થતો નથી; 'आत्मलाभान्न परं विद्यते । આત્મલાભથી અન્ય (લાભ) નથી,' એમ સ્મૃતિમાં કહ્યુ છે. વળી એ આત્મતત્ત્વમાં રહેલો યોગી, શસ્ત્રપાત આદિ મોટાં દુઃખ પડે તોપણ, પ્રહ્લાદની પેઠે, પોતાના સ્વરૂપભૂત આત્મતત્ત્વનાં અનુસધાનથી કોઈ કાલે ચલાયમાન થતો નથી, તેથી તે પરમ છે.

### પ્રહ્લાદની કથા

હે અર્જુન! હિરણ્યકશિપુ નામે દૈત્યોનો મહાબળવાન્ ને જગવિખ્યાત રાજા હતો. તેને ચાર પુત્રો હતા. તેમાં સર્વથી નાનો પ્રલ્હાદ હતો. તે મારો પરમ ભગવદ્ભક્ત હતો. નારદજીના ઉપદેશથી ગર્ભમા જ તેને જ્ઞાન થયું હતું. પાચ વર્ષની વય થઈ ત્યારે તેના પિતાએ વિદ્યાભ્યાસ માટે તેને ગુરુને ઘેર મોકલ્યો. થોડા માસ પછી હિરણ્યકશિપુએ પ્રલ્હાદને પૂછ્યુ; 'હે પુત્ર ! તું જેને ઉત્તમ માનતો હોય, તે મારી પાસે ભણ.' તે સાંભળી પ્રલ્હાદે કહ્યુ, 'હે પિતાજી! આ ઘરરૂપી અંધારો કુવો છે; મૃગજલમાં જેમ મૃગલાં પડે છે તેમ એ મિથ્યારૂપ જગતને સત્ય માની, સર્વદા ઉદ્વેગવાળા' અજ્ઞાની પુરુષો એ અંધારા કુવામાં પડે છે. ઘરરૂપ અંધારા કુવાને તજી, વનમાં જઈ, હરિ ભગવાનનો આશ્રય કરવો, એનેજ હું ઉત્તમ માનુ છુ.'

પોતાના શત્રુ વિષ્ણુ ભગવાનનો પક્ષપાત કરનારા પુત્રની વાણીને સાભળી હિરણ્યકશિપુ હસીને બોલ્યો, 'બાળકોની બુદ્ધિ કાચી હોય છે, તેથી બીજાંઓ જે શીખવે છે તેજ શીખે છે ને તેની બુદ્ધિ ભેદાય છે. આ પ્રલ્હાદને પણ વિષ્ણુ ભક્તિનો કોઇએ ઉપદેશ કર્યો છે, તેથી તેની બુદ્ધિ ભેદાઈ છે અને તેથીજ ન બોલવાનુ બોલે છે. માટે હે ગુરુપુત્રો! તમે પ્રલ્હાદને બંદોબસ્તમાં રાખજો; અને ધ્યાન રાખજો કે, હવે પછી ગુપ્ત રીતે રહેલા વિષ્ણુના પક્ષપાતી બ્રાહ્મણો, વિષ્ણુની ભક્તિનો ઉપદેશ કરી, આ પુત્રની બુદ્ધિને બગાડે નહિ'

કૃતાંત જેવા હિરણ્યકશિપુનાં એ વચન સાભળી, ગુરુપુત્ર પોતાને ઘેર આવ્યા ને પ્રલ્હાદને પૂછવા લાગ્યા; 'હે વત્સ પ્રલ્હાદ! તને અમે મારીશુ નહિ, પણ સત્ય બોલજે, અસત્ય બોલીશ માં. આ વિષ્ણુભક્તિરૂપ વિપરીત બુદ્ધિ બીજા કોઇ પણ બાલકને પ્રાપ્ત ન થઈ, અને તને ક્યાંથી પ્રાપ્ત થઈ? એ વિપરીત બુદ્ધિ કોઇના ઉપદેશથી થયેલી છે, કે પોતાની મેળે પ્રાપ્ત થઈ છે?' તે સાંભળી પ્રહ્લાદે કહ્યુ, 'જેની માયાએ કરી ' પોતે અને પર,' 'હું અને મારુ,' એવી રીતે પુરુષોને મિથ્યા નિશ્ચય થયો છે, તે વિષ્ણુ ભગવાનને હું નમસ્કાર કરુ છુ. જેની માયામા બ્રહ્માદિક મહાત્માઓ પણ મોહ પામે છે, તે વિષ્ણુ ભગવાન્ મારી વિપરીત બુદ્ધિ કરે છે.'

એવાં પ્રલ્હાદના વચન સાંભળીને ગુરુપુત્ર કોપાયમાન થઇ તેને તિરસ્કારી બોલ્યો, 'અરે બાલકો! સોટી લાવો તો! દુષ્ટ બુદ્ધિવાળા આ પ્રલ્હાદને સપાટા લગાવ્યા વિના બીજો ઉપાય નથી. એ અમારા કહ્યા પ્રમાણે વર્તતો નથી, અને વળી વિરુદ્ધ બોલે છે. રે! રે! કુશિષ્યને ભણાવનારને યશ ક્યાંથી મળે? આપણને યશ મળવો તો દૂર રહ્યો, પણ એ મૂઢ અપકીર્તિ કરાવે છે. એ તો કુળમાં અંગારો છે. જેમ ચન્દનના વનમાં બાવળીયો થાય, તેમ દૈત્યના કુળમા આ પ્રલ્હાદ છે.'

એવી રીતે અનેક પ્રકારે પ્રલ્હાદનો તિરસ્કાર કરી, તેણે ભય બતાવ્યો, પણ તે તો પરમાત્મામાંજ લીન રહ્યો. પછી તેને પાસે બોલાવી વાંસો થાબડી, ભાઇબાપથી ધર્મ, અર્થ અને કામરૂપ ત્રિવર્ગનો ઉપદેશ કર્યો. પછી કેટલેક

દિવસે ગુરુપુત્રે ધાર્યું કે, 'હવે આ પ્રલ્હાદ ધર્મ, અર્થ, કામ અને મોક્ષ એ ચારે પુરુષાર્થમાં પ્રવીણ થયો છે,' એટલે તેને સુંદર વસ્ત્ર અને અલંકાર પહેરાવી હિરણ્યકશિપુ પાસે લઇ ગયા. રાજસભામાં જતાં જ પ્રલ્હાદે સદાચારને અનુસરી, પૃથ્વી ઉપર પડી પોતાના પિતાના ચરણમાં સાષ્ટાંગ દંડવત્પ્રણામ કર્યા પુત્રનો તેવો વિનય જોઇ હિરણ્યકશિપુ હર્ષ પામ્યો, અને તેનાં વખાણ કરી, આલિંગન કર્યું. પછી પોતાના ખોળામાં બેસાડી પૂછ્યું, 'હે પ્રિય પુત્ર પ્રલ્હાદ! તું ગુરુ પાસેથી જે શીખ્યો હોય ને જે તને સારી રીતે આવડતું હોય તે મારી પાસે ભણ.'

પિતાના તે વચન સાંભળીને પ્રલ્હાદજી ભણ્યા કે –

'श्रवणं कीर्तनं विष्णोः स्मरणं पादसेवनम् ।
अर्चनं वंदनं दास्यं सख्यमात्मनिवेदनम् ॥
इतिपुंसार्पिता विष्णौ भक्तिश्चेन्नवलक्षणा ।
क्रियते भगवत्यद्धातन्मन्येऽधीतमुत्तमम् ॥

વિષ્ણુનાં ચરિત્રનું શ્રવણ, તેનું કીર્તન, સ્મરણ, વિષ્ણુનાં ચરણની સેવા, પૂજન, વંદન, દાસભાવ, સખીભાવ અને આત્મનિવેદન એવી માણસે વિષ્ણુની નવધા ભક્તિ કરવી, અને સાક્ષાત્ વિષ્ણુને જે અર્પણ થાય છે તેને હું ઉત્તમ અધ્યયન માનું છું.'

એવી રીતે વિષ્ણુની ભક્તિવાળાં પુત્રનાં વચન સાંભળી, હિરણ્યકશિપુ કોપાયમાન થઇ ગયો. તેની આંખો લાલચોળ જેવી થઈ ગઇ, હોઠ ફરકવા લાગ્યા; અને પછી મોટી રાડ પાડી, ગુરુપુત્રને કહેવા લાગ્યો, 'અરે નીચ બ્રાહ્મણો! તેં, મારા શત્રુ વિષ્ણુનો આશ્રય કરી, મારા પુત્રને ન છાજે તેવી વિષ્ણુભક્તિ ભણાવી છે?'

દૈત્યરાજના એવાં વચન સાંભળી, થરથર કાંપતા ગુરુપુત્રે કહ્યું, 'હે રાજન્! તમારો પુત્ર જે બોલે છે તે મારું ભણાવેલું નથી, તેમ અન્ય કોઇનું ભણાવેલું પણ નથી. એની એ બુદ્ધિ સ્વાભાવિક છે, માટે મારી ઉપર ક્રોધ મા કરો.'

હિરણ્યકશિપુએ પ્રલ્હાદને કહ્યું, 'હે દુષ્ટ! જ્યારે આ બુદ્ધિ ગુરુ પાસેથી પ્રાપ્ત નથી થઈ, ત્યારે ક્યાંથી પ્રાપ્ત થઈ છે?' પ્રલ્હાદે કહ્યું, 'હે પિતાજી! વિષ્ણુભગવાનમાં ભક્તિ પોતાથી અથવા પરથી પ્રાપ્ત થતી નથી, એ તો સત્સંગથી જ પ્રાપ્ત થાય છે.'

તેનાં વચન સાંભળીને, ક્રોધાંધ થયેલા હિરણ્યકશિપુએ પોતાના પુત્ર પ્રલ્હાદને ખોળામાંથી પૃથ્વી ઉપર ફેંકી દીધો. પછી રાક્ષસોને બોલાવી કહ્યું, 'હે રાક્ષસો! આ પ્રલ્હાદને જલદી મારી નાંખો! મારી નાંખો! વિલંબ મા કરો!'

ત્યારે સેવકોએ કહ્યું, 'મહારાજ! એ રાજકુમાર છે, એને અમારાથી કેમ મારી શકાય?' હિરણ્યકશિપુએ કહ્યું, 'મારી આજ્ઞા છે.'

દૈત્યોએ કહ્યું, 'એ તો આપનો પુત્ર છે, તેને મારવા માટે આજ્ઞા ન હોય!'

હિરણ્યકશિપુએ કહ્યું 'જો આંગળીએ સર્પ ડસ્યો હોય તેને ન કાપી નાંખીએ તો વિષ સર્વ શરીરમાં વ્યાપી જઈ, આખા શરીરનો નાશ કરે; જો સડેલું અંગ ન કાપી નાંખીએ તો આખું શરીર સડી જાય, તેમ જો શત્રુપક્ષમાં ગયેલો પુત્ર પણ હોય ને તેનો નાશ ન કરીએ તો, મારો તથા મારાં રાજ્યનો નાશ થાય. એ પોતાના કાકા હિરણ્યાક્ષનો નાશ કરવાવાળા વિષ્ણુના ચરણની, દાસની પેઠે સેવા કરે છે. અરે! એણે પોતાના પિતાનું ભલું ન કર્યું, ત્યારે એ વિષ્ણુનું શું ભલું કરે તેમ છે? માટે સર્પે ડસેલી આંગળીની પેઠે ને સડેલાં અંગની પેઠે, આ પુત્રનો પણ નાશ કરો. હું આજ્ઞા કરું છું, તેથી વિચાર વિના તમે એને મારી નાખો. ગમે તે ઉપાય લઇને પણ એને મારો.'

એવાં હિરણ્યકશિપુનાં વચન સાંભળી, વિષ્ણુના દ્વેષી ને વિષ્ણુભક્તોના નાશમાં સર્વદા તત્પર એવા દુષ્ટ રાક્ષસો, ત્રિશૂલાદિ હથિયારો લઈ, 'છેદો, ભેદો, મારો, તાડો' એ પ્રકારે ભયંકર શબ્દો કરતા કરતા, પ્રલ્હાદ તરફ દોડી આવ્યા તથાપિ તે જરાએ ચલાયમાન થયો નહિ, ને પરમાત્મામાં મન રાખી નિર્ભયપણે નિર્વિકાર થઈ બેસી રહ્યો. તેને દૈત્યો શસ્ત્રવડે મર્મ સ્થલમાં મારવા લાગ્યા, પણ સર્વ જગન્મય અને આકાશની પેઠે વ્યાપક એવા પરમાત્મામાં મન રાખી બેઠેલા પ્રલ્હાદને તેઓનો એક પણ ઘા લાગ્યો નહિ. સર્વ પ્રહારો નિષ્ફળ નીવડ્યા એટલે પ્રલ્હાદને મારવા માટે દિગ્ગજો મોકલ્યા.

વાસુકિ આદિ સર્પો કરડાવ્યા, ભોજનમાં અનેક પ્રકારનાં વિષ આપ્યાં, મારણ ઉચ્ચાટન આદિ અભિચાર પ્રયોગ કરાવ્યા, અગ્નિમાં રાખી તેને સળગાવ્યો, જલમાં ડૂબાડી દીધો, વાયુમાં છૂટો મૂકયો, હિમમાં નાંખી દીધો, મોઢામાં દાટો દેઈ શ્વાસોચ્છ્વાસ બંધ કર્યો, પર્વત ઉપરથી પડાવ્યો, એ આદિ અનેક ઉપાયો કીધા, પણ પરમ ભગવદ્ભક્ત પ્રહ્લાદને કોઈ જાતનો બાધ થયો નહિ, તેમ યત્કિંચિત્ પોતાનાં કર્તવ્ય વિષ્ણુભક્તિથી તે ચલાયમાન થયો નહિ.

'જેમ હિરણ્યકશિપુએ અનેક કષ્ટો આપ્યાં, તોપણ પ્રહ્લાદ પોતાના નિશ્ચયથી ચલાયમાન થયો નહિ; તેમ આત્મવેત્તા પણ ગમે તેટલાં કષ્ટ પડે અને દેહાંત દુઃખ પડે, તોપણ આત્મતત્ત્વનાં અનુસંધાનરૂપ પોતાના નિશ્ચયથી ચલાયમાન થતો નથી.' ૧૦૬

હે શિષ્ય ! એ પ્રમાણે ભગવાને અર્જુનને યોગ સબંધે કહ્યું છે, ને એ ૭ શ્લોકમાં વિશેષણો આપી, આત્માની એક જાતની અવસ્થાનું વર્ણન કર્યું છે તેને જ યોગ જાણ. યોગ એટલે આત્મતત્ત્વનો સાક્ષાત્કાર. એ યોગમાં કોઈ પણ જાતનું દુઃખ રહેતું નથી, તે પરમ સુખમય છે. એટલા જ માટે જિજ્ઞાસુ પુરુષે આગ્રહપૂર્વક તે યોગ સિદ્ધ કરવો, અને તેમાં નિર્વેદ પામવો નહિ. ૧૦૭

યોગમાં પાપ, વિઘ્નરૂપ છે. એ પાપથી આત્માનો સાક્ષાત્કાર થતો નથી. એટલા માટે, કર્માનુષ્ઠાન આદિ ઉપાયથી જેનાં પાપ નિવૃત્ત થયેલાં છે એવા જે યોગી છે તે સર્વદા આત્માનુસંધાન કરે છે, અને તે યોગી અવિનાશી અને સર્વોત્તમ સુખને પામે છે. ૧૦૮

અવતરણિકા-હવે ખેદ વિના યોગાભ્યાસ કરવાથી મનોનિગ્રહ થાય છે તે વાત કહે છે, ને તેમાં દૃષ્ટાંત આપે છે.

उत्सेक उदधेर्यद्वत्कुशाग्रेणैकबिंदुना ।
मनसो निग्रहस्तद्वद्भवेदपरिखेदतः ॥१०९॥
बृहद्रथस्य राजर्षेः शाकायन्यो मुनिः सुखम् ।
प्राह मैत्राख्यशाखायां समाध्युक्तिपुरःसरम् ॥
यथा निरिंधनो वह्निः स्वयोनावुपशाम्यति ।
तथा वृत्तिक्षयच्चित्तं स्वयोनावुपशाम्यति ॥

શબ્દાર્થ-જેમ દર્ભના અગ્ર ભાગે કરીને એક એક બિંદુને બહાર કાઢવા સમુદ્રનું ઉલેચવું કાલાંતરે પણ થઈ શકે છે, તેમ મનનો નિગ્રહ પણ ખેદ વગર થાય છે. (૧૦૯) મૈત્રાખ્ય (મૈત્રાયણીય નામની) શાખામાં શાકાયન્ય મુનિએ રાજર્ષિ બૃહદ્રથને, સમાધિનાં કથનપૂર્વકસુખ(બ્રહ્મસુખ) કહેલું છે કે, (૧૧૦) જેમ ઇંધણાં વિનાનો અગ્નિ પોતાનાં કારણ(તેજોમાત્ર)માં શાંત થઈ જાય છે, તેમ ચિત્ત પણ વૃત્તિઓના ક્ષયથી પોતાનાં કારણ (સત્ત્વ)માં શાંત થઈ જાય છે. ૧૧૧

## ચન્દ્રકાન્ત વિવરણ

ગુરુ-જે નિરંતર યોગાભ્યાસ કરે અને ખેદ પામી તેને મૂકી ન દે, તો તેથી મનોનિગ્રહ થાય છે, અને તેથી મોક્ષરૂપ ઉત્તમ ફલની પ્રાપ્તિ થાય છે.

શિષ્ય-મનોનિગ્રહ થયા પછી આત્મતત્ત્વના સાક્ષાત્કારથી મોક્ષની પ્રાપ્તિ થાય ખરી, પણ પ્રથમ તો તે મનોનિગ્રહ જ અશકય છેની.

ગુરુ-જેમ દર્ભના અગ્ર ભાગવડે એક એક બિંદુથી સમુદ્રનું સંપૂર્ણ જલ ઉલેચી નાંખવું, ને તેને ખાલી કરવો એ અતિ અશકય છે, તોપણ કાલાંતરે જલ ઉલેચી સમુદ્રને ખાલી કરી શકાય છે, તેનું કારણ પ્રતિદિનનો અભ્યાસ છે; તેમ યદ્યપિ મનોનિગ્રહ અશકય છે, તોપણ પ્રતિદિન તેને માટે પ્રયત્ન કરવાથી ને તે પ્રયત્ન મૂકી ન દેવાથી કાલાંતરે મનોનિગ્રહ થાય છે, ને તેનું કારણ પણ પ્રતિદિન અભ્યાસ છે. આ વિષયમાં એક ટિટોડીનો ઇતિહાસ કહું છું તે તું સાંભળ

### ટિટોડાની કથા

એક ટિટોડો પોતાની સ્ત્રી ટિટોડીની સાથે સમુદ્રની સમીપના કિનારા ઉપર વસતો હતો. કેટલોક કાલ ગયા પછી ટિટોડી ગર્ભિણી થઇ અને ઇંડાં મૂકવાનો વખત થયો તે વેળા તેણે પોતાના પતિને કહ્યું, 'રે નાથ ! મારે ઇંડાં મૂકવાનો સમય પાસે આવ્યો છે, માટે આપણે કોઇ અન્ય સ્થલમાં જઇ રહીએ તો ઠીક, હું ત્યાં ઇંડાં મૂકીશ.'

તે સાંભળી ટિટોડે કહ્યું, 'હે સ્ત્રી ! આપણનું આ બાપદાદાનું ઘર મૂકીને બીજે કયાં જઇએ ? અહીં ઇંડાં મૂકવામાં તને શું હરકત છે ?'

ટિટોડીએ કહ્યું, 'જો હું અહીં ઇંડાં મૂકું તો આ સમુદ્ર, પોતાની લહરીથી મારાં ઇંડાં તાણી જશે.'

ટિટોડે કહ્યું, 'અરે! આપણાં ઇંડાં તાણી જવાનું સમુદ્રનું શું સામર્થ્ય છે? રે તમે બૈરાં સ્વભાવે ભોળાં તે ભોળાં જ ને બિકણ તે બિકણ જ!! તું નિર્ભય થઇ અહીં ઇંડાં મૂક, કશી હરકત નથી; જોઉં તો ખરો કે એ સાગરરાજ શું કરે છે?'

ટિટોડી બોલી, 'હે સ્વામિનાથ! હું સ્ત્રી હોવાથી ડરતી નથી, પણ હું યથાર્થ કહું છું. કેમકે સમુદ્ર તો મોટો છે અને આપણે તો અલ્પ પ્રાણી છિયે. આપણે સ્વપ્નમાં પણ સમુદ્ર સામું જોર બાંધી શકીએ નહિ, માટે આગળથી વિચાર કરો. 'ચેતતા નર તે સદા સુખી,' એમ લોકમાં કહેવત છે. સમુદ્ર ઇંડાં તાણી ગયો તો પછી, આપણે તે શું કરી શકવાના હતા?'

સ્ત્રીનાં એવાં વચન સાંભળી ટિટોડો હસ્યો અને ગર્વથી બોલ્યો, 'અરે સ્ત્રી! તું મારા પ્રતાપને જાણતી નથી. જો સમુદ્ર મારાં ઇંડાં તાણી જાય તો હું સમુદ્રને સુકાવી દઉં, સુકાવી! એવું મારું સામર્થ્ય છે; માટે નિર્ભય થઈ અહિંજ ઇંડાં મૂક.'

ટિટોડાનાં આવાં ગર્વવાળાં વચન સાંભળી, સમુદ્રે મનમાં વિચાર કર્યો કે, 'મારે કાંઈ એનાં ઇંડાં તાણી જવાનું પ્રયોજન નથી, તથાપિ એનું બળ જોવું જોઇએ, કે ઇંડાં તાણી ગયા પછી એ અલ્પ પ્રાણી શું ઉદ્યોગ કરે છે?'

બેચાર દિવસે ટિટોડીએ, પોતાના પતિના કહેવાથી, તે જ સ્થલે ઇંડાં મૂક્યાં. પછી બન્ને સ્ત્રીપુરુષ ચારો ચરવા ગયાં. તે અવસરે સમુદ્ર તેનાં ઇંડાં તાણી ગયો. ટિટોડીએ આવી જોયું તો પોતાનાં ઇંડાં તણાઈ ગયેલાં છે, તેથી તે કેટલોક વિલાપ કરી પોતાના પતિને મહેણાંટોણાં મારવા લાગી, 'હે હઠીલા! હું નહોતી કહેતી કે, ઇંડાં સમુદ્ર તાણી જશે? રે મેં તો ઇંડાં ખોયાં, હાલ તો હું વાંઝણી થઈ! રે બાળક વગરના જીવતરને ધિક્કાર છે! હવે તારા સામર્થ્યનું મારે શું કરવું? ગમે તે કર, તોપણ હવે મારાં ઇંડાં પાછાં આવવાનાં નથી.'

ટિટોડો બોલ્યો, 'અરે સ્ત્રી! તું ધીરજ રાખ. હું હમણાં સમુદ્રને મારાં ઇંડાં ન આપે તો સુકાવું છું! તું મારું પુરુષાર્થ તો જો!' એમ કહી પોતાની ચાંચમાં બહારથી મૃત્તિકા લાવી સમુદ્રમાં નાંખી અને સમુદ્રનું જલ, ચાંચમાં ભરી બહાર નાંખ્યું. એવી રીતે ટિટોડે સમુદ્રને સુકાવવાનો આરંભ કર્યો. તે જોઈ બીજાં પક્ષીઓ હસવા લાગ્યાં, અને તેને તે કામથી અટકાવવા માટે કહેવા લાગ્યાં કે, 'અલ્યા ભાઈ! તારો આ ઉદ્યમ વ્યર્થ છે; કારણ કે તું ક્યાં અને સમુદ્ર ક્યાં! તું અલ્પ આયુષવાળું પ્રાણી છે. આ ઉદ્યોગમાં તારું આયુષ પૂરું થઈ જશે, પણ મનોરથ પૂર્ણ થશે નહિ. એ સમુદ્ર સુકાવો તો દૂર રહ્યો, પણ તેનું થોડું પણ જલ ઘટવાનું નથી. માટે આ મહાન્ અને અશક્ય પ્રયત્ન મૂકી દે.' ત્યારે ટિટોડો બોલ્યો, 'હે પક્ષીઓ! તમે મને સહાયતા કરશો, એમ માની મેં આ સમુદ્ર સુકાવવાનો ઉદ્યોગ કર્યો નથી. હું મારું ને સમુદ્રનું બળ જાણું છું. પણ તમને જો આ ઉદ્યોગ ન ગમતો હોય તો પોતપોતાનાં સ્થાનવિષે જઈ આરામ લ્યો, અને જો ગમતો હોય ને તમે મારા મિત્ર હો, તો મને આ કામમાં સહાયતા આપો. હું તો ઇંડાં પાછાં મળ્યા વિના મારો ઉદ્યોગ મૂકવાનો નથી.'

એવાં ટિટોડાનાં વચન સાંભળી, બીજાં પક્ષીઓનાં મનમાં સજાતીયનું અભિમાન આવ્યું અને દયા પણ આવી. તેથી લાખો કરોડો પક્ષીઓ ભેગાં મળી, ટિટોડાની પેઠે, પોતાની ચાંચમાં બહારથી મૃત્તિકા લાવી સમુદ્રમાં નાંખવા લાગ્યાં અને સમુદ્રમાંથી જલ લઈ બહાર રેડવા લાગ્યાં. એક વખતે નારદજી ફરતા ફરતા, જ્યાં પક્ષીઓ સમુદ્રને સુકાવવા માટે ઉદ્યોગ કરે છે ત્યાં આવી ચઢ્યા, અને અસંખ્ય પક્ષીઓનો તેવો મોટો ઉદ્યોગ જોઈ પૂછ્યું, 'હે પક્ષીઓ! તમે આ શું કરો છો?' પક્ષીઓએ કહ્યું, 'દેવ! આ સમુદ્ર આ ટિટોડાનાં ઇંડાં તાણી ગયો છે, તેને સુકાવવા માટે અમે આ ઉદ્યોગ કરીએ છીએ.'

પક્ષીઓનાં વચન સાંભળી, નારદજીએ ટિટોડાને અશક્ય ઉદ્યોગથી અટકાવવા માટે ઘણો સમજાવ્યો, પણ તે સમજ્યો નહિ અને બોલ્યો કે, 'હે નારદજી મહારાજ! ઇંડાં મળ્યા વિના

અથવા તો સમુદ્રને સૂકાવ્યા વિના અમે આ ઉદ્યોગ મૂકવાના નથી.' એવો તેનો દૃઢ નિશ્ચય જોઈ તેના ઉપર નારદજીને દયા આવી, અને વળી 'ક્લેશ થશે તો આપણને જોવાનું થશે,' એમ મનમાં આવવાથી, કલહપ્રિય નારદજી ગરુડજી પાસે જઈ બોલ્યા, 'હે ગરુડજી! તમે પક્ષીઓના રાજા છો. રાજાએ ધર્મથી પ્રજાનું પાલન કરવું જોઈએ, તે તમે કરતા જણાતા નથી. સમુદ્રને અને પક્ષીઓને મોટો વિરોધ થયો છે, કારણ કે સમુદ્ર એક ટિટોડાનાં ઇંડાં તાણી ગયો, તેથી સર્વ પક્ષીઓ મળી સમુદ્રને સૂકાવવા માટે પ્રયત્ન કરે છે. સમુદ્ર બહુ ગભીર અને મોટો છે અને પક્ષીઓ અલ્પ પ્રાણી છે, તેથી તેઓ સમુદ્રને કોઈ કાળે સૂકાવી શકે તેમ નથી, અને ઇંડાં મળવા સુધી અથવા તો સમુદ્રને સૂકાવ્યા સુધી આ પ્રયત્ન મૂકવો નહિ, એવો દૃઢ નિશ્ચય કરી સર્વ પક્ષીઓ શક્તિ ઉપરાંત પ્રયત્ન કરે છે, તેથી તેઓ બહુ દુઃખી થાય છે. તમારે તેઓને અવશ્ય સહાયતા કરવી જોઈએ. તમારી સહાયતા વિના પક્ષીઓનો મનોરથ પાર પડે તેમ નથી.'

નારદજીનાં વચન સાંભળી, ગરુડજી ગૌરવમાં આવ્યા. પોતાના સ્વરૂપનો વિચાર કરી, પાંખો ફફડાવી ઉભા થયા અને ક્રોધમાં ને ક્રોધમાં જ્યાં પક્ષીઓ સમુદ્રને સૂકાવવા માટે યત્ન કરતાં હતાં ત્યાં ગયા અને સમુદ્રને જોરથી પાંખની એક ઝાપટ મારી; જેથી તેનો કેટલોક ભાગ સૂકાઇ ગયો, અને બીજી પાંખની ઝાપટ મારવામાં તત્પર એવા ગરુડજીને જોઈ સમુદ્ર ભયભીત થયો. તેણે વિચાર્યું કે, 'આવી પાંચ સાત ઝાપટ આવશે તો સંપૂર્ણ જલ સૂકાઈ જશે, માટે હવે આપણે ગરુડજીને શરણું લેવું.' પછી તે હાથ જોડી, નમ્રતાથી કહેવા લાગ્યો, 'હે ગરુડજી! મારો શું અપરાધ છે કે, જેથી આપ મારી ઉપર આવો કોપ કરો છો?'

ગરુડજીએ કહ્યું. 'તું મારી પ્રજાને દુઃખ દે છે! આ ટિટોડાને અલ્પ પ્રાણી જાણી તેનાં ઇંડાં તું તાણી ગયો!'

સમુદ્રે કહ્યું, 'મહારાજ! હું ટિટોડાનાં ઇંડાં પાછાં આપુ છું, મારી ઉપર કૃપા કરો.'

એમ કહી સમુદ્રે ટિટોડાનાં ઇંડાં પાછાં આપ્યાં ને ગરુડજી પોતાને સ્થાને ગયા; સર્વ પક્ષીઓ પણ પોતપોતાને સ્થાને ગયાં, અને ટિટોડાએ તેવાં ને તેવાં ઇંડાં આપી પોતાની સ્ત્રીને શાંત કરી.

એ પરથી સમજાશે કે, જેમ અતિ અલ્પ અને અશક્ત ટિટોડો સમુદ્રશોષણરૂપ અશક્ય કાર્યમાં પ્રવૃત્ત થયો, ને નિર્વેદ પામ્યા વગર ઉદ્યોગ કરવા લાગ્યો તેથી તેને ઇંડાંની પ્રાપ્તિરૂપ ફલની પ્રાપ્તિ થઈ; તેવી જ રીતે જો જિજ્ઞાસુ પુરુષ મનને જીતવામાં પ્રવૃત્ત થાય, ને ખેદ પામ્યા વગર ઉદ્યોગ કર્યા કરે, તો તે પણ મનને જીતી શકે, અને તેથી તેને મોક્ષરૂપ ફલની ઉત્તમ પ્રાપ્તિ થાય. માટે જિજ્ઞાસુ પુરુષે અને હરકોઈ પ્રાણીએ, ફલસિદ્ધિ પર્યંત પોતાના કર્તવ્યમાં ખેદ પામવો નહિ. ૧૦૯

શિષ્ય-ઉપર કહેલો યોગાભ્યાસરૂપ વિષય કેવલ ગીતામાં કહ્યો છે કે અન્યત્ર પણ કહ્યો છે?

ગુરુ-મૈત્રાયણીય નામની યજુર્વેદની શાખામાં પણ એ સંબંધે કહ્યું છે. તે શાખામાંના શાકાયન્ય નામના કોઈ ઋષિએ પોતાના શિષ્ય બૃહદ્રથ રાજાને સમાધિ સંબંધે જ્ઞાન આપતાં, બ્રહ્મસુખનું કથન કર્યું છે. ૧૧૦

જેમ જેણે કાષ્ઠ બાળી નાંખ્યાં છે એવો અગ્નિ પોતાના કારણરૂપ તેજોમાત્રમાં શાંત થાય છે, એટલે જ્વાલાદિ વિશેષ આકારોને તજીને તેજ-રૂપે જ રહે છે; તેમ ચિત્ત એટલે અંતઃકરણ પણ, સમાધિના અભ્યાસથી રાજસ, તામસ આદિ સર્વ વૃત્તિઓનો નાશ થવાથી, પોતાના કારણરૂપે એટલે સત્ત્વગુણરૂપે જ રહે છે. ૧૧૧

*અવતરણિકા-એવી રીતે ઉપશાંત થવાથી શું થાય છે તે કહે છે.*

**स्वयोनावुपशांतस्य मनसः सत्यकामिनः ।**
**इंद्रियार्थविमूढस्यानृताः कर्मवशानुगाः॥ ११२**

શબ્દાર્થ-એમ સત્ય (આત્મા)માં જેને પ્રીતિ છે એવાં ને પોતાની યોનિ (કારણ) માં ઉપશાંત થયેલાં અને વિષયોથી વિમુખ થયેલા મનનાં, કર્મવશથી પ્રાપ્ત થનારાં સુખો મિથ્યા થાય છે. ૧૧૨

### ચન્દ્રકાન્ત વિવરણ

શિષ્ય-વૃત્તિઓના ક્ષયથી પોતાનાં કારણરૂપે મન રહે છે તેથી શું ફલ થાય છે?

ગુરુ-પોતાના કારણરૂપે રહેલું મન અસ્ત રૂપથી અતિરિક્ત પદાર્થને ઇચ્છતુ નથી, તેથી શબ્દસ્પર્શાદિ વિષયોથી વિમુખ થઈ જ્ઞાનશૂન્ય જ રહે છે એટલા જ માટે, તેવા મનને કર્મવશથી પ્રાપ્ત થતા સુખાદિ અને તેના સાધનો સર્વ માયિકપણાથી મિથ્યા પ્રતીત થાય છે, અર્થાત્ સાધન સહિત સુખાદિકની મિથ્યાપ્રતીતિ થવી, એ મનની ઉપશાતિનુ ફલ છે ૧૧૨

અવતરણિકા શિષ્ય કહે છે કે, ચિત્તની ઉપશાતિ થતા જગતની મિથ્યા પ્રતીતિ થાય છે એ ખોટુ છે ગુરુ તેનું સમાધાન કરે છે

चित्तमेवं हि संसारस्तत्प्रयत्नेन शोधयेत् ।
यच्चित्तस्तन्मयो मर्त्यो गुह्यमेतत्सनातनम् ॥

શબ્દાર્થ-આ ચિત્ત જ સસાર છે એ પ્રસિદ્ધ જ છે, માટે ચિત્તને પ્રયત્ને કરી શોધવુ જોઈએ. મનુષ્યનું જેમા ચિત્ત જાય છે તે તે રૂપે મનુષ્ય થાય છે, આ સનાતન રહસ્ય છે ૧૧૩

## ચન્દ્રકાન્ત વિવરણ

શિષ્ય-ચિત્તની ઉપશાતિથી જગતની મિથ્યા પ્રતીતિ થાય છે એમ કહેવુ ખોટુ છે, કારણ કે ચિત્ત જગતનુ ઉપાદાન કારણ નથી, ને નિયમ એવો છે કે ઉપાદાન કારણની શાતિ થવાથી કાર્યની શાતિ થાય છે.

ગુરુ-યદ્યપિ ચિત્ત જગતનાં સ્વરૂપનુ ઉપાદાન કારણ નથી, પણ જગતની ભોગ્યતાનુ કારણ તો છેની ? એટલા જ માટે સુષુપ્તિ અને મૂર્છા આદિમાં ચિત્તનો લય થવાથી ભોગની પ્રતીતિનો અભાવ હોય છે 'જગતની ભોગ્યતાનુ કારણ ચિત્ત છે,' એમાં સર્વ જનનો અનુભવ પ્રમાણ છે, કેમકે 'સુષુપ્તિમા ભોગની પ્રતીતિનો અભાવ સર્વાનુભવસિદ્ધ છે ' જગતની ભોગ્યતા પ્રતીતિ જ સસાર છે, ને એ ભોગ્યતાની પ્રતીતિ ચિત્તથી થાય છે, માટે સસાર ચિત્તસ્વરૂપ છે એટલા જ માટે, યોગાભ્યાસ અને વૈરાગ્યાદિથી ચિત્તને શુદ્ધ કરવુ તથા રજોગુણ અને તમોગુણના સબધરહિત શુદ્ધ સત્ત્વ ગુણમય કરવુ એ ચિત્ત શુદ્ધ થવાથી જગતમાં મિથ્યાપણાની પ્રતીતિ થાય છે અને સસારથી આત્માની મુક્તિ થાય છે

શિષ્ય-આત્માની મુક્તિ માટે તો આત્માની શુદ્ધિ કરવી જોઇએ, તેમાં ચિત્તની શુદ્ધિની શુ જરૂર છે ?

ગુરુ-દેહી જે પુત્ર, સ્ત્રી, ધનાદિમા ચિત્તવાળો એટલે અભિમાનવાળો થાય છે, તે રૂપ જીવ પણ થાય છે, કારણ કે દેહી જેમા અભિમાનવાળો હોય તેની પરિપૂર્ણતાથી જીવ પોતાની પરિપૂર્ણતા માને છે, અને તેની અપૂર્ણતાથી પોતાની અપૂર્ણતા માને છે, તેના સુખથી પોતાને સુખી માને છે, અને તેના દુ ખથી પોતાને દુ ખી માને છે, ને તેથી સુખ અને દુ ખને પામે છે જેમ-પુત્રસ્ત્રીઆદિ સુખી હોય તો મનુષ્ય પોતાને સુખી માને છે, ને તેઓ દુ ખી હોય તો પોતાને દુ ખી માને છે તેમ

જો કે આત્મા પોતે સ્વભાવથી જ શુદ્ધ છે, એટલે સસારરહિત છે, પણ ચિત્તના સબધથી આત્માને સસારીપણુ પ્રાપ્ત થાય છે 'ध्यायतीव लेलायतीव। જાણે ધ્યાન કરતો હોય, જાણે ચેષ્ટા કરતો હોય તેવા ચિત્તના આસનવાળો આત્મા સત્ય છે,' એ શ્રુતિમા પણ ચિત્તના ધ્યાન તથા ચેષ્ટાથી આત્માના ધ્યાન તથા ચેષ્ટાની કલ્પના કરવામા આવે છે તેથી ચિત્તની શુદ્ધિથી જ આત્માની મુક્તિ થાય છે એટલે ચિત્તશુદ્ધિથી જ જ્ઞાન થાય છે, અને તેથી મુક્તિ થાય છે

શિષ્ય-ત્યારે સનાતન ગુહ્ય તે શુ છે ?

ગુરુ-સનાતન ગુહ્ય અથવા રહસ્ય આ પ્રમાણે છે જેમ શુદ્ધ જળ જે જે કાળા, પીળા, ધોળા રગ સાથે ભળે છે, તે તે રગવાળુ થાય છે, તે જ પ્રમાણે પચભૂતના સત્ત્વ અશનુ કાર્ય હોવાથી શુદ્ધ મન પણ અભ્યાસના બળથી જેવી જેવી ભાવનાઓને પામે છે તેવા તેવા આકારવાળુ થાય છે જેમકે,

(૧) "હું જીવ છુ" એવી ભાવનાના બળથી મન જીવ ભાવને પ્રાપ્ત થાય છે આ સામાન્ય મત છે અને (૨) "હુ ઈશ્વર છુ" એવી ભાવનાના બળથી મન ઈશ્વર ભાવને પામે છે આ રાજસમત છે અને (૩) "હુ બ્રહ્મા આદિ છુ એવી ભાવના બળથી મન બ્રહ્મા આદિના ભાવને પામે છે અને (૪) "હુ દેહાદિક છુ" એવી ભાવના બળથી મન દેહાદિક ભાવને પ્રાપ્ત થાય છે

ા ચાર્વાકમત છે. અને (૫) "હું દાસ છું" એવી ાવનાબળથી મન દાસભાવને પામે છે. દ્વૈત ાવની ઉપાસનામાં આ ભાવ મુખ્ય હોય છે. ાને (૬) "હું સ્વર્ગ આદિ લોકને પામું" એવી ાવનાના બળથી સ્વર્ગાદિની પ્રાપ્તિના હેતુ ાધન વિષે તત્પર થયેલું મન સ્વર્ગાદિ લોકને ામે છે. આ કર્મકાંડીનો મત છે. અને (૭) 'હું સર્વ શૂન્ય છું" આ ભાવનાના બળથી મન ાક્ષ, પાષાણુ આદિ શૂન્ય ભાવને પ્રાપ્ત થાય છે. ા શૂન્યવાદી નાસ્તિકનો મત છે. અને (૮) 'હું પ્રત્યક્ અભિન્ન બ્રહ્મ છું" આવી ભાવનાના ાળથી મન બ્રહ્મભાવને પામે છે.

આ રીતે જે જે મત પ્રમાણે દૃઢ ભાવના કરી જે જે પદાર્થ વિષે મન તત્પર થાય છે, તે તે ભાવને તે પ્રાપ્ત થાય છે.

પરંતુ એમાં આટલો ભેદ છેઃ—

(૧) બ્રહ્મથી ભિન્ન અનાત્મ વસ્તુની ભાવના કરવાથી જે જે ભાવની પ્રાપ્તિ થાય છે, તે તે ભાવ, દીપકની પ્રભામાં મણિની બુદ્ધિ અથવા છીપમાં ચાંદીની બુદ્ધિ, અથવા તો મંદ અંધકારમાં દોરડી વિષે સાપની બુદ્ધિ, અથવા સાક્ષિ વિષે સ્વપ્ન બુદ્ધિ, અને તેના વિષયોની માફક બુદ્ધિ થાય છે તે વિસંવાદિ ભ્રમરૂપ છે; અને

(૨) બ્રહ્મસાક્ષાત્કારના અભાવમાં ગુરુ તથા શાસ્ત્રદ્વારા પરોક્ષપણાથી જાણેલા બ્રહ્મમાં "હું બ્રહ્મ છું" એવા આકારવાળી નિર્ગુણ ઉપાસના રૂપ દૃઢ ભાવનાના બળથી જે ધ્યાની પુરુષને બ્રહ્મભાવની પ્રાપ્તિ થાય છે, તે મણિપ્રભામાં મણિનીજ બુદ્ધિ અને તેના વિષયની માફક સંવાદી ભ્રમરૂપ છે. ભક્તિ માર્ગીઓની ભાવના આ પ્રકારની હોય છે.

અને (૩) ગુરુ મુખદ્વારા શ્રવણ કરેલા મહાવાક્યથી પેદા થયેલ "હું બ્રહ્મ છું" એવા મનના નિશ્ચયરૂપ તત્ત્વ સાક્ષાત્કારથી જે બ્રહ્મભાવની પ્રાપ્તિ થાય છે, તે છીપ આદિના જ્ઞાનથી પ્રાપ્ત છીપ આદિની માફક પારમાર્થિકરૂપ છે.

આવા અભિપ્રાયને લીધે શ્રુતિએ કહ્યું છે કે, "જેવા નિશ્ચયવાળો પુરુષ આ લોકમાં હોય છે તેવોજ અહિંયાંથી મરણને પામીને થાય છે." આ વગેરે અનેક શ્રુતિ આદિનાં વચનો આ અર્થમાં પ્રમાણ છે. એટલા માટે આને સનાતન ગુહ્ય કહેલુ છે. ૧૧૩

અવતરણિકા-શિષ્ય પૂછે છે કે, અનેક જન્મમાં મેળવેલાં પાપપુણ્યો એકઠાં થયાં છે, તો પછી ચિત્તને માત્ર શોધવાથી જ સંસાર કેમ મટશે? ગુરુ કહે છે કે, બ્રહ્મજ્ઞાન પ્રાપ્ત થવાથી સર્વે થાય છે.

चित्तस्य हि प्रसादेन हंति कर्म शुभाशुभम्।
प्रसन्नात्माऽत्मनि स्थित्वा सुखमक्षय्यमश्नुते॥
समासक्तं यथा चित्तं जंतोर्विषयगोचरे।
यद्येवं ब्रह्मणि स्यात्तत्को न मुच्येत बंधनात्॥
मनो हि द्विविधं प्रोक्तं शुद्धं चाशुद्धमेव च।
अशुद्धं कामसंपर्काच्छुद्धं कामविवर्जितम्॥
मन एव मनुष्याणां कारणं बंधमोक्षयोः।
बंधाय विषयासक्तं मुक्त्यै निर्विषयं स्मृतम्॥
समाधिनिर्धूतमलस्य चेतसो
निवेशितस्यात्मनि यत्सुखं भवेत्।
न शक्यते वर्णयितुं गिरा तदा
स्वयं तदंतःकरणेन गृह्यते॥ ११८॥

શબ્દાર્થ-(જિજ્ઞાસુ પુરુષ) ચિત્તના પ્રસાદથી શુભ તથા અશુભ કર્મને હણે છે, અને પ્રસન્ન ચિત્તવાળો થયો થકો આત્મામાં એટલે સ્વસ્વરૂપમાં રહીને, અક્ષય સુખને પામે છે. (૧૧૪) પ્રાણીનું ચિત્ત જેમ વિષયોમાં સારી રીતે આસક્ત થાય છે એમ જો બ્રહ્મમાં આસક્ત થાય તો કોણ બંધનથી મુક્ત ન થાય? (૧૧૫) શુદ્ધ અને અશુદ્ધ એવી રીતે મન બે પ્રકારનું કહ્યું છેઃ કામના સંબંધથી અશુદ્ધ છે, અને કામના ત્યાગથી શુદ્ધ છે. (૧૧૬) મનુષ્યોને મન એ જ બંધ અને મોક્ષનું કારણ છે; વિષયાસક્ત મન બંધનકારક જાણવું, અને નિર્વિષય મન મોક્ષકારક જાણવું.(૧૧૭) આત્મા વિષે રાખેલા અને સમાધિએ કરીને દૂર થયેલા છે મલ જેના એવાં મનુષ્યના ચિત્તને જે સુખ થાય છે તે સુખનું વાણીએ વર્ણન કરવું શકય નથી; પરંતુ (આત્મામાં ચિત્તની સ્થિતિ વખતે) તે (સુખ) અંતઃકરણ પોતે ગ્રહણ કરી શકે છે. ૧૧૮

## ચન્દ્રકાન્ત વિવરણ

શિષ્ય–આ સસાર સુખદુઃખરૂપ છે, અને તે સુખદુ ખને આપવાવાળાં પુણ્યપાપરૂપ કર્મ છે. તે કર્મો અસખ્ય જન્મોમાં કરેલાં કામથી ભેગાં થયેલાં હોય છે. તે સંપૂર્ણ કર્મોનો નાશ થયાવિના ચિત્તશુદ્ધિથી પણ સસારની નિવૃત્તિ કેમ થશે ?

ગુરુ–ચિત્તની શુદ્ધિથી બ્રહ્મના વિચાર ઉત્પન્ન થાય છે; તે બ્રહ્મના વિચારથી બ્રહ્મનું અપરોક્ષ જ્ઞાન થાય છે, ને તેનાં અનુસધાનથી સર્વ સચિત કર્મોનો ક્ષય થાય છે. બ્રહ્મજ્ઞાનના સામર્થ્યથી, જેમ જલ કમલનાં પત્રનો સ્પર્શ કરતું નથી તેમ, ક્રિયમાણ કર્મો પણ લેપ કરતાં નથી, અને પ્રારબ્ધ કર્મોનો તો ભોગો ભોગવવાથી જ ક્ષય થાય છે; એ પ્રારબ્ધ કર્મનો ક્ષય થવાથી મોક્ષ થાય છે. એવી રીતે ચિત્તની શુદ્ધિથી અસખ્ય જન્મોમાં કરેલા કર્મોનો નાશ થાય છે, અને તેથી સસારની નિવૃત્તિ થાય છે

શિષ્ય–બ્રહ્માનુસધાનથી કર્મનો ક્ષય થાય છે એમાં શુ પ્રમાણ ?

ગુરુ–શ્રુતિ અને સ્મૃતિ બન્ને પ્રમાણ છે 'यथैषीकातूलमग्नौ प्रोत प्रदूयेतैव हास्यसर्वे पाप्मान. प्रदूयंते ।' જેમ ઈષીકા ( એક જાતનુ ઘાસ)નુ તૂલ (રુ) અગ્નિમા નાખેલુ નાશ પામે છે, એમ જ્ઞાનીના સર્વે પાપો નાશ પામે છે.' એ શ્રુતિમા જ્ઞાનીનાં સર્વ પાપનાં નાશનુ પ્રતિપાદન કર્યું છે અને 'उपपातकेषु सर्वेषु पातकेषु महत्सु च। प्रविश्य रजनीपादं ब्रह्मध्यान समाचरेत्।' 'સર્વ ઉપપાતકો અને સર્વે મહાપાતકો (ગોહત્યાદિ પાપો)ના નાશ માટે રાત્રિના એક ભાગમાં પ્રવેશ કરીને બ્રહ્મધ્યાન કરવુ.' એ સ્મૃતિમાં પણ પાપના નાશ માટે બ્રહ્મધ્યાન કરવાનુ કહ્યું છે.

શિષ્ય સર્વે કર્મોનો ક્ષય થવાથી શુ ફ્લ થાય છે ?

ગુરુ–સર્વ કર્મોનો ક્ષય થવાથી ચિત્ત પ્રસન્ન થાય છે, તેથી સ્વસ્વરૂપભૂત સજાતીય, વિજાતીય તથા સ્વગત એવા ભેદરહિત અને આનંદમય એવા બ્રહ્મમા નિષ્ઠા થાય છે, પછી, તે બ્રહ્મ 'હુ પોતે છું,' એવો નિશ્ચય થાય છે; તેથી જગતને વિષે સત્યતા બુદ્ધિની નિવૃત્તિ થાય છે, અને તેથી ચિદ્રૂપે કરીને સ્થિતિ થવાથી સ્વસ્વરૂપ બણી અવિનાશી સુખની પ્રાપ્તિ થાય છે. ૧૧૪

સર્વ પ્રાણીનું ચિત્ત વિષયોમાં તો સ્વભાવથી જ આસકત હોય છે. વિષયોનો ત્યાગ કરવા માટે શ્રુતિસ્મૃતિ અને પુરાણાદિ સર્વે બોધ કરે છે તોપણ તેનો ત્યાગ થઈ શકતો નથી. હવે પ્રાણીનું મન, જેવી રીતે વિષયમાં આસક્ત છે તેવી રીતે જ, પ્રત્યગભિન્ન પરમાત્મામાં જો આસક્ત હોય તો, સસારનાં બધનથી કોણ મુક્ત ન થાય ? સર્વે જ થાય. જેમ બાળકોની પ્રવૃત્તિ ક્રીડામાં સ્વાભાવિક છે, તેથી તે કોઈની પ્રેરણા વિના અને શીખવ્યા વિના પણ ક્રીડા કરે છે, તેમ સર્વ પ્રાણીઓની પ્રવૃત્તિ વિષયોમાં સ્વાભાવિક જ છે, તેથી તેઓ કોઈની પ્રેરણા વિના અને શીખવ્યા વિના પોતાની મેળે વિષયોમાં પ્રવૃત્ત થાય છે. જેમ બાલકોની પ્રવૃત્તિ વિદ્યાભ્યાસમાં માતાપિતાની પ્રેરણાથી પણ ઘણી મેહેનતે થાય છે તેમ, પ્રાણીઓની બ્રહ્મમા પ્રવૃત્તિ ને તેમાં આસક્તિ ગુરુ આદિના ઉપદેશથી ઘણા પ્રયત્ને થાય છે. જેમ વિદ્યાર્થીઓને બગડવા માટે એક પણ શાલા નથી, તોપણ મોટો ભાગ અભણ અને બગડેલો હોય છે, અને સુધારવામાટે ઘણી શાલાઓ છે, તોપણ અતિઅલ્પ સંખ્યામાં વિદ્યાભ્યાસ કરી નીતિનિપુણ બાળકો તૈયાર થાય છે ને થોડા જ નીતિમા ચુસ્ત રહે છે; તેમ ધર્મવિરુદ્ધ ચાલવા માટે ને ભ્રષ્ટ થવા માટે કોઈ પણ સ્થલ નથી, તથાપિ ઘણો ભાગ ધર્મવિરુદ્ધ વર્તવાવાળો અને ભ્રષ્ટ હોય છે, ને ધર્મનો ઉપદેશ કરવા માટે તથા બ્રહ્મોપદેશ માટે ઘણાં સ્થલો છે, તથાપિ ધર્મ પ્રમાણે વર્તવાવાળા અને બ્રહ્મમા આસક્તિવાળા વિરલ જ હોય છે. શ્રીમદ્ શકરભગવાને વિવેકચૂડામણિના પ્રારભમા જ બ્રહ્માસક્તિ સબધે કહ્યું છે કે, "પ્રાણીઓને મનુષ્યનો જન્મ દુર્લભ છે, તેથી પુરુષ જન્મ, તેથી બ્રાહ્મણ જન્મ, તેથી વૈદિક ધર્મ માર્ગમાં તત્પરતા ઉત્તમ છે, તેથી આત્મા અને અનાત્માનો વિવેક, તેથી અપરોક્ષ અનુભવ, ને તેથી બ્રહ્મરૂપે સ્થિતિ એટલે મુક્તિ છે, કરોડો જન્મોમા સારી રીતે કરેલાં પુણ્યો વિના મુક્તિ થતી નથી.તાત્પર્ય કે કરોડો જન્મોમાં કરેલાં પુણ્યોથી વિષયાસક્તિ જેવી બ્રહ્માસક્તિ થાય છે, ને તેથી મોક્ષ પ્રાપ્ત થાય છે." ૧૧૫

જે મન સંબંધી આટઆટલું જણાવ્યું તે મન એ પ્રકારનું છેઃ શુદ્ધ અને અશુદ્ધ.

શિષ્ય–એક જ મન, શુદ્ધ અને અશુદ્ધ એવી રીતે વિરુદ્ધ બે પ્રકારનું કેમ થાય?

ગુરુ–જેમ એક જલ કાદવકચરાના સંબંધથી મેલું કહેવાય છે, ને કાદવકચરા વગરનું નિર્મલ કહેવાય છે, તેમ એક જ મન કામક્રોધાદિના સંબંધથી કાદવકચરા જેવું અશુદ્ધ કહેવાય છે, અને કામક્રોધાદિ કાદવના ત્યાગથી શુદ્ધ કહેવાય છે. ૧૧૬

હવે મનુષ્યના બંધ એટલે સંસાર અને મોક્ષ એ બન્નેનું કારણ કેવલ મન જ છે.

શિષ્ય–કેવું મન બંધનું કારણ છે? અને કેવું મન મોક્ષનું કારણ છે?

ગુરુ–વિષયમાં આસક્તિવાળું મન સંસારરૂપ બંધનું કારણ છે, અને વિષયમાં આસક્તિરહિત મન મોક્ષનું કારણ છે. ૧૧૭

જીવ અને બ્રહ્મની એકતાનાં જ્ઞાનની આવૃત્તિરૂપ સમાધિથી ચિત્તના રજોગુણથી થતા કામક્રોધાદિક અને તમોગુણથી થતા મોહાદિકરૂપ મલનો નાશ થાય છે; તેથી શુદ્ધ થયેલાં અને પ્રત્યગાત્મામાં રાખેલાં મનને એ સમાધિમાં જે સુખ થાય છે તે અલૌકિક છે. એટલા માટે, વાણીથી તે સુખનું વર્ણન થઈ શકતું નથી.

શિષ્ય–ત્યારે તે સુખનું ગ્રહણ શાથી થાય છે?

ગુરુ–એ સુખ સ્વસ્વરૂપભૂત છે. તેનું ગ્રહણ અંતઃકરણથી જ થાય છે. ૧૧૮

---

## (૨) મનુષ્યને ક્ષણિક સમાધિના સંભવથી બ્રહ્માનંદના નિશ્ચયનો સંભવ

(૧૧૯–૧૩૪, ૧૬ શ્લોકો)

### બ્રહ્મજ્ઞાનીની બ્રહ્મજ્ઞાનમાં સર્વદા તત્પરતા

અવતરણિકા–શિષ્ય બ્રહ્માનંદના નિશ્ચય વિષે પ્રશ્ન કરે છે, અને ગુરુ તેને ઉત્તર આપે છે, તેમાં જણાવે છે કે, આનંદના નિશ્ચય વગર કેટલાક પુરુષો જે બહિર્મુખ રહે છે તેનું કારણ તેઓની અશ્રદ્ધા છે, અને તેથી આત્માનો નિશ્ચય થાતો નથી.

यद्यप्यसौ चिरं कालं समाधिर्दुर्लभो नृणाम् ।
तथापि क्षणिको ब्रह्मानंदो निश्चाययत्यसौ ॥

श्रद्धालुर्व्यसनी योऽत्र निश्चिनोत्येव सर्वथा ।
निश्चिते तु सकृत्तस्मिन्विश्वसित्यन्यदाप्ययम् ॥ १२० ॥

तादृक् पुमानुदासीनकालेऽप्यानंदवासनाम् ।
उपेक्ष्य मुख्यानंदं भावयत्येव तत्परः ॥

परव्यसनिनी नारी व्यग्रापि गृहकर्मणि ।
तदेवास्वादयत्यंतः परसङ्गरसायनम् ॥१२२

एवं तत्त्वे परे शुद्धे धीरो विश्रांतिमागतः ।
तदेवास्वादयत्यंतर्बहिर्व्यवहरन्नपि ॥१२३॥

धीरत्वमक्षप्राबल्येऽप्यानंदास्वादवांछया ।
तिरस्कृत्याखिलाक्षाणि तच्चिंतायां प्रवर्तनम्

भारवाही शिरोभारं मुक्त्वास्ते विश्रमं गतः।
संसारव्यापृतित्यागे तादृग्बुद्धिस्तु विश्रमः

विश्रांतिं परमां प्राप्तस्त्वौदासीन्ये यथा तथा।
सुखदुःखदशायां च तदानंदैकतत्परः॥१२६

શબ્દાર્થ–યદ્યપિ આ (જીવ અને બ્રહ્મની એકતાનાં જ્ઞાનની આવૃત્તિરૂપ) સમાધિ ચિરકાલ પર્યંત તો મનુષ્યોને દુર્લભ છે. તથાપિ આ સમાધિ પણ ક્ષણિક બ્રહ્માનંદનો નિશ્ચય કરાવે છે. (૧૧૯) શ્રદ્ધાળુ અને વ્યસની (આગ્રહી) પુરુષ આ સમાધિમાં જ બ્રહ્માનંદનો અવશ્ય નિશ્ચય કરે છે; અને બ્રહ્માનંદનો એકવાર (ક્ષણિક સમાધિમાં) નિશ્ચય થયો કે, એ (બ્રહ્માનંદના નિશ્ચયવાળો) પુરુષ અન્યકાળમાં પણ બ્રહ્માનંદનો વિશ્વાસ કરે છે; (૧૨૦) તેવો પુરુષ ઉદાસીન કાળમાં પણ બ્રહ્માનંદની વાસનાની ઉપેક્ષા કરીને, તે (મુખ્ય આનંદ)માં આસક્ત થયો થકો, મુખ્યાનંદની ભાવના કરે છે (૧૨૧) જેમ પરપુરુષનાં વ્યસનવાળી સ્ત્રી, ઘરના કામમાં મચી રહેલી છતાં પણ, તે જ પરપુરુષના સંગરૂપ રસાયનને મનમાં આસ્વાદે છે, (૧૨૨) એ પ્રમાણે શુદ્ધ પરમ તત્ત્વવિષે વિશ્રાંતિને પ્રાપ્ત થયેલો ધીર (બ્રહ્માનંદના નિશ્ચયવાળો) પુરુષ બહાર વ્યવહાર કરતો સતો પણ, હૃદયમાં તે (મુખ્યાનંદ)ને જ આસ્વાદે છે. (૧૨૩) ઇંદ્રિયોની પ્રબલતા સતે પણ, આનંદના આસ્વાદની

ઇચ્છાથી, સર્વ તિરસ્કારી, તે આનંદના અનુસંધાનમાં જે પ્રવૃત્તિ કરવી તેનું નામ ધીરતા; (૧૨૪) અને જેમ ભારવાહી મસ્તક ઉપરના ભારને મૂકીને, પરમ વિશ્રાંતિ પામે છે, તેમ સંસારના વ્યાપારનો ત્યાગ કર્યા પછી તેવી બુદ્ધિ થાય તેનું નામ વિશ્રામ. (૧૨૫) જેમ ઉદાસીનતામાં પરમ વિશ્રાંતિને પ્રાપ્ત થયો થકો તે આનંદ વિષે જ તત્પર થાય છે, તેમ સુખદુઃખ દશામાં પણ તે આનંદમાં જ તત્પર થાય છે. ૧૨૬

## ચન્દ્રકાન્ત વિવરણ

શિષ્ય-તમે જે સમાધિ કહી તે સમાધિ જ દુર્લભ છે, ત્યારે તે સમાધિથી બ્રહ્માનંદનો નિશ્ચય કેમ થાય વારુ?

ગુરુ-એ સમાધિ દુર્લભ છે, એ તારું કથન યથાર્થ છે; તથાપિ તે સમાધિની સર્વદા સ્થિતિ તો અસંભવિત જ છે; તથાપિ તે સમાધિની ક્ષણિક સ્થિતિ તો સંભવે છે ખરી. એટલે તે ક્ષણિક સમાધિથી બ્રહ્માનંદનો નિશ્ચય થઇ શકે છે. ૧૧૯

શિષ્ય-આત્મતત્ત્વના સાક્ષાત્કાર માટે અનેક પુરુષો વેદાંતશાસ્ત્રનાં શ્રવણમનનાદિમાં પ્રવૃત્ત થાય છે, તોપણ તેમાંથી કેટલાક તો બ્રહ્માનંદના નિશ્ચયથી બહિર્મુખ જ વર્તે છે તેનું શું કારણ?

ગુરુ-અશ્રદ્ધા, અવિશ્વાસ; બીજું શું હોય? શ્રદ્ધાવિનાના પુરુષો બ્રહ્માનંદના હોવા વિશે ભલે સંદેહવાળા હોય, પરંતુ જે શ્રદ્ધાળુ પુરુષો છે તેઓને તો બ્રહ્માનંદનો નિશ્ચય છેજ.

શિષ્ય-શું સર્વ શ્રદ્ધાળુઓને તેવો નિશ્ચય થાય છે કે?

ગુરુ-ના; બ્રહ્માનંદનો નિશ્ચય કરવામાં જે વ્યસની હોય છે તેને જ બ્રહ્માનંદનો નિશ્ચય થાય છે. 'હું અમુક ઇચ્છિત પદાર્થ ગમે તેટલી મહેનતે સંપાદન કરીશ,' 'હું ધારેલું કામ પાર પાડીશ,' એ પ્રકારના આગ્રહનું નામ પણ વ્યસન છે, અને એવા આગ્રહવાળો હોય તે વ્યસની. ચાલતા પ્રસંગમાં 'હું અવશ્ય બ્રહ્માનંદનો નિશ્ચય કરીશ,' એવા દૃઢ આગ્રહવાળો તે વ્યસની છે.

શિષ્ય-એ બ્રહ્માનંદનો વ્યસની કયી અવસ્થામાં બ્રહ્માનંદનો નિશ્ચય કરે છે?

ગુરુ-ક્ષણિક સમાધિમાં બ્રહ્માનંદનો નિશ્ચય કરે છે.

શિષ્ય-સમાધિ તો ક્ષણિક છે, તેથી બ્રહ્માનંદનો નિશ્ચય પણ ક્ષણિક છે, તેથી તે સમાધિથી અન્યકાલમાં બ્રહ્માનંદનો નિશ્ચય રહેશે નહિ.

ગુરુ-વ્યસની એ સમાધિમાં બ્રહ્માનંદનો નિશ્ચય કરી લે છે, ને પછી સમાધિથી ભિન્ન કાલમાં પણ તે તેની લત છોડતો નથી, તેથી તેને સર્વદા નિશ્ચય જ રહે છે. ૧૨૦

શિષ્ય-સમાધિથી ભિન્ન કાલમાં પણ 'બ્રહ્માનંદ છે,' એવો વિશ્વાસ ધરવાથી શું ફલ થશે?

ગુરુ-એવો વિશ્વાસ કરવાથી વ્યસની પુરુષ, ઉદાસીન અવસ્થામાં પણ પ્રતીત થતા બ્રહ્માનંદની વાસનાની ઉપેક્ષા કરીને, મુખ્યાનંદમાં તત્પર થઈ, વ્યવહાર કાલમાં પણ તે મુખ્યાનંદની જ ભાવના કરશે. ૧૨૧

શિષ્ય-વ્યવહાર કાલમાં પણ મુખ્યાનંદની ભાવના સંભવતી નથી, કારણ કે પ્રવૃત્તિમાં વ્યવહાર થઈ શકે છે અને નિવૃત્તિમાં મુખ્યાનંદની ભાવના થઇ શકે છે. તેથી, વ્યવહાર અને મુખ્યાનંદની ભાવના બન્ને એકબીજાથી વિરુદ્ધ છે.

ગુરુ-જેમ પરપુરુષના સંગમાં આસક્તિવાળી સ્ત્રી બાહ્ય શરીરથી ઘરનાં કામમાં વ્યગ્ર રહે છે, અને અંતઃકરણમાં પરપુરુષનો મેળાપ કરે છે, ને તેની સગે મૌજ ભોગવવાનો અનુભવ કરે છે, તેમ બ્રહ્માનંદના નિશ્ચયવાળો પુરુષ પણ બન્ને કાર્ય કરે છે. ૧૨૨

શિષ્ય-બ્રહ્માનંદના નિશ્ચયવાળો પુરુષ વ્યવહારે કરે અને બ્રહ્માનંદની ભાવના પણ ધરે એ બન્ને કાર્ય કેમ કરી શકે છે?

ગુરુ-શુદ્ધ પરમતત્ત્વમાં વિશ્રામ પામેલો, એટલે બ્રહ્માનંદના નિશ્ચયવાળો પુરુષ બહારથી વ્યવહાર કરે છે, ને હૃદયની અંદર બ્રહ્માનંદની ભાવના ધરે છે. જેમ પરપુરુષમાં આસક્તિવાળી સ્ત્રી, ઘરનું કાર્ય અને પરપુરુષનો મિલાપ ને સંગનો અનુભવ એ બન્ને કાર્ય સાથે સાથે જ, કરે છે, તેમ બ્રહ્માનંદના નિશ્ચયવાળો પુરુષ પણ વ્યવહાર અને બ્રહ્માનંદની ભાવના એ બન્ને કાર્ય સાથે સાથે જ કરે છે. ૧૨૩

શિષ્ય-ધીર પુરુષ કોને કહે છે?

ગુરુ-'इंद्रियाणि प्रमाथीनि हरंति प्रसभं मनः।

ક્ષોભ કરવાવાળી ઇંદ્રિયો બળાત્કારથી મનને [ખેંચે]રે છે.' એવી રીતે ગીતામાં ઇંદ્રિયો મનને [ખ]ંચવાવાળી છે એમ કહ્યું છે. ઇંદ્રિયો સ્વભા[વ]થી જ વિષયોમાં આસક્ત હોય છે, તેથી તે [પુ]રુષનાં મનને બળાત્કારથી વિષયમાં ખેંચી જાય [છે]. એ પ્રમાણે ઇંદ્રિયો પ્રબલ છતાં પણ, સ્વસ્વ[રૂ]પભૂત બ્રહ્માનંદના અનુસંધાનની ઇચ્છાથી સર્વ [ઇં]દ્રિયોનો તિરસ્કાર કરી, સર્વદા બ્રહ્માનંદનાં [અ]નુસંધાનમાં પ્રવૃત્તિ થવી, એ ધીરવીરનું [કા]મ છે. ૧૨૪

શિષ્ય–વિશ્રાંતિ કોને કહો છો ?

ગુરુ–જેમ ભારવાહી પુરુષ, ભાર કે જે શ્રમનો [હે]તુ છે અને મસ્તક ઉપર રહેલો હોય છે તેનો [ત્ય]ાગ કરવાથી, પોતાને શ્રમરહિત માને છે અને [આ]નંદમાં વર્તે છે; તેમ જ્ઞાની પુરુષને સંસારના [વ્ય]ાપારરૂપી ભારનો ત્યાગ કરવાથી, 'હું શ્રમ[ર]હિત છું,' એ પ્રકારની બુદ્ધિ થવી, એ જ [વિ]શ્રાંતિ શબ્દનો અર્થ છે. ૧૨૫

એ ઉત્તમ વિશ્રાંતિ છે કે જેનું સ્વરૂપ હમણાં [ક]હ્યું છે. વિશ્રાંતિને પ્રાપ્ત થયેલો આત્મવેત્તા [ઉ]દાસીન દશામાં પરમાનંદના આસ્વાદનમાં [ત]ત્પર થાય છે, અને તેને જે વખતે સુખદુઃખ [આ]વી પડે છે તે વખતે પણ તેના વિચારને દૂર [ક]ાઢી કાઢીને, તે પરમાનંદની લહેરીમાં જ મોજ [ક]રે છે. ૧૨૬

અવતરણિકા–અહિંયાં શિષ્ય એવો પ્રશ્ન ઉઠાવે [છે] કે, દુઃખ તરફ તો સર્વની જ ઇચ્છા ન હોય, [પ]રંતુ સુખ-વિષયના સુખ-ને તો સર્વે ચાહે છે, કેમકે [તે] તરફ સ્વાભાવિક જ વૃત્તિ હોય છે, તેથી તેની [ઇ]ચ્છા કેમ ન કરે ? ગુરુ તેનું ઉત્તર આપે છે.

अग्निप्रवेशहेतौ धीः शृङ्गारे यादृशी तथा ।
धीरस्योदेति विषयेऽनुसंधानविरोधिनी ॥
अविरोधिसुखे बुद्धिः स्वानंदे च गमागमौ ।
कुर्वत्यास्ते क्रमादेषा काकाक्षिवदितस्ततः ॥
एकैव दृष्टिः काकस्य वामदक्षिणनेत्रयोः ।
यात्यायात्येवमानंदद्वये तत्त्वविदो मतिः ॥
भुंजानो विषयानंदं ब्रह्मानंदं च तत्त्ववित् ।
द्विभाषाभिज्ञवद्विद्यादुभौ लौकिकवैदिकौ ॥

दुःखप्राप्तौ न चोद्वेगो यथापूर्वं यतो द्विदृक् ।
गङ्गामग्नार्धकायस्य पुंसः शीतोष्णधीर्यथा ॥

શબ્દાર્થ–અગ્નિમાં પ્રવેશ કરીને બળી મરવું એ જેનો હેતુ છે, એવા જનને ઘરેણાં વગેરે ઉપર જેવી બુદ્ધિ થાય છે એવી બુદ્ધિ વિવેકીને, બ્રહ્મનાં અનુસંધાનમાં વિરોધી એવા વિષયો ઉપર ઉત્પન્ન થાય છે; (૧૨૭) અને અવિરોધી સુખમાં તથા સ્વાનંદ(મુખ્યાનંદ)-માં, કાગડાનાં નેત્રની પેઠે, ક્રમથી આમતેમ જવુંઆવવું કરતી વિવેકીની બુદ્ધિ રહે છે. (૧૨૮) કાગડાની એક જ દૃષ્ટિ ( ડોળો ) ડાબાં અને જમણાં નેત્રમાં જાય છે, અને આવે છે; એમ જ તત્ત્વવેત્તાની મતિ બે આનંદ ( અવિરોધી વિષયસુખમાં અને મુખ્યાનંદ)માં આવજાવ કર્યા કરે છે; (૧૨૯) અને એ તત્ત્વવિત્, બ્રહ્માનંદને અને વિષયાનંદને ભોગવતો સતો, બે ભાષા જાણવાવાળાની પેઠે, લૌકિક અને વૈદિકને જાણે છે. (૧૩૦) એ પ્રકારે વિવેકી પુરુષ લૌકિક અને વૈદિક એમ ઉભય દૃષ્ટિવાળો હોય છે તેથી, દુઃખપ્રાપ્તિ સતે પણ, પૂર્વ પ્રમાણે એટલે અજ્ઞાન દશા પ્રમાણે, ઉદ્વેગ પામતો નથી; જેમ ગંગામાં જેનું અર્ધ શરીર ડુબેલું છે તેવા પુરુષને શીતતા અને ઉષ્ણતા બંનેનું જ્ઞાન એક વખતે જ થાય છે તેમ. ૧૩૧

## ચન્દ્રકાન્ત વિવરણ

શિષ્ય–દુઃખ તો પ્રતિકૂલ, વિપરીત, ન ગમતુ છે; તેથી તે દુઃખની ઇચ્છાનો વિચાર નહિ થાય એ ખરું છે; પરંતુ સુખ તો સર્વને અનુકૂલ હોય છે; સુખને માટે તો મનુષ્યો અનેક પ્રયત્ન કરે છે, તે મેળવવા માટે મરી ફીટે છે, અને તેની જ ઇચ્છા કરે છે, તેવાં ઉત્તમ સુખના વિચારની ઇચ્છા કેમ ન થાય ?

ગુરુ–જેમ સંસારીઓને આવી પડતું દુઃખ, સુખનું વિરોધી હોવાથી, પ્રતિકૂલ છે, તેમ વિવેકી પુરુષોને વિષયસુખ પણ, પરમાનંદરૂપ મુખ્યાનંદના અનુસંધાનનું વિરોધી હોવાથી, પ્રતિકૂલ છે, એટલા જ માટે, અગ્નિમાં પ્રવેશ કરી તાત્કાલ દેહને મૂકવાની ઇચ્છાવાળા જનને તેમાં વિલંબ કરવાવાળાં સુંદર લુગડાં, ઘરેણાં

ગાંઠાં અને ખાનપાનાદિમાં વિરસતા બુદ્ધિ ઉત્પન્ન થાય છે; જેમ પતિ મરણ પામવાથી વિધવાપણાના દુ:ખને સહન ન કરી શકતી પ્રતિવ્રતા સ્ત્રી કે જે અગ્નિમાં બળી મરી સતી થવા તત્પર હોય તેને સારાં સારાં લુગડાં અને ઘરેણાંદિ રુચતાં નથી; ફાંસીએ ચડાવવા લઈ જતા પુરુષને વસ્ત્ર કે મિષ્ટાન્ન કાંઈ પણ રુચતુ નથી; તેમ વૈરાગ્યાદિ સાધનવાળા વિવેકી પુરુષને પણ મુખ્યાનંદનુ વિરોધી જે વિષયસુખ છે તેમાં વિસરતા બુદ્ધિ ઉત્પન્ન થાય છે, તેનો વિચારજ તેને રુચતો નથી. એટલા જ માટે, દુઃખનાં અનુસંધાનની પેઠે, વિષયસુખનાં અનુસંધાનને પણ વિવેકી પુરુષ ઇચ્છતો નથી.

શિષ્ય–શુ વિષયસુખ મુખ્યાનંદનુ વિરોધી છે?

ગુરુ–હા, મુખ્યાનદનાં અનુસંધાનમાં અંતર્મુખવૃત્તિની આવશ્યકતા છે, ને આ વિષયસુખ તો વિષયોનાં સપાદનદ્વારા અત્યંત બહિર્મુખવૃત્તિ ઉત્પન્ન કરે છે, અને તેથી વિક્ષેપ થાય છે. માટે, તે સુખ મુખ્યાનદનાં અનુસંધાનનું વિરોધી છે. ૧૨૭

શિષ્ય–જે વિષયો પ્રયત્નસાધ્ય છે અને મુખ્યાનદનાં અનુસધાનના વિરોધી છે, તે વિષયોમાં સુખની ઇચ્છા ભલે ન હોય; પણ જે વિષયો પ્રયત્ન વિના પ્રાપ્ત થતા હોય, અને વળી મુખ્યાનંદના અનુસંધાનના વિરોધી ન હોય એટલે બહિર્મુખવૃત્તિનું કારણ ન હોય, તેવા વિષયોમા સુખની ઇચ્છા વિવેકીને કેમ ન થાય?

ગુરુ–વિવેકીની બુદ્ધિ, કાગડાની આંખની પેઠે, અવિરોધી વિષયસુખને ભોગવે છે, તેથી તે અવિરોધી વિષયસુખમાં આસક્ત થતી નથી. ૧૨૮

કાગડાને ચક્ષુરિંદ્રિય એક જ છે. તે ઇન્દ્રિય જેમ ડાબાં અને જમણાં ગોલકમાં આવે જાય છે, તેમ તત્ત્વવેત્તાની વ્યવસાયાત્મિકા બુદ્ધિ એક જ છે, અને તે અવિરોધી વિષયસુખમાં અને મુખ્યાનદમાં આવે જાય છે. ૧૨૯

વળી, જેમ બે ભાષાને જાણનાર એટલે પ્રાકૃત તથા સંસ્કૃત ભાષા જાણનારો લૌકિક પુરુષ વ્યવહારને તથા શાસ્ત્રીય તત્ત્વજ્ઞાનને જાણે છે; તેમ આ તત્ત્વવિત્ પણ અવિરોધી વિષયાનદને અને બ્રહ્માનંદને ભોગવે છે, અર્થાત્ લૌકિક એટલે વિષયથી થતા આનંદને તથા વૈદિક એટલે મહાવાક્યોથી થતા બ્રહ્માનંદને, બન્ને આનંદને જાણે છે. ૧૩૦

શિષ્ય–દુઃખના અનુભવની દશામાં તેને ઉદ્વેગ હોય છે, ત્યારે એ ઉદ્વેગમાં મુખ્યાનંદનો અનુભવ કેમ થાય?

ગુરુ–વિવેકી પુરુષ લૌકિક અને વૈદિક એ બન્ને વ્યવહારને જાણે છે તેથી દુઃખ પ્રાપ્ત થાય તોપણ તેને, અજ્ઞાનદશાની પેઠે, વિવેકીદશામાં ઉદ્વેગ થતો નથી.

શિષ્ય–વિવેકી પુરુષને વિવેકદશામાં ઉદ્વેગ કેમ નથી થતો?

ગુરુ–જ્યારે જ્યારે તેને દુઃખ પ્રાપ્ત થાય, ત્યારે ત્યારે વિવેકથી તેનો વિચાર કરી દૂર હાંકી કાઢે છે, તેથી તેને ઉદ્વેગ થતો નથી

શિષ્ય–દુઃખાનુભવ અને બ્રહ્માનુભવ એ બન્ને, તેજ અને તિમિરની પેઠે વિરુદ્ધ છે, તેથી તે બન્નેનો યોગ એક કાલમાં સભવતો નથી.

ગુરુ–સંભવે છે. જેનું અર્ધ શરીર ગંગામાં બૂડેલુ હોય છે અને અર્ધ શરીર બહાર હોય છે તે પુરુષને, જે શરીર ગગામાં બૂડેલુ હોય તેને જલનો સબંધ હોવાથી તે વડે શીતલતાનો અનુભવ થાય છે, અને જે શરીર બહાર છે તેને સૂર્યનાં તેજનો સંબંધ હોવાથી તે વડે ઉષ્ણતાનો અનુભવ થાય છે; યદ્યપિ શીતલતાનો અનુભવ અને ઉષ્ણતાનો અનુભવ વિરુદ્ધ છે; તોપણ તે બન્ને વિરુદ્ધ અનુભવ, એક જ કાલમાં, ઉપર કહેલા એક જ પુરુષને જેમ સંભવે છે, તેમ વિવેકી પુરુષને પણ એક જ કાલમાં દુ:ખાનુભવ અને બ્રહ્માનદાનુભવ સભવે છે. ૧૩૧

અવતરણિકા–આ સર્વે સમજાણુ તેનો ફલિતાર્થ શું છે તે હવે કહે છે

इत्थं जागरणे तत्त्वविदो ब्रह्मसुखं सदा ।
भाति तद्वासनाजन्ये स्वप्ने तद्भासते तथा ॥
अविद्यावासनाप्यस्तीत्यतस्तद्वासनोत्थिते ।
स्वप्ने मूर्खवदेवैष सुखं दुःखं च वीक्षते १३३
ब्रह्मानंदाभिधे ग्रंथे ब्रह्मानंदप्रकाशकम् ।
योगिप्रत्यक्षमध्याये प्रथमेऽस्मिन्नुदीरितम् ॥

શબ્દાર્થ–એ પ્રમાણે જાગ્રદવસ્થામાં તત્ત્વવેત્તાને સદા બ્રહ્મસુખ ભાસે છે, અને તેની (જાગ્રતની) વાસનાથી ઉત્પન્ન થયેલું જે સ્વપ્ન તેમાં પણ તે (બ્રહ્મસુખ) તેમ જ ભાસે છે. (૧૩૨) વળી અવિદ્યાની વાસના પણ છે; એટલા માટે, તેની (અવિદ્યાની) વાસનાથી થયેલા સ્વપ્નમાં, મૂર્ખની પેઠે જ, એ વિવેકી પણ સુખ અને દુઃખને અનુભવે છે. (૧૩૩) આ બ્રહ્માનંદ નામના ગ્રંથના આ પ્રથમાધ્યાયમાં બ્રહ્માનંદનો પ્રકાશ કરવાવાળો, યોગીઓનો–તત્ત્વવેત્તાઓનો પ્રત્યક્ષ અનુભવ કહ્યો છે. ૧૩૪

## ચન્દ્રકાન્ત વિવરણ

ગુરુ–એવી જ રીતે જાગ્રદવસ્થામાં સુખદુઃખના અનુભવની દશામાં અને ઉદાસીન અવસ્થામાં સર્વદા બ્રહ્માનંદના અનુભવની સિદ્ધિ થાય છે.

શિષ્ય-બ્રહ્માનંદનો અનુભવ, જાગ્રદવસ્થામાં જ થાય છે કે સ્વપ્નાવસ્થામાં પણ થાય છે ?

ગુરુ-બંનેમાં. જેવી રીતે જાગ્રદવસ્થામાં બ્રહ્માનંદનો અનુભવ થાય છે, તેવી રીતે સ્વપ્નાવસ્થામાં પણ બ્રહ્માનંદનો અનુભવ થાય છે. જાગ્રદવસ્થામાંથી જ ઉત્પન્ન થનારી સ્વપ્નાવસ્થા છે, એટલે જે જાગ્રદવસ્થામાં અનુભવેલા પદાર્થો હોય, તેનો અનુભવ સ્વપ્નાવસ્થામાં થાય છે. જેમ જાગ્રદવસ્થામાં સર્વદા અનુભવાતા પદાર્થોનો અનુભવ સ્વપ્નાવસ્થામાં થાય છે, તેમ સર્વદા એટલે સુખદુઃખના અનુભવની અવસ્થામાં અને ઉદાસીન અવસ્થામાં અનુભવાતા બ્રહ્માનંદનો અનુભવ, સ્વપ્નાવસ્થામાં પણ થાય છે; એટલે સ્વપ્નાવસ્થામાં પણ બ્રહ્માનંદ છે એમ સિદ્ધ થાય છે. ૧૩૨

શિષ્ય–જ્યારે જ્ઞાનીનું સ્વપ્ન બ્રહ્માનંદની વાસનાથી ઉત્પન્ન થયેલું છે, ત્યારે તો સ્વપ્નમાં જ્ઞાનીને બ્રહ્માનંદની જ પ્રતીતિ થવી જોઇએ; પણ સુખ તથા દુઃખની પ્રતીતિ થવી ન જોઇએ.

ગુરુ–જ્ઞાનીને કેવળ બ્રહ્માનંદની વાસનાથી સ્વપ્ન થતું નથી, પણ અવિદ્યાની વાસનાથી પણ સ્વપ્ન થાય છે. એટલા જ માટે, સ્વપ્નમાં જ્ઞાનીને જેમ બ્રહ્માનંદનો અનુભવ થાય છે, તેમ અજ્ઞાનીની પેઠે સુખદુ.ખનો અનુભવ થાય છે. ૧૩૩

આ બ્રહ્માનંદ નામનો ગ્રંથ છે; તેમાં પાંચ અધ્યાય છે. તેમાં આ પહેલા અધ્યાયમાં સ્વસ્વરૂપના અનુભવનું પ્રતિપાદન કર્યું છે. એ સ્વસ્વરૂપ તત્ત્વવેત્તાઓને પ્રત્યક્ષ હોય છે, ને તે સુષુપ્તિ અવસ્થામાં, સ્વપ્નાવસ્થામાં, જાગ્રદવસ્થામાં, ઉદાસીનતામાં, સમાધિ અવસ્થામાં અને સુખદુ.ખની અનુભવદશામાં, પણ બ્રહ્માનંદનો પ્રકાશ કરવાવાળુ છે. ૧૩૪

ઇતિ શ્રીમદ્વિદ્યારણ્યસ્વામિના પરમ ગુરુ શ્રીભારતીતીર્થ મુનિવિરચિત પંચદશીમાં બ્રહ્માનંદગતયોગાનંદ નામનું ચન્દ્રકાન્ત વિવરણ સહિત પ્રકરણ અગિયારમુ સમાપ્ત

શ્રીકૃષ્ણાર્પણમસ્તુ



ॐ

तत्सत्परब्रह्मणे नमः

# श्री पंचदशी

"ચન્દ્રકાન્ત વિવરણ" સહિત

પ્રકરણ ૧૨ મું*

## બ્રહ્માનંદગતઆત્માનંદ

### ૧–આત્માનંદના અધિકારી અને આત્માને લીધે સર્વ વસ્તુ પ્રિય છે, માટે આત્માનું ત્રિવિધપણું

(૧-૫૦, ૫૦ શ્લોકો).

### (૧) મંદબુદ્ધિવાળા માટે આત્માનંદનો બોધ

(૧-૫; ૫ શ્લોકો).

અવતરણિકા–બ્રહ્માનંદનો બીજો અધ્યાય-પ્રકરણ તે આત્માનંદ છે. એમાં પ્રત્યગાત્માના સ્વરૂપભૂત આનંદનું પ્રતિપાદન કીધું છે. યોગીઓ નિજાનંદને જાણે છે, પણ મૂઢો એ આત્માનંદને કેમ પ્રાપ્ત કરી શકે તે વાતનો શિષ્યની પાસે પ્રશ્ન ઉભો કરાવીને તેનું સમાધાન બહુજ અચ્છી રીતે આ પ્રકરણમાં કીધું છે. પ્રારંભમાં શિષ્ય જ પૂછે છે કે, મૂઢોને કેમ ઉપદેશ કરવો? ત્યા ગુરુ કહે છે કે, અતિમૂઢને તો જ્ઞાનનો અધિકાર જ નથી, પણ શિષ્યના આગ્રહથી તેનો પ્રકાર કહે છે.

नन्वेवं वासनानंदाद्ब्रह्मानंदादपीतरम्। वेत्तु योगी निजानंदं मूढस्यात्रास्ति का गतिः॥१॥

धर्माधर्मवशादेष जायतां म्रियतामपि। पुनः पुनर्देहलक्षैः किन्नो दाक्षिण्यतो वद ॥२॥

अस्ति वोऽनुजिघृक्षुत्वाद्दाक्षिण्येन प्रयोजनम्। तर्हि ब्रूहि स मूढः किं जिज्ञासुर्वा पराङ्मुखः॥३

उपास्तिं कर्म वा ब्रूयाद्विमुखाय यथोचितम्। मंदप्रज्ञं तु जिज्ञासुमात्मानंदेन बोधयेत् ॥४॥

---

*આત્માનંદ–પ્રકરણ ૧૨ માનો સાર

પ્રત્યગાત્માના સ્વરૂપભૂત આનંદનું પ્રતિપાદક હોવાથી આ પ્રકરણને આત્માનંદ એવું નામ આપ્યું છે આરંભમાં–વાસનાનંદ તથા બ્રહ્માનંદથી ઇતર જે નિજાનંદ તેને યોગી ભલે જાણો, પણ તેમાં મૂઢજનોની શી ગતિ? એવો આક્ષેપ કરીને આત્માનંદના અધિકારીઓને માટે આત્માની ત્રિવિધતા દર્શાવી, મંદબુદ્ધિના અધિકારીઓને આત્માનંદે કરી બોધન કરવાની યોગ્યતા કહી આ વિષયમાં યાજ્ઞવલ્ક્ય તથા તેની સ્ત્રી મૈત્રેયીના આખ્યાનરૂપે બૃહદારણ્યક ઉપનિષદ્નાં વાક્યો આપી એમ સિદ્ધ કર્યું કે–પતિ જાયા ઇત્યાદિકને વિષે જે પ્રીતિ છે તે આત્માને અર્થે છે, માટે આત્મા સર્વના કરતા પ્રિયતમ છે.

શબ્દાર્થ-(શિષ્ય) એ પ્રકારે ( યોગાનંદ પ્રકરણમાં કહેલા પ્રકારે ) વાસનાનંદ અને બ્રહ્માનંદથી પણ અન્ય નિજાનંદને યોગી ભલે અનુભવ કરે; પરંતુ આમાં મૂઢની શી ગતિ થશે તે કહો (૧) (ગુરુ કહે છે કે) આ (અતિમૂઢ), ધર્મ અને અધર્મને અધીન રહેવાથી, વારંવાર લાખો દેહે કરીને જન્મ અને મરણ પામો! એ અતિમૂઢને અમારા સમજાવવા ('तत्त्वमसि' ઈત્યાદિ મહાવાક્યોના ઉપદેશ કરવામાં નિપુણતા બતાવવા)થી શો લાભ થવાનો છે? (૨) (શિષ્ય કહે છે કે) આપ અનુગ્રહ કરવાની ઈચ્છાવાળા છો, તેથી આપે કુશળતાથી તેવા મૂઢોનો ઉદ્ધાર કરવો એ પ્રયોજન છે. (ગુરુ બોલ્યા,) ઓ શિષ્ય! ત્યારે તું કહે કે તે મૂઢ, શું જિજ્ઞાસુ છે, વા પરાઙ્મુખ છે? (૩) વિમુખ (રાગી-પરાઙ્મુખ) ને તો યથાયોગ્ય ઉપાસના અથવા કર્મ માટે કરવા કહેવું જોઇએ, ને મહબુદ્ધિવાળા જિજ્ઞાસુને આત્માનંદથી બોધ કરવો જોઈએ. ૪

## ચન્દ્રકાન્ત વિવરણ

બ્રહ્માનંદના પ્રથમાધ્યાયમાં વિવેકી પુરુષને યોગે કરી નિજાનંદના અનુભવનો પ્રકાર દર્શાવ્યો છે, હવે મૂઢ જિજ્ઞાસુ પુરુષને બોધ થવા માટે આત્માનંદનો આરંભ કરીએ છિયે. આત્મા એટલે 'तत्त्वमसि-તે તું છે,' એ મહાવાક્યમાં રહેલા 'તું' શબ્દનો અર્થ પ્રત્યગાત્મા એટલે જીવ છે; તેનાં વિવેચનદ્વારા બ્રહ્માનંદના અનુભવનો પ્રકાર દર્શાવીએ છિયે આ પ્રકરણના અભ્યાસથી પ્રત્યગાત્માના સ્વરૂપભૂત આનંદનો બોધ થાય છે, ને તેથી જ એનું નામ 'આત્માનંદ' રાખ્યું છે. એ આત્માનંદ પ્રત્યગાત્માના સ્વરૂપભૂત આનંદનો પ્રતિપાદક છે, અને તેમાં આનંદ પ્રતિપાદ્ય છે. પ્રતિપાદ્ય અને પ્રતિપાદકના અભેદની ઇચ્છાથી એને 'આત્માનંદ' કહ્યો છે.

શિષ્ય-એ પ્રકારે યોગી નિજાનંદને વાસનાનંદ તથા બ્રહ્માનંદથી ભિન્ન જાણી લેશે, પણ આ નિજાનંદમાં મૂઢ જિજ્ઞાસુ પુરુષની શી ગતિ થશે ? ૧

ગુરુ-અતિમૂઢ પુરુષ, અનાદિ સંસારમાં પૂર્વ જન્મોમાં કરેલાં અગણિત પુણ્યપાપરૂપ કર્મથી, ચોરાશી લક્ષના ફેરામાં પડે છે, એટલે જન્મે છે અને મરે છે. એક ખાડામાંથી નિકળી બીજામાં પડે છે, ને બીજામાંથી નિકળી ત્રીજામાં પડે છે, તેઓની તો તે જ ગતિ રહેવાની. એવા મૂઢ પુરુષને અમે ગમે તેવી રીતે, 'तत्त्वमसि' ઇત્યાદિ મહાવાક્યનો ઉપદેશ કરીએ, તોપણ તેને શું ફળ થવાનું હતું ? રે શિષ્ય ! રે જિજ્ઞાસુ ! અતિમૂઢને વિદ્યામાં એટલે તત્ત્વજ્ઞાનમાં, અધિકાર જ નથી. તે તો ધર્મ અને અધર્મને પાલવે પડ્યો છે ને

---

ત્યાં એવી આશંકા કરી કે નિજાત્મામાં જે પ્રીતિ કહી તે શું રાગરૂપા છે? કે શ્રદ્ધારૂપા છે? કિંવા ભક્તિરૂપા છે? સમાધાનમાં જણાવ્યું કે રાગ-આસક્તિ તો સ્ત્રી આદિકમાં હોય, શ્રદ્ધા યજ્ઞાદિક કર્મમાં હોય અને ભક્તિ તો ગુરુ દેવાદિકમાં હોય; આ તો ત્યાજ્યતા, ઉપાદેયતા, તથા ઉપેક્ષ્યતાથી રહિત કેવલ સ્વરૂપભૂત પ્રિયતા છે, એમ કહી તે વિષયમાં અનેક દૃષ્ટાન્તો આપી આત્મા શેષી છે તથા સ્ત્રીપુત્રાદિક તેનાં શેષ-ઉપકરણરૂપ છે, એમ પ્રતિપાદિત કર્યું. અને તેને માટે આત્મા-જીવાત્મા છે તે મિથ્યાત્મા, પુત્રાદિક ગૌણાત્મા તથા સાક્ષી મુખ્યાત્મા, એવી રીતે આત્માનું ત્રિવિધપણું દર્શાવ્યું.

માર્ગમાં પડેલ તૃણઆદિક ઉપેક્ષ્ય, વ્યાઘ્ર સર્પાદિક દ્વેષ્ય, પ્રીતિ વિષય અનાત્મ વસ્તુ પ્રિય, તથા આત્મા પ્રિયતમ; એમ કહી વસ્તુનાથી કશું દ્વેષ્ય કે પ્રિય નથી, કેમકે જે વ્યાઘ્ર દ્વેષ્ય કહ્યો તે જ જો સામે મારવાની ઇચ્છાથી આવતો હોય તો દ્વેષ્ય થાય છે, ને જો એની મેળે પાછો ફરી જતો હોય તો ઉપેક્ષ્ય થાય છે, અને વ્યાઘ્ર જો પાળેલો હોય તો વખતે વિનોદાર્થે પણ થાય છે આ ઉપરથી અનુકૂળ હોય તે પ્રિય, પ્રતિકૂળ હોય તે દ્વેષ્ય, અને બન્નેનો અભાવ તે ઉપેક્ષ્ય એવું સામાન્ય લક્ષણ કર્યું આત્મા પ્રિયતમ છે, સ્ત્રી-પુત્રાદિક પ્રિય છે, અને તેથી અન્ય પદાર્થો યથાવસર દ્વેષ્ય તથા ઉપેક્ષ્ય થાય છે, એમ લોક વ્યવહારાનુસારી યથાર્થદર્શનનું મત છે

જો કે તત્ત્વવિત્ આત્માસાક્ષી અન્ય દૃશ્યમાત્રથી પ્રિયતમ છે, એવા નિર્ણયવાળો હોય છે, અને મૂઢ પુત્રાદિ પ્રિયતમ છે અને તેને બોધવા માટે સાક્ષી છે એમ માને છે અને જ્ઞાની આત્માથી અન્યને પ્રિય તો કહે છે, પણ મૂઢે માનેલું પુત્રાદિક પ્રિય તને રોવરાવશે એમ શ્રુતિ શબ્દે ઉપદેશ કરે છે અને બ્રહ્મવિત્ પુરુષ તો બ્રહ્મ જ છે, એમ શ્રુતિ વરદાનરૂપે ઉપદેશ કરે છે અને યોગનું પણ પરમપ્રયોજન એ જ છે, એમ [illegible] કરતાં જે જ્ઞાનથી સ્થાન મળે છે તે યોગે કરીને પણ પમાય છે. એમ સાંખ્ય તથા યોગનું [illegible] પરસ્પરોપસંહાર કર્યો

પ્રિય છે તે સ્ત્રીને પોતાને માટે છે, પણ પતિ માટે નથી. સ્ત્રીને જ્યારે પતિની ઇચ્છા થાય છે ત્યારે જ તે પતિમાં પ્રીતિ કરે છે; પણ જ્યારે પોતાનો પતિ ભૂખ્યો હોય, રોગી હોય, નપુંસક હોય, ભાન વગરનો હોય, અથવા તો કર્માનુષ્ઠાન આદિથી ભોગની ઇચ્છારહિત હોય, ત્યારે તેવા પતિપર સ્ત્રી પ્રીતિ કરતી નથી; કારણ કે તેનાથી તેની કામવાસના પૂર્ણ થતી નથી. જો પતિ, સ્વ-રૂપથી જ પતિ તરીકે પ્રિય હોય તો કેટલીક સ્ત્રીઓ જીવતા પોતાના પતિનો ત્યાગ કરીને પરપુરુષનું શા માટે સેવન કરે ? ૭

શિષ્ય–ભલે, સ્ત્રીની પતિમાં જ્યારે ઇચ્છા થાય ત્યારે પતિમાં પ્રીતિ કરે, ને રોગાદિકથી પીડિત પતિ તરફ, કે નિઃસત્વ થવાથી તેની તરફ પ્રીતિ ન કરે, તેથી શું સિદ્ધ કરો છો ?

ગુરુ–એ સ્ત્રીએ પતિ તરફ બતાવેલી પ્રીતિ પતિના હિત માટે નથી, એ જ.

શિષ્ય–ત્યારે કોના હિત માટે છે ?

ગુરુ–તે તો પોતાનાં હિત માટે છે. એવી જ રીતે પતિ સ્ત્રીમાં જે પ્રીતિ કરે છે, તે પણ સ્ત્રીનાં હિત માટે નથી, પણ પોતાના હિત માટે છે એમ પ્રાણીમાત્ર જે બીજા ઉપર પ્રીતિ કરે છે તે પોતાના સુખને માટે કરે છે, પરતુ પરના સુખને માટે કરતો નથી. એટલા જ માટે યાજ્ઞ-વલ્કયે, મૈત્રેયીને કહ્યુ છે કે, 'सहोवाच, न वा अरे, पत्युः कामाय पतिः प्रियो भवत्यात्मनस्तु कामाय पति प्रियो भवति। न वा अरे, जायायै कामाय जाया प्रिया भवत्यात्मनस्तु कामाय जाया प्रिया भवति' ॥ इत्यादि 'પતિની કામનાને માટે પતિ પ્રિય લાગતો નથી, પરતુ પોતાની કામનાને માટે પતિ પ્રિય લાગે છે અરે ! જાયાની (સ્ત્રીની) કામનાને માટે જાયા (સ્ત્રી) પ્રિય લાગતી નથી પરતુ પોતાની કામનાને માટે જાયા પ્રિય લાગે છે' વગેરે વગેરે. ૮

શિષ્ય–જ્યા એકની ઇચ્છાથી પ્રવૃત્તિ હોય ત્યાં પ્રીતિ પોતાનાં હિત માટે હોય એ બનવા જોગ છે, પરતુ જ્યાં પરસ્પર ઇચ્છાથી પ્રવૃત્તિ થાય છે, ત્યાં પ્રીતિ સ્વાર્થ (પોતાને માટે) અને અન્યાર્થ (બીજાને માટે) છે એમ માનવું જોઇએ.

ગુરુ–જ્યાં પરસ્પર ઇચ્છાથી પ્રવૃત્તિ થાય છે ત્યાં પણ પ્રીતિ અન્યાર્થ નથી, પણ સ્વાર્થમય જ છે; કારણ કે પૂર્વે કહ્યા પ્રમાણે, પોતપોતાની કામના પૂર્ણ કરવાની ઇચ્છાથી જ બન્નેની પર-સ્પર પ્રવૃત્તિ થાય છે, અને એ વાત અનુભવ-સિદ્ધ પણ છે. ૯

દાખલા તરીકે, જ્યારે પિતા બાળક ઉપર પ્યાર કરે છે અને બાળકને પોતાની છાતીમાં દાબે છે, તે બાળકના હિત માટે નથી, પણ પોતાના પ્રેમાવેશને માટે છે. તે જો બાળકને ગમતું ન હોય અને દાઢી મૂછના વાળ વાગવાથી બાળક રડતુ હોય, તો પણ પોતાની મોજમાં ઘેલો થયેલો પિતા તેને ચુંબન કરે છે, દાબે છે, ઉછાળે છે, ને હિંચાવે છે, તે ચુંબન અને દાબવું, એ કાંઈ બાળ-કની પ્રીતિને માટે નથી, કારણ કે તેથી બાળક કાંઇ પ્રસન્ન થતુ નથી, ઉલટુ તે તો રડે છે એટલા જ માટે, એ દાબવુ અને ચુંબન કરવુ, એ કેવળ પોતાની જ પ્રીતિ માટે છે. ૧૦

રે ! એટલું જ નહિ પણ પતિ, સ્ત્રી, પુત્ર એ સર્વ ચેતનવાળાં છે, તેઓમાં જે પ્રીતિ છે તેમાં તો સ્વાર્થતા અને પરાર્થતામાં સંદેહનો સંભવ છે; પરતુ જેને કાંઇ પણ ઇચ્છા નથી, એવા અચેતન પદાર્થોમાં પણ જે પ્રીતિ રહે છે, તેમાં સ્વાર્થતા કે પરાર્થતાના સદેહનો સંભવ જ નથી. એટલા જ માટે કહ્યુ છે કે, 'અરે ! ધનના કામ માટે ધન પ્રિય નથી, પણ આત્માના કામ માટે ધન પ્રિય છે' એમા વિત્તમાં પ્રીતિની સ્વાર્થતાનુ વર્ણન કર્યું છે. ધન પોતે જ અચેતન હોવાથી ધનને કોઇ પણ જાતની ઇચ્છા જ થતી નથી તથાપિ સર્વ મનુષ્યો તેની ઉપર બહુ પ્રીતિ રાખે છે તે એ પ્રીતિ કેવળ પોતાને માટે જ છે, પણ ધન માટે નથી જ એવી જ રીતે, સચેત પદાર્થમાં પણ જે પ્રીતિ થાય છે તે કેવળ પોતાને જ માટે છે, પણ પરને માટે નથી ૧૧

અચેતનમાં પ્રીતિ તો પ્રીતિ કરનાર માટે છે, એમ ધનના દૃષ્ટાંતથી સિદ્ધ થાય છે તેમ જ ચેતનમા પ્રીતિ પણ પ્રીતિ કરનારને માટે છે એમ પણ જણાય છે 'અરે પશુઓના પ્રેમ માટે પશુઓ પ્રિય નથી, પણ પોતાનાં કામ માટે જ પશુઓ પ્રિય છે,' એવી પણ શ્રુતિ છે.

રથમાં જોડાવાની બળદને જરાએ ઇચ્છા હોતી

નથી, તેમ જ પુરુષને ઉપાડીને લઈ જવાની પણ જરાએ ઇચ્છા ઘોડાને કે હાથીને હોતી નથી; ભાર ઉપાડવાની ઇચ્છા ગધેડાને પણ જરાએ હોતી નથી, પણ તે છતાં ભાર વહન કરાવવાને જ માણસો તેમને રાખે છે, વાંસે હાથ ફેરવી, પ્રિય વચનો કહી, તેમના ઉપર પ્રીતિ કરે છે, ને પછી બળાત્કારથી બળદને રથમાં જોડે છે, ઘોડા પાસે વહન કરાવવાની ઇચ્છા ઉત્પન્ન કરે છે, ને ગધેડા પાસે ભાર ઉપડાવાની ઇચ્છા ઉત્પન્ન કરે છે. એ પ્રીતિ બળદાદિ માટે નથી, પણ પોતાના સ્વાર્થ માટે જ છે. ૧૨

તેમ જ, 'અરે બ્રહ્મ(બ્રાહ્મણ જાતિ)ના કામ માટે બ્રહ્મ પ્રિય નથી, પણ પોતાના જ કામ માટે બ્રહ્મ પ્રિય છે.' એમ કહ્યું છે. 'હું બ્રાહ્મણ છું,' 'હું પૂજ્ય છું,' એવી રીતે જે પ્રીતિ બ્રાહ્મણ જાતિમાં થાય છે, તે પોતાને જ માટે છે, પણ બ્રાહ્મણ જાતિ માટે નથી. ૧૩

તેમ જ, 'અરે ક્ષત્રિય જાતિની પ્રીતિ માટે ક્ષત્રિય પ્રિય નથી, પણ પોતાને માટે ક્ષત્રિયતા પ્રિય છે,' એમ પણ કહ્યું છે. ક્ષત્રિય જાતિમાં જે પ્રીતિ થાય છે, તે પ્રીતિ કરનાર માટે જ છે, તેમ જ વૈશ્ય તથા શુદ્ર માટે પણ પોતાના હિત માટે જ પ્રીતિ થાય છે, પોતાની જાતિ માટે પ્રીતિ થતી નથી. 'હું ક્ષત્રિય છું,' 'હું રાજ્ય કરુ છું,' એ પ્રીતિ, ક્ષત્રિય જાતિ માટે નથી, પણ પોતાને માટે જ છે; કારણ કે જાતિ તો અચેતન છે. 'હું વૈશ્ય છું,' 'હું વ્યાપાર કરું છું,' એ પ્રીતિ વૈશ્ય જાતિ માટે નથી, પણ પોતા માટે જ છે. 'હું શુદ્ર છું,' 'હું સેવા કરુ છું', એ પ્રીતિ શુદ્ર જાતિ માટે નથી, પણ પોતા માટે જ છે. ૧૪

એ તો આ લોક સંબંધી વાત કહેવાઈ, પણ પરલોક સબંધે પણ તેમ જ છે. તે માટે જ કહ્યુ છે કે, 'અરે! લોકોના કામ માટે લોકો પ્રિય નથી, પણ પોતાના કામ માટે લોકો પ્રિય છે.' પરલોકમાં જે પ્રીતિ છે, તે પણ પોતા માટે જ છે. 'મને સ્વર્ગ પ્રાપ્ત થાય, બ્રહ્મલોક પ્રાપ્ત થાય, ગોલોક ને વિષ્ણુલોક પ્રાપ્ત થાય', એવી રીતે સ્વર્ગલોકમાં અને બ્રહ્મલોકમાં જે પ્રીતિ થાય છે તે તે લોક માટે નથી, પણ પોતા જ માટે છે. અર્થાત્ વિશ્વમાં જેટલું છે તેમાં કોઇના માટે પણ નિષ્કામ પ્રીતિ નથી. જગતને વિષે નિષ્કામના હોય તો પણ પરમાત્મા વિષે સકામના પ્રાપ્ત થાય છે માત્ર પરિપૂર્ણ નિષ્કામ તો માત્ર એક સ્વયંભુ–પરબ્રહ્મ સચ્ચિદાનંદ છે. ૧૫

અવતરણિકા–એના જ સબંધમાં અધિક સમજાવવા માટે, સ્પષ્ટપણે બોધ કરી, એક જ પ્રસંગ માટે બહુ ઉદાહરણો શા માટે આપ્યાં છે તે સમજાવે છે.

ईशविष्णवादयो देवाः पूज्यंते पापनष्टये ।
न तन्निष्पापदेवार्थं तत्तु स्वार्थं प्रयुज्यते ॥१६
ऋगादयो ह्यधीयंते दुर्ब्राह्मण्यानवाप्तये ।
न तत्प्रसक्तं वेदेषु मनुष्येषु प्रसज्यते ॥१७॥
भूम्यादिपञ्चभूतानि स्थानतृट्पाकशोषणैः ।
हेतुभिश्चावकाशेन वांछंत्येषां न हेतवे ॥ १८
स्वामिभृत्यादिकं सर्वं स्वोपकाराय वांछति।
तत्तत्कृतोपकारस्तु तस्य तस्य न विद्यते ॥१९
सर्वव्यवहृतिष्वेवमनुसंधानुमीदृशम् ।
उदाहरणबाहुल्यं तेन स्वां वासयेन्मतिम् २०

શબ્દાર્થ–પાપના નાશ માટે શંકર અને વિષ્ણુ આદિ દેવો પૂજાય છે. તે પાપરહિત દેવોને અર્થે કંઇ પૂજાતા નથી, પરંતુ તે તો પોતાનાં પ્રયોજન માટે પૂજાય છે.[૧૬] દુઃખે કરીને મેળવાયલા એવા બ્રાહ્મણપણાની અપ્રાપ્તિ થશે અથવા દુષ્ટ બ્રાહ્મણમાં ન ખપવા માટે ઋગ્ આદિ વેદો ભણાય છે, તે તે વેદોને માટે નથી, પરંતુ મનુષ્યોને પોતાને માટે છે.[૧૭] (સર્વ પ્રાણીઓ), સ્થાન, તૃષા, પાક અને શોષણ તથા અવકાશરૂપ હેતુઓએ કરી ભૂમિઆદિ પંચભૂતોને ઇચ્છે છે, તે તેઓ (પંચમહાભૂતો)ના હિતને માટે ઇચ્છા કરતા નથી.[૧૮] સ્વામી દાસાદિકને અને દાસાદિક સ્વામીને ચાહે છે તે પોતપોતાના ઉપકાર (લાભ) માટે ચાહે છે, તેમાં શેઠ ચાકર પર કે ચાકર શેઠ ઉપર ઉપકાર કરે છે તે તેઓના તરફની ઉપકારવૃત્તિને માટે નથી, પણ પોતાને માટે છે.[૧૯] એ પ્રકારે સર્વ વ્યવહારોમાં અનુસંધાન માટે આવાં ઘણાં ઉદાહરણો કહ્યાં છે, તેથી પોતાની બુદ્ધિને વાસનાવાળી કરવી (અર્થાત્ સર્વ પદાર્થને આત્માના શેષરૂપ જાણવા).[૨૦]

## ચન્દ્રકાન્ત વિવરણ

ગુરુ-તેમ જ, મનુષ્યો વિષ્ણુ, શંકર, ગણપતિ, સૂર્ય અને દેવી આદિ દેવોની જે પૂજા કરે છે તે પૂજા દેવોને માટે નથી; કેમકે દેવો તો સ્વભાવથી જ નિષ્પાપ છે, પણ એ પૂજા તો મનુષ્યોના પોતાનાં પાપની નિવૃત્તિ માટે છે, પોતાનાં જ કલ્યાણ માટે છે. તે માટે જ કહ્યું છે કે, 'અરે ! દેવોના કામ માટે દેવો પ્રિય નથી, પણ પોતાનાં કામ માટે જ દેવો પ્રિય છે.' ૧૬

તેમ જ, 'જો હું વેદાધ્યયન કરીશ નહિ તો મને દુઃખે કરીને બ્રાહ્મણપણું મળી શકે છે તે પણ મળશે નહિ અથવા હું દુષ્ટ બ્રાહ્મણમાં ગણાઇશ ને વેદાધ્યયન કરીશ તો બ્રાહ્મણ ગણાઇશ,' એમ જાણીને જ બ્રાહ્મણ વેદાધ્યયન કરે છે. ઋગ્વેદ, યજુર્વેદ, સામવેદ અને અથર્વવેદ એ ચાર વેદોનુ જે અધ્યયન કરે છે, તે વેદોનાં કલ્યાણ માટે નહિ, પણ પોતાનાં જ કલ્યાણ માટે છે; કારણ કે વેદનું અધ્યયન કરવાથી દુર્બ્રાહ્મણતા એટલે વ્રાત્યતાની પ્રાપ્તિ થતી નથી. શ્રુતિમાં પણ કહ્યું છે કે-'અરે ! વેદોનાં કામ માટે વેદો પ્રિય નથી, પણ પોતાનાં કામ માટે જ વેદો પ્રિય છે.' ૧૭

વળી, પૃથ્વી આદિ પચમહાભૂતોમાં જે પ્રાણીઓની પ્રીતિ છે તે પૃથ્વી આદિ પંચમહાભૂતો માટે નથી, પણ પોતાનાં જ પ્રયોજન માટે છે ને તેથી જ 'ભૂતોનાં કામ માટે ભૂતો પ્રિય નથી, પણ પોતાનાં કામ માટે ભૂતો પ્રિય છે;' એમ એ જ શ્રુતિમાં કહ્યું છે. પૃથ્વી એ સૂવા, બેસવા, ચાલવાદિ વ્યવહાર માટે સ્થાન આપે છે, તેથી પૃથ્વીમાં પ્રાણીઓની પ્રીતિ થાય છે; જલથી તૃષાની નિવૃત્તિ થાય છે, તૃપ્તિ થાય છે, સ્નાન થાય છે, વસ્ત્રાદિ શુદ્ધ થાય છે ઇત્યાદિ વ્યવહાર જલથી થાય છે, માટે જ જલ તરફ સર્વ પ્રાણીઓની પ્રીતિ છે; ભીના પદાર્થને સૂકાવવા આદિ વ્યવહાર વાયુથી થાય છે, તેથી પ્રાણીઓ વાયુમાં પ્રીતિ કરે છે, ને ફરવા હરવાનો વ્યવહાર અવકાશ એટલે આકાશથી થાય છે, તેથી સર્વ પ્રાણીઓ આકાશમાં પ્રીતિ કરે છે અને રૂપ રંગ જોવાને અને શીતલતા દૂર કરવાને પ્રકાશ ખપ લાગે છે, માટે જ અગ્નિ પ્રિય લાગે છે.

એપરથી જણાશે કે, પંચમહાભૂતોથી થતા વ્યવહારો પ્રાણીઓને માટે છે, પણ પંચમહાભૂતો માટે નથી, તેથી તેમાં પ્રીતિ પણ પોતા માટે છે, પણ પંચમહાભૂતો માટે નથી. ૧૮

વળી, ચાકર પોતાના સ્વામીની ઉપર જે પ્રીતિ રાખે છે તે પ્રીતિ સ્વામીને માટે નથી, પણ પોતા માટે છે; કારણ કે દાસ જે પ્રીતિ રાખી સ્વામીનું કાર્ય કરે છે, તે પોતાનાં કુટુંબનાં પોષણ કરવા તથા પોતાનો નિર્વાહ ચલાવવા માટે, શેઠ પાસેથી ધન મેળવવા માટે કરે છે; અને શેઠ જે ચાકર તરફ પ્રીતિ રાખીને ધન આપે છે તે પોતાનું કાર્ય કરાવવા માટે આપે છે, પણ ચાકર માટે આપતો નથી. એટલા જ માટે કેટલાક ચાકરો સ્વામી પ્રતિકૂલ થાય એટલે અન્યસ્વામીની સેવા કરે છે, ને કેટલાક સ્વામીઓ, પ્રતિકૂલ દાસને રજા આપી, અન્ય અનુકૂલ દાસને રાખે છે.

એ પ્રમાણે જે જે પદાર્થમાં પ્રીતિ થાય છે તે તે પ્રીતિ તે તે પદાર્થ માટે નથી, પણ પોતાને જ માટે છે. ૧૯

શિષ્ય-બૃહદારણ્યકોપનિષત્‌ની શ્રુતિમાં પતિ આદિનાં બહુ ઉદાહરણો શા માટે આપ્યાં હશે ?

ગુરુ-જેમાં ઇચ્છાપૂર્વક પ્રવૃત્તિ થાય છે એવા ભોજનાદિ સર્વ વ્યવહારોમાં જે પ્રીતિ છે તે પોતાનાં હિત માટે છે, પણ બીજાનાં હિત માટે નથી, એવી રીતનો વિચાર દઢ કરવા માટે સ્ત્રી, પતિ આદિ બહુ ઉદાહરણો આપ્યાં છે.

શિષ્ય-એવો વિચાર દઢ થયા પછી શું કર્તવ્ય છે.

ગુરુ-એ પ્રમાણે વિચાર દઢ થવાથી સ્ત્રી આદિ સર્વ પદાર્થો પોતાના ઉપયોગ માટે જ પ્રિય છે, પણ એ સર્વથી પણ પોતાનો આત્મા અતિ પ્રિય છે; અને તે વિના બીજા સર્વ પદાર્થો પોતાના શેષ છે ને પોતે શેષી છે, આવો વિચાર કરવો, એવું બુદ્ધિમાં દઢ અનુસંધાન થાય છે.

સારાંશ કે, સ્ત્રીપુત્ર આદિ સર્વમાં પ્રીતિનો ત્યાગ કરી, આત્મા કે જે અતિપ્રિય છે તેમાં જ પરમ પ્રીતિ કરવી. ૨૦

## (૩) આત્મામાં પરમ પ્રીતિ

(શ્લોક ૨૧-૩૧; ૧૧)

### આત્મામાં રહેલી પ્રીતિનું સ્વરૂપ

અવતરણિકા-શિષ્ય આત્માની પ્રિયતમતા વિષે ચાર પ્રશ્ન કરે છે, અને ગુરુ ઉત્તર આપે છે.

अथ केयं भवेत्प्रीतिः श्रूयते या निजात्मनि।
रागो वध्वादिविषये श्रद्धा यागादिकर्मणि॥
भक्तिः स्याद्गुरुदेवादाविच्छा त्वप्राप्तवस्तुनि।
तर्ह्यस्तु सात्त्विकी वृत्तिः सुखमात्रानुवर्तिनी॥

શબ્દાર્થ-(શિષ્ય પૂછે છે) જે પ્રીતિ, પોતાના આત્મામાં સંભળાય છે તે પ્રીતિ કયી? સ્ત્રી આદિ વિષયમાં રાગ હોય છે; યાગાદિક કર્મમાં શ્રદ્ધા હોય છે; (૨૧) ગુરુ અને દેવ આદિમાં ભક્તિ હોય છે અને અપ્રાપ્ત(ન મળેલી)વસ્તુમાં ઇચ્છા હોય છે, માટે તે પ્રીતિને કેવી જાણવી? (ગુરુ ઉત્તર આપે છે કે) માત્ર સુખને અનુસરનારી એવી સાત્ત્વિકીવૃત્તિ તે જ પ્રીતિ છે. ૨૨

## ચન્દ્રકાન્ત વિવરણ

શિષ્ય-તમે આત્માને પરમાત્માની, સર્વ પદાર્થની પ્રિયતાનું કથન કહી, આત્માની પ્રિયતમતા કહી તે બરાબર નથી; કેમકે, પ્રથમ પ્રીતિનું જ નિરૂપણ થઈ શકતું નથી.

ગુરુ-પ્રીતિનું નિરૂપણ કેમ નથી થઈ શકતું?

શિષ્ય-વિચાર કરવાથી પ્રીતિનું નિરૂપણ થઈ શકતું નથી તે વિચાર હું કહું છું તે તમે સાંભળો. આત્મામાં જે પ્રીતિ છે તે પ્રીતિ રાગરૂપ છે કે શ્રદ્ધારૂપ છે કે ભક્તિરૂપ છે કે ઇચ્છારૂપ છે? પ્રીતિ વિના રાગ, શ્રદ્ધા, ભક્તિ કે ઇચ્છા કોઈ પણ થતાં નથી. એ ચારમાંથી તમે ગમે તેને આત્મામાં રહેલી પ્રીતિ માનતા હો, પણ તે પ્રીતિની સર્વવિષયતા એટલે સર્વમાં રહેવાપણું સંભવતું નથી.

ગુરુ-તે પ્રીતિની સર્વવિષયતા કેમ સંભવતી નથી?

શિષ્ય-જો રાગ એ પ્રીતિ છે, એમ માનીએ, તો તે પ્રીતિ સ્ત્રી, પુત્ર ધન આદિમાં સિદ્ધ થશે, પણ યજ્ઞાદિ કર્મમાં સિદ્ધ થશે નહિ; રાગ તો સ્ત્રી આદિમાં જ હોય છે, યજ્ઞાદિકમાં હોતો નથી. અને જો શ્રદ્ધા પ્રીતિ છે એમ માનીએ, તો યજ્ઞાદિકર્મમાં પ્રીતિ સિદ્ધ થશે, પણ સ્ત્રી આદિમાં પ્રીતિ સિદ્ધ થશે નહિ· શ્રદ્ધા યજ્ઞાદિ કર્મમાં હોય છે, સ્ત્રીઆદિમાં નથી હોતી. તેમ જો 'ભક્તિ પ્રીતિ છે' એમ માનીએ, તો ગુરુદેવાદિમાં પ્રીતિ સિદ્ધ થશે, પણ સ્ત્રી અને યજ્ઞાદિમાં પ્રીતિ સિદ્ધ થશે નહિ. ભક્તિ ગુરુ અને દેવ આદિમાં હોય છે, પણ સ્ત્રી આદિકમાં નથી. હવે જો 'ઇચ્છા પ્રીતિ છે,' એમ માનીએ, તો અપ્રાપ્ત વસ્તુમાં પ્રીતિ સિદ્ધ થશે; પણ સ્ત્રી આદિમાં પ્રીતિ સિદ્ધ થશે નહિ, ઇચ્છા અપ્રાપ્ત વસ્તુમાં થાય છે, અન્યમાં થતી નથી. એટલા માટે એ પ્રીતિની સર્વવિષયતા સંભવતી નથી. ૨૧

ગુરુ-જ્યારે તેં કહેલા રાગાદિ ચારે પક્ષમાં પ્રીતિની સર્વવિષયતા સંભવતી નથી, ત્યારે કેવળ સુખને અનુસરી તે રહેવાવાળી અને સત્ત્વગુણના પરિણામરૂપ અંતઃકરણની સાત્વિકી વૃત્તિ જ પ્રીતિ છે એમ માન.

શિષ્ય-ત્યારે પ્રીતિ તે ઇચ્છા જ છે.

ગુરુ-ના; એ ઇચ્છા નથી, પણ ઇચ્છાથી સાત્વિકી વૃત્તિરૂપ પ્રીતિ નિરાળી છે. ઇચ્છા તો અપ્રાપ્ત સુખાદિને માટે જ હોય છે, એટલે તે સર્વવિષયક નથી; અને આ સાત્વિકી વૃત્તિ તો સુખાદિ ઇષ્ટ વસ્તુ ન મળી શકતી હોય તો પણ વિદ્યમાન હોય છે, ઇષ્ટ વસ્તુ પ્રાપ્ત થયા પછી પણ વિદ્યમાન રહે છે, અને વસ્તુ પ્રાપ્ત થયા પછી તેનો નાશ થાય તો પણ તે પ્રીતિ તો વિદ્યમાન જ રહે છે, માટે તે સર્વવિષયક છે. ૨૨

## આત્મામાં પ્રીતિની નિત્યતા

અવતરણિકા-શિષ્ય કહે છે કે ત્યારે તો પ્રીતિ તે ઇચ્છા જ, ને પછી અન્નાદિકની પેઠે આત્માની સુખસાધનતા વિષે પ્રશ્ન કરે છે, ને ગુરુ તેનું ઉત્તર આપે છે

प्राप्ते नष्टेऽपि सद्भावादिच्छातो व्यतिरिच्यते।
सुखसाधनतोपाधेरन्नपानादयः प्रियाः २३
आत्मानुकूल्यादन्नादिसमश्चेदमुनात्र कः।
अनुकूलयितव्यः स्यान्नैकस्मिन्कर्मकर्तृता॥

શબ્દાર્થ-ઇચ્છા તો પ્રથમ અપ્રાપ્ત સુખાદિકની લાલસાવાળી હોય છે, અને પ્રીતિ તો પ્રાપ્ત અને અપ્રાપ્ત સુખાદિકમાં તથા પ્રાપ્ત થઈને નાશ પામેલા સુખાદિકમાં પણ રહેલી હોય છે; તેથી તે ઇચ્છાથી ભિન્ન છે. (૨૩) જેમ અન્નપાનાદિક સુખની સાધનતારૂપ ઉપાધિને લીધે પ્રિય લાગે છે, તેમ આત્મા પણ અનુકૂલપણાને લીધે અન્નાદિકની પેઠે જ સુખનું

છે; તે આત્મતા ત્યાગ કરવા યોગ્ય દેહને વિષે કેમ હોય ?

શિષ્ય–ત્યારે આત્મતા કોની છે ?

ગુરુ–જે દેહનો ત્યાગ કરનાર છે ને દેહથી અતિરિક્ત છે, તે જીવની આત્મતા છે.

શિષ્ય–ભલે, જીવની આત્મતા હોય, પણ પ્રકૃતિમાં શું સિદ્ધ થયું ?

ગુરુ–તેથી આત્મામાં દ્વેષ–ત્યાગ વિષયતા નથી, એ સિદ્ધ થાય છે.

શિષ્ય–આત્મામાં દ્વેષ નહિ હોય, પણ એ દ્વેષ દેહમાં તો જોવામાં આવે છેની ?

ગુરુ–ભલે, દેહમાં દ્વેષ હોય, તેથી અમને કંઈ હાનિ નથી કારણ કે, અમે તો 'આત્મામાં દ્વેષ નથી, એમ કહીએ છિયે, પરંતુ દેહમાં દ્વેષ નથી,' એમ કહેતા નથી. ૨૯

અવતરણિકા–એ પ્રમાણે 'અરે પતિના કામ માટે પતિ પ્રિય નથી,' ત્યાંથી આરંભી, 'આત્માના કામ માટે સર્વ પ્રિય છે,' ત્યાં સુધીની શ્રુતિઓના તાત્પર્યનો વિચાર કરી, શ્રુતિઓનાં પ્રમાણ આપીને આત્માની પ્રિયતમતા દર્શાવી. હવે યુક્તિથી આત્માની પ્રિયતમતા દર્શાવે છે.

**आत्मार्थत्वेन सर्वस्य प्रीतेश्चात्मा ह्यतिप्रियाः**
**सिद्धो यथा पुत्रमित्रात्पुत्रः प्रियतरस्तथा ३०**
**मा न भूवमहं किंतु भूयासं सर्वदेत्यसौ ।**
**आशीः सर्वस्य दृष्टेति प्रत्यक्षा प्रीतिरात्मनि।**

શબ્દાર્થ–આત્માને લીધે જ સર્વના ઉપર પ્રીતિ હોય છે, તેથી આત્મા અતિપ્રિય સિદ્ધ થાય છે. જેમ પુત્રના મિત્ર કરતાં પુત્ર વિશેષ પ્રિય હોય છે તેમ આત્મા અતિપ્રિય છે. (૩૦) કેમકે, હું ન હોઉં એમ નહિ, પરંતુ હું સર્વદા હોઉં, એ પ્રમાણે સર્વની પ્રાર્થના જોવામાં આવે છે; એ ઉપરથી આત્મામાં પ્રત્યક્ષ પ્રીતિ જણાય છે. ૩૧

## ચન્દ્રકાન્ત વિવરણ

ગુરુ–એ પ્રમાણે, વિષયજન્ય સુખ અને તેનાં સાધનો સ્ત્રી, પતિ, પુત્ર આદિ સર્વ ઉપકારકપણાથી પ્રિય છે, ને ઉપકારનો વિષય જે આત્મા પોતે, તે તો અતિપ્રિય જ છે. જેમ, પુત્રના મિત્રમાં જે પ્રીતિ થાય છે, તે પુત્રદ્વારા એટલે પુત્રને માટે છે, તેથી પુત્રના મિત્રમાં પુત્ર કરતાં થોડી પ્રીતિ રહે છે, પણ પુત્રમાં તે સ્વાભાવિક પ્રીતિ છે, તેથી પુત્રના મિત્ર કરતાં પુત્રમાં વિશેષ પ્રીતિ રહે છે. મનુષ્ય જે પુત્રની ઇચ્છા કરે છે, તે પોતાનાં સુખ માટે ઇચ્છા કરે છે, તેમાં જે પ્રીતિ છે તે પણ પોતા માટે છે, પણ પુત્ર માટે નથી. તેમ જ સ્ત્રી, પુત્ર આદિ સર્વમાં જે પ્રીતિ થાય છે તે પોતાનાં સુખને માટે થાય છે. પણ પોતામાં જે પ્રીતિ છે તે તો સ્વાભાવિક જ છે. તેથી સ્ત્રી, પુત્ર આદિ સર્વ કરતાં, આત્મામાં વિશેષ પ્રીતિ છે, આત્માથી અધિક પ્રીતિ કોઇમાં પણ નથી, એ સંબંધે એક કથા સાંભળઃ-

### પુત્રપ્રિય રાજાની કથા

એક રાજા હતો. તે ચક્રવર્તી હતો. તે ધર્મથી પ્રજાનું પાલન કરતો હતો. સર્વ માંડલિક રાજાઓ તેને વશ હતા, અને પ્રીતિથી તેને કર આપતા હતા. એ રાજાને અપ્સરા જેવી કેટલીક સ્વરૂપવતી રાણીઓ હતી. તે પણ સુશીલા અને પતિવ્રતા હતી. એ રાજાને પૃથ્વી ઉપર પણ સ્વર્ગના જેવું સુખ હતું. દૈવેચ્છાથી એ રાજાની અવસ્થા અર્ધ નીકળી ગઈ, તો પણ તેને પુત્ર થયો નહિ. તેથી તેણે ઘણા મંત્ર, જપ કરાવ્યા, સાધુઓની સેવા કરી, દેવોની માનતા અને પૂજા કરી, પણ પુત્ર થયો નહિ; ત્યારે શિષ્ટ બ્રાહ્મણોને બોલાવી પૂછ્યું,–'હે ભૂદેવો ! મેં ઘણાએ ઉપાય કર્યા, તો પણ મને પુત્ર થયો નહિ, માટે હવે તમે મને પુત્ર થાય તેવો કોઇ પણ ઉપાય હોય તો બતાવો.' બ્રાહ્મણો બોલ્યા, 'હે નરદેવ ! પુત્રેષ્ટિ યજ્ઞ પુત્ર થવાનો ઉત્તમ ઉપાય છે, માટે આપ પુત્રેષ્ટિ કરો, તેથી તમને અવશ્ય પુત્ર થશે.' રાજાએ કહ્યું, 'હે મહારાજો ! હું આ આપનાં વચનને આશીર્વાદ જેવાં ગણી, મસ્તક ઉપર ચઢાવું છું. આપને હું વરણ કરું છું, તેથી આપ શાસ્ત્રમાં કહ્યા પ્રમાણે વિધિથી પુત્રેષ્ટિ કરાવો, ને તેને માટે જે સાહિત્ય જોઇએ તે લખાવો. હું તૈયાર કરાવું ને આપ દિનશુદ્ધિ જોઇને શુદ્ધ દિવસ કહો, કે જે દિવસે આપણે પુત્રેષ્ટિનો આરંભ કરીએ.'

એવાં રાજાનાં વચન સાંભળી, બ્રાહ્મણોએ યજ્ઞસામગ્રી લખાવીને શુદ્ધ દિવસ કહ્યો. રાજાએ સંપૂર્ણ સામગ્રીની તૈયારી કીધી, ને બ્રાહ્મણોના

કહેવા પ્રમાણે પુત્રેષ્ટિનો આરંભ થયો. તેની સમાપ્તિ થયા પછી, રાજાની પટરાણીને ભક્ષણ માટે ચરુશેષ આપ્યો ને અવભૃથ સ્નાન કરાવ્યું. તે રાજાએ વિધિ પ્રમાણે સંપૂર્ણ પુત્રેષ્ટિનું કર્મ પૂર્ણ શ્રદ્ધાપૂર્વક કર્યું હતું, તેથી સમાપ્તિ અંતે પ્રસન્નચિત્તે, બ્રાહ્મણોને પ્રણામ કરી, યોગ્યતાનુસાર પુષ્કળ દક્ષિણા પણ આપી ને, સુવર્ણના અલંકાર અને શાલ દુશાલા તે ઉપર આપ્યાં ને સૌનો સત્કાર કરી પ્રસન્ન કર્યા; ત્યારે બ્રાહ્મણોએ આશીર્વાદ આપ્યો કે, 'હે રાજા! તને સુંદર પુત્ર પ્રાપ્ત થાઓ,' ને પછી બ્રાહ્મણો વિદાય થયા. એ યજ્ઞના ચરુશેષનું ભક્ષણ કરવાથી પટરાણીને ગર્ભ રહ્યો, ને નવ માસ પૂરા થયા ત્યારે પુત્રનો પ્રસવ થયો. તે સાંભળી રાજા આનંદસમુદ્રમાં મગ્ન થયો. તેણે વધામણી લાવનારને પુષ્કળ ધન આપ્યું, ને પછી મંગલસ્નાન કરી વિધિ પ્રમાણે પુત્રનું મુખ જોઇ, પુત્રનું જાતકર્મ કર્યું, ને ધન, વસ્ત્ર, અલંકાર અને અન્ન આપી બ્રાહ્મણોને, ચારણ ભાટ વગેરે આશ્રિતોને, નોકર ચાકરને, ને દીન અનાથને યોગ્યતાનુસાર ધનદાન આપી પ્રસન્ન કર્યા.

હવે રાજકુંવર, જેમ શુકલ પક્ષમાં દિવસે દિવસે ચંદ્રમા વૃદ્ધિ પામે તેમ, વૃદ્ધિ પામવા લાગ્યો. એમ કરતાં કુમાર ત્રણ વર્ષનો થયો, ને તેનાપર રાજાની એવી પ્રીતિ હતી કે ન પૂછો વાત. તેના વિના તેને ક્ષણ વાર પણ ચહેન પડતું નહિ; કિંબહુના, પ્રાય: પોતાની પાસે તે પુત્રને રાખતો હતો, ને રાજસભા આદિ કે જેમાં બાળક પુત્રને પાસે ન રાખી શકાય, ત્યાં પણ પોતાની પાસે પુત્રને રાખતો હતો.

કર્મધર્માનુજોગે એક દિવસે પુત્રના પેટમાં દુખી આવ્યું, ને તે બહુ રડવા લાગ્યો. તત્ક્ષણે વૈદ્યવિદ્યામાં કુશળ મોટા મોટા અનુભવી અને વૃદ્ધ વૈદ્યોને બોલાવી ઉપાયો કર્યા, પણ પુત્રની પીડાની શાંતિ થઈ નહિ, ને પુત્ર રડતો રહ્યો નહિ. એથી રાજાને મનમાં મહા ચિંતા ઉત્પન્ન થઈ, ને તે મોટા શોકમાં પડ્યો. જો કે પુત્રને કાળે કરી પીડા શાંત થઈ; પણ રાજાનો શોક શાંત પડ્યો નહિ. તે વખતે કોઈ મહાત્મા પુરુષ એ રાજાની પાસે આવ્યો. અને તેણે શોકમાં નિમગ્ન થયેલા તે રાજાને પૂછ્યું, 'હે રાજન્! તમે શા શોકમાં પડ્યા છો?'

રાજાએ કહ્યું, 'હે મહારાજ! મને ઘણાં કષ્ટે આ એક પુત્ર થયો છે, તે મને પ્રાણથી પણ અધિક છે. તે કોઈ દિવસ સાજોમાંદો થાય તો મને ઘણો શોક થાય છે. પણ હે દેવ! આ એક જ પુત્ર છે, ને તે મરી જાય તો હું શું કરીશ? આ સર્વ વૈભવ નકામા થઇ પડશે, એવી ચિંતા મને રહે છે; માટે હે મહારાજ! મારી ઉપર કૃપા કરી, ઘણા પુત્રો થાય એવો ઉપાય બતાવો. ઘણા પુત્રો થવાથી આ ચિંતા રહેશે નહિ.''

રાજાનાં એવાં વચન સાંભળી મહાત્માએ કહ્યું,–'હે રાજન્! ઘણા પુત્રો થવાનો ઉપાય તો છે, પણ તે તારાથી થઈ શકશે નહિ.'

રાજાએ કહ્યું, 'મહારાજ! ગમે તેવો કષ્ટસાધ્ય ઉપાય હશે, તો પણ હું સિદ્ધ કરીશ માટે કૃપા કરીને તે કહો.'

મહાત્મા બોલ્યા, 'તને જે પુત્ર ઉપર પરમ પ્રીતિ છે તે પુત્રનો નાશ થવાથી તને ઘણા પુત્રો થાય તેમ છે, માટે હું કહું છું કે, તારાથી એ ઉપાય નહિ થઈ શકે.'

તેવાં મહાત્માનાં વચન સાંભળી, રાજા વિચારમાં પડ્યો કે, 'અરે! અરે! આ તો ઘર ઘાલ્યું! પણ કરવું શું? આ એક જ પુત્ર મરી જાય ત્યારે હું શું કરીશ? માટે ભલે, એક પુત્રનો નાશ થતાં પણ ઘણા પુત્રો થાય, તો પછી મને આટલી ચિંતા રહેશે નહિ,' એવો વિચાર કરી, તે મહાત્માને કહેવા લાગ્યો, 'આ ઉપાય કષ્ટકારી તો છે, પણ ઘણા પુત્રો માટે હું એ ઉપાય કરીશ, માટે મને કહો કે હું શું કરું?'

મહાત્મા બોલ્યા; 'હે રાજા! એ પુત્રના કટકા કરી તેના માંસનો હોમ કરવાથી તને ઘણા પુત્રો થશે.' પછી મહાત્માના કહેવા પ્રમાણે, રાજાએ પુત્રના માંસવડે અગ્નિમાં હોમ કર્યો, અને તેથી કાળે કરી તેને ઘણા પુત્રો થયા.

હવે જો પુત્રમાં પુત્ર માટે પ્રીતિ હોય તો, આ રાજા પોતાના પરમ પ્રિય પુત્રને અગ્નિમાં હોમત નહિ. પરંતુ પુત્રમાં પ્રીતિ આત્માને માટે છે, તેથી તેણે ઘણા પુત્રો માટે પ્રિય પુત્રનો અગ્નિમાં હોમ કર્યો. એવી રીતે સ્ત્રી આદિ સર્વમાં પોતા માટે પ્રીતિ છે, એમ ખાત્રીપૂર્વક જાણવું. ૩૦

'કોઈ કાળમાં મારો નાશ ન હો, કિંતુ સર્વદા મારી હયાતિ રહો,' એ પ્રમાણે સર્વ પ્રાણીઓ નિત્ય આશા રાખે છે. આ વાત પ્રસિદ્ધ છે, તેથી આત્મામાં પ્રિયતમતા પ્રત્યક્ષ સિદ્ધ થાય છે. ૩૧

### (૪) આત્માની સ્ત્રીપુત્રાદિ પ્રત્યે શેષતા(ઉપકારિતા)નું પ્રતિપાદન
### ( શ્લોક ૩૨–૫૦; ૧૯ )

અવતરણિકા–ગુરુએ અનુભવ, યુક્તિ અને શ્રુતિ એ ત્રણ પ્રમાણોથી આત્માની પ્રધાનતા સિદ્ધ કરી આપી, તેના ઉપર આક્ષેપ કરીને શિષ્ય પાછી પુત્રાદિકની પ્રધાનતા દર્શાવે છે.

इत्यादिभिस्त्रिभिः प्रीतौ सिद्धायामेवमात्मनि
पुत्रभार्यादिशेषत्वमात्मनः कैश्चिदीरितम् ३२
एतद्विवक्षया पुत्रे मुख्यात्मत्वं श्रुतीरितम् ।
आत्मा वै पुत्रनामेति तच्चोपनिषदि स्फुटम्।
सोऽस्यायमात्मा पुण्येभ्यः कर्मभ्यः प्रतिधीयते
अथास्येतर आत्मायं कृतकृत्यः प्रमीयते ॥
सत्यप्यात्मनि लोकोऽस्ति नापुत्रस्यात एव हि
अनुशिष्टं पुत्रमेव लोक्यमाहुर्मनीषिणः ३५

શબ્દાર્થ–તમે કહેલાં ત્રણે પ્રમાણોથી ભલે એ રીતે આત્મામાં પ્રીતિ સિદ્ધ થાય, તો પણ કેટલાકો આત્માનું–પોતાનું–પુત્ર, સ્ત્રી આદિ પ્રત્યે શેષપણું એટલે ગૌણપણું કહે છે, (૩૨) અને એ વાત (પુત્રાદિ પ્રત્યે આત્માની–શેષતા–ગૌણતા) કહેવાની ઇચ્છાથી પુત્ર વિષે મુખ્યાત્માપણું શ્રુતિમાં કહેલું છે, અને 'આત્મા જ પુત્ર નામવાળો છે,' એ પ્રકારે ઉપનિષત્‌માં તે સ્પષ્ટ કહ્યું છે. (૩૩) પિતાના તે આ (પુત્રરૂપ) આત્માને પુણ્ય કર્મો કરવા માટે, પિતાના પ્રતિનિધિરૂપે સ્થાપવામાં આવે છે; અને પછી પિતાનો આ ( દૃશ્યમાન ) અન્ય ( પિતૃરૂપ ) આત્મા કૃતાર્થ થઇને મરણ પામે છે, ( એમ પુત્રની મુખ્યતા કહી છે). (૩૪) આત્મા વિદ્યમાન છવાં પણ, 'પુત્રરહિતને પરલોક મળતો નથી,' એમ શ્રુતિ કહે છે. એટલા માટે જ શાસ્ત્રના અર્થને જાણનારાઓ શિક્ષિત પુત્રને જ પરલોકનું સાધન કહે છે. ૩૫

### ચન્દ્રકાન્ત વિવરણ

ગુરુ–હે શિષ્ય ! અત્યાર સુધીમાં, અનુભવ, યુક્તિ તથા શ્રુતિ એ ત્રણ પ્રમાણોથી અમે આત્મામાં પ્રિયતમપણાની સિદ્ધિ કરી છે, તે તું યથાર્થ સમજ્યો હશે.

શિષ્ય હે દેવ ! આપે આત્માની શ્રેષ્ઠતા કહી, તે મેં સાંભળી. હવે હું કહું છું તે પણ કૃપા કરી સાંભળો. શાસ્ત્રો, પુરાણોને લોકવ્યવહાર કહે છે કે, પુત્ર, સ્ત્રી આદિ પ્રત્યે આત્મા( પોતા )ની ગૌણતા છે. ૩૨

તેઓ કહે છે કે, 'આત્મા જ પુત્ર નામવાળો છે,' અર્થાત્ 'આત્મા જ પુત્રરૂપે થાય છે,' એમ શ્રુતિઓ પણ પુત્ર વિશે આત્માની શેષતામાં પ્રમાણ છે. વળી ઐતરેય ઉપનિષત્‌માં પણ આત્માની પુત્રાદિ પ્રત્યે ઉપકારતા સ્પષ્ટ કહી છે. ૩૩

' स पुरुषे हवा अयमादितो गर्भो भवति । પુરુષ પિતામાં જ પ્રથમ આ (જીવ), ગર્ભરૂપે રહે છે,' એવી રીતે શ્રુતિએ પુરુષના દેહમાં ગર્ભપણાથી પિતાને કહ્યો છે. 'अयं लोम एव कुमारं जन्मनोऽग्रेऽधिभावयति । તે આ (પિતા) કુમારનું જન્મથી પૂર્વે અને પછી પોષણ કરે છે;' એ પ્રમાણે પાલન કરવા યોગ્યપણાથી પુત્રની શ્રેષ્ઠતા કહી, એ જ પુત્રરૂપ આત્મા કહ્યો છે. પોતાના આત્મા બે છે; પુત્રરૂપ આત્મા અને પિતારૂપ આત્મા. પિતા પોતાના દેહાંત થયા પછી પણ પુણ્યકર્મ કરવા માટે પોતાના પુત્રરૂપ પ્રતિનિધિને રાખે છે; પ્રત્યક્ષ દૃશ્યમાન અને વૃદ્ધાવસ્થાએ કરી ખળખળી ગયેલો પિતારૂપ આત્મા, સર્વ કર્તવ્ય કર્મો કરવાથી અને પાછળ પણ કર્મો કરવા માટે પુત્રરૂપ પ્રતિનિધિ રાખવાથી, કૃતાર્થ થઇને મરણ પામે છે.

એ શ્રુતિઓમાં જન્મથી પહેલાં અને પછી પણ પુત્રને પાલન કરવા યોગ્ય કહ્યો છે. પુત્ર ઉપકાર વિષય છે, ને પોતે (પિતા) ઉપકાર છે એમ સિદ્ધ થાય છે, માટે પુત્ર મુખ્ય છે ને પિતા ગૌણ છે. ૩૪

વળી પુત્ર જ મુખ્ય આત્મા છે, એટલા માટે શાસ્ત્રમાં પણ, 'नापुत्रस्य च लोकोऽस्ति । અપુત્ર (પુત્ર વિનાના)ને પરલોક મળતો નથી,' એમ કહ્યુ છે; તેથી પિતૃરૂપ આત્મા વિદ્યમાન છતે પણ,

પુત્રરૂપ આત્મા વિનાના તે પિતાને પરલોકની પ્રાપ્તિ થતી નથી. જો પિતૃરૂપ આત્મા મુખ્યાત્મા હોય તો તેને પુત્ર વિના પણ પરલોકની પ્રાપ્તિ કાં ન થાય? વળી 'अनुशिष्टं पुत्रं लोक्यमाहुः,' શાસ્ત્રજ્ઞો, 'તું બ્રહ્મ છે,' ઇત્યાદિ મંત્રોથી 'શિક્ષિત પુત્રને પરલોકનાં સુખનું સાધન કહે છે,' એવું પ્રતિપાદન અન્ય વાક્યમાં પણ કર્યું છે; તેથી પુત્ર જ મુખ્યાત્મા છે. ૩૫

**અવતરણિકા**—એ પ્રકારે ઉપલા શ્લોકમાં, શિષ્યે પરલોકના સુખનું કારણ પુત્ર છે, એવું પ્રતિપાદન કર્યું; હવે નીચેના શ્લોકમાં 'ઐહિક સુખનું કારણ પણ પુત્ર છે,' એવું પ્રતિપાદન કરવા માટે, 'सोऽयं मनुष्यलोक पुत्रेणैव जय्य । તે આ મનુષ્યલોક પુત્રથી જ જિતી શકાય છે,' એ શ્રુતિનું તાત્પર્ય શિષ્ય કહે છે.

**मनुष्यलोको जय्यः स्यात्पुत्रेणैवेतरेण नो ।**
**मुमूर्षुर्मंत्रयेत्पुत्रं त्वं ब्रह्मेत्यादिमंत्रकैः॥३६॥**
**इत्यादिश्रुतयः प्राहुः पुत्रभार्यादिशेषताम् ।**
**लौकिका अपि पुत्रस्य प्राधान्यमनुमन्वते॥**
**स्वस्मिन्मृतेऽपि पुत्रादिर्जीवेद्वित्तादिना यथा**
**तथैव यत्नं कुरुते मुख्याः पुत्रादयस्ततः॥३८**

**શબ્દાર્થ**—આ મનુષ્યલોકનું સુખ પણ પુત્રથીજ સંપાદન કરી શકાય છે, પણ બીજાથી નહિ. મરવા પડેલો પિતા, 'તું બ્રહ્મ છે' ઇત્યાદિ મંત્રોએ કરીને પુત્રને ઉપદેશ આપે છે; (૩૬) ઇત્યાદિ શ્રુતિઓ આત્માને પુત્ર તથા સ્ત્રી આદિનો શેષ કહે છે; અને લૌકિકો પણ પુત્રનું પ્રધાનપણું માને છે.(૩૭) વળી પોતે (પિતારૂપ આત્મા) મરણ પામ્યા છતાં પણ, પુત્રાદિકો જેમ ધનાદિથી જીવે, તેમ જ પ્રયત્ન કરે છે; તેથી પુત્રાદિક મુખ્ય છે. ૩૮

## ચન્દ્રકાન્ત વિવરણ

### શ્રુતિમાં કહેલા અર્થનું સૂચન અને લોકપ્રસિદ્ધિ

શિષ્ય-જેમ પુત્ર પરલોકનાં સુખનું સાધન છે, તેમ આ લોકનાં સુખનુ સાધન પણ પુત્ર છે. 'તે આ મનુષ્ય લોક, પુત્રથી જ સંપાદન કરવા યોગ્ય છે, બીજાં કર્મો(વ્રત, જપ, તપ, દાન અને યજ્ઞ આદિરૂપ કર્મો)થી સંપાદ્ય નથી;' એમ બૃહદારણ્યકોપનિષતમાં કહ્યું છે. વળી પિતા મરતી વખતે પુત્રને ત્રણ શિક્ષા આપે છે કે, 'તુ બ્રહ્મ છે,' 'તુ યજ્ઞ છે.' 'તુ લોક છે.' એમ, આ મનુષ્યલોકનુ સુખ પુત્રથી પ્રાપ્ત થાય છે, ને પુત્ર વિનાનાં સ્ત્રીપુરુષ વાંઝીઆં કહેવાય છે. મનુષ્યો પ્રાતઃકાળમાં તેવાં મનુષ્યનું મુખ પણ જોતાં નથી, કે નામ પણ લેતાં નથી. પુત્ર વિનાના પુરુષને ધનાદિક, કે જે સુખનાં સાધનો છે, તે પણ દુઃખદાયી થઈ પડે છે.

'किं पटैः किं पटीरैर्वा किं धनैः किंतु बांधवैः ।
किं वा हारैः किमाहारैर्दंपत्योरनपत्ययोः ॥

પુત્ર વિનાનાં સ્ત્રીપુરુષને વસ્ત્રોથી શું? ચંદનથી શું? ધનથી શું? ભાઈઓથી શું? હારમાળાથી શું? આહારોથી શું? પુત્ર વિનાનાં સ્ત્રી પુરુષને એ સર્વ પદાર્થો જરા પણ રુચતા નથી,' ઇત્યાદિ અનેક પ્રકારે પાંડુ રાજાએ પાંડવોની ઉત્પત્તિ પહેલાં કુંતાજીની પાસ શોક કર્યો છે. વળી,

'यत्र नास्ति दधिमंथनघोषो यत्र नो लघुलघूनि शिशूनि।
यत्र नास्ति गुरुगौरवपूजा तानि किं बत गृहाणि वनानि।

જ્યાં દહીંના મથવાનો શબ્દ નથી, જ્યાં નાનાં નાનાં બાળકો નથી, જ્યાં ગુરુની ગૌરવથી પૂજા થતી નથી, તે શુ ઘર છે? ના, ના, એ તો વન છે,' એમાં પણ બાળક વિનાનાં ઘરને વન જેવું કહ્યું છે. રઘુરાજાએ પોતાને પુત્ર ન હોવાથી, વસિષ્ઠઋષિ પાસે કેટલો શોક કર્યો છે; દશરથ રાજાને અને ચિત્રકેતુને પણ, પુત્ર વિના રાજ્યાદિ સર્વ દુ:ખદાયી થઈ પડ્યા હતા, એ વાત રામાયણમાં તથા ભાગવતમાં પ્રસિદ્ધ છે; એમ પુત્ર વિનાનો સસાર નકામો થઈ પડે છે, ને દુ:ખરૂપ ભાસે છે, એ સર્વના અનુભવથી સિદ્ધ છે વળી પુત્રરહિત પુરુષના પિતૃઓ પણ નિરાશ થાય છે, ને આ મારા કુળમાં જે છે તે પછી અમને કોઈ પણ જલાંજલિ આપે તેમ નથી, એવી સર્વદા ચિંતા કર્યા કરે છે એ વગેરે અનેક કારણોથી પુત્ર આ લોકના સુખનુ સાધન છે.

હવે પિતા મરતી વખતે પુત્રને, 'તુ બ્રહ્મ છે' એવો જે ઉપદેશ કરે છે, તેનું તાત્પર્ય એટલું જ કે, તે કહે છે કે, 'હે પુત્ર! હું તો હવે મરવા પડ્યો છું, મારા પછી તું ઘરમાં મોટો ને

હારનિર્વાહક છે, માટે મોટાઈ રાખી સર્વ કુટુંબનું પોષણ આદરપૂર્વક કરજે, પણ કેવળ પોતાનાં શરીરનાં પાલનપોષણમાં તત્પર રહેતો નહિ. જેમ આ લોકના સર્વની બ્રહ્મ એ જ પરમ ગતિ છે, તેમ તું આપણા કુટુંબની પરમ ગતિ છે." 'તું યજ્ઞ છે,' એવો ઉપદેશ કરે છે તેનું તાત્પર્ય કે, જેમ યજ્ઞથી પરલોકની પ્રાપ્તિ થાય છે, તેમ તારાથી પણ મને પરલોકની પ્રાપ્તિ થશે; જેમ હું યજ્ઞાદિ કર્મો કરતો હતો, તેમ તું પણ સર્વદા કર્મો કરતો રહેજે. વળી, 'તું લોક છે,' એવો ઉપદેશ કરે છે તેનું તાત્પર્ય કે, જેમ પરલોક સુખ આપે છે, તેમ તું સુખ આપનાર છે; તું ગયા શ્રાદ્ધાદિક કરજે, જેથી મને પરલોકમાં સુખ પ્રાપ્ત થશે. ૩૬

એ પ્રમાણે શ્રુતિઓ પણ આત્મામાં સ્ત્રીપુત્રાદિ ઉપકાર કરવાવાળાં છે, તેનું પ્રતિપાદન કરે છે. આ આત્માની પુત્રાદિ પ્રત્યે ઉપકારતા કેવલ શ્રુતિસિદ્ધ નથી, પરતુ લોકપ્રસિદ્ધ પણ છે; કારણ કે, લોકમાં સર્વ પુરુષો પુત્રની પ્રધાનતા માને છે. ૩૭

પોતાનો દેહાંત થયા પછી પણ પુત્ર, સ્ત્રી આદિ સુખેથી નિર્વાહ કરી શકે એટલા માટે, પુરુષ પોતે મહાકષ્ટ ભોગવીને પણ શક્તિ પ્રમાણે ધન મેળવે છે, ઘર બંધાવે છે, ક્ષેત્રાદિ લઈ રાખે છે (ને વિમો ઉતરાવે છે). જો સ્ત્રી, પુત્રાદિ, મુખ્ય ન હોય તો પુત્રાદિ માટે પુરુષ મહાકષ્ટ સહીને ધનાદિક શા માટે મેળવે? માટે આત્મા જ શેષ છે, અને સ્ત્રીપુત્રાદિ તેનાં શેષી છે. ૩૮

અવતરણિકા-એપરથી ગુરુ, પુત્રાદિકનાં શેષીપણાનો સ્વીકાર કરીને, તેમ માનવાનું કારણ દર્શાવે છે

बाढमेतावता नात्मा शेषो भवति कस्यचित्
गौणमिथ्यामुख्यभेदैरात्मायं भवति त्रिधा॥

શબ્દાર્થ-એ વાત ખરી છે; પરંતુ એટલાથી જ (કોઈ સ્થળમાં પુત્રની પ્રધાનતા છે તેથી) આત્મા કોઈનો શેષ થઈ જતો નથી. આ આત્મા ગૌણ, મિથ્યા અને મુખ્ય એવા ભેદોએ કરીને ત્રણ પ્રકારનો છે. ૩૯

### ચન્દ્રકાન્ત વિવરણ

ગુરુ-હે શિષ્ય! હે બહુશ્રુત! ખૂબ કીધી! તારું જ્ઞાન વ્યવહારમાં પૂર્ણ છે, તેમ શાસ્ત્રોમાં પણ પૂર્ણ છે, તે જાણી સંતોષ થયો!! તેં લોકપ્રસિદ્ધ અને શાસ્ત્રપ્રસિદ્ધ વાતોપરથી પુત્રાદિકની પ્રધાનતા સિદ્ધ કરી છે, તે સત્ય છે.

શિષ્ય-હે દેવ! હે મહાત્મન્! જ્યારે તમે પુત્રાદિકની પ્રધાનતા સ્વીકારો છો, ત્યારે પૂર્વમાં, આ આત્માનંદના પ્રારંભમાં, આપે જે પ્રતિપાદન કર્યું છે, તેનો વિરોધ આવે છે. કારણ કે તેમાં તો આત્માની શેષિતા(પ્રધાનતા)નું જ પ્રતિપાદન છે.

ગુરુ-હે શિષ્ય! તું સાંભળ. વ્યવહારમાં તું કુશળ હોવાથી પુત્રને પ્રધાનતા આપે તેમાં બાધ નથી, પણ કોઈ વ્યવહારમાં પુત્રાદિકની પ્રધાનતા માનવાથી કાંઈ આત્મા અપ્રધાન થઈ જતો નથી ને આત્માની પ્રધાનતાની હાનિએ થતી નથી, ને આત્માના પ્રધાનપણાના પ્રતિપાદનનો વિરોધ પણ આવતો નથી.

શિષ્ય-કેવળ કહેવાથી જ કાર્યસિદ્ધિ થતી નથી, પરંતુ ઉપપાદનથી કાર્ય સિદ્ધ થાય છે, માટે પુત્રાદિકની પ્રધાનતા સ્વીકારવાથી પણ આત્માની શેષતાની હાનિ કેમ નથી થતી, તેનું ઉપપાદન કરો.

ગુરુ-જે જે વ્યવહારમાં જેની જેની આત્મતા માનવી અભીષ્ટ છે, તે તે વ્યવહારમાં તેની તેની પ્રધાનતા માનવી જોઇએ. હું તેનું ઉપપાદન કરું છું, તે તું શ્રવણ કર. આત્મા ત્રણ પ્રકારનો છે; ગૌણાત્મા, મિથ્યાત્મા અને મુખ્યાત્મા ૩૯

### આત્માના ભેદ

અવતરણિકા-આત્મા ત્રણ પ્રકારનો છે. તે પ્રકારો હવે દર્શાવે છેઃ—

देवदत्तस्तु सिंहोऽयमित्यैक्यं गौणमेतयोः
भेदस्य भासमानत्वात्पुत्रादेरात्मता तथा॥
भेदोऽस्ति पंचकोशेषु साक्षिणो न तु भात्यसौ
मिथ्यात्मतातः कोशानां स्थाणोश्चोरात्मता
यथा ॥४१॥
न भाति भेदो नाप्यस्ति साक्षिणोऽप्रति-
योगिनः ।
सर्वांतरत्वात्तस्यैव मुख्यमात्मत्वमिष्यते॥

શબ્દાર્થ-'આ દેવદત્ત તો સિંહ છે' એ પ્રકારે તેઓનું (સિંહ અને દેવદત્તનું) ઐક્ય ભેદની

પ્રતીતિને લીધે જેમ ગૌણ છે; તેમ પુત્રાદિકની આત્મતા પણ ગૌણ છે. (૪૦) સાક્ષી(આત્મા)નો પંચકોશોને વિષે ભેદ છે, પરંતુ એ (ભેદ) તો ભાસતો નથી; એ માટે જેમ ઠૂંઠાનું ચોરરૂપપણું મિથ્યા છે, તેમ કોશોનું પણ મિથ્યાપણું જાણવું. (૪૧) અને, અપ્રતિયોગી (ભિન્ન વાસ્તવ વસ્તુના અભાવવાળો) એવા સાક્ષીનો કોઇથી ભેદ જોવામાં આવતો નથી, તેમ તેનો કોઇથી ભેદ છે પણ નહિ, પરંતુ સર્વના અંતર્યામી હોવાથી તેનું જ મુખ્યાત્મપણું માન્ય કરવામાં આવે છે. ૪૨

## ચન્દ્રકાન્ત વિવરણ

ગુરુ–'આ દેવદત્ત સિંહ છે,' એ કથનમાં સિંહ અને દેવદત્તની જે એકતા કહી છે, તે એકતા ગૌણ છે; કારણ કે દેવદત્ત તો મનુષ્ય છે, અને સિંહ તો જંગલી, હિંસક ને વિકરાળ પ્રાણી છે, એટલે સિંહ કંઈ દેવદત્ત થાય નહિ, ને દેવદત્ત કંઈ સિંહ થાય નહિ–એટલે સિંહનો અને દેવદત્તનો ભેદ સ્પષ્ટ ભાસે છે. જેમ સિંહ અને દેવદત્તની એકતા ગૌણ છે, તેમ સ્ત્રી પુત્રાદિકની આત્મતા પણ ગૌણ જ છે. ૪૦

હવે આનંદમય, વિજ્ઞાનમય, મનોમય, પ્રાણમય અને અન્નમય, એ પાંચે કોશોથી આત્માનો ભેદ છે, તો પણ એ ભેદ ભાસતો નથી. એટલા માટે, એ પંચકોશોમાં જે આત્મતા છે, તે મિથ્યાત્મતા છે.

શિષ્ય–આથી મિથ્યાત્મતા ક્યાં પ્રતીત થાય છે?

ગુરુ–જેમ, જંગલમાં ઉભેલાં વૃક્ષનાં બળેલાં ઠૂંઠાંને રાત્રિના અંધકારમાં જોઇને, એમ શંકા થાય છે કે એ તો કોઈ ચોર ઉભો છે, અને પછી તે બળેલાં ઠૂંઠાંની ટોચ તે માથું, તેમાં રહેલાં ડાળાં તે હાથ ને મૂળ તે પગ ભાસે છે, તે ભ્રાંતિ તે જ મિથ્યાત્મતા છે; કારણ કે વસ્તુતઃ ઠૂંઠું કંઈ ચોર નથી, પણ ચોરથી જૂદું છે, તો પણ તે ચોરરૂપે પ્રતીત થાય છે તેમ જ ગૌણાત્મા પણ કંઈ આત્મા નથી, પણ ગૌણાત્મા જ છે. ૪૧

પણ ખરેખર સાક્ષી તો મુખ્યાત્મા છે. પુત્રાદિરૂપ ગૌણાત્માનો જેમ ભેદ છે, તેમ મુખ્યાત્માનો કોઇથી પણ ભેદ ભાસતો નથી; અન્નમયાદિ મિથ્યાત્માનો જેમ ભેદ છે, તેમ સાક્ષીનો ભેદ નથી; કારણ કે પોતાનો વસ્તુભૂત (સત્ય વસ્તુરૂપ) પ્રતિયોગી કોઈ પણ નથી; અને દેહાદિક અને પુત્રાદિ સર્વે કલ્પિત છે, તેથી તે આત્માના પ્રતિયોગી થઈ શકતા નથી. પણ આત્મા તો સજાતીય, વિજાતીય અને સ્વગત ભેદરહિત છે, માટે સાક્ષી પરબ્રહ્મ જ મુખ્યાત્મા છે.

શિષ્ય–જ્યારે ભેદ નથી, ત્યારે સાક્ષીની ગૌણાત્મતા અને મિથ્યાત્મતા ન હોય તો ખેર. પણ તેને મુખ્યાત્મતા કેમ કહો છો?

ગુરુ–જે સર્વમાં રહેતો હોય ને સર્વનો નિયામક હોય, તે મુખ્ય કહેવાય છે. આત્મા સર્વમાં આંતરપણાંથી રહે છે તેથી, બ્રહ્મ–સાક્ષી–મુખ્યાત્મતા થવા યોગ્ય છે. સર્વના આંતરપણાંથી જે મુખ્યાત્મા નથી, તે સર્વાંતર નથી. ૪૨

## ત્રિવિધ આત્માની યોગ્યતાનુસાર વ્યવહારમાં પ્રધાનતા

અવતરણિકા–પુત્રાદિના પ્રધાનપણાના કથન વિષે શિષ્ય, પ્રશ્ન કરે છે, અને ગુરુ તેનું ઉત્તર આપે છે.

सत्येवं व्यवहारेषु येषु यस्यात्मतोचिता ।
तेषु तस्यैव शेषित्वं सर्वस्यान्यस्य शेषता ॥
मुमूर्षोर्गृहरक्षादौ गौणात्मैवोपयुज्यते ।
न मुख्यात्मा न मिथ्यात्मा पुत्रःशेषी भवत्यतः
अध्येता वह्निरित्यत्र सन्नप्यग्निर्न गृह्यते ।
अयोग्यत्वेन योग्यत्वाद्वटुरेवात्र गृह्यते ॥
कृशोऽहं पुष्टिमाप्स्यामीत्यादौ देहात्मतोचिता
न पुत्रं विनियुंक्तेऽत्र पुष्टिहेत्वन्नभक्षणे॥४६
तपसा स्वर्गमेष्यामीत्यादौ कर्त्रात्मतोचिता
अनपेक्ष्य वपुर्भोगं चरेत्कृच्छ्रादिकं ततः॥४७
मोक्ष्येऽहमित्यत्र युक्ता चिदात्मत्वं तदा पुमान्
तद्वेत्ति गुरुशास्त्राभ्यां न तु किंचिच्चिकीर्षति
विप्रक्षत्रादयो यद्वद्बृहस्पतिसवादिषु ।
व्यवस्थितास्तथा गौणमिथ्यामुख्या यथोचितम् ॥ ४९ ॥
तत्र तत्रोचिते प्रीतिरात्मन्येवातिशायिनी ।
अनात्मनि तु तच्छेषे प्रीतिरन्यत्र नोभयम्

શબ્દાર્થ–આ રીતે આત્માનું ત્રિવિધપણું છે, માટે જે વ્યવહારોમાં જેની આત્મતા ઉચિત હોય, તે (વ્યવહારોમાં) તેની જ પ્રધાનતા માનવી, અને બીજા સર્વની ગૌણુતા માનવી. (૪૩) ગૃહની રક્ષા આદિમાં મરવા પડેલાને ઉપયોગી, ગૌણાત્મા–પુત્ર ઉપયોગી છે, પણ મુખ્યાત્માએ નથી, તેમ મિથ્યાત્માએ ઉપયોગી નથી, એમાં તો પુત્ર જ પ્રધાન હોય છે. (૪૪) જેમ, 'અધ્યયનકર્ત્તા અગ્નિ છે,' આ વાક્યમાં અગ્નિપદ વિદ્યમાન છતાં પણ અયોગ્યપણાંથી તે ગ્રહણ કરાતો નથી; પરંતુ યોગ્યપણાંથી એ ઠેકાણે બાળકને જ ગ્રહણ કરવામાં આવે છે.(૪૫) 'હું કૃશ થઇ ગયો છું, હું પુષ્ટિને પ્રાપ્ત થઇશ;' ઇત્યાદિ વ્યવહારોમાં, દેહાત્માનું પ્રધાનપણું ઉચિત છે; અહીં પુષ્ટિમાં, કારણભૂત અન્નભક્ષણમાં પિતા પુત્રની નિમણુક કરતો નથી.(૪૬) વળી, 'હું તપ કરીને સ્વર્ગમાં જઇશ,' ઇત્યાદિ વ્યવહારમાં કર્ત્તાનું મુખ્યાત્મપણું ઉચિત છે, (ત્યાં દેહાદિક સમજવાનું નથી). તેને માટે દેહના ભોગની ઇચ્છા ન કરતાં મનુષ્ય કૃચ્છ્રાદિક વ્રતો કરે છે.(૪૭) વળી, જ્યારે પુરુષ 'હું મુક્ત થઇશ,' એવી બુદ્ધિ કરે છે, ત્યારે ગુરુ અને શાસ્ત્રથી ચેતન બ્રહ્મને જાણે છે, અન્ય (કર્માદિક) કંઈ પણ કરવા ઇચ્છતો નથી;(૪૮) એ પ્રકારના વ્યવહારમાં શુદ્ધ ચેતનની મુખ્યતા યોગ્ય છે તથા બૃહસ્પતિસવ વગેરે યજ્ઞોમાં બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય વગેરેની જેમ અધિકાર પ્રમાણે વ્યવસ્થા કરવામાં આવે છે, તેમ ગૌણ, મિથ્યા અને મુખ્યરૂપ આત્માની પણ યોગ્યતા પ્રમાણે વ્યવસ્થા જાણવી.(૪૯) તે તે વ્યવહારોમાં, ઉચિત આત્મામાં અત્યંત પ્રીતિ હોય છે, તેના ઉપયોગી અનાત્મામાં પ્રીતિ હોય છે અને તેથી ભિન્ન(આત્મા અને તેના શેષથી ભિન્ન)માં, પરમ પ્રીતિ કે સાધારણ પ્રીતિ એકે હોતી નથી. ૫૦.

### ચન્દ્રકાન્ત વિવરણ

શિષ્ય–ભલે એમ પણ હોય, આત્માની ત્રિવિધતા પણ હોય, પરંતુ પુત્રાદિકની પ્રધાનતા નથી, એમ જણાયું નહિ.

ગુરુ–આત્માની ત્રિવિધતા માનવાથી પાલન, પોષણ અને બ્રહ્મતાનાં અનુસંધાનાદિ લૌકિક તથા વૈદિક વ્યવહારમાં જેની આત્મતા ઉચિત છે, તે વ્યવહારમાં તેની પ્રધાનતા જ છે ને અન્યની ગૌણુતા જ છે. એટલે, જે વ્યવહારમાં પુત્રની આત્મતા ઉચિત છે, તે વ્યવહારમાં પુત્રની પ્રધાનતા માનવી, અને ત્યાં બીજાની ગૌણુતા માનવી; જે વ્યવહારમાં સ્થૂલ દેહની આત્મતા ઉચિત હોય, તે વ્યવહારમાં સ્થૂલ દેહની મુખ્યતા અને પુત્રાદિ તથા સાક્ષીની ગૌણુતા માનવી; અને જે વ્યવહારમાં સાક્ષીની મુખ્યતા ઉચિત હોય, તે વ્યવહારમાં સાક્ષીની પ્રધાનતા માનવી ને પુત્રાદિની તથા સ્થૂલ દેહની ગૌણુતા માનવી, એમ સિદ્ધ નથી થયું શું ?–૪૩

પૂર્વે ગૌણાત્મા, મિથ્યાત્મા અને મુખ્યાત્મા, એ ત્રણ આત્માનું પ્રતિપાદન કર્યું. તેમાં 'પુત્રાદિ ગૌણાત્મા છે; સ્થૂલ દેહ મિથ્યાત્મા છે, ને સાક્ષી જ મુખ્યાત્મા છે.' મરવા પડેલા પુરુષનો ગૌણાત્મા જ ઘર કુટુંબની રક્ષામાં ઉપયોગી છે, પણ મિથ્યાત્મા કે મુખ્યાત્મા ઉપયોગી નથી; કારણ કે સ્થૂલ દેહ તો મરવા પડેલો હોવાથી કોઈ પણ કાર્યમાં ઉપયોગી રહેતો નથી, અને મુખ્યાત્મા સાક્ષી તો અવિકારી, અસંગ અને નિષ્ક્રિય તથા નિરુપાધિક છે; એટલા જ માટે ગૃહ, ક્ષેત્ર, ધનાદિની રક્ષામાં ત્રીજો જ ગૌણાત્મા–પુત્રાદિ તે જ પ્રધાન છે. ૪૪

શિષ્ય–પોતાનાં મરણ પછીના વ્યવહારમાં ગૌણાત્મા–પુત્રાદિની પ્રધાનતા છે કે અન્ય વ્યવહારમાં પણ છે ?

ગુરુ–જેમ મરણ પછીના વ્યવહારમાં ગૌણાત્માની પ્રધાનતા છે, તેમ મરણ પહેલાં અને નીરોગ દશામાં પણ ગૌણાત્માની જ પ્રધાનતા છે; કારણ કે પોતે વિદ્યમાન હોય તો પણ અને સ્વસ્થ હોય તો પણ કેટલાક પુરુષો, ગૃહાદિકનો રક્ષાદિ સર્વ વ્યવહાર, ગૌણાત્મા કે જે પુત્રાદિક છે, તેને સોંપી દે છે.

શિષ્ય–એમાં કાંઈ પ્રમાણ છે ?

ગુરુ–એમાં બટુક અને અગ્નિનું દૃષ્ટાંત છે. ઋષિબાળકો શીતકાલમાં અગ્નિની પાસે બેસીને અધ્યયન કરે છે, એટલે બાળકને અધ્યયન કરવામાં અગ્નિ બહુ સહાયભૂત થઈ પડે છે, તેથી

ઋષિઓ 'अयं वह्निरध्येता । આ અગ્નિ અધ્યયન-કર્તા છે,' એમ કહે છે. એ પ્રયોગમાં અગ્નિ શબ્દનો મુખ્ય અર્થ અગ્નિ એટલે અંગારા છે, ને ગૌણ અર્થ બાળક છે. એ પ્રયોગમાં મુખ્યાર્થ અંગારા વિદ્યમાન છે, તો પણ તે ભણે છે એમ સમજાતું નથી, પરંતુ ગૌણાર્થ બાળક સમજાય છે, કેમકે અધ્યયનમાં અગ્નિની યોગ્યતા નથી, પણ બાળકની જ યોગ્યતા છે.

જેમ 'અગ્નિ અધ્યયન કરે છે,' એ પ્રયોગમાં મુખ્યાર્થ અગ્નિ વિદ્યમાન છે, તો પણ અધ્યયનમાં તેની યોગ્યતા ન હોવાથી ગૌણાર્થ સમજીને, બાળક ભણે છેએમ સમજાય છે, એટલે બાળકની જ પ્રધાનતા માનવી પડે છે, તેમ પોતે (પિતા-રૂપ મુખ્યાત્મા) વિદ્યમાન હોય, તો પણ ઘર-સંસારી વ્યવહારમાં તેની યોગ્યતા હોવાથી પુત્રાદિકની પ્રધાનતા માનવી જોઇએ. ૪૫

એમ જ, 'હું કૃશ થઈ ગયો છું, તેથી પૌષ્ટિક ઔષધનું સેવન કરી, દૂધ પી, ઘી ખાઈ અને તેજાનાદિ પૌષ્ટિક પદાર્થના ભક્ષણ આદિથી શરીરને પુષ્ટ કરીશ,' એમ કહે, તે સ્થળે સ્થૂલ દેહ એટલે મિથ્યાત્મા, પ્રધાન છે; કારણ કે પુષ્ટતાનાં હેતુ પૌષ્ટિક ઔષધના સેવન આદિ વ્યવહારમાં મિથ્યાત્માની જ યોગ્યતા છે, પરંતુ ગૌણાત્માની કે મુખ્યાત્માની યોગ્યતા નથી; કેમકે ગૌણાત્મા પુત્રાદિ પોતાથી જુદા છે, ને મુખ્યાત્મા સાક્ષી નિર્વિકાર છે. એટલા જ માટે, કોઈ પણ પુરુષ પોતાના દેહની પુષ્ટિના કારણભૂત દૂધ પાનાદિકમાં પુત્રાદિક જે પ્રિય હોય છે, તેને ખવાડીપીવાડી પોતે પુષ્ટ થતો નથી; પણ પોતે જ ખાઇપી પુષ્ટ થાય છે. ૪૬

બહુ પ્રસંગે અમે પંચકોશની મિથ્યાત્મતા કહી છે, ને તેમાંથી દેહ(અન્નમયકોશ)રૂપ મિથ્યાત્માની મુખ્યતાનો વ્યવહાર દર્શાવ્યો છે. હવે વિજ્ઞાનમયરૂપ મિથ્યાત્માની મુખ્યતાનો વ્યવહાર કહીએ છિયે, તેનું શ્રવણ કર. 'હું તપોબળથી સ્વર્ગ મેળવીશ' ઇત્યાદિ વ્યવહાર જ્યારે પુરુષ કરે છે, ત્યારે વિજ્ઞાનમય કે જે કર્તૃ શબ્દનો વાચ્યાર્થ છે, તેની જ મુખ્યતા છે, દેહાદિકની નથી.

શિષ્ય–તેમાં દેહાદિકની મુખ્યતા કેમ નથી?

ગુરુ–વર્તમાન સ્થૂલ દેહ સહિત કોઇથી સ્વર્ગમાં જઈ શકાતું નથી; એ દેહ તો આ લોકમાં જ પડ્યો રહે છે. વળી સ્થૂલ દેહને સુખ આપવાવાળા સર્વ ભોગોને તજી, તેને મોટું કષ્ટ આપી, સ્વર્ગાદિકની પ્રાપ્તિ માટે કેટલાક પુરુષો કૃચ્છ્રચાંદ્રાયણાદિ મોટાં મોટાં તપ કરે છે, એકાદશી કરે છે, વ્રતો કરે છે, એ વ્યવહારમાં સ્થૂલ દેહની મુખ્યતા નથી. વળી પુત્રાદિક પણ આ લોકમાં રહી જાય છે, તેથી તેની પણ એ વ્યવહારમાં મુખ્યતા નથી. ૪૭

વળી, જ્યારે પુરુષ, 'હું શમદમાદિ સાધન-સંપત્તિ સિદ્ધ કરીને મુક્તિને પ્રાપ્ત થઇશ,' એવી બુદ્ધિ કરે છે, ત્યારે તે ગુરુને શરણે જાય છે, ત્યાં ગુરુ શાસ્ત્રને અનુસરીને તેને મહાવાક્યોના અર્થનો ઉપદેશ કરે છે, ને આ મુમુક્ષુ પુરુષ તેનું શ્રવણ, મનન અને નિદિધ્યાસન કરે છે, તેથી તેને બહુ કાળે આત્માનું અપરોક્ષજ્ઞાન થાય છે, અને તેથી 'હું કર્ત્તાભોક્તારૂપ નથી, પણ સાક્ષાત્ ચિદાનંદ બ્રહ્મસ્વરૂપ છું,' એવી રીતે ચિદાત્માને તે સાક્ષાત્ જાણે છે, તેથી તેને ચિદાત્મા જ ઉચિત છે, પણ કર્તૃતા આદિ રૂપતા ઉચિત નથી; કેમકે 'બ્રહ્મ સત્, ચિત્ અને અનંત છે,' 'બ્રહ્મ વિજ્ઞાનરૂપ અને આનંદરૂપ છે,' 'અંતરરહિત, બાહ્યરહિત અને સંપૂર્ણ પ્રજ્ઞાનઘન જ છે,' ઇત્યાદિ શ્રુતિઓ તે જ ચિદાત્માનું પ્રતિપાદન કરે છે.

'એમાં હું મોક્ષ પામીશ,' ઇત્યાદિ વ્યવહારમાં સાક્ષીની પ્રધાનતા છે, પણ ગૌણાત્મા પુત્રાદિની કે મિથ્યાત્મા દેહાદિની પ્રધાનતા નથી. કારણ કે મોક્ષમાં સાક્ષીની જ યોગ્યતા છે પણ ગૌણાત્માની કે મિથ્યાત્માની યોગ્યતા નથી. ૪૮

'બ્રાહ્મણ બૃહસ્પતિસવે કરીને યજ્ઞ કરે,' વગેરે વચનોથી બ્રાહ્મણને જ બૃહસ્પતિસવમાં અધિકાર છે, પરંતુ ક્ષત્રિય કે વૈશ્યને નથી; (ક્ષત્રિય) રાજસૂય યજ્ઞે કરીને યજ્ઞ કરે, નથી ક્ષત્રિયને જ રાજસૂય યજ્ઞ [illegible] પરંતુ બ્રાહ્મણને કે વૈશ્યને નથી

સ્તોમ કરીને યજ્ઞ કરે,' એ વાકયથી વૈસ્યસ્તોમમાં વૈસ્યને જ અધિકાર છે, પણ બ્રાહ્મણ કે ક્ષત્રિયને નથી. એ ત્રણેમાં જેમ, 'બૃહસ્પતિસવમાં બ્રાહ્મણની જ પ્રધાનતા છે, પણ ક્ષત્રિય કે વૈસ્યની નથી; રાજસૂયયજ્ઞમાં ક્ષત્રિયની જ પ્રધાનતા છે, પણ બ્રાહ્મણ કે વૈસ્યની નથી; અને વૈસ્યસ્તોમમાં વૈસ્યની જ પ્રધાનતા છે. પણ બ્રાહ્મણ કે ક્ષત્રિયની નથી;' તેમ ગૃહ, ધન, ક્ષેત્રાદિની રક્ષામાં ગૌણાત્મા પુત્રાદિની જ મુખ્યતા છે, પણ મિથ્યાત્મા કે મુખ્યાત્માની મુખ્યતા નથી; 'હું પુષ્ટ થઇશ,' 'હું સ્વર્ગમાં જઇશ,' ઇત્યાદ સ્થળમા મિથ્યાત્માની જ મુખ્યતા છે, પણ ગૌણાત્મા કે મુખ્યાત્માની મુખ્યતા નથી; અને 'હું સચ્ચિદાનદ બ્રહ્મરૂપ છું,' ઇત્યાદિ વ્યવહારમાં મુખ્યાત્માની જ મુખ્યતા છે, પરતુ ગૌણાત્માની કે મિથ્યાત્માની મુખ્યતા નથી.

એ પરથી સમજવાનું કે, ગૌણાત્માની, મિથ્યાત્માની અને મુખ્યાત્માની યોગ્ય વ્યવહાર વિષે યોગ્યતાનુસાર મુખ્યતા જ માનવી. ૪૯

જે જે વ્યવહારમાં જે જે આત્મા ઉચિત હોય, તે તે વ્યવહારમાં તેના તેના ઉપયોગીપણાથી તે તે આત્માની પ્રધાનતા છે ને તેથી તેમાં પરમ પ્રીતિ છે, ને તેના પ્રધાનભૂત આત્મામાં પ્રીતિ તો કહેવા માત્ર છે; જેમકે, ગૃહરક્ષા આદિમાં પુત્રાદિ ગૌણાત્માની પ્રધાનતા છે, તેથી તે વ્યવહારમાં પુત્રાદિમાં પરમ પ્રીતિ છે, ને દેહાદિકમાં પ્રીતિ કહેવામાત્ર છે; ને શરીરની પુષ્ટિ આદિમાં સ્થૂલ દેહાદિ મિથ્યાત્માની પ્રધાનતા છે, તેથી તે વ્યવહારમાં પરમ પ્રીતિ છે અને પુત્રાદિને વિષે કહેવામાત્ર પ્રીતિ છે; અને મોક્ષમાં સાક્ષીરૂપ મુખ્યાત્માની પ્રધાનતા છે, તેથી તે વ્યવહારમાં આત્મામાં પરમ પ્રીતિ છે, ને પુત્રાદિમાં કહેવામાત્ર પ્રીતિ છે. એટલે કે આત્મા અને આત્માના શેષથી અન્ય છે, એવી વસ્તુમાં ઉભયવિધ પ્રેમ નથી, એટલે પરમપ્રીતિ કે પ્રીતિ, એકે નથી. એ પરથી સમજ કે, ગમે તે વ્યવહારમાં ગમે તેની પ્રધાનતા હોય, પરંતુ આત્મામાં જ પરમ પ્રીતિ છે. ૫૦

---

## ૨ આત્માની પ્રિયતમતાની સિદ્ધિ અને પરમાનંદતાની સર્વ વૃત્તિઓમાં અપ્રતીતિપૂર્વક યોગ અને વિવેકની સમતા

(શ્લોક ૫૧–૯૦; ૪૦)

અવતરણિકા–ઉપર 'અન્ય અનાત્મ વસ્તુમાં નહિ,' એમાં જે અન્ય શબ્દ છે, તેના અર્થના અવાંતર ભેદ કહેતાં ગુરુ પ્રિયતમ, પ્રિય, ઉપેક્ષ્ય, તથા દ્વેષ્ય વસ્તુને પ્રત્યે વિવેક કરી બતાવે છે.

उपेक्ष्यं द्वेष्यमित्यन्यद्द्वेधा मार्गतृणादिकम् ।
उपेक्ष्यं व्याघ्रसर्पादि द्वेष्यमेवं चतुर्विधम् ॥
आत्मा शेष उपेक्ष्यं च द्वेष्यं चेति चतुर्ष्वपि
न व्यक्तिनियमः किंतु तत्तत्कार्यात्तथा तथा ।
स्याद्व्याघ्रः संमुखो द्वेष्यो ह्युपेक्ष्यस्तु पराङ्मुखः ।
लालनादनुकूलश्चेद्विनोदायेति शेषताम् ॥५३
व्यक्तीनां नियमो माभूल्लक्षणं तु व्यवस्थितिः
आनुकूल्यं प्रातिकूल्यं द्वयाभावश्च लक्षणम् ॥
आत्मा प्रियान् प्रिय.शेषो द्वेष्योपेक्ष्ये तदन्योः
इति व्यवस्थितो लोको याज्ञवल्क्यमतं च तत्
अन्यत्रापि श्रुतिः प्राह पुत्राद्वित्तात्तथान्यतः।
सर्वस्मादांतरं तत्त्वं तदेतत्प्रेय ईक्षताम् ॥५६

શબ્દાર્થ–(આત્મા અને તેના શેષથી) જે અન્ય છે, તે ઉપેક્ષ્ય અને દ્વેષ્ય એમ બે પ્રકારનું છે; માર્ગનાં ઘાસ આદિ ઉપેક્ષ્ય છે, અને વાઘ, સર્પાદિક દ્વેષ્ય છે; એ પ્રમાણે ચાર પ્રકારની વસ્તુ છે.(૫૧) આત્મા, શેષ, ઉપેક્ષ્ય, દ્વેષ્ય એ રીતે ચારેયમાં પણ વ્યક્તિનો (અત્યંત પ્રિય વગેરે સ્વરૂપનો) કંઈ નિયમ નથી, કિંતુ તે તે કાર્યને લઇને તે તે પ્રકારે (પ્રિયતમ, પ્રિય, ઉપેક્ષ્ય, દ્વેષ્ય) થાય છે.(૫૨) વાઘ સામે ખાવા આવે તો તે દ્વેષ્ય થાય છે, પરાઙ્મુખ થાય તો ઉપેક્ષ્ય થાય છે, ને લાલનથી અનુકૂલ થાય છે અને તે વિનોદ આપે છે, ત્યારે શેષપણાને પામે છે અર્થાત્ પ્રિય થાય છે.(૫૩)

તું કહીશ કે, વ્યક્તિનો નિયમ નથી તો ભલે વ્યક્તિનો નિયમ ન હો, પરતુ લક્ષણુથી વ્યવસ્થા થાય છે. અનુકૂલપણું, પ્રતિકૂલપણું અને એ બન્નેનો અભાવ (અનુકૂલતા અને પ્રતિકૂલતાનો અભાવ) એ (પ્રિય, દ્વેષ્ય અને ઉપેક્ષ્યનું) લક્ષણ છે.(૫૪) આત્મા અતિપ્રિય છે, શેષ પ્રિય છે, અને તેથી (આત્માથી અને શેષથી) અન્યમાં દ્વેષ અને ઉપેક્ષા છે; એ પ્રમાણે લોકની વ્યવસ્થા છે, એટલું જ નહિ પરતુ યાજ્ઞવલ્કયનું પણ એવું જ મત છે (૫૫) બીજે સ્થળે પણ શ્રુતિ કહે છે કે, 'પુત્રથી, ધનથી તથા અન્ય સર્વથી આંતર આત્મતત્ત્વ છે, તેને (આત્મતત્ત્વને) અતિ પ્રિય જાણો.'૫૬

## (૧) પ્રિયતમ, પ્રિય, ઉપેક્ષ્ય, અને દ્વેષ્ય વસ્તુનો વિવેક

( શ્લોક ૫૧-૭૨, ૨૨ )

## ચન્દ્રકાન્ત વિવરણ

ગુરુ—હમણાં કહ્યુ કે, આત્માથી અને આત્માના શેષથી ઉભયથી અન્ય એવી વસ્તુમાં પ્રેમ નથી, એમાં જે 'અન્ય' શબ્દ છે, તેનો અર્થ બે પ્રકારનો થાય છે અન્ય શબ્દનો અર્થ ઉપેક્ષ્ય એટલે ઉપેક્ષા કરવા યોગ્ય, અને અન્ય શબ્દનો અર્થ દ્વેષ્ય એટલે દ્વેષનો વિષય એટલે દ્વેષ કરવા યોગ્ય, એમ બે છે માર્ગમા ચાલતાં ઘાસ, કાકરા, કચરો આદિ હોય તે ઉપેક્ષ્ય છે, ને ઉપદ્રવના કારણ સિંહ, સર્પ, વાઘ, વીંછી, વરુ આદિ દ્વેષ્ય છે એ પ્રકારે વસ્તુની વ્યવસ્થા ચાર પ્રકારે છે ૫૧

આત્મા, શેષ, ઉપેક્ષ્ય અને દ્વેષ્ય એ પ્રમાણે ચાર પ્રકારે વસ્તુની વ્યવસ્થા છે એટલે પ્રિયતમ, પ્રિય, ઉપેક્ષ્ય ને દ્વેષ્ય તેમા આત્મા પરમ પ્રિય છે, શેષ એટલે પુત્રાદિ પ્રિય છે, ઉપેક્ષ્ય એટલે ઘાસ, કાંકરા ઉપેક્ષાનો વિષય છે, અને દ્વેષ્ય એટલે વાઘ સર્પ દ્વેષવિષય છે

શિષ્ય—શેષ, ઉપેક્ષ્યાદિની પ્રિયતાદિ નિયમથી નિશ્ચિત છે.

ગુરુ—ના. આ જ પ્રિય; આ જ ઉપેક્ષ્ય, આ જ દ્વેષ્ય; અન્ય નહિ, એવો કાંઈ નિયમ નથી

શિષ્ય—ત્યારે પરમ પ્રિયતાદિ કેમ જાણવામાં આવે ?

ગુરુ—ઉપકાર વગેરેનાં લક્ષણોથી પરમ પ્રિયતાદિ જાણવામા આવે છે જેમકે, જે ઉપકાર્ય હોય તે આત્મા અને પરમ પ્રિય છે, જે ઉપકાર હોય તે શેષ અને પ્રિય છે, જે વિરોધી ન હોય તેમ જ ઉપકારક પણ ન હોય તે ઉપેક્ષ્ય છે, ને જે વિરોધી છે તે દ્વેષ્ય છે. ૫૨

જે આત્મા હોય તે આત્મા જ રહે, શેષ હોય તે શેષ જ રહે, ઉપેક્ષ્ય હોય તે ઉપેક્ષ્ય જ રહે, ને દ્વેષ્ય હોય તે દ્વેષ્ય જ રહે છે, એવો કોઈ પણ પદાર્થમા નિયમ નથી દ્વેષ્ય હોય તે પણ કાર્યવશથી પ્રિય થાય છે, પ્રિય હોય તે પણ કાર્યવશથી દ્વેષ્ય થાય છે, ઉપેક્ષ્ય હોય તે પણ કાર્યવશથી પ્રિય થાય, ને અપ્રિય હોય તે પણ કાર્યવશથી પ્રિય થાય છે એવી રીતે સર્વ પદાર્થોમાં દ્વેષ્ય, ઉપેક્ષ્ય અને પ્રિય કાર્યવશથી ઉલટ સુલટ થાય છે, એ નિયમ રહેલો છે દાખલા તરીકે, એક વાઘ છે, તે મહાદ્વેષ્ય છે એ તો લોકપ્રસિદ્ધ છે એ જ વાઘ કોઈ કારણથી દ્વેષ્ય થાય છે, કોઈ કારણથી ઉપેક્ષ્ય થાય છે, ને કોઇ કારણથી પ્રિય પણ થાય છે જો વાઘ ફુફાડા મારતો આપણી સામે થઈ, ખાવા આવતો હોય તો દ્વેષ્ય થાય છે, પણ જગલમાં તે વાઘ બીજી તરફ ચાલ્યો જતો હોય તો તે જ વાઘ ઉપેક્ષ્ય થાય છે, પણ જો તે જ વાઘ પાલન અને લાલન આદિથી વશ થયો હોય તો તે વિનોદનું સાધન થઈ, પ્રિય પણ થઈ પડે છે. એટલે એકનો એક જ વાઘ દ્વેષ્ય, ઉપેક્ષ્ય અને પ્રિય થાય છે એવી રીતે સર્વ પદાર્થોમા કાર્યવશથી પ્રિયતા, ઉપેક્ષ્યતા અને દ્વેષ્યતા ત્રણે ગુણો સમાયલા છે ૫૩

શિષ્ય—જ્યારે એક જ વસ્તુ પ્રિયતા, ઉપેક્ષ્યતા અને દ્વેષ્યતા એ ત્રણ ધર્મવાળી છે, ત્યારે તો વ્યવહારની વ્યવસ્થા જ થશે નહિ

ગુરુ—અમે જે એક જ વસ્તુના પ્રિયતાદિ ત્રણ ધર્મો કહ્યા છે, તે સામાન્ય રીતે કહ્યા છે, પણ લક્ષણથી કહ્યા નથી માટે લક્ષણથી પ્રિય, ઉપેક્ષ્ય અને દ્વેષ્યની વ્યવસ્થા થઈ શકે છે.

શિષ્ય-પ્રિય, ઉપેક્ષ્ય અને દ્વેષ્ય, એ ત્રણેનાં શુ લક્ષણો છે ?

ગુરુ—લક્ષણ એટલે જુઓ

જે જે અનુકૂળ હોય, તે તે [

અનુકૂળતા પ્રિયનું લક્ષણ છે; જે પ્રતિકૂળ હોય તે દ્વેષ્ય હોય છે, તેથી પ્રતિકૂલતા દ્વેષ્યનું લક્ષણ છે, ને જે અનુકૂલે ન હોય ને પ્રતિકૂલે ન હોય, તે ઉપેક્ષ્ય છે; માટે અનુકૂલ–પ્રતિકૂલતા રહિત-પણું ઉપેક્ષ્યનું લક્ષણ છે ૫૪

આત્મા એટલે પ્રત્યગાત્મા તે અતિ પ્રિય છે; શેષ, કે જે પોતાને ઉપયોગી છે, તે પણ પ્રિય છે; આત્મા અને શેષથી અન્ય જે વાઘ, સિંહાદિ દ્વેષનો વિષય હોય તે દ્વેષ્ય છે, ને જે ઘાસાદિ ઉપેક્ષાનો વિષય હોય તે ઉપેક્ષ્ય છે, એ પ્રમાણે લોકમાં વસ્તુની ચાર પ્રકારની વ્યવસ્થા છે. એ ચારથી નિરાળું આ જગતમાં કંઈ પણ નથી.

શિષ્ય–વસ્તુની ચતુર્વિધતા છે, એ શું તમારા કહેવાથી જ માનવું કે કોઈ બીજાએ પણ કહ્યું છે?

ગુરુ–વસ્તુની ચતુર્વિધતા એકલા અમે જ કહેતા નથી, પણ યાજ્ઞવલ્ક્ય ઋષિને પણ તે સંમત છે; કારણ કે, તેણે મૈત્રેયીબ્રાહ્મણમાં પોતાની પત્ની મૈત્રેયી પ્રત્યે તેનો ઉપદેશ કર્યો છે. ૫૫

શિષ્ય–આત્માની પ્રિયતમતામાં કેવળ મૈત્રેયીબ્રાહ્મણ પ્રમાણ છે, કે અન્ય પણ પ્રમાણ છે?

ગુરુ–આત્માની પ્રિયતમતામાં પુરુષવિધબ્રાહ્મણ પણ પ્રમાણ છે; કારણ કે, મૈત્રેયીબ્રાહ્મણની પેઠે તેમાં પણ આત્માની પ્રિયતમતાનુ વર્ણન કર્યું છે.

શિષ્ય–પુરુષવિધબ્રાહ્મણમાં કયી શ્રુતિમાં એનું વર્ણન કર્યું છે?

ગુરુ–'तदेतत्प्रेय.। पुत्रात्प्रेयो वित्तात्प्रेयोऽन्यस्मात्सर्वस्मादांतरं यदयमात्मेति'। જે આત્મા છે તે આ પુત્રથી પ્રિયતમ છે, ધનથી પ્રિયતમ છે અને અન્ય સર્વથી પણ પ્રિયતમ છે, સર્વ(પુત્રાદિ)થી આંતરતમ છે, એ પ્રિય આત્મા છે એ વાક્યથી સર્વથી આતરતત્ત્વની પ્રિયતમતા જણાય છે, અને મૈત્રેયીબ્રાહ્મણ અને પુરુષવિધબ્રાહ્મણ એ બન્ને બૃહદારણ્યકોપનિષતનાં અંતર્ગત છે, તેમાં તેમ કહ્યું છે. ૫૬

### પુત્રાદિકમાં પ્રીતિનું તારતમ્ય

અવતરણિકા-શિષ્ય કહે છે કે, એ પ્રમાણે શ્રુતિમાં કહ્યું છે એ તો ઠીક, પણ તેથી ચાલતા પ્રસંગમાં શું સમજવું? તેપરથી ગુરુ પ્રાણથી લઈને ધન સુધીની પ્રીતિમાં તારતમ્ય બતાવે છે.

श्रौत्या विचारदृष्ट्यायं साक्ष्येवात्मा न चेतरः
कोशान्पंच विविच्यांतर्वस्तुदृष्टिर्विचारणा ॥
जागरस्वप्नसुप्तीनामागमापायभासनम् ।
यतो भवत्यसावात्मा स्वप्रकाशचिदात्मकः॥
शेषाः प्राणादि वित्तांता आसन्नास्तारतम्यतः
प्रीतिस्तथा तारतम्यात्तेषु सर्वेषु वीक्ष्यते ॥
वित्तात्पुत्रः प्रियः पुत्रात्पिंडः पिंडात्तथेंद्रियम्
इंद्रियाच्च प्रियः प्राणः प्राणादात्मा प्रियःपरः
एवं स्थिते विवादोऽत्र प्रतिबुद्धविमूढयोः ।
श्रुत्योदाहारि तत्रात्मा प्रेयानित्यत्र निर्णयः॥
साक्ष्येव दृश्यादन्यस्मात्प्रेयानित्याह तत्त्ववित् ।
प्रेयान् पुत्रादिरेवेमं भोक्तुं साक्षीति मूढधीः॥

શબ્દાર્થ–શ્રુતિની પર્યાલોચનારૂપી વિચારદૃષ્ટિએ જોવાં તો આ સાક્ષી જ આત્મા છે, બીજો (પુત્રાદિ) નથી. પંચકોશોનું વિવેચન કરીને અંતર વસ્તુ (આત્મા) છે, આવી દૃષ્ટિ થવી, તેનું નામ વિચારણા (વિચાર) છે; (૫૭) અને જેના થકી જાગ્રત, સ્વપ્ન અને સુષુપ્તિનું આગમ (પ્રાપ્તિ) અને અપાય (પૂર્વ પૂર્વ અવસ્થાની નિવૃત્તિ ને ઉત્તર ઉત્તર અવસ્થાનુ પ્રકાશવું) થાય છે, એ સ્વપ્રકાશ ચિદ્રૂપ આત્મા છે. (૫૮) પ્રાણથી લઈને ધનપર્યંત શેષ(ભોગ્ય) પદાર્થો જે પ્રમાણે તારતમ્યે કરીને આત્માના આસન્ન (નજીકના સંબંધવાળા) છે, તે પ્રમાણે તારતમ્યને લઈને સર્વ પદાર્થોમાં પ્રીતિ જોવામાં આવે છે. (૫૯) ધન કરતાં પુત્ર પ્રિય છે, પુત્ર કરતાં પિંડ (અન્નમય દેહ) પ્રિય છે, પિંડ કરતાં ઇંદ્રિય પ્રિય છે, ઇંદ્રિય કરતાં પ્રાણ પ્રિય છે, ને પ્રાણ કરતાં આત્મા પરમ પ્રિય છે.(૬૦) એ રીતે (આત્માની પરમપ્રિયતા) સિદ્ધ છતાં, એ સંબંધે શ્રુતિએ, જ્ઞાની અને અજ્ઞાનીનો વિવાદ કહ્યો છે, તેમાં 'આત્મા પરમપ્રિય છે,' એટલો જ નિર્ણય છે. (૬૧) બીજા કોઈ પણ દૃશ્ય પદાર્થથી સાક્ષી જ પરમપ્રિય છે, એમ

તત્ત્વવેત્તા કહે છે, અને 'પુત્રાદિક જ પરમપ્રિય છે, તથા પુત્રાદિકને ભોગવવા માટે આત્મા છે,' એમ તો મૂઢબુદ્ધિ કહે છે. ૬૨

## ચન્દ્રકાન્ત વિવરણ

શિષ્ય–ભલે, શ્રુતિમાં આત્માની પ્રિયતમતાનું વર્ણન કર્યું હોય, તેથી પ્રકૃતમાં શુ સિદ્ધ થયુ?

ગુરુ–શ્રુતિના અર્થની પર્યાલોચના કરતાં, એટલે વિચારદૃષ્ટિથી જોતાં જણાય છે કે, 'પ્રિય તમતાથી પ્રતીત થતો સાક્ષી જ મુખ્યાત્મા છે, પણ પુત્રાદિ મુખ્યાત્મા નથી' એટલા જ માટે, પ્રિયતમ આત્મા છે, એ જ ભોગવવા વાળો છે, ને પુત્રાદિ સર્વ પદાર્થો તેના જ ભોગ માટે છે, એ સિદ્ધ થયુ, બીજુ શુ?

શિષ્ય–વિચારદૃષ્ટિ એટલે વિચાર એમ તમે કહ્યું, તેનું સ્વરૂપ ભણો

ગુરુ–તૈતરી ચોપનિષત્માં કહ્યા પ્રમાણે વિચારથી અન્નમય, પ્રાણમય, મનોમય, વિજ્ઞાનમય અને આનદમય એ પાંચ કોશને આત્માથી જૂદા કરીને, એ કોશની અદર રહેલા આત્માનો જે અનુભવ કરવો એ જ વિચારનુ સ્વરૂપ ૫૭

શિષ્ય–અદર રહેલા આત્માના અનુભવનો પ્રકાર કહો

ગુરુ–જાગ્રદવસ્થા, નિવૃત્ત થાય છે, ને સ્વપ્નાવસ્થા પ્રાપ્ત થાય છે, સ્વપ્નાવસ્થા નિવૃત્ત થાય છે, ને સુષુપ્તિ અવસ્થા પ્રાપ્ત થાય છે, સુષુપ્તિ અવસ્થા નિવૃત્ત થાય છે ને જાગ્રદવસ્થા પ્રાપ્ત થાય છે, એવી રીતે ઉત્તરઉત્તર અવસ્થાની પ્રાપ્તિ અને પૂર્વપૂર્વ અવસ્થાની નિવૃત્તિનો જે પ્રકાશ થાય છે, તે નિત્ય ચૈતન્યરૂપ સાક્ષીથી થાય છે એ સાક્ષી જ સ્વપ્રકાશચિદ્રૂપ આત્મા છે, એવી રીતે સર્વદા વિચાર કરવો, એ જ આત્માના અનુભવનો પ્રકાર છે. ૫૮

વળી સાક્ષીથી જૂદા, પ્રાણથી લઈ ધનપર્યંત, જે જે પદાર્થો છે, તે સર્વે સમાનતાથી સાક્ષીની સમીપમાં રહેવાવાળા નથી, પરતુ તારતમ્યથી એટલે ન્યૂનાધિક ભાવથી સાક્ષીની સમીપમાં રહેવાવાળા છે

શિષ્ય–સાક્ષી તો પ્રાણાદિ સર્વ પદાર્થોને સમાન છે, તેથી આત્માની સમીપતા સર્વને સમાન હોવી જોઇએ, તેમ છતાં પણ પ્રાણાદિને આત્માની સમીપતા તારતમ્યથી છે, એમ કેમ કહેવાય?

ગુરુ–પ્રાણાદિકમાં પ્રીતિના તારતમ્યથી સાક્ષીની સમીપતાનુ તારતમ્ય જાણવામાં આવે છે, અને જેમ જેમ આત્માની સમીપતાનું તારતમ્ય છે, તેમ તેમ તેમા પ્રીતિનુ તારતમ્ય પણ સ્પષ્ટ જોવામા આવે છે ૫૯

સ્રીપુત્રાદિ ધન કરતા વિશેષ પ્રિય છે. માણસો સ્રીપુત્રાદિની વિપત્તિ દૂર કરવા માટે ધનનો મનમાન્યો ખર્ચ કરે છે,' પણ એ સ્રી પુત્રાદિ કરતાં પોતાનો અન્નમયદેહ માણસને અતિપ્રિય છે, કેમકે પુરુષો પોતાના દેહનાં રક્ષણ માટે સ્રી અને પુત્રાદિને પણ આપી દે છે દુકાળ વખતે કેટલાક માણસો પુત્રાદિને વેચી દે છે, કુતરાં, બિલાડાદિ કેટલાક પ્રાણીઓ, પોતાનાં બચ્ચાંને ખાઈ જાય છે, તેનું શુ કારણ? માત્ર પોતાના સ્થૂલદેહમાં વિશેષ પ્રીતિ એજ

પણ સ્થૂલ દેહ કરતાં પણ ઇંદ્રિય વિશેષ પ્રિય છે, કારણ કે મનુષ્યો ઇંદ્રિયના રક્ષણ માટે પોતાના સ્થલ શરીરમાં પણ દુ ખ સહન કરે છે કોઈ અપરાધીને રાજાએ શાસન કીધુ કે, ચાહે તો એ નેત્ર કાઢી લેવા દે, ને ચાહે તો એ સો ફટકાનો માર ખાય હવે તે અપરાધી નેત્ર કાઢવા કરતા ફટકા સહન કરવા ઉત્તમ માને છે, ને તે સહન પણ કરી લે છે તેમ જ જ્યારે અણધાર્યો માર પડતો હોય ત્યારે મનુષ્ય પોતાનાં મર્મસ્થલ તથા ઇંદ્રિયોને બચાવે છે, ને સ્થૂલદેહમા સઘળો માર સહી લે છે, તેનુ કારણ પણ સ્થૂલદેહ કરતાં ઇંદ્રિયોમા વિશેષ પ્રીતિ છે તે જ

હવે એ ઇંદ્રિય કરતાં પણ પ્રાણ વિશેષ પ્રિય છે, કારણ કે પ્રાણી, જ્યારે પ્રાણત્યાગ એટલે મરણપ્રસગ પ્રાપ્ત થાય ત્યારે તેનો અટકાવ કરવા માટે, ઇંદ્રિયનો નાશ પણ સહન કરી લે છે કોઇને જોરથી શીતલાનો રોગ થયો હોય ને તેમાંથી દેહ બચવાની આશા પણ ન હોય, તેવે પ્રસગે જો કોઈ એમ કહે કે તારી આંખ આ રોગમાં જશે અથવા જીભ ઝલાઈ જશે, તો તે સાંભળી તે રોગી પોતાનો દેહ પડવા કરતાં, નેત્રનો નાશ

અથવા તો અન્ય ઇંદ્રિયનો નાશ ઉત્તમ માને છે. વળી, કોઈ રાજાએ અપરાધીને દેહાંતદંડ અથવા તો નેત્ર કાઢી લેવાની શિક્ષા કીધી હોય, ત્યારે તે અપરાધી, દેહાંતદંડ કરતાં, નેત્ર જવા દેવાને રાજી થાય છે, ને તેથી આંધળો બનીને પણ પોતાના દેહનું રક્ષણ કરે છે. તેનું કારણ, પણ ઇંદ્રિયો કરતાં પ્રાણમાં વિશેષ પ્રીતિ છે તે જ.

પણ એ પ્રાણ કરતાં પણ આત્મા પરમ પ્રિય છે; કારણ કે કેટલાક પ્રસંગમાં સમજુ ને અણ-સમજુ આત્માનાં સુખ માટે પ્રાણનો ત્યાગ કરે છે. કેટલાક યોગીઓ ઉત્તમ પદની પ્રાપ્તિ માટે પોતાની મેળે યોગબળથી પ્રાણનો ત્યાગ કરે છે; ને કેટલાક ભોગીઓ સ્વર્ગાદિકની ઇચ્છાથી ગંગાપ્રવાહ લે છે, ભૈરવ જપ ખાય છે અથવા અનશન (ઉપવાસ) વ્રતથી પ્રાણનો ત્યાગ કરે છે. તેનું કારણ, પ્રાણ કરતા આત્મા ઉપર પરમ પ્રીતિ છે તે જ. તે ધારે છે કે, આત્માને એથી મોટું સુખ થશે. એમ 'આત્મા નિરતિશય પ્રેમનું પાત્ર છે, એટલે તે પરમ પ્રિય છે,' એવો તત્ત્વવેત્તાઓનો અનુભવ છે.

સારાંશ કે, ધન કરતાં પુત્રાદિ આત્માની સમીપમાં છે, તેથી તેમાં ધન કરતાં વિશેષ પ્રીતિ છે; પુત્રાદિ કરતાં પોતાનો સ્થૂલદેહ આત્માની વિશેષ સમીપમાં છે, તેથી તેમાં પુત્રાદિ કરતાં વિશેષ પ્રીતિ છે; દેહ કરતાં પણ ઇંદ્રિય આત્માની વધારે સમીપમાં છે, તેથી દેહ કરતાં પણ ઇંદ્રિયમાં વિશેષ પ્રીતિ છે; ઇંદ્રિય કરતાં પ્રાણ આત્માની વિશેષ સમીપમાં છે, તેથી તેમાં ઇંદ્રિય કરતાં વિશેષ પ્રીતિ છે; એ પ્રમાણે પૂર્વ પૂર્વ કરતાં ઉત્તરોત્તરમાં વિશેષ પ્રીતિ, સર્વજનોએ અનુભવેલી છે ને આત્મા પોતે તો પરમપ્રિય જ છે. ૬૦

એ પ્રમાણે આત્માની પ્રિયતમતા શ્રુતિસિદ્ધ છે, તથાપિ શ્રુતિએ એ વિષયમાં જ્ઞાની અને અજ્ઞાનીનો વિવાદ પણ દર્શાવ્યો છે.

શિષ્ય–અહોહો ! સત્યસિદ્ધાંતમાં શ્રુતિમાંએ વાદ ! કૌતક જ ! જ્યારે આત્માની પ્રિયતમતા શ્રુતિસિદ્ધ છે, ત્યારે શ્રુતિએ એ વિષયમાં જ્ઞાની અને અજ્ઞાનીનો વિવાદ શામાટે દર્શાવ્યો છે?

ગુરુ–કૌતક કંઈ નથી. એ વિવાદ તો સત્ય-સિદ્ધાંતથી જ્ઞાતા થવા માટે દર્શાવે છે, તેમાં કૌતક શાનું ?

શિષ્ય–શ્રુતિએ એ વિવાદનો પરિહાર કેવી રીતે કર્યો છે?

ગુરુ–યુક્તિપૂર્વક આત્માની પ્રિયતમતાનું પ્રતિપાદન કરી, 'આત્મા જ પરમપ્રિય છે' એવો નિર્ણય કર્યો છે. ૬૧

શિષ્ય–જ્ઞાની અને અજ્ઞાનીનો વિવાદ શ્રુતિએ કેવી રીતે દર્શાવ્યો છે?

ગુરુ–'સ્ત્રી, પુત્ર, ધન, ગૃહ, ક્ષેત્ર આદિ જે જે દશ્ય પદાર્થો છે, તે સર્વથી આત્મા પરમ પ્રિય છે,' એમ જ્ઞાની કહે છે, ને 'પુત્ર, સ્ત્રી, ધન, વૈભવ પરમ પ્રિય છે અને તે જ અર્થે સાક્ષી છે,' એવું તો અજ્ઞાની જ માને છે. જ્ઞાની જે સાક્ષીને મુખ્ય કહે છે, તેને અજ્ઞાની ગૌણ કહે છે ને અજ્ઞાની જે પુત્રાદિકને મુખ્ય કહે છે, તેને જ્ઞાની ગૌણ કહે છે, માટે તે બન્નેનું કથન પરસ્પર વિરોધવાળું છેઃ એ જ વિવાદ. ૬૨

### શિષ્ય અને પ્રતિવાદીને ફલભેદ

અવતરણિકા–હવે આત્માથી અતિરિક્તની પ્રિયતમતા કહેવાવાળા વિરોધીને સ્પષ્ટ રીતે ઉત્તર આપવા માટે, તેવા વિરોધીઓના ભેદ પાડી દેખાડે છે; અને શિષ્યને આત્માની પ્રિયતમતા કેમ છે તે તથા આત્માથી જુદા પદાર્થને પ્રિય કહેનારાને કેમ ઉપદેશ કરવો તે કહે છે તેમાં પ્રથમ શિષ્યને કેમ સમજાવવું તે કહે છે.

आत्मनोऽन्यं प्रियं ब्रूते शिष्यश्च प्रतिवाद्यपि।
तस्योत्तरं वचो बोधशापौ कुर्यात्तयोः क्रमात्॥
प्रियं त्वां रोत्स्यतीत्येवमुत्तरं वक्ति तत्त्ववित्।
स्वोक्तप्रियस्य दुष्टत्वं शिष्यो वेत्ति विवेकतः॥
अलभ्यमानस्तनयः पितरौ क्लेशयेच्चिरम् ।
लब्धोऽपि गर्भपातेन प्रसवेन च बाधते ॥
जातस्य ग्रहरोगादिः कुमारस्य च मूर्खता।
उपनीतेऽप्यविद्यत्वमनुद्वाहश्च पण्डिते॥६६॥
पुनश्च परदारादि दारिद्र्यं च कुटुंबिनः ।
पित्रोर्दुःखस्यनास्त्यंतो धनीचेन्म्रियते तदा॥
एवं विविच्य पुत्रादौ प्रीतिं त्यक्त्वा निजा-
त्मनि ।
निश्चित्य परमां प्रीतिं वीक्षते तमहर्निशम्॥

શબ્દાર્થ-શિષ્ય અને પ્રતિવાદી બન્નેય આત્માથી અન્યને પ્રિય કહેનારા છે. તેના (શિષ્ય અને પ્રતિવાદીના) પ્રતિઉત્તર વચન, તેઓ (શિષ્ય અને પ્રતિવાદી) ને ક્રમથી બોધ (રૂપ) અને શાપ (રૂપ) થઈ પડે છે. (૬૩) 'પ્રિય તને રડાવશે,' એવો પ્રત્યુત્તર તત્ત્વવેત્તા કહે છે, ત્યારે શિષ્ય પોતે કહેલા પ્રિયનું દુષ્ટપણું વિવેકથી જાણે છે. (૬૪) કે,- પુત્ર ન થાય તોપણ માતાપિતાને લાંબો વખત સૂધી દુઃખ ઉપજાવે છે; ગર્ભવાસમાં આવે છે તો પણ ગર્ભપાતથી અથવા પ્રસવથી (પોતાની માતાને) પીડે છે; (૬૫) જન્મેલા પુત્રને ગ્રહ અથવા રોગાદિની પીડા થાય તોપણ દુઃખ, તે મૂર્ખ થાય તોપણ દુઃખ, ઉપવીત-જનોઈ આપ્યા પછી વિદ્યારહિત રહે તોપણ દુઃખ, તે પંડિત છતાં લગ્ન થાય નહિ તોપણ દુઃખ,(૬૬) જુવાન હોય ને પરસ્ત્રી આદિમાં લંપટ થાય તોપણ દુઃખ, પુત્ર વગેરેથી કુટુંબવાળો હોવા છતાં દરિદ્રી હોય તોપણ દુઃખ, ધનવાન્ હોય ને જો મરણ પામે તોપણ દુઃખ, એવી રીતે માતાપિતાનાં દુઃખનો અંત નથી; (૬૭) એ પ્રમાણે વિચાર કરી, પુત્રાદિકમાં પ્રીતિને તજીને, નિજાત્મા(સ્વરૂપ)માં પરમપ્રીતિનો નિશ્ચય કરી, વિવેકી શિષ્ય નિજાત્માને રાતદિવસ જુવે છે. ૬૮

## ચન્દ્રકાન્ત વિવરણ

ગુરુ-આત્માથી અન્ય એટલે પુત્રાદિકને પ્રિયતમ કહેવાળા બે જણ છેઃ-શિષ્ય અનેપ્રતિવાદી. જો કે એ બન્ને 'આત્માથી અન્ય પુત્રાદિ પ્રિયતમ છે,' એમ આગ્રહથી કહે છે, તથાપિ ગુરુએ તેને એવો ઉત્તર આપવો જોઇએ કે, જે ઉત્તરથી શિષ્યને આત્મબોધ થાય અને પ્રતિવાદીને શાપરૂપ થાય. ૬૩

શિષ્ય-ગુરુ એવો તે કેવો ઉત્તર આપે કે, જેથી શિષ્યને બોધ થાય અને પ્રતિવાદીને શાપરૂપ થાય?

ગુરુ-મહાત્મા તો તેને કહેશે કે, 'રે મૂઢ! 'सर्वोऽन्यमात्मनः प्रियं ब्रुवाणं प्रतिब्रूयात् प्रियं त्वां रोत्सीतीति!' તે જ્ઞાની આત્માથી અન્યને પ્રિય કહેનાર પ્રત્યે કહે છે કે, 'પ્રિય વસ્તુ તને રડાવશે.' આત્માથી બીજા પદાર્થ સ્ત્રીપુત્રાદિ પ્રિય છે, એમ કહેનાર શિષ્ય હોય કે પ્રતિવાદી હોય, ગમે તે હોય, તોપણ ગુરુએ તો તેને એક જ ઉત્તર આપવાનો છે કે, 'રે મૂઢ! પ્રિય પ્રિય, મારાં મારાં ને વહાલાં વહાલાં શું કરે છે? એ પ્રિય તને રડાવશે;' મારાં મારાં પછડાવશે, ને વહાલાં વહાલાં માથાં કૂટાવશે.

શિષ્ય-સ્વભાવથી જ પુત્ર, સ્ત્રી, ધનાદિ પ્રિય છે. વળી ગુરુ પણ કહે છે કે, 'પ્રિય તને રડાવશે,' એ વાક્યમાં પુત્રાદિકને જ પ્રિય કહે છે, ત્યારે જે પ્રિય છે તે કેમ રોવરાવે? પ્રિય હોય તે તો હસાવે જ, રડાવે નહિ જ.

ગુરુ-મનુષ્ય જેટજેટલો પુત્ર, સ્ત્રી, ધન વગેરેમાં, પ્રાણી અથવા બીજા પદાર્થમાં સ્નેહ કરે છે, તેટતેટલા અંશમાં તે શોકશંકુ (શોકરૂપી ખીલા)ઓ પોતાના હૃદયમાં ખોસે છે. જેમાં સ્નેહ કર્યો હોય, તેનો વિયોગ થાય અથવા વિનાશ થાય ત્યારે જેમ ખીલા ખુંચે છે તેમ તે સ્નેહ ખુંચે છે. યદ્યપિ પુત્ર, સ્ત્રી આદિ અતિ પ્રિય છે, તથાપિ તે પોતાના વિયોગથી અથવા વિનાશથી પ્રીતિ કરનારને રડાવે જ છે.

શિષ્ય-'પ્રિય તને રડાવશે', એ એક જ વચનથી શિષ્યને અને પ્રતિવાદીને કેમ સમજાવી શકાશે?

ગુરુ-એ વચન જે રીતે શિષ્ય પ્રત્યે કહેવાનું છે તે તથા જે રીતે પ્રતિવાદી પ્રત્યે કહેવાનું છે તે હું કહું છું, તે તું સાંભળ.

એ ત્રણ શબ્દના વાક્યમાં શિષ્ય, ગુરુના ઉપદેશથી, દોષદૃષ્ટિથી ને વિચારથી, પુત્ર,સ્ત્રી આદિ જે જે પ્રીતિના વિષય છે, તેમાંતેમાં દોષથી જુવે છે, તેથી સર્વમાં વૈરાગ્ય થાય છે, ને તેથી સ્ત્રીપુત્રાદિકમાં પ્રીતિને તજી આત્મા સંગે પરમ પ્રીતિ જોડે છે, ને તેથી તેને આત્મબોધ થાય છે. ૬૪

શિષ્ય-'પ્રિય તને રડાવશે,' એ વચન સાંભળી, પુત્રાદિ દોષવાળા છે, એવો વિચાર શિષ્ય કેવી રીતે કરે છે?

ગુરુ-પુત્રાદિ સર્વ પદાર્થો, વિચાર કરીએ તો, સ્પષ્ટ રીતે જ દુઃખમય પ્રતીત થાય છે. પ્રથમ તો પુત્રનો જ વિચાર કર. પુત્ર ઉત્પન્ન ન થયો હોય, તોપણ દુઃખ થાય છે; કારણ કે, 'પુત્ર

થાય તો સારું,' એ પ્રમાણે માતાપિતાને મોટી ચિંતા રહે છે. તેને માટે શરીરદોષ કાઢવા કેટલાંક ઔષધો કરે છે, જપવ્રતાદિ કરાવે છે, બાધાઆખડી રાખે છે, ને સમયે તો ન કરવાનું કરી અનેક કષ્ટ ભોગવે છે. એ પ્રમાણે ન ઉત્પન્ન થયેલો પુત્ર માતાપિતાને દુઃખ આપે છે. મનુએ પુત્રને માટે પુત્રેષ્ટિ કરી મોટો પરિશ્રમ તથા ધનનો વ્યય કર્યો હતો. દિલીપે પુત્રમાટે અસહ્ય દુઃખસહન કર્યું હતું. તેનો વૃત્તાંત જાણવા જેવો છે.

## દિલીપ રાજાની કથા

એ દિલીપ મનુના વંશમાં ઉત્પન્ન થયેલો હતો. તે સૂર્યવંશી રાજા હતો. ચક્રવર્તી અને મોટો પ્રતાપી હતો. તે મનુ રાજાએ કહેલા રાજધર્મ પ્રમાણે વર્તતો હતો, અને ધર્મથી પ્રજાનું પાલન કરતો હતો. તે એક રેખામાત્ર પણ મનુએ કહેલા માર્ગને મૂકીને ચાલતો ન હતો. સર્વ પ્રજા અને માંડલિક રાજાઓ તેની આજ્ઞામાં રહેતા હતા, ને તે ધનસંગ્રહ માટે નહિ, પણ પ્રજાનાં રક્ષણ માટે માંડલિકો પાસેથી કર લેતો હતો. રાજા પોતે બળવાન્ હતો, તેથી તેને અન્યની સહાયતાની અપેક્ષા ન હતી; પોતાનાં ધનુષવડે જ શત્રુઓને જિતતો હતો. તેની મંત્રશક્તિ દૈવના જેવી પ્રબળ હતી, તેથી કાર્યસિદ્ધિ થયા પછી તેનો મનોરથ માણસોના જાણવામાં આવતો હતો, પણ પહેલાંથી કોઈ જાણી શકતું ન હતું, એવો તે ગંભીર હતો. તે ભયરહિત પોતાનું રક્ષણ કરતો, સ્થિર મનથી ધર્માચરણ કરતો હતો, તે નીતિનિપુણ હતો, રાજ્યપાલનમાં પ્રવીણ હતો, ને ક્ષમાવાન્, ઉદાર, દયાળુ આદિ ગુણોનો ભંડાર હતો. તેને સુદક્ષિણા નામની રાણી હતી. તે, સુશીલા, ચતુરા, રૂપવતી અને પતિવ્રતા હતી. તે રાજાને રાણીઓ ઘણી હતી તોપણ સુદક્ષિણા વિશેષ પ્રિય હતી, ને તે જ તેની પટરાણી હતી. એ રાજાની અવસ્થા મોટી થયા છતાં પણ સંતાન થયું નહિ. આ વર્ષે સંતાન ન થયું તો આવતે વર્ષે થશે, એ વર્ષે ન થયું તો બીજે વર્ષે થશે, એવા મનોરથ કરતાં કરતાં તેનાં કેટલાંક વર્ષો વીતી ગયાં, તોપણ સંતાન થયું નહિ. એક સમે તે રાજ્યકારભાર પ્રધાનને સોંપી, બ્રહ્માની પૂજા કરી, રથમાં બેસી સુદક્ષિણા સાથે, વસિષ્ઠ ઋષિ–કે જે તેના કુળગુરુ હતા, તેના આશ્રમમાં ગયો. ત્યાં જઈ ઋષિનાં ચરણમાં રાજા અને રાણી બન્ને પડ્યાં. વસિષ્ઠઋષિએ આશીર્વાદ આપી, બન્નેનો યોગ્ય અતિથિસત્કાર કરી પૂછ્યું,–'હે રાજન્! તમારાં રાજ્યમાં કુશલ તો છેની?'

રાજાએ કહ્યું, "હે ઋષિરાજ! મારી ઉપર આપની પૂર્ણ કૃપા છે, તેથી મારાં રાજ્યમાં કુશળ કેમ ન હોય? આપની કૃપાથી રાજ્યનાં સાતે અંગમાં કુશળ છે. હે મહારાજ! આપ મારા સલાહ આપનારા છો, તેથી જ મારા શત્રુઓ શાંત થઈ ગયા છે. મારી સર્વ પ્રજા સુખી છે, વૃષ્ટિ વખતસર અને યથાયોગ્ય થતી રહે છે, સાતે દ્વીપો મારા વશમાં છે, મારી સંપત્તિ મોટી છે, તોપણ હે દેવ! મારા મનને એમાંનું કંઈ પણ પ્રિય લાગતું નથી; કારણ કે મનુષ્ય ધન, સમૃદ્ધિ, રાજ્યાદિની જેને માટે ઇચ્છા કરે છે, તેવો એક પુત્રજ મને નથી. હે મહારાજ! હું આપના આશીર્વાદથી વૃદ્ધિ પામ્યો છું, ને હું તો આપનો જ છું છતાં મને પુત્ર નથી, તેથી આપનાં મનમાં દુઃખ નથી થતું? મનુષ્ય ઉત્પન્ન થયા પછી ત્રણ ઋણવાળો થાય છે; દેવઋણ, ઋષિઋણ ને પિતૃઋણ. મેં વેદાધ્યયન કરી ઋષિઋણ ઉતાર્યું, યજ્ઞો કરી દેવઋણ દૂર કર્યું, પણ મારા શિરપર પિતૃઋણ રહ્યું છે, જે દૂર કરવું મારા સ્વાધીનમાં નથી; પણ આપ સમર્થ છો, તેથી આપ કૃપા કરો તો તે ઉતરે. યદ્યપિ આ મારી અવસ્થા મોક્ષસાધનનાં સંપાદનને યોગ્ય છે, પણ વચન છે કે, 'ત્રણ ઋણને દૂર કરીને મનને મોક્ષમાં લગાડવું; કારણ કે અપુત્રને લોક (સ્વર્ગાદિ) નથી,' એમ સ્મૃતિમાં કહ્યું છે; તેથી મોક્ષસાધનમાં પણ મન લાગતું નથી. હે મહારાજ! પુત્ર વિના આ લોક કે પરલોક કોઈ પણ સિદ્ધ થતા નથી, માટે મને પુત્ર આપો. મેં પુત્ર માટે ઘણાએ ઉપાયો કર્યા, તોપણ પુત્ર થતો નથી, તેનું શું કારણ છે?"

એવી રીતનાં રાજાનાં વચન સાંભળી, ઋષિએ ધ્યાન કરી જોયું; પછી રાજાને કહ્યું કે, 'તને કામધેનુનો શાપ થયો છે, તેથી પુત્ર થતો નથી.'

રાજા બોલ્યો: "હે મહારાજ! એ કામધેનુનો શાપ, શા માટે થયો, ને ક્યાં થયો!"

ઋષિએ કહ્યુ કે, 'હે નૃપ! પૂર્વે એક વખતે તું સ્વર્ગમા ઇંદ્ર પાસે ગયો હતો, તેવામા આ સુદક્ષિણાને રજોદર્શન થયે માત્ર ચાર દિવસ થયા હતા, તેથી સુદક્ષિણાની પાસે જવાની ઉત્કંઠાથી, તું ઇંદ્રની પાસેથી ત્વરાથી પૃથ્વી ઉપર આવતો હતો, તે વખતે કલ્પવૃક્ષની નીચે કામધેનુ બેઠી હતી. કામધેનુ પરમપૂજ્ય છે, ને દેવતાઓ પણ તેને નમે છે, અને એ કામધેનુની પ્રદક્ષિણા કરી, પ્રણામ કરી, પછી અન્ય કામે પણ જાય છે. પણ તું તે કામધેનુને પ્રદક્ષિણા કર્યા વિના, સુદક્ષિણામા ઉત્કંઠાને લીધે અતિ ત્વરાથી પૃથ્વી ઉપર આવ્યો, તેથી કામધેનુએ તને શાપ દીધો કે, 'હે રાજન્! તું પુત્રની ઇચ્છાથી ત્વરાથી મારો અનાદર કરી જાય છે, તેથી મારી પુત્રીની સેવા વિના તને પુત્ર થશે નહિ'

એ સાંભળી રાજાએ પૂછ્યુ –'એ શાપ મારા જાણવામાં કેમ ન આવ્યો?'

ઋષિએ કહ્યુ –'તુ કે તારા સારથિએ, કોઇએ પણ એ શાપ સાભળ્યો નહિ, કારણ કે તારુ મન સુદક્ષિણામા પરોવાયલ હતુ'

રાજાએ કહ્યુ –'ઠીક, હવે હુ સ્વર્ગમાં જઈ, સેવા કરી, કામધેનુને પ્રસન્ન કરીશ'

ઋષિએ કહ્યુ:–'એ કામધેનુ સ્વર્ગમા નથી, પરંતુ વરુણના યજ્ઞ માટે, ઘણો વખત થયાં પાતાળમાં રહે છે.'

રાજાએ કહ્યુ –'ત્યારે ત્યાં જઈ તેને પ્રસન્ન કરીશ.'

ઋષિએ કહ્યુ –'પાતાળમાં તારાથી જવાય તેમ નથી, કારણ કે પાતાળનું દ્વાર સર્પોએ રોધી લીધુ છે.'

રાજાએ કહ્યુ.–'તો હે મહારાજ! ત્યારે મારે કેમ કરવુ?'

ઋષિએ કહ્યુ –'હે નૃપ! એ કામધેનુની પુત્રી નંદિની મારી પાસે છે, માટે કામધેનુને બદલે, તમે સ્ત્રીપુરુષ બન્ને તેની સેવા કરો જો પ્રસન્ન થાય તો એ નંદિની પણ મનોરથ પૂર્ણ કરવાવાળી છે હે રાજન્! તારો મનોરથ થોડા વખતમા પૂર્ણ થશે, કેમકે શકુન બહુ સારા થાય છે જો, જેની તારે સેવા કરવી છે, જેની આપણે વાત કરીએ છિયે, એ નંદિની આ આવે છે એ ગાયની મુનિવ્રત ધારણ કરી, બ્રહ્મચર્ય પાળી, પવિત્રતા રાખી, ફલફૂલ ખાઈ તમો સેવા કરો'

પછી રાજાએ પ્રસન્નતાથી વસિષ્ઠઋષિનો આશીર્વાદ ગ્રહણ કર્યો, ને ગાયની સેવા કરવાનો નિશ્ચય કર્યો ઋષિ પોતે પોતાનાં તપોબળથી રાજાને યોગ્ય મોટા વૈભવવાળા મહેલ આદિ સિદ્ધ કરવા સમર્થ હતા, તો પણ રાજાના હિત માટે ને તેની પાસે મુનિના નિયમો પળાવવા હતા, તેથી રાજા તથા રાણીને રહેવા માટે પર્ણકુટી આદિ, મુનિને યોગ્ય જ સાધનોની સઘળી તજવીજ કરી. રાત્રિએ રાજા તથા રાણી દર્ભાસન ઉપર સૂતા, ને ચાર ઘડીને આશરે રાત્રિ શેષ રહી ત્યારે ને શિષ્યો અધ્યયન કરવા લાગ્યા ત્યારે, બન્ને જણા ઉઠ્યા, સ્નાનાદિ કરી, ગાયની સેવા માટે તૈયાર થયાં. પ્રભાતમાં સુદક્ષિણાએ ગંધાક્ષત પુષ્પોવડે ગાયની પૂજા કરી, પછી વનમા ચરવા જવા માટે તેને છોડી, ને તેની પછવાડે રાજા ને સુદક્ષિણા ચાલ્યા પણ તપોવનની સીમાથી સુદક્ષિણા તથા સેવકોને પાછાં વાળી, રાજા પોતે એકલો જ, ગોવાળીયાની પેઠે, ગાયની રક્ષા કરવા લાગ્યો તે પોતાના હાથથી ઘાસ તોડી તોડી, કોળીઓ વાળી, ગાયને ખવરાવતો હતો, ડાંસને ઉડાડતો હતો, તેને ખજવાળતો હતો, તે જ્યા જાય ત્યા જવા દેતો હતો, તે ઉભી રહે તો ઉભો રહેતો, ચાલતી તો ચાલતો, બેસતી તો બેસતો ને જલપાન કરે તો પોતે પણ જલપાન કરતો હતો તેણે છત્ર ચામરાદિક સર્વ રાજચિહ્નો તજી દીધા હતા, તો પણ 'વિશેષ તેજથી આ રાજા છે,' એટલું તો જણાતુ હતું. રાજાએ માત્ર ધનુષ અને બાણ જ ધારણ કર્યાં હતાં, તે માત્ર ગાયની રક્ષા માટે ધારણ કર્યાં હતાં

એવી રીતે વનમા ચરી, સાયંકાળ થયો ત્યારે, ગાય આશ્રમ તરફ પાછી ફરી, ને રાજા પણ તેની પછવાડે પાછો ફર્યો. દૂરથી ગાયને તથા રાજાને આવતાં જોઈ, સુદક્ષિણા પલક વિનાનાં નેત્રે કરી તેમને એક નજરે જોઈરહી, પછી ગાયની સામે જઈ, તેની પ્રદક્ષિણા કરી, ગંધાક્ષતપુષ્પોવડે તેનું પૂજન કરી, વાછડા પાસે જવા દીધી

રાજાએ આશ્રમમાં આવી, વસિષ્ઠઋષિ તથા અરુંધતીનાં ચરણમાં પ્રણામ કર્યા,તે પછી સાયસંધ્યાદિ કર્મ કીધું. જ્યારે નંદિનીને દોહવાનો સમય થયો ત્યારે તેને દોહી; તે પછી પણ તે બન્ને જણાં તેની સેવા કરવા લાગ્યાં, ને ગાય સૂતા પછી પોતે સૂતાં. એ પ્રમાણે નિયમથી ગાયની સેવા કરતાં કરતાં એકવીશ દિવસ નીકળી ગયા.

હવે એક કૌતક બન્યું. બાવીશમે દિવસે, રાજાનો ભાવ જોવા માટે, નંદિની હિમાલય પર્વતની ગુફામાં ગઈ. યદ્યપિ તે સ્થલ અતિ વિકટ હતું, તો પણ 'આ ગાયને સિંહાદિક પણ હરાવી શકે તેમ નથી,' એમ જાણી દિલીપ હિમાલય પર્વતની શોભા જોવા લાગ્યો. તેવામાં અકસ્માત્ એક સિંહ, ગાયની ઉપર તુટી પડ્યા, ને તેને મારવા લાગ્યો. રાજાની તે તરફ નજર નહતી, પણ ગાય હુભાં હુભાં કરી બરાડા પાડવા લાગી. તે સાંભળી તે દોડ્યો, ને જોય છે તો ત્યાં ગાયપર સિંહની તલપ છે. તત્ક્ષણે રાજાએ તે સિંહને મારવા માટે ભાથામાંથી બાણ કાઢવાની ઇચ્છાથી જમણો હાથ બાણની કોથળીમાં લગાડ્યો, પણ તે ત્યાં ને ત્યાં જ ચોંટી રહ્યો ! એક તો સિંહ ગાયને મારતો હતો, તેથી રાજાને ક્રોધ વ્યાપ્યો છે, વળી બાણની સાથે હાથ ચોંટી ગયો છે, ને સિંહને મારવારૂપ પોતાનું ધાર્યું કામ થયું નહિ, ને સિંહ તો ગાયને મારતો જ હતો, તેથી વિશેષ ક્રોધ વ્યાપ્યો ને મંત્રતંત્રથી સ્તંભી રાખેલા સર્પની પેઠે તે તરફડવા લાગ્યો. તે જોઈ, તે સિંહ, મનુષ્યવાણીથી રાજાને કહેવા લાગ્યો: 'હે મહીપાલ! શોભ, શોભ. મિથ્યા પ્રયાસ મ કર. તેં મને બાણ માર્યું નથી, પણ કદાચિત્ માર્યું હોત તો પણ વ્યર્થ જાત; કારણ કે તે મને લાગત નહિ. જેમ વાયુ વૃક્ષને ઉખેડી નાંખે છે, પણ પર્વતને ઉખેડી શકતો નથી, તેમ તારું બાણ બીજાને લાગે, પણ મને ન લાગે.'

રાજા બાણ સાથે પોતાનો હાથ ચોંટી જવાથી વિસ્મયમાં પડ્યો છે, તેમાં વળી સિંહ મનુષ્યની પેઠે બોલી વાતો કરવા લાગ્યો તેથી, વિશેષ વિસ્મયમાં પડ્યો. તે સિંહને કહેવા લાગ્યો:–'હે સિંહ! મારું બાણ તને ન લાગે, તેનું શું કારણ?'

સિંહ બોલ્યો, 'હું મહાદેવજીનો ગણ છું, મારું નામ કુંભોદર છે, મારી ઉપર મહાદેવજીની પૂર્ણ કૃપા છે; કારણ કે જ્યારે મહાદેવજી નંદી ઉપર ચડે છે, ત્યારે પ્રથમ એક પગ મારી પીઠ ઉપર રાખીને ચડે છે.'

રાજાએ પૂછ્યું: 'ત્યારે તું કૈલાસપર્વતને મૂકી અહીં શામાટે રહ્યો છે, ને સિંહનું સ્વરૂપ શામાટે ધારણ કર્યું છે? અહીં રહેવા માટે શંકરે તને આજ્ઞા કેમ આપી?'

સિંહ બોલ્યો: 'જો આ પાસે દેવદારુનું વૃક્ષ ઉભું છે તે. શંકરએ વૃક્ષને પુત્ર ગણે છે, ને પાર્વતીજીએ સોનાના ઘડાવડે જલ પાઇ ઉછેરીને તેને મોટું કર્યું છે. એક દિવસે વનના હાથીએ આવી પોતાનું ગંડસ્થળ એ વૃક્ષની સાથે ઘસ્યું, તેથી તેની છાલ ઉખડી ગઈ, તે જોઈ પાર્વતીજીએ બહુ શોક કર્યો, ને તે દિવસથી મહાદેવજીએ મને સિંહનું સ્વરૂપ આપીને વનના હાથીઓના ત્રાસ માટે અહીં રાખ્યો છે. મારા નિર્વાહ માટે પાસે આવેલાં પ્રાણીઓને ખાવાની તેની આજ્ઞા છે. ઘણા દિવસ થયાં કોઈ પણ પ્રાણી, મારી પાસે આવ્યું નથી, તે હું ઘણા દિવસનો ભૂખ્યો છું. આજ આ ગાય આવી, તેને ખાવાથી મારી ક્ષુધા નિવૃત્ત થશે, ને મને તૃપ્તિ થશે. માટે હવે તું પાછો જા, લાજ મૂકી દે, તેં ગુરુભક્તિ યથાર્થ દર્શાવી છે.'

રાજાએ કહ્યું:–'હું શસ્ત્રધારી છું, ગોબ્રાહ્મણપ્રતિપાળ છું, તેથી શસ્ત્ર ચલાવ્યા વિના અને શરીરમાં કાંઈ પણ શસ્ત્રનું ચિહ્ન થયા વિના, સાજો સારો એમ ને એમ, આ ગાયને મૂકી જાઉં તો મારી અપકીર્તિ થાય.'

સિંહ બોલ્યો: 'જે વસ્તુની રક્ષા શસ્ત્રથી કે કોઈ કારણથી થઈ ન શકે તો તેમાં શસ્ત્રધારીની અપકીર્તિ થતી નથી.'

સિંહનાં એવાં વચન સાંભળી, 'મારો હાથ મહાદેવજીના પ્રભાવથી અટક્યો છે. મહાદેવજીથી કોણ મોટું? તેની પાસે કોનું બળ ચાલે? એમ વિચારી, પોતાનો હાથ અટકવાથી જે દુઃખ થતું હતું, તે મનમાંથી ઓછું કરી રાજાએ સિંહ પ્રત્યે કહ્યું,–'હે સિંહરાજ! યદ્યપિ મારું વચન હસવા જેવું છે, તોપણ હું તને તે વચન કહીશ; જો હું તને ન કહું તોપણ તું સર્વ પ્રાણીઓનાં મનની વાત જાણવાવાળો છે, તેથી મારાં મનની વાત

જાણુશે, માટે ન કહેવા કરતાં મનની વાત કહેવી એ ઉત્તમ છે, તે તું સાંભળ. હે સિંહ! ચરાચર જગતના કારણ મહાદેવજી મને પરમપૂજ્ય છે; તેમ મારા ગુરુ પણ પૂજ્ય છે. મારા ગુરુ અગ્નિહોત્રી છે એ અગ્નિહોત્રમાં આ ગાયનું દૂધ, ઘી વગેરે ઉપયોગમાં આવે છે ગાય વિના મારા ગુરુને ક્ષણવાર ચાલે તેમ નથી, માટે તેની ઉપેક્ષા કરી ચાલ્યુ જવુ, એ મને યોગ્ય ભાસતુ નથી, માટે તું મને ખાઇને તારી ક્ષુધા તૃપ્ત કર, ને એ ગાયને મૂકી દે, કારણ કે સાયંકાળ થવા આવ્યો છે, તેથી વાછડો આ ગાયની પ્રતીક્ષા કરતો હશે વળી હોમનો પણ સમય થયો છે.'

તે સાંભળી સિંહ હસ્યો ને રાજા પ્રત્યે બોલ્યો: "હે નૃપ! તું રાજા છે, પણ બુદ્ધિહીન છે, તને વિચાર જ નથી; કારણ કે આ એક ગાયમાટે ચક્રવર્તી રાજ્યને, યુવાવસ્થાને અને અતિ સુંદર એવા આ શરીરને તજવા તૈયાર થયો છો! રે રાજા! પ્રાણીઓ ઉપર દયાદૃષ્ટિથી આ એક ગાય માટે તારા જેવા અનેકના સ્વામિએ મરવું યોગ્યનથી વિચાર કરી જો; તારું શરીર ઘણાનો ઉપકાર કરવાવાળુ નથી શું? હમણાં જો તું તારું શરીર મને આપી દેશે તો માત્ર આ એક ગાયનું જ રક્ષણ થશે. પરન્તુ તું જીવતો હશે તો વારંવાર થતા ઉપદ્રવોમાંથી, પિતાની પેઠે, પ્રજાઓનું રક્ષણ કરીશ. જો તું ગુરુથી ડરતો હો તો તેથી પણ ડરવા જેવુ નથી તેને આ એક ગાયના બદલામાં પુષ્કળ દૂધવાળી કરોડો ગાયો આપજે, તેથી તેના ક્રોધનું શમન થશે ને બહુ પ્રસન્ન થશે. ગાયના રક્ષણથી ધર્મ થાય, ને તેથી સ્વર્ગની પ્રાપ્તિ થાય, એવા આશયથી પણ તારે મરવું ઉચિત નથી; કેમકે તને તો ઘેર બેઠાં ઇન્દ્રના જેવુ સુખ છે, તારું રાજ્ય સ્વર્ગ જેવુ છે; માત્ર ઇંદ્ર સ્વર્ગમાં રહે છે, ને તું પૃથ્વી ઉપર રહે છે એટલો જ ભેદ છે. માટે હે નૃપ! તું તારા આ શરીરનું રક્ષણ કર.'

એવાં સિંહનાં વચન સાંભળી, રાજા ફરીથી સિંહ પ્રત્યે કહેવા લાગ્યો -' હે સિંહ! હું ક્ષત્રિય છુ! જે નાશમાથી પ્રાણીનુ રક્ષણ કરે, તે ક્ષત્રિય કહેવાય છે. જે ક્ષત્રિય નાશમાંથી પ્રાણીનુ રક્ષણ ન કરે, તેવા ક્ષત્રિયને રાજ્યનું શું પ્રયોજન છે? અથવા નિંદા થવાથી તેને પ્રાણનું પણ શુ પ્રયોજન છે? તે તો જીવતે મૂવા જેવો જ છે. હું જો રાજ્યના લોભથી અથવા બીજા કોઈ કારણથી આ ગાયનું હમણાં રક્ષણ ન કરું તો મારી અપકીર્તિ થાય. શ પ્રસિદ્ધ પુરુષને અપકીર્તિ મરણથી વધારે નથી?'

રાજાએ વળી કહ્યું -' રે સિંહરાજ! મારા ગુરુનો ક્રોધ, આ ગાયના બદલામાં બીજી કરોડો ગાય આપવાથી પણ શાંત થાય તેમ નથી; કેમકે આ ગાય સાધારણ ગાય નથી. એ કામધેનુની પુત્રી છે, એટલે કામધેનુ જેવી જ છે.'

સિંહે કહ્યું:-' કામધેનુ તો બહુ બળવાળી છે, તેને સિંહ કે બીજું કોઈ પણ મારી શકે તેમ નથી જો આ ગાય કામધેનુ જેવી હોય તો હું તેને કેમ મારી શકુ?'

રાજાએ કહ્યુ 'હે સિંહ! એમાં કંઈ તારું પરાક્રમ નથી. તું તો શંકરના પ્રતાપથી ગાયને મારે છે. એક રાજા તરીકે આ ઉત્તમ ગાયને મારો દેહ આપીને પણ મૂકાવવી જોઇએ, માટે મારું ભક્ષણ કર. મને ખાવાથી તારી ક્ષુધા નિવૃત્ત થશે, ને તૃપ્તિ થશે, ને વળી મારા ગુરુ વસિષ્ઠ ઋષિની ક્રિયાનો લોપ પણ નહિ થાય'

તે સાંભળી સિંહ બોલ્યો, 'હે રાજન! તું આ ગાય માટે આટલો મોટો આગ્રહ શા માટે કરે છે?'

રાજાએ કહ્યુ' 'પરાધીનતાનું દુઃખ તો તું પણ જાણે છે. તું પણ મહાદેવજીને પરાધીન છે, ને તેથી આ દેવદારુનું રક્ષણ કેવી સાવધતાથી કરે છે? તારી પેઠે હું પણ પરાધીન છુ; કારણ કે આ ગાય મારા ગુરુની છે, ને તેની આજ્ઞાથી હું ગાયનું રક્ષણ કરવા માટે વનમા આવ્યો છું, માટે મારે તેનું રક્ષણ કરવું જોઇએ.'

સિંહે કહ્યુ. 'તું ગમે તેમ કહે, પણ હું તને ખાઇશ નહિ'

તે સાંભળી નિરાશ થયેલા રાજાએ ધૈર્ય ધરી કહ્યુ, 'રે વનપતિ! શરીર બે છે પંચમહાભૂતનું શરીર ને યશરૂપી શરીર. આજ અથવા તો સો વર્ષ પછી પણ પ્રાણીઓને મૃત્યુ નિશ્ચિત છે. પાચે પહરે પણ એ પંચમહાભૂતનું શરીર નષ્ટ થવાનું જ, પણ યશરૂપી શરીર તો ચિરકાલ પર્યંત સ્થિર રહે છે એ તારે સર્વથા

મારા શરીરનો નાશ ન કરવો હોય તો ચિરસ્થાયી એવા યશરૂપી શરીરનો નાશ પણ મા કર. જો તું આ પાંચભૌતિક શરીરને નહિ ખાય તો મારા યશરૂપી શરીરનો નાશ થશે, ને જો ખાઈશ તો મારાં યશરૂપી શરીરનું રક્ષણ થશે. મારા જેવા પુરુષોને યશરૂપી શરીરમાં વિશેષ આસ્થા હોય છે, પરંતુ વિનાશી પાંચભૌતિક દેહમાં આસ્થા હોતી નથી. માટે, તું આ મારા દેહનું ભક્ષણ કર ને ગાયને મૂકી દે. તારે મારી એ પ્રાર્થના અવસ્ય સ્વીકારવી જોઇએ, કારણ કે હું તારો સંબંધી છું, ને તુ મારો સંબંધી છે. 'આભાસપૂર્વક સબંધ થાય છે,' એમ વિદ્વાનો કહે છે, તે સંબધ આ વનમાં આપણ બન્નેનો થયો છે, કેમકે આ ગાય સબધે આપણે કેટલીક વાતો કરી છે.'

સિંહે કહ્યું. 'ઠીક.' પછી 'સિંહ મને ખાશે, ને ગાયને મૂકી દેશે,' એવા વિચારથી દિલીપ પૃથ્વી ઉપર સૂતો, ને 'હમણાં સિંહ મારી ઉપર તલપ મારશે ને ખાઈ જશે,' એવો વિચાર કરતો હતો, એટલામાં તો આકાશમાંથી વિદ્યાધરોએ કરેલી પુષ્પોની વૃષ્ટિ તેની ઉપર પડી, ને નંદિનીએ, 'હે પુત્ર! તું ઉઠ,' એવી રીતે અમૃત જેવું મધુર વચન કહ્યું. રાજા ઉઠ્યો, અને દૃષ્ટિ કરી શું જોયું? જેના આંચળમાંથી દૂધ સ્રવતું હતુ એવી અને સ્નેહાળ માની પેઠે પાસે ઉભેલી ગાય નંદિની સર્વાંગે અક્ષત ઉભી છે! પણ સિંહ જોવામાં આવ્યો નહિ, તેથી રાજા મોટા આશ્ચર્યમાં પડ્યો. તેને ચકિત થતો જોઈ ગાય બોલીઃ 'હે સત્પુરુષ! તારી પરીક્ષા જોવા માટે મેં માયાનો સિંહ બનાવ્યો હતો. વસિષ્ઠ ઋષિના પ્રભાવથી સિંહ તો શું; પરંતુ યમરાજ પણ મને મારવા સમર્થ નથી. તારી ગુરુવિષે ભક્તિ અને મારેવિષે દયા પરિપૂર્ણ છે, તેથી હું તારી ઉપર પ્રસન્ન છુ, માટે વર માગ.'

રાજાએ કહ્યુ. 'હે માતાજી! વંશ ચલાવવાવાળો અને અનંત કીર્તિવાળો એક પુત્ર સુદક્ષિણાને આપો.' એટલે ગાયે, 'તથાસ્તુ' કહી કહ્યુ, 'તું પાનના પડીયામાં મારુ દૂધ દોહીને પી, તેથી તને પુત્ર થશે.' રાજાએ કહ્યું, 'હે માતાજી! હજી તમારો વાછડો ભૂખ્યો છે, વળી વસિષ્ઠ ઋષિનો હોમ પણ થયો નથી, માટે વાછડાનુ શેષ અને હોમનું શેષ જે દૂધ હશે, તેમાંથી છઠ્ઠા ભાગને, વસિષ્ઠઋષિની આજ્ઞા લઈ, હું પીવા ઇચ્છું છું.'

એ રીતે રાજાએ કરેલી વિજ્ઞાપનાથી નંદિની વિશેષ પ્રસન્ન થઈ, ઋષિના આશ્રમમાં આવી. પછી રાજાએ વસિષ્ઠઋષિને તે વૃત્તાંત કહ્યો, સુદક્ષિણાને પણ કહ્યો. પછી વસિષ્ઠઋષિની આજ્ઞા લઈ, નંદિનીના દૂધનું પાન કર્યું, ને વ્રત સમાપ્ત કરી, ઋષિની આજ્ઞા લઈ પોતાની રાજધાનીમાં આવ્યો. થોડે કાળે રાણીને ગર્ભ રહ્યો, ને નવ માસે પુત્ર જન્મ્યો, તેનું નામ 'રઘુ' હતું.

---

હે શિષ્ય! એક પુત્ર માટે, રાજા જેવા રાજાને થોડું સંકટ પડ્યું છે? પ્રાણ, યશ, ગુરુઆજ્ઞાનો ભંગ થવાનો ભય, એ સર્વે કેવા સંકટમાં હતા? કોમળ કાયાને થોડો શ્રમ હતો? કહે, પુત્ર, થવા માટે રાજા જેવા ધર્મશીળ પણ સંકટ ભોગવી ચિંતા કરે, તો અજ્ઞાનીની તો વાત જ શી? એમ જ પાંડુ રાજાએ પુત્ર થવા માટે મોટો પ્રયાસ લીધો છે; એમ જ હમણાં પણ મનુષ્યો મોટો પ્રયાસ લેતાં જોવામાં આવે છે. એ પ્રમાણે પુત્ર ઉત્પન્ન થયા પહેલાં અસહ્ય દુઃખ વેઠવું પડે છે. ગર્ભ રહ્યા પછી તેની માતાને ગર્ભનું દુઃખ ભોગવવું પડે છે. ને પિતાને મોટી ચિંતા રહે છે. જો ગર્ભપાત થાય તો માતા મોટાં સંકટમાં આવી પડે છે; તેનો દેહ રહેવાની પણ આશા રહેતી નથી. જો ગર્ભપાત ન થાય ને જન્મ થાય, તો જન્મના સમયે પણ માતાને મરણતુલ્ય દુઃખ પડે છે. પુત્ર જન્મ્યા પછી તેને ઉછેરી મોટો કરવામાં મહાદુઃખ છે, તેમાં વળી અનિષ્ટ ગ્રહની પીડા થાય અથવા તો રોગ થાય ને દુઃખ પડે એ તો જૂદું! ઉપવીત આપ્યા પછી જો પુત્ર વિદ્યાભ્યાસ ન કરે તોપણ દુઃખ; વિદ્યાભ્યાસ કરી સારો વિદ્વાન્ થયો હોય ને તેનો વિવાહ ન થાય તોએ તેમાં દુઃખ; સારે ઘેર વિવાહ થાય ને સ્ત્રી અનુકૂલ ન હોય તોએ દુઃખ; વધૂ અનુકૂલ હોય તોપણ પુત્ર યુવાવસ્થાને લીધે પરસ્ત્રીનો સંગી, મદ્યપાની, વેશ્યાગમનાદિ વ્યસનવાળો હોય તોએ દુઃખ!! એવાં વ્યસનવાળો પુત્ર દુષ્ટ કહેવાય છે. તેવા દુષ્ટ પુત્રથી માતાપિતાને મોટું કષ્ટ વેઠવું

પડે છે. વેનરાજ મહાદુષ્ટ હતો. તેથી તેનો પિતા અંગરાજ કંટાળી મોટું રાજ્ય મૂકી વનમાં ચાલ્યો ગયો હતો.

### અંગ અને વેન રાજાનું આખ્યાન

અંગ નામનો એક રાજા હતો. તેને સુનીથા નામની રાણી હતી. તે યમની કન્યા હતી. અંગરાજને સુનીથાથી વેન નામનો એક પુત્ર જન્મ્યો હતો. તે બાલ્યાવસ્થામાંથી જ પોતાના માતામહ યમને પગલે ચાલતો હતો. મૃત્યુનો દોહીત્રો ને યમપુરીમાં મહાલ્યો, તેથી તે પણ મહા અધર્મી થયો. એ વેન ધનુષ લઈ વનમાં મૃગયા કરવા જતો, ત્યાં સત્પુરુષોને, મૃગલાંને અને ગરીબોને મારતો. તેને આવતો જોઈ માણસો, 'અરે, આ વેન આવ્યો ' એવી રીતે કહેતાં ભય પામી નાસી જતાં હતાં. અદ્યાપિ પણ કોઈ દુષ્ટ હોય તો તેને 'આ તો વેન જેવો થયો,' 'આ તો વેન વળગ્યુ.' એ પ્રમાણે માણસો, વેનની ઉપમા આપે છે. એ વેન ક્રીડા કરતા બાળકોને પકડી નિર્દયપણાથી પશુની પેઠે તેમને માર મારતો ને પ્રજાને રંજાડતો હતો. પુત્રના એવાં દુષ્ટાચરણ જોઈ અંગરાજાએ તેને અનેક પ્રકારે શિક્ષા આપી, તોપણ તે સમજ્યો નહિ અને પોતાનાં દુષ્ટાચરણ મૂકયાં નહિ. એક દિવસે અંગના મનમાં તેથી મોટો ખેદ થયો. ને તે બોલ્યો કે, 'જે ગૃહસ્થાશ્રમીઓ દુષ્ટ પ્રજા વિનાના છે, તેઓએ જ આયઃ હરિ ભગવાન્ સારી રીતે પૂજેલા છે; કેમકે તેઓ ન સહન થઈ શકે તેવી દુષ્ટ પ્રજાથી થતાં દુઃખને જાણતા નથી. દુષ્ટ પ્રજાથી મનુષ્યોની અપકીર્તિ થાય છે, મહા અધર્મ થાય છે; દુષ્ટ પ્રજાથી સર્વની સાથે વિરોધ થાય છે, ને એથી મનમાં અંત વિનાની પીડા રહે છે. પોતાને મોહપૂર્વક બંધન કરવાવાળા અને નામધારી પ્રજારૂપ દુષ્ટ પુત્રને કયો પંડિત ઉત્તમ માને છે ? દુષ્ટ પુત્રરૂપ નિમિત્તથી ગૃહો પણ દુઃખદાયી થઈ પડે છે. પણ હાય ! હું તો શોકનાં સ્થાનરૂપ સારી પ્રજાથી દુષ્ટ પ્રજાને ઉત્તમ માનું છું ! તેથી મનુષ્ય ઘરથી નિર્વેદ પામે છે !" એ પ્રમાણે ખેદથી મનમાં શોક અને દુઃખ કરતો તે રાજા, રાત્રિમાં નિદ્રા ન આવવાથી મધરાતે ઉઠી, વેનની મા સુનીથાને સૂતી મૂકી, કોઈ ન જાણે તેવી રીતે, સમૃદ્ધિવાળા ભવ્ય રાજમહેલમાંથી નીકળી ગયો હતો.

### દુર્યોધનની દુષ્ટતા

વળી દુર્યોધન દુષ્ટ હતો, તેથી પોતાનાં મોટાં ચક્રવર્તી રાજ્યોનો નાશ, કીર્તિનો નાશ, સો પુત્રોનો નાશ, સબંધીઓનો નાશ અને અઢાર અક્ષૌહિણી સેનાનો નાશ થયો. તેનું અપાર દુઃખ ધૃતરાષ્ટ્રને ભોગવવું પડ્યુ છે. એ પ્રમાણે દુષ્ટ પ્રજાથી માતાપિતાને દુઃખ ભોગવવુ પડે છે.

### પુત્રથી દુઃખ ભોગવનારાઓ

હવે પુત્રનો સારે ઘેર વિવાહ થયો હોય, તેણે વિદ્યાભ્યાસ કર્યો હોય, યુવાવસ્થાનો હોય, સુશીલ હોય, તોપણ જો તેને સંતાન ન થતું હોય તોએ દુઃખ ઘણાં સંતાન થયા હોય, પણ પુત્ર દરિદ્રી હોય તોએ મહાદુઃખ. જો પુત્ર ઘણાં સંતાનવાળો હોય, કમાઉ હોય, ધનસંપન્ન હોય, સુશીલ હોય, આજ્ઞાપાલક હોય, પણ મરણ પામે તો તો અપાર દુઃખ. મનુષ્યો પુત્રનાં મરણ દુઃખને પોતાનાં મરણ કરતાં પણ વિશેષ માને છે. શ્રવણના પિતાને પુત્રના મરણથી મહાદુઃખ ભોગવવું પડ્યુ છે, ને પોતે ચિતામાં બળી મરી, પોતાના દેહનો ત્યાગ કર્યો છે. ચિત્રકેતુ રાજાએ પુત્રનાં મરણથી મહાશોક કર્યો છે. પુત્ર વસ્તુતઃ શત્રુ છે, પણ મોહબળને લીધે મનુષ્ય તેને ઉત્તમ પ્રીતિપાત્ર માને છે. એક અનુભવી કવિએ કહ્યું છે કે,

'जायमानो हरेद्दारान् वर्धमानो हरेद्धनम् ।
म्रियमाणो हरेत्प्राणान्नास्ति पुत्रसमो रिपु ॥

'ઉત્પન્ન થતો પુત્ર સ્ત્રીને હરે, વધતો પુત્ર ધનને હરે, અને મરતો પુત્ર પ્રાણને હરે. માટે પુત્રસમાન અન્ય કોઈ શત્રુ નથી.' જગતમાં પ્રીતિપાત્ર પદાર્થ ત્રણ જ છે; સ્ત્રી, ધન, ને પ્રાણ, એ ત્રણેને પુત્ર હરે છે. જ્યારે પુત્ર ઉત્પન્ન થાય ત્યારે જનેતાનું કેટલુંક બળ ક્ષીણ થાય છે; બાળક જન્મ્યા પછી પ્રાયઃ જનેતાની જુવાની ગયા જેવી જ છે. વળી પુત્રને ઉછેરી મોટો કરવામાં ધનનો મોટો ખરચ થાય છે. એ પ્રમાણે પુત્ર જનેતા અને ધનને હરે છે. ને જો તે મરણ પામે તો તો તેના પિતાના અતિપ્રિય પ્રાણને

પણ હરે છે. બીજા શત્રુઓ એક એક વસ્તુનું હરણ કરે છે, ને આ તો ત્રણે કીમતી વસ્તુનું હરણ કરે છે, તેથી પુત્રસમાન શત્રુ બીજો કોઈ નથી. માટે, માતાપિતાને પુત્રજન્ય દુઃખનો અંત આવતો નથી. એવી જ રીતે સ્ત્રી, ધન, ગૃહ આદિ સર્વમાં દુઃખ છે. એમ સર્વ વસ્તુમાં દુઃખનું વિવેચન કરી, જિજ્ઞાસુ શિષ્ય, તેમાં પ્રીતિ હોય તો તેનો ત્યાગ કરે છે, ને સ્વસ્વરૂપભૂત આત્મામાં અહર્નિશ પરમ પ્રીતિનો નિશ્ચયપૂર્વક અનુભવ કરે છે. ૬૪–૬૮

અવતરણિકા–ઉપર પ્રમાણે શિષ્યને સમજાવ્યા પછી, જે હઠીલો વિરોધી એમ કહે છે કે, 'સ્ત્રીપુત્રાદિક જ પ્રિયતમ છે,' તેને 'પ્રિય તને રડાવશે,' એ વાક્ય શાપરૂપ કેમ થઈ પડે છે તે કહે છે.

आग्रहाद्ब्रह्मविद्वेषादपि पक्षमुञ्चतः ।
वादिनो नरकः प्रोक्तो दोषश्च बहुयोनिषु ॥
ब्रह्मविद्ब्रह्मरूपत्वादीश्वरस्तेन वर्णितम् ।
यद्यत्तत्तथैव स्यात्तच्छिष्यप्रतिवादिनोः ॥
यस्तु साक्षिणमात्मानं सेवते प्रियमुत्तमम् ।
तस्य प्रेयानसावात्मा न नश्यति कदाचन ॥
परप्रेमास्पदत्वेन परमानंदरूपता ।
सुखवृद्धिः प्रीतिवृद्धौ सार्वभौमादिषु श्रुता ॥

શબ્દાર્થ–અને દુરાગ્રહથી અથવા તો બ્રહ્મવેત્તા તરફ દ્વેષ હોવાથી, 'પુત્રાદિકની જ પ્રિયતા સત્ય છે,' એ પક્ષને ન મૂકનારા વાદીનો નરકમાં પાત કહ્યો છે, અને બહુ યોનિઓમાં જન્મ થવારૂપી દુઃખ કહેલું છે. (૬૯) બ્રહ્મવેત્તા બ્રહ્મરૂપ હોવાથી ઈશ્વર છે; તેણે જે જે કહ્યું હોય, તે તે તેમ જ તેના (બ્રહ્મવેત્તાના) શિષ્યને અને પ્રતિવાદીને થાય છે. (૭૦) જે પુરુષ સાક્ષી એટલે કે પ્રિય અને ઉત્તમ એવા આત્માની સેવા કરે છે, તેનો પરમપ્રિય એવો આ આત્મા કોઈ કાળે પણ નાશ પામતો નથી (૭૧) પરમ પ્રેમાસ્પદપણા (પરમ પ્રેમના આશ્રયપણા) એ કરીને આત્માની પરમાનંદરૂપતા સ્વીકારવી જોઇએ અને જ્યાં જ્યાં પ્રીતિની વૃદ્ધિ હોય છે, ત્યાં ત્યાં સુખની વૃદ્ધિ થાય છે, એમ સાર્વભૌમ (ચક્રવર્તી રાજા) આદિમાં સાંભળ્યું છે. ૭૨

## ચન્દ્રકાન્ત વિવરણ

ગુરુ–હવે જે માણસ સ્ત્રીપુત્રાદિમાં પ્રિયત્વ માની બેઠા છે ને તેને છોડવાની ના પાડે છે, અને મહાત્માએ કહેલા વિચારનું ખોટાપણું બતાવવાના આગ્રહવાળો છે, તેવા વિરોધી વિચારવાળાને ગુરુએ જૂદી જ રીતે ઉપદેશ કરવાનો છે. 'જે પ્રિય છે તે રડાવશે જ,' એવો વિચાર તેને જણાવવાનો રસ્તો જૂદો જ છે. માયાવશ વાદીઓ દુરાગ્રહી હોય છે, ને વળી 'આ બ્રહ્મવેત્તા જે કથન કરે છે તેનું હું ખંડન કરી નાંખીશ, તેની વાત ટકવા નહિ દઉં,' એવી રીતે ગુમાની હોય છે. તેવાને કહેવું કે, 'અલ્યા મૂઢ! તને સ્ત્રી, પુત્ર, ધન, ક્ષેત્ર પ્રિયતમ છે, તો ઠીક છે, તે, પ્રિયતમ જ રહો! પણ સ્મરણ કર કે, એ સ્ત્રીપુત્રાદિકમાં પ્રિયતમતા માનવાથી ને તેમાં વિશેષ આસક્તિ કરવાથી સ્ત્રીપુત્રાદિકનાં વિયોગજન્ય મહાદુઃખ ભોગવવું પડે છે ને અંતે નરકપાત થાય છે. વળી પશુ, પક્ષી આદિ ચોરાસી લાખ યોનિમાં જન્મ પણ આવે છે, તે વેળા પણ પ્રિયના વિયોગજન્ય દુઃખ મૂગે મોઢે સહન કરવાં પડે છે; તે છતાં તને આ નાશવંત ને વિયોગજન્યમાં કેમ પ્રીતિ કરવી ગમે છે?' ૬૯

શિષ્ય–બ્રહ્મવેત્તા તો, 'પ્રિય તને રડાવશે' એ એક જ વાક્ય કહે છે, તેની શિષ્ય પ્રત્યે બોધરૂપતા અને વિરોધી પ્રત્યે શાપરૂપતા કેમ થાય?

ગુરુ–'બ્રહ્મવેત્તા બ્રહ્મ જ છે,' એ વચનથી બ્રહ્મવેત્તા સાક્ષાત્ બ્રહ્મસ્વરૂપ છે; બ્રહ્મ ઈશ્વરસ્વરૂપ છે, અને સર્વસ્વરૂપ છે. વળી 'ईश्वरो ह तथैव स्याद०। ઈશ્વર તેવા જ હોય,' એ વચન બ્રહ્મવેત્તાની ઈશ્વરતામાં પ્રમાણ છે. હવે ઈશ્વર સત્યસંકલ્પ છે, તેથી તે જે જે સંકલ્પ કરે છે, તે તે સિદ્ધ થાય છે, અને બ્રહ્મવિત્ પણ ઈશ્વરરૂપ હોવાથી શિષ્ય અને વિરોધી પ્રત્યે જે જે ઇષ્ટ અને અનિષ્ટ કહે છે, તે તે સિદ્ધ થાય છે; એટલે તે વચન શિષ્યપ્રત્યે બોધરૂપ થાય છે, અને તે જ વચન વિરોધી પ્રત્યે શાપરૂપ થાય છે. જેમ ઈશ્વરનાં એક જ વાક્યથી સંકલ્પ પ્રમાણે ઉભયરૂપતા થાય છે, તેમ તત્ત્વવેત્તાનાં 'પ્રિય તને રડાવશે' એ વાક્યથી સંકલ્પ પ્રમાણે થાય છે. ૭૦

શિષ્ય-"બ્રહ્મવિત્ બ્રહ્મ જ થાય છે." એ વાક્યનો અર્થ શો છે? બ્રહ્મને જાણનારો માણસ તે ઈશ્વર કેમ બની શકે?

ગુરુ–(૧) શ્રુતિના વચનથી અને અનુભવપરથી વિદ્વાન્ બ્રહ્મરૂપ છે, અને બ્રહ્મથી ઈશ્વર કંઈ જુદો નથી, માટે વિદ્વાન્ ઈશ્વર જ છે. (૨) અથવા તો માયાવિશિષ્ટ ચેતનને, જેમ સર્વના આત્માની સાથે પોતાના અભેદના જ્ઞાનથી સમષ્ટિપણુ અને નિત્ય મુક્તપણું વગેરે છે, તેમ વિદ્વાનને પણ સર્વના આત્મા સાથે પોતાના તાદાત્મ્યના જ્ઞાનથી સમષ્ટિપણું અને નિત્ય મુક્તપણું વગેરે પણ છે જ. (૩) અથવા તો માયાવિશિષ્ટ ચેતનને જેમ નિજ સ્વરૂપ બ્રહ્મનું નિરાવરણ ભાન હોય છે, તેમ વિદ્વાનને પણ હોય છે. એટલા માટે ગુણના સાદૃશ્યને લીધે શ્રુતિમાં બ્રહ્મવિતને ઈશ્વર કહેલો છે.

શિષ્ય–એમાં કંઈ દૃષ્ટાંત હોય તો આપશો?

ગુરુ–બુદ્ધિના વિનોદ માટે શાસ્ત્રાંતર વચન અનુસારી એક પ્રસંગ કહું છું તે સાંભળ:–જેમ કોઈ એક રાજા અને રાણીને બે પુત્રો છે. તેમાં મોટો પાટવીકુવર પિતા અને માતાના સર્વ ધનનો અધિપતિ થઈ રાજ્યપદ પ્રાપ્ત કરે છે અને નાનો પુત્ર મૂર્ખાઈને લીધે કિંકર દશાને પામે છે. આવી સ્થિતિમાં બેઉ ભાઈઓ વચ્ચે મોટો ભેદ થાય છે. પણ પછી બુદ્ધિવડે આ નાનો પુત્ર ન્યાયથી પિતાના ધનનો વિભાગ કરી અધિપતિ બની રાજ્ય પદને પામે છે. બરાબર તેમ બ્રહ્મરૂપ પિતા અને માયારૂપ માતાના જીવ અને ઈશ્વર બે પુત્રો છે. તેમાં ઈશ્વરરૂપ મોટો પુત્ર સચ્ચિદાનંદાદિરૂપ પિતાના ધનનો, અને સર્વજ્ઞતાનો સર્વ શક્તિમાનતાનો જગતના કર્તાપણા વગેરે માતાના ધનનો અધિપતિ હોવાથી ઈશ્વરભાવને પ્રાપ્ત થયો છે; અને જીવરૂપ નાનો પુત્ર અવિવેકરૂપ મૂર્ખતાને લીધે પિતા અને માતા બન્નેના ધનથી વર્જિત થાય છે, તથા શુભ અશુભ કર્મરૂપ એવા તથા અપરાધ પ્રમાણે સુખભોગરૂપ મોજ અને દુ ખભોગરૂપ દંડને પામે છે, તેથી તે જીવભાવને પ્રાપ્ત થયો છે. આ બેઉનો અનાદિ કાળથી મોટો ભેદ પડ્યો છે. ત્યાર પછી વિવેકાદિ સાધન સંયુક્ત બુદ્ધિ પ્રાપ્ત કરી આ જીવ ઈશ્વરને કહે છે કે, "(અ) હે ઈશ્વર! તું પિતાના ગુપ્ત સાધારણ સુખના નિધિનો અનુભવ કરે છે, અને (બ) માયારૂપ માતાના ધનથી મને જુદો પાડીને વળી "આ સર્વ મને અર્પણ કર" એવો ભિક્ષાવૃત્તિરૂપ ઉપદેશ બહાર પ્રકટ કરીને વર્તે છે, (ક) અને "આ વિહિત કર્મ કર" તથા "આ નિષિદ્ધ કર્મ નહિ કર" એવા વેદવચનથી આજ્ઞા કરે છે અને કિંકરની માફક શિક્ષા કરતો રહે છે એટલા માટે હું હવે ગુરુરૂપ ન્યાયાધીશ દ્વારા કૂટસ્થ વિશે તને નિવેદન કરીને, તારી પરોક્ષતા અને મારી પરિચ્છિન્નતા છોડી દઈને, એકતા કરીને, તારા સ્થિર ઐશ્વર્યને હું હવે છીનવી લઈશ" આવી રીતે જ્ઞાનીને સદા સર્વદા ઈશ્વરભાવ હોય છે, અને તેથી તેઓ જે કંઈ કરે છે અને બોલે છે તે ઈશ્વરના સત્ય સંકલ્પ પ્રમાણે સિદ્ધ થાય છે.

જે શિષ્યાદિ, 'પ્રિય તને રડવશે' એ વાક્યનો અર્થ ગુરુમુખથી સાંભળી, પુત્રાદિ સર્વમાંની પ્રીતિ તજીને 'આત્મા પ્રિયતમ છે,' એવી રીતે આત્માનું સર્વદા સ્મરણ કરે છે, તે શિષ્યાદિકનો, પ્રિયતમતાથી ઈષ્ટ આત્મા, વિરોધીના પ્રિય પુત્રાદિકની પેઠે કદાપિ નાશ પામતો નથી; પરતુ સર્વદા આનદરૂપે પ્રકાશે છે. 'आत्मानमेव प्रियमुपासीत । स य एवमात्मानमेव प्रियमुपास्ते नेहास्य प्रियं प्रमायुकं भवति । પ્રિય આત્માને જ ઉપાસે છે; જે પુરુષ આત્માને પ્રિય જાણી ઉપાસે છે, એ પુરુષનો પ્રિય આત્મા નષ્ટ થતો નથી.' એ શ્રુતિમાં પણ આત્માને પ્રિયતમ જાણી ચિંતન કરવાનુ અને સચ્ચિદાનદરૂપ આત્માના પ્રકાશનું પ્રતિપાદન કર્યું છે. ૭૧

એમ પરમપ્રેમના આશ્રયપણાથી આત્માની પરમાનંદરૂપતા સિદ્ધ થાય છે.

શિષ્ય–આત્મા પરમપ્રેમનો આશ્રય ભલે હો, પણ તેથી તેની પરમાનદરૂપતા કેમ સિદ્ધ થાય છે?

ગુરુ–જેમાં પ્રીતિ વિશેષ હોય છે, તેમાં સુખ પણ વિશેષ હોય છે, એ વાત તૈત્તરીયોપનિષતમા તથા બૃહદારણ્યકોપનિષતમાં, ચક્રવર્તી રાજાના સ્થાનથી આગળીને હિરણ્યગર્ભના સ્થાન પર્યંત સ્થાનોમાં, ઉત્તરોત્તર સુખની [illegible] વર્ણનદ્વારા સ્પષ્ટ રીતે સમજાવી છે

ભૂત આત્માથી બીજા કોઈ પદાર્થમાં વિશેષ પ્રેમ નથી. એમ પણ એ જ ઉપનિષતમાં કહ્યું છે, ને તેથી આત્મા પરમાનંદરૂપ છે. વળી નિરતિશય (સર્વથી વિશેષ) પ્રેમના વિષયપણાંથી પણ-આત્મા પરમાનદરૂપ છે. જે પરમાનંદરૂપ નથી તે નિરતિશય પ્રેમનો વિષય પણ નથી; જેમ કે ઘટાદિ. "આ ઘટાદિનું દષ્ટાંત કેવલ વ્યતિરેકી પ્રયોગથી થાય છે.' એ અનુમાન પ્રમાણે પણ આત્માની પરમાનંદરૂપતા સિદ્ધ થાય છે. ૭૨

## (૨) આત્માની પરમાનંદરૂપતાની, ચેતનતાની માફક, સર્વ વૃત્તિઓમાં અપ્રતીતિ

(૭૩-૭૯; ૭ શ્લોકો)

અવતરણિકા-એ પ્રમાણે આત્માની પરપ્રેમાસ્પદતાના હેતુનું પ્રતિપાદન કર્યા પછી, આત્માની પ્રિયતમતા સંબંધે કહે છે.

चैतन्यवत्सुखं चास्य स्वभावश्चेचिदात्मनः।
धीवृत्तिष्वनुवर्तेत सर्वास्वपि चितिर्यथा ॥
मैवमुष्णप्रकाशात्मा दीपस्तस्य प्रभा गृहे ।
व्याप्नोति नोष्णता तद्वचितेरेवानुवर्तनम् ॥
गंधरूपरसस्पर्शेष्वपि सत्सु यथा पृथक् ।
एकाक्षेणैक एवार्थो गृह्यते नेतरस्तथा ॥७५
चिदानंदो नैव भिन्नौ गंधाद्यास्तु विलक्षणाः
इति चेत्तदभेदोऽपि साक्षिण्यन्यत्र वा वद॥
आद्ये गंधादयोऽप्येवमभिन्नाः पुष्पवर्तिनः
अक्षभेदेन तद्भेदे वृत्तिभेदात्तयोर्भिदा ॥७७॥
सत्ववृत्तौ चित्सुखैक्यं तद्वृत्तेर्निर्मलत्वतः ।
रजोवृत्तेस्तु मालिन्यात्सुखांशोऽत्र तिरस्कृतः
तिंतिणाफलमत्यम्लं लवणेन युतं यदा ।
तदाम्लस्य तिरस्कारादीषदम्लं यथा तथा॥

શબ્દાર્થ-(શિષ્યઃ-જો આ ચિદાત્માનો, ચૈતન્યની પેઠે, સુખરૂપ સ્વભાવ માનશો તો, સંપૂર્ણ બુદ્ધિની વૃત્તિઓમાં, જેમ ચૈતન્યની અનુવૃત્તિ છે, તેમ સુખે પણ (બુદ્ધિ વૃત્તિઓમાં) અનુવર્તવું જોઇએ. (૭૩)

ગુરુ-અહીં બુદ્ધિની વૃત્તિઓમાં આનંદની અનુવૃત્તિ થતી નથી; કેમકે જેમ દીપ ઉષ્ણ અને પ્રકાશરૂપ છે, તે દીપની પ્રભા ઘરમાં પ્રસરે છે, પરંતુ ઉષ્ણતા પ્રસરતી નથી; તેમ (બુદ્ધિવૃત્તિઓમાં) ચૈતન્યની જ અનુવૃત્તિ છે, પરંતુ સુખની અનુવૃત્તિ નથી (૭૪) જેમ ગંધ, રૂપ, રસ અને સ્પર્શ એક વસ્તુમાં વિદ્યમાન છતાં, એક ઇંદ્રિયથી જુદો એકજ વિષયને ગ્રહણ કરી શકાય છે, બીજાને નહિ; તેમ ચિત્ અને આનંદમાંથી ચિત્‌ની જ અનુવૃત્તિ થાય છે. (૭૫) તું જો એમ કહેતો હોય કે ચૈતન્ય અને આનંદ ભિન્ન છે જ નહીં અને ગંધાદિકો તો વિલક્ષણ એટલે જુદા જુદા છે, તો તેનો (ચિત્ અને આનંદનો) અભેદ પણ સાક્ષીમાં અથવા બીજામાં જ્યાં હોય તે કહે. (૭૬) તું પ્રથમ પક્ષ માન્ય કરતો હોય તો (એટલે સાક્ષીમાં ચિત્ તથા આનંદનો ભેદાભાવ છે એમ કહેતો હોય તો,) પુષ્પમાં રહેવાવાળા ગંધાદિક પણ એ પ્રમાણે પુષ્પથી અભિન્ન જ છે, અને એમ તું કહેતો હોય કે, ઇંદ્રિયના ભેદથી તે ગંધાદિકનો ભેદ છે, તો વૃત્તિઓના ભેદથી તેનો-ચિત્ અને આનંદનો-પણ ભેદ છે (૭૭) સત્વગુણી વૃત્તિનાં નિર્મલપણાંથી તેમાં ચિત્ અને સુખ (આનંદ)નું ઐક્ય પ્રતીત થાય છે; ને રજોવૃત્તિનાં મલીનપણાંથી એમાં (આ રજોવૃત્તિમાં) આનંદાંશ આચ્છાદિત રહે છે.(૭૮) જેમ આમલી અત્યંત ખાટી હોય છે, પરંતુ જ્યારે મીઠાની સાથે તેને મેળવવામાં આવે છે ત્યારે ખટાશના તિરસ્કારથી તેની ખટાશ ઓછી થઈ જાય છે, તેમ આનંદાંશ પણ રજોવૃત્તિથી તિરસ્કાર પામીને ઢંકાઈ જાય છે. ૭૯

### ચન્દ્રકાન્ત વિવરણ

શિષ્ય-આત્માની પરમાનંદરૂપતા અનુપપન્ન છે, કારણ કે આત્માની પરમાનંદરૂપતા માનવાથી સર્વ બુદ્ધિવૃત્તિઓમાં આનંદની અનુવૃત્તિરૂપ દોષ આવે છે. આત્માની પરમાનંદરૂપતા માનવાથી, ચૈતન્યની પેઠે, આનંદ પણ આત્માનો સ્વભાવ છે, એમ માનવું પડે છે, અને તેથી આત્માના બે સ્વભાવ માનવા જોઇએઃ ચૈતન્યરૂપતા અને આનંદરૂપતા. આત્માના એ બે સ્વભાવ સ્વીકારવાથી, જેમ સર્વ બુદ્ધિવૃત્તિઓમાં

ચૈતન્યની અનુવૃત્તિ થાય છે, તેમ તેમાં આનંદની અનુવૃત્તિ પણ થવી જોઇએ; પરતુ સર્વ બુદ્ધિવૃત્તિઓમાં ચૈતન્યની અનુવૃત્તિ થાય છે, પણ તેમા આનંદની અનુવૃત્તિ તો થતી નથી, તેનું કેમ? ૭૩

ગુરુ-જેમ દીપનાં પ્રકાશ અને ઉષ્ણતા બન્ને સ્વભાવ-સ્વરૂપ છે, તોપણ દીપનો પ્રકાશ-પ્રભા જ ઘરમાં ફેલાઈ જાય છે, પણ ઉષ્ણતા ફેલાતી નથી; તેમ ચૈતન્ય અને આનંદ બન્ને આત્માના સ્વભાવ છે, તોપણ બુદ્ધિની સર્વ વૃત્તિઓમાં ચૈતન્યની જ અનુવૃત્તિ થાય છે, પણ તેમાં આનંદની અનુવૃત્તિ થતી નથી; તેથી આત્માની પરમાનંદરૂપતા જણાય છે. ૭૪

શિષ્ય-તમારા કહેવા પ્રમાણે ચૈતન્ય અને આનંદ અભિન્ન છે, ત્યારે જેમ બુદ્ધિવૃત્તિમાં ચૈતન્યની અભિવ્યક્તિ થાય છે, તેમ તેમાં આનંદની અભિવ્યક્તિ કેમ થતી નથી?

ગુરુ-પદાર્થમાં જેટલા જેટલા ધર્મ હોય, તે સર્વ એક જ સ્થલમાં પ્રતીત થવા જોઇએ એવો કાંઈ નિયમ નથી. જેમ એક જ દ્રવ્યમાં ગંધ, રૂપ, રસ, સ્પર્શ હોય છે, પણ તે સર્વે ગુણો એક જ ઇંદ્રિયથી પ્રતીત થતા નથી, તેમ ચૈતન્ય અને આનંદ એ બન્ને સ્વરૂપ આત્માનાં છે, તો પણ બુદ્ધિવૃત્તિમાં ચૈતન્યની પ્રતીતિ થાય છે અને આનંદની પ્રતીતિ થતી નથી. ૭૫

શિષ્ય-તમે બુદ્ધિવૃત્તિમાં ચિત્ અને આનંદની અપ્રતીતિમાં, ગંધ અને રૂપાદિકનું દૃષ્ટાંત આપ્યું, પણ તેમાં ગંધાદિક દૃષ્ટાંત છે, ને ચિત્ તથા આનંદ સિદ્ધાંત છે. દૃષ્ટાંતમાં ગંધ, રૂપ, રસ અને સ્પર્શ તો એકબીજાથી જૂદા જૂદા હોવાથી તેની પ્રતીતિ એક ઇંદ્રિયથી થતી નથી; પણ સિદ્ધાંતમાં ચિત્ અને આનંદ તો એકબીજાથી જૂદા નથી, પરંતુ અભિન્ન છે, તેથી બુદ્ધિવૃત્તિમાં તે બન્નેની પ્રતીતિ થવી જોઇએ. હે દેવ! દૃષ્ટાંત અને દાર્ષ્ટાંતિકની વિષમતા છે, કેમકે દૃષ્ટાંત ભેદવાળું છે, ને દાર્ષ્ટાંતિક અભેદમય છે.

ગુરુ-તું ચિત્ અને આનંદનો જે અભેદ કહે છે, તે અભેદ સાક્ષીમાં છે, કે તેની ઉપાધિરૂપ બુદ્ધિવૃત્તિમાં છે? અને તે બન્નેનો ભેદ સ્વાભાવિક છે, કે ઔપાધિક છે? ૭૬

ચૈતન્ય અને આનંદના અભેદમાં જે આ પ્રશ્ન છે તેમાં બે પક્ષ છે: સ્વાભાવિક અભેદ, અને ઔપાધિક અભેદ. સ્વાભાવિક અભેદ એટલે સાક્ષીમાં અભેદ એ પ્રથમ પક્ષ છે, અને ઔપાધિક અભેદ એટલે બુદ્ધિવૃત્તિઓમાં અભેદ એ બીજો પક્ષ છે. પ્રથમ પક્ષમાં તો જેમ ચિત્ અને આનંદ એ બન્ને સાક્ષીમાં અભિન્ન છે; તેમ રૂપ, રસ, ગંધ અને સ્પર્શ એ ચારે પુષ્પમાં પણ અભિન્ન જ છે, પણ ભિન્ન નથી. જો પુષ્પને લાવવું હોય તો પુષ્પની સાથે ગંધાદિ ચારે આવે છે; પણ પુષ્પથી ભિન્ન ગંધ, રૂપ, રસ કે સ્પર્શ કોઈ પણ લાવી શકાતું નથી. બીજા પક્ષમાં પણ, જેમ ગંધાદિકને ગ્રહણ કરનાર ઇંદ્રિયો ભિન્ન ભિન્ન છે, એટલે ગંધનું ગ્રહણ કરનાર ઘ્રાણેંદ્રિય છે, રૂપનું ગ્રહણ કરનાર ચક્ષુરિંદ્રિય છે, રસનું ગ્રહણ કરનાર રસનેન્દ્રિય છે, ને સ્પર્શનું ગ્રહણ કરનાર ત્વગિંદ્રિય છે, તેથી ગંધાદિકનો ભેદ સ્વીકારાય છે; તેમ ચૈતન્ય અને આનંદની પ્રતીતિના કારણરૂપ બુદ્ધિવૃત્તિઓ ભિન્ન ભિન્ન છે; એટલે, રાજસ બુદ્ધિવૃત્તિ ચૈતન્યની પ્રતીતિનું કારણ છે, ને સાત્વિક બુદ્ધિવૃત્તિ આનંદની પ્રતીતિનું કારણ છે; અને તેથી ચિત્ અને આનંદના ભેદનો સ્વીકાર પણ કરવો જોઇએ. એ પ્રમાણે બન્ને પક્ષમાં દૃષ્ટાંત અને દાર્ષ્ટાંતિકની સમાનતા જ છે. જેમ ગંધાદિકનો પુષ્પમાં અભેદ છે, તેમ ચિત્ અને આનંદનો સાક્ષીમાં પણ અભેદ છે; જેમ ગ્રહણ કરનાર ઇંદ્રિયોરૂપ ઉપાધિથી ગંધાદિકનો ભેદ છે, તેમ બુદ્ધિવૃત્તિરૂપ ઉપાધિથી ચિત્ અને આનંદનો ભેદ છે. માટે, દૃષ્ટાંત અને સિદ્ધાંતમાં સ્વાભાવિક અભેદ સમાન છે ને ઔપાધિક ભેદ પણ સમાન છે, તેથી તેમાં વિષમતા નથી. ૭૭

શિષ્ય-જ્યારે બુદ્ધિવૃત્તિઓમાં ચિત્ અને આનંદનો ભેદ છે, ત્યારે સાક્ષીમાં તેનો અભેદ કેમ કહો છો? જો સાક્ષીમાં તેનો અભેદ છે, તો તેની પ્રતીતિ ક્યાં થાય છે?

ગુરુ-સત્ત્વવૃત્તિ, કે જે પુણ્યકર્મથી ઉદય પામે છે ને સત્ત્વગુણના પરિણામરૂપ બુદ્ધિવૃત્તિ છે, તેમાં ચિત્ અને આનંદના અભેદની પ્રતીતિ થાય છે.

શિષ્ય–તેનું શું કારણ ?

ગુરુ–આત્માના બે અંશ છે: ચિદંશ અને આનંદાંશ. સત્ત્વવૃત્તિ નિર્મળ છે, તેથી તેમાં ચિત્ અને આનંદ એ બન્ને અંશની પ્રતીતિ થાય છે.

શિષ્ય–જ્યારે ચિત્ અને આનંદ બન્ને અભિન્ન છે, ત્યારે તે જૂદા છે, એમ કેમ જણાય છે ?

ગુરુ–રજોવૃત્તિને લીધે. તે વૃત્તિ મલિન છે, તેથી તેની મલિનતામાં આનંદાંશ ઢંકાઈ જાય છે, ને તેથી તેની પ્રતીતિ થતી નથી, પણ ચિદંશની પ્રતીતિ થાય છે, અને એ જ એ બન્નેના ભેદની પ્રતીતિનું કારણ છે. ૭૮

શિષ્ય–જ્યારે આત્મામાં આનંદાંશ વિદ્યમાન છે, ત્યારે રજોવૃત્તિની મલિનતાથી તેની આચ્છાદનપૂર્વક અપ્રતીતિ કેમ થાય છે ?

ગુરુ–જેમ કેવળ આમલી અતિ ખાટી હોય છે, પણ જ્યારે તેની સાથે મીઠું મેળવીએ ત્યારે તેની વિશેષ ખટાશ ઓછી થાય છે, ઢંકાઈ જાય છે, ને તેમાં થોડી જ ખટાશ જણાય છે; તેમ સત્ત્વવૃત્તિમાં આત્માના ચિત્ અને આનંદ એ બન્ને અંશની પ્રતીતિ થાય છે, પણ રજોવૃત્તિમાં તો ચિદંશની જ પ્રતીતિ થાય છે, પણ આનંદાંશની પ્રતીતિ થતી નથી; કારણ કે રજોવૃત્તિની મલિનતાથી આનંદાંશ ઢંકાઈ જાય છે. ૭૯

## (૩) યોગ અને વિવેકની સમાનતા
### (૮૦–૯૦; ૧૧ શ્લોકો)

અવતરણિકા–હવે શિષ્ય ગૂઢ અભિપ્રાયથી આશંકા કરે છે, કે યોગ વગર સર્વ મિથ્યા છે.

ननु प्रियतमत्वेन परमानंदतात्मनि ।
विवेक्तुं शक्यतामेव विना योगेन किं भवेत्॥
यद्योगेन तदेवेति वदामो ज्ञानसिद्धये ।
योगः प्रोक्तो विवेकेन ज्ञानं किं नोपजायते॥
यत्सांख्यैः प्राप्यते स्थानं तद्योगैरपि गम्यते।
इति स्मृतं फलैकत्वं योगिनां च विवेकिनाम्

શબ્દાર્થ–(શિષ્ય–હું પૂછું છું કે) એ પ્રમાણે (આત્માના ત્રણ ભેદપૂર્વક કરેલાં વર્ણન પ્રમાણે) ભલે આત્માના પ્રિયતમપણાને લીધે આત્મામાં જે પરમાનંદપણું છે, તે વિવેચન કરવા યોગ્ય હો; પરંતુ યોગ વિના શું થાય? (૮૦) (ગુરુ–) જે ફલ યોગથી થાય છે, તે જ વિવેકથી થાય છે એમ અમે કહીએ છીએ: જ્ઞાનની સિદ્ધિ માટે, યોગ કહ્યો છે, પણ વિવેકે કરીને શું જ્ઞાન નથી થતું? (૮૧) જે મોક્ષરૂપ સ્થાન, સાંખ્યથી (આત્મા અને અનાત્માના વિવેકથી) પમાય છે, તે (સ્થાન) યોગથી પણ પમાય છે; એ પ્રમાણે યોગીઓને અને વિવેકીઓને ફલ તો એકનું એક જ સ્મૃતિશાસ્ત્રમાં કહ્યું છે. ૮૨

## ચન્દ્રકાન્ત વિવરણ

શિષ્ય–આપે પરમપ્રેમના આશ્રયપણારૂપ હેતુથી, આત્માની પરમાનંદરૂપતાનું ગૌણાત્મા અને મિથ્યાત્મારૂપ, પ્રિય, ઉપેક્ષ્ય અને દ્વેષ્યથી વિવેચન કર્યું, અર્થાત્ પરમાનંદને સર્વેથી જૂદો, સર્વથી શ્રેષ્ઠ, સર્વથી પ્રિય જણાવ્યો, ને તેથી આત્માની પરમાનંદરૂપતા જાણી શકાય છે; તો પણ યોગવિના શું થાય તેમ છે? હું તો હજીએ માનું છું કે, આત્મા જ પ્રિયમાં પ્રિય છે, એમ જાણવાથી મોક્ષ મળતો નથી, પણ અપરોક્ષજ્ઞાનદ્વારા યોગ જ મોક્ષનું સાધન છે; કેમકે તેવો તત્ત્વવેત્તાઓનો મત છે ૮૦

ગુરુ–જેમ યોગ અપરોક્ષજ્ઞાનનું કારણ છે, તેમ વિચાર કરી પ્રિય, ઉપેક્ષ્ય આદિથી આત્માને જાણવો, વિચારવો, તે પણ અપરોક્ષજ્ઞાનનું કારણ છે.

પૂર્વ અધ્યાયમાં એટલે ૧૧ મા પ્રકરણમાં અપરોક્ષજ્ઞાનનું સાધન યોગ કહ્યો છે, અને અત્ર કરેલાં ગૌણાત્મા, મિથ્યાત્મા અને મુખ્યાત્માનાં વિવેચનદ્વારા પચકોશનો વિવેક કહ્યો છે. તેથી અપરોક્ષજ્ઞાન ઉત્પન્ન થાય છે જ; માટે પ્રિયમાં પ્રિય આત્મા છે, એ વિવેચન વ્યર્થ નથી. ૮૧

શિષ્ય–વિવેક, વિચાર અપરોક્ષજ્ઞાનનું કારણ છે, એમાં કાંઈ પ્રમાણ ?

ગુરુ–ગીતા વાક્ય પ્રમાણ:–'यत्सांख्यैः प्राप्यते स्थानं तद्योगैरपि गम्यते । સાંખ્યોએ કરી જે (મોક્ષરૂપ) સ્થાન પમાય છે, તે યોગથી પણ પમાય છે.' એ પ્રમાણે ગીતામાં શ્રીકૃષ્ણપરમાત્માએ વિવેકીઓને અને યોગીઓને મોક્ષરૂપ એક જ ફળ કહ્યું છે એ મોક્ષ અપરોક્ષજ્ઞાન વિના અન્ય કોઈ પણ ઉપાયથી પ્રાપ્ત થતો નથી; માટે એ વિવેક પણ અપરોક્ષજ્ઞાનનું કારણ છે. ૮૨

અવતરણિકા—યોગ અને વિવેકના સબંધમા સમજાવી, યોગથી વિવેક એટલે વિચાર—તત્ત્વવિચાર—ની અશ્રુતા કેમ છે ને કેટલે અરી છે, તે કહે છે.

असाध्यः कस्यचिद्योगः कस्यचिज्ज्ञाननिश्चयः।
इत्थं विचार्य मार्गौ द्वौ जगाद परमेश्वरः ८३
योगे कोतिशयस्तत्र ज्ञानमुक्तं समं द्वयोः।
रागद्वेषाद्यभावश्च तुल्यो योगिविवेकिनोः॥
न प्रीतिर्विषयेष्वस्ति प्रेयानात्मेति जानतः।
कुतो रागः कुतो द्वेषः प्रातिकूल्यमपश्यतः८५
देहादेः प्रतिकूलेषु द्वेषस्तुल्यो द्वयोरपि।
द्वेषं कुर्वन्न योगी चेदविवेक्यपि तादृशः॥८६
द्वैतस्य प्रतिभानं तु व्यवहारे द्वयोः समम्।
समाधौ नेति चेत्तद्वन्नाऽद्वैतत्वं विवेकिनः॥
विवक्ष्यते तदस्माभिरद्वैतानंदनामके।
अध्याये हि तृतीयेऽतः सर्वमप्यतिमङ्गलम्॥
सदा पश्यन्निजानंदमपश्यन्निखिलं जगत्।
अर्थाद्योगीति चेत्तर्हि संतुष्टो वर्द्धतां भवान्॥
ब्रह्मानंदाभिधे ग्रंथे मंदानुग्रहसिद्धये।
द्वितीयाध्याय एतस्मिन्नात्मानंदो विवेचितः

શબ્દાર્થ—કોઇને યોગ અસાધ્ય હોય છે, કોઇને જ્ઞાનનો નિશ્ચય અસાધ્ય હોય છે, એ પ્રકારે વિચાર કરી પરમેશ્વરે (શ્રીકૃષ્ણે) બે (સાંખ્ય અને યોગ) માર્ગો કહેલા છે,૮૩ ને તેમાં (ગીતાજીમા) બન્નેનું (સાંખ્ય અને યોગનુ) જ્ઞાનરૂપી ફળ સમાન કહ્યું છે; તો પછી યોગમા વિશેષ શો? અને રાગદ્વેષાદિનો અભાવ તો યોગીને તથા વિવેકીને સરખો જ છે.(૮૪) આત્મા પ્રિયતમ છે, એમ જાણવાવાળા(વિવેકી)ને તો વિષયોમાં પ્રીતિ હોય જ નહિ; તેમ પ્રતિકૂળતાને ન જોનારા (વિવેકી)ને રાગ કયાંથી હોય? અને દ્વેષ કયાથી હોય? (૮૫) અને દેહાદિકના પ્રતિકૂળ(પદાર્થો)માં તો બન્નેને (યોગી અને વિવેકીને) દ્વેષ સમાન હોય છે. દ્વેષ કરનારો યોગી ગણાય નહીં, તેમ દ્વેષ કરનારાને અવિવેકી જ જાણવો (૮૬) વળી તું એમ કહેતો હોય કે, વ્યવહારમાં દ્વૈતની પ્રતીતિ તો બન્નેને (યોગી અને વિવેકીને) સમાન છે; પરંતુ યોગીને સમાધિમાં (દ્વૈત પ્રતીતિ) નથી, તેમ વિવેકીને પણ જ્ઞાનસમયમા દ્વૈતની પ્રતીતિ નથી (૮૭) તે દ્વૈતની પ્રતીતિના અભાવની વાત અદ્વૈતાનંદ નામના તૃતીય અધ્યાયમાં કહીશું. આ રીતે અમારુ કહેવું સર્વ રીતે મંગલમય જ છે.(૮૮) નિજાનંદને સદા જોતો (અનુભવતો) અને સંપૂર્ણ જગતને ન જોતો થકો જે જ્ઞાની વર્તે છે, તે યોગી જ ગણાય છે, એમ જો તું કહેતો હોય તો, તું સંતુષ્ટ રહે અને તારી વૃદ્ધિ થાવ. (૮૯) આ બ્રહ્માનંદ નામના ગ્રંથવિષે આ (આત્માનંદરૂપ) દ્વિતીયાધ્યાયમાં મંદ બુદ્ધિવાળા મનુષ્યના અનુગ્રહની સિદ્ધિ માટે આત્માનંદનું વિવેચન કરવામાં આવ્યું છે.૯૦

## ચન્દ્રકાન્ત વિવરણ

શિષ્ય—જ્યારે સાંખ્ય અને યોગનું ફલ એક જ છે, ત્યારે તો શાસ્ત્રોમાં એ બેમાથી એકનુ પ્રતિપાદન કરવુ યોગ્ય હતું, પરતુ સાખ્ય અને યોગ એ બન્નેનુ પ્રતિપાદન કરી લોકોને ભમાવવા ન હોતા

ગુરુ—સર્વ અધિકારીઓ સમાન હોતા નથી, કોઈ અધિકારી યોગના સાધનમાં અશક્ત હોય છે, ને કોઈ અધિકારી વિવેકમાં અશક્ત હોય છે. એમ અધિકારીઓના ભેદથી જે અધિકારી યોગની સાધના કરી શકે, તે અધિકારીએ યોગમાર્ગનું ગ્રહણ કરવુ, ને જે અધિકારી સૂક્ષ્મબુદ્ધિથી વિચાર કરી શકે તે અધિકારીએ વિવેકમાર્ગ ગ્રહણ કરવો, એવા અભિપ્રાયથી શ્રીકૃષ્ણપરમાત્માએ ગીતામા અને અન્ય શાસ્ત્રકારોએ શાસ્ત્રોમાં, એ બન્ને માર્ગનું પ્રતિપાદન કર્યું છે ૮૩

શિષ્ય—વિવેક પ્રયાસ વિના પ્રાપ્ત થાય છે, તેથી સુલભ છે, અને યોગ તો મોટા પ્રયત્નથી પ્રાપ્ત થાય છે, માટે તે બહુ દુર્લભ છે, તેથી વિવેક કરતા યોગને વિશેષ કહેવો જોઇએ.

ગુરુ-તું યોગને જે વિશેષ કહે છે, તે વિશેષ શું અપરોક્ષજ્ઞાનની ઉત્પત્તિને કહે છે ? કે રાગ અને દ્વેષની નિવૃત્તિના હેતુને કહે છે ? અથવા દ્વૈતની અપ્રતીતિનાં કારણથી કહે છે ? પ્રથમ પક્ષ એટલે અપરોક્ષજ્ઞાનની ઉત્પત્તિથી યોગની વિશેષતા કહેવામાં, વિવેકથી યોગમાં શી વિશેષતા છે ? ગીતાજીમાં 'यत्सांख्यैः प्राप्यते स्थानं०। તત્વોના વિવેકથી જે સ્થાન પમાય છે,' ઇત્યાદિ વચનથી વિવેકનુ અને યોગનું મોક્ષરૂપી એક જ ફલ કહ્યુ છે. હવે બીજા પક્ષમાં એટલે રાગની અને દ્વેષાદિકની નિવૃત્તિના હેતુમાં ને યોગની વિશેષતાનાં કથનરૂપમાં પણ યોગ વિશેષ નથી; કેમકે, રાગ અને દ્વેષાદિકનો અભાવ તો યોગી અને વિવેકી બન્નેને સમાન જ છે. ૮૪

શિષ્ય વિવેકી પુરુષને રાગાદિકનો અભાવ કેવી રીતે છે ?

ગુરુ-'આત્મા જ પ્રિયતમ છે,' એમ જાણતા વિવેકી પુરુષને વિષયોમાં પ્રીતિ થતી નથી, તેથી તેમાં તેને રાગે થતો નથી ને દ્વેષે થતો નથી.

શિષ્ય-વિવેકીને વિષયોમાં પ્રીતિ અને અપ્રીતિ કેમ નથી ?

ગુરુ-'આ પદાર્થ મને અનુકૂલ છે, મારો છે, મારા કામનો છે,' એવી રીતે અનુકૂલતાના જ્ઞાનથી તેમાં પ્રીતિ થાય છે, ને 'આ પદાર્થ મને પ્રતિકૂલ છે, મારો નથી, મારા કામનોએ નથી,' એ પ્રકારનાં જ્ઞાનથી દ્વેષ થાય છે. પણ વિવેકી પુરુષને વિષયોમાં અનુકૂલતાનું અને પ્રતિકૂલતાનું જ્ઞાન જ નથી, તેથી તેને વિષયોમાં પ્રીતિ કે અપ્રીતિ હોતી નથી તે તો ઉદાસીન જ છે. વિષયમાં અનુકૂલતાનાં જ્ઞાનથી પ્રીતિ થાય છે, અને પ્રતિકૂલતાના જ્ઞાનથી અપ્રીતિ થાય છે. ૮૫

શિષ્ય-'વિવેકી પુરુષને દ્વેષ નથી,' એમ માનવું અનુચિત છે; કારણ કે વ્યવહારદશામાં વીંછી, સર્પ, સિંહાદિ જે દેહના શત્રુ છે, તેમાં વિવેકી પુરુષનો દ્વેષ જોવામાં આવે છે.

ગુરુ રે એ તો રહ્યું, એ તો બહુ મોટી વાત કહી નહિ; પણ જુ, માંકડ મચ્છર, ચાંચડમાં પણ દ્વેષ છે ! નહિ કે ? પણ ઓ શિષ્ય ! દેહના પ્રતિકૂલ વીંછી આદિમાં દ્વેષ તો વિવેકી અને યોગી બન્નેને સમાન જ છે; કારણ કે વ્યવહારદશામાં વીંછી આદિમાં યોગીનો પણ દ્વેષ જોવામાં આવે છે.

શિષ્ય-પ્રતિકૂલ પદાર્થમાં દ્વેષ કરનારને અમે યોગી નહિ માનીએ.

ગુરુ-પ્રતિકૂલ પદાર્થમાં દ્વેષ કરનારને અમે વિવેકી નહિ માનીશું.

કેમકે, જો કે જ્ઞાનથી વિવેકીનાં અજ્ઞાનનો નાશ થાય છે, તોપણ બળેલાં વસ્ત્રની પેઠે અજ્ઞાનનો આભાસ રહે છે, તેથી અવિચારદશામાં બાધિતાનુવૃત્તિથી રાગદ્વેષાદિરૂપ સંસારની પ્રતીતિ થાય છે, ને વિચારદશામાં તે તિરોહિત થાય છે માટે, વિવેકી પણ પ્રતિકૂલ પદાર્થમાં જે દ્વેષ કરે છે, તે તેની અજ્ઞાનદશા છે. ૮૬

શિષ્ય-વિવેકી પુરુષને દ્વૈતની પ્રતીતિ છે, ને યોગીને દ્વૈતની પ્રતીતિ નથી, તેથી વિવેકી કરતાં યોગીની વિશેષતા જ થશે.

ગુરુ-વિવેકી પુરુષને દ્વૈતની પ્રતીતિ વ્યવહારદશામાં થાય છે, કે બીજી એટલે સમાધિ દશામાં થાય છે ? જો વ્યવહાર દશામાં દ્વૈતની પ્રતીતિ થાય છે, એમ કહેતો હોય તો, જાણ કે, તે તો યોગી અને વિવેકી બન્નેને સમાન જ છે. યોગીને પણ વ્યવહારમાં દ્વૈતની પ્રતીતિ થાય છે. પણ સમાધિ દશામાં યોગીને દ્વૈતની પ્રતીતિ નથી, એમ જો કહેતો હોય તો, જાણ કે તે વિવેકીને પણ સમાન છે. જેમ યોગીને સમાધિદશામાં દ્વૈતની અપ્રતીતિ છે, તેમ વિવેકીને શ્રુતિ અને યુક્તિથી તત્ત્વ જાણ્યા પછી અદ્વૈત જ છે, ને એવી અનુસધાનરૂપ દશામાં દ્વૈતની પ્રતીતિ છે જ નહિ.

તાત્પર્ય કે, સર્વ પ્રકારે યોગી અને વિવેકીની સમાનતા જ છે, તેથી વિવેકી કરતાં યોગી વિશેષ નથી. ૮૭

શિષ્ય-અદ્વૈતની પ્રતીતિનો અભાવ કેમ થાય છે ?

ગુરુ-તેનો પ્રકાર અદ્વૈતાનંદનામના પ્રકરણમાં કહેવાશે, તેથી તારા સંદેહની નિવૃત્તિ થશે. ૮૮

શિષ્ય-જેને દ્વૈતની અપ્રતીતિ હોય ને આત્માનો સાક્ષાત્કાર થયો હોય, તેવો જ્ઞાની જ યોગી છે.

ગુરુ-એમ માનવું તો અમને પણ માન્ય છે અને તેમ તું પોતે જ માને છે તો તારો જય થાઓ! હવે સંતોષ પામ અને એ જ્ઞાનને દૃઢ કર. ૮૯

આ બ્રહ્માનંદમાં પાંચ અધ્યાય છે; તેમાં આ આત્માનંદ નામનો બીજો અધ્યાય છે મંદાધિકારીઓ યોગવડે આત્મતત્ત્વ જાણી શકે નહિ, માટે પ્રત્યગાત્માનાં સ્વરૂપભૂત આત્માનંદનું વિવેચન, આ આત્માનંદ નામના બારમા પ્રકરણમાં સમજાવ્યું છે. ૯૦

ઇતિ શ્રીમદ્વિદ્યારણ્યસ્વામિના પરમગુરુ શ્રીભારતીતીર્થમુનિવિરચિત પંચદશીમાં બ્રહ્માનંદગત-આત્માનંદ નામનું ચન્દ્રકાન્તે વિવરણ સહિત પ્રકરણ બારમું સમાપ્ત

શ્રીકૃષ્ણાર્પણમસ્તુ



ॐ

तत्सत्परब्रह्मणे नमः

# श्री पंचदशी

"ચન્દ્રકાન્ત વિવરણ" સહિત

## પ્રકરણ ૧૩ મું

## બ્રહ્માનંદગતઅદ્વૈતાનંદ*

### બ્રહ્મમાં જગતનું વિવર્તપણું અને બ્રહ્મથી જગતની અભિન્નતા, તેની માયાશક્તિ અને કાર્યની અનિર્વચનીયતા

(૧–૫૩; ૫૩ શ્લોકો)

**અવતરણિકા**–બ્રહ્માનંદ, વિદ્યાનંદ અને વિષયાનંદ એમ આનંદના ત્રણ પ્રકાર યોગાનંદ નામના પ્રકરણમાં કહેલા છે. બ્રહ્માનંદમાં જ યોગાનંદ, આત્માનંદ ને અદ્વૈતાનંદ છે. આ પ્રકરણમાં અદ્વૈતાનંદનું વર્ણન કરેલું છે જે આનંદથી ઉત્પત્તિ, સ્થિતિ અને લય થાય છે, તે આનંદથી જૂદુ શું હોય? કંઈ જ નહિ અને તેવા આનંદનું અત્ર વર્ણન કર્યું છે, તેથી એનું નામ અદ્વૈતાનંદ રાખ્યું છે. એના પ્રારંભમાં શિષ્યે પ્રશ્ન પૂછવાથી, બ્રહ્માનંદના ભેદ સંબંધે ગુરુ સમજાવે છે.

योगानंदः पुरोक्तो यः स आत्मानंद इष्यताम् । कथं ब्रह्मत्वमेतस्य सद्वयस्येति चेच्छृणु ॥१॥
आकाशादिस्वदेहांतं तैत्तिरीयश्रुतीरितम् । जगन्नास्त्यन्यदानंदादद्वैतब्रह्मता ततः ॥ २ ॥

**શબ્દાર્થ**–પૂર્વે (યોગાનંદ પ્રકરણમાં) જે યોગાનંદ કહ્યો છે તે જ આત્માનંદ છે એમ સ્વીકાર કરવો. સદ્વય (આત્માનંદ)ને બ્રહ્મપણું કેમ? એમ જો તું કહેતો હોય તો સાભળ.(૧) આકાશ આદિથી લઈ પોતાના દેહ પર્યંત જગત્ આનંદ (આત્માનંદ)થી જૂદુ નથી, એમ તૈત્તિરીય શ્રુતિમા કહ્યુ છે તેથી અદ્વૈત આત્માનંદનુ બ્રહ્મપણું સિદ્ધ થાય છે. ૨

---

* અદ્વૈતાનંદ–પ્રકરણ ૧૩ માનો સાર

આનંદથી અતિરિક્ત કંઈ વસ્તુ જ નથી, એવો અર્થ પ્રતિપાદન કરવા, ગ્રન્થારંભમા આનંદની અદ્વૈતતા સૂચવીને, પ્રકરણનું અદ્વૈતાનંદ એવુ નામ અન્વર્થ કહી દેખાડ્યું તૈત્તિરીય શ્રુતિમા આકાશથી લઈને સ્વદેહ પર્યંતનું સકલ જગત્ આનંદથી નિરાળું છે જ નહીં, એમ કહેલું છે. તે ઉપરથી બ્રહ્મરૂપ આનંદની અદ્વૈતતા સિદ્ધ થાય છે આનંદથી જ આ જગત્ ઉત્પન્ન થયેલુ છે, આનંદમા જ સ્થિતિ કરી રહ્યુ છે, અને આનંદને વિષે જ અને લીન થાય છે, તો પછી તે ઉક્ત આનંદથી પૃથક્ કેમ હોઈ શકે?

ઉપાદાન કારણ વિવર્ત્ત, પરિણામ ને આરંભક, એવા ભેદથી ત્રણ પ્રકારનુ છે તેમાના પરિણામ તથા આરંભ, નિરંશ બ્રહ્મને વિષે ઘટે નહીં કેમકે તંતુથી આરંભ કરતા પટની પેઠે, અથવા દહીંરૂપે પરિણમતા દુધની પેઠે, બ્રહ્મને અવસ્થાંતરની પ્રાપ્તિ થતી નથી આ બ્રહ્મ તો જગતનું વિવર્ત્ત ઉપાદાન કારણ છે. જેમ નિરંશ

## ચન્દ્રકાન્ત વિવરણ

### (૧) આનંદરૂપ બ્રહ્મના વિવર્ત જગતની બ્રહ્મથી અભિન્નતા

(૧-૧૦; ૧૦ શ્લોક)

શિષ્ય-'આનંદ ત્રણ પ્રકારનો છેઃ બ્રહ્માનન્દ, વિદ્યાનન્દ અને વિષયાનન્દ,' એમ પ્રથમાધ્યાયમાં એટલે યોગાનન્દ નામના પ્રકરણમાં ત્રણ આનંદ છે, એમ જણાવ્યું છે; પણ બીજા અધ્યાયમાં એ ત્રણે આનંદથી ભિન્ન આત્માનંદનું નિરૂપણ કરવામાં આવ્યું છે, તેથી તેનો પરસ્પર વિરોધ આવે છે. આ વિષય મને બરાબર સમજાવશો, તો કૃપા થશે.

ગુરુ-અગીઆરમા પ્રકરણના પહેલા શ્લોકમાં 'ब्रह्मानंदं प्रवक्ष्यामि । હું બ્રહ્માનંદ કહીશ,' એવી રીતે બ્રહ્માનંદના કથનની પ્રતિજ્ઞા કરી છે. એ બ્રહ્માનંદ યોગજન્ય સાક્ષાત્કાર વિષય છે, તેથી તેની યોગાનંદતા કહી છે, અને નિરૂપાધિકપણાંથી નિજાનંદતા કહી છે. એ નિજાનંદનું જ્ઞાન ગૌણાત્મા, મિથ્યાત્મા અને મુખ્યાત્માનાં વિવેચનથી સમજાવ્યું છે, તેથી એ જ નિજાનંદને આત્માનંદ કહ્યો છે, એમ બ્રહ્માનંદ અને આત્માનંદ બન્ને એક જ છે. નિરુપાધિકપણાંથી અને સોપાધિકપણાંથી તેનો વ્યાવહારિક ભેદ છે, આ વિષે પૂર્વે સમજાવ્યું છે; માટે તેનું સ્મરણ કરીને મનન કર. (પ્ર૦ ૧૧ મું, શ્લોક ૮૭)

શિષ્ય-આત્માનંદની યોગાનંદતા ઘટતી નથી; કારણ કે યોગાનંદ અદ્વિતીય છે ને આત્માનંદ તો સદ્વિતીય છે.

ગુરુ-આત્માનંદ સદ્વિતીય કેમ છે?

શિષ્ય-જે સજાતીય, વિજાતીય અને સ્વગત ભેદ સહિત હોય, તે સદ્વિતીય કહેવાય છે. આત્માના પણ ગૌણાત્મા સ્ત્રી, પુત્રાદિક છે અને મિથ્યાત્મા દેહાદિક છે તે સજાતીય છે; ને આકાશાદિ અનાત્મ પદાર્થ છે તે આત્માના વિજાતીય છે; એમ આત્મા, સદ્વિતીય છે, તેથી આત્માનંદ પણ સદ્વિતીય છે. એ સદ્વિતીય આત્માનંદને અદ્વિતીય યોગાનંદરૂપતા કેમ ઘટે? ૧

ગુરુ-સાંભળઃ સજાતીયપણાંથી ઇષ્ટ ગૌણાત્મા પુત્રાદિ અને મિથ્યાત્મા દેહાદિક, જગતના અંતઃપાતી છે, ને 'तस्माद्वा एतस्मादात्मन आकाशः संभूतः । તે એ આત્માથી આકાશ થયું,' એ તૈત્તિરીયક શ્રુતિમાં આકાશાદિકને જગદ્રૂપ કહ્યું છે. એ જગત્ પોતાનાં કારણભૂત આત્માનંદથી ભિન્ન નથી; પણ આત્માનંદરૂપ જ છે, એમ એ તૈત્તિરીયક શ્રુતિમાં જ સૂચવ્યું છે. એટલે ગૌણા-

---

આકાશને વિષે કાળા તળવાળાપણું અજ્ઞજનો વડે કલ્પાય છે, તેમ નિરંશ બ્રહ્મને વિષે અવસ્થાન્તરતાના ભાનરૂપ વિવર્ત્ત સંભવી શકે છે. તેથી નિરંશ બ્રહ્મને વિષે માયાશક્તિએ કલ્પેલ આ જગદ્રૂપી વિવર્ત્ત બને છે.

એ માયાશક્તિ માયીમહેશ્વરથી નિરાળી નથી, કિંતુ તેના કાર્ય પંચભૂતાદિક ઉપરથી તે માયાશક્તિ અનુમિત થાય છે. જેમ ફળ, પત્ર, પુષ્પ, શાખા, ડાળીઓ આદિક અવયવોએ સહવર્તમાન એવો વૃક્ષ એક નાનાશા બીજમાં સૂક્ષ્મરૂપે રહેલો હોય છે, તેમ આ સચરાચર જગત્ બ્રહ્મને વિષે અવસ્થિત છે. એ શક્તિઓ અમુક પ્રકારના દેશકાલાદિકના વૈચિત્ર્યને લઇને નાના પ્રકારે ઉદ્ભવે છે.

અહિં માયાસ્વરૂપનું અનિર્વચનીયપણું સિદ્ધ કરવા, ધાત્રી કથાનો યોગવાસિષ્ઠોક્ત પ્રસંગ વર્ણવી, શક્તિ કાર્ય ઘટાદિકનું પણ અનિર્વચનીયત્વ કહ્યું. ઘટાદિ પદાર્થને વિષે મૃત્તિકાના બોધે કરી નામરૂપાદિની નિવૃત્તિ થાય છે. એવી જ નિવૃત્તિ, કારણરૂપે બ્રહ્મને જાણીને થાય, એ જ પુરૂષાર્થ વેદાંતવાદીઓને અભિમત છે. કંઈ પદાર્થની અપ્રતીતિ થવાની જરૂર નથી. એવી રીતે કાર્ય માત્રની અનૃતતાનું ભાવન કરવાથી, કેવલ કારણ માત્રના નિર્મલ બોધે કરી, સકલ જ્ઞાન સિદ્ધ થાય છે.

જેમ જીવમાં સ્થિત એવી નિદ્રાશક્તિ દુર્ઘટ સ્વપ્નની રચનારી થાય, તો પછી બ્રહ્મમાં સ્થિત એવી માયાશક્તિ આ જગતના સૃષ્ટિ, સ્થિતિ, પ્રલયઆદિક કરે, એમાં શું આશ્ચર્ય પામવા જેવું છે? માટે આ ચેતન તથા અચેતનને વિષે બ્રહ્મ નિર્વિશેષ છે, માત્ર નામ તથા રૂપ પૃથક્ પૃથક્ ભેદ પામે છે. જેમ છિદ્ર રહિત દર્પણને વિષે નાના પ્રકારના પદાર્થો છે, ગર્ભમાં જેને એવું આકાશ ભાસે છે, તેમ નિરંશ સચ્ચિદાનંદ ઘન બ્રહ્મને વિષે અનેકવિધ વૈચિત્ર્યવાળું જગત્ ભાસે છે. ગર્ભમાં જેને એવું આકાશ ભાસી રહ્યું છે. જેમ દર્પણ વિના કશો ભાસ નથી થતો, તેમ બ્રહ્મ વિના નામરૂપ સ્ફુર્તિ નથી જ માટે ભાસમાન સચ્ચિદાનંદ વિષે બુદ્ધિને નિયમિત કરી ઉપર નામરૂપાદિકથી વિનિવૃત્ત કરવી. એટલે પછી નિર્ગત છે જગત્ જેથી એવું સચ્ચિદાનંદ લક્ષણ બ્રહ્મ એ જ અદ્વૈતાનંદ સમજે અને તેને વિષે સર્વ અધિકારી પુરૂષો વિશ્રામ પામો. એવી રીતે જગત્ મિથ્યાત્વ ભાવનનો ઉપદેશ કરી પ્રકરણનો ઉપસંહાર

ત્મા અને મિથ્યાત્મા પણ આત્માનદથી ભિન્ન નથી, અને તેનો સજાતીય, વિજાતીય ભેદ નથી. માટે, આત્માનંદની અદ્વિતીય બ્રહ્મરૂપતા ઘટે છે. જેમ યોગાનંદ અદ્વિતીય છે, તેમ આત્માનંદ પણ અદ્વિતીય છે, તેથી યોગાનન્દ અને આત્માનંદ બન્ને એક જ છે. ૨

અવતરણિકા-શિષ્ય જગતની કારણતા સંબંધે પ્રશ્ન કરે છે, ને ગુરુ आनंदाद्ध्येव खल्विमानि भूतानि जायंते। ઇત્યાદિ શ્રુતિના તાત્પર્યવાળો શ્લોક કહીને તેને સમજાવે છે.

आनंदादेव तज्जातं तिष्ठत्यानंद एव तत्।
आनंद एव लीनं चेदुक्तानंदात्कथं पृथक्॥
कुलालाद्घट उत्पन्नो भिन्नश्चेति न शङ्क्यताम्
मृद्वदेष उपादानं निमित्तं न कुलालवत् ॥४॥
स्थितिर्लयश्च कुंभस्य कुलाले स्तो नहि क्वचित्
दृष्टौ तौ मृदि तद्वत्स्यादुपादानं तयोः श्रुतेः॥

શબ્દાર્થ-તે (જગત્) આનંદથી જ થયું છે, તે આનંદમાં જ સ્થિતિ કરીને રહે છે અને આનંદ માં જ લીન થાય છે; એવી રીતે વર્ણવેલા આનંદથી (જગત્) ભિન્ન કેમ થાય? (૩) ઘડો કુંભારથી ઉત્પન્ન થયો છે, તે કુંભારથી જૂદો છે, એવી શંકા જ ન કરવી. આ આત્માનંદ, જેમ ઘટમાં મૃત્તિકા છે, તેની પેઠે, જગતમાં ઉપાદાન કારણ છે, પણ કુંભારની પેઠે નિમિત્ત કારણ નથી. (૪) કેમકે ઘટની સ્થિતિ અને લય કુંભારમાં કોઈ વાર થતાં જોવામાં આવતાં નથી, પણ ઘટની સ્થિતિ અને લય મૃત્તિકામાં જોવામાં આવે છે. તેની પેઠે તે બન્ને (જગતની સ્થિતિ અને લય)નું ઉપાદાન કારણ આનંદ છે, એમ શ્રુતિમાં કહેલું છે. ૫

## ચન્દ્રકાન્ત વિવરણ

શિષ્ય-'તે આ આત્માથી આકાશ થયું,' એ શ્રુતિ, તમે આત્માનદની જગત્ પ્રત્યે કારણતામાં પ્રમાણભૂત કહી. પણ તે શ્રુતિમાં તો જગત્ પ્રત્યે આત્માની કારણતા કહેલી છે, પરંતુ આનદની એટલે આત્માનદની કારણતા કહી નથી.

ગુરુ-"आनंदाद्ध्येव खल्विमानि भूतानि जायंते, आनंदेन जातानि जीवंति, आनंदं प्रयत्यभिसंविशंति। આનંદથી જ આ ભૂતો ઉત્પન્ન થાય છે, થયેલાં ભૂતો આનંદથી જ જીવે છે, અને આનંદને જ પ્રાપ્ત થઇને લય પામે છે," એ શ્રુતિ સ્પષ્ટ રીતે જગત્ પ્રત્યે આનંદની કારણતાનું પ્રતિપાદન કરે છે અને આનંદ આત્માથી ભિન્ન નથી, તેથી જગત્ આનંદથી ભિન્ન કેમ થાય? અનુમાનથી પણ જણાશે કે, જે જેનું કાર્ય હોય, તે તેનાથી ભિન્ન ન હોય. જેમ કે, મૃત્તિકાનાં કાર્ય ઘટાદિ કંઈ મૃત્તિકાથી ભિન્ન નથી, તેમ જગત્ પણ આનંદથી ભિન્ન નથી, એમ સિદ્ધ થાય છે. ૩

શિષ્ય-તમે જગતની આનંદથી અભિન્નતા સિદ્ધ કરવા માટે અનુમાન કર્યું, એમાં 'તેના કાર્યથી' એ હેતુ આપ્યો. તેમાં અનૈકાંતિક દોષ આવે છે. જુઓ, ઘટ કુંભારથી ઉત્પન્ન થાય છે, તો પણ તેનાથી ભિન્ન જ છે.

ગુરુ-અમે આપેલા હેતુમાં અનૈકાંતિક દોષ નથી, કેમકે કુંભાર તો ઘટનું નિમિત્તકારણ છે; અને અમે તો આનંદનું જગત્ પ્રત્યે ઉપાદાન કારણ પ્રતિપાદન કર્યું છે. તેમાં એ હેતુ આપ્યો છે, એટલે કાર્ય પોતાનાં ઉપાદાન કારણથી ભિન્ન નથી, એવો તેનો અભિપ્રાય છે. જો નિમિત્તકારણમાં એ હેતુ આપ્યો હોય તો, તેં કહેલો અનૈકાંતિક દોષ આવે ખરો, પણ પ્રકૃતમાં તો આત્માનંદ, મૃત્તિકાની પેઠે, ઉપાદાન કારણ છે, પણ કુંભારની પેઠે નિમિત્ત કારણ નથી. ૪

શિષ્ય-કહો, કુંભારને પણ ઘટની ઉપાદાન કારણતા કેમ નથી?

ગુરુ-સ્થિતિ અને લયનો આધાર જે હોય, તે ઉપાદાન કારણ કહેવાય, એવું ઉપાદાન કારણનું લક્ષણ છે. એ લક્ષણ કુંભારમાં ઘટતું નથી, તેથી કુંભાર ઘટનું ઉપાદાન કારણ નથી.

શિષ્ય-ઉપાદાન કારણનું લક્ષણ કુંભારમાં કેમ નથી ઘટતું?

ગુરુ-ઘટની સ્થિતિ અને લય કુંભારમાં નથી, માટે ઉપાદાન કારણનું લક્ષણ તેમાં નથી ઘટતું.

શિષ્ય-ત્યારે ઘટની સ્થિતિ અને લય શામાં થાય છે?

ગુરુ-ઉપાદાન કારણરૂપ મૃત્તિકામાં જ ઘટની સ્થિતિ અને લય થાય છે, એ પ્રત્યક્ષ જોવામાં આવે છે.

શિષ્ય-ભલે, ઘટનું ઉપાદાન કારણ કુંભાર ન હોય, પણ પ્રકૃતમાં શું સિદ્ધ થયું?

ગુરુ-જેમ ઘટનું ઉપાદાન કારણ મૃત્તિકા છે, તેમ જગતનું ઉપાદાન કારણ આનંદ છે; કેમકે 'જગતની સ્થિતિ અને લય આનંદમાં જ થાય છે,' એમ તૈત્તિરીયોપનિષતની 'आनंदाद्ध्येव खल्विमानि० ।' એ શ્રુતિમાં સ્પષ્ટ રીતે કહ્યું છે. ૫

ઉપાદાન કારણના ભેદ

અવતરણિકા-ઉપાદાનના ભેદ કહે છે

उपादानं त्रिधा भिन्नं विवर्ति परिणामि च।
आरंभकं च तत्रांत्यौ न निरंशेऽवकाशिनौ॥
आरंभवादिनोऽन्यस्मादन्यस्योत्पत्तिमूचिरे।
तंतोः पटस्य निष्पत्तेर्भिन्नौ तंतुपटौ खलु॥७
अवस्थांतरतापत्तिरेकस्य परिणामिता ।
स्यात्क्षीरं दधि मृत्कुंभः सुवर्णं कुंडलं यथा॥
अवस्थांतरभानं तु विवर्तो रज्जुसर्पवत् ।
निरंशेऽप्यस्त्यसौ व्योम्नितलमालिन्यकल्पनात् ॥ ९ ॥

શબ્દાર્થ-ઉપાદાન ત્રણ પ્રકારનું છે: વિવર્તિ, પરિણામિ અને આરંભક; તેમાં છેલ્લાં બે નિરવયવમાં અવકાશવાળા નથી. (૬) જેમ તંતુથી પટની ઉત્પત્તિ છે, છતાં તંતુ તથા પટ ભિન્ન જણાય છે, તેમ આરંભવાદીઓ અન્યથકી અન્યની ઉત્પત્તિ કહે છે (૭) એક વસ્તુને અન્ય અવસ્થાની પ્રાપ્તિ થવી, તે પરિણામ કહેવાય. જેમ કે, દૂધનું દહીં થાય છે. મૃત્તિકામાંથી કુંભ થાય છે, અને સુવર્ણમાંથી કુંડલ થાય છે. (૮) એક અવસ્થામાં બીજી અવસ્થાનું ભાન થવું તે વિવર્ત ગણાય. જેમ દોરીમાં સર્પની બુદ્ધિ થાય છે આ વિવર્ત નિરવયવમાં પણ થાય છે. જેમ, નિરવયવ આકાશમાં તલપણાની અને મલિનપણાની કલ્પના કરવામાં આવે છે. ૯

## ચન્દ્રકાન્ત વિવરણ

### આરંભવાદ

ગુરુ-ઉપાદાન કારણ ત્રણ પ્રકારનું છે: વિવર્તિ ઉપાદાન કારણ, પરિણામિ ઉપાદાન કારણ ને આરંભક ઉપાદાન કારણ. એ ત્રણ કારણમાંથી પરિણામિ ઉપાદાન કારણ અને આરંભક ઉપાદાન કારણ. એ બન્ને નિરવયવ એટલે અવયવ વિનાની વસ્તુમાં એટલે આનંદમાં સંભવતાં નથી. બાકી રહ્યું વિવર્તિ ઉપાદાન કારણ. તે જ માત્ર નિરવયવ વસ્તુમાં સંભવે છે ૬

વૈશેષિક આદિ લોકો આરંભવાદી છે. 'પરમાણુથી જગતની ઉત્પત્તિ થાય છે,' એમ તેઓ કહે છે. તેઓ જગતને અનિત્ય માને છે, ને પરમાણુને નિત્ય માને છે તેથી 'ઉપાદાન કારણ કાર્યથી અન્ય છે, ને કાર્ય ઉપાદાન કારણથી અન્ય છે, એટલે ઉપાદાન કારણ કરતાં અન્ય જ કાર્ય ઉત્પન્ન થાય છે,' એમ કહે છે

શિષ્ય-આરંભવાદીઓ, એમ કેમ કહે છે?

ગુરુ-તંતુમાંથી વસ્ત્ર થાય છે તે જોઇને આરંભવાદીઓ એમ જ કહે છે

શિષ્ય-તંતુની ઉત્પત્તિના દર્શનથી કાર્ય અને કારણતાનો ભેદ કેમ સિદ્ધ થાય છે?

ગુરુ-તંતુ વસ્ત્રનું ઉપાદાન કારણ છે, અને વસ્ત્ર તેનું કાર્ય છે જો ઉપાદાન કારણ અને કાર્યનો ભેદ ન હોય તો, તંતુનો અને પટનો ભેદ ન થવો જોઇએ, ને તેથી જેમ તંતુથી પટની ઉત્પત્તિ થાય છે, તેમ પટથી પણ પટની ઉત્પત્તિ થવી જોઇએ. પણ જેમ પટથી પટની ઉત્પત્તિ થતી નથી, તેમ તંતુથી પણ પટની ઉત્પત્તિ ન થવી જોઇએ. પરંતુ પટથી પટની ઉત્પત્તિ થતી નથી, ને તંતુથી પટની ઉત્પત્તિ તો થાય છે. વળી તંતુથી દોરડી, દોરા આદિ ભિન્ન કાર્ય થાય છે, ને પટથી તો શીત નિવારણાદિ ભિન્ન કાર્ય થાય છે, તેથી તંતુનો અને પટનો ભેદ છે આ પ્રમાણે વૈશેષિકવાળાઓ દરેક કાર્યનો આરંભ માને છે. એમાં તંતુનું રૂપ હોવા છતાં પરિણામ બીજું જ છે. ૭

### પરિણામવાદ

એક જ વસ્તુને પૂર્વ અવસ્થાના ત્યાગપૂર્વક અન્ય અવસ્થાની પ્રાપ્તિ થવી, એ પરિણામનું સ્વરૂપ છે. જેમ કે દૂધ દહીંરૂપે થાય છે એમાં પ્રથમ દૂધરૂપ અવસ્થાનો ત્યાગ થાય છે, ને પછી દહીંરૂપ જૂદી જ અવસ્થા આવે છે. એટલે 'દૂધ' એ વ્યવહારયોગ્યતાની નિવૃત્તિ થાય છે, ને 'દહીં' એ પ્રકારના વ્યવહારની યોગ્યતા પ્રાપ્ત થાય છે. તેમ જ મૃત્તિકા ઘટરૂપે થાય છે અને

સુવર્ણ કુંડલરૂપે થાય છે મૂળ સ્વરૂપ બદલાઈ નવું સ્વરૂપ પ્રાપ્ત થાય છે, માટે આમાં પરિણામિ ઉપાદાન કારણ ગણાય છે. ૮

વિવર્તવાદ

સર્પમાં રજ્જુની પેઠે, 'બીજી અવસ્થાની પ્રતીતિ થવી' એ વિવર્ત ઉપાદાન કારણનું લક્ષણ છે.

શિષ્ય–જ્યારે બીજી અવસ્થાની પ્રતીતિ એટલે ભાન થવું, એ વિવર્તનું લક્ષણ છે, ત્યારે વિવર્તમાં અને પરિણામમાં શો ભેદ છે? જેમ પરિણામમાં પૂર્વ અવસ્થાના ત્યાગપૂર્વક અન્ય અવસ્થાની પ્રાપ્તિ થાય છે, તેમ વિવર્તમાં પણ પૂર્વ અવસ્થાના ત્યાગપૂર્વક અન્ય અવસ્થાનું ભાન થાય છે.

ગુરુ–પૂર્વ અવસ્થાનો ત્યાગ થયા વિના અન્ય અવસ્થાની પ્રતીતિ થવી, એ વિવર્તનું લક્ષણ છે; એટલે, વિવર્તમાં પૂર્વ અવસ્થાનો ત્યાગ થયા વિના અન્ય અવસ્થાનો ભાસ થાય છે, ને પરિણામમાં પૂર્વ અવસ્થાનો ત્યાગ થાય છે ને અન્ય અવસ્થાની પ્રાપ્તિ થાય છે. જેમકે, વિવર્ત ઉપાદાન કારણમાં રજ્જુરૂપે રહેલા પદાર્થમાં સર્પની પ્રતીતિ થાય છે, તે પ્રતીતિ રજ્જુરૂપ પૂર્વ અવસ્થાનો ત્યાગ કર્યા વિના સર્પરૂપે થાય છે; ને પરિણામ ઉપાદાન કારણમાં તો પૂર્વ અવસ્થા દૂધનો ત્યાગ થાય છે ને પછી દહીંરૂપ અવસ્થાંતરની પ્રાપ્તિ થાય છે, માટે વિવર્તમાં અને પરિણામમાં ભેદ છે.

શિષ્ય–વિવર્તરૂપે પ્રતીત થતા રજ્જુઆદિ સાવયવ છે, તેથી એ વિવર્ત પણ સાવયવ પદાર્થમાં ઘટે છે, પણ નિરવયવ પદાર્થમાં ઘટતો નથી.

ગુરુ–વિવર્ત એ આરંભ અને પરિણામથી વિલક્ષણ-ભિન્ન છે; એટલા માટે તે તો નિરવયવમાં પણ ઘટે છે આ વિવર્તનો નિરવયવમાં વ્યવહાર લોકમાં પ્રસિદ્ધ છે. આકાશનાં શૂન્યતારૂપ યથાર્થ સ્વરૂપને ન જાણતાં પુરુષો કહે છે કે, 'આકાશનુ ઉપલુ તળુ ગોળ જેવું છે, અધોમુખ છે, અને ઇન્દ્રનીલમણિના જેવુ છે,' વળી લોકો બોલે છે કે, 'આકાશ સ્યામ છે.' એવી રીતે નિરવયવ આકાશમાં જે જૂદી જૂદી કલ્પના કરે છે, તે પણ વિવર્ત જ છે. જો નિરવયવમા વિવર્ત ઘટતો ન હોય તો ઉપર કહેલી કલ્પનાઓ આકાશમાં થઈ શકે નહિ.

એ પ્રમાણે અન્યથી અન્યની ઉત્પત્તિ થવી, એ આરંભ ઉપાદાન કારણનું લક્ષણ છે ને તે સાવયવ વસ્તુમાં સંભવે છે; પણ નિરવયવમાં સભવતું નથી. એક જ વસ્તુને પૂર્વ અવસ્થાના ત્યાગપૂર્વક અન્ય અવસ્થાની પ્રાપ્તિ થવી, એ પરિણામિ ઉપાદાન કારણનું લક્ષણ છે. ને તે પણ સાવયવ વસ્તુમાં સંભવે છે, પણ નિરવયવમાં સંભવતું નથી; અને પૂર્વ અવસ્થાના ત્યાગ વિના અન્ય અવસ્થાની પ્રતીતિ થવી, એ વિવર્ત ઉપાદાન કારણનુ લક્ષણ છે; ને તે સાવયવ વસ્તુમાં અને નિરવયવ વસ્તુમાં એમ બેઉમાં સભવે છે. ૯

અવતરણિકા–ઉપર કહ્યુ તેનું ફલિતાર્થ કથન કરે છે.

ततो निरंश आनंदे विवर्तो जगदिष्यताम् ।
मायाशक्तिः कल्पिका स्यादैंद्रजालिकशक्तिवत् ॥१०॥

શબ્દાર્થ–તેથી નિરવયવ આનંદમાં જગત્ કલ્પિત છે એમ અંગીકાર કર. ઐન્દ્રજાલિક-(ગારુડિક)ની શક્તિની પેઠે, માયાશક્તિ સર્વની કલ્પના કરવાવાળી છે. ૧૦

ચન્દ્રકાન્ત વિવરણ

ગુરુ–એ રીતે નિરવયવમાં પણ વિવર્તનો સંભવ છે; માટે નિરવયવ આનદમાં વિવર્તરૂપ જગત્ કલ્પિત જ છે, એમ સ્વીકારવુ જોઇએ.

શિષ્ય–આનદ તો અદ્વિતીય છે, એટલે તેમાં જગતની કલ્પના ઘટતી નથી; કારણ કે તેમાં કલ્પનાના હેતુ જે કલ્પના કરનાર છે, તેનો અભાવ છે.

ગુરુ–માયાશક્તિ કલ્પના કરવાવાળી છે એટલે કલ્પનાનો હેતુ છે, તેથી આનંદ અદ્વિતીય છે, તોપણ તેમાં જગતની કલ્પના ઘટે છે.

શિષ્ય–શક્તિની કલ્પના તમે ક્યાં જોઈ છે?

ગુરુ–ઐંદ્રજાલિકમાં શક્તિની કલ્પના સ્પષ્ટ જોવામાં આવે છે, અને તે સર્વાનુભવસિદ્ધ છે. જેમ મણિ, મત્ર અને તત્રરૂપ ઐંદ્રજાલિકમાં રહેલી શક્તિ, ગધર્વનગર આદિની કલ્પના કરે છે, તેમ આનદ બ્રહ્મમાં રહેલી માયાશક્તિ સ્થાવર અને જગમાત્મક સપૂર્ણ જગતની કલ્પના કરે છે. ૧૦

## (૨) શક્તિ તથા તેની અનિર્વચનીયતાનું નિરૂપણ

(૧૧-૩૨; ૨૨ શ્લોક.)

અવતરણિકા-ઉપર કહ્યું તેમાં દ્વૈતાપત્તિની શિષ્ય આશંકા કરે છે, ને ગુરુ અનિર્વચનીયપણાંથી શક્તિનું મિથ્યાપણું દર્શાવવા માટે, લૌકિક અગ્નિ આદિની શક્તિના ભેદથી અથવા અભેદથી, આ વિષયમાં નિર્વચનની અશકયતા દર્શાવે છે

शक्तिःशक्तात्पृथङ्नास्ति तद्वदृष्टेर्न चाभिदा
प्रतिबंधस्य दृष्टत्वाच्छक्त्यभावे तु कस्य सः॥
शक्तेः कार्यानुमेयत्वादकार्ये प्रतिबंधनम् ।
ज्वलतोऽग्नेरदाहे स्यान्मंत्रादिप्रतिबंधता१२

શબ્દાર્થ-શક્તિ શક્તિમાનથી ભિન્ન નથી; કારણ કે, અગ્નિ આદિના સ્વરૂપથી જૂદી શક્તિની પ્રતીતિ થતી નથી. તેમ પ્રતિબંધ જોવામાં આવવાથી શક્તિનો શક્તિમાનની સાથે અભેદ પણ નથી. જો શક્તિનો અભાવ માનીએ તો તે પ્રતિબંધ કોનો માનવો? અર્થાત્ તેની ભેદાભેદતા અનિર્વચનીય એટલે કહી શકાય નહિ તેવી છે. (૧૧) શક્તિ કાર્ય ઉપરથી જાણી શકાય છે, અને પ્રતિબંધક કાર્યના અભાવથી જાણી શકાય છે. અગ્નિ બળતો હોય, તે છતાં પણ તેનાથી દાહ થાય નહિ ત્યારે મણિમંત્રાદિકની પ્રતિબંધકતા જાણવી. ૧૨

### ચન્દ્રકાન્ત વિવરણ

શિષ્ય-યદ્યપિ આત્માનંદ જગતની કલ્પના કરતો નથી, પણ માયાશક્તિ જગતની કલ્પના કરે છે, ત્યારે તો આત્માનંદથી માયાશક્તિ ભિન્ન છે એમ માનવું જોઇયે, ને તેમ માનવાથી આત્માનંદને માયાશક્તિ છે, એ પ્રમાણે દ્વૈતાપત્તિ આવશે

ગુરુ-જો માયાશક્તિને અમે સત્ય માનતા હઇયે તો દ્વૈતાપત્તિ આવે ખરી, પરંતુ તે માયા તો અનિર્વચનીયપણાંથી મિથ્યા છે, ખોટી છે, માટે દ્વૈતાપત્તિ નથી.

શિષ્ય-એ માયાશક્તિનું અનિર્વચનીયપણું કેવી રીતે છે?

ગુરુ-માયાશક્તિ એ શક્તિ છે, તેથી જેમ લૌકિક અગ્નિ આદિની શક્તિનું શક્તિવાળા અગ્નિ આદિના ભેદથી અથવા અભેદથી, નિર્વચન થઈ શકતું નથી, તેમ માયાશક્તિનું શક્તિપણું, આત્માનંદના ભેદથી અથવા અભેદથી નિર્વચન થઈ શકતું નથી; તેથી તે, અગ્નિ આદિની શક્તિની પેઠે, અનિર્વચનીય છે.

શિષ્ય-શક્તિનું નિર્વચન ભેદથી અથવા અભેદથી કેમ નથી થઈ શકતું?

ગુરુ-અગ્નિમાં દાહકતા આદિ શક્તિ છે, તેની અગ્નિથી ભિન્ન પ્રાપ્તિ થતી નથી; કેમકે અગ્નિમાંથી દાહકતા શક્તિ જૂદી કાઢી શકાતી નથી; તેથી દાહકતા શક્તિનું નિર્વચન અગ્નિથી ભિન્ન થઈ શકતું નથી. પણ ચદ્રકાંતમણિથી અગ્નિની દાહકતા શક્તિનો પ્રતિબંધ થાય છે વળી મંત્રથી દાહકતા શક્તિનો પ્રતિબધ થાય છે, પરંતુ અગ્નિના સ્વરૂપનો પ્રતિબધ થતો નથી; તેથી, અગ્નિની દાહકતા શક્તિ, અગ્નિસ્વરૂપ નથી, પણ અગ્નિથી જૂદી છે, એમ માનવું જોઇએ. એવી રીતે દાહકતા શક્તિનું નિર્વચન ભેદથી કે અભેદથી થઈ શકતું નથી એ જ પ્રમાણે, અન્યશક્તિથી પોતપોતાની શક્તિનું નિર્વચન ભેદથી અથવા અભેદથી થઈ શકતું નથી.

શિષ્ય-ભલે શક્તિનો પ્રતિબંધ હો, પણ શક્તિમાનથી શક્તિનો ભેદ નથી, એમ માનવામાં શો દોષ છે?

ગુરુ-'અગ્નિનું સ્વરૂપ તો પ્રત્યક્ષસિદ્ધ છે, તેથી અગ્નિનો પ્રતિબધ છે,' એમ કહેવું અનુચિત છે; અને ચદ્રકાંતમણિથી પ્રતિબધ તો થાય છે, કેમકે અગ્નિ વિદ્યમાન છતાં પણ દાહ થતો નથી. હવે જે પ્રતિબધ થયો છે તે અગ્નિની શક્તિનો થયો છે, તેથી શક્તિ અગ્નિથી ભિન્ન છે એમ સ્વીકારવું જોઇએ. જો અગ્નિથી તેની શક્તિના ભેદનો સ્વીકાર ન કરીએ, તો પ્રતિબધની નિર્વિષયતારૂપ દોષ આવે છે; કારણ કે શક્તિ અગ્નિથી જૂદી ન હોવાથી અને અગ્નિ પ્રત્યક્ષ જોવામાં આવતો હોવાથી, જે પ્રતિબધ થાય છે તે કોનો? માટે અગ્નિથી તેની શક્તિ જૂદી છે એમ સ્વીકારવું જોઇએ. એ જ પ્રમાણે, સર્વ શક્તિથી પોતપોતાની શક્તિનો ભેદ હોવાનો છે. ૧૧

શિષ્ય-જેમ શક્ત-પદાર્થનું સ્વરૂપ ઇંદ્રિય-ગોચર છે, તેમ તેની શક્તિ ઇંદ્રિયગોચર નથી; પરંતુ અતીંદ્રિય છે ત્યારે, 'શક્તિનો પ્રતિબંધ થયો છે,' એવું જ્ઞાન કેવી રીતે થાય ?

ગુરુ-યદ્યપિ શક્તિ ઇંદ્રિયગોચર નથી તથાપિ અનુમાનથી તેનું જ્ઞાન થાય છે, તેથી, શક્તિના કાર્યનો જ્યારે અભાવ હોય ત્યારે, 'શક્તિનો પ્રતિબંધ થાય છે,' એવું જ્ઞાન થાય છે તે પણ અનુમાનથી થાય છે જેમ અગ્નિ તો ભડભડ બળતો હોય, એટલે સ્વસ્વરૂપથી વિદ્યમાન હોય, તોપણ જ્યારે તેથી દાહાદિ કાર્ય થાય નહિ, ત્યારે અનુમાનથી જાણવામા આવે છે કે, મણિથી અથવા તો મંત્ર ઔષધાદિથી અગ્નિની શક્તિનો પ્રતિબંધ થયો છે ૧૨

અવતરણિકા-એ પ્રમાણે લૌકિક અગ્નિ આદિની શક્તિનું સ્વરૂપથી અને પ્રમાણથી નિરૂપણ કર્યા પછી, માયાશક્તિના સદ્‌ભાવમા, 'તે ધ્યાનયોગાનુગતા । તે મુનિઓ ધ્યાનયોગને અનુગત થઇને, પોતાના કાર્યના ગુણોથી, જે દેવાત્માની શક્તિ છે તેને જોવા લાગ્યા,' એ શ્રુતિનો અર્થ કહે છે

देवात्मशक्तिं स्वगुणैर्निगूढां मुनयोऽविदन्।
परास्य शक्तिर्विविधा क्रियाज्ञानबलात्मिका
इति वेदवचः प्राह वसिष्ठश्च तथाब्रवीत् ।
सर्वशक्तिपरं ब्रह्म नित्यमापूर्णमद्वयम् ॥१४॥

શબ્દાર્થ-મુનિઓ દેવાત્મા (સ્વપ્રકાશ ચિદાત્મા)ની શક્તિને પોતાના ગુણોથી (કાર્યોથી) નિગૂઢ (ગુપ્ત-વીંટાયેલી) જાણતા હતા. પરબ્રહ્મની ક્રિયા, જ્ઞાન અને બલ(ઇચ્છા) રૂપી ત્રિવિધ પ્રકારની શક્તિ છે. (૧૩) એ પ્રમાણે વેદવચન કહે છે, અને વસિષ્ઠ પણ તેમ કહે છે, કે પરબ્રહ્મ સર્વ શક્તિવાળુ, નિત્ય, પરિપૂર્ણ અને અદ્વિતીય છે.૧૪

## ચન્દ્રકાન્ત વિવરણ

ગુરુ-એ માયાશક્તિના સદ્‌ભાવમાં, કાળવાદીઓ, 'કાળને જગતનું કારણ' કહે છે, સ્વભાવવાદીઓ, 'સ્વભાવને જગતનું કારણ' કહે છે, શૂન્યવાદીઓ, 'શૂન્યને જગતનું કારણ' કહે છે; આરંભવાદીઓ, 'પરમાણુને જગતનું કારણ' કહે છે, મીમાંસકો, 'અદૃષ્ટને જગતનું કારણ' કહે છે; પ્રત્યક્ષવાદીઓ, 'યદૃચ્છાને જગતનું કારણ' કહે છે, સાંખ્યો, 'પ્રકૃતિને જગતનું કારણ' કહે છે; યોગીઓ, 'હિરણ્યગર્ભને જગતનું કારણ' કહે છે, પરિણામવાદીઓ, 'ઈશ્વરને જગતનું કારણ' કહે છે, એટલે ઈશ્વર જગદ્રૂપે પરિણામ પામે છે, એમ કહે છે, પણ અમે વિવર્તવાદીઓ વેદાંતીઓ, 'માયોપહિત બ્રહ્મને જગતનું કારણ' કહીએ છીએ એ પ્રમાણે અનેક પ્રકારનાં મતાંતરો છે એ સર્વ મતાંતરોમાં જેને દોષદૃષ્ટિ હોય અને જગતનાં કારણ બ્રહ્મની જિજ્ઞાસાથી જે યોગનિષ્ઠ હોય તે જ મુનિ મુનિ એટલે મનનશીલ માયા, એટલે સ્વપ્રકાશ ચિદાત્માની શક્તિ તે શક્તિ પોતાનાં કાર્યોથી એટલે સ્થૂલ સૂક્ષ્મ-શરીરોથી આવૃત્ત છે, અને મુનિઓ એ શક્તિનો સાક્ષાત્કાર કરે છે 'ते ध्यानयोगाऽनुगता अपश्यन् देवात्मशक्तिं स्वगुणैर्निगूढाम् । ધ્યાનયોગને અનુગત તે (મુનિઓ) પોતાના ગુણોથી ગૂઢ એવી સ્વપ્રકાશ ચિદાત્માની શક્તિને જોય છે,' એમ શ્રુતિમાં પણ કહ્યું છે, વળી 'परास्य शक्तिर्विविधैव श्रूयते स्वाभाविकी ज्ञानबलक्रिया च। આની (બ્રહ્મની) જગતના કારણરૂપ ઉત્તમ શક્તિ અનેક પ્રકારની છે, એમ સભળાય છે, તે જ્ઞાનરૂપ, બલ (ઇચ્છા) રૂપ અને ક્રિયારૂપ છે.' એ શ્રુતિમાં પણ માયાની શક્તિનું વિચિત્રપણું કહેલું છે, માટે માયાશક્તિના સદ્‌ભાવમા બન્ને શ્રુતિઓ પ્રમાણ છે ૧૩

શિષ્ય-આ જગતની ઉત્પત્તિ સંબંધમા જુદી જુદી માન્યતાવાળાઓ શાં શા કારણો દર્શાવે છે, તે કૃપા કરીને સમજાવશો ? આપે ટૂંકમાં તો કહ્યું છે, પણ મને વિસ્તારથી સાભળવાની ઇચ્છા છે.

ગુરુ-જગતની ઉત્પત્તિ સંબંધમાં જુદા જુદા દૃષ્ટિબિંદુથી જુદા જુદા મતવાળા વિચારકો જે કારણો જણાવે છે તે હું તને સમજાવીશ.

(૧) અસત્ કારણવાદીઓ જગતનું કારણ અકારણ કહે છે, (૨) અભાવવાદીઓ જગતના અભાવને કારણ કહે છે, (૩) શૂન્યવાદીઓ શૂન્યને કારણ કહે છે, (૪) નૈયાયિકાદિકો પરમાણુ આદિને કારણ કહે છે, (૫) જ્યોતિર્વિદો-કાળવાદીઓ કાળને કારણ કહે છે, (૬) ચાર્વાક

આદિ નાસ્તિકો સ્વભાવને કારણ માને છે, (૭) મીમાંસકો નિયતિ જે અદૃષ્ટ તેને કારણ કહે છે, (૮) પ્રત્યક્ષવાદીઓ યદૃચ્છાને કારણ કહે છે, (૯) પ્રત્યક્ષ પ્રમાણવાદી પૃથ્વી આદિ પંચભૂતને કારણ કહે છે, (૧૦) સાંખ્ય મતવાળા ત્રણ ગુણની સામ્યાવસ્થારૂપ પ્રકૃતિને કારણ કહે છે, (૧૧) યોગીઓ હિરણ્યગર્ભ આદિરૂપ અસંગ પુરુષને કારણ કહે છે, (૧૨) કેટલાક સંયોગવાદી નાસ્તિકો કાળાદિના સંયોગને કારણ કહે છે, (૧૩) કેટલાકો પ્રતિબિંબરૂપ પરિણામી પુરુષને કારણ કહે છે, અને (૧૪) બ્રહ્મવાદી વેદાંતીઓ શુદ્ધ બ્રહ્મને જગતનું કારણ કહે છે. આ પ્રમાણે અનેક પ્રકારના કારણવાદો છે.

શિષ્ય–આ સર્વ કારણવાદો આપે જે કહ્યા તેમાં સાચો કયો, તે સમજાવવા કૃપા કરો. નહિ તો નિર્ણયના અભાવે મતિમાં ભ્રમ પેદા થાય છે.

ગુરુ–આ દરેક કારણવાદમાં કંઇ ને કંઇ દોષ છે, માટે તે અગ્રાહ્ય છે. જેમકે (૧) "જગતનુ કોઈ પણ કારણ **નથી,** કિંતુ કારણ વગર જ જગત્ પેદા થયું છે." આવુ કહેનારાઓના પક્ષમાં સર્વ ઘટાદિક કાર્યનું કારણ પ્રત્યક્ષ દેખાય છે, છતાં કારણ નથી એમ કહેવું એ ભૂલ છે. એટલા માટે એમાં દૃષ્ટ વિરોધ નામનો પ્રત્યક્ષ વિરોધરૂપ દોષ છે.

(૨) "જગતનું કારણ અભાવ છે." એવુ કહેનારાઓના પક્ષમાં વન્ધ્યાસુતની માફક અસતરૂપ અભાવથી ભાવરૂપ જગતની ઉત્પત્તિ માનવામાં પણ દૃષ્ટ વિરોધરૂપ દોષ છે.

(૩) "શૂન્ય જ જગતનું કારણ છે." આ પક્ષમાં આકાશમાં પુષ્પવન અને વાવ્યા વિના બીજમાંથી ધાન્યની ઉત્પત્તિની માફક અસંભવરૂપ દોષ આવે છે.

(૪) "પરમાણુ કારણ છે." આ પક્ષમાં નિરવયવ અને જડ પરમાણુના સંયોગ આદિનો અસંભવરૂપ દોષ છે.

(૫) "કાળ જ કારણ છે." આ પક્ષમાં કાળ વર્તમાન હોવા છતાં પણ સર્વ કાર્યની સર્વદા ઉત્પત્તિ નથી થતી, એટલા માટે અકારણતાની પ્રાપ્તિરૂપ દોષ એમાં લાગુ પડે છે.

(૬) "સ્વભાવ કારણ છે." આ પક્ષ જો ખરો હોય તો વન્ધ્યા આદિમાં ગર્ભાદિ કાર્યજનક વીર્યાદિના સ્વભાવનો ભંગ શા માટે થાય છે? એમાં વ્યભિચારરૂપ દોષ છે.

(૭) "પુણ્ય પાપરૂપ અદૃષ્ટ કારણ છે" આ પક્ષમા 'આ કારણથી આ કાર્ય થયુ અને આથી આ નહિ' એમ અન્વય વ્યતિરેકનો વ્યભિચારરૂપ દોષ આવે છે. વળી પુણ્ય પાપની શરુવાત ક્યાંથી થઇ? એનો પત્તો જ લાગતો નથી

(૮) "કાકતાલીય ન્યાયની માફક યદૃચ્છા કારણ છે." આ પક્ષમાં પૃથ્વી આદિ ભૂતરૂપ ધાર્મિઓથી વિના કેવળ યદૃચ્છારૂપ ધર્મની કારણતા માનવી પડે છે, જે અસંભવરૂપ દોષયુક્ત છે.

(૯) "પૃથ્વીઆદિ ભૂત કારણ છે." આ પક્ષમાં ઘડાની માફક જડ અને સાવયવ ભૂતોને અન્ય કારણની અપેક્ષા રહેતી હોવાથી તેની કારણતામાં પણ અસંભવરૂપ દોષ આવે છે.

(૧૦) "પ્રકૃતિ કારણ છે." આ પક્ષમા પણ શકટ–ગાડાની માફક જડ પ્રકૃતિની કાર્ય વિશે સ્વતઃ પ્રવૃત્તિનો અસંભવરૂપ દોષ આવે છે.

(૧૧) "પુરુષ કારણ છે." આ પક્ષમા અસંગ અને નિર્ગુણ હોવાથી વ્યાપાર રહિત તે પુરુષના કારણપણામાં અયોગ્યતારૂપ દોષ લાગે છે

(૧૨) "તેઓનો સંયોગ કારણ છે." આ પક્ષમાં તેઓ જડ હોવાથી તેને કારણ માનવામાં અપેક્ષારૂપ દોષ આવે છે.

(૧૩) "પરિણામી પુરુષ કારણ છે." આવું માનનારાઓના પક્ષમાં જીવ, સુખની પ્રાપ્તિ કરવામાં અને દુઃખની નિવૃત્તિ કરવામાં અસમર્થ હોવાથી, તેને કારણ માનવામાં અયોગ્યતારૂપ દોષ આવે છે. અને

(૧૪) "શુદ્ધ એટલે કે માયાશક્તિ રહિત બ્રહ્મ કારણ છે" એવું માનનારાઓના પક્ષમાં બ્રહ્મનુ નિર્વિકારપણુ, અસંગપણુ અને નિરવયવપણુ–વગેરે ઉપનિષદોમાં કહેલા વિશેષણોના ભંગરૂપ દોષ આવે છે. એટલા માટે આ સર્વ વાદો ખોટા અને ભ્રામક છે.

શિષ્ય–આ બધા કારણવાદો ખોટા અને

સાથે શુદ્ધ બ્રહ્મવાદી વેદાંતવાદ પણ ખોટો, તો સાચો સિદ્ધાંત શો છે?

ગુરુ–આ પ્રમાણે આ અન્ય કારણવાદો સર્વ ખોટા છે. તેથી માયાવિશિષ્ટ બ્રહ્મ જ જગતનું કારણ છે, અને આ પક્ષ જ એકલો નિર્દોષ છે. અને તે શ્રુતિ, સ્મૃતિ અને અનુભવ પ્રમાણે છે.

શિષ્ય–આપે માયાશક્તિના સદ્‌ભાવમાં 'ધ્યાનયોગને અનુગત તે મુનિઓ,' અને 'બ્રહ્મની ઉત્તમ એટલે જગતનાં કારણરૂપ શક્તિ,' એ બે શ્રુતિઓના પ્રમાણ આપ્યાં, તે શ્રુતિઓ ક્યાંની છે?

ગુરુ–એ બન્ને શ્રુતિઓ ઋગ્વેદના શ્વેતાશ્વતરોપનિષદની છે.

શિષ્ય–માયાશક્તિના સદ્‌ભાવમાં કેવલ શ્રુતિ જ પ્રમાણ છે, કે અન્ય પણ પ્રમાણ છે?

ગુરુ–જેમ શ્રુતિમાં માયાની વિવિધતા કહેલી છે, તેમ મુનિ વસિષ્ઠે પણ યોગવાસિષ્ઠમાં માયાની વિવિધતા કહેલી છે. યોગવાસિષ્ઠમાં માયાનું પ્રતિપાદન કરતાં, પ્રથમ 'બ્રહ્મ નિત્ય એટલે ભૂત, ભવિષ્ય અને વર્તમાન એ ત્રણે કાળમાં અબાધિત છે,' એમ કહ્યું છે. વળી પરિપૂર્ણ અને અદ્વિતીય એટલે સજાતીય, વિજાતીય તથા સ્વગત ભેદરહિત છે, એવી રીતે બ્રહ્મનાં પારમાર્થિક સ્વરૂપનું વર્ણન પણ કર્યું છે, અને બ્રહ્મ સર્વ શક્તિવાળું છે, પર–સર્વોત્કૃષ્ટ છે; એવી રીતે બ્રહ્મનાં ઉપાધિવાળાં સ્વરૂપનું પણ વર્ણન કર્યું છે. ૧૪

અવતરણિકા–હવે 'બ્રહ્મમાં વિવર્તે કરી માયાશક્તિની કેમ અભિવ્યક્તિ થાય છે' તે કહે છે, અને તે સમજાવવા યોગવાસિષ્ઠના વચનનું પ્રમાણ આપે છે.

यथोल्लसति शक्त्यासौ प्रकाशमधिगच्छति ।
चिच्छक्तिर्ब्रह्मणो राम शरीरेषूपलभ्यते ॥
स्पंदशक्तिश्च वातेषु दार्ढ्यशक्तिस्तथोपले ।
द्रव्यशक्तिस्तथांभःसु दाहशक्तिस्तथानले ॥
शून्यशक्तिस्तथाकाशे नाशशक्तिर्विनाशिनी।
यथांडेऽन्तर्महासर्पो जगदस्ति तथात्मनि॥
फलपत्रलतापुष्पशाखाविटपमूलवान् ।
ननु बीजे यथा वृक्षस्तथेदं ब्रह्मणि स्थितम्॥

શબ્દાર્થ–એ બ્રહ્મ, જ્યારે જે શક્તિએ કરીને ઉલ્લાસ (વિકાસ) પામે છે, ત્યારે માયાશક્તિ અભિવ્યક્તિને (પ્રકટ) પ્રાપ્ત થાય છે. (૧૫) હે રામ! શરીરોમાં બ્રહ્મની ચિચ્છક્તિ દેખાય છે; વાયુઓમાં સ્પંદ(હાલવાની) શક્તિ, પાષાણમાં દઢતા(કઠિનતાની) શક્તિ, જળમાં દ્રવ (વહેવાની) શક્તિ અને અનલ(અગ્નિ)માં દાહ (બાલવાની) શક્તિ છે.(૧૬) આકાશમાં શૂન્ય(કંઈ પણ ન હોવાની) શક્તિ અને વિનાશમાં નાશશક્તિ પ્રતીત થાય છે. વળી જેમ ઈંડાની અંદર મોટો સર્પ રહેલો હોય છે, તેમ આત્મામાં જગત રહેલું છે; (૧૭) બીજમાં ફલ, પત્ર, લતા, પુષ્પ, શાખા, વિટપ (નાની શાખાઓ) અને મૂળવાળો વૃક્ષ જેમ રહ્યો છે, તેમ આ (જગત્) બ્રહ્મમાં રહ્યું છે. ૧૮

## ચન્દ્રકાન્ત વિવરણ

ગુરુ–મુનિ વસિષ્ઠ શ્રીરામચંદ્રને કહે છે કે, હે રામ! એ બ્રહ્મ, જ્યારે જ્યારે, જે માયાશક્તિથી વિવર્તને પામે, ત્યારે ત્યારે આ માયાશક્તિ સ્પષ્ટ પ્રતીત થાય છે.

રામ–હે મહારાજ! એ ચિચ્છક્તિ ક્યાં પ્રતીત થાય છે?

વસિષ્ઠ–ચેતનતાના વ્યવહારના હેતુરૂપ એ ચિચ્છક્તિ દેવ, મનુષ્ય, પશુ, પક્ષી, કીટ, પતંગ, ભૃંગ આદિના શરીરોમાં સ્પષ્ટ પ્રતીત થાય છે. ૧૫

સ્પંદશક્તિ એટલે ચલનતાનાં કારણરૂપ જે શક્તિ, તે વાયુમાં પ્રતીત થાય છે; પાષાણમાં દઢતાશક્તિ પ્રતીત થાય છે; જલમાં દ્રવતારૂપ શક્તિ પ્રતીત થાય છે, અને અગ્નિમાં દાહકતા-શક્તિ પ્રતીત થાય છે. સ્પંદશક્તિ વાયુમાં પ્રકાશ પામે છે, ઇત્યાદિથી જેમ જણાય છે કે, વાયુ આદિમાં સ્પંદ આદિ શક્તિ પ્રથમ અનભિવ્યક્ત (અપ્રકટ) હતી, ને પછી પ્રકાશ પામે છે; એટલે અનભિવ્યક્ત દશામાં પણ સ્પંદ આદિની સત્તા વાયુ આદિમાં હતી, તેમ અનભિવ્યક્ત દશામાં પણ જગતની સત્તા બ્રહ્મમાં છે.૧૬

એમ જ આકાશમાં શૂન્યશક્તિ પ્રતીત થાય છે, અને વિનાશી પદાર્થમાં નાશશક્તિ પ્રતીત થાય છે.

રામ-પ્રકટ ન જણાતા જગતની સત્તા (અસ્તિત્વ)માં કાંઈ દૃષ્ટાંત છે ?

વસિષ્ઠ-હા. જેમ કે, મહાસર્પ. તે ઇંડાંમાં હોય છે ત્યારે અપ્રકટ હોય છે, પણ તેવી અનભિવ્યક્ત દશામાં પણ અપ્રકટ મહાસર્પ છે, તેમ જ્યારે બ્રહ્મમાં જગત્ લીન હોય છે, ત્યારે અનભિવ્યક્ત એટલે અપ્રકટ હોય છે, તોપણ બ્રહ્મમાં જગતની સત્તા હોય છે, એમ જણાય છે. ૧૭

રામ-અનભિવ્યક્તદશામાં બ્રહ્મમાં જગતની સત્તા કેમ સંભવે ? કારણ કે જગત્ તો મોટા મોટા પર્વત, સમુદ્ર, નદી અને વૃક્ષાદિ પદાર્થોવાળું છે, તેથી તેની સત્તા બ્રહ્મમાં સંભવતી નથી.

વસિષ્ઠ-જેમ સૂક્ષ્મ બીજની અપ્રકટ દશામાં ફલ, પત્ર, પુષ્પ, ડાળીઓ, ટેસા અને મૂળવાળું મોટું વૃક્ષ હોય છે, તેમ અપ્રકટ દશામાં બ્રહ્મમાં જગત્ પણ રહે છે તેથી અપ્રકટદશામાં બીજમાં જેમ વૃક્ષની સત્તા સંભવે છે, તેમ બ્રહ્મમાં જગતની સત્તા સંભવે છે. ૧૮

અવતરણિકા-અહીંયા શ્રીરામચંદ્ર, એક કાળમાં સર્વ શક્તિઓનું પ્રકટપણું કેમ છે, તે પૂછે છે, અને વસિષ્ઠઋષિ, તેનું ઉત્તર આપે છે.

क्वचित्काश्चित्कदाचिच्च तस्मादुद्यंति शक्तयः।
देशकालविचित्रत्वात्क्ष्मातलादिव शालयः॥
स आत्मा सर्वगो राम! नित्योदितमहावपुः।
यन्मनाद्मननीं शक्तिं धत्ते तन्मन उच्यते॥

શબ્દાર્થ-જેમ પૃથ્વીનાં તળીયાંમાંથી ભાત થાય છે, તેમ બ્રહ્મમાંથી, દેશ અને કાળની વિચિત્રતાને લીધે, કોઈ દેશમાં અને કોઈ કાળમાં, કેટલીક શક્તિઓ ઉત્પન્ન થાય છે. (૧૯) હે રામ! તે બ્રહ્મ આત્મા છે, તે સર્વગ (સર્વમાં વ્યાપ્ત) છે, નિત્ય ઉદિત છે અને મહાશરીરવાળો છે. તે આત્મા જ્યારે થોડી મનની શક્તિને ધારણ કરે છે, ત્યારે તે 'મન' કહેવાય છે. ૨૦

## ચન્દ્રકાન્ત વિવરણ

રામ-જ્યારે બ્રહ્મમાં સર્વ શક્તિઓ રહે છે, ત્યારે તે શક્તિઓની અભિવ્યક્તિ એટલે પ્રકટતા એક જ વખતે કાં નથી થતી?

વસિષ્ઠ-જેમ દેશ અને કાળની વિચિત્રતાથી કોઇ દેશમાં એક અનાજ પાકે છે, ને કોઇ દેશમાં બીજું અનાજ પાકે છે; તેમ જ કોઈ કાળમા એક અનાજ પાકે છે; ને કોઈ કાળમાં બીજું અનાજ પાકે છે. જેમ દેશની વિચિત્રતાથી કેટલાક દેશમા ઘઉં, ચોખા, તુંવર આદિ પાકે છે, ને કોઈ દેશમાં જુવાર, બાજરી આદિ પાકે છે; તેમ કાળની વિચિત્રતાથી કોઈ કાળમાં ડાંગેરાદિ પાકે છે, ને કોઈ કાળમાં ઘઉં, ચણા, વાલાદિ પાકે છે, પરંતુ સર્વ દેશમાં, સર્વ કાળમાં, સર્વ ધાન્યો પાકતાં નથી. વળી પૃથ્વીમાં વાવેલાં સર્વ બીજો પણ ઉગતાં નથી; વાવેલાંમાંથી કેટલાંક ઉગે છે, કેટલાંક બળી જાય છે, ને કેટલાંકને કીડા વગેરે ખાઈ જાય છે; પણ જેમ પૃથ્વીમાં સર્વ ધાન્યો પાકવાની અને સર્વ બીજો ઉગવાની શક્તિ છે, તેમ બ્રહ્મમાં સર્વ શક્તિઓ રહી છે. જેમ દેશકાળની વિચિત્રતાથી સર્વ શક્તિઓ એક જ દેશમાં અને એક જ કાળમાં અભિવ્યક્ત (પ્રકટ) થતી નથી, તેમ ભિન્નભિન્ન શક્તિઓ, ભિન્નભિન્ન દેશમાં અને ભિન્નભિન્ન કાળમાં અભિવ્યક્ત થાય છે અને અભિવ્યક્ત નથી પણ થતી. ૧૯

રામ-હે મહારાજ! જેમાં જગતની સત્તા છે, એવો બ્રહ્મ ક્યાં છે?

વસિષ્ઠ-હે રામ! એ બ્રહ્મ જ આત્મા છે. તેનું અમુક નિયમિત સ્થાન નથી; તે તો સર્વગત એટલે સર્વત્ર વ્યાપક છે. એ આત્માનું સ્વરૂપ, સદા પ્રકાશમાન છે. તે દેશ, કાળ તથા વસ્તુના પરિચ્છેદથી રહિત છે. એ આત્મા જ્યારે માયાના પરિણામરૂપ 'હું' અને 'તું' એ પ્રકારની જ્ઞાનરૂપ શક્તિને ધારણ કરે છે, ત્યારે તે આત્મા જ 'મન' કહેવાય છે. સારાંશ કે, 'કારણના ગુણો કાર્યમાં આવે છે,' એવો ન્યાય છે. જેવા કારણના ગુણો હોય, તેવા કાર્યના ગુણો હોય છે. મન કલ્પિત છે, ને જગત્ એ મને કલ્પેલું છે; માટે મન જેમ મિથ્યા છે, તેમ જ આ જગત્ પણ મિથ્યા છે. ૨૦

અવતરણિકા-મન જગતની કલ્પના કેવા પ્રકારે કરે છે તે કહે છે.

आदौ मनस्तदनुबंधविमोक्षदृष्टी
पश्चात्प्रपञ्चरचना भुवनाभिधाना ।
इत्यादिका स्थितिरियं हि गता प्रतिष्ठा–
माख्यायिका सुभग बालजनोदितेव॥२१॥

શબ્દાર્થ–પ્રથમ મન થાય છે, ત્યારપછી બંધ અને મોક્ષની દૃષ્ટિ થાય છે; પછી જેનું નામ ભુવન છે એવી સંસાર-જગત્-પ્રપંચની રચના થાય છે. એ પ્રકારે પર્વત, નગર નદી-રૂપે રહેલા આ જગતની સ્થિતિ, હે સુભગ! બાળકને કહેલી આખ્યાયિકાની પેઠે, પ્રતિષ્ઠાને–ખરાપણાને પ્રાપ્ત થાય છે. ૨૧

### ચન્દ્રકાન્ત વિવરણ

વસિષ્ઠ–પ્રથમ મનન શક્તિનો વિકાસ થવાથી મન થાય છે; પછી બંધ અને મોક્ષની દૃષ્ટિરૂપ શક્તિનો વિકાસ થવાથી બંધ અને મોક્ષની દૃષ્ટિ થાય છે; પછી બંધદૃષ્ટિમાં જ પર્વત, પૃથ્વી, સમુદ્ર, શહેર, નદી આદિ સંપૂર્ણ જગતની કલ્પના થાય છે. એ પ્રમાણે આ જગતની સ્થિતિ કલ્પનાથી સિદ્ધ થાય છે, માટે તે મિથ્યા છે. તોપણ તે ખરું હોય, તેમ મનાય છે.

રામ–હે દેવ! જ્યારે જગત્ કલ્પિત છે, ત્યારે તે સત્ય છે, એમ કેમ પ્રતીતિ થાય છે?

વસિષ્ઠ–હે રામ! જેમ બાળકની એક ધાવે તે બાળકને એક આખ્યાયિકા કહી હતી, તે આખ્યાયિકા મિથ્યા છતાં તે બાળકે સત્ય માની લીધી હતી, તેમ આ જગતની સ્થિતિ પણ મિથ્યા છે, તોપણ તે ખરી માનવામાં આવે છે. કેમકે જેમ ધાત્રીએ કહેલી ગપોડા જેવી આખ્યાયિકા વિચારના અભાવે કરીને, બાળકને સત્ય પ્રતીત થઈ હતી, તેમ અજ્ઞાનીઓને અવિચારને લીધે આ જગતની સ્થિતિ સત્ય પ્રતીત થાય છે. ૨૧

### બાલકાખ્યાયિકા

અવતરણિકા–શ્રી રામભદ્ર બાલકની આખ્યાયિકા કેવી છે તે પૂછે છે, અને વસિષ્ઠઋષિ તે આખ્યાયિકા કહી સંભળાવે છે.

बालस्य हि विनोदाय धात्री वक्ति शुभां कथाम् ।
क्वचित्संति महाबाहो राजपुत्रास्त्रयः शुभाः॥
द्वौ न जातौ तथैकस्तु गर्भ एव न च स्थितः।
वसंति ते धर्मयुक्ता अत्यंतासति पत्तने ॥२३
स्वकीयाच्छून्यनगरान्निर्गत्य विमलाशयाः।
गच्छंतो गगने वृक्षान्ददृशुः फलशालिनः॥
भविष्यन्नगरे तत्र राजपुत्रास्त्रयोऽपि ते ।
सुखमद्य स्थिताः पुत्र मृगयाव्यवहारिणः२५

શબ્દાર્થ–હે મહાબાહો રામ! ધાત્રી-ધાવ બાળકના વિનોદ માટે શુભ (બાળકને ગમે તેવી) કથા કહે છેઃ–કોઈ સ્થળમાં ત્રણ સુશીલ રાજપુત્રો હતાઃ (૨૨) તેમાંના બે જન્મ્યા નથી, તેમ એક તો ગર્ભમાં જ આવ્યો નથી. તે ધર્મવાળા રાજપુત્રો કેવળ શૂન્ય એવા નામના નગરમાં વસે છે. (૨૩) શુદ્ધ અંતઃકરણવાળા તેઓ પોતાનાં શૂન્યનગરમાંથી નીકળીને જતા હતા, તેવામાં તેઓએ આકાશમાં ફલથી લચી રહેલાં વૃક્ષો જોયાં. (૨૪) હે પુત્ર! તે ત્રણેય રાજપુત્રો મૃગયા વ્યવહાર કરતા કરતા, અને હમણાં ભવિષ્ય નગરમાં–હવે પછી રચાનારા નગરમાં–સુખથી રહે છે. ૨૫

### ચન્દ્રકાન્ત વિવરણ

રામ–મહારાજ! એ બાલકની આખ્યાયિકા મને કહો.

વસિષ્ઠ–હે રામ! એ આખ્યાયિકા, એક ધાત્રીએ બાળકને રમાડવા માટે કહી હતી, તે હું તને કહું છું, તેનું તું શ્રવણ કર.

### ધાત્રીએ કહેલી કથા

એક શ્રીમાન્ ગૃહસ્થને ત્યાં એક ધાવ એક બાળકનું પોષણ કરવા માટે રહી હતી. તે તે બાળકને હમેશા વિનોદ માટે વાત કહેતી. એક પ્રસંગે બાળકે કહ્યું; આજે મને કંઈ સારી વાત કહે. તેપરથી તે ધાવે કહ્યું, આજે તને ઘણી સુંદર કથા કહીશ, સાંભળ.

હે પુત્ર! એક સ્થળમાં ત્રણ રાજપુત્રો હતા. તે ત્રણે સુશીલ, ધર્મપરાયણ, આજ્ઞાપાલક, ઉત્તમ ને પ્રતાપી હતા. (૨૨) હવે એ ત્રણે રાજપુત્રમાંથી બે તો જન્મ્યા જ નથી, ને એક તો ગર્ભમાં પણ આવ્યો નથી. પણ એ ધાર્મિક ત્રણે રાજપુત્રો અત્યંત મિથ્યા એવા એક શૂન્ય શહેરમાં રહે છે.

(૨૩) એક પ્રસંગે શુદ્ધ અંતઃકરણવાળા તે ત્રણે રાજપુત્રો, પોતાનાં શૂન્યશહેરમાંથી બહાર નીકળીને, વિશ્વલીલા નીરખતા નીરખતા માર્ગમાંથી જતા હતા. તે વેળાએ આકાશમાં ફૂલોથી શોભતાં, લચી ગયેલાં ને જૂદાં જૂદાં ફળવાળાં અનેક વૃક્ષો તેમના જોવામાં આવ્યાં. (૨૪) તે જોઈ તેઓ ઘણા આશ્ચર્ય પામ્યા અને પછી તે ત્રણે રાજપુત્રો ભવિષ્યનગરમાં (હવે પછી બંધાનાર નગરમાં) રહ્યા ને અદ્યાપિ પર્યંત ત્યાં જ રહે છે, ને નિત્ય નિત્ય મૃગયા કરીને ત્યાં પોતાનો કાળ ગાળે છે. ૨૫

અવતરણિકા-જેમ એ અસંભવિત વાત, વિચાર કરવાની શક્તિ ન હોવાથી એટલે ખરુંખોટું સમજવાની શક્તિ ન હોવાથી, બાળકને સત્ય પ્રતીત થાય છે, તેમ જ આ જગત્ સંબંધે પણ છે, તે સમજાવે છે

धात्र्येति कथिता राम बालकाख्यायिका शुभा ।
निश्चयं स ययौ बालो निर्विचारणया धिया ॥
इत्थं संसाररचना विचारोज्झितचेतसाम् ।
बालकाख्यायिकेवेत्थमवस्थितिमुपागता ॥
इत्यादिभिरुपाख्यानैर्मायाशक्तेश्च विस्तरम् ।
वसिष्ठः कथयामास सैव शक्तिर्निरूप्यते ॥

શબ્દાર્થ-હે રામ! એ પ્રમાણે જ્યારે ધાવે શુભ એવી બાળકાખ્યાયિકા કહી, ત્યારે તે બાળકે, વિચાર કરવાની બુદ્ધિ ન હોવાથી, એ વાતને ખરી માની.૨૬ એ જ પ્રમાણે સંસારરચના વિચારરહિત ચિત્તવાળાઓને, બાળકાખ્યાયિકાની પેઠે, સત્ય મનાઈ ગઈ છે.૨૭ એમ ઉપાખ્યાનમાં માયાશક્તિનો વિસ્તાર વસિષ્ઠે કહેલો છે, તે જ શક્તિનું નિરૂપણ અત્રે થાય છે.૨૮

## ચન્દ્રકાન્ત વિવરણ

વસિષ્ઠ-હે રામ! ધાવે બાળકને એ પ્રકારે આખ્યાયિકા કહી હતી, અને એ જો કે કેવળ જ અસંભવિત છે ને તેથી મિથ્યા છે, તોપણ વિચાર વિનાની બાળબુદ્ધિને લીધે તે આખ્યાયિકાને તે બાળક સત્ય માની, પોતાના મનમાં ઘણો રાજી થયો. ૨૬

એમ જ મન આદિની કલ્પનારૂપ આ સંસારરચના કેવળ મિથ્યા જ છે, તોપણ તે વિચાર વિનાના એટલે અજ્ઞાની પુરુષોને, એ બાળકાખ્યાયિકાની પેઠે, સત્ય મનાઈ ગઈ છે ૨૭

ગુરુ-કહે છે; હે શિષ્ય! એ પ્રમાણે મુનિશ્રેષ્ઠ વસિષ્ઠે, યોગવાસિષ્ઠમાં બાળકાખ્યાયિકાદિ ઉપાખ્યાનોથી વિસ્તારયુક્ત માયાશક્તિનું નિરૂપણ કર્યું છે, માટે માયાશક્તિના સદ્ભાવમાં જેમ 'દેવાત્મશક્તિ' અને 'પરાસ્યશક્તિ' ઇત્યાદિ શ્રુતિઓ પ્રમાણ છે. તેમ યોગવાસિષ્ઠ પણ પ્રમાણ છે. વસિષ્ઠઋષિએ એ શક્તિની અનિર્વચનીયતાનું નિરૂપણ કર્યું છે, અને અમે પણ તેનું જ નિરૂપણ કરીએ છિયે. ૨૮

અવતરણિકા-શક્તિની કાર્યથી અને આશ્રયથી વિલક્ષણતા કેવી રીતે છે તે કહે છે.

कार्यादाश्रयतश्चैषा भवेच्छक्तिर्विलक्षणा ।
स्फोटांगारौ दृश्यमानौ शक्तिस्तत्रानुमीयते
पृथुबुध्नोदराकारो घटः कार्योऽत्र मृत्तिका ।
शब्दादिभिः पञ्चगुणैर्युक्ता शक्तिस्त्वतद्विधा ॥
न पृथ्वादिर्न शब्दादिः शक्तावस्तु यथा तथा ।
अत एव ह्यचिंत्यैषा न निर्वचनमर्हति ॥२९॥
कार्योत्पत्तेः पुरा शक्तिर्निगूढा मृद्यवस्थिता ।
कुलालादिसहायेन विकाराकारतां व्रजेत् ॥

શબ્દાર્થ-આ (માયારૂપ) શક્તિ, કાર્યથી અને આશ્રયથી વિલક્ષણ હોય છે. સ્ફોટ-(ફૂટીને તૈયાર થવું તે) અને અંગાર બન્ને દેખાય છે, તેમાં (સ્ફોટમાં અને અંગારમાં) શક્તિનું અનુમાન કરવામાં આવે છે.(૨૯) તેમ જ મૃત્તિકાની શક્તિમાં પોહોળું અને ગોળાકાર જેનું પેટ (મધ્ય) છે એવા આકારવાળો ઘટ એ કાર્ય છે, અને શબ્દાદિ પાંચ ગુણોવાળી મૃત્તિકા તેનો આશ્રય છે, પરંતુ શક્તિ એવી નથી. (૩૦) શક્તિમાં પૃથુ (પહોળાઈ) આદિ પણ નથી અને શબ્દાદિ પણ નથી. તું પૂછશે કે ત્યારે તે કેવી છે? તો તે જેવી હો તેવી હો, પરંતુ એટલા માટે જ અચિંત્ય એવી આ શક્તિ નિર્વચનને યોગ્ય નથી; (૩૧) કારણ કે, કાર્ય(ઘટ)ની ઉત્પત્તિ પહેલાં તે શક્તિ મૃત્તિકામાં અતિ ગૂઢ રહેલી હોય

છે, અને કાર્યોત્પત્તિની પછી તે કુંભારાદિકની સહાયતાથી વિકાર(કાર્ય)ના આકારને પ્રાપ્ત થાય છે. ૩૨

## ચન્દ્રકાન્ત વિવરણ

ગુરુ–માયાશક્તિનું કાર્ય જગત્ છે, અને માયાશક્તિનો આશ્રય બ્રહ્મ છે; અગ્નિમાં રહેલી શક્તિનું કાર્ય સ્ફોટ એટલે ફૂટવું છે અને આશ્રય અંગારા છે. જેમ અગ્નિની શક્તિ પોતાનાં કાર્ય અને આશ્રયથી વિલક્ષણ છે, તેમ બ્રહ્મની માયાશક્તિ પણ પોતાનાં કાર્ય અને આશ્રયથી વિલક્ષણ છે.

શિષ્ય-શક્તિ કાર્ય અને આશ્રયથી વિલક્ષણ કેવી રીતે છે?

ગુરુ–શક્તિ તો કાર્ય ઉપરથી 'છે' એમ અનુમાન કરાય છે, ને કાર્ય તથા આશ્રય તો પ્રત્યક્ષ હોય છે. જેમ કે, અગ્નિની શક્તિ જુવારની ધાણી વગેરેના ફૂલવાથી અનુમાન કરાય છે, ને ધાણીનું ફૂલવું એ કાર્ય તથા અંગારા એ આશ્રય છે; એ બન્ને દશ્યમાન છે, માટે શક્તિ, કાર્ય અને આશ્રયથી વિલક્ષણ છે એમ સિદ્ધ થાય છે. ૨૯

એમ જ મૃત્તિકાની શક્તિ પણ પોતાનાં કાર્ય અને આશ્રયથી વિલક્ષણ છે, કારણ કે મૃત્તિકાની શક્તિનું કાર્ય ઘટ છે; તે પોહોળો અને ગોળ પેટવાળો છે, અને આશ્રય જે મૃત્તિકા છે તે શબ્દ, સ્પર્શ, રૂપ, રસ અને ગંધ એ પાંચ ગુણવાળી છે. આ રીતે મૃત્તિકાની શક્તિનું કાર્ય જે ઘટ છે તે આશ્રયરૂપ મૃત્તિકાથી વિલક્ષણ છે. ૩૦

શિષ્ય–મૃત્તિકાશક્તિની કાર્યથી અને આશ્રયથી વિલક્ષણતા કેમ છે?

ગુરુ–મૃત્તિકાશક્તિનું કાર્ય ઘટ છે; ઘટમાં મોટાપણું અને ગોળપણું આદિ ધર્મો છે. ઘટના ધર્મો મૃત્તિકાશક્તિમાં નથી. મૃત્તિકાશક્તિનો આશ્રય મૃત્તિકા છે, અને મૃત્તિકાના શબ્દ, સ્પર્શ, રૂપ, રસ આદિ ધર્મો છે. તે આશ્રય ધર્મો પણ મૃત્તિકાશક્તિમાં નથી. માટે, એ મૃત્તિકાશક્તિની કાર્યથી અને આશ્રયથી વિલક્ષણતા છે.

શિષ્ય–ત્યારે તે શક્તિ કેવી છે?

ગુરુ–જે કારણથી શક્તિ કાર્યથી અને આશ્રયથી વિલક્ષણ છે, તે કારણથી શક્તિ જેવી હોય તેવી ને તેવી જ છે.

શિષ્ય–ત્યારે શું શક્તિનું સ્વરૂપ અચિંત્ય છે?

ગુરુ-ભેદથી ને અભેદથી, અચિંત્યપણાથી અથવા તો કોઈ બીજી રીતે પણ, એ શક્તિનું નિર્વચન થઈ શકતું નથી; માટે તે અનિર્વચનીય છે. ૩૧

શિષ્ય–જો શક્તિ કારણ એટલે આશ્રયનાં સ્વરૂપથી ભિન્ન હોય તો, કારણનાં સ્વરૂપની પેઠે, શક્તિનાં સ્વરૂપની પ્રતીતિ કેમ ન થાય?

ગુરુ–કારણની શક્તિ, કાર્યની ઉત્પત્તિ પહેલાં, કારણમાં ગૂઢ રહે છે; તેથી જ શક્તિ, કારણથી ભિન્ન પ્રતીત થતી નથી. જેમ કે, મૃત્તિકાની શક્તિ ઘટાદિ કાર્યની ઉત્પત્તિ પહેલાં મૃત્તિકામાં અતિગૂઢ રહે છે; માટે મૃત્તિકાનાં સ્વરૂપની પેઠે શક્તિની ભિન્નતાથી પ્રતીતિ થતી નથી.

શિષ્ય–જ્યારે મૃત્તિકાની શક્તિ કાર્યની ઉત્પત્તિ પહેલાં ગૂઢ છે; ત્યારે તો કાર્યની ઉત્પત્તિ પછી પણ તેની પ્રતીતિ નહિ થાય.

ગુરુ–જેમ માખણ ઉત્પત્તિ પહેલાં કારણરૂપ દહીંમાં ગુપ્ત રહે છે, પછી મંથનાદિથી તે પ્રતીત થાય છે, તેમ કાર્યોત્પત્તિ પછી આ શક્તિની પ્રતીતિનો અસંભવ જ છે.

શિષ્ય–ત્યારે ઘટાદિરૂપ કાર્ય ઉત્પન્ન થયા પછી મૃત્તિકાશક્તિ કાં પ્રતીત થતી નથી?

ગુરુ–કુંભાર, ચક્ર, ચીવર આદિની સહાયતાથી ઘટાદિરૂપ કાર્ય ઉત્પન્ન થયા પછી શક્તિ ઘટાદિરૂપને આકારે થાય છે, તેથી કાર્યોત્પત્તિ પછી પણ શક્તિ પ્રતીત થતી નથી. ૩૨

---

## (૩) શક્તિના કાર્યની અનિર્વચનીયતા
(૩૩–૫૩; ૨૧ શ્લોકો)

અવતરણિકા-શિષ્ય, ઉપાદાન કારણથી શક્તિ જુદી છે માટે, કાર્યકારણનો ભેદ શા માટે ભાસે નહિ? એવો પ્રશ્ન કરે છે, અને ગુરુ તેનું ઉત્તર આપે છે.

पृथुत्वादिविकारांतं स्पर्शादिं चापि मृत्तिकाम् ।
एकीकृत्य घटं प्राहुर्विचारविकला जनाः ॥
कुलालव्यापृतेः पूर्वो यावानंशः स नो घटः ।
पश्चात्तु पृथुबुध्नादिमत्त्वे युक्ता हि कुंभता ॥

स घटो न मृदो भिन्नो वियोगे सत्यनीक्षणात्
नाप्यभिन्नः पुरा पिंडदशायामनवेक्षणात् ॥
अतोऽनिर्वचनीयोऽयं शक्तिवत्तेन शक्तिजः ।
अव्यक्तत्वे शक्तिरुक्ता व्यक्तत्वे घटनामभृत् ॥

શબ્દાર્થ-વિચારરહિત મનુષ્યો પૃથુત્વ(પહોળાઇ)થી લઇને વિકાર (કાર્ય-ઘટ થવા) પર્યંત અને સ્પર્શાદિકવાળી મૃત્તિકાને એક કરીને, તેને ઘટ કહે છે.(૩૩) કુંભારના વ્યાપારની પહેલાં જેટલો અંશ છે તે ઘટ નથી; પણ તે પછી પોહોળાઇમાં તથા ગોળાકારપણામાં જ ઘડાપણું રહેલું છે. (૩૪) તે ઘડો માટીનો વિયોગ થવાથી અને ઘટનાં અદર્શનમાં મૃત્તિકાથી જૂદો નથી (અર્થાત્ તે મૃત્તિકાથી જૂદો જોવામાં આવતો નથી); તેમ આકારની ઉત્પત્તિ પહેલાં પિંડ દશામાં પણ ઘટ જોવામાં આવતો નથી, તેથી મૃત્તિકાથી અભિન્ન પણ નથી.(૩૫) એટલા માટે, આ (ઘટ) પણ શક્તિની પેઠે અનિર્વચનીય છે, તેથી ઘટ શક્તિજન્ય કાર્ય છે. જ્યારે તે અપ્રકટપણે હોય છે ત્યારે તે શક્તિ કહેવાય છે, અને સ્પષ્ટ જણાય છે ત્યારે 'ઘટ' નામને ધારણ કરે છે. ૩૬

## ચન્દ્રકાન્ત વિવરણ

શિષ્ય-જ્યારે કારણથી ભિન્ન કાર્યનો સદ્ભાવ છે, ત્યારે કાર્ય અને કારણનો ભેદ કેમ પ્રતીત થતો નથી ?

ગુરુ-ભેદની પ્રતીતિનું કારણ વિચાર છે. એ વિચારના અભાવથીજ કાર્ય અને કારણના ભેદની પ્રતીતિ થતી નથી. જો કે કાર્ય જે ઘટ તે પહોળો અને ગોળમટોળ છે, અને કારણ જે મૃત્તિકા તે શબ્દ,સ્પર્શ આદિ ગુણવાળી છે, એમ તે બન્નેનો ભેદ છે; તોપણ વિચારરહિત જનો, અવિચારથી પહોળાં અને ગોળ આકારવાળાં કાર્યનું અને શબ્દ, સ્પર્શ આદિ ગુણવાળાં કારણનું ઐક્ય કરીને 'ઘટ,' 'ઘટ' એ પ્રકારે તેને ઓળખાવે છે; એ વ્યવહારનું મૂલ, અવિચારજ છે. ૩૩

શિષ્ય-'ઘટ,' 'ઘટ' એ પ્રકારે ઘટને ઓળખાવવો એ અવિચારમૂલક કેમ છે?

ગુરુ-કુંભારની ક્રિયા પહેલાં, એટલે ઘટ બનાવ્યા પહેલાં, જે મૃત્તિકાનો અંશ છે તે ઘટ હોય તો તેમાં 'ઘટ' એ પ્રકારનો વ્યવહાર કરવો ઉચિત છે; પરંતુ કુંભારની ક્રિયા પહેલાં જે મૃત્તિકાનો અંશ છે તે કંઈ ઘટ નથી. તે મૃત્તિકાના અંશમાં કુંભારની ઘણી ઘણી ક્રિયા થયા પછી 'ઘટ' એ પ્રકારનો વ્યવહાર થાય છે, માટે તે વ્યવહાર અવિચારમૂલક છે.

શિષ્ય-જ્યારે કુંભારની ક્રિયા પછી જે સિદ્ધ થાય છે તે ઘટ નથી, તો પછી ઘટ તે કીયો?

ગુરુ-એમાં જે પોહોળાઈ અને ગોળાકારપણું ઉત્પન્ન થાય છે તે જ ઘટ છે, ને તેમાં જ ઘટપણું રહે છે; માટે તેને 'ઘટ' કહેવો સત્ય છે.

શિષ્ય-મૃત્તિકા ઘટ નથી, ને મોટો ને ગોળમટોળ પેટવાળો જ ઘટ છે, તેનું કારણ શું ?

ગુરુ-એમાં વ્યવહારદર્શન જ કારણ છે, બીજું શું હોય ? કુંભારની ક્રિયા પહેલાં, મૃત્તિકાના ઢગલાને કે ગારાને એ 'ઘટ' છે, એ પ્રકારે કોઈ ઓળખાવતું નથી. કુંભારની ક્રિયા પહેલાં પિંડાકાર મૃત્તિકાના ભાગમાં પણ 'ઘટ છે' એમ કોઈ કહેતું નથી; પરંતુ ઉપરથી સાંકડાં મોંવાળી, મોટી, પહોળી અને ગોળ આકારની ઉત્પત્તિ થયા પછી જ, એ 'ઘટ છે' એ રીતે ઓળખાવાય છે. માટે એ આકારને જ 'ઘડો' કહેવો યોગ્ય છે. અર્થાત્ મૃત્તિકાના ગોળ, પહોળા ને મોટા એવા આકારના સમુદાયને 'ઘડો' એ રીતે ઓળખાવાય છે; પરંતુ કેવલ આકારમાં 'ઘડો' એવો વ્યવહાર થતો નથી; માટે વ્યવહાર અવિચારમૂલક છે. ૩૪

શિષ્ય-ઘટ એ મૃત્તિકાશક્તિનું કાર્ય છે એમ કહેવું અનુચિત છે; કારણ કે ઘટ તો પારમાર્થિક છે, ને મૃત્તિકાશક્તિ તો અનિર્વચનીય છે, મિથ્યા છે, એટલે મિથ્યા પદાર્થનું કાર્ય પણ મિથ્યા જ હોય.

ગુરુ-જો ઘટ પારમાર્થિક હોય તો તારી શંકાનો અવકાશ છે, પરંતુ પ્રથમ તો ઘટનું પારમાર્થિકપણુંજ ક્યાં છે તે કહે ? કેમકે, ઘટ, મૃત્તિકાશક્તિની પેઠે, અનિર્વચનીયપણાંથી મિથ્યા છે; માટે 'ઘટ' મૃત્તિકાશક્તિનું કાર્ય છે, એમ કહેવુંજ ઉચિત છે.

શિષ્ય-ઘટ અનિર્વચનીય કેમ છે ?

ગુરુ–જો ઘટ મૃત્તિકાથી ભિન્ન હોય તો તેથી ભિન્ન કરી શકાય; પરંતુ ઘટાવસ્થામાં પણ મૃત્તિકારૂપ હોવાથી ઘટ, મૃત્તિકાથી ભિન્ન નથી. જો ઘટ મૃત્તિકાથી અભિન્ન હોય તો ઉત્પત્તિ પહેલાં પિંડાવસ્થામાં પણ ઘટની પ્રતીતિ થવી જોઈએ, પરંતુ પિંડાવસ્થામાં પણ ઘટની પ્રતીતિ થતી નથી તેથી ઘટ મૃત્તિકાથી જૂદો નથી એ પ્રમાણે ભેદથી અથવા અભેદથી ઘટનું નિર્વચન થઈ શકતું નથી; તેથી ઘટ અનિર્વચનીય છે. ૩૫

શિષ્ય–એથી શું સમજવું ?

ગુરુ–એથી સમજવું કે, 'ઘટ શક્તિજન્ય છે;' કારણ કે શક્તિ અનિર્વચનીય છે અને ઘટ પણ અનિર્વચનીય છે.

શિષ્ય–જ્યારે શક્તિ અને ઘટાદિ કાર્ય બન્ને અનિર્વચનીય છે; ત્યારે 'શક્તિ' ને 'કાર્ય' એવી રીતે ભેદ કેમ છે ?

ગુરુ–પ્રકટતાથી અને અપ્રકટતાથી કાર્ય તથા શક્તિનો ભેદ છે. પ્રકટ કાર્ય છે ને અપ્રકટ શક્તિ છે. જેમ, મૃત્તિકાશક્તિની અપ્રકટદશામાં શક્તિ કહેવાય છે અને પ્રકટદશામાં 'ઘટ' કહેવાય છે. ૩૬

અવતરણિકા–શિષ્ય, માયા સ્વરૂપની અપ્રસિદ્ધિ વિષે પ્રશ્ન કરે છે અને ગુરુ તેનું ઉત્તર આપે છે.

**ऐंद्रजालिकनिष्ठापि माया न व्यज्यते पुरा ।**
**पश्चाद्गंधर्वसेनादिरूपेण व्यक्तिमाप्नुयात् ॥**

શબ્દાર્થ–જેમ માયા ઐન્દ્રજાલિકમાં રહેલી છે તો પણ તે પ્રયોગ કર્યા પહેલાં પ્રકટ થતી નથી, પણ પ્રયોગ કર્યા પછી ગંધર્વસેના આદિ-રૂપે પ્રકટ થાય છે તેમ. ૩૭

## ચન્દ્રકાન્ત વિવરણ

શિષ્ય–પ્રથમ માયાશક્તિ અભિવ્યક્ત-પ્રકટ જણાતી નથી, પણ પછી અભિવ્યક્ત–પ્રકટ થાય છે, એવું માયા સ્વરૂપ લોકમાં પ્રસિદ્ધ રીતે પ્રતીત થતું નથી.

ગુરુ–એવું જ માયાનું સ્વરૂપ ગારુડિકમાં પ્રસિદ્ધ રીતે જોવામાં આવે છે, કારણ કે ગારુડિક જ્યાં સુધી મન્ત્રાદિકનો પ્રયોગ કરતો નથી ત્યાંસુધી માયા અપ્રકટ રહે છે, પણ જ્યારે મંત્રાદિકનો પ્રયોગ કરી ગારુડી વિદ્યા બતાવવા માંડે છે, ત્યારે તે માયા, માયાના રચેલા પદાર્થરૂપે પ્રકટ થાય છે, ને તેથી ગંધર્વનગર, આકાશમાં ચાલતું સૈન્ય, અપ્સરાનું નૃત્ય વગેરે જણાય છે. ૩૭

અવતરણિકા–એ પ્રમાણે શક્તિનાં કાર્ય ઘટાદિકનાં મિથ્યાપણાનું અને શક્તિના આધાર મૃત્તિકા આદિની સત્યતાનું પ્રતિપાદન કર્યા પછી, હવે એ વાત છાંદોગ્યોપનિષત્‌માં પણ કહી છે તે કહે છે

**एवं मायामयत्वेन विकारस्यानृतात्मताम् ।**
**विकाराधारमृद्वस्तु सत्यत्वं चाब्रवीच्छ्रुतिः॥**
**वाङ्निष्पाद्यं नाममात्रं विकारो नास्य सत्यता ।**
**स्पर्शादिगुणयुक्ता तु सत्या केवलमृत्तिका ॥**

શબ્દાર્થ–એ પ્રમાણે માયામયપણાંને લીધે વિકારનાં (કાર્યનાં) મિથ્યાપણાને અને વિકારના આધારભૂત મૃત્તિકાનાં સત્યપણાંને શ્રુતિ કહે છે. (૩૮) વાગીંદ્રિયથી 'ઘટ' એવા નામનું જે ઉચ્ચારણ થાય છે તે માત્ર વિકાર જ છે; એ વિકાર કંઈ સત્ય નથી; પણ સ્પર્શાદિ ગુણવાળી કેવલ મૃત્તિકા જ સત્ય છે. ૩૯

## ચન્દ્રકાન્ત વિવરણ

ગુરુ–ઘટાદિ કાર્ય એ વિકાર છે, અને મૃત્તિકાદિ કારણ એ આધાર છે.' અમે વિકારનાં મિથ્યાપણાંનું અને આધારની સત્યતાનું પ્રતિપાદન અગાડી કરી ગયા છિયે (પ્ર ૧૩ મું શ્લોક ૩૩ થી ૩૭ માં.)

શિષ્ય–એમાં કાંઇ પ્રમાણ છે ?

ગુરુ–હા છાંદોગ્યોપનિષત્‌ની શ્રુતિ પ્રમાણ છે. તેમાં વિકારનાં મિથ્યાપણાંનું અને આધારની સત્યતાનું પ્રતિપાદન કર્યું છે.

શિષ્ય–એવું પ્રતિપાદન કેઈ શ્રુતિમાં કર્યું છે ?

ગુરુ–'वाचारम्भणं विकारो नामधेयं मृत्तिकेत्येव सत्यं । વાણીએ ઉચ્ચારણ કરાતું નામ (જે ઘડો તે) વિકાર જ છે, ને મૃત્તિકા જ સત્ય છે,' એ શ્રુતિમાં ૩૮

વાણીથી બોલાતું નામ વિકાર છે, જેવા કે, ઘટાદિ. એ ઘટાદિક કાર્યનું અતિરિક્ત પારમાર્થિક સ્વરૂપ નથી, માટે વિકાર જે ઘડો તે સત્ય નથી, પરંતુ જે મૃત્તિકામાં શબ્દ, સ્પર્શ, રૂપ, રસ ને ગંધ એ પાંચે ગુણો રહે છે ને જે આધાર છે, તે જ સત્ય છે. ૩૯

અવતરણિકા-શિષ્ય, શક્તિ અને શક્તિનાં કાર્યનાં મિથ્યાપણાંમાં અને તેના આધારનાં સત્યપણાંમાં કંઇ કારણ છે કે નહિ, તે વિષે પ્રશ્ન કરે છે, અને ગુરુ તેમાં કારણ કહે છે.

व्यक्ताव्यक्ते तदाधार इति त्रिष्वाद्ययोर्द्वयोः
पर्यायः कालभेदेन तृतीयस्त्वनुगच्छति ॥
निस्तत्त्वं भासमानं च व्यक्तमुत्पत्तिनाश-
भाक् ।
तदुत्पत्तौ तस्य नाम वाचा निष्पाद्यते नृभिः
व्यक्ते नष्टेऽपि नामैतन्नृवक्त्रेष्वनुवर्तते ।
तेन नाम्ना निरूप्यत्वाद्व्यक्तं तद्रूपमुच्यते ॥
निस्तत्त्वत्वाद्विनाशित्वाद्वाचारंभणनामतः ।
व्यक्तस्य न तु तद्रूपं सत्यं किञ्चिन्मृदादिवत्
व्यक्तकाले ततः पूर्वमूर्ध्वमप्येकरूपभाक् ।
सतत्त्वमविनाशं च सत्यं मृद्वस्तु कथ्यते ॥

શબ્દાર્થ-વ્યક્ત (ઘટાદિ કાર્ય), અવ્યક્ત (ઘટાદિની કારણરૂપ શક્તિ), અને તેનો (કાર્ય તથા શક્તિનો) આધાર (મૃત્તિકા) છે, એ ત્રણમાં પહેલાં બે (કાર્યનો અને શક્તિનો), કાળના ભેદે કરીને, પર્યાય (ક્રમે કરીને ઉત્પત્તિ થાય) છે; અને ત્રીજો જે આધાર છે તે તો કાર્ય અને શક્તિ-એ બે બન્નેમાં રહેલો છે, (૪૦) વ્યક્ત (કાર્ય) તો સ્વરૂપથી જ અસત્ હોવા છતાં ભાસે છે; ઉત્પત્તિવાળું તથા નાશવાળું છે, અને તેની (વ્યક્તની) ઉત્પત્તિ પછી મનુષ્યો તેનાં વાણીથી નામ પાડે છે. (૪૧) આ નામ, વ્યક્ત (કાર્યઘટ)નો નાશ થયા છતાં પણ, મનુષ્યોના મુખોમાં અનુવૃત્ત થયા કરે છે; અને તે નામથી નિરૂપણ કરવા યોગ્ય હોવાથી વ્યક્ત તેના સ્વરૂપવાળું કહેવાય છે; અર્થાત્ નામાત્મક છે. (૪૨) જેમ મૃત્તિકા સત્ય છે તેમ તેનું વ્યક્ત-કાર્ય જે ઘડો તેનું તે ઘડાનું રૂપ વાસ્તવ સ્વ-રૂપ ન હોવાથી, વિનાશી હોવાથી અને વાગી-ન્દ્રિયથી ઉત્પન્ન થતા શબ્દાત્મક હોવાથી જરા પણ સત્ય નથી. (૪૩) પણ વ્યક્ત કાળમાં એટલે કે ઘડાની સ્થિતિના કાળમાં અને જ્યારે ઘડો તૈયાર નહોતો થયો તે અવ્યક્ત કાળમાં અને વ્યક્ત-ઘડાના વિનાશ પછી ઉત્તર કાળમાં, એકસ્વરૂપવાળી જેવી છે તેવી ને તેવી જ. વાસ્તવસ્વરૂપમાં રહેલી અને અવિનાશી જે વસ્તુ રહે છે તે તો મૃત્તિકા છે અને તે જ સત્ય કહેવાય છે. ૪૪

## ચન્દ્રકાન્ત વિવરણ

શિષ્ય-શક્તિ અને શક્તિનાં કાર્યનાં મિથ્યા-પણાંમાં અને તેના આધારનાં સત્યપણાંમાં શું કારણ છે?

ગુરુ-વ્યક્ત એટલે ઘટાદિ કાર્ય, અવ્યક્ત-શક્તિ કારણ, અને શક્તિ તથા-તેનાં કાર્યના આધારભૂત-મૃત્તિકા આદિ, આ ત્રણ પદાર્થોમાં શક્તિ અને શક્તિના કાર્યમાં કાળનો ભેદ રહેલો છે; કારણ કે શક્તિ પ્રથમ છે, ને પછી તેનું કાર્ય છે, એટલે ક્રમે કરીને તેની ઉત્પત્તિ થાય છે, તેથી તે મિથ્યા છે. હવે શક્તિ તથા શક્તિના કાર્યનો જે આધારભૂત છે તે મૃત્તિકા તો સર્વદા રહે છે; વળી શક્તિમાં ને તેના કાર્યમાં તેની અનુવૃત્તિ થાય છે, જેમ કે મૃત્તિકાની શક્તિ, મૃત્તિકાનું કાર્ય, એ પ્રમાણે વ્યવહાર થાય છે, માટે જ મૃત્તિકા સત્ય છે. હવે શક્તિ અને કાર્યનો કદાચિત્ સદ્ભાવ છે અને કદાચિત્ અસદ્ભાવ પણ છે, તેથી તે અનિત્ય છે, ને જે અનિત્ય છે તે મિથ્યા છે; અને જે આધાર છે તે ત્રણ કાળમાં વિદ્યમાન હોવાથી નિત્ય છે, માટે તે જ સત્ય છે. ૪૦

જે કોઇનું કાર્ય છે તે સ્વરૂપથી અસત્ છે, તો પણ ભાસે છે, ને તેની ઉત્પત્તિ તથા નાશ પણ પ્રતીત થાય છે. તે ગારુડિકે બનાવેલા પદાર્થોની પેઠે અસત્ય છે, ને તેની અસત્યતામાં તત્ત્વ-રહિતતા, વિનાશિતા અને વાચારંભણ એટલે વાણીથી બોલાતા વિકાર જ-નામ માત્ર જ એ ત્રણ હેતુ છે. ૪૧

હવે કાર્યસ્વરૂપ નષ્ટ થાય તો પણ તેનું નામ મનુષ્યનાં મુખમાં ચાલુ રહે છે, કેમકે ઘટનો નાશ થયા પછી પણ મનુષ્યો 'ઘડો,' 'ઘડો' એ પ્રકારે બોલ્યા કરે છે; રામદાસના નાશ પછી પણ 'રામદાસ,' 'રામદાસ' બોલાય છે.

શિષ્ય-ભલે, કાર્યનો નાશ થયા પછી નામ બોલાતું હોય, પણ તેથી શું?

ગુરુ–નામથી કાર્યનો વ્યવહાર થાય છે; વળી 'ઘટ,' 'ઘટ,' એ શબ્દ નામે ઓળખાવા યોગ્ય છે, કેમકે તે નામે વ્યવહાર થાય છે; માટે કાર્ય નામસ્વરૂપ જ છે, પણ તેથી ભિન્ન નથી એમ જણાય છે. ૪૨

એમ અનુમાનથી પણ કાર્યની અસત્યતા સિદ્ધ થાય છે. એ અનુમાનમાં અગાડી કહેલા ત્રણ હેતુ છેઃ નિસ્તત્ત્વતા, વિનાશિતા અને વાચારંભણનામરૂપતા. તત્ત્વ એટલે વાસ્તવસ્વરૂપ. જેનું વાસ્તવસ્વરૂપ ન હોય તે નિસ્તત્ત્વ કહેવાય છે. ઉપાદાન કારણ વિદ્યમાન છતાં જે વિનાશનો પ્રતિયોગી હોય તે વિનાશી કહેવાય છે, ને જે વાણીથી માત્ર બોલાતું શબ્દસ્વરૂપ હોય તે વાચારંભણ કહેવાય છે. હવે અનુમાનનું સ્વરૂપ સાંભળ. જે ઘટાદિ કાર્ય છે તે અસત્ય થવા યોગ્ય છે, કેમકે તે નિસ્તત્ત્વ છે. જે અસત્ય ન હોય તે નિસ્તત્ત્વ પણ ન હોય. જેમ કે, ઘટાદિ. હવે કાર્ય ઘટાદિ અસત્ય થવા યોગ્ય છે, કેમકે તે વિનાશી છે. જે વિનાશી ન હોય, તે અસત્ય ન હોય. જેમ કે, મૃત્તિકા. કાર્ય અસત્ય થવા યોગ્ય છે, કેમકે તે વાચારંભણનામરૂપ છે. જે વાચારંભણનામરૂપ ન હોય તે અસત્ય પણ ન હોય. જેમ કે, મૃત્તિકા. એ પ્રમાણે કાર્યની અસત્યતામાં ત્રણ હેતુથી ત્રણ અનુમાન કરાય છે. ૪૩

કાર્ય ઉત્પન્ન થયા પહેલાં, વિકારાવસ્થામાં અને કાર્યનો નાશ થયા પછી પણ જે સર્વદા એકસ્વરૂપ રહે છે, જેનું વાસ્તવસ્વરૂપ હોય છે તે કાર્યની સાથે નાશ પામતા નથી, એવી મૃત્તિકા જ માત્ર સત્ય છે. 'મૃત્તિકા સત્ય થવા યોગ્ય છે; કારણ કે, કાર્યની ઉત્પત્તિ, સ્થિતિ અને લયાવસ્થામાં પણ એકાકારતાથી તે રહે છે. કોની પેઠે? આત્માની પેઠે' 'મૃત્તિકા સત્ય થવા યોગ્ય છે, તેના સતત્ત્વપણાથી. કોની પેઠે? આત્માની પેઠે.' 'મૃત્તિકા સત્ય થવા યોગ્ય છે, તેના અવિનાશીપણાથી. કોની પેઠે? આત્માની પેઠે.' એ ત્રણ પ્રકારનાં અનુમાનથી પણ મૃત્તિકાની સત્યતા સિદ્ધ થાય છે. એમાં જેમ કાર્યની અસત્યતામાં ત્રણ હેતુ છે, તેમ ઉપાદાન કારણની સત્યતામાં પણ ત્રણ હેતુ છેઃ–સદા એકાકારતા, સત્તત્ત્વતા ને અવિનાશિતા. એ પરથી સમજાશે કે કાર્યરૂપ જગત્ મિથ્યા છે, અને કારણરૂપ ઈશ્વર જ માત્ર સત્ય છે. ૪૪

અવતરણિકા–એ કહેવામાં શિષ્ય શંકા કરે છે, ને ગુરુ ઉત્તર આપે છે.

व्यक्तं घटो विकारश्चेत्येतैर्नामभिरीरितः ।
अर्थश्चेदनृतः कस्मान्न मृद्बोधे निवर्तते ॥४५
निवृत्त एव यस्मात्ते तत्सत्यत्वमतिर्गता ।
ईदृङ्निवृत्तिरेवात्र बोधजा न त्वभासनम् ॥
पुमानधोमुखो नीरे भातोऽप्यस्ति न वस्तुवः
तटस्थमर्त्यवत्तस्मिन्नैवास्था कस्यचित्कचित्
ईदृग्बोधे पुमर्थत्वं मतमद्वैतवादिनाम् ।
मृद्रूपस्यापरित्यागाद्विवर्तत्वं घटे स्थितम् ॥

શબ્દાર્થ–'વ્યક્ત,' 'ઘટ' અને 'વિકાર' એવાં નામોથી કહેવાયલો પદાર્થ જો મિથ્યા છે તો પછી મૃત્તિકાનો બોધ થયા પછી તે કેમ નિવૃત્ત થતો નથી? (૪૫) એમ કહેતો હોય તો જાણ કે, તે તો નિવૃત્ત જ છે, ને તેથી જ હે શિષ્ય! તારી તેમાં (કાર્યમાં ઘટમાં)ની સત્યતા બુદ્ધિ દૂર થઈ ગઈ છે. એ પ્રકારની નિવૃત્તિ જ બોધજન્ય છે, પરંતુ તેની અપ્રતીતિ થતી નથી; (૪૬) કેમકે જેમ જલમાં જણાતો ઊંધા માથાવાળો પુરુષ વસ્તુતાએ સત્ય નથી, કારણ કે જલમાં અધોમુખે પ્રતીત થતા પુરુષ વિષે, તટ ઉપર ઉભેલા પુરુષની પેઠે, કોઈની કદાપિ સત્યબુદ્ધિ થતી નથી. (૪૭) એવા (આરોપિતમાં અસત્યતા–બુદ્ધિરૂપ) બોધમાં જ અદ્વૈતવાદીઓ પુરુષાર્થ માને છે, અને અહીં પણ મૃત્તિકાના રૂપનો ત્યાગ ન કરવાને લીધે ઘટમાં વિવર્તપણું રહેલું છે. ૪૮

## ચન્દ્રકાન્ત વિવરણ

શિષ્ય–પદાર્થનાં ત્રણ નામ છેઃ–વ્યક્ત, વિકાર એટલે કાર્ય અને ઘટ. જ્યારે 'ઘટાદિ કાર્ય મૃત્તિકાઆદિ કારણથી જૂદાં નથી,' એવી રીતે કાર્યની અસત્યતા સ્વીકારશો તો તે ઘટાદિ કાર્ય, છીપમાં રૂપાંની જેવી ભ્રાંતિ થાય છે તેની પેઠે, મૃત્તિકામાં આરોપિત છે એમ માનવું પડશે, ને તેથી જેમ છીપનાં જ્ઞાનથી રૂપાંની ભ્રાંતિની નિવૃત્તિ થાય છે, તેમ મૃત્તિકાનાં જ્ઞાનથી ઘટાદિક કાર્યની પણ નિવૃત્તિ થશે. ૪૫

ગુરુ–તેં મૃત્તિકાદિનાં સંપૂર્ણ ને યથાર્થ જ્ઞાનથી ઘટાદિ કાર્યની નિવૃત્તિની આશંકા કરી તે યથાર્થ છે, કારણ કે અમને પણ તે વાત ઇષ્ટ છે.

શિષ્ય–એમ કેમ ? મૃત્તિકાદિનું જ્ઞાન થવાથી પણ ઘટાદિ કાર્યની નિવૃત્તિ તો થતી નથી.

ગુરુ–થાય છે.

શિષ્ય–કેમ ?

ગુરુ–મૃત્તિકાદિનું જ્ઞાન થવાથી ઘટાદિ જે કાર્ય છે તેમાં સત્યતા બુદ્ધિની નિવૃત્તિ થાય છે, એ તો તારા અનુભવમાં પણ છે; માટે 'કાર્યની નિવૃત્તિ થાય છે,' એ ખુલ્લું જ છે.

શિષ્ય–જ્યારે ઘટાદિ કાર્ય મૃત્તિકાદિ કારણમાં આરોપિત છે, ત્યારે તો તેનાં સ્વરૂપની અપ્રતીતિ થવી જોઇએ; કેમકે છીપ નહિ પણ રૂપું છે એ આદિ આરોપિત સ્થલમાં અધિષ્ઠાનનાં જ્ઞાનથી આરોપિત રૂપાદિકનાં સ્વરૂપની અપ્રતીતિ થાય છે, પરંતુ સત્યતા બુદ્ધિની નિવૃત્તિ થતી નથી.

ગુરુ–છીપ નહિ પણ રૂપું છે એ સ્થલમાં નિરુપાધિક ભ્રમ છે, તેથી તે સ્થલમાં ભલે અધિષ્ઠાનનાં જ્ઞાનથી આરોપિતનાં સ્વરૂપની અપ્રતીતિ હોય, પરંતુ મૃત્તિકાથી ઘટ થયો છે તેમાં તો સોપાધિક ભ્રમ છે, તેથી તે સ્થલમાં અધિષ્ઠાનનાં–કારણનાં જ્ઞાનથી આરોપિત ઘટાદિમાં સત્યતા બુદ્ધિની નિવૃત્તિ થાય છે, પરંતુ સ્વરૂપની નિવૃત્તિ થતી નથી; એટલે ઘટ દેખાતો બંધ પડતો નથી ને તે તે ઠેકાણે મૃત્તિકાનો પિંડ દેખાતો નથી. ભ્રમ બે પ્રકારના છે' નિરુપાધિક ભ્રમ અને સોપાધિક ભ્રમ. નિરુપાધિક ભ્રમના સ્થલમાં અધિષ્ઠાનનાં યથાર્થજ્ઞાનજન્ય આરોપિતનાં સ્વરૂપની અપ્રતીતિ છે, અને સોપાધિક ભ્રમસ્થલમાં અધિષ્ઠાનનાં યથાર્થજ્ઞાનજન્ય, આરોપિતમાં સત્યતા બુદ્ધિની નિવૃત્તિ છે, પણ સ્વરૂપની અપ્રતીતિ નથી. ૪૬

શિષ્ય–સોપાધિક ભ્રમસ્થલમાં આરોપિતની સત્યતા બુદ્ધિની નિવૃત્તિ તમે કયાં જોઇ છે ?

ગુરુ–જલમાં પડેલાં પુરુષનાં પ્રતિબિંબમાં. જલાશયના તટ ઉપર ઉભેલા પુરુષનું પ્રતિબિંબ જલમાં ઉંધુ પડે છે, તેથી જલમાં ઉંધા માથાનો પુરુષ દેખાય છે; પરંતુ તે ઉંધા માથાનો માણસ સત્ય નથી. અહીં અધિષ્ઠાનરૂપ તટસ્થ પુરુષનું યથાર્થ જ્ઞાન છતાં પણ, જલમાં જણાતા આરોપિત–પ્રતિબિંબિત પુરુષનાં સ્વરૂપની નિવૃત્તિ થતી નથી, પરંતુ તેમાં સત્યતા બુદ્ધિની તો નિવૃત્તિ થાય છે જ.

શિષ્ય–કારણ ?

ગુરુ–કારણ લોકપ્રસિદ્ધ છે. જેમ કે નદીતટ ઉપર ઉભેલા પુરુષમાં સર્વને સત્યતા બુદ્ધિ છે, તેમ જલમાં જણાતા ઉંધા માથાવાળા પુરુષમાં કોઈ સ્થલમાં, કદાપિ કાળે, કોઇ પણ પુરુષને સત્યતા બુદ્ધિ નથી. ૪૭

શિષ્ય–આરોપિતને અસત્યતા જાણવાથી પુરુષાર્થની સિદ્ધિ થતી નથી.

ગુરુ–હે વત્સ ! અદ્વૈતવાદીના મતમાં આનંદથી બીજું જૂદું તે સર્વ મિથ્યા છે, તેથી દશ્યમાન સંપૂર્ણ જગત્ આનંદમાં આરોપિત છે. માટે, આરોપિત જગતને અસત્ય જાણવા માત્રથી અદ્વિતીય આનંદના સાક્ષાત્કારરૂપ એટલે મોક્ષરૂપ પુરુષાર્થની સિદ્ધિ થાય છે.

શિષ્ય–જ્યારે 'ઘટ મૃત્તિકાનો વિવર્ત છે,' એમ સિદ્ધ થાય છે, ત્યારે મૃત્તિકાનાં જ્ઞાનથી ઘટમાં સત્યતા બુદ્ધિની નીવૃત્તિ થાય, પરંતુ અદ્યાપિપર્યંત 'ઘટ મૃત્તિકાનો વિવર્ત છે' એમ સિદ્ધ થયું નથી.

ગુરુ–'પોતાનાં સ્વરૂપનો ત્યાગ ન કરીને ઉપાધિથી બીજે રૂપે ભાસવું,' તેનું નામ વિવર્ત. એ લક્ષણ ઘટમાં ઘટે છે. ઘટાવસ્થામાં મૃત્તિકા પોતાના સ્વરૂપનો ત્યાગ કર્યા વિના ઘટાકારરૂપ ઉપાધિથી ઘટરૂપે પ્રતીત થાય છે, તેથી ઘટમાં વિવર્તપણું છે. ૪૮

અવતરણિકા–શિષ્ય, પરિણામ વિષે પ્રશ્ન કરે છે અને ગુરુ તેનું ઉત્તર આપે છે

परिणामे पूर्वरूपं त्यजेत्तत्क्षीररूपवत्।
मृत्सुवर्णे निवर्त्तेते घटकुंडलयोर्नहि ॥४९॥
घटे भग्ने न मृद्भावः कपालानामवेक्षणात्
मैवं चूर्णेऽस्ति मृद्रूपं स्वर्णरूपं त्वतिस्फुटम्॥
क्षीरादौ परिणामोऽस्तु पुंसस्तद्भाववर्जनात्।
एतावता मृदादीनां दृष्टांतत्वं न ...

શબ્દાર્થ–જ્યાં પરિણામ થાય છે ત્યાં, દૂધનાં રૂપની પેઠે, તે ( ઉપાદાન કારણ ) પૂર્વ રૂપને તજે છે: જેમ કે; દૂધ પોતાના દૂધરૂપી પૂર્વ રૂપને તજીને દહીંરૂપે પરિણામ પામે છે, પરંતુ ઘટમાં અને કુંડલમાં રહેલાં મૃત્તિકા અને સુવર્ણ નિવૃત્ત થતાં નથી. (૪૯) તું કહીશ કે જ્યારે ઘટ ભાંગી જાય છે ત્યારે ઠીંકરાં જોવામાં આવે છે, તેમાં મૃત્તિકારૂપપણું ક્યાં છે ? પણ તેમ નથી. જ્યારે તે ઠીંકરાંનો ભાંગીને ભૂકો થાય છે ત્યારે તેમાં માટીનું રૂપ અને આભૂષણ ભાંગીને ભૂકો થાય છે ત્યારે તેમાં સુવર્ણનું રૂપ તો ખુલ્લું જ છે. (૫૦) દૂધાદિમાં તો પરિણામ જ છે, કારણ કે પુરુષને દહીંથી દૂધનો લાભ થતો નથી. પરંતુ એટલા ઉપરથી મૃત્તિકા, સુવર્ણ વગેરે વિવર્તનાં દૃષ્ટાંતને હાનિ પહોંચતી નથી. ૫૧

## ચન્દ્રકાન્ત વિવરણ

શિષ્ય–ઘટાવસ્થામાં મૃત્તિકાનાં સ્વરૂપનો સદ્ભાવ છે તે ભલે હોય, પરંતુ ઘટને મૃત્તિકાની પરિણામતા એટલે મૃત્તિકાના પરિણામરૂપ ઘટ છે, એમ કેમ નહિ ?

ગુરુ–પરિણામ એટલે મૂળ સ્વરૂપનો ત્યાગ કરી બીજે રૂપે થવું તે. જેમ દૂધ, દહીંરૂપે થાય છે, તે પોતાનાં રૂપનો ત્યાગ કરીને દહીંરૂપે થાય છે. દૂધ પ્રવાહી છે, દહીં ઘટ્ટ ઝામેલું છે. વળી દહીંમાંથી પાછુ દૂધ થતું નથી, પણ તે દહીંનું દહીં જ રહે છે. એમ જ, જો ઘટ મૃત્તિકાનો પરિણામ હોય તો, જેમ દૂધ પોતાનાં રૂપને તજી દેઇ દહીંરૂપે થાય છે તેમ મૃત્તિકા પણ પોતાનાં સ્વરૂપનો ત્યાગ કરી ઘટરૂપે થાય. પરંતુ તેમ થતું નથી. મૃત્તિકા તો પોતાનાં રૂપને તજ્યા વિના જ ઘટરૂપે થાય છે, ને પાછી મૃત્તિકાની મૃત્તિકા જ રહે છે; તેથી ઘટાદિકમાં એ પરિણામનું લક્ષણ ઘટતું નથી, માટે જ ઘટને મૃત્તિકાની પરિણામતા નથી.

શિષ્ય–તમે વિવર્ત વિષે પૂર્ણ સ્વરૂપના ત્યાગનો અભાવ ક્યાં જોયો છે ?

ગુરુ–ઘટમાં ને કડાં, કંઠી, સાંકળામાં. ઘટ મૃત્તિકાનો વિવર્ત છે, તેથી ઘટાવસ્થામાં પણ કારણરૂપ મૃત્તિકાની નિવૃત્તિ થતી નથી, ને કડાં, કંઠી પણ સુવર્ણના વિવર્ત છે, તેથી કડાવસ્થામાં પણ કારણરૂપ સુવર્ણની નિવૃત્તિ થતી નથી

એમ પરિણામમાં પૂર્વરૂપનો ત્યાગ થાય છે, ને વિવર્તમાં પૂર્વરૂપનો ત્યાગ થતો નથી. તેથી દહીં આદિમાં પરિણામનો સ્વીકાર કરવો, ને ઘટ તથા કડાં, કંઠી આદિમાં વિવર્તનો સ્વીકાર કરવો. ૪૯

શિષ્ય–'ઘટ મૃત્તિકાનો વિવર્ત છે,' એમ કહેવુ અનુપપન્ન છે; કારણ કે ઘટ ભાંગી ગયા પછી મૃત્તિકા કંઈ જોવામાં આવતી નથી, પરંતુ તેનાં ઠીકરાં જ જોવામાં આવે છે, અને વિવર્ત સ્થળમાં તો આરોપિતનો નાશ થવાથી યથાર્થ અધિષ્ઠાન રહી જાય છે માટે ઘટના નાશ પછી મૃત્તિકા રહેવી જોઇએ.

ગુરુ–એમ જ રહે છે. ઠીકરાંનો ચૂરો થઇ ગયા પછી મૃત્તિકા જ જોવામાં આવે છે, એટલે ઠીકરાં અવસ્થામાં પણ મૃત્તિકા જ છે.

શિષ્ય–મૃત્તિકાનુ સ્વરૂપ ભિન્ન હોય છે, ને ઠીકરાંના ભૂકાનું સ્વરૂપ ભિન્ન હોય છે. વળી 'આ મૃત્તિકા છે,' 'આ ઠીકરાંનો ભૂકો છે' એ પ્રમાણે ભિન્ન ભિન્ન વ્યવહાર થાય છે, ત્યારે તેને તમે મૃત્તિકારૂપ કેમ કહો છો ?

ગુરુ–મૂઢ! આટલો નાનો પ્રસંગ સમજ્યો નહિ ? જો કે મૃત્તિકાનુ સ્વરૂપ અને ઠીકરાંના ભૂકાનું સ્વરૂપ ભિન્ન ભિન્ન જોવામાં આવે છે, પણ તે બન્ને ભિન્ન નથી. એમાં તને સંદેહ રહેતો હોય તો અન્ય વિવર્તનું સ્થલ સાંભળ. કડાંમાં સ્પષ્ટ વિવર્ત પ્રતીત થાય છે; કેમકે કડાંને ગાળી નાંખવાથી પાછું પૂર્વના જેવું જ સુવર્ણ થઈ જાય છે. એમાં કડાં અને સુવર્ણનાં સ્વરૂપ અથવા વ્યવહારનો કોઈ પણ ભેદ નથી, માટે તેમાં તો કોઈ પણ જાતની શંકાનો અવકાશ જ નથી. ૫૦

શિષ્ય–દૂધ, મૃત્તિકા અને સુવર્ણ આદિ તો પરિણામમાં દૃષ્ટાંતરૂપે કહ્યાં છે, તેમાંથી મૃત્તિકા અને સુવર્ણ, વિવર્તનાં દૃષ્ટાંત છે એમ સ્વીકારીએ. તો મૃત્તિકા અને સુવર્ણની પેઠે દૂધ પણ વિવર્તમાં દૃષ્ટાંત કા નહિ ?

ગુરુ–દહીં આદિ પરિણામમાં દૃષ્ટાંત છે, પણ વિવર્તમાં દૃષ્ટાંત નથી. વિવર્તમાં તો કારણ, વિકાર-કાર્યરૂપતાને પ્રાપ્ત થઈ, કાર્યનો નાશ

થયા પછી, કારણરૂપતાને પ્રાપ્ત થાય છે, ને દૂધ દહીં આદિ તો દહીં આદિ વિકારરૂપતાને પામી, ફરીથી કારણરૂપતા એટલે દૂધ આદિ રૂપતાને પ્રાપ્ત થતાં નથી.

શિષ્ય–ત્યારે જેમ દૂધાદિ અન્ય અવસ્થાને પ્રાપ્ત થવાથી વિવર્તમાં દૃષ્ટાંત નથી, તેમ મૃત્તિકા અને સુવર્ણ પણ અન્ય અવસ્થાને પ્રાપ્ત થાય છે. તેથી તે પણ વિવર્તમાં દૃષ્ટાંત નથી.

ગુરુ–દૂધ મૃત્તિકા અને સુવર્ણ અન્ય અવસ્થાને પ્રાપ્ત થાય છે, તેથી તે ત્રણેનું દૃષ્ટાંત પરિણામમાં આવ્યું છે. પણ એથીજ મૃત્તિકા અને સુવર્ણનું વિવર્તમાં દૃષ્ટાંતપણું નિવૃત્ત થતું નથી. પરિણામનું પ્રયોજક કેવલ અન્ય અવસ્થાની પ્રાપ્તિ નથી, પરંતુ પૂર્વ સ્વરૂપનો ત્યાગ અને અન્ય અવસ્થાની પ્રાપ્તિ એવાં બે પ્રયોજક છે; ને વિવર્તનું પ્રયોજક પૂર્વ સ્વરૂપના ત્યાગનો અભાવ અને અન્ય અવસ્થાનું ભાન એ બે છે. હવે દૂધને પૂર્વ સ્વરૂપના ત્યાગપૂર્વક અન્ય અવસ્થાની પ્રાપ્તિ થાય છે, તેથી તે કેવલ પરિણામમાં દૃષ્ટાંત છે, ને મૃત્તિકા તથા સુવર્ણને તો પૂર્વ સ્વરૂપના ત્યાગ વિના અન્ય અવસ્થાની પ્રતીતિ થાય છે, તેથી તે વિવર્તમાં દૃષ્ટાંત છે, ને અન્ય અવસ્થાની પ્રાપ્તિથી પરિણામમાં પણ દૃષ્ટાંત છે. ૫૧

અવતરણિકા–શિષ્ય, મૃત્તિકા અને સુવર્ણની આરંભકતા વિષે પ્રશ્ન કરી આરંભવાદમાં દોષ બતાવે છે, અને ગુરુ તેનું ઉત્તર આપે છે.

आरंभवादिनः कार्ये मृदो द्वैगुण्यमापतेत् ।
रूपस्पर्शादयः प्रोक्ताः कार्यकारणयोःपृथक् ॥
मृत्सुवर्णमयश्चेति दृष्टांतत्रयमारुणिः ।
प्राहातो वासयेत्कार्यानृतत्वं सर्ववस्तुषु ॥

શબ્દાર્થ–આરંભવાદીને ઘટાદિ કાર્યમાં મૃત્તિકાનું દ્વિગુણપણું પ્રાપ્ત થશે, કારણ કે તેઓએ રૂપ,સ્પર્શાદિ ગુણો કાર્યમાં અને કારણમાં ભિન્ન ભિન્ન કહેલા છે. (૫૨) (એ પ્રમાણે) મૃત્તિકા, સુવર્ણ અને અય (લોઢું) એ ત્રણ દૃષ્ટાંત આરુણિકે (અરુણના પુત્ર ઉદ્દાલકે) કહેલાં છે. એ પ્રમાણે, સર્વ વસ્તુઓમાં કાર્યના મિથ્યાપણાંની ભાવના કરવી. ૫૩

## ચન્દ્રકાન્ત વિવરણ

શિષ્ય–તમે જેમ મૃત્તિકા અને સુવર્ણના પરિણામ તથા વિવર્તનો સ્વીકાર કરો છો, તેમ તેની આરંભતાનો સ્વીકાર કેમ નથી કરતા?

ગુરુ–આરંભવાદીના મતમાં ઘટાદિ કાર્યમાં કાર્યના આકારથી દ્વિગુણતા પ્રાપ્ત થાય છે; અને જો મૃત્તિકા અને સુવર્ણની આરંભકતા માનીએ તો તે બન્નેની દ્વિગુણતા પ્રાપ્ત થાય, માટે અમે તેની આરંભકતા માનતા નથી.

શિષ્ય–ભલે દ્વિગુણતા પ્રાપ્ત થતી હોય તો થાય, તેમાં ગયું શું?

ગુરુ–બહુ ગયું. દ્વિગુણતાની પ્રાપ્તિ થવાથી વજનની પણ દ્વિગુણતા પ્રાપ્ત થાય. જેમ એક તોલા સુવર્ણનું કુંડલ કર્યું હોય તો તે કુંડલ બે તોલાનાં વજનવાળું થાય, ને શેર મૃત્તિકાનો ઘડો કર્યો હોય તો તે ઘડો બશેરનાં વજનવાળો થાય પરંતુ તેમ થતું નથી, તેવી દ્વિગુણતા જોવામાં આવતી નથી, તેથી મૃત્તિકા અને સુવર્ણની આરંભતા મનાશે નહિ.

શિષ્ય–આરંભવાદમાં કાર્યમાં દ્વિગુણતા કેમ પ્રાપ્ત થાય છે?

ગુરુ–આરંભવાદીઓ કાર્યનાં રૂપાદિ ગુણોને ભિન્ન માને છે, ને કારણનાં રૂપાદિ ગુણોને ભિન્ન માને છે; તેથી કાર્યના રૂપાદિ ગુણો અને વજન તથા કારણના રૂપાદિ ગુણો અને વજન એક ઘટાદિમાં પ્રાપ્ત થાય છે, એજ દ્વિગુણતા છે. ૫૨

શિષ્ય–વિવર્તમાં મૃત્તિકા ને સુવર્ણ એ બેજ દૃષ્ટાંત છે કે?

ગુરુ–ના. બીજું પણ દૃષ્ટાંત છે. છાંદોગ્યોપનિષત્‌માં અરુણના પુત્ર ઉદ્દાલક નામના ઋષિએ કાર્યનાં મિથ્યાપણામાં મૃત્તિકા, સુવર્ણ ને લોઢુ એમ ત્રણ દૃષ્ટાંત આપ્યાં છે.

શિષ્ય–કાર્યનાં મિથ્યાપણામાં ત્રણ દૃષ્ટાંત શા માટે આપ્યાં છે?

ગુરુ–જે કારણથી મૃત્તિકા આદિ અનેક વસ્તુઓમાંથી થયેલા કાર્યનું મિથ્યાપણું પ્રતીત થાય છે, તેજ પ્રમાણે પંચમહાભૂત ને તેથી થયેલી વસ્તુઓમાંથી થયેલાં કાર્યનાં મિથ્યાપણાંનું અનુસંધાન કરવું એ સૂચવવા માટે એ ત્રણ દૃષ્ટાંત આપ્યાં છે. ૫૩

## ૨ કારણજ્ઞાનથી કાર્યસમૂહનું જ્ઞાન ને બ્રહ્મ તથા જગતનું સ્વરૂપ

( ૫૪-૮૪; ૩૧ શ્લોકો )

### (૧) ઉપાદાન કારણનાં જ્ઞાનથી કાર્યનાં સ્વરૂપનું જ્ઞાન

( ૫૪-૬૧; ૮ શ્લોકો )

અવતરણિકા-કાર્યના મિથ્યાપણાનું અનુસધાન શા સારુ કરવું, એ સંબધે શિષ્ય પ્રશ્ન કરે છે, ને ગુરુ તેનું ઉત્તર આપે છે.

कारणज्ञानतः कार्यविज्ञानं चापि सोऽब्रवत्।
सत्यज्ञानेऽनृतज्ञानं कथमत्रोपपद्यते ॥५४॥
समृत्कस्य विकारस्य कार्यता लोकदृष्टितः
वास्तवोऽत्र मृदंशोऽस्य बोधःकारणबोधतः॥

શબ્દાર્થ-અને કારણનાં જ્ઞાનથી કાર્યનું જ્ઞાન પણ તેણે આરુણિએ કહેલુ છે; માટે સત્યનું જ્ઞાન થયા પછી અસત્યનું જ્ઞાન કેમ ઉત્પન્ન થાય? (૫૪) મૃત્તિકાના વિકારની ( ઘટાદિ કાર્યની) કાર્યતા લોકદૃષ્ટિથી જણાય છે. આ વિકારમાં સત્ય તો મૃત્તિકાનો અશ જ છે, અને તેનો બોધ કારણના બોધથી થાય છે. ૫૫

#### ચન્દ્રકાન્ત વિવરણ

શિષ્ય-કાર્યનાં મિથ્યાપણાંનું અનુસંધાન પણ શા માટે કર્યુ છે ?

ગુરુ-જે કારણમાંથી જે કાર્ય ઉત્પન્ન થયુ છે તે કાર્યનું કારણ જાણવાથી કાર્યનાં મિથ્યાપણાનુ અનુસધાન થાય છે. 'यथा सौम्यैकेन मृत्पिण्डेन सर्वं मृण्मयं विज्ञातं स्यात्। હે સૌમ્ય ! જેમ એક મૃત્તિકાના પિંડથી સર્વ મૃન્મય (મૃત્તિકાના વિકાર) વિજ્ઞાત થાય છે,' તેમ જ પચભૂતમાંથી થયેલા સર્વે ભૂતોનુ જ્ઞાન થાય છે કે એ સર્વે ભૂતો-પ્રાણીઓ મિથ્યા છે, પણ બ્રહ્મ જ સત્ય છે, જેમ મૃત્તિકામાંથી જ ઘડો, ગાગર, કોઠી, કોડિયા, નળિયાં થયાં છે, પણ તે અતે મૃત્તિકા જ છે, તેમ જગત્ પણ બ્રહ્મમાંથી જ થાય છે ને જગત્ મિથ્યા છે, અને બ્રહ્મ જ સત્ય છે.

શિષ્ય-મૃત્તિકા અને સુવર્ણ આદિ તો તેનાં કારણને લીધે સત્ય છે, ને ઘટ, કુંડલાદિ તો તેનાં કાર્યથી મિથ્યા છે, ત્યારે સત્યનાં જ્ઞાનથી મિથ્યાનું જ્ઞાન કેમ થશે ? ૫૪

ગુરુ-કારણભૂત મૃત્તિકા ઘટાદિ કાર્યનું અધિષ્ઠાન છે, ને ઘટાદિ કાર્ય તો આરોપિત છે. એ મૃત્તિકા સહિત ઘટાદિરૂપ વિકારની કાર્યતા, લોકદૃષ્ટિથી જણાય છે, ને તેથી કારણભૂત સત્યનાં જ્ઞાનથી અસત્યભૂત કાર્યનું જ્ઞાન થાય છે.

શિષ્ય-ભલે, મૃત્તિકા અધિષ્ઠાન હોય અને ઘટાદિ વિકાર આરોપિત હોય, પણ એ ઉપરથી જ 'કારણનાં જ્ઞાનથી કાર્યનુ જ્ઞાન સંભવતુ નથી,' એવી જે મેં શકા કરી છે, તેનો ખુલાસો થતો નથી.

ગુરુ-કાર્યના બે અશ હોય છેઃ સત્યાંશ ને અસત્યાંશ. ઘટરૂપ કાર્યમાં ગોળાકાર ને પેટામાંથી પહોળાપણું એ અસત્યાંશ છે, ને મૃત્તિકાના જ્ઞાનથી અસત્યાંશ જે ઘટ તેનું જ્ઞાન થતું નથી, પણ સત્યાંશનું જ્ઞાન થાય છે, એમ કાર્યમાં બે અંશ હોવાથી કારણજ્ઞાનથી સત્યરૂપ કારણાંશનુ જ જ્ઞાન થાય છે. ૫૫

અવતરણિકા-શિષ્ય પ્રશ્ન કરે છે કે, ત્યારે સત્યાંશની પેઠે અસત્યાંશ પણ જાણવો જોઇએ ગુરુ કહે છે કે તેનું કંઈ કારણ નથી

अनृतांशो न बोधव्यस्तद्बोधानुपयोगतः।
तत्त्वज्ञानं पुमर्थं स्यान्नानृतांशावबोधनम् ॥

શબ્દાર્થ-અસત્યાંશના બોધનો ઉપયોગ ન હોવાથી અસત્યાંશ જાણવા યોગ્ય નથી, કારણ કે, તત્ત્વજ્ઞાન (યથાર્થ જ્ઞાન) પુરુષાર્થ ગણાય છે, પણ અસત્યાંશનું જ્ઞાન પુરુષાર્થ ગણાતું નથી. ૫૬

#### ચન્દ્રકાન્ત વિવરણ

શિષ્ય-જ્યારે કાર્યમાં બે અંશ છે ત્યારે જેમ કારણજ્ઞાનથી સત્યાંશ જાણવા યોગ્ય છે, તેમ અસત્યાંશ પણ જાણવા યોગ્ય હોવો જોઇએ.

ગુરુ-ના, કાર્યમા રહેલો અસત્યાશ જાણવા યોગ્ય નથી

શિષ્ય-કેમ નહિ ?

ગુરુ-જેમ સત્યાંશનાં જ્ઞાનનું પ્રયોજન છે, તેમ અસત્યાંશનાં જ્ઞાનનુ કંઈ પણ પ્રયોજન નથી જે વસ્તુનો કોઇથી બાધ ન થાય તે વસ્તુ અબાધ્ય કહેવાય છે. તે અબાધ્ય વસ્તુનું જ્ઞાન પુરુષાર્થ-

સંપાદક છે. હવે સત્યાંશના જ્ઞાનથી અબાધ્ય વસ્તુનું જ્ઞાન થાય છે, કેમકે અબાધ્ય વસ્તુ સત્ય છે; એટલે કાર્યમાં રહેલા સત્યાંશના જ્ઞાનનું પ્રયોજન પુરુષાર્થની સિદ્ધિ છે, અને અસત્યાંશ જ્ઞાન તો બાધિત જ છે, તેથી કાર્યમાં રહેલા અસત્યાંશનાં જ્ઞાનનું પ્રયોજન જરાએ નથી. ૫૬

અવતરણિકા-કારણના જ્ઞાનથી કાર્યનું જ્ઞાન થઇ જાય તે શ્રોતાની બુદ્ધિમાં ચમત્કાર ઉપજાવવા કહ્યું છે તે અસંભવિત છે, એવી શિષ્ય શંકા કરે છે, અને ગુરુ કહે છે કે, અવિવેકીને સૌ થાય, વિવેકીને કંઇ નહિ થાય.

तर्हि कारणविज्ञानात्कार्यज्ञानमितीरिते ।
मृद्बोधे मृत्तिकाबुद्धेत्युक्तं स्यात्कोऽत्र विस्मय ॥
सत्यं कार्येषु वस्त्वंशः कारणात्मेति जानतः ।
विस्मयो मास्त्विहाज्ञस्य विस्मयः केन वार्यते ॥
आरंभी परिणामी च लौकिकश्चैककारणे ।
ज्ञाते सर्वमतिं श्रुत्वा प्राप्नुवंत्येव विस्मयम् ॥

શબ્દાર્થ-(શિષ્ય)-ત્યારે કારણના જ્ઞાનથી કાર્યનું જ્ઞાન થાય છે એમ કહેવાથી તો 'મૃત્તિકાના બોધથી મૃત્તિકા જાણી' એમ કહેવા જેવું થયું, એમાં ચમત્કાર શો?(૫૭)-(ગુરુ)-એ ખરું છે, કે કાર્યમાં જે વાસ્તવાંશ છે તે કારણરૂપ છે, એમ જાણનારને વિસ્મય નહિ થાય, પણ અજ્ઞાનીના વિસ્મયને કોણ નિવારે છે?(૫૮) આરંભી, પરિણામી અને લૌકિક એ ત્રણે એક કારણ જાણવાથી સર્વ જ્ઞાન થઈ જાય છે, એમ સાંભળીને વિસ્મયને જ પ્રાપ્ત થાય છે. ૫૯

## ચન્દ્રકાન્ત વિવરણ.

શિષ્ય-'કારણના જ્ઞાનથી કાર્યનું જ્ઞાન થાય છે,' એમ કહેવાનું કારણ એટલુંજ કે, એથી 'શ્રોતાની બુદ્ધિમાં ચમત્કારનું કારણ થશે,' તે સંભવતું નથી.

ગુરુ-કેમ સંભવતું નથી?

શિષ્ય-કારણ કે મૃત્તિકાદિનાં કાર્ય ઘટાદિમાં મૃત્તિકાદિ સત્યાંશનું જ્ઞાન થાય છે એવો, 'કારણનાં જ્ઞાનથી કાર્યનું જ્ઞાન થાય છે' એ વાક્યનો અર્થ થાય છે. પણ એમ કહેવાથી કાંઈ નવીન કે ચમત્કારિક કહેવાતું નથી; એ તો 'મૃત્તિકાદિકના જ્ઞાનથી મૃત્તિકાદિકનું જ્ઞાન થાય છે,' એમ જ કહેવાશે, અને તેથી શ્રોતાની બુદ્ધિમાં શું ચમત્કાર થાય? એ તો શબ્દનો ચમત્કાર છે, તેમાં કંઈ અર્થનો ચમત્કાર નથી. ૫૭

ગુરુ-ઘટાદિ કાર્યોમાં વિદ્યમાન જે સત્યાંશ છે તે કારણ સ્વરૂપ જ છે, એમ જે પુરુષો જાણે છે તેઓને કારણના જ્ઞાનથી કાર્યનું જ્ઞાન થાય છે, એમ કહેવાથી આશ્ચર્ય નહિ થાય ખરુ, પરંતુ જેઓને તત્ત્વજ્ઞાન નથી એટલે એ ન જાણતા હોય તેઓને તો આશ્ચર્ય થાય જ, તેનુ નિવારણ કોણ કરી શકે? ૫૮

(૧) આરંભ એટલે સમવાયી, અસમવાયી અને નિમિત્ત. એ ત્રણે કારણોથી ભિન્ન કાર્યની ઉત્પત્તિ થાય છે, એવો આરંભવાદ જેનો મત હોય તે આરંભી કહેવાય છે. તે એમ માને છે કે, 'એક કારણના જ્ઞાનથી સર્વ કાર્યનું જ્ઞાન થાય છે,' ત્યારે તેને તેથી આશ્ચર્ય થાય જ; કેમકે તે તો કારણથી કાર્યને ભિન્ન માને છે; એટલે તેના મતમાં કારણના જ્ઞાનથી સર્વ કાર્યનું જ્ઞાન ઘટતું નથી. (૨) પરિણામ એટલે પૂર્વ સ્વરૂપનાં પરિત્યાગપૂર્વક અવસ્થાંતરની પ્રાપ્તિ, એવો પરિણામવાદ જેનો હોય, તે પરિણામી કહેવાય છે, તેને પણ 'એક કારણના જ્ઞાનથી સર્વ કાર્યનું જ્ઞાન થાય છે,' એ સાંભળી આશ્ચર્ય થાયજ; કારણ કે તેના મતમાં પણ કારણનો અને કાર્યનો અવસ્થાકૃત ભેદ છે, તેથી કારણના જ્ઞાનથી સર્વ કાર્યનું જ્ઞાન તેને હોતું નથી. (૩) વળી આરંભ અને પરિણામ એએ પ્રક્રિયાને ન જાણવાવાળો અને લોકવ્યવહાર જાણનાર તે લૌકિક-નૈયાયિક છે. તેને પણ, 'એક કાર્યના જ્ઞાનથી સર્વ કાર્યનું જ્ઞાન થાય છે,' એ સાંભળીને આશ્ચર્ય થશે; કારણ કે તે તો કારણને અને કાર્યને ભિન્ન ભિન્ન જાણે છે એમ આરંભી, પરિણામી અને લૌકિક એ ત્રણેને એક કારણના જ્ઞાનથી સર્વ કાર્યનું જ્ઞાન થાય છે, એમ સાભળીને આશ્ચર્ય થાય છે. ૫૯

અવતરણિકા-શ્રુતિનો સીધો અર્થ છોડી દઈને આમ વ્યાખ્યાન કરવાથી શો લાભ? એમ શિષ્યના પૂછવાથી, ગુરુ તેને સમજાવે છે.

अद्वैतेऽभिमुखीकर्तुमेवात्रैकस्य बोधतः ।
सर्वबोधः श्रुतौ नैव नानात्वस्य विवक्षया ॥
एकमृत्पिंडविज्ञानात्सर्वमृन्मयधीर्यथा ।
तथैकब्रह्मबोधेन जगद्बुद्धिर्विभाव्यताम् ॥

શબ્દાર્થ-અદ્વૈત તરફ અભિમુખ કરવા માટે જ, છાંદોગ્યોપનિષતમાં, એકના બોધથી સર્વનો બોધ કર્યો છે, પરંતુ નાનાપણું કહેવાની ઇચ્છાથી નહિ. (૬૦) એક મૃત્તિકાના પિંડના જ્ઞાનથી સર્વ મૃન્મય (મૃત્તિકાનાં કાર્ય-ઘટાદિ)નું જેમ જ્ઞાન થાય છે, તેમ એક બ્રહ્મના જ્ઞાનથી આખા જગતનું જ્ઞાન જાણવું. ૬૧

## ચન્દ્રકાન્ત વિવરણ

શિષ્ય-'હે સૌમ્ય ! એક મૃત્તિકાના પિંડથી સકળ મૃત્તિકાનાં વિકારરૂપ કાર્ય જણાય છે' એ શ્રુતિનો યથાશ્રુત અર્થ તો, 'એક કારણના જ્ઞાનથી સર્વ(કાર્યો)નું જ્ઞાન થાય છે' એવો છે; તેને મૂકીને એક કારણના જ્ઞાનથી સર્વ કાર્યનું જ્ઞાન થાય છે, એટલે તે સર્વ કાર્યોમાં રહેલા કારણરૂપ સત્યાંશનુ જ્ઞાન થાય છે. એવું વ્યાખ્યાન આપ કરો છો, તેનું શું કારણ ?

ગુરુ-એ પ્રમાણે વ્યાખ્યાન કરવાનું કારણ છે. શ્રુતિનું તાત્પર્ય એવી રીતે સૌ જાણતા નથી; કેમકે શ્રુતિની પ્રવૃત્તિ અદ્વૈતતત્ત્વમાં મુમુક્ષુની પ્રવૃત્તિ માટે છે, પરતુ નાનાપણું કહેવાની ઇચ્છા માટે નથી. એ તો ઉલટું 'एकमेवाद्वितीय०' ઇત્યાદિ વચનોથી સ્વગત, સજાતીય અને વિજાતીય ભેદનો નિષેધ કરે છે. એટલા માટે, 'एकविज्ञानात्' એકના વિજ્ઞાનથી સર્વનું વિજ્ઞાન થાય છે, એમ જે કહ્યું છે, તે પણ અદ્વૈતના બોધ માટે છે. ૬૦

એકના જ્ઞાનથી સર્વનું જ્ઞાન થાય છે, એ અર્થમાં, 'હે સૌમ્ય ! જેમ એક મૃત્તિકાના પિંડથી સર્વ મૃત્તિકાના વિકાર જણાય છે,' એ શ્રુતિ દૃષ્ટાંત દર્શાવવા આપી છે; અને 'उत तमादेशमप्राक्ष्यो येनाश्रुतं श्रुतं भवत्यमतं मतमविज्ञातं विज्ञातं स्यात्' અરે તેં પ્રશ્ન પૂછ્યું કે, જેણે કરી ન-સાંભળેલું સાંભળેલું થાય, ન-મનન કરેલું મનાઈ જાય, અને ન-જાણેલું જાણવામાં આવે, એ જે ઉત્તર છે તે દાર્ષ્ટાંતિક છે.' એમ જ દૃષ્ટાંતમાં મૃત્તિકા અને ઘટાદિ છે, ને દાર્ષ્ટાંતિક બ્રહ્મ તથા જગત્ છે. જેમ ઘટાદિ સર્વ કાર્યોનું ઉપાદાન કારણ મૃત્તિકા છે, તેમ સર્વ જગતનું ઉપાદાન કારણ બ્રહ્મ છે. તેથી, જેમ એક મૃત્તિકાના પિંડના જ્ઞાનથી સર્વ-મૃત્તિકાના વિકારોનું જ્ઞાન થાય છે, તેમ એક બ્રહ્મના જ્ઞાનથી સંપૂર્ણ જગતનું જ્ઞાન થાય છે. આ ઉપદેશ ઉદ્દાલક મુનિએ પોતાના પુત્ર શ્વેતકેતુ પ્રત્યે કર્યો છે.

### ઉદ્દાલક મુનિ અને શ્વેતકેતુની કથા

મુનિ ઉદ્દાલક અરુણના પુત્ર હતા. તેને શ્વેતકેતુ નામનો પુત્ર હતો. તેની અવસ્થા મોટી થઈ, તો પણ તે વેદાભ્યાસ કરતો નહતો, તેથી તેના પિતા ઉદ્દાલકે તેને કહ્યું, 'હે શ્વેતકેતો ! તું ગુરુને ઘેર જઇને વેદાભ્યાસ કર ને બ્રહ્મચર્ય પાળ.'

શ્વેતકેતુ-હે પિતાજી ! ગુરુને ઘેર જઈ વેદાભ્યાસ કરવાનું શું પ્રયોજન છે ?

ઉદ્દાલક-હે સૌમ્ય ! હે પુત્ર ! આજ સુધી આપણા કુળમાં કોઈ પણ પુરુષ વેદાધ્યયન ન કરવાથી બ્રહ્મબંધુ એટલે મૂર્ખ થયો નથી

એવાં પિતાનાં વચન સાંભળી શ્વેતકેતુ ગુરુને ઘેર જઈ વેદાધ્યયન કરવા લાગ્યો ત્યાં બાર વર્ષ સુધી રહી સર્વ વેદોનું અધ્યયન કર્યા પછી, વેદાધ્યયનનું મોટું અભિમાન રાખવાવાળો બની, પોતાને ઘેર આવ્યો; પુત્રને તેવી સ્થિતિનો જોઈ ઉદ્દાલક બોલ્યા, 'હે શ્વેતકેતો ! તું વેદાધ્યયન કરી વેદાધ્યયનનું અભિમાન રાખે છે અને સ્તબ્ધ જેવો બની ગયો છે તો કહે, જે પ્રશ્ને કરી અશ્રુત શ્રુત થાય, અમત મત થાય, અને અવિજ્ઞાત વિજ્ઞાત થાય, એવો પ્રશ્ન તેં ગુરુને પૂછ્યો છે ?'

શ્વેતકેતુ-એ પ્રશ્ન જ કેમ સંભવે ?

ઉદ્દાલક-હે સૌમ્ય ! જેમ એક મૃત્તિકાના પિંડથી સર્વ મૃત્તિકાના વિકારો વિજ્ઞાત થાય છે તેમ.

આ ઉત્તર દઈ, પછી ઉદ્દાલકે શ્વેતકેતુને ઉપદેશ કર્યા પછી, તે પિતા પ્રત્યે બોલ્યો, 'હે પિતાજી ! મારા ગુરુ સમર્થ વિદ્વાન્ છે, તો પણ તેઓ આપે કરેલો ઉપદેશ જાણતા નથી; જો જાણતા હોય તો મને ઉપદેશ કાં ન કરે ? માટે મારી ઉપર કૃપા કરી મને તે ઉપદેશ કરો.' એવાં પુત્રનાં વચન સાંભળી ઉદ્દાલકે સમજાવ્યું છે કે, 'હે સૌમ્ય ! પૂર્વે (સૃષ્ટિ પહેલાં) આ (દૃશ્યમાન એટલે દેખાય છે તે) સર્વ સદ્રૂપ હતું,' ઇત્યાદિ વચનથી ઉપદેશ કર્યો છે. આ ઇતિહાસ છાંદોગ્યોપનિષતમાં શ્વેતકેતુ વિદ્યામાં છે. ૬૧

## (૨) બ્રહ્મ અને જગતનું સ્વરૂપ

( ૬૨–૭૮=૧૭; શ્લોકો )

અવતરણિકા–શિષ્ય, બ્રહ્મ અને જગતનાં સ્વરૂપ વિષે પ્રશ્ન કરે છે, અને ગુરુ તે બન્નેનાં સ્વરૂપ કહે છે.

सच्चित्सुखात्मकं ब्रह्म नामरूपात्मकं जगत्।
तापनीये श्रुतं ब्रह्म सच्चिदानंदलक्षणम् ॥
सद्रूपमारुणिः माह प्रज्ञानं ब्रह्म बह्वृचः ।
सनत्कुमार आनंदमेवमन्यत्र गम्यताम् ॥

શબ્દાર્થ–બ્રહ્મ સત્, ચિત્ તથા સુખ (આનંદ) રૂપ છે, અને જગત્ નામરૂપાત્મક છે. તાપનીયઉપનિષતમાં 'સત્, ચિત્ અને આનંદરૂપ' બ્રહ્મ છે, એમ કહેલું છે. (૬૨) આરુણિ (ઉદ્દાલક) બ્રહ્મને સદ્રૂપ કહે છે, ઋગ્વેદીઓ તેને પ્રજ્ઞાનરૂપ કહે છે અને સનત્કુમાર તેને આનંદરૂપ કહે છે. એમ બીજે પણ ઘણે ઠેકાણે જાણવું. ૬૩

### ચન્દ્રકાન્ત વિવરણ

શિષ્ય–જ્યાં સુધી બ્રહ્મ અને જગતનું સ્વરૂપ ન જાણ્યું હોય ત્યાં સુધી 'બ્રહ્મના જ્ઞાનથી જગતનું જ્ઞાન થાય છે;' એમ જાણી શકાતું નથી. માટે તે બન્નેનાં સ્વરૂપ કહો.

ગુરુ–સચ્ચિદાનંદરૂપતા એ બ્રહ્મનું સ્વરૂપ છે, ને નામરૂપાત્મકતા એ જગતનું સ્વરૂપ છે.

શિષ્ય–બ્રહ્મની સચ્ચિદાનંદરૂપતામાં શું પ્રમાણ ?

ગુરુ–આથર્વણિકોએ ઉત્તરતાપનીયોપનિષતમાં કહ્યું છે કે, 'ब्रह्मैवेदं सर्वं सच्चिदानन्दमात्रं । આ સર્વ બ્રહ્મ જ છે; સત્, ચિત્ અને આનંદરૂપ છે.' ઇત્યાદિ સ્થળોમાં બ્રહ્મની સચ્ચિદાનંદરૂપતા કહી છે. ૬૨

જેમ બ્રહ્મની સચ્ચિદાનંદરૂપતામાં ઉત્તરતાપનીય પ્રમાણ છે. તેમ બીજી શ્રુતિઓનું પણ પ્રમાણ મળે છે. છાંદોગ્યોપનિષતમાં 'હે સૌમ્ય ! પૂર્વે આ સદ્રૂપ જ હતું.' ઇત્યાદિ શ્રુતિઓમાં અરુણના પુત્ર ઉદ્દાલકે પોતાના પુત્ર શ્વેતકેતુ પ્રત્યે બ્રહ્મની સદ્રૂપતાનું નિરૂપણ કર્યું છે. વળી ઋગ્વેદની ઐતરેયોપનિષતમાં 'प्रज्ञा प्रतिष्ठा प्रज्ञानं ब्रह्म । પ્રજ્ઞા ( બ્રહ્મચૈતન્ય) પ્રતિષ્ઠા ( અધિષ્ઠાન) છે, તે જ પ્રજ્ઞાન બ્રહ્મ છે.' એવી રીતે બ્રહ્મની પ્રજ્ઞાન(ચિદ્)રૂપતાનું વર્ણન કર્યું છે. વળી છાંદોગ્યોપનિષતમાં જ સનત્કુમારે નારદ પ્રત્યે કહ્યું છે કે, 'भूमात्वेव विजिज्ञासितव्यः । ભૂમા પરિપૂર્ણ બ્રહ્મ છે, ને તે જાણવા યોગ્ય છે;' ત્યાંથી આરંભી 'यो वै भूमा तत्सुखं । જે ભૂમા છે તે સુખરૂપ છે,' ત્યાં સુધીમાં બ્રહ્મની આનંદરૂપતાનું વર્ણન કર્યું છે. તેમ જ તૈત્તરીયક આદિ શ્રુતિઓમાં 'आनंदो ब्रह्मेति व्यजानात् । આનંદ બ્રહ્મ છે એમ જાણ્યું,' તેમાં બ્રહ્મની આનંદરૂપતા આદિનું વર્ણન કર્યું છે. માટે એ સર્વ શ્રુતિઓ બ્રહ્મની સચ્ચિદાનંદરૂપતામાં પ્રમાણ છે. ૬૩

અવતરણિકા–એમ જ, જગતની નામરૂપાત્મકતામાં પણ તે શ્રુતિનાં પ્રમાણો છે.

विचिंत्य सर्वरूपाणि कृत्वा नामानि तिष्ठति।
अहं व्याकरवाणीमे नामरूपे इति श्रुतेः ॥
अव्याकृतं पुरा सृष्टेरूर्ध्वं व्याक्रियते द्विधा।
अचिंत्यशक्तिर्मायैषा ब्रह्मण्यव्याकृताभिधा॥

શબ્દાર્થ–ઈશ્વર સર્વ રૂપોનો વિચાર કરીને નામોની રચના કરે છે. 'હું આ નામ અને રૂપને પ્રકટ કરું છું,' એ શ્રુતિથી જગતની નામરૂપાત્મકતા છે. (૬૪) સૃષ્ટિ પહેલાં જગત્ અવ્યાકૃત એટલે અપ્રકટ હતું, તે સૃષ્ટિ પછી બે પ્રકારે પ્રકટ થાય છે, અને અચિંત્ય શક્તિવાળી જે માયા છે, તે બ્રહ્મવિષે અવ્યાકૃત નામવાળી છે. ૬૫

### ચન્દ્રકાન્ત વિવરણ

શિષ્ય–જેમ બ્રહ્મની સચ્ચિદાનંદરૂપતામાં શ્રુતિનાં પ્રમાણ છે, તેમ જગતની નામરૂપાત્મકતામાં કંઈ પણ પ્રમાણ છે?

ગુરુ–હા, તે પણ છે. 'सर्वाणि रूपाणि विचित्य धीरो नामानि कृत्वाभिवदन्यदास्ते । ધીર (પરમાત્મા) સર્વ આકારનું ચિંતન કરીને, અને તેનાં નામો કરીને, તેને કહેતા સતા રહે છે.' 'अनेन जीवेनात्मनानुप्रविश्य नामरूपे व्याकरवाणि । આ જીવરૂપે પ્રવેશ કરીને નામ અને રૂપને પ્રકટ કરું છું,' ઇત્યાદિ શ્રુતિઓમાં સર્જવાયોગ્ય જગતમાં રહેલાં નામ અને રૂપ દર્શાવ્યાં છે. તેથી તે શ્રુતિઓ જગતની નામરૂપાત્મકતામાં પ્રમાણ છે. ૬૪

વળી આ જગતની નામરૂપાત્મકતામાં બૃહદારણ્યકોપનિષતની શ્રુતિ પણ પ્રમાણ છે. તેમાં 'तद्देदं तर्ह्यव्याकृतमासीत्तन्नामरूपाभ्यामेव व्याक्रियतासौ नामायमिदं रूप इति। તે વખતે (સૃષ્ટિ પહેલાં) તે આ (જગત) અવ્યક્ત હતું, તે (સૃષ્ટિ વખતે) નામરૂપે કરીને જ 'આ નામવાળો, 'આવાં રૂપવાળો,' એ પ્રકારે પ્રકટ થયું.' એટલે વાચ્યપણાં અને વાચકપણાં બન્ને પ્રકારે પ્રકટ થયું છે, એવી રીતે જગતની નામરૂપાત્મકતા દર્શાવી છે.

શિષ્ય-એ શ્રુતિમાં જે 'અવ્યાકૃત' શબ્દ છે, તેનો અર્થ શું છે?

ગુરુ-બ્રહ્મમાં જે અચિંત્ય શક્તિવાળી માયા છે, તે 'અવ્યાકૃત' શબ્દનો અર્થ છે. અવ્યાકૃત એટલે અવ્યક્ત, અને 'અવ્યક્ત' એવું માયાનું નામ છે. ૬૫

અવતરણિકા-'તે જગત્ નામ અને રૂપે કરી પ્રકટ થયું,' એ શ્રુતિ બૃહદારણ્યકોપનિષતમાં છે, તેનો અર્થ કહે છે.

अविक्रियब्रह्मनिष्ठा विकारं यात्यनेकधा।
मायां तु प्रकृतिं विद्यान्मायिनं तु महेश्वरम् ॥

શબ્દાર્થ-નિર્વિકારી બ્રહ્મમાં રહેલી માયા અનેક પ્રકારે વિકારને પ્રાપ્ત થાય છે. માયાને તે પ્રકૃતિ જાણવી અને માયી (માયાની ઉપાધિવાળાં) ને તો મહેશ્વર જાણવા. ૬૬

## ચન્દ્રકાન્ત વિવરણ

ગુરુ-ઉપર અવ્યાકૃત શબ્દનો અર્થ જે માયા કહી, એ માયા નિર્વિકાર બ્રહ્મમાં રહીને, પૃથ્વી, જળ, તેજ, વાયુ અને આકાશ, એ પંચમહાભૂત તથા મનુષ્યશરીર, દેવશરીર આદિ ભૌતિક પ્રપંચ રૂપથી અનેક પ્રકારે પરિણામને પામે છે.

શિષ્ય-માયા બ્રહ્મમાં રહે છે, તેમાં શું પ્રમાણ છે?

ગુરુ-'માયાને તો પ્રકૃતિ (ઉપાદાન કારણ) જાણો, ને (માયાના આશ્રયપણાંથી) માયાની ઉપાધિવાળો જે માયાનો નિયામક છે, તેને મહેશ્વર જાણો,' એમ શ્વેતાશ્વતરોપનિષતની શ્રુતિમાં કહ્યું છે. માયા અને મહેશ્વર એ બન્ને ભિન્ન ભિન્ન છે, એમ દર્શાવવા માટે એ શ્રુતિમાં બે 'तु' (તો) શબ્દો કહ્યા છે. ૬૬

## સંપૂર્ણ જગતમાં સચ્ચિદાનંદરૂપતાની સમાનતા

અવતરણિકા-હવે માયાની ઉપાધિવાળાં બ્રહ્મનું પ્રથમ કાર્ય શું છે, તે કહે છે.

आद्यो विकार आकाशः सोऽस्ति भात्यपि च प्रियः।
अवकाशस्तस्य रूपं तन्मिथ्या न तु तत्त्रयम् ॥
न व्यक्तेः पूर्वमस्त्येव न पश्चाचापि नाशतः।
आदावंते च यन्नास्ति वर्तमानेऽपि तत्तथा॥
अव्यक्तादीनि भूतानि व्यक्तमध्यानि भारत।
अव्यक्तनिधनान्येवेत्याह कृष्णोऽर्जुनं प्रति॥

શબ્દાર્થ-માયોપહિત એ બ્રહ્મનો પહેલો વિકાર આકાશ છે; તે આકાશ સદ્રૂપ, ચિદ્રૂપ અને આનંદરૂપ પણ છે. તેનું રૂપ અવકાશ છે; તે મિથ્યા છે. પણ તે અસ્તિ એટલે છે, ભાતિ એટલે ભાસે છે, અને પ્રિય છે; તે ત્રણ તો મિથ્યા નથી. (૬૭) આકાશ ઉત્પત્તિથી પહેલાં નહોતું, અને નાશ થયા પછી પણ રહેતું નથી. જે આદિમાં અને અંતમાં નથી, તે વર્તમાનમાં પણ નથી જ. (૬૮) 'હે ભારત! પ્રાણીમાત્રનું આદિ અવ્યક્ત છે, મધ્ય વ્યક્ત છે અને અંત પણ અવ્યક્ત જ છે,' એમ શ્રીકૃષ્ણે અર્જુન પ્રત્યે કહેલું છે. ૬૯

## ચન્દ્રકાન્ત વિવરણ

ગુરુ-'દરે માયા નિર્વિકારી બ્રહ્મમાં અનેક પ્રકારે વિકાર પામે છે,' એમ જે કહ્યું તે માયા સ્વાભાવિક જડ છે. જેમ લોઢું જડ છતાં ચુંબકની સમીપમાં ચેષ્ટા કરે છે; તેમ માયા પણ જડ છતાં ઈશ્વરની સમીપમાં જગતને રચવારૂપ ચેષ્ટા કરે છે. 'માયા વિકારી છે, તેથી તે વિકાર પામે છે, ને તેની ઉપાધિથી બ્રહ્મ પણ વિકાર પામે છે, એ કહેવાનું કારણ બોધ થવામાં છે. માયાની ઉપાધિવાળાં બ્રહ્મનાં 'માયોપહિત બ્રહ્મ', 'શબલબ્રહ્મ,' 'માયી' તથા 'ઈશ્વર' ઇત્યાદિ નામ છે. એ માયોપહિત બ્રહ્મનું પ્રથમ કાર્ય આકાશ છે. 'કારણના ગુણો કાર્યના ગુણોને ઉત્પન્ન કરે છે,' એવો ન્યાય છે; તેથી માયોપહિત બ્રહ્મરૂપ કાર-

ણુના અસ્તિ, ભાતિ, ને પ્રિય, એમ ત્રણ ગુણો છે; તે ત્રણે આકાશરૂપ કાર્યમાં આવે છે. આકાશમાં અસ્તિરૂપ ગુણ આવવાથી લોકમાં 'આકાશ છે,' એમ બોલાય છે, ભાતિરૂપ ગુણ આવવાથી 'આકાશ ભાસે છે,' એમ બોલાય છે, અને પ્રિયરૂપ ગુણ આવવાથી 'આકાશ પ્રિય છે,' એમ બોલાય છે. આકાશનું પોતાનુ રૂપ અવકાશ, પોકળ, શૂન્ય છે. એ અવકાશ તો મિથ્યા છે, પણ અસ્તિ, ભાતિ તથા પ્રિય એ ત્રણ તો સત્ય છે

શિષ્ય–અવકાશ મિથ્યા છે, અને અસ્તિ, ભાતિ ને પ્રિય સત્ય છે, તેનું શું કારણ?

ગુરુ–અવકાશ માયિક અને માયા મિથ્યા છે, એટલે માયિક અવકાશ પણ મિથ્યા છે, અને અસ્તિ આદિ ત્રણ તો શબલબ્રહ્મનાં રૂપ છે, તે આકાશમાં આવે છે. હવે માયા મિથ્યા છે, માટે આકાશનું અવકાશરૂપ મિથ્યા છે, અને બ્રહ્મ સત્ય છે, તેથી આકાશમાં આવેલા અસ્તિ આદિ ત્રણ બ્રહ્મનાં રૂપ સત્ય છે.

અર્થાત, આકાશનું પોતાનું રૂપ અવકાશ છે, ને અસ્તિ, ભાતિ, તથા પ્રિય, એ ત્રણ રૂપ બ્રહ્મનાં છે, ને તે આકાશમાં આવેલાં છે હવે આકાશના મિથ્યાભૂત અવકાશરૂપનો ત્યાગ કરવાથી આકાશ બ્રહ્મની પેઠે સચ્ચિદાનંદરૂપ રહી જાય છે, એટલે આકાશ સચ્ચિદાનદરૂપ છે. ૬૭

શિષ્ય–આકાશનુ અવકાશરૂપ મિથ્યા છે, તેનું શું કારણ?

ગુરુ–ભૂત, ભવિષ્ય અને વર્તમાન એ ત્રણે કાળમાં જે અબાધિત હોય તે સત્ય. જો અવકાશ સત્ય હોય તો તે ત્રણે કાળમાં અબાધિત હોવુ જોઇએ. પરંતુ તેનો તો ઉત્પત્તિ પહેલાં અને નાશ પછી બાધ થાય છે, કારણ કે અવકાશ ઉત્પત્તિ પહેલાં ન હતું અને નાશ પછી પણ રહેતું નથી. જે આદિમાં અને અંતમાં ન હોય, તે મિથ્યા કહેવાય છે.

શિષ્ય–ભલે અવકાશ આદિમાં અને અંતમાં નહિ હોય; પરતુ જ્યારે મધ્યમાં અવકાશ છે એમ નિશ્ચય થાય છે, ત્યારે તેને મિથ્યા કેમ કહો છો?

ગુરુ–જેમ ઘટની ઉત્પત્તિ પહેલાં મૃત્તિકા હતી, પણ ઘટ નહતો, અને ઘટના નાશ પછી મૃત્તિકા જ રહે છે, પણ ઘટ રહેતો નથી; તેથી મધ્યમા જે ઘટ જણાય છે, તે ભ્રાંતિથી જ જણાય છે, પણ તે સત્ય નથી, માટે મિથ્યા જ છે; જેમ કુંડલની ઉત્પત્તિ પહેલાં સુવર્ણ હતુ, અને કુંડલ ગાળી નાંખ્યા પછી પણ સુવર્ણ રહે છે, તેથી મધ્યમાં કુંડલની જે પ્રતીતિ થાય છે તે ભ્રાંતિથી થાય છે, તેથી તે નથી, માટે મિથ્યા જ છે; જેમ દોરડીમાં પ્રતીત થયેલો સર્પ સર્પની પ્રતીતિ પ્રહેલાં ન હતો, પરંતુ દોરડી જ હતી, અને સર્પની પ્રતીતિનો નાશ થયા પછી પણ સર્પ રહેતો નથી, પણ દોરડીજ રહે છે, તેમ આ અવકાશ પણ ઉત્પત્તિ પહેલાં ન હતુ, નાશ પછી પણ રહેતું નથી, ને મધ્યમાં જે પ્રતીત થાય છે તે ભ્રાંતિથી જ થાય છે, તેથી તે મિથ્યા છે, માટે નથી જ એ પ્રમાણે અવકાશની પ્રતીતિ છતાં પણ તે મિથ્યા છે જે આદિમાં અને અંતમાં નથી, તે મધ્યમાં પણ નથી જ. ૬૮

શિષ્ય–અવકાશ ઉત્પત્તિ પહેલાં નહતું અને નાશ પછી રહેતું નથી, તેમા કાંઈ પ્રમાણ છે?

ગુરુ–શ્રીકૃષ્ણનુ ગીતા વાક્ય પ્રમાણ છે.

अव्यक्तादीनि भूतानि व्यक्तमध्यानि भारत।
अव्यक्तनिधनान्येव तत्र का परिदेवना॥

'હે ભારત! ભૂત માત્ર આદિમાં અવ્યક્ત છે, મધ્યમાં વ્યક્ત છે ને અંતમાં અવ્યક્તમાં લય પામે છે, તેમાં શોક શો?' એ પ્રમાણે ગીતાના દ્વિતીયાધ્યાયમાં શ્રીકૃષ્ણે અર્જુન પ્રત્યે કહ્યું છે. ભીષ્મપિતામહાદિ તારા સબધીઓ પોતે પોતાની ઉત્પત્તિ પહેલાં ન હતા, ને નાશ પછી રહેશે નહિ, માટે મધ્યમાં એટલે વર્તમાન કાળમાં પણ નથી જ, પણ એ સર્વ જે અહુણા દેખાય છે તે મિથ્યા છે, માટે મિથ્યા એવા ભીષ્મપિતામહાદિકનો શોક તુ શામાટે કરે છે? એવા આશયથી શ્રીકૃષ્ણે એ વચન ભીષ્મપિતામહાદિનાં ભાવી મરણજન્ય શોકસાગરમાં પડેલા અર્જુનને કહ્યું છે. ૬૯

અવતરણિકા–આકાશમાં સત્ આદિ ત્રણ રૂપના સદ્ભાવમાં શું પ્રમાણ છે, તે જણાવે છે.

मृद्वत्ते सच्चिदानंदा अनुगच्छंति सर्वदा।
निराकाशे सदादीनामनुभूतिर्निजात्मनि॥

अवकाशे विस्मृतेऽथ तत्र किं भाति ते वद।
शून्यमेवेति चेदस्तु नाम ताद्दग्विभाति हि ॥

શબ્દાર્થ–મૃત્તિકાની પેઠે તે સત્, ચિત્ અને આનંદ સર્વદા (કાર્યમા) અનુસરે છે, તેમ જ આકાશરહિત નિજાત્મામા પણ સત્ આદિનો અનુભવ થાય છે (૭૦) હે શિષ્ય! તને અવકાશ (આકાશ સ્વરૂપ) વિસ્મૃત થઈ જાય ત્યારે તેમા શું ભાસે છે તે કહે. 'શૂન્ય જ ભાસે છે એમ જો કહેતો હોય તો 'અસ્તુ' તેમ હો, તેવુ કંઇક ભાસે છે, તે અનુભવસિદ્ધ છે. ૭૧

## ચન્દ્રકાન્ત વિવરણ

શિષ્ય–આકાશમાં સત્, ચિત્ અને આનદ એ ત્રણની અનુવૃત્તિ છે, એમાં શુ પ્રમાણ છે?

ગુરુ–જેમ મૃત્તિકાના વિકાર ઘટાદિમા ત્રણ કાળમા પણ મૃત્તિકાની અનુવૃત્તિ છે, તેમ આકાશમા પણ સત્, ચિત્ અને આનદ એ ત્રણેની અનુવૃત્તિ સર્વદા એટલે ત્રણે કાળમા છે, એ અનુભવ પ્રમાણુ છે

શિષ્ય–જો આકાશને તજી સત્ આદિ ત્રણે કોઈ સ્થળમાં રહેતા હોય તો આકાશમા સર્વદા તેની અનુવૃત્તિ સભવે, પણ આકાશને તજી એ ત્રણ, અન્ય સ્થળમાં રહેતા અનુભવમા આવતાં નથી, ત્યારે આકાશમા તેની અનુવૃત્તિ કેમ કહો છો?

ગુરુ–આકાશ વિના પણ સત્, ચિત્ અને આનદ એ ત્રણનો અનુભવ સ્વસ્વરૂપમાં થાય છે, માટે તેની અનુવૃત્તિ આકાશમાં આવે છે ૭૦ આકાશનું વિસ્મરણ એટલે મિથ્યાપણાથી નિવારણ કર્યા પછી તને શુ પ્રતીત થાય છે, તે કહે

શિષ્ય–શૂન્ય પ્રતીત થાય છે

ગુરુ–આકાશનુ વિસ્મરણ કર્યા પછી જે પ્રતીત થાય છે, તેને તુ શબ્દથી શૂન્ય કહે છે તો ઠીક છે, પરતુ અર્થથી તો આકાશના અભાવરૂપ વિશેષણના વિશેષ્યપણાંથી પ્રતીત થતી કઈ વસ્તુ છે, એમ સ્વીકારવુ જોઈએ આકાશના અભાવ પછી કઈ પણ વસ્તુ રહે છે તેને તુ શૂન્ય કહે છે? ના, એનો શૂન્ય શબ્દથી વ્યવહાર કરે છે, પણ અર્થથી તો અવકાશના અભાવરૂપ ભાસતું એવુ કઈ છે, એમ જણાય છે ૭૧

અવતરણિકા–આ સર્વ કથાપ્રસગથી ચાલતા વિષયમા શું સમજવુ, તે જણાવે છે

तादृक्त्वादेव तत्सत्त्वमौदासीन्येन तत्सुखम्
आनुकूल्यप्रातिकूल्यहीनं यत्तन्निजं सुखम् ॥
आनुकूल्ये हर्षधीः स्यात्प्रातिकूल्येतुदुःखधीः
द्वयाभावे निजानंदो निजदुःखं न तु क्वचित्॥

શબ્દાર્થ–અવકાશાદિકના અભાવરૂપ વિશેષણના વિશેષ્યભાવથી તે ભાસવાને લીધે જ તેનું સદ્રૂપ છે, તેમ જ ઉદાસીનપણાથી તે સુખરૂપ છે, અને જે અનુકૂલતા તથા પ્રતિકૂલતા રહિત છે, તે નિજ સુખ (સ્વસ્વરૂપનું સુખ) નિજાનંદ છે (૭૨) અનુકૂલતાથી હર્ષબુદ્ધિ થાય છે, પ્રતિકૂલતાથી દુઃખબુદ્ધિ થાય છે, અને એ બન્ને (અનુકૂલતા અને પ્રતિકૂલતા)ના અભાવમા નિજાનદ હોય છે પરતુ નિજદુ:ખ તો કોઈ ઠેકાણે હોતું જ નથી. ૭૩

## ચન્દ્રકાન્ત વિવરણ

શિષ્ય–સર્વ સમજાયુ, પણ અહીં આકાશ વિના સ્વસ્વરૂપમા સત્, ચિત્, આનદના અનુભવનો પ્રસગ ચાલે છે, તો હવે આકાશના અભાવથી જે પ્રતીત થાય છે તે ગમે તે વસ્તુ હોય, પરતુ તેથી ચાલતી કથામા શુ સિદ્ધ થયુ?

ગુરુ–અભાવના વિશેષ્યપણાંથી જે વસ્તુ પ્રતીત થાય છે, તેની સદ્રૂપતા છે એમ સ્વીકાર કર, અને તે વસ્તુ ઉદાસીનપણાંથી સુખરૂપ છે, એમ પ્રકૃતમા સિદ્ધ થાય છે એમ માન

શિષ્ય–એ વસ્તુની ઉદાસીનપણાંથી સુખરૂપતા ઘટતી નથી, કારણ કે જે અનુકૂલતા અને પ્રતિકૂલતારહિત હોય, તે ઉદાસીન કહેવાય છે, અને સુખ તો અનુકૂલતાવાળું કહેવાય છે ત્યારે જે વસ્તુ અનુકૂલતારહિત છે તેની સુખરૂપતા કેમ?

ગુરુ–અનુકૂલતાવાળુ તો વિષયજન્ય સુખ હોય છે, અને અનુકૂલતા તથા પ્રતિકૂલતા રહિત જે સુખ છે, તે તો નિજસુખ, નિજાનદ છે માટે આકાશના અભાવથી જે પ્રતીત થાય છે, તે વસ્તુ ઉદાસીનપણાંથી નિજસુખરૂપ છે અનુકૂલતા હોય તો હર્ષ થાય, પ્રતિકૂલતા હોય તો દ્વેષ થાય, અને જ્યા અનુકૂલતા તથા પ્રતિકૂલતા એ બન્નેનો અભાવ હોય ત્યાં નિજાનદ વસે છે. ૭૨

શિષ્ય–જેમ નિજાનંદ છે તેમ નિજદુઃખ પણ હોવું જોઈએ.

ગુરુ–શ્રુતિ, યુક્તિ અને અનુભવથી આનંદમાં નિજરૂપની સિદ્ધિ થાય છે, તેથી નિજાનંદ છે; અને દુઃખમાં નિજરૂપની સિદ્ધિ શ્રુતિ, યુક્તિ, અનુભવ કે અન્ય કોઈ પણ પ્રમાણથી થતી નથી, તેથી નિજદુઃખ નથી. ૭૩

અવતરણિકા–શિષ્ય કહે છે કે, નિજાનંદ સદા નિજાનંદ જ છે, તેથી સર્વદા હર્ષ જ હોય, શોક ન હોય. એ શંકાનો પરિહાર કરતા ગુરુ કહે છે –

निजानंदे स्थिरे हर्षशोकयोर्व्यत्ययः क्षणात्।
मनसः क्षणिकत्वेन तयोर्मानसतेष्यताम् ७४
आकाशेऽप्येवमानंदः सत्ताभाने तु संमते।
वाय्वादिदेहपर्यंतं वस्तुष्वेवं विभाव्यताम् ७५

શબ્દાર્થ–નિજાનંદ સ્થિર (નિત્ય) હોય છે, તો પણ હર્ષમાં અને શોકમાં ક્ષણે ક્ષણે ફેરફાર થાય છે; કારણ કે મનનાં ક્ષણિકપણાથી તેની (હર્ષ અને શોકની) ક્ષણિકતા અંગીકાર કરી લેવી જોઈએ (૭૪) એમ આકાશમાં પણ આનંદ છે અને તેની સત્તા તથા ભાન તે પણ માન્યાં છે. એ પ્રમાણે વાયુથી આરંભી દેહપર્યંત સર્વ વસ્તુઓમાં વિચાર કરી લેવો. ૭૫

## ચન્દ્રકાન્ત વિવરણ

શિષ્ય–નિજાનંદ સદા આનંદરૂપ એટલે નિત્ય હોવાથી સર્વદા હર્ષ જ હોવો જોઈએ, પણ શોક ન થવો જોઈએ.

ગુરુ–યદ્યપિ નિજાનંદ સ્થિર અને નિત્ય છે, તથાપિ નિજાનંદનું ગ્રાહક મન ક્ષણિક છે, તેથી હર્ષ અને શોકની ક્ષણિકતા છે, અને તેનાં ઉત્પત્તિ ને નાશ થાય છે.

શિષ્ય–મનની ક્ષણિકતાથી હર્ષ અને શોકની ક્ષણિકતા કેમ ?

ગુરુ–હર્ષ અને શોક એ બન્ને એક જાતની મનોવૃત્તિરૂપ છે, તેથી જેમ મન ક્ષણિક છે તેમ હર્ષ અને શોક પણ ક્ષણિક છે. ૭૪

એ પ્રમાણે નિજાત્મામાં આનંદનું પ્રતિપાદન કર્યું. એમાં નિજાત્મા દૃષ્ટાંત છે, અને આકાશ દાર્ષ્ટાંતિક છે. જેમ દૃષ્ટાંતરૂપ નિજાત્મામાં આનંદનો સદ્ભાવ છે, તેમ 'આકાશમાં પણ આનંદનો સદ્ભાવ છે' એમ સ્વીકારવું જોઈએ. આકાશમાં સત્તા અને ભાનનો સ્વીકાર તો તું પણ કરે છે, કારણ કે 'આકાશ છે,' 'આકાશ પ્રતીત થાય છે,' એવો તું વ્યવહાર કરે છે, એટલે તેનાં ઉપપાદનની આવશ્યકતા નથી. એ પ્રમાણે આકાશમાં સર્વદા સત્, ચિત્ અને આનંદની અનુવૃત્તિ થાય છે. જેમ આકાશમાં સત્, ચિત્ અને આનંદની સદા અનુવૃત્તિ છે, તેમ વાયુથી આરંભીને દેહપર્યંત સર્વ વસ્તુઓમાં સત્, ચિત્ અને આનન્દની પણ સદા અનુવૃત્તિ છે. ૭૫

અવતરણિકા–વાયુઆદિના અસાધારણ ધર્મો તથા ફલિતાર્થ દર્શાવે છે

गतिस्पर्शौ वायुरूपं वह्नेर्दाहप्रकाशने।
जलस्य द्रवता भूमेः काठिन्यं चेति निर्णयः॥
असाधारण आकार औषध्यन्नवपुष्यपि।
एवं विभाव्यं मनसा तत्तद्रूपं यथोचितम् ७७
अनेकधा विभिन्नेषु नामरूपेषु चैकधा।
तिष्ठंति सच्चिदानंदा विसंवादो न कस्यचित्

શબ્દાર્થ–ગતિ અને સ્પર્શ વાયુનું રૂપ છે, દાહ અને પ્રકાશ અગ્નિનું રૂપ છે, દ્રવતા જલનું રૂપ છે, અને કઠિનતા પૃથ્વીનું રૂપ છે, એ રીતે નિર્ણય છે. (૭૬) એ રીતે ઓષધિમાં, અન્નમાં અને શરીરમાં પણ અસાધારણ ધર્મો રહેલા છે. માટે એ પ્રમાણે મને કરીને યથાયોગ્ય તેના તેના ધર્મોનું રૂપ વિચારવું. (૭૭) (એમજ) નામ અને રૂપો અનેક પ્રકારે ભિન્ન છે, છતાં પણ તેમાં સત્ ચિત્ અને આનંદ, સમાન ભાવે રહે છે, એમાં કોઈનો પણ વિસંવાદ નથી. ૭૮

## ચન્દ્રકાન્ત વિવરણ

ગુરુ–જેમ આકાશનો અસાધારણ ધર્મ અવકાશ છે, તેમ વાયુના અસાધારણ ધર્મો ગતિ અને સ્પર્શ છે; અગ્નિના અસાધારણ ધર્મો, દાહ અને પ્રકાશ છે; જળનો અસાધારણ ધર્મ દ્રવતા છે, અને પૃથ્વીનો અસાધારણ ધર્મ કઠિનતા છે. જે ધર્મ જે વસ્તુમાં રહેતો હોય અને અન્ય વસ્તુમાં સ્વાભાવિકપણાથી ન રહેતો હોય, તે અસાધારણ ધર્મ કહેવાય છે. ૭૬

જેમ વાયુ આદિમાં અસાધારણ ધર્મો છે, તેમ ઔષધિમાં, અન્નમાં અને શરીર આદિ સર્વ પદાર્થોમાં પણ અસાધારણ ધર્મો છે. એ જ પ્રમાણે સર્વના અસાધારણ ધર્મોનો યથાયોગ્ય વિચાર કરી લેવો. ૭૭

નામ અને રૂપનો અનેક પ્રકારે ભેદ છે. તેમાં સત્, ચિત્ અને આનંદ. અસ્તિ, ભાતિ તથા પ્રિયરૂપે એક જ પ્રકારે રહે છે; એમાં આસ્તિક નાસ્તિકનો કે બીજા કોઈનો પણ વિવાદ નથી.

શિષ્ય-સર્વ વિષયોમાં વાદીઓનો વિવાદ હોય છે, તો પછી આ સત્, ચિત્ અને આનંદની સર્વ પદાર્થોમાં એક પ્રકારે સ્થિતિ છે, તેમાં વિવાદ કેમ ન હોય?

ગુરુ-સર્વે વાદીઓ 'ઘટાદિ છે,' 'ઘટાદિ ભાસે છે,' 'ઘટાદિ પ્રિય છે,' એવી રીતે નિર્વિવાદ વ્યવહાર કરે છે, પણ જો વિવાદ હોય તો સર્વ તેવી રીતનો વ્યવહાર કરે નહિ, તેથી માનવું જોઈએ કે, તેમાં કોઈનો પણ વિવાદ નથી. ૭૮

### (૩) ફળ સહિત નામરૂપાત્મક જગતનો અનાદર

(૭૯-૮૪=૬ શ્લોકો)

[1] અવતરણિકા-સ્પષ્ટ રીતે જણાતા, પ્રતીત થતાં નામરૂપની શી ગતિ છે, તે વિષે શિષ્ય શંકા કરે છે, અને ગુરુ તેનું સમાધાન કરે છે.

निस्तत्त्वे नामरूपे द्वे जन्मनाशयुते च ते ।
बुद्ध्या ब्रह्मणि वीक्षस्व समुद्रे बुद्बुदादिवत्
सच्चिदानंदरूपेऽस्मिन्पूर्णे ब्रह्मणि वीक्षिते ।
स्वयमेवावजानंति नामरूपे शनैः शनैः ॥
यावद्यावदवज्ञा स्यात्तावत्तावत्तदीक्षणम् ।
यावद्यावद्वीक्ष्यते तत्तावत्तावदुभे त्यजेत् ॥
तदभ्यासेन विद्यायां सुस्थितायामयं पुमान् ।
जीवन्नेव भवेन्मुक्तो वपुरस्तु यथा तथा ॥
तच्चिंतनं तत्कथनमन्योऽन्यं तत्प्रबोधनम् ।
एतदेकपरत्वं च ब्रह्माभ्यासं विदुर्बुधाः ॥
वासनानेककालीना दीर्घकालं निरंतरम् ।
सादरं चाभ्यस्यमाने सर्वथैव निवर्त्तते ॥

શબ્દાર્થ-નામ અને રૂપ બન્ને નિસ્તત્ત્વ (તત્ત્વરહિત, કલ્પિત) છે, માટે તે (નામ અને રૂપ) જન્મ અને નાશવાળાં છે. જેમ સમુદ્રમાં બુદ્બુદાદિક ભાસે છે, તેમ (નામ અને રૂપ) બ્રહ્મમાં કલ્પિત છે એમ બુદ્ધિથી જોવું. (૭૯) સત્, ચિત્ અને આનંદરૂપ એવા આ પૂર્ણ બ્રહ્મનાં દર્શન થયા પછી મુમુક્ષુઓ પોતે જ ધીરે ધીરે એ નામ અને રૂપની અવજ્ઞા કરે છે. (૮૦) એમ જેટલી જેટલી અવજ્ઞા થાય, તેટલું તેટલું બ્રહ્મનું દર્શન થાય છે, ને બ્રહ્મનો જેટલો જેટલો સાક્ષાત્કાર થાય છે, તેટલાં તેટલાં નામ અને રૂપનો ત્યાગ થાય છે. (૮૧) નામરૂપ દ્વૈતની અવજ્ઞા અને પરબ્રહ્મનાં દર્શનના અભ્યાસથી વિદ્યા (બ્રહ્મજ્ઞાન) દૃઢ થાય છે, અને તે પુરુષ, જીવતાં જ મુક્ત થાય છે. (૮૨) પછી તેનું શરીર જેમ હોય તેમ ભલે હો. બ્રહ્મનું ચિંતન, તેનું કથન, તેનું પરસ્પર બોધન અને તે બ્રહ્મમાં એકાગ્રતા, આ સર્વને વિદ્વાનો બ્રહ્માભ્યાસ કહે છે. (૮૩) ઘણા કાલ સુધી નિરંતર આદરપૂર્વક બ્રહ્માભ્યાસ કરવામાં આવે તો, અનેક કાળની વાસના સર્વથા જ નિવૃત્ત થાય છે. ૮૪

## ચન્દ્રકાન્ત વિવરણ

શિષ્ય-પૂર્વે (પ્ર. ૧૩. શ્લો. ૬૬ થી ૭૮) આકાશઆદિ સર્વ પદાર્થોના નામ અને રૂપની મિથ્યારૂપતાનું અને સત્, ચિત્ તથા આનંદની સત્યરૂપતાનું પ્રતિપાદન કર્યું છે, તે તો ઠીક છે, પણ આકાશાદિ સર્વ પદાર્થોનાં નામ અને રૂપ તો પ્રતીત થાય છે ત્યારે તેની શી ગતિ?

ગુરુ-એ નામ અને રૂપની ગતિ કલ્પિત છે.

શિષ્ય-તેનું શું કારણ?

ગુરુ-નામ અને રૂપ ઉત્પન્ન થાય છે ને નાશ પણ પામે છે, તેથી તે તત્ત્વરહિત છે, માટે કલ્પિત છે.

શિષ્ય-એ નામરૂપ શેમાં કલ્પિત છે?

ગુરુ-બ્રહ્મમાં કલ્પિત છે. જેમ સમુદ્રમાં બુદ્બુદ, તરંગ અને ફેન આદિનું નિર્વચન ભેદથી કે અભેદથી થઈ શકતું નથી, એટલે તે અનિર્વચનીય છે, વળી તે ઉત્પત્તિવાળાં તથા નાશવાળાં છે, તેથી તે કલ્પિત છે, અને કલ્પિત છે તે માટે

મિથ્યા છે, ને સમુદ્ર જ સત્ય છે; તેમ બ્રહ્મમાં નામ અને રૂપનું નિર્વચન ભેદથી કે અભેદથી થઇ શકતું નથી, એટલે તે અનિર્વચનીય છે; વળી નામ અને રૂપ ઉત્પત્તિ તથા નાશવાળાં છે, તેથી તે કલ્પિત છે, ને કલ્પિત છે તેથી તે મિથ્યા છે, અને બ્રહ્મ જ સત્ય છે.૭૯ એવી રીતે મુમુક્ષુએ સર્વદા વિચાર કરવો. 'નામ રૂપ મિથ્યા છે, અને બ્રહ્મ સત્ય છે,' એવો વિચાર કરવાથી બ્રહ્મ કે જે સત્, ચિત્ અને આનંદરૂપ છે, પરિપૂર્ણ છે તેનો સાક્ષાત્કાર થાય છે, ને તેથી ધીમે ધીમે નામ અને રૂપાત્મક જગત્ કે જે સ્વાપ્નિક પદાર્થની પેઠે મિથ્યા છે, તેમાં અનાદર ઉત્પન્ન થાય છે. ૮૦

શિષ્ય-મોક્ષ તો બ્રહ્મજ્ઞાનથી થાય છે, તો પછી દ્વૈત(જગત)ના અનાદરનું શું પ્રયોજન છે?

ગુરુ-અપરોક્ષ બ્રહ્મજ્ઞાનથી મોક્ષ થાય છે, તે બ્રહ્મજ્ઞાનની દૃઢતાનું કારણ જેમ શ્રવણાદિક છે, તેમ દ્વૈતનો અનાદર પણ છે. બ્રહ્મજ્ઞાન થયા પછી પણ તેને દૃઢ કરવા માટે જેમ વેદાંતશ્રવણાદિકની આવશ્યકતા છે, તેમ દ્વૈતના અનાદરની પણ આવશ્યકતા છે. માટે, શ્રવણાદિકનો અને દ્વૈતના અનાદરનો અભ્યાસ કરવો જોઇએ. ૮૧

શિષ્ય-વેદાંતશ્રવણ અને દ્વૈતનાં અનાદરના અભ્યાસનું શું ફળ છે?

ગુરુ-તેના અભ્યાસનું ફળ જીવન્મુક્તિ છે; તેના અભ્યાસથી અપરોક્ષ બ્રહ્મજ્ઞાન થાય છે, અને તેથી જીવન્મુક્તિની પ્રાપ્તિ થાય છે. પછી તેનું શરીર ગમે તો રોગી હોય કે નીરોગી હોય, સુખી હોય કે દુ:ખી હોય, પરંતુ જીવન્મુક્તને સુખદુ:ખ કે તજ્જન્ય હર્ષશોક થતા નથી. ૮૨ બ્રહ્માભ્યાસથી જીવન્મુક્તિનું સુખ પ્રાપ્ત થાય છે. એ બ્રહ્માભ્યાસના સ્વરૂપનું વિશેષ વિવેચન તૃપ્તિદીપ (૧૦૬ ઠ્ઠા શ્લોક)માં કર્યું છે. ૮૩

શિષ્ય-દ્વૈતની પ્રતીતિ તો અનાદિ કાળથી આરંભીને છે. ને બ્રહ્માભ્યાસ તો કદાચિત્ એટલે કોઇ જન્મમાં કોઇક કાળે જ થાય છે; માટે કદાચિત્ થતા બ્રહ્માભ્યાસથી અનાદિ કાળથી પ્રતીત થતાં દ્વૈતની નિવૃત્તિ કેમ થાય?

ગુરુ-યદ્યપિ એ દ્વૈતની પ્રતીતિ અનાદિ કાળની છે ખરી, તથાપિ ચિરકાળ પર્યંત, નિરંતર આદરપૂર્વક બ્રહ્માભ્યાસ કરવાથી, દ્વૈતની પ્રતીતિ સર્વથા નિવૃત્ત થાય છે. જેમ અનંતકાળનું પર્વતની ગુફા વિષેનું અંધારું એક નાના દીપકના પ્રકાશથી નાશ પામે છે તેમ અનંતકાળનું દ્વૈત-જગત્ પણ બ્રહ્માભ્યાસથી નાશ પામે છે. ૮૪

---

## ૩ માયાવડે બ્રહ્મના અનેકાકારના સંભવપૂર્વક જગતમાં અનુસ્યૂત બ્રહ્મનું નિર્જગતપણું

(૮૫-૧૦૫=૨૧ શ્લોકો)

### (૧) એક બ્રહ્મનો માયાવડે અનેક કાર્ય-આકારપણાનો સંભવ

(૮૫-૯૧=૭ શ્લોકો)

અવતરણિકા-માયાસહિત બ્રહ્મને અનેક આકારવાળા જગતનું હેતુપણું કેમ છે, તે વાત કહે છે.

मृच्छक्तिवद्ब्रह्मशक्तिरनेकाननृतान्सृजेत् ।
यद्वा जीवगता निद्रा स्वप्नश्चात्र निदर्शनम् ॥
निद्राशक्तिर्यथा जीवे दुर्घटस्वप्नकारिणी ।
ब्रह्मण्येषा स्थिता माया सृष्टिस्थित्यंतकारिणी
स्वप्ने वियद्गतिं पश्येत्स्वमूर्द्धच्छेदनं यथा ।
मुहूर्ते वत्सरौघं च मृतपुत्रादिकं पुनः ॥८७॥
इदं युक्तमिदं नेति व्यवस्था तत्र दुर्लभा ।
यथा यथेक्ष्यते यद्यत्तत्तद्युक्तं तथा तथा ॥८८
ईदृशो महिमा दृष्टो निद्राशक्तेर्यदा तदा ।
मायाशक्तेरचिंत्योऽयं महिमेति किमद्भुतम् ॥
शयाने पुरुषे निद्रा स्वप्नं बहुविधं सृजेत् ।
ब्रह्मण्येवं निर्विकारे विकारान्कल्पयत्यसौ९०
खानिलाग्निजलोर्व्यंडलोकप्राणिशिलादिकाः
विकाराःप्राणिधीष्वंतश्चिच्छायाप्रतिबिंबिता

શબ્દાર્થ-મૃત્તિકાની શક્તિની પેઠે અથવા તો જીવમાં રહેલી નિદ્રા અને સ્વપ્નની પેઠે બ્રહ્મની માયા અનેક મિથ્યા પદાર્થોને સર્જે છે. (૮૫) જેમ નિદ્રાશક્તિ જીવને વિષે ન ઘટે તેવાં સ્વપ્નોને રચે છે, તેમ બ્રહ્મમાં રહેલી આ માયાશક્તિ જગતની ઉત્પત્તિ, સ્થિતિ અને

લય કરવાવાળી છે. (૮૬) પુરુષ જે સ્વપ્નમા આકાશમાં પોતાની ગતિને જુવે છે, પોતાનાં મસ્તકના છેદનને જુવે છે, મુહૂર્તમાં વર્ષનાં વર્ષ વહી ગયાં જુવે છે અને વળી મૃત પુત્રાદિને પણ જુવે છે; (૮૭) તે સ્વપ્નમાં આ યોગ્ય છે અને આ યોગ્ય નથી, એ પ્રમાણે વ્યવસ્થા કરવી દુર્લભ છે. કેમકે જે જે પ્રકારે જે જોવામાં આવે છે, તે તે પ્રકારે તે યોગ્ય જણાય છે.(૮૮) જ્યારે નિદ્રાશક્તિનો એવો મહિમા જોવામાં આવે છે, ત્યારે માયાશક્તિનો આ જગદ્રચનારૂપ અચિંત્ય મહિમા હોય, એમાં આશ્ચર્ય શું છે! (૮૯) જેમ સૂતેલા પુરુષની નિદ્રા બહુ પ્રકારના સ્વપ્નને સર્જે છે, તેમ નિર્વિકાર બ્રહ્મમાં માયાશક્તિ પણ અનેક વિકારોને કલ્પે છે (૯૦) આકાશ, વાયુ, તેજ, જળ, પૃથ્વી, બ્રહ્માંડલોક, પ્રાણી અને શિલાદિક માયાના વિકારો છે. તેમાં પ્રાણીઓની બુદ્ધિમાં ચૈતન્યમાંની છાયાનું પ્રતિબિંબ પડે છે તે ચૈતન્ય છે (અને બીજાં જડ છે.) ૯૧

## ચન્દ્રકાન્ત વિવરણ

શિષ્ય–જેવું કારણ હોય તેવું કાર્ય થાય, એવો નિયમ છે. જગતનું કારણ બ્રહ્મ છે, એમ તમે કહો છો તે અનુપપન્ન છે; કારણ કે બ્રહ્મ એક એટલે સજાતીય, વિજાતીય અને સ્વગત ભેદથી રહિત છે, અને જગત્ તો એ ત્રણે ભેદવાળુ છે, તેથી બ્રહ્મની જગતમાં કારણતા ઘટતી નથી.

ગુરુ–જેમ મૃત્તિકા એક છે, પણ તેની શક્તિ ઘડો, ગાગર, કરવડાદિ અનેક પદાર્થોને ઉત્પન્ન કરે છે, તેમ યદ્યપિ બ્રહ્મ તો એક જ છે, તોપણ તેની માયાશક્તિ અનેક મિથ્યાપદાર્થરૂપ જગતને ઉત્પન્ન કરે છે. યદ્યપિ શુદ્ધ બ્રહ્મને જગતની કારણતા ઘટતી નથી, તથાપિ માયોપહિત બ્રહ્મ જગતનું કારણ છે.

શિષ્ય–તમે બ્રહ્મની જગતમાં કારણતામાં જે મૃત્તિકાશક્તિનું દૃષ્ટાંત આપ્યું છે, તે દૃષ્ટાંત વિષમ છે; કારણ કે મૃત્તિકાની શક્તિ સત્ય એટલે મૃત્તિકાની સમાન શક્તિવાળી છે, તેથી તેની ઘટ, ગાગરાદિ અનેકમાં કારણતા સભવે છે; પરંતુ બ્રહ્મની શક્તિ તો મિથ્યારૂપ હોવાથી, તેની જગતમાં કારણતા સંભવતી નથી.

ગુરુ–જ્યારે મૃત્તિકાની શક્તિનુ દૃષ્ટાંત વિષમ છે, ત્યારે અન્ય દૃષ્ટાંતનું શ્રવણ કરઃ–જેમ જીવમાં રહેલી નિદ્રા અનેક સ્વાપ્નિક પદાર્થને રચે છે, તે નિદ્રા એક જ છે અને વળી મિથ્યા છે, ને તે અનેક મિથ્યા પદાર્થને રચે છે, તેમ બ્રહ્મની મિથ્યા માયાશક્તિ મિથ્યારૂપ જગતને રચે છે. ૮૫

જેમ નિદ્રાશક્તિ સ્વપ્નમાં મરણ પામેલા પુરુષનું જીવવું એક ક્ષણમાં અનેક વર્ષો વહી જવાં, પોતાનાં મતસ્કનું છેદાવું, એ વગેરે ન ઘટે તેવા પદાર્થોને ઘટાવી દે છે, તેમ બ્રહ્મની માયાશક્તિ બ્રહ્મમાં ન ઘટે તેવાં મિથ્યાભૂત અને અનેક રૂપ જગતની ઉત્પત્તિ, સ્થિતિ અને લયને ઘટાવી દે છે ૮૬

યોગસાધના એટલે ખેચરીવિદ્યા વિના આકાશમા પોતાનું ગમન ઘટતું નથી, તોપણ સ્વપ્નમાં 'હું આકાશમાં ગમન કરું છું' એમ જોવામાં આવે છે; પોતાનાં મસ્તકના છેદનું દર્શન પોતાને સંભવતું નથી, તોપણ સ્વપ્નમાં 'પોતાનું મસ્તક કાપી નાખ્યું હોય,' એમ જોવામાં આવે છે; એક મુહૂર્તમાં ઘણાં વર્ષ નીકળી જવાં ઘટતાં નથી, તોપણ ક્ષણિક સ્વપ્નમાં 'પોતે ઘણાં વર્ષ પર્યંત રાજ્ય ભોગવ્યું હોય અથવા ઘણાં વર્ષ પર્યન્ત અન્ય કાર્ય કર્યું હોય,' તેમ જોવામાં આવે છે. વળી મરણ પામેલાં માણસોનો સમાગમ કોઈ કાળે સંભવતો નથી, તોપણ સ્વપ્નમા 'મરણ પામેલા પુત્રાદિકને જીવતા જોતો હોય, તેની સાથે વાતો કરતો હોય,' એમ જોવામાં આવે છે. એમ અઘટતા પદાર્થોની ઘટના નિદ્રાશક્તિ કરે છે, તેમ જ માયા રચે છે. ૮૭

શિષ્ય–જેમ જાગ્રદવસ્થા છે, તેમ જ સ્વપ્નાવસ્થા પણ છે. જેમ જાગ્રદવસ્થામાં પ્રતીત થતા પદાર્થો યોગ્ય છે, તેમ સ્વપ્નાવસ્થામાં પણ પ્રતીત થતા પદાર્થો યોગ્ય હોવા જોઈએ. તેમ છતાં તમે સ્વપ્નના પદાર્થોની દુર્ઘટતા કહો છો, તેનું શું કારણ ?

ગુરુ–જાગ્રદવસ્થામાં આ યોગ્ય છે એટલે સત્ય છે અને આ અયોગ્ય છે, એવી વ્યવસ્થા થઈ શકે છેઃ પણ સ્વપ્નાવસ્થામાં તો તેવી વ્યવસ્થા થઈ શકતી નથી, માટે તે વ્યવસ્થાનો અભાવ જ સ્વપ્નના પદાર્થની દુર્ઘટતામાં કારણ છે.

શિષ્ય-ત્યારે શું સ્વપ્ન પદાર્થ અયોગ્ય છે ?

ગુરુ-ના. જેમ જાગ્રદવસ્થામાં જાગ્રતના પદાર્થો યોગ્ય છે, તેમ સ્વપ્નમાં સ્વપ્નના પદાર્થો પણ યોગ્ય છે, પરંતુ સ્વપ્નમાં જાગ્રતના જેવી વ્યવસ્થા નથી, તેથી તેમાં જે જે પદાર્થ જે જે પ્રકારે જણાય છે, તે તે પદાર્થ તે તે પ્રકારે જ યોગ્ય છે. ૮૮

નિદ્રાશક્તિ જીવની છે. એ જીવની નિદ્રાશક્તિનો મહિમા ન ઘટે તેવા પદાર્થોને ઘટાવી દે તેવો છે, ત્યારે ઈશ્વરની માયાશક્તિનો મહિમા, ન ઘટે તેવા પદાર્થોને ઘટાવે તેવો હોય એમાં શું આશ્ચર્ય ? રે શિષ્ય ! એક જ અને સત્યરૂપ બ્રહ્મની અનેક અને મિથ્યારૂપ જગતની કારણતા ઘટતી નથી, તોપણ માયાશક્તિ તેની ઘટના કરી દે છે. ૮૯

શિષ્ય-બ્રહ્મ જો પ્રયત્ન વિનાનું એટલે નિર્વિકાર છે, તો તેમાં રહેલી માયાશક્તિ જગતને કેમ સૃજે છે ?

ગુરુ-પ્રયત્નવાળામાં રહેલી શક્તિ જ કાર્યને ઉત્પન્ન કરે છે, અને પ્રયત્નરહિતમાં રહેલી શક્તિ કાર્ય ઉત્પન્ન કરતી નથી, એવો કોઈ નિયમ નથી, કારણ કે પુરુષ સૂતો હોય ત્યારે તે સર્વ પ્રયત્નરહિત, નિર્વિકાર, નિષ્ક્રિય હોય છે, તોપણ તેમાં રહેલી નિદ્રાશક્તિ અનેક પ્રકારનાં સ્વપ્નને સૃજે છે; તેમ જ માયાશક્તિ પ્રયત્નરહિત બ્રહ્મમાં રહી છે તોપણ, નિદ્રાશક્તિની પેઠે, જગદ્રૂપ અનેક પ્રકારના વિકારોને સૃજે છે. ૯૦

શિષ્ય-માયાશક્તિએ કયા કયા પદાર્થો સરજ્યા છે ?

ગુરુ-આકાશ, વાયુ, તેજ, જળ, અને પૃથ્વી-એ પંચમહાભૂતો; બ્રહ્માંડ એટલે કે તેમાં રહેલા ભૂઃ, ભુવઃ, સ્વઃ, મહઃ, જન, તપ અને સત્ય એ સાત ઉપરના લોક અને અતલ, વિતલ, સુતલ, તલાતલ, મહાતલ, રસાતલ ને પાતાલ. એ સાત નીચેના લોક મળીને ચૌદલોક; જરાયુજ, અંડજ, સ્વેદજ, અને ઉદ્ભિજ્જ એ ચાર જાતના પ્રાણીઓ, અને શિલા આદિ સ્થાવર, એ સર્વ માયારચિત પદાર્થો છે.

શિષ્ય-સ્થાવર અને જંગમ સર્વ પદાર્થો, પંચમહાભૂતથી ઉત્પન્ન થાય છે, એટલે પંચમહાભૂતના વિકારથી તો સર્વ પદાર્થોમાં સમાનતા છે, તથાપિ તેમાં કેટલાંક ચેતનવાળાં છે અને કેટલાંક જડ છે, તેનું શું કારણ ?

ગુરુ-જેમાં ચૈતન્યનું પ્રતિબિંબ પડતું હોય તે ચેતનવાળું કહેવાય છે, અને જેમાં ચૈતન્યનું પ્રતિબિંબ ન પડતું હોય તે જડ કહેવાય છે. એટલે ચેતનતામાં ચૈતન્યનો સદ્‌ભાવ કારણ છે, અને જડતામાં ચૈતન્યનો અભાવ કારણ છે.

શિષ્ય-ચૈતન્યનું પ્રતિબિંબ શેમાં પડે છે ?

ગુરુ-પ્રાણીઓની બુદ્ધિઓમાં, એટલે અંતઃકરણમાં પડે છે, કેમકે પ્રાણીઓ ચેતનવાળાં છે અને સ્થાવર જડ એટલે ચેતન વિનાનાં છે. ૯૧

## (૨) જડચેતનરૂપ જગતમાં અનુસ્યૂત બ્રહ્મનું ફળસહિત નિર્જગતપણું

(૯૨-૧૦૫=૧૪ શ્લોકો)

### માયાની અચિંત્ય રચના

અવતરણિકા-હવે બ્રહ્મ સર્વનું ઉપાદાન કારણ હોવાથી જગતમાં ચેતનનો અને અચેતનનો જે વિભાગ છે તે ચિદ્રૂપ બ્રહ્મકૃત નથી, તે સમજાવે છે.

चेतनाचेतनेष्वेषु सच्चिदानन्दलक्षणम् ।
समानं ब्रह्म भिद्येते नामरूपे पृथक् पृथक् ॥
ब्रह्मण्येते नामरूपे पटे चित्रमिव स्थिते ।
उपेक्ष्य नामरूपे द्वे सच्चिदानन्दधीर्भवेत् ॥
जलस्थेऽधोमुखे स्वस्य देहे दृष्टेऽप्युपेक्ष्य तम् ।
तीरस्थ एव देहे स्वे तात्पर्यं स्याद्यथा तथा ॥
सहस्रशो मनोराज्ये वर्तमाने सदैव तत् ।
सर्वैरुपेक्ष्यते यद्वदुपेक्षा नामरूपयोः ॥९५॥
क्षणे क्षणे मनोराज्यं भवत्येवान्यथान्यथा ।
गतं गतं पुनर्नास्ति व्यवहारो बहिस्तथा ॥
न बाल्यं यौवने लब्धं यौवनं स्थाविरे तथा ।
मृतः पिता पुनर्नास्ति नायात्येव गतं दिनम् ॥
मनोराज्याद्विशेषः कः क्षणध्वंसिनि लौकिके
अतोऽस्मिन्भासमानेऽपि तत्सत्यत्वधियं त्यजेत् ॥९८॥

શબ્દાર્થ-આ ચેતનમાં અને અચેતનમાં સત્, ચિત્ અને આનંદરૂપ બ્રહ્મ સમાન રીતે

एवं च निर्जगद्ब्रह्म सच्चिदानन्दलक्षणम् ।
अद्वैतानन्द एतस्मिन्विश्राम्यन्तु जनाश्चिरम्
ब्रह्मानन्दाभिधे ग्रन्थे तृतीयोऽध्याय ईरितः।
अद्वैतानन्द एव स्याज्जगन्मिथ्यात्वचिन्तया

શબ્દાર્થ-જેમ અવકાશ (છિદ્ર) રહિત દર્પણમાં ઘટાદિક જેના મધ્યમાં છે એવું મોટું આકાશ ભાસે છે; તેમ સચ્ચિદ્દ્ઘન (બ્રહ્મ) માં, જેના ગર્ભમાં નાના પ્રકારનાં જગત્ છે એવું આકાશ ભાસે.છે.(૧૦૧) જેમ દર્પણને જોયા વિના, તેની અંદર રહેલા પ્રતિબિંબનું દર્શન થતું નથી, તેમ સચ્ચિદાનંદને માન્યા વિના નામરૂપની બુદ્ધિ ક્યાંથી થાય? (૧૦૨) પ્રથમ સચ્ચિદાનંદ બ્રહ્મ ભાસ્યા પછી, તેટલાંથી બુદ્ધિને નિયમમાં રાખીને, પછી નામ અને રૂપમાં બુદ્ધિને ધારણ કરવી નહિ જ. (૧૦૩) આ રીતે નિશ્ચિત કરેલું જગતરહિત બ્રહ્મ સચ્ચિદાનંદરૂપ છે. આ અદ્વૈતાનંદમાં મોક્ષની ઈચ્છાવાળા મનુષ્યોએ ચિરકાલ પર્યંત વિશ્રામ કરવો જોઈએ. (૧૦૪) બ્રહ્માનંદ નામના આ ગ્રન્થમાં ત્રીજો અધ્યાય કહ્યો. એમાં વર્ણવ્યા પ્રમાણે. જગતમાં મિથ્યાપણાનો વિચાર કરવાથી અદ્વૈતાનંદ જ થાય છે.(૧૦૫)

## ચન્દ્રકાન્ત વિવરણ

શિષ્ય-બ્રહ્મ તો અખંડ એટલે સત્, ચિત્ અને આનંદઘન છે; તેમાં તેથી વિલક્ષણ એટલે સખંડ, અવકાશવાળાં જગતની પ્રતીતિ કેમ થાય છે?

ગુરુ-જેમ દર્પણ અવકાશરહિત છે, તો પણ તેમાં અવકાશવાળું અને ઘટપટાદિસહિત મોટું આકાશ જણાય છે, તેમ સચ્ચિદ્દ્ઘન બ્રહ્મમાં જગતવાળું આ આકાશ જણાય છે. ૧૦૧

શિષ્ય-બ્રહ્મ તો અદૃશ્ય છે, તો તેમાં જગતની પ્રતીતિ કેમ થાય છે?

ગુરુ-જેમ દર્પણનાં સાક્ષાત્ દર્શન વિના તેમાં રહેલાં પ્રતિબિંબની પ્રતીતિ થતી નથી, તેમ સચ્ચિદાનંદરૂપ બ્રહ્મનો સાક્ષાત્કાર કર્યા વિના નામરૂપાત્મક જગતની પ્રતીતિ થતી નથી. યદ્યપિ બ્રહ્મ અદૃશ્ય છે, તો પણ તેનાં સચ્ચિદાનંદરૂપનો સાક્ષાત્કાર થયા પછી જ તેમાં જગતની પ્રતીતિ થાય છે. ૧૦૨

શિષ્ય-જગત્ તો નામરૂપાત્મક છે, તેની તો પ્રતીતિ થાય છે, તેમાં નિર્વિષય બ્રહ્મની પ્રતીતિ કેમ થાય?

ગુરુ-નામરૂપાત્મક જગત્ સચ્ચિદાનંદરૂપ બ્રહ્મમાં કલ્પિત છે, માટે અમે પૂર્વે (પ્ર. ૧૩. શ્લો. ૬૭ થી ૭૯) કહેલા પ્રકારે કરી, સંપૂર્ણ જગતમાં સચ્ચિદાનંદરૂપતા, બુદ્ધિ કરવી, અને તે દૃઢ થાય ત્યાર પછી નામરૂપાત્મક જગતમાં બુદ્ધિ ધારણ કરવી નહિ. જેમ દોરડીમાં સર્પ કલ્પિત છે, ને તેમાં અધિષ્ઠાનરૂપ દોરડી બુદ્ધિ જ સત્ય છે, પણ સર્પબુદ્ધિ મિથ્યા છે; તેમ બ્રહ્મમાં જગત્ કલ્પિત છે, અને અધિષ્ઠાનરૂપ બ્રહ્મબુદ્ધિ જ સત્ય છે, પણ જગતબુદ્ધિ મિથ્યા છે, એમ નિશ્ચયપૂર્વક જાણવું. ૧૦૩

આ સર્વપરથી સંપૂર્ણ જગત્ સચ્ચિદાનંદરૂપ છે, તેમાં નામરૂપ મિથ્યા છે, અને સચ્ચિદાનંદરૂપતા સત્ય છે, એમ સિદ્ધ થાય છે. એ બ્રહ્મ અદ્વૈત અને આનંદરૂપ છે, તેમાં જિજ્ઞાસુ પુરુષોએ ચિરકાલપર્યંત વિશ્રામ લેવો, એટલે અનંત પરમાનંદરૂપ થઈને રહેવું. ૧૦૪

આ બ્રહ્માનંદમાં ત્રીજો અધ્યાય પૂરો થયો, અને એમાં જગતનાં મિથ્યાપણાંનું અને અદ્વૈતાનંદની સત્યતાનું પ્રતિપાદન કર્યું છે; અને એ જગતનાં મિથ્યાપણાંનાં નિરંતરનાં ચિંતનથી અદ્વૈતાનંદ જ રહે છે. ૧૦૫

ઇતિ શ્રીવિદ્યારણ્યસ્વામિના પરમગુરુ શ્રીભારતીતીર્થમુનિવિરચિત પંચદશીમાં બ્રહ્માનંદગત-આત્માનંદ નામનું પ્રકરણ ૧૩ માનો ચન્દ્રકાન્ત વિવરણ સહિત ગુજરાતી અનુવાદ સમાપ્ત



ૐ

तत्सत्परब्रह्मणे नमः

# श्री पंचदशी

"ચન્દ્રકાન્ત વિવરણ" સહિત

પ્રકરણ ૧૪ મું

## બ્રહ્માનંદગત વિદ્યાનંદ*

### ૧ વિદ્યાનંદથી નિવૃત્તિ કરવા યોગ્ય દુઃખનો વિભાગ

(૧-૯=૯ શ્લોકો)

### (૧) વિદ્યાનન્દનું સ્વરૂપ અને તેના અવાંતર ભેદ

(૧-૩=૩ શ્લોકો)

---

*વિદ્યાનંદ-પ્રકરણ ૧૪ માનો સાર

સકલ દુઃખ વિયોગાત્મક યોગે કરીને, તેમ જ આત્મવિવેકે કરી, તથા દ્વૈત માત્રના મિથ્યાત્વ ચિંતને કરી બ્રહ્માનંદના સાક્ષાત્કારવાન પુરુષને, જે વિદ્યાનંદ આત્મજ્ઞાનજન્ય નિરતિશય સુખનો અનુભવ થાય છે, તેનું નિરૂપક હોવાથી, આ પ્રકરણને વિદ્યાનંદ એવું અન્વર્થ આપેલું છે. આ વિદ્યાનંદ બુદ્ધિવૃત્તિરૂપ છે અને દુઃખાભાવ, સર્વકામપ્રાપ્તિ, કૃતકૃત્યતા તથા પ્રાપ્તપ્રાપ્યતા, એવી રીતે ચાર પ્રકારનો છે આ લોકના તથા પર લોકના સર્વ પ્રકારના દુઃખની નિવૃત્તિરૂપ દુઃખાભાવ થાય, તે પછી સર્વ વૈભવની પ્રાપ્તિથી ચક્રવર્તીને ભોગે કરી જેવી તૃપ્તિ થાય છે, તેવી જ તૃપ્તિ જ્ઞાનીને વિવેકે કરી થાય છે, તે સર્વ કામાપ્તિ કહેવાય છે કૃતકૃત્યતા તથા પ્રાપ્તપ્રાપ્યતા પ્રથમ તૃપ્તિદીપમાં કહેવાઈ ગયેલ છે.

પણ ત્યાં એટલો જ નિષ્કર્ષ છે કે-દુઃખી એવા અજ્ઞાનીજનો પુત્રાદિકની અપેક્ષાથી જનનમરણ રૂપ સંસારમાં દુઃખ પામ્યા કરો, પણ પરમાનંદથી પૂર્ણ એવો હું શેની ઇચ્છાથી સંસારમાં અથડાઉં? કદી કોઈ મારે વિષે સંસાર ધર્મની કલ્પના કરે તો તેવી અન્યકૃત કલ્પના કંઈ મને બાધ કરી શકવાની નથી જેમ વાનર આદિક અજ્ઞાનીના ઢગલામાં કલ્પેલા અગ્નિથી તે ગુંજાપુંજ બળી જતો નથી, તેમ અન્ય કૃતકલ્પનાની મારે વિષે કશી અસર નથી વ્યવહારની વિરક્તતા ઇચ્છનાર પુરુષો ભલે ધ્યાનાદિક કર્યા કરો, પણ હું તો વ્યવહારને બાધક સમજતો જ નથી, તો પછી મારે ધ્યાનાદિકની પણ કશી આવશ્યકતા નથી તથાપિ લોકાનુગ્રહની ઇચ્છાથી કદિ હું શાસ્ત્રીય-માર્ગથી જ વર્તું તો તેથી મને શી ક્ષતિ છે? શાસ્ત્રીય અથવા લૌકિક કોઈ પણ પ્રકારનો વ્યવહાર, પ્રારબ્ધાનુસાર ભલે પ્રવર્ત્યા કરો, તેથી કરીને અકર્તા તથા અલેપ એવો જે હું છું તેને કશી બાધા નથી, કેમકે હું પોતે સાક્ષીરૂપ કશું કરતો નથી, તેમ કરાવતો પણ નથી, અને મારે જે કંઈ પામવાનું હતું તે તમામ હું પામી ચૂક્યો, તેથી હું સર્વથા ધન્ય છું આવી ભાવના થતાં કૃતકૃત્યતા તથા પ્રાપ્તપ્રાપ્યતાના આવિર્ભાવથી વિદ્યાનંદનો પરમ અવધિ દર્શાવી પ્રકરણનો ઉપસંહાર કર્યો

અવતરણિકા-વિદ્યા એટલે જ્ઞાન, અને આનંદ એટલે સુખ, આત્મજ્ઞાનજન્ય નિરતિશય સુખનો જે અનુભવ તે વિદ્યાનંદ. એ આનંદ સકલ દુઃખાત્મક વસ્તુના વિયોગથી, આત્મવિવેકથી અને દ્વૈતના મિથ્યાપણાનાં જ્ઞાનથી ઉત્પન્ન થાય છે. એ સિવાય બ્રહ્માનંદનો સાક્ષાત્કાર કરાવે તે વિદ્યાનંદ જે ત્રણ મુખ્ય આનંદો કહેલા છે, તેમાં આ આનંદ બીજો છે. એ આનંદ થવામાં ચાર કારણ છે:-દુઃખનો અભાવ, સર્વકામાપ્તિ, કૃતકૃત્યતા અને પ્રાપ્ય વસ્તુનું પ્રાપ્ત થવું.

પ્રારંભમાં પશ્ચાદવલોકન કરીને ઉત્તરમાં શું કહેવાશે, તે કહે છે:—

योगेनात्मविवेकेन द्वैतमिथ्यात्वचिन्तया । ब्रह्मानन्दं पश्यतोऽथ विद्यानन्दो निरूप्यते ॥१॥
विषयानंदवद्विद्यानंदो धीवृत्तिरूपकः । दुःखाभावादिरूपेण प्रोक्त एष चतुर्विधः ॥ २ ॥
दुःखाभावश्च कामाप्तिः कृतकृत्योहमित्यसौ । प्राप्तप्राप्योहमित्येव चातुर्विध्यमुदाहृतम् ॥३॥

શબ્દાર્થ-યોગથી, આત્માના વિવેકથી અને દ્વૈત(જગત)નાં મિથ્યાપણાનાં ચિંતનથી, બ્રહ્માનંદને અનુભવતા તત્ત્વવેત્તાનો વિદ્યાનંદ હવે નિરૂપણ કરીએ છિયે.(૧) વિદ્યાનંદ, વિષયાનંદની પેઠે બુદ્ધિની વૃત્તિરૂપ જ છે; અને એ વિદ્યાનંદને દુઃખાભાવ આદિ પ્રકારથી ચાર પ્રકારનો કહ્યો છે.(૨) દુઃખાભાવ, કામાપ્તિ, 'હું કૃતકૃત્ય છું,' અને 'હું પ્રાપ્તપ્રાપ્ય છું,' એ પ્રકારે વિદ્યાનંદનું ચતુર્વિધપણું કહેલું છે. ૩

## ચન્દ્રકાન્ત વિવરણ

ગુરુ–હે શિષ્ય ! હવે બ્રહ્માનંદના ચોથા અધ્યાયનો અને આરંભથી ચૌદમા પ્રકરણનો આરંભ કરવામાં આવે છે. એમાં બ્રહ્મવિદ્યાજન્ય આનંદનું નિરૂપણ કર્યું છે, તેથી એનું નામ 'વિદ્યાનંદ' રાખ્યું છે. પ્રતિપાદ્ય અને પ્રતિપાદક ગ્રંથના અભેદની ઇચ્છાથી વિદ્યાનું પ્રતિપાદન કરવાવાળો આ ગ્રંથ પણ વિદ્યાનંદ કહેવાય છે. બ્રહ્માનંદના પ્રથમાધ્યાયમાં યોગનું નિરૂપણ કર્યું છે; બીજા અધ્યાયમાં આત્માનું વિવેચન કર્યું છે, અને ત્રીજા અધ્યાયમાં દ્વૈતનાં મિથ્યાપણાંનું વિવેચન કર્યું છે. એ પ્રમાણે આત્માનાં વિવેચનથી અને દ્વૈતનાં મિથ્યાપણાથી બ્રહ્મનાં સાક્ષાત્કારવાળા તત્ત્વવેત્તા પુરુષને જે વિદ્યાનંદ પ્રાપ્ત થાય છે, તેનું આ પ્રકરણમાં વર્ણન કર્યું છે. ૧

જેમ વિષયાનંદ એક જાતની બુદ્ધિવૃત્તિરૂપ છે, તેમ વિદ્યાનંદ પણ એક જાતની બુદ્ધિવૃત્તિરૂપ છે, એટલે બુદ્ધિવૃત્તિરૂપતાએ કરીને વિષયાનંદ અને વિદ્યાનદ બન્ને સમાન છે. એ વિદ્યાનંદના દુઃખાભાવ આદિ ચાર પ્રકાર છે. ૨

તે ચાર પ્રકારને દુઃખાભાવ, કામપ્રાપ્તિ, કૃતકૃત્યતા અને પ્રાપ્તપ્રાપ્યતા કહે છે. બ્રહ્મવિદ્યાના આનંદથી સર્વ દુઃખોની નિવૃત્તિ થાય છે, તેનું નામ દુઃખાભાવ. વિદ્યાનદ નિત્ય છે, તેથી સર્વ આનંદ કરતાં એ ઉત્તમ છે, અને તેની પ્રાપ્તિ થવાથી, કોઈ પણ અન્ય વિષયભોગની કામના રહેતી નથી, અને તેથી પૂર્ણ કામના પ્રાપ્ત થાય છે; એનું નામ કામપ્રાપ્તિ. કૃત્ય એટલે કરવા યોગ્ય; તે જેણે કર્યું હોય તેનું નામ કૃતકૃત્ય છે. આ જગતમાં કૃત્ય (કાર્ય) તો અનંત છે, પણ તે સર્વે નશ્વર છે, અને વિદ્યાનંદના સાક્ષાત્કારરૂપ કૃત્ય અવિનાશી છે, માટે સર્વ કૃત્ય કરતાં વિદ્યાનંદનો સાક્ષાત્કાર ઉત્તમ કૃત્ય છે, તેથી વિદ્યાનંદનો સાક્ષાત્કાર થવાથી જ્ઞાની પોતાના મનમાં 'હું કૃતાર્થ છું' એમ માને છે, એનું નામ કૃતકૃત્યતા ગણાય છે. પ્રાપ્ય એટલે પ્રાપ્ત થવા યોગ્ય વસ્તુ. જગતમાં પ્રાપ્ય થવા યોગ્ય વસ્તુ અનંત છે, પણ તે સર્વ વિનાશી છે; અને વિદ્યાનંદ અવિનાશી છે, તેથી સર્વોત્તમ છે. તે વિદ્યાનંદની પ્રાપ્તિ થવાથી જ્ઞાની પોતાના મનમાં 'હું, પ્રાપ્તપ્રાપ્ય છું' એમ માને છે,તેનું નામ પ્રાપ્તપ્રાપ્યતા.૩

## (૨) વિદ્યાવડે નિવર્ત કરવા યોગ્ય આત્મભેદ સહિત દુઃખનું સ્વરૂપ

(૪–૯=૬ શ્લોકો)

### આ લોકનાં દુઃખની નિવૃત્તિ

અવતરણિકા-નિવૃત્તિ કરવા યોગ્ય દુઃખના કેટલા વિભાગ છે તે બતાવે છે, અને તેની નિવૃત્તિ કેમ થાય તે કહે છે.

ऐहिकं चामुष्मिकं चेत्येवं दुःखं द्विधेरितम्।
निवृत्तिमैहिकस्याह बृहदारण्यकं वचः ॥४॥
आत्मानं चेद्विजानीयादयमस्मीति पूरुषः ।
किमिच्छन्कस्य कामाय शरीरमनुसंज्वरेत्॥
जीवात्मा परमात्मा चेत्यात्मा द्विविध ईरितः
चित्तादात्म्यात्त्रिभिर्देहैर्जीवः सन्भोक्तृतां व्रजेत् ॥६॥
परात्मा सच्चिदानन्दस्तादात्म्यं नामरूपयोः
गत्वा भोग्यत्वमापन्नस्तद्विवेके तु नोभयम्॥
भोग्यमिच्छन्भोक्तुरर्थे शरीरमनुसञ्ज्वरेत् ।
ज्वरास्त्रिषु शरीरेषुस्थिता न त्वात्मनो ज्वराः
व्याधयो धातुवैषम्ये स्थूलदेहे स्थिता ज्वराः
कामक्रोधादयः सूक्ष्मे द्वयोर्बीजं तु कारणे॥

શબ્દાર્થ-ઐહિક (આલોકનુ) અને આમુષ્મિક (પરલોકનું) એ પ્રમાણે દુ ખ બે પ્રકારનું છે ઐહિકની નિવૃત્તિ માટે બૃહદારણ્યકમા કહેલુ છે કે, (૪) પુરુષ, જો આત્માને 'આ (આત્મા) હું છુ,' એમ જાણે તો, શા (વિષય)ને ઇચ્છતો, કીયા ભોક્તાના ભોગ માટે, શરીરની પાછળ સંતાપ કરે? (૫) જીવાત્મા અને પરમાત્મા એવી રીતે આત્મા બે પ્રકારના છે ત્રણ દેહોની સાથે ચૈતન્યના તાદાત્મ્યાધ્યાસથી જીવ થયોથકો ભોક્તાપણા (ના અભિમાન)ને પ્રાપ્ત થાય છે. (૬) પરમાત્મા સચ્ચિદાનદ નામ અને રૂપ વિષે તાદાત્મ્યને પ્રાપ્ત થઇને ભોગ્ય (જગત)પણાને પ્રાપ્ત થયા છે, તેનો વિવેક થયા પછી (ત્રિવિધ શરીરથી અને જગતથી ભિન્ન છે આવુ જ્ઞાન થયા પછી) બન્ને (ભોક્તા અને ભોગ્ય) નથી (૭) ભોક્તાને અર્થે, ભોગ્યને ઇચ્છતો પુરુષ, શરીર પછવાડે સતાપ પામે છે એ જ્વરો ત્રણે શરીરો વિષે રહ્યા છે, પરંતુ તે કઈ આત્માના જ્વરો નથી (૮) ધાતુની વિષમતાને લીધે થતા વ્યાધિઓ સ્થૂલદેહમાં રહેલા જ્વરો છે, કામ અને ક્રોધાદિ સૂક્ષ્મદેહના જ્વર છે, અને બે (સ્થૂલદેહમા અને સૂક્ષ્મદેહમા રહેલા જ્વર)નું જે બીજ (સસ્કાર) છે, તે કારણ દેહના જ્વર છે ૯

## ચન્દ્રકાન્ત વિવરણ

ગુરુ-દુ ખ બે પ્રકારનું છે ઐહિક દુ ખ અને આમુષ્મિક દુ ખ એ બે પ્રકારનાં દુ ખમાથી ઐહિક દુ ખની નિવૃત્તિ બૃહદારણ્યકોપનિષતની શ્રુતિમાં કહેલી છે ૪

પુરુષ જો જાણે કે 'હું તો બ્રહ્મ છુ, મારે કોઇ સાથે સબંધ નથી, મારુ કઈ નથી, આ સર્વ અહીં રહેવાનુ છે,' તો પછી તે કોને ભોગવવા માટે નેવલાં વીણે ? માથાકૂટ કરે ? બુદ્ધિમાં તાદાત્મ્યાધ્યાસ થવાથી, 'હું ભોક્તા છુ,' 'વિષયો ભોગ્ય છે,' એવી રીતનો અભિનિવેશ થાય છે, તેથી પુરુષ શરીરાદિકોનાં દુ ખો પોતામા માની લે છે, અને તેથી તે માટે સતાપ પામે છે પણ જો તે 'હું પ્રત્યગભિન્ન બ્રહ્મરૂપ છુ.' એવી રીતે સ્વ-સ્વરૂપભૂત આત્માને જાણે તો તેને સતાપ થતો નથી, કારણ કે તેવો જ્ઞાની તો આત્માને ત્રિવિધ શરીરથી ભિન્ન માને છે, અને સતાપ ત્રિવિધ શરીરના છે, પણ આત્માના નથી, એમ નિશ્ચયપૂર્વક જાણે છે. આ 'आत्मानं चेद्'૦ 'જો આત્માને જાણે તો,' આ શ્રુતિના વિવેચનરૂપ સપૂર્ણ તૃપ્તિદીપ એટલે સાતમુ પ્રકરણ છે, તે તને યથાર્થ રીતે સમજાવ્યુ છે ૫

વળી આત્મા બે પ્રકારનો છે જીવાત્મા ને પરમાત્મા

શિષ્ય-આત્માને જીવભાવ પ્રાપ્ત થાય છે, તેનું શુ કારણ ?

ગુરુ-આત્માને જીવભાવ પ્રાપ્ત થવામાં ત્રિવિધ શરીરની સાથે ચૈતન્યનો તાદાત્મ્યાધ્યાસ, એ કારણ છે સ્થૂલ, સૂક્ષ્મ અને કારણ એ ત્રિવિધ શરીર છે એ ત્રણે શરીરમાં તાદાત્મ્યાધ્યાસ એટલે 'તે હું છુ' એ પ્રકારનો આરોપ થાય છે, તેથી ચૈતન્યને ભોક્તાપણુ પ્રાપ્ત થાય છે, અને એ જ ભોક્તા તે જીવ કહેવાય છે ૬

પરમાત્મા સચ્ચિદાનદરૂપ છે તે પરમાત્મા નામ અને રૂપમા તાદાત્મ્યને પ્રાપ્ત થઈ, ભોગ્યતાને પ્રાપ્ત થાય છે, એટલે જગદ્રૂપે થાય છે

શિષ્ય-પરમાત્મા જગદ્રૂપે કેમ થાય છે ?

ગુરુ-સપૂર્ણ જગતનુ અધિષ્ઠાન જ પરમાત્મા છે, એટલે અધિષ્ઠાનપણાથી પરમાત્મા જગદ્રૂપે થાય છે હવે જીવાત્મા ત્રણ શરીરમાં ચૈતન્યના

તાદાત્મ્યાધ્યાસથી ભોક્તા થાય છે, અને પરમાત્મા, અધિષ્ઠાનપણાંથી, જગતમાં તાદાત્મ્યાધ્યાસને પ્રાપ્ત થઈ, ભોગ્યરૂપે થાય છે; એટલે ભોક્તા અને ભોગ્ય મિથ્યા છે, પણ સત્ય નથી.

શિષ્ય–ભોક્તા અને ભોગ્ય બન્ને સત્ય નથી, તેનું શું કારણ ?

ગુરુ–જે સત્ય પદાર્થ હોય તેનો બાધ થતો નથી. જો ભોક્તા અને ભોગ્ય સત્ય હોય તો તેનો બાધ થવો ન જોઈએ; પરંતુ ત્રિવિધ શરીરથી ચૈતન્યનું ભેદજ્ઞાન થાય, તો ભોક્તા મિથ્યા પ્રતીત થાય છે. એવી રીતે ભોક્તાનો બાધ થાય છે. વળી જગતની અધિષ્ઠાનરૂપતાથી પરમાત્માનું જ્ઞાન થાય તો જગત્ મિથ્યા પ્રતીત થાય છે, એવી રીતે ભોગ્યનો બાધ થાય છે એ પ્રમાણે ભોક્તા અને ભોગ્ય બન્નેનો બાધ થાય છે, માટે તેની વાસ્તવતાના અભાવમાં તેનો બોધ, એ મોટું કારણ છે. ૭

ભોક્તા અને ભોગ્યમાં સત્યતા બુદ્ધિથી ભોક્તા માટે ભોગ્યમાં ઈચ્છા થાય છે, ને તેથી સંતાપ થાય છે; પરંતુ ભોક્તા અને ભોગ્યમાં સત્યતા બુદ્ધિનો નાશ થવાથી ભોક્તા માટે ભોગ્યમાં ઇચ્છા થતી નથી ને તેથી સંતાપ પણ થતો નથી. વસ્તુતઃ જ્વરો એટલે સંતાપો ત્રિવિધ શરીરમાં છે, પણ આત્મામાં નથી. ૮

શિષ્ય–શરીર ત્રણ છે, તેમાં કીયા કીયા શરીરમાં કીયા કીયા જ્વર છે ?

ગુરુ–રોગો સ્થૂલદેહના જ્વર છે. તે રોગો વાત, પિત્ત અને કફ છે, અને એ ત્રણ ધાતુની વિષમતાથી થાય છે. કામ અને ક્રોધાદિ સૂક્ષ્મશરીરના જ્વર છે; અને એ બન્ને શરીરમાં રહેલા જ્વરોનું કારણ સંસ્કાર છે, તે કારણશરીરનો જ્વર છે.* ૯

## ૨ દુઃખની નિવૃત્તિ અને સર્વકામાપ્તિ

(૯–૩૭=૨૮ શ્લોકો)

### દુઃખાભાવ–દુઃખનિવૃત્તિ

(૯–૧૭=૮ શ્લોકો)

**અવતરણિકા–ઉપર કહેલાં 'જો આત્માને જાણે તો' એ બૃહદારણ્યકની શ્રુતિનાં તાત્પર્યમાં આત્માનંદને અદ્વૈતાનંદને વર્ણવે છે.**

अद्वैतानंदमार्गेण परात्मनि विवेचिते ।
अपश्यन्वास्तवं भोग्यं किं नामेच्छेत्परात्मवित् ॥ १० ॥
आत्मानंदोक्तरीत्यास्मिन् जीवात्मन्यवधारिते ।
भोक्ता नैवास्ति कोऽप्यत्र शरीरे तु ज्वरःकुतः

શબ્દાર્થ–અદ્વૈતાનંદ નામના (બારમા પ્રકરણમાં) જણાવેલે માર્ગે પરમાત્માને જાણે ત્યારે તત્ત્વવેત્તા, ભોગ્યને વાસ્તવ (સત્ય) ન જોવાથી, કઈ વસ્તુને ઇચ્છે ?(૧૦) આત્માનંદમાં કહેલી રીતિ પ્રમાણે આ જીવાત્માને નિશ્ચયપૂર્વક જાણ્યા પછી આ શરીરમાં કોઈ પણ ભોક્તા રહેતો નથી જ, ત્યારે આ શરીરને વિષે જ્વર તો કયાંથી જ હોય ? ૧૧

### ચન્દ્રકાન્ત વિવરણ

ગુરુ–અદ્વૈતાનંદ નામના પ્રકરણમાં નામ અને રૂપથી પરમાત્માના વિવેચનનો પ્રકાર કહ્યો છે. તે જાણવાથી પરમાત્મા, નામ અને રૂપાત્મક જગતથી ભિન્ન છે, અને સંપૂર્ણ આ જગત્ મિથ્યા છે, એવા દૃઢ જ્ઞાનવાળો તત્ત્વવેત્તા કોઇ પણ ભોગને ઇચ્છતો નથીઃ મનુષ્યની ઇચ્છા હંમેશાં સારવાળા અને સત્ય પદાર્થમાં થાય છે, પણ તુચ્છ અને મિથ્યા પદાર્થમાં થતી નથી. દાખલા તરીકે કોઇ પણ માણસ ગારુડિકે રચેલાં ફલમાં કે પુષ્કળ ધનમાં ઇચ્છા કરતો નથી. ૧૦

આત્માનન્દ નામના પ્રકરણમાં જીવાત્માના વિવેચનનો પ્રકાર કહ્યો છે તે જ પ્રકારે, જીવાત્મા ત્રણે શરીરથી ભિન્ન છે, એવું દૃઢ જ્ઞાન થવાથી શરીરમાં કોઈ પણ ભોક્તા જ રહેતો નથી, અને તેથી શરીરમાં જ્વર પણ થતો નથી. ૧૧*

### પરલોકનાં દુઃખની નિવૃત્તિ

**અવતરણિકા–હવે પારલૌકિક જ્વર, સંતાપ કેવો છે તે જણાવે છે, અને તેમાં જ્ઞાનીને આગામી કર્મની ચિંતા પણ થતી નથી તે કહે છે.**

पुण्यपापद्वये चिंता दुःखमामुष्मिकं भवेत् ।
प्रथमाध्याय एवोक्तं चिंता नैनं तपेदिति ॥

---

* આ ત્રણ શરીરના જ્વરો વિષે વિશેષ વિવેચન તૃપ્તિદીપના ૨૨૩ મા શ્લોકથી ૨૩૦ મા શ્લોકમાં જોવું

* ભોક્તાના અભાવનું નિરૂપણ તૃપ્તિદીપમાં ૧૯૨ મા શ્લોકથી ૨૨૨ મા શ્લોક સુધી કર્યું છે.

यथा पुष्करपर्णेऽस्मिन्नपामश्लेषणं तथा ।
वेदनादूर्ध्वमागामिकर्मणोऽश्लेषणं बुधे॥१३
इषीकातृणतूलस्य वह्निदाहः क्षणाद्यथा ।
तथा संचितकर्मास्य दग्धं भवति वेदनात् ॥
यथैधांसि समिद्धोऽग्निर्भस्मसात्कुरुतेऽर्जुन ।
ज्ञानाग्निः सर्वकर्माणि भस्मसात्कुरुते तथा॥
यस्य नाहंकृतो भावो बुद्धिर्यस्य न लिप्यते।
हत्वापि स इमाँल्लोकान्न हन्ति न निबध्यते॥
मातापित्रोर्वधः स्तेयं भ्रूणहत्यान्यदीदृशम्।
न मुक्तिं नाशयेत्पापं मुखकांतिर्न नश्यति॥

શબ્દાર્થ-પુણ્ય અને પાપ એ એમાં જે ચિંતા થાય છે, તે પારલૌકિક જ્વર છે. પ્રથમાધ્યાયમાં જ કહ્યું છે કે, 'એને (તત્ત્વવેત્તાને) ચિંતા તપાવતી નથી.' (૧૨) જેમ કે, આ (દૃશ્યમાન) કમલનાં પાંદડાંને જલ ભીંજવી શકતું નથી, તેમ જ્ઞાનીને જ્ઞાન થયા પછી આગામી કર્મનો સ્પર્શ થતો નથી; (૧૩) જેમ કે, ઇષિકાતૃણ (એક જાતનાં ઘાસ)નું તૂલ (રુ) અગ્નિથી ક્ષણમાં બળી જાય છે, તેમ આ જ્ઞાનીનું સંચિતકર્મ જ્ઞાનથી બળી જાય છે. (૧૪) 'હે અર્જુન! જેમ પ્રદીપ્ત થયેલો અગ્નિ કાષ્ઠોને બાળીને ભસ્મ કરે છે, તેમ જ્ઞાનાગ્નિ સર્વ કર્મોને બાળી ભસ્મ કરે છે;(૧૫) તેમ જ જેને અહંકારકૃત ભાવના નથી, અને જેની બુદ્ધિ લેપાતી (શુભાશુભ કર્મના ફળમાં આસક્તિ) નથી, તે આ લોકોને હણીને પણ હણાતોએ નથી, અને બંધાતોએ નથી.' (૧૬) માતાપિતાનો વધ, ચોરી, ગર્ભહત્યા અને એવાં જ બીજાં મોટાં પાપ (જ્ઞાનીની) મુક્તિને નષ્ટ કરતાં નથી, તેમ (જ્ઞાનીનાં) મુખની કાંતિએ નાશ પામતી નથી. ૧૭

## ચન્દ્રકાન્ત વિવરણ

ગુરુ-પુણ્ય અને પાપ વિષયક ચિંતા થવી, એ પારલૌકિક દુઃખ છે.* જ્ઞાનીને આ લોકની કે પરલોકની કોઇ પણ વસ્તુ તરફ મોહ નથી, તેથી તેને કોઇ પણ જાતની ચિંતા થતી નથી ૧૨

* એ દુઃખની નિવૃત્તિનું વર્ણન બ્રહ્માનંદના પ્રથમાધ્યાયમાં ૫ મા શ્લોકથી ★ મા શ્લોક સુધી કર્યું છે.

શિષ્ય-જ્ઞાનીને પોતાનાં પ્રારબ્ધકર્મની ચિંતા ભલે ન હોય, પરંતુ ક્રિયમાણ કર્મની ચિંતા તો તેને પણ થાય.

ગુરુ-જ્ઞાનીને ક્રિયમાણ કર્મની પણ ચિંતા નથી; કારણ કે, જેમ કમલનાં પાંદડાંને જલનો સંબંધ નથી, તેમ જ્ઞાનીને ક્રિયમાણ કર્મનો સબંધ નથી.

શિષ્ય-એમાં કાંઇ પ્રમાણ છે?

ગુરુ-હા. કહ્યું છે કે, 'तद्यथा पुष्करपलाशे आपो न श्लिष्यन्त एवमेव विदि पापं कर्म न श्लिष्यते। જેમ કમલના પત્રને જલનો સ્પર્શ થતો નથી, તેમ તત્ત્વવેત્તાને પાપકર્મ (પુણ્ય અને પાપ એ બન્ને કર્મ) સ્પર્શ કરતાં નથી,' એમ છાંદોગ્યોપનિષત્માં કહ્યું છે. ૧૩

શિષ્ય-ઠીક, જ્ઞાનીને પોતાનાં પ્રારબ્ધકર્મની અને ક્રિયમાણ કર્મની ચિંતા ભલે નહિ હો, પરંતુ જ્ઞાનીને સંચિત કર્મની ચિંતા તો ખરી કે?

ગુરુ-જ્ઞાનીને સંચિત કર્મની ચિંતા પણ રહેતી નથી, કારણ કે, જેમ ઇષિકા તૃણનું રુ અગ્નિના સ્પર્શથી એક ક્ષણવારમાં બળીને ભસ્મ થઈ જાય છે, તેમ જ્ઞાનીના કરોડો જન્મનાં સંચિતકર્મો, આત્મતત્ત્વનાં જ્ઞાનથી ક્ષણવારમાં બળીને ભસ્મ થઈ જાય છે.

શિષ્ય-તેનું પ્રમાણ કહો?

ગુરુ-'तद्यथेषिकातूलमग्नौ प्रोतं प्रदूयेतैव हास्य सर्वे पाप्मानः प्रदूयन्ते। જેમ ઇષિકાનું તૂલ (રુ) અગ્નિમાં રાખવાથી બળીને ભસ્મ થાય છે, એમ જ આ જ્ઞાનીનાં સર્વ પાપો (કર્મો) બળીને ભસ્મ થાય છે,' એમ છાંદોગ્યોપનિષત્માં કહ્યું છે. ૧૪

હે શિષ્ય! જ્ઞાનીના સંચિત કર્મ બળીને ભસ્મ થાય છે, એમાં આ કેવળ શ્રુતિવાક્ય જ પ્રમાણ નથી; પરંતુ સ્મૃતિવાક્ય પણ પ્રમાણ છે. ગીતાજીમાં શ્રીકૃષ્ણે અર્જુન પ્રત્યે કહ્યું છે કે, 'જેમ પ્રદીપ્ત થયેલો અગ્નિ કાષ્ઠોને ભસ્મ કરે છે, તેમ જ્ઞાનાગ્નિ સર્વ કર્મને ભસ્મ કરે છે.' મનુસ્મૃતિના એકાદશમા અધ્યાયમાં પણ એ જ રહસ્ય છે. કર્મમાત્રમાંથી અહંકાર ત્યજાયો એટલે ક્રિયમાણથી સંચિત વધવાનો સંભવ નથી; તેમજ પિંડ બ્રહ્માંડનું ઐક્ય સમજાઈ વ્યષ્ટિસમષ્ટિનો લય થયો કે અહંકાર અને ચિત્તને આધારે

વર્તતો લિંગદેહ નિર્બળ થઈ જાય છે, અને પછી શેષ સંચિતનો ભોગવવાવાળો જ રહેતો નથી. હવે પ્રારબ્ધ માત્ર જ આ દેહના નાશપર્યંત જ રહ્યું, એટલે તે ભોગવેથી, આ દેહના નાશ પછી પુનર્જન્મ નથી; પણ જ્ઞાન થતાં જ મોક્ષ થાય છે એમ ન જાણ; તે તો દેહના પડ્યા પછી જ છે; કેમકે અહંતામમતા ત્યજી એટલે મોક્ષ તો થયો જ છે, પણ માત્ર પ્રારબ્ધ ભોગવી છૂટવાનું છે.

શિષ્ય–'જેમ ઇષિકાનું રુ,' એ શ્રુતિવાક્યમાં 'જ્ઞાનીનાં સર્વ કર્મો બળીને ભસ્મ થાય છે,' એમ કહ્યું છે, ને 'જેમ પ્રદીપ્ત થયેલો અગ્નિ,' એ ભગવદ્વાક્યમાં પણ 'જ્ઞાનાગ્નિ સર્વ કર્મોને બાળીને ભસ્મ કરે છે,' એમ કહ્યું છે, એથી તો 'જેમ કમલપત્રને જલનો સ્પર્શ થતો નથી,' ઇત્યાદિ શ્રુતિઓનો તથા સ્મૃતિઓનો વિરોધ આવે છે. 'જેમ કમલપત્રને,' ઇત્યાદિ શ્રુતિઓમાં તથા સ્મૃતિઓમાં 'જ્ઞાનીનાં પ્રારબ્ધ કર્મનો ક્ષય ભોગે કરીને થાય છે,' 'સંચિતકર્મોનો ક્ષય જ્ઞાનાગ્નિએ કરીને થાય છે,' અને 'ક્રિયમાણ કર્મો, તો કમલનાં પત્રને જલ જેમ સ્પર્શતું નથી, તેમ જ્ઞાનીને સ્પર્શ પણ કરતાં નથી,' એવી વ્યવસ્થા કરેલી છે તેનું શું?

ગુરુ–'જેમ ઇષિકાનું રુ૦' એ શ્રુતિમાં અને 'જ્ઞાનાગ્નિ સર્વ કર્મોને૦' એ ગીતાવાક્યમાં જે 'સર્વ' પદ છે તે 'સર્વ' પદનો અર્થ 'સર્વસંચિત' એવો છે, એટલે જ્ઞાનથી સર્વ સંચિત કર્મોનો નાશ થાય છે, એવો તેનો અભિપ્રાય છે. તેથી શ્રુતિ કે સ્મૃતિનાં વાક્યોમાં વિરોધ આવતો નથી. ૧૫

'હું શુભ અથવા અશુભ કર્મ કરું છું,' એવું અભિમાન અહંકારથી થાય છે. તે અહંકારથી થયેલો ભાવ જે પુરુષને નથી, જે પુરુષની બુદ્ધિ કોઇમાં પણ આસક્ત થતી નથી, તેમ સંશય તથા વિપર્યવાળી પણ થતી નથી, એવો પુરુષ 'આ ત્રણે લોકને હણે તો પણ કોઇથી હણાતો નથી, તેમ વધજન્યના પાપથી બંધાતો પણ નથી,' એ પ્રમાણે ગીતાજીમાં શ્રીકૃષ્ણે અર્જુન પ્રત્યે કહ્યું છે.

કેમકે, 'બ્રહ્મવેત્તા બ્રહ્મ જ થાય છે,' એમ પણ શ્રુતિમાં કહ્યું છે, તેથી બ્રહ્મવેત્તા બ્રહ્મસ્વરૂપ છે. હવે બ્રહ્મ અકર્તા છે, વળી નિર્લેપ છે, તેમ આ જ્ઞાની પણ ગમે તેવું કાર્ય કરે તોપણ તે અકર્તા છે, નિર્લેપ છે; કેમકે તેને કોઈ જાતનો અહંકાર નથી. ૧૬

પ્રારબ્ધકર્મના યોગથી ન કરવાનું થઈ જાય, તોપણ જ્ઞાનીને કશું વળગતું નથી. 'માતાના વધથી, પિતાના વધથી કે ગર્ભહત્યા કરવાથી જ્ઞાનીને પાપ લાગતું નથી, અને તેનાં મુખની કાંતિએ ઝાંખી પડતી નથી,' એમ કૌષીતકી શ્રુતિમાં કહ્યું છે. જો જ્ઞાનીને પાપ સ્પર્શતું હોય તો માતાના વધ માટે પરશુરામને પાપ વળગત, પણ તે જ્ઞાની હતા તેથી તેને પાપનો સ્પર્શ થયો ન હતો; માટે તત્ત્વવેત્તાને ક્રિયમાણ કર્મોનો લેપ થતો નથી. ૧૭

## (૨) સર્વકામપ્રાપ્તિનું નિરૂપણ
### (૧૮–૩૭=૨૦ શ્લોકો)

**અવતરણિકા**–વિદ્યાનંદના ચાર પ્રકાર કહ્યા છે, તેમાંથી હવે બીજો પ્રકાર એટલે સર્વ કામાપ્તિ (સર્વ કામની પ્રાપ્તિ)નું નિરૂપણ કરે છે, અને તેમાં ઐતરેય, છાંદોગ્ય, તૈત્તરીય, અને બૃહદારણ્યક શ્રુતિનું પ્રમાણ આપવા માટે તેનો ભાવાર્થ કહે છે.

दुःखाभाववदेवास्य सर्वकामाप्तिरीरिता ।
सर्वान्कामानसावाप्त्वा ह्यमृतोऽभवदित्यतः॥
जक्षन्क्रीडन् रतिं प्राप्तः स्त्रीभिर्यानैस्तथेतरैः।
शरीरं न स्मरेत्प्राणः कर्मणा जीवयेदमुम् ॥
सर्वान्कामान्सहाप्नोति नान्यवज्जन्मकर्मभिः
वर्तन्ते श्रोत्रिये भोगा युगपत्क्रमवर्जिताः ॥
युवा रूपी च विद्यावान्नीरोगो दृढचित्तवान्।
सैन्योपेतः सर्वपृथ्वीं वित्तपूर्णां प्रपालयन्॥
सर्वैर्मानुष्यकैर्भोगैः संपन्नस्तृप्तभूमिपः ।
यमानंदमवाप्नोति ब्रह्मविच्च तमश्नुते ॥२२॥

શબ્દાર્થ–'આ (જ્ઞાની) સર્વ કામોને પ્રાપ્ત થઇ અમૃત થયો છે,' એ શ્રુતિવાક્યપરથી તત્ત્વવેત્તાને દુઃખાભાવની પેઠે જ સર્વ-કામાપ્તિ (સર્વ ભોગની પ્રાપ્તિ) થઈ છે એમ કહ્યું છે.(૧૮) જ્ઞાની પુરુષ ખાતો, ક્રીડા કરતો, સ્ત્રીઓ સંગે

વાહનોમા તથા અન્યો (જ્ઞાની આદિઓ) ની સાથે રતિ (રમણ)ને પ્રાપ્ત થતો, શરીરનું સ્મરણ કરતો નથી, પરંતુ આ જ્ઞાનીને પ્રાણ પ્રારબ્ધકર્મથી જીવાડે છે. (૧૯) વળી જ્ઞાની સર્વ કામનાઓને સાથે જ પામે છે, બીજાની પેઠે જન્મ અને કર્મ કરીને ભોગોને પ્રાપ્ત કરતો નથી. તત્ત્વવેત્તામાં આ ભોગો ક્રમ વિના એક જ કાળમા સાથે વર્તે (મળે) છે (૨૦) તરુણ, રૂપવાન્, વિદ્યાવાન્, નીરોગી, દૃઢ ચિત્તવાળો, સૈન્યસહિત, ધનથી પૂર્ણ એવી સર્વ પૃથ્વીનું પાલન કરતો,(૨૧) અને સર્વ મનુષ્યલોકના ભોગોથી સંપન્ન એવો ચક્રવર્તી રાજા જે આનંદને પામે છે, તે જ આનંદને બ્રહ્મવેત્તા પણ પામે છે ૨૨

## ચન્દ્રકાન્ત વિવરણ

ગુરુ–જેમ જ્ઞાનીને દુ ખનો અભાવ જ મળે છે તેમ 'જ્ઞાનીને સર્વ કામ(ભોગ)ની પ્રાપ્તિ થાયછે,' એવુ પ્રતિપાદનપણ શ્રુતિમાં કર્યું છે.

શિષ્ય–કઈ શ્રુતિમાં ?

ગુરુ–'सर्वान् कामानाप्त्वाऽमृत समभवत्। જ્ઞાની સર્વે કામોને પ્રાપ્ત થઈને અમૃત (મરણરહિત–મુક્ત) થાય છે,' એ ઐતિરેયોપનિષતની શ્રુતિમાં જ્ઞાનીને સર્વ કામની પ્રાપ્તિનુ પ્રતિપાદન કર્યું છે. ૧૮

વળી કહ્યુ છે કે, જ્ઞાની 'ખાતો, ક્રીડા કરતો, સ્ત્રીઓની સગે અથવા વાહનોમાં બેસી અથવા જ્ઞાનીની સાથે અથવા અજ્ઞાનીઓની સાથે અથવા મિત્રોની સાથે રમણ કરતો, જ્ઞાની સમીપમાં રહેલાં આ દશ્યમાન શરીરનુ સ્મરણ કરતો નથી,' એ છાંદોગ્યોપનિષદની શ્રુતિમાં 'જ્ઞાનીને સર્વ કામની પ્રાપ્તિ કહી છે, માટે જ્ઞાનીને સર્વ કામની પ્રાપ્તિમાં એ શ્રુતિ પ્રમાણ છે '

શિષ્ય–છાંદોગ્યશ્રુતિમાં 'જ્ઞાની શરીરનુ સ્મરણ કરતો નથી,' એમ કહ્યુ તે તો ઠીક, પણ હવે જ્યારે શરીરનું સ્મરણ તે ન કરે ત્યારે બાપડો જ્ઞાની કેમ જીવે ?

ગુરુ–રે શિષ્ય ! તું જ્ઞાનીની દયા ખાઇ કહે છે કે, તે બાપડો જીવે કેમ ? પણ તે જીવે છે. પ્રાણવાયુ આ જ્ઞાનીને પ્રારબ્ધ કર્મે કરીને જીવાડે છે ૧૯

'सत्य ज्ञानमनंत ब्रह्म,' 'यो वेद निहितं गुहायां परमे व्योमन्। सोऽश्नुते सर्वान् कामान् सह।' 'બ્રહ્મ–સત્ય, જ્ઞાનરૂપ અને અનત છે,'' જે પુરુષ ઉત્તમ હૃદયાકાશમાં રહેલા તે બ્રહ્મને જાણે છે, તે સર્વ કામોને સાથે જ ભોગવે છે,' એ તૈત્તરેયોપનિષતની બ્રહ્માનંદવલ્લિની શ્રુતિમાં, જ્ઞાનીને એકી વખતે સર્વ કામનાની પ્રાપ્તિ કહેલી છે, તેથી તે શ્રુતિ જ્ઞાનીને સર્વ કામાપ્તિમાં પ્રમાણ છે.

શિષ્ય–જ્યારે આપ કર્મફળના ભોગનો અગી કાર કરો છો, ત્યારે જ્ઞાનીને જન્મનો પ્રસગ પણ પ્રાપ્ત થશે; કારણ કે જેમ ભોગપ્રાપ્તિ કર્મનું ફળ છે, તેમ જન્મ પણ કર્મનું ફળ છે

ગુરુ–જન્મ કર્મનું ફળ છે ખરુ, પણ તે જન્મ જ્ઞાનીને પ્રાપ્ત થતો નથી, કેમકે જેને કર્મ હોય તેને જન્મ પ્રાપ્ત થાય, પરતુ જ્ઞાનીનાં કર્મો તો જ્ઞાનથી બળીને ભસ્મ થાય છે.

શિષ્ય–જ્યારે જ્ઞાનીને સર્વ કામભોગ છે, ત્યારે જ્ઞાની અને અજ્ઞાનીમાં શો ભેદ ?

ગુરુ–અજ્ઞાનીને સર્વ કામભોગ હોતા નથી, પરતુ અજ્ઞાની પુરુષને થોડા થોડા ભોગ જૂદા જૂદા કાળે હોય છે, અને કદાચિત્ સર્વ કામ પ્રાપ્ત થાય, તો પણ એક કાળમા સર્વ કામ પ્રાપ્ત થતા નથી, પરતુ જ્ઞાનીને તો ક્રમ વિના, એક કાળમાં સર્વ કામની પ્રાપ્તિ થાય છે, માટે જ્ઞાની અને અજ્ઞાનીનો ભેદ છે. ૨૦

જે યુવાવસ્થાવાળો હોય, રૂપવાન્ હોય, પૂર્ણ વિદ્યાવાન્ હોય, નીરોગી હોય, સ્થિરબુદ્ધિ હોય, ને ધનથી ભરપૂર એવી સપૂર્ણ પૃથ્વીનો અધિપતિ હોય ને મનુષ્યલોકમાં જે જે ભોગ છે તે સર્વ ભોગસપન્ન હોય, તેવા ચક્રવર્તી રાજાને જે સુખ મળે છે, તે સુખ બ્રહ્મવેત્તાને પણ છે; તેમ જ ગધર્વથી આરંભી હિરણ્યગર્ભ પર્યંતનાં સુખો–આનદો, એ બ્રહ્મવેત્તાને પ્રાપ્ત થાય છે

શિષ્ય–ચક્રવર્તી રાજાથી લઇને હિરણ્યગર્ભ પર્યંત જીવોમા રહેલા આનદો એક બ્રહ્મવેત્તામાં કેમ સભવે ?

ગુરુ–ચક્રવર્તી રાજાથી લઇને હિરણ્યગર્ભ પર્યંત જીવોમાં જે જે આનદો છે, તે સર્વ આનદો બ્રહ્માનંદના અશો છે શ્રુતિમા કહ્યુ છે કે, तस्यैवानन्दस्यान्यानिमात्राणुपजीवति। તે જ બ્રહ્મા-

નંદની માત્રા (લેશ)ને અન્ય ભૂતો ભોગવે છે.' બ્રહ્માનંદનો સાક્ષાત્કાર જ્ઞાનીને થયેલો હોય છે, અને વળી 'सर्वं एवं ब्रह्मसुखे निमग्न। સર્વ સુખ બ્રહ્મસુખમાં નિમગ્ન થાય છે' એમ શાસ્ત્રવચન છે; તેથી જ્ઞાનીમાં ચક્રવર્તી રાજા આદિ સર્વેના આનંદોનો સંભવ છે. ૨૧-૨૨

**અવતરણિકા**-શિષ્ય પૂછે છે કે, ચક્રવર્તી રાજા અને જ્ઞાનીના આનંદની સમાનતા કેમ? ગુરુ તે સમજાવે છે.

मर्त्यभोगे द्वयोर्नास्ति कामस्तृप्तिरतः समा ।
भोगान्निष्कामतैकस्य परस्यापि विवेकतः॥
श्रोत्रियत्वाद्वेदशास्त्रैर्भोगदोषानवेक्षते ।
राजा बृहद्रथो दोषांस्तान्गाथाभिरुदाहरत्॥
देहदोषांश्चित्तदोषान्भोग्यदोषाननेकशः ।
शुना वांते पायसे नो कामस्तद्वद्विवेकिनः॥

શબ્દાર્થ-બંનેને (જ્ઞાનીને અને ચક્રવર્તી રાજાને) મનુષ્યના ભોગમાં કામના હોતી નથી, તેથી (બન્નેની) તૃપ્તિ સમાન છે: એકને (ચક્રવર્તી રાજાને) ઉપભોગથી નિષ્કામતા (ઇચ્છાનો અભાવ) છે, અને બીજાને (જ્ઞાનીને) વિવેકથી તે છે.(૨૩) શ્રોત્રિય (જ્ઞાની) બ્રહ્મના રસને જાણતો હોવાથી, વેદ અને શાસ્ત્રોના વિચારથી, વિષયના દોષોને જુવે છે. બૃહદ્રથ રાજાએ તે દોષોને ગાથાઓથી વર્ણવેલા છે.(૨૪) તેણે અનેક દેહદોષોનું, ચિત્તદોષોનું અને વિષયદોષોનું વર્ણન કરેલું છે. જેમ કુતરાંએ ઓકી કાઢેલા દૂધપાકમાં (કોઈની) કામના થતી નથી, તેની પેઠે, વિવેકીને વિષયમાં ઇચ્છા થતી નથી. ૨૫

### ચન્દ્રકાન્ત વિવરણ

શિષ્ય-ચક્રવર્તી રાજાના અને જ્ઞાનીના આનંદની સમાનતાનું પ્રતિપાદન કર્યું તે અયોગ્ય છે; કેમકે તે બન્નેને વિષયલાભની સમાનતા નથી ચક્રવર્તી રાજાને સર્વ વિષયનો લાભ છે, અને જ્ઞાનીને સર્વ વિષયનો લાભ નથી જો તે બન્નેને વિષયલાભ સમાન હોય, તો જ આનંદની સમાનતા પણ હોય.

ગુરુ-યદ્યપિ ચક્રવર્તી રાજા અને જ્ઞાનીને વિષયલાભ સમાન નથી, તદપિ તે બન્નેને મનુષ્યના ભોગોમાં ઇચ્છા નથી તેથી બન્નેની તૃપ્તિ એટલે આનંદ સમાન જ છે.

શિષ્ય-મનુષ્યના નૂતન નૂતન ભોગોમાં તે બન્નેને ઇચ્છા કેમ નથી?

ગુરુ ચક્રવર્તી રાજાને મનુષ્યના સર્વ ભોગોનો લાભ થયો હોય છે, તેને કંઈ પણ બાકી હોતું નથી; તેને જે ભોગ ભોગવવાની ઇચ્છા થાય તે હાજર છે, તેની ઇચ્છા તૃપ્તની તૃપ્ત રહે છે, સર્વ ભોગો ભોગવવાથી કંટાળી જઈ, મનુષ્યના કોઈ પણ ભોગમાં ઇચ્છારહિત થઈ જાય છે. તેમ જ્ઞાનીને નિત્યાનિત્ય વસ્તુનો વિવેક થયો હોય છે, તેથી તે પણ મનુષ્યના ભોગોમાં ઇચ્છારહિત થઈ જાય છે. ૨૩

શ્રોત્રિય એટલે જે વેદ અને વેદાર્થ જાણતો હોય, અને આત્માના સાક્ષાત્કારવાળો હોય તેવો જ્ઞાની. એ શ્રોત્રિયને વેદ અને શાસ્ત્રનું જ્ઞાન હોવાથી સ્ત્રી, પુત્ર, ગૃહ, ધનાદિ સર્વ વિષયોમાં શા શા દોષો છે તે જાણે છે, તેથી તે વિષયોમાં તે નિષ્કામ રહે છે. તેને વિષયોના લાભ વિના પણ, ચક્રવર્તી રાજાના જેવો આનદ પ્રાપ્ત થાય છે.

શિષ્ય-વિષયોના દોષો કીયા છે અને તે કોણે નિરૂપણ કર્યા છે?

ગુરુ-મૈત્રાયણી શાખામાં બૃહદ્રથ રાજાએ વિષયોના દોષોનું નિરૂપણ કર્યું છે. ૨૪

શિષ્ય-બૃહદ્રથ રાજાએ મૈત્રાયણી શાખામાં કીયા કીયા દોષોનું નિરૂપણ કર્યું છે?

ગુરુ-દેહના દોષોનું, ચિત્તના દોષોનું અને વિષયના દોષોનું નિરૂપણ કર્યું છે.

શિષ્ય-ભલે તે રાજાએ દોષોનું નિરૂપણ કર્યું હોય, અને જ્ઞાનીને નિત્યાનિત્ય વસ્તુનો વિવેક પણ ભલે હોય, તથાપિ પ્રત્યક્ષ સુખ આપવાવાળા વિષયોમાં જ્ઞાનીને ઇચ્છા તો થશે જ.

ગુરુ-નહિ થાય. કેમ થાય? અજ્ઞાની પુરુષને વિષયો ગમે તેવા સુખ આપવાવાળા પ્રતીત થતા હોય, પરંતુ જ્ઞાનીને તો એ વિષયો સુખ આપવાવાળા પ્રતીત જ થતા નથી; એટલું જ નહિ, પરંતુ તે વિષયો અનેક દોષવાળા હોવાથી દુઃખમય પ્રતીત થાય છે. ત્યારે શું એવા દુઃખમય વિષયોને ભોગવવાની મૂર્ખને પણ ઇચ્છા

થશે? બળતા અગ્નિમાં કોઈ સમજુક પડેલો સાંભળ્યો છે? દુઃખ કોણ માગે છે? વિષયો દુઃખરૂપ છે, એમ જે જાણે છે, તે શું તે વિષયો લેશે? નહિ જ. જો મૂઢ નહિ તો જ્ઞાની કેમ ગ્રહણ કરશે? જ્ઞાની વિષયોને અગ્રાહ્ય જાણે છે, તેથી તે ગ્રહણ કરતો નથી. દૂધપાક ઉત્તમ પદાર્થ છે, તોપણ કૂતરાએ વમન કરેલા દૂધપાકમાં કોઈની ઇચ્છા થતી નથી, તેમ જ્ઞાનીને વિષયોમાં ઈચ્છા થતી નથી. ૨૫

**અવતરણિકા**–ચક્રવર્તી રાજા કરતાં પણ બ્રહ્મજ્ઞાની અધિક કેમ છે, તે કહે છે.

निष्कामत्वे समेऽप्यत्र राज्ञः साधनसञ्चये।
दुःखमासीद्भाविनाशादिति भीरनुवर्त्तते ॥
नोभयं श्रोत्रियस्यातस्तदानंदोऽधिकोऽन्यतः।
गंधर्वानंद आशास्ति राज्ञो नास्ति विवेकिनः

**શબ્દાર્થ**–આ વિષયમાં બંનેનું (ચક્રવર્તીનું અને જ્ઞાનીનું) નિષ્કામપણું સમાન છે, છતાં પણ રાજાને સાધનના સંચયમાં દુઃખ થાય છે, તેમ ભાવીમાં નાશને માટે ભય પણ રહે છે, (૨૬) પરંતુ બ્રહ્મજ્ઞાનીને તો બન્નેમાંથી એકે નથી. એટલા માટે તે (બ્રહ્મજ્ઞાની)નો આનંદ બીજાથી છે. રાજાને ગંધર્વના આનંદમાં આશા છે, પણ અધિક વિવેકી (બ્રહ્મજ્ઞાનીને) નથી. ૨૭

## ચન્દ્રકાન્ત વિવરણ

ગુરુ–જો કે ચક્રવર્તી રાજાની ને બ્રહ્મજ્ઞાનીની વિષયમાં નિષ્કામતા સમાન છે, તોપણ ચક્રવર્તી રાજા કરતાં બ્રહ્મજ્ઞાનીને અધિક આનંદ છે.

શિષ્ય–એનું શું કારણ?

ગુરુ–ચક્રવર્તી રાજાને ચક્રવર્તી રાજ્ય મેળવવા માટે કેટલાકની સાથે યુદ્ધ કરવું પડે છે, તેમાં પોતાને પરમ દુઃખ ભોગવવું પડે છે, વળી તેનાં રક્ષણ માટે મોટી ચિંતા ભોગવવી પડે છે, વળી તેને શત્રુ ઉત્પન્ન થવાનો મોટો ભય રહે છે, તેથી એ ચક્રવર્તી રાજાને બે દોષ નડે છે: સાધનસંચયમાં દુઃખ, તથા મળેલાંના નાશનો ભય. ૨૬

પણ જ્ઞાનીને તો તે બન્ને દોષોમાંથી એક પણ દોષ નડતો નથી. ચક્રવર્તી રાજાને ગંધર્વના આનંદમાં આશા રહે છે, પણ જ્ઞાનીને તો કોઈમાં આશા રહેતી નથી; તેથી જ ચક્રવર્તી રાજા કરતાં પણ જ્ઞાનીને અધિક આનંદ છે. ૨૭

**અવતરણિકા**–આનંદના તારતમ્યમાં ગંધર્વાનંદનું દ્વિવિધપણું દર્શાવે છે.

अस्मिन्कल्पे मनुष्यः सन्पुण्यपाकविशेषतः
गंधर्वत्वं समापन्नो मर्त्यगंधर्व उच्यते॥२८॥
पूर्वकल्पे कृतात्पुण्यात्कल्पादावेव चेद्भवेत्।
गंधर्वत्वं तादृशोऽत्र देवगंधर्व उच्यते॥२९॥

**શબ્દાર્થ**–આ (વર્તમાન) કલ્પમાં મનુષ્ય અવતરી પુણ્ય કર્મના પરિપાકના વિશેષપણાથી ગંધર્વપણાને પ્રાપ્ત થાય, તે મનુષ્યગંધર્વ કહેવાય છે;(૨૮) અને પૂર્વ કલ્પમાં કરેલાં પુણ્યથી, જો કલ્પના આદિમાં જ ગંધર્વપણું પ્રાપ્ત થાય તો તે (જીવ) શાસ્ત્રમાં દેવગંધર્વ કહેવાય છે. ૨૯

## ચન્દ્રકાન્ત વિવરણ

ગુરુ-ગંધર્વના બે ભેદ છે: મનુષ્યગંધર્વ અને દેવગંધર્વ. જે વર્તમાન કલ્પમાં મનુષ્યયોનિમાં જન્મ્યો હોય, ને પછી એક જાતના પુણ્યના પરિપાકથી બીજે કે ત્રીજે જન્મે, ગંધર્વયોનિમાં જન્મે, તે 'મનુષ્યગંધર્વ' કહેવાય છે. ૨૮

અને જે પૂર્વકલ્પમાં પુણ્યકર્મ કરવાથી વર્તમાન કલ્પમાં, કલ્પના આદિમાં જ, ગંધર્વભાવને પ્રાપ્ત થયો હોય, તે 'દેવગંધર્વ' કહેવાય છે. ૨૯

**અવતરણિકા**–હવે ચિરલોકવાસી પિતૃનો આનંદ દર્શાવવા માટે ચિરલોકવાસી પિતૃનું સ્વરૂપ દર્શાવી, ત્રિવિધ દેવોનું નિરૂપણ કરે છે.

अग्निष्वात्तादयो लोके पितरश्चिरवासिनः।
कल्पादावेव देवत्वं गता आजानदेवताः ॥
अस्मिन्कल्पेऽश्वमेधादि कर्म कृत्वा महत्पदम्
अवाप्याजानदेवैर्याः पूज्यास्ताः कर्मदेवताः
यमाग्निमुख्या देवाः स्युर्ज्ञाताविंद्रबृहस्पती।
प्रजापतिर्विराट् प्रोक्तो ब्रह्मा सूत्रात्मनामकः
सार्वभौमादिसूत्रांता उत्तरोत्तरकामिनः।
अवाङ्मनसगम्योऽयमात्मानंदस्ततः परम्॥
तैस्तैः काम्येषु सर्वेषु सुखेषु श्रोत्रियो यतः।
निस्पृहस्तेन सर्वेषामानंदाः संति॰ .

सर्वकामाप्तिरेपोक्ता यद्वा साक्षिचिदात्मना।
स्वदेहवत्सर्वदेहेष्वपि भोगानवेक्षते ॥३५॥

શબ્દાર્થ–અગ્નિષ્વાત્તાદિ પોતાના લોકોમાં ચિર કાળથી વાસ કરનારા પિતૃઓ છે, અને કલ્પના આદિમાં જ જેઓ દેવભાવને પામેલા છે, તેઓ આજાનદેવ કહેવાય છે. (૩૦) આ (વર્તમાન) કલ્પમાં અશ્વમેધ આદિ કર્મો કરી, મોટાં પદને પ્રાપ્ત થઇને જેઓ આજાનદેવોને પણ પૂજ્ય છે, તેઓ કર્મદેવ કહેવાય છે. (૩૧) યમ, અગ્નિ આદિ પ્રધાનદેવો છે. ઇંદ્ર અને બૃહસ્પતિ પ્રસિદ્ધદેવ છે; પ્રજાપતિને વિરાટ્ કહે છે, અને બ્રહ્માને સૂત્રાત્મા કહે છે.(૩૨) સાર્વભૌમથી લઇને સૂત્રાત્મા ( હિરણ્યગર્ભ ) સૂધી, જે જે છે તે તે સર્વ ઉત્તરોત્તર કામના કરવાવાળા છે અને વાણી તથા મનને ગમ્ય ( વિષયભૂત ) નહિ એવો આ આત્માનંદ ( તે સર્વ આનંદથી ) ઉત્તમ છે;( ૩૩ ) સાર્વભૌમ આદિક જે જે કામના કરે છે, તે તે સર્વ સુખોમાં શ્રોત્રિય નિઃસ્પૃહી છે: તેથી જ તેને સર્વના તે આનંદો મળે છે.(૩૪) આ સર્વ કામાપ્તિ કહી, અથવા તો સાક્ષી, ચિદ્રૂપે કરીને પોતાના દેહની પેઠે, સર્વ દેહોમાં પણ ભોગોને જૂવે છે. ૩૫

## ચન્દ્રકાન્ત વિવરણ

ગુરુ–જે અગ્નિષ્વાત્તાદિ ચિરકાલથી ઉપરના લોકમાં રહે છે, તે ' ચિરલોકવાસી પિતૃઓ ' કહેવાય છે. એ દેવના ત્રણ ભેદ છે. આજાનદેવ, કર્મદેવ, અને પ્રધાનદેવ. તેમાં જે કલ્પના આદિમાં દેવભાવને પ્રાપ્ત થયા હોય તે 'આજાન-દેવ' કહેવાય છે. ૩૦

વર્તમાન જન્મમા સ્વર્ગની પ્રાપ્તિ કરાવે તેવાં અશ્વમેધાદિ કર્મો કરવાથી જેઓ દેવભાવને પામે છે, ને આજાનદેવો જેઓની પૂજા કરે છે તે ' કર્મદેવ ' કહેવાય છે ૩૧

તથા યમ, અગ્નિ, વાયુ, ચદ્રાદિ પ્રધાનદેવ છે ઇંદ્ર અને બૃહસ્પતિ પ્રસિદ્ધ દેવ છે, એટલે તે પ્રધાનદેવથી ઉત્તમ છે, પ્રજાપતિ, વિરાટ્ કહેવાય છે, ને બ્રહ્મા સત્રાત્મ એટલે હિરણ્યગર્ભ કહેવાય છે. ૩૨

સાર્વભૌમ, મનુષ્યગંધર્વ, દેવગંધર્વ, પિતૃઓ, આજાનદેવ, કર્મદેવ, પ્રધાનદેવ, ઇંદ્ર, બૃહસ્પતિ, પ્રજાપતિ અને હિરણ્યગર્ભ, આ અગીઆર કરતાં પણ જ્ઞાની અધિક છે.

શિષ્ય–કહો તો સમજાય.

ગુરુ–સાર્વભૌમ આદિ, ઉત્તરોત્તરનાં, પોતા-નાથી ચઢતાના આનંદની ઇચ્છા કરે છે. સાર્વ-ભૌમને જે આનંદ છે, તેના કરતાં સો ગણો આનંદ મનુષ્યગધર્વને છે; મનુષ્યગધર્વના આનંદ કરતાં દેવગંધર્વનો આનંદ સો ગણો અધિક છે, દેવગધર્વ કરતાં પિતૃઓનો આનંદ, સોગણો વધુ છે; પિતૃઓના આનંદ કરતાં આજાનદેવનો આનંદ, સો ગણો અધિક છે; આજાનદેવ કરતાં કર્મદેવનો આનદ સો ગણો વધુ છે; કર્મદેવના આનદ કરતા પ્રધાનદેવનો આનંદ સો ગણો અધિક છે; પ્રધાનદેવ કરતાં ઇંદ્રનો આનંદ સો ગણો અધિક છે; ઇંદ્રના આનંદ કરતાં બૃહ-સ્પતિનો આનંદ સો ગણો વધુ છે; બૃહસ્પતિ કરતાં પ્રજાપતિનો આનંદ સો ગણો વધુ છે, પ્ર-જાપતિના આનંદ કરતાં હિરણ્યગર્ભનો આનંદ સો ગણો અધિક છે. એવી રીતે સાર્વભૌમથી આરભીને હિરણ્યગર્ભ સુધી પૂર્વ પૂર્વના કરતાં ઉત્તરોત્તરનો આનદ સો સો ગણો અધિક છે, અને તેથી જ પૂર્વ પૂર્વ સ્થિતિમાં રહેનારા ઉત્તરોત્તરના આનદની ઇચ્છા કરે છે, એટલે સાર્વભૌમથી લ-ઇને હિરણ્યગર્ભનો આનંદ એકકથી શ્રેષ્ઠ છે, એટલે પરિમિત છે. પણ આત્માનંદ તો અપરિ-મિત છે. તે વાણી અને મનથી અગોચર એટલે વર્ણવી કે જાણી શકાય નહિ તેવો છે. તેવો આ-ત્માનંદ માત્ર જ્ઞાનીને છે. વળી સાર્વભૌમ આદિ સર્વ સકામ છે, અને શ્રોત્રિય નિષ્કામ છે; તેથી સાર્વભૌમ આદિ અગીઆરે કરતા શ્રોત્રિય અધિક છે.

શિષ્ય–એ પ્રમાણે સાર્વભૌમાદિના આનંદની ગણના કયાં કરી છે ?

ગુરુ–એ ગણના તૈત્તરીયોપનિષતની બ્રહ્મા-નંદવલ્લીમાં કરી છે, કે ચક્રવર્તી આદિ સર્વેના આનંદો, શ્રોત્રિયમાં છે. ૩૩

શિષ્ય–ચક્રવર્તી આદિ સર્વ પાસે તો પોત-પોતાના આનદનાં સાધનો હોય છે, તેથી તેઓને તે તે આનંદ પ્રાપ્ત થાય છે, પરંતુ શ્રોત્રિય પાસે

તો તે સર્વ આનંદનાં સાધનો હોતાં નથી, ત્યારે શ્રોત્રિયમા સર્વના આનંદો કેમ રહે છે?

ગુરુ—યદ્યપિ શ્રોત્રિય પાસે સર્વ આનંદનાં સાધનો નથી, તથાપિ તેની પાસે સર્વ કરતાં ઉત્તમ સંતોષરૂપ સાધન છે, અને તેમાં સર્વના આનંદો સમાઇ જાય છે. સંતોષરૂપી અમૃતે કરીને તૃપ્ત એવા શાંત ચિત્તવાળાઓને જે સુખ પ્રાપ્ત થાય છે, તે સુખ આમ તેમ દોડતા ધનના લાલચુને ક્યાંથી?'

'गोधन गजधन वाजिधन और रत्न धन खान।
जो आवे संतोषधन, सब धन धुर समान।'

એવાં અનુભવીઓનાં વચનો પણ છે. એમ શ્રોત્રિય સંતોષ સિવાય કોઇની પણ ઇચ્છા કરતો નથી, પણ ચક્રવર્તી આદિ તો ઉત્તરોત્તરના આનંદની ઇચ્છા કરે છે. ૩૪

જ્ઞાનીને જે સર્વ કામની પ્રાપ્તિનું પ્રતિપાદન કર્યું, તે સર્વ કામની પ્રાપ્તિના ત્રણ પ્રકાર છે.— નિસ્પૃહતા, સાક્ષીચિદ્રૂપે કરી પોતાના દેહની પેઠે પરદેહમાં પણ ભોગનો અનુભવ અને સર્વાત્મતા. એમાં નિઃસ્પૃહતારૂપ એક પ્રકાર તો ઉપર કહી ગયા, અને સાક્ષીચિદ્રૂપે કરી પોતાના દેહની પેઠે પરદેહમાં ભોગનો અનુભવ, એ બીજો પ્રકાર છે. જેમ પોતાના દેહમાં આનંદાકાર બુદ્ધિનાં સાક્ષીપણાંથી આનંદીપણું છે, તેમ અન્ય દેહમાં આનંદાકાર બુદ્ધિનાં સાક્ષીપણાંથી પણ આનન્દીપણું છે ૩૫

અવતરણિકા—અહીં શિષ્ય શંકા કરે છે કે, સર્વ કામાપ્તિના બીજા પ્રકારથી તો અજ્ઞાનીને પણ સર્વાનન્દની પ્રાપ્તિ થશે, તેથી ગુરુ તેનું સમાધાન કરે છે.

**अज्ञस्याप्येतदस्त्येव न तु तृप्तिरबोधतः।**
**यो वेद सोऽश्नुते सर्वान्कामानित्यब्रवीच्छ्रुतिः**

**यद्वा सर्वात्मतां स्वस्य साम्ना गायति सर्वदा।**
**अहमन्नं तथान्नादश्चेति साम ह्यधीयते॥३७॥**

શબ્દાર્થ—અજ્ઞાનીને પણ એ (સાક્ષીચિદ્રૂપે કરીને પોતાના દેહની પેઠે પરદેહમાં ભોગનો અનુભવ) છે જ, પરંતુ અજ્ઞાનથી તૃપ્તિ તો નથી જ. 'જે બ્રહ્મને જાણે છે, તે સર્વ કામનાઓને ભોગવે છે,' એ રીતે શ્રુતિ કહે છે (૩૬) અથવા જ્ઞાની પોતાનાં સર્વાત્મપણા (સર્વરૂપતા)ને સામવેદના મંત્રે કરીને સર્વદા ગાય છે; કે 'હું અન્ન (સર્વનો ભોગ્યરૂપ) છું તેમ અન્નાદિ (સર્વ ભોક્તારૂપ) છું;' એ રીતે સામવેદની શ્રુતિ ભણવામાં આવે છે. ૩૭

## ચન્દ્રકાન્ત વિવરણ

શિષ્ય—તમે જ્ઞાનીને સર્વકામાપ્તિમાં ત્રણ પ્રકાર કહ્યા, તેમાં બીજો પ્રકાર એવો કહ્યો કે, 'સાક્ષીચિદ્રૂપે કરી પોતાના દેહની પેઠે પરદેહમાં પણ ભોગનો અનુભવ કરે છે;' પણ તે તો અજ્ઞાનીને પણ સંભવે છે, તેથી અજ્ઞાનીને પણ સર્વકામાપ્તિ છે.

ગુરુ—અજ્ઞાનીને પણ સર્વકામાપ્તિનો બીજો પ્રકાર છે ખરો, પરંતુ તૃપ્તિ એટલે તજ્જન્ય આનંદ તો નથી જ.

શિષ્ય—જ્યારે સર્વકામાપ્તિનો બીજો પ્રકાર જ્ઞાની તથા અજ્ઞાની બન્નેને છે, ત્યારે જ્ઞાનીને તૃપ્તિ છે, અને અજ્ઞાનીને તૃપ્તિ નથી, તેનું શું કારણ?

ગુરુ—'હું સર્વ બુદ્ધિનો સાક્ષી છું,' એવું જ્ઞાન જ્ઞાનીને છે, પણ અજ્ઞાનીને નથી; તેથી બન્નેને બીજો પ્રકાર સમાન છતાં પણ જ્ઞાનીને તૃપ્તિ છે અને અજ્ઞાનીને નથી

શિષ્ય—એમાં કઈ પ્રમાણ?

ગુરુ—'यो वेद निहितं गुहायां परमे व्योमन् सोऽश्नुते सर्वान् कामान् सह।' જે પરમ હૃદયાકાશમાં રહેલા બ્રહ્મને જાણે છે, તે સર્વ કામોને સાથે ભોગવે છે,' એ તૈત્તરીયોપનિષત્‌ની શ્રુતિ પ્રમાણ છે.(૩૬) અથવા જ્ઞાની, સર્વ સ્વરૂપ છે, તેથી તેને સર્વકામાપ્તિ થાય છે.

શિષ્ય—જ્ઞાની સર્વસ્વરૂપ છે, એમાં શું પ્રમાણ?

ગુરુ—'इमाँल्लोकान् कामान् निष्कामरूप्यनुचरन्।' આ લોકો (સ્વર્ગાદિ)ને તથા કામો (તે તે લોકમાં રહેલા ભોગો)ને નિષ્કામરૂપી સાક્ષી, સર્વત્ર અનુગત થઇને રહે છે,' ઇત્યાદિ, અને 'अहमन्नोऽहमन्नादः। હું અન્ન (સર્વ ભોગ્યરૂપ) અને અન્નાદ (ભોક્તારૂપ) છું,' ઇત્યાદિ સામવેદની શ્રુતિમાં પણ તેમ જ કહેલું છે. ૩૭

## ૩ કૃતકૃત્યતા અને પ્રાપ્તપ્રાપ્યતાનું નિરૂપણ

(૩૮–૬૫=૨૮ શ્લોકો)

### (૧) કૃતકૃત્યતા

(૩૮–૫૭=૨૦ શ્લોકો)

અવતરણિકા–અહીં નિરૂપણ કરેલા વિષયનો અર્થ સંક્ષેપથી કહે છે, અને કૃતકૃત્યતા તથા પ્રાપ્તપ્રાપ્યતાનાં નિરૂપણની પ્રતિજ્ઞા કરે છે.

दुःखाभावश्च कामाप्तिरुभे ह्येवं निरूपिते ।
कृतकृत्यत्वमन्यच्च प्राप्तप्राप्यत्वमीक्षताम् ३८
उभयं तृप्तिदीपे हि सम्यगस्माभिरीरितम् ।
त एवात्रानुसंधेयाः श्लोका बुद्धिविशुद्धये ॥

શબ્દાર્થ–એ પ્રમાણે દુઃખનો અભાવ અને કામની પ્રાપ્તિ, એ બન્નેનું નિરૂપણ કર્યું; હવે કૃતકૃત્યતા અને બીજી પ્રાપ્તપ્રાપ્યતાને વિષે ધ્યાન આપ.(૩૮) એ બન્ને(કૃતકૃત્યતા અને પ્રાપ્તપ્રાપ્યતા) તૃપ્તિદીપમાં અમોએ સારી રીતે સમજાવી છે, અને તે જ શ્લોકો અહીં બુદ્ધિની શુદ્ધિમાટે, અનુસંધાન કરવા યોગ્ય છે. ૩૯

#### ચન્દ્રકાન્ત વિવરણ

ગુરુ–વિદ્યાનંદના ચાર ભેદ છે:તેમાંથી દુઃખનો અભાવ અને કામાપ્તિનું નિરૂપણ કર્યું; હવે કૃતકૃત્યતા અને પ્રાપ્તપ્રાપ્યતાનું નિરૂપણ જો. ૩૮

શિષ્ય–કયાં જોઉં ?

ગુરુ–તૃપ્તિદીપમાં ૨૫૩ મા શ્લોકથી તે સમાપ્તિ પર્યંત એ બન્ને વિષયોનું નિરૂપણ કર્યું છે, માટે તેમાં જે ને તે જ શ્લોકો અહીં પણ ફરીથી વિચારીશું.

શિષ્ય–પુનઃ પ્રયોજન શું ?

ગુરુ–બુદ્ધિની શુદ્ધિ, એ જ પ્રયોજન. ૩૯

* અવતરણિકા–જ્ઞાનીને કર્તવ્યનો અભાવ કેમ છે, અને કૃતકૃત્યતાથી જ્ઞાનીને કેવી તૃપ્તિ થાય છે તે કહે છે.

ऐहिकामुष्मिकव्रातसिद्ध्यै मुक्तेश्च सिद्धये ।
बहु कृत्यं पुराऽस्याऽभूत्तत्सर्वमधुना कृतम् ॥४०॥
तदेतत्कृतकृत्यत्वं प्रतियोगिपुरःसरम् ।
अनुसंदधदेवायमेवं तृप्यति नित्यशः ॥ ४१ ॥

શબ્દાર્થ–પહેલાં ઐહિક ( આ લોકના) અને આમુષ્મિક (પરલોકના) વ્રાત (ભોગ)ની સિદ્ધિ માટે અને મુક્તિની સિદ્ધિ માટે, બહુ કરવાનું બાકી હતું; પણ તે સઘળું હમણાં તે કરી ચૂકયો છે;(૪૦) તેથી હવે પછી જે કહેવામાં આવશે, તે કૃતકૃત્યતાનું અનુસંધાન કરતો જ (જ્ઞાની) સર્વદા તૃપ્ત થાય છે. ૪૧

અવતરણિકા–જ્ઞાનીને ઈચ્છાના અભાવથી સંસારનો અભાવ, કર્માનુષ્ઠાનનો અભાવ, ભણવાભણાવવાનો અભાવ, નિદ્રાભિક્ષાનો અભાવ વગેરે છે, તે દર્શાવે છે.

दुःखिनोऽज्ञाः संसरंतु कामं पुत्राद्यपेक्षया ।
परमानंदपूर्णोऽहं संसरामि किमिच्छया ॥४२॥
अनुतिष्ठंतु कर्माणि परलोकयियासवः ।
सर्वलोकात्मकः कस्मादनुतिष्ठामि किं कथम् ॥४३॥
व्याचक्षतां ते शास्त्राणि वेदानध्यापयंतु वा ।
येऽत्राधिकारिणो मे तु नाधिकारोऽक्रियत्वतः ४४
निद्राभिक्षे स्नानशौचे नेच्छामि न करोमि च ।
द्रष्टारश्चेत्कल्पयंति किं मे स्यादन्यकल्पनात् ॥४५
गुञ्जापुञ्जादि दह्येत नान्यारोपितवह्निना ।
नान्यारोपितसंसारधर्मानेवमहं भजे ॥ ४६ ॥

શબ્દાર્થ–દુઃખીઓ અને અજ્ઞાનીઓ ઇચ્છા પ્રમાણે, પુત્ર આદિની અપેક્ષાથી, ભલે સંસારમાં જન્મમરણ પામ્યા કરે, પણ પરમાનંદથી પૂર્ણ થયેલો હું, શાની ઈચ્છાથી સંસારનો વ્યવહાર કરું? (૪૨) પરલોકને મેળવવાની ઇચ્છાવાળા ભલે કર્મો કરે, પણ સર્વ લોકસ્વરૂપ (હું) શા માટે, શાં અને કેવી રીતે કર્મો કરું? (૪૩) તેવા પુરુષો શાસ્ત્રોનું વ્યાખ્યાન કરો, અથવા વેદોને ભણાવો, કે જેઓ આમાં ( શાસ્ત્રના વ્યાખ્યાનમાં તથા વેદ ભણાવવામાં) અધિકારી છે, પણ મને તો અક્રિયપણાંથી તેવો અધિકાર નથી. (૪૪) નિદ્રા, ભિક્ષા, સ્નાન અને શૌચને હું ઇચ્છતો નથી, કરતોએ નથી, તેમ છતાં જોનારાઓ જો ( મારામાં નિદ્રા આદિ ક્રિયાને ) કલ્પે છે, તો તે અન્યની કલ્પનાથી મને શું થનાર

---

* ૪૦ થી તે ૬૪ સુધીના શ્લોકો તૃપ્તિદીપમાં ૨૫૩ થી ૨૭૦ ને ૨૯૨ થી તે ૨૯૭ માં કહેવાઈ ગયા છે, તે પુનઃ અત્રે વિદ્યાનંદથી થતી તૃપ્તિ દર્શાવવા દાખલ કીધા છે. તેથી સૂક્ષ્માક્ષરે લીધા છે. પંચદશીના મૂળ ૧૫૦૦ શ્લોકો છે, પણ જે ૭૭ શ્લોકો વધારાના છે તે આજ પ્રમાણે પ્રસંગ પ્રસંગે સંબંધ સાચવવા માટે છે. એ શ્લોકોના ઉપર તૃપ્તિદીપમાં વિવરણ થયું છે, તેથી પુનઃ અત્ર પિષ્ટપેષણ ન કરતાં માત્ર શ્લોકના શબ્દાર્થો જ આપ્યા છે. વિશેષ જિજ્ઞાસા તૃપ્તિદીપમા તે સ્થળે જોઈને પૂર્ણ કરવી.

છે ?(૪૫) જેમ ચણોઠીના ઢગલાને, બીજાઓ અગ્નિ માને, પણ તેથી તેઓ બળતા નથી, એમ હું બીજાએ આરોપિત કરેલા સંસારના ધર્મોને સેવતો નથી. ૪૬

અવતરણિકા-હવે જ્ઞાનીને શ્રવણ, મનન, નિદિધ્યાસનનો અભાવ કહી, 'હું મનુષ્ય છું' એ વ્યવહાર જ છે તે કહે છે

शृण्वंत्वज्ञाततत्त्वास्ते जानन्कस्माच्छृणोम्यहम् ।
मन्यंता संशयापन्ना न मन्येऽहमसंशयः ॥४७॥
विपर्यस्तो निदिध्यासेत्किं ध्यानमविपर्ययात् ।
देहात्मत्वविपर्यासं न कदाचिद्भजाम्यहम् ॥४८॥
अहं मनुष्य इत्यादिव्यवहारो विनाप्यमुम् ।
विपर्यासं चिराभ्यस्तवासनातोऽवकल्पते ॥४९॥

શબ્દાર્થ-જેને બ્રહ્મજ્ઞાન થયું નથી એવા અજ્ઞાનીઓ ભલે શ્રવણ કરે, પરંતુ હું જ્ઞાની શા માટે શ્રવણ કરું ? સંશયવાળા ભલે મનન કરો, પરંતુ અસંશયી એવો હું મનન કરતો નથી.(૪૭) જેને વિપરીતજ્ઞાન હોય તે ભલે નિદિધ્યાસન કરો; પણ જેને વિપરીતજ્ઞાન નથી, તેને નિદિધ્યાસનની શી જરૂર છે ? હું દેહમાં આત્મતા બુદ્ધિરૂપ વિપર્યાસને કોઈ કાળે ભજતો જ નથી.(૪૮) છતાં આ વિપરીતજ્ઞાન વિના પણ ચિરકાલથી રૂઢ થયેલી વાસનાથી, 'હું મનુષ્ય છું' ઈત્યાદિ વ્યવહારની કલ્પના થાય છે. ૪૯

અવતરણિકા-જ્ઞાનીને 'હું મનુષ્ય છું' એ વ્યવહાર પ્રારબ્ધથી જ થાય છે. તે ધ્યાન પણ કરતો નથી, એ કહે છે.

प्रारब्धकर्मणि क्षीणे व्यवहारो निवर्त्तते ।
कर्माक्षये त्वसौ नैव शाम्येद्ध्यानसहस्रतः॥५०॥
विरलत्वं व्यवहृतेरिष्टं चेद्ध्यानमस्तु ते ।
अबाधिका व्यवहृतिं पश्यन्ध्यायाम्यहं कुतः॥५१॥

શબ્દાર્થ-પ્રારબ્ધકર્મ ક્ષીણ થયા પછી વ્યવહાર નિવૃત્ત થાય છે, પરંતુ કર્મનો ક્ષય થયો ન હોય તો હજારો ધ્યાનથી પણ આ વ્યવહાર શાંત થતો જ નથી.(૫૦) તને વ્યવહારનું વિરલપણું જો ઈષ્ટ હોય તો તું ધ્યાન કર, પણ હું તો વ્યવહારને અબાધક જોઉં છું, માટે કેમ ધ્યાન કરું ? ૫૧

અવતરણિકા-જ્ઞાનીને સમાધિનો પણ અભાવ છે.

विक्षेपो नास्ति यस्मान्मे न समाधिस्ततो मम ।
विक्षेपो वा समाधिर्वा मनसः स्याद्विकारिणः ५२

શબ્દાર્થ-જે કારણથી મને વિક્ષેપ નથી, તે કારણથી મને સમાધિનું પણ કામ નથી. વિક્ષેપ અથવા તો સમાધિ વિકારવાળા મનને ઉપયોગી હોય છે. ૫૨

અવતરણિકા-જ્ઞાનીનો અનુભવ કેવો છે તે કહે છે

नित्यानुभवरूपस्य को मे वानुभवः पृथक् ।
कृतं कृत्यं प्रापणीयं प्राप्तमित्येव निश्चय. ॥५३॥

શબ્દાર્થ-નિત્યાનુભવરૂપ જે હું તેનાથી ભિન્ન અનુભવ કીયો છે ? કરવા યોગ્ય કર્યું અને મળવા યોગ્ય મળ્યું, એવો જ અમારો નિશ્ચય છે. ૫૩

અવતરણિકા-જ્ઞાની પોતાનો વ્યવહાર પ્રારબ્ધ પ્રમાણે કરે છે.

व्यवहारो लौकिको वा शास्त्रीयो वान्यथापि वा ।
ममाकर्तुरलेपस्य यथारब्धं प्रवर्तताम् ॥ ५४ ॥

શબ્દાર્થ-અકર્તા અને અભોક્તા જે હું તેનો વ્યવહાર લૌકિક અથવા શાસ્ત્રીય અથવા તો અન્યથા (બન્નેથી વિપરીત) હો, તે પ્રારબ્ધ પ્રમાણે ભલે ચાલ્યા કરે. ૫૪

અવતરણિકા-જ્ઞાનીને શાસ્ત્રીય માર્ગે વર્તવામાં હાનિ નથી તે કહે છે.

अथवा कृतकृत्योऽपि लोकानुग्रहकाम्यया ।
शास्त्रीयेणैव मार्गेण वर्तेऽहं का मम क्षतिः ॥५५॥

શબ્દાર્થ-અથવા તો હું કૃતકૃત્ય થયો છું, તોપણ પ્રાણીઓ ઉપર અનુગ્રહ કરવાની ઈચ્છાથી શાસ્ત્રીય માર્ગથી જ વર્તું, તો તેથી મને શી હાનિ છે ? ૫૫

देवार्चनस्नानशौचभिक्षादौ वर्ततां वपु ।
तारं जपतु वाक् तद्वत्पठत्वाम्नायमस्तकम् ॥५६॥
विष्णुं ध्यायतु धीर्यद्वा ब्रह्मानंदे विलीयताम् ।
साक्ष्यहं किंचिदप्यत्र न कुर्वे नापि कारये ॥५७॥

શબ્દાર્થ-દેવપૂજન, સ્નાન, શૌચ અને ભિક્ષા આદિમાં શરીર ભલે વર્તો; વાણી તારકમંત્ર (ॐ)ને ભલે જપો, તેમ જ વેદાન્તનો ભલે પાઠ કરો,(૫૬) બુદ્ધિ વિષ્ણુનું ધ્યાન ભલે કરે અથવા બ્રહ્માનંદમાં ભલે લય પામો; પરંતુ હું તો સાક્ષી જ છું; આમાં હું કંઈ પણ કરતો નથી, તેમ કંઈ પણ કરાવતોએ નથી. ૫૭

અવતરણિકા-જ્ઞાની દેહથી જૂદો છે, અને તેની કર્તૃતા અને ભોક્તાનો અભાવ છે, તે કહે છે

(૨) પ્રાપ્તપ્રાપ્યતા

(૫૮–૬૫=૮ શ્લોકો)

**અવતરણિકા**-જ્ઞાનીને સર્વ પ્રાપ્ત થયા પછી કેવી તૃપ્તિ-આનંદ છે; અને એ જ પ્રાપ્ત કરવા જેમ ઈચ્છ્યું તે પ્રાપ્ત કર્યું; તેથી કેવો આનંદ થાય છે તે કહે છે.

कृतकृत्यतया तृप्तः प्राप्तप्राप्यतया पुनः ।
तृप्यन्नेवं स्वमनसा मन्यतेऽसौ निरंतरम् ॥५८॥
धन्योऽहं धन्योऽहं नित्यं स्वात्मानमंजसा वेद्मि ।
धन्योऽहं धन्योऽहं ब्रह्मानंदो विभाति मे स्पष्टम् ॥
धन्योऽहं धन्योऽहं दुःखं सांसारिकं न वीक्षेऽद्य ।
धन्योऽहं धन्योऽहं स्वस्याज्ञानं पलायितं क्वापि ॥
धन्योऽहं धन्योऽहं कर्तव्यं मे न विद्यते किंचित् ।
धन्योऽहं धन्योऽहं प्राप्तव्यं सर्वमद्य संपन्नम् ॥६१॥
धन्योऽहं धन्योऽहं तृप्तेर्मे कोपमा भवेल्लोके ।
धन्योऽहं धन्योऽहं धन्यो धन्यः पुनः पुनर्धन्यः ६२
अहो पुण्यमहो पुण्यं फलितं फलितं दृढम् ।
अस्य पुण्यस्य संपत्तेरहो वयमहो वयम् ॥ ६३ ॥

શબ્દાર્થ–હું કરવાનું કરી ચૂક્યો અને પામવાનું પામી ચૂક્યો, એવી રીતે તૃપ્તિ પામતો સતો જ્ઞાની પોતાના મનમાં નિરંતર એમ માને છે કે,(૫૮) હું ધન્ય છું, હું ધન્ય છું, હું મારા આત્માને નિત્ય સાક્ષાત્ જાણું છું; હું ધન્ય છું, હું ધન્ય છું, મને બ્રહ્માનંદ સ્પષ્ટ સ્ફુરે છે;(૫૯) હું ધન્ય છું, હું ધન્ય છું, કેમકે આજ હું સાંસારિક દુઃખ નજરે જોતો નથી, હું ધન્ય છું; હું ધન્ય છું, કારણ કે મારું અજ્ઞાન ક્યાંય પણ પલાયન કરી ગયું છે;(૬૦) હું ધન્ય છું, હું ધન્ય છું, કારણ કે મારે કાંઈ પણ કર્તવ્ય રહ્યું નથી; હું ધન્ય છું, હું ધન્ય છું. કારણ કે મને મળવા યોગ્ય સર્વ આજે મળ્યું છે;(૬૧) હું ધન્ય છું, હું ધન્ય છું. કારણ કે લોકમાં મારી તૃપ્તિની શી ઉપમા થાય? હું ધન્ય છું, હું ધન્ય છું, હું ધન્ય, ધન્ય અને વારંવાર ધન્ય છું.(૬૨) અહો પુણ્ય! અહો પુણ્ય! તે ફળ્યું અને દૃઢ રીતે ફળ્યું! આ પુણ્યની સંપત્તિથી અમે અહો, (ભાગ્યશાળી) અમે અહો છીયે! ૬૩

**અવતરણિકા**-શાસ્ત્ર, ગુરુ, જ્ઞાન ને તેથી થયેલું સુખ જ્ઞાની કેવું જુએ છે તે કહે છે.

अहो शास्त्रमहो शास्त्रमहो गुरुरहो गुरुः ।
अहो ज्ञानमहो ज्ञानमहो सुखमहो सुखम् ॥६४॥

શબ્દાર્થ–અહો આ શાસ્ત્ર! અહો આ શાસ્ત્ર! અહો ગુરુ! અહો ગુરુ! અહો જ્ઞાન! અહો જ્ઞાન! અહો સુખ! અહો સુખ! ૬૪

## વિદ્યાનંદનો ઉપસંહાર

**અવતરણિકા**–અત્રે ગુરુ શિષ્યને વિદ્યાનંદની ઉત્પત્તિ થાય નહિ ત્યાં સુધી વિદ્યાનંદનો અભ્યાસ કરવાનું કહે છે

ब्रह्मानंदाभिधे ग्रंथे चतुर्थोऽध्याय ईरितः ।
विद्यानंदस्तदुत्पत्तिपर्यंतोऽभ्यास इष्यताम् ॥

શબ્દાર્થ–બ્રહ્માનંદ નામના ગ્રન્થમાં વિદ્યાનંદ નામનો આ ચોથો અધ્યાય કહ્યો, તેની (વિદ્યાનંદની) ઉત્પત્તિ પર્યન્ત આ વિદ્યાનંદ ગ્રન્થનો અભ્યાસ અંગીકાર કરવો. ૬૫

## ચન્દ્રકાન્ત વિવરણ

ગુરુ–બ્રહ્માનંદના ચતુર્થ અધ્યાયમાં એટલે આરંભથી ૧૪મા પ્રકરણમાં વિદ્યાનંદનું નિરૂપણ કર્યું છે.

શિષ્ય–તેનું શું પ્રયોજન છે?

ગુરુ–વિદ્યાનંદનો અભ્યાસ કરવાથી વિદ્યા (બ્રહ્મતત્ત્વનું અપરોક્ષજ્ઞાન) ઉત્પન્ન થાય છે, માટે વિદ્યાનંદની ઉત્પત્તિપર્યંત વિદ્યાનંદનો પ્રેમપૂર્વક અભ્યાસ કરવા માટે. ૬૫

ઇતિ શ્રીવિદ્યારણ્યસ્વામિના પરમગુરુ શ્રીભારતીતીર્થમુનિવિરચિત પંચદશીમાં બ્રહ્માનંદગત વિદ્યાનંદ નામનું પ્રકરણ ૧૪ માનો ચન્દ્રકાન્ત વિવરણ સહિત ગુજરાતી અનુવાદ સમાપ્ત

ॐ

तत्सत्परब्रह्मणे नमः

# श्री पंचदशी

"ચન્દ્રકાન્ત વિવરણ" સહિત

પ્રકરણ ૧૫ મું

## બ્રહ્માનંદગત વિષયાનંદ*

### ૧ સપ્રપંચ બ્રહ્મસ્વરૂપ

(૧-૨૧=૨૧ શ્લોકો)

### (૧) વિષયાનંદની ઉપાધિભૂત વૃત્તિઓનો વિભાગ

(૧-૪=૪ શ્લોકો)

---

*વિષયાનંદ પ્રકરણ-૧૫ માનો સાર

ગ્રંથારંભમાં વિષયાનંદના નિરૂપણની સંગતિ દર્શાવવા બૃહદારણ્યક શ્રુતિનો ઉપન્યાસ કરી અખંડ એક રસ બ્રહ્મરૂપ પરમાનંદ છે. તેની જ માત્રાઓનું ઈતર પ્રાણી માત્ર ઉપજીવન કરે છે. તેથી એ વિષયાનંદ પણ બ્રહ્માનંદનો અંશ હોવાથી બ્રહ્માનંદનો દ્વારભૂત છે, એમ કહી તેનું નિરૂપણ આ અંતિમ પ્રકરણથી કરાય છે; એવી પ્રતિજ્ઞા સૂચવી.

શાંતા, ઘોરા, મૂઢા; એવા ભેદથી મનની વૃત્તિઓ ત્રણ પ્રકારની છે. તેમાં વૈરાગ્ય, ક્ષમા, ઉદારતા આદિક શાંત વૃત્તિઓ છે; તૃષ્ણા, સ્નેહ, લોભ રાગાદિક ઘોર વૃત્તિઓ છે, અને મોહ, ભય વગેરે મૂઢ વૃત્તિઓ છે. ઉપરની સર્વ વૃત્તિઓમાં બ્રહ્મનું ચૈતન્ય સ્વભાવપણું પ્રતિબિંબિત થાય છે

શાંત વૃત્તિઓમાં તો ચિત્સ્વભાવતાની સાથે બ્રહ્મનો સુખાંશ પણ પ્રતિબિંબિત થાય છે, ઘોર તથા મૂઢ વૃત્તિઓના સુખાંશતિરોહિત હોય છે. પણ કંઈક નિર્મલતાના યોગથી તેઓમાં ચિદંશ પ્રતિબિંબિત થાય છે, તેથી જ કરીને ઘોર તથા મૂઢ વૃત્તિઓને વિષે આનંદનો અનુભવ થતો નથી. જેમ ગૃહક્ષેત્રાદિકને વિષે જ્યારે કામ-અભિલાષ થાય છે ત્યારે તે કામરાજસી હોવાથી ઘોર હોવાને લીધે તેમાં સુખાનુભવ જણાતો નથી. તેમ જ એ કામ સિદ્ધ થશે કે નહિ? એવી સંશયજન્ય ચિંતાને અવલંબી દુ:ખી થાય છે કદિ તે કામ સિદ્ધ ન જ થાય તો તે દુઃખમાં ઉમેરો થાય છે, અને જો તેમાં કંઈ પ્રતિબંધ-અટકાયત થાય તો એકદમ ક્રોધ આવે છે, અને કદિ ધાર્યા કરતાં ઉલટું પરિણામ આવે તો તેનો દ્વેષ થાય છે. વળી જો તેનો પ્રતિકાર-નિવારણોપાય-અશક્ય થાય તો તેથી વિષાદ-ખેદ થાય છે તે તામસ છે. એ ક્રોધાદિકને વિષે મહાદુઃખ છે અને સુખનો તો અંશ પણ તેનાથી દૂર છે.

અભિલષિત વસ્તુની પ્રાપ્તિ થવાથી જે હર્ષ થાય છે તે શાંતવૃત્તિ છે, તેમાં મહાસુખ થાય છે, તે વસ્તુ ભોગવવામાં વળી તે કરતાં મહત્તર સુખ થાય છે, અને ભોગ પ્રસંગમાં સહેજ સુખ થાય છે અને એ બધા કરતાં વિરક્તિમાં મહત્તમ સુખ થાય છે, કે જે પૂર્વે વિદ્યાનંદમાં કહેવાઈ ગયુ. એવી રીતે ક્રોધ તથા લોભના નિવારણપૂર્વક ક્ષમા ઉદારતા આદિકમાં જે સુખ થાય છે તે શાંતવૃત્તિરૂપ હોવાથી પ્રતિબિંબિતપણું નિર્વિઘ્ન છે.

સત્તા ચૈતન્ય તથા સુખ; એ ત્રણ બ્રહ્મના સ્વભાવ છે. તેમાથી મૃત્તિકા શિલા ઈત્યાદિકને વિષે માત્ર સત્તા જ પ્રતિબિંબિતરૂપે અભિવ્યક્ત થાય છે. ઈતર બે સ્વભાવ નહિ તેમ ઘોર તથા મૂઢ વૃત્તિઓને વિષે સ[illegible] ચૈતન્ય તથા ચેતન્ય એ બે સ્વભાવ પ્રકટતા પામે છે, અને શાંત વૃત્તિઓમાં તો સત્તા ચૈતન્ય તથા સુખ [illegible] ત્રણે સ્વભાવ અભિવ્યક્ત થાય છે, એમ શાંત વૃત્તિઓના ઉત્કર્ષ વર્ણવી પ્રકરણોપસંહાર કર્યો.

ॐ શાંતિઃ શાંતિઃ શાંતિઃ

અવતરણિકા-જિજ્ઞાસુને પ્રશ્ન થશે કે, આ વેદાંતજ્ઞાનના ગ્રન્થમાં મોક્ષશાસ્ત્રમાં વિષયના આનંદનું વર્ણન કેવું? કેમકે વિષયનો આનંદ તો છે જ નહિ, અને હોય તો ક્ષણિક, અને મોક્ષમાંથી પાડનારો છે. વળી સશય થશે કે, આ પ્રકરણમાં વ્યાવહારિક વિષયના સંબંધમાં વિવેચન કીધું હશે; પણ તેમ નથી. અગિયારમા પ્રકરણમાં બ્રહ્માનંદનું વર્ણન કરતાં જે ત્રણ આનંદ કહ્યા છે, તેમાં એક વિષયાનંદ પણ છે; અને અખંડ એકરસ બ્રહ્મરૂપ પરમાનંદ છે, તેની જ શાખાઓનું સર્વ પ્રાણી ઉપજીવન કરે છે, તેથી એ વિષયાનંદ પણ બ્રહ્માનંદનો એક અંશ છે તથા બ્રહ્માનંદના દ્વારરૂપ છે. માટે વિષયાનંદ જાણવાની જરૂર છે. તેના દ્વારા નિરતિશયાનંદનો બોધ કરવા માટે આ પ્રકરણમાં વિષયાનંદનું વર્ણન કરવામાં આવ્યું છે.

પ્રારંભમાં જે વિષયને પ્રતિપાદન કરવો છે, તે વિષય કહે છે.

**अथात्र विषयानंदो ब्रह्मानंदांशरूपभाक् । निरूप्यते द्वारभूतस्तदंशत्वं श्रुतिर्जगौ ॥१॥**
**एषोऽस्य परमानंदो योऽखंडैकरसात्मकः । अन्यानि भूतान्येतस्य मात्रामेवोपभुञ्जते ॥२॥**

શબ્દાર્થ-હવે અહિં બ્રહ્માનંદના અંશરૂપને ભજવાવાળા અને દ્વારભૂત (બ્રહ્મજ્ઞાનના સાધનરૂપ) એવા વિષયાનંદનું નિરૂપણ કરીએ છિયે. વિષયાનંદ બ્રહ્માનંદનો અંશ છે, એમ શ્રુતિમાં કહેલું છે.(૧) જે અખંડ અદ્વિતીય રસરૂપ છે એ આ જીવનો (સ્વરૂપભૂત) પરમાનંદ છે, અને પ્રાણીમાત્ર એના (પરમાનંદના) લેશને જ ભોગવે છે. ૨

## ચન્દ્રકાન્ત વિવરણ

ગુરુ-એ વિષયજન્ય આનંદનું નિરૂપણ કર્યું છે, તેથી આ પ્રકરણનું નામ 'વિષયાનંદ' રાખેલુ છે.

શિષ્ય-વિષયાનંદ તો લૌકિક છે. એ કંઇ મોક્ષમાં ઉપયોગી નથી, તેથી તેનું નિરૂપણ આ વેદાંતગ્રન્થમાં અયોગ્ય છે.

ગુરુ-જેમ પોતાના મુખનાં દર્શનમાં દર્પણ ઉપયોગી છે, તેમ આ વિષયાનંદ લૌકિકપણાએ કરીને પ્રસિદ્ધ છતાં પણ, મોક્ષમાં બહુ ઉપયોગી છે. વળી એ વિષયાનંદ બ્રહ્માનંદનો એક અંશ છે; માટે આ વેદાંત ગ્રન્થમાં વિષયાનંદનુ પણ પ્રતિપાદન કર્યું છે.

શિષ્ય-'વિષયાનંદ બ્રહ્માનંદનો અંશ છે,' એમાં કાંઈ પ્રમાણ છે?

ગુરુ-બૃહદારણ્યકોપનિષતની શ્રુતિમાં એ સંબંધે કહેલું છે. ૧

શિષ્ય-બૃહદારણ્યકોપનિષતની કઈ શ્રુતિમાં 'વિષયાનંદ બ્રહ્માનંદનો અંશ છે.' એમ કહ્યું છે?

ગુરુ-'एषास्य परमा गतिरेषास्य परमा संपत् एषोऽस्य परमो लोक एषोऽस्य परम आनंद एतस्यैवानंदस्यान्यानि भूतानि मात्रामुपजीवंति' "આ જીવની આ બ્રહ્માનંદ પરમ ગતિ છે, આ જીવની આ (બ્રહ્માનંદ) પરમ સંપત્ છે, આ જીવનો આ જ પરમલોક છે, આ જીવનો આ (બ્રહ્માનંદ) પરમ આનંદ છે, એની જ (બ્રહ્માનંદની જ) માત્રાને (અંશને) અન્ય જીવો ભોગવે છે," એ બૃહદારણ્યકની શ્રુતિ પ્રમાણ છે; કારણ કે તેમાં 'બ્રહ્માનંદના અંશને પ્રાણીમાત્ર ભોગવે છે,' એમ જણાવ્યું છે. ૨

અવતરણિકા-'વિષયાનંદ બ્રહ્માનંદનો અંશ છે,' એમ દર્શાવવા માટે, તેનાં ઉપાધિરૂપ અંતઃકરણની વૃત્તિઓના વિભાગ કહે છે.

**शांता घोरास्तथा मूढा मनसो वृत्तयस्त्रिधा।**
**वैराग्यं क्षांतिरौदार्यमित्याद्याः शांतवृत्तयः॥३**
**तृष्णा स्नेहो रागलोभावित्याद्या घोरवृत्तयः।**
**संमोहो भयमित्याद्याः कथिता मूढवृत्तयः॥४**

શબ્દાર્થ-મનની ત્રણ પ્રકારની વૃત્તિઓ છેઃ શાંત, ઘોર તથા મૂઢ. એમાં વૈરાગ્ય, ક્ષાંતિ અને ઉદારતા આદિ શાંતવૃત્તિઓ છે;(૩) તૃષ્ણા, સ્નેહ, રાગ અને લોભ ઈત્યાદિ ઘોર વૃત્તિઓ છે, અને સંમોહ, ભય ઇત્યાદિ મૂઢવૃત્તિઓ કહી છે.૪

## ચન્દ્રકાન્ત વિવરણ

ગુરુ-મનની વૃત્તિઓ ત્રણ છેઃ શાંત, ઘોર અને મૂઢ. સત્ત્વગુણની અધિકતાથી શાંતવૃત્તિ થાય છે, રજોગુણની અધિકતાથી ઘોરવૃત્તિ થાય છે, અને તમોગુણની અધિકતાથી મૂઢવૃત્તિ થાય છે. (૩) વૈરાગ્ય, ક્ષાંતિ, ઉદારતાદિ સાત વૃત્તિઓ છે; તૃષ્ણા, સ્નેહ, રાગ, લોભાદિ વૃત્તિ ઘોર છે, અને સંમોહ, ભય ઇત્યાદિ વૃત્તિઓને મૂઢવૃત્તિઓ કહેલી છે. ૪

## (૨) શાંતવૃત્તિમાં ચિત્ અને આનંદનો અનુભવ

(૪-૧૨=૯ શ્લોકો)

અવતરણિકા-ત્રણે પ્રકારની એ વૃત્તિઓમાં બ્રહ્મની ચિદ્રૂપતાનું ભાન થાય છે તે કહે છે.

वृत्तिष्वेतासु सर्वासु ब्रह्मणश्चित्स्वभावता ।
प्रतिबिंबति शांतासु सुखं च प्रतिबिंबति॥५॥
रूपं रूपं बभूवासौ प्रतिरूप इति श्रुतिः ।
उपमा सूर्यकेत्यादि,सूत्रयामास सूत्रकृत्॥६॥
एक एव हि भूतात्मा भूते भूते व्यवस्थितः।
एकधा बहुधा चैव दृश्यते जलचंद्रवत् ॥७॥
जले प्रविष्टश्चंद्रोऽयमस्पष्टः कलुषे जले ।
विस्पष्टो निर्मले तद्वद्वेधा ब्रह्मापि वृत्तिषु ॥८
घोरमूढासु मालिन्यात्सुखांशश्च तिरोहितः।
ईषन्नैर्मल्यतस्तत्र चिदंशप्रतिबिंबनम् ॥ ९॥
यद्वापि निर्मले नीरे वह्नेरौष्ण्यस्य संक्रमः ।
न प्रकाशस्य तद्वत्स्याच्चिन्मात्रोद्भूतिरेव च॥
काष्ठे त्वौष्ण्यप्रकाशौ द्वावुद्रवं गच्छतो यथा।
शांतासु सुखचैतन्ये तथैवोद्भूतिमाप्नुतः॥११
वस्तुस्वभावमाश्रित्य व्यवस्था तूभयोः समा।
अनुभूत्यनुसारेण कल्प्यते हि नियामकम्१२

શબ્દાર્થ-એ સર્વ વૃત્તિઓમાં બ્રહ્મની ચિદ્રૂપતા પ્રતિબિંબરૂપે પ્રતીત થાય છે અને શાંતવૃત્તિઓમાં સુખ પ્રતિબિંબરૂપે છે.(૫) 'એ (પરમાત્મા) રૂપ રૂપ (દેહ દેહ) પ્રત્યે પ્રતિરૂપ (પ્રતિબિંબરૂપ) થાય,' એમ શ્રુતિમાં કહેલું છે; વળી સૂત્રકાર (વેદવ્યાસજીએ) પણ 'अत एव चोपमा सूर्यकादिवत्' ઇત્યાદિ સૂત્રમાં જળમાં જણાતા સૂર્યનું દૃષ્ટાંત આપ્યું છે.(૬) (તેમણે કહ્યું છે કે) એક જ ભૂતાત્મા (ભૂતોના આત્મારૂપ-પરમાત્મા) ભૂત ભૂતમાં (પ્રત્યેક ભૂતમાં) રહ્યા છે, અને તે જેમ જળમાં ચંદ્ર જણાય છે, તેમ એક પ્રકારે અને અનેક પ્રકારે દેખાય છે.(૭) જળમાં પ્રતિબિંબરૂપે પ્રવિષ્ટ આ ચંદ્ર જેમ મલિન જળમાં અસ્પષ્ટ છે, અને નિર્મળ જળમાં સુસ્પષ્ટ છે; તેમ બ્રહ્મ પણ વૃત્તિઓમાં બે પ્રકારે દેખાય છે.(૮) ઘોર અને મૂઢવૃત્તિમાં મલિનતાને લીધે સુખાંશ તિરોહિત (અપ્રકટ) છે,તો પણ થોડાં નિર્મલપણાંથી તેમાં (ઘોર અને મૂઢ વૃત્તિમાં) ચિદંશનું પ્રતિબિંબ પડે છે (૯) અથવા જેમ નિર્મળ જળમાં પણ અગ્નિના ઉષ્ણપણાનો પ્રવેશ થાય છે, પણ પ્રકાશનું આગમન થતું નથી, તેમ (ઘોર મૂઢવૃત્તિઓમાં) ચિન્માત્રનો જ આવિર્ભાવ થાય છે;(૧૦) પણ જેમ કાષ્ઠમાં ઉષ્ણતા અને પ્રકાશ બન્ને ઉદ્ભવે છે, તેમ જ શાંતવૃત્તિઓમાં સુખ અને ચૈતન્ય પ્રકટપણાને પામે છે.(૧૧) વસ્તુના સ્વભાવનો આશ્રય કરીને બન્નેની (દૃષ્ટાંત અને દાર્ષ્ટાંતિકની) વ્યવસ્થા તો સમાન છે, કેમકે અનુભવને અનુસાર નિયામક (પ્રમાણ)ની કલ્પના કરવામાં આવે છે. ૧૨

## ચન્દ્રકાન્ત વિવરણ

ગુરુ-વૃત્તિના ત્રણ પ્રકાર આ પ્રકરણના ૩ જા શ્લોકમાં કહ્યા છે. એ ત્રણે વૃત્તિઓમાં બ્રહ્મની ચિદ્રૂપતાનુ ભાન થાય છે; કારણ કે સર્વ વૃત્તિઓમાં જ્ઞાન થાય છે. ચૈતન્ય વિના જ્ઞાન સભવતુ નથી. હવે શાંતવૃત્તિઓમાં તો ચિદ્રૂપતા અને જ્ઞાનરૂપતા એ બન્નેનું ભાન થાય છે, કારણ કે શાંતવૃત્તિઓમાં સુખનો અનુભવ પણ થાય છે. ૫

શિષ્ય-ત્રણે વૃત્તિમાં ચિદ્રૂપતાનુ ભાન થાય છે, એમાં કાંઈ પ્રમાણ છે?

ગુરુ-હા. 'रूपं रूपं प्रतिरूपो बभूव० બ્રહ્મ રૂપ રૂપ દેહદેહ પ્રત્યે પ્રતિરૂપ થાય છે,' એ શ્રુતિમાં એમ કહ્યુ છે. વળી વેદાંતસૂત્રમાં उपमासूर्यकेत्यादि જળમાં જણાતા સૂર્યનું દૃષ્ટાંત આપ્યું છે; કારણ કે સર્વ વૃત્તિઓમાં ચિદ્રૂપનું ભાન થાય છે, માટે વેદવ્યાસજીએ એ સૂત્ર કહ્યુ છે. 'જીવમાં બ્રહ્મનો અંશ ઘટતો નથી, કારણ કે બ્રહ્મ નિરંશ છે, ને નિરંશનો અંશ હોય નહિ; એટલા માટે જળમાં પડેલાં સૂર્યનાં પ્રતિબિંબની પેઠે એ જીવ છે,' એવું એ સૂત્રનું તાત્પર્ય છે. ૬

શિષ્ય-બ્રહ્મ તો સ્વરૂપે એક જ છે,તે સર્વરૂપે તેમ ભાસે છે?

ગુરુ-જેમ ચંદ્ર સ્વરૂપે કરીને એક જ છે, તો પણ જળથી ભરેલા ઘટમાં, તલાવમાં અને

નદીમાં અનેક પ્રકારે ભાસે છે, તેમ બ્રહ્મ પણ એક જ છે; તોપણ મનુષ્ય, પશુ, પક્ષી, કીટ, પતંગ, ભૃંગ આદિનાં શરીરરૂપી ઉપાધિથી અનેકરૂપે ભાસે છે. ૭

શિષ્ય-કોઈ વૃત્તિમાં બ્રહ્મની કેવલ ચિદ્રૂપતાનું જ ભાન થાય છે. કોઈ વૃત્તિમાં બ્રહ્મની ચિદ્રૂપતા અને આનંદરૂપતા એ બન્નેનું ભાન થાય છે, એવો વિભાગ કરવો અનુચિત છે; કારણ કે વિભાગ તો સાવયવનો સંભવે, કંઈ નિરવયવનો સંભવે નહિ, અને બ્રહ્મ તો નિરવયવ છે.

ગુરુ-જેમ જળમાં પ્રતિબિંબરૂપે જણાતો ચંદ્ર એક જ છે, તોપણ મલિન જળમાં એ ચન્દ્ર સંપૂર્ણરૂપે પ્રતીત થતો નથી, અને નિર્મલ જળમાં સંપૂર્ણરૂપે પ્રતીત થાય છે; તેમ બ્રહ્મ પણ મલિનવૃત્તિમાં ચિદ્રૂપ પ્રતીત થાય છે, અને શુદ્ધવૃત્તિમાં ચિદ્રૂપ અને આનંદરૂપ પ્રતીત થાય છે. માટે બ્રહ્મનો એ વિભાગ ઉપાધિકૃત છે, પણ સ્વાભાવિક નથી; કેમકે તું કહે છે તેમ જ બ્રહ્મ સ્વભાવથી જ નિરવયવ છે. ૮

ઘોરવૃત્તિઓ રજોગુણપ્રધાન હોય છે, અને મૂઢવૃત્તિઓ તમોગુણ પ્રધાન હોય છે. એ બન્ને વૃત્તિઓ મલિન છે, એટલા જ માટે તેમાં આનંદાંશ તિરોહિત એટલે ગુપ્ત રીતે રહેલો હોય છે, અને સત્ત્વગુણનો થોડો અંશ છે, તેથી તેમાં ચિદંશનું પ્રતિબિંબ પડે છે. ૯

શિષ્ય-તમે જળમાં ચન્દ્રનું દૃષ્ટાંત આપ્યું તે ઠીક, પણ ચન્દ્રવડે ઉપાધિરૂપ જળ બે પ્રકારનું થાય છે, તેથી ચન્દ્રનાં પ્રતિબિંબની દ્વિવિધતા સંભવે છે. અહીં બ્રહ્મનું ઉપાધિરૂપ અંતઃકરણ તો એક જ છે, તેથી તેમાં બ્રહ્મના એક ચિદંશનું ભાન સંભવતું નથી.

ગુરુ-જેમ અગ્નિના ધર્મ બે છેઃ ઉષ્ણતા અને પ્રકાશતા; તેમ બ્રહ્મના ધર્મ પણ બે છેઃ-ચિદ્રૂપતા અને આનંદરૂપતા. જેમ જળ નિર્મલ છતાં પણ તેમાં અગ્નિની ઉષ્ણતા આવે છે, પણ પ્રકાશતા આવતી નથી; તેમ ઘોર અને મૂઢવૃત્તિઓમાં બ્રહ્મની ચિદ્રૂપતા પ્રતિબિંબિત થાય છે, પણ આનન્દરૂપતા પ્રતિબિંબિત થતી નથી. પણ જેમ અગ્નિની ઉષ્ણતા અને પ્રકાશતા એ બન્ને કાષ્ઠમાં પ્રકટ થાય છે, તેમ બ્રહ્મની ચિદ્રૂપતા અને આનન્દરૂપતા એ બન્ને શાંત વૃત્તિઓમાં પ્રકટ થાય છે. ૧૦-૧૧

શિષ્ય-ઘોર અને મૂઢવૃત્તિઓમાં ચૈતન્યની પ્રતીતિ થાય છે, અને શાંતવૃત્તિઓમાં ચૈતન્ય અને આનન્દ એ બન્નેની પ્રતીતિ થાય છે, એવી વ્યવસ્થા તમે શા હેતુથી કરી ?

ગુરુ-વસ્તુસ્વભાવનો આશ્રય કરીને અમે એવી વ્યવસ્થા કરી છે. તે વ્યવસ્થા, દૃષ્ટાંત અને દાર્ષ્ટાંતિક એ બન્નેમાં સમાન છે. અહીં દૃષ્ટાંત અગ્નિ, જળ તથા કાષ્ઠ છે, અને દાર્ષ્ટાંતિક બ્રહ્મ, ઘોર, મૂઢ તથા શાંતવૃત્તિઓ છે.

શિષ્ય-વસ્તુસ્વભાવ કેવો છે ?

ગુરુ-જેમ અગ્નિની ઉષ્ણતાનું ગ્રહણ કરવું ને પ્રકાશનું ગ્રહણ નહિ કરવું એવો જળનો સ્વભાવ છે; અને અગ્નિની ઉષ્ણતા તથા પ્રકાશ એ બન્નેનું ગ્રહણ કરવું એ કાષ્ઠનો સ્વભાવ છે; તેમ બ્રહ્મના ચિદંશનું ગ્રહણ કરવું ને આનંદાંશનું ગ્રહણ ન કરવું, એ ઘોર અને મૂઢવૃત્તિઓનો સ્વભાવ છે, અને બ્રહ્મના ચિદંશ તથા આનન્દાંશ એ બન્નેનું ગ્રહણ કરવું, એ શાંતવૃત્તિઓનો સ્વભાવ છે.

શિષ્ય-તેમાં શું પ્રમાણ ?

ગુરુ-એમાં અનુભવ પ્રમાણ છે. અનુભવથી જળમાં અગ્નિની ઉષ્ણતા જણાય છે, પણ પ્રકાશ જણાતો નથી; અને કાષ્ઠમાં અગ્નિની ઉષ્ણતા તથા પ્રકાશ બન્ને પ્રતીત થાય છે. તેમ જ અનુભવથી ઘોર અને મૂઢવૃત્તિઓમાં બ્રહ્મના ચિદંશની પ્રતીતિ થાય છે, પણ આનંદાંશની પ્રતીતિ થતી નથી; અને શાંતવૃત્તિઓમાં તો બ્રહ્મના ચિદંશ અને આનંદાંશ બન્નેની પ્રતીતિ થાય છે. ૧૨

### (૩) શાંત, ઘોર અને મૂઢ વૃત્તિઓમાં ક્રમથી સુખ દુઃખના અનુભવ પૂર્વક બ્રહ્મના સત આદિ ત્રણ અંશની વ્યવસ્થાનું કથન

(૧૩-૨૧=૯ શ્લોકો)

અવતરણિકા-જેને અનુસારે નિયામક કલ્પાય છે તે અનુભવ દર્શાવે છે.

न घोरासु न मूढासु सुखानुभव ईक्ष्यते ।
शांतास्वपि क्वचित्कश्चित्सुखातिशय ईक्ष्यताम्

गृहक्षेत्रादिविषये यदा कामो भवेत्तदा ।
राजसस्यास्य कामस्य घोरत्वात्तत्र नो सुखम्
सिद्ध्येन्न वेत्यस्ति दुःखमसिद्धौ तद्विवर्धते ।
प्रतिबंधे भवेत्क्रोधो द्वेषो वा प्रतिकूलतः ॥१५
अशक्यश्चेत्प्रतीकारो विषादः स्यात्स तामसः
क्रोधादिषु महद्दुःखं सुखशङ्कापि दूरतः १६

શબ્દાર્થ–ઘોરવૃત્તિઓમાં અને મૂઢવૃત્તિઓમાં સુખનો અનુભવ દેખાતો નથી; પરંતુ શાંતવૃત્તિઓમાં તો કોઈ સમયે સુખનો અનુભવ થાય છે; તેને સુખની અધિકતા જાણવી.(૧૩) ગૃહ અને ક્ષેત્રાદિ વિષયમાં જ્યારે કામના થાય છે, ત્યારે તે કામના રજોગુણી હોવાથી, તેના ઘોરપણાંને લીધે તેમાં સુખ હોતું નથી. (૧૪) 'આ કાર્ય સિદ્ધ થશે કે નહિ થાય,' એ પ્રમાણે વિચાર આવવાથી દુઃખ થાય છે; જો તે કાર્યની અસિદ્ધિ થાય છે તો દુઃખ વધે છે; જો પ્રતિબંધ થાય છે, તો ક્રોધ થાય છે, અને જો તો પ્રતિકૂલ (દુઃખ) હોય છે તો તેમાં દ્વેષ થાય છે, (૧૫) અને જો નિવારણનો ઉપાય અશક્ય જ હોય તો વિષાદ થાય છે. તે તમોગુણી કાર્ય છે, અને ક્રોધાદિકમાં મહાદુઃખ હોય છે, તેથી તેમાં સુખની શંકા પણ કરવી દૂર રહી. ૧૬

## ચન્દ્રકાન્ત વિવરણ

ગુરુ–ઘોર અને મૂઢવૃત્તિઓમાં સુખાનુભવ થતો નથી, તેથી તેમાં બ્રહ્મનો આનદાશ નથી; અને શાંતવૃત્તિઓમાં સુખનો અનુભવ થાય છે. પરતુ હે શિષ્ય ! સર્વશાંતવૃત્તિઓમાં સમાન સુખાનુભવ નથી. કોઈ શાંતવૃત્તિમાં ન્યૂન સુખાનુભવ છે, અને કોઈ શાંતવૃત્તિમાં વિશેષ સુખાનુભવ છે. તથાપિ તેમાં સુખનો અનુભવ થવાથી આનદાંશ તો છે જ. ૧૩

ચોથા શ્લોકમાં તૃષ્ણા, સ્નેહ, લોભ આદિ જે ઘોરવૃત્તિઓ કહેલી છે તેમાં સુખ નથી; કારણ કે તૃષ્ણાનો અંત નથી. જેની પાસે સો રૂપિયા હોય તે હજાર રૂપિયાની ઇચ્છા કરે; હજારવાળો દશ હજારની ઇચ્છા કરે, અને દશ હજાર મળ્યા પછી લક્ષની ઇચ્છા થાય છે. જેને પુત્ર ન હોય તે એક પુત્ર માટે વલવલે; એક પુત્ર થયા પછી બીજાની, અને બીજા પછી ત્રીજાની ઇચ્છા રહે એક ઘર બધાવ્યા પછી બીજું ઘર બંધાવવાની ઇચ્છા થાય, ને બીજુ બંધાવ્યા પછી ત્રીજાની ઇચ્છા થાય. એક જાગીર લીધા પછી બીજીની ઇચ્છા થાય, બીજી પછી ત્રીજી જાગીરની ઇચ્છા થાય. એવી રીતે તૃષ્ણા કોઈની પણ પૂર્ણ થતી નથી, તેથી તેમાં મહાદુ ખ છે

સંસારમા દુ.ખનુ મૂલ સ્નેહ છે પુત્રમાં સ્નેહ, સ્રીમાં સ્નેહ, મિત્રમાં સ્નેહ, ભાઈ આદિમાં સ્નેહ. પશુમાં સ્નેહ, ધનમાં સ્નેહ અને કાય આદિમાં પણ સ્નેહ છે એ સ્નેહવાળા પદાર્થોનો નાશ થવાથી દુ.ખ થાય છે એવી રીતે સ્નેહમાં બહુ દુઃખ છે.

એમ જ લોભમા પણ મહા દુ ખ છે. લોભ સર્વ પાપનુ મૂલ છે, ને પાપનું પરિણામ દુ ખ છે. એ પ્રમાણે તૃષ્ણાદિ ઘોરવૃત્તિઓમાં દુ.ખ જ રહેલુ છે. એ સર્વ વૃત્તિઓ રજોગુણથી થાય છે, ને તે દુ ખ દેવાવાળી છે. માટે તેનું નામ 'ઘોર' એવું રાખવામાં આવ્યુ છે. ઘર, જાગીરાદિમાં જ્યારે ઇચ્છા થાય ત્યારે તે ઇચ્છા પૂર્ણ થશે કે નહિ, એમ મંગળાચરણમાં ચિંતાનું દુ.ખ, પ્રયત્ન કર્યા છતાં પણ કાર્ય સિદ્ધ ન થાય તો તે બીજુ દુ.ખ; તે ઇચ્છાનો પ્રતિબંધ થવાથી ક્રોધ થાય છે તે વળી ત્રીજું દુ:ખ; એમ ઘોરવૃત્તિમાં સર્વથા સુખ નથી, પણ મહા દુ ખ છે. ૧૪–૧૫

મૂઢવૃત્તિઓમાં પણ ઘોરવૃત્તિની પેઠે સુખની આશા નથી, કેમકે દુ.ખનો પરિહાર ન થઈ શકે તો ખેદ થાય છે, આ ખેદ તમોગુણજન્ય છે અને તે બુદ્ધિને મૂઢ બનાવી દુ ખ આપે છે, તેથી તેનુ નામ 'મૂઢવૃત્તિ' છે. ૧૬

## શાંતવૃત્તિમાં બ્રહ્માનુભવ

અવતરણિકા–હવે શાતવૃત્તિઓમા સુખની ન્યૂનાધિકતા દર્શાવે છે

काम्यलाभे हर्षवृत्तिः शांता तत्र महत्सुखम् ।
भोगे महत्तरं लाभसक्तावीपदेव हि ॥१७॥
महत्तमं विरक्तौ तु विद्यानंदे तदीरितम् ।
एवं क्षांतौ तथौदार्ये क्रोधलोभनिवारणात् ॥

यद्यत्सुखं भवेत्तत्तद्ब्रह्मैव प्रतिबिंबनात् ।
वृत्तिष्वंतर्मुखास्वस्य निर्विघ्नं प्रतिबिंबनम्॥

શબ્દાર્થ-કામ્ય વસ્તુના લાભથી હર્ષવૃત્તિ થાય છે. એ હર્ષવૃત્તિ શાંતવૃત્તિ છે, ને તેમાં (હર્ષરૂપ શાંતવૃત્તિમાં) મોટું સુખ છે, તેના ભોગથી મહત્તર સુખ થાય છે અને લાભના પ્રસંગમાં થોડુંક જ સુખ થાય છે.(૧૭) તેમ જ વૈરાગ્ય થતાં મહત્તમ (અતિ મોટું) સુખ થાય છે. એ (વૈરાગ્યજન્ય સુખ) વિદ્યાનંદમાં કહ્યું છે. એજ પ્રમાણે, ક્ષાંતિમાં તથા ઉદારપણામાં, ક્રોધ અને લોભનાં નિવારણથી,(૧૮) જે જે સુખ થાય છે, તે તે પ્રતિબિંબથી બ્રહ્મ જ છે. અંતર્મુખવાળી વૃત્તિઓમાં બ્રહ્મનું પ્રતિબિંબ નિર્વિઘ્ન રીતે થાય છે, તેથી એ સુખ પણ બ્રહ્માનંદના અંશરૂપ છે. ૧૯

## ચન્દ્રકાન્ત વિવરણ

ગુરુ--વૈરાગ્ય, ક્ષાંતિ, ઉદારતા આદિ શાંતવૃત્તિઓ છે, પણ એ સર્વમાં સમાન સુખ નથી, પણ ન્યૂનાધિક સુખ છે. તે ન્યૂનાધિકતાનું ઉપપાદન આ પ્રમાણે છે.-જે વસ્તુમાં ઇચ્છા થઈ હોય તે વસ્તુનો લાભ થાય તો હર્ષ થાય છે, અને તેમાં મોટું સુખ થાય છે. પરંતુ તે કરતાં પણ વિશેષ સુખ, તે ઇષ્ટ પદાર્થના ઉપભોગથી થાય છે. એ ઉપભોગ પછી પણ જે વૃત્તિ છે, તે પણ શાંતવૃત્તિ છે; પરંતુ હર્ષરૂપ શાંતવૃત્તિ કરતાં તે શાંતવૃત્તિમાં વિશેષ સુખ છે. એમ 'ઇષ્ટ વસ્તુ પ્રાપ્ત થવાથી સુખ થાય છે.' પણ ઇષ્ટ વસ્તુના લાભના પ્રસંગમાં જે સુખ થાય છે તે સુખ, લાભ અને ભોગજન્ય સુખ કરતાં ન્યૂન છે. પરંતુ વૈરાગ્યમાં તો અતિ સુખ જ થાય છે, એટલે ઇષ્ટ વસ્તુના લાભજન્ય તથા તેના ભોગજન્ય સુખ કરતાં પણ ઘણું વિશેષ સુખ થાય છે. એ વૈરાગ્યજન્ય સુખનું નિરૂપણ વિદ્યાનંદમાં કરી ગયા છિયે. ક્ષાંતિમાં ક્રોધની નિવૃત્તિ થાય છે, અને ઉદારતામાં લોભની નિવૃત્તિ થાય છે, તેથી તેમાં પણ વિશેષ સુખ છે. ૧૭-૧૮

એમ વ્યવહારમાં રહેલી શાંતવૃત્તિઓમાં જે સુખ થાય છે તે બ્રહ્મ જ છે. કારણ કે શાંતવૃત્તિઓમાં બ્રહ્મનું પ્રતિબિંબ પડે છે. સારાંશ કે, ઘોર અને મૂઢવૃત્તિઓ રજોગુણ અને તમોગુણ પ્રધાન હોવાથી તેમાં બ્રહ્મના ચિદંશની જ પ્રતીતિ થાય છે, પણ આનંદાંશની પ્રતીતિ થતી નથી; કારણ કે તેનો તો પ્રતિબંધ થાય છે; પરંતુ શાંતવૃત્તિઓ તો સત્ત્વગુણપ્રધાન છે, તેથી તેમાં ચિદંશની અને પ્રતિબંધના અભાવથી આનંદાંશની પણ પ્રતીતિ થાય છે. ૧૯

## બ્રહ્મના ત્રણ સ્વભાવ

અવતરણિકા-હવે સર્વત્ર બ્રહ્મસ્વરૂપનો અનુભવ દર્શાવવા માટે તે બ્રહ્મનાં સ્વરૂપનું સ્મરણ કરાવે છે.

सत्ता चितिः सुखं चेति स्वभावा ब्रह्मणस्त्रयः
मृच्छिलादिषु सत्तैव व्यज्यते नेतरद्वयम् २०
सत्ता चितिर्द्वयं व्यक्तं धीवृत्त्योर्घोरमूढयोः।
शांतवृत्तौ त्रयं व्यक्तं मिश्रं ब्रह्मेत्यमीरितम्

શબ્દાર્થ-સત્તા, ચૈતન્ય અને સુખ (આનંદ) આ ત્રણ બ્રહ્મના સ્વભાવ છે. મૃત્તિકા અને શિલા આદિમાં સત્તા જ પ્રકટ છે, પણ અન્ય બે (ચૈતન્ય અને આનંદ) નથી (૨૦) સત્તા અને ચિત્ એ બે ઘોર અને મૂઢબુદ્ધિવૃત્તિમાં સ્પષ્ટ છે, અને શાંતવૃત્તિમાં ત્રણેય (સત્તા, ચૈતન્ય અને આનંદ) વ્યક્ત છે. એ પ્રમાણે મિશ્ર (બુદ્ધિવૃત્તિ પ્રપંચ સહિત) બ્રહ્મનું નિરૂપણ કરેલું છે. ૨૧

## ચન્દ્રકાન્ત વિવરણ

ગુરુ-પૂર્ણ બ્રહ્મના સ્વભાવ ત્રણ છે; સત્તા, ચૈતન્ય અને આનંદ. બ્રહ્મ સર્વત્ર વ્યાપક છે, તેથી તેના સ્વભાવ પણ સર્વત્ર વ્યાપક છે. તથાપિ બ્રહ્મના એ ત્રણે સ્વભાવ પ્રકટ નથી; કેટલાકમાં બ્રહ્મનો એક સ્વભાવ, કેટલાકમાં બે સ્વભાવ, ને કેટલાકમાં ત્રણે સ્વભાવ પ્રકટ છે. મૃત્તિકા, શિલા, કાષ્ઠાદિ જડ પદાર્થમાં કેવળ સત્તા જ પ્રકટ છે, ને ચૈતન્ય તથા આનંદ તિરોહિત-ગુપ્તરહેલા છે; ઘોર અને મૂઢવૃત્તિઓમાં સત્તા અને ચૈતન્ય એ બે સ્વભાવ પ્રકટ છે અને આનંદ તિરોહિત છે; તથા શાંતવૃત્તિઓમાં સત્તા, ચૈતન્ય અને આનંદ એ ત્રણે બ્રહ્મના સ્વભાવો પ્રકટ છે.

શિષ્ય-જ્યારે મૃત્તિકા આદિ જડમાં પદાર્થ ચૈતન્ય અને આનંદ પ્રતીત થતા નથી, તેમ જ

ઘોર ને મૂઢવૃત્તિઓમાં પણ આનંદ પ્રતીત થતો નથી, ત્યારે તેમાં એ બ્રહ્મના સ્વભાવો નથી, એમ સ્વીકારવું જોઇએ.

ગુરુ-'આ દશ્યમાન સર્વ બ્રહ્મ છે,' ઇત્યાદિ શ્રુતિઓમાં સર્વ જગતને બ્રહ્મરૂપ કહ્યું છે. વળી 'નિત્યઃ સર્વગતઃ । નિત્ય છે, સર્વગત છે,' ઇત્યાદિ સ્મૃતિઓમાં બ્રહ્મને પણ સર્વત્ર વ્યાપક કહ્યો છે, અને તે બ્રહ્મ સત્, ચિત્ અને આનંદ સ્વરૂપ છે, તેથી તે બ્રહ્મના સ્વભાવ સત્તા, ચૈતન્ય અને આનંદ સર્વત્ર વ્યાપક હોવા જોઇએ, અને તેમ જ છે. વળી જગદિ સર્વ પદાર્થોમાં સત્તા તો 'છે,' એવા વ્યવહારથી સ્પષ્ટ પ્રતીત થાય છે, ને ચૈતન્ય પણ સ્પષ્ટ જ છે; જો તેમાં ચૈતન્ય ન હોય તો તેનું જ્ઞાન થાય નહિ. એટલે, જડ પદાર્થમાં પણ ચૈતન્ય, તિરોહિતપણાંથી રહ્યું છે, માટે તેનું જ્ઞાન થાય છે; તેમ આનંદ જડમાં પણ તિરોહિત રહ્યો છે, જેથી તે પદાર્થના સંબંધથી આનંદ થાય છે. એવી રીતે જગદિ સર્વ પદાર્થોમાં સત્તા, ચૈતન્ય અને આનંદ રહેલા છે. ૨૦-૨૧

## ૨ નિષ્પ્રપંચ બ્રહ્મનું નિરૂપણ

(૨૨-૩૫=૧૪ શ્લોકો)

### (૧) માયાસ્વરૂપના વિભાગ

(૨૨-૨૪=૩ શ્લોકો)

અવતરણિકા-શિષ્યના પૂછવાથી મિશ્ર બ્રહ્મના જ્ઞાનનો પ્રકાર બતાવે છે અને માયાનું સ્વરૂપ કહે છે.

**अमिश्रं ज्ञानयोगाभ्यां तौ च पूर्वमुदीरितौ ।**
**आद्येऽध्याये योगचिंता ज्ञानमध्याययोर्द्वयोः**
**असत्ता जाड्यदुःखे द्वे मायारूपं त्रयं त्विदम्।**
**असत्ता नरशृङ्गादौ जाड्यं काष्ठशिलादिषु॥**
**घोरमूढधियोर्दुःखमेवं माया विजृंभिता ।**
**शांतादिबुद्धिवृत्त्यैक्यान्मिश्रं ब्रह्मेतिकीर्तितम्**

શબ્દાર્થ-જ્ઞાન અને યોગથી અમિશ્ર બ્રહ્મ જાણવામાં આવે છે, અને તે (જ્ઞાન અને યોગ) પૂર્વે કહ્યા છેઃ (બ્રહ્માનંદના) પહેલા અધ્યાયમાં યોગનો વિચાર કરવામાં આવ્યો છે અને બીજા તથા ત્રીજા અધ્યાયમાં જ્ઞાન કહેલું છે.(૨૨) અસત્તા, જડપણું તથા દુઃખ, એ ત્રણ તો માયારૂપ છે. નરશૃંગ (મનુષ્યનાં શીંગડાં) આદિમાં અસત્તા છે, અને કાષ્ઠ તથા શિલાદિકમાં જડપણું છે;(૨૩) અને ઘોર તથા મૂઢબુદ્ધિમાં દુઃખ છે; એ પ્રકારે માયા પ્રસરી રહેલી છે. શાંત આદિ બુદ્ધિવૃત્તિ સાથે અભેદવાળા હોવાથી 'મિશ્ર બ્રહ્મ' એમ કહેલું છે. ૨૪

### ચન્દ્રકાન્ત વિવરણ

શિષ્ય-આ મિશ્રબ્રહ્મનું જ્ઞાન કેમ થાય?

ગુરુ-જ્ઞાન અને યોગથી આ મિશ્રબ્રહ્મનું જ્ઞાન થાય છે. તે જ્ઞાન અને યોગ સંબંધે પૂર્વે સમજાવ્યુ છે.

શિષ્ય-જ્ઞાન અને યોગ સબંધે ક્યાં સમજાવ્યું છે?

ગુરુ-યોગ માટે બ્રહ્માનંદના પહેલા અધ્યાયમાં અને જ્ઞાન માટે બ્રહ્માનન્દના બીજા અને ત્રીજા અધ્યાયમાં કહ્યું છે. ૨૨

શિષ્ય-જ્યારે સત્તા, ચૈતન્ય અને આનંદ એ બ્રહ્મનાં સ્વરૂપ છે, ત્યારે માયાનું સ્વરૂપ શું?

ગુરુ-અસત્તા, જડતા અને દુઃખ.

શિષ્ય-માયાનાં એ ત્રણે સ્વરૂપ સર્વમાં છે?

ગુરુ-ના, માયાનાં એ ત્રણે સ્વરૂપ સર્વમાં નથી, પણ ભિન્નભિન્નમાં છે. વંધ્યાપુત્ર, મનુષ્યશૃંગ અને આકાશપુષ્પ આદિમાં અસત્તા રહેલી છે, અને કાષ્ઠ, શિલાદિમાં જડતા રહેલી છે. ૨૩

ઘોર અને મૂઢવૃત્તિમાં દુઃખ છે. એમ આ ત્રણ પ્રકાર માયાનાં સ્વરૂપનાં છે. કોઈમાં અસત્તારૂપે, કોઈમાં જડતારૂપે અને કોઈમાં દુઃખરૂપે, એમ સર્વત્ર માયાનો વિકાર છે.

શિષ્ય-શાંતાદિ વૃત્તિઓ સાથે બ્રહ્મની મિશ્રતાનુ શું કારણ છે?

ગુરુ-શાંતાદિ વૃત્તિઓની સાથે એકતા, એ બ્રહ્મની મિશ્રતામાં કારણ છે. ૨૪

### (૨) બ્રહ્મધ્યાનનો પ્રકાર

(૨૫-૨૯=૫ શ્લોકો)

અવતરણિકા-બ્રહ્મસ્વરૂપ અને માયાસ્વરૂપ શા સારુ સમજાવ્યું, તેનું કારણ કહે છે.

**एवं स्थितेऽत्र योगः** [illegible] **भिन्द्यात्**
[illegible]

शिलादौ नामरूपे द्वे त्यक्त्वा सन्मात्रचिंतनम्
त्यक्त्वा दुःखं घोरमूढधियोःसच्चिद्विचिंतनम्
शांतासु सच्चिदानंदांस्त्रीनप्येवं विचिंतयेत्।
कनिष्ठमध्यमोत्कृष्टास्तिस्रश्चिंताः क्रमादिमाः
मंदस्य व्यवहारेऽपि मिश्रब्रह्मणि चिंतनम्।
उत्कृष्टं वक्तुमेवात्र विषयानंद ईरितः ॥२८॥
औदासीन्ये तु धीवृत्तेः शैथिल्यादुत्तमोत्तमम्
चिंतनं वासनानंदे ध्यानमुक्तं चतुर्विधम्२९

શબ્દાર્થ–એ પ્રમાણે અત્રે (બ્રહ્મનાં અને માયાનાં સ્વરૂપ) છે, માટે જે પુરુષ બ્રહ્મનું ધ્યાન કરવા ઈચ્છે, તેણે મનુષ્યશૃંગ આદિની ઉપેક્ષા કરવી, અને બાકી રહેલાનું યથાયોગ્ય ધ્યાન કરવું.(૨૫) શિલા આદિમા નામ તથા રૂપ બે વસ્તુને ત્યજીને, સન્માત્રનું ચિંતન કરવું; ઘોર અને મૂઢ વૃત્તિમાંથી દુઃખને ત્યજીને સત્ અને ચિત્‌નું ચિંતન કરવું;(૨૬) અને શાંત વૃત્તિઓમાં સત્, ચિત્, તથા આનંદ એ ત્રણેનું ચિંતન કરવું. આ ત્રણ ધ્યાન ક્રમથી કનિષ્ઠ, મધ્યમ અને ઉત્કૃષ્ટ છે.(૨૭) મંદ બુદ્ધિવાળાને તો વ્યવહારમા પણ મિશ્ર બ્રહ્મનું ચિંતન કરવું ઉત્તમ છે, એમ કહેવા માટે જ આ વેદાંતગ્રન્થમાં વિષયાનન્દ કહ્યો છે (૨૮) અને ઉદાસીનતામાં બુદ્ધિ વૃત્તિના શિથિલપણાથી, વાસનાનન્દમાં જે ચિંતન થાય છે તે જ ઉત્તમોત્તમ છે. એ પ્રમાણે ચાર પ્રકારનું ધ્યાન કહ્યું છે. ૨૯

## ચન્દ્રકાન્ત વિવરણ

શિષ્ય–અહીં બ્રહ્મસ્વરૂપનાં અને માયાસ્વરૂપનાં કથનનું શું પ્રયોજન છે?

ગુરુ–બ્રહ્મનાં અને માયાનાં સ્વરૂપનું કથન બ્રહ્મનાં ધ્યાન માટે છે; જે પુરુષને ધ્યાન કરવું હોય તે પુરુષે અસત્તા, જડતા અને દુઃખ એ ત્રણ માયાના સ્વરૂપની ઉપેક્ષા કરી અવશિષ્ટ રહેલા સર્વ પદાર્થમાં 'આ સર્વ બ્રહ્મરૂપ છે,' એ પ્રમાણે બ્રહ્મનું ધ્યાન કરવું. ૨૫

શિષ્ય–કીયા અવશિષ્ટ પદાર્થમાં કેવી રીતે બ્રહ્મનું ધ્યાન કરવું?

ગુરુ–શિલા અને કાષ્ઠ આદિમાં નામ અને રૂપ એ બેનો એટલે જડતાનો ત્યાગ કરી, સન્માત્રનું ધ્યાન કરવું; ઘોર અને મૂઢવૃત્તિમાં દુઃખનો ત્યાગ કરી, સત્ તથા ચિત્ એ બેનું ધ્યાન કરવું;(૨૬) અને શાંત એ સાત્વિક વૃત્તિ છે, તેથી તેમાં સત્, ચિત્ અને આનન્દ એમ ત્રણ છે, માટે તે ત્રણેનું ધ્યાન કરવું.

શિષ્ય–તમે શિલા આદિમાં સન્માત્રનું ધ્યાન કરવાનુ કહો છો, ઘોર અને મૂઢવૃત્તિઓમાં સત્ અને ચિત્ એ બેનું ધ્યાન કરવાનું કહો છો, તથા શાંતવૃત્તિમાં સત્, ચિત્ અને આનન્દ એ ત્રણનું ધ્યાન કરવાનુ કહો છો, એ ત્રણ ધ્યાન કહ્યાં, તે ત્રણે ધ્યાન સમાન છે કે?

ગુરુ–ના, સમાન નથી; કેમકે શિલાદિકમાં સન્માત્રનું ધ્યાન કનિષ્ઠ છે; શાંત અને ઘોરવૃત્તિઓમાં સત્ અને ચિત્ એ બેનું ધ્યાન મધ્યમ છે, અને શાંતવૃત્તિઓમાં સત્, ચિત્ અને આનન્દ એ ત્રણેનું ધ્યાન ઉત્તમ છે. ૨૭

જે પુરુષ શિલા આદિમાં સત્ આદિનાં ચિંતનમાં અસમર્થ હોય, તેવા મંદ પુરુષે વ્યવહારમાં પણ મિશ્રબ્રહ્મનું ચિંતન કરવું, એ જ તેને માટે ઉત્તમ માર્ગ છે. એનું બોધન કરવા માટે જ વેદાંતગ્રન્થમાં વિષયાનંદનું વર્ણન કર્યું છે. ૨૮

આમ ત્રણ ધ્યાન છે. એ ત્રણે ધ્યાન કરતાં વાસનાનન્દમાં જે ધ્યાન છે તે ઉત્તમ છે; કારણ કે વાસનાનંદમાં ઉદાસીનતા રહે છે, અને તેથી બુદ્ધિવૃત્તિ શિથિલ થાય છે. વાસનાનંદનું સ્વરૂપ પૂર્વે કહ્યું છે (પ્ર. ૧૧, શ્લોક. ૮૫)ને ઉદાસીનતામાં વાસનાનન્દનું પ્રતિપાદન પણ કર્યું છે (પ્ર. ૧૧, શ્લો. ૯૬), તેને અનુસરી અમે ધ્યાનનું પ્રતિપાદન કર્યું છે, અને તે ધ્યાનના કનિષ્ઠ ધ્યાન, મધ્યમ ધ્યાન, ઉત્તમ ધ્યાન ને ઉત્તમોત્તમ ધ્યાન, એમ ચાર પ્રકાર પણ કહ્યા છે. ૨૯

### (૩) વૃત્તિરહિત ધ્યાનનું બ્રહ્મવિદ્યાપણું
(૩૦–૩૫=૬ શ્લોકો)

અવતરણિકા–એ પછી શિષ્ય વાસનાનંદનાં ધ્યાનપણાં સંબંધે પ્રશ્ન કરે છે, અને ગુરુ તેનું ઉત્તર આપે છે.

न ध्यानं ज्ञानयोगाभ्यां ब्रह्मविद्यैव सा खलु।
ध्यानेनैकाग्र्यमापन्ने चित्ते विद्या स्थिरीभवेत्

विद्यायां सच्चिदानंदा अखंडैकरसात्मकाम् ।
प्राप्य भांति न भेदेन भेदकोपाधिवर्जनात्॥
शांता घोराः शिलाद्याश्च भेदकोपाधयो मताः
योगाद्विवेकतो वैषामुपाधीनामपाकृतिः ३२
निरुपाधिब्रह्मतत्त्वे भासमाने स्वयंप्रभे
अद्वैते त्रिपुटी नास्ति भूमानंदोऽत उच्यते॥

શબ્દાર્થ-આ (વિદ્યાનંદ) ધ્યાન નથી, પરન્તુ જ્ઞાને અને યોગે કરીને થયેલી તે ખરેખરી બ્રહ્મવિદ્યા જ છે. ધ્યાનથી એકાગ્રતાને પ્રાપ્ત થવાથી ચિત્તમાં રહેલી વિદ્યા સ્થિર થાય છે. (૩૦) વિદ્યામાં, સત્, ચિત્, અને આનંદ અખંડ એકરસરૂપતાને પ્રાપ્ત થઈને ભાસે છે. પરંતુ ભેદક ઉપાધિના ત્યાગથી ભેદથી ભાસતા નથી. (૩૧) શાંત, ઘોર અને મૂઢ તથા શિલાદિ ભેદક ઉપાધિઓ માનેલી છે; યોગથી (ચિત્તની એકાગ્રતાથી) અથવા વિવેકથી એ ઉપાધિઓનું નિવારણ થાય છે.(૩૨) સ્વયંપ્રકાશ અને અદ્વૈત નિરુપાધિક (ઉપાધિરહિત) બ્રહ્મતત્ત્વ ભાસમાન થાય ત્યારે ત્રિપુટી ( જ્ઞાતા, જ્ઞાન અને જ્ઞેય) રહેતી નથી; એટલા માટે તે ભૂમાનંદ કહેવાય છે. ૩૩

## ચન્દ્રકાન્ત વિવરણ

શિષ્ય-વિદ્યાનંદ ત્યારે કીયું ધ્યાન છે ?

ગુરુ-એ ધ્યાન નથી. પણ એ તો જ્ઞાન અને યોગથી થયેલી બ્રહ્મવિદ્યા છે.

શિષ્ય-એ બ્રહ્મવિદ્યા કેમ ઉત્પન્ન થઈ?

ગુરુ-ધ્યાને કરીને ચિત્તની એકાગ્રતા થાય છે ને તેથી બ્રહ્મવિદ્યા ઉત્પન્ન થાય છે. ૩૦

શિષ્ય-વિદ્યાનંદબ્રહ્મવિદ્યા છે,તેનું શું કારણ ?

ગુરુ-એમાં સત્, ચિત્ અને આનંદનું અભેદ જ્ઞાન છે, તે જ કારણ છે. ઉદાસીન અવસ્થામાં જે આનંદ થાય છે તે વાસનાનંદ કહેવાય છે. એમાં પણ વિદ્યાની પેઠે સત્, ચિત્ અને આનંદ અભેદથી ભાસે છે,—જે સત્, ચિત્ અને આનન્દ, પ્રથમ ભેદરૂપે કરીને ભાસતા હતા. ૩૧

શિષ્ય-કયી ભેદ ઉપાધિ છે ?

ગુરુ-શાંત, ઘોર અને શિલાદિ ભેદઉપાધિ છે.

શિષ્ય-કીયા ઉપાયથી તે ઉપાધિઓનું નિવારણ થાય.

ગુરુ-યોગથી અથવા તો વિચારથી. ૩૨

હવે આ કથાપ્રસંગ પૂર્ણ કરીશું. મોક્ષ-પ્રાપ્તિમાં જે અપરોક્ષજ્ઞાન થવું જોઈએ, તે અપરોક્ષજ્ઞાન, અમે ઘણી ઘણી રીતે સમજાવ્યું છે; ને તેમાં મંદ, આતુર ને અતિ આતુર જીવનો સહેલથી પ્રવેશ થાય, તે માટે બને તેમ કઠિન વિષયને સરલ કરી સમજાવ્યું છે. હવે કથાસમાપ્તિમાં કહેવાનું એટલું જ કે, આજ બ્રહ્માનંદ ભૂમા કહેવાય છે; કારણ કે તેમાં જ્ઞાતા, જ્ઞાન અને જ્ઞેયરૂપ ત્રિપુટી નથી, અને તે દેશ, કાલ અને વસ્તુના પરિચ્છેદથી રહિત છે. ૩૩

## ઉપસંહાર

અવતરણિકા-આ વિષયાનંદનો ઉપસંહાર કરતાં તેનું પ્રયોજન કહે છે.

ब्रह्मानंदाभिधे ग्रंथे पंचमोऽध्याय ईरितः ।
विषयानंद एतेन द्वारेणांतः प्रवेश्यताम् ३४
प्रीयाद्धरिहरोऽनेन ब्रह्मानंदेन सर्वदा ।
पायाच्च प्राणिनः सर्वान्स्वाश्रितांश्शुद्धमा-
नसान् ॥ ३५ ॥

શબ્દાર્થ-બ્રહ્માનંદ નામના ગ્રન્થમાં આ વિષયાનન્દ નામનો પાંચમો અધ્યાય કહ્યો. એ (વિષયાનંદરૂપ) દ્વારથી બ્રહ્માનન્દમાં પ્રવેશ કરો.(૩૪) આ બ્રહ્માનન્દ પ્રકરણથી સર્વદા હરિ તથા હરરૂપ પરમાત્મા પ્રસન્ન થાઓ, અને શુદ્ધમનવાળાં પોતાનાં આશ્રિત સર્વ પ્રાણીઓનું રક્ષણ કરો. ૩૫

## ચન્દ્રકાન્ત વિવરણ

ગુરુ-આ વિષયાનંદ, બ્રહ્માનંદમાં પાંચમો અધ્યાય છે, અને આરંભથી પંદરમુ પ્રકરણ છે. બ્રહ્માનંદમાં પ્રવેશ કરવા માટે, અભેદતા પ્રાપ્ત કરવા માટે, એ વિષયાનંદ દ્વારરૂપ છે, તેથી બ્રહ્માનંદમાં પ્રવેશ કરવા માટે, આ જ વેદાંત પ્રકરણમાં આ વિષયાનંદ વર્ણવ્યો છે. એ દ્વારે બ્રહ્માનંદમાં પ્રવેશ કર. ૩૪